# નિવેદન

આયુર્વેદના મૂળ ગ્રંથો ચરકસંહિતા, સુશ્રુતસંહિતા ઇત્યાદિ આયુર્વેદની બૃહત્-ત્રયીના ગ્રંથોમાં પ્રવેશ થવા માટે આ ગ્રંથ પ્રથમ પગથિયારૂપ છે; અને તેથી તેની વૈદ્યસમાજમાં અનિવાર્ય આવશ્યકતા સમજવામાં આવે છે. આયુર્વેદના અભ્યાસીઓને સરળતા થાય, તેમ જ સંસ્કૃત ન જાણનારા આયુર્વેદજિજ્ઞાસુઓને પણ સહાયક થાય, તે માટે ભાવપ્રકાશ– ગ્રંથ બન્ને ભાગમા ઈ. સ. ૧૯૫૫માં રાજવૈદ્ય પ્રભાશંકરભાઈ ગઢડાવાળાની દોરવણી નીચે શ્રી ગિરિજાશંકર શાસ્ત્રી પાસે અનુવાદ કરાવી પ્રસિદ્ધ કર્યો હતો. તેમાંનો ભાવપ્રકાશ–પહેલો ગ્રંથ ઈ. સ. ૧૯૬૩માં પુનર્મુદ્રણરૂપે બહાર પાડ્યો છે અને બીજા ગ્રંથની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આમાં પણ આગલી આવૃત્તિની જેમ મૂળ શ્લોકો સાથે અન્વય, અનુવાદ, ટીકા, વ્યુત્પત્તિ વગેરે આપ્યાં છે. જરૂર જણાઈ ત્યાં ત્યાં ચરકસંહિતા, સુશ્રુતસંહિતા વગેરેનાં જરૂરી અવતરણ અર્થ સહિત આપ્યાં છે.

પંડિત ભાવમિશ્ર રચિત ભાવપ્રકાશના આ બીજા ભાગમાં જ્વર, અતિસાર, ગ્રહણી, અર્શ, જઠરાગ્નિના વિકારો, પાંડુ, હલીમક, કમળો, રક્તપિત્ત, અમ્લપિત્ત, શ્લેષ્મપિત્ત, ક્ષયરોગ, ઉધરસ, હેડકી, શ્વાસ, સ્વરભેદ, અરુચિ, ઊલટી, તરસ, મૂર્છા, ઉન્માદ, ૮૦ પ્રકારના વાયુના રોગ, અપસ્માર (વાઈ), આમવાત, વાતરક્ત, શૂળ, ગુલ્મ, હૃદયરોગ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પથરી, મેહ, મેદ, ઉદરરોગ ઇત્યાદિ જુદા જુદા ૭૨ રોગોના અધિકાર ઉપરાંત સ્ત્રીઓ અને બાળકોના ખાસ રોગો, તેનાં નિદાન, પૂર્વરૂપ, સંપ્રાપ્તિ, લક્ષણ અને ઉપચાર વગેરે બાબતો વિસ્તારપૂર્વક અને ખૂબ સૂક્ષ્મતાથી સમજાવવામાં આવી છે. ઉપરાંત આમાં ઉત્તરખંડમાં વાજીકરણના અનેક પ્રયોગો અને માણસને જીવલેણ રોગોમાંથી છોડાવી દીર્ઘ આયુષ અને તંદુરસ્તી આપે એવાં રસાયનોની વિગત, તે બનાવવાનો વિધિ તેમ જ તેના સેવનમાં પાળવાની પરેજી, તેના ગુણો ઇત્યાદિની વિગત પણ આપેલી છે.

આ ગ્રંથમાં પંડિત ભાવમિશ્રે રોગોનો ક્રમ જ્વર પછી અતિસાર ઇત્યાદિ પ્રમાણે આપ્યો છે તે હેતુયુક્ત છે. અતિસારને જ્વરનો એક ઉપદ્રવ ગણી અથવા પિત્તજ્વરમાં અતિસાર થાય છે ઇત્યાદિ અનુસંધાન ધ્યાનમાં લઈ પહેલાં કારણરૂપ રોગ અને તે પછી તેની અસર અથવા કારણથી થતા રોગ, એ રીતે આ આખાયે ગ્રંથમા રોગનો ક્રમ આપી રોગોના નિદાનમાં ક્રમજ્ઞાનની આવશ્યકતા પણ સમજાવી છે. જ્વરમાં દોષનો અંશ રહી જાય કે ક્રમબદ્ધ ચિકિત્સા ન થાય અથવા સ્વલ્પ અપચારથી દોષ પ્રકુપિત થાય તો વિષમજ્વર થાય છે; તેમ જ જ્વર અને અતિસાર સાથે પણ થાય છે; તેને જ્વરાતિસાર નામથી ઓળખાવી તેની નિરાળી ચિકિત્સા પણ દર્શાવી છે.

ફિરંગરોગ એ આપણા દેશમાં બિલકુલ નવીન કે આગંતુક નથી, પરંતુ તે રોગ બીજા રોગોની જેમ જૂનો છે, છતા ફિરંગી લોકો–પોર્ટુગીઝોના આગમન પછી,

સ્વેચ્છાચાર વધતાં તે વધુ પ્રમાણમાં પ્રચલિત થયો. ભાવમિશ્રજીએ પહેલી જ વાર ફિરંગના અનેક રોગીઓ પર પારદ, રસકપૂર વગેરેનો સિદ્ધ ઉપચાર બતાવ્યો છે. ઉપરાંત ચોપચીની( દ્વીપાંતરવચા )નો ઉપયોગ ફિરંગ અને આમવાત આદિ વાત-રોગોમાં તેમણે કરેલો છે. આ ગ્રંથમાં તેમણે ( પૃષ્ઠ ૧૩૬૯–૭૧ ) શીતલા (Small-Pox) અને મસૂરિકા ઓરી( Measles )નાં નિદાન અને ચિકિત્સા તથા તેર પ્રકારના સન્નિપાતનાં લક્ષણ અને ચિકિત્સા સવિસ્તર આપેલ છે, તેમ જ વલ્મીકરોગ પર શસ્ત્રકર્મ અને ક્ષાર તથા અગ્નિથી દહન (Cautery) કરવા ઉપરાંત મનઃશિલાદિ તેલ( પાન ૧૩૯૧ )ને બહુવ્રણી અને બહુ છિદ્રવાળી રાફી (વલ્મીક) પર વાપરી તેને સિદ્ધ ઔષધ તરીકે પ્રકાશિત કરેલ છે. આ તેલના ડ્રેસિંગથી આજે પણ દાક્તરોએ અસાધ્ય કહી છોડી દીધેલાં વલ્મીક–રાફીના દરદીઓને વૈદ્યો સાજા કરે છે.

જ્વરમાં તથા બીજા પણ ઘણા રોગોમાં લંઘન માટેનાં પં૦ ભાવમિશ્રનાં વચનો ઘણા અનુભવથી કહેલાં જણાઈ આવે છે; તે ઉપરાંત પ્રત્યેક રોગ ઉપર ક્વાથ, ચૂર્ણ, ગુટિકા, ઘૃત, તૈલ, અવલેહ, રસ, ભસ્મ અને વિષ–ઉપવિષના ખાસ અનુભૂત યોગો પણ તેમણે દર્શાવ્યા છે; એટલે કે ચિકિત્સા માટેનો ઔષધ–વિસ્તાર પણ તેમણે આ ગ્રંથમાં સારા પ્રમાણમાં આપેલ છે. પુરાતન યોગોની સાથે નવીન ઔષધ–યોગો આપીને પં૦ ભાવમિશ્રે આયુર્વેદીય ચિકિત્સા–પદ્ધતિ ખૂબ જ સચોટ તથા સમૃદ્ધ છે એ બતાવ્યું છે. તેમણે આમાં બતાવેલા ઔષધયોગો બનાવવા અને સંગ્રહ કરવા ઘણા સરળ છે, તેથી વૈદ્યસમાજમાં ઘણા લાંબા સમયથી તે ઉપયોગમાં આવ્યા છે. એમાં વૈદ્યવર્ગની શ્રદ્ધા અને પ્રતીતિ પણ વધી છે અને એથી તે સફળ પ્રયોગો તરીકે પ્રખ્યાત થયા છે.

ચરક, સુશ્રુત અને વાગ્ભટ, હારીતસંહિતા, શાર્ઙ્ગધરસંહિતા વગેરેના કરતાં આ ગ્રંથ અર્વાચીન છે, તેથી આ ગ્રંથના લેખકને એ સર્વ પુસ્તકો કરતાં વધુ વિગતવાર અને વધુ વિસ્તૃત માહિતી આપવાનો અવકાશ મળ્યો છે. આ ગ્રંથની ખાસ વિશેષતા એ છે કે, આ પૂર્વેના ઘણાખરા ગ્રંથોનું દોહન આમાં આવી જાય છે. આયુર્વેદનાં (૧) શલ્ય, (૨) શાલાક્ય, (૩) રસાયન, (૪) વાજીકરણ, (૫) કૌમારભૃત્ય, (૬) કાયચિકિત્સા, (૭) અગદતંત્ર અને (૮) ભૂતવિદ્યા–આ આઠે અંગોનો સંક્ષિપ્ત સમાવેશ આમાં કરેલ છે. વળી ‘ચરકસંહિતા’, ‘સુશ્રુતસંહિતા’ તથા રસશાસ્ત્રમાંથી મહત્ત્વના વિષયો ઉદ્ધૃત કરી, વનસ્પતિ–ગુણદોષનિરૂપણ, ધાતુ–ઉપધાતુ, રત્ન–ઉપરત્ન, વિષ–ઉપવિષનાં શોધન–મારણ અને રોગ પરત્વેનું જ્ઞાન પણ આમાં નિરૂપાયું છે. આ એક જ ગ્રંથના અધ્યયનથી વિદ્યાર્થીને આયુર્વેદનું બધું જ મુખ્ય જ્ઞાન મળી રહે એવી યોજના આ ગ્રંથના વિદ્વાન કર્તા પં૦ ભાવમિશ્રે કરેલી જણાઈ આવે છે.

પં૦ ભાવમિશ્ર સોળમી સદીના અંતમાં કનોજ દેશમાં જન્મ્યા હતા. તેઓ સંસ્કૃત સાહિત્ય અને આયુર્વેદના મહાન પંડિત હતા. તેમના સમયમાં તેઓ આયુર્વેદ વિષેમાં શિરોમણિ ગણાતા હતા. તેમણે પોતાના આ ગ્રંથને વધુ સ્પષ્ટ સમજાવવા ખાસ આવશ્યક સ્થળોએ જે સંસ્કૃત ટીકા લખી છે, તે જોતાં તેમનો આયુર્વેદ

ઉપરનો તથા સંસ્કૃત ભાષા ઉપરનો ભારે કાબૂ તરત જણાઈ આવે છે; એટલુ જ નહિ પણ આયુર્વેદના ગૂઢ પ્રયોગોમાં તે કેટલા નિષ્ણાત હતા, તે પણ સાબિત થાય છે.

દેશની આ પ્રાચીન વિદ્યાનો લોકો જો ઉપયોગ કરતા થાય તો ઘણાં દરદો સંબંધે સાચા જ્ઞાનનો પ્રચાર થાય અને લોકો પશ્ચિમી પદ્ધતિની મોંઘી અને આ દેશને ન પોષાય તેવી ચિકિત્સાનો ભોગ બનતા મટે. વળી આ સરળ વૈદકશાસ્ત્રથી પરિચિત થયેલ જનતા રોગ કેમ અટકાવવા, પથ્ય એ શું છે, કયા રોગોમાં કયું ખાનપાન પથ્ય છે એ જાણી શકે તો મોટા ભાગના સામાન્ય રોગોમાંથી તે દવા વિના જ મુક્તિ મેળવી આરોગ્ય ભોગવી શકે.

વર્તમાન સમયમાં જનતા આયુર્વેદ સંબંધે જાગ્રત થઈને તેમાં રસ લેતી થઈ છે. આ સ્થિતિમાં આયુર્વેદનુ યથાર્થ સ્વરૂપ દર્શાવતા આયુર્વેદના શાસ્ત્રીય ગ્રંથો સસ્તા મૂલ્યે સુલભ થાય એ હેતુથી આ સંસ્થા આવા ગ્રંથો પ્રકટ કરે છે. આ ગ્રંથનો પ્રથમ ભાગ જેમાં આયુર્વેદના સાંગોપાંગ પ્રાકૃતિક જ્ઞાનનો સમાવેશ થયો છે, તે પુનર્મુદ્રણરૂપે ઈ. સ. ૧૯૬૩માં રૂા. ૧૨)ની કિંમતે પ્રસિદ્ધ થયો છે. તે ઉપરાંત સુશ્રુત આયુર્વેદ, શાઙ્ગર્ધરસંહિતા, અષ્ટાંગહૃદય, આર્યભિષક્, હારીતસંહિતા, માધવનિદાન, આરોગ્યની કૂંચી (પથ્યાપથ્યમ્), યોગશતક, વૈદ્યજીવન ઇત્યાદિ આયુર્વેદના શાસ્ત્રીય ગ્રંથો આ સંસ્થા તરફથી બહાર પડી ચૂક્યા છે.

પુસ્તકની ઉપયોગિતા વધે તે સારુ વિષયોના સામાન્ય અનુક્રમ ઉપરાંત રોગ તથા ઔષધોને શોધવાં સરળ પડે એ માટે તેનો કક્કાવાર અનુક્રમ પણ આ પછીના પાન ૫૦ ઉપર આપવામાં આવ્યો છે; તેમજ તાવના જુદા જુદા ભેદ બરાબર સમજાય તે માટે તેનો એક કોઠો બનાવીને જ્વરપ્રકરણની શરૂઆતમાં આપવામાં આવ્યો છે તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

આવો અન્વય, વ્યુત્પત્તિ અને ટિપ્પણ વગેરે સાથેનો આ ગ્રંથ ગુજરાતીમાં આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થાય છે. સુજ્ઞ વૈદ્યો, આયુર્વેદના વિદ્યાર્થીઓ અને જિજ્ઞાસુઓને આ ગ્રંથ ઘણો ઉપયોગી નીવડશે એવી આશા છે.

વલ્લભવિદ્યાનગર,<br>
તા. ૨-૭-'૬૯

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી<br>
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# અનુક્રમણિકા

## મધ્યમખંડ : પ્રથમ ભાગ

### ૮ : જ્વર( તાવ )નો અધિકાર

| વિષય | પૃષ્ઠ |
|---|---|

## ૨ : અતિસારનો અધિકાર

### ૩ : જ્વરાતિસારનો અધિકાર



### ૪ : ગ્રહણીરોગનો અધિકાર

## ૯: રક્તપિત્તનો અધિકાર



## ૧૦: અમ્લપિત્તનો તથા શ્લેષ્મ–પિત્તનો અધિકાર

## ૧૧ : ક્ષયરોગનો અધિકાર



## ૧૨ : ઉધરસનો અધિકાર

## ૧૩ : હેડકીનો અધિકાર



## ૧૪ : શ્વાસનો અધિકાર

## ૧૫: સ્વરભેદ-સાદ બેસી જવાનો અધિકાર



## ૧૬: અરોચક (અરુચિ)નો અધિકાર



## ૧૭: ઊલટીનો અધિકાર



વિષય | પૃષ્ઠ



## ૧૮: તરશનો અધિકાર



## ૧૯: મૂર્છાદિકનો અધિકાર

## ૨૦ : મદાત્યયનો અધિકાર

## ૨૧ : દાહનો અધિકાર



## ૨૨ : ઉન્માદનો અધિકાર



## ૨૩ : અપસ્માર એટલે વાઈનો અધિકાર

## ૨૫ : ઊરુસ્તંભનો અધિકાર



## ૨૬ : આમવાતનો અધિકાર

## ૨૭ : પિત્તવ્યાધિઓનો અધિકાર



## ૨૮ : કફવ્યાધિઓનો અધિકાર



## ૨૯ : વાતરક્તનો અધિકાર

## મધ્યમખંડ : ત્રીજો ભાગ

### ૩૦: શૂળનો અધિકાર

## ૩૧ : ઉદાવર્ત તથા આનાહનો અધિકાર



## ૩૨ : ગુલ્મનો અધિકાર



## ૩૩ : બરલનો તથા જમણા પડખાની ગાંઠનો અધિકાર

## ૩૭ : અશ્મરી(પથરી)નો અધિકાર





## ૩૮ : મેહરોગનો અધિકાર

## ૩૯: મેદની વૃદ્ધિનો અધિકાર



## ૪૦: કાર્શ્ય(શરીરના અત્યંત પાતળાપણા)નો અધિકાર



## ૪૧: ઉદરરોગનો અધિકાર

## ૪૮ : ભગ્ન( હાડકું ભાંગ્યા )નો અધિકાર



# મધ્યમખંડ : ચોથો ભાગ

## ૪૯ : નાડીવ્રણ( ભરનીંગળ )નો અધિકાર



## ૫૦ : ભગંદરનો અધિકાર

## ૫૧ : ઉપદંશ કે ચાંદીનો અધિકાર



## ૫૨ : લિંગના અરશ કે મસાનો અધિકાર



## ૫૩ : શૂકદોષ એટલે લિંગ વધારવા જતાં થયેલા રોગનો અધિકાર



## ૫૪ : કોઢનો અધિકાર

## ૫૫ : શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠનો અધિકાર



## ૫૬ : વિસર્પ કે રતવાનો અધિકાર

## ૫૭: સ્નાયુ કે વાળા નામના રોગનો અધિકાર



## ૫૮: વિસ્ફોટકનો અધિકાર



## ૫૯: ફિરંગરોગનો અધિકાર



## ૬૦: મસૂરિકા (બળિયા કે માતા)નો અધિકાર

## ૬૧ : શીતલાનો અધિકાર



## ૬૨ : ક્ષુદ્ર-રોગનો અધિકાર

## ૫૭: સ્નાયુ કે વાળા નામના રોગનો અધિકાર



## ૫૮: વિસ્ફોટકનો અધિકાર



## ૫૯: ફિરંગરોગનો અધિકાર



## ૬૦: મસૂરિકા (બળિયા કે માતા)નો અધિકાર

## ૬૧ : શીતલાનો અધિકાર



## ૬૨ : ક્ષુદ્ર–રોગનો અધિકાર

## ૬૩ : શિરોરોગ(માથાનાં દરદ)નો અધિકાર

## ૬૪ : નેત્ર(આંખ)ના રોગોનો અધિકાર



વિષય પૃષ્ઠ

## ૬૫ : કાનના રોગોનો અધિકાર



## ૬૬ : નાકના રોગોનો અધિકાર



## ૬૭ : મુખ(મોઢા)ના રોગોનો અધિકાર

## ૬૮: વિષ(ઝેર)નો અધિકાર

## ૬૯ : સ્ત્રીઓના પ્રદર આદિ રોગોનો અધિકાર



## ૭૦ : સોમરોગનો અધિકાર



## ૭૧ : યોનિરોગનો અધિકાર

## ૭૨: બાળકના રોગોનો અધિકાર

## ભાવપ્રકાશ–ઉત્તરખંડ

### ✓૧: વાજીકરણનો અધિકાર



### ✓૨: રસાયનનો અધિકાર



☆

# કક્કાવારી અનુક્રમ

[ આ અગાઉ સામાન્ય ક્રમ આપ્યો છે, પરંતુ સરળતા માટે આ ગ્રંથમાં આવતા રોગો અને ઔષધોનો કક્કાવારી ક્રમ અહીં આપવામાં આવ્યો છે. ]

## અ

## ખ



## ગ

## ધ



## ન



## પ

## ષ



## સ

श्रीभावमिश्रविरचित

# भावप्रकाश

## શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

# भावप्रकाश–मध्यमखंड

## પ્રથમ ભાગ

## ૧ : જ્વર(તાવ)નો અધિકાર

### જ્વરનો અધિકાર પ્રથમ લખવાનું કારણ

**तः समस्तरोगाणां ज्वरो राजेति विश्रुतः ।**
**तो ज्वराधिकारोऽत्र प्रथमं लिख्यते मया ॥ १ ॥**

अन्वयः–'ज्वरः समस्तरोगाणां राजा' इति यतः श्रुतः (अस्ति), अतः अत्र ज्वराधिकारः मया थमं लिख्यते ॥

'જ્વર[1] બધા રોગોનો રાજા છે' એમ જે કારણે* તે પ્રખ્યાત થયો છે, આથી અહીં જ્વરનો અધિકાર હું પ્રથમ લખું છું. ૧

૧. ज्वरति–रुजति–भनक्ति सर्वाङ्गं युगपत् स्वेदाव रोधं संतापं निखिलाङ्गग्रहणं च कृत्वेति ज्वरः, ज्वर रोगे अच्; यद्वा ज्वरणं ज्वरः–ण्यन्ताद् घञ–णिलोपस्य स्थानिवत्त्वान्न वृद्धिः 'एरच्' वा–આખાયે અંગમાં એકી વખતે પરસેવો રોકી લઈ, ખૂબ તપારો ઉપજાવી, તેમ જ બધાં અંગોને પકડી લઈને જે આખું શરીર ભાંગી નાખે; અથવા શરીરમાં જે ત્રોડ થાય; બધું ઝલાઈ જાય, ભાંગે; તે જ્વર–તાવ.

### સુશ્રુતે કહેલી જ્વરની પ્રથમ ઉત્પત્તિ અને પ્રકાર

**दक्षापमानसंक्रुद्धरुद्रनिःश्वाससम्भवः ।**
**ज्वरोऽष्टधा पृथग्–द्वन्द्व–सङ्घाता–गन्तुजः स्मृतः ॥**

* એ કારણ આ છે–તાવ વિના કોઈ રોગથી મરણ થતું જ નથી; હરકોઈ રોગ હોય છતાં મરણ વખતે પણ એ રોગ સાથે મહામોહજ્વર લાગુ થાય જ છે, જેથી પ્રાણી બેભાન બને છે; અને જન્મના આરંભકાળે પણ મહામોહ નામનો તાવ લાગુ થાય જ છે, જેથી પ્રાણી ગર્ભવાસની પોતાની સ્થિતિ તથા પૂર્વજન્મનું જ્ઞાન ભૂલી જાય છે; આ કારણે તાવ રોગોનો રાજા છે.

अन्वयः–दक्षापमानसंक्रुद्धरुद्रनिःश्वाससंभवः ज्वरः पृथग्–द्वन्द्व–संघात–आगन्तुजः (इति) अष्टधा स्मृतः (अस्ति) ॥

દક્ષે કરેલા અપમાનથી અત્યંત ક્રોધ પામેલા રુદ્ર–મહાદેવના ક્રોધના ફૂંફાડાઓ-માંથી ઉત્પન્ન થયેલો જ્વર પૃથગ્જ–વાતજ, પિત્તજ, કફજ; દ્વન્દ્વજ–વાતપિત્તજ, વાત-કફજ, પિત્તકફજ; સંઘાતજ અને આગંતુજ–એમ આઠ પ્રકારનો કહેલ છે. ૨

टीका–अस्यायमर्थः–दक्षकर्तृको योऽपमानस्तेन संक्रुद्धो यो रुद्रस्तस्य यो निःश्वासस्तस्मात्सम्भव उत्पत्तिर्यस्य स ज्वरः । क्रुद्धरुद्रनिःश्वाससंभूतत्वेन ज्वरः स्वभावात्पैत्तिक इति बोध्यते । यत उक्तं चरकेण–'क्रोधात्पित्तम्' इत्यादि । तेन सर्वज्वरेषु पित्तोपशमकारिणी चिकित्सा कर्तव्या ।

આનો આ અર્થ છે : દક્ષે જે અપમાન કર્યું, તેથી રુદ્ર જે ખૂબ ક્રોધે ભરાયા અને તેથી તેમણે જે ક્રોધના ફૂંફાડા કર્યા, તેમાંથી જ્વરની ઉત્પત્તિ થઈ છે; એમ ક્રોધ પામેલા રુદ્રના ફૂંફાડામાંથી જ્વર ઉત્પન્ન થયો હોવાને લીધે સ્વભાવથી તે પિત્તવાળો હોય, એમ સ્પષ્ટ થાય છે; કારણ કે ચરકે કહ્યું છે કે, 'ક્રોધથી પિત્ત થાય છે' ઇત્યાદિ. આ કારણે સર્વ જ્વરોમાં પિત્તનું શમન કરનારી ચિકિત્સા કરવી જોઈએ.

अत एवाह वाग्भटः–આ આશયથી જ વાગ્ભટ આમ કહે છે :

### પિત્ત વિના જ્વર ન હોય

**उष्मा पित्तादृते नास्ति ज्वरो नास्त्युष्मणा विना ।**
**तस्मात्पित्तविरुद्धानि त्यजेत्पित्ताधिकेऽधिकम् ॥ ३ ॥**

अन्वयः–पित्तात् ऋते उष्मा न अस्ति, उष्मणा विना ज्वरः न अस्ति, तस्मात् पित्ताधिके (ज्वरे पित्तविरुद्धानि त्यजेत्, अधिकम् (अपि कुर्यात्) ॥

**પિત્ત વિના ગરમી હોતી નથી અને ગરમી વિના તાવ હોતો નથી, માટે પિત્તની અધિકતાવાળા તાવમાં પિત્તવિરોધી (વિરેચનાદિ કે તેવાં દ્રવ્યો) ત્યજવાં જોઈએ અને અધિક+ પણ કરવું. ૩**

+ આ શ્લોકનો આવો અન્વય તથા તેને અનુસરતું તેનું ભાષાન્તર જે અપાયેલ છે, તેનું કારણ–આ શ્લોક ઉપર ગ્રંથકારે પોતે જ લખેલી 'अधिकम् इति' એ ટીકાના ભાવનું અનુસરણ છે. ગ્રંથકારે પોતે જ એવી ટીકા લખીને તે ટીકામાં જણાવેલ વૈદેહના મતનું અનુસરણ કર્યું છે; ખરી રીતે આ શ્લોક વાગ્ભટનો છે, અને વાગ્ભટે પોતે તો વૈદેહનો એ અભિપ્રાય આ શ્લોકમાં સૂચવ્યો જ નથી. વાગ્ભટ તો આ શ્લોકના ઉત્તરાર્ધમાં આમ જ જણાવવા માગે છે કે 'तस्मात् (ज्वरे) पित्तविरुद्धानि त्यजेत्, पित्ताधिके (तु) अधिक त्यजेत्– (પિત્ત વિના ઉષ્ણતા હોતી નથી અને ઉષ્ણતા વિના જ્વર હોતો નથી;) એ કારણે હરકોઈ જ્વરમાં પિત્તવિરોધી–વિરેચન આદિનો કે તેવા કોઈ દ્રવ્યોનો ત્યાગ કરવો; અને જે જ્વરમાં પિત્ત અધિક હોય તે જ્વરમાં તો એ પિત્તવિરોધીઓનો અધિક–ખાસ કરી વિશેષ–વધારેપડતો ત્યાગ કરવો.' આમ વાગ્ભટ–ગ્રંથના કેટલાક ટીકાકારો આ શ્લોકના

टीका–अधिकमिति। रुद्रसम्भूतत्वेन ज्वरस्य देवत्वमक्तत्वात्पूजार्हत्वं चोपदर्शितम्। अत एव वैदेह–આ શ્લોકમાં છેલ્લું 'अधिकम्' પદ મૂકી આ દર્શાવ્યું છે કે, જ્વરની ઉત્પત્તિ રુદ્રથી થઈ છે, તેથી એ દેવસ્વરૂપ છે અને તે જ કારણે તે પૂજવાયોગ્ય પણ છે; આથી જ વૈદેહ કહે છે

### જ્વર પૂજાપાત્ર છે

**'ज्वरः संपूजनैर्वापि सहसैवोपशाम्यति'। इति॥४॥**

अन्वयः–वा सपूजनैः अपि ज्वरः सहसा एव उपशाम्यति ॥

**વળી (વૈદેહ કહે છે :) 'બરાબર પૂજન કરવાથી પણ જ્વર તરત શાંત થાય છે.' ૪**

### સુશ્રુતે વર્ણવેલી જ્વરની મૂર્તિ

**रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः।**
**त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिराः सुमहोदरः॥५॥**
**वैयाघ्रचर्मवसन कपिलो माल्यविग्रहः।**
**पिङ्गेक्षणो ह्रस्वजङ्घो वीभत्सो बलवान्महान्॥६॥**
**पुरुषो लोकनाशार्थमसा ज्वर इति स्मृतः।**
**तैस्तैर्नामभिरन्येषां सत्त्वानां परिकीर्त्यते॥७॥**
**जन्मादौ निधने चैव प्रायो विशति देहिनाम्।**
**ऋते देवमनुष्याभ्यां नान्यो विषहते हि तम्॥८॥**

अन्वयः–रुद्रकोपाग्निसभूतः सर्वभूतप्रतापन त्रिपाद् भस्मप्रहरणः त्रिशिराः सुमहोदरः वैयाघ्रचर्मवसन कपिलः

પિત્ત વિના ગરમી હોતી નથી અને ગરમી વિના તાવ હોતો નથી, માટે પિત્તની અધિકતાવાળા તાવમાં પિત્તવિરોધી (વિરેચનાદિ કે તેવાં દ્રવ્યો) ત્યજવાં જોઈએ અને અધિક[+] પણ કરવું. ૩

टीका–अधिकमिति। रुद्रसम्भूतत्वेन ज्वरस्य देवतात्मकत्वात्पूजार्हत्वं चोपदर्शितम्। अत एव वैदेहः–આ શ્લોકમાં છેલ્લું 'अधिकम्' પદ મૂકી આમ દર્શાવ્યું છે કે, જ્વરની ઉત્પત્તિ રુદ્રથી થઈ છે; તેથી એ દેવસ્વરૂપ છે અને તે જ કારણે તે પૂજવાયોગ્ય પણ છે; આથી જ વૈદેહ કહે છે:

माल्यविग्रहः पिङ्गेक्षणः ह्रस्वजङ्घः बीभत्सः बलवान् गर्वो महान् पुरुषः ज्वरः लोकनाशार्थम् इति (स्वरूपेण वर्तमानः) स्मृतः (पूर्वमहर्षिभिः) अन्येषां सत्वानां तैः तैः नामभिः (स एव) परिकीर्त्यते। (स च) देहिना जन्मादौ च निधने प्रायः विशति एव, तं देवमनुष्याभ्याम् ऋते अन्यः न विषहते ॥

રુદ્રના કોપરૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલો અને સર્વ પ્રાણીઓ તથા પદાર્થોને ખૂબ તપાવનારો જ્વર ત્રણ પગવાળો, ભસ્મરૂપી હથિયારવાળો, ત્રણ મસ્તકવાળો, બહુ મોટા પેટવાળો, વાઘના ચામડારૂપી વસ્ત્રોવાળો, પેંગળા રંગનો, માળા પહેરનારો, પિંગળી આંખોવાળો, ટૂંકી જાંઘવાળો, બિહામણા દેખાવવાળો અને અત્યંત બળવાન એ જ્વર નામનો પુરુષ લોકોનો નાશ કરવા એવા સ્વરૂપે રહ્યો છે, એમ પૂર્વકાળના મહર્ષિઓએ તેને વર્ણવ્યો છે. મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓનો જ્વર (તાવ) બીજાં નામોથી કહેવાય છે. જન્મના આરંભકાળે તથા મરણના સમયે પ્રાણીઓના દેહમાં તે લગભગ પ્રવેશે છે; અને દેવો તથા મનુષ્યો વિના બીજાં પ્રાણીઓ તેને સહન જ કરી શકતાં નથી. ૫-૮

### તાવની સંખ્યારૂપ સંપ્રાપ્તિ

**ज्वरोऽष्टधा पृथग्द्वन्द्वसङ्घातागन्तुजः स्मृतः ॥९॥**

अन्वयः–पृथक्–द्वन्द्व–सङ्घात–आगन्तुजः ज्वरः अष्टधा स्मृतः ॥

જુદા જુદા ત્રણ દોષોથી થયેલ, બે બે દોષોથી થયેલ, ત્રણે દોષોના એકઠા થવાથી થયેલ અને આગંતુજ–એટલે પ્રહાર વગેરેની વેદનાથી થયેલ–એમ જ્વરને આઠ પ્રકારનો કહેલ છે. ૯

ટીકા–तस्य ज्वरस्य सख्यारूपां संप्राप्तिमाह–ज्वरोऽष्टधेति। अष्टत्व विवृणोति–पृथगिति। वातिकः, पैत्तिकः, श्लैष्मिकश्चेति त्रयः। द्वन्द्वजाश्च त्रयः–वातपैत्तिकः, वातश्लैष्मिकः पित्तश्लैष्मिकश्चेति। संघातजः–सान्निपातिक एकः। आगन्तुजोऽभिघातजः। એ જ્વરની સંખ્યારૂપ સંપ્રાપ્તિ કહે છે કે–જ્વર આઠ પ્રકારનો છે એ આઠ પ્રકારોનું વિવરણ આ ભાવ દર્શાવે છે:– ૧ વાતિક એટલે વાયુથી થયેલો, ૨ પૈત્તિક એટલે પિત્તથી થયેલો, ૩ શ્લૈષ્મિક એટલે કફથી થયેલો; ૪ વાયુ તથા પિત્તથી થયેલો, ૫ વાયુ તથા કફથી થયેલો, ૬ પિત્ત તથા કફથી થયેલો; ૭ સન્નિપાતજ એટલે વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી થયેલો અને ૮ આગંતુજ એટલે પ્રહાર વગેરેની પીડાથી થયેલો–એમ આઠ પ્રકારનો જ્વર કહ્યો છે.

### ચરકે કહેલા સંનિપાતજ્વરના તેર ભેદો

**द्व्युल्बणैकोल्बणैः षट् स्युर्हीनमध्याधिकैश्च षट्।**
**समश्चैको विकारास्ते सन्निपातास्त्रयोदश ॥१०॥**

अन्वयः–द्वि–उल्बण–एक–उल्बणैः षट्, च हीन–मध्य–अधिकैः षट् स्युः, च समः एकः, (इत्येवं) ते सन्निपाताः विकाराः त्रयोदश (स्युः) ॥

બે દોષની અધિકતાથી અને એક દોષની અધિકતાથી છ; અને એકએક દોષ અધિક, મધ્યમ તથા હીન થવાથી બીજા છ (મળી બાર); અને ત્રણે દોષો એકસરખા વધવાથી થયેલો એક (તેરમો)–એમ તે સંનિપાતવિકારો (સંનિપાતથી થયેલા તાવ) તેર થાય છે. ૧૦

ટીકા–इति चरके त्रयोदश सन्निपाता उक्ताः। ते यथा–वातोल्बणः, पित्तोल्बणः, कफोल्बणः, वातपित्तोल्बणः, वातश्लेष्मोल्बणः, पित्तश्लेष्मोल्बणः,–एवं षट्। अधिकवातो मध्यपित्तो हीनकफः, अधिकवातो मध्यकफो हीनपित्तः, अधिकपित्तो मध्यवातो हीनकफः, अधिकपित्तो मध्यकफो हीनवातः, अधिककफो मध्यपित्तो हीनपित्तः, अधिककफो मध्यपित्तो हीनवातश्चेति षट्। त्र्युल्बण एकः, एवं त्रयोदश॥ अत्र तु त्रिदोषजत्वेन साम्यात्सान्निपातिक एक एव गणितः। आगन्तुज इति। अत्रागन्तुशब्देनाभिघातादयो हेतव उच्यन्ते। कुत्रचिद् व्याधय. कार्यकारणयोरभेदोपचारात्। आगन्तुजा अभिघाताद्यनेककारण योगादनेके भवन्ति, तथाप्यागन्तुजत्वेन साम्यादागन्तुजोऽप्यत्रैक एव गणितः। नन्वागन्तुजेऽपि ज्वरे वातादिलक्षणदर्शनादागन्तुजः कथं दोषजाद् भिन्नः?। उच्यते–उत्तरकाले दोषोत्पत्तेः। तथा च चरके–'आगन्तुर्हि व्यथापूर्वं जायते पश्चाद् भिन्नैर्दोषैरनुबध्यते' इति।

એમ ચરકમાં તેર સંનિપાતો કહ્યા છે, તે આ પ્રમાણે છે: ત્રણે દોષમાંથી વાયુની અધિકતાવાળો વાતોલ્બણ, પિત્તની અધિકતાવાળો પિત્તોલ્બણ, કફની અધિકતાવાળો કફોલ્બણ, વાયુ તથા પિત્તની બેની અધિકતાવાળો વાતપિત્તોલ્બણ, વાયુ તથા કફ બેની અધિકતાવાળો વાતશ્લેષ્મોલ્બણ, પિત્ત અને

**પિત્ત વિના ગરમી હોતી નથી અને ગરમી વિના તાવ હોતો નથી, માટે પિત્તની અધિકતાવાળા તાવમાં પિત્તવિરોધી (વિરેચનાદિ કે તેવાં દ્રવ્યો) ત્યજવાં જોઈએ અને અધિક+ પણ કરવું. ૩**

+ આ શ્લોકનો આવો અન્વય તથા તેને અનુસરતું તેનું ભાષાન્તર જે અપાયેલ છે, તેનું કારણ–આ શ્લોક ઉપર ગ્રંથકારે પોતે જ લખેલી 'અધિકમ્ ઇતિ' એ ટીકાના ભાવનું અનુસરણ છે. ગ્રંથકારે પોતે જ એવી ટીકા લખીને તે ટીકામાં જણાવેલ વૈદેહના મતનું અનુસરણ કર્યું છે; ખરી રીતે આ શ્લોક વાગ્ભટનો છે, અને વાગ્ભટે પોતે તો વૈદેહનો એ અભિપ્રાય આ શ્લોકમાં સૂચવ્યો જ નથી. વાગ્ભટ તો આ શ્લોકના ઉત્તરાર્ધમાં આમ જ જણાવવા માગે છે કે 'तस्मात् (ज्वरे) पित्तविरुद्धानि त्यजेत्, पित्ताधिके (तु) अधिक त्यजेत्– (પિત્ત વિના ઉષ્ણતા હોતી નથી અને ઉષ્ણતા વિના જ્વર હોતો નથી,) એ કારણે હરકોઈ જ્વરમા પિત્તવિરોધી–વિરેચન આદિનો કે તેવાં કોઈ દ્રવ્યોનો ત્યાગ કરવો; અને જે જ્વરમા પિત્ત અધિક હોય તે જ્વરમા તો એ પિત્તવિરોધીઓનો અધિક–ખાસ કરી વિશેષ–વધારેપડતો ત્યાગ કરવો.' આમ વાગ્ભટ–ગ્રંથના કેટલાક ટીકાકારો આ શ્લોકના ઉત્તરાર્ધમા બે વાક્યો જણાવી જોકે તાવમાં પિત્ત-વિરોધીઓનો ત્યાગ કરવા સૂચવે છે ખરા; છતાં તેમનાં એવા બે વાક્યોથી આવો ભ્રમયુક્ત ભાવ પણ નીકળી આવે છે કે, 'જેમા પિત્ત અધિક હોય એવા જ્વરમા તો પિત્તવિરોધી તત્ત્વો ખાસ ત્યજવાં જ જોઈએ અને એ સિવાયના બીજા જ્વરોમા પિત્તવિરોધી કદાચ લેવાય તો વાંધો પણ નહિ' આવો ભાવ ટીકાકારો જણાવે છે, પણ ખુદ વાગ્ભટનો પોતાનો જ આ શ્લોક લખવાનો જે અભિપ્રાય છે, તેને સ્પષ્ટ દર્શાવવા આ શ્લોકના ઉત્તરાર્ધમા બે વાક્યો ન કાઢી કેવળ આવા એક વાક્યનો જ આવો અન્વય તથા અર્થ કરવો યોગ્ય છે–'तस्मात् पित्ताधिके (ज्वरे) पित्तविरुद्धानि अधिकं त्यजेत्॥ (પિત્ત વિના ઉષ્ણતા નહિ અને ઉષ્ણતા વિના હરકોઈ જ્વર નહિ.) એ કારણે પિત્તના વધારારૂપ (હરકોઈ) તાવમાં પિત્તવિરુદ્ધ વિરેચનાદિનો કે તેવા કોઈ પિત્તવિરુદ્ધ દ્રવ્યોનો અધિક ત્યાગ કરવો. ખાસ–વિશેષે કરી હરકોઈ તાવમાં પિત્ત વિરોધીઓને છાંડવાં જ જોઈએ.' આવો આયુર્વેદના સિદ્ધાન્તને અનુસરતો વાગ્ભટનો અભિપ્રાય અહીં સમજવો જોઈએ, અને તે જ યોગ્ય છે, કારણ કે શ્લોકમાનું 'अधिकम्' એ ક્રિયાવિશેષણ છે, તેથી 'त्यजेत्' એ ક્રિયાપદ સાથે સીધું જ જોડાય, તે વ્યાકરણ–દૃષ્ટિએ બંધબેસતું છે. વળી આ શ્લોકના ઉત્તરાર્ધમા 'च' કે 'तु' શબ્દ તો મૂક્યો જ નથી, તેથી બે વાક્યો ગોઠવવા, તે પણ નિર્મૂળ જણાય છે, છતા આ શ્લોક પર ટીકા કરનાર ગ્રંથકાર શ્રીભાવમિશ્ર તો કેવળ વૈદેહનો મત જણાવવાના ઇરાદાથી જ તેને અનુસરતી ટીકા લખી હોય, એમ લાગે છે. વળી વૈદેહનો મત પણ કેવળ એકદેશીય જ હોય તેવો અનુભવ પણ થાય છે; કેમ કે સઘળી જાતના તાવ કેવળ પૂજનથી શાત થતા દેખાતા જ નથી અમુક જ પ્રકારે કોઈક જ તાવ તેના પૂજનથી શાત થાય છે, એમ માનવું તે ઠીક છે, એ જ અભિપ્રાય અહીં દર્શાવવા ગ્રંથકારે આ શ્લોક પર આવી ટીકા લખી હોય, એમ લાગે છે. વિશેષ તો આયુર્વેદના વિદ્વાનો જા-

टीका–अधिकमिति। रुद्रसम्भूतत्वेन ज्वरस्य देवतात्मकत्वात्पूजार्हत्वं चोपदर्शितम्। अत एव वैदेह.–આ શ્લોકમાં છેલ્લું 'अधिकम्' પદ મૂકી આમ દર્શાવ્યું છે કે, જ્વરની ઉત્પત્તિ રુદ્રથી થઈ છે, તેથી એ દેવસ્વરૂપ છે અને તે જ કારણે તે પૂજવાયોગ્ય પણ છે, આથી જ વૈદેહ કહે છે.

### જ્વર પૂજાપાત્ર છે

**'ज्वरः संपूजनैर्वापि सहसैवोपशाम्यति'। इति॥४॥**

अन्वयः–वा सपूजनैः अपि ज्वरः सहसा एव उपशाम्यति॥

**વળી (વૈદેહ કહે છે:) 'બરાબર પૂજન કરવાથી પણ જ્વર તરત શાંત થાય છે.' ૪**

### સુશ્રુતે વર્ણવેલી જ્વરની મૂર્તિ

**रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः।**
**त्रिपाद्भस्मप्रहरणस्त्रिशिराः सुमहोदरः॥५॥**
**वैयाघ्रचर्मवसन कपिलो माल्यविग्रहः।**
**पिङ्गेक्षणो ह्रस्वजङ्घो बीभत्सो बलवान्महान्॥६॥**
**पुरुषो लोकनाशार्थमसौ ज्वर इति स्मृतः।**
**तैस्तैर्नामभिरन्येषां सत्त्वानां परिकीर्त्यते॥७॥**
**जन्मादौ निधने चैव प्रायो विशति देहिनाम्।**
**ऋते देवमनुष्याभ्यां नान्यो विषहते हि तम्॥८॥**

अन्वयः–रुद्रकोपाग्निसभूत. सर्वभूतप्रतापन त्रिपाद् भस्मप्रहरणः त्रिशिराः सुमहोदरः वैयाघ्रचर्मवसन कपिल

माल्यविग्रहः पिङ्गेक्षणः ह्रस्वजङ्घः बीभत्सः बलवान् असौ महान् पुरुषः ज्वरः लोकनाशार्थम् इति (स्वरूपेण वर्तमानः) स्मृतः (पूर्वमहर्षिभिः) अन्येषां सत्त्वानां तैः तैः नामभिः (स एव) परिकीर्त्यते। (स च) देहिनां जन्मादौ च निधने प्रायः विशति एव, तं देव-मनुष्याभ्याम् ऋते अन्यः न विषहते ॥

રુદ્રના કોપરૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલો અને સર્વ પ્રાણીઓ તથા પદાર્થોને ખૂબ તપાવનારો જ્વર ત્રણ પગવાળો, ભસ્મરૂપી હથિયારવાળો, ત્રણ મસ્તકવાળો, બહુ મોટા પેટવાળો, વાઘના ચામડાંરૂપી વસ્ત્રોવાળો, પિંગળા રંગનો, માળા પહેરનારો, પિંગળી આંખોવાળો, ટૂંકી જાંઘવાળો, બિહામણુ દેખાવવાળો અને અત્યંત બળવાન એ જ્વર નામનો પુરુષ લોકોનો નાશ કરવા, એવા સ્વરૂપે રહ્યો છે, એમ પૂર્વકાળના મહર્ષિઓએ તેને વર્ણવ્યો છે. મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓનો જ્વર (તાવ) બીજાં નામોથી કહેવાય છે. જન્મના આરંભકાળે તથા મરણના સમયે પ્રાણીઓના દેહમાં તે લગભગ પ્રવેશે છે; અને દેવો તથા મનુષ્યો વિના બીજાં પ્રાણીઓ તેને સહન જ કરી શકતાં નથી. ૫-૮

### તાવની સંખ્યારૂપ સંપ્રાપ્તિ

**ज्वरोऽष्टधा पृथग्द्वन्द्वसङ्घातागन्तुजः स्मृतः ॥९॥**

अन्वयः-पृथग्-द्वन्द्व-सङ्घात-आगन्तुजः ज्वरः अष्टधा स्मृतः ॥

જુદા જુદા ત્રણ દોષોથી થયેલ, બે બે દોષોથી થયેલ, ત્રણે દોષોના એકઠા થવાથી થયેલ અને આગંતુજ-એટલે પ્રહાર વગેરેની વેદનાથી થયેલ-એમ જ્વરને આઠ પ્રકારનો કહેલ છે. ૯

ટીકા-तस्य ज्वरस्य संख्यारूपां संप्राप्तिमाह-ज्वरोऽष्टधेति । अष्टत्वं विवृणोति-पृथगिति । वातिकः, पैत्तिकः, श्लैष्मिकश्चेति त्रयः। द्वन्द्वजाश्च त्रयः-वातपैत्तिकः, वातश्लैष्मिकः पित्तश्लैष्मिकश्चेति। संघातजः-सान्निपातिक एकः । आगन्तुजोऽभिघातजः। એ જ્વરની સંખ્યારૂપ સંપ્રાપ્તિ કહે છે કે-જ્વર આઠ પ્રકારનો છે. એ આઠ પ્રકારોનું વિવરણ આ ભાવ દર્શાવે છે :-

૧ વાતિક એટલે વાયુથી થયેલો, ૨ પૈત્તિક એટલે પિત્તથી થયેલો, ૩ શ્લૈષ્મિક એટલે કફથી થયેલો; ૪ વાયુ તથા પિત્તથી થયેલો, ૫ વાયુ તથા કફથી થયેલો, ૬ પિત્ત તથા કફથી થયેલો; ૭ સન્નિપાતજ એટલે વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી થયેલો અને ૮ આગંતુજ એટલે પ્રહાર વગેરેની પીડાથી થયેલો-એમ આઠ પ્રકારનો જ્વર કહ્યો છે.

### ચરકે કહેલા સંનિપાતજ્વરના તેર ભેદો

**द्व्युल्बणैकोल्बणैः षट् स्युर्हीनमध्याधिकैश्च षट्।**
**समश्चैको विकारास्ते सन्निपातास्त्रयोदश ॥१०॥**

अन्वयः-द्वि-उल्बण-एक-उल्बणैः षट्, च हीन-मध्य-अधिकैः षट् स्युः, च समः एकः, (इत्येवं) ते सन्निपाताः विकाराः त्रयोदश (स्युः) ॥

બે દોષની અધિકતાથી અને એક દોષની અધિકતાથી છ; અને એકએક દોષ અધિક, મધ્યમ તથા હીન થવાથી બીજા છ (મળી બાર); અને ત્રણે દોષો એકસરખા વધવાથી થયેલો એક (તેરમો)-એમ તે સંનિપાત-વિકારો (સંનિપાતથી થયેલા તાવ) તેર થાય છે. ૧૦

ટીકા-इति चरके त्रयोदश सन्निपाता उक्ताः। ते यथा-वातोल्बणः, पित्तोल्बणः, कफोल्बणः, वातपित्तोल्बणः, वातश्लेष्मोल्बणः, पित्तश्लेष्मोल्बणः,-एवं षट्। अधिकवातो मध्यपित्तो हीनकफः, अधिकवातो मध्यकफो हीनपित्तः, अधिकपित्तो मध्यवातो हीनकफः, अधिकपित्तो मध्यकफो हीनवातः, अधिककफो मध्यपित्तो हीनपित्तः, अधिककफो मध्यपित्तो हीनवातश्चेति षट् । त्र्युल्बण एकः, एवं त्रयोदश ॥ अत्र तु त्रिदोषजत्वेन साम्यात्सान्निपातिक एक एव गणितः। आगन्तुज इति। अत्रागन्तुशब्देनाभिघातादयो हेतव उच्यन्ते । कुत्रचिद् व्याधयः कार्यकारणयोरभेदोपचारात् । आगन्तुजा अभिघाताद्यनेककारणयोगादनेके भवन्ति, तथाप्यागन्तुजत्वेन साम्यादागन्तुजोऽप्यत्रैक एव गणितः। नन्वागन्तुजेऽपि ज्वरे वातादिलक्षणदर्शनादागन्तुजः कथं दोषजाद् भिन्नः? । उच्यते-उत्तरकालं दोषोत्पत्तेः । तथा च चरके-'आगन्तुर्हि व्यथापूर्वं जायते पश्चाद् भिन्नैर्दोषैरनुबध्यते' इति।

એમ ચરકમાં તેર સંનિપાતો કહ્યા છે, તે આ પ્રમાણે છે: ત્રણે દોષમાંથી વાયુની અધિકતાવાળો વાતોલ્બણ, પિત્તની અધિકતાવાળો પિત્તોલ્બણ, કફની અધિકતાવાળો કફોલ્બણ, વાયુ તથા પિત્તની બેની અધિકતાવાળો વાતપિત્તોલ્બણ, વાયુ તથા કફ બેની અધિકતાવાળો વાતશ્લેષ્મોલ્બણ, પિત્ત અને

કફ એની અધિકતાવાળો-પિત્તશ્લેષ્મોલ્બણ એમ ૭ થયા; પછી વાયુ અધિક, પિત્ત મધ્યમ અને કફ ઓછો; વાયુ અધિક, કફ મધ્યમ અને પિત્ત ઓછું; પિત્ત અધિક, વાયુ મધ્યમ અને કફ ઓછો; પિત્ત અધિક, કફ મધ્યમ અને વાયુ ઓછો; કફ અધિક, વાયુ મધ્યમ અને પિત્ત ઓછું; તેમ જ કફ અધિક, પિત્ત મધ્યમ અને વાયુ ઓછો-એમ બીજા ૭ મળી બાર થયા; છેલ્લો ત્રણે દોષોની એક સરખી અધિકતાવાળો ત્ર્યુલ્બણ, આમ તેરની સંખ્યા થાય છે. અહીં ચાલુ ગ્રંથમાં તો હરકોઈ સંનિપાત-જ્વર ત્રણે દોષોમાંના કોઈ પણ એકત્રિત થયેલ ત્રિદોષથી જ એકંદર ઉત્પન્ન થાય છે, એમ સમાનતા હોવાથી તેને એક જ ગણ્યો છે. 'આગન્તુજ' એ શબ્દમાં 'આગન્તુ' શબ્દનો અર્થ પ્રહાર વગેરે કારણો કહેલ છે; અને કોઈક સ્થળે 'આગન્તુજ' શબ્દનો અર્થ વ્યાધિઓ પણ થાય છે; કેમ કે કાર્ય તથા કારણનો અભેદવ્યવહાર થઈ શકે છે, એટલે એવા આગન્તુજ જ્વરો પણ પ્રહાર વાગવા વગેરે અનેક કારણોના સંબંધથી અનેક થાય છે, તોપણ એકંદર એ બધામાં આગન્તુજત્વજાતિ તો એકસરખી જ હોય છે, તેથી અહીં એ આગન્તુજને પણ એક જ ગણ્યો છે.

અહીં આવી એક શંકા થાય છે કે, આગન્તુજ-જ્વરમાં પણ વાતાદિ દોષોનાં લક્ષણો તો દેખાય જ છે; છતાં એ આગન્તુજને દોષોથી થતા-દોષજ જ્વરોથી જુદો કેમ માન્યો છે? આનું સમાધાન આ છે કે આગન્તુજમાં પ્રથમ તો પ્રહારાદિ કારણો જ જ્વરનું ઉત્પત્તિકારણ બને છે. દોષોની ઉત્પત્તિ તો પાછળથી જ થાય છે, તેથી એ જ્વરને ઉત્પન્ન થવામાં દોષોને કારણ ગણી શકાય જ નહિ. ચરકમાં પણ આમ જ કહ્યું છે કે, 'આગન્તુજ-જ્વર કોઈક બહારની જ પીડાથી પ્રથમ ઉત્પન્ન થાય છે અને તે પછી પાછળથી (જુદા જ તરીકે) દોષો તેમાં લાગુ થાય છે.'

## જ્વરનાં દૂરનાં કારણોપૂર્વકની સંપ્રાપ્તિ

**मिथ्याऽऽहारविहाराभ्यां दोषा ह्यामाशयाश्रयाः।**
**बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यू रसानुगाः ॥११**

अन्वयः-मिथ्याऽऽहारविहाराभ्यां दोषा हि आमाशयाश्रयाः रसानुगाः (सन्तः) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरदाः स्युः ॥

અયોગ્ય આહાર-વિહારરૂપ કારણથી વાત, પિત્ત અને કફરૂપી દોષોજ આમાશયમાં જઈ વાત, પિત્ત અને રસને અનુસરી-દૂષિત કરીને કોઠાના અગ્નિની ઉષ્ણતાને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૧૧

टीका-मिथ्याऽऽहारविहाराभ्याम्-अनुचिताहारचेष्टाभ्यां हेतुभूताभ्यां, दोषाः-वातपित्तकफाः, आमाशयाश्रयाः-आमाशयं गताः, रसानुगाः-रसदूषकाः,बहिर्निरस्य कोष्ठाग्निं-कोष्ठगताग्नेरुष्माणं, न तु समस्तमग्निं, तदा तु दोषपाकासम्भवः स्यात्। बहिः प्रक्षिप्य, ज्वरदाः स्युर्ज्वरकारिणो भवेयुरित्यर्थः। અયોગ્ય આહાર અને ચેષ્ટાઓરૂપ બે કારણોને લીધે વાત, પિત્ત અને કફરૂપી દોષો જ આમાશયમાં જઈ રસને દૂષિત કરે છે અને તે પછી કોઠામાં રહેલા અગ્નિની ગરમીને બહાર ફેંકે છે, પરંતુ કોઠાના સમગ્ર અગ્નિને બહાર કાઢતા નથી, કેમ કે તે સઘળો અગ્નિ જો બહાર આવી જાય તો અંદર રહેલા દોષોનું પાકનું સંભવે નહિ; એમ કોઠાના અગ્નિની ઉષ્ણતાને બહાર કાઢીને તે દોષો જ્વર ઉપજાવનારા થાય છે, આવો અર્થ છે.

## જ્વરનું સામાન્ય તથા વિશેષ પૂર્વરૂપ

**श्रमोऽरतिर्विवर्णत्वं वैरस्यं नयनप्लवः।**
**इच्छाद्वेषौ मुहुश्चापि शीतवातातपादिषु ॥१२॥**
**जृम्भाऽङ्गमर्दो गुरुता रोमहर्षोऽरुचिस्तमः।**
**अप्रहर्षश्च शीतं च भवन्त्युत्पत्स्यति ज्वरे ॥१३॥**
**सामान्यतो विशेषात्तु जृम्भाऽत्यर्थं समीरणात्।**
**पित्तान्नयनयोर्दाहः कफान्नान्नाभिनन्दनम् ॥१४॥**

अन्वयः-ज्वरे उत्पत्स्यति श्रमः अरतिः विवर्णत्वं वैरस्यं नयनप्लवः अपि च शीत-वात-आतप-आदिषु मुहुः इच्छाद्वेषौ जृम्भा अङ्गमर्दः गुरुता रोमहर्षः अरुचिः तमः च अप्रहर्षः च शीतं सामान्यतः भवति। विशेषात् तु समीरणात् अत्यर्थं जृम्भा, पित्तात् नयनयोः दाहः, कफात् अन्नाभिनन्दनं न (भवति)॥

જ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે થાક, અણગમો અને શરીર કરમાઈ ગયા જેવું આંખું થાય; મોઢું રસ વગરનું અથવા તેનો મૂળ રસ બદલાઈ જાય, આંખમાં આંસુ આવે; ટાઢ, તડકો તથા પવન આદિની વારંવાર ઇચ્છા તથા દ્વેષ થાય; બગાસાં, શરીરનું ભાંગર્ડું, શરીરમાં ભારેપણું, રુવાંટાં ઊભાં થવાં, ખોરાક ઉપરનો અભાવ, બેભાન જેવી સ્થિતિ, આનંદ ન રહે અને ટાઢ વાય-આટલાં સામાન્ય પૂર્વરૂપો થાય; વિશેષ પૂર્વરૂપોમ

**વાયુથી ઉત્પન્ન થનારા જ્વરમાં બહુ બગાસાં, પિત્તજ્વરમાં આંખો બળે અને કફજ્વરમાં અન્ન ઉપર અભાવો થાય છે. ૧૨-૧૪**

टीका–श्रमो व्यापारं विनैव । अरतिरस्वस्थचित्तत्वम् । वैवर्णत्वं–म्लानगात्रता । वैरस्यं–मुखस्याऽप्रकृतरसता । नयनप्लवः–नयनयोरश्रुपूर्णत्वम् । शीतवातातपादिषु मुहुरेच्छाद्वेषौ । आदिशब्दाज्ज्वलने जले च । यत उक्तं चरकेण–

'ज्वलनातपवाय्वम्बुभक्तिद्वेषावनिश्चिताविति ।

शयनादिष्वित्यन्ये । अङ्गमर्दोऽङ्गमोटनम् । गुरुता गात्रस्य । रोमहर्षः–रोमाञ्चता । अरुचिर्मोज्ये, तमः तमोगमस्येवाज्ञानम् । अप्रहर्षो–हर्षाभावः । शीतं लगति, चकाराद्बलहानिः । बालहितोपदेशद्वेषादयोऽपि भवन्ति । तृतीयश्लोकस्थ सामान्यत इति पदं पूर्वश्लोकाभ्यां सम्बन्धनीयम्, तेन सामान्यतो ज्वर उत्पत्स्यति–भविष्यति, श्रमादयः पूर्वमेव भवन्तीत्यर्थः । उत्पत्स्यतीत्यात्मनेपदिनोऽपि शतृभाव आर्षत्वात् । विशेषात् उच्यते–समीरणात् ज्वरे उत्पत्स्यति अतिशयेन जृम्भा भवति । पित्ताज्ज्वरे उत्पत्स्यति अत्यर्थं नयनयोर्दाहो भवति । कफज्वरे उत्पत्स्यति अत्यर्थेन न अन्नाभिनन्दनम्–अन्नाकाङ्क्षा न भवति । जृम्भादयोऽपि श्रमादिपूर्वा भवन्ति । यतः सामान्यधर्माक्रान्तो विशिष्टो धर्मो भवति ।

શ્રમ એટલે કોઈ જાતની ચેષ્ટા કર્યા વિના જ થાક લાગે; અરતિ એટલે ચિત્ત અસ્વસ્થ બને; વિવર્ણત્વ એટલે શરીરનો રંગ બદલાઈ જાય; વૈરસ્ય એટલે મોઢું બેસ્વાદ બને–તેનો ચાલુ રસ ન રહે; નયનપ્લવ એટલે બેય આંખમાં આંસુ ભરાઈ આવે; અને ટાઢ, વાયરા તથા તડકા આદિની વારંવાર ઇચ્છા તથા તેના તરફનો અણગમો થયા કરે. અહીં આદિ શબ્દ મૂકીને સૂચવ્યું છે કે અગ્નિ તથા પાણી ઉપર પણ વારંવાર ઇચ્છા તથા અણગમો થાય; કારણ–ચરકે કહ્યું છે કે અગ્નિ, તડકો તથા વાયરા, ઉપરની પ્રીતિ કે દ્વેષ નિશ્ચિત ન રહે–ઘડીભર પ્રીતિ અને ઘડીભર અણગમો થયા કરે; બીજા વિદ્વાનો આમ પણ કહે છે કે, સૂવું-બેસવું વગેરેમાં પણ એવું જ થાય-ઘડીવાર સૂઈ રહેવું ગમે, તો ઘડીવાર બેસવું-ઊઠવું, ચાલવું વગેરે ગમે-ન ગમે; અંગમર્દ એટલે શરીર ભાંગે-તૂટે; શરીરનું ભારેપણું જણાય; રોમહર્ષ–એટલે રુવાંટાં ખડાં થઈ જાય; ખોરાક ઉપર અપ્રીતિ ઊપજે, તમસ્-એટલે પોતે જાણે અંધકારમાં ડૂબ્યો હોય અને જાણે અંધારામાં ગરકાવ થયેલાના જેવું જણાય–અંધારાં આવે, અપ્રહર્ષ એટલે હર્ષ ન રહે; અને ટાઢ વાય. અહીં મૂળમાં 'च' શબ્દ મૂકીને વધારે આ સૂચન પણ કર્યું છે કે બળ પણ ઓછું થઈ જાય; ઉપરાંત બાળક ઉપર તથા હિતકારી ઉપદેશ તરફ પણ અપ્રીતિ વગેરે થાય. અહીં ત્રીજા શ્લોકમાં રહેલું 'सामान्यतः' પદ પહેલા બે શ્લોક સાથે સંબંધ ધરાવે છે, તેથી આમ સમજવાનું કે તાવ આવવાનો હોય ત્યારે શ્રમ વગેરે પ્રથમ જ સામાન્ય રીતે થાય છે; એટલે કે તાવ આવવાનો હોય ત્યારે શ્રમ વગેરેનો સૌ પહેલાં જ તાવના સામાન્ય પૂર્વરૂપો તરીકે અનુભવ થાય છે. અહીં મૂળમાં 'उत्पत्स्यति' એ વર્તમાન કૃદન્તમાં उत्+पद् ધાતુ આત્મનેપદી હોવા છતાં शतृ પ્રત્યય કર્યો છે, તે આર્ષ વ્યાકરણના આધારે કર્યો છે. હવે તાવ આવવાનો હોય ત્યારે તેનાં વિશેષ પૂર્વરૂપો કહે છે: વાયુને લીધે તાવ આવવાનો હોય તો અતિશય બગાસાં આવે અને આખું શરીર ઢીલું પડે; પિત્તથી તાવ આવવાનો હોય તો બન્ને નેત્રોમાં ઘણી જ બળતરા થાય; અને કફથી તાવ આવવાનો હોય તો ખોરાક તરફ ઘણી જ અરુચિ થાય-ખોરાક લેવાની ઇચ્છા જ ન થાય. બગાસાં વગેરે આ વિશેષ પૂર્વરૂપો પણ શ્રમ આદિ સામાન્ય પૂર્વરૂપો પ્રથમ થયા પછી જ થાય છે; કારણ કે વિશેષ ધર્મ સામાન્ય ધર્મથી દબાયેલો અથવા વ્યાપ્ત જ હોય છે.

### દ્વન્દ્વજ જ્વરનું પૂર્વરૂપ

**रूपैरन्यतराभ्यां तु संसृष्टैर्द्वन्द्वजं विदुः ॥ १५ ॥**

अन्वयः–अन्यतराभ्यां तु संसृष्टैः रूपैः (विद्वांसः) द्वन्द्वजं (पूर्वरूपं) विदुः ॥

**બે બે સાથે મળેલાં (વિશેષ) પૂર્વરૂપો વડે વિદ્વાનો દ્વન્દ્વજ પૂર્વરૂપને જાણે છે. ૧૫**

टीका–अन्यतराभ्यां–जृम्भानेत्रदाहाभ्याम्, जृम्भान्नारुचिभ्यां, नेत्रदाहान्नारुचिभ्यां वा संसृष्टैः रूपैः–श्रमादिभिः द्वन्द्वजं–द्विदोषजं पूर्वरूपं विदुः–जानीयुः । બબ્બે વિશેષ પૂર્વરૂપો એટલે જો બગાસાં આવતાં હોય તથા આંખોમાં દાહ થતો હોય તો વાયુ તથા પિત્તથી તાવ આવવાનો; બગાસાં તથા અન્ન ઉપર અપ્રીતિ હોય તો વાયુ તથા કફથી તાવ આવવાનો અને આંખોમાં બળતરા તથા અન્ન પર અભાવો હોય તો પિત્ત તથા કફથી તાવ આવવાનો છે, એમ સમજવું.

### સંનિપાતજ્વરનું પૂર્વરૂપ

**सर्वलिङ्गसमवायः सर्वदोषप्रकोपजे ॥ १६ ॥**

अन्वयः–सर्वदोषप्रकोपजे सर्व-लिङ्ग-समवायः (ज्ञायते वैद्यैः) ॥

**બધા દોષોના પ્રકોપથી આવનારા સંનિપાતજ્વરમાં બધાં પૂર્વરૂપો એકઠાં મળેલાં જણાય છે.**

टीका–सर्वदोषप्रकोपजे सर्वलिङ्गसमवायः–अतिशयितजृम्भानेत्रदाहान्नारुचिसहितानां श्रमादीनां समवायो भवति॥

ત્રણે દોષોના કોપથી થતા (સન્નિપાત) જ્વરમાં ઘણાં બગાસાં, નેત્રોમાં બળતરા, અન્ન ઉપર અભાવો, એ વિશેષ પૂર્વરૂપો અને તેની સાથે શ્રમ વગેરે સઘળાં સામાન્ય પૂર્વરૂપો પણ એકઠાં થયાં હોય છે.

### તાવનું સામાન્ય લક્ષણ

**स्वेदावरोधः सन्तापः सर्वाङ्गग्रहणं तथा ।**
**युगपद्यत्र रोगे तु स ज्वरो व्यपदिश्यते ॥१७॥**

अन्वयः–यत्र रोगे स्वेदावरोधः संतापः तथा सर्वाङ्गग्रहणं युगपत् (स्यात्) सः तु ज्वरः व्यपदिश्यते ॥

**જે રોગમાં પરસેવાનું નહિ નીકળવું, સંતાપ તથા બધાં અંગોનું ઝલાઈ જવું એકીસાથે થાય, તે 'જ્વર' કહેવાય છે. ૧૭**

टीका–स्वेदावरोधः–प्रस्वेदानिर्गमः न तु पित्तज्वरे स्वेदनिर्गमादेतल्लक्षणं व्यभिचरति । तत्रोत्सर्गापवादभावादिति जैज्झट–कार्तिक–कुण्डादयः । अन्ये तु स्विद्यते–उत्स्विद्यते अनेनेति स्वेदः–अग्निः, तस्यावरोधः दोषैराच्छन्नता । ताप इति वक्तव्ये सन्तापाभिधानं देहेन्द्रियमनसां सन्तापबोधनार्थम् । यत उक्तं चरकेण–ज्वरविशेषणम्–देहेन्द्रियमनस्तापीति । तत्र–देहसन्तापो देहोष्णता । इन्द्रियसन्तापः–इन्द्रियतापरूपवैकृत्यम् ॥ सर्वाङ्गग्रहणम्–सर्वेषामङ्गानां वेदनया ग्रहणं सर्वाण्यङ्गानि स्तम्भनगृहीतानीव भवन्ति । युगपदिति, मिलितमेतल्लक्षणम्, प्रत्येकस्य व्यभिचारात्, यथा स्वेदावरोधः कुष्ठपूर्वरूपे तथा सन्तापो दाहव्याधौ, तथा सर्वाङ्गग्रहणं सर्वाङ्गरोगाख्यवातव्याधौ ॥ જોકે પિત્તજ્વરમાં પસીનો નીકળે છે, તેથી તે જ્વરમાં આ લક્ષણ લાગુ પડતું નથી, એમ ન સમજવું; કારણ કે પરસેવો રોકવો એ સામાન્ય લક્ષણ છે; જ્યારે પિત્તજ્વરનાં વિશેષ લક્ષણમાં તેનો અપવાદ છે, એમ જૈજ્જટ, કાર્તિક અને કુંડ આદિ વૈદ્યો કહે છે. બીજાઓ તો સ્વેદનો અર્થ જઠરાગ્નિ કરે છે અને તે દોષોથી ઢંકાઈ જાય છે, એવો અર્થ કરી તેને સામાન્ય લક્ષણ ગણે છે. મૂળમાં તાપ ન કહી સંતાપ કહેલ છે, તેથી દેહ, ઇંદ્રિયો ને મન એ ત્રણેને જ્વર સંતાપ ઉપજાવે છે, એમ જણાવેલ છે. ચરક પણ તેમ જ કહે છે. તેમણે 'देहेन्द्रियमनस्तापी' એવું જ્વરને વિશેષણ આપ્યું છે; તેમાં દેહનો સંતાપ શરીરના તપવારૂપે થાય છે અને ઇંદ્રિયોનો સંતાપ ઇંદ્રિયોમાં વિકારરૂપે જણાય છે. એ જ વાત તેમણે 'इन्द्रियाणां तु वैकृत्यं' એ નીચેના શ્લોકમાં સૂચવી છે. વળી એકલો પસીનો અટકવો તે કોઢના પૂર્વરૂપમાં પણ થાય છે, એકલો સંતાપ દાહના રોગમાં પણ થાય છે, અને એકલું અંગોનું ઝલાઈ જવું સર્વાંગરોગ નામના વાતવ્યાધિમાં પણ થાય છે, માટે એ ત્રણે લક્ષણો જેમાં સામટાં થાય તેને જ્વર કહે છે.

**જ્વરમાં થતા સંતાપનું ચરકે કહેલું લક્ષણ**

**'इन्द्रियाणां तु वैकृत्यं यत् तत् सन्तापलक्षणम् ।**
**वैचित्त्यमरतिर्ग्लानिर्मनःसन्तापलक्षणम्' ॥इति १८**

अन्वयः–इन्द्रियाणां यत् वैकृत्यं तत् (इन्द्रिय) संतापलक्षणम्; वैचित्त्यम् अरतिः ग्लानिः–मनः संतापलक्षणम् (बोध्यम्) ॥

**ઇંદ્રિયોનો જે વિકાર તે ઇંદ્રિયોના સંતાપનું લક્ષણ છે અને ચિત્તની વ્યગ્રતા, બેચેની તથા ગ્લાનિ–હર્ષક્ષય–અણગમો કે કંટાળો–એ મનના સંતાપનું લક્ષણ જાણવું. ૧૮**

### તાવમાં પરસેવો ન આવે તેનું કારણ

**रुणद्धि चाप्यपां धातून् यस्मात्तस्माज्ज्वरातुरः ।**
**भवत्यत्युष्णगात्रश्च स्विद्यते न च सर्वशः ॥१९॥**

अन्वयः–यस्मात् च (ज्वरः) अपां धातून् रुणद्धि, तस्मात् च ज्वरातुरः अति–उष्णगात्रः भवति, सर्वशः च न स्विद्यते ॥

**જે કારણે જ્વર રસધાતુઓને રોકી દે છે, તેથી તાવનો રોગી અત્યંત ગરમ શરીરવાળો થઈ જાય છે અને તેને લગભગ પરસેવો થતો નથી. ૧૯**

टीका–यस्मात् ज्वरोऽपां धातून्–रसधातून् रुणद्धि, तस्माद्धेतोर्ज्वरातुरोऽत्युष्णगात्रो भवति, सर्वशः स्विद्यते च न ॥ (આનો અર્થ ભાષાંતરમાં સમાયો છે.)

### જ્વરની સામાન્ય ચિકિત્સા

**अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् ।**
**साधारणीं क्रियां तत्र विदधीत चिकित्सकः ॥२०॥**

अन्वयः–यत्र (ज्वरे) चिकित्सकः दोषाणाम् अंशांशं विवेक्तुं नैव शक्नुयात्, तत्र तु साधारणीं क्रियां विदध्यात् ॥

**જે તાવમાં વૈદ્ય દોષોના અંશે અંશને બરાબર અલગ અલગ સમજવા સમર્થ ન થાય, ત્યાં તો તેણે સામાન્ય ચિકિત્સા જ કરવી.**

### તાવવાળાને વાયુરહિત સ્થાન હિતકારી

सामान्यतो ज्वरी पूर्वं निर्वाते निलये वसेत् ।
निर्वातमायुषो वृद्धिमारोग्यं कुरुते यतः ॥ २१ ॥

अन्वयः–ज्वरी सामान्यतः पूर्वं निर्वाते निलये वसेत् । यतः निर्वातम् आयुषः वृद्धिम् आरोग्यं ( च ) कुरुते ॥

તાવવાળાએ સામાન્ય રીતે પ્રથમ વાયુરહિત સ્થાનમાં જ રહેવું જોઈએ; કારણ કે વાયુ વિનાનું સ્થાન આયુષનો વધારો તથા આરોગ્ય કરે છે. ૨૧

### જુદા જુદા પંખાઓના પવનના ગુણો

व्यजनस्यानिलस्तृष्णास्वेदमूर्च्छाश्रमापहः ।
तालवेत्रभवो वातस्त्रिदोषशमनो मतः ।
वंशव्यजनजः सोष्णो रक्तपित्तप्रकोपनः ॥ २२ ॥
चामरो वस्त्रसम्भूतो मायूरो वेत्रजस्तथा ।
एते दोषजितो वाताः स्निग्धा हृद्याः सुपूजिताः ॥२३

अन्वयः–व्यजनस्य अनिलः तृष्णा–स्वेद–मूर्च्छा–श्रमापहः ( भवति ), तालवृन्तभवः वातः त्रिदोषशमनः मतः, वंशव्यजनजः ( वातः ) सोष्णः ( सन् ) रक्तपित्तप्रकोपनः ( स्यात् ); चामरः वस्त्र–संभूतः मायूरः तथा वेत्रजः–एते वाताः दोषजितः स्निग्धाः हृद्याः सुपूजिताः ॥

વીંજણાનો વાયુ તરશ, પરસેવો, મૂર્છા અને શ્રમને દૂર કરે છે. તાડના પંખાનો પવન ત્રણે દોષોનું શમન કરે છે. વાંસના પંખાનો પવન ગરમ હોઈ રક્તપિત્તને કોપાવે છે; ચામર, વસ્ત્ર, મોરપીંછ તથા નેતરના પંખાનો પવન વાયુના દોષને દૂર કરે છે તથા સ્નિગ્ધ હોઈ મનને ગમે છે અને વખાણવા યોગ્ય છે.

### તરતના નવા તાવવાળાએ કરવા જેવું

नवज्वरी भवेद्यत्नाद् गुरूष्णवसनावृतः ।
यथर्तुपक्वपानीयं पिबेत् किञ्चिन्निवारयन् ॥ २४ ॥

अन्वयः–नवज्वरी यत्नात् गुरूष्णवसनावृतः भवेत् ( तथा ) यथर्तुपक्वपानीयं किंचिद् ( तृषां ) निवारयन् पिबेत् ॥

નવા તાવવાળાએ કાળજી રાખી ભારે ગરમ કપડાંથી ચોપાસ ઢંકાયેલા રહેવું અને ઋતુ અનુસાર ગરમ કરેલું પાણી કંઈક (તરશને) અટકાવતા રહી–થોડું થોડું પીધા કરવું. ૨૪

### પથ્યથી જ રોગ મટે

विनापि भेषजैर्व्याधिः पथ्यादेव निवर्तते ।
न तु पथ्यविहीनस्य भेषजानां शतैरपि ॥ २५ ॥

अन्वयः–( कश्चिदपि ) व्याधिः भेषजैः विना अपि ( केवलात् ) पथ्यात् एव निवर्तते । पथ्यविहीनस्य तु भेषजानां शतैः अपि न ( निवर्तते ) ॥

હરકોઈ રોગ ઔષધો વિના પણ કેવળ પથ્ય (પરેજ) પાળવાથી જ મટી જાય છે; પરંતુ પથ્ય નહિ પાળતા (રોગી) માણસનો રોગ સેંકડો ઔષધોથી પણ મટતો નથી. ૨૫

### તરતના તાવવાળાએ ત્યજવા જેવું

परिषेकान् प्रदेहांश्च स्नेहान् संशोधनानि च ।
दिवास्वापं व्यवायञ्च व्यायामं शिशिरं जलम् ।
क्रोधप्रवातभोज्यांश्च वर्जयेत्तरुणज्वरी ॥ २६ ॥

अन्वयः–तरुणज्वरी परिषेकान् च प्रदेहान् स्नेहान् च संशोधनानि दिवास्वापं व्यवायं च व्यायामं शिशिरं जलं च क्रोधप्रवातभोज्यान् वर्जयेत् ॥

(સુશ્રુત કહે છે:) તરતના તાવવાળાએ સ્નાન વગેરે, અનુલેપન–અભ્યંગ આદિ, ચીકાશવાળાં દ્રવ્યો, સંશોધનો, દિવસે નિદ્રા, મૈથુન, કસરત, ઠંડું પાણી, ક્રોધ, ઘણો પવન અને ભોજન ત્યજવાં જોઈએ. ૨૬

टीका–परिषेकः–स्नानादिः । प्रदेहोऽनुलेपनाभ्यङ्गादि । स्नेहान्–पाने निषिद्धान् ॥ ( અર્થ ઉપર અપાયો છે.)

### ઉપર્યુક્ત ન ત્યજે તો દોષ

शोषं छर्दि मदं मूर्च्छां भ्रमं तृष्णामरोचकम् ।
प्राप्नोत्युपद्रवानेतान् परिषेकादिसेवनात् ॥ २७ ॥

अन्वयः–परिषेकादिसेवनात् शोषं छर्दि मदं मूर्च्छां भ्रमं तृष्णाम् अरोचकम्–एतान् उपद्रवान् प्राप्नोति ॥

(તરતના તાવમાં ઉપર્યુક્ત) સ્નાનાદિને સેવવાથી શોષ, ઊલટી, મદ, મૂર્છા, ભ્રમ, તરશ તથા અરુચિ, એ ઉપદ્રવોને પામે છે. ૨૭

टीका–आदिशब्देन प्रदेहादयो गृह्यन्ते ।

### હારીતે કહેલાં પ્રત્યેકનાં દૂષણો

हारीतेन प्रत्येकं दूषणमुक्तम्–

'व्यायामज्ज्वरसंवृद्धिर्व्यवायात् स्तम्भमूर्च्छनम् ।
मृतिश्च स्नेहपानात् तु मूर्च्छा च्छर्दिर्मदोऽरुचिः ॥
गुर्वन्नभोजनात् स्वप्नाद्विभ्रमो दोषकोपनम् ।
अग्निसादः खरत्वं च स्रोतसां चाप्रवर्तनम्' ॥२८॥

अन्वयः–व्यायामात् ज्वरसंवृद्धिः, व्यवायात् स्तम्भ–

मूर्च्छनं च मृतिः, स्नेहपानात् तु मूर्च्छा छर्दिः मदः अरुचिः, गुर्वन्नभोजनात् (च) स्वप्नात् विष्टम्भः दोषकोपनम् अग्निसादः खरत्वं च स्रोतसाम् अप्रवर्तनम् (भवति)॥

'કસરતથી તાવ વધે છે; મૈથુનથી સ્તંભ, મૂર્ચ્છા તથા મરણ પણ થાય છે; સ્નેહપાનથી મૂર્ચ્છા, ઊલટી, મદ અને અરુચિ થાય છે; ભારે અનાજ ખાવાથી તથા દિવસે સૂવાથી કબજિયાત અને દોષોનો કોપ થાય છે; તથા મંદાગ્નિ, ખરસટપણું અને નાડીઓમાં રસાદિનો પ્રવાહનું અટકવું પણ થાય છે.' ૨૮,૨૯

टीका-मृतिरिति व्यवायादित्यत्र सम्बध्यते। स्वप्नात्-दिवास्वापात्॥

**વળી બીજું પણ ત્યજવા જેવું**

**सज्वरो ज्वरमुक्तो वा विदाहीनि गुरूणि च।**
**असात्म्यान्यन्नपानानि विरुद्धान्यशनानि च॥३०॥**
**व्यायाममतिचेष्टां वाऽभ्यङ्गस्नानं च वर्जयेत्।**
**तेन ज्वरः शमं याति शान्तश्च न पुनर्भवेत्॥३१॥**

अन्वयः-सज्वरः वा ज्वरमुक्तः विदाहीनि च गुरूणि असात्म्यान्नानि पानानि विरुद्धानि अशनानि च व्यायामं वा अतिचेष्टाम् अभ्यङ्गं च स्नानं वर्जयेत्, तेन ज्वरः शमं याति, शान्तः च पुनर् न भवेत्॥

તાવવાળાએ તથા તાવથી રહિત થયેલાએ પણ અતિદાહક તથા ભારે પદાર્થો, અહિત અન્નપાનો તેમ જ વિરુદ્ધ ભોજનો, કસરત, બહુ હરફર, અભ્યંગ અને સ્નાન પણ છોડવાં, જેથી તાવ શમી જાય છે અને શાંત થયેલો તે પાછો આવતો પણ નથી. ૩૦,૩૧

**તાવમાં લંઘન કે લાંઘણની ખાસ જરૂર**

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन्।**
**विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत्॥३२॥**

अन्वयः-आमाशयस्थः दोषः अग्निं हत्वा सामः मार्गान् पिधापयन् ज्वरं यत् विदधाति, तस्मात् (अग्निदीप्तये, सामदोषपरिपक्वये मार्गपिधानदूरीकरणार्थं च) लङ्घनम् आचरेत्॥

(ચરક તથા વાગ્ભટ કહે છે:) આમાશયમાં રહેલા (વાતાદિ) દોષો જઠરાગ્નિની ઉષ્ણતાને ઢાંકી દઈ, કાચા આહારરસ સાથે મળી જઈ માર્ગોને પણ ઢાંકી દે છે અને તાવને જે કરે છે, તે કારણે (જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા, આમ સહિત દોષોને પકવવા તથા માર્ગોને ખુલ્લા કરવા) લંઘન[1] કે લાંઘણ ખાસ કરવું. ૩૨

टीका-अस्यायमर्थः-यतो हेतोरामाशयस्थो दोषो वातपित्तकफरूपः, अग्निं हत्वा-आच्छाद्य, सामः-अपक्वाहाररससहितः, मार्गं पिधापयन्-अत्र आर्षत्वादहेतावपि कर्तरि शतृप्रत्ययः, तेन पिदधातीत्यर्थः। ज्वरं करोति, तस्माद्धेतोर्लङ्घनं ज्वरी आचरेदित्यर्थः।-આનો આ અર્થ છે કે, જે કારણે આમાશયમાં રહેલા દોષ-વાત, પિત્ત કે કફ, અગ્નિને હણી નાખી-એટલે ઢાંકી દઈ આમ-કાચા આહારના રસની સાથે મળી જઈ માર્ગને ઢાંકી દે છે. અહીં 'पिधापयन्'-એ કૃદન્તમાં પ્રેરક કર્તા ન હોવા છતાં આર્ષ વ્યાકરણના આધારે શતૃ પ્રત્યય કર્યો છે, તેથી જ 'ઢાંકે છે' એવો અર્થ કરેલ છે. આ કારણે તાવવાળાએ લંઘન કરવું જોઈએ.

[1] लङ्घ्यते-प्राप्यते शरीरे लाघवं स्वास्थ्यं च अनेन-अनशन-उपवास-रूपकर्षणचिकित्साख्येन दोषपरिपाकसाधनेनेति-तद् लङ्घनम्, लघि गतौ-करणे ल्युट्-જેનાથી શરીરમાં હલકાઈ-સ્ફૂર્તિ તથા સ્વાસ્થ્ય મેળવાય છે, તે અનશન કે ઉપવાસરૂપ કર્ષણ-ચિકિત્સા નામનું દોષોને અતિશય પકવવાનું જે સાધન, તે લંઘન-લાંઘણ.

**એ લાંઘણ વગેરે ક્યારે?**

यथा-જેમ કે:

**ज्वरादौ लङ्घनं प्रोक्तं ज्वरमध्ये तु पाचनम्।**
**ज्वरान्ते भेषजं दद्याज्ज्वरमुक्ते विरेचनम्॥३३॥**

अन्वयः-ज्वरादौ लङ्घनं प्रोक्तम्, ज्वरमध्ये तु पाचनं (प्रोक्तम्), ज्वरान्ते भेषजं दद्यात्, ज्वरमुक्ते विरेचनं (देयम्)॥

તાવની શરૂઆતમાં લાંઘણ કરવા કહેલ છે; તાવની મધ્ય અવસ્થામાં પાચન દેવું, તાવ ઊતરવા લાગે ત્યારે ઔષધ દેવું અને તાવ બિલકુલ ઊતરી ગયા પછી વિરેચન દેવું.

**ઉપર જણાવેલ ત્રણના સંબંધમાં વધુ સ્પષ્ટતા**

**त्रिविधे त्रिविधे दोषे तत्समीक्ष्य प्रयोजयेत्।**
**दोषेऽल्पे लङ्घनं पथ्यं मध्ये लङ्घनपाचनम्।**
**प्रभूते शोधनं तच्च मूलादुन्मूलयेन्मलान्॥३४॥**

अन्वयः-त्रिविधे दोषे त्रिविधं समीक्ष्य तत् प्रयोजयेत्। दोषे अल्पे लङ्घनं पथ्यम्, दोषे मध्ये लङ्घन-पाचनं (पथ्यम्), दोषे प्रभूते शोधनं (पथ्यम्),

तत् च मलान् मूलात् उन्मूलयेत् ॥

ત્રણ પ્રકારના દોષોમાં ત્રણ પ્રકાર બરાબર જોયા પછી (ઉપર જણાવેલ) એ ત્રણેની બરાબર યોજના કરવી; (જેમ કે) દોષ ઓછા હોય તો કેવળ એકલું લંઘન જ હિતકારી થાય છે; દોષો મધ્યમ હોય એટલે બહુ ઓછા કે બહુ વધારે ન હોય ત્યારે લંઘન અને પાચન બેય સાથે હિતકારી થાય છે અને દોષો જો ઘણા જ હોય તો શોધન હિતકારી થાય છે; કેમ કે તે મૂળમાંથી જ દોષોને ઉખાડી કાઢે છે. (અહીં આ ખાસ લક્ષ્યમાં લેવા જેવું છે, કે આ સામાન્ય ચિકિત્સા હોઈ વિષમજ્વરમાં જ લાગુ કરી શકાય છે, પણ તરુણજ્વરમાં તો કેવળ લંઘન જ હિતકારી છે, એમ પૂર્વાપર જોતાં સ્પષ્ટ થાય છે.) ૩૪

### નવા તાવમાં પ્રથમ લંઘન વિષે ચક્રદત્તની સંમતિ

तरुणं तु ज्वरं पूर्वे लङ्घनेन क्षयं नयेत् ।
आमदोषमलिङ्गं वा लङ्घयेत्तं यथाविधि ॥ ३५ ॥

अन्वयः–तरुणं ज्वरं पूर्वं तु लङ्घनेन क्षयं नयेत्, वा आमदोषं तु अलिङ्गं यथाविधि लङ्घयेत् ॥

નવા તાવને પ્રથમ તો લાંઘણથી જ ઓછો કરવો; અથવા કાચા દોષવાળા તે તાવને (કયા દોષવાળો તે છે એમ) ન ઓળખવાથી પણ વિધિ પ્રમાણે લાંઘણ પર જ લઈ જવો. ૩૫

### કયો દોષ કેટલા દિવસે પાકે?

अन्यच्च–વળી બીજું :

वातः पचति सप्ताहात्पित्तं तु दशभिर्दिनैः ।
श्लेष्मा द्वादशभिर्घस्रैः पच्यते वदतांवर ॥३६॥

अन्वयः–हे वदतांवर! वातः सप्ताहात् पचति, पित्तं तु दशभिः दिनैः (पचति), श्लेष्मा द्वादशभिः घस्रैः पच्यते ॥

હે વક્તાઓમાં શ્રેષ્ઠ! વાયુ સાત દિવસે પાકે છે, પિત્ત દશ દિવસે પાકે છે અને કફ બાર દિવસે પાકે છે. ૩૬

### દોષને અનુસરી લાંઘણ કરવી

लङ्घनं लङ्घनीयस्तु कुर्याद्दोषानुरूपतः ।
त्रिरात्रमेकरात्रं वाऽहोरात्रमथवा ज्वरे ॥३७॥

अन्वयः–ज्वरे लङ्घनीयः तु दोषानुरूपतः त्रिरात्रं वा एकरात्रम् अथवा अहोरात्रं लङ्घनं कुर्यात् ॥

તાવમાં જેને લાંઘણ કરાવવાની હોય તેણે પણ દોષને અનુસરી ત્રણ દિવસ, એક રાત્રિ કે એક આખા દિવસ–રાતની લાંઘણ કરવી. ૩૭

### તાવવાળાને ઔષધ ક્યારે દેવાય?

निर्वातसेवनात् स्वेदाल्लङ्घनादुष्णवारिणः ।
पानादामज्वरे क्षीणे पश्चादौषधमाचरेत् ॥३८॥

अन्वयः–निर्वातसेवनात् स्वेदात् लङ्घनात् उष्णवारिणः पानात् आमज्वरे क्षीणे पश्चात् औषधम् आचरेत् ॥

વાયુરહિત પ્રદેશમાં રહેવાથી, પરસેવો આવવાથી અને ઉકાળેલું પાણી પીવાથી કાચો (એટલે કાચા મળવાળો) તાવ નાશ પામી જાય, તે પછી જ ઔષધ કરવું. ૩૮

### લંઘન આદિ માટે આત્રેયનો મત

आत्रेयेणोक्तम्—

ज्वरादौ लङ्घनं कुर्यात् ज्वरमध्ये तु पाचनम् ।
ज्वरान्ते+रेचनं दद्यात् कोष्ठशुद्धौ यथाबलम् ॥३९॥

अन्वयः–ज्वरादौ लङ्घनं प्रोक्तम्, ज्वरमध्ये तु पाचनं (देयम्), ज्वरान्ते कोष्ठशुद्धौ यथाबल रेचनं दद्यात् ॥

તાવની શરૂઆતમાં લાંઘણ કરવાનું જ કહેલ છે; તાવની મધ્ય અવસ્થામાં પાચન દેવું અને તાવ ઊતર્યા પછી જ કોઠો સાફ કરવા બળ પ્રમાણે વિરેચન આપવું. ૩૯

टीका–अत्र लङ्घनशब्देनानशनमुच्यते–અહીં લંઘન શબ્દનો અર્થ અનશન–ખોરાક બિલકુલ ન લેવો, એ છે.

यत् आह सुश्रुतः–આ સંબંધે સુશ્રુત કહે છે :

### દોષો પાકે ત્યાં સુધી કેવળ લંઘન જ

आनद्धःस्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः ।
तावत्त्वनशनं कुर्यात्ततः संसर्गमाचरेत् ॥ ४० ॥

अन्वयः–आतुरः यावन्तं कालं स्तिमितैः दोषैः आनद्धः (स्यात्) तावत् तु अनशनं कुर्यात्, ततः संसर्गम् आचरेत् ॥

રોગી જેટલા કાળ સુધી કોઠામાં જામેલ (કાચા) દોષના સંબંધવાળો હોય, ત્યાં સુધી તો તેણે અનશન–એટલે લાંઘણ જ કર્યા કરવી જોઈએ; પછી (દોષો પાકી જાય ત્યારે જ)

+ 'ज्वरान्ते भेषजं दद्याज्ज्वरमुक्ते विरेचनम्' इत्यपि पाठः ।

તેણે ઔષધ-અન્ન આદિનો સંસર્ગ કરવો અર્થાત્ દોષો બરાબર પાકી ગયા પછી જ ખોરાક અને ઔષધ લેવાય. ૪૦

ટીકા-आनद्धःस्तिमितैर्दोषैः-निश्चलैर्दोषैः सम्बद्धः संसर्गम्=औषधान्नादिग्रहणम् ॥ (અર્થ ભાષાન્તરમાં સમાયો છે.)

यत आह चरकः-

ચરકે ગણેલાં લંઘનો

**चतुष्प्रकारा संशुद्धिः पिपासा मारुतातपौ ।**
**पाचनान्युपवासश्च व्यायामश्चेति लङ्घनम् ॥४१॥**

*अन्वयः-चतुष्प्रकारा संशुद्धिः, पिपासा, मारुतातपौ,* पाचनानि, च उपवासः, च व्यायामः-इति (दशविध) लङ्घन (ज्ञेयम्) ॥

(વમન, વિરેચન, નિરૂહબસ્તિ અને શિરોવિરેચન, એમ) ચાર પ્રકારનાં સંશોધનો, તરશ, પવન, તડકો, પાચનદ્રવ્યો, ઉપવાસ અને કસરત-એ (દશ પ્રકારનાં) લંઘનો જાણવાં. ૪૧

*ટીકા-चतुष्प्रकारा संशुद्धिः=वमन-विरेचन-निरूह-*बस्ति-शिरोविरेचनानि, नत्वनुवासनम्; तस्य बृंहणत्वात् । अत्र लङ्घनं कर्षणमित्यर्थः ॥ સંશોધનો ચાર જ છે. અનુવાસન એ સંશોધન નથી; કેમ કે તે બૃંહણ છે. અહીં લંઘનનો અર્થ કર્ષણ છે.

तथा च सुश्रुतः-

લંઘન તથા બૃંહણની સુશ્રુતે કરેલ સ્પષ્ટતા

**शरीरलाघवकरं यद्द्रव्यं कर्म वा पुनः**
**तल्लङ्घनमिति ज्ञेयं बृंहणं तु पृथक् ततः ॥४२॥**

अन्वयः-यद् द्रव्य पुनर् वा कर्म शरीरलाघवकर (भवेत्) तत् 'लङ्घनम्', बृंहणं तु ततः पृथक् (गण्यते) ॥

જે દ્રવ્ય કે કર્મ શરીરને હલકું કરનાર અથવા અંદરના વધેલા દોષોને ઓછા કરનાર હોય, તેને 'લંઘન' જાણવું; બૃંહણ તો (શરીરને પુષ્ટ કરનાર હોઈ) તેનાથી જુદું જ ગણાય છે. ૪૨

ટીકા-लङ्घनात्कर्षणादन्यत् शरीरपोषकमित्यर्थः ।

ननु 'आनद्धःस्तिमितैर्दोषैः' इत्यादिपूर्वोक्तसुश्रुत-वचनात्सामान्यतो ज्वरिणा यथाऽनशनरूप लङ्घन क्रियते, तथा 'चतुष्प्रकारा संशुद्धिः' इत्यादिचरकवचनाद्वमनादि-रूप लङ्घन सर्वैर्ज्वरिभिः कथं न क्रियते ? तत्रोच्यते-[illegible] क्रियते, न तु सर्वज्वरेषु ॥

લંઘન એટલે કર્ષણ અર્થાત્ વધેલા દોષોને ઓછા કરવા તે લંઘન; અને બૃંહણ તો શરીરનું પોષક છે, તેથી જ એ લંઘનથી જુદું પડે છે, આવો ભાવ છે. અહીં શંકા થાય કે, आनद्धःस्तिमितैर्दोषैः' ઇત્યાદિ ઉપર જણાવેલ સુશ્રુતનાં વચનથી સામાન્ય હરકોઈ તાવવાળાએ અનશન કે ઉપવાસરૂપ લંઘન જેમ કરવું જોઈએ, તેમ 'चतुष्प्रकारा संशुद्धिः' ઇત્યાદિ ચરકનાં વચનથી વમન આદિરૂપ (દશ પ્રકારનું) લંઘન હરકોઈ-બધી જાતના તાવવાળાએ કેમ ન કરવુ ? આનું સમાધાન આ કહેવાય છે કે, વમન આદિરૂપ એ લંઘન અમુક જુદી જુદી અવસ્થાઓમાં જ કરાય છે, પણ બધી જાતના તાવમાં કરાતું નથી.

तथा च सुश्रुतः-સુશ્રુત પણ તેમ જ કહે છે:

વમનાદિ સંશોધનો કોના માટે અને ક્યારે?

**सोत्क्लेशे बलिने देयं वमनं श्लैष्मिकज्वरे ।**
**पित्तप्राये विरेकस्तु कार्यः प्रशिथिलाशये ॥४३॥**
**सरुजे*ऽनिलजे कार्यं सोदावर्ते निरूहणम् ।**
**कफाभिपन्ने शिरसि कार्यं मूर्धविरेचनम् ॥ ४४॥**

अन्वयः-सोत्क्लेशे श्लैष्मिकज्वरे (सति) बलिने वमनं देयम्, विरेकः तु पित्तप्राये प्रशिथिलाशये कार्यः। सरुजे सोदावर्ते अनिलजे (ज्वरे) निरूहण कार्यम्। शिरसि कफाभिपन्ने (सति) मूर्धविरेचन कार्यम् ॥

(છાતીમાં કફનો ખૂબ ભરાવો હોઈને જેમાં તે કફ ખૂબ ખડખડતો હોય, જેથી દરદી વમનને ઇચ્છતો હોય ત્યારે એવા) કફના તાવમાં (એટલે તાવના પૂર્વરૂપમાં) જો બળવાન હોય એટલે વમન કરી શકે તે સ્થિતિમાં હોય-તો તેને વમન દેવું-એટલે વમનદ્રવ્ય આપી ઊલટી કરાવવી; વિરેચન પણ લગભગ પિત્તના તાવમાં (એટલે એ તાવના પૂર્વરૂપમાં) કોઠો ખૂબ કઠણ થઈ ગયો હોય ત્યારે જ કરાવવું; તેમ જ પીડા સાથેનો અને ઉદાવર્ત સહિત (એટલે જેમાં વાયુથી પેટ ભરાઈ ગયુ હોય) એવા વાયુના તાવમાં (એટલે પૂર્વરૂપમાં) નિરૂહણ કરવું એટલે નિરૂહબસ્તિ દેવી; અને જ્યારે માથું કફથી યુક્ત થઈ ભારે ભારે થઈ ગયું હોય ત્યારે મસ્તકવિરેચન દેવું. ૪૩, ૪૪

ટીકા-सोत्क्लेशे-वमनेच्छावति, प्रशिथिलाशये-प्रोष-

* 'सरुजेऽतिरुजे कार्यम्' इत्यपि पाठः ।

सर्गवैपरीत्येन गाढाशय इत्यर्थः। सोदावर्ते–उदरपूरणवति। (અર્થ ઉપર અપાયો છે.)

**હરકોઈ તૃષાતુરને પાણી તો દેવું જ**

अपि च सर्वज्वरिभिः पिपासानिग्रहश्च न कार्यः। यत आह हारीतः–વળી હરકોઈ તાવવાળાએ તરશને તો ન જ રોકવી, કારણ કે હારીત કહે છે :

**तृष्णा गरीयसी घोरा सद्यःप्राणविनाशिनी।**
**तस्माद्देयं तृषाऽऽर्त्ताय पानीयं प्राणधारणम् ॥४५**

अन्वयः–गरीयसी तृष्णा घोरा (सती) सद्यः प्राणविनाशिनी (भवति), तस्मात् तृषाऽऽर्त्ताय प्राणधारणं पानीयं देयम्॥

અતિશય ભારે તરશ ભયાનક હોઈને તત્કાળ પ્રાણનો વિનાશ કરનારી થાય છે, માટે (હરકોઈ) તૃષાતુરને પ્રાણ ટકાવનારું પાણી અવશ્ય દેવું જ જોઈએ. ૪૫

टीका–अतोऽवस्थाविशेष एव पिपासासहनं ज्वरिभिर्मारुतसेवनं च कार्यम्। सुश्रुतेन प्रवातसेवनस्य सर्वथा निषिद्धत्वात्। अतो मारुतसेवनमप्यवस्थाविशेष एवोक्तम्॥ आतपसेवनं चाप्यवस्थाविशेष एव युक्तम्॥ આથી અમુક અવસ્થામાં જ તાવવાળાએ તરશને સહન કરવી અને પવનનું સેવન પણ કરવું; સુશ્રુતે અતિશય (બાહ્ય) વાયુનું સેવન સંપૂર્ણ નિષેધેલું જ છે. આ કારણે પવનનું સેવન પણ અમુક અવસ્થામાં જ કહેવાયું છે; એ જ રીતે તડકાનું સેવન પણ અમુક અવસ્થામાં જ યુક્ત છે. ૪૫

**તાવ ઉતારનારા પાચન ઉકાળા ક્યારે દેવા?**

**लङ्घनाम्बुयवागूभिर्यदा दोषो न पच्यते।**
**तदा तु मुखवैरस्यतृष्णारोचकनाशनैः॥**
**ज्वरघ्नैः पाचनैर्हृद्यैः कषायैः समुपाचरेत् ॥४६॥**

अन्वयः–यदा लङ्घन–अम्बु–यवागूभिः दोषः न पच्यते, तदा तु मुखवैरस्य–तृष्णा–अरोचकनाशनैः ज्वरघ्नैः हृद्यैः पाचनैः कषायैः समुपाचरेत्॥

જ્યારે લાંઘણ, (ઉકાળેલું) પાણી અને રાબથી પણ દોષો ન પાકે (અને તાવ ઊતરે જ નહિ), ત્યારે (એ વિષમજ્વરમાં) મોઢાનું બેસ્વાદપણું, તરશ તથા અરુચિનો નાશ કરનારા, તાવને ઉતારે એવા અને હૃદયને ગમે એવા પાચન ઉકાળાઓ વડે (તાવવાળા રોગીના) બરાબર યોગ્ય ઉપચારો કરવા. ૪૬

टीका–इत्यत्र लङ्घन–पाचनयोः स्फुट एव भेदः। व्यायामोऽपि न कार्यस्तस्यातिनिषिद्धत्वात्। अवस्थाविशेषे पुनः पार्श्वपरिवर्तनादिरूपः सोऽपि कर्तव्यः। तस्मात् 'चतुष्प्रकारा संशुद्धिः' इत्यादिश्लोके लङ्घनपदं कर्षणपर्यायमिति निर्णीतम्॥ આમ આ શ્લોકમાં પણ લંઘન તથા પાચનનો ભેદ સ્પષ્ટ જ જણાવ્યો છે. તાવવાળાએ કસરત પણ ન જ કરવી, એમ તેનો અત્યંત નિષેધ કર્યો જ છે; છતાં અમુક અવસ્થામાં પડખાં બદલવાં–આદિરૂપે એટલી કસરત કે મહેનત તો (વિના છૂટકે) કરવી જ પડે; માટે 'चतुष्प्रकारा संशुद्धिः' ઇત્યાદિ શ્લોકમાં જ્યાં જ્યાં 'લંઘન' શબ્દ વાપર્યો છે, ત્યાં ત્યાં એ 'કર્ષણ'નો પર્યાય છે, એવો નિર્ણય કર્યો છે. ૪૬

**લાંઘણથી દોષરહિત થયેલાને શું દેવું?**

**दोषशेषस्य पाकार्थमग्नेः सन्धुक्षणाय च।**
**लङ्घितश्चाप्यदोषश्चेद्यवागूपानमाचरेत् ॥४७॥**
**शालिषष्टिकमुद्गानां यूषं वा शस्तमाचरेत्।**
**पञ्चकोलेन संसिद्धां यवागूं मध्यलङ्घने ॥४८॥**

अन्वयः–लङ्घितः अपि अदोषः चेत् (तर्हि) दोषशेषस्य पाकार्थं च अग्नेः सन्धुक्षणाय यवागूपानम् आचरेत्, वा शालिषष्टिकमुद्गानां शस्तं यूषम् आचरेत्। मध्यलङ्घने च पञ्चकोलेन संसिद्धां यवागूम् आचरेत्॥

જેણે લાંઘણ કરી હોય તે માણસ લાંઘણ કર્યા પછી પણ જો દોષરહિત (અથવા પાકેલા દોષવાળો) થયો હોય છતાં તેણે (પાકતાં) કંઈક બાકી રહી ગયેલા દોષોને પકવવા માટે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા રાબ પીવાની શરૂઆત કરવી; અથવા શાળના ચોખાનું, સાઠીચોખાનું કે મગનું (પાચનમાં) વખણાયેલું ઓસામણ પીવું; અને લાંઘણની મુદતના મધ્યકાળે તો પંચકોલ–પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠની બનાવેલી રાબ જ પીવી. ૪૭,૪૮

**લાંબી લાંઘણ કરી ચૂકેલાને તર્પણ જરૂરી**

**अत्यर्थं लङ्घितं दृष्ट्वा तस्य सन्तर्पणं हितम्।**
**द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूषकैः।**
**तर्पणार्हस्य कर्तव्यं तर्पणं ज्वरशान्तये ॥४९॥**

अन्वयः–अतिलङ्घितं (जनं) दृष्ट्वा तस्य संतर्पणं हितम् (भवति)। तर्पणार्हस्य ज्वरशान्तये सपरूषकैः द्राक्षादाडिमखर्जूरप्रियालैः तर्पणं कर्तव्यम्॥

જેણે અતિશય–ઘણી લાંઘણ કરી હોય

એવા રોગીને જોઈ, તેને સારી રીતે તૃપ્ત કરવો તે હિતકારી છે; માટે તર્પણને યોગ્ય એ રોગીના તાવને શાંત કરવા ફાલસાં, દ્રાક્ષ, દાડિમ, ખજૂર તથા રાયણોથી તેને તર્પણ કરવું.

### ઉપવાસરૂપ લંઘનનું ફળ

**लङ्घनेन क्षयं नीते दोषे सन्धुक्षितेऽनले ।**
**विज्वरत्वं लघुत्वं च क्षुच्चैवास्योपजायते ॥५०॥**

अन्वयः-लङ्घनेन दोषे क्षयं नीते, अनले च सन्धुक्षिते ( सति ) अस्य ( ज्वरिणः ) विज्वरत्वं लघुत्वं च क्षुत् उपजायते ॥

( ઉપર્યુક્ત ) લંઘન દ્વારા દોષો ઓછા થઈ જાય અને જઠરાગ્નિ બરાબર પ્રદીપ્ત થાય, ત્યારે એ તાવનો રોગી તાવથી રહિત થાય છે, તેનું શરીર પણ હલકું-સ્ફૂર્તિવાળું થાય છે અને તેને ભૂખ પણ લાગવા માંડે છે. ૫૦

टीका-लङ्घनेन-अनशनेन दोषे प्रवृद्धे क्षयं नीते। यत आह-'आहारं पचति शिखी दोषानाहारवर्जितः'। पचतीति। सन्धुक्षितेऽनले-आच्छादकदोषे क्षीणेऽग्नौ प्रदीप्ते यथोक्तसम्प्राप्तिसामग्रीविघटनात् विज्वरत्व, शरीरस्य गौरवाभावेन लघुत्वम्, क्षुद्-बुभुक्षा च जायते इत्यर्थः॥

લંઘન એટલે અનશન અથવા ઉપવાસથી વધેલા દોષો ઓછા થઈ જાય છે; કારણ ( કહ્યું છે ) કે 'જઠરનો અગ્નિ ખાધેલા ખોરાકનું પાચન કરે છે, પણ તેને જ્યારે ખોરાક જ ન મળે, ત્યારે તે દોષોનું પાચન કરે છે;' પરંતુ દોષો ખૂબ વધી ગયા હોય ત્યારે તે અગ્નિને દોષો ઢાંકી દે છે, જેથી અગ્નિ મંદ થઈ જાય છે; છતાં લંઘન ચાલુ થતાં એ મંદ પડેલો અગ્નિ પ્રદીપ્ત થાય છે, ત્યારે ઉપર કહ્યા પ્રમાણેની સંપ્રાપ્તિ તૂટવાથી માણસના શરીરમાંથી તાવ જતો રહે છે અને શરીરનું ભારેપણું દૂર થવાથી હલકાપણું થાય છે અને ભૂખ પણ લાગે છે. ૫૦

अन्यच्चाह सुश्रुतः-

વળી બીજું લંઘનફળ સુશ્રુત કહે છે

**अनवस्थितदोषाग्नेर्लङ्घनं दोषपाचनम् ।**
**ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥ ५१ ॥**

अन्वयः-अनवस्थितदोषाग्नेः लङ्घनं दीपनं दोषपाचनं ज्वरघ्नं काङ्क्षा-रुचि-लाघवकारकम् ( भवति ) ॥

જેનો દોષ તથા જઠરાગ્નિ(ની ઉષ્ણતા) અનવસ્થિત એટલે પોતાના સ્થાનેથી આડાઅવળા જઈ રહ્યા હોય એવા તાવવાળા માણસને લંઘન અગ્નિને પ્રદીપ્ત કરનાર, દોષને પકવનાર, તાવનો નાશ કરનાર, અન્નની ઈચ્છા કરાવનાર, મુખની શોભા કરનાર અને શરીરને હલકું કરનાર થાય છે. ૫૧

टीका-अनवस्थितदोषाग्नेः-स्वस्थानादितस्ततो गतो दोषेऽग्निश्च यस्य तस्य ज्वरिणः। काङ्क्षा-अन्नाभिलाषः, रुचिः-लङ्घनेनामपाकान्मुखशोषादिनाशे मुखस्य यत्प्रकृतत्वं सर्वं रुचिः-शोभा। 'रुचिः स्त्री दीप्तिशोभायामभिष्वङ्गाभिलाषयोः' इति मेदिनीकारः॥ આ શ્લોકમાં જે 'રુચિ' શબ્દ આપ્યો છે, તે લંઘનથી દોષોનું પાકવું થયાથી મોઢું સુકાતું મટે છે અને તેથી મુખની જે મૂળ શોભા હોય તે જ પ્રાપ્ત થાય છે, એમ સૂચવે છે. મેદિની શબ્દકોષના કર્તા કહે છે કે, 'રુચિ શબ્દ સ્ત્રીલિંગે છે અને તેના અર્થ-કાંતિ શોભા, આસક્તિ તથા અભિલાષા' એટલા થાય છે.

### લાંઘણ બરાબર કરાયાનાં લક્ષણો

**वातमूत्रपुरीषाणां विसर्गे गात्रलाघवे ।**
**हृदयोद्गारकण्ठास्यशुद्धौ तन्द्राक्लमे गते ॥ ५२ ॥**
**स्वेदे जाते रुचौ चापि क्षुत्पिपासासहोदये ।**
**कृतं लङ्घनमादेश्यं निर्व्यथे चान्तरात्मनि ॥५३॥**

अन्वयः-वातमूत्रपुरीषाणां विसर्गे, गात्रलाघवे, हृदयोद्गारकण्ठास्यशुद्धौ, तन्द्राक्लमे गते, स्वेदे अपि च रुचौ क्षुत्पिपासासहोदये अन्तरात्मनि च निर्व्यथे जाते ( सति ) लङ्घनं कृतम् आदेश्यम् ॥

જ્યારે વાયુ, મૂત્ર તથા ઝાડાની છૂટ થાય, શરીર હલકું થાય, હૃદય, ઓડકાર, ગળું અને મોઢું સાફ-સ્વચ્છ થાય, નિદ્રા જેવું ઘેન અને થાક જતાં રહે, પરસેવો આવે, ખોરાક ઉપર રુચિ થાય, ભૂખ અને તરશ એકીસાથે પ્રકટે અને મન પીડારહિત થાય ત્યારે લાંઘણ બરાબર કરેલ છે, એમ કહેવું. ૫૨,૫૩

टीका-हृदयस्य शुद्धिः-हृदयानवरोधः। उद्गारशुद्धिः-सधूमाम्लोद्गाराभावः। कण्ठस्य शुद्धिः-कफाद्यलिप्तत्वम्। आस्यशुद्धिः-मुखस्य प्रकृतरसत्वम्। तन्द्राक्लमे-तन्द्रा च क्लमश्च तस्मिंस्तन्द्रा-निद्रावत्, क्लान्तिः, क्लमोऽत्र ग्लानिः। क्षुत्पिपासासहोदये-क्षुत्पिपासयोः सह युगपदुदये। अन्तरा

स्मनि-मनसि। एतानि लक्षणानि मिलितान्येव सम्यक्कृतं लङ्घन बोधयन्ति, नतु प्रत्येकम्। આ શ્લોકમાં જણાવેલી હૃદયશુદ્ધિ એટલે હૃદયની ગતિ બરાબર થાય; ગભરામણ મટે; ઉદ્ગારશુદ્ધિ એટલે ધુમાડાવાળા ખાટા ઓડકાર ન આવે; કંઠશુદ્ધિ એટલે ગળું કફથી ખરડાયેલું મટે અને આસ્યશુદ્ધિ એટલે મોઢું બેસ્વાદ મટી જઈ તેમાં મૂળ રસ-અભી ચાલુ થાય. આ બે શ્લોકમાં કહેલાં બધાં લક્ષણો એકીસાથે જ્યારે જણાય ત્યારે જ લંઘન બરાબર કર્યું છે એમ કહેવાય; પરંતુ એમાંનાં કોઈ અમુક જ લક્ષણો જણાય અને બીજાં ન જણાય તો લંઘન બરાબર કર્યું ન ગણાય.

### લાંઘણ બરાબર ન થયાનાં લક્ષણો

**कफोत्क्लेशः सहृल्लासः ष्ठीवनं च मुहुर्मुहुः।**
**कण्ठास्यहृदयाशुद्धिस्तन्द्रा स्याद्धीनलङ्घने ॥५४॥**

अन्वयः-हीनलङ्घने सहृल्लासः कफोत्क्लेशः, मुहुः मुहुः ष्ठीवनं, कण्ठास्यहृदयाशुद्धिः च तन्द्रा स्यात्॥

લાંઘણ અધૂરી રહી હોય તો કફની ઊલટીના ઉછાળા થાય, જાણે હમણાં ઊલટી થશે એમ લાગે, વારંવાર હૃદયમાંથી કફ નીકળ્યા કરે, ગળું, મોઢું અને હૃદય સાફ ન જણાય અને ઊંઘના જેવું ઘેન થયા કરે. ૫૪

टीका-कफस्य वमनायोपस्थितिः-कफोत्क्लेशः। हृल्लासः-उपस्थितवमनमिव। ष्ठीवन=हृदयात्कफनिर्गमः।

### પ્રમાણથી વધારે લાંઘણ થયાનાં લક્ષણો

**पर्वभेदोऽङ्गमर्दश्च कासः शोषो मुखस्य च।**
**क्षुत्प्रणाशोऽरुचिस्तृष्णा दौर्बल्यं श्रोत्रनेत्रयोः ॥५५**
**मनसः संभ्रमोऽभीक्ष्णमूर्ध्ववातस्तमो हृदि।**
**देहाग्निबलहानिश्च लङ्घनेऽतिकृते भवेत् ॥५६॥**

अन्वयः-लङ्घने अतिकृते (सति) पर्वभेदः अङ्गमर्दः च कासः, मुखस्य च शोषः क्षुत्प्रणाशः, अरुचिः, तृष्णा, श्रोत्रनेत्रयोः दौर्बल्यं, मनसः संभ्रमः, अभीक्ष्णम् ऊर्ध्ववातः, हृदि तमः च देहाग्निबलहानि (स्यात्)॥

જો લાંઘણ પ્રમાણથી ખૂબ વધારે થઈ હોય તો સાંધા તૂટે, શરીર ભાંગે, ઉધરસ થાય, મોઢું સુકાય, ભૂખ ન લાગે, કંઈ ગમે નહિ, તરશ લાગે, કાન તથા આંખ નબળાં થાય, મન ભમી જાય, વારંવાર (ખોટા) ઓડકાર આવે, હૃદયમાં અંધારા જેવું લાગે અને દેહનું તથા અગ્નિનું બળ ઓછું થઈ [illegible] ૫૬

टीका-श्रोत्रनेत्रयोर्दौर्बल्यं-कर्णनेत्रयोः स्वविषयग्रहणासामर्थ्यम्। मनसः सम्भ्रमः=भ्रान्तिः। ऊर्ध्ववातः=उद्गारबाहुल्यम्। हृदि तमः=अन्धकारप्रविष्टस्येव ज्ञानम्-કાન તથા આંખ નબળાં થાય એટલે પોતપોતાના વિષયોને ગ્રહણ કરવા સમર્થ ન થાય; અને હૃદયમાં અંધારા જેવું લાગે એટલે પોતે જાણે અંધારામાં પેઠો હોય, એમ જણાય એટલે બેભાન થાય.

### બળ ટકી રહે તેવી જ લાંઘણ કરાવવી

**बलाविरोधिना चैनं लङ्घनेनोपपादयेत्।**
**बलाधिष्ठानमारोग्यं यदर्थोऽयं क्रियाक्रमः ॥५७॥**

अन्वयः-एन च बलाविरोधिना लङ्घनेन उपपादयेत्, (यतः) यदर्थः अय क्रियाक्रमः, (तद्) आरोग्यं बलाधिष्ठानम् (भवति)॥

એ રોગીને તેના શરીરનું બળ અત્યંત નાશ ન પામે એવી જ લાંઘણ કરાવવી; કેમ કે જેને માટે આ ચિકિત્સા આરંભાય છે, તે આરોગ્યનો મુખ્ય આશ્રય બળનો જ છે. ૫૭

टीका-अयमर्थः एनं-रोगिणं, बलाविरोधिना-अनतिबलक्षयकारिणा लङ्घनेन उपपादयेत्-उपचरेत्, कुत इति चेत्तत्राह-यदर्थो-यस्मै आरोग्याय, अय क्रियाक्रमः=चिकित्सोपक्रमः तद् आरोग्यं बलाधिष्ठानं-बलाश्रयमित्यर्थः॥

### લાંઘણ કોણે ન કરવી?

**तन्न मारुततृष्णाक्षुन्मुखशोषभ्रमान्वितैः।**
**न कार्यं गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः।**
**न क्षयाध्वश्रमक्रोधकामशोषचिरज्वरी ॥ ५८॥**

अन्वयः-मारुततृष्णाक्षुन्मुखशोषभ्रमान्वितैः, गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः तत् (लंघनं न हि कार्यम्) (तथा) क्षयाध्वश्रमक्रोधकामशोषचिरज्वरी (तत् लंघनं) न (कुर्यात्)॥

(સુશ્રુત કહે છે:) 'વાયુના તાવવાળાએ, તરસ્યાએ, ભૂખ્યાએ, મોઢું સુકાતું હોય તેણે, ભ્રમવાળાએ, ગર્ભવતીએ, બાળકે, વૃદ્ધે, દુર્બળે, બીકણે, ધાતુક્ષયવાળાએ, ચાલવાથી થાકેલાએ, ક્રોધીએ, કામીએ, શોષવાળાએ અને લાંબા કાળના તાવવાળાએ લાંઘણ કરવી નહિ.' ૫૮

टीका-तत्=अनशनम् उल्बणमारुतयुक्तेन ज्वरिणा न कार्यम्, तद्वन्मारुततृष्णायां लंघन कार्यमेव न। तथा मुखशोषभ्रमावपि निरामावेव विवक्षितौ सामयोस्तु तयोर्लङ्घन कार्यमेव। गुर्विणीबालवृद्धादिभिर्निरामैरेव लङ्घनं

न कार्यम्। सामेः पुनस्तैरपि लङ्घनं कार्यमेव । क्षय= धातुक्षयो राजयक्ष्मा च ॥ मारुतोऽत्र निरामो बोद्धव्यः। सामे मारुते लङ्घनं कार्यमेव ॥

વાયુની અધિકતાવાળો તાવ જેને આવ્યો હોય તેણે લાંઘણ ન કરવી; એ જ પ્રમાણે વાયુની તરશમાં પણ લંઘન કરાવાય જ નહિ; તેમ જ મોઢાનો શોષ અને ભ્રમ પણ આમરહિત હોય તો જ તેમાં પણ લંઘન ન કરાવાય, પણ એના એ જ આમયુક્ત હોય તો તેમાં પણ લંઘન કરવું જ પડે. ગર્ભિણી, બાળક અને વૃદ્ધ પણ આમરહિત હોય તો જ તેઓ લંઘન ન કરે, પણ તેઓ જો આમ-યુક્ત હોય તો તેઓએ પણ લંઘન કરવું જોઈએ. અહીં ક્ષયનો અર્થ ધાતુક્ષય કે રાજયક્ષ્મા-ક્ષય સમજવો. વળી અહીં વાયુ પણ આમરહિત હોય તેજ સમજવો, પણ જે વાયુ આમથી યુક્ત હોય એ વાયુના તાવવાળાએ તો લાંઘણ કરવી જ જોઈએ; કારણ કે –

यत आह तन्त्रान्तरे–બીજા શાસ્ત્રમાં પણ કહે છે :

**સામ વાતજ્વરમાં લંઘન કરવું જ પડે**

**अवश्यमेव कुर्वीत ज्वरी सामे समीरणे।**
**लङ्घनं ह्यामपाकार्थं न तदूर्ध्वं यथा कफे ॥५९॥**

अन्वयः–सामे समीरणे ज्वरी अवश्यम् एव लङ्घनं कुर्वीत, (यतः) लङ्घनं हि आमपाकार्थं (क्रियते, तस्मात् सामे समीरणज्वरे) तदूर्ध्वं यथा कफे (लङ्घनं क्रियते तथा) न (कार्यम्)॥

આમયુક્ત વાતજ્વરવાળાએ તો અવશ્ય લંઘન કરવું જ જોઈએ; કારણ કે લંઘન (અજીર્ણાંશ) આમને પકવવા માટે કરવું જરૂરી છે; છતાં એ આમયુક્ત વાયુના તાવમાં લંઘન થી આમ (કાચા દોષો) પાકી ગયા પછી, જેમ કફના તાવમાં લંઘન ચાલુ રખાય છે, તેમ એ વાયુના તાવમાં લંઘન ચાલુ રખાય જ નહિ. ૫૯

टीका–तदूर्ध्वं=आमपाकादूर्ध्वम् ।

अत एवोक्तम्–આ કારણે જ કહ્યું છે કે –

**कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु।**
**आमक्षयादूर्ध्वमपि, वायुर्न सहते क्षणम् ॥६०॥**

अन्वय–कफपित्ते द्रवे धातू (स्तः, ततः) आमक्षयात् ऊर्ध्वम् अपि बहु लङ्घनं सहते, (किंतु) वायुः क्षणं न सहते ॥

કફ અને પિત્ત એ બન્ને પ્રવાહી ધાતુઓ છે, તેથી આમ (પાકીને) ઓછો થઈ ગયા પછી પણ (તેઓ) વધારે લંઘન સહી શકે છે, પણ વાયુ (એ પ્રવાહી ધાતુ નથી, માટે આમ પાકી ગયા પછી) તે એક ક્ષણ વાર પણ લંઘન સહી શકતો નથી; (એટલે આમયુક્ત વાયુનો તાવ લંઘનથી આમ પાકયા પછી જેવો ઊતરી જાય કે તરત એ તાવવાળાને હલકું જમાડી લેવો જોઈએ, પણ લંઘન પર લગારે રાખવો નહિ, એ ભાવ છે.) ૬૦

**આમનું લક્ષણ**

**आहारस्य रसः सारो यो न पक्वोऽग्निलाघवात्।**
**आमसंज्ञां स लभते बहुव्याधिसमाश्रयः ॥६१॥**

अन्वयः–आहारस्य सारः यः रसः अग्निलाघवात् पक्वः न (भवेत्, सः) बहुव्याधिसमाश्रयः (अस्ति, सः) च आमसंज्ञां लभते ॥

ખોરાકનો સાર જે રસ, અગ્નિના મંદપણાને લીધે પાકયો ન હોય, તે અનેક રોગોનો આશ્રય બને છે અને તેજ 'આમ' સંજ્ઞાને પામે છે એટલે 'આમ' કહેવાય છે. ૬૧

तन्त्रान्तरे तु—

**બીજાં શાસ્ત્રોમાં કહેલું આમનું લક્ષણ**

**आममन्नरसं केचित्केचित्तु मलसंचयम्।**
**प्रथमां दोषदुष्टिं वा केचिदामं प्रचक्षते ॥६२॥**

अन्वयः–केचित् आमम् अन्नरस, केचित् तु मलसंचयं, वा केचित् प्रथमां दोषदुष्टिम् आमं प्रचक्षते ॥

કેટલાક (વૈદ્યો) કાચા અન્નના રસને, કેટલાક તો મળના ભરાવાને અને કેટલાક પ્રથમ થયેલા દોષોનાં બગાડને 'આમ' કહે છે. ૬૨

**આમનું વળી બીજું લક્ષણ**

**अविपक्वमसंसक्तं दुर्गन्धं बहुपिच्छिलम्।**
**सादनं सर्वगात्राणामाम इत्यभिशब्दितः ॥६३॥**

अन्वयः–अविपक्वम् असंसक्तं दुर्गन्धं बहुपिच्छिलं सर्वगात्राणां सादनम्–आमः इति अभिशब्दितः ॥

જે બરાબર પાકયો ન હોય, એકમેકથી મળ્યો ન હોય, દુર્ગંધી હોય, ઘણો ચીકણો હોય અને સર્વ ગાત્રોમાં પીડા કરતો હોય, તે 'આમ' કહેવાય છે. ૬૩

આમયુક્ત દોષો, ધાતુઓ અને રોગો-સામ

तेनामेन समायुक्ता दोषा दूष्याश्च तादृशाः ।
तदुद्भवा आमयाश्च सामा इति बुधैः स्मृताः ॥६४॥

अन्वयः-तेन आमेन समायुक्ताः दोषाः, तादृशाः च दूष्याः, च तदुद्भवाः आमयाः बुधैः 'सामाः' इति स्मृताः ॥

એ આમથી દૂષિત થયેલા દોષોને, તેમ જ તેવા દોષોવાળા ધાતુઓને તથા તેથી ઉત્પન્ન થયેલા રોગોને વિદ્વાનો 'સામ' કહે છે. ૬૪

### આમયુક્ત વાયુ શું કરે છે?

वायुः सामो विबन्धाग्निसादतन्द्रान्त्रकूजनैः ।
वेदनाशोथनिस्तोदैः क्रमशोऽङ्गानि पीडयेत् ॥६५
विचरेद्युगपच्चापि गृह्णाति कुपितो भृशम् ।
स्नेहाद्यैर्वृद्धिमायाति मेघे सूर्योदये निशि ॥६६॥

अन्वयः-सामः वायुः विबन्ध-अग्निसाद-तन्द्रा-अन्त्र-कूजनैः वेदना-शोथ-निस्तोदैः क्रमशः अङ्गानि पीडयेत् ॥ अपि च युगपत् विचरेत्, कुपितः ( सन् अङ्गानि ) भृशं पीडयेत्, ( तथा ) स्नेहाद्यैः मेघे सूर्योदये निशि वृद्धिम् आयाति ॥

આમયુક્ત વાયુ મળબંધ કરે છે, અગ્નિને મંદ પાડે છે, આળસ અથવા ઘેન કરે છે, આંતરડાંમાં અવાજ કરે છે; તેમ જ વેદના, સોજો અને શૂળથી અનુક્રમે અંગને પીડે છે; વળી અત્યંત કોપેલો તે આમયુક્ત વાયુ એકીવખતે આખા અંગમાં ફરી વળે છે, બધાં અંગોને એકદમ પકડી લે છે અને ચીકાશવાળા પદાર્થોથી તેમ જ વર્ષાઋતુમાં, સૂર્યોદય વખતે તથા રાત્રિમાં વધે છે. ૬૫,૬૬

टीका-विचरेद् युगपत्=वायुरामश्चैककालं विचरेत्, कुपितः सामो वायुः भृशमतिशयेन गृह्णात्यङ्गानीत्यर्थः ॥ ( ભાષાન્તરમાં અર્થ અપાયો છે. )

### આમરહિત વાયુ કેવો હોય?

निरामो विशदो रूक्षो निर्गन्धोऽप्यल्पवेदनः ।
विपरीतगुणैः शान्तिं स्निग्धैर्याति विशेषतः ॥६७॥

अन्वयः-निरामः ( वायुः ) विशदः रूक्षः निर्गन्धः अत्यल्पवेदनः ( सन् ) विपरीतगुणैः शान्तिं याति, स्निग्धैः ( तु ) विशेषतः ( शान्तिं याति ) ॥

આમ વગરનો વાયુ સ્વચ્છ, લૂખો, દુર્ગંધ વિનાનો અને બહુ થોડી વેદનાવાળો હોઈ વિપરીત ગુણવાળા પદાર્થોથી શાંત થાય છે તેમ જ ચીકાશવાળા ( ઘી વગેરે ) પદાર્થોથી તો વધારે શાંત થાય છે. ૬૭

### આમયુક્ત પિત્ત કેવું હોય?

पित्तं सामं भवेदम्लं दुर्गन्धं हरितं गुरु ।
अम्लिकाकण्ठहृद्दाहकरं श्यावं तथा स्थिरम् ॥६८॥

अन्वयः-सामं पित्तम् अम्लं दुर्गन्धं हरितं गुरु अम्लिका-( इव ) कण्ठ-हृद्-दाहकरं श्यावं तथा स्थिरम् ( भवति ) ॥

આમયુક્ત પિત્ત ખાટું, દુર્ગંધવાળું, લીલું, ભારે, આંબલીની પેઠે કંઠ તથા હૃદયમાં દાહ કરનાર, કાળું તથા સ્થિર હોય છે. ૬૮

टीका-अम्लिका=अम्बिली, चुकीति लोके ॥

### આમરહિત પિત્ત કેવું હોય?

निरामं पित्तमाताम्रमत्युष्णं कटुकं सरम् ।
दुर्गन्धि रुचिकृद्वह्निबलवर्धनमीरितम् ॥ ६९ ॥

अन्वयः-निरामं पित्तम् आताम्रम् अति-उष्णं कटुकं सरं दुर्गन्धि रुचिकृत् वह्निबलवर्धनम् ईरितम् ॥

આમરહિત પિત્ત કંઈક રાતું, ઘણું જ ગરમ, તીખું, સારક, દુર્ગંધવાળું, રુચિ કરનાર તથા જઠરાગ્નિના બળને વધારનાર કહેવાય છે. ૬૯

### આમયુક્ત કફ કેવો હોય?

आविलस्तन्तुलः स्त्यानः कण्ठदेशे च तिष्ठति ।
सामो बलासो दुर्गन्धस्तृट्क्षुधोरुपघातकृत् ॥७०॥

अन्वयः-सामः बलासः आविलः तन्तुलः च स्त्यानः ( सन् ) कण्ठदेशे तिष्ठति, ( तथा ) दुर्गन्धः तृट्क्षुधोः उपघातकृत् ( स्यात् ) ॥

આમયુક્ત કફ મેલો, તાંતણાવાળો અને ઘાટો હોઈ ગળામાં ભરાઈ રહે છે; તથા દુર્ગંધવાળો અને ભૂખ-તરસનો નાશ કરનાર હોય છે. ૭૦

टीका-स्त्यानः=संहतः ॥

### આમરહિત કફ કેવો હોય?

श्लेष्मा निरामो निर्गन्धः फेनवांश्छेदवानपि ।
भवेत्सपिण्डितः पाण्डुरास्यवैरस्यनाशकृत् ॥७१॥

अन्वयः-निरामः श्लेष्मा निर्गन्धः फेनवान् छेदवान् अपि पिण्डितः पाण्डुः भवेत्, सः आस्यवैरस्यनाशकृत् ( स्यात् ) ॥

આમ વગરનો કફ દુર્ગંધ વગરનો, ફીણવાળો, કકડા કકડાવાળો, ગોળ કણીરૂપ થયેલો,

ધોળો અને મુખની વિરસતા મટાડનારો હોય છે. ૭૧

### આમયુક્ત રોગનું લક્ષણ

आलस्यतन्द्राहृदयाविशुद्धि-
दोषाप्रवृत्त्याविलमूत्रताभिः ।
गुरूदरत्वारुचिसुप्तताभि-
रामान्वितं व्याधिमुदाहरन्ति ॥७२॥

अन्वयः–आलस्य–तन्द्रा–हृदयाविशुद्धि–दोषाप्रवृत्ति–आविलमूत्रताभिः गुरूदरत्व–अरुचि–सुप्तताभिः ( लक्षणैः वैद्या. ) आमान्वित व्याधिम् उदाहरन्ति ॥

આળસ, ઘેન–હૃદયની અશુદ્ધિ, દોષની અપ્રવૃત્તિ–મળબંધ, મેલો–ડહોળો પેશાબ, પેટમાં ભાર, અરુચિ અને–ચામડીની બહેરાશ, એટલાં લક્ષણો ઉપરથી વૈદ્યો આમ સહિત વ્યાધિને કહે છે. ૭૨

### આમની ચિકિત્સા

आमं जयेल्लङ्घनकोष्णपेयालघ्वन्नसूपौदनतिक्तयूषैः ।
विरूक्षणस्वेदनपाचनैश्च संशोधनैरूर्ध्वमधस्तथैव ॥

अन्वय –लङ्घन–कोष्णपेया–लघुअन्न–सूपौदन–तिक्त-यूषैः च विरूक्षण–स्वेदन–पाचनैः तथा एव ऊर्ध्वम् अधः सशोधनै आम जयेत् ॥

તે આમને લંઘન, લગાર ગરમ ઓસામણ, હલકો ખોરાક, દાળ–ભાત, કડવા યૂષો, લૂખા ઉપાયો અને સ્વેદન, પાચન, વમન આદિ ઉપરનાં શોધનો વડે તથા વિરેચનાદિ નીચેનાં સંશોધનો વડે મટાડી શકાય છે. ૭૩

### તાવવાળાને લંઘનમાં પણ થોડું થોડું પાણી તો આપવું જ

तृषितो मोहमायाति मोहात्प्राणान्विमुञ्चति ।
अतः सर्वास्ववस्थासु न क्वचिद्वारि वर्जयेत् ॥७४॥

अन्वयः–तृषित. ( सर्वः प्राणी ) मोहम् आयाति मोहात् प्राणान् विमुञ्चति, अतः सर्वासु अवस्थासु क्वचित् वारि न वर्जयेत् ॥

( સુશ્રુત કહે છે: ) ‘ તરસ્યો રોગી બેભાન થાય અને બેભાન થયેલો મરી પણ જાય; માટે હરકોઈ સ્થિતિમાં પાણીનો ત્યાગ કદી ન જ કરાવવો. ’ ૭૪

हारीतेनोक्तम्–

### આ વિષે હારીત પણ સંમત

तृष्णा गरीयसी घोरा सद्य.प्राणविनाशिनी ।
तस्माद्देयं तृपार्त्ताय पानीयं प्राणधारणम् ॥७५॥

अन्वय –गरीयसी तृष्णा घोरा ( सती ) सद्य. प्राण विनाशिनी ( भवति ), तस्मात् तृपार्त्ताय प्राणधारण पानीय देयम् ॥

( હારીત પણ કહે છે: ) ‘ અતિશય ભારે તરશ ઘોર બનીને તરત પ્રાણ લેનારી થાય છે, માટે તરશથી પીડાતાને તેનો પ્રાણ ટકાવનારું પાણી તો અવશ્ય આપવું જ જોઈએ ’ ૭૫

टीका–अवश्य पेयमपि जल ज्वरी किञ्चिद्वारयन् पिवेत् ॥ પાણી અવશ્ય પીવું, છતા તાવવાળાએ તરશને કંઈક રોકી રોકી–થોડું થોડું જ પીવું

### સુશ્રુત પણ સંમત

यत आह सुश्रुत एव–વળી સુશ્રુત પણ કહે જ છે

जीविनां जीवनं जीवो जगत्सर्वं तु तन्मयम् ।
अतोऽत्यन्तनिषेधेन न क्वचिद्वारि वारयेत् ॥७६॥

अन्वय –जीवनम् जीविना जीवः ( अस्ति ), सर्व तु जगत् तन्मय ( विद्यते ), ततः अत्यन्तनिषेधेन वारि क्वचित् न वारयेत् ॥

‘ પાણી દરેક પ્રાણીઓનું જીવન અથવા જીવ છે અને સર્વ જગત તે મય છે; માટે અત્યંત નિષેધ કરી પાણીને કદી ન અટકાવવું.’ ( છતાં કંઈક તો રોકવું જ એટલે તરશ છીપે તેટલુ થોડું થોડું જ પાણી પીધા કરવું. ) ૭૬

टीका–जीवन=जल, किञ्चित्तु वारयेदेव ॥

### નીચેના રોગોમાં પાણી થોડું થોડું પીવું

तथा च–તે આ પ્રમાણે:

ज्वरे नेत्रामये कुष्ठे मन्देऽग्नावुदरे तथा ।
अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये ।
व्रणे च मधुमेहे च पानीय मन्दमाचरेत् ॥७७॥

अन्वयः–ज्वरे नेत्रामये कुष्ठे मन्दे अग्नौ तथा उदरे अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये च व्रणे च मधुमेहे पानीय मन्दम् आचरेत् ॥

તાવ, નેત્રરોગ, કોઢ, મંદાગ્નિ, ઉદરરોગ, અરુચિ, સળેખમ, મુખમાથી લાળો આવવી, સોજા, ક્ષય, વ્રણ અને મધુપ્રમેહ, એ રોગોમાં પાણી થોડું થોડું પીવું. ૭૭

टीका–प्रसेके=मुखप्रसेके । मन्दमाचरेत्=अल्प पिवेत् ॥

### એકીવખતે વધારે પાણીથી નુકસાન

यत आह–કારણ કહે છે.

अतियोगेन सलिलं तृष्यतोऽपि प्रयोजितम् ।
प्रयाति श्लेष्मपित्तत्वं ज्वरितस्य विशेषतः ॥७८॥

अन्वयः–तृष्यतः अपि अतियोगेन प्रयोजितं सलिलं श्लेष्मपित्तत्वं प्रयाति, ज्वरितस्य (तु) विशेषतः ॥

તરસ્યાને પણ બહુ એકસામટું–ખૂબ પાણી પીવાથી તે કફ તથા પિત્તરૂપ થાય છે અને તાવવાળાને તો ખાસ કરી તે કફ તથા પિત્તરૂપે થાય છે. ૭૮

નીચેના રોગોમાં (નહિ ઉકાળેલું) ઠંડું પાણી ન જ પિવાય

नवज्वरे प्रतिश्याये पार्श्वशूले गलग्रहे ।
उद्यःशुद्धौ तथाध्माने व्याधौ वातकफोद्भवे ॥७९॥
अरुचिग्रहणीगुल्मश्वासकासेषु विद्रधौ ।
हिक्कायां स्नेहपाने च शीतं वारि विवर्जयेत् ॥८०॥

अन्वयः–नवज्वरे प्रतिश्याये पार्श्वशूले गलग्रहे सद्यः–शुद्धौ तथा आध्माने वातकफोद्भवे व्याधौ अरुचि–ग्रहणी–गुल्म–श्वास–कासेषु विद्रधौ हिक्कायां च स्नेहपाने शीतं वारि विवर्जयेत् ॥

(સુશ્રુત કહે છે:) 'નવા તાવમાં, સળેખમ-માં, પડખાનાં શૂળમાં, ગલગ્રહમાં, શોધન પછી તરત અને આફરો, વાયુ તથા કફના રોગોમાં, અરુચિ, ગ્રહણી, ગોળો, શ્વાસ, ઉધરસ, વિદ્રધિ કે હેડકીમાં અને સ્નેહપાન કર્યા પછી પણ નહિ ઉકાળેલું ઠંડું પાણી પીવું નહિ.'

अन्यच्च स एव–વળી બીજું પણ તે કહે છે:

सेव्यमानेन शीतेन ज्वरस्तोयेन वर्धते ॥ ८१ ॥

अन्वयः–शीतेन तोयेन सेव्यमानेन ज्वरः वर्धते ॥

'નહિ ઉકાળેલું ઠંડું પાણી પીવાથી તાવ વધે છે.' (માટે ઉકાળી ટાઢું કરેલું જ પાણી પીવું.) ૮૧

टीका–अत्र शीत जलमक्वथित निषिद्धम्, तथा सति क्वथितं प्राप्तमायातम् ॥ અહીં નહિ ઉકાળેલા જ ઠંડા પાણીનો નિષેધ કર્યો છે, તેથી એ નક્કી જ થઈ જાય છે કે ઉકાળેલું ઠંડું પાણી તો પિવાય.

क्वथितस्य विधानमाह सुश्रुतः–

પાણી ઉકાળવાની વિધિ તથા તેના ગુણો

क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं च यत् ।
तत्तोयं क्वथितं ज्ञेयं दोषघ्नं पाचनं लघु ॥८२॥

अन्वयः–क्वाथ्यमानं तु यत् तोयं निर्वेगं निष्फेनं च निर्मलं (भवेत्) तत् क्वथितं ज्ञेयम्, (तच्च) दोषघ्नं पाचनं लघु (स्यात्) ॥

ઉકાળાતું જે પાણી વેગ વિનાનું, ફીણ વગરનું તથા નિર્મળ થાય ત્યારે તેને ઉકળેલું જાણવું. એ પાણી દોષોનો નાશ કરનાર, પાચન અને હલકું થાય છે. ૮૨

टीका–निर्वेगं=शनैः ॥

વાયુના તથા કફના તાવમાં ગરમ પાણી હિતકારી

वातश्लेष्मज्वरार्त्ताय हितमुष्णाम्बु तृष्यते ।
दीपनं+ कफविच्छेदि वातपित्तानुलोमनम् ॥
तद्धि मार्दवकृद्दोपस्रोतसां शीतमन्यथा ॥ ८३ ॥

अन्वयः–तृष्यते वातश्लेष्मज्वरार्त्ताय तत् उष्णाम्बु हितं दीपनं कफविच्छेदि वातपित्तानुलोमनं दोषस्रोतसां मार्दव-कृत् हि (भवेत्), शीतं (तु) अन्यथा (स्यात्) ॥

(સુશ્રુત કહે છે:) 'વાયુ અને કફના તાવથી પીડાતા તરસ્યાને ઊનું પાણી હિત-કારી છે; તે દીપન હોઈ કફનો નાશ કરે છે; તેમ જ વાયુ અને પિત્તનું અનુલોમન–સવળું ચાલવું કરે છે; તથા દોષો અને નાડી-ઓને કોમળ કરે છે; પણ ટાઢું–નહિ ઉકાળેલું પાણી તો આથી ઊલટા ગુણોવાળું છે.' ૮૩

वाग्भटस्य–વાગ્ભટનો પણ એ જ મત–

तृष्णायां प्राप्तमुष्णाम्बु पिबेद्वातकफज्वरे ।
तत् कफं विलयं नीत्वा तृष्णामाशु निवर्त्तयेत् ॥८४
उदीर्य चाग्निं स्रोतांसि मृदूकृत्य विशोधयेत् ।
वातपित्तकफस्वेदशकृन्मूत्राणि सारयेत् ॥ ८५॥

अन्वय.–वातकफज्वरे तृष्णायां प्राप्तम् उष्णाम्बु पिबेत्, तत् कफं विलयं नीत्वा आशु तृष्णां निवर्तयेत्, (तथा) च अग्निम् उदीर्य स्रोतांसि मृदूकृत्य विशोध-येत्, वात–पित्त–कफ–स्वेद–शकृत्–मूत्राणि सारयेत् ॥

(વાગ્ભટ કહે છે:) 'વાત–કફના તાવમાં તરશ લાગે ત્યારે ગરમ પાણી જો મળે તો તે જ પીવું; કેમ કે તે કફનો નાશ કરી તરશને તરત મટાડે છે; અગ્નિને પ્રદીપ્ત કરી નાડી-ઓને કોમળ તથા વિશુદ્ધ કરે છે; અને વાત, પિત્ત, કફ, પરસેવો, ઝાડો તથા મૂત્રની પ્રવૃત્તિ કરાવે છે.' ૮૪,૮૫

+ 'दीपन स्यात्तु कफजे' આવો પાઠ પણ અહીં મળે છે; તેનો અર્થ–' એ ગરમ પાણી કફના તાવમાં દીપન છે.' એમ સમજવો.

**બરાબર ઉકાળેલા પાણીનું લક્ષણ તથા ગુણો**

**क्वाथ्यमानं तु निर्वेगं निष्फेनं निर्मलं तथा।**
**अर्धावशिष्टं यत्तोयं तदुष्णोदकमुच्यते ॥ ८६ ॥**
**ज्वरकासकफश्वासपित्तवातामभेदसाम्।**
**नाशनं पाचनं चैव पथ्यमुष्णोदकं सदा ॥८७॥**

अन्वयः-क्वाथ्यमानं तु यत् तोयं निर्वेगं निष्फेनं तथा निर्मलं (सत्) अर्धावशिष्टं (भवेत्) तत् उष्णोदकम् उच्यते, (तत्) उष्णोदकं ज्वर-कास-कफ-श्वास-पित्त-वात-आम-मेदसां नाशनं पाचनं च सदा एव पथ्यं (भवेत्) ॥

ઉકાળાતું જે પાણી વેગ વગરનું, ફીણ વગરનું તથા નિર્મળ થઈ અર્ધું બાકી રહે. ત્યારે તે બરાબર ઊકળેલું કહેવાય છે. તે તાવ, ઉધરસ, કફ, શ્વાસ, પિત્ત, વાયુ, આમ તથા મેદનો નાશ કરી પાચન કરે છે; તેથી એવું ઉષ્ણોદક હમેશાં હિતકારી છે. ૮૬,૮૭

**ઋતુ પ્રમાણે પાણી ઉકાળવાની સૂચના**

अन्ये तु-બીજાઓ આમ કહે છે:

**त्रिपादशेषं सलिलं ग्रीष्मे शरदि शस्यते।**
**हिमेऽर्धशेषं शिशिरे तथा वर्षावसन्तयोः ॥८८॥**

अन्वयः-ग्रीष्मे (च) शरदि त्रिपादशेषं सलिलं शस्यते; हिमे शिशिरे तथा वर्षावसन्तयोः अर्धशेषं (शस्यते) ॥

ગ્રીષ્મ અને શરદમાં પાણી ઉકાળતાં પોણો ભાગ બાકી રહે તે ઉત્તમ ગણાય છે; હેમંત, શિશિર, વર્ષા અને વસંતમાં બરાબર અર્ધું બળેલું પાણી ઉત્તમ ગણાય છે. ૮૮

**निदाघे त्वर्धपादोनं पादहीनं तु शारदम्।**
**शिशिरे च वसन्ते च हिमे चार्धविशोषितम् ॥८९॥**
**अष्टमांशावशेषं तु वारि वर्षासु शस्यते।**
**इति केचिद् बुधाः प्राहुर्जेज्जटागमदर्शनात् ॥९०॥**

अन्वयः-निदाघे तु अर्धपादोनं शारदं तु पादहीनं च शिशिरे च वसन्ते च हिमे अर्धविशोषितं वर्षासु तु अष्टमांशावशेषं वारि शस्यते, इति जेज्जटागमदर्शनात् केचित् बुधाः प्राहुः ॥

(બીજાઓ વળી આમ પણ કહે છે કે:) ગ્રીષ્મમાં ચારભાગમાંથી સાડાત્રણ ભાગ રહેલું અને શરદમાં ત્રણ ભાગ રહેલું પાણી ઉત્તમ થાય છે. શિશિરમાં, વસંતમાં તથા હેમંત ઊકળતાં અર્ધું બાકી રહેલું પાણી અને વર્ષાઋતુમાં આઠમા ભાગે બાકી રહેલું પાણી શ્રેષ્ઠ છે; એમ જેજ્જટનું શાસ્ત્ર જોઈ ને કેટલાક વિદ્વાનો કહે છે. ૮૯,૯૦

**वसुष्वङ्गेषु वेदेषु बाणेषु त्रिषु पक्षयोः।**
**एतद् भागावशेषं स्यादम्बु वर्षादिषु क्रमात् ॥९१॥**

अन्वयः-वर्षादिषु क्रमात् वसुषु अङ्गेषु वेदेषु बाणेषु त्रिषु पक्षयोः-एतद्भागावशेषम् अम्बु स्यात् ॥

(કેટલાક વળી આમ પણ કહે છે કે:) વર્ષાદિ (વર્ષા, શરદ, હેમંત, શિશિર, વસંત અને ગ્રીષ્મ) ઋતુઓમાં અનુક્રમે આઠમો ભાગ, છઠ્ઠો ભાગ, ચોથો ભાગ, ત્રીજો ભાગ અને બીજો ભાગ બાકી રહે તે પાણી ઉત્તમ ગણાય છે. ૯૧

*टीका-अत्र दोषाणां यथोल्बणता हीनता वा तथा व्यवस्था कल्पनीया*-અહીં દોષોની ન્યૂનાધિકતા પ્રમાણે ગરમ પાણી આપવાની વેળે ગોઠવણ કરવી.

**ઉકાળતાં બાકી રાખેલ પાણીના ગુણો**

**तत्पादहीनं पित्तघ्नमर्धहीनं तु वातनुत्।**
**त्रिपादहीनं श्लेष्मघ्नं संग्राह्यग्निप्रदं लघु ॥९२॥**

अन्वय.-पादहीनं तत् पित्तघ्नम्, अर्धहीनं तु वातनुत्, त्रिपादहीनं (तु तत्) श्लेष्मघ्नं संग्राहि अग्निप्रदं लघु (भवति) ॥

ઊકળતાં એક ચતુર્થાંશ ઓછું થયેલું પાણી પિત્તનાશક છે, અર્ધો ભાગ રહેલું પાણી વાયુનાશક છે અને ત્રણ ચતુર્થાંશ ઓછું થયેલું પાણી કફનાશક, ગ્રાહી અને દીપન છે. ૯૨

**'આરોગ્યાંબુ'નું લક્ષણ તથા ગુણો**

**पादशेषं तु यत्तोयमारोग्याम्बु तदुच्यते।**
**आरोग्याम्बु सदा पथ्यं कासश्वासकफापहम् ॥९३॥**
**सद्योज्वरहरं ग्राहि दीपनं पाचनं लघु।**
**आनाहपाण्डुशूलार्शोगुल्मशोथोदरापहम् ॥ ९४॥**

अन्वयः-यत् तोयं पादशेषं (भवेत्) तत् तु आरोग्याम्बु उच्यते, आरोग्याम्बु सदा पथ्यं कासश्वासकफापहं सद्योज्वरहरं ग्राहि दीपनं पाचनं लघु (सत्) आनाह-पाण्डु-शूल-अर्शो-गुल्म-शोथ-उदरापहं (भवति) ॥

બળતાં ચોથો ભાગ જ બાકી રહેલું પાણી 'આરોગ્યાંબુ' કહેવાય છે; તે હમેશાં હિતકારી હોઈ ઉધરસ, શ્વાસ તથા કફનો નાશ કરે છે, તાવને એકદમ ઉતારે છે;

ગ્રાહી, દીપન, પાચન તથા હલકું છે; અને આફરો, પાંડુ, શૂળ, અર્શ, ગોળો, સોજા તથા પેટના રોગોનો નાશ કરે છે. ૯૩,૯૪

टीका–त्रिपादहीनस्य तन्त्रान्तरे आरोग्याम्बुसंज्ञा॥ બીજા ગ્રંથોમાં ત્રણ ચતુર્થાંશ ઓછા થયેલા પાણીને 'આરોગ્યાંબુ' કહેલ છે. (તે જ આ અહીં કહ્યું છે.)

કઈ ઋતુમાં કયું પાણી સારું ?

हेमन्ते शिशिरे चाम्बु सारसं वा तडागजम्।
वसन्तग्रीष्मयोः कौपं वाप्यं वा नैर्झरं हितम् ॥९५॥
नादेयं वारि नादेयं वसन्तग्रीष्मयोर्बुधैः।
विषवत्पत्रपुष्पादिदुष्टनिर्झरयोगतः ॥ ९६ ॥
औद्भिदं चान्तरिक्षं वा कौपं वा प्रावृषि स्मृतम्।
शस्तं शरदि नादेयं नीरमंशूदकं परम् ॥ ९७ ॥
दिवा रविकरैर्जुष्टं निशि शीतकरांशुभिः।
ज्ञेयमंशूदकं नाम स्निग्धं दोषत्रयापहम् ॥ ९८ ॥
अनभिष्यन्दि निर्दोषं चान्तरिक्षजलोपमम्।
बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधासमम् ॥९९॥

अन्यच्च–

शरद्यगस्त्येरुदयादखिलं सलिलं हितम्।

वृद्धसुश्रुत:–

कार्त्तिके मार्गशीर्षे च जलमात्रं प्रशस्यते ॥१००॥

अन्वय–हेमन्ते च शिशिरे सारसं वा तडागजम् अम्बु हितम्, वसन्तग्रीष्मयो. कौपं वाप्यं वा नैर्झरं हितम्, वसन्तग्रीष्मयोः विषवत्पत्रपुष्पादिदुष्टनिर्झरयोगतः नादेयं बुधैः न आदेयम्, प्रावृषि औद्भिदं च आन्तरिक्षं वा कौपं नीरं शस्तं स्मृतम्, शरदि नादेयं नीरं परम् अंशूदकं शस्तं स्मृतम्, दिवा रविकरैः, निशि शीतकरांशुभिः जुष्टम् अंशूदकं नाम ज्ञेयम्, (तत्) दोषत्रयापहम् स्निग्धं अनभिष्यन्दि निर्दोषं च (सत्) आन्तरिक्षजलोपमं बल्यं रसायनं मेध्यं शीतं लघु सुधासमं (भवति)॥ शरदि अगस्ते: उदयात् अखिलं सलिलं हितम् (भवति)॥ कार्तिके च मार्गशीर्षे जलमात्रं प्रशस्यते॥

હેમંત અને શિશિરમાં સરોવરનું કે તળાવનું પાણી હિતકારી છે; વસંત અને ગ્રીષ્મમાં કૂવાનું, વાવનું કે ઝરણાનું પાણી હિતકારી છે. ડાહ્યા માણસોએ વસંત અને ગ્રીષ્મમાં ઝેરી પુષ્પપત્ર વગેરેથી તથા ખરાબ ઝરણાં મળેલાં હોવાથી (ઝેરી થયેલું) નદીનું પાણી લેવું જ નહિ; વર્ષાઋતુમા પૃથ્વીમાથી નીકળતું કે અંતરિક્ષનું કે કૂવાનું પાણી સારું છે; શરદઋતુમાં નદીનું કે અંશૂદક પાણી ઉત્તમ છે; દિવસે સૂર્યનાં કિરણોથી અને રાત્રે ચંદ્રનાં કિરણોથી સંબંધ પામેલુ પાણી 'અંશૂદક' કહેવાય છે. તે ત્રણે દોષોને દૂર કરનારું તથા સ્નિગ્ધ હોય છે; તેમ જ રસવાહી નાડીઓને નહિ રોકનાર તથા નિર્દોષ હોઈ અંતરિક્ષના જળ જેવું જ બળ આપનાર, રસાયન, બુદ્ધિને હિતકારી, શીતળ, હલકું અને અમૃત સમાન હોય છે. વળી બીજું શરદમાં અગસ્ત્યના ઉદયથી બધાં પાણી હિતકર થાય છે;( એમ ઘણા કહે છે. ) વૃદ્ધ સુશ્રુત પણ કહે છે: 'કાર્તિક અને માર્ગશીર્ષમાં બધાં પાણી વખણાય છે.' ૯૫-૧૦૦

टीका–अयम् ऋतुभेदेन जलस्य ग्रहणाय देशभेदो वारिवर्गे बोद्धव्य –જુદી જુદી ઋતુ પ્રમાણે પાણી લેવાને અહીં જણાવેલ જુદાં જુદાં સ્થાનો આદિ વારિવર્ગમા કહેલાં હોઈ ત્યાંથી જાણી લેવાં

ઉકાળી ઠંડું કરેલું પાણી કયા રોગોમાં ખાસ જરૂરી ?

दाहातिसारपित्तास्रमूर्च्छामद्यविषार्त्तिषु।
मूत्रकृच्छ्रे पाण्डुरोगे तृष्णाच्छर्दिश्रमेषु च ॥१०१।
मद्यपानसमुद्भूते रोगे पित्तोत्थिते तथा।
सन्निपातसमुत्थेषु शृतशीतं प्रशस्यते ॥ १०२।

अन्वयः–दाह–अतिसार–पित्तास्र–मूर्च्छा–मद्यविषार्तिषु मूत्रकृच्छ्रे पाण्डुरोगे च तृष्णा–च्छर्दि–श्रमेषु मद्यपानसमुद्भूते तथा पित्तोत्थिते रोगे सन्निपातसमुत्थेषु (रोगेषु) शृतशीतं जलं प्रशस्यते॥

દાહ, અતિસાર, રક્તપિત્ત, મૂર્છા, મદ્ય, વિષ, મૂત્રકૃચ્છ્ર, પાડુરોગ, તરશ, ઊલટી, શ્રમ, મદ્યપાનથી થયેલો રોગ, પિત્તનો રોગ અને સન્નિપાતમાં ઉકાળી ઠંડુ કરેલું પાણી ખૂબ વખણાય છે. ૧૦૧,૧૦૨

પાણીને ઉકાળી ઠંડું કરવાના પ્રકારો તથા તેના ગુણો

शृताम्बु तत् त्रिदोषघ्नं यदन्तर्बाष्पशीतलम्।
अरूक्षमनभिष्यन्दि क्रमितुड्व्यग्रहल्लघु ॥
धारापातेन विष्टम्भि दुर्जरं पवनाहतम् ॥ १०३॥

अन्वय–यत् शृताम्बु अन्तर्बाष्पशीतलं (कृतं,

भवेत्) तत् त्रिदोषघ्नम् अरूक्षम् अनभिष्यन्दि लघु (सत्) कृमितृड्ज्वरहृद् (भवति, तथा) धारापातेन (यत् शीतीकृतं, तत्) विष्टम्भि, पवनाहतं (सत् शीतीभूतं च) दुर्जरं (भवति)॥

(સુશ્રુત કહે છે:) 'જે ઉકાળેલું પાણી, ઉકાળવાના વાસણમાં જ ઢાંકણું ઢાંકી શીતળ કર્યું હોય, તે ત્રણે દોષોનો નાશ કરે છે, લૂખું રહેતું નથી, રસવાહી નાડીઓને રોકતું નથી, હલકું થાય છે અને કૃમિઓને, તરશને તથા તાવને મટાડે છે. જે ઉકાળેલું પાણી ધાર પાડી શીતળ કર્યું હોય તે ઝાડાની કબજિયાત કરે છે અને પવન નાખીને શીતળ કર્યું તે પચવું મુશ્કેલ થાય છે. ૧૦૩

टीका–अन्तर्वाष्पशीतलम्=पिहितमेव शीतलम् ॥

### રાત્રે પીધેલા ગરમ પાણીના ગુણો

**भिनत्ति श्लेष्मसंघातं मारुतं चापकर्षति ।**
**अजीर्णं जरयत्याशु पीतमुष्णोदकं निशि ॥१०४॥**

अन्वयः–निशि पीतम् उष्णोदकं श्लेष्मसंघातं भिनत्ति, मारुतम् अपकर्षति, अजीर्णं च आशु जरयति ॥

રાતે પિવાયેલું ઊનું પાણી કફના જથ્થાને વિખેરી નાખે છે, વાયુને દૂર કરે છે અને અપચાને તરત પચાવી દે છે. ૧૦૪

### ઉકાળેલા પાણીની બાબતમાં બીજું ખાસ જાણવાનું

**दिवा शृतं पयो रात्रौ गुरुतामधिगच्छति ।**
**रात्रौ शृतं दिवा पीतं गुरुत्वमधिगच्छति ॥१०५॥**
**तत्तु पर्युषितं वह्निगुणोत्सृष्टं त्रिदोषकृत् ।**
**गुर्वम्लपाकं विष्टम्भि सर्वरोगेषु निन्दितम् ॥१०६॥**
**शृतशीतं पुनस्तप्तं तोयं विषसमं भवेत् ।**
**निर्यूहोऽपि तथा शीतः पुनस्तप्तो विषोपमः ॥१०७॥**

अन्वयः दिवा शृतं पयः रात्रौ पीतं (सत्) गुरुताम् अधिगच्छति, रात्रौ शृतं (पयः) दिवा पीतं (सत्) गुरुत्वम् अधिगच्छति, (रात्रौ शृतं) पर्युषितं तु तत् वह्निगुणोत्सृष्टं (सत्) त्रिदोषकृत् गुरु अम्लपाकं विष्टम्भि (च सत्) सर्वरोगेषु निन्दितं (गण्यते), शृतशीतं पुनः तप्तं तोयं विषसमं भवेत्। निर्यूहः अपि तथा (शृतः) शीतः पुनः तप्तः (चेत्) विषोपमः (स्यात्)॥

દિવસે ઉકાળેલું પાણી રાત્રે પિવાય તો (પચવું) ભારે થાય છે અને રાત્રે ઉકાળેલું પાણી દિવસે પિવાય તોપણ તે પચવું ભારે જ થાય છે. રાત્રે ઉકાળેલું વાસી પાણી પણ અગ્નિના ગુણોથી રહિત થઈ ત્રણે દોષોને ઉત્પન્ન કરે છે, ભારે થાય છે, પાકમાં ખાટું થાય છે, ઝાડાની કબજિયાત કરે છે અને સઘળા રોગોમાં નિંદિત ગણાય છે. જે પાણી ઉકાળ્યા પછી ઠંડું થઈ ગયું હોય તેને પાછું તપાવી પિવાય તો તે ઝેર જેવું થાય છે; કવાથ પણ એ રીતે ઠંડો થઈ ગયા પછી પાછો તપાવીને પિવાય તો તે પણ ઝેર જેવો થાય છે. ૧૦૫-૧૦૭

### 'ઉષ્ણોદક'નું લક્ષણ

**अष्टमेनांशशेषेण चतुर्थेनार्धकेन वा ।**
**अथवा क्वथनेनैव सिद्धमुष्णोदकं वदेत् ॥१०८॥**

अन्वयः–अष्टमेन अंशशेषेण, चतुर्थेन वा अर्धकेन, अथवा क्वथनेन एव सिद्धम् उष्णोदकं वदेत्॥

ઉકાળતાં આઠમા ભાગે બાકી રહેલા અથવા ચોથા ભાગે બાકી રહેલા કે અર્ધા ભાગે બાકી રહેલા પાણીને 'ઉષ્ણોદક' કહેવું અથવા કેવળ ઊકળવાથી જ તૈયાર થયેલું ઉષ્ણોદક કહેવું. ૧૦૮

### રાત્રે પીધેલા એ ઉષ્ણોદકના ગુણો

**श्लेष्मानिलाममेदोघ्नं दीपनं वस्तिशोधनम् ।**
**श्वासकासज्वरहरं पीतमुष्णोदकं निशि ॥१०९॥**

अन्वयः–निशि पीतं (तत् उपर्युक्तम्) उष्णोदकं दीपनं वस्तिशोधनं श्लेष्मानिलाममेदोघ्नं श्वास-कास-ज्वरहरं (भवेत्)॥

રાત્રે પીધેલું (તે–ઉપર કહેલું) ઉષ્ણોદક અગ્નિને પ્રદીપ્ત કરે છે અને મૂત્રાશયને સાફ કરે છે; તેમ જ કફ, વાયુ, આમ, મેદ, શ્વાસ, ઉધરસ તથા તાવનો નાશ કરે છે. ૧૦૯

### રાત્રે ઠંડું કર્યા વિના જ ઉષ્ણોદક પીવું ઉત્તમ છે

**उष्णं तदग्निजननं लघ्वच्छं वस्तिशोधनम् ।**
**पार्श्वरुक्पीनसाध्मानहिक्कानिलकफापहम् ॥**
**शस्तं तृट्श्वासशूलेषु सद्यःशुद्धौ नवज्वरे ॥११०॥**

अन्वयः–(रात्रौ) उष्णम् (एव पीतं) तत् (उष्णोदकं) अग्निजननं लघु अच्छं वस्तिशोधनं पार्श्वरुक्पीनसाध्मानहिक्काऽनिलकफापहं (सत्) तृट्श्वासशूलेषु नवज्वरे (च) सद्यःशुद्धौ शस्तं (गण्यते)॥

રાત્રે ઠંડું કર્યા વિના જ–ગરમ તે ઉષ્ણોદક પિવાય તો તે અગ્નિને ઉત્પન્ન કરનાર, હલકું,

સ્વચ્છ, મૂત્રાશયને સાફ કરનાર થઈ પડખાંની પીડા, સળેખમ, પેટનો આફરો, હેડકી, વાયુ તથા કફનો નાશ કરે છે; તેમ જ તરશ, શ્વાસ, શૂલ, તરતનો રેચ વગેરે શુદ્ધિમાં અને નવા તાવમાં ઉત્તમ ગણાય છે. ૧૧૦

કયા રોગોમાં (ઉકાળ્યા વગરનું) ટાઢું જ પાણી ઉત્તમ છે?

मूर्च्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये।
भ्रमश्रमपरीतेषु तमके श्वयथौ तथा ॥ १११ ॥
धूमोद्गारे विदग्धेऽन्ने शोषे च मुखकण्ठयोः।
ऊर्ध्वगे रक्तपित्ते च शीतलाम्बु प्रशस्यते ॥११२

अन्वयः-मूर्च्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये भ्रमश्रमपरीतेषु तमके श्वयथौ तथा धूमोद्गारे विदग्धे अन्ने मुखकण्ठयोः च शोषे च ऊर्ध्वगे रक्तपित्ते शीतलाम्बु प्रशस्यते ॥

(સુશ્રુત કહે છે કે:) 'મૂર્છા, પિત્ત, ગરમી, દાહ, ઝેર, લોહીનાં દરદ, મદાત્યય, ભ્રમ, શ્રમ, તમકશ્વાસ, સોજા, ધુમાડાવાળા ઓડકાર, નહીં પચેલું અન્ન, મુખનો શોષ, કંઠનો શોષ અને ઊંચી ગતિવાળા રક્તપિત્તમાં ઉકાળ્યા વગરનું કાચું–ટાઢું પાણી પીવું સારું છે.' ૧૧૧,૧૧૨

टीका-शीतलं जलम् आममेव न तु क्वथितम्, क्वथितं तु शीतं दाहादिषु यदुक्तं तत् सज्वरेषु, विज्वरेषु तु दाहादिष्वामं शीतं प्रशस्यत इति भेदः ॥

ઉકાળીને ટાઢું કરેલું પાણી દાહાદિકનાં દરદો ઉપર પીવાનું જે ઉપર કહ્યું છે તે જ્વર સહિત દાહાદિક ઉપર સમજવું; જ્વર વગરના એકલા દાહાદિક ઉપર તો કાચું–ટાઢું પાણી જ શ્રેષ્ઠ છે.

કાચા વગેરે પાણીને જઠરાગ્નિથી પચવાના ત્રણ કાળ

आमं जलं पाकमुपैति यामं,
पक्वं पुनः शीतलमर्धयामम्।
पक्वं कदुष्णं च ततोऽर्धकालं,
कालात्रयः पीतजलस्य पाके ॥ ११३ ॥

अन्वयः-आमं जलं यामं पाकम् उपैति, पक्वं पुनः शीतलम् अर्धयामम्, पक्वं च कदुष्णं ततः अर्धकालम् (इत्येवं) पीतजलस्य पाके त्रयः कालाः (प्रोक्ताः)॥

કાચું પાણી ત્રણ કલાકે પચે છે, ઉકાળીને ટાઢું કરેલું પાણી દોઢ કલાકે પચે છે અને ઉકાળીને જરાક ઊનું રાખેલું પાણી પોણા કલાકે પચે છે; આમ પીધેલા જળને પચવાના આ ત્રણ સમયો કહ્યા છે. ૧૧૩

નીચેના રોગોમાં જળને વધુ સંસ્કારી કરવું

पित्तमद्यविषार्त्तेषु तिक्तकैः श्रृतशीतलम् ॥११४॥

अन्वयः-पित्तमद्यविषार्त्तेषु तिक्तकैः श्रृतशीतलं (जलं हितं भवति) ॥

પિત્તથી, મદ્યથી કે ઝેરથી પીડાયેલા માણસોને પીવાના ઉકાળી ઠંડા કરેલ પાણીને કાચા કડવા પદાર્થો નાખી સંસ્કારી કરી પાવું અથવા પાણીને ઉકાળતી વેળા જ પ્રથમ કડવા પદાર્થો નાખી દઈ તે ઉકાળેલું પાણી ટાઢું કરીને પાવું હિતકારી થાય છે. ૧૧૪

तिक्तानि बहुलानि, तेभ्यो निश्चित्य योगमाह सुश्रुतः-કડવા પદાર્થો તો ઘણા છે; માટે તેઓમાંથી જે લેવાના છે, તેઓને સુશ્રુત જણાવે છે:

ષડંગપાનીય તથા ષડંગપાનનું લક્ષણ

'मुस्तपर्पटकोदीच्यच्छत्राख्योशीरचन्दनैः।
श्रृतं शीतं जलं दद्यात्तृड्दाहज्वरशान्तये' ॥११५॥

अन्वयः-मुस्त-पर्पटक-उदीच्य-छत्राख्य-उशीर-चन्दनैः शृतं शीतं जलं तृट्-दाह-ज्वरशान्तये दद्यात् ॥

'મોથ, ખડસલિયો પિત્તપાપડો, સુગંધી વાળો, છત્રા એટલે ધાણા, કાળા વીરણવાળાનાં મૂળિયાં અને ચંદન એટલા (કડવા) પદાર્થો, પ્રથમ ઉકાળી ઠંડા કરેલા પાણીમાં પાછળથી કાચા જ નાખીને ષડંગપાનીયરૂપે અથવા એ પદાર્થો પ્રથમ નાખી તે પછી ઉકાળેલા પાણીને ટાઢું કરી ષડંગપાનરૂપે કરેલું તે પાણી તરશ, દાહ તથા તાવને શાંત કરવા પાવું.' ૧૧૫

टीका-छत्राऽत्र धान्यकः। यत आह निघण्टौ धन्वन्तरिः-'कुस्तुम्बुरुः स्वर्णिका च छत्रा धान्यं वितुन्नकम्' इत्यादि। तद्गुणाश्च-'धान्यकं दीपनं रुच्यं पाचनं स्वादुपाकि च । दोपत्रयतृषादाहकासश्वासज्वरप्रणुत्' इत्यादि। चक्रदत्तवङ्गसेनवृन्दादयस्तु छत्रास्थाने नागरं पठन्ति। तद्यथा-'मुस्तपर्पटकोशीरचन्दनोदीच्यनागरैः।' नागरं कटुकमपि नात्र पित्तजनकं मधुरपाकित्वादिति तेषामभिप्रायः। नागरं मुस्तकमिति केचित्। क्वचिदेकदेशेन समुदायोऽवगम्यते। यथा भीमो भीमसेन इति। चन्दनैरित्यत्र सहार्थे तृतीया। तेन मुस्तादिभिः षड्भिरामैरेव क्षुण्णैः सहितं जलं श्रृतं जलमेव केवलं यच्छृतपक्वं पश्चात्तच्छीतलीकृतं दद्यात्॥ तथा च वङ्गसेनः-'यदप्सु श्रृत-

शीतासु षडङ्गादि प्रयुज्यते। कर्षमात्रं ततो द्रव्यं साध-येत्प्रास्थिकेऽम्भसि '–अस्यायमर्थः–यतस्माद्धेतोरप्सु जले शृतशीतासु शृतासु केवलास्वेव यथार्तुपक्वासु शीतासु तासु शीतलीकृतासु षडङ्गादि द्रव्यं प्रयुज्यते, आममेव संक्षुद्य जले स्थाप्यते, ततः प्रक्षेप्यत्वात् कर्षमात्रं द्रव्यं समुचितं षडङ्गादि, प्रास्थिकेऽम्भसि–प्रस्थमात्रे क्वथितशीतले जले क्षेप्तुं साधयेत्। अत एव षडङ्गमभिधाय षडङ्गपानीय-मिति वङ्गसेनादिभिरुक्तम्। अस्मिन् पक्षे चन्दनं श्वेतमेव ग्राह्यम् न तु रक्तं, तत् कषायलेपयोरेव प्रयोक्तुमुक्तम्। यत आह–' कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम् '। इति।' षडङ्गपानीयमिदं षडङ्गादेः पानेऽनुविधातव्ये प्रक्रिया विहिता महावङ्गसेनेन–' कर्षमात्रं तथा द्रव्यं साध-येत्प्रास्थिकेऽम्भसि। अर्धशृतं प्रयोक्तव्यं पाने पेयादिसंविधौ '॥ आदिशब्देन यूषयवागूविलेपीभक्तानि गृह्यन्ते। पान-प्रक्रियां शार्ङ्गधरोऽप्येतामेवाह–' क्षुण्णं द्रव्यं पलं साध्यं चतुःषष्टिपले जले। अर्धशिष्टं तु तद्देयं पाने पेयादिसंविधौ'॥ पानप्रयोगं च षडङ्गमुक्तवान्। अस्मिन् पक्षे चन्दनं रक्तं ग्राह्यम्। 'कषायलेपयोः प्रायो युज्यते रक्तचन्दनम्' इति वचनात्। तथा च रक्तचन्दनस्य गुणाः–' रक्तं हिमं स्वादुपाकं छर्दितृष्णास्रपित्तजित्। तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम् ' ॥ 'षडङ्गादि प्रयुज्यते' इत्यादि शब्देन वक्ष्यमाणादयो योगा उच्यन्ते, यथा–' श्रीपर्णी-चन्दनोशीरसमधूकपरूषकम् '। अत्र श्रीपर्णीपरूषकयोः फलं ग्राह्यं मधुकस्य तु पुष्पम्। 'पानं पित्तज्वरं हन्यात् शारिवाद्यं सशर्करम् '। अन्यच्च–' हन्यात्सयष्टिमधुकं तथै-वोत्पलपूर्वकम्। पाने शृतं जलं किं वा सोत्पलं शर्करायुतम् ' हन्यात् पित्तज्वरमिति शेषः। उत्पलमत्र कमलमित्यादि।

છત્રા શબ્દનો અર્થ અહીં 'ધાણા' થાય છે; કારણ કે નિઘંટુમાં ધન્વન્તરિ આમ કહે છે કે–કુસ્તુંબુરુ, સ્વર્ણિકા, છત્રા, ધાન્ય અને વિતુન્નક–એટલાં ધાણાના સંસ્કૃત નામો છે. તેના ગુણો આ પ્રમાણે છે–ધાણા દીપન, રુચિકારક, પાચન અને પાકમાં મધુર હોઈ ત્રણે દોષોને, તરશને, દાહને, શ્વાસને, ઉધરસને તથા તાવને મટાડે છે. ચક્રદત્ત, વંગસેન અને વૃંદ આદિ વૈદ્યો તો મૂળ ૧૧૫ મા શ્લોકમાં છત્રાને બદલે 'નાગર' શબ્દ દાખલ કરી 'मुस्तपर्पटकोशीरचंदनोदीच्यनागरैः' એમ ભણે છે. તેમાં નાગરનો અર્થ સૂંઠ સમજવો. જોકે સૂંઠ તીખી છે તોપણ પાકમાં મધુર હોવાને લીધે પિત્તને ઉત્પન્ન કરનાર નથી' એમ ધારી તેઓએ સૂંઠને આમા દાખલ કરી છે, એમ જણાય છે. કેટલાક તો આમ કહે છે કે–'ચક્રદત્ત આદિના આ શ્લોકમાં 'નાગર' શબ્દનો અર્થ નાગરમોથ સમજવી; જેમ કોઈક સ્થળે 'ભીમ' શબ્દથી ભીમસેનની પેઠે, નામના એક ભાગથી આખું નામ સમજી લેવાય છે.' મોથ આદિ ૭ પદાર્થોને કા[illegible] ને કાચા કૂટી, જે પાણી કેવળ એકલું જ ઋ[illegible] પ્રમાણે ઉકાળી શીતળ કરી રાખ્યું હોય તેમાં [illegible] પદાર્થો નાખવા; એમ તે કાચા જ ૭ પદાર્થો નાખ[illegible] સંસ્કારી કરેલું તે પાણી–એટલે ષડંગપાનીય પિ[illegible] આદિના રોગીઓને દેવું. વંગસેન પણ આમ જ [illegible] છે: 'પાણીને ઋતુઓ પ્રમાણે ઉકાળી ઠંડું કરી ચોસઠ રૂપિયાભાર પાણીમાં મોથ આદિ ૭ પદાર્થો કાચા જ કૂટી બધા મળીને એક તોલાભાર નખાવવા આ ઉપરથી એમ જ જણાય છે કે વંગસેન આદિ ષડંગ કહીને ક્વાથ કરવાનો પક્ષ નહીં લેતાં કેવળ ષડં પાનીય એટલે ૭ કડવા પદાર્થો કાચા જ નાખ[illegible] પ્રથમ ઉકાળી ઠંડું કરેલ પાણીને સંસ્કારી કરવા[illegible] જ પક્ષ લીધો છે. આમ વંગસેન આદિ વૈદ્યો[illegible] મોથ આદિ ૭ અંગોના નામ આપી આ પ્રમા[illegible] સંસ્કાર આપેલા જળને 'ષડંગપાનીય' એવું ના[illegible] આપ્યું છે. આ પક્ષમાં 'ચંદન' એટલે ધોળી સુખ[illegible] સમજવી, પણ રતાંજલી સમજવી નહીં; કારણ ક્વાથમાં અને લેપમાં જ રતાંજલીનો ઉપયો[illegible] કરવો યોગ્ય છે. કહ્યું છે કે–ઉકાળા અને લેપ[illegible] કામમાં ઘણું કરી રતાંજલી લેવાય છે. [illegible] (षडङ्गपानीय) બનાવવાનો પ્રકાર કહ્યો છે; પણ ષડ[illegible] આદિનું પાન બનાવવું હોય તો તેની રીત મહાવંગસે[illegible] નામના વૈદ્યે આ પ્રમાણે કહી છે: ચોસઠ રૂપિયાભા[illegible] પાણીમાં ઔષધના પદાર્થો એક તોલાભાર નાખવ[illegible] પછી તે પાણીને ઉકાળતાં અર્ધું બાકી રહે ત્યા[illegible] તેનો પાન તથા પેયા, યવાગૂ, વિલેપી અને ભ[illegible] બનાવવામાં પણ ઉપયોગ કરવો. મહાવંગસેન[illegible] શ્લોકમાં 'આદિ' શબ્દથી યૂષ, યવાગૂ, વિલે[illegible] અને ભક્ત લેવાય છે. આ પાન બનાવવાની રી[illegible] શાર્ઙ્ગધરે પણ આમ કહી છે: 'ચોસઠ પલમાં પાણીમાં કૂટેલાં ઔષધો એક પલ પકાવવા અ[illegible] તે પાણી અર્ધું બાકી રહે ત્યારે પેયા આદિ બનાવવા માં તેનો ઉપયોગ કરવો.' એમ કહ્યા પછી પાનન[illegible] પ્રયોગને ષડંગ કહ્યો છે–એટલે ઉપર કહેલાં મોથ આ[illegible] ૭ અંગોવાળો પણ એ જ રીતે કરવા શાર્ઙ્ગધરે પ[illegible] કહેલ છે. આ પક્ષ લેવામાં આવે તો જળનો ક્વાથ થયો માટે તેમાં ધોળી સુખડ નહિ નાખતાં રતાંજલી [illegible] નાખવી; કારણ કે 'ઘણું કરી ક્વાથમાં અને લેપમ[illegible]

રતાંજલીનો જ ઉપયોગ કરવો ' એવું વચન છે. રતાંજલીના ગુણો આ પ્રમાણે છે-' રતાંજલી ટાઢી છે, પાકમાં મધુર છે, કડવી છે, નેત્રને હિતકારી છે, મૈથુનશક્તિને વધારનાર છે અને ઊલટી, તરશ, રક્તપિત્ત, તાવ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે.' પાન બનાવવાના બીજા પણ પ્રકારો છે; જેમ કે રંગસેનના 'षडङ्गादि प्रयुज्यते' એ વચનમાં આદિ શબ્દ મૂકી સૂચવ્યું છે કે, શીવણનું ફળ, ચંદન, વાળો, મહુડાનું ફૂલ, ફાલસાં નામનું ફળ, ઉપલસરી અને સાકરથી બનાવેલું પાન પિત્તજ્વરનો નાશ કરે છે. જેઠીમધ અને કમળ નાખીને અથવા કમળ અને સાકર નાખીને પાણી ઉકાળી બનાવેલું પાન પણ પિત્તજ્વરને મટાડે છે. એવા જ બીજા પ્રયોગો પણ સમજી લેવા. ( એકંદર આ ટીકાથી આમ જ સ્પષ્ટ કરવા માગે છે કે-જે એકલું પાણી રોગીને પીવા માટે ઋતુ અનુસાર ઉકાળી ઠંડું કરી રાખ્યું હોય તેમાં એક તોલો મોથ આદિ ૭ કડવા પદાર્થો કાચા જ કૂટીને નાખી દેવા અને પછી તે પાણી પિત્ત, મદ્ય કે ઝેરના રોગીને આપવું તે ષડંગપાનીય કહેવાય છે; પણ મોથ આદિ તે પદાર્થોને નહિ ઉકાળેલા પાણીમાં પ્રથમ જ નાખ્યા પછી તે પાણીને ઉકાળી ઠંડું કરી તે પિત્ત આદિના રોગીને આપવું, તે ષડંગપાન કહેવાય છે.)

### ગ્રીષ્મના કાળ વિના દિવસે ઊંઘવું નહિ

**दिवास्वापं न कुर्वीत यतोऽसौ स्यात्कफावहः।**
**ग्रीष्मवर्जेषु कालेषु दिवास्वापो निषिध्यते ॥११६॥**

अन्वयः--दिवास्वाप न कुर्वीत, यतः असौ कफावह स्यात्। ग्रीष्मवर्जेषु कालेषु दिवास्वापः निषिध्यते ॥

**હરકોઈ માણસે દિવસે સૂવું નહિ; કારણ કે દિવસે સૂવાથી કફ વધે છે. ગ્રીષ્મ વિના બીજી સઘળી ઋતુઓમાં દિવસે સૂવાનો (આ) નિષેધ છે.**

### દિવસે ઊંઘવાની ટેવ હોય તો ઊંઘવું

**उचितो हि दिवास्वापो नित्यं येषां शरीरिणाम्।**
**वातादयः प्रकुप्यन्ति तेषामस्वपतां दिवा ॥११७॥**

अन्वयः--येषां शरीरिणां नित्य दिवास्वापः उचितः हि ( भवेत् ), तेषां दिवा अस्वपतां वातादयः प्रकुप्यन्ति ॥

**પણ જે માણસોને કાયમ દિવસે સૂવાની ટેવ હોય તેઓ દિવસે સૂએ નહિ તો તેઓના વાયુ આદિ દોષો પ્રકોપ પામે છે. ૧૧૭**

### દિવસે ઊંઘવા યોગ્ય કોણ ?

**व्यायामप्रमदाऽध्ववाहनरतान् क्लान्तानतीसारिणः**
**शूलश्वासवमीतृषापरिगतान् हिक्कामरुत्पीडितान्।**
**क्षीणान् क्षीणकफाञ्छिशून्मदहतान् वृद्धान्**
**तथाऽजीर्णिनो, रात्रौ जागरितान्नरान्निरशनान्**
**कामं दिवा स्वापयेत् ॥**

अन्वयः--व्यायाम-प्रमदा-अध्ववाहनरतान् क्लान्तान् अतीसारिणः शूल-श्वास वमी तृषा-परिगतान् हिक्का-मरुत्-पीडितान् क्षीणान् क्षीणकफान् शिशून् मदहतान् वृद्धान् अजीर्णिनः रात्रौ जागरितान् तथा निरशनान् नरान् कामं दिवा स्वापयेत् ॥

**કસરતમાં આસક્ત, સ્ત્રીઓમાં આસક્ત, લાંબે પંથે ચાલનારા, વાહન પર બેસવાની ટેવવાળા. શ્રમવાળા, અતિસારવાળા, શૂળવાળા, શ્વાસના દર્દી, ઊલટીના દર્દી, તરશના દર્દી હેડકીથી પીડાયેલા, વાયુથી પીડાયેલા, ક્ષીણ થયેલા, જેઓનો કફ ક્ષીણ થયો હોય એવા, બાળકો, નશાથી ઘેરાયેલા,વૃદ્ધો, અજીર્ણવાળા, રાતના ઉજાગરાવાળા અને ઉપવાસવાળા લોકોને તેઓની ઇચ્છા પ્રમાણે દિવસે ઊંઘવા દેવા.**

### વાતજ્વર આદિ જ્વરોના પાકવાના કાળ

**वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः।**
**श्लैष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि ॥११९॥**

अन्वयः--वातिकः ज्वरः सप्तरात्रेण, पैत्तिकः ( ज्वरः ) दशरात्रेण, श्लैष्मिक ( ज्वरः ) द्वादशाहेन हि पाकम् उपैति ॥

**વાતજ્વર સાત દિવસે, પિત્તજ્વર દશ દિવસે અને કફજ્વર બાર દિવસે જ પાકે છે.**

रसस्यामत्वेऽवधिमतिक्रम्यापि ज्वरस्तिष्ठति। यत आह सुश्रुतः-રસ જો કાચો હોય તો ઉપર જણાવેલી અવધિ વટાવીને પણ તાવ ચાલુ રહે છે, તેનું કારણ સુશ્રુત કહે છે :

### મુદ્દત વીત્યા પછી પણ ચાલુ રહેતા જીર્ણજ્વરમાં પાચનકવાથો દેવા

**बहुदोषस्य मन्दाग्नेः सप्तरात्रात्परं ज्वरे।**
**लङ्घनाम्बुयवागूभिर्यदा दोषो न पच्यते ॥१२०॥**
**तदा तं मुखवैरस्यतृष्णाऽरोचकनाशनैः।**
**कषायैः पाचनैर्हृद्यैर्ज्वरघ्नैः समुपाचरेत् ॥ १२१ ॥**

अन्वयः--बहुदोषस्य मन्दाग्नेः सप्तरात्रात् परं ज्वरे ( ज्वरदुःखे विद्यमाने सति ) यदा ( च ) लङ्घनाम्बु-

यवागूभिः दोषो न पच्यते, तदा मुखवैरस्य-तृष्णा-अरोचक-नाशनैः हृद्यः ज्वरघ्नैः पाचनैः कषायैः तं समुपाचरेत् ॥

'ઘણા દોષવાળા અને મંદ અગ્નિવાળા માણસને સાત દિવસ પછી પણ તાવનું દુઃખ ચાલુ રહે અને જ્યારે તેનો દોષ લંઘનથી, પાણીથી અને યવાગૂથી ન પાકે ત્યારે મુખના વિરસપણાને, તરશને તથા અરુચિને મટાડનારા, હૃદયને પ્રિય, તાવને ઉતારે એવા અને પાચન કરનારા ક્વાથોથી તે રોગીના ઉપચાર કરવા.' ૧૨૦,૧૨૧

### જ્વરની તરુણાવસ્થા, મધ્યાવસ્થા અને જીર્ણાવસ્થાના કાળ

**आसप्तरात्रात्तरुणं ज्वरमाहुर्मनीषिणः ।**
**द्वादशाहमभिव्याप्य मध्यं जीर्णं ततः परम् ॥१२२॥**

अन्वयः-आसप्तरात्रात् तरुणं ज्वरं, द्वादशाहम् अभिव्याप्य मध्यं, ततः परं जीर्णं (ज्वरं) मनीषिणः आहुः ॥

સાત રાત સુધી તરુણજ્વર કહેવાય, બાર દિવસ સુધી મધ્યજ્વર કહેવાય અને તે પછી જીર્ણજ્વર કહેવાય, એમ વિદ્વાન વૈદ્યો કહે છે. ૧૨૨

टीका-आसप्तरात्रादिति । अत्र आङ्मर्यादायां, रात्रिशब्दो दिवसस्योपलक्षकः, तेन सप्तमदिवसादर्वाग् ज्वरस्तरुण इत्यर्थः । तथा चोक्तं तन्त्रान्तरे 'ज्वरे व्यतीते षडहे जीर्ण इत्युच्यते बुधैः । द्वादशाहात्पर जीर्णमाहुरन्ये मनीषिणः '॥ इति । अत एव जातूकर्ण्यः-' जीर्णस्त्रयोदशे दिवसे ' इति। अथ ज्वरे युञ्जीत औषधम्।

આ વાક્યમાં જે 'आङ्' ઉપસર્ગ છે, તે મર્યાદા અર્થમાં છે અને જે 'रात्र' શબ્દ છે તે દિવસને જણાવનાર છે, તેથી એમ સમજવું કે સાતમા દિવસની પહેલાંના કાળ સુધી તાવ તરુણાવસ્થામાં રહે છે. બીજા ગ્રંથમાં પણ તેમ જ કહ્યું છે કે, '૭ દિવસ વીત્યા પછી જ્વર જીર્ણ થયો કહેવાય, એમ વિદ્વાનો કહે છે;' જ્યારે બીજા વિદ્વાનો કહે છે કે, બાર દિવસ વીત્યા પછી જ્વર જીર્ણ થયો કહેવાય.' આથી જ જાતૂકર્ણ્યે પણ કહ્યું છે કે, તેરમા દિવસે જ્વર જીર્ણ થાય છે અને તે પછી જ ઔષધ આપવું.

### જ્વર ઉપર ઔષધ આપવાનો સમય

**वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके ।**
**श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम् ॥१२३॥**

अन्वयः-वातिके ज्वरे सप्तरात्रेण, पैत्तिके दशरात्रेण, श्लैष्मिके द्वादशाहेन भेषजं युञ्जीत ॥

વાતજ્વર ઉપર છ દિવસ (લંઘન કરતાં વીત્યા) પછી સાતમા દિવસે ઔષધ આપવું, પિત્તજ્વર ઉપર દશ દિવસ (લંઘન કરતાં વીત્યા) પછી ઔષધ આપવું અને કફજ્વર ઉપર બાર દિવસ (લંઘન કરતાં વીત્યા) પછી ઔષધ આપવું. ૧૨૩

टीका-सप्तरात्रेणेत्यत्र रात्रिशब्दो दिवसस्योपलक्षकः । अत एवोक्तम्-'पाययेदातुरं साममौषधं सप्तमे दिने । शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेत्' ॥ इति । शार्ङ्गधरेणोक्तम्-'गुडूचीपिप्पलीमूलनागरैः पाचनं श्रृतम् । दद्याद् वातज्वरे पूर्णलिङ्गे सप्तमवासरे '॥ हारीतेनोक्तम् ' एतां क्रियां प्रयुञ्जीत षड्रात्रं सप्तमेऽहनि । पिबेत्कषायसंयोगान्पेयां ज्वरविनाशिनीम् । एतां क्रियां लङ्घनादिरूपां कषायसंयोगात् कषायेण साधितां पेयामित्यर्थः । खरनादेनाप्युक्तम्-'इति षड्रात्रिकः प्रोक्तो नवज्वरहरो विधिः। ततः परं पाचनीयं शमनीय ज्वरे हितम् ' ॥ ततो ज्वरमध्ये करणीयमित्यर्थः । वाग्भटश्चाह-'सप्ताहादौषधं केचिदाहुरन्ये दशाहत. । लध्वन्ने भोजित केचिद्देयमामोल्बणे न तु '॥ सप्ताहात्सप्ताहमारभ्येत्यर्थः । अत्र ल्यब्लोपे कर्मणि पञ्चमी । अत एव सुश्रुत आह-' दशरात्रात् परं सर्वदा तव्यमिति निश्चितम् ' । इति । अत एव दशरात्रेण द्वादशाहेन वेति लङ्घनवता व्यतीतेनेत्यर्थः । अत्र चरकस्त्वेवमाह -' ज्वरितं षडहेऽतीते लध्वन्नं प्रतिभोजितम् । पाचनं पाययेद्वैद्यो निरामं सप्तमेऽहनि ' ॥ अस्यायमर्थः-ज्वरितं षडहे लङ्घनेन व्यतीते सप्तमेऽहनि लध्वन्नं दत्त्वा, अष्टमे दिने कषायं पाययेदित्यर्थः । तथा च सुश्रुतः-' सप्तरात्रात्परं केचिन्मन्यन्ते देयमौषधमिति' ॥ सप्तरात्रात्परम्-अष्टमेऽहनीत्यर्थः केचित्-चरकादयः । चक्रदत्तोऽपि-' सप्तरात्रेण पच्यन्ते सप्तधातुगता मलाः । निरामस्तु ततः प्रोक्तो ज्वरः प्रायोऽष्टमे दिने '॥ एवं सति कषायदाने सप्तमाष्टमयोर्दिवसयोर्विकल्पः। तत्रापि वयोबलाग्निदोषतो देशकालोचित कुर्यात्। भेषजमत्र च दोषपाकं दृष्ट्वा दद्यादित्याह सुश्रुतः-' पैत्तिके च ज्वरे देयमल्पकालसमुत्थिते । अचिरज्वरितस्यापि भैषज्यं दोषपाकतः ' ॥ अस्यायमर्थः-अल्पकालसमुत्थिते पैत्तिके ज्वरे दोषपाकं दृष्ट्वा भैषज्यं देयं, न तु तत्र दशरात्रापेक्षा । तथा अचिरज्वरितस्यापि पैत्तिकेतरनवज्वरयुक्तस्यापि दोषपाकं दृष्ट्वा भैषज्यं देयमित्यर्थः॥

આ શ્લોકમાં 'सप्तरात्रेण' એ પદમાં રહેલો રાત્રિ શબ્દ દિવસરૂપ અર્થને જણાવે છે, આથી જ કહ્યું છે કે-'વાતજ્વરવાળો સામ એટલે ધાતુસામ હોય તો સાતમા દિવસે ઔષધ પાવું અને તે જો આમ વગરનો દેખાય તો તેને શમનદ્રવ્ય આપી ઉપચાર કરવો.' શાર્ઙ્ગધરે પણ કહ્યું છે કે, 'વાત-

જ્વર સંપૂર્ણ ચિહ્નોવાળો થાય ત્યારે ગળો, પીપરીમૂળ અને સૂંઠથી પકાવેલો પાચન ઉકાળો સાતમા દિવસે આપવો.' હારીતે પણ કહ્યું છે કે, ૭ રાત સુધી લંઘન આદિરૂપ ક્રિયા કરવી અને સાતમા દિવસે કાઢાના સંયોગથી પકાવેલી જ્વરનો નાશ કરનારી પેયા પીવી.' ખરનાદે પણ કહ્યું છે કે, તરુણ જ્વરને હરનારો આ (લંઘનરૂપ) વિધિ ૭ રાત સુધી કરવાનો કહ્યો છે. એ કર્યા પછી જ્વરની મધ્યાવસ્થામાં પાચનની અને શમનની ક્રિયા કરવી હિતકારી છે.' વાગ્ભટ કહે છે કે, 'વાતજ્વરના રોગીને સાતમા દિવસે હલકું અન્ન જમાડી તે દિવસથી ઔષધ આપવુ, એમ કેટલાક કહે છે, કેટલાક કહે છે કે દશમા દિવસે હલકું અન્ન જમાડી તે દિવસથી ઔષધ આપવુ; પણ કેટલાક કહે છે કે, જો આમ મૂળ જ ઉગ્ર કે વધારે હોય તો અન્ન કે ઔષધ નહિ આપતાં તે દિવસો પણ લંઘનમાં જ ગાળી કાઢવા. આથી જ સુશ્રુત કહે છે-બધા વૈદ્યોએ, દશ દિવસ (લંઘનમાં જ વીત્યા) પછી હલકો ખોરાક આપીને ઔષધ દેવું, એવો નિશ્ચય કર્યો છે.' આ કારણે જ દશ કે બાર દિવસ લંઘનવાળા જવા દેવા જોઈએ, એવો અર્થ છે આ વિષયમાં ચરક તો આમ જ કહે છે કે, 'તાવવાળો ૭ દિવસ વીત્યા પછી જો નિરામ થયો હોય તો વૈદ્યે તેને સાતમા દિવસે હલકું અન્ન જમાડી આઠમા દિવસે કાઢો પાવો.' સુશ્રુત પણ કહે છે કે, 'સાત રાતદિવસ વીત્યા પછી આઠમા દિવસે ઔષધ આપવું, એમ ચરક આદિ કેટલાક આચાર્યો માને છે.' ચક્રદત્તે પણ કહ્યું છે કે, 'સાત ધાતુઓમાં રહેલા મળો સાત દિવસે પાકી જાય છે, માટે ઘણું કરી આઠમા દિવસે જ્વર આમરહિત થયેલો કહેવાય છે.' આવો મતભેદ હોવાથી સિદ્ધ થાય છે કે, કાઢો પાવામાં સાતમા દિવસનો અને આઠમા દિવસનો વિકલ્પ છે.' સાતમા અથવા આઠમા દિવસે કાઢો પાવાનું કહ્યું છે, પણ તે વાતને જ વળગી નહિ રહેતાં અવસ્થા, બળ, અગ્નિ, દોષ, દેશ અને કાળની યોગ્યતા વિચારીને કરવુ; કારણ કે દોષ પાકી ગયેલા દેખાય તો અવધિ પ્રાપ્ત થયા વિના પણ ઔષધ અને અન્ન આપવાં જોઈએ; અને ન પાકેલા દેખાય તો અવધિ પ્રાપ્ત થયા છતા ઔષધ કે અન્ન ન આપવાં જોઈએ. સુશ્રુત કહે છે કે, 'થોડા કાળથી ઉત્પન્ન થયેલા પિત્તજ્વરમાં દોષનો પાક થયેલો જોઈને ઔષધ આપવું જ, પણ તેમાં દશ દિવસો વીત્યાની વાટ જોવી નહિ; તેમ જ થોડા કાળથી ઉત્પન્ન થયેલા વાતજ્વરમાં અને થોડા કાળથી ઉત્પન્ન થયેલા કફજ્વરમાં પણ દોષને પાક થયેલો દેખાય તો ઔષધ આપવુ.'

### દોષો પાકયાનું લક્ષણ

अथ दोषपाकलक्षणमाह सुश्रुतः-હવે દોષો પાકયાનું લક્ષણ સુશ્રુત આમ કહે છે:

**मृदौ ज्वरे लघौ देहे प्रचलेषु मलेषु च।**
**पक्वं दोषं विजानीयाज्ज्वरे देयं तदौषधम्॥१२४।**

अन्वयः-ज्वरे मृदौ, देहे लघौ, च मलेषु प्रचलेषु (सत्सु) दोषं पक्वं विजानीयात्, तदा ज्वरे औषधं देयम्॥

**તાવ નરમ થઈ ગયો હોય, શરીર પણ હલકું થઈ ગયું હોય અને વાયુ, પિત્ત, કફ, મૂત્ર તથા વિષ્ઠારૂપ મળો પોતપોતાના માર્ગમા ચાલવા લાગ્યા હોય ત્યારે દોષોને પાકી ગયેલો એટલે આમથી રહિત થયેલો જાણવો. એમ દોષ પાકી જાય ત્યારે એટલે તાવની એવી સ્થિતિ થયા પછી ઔષધ આપવું. ૧૨૪**

टीका-ज्वरे मृदौ-स्वल्पीभूते, मलेषु-वात-पित्त-कफ-मूत्र-पुरीषेषु, प्रचलेषु-स्वमार्गसञ्चारिषु, पक्व-निरामम्॥

### દોષપાકના લક્ષણમાં મતભેદ

**दोषप्रकृतिवैकृत्यादेकेषां पक्वलक्षणम्॥१२५॥**

अन्वयः-दोषप्रकृतिवैकृत्यात् (दोषाणां) पक्वलक्षणं (ज्ञेयमिति) एकेषां (मतम्)॥

**દુષ્ટ થયેલા વાત, પિત્ત અને કફનો, જ્વરને તથા જ્વરના ઉપદ્રવોને ઉત્પન્ન કરવાનો સ્વભાવ બદલાઈ ગયાથી દોષો પાકયાનું લક્ષણ જાણવું, એમ કેટલાક વૈદ્યોનો મત છે.**

टीका-दोषाणां दुष्टवातपित्तकफानां, प्रकृतिः-ज्वरस्य तदुपद्रवाणां चोत्पादनम्, तस्या वैकृत्य-वैपरीत्य, तस्माद्दोषपाकज्ञानम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### કેટલાકના મતે નિરામજ્વરનું લક્ષણ

केषाञ्चिन्मते—

**क्षुत्क्षामत्वं लघुत्वं च गात्राणां ज्वरमार्दवम्।**
**दोषप्रकृतिरुत्साहो निरामज्वरलक्षणम्॥१२६॥**

अन्वय-क्षुत्क्षामत्वं गात्राणां लघुत्वं ज्वरमार्दवं दोषप्रकृतिः उत्साहः (इत्येतद्) निरामज्वरलक्षण (ज्ञेयम्)

ભૂખથી દૂબળાપણું, શરીરના અવયવો-માં હલકાપણું, તાવની નરમાશ. દોષોનો પોતપોતાના માર્ગમાં સંચાર અને ઉત્સાહ એટલાં આમરહિત થયેલા જ્વરનાં લક્ષણો જાણવાં. ૧૨૬

टीका–दोषप्रकृतिः–दोषाणां स्वमार्गसंचारः ॥

**ઔષધ લેવાના પાંચ સમય છતાં ક્વાથ તો પ્રભાતમાં જ લેવો**

**ज्ञेयः पञ्चविधः कालो भैषज्यग्रहणे नृणाम् ।**
**तत्रानुक्ते प्रभातं स्यात्कषायेषु विशेषतः ॥१२७॥**

अन्वयः–नृणां भैषज्यग्रहणे पञ्चविधः कालः ज्ञेयः, तत्र अनुक्ते प्रभातं स्यात्, कषायेषु (तु) विशेषतः (प्रभातमेव) ॥

માણસોને ઔષધનો ઉપયોગ કરવાના સમય પાંચ પ્રકારના કહેવાય છે. જ્યાં ઔષધનો ઉપયોગ કરવાનો સમય કહ્યો ન હોય ત્યાં પ્રભાતનો સમય લેવો અને કષાય (ક્વાથ) પીવામાં તો ખાસ કરી પ્રભાતનો જ સમય લેવો. ૧૨૭

**તરુણજ્વરમાં ક્વાથના નિષેધ વિષે**

**मुख्यभैषज्यसम्बन्धो निषिद्धस्तरुणज्वरे ।**
**तोयपेयादिसंस्कारैस्त्वदोषं तत्र भेषजम् ॥१२८॥**

अन्वयः–तरुणज्वरे मुख्यभैषज्यसंबन्धः निषिद्धः, (किंतु) तत्र तोयपेयादिसंस्कारैः भेषजम् तु अदोषम् ॥

તરુણજ્વરમાં મુખ્ય ઔષધ-કષાય પીવાનો નિષેધ છે; છતાં તે કષાયને જળ કે પેયા આદિ સંસ્કારોથી યુક્ત કરેલ હોય તો તે પીવામાં કશો દોષ નથી. ૧૨૮

टीका–मुख्यभेषजं–क्वाथः, तस्य सम्बन्धः–पानम् ॥

यत आह–કારણ કહે છે :

**તરુણજ્વરમાં ક્વાથ ખરાબી કરે**

**न कषायं प्रशंसन्ति नराणां तरुणे ज्वरे ।**
**कषायेणाकुलीभूता दोषा जेतुं सुदुस्तराः ॥१२९॥**

अन्वय.–नराणां तरुणे ज्वरे (वैद्याः) कषायं न प्रशंसन्ति, (यतः) कषायेण आकुलीभूताः दोषाः जेतु सुदुस्तराः (भवन्ति) ॥

'માણસોને તરુણજ્વરમાં કષાય પાવાનું વૈદ્યો વખાણતા નથી; કારણ કે કષાયને લીધે વધી જઈ પોતપોતાના માર્ગને છોડી શરીર-માં આમતેમ ગયેલા દોષોને વશ કરવા બહુ મુશ્કેલ થાય છે.' ૧૨૯

टीका–आकुलीभूताः–प्रवृद्धाः–स्वमार्गं परित्यज्य इतस्ततो गताः । अत्र कषायशब्देन क्वाथो गृह्यते । उक्तार्थ क्वाथस्य पर्यायाः–

**કષાય વગેરે ક્વાથના જ પર્યાયો**

**शृतं क्वाथः कषायश्च निर्यूहः स निगद्यते ।**

अन्वयः–सः क्वाथः शृतं कषायः च निर्यूहः निगद्यते।

શૃત, ક્વાથ, કષાય અને નિર્યૂહ એટલા ક્વાથના જ પર્યાયો કહેવાય છે.

**तोयपेयादिसंस्कारैर्निर्दोषं तत्र भेषजम् ॥१३०॥**

अन्वयः–तत्र तोयपेयादिसंस्कारैः भेषजं निर्दोषम् ॥

તરુણજ્વરમાં જળ, પેયા કે યવાગૂથી સંસ્કાર કરેલા કષાયનો ઉપયોગ કરવામાં કશો દોષ નથી. ૧૩૦

टीका–तत्र–तरुणज्वरे, भेषजम्–मुख्यभेषजं क्वाथस्य तोयपेयादिसंस्कारैर्निर्दोषं, न तु कल्पनमुद्दिश्य कषायः प्रतिषिध्यत इति । कल्पन–तोयपेयायवागूवादिकम् ।

ननु 'स्वरसश्च तथा कल्कः क्वाथश्च हिमफाण्टकौ ॥ ज्ञेयाः कषायाः पञ्चैते लघवः स्युर्यथोत्तरम् ।' इति वचनात् स्वरसादयोऽपि कथं न निषिध्यन्ते ?, तत्राह–

અહીં શંકા થાય છે કે, 'સ્વરસ, કલ્ક, ક્વાથ, હિમ અને ફાંટ એ પાંચે કષાય કહેવાય છે અને તેઓ ઉત્તરોત્તર અધિક હલકા છે,' એ વચન ઉપ-રથી સ્વરસ આદિ પાંચે પદાર્થો કષાય શબ્દથી કહે-વાય છે, છતાં 'તરુણજ્વરમાં કષાય પીવાનો નિષેધ છે' એ વાક્યથી એકલા ક્વાથનો જ નિષેધ કેમ સમજી શકાય ? પાંચે કષાયોનો નિષેધ શા માટે નહિ ? આનું સમાધાન નીચેના શ્લોકમાં કહે છે.

'यः कषायः कषायः स्या स वर्ज्यस्तरुणज्वरे'। इति। चतुर्थभागावशेषकरणेन अष्टमभागशेषकरणेन वा यः कषायवर्णः कषायरसश्च स्यात्, स कषायः–क्वाथ. तरुण ज्वरे निषिद्धः । પાણીનો ચોથો અથવા આઠમો ભાગ બાકી રહે, એ રીતે ઉકાળવાથી જે ક્વાથ કષાય રંગ-વાળો અને તૂરા રસવાળો થઈ જાય છે, તેનો જ તરુણજ્વરમાં નિષેધ છે.'

क्वाथस्य लक्षणमाह–

**ક્વાથ કે કષાયનું લક્ષણ**

**पादशिष्टः कषायः स्याद्यः षोडशगुणाम्भसा ।**
**क्वथितोऽतः षडङ्गादिर्न निषिद्धो नवज्वरे ॥१३१॥**

अन्वयः–यः षोडशगुणाम्भसा क्वथितः (अथ च) पादशिष्टः स्यात् स. कषायः (कथ्यते, तस्यैव च नव-

ज्वरे निषेधः ), अतः षडङ्गादि. नवज्वरे न निषिद्धः ॥

સોળગણા પાણીમાંથી ચોથા ભાગનું જ પાણી બાકી રહે, એ રીતે જ ઉકાળ્યો હોય તે ક્વાથ કષાય કહેવાય છે, માટે તરુણ જ્વરમાં ષડંગ આદિનો નિષેધ કર્યો નથી. ૧૩૧

ટીકા–अस्यायमर्थः–यः क्वाथ्यद्रव्यात् षोडशगुणे नाम्भसा क्वथितः–तत्र,अथ च पादशिष्टः–चतुर्थभागावशेषः, स कषायः स्यात्। अत.षडङ्गादिस्तरुणज्वरे न निषिद्धः अपाकादर्धपाकाद्वोक्तलक्षणाभावेन कषायत्वाभावात्।

કારણ કે ન જ ઉકાળવાને લીધે અથવા અર્ધ ઉકાળવાને લીધે ષડંગપાનીય કે ષડંગપાન આદિમા કષાયનું લક્ષણ આવતું નથી

अथ तरुणज्वरे कषायस्य दोषमाह–

તરુણજ્વરમાં કષાયના દોષો

दोषा वृद्धाः कषायेण स्तम्भितास्तरुणज्वरे।
स्तभ्यन्ते न विपच्यन्ते कुर्वन्ति विषमज्वरम् ॥१३२॥

अन्वयः–तरुणज्वरे वृद्धा दोषाः कषायेण स्तम्भिताः ( सन्तः) स्तभ्यन्ते, न विपच्यन्ते, ( प्रत्युत ) विषमज्वरं कुर्वन्ति ॥

તરુણજ્વરમાં વધેલા દોષો કષાય આપ્યાથી અટકી જઈ સજ્જડ જ રહે–આફરો કરે છે, પણ સુખેથી પાકતા નથી; અને ઊલટા વિષમજ્વરને લાગુ કરે છે. ૧૩૨

ટીકા–कषायेण स्तम्भिताः–प्रवृत्तये निवारिताः। यत आह कषायरसगुणान्–'कषाय. स्तम्भन. शीतो रूक्षः पित्तकफापहः' ॥ इत्यादि। કષાયરસના ગુણો કહે છે–કષાય દોષોને રોકનાર, શીતળ, રૂક્ષ અને પિત્તનો તથા કફનો નાશ કરનાર છે

स्तभ्यन्ते–आध्मानं कुर्वन्ति, न विपच्यन्ते–सुखेन न विपच्यन्ते, दुःख दत्त्वा विलम्बेन विपच्यन्ते इति यावत्।

કષાયમાં દોષોને અટકાવી રાખવાનો ગુણ રહ્યો છે, માટે તરુણજ્વરમા જો કષાય આપવામા આવે તો તેથી તેઓનો નિકાસ થતો અટકવાને લીધે વધી ગયેલા તે દોષો પેટનો આફરો કરી દે છે અને સુખથી પાકતા નથી, પણ દુઃખ દઈ વિલંબથી પાકે છે.

अन्यच,–વળી બીજું–

કષાયો નવા તાવને ભયંકર કરે છે

न च्यवन्ते न पच्यन्ते कषायैः स्तम्भिता मलाः।
तिर्यग्विमार्गगा वा ते घोरं कुर्युर्नवज्वरम् ॥१३३॥

अन्वयः–कषायैः स्तम्भिताः मलाः न च्यवन्ते, न वा पच्यन्ते, ( किंतु ) ते तिर्यग्विमार्गगाः ( सन्तः ) नवज्वरं घोरं कुर्युः ॥

'કષાયોએ અટકાવેલા–સજ્જડ કરેલા મળો સ્થાનથી ભ્રષ્ટ થતા નથી અને પાકતા પણ નથી; અથવા તેઓ આડેઅવળે માર્ગે જઈ તરુણજ્વરને (ઊલટો) ભયંકર કરે છે.' ૧૩૩

તરુણજ્વરવાળાને વમન પણ ન કરાવાય

अनुपस्थितदोषाणां वमनं तरुणज्वरे।
हृद्रोगं श्वासमानाहं मोहं च कुरुते भृशम् ॥१३४

अन्वयः–तरुणज्वरे अनुपस्थितदोषाणां वमनं हृद्रोगं श्वासम् आनाहं च भृशं मोहं कुरुते ॥

('કફ આદિ દોષો ઉપર ચડી આવવાને લીધે પોતાની મેળે જ વમન થાય તો કશી હરકત નહિ પણ) તરુણજ્વરમાં જેઓના દોષો ઉપર ચડી આવ્યા ન હોય એવા માણસોને (યત્નથી વમન કરાવાય જ નહિ, છતાં) યત્નથી વમન કરાવવામાં આવે તો તે વમન હૃદયના રોગને, આફરાને તથા અત્યંત મોહને ઉત્પન્ન કરે છે.' ૧૩૪

ટીકા–अयमर्थ.–कफादिदोषोपस्थितौ स्वयमेव चेद्भवति वमनं न तद्दोषाय। अनुपस्थितदोषाणां तरुणज्वरे वमनं यत्नकृतं हृद्रोगादीन् करोतीत्यर्थः। एतेन वचनेन तरुणज्वरे यत्नाद्वमनं निषिद्धम्। अवस्थाविशेषे तदपि कर्तव्यमित्याह–આ વચન પ્રમાણે તરુણજ્વરમા જોકે યત્નથી વમન કરાવવાનો નિષેધ છે, છતા અમુક અવસ્થામા તે વમન પણ કરાવવુ જ જોઈએ, કારણ કે–

વમનને યોગ્ય હોય તો વમન ઠીક છે

सद्योभुक्तस्य वा जाते ज्वरे सन्तर्पणोत्थिते।
वमनं वमनार्हस्य शस्तमित्याह वाग्भटः॥ १३५ ॥

अन्वय.–सद्योभुक्तस्य जाते वा संतर्पणोत्थिते ज्वरे वमनार्हस्य वमनं शस्तम्, इति वाग्भटः आह ॥

તરતમાં જમેલાને તાવ આવવાનો લાગે કે સંતર્પણથી તાવ આવવાનો જણાય ત્યારે તે પણ જો વમન કરવાને યોગ્ય હોય, એટલે ગર્ભિણી, અત્યંત કૃશ કે અત્યંત વૃદ્ધ ન હોય તો તેને (નિરામ સ્થિતિમા લંઘનને બદલે) વમન કરાવવું એમ વાગ્ભટે કહ્યું છે. ૧૩૫

ટીકા–वमनं चेति विकल्पो लङ्घनापेक्षया। वमनार्हस्येत्यनेन गर्भिण्यतिकृशातिवृद्धादिनिषेधः अत एवाह वृद्धवाग्भटः ॥

### વમનને અયોગ્ય કોણ?

**वमितं लङ्घयेत्प्राज्ञो लङ्घितं न तु वामयेत्।**
**वमनं क्लेशबाहुल्याद्धन्याल्लङ्घनकर्षितम् ॥**
**न कार्यं गुर्विणीबालवृद्धदुर्बलभीरुभिः ॥ १३६ ॥**

अन्वयः-प्राज्ञः वमितं लङ्घयेत्, (किंतु) लङ्घितं न तु वामयेत्। (यतः) वमनं क्लेशबाहुल्यात् लङ्घनकर्षितं हन्यात्। (तथा च) गुर्विणी-बाल-वृद्ध-दुर्बल-भीरुभिः (लङ्घनं) न कार्यम् ॥

(આ વિષયમાં વૃદ્ધ વાગ્ભટ કહે છે કે:) 'જેણે વમન કર્યું હોય તેને લંઘન કરાવવું, પણ જેણે લંઘન કર્યું હોય તેને વમન કરાવવું નહિ; કારણ કે વમન ઘણા ક્લેશોથી યુક્ત હોવાને લીધે લંઘનથી કર્ષણ પામેલાને મારી નાખે છે; તેમ જ 'ગર્ભિણી, બાલક, વૃદ્ધ, દુર્બળ અને બીકણ માણસે લંઘન કરવું નહિ.' (આ વચન ઉપરથી ગર્ભિણી વગેરેને લંઘન કરવાનો નિષેધ છે.) ૧૩૬

टीका-अनशनमिति शेषः। अनेनानशननिषेधेन गुर्विण्यादीनामनशननिषेधः॥ ज्वरे सामे पाचनं, निरामे शमनं पथ्यान्नमण्डादिकं च दद्यात्। पाचनलक्षणं पश्चाद् गुणप्रस्तावे बोद्धव्यम् ॥

અહીં 'અનશન' એ અધ્યાહાર છે, તેથી ગર્ભિણી આદિને લંઘનનો નિષેધ કર્યો હોવાથી તેઓનો તાવ જો સામ એટલે ધાતુગત આમવાળો હોય તો તેઓને પાચન આપવું અને આમથી રહિત હોય તો શમન-ઔષધ તથા પથ્ય અન્નનો રસ ઇત્યાદિ આપવું. પાચનનું લક્ષણ પાછળના ગુણ-પ્રકરણમાં કહ્યું છે, તે ઉપરથી સમજી લેવું.

### પાચન તથા શમન આપવાનો સમય

पाचनशमनयोः सम्प्रदानकालमाह-

**पाययेदातुरं सामं पाचनं सप्तमे दिने।**
**शमनेनाथवा दृष्ट्वा निरामं तमुपाचरेत् ॥१३७॥**

अन्वयः-सामम् आतुरं सप्तमे दिने पाचनं पाययेत्, अथवा तं निरामं दृष्ट्वा शमनेन उपाचरेत् ॥

આમવાળા રોગીને સાતમા દિવસે પાચન પાવું અથવા તે આમરહિત દેખાય તો શમનથી તેનો ઉપચાર કરવો. ૧૩૭

ननु-અહીં આ શંકા છે-

### આમજ્વરનાં ચિહ્નો અને તેમાં ઔષધનો ખાસ નિષેધ

**लालाप्रसेको हृल्लासो हृदयाशुद्ध्यरोचकौ।**
**तन्द्रालस्याविपाकास्यवैरस्यं गुरुगात्रता।**
**क्षुन्नाशो बहुमूत्रत्वं स्तब्धता बलवाञ्ज्वरः ॥१३८॥**
**आमज्वरस्य लिङ्गानि न दद्यात्तत्र भेषजम्।**
**भेषजं ह्यामदोषस्य भूयो जनयति ज्वरम् ॥१३९॥**

अन्वयः-लालाप्रसेकः हृल्लासः हृदय-अशुद्धि-अरोचकौ तन्द्रा-आलस्य-अविपाक-आस्यवैरस्यं गुरुगात्रता क्षुन्नाशः बहुमूत्रत्वं स्तब्धता बलवान् ज्वरः (एतानि) आमज्वरस्य लिङ्गानि (सन्ति), तत्र भेषजं न दद्यात्, (यतः) आमदोषस्य भेषजं भूयः ज्वरं हि जनयति ॥

લાળ ઝર્યા કરે, મોળ-ઊબકા આવ્યા કરે; છાતી સાફ ન હોય; અરુચિ, ઘેન તથા આળસ અને અપચો હોય, મોઢું બગડેલા રસવાળું અને શરીરમાં ભારેપણું હોય, ભૂખનો નાશ થઈ ગયો હોય, પેશાબ બહુ આવે, શરીર સજ્જડ થઈ ગયું હોય અને તાવ પ્રબળ હોય એ આમજ્વરનાં ચિહ્નો છે. એવા આમજ્વરમાં ઔષધ ન આપવું; કારણ કે જેના દોષ આમ-કાચા હોય તેને આપેલું ઔષધ તાવને ઘણો વધારી મૂકે છે. ૧૩૮,૧૩૯

टीका -भूयः=बाहुल्येन।

अन्यच्च-વળી બીજું-

### આમજ્વરમાં ઔષધોથી વધુ ભય

**पाययेद्दोषहरणं मोहादामज्वरे तु यः।**
**स सुप्तं कृष्णसर्पं तु कराग्रेण परामृशेत् ॥१४०॥**

अन्वयः-यः तु आमज्वरे दोषहरणं मोहात् पाययेत्, सः तु सुप्तं कृष्णसर्पं कराग्रेण परामृशेत् ॥

'જે વૈદ્ય આમજ્વરમાં દોષોને હરનારું ઔષધ ભૂલથી પાય, તે સૂતેલા કાળા નાગ ઉપર હાથ ફેરવે છે એમ સમજવું.' ૧૪૦

टीका-इति वचनादामज्वरे भेषजनिषेधात्कथं सामे ज्वरे पाचनं देयम्? उच्यते-निरुपद्रवे सामज्वरे पाचनं देयम्। सोपद्रवे तु सामे भेषजं निषिद्धम्। तथा च वाग्भटः-એ વચનો ઉપરથી આમજ્વરમાં ઔષધ ન જ અપાય એમ સિદ્ધ થાય છે; છતાં તમે પાચન આપવાનું કેમ કહો છો? આનું સમાધાન આ છે કે, આમજ્વર જો ઉપદ્રવોથી રહિત હોય તો પાચન આપવું, પણ ઉપદ્રવોથી સહિત હોય તો

ઔષધ આપવાનો નિષેધ જ છે, તેજ પ્રમાણે વાગ્ભટ કહે છે:

**આમજ્વરમાં પાચન અને શમન ક્યારે?**

**सप्ताहात्परतोऽदुष्टे सामे स्यात्पाचनं ज्वरे।**
**निरामे शमनं स्तब्धे सामे नौषधमाचरेत् ॥१४१॥**

अन्वयः–सप्ताहात् परतः सामे ज्वरे अदुष्टे (सति) पाचनं स्यात्, निरामे शमनं (स्यात् किंतु सप्ताहात् परतः अपि) सामे स्तब्धे (च सति) औषधं न आचरेत् ॥

સાત દિવસ પછી જ્વર આમવાળો હોય છતાં ઉપદ્રવોથી રહિત હોય તો પાચન આપવું અને આમથી રહિત હોય તો શમન આપવું; પરંતુ સાત દિવસ વીત્યા પછી પણ જો જ્વર આમથી તથા ઉપદ્રવોથી પણ યુક્ત હોય તો ઔષધ આપવું જ નહિ. ૧૪૧

टीका–अदुष्टे–निरुपद्रवे, स्तब्धे=सोपद्रवे ॥

अन्यच्च–વળી બીજું:–

**कृशं चैवाल्पदोषं च शमनीयैरुपाचरेत् ॥१४२॥**

अन्वयः–कृशं च अल्पदोषं च एव शमनीयैः उपाचरेत् ॥

જે રોગી દૂબળો અને ઓછા દોષવાળો હોય તેને જ શમનના ઉપચાર કરવા, (પણ આમવાળાને તો ઔષધ આપવું જ નહિ.) ૧૪૨

**સામાન્ય જ્વરમાં પાચન–નાગરાદિ ક્વાથ**

अथ सामान्यज्वरे पाचनकषायमाह सुश्रुतः–

સામાન્ય તાવમાં દેવાનો સુશ્રુતે કહેલો કાઢો:

**नागरं देवकाष्ठं च ध्यामकं बृहतीद्वयम्।**
**दद्यात्पाचनकं पूर्वं ज्वरितेभ्यो ज्वरापहम् ॥१४३॥**

अन्वयः–नागरं च देवकाष्ठं ध्यामकं बृहतीद्वयम् (एतत्) पाचनकं ज्वरापहं (विज्ञाय) ज्वरितेभ्यः पूर्वं दद्यात् ॥

સૂંઠ, દેવદાર, રોહિસખડ, ઊભી ભોરીંગણી–મોટાં ફળવાળી અને નાનાં ફળવાળી ભોરીંગણીનો ક્વાથ પાચન હોઈ (સામાન્ય) તાવનો નાશ કરનાર છે, માટે (સામાન્ય) તાવવાળાઓને તે પ્રથમ આપવો. ૧૪૩

टीका–ध्यामक–रोहिष, तदलाभादुशीरं दद्यात्। बृहतीद्वयं=बृहत्फला सूक्ष्मफला च। बृहती=क्षुद्रा बृहती चेति कण्टकारीद्वयं वा दद्यात्। 'कण्टकारीद्वयं शुण्ठी ध्यामकं सुरदारु च' इति शार्ङ्गधरेणोक्तत्वात् ॥ नागरादिक्वाथः ॥ શાર્ઙ્ગધરે પણ 'બે જાતની ભોરીંગણી, રોહિસખડ, સૂંઠ અને દેવદાર એ પાંચ વસ્તુઓનો ક્વાથ પાવો' એમ કહ્યું છે. રોહિસખડ ન મળે તો તેને બદલે વાળો નાખવો. આને નાગરાદિ ક્વાથ કહેવાય છે.

**બધા તાવમાં અપાય એવાં સામાન્ય સંશમનો**

अथ सर्वज्वरेषु सामान्यतः संशमनीयान्याह सुश्रुतः–

બધા તાવમાં સામાન્ય ગણાતાં સંશમનો સુશ્રુત કહે છે:

**अथ संशमनीयानि कषायाणि निबोध मे।**
**सर्वज्वरेषु देयानि यानि वैद्येन जानता ॥१४४॥**
**वृश्चीरबिल्ववर्षाभूपयः सोदकमेव च।**
**पचेत् क्षीरावशेषं तत् पेयं सर्वज्वरापहम् ॥१४५॥**

अन्वयः–अथ संशमनीयानि कषायाणि मे निबोध, यानि जानता वैद्येन सर्वज्वरेषु देयानि (सन्ति) वृश्चीर-बिल्व-वर्षाभू-पयः च सोदकम् एव पचेत्, क्षीराव-शेषं तत् पेयं सर्वज्वरापहम् (भवति) ॥

'હવે સંશમનીય કષાય–ઔષધો હું કહું છું, તે તમે મારી પાસેથી સાંભળો, જે ઔષધો વિદ્વાન વૈદ્યે સર્વ જ્વરોમાં દેવા યોગ્ય છે; વૃશ્ચીર (ધોળી સાટોડી), બીલું, વર્ષાભૂ (રાતી સાટોડી); દૂધ અને પાણી–એ બધાંને ભેગાં કરી પકાવવાં; પાણી બળી જઈ દૂધ જ બાકી રહે, ત્યારે તે પીવાથી સર્વ પ્રકારના તાવનો નાશ કરે છે. ૧૪૪,૧૪૫

टीका–वृश्चीरः=श्वेतपुनर्नवा, वर्षाभू=रक्तपुनर्नवा। तथा च मदनपालः–'पुनर्नवा श्वेतमूला वृश्चीरो दीर्घ-पत्रकः। पुनर्नवाऽपरा रक्ता वर्षाभू रक्तपुष्पकः' ॥ 'ધોળાં મૂળવાળી અને લાંબાં પાંદડાંવાળી સાટોડી વૃશ્ચીર કહેવાય છે અને રાતાં ફૂલવાળી (તથા રાતાં મૂળવાળી) બીજી સાટોડી પુનર્નવા કહેવાય છે' એમ મદનપાલે પોતાના નિઘંટુમાં લખ્યું છે. તે ઉપરથી અહીં વૃશ્ચીર એટલે ધોળી સાટોડી અને વર્ષાભૂ એટલે રાતી સાટોડી એવો અર્થ કર્યો છે.

**દૂધ પકાવવાની રીત**

पाकप्रकारमाह–

**क्षीरमष्टगुणं द्रव्यात् क्षीरान्नीरं चतुर्गुणम्।**
**क्षीरावशेषं पातव्यं क्षीरपाके त्वयं विधिः ॥१४६॥**

अन्वयः–द्रव्यात् अष्टगुणं क्षीरं, क्षीरात् चतुर्गुणं नीरम्, क्षीरावशेषं तु (तत्) पातव्यम्, अयं क्षीरपाके विधिः (प्रोक्तः) ॥

ચાર તોલા ઔષધ નાખી તેથી આઠ-

ગણું દૂધ અને દૂધથી ચોગણું પાણી નાખી ઉકાળવુ; પાણી બળી જઈ દૂધ જ બાકી રહે, ત્યારે પીવું; એ દૂધ પકાવવાનો વિધિ કહ્યો છે ૧૪૬

टीका–द्रव्यात्–पलपरिमितात् ।

अन्यच्च–વળી બીજુ—

**उदकाद् द्विगुणं क्षीरं शिंशिपोशीरमेव च ।**
**तत् क्षीरशेषं क्वथितं पेयं सर्वज्वरापहम् ॥ १४७ ॥**

अन्वय–उदकात् द्विगुण क्षीर, च शिंशिपोशीरम् एव क्वथित (सत्) क्षीरशेष तत् पेय, सर्वज्वरापहम् (भवेत्) ॥

'પાણીથી બમણુ દૂધ નાખી તેમા શીશમ તથા વીરણમૂળ–વાળો નાખવા; પછી પાણી બળી જઈ દૂધ બાકી રહે, ત્યારે તે ઉકાળતા પીવું. આ કવાથ સર્વ પ્રકારના તાવને મટાડે છે.' ૧૪૭

ગુડૂચ્યાદિ કવાથ

**गुडूचीधान्यकारिष्टं पद्मकं रक्तचन्दनम् ।**
**एषां क्वाथ सुप्रसिद्धः सर्वज्वरहर स्मृत ॥**
**दीपनो दाहहृल्लासतृष्णाछर्द्यरुचीर्हरेत् ॥ १४८ ॥**

अन्वय–गुडूचीधान्यकारिष्ट पद्मक (च) रक्तचन्दनम्–एषा क्वाथ सुप्रसिद्ध सर्वज्वरापह स्मृत (स च) दीपन (सन्) दाह–हृल्लास तृष्णा–छर्दि–अरुचि· हरेत् ॥

ગળો, ધાણા, લીંબડો, પદ્મકાષ્ઠ અને રતાંજલી એટલાનો કવાથ અત્યંત પ્રસિદ્ધ છે અને તે સઘળા તાવને મટાડનાર કહેવાય છે. વળી તે અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ દાહ, મોળ તરસ, ઊલટી તથા અરુચિને મટાડે છે. ૧૪૮

आह–એમ સંશોધનનો નિષેધ હોવા છતા અમુક અવસ્થામા સંશોધન અપાય, તેનુ કારણ કહે છે:

છતાં એ સંશોધન અપાય ક્યારે?

**रोगे शोधनसाध्ये तु य विद्याद्दोषदुर्बलम् ।**
**त समीक्ष्य भिषक्कुर्याद्दोषप्रच्यावनं मृदु ॥१५०॥**

अन्वय –य तु दोषदुर्बल विद्यात् रोगे तु शोधन–साध्य (सति) त समीक्ष्य भिषक् मृदु दोषप्रच्यावन कुर्यात् ॥

'જે રોગી દોષોની વૃદ્ધિથી દુર્બળ થયો હોય અને રોગ પણ શોધનથી જ મટે એવો હોય, તો તેને જોઈ–તપાસી વૈદ્યે કોમળ રીતે દોષોને સ્થાનમાથી ખસેડી પાડવાનુ કરવું'

टीका–दोषदुर्बल–दोषैरुपचितैर्दुर्बल न तूपवासादि–कृशम् । अत एव समीक्ष्येति । વધેલા દોષોથી રોગી દુર્બળ થયો હોય, પણ ઉપવાસ વગેરેથી દુર્બળ થયેલો ન હોય, એ બરાબર તપાસ્યા પછી–એમ સૂચવવા માટે જ મૂળમા 'समीक्ष्य' પદ મૂક્યુ છે.

अथ शोधनसाध्यरोगानाह–હવે શોધનથી મટે તેવા રોગો કહે છે

વમનરૂપ શોધનથી મટે એવા રોગો

**सद्योज्वरे विषेऽजीर्णे मन्देऽग्नावरुचौ तथा ।**
**स्तन्यरोगे च हृद्रोगे कासश्वासेषु वामयेत् ॥१५१**

अन्वय –सद्योज्वरे विषे अजीर्णे अग्नौ मन्दे तथा अरुचौ स्तन्यरोगे हृद्रोगे च कासश्वासेषु (रोगिण) वामयेत् ॥

તરતનો તાવ (એટલે તે તાવનુ પૂર્વરૂપ), ઝેર, અજીર્ણ, અગ્નિનું મંદપણું, અરુચિ, સ્તન સંબંધી રોગ, હૃદયનો રોગ, ઉધરસ અને શ્વાસ એટલા રોગોમા રોગીને વમન કરાવવ ૧૫૧

अन्वयः-दोषे चले ( सति ) कोष्ठे ( च ) मृदौ ( सति ) तत्र नृणां बलं न ईक्षेत, तदा दुर्बलस्य अपि शोधनं अव्यापद् हि भवेत् ॥

દોષ ચંચળ થયા હોય એટલે નીકળવા તૈયાર થયા હોય અને કોઠો કૂણો હોય તેવી સ્થિતિમાં માણસના બળનો વિચાર ન કરતાં પણ શોધન આપવું; કારણ કે એ સ્થિતિમાં ( પાકી ગયેલા દોષોને લીધે જ ) દુર્બળને પણ દીધેલું શોધન ઊલટી આદિ વ્યાધિઓને કરતું નથી. ૧૫૩

टीका-कुतो बलं नापेक्षणीयमित्याशङ्कायामाह-तदा तस्यामवस्थायां शोधनं दुर्बलस्यापि दोषदुर्बलस्यापि अव्यापद्भवेत्-छर्द्यादिव्याधिकृन्न भवतीत्यर्थः । ( આનો અર્થ ઉપર અપાયો છે. )

बलवतः पुरुषस्य पक्वस्य दोषस्य स्वस्थानस्थितस्य शोधनाविधाने दोषमाह सुश्रुतः-બળવાન પુરુષનો પાકેલો દોષ પોતાના ઠેકાણે રહ્યો હોય, તેનું શોધન જો કરવામાં ન આવે તો તેથી નુકસાન થાય છે એમ સુશ્રુત કહે છે :

**પાકેલા દોષોને બહાર ન કાઢવાથી નુકસાન**

**पक्वोऽप्यनिर्हृतो दोषो देहे तिष्ठन्महात्ययम् ।**
**विषमं वा ज्वरं कुर्याद्बलव्यापदमेव वा ॥ १५४॥**

अन्वयः-पक्वः अपि दोषः अनिर्हृतः ( सन् ) देहे तिष्ठन् महात्ययं वा विषमं ज्वरं बलव्यापदम् एव वा ( महात्ययं ) कुर्यात् ॥

'( લંઘનથી, જળપાનથી તથા પેયા આદિથી ) દોષ પાક્યા હોય છતાં તેને જો અધો માર્ગથી બહાર કાઢી નાખવામાં ન આવે તો તે દોષ દેહમાં રહી મહાત્યય-મોટું નુકસાન અથવા વિષમજ્વરને કે બળના નાશને કરે છે.' ( અહીં-મહાત્યય એટલે બહુ જ હાનિ કરનારો વિષમજ્વર-ચાતુર્થિકજ્વર જાણવો, એમ ગદાધર વૈદ્યે કહ્યું છે; અને મહાત્યય એટલે ગંભીર ઊંડો જ્વર, એમ કાર્તિક વૈદ્યે કહ્યુ છે; અથવા મહાત્યય એટલે મોટું કષ્ટ સમજવું )

टीकाः-पक्वः-लङ्घनाम्बुपानपेयादिभिः । अनिर्हृतः-अधोमार्गेणानुत्सृष्टः । महात्ययं-विषमं ज्वरं, चातुर्थिकं, तस्यैव महात्ययत्वादिति गदाधरः । गम्भीरमिति कार्तिकः । महात्ययं=महाकष्टं वा । बलव्यापदं=बलक्षयम् ॥

## સંશોધન ઔષધો : આરગ્વધાદિ ક્વાથ અથવા પહેલું આરોગ્યપંચક

संशोधनमाह-સંશોધન કહે છે :

**आरग्वधग्रन्थिकमुस्ततिक्ता,-**
**हरीतकीभिः कथितः कषायः ।**
**सामे सशूले कफवातयुक्ते,**
**ज्वरे हितो दीपनपाचनश्च ॥ १५५ ॥**

अन्वयः-आरग्वध-ग्रन्थिक-मुस्त तिक्ता-हरितकीभिः क्वथितः क्वाथः सामे सशूले कफ-वात युक्ते ज्वरे हितः च दीपनपाचनः ( कथ्यते ) ॥

ગરમાળો, પીપરીમૂલ, મોથ, કડુ અને હરડેનો ક્વાથ, ( ધાતુગત ) આમવાળા અને શૂળવાળા કફજ્વરમાં તથા વાતજ્વરમાં પણ હિતકારી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચન છે. ૧૫૫

अन्यच्च-અને વળી-

### બીજું આરોગ્યપંચક

**पथ्यारग्वधतिक्ता,-त्रिवृदामलकैः शृतं तोयम् ।**
**पाचनसारकमुक्तं, मुनिभिर्जीर्णज्वरे सामे ॥१५६॥**

अन्वयः-पथ्या-आरग्वध-तिक्ता-त्रिवृत्-आमलकैः शृतं तोयं सामे जीर्णज्वरे पाचन-सारकम् ( इति ) मुनिभिः उक्तम् ॥

હરડે, ગરમાળો, કડુ, નસોતર અને આમળાંનો ક્વાથ ( ધાતુગત ) આમવાળા જીર્ણજ્વરમા પાચન અને સારક મળોને ખસેડનાર પણ છે, એમ મુનિઓએ કહ્યું છે. ( આ બન્ને ક્વાથ 'આરોગ્યપંચક' એવા નામથી પણ ઓળખાય છે. ) ૧૫૬

टीका-इति आरोग्यपञ्चकद्वयम् ।

### સારિવાદિ કલ્ક

**अनन्तां वालकं मुस्तं नागरं कटुरोहिणीम् ।**
**पिष्ट्वा सुखाम्बुना कल्कं पाययेदक्षसंमितम् ॥१५७**
**कल्कः स्वल्पेन कालेन हन्यात्सर्वज्वरामयान् ।**
**विदध्यात्कोष्ठसंशुद्धिं दीपयेच्च हुताशनम् ॥१५८**

अन्वयः-अनन्ता वालकं मुस्तं नागरं कटुरोहिणीं सुखाम्बुना पिष्ट्वा अक्षसमितं कल्कं ( रोगिणं ) पाययेत् । ( अयं ) कल्कः स्वल्पेन कालेन सर्वज्वरामयान् हन्यात्, कोष्ठसंशुद्धिं विदध्यात्, च हुताशनं दीपयेत् ॥

ઉપલસરી, વાળો, મોથ, સૂંઠ અને કડુ એટલાને સહેવાય એવા ઊના પાણીમાં વાટી એક તોલાભાર કલ્ક રોગીને પાઈ દેવો.

આ કલ્ક ઘણા થોડા જ કાળમાં સઘળા જ્વરોનો નાશ કરે છે, કોઠો સાફ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૧૫૭,૧૫૮

अनन्ता=सारिवा । इति सारिवादिकल्कः ॥

### સંશોધન અને શમન ઔષધોનો કેવા રોગીએ ઉપયોગ ન કરવો?

सशोधनं संशमनं च येषां निषिद्धं तानाह–

पीताम्बुर्लङ्घनक्षीणो जीर्णो भुक्तः पिपासितः ।
न पिबेदौषधं जन्तुः संशोधनमथेतरत् ॥१५९॥

अन्वयः–पीताम्बुः लङ्घनक्षीणः जीर्णः भुक्तः पिपासितः जन्तुः संशोधनम् अथ इतरत् ( संशमनं ) न पिबेत् ॥

જેણે કડવાં પાણી પીધાં હોય, લંઘનથી જે ક્ષીણ થયો હોય, જીર્ણ કે વૃદ્ધ હોય, જમ્યો હોય અને તરસ્યો હોય તેવા માણસે સંશોધન કે શમન ઔષધ પીવું નહિ. ૧૫૯

टीका–पीताम्बुः=पीततिक्ताम्बुः, भुक्तः=भुक्तवानि-त्यर्थः । अत्राध्यवसितादित्वात्कर्तरि क्त प्रत्ययः । इतरत्=सशमनम् । ( અર્થ ઉપર અપાયો છે. )

### સુદર્શન ચૂર્ણ અને તેના ગુણો

त्रिफला रजनीयुग्मं कण्टकारीयुगं शटी ।
त्रिकटु ग्रन्थिकं मूर्वा गुडूची धन्वयासकः ॥१६०॥
कटुका पर्पटो मुस्तं त्रायमाणा च वालकम् ।
निम्बः पुष्करमूलं च मधुयष्टी च वत्सकः ॥१६१॥
यवानीन्द्रयवो भार्गी शिग्रुबीजं सुराष्ट्रजा ।
वचात्वक्पद्मकोशीरचन्दनातिविषाबलाः ॥ १६२॥
शालिपर्णी पृश्निपर्णी विडङ्गं तगरं तथा ।
चित्रकं देवकाष्ठं च चव्यं पत्रं पटोलकम् ॥१६३
जीवकर्षभकौ चैव लवङ्गं वंशलोचनम् ।
पुण्डरीकं च काकोलीपत्रकं जातिपत्रकम् ॥१६४॥
तालीसपत्रमेतानि समभागानि चूर्णयेत् ।
अर्धांशं सर्वचूर्णस्य किरातं प्रक्षिपेत्सुधीः ॥१६५
एतत्सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहम् ।
ज्वरांश्च निखिलान् हन्ति नात्र कार्या विचारणा ॥
दोषजागन्तुकांश्चापि धातुस्थान् विषमज्वरान् ।
सन्निपातोद्भवांश्चापि मानसानपि नाशयेत् ॥१६७
शीतादीनपि दाहादीन्मेहं तन्द्रां भ्रमं तृषाम् ।
कासं श्वासं च पाण्डुं च हृद्रोगं कामलामपि ॥१६८
त्रिकपृष्ठकटीजानुपार्श्वशूलं निवारयेत् ।
शीताम्बुना पिबेदेतत्सर्वज्वरनिवृत्तये ॥ १६९॥
सुदर्शनं यथा चक्रं दानवानां विनाशनम् ।
तथा ज्वराणां सर्वेषां चूर्णमेतत्प्रणाशनम् ॥१७०॥

अन्वयः–त्रिफला रजनीयुग्मं कण्टकारीयुगं शटी त्रिकटु ग्रन्थिकं मूर्वा गुडूची धन्वयासकः कटुका पर्पटः मुस्तं त्रायमाणा च वालकं निम्बः पुष्करमूलं च मधुयष्टी च वत्सकः यवानी इन्द्रयवः भार्गी शिग्रुबीजं सुराष्ट्रजा वचा–त्वक्–पद्मक–उशीर–चन्दन–अतिविषा बलाः शालिपर्णी पृश्निपर्णी विडङ्गं तगरं तथा चित्रकं देवकाष्ठं च चव्यं पत्र पटोलकं जीवक–ऋषभकौ च लवङ्गं वंशलोचनम् एव पुण्डरीकं च काकोली–पत्रकं जातिपत्रकं तालीसपत्रम्–एतानि समभागानि चूर्णयेत्, सुधीः सर्वचूर्णस्य अर्धांशं किरातं प्रक्षिपेत् । एतत् सुदर्शनं नाम चूर्णं दोषत्रयापहं (सत्) निखिलान् च ज्वरान् हन्ति, अत्र विचारणा न कार्या (तथा चैतत्) दोषज–आगन्तुकान् अपि च धातुस्थान् विषमज्वरान् अपि च संनिपातोद्भवान् मानसान् अपि (ज्वरान्) नाशयेत् । (तथा) शीतादीन् अपि दाहादीन् मेहं तन्द्रां भ्रमं तृषां कासं श्वासं च पाण्डुं च हृद्रोगं कामलां त्रिक–पृष्ठ–कटी–जानु–पार्श्वशूलम् अपि निवारयेत् । सर्वज्वरनिवृत्तये एतत् शीताम्बुना पिबेत् । यथा सुदर्शनं चक्रं दानवानां विनाशनम् (अस्ति) तथा एतत् चूर्णं सर्वेषां ज्वराणां प्रणाशनम् (अस्ति) ॥

હરડાં, બહેડાં, આમળાં, હળદર, દારુહળદર, મોટાં ફળવાળી ભોરીંગણી, નાનાં ફળવાળી ભોરીંગણી, કચૂરો, સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, મારવેલ, ગળો, ધમાસો, કડુ, ખડસલિયો. પિત્તપાપડો, મોથ, ત્રાયમાણ, વાળો, લીંબડો, એરંડાનાં મૂળ, ( આ પુષ્કરમૂળનો જ અર્થ સમજવો કેમ કે પુષ્કરમૂળ બધે લગભગ દુર્લભ હોવાથી તેનો પ્રતિનિધિ આ એરંડાનું મૂળ જ લેવાય છે. ) જેઠીમધ, કડાછાલ, યવાન, ઇંદ્રયવ, ભારંગી, સરગવાનાં બીજ, ફટકડી, વજ, તજ, પદ્મકાષ્ઠ, કાળોવીરણમૂળ–વાળો, સુખડ, અતિવિષની કળી, નાગબલા, મોટો સમેરવો, ગંધી સમેરવો, વાવડિંગ, તગર, ચિત્રો, દેવદાર, ચવક, તમાલપત્ર, કડવી પટોળી, જીવક ( અપ્રસિદ્ધ છે ), ઋષભક ( અપ્રસિદ્ધ છે ), લવિંગ, વંશલોચન, ધોળું કમળ, કાકોલીનાં પાંદડાં (અપ્રસિદ્ધ છે), જાવંત્રી અને તાલીસપત્ર એટલાં ( ૫૪ ) ઔષધોને સમભાગે લઈ તેઓનું ચૂર્ણ કરવું. તેમાં એ સઘળા ચૂર્ણના અર્ધભાગના વજને કરિયાતું નાખવું. આ

સુદર્શન નામનું ચૂર્ણ* ત્રણે દોષોને મટાડે છે અને સઘળા જ્વરોને પણ અવશ્ય મટાડે છે, એમાં વિચારવા જેવું નથી. દોષોથી થયેલા કે લાગવું વગેરેથી થયેલા તાવ, ધાતુઓમાં રહેલા વિષમજ્વરો, સન્નિપાતથી થયેલા જ્વરો, મનની પીડા સંબંધી જ્વરો, શીત આદિ, દાહ આદિ, પ્રમેહ, ઘેન, ભ્રમ, તરશ, ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, હૃદયના રોગ, કમળો, કેડના પાછલા ભાગનું શૂળ, પીઠનું શૂળ, ગોઠણનું શૂળ અને પડખાનું શૂળ પણ મટાડે છે. સઘળા પ્રકારના જ્વરોને મટાડવા આ ચૂર્ણને ટાઢા પાણીમાં પીવું. જેમ વિષ્ણુનું સુદર્શનચક્ર દાનવોનો નાશ કરે છે, તેમ આ સુદર્શન ચૂર્ણ સઘળા જ્વરોનો નાશ કરે છે. ૧૬૦-૧૭૦

टीका-पुष्करमूलाभावे तु कुष्टमपि दद्यात्। भार्ग्यभावे कण्टकारीमूलम्। सौराष्ट्र्यभावे. स्फटिकां दद्यात्। तगरालाभे कुष्ठं देयम्। जीवकर्षभकयोरलाभे विदारीकन्दस्य भागद्वय दद्यात्। पुण्डरीकं=श्वेतकमलं, काकोल्यभावे अश्वगन्धामूलं, 'तालीसपत्रकाभावे स्वर्णताली प्रदीयते' इति, अथवा कण्टकारीजटा देया ॥

એરંડાનું મૂળ ન મળે તો તેને બદલે કઠ, ભારંગી ન મળે તો ભોરીંગણીનાં મૂળ, સોરઠી માટી ન મળે તો ફટકડી, તગર ન મળે તો કઠ, જીવક તથા ઋષભક ન મળે તો વિદારીકંદના બે ભાગ નાખવા; કાકોલી ન મળે તો આસોંદનું મૂળ નાખવું અને તાલીસપત્ર ન મળે તો સ્વર્ણતાલી અથવા ભોરીંગણીનાં મૂળ વાપરવાં.

* सुष्ठु-शोभनं वा दर्शनं यस्य तत् सुदर्शनम्, यद्वा सुष्ठु दृश्यते-इति सुदर्शनं-दानवानां विनाशनं तन्नामकं विष्णोश्चक्रम्, दृशिर् प्रेक्षणे-'कृत्यल्युट'-इति ल्युट्, तद् इव सर्वेषां ज्वराणां विनाशनं-सुष्ठु दृश्यते वैद्यैर्ज्वरिभिश्चेति-सुदर्शनं-तन्नामकं च तत् चूर्णम्-सुदर्शनचूर्णम्-જેનું દર્શન ઉત્તમ છે અથવા દાનવોનો નાશ કરનાર તરીકે લોકો જેને દેખે છે, તે 'સુદર્શન' નામનું વિષ્ણુ ભગવાનનું ચક્ર છે. એ સુદર્શનચક્રની જેમ બધા તાવનો નાશ કરનાર તરીકે જે ચૂર્ણને વૈદ્યોએ તથા બધા તાવવાળાઓએ સારી રીતે અનુભવ્યું છે, તે સુદર્શન નામનું ચૂર્ણ કહેવાય છે.



## નિમ્બાદિ ચૂર્ણ÷

निम्बपत्रवराव्योषयवानीलवणत्रयम् ।
क्षारो दिग्वह्विरामेषुत्रिनेत्रान् क्रमशोंऽशकान् ॥
सर्वमेकीकृतं चूर्णं प्रत्यूषे भक्षयेन्नरः ।
ऐकाहिकं द्व्याहिकं च तथा त्रिदिवसज्वरम् ॥१७२
चातुर्थिकं महाघोरं सततं सन्ततं तथा ।
धातुस्थं च त्रिदोषोत्थं ज्वरं हन्ति न संशयः ॥१७३

अन्वयः-क्रमशः दिग्-वह्नि-राम-इषु-त्रिनेत्रान् अंशकान् निम्बपत्र-वरा-व्योष-यवानी-लवणत्रयं क्षारः-सर्वम् एकीकृतं चूर्णं नरः प्रत्यूषे भक्षयेत्, (एतत्) ऐकाहिकं द्व्याहिकं तथा च त्रिदिवसज्वरं महाघोरं चातुर्थिकं सन्ततं तथा सततं धातुस्थं च त्रिदोषोत्थ ज्वरं हन्ति, न संशयः ॥

અનુક્રમે દશ ભાગ લીંબડાનાં પાંદડાં; ત્રણ ભાગ હરડાં, બહેડાં તથા આમળાં; ત્રણ ભાગ સૂંઠ, મરી તથા પીપર; પાંચ ભાગ યવાન, ત્રણ ભાગ સિંધવ, બીડલૂણ તથા સંચળ અને બે ભાગ જવખાર-એ સર્વનું એકઠું ચૂર્ણ કરી પ્રાતઃકાલમાં માણસે ખાવું. આ ચૂર્ણ ઐકાહિક-દરરોજનો તાવ, દ્વ્યાહિક-એકાંતરિયો તાવ, વચમાં બે દિવસો છોડી દઈ ત્રીજા દિવસે આવતો-મહાઘોર ચાતુર્થિક તાવ; સાત, દશ કે બાર દિવસ સુધી એકસરખો રહેનારો સંતત નામનો તાવ અને આખાયે દિવસરાતમાં એકંદર બે વખત આવતો સતત નામનો તાવ-આ બધા ધાતુઓમાં રહેનારા તથા ત્રણે દોષથી થતા પાંચે વિષમજ્વરોનો અવશ્ય નાશ કરે છે. ૧૭૧-૧૭૩

### ખાસ અનુભવેલો શટ્યાદિ ક્વાથ

शटी निशाद्वयं दारु शुण्ठी पुष्करमूलकम् ।
एला गुडूची कटुका पर्पटश्च यवासकः ॥ १७४॥
शृङ्गी किराततिक्तं च दशमूली तथैव च ।
क्वाथमेषां पिबेत् कोष्णं सिन्धुचूर्णयुतं नरः ॥१७५
ज्वरान् सर्वान् द्रुतं हन्ति नात्र कार्या विचारणा ।

अन्वयः-शटी निशाद्वय दारु शुण्ठी पुष्करमूलकम् एला गुडूची कटुका च पर्पटः यवासकः शृङ्गी च

÷ निम्ब आदिर्येषां तानि-निम्बादीनि, तेषां चूर्णम्-જેમાં લીંબડો મુખ્ય હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ નિંબાદિચૂર્ણ કહેવાય છે.

किराततिक्त तथा च एव दशमूली-एषां क्वाथ कोष्ण सिन्धुचूर्णयुत नरः पिबेत्, (स च) सर्वान् ज्वरान् द्रुत हन्ति, अत्र विचारणा न कार्या ॥

કચૂરો, હળદર, દારુહળદર, દેવદાર, સૂંઠ, એરંડાનાં મૂળ, એલચી, ગળો, કડુ, ખડસલિયો પિત્તપાપડો, જવાસો, કાકડાશિંગી, કરિયાતું અને દશમૂલ-એટલાંનો ક્વાથ કરી થોડોક ઊનો હોય ત્યારે તેમા સૈંધવનુ ચૂર્ણ નાખી માણસ પીએ, તો સઘળા તાવનો જલદી નાશ કરે છે, એમા વિચાર કરવો નહિ. (આ શઠ્યાદિ* ક્વાથનો અમે અનુભવ પણ કરેલો છે.) ૧૭૪,૧૭૫

टीका-अनुभूतोऽयम् ।

**ખાસ અનુભવેલી હરીતક્યાદિવટી×**

हरीतकी त्रिवृद्वृद्धदारकाणां पृथग्भवेत् ।
पलद्वय कणा शुण्ठी गुडूची गोक्षुरो वरी ॥१७६
सहदेवी विडङ्गं च प्रत्येकं पलसम्मितम् ।
मधुना वटिकां कृत्वा खादञ्ज्वरमपोहति ॥
कास श्वासं मलस्तम्भं वह्निमान्द्यं नियच्छति ॥१७७

अन्वयः-हरीतकी-त्रिवृद्-वृद्धदारकाणा प्रत्यक पलद्वय, च कणा शुण्ठी गुडूची गोक्षुरः वरी सहदेवी विडङ्ग प्रत्येक पलसमित भवेत्। मधुना वटिकां कृत्वा खादन् (जनः) ज्वरम् अपोहति, कास श्वास मलस्तम्भ वह्निमान्द्य नियच्छति ॥

હરડે, નસોતર અને વરધારો એ દરેક આઠ આઠ તોલા, તેમ જ લીંડીપીપર, સૂંઠ, ગળો, ગોખરુ, શતાવરી, ખપાટ અને વાવડિંગ-એ દરેક ચાર ચાર તોલા લેવાં. એ સઘળાંનું ચૂર્ણ કરી તેની મધમાં ગોળીઓ વાળીને જે માણસ ખાય, તેનાં તાવ, ઉધરસ, શ્વાસ, મલબંધ અને અગ્નિની મંદતા એ ગોળીઓ મટાડે છે. (આનો અમે અનુભવ પણ કર્યો છે.) ૧૭૬, ૧૭૭

टीका-अनुभूतेयम् ।

**લાક્ષાદિતૈલ+ અને તેના ગુણો**

लाक्षा दशाक्षा त्वरुणा षडक्षा, स चन्दनं लोहितचन्दनं च । त्वक्पत्रकं वारि मुरा समुस्ता, प्रत्येकमेतानि पलोन्मितानि ॥ १७८ ॥

किराततिक्तात्रिवृतासतिक्ता,-ऽमृताकणापर्पटकण्टकार्यः । विडङ्गविश्वामलकानि वासा,-रसानिशावीरणसिन्दुवाराः ॥ १७९ ॥

एतानि देयानि पृथक्पलार्ध,-मानानि सर्वाणि च भेषजानि । कल्कानमीषां विदधीत गव्य,-दुग्धेन वै सार्धतुलामितेन ॥ १८० ॥

तैलं तिलानां तु तुलानुमानं, तेनैव कल्केन शनैः पचेच्च । हन्याज्ज्वरांस्तैलमिदं समस्तान्, कुर्याद् बलं वीर्यमतीव पुष्टिम् ॥ १८१ ॥

विमर्दनादाशु परिश्रमं भ्रमं, शमं नयेत् संजनयेत् द्युतिं तनोः । तथा व्यथामस्थिसमुद्भवामपि, प्रहृत्य निद्रां समुपार्जयेत्सुखम् ॥ १८२ ॥

अन्वयः-लाक्षा दशाक्षा, अरुणा तु षडक्षा, सचन्दन लोहितचन्दन त्वक्पत्रक वारि समुस्ता च मुरा एतानि प्रत्येक पलोन्मितानि, किराततिक्ता-त्रिवृता-सतिक्ता-अमृता-कणा-पर्पट-कण्टकार्यः विडङ्ग-विश्वा-आमलकानि वासा-रसा-निशा-वीरण सिन्दुवाराः-एतानि च सर्वाणि भेषजानि पृथक् पलार्धमानानि देयानि, सार्ध तुलामितेन गव्यदुग्धेन अमीषां कल्कान् विदधीत, तेन एव कल्केन (सह) तुलानुमान तिलाना तैल च शनैः पचेत्, इद तैल समस्तान् ज्वरान् हन्यात्, बल वीर्य पुष्टिम् अतीव कुर्यात्, विमर्दनात् परिश्रम भ्रम शम (च) तनो. द्युतिम् आशु सजनयेत्, तथा अस्थिसमुद्भवा व्यथाम् अपि प्रहृत्य सुख निद्रा समुपार्जयेत् ॥

દશ તોલા લાખ, છ તોલા મજીઠ અને સુખડ, રતાંજળી, તજ, તમાલપત્ર, વાળો, મુરામાસી અને મોથ એ દરેક ચાર ચાર તોલા; તેમ જ કરિયાતું, નસોતર, કડુ, ગળો, લીંડીપીપર, ખડસલિયો પિત્તપાપડો, ભોરીંગણી, વાવડિંગ, સૂંઠ, અરડૂસો, રાસ્ના, હળદર, કાળો વાળો અને નગોડ-એ સઘળાં ઔષધો દરેક બે બે તોલા લેવાં; પછી છસો રૂપિયાભાર ગાયના દૂધમા તેઓને વાટી ચટણી જેવાં કરવાં. પછી એ ચટણી નાખીને ચારસો રૂપિયા

---

* शठी आदिर्येषा तानि-शठ्यादीनि, तषा क्वाथः-જેમા કચૂરો મુખ્ય હોય છે, એવા ઔષધોનો ઉકાળો શઠ્યાદિક્વાથ કહેવાય છે

× हरीतकी आदिर्येषा तानि-हरीतक्यादीनि, तेषां वटी-જેમા હરડે મુખ્ય હોય છે, એવા ઔષધોની ગોળીઓ-હરીતક્યાદિવટી કહેવાય છે

+ लाक्षा आदिर्येषां तानि, तषा कल्केन पक्व तैलम्-જેઓમા લાખ મુખ્ય હોય છે, તે ઔષધોનો કલ્ક નાખી પકવેલું તલનુ તેલ-લાક્ષાદિતૈલ કહેવાય છે.

ભાર તલનું તેલ ધીરે ધીરે પકવવું. આ તેલ સઘળા પ્રકારના તાવોને મટાડે છે, બળ આપે છે, વીર્યને વધારે છે અને પુષ્ટિ આપે છે. આ તેલનું મર્દન કરવાથી પરિશ્રમ તથા શ્રમ તરત મટે છે, શરીરમાં કાંતિ ઉત્પન્ન થાય છે અને હાડકાંમાં જો પીડા થતી હોય તો તેને પણ મટાડી સુખકારી નિદ્રા લાવે છે.

टीका-अरुणा मञ्जिष्ठा। वारि=वालम्। रसा=रास्ना॥

### બીજા પ્રકારનું લાક્ષાદિતૈલ

लाक्षारससमं तैलं तैलान्मस्तु चतुर्गुणम्।
अश्वगन्धानिशादारुकौन्तीकुष्ठाब्दचन्दनैः॥१८३॥
समूर्वारोहिणीरास्नाशताह्वामधुकैः समैः।
सिद्धं लाक्षादिकं नाम तैलमभ्यञ्जनादिना॥१८४॥
सर्वज्वरक्षयोन्मादश्वासापस्मारवातनुत्।
यक्षराक्षसभूतघ्नं गर्भिणीनां च शस्यते॥१८५॥

अन्वयः-लाक्षारससमं तैलं, तैलात् चतुर्गुणं मस्तु, समैः अश्वगन्धा-निशा-दारु-कौन्ती-कुष्ठ-अब्द-चन्दनैः समूर्वा-रोहिणी-रास्ना-शताह्वा-मधुकैः सिद्धं (इदं) लाक्षादिकं नाम तैलम्, अभ्यञ्जनादिना सर्वज्वर-क्षय-उन्माद-श्वास-अपस्मार-वातनुत् (भवति), यक्षराक्षसभूतघ्न च गर्भिणीनां शस्यते॥

લાખનો રસ અને તેલ સમભાગે લેવાં અને દહીંનું પાણી તેલથી ચોગણું લેવું; પછી તેમાં આસોંદ, હળદર, દેવદાર, મેંદીનાં બીજ, કઠ, મોથ, સુખડ, નાની પીલુડી. કડુ, રાસ્ના, શતાવરી અને મહુડાં એટલું સમભાગે લઈ તેઓની સાથે ઉપરના પદાર્થોને પકાવતાં જે તેલ સિદ્ધ થાય, તે પણ લાક્ષાદિતૈલ કહેવાય છે. આ તેલ માલિસ કરવાથી સઘળા તાવને, ક્ષયને, ઉન્માદને, શ્વાસને, વાઈને, યક્ષોને, રાક્ષસોને તથા ભૂતોને હણે છે; આ તેલ ગર્ભિણી સ્ત્રીઓ માટે પણ વખણાય છે. ૧૮૩-૧૮૫

टीका-मस्तु=दधिजलम्। कौन्ती=रेणुका। चन्दनमत्र श्वेतमेव, न तु रक्तम्। रोहिणी=कटुका॥

### ત્રીજા પ્રકારનું મહાલાક્ષાદિતૈલ

लाक्षा हरिद्रा मञ्जिष्ठा फेनिलं मधुकं वला।
लामज्जकं चन्दनं च चम्पकं नीलमुत्पलम्॥१८६॥
प्रत्येकमेषां पणमुष्टीः पक्त्वा तोये चतुर्गुणे।
चतुर्भागावशेषे तु गर्भे चैतत्समावपेत्॥१८७॥
रेणुका पद्मकं चैव वाजिगन्धा तथैव च।
वेतसं चोरकं कुष्ठं देवदारु नखं त्वचम्॥१८८॥
शतपुष्पा पुण्डरीकं मांसी मधुकमेव च।
एभिरक्षमितैः कल्कैः कषायेणैव पेषितैः॥१८९॥
मस्तुशुक्तारनालानामाढकांशं समावपेत्।
क्षीराढकसमायुक्तं तैलप्रस्थं विपाचयेत्॥१९०॥
अभ्यङ्गात्तैलमेतद्धि शीघ्रं दाहमपोहति।
व्यपोहति तथा वातपित्तश्लेष्मभवज्वरम्॥१९१॥
ग्रहोपसृष्टा ये बाला रक्षःसंदूषिताश्च ये॥
तेषां कष्टं प्रशमयेत्तैलं लाक्षादिकं महत्॥१९२॥

अन्वयः-लाक्षा हरिद्रा मञ्जिष्ठा फेनिलं मधुकं वला लामज्जकं चन्दनं चम्पकं च नीलम् उत्पलम्-एषां प्रत्येकं पणमुष्टीः चतुर्गुणे तोये पक्त्वा गर्भे च चतुर्भागावशेषे तु (तत्र) एतत् समावपेत्-रेणुका च पद्मकम् एव, तथा वाजिगन्धा एव, च वेतसं चोरकं कुष्ठकं देवदारु नखं त्वचं शतपुष्पा पुण्डरीकं मांसी च मधुकम् एव, कषायेण पेषितैः एव अक्षमितैः एभिः कल्कैः (सह) मस्तु-शुक्त-आरनालानाम् आढकांशं समावहेत्, (ततः) क्षीराढकसमायुक्तं तैलप्रस्थं विपाचयेत्, एतत् (सिद्धं) तैलम् अभ्यङ्गात् शीघ्रं हि दाहम् अपोहति, तथा वात-पित्त-श्लेष्मभवज्वरं सप्रलापं सतृष्णं च तालुशोषभ्रमान्वितं व्यपोहति, ये बालाः ग्रहोपसृष्टाः, ये च (जनाः) रक्षःसंदूषिताः (स्युः), तेषां कष्टं महत् लाक्षादिकं तैलं प्रशमयेत्॥

લાખ, હળદર, મજીઠ, બોર, મહુડાં, નાગબલા, લામજ્જક (એક જાતનું વાળા જેવું પીળું ખડ), ચંદન, ચંપક (અથવા ગેરુ) અને નીલ કમળ-એ દરેક ચોવીસ રૂપિયાભાર લઈ તેનાથી ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેમાં કવાથથી જ વાટેલાં મેંદીનાં બીજ, પદ્મકાષ્ઠ, આસોંદ, નેતર, ચોરક નામના તગરગંઠોડા, કઠ, દેવદાર, નખલા, તજ, સુવા, ધોળું કમળ, જટામાંસી અને મહુડાં-એ દરેકનો કલ્ક એક એક રૂપિયાભાર નાખવો, પછી તેમાં દહીંનું પાણી, શુક્ત અને આરનાલ (આ શુક્તનું તથા આરનાલનું લક્ષણ આ ગ્રંથના પ્રથમ ખંડમાં જોવું)-એ ત્રણે વસ્તુઓને એકંદર બસો છપ્પન રૂપિયાભાર નાખવો. તે પછી બસો છપ્પન રૂપિયાભાર દૂધની સાથે ચોસઠ

રૂપિયાભાર તેલ લઈ, તે તેલમાં ઉપર લખેલા સઘળા પદાર્થોને પકાવવા. આમ કરવાથી જે તેલ તૈયાર થાય તેનું માલિસ કરવાથી દાહને તે તરત મટાડે છે અને વાતજ્વર, પિત્તજ્વર તથા કફજ્વર-જે પ્રલાપયુક્ત,તરશવાળો, તાળવાના શોષવાળો અને ભ્રમ સહિત હોય તેને પણ મટાડે છે; તેમ જ જે બાળકો ગ્રહાદિનાં વળગાડવાળાં હોય અને જે લોકોને રાક્ષસોએ દુઃખી કર્યા હોય, તેઓનું કષ્ટ પણ આ મહાલાક્ષાદિ તેલ શમાવે છે. ૧૮૯-૧૯૨

टीका-फेनिल=वदरी । लामज्जकम्=उशीरवत्पीतच्छविस्तृणविशेषः ॥ 'लामज्जकं यदा न स्यादुशीरं दीयते तदा'। 'चम्पकम्' इत्यस्य स्थाने कुत्रापि 'गैरिकम्' इति पाठः ॥ 'नीलोत्पलस्याऽभावे तु कुमुदं देयमिष्यते।' समावपेत्-प्रक्षिपेदित्यर्थः । चोरकं=ग्रन्थिपर्णस्य भेदः, 'भटिउर' इति नेपालदेशे भवति, तदलाभे ग्रन्थिपर्णं देयम्। पुण्डरीकं=श्वेतकमलम्। मस्तु=दधिजलम्। शुक्तं=सन्धानभेदः। आरनालं=सोऽपि सन्धानभेदः॥

લામજ્જક ન મળે તો તેને બદલે વાળો નાખવો. નીલકમળ ન મળે તો તેને બદલે કુમુદ નામનું રાત્રિવિકાસી કમળ નાખવું ચોરક નામના તગર ગંઠોડા, કે જે 'ભટિઉર' એ નામથી નેપાલદેશમાં પ્રસિદ્ધ છે અને ત્યાં થાય છે, તે ન મળે તો તેને બદલે સાધારણ તગર ગંઠોડા નાખવા. આ તૈલ 'મહાલાક્ષાદિ' કહેવાય છે.

## નવજ્વર*માં આપવાના રસો:

### ઉદકમંજરી રસ

**सूतो गन्धष्टङ्कणः सोषणश्च, सर्वैस्तुल्या शर्करा मत्स्यपित्तैः। भूयो भूयो मर्दयेत्तत्त्रिरात्रं वल्लो देयः शृङ्गवेरद्रवेण ॥ १९३ ॥**

**तोयं शीतं व्यञ्जनैस्तक्रभक्तं, वृन्ताकाढ्यं पथ्यमेतत्प्रदिष्टम्। अह्नैवोग्रं हन्ति सद्योज्वरं तु पित्ताधिक्ये मूर्ध्नि तोयं च दद्यात् ॥ १९४ ॥**

अन्वयः-सूतः गन्धः च सोषणः टङ्कः, सर्वैः तुल्या शर्करा, तत् (सर्वं) मत्स्यपित्तैः (सह) त्रिरात्रं भूयः भूयः मर्दयेत्, (ततः) शृङ्गवेरद्रवेण वल्लः देयः। शीतं तोयं, व्यञ्जनैः (शीतोपचारैः), तक्र-भक्तं वृन्ताकाढ्यम्-एतत् पथ्यं प्रदिष्टम्, (अयं रसः) अह्ना एव उग्रं सद्योज्वरं हन्ति, पित्ताधिक्ये तु मूर्ध्नि (शीतं) तोयं च दद्यात्॥

એક ભાગ શુદ્ધ પારો, એક ભાગ શુદ્ધ ગંધક,એક ભાગ મરી,એક ભાગ શેકેલો ટંકણખાર, ચાર ભાગ સાકર અને ચાર ભાગ રોહિત માછલાંનાં પિત્તાં-એટલાં એકઠાં કરી ત્રણ દિવસ સુધી નિત્ય વારંવાર ખરલમાં વાટવાં. પછી આદાના રસ સાથે તેની એક વાલ માત્રા ખવડાવવી, ટાઢું પાણી પિવડાવવું, પંખા આદિ શીતલ ઉપચાર કરવા અને છાશ, ભાત તથા રીંગણાંનું શાક પથ્યરૂપે આપવાં. આ રસ ઉગ્ર તરુણજ્વરને પણ એક દિવસમાં જ હણે છે. આ રસ ખાવાથી જો વધારે ગરમી થયેલી જણાય તો રોગીના માથા ઉપર ટાઢું પાણી રેડવું. (સઘળા તરુણજ્વરો ઉપર વપરાતો આ ઉદકમંજરી× નામનો રસ 'રસરત્નપ્રદીપ' નામના ગ્રંથમાં કહ્યો છે.) ૧૯૩,૧૯૪

टीका-अस्य प्रक्रिया-पारा-शुद्धभागः १ गन्धकभाग. १ सोहागाभृष्टभागः १ मरिचभागः १ शर्कराभागाः ४ रोहितमत्स्यपित्तभागाः ४ प्रतिदिनं सर्वं दिनत्रयं मर्दयेत्। रसमिमं रक्तिकात्रयमितमार्द्रकरसेन दद्यात्। ओदनं तक्रं वृन्ताकफलं भोक्तुं दद्यात्। व्यञ्जनाद्यैः शीतलमुपचारं कुर्यात्। अयमुदकमञ्जरीरसो नवज्वरेषु सर्वेषु रसरत्न-

* અહીંથી નવજ્વરોમાં આપવાના કહેલ રસો સંબંધે ખાસ જાણવું જરૂરી છે કે, રસશાસ્ત્ર પણ આ ચિકિત્સાને સામાન્યરૂપે જણાવે છે; આમ છતાં આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે જોતાં નવજ્વરમા તો આવી રસચિકિત્સા પણ વિરુદ્ધ જ છે. કદાચ આ ચિકિત્સા નવા વિષમજ્વરોમાં પણ જ્યારે જ્વર ન હોય ત્યારે જ કરવી હોય તો થઈ શકે. અહીં તો હજી આ બધી સામાન્ય ચિકિત્સા જ ચાલી રહી છે.

× उनत्ति इति उदकम्-उन्दी क्लेदने-'उदक' (उणा. २-३९), इति साधु, यद्वा 'क्वुन्' (उणा. २-३२), नलोपश्च (६-४-२४), ततः मृज्जुत्वम् ऋच्छति-ऋ गतौ-'अच इः' (उणा. ४-१३९), शकन्ध्वादि-मञ्जरी-'कृदिकारादिति' वा ङीप्-उदकस्य मञ्जरी-इव, रस्यते-आस्वाद्यते आरोग्यकामैः इति रसः-रस आस्वादने अच्, रसः अस्ति अस्मिन्-अर्श, आद्यच्; उदकमञ्जरीनामा रसः उदकमञ्जरीरसः-પાણીની જાણે માંજર હોય તેમ તાવનો તપારો મટાડનાર પારદયુક્ત ગંધક જેમાં હોય છે, તે રસરૂપ ઔષધ ઉદકમંજરી રસ કહેવાય છે.

प्रदीपे उक्तः॥ (આનો અર્થ ઉપર સમાયો છે.)

### જ્વરધૂમકેતુરસ

अथात्समं सूतसमुद्रफेन-
हिङ्गूलगन्धं परिमृद्य यामम्।
नवज्वरे वल्लयुगं त्रिघस्र-
मार्द्राम्भसाऽयं ज्वरधूमकेतुः॥ १९५॥

अन्वयः-समं सूत-समुद्रफेन-हिङ्गूल-गन्धं यामम् आर्द्राम्भसा परिमृद्य नवज्वरे वल्लयुगं त्रिघस्रम् अद्यात्, अयं ज्वरधूमकेतुः (रसः रसेन्द्रचिन्तामणौ कथितः)॥

શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ હિંગળોક અને સમુદ્રફીણ સમભાગે લઈ સર્વને એક પહોર સુધી આદાના રસ સાથે ખરલમાં ઘૂંટી તેની છ છ રતીભારની માત્રા આદાના રસમાં ત્રણ દિવસ સુધી ખાવી. (જેથી ત્રણ દિવસમાં જ તરુણજ્વર નાશ પામે છે. આ જ્વરધૂમકેતુ* નામનો રસ 'રસેંદ્રચિંતામણિ' નામના ગ્રંથમાં કહ્યો છે.) ૧૯૫

टीका-अथ प्रक्रिया-पारा-शुद्द, गन्धक-शुद्द, हिङ्गूलशुद्द, सुमुद्रफेन समभागं सर्वं, याममेकमार्द्रकारसेन संमर्द्य रक्तिकाषट्कमितमार्द्रकरसेन दिनत्रयं नवज्वरी भक्षयेत्। दिनत्रयान्नवज्वरो नश्येत्। इति ज्वरधूमकेतुः-रसेन्द्रचिन्तामणौ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### મહાજ્વરાંકુશરસ

शुद्धसूतो विषं गन्धः प्रत्येकं शाणसंमितम्।
धूर्तबीजं त्रिशाणं स्यात् सर्वेभ्यो द्विगुणा भवेत्॥
हेमाह्वा कारयेदेषां सूक्ष्मं चूर्णं प्रयत्नतः।
जम्बीरजीरकैर्देयं चूर्णं गुञ्जाद्वयोन्मितम्॥ १९७॥
आर्द्रकस्य रसेनापि ज्वरं हन्ति त्रिदोषजम्।
ऐकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकम्॥
विषमं च ज्वरं हन्यान्नवं जीर्णं च सर्वथा।
महाज्वराङ्कुशो नाम्ना रसोऽयं सर्वसंमतः॥१९९

अन्वयः-शुद्धसूतः विष गन्धः-प्रत्येकं शाणसंमितम्, धूर्तबीजं त्रिशाणं स्यात्, सर्वेभ्यः द्विगुणा हेमाह्वा भवेत्। एषां सूक्ष्मं चूर्णं प्रयत्नतः कारयेत् (एतत्) चूर्णं गुञ्जाद्वयोन्मितं जम्बीरजीरकैः (वा) आर्द्रकस्य रसेन अपि देयम्, (तच) त्रिदोषजं ज्वरं हन्ति, (तथा) ऐकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकं च विषमं ज्वरं नवं च जीर्णं (ज्वर) सर्वथा हन्यात्, अयं महाज्वराङ्कुशः नाम्ना रसः सर्वसंमतः (अस्ति)॥

શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ અને શુદ્ધ ગંધક એ દરેક ચોવીશ ચોવીશ ચણોઠીભાર; ધંતૂરાનાં બીજ બોતેર ચણોઠીભાર અને એ સર્વથી બમણી પીળાં ફૂલવાળી દારુડી; એ સર્વનું અત્યંત ઝીણું ચૂર્ણ પ્રયત્નપૂર્વક કરવું. પછી તેમાંથી બે ચણોઠીભાર ચૂર્ણ લીંબુમાં તથા જીરામાં અથવા આદાના રસમાં આપવું. આ ચૂર્ણ ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલા તાવને હણે છે; તેમ જ રોજિંદો, એકાંતરિયો, તરિયો, ચોથિયો-વિષમજ્વર; નવા તથા જીર્ણજ્વરને પણ અવશ્ય હણે છે. આ મહાજ્વરાંકુશ નામનો રસ સઘળા વૈદ્યોએ સ્વીકારેલો છે. (સઘળા જ્વરો ઉપર ચાલતો આ મહાજ્વરાંકુશરસ* શાર્ઙ્ગધર નામના ગ્રંથમાં કહ્યો છે.) ૧૯૬-૧૯૯

टीका-प्रक्रिया-शुद्द पारा शुद्द गन्धक शुद्द विष-प्रत्येकं टङ्कः १, धत्तूरबीजटङ्काः ३, चोकटङ्काः १२ सर्वेषां चूर्णमतिसूक्ष्मं कर्तव्यम्। इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु शार्ङ्गधरे॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### જ્વરઘ્ની વટિકા

एको भागो रसाच्छुद्धाच्छैलेयः पिप्पली शिवा।
आकारकरभो गन्धः कटुतैलेन शोधितः॥ २००॥
फलानि चेन्द्रवारुण्याश्चतुर्भागमिता अमी।
एकत्र मर्दयेच्चूर्णमिन्द्रवारुणिकारसैः॥ २०१॥
माषोन्मितां वटीं कृत्वा दद्यात्सद्योज्वरे बुधः।
छिन्नारसानुपानेन ज्वरघ्नी वटिका मता॥ २०२॥

अन्वयः-शुद्धात् रसात्, एकः भागः, शैलेयः पिप्पली शिवा आकारकरभः कटुतैलेन शोधितः गन्धः च इन्द्रवारुण्याः फलानि अमी चतुर्भागमिताः (ग्राह्याः तानि च संचूर्ण्य) एकत्र चूर्णम् इन्द्रवारुणिकारसैः मर्दयेत्, माषोन्मितां वटीं कृत्वा बुधः छिन्नारसानुपानेन सद्योज्वरे दद्यात्, (इयं) ज्वरघ्नी वटिका मता (शार्ङ्गधरे)॥

એક ભાગ શુદ્ધ પારો અને તેનાથી ચાર

---

* धूमः केतुः-चिह्नम् अस्येति धूमकेतुः-वह्निर् उत्पातग्रहभेदो वा, ज्वरस्य नाशने धूमकेतुरिवेति ज्वरधूमकेतुः, तन्नामा चासौ रसः-તાવનો નાશ કરવામાં જાણે અગ્નિ કે ઉત્પાતગ્રહ-પૂંછડિયો તારો હોય એવો જે રસ-તે જ્વરધૂમકેતુ કહેવાય છે.

* महांश्चासौ ज्वरः-महाज्वरः-महाज्वरवशीकरणे अङ्कुश इव-महाज्वराङ्कुशः-तन्नामा रसः-મોટા તાવને વશ કરવામાં જાણે અંકુશ હોય એવો તે નામનો રસ-મહાજ્વરાંકુશ રસ કહેવાય છે.

ભાગે દગડફૂલ, લીંડીપીપર, હરડે, અક્કલકરો, સરસિયા તેલથી શુદ્ધ કરેલો ગંધક અને ઇંદ્ર-વારણાનાં ફળ એ છનું ચૂર્ણ એકઠું કરી તેને ઇંદ્રવારણીના રસમાં ઘૂંટવું. પછી તેની અડદ જેવડી ગોળી કરી સમજુ વૈદ્યે જળોના રસના અનુપાનથી તરુણજ્વરમાં આપવી. આ ગોળી તાવનો નાશ કરનારી હોઈ જ્વરઘ્ની કહેવાય છે. (આ જ્વરઘ્ની+ ગોળી શાર્ઙ્ગધર નામના ગ્રંથમાં કહી છે.) ૨૦૦-૨૦૨

टीका शैलेय:='छर' इति लोके। शिवा=हरीतकी। आकारकरभ:='अकरकरा' इति लोके। चतुर्भागमिता अमी=शैलेयादय: षट् समुदिता भागचतुष्टयमिता:। इति ज्वरघ्नी वटिका शार्ङ्गधरे॥ (અર્થ ઉપર અપાયો છે.)

**બીજા પ્રકારની જ્વરઘ્ની વટિકા**

**रसं गन्धं च दरदं जैपालं क्रमवर्धितम्।**
**दन्तीरसेन संपिष्य वटी गुञ्जामिता भवेत्॥ २०३॥**
**प्रभाते सितया सार्धमशिता शीतवारिणा।**
**एकेन दिवसेनैषा नवज्वरहरी भवेत्॥ २०४॥**

अन्वय:-रसं गन्धं दरदं च जैपालं क्रमवर्धितं (गृहीत्वा) दन्तीरसेन संपिष्य गुञ्जामिता वटी भवेत्। प्रभाते सितया शीतवारिणा सार्धम् अशिता एषा एकेन दिवसेन नवज्वरहरी भवेत्॥

એક ભાગ શુદ્ધ પારો, બે ભાગ ગંધક, ત્રણ ભાગ હિંગળોક અને ચાર ભાગ નેપાળો, એ ચારેને નેપાળાના મૂળના રસમાં વાટી એક એક ચણોઠીભાર ગોળીઓ કરવી. આ ગોળી પ્રાતઃકાલમાં સાકર તથા ટાઢા પાણીની સાથે ખાધી હોય તો એક દિવસમાં તરુણજ્વરનો નાશ કરે છે. (આ જ્વરઘ્ની વટિકા 'રસરત્ન પ્રદીપ' નામના ગ્રંથમાં કહી છે.) ૨૦૩,૨૦૪

**નવજ્વરહરી વટી×**

**रसो गन्धो विषं शुण्ठी पिप्पली मरिचानि च।**
**पथ्या बिभीतकं धात्री दन्तीबीजं च शोधितम्॥**
**चूर्णमेषां समांशानां द्रोणपुष्पीरसैः पुटेत्।**
**वटीं माषनिभां कुर्याद्भक्षयेन्नूतने ज्वरे॥ २०६॥**

अन्वय:-रस: गन्ध: विषं शुण्ठी पिप्पली च मरिचानि पथ्या बिभीतकं धात्री च शोधितं दन्तीबीजम्-एषां समांशानां चूर्णं द्रोणपुष्पीरसै: पुटेत्, माषनिभां वटीं कुर्यात्, नूतने ज्वरे भक्षयेत्॥

શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, સૂંઠ, પીપર, મરી, હરડે, બહેડાં, આમળાં અને શુદ્ધ કરેલાં નેપાળાનાં બીજને સમભાગે લઈ ચૂર્ણ કરી કૂબાના રસમાં વાટવાં. પછી તેની અડદ જેવડી ગોળી કરી તરુણજ્વરમાં ખાવી. (આથી તરુણજ્વર નાશ પામે છે.) ૨૦૫,૨૦૬

**સર્વજ્વરહરીવટી+**

**एकभागो रसो भागद्वयं शुद्धं च गन्धकम्।**
**गरलस्य त्रयो भागाश्चतुर्भागा हिमावती॥२०७॥**
**जैपालकः पञ्चभागो निम्बूद्रवविमर्दितः।**
**कृमिघ्नप्रमिता वट्यः कार्याः सर्वज्वरच्छिदः॥२०८**
**शृङ्गवेरेण दातव्या वटिकैका दिने दिने।**
**जीर्णे ज्वरे तथाऽजीर्णे सामे वा विषमे तथा॥**
**ज्वरं सर्वं निहन्त्येषा दावो वनमिवानलः॥२०९॥**

अन्वय:-एकभाग: रस:, भागद्वयं च शुद्धं गन्धकं, गरलस्य त्रय: भागा:, हिमावती चतुर्भागा, जैपालक: पञ्चभाग: निम्बूद्रवविमर्दित: कार्य: सर्वज्वरच्छिद: कृमिघ्नप्रमिता वट्य: कार्या:। जीर्णे ज्वरे तथा अजीर्णे वा सामे तथा विषमे (ज्वरे) दिने दिने एका वटिका शृङ्गवेरेण दातव्या। दाव: अनल: वनम् इव एषा सर्वं ज्वरं निहन्ति॥

એક ભાગ શુદ્ધ પારો, બે ભાગ શુદ્ધ ગંધક, ત્રણ ભાગ વછનાગ, ચાર ભાગ પીળાં ફૂલવાળી દારુડી અને પાંચ ભાગ નેપાળો-એ સર્વને લીંબુના રસમાં વાટી બધા તાવનો નાશ કરનારી વાવડિંગ જેવડી ગોળીઓ કરવી. જીર્ણજ્વર, તરુણજ્વર, સામજ્વર તથા વિષમ-જ્વરમાં પણ એ ગોળીઓમાંથી નિત્ય એક એક ગોળી આદાના રસ સાથે આપવી. જેમ દાવાનળ વનનો નાશ કરે છે, તેમ આ ગોળી સર્વ પ્રકારના

---

+ ज्वरं हन्ति-हन् हिंसायाम्-'अमनुष्यकर्तृके च' इति हन्तेष्टक्-'गमहन' इत्युपधालोप:-टित्वाच्च ङीप्-ज्वरघ्नी-તાવને જે હણે છે, એવી ગોળી-જ્વરઘ્ની-વટિકા કહેવાય છે.

× नवश्चासौ ज्वर: नवज्वर:, नवज्वरं हरति-नवज्वरहरी-हृञ् हरणे-'हरतेरनुद्यमनेऽच्' -गौरादि:-નવા તાવને જે દૂર કરે છે, તે ગોળી-નવજ્વરહરી વટી કહેવાય છે.

+ सर्वे च ते ज्वरा:-सर्वज्वरा:, तान् हरति पूर्ववत् सर्वम्-જે સર્વ પ્રકારના તાવ દૂર કરે છે, એવી ગોળી-સર્વજ્વરહરીવટી કહેવાય છે.

જ્વરનો નાશ કરે છે. ૨૦૭-૨૦૯

સામાન્ય જ્વર ઉપર આપવાના રસો:

### મહાજ્વરાંકુશરસ

शुद्धं सूतं विषं गन्धं धूर्तबीजं त्रिभिः समम्।
चतुर्णां द्विगुणं व्योषचूर्णं गुञ्जाद्वयोन्मितम्॥२१०
आर्द्रकस्य रसैः किंवा जम्बीरस्य रसैर्युतम्।
महाज्वराङ्कुशो नाम्ना सर्वज्वरविनाशनः॥२११
ऐकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकम्।
विषमं वा त्रिदोषं वा ज्वरं हन्ति न संशयः॥२१२

अन्वयः-शुद्ध सूत विषं गन्धं, त्रिभि. समं धूर्तबीजं, चतुर्णां द्विगुणं व्योषचूर्णं, (एतस्माद्) गुञ्जाद्वयोन्मितम् आर्द्रकस्य रसैः किंवा जम्बीरस्य रसैः युत (देयम्, अयं) महाज्वराङ्कुशः नाम्ना (रसः) सर्वज्वरविनाशनः (सन्) ऐकाहिकं द्व्याहिकं च त्र्याहिकं च चतुर्थकं वा विषम वा त्रिदोषं ज्वर हन्ति, न सशयः॥

એક ટંક (ચોવીસ ચણોઠીભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક શુદ્ધ ગંધક, ત્રણ ટંક ધંતૂરાનાં બીજ, ચાર ટંક મરી, ચાર ટંક સૂંઠ અને ચાર ટંક લીંડીપીપર; એ બધાંનું અત્યંત ઝીણું ચૂર્ણ કરી તેમાંથી બે રતીભાર આદાના રસ સાથે અથવા લીંબુના રસ સાથે આપવું. આ મહાજ્વરાંકુશ નામનો રસ સઘળા તાવનો નાશ કરે છે; તેમજ રોજિંદો તાવ, એકાંતરિયો તાવ, તરિયો તાવ, ચોથિયો તાવ, વિષમજ્વર અને ત્રણે દોષોથી થયેલા જ્વરને પણ આ રસ હણે છે, એમાં સંશય નથી. (આ રસ સઘળા જ્વરો ઉપર અપાય છે.)

टीका-प्रक्रिया-शुद्धपारदटङ्कः १ शुद्धविषटङ्क. १ शुद्धगन्धकटङ्कः १ धत्तूरबीजटङ्काः ३ त्रिकटुप्रत्येकटङ्काः ४ सर्वेषां चूर्णमतिसूक्ष्म कर्तव्यम्। इति महाज्वराङ्कुशः सर्वज्वरेषु। (આનો અર્થ ઉપર અપાયો છે.)

### શ્વાસકુઠાર રસ

सूतं गन्धं विषं चैव टङ्कणं च मनःशिला।
एतानि टङ्कमात्राणि मरिचं त्वष्टटङ्कम्॥२१३॥
कटुत्रयं टङ्कषट्कं खले क्षिप्त्वा विचूर्णयेत्।
रसः श्वासकुठारोऽयं सर्वज्वरहरः परः॥२१४॥

अन्वयः-सूत गन्धं विष च टङ्कणं च मन शिला-एतानि टङ्कमात्राणि एव, मरिच तु अष्टटङ्क, कटुत्रयं टङ्कषट्क खले क्षिप्त्वा विचूर्णयेत्। अय श्वासकुठारः रसः परः सर्वज्वरहरः (अस्ति)॥

એક ટંક (ચોવીસ ચણોઠીભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક ટંકણખાર, એક ટંક મનશીલ, આઠ ટંક મરી અને છ ટંક સૂંઠ, મરી તથા પીપરને ખરલમાં નાખી તેઓનું ચૂર્ણ કરવું. આ શ્વાસકુઠાર* નામનો રસ સઘળા જ્વરોને સારી રીતે મટાડે છે. (આ રસ 'રસરત્નાકર' નામના ગ્રંથમાં કહ્યો છે.) ૨૧૩,૨૧૪

टीका-इति श्वासकुठारो रसः। श्वासे=सर्वज्वरे, रसरत्नाकरे।

### જ્વરાંકુશવટી

दारुमुखां शिखिग्रीवां रसकं च पृथक् पृथक्।
टङ्कत्रयानुमानेन गृहीत्वा कनकद्रवैः॥२१५॥
मर्दयेत् त्रिदिनं कार्या वटी चणकमात्रया।
मरिचैरेकविंशत्या सप्तभिस्तुलसीदलैः॥२१६॥
खादेद्वटीद्वयं पथ्यं दुग्धभक्तं सशर्करम्।
तरुणं विषमं जीर्णं हन्यात्सर्वज्वरं ध्रुवम्॥२१७॥

अन्वयः-दारुमुखां शिखिग्रीवां च रसकं पृथक् पृथक् टङ्कत्रयानुमानेन गृहीत्वा त्रिदिन कनकद्रवैः मर्दयेत्, चणकमात्रया वटी कार्या, वटीद्वयं एकविंशत्या मरिचैः सप्तभिः तुलसीदलैः खादेत्, सशर्करं दुग्धभक्त पथ्यं (खादेत्, इय वटी) तरुण विषम जीर्णं सर्वज्वर ध्रुव हन्यात्॥

ત્રણ ટંક દારુમુખા (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી), ત્રણ ટંક મોરથૂથુ અને ત્રણ ટંક ખાપરિયું લઈ ધંતૂરાના રસથી ત્રણ દિવસ સુધી વાટી ચણા જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી બે ગોળીઓ એકવીસ મરી અને સાત તુલસીપત્રોની સાથે ખાવી. તેના ઉપર સાકર સહિત દૂધભાત પથ્યરૂપે ખાવાં. આ ગોળીઓ તરુણજ્વરને, વિષમજ્વરને, જીર્ણજ્વરને અને સઘળા પ્રકારના જ્વરોને અવશ્ય મટાડે છે. (આ જ્વરાંકુશવટી× સર્વ જ્વરો ઉપર વપરાય છે.) ૨૧૫-૨૧૭

* श्वासे-सर्वज्वरे कुठार इव, तन्नाशकत्वात्-इति श्वासकुठारः, तन्नामा रसः-દરેક તાવનો નાશ કરવામાં કુહાડા જેવો જે રસ તે શ્વાસકુઠારરસ કહેવાય છે.

× ज्वराणाम् अङ्कुशरूपा वटी-બધા તાવને કાબૂમાં લેવા અંકુશ જેવી જે ગોળી-તે જ્વરાંકુશવટી કહેવાય છે.

टीका-दारुमुखाः=दारुमूषम्। शिखिग्रीवा=तुत्थम्। रसक-'खपरिआ' प्रत्येकं स्यात् टङ्कत्रयं ३, धत्तूर-पत्रस्य रसेन मर्दयेत्।

### હુતાશનરસ

नागरं कर्षमात्रं च टङ्कणं कर्षकद्वयम्।
मरिचं सार्धकर्षं स्यात्तावद्दग्धवराटकम्॥२१८॥
विषं कर्षचतुर्थांशं सर्वमेकत्र चूर्णयेत्।
रसो हुताशनो नाम्ना खाद्यो गुञ्जामितो ज्वरे॥२१९

अन्वयः-नागरं कर्षमात्रं, च टङ्कणं कर्षकद्वयं, मरिचं सार्धकर्षं, तावद् दग्धवराटकं स्यात्, विषं कर्षचतुर्थांशं सर्वम् एकत्र चूर्णयेत्, हुताशनः नाम्ना (अयं) रसः ज्वरे गुञ्जामितः खाद्यः॥

એક તોલો સૂંઠ, બે તોલા ટંકણખાર, દોઢ તોલો મરી, દોઢ તોલો બાળેલી કોડીઓ અને ০ા તોલો વછનાગ-એ સર્વને લઈ તેઓનું એકઠું ચૂર્ણ કરવું. આ રસ હુતાશન* નામથી પ્રસિદ્ધ છે અને તેને જ્વર ઉપર એક ચણોઠીભાર ખાવો. ૨૧૮,૨૧૯

### જીર્ણજ્વરઘ્ની+ વટિકા

शुद्धजैपालटङ्कं तु कट्वीं टङ्कद्वयोन्मिलाम्।
गैरिकं टङ्कमेकं च कन्यानीरेण मर्दयेत्॥२२०॥
कलायसदृशी कार्या वटिका तां च भक्षयेत्।
शीतलेन जलेनैव वटी जीर्णज्वरापहा॥२२१॥

अन्वयः-शुद्धजैपालटङ्क, टङ्कद्वयोन्मिता कट्वीं च एक टङ्क गैरिकं तु कन्यानीरेण मर्दयेत्, कलायसदृशी वटिका कार्या, ता च शीतलेन जलेन एव भक्षयेत्, (इय) वटी जीर्णज्वरापहा (कथ्यते)॥

એક ટંક (ચોવીશ ચણોઠીભાર) શુદ્ધ નેપાળો, બે ટંક કડુ અને એક ટંક ગેરુને કુંવારના રસમાં ખૂબ ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓમાંથી એક એક ગોળી ટાઢા પાણી સાથે જ ખાવી. આ ગોળી જીર્ણજ્વરને મટાડે છે. ૨૨૦,૨૨૧

### રવિસુંદરરસ

द्विभागतालेन हृतं च ताम्रं, रसं च गन्धं च समीनमायु। विषं समं च द्विगुणं च ताम्रं, त्रिःसप्तवारेण दिवाकरांशौ॥२२२॥

विमर्द्य चारिष्टरसेन चूर्णं, गुञ्जैकदत्तं सितया समेतम्। ज्वराङ्कुशोऽयं रविसुन्दराख्यो, ज्वरान्निहन्त्यष्टविधान् समस्तान्॥२२३॥

अन्वयः-रस च गन्धं च विष च समीनमायु च द्विभागतालेन हृत द्विगुणं ताम्र अरिष्टरसेन विमर्द्य त्रिःसप्तवारेण च दिवाकरांशौ (सशोध्य तत्) चूर्णं गुञ्जैकदत्तं सितया समेत (भक्षणीयम्) अयं रविसुन्दराख्यः ज्वराङ्कुशः अष्टविधान् समस्तान् ज्वरान् निहन्ति॥

એક ટંક (ચોવીશ ચણોઠીભાર) શુદ્ધ પારો, એક ટંક શુદ્ધ ગંધક, એક ટંક શુદ્ધ વછનાગ, એક ટંક રોહિડા (રોહિત) નામના માછલાનું પિત્તું અને બેવડી હરતાલથી મારેલું બે ટંક ત્રાંબું-એ સર્વનું એકઠું ચૂર્ણ કરી લીંબડાના પાનના રસની તેને ભાવના દઈ એકવીસ વાર સૂર્યના તડકામાં સૂકવી તેમાંથી એક રતિભાર ચૂર્ણ ધોળી સાકર સાથે તાવવાળાને ખવડાવવું. આ રવિસુંદર+ નામનો જ્વરાંકુશરસ આઠે પ્રકારના બધા તાવને હણે છે. (આ રસ સઘળા જ્વરોમાં કામ કરે છે.)

टीका-अस्य प्रक्रिया-पारदटङ्कः १ गन्धकटङ्कः १ विषटङ्कः १ द्विगुणतालहृतताम्रटङ्कौ २ रोहितमत्स्य-पित्तटङ्कः १ सर्वमेकत्र चूर्णयित्वा निम्बपत्ररसैर्भावयित्वा २१ वारान् उष्णे सशोध्य १ रक्तिकामात्र श्वेतशर्करया भक्षणीयम्।

### કજ્જલી કરવાની રીત તથા તેના ગુણો

शुद्धं सूतं तथा गन्धं खल्वे तावद्विमर्दयेत्।
सूतं न दृश्यते यावत्किन्तु तत्कज्जलं भवेत्॥२२४॥
एषा कज्जलिका ख्याता बृंहणी वीर्यवर्धिनी।
नानाऽनुपानयोगेन सर्वव्याधिविनाशिनी॥२२५॥

अन्वयः-शुद्ध सूत तथा गन्ध खल्वे तावद् विमर्दयेत्, यावत् सूतं न दृश्यते, किंतु तत् कज्जलं भवेत्, एषा कज्जलिका बृंहणी वीर्यवर्धिनी ख्याता, नानाऽनु-

---

* हुतम् अश्नाति इति हुताशनः-ज्वरस्य नाशने हुताशन इव यो रसः-हुताशनरसः-તાવનો નાશ કરવામાં અગ્નિ જેવો જે રસ તે હુતાશનરસ કહેવાય છે.

+ जीर्णश्चासौ ज्वरः जीर्णज्वरः, तं हन्ति-जीर्णज्वरघ्नी-જીર્ણજ્વરનો નાશ કરનારી જે ગોળીઓ-તે જીર્ણજ્વરઘ્ની વટિકા કહેવાય છે.

+ त्रिःसप्तवारं रवितापसंशोषणेन सुन्दरो जातो रसः-रविसुन्दररसः-એકવીસવાર સૂર્યના તાપમાં સૂકવવાથી સુંદર બનેલો જે રસ-તે રવિસુંદરરસ કહેવાય છે.

पानयोगेन सर्वव्याधिविनाशिनी (भवति)।

શુદ્ધ પારાને તથા શુદ્ધ ગંધકને લઈ ખરલમાં ત્યાં સુધી વાટવાં જોઈએ કે જ્યાં સુધી પારો ન દેખાય અને તે કજ્જલી થઈ જાય. આ કજ્જલી શરીરને પુષ્ટ કરનાર તથા વીર્યને વધારનાર કહેવાય છે અને અનેક પ્રકારનાં અનુપાનોના યોગથી સઘળા રોગોનો નાશ કરે છે. (આ રીતિ તથા ગુણો 'રસરત્નપ્રદીપ' નામના ગ્રંથમાં કહેલ છે.) ૨૨૪,૨૨૫

टीका–कज्जलिकाविधान तद्गुणाश्च रसरत्नप्रदीपे।

### જ્વરાદિનાશિની રસપર્પટી

जपापत्ररसेनाथ वर्धमानरसेन च।
भृङ्गराजरसेनापि काकमाच्या रसेन च ॥२२६॥
रसं संशोधयेत्तेन तत्समं शोधयेद्बलिम्।
भृङ्गराजरसैः पिष्ट्वा शोषयेदर्करश्मिभिः ॥२२७॥
सप्तधा वा त्रिधा वापि पश्चाच्चूर्णं तु कारयेत्।
चूर्णयित्वा समं तेन रसेन सह मर्दयेत् ॥२२८॥
नष्टसूतं यदा चूर्णं भवेत्कज्जलसन्निभम्।
निर्धूमबदराङ्गारे द्रवीकुर्यात्प्रयत्नतः ॥ २२९ ॥
तत्र तं महिषीविष्ठास्थापिते कदलीदले।
निक्षिपेत्तदुपर्यन्यत्पत्रं दत्त्वा प्रपीडयेत् ॥ २३० ॥
शीतलं च ततः पत्रात्समुद्धृत्य विचूर्णयेत्।
एवं सिद्धा भवेद् व्याधिघातिनी रसपर्पटी ॥२३१
ज्वरादिव्याधिभिर्व्याप्तं विश्वं दृष्ट्वा पुरा हरः।
चकार कृपया युक्तः सुधावद्रसपर्पटीम् ॥२३२॥
रक्तिकासंमितां तावद्भृष्टजीरकसंयुताम्।
गुञ्जार्धभृष्टहिङ्गवाढ्यां भक्षयेद्रसपर्पटीम् ॥२३३॥
रोगानुरूपभैषज्यैरपि तां भक्षयेद् बुधः।
पिबेत्तदनु पानीयं शीतलं चुलुकत्रयम् ॥२३४॥
प्रत्यहं वर्धयेत् तस्या एकैकां रक्तिकां भिषक्।
नाधिकां दशगुञ्जातो भक्षयेत्तां कदाचन ॥२३५॥
एकादशदिनारम्भात्तां तथैवापकर्षयेत्।
एवमेतां समश्नीयान्नरो विंशतिवासरान् ॥२३६॥
शिवं गुरूंस्तथा विप्रान् पूजयित्वा प्रणम्य च।
श्रद्धया भक्षयेदेतां क्षीरमांसरसाशनः ॥ २३७ ॥
ज्वरं च ग्रहणीं वापि तथाऽतीसारमेव च।
कामलां पाण्डुरोगं च शूलं प्लीहं जलोदरम् ॥२३८
एवमादीन् गदान्हत्वा हृष्टः पुष्टश्च वीर्यवान्।
जीवेद्वर्षशतं साग्रं वलीपलितवर्जितः ॥ २३९ ॥

अन्वयः–जपापत्ररसेन अथ वर्धमानरसेन च भृङ्गराजरसेन अपि च काकमाच्याः रसेन रसं संशोधयेत्, तत्सम बलिं तेन शोधयेत्, (ततः) भृङ्गराजरसैः पिष्ट्वा सप्तधा वा त्रिधा वा अपि अर्करश्मिभिः शोषयेत्, पश्चात् तु चूर्णं कारयेत्, सम चूर्णयित्वा तेन रसेन सह मर्दयेत्, यदा चूर्णं नष्टसूत (सत) कज्जलसनिभ भवेत्, (तदा) निर्धूमबदराङ्गारे प्रयत्नतः द्रवीकुर्यात्, तत्र त महिषीविष्ठास्थापिते कदलीदले निक्षिपेत्, तदुपरि अन्यत् पत्र दत्त्वा प्रपीडयेत्, ततः शीतलं च (तत्) पत्रात् समुद्धृत्य विचूर्णयेत्, एवं रसपर्पटी सिद्धा (सती) व्याधिघातिनी भवेत्। पुरा विश्व ज्वरादिव्याधिभिः व्याप्त दृष्ट्वा कृपया युक्त. हर. सुधावत् रसपर्पटीं चकार। ता रक्तिकासंमितां तावद् भृष्टजीरकसयुतां गुञ्जार्धभृष्टहिङ्गवाढ्यां भक्षयेत्। बुधः तां रसपर्पटीं रोगानुरूपभैषज्यैः अपि भक्षयेत्। तदनु चुलुकत्रय शीतलं पानीय पिबेत्। भिषक् तस्याः एकैकां रक्तिका प्रत्यहं वर्धयेत्, दशगुञ्जातः अधिकां तां कदाचन न भक्षयेत्, एकादशदिनारम्भात् ता तथा एव अपकर्षयेत्, एवं नरः विंशतिवासरान् एतां समश्नीयात्। शिवं गुरून् तथा विप्रान् पूजयित्वा च प्रणम्य श्रद्धया एतां भक्षयेत्, (तदुपरि) क्षीरमांसरसाशनः (स्यात् येन च) ज्वरं च ग्रहणीम् अपि वा अतीसारं तथा च कामलां पाण्डुरोगं च शूल प्लीह जलोदरम्–एवमादीन् गदान् हत्वा हृष्टः च पुष्टः वीर्यवान् (जातः नरः) वलीपलितवर्जितः (सन्) साग्र वर्षशतं जीवेत् ॥

જાસૂદનાં પાંદડાંના રસથી, ધોળા એરંડાના રસથી, ભાંગરાના રસથી અને પીલુડીના રસથી પારાને શુદ્ધ કરવો અને પારા જેટલા જ ગંધકને પણ તેનાથી શુદ્ધ કરવો; પછી ગંધકને ભાંગરાના રસમાં વાટી સાત વાર અથવા ત્રણ વાર સૂર્યના તડકામાં સૂકવવો. પછી તે ગંધકનું ચૂર્ણ એકઠું કરી પારાની સાથે વાટવું; જ્યારે તેમાં પારો ન જ દેખાય અને ચૂર્ણ કાજળ જેવું થઈ જાય ત્યારે તે ચૂર્ણને બોરડીના લાકડાના ધુમાડા વગરના અંગારામાં પ્રયત્નપૂર્વક પિગળાવવું; એમ પિગળાવી તેને ભેંશના છાણ ઉપર રાખેલ કેળના પાંદડા પર ઢાળી નાખવું અને તે ઉપર કેળનું બીજું પાંદડું મૂકી દાબ આપવો. એ ટાઢું થઈ જાય ત્યારે તેને પાંદડા ઉપરથી લઈને તેનું ચૂર્ણ કરવું. એમ એ રસપર્પટી સિદ્ધ થાય છે અને તે સઘળા રોગોનો નાશ કરે છે. પૂર્વે સદાશિવે જગતને જ્વર આદિ રોગોથી ઘેરાયેલું જોઈ દયાથી યુક્ત થઈ આ અમૃત જેવી રસપર્પટી કરી હતી. આ રસપર્પટીને

એક રતીભાર લઈ તેમાં તેટલું જ શેકેલું જીરું અને અર્ધી રતીભાર શેકેલી હિંગ નાખીને આવી. તે તે રોગોને અનુસરતાં બીજાં અનુપાનોની સાથે પણ આ રસપર્પટી ખાવી અને તેની ઉપર ત્રણ કોગળા ટાઢું પાણી પીવું. વૈદ્યે આ રસપર્પટીની એક એક રતી હમેશાં વધારવી; પણ આ રસપર્પટીને દશ રતીથી વધારે કદી ખવડાવવી નહિ; અગિયારમા દિવસથી માંડી પાછી એ જ રીતે ખાવામાં એક એક રતી ઓછી કરતા જવી. એમ માણસે વીસ દિવસ રસપર્પટી* ખાવી. શિવને, ગુરુઓને તથા બ્રાહ્મણોને પૂજી, પ્રણામ કરીને શ્રદ્ધાથી આ રસપર્પટી ખાવી અને તે ઉપર દૂધ તથા માંસનો રસ ખાવો. આ રસપર્પટી ખાવાથી માણસ જ્વરને, સંગ્રહણીને, અતિસારને, કમળાને, પાંડુરોગને, શૂળને, બરલના દરદને તથા જલોદરને પણ હણી નાખી વળિયાં તથા ધોળા કેશથી રહિત થઈ હૃષ્ટપુષ્ટ તથા ઘણા વીર્યવાળો થઈને સો વર્ષથી પણ વધારે જીવે છે. ૨૨૬-૨૩૯

### જ્વરવાળાને અન્ન આપવાનો સમય

अथ ज्वरिणोऽन्नदानसमयस्तत्र चरकः–

મધ્યમ અવસ્થાના તાવવાળાને ખોરાક આપવાનો જે સમય છે, તે વિષે ચરક કહે છે:

**क्षुत्सम्भवति पक्वेषु रसदोषमलेषु च ।**
**काले वा यदि वाऽकाले सोऽन्नकाल उदाहृतः ॥**

अन्वयः–रसदोषमलेषु च पक्वेषु क्षुत् सम्भवति, (ततः) काले वा यदि वा अकाले (क्षुत्संभवे सति) सः अन्नकालः उदाहृतः ॥

રસ, દોષ અને મળ પાકી જાય ત્યારે ભૂખ લાગે છે; માટે સમયસર અથવા સમય વગર પણ જ્યારે ભૂખ લાગે ત્યારે રોગીને અન્ન દેવાનો સમય કહેલો છે. ૨૪૦

अन्यच्च–વળી બીજું:

**आमे पाकं गते नृणां यदा भोजनलालसा ।**
**भवेत्काले ह्यकाले वा सोऽन्नकाल उदाहृतः ॥२४१**

अन्वयः–आमे पाकं गते नृणां यदा भोजनलालसा भवेत्, (तदा) काले वा अकाले हि सः अन्नकालः उदाहृतः ॥

જ્યારે આમ પાકી જાય ત્યારે માણસોને ભોજનની ઇચ્છા થાય છે, માટે સમયસર અથવા સમય વગર પણ જ્યારે એ ઇચ્છા થાય ત્યારે અન્ન આપવાનો સમય કહેવાય છે.

तत्र कारणमाह–ज्वरस्य पाकावस्थान्नदानकालः । तत्र ज्वरस्य पाककालश्च–આમાં કારણ કહે છે–તાવની પાકી ગયાની અવસ્થા એ જ અન્ન આપવાનો સમય છે અને તાવને પાકવાના તે સમય આ પ્રમાણે છે:

### કયો તાવ ક્યારે પાકે?

**वातिकः सप्तरात्रेण दशरात्रेण पैत्तिकः ।**
**श्लैष्मिको द्वादशाहेन ज्वरः पाकमुपैति हि ॥२४२**

अन्वयः–वातिक ज्वरः सप्तरात्रेण, पैत्तिकः दशरात्रेण, श्लैष्मिकः द्वादशाहेन हि पाकम् उपैति ॥

વાતજ્વર સાત દિવસે, પિત્તજ્વર દશ દિવસે અને કફજ્વર બાર દિવસે જ પાકને પામે છે. ૨૪૨

टीका–ज्वरस्य पाक उपशमः । ज्वरपाकेनैव रसपाको दोषपाकोऽपि कथितः । यथा दोषपाकं विना ज्वरपाको न भवति, रसपाकं विना दोषपाकश्च न भवति । ननु यथा पैत्तिकज्वरो दशाहोरात्रेण पाकं याति, एकादशदिनेऽन्नं दीयते । तथा श्लैष्मिको ज्वरो द्वादशाहोरात्रेण पाकं याति, त्रयोदशे दिवसेऽन्नं दीयते । तथा वातिकोऽपि ज्वरः सप्ताहोरात्रेण पाकं याति, अष्टमे दिवसेऽन्नं कथं न दीयते ? कथं सप्तम एव दिवसेऽन्नं दीयते ? इति चेत्, उच्यते–पाक એટલે ઉપશમ એમ સમજવું. જ્વરનો પાક થાય ત્યારે જ રસનો પાક થાય છે અને દોષનો પણ પાક થાય છે. કહ્યું છે કે, 'દોષનો પાક થયા વિના જ્વરનો પાક થતો નથી અને

* पर्पति–गच्छति–ज्वरादिनाशनार्थम्–पर्प गतौ–शकादित्वात् अटन् प्रत्ययः, यद्वा पिपर्ति–पालयति पूरयति च ज्वरादि–रोगिणं तद्रोगवारणं कृत्वा–पृ पालनपूरणयोः–'कपट'–(हैम–उणा. १४४) इत्यटे निपात्यते–गौरादित्वात् ङीप्, ततः जयापन्नरसादिसशुद्धरसेन भृङ्गराजरसपिष्टगन्धकेन च कृता पर्पटी–रसपर्पटी–તાવ વગેરેનો નાશ કરવા જે કામે લાગે છે અને તાવ વગેરેનો રોગીના તે તે રોગો દૂર કરી તેનું જે પાલન–પોષણ કરે છે, તે પર્પટી કહેવાય છે; એવી પર્પટીને જાસૂદનાં પાંદડાં વગેરેના રસોથી શુદ્ધ કરેલ પારદ તથા તે જ પ્રમાણે શુદ્ધ કરી ભાંગરાના રસથી વાટેલા શુદ્ધ ગંધકથી બનાવી હોય, તે રસપર્પટી કહેવાય છે.

રસનો પાક થયા વિના દોષનો પાક થતો નથી. અહીં શંકા થાય છે કે જેમ પિત્તજ્વર દશ દિવસરાત્રે પાકે છે, એટલે અગિયારમા દિવસે અન્ન આપવામાં આવે છે અને કફજ્વર બાર દિવસરાત્રે પાકે છે, એટલે તેરમા દિવસે અન્ન આપવામાં આવે છે; તેમ વાતજ્વર સાત દિવસરાત્રે પાકે છે, માટે તે જ્વરમાં આઠમા દિવસે જ અન્ન આપવું જોઈએ, છતાં તેમ નહિ કરતાં સાતમા દિવસે જ અન્ન શા માટે આપવામાં આવે છે? આનું સમાધાન આ છે કે:

### વાતજ્વરમાં સાતમા દિવસે જ ખોરાક દેવાનું કારણ

**कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु।**
**आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम् ॥२४२॥**

अन्वयः- कफपित्ते द्रवे धातू ( स्त , अतः ) आमक्षयात् ऊर्ध्वम् अपि बहु लङ्घनं सहेते, वायुः क्षणम् (अपि ) न सहते ॥

**કફ અને પિત્ત એ બે ધાતુઓ પ્રવાહી હોવાથી ઘણાં લંઘન સહન કરે છે, પણ વાયુ તો તેવી દ્રવધાતુ નહિ હોવાથી આમ પાકયા પછી ક્ષણ વાર પણ લંઘનને સહન કરી શકતો નથી. ૨૪૨**

टीका–इति वचनादामरसपाके जाते आहारलाभं विना वायुः क्षणमात्रमपि सोढुं न शक्नोति, आशुकारित्वात् क्षणादाक्षेपकादीन् विकारान् सञ्जनयति। अतो वातिके ज्वरे पाकदिनानामन्तिमे सप्तम एव दिनेऽन्नं दीयते॥ तथा च धन्वन्तरिः। એ વચન ઉપરથી સિદ્ધ થાય છે કે, આમરસનો પાક થયા પછી આહાર ન મળે તો વાયુ ક્ષણ વાર પણ લંઘન સહન કરી શકતો નથી અને પોતામાં તરત કરનારપણાનો સ્વભાવ હોવાને લીધે ક્ષણ વારમાં આંચકી વગેરે વાતવ્યાધિઓને ઉત્પન્ન કરે છે; માટે વાતજ્વરમાં તેના પાકવાના દિવસોના છેલ્લા દિવસે-એટલે સાતમા દિવસે જ અન્ન અપાય છે. ધન્વંતરિ પણ તેમ જ કહે છે:

### વાતજ્વરવાળો છ દિવસ પછી ખોરાક તથા ઔષધ લે

**ज्वराभिभूतः षडहे व्यतीते, विपक्वदोषः कृतलङ्घनादिः। यो भेषजं खादति वैद्यवश्यो, निःसंशयं हन्त्यचिरात्स रोगान् ॥ २४४॥**

अन्वयः-( वात )ज्वराभिभूतः यः (जनः ) वैद्यवश्यः कृतलङ्घनादिः षडहे व्यतीते विपक्वदोषः ( सन् ) भेषज ( अन्नं च ) खादति, सः निःसंशयम् अचिराद् रोगान् हन्ति।

**વાતજ્વરથી પીડાયેલો જે માણસ વૈદ્યના કહેવા પ્રમાણે લંઘન, ઉકાળેલું પાણી પીવું, વાયુ વગરના ઘરમાં રહેવું અને ભારે તથા ગરમ વસ્ત્રો ધારણ કરવાં-વગેરે નિયમો પાળતાં વાયુરૂપી દોષ પાકયા પછી એટલે છ દિવસ વીત્યા પછી અન્ન અને ઔષધ ખાય, તો તે માણસ અવશ્ય થોડા કાળમાં રોગોનો નાશ કરે છે. ૨૪૪**

टीका–ज्वराभिभूत =वातज्वराभिभूतः, विपक्वदोषः= पक्ववातः। कृतलङ्घनादिः=आदिशब्दात् कृतपक्वजलपान-निवातगृहवासगुरूष्णवसनधारणादिः। भेषजमित्यन्नस्याप्युपलक्षणम्। ( આનો અર્થ ઉપર અપાયો છે. )

अत एवाह चरकः–આથી જ ચરક પણ કહે છે:

**'ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम्।**
**पाचनं शमनीयं वा कषायं पाययेत्तु तम्' ॥ २४५॥**

अन्वयः-( वात )ज्वरितं षडहे अतीते प्रतिभोजित (कृत्वा) तं पाचनं वा शमनीयं कषायं तु पाययेत् ॥

**'વાતજ્વરવાળાને (લંઘનના) છ દિવસ વીત્યા પછી, પિત્તજ્વરવાળાને દશ દિવસ વીત્યા પછી અને કફજ્વરવાળાને બાર દિવસ વીત્યા પછી હલકું અન્ન જમાડી પાચન અથવા શમન કાઢો પણ પાવો.' ૨૪૫**

टीका–ज्वरितं=वातज्वरिणम्। षडहेऽतीत इत्युपलक्षणम्। पित्तज्वरिणं दशाहेऽतीते, श्लेष्मज्वरिण द्वादशाहेऽतीते, भोजितं ज्वरिणम्॥ ( આનો અર્થ ઉપર અપાયો છે. )

### તાવ પાકયા પછી ખોરાક તથા ઔષધ આપવાનો સમય

**पाचनं शमनीयं वा कषायं पाययेत् पुनः।**
**स एव सर्वज्वरिणं दिनान्ते भोजयेल्लघु ॥२४६॥**

अन्वयः-सः (वैद्यः) सर्वज्वरिण (तत्तत्पाक)-दिनान्ते ( दिवसस्य मध्यभागे पित्तप्राधान्यकाले ) एव ( प्रथमं ) लघु भोजयेत्, पुनः (तदनन्तरम्) पाचनं वा शमनीयं कषाय पाययेत्।

**(વળી પણ કહ્યું છે કે) વૈદ્યે સર્વ જ્વરવાળાઓને તેનો તે તે તાવ પાકી ગયા પછી તે પાક થયાની મુદતના દિવસે-દિવસના મધ્યસમયે-જ્યારે પિત્તનો કાળ હોય છે, ત્યારે (પ્રથમ) હલકું અન્ન જમાડવું અને તે પછી તે જ દિવસે પાચન અથવા શમનકવાથ પાવો.**

टीका-दिनान्ते=अन्तशब्दोऽत्र मध्यवाची, तेन त्रिधा विभक्तस्य दिवसस्य मध्यभागे-पित्तस्य प्राधान्यसमये। उक्तं च वाग्भटेन। પિત્તના પ્રાધાન્યનો સમય દિવસનો મધ્યભાગ છે, એમ વાગ્ભટના વચન ઉપરથી સિદ્ધ થાય છે; જેમ કે વાગ્ભટ કહે છે:

### વાત, પિત્ત અને કફનાં મુખ્ય સ્થાન અને કાળ

**ते व्यापिनोऽपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः।**
**वयोऽहोरात्रभुक्तानां तेऽन्तमध्यादिगाः क्रमात्॥**

अन्वयः-ते (वातपित्तकफाः देहे) व्यापिनः अपि क्रमात् हृन्नाभ्योः अधोमध्योर्ध्वसंश्रयाः (सन्ति, पुनश्च) ते वयोऽहोरात्रभुक्तानाम् अन्तमध्यादिगाः (क्रमात् एव भवन्ति)॥

વાત, પિત્ત અને કફ જોકે સઘળા શરીરમાં વ્યાપ્ત છે, તોપણ અનુક્રમે હૃદય તથા નાભિની નીચેના ભાગમાં, મધ્યભાગમાં તથા ઉપરના ભાગમાં વિશેષે કરી રહે છે; તેમ જ ઉંમરના, દિવસના, રાત્રિના તથા ભોજનના અંતમાં, મધ્યમાં તથા આદિમાં અનુક્રમે મુખ્યપણે રહેનારા છે. (આ વિષેની વધુ સમજૂતી પૂર્વખંડના પ્રથમ ભાગ-ગર્ભ પ્રકરણના ૯૭-૯૮ શ્લોકના અનુવાદમાં જોવી.)

ते=वात-पित्त-श्लेष्माणः; पित्तकालोऽपि मध्याह्नादर्वाक्। यत आह-આ વચન અહીં કહેવામાં કારણ કહે છે કે:

### પિત્તનો કાળ એ જ ભોજનકાળ

**याममध्ये न भोक्तव्यं यामयुग्मं न लङ्घयेत्।**
**याममध्ये रसोत्पत्तिर्यामयुग्माद्बलक्षयः॥२४८॥**

(પિત્તના પ્રધાનપણાનો સમય જોકે દિવસનો સઘળો મધ્યભાગ છે, તોપણ રોગીને બપોર થયાની અગાઉ અન્ન આપવું જોઈએ; કારણ કે) 'પહેલા પહોરની અંદર જમવું નહિ અને બે પહોર જમ્યા વગર જવા દેવા નહિ. જમ્યા પછીના ત્રીજા પહોરની અંદર રસની ઉત્પત્તિ થાય છે અને બે પહોર જમ્યા વગરના ગાળી કાઢવામાં આવે તો બળનો નાશ થાય છે.' ૨૪૮

एतत् संध्यापरमिति चेतन्न, यत आह-

અહીં શંકા થાય કે ઉપર કહેલું વચન બપોર પહેલાં જ અન્ન આપવા માટે નથી પણ ગમે સારે એક પહોરમાં બે વાર જમવું નહિ અને લાગટ બે પહોર જમ્યા વગરના કાઢવા નહિ, એમ જણાવે છે, છતાં તમે એ વચન ઉપરથી બપોર પહેલાં જ જમવાનું કેમ ઠરાવો છો? આનું સમાધાન કહે છે-

### ઉપરના કથનમાં સચોટ કારણ

**श्लेष्मक्षये प्रवृद्धोष्मा बलवाननलस्तदा।**
**वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम्॥२४९**

अन्वयः-श्लेष्मक्षये प्रवृद्धोष्मा अनलः बलवान् (भवति अतः) तदा (पित्तप्राधान्यकाले एव भोक्तव्यमित्यर्थः) अन्यथा वेगापाये तद् (भोजनं) ज्वरवेगाभिवर्धनं हि (स्यात्)॥

દિવસનો આદિ ભાગ પૂરો થતાં કફને ક્ષય થાય છે અને અગ્નિ વધારે ગરમીવાળો થઈ બળવાન થાય છે, માટે એ જઠરાગ્નિના વેગના સમયે જ ભોજન આપવું જોઈએ કેમ કે નહિ તો તે અગ્નિનો વેગ શાંત થઈ ગયા પછી ભોજન આપવામાં આવે તો તે ભોજન જ્વરના વેગને વધારનાર થાય છે. ૨૪૯

टीका-तदा=पित्तप्राधान्यसमये, अन्यथा=उक्तसमयादन्यथा, वेगापाये=जठराग्निवेगनाशे, तत्=भोजनं, ज्वरवेगाभिवर्धनं भवतीत्यर्थः। (અર્થ ઉપર લખ્યો છે.)

### વિષમજ્વરવાળાને અન્ન આપવાનો સમય

अथ विषमज्वरिणोऽन्नदानकालविशेषमाह-

**सर्वज्वरेषु सप्ताहं मात्रवल्लघु भोजयेत्।**
**वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्धनम्॥२५०**

अन्वयः-सर्व(विषम)ज्वरेषु (ज्वर)वेगापाये सप्ताहं मात्रवत्-लघु-भोजयेत्, अन्यथा तद् ज्वरवेगाभिवर्धनं हि (भवेत्)॥

સઘળા પ્રકારના વિષમજ્વરોમાં જ્વરનો વેગ શાંત થઈ જાય ત્યારે સાત દિવસ સુધી અમુક પ્રમાણથી યુક્ત, હલકું અન્ન જમાડવું; કારણ કે જ્વરનો વેગ શાંત થયા વિના આપેલું ભોજન જ્વરના વેગને વધારે છે. ૨૫૦

टीका-सर्वज्वरेषु=सर्वविषमज्वरेषु, वेगापाये=ज्वरवेगापाये, भोजयेत्। अन्यथा=ज्वरवेगापायं विना, तत्=भोजनं, ज्वरवेगाभिवर्धनं भवति॥ (અર્થ ઉપર છે.)

### હરકોઈ માટે અન્ન જમવા આદિનું ઠેકાણું

अथान्नग्रहणाय स्थानमाह-

**'आहारनिर्हारविहारयोगाः, सदैव सद्भिर्विजने विधेयाः॥ इति॥'॥२५१॥**

अन्वयः-सद्भिः आहारनिर्हारविहारयोगाः सदा विजने एव विधेयाः॥

સજ્જનોએ આહાર, વિહાર અને મલ-મૂત્રાદિક હમેશાં નિર્જન સ્થળમાં જ કરવાં જોઈએ. ૨૫૧

### જ્વરથી અત્યંત નિર્બળ થયેલાને ભોજન આદિ માટે બેસાડવાનો પ્રકાર

ज्वरे प्रमेहो भवति स्वल्पैरपि विचेष्टितैः ।
निषण्णं भोजयेत्तस्मान्मूत्रोच्चारौ च कारयेत् ॥२५२

अन्वयः–ज्वरे स्वल्पैः अपि विचेष्टितैः प्रमेहः भवति, तस्मात् ( ज्वरिणं ) निषण्णम् ( एव ) भोजयेत्, मूत्रो-च्चारौ च कारयेत् ॥

જ્વરમાં થોડી પણ હરફર કરવાથી પ્રમેહ થઈ જાય છે, માટે જ્વરવાળો જ્યાં બેઠો હોય ત્યાંજ તેને બેઠાબેઠ જમાડવો અને ત્યાં જ મૂત્ર તથા મલોત્સર્ગ કરાવવાં–પણ ભોજનાદિ કરાવવા તેને બીજે ઠેકાણે લઈ જવો નહિ.૨૫૨

ટીકા–निषण्ण=यथास्थानस्थितमेव, न तु स्थानान्तर नीतम् ॥ ( અર્થ ઉપર અપાયો છે. )

### જ્વરવાળાને પ્રથમ કરવાનો કવલ અને તેના ગુણો

यथादोषोचितैर्द्रव्यैः कर्त्तव्यः कवलग्रहः ।
अरोचकास्यवैरस्यमलपूतिप्रसेकहृत् ॥ २५३ ॥
भृष्टजीरकचूर्णेन सिन्धुजन्मयुतेन च ।
जिह्वादन्तान्मुखस्यान्तर्घृष्ट्वा कवलमाचरेत् ॥२५४
मुखे मलं विगन्धत्वं विरसत्वं च नश्यति ।
मनः प्रसन्नं भवति भोजनेऽतिरुचिर्भवेत् ॥२५५॥

अन्वय –( ज्वरितेन प्रथम ) यथादोषोचितैः द्रव्यैः अरोचक–आस्यवैरस्य–मलपूति–प्रसेक–हृत् कवलग्रह कर्तव्यः । सिन्धुजन्मयुतेन भृष्टजीरकचूर्णेन मुखस्य अन्तर् जिह्वादन्तान् घृष्ट्वा कवलम् आचरेत्, ( येन ) मुखे मल विगन्धत्व च विरसत्व नश्यति, मनः प्रसन्न भवति, भोजने अतिरुचिः भवेत् ॥

જ્વરવાળાએ ભોજન કરવાના સમયે પ્રથમ તે તે દોષોને ( ટાળવા ) યોગ્ય પદાર્થોનો કોળિયો લેવો જોઈએ કે જેથી અરુચિ, મોઢાનો બેસ્વાદ, મલથી થયેલુ દુર્ગંધપણું અને મોઢામાં વારંવાર આવતું પાણી બંધ થઈ જાય. શેકેલા જીરાના ચૂર્ણમાં સિંધવ મેળવી તેનાથી મોઢાની અંદર જીભ તથા દાંતને ઘસીને કોગળા કરવા; એમ કવલ લેવાથી મોઢાનો મળ, મોઢાનો બેસ્વાદ અને મોઢાની દુર્ગંધ નાશ પામે છે, મન પ્રસન્ન થાય છે અને ભોજન પર અત્યંત રુચિ થાય છે. ૨૫૩–૨૫૫

### જ્વરવાળાએ હિતકરજ ખાવું

अथ ज्वरिणे हितवस्तु दातव्यमित्याह–

ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् ।
अन्नकाले ह्यभुञ्जानः क्षीयते म्रियतेऽपि च ॥२५६॥

अन्वयः–ज्वरितः यद्यपि अस्य अरुचिः भवेत् ( तथापि ) हितम् ( एव ) अश्नीयात् ( हितम् अश्नीयात् एव च ) । हि अन्नकाले अभुञ्जानः ( सः ) क्षीयते च म्रियते अपि ॥

જ્વરવાળાને જોકે હિતકારી ખોરાક પર અરુચિ હોય છતાં તેણે હિતકર જ ખાવું જોઈએ ( અને હિતકર ખાવું જ જોઈએ ); કારણ કે ખોરાક લેવાનો સમય થયા છતાં તે જો ન ખાય તો ક્ષીણ થાય છે અને મરી પણ જાય છે. ૨૫૬

ટીકા–अयमर्थः–यद्यपि ज्वरितस्य हिते भक्ष्येऽरुचिर्भवेत्, तथापि ज्वरितो हितमेवाश्नीयादिति नियमः ।

यत आह सुश्रुतः–સુશ્રુત પણ એ જ કહે છે:

### જ્વરવાળો અહિતકર ખાય તો દોષો

गुर्वभिष्यन्द्यकाले च ज्वरी नाद्यात्कथञ्चन ।
न तु तस्याहितं भुक्तमायुषे वा सुखाय च ॥२५७
आनद्धः स्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः ।
तावत्कालं स लघ्वन्नमश्नीयात्सुविरिक्तवत् ॥२५८

अन्वयः–ज्वरी गुरु अभिष्यन्दि च अकाले कथचन न अद्यात्, ( यतः ) अहित तु भुक्त तस्य आयुषे वा सुखाय च न ( स्यात् ) । आतुरः यावन्तं काल स्तिमितैः दोषैः आनद्ध. ( भवेत् ), तावत्काल सुविरिक्तवत् लघु अन्नम् अश्नीयात् ॥

જ્વરવાળાએ ભારે અને રસવાહી નાડીઓને રોકનાર ભોજન કોઈ પણ રીતે ખાવું નહિ; તેમજ સમય વગર પણ કોઈ પણ રીતે કદી જમવું નહિ; કારણ કે જો અહિતકર જમવામાં આવે તો તેના આયુષ માટે સારું થતું નથી અને તેને સુખદાયી પણ થતું નથી. વળી એ રોગી જ્યાં સુધી નહીં પાકેલા દોષોથી વ્યાપ્ત હોય, ત્યાં સુધી તેણે ખૂબ રેચ લીધેલાની પેઠે થોડું અને હલકું જ જમવું. ૨૫૭,૨૫૮

ટીકા–आनद्धः स्तिमितैर्दोषैः=अपक्वैर्दोषैर्व्याप्त इत्यर्थः ।

જ્વરવાળાને હિતવસ્તુ પર અરુચિનું કારણ

'सातत्यात् स्वाद्वभावाच्च पथ्यं द्वेष्यत्वमागतम् ।' इति ॥ २५९ ॥

(જ્વરવાળાને હિતવસ્તુ ઉપર પણ અરુચિ થાય છે, તેનું કારણ આ છે કે) 'હમેશાં એક જ ખોરાકનો ઉપયોગ કરવાનો હોય છે અને તે ખોરાક પણ બીજા ખોરાક કરતાં બેસ્વાદ-સ્વાદ વિનાનો હોય છે, તેથી તે હિતકારી હોય છતા તેને તે ગમતો નથી.' ૨૫૯

टीका–सातत्यात्=एकस्यैव भक्ष्यस्य सर्वदोपयोगात् । स्वाद्वभावात्=भक्ष्यान्तरादपि विस्वादुत्वात् । पथ्यमप्रिय स्यात्तथापि तदेव पथ्यम् ॥ જ્વરમાં જોકે પથ્ય અપ્રિય થઈ પડે છે, તોપણ પથ્ય જ ખાવું એ સારું છે

રોગીને અપ્રિય પથ્ય જ પ્રિય કરાવવું

कल्पनाविधिभिस्तैस्तैः प्रियत्वं गमयेत्पुनः । इति ॥ २६० ॥

अन्वयः–(परिचारकैः) तैः तैः कल्पनाविधिभिः (तत् पथ्यम् एव) प्रियत्वं गमयेत् ॥

(જ્વરવાળાને પથ્ય અપ્રિય લાગે છે માટે) તે તે કલ્પનાઓના પ્રકારોથી પરિચારકોએ તે તેને પ્રિય લાગે, એમ કરવું જોઈએ. ૨૬૦

टीका–अथ ज्वरितोऽन्नकालेऽश्नीयादेवेति द्वितीयो नियमः कुत ? इति चेत्,–हि यतो हेतोः अभुञ्जानः क्षीयते । पक्वदोषधातुर्भवति, ततः म्रियतेऽपि च ।

૨૫૬ મા શ્લોકમા આવા બે નિયમો સૂચવ્યા છે: 'તેણે હિતકર જ ખાવું; અને હિતકર ખાવું જ.' આમાનો બીજો નિયમ શા માટે? તે વિષે ત્યા જ કહ્યું છે કે, જ્વરવાળાએ જમવાના સમયે જમવું જ જોઈએ; કારણ કે તે સમયમા ન જમે તો તે ક્ષીણ થઈ જાય છે અને જઠરાગ્નિથી દોષો તથા ધાતુઓ પાકવાથી મરી પણ જાય છે.

જ્વરવાળાને હિતકારી અન્નાદિ

ज्वरिताय हितान्यन्नादीन्याह–

रक्तशाल्यादयः शस्ताः पुराणाः षष्टिकैः सह ।
यवाग्वोदनलाजार्थे ज्वरितानां ज्वरापहाः ॥२६१॥
मुद्गान्मसूरांश्चणकान् कुलत्थान् समकुष्ठकान् ।
यूषार्थं यूषसात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥२६२॥
पटोलपत्रं वार्त्ताकुं कुलकं कारवेल्लकम् ।
कर्कोटकं पर्पटकं गोजिह्वां बालमूलकम् ॥२६३ ॥
पत्रं गुडूच्याः शाकार्थे ज्वरितानां ज्वरापहम् ।
लावान् कपिञ्जलानेणान् हरिणान् पृषताञ्छशान् ॥
कुरङ्गान् कालपुच्छांश्च तथैव मृगमातृकान् ।
मांसार्थे मांससात्म्यानां ज्वरितानां प्रदापयेत् ॥२६५
सारसक्रौञ्चशिखिनस्तथा तित्तिरकुक्कुटाः ।
गुरूष्णत्वान्न शस्यन्ते केचिदेवं व्यवस्थिताः ॥२६६
ज्वरितानां प्रकोपं तु यदा याति समीरणः ।
तदैतेऽपि हि शस्यन्ते मात्राकालोपपादिताः ॥२६७
निम्बुकं दाडिमं धात्रीफलमम्लं प्रकाङ्क्षते ।
प्रदद्यादम्लसात्म्याय काञ्जिकं वा पुरातनम् ॥२६८

अन्वयः–ज्वरिताना यवाग्वोदनलाजार्थे पुराणाः रक्तशाल्यादयः षष्टिकैः सह शस्ताः ज्वरापहाः (कथ्यन्ते)। यूषसात्म्याना ज्वरिताना यूषार्थे मुद्गान् मसूरान् चणकान् कुलत्थान् समकुष्ठकान् प्रदापयेत् । ज्वरिताना शाकार्थे पटोलपत्र वार्ताकुं कुलक कारवेल्लक कर्कोटक पर्पटक गोजिह्वा बालमूलक गुडूच्याः पत्र ज्वरापहम् (भवति)। मांससात्म्याना ज्वरिताना मांसार्थे लावान् कपिञ्जलान् एणान् हरिणान् पृषतान् शशान् कुरङ्गान् च कालपुच्छान् तथा मृगमातृकान् एव प्रदापयेत् । केचित् (आचार्याः) एव व्यवस्थिताः (यत्) सारसक्रौञ्चशिखिनः तथा तित्तिरकुक्कुटाः गुरूष्णत्वात् (ज्वरितानां) न शस्यन्ते । यदा तु ज्वरिताना समीरणः प्रकोप याति तदा मात्राकालोपपादिताः एते अपि शस्यन्ते । अम्लसात्म्याय अम्ल प्रकाङ्क्षते (ज्वरिताय अपि) निम्बुकं दाडिमं धात्रीफल वा पुरातन काञ्जिक प्रदद्यात् ॥

જ્વરવાળાઓને યવાગૂ માટે, ભાત માટે અને ચોખાની ધાણી માટે જૂના રાતા ચોખા વગેરે અને સાઠી ચોખા સારા છે; કારણ કે તે જ્વરનો નાશ કરનાર કહેવાય છે. જે જ્વરવાળાઓની પ્રકૃતિને યૂષ હિતકારી હોય તેઓને યૂષ માટે મગ, મસૂર, ચણા, કળથી અને મઠ દેવા. જ્વરવાળાઓને શાક માટે, પરવળનાં પાંદડાંનું, રીંગણાંનું, પરવળનું, કારેલાંનું, કંકોડાનું, ખડસલિયા પિત્તપાપડાનું, ગળજીભીનું, નાના મૂળાનું અને ગળોનાં પાદડાંનું શાક દેવું, જેથી જ્વર નાશ પામે છે. જેઓની પ્રકૃતિને માંસ હિતકારી હોય એવા જ્વરવાળાઓને લાવાં, પીળાં તેતર, કાળાં હરણ, રાતાં હરણ, છાંટણાંવાળાં હરણ, સસલાં, જરા રાતાં હરણ, કાલપૂછ નામનાં પશુ (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી) અથવા મૃગોની સઘળી જાતિઓનાં માંસ ખવડાવવા. કેટલાક આચાર્યો આવા

નિર્ણયવાળા છે કે, 'સારસ, ક્રૌંચ, મોર, કાળાં તેતર અને કૂકડાનાં માંસ ભારે અને ગરમ હોવાથી જ્વરવાળાઓ માટે સારાં નથી, છતાં જો જ્વરવાળાઓને વાયુનો પ્રકોપ થયો હોય તો માત્રા અને કાળને અનુસરીને આપેલાં તેઓ પણ હિતકારી થાય છે. જેઓની પ્રકૃતિને ખાટા પદાર્થો હિતકારી હોય તેઓને ખાટા પદાર્થો ખાવાની જો ઇચ્છા થાય તો લીંબુ, દાડિમ, આમળાં અથવા જૂની કાંજી આપવી. એ પદાર્થોનાં નામો અને ગુણો પ્રથમ કહેવાયેલ છે. ૨૬૧-૨૬૮

टीका-तित्तिर इत्यत्र कृष्णतित्तिरः। एतेषां गुणनामानि पूर्वोक्तानि। (અર્થ ઉપર આપ્યો છે.)

**રોગીઓ માટેનાં અન્ન પકાવવાની રીતો:**

**મંડનું લક્ષણ, તેની રીત તથા ગુણો**

**तण्डुलानां सुसिद्धानां चतुर्दशगुणे जले।**
**रसः सिक्थैर्विरहितो मण्ड इत्यभिधीयते ॥२६९**
**शुण्ठीसैन्धवसंयुक्तो दीपनः पाचनश्च सः।**
**अन्नस्य सम्यक्सिद्धयाऽत्र ज्ञेया मण्डस्य सिद्धता॥**
**पेयायूषयवागूनां विलेपीभक्तयोरपि।**
**मण्डो ग्राही लघुः शीतो दीपनो धातुसाम्यकृत्।**
**ज्वरघ्नस्तर्पणो बल्यः पित्तश्लेष्मश्रमापहः ॥२७१॥**

अन्वयः-चतुर्दशगुणे जले सुसिद्धानां तण्डुलानां सिक्थैः विरहितः रसः मण्डः इति अभिधीयते। सः (मण्डः) शुण्ठी-सैन्धव-संयुक्तः (सन्) दीपनः च पाचनः (भवति)। अत्र अन्नस्य सम्यक्सिद्धया मण्डस्य (तथा) पेया-यूष-यवागूनां विलेपी-भक्तयोः अपि सिद्धता ज्ञेया। मण्डः ग्राही लघुः शीतः दीपनः धातुसाम्यकृत् तर्पणः बल्यः (सन्) ज्वरघ्नः पित्तश्लेष्मश्रमापहः (भवति)॥

ચૌદગણા પાણીમાં સારી પેઠે પકાવેલા ચોખાનો કણીઓ વિનાનો જે રસ થાય તે મંડ[1] કહેવાય છે. એ મંડમાં સૂંઠ અને સિંધવ નાખ્યાં હોય તો તે અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચન પણ થાય છે. ચોખા સારી પેઠે પાકી જાય એટલે મંડ તૈયાર થયેલો સમજવો; અને તે જ પ્રમાણે પેયા, યૂષ, યવાગૂ, વિલેપી અને ભક્ત, જેઓનાં લક્ષણ કહેવામાં આવશે, તેઓનું પરિપકવપણું પણ અન્નો પાકી જવા ઉપરથી સમજવું. મંડ ઝાડાને રોકનાર, હલકો, ટાઢો, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ધાતુઓની સમતા કરનાર,તૃપ્તિ આપનાર અને બળ આપનાર હોઈ જ્વર, પિત્ત, કફ તથા શ્રમ મટાડનાર છે. ૨૭૧

[1] मण्डते मण्डयते वा रोगिणां शरीरं ज्वरघ्नत्वादि-गुणविशेषात् बल्यत्वाच्चेति मण्डः-मडि भूषायाम्-अच् घञ् वा; यद्वा मन्यते-ज्ञायते विशिष्टगुणवान् यो वैद्यैः-मन ज्ञाने-'अमन्ताड्डः' (उणा १-११४) તાવ ઉતારનાર વગેરે ખાસ ગુણોને લીધે તથા બળદાયી હોવાથી રોગીઓના શરીરને જે નીરોગી બનાવી શોભાવે છે; તેમ જ જેના ખાસ ઉત્તમ ગુણોને વૈદ્યો જાણે છે, તેથી મંડ કહેવાતો રોગીઓનો ખાસ ખોરાક.

**પેયા બનાવવાની રીત તથા ગુણો**

**चतुर्दशगुणे नीरे रक्तशाल्यादिभिः कृता।**
**द्रवाधिका स्वल्पसिक्था पेया प्रोक्ता भिषग्वरैः॥**
**साऽतिलघ्वी ग्राहिणी च धातुपुष्टिविधायिनी।**
**तृड्ज्वरानिलदौर्बल्यकुक्षिरोगविनाशिनी ॥२७३॥**
**स्वेदाग्निजननी ज्ञेया वातवर्चोऽनुलोमनी।**
**शुण्ठीसैन्धवसंयुक्ता दीपनी पाचनी च सा॥**
**आमशूलहरी रुच्या स्याद्विबन्धविनाशिनी ॥२७४**

अन्वयः-चतुर्दशगुणे नीरे रक्तशाल्यादिभिः कृता द्रवाधिका स्वल्पसिक्था भिषग्वरैः पेया प्रोक्ता। सा अतिलघ्वी धातुपुष्टिविधायिनी ग्राहिणी स्वेदाग्निजननी वातवर्चोऽनुलोमनी तृड्ज्वरानिलदौर्बल्यकुक्षिरोगविनाशिनी (भवति), सा च शुण्ठी-सैन्धवसंयुक्ता दीपनी पाचनी आमशूलहरी रुच्या विबन्धनाशिनी स्यात्॥

ચૌદગણા પાણીમાં રાતા ચોખા આદિ ધાન્યો પકાવીને કરેલી અધિક પ્રવાહી અને થોડી કણીઓવાળી જે રાબ થાય, તેને ઉત્તમ વૈદ્યો પેયા[1] કહે છે. પેયા બહુ હલકી, ધાતુઓને પુષ્ટ કરનાર, ઝાડા રોકનાર; પસીનાને તથા અગ્નિને ઉત્પન્ન કરનાર, વાયુને તથા વિષ્ઠાને યોગ્ય રસ્તે લાવનાર અને તરશ, તાવ, વાયુ, દુર્બળપણું તથા પેટના રોગનો નાશ કરનાર છે. એમાં સૂંઠ અને સિંધવ નાખ્યાં હોય તો એ અગ્નિને પ્રદીપ્ત કરનારી, પાચન કરનારી, આમશૂળને મટાડનારી, રુચિ ઉપજાવનારી અને ઝાડાની કબજિયાતને દૂર કરનારી થાય છે. ૨૭૨-૨૭૪

[1] पातुं योग्या या ज्वरिणां द्रवाधिका स्वल्पसिक्था स्वेदाग्निजननीत्यादिगुणयुक्ता सा पेया-पा पाने-अचो यत्,.

ઈયતિ, ગુણથ-જે પ્રવાહી વધારે હોય અને અન્નની કણીઓ જેમાં ઓછી હોય તેમ જ પરસેવો લાવનાર તથા અગ્નિને ઉત્પન્ન કરનાર જે હોય, તે પેયા.

**પ્રમથ્યા બનાવવાની રીત તથા તેના ગુણો**

प्रमथ्या प्रोच्यते द्रव्यपलात्कल्कीकृताच्छृतात्।
तोयेऽष्टगुणिते तस्याः पानमाहुः पलद्वयम्॥
गुणैः प्रमथ्या पेयावत्ततो लघ्वी विशेषतः॥२७५॥

अन्वय-द्रव्यपलात् कल्कीकृतात् अष्टगुणिते तोये शृतात् प्रमथ्या प्रोच्यते, तस्याः पानं पलद्वयम् आहुः। प्रमथ्या गुणैः पेयावत्, (किंतु) ततः विशेषतः लघ्वी (भवति)॥

ચાર તોલા પદાર્થ લઈ તેને ચટણીના જેવો વાટી આઠગણા પાણીમાં પકાવતા આઠ રૂપિયા ભાર બાકી રહે ત્યારે તે પ્રમથ્યા[1] કહેવાય છે એને પીવાનુ માપ બે પલ છે. પ્રમથ્યામાં પેયાના જેવા જ ગુણો છે, પણ એ (પ્રમથ્યા) પેયા કરતાં વધારે હલકી છે.

टीका-द्रव्य=धान्यद्रव्य, तस्या =पलद्वयशेषायाः॥

१ प्रमथ्यते-प्रमथितु वा योग्या धान्यद्रव्यकल्कसाध्यत्वात्-मथे विलोडने-'कृत्यल्युट'-इति बहुल क्यप्-પકાવવાના પદાર્થને પાણીથી વાટી ચટણી જેવો કરીને તેનાથી આઠગણા પાણીમા જે પકાવાય છે, તે પ્રમથ્યા નામનો રોગીનો ખોરાક.

**યૂષ બનાવવાની રીત તથા તેના ગુણો**

अथ यूषस्य विधिगुणानाह-

अष्टादशगुणे नीरे शिम्बीधान्यशृतो रसः।
विरलान्नो घनः किञ्चित्पेयातो यूष उच्यते।
उक्तः स एव निर्यूहो रुचिकृच्च विशेषतः॥२७६॥

अन्वयः-अष्टादशगुणे नीरे शिम्बीधान्यशृतः विरलान्न पेयातः किंचिद् घनः रसः यूषः उच्यते, सः एव निर्यूहः उक्तः, च विशेषतः रुचिकृत् (भवति)॥

શીંગમાંથી પેદા થતા-કઠોળ ધાન્યોને અઢારગણા પાણીમાં પકાવતા તેનો અન્નની છૂટી પડેલી કણીઓવાળો અને પેયાથી કાંઈક ઘાટો જે રસ થાય તે યૂષ[1] અને નિર્યૂહ[2] કહેવાય છે. આ યૂષ વિશેષે કરી રુચિ ઉપજાવનાર હોય છે.

१ यूषति-बध्नाति बल रुचिं चापि यूष बन्धे-'इगुपधेति कः'-જે બળ વધારે તથા રુચિ ઉપજાવે છે, તે અઢારગણા પાણીમા પકવેલા કઠોળ ધાન્યનો ઘાટો રસ-યૂષ કહેવાય છે.

२ निर्हृहति-निश्चयते शिम्बीधान्यशृतघनरसरूपेणेति निर्यूहः-निरपूर्वक-ऊह वितर्के 'इगुपधेति कः'-पृषोदरादित्वाच्च धातोर्यडागमः-અઢારગણા પાણીમાં કઠોળ ધાન્ય પકવતાં જે ઘાટો રસ તૈયાર થાય છે તે નિર્યૂહ-યૂષનો જ પર્યાય છે.

**યૂષ કરવાનો બીજો પ્રકાર**

कल्कद्रव्यपलं शुण्ठी पिप्पली चार्धकार्षिकी।
वारिप्रस्थेन विपचेत्तद्द्रवो यूष उच्यते॥२७७॥

अन्वय.-कल्कद्रव्यपल शुण्ठी च पिप्पली अर्धकार्षिकी, (तद् उभयमपि) वारिप्रस्थेन विपचेत्, तद्द्रवः यूषः उच्यते॥

શીંગોમાંથી થતાં ધાન્યોને ચાર રૂપિયા ભાર લેવા અને પીપર તથા સૂંઠ-એ બન્ને મળી અરધા રૂપિયાભાર લેવાં; તેઓની જુદી ચટણીઓ કરી ચોસઠ રૂપિયાભાર પાણીમાં તે ચટણીઓને સાથે પકાવવી; તેમાથી જે રસ થાય તે પણ યૂષ કહેવાય છે. ૨૭૭

टीका-अयमर्थः-यूषधान्य पलमित तत्कल्कीकृतम्। शुण्ठी पिप्पली च समुदितार्धकर्षमिता कल्कीकृता। उभयमपि प्रस्थमितेन वारिणा पचेत्। तद्द्र.=यूषः॥

**યૂપના ગુણો**

यूषो बल्यो लघुः पाके रुच्यः कण्ठ्यः कफापहः॥२७८॥

अन्वय-यूषः बल्य पाके लघुः रुच्यः कण्ठ्यः कफापह (भवति)॥

આ યૂષ બળ આપનાર, પચવામાં હલકો, રુચિ ઉપજાવનાર, કંઠ માટે સારો અને કફને તોડનાર છે. ૨૭૮

**મગનો યૂષ બનાવવાની રીત તથા તેના ગુણો**

मुद्गानां द्विपलं तोये शृतमर्धाढकोन्मिते।
पादस्थं मर्दितं पूतं दाडिमस्य पलेन तत्॥२७९
युक्तं सैन्धवविश्वाह्वधान्यकैः पादकांशकैः।
कणाजीरकयोश्चूर्णं शाणैकेनावचूर्णितम्॥
संस्कृतो मुद्गयूषोऽयं पित्तश्लेष्महरो मतः॥२८०

अन्वय-मुद्गानां द्विपलम् अर्धाढकोन्मिते तोये शृत पादस्थ मर्दित पूतं तत् दाडिमस्य पलेन युक्त पादकांशकैः सैन्धवविश्वाह्वधान्यकैः युक्त (कार्यम् ततः) शाणैकेन अवचूर्णित कणाजीरकयोः चूर्ण (प्रक्षिप्य) संस्कृतः अय मुद्गयूपः पित्तश्लेष्महरः मत॥

આઠ રૂપિયાભાર મગને એકસો અઠ્ઠાવીશ રૂપિયાભાર પાણીમાં પકાવવા; ચોથા

ભાગનું પાણી રહે ત્યારે તેને લૂગડામાં ચોળી ગળી લેવું. તેમાં ચાર રૂપિયાભાર દાડિમનો રસ નાખવો અને સિંધવ, સૂંઠ તથા ધાણા ૦|-૦| રૂપિયાભાર નાખવા. પછી લીંડીપીપરના અને જીરાના ચાર આનીભાર ચૂર્ણથી એ પાણી વઘારવું. આમ કરવાથી મગનો યૂષ થાય છે અને તે પિત્તને તથા કફને મટાડનાર મનાયો છે. ૨૭૯,૨૮૦

### મગના યૂપના ગુણો

अथ मुद्गयूषगुणाः-

मुद्गानामुत्तमो यूषो दीपनः शीतलो लघुः।
व्रणोर्ध्वजत्रुतृड्दाहकफपित्तज्वरास्रजित् ॥२८१॥

अन्वयः-मुद्गानाम् उत्तमः यूषः दीपनः शीतलः लघुः (सन्) व्रणोर्ध्वजत्रुतृड्दाहकफपित्तज्वरास्रजित् (अस्ति)॥

મગનો યૂષ ઉત્તમ હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર, ટાઢો, હલકો અને વ્રણ, હાંસડીથી ઉપરના ભાગના રોગ, તૃષા, દાહ, કફ, પિત્ત, તાવ તથા લોહીનો બગાડ મટાડે છે. ૨૮૧

### મગ તથા આમળાંના યૂપના ગુણો

अथ मुद्गामलकयूषगुणानाह-

मुद्गामलकयूषस्तु मेदी पित्तानिलापहः।
तृड्दाहशमनः शीतो मूर्च्छाभ्रममदापहः ॥२८२

अन्वयः-मुद्गामलकयूषः तु मेदी शीतः (सन्) पित्तानिलापहः तृड्दाहशमनः मूर्च्छाभ्रममदापहः (भवति)॥

મગ તથા આમળાંનો યૂપ ઝાડો લગાડનાર અને ટાઢો હોઈ પિત્ત, વાયુ, તૃષા, દાહ, મૂર્છા, શ્રમ તથા મદને મટાડનાર છે. ૨૮૨

### મસૂરના યૂપના ગુણો

मसूरयूषः संग्राही बृंही स्वादुः प्रमेहनुत् ॥२८३॥

મસૂરનો યૂષ ઝાડા રોકનાર, પુષ્ટિ આપનાર, મધુર અને પ્રમેહને મટાડનાર છે. ૨૮૩

### યવાગ બનાવવાની રીત તથા તેના ગુણો

अथ यवाग्वा विधिगुणानाह-

यवागूः षड्गुणे तोये संसिद्धा घनसिक्थका।
पृथगद्रवैस्तु विरलैः संयुक्ता ज्वरिणे हिता ॥२८४
यवागुर्दीपनी लघ्वी तृष्णाघ्नी बस्तिशोधिनी।
श्रमग्लानिहरी पथ्या ज्वरे चैवातिसारके। २८५

अन्वयः-षड्गुणे तोये संसिद्धा घनसिक्थका विरलैः पृथग्द्रवैः संयुक्ता तु यवागूः (कथ्यते, सा च) यवागूः ज्वरिणे हिता, दीपनी, लघ्वी, तृष्णाघ्नी, बस्तिशोधिनी, श्रमग्लानिहरी च अतिसारिके ज्वरे पथ्या एव (भवति)।

ધાન્યથી છગણા પાણીમાં પકાવેલી, ઘાટી કણીઓથી યુક્ત અને જેમાં પાણી થોડું થોડું પચપચ્યા કરતું દેખાતું હોય, તે યવાગૂ[1] થઈ કહેવાય છે. એ યવાગૂ જ્વરવાળા માણસને હિતકારી, અગ્નિને પ્રદીપ્ત કરનારી, હલકી, તૃષાને મટાડનારી, મૂત્રાશયને સાફ કરનારી, શ્રમ તથા ગ્લાનિ મટાડનારી અને અતિસારના તાવમાં તો ખાસ પથ્ય છે. ૨૮૪,૨૮૫

૧. यौति यूयते वा धान्याद् षड्गुणेन तोयेन, समिद्धा च सती दीपनरादिगुणैश्चापि-यु-मिश्रणे-हयुरचिभ्य '-उणा. ३-८१) इत्यागूच् प्रत्ययः-જે ધાન્યથી છગણા પાણીથી મિશ્ર હોય અને તૈયાર થઈને દીપનપણું આદિ ગુણોથી પણ યુક્ત હોય છે, તે યવાગૂ નામનો રોગીનો ખાસ ખોરાક.

### વિલેપી બનાવવાની રીત

चतुर्गुणाम्बुसंसिद्धा विलेपी घनसिक्थका।
पृथग्द्रवेण रहिता ख्याता शिथिलभक्तिका ॥२८६

अन्वयः-चतुर्गुण-अम्बुसंसिद्धा घनसिक्थका पृथग्द्रवेण रहिता शिथिलभक्तिका विलेपी ख्याता॥

ધાન્યથી ચોગણા પાણીમાં સારી પેઠે પકાવેલી, ઘાટા દાણાવાળી અને પચપચતા પાણીથી રહિત થઈને ઢીલી બનેલી હોય તે વિલેપી[1] કહેવાય છે. ૨૮૬

टीका-संसिद्धा=अतीव सिद्धा, विलेपी='गिरहची' इति लोके।

૧. विशेषेण लिम्पति-उपदेग्धि हृद्यत्वादिगुणनिवह चतुर्गुणाम्बुसंसिद्धत्व-पृथग्द्रवराहित्यं पात्रादि चेति विलेपी-लिप उपदेहे-पचाद्यच्-गौरादित्व-જે હૃદયને પ્રિયપણું વગેરે ગુણો ધારણ કરે છે તથા ચારગણા પાણીમાં તૈયાર થઈ પચપચતા પાણીથી રહિત હોઈને પાત્ર વગેરેને લેપે-ખરડે-ચોપડે છે, તે વિલેપી કહેવાય છે.

### વિલેપીના ગુણો

विलेपी दीपनी बल्या हृद्या संग्राहिणी लघुः।
व्रणाक्षिरोगिणां पथ्या तर्पणी तृड्ज्वरापहा ।२८७

વિલેપી અગ્નિને પ્રદીપ્ત કરનાર, બળ માટે સારી, હૃદયને પ્રિય લાગનારી, ઝાડાને રોકનારી, હલકી, વ્રણવાળાઓને તથા ને-

રોગવાળાઓને પથ્ય, તૃપ્તિ આપનાર અને તૃષાને તથા જ્વરને મટાડનારી છે. ૨૮૭

### ભક્ત ( ભાત ) બનાવવાની રીત તથા તેના ગુણો

**जले चतुर्दशगुणे तण्डुलानां चतुष्पलम् ।**
**विपचेत् स्रावयेन्मण्डं तद्भक्तं मधुरं लघु ॥२८८॥**

चक्रदत्तस्तु-

**'अन्नम्पञ्चगुणे तोये यवागूं षड्गुणे पचेत्' ॥२८९॥**

अन्वय.-तण्डुलाना चतुष्पल चतुर्दशगुणे जले विपचेत्, मण्ड स्रावयेत्, तद् मधुर लघु भक्तं ( भवति )। चक्रदत्तः तु ( आह- ) अन्न-भक्तं पञ्चगुणे तोये पचेत्, यवागू षड्गुणे पचेत् ॥

સોળ રૂપિયાભાર ચોખાને ચૌદગણા પાણીમા પકાવી પાણી ઓસાવી નાખવું, એટલે ભક્ત[1] ( ભાત ) થાય છે; એ ભક્ત મધુર અને હલકો છે. ચક્રદત્ત તો આમ કહે છે કે, ' ચોખાને પાંચગણા પાણીમા પકાવવાથી ભક્ત થાય છે અને છગણા પાણીમા પકાવવાથી યવાગૂ થાય છે. ( અહીં અન્ન શબ્દનો અર્થ ચોખા સમજવો; કારણ કે ' ભિસ્સા (સ્ત્રીલિંગે), ભક્ત, અંધસ્, અન્ન તથા ઓદન પુલિંગે તથા નપુંસકલિંગે અને દીદિવિ-એટલા ચોખાનાં સસ્કૃત નામો છે ' એમ અમરકોશમા કહ્યું છે. ) ૨૮૮,૨૮૯

ટીકા-तन्नाम=भक्त, तथा च-' भिस्सा स्त्री भक्तमन्धोऽन्नमोदनोऽस्त्री स दीदिविः ' इत्यमरः ॥ ( આનો અર્થ ઉપર કોસમા અપાયો છે. )

૧. भज्यते-सेव्यते स-सर्वैरपि माधुर्यात् लघुत्वाच्चेति भक्तम्-भज सेवायां-कर्मणि क्तः-જેમા મીઠાશ તથા પચતા હલકાપણાનો ગુણ હોય છે, તેથી બધા લોકો જેને સેવી શકે છે, તે ભક્ત-ભાત.

### ભક્તના ગુણો

**भक्तं वह्निकरं पथ्यं तर्पणं मूत्रलं लघु ।**
**सुधौतं प्रस्रुतं चोष्णं विशदं गुणवत्तरम् ॥२९०।**
**अधौतमस्रुतं शीतं वृष्यं गुरु कफप्रदम् ।**
**अत्युष्णं बलहृद्भक्तं शीतं शुष्कञ्च दुर्जरम् ।**
**अतिक्लिन्नं ग्लानिकरं दुर्जरं तण्डुलान्वितम् ॥२९१**
**भृष्टतण्डुलजं रुच्यं सुगन्धि कफहृल्लघु ।**
**वातास्थापितमन्दाग्निविरिक्तानां प्रशस्यते ॥२९२**

अन्वय.-भक्तं वह्निकरं पथ्यं तर्पणं मूत्रलं लघु ( भवति ) सुधौतं प्रस्रुतं च उष्णं ( भक्तं ) विशदं ( सत् ) गुणवत्तरं ( भवति )। अधौतम् अस्रुतं शीतं ( भक्तं ) वृष्यं गुरु कफप्रदं ( भवति )। अतिउष्णं भक्तं बलहृत्, शीतं च शुष्कं दुर्जरम्, अतिक्लिन्नं ग्लानिकरं, तण्डुलान्वितं दुर्जरम् ( भवति )। भृष्टतण्डुलजं ( भक्तं ) रुच्यं सुगन्धि कफहृत् लघु ( सत् ) वातास्थापितमन्दाग्निविरिक्तानां प्रशस्यते ।

ભાત અગ્નિને પ્રદીપ્ત કરનાર, પથ્ય, તૃપ્તિ આપનાર, મૂત્રને વધારનાર અને હલકો છે. સારી રીતે ધોયેલો, ઓસાવેલો અને ઊનો ભાત સ્વચ્છ થઈ અત્યંત ગુણવાન થાય છે. નહિ ધોયેલો, નહિ ઓસાવેલો અને ટાઢો ભાત મૈથુનશક્તિને વધારનાર, ભારે અને કફ કરનાર હોય છે. અત્યંત ઊનો ભાત બળને હરનાર છે અને અત્યંત ટાઢો તથા સુકાયેલો ભાત ભાર પચે છે. વાસી થઈને પાણીથી પચપચતો ભાત ગ્લાનિ-મનને અણગમો કરનાર છે અને કાચા દાણાવાળો ભાત ઘણી મુશ્કેલીએ પચે છે. શેકેલા ચોખામાંથી કરેલો ભાત રુચિકારક, સુગંધી, કફને હરનાર અને હલકો હોઈ વાયુવાળાઓને, જેઓને નિરૂહબસ્તિ આપી હોય તેઓને, મંદ અગ્નિવાળાઓને તથા જેઓએ રેચ લીધો હોય તેઓ માટે વખણાય છે.

ટીકા-अतिक्लिन्नं=सजल पर्युषितम् ।

### રસૌદન બનાવવાની રીત

**मांसलं सक्थिजं मांसं तथाऽनस्थि च तैत्तिरम् ।**
**चतुष्पलोन्मितं सूक्ष्मं कल्पितं क्षालितं जले ॥२९३**
**पिप्पलीपिप्पलीमूलशुण्ठीजीरकधान्यकैः ।**
**द्विशाणैः संयुते तोये क्वाथ्यमर्द्धाढकोन्मिते ॥२९४**
**पादस्थितं जलं तत्र दर्व्या संकुट्टितं हरेत् ।**
**तं रसं मर्दितं हिङ्गुभृष्टसैन्धवजीरकैः ।**
**सम्यक् प्रधूपितं पथ्यं शुद्धानां शुद्धिकाङ्क्षिणाम् ॥**

अन्वय.-मांसलं ( अजायाः ) सक्थिजं मांसं तथा अनस्थि तैत्तिरं मांसं चतुष्पलोन्मितं सूक्ष्मं कल्पितं जले क्षालितं ( कृत्वा ) द्विशाणैः पिप्पली-पिप्पलीमूल-शुण्ठी-जीरक-धान्यकैः संयुते अर्धाढकोन्मिते तोये क्वाथ्यम्, तत्र पादस्थितं जलं दर्व्या संकुट्टितं ( कृत्वा ) मर्दितं तं रसं हरेत् । हिङ्गु-भृष्टसैन्धव-जीरकैः सम्यक् प्रधूपितं ( च कृत्वा ) शुद्धानां ( तथा ) शुद्धिकाङ्क्षिणां ( कृते ) पथ्यं ( प्रयोजयेत् ) ॥

ભરાવદાર (બકરીની) સાથળનું માંસ તથા હાડકા વગરનું તેતરનું માંસ સોળ રૂપિયાભાર લઈ તેને ઝીણું ઝીણું કાપી પાણીમાં ધોવું. પછી પીપર, પીપરીમૂળ, સૂંઠ, જીરું તથા ધાણાને અડતાલીશ ચણોઠીભાર લઈ એકસોઅઠ્ઠાવીશ રૂપિયાભાર પાણીમાં તે માંસને પકાવવું. પાકતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે માંસને કડછીથી ખૂબ કૂટી-છૂંદી-મસળીને તે રસો લઈ લેવો; પછી શેકેલી હિંગથી, શેકેલા સૈંધવથી અને જીરાથી તેને સારી રીતે વઘારી ભાતમાં મેળવવું, એટલે તે ભાત રસૌદન[1] કહેવાય છે. શુદ્ધ થયેલાઓ માટે તથા શુદ્ધ થવાની ઇચ્છાવાળાઓ માટે એ રસો પથ્ય છે. ૨૯૩-૨૯૫

૧. क्वथित-सम्यक्-प्रधूपित-मांसरसेन समिश्र-ओदन.-रसौदनः-ઉકાળીને સારી રીતે વઘારેલ માંસના રસથી મિશ્ર કરેલો ભાત રસૌદન કહેવાય છે.

### રસૌદનના ગુણો

रसौदनो गुरुर्वृष्यो बल्यो वातज्वरापहः ॥

તે રસૌદન ભારે છે, મૈથુનશક્તિને વધારનાર છે, બળ આપનાર છે અને વાતજ્વરને મટાડનાર છે.

### ઔષધો નાખી તૈયાર કરાતા મંડ આદિની રીત

केवलजलसाध्यान्मण्डादीनभिधायौषधसाध्यानां तेषां प्रक्रियामाह-એકલા પાણીથી તૈયાર કરવાના મંડ આદિ પદાર્થો કહ્યા. હવે ઔષધોથી તૈયાર કરવાના એ પદાર્થો બનાવવાની રીત કહે છે:

साध्यं चतुष्पलं द्रव्यं चतुःषष्टिपलेऽम्बुनि ।
तत्क्वाथेनार्द्धशिष्टेन मण्डपेयादि साधयेत् ॥२९६॥
वृद्धवैद्याः पलं द्रव्यं ग्राहयन्त्याढकेऽम्भसि ।
भेषजस्यातिबाहुल्यात्कदाचिदरुचिर्भवेत् ॥२९७॥
यैरन्नैरौषधैर्यैश्च कृता मण्डादयो बुधैः ।
विचार्य तद्गुणानेतांस्तद्गुणानेव निर्दिशेत् ॥२९८

अन्वयः-चतुष्पलं द्रव्यं चतुःषष्टिपले अम्बुनि साध्य, अर्धशिष्टेन तत्क्वाथेन मण्डपेयादि साधयेत्। वृद्धवैद्याः (तु) आढके अम्भसि पलं द्रव्यं ग्राहयन्ति, (यतः) भेषजस्य अतिबाहुल्यात् कदाचित् अरुचिः भवेत् (इति तेषामभिप्रायः)। बुधैः यैः अन्नैः च यैः औषधैः मण्डादयः कृताः, एतान् तद्गुणान् विचार्य तद्गुणान् एव निर्दिशेत् ॥

સોળ રૂપિયાભાર ઔષધને ચોસઠ પલ-(૨૫૬ રૂપિયા)ભારે પાણીમાં પકાવતાં અર્ધું પાણી બાકી રહે ત્યારે તે કવાથથી મંડ અને પેયા આદિ પદાર્થો તૈયાર કરવા. વૃદ્ધ વૈદ્યો તો બસો છપ્પન રૂપિયાભાર પાણીમાં ચાર રૂપિયાભાર ઔષધ નંખાવે છે; કારણ કે પહેલા પ્રકારમાં ઔષધ ઘણું હોવાથી કદાચ રોગીને અરુચિ થવાનો સંભવ તેઓ માને છે. જે અન્નોથી અને જે ઔષધોથી મંડ આદિ કરાય તે અન્નોના અને તે ઔષધોના ગુણો વિચારી એ મંડ આદિના ગુણો તે પ્રમાણે જ કહેવા. ૨૯૬-૨૯૮

### ઔષધથી બનાવેલી પેયાના ગુણ

अथौषधसिद्धायाः पेयाया गुणाः-

अन्नकाले हिता पेया यथास्वं पाचनैः कृता ।
दीपनी पाचनी लघ्वी ज्वरार्त्तानां ज्वरापहा ॥२९९

अन्वयः-यथास्वं पाचनैः कृता पेया अन्नकाले (दत्ता) हिता दीपनी पाचनी लघ्वी ज्वरार्तानां ज्वरापहा (भवति)॥

તે તે દોષોને અનુસરતાં પાચન ઔષધોથી તૈયાર કરેલી પેયા, ભોજનના સમયે આપવાથી હિતકારી થાય છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, પાચન કરે છે, હલકી છે અને તાવથી પીડાયેલાઓના તાવનો નાશ કરે છે. ૨૯૯

टीका-यथास्वं पाचनैः कृता=यथादोषं पाचनैः कृता। (આનો અર્થ ઉપર છે.)

यथा જેમ કે-

### ક્યા જ્વરમાં ક્યાં ઔષધના ક્વાથથી પેયાદિ કરવાં?

पञ्चमूल्याः कषायं तु पाचनं वातिकज्वरे।
सक्षौद्रं पैत्तिके मुस्तकटुकेन्द्रयवैः कृतम् ॥ ३००॥
पिप्पल्यादिकषायं तु पाचनं कफजे ज्वरे।
लघुना पञ्चमूलेन पिप्पल्या सह धान्यया ॥३०१॥
महत्या पञ्चमूल्याथ व्याघ्रीदु:स्पर्शगोक्षुरैः।
सिद्धानि भिषगन्नानि प्रयुञ्जीत यथाक्रमम् ॥
वातपित्ते श्लेष्मपित्ते कफवाते त्रिदोषजे ॥ ३०२॥

अन्वय.-वातिकज्वरे पञ्चमूल्याः कषायं तु पाचनम्, पैत्तिके (ज्वरे) मुस्तकटुकेन्द्रयवैः कृतं सक्षौद्रं (कषायं पाचनम्), कफजे ज्वरे पिप्पल्यादिकषायं पाचनं (भवेत्) वातपित्ते श्लेष्मपित्ते कफवाते त्रिदोषजे (ज्वरे) यथाक्रमं लघुना पञ्चमूलेन, पिप्पल्या सहधान्यया, अथ व्याघ्री-

दु स्पर्शगोक्षुरैः ( सह ) महत्या पञ्चमूल्या सिद्धानि अन्नानि भिषक् प्रयुञ्जीत ।

વાતજ્વર હોય તો પંચમૂળનો ક્વાથ પાચન છે; પિત્તજ્વર હોય તો મોથ, કડુ અને ઇંદ્રયવનો મધ સહિત ક્વાથ પાચન છે અને કફજ્વર હોય તો પિપ્પલ્યાદિ ક્વાથ પાચન છે, માટે તે તે ક્વાથોથી પેયા કરવી. વાતપિત્તજ્વર હોય તો લઘુપંચમૂળના ક્વાથથી, કફપિત્તજ્વર હોય તો પીપરના તથા ધાણાના ક્વાથથી, કફવાતજ્વર હોય તો બૃહત્પંચમૂળના ક્વાથથી, અને ત્રણે દોષથી થયેલો જ્વર હોય તો ભોરીંગણી, જવાસો તથા ગોખરુના ક્વાથથી રાંધેલાં અન્નો (થી કરેલાં પેયાદિ) વૈદ્યે આપવાં ૩૦૦-૩૦૨

टीका-अयमर्थः-वातपित्ते-लघुना पञ्चमूलेन सिद्धान्यन्नानि भिषक् प्रयुञ्जीत । श्लेष्मपित्ते-पिप्पल्या सह धान्यया । कफवाते महत्या पञ्चमूल्या । त्रिदोषजे-व्याघ्री दुःस्पर्शगोक्षुरैः । व्याघ्री=कण्टकारिका । दुःस्पर्शः=यवासः । (અર્થ ઉપર આપ્યો છે.)

## લઘુપંચમૂળ

शालिपर्णी पृश्निपर्णी कण्टकारीद्वयं तथा ।
गोक्षुरः पञ्चमः प्रोक्तं पञ्चमूलमिदं लघु ॥ ३०३ ॥

अन्वयः-शालिपर्णी पृश्निपर्णी तथा कण्टकारीद्वयं पञ्चमः गोक्षुरः-इदं लघु पञ्चमूलम् प्रोक्तम् ।

સમેરવો, ગંધીસમેરવો, મોટાં ફૂળવાળી ભોરીંગણી, નાનાં ફૂળવાળી ભોરીંગણી અને ગોખરુ-એ લઘુપંચમૂળ કહેવાય છે. ૩૦૩

## બૃહત્પંચમૂળ

श्रीफलः सर्वतोभद्रा पाटला गणिकारिका ।
स्योनाकः पञ्चमः प्रोक्तं पञ्चमूलमिदं महत् ॥३०४

अन्वयः-श्रीफलः सर्वतोभद्रा पाटला गणिकारिका पञ्चमः स्योनाकः, इदं महत् पञ्चमूलं प्रोक्तम् ।

બીલી, શીવણ, પાટલા અથવા કાકચ, અરણી અને અરડૂસી-એ બૃહત્પંચમૂલ કહેવાય છે. ૩૦૪

## જ્વરમાં કઈ પેયા પીવી ?

पेयां वा रक्तशालीनां वस्तिपार्श्वशिरोरुजि ।
श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिबेत् ॥३०५
विबद्धवर्चाः सयवां पिप्पल्यामलकैः शृताम् ।
सर्पिष्मतीं पिबेत्पेयां ज्वरी दोषानुलोमिनीम् ॥३०६
कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिबेत् ॥

अन्वयः-( ज्वरे ) वस्ति-पार्श्व-शिरोरुजि ( सत्या ) श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं रक्तशालीनां पेयां पिबेत् । विबद्धवर्चाः ज्वरी सयवां पिप्पल्यामलकैः शृतां सर्पिष्मतीं दोषानुलोमिनीं पेयां पिबेत् । कासी च श्वासी च हिक्की पञ्चमूलीशृतां ( पेयां ) पिबेत् ॥

જ્વરમાં મૂત્રાશય, પડખાં કે માથામાં પીડા થતી હોય તો ગોખરુ અને ભોરીંગણીના ક્વાથથી પકાવેલી, જ્વરને મટાડનારી, રાતા ચોખાની પેયા પીવી; જ્વરમાં ઝાડો રોકાઈ ગયો હોય તો પીપર તથા આમળાંના ક્વાથથી પકાવેલી, ઘીવાળી, રાતા ચોખાની પેયા પીવી; તેથી દોષો સવળા રસ્તે ચાલુ થાય છે. જ્વરમાં ઉધરસ, શ્વાસ અને હેડકી થયાં હોય તો લઘુ પંચમૂળના અથવા બૃહત્પંચમૂળના ક્વાથથી પકાવેલી રાતા ચોખાની પેયા પીવી ૩૦૫-૭

टीका-यवोऽत्रात्र, अत्र पञ्चमूली बृहती लघ्वी च हिता, तया शृता पेया पिबेदित्यर्थः । (અર્થ ઉપર છે.)

## ઔષધયુક્ત પેયા પ્રથમ પીવાનાં કારણો

पेया भेषजसंयोगाल्लघुत्वाच्चाग्निदीपनी ।
वातमूत्रपुरीषाणां दोषाणां चानुलोमिका ॥ ३०८ ॥
स्वेदनाय च सोष्णत्वाद् द्रवत्वात्तृट्क्षयाय च ।
आहारभावात्प्राणाय सरत्वाल्लाघवाय च ।
ज्वरघ्नी हेतुसाम्यत्वात्तस्मात्तां पूर्वमाचरेत् ॥३०९॥

अन्वयः-भेषजसंयोगात् च लघुत्वात् पेया अग्निदीपनी. वातमूत्रपुरीषाणां च दोषाणाम् अनुलोमिका, सोष्णत्वात् च स्वेदनाय, द्रवत्वात् च तृट्क्षयाय, आहारभावात् प्राणाय, सरत्वात् च लाघवाय, हेतुसाम्यत्वात् ( च ) ज्वरघ्नी ( भवति ) तस्मात् तां पूर्वम् आचरेत् ॥

ઔષધોના સંયોગને લીધે અને હલકાપણાને લીધે પેયા અગ્નિને પ્રદીપ્ત કરે છે અને વાયુને, મૂત્રને, વિષ્ઠાને તથા દોષોને સવળે માર્ગે લાવે છે. પેયા ઊની હોવાથી પસીનો લાવે છે, પ્રવાહી હોવાથી તરશનો નાશ કરે છે, આહારરૂપે હોવાથી તૃપ્તિ આપે છે, ઝાડો ઉતારનાર હોવાથી શરીરમાં હલકાઈ કરે છે અને વાયુને, પિત્તને તથા કફને સરખાં કરનાર હોવાથી જ્વરને મટાડે છે; માટે પ્રથમ તે પેયાનો ઉપયોગ કરવો જોઈએ. ૩૦૮,૩૦૯

टीका-हेतुसाम्यत्वात्=हेतवः-वातपित्तकफास्तेषां साम्यत्वात्। (અર્થ ઉપર આપ્યો છે.)

**પંચમુષ્ટિક યૂષની બનાવટ અને ગુણો**

**यवकोलकुलत्थानां मुद्गमूलकशुण्ठयोः।**
**एकैकमुष्टिमादाय पचेदष्टगुणे जले ॥३१०॥**
**पञ्चमुष्टिक इत्येष वातपित्तकफापहः।**
**शूले प्रशस्यते गुल्मे कासे श्वासे क्षये ज्वरे ॥३११**

अन्वयः-यव-कोल-कुलत्थानां मुद्गमूलकशुण्ठयोः[1] एकैकमुष्टिम् आदाय अष्टगुणे जले पचेत्। इति एषः पञ्चमुष्टिकः (यूषः) वातपित्तकफापहः (सन्) शूले गुल्मे कासे श्वासे क्षये ज्वरे प्रशस्यते।

**જવ, બોર, કળથી, મગ અને સૂકા મૂળાનો ટુકડો એ પાંચ પદાર્થો દરેક મળીને એક મૂઠી લઈ તેનાથી આઠગણા પાણીમાં પકાવવા; એ પંચમુષ્ટિક[2] યૂષ કહેવાય છે. આ યૂષ વાયુને, પિત્તને તથા કફને મટાડે છે અને શૂળ, ગોળો, ઉધરસ, શ્વાસ, ક્ષય તથા જ્વર ઉપર બહુ વખણાય છે. ૩૧૦,૩૧૧**

૧. આ 'मुद्ग-मूलकशुण्ठयोः'-દ્વિવચનસૂચક છે-મગ, મૂળા અને સૂંઠ-એ ત્રણની ભ્રમણા દૂર કરવા દ્વિવચન મૂકીને 'મગ તથા સૂકા મૂળાનો ટુકડો'-એમ બે જ વસ્તુ લેવા જણાવ્યું છે. શાર્ઙ્ગધરે યૂષપ્રક્રિયામાં 'સપ્તમુષ્ટિયૂષ' બતાવ્યો છે; તેમાં 'मूलकशुण्ठ' સ્પષ્ટ લખ્યો છે-'मूलकशुण्ठं-शुष्कमूलकखण्डम्-મૂલક સૂંઠ એટલે 'સૂકા મૂળાનો ટુકડો.' આ ઉપરથી અહીં પણ એ શબ્દનો એ જ અર્થ આપેલ છે. વળી શાર્ઙ્ગધરની એ ટીકામાં-'मुष्टिपलमात्र, सप्ताना मुष्टिमात्रप्रयोगादयं सप्तमुष्टिकः' મૂઠી એટલે માત્ર ચાર તોલા; સાત પદાર્થોની એક મૂઠી એટલે સાત પદાર્થો મળીને એકંદર ચાર તોલાનો સપ્તમુષ્ટિક યૂષ કરવા જણાવ્યું છે; તે જ પ્રમાણે અહીં પણ પાંચ પદાર્થો મળીને એક મૂઠી એટલે માત્ર ચાર તોલા દ્રવ્યોનો જ આ પંચમુષ્ટિક યૂષ કરવો યોગ્ય છે.

૨. यवादीनां पञ्चानां मुष्टिः प्रमाणम् अस्येति पञ्चमुष्टिकः-જવ વગેરે પાંચની એક-મૂઠી જેનું માપ હોય છે, એવો યૂષ પંચમુષ્ટિક યૂષ કહેવાય છે.

**રોકાઈ ગયેલ મૂત્રવિષ્ઠા માટેની વાટ અને યવાગૂ**

**रुद्धमूत्रपुरीषस्य गुदे वर्त्तिं निधापयेत्।**
**पिप्पलीपिप्पलीमूलयवानीचव्यसाधिताम् ॥**
**पाययेत्तु यवागूं वा मारुताद्यनुलोमिनीम् ॥३१२**

अन्वयः-रुद्धमूत्रपुरीषस्य (रोगिणः) गुदे पिप्पली पिप्पलीमूल-यवानी-चव्यसाधितां वर्त्तिं निधापयेत्, वा मारुताद्यनुलोमिनीं यवागूं तु पाययेत्॥

**જેનાં વિષ્ઠા અને મૂત્ર રોકાઈ ગયાં હોય તેની ગુદામાં પીપર, પીપરીમૂળ, યવાની અને ચવકથી બનાવેલી વાટ ખોસવી અથવા વાયુ આદિને સવળા માર્ગે ચાલુ કરનારી યવાગૂ પાવી. ૩૧૨**

**લાજતર્પણ**

पेयायवाग्वोश्च क्वचिदपवादमाह-પેયા તથા યવાગૂનો અપવાદ કહે છે:

**मदात्यये मद्यनित्ये ग्रीष्मे पित्तकफोत्थिते।**
**ऊर्ध्वगे रक्तपित्ते च यवागूर्न हिता ज्वरे ॥३१३**
**दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम्।**
**घर्मार्त्तं मद्यपं चापि तोयालोडितसक्तुकम् ॥३१४**
**शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम्**
**ज्वरापहैः फलरसैर्युक्तमन्नं हितं क्वचित् ॥३१५॥**

अन्वयः-मदात्यये मद्यनित्ये ग्रीष्मे पित्तकफोत्थिते ज्वरे च ऊर्ध्वगे रक्तपित्ते यवागूः हिता न (भवेत्)। दाहच्छर्द्यर्दितं क्षामं निरन्नं तृष्णया अन्वितं घर्मार्त्तम् अपि च मद्यपं तोयालोडितसक्तुकं शर्करामधुसंयुक्तं लाजतर्पणं पाययेत्। क्वचित् ज्वरापहैः फलरसैः युक्तम् अन्नं हितम् (भवति)॥

**મદાત્યયરોગ ઉપર, કાયમ મદ્ય પીવાની ટેવવાળાને, ગ્રીષ્મઋતુમાં પિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા તાવમાં અને ગળાની ઉપરના ભાગમાંથી વહેતા ઊર્ધ્વગામી રક્તપિત્તમાં યવાગૂ હિતકારી થતી નથી; માટે તે વેળા ચોખાની ધાણીના સાથવાને પાણી તથા સાકરમાં ઘોળી પાવો જોઈએ; તેમ જ દાહથી તથા ઊલટીથી પીડાયેલા, દૂબળા, લંઘનવાળા, તરશવાળા, ગરમીથી પીડાયેલા અને મદ્ય પીવાની ટેવવાળાએ જ્વરવાળાને પણ પેયા કે યવાગૂ નહિ પાતાં ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ઘોળી સાકર તથા મધ નાખીને એ-લાજતર્પણ[1] પાવું જોઈએ. કોઈક સમયે જ્વરને મટાડનારાં ફળોના રસોથી સંયુક્ત અન્ન આપવું પણ હિતકારી થાય છે. ૩૧૩-૩૧૫**

૧. लाजसक्तुरूपं तर्पणं-लाजतर्पणम्-ચોખાની ધાણીનો સાથવો પાણીમાં ઘોળી તેમાં સાકર તથા

મધ નાખી પાઈને કરેલી તૃપ્તિ-તે લાજતર્પણ કહેવાય છે

**લાજસંતર્પણનું સ્વરૂપ ધન્વતરિ કહે છે:**

द्राक्षादाडिमखर्जूरमृदिताम्बु सशर्करम्।
लाजचूर्णं समध्वाज्यं सन्तर्पणमुदाहृतम् ॥३१६॥

अन्वयः-लाजचूर्णं द्राक्षादाडिमखर्जूरमृदिताम्बु सशर्करं समध्वाज्यं संतर्पणम् उदाहृतम् ॥

ચોખાની ધાણીનો સાથવો, દ્રાક્ષ, દાડિમ અને ખજૂર-એ બધાને પાણીમા ઘોળી તેમા સાકર, મધ અને ઘી નાખી જ્વરમુક્ત થયેલાને પાવા, એ લાજસંતર્પણ કહેવાય છે. ૩૧૬

टीका-लाजचूर्णं द्राक्षादिजलशर्करामध्वाज्यसहितं तर्पणमुक्तमित्यर्थः ।

**ચોખાની ધાણીના સાથવાના ગુણો**

लाजाना सक्तवः क्षौद्रसितायुक्ता विशेषतः ।
छर्द्यतीसारतृड्दाहविषमूर्च्छाज्वरापहाः ॥३१७॥

ચોખાની ધાણીના સાથવાને મધથી અને સાકરથી યુક્ત કરી પાવામા આવે તો ખાસ કરી ઊલટીને, અતિસારને, તૃષ્ણાને, દાહને, વિષને, મૂર્છાને અને જ્વરને મટાડે છે. ૩૧૭

**ચરકે કહેલું લાજતર્પણ**

तत्र तर्पणमेवादौ प्रदेयं लाजसक्तुभिः ।
ज्वरापहैः फलरसैर्युक्तं समधुशर्करम् ॥३१८॥

अन्वयः-तत्र (ज्वरे) ज्वरापहैः फलरसैः युक्तं समधुशर्करं लाजसक्तुभिः तर्पणम् एव आदौ प्रदेयम् ॥

'જ્વરને હણનારા ફળોના રસોથી અને મધ તથા સાકરથી સંયુક્ત ચોખાની ધાણીના સાથવાનુ તર્પણ જ પ્રથમ આપવું.' ૩૧૮

**ચરકે કહેલું બીજું જ્વરનાશક તર્પણ**

द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूपकैः ।
तर्पणार्हस्य दातव्यं तर्पणं ज्वरनाशनम् ॥३१९॥

अन्वयः-तर्पणार्हस्य द्राक्षादाडिमखर्जूरप्रियालैः सपरूपकैः ज्वरनाशनं तर्पणं दातव्यम् ॥

(કયાં કયા ફળો જ્વરને હણનારાં છે તે વિષે પણ ચરક કહે છે કે) 'દાહથી, ઊલટીથી તથા તરશથી પીડાયેલાને અને લંઘનોથી ક્ષીણ થયેલા જ્વરવાળાને દ્રાક્ષ, દાડમ, ખજૂર, રાયણનાં પાકા ફળ અને ફાલસાં નામનાં ફળના રસો થી યુક્ત જ્વરનાશક તર્પણ આપવું. ૩૧૯

टीका-प्रियालमत्र पक्वफलं, न तु तन्मज्जा गुरुत्वात् । तर्पणार्हस्य दाहच्छर्दितृषार्तस्य लङ्घितस्य क्षीणस्येत्यर्थः ।

**શ્રમ-ઉપવાસ-વાયુથી ઉત્પન્ન જ્વરો ઉપર હિતકારી**

श्रमोपवासानिलजे हितं नित्यं रसौदनम् ॥३२०॥

अन्वयः-श्रम-उपवास-अनिलजे (ज्वरे) रसौदनं नित्यं हितम् (भवेत्) ॥

શ્રમથી, ઉપવાસથી તથા વાયુથી ઉત્પન્ન થયેલા જ્વર ઉપર (પ્રથમ કહેલ) રસૌદન હમેશાં હિતકારી છે. ૩૨૦

टीका-रसोदनः मांसस्य रसः, तेन सिक्तः ओदनो रसौदनः । 'अन्नेन व्यञ्जनम्' इत्यनेन समासः ॥

રસથી એટલે માસના રસાથી ભીંજાવેલો ભાત તે રસૌદન કહેવાય છે 'रसौदन' એ શબ્દમા 'अन्नेन व्यञ्जनम्' એ પાણિનીય સૂત્ર (૨-૧-૩૫) પ્રમાણે સમાસ થાય છે

**કફજ્વર તથા પિત્તજ્વરમાં હિતકારી શું?**

मुद्गयूषौदनश्चैव हितः कफसमुत्थिते ।
स एव सितया युक्तः शीतः पित्तज्वरे हितः ॥३२१॥

अन्वयः-कफसमुत्थिते (ज्वरे) मुद्गयूषौदनः एव हितः (भवति), पित्तज्वरे च स एव सितया युक्तः शीतः हितः (स्यात्) ॥

કફથી ઉત્પન્ન થયેલા જ્વર ઉપર મગના યૂષથી ભીંજાવેલો ભાત હિતકારી છે અને પિત્તથી ઉત્પન્ન થયેલા જ્વર ઉપર મગના યૂષથી ભીંજાવેલો તે જ સાકરવાળો ભાત શીતળ ગુણવાળો થયો હોવાથી હિતકારી થાય છે. ૩૨૧

टीका-स एव=मुद्गयूषौदन एव ।

**દૂધ કોને હિતકારી થાય?**

कृशोऽल्पदोषो यः क्षीणकफो जीर्णज्वरान्वितः ।
विबन्धाबद्धदोषश्च रूक्षपित्तानिलज्वरी ।
पिपासार्त्तः सदाहश्च पयसा स सुखी भवेत् ॥३२२॥

अन्वयः-कृशः अल्पदोषः क्षीणकफः जीर्णज्वरान्वितः विबन्धाबद्धदोषः च रूक्षपित्तानिलज्वरी पिपासार्तः च सदाहः (भवति), स पयसा सुखी भवेत् ॥

જે માણસ દૂબળો, થોડા દોષવાળો, ક્ષીણ કફવાળો, જીર્ણજ્વરવાળો, મળબંધને લીધે નહિ નીકળતા દોષવાળો, રૂક્ષ, પિત્તના કે વાયુના જ્વરવાળો, તરશથી પીડાયેલો અને

દાહવાળો હોય તે દૂધ પીવાથી સુખી થાય છે.

પણ તરુણજ્વરમાં દૂધ ન પિવાય

अजादुग्धं गुडोपेतं पातव्यं ज्वरशान्तये ।
तदेव तु पयः पीतं तरुणे हन्ति मानवम् ॥ ३२३ ॥

अन्वयः-( जीर्णे )ज्वरशान्तये गुडोपेतम् अजादुग्धं पातव्यं, ( किंतु ) तद् एव पयः तरुणे पीतं तु मानवं हन्ति ॥

( વળી બીજું પણ કહ્યું છે કે, ) 'જીર્ણ-જ્વરની શાંતિ માટે ગોળ નાખીને બકરીનું દૂધ પીવું, પણ એ જ દૂધ તરુણજ્વરમાં જો પિવાય તો માણસને મારી નાખે છે.' ૩૨૩

टीका-तरुणे=ज्वरे ।

દૂધ તરુણજ્વરમાં ઝેર સમાન છે

अन्यच्च-વળી બીજું-

जीर्णे ज्वरे कफे क्षीणे क्षीरं स्यादमृतोपमम् ।
तदेव तरुणे पीतं विषवद्धन्ति मानवम् ॥ ३२४ ॥

अन्वयः-जीर्णे ज्वरे कफे क्षीणे क्षीरम् अमृतोपमं स्यात्, ( किंतु ) तद् एव ( क्षीरं ) तरुणे पीतं ( चेत् तर्हि ) विषवत् ( भूत्वा ) मानवं हन्ति ॥

'જીર્ણજ્વરમાં કફ ક્ષીણ થયા પછી પિવાયેલું દૂધ અમૃતના જેવું થાય છે, પણ એ જ દૂધ તરુણજ્વરમાં જો પીધું હોય તો ઝેર જેવું થઈ માણસને મારી નાખે છે.' ૩૨૪

જ્વરવાળાએ પાળવાના નિયમો

न द्विरद्यान्न पूर्वाह्णे नाभिष्यन्दि कदाचन ।
न तीक्ष्णं न गुरुप्रायं भुञ्जीत तरुणज्वरी ॥ ३२५ ॥

अन्वयः-तरुणज्वरी द्विः न अद्यात्, पूर्वाह्णे न, अभिष्यन्दि न कदाचन, तीक्ष्णं न, गुरुप्रायं न भुञ्जीत ।

તરુણજ્વરવાળાએ બે વાર જમવું નહિ, દિવસના પહેલા ભાગના સમયે પણ જમવું નહિ, રસવાહી નાડીઓને રોકનાર કે શરદી કરે એવું જમવું નહિ, તીક્ષ્ણ અન્ન જમવું નહિ, અને જેમાં ભારેપણું ઝાઝું હોય એવું પણ જમવું નહિ. ૩૨૫

જ્વરકર્શિતને એકદમ તર્પણ ન દેવું

न जातु तर्पयेत्प्राज्ञः सहसा ज्वरकर्शितम् ।
तेन संशमितोऽप्यस्य पुनरेव भवेज्ज्वरः ॥ ३२६ ॥

अन्वयः-प्राज्ञः ज्वरकर्शितं सहसा जातु न तर्पयेत्, ( यतः ) तेन संशमितः अपि अस्य ज्वरः पुनः भवेत् एव ॥

જ્વરથી કર્શિત થયેલાને સમજુ વૈદ્યે એકદમ તર્પણ કદી આપવું નહિ; કારણ કે એ સમયે તર્પણથી જ્વર શાંત થાય છે, પણ પાછો તે આવે જ છે. ૩૨૬

જ્વરથી મુક્ત થવાનાં પૂર્વરૂપ

दाहः स्वेदो भ्रमस्तृष्णा कम्पो विड्भिदसंज्ञता ।
कूजनञ्चातिवैगन्ध्यमाकृतिर्ज्वरमोक्षणे ॥ ३२७ ॥

अन्वयः-दाहः स्वेदः भ्रमः तृष्णा कम्पः विड्भिद् असंज्ञता कूजनं च अतिवैगन्ध्यम् ( इयं ) ज्वरमोक्षणे आकृतिः ।

દાહ, પરસેવો, તરશ, કંપ, વિષ્ઠાની પ્રવૃત્તિ, બેભાનપણું, પીડિત અવાજ અને શરીરનું અત્યંત દુર્ગંધપણું-એ (ત્રિદોષજ્વર તથા ધાતુગત) જ્વરથી મુક્ત થવાનું પૂર્વરૂપ છે-જ્વરથી મુક્ત થવાનું હોય ત્યારે એ લક્ષણો થાય છે.

टीका-विड्भिद्=मलप्रवृत्तिरत्र सम्पदादिभ्यो भावे क्विप् । कूजनं=कन्थनं; अतिवैगन्ध्यं गात्रस्य । ज्वरमुक्तौ भविष्यन्त्यामे तल्लक्षणं भवति । ननु दोषक्षयं विना न व्याधिनिवृत्तिः, क्षीणाश्चदोषाः कथमेवंविधं रूपं करिष्यन्ति ? उच्यते-कथित् क्षीणोऽपि विनाशकाले स्वशक्तिं दर्शयति । यथा निर्वाणावस्थायां दीपो विशेषात्प्रज्वलति ।

અહીં આ શંકા થાય છે કે, દોષોનો ક્ષય થયા વિના વ્યાધિની નિવૃત્તિ થતી નથી, તો વ્યાધિની નિવૃત્તિના સમયે ક્ષીણ થયેલા દોષો, ઉપર કહ્યા પ્રમાણે દાહ આદિ ભયંકર રૂપ કેમ પકડે ? આનું સમાધાન આ છે કે, કોઈ પદાર્થ ક્ષીણ થયા છતાં પોતાના વિનાશના સમયે પોતાની શક્તિ દેખાડે છે; જેમ દીવો ઠરી જવાની સ્થિતિમાં આવે ત્યારે વધારે પ્રજ્વલિત થાય છે.

वाग्भटोप्याह-વાગ્ભટ પણ એ જ કહે છે :

धातून् प्रक्षोभयन् दोषो मोक्षकाले विलीयते ।
ततो नरः श्वसन् कूजन् वमन् स्विद्यन् चेष्टते'
इति ॥ ३२८ ॥

अन्वयः-धातून् प्रक्षोभयन् दोषः ( मोक्षकाले ) विलीयते, ततः नरः श्वसन् कूजन् वमन् स्विद्यन् न चेष्टते ॥

'ધાતુઓને ખૂબ ખળભળાવી દેતો દોષ જ્યારે પ્રાણીને છોડી દેવા તૈયાર થાય છે, ત્યારે વીંખાઈ જવા લાગે છે અને તેથી જ માણસ તે સમયે હાંફે છે, કણસે છે, ઊલટી કરે છે, પસીનાવાળો થઈ જાય છે અને ચેષ્ટારહિત

થાય છે.' ૩૨૮

टीका-न चेष्टते=अचेष्टः स्यात्।

બીજા તાવમાં પરસેવો એ જ્વરમુક્તનું પૂર્વરૂપ

त्रिदोषजे ज्वरे ह्येतदन्तर्वेगे च धातुगे।
लक्षणं मोक्षकाले स्यादन्यस्मिन् स्वेददर्शनम्॥३२९

अन्वयः-त्रिदोषजे ज्वरे च अन्तर्वेगे धातुगे (ज्वरे) हि मोक्षकाले एतत् लक्षणं स्यात्, अन्यस्मिन् (ज्वरे तु) स्वेददर्शनम् (एव लक्षणं भवति)॥

ત્રણે દોષથી થયેલો જ્વર અને અંદર વેગવાળો-ઊંડો ધાતુઓમાં રહેલો જ્વર જ્યારે છોડી જવાનો થાય છે, ત્યારે જ તેઓમાં ઉપર કહેલાં દાહાદિક લક્ષણો થાય છે; બીજા પ્રકારના જ્વરો જ્યારે છોડી જવાના થાય ત્યારે તો કેવળ પસીનો જ જોવામાં આવે છે. ૩૨૯

टीका-एतत्=दाहादिकं लक्षणं, मोक्षकाले एतेष्वेव ज्वरेषु स्यात्। केषु त्रिदोषजे अन्तर्वेगे धातुगे ज्वरे च। अन्यस्मिन् स्वेदमात्रदर्शनं भवति॥ (અર્થ ઉપર છે.)

### જ્વરથી મુક્ત થયેલાનાં લક્ષણો

अथ ज्वरमुक्तस्य लक्षणमाह—

देहो लघुर्व्यपगतक्लमर्मोहतापः, पाको मुखे करणसौष्ठवमव्यथत्वम्। स्वेदः क्षवः प्रकृतियोगि मनोऽन्नलिप्सा, कण्डूश्च मूर्ध्नि विगतज्वरलक्षणानि॥

अन्वयः-देहः लघुः (सन्) व्यपगतक्लममोहतापः (भवति), मुखे पाकः, करणसौष्ठवम्, अव्यथत्वं, स्वेदः क्षवः, मनः प्रकृतियोगि, अन्नलिप्सा, च मूर्ध्नि कण्डूः (इत्येतानि) विगतज्वरलक्षणानि (भवन्ति)॥

જ્યારે માણસ જ્વરથી મુક્ત થાય છે, ત્યારે તેનો દેહ હલકો થઈ જાય છે; ગ્લાનિ, મોહ તથા તાપ મટી જાય છે, મોઢું પાકે છે. ઇંદ્રિયો સમર્થ થાય છે, પીડા રહેતી નથી, પસીનો થાય છે, છીંક આવે છે, મન સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થાય છે, અન્ન ખાવાની ઇચ્છા થાય છે અને માથામાં ચળ આવે છે. ૩૩૦

સુશ્રુત પણ એ જ કહે છે:

'स्वेदो लघुत्वं शिरसः कण्डूः पाको मुखस्य च।
क्षवथुश्चान्नकाङ्क्षा च ज्वरमुक्तस्य लक्षणम्'॥३३१॥

अन्वयः-स्वेदः, लघुत्वं शिरसः कण्डूः, च मुखस्य पाकः, च क्षवथुः, च अन्नकाङ्क्षा (इत्येतद्) ज्वरमुक्तस्य लक्षणं (ज्ञेयम्)॥

'પરસેવો, દેહમાં હલકાપણું, માથામાં ચળ, મોઢાનું પાકવું, છીંક આવવી અને અન્નની ઇચ્છા થવી, એટલાં જ્વરથી મુક્ત થયેલાનાં લક્ષણો જાણવાં. ૩૩૧

### જ્વરથી મુક્ત થયેલાએ પાળવાના નિયમો

व्यायामञ्च व्यवायञ्च स्नानं चङ्क्रमणानि च।
ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत्॥३३२॥
व्यायामञ्च व्यवायञ्च प्रवातं शिशिरं जलम्।
ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत्॥३३३॥
जन्तोर्ज्वरविमुक्तस्य स्नानं कुर्यात् पुनर्ज्वरम्।
तस्माज्ज्वरविमुक्तोऽपि स्नानं विषमिव त्यजेत्॥३३४
बलवर्णाग्निवपुषां यावन्न प्रकृतिर्भवेत्।
तावज्ज्वरेण मुक्तोऽपि वर्जनीयानि वर्जयेत्॥३३५

अन्वयः-ज्वरमुक्तः (जनः) यावत् बलवान् न भवेत्, (तावत्) व्यायामं च व्यवायं च स्नानं च चङ्क्रमणानि न सेवेत। ज्वरमुक्तः (जनः) यावत् बलवान् नो भवेत् (तावत्), व्यायामं च व्यवायं च प्रवातं (च) शिशिरं जलं न सेवेत। ज्वरविमुक्तस्य जन्तोः स्नानं पुनः ज्वरं कुर्यात्, तस्मात् ज्वरविमुक्तः विषम् इव स्नानम् अपि त्यजेत्। बलवर्णवपुषां यावत् प्रकृतिः न भवेत्, तावत् ज्वरेण मुक्तः अपि वर्जनीयानि वर्जयेत्॥

જ્વરથી મુક્ત થયેલો માણસ જ્યાં સુધી (શરીરમાં) બળવાન ન થાય ત્યાં સુધી તેણે પરિશ્રમ કરવો નહિ, મૈથુન સેવવું નહિ, નાહવું નહિ અને વધારે ચાલવું પણ નહિ. વળી બીજું 'જ્વરથી મુક્ત થયેલો માણસ જ્યાં સુધી શરીરમાં બળવાન ન થાય ત્યાં સુધી તેણે પરિશ્રમ કરવો નહિ, મૈથુન કરવું નહિ, ઘણો પવન ખેવવો નહિ અને ટાઢું પાણી પણ સેવવું નહિ.' જ્વરથી મુક્ત થયેલા માણસને સ્નાન ફરી જ્વર ઉત્પન્ન કરે છે; માટે જ્વરથી મુક્ત થયેલાએ ઝેરની પેઠે સ્નાનનો પણ ત્યાગ કરવો. જ્યાં સુધી બળ, વર્ણ, અગ્નિ અને શરીર સ્વાભાવિક-મૂળ સ્થિતિમાં ન આવે, ત્યાં સુધી માણસે જ્વરથી છૂટ્યા છતાં છોડવા યોગ્ય છોડવાં જોઈએ. ૩૩૨-૩૩૫

## વાતજ્વરનો અધિકાર

### વાતજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વકની સંપ્રાપ્તિ

वातलाहारचेष्टाभ्यां वायुरामाशयाश्रयः ।
बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः ॥ ३३६॥

अन्वयः–वातल–आहार–चेष्टाभ्यां वायुः आमाशयाश्रयः (च) रसानुगः (सन्) कोष्ठाग्निं बहिः निरस्य ज्वरकृत् स्यात् ॥

વાયડા આહારથી તથા વિહારથી વાયુ આમાશયમાં જઈ, રસને દૂષિત કરી, કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૩૩૬

### વાતજ્વરનું સામાન્ય તથા વિશેષ પૂર્વરૂપ

अथ तस्य पूर्वरूपमुक्तम् । 'जृम्भाऽत्यर्थं समीरणादि'ति समीरणज्वरे उत्पत्स्यति अत्यर्थं जृम्भा स्यात्, जृम्भा च श्रमादिपूर्तिका भवति ।

વાતજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે શ્રમ આદિ સામાન્ય પૂર્વરૂપ ઉત્પન્ન થયા પછી ખૂબ બગાસાં આવવાં એ તેનું વિશેષ પૂર્વરૂપ પ્રથમ કહ્યું છે.

### વાતજ્વરનાં સુશ્રુતે કહેલાં લક્ષણો

अथ वातज्वरस्य लक्षणमाह–

वेपथुर्विषमो वेगः कण्ठौष्ठमुखशोषणम् ।
निद्रानाशः क्षवस्तम्भो गात्राणां रौक्ष्यमेव च ॥३३७
शिरोहृद्गात्ररुग्वक्त्रवैरस्यं बद्धविट्कता ।
शूलाध्माने जृम्भणञ्च भवन्त्यनिलजे ज्वरे ॥ ३३८॥

अन्वयः–अनिलजे ज्वरे वेपथुः, विषमः वेगः, कण्ठौष्ठमुखशोषणं, निद्रानाशः, क्षवस्तम्भः, गात्राणां च रौक्ष्यम् एव, शिरोहृद्गात्ररुक्, वक्त्रवैरस्य, बद्धविट्कता, शूलाध्माने च जृम्भणम् (एतानि प्रथम) भवन्ति ॥

વાતજ્વરમાં કંપ થાય, શરીરમાં ગરમી આદિરૂપ જ્વરનો વેગ વિષમ થાય; કંઠ, હોઠ તથા મોઢું સુકાવા લાગે, નિદ્રાનો નાશ થાય, છીંક અટકી જાય, ગાત્રોમાં રૂક્ષતા થાય, અંગોમાં પીડા થાય, માથામાં તથા હૃદયમાં વધારે પીડા થાય, મોઢું બેસ્વાદ થાય, વિષ્ઠા બંધાઈ જાય, શૂળ નીકળે, પેટ ચઢી આવે અને બગાસાં આવવા માંડે છે. (આ લક્ષણો ઘણું કરી તાવની પહેલાં થાય છે.)

टीका–विषमो वेगः=शरीरोष्णतादिरूपो ज्वरवेगो विषमो भवतीत्यर्थः । क्षवस्तम्भः–छिक्काया अभावः । एतानि लक्षणानि प्रायो भावित्वेन सुश्रुते निर्दिष्टानि । चकारादन्यान्यपि चरकनिदानोक्तानि बोद्धव्यानि ॥ तान्येव श्लोकेन प्रदर्शयत्युत्तरत्र ॥

ઉપર છેલ્લા શ્લોકમાં 'च'કાર મૂકીને સૂચવે છે કે, આ સિવાય બીજાં પણ ચરકના નિદાનમાં કહેલાં લક્ષણો નીચેના શ્લોકથી કહે છે:

### ચરકે કહેલાં તે ઉપરાંત લક્ષણો

भवन्ति विविधा वातवेदनाः स्यादसुप्तता ।
पिण्डिकोद्वेष्टनं कर्णस्वनो वक्त्रकषायता ॥ ३३९॥
गात्रसादो हनुस्तम्भो विश्लेषः सन्धिजानुनोः ।
शुष्ककासो वमिर्लोमदन्तहर्षः श्रमभ्रमौ ॥
अरुणं मूत्रनेत्रादि तृट्प्रलापोष्णगात्रताः ॥ ३४० ॥

अन्वयः–असुप्तता स्यात्, पिण्डिकोद्वेष्टनं, कर्णस्वनः, वक्त्रकषायता, गात्रसादः, हनुस्तम्भः, सन्धिजानुनोः विश्लेष, शुष्ककासः, वमिः, लोमदन्तहर्षः, श्रमभ्रमौ, मूत्रनेत्रादि अरुण, तृट्प्रलापोष्णगात्रताः–(इतीदृशाः) विविधाः वातवेदनाः (स्युः) ॥

(એ તાવમાં) નિદ્રા આવતી નથી, પિંડીઓમાં કળતર થાય, કાનમાં અવાજ થાય, મોઢું તૂરું થઈ જાય, અંગોમાં પીડા થાય, હડપચી સજ્જડ થઈ જાય, સાંધાઓમાં તથા ગોઠણોમાં જાણે બાચકા ભરાતાં હોય એવું થાય, સૂકી ઉધરસ આવે, ઊલટી થાય; રૂંવાડાં ઊભાં થઈ જાય, દાંત અંબાઈ જાય, શ્રમ થાય, ભ્રમ થાય, મૂત્ર તથા નેત્ર આદિ રાતાં થઈ જાય, તરશ લાગ્યા કરે, બકવાદ થાય અને ગાત્રો ઊનાં થઈ જાય છે–આવી અનેક જાતની વાયુની વેદનાઓ થાય.૩૩૯,૩૪૦

तथा च वाग्भटः–

### વાગ્ભટે કહેલાં કેટલાંક લક્ષણો

'हर्षो रोमाञ्चदन्तेषु वेपथुः क्षवथुग्रहः ।' इति ॥

अन्वयः–(वातज्वरे भाविनि) रोमाञ्चदन्तेषु हर्षः वेपथुः क्षवथुग्रहः (भवन्ति) ॥

'વાતજ્વર આવવાનો હોય ત્યારે રૂંવાડાં ઊભાં થઈ જાય છે, દાંત અંબાઈ જાય છે, કંપ થાય છે અને છીંક અટકી જાય છે.'

टीका–चरकोऽपि क्षवथूद्गारविनिग्रह इति ॥ 'शिरोहृद्गात्ररुक्'–अत्र गात्रपदे प्रयुक्ते शिरोहृच्छब्दप्रयोगःतत्र तत्र विशेषेण वेदनोद्बोधनार्थः ॥ ચરક પણ કહે છે–છીંક અને ઓડકાર પણ અટકી જાય. ઉપર ૩૩૮મા શ્લોકમાં-

'शिरोहृद्गात्ररुक्'–એ પદમાં 'गात्र' શબ્દનો પ્રયોગ કર્યો છે, છતાં 'शिरोहृत्' શબ્દનો જે પ્રયોગ છે, તે એ અંગોમા વધારે વેદના જણાવે છે.

### વાતજ્વરની ચિકિત્સા–લંઘન

अथ वातज्वरचिकित्सामाह–

**आमाशयस्थो हत्वाग्निं सामो मार्गं पिधापयन्।**
**विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत्॥ ३४२॥**

अन्वयः–आमाशयस्थः सामः दोषः अग्निं हत्वा मार्गं पिधापयन् ज्वरं विदधाति, तस्मात् (दोषपाकार्थं) लङ्घनम् आचरेत्॥

**દુષ્ટ થઈ આમાશયમા ગયેલો દોષ, અગ્નિને ઢાંકી દઈ, અન્નાદિના અપક્વ ભાગથી યુક્ત થઈ, માર્ગોને ઢાંકી દઈને જ્વરને ઉત્પન્ન કરે છે, માટે (દોષને પકવવા) લંઘન કરવું જોઈએ. ૩૪૨**

ટીકા–इति वचनात्सामान्यतो ज्वरितगात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधानम्। આ વચન ઉપરથી આમ કહેવા માગે છે કે, શરીરમા સામાન્ય હરકોઈ પણ તાવ શરૂ થાય કે તરત છેક બરાબર તાવ ઊતરે ત્યા સુધી લંઘન જ ચાલુ રાખવુ

वातज्वरिणो लङ्घनविधाने विशेषमाह चरकः–વાતજ્વરમાં લઘન સબંધે ચરકે કહેલી વિશેષતા–

**ज्वरितं षडहेऽतीते लघ्वन्नं प्रतिभोजितम्।**
**पाचनं शमनीयञ्च कषायं पाययेद्भिषक्॥ ३४३॥**

अन्वय.–(वात)ज्वरितं षडहे अतीते लघ्वन्नं प्रतिभोजितं (कृत्वा) भिषक् पाचनं च शमनीयं कषायं पाययेत्॥

**'વાતજ્વરવાળાને છ દિવસ સુધી લંઘન કરાવ્યા પછી સાતમા દિવસે હલકું અન્ન જમાડી સમજુ વૈદ્યે પાચન અથવા શમન ઉકાળા પાવા.' ૩૪૩**

### સુશ્રુતે કહેલા લંઘન તથા ઔષધના કાળ

सुश्रुतोऽप्याह–

**वातिके सप्तरात्रेण दशरात्रेण पैत्तिके।**
**श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम्॥ ३४४॥**

अन्वय·–वातिके ज्वरे सप्तरात्रेण, पैत्तिके दशरात्रेण, श्लैष्मिके द्वादशाहेन (दोषपाके जाते) भेषजं युञ्जीत॥

**સુશ્રુતે પણ કહ્યું છે કે, વાતજ્વરમાં સાતમા દિવસે, પિત્તજ્વરમાં અગિયારમા દિવસે અને કફજ્વરમાં તેરમા દિવસે (દોષો પાકયા પછી) ઔષધ આપવું. ૩૪૪**

ननु 'अन्नं वै प्राणिनां प्राणाः' इति श्रुतिः, तदन्नं विना प्राणिभिः कथं स्थातव्यमित्याह–

અહીં શંકા થાય કે, 'અન્ન જ પ્રાણીઓના પ્રાણ છે' એમ વેદ પણ કહે છે, તો લાંઘણ કરી ખોરાક બંધ કરાય તો માણસ જીવે કેમ? આનું સમાધાન નીચેના શ્લોકમા કહે છે

### કયો દોષ કેટલું લંઘન સહે છે!

**दोषाणामेव सा शक्तिर्लङ्घने या सहिष्णुता।**
**न हि दोषक्षये कश्चित्सहते लङ्घनं महत्॥ ३४५॥**
**कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु।**
**आमक्षयादूर्ध्वमपि वायुर्न सहते क्षणम्॥ ३४६॥**

अन्वय.–लङ्घने या सहिष्णुता सा दोषाणाम् एव शक्तिः (अस्ति)। दोषक्षये (जाते) कश्चित् (वातज्वरविमुक्तः जनः) महत् लङ्घनं न हि सहते॥ कफपित्ते द्रवे धातू (स्तः ततः) आमक्षयात् ऊर्ध्वम् अपि बहु लङ्घनं सहेते, (किंतु निराकार–धातुरूप·) वायु· (आमक्षयात् ऊर्ध्वं) क्षणं न सहते॥

**લંઘનમાં જે સહનશીલપણું થાય છે, તે દોષોની જ શક્તિ છે. દોષોનો ક્ષય થયા પછી કોઈ પણ–વાતજ્વરથી રહિત થયેલો માણસ ઘણાં લંઘનો સહન કરી શકતો જ નથી; કેમ કે કફ અને પિત્ત એ બન્ને દ્રવરૂપ–પ્રવાહી ધાતુઓ છે, તેથી ઘણાં લંઘનોને તે સહન કરી શકે છે, પણ (નિરાકાર ધાતુરૂપ) વાયુ તો આમનો ક્ષય થયા પછી ક્ષણમાત્ર પણ લંઘનને સહન કરતો નથી. ૩૪૫,૩૪૬**

तत्र भेषजमाह–

### વાતજ્વરનાં ઔષધો : દશમૂલાદિ કવાથ–

**श्रीफल. सर्वतोभद्रा कामदूती च शोणकः।**
**तर्कारी गोक्षुरः क्षुद्रा बृहती कलशी स्थिरा॥ ३४७॥**
**रास्ना कणा कणामूलं कुष्ठं शुण्ठी किरातकः।**
**मुस्ता बलाऽमृता बालं द्राक्षा यासः शताह्विका॥**
**एषां क्वाथो निहन्त्येव प्रभञ्जनकृतं ज्वरम्।**
**सोपद्रवं च योगोऽयं सर्वयोगवरः स्मृत.॥ ३४९॥**

अन्वय –एषां (श्लोकद्वयोक्त–श्रीफलादिद्रव्याणां)

---

– दश–बिल्वादीनि मूलानि येषु तानि, तथा क्वाथः–જેમા બીલી વગેરે દશમૂળ ઔષધિઓ મુખ્ય હોય છે, એવા ઓસડિયાનો ઉકાળો–દશમૂળ ક્વાથ કહેવાય છે.

क्वाथः प्रभञ्जनकृतं सोपद्रवं ज्वरं निहन्ति एव अयं, च योगः सर्वयोगवरः स्मृतः ॥

બીલી, શીવણ, પાટલા અથવા કાકચ, અરણી, અરલૂ, ગોખરુ, નાની ભોરીંગણી, મોટી ભોરીંગણી, ગંધી સમેરવો, મોટો સમેરવો, રાસ્ના, પીપર, પીપરીમૂળ, કઠ, સૂંઠ, કરિયાતું, મોથ, નાગબલા, ગળો, વાળો, જવાસો અને શતાવરી–આટલાંનો કવાથ વાયુએ કરેલા ઉપદ્રવો સહિત જ્વરને અવશ્ય હણે છે. આ ઉપાય સઘળા ઉપાયોમાં ઉત્તમ કહેવાય છે.૩૪૭-૩૪૯

टीका–श्रीफलः=बिल्वः । सर्वतोभद्रा=गाम्भारी । कामदूती=पाटला । शोणकः=' सोनापाठा ' इति लोके । तर्कारी=गणिकारी । कलशी=पृश्निपर्णी । स्थिरा=शालिपर्णी । बला=सुगन्धबला । द्राक्षा, यासः=यवासः । इति दश-मूलादिक्वाथः ॥ ( અર્થ ઉપર આપ્યો છે. )

### બૃહત્પંચમૂલીકવાથ[1]

**श्रीपर्णीतर्कारी-श्रीफलटुण्टूकपाटलामूलैः ।**
**पाचनमुचितं मारुत-जनितज्वरहारि वारिणा क्वथितैः ॥ ३५० ॥**

अन्वयः–वारिणा क्वथितैः श्रीपर्णी–तर्कारी–श्रीफल-टुण्टूक-पाटला–मूलैः पाचनम् उचितं (सत्) मारुत-जनितज्वरहारि ( भवति ) ॥

('પંચમૂલી' એટલે બૃહત્પંચમૂલી[1] સમજવી; કારણ કે ) ' શીવણ, અરણી, બીલી, અરલૂ અને પાટલા અથવા કાકચનાં મૂળોનો પાણીમાં કવાથ કરી પાવો; એ ચોગ્ય પાચન હોઈ વાતજ્વરને મટાડે છે. ' ૩૫૦

टीका–अत्र पञ्चमूली=बृहत्पञ्चमूली, अत एव त्रिशती= श्रीपर्णीति ॥

અહીં પંચમૂલી એટલે બૃહત્પંચમૂલી સમજવી; આથી જ ત્રિશતી ગ્રંથમાં 'श्रीपर्णी' એમ જ કહ્યું છે.

૧ बृहतां पञ्चमूलानां समाहारः–बृहत्पञ्चमूली, तस्याः क्वाथः–बृहत्पञ्चमूलीक्वाथः–મોટા પાંચ મૂળદ્રવ્યોનો કવાથ તે બૃહત્પંચમૂલી કવાથ.

सुश्रुतः–સુશ્રુત કહે છે:

**पञ्चमूलीकषायन्तु पाचनं वातिके ज्वरे ॥ ३५१ ॥**

अन्वय.–वातिके ज्वरे पञ्चमूलीकषायं तु पाचनम् ( भवति ) ॥

'વાતજ્વરમાં પંચમૂલીનો આ કષાય પાચન છે.' ૩૫૧

### કિરાતાદિ-કવાથ[1]

**किराताब्दामृतोदीच्यबृहतीद्वयगोक्षुरैः ।**
**त्रिपर्णीकलशीबिल्वैः क्वाथो वातज्वरापहः ॥३५२**

अन्वयः–किरात–अब्द–अमृता–उदीच्य–बृहतीद्वय–गोक्षुरैः ( तथा ) त्रिपर्णी–कलशी–बिल्वैः ( कृतः ) क्वाथः वातज्वरापहः ( भवति ) ॥

કરિયાતું, મોથ, ગળો, વાળો, નાની ભોરીંગણી, મોટી ભોરીંગણી, ગોખરુ, મોટો સમેરવો, ગંધી સમેરવો અને બીલી–એટલાંનો કવાથ વાતજ્વરને હણનારો છે. ૩૫૨

टीका–उदीच्यं=वालकं, त्रिपर्णी=शालिपर्णी, कलशी, पृश्निपर्णी ।

૧ किरातम् आदिर्येषु तानि, तेषां क्वाथः किरातादिक्वाथः–જેમાં કરિયાતુ મુખ્ય ઔષધ હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો–કિરાતાદિકવાથ કહેવાય છે.

### કાલિંગ-કવાથ

**गुडूचीपिप्पलीमूलनागरैः पाचनं श्रृतम् ।**
**वातज्वरवता पेयं कालिङ्गं सप्तमेऽहनि ॥३५३॥**

अन्वयः–गुडूची–पिप्पलीमूल–नागरैः श्रृतं । कालिङ्ग[2] पाचनं वातज्वरवता सप्तमे अहनि पेयम् ॥

'ગળો, પીપરીમૂળ અને સૂંઠની સાથે કરેલો ઇંદ્રયવનો પાચનકવાથ વાતજ્વરવાળાએ સાતમા દિવસે પીવો.' (એમ ત્રિશતી ગ્રંથમાં કહ્યું છે.) ૩૫૩

टीका–कालिङ्ग=इन्द्रयवः, तस्य श्रृतं । त्रिशती ।

૨ कालिङ्गस्य–इन्द्रयवस्य गुडूच्यादियुक्तः क्वाथः–ગળો વગેરેની સાથે કરેલ ઇંદ્રજવનો ઉકાળો–કાલિંગ–કવાથ કહેવાય છે.

### વિશ્વાદિ-કવાથ§

**विश्वाऽमृताग्रन्थिकसिद्धतोयं, मरुज्ज्वरः स्यात् पिबतः कुतोऽयम् । क्वाथोऽथ कुस्तुम्बुरु-देवदारु,–क्षुद्रौषधैः पाचनमत्र चारु ॥ ३५४॥**

अन्वयः–विश्वा–अमृता–ग्रन्थिक–सिद्धतोयं पिबतः अयं मरुज्ज्वरः कुतः स्यात् ? अथ कुस्तुम्बुरु–देवदारु–क्षुद्रौ-

§ विश्वा–शुण्ठी आदिः येषु तानि, तेषां क्वाथः–विश्वादिक्वाथः–જેમાં સૂંઠ પહેલું ઔષધ હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો વિશ્વાદિકવાથ કહેવાય છે.

क्वथैः (कृतः) क्वाथः अत्र (वातज्वरे) चारु पाचनं (भवति) ॥

સૂંઠ, ગળો અને પીપરીમૂળનો ક્વાથ કરી પીનારને વાતજ્વર કેમ રહે? ન જ રહે; અથવા સૂંઠ, કોથમરી, દેવદાર અને ભોરીંગણીનો ક્વાથ કરી પીવો, તે પણ વાતજ્વરમાં ઉત્તમ પાચન છે. ૩૫૪

ટીકા–विश्वा=शुण्ठी, क्वाथः पाचनमिति 'वेदाः प्रमाणम्' इतिवत् ॥ સંસ્કૃત રીતિ પ્રમાણે 'ક્વાથ' શબ્દ પુલ્લિંગ છે અને 'પાચન' શબ્દ નપુંસકલિંગ છે, છતાં તેઓનું જે સામાનાધિકરણ્ય–એટલે વિશેષણ–વિશેષ્યભાવ કરેલ છે; તે 'वेदाः प्रमाणं' એ વાક્યની પેઠે કરેલ છે.

### બૃહત્પંચમૂલ્યાદિ–ક્વાથ*

पञ्चमूलीबलारास्नाकुलत्थैः सहपौष्करैः ।
क्वाथो हन्याच्छिरःकम्पं पर्वभेदं मरुज्ज्वरम् ॥३५५

અન્વયઃ–पञ्चमूली–बला–रास्ना–कुलत्थैः सहपौष्करैः क्वाथः शिरःकम्पं पर्वभेदं मरुज्ज्वरं हन्यात् ॥

બૃહત્પંચમૂલી, નાગબલા, રાસ્ના, કળથી અને એરંડાના મૂળનો ક્વાથ માથાના કંપને, સાંધાઓની ત્રોડને અને વાતજ્વરને મટાડે છે. ૩૫૫

ટીકા–पञ्चमूली=बिल्वादिः । बृहत्पञ्चमूल्यादिक्वाथः ॥

### કણાદિ–ક્વાથ+

कणारसोनामृतवह्निविश्वा,–निदिग्धिकासिन्धुकभूमिनिम्बैः । समुस्तकैराचरितः कषायो, हिताशिनां हन्ति गदानिमांस्तु ॥ ३५६ ॥

ज्वरं मरुद्दुष्टिसमुद्भवं तथा, बलासजं चानलमन्दताञ्च । कण्ठावरोधं हृदयावरोधं, स्वेदञ्च रोमाञ्चहिमत्वमोहान् ॥ ३५७ ॥

અન્વયઃ–कणा–रसोन–अमृतवल्ली–विश्वा–निदिग्धिका–सिन्धुक–भूमिनिम्बैः समुस्तकैः आचरितः कषायः हिताशिनां तु मरुद्दुष्टिसमुद्भवं ज्वरं, तथा बलासजं (ज्वरं) च अनलमन्दतां च कण्ठावरोधं हृदयावरोधं स्वेदं च रोमाञ्च–हिमत्व–मोहान्–इमान् गदान् हन्ति ॥

પીપર, લસણ, ગળો, સૂંઠ, ભોરીંગણી, સિંધાલૂણ, કરિયાતું અને મોથથી કરેલો ક્વાથ, પથ્ય જમનારાઓના વાતજ્વરને, કફજ્વરને, અગ્નિની મંદતાને, કંઠના અવરોધને, હૃદયના અવરોધને, પસીનાને, રોમાંચને, શીત વળી જવાને અને મોહને–એટલા રોગોને મટાડે છે. ૩૫૬,૩૫૭

ટીકા–इति कणादिक्वाथः

### કલ્પતરુ–રસ×

शुद्धं शङ्करशुक्रमक्षतुलितं मारारिनारीरजस्तद्वत्तावदुमापतिस्फुटगलालङ्कारवस्तु स्मृतम् । तावत्येव मनःशिला च विमला तावत्तथा टङ्कणं, शुण्ठी द्व्यक्षमिता कणा च मरिचं दिक्पालसंख्याक्षकम् ॥ ३५८ ॥

विषादिवस्तूनि शिलोपरिष्टात्, विचूर्णयेद्वाससि शोधयेच्च । ततस्तु खल्ले रसगन्धकौ च, चूर्णञ्च तद् यामयुगं विमर्द्यम् ॥ ३५९ ॥

कल्पतरुनामधेयो, यथार्थनामा रसः श्रेष्ठः । समीरणश्लेष्मगदान्, हरते च मात्रा स्मृताऽस्य गुञ्जैका ॥ ३६० ॥

आर्द्रकेण सममेव भक्षितो, हन्ति वातकफसम्भवं ज्वरम् । श्वासकासमुखसेकशीतता,–वह्निमान्द्यविसूचीश्च नाशयेत् ॥ ३६१ ॥

नस्येनाश्वेव हरति शिरोऽर्ति कफवातजाम् । मोहं महान्तमपि च प्रलापं क्षवथुग्रहम् ॥३६२॥

અન્વયઃ–अक्षतुलितं शुद्धं शंकरशुक्रं, तद्वत् मारारिनारीरजः तावत् उमापतिस्फुटगलालङ्कारवस्तु स्मृतम्, तावती एव मनःशिला च विमला, तथा तावत् टङ्कणं, द्व्यक्षमिता शुण्ठी च कणा, मरिचं दिक्पालसंख्याक्षकम् (गृहीत्वा), विषादिवस्तूनि शिलोपरिष्टात् विचूर्णयेत् च वाससि शोधयेत् । ततः तु खल्वे रसगन्धकौ च तत् चूर्णं यामयुगं विमर्द्यम् । (येन) कल्पतरुनामधेयः यथार्थनामा श्रेष्ठः रसः (भवति) । अस्य च मात्रा एका गुञ्जा स्मृता, आर्द्रकेण समं भक्षितः एषः (रसः) समीरण–

---

* बृहत्पञ्चमूली आदिः येषु तानि, तेषां क्वाथः–જેમાં મોટાં પંચમૂળ–ઔષધો પહેલાં–મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો–બૃહત્પંચમૂલીક્વાથ કહેવાય છે.

+ कणा आदिः येषु तानि, तेषां क्वाथः–कणादिक्वाथः જેમાં પીપર મુખ્ય-પહેલું ઔષધ હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો કણાદિક્વાથ કહેવાય છે.

× समीरण–श्लेष्म–विनाशनपूर्वकमारोग्यफलप्रदान–कल्पतरुसदृशो रसः–कल्पतरुरसः–વાયુ અને કફના રોગોનો નાશ કરવાપૂર્વક આરોગ્યરૂપ ફળ આપવામાં જે કલ્પવૃક્ષ સમાન છે, તે કલ્પતરુરસ કહેવાય છે.

श्लेष्मगदान्, वात-कफसंभव ज्वर हरते, च श्वास-कास-मुखसेक-शीतता-वह्निमान्द्य-विषूचीः नाशयेत्, नस्येन कफवातजां शिरोऽर्त्ति, महान्त मोहम, प्रलापं च क्षवथुग्रहम् अपि आशु एव हरति ॥

એક તોલો શુદ્ધ પારો, એક તોલો શુદ્ધ ગંધક, એક તોલો વછનાગ, એક તોલો મનશીલ, એક તોલો સોનામખી, એક તોલો ટંકણ, બે તોલા સૂંઠ, બે તોલા પીપર અને દશ તોલા મરી લઈ વછનાગ આદિ વસ્તુઓનો છીપર ઉપર ભૂકો કરી વસ્ત્રથી ચાળી લેવો. પછી બે પહોર સુધી પારાનું, ગંધકનું અને એ ભૂકાનું ખરલમાં મર્દન કરવું, એટલે 'કલ્પતરુ' નામનો અને કલ્પ વૃક્ષના જેવા જ ગુણવાળો શ્રેષ્ઠ રસ તૈયાર થાય છે. આ રસની માત્રા એક રતીભારની કહી છે; આદાની સાથે ખાધેલો આ રસ વાયુના તથા કફના રોગોને તેમ જ વાતજ્વર, કફ જ્વર. શ્વાસ, ઉધરસ, મોઢામાં પાણી આવ્યા કરવું, શીત વળવાં, અગ્નિની મંદતા અને કૉલેરાનો પણ નાશ કરે છે. આ રસનુ નસ્ય આપવાથી કફ સંબંધી તથા વાયુ સંબંધી માથાની પીડા, મોટો મોહ, પ્રલાપ તથા છીંકનું બંધ પડવું પણ તરત જ મટાડે છે. ૩૫૮-૩૬૨

टीका-कल्पतरुरसः ।

### મહાજ્વરાંકુશરસ

टीका-सामान्यज्वरचिकित्सोक्तो महाज्वराङ्कुशः प्रदेयोऽत्र ॥ સામાન્ય જ્વરની ચિકિત્સામાં મહાજ્વરાંકુશરસ પ્રથમ જે કહેવાયો છે, તે આ વાતજ્વરમા પણ આપી શકાય છે.

### ત્રિપુરભૈરવરસ

**विषमहौषधमागधिकोषण,-द्युमणिरक्तकमार्द्र-कमर्दितम् । क्रमविवर्द्धितमुद्दलितज्वर,-स्त्रिपुर-भैरव एव रसो वरः ॥ ३६३ ॥**

अन्वयः-क्रमविवर्द्धित विष-महौषध-मागधिका-ऊषण-द्युमणि-रक्तकम् आर्द्रकमर्दित ( सत् ) त्रिपुरभैरवः वरः रसः ( भवति ), एवः उद्दलितज्वरः ( स्यात् ) ॥

અનુક્રમે વધારેલ એક ભાગ વછનાગ, બે ભાગ સૂંઠ, ત્રણ ભાગ પીપર, ચાર ભાગ મરી, પાંચ ભાગ મારેલું ત્રાંબું અને છ ભાગ હિંગળો-એટલાંને આદુના રસમાં ઘૂંટવાં, એટલે ત્રિપુરભૈરવ નામનો ઉત્તમ રસ‡ થાય છે. આ રસ પણ જ્વરનો નાશ કરે છે (આ રસની માત્રા અધીં રતીભાર જાણવી.) ૩૬૩

टीका-द्युमणि=मारित ताम्र, तस्य भागाः पञ्च, रक्तक =हिङ्गुलं, तस्य भागाः षट् । मात्राऽस्य रक्तिकाऽर्द्धम् । त्रिपुरभैरवो रसो ज्वरे प्रयोज्यः ॥

### વાતકફજ્વરમાં કરવાનો સ્વેદ-શેક અને તેના ગુણો

**वातश्लेष्मज्वरे स्वेदं जङ्घापार्श्वास्थिशूलिनि । पीनसश्वासबाधिर्ये कारयेत्तद्विधानवित् ॥ ३६४॥ स्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम् । हत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥ ३६५ ॥**

अन्वयः-जङ्घापार्श्वास्थिशूलिनि पीनसश्वासबाधिर्ये वातश्लेष्मज्वरे तद्विधानवित् ( वैद्य. ) स्वेद कारयेत् । ( यतः ) स्वेद स्रोतसा मार्दव कृत्वा, पावकम् आशय नीत्वा, वातकफस्तम्भ हत्वा ज्वरम् अपोहति ॥

જેમાં પિંડીઓમાં, પડખામાં તથા હાડકાંઓમાં શૂળ નીકળતાં હોય, સળેખમ, શ્વાસ તથા બહેરાપણું થયુ હોય એવા વાતજ્વરમાં તથા કફજ્વરમાં, તેનુ વિધાન જાણનારા વૈદ્ય સ્વેદ કરાવવો; કારણ કે સ્વેદ નાડીઓને કૂણી કરી, અગ્નિને તેના સ્થાનમાં પહોંચાડી અને વાયુથી તથા કફથી થતું શરીરનું ઝલાઈ જવું મટાડી જ્વરને પણ મટાડે છે. ૩૬૪,૩૬૫

### વાલુકા-સ્વેદ

**खर्परभृष्टपटस्थित,-काञ्जिकसंसिकवालुकास्वेदः । शमयति वातकफामय,-मस्तकशूलाङ्गभङ्गकम्पादीन्**

‡ त्रीणि मायिकपुराणि गगनस्थानि यस्य स त्रिपुरनामा दैत्यः, तस्य भैरवः-भयानक -त्रिपुरभैरव - शिवः, तेन प्रोक्तो रसः, यद्वा स इव ज्वरस्यत्रिपुर-दैत्यस्य भैरवश्चासौ रसः त्रिपुरभैरवरसः-આકાશવિહારી માયિક ત્રણ નગરોમાં વસતા ત્રિપુરાસુરનો નાશ કરનારા શંકરે જે રસને કહ્યો છે, અથવા જે રસ ત્રિપુરવિનાશક શંકરની પેઠે તાવરૂપી ત્રિપુરાસુરનો નાશ કરનાર છે, તેથી ત્રિપુરભૈરવરસ નામે તે કહેવાય છે.

कम्पे शिरोहृदयगात्रव्यथायां जृम्भायां पादसुप्ततायाम्। पिण्डिकोद्वेष्टनेऽङ्गसादे हनुस्तम्भे च लोमहर्षे ॥३६७॥

अन्वयः-सर्परसृष्टपटस्थितकाञ्जिकसंसिक्तवालुकास्वेदः वातकफामयमस्तकशूलाङ्गभङ्गकम्पादीन् शामयति। कम्पे शिरोहृदयगात्रव्यथायां जृम्भायां पादसुप्ततायां पिण्डिकोद्वेष्टने अङ्गसादे हनुस्तम्भे च लोमहर्षे (वालुकास्वेदं कुर्यात्)॥

રેતીને ઠીબડામાં શેકી, લુગડામાં ભરી, કાંજીનો છંટકાવ દઈને તેનાથી કરેલો શેક વાયુ સંબંધી તથા કફ સંબંધી રોગોને, માથાના શૂળને અને અંગ ભાગવું આદિને મટાડે છે; તેમ જ કંપ, માથાની, હૃદયની તથા શરીરની પીડા, બગાસાં, પગની જડતા, પિંડીઓનું કળતર, અંગોનું ભાંગવું, હડપચીનુ ઝલાઈ જવું અને રૂંવાડાં ઊભાં થઈ જવાં-એ દરદો ઉપર પણ રેતીનો શેક કરવો. ૩૬૬,૩૬૭

टीका-वालुकास्वेदः॥

### વાયુ, કફ, શોષ આદિ મટાડનાર કવલ

मातुलुङ्गफलकेशरो धृतः, सिन्धुजन्ममरिचान्वितो मुखे। हन्ति वातकफरोगमास्यगं, शोषमाशु जडतामरोचकम् ॥३६८॥

अन्वयः-सिन्धुजन्ममरिचान्वितः मातुलुङ्गफलकेशरः मुखे धृतः (सन्) वातकफरोगम् आस्यग शोप जडताम् अरोचकं (च) आशु हन्ति॥

સિંધવ તથા મરી ભેળવેલ બિજોરાંના ફળના કેસરા (કવલરૂપે) મોઢામાં ધારણ કર્યો હોય તો વાયુ સંબંધી રોગ, કફ સંબંધી રોગ, મોઢાનો શોષ, જડતા અને અરુચિને તરત મટાડે છે. ૩૬૮

टीका-इति कवलः कण्ठोष्ठमुखशोपे प्रदेयः।

### મોઢાનો શોષ તથા વિરસપણું મટાડનારી બીજી ક્રિયા

अन्यच-વળી બીજું-

शर्करादाडिमाभ्याञ्च द्राक्षादाडिमयोस्तथा। कल्कं विधारयेदास्ये शोषवैरस्यनाशनम् ॥३६९॥
द्राक्षामलकयोः कल्कं सघृतं वदने क्षिपेत्। तेन घृष्ट्वा मुखस्यान्तः कुर्वीत प्रतिसारणम् ॥३७०॥
तेन तालुगलान्तस्थः संशोषश्चैव शाम्यति। सुरसं जायते वक्त्रं रुचिर्भवति भोजने ॥३७१॥

अन्वयः-शर्करादाडिमाभ्यां तथा च द्राक्षादाडिमयोः कल्कम् आस्ये विधारयेत्, (येन) शोषवैरस्यनाशनम् (भवति)। द्राक्षामलकयोः कल्कं सघृतं वदने क्षिपेत्, तेन (च) मुखस्य अन्तः घृष्ट्वा प्रतिसारणं कुर्वीत, तेन तालुगलान्तस्थः संशोषः शाम्यति, वक्त्रं सुरसं जायते, भोजने च रुचिः भवति॥

સાકરનો અને દાડિમનો અથવા દ્રાક્ષનો અને દાડિમનો કલ્ક (ચટણી), મોઢામાં રાખવાથી મોઢાનો શોષ અને વિરસપણું મટે છે. દ્રાક્ષનો અને આમળાંનો કલ્ક કરી તેમાં ઘી ભેળવી મોઢામાં નાખી, તેનાથી મોઢાના અંદરના ભાગને ઘસી લાળ ઝરાવવાથી તાળવાનો તથા ગળાનો શોષ શાંત થાય છે, મોઢું વિરસ મટી સારા રસવાળું થાય છે અને ભોજન પર રુચિ થાય છે. ૩૬૯-૩૭૧

### નિદ્રાનાશનાં નિદાનો

निद्रानाशस्य निदानमाह-

नावनं लङ्घनं चिन्ता व्यायामः शोकभीरुषः। एभिरेव भवेन्निद्रानाशः श्लेष्मातिसंक्षयात् ॥३७२

अन्वय-नावनं लङ्घनं चिन्ता व्यायामः शोक-भी-रुषः-एभिः एव श्लेष्मातिसंक्षयात् निद्रानाशः भवेत्॥

નસ્ય, લંઘન, ચિંતા, પરિશ્રમ, શોક, ભય અને ક્રોધથી કફનો અત્યંત ક્ષય થવાને લીધે નિદ્રાનો નાશ થાય છે. ૩૭૨

### નિદ્રાનાશની ચિકિત્સા

अथ निद्रानाशस्य चिकित्सामाह-

भृष्टं तु विजयाचूर्णं मधुना निशि भक्षयेत्। निद्रानाशेऽतिसारे च ग्रहण्यां पावकक्षये ॥३७३
गुडं पिप्पलिमूलस्य चूर्णेनालोडितं लिहेत्। चिरादपि च संनष्टां निद्रामाप्नोति मानवः ॥३७४
वायसजङ्घामूलं, बद्धं वा शिरसि काकमाच्याश्च। विधृतं निद्राजनकं, त्वङ्मूलं वा श्रृतं सगुडम्॥
मूलन्तु काकमाच्या, बद्धं सूत्रेण मस्तके नियतम्। विदधाति नष्टनिद्रो, निद्रामाश्वेव सिद्धमिदम् ॥३७६
शीलयेन्मन्दनिद्रस्तु क्षीरमद्यरसान् दधि। अभ्यङ्गोद्वर्त्तनस्नानमूर्द्धकर्णाक्षितर्पणम् ॥३७७॥
कान्ताबाहुलताश्लेषो निर्वृतिः कृतकृत्यता। मनोऽनुकूला विषयाः कामं निद्रासुखप्रदाः ॥३७८
रसे शाके च सूपे च सर्पिर्यूषपयःसु च। निद्रां सञ्जनयत्याशु पलाण्डुरुपयोजितः ॥३७९॥
पेक्षवं पोतकी माषः सुरा मांसरसः पयः। गोधूमतिलमत्स्याश्च निद्रां कुर्वन्ति देहिनाम् ॥३८०

अन्वयः-निद्रानाशे अतिसारे ग्रहण्या च पावकक्षये तु भृष्ट विजयाचूर्ण निशि मधुना भक्षयेत्। पिप्पलीमूलस्य चूर्णेन च आलोडित गुड (चेत्) लिहेत् (तर्हि) चिरात् अपि सनष्टा निद्रां मानवः आप्नोति। वायसजङ्घामूलं शिरसि बद्ध वा काकमाच्याः च मूल विधृत, वा त्वङ्मूल शृतं सगुड (पीत चेत् तर्हि) निद्राजनकम् (भवति)॥ काकमाच्याः मूल तु सूत्रेण बद्ध नियत (यः) विदधाति, नष्टनिद्रः (सः) आशु एव निद्रा (प्राप्नोति) इद सिद्धम्॥ मन्दनिद्रः तु क्षीर-मद्य-रसान् दधि अभ्यङ्ग-उद्वर्तन-स्नान-मूर्द्ध-कर्ण-अक्षि-तर्पण शीलयेत्॥ कान्ताबाहुलता-ऽऽश्लेषः निर्वृतिः कृतकृत्यता मनोऽनुकूलाः विषयाः कामं निद्रासुखप्रदा (भवन्ति)॥ रसे च शाके च सूपे च सर्पिर्यूषपयःसु उपयोजित. पलाण्डुः आशु निद्रा सजनयति॥ ऐक्षवं पोतकी माषः सुरा मासरस पयः च गोधूम-तिल-मत्स्याः देहिना निद्रा कुर्वन्ति॥

નિદ્રાનો નાશ થયો હોય, અતિસાર થયો હોય, સંગ્રહણી થઈ હોય કે અગ્નિનો ક્ષય થયો હોય તો શેકેલી ભાંગનું ચૂર્ણ રાત્રે મધની સાથે ખાવું. ગોળમાં પીપરીમૂળનુ ચૂર્ણ ભેળવીને જે ચાટે, તે મનુષ્યને ઘણા કાળથી જતી રહેલી નિદ્રા પણ પાછી પ્રાપ્ત થાય છે. અઘેડીનુ મૂળ માથે બાંધ્યું હોય અથવા પીલુડીનુ મૂળ માથે ધરી રાખ્યુ હોય અથવા પીલુડીની છાલનો અને મૂળનો ક્વાથ કરી ગોળ સહિત પીધો હોય તો નિદ્રા ઉત્પન્ન થાય છે. પીલુડીના મૂળને દોરાથી બાંધી નિરંતર માથા પર જે ધારણ કરી રાખે, તેને નિદ્રા જતી રહી હોય છતાં તરત જ નિદ્રા પ્રાપ્ત થાય છે, એ વાત સિદ્ધ છે. જેની નિદ્રા ઓછી થઈ ગઈ હોય, તેણે દૂધ, મદ્ય, માંસના રસો, દહીં, તેલનુ માલિશ, ચૂર્ણાદિકથી શરીરને ચોળવુ; સ્નાન, માથામા તેલ ઘસાવવુ, કાનમાં તેલ નાખવું અને નેત્રોમાં તેલાદિકથી તર્પણ કરાવવાનો અભ્યાસ રાખવો. સુંદર સ્ત્રીના બાહુરૂપી લતાનું આલિંગન, શાન્તિ-સંતોષ, કૃતાર્થપણું અને મનને પ્રિય લાગે તેવા વિષયો, ઈચ્છાનુસાર નિદ્રાનું સુખ આપે છે. માંસના રસમા, શાકમાં, દાળમાં, ઘીમાં, યૂષમાં અને દૂધમાં ડુંગળીનો ઉપયોગ કર્યો હોય તો તે તરત નિદ્રા ઉત્પન્ન કરે છે. શેરડીના પદાર્થો, પોથી, અડદ, મદિરા, માંસનો રસ, દૂધ, ઘઉં, તલ અને માછલાંનો ઉપયોગ માણસોને નિદ્રા ઉપજાવે છે. ૩૭૩-૩૮૦

टीका-रसमासरसम्॥ रसे=मासरसे॥ निद्रानाशे।

### પેટનું શૂળ તથા આફરો મટાડનાર દારુષટ્કલેપ×

दार्वहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः।
लिम्पेत्कोष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतोदरम्॥३८१

अन्वयः-दारु-हैमवती-कुष्ठ-शताह्वा-हिङ्गु-सैन्धवैः अम्लपिष्टैः कोष्णैः शूलाध्मानयुतोदरं लिम्पेत्॥

દેવદાર, ધોળી વજ, કઠ, શતાવરી, હિંગ, અને સિંધવ-એ છ પદાર્થોને ખાટા પદાર્થમાં વાટી, ઊના કરી, જરા જરા ઊના હોય ત્યારે, શૂળ તથા આફરાવાળા પેટ પર તેનો લેપ કરવો; (જેથી પેટનું શૂળ તથા આફરો મટે છે). ૩૮૧

टीका-हैमवती=श्वेतवचा। दारुषट्कलेपः शूलाध्माने।

### કાનમાં અવાજ થતો હોય તો ચિકિત્સા

कटुतैलं कणाहिङ्गुवचालशुनसाधितम्।
उष्ण विनिहितं हन्ति कर्णयोर्निःस्वनव्यथाम्॥

अन्वयः-कणा-हिङ्गु-वचा-लशुन-साधित कटुतैलम् उष्णं कर्णयोः विनिहित निःस्वनव्यथा हन्ति॥

પીપર, હિંગ, વજ અને લસણથી પકવેલું સરસિયુ તેલ જરા ઊનું કાનમાં નાખવાથી કાનમાં અવાજ થવાની પીડા મટાડે છે. ૩૮૨

### સૂકી ઉધરસની ચિકિત્સા

कणा सुगन्धिवचया यवान्या च समन्विता।
ताम्बूलसहिता हन्ति शुष्ककासं मुखे धृता॥३८३

अन्वय-सुगन्धिवचया च यवान्या समन्विता ताम्बूलसहिता कणा मुखे धृता (सती) शुष्ककासं हन्ति॥

સુગંધી વજ, યવાન અને નાગરવેલના પાનની સાથે પીપર મોઢામાં જો રાખી હોય તો સૂકી ઉધરસને મટાડે છે. ૩૮૩

× षट् परिमाणमस्येति षट्कम्, दारुसहित षट्कं, तस्य च लेपः-दारुषट्कलेपः-દેવદાર સહિત ૭ પદાર્થોનો જે લેપ, તે દારુષટ્કલેપ કહેવાય છે.

### વાતજ્વર પર હિતકારી ખોરાક

અથાન્નમાહ–

**श्रमोपवासानिलजे हितो नित्यं रसौदनः ।**
**मुद्गामलकयूपस्तु बद्धविट्काय दीयते ॥३८४।**
**पेयां वा रक्तशालीनां बस्तिपार्श्वशिरोरुजि ।**
**श्वदंष्ट्राकण्टकारीभ्यां सिद्धां ज्वरहरीं पिबेत् ॥३८५**
**कासी श्वासी च हिक्की च पञ्चमूलीशृतां पिबेत् ॥**

अन्वय –श्रम–उपवास–अनिलजे (ज्वरे) नित्य रसौदन हित (भवति)। बद्धविट्काय तु मुद्गामलकयूप दीयत ॥ बस्ति–पार्श्व–शिरो–रुजि श्वदंष्ट्रा–कण्टकारीभ्या सिद्धां ज्वरहरीं रक्तशालीना पेया वा पिबेत् । कासी च श्वासी च हिक्की पञ्चमूलीशृता (पेया) पिबेत् ॥

શ્રમથી, ઉપવાસથી અને વાયુથી થયેલા જ્વર ઉપર નિત્ય માંસના રસવાળો ભાત હિતકારી છે. વાતજ્વરમા વિષ્ઠા બંધાઈ ગઈ હોય તો મગનો અને આમળાનો યૂષ અપાય છે. વાતજ્વરમા મૂત્રાશયમા, પડખામા કે માથામા દરદ થતું હોય તો ગોખરુ અને ભોરી ગણીના કવાથમા પકવેલી જ્વરને હરનારી રાતા ચોખાની પેયા પીવી. વાતજ્વરમા ઉધરસ, શ્વાસ કે હેડકી થયા હોય તો પંચમૂલીના કવાથથી પકાવેલી પેયા પીવી. ૩૮૪–૩૮૬

टीका–रस =मांसरसः । पेयामिति शेषः । इति वात-ज्वराधिकारः ।

**વાતજ્વરનો અધિકાર સમાપ્ત**

## પિત્તજ્વરનો અધિકાર

### દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક પિત્તજ્વરની સંપ્રાપ્તિ

अथ पित्तज्वराधिकार । तत्र पित्तज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विका सम्प्राप्तिमाह–

**पित्तलाहारचेष्टाभ्यां पित्तमामाशयाश्रयम् ।**
**बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगम् ॥३८७**

अन्वय.–पित्तल-आहारचेष्टाभ्या (दुष्टम्) पित्तम् आमाशयाश्रय रसानुग (सत्) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरकृत् स्यात् ॥

પિત્તને વધારનારા આહાર તથા વિહારથી દુષ્ટ થયેલું પિત્ત આમાશયમા જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૩૮૭

पित्तस्य पङ्गुत्वात्तेन कोष्ठाग्निरुष्मा बहिर्नेतु न शक्यत । यत आह । પણ પિત્ત તો પાંગળું છે, તેથી કોઠાના અગ્નિની ગરમીને બહાર લઈ જવા તે સમર્થ નથી, કારણ કહે છે કે–

### પિત્ત, કફ અને મળ-ધાતુઓ પાંગળાં

**'पित्तं पङ्गु कफः पङ्गुः पङ्गवो मलधातवः ।**
**वायुना यत्र नीयन्ते तत्र गच्छन्ति मेघवत्' इति ॥**

अन्वय –पित्त पङ्गु, कफ पङ्गु, मलधातव पङ्गवः (सन्ति), वायुना यत्र नीयन्त तत्र (त) मेघवत् गच्छन्ति ।

'પિત્ત પાંગળું છે, કફ પાંગળો છે અને મળો તથા ધાતુઓ પણ પાંગળાં છે, તેથી તેઓને વાયુ જ્યા લઈ જાય ત્યા તેઓ વાદળાની પેઠે જાય છે' (એ વચન પ્રમાણે પિત્ત પાંગળું-અપંગ-પરવશ હોવાથી કોઠાના અગ્નિની ગરમીને તે બહાર લઈ જઈ શકે એમ નથી, તોપણ વાયુની સહાયતાથી બહાર લઈ જાય છે, એમ સમજવુ.) ૩૮૮

तताऽत्र पित्त वातसहाय बोद्धव्य । यत आह–

તેથી અહી જાણવુ જોઈએ કે પિત્તને વાયુની સહાયતા મળે છે, જેમ કે કહે છે–

### કોપેલો એક દોષ બીજાઓને પણ કોપાવે

**द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोषजः ।**
**एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् ॥३८९॥**

अन्वय –(किंचित्) द्रव्यम् एकरस न अस्ति, रोग अपि एकदोषजः न (भवेत्)। एक दोष कुपित. तु इतरान् अपि कोपयेत् ॥

'કોઈ પણ પદાર્થ એક જ રસવાળો હોતો નથી અને કોઈ પણ રોગ એક જ દોષથી થતો નથી; પણ એક દોષ કોપ પામીને બીજા દોષોને પણ કોપાવે છે.' ૩૮૯

### પિત્તજ્વરનું સામાન્ય તથા વિશેષ પૂર્વરૂપ

तस्य पूर्वरूपमुक्तम्–'पित्तान्नयनयोर्दाह' इति, पित्तज्वरे उत्पत्स्यति नेत्रदाह स्यात्, स च श्रमादिपूर्वको भवति ।

પિત્તજ્વરનુ પૂર્વરૂપ પહેલા કહેવાયુ છે કે પિત્તજ્વર ઉપજ થવાનો હોય ત્યારે પ્રથમ શ્રમ આદિ સામાન્ય પૂર્વરૂપ થઈને નેત્રોમા બળતરા, એ વિશેષ પૂર્વરૂપ થાય છે.

## પિત્તજ્વરનાં લક્ષણો

अथ पित्तज्वरस्य लक्षणमाह-

वेगस्तीक्ष्णोऽतिसारश्च निद्राल्पत्वं तथा वमिः ।
कण्ठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते ॥३९०
प्रलापो वक्त्रकटुता मूर्च्छा दाहो मदस्तृषा ।
पीतविण्मूत्रनेत्रत्वं पैत्तिके भ्रम एव च ॥३९१॥

अन्वयः-पैत्तिके ( ज्वरस्य ) वेगः तीक्ष्णः, च अतिसारः, निद्राल्पत्वं, तथा वमिः, कण्ठौष्ठमुखनासानां पाकः च स्वेदः जायते, प्रलापः वक्त्रकटुता मूर्च्छा दाहः मदः तृषा पीतविण्मूत्रनेत्रत्वं च भ्रमः एव ( जायते )।

પિત્તજ્વર હોય ત્યારે જ્વરનો વેગ તીક્ષ્ણ થાય છે, અતિસાર-પિત્તના ઝાડા થાય છે, નિદ્રા ઓછી થઈ જાય છે ( પિત્ત કફના સ્થાનમાં જાય ત્યારે ), ઊલટી થાય છે; કંઠ, હોઠ, મોઢું તથા નાક પાકી આવે છે, પસીનો થાય છે, બકવાદ થાય છે, મોઢું તીખું થઈ જાય છે, રૂપ આદિની ખબર પડતી નથી, બળતરા થાય છે; સોપારી, કોદરા અને ધંતૂરો ખાધા જેવું મત્તપણું ( ભીણો ) થાય છે, તરશ લાગ્યા કરે છે; વિષ્ઠા, મૂત્ર તથા નેત્ર પીળાં થઈ જાય છે, ચાકડે ચઢેલાના જેવો ભ્રમ થાય છે; અને રાતાં ઢામઢાં વગેરે પણ થાય છે. ૩૯૦,૩૯૧

टीका-अतिसारः-पित्तस्य, तस्य सरत्वात्सद्रवमलप्रवृत्तिर्न त्वतिसारवत्तस्य ज्वरोपद्रवत्वात् । वमिः-यदा पित्त कफस्य स्थानं याति तदा बोद्धव्या । प्रलापः=अनर्थकं वचः। मूर्च्छा=रूपादेरज्ञानम् ॥ मदः=पूगकोद्रवधत्तूरभक्षणादिव मत्तता । भ्रमः=चक्रारूढस्येव ज्ञानं, चकाराद्रक्तकोठादयो बोद्धव्याः । પિત્તનો અતિસાર થાય છે એટલે અતિસાર જેવો પાતળો ઝાડો વહ્યા કરે છે એમ નહિ, પણ પિત્ત દ્રવરૂપ હોવાથી દ્રવવાળો મળ પડે છે, એમ સમજવું; કારણ કે આ અતિસાર જ્વરના ઉપદ્રવરૂપ છે ( બાકીનો અર્થ ઉપર છે ).

## પિત્તજ્વરની ચિકિત્સા-લંઘન

अथ पित्तज्वरस्य चिकित्सा-

आमाशयस्थो हत्वाग्निं सामो मार्गान् पिधापयन् ।
विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ॥३९२॥

अन्वयः-आमाशयस्थः ( दुष्टः ) सामः दोषः अग्निं हत्वा मार्गान् पिधापयन् ज्वरं विदधाति, तस्मात् लङ्घनम् आचरेत् ॥

'દુષ્ટ થઈ આમાશયમાં ગયેલો દોષ, અગ્નિને ઢાંકી દઈ અન્ન આદિના અપક્વ ભાગથી યુક્ત થઈ માર્ગોને ઢાંકી દઈ જ્વરને ઉત્પન્ન કરે છે, માટે લંઘન કરવું જોઈએ.'

टीका-इति वचनात्सामान्यतो ज्वरिमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनविधानम् । पित्तज्वरिणो लङ्घनविधाने विशेषमाह सुश्रुतः-दशरात्रेण लङ्घनवता व्यतीतेनेत्यर्थः । એ વચન પ્રમાણે સામાન્ય રીતે ગમે તે જ્વરવાળાએ આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવું જોઈએ; તેમાં પિત્તજ્વરવાળાને લંઘન કરાવવા વિષે સુશ્રુતે વિશેષ કહ્યું છે કે-

## પિત્તજ્વરમાં દસ દિવસના લંઘન પછી જ ઔષધ દેવાય

पैत्तिके दशरात्रेण ज्वरे युञ्जीत भेषजम् ॥ ३९३ ॥

अन्वयः-पैत्तिके ज्वरे दशरात्रेण भेषजं युञ्जीत ॥

'પિત્તજ્વરમાં દસ દિવસ-રાત લાંઘણ કરતાં વીત્યા પછી ઔષધ આપવું.' ૩૯૩

## પિત્તજ્વરનાં ઔષધો તિક્તાદિ-ક્વાથ[1]

किं तद्भेषजं तदाह-એ ઔષધો કયાં તે કહે છે :

तिक्तमुस्तायवैः पाठाकट्फलाभ्यां सहोदकम् ।
पक्वं सशर्करं पीतं पाचनं पैत्तिके ज्वरे ॥ ३९४॥

अन्वयः-तिक्ता-मुस्ता-यवैः पाठा-कट्फलाभ्यां सह पक्वं सशर्करम् उदकं पीतं ( सत् ) पैत्तिके ज्वरे पाचनम् ( भवति )॥

કડુ, મોથ, ઈંદ્રજવ, કાળીપાટ અને કાયફળનો પાણીમાં ક્વાથ કરી સાકર સહિત પીવામાં આવે તો પિત્તજ્વરમાં તે પાચન થાય છે. ૩૯૪

[1] तिक्तम् आदि यस्मिन्, स चासौ क्वाथः-तिक्तादिक्वाथः-જેમાં કડુ મુખ્ય-પહેલું ઔષધ હોય છે, એવો ઉકાળો; અથવા तिक्तम् आदि येषां तानि-तेषां क्वाथः કડુ જેમાં મુખ્ય હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-તિક્તાદિક્વાથ કહેવાય છે.

## પર્પટાદિ-ક્વાથ[1]

पर्पटो वासकस्तिक्ता कैरातो धन्वयासकः ।
प्रियङ्गुश्च कृतः क्वाथ एषां शर्करया युतः ।
पिपासादाहपित्तास्रयुक्तं पित्तज्वरं हरेत् ॥३९५॥

अन्वयः-पर्पटः वासकः तिक्ता कैरातः धन्वयासकः च प्रियङ्गुः-एषां कृतः क्वाथः शर्करायुतः ( पीतः सन् ) पिपासादाहपित्तास्रयुक्तं पित्तज्वरं हरेत् ॥

ખડસલિયો પિત્તપાપડો, અરડૂસો, કડુ, કરિયાતું, ધમાસો અને કાંગનો કવાથ કરી સાકર નાખી પીવામા આવે તો તરશ, દાહ અને રક્તપિત્તથી યુક્ત પિત્તજ્વરનો તે નાશ કરે છે.

## દ્રાક્ષાદિ-કવાથ[2]

द्राक्षा हरीतकी मुस्ता कटुका कृतमालकः ।
पर्पटश्च कृत. क्वाथ एषां पित्तज्वरापह. ॥३९६॥
मुखशोषप्रलापार्तिदाहमूर्च्छाभ्रमप्रणुत् ।
पिपासारक्तपित्तानां शमनो भेदनो मत. ॥३९७॥

अन्वय -द्राक्षा हरीतकी मुस्ता कटुका कृतमालकः च पर्पट -एषां कृतः क्वाथ (पीतश्चेत्) पित्तज्वरापहः, मुखशोष-प्रलाप-आर्ति-दाह-मूर्च्छा-भ्रम-प्रणुत्, पिपासारक्तपित्तानां शमन. (च) भेदन मत ॥

દ્રાક્ષ, હરડે, મોથ, કડુ, ગરમાળો અને ખડસલિયા પિત્તપાપડાનો કવાથ કરી પીવામાં આવે તો પિત્તજ્વર, મોઢાનો શોષ, બકવાદ, પીડા, દાહ, મૂર્છા, ભ્રમ, તરશ તથા રક્તપિત્તને મટાડે છે અને મળને છૂટો પાડનારો મનાય છે.

## પટોલાદિ-કવાથ[3]

पटोलयवधान्याकमधूकं मधुसंयुतम् ।
हन्ति पित्तज्वरं दाहं तृष्णाञ्चातिप्रमाथिनीम् ॥३९८

अन्वय -पटोल-यव-धान्याक-मधूक (क्वथित) मधुसयुत (पीत सत्) पित्तज्वर दाह च अतिप्रमाथिनीं तृष्णा हन्ति ॥

કડવા પરવળ અથવા કડવી ઘિસોડી, ઇંદ્રયવ, ધાણા અને મહુડાંનો કવાથ કરી મધ સાથે પિવાય તો પિત્તજ્વર, દાહ અને અત્યત ત્રાસદાયી તરશને તે મટાડે છે. ૩૯૮

૧,૨,૩,-पर्पटः आदिः येषा तानि-तेषा क्वाथ
द्राक्षा आदि येषा तानि- , „
पटोलम् आदि „ „ „ „

જેમા ખડસલિયો પિત્તપાપડો પહેલો હોય છે, તે ઔષધોનો કવાથ પર્પટાદિકવાથ, જેમા દ્રાક્ષ પહેલી હોય છે, તે ઔષધોનો ઉકાળો દ્રાક્ષાદિ-કવાથ અને જેમા કડવા પરવળ પહેલા હોય છે, એવા ઔષધોનો ઉકાળો પર્પટાદિકવાથ કહેવાય છે.

## ગુડૂચ્યાદિ-કવાથ[1]

गुडूच्यामलकैर्युक्तः केवलो वापि पर्पट ।
पित्तज्वरं हरेत्तूर्णं दाहशोषभ्रमान्वितम् ॥३९९॥
एक पर्पटकः श्रेष्ठ पित्तज्वरविनाशनः ।
किं पुनर्यदि युञ्जीत चन्दनोशीरवालकैः ॥४००॥

अन्वय-गुडूच्यामलकैः युक्तः, अपि वा केवलः पर्पट दाहशोषभ्रमान्वित पित्तज्वर तूर्ण हरेत् ॥ एकः पर्पटकः पित्तज्वरविनाशन. श्रेष्ठ. (कथ्यते, स एव) यदि चन्दन-उशीर-वालकैः युञ्जीत (तर्हि) पुनः किं (वक्तव्यम्) ॥

ગળો, આમળાં અને ખડસલિયા પિત્તપાપડાનો કવાથ અથવા એકલા ખડસલિયા પિત્તપાપડાનો કવાથ દાહ, શોષ અને ભ્રમથી સંયુક્ત પિત્તજ્વરનો જલદી નાશ કરે છે. એકલો ખડસલિયો પિત્તપાપડો જ પિત્તજ્વરનો નાશ કરવામા શ્રેષ્ઠ કહેવાય છે; તેમા વળી ચંદન, ઘોળો અને કાળો વાળો મેળવાય તો તેથી પિત્તજ્વરનો નાશ થાય તેમા શું કહેવું ? ૩૯૯,૪૦૦

૧ गुडूची आदिर्येषां तानि-तेषां क्वाथ -જેમા ગળો પહેલી-મુખ્ય હોય છે, તેવા ઔષધોનો ઉકાળો-ગુડૂચ્યાદિ કવાથ કહેવાય છે.

## હ્રીબેરાદિહિમ[1]

ह्रीबेरचन्दनोशीरघनपर्पटसाधितम् ।
दद्यात्सुशीतलं वारि तृट्छर्दिज्वरदाहनुत् ॥४०१॥

अन्वय.-ह्रीबेर-चन्दन-उशीर-घन-पर्पट साधित सुशीतल वारि दद्यात्, (तत् खलु) तृट्-छर्दि-ज्वर-दाह-नुत् (भवति) ॥

કાળો વાળો, ચદન, ઘોળો વાળો, મોથ અને ખડસલિયા પિત્તપાપડાથી સિદ્ધ કરેલું અત્યંત ટાઢું પાણી (પિત્તજ્વરવાળાને) પાવું જોઈએ જેથી તૃષા, ઊલટી, જ્વર અને દાહને તે મટાડે છે. ૪૦૧

૧ ह्रीबेरम् आदि येषां तानि-तेषां हिम' જેમાં કાળો વાળો મુખ્ય હોય છે, એવા ઔષધોનું હિમ-હ્રીબેરાદિહિમ કહેવાય છે

## ભૂનિંબાદિકવાથ[1]

भूनिम्बातिविषालोध्रमुस्तकेन्द्रयवामृता ।
वालकं धान्यकं बिल्व कषायो माक्षिकान्वितः ॥
विड्भेदश्वासकासांश्च रक्तपित्तं ज्वरं हरेत् । ४०२॥

अन्वय -भूनिम्ब-अतिविषा-लोध्र-मुस्तक-इन्द्रयव-अमृता. वालक धान्यक बिल्वम्-(एषां कृत.) कषायः माक्षिकान्वितः (पीतः सन्) विड्भेद-श्वास-कासान् रक्त-पित्त ज्वरं च हरेत् ॥

કરિયાતું, અતિવિષની કળી, લોધર, મોથ, ઇંદ્રયવ, ગળો, વાળો, ધાણા અને બીલીનો કવાથ કરી મધ સાથે જો પિવાય તો વારંવાર વિષ્ટાનું નીકળવું, શ્વાસ, ઉધરસ, રક્તપિત્ત અને પિત્તજ્વરને તે મટાડે છે. ૪૦૨

૧ भूनिम्ब आदिः येषां तानि-तेषां क्वाथः-જેમાં કરિયાતું મુખ્ય હોય છે, તેવા દ્રવ્યોનો ઉકાળો-ભૂનિંબાદિકવાથ કહેવાય છે.

### મહાદ્રાક્ષાદિકવાથ[1]

द्राक्षाचन्दनपद्मानि मुस्ता तिक्ताऽमृताऽपि च ।
धात्री वालमुशीरं च लोध्रेन्द्रयवपर्पटाः ॥४०३॥
परूषकं प्रियङ्गुश्च यवासो वासकस्तथा ।
मधूकं कुलकञ्चापि किरातो धान्यकं तथा ॥४०४॥
एषां क्वाथो निहन्त्येव ज्वरं पित्तसमुत्थितम् ।
तृष्णां दाहं प्रलापञ्च रक्तपित्तं भ्रमं क्लमम् ।४०५॥
मूर्च्छां छर्दिं तथा शूलं मुखशोषमरोचकम् ।
कासं श्वासञ्च हृल्लासं नाशयेन्नात्र संशयः ॥४०६॥

अन्वयः-द्राक्षा-चन्दन-पद्मानि मुस्ता तिक्ता अमृता अपि च धात्री वालम् उशीरं च लोध्र-इन्द्रयव-पर्पटाः परूषकं प्रियङ्गुः च यवासः तथा वासकः तथा मधुकं कुलकम् अपि च किरातः तथा धान्यकम्-एषां क्वाथः पित्तसमुत्थितं ज्वरं तृष्णां दाहं च प्रलापं रक्तपित्तं भ्रमं क्लमं मूर्च्छां छर्दिं तथा शूलं मुखशोषम् अरोचकं कासं श्वासं च हृल्लासं नाशयेत्, अत्र संशयः न ॥

દ્રાક્ષ, રતાંજલી, કમળ, મોથ, કડુ, ગળો, આમળા, કાળો વાળો, ધોળો વાળો, લોધર, ઇંદ્રયવ, ખડસલિયો પિત્તપાપડો, ફાલસાં, કાગ, જવાસો, અરડૂસો, મહુડાં, કડવા પરવળ, કરિયાતું અને ધાણાનો કવાથ કરી પિવાય તો પિત્તજ્વર, તરશ, દાહ, પ્રલાપ, રક્તપિત્ત, ભ્રમ, ગ્લાનિ, મૂર્છા, ઊલટી, શૂળ, મોઢાનો શોષ, અરુચિ, ઉધરસ, શ્વાસ અને મોળ મટાડે છે, એમાં સંશય નથી. ૪૦૩-૪૦૬

૧ द्राक्षा आदिः येषां तानि-तेषां क्वाथः, महाँश्चासौ द्राक्षादिक्वाथः-જેમાં દ્રાક્ષ પહેલી ટોચ છે, એવા ઓષધોનો મોટો ઉકાળો મહાદ્રાક્ષાદિકવાથ કહેવાય છે.

### ધાન્યાકહિમ[1]

ससितो निशि पर्युषितः, प्रातर्धान्यकजक्काथः* ।
पीतः शमयत्यचिरादन्तर्दाहं ज्वरं पैत्तम् ॥४०७॥

* 'धान्याकतण्डुलक्काथः' इत्यपि पाठः ।

अन्वयः-निशि पर्युषितः धान्याकजक्वाथः प्रातः ससितः पीतः (चेत् तर्हि) अन्तर्दाहं पैत्तं ज्वरम् अचिरात् शमयति ॥

રાતે રાખી મૂકવાની ક્રિયાથી કરેલું ધાણાનું હિમ પ્રાતઃકાળે સાકર નાખીને પિવાય તો અંદર દાહ કરનારા પિત્તજ્વરને તે થોડા કાળમાં મટાડે છે. ૪૦૭

૧ धान्याकजक्वाथकृतः हिमः-ધાણાના કવાથનું રાતવાસી કરેલું હિમ-ધાન્યાકહિમ કહેવાય છે.

### અમૃતાહિમ[1]

अमृताया हिमः प्रातः ससितः पैत्तिकं ज्वरम् ॥

अन्वयः-अमृतायाः हिमः प्रातः ससितः (चेत् पीतः तर्हि) पैत्तिकं ज्वरं (हन्ति) ॥

ગળોનું હિમ કરી તેમાં પ્રાતઃકાળે સાકર નાખીને પીવાથી પિત્તજ્વરનો તે નાશ કરે છે.

૧ अमृतया कृतः हिमः-ગળોનું રાતવાસી કરેલું હિમ-અમૃતાહિમ કહેવાય છે.

### વાસાહિમ[1]

वासायाश्च तथा कासरक्तपित्तज्वरान् जयेत् ॥४०९

अन्वयः-तथा च वासायाः (हिमः ससितः प्रातश्चेत् पीतः तर्हि) कास-रक्तपित्त-ज्वरान् जयेत् ॥

તે જ પ્રમાણે અરડૂસીનું હિમ કરી સવારમાં તેમા સાકર નાખી પીધું હોય તો ઉધરસ, રક્તપિત્ત અને પિત્તજ્વરને તે મટાડે છે. ૪૦૯

૧ वासया कृतः हिमः-અરડૂસીનું રાતવાસી કરેલું હિમ વાસાહિમ કહેવાય છે.

### બીજો ગુડૂચ્યાદિકવાથ

गुडूची भूमिनिम्बश्च वालं वीरणमूलकम् ।
लघुमुस्तं त्रिवृद्धात्री द्राक्षा वासा च पर्पटः ॥
एषां क्वाथो हरत्येव ज्वरं पित्तकृतं द्रुतम् ।
सोपद्रवमपि प्रातर्निपीतो मधुना सह ॥ ४११ ॥

अन्वयः-गुडूची भूमिनिम्बः च वालं वीरणमूलकं लघुमुस्तं त्रिवृत् धात्री द्राक्षा वासा च पर्पटः-एषां क्वाथः प्रातः मधुना सह निपीतः (चेत्), सोपद्रवम् अपि पित्तकृतं ज्वरं द्रुतं हरति एव ॥

ગળો, કરિયાતું, વાળો, કાળા વાળાનાં મૂળ, નાની મોથ, નસોતર, આમળાં, દ્રાક્ષ, અરડૂસી અને ખડસલિયા પિત્તપાપડાનો કવાથ કરી સવારે મધ સાથે પીધો હોય તો ઉપદ્રવોવાળા પિત્તજ્વરને પણ તે અવશ્ય તરત મટાડે

છે. ૪૧૦,૪૧૧

### પ્રલેપ

पलाशस्य बदर्या वा निम्बस्य मृदुपल्लवैः।
अम्लपिष्टैः प्रलेपोऽयं हन्याद्दाहयुतं ज्वरम् ॥४१२॥

अन्वयः-पलाशस्य बदर्या वा निम्बस्य मृदुपल्लवैः अम्लपिष्टैः (कृत.) अय प्रलेपः दाहयुत ज्वर हन्यात् ॥

ખાખરાનાં, બોરડીના અથવા લીંબડાનાં કૂણાં પાંદડાંને ખાટા પદાર્થમા વાટી તેનાથી શરીર પર કરેલો લેપ દાહ સહિત પિત્તજ્વરને મટાડે છે ૪૧૨

### શીતલ જલધારા

उत्तानसुतस्य गभीरताम्र-
कास्यादिपात्रे निहिते च नाभौ।
शीताम्बुधारा बहुला पतन्ती,
निहन्ति दाहं त्वरितं ज्वरञ्च ॥४१३॥

अन्वयः-उत्तानसुतस्य (पित्तज्वरिणः) च नाभौ निहिते गभीरताम्रकांस्यादिपात्रे पतन्ती बहुला शीताम्बुधारा दाह च ज्वर त्वरित निहन्ति ॥

ચત્તા સુવાડેલા પિત્તજ્વરવાળાની નાભિ ઉપર ત્રાંબાનું કે કાંસા વગેરેનું ઊંડું વાસણ મૂકી તેના ઉપર પાડેલી ટાઢા પાણીની ઘાટી ધાર દાહ અને પિત્તજ્વરને તરત મટાડે છે. ૪૧૩

### પથ્યાદિ-અવલેહ[1]

पथ्यां तैलघृतक्षौद्रैर्लिहन् दाहज्वरापहाम्।
कासासृक्पित्तवीसर्पश्वासान्हन्ति वमीमपि ॥४१४॥

अन्वय.-दाहज्वरापहाम् पथ्या तैल-घृत-क्षौद्रैः लिहन् (जनः) कास-असृक्-पित्त-वीसर्प-श्वासान् वमीम् अपि हन्ति ॥

દાહયુક્ત પિત્તજ્વરનો નાશ કરનારી હરડેને તેલ, ઘી કે મધ સાથે માણસ જો ચાટે તો દાહ સહિત પિત્તજ્વરને, ઉધરસને, રક્તપિત્તને, રતવાને, શ્વાસને તથા ઊલટીને પણ મટાડે છે.

टीका-तैलघृतक्षौद्रैरियत्र न समुच्चयस्तेन केवलेन क्षौद्रेणापि लिह्यात् ॥ અહી હરડેની સાથે તેલ, ઘી અને મધ ત્રણે ભેગાં કરવાના નથી, પણ એકલું મધ નાખીને પણ હરડેને ચાટી શકાય છે.

[1] पथ्या आदिर्येषां तानि तेषाम् अवलेहः-હરડેનું તેલ, ઘી કે મધથી કરેલું ચાટણ પથ્યાદિ-અવલેહ કહેવાય છે.

### આર્દ્રવસ્ત્રાવગુંઠન[1]

काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम्।
अथ गोतक्रसंस्विन्नशीतलीकृतवाससा ॥४१५॥

अन्वय.-(पित्तज्वरिणः) काञ्जिकार्द्रपटेन अथ गोतक्रसंस्विन्नशीतलीकृतवाससा अवगुण्ठन दाहनाशन (भवति) ॥

પિત્તજ્વરવાળાને કાંજીથી ભીંજાવેલું વસ્ત્ર અથવા ઊની કરેલી ગાયની છાશમાં બોળી ટાઢું કરેલું વસ્ત્ર ઓઢાડાય તો દાહને તે મટાડે છે. ૪૧૫

[1] आर्द्रं च तद् वस्त्रं, तेन कृतम् अवगुण्ठनम्-કાંજીથી કે ગાયની છાશથી ભીનું કરેલું કપડું પિત્તના તાવવાળાને ઓઢાડવું, તે આર્દ્રવસ્ત્રાવગુંઠન કહેવાય છે.

### કવલ

द्राक्षामलककल्केन कवलोऽत्र हितो मतः।
पक्वदाडिमबीजैर्वा धानाकल्केन च क्वचित् ॥

अन्वयः-अत्र (पित्तज्वरे) द्राक्षामलककल्केन कवलः हित मत। क्वचित् पक्वदाडिमबीजैः वा धानाकल्केन च (कवलग्रहणमुक्तम्) ॥

પિત્તજ્વરમા દ્રાક્ષનો અને આમળાનો કલ્ક કરી તેનો કવલ લેવો એ હિતકારી મનાય છે. કોઈક ગ્રંથમાં પાકેલાં દાડમનાં બીજનો અથવા ધાણાના કલ્કનો કવલ લેવાનું પણ કહ્યું છે. ૪૧૬

टीका-धानाऽत्र धान्यकम् ॥

### પિત્તજ્વરવાળાને લાજતર્પણ પાવું

अथान्नमाह-

दाहकम्पार्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम्।
शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥४१७॥

अन्वयः-दाहकम्पार्दितं क्षाम निरन्न तृष्णया अन्वित (पित्तज्वरिण) शर्करामधुसंयुक्त लाजतर्पण पाययेत् ॥

દાહથી તથા કંપથી પીડાયેલા, દુર્બળ થયેલા, લંઘનવાળા તથા તરશવાળા પિત્તજ્વરના રોગીને સાકર અને મધની સાથે ચોખાની ધાણીનો સાથવો પાણીમા ઘોળીને પાવો, એ લાજતર્પણ કહેવાય છે. (આ સંતર્પણનું સ્વરૂપ જ્વરની સામાન્ય ચિકિત્સાના પ્રકરણમા પ્રથમ કહેવાઈ ગયું છે.) ૪૧૭

टीका-लाजतर्पणम्-लाजसक्तुरूप तर्पणम्। सन्तर्पणस्वरूपमुक्तं सामान्यज्वरचिकित्सायाम् ॥ (અર્થ ઉપર છે)

-મગના યૂષ સાથે સાકરવાળો ભાત દેવો

मुद्गयूषौदनो देयः सितया पैत्तिके ज्वरे ।

अन्वयः-पैत्तिके ज्वरे मुद्गयूष-ओदनः सितया (सहितः) देयः ॥

પિત્તજ્વરવાળાને મગના યૂષથી ભીંજાવેલો ભાત સાકરની સાથે ખાવા આપવો. ૪૧૮

પિત્તજ્વરવાળા માટેના ઉપચારો

हर्म्ये शुभ्राभ्रसङ्काशे शशाङ्ककरशीतले ।
मलयोदकसंसिक्ते स्वप्यात् पित्तज्वरी नरः ॥४१९॥
हारावलीचन्दनशीतलानां, सुगन्धपुष्पाम्बर-भूषितानाम् । नितम्बिनीनां सुपयोधराणा,-मालिङ्गनान्याशु हरन्ति दाहम् ॥ ४२० ॥
आह्लादं चास्य विज्ञाय न स्त्रीरुपनयेत्पुनः ।
हितं च भोजयेदन्नं न प्रीतिसुरतं हितम् ॥४२१॥
वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः ।
नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः ॥४२२॥

अन्वयः-पित्तज्वरी नरः शुभ्रसंकाशे शशाङ्ककरशीतले मलयोदकसंसिक्ते हर्म्ये स्वप्यात् ॥ हारावली-चन्दनशीतलानां सुगन्धपुष्पाम्बरभूषितानां सुपयोधराणां नितम्बिनीनाम् आलिङ्गनानि (पित्तज्वरिणां) दाहम् आशु हरन्ति ॥ अस्य च आह्लादं विज्ञाय स्त्रीः पुन न उपनयेत्, हितं च अन्नं भोजयेत् । (यतः) प्रीतिसुरतं हितं न (भवति, तथा च) कमलहासिन्यः वाप्यः, शुभा. जलयन्त्रगृहाः (च) चन्दनदिग्धाङ्ग्यः नार्यः दाह-दैन्यहराः मताः ॥

પિત્તજ્વરવાળા માણસે ધોળાં વાદળાં સરખા, ચંદ્રનાં કિરણોથી શીતલ અને ચંદન-નું જળ છાંટેલા સુંદર મહેલમાં સૂવું. મોતીના હારોની પંક્તિઓથી તથા ચંદનના લેપનથી અત્યંત શીતલ, સુગંધી પુષ્પો તથા વસ્ત્રોથી શણગારેલી અને સુંદર સ્તનોવાળી સ્ત્રીઓનાં આલિંગનો પિત્તજ્વરના દાહને તરત દૂર કરે છે; પણ તે વેળા પિત્તજ્વરવાળા પુરુષના મનને એ સ્ત્રીઓથી (કામવિકારરૂપ) આનંદ થયેલો જાણ્યા પછી (ચતુર વૈદ્ય તરત) એ સ્ત્રીઓને તે પુરુષની વધુ નજદીક જવા ન દેવી; પરંતુ હિતકારી અન્ન જમાડી દેવું; કારણ કે તે વેળા એ પુરુષ સ્ત્રીઓની સાથે પ્રીતિપૂર્વક જો મૈથુન કરે, તો તેને એ હિતકારી થતું નથી. (પણ ઊલટું નુકસાન કરે છે). વળી પ્રફુલ્લિત કમળો-વાળી વાવો, સુંદર ફુવારાવાળાં ઘર અને સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળી સ્ત્રીઓ પિત્ત-જ્વરના દાહથી થયેલી દીનતાને મટાડનાર મનાય છે. ૪૧૯-૪૨૨

પિત્તજ્વરનો અધિકાર સમાપ્ત

## अथ श्लेष्मज्वराधिकारः

## કફજ્વરનો અધિકાર

### દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વકની કફજ્વરની સંપ્રાપ્તિ

अथ श्लेष्मज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां संप्राप्तिमाह-

श्लेष्मलाहारचेष्टाभ्यां कफ आमाशयाश्रयः ।
बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरकृत्स्याद्रसानुगः ।४२३॥

अन्वयः-श्लेष्मल-आहार-चेष्टाभ्यां कफः आमाशया-श्रयः रसानुगः (च सन्) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वर-कृत् स्यात् ॥

કફ કરનાર આહાર તથા વિહારથી કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૪૨૩

टीका-कफस्य कोष्ठाग्नितेजसो बहिर्नयने पङ्गुत्वादा-शङ्कायां जातायां पित्तस्यैव सिद्धान्तो बोद्धव्यः ॥

'કફ પાંગળો છે છતાં કોઠાના અગ્નિને બહાર કેમ લઈ જઈ શકે?' એવી શંકા થાય તો તેનું સમાધાન પિત્તજ્વરના અધિકારના આરંભમાં કહ્યું છે, તે પ્રમાણે સમજી લેવું. ૪૨૩

### કફજ્વરનું સામાન્ય અને વિશેષ પૂર્વરૂપ

टीका-तस्य पूर्वरूपमुक्तं 'कफान्नाभिनन्दनमि'ति। कफज्वरे उत्पत्स्यति अन्नानभिलाषः स्यात्स च श्रमादि-पूर्वको भवति ॥ કફજ્વર ઉત્પન્ન થવાનો હોય ત્યારે પ્રથમ થાક વગેરે સામાન્ય પૂર્વરૂપ થઈને અન્ન ઉપર અરુચિ, એ વિશેષ પૂર્વરૂપ થાય છે.

अथ श्लेष्मज्वरस्य लक्षणमाह-

### કફજ્વરનાં લક્ષણો

स्तैमित्यं स्तिमितो वेग आलस्यं मधुरास्यता ।
शुक्लमूत्रपुरीषत्वं स्तम्भस्तृप्तिरथापि वा ॥४२४॥
गौरवं शीतमुत्क्लेदो रोमहर्षोऽतिनिद्रता ।
प्रतिश्यायोऽरुचिः कासः कफजेऽक्ष्णोश्च शुक्लता ॥
प्रसेकः पिडिका शीतं छर्दिस्तन्द्रोष्णकामिता ।
कफेन लिप्तं हृदयं भवेदग्नेश्च मन्दता ॥ ४२६ ॥

अन्वय –कफजे ( ज्वरे ) स्तैमित्य, वेगः स्तिमितः, आलस्य, मधुरास्यता, शुक्लमूत्रपुरीषत्व, स्तम्भः, अथ तृप्तिः अपि वा गौरव शीतम् उत्क्लेदः रोमहर्षः अतिनिद्रता प्रतिश्यायः अरुचिः कासः च अक्ष्णो. शुक्लता ( जायते ) ॥ ( यत उक्त ) प्रसेकः पिडिका शीत छर्दिः तन्द्रा उष्णकामिता हृदय कफेन लिप्त च अग्नेः मन्दता भवेत् ॥

કફજ્વરમાં અંગો જાણે ભીના વસ્ત્રથી વીંટાયાં હોય એવાં થઈ જાય છે, જ્વરનો વેગ મંદ હોય છે, શક્તિ છતાં કામ કરવામાં ઉત્સાહ રહેતો નથી, મોઢું મીઠાશવાળું થઈ જાય છે, મૂત્ર તથા વિષ્ઠા ધોળાં થઈ જાય છે, શરીરના અવયવો અક્કડ થઈ જાય છે, ખાવાની ઇચ્છા છતા અન્નની ઇચ્છા થતી નથી, શરીરમાં ભારેપણું થાય છે, ટાઢ વાય છે, વમન થવાની જાણે તૈયારી હોય એવું થાય છે. રૂંવાડાં ઊભાં થઈ જાય છે; નિદ્રા અધિક અને સળેખમ થાય છે, ખાવાની ઇચ્છા રહેતી નથી; ઉધરસ આવે છે અને આંખો ધોળી થઈ જાય છે. વળી કહ્યું છે: મોઢામાં પાણી આવ્યા કરે છે, ફોલ્લીઓ થાય છે, ઊલટી થાય છે, ઘેન થાય છે, છાતી કફથી ખરડાયેલી રહે છે, ગરમીની ઇચ્છા થાય છે અને અગ્નિ મંદ થઈ જાય છે. ૪૨૪-૪૨૬

टीका–स्तैमित्यम्=अङ्गानां आर्द्रपटावगुण्ठितत्वमिव । स्तिमितो वेग =ज्वरस्य मन्दो वेगः । आलस्य=समर्थस्यापि कर्मण्यनुत्साह । स्तम्भः=अङ्गानां अनम्रता । तृप्तिः=अन्नानभिलाषः सत्यामपि भोजनेच्छायाम् । गौरव=गात्राणाम् । शीत, लगतीति शेषः, उत्क्लेदः=वमनोपस्थितिरिव । अतिनिद्रता=निद्राधिक्य,प्रतिश्याय=नासारोगविशेषः ।अरुचिः= भोजनानिच्छा, चकारात् पिडिका मुखप्रसेकच्छर्दिस्तन्द्रा हृदयोपलेप उष्णाभिलाषो वह्निमान्द्यमिति । ( અર્થ ઉપર આપ્યો છે )

अथ श्लेष्मज्वरस्य चिकित्सा–

### કફજ્વરની ચિકિત્સા : પ્રથમ બાર દિવસ લંઘન

**आमाशयस्थो हत्वाग्नि सामो मार्गान् पिधापयन् ।**
**विदधाति ज्वरं दोषस्तस्माल्लङ्घनमाचरेत् ।४२७॥**

अन्वयः–( दुष्टः ) दोष आमाशयस्थ. ( सन् ) अग्नि हत्वा सामः मार्गान् पिधापयन् ज्वर विदधाति, तस्मात् ( वह्निप्रदीप्तये आमपाकार्थ मार्गविधानदूरीकरणार्थ च प्रथम तु ) लङ्घनम् आचरेत् ॥

'દુષ્ટ થઈ આમાશયમાં ગયેલો દોષ, અગ્નિને ઢાંકી દઈ અન્ન આદિના અપક્વ ભાગની સાથે મળી જઈ માર્ગોને ઢાંકી દઈને જ્વરને ઉત્પન્ન કરે છે; માટે ( કફના તાવમાં પણ અગ્નિને પ્રદીપ્ત કરવા, આમને પકવવા તથા માર્ગોને ખુલ્લા કરવા પ્રથમ તો) લંઘન જ કરવું જોઈએ.' ૪૨૭

टीका–इति वचनात् सामान्यतो ज्वरिमात्रस्य यावदारोग्यदर्शनं लङ्घनाभिधाने श्लेष्मज्वरिणो लङ्घनविधाने विशेषमाह सुश्रुतः–એ વચન પ્રમાણે સામાન્ય રીતે ગમે તે જ્વરવાળા માણસે આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવું જોઈએ; તેમાં કફજ્વરવાળાને લંઘન કરાવવા વિષે સુશ્રુત આ વિશેષ કહે છે કે :

### કફજ્વરવાળાને બાર દિવસના લંઘન પછી ઔષધ

**'श्लैष्मिके द्वादशाहेन ज्वरे युञ्जीत भेषजम्' ।**
**इति ॥ पिप्पल्यादिकषायन्तु कफजे परिपाचनम् ॥**

अन्वयः–श्लैष्मिके ज्वरे द्वादशाहेन भेषज युञ्जीत ( इति ) कफजे ( ज्वरे ) पिप्पल्यादिकषाय तु परिपाचन ( देयम् ) ॥

'કફજ્વરમાં લંઘનો કરતાં બાર દિવસ વીત્યા પછી ઔષધ આપવું.' કફજ્વરમાં પાચન કરનારો પિપ્પલ્યાદિ ક્વાથ આપવો.

टीका–द्वादशाहेन=लङ्घनवता व्यतीतेनेत्यर्थः । किं तद् भेषजं तदाह–पिप्पल्यादीति ॥ ( અર્થ ઉપર આપ્યો છે. )

### કફજ્વરનાં ઔષધો : પિપ્પલ્યાદિ-ક્વાથ[1]

**पिप्पली पिप्पलीमूलं मरीचं गजपिप्पली ।**
**नागरं चित्रकं चव्यं रेणुकैलाजमोदिका ।४२९॥**
**सर्षपो हिङ्गु भार्गी च पाठेन्द्रयवजीरकाः ।**
**महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्गकम् ॥४३०**
**पिप्पल्यादिगणो ह्येष कफमारुतनाशनः ।**
**गुल्मशूलज्वरहरो दीपनस्त्वामपाचन. ॥ ४३१ ॥**

अन्वयः–पिप्पली पिप्पलीमूल मरीच गजपिप्पली नागर चित्रक चव्य रेणुका एला अजमोदिका सर्षपः हिङ्गु भार्गी च पाठा–इन्द्रयव–जीरकाः च महानिम्बः च मूर्वा विषा तिक्ता विडङ्गकम्–एषः हि पिप्पल्यादिगणः

तु कफमारुतनाशनः गुल्मशूलज्वरहरः दीपनः आमपाचनः (भवति) ॥

પીપર, પીપરીમૂળ, મરી, ગજપીપર, સૂંઠ, ચિત્રો, ચવક, મેંદી, એલચી, અજમોદ, સરસવ, હિંગ, ભારંગી, કાળીપાટ, ઇંદ્રયવ, જીરું, બકાન, પીલુડી, અતિવિષ, કડુ અને વાવડિંગ-આટલાં ઔષધો (ભેગાં થતાં) પિપ્પલ્યાદિગણ કહેવાય છે. એ પિપ્પલ્યાદિ-ગણનો ક્વાથ કફનો તથા વાયુનો નાશ કરનાર છે; ગુલ્મને, શૂળને તથા જ્વરને મટાડે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને આમને પકાવે છે.૪૨૯-૪૩૧

૧ पिप्पली आदिर्येषु तानि, तेषां क्वाथः-પીપર જેમાં મુખ્ય હોય છે; એવાં ઓસડિયાંનો ઉકાળો-પિપ્પલ્યાદિક્વાથ કહેવાય છે.

### પિપ્પલ્યવલેહ[1]

क्षौद्रोपकुल्यासंयोगः श्वासकासज्वरापहः।
प्लीहानं हन्ति हिक्काञ्च बालानामपि शस्यते ॥४३२॥

अन्वय -क्षौद्र-उपकुल्या-संयोगः श्वास-कास-ज्वरापहः (सन्) प्लीहानं च हिक्का हन्ति, बालानाम् अपि शस्यते ॥

મધમાં પીપરનું ચૂર્ણ મેળવી તે ચાટવાથી શ્વાસ, ઉધરસ, જ્વર, બરલનું દરદ તથા હેડકી મટી જાય છે. આ અવલેહ બાળકો માટે પણ સારો છે. ૪૩૨

૧ क्षौद्रयुक्तः पिप्पल्या अवलेहः-મધ સાથે પીપરનું ચાટણ તે પિપ્પલ્યવલેહ કહેવાય છે.

### ચતુર્ભદ્રિકાવલેહ[1]

पिप्पलीं त्रिफलां चापि समभागां ज्वरी लिहन्।
मधुना सर्पिषा चापि कासी श्वासी सुखी भवेत् ॥

अन्वयः-पिप्पलीं च त्रिफलाम् अपि समभागां मधुना च सर्पिषा अपि लिहन् कासी श्वासी ज्वरी सुखी भवेत् ॥

પીપર, હરડાં, બહેડાં અને આમળાંને સમભાગે ચૂર્ણ કરી મધ અથવા ઘી સાથે જે ચાટે તે ઉધરસવાળો, શ્વાસવાળો તથ કફજ્વરવાળો માણસ સુખી થાય છે. ૪૩૩

૧ चतुर्णां भद्राणां समाहारश्चतुर्भद्री, चतुर्भद्री एव चतुर्भद्रिका, तस्या मधुना सर्पिषा युताया अवलेहः-પીપર, હરડાં, બહેડાં અને આમળાં-એ ચારને સમભાગે ભેગાં કરાય તે ચતુર્ભદ્રિકા કહેવાય છે; તેનું મધ તથા ઘીની સાથેનું જે ચાટણ-તે ચતુર્ભદ્રિકાવલેહ કહેવાય છે.

### ચતુર્ભદ્રિકાવલેહનો[1] બીજો પ્રકાર

कट्फलं पौष्करं शृङ्गी कृष्णा च मधुना सह।
श्वासकासज्वरहरो लेहोऽयं कफनाशनः ॥४३४॥

अन्वयः-कट्फलं पौष्करं शृङ्गी च कृष्णा मधुना सह (लिह्येत), अयं लेहः श्वास-कास-ज्वरहरः कफनाशनः (भवति) ॥

કાયફળ, એરંડાનાં મૂળ; કાકડાશિંગી, અને પીપરના ચૂર્ણને મધ સાથે ચાટવાથી શ્વાસ, ઉધરસ, કફજ્વર અને કફનો તે નાશ કરે છે. ૪૩૪

૧ કાયફળ, એરંડાનાં મૂળ, કાકડાશિંગી અને પીપર-એ ચારે ભેગા કરાય, તે પણ ચતુર્ભદ્રિકા કહેવાય છે અને તેનું મધ સાથે જે ચાટણ તે પણ ચતુર્ભદ્રિકાવલેહ કહેવાય છે.

### અષ્ટાંગ-અવલેહ[1]

कट्फलं पौष्करं शृङ्गी यवानी कारवी तथा।
कटुत्रयञ्च सर्वाणि समभागानि चूर्णयेत् ॥४३५॥
आर्द्रकस्वरसैर्लिह्यान्मधुना वा कफज्वरी।
कासश्वासारुचिच्छर्दिहिक्काश्लेष्मानिलापहः ॥४३६

अन्वयः-कट्फलं पौष्करं शृङ्गी यवानी तथा कारवी च कटुत्रयम्-(एतान्यष्टौ समादाय) सर्वाणि समभागानि चूर्णयेत्। (ततः च तच्चूर्णं) कफज्वरी आर्द्रकस्वरसैः वा मधुना लिह्यात्। (अयं लेहः) कास-श्वास-अरुचि-च्छर्दि-हिक्का-श्लेष्म-अनिलापहः (स्यात्) ॥

કાયફલ, એરંડાનાં મૂળ, કાકડાશિંગી, યવાન, કાળીજીરી, સૂંઠ, મરી અને પીપર-એ આઠને સમભાગે લઈ બધાંનું ચૂર્ણ કરવું. પછી કફના તાવવાળા માણસે આદાના સ્વરસ અથવા મધ સાથે તે ચાટવું. ઉધરસ, શ્વાસ, અરુચિ, ઊલટી, હેડકી, કફ અને વાયુનો તે નાશ કરે છે. ૪૩૫,૪૩૬

૧ अष्टौ अङ्गानि यस्य तत् अष्टाङ्गम्, तस्य आर्द्रकस्वरसैर्मधुना वा अवलेहः-કાયફળ વગેરે આઠ ઓસડિયાંનાં ચૂર્ણનું આદાના રસ કે મધ સાથે જે ચાટણ-તે અષ્ટાંગ-અવલેહ કહેવાય છે.

### નિર્ગુંડીક્વાથ[1]

सिन्दुवारदलक्वाथं कणाढ्यं कफजे ज्वरे।
जङ्घयोश्च बले क्षीणे कर्णे च पिहिते पिबेत् ॥४३७॥

अन्वयः-कफजे ज्वरे जङ्घयोः च बले क्षीणे,

कर्णे च विहिते (सति) सिन्दुवारदल-क्वाथ कणाढ्यं पिबेत् ॥

કફથી ઉત્પન્ન થયેલો જ્વર હોય, સાથળોનું બળ ક્ષીણ થયું હોય કે કાન બહેરા થઈ ગયા હોય તો નગોડનાં પાંદડાંનો કવાથ પીપરના ચૂર્ણ સાથે પીવો. ૪૩૭

૧ निर्गुण्डीदलाना कणायुतः क्वाथः-નગોડના પાનનો પીપરયુક્ત ઉકાળો-નિર્ગુંડીક્વાથ કહેવાય છે.

### યવાન્યાદિક્વાથ[1]

यवानी पिप्पली वासा तथा खाखसवल्कलम् ।
एषां क्वाथं पिबेत्कासे श्वासे च कफजे ज्वरे ॥४३८

अन्वयः-कफजे ज्वरे कासे च श्वासे यवानी पिप्पली वासा तथा खाखसवल्कलम्-एषां क्वाथं पिबेत् ॥

કફના તાવમાં, ઉધરસમાં તથા શ્વાસમાં યવાન, પીપર, અરડૂસી અને ખસખસનાં ડીંડવાં-એટલાનો કવાથ પીવો. ૪૩૮

૧ यवानी आदिर्येषु तानि, तेषां क्वाथः-જેમાં યવાન મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-યવાન્યાદિક્વાથ કહેવાય છે.

### વાસાદિક્વાથ[1]

वासाक्षुद्राऽमृताक्वाथः क्षौद्रेण ज्वरकासहृत् ॥४३९

अन्वयः-वासा-क्षुद्रा-अमृता-क्वाथः क्षौद्रेण (सह पीतश्चेत्) ज्वरकासहृत् (भवति) ॥

અરડૂસી, ભોરીંગણી અને ગળોનો કવાથ મધ સાથે પિવાય તો કફજ્વર અને ઉધરસને તે મટાડે છે. ૪૩૯

૧ वासा आदिर्येषु तानि, तेषां क्वाथः-જેમાં અરડૂસી મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-વાસાદિક્વાથ કહેવાય છે.

### મરિચાદિક્વાથ[1]

मरिचं पिप्पलीमूलं नागरं कारवी कणा ।
चित्रकं कट्फलं कुष्ठं ससुगन्धिवचा शिवा ॥४४०॥
कण्टकारीजटा शृङ्गी यवानी पिचुमन्दकः ।
एषां क्वाथो हरत्येव ज्वरं सोपद्रवं कफात् ॥४४१॥

अन्वय-मरिचं पिप्पलीमूलं नागरं कारवी कणा चित्रकं कट्फलं कुष्ठं ससुगन्धि वचा शिवा कण्टकारीजटा शृङ्गी यवानी पिचुमन्दकः-एषां क्वाथः कफात् सोपद्रवं ज्वरं हरति एव ॥

મરી, પીપરીમૂળ, સૂંઠ, કાળીજીરી, પીપર, ચિત્રો, કાયફળ, કઠ, સુગંધી વજ, હરડે, ભોરીંગણીનાં મૂળ, કાકડાશિંગી, યવાન અને લીમડો-એટલાંનો કવાથ કફથી થયેલા ઉપદ્રવયુક્ત જ્વરનો અવશ્ય નાશ કરે છે.

૧ मरिचम् आदि येषु तानि, तेषां क्वाथः-જેમાં મરી મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો-ઉકાળો-મરિચાદિક્વાથ કહેવાય છે.

### કફજ્વરમાં પણ કલ્પતરુરસ દેવાય

कफवातव्याधिहरत्वाद्वाताधिकारोक्तकल्पतरु-रसो योज्यः ॥ વાતજ્વરના અધિકારમાં કહેલો કલ્પતરુરસ વાયુને તથા કફને પણ હણનાર છે, તેથી કફજ્વરમાં પણ તે આપી શકાય છે.

### કફજ્વરમાં હિતકારી કવલ

सिन्धुत्रिकटुराजीभिरार्द्रकेण कफे हितः ॥४४२॥

अन्वयः-सिन्धु-त्रिकटु-राजीभिः आर्द्रकेण (कृतः कवलः) कफे हित. (भवति) ॥

સિંધવ, સૂંઠ, મરી, પીપર અને રાઈનો આદાના રસ સાથે કવલ કરી તે લેવો એ કફજ્વરમાં હિતકારી છે. ૪૪૨

टीका-कवल इति शेषः ॥

### કફજ્વરમાં આપવાનું અન્ન

अथान्नमाह-

मुद्गयूषौदनो देयो ज्वरे कफसमुत्थिते ॥ ४४३ ॥

अन्वयः-कफसमुत्थिते ज्वरे (लङ्घनात् दोषपाकानन्तरं ज्वरे च निवृत्ते) मुद्गयूषौदनः देयः ॥

કફજ્વરમાં (લંઘનથી દોષો પાકયા પછી તાવ ઊતરી ગયો હોય ત્યારે) મગના યૂષથી સંસ્કાર આપેલો ભાત રોગીને ખવડાવવો.

કફજ્વરનો અધિકાર સમાપ્ત

## अथ वातपित्तज्वराधिकारः

## વાતપિત્તજ્વરનો અધિકાર

तत्र वातपित्तजस्य ज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारण-कथनपूर्विकां सम्प्राप्तिमाह ॥

### દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વક વાતપિત્તજ્વરની સંપ્રાપ્તિ

वातपित्तकरैर्वातपित्ते ह्यामाशयाश्रये ।
बहिर्निरस्य कोष्ठाग्निं रसगे ज्वरकारिणी ॥४४४॥

अन्वयः-वातपित्तकरैः (आहारविहारैः) वातपित्ते हि आमाशयाश्रये रसगे (सती) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरकारिणी (स्याताम्) ॥

વાયુને તથા પિત્તને વધારનારા આહાર-

વિહારોથી વાયુ તથા પિત્ત આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૪૪૪

टीका–स्यातामिति शेषः ॥

### વાતપિત્તજ્વરનું પૂર્વરૂપ

अथ तस्य पूर्वरूपमाह–

प्राग्रूपे वातपित्तस्य भवतो वातपैत्तिके ॥४४५॥

अन्वयः–वातपैत्तिके ( ज्वरे ) वातपित्तस्य प्राग्रूपे भवतः ॥

વાત તથા પિત્ત એ બન્નેથી ઉત્પન્ન થતા જ્વરમાં વાતજ્વર તથા પિત્તજ્વર એ બન્નેનાં પૂર્વરૂપો થાય છે. ૪૪૫

टीका–ज्वर इति शेषः ।

### વાતપિત્તજ્વરનાં લક્ષણો

वातपित्तज्वरस्य लक्षणमाह–

तृष्णा मूर्च्छा भ्रमो दाहो निद्रानाशः शिरोरुजा ।
कण्ठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तमः ॥
पर्वभेदश्च जृम्भा च वातपित्तज्वराकृतिः ॥४४६॥

अन्वयः–तृष्णा मूर्च्छा भ्रमः दाहः निद्रानाशः शिरोरुजा कण्ठास्यशोषः वमथुः रोमहर्षः अरुचिः तमः च पर्वभेदः च जृम्भा वातपित्तज्वराकृतिः ( भवति ) ॥

તરશ, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનો નાશ, માથામાં પીડા, કંઠ તથા મુખનો શોષ, ઊલટી, રૂંવાડાં ઊભાં થવાં, અરુચિ, મોહ, જાણે શરીરના સાંધાઓ તૂટતા હોય એવી સાંધાઓમાં પીડા અને બગાસાં એટલાં વાતપિત્તજ્વરનાં લક્ષણો થાય છે. ૪૪૬

टीका–पर्वभेदः=पर्वाणि भिद्यन्त इव सन्धिषु व्यथा ॥

### વાતપિત્તજ્વરની ચિકિત્સાનો સમય

अथ वातपित्तज्वरस्य चिकित्सामाह–

वातपित्तज्वरे देयमौषधं पञ्चमेऽहनि ॥ ४४७ ॥

अन्वयः–वातपित्तज्वरे पञ्चमे अहनि औषधं देयम् ॥

વાતપિત્તજ્વરમાં પાંચમા દિવસે ( એટલે પાંચ દિવસો લંઘનમાં વીત્યા પછી છઠ્ઠા દિવસે હલકો ખોરાક આપ્યા પછી ) ઔષધ આપવું જોઈએ. ૪૪૭

### વાતપિત્તજ્વરનાં ઔષધો : કિરાતાદિ ક્વાથ[1]

किराततिक्तममृतां द्राक्षामामलकं शटीम् ।
निःक्वाथ्य सगुडं क्वाथं वातपित्तज्वरे पिबेत् ॥४४८॥

अन्वयः–किरात-तिक्तम् अमृतां द्राक्षाम् आमलकं शटीं निःक्वाथ्य सगुडं क्वाथं वातपित्तज्वरे पिबेत् ॥

કરિયાતું, કડુ, ગળો, દ્રાક્ષ, આમળાં અને કચૂરાનો ક્વાથ પકાવી તેમાં ગોળ નાખીને વાતપિત્તજ્વર ઉપર પીવો. ૪૪૮

૧ किरातम् आदि येषु तानि, तेषां क्वाथः–કરિયાતું જેમાં મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો–કિરાતાદિક્વાથ કહેવાય છે.

### પંચભદ્રક્વાથ[1]

गुडूची पर्पटो मुस्तं किरातो विश्वभेषजम् ।
वातपित्तज्वरे देयं पञ्चभद्रमिदं शुभम् ॥४४९॥

अन्वयः–गुडूची पर्पटः मुस्त किरातः विश्वभेषजम्–इदं शुभं पञ्चभद्र वातपित्तज्वरे देयम् ॥

ગળો, ખડસલિયો પિત્તપાપડો, મોથ, કરિયાતું અને સૂંઠ આ ઉત્તમ પંચભદ્રનો ક્વાથ વાતપિત્તજ્વરમાં આપવો. ૪૪૯

૧ पञ्च भद्राणि–कल्याणजनकानि, तेषां क्वाथः–ગળો વગેરે પાંચ કલ્યાણકારી ઓસડિયાંનો ઉકાળો–પંચભદ્રક્વાથ કહેવાય છે.

### ત્રિફલાદિક્વાથ[1]

त्रिफलाशाल्मलीरास्नाराजवृक्षाटरूषकैः ।
शृतमम्बु हरत्याशु वातपित्तभवं ज्वरम् ॥ ४५० ॥

अन्वयः–त्रिफला–शाल्मली–रास्ना–राजवृक्ष–अटरूषकैः शृतम् अम्बु वातपित्तभवं ज्वरम् आशु हरति ॥

હરડાં, બહેડાં, આમળાં, શીમળો, રાસ્ના, ગરમાળો અને અરડૂસાનો ક્વાથ ( કરી પાવામાં આવે તો ) વાત અને પિત્ત એ બન્નેથી થયેલા તાવને તરત મટાડે છે. ૪૫૦

૧ त्रिफला आदिर्येषु तानि, तेषां क्वाथः–જેમાં ત્રિફળા મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો–ત્રિફલાદિક્વાથ કહેવાય છે.

### દાહ ઉપર મધૂકાદિહિમ[1]

मधूकं सारिवा द्राक्षा मधुकं चन्दनोत्पलम् ।
काश्मरीफलकं लोध्रं त्रिफला पद्मकेशरम् ॥४५१॥
परूपकं मृणालञ्च क्षिपेत्संचूर्ण्य वारिणि ।
निशोषितं सिताक्षौद्रलाजयुक्तं तु तत्पिबेत् ॥४५२॥
वातपित्तज्वरं दाहं तृष्णां मूर्च्छाऽरुचिभ्रमान् ।
शमयेद्रक्तपित्तञ्च जीमूतमिव मारुतः ॥ ४५३॥

अन्वयः–मधूक सारिवा द्राक्षा मधुकं चन्दन–उत्पलं काश्मरीफलक लोध्र त्रिफला पद्मकेशरं परूपकं च मृणालं

संचूर्ण्य वारिणि क्षिपेत्, निशोषितं तु तत् (प्रातः) सिता-क्षौद्र-लाजयुक्तं पिबेत्। (एष हिमः) मारुतः जीमूतम् इव वातपित्तज्वरं दाह तृष्णां मूर्च्छा-अरुचि-भ्रमान् च रक्तपित्तं शमयेत् ॥

મહુડાં, ઉપલસરી, દ્રાક્ષ, જેઠીમધ, ચંદન, કમળ, શીવણનાં ફળ, લોધર, હરડાં, બહેડાં, આમળાં, કમળના કેસરા, ફાલસાં અને કમળની નાળનું ચૂર્ણ કરી પાણીમાં નાખવું. પછી તે પાણીને રાતવાસી રાખી સવારમાં તેમાં સાકર, મધ અને ચોખાની ધાણી નાખી પીવું. આ હિમ જેમ પવન મેઘને દૂર કરે છે, તેમ વાતપિત્તજ્વરને, દાહને, તૃષાને, મૂર્છાને, અરુચિને, ભ્રમને અને રક્તપિત્તને મટાડે છે. ૪૫૧-૪૫૩

टीका-अत्र मधूकादिमृणालान्तं समुदितम् पलद्वयपरिमितं संचूर्ण्य क्षिपेत्। वारिणि षट्पलपरिमिते। मधूकादिहिमो दाहे ॥ આ હિમમાં મહુડાંથી માંડી કમળના નાળ સુધીના પદાર્થો જે કહ્યા, તેઓને એકંદર આઠ રૂપિયાભાર લઈ ચૂર્ણ કરીને ચોવીશ રૂપિયાભાર પાણીમાં રાતે નાખી મૂકવા; આ મધૂકાદિહિમ દાહમાં વપરાય છે.

૧ मधूकम् आदि येषु तानि, तत्कृतः हिमः-જેમાં મહુડાં પહેલાં હોય એવાં ઓસડિયાંનું કરેલું હિમ-મધૂકાદિહિમ કહેવાય છે.

### વાતપિત્તજ્વરમાં આપવાનાં અન્ન

**मुद्गामलकयूषस्तु वातपित्तज्वरे हितः।**
**महादाहे प्रदातव्यो यूषश्चणकसम्भवः ॥ ४५४ ॥**

अन्वयः-वातपित्तज्वरे मुद्गामलकयूषः तु हितः (भवति), महादाहे (तु) चणकसंभवः यूषः प्रदातव्यः ॥

વાતપિત્તજ્વરમાં મગને અને આમળાંનો યૂષ હિતકારી થાય છે; બહુ જ દાહ થતો હોય તો એ જ્વરમાં ચણાનો યૂષ આપવો.

अन्यच-વળી બીજું :

**'दाडिमामलकमुद्गसम्भवो,**
**यूष उक्त इति वातपैत्तिके'। इति ॥ ४५५ ॥**

अन्वयः-दाडिम-आमलक-मुद्गसंभवः यूषः वातपैत्तिके ज्वरे इति (हितः प्रदातव्यश्च) उक्तः ॥

દાડિમ, આમળાં અને મગનો યૂષ પણ વાતપિત્તજ્વરમાં એ જ પ્રમાણે હિતકારી હોઈ આપવા યોગ્ય કહ્યો છે. ૪૫૫

### મગ અને કારેલાં વગેરે વાતપિત્તજ્વર ઉપર ન દેવાં

**कफवातहरा× मुद्गाः कारवेल्लादयस्तथा। इति।**
**प्रायेण न च ते देया वातपित्तोत्तरे ज्वरे।**
**दत्तास्तु ज्वरविष्टम्भशूलोदावर्त्तकारिणः ॥४५६॥**

अन्वयः-मुद्गाः तथा कारवेल्लादयः कफवातहराः (सन्ति) इति-हेतोः ते वातपित्तोत्तरे ज्वरे प्रायेण न च देयाः। दत्ताः तु ज्वरविष्टम्भ-शूल-उदावर्त-कारिणः (भवन्ति) ॥

મગ અને કારેલાં વગેરે કફને તથા વાયુને હરનારા પદાર્થો વાતપિત્તજ્વરમાં લગભગ ન જ આપવા; છતાં જો આપ્યા હોય તો તે જ્વરને, મલબંધને તથા ઉદાવર્ત રોગને ઉત્પન્ન કરે છે. ૪૫૬

વાતપિત્તજ્વરનો અધિકાર સમાપ્ત

## अथ वातश्लेष्मज्वराधिकारः

## વાતકફજ્વરનો અધિકાર

तत्र तस्य विप्रकृष्टसन्निकृष्टकारककथनपूर्विकां संप्राप्तिमाह-

### વાતકફજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વકની સંપ્રાપ્તિ

**वातश्लेष्मकरैर्वातकफावामाशयाश्रयौ।**
**वहिर्निरस्य कोष्ठाग्निं रसगौ ज्वरकारिणौ ॥४५७॥**

अन्वयः-वातश्लेष्मकरैः (आहारविहारैः) वातकफौ आमाशयाश्रयौ रसगौ (सन्तौ) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरकारिणौ (स्याताम्) ॥

વાયુને તથા કફને ઉત્પન્ન કરનારા આહારવિહારોથી (કોપેલા) વાયુ તથા કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૪૫૭

### વાતકફજ્વરનું પૂર્વરૂપ

पूर्वरूपमाह-

**प्राग्रूपे वातकफयोः स्यातां वातकफज्वरे ॥४५८॥**

अन्वयः-वातकफज्वरे वातकफयोः प्राग्रूपे स्याताम् ॥

વાતકફજ્વરમાં વાતજ્વર તથા કફજ્વર એ બન્નેનાં પૂર્વરૂપો થાય છે. ૪૫૮

× 'कफपित्तहराः' इति पाठः।

## વાતકફજ્વરનાં લક્ષણો

अथ तस्य लक्षणमाह-

**स्तैमित्यं पर्वणां भेदो निद्रा गौरवमेव च।**
**शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्त्तनम्॥**
**सन्तापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः॥४५९॥**

अन्वयः-स्तैमित्य पर्वणां भेदः निद्रा च गौरवम् एव शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्तनं सताप: च मध्यवेगः (इत्येवं) वातश्लेष्मज्वराकृतिः (भवति)॥

અંગો જાણે ભીના લૂગડાથી વીંટાયેલાં હોય એવાં થઈ જાય, સાંધાઓ જાણે તૂટવા લાગે, નિદ્રા આવે, શરીરમાં ભારેપણું થાય, માથું પકડાઈ જાય, સળેખમ થાય, ઉધરસ આવે, આખા શરીરમાં પરસેવો આવવા માંડે, સંતાપ થાય અને જ્વરનો વેગ મધ્યમ હોય-એ વાતકફજ્વરનાં લક્ષણો છે. ૪૫૯

टीका-स्वेदाप्रवर्त्तनं=स्वेदस्य आसमन्ताद्भावेन प्रवृत्ति। तथा च हारीतः-

## હારીતે કહેલાં લક્ષણો

**'शिरोग्रहः स्वेदभवश्च कासो,**
**ज्वरस्य लिङ्गं कफवातजस्य।' इति॥४६०॥**

अन्वय.-शिरोग्रह. स्वेदभवः च कासः (इत्येतत्) कफवातजस्य ज्वरस्य लिङ्गम् (भवति)॥

(હારીતે પણ આમ જ કહ્યું છે-) 'માથાનું પકડાઈ જવું, પરસેવાની ઉત્પત્તિ અને ઉધરસ-એ વાતકફજ્વરનાં લક્ષણો છે.' ૪૬૦

टीका-स्वेदभवः=स्वेदोत्पत्तिः। ननु स्वेदः पित्तस्य धर्मः, अत एव पित्तज्वरे-'कण्ठोष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते' इत्युक्त; तस्मात्कथं वातश्लेष्मज्वरे स्वेदस्यातिप्रवृत्ति? उच्यते,-'विकृतिविषमसमवायारब्धत्वान्न दोषः' इति कार्त्तिकः। प्रकृतिसमसमवायस्य विकृतिविषमसमवायस्य चायमर्थः-प्रकृत्या हेतुभूतया सम.-कारणानुरूपः समवायः-कार्यकारणभावसम्बन्धः-प्रकृतिसमसमवायः-कारणानुरूपं कार्यमिति यावत्। यथा-प्रकृतेर्यथास्थितैः शुक्लैस्तन्तुभिः समवायिकारणैरारब्धः पटः शुक्ल एव भवति। तथा च प्रकृतेन केवलेन वातेन पित्तेन कफेन वा जनितो ज्वरो वाताद्युचितैर्धर्मैर्वेपथुवेगाधिक्यस्तैमित्यादिभिर्युक्तो भवति। विकृतिविषमसमवायस्तु-विकृत्या हेतुभूतया विषमः-कारणाननुरूपः समवायः-कार्यकारणभावसम्बन्धः-कारणाननुरूपं कार्यमिति भावः। यथा-संयोगाद्विकृताभ्यां हरिद्राचूर्णाभ्यां हेतुभूताभ्यां विषमः कारणाननुरूपो लोहितो वर्णो जायते तथा योगेन विकृताभ्यां वातश्लेष्मभ्यां हेतुभूताभ्यां विषमा कारणाननुरूपा स्वेदस्यातिप्रवृत्तिः इति सिद्धान्तः॥

અહીં શંકા થાય છે કે પરસેવો તો પિત્તનો ધર્મ છે, જેથી 'પિત્તજ્વરમાં કંઠ, હોઠ, મુખ, અને નાક પાકી આવે છે તથા પરસેવો ઉત્પન્ન થાય છે' એમ કહેવાઈ ગયું છે, છતાં વાતકફજ્વરમાં પરસેવાની અત્યંત પ્રવૃત્તિ કેમ સંભવે? આનું સમાધાન આ છે કે, કાર્તિક નામના વિદ્વાન વૈદ્યે કહ્યું છે કે, 'વિકૃતિવિષમસમવાયને લીધે વાતકફજ્વરમા પરસેવાની અત્યંત પ્રવૃત્તિ થાય છે, માટે કોઈ દોષ નથી.' વૈદકશાસ્ત્રમાં પ્રકૃતિસમ-સમવાય' અને 'વિકૃતિવિષમ-સમવાય' એવા બે જાતના સમવાય એટલે કાર્યકારણ-ભાવસંબંધ માન્યા છે. જેમાં ધોળા તંતુઓરૂપ સમવાયી કારણથી બનેલું વસ્ત્ર તે કારણને મળતું ધોળું જ થાય છે; એટલે કે કારણના સ્વભાવને અનુસરી કાર્ય પણ કારણને મળતું જ ઉત્પન્ન થાય, એ 'પ્રકૃતિસમ-સમવાય' મનાય છે. આ કારણે જ એકલા વાયુથી ઉત્પન્ન થયેલો વાતજ્વર વાયુને મળતા કંપ આદિ ધર્મોથી યુક્ત થાય છે, એકલા પિત્તથી ઉત્પન્ન થયેલો પિત્તજ્વર પિત્તને મળતા તીવ્રતા આદિ ધર્મોથી યુક્ત થાય છે અને એકલા કફથી ઉત્પન્ન થયેલો કફજ્વર કફને મળતા સ્તૈમિત્ય (અંગોનું ભીના વસ્ત્રથી વીંટાયેલા જેવું થવું) વગેરે ધર્મોથી યુક્ત થાય છે; પરંતુ જેમ સંયોગને લીધે વિકાર પામેલાં હળદર અને ચૂનામાંથી તે કારણોને નહિ મળતું રાતા રંગરૂપી કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ વિકૃતિને લીધે કારણોને નહિ મળતું જે કાર્ય ઉત્પન્ન થાય, એ 'વિકૃતિવિષમ-સમવાય' મનાય છે. આ 'વિકૃતિવિષમ-સમવાય'ની રીતિ પ્રમાણે સંયોગને લીધે વિકાર પામેલા વાત અને કફ એ બન્નેમાંથી તેઓના સ્વભાવને ન મળતી પરસેવાની અત્યંત પ્રવૃત્તિ થાય છે, એ સિદ્ધાંત છે.

## વાતકફજ્વરની ચિકિત્સાનો સમય

अथ वातश्लेष्मज्वरस्य चिकित्सामाह-

**वातश्लेष्मज्वरे देयमौषधं नवमेऽहनि॥४६१॥**

अन्वयः-वातश्लेष्मज्वरे नवमे अहनि औषधं देयम्।

વાતકફજ્વરમાં (આઠ દિવસ લંઘનમાં વીત્યા પછી) નવમા દિવસે (હલકું જમાડીને)

ઔષધ આપવું.+ ૪૬૧

### પંચકોલ

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ।
दीपनीयः स्मृतो वर्गो वातश्लेष्मज्वरापहः ॥४६२॥
कोलमात्रोपयोगित्वात्पञ्चकोलमिदं स्मृतम् ।
तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफदाहनुत् ।
गुल्मप्लीहोदरानाहशूलघ्नं पित्तकोपनम् ॥४६३॥

अन्वयः—पिप्पली—पिप्पलीमूल—चव्य—चित्रक—नागरैः दीपनीयः वर्गः वातश्लेष्मज्वरापहः स्मृतः । इद कोलमात्रोपयोगित्वात् पञ्चकोलं स्मृतम्, (तच्च) तीक्ष्णोष्ण श्रेष्ठ पाचनं दीपन पित्तकोपन (सत्) कफदाहनुत् गुल्म—प्लीह—उदर—आनाह—शूलघ्न (मतम्) ॥

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો અને સૂંઠ—એ પાચ પદાર્થોનો વર્ગ 'દીપનીય' એટલે અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા વાતકફજ્વરને મટાડનાર કહેવાય છે. આ વર્ગ બોરના જેટલા વજનની માત્રાથી ઉપયોગમાં લેવાય છે, તેથી 'પંચકોલ'[1] પણ કહેવાય છે. આ પંચકોલ તીક્ષ્ણ, ગરમ, ઉત્તમ પાચન રૂપ, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પિત્તને કોપાવનાર હોઈ, કફ, દાહ, ગોળો બરલનું દરદ, પેટનું આફરવું અને શૂળને મટાડનાર છે. ૪૬૨,૪૬૩

૧ कोल्याः फलं कोलं, तन्मात्राः—उपयोगिद्रव्यमपि कोलम्—उपचारात्, पञ्चानां कोलाना समाहारः—पञ्चकोलम्—બોરડીનું ફળ કોલ કહેવાય છે અને એના જેટલા માપે ઉપયોગમાં લેવાતું દ્રવ્ય—પીપર વગેરે પાંચ પણ 'કોલ' કહેવાય છે. એ પાંચ કોલદ્રવ્યોનો જે એકત્રિત સમુદાય—તે પંચકોલ કહેવાય છે.

### બીજા પ્રકારનો કિરાતાદિ ક્વાથ

किरातविश्वाऽमृतवल्लिसिंहिका—
व्याघ्रीकणामूलरसोनसिन्दुकैः ।
कृतः कषायो विनिहन्ति सत्वरं,
ज्वरं समीरात्सकफात्समुत्थितम् ॥४६४॥

+ અહીં નવમા દિવસે હલકું જમાડી ઔષધ આપવું' આમ કહેવામાં આ અભિપ્રાય છે કે જેને વાતકફજ્વર આવ્યો હોય તે માણસને પૂરા નવ દિવસ લાંઘણ કરાવ્યા પછી દસમા દિવસે હલકું અન્ન જમાડવું અને અગિયારમા દિવસે ઔષધ દેવું; આમ પૂર્વાપર સંબંધ જોતાં અહીં સમજવું જોઈએ.

अन्वयः—किरात—विश्वा—अमृतवल्ली—सिंहिका—व्याघ्री कणामूल—रसोन—सिन्दुकैः कृतः कषायः सकफात् समीरात् समुत्थितं ज्वरं सत्वरं विनिहन्ति ॥

કરિયાતું, સૂંઠ, ગળો, નાની ભોરીંગણી, મોટી ભોરીંગણી, પીપરીમૂળ, લસણ અને નગોડનો ક્વાથ, કફ સહિત વાયુથી ઉત્પન્ન થયેલા જ્વરને તરત મટાડે છે. ૪૬૪

### બૃહત્-પિપ્પલ્યાદિગણ-ક્વાથ

पिप्पल्यादिगणक्वाथं पिबेद्वातकफज्वरी ।
नातः परं किञ्चिदस्ति ज्वरे भेषजमुत्तमम् ॥४६५॥
पिप्पली पिप्पलीमूलं चव्यचित्रकनागरम् ।
वचा सातिविषाऽजाजी पाठावत्सकरेणुकाः ॥४६६
किराततिक्तको मूर्वा सर्षपा मरिचानि च ।
कट्फलं पुष्करं भार्गी विडङ्गं कर्कटाह्वयम् ॥४६७॥
अर्कमूलं बृहत्सिंही श्रेयसी सदुरालभा ।
दीप्यकश्चाजमोदा च शुकनासा सहिङ्गुका ॥४६८॥
एतानि समभागानि गण एकोऽष्टविंशतिः ।
एषां क्वाथो निपीतः स्याद्वातश्लेष्मज्वरापहः ॥४६९
हन्ति वातं तथा शीतं प्रस्वेदमतिवेपथुम् ।
प्रलापश्चातिनिद्राश्च रोमहर्षारुची तथा ॥४७०॥
महावातेऽपतन्त्रे च शून्यत्वे सर्वगात्रजे ।
पिप्पल्यादिमहाक्वाथो ज्वरे सर्वत्र पूजितः ॥४७१॥

अन्वयः—वातकफज्वरी पिप्पल्यादिगणक्वाथं पिबेत्, ज्वरे अतःपर किंचिद् उत्तमं भेषज न अस्ति। पिप्पली पिप्पलीमूलं चव्य—चित्रक—नागर वचा सातिविषा अजाजी पाठा—वत्सक—रेणुकाः किराततिक्तकः मूर्वा सर्षपाः मरिचानि च कट्फलं पुष्कर भार्गी विडङ्ग कर्कटाह्वयम् अर्कमूलं बृहत्सिंही श्रेयसी सदुरालभा दीप्यकः च अजमोदा च शुकनासा सहिङ्गुका—एतानि अष्टविंशतिः समभागानि (मिलितानि) एकः (पिप्पल्यादिः) गणः (कथ्यते)। एषां क्वाथः निपीतः (सन्) वातश्लेष्मज्वरापहः स्यात्, तथा वातं शीतं प्रस्वेदम् अतिवेपथुं प्रलापं च अतिनिद्रां तथा रोमहर्ष—अरुची हन्ति, (तथा) च अपतन्त्रे महावाते, सर्वगात्रजे शून्यत्वे, सर्वत्र ज्वरे (एषः) पिप्पल्यादिमहाक्वाथः पूजितः (भवति) ॥

વાતકફજ્વરવાળાએ પિપ્પલ્યાદિ-ગણનો ક્વાથ પીવો; એ જ્વરમાં એથી અધિક બીજું કોઈ પણ ઉત્તમ ઔષધ નથી. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો, સૂંઠ, વજ, અતિવિષ, જીરું, કાળીપાટ, ઇંદ્રયવ, મેંદી, કરિયાતું, પીલુડી, સરસવ, મરી, કાયફલ, એરંડાનું

મૂળ, ભારંગી, વાવડિંગ, કાકડાશિંગી, આકડાનું મૂળ, મોટી લોરીંગણી, રાસ્ના, ધમાસો, અજમો, અજમોદ, શીવણ અને હિંગ–એ અઠ્યાવીશ પદાર્થો સરખા ભાગે મળી 'પિપ્પલ્યાદિ ગણ' કહેવાય છે. તેઓનો ક્વાથ કરી પિવાય તો વાતકફજ્વર, વાયુ, શીત, પરસેવો, અત્યંત કંપ, બકવાદ, અતિનિદ્રા, રૂંવાડાંનું ઊભું થવું તથા અરુચિનો તે નાશ કરે છે; તેમજ અપતંત્રક નામનો મોટો વાયુ, સઘળાં ગાત્રોનું શૂન્યપણું અને સર્વ પ્રકારના જ્વરોને મટાડવામાં આ પિપ્પલ્યાદિ મહાક્વાથ વખણાયેલો છે. ૪૬૫–૪૭૧

टीका–अत्र श्रेयसी=रास्ना, वातश्लेष्मज्वरहरत्वात् ॥ इति बृहत्पिप्पल्यादिक्वाथः ॥ (અર્થ ઉપર આપ્યો છે.)

### દશમૂલીક્વાથ

दशमूलीरसः पेयः कणाढ्यः कफवातजे ।
ज्वरे विपाके निद्रायां पार्श्वरुक्छ्वासकासके ॥४७२

अन्वयः–कफवातजे ज्वरे विपाके निद्रायां पार्श्वरुक्-श्वास–कासके दशमूलीरसः कणाढ्यः पेयः ॥

વાતકફજ્વરમાં, મોઢું આદિ પાકવા ઉપર, નિદ્રા ઉપર, પડખાનાં દરદ ઉપર, શ્વાસ ઉપર અને ઉધરસ ઉપર દશમૂલીનો ક્વાથ પીપર સહિત પીવો. ૪૭૨

### પિપ્પલીક્વાથ

पिप्पलीभिः शृतं तोयमनभिष्यन्दि दीपनम् ।
वातश्लेष्मज्वरं हन्ति सेवितं प्लीहनाशनम् ॥४७३॥

अन्वय.–पिप्पलीभिः शृतं तोयं वातश्लेष्मज्वरं हन्ति अनभिष्यन्दि दीपनं (सत्) सेवितं प्लीहनाशनम् (भवति) ॥

પીપરનો ક્વાથ વાતકફજ્વરને મટાડે છે, રસવાહી શિરાઓને રોકતો નથી, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને સેવન કરવાથી બરળના દરદનો નાશ કરે છે. ૪૭૩

### સૂર્યશેખર–રસ

सूतकं टङ्कणं मृष्टं गन्धं शुद्धं समं समम् ।
द्विगुणं सूतकाद्देयं जैपालं तुषवर्जितम् ॥४७४॥
सैन्धवं मरिचं चिञ्चात्वक्क्षारः शर्करापि च ।
प्रत्येकं सूततुल्यं स्याज्जम्बीरैर्मर्दयेद्दिनम् ॥४७५॥
सूर्यशेखरनामाऽयं रसो गुञ्जाद्वयोन्मितः ।
भक्षितस्तप्ततोयेन वातश्लेष्मज्वरापहः ॥४७६॥

अन्वयः–शुद्धं सूतकं, मृष्टं टङ्कणं, शुद्धं गन्धं, समं समं देयम्; तुषवर्जितं जैपालं सूतकात् द्विगुणं देयम्; सैन्धवं मरिचं चिञ्चात्वक्क्षारः अपि च शर्करा प्रत्येकं सूततुल्यं स्यात्, (इदं सर्वम् एकं) दिनं जम्बीरैः मर्दयेत् । अयं सूर्यशेखरनामा रसः गुञ्जाद्वयोन्मितः तप्ततोयेन भक्षितः (सन्) वातश्लेष्मज्वरापहः (भवति) ॥

શુદ્ધ પારો, શેકેલો ટંકણ અને શુદ્ધ ગંધક સમભાગે લેવા; ફોતરાં વગરનો નેપાળો પારાથી બમણો લેવો; સિંધવ, મરી, આંબલીની છાલનો ક્ષાર અને સાકર–એ દરેકને પારા જેટલાં લેવાં; પછી એ બધાંને એક દિવસ સુધી લીંબુના રસથી ખરલમાં વાટવાં, એટલે સૂર્યશેખર[1] નામનો રસ થાય છે. આ રસ ઊના પાણી સાથે બે ચણોઠીભાર ખાધો હોય તો વાતકફજ્વરનો તે નાશ કરે છે.

टीका–सूर्यशेखरो रसो वातश्लेष्मज्वरे शीतज्वरे च रसप्रदीपे ॥ આ રસનો વાતકફજ્વર ઉપર અને શીતજ્વર ઉપર પણ ઉપયોગ કરવો, એમ રસપ્રદીપ નામના ગ્રંથમાં કહ્યું છે. ૪૭૪–૪૭૬

૧. सूर्यसदृशतेजस्वी सर्वरोगनिवारकश्च सूतः शेखरः–शिखास्थमाल्यरूपो यस्मिन्, स चासौ रसः सूर्यशेखररसः–સૂર્ય જેવો તેજસ્વી અને સર્વ રોગોને મટાડનાર પારો જેમાં શિખા પરની પુષ્પમાળાની પેઠે મુખ્ય હોય છે, તે સૂર્યશેખર–રસ કહેવાય છે.

### ઉદ્ધૂલન–ખરડ કે ભભરાવવું

स्वेदोद्गमे भृष्टकुलत्थचूर्ण-
निपातनं शस्तमिति ब्रुवन्ति ।
जीर्णं शकृद्गोर्लवणस्य भाजनं,
संचूर्णितं स्वेदहरं सुधूलनात् ॥४७७॥
मरिचं पिप्पली शुण्ठी पथ्या लोध्रञ्च पौष्करम् ।
भूनिम्बः कटुका कुष्ठं कर्चूरो लिङ्गिका शटी ॥४७८
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ।
एतदुद्धूलनं श्रेष्ठं स्रोतोवत् स्वेदनिर्गमे ॥४७९॥

अन्वयः–स्वेदोद्गमे भृष्टकुलत्थ–चूर्णनिपातनं शस्तम् इति (वैद्याः) ब्रुवन्ति । (तथा) जीर्णं गोः शकृत् लवणस्य (च) भाजनं संचूर्णितं (कृत्वा) सुधूलनात् स्वेदहरं (भवति)॥ (अपि च) मरिचं पिप्पली शुण्ठी पथ्या लोध्रं पौष्करं भूनिम्बः कटुका कुष्ठं कर्चूरः लिङ्गिका च शटी–एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् (ततः) एतदुद्धूलनं[1] स्रोतोवत् स्वेदनिर्गमे श्रेष्ठं (मन्यते)॥

પરસેવો બહુ આવતો હોય તો શેકેલા

કળથીના ચૂર્ણનો ખરડ કરવો સારો છે એમ વૈદ્યો કહે છે; તેમ જ ગાયનુ જૂનુ છાણુ અને લૂણ ભરવાના વાસણનું ચૂર્ણ કરી તેનો શરીર પર ખૂબ ખરડ કરવાથી પરસેવાનો તે નાશ કરે છે. વળી મરી, પીપર, સૂંઠ, હરડે, લોધર, એરંડાના મૂળ, કરિયાતું, કડુ, કઠ, કચૂરો, શિવલિંગી અને કપૂરકાચલીને સમભાગે લઈ ચૂર્ણ કરી આખા શરીર પર ખરડવું; તે પણ પ્રવાહની પેઠે નીકળતા પરસેવા ઉપર શ્રેષ્ઠ ગણાય છે. ४७७-४७९

टीका-लिङ्गिका='पचगुरिका' इति लोके ॥ अत्र शटी=गन्धपलाशी । इति मरिचाद्युद्धूलनम् ॥

૧. मरिचम् आदि येषु तानि-मरिचादीनि, तेषाम् उद्धूलनम्-જેમા મરી પહેલા-મુખ્ય તરીકે હોય છે, એવા ઓસડિયાનો ખરડ-તે મરિચાદિ-ઉદ્ધૂલન કહેવાય છે

**भूनिम्बः कारवी तिक्ता वचा कट्फलजं रजः ।**
**एषामुद्धूलनं श्रेष्ठं सततं स्वेदसंस्रवे ।४८०॥**

अन्वय -( किंच ) भूनिम्बः कारवी तिक्ता वचा कट्फलज रज -एषाम् उद्धूलन सतत स्वेदसस्रवे श्रेष्ठ ( कथ्यते ) ॥

કરિયાતું, કાળીજીરી, કડુ, વજ અને કાયફલની રજ-એટલાનો ખરડ કરવો; તે નિરંતર નીકળ્યા કરતા પરસેવા ઉપર ઉત્તમ કહેવાય છે. ४८०

टीका-इति भूनिम्बाद्युद्धूलनम्[1] पूर्वोक्तो वालुकास्वेदोऽयत्र समुचित । પ્રથમ કહેલો રેતીનો શેક પણ આ વાતકફજ્વર ઉપર સારો છે, કારણ-

૧ भूनिम्ब आदिः येषु तानि भूनिम्बादीनि, तेषाम् उद्धूलनम्-જેમા કરિયાતુ મુખ્ય હોય છે, એવા ઓસડિયાનો ખરડ-ભૂનિંબાદિ-ઉદ્ધૂલન કહેવાય છે.

### રેતીનો શેક

यदुक्तम्-કહ્યું છે કે-

**पीनसश्वासबाधिर्यजङ्घापार्श्वास्थिशूलिनि ।**
**वातश्लेष्मज्वरे देयमौषधं तद्विधानवत् ॥४८१॥**

अन्वय -पीनस-श्वास-बाधिर्य-जङ्घा-पार्श्व-अस्थि-शूलिनि वातश्लेष्मज्वरे तद्विधानवत् औषध देयम् ॥

'સળેખમ, શ્વાસ, બહેરાપણું, સાથળના શૂલ, પડખાના શૂલ અને હાડકાના શૂલવાળા વાતકફજ્વરમા વાતજ્વરમા કહ્યા પ્રમાણે ઔષધ દેવુ એટલે 'રેતીનો શેક' કરવો ४८१

### કવલ-ધારણ

**मातुलुङ्गफलकेशरो धृतः,**
**सिन्धुजन्ममरिचान्वितो मुखे ।**
**हन्ति वातकफरोगमास्यगं,**
**शोषमाशु जडतामरोचकम् ॥४८२॥**

अन्वयः-सिन्धुजन्ममरिचान्वित मातुलुङ्गफलकेशरः मुखे धृतः (सन्) वायुकफरोगम् आस्यग शोष जडताम् अरोचकम् आशु हन्ति ॥

સિંધવ અને મરી સહિત બિજોરાંના ફળના કેસરાનો કવલ મોઢામા ધારણ કર્યો હોય તો વાયુના તથા કફના રોગને, મોઢાના શોષને, જડતાને અને અરુચિને તરત મટાડે છે. ४८२

### વાતકફજ્વર ઉપર અન્ન

अथान्नमाह-

**महत्या पञ्चमूल्याऽन्नं सम्यक् सिद्धं चिकित्सकः ।**
**सप्तमे दिवसे दद्याज्ज्वरे वातबलासजे ॥४८३॥**

अन्वय -चिकित्सक वातबलासजे ज्वरे ( दिनपञ्च-लङ्घनानन्तर ) सप्तमे दिवसे महत्या पञ्चमूल्या सम्यक् सिद्धम् अन्न दद्यात् ॥

વૈદ્ય વાતકફજ્વરમાં (૭ દિવસ લંઘન કરાવ્યા પછી) સાતમા દિવસે બૃહત્પંચમૂલીના કવાથથી સારી રીતે પકાવેલું અન્ન રોગીને આપવું.* ४८३

### વાતકફજ્વરનો અધિકાર સમાપ્ત

* જોકે શ્લોક ४६१ મા કહેલાથી અહીં વિરુદ્ધ લાગે છે, પરંતુ અહીં બારીકાઈથી જોતાં લેશમાત્ર વિરોધ નથી વસ્તુત એ ४६१ મા શ્લોકમા કહ્યા પ્રમાણે એટલે ત્યા ટિપ્પણમા જણાવેલ અભિપ્રાય વાતકફજ્વરના રોગી માટે બરાબર જ છે, છતા આ શ્લોકમા કહે છે કે 'વૈદ્ય સાતમા દિવસે બૃહત્પંચમૂલીના કવાથથી તૈયાર કરેલુ અન્ન વાતકફજ્વરના રોગીને દેવુ.' આમ કહી અહી ખાસ જણાવવા માગે છે કે, વાતકફજ્વરનો જ રોગી, જો અત્યંત દુર્બળ હોય અને પૂરા નવ દિવસની લાંઘણ સહી શકે તેવો ન હોય, તેને વધારે લાંઘણ ન કરાવવી, પણ સાત દિવસની લાંઘણ કરાવીને આઠમા દિવસે જ અહીં જણાવેલ અન્ન આપવુ તેમ જ એ જ દિવસે ઔષધ પણ દેવુ, અર્થાત્ દુર્બળ માટે લંઘન ટૂંકાવીને સાત દિવસ પછી તરત અન્ન તથા ઔષધ બન્ને ભેગા જ દેવા એ જ યોગ્ય છે

## पित्तश्लेष्मज्वराधिकारः

## પિત્તકફજ્વરનો અધિકાર

### પિત્તકફજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વકની સંપ્રાપ્તિ

तत्र तस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विकां सम्प्राप्तिमाह-

पित्तश्लेष्मकरैः पित्तकफावामाशयाश्रयौ।
बहिर्निरस्य कोष्ठाग्निं रसगौ ज्वरकारिणौ ॥४८४॥

अन्वयः-पित्तश्लेष्मकरैः (आहारविहारैः) पित्तकफौ आमाशयाश्रयौ रसगौ (सन्तौ) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरकारिणौ (स्याताम्)॥

પિત્તને તથા કફને વધારનારા આહાર-વિહારોથી પિત્ત અને કફ આમાશયમાં જઈ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ગરમીને બહાર કાઢીને જ્વર ઉત્પન્ન કરે છે. ૪૮૪

### પિત્તકફજ્વરનું પૂર્વરૂપ

तस्य पूर्वरूपमाह—

प्राग्रूपे पित्तकफयोः स्यातां पित्तकफज्वरे ॥४८५॥

अन्वयः-पित्तकफज्वरे पित्तकफयोः प्राग्रूपे स्याताम्॥

પિત્તકફજ્વરમાં પિત્તજ્વર અને કફજ્વર એ બન્નેનાં પૂર્વરૂપો થાય છે. ૪૮૫

### પિત્તકફજ્વરનાં લક્ષણો

तस्य लक्षणमाह—

लिप्ततिक्तास्यता तन्द्रा मोहः कासोऽरुचिस्तृषा।
मुहुर्दाहो मुहुः शीतं पित्तश्लेष्मज्वराकृतिः ॥४८६॥

अन्वय.-लिप्ततिक्तास्यता तन्द्रा मोहः कासः अरुचिः तृषा मुहुः दाहः मुहुः शीतम् (इयं) पित्तश्लेष्मज्वराकृतिः (ज्ञेया)॥

મોઢામાં પિત્તને લીધે કડવાશ, મોઢાનું કફથી ખરડાયલાપણું, તંદ્રા એટલે ઘેનથી નેત્ર અર્ધાં ઉઘાડાં રહે, મૂર્છા, ઉધરસ, અરુચિ, તરશ, વારંવાર દાહ અને વારંવાર ટાઢ એટલાં પિત્તકફજ્વરનાં લક્ષણો જાણવાં. ૪૮૬

टीका-आस्ये तिक्तत्वं पित्तेन, लिप्तत्व कफेन, तन्द्रा=अर्धोन्मीलितनेत्रत्वं, मोहः=मूर्च्छा॥

### પિત્તકફજ્વરની ચિકિત્સાનો સમય

अथ पित्तश्लेष्मज्वरस्य चिकित्सामाह-

पित्तश्लेष्मज्वरे देयमौषधं दशमेऽहनि ॥ ४८७ ॥

अन्वयः-पित्तश्लेष्मज्वरे (नवदिवसलङ्घनानन्तर) दशमे अहनि औषध देयम्॥

પિત્તકફજ્વરમાં (નવ દિવસ લંઘન કરાવ્યા પછી) દસમા દિવસે (હલકું જમાડીને) ઔષધ આપવું. (અહીં પણ ૪૬૧મા શ્લોકની ટિપ્પણી પ્રમાણે આ તાવમાં પણ દસ દિવસના લંઘન પછી અગિયારમા દિવસે ખોરાક અને બારમા દિવસે ઔષધ દેવાનું સમજવું.) ૪૮૭

### પિત્તકફજ્વરનાં ઔષધો

#### ગુડૂચ્યાદિક્વાથ

गुडूचीनिम्बधान्याकं चन्दनं कटुरोहिणी।
गुडूच्यादिरयं क्वाथः पाचनो दीपनः स्मृतः।
तृष्णादाहारुचिच्छर्दिपित्तश्लेष्मज्वरापहः ॥४८८॥

अन्वयः-गुडूची-निम्ब-धान्याकं चन्दनं कटुरोहिणी अयं गुडूच्यादिः क्वाथः पाचनः दीपनः (सन्) तृष्णा-दाह-अरुचि-छर्दि-पित्तश्लेष्मज्वरापहः स्मृतः॥

ગળો, લીંબડો, ધાણા, રતાંજલી અને કડુનો ક્વાથ પાચન અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ તરશ, દાહ, અરુચિ, ઊલટી, તથા પિત્તકફજ્વરને મટાડનાર કહ્યો છે. ૪૮૮

#### અમૃતાષ્ટકક્વાથ

अमृताकटुकारिष्टपटोलघनचन्दनम्।
नागरेन्द्रयवं चैतदमृताष्टकमीरितम् ॥ ४८९ ॥
क्वथितं सकणाचूर्णं पित्तश्लेष्मज्वरापहम्।
हृल्लासारोचकच्छर्दितृष्णादाहनिवारणम् ॥४९०॥

अन्वयः-अमृता-कटुक-अरिष्ट-पटोल-घन-चन्दनं, नागर-इन्द्रयवं च-एतत् अमृताष्टकम् ईरितम्। क्वथितं सकणाचूर्णं (च पीतं सत्) पित्तश्लेष्मज्वरापह हृल्लास-अरोचक-छर्दि-तृष्णा-दाह-निवारण (भवति)॥

ગળો, કડુ, લીંબડો, કડવાં પરવળ અથવા કડવી ઘિસોડી, મોથ, રતાંજલી, સૂંઠ અને ઇંદ્રયવ-એ આઠ પદાર્થો મળી અમૃતાષ્ટક કહેવાય છે. આ અમૃતાષ્ટકનો ક્વાથ કરી તેમાં પીપરનું ચૂર્ણ નાખી પિવાય તો પિત્તકફજ્વર, મોળ, અરુચિ, ઊલટી, તરશ અને દાહને તે મટાડે છે. ૪૮૯,૪૯૦

#### કંટકાર્યાદિ ક્વાથ

कण्टकार्यमृताभार्गीविश्वेन्द्रयववासकम्।
भूनिम्बं चन्दनं मुस्तं पटोलं कटुरोहिणीम् ॥४९१॥
विपाच्य पाययेत् क्वाथं पित्तश्लेष्मज्वरापहम्।
दाहतृष्णाऽरुचिच्छर्दिकासशूलनिवारणम् ॥४९२॥

अन्वयः-कण्टकारी-अमृता-भार्गी-विश्वा-इन्द्रयव-

वासक भूनिम्ब चन्दन मुस्त पटोल कटुरोहिणीं विपाच्य पित्तश्लेष्मज्वरापह दाह-तृष्णा-अरुचि-छर्दि कास-शूल-निवारण क्वाथ ( रोगिण ) पाययेत् ॥

ભોરીગણી, ગળો, ભારંગી, સૂંઠ, ઇંદ્રયવ, અરડૂસી, કરિયાતું, રતાંજલી, મોથ, કડવી ઘિસોડી અને કડુને ઉકાળી પિત્તકફજ્વર, દાહ, તરશ, અરુચિ, ઊલટી, ઉધરસ અને શૂળનો નાશ કરનારો તે ક્વાથ રોગીને પાવો. ૪૯૧,૪૯૨

### નાગરાદિક્વાથ

**नागरोशीरबिल्वाब्दधान्यमोचरसाम्बुभि. ।**
**कृत. क्वाथो भवेद् ग्राही पित्तश्लेष्मज्वरापहः ॥**

अन्वय -नागर-उशीर बिल्व-अब्द-धान्य मोचरस-अम्बुभि कृत क्वाथ ग्राही ( सन् ) पित्तश्लेष्मज्वरापह भवेत् ॥

સૂંઠ, વીરણમૂળ-વાળો, બીલી, મોથ, ધાણા, મોચરસ અને પાણીથી કરેલો ક્વાથ ગ્રાહી-એટલે પ્રવાહી દોષ-ધાતુ કે મળને સૂકવનાર હોઈ પિત્તકફજ્વરનો નાશ કરે છે

### કટુકી-કલ્ક

**शर्करामक्षमात्राञ्च कटुकीं चोष्णवारिणा ।**
**पीत्वा ज्वरं जयेज्जन्तु. पित्तश्लेष्मसमुद्भवम् ॥४९४**

अन्वय -शर्करा च कटुकीं च अक्षमात्राम् उष्ण वारिणा पीत्वा जन्तु पित्तश्लेष्मसमुद्भव ज्वर जयेत् ॥

એક તોલાભાર સાકરનો અને કડુનો કલ્ક કરી ઊના પાણી સાથે પીને માણસે પિત્તકફજ્વરને મટાડવો. ૪૯૪

टीका-अत्र कटुकया द्वादश माषा, शर्कराया चत्वारो माषा, एव कर्ष इति चरक । वैद्यानां व्यवहारे कटुकीशर्करयो समभागयो रेव कर्ष । इति कटुकीकल्क ॥

અહીં ચરક આમ કહે છે કે, 'બાર માસા કડુ અને ચાર માસા સાકર એમ બંને મળી એક તોલાભાર થાય એમ કરવું' પણ વૈદ્યલોકોના વ્યવહારમાં તો કડુને અને સાકરને સમભાગે લઈ એક તોલાભાર કરવાની રીત ચાલુ છે

### વાસારસ

**सपत्रपुष्पवासाया रस क्षौद्रसितायुत ।**
**पित्तश्लेष्मज्वरं हन्ति साम्लपित्तं सकामलम् ।४९५**

अन्वय सपत्रपुष्पवासाया रस क्षौद्रसितायुत (पीत सन्) साम्लपित्त सकामल पित्तश्लेष्मज्वर हन्ति ॥

પાંદડાં તથા ફૂલ સહિત અરડૂસીનો રસ મધ તથા સાકર નાખી જો પિવાય તો અમ્લપિત્ત અને કમળા સહિત પિત્તકફજ્વરનો તે નાશ કરે છે. ૪૯૫

टीका-अत्र वासारसोऽर्द्धपलपरिमितो देय । मधुसितयोः प्रत्येक टङ्क प्रक्षेप्य ।

આ પ્રયોગમાં અરડૂસીનો રસ બે તોલાભાર, સાકર ચોવીસ ચણોઠીભાર અને મધ પણ ચોવીસ ચણોઠીભાર લેવાય છે

### આદુંનો તથા કડવાં પરવળનો કે કડવી ઘિસોડીનો ક્વાથ

शृङ्गवेरादिक्वाथमाह—

**कषायः परिपीतस्तु शृङ्गवेरपटोलयोः ।**
**पित्तश्लेष्मज्वरवमीदाहकण्डूहरो भवेत् ॥ ४९६ ॥**

अन्वय -शृङ्गवेर-पटोलयो कषाय परिपीत तु पित्तश्लेष्मज्वर-वमी-दाह-कण्डूहर भवेत् ॥

આદુંનો અને કડવા પરવળ અથવા કડવી ઘિસોડીનો ક્વાથ કરી પીધો હોય તો તે પિત્તકફજ્વર, ઊલટી, દાહ અને ચળને મટાડે છે ૪૯૬

### પિત્તકફજ્વર ઉપર અન્ન

अन्नम्-

**पटोलधान्ययोर्यूष. पित्तश्लेष्मज्वरापह. ॥ ४९७ ॥**

अन्वय -पटोलधान्ययोः यूषः पित्तश्लेष्मज्वरापह ( अस्ति ) ॥

કડવા પરવળ કે કડવી ઘિસોડીનો અને ધાન્યનો યૂષ પિત્તકફજ્વરને મટાડે છે. ૪૯૭

**પિત્તકફજ્વરનો અધિકાર સમાપ્ત**

## अथ सन्निपातज्वराधिकारः

## સન્નિપાતજ્વરનો અધિકાર

तत्र सन्निपातज्वरस्य विप्रकृष्टसन्निकृष्टकारणकथनपूर्विका सम्प्राप्तिमाह—

### સન્નિપાતજ્વરની દૂરનાં તથા પાસેનાં કારણોપૂર્વકની સંપ્રાપ્તિ

**त्रिदोषजनकैर्वात पित्तं श्लेष्माऽऽमगेहगाः ।**
**बहिर्निरस्य कोष्ठाग्निं रसगा ज्वरकारिणः ॥४९८**

अन्वय -त्रिदोषजनकै. ( आहारविहारैः ) वात पित्त श्लेष्मा ( एते त्रयोऽपि दोषा ) आमगेहगा रसगा ( च सन्त ) कोष्ठाग्निं बहिर् निरस्य ज्वरकारिण (स्यु)॥

ત્રણે દોષોને ઉત્પન્ન કરનારા આહાર વિહારોથી વાત, પિત્ત અને કફ (એ ત્રણે દોષો દુષ્ટ થઈ) આમાશયમાં જઈ રસને દૂષિત કરી, કોઠાના અગ્નિની ગરમીને બહાર

કાઢી જ્વરને ઉત્પન્ન કરે છે. ૪૯૮

સન્નિપાતજ્વરનું પૂર્વરૂપ

तस्य पूर्वरूपमाह–

प्राग्रूपाणि त्रिदोषाणां स्युस्त्रिदोषज्वरे नृणाम् ॥

अन्वयः–नृणां त्रिदोषज्वरे त्रिदोषाणां प्राग्रूपाणि स्युः॥

માણસોના સન્નિપાતજ્વરમાં વાતજ્વર, પિત્તજ્વર અને કફજ્વર–એ ત્રણેનાં પૂર્વરૂપો થાય છે. ૪૯૯

સન્નિપાતજ્વરનાં સામાન્ય લક્ષણો

अथ सन्निपातज्वरस्य सामान्यानि लक्षणान्याह–

क्षणे दाहः क्षणे शीतमस्थिसन्धिशिरोरुजा ।
सास्रावे कलुषे रक्ते निर्भुग्ने चापि लोचने ॥५००॥
सस्वनौ सरुजौ कर्णौ कण्ठः शूकैरिवावृतः ।
तन्द्रा मोहः प्रलापश्च कासः श्वासोऽरुचिर्भ्रमः ॥
परिदग्धा खरस्पर्शा जिह्वा स्रस्ताङ्गता परा ।
ष्ठीवनं रक्तपित्तस्य कफेनोन्मिश्रितस्य च ॥५०२॥
शिरसो लोठनं तृष्णा निद्रानाशो हृदि व्यथा ।
स्वेदमूत्रपुरीषाणां चिराद्दर्शनमल्पशः ॥ ५०३ ॥
कृशत्वं नातिगात्राणां सततं कण्ठकूजनम् ।
कोठानां श्यावरक्तानां मण्डलानाञ्च दर्शनम् ॥
मूकत्वं स्रोतसां पाको गुरुत्वमुदरस्य च ।
चिरात्पाकश्च दोषाणां सन्निपातज्वराकृतिः ॥५०५

अन्वयः–क्षणे दाहः क्षणे शीतं (लगेत्), अस्थि–सन्धि–शिरो–रुजा (स्यात्), अपि च लोचने सास्रावे कलुषे रक्ते निर्भुग्ने (स्याताम्), कर्णौ सस्वनौ सरुजौ (भवेताम्), कण्ठः शूकैः आवृतः इव (भवेत्), तन्द्रा मोहः प्रलापः कासः श्वासः अरुचिः च भ्रमः (स्यात्), जिह्वा परिदग्धा खरस्पर्शा (भवेत्), परा स्रस्ताङ्गता च कफेन उन्मिश्रितस्य रक्तपित्तस्य ष्ठीवनं (स्यात्), शिरसः लोठनं, तृष्णा, निद्रानाशः, हृदि व्यथा, स्वेद–मूत्र–पुरीषाणां चिरात् अल्पशः दर्शनं (स्यात्), गात्राणाम् अतिकृशत्वं न, सततं कण्ठकूजनं च कोठानां श्यावरक्तानां मण्डलानां दर्शनं (भवेत्), मूकत्वं स्रोतसां पाकः, उदरस्य गुरुत्वं (स्यात्), दोषाणां च पाकः चिरात् (भवेत्–इय) सन्निपातज्वराकृतिः (ज्ञेया)॥

ક્ષણવારમાં દાહ થાય, ક્ષણવારમાં ટાઢ વાય; હાડકાંઓમાં, સાંધાઓમાં તથા માથામાં પીડા થાય; વળી નેત્રો આંસુવાળાં, અસ્વચ્છ, રાતાં તથા વાંકાં થઈ જાય; કાનમાં અવાજ તથા પીડા થાય; કંઠ જાણે ધાન્યોની અણીઓથી છવાયો હોય એવો થઈ જાય, ઘેન થાય, મોહ થાય, બકવાદ ચાલે, ઉધરસ આવે, શ્વાસ ચડે, અરુચિ થાય, ભ્રમ થાય; જીભ જાણે બળી ગઈ હોય એવી કાળી દેખાય અને ખરસટ થઈ જાય, અંગો અત્યંત ઢીલાં થઈ જાય, કફ સહિત રક્તપિત્ત થૂંકાય, માથું આમતેમ હલ્યા કરે, તરશ લાગે, નિદ્રાનો નાશ થાય, હૃદયમાં પીડા થાય, મૂત્ર તથા વિષ્ઠા ઘણી વારે થોડાં થોડાં નીકળે, (રોગના પ્રભાવને લીધે) ગાત્રો અત્યંત દૂબળાં ન થઈ જાય, નિરંતર ગળામાં અવાજ થયા કરે, મધમાખીના કરડ જેવાં પિંગળાં તથા રાતાં ઢામઠાં થાય, શરીર ઉપર ચકરડાં દેખાય, બોલાય જ નહિ અથવા થોડું બોલાય, કાન તથા નાક આદિ છિદ્રો પાકી આવે, પેટમાં ભારેપણું થાય અને દોષો ઘણે કાળે પાકે–એ સન્નિપાતજ્વરનાં[1] લક્ષણો જાણવાં. ૫૦૦–૫૦૫

[1] सङ्गताः सहैव वा दुष्टास्त्रयोऽपि वातादयो नितरां पतन्ति आमाशयं रसं चापि अस्मिन् स सन्निपातः–सं–निपूर्वकात् पत्लृ गतौ-इत्यस्माद् अधिकरणे घञ् तन्निमित्तको ज्वरः–જેમાં વાતાદિ ત્રણે દોષો એકીસાથે દુષ્ટ બની આમાશયમાં જઈ પહોંચે અને રસને પ્રાપ્ત થઈ તેને દૂષિત કરે–તેથી થયેલો તાવ–સંનિપાતજ્વર.

टीका–लोचने सास्रावे=साश्रुणी, कलुषे=अस्वच्छे, निर्भुग्ने=निर्गते कुटिले च, कण्ठः शूकैरिवावृतः=धान्याग्रैरिवावृतः, जिह्वा परिदग्धा=परिदग्धेव ज्ञायते; अथवा,-परिदग्धा इव कृष्णा दृश्यते; स्रस्ताङ्गता=शिथिलाङ्गता, ष्ठीवनमित्यादि=कफसंयुक्तस्य रक्तपित्तस्य ष्ठीवनं, शिरसो लोठनम्=इतस्ततः शिरश्चालनं, कृशत्वं नातिगात्राणामिति=गात्राणां अतिशयितं कार्श्यं न व्याधिप्रभावात्; सततं=निरन्तरं, कोठः=' वरटीदष्टसंस्थानं कोठ इत्यभिधीयते '। श्यावः=कपिशो वर्णः, मूकत्वं=अवचनत्वमल्पवचनत्वं वा, स्रोतसां=कर्णनासादीनाम् ॥ (આટલી ટીકાનો અર્થ ભાષાંતરમાં ઉપર છે.)

ननु वातादयः परस्परविरुद्धगुणास्तेषां संभूयैकत्र कार्यारम्भकत्वं नोपपद्यते, परस्परोपघाताद् दहनसलिलयोरिव; तत्कथं वातपित्तकफा मिलित्वा विकारोत्पादकाः ? अत्र समाधानमुक्तं दृढबलेन–અહીં શંકા થાય છે કે, વાત, પિત્ત અને કફ પરસ્પર વિરુદ્ધ ગુણવાળા છે, તેથી તેઓ સાથે એકઠા મળી એક કાર્યનો આરંભ કરે, એ સંભવતું નથી; કારણ કે અગ્નિ અને જળની પેઠે તેઓ એકબીજાનો બાધ કે નાશ કર્યા વિના

રહે જ નહિ; આમ હોવા છતાં વાત, પિત્ત અને કફ મળીને વિકારને કેમ ઉત્પન્ન કરે છે? આનું સમાધાન દૃઢબલ નામના વૈદ્યે આમ કર્યું છે:

'विरुद्धैरपि न त्वेते गुणैर्घ्नन्ति परस्परम्।
दोषाः सहजसात्म्यत्वाद्विषं घोरमहीनिव' ॥५०६॥

अन्वय.–एते तु दोषाः सहजसात्म्यत्वात् परस्पर विरुद्धैः अपि गुणैः, घोर विषम् अहीन् इव (परस्पर) न घ्नन्ति ॥

એ દોષો સ્વાભાવિક રીતે તો એક બીજાને અનુકૂળ જ હોય છે, તેથી પોતપોતાના પરસ્પર વિરુદ્ધ ગુણો હોવા છતાં જેમ ભયંકર ઝેર સર્પોને હણતું નથી તેમ તેઓ એકબીજાને હણતા નથી. ૫૦૬

गदाधरस्तु हेत्वन्तरमुक्तवान्–ગદાધર નામનો વૈદ્ય તો આ વિષયમાં બીજું આ કારણ કહે છે:

'दैवाद्दोषस्वभावाद्वा दोषाणां सान्निपातिके।
विरुद्धैश्च गुणैस्तैश्च नोपघातः परस्परम्' ॥५०७

अन्वयः-दैवात् वा दोषस्वभावात् च सान्निपातिके (ज्वरे) दोषाणां तैः च विरुद्धैः गुणैः (अपि) परस्परम् उपघात. न (भवति) ॥

દૈવયોગે અથવા દોષોના સ્વભાવને લીધે સન્નિપાતજ્વરમાં પરસ્પર તે વિરુદ્ધ ગુણોથી પણ તે દોષોનો પરસ્પર ઉપઘાત કે બાધ થતો નથી. ૫૦૭

टीका–ननु भिन्नचयप्रकोपकालानां वातपित्तकफानां युगपदुत्पत्यभावात्कथं सम्भूय सन्निपातज्वरारम्भकत्वमुपपद्यते? उच्यते,–त्रिदोषजनकनिदानबलेन युगपदेषां प्रकोपादिति सिद्धान्तः॥–એ તો ઠીક, પણ અહીં આ બીજી શંકા થાય છે કે વાત, પિત્ત અને કફના ચયકાલ તથા પ્રકોપકાળ જુદા જુદા જ હોય છે, તેથી તેઓની એકી વખતે ઉત્પત્તિ હોતી જ નથી; છતાં તેઓ મળીને સન્નિપાતજ્વરને કેમ ઉત્પન્ન કરે છે? આનું સમાધાન આ કહેવાય છે કે, ત્રણે દોષોને ઉત્પન્ન કરનાર આહાર-વિહાર આદિ નિદાનોના બળને લીધે તેઓનો એકી વખતે પ્રકોપ થાય છે, એવો સિદ્ધાંત છે.

## સામાન્ય સન્નિપાતજ્વરના તેર ભેદો

अथ सामान्यसन्निपातज्वरस्य त्रयोदश विशेषानाह–હવે સામાન્ય સંનિપાતજ્વરના ૧૩ ભેદો કહે છે–

एकोल्बणास्त्रयस्तेषु द्व्युल्बणाश्च तथेति षट्।
त्र्युल्बणश्च भवेदेको विज्ञेयः स तु सप्तमः ॥५०८
प्रवृद्धमध्यहीनैस्तु वातपित्तकफैश्च षट्।
सन्निपातज्वरस्यैवं स्युर्विशेषास्त्रयोदश ॥५०९॥

अन्वय –तेषु एकोल्बणाः त्रयः, च द्व्युल्बणाः तथा (त्रयः)–इति षट्; त्र्युल्बणः च एकः भवेत्, स तु सप्तमः विज्ञेयः। प्रवृद्ध-मध्य-हीनैः तु वात-पित्त-कफैः च षट्, एवं सन्निपातज्वरस्य त्रयोदश विशेषाः स्युः॥

એ સન્નિપાતોમાં એકોલ્બણ એટલે એક દોષની અધિકતાવાળા ત્રણ હોય છે અને દ્વયુલ્બણ એટલે બે દોષોની અધિકતાવાળા પણ ત્રણ હોય છે, તેથી એ છ થયા; પછી ત્ર્યુલ્બણ એટલે ત્રણે દોષોની અધિકતાવાળો એક હોય છે, તેને સાતમો જાણવો; અને (એકએકથી) વધેલા, મધ્યમ તથા હીન એવા વાત, પિત્ત તથા કફને લીધે બીજા છ થાય છે; એમ સન્નિપાતજ્વરના તેર ભેદો થાય છે; અર્થાત્ વાતોલ્બણ, પિત્તોલ્બણ, કફોલ્બણ, વાતપિત્તોલ્બણ, વાતશ્લેષ્મોલ્બણ, પિત્તશ્લેષ્મોલ્બણ, વાતપિત્તકફોલ્બણ, પ્રવૃદ્ધવાત–મધ્યપિત્ત–હીનકફ; મધ્યવાત–પ્રવૃદ્ધપિત્ત–હીનકફ, હીનવાત–પ્રવૃદ્ધપિત્ત–મધ્યકફ, પ્રવૃદ્ધવાત–હીનપિત્ત–મધ્યકફ, મધ્યવાત–હીન પિત્ત–પ્રવૃદ્ધકફ અને હીનવાત–મધ્યપિત્ત–પ્રવૃદ્ધકફ; એ રીતે સન્નિપાતજ્વરના તેર ભેદો છે. ૫૦૮,૫૦૯

टीका–तत्र प्रवृद्धवातो मध्यपित्तो हीनकफः १, मध्यवातः प्रवृद्धपित्तो हीनकफः २, हीनवातः प्रवृद्धपित्तो मध्यकफः ३, प्रवृद्धवातो हीनपित्तो मध्यकफः ४, मध्यवातो हीनपित्तः प्रवृद्धकफः ५, हीनवातो मध्यपित्तः प्रवृद्धकफः ६, इति षट्॥ (અર્થ ઉપર ભાષાંતરમાં આપ્યો છે.)

## એ તેરે સન્નિપાતજ્વરોનાં અનુક્રમે નામો

तेषां नामानि क्रमादाह–તેઓનાં નામો અનુક્રમે કહે છે–

विस्फारकश्चाशुकारी कम्पनो बभ्रुसंज्ञकः।
शीघ्रकारी तथा भल्लुः सप्तमः कूटपाकलः ॥५१०
संमोहकः पाकलश्च याम्यः ककच इत्यपि।
ततः कर्कटकः प्रोक्तस्ततो वैदारिकाभिधः ॥५११

अन्वयः-विस्फारकः च आशुकारी कम्पनः बभ्रसंज्ञकः शीघ्रकारी तथा भल्लुः सप्तमः कूटपाकलः संमोहकः पाकलः च याम्यः ककचः इति अपि, ततः कर्कटकः ततः वैदारिकाभिधः प्रोक्तः ॥

**વિસ્ફારક, આશુકારી, કંપન, બભ્ર, શીઘ્રકારી, ભલ્લુ, કૂટપાકલ, સંમોહક, પાકલ, યામ્ય, કકચ, કર્કટક અને વૈદારિક-એ ઉપર કહેલા તેર સન્નિપાતજ્વરોનાં અનુક્રમે તેર નામો છે. ૫૧૦,૫૧૧**

टीका-तन्त्रान्तरे 'विस्फारक' इत्यत्र 'विस्फोरक' इति पाठः। 'बभ्र'स्थाने 'बभ्रु'रिति पाठः। कुत्रापि 'बद्ध' इति पाठः। 'भल्लु'रित्यत्र 'फल्गु'रिति पाठः। 'याम्य' इत्यत्र 'संग्राम' इति पाठः। 'कर्कटक' इत्यत्र 'कर्कोटक' इति पाठः। બીજા ગ્રંથમાં, વિસ્ફારકને બદલે વિસ્ફોરક, બભ્રને બદલે બભ્રુ (કોઈ ગ્રંથમાં 'બદ્ધ' પણ) લખેલ છે; ભલ્લુને બદલે ફલ્ગુ, યામ્યને બદલે સંગ્રામ અને કર્કટકને બદલે કર્કોટક નામ છે.

## વાતોલ્બણ-વિસ્ફારક સન્નિપાતજ્વરનાં લક્ષણો

तत्र वातोल्बणविस्फारकस्य लक्षणमाह-તેમાં વાતોલ્બણ-વિસ્ફારકનું લક્ષણ કહે છે:

**श्वासः कासो भ्रमो मूर्च्छा प्रलापो मोहवेपथू।**
**पार्श्वस्य वेदना जृम्भा कषायत्वं मुखस्य च ॥५१२**
**वातोल्बणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत्।**
**एष विस्फारको नाम्ना सन्निपातः सुदारुणः ॥५१३**

अन्वयः-श्वासः कासः भ्रमः मूर्च्छा प्रलापः मोहवेपथू पार्श्वस्य वेदना जृम्भा च मुखस्य कषायत्वम्- (इत्येतानि) वातोल्बणस्य सन्निपातस्य लिङ्गानि लक्षयेत्। सुदारुणः एषः सन्निपातः 'विस्फारकः' (इति) नाम्ना (कथ्यते) ॥

**શ્વાસ, ઉધરસ, ભ્રમ, મૂર્છા, બકવાદ, મોહ, કંપ, પડખામાં વેદના, બગાસાં અને મોઢાનું તૂરાપણું-એટલાં વાતોલ્બણ સન્નિપાતજ્વરનાં લક્ષણો જાણવાં; અતિ દારુણ આ વાતોલ્બણ સન્નિપાત 'વિસ્ફારક'[1] એ નામથી કહેવાય છે. ૫૧૨,૫૧૩**

૧. 'स्पष्ट स्फुट प्रव्यक्तमुल्बणम्' इत्यमरः, उत्-आधिक्येन वणति-शब्दयति आत्मानमिति उल्बणः, उत्पूर्वकाद् वण शब्दे-इत्यस्माद् अच्, पृषोदरादिः, ववयोरैक्यं च, ततः वातः उल्बणः अस्मिन्निति वातोल्बणः। विशेषेण स्फारयति श्वासप्रभृतीनि लिङ्गानीति विस्फारकः-विपूर्वकात् स्फर स्फुरणे इत्यस्माद् ण्यन्ताद् ण्वुल्, ततः वातोल्बणश्चासौ विस्फारकश्च-वातोल्बण-विस्फारकः-જેમાં વાયુ પોતાને અધિકપણું સ્પષ્ટ જણાવે છે અને જે શ્વાસ આદિ ચિહ્નોને પ્રકટ કરે છે, તે વાતોલ્બણ-વિસ્ફારક નામનો પહેલો સન્નિપાત.

## પિત્તોલ્બણ-આશુકારી સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ पित्तोल्बणाशुकारिलक्षणमाह-હવે પિત્તોલ્બણ-આશુકારીનું લક્ષણ છે:

**अतिसारो भ्रमो मूर्च्छा मुखपाकस्तथैव च।**
**गात्रे च बिन्दवो रक्ता दाहोऽतीव प्रजायते ॥५१४॥**
**पित्तोल्बणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत्।**
**भिषग्भिः सन्निपातोऽयमाशुकारी प्रकीर्त्तितः ॥५१५**

अन्वयः-अतिसारः भ्रमः मूर्च्छा तथा च मुखपाकः एव, गात्रे च रक्ताः बिन्दवः, अतीव दाहः प्रजायते- (इत्येतानि) पित्तोल्बणस्य सन्निपातस्य लिङ्गानि लक्षयेत्। भिषग्भिः अयं सन्निपातः आशुकारी प्रकीर्तितः ॥

**અતિસાર, ભ્રમ, મૂર્છા, મોઢાનું પાકવું, શરીર પર રાતાં ચાઠાં અને અત્યંત દાહ થાય છે; એટલાં પિત્તોલ્બણ સન્નિપાતજ્વરનાં લક્ષણો જાણવાં. વૈદ્યોએ આ પિત્તોલ્બણ સન્નિપાતને 'આશુકારી'[1] નામે કહ્યો છે. ૫૧૪,૫૧૫**

૧ पित्तम् उल्बणं यस्मिन्निति पित्तोल्बणः, आशु करोत्यतिसारादीन्मरणं चापीत्येवंशीलः आशुकारी, पित्तोल्बणश्चासौ आशुकारी-पित्तोल्बण-आशुकारी-જેમાં પિત્ત પોતાને અધિકપણે સ્પષ્ટ જણાવે છે અને જે અતિસાર વગેરે વિકારોને તથા મરણને પણ તરત કરે છે, તે પિત્તોલ્બણ-આશુકારી નામે બીજો સંનિપાત.

## કફોલ્બણ-કંપન સંનિપાતજ્વરનાં લક્ષણો

अथ कफोल्बणकम्पनलक्षणमाह-હવે કફોલ્બણ-કંપનનું લક્ષણ કહે છે:

**जडता गद्गदा वाणी रात्रौ निद्रा भवत्यपि।**
**प्रसन्ने नयने चैव मुखमाधुर्यमेव च ॥ ५१६॥**
**कफोल्बणस्य लिङ्गानि सन्निपातस्य लक्षयेत्।**
**मुनिभिः सन्निपातोऽयमुक्तः कम्पनसंज्ञकः ॥५१७॥**

अन्वयः-जडता गद्गदा वाणी रात्रौ निद्रा भवति

अपि, नयने च प्रस्तब्धे एव, च मुखमाधुर्यम् एव–(एतानि) कफोल्बणस्य सन्निपातस्य लिङ्गानि लक्षयेत्। अथ सन्निपातः मुनिभिः कम्पनसंज्ञकः उक्तः ॥

જડપણું, બોલવામાં ગળગળાપણું, રાતે નિદ્રા આવે પણ ખરી (અર્થાત્ સન્નિપાતજ્વરનાં સામાન્ય લક્ષણોમાં 'નિદ્રાનાશ' કહેલ છે; છતાં આ કફોલ્બણ સન્નિપાતમાં રાતે નિદ્રા આવે પણ ખરી); નેત્રોનું સજ્જડપણું અને મોઢામાં મીઠાશ–એટલાં કફોલ્બણ[1] સન્નિપાતજ્વરનાં લક્ષણો જાણવાં આ કફોલ્બણ-સન્નિપાતને મુનિઓએ 'કંપન' કહ્યો છે.

[1] कफ. उल्बणः यस्मिन् स कफोल्बणः, कम्पयति सर्वाणि गात्राणीति कम्पनः–नन्द्यादि', कफोल्बण श्चासौ कम्पनश्च–कफोल्बणकम्पनः–જેમાં કફ પોતાને અધિકપણે સ્પષ્ટ જણાવે છે અને જે રોગીના આખા અંગને કંપાવી નાખે છે, તે કફોલ્બણ–કંપન નામે ત્રીજો સંનિપાત.

## વાતપિત્તોલ્બણ–બભ્રુ સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ वातपित्तोल्बणबभ्रुलक्षणमाह–હવે વાતપિત્તોલ્બણ–બભ્રુનું લક્ષણ કહે છે:

**वातपित्ताधिको यस्तु सन्निपातः प्रकुप्यति।**
**तस्य ज्वरो मदस्तृष्णा मुखशोषः प्रमीलकः ॥५१८**
**आध्मानाऽरुचितन्द्राश्च कासश्वासभ्रमश्रमाः।**
**मुनिभिर्बभ्रुनामाऽयं सन्निपात उदाहृतः ॥५१९॥**

अन्वयः–वातपित्ताधिकः यः सन्निपातः तु प्रकुप्यति तस्य ज्वर मदः तृष्णा मुखशोषः प्रमीलकः आध्मान–अरुचि–तन्द्राः च कास–श्वास–भ्रम–श्रमाः (लक्षणानि स्यु) अथ सन्निपातः मुनिभिः बभ्रुनामा उदाहृतः ॥

વાયુની તથા પિત્તની અધિકતાવાળો જે સન્નિપાત પ્રકુપિત થયો હોય, તેનાં જ્વર, મદ, તરશ, મોઢાનો શોષ, ઘેન, પેટનું ચડવું, અરુચિ, નેત્રોનું મિચાઈ જવું, ઉધરસ, શ્વાસ, ભ્રમ અને શ્રમ–એટલાં લક્ષણો થાય છે. આ વાતપિત્તોલ્બણ[1]–સન્નિપાતને મુનિઓએ 'બભ્રુ' કહ્યો છે. ૫૧૮,૫૧૯

[1] वातश्च पित्तं च वातपित्ते, ते उल्बणे यस्मिन् स वातपित्तोल्बण, बिभर्ति भरति वा ज्वरमदादीन् विकारानिति बभ्रुः,डुभृञ् भरणे,भृञ् वा–'कुर्भ्रश्च' (उणा-१-२२) इति कुर्द्वित्वं च। वातपित्तोल्बणश्चासौ बभ्रुश्च वातपित्तोल्बणबभ्रुः: જેમાં વાયુ અને પિત્ત બન્ને પોતાને અધિકપણે સ્પષ્ટ જણાવે છે અને જે તાવ, મદ વગેરે વિકારોને ધારણ કરે છે, તે વાતપિત્તોલ્બણ-બભ્રુ નામે ચોથો સંનિપાત.

## વાતશ્લેષ્મોલ્બણ–શીઘ્રકારી સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ वातश्लेष्मोल्बणशीघ्रकारिलक्षणमाह–હવે વાતશ્લેષ્મોલ્બણ–શીઘ્રકારીનું લક્ષણ કહે છે:

**वातश्लेष्माधिको यस्य सन्निपातः प्रकुप्यति।**
**तस्य शीतज्वरो मूर्च्छा क्षुत् तृष्णा पार्श्वनिग्रहः ॥५२०**
**शूलमस्विद्यमानस्य तन्द्रा श्वासश्च जायते।**
**असाध्यः सन्निपातोऽयं शीघ्रकारीति कथ्यते।**
**न हि जीवत्यहोरात्रमनेनाविष्टविग्रहः ॥५२१॥**

अन्वयः–यस्य वातश्लेष्माधिकः संनिपातः प्रकुप्यति तस्य शीतज्वरः मूर्च्छा क्षुत् तृष्णा पार्श्वनिग्रहः शूलम् अस्विद्यमानस्य तन्द्रा च श्वास जायते, अथ संनिपात. असाध्यः शीघ्रकारी इति कथ्यते। अनेन आविष्टविग्रहः अहोरात्र न हि जीवति ॥

વાયુની તથા કફની અધિકતાવાળો સન્નિપાત જેને કુપિત થયો હોય તેને શીતજ્વર, મૂર્છા, ભૂખ, તરશ, પડખાંનું ઝલાઈ જવું, શૂળ, પરસેવાનો અભાવ, ઘેન અને શ્વાસ એટલાં લક્ષણો થાય છે. આ સન્નિપાત અસાધ્ય છે, અને તેને મુનિઓ 'શીઘ્રકારી' કહે છે. જેને આ સન્નિપાત થયો હોય તે માણસ એક દિવસ–રાત પણ જીવતો નથી. ૫૨૦,૨૧

[1] वातश्च श्लेष्मा च वातश्लेष्माणौ, तौ उल्बणौ यस्मिन् सः वातश्लेष्मोल्बणः, शीघ्रं करोति शीतज्वर–मूर्च्छादीन् विकारान् मृत्युं चापीत्येवंशीलः–शीघ्रकारी, वातश्लेष्मोल्बणश्चासौ शीघ्रकारी च वातश्लेष्मोल्बण–शीघ्रकारी–જેમાં વાયુ અને કફ બન્ને પોતાને અધિકપણે સ્પષ્ટ જણાવે છે અને જે શીતજ્વર તથા મૂર્છા આદિ વિકારોને અને મૃત્યુને પણ જલદી કરવાના સ્વભાવવાળો હોય છે, તે વાતશ્લેષ્મોલ્બણ શીઘ્રકારી નામનો પાંચમો સંનિપાત

## પિત્તકફોલ્બણ–ભલ્લુ સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ पित्तश्लेष्मोल्बणभल्लुलक्षणमाह–હવે પિત્તકફોલ્બણ ભલ્લુનું લક્ષણ કહે છે:

**पित्तश्लेष्माधिको यस्य सन्निपातः प्रकुप्यति।**
**अन्तर्दाहो बहिः शीतं तस्य तृष्णा प्रवर्धते ॥५२२॥**

तुद्यते दक्षिणे पार्श्वे उरःशीर्षगलग्रहः।
ष्ठीवति श्लेष्मपित्तञ्च कृच्छ्रात्कोठश्च जायते ॥५२३॥
विड्भेदश्वासहिक्काश्च वर्द्धन्ते सप्रमीलकाः।
ऋषिभिर्भल्लुनामाऽयं सन्निपात उदाहृतः ।५२४॥

अन्वयः–यस्य पित्तश्लेष्माधिकः संनिपातः प्रकुप्यति तस्य अन्तर् दाहः बहिः शीतं तृष्णा (च) प्रवर्धते। दक्षिणे पार्श्वे तुद्यते, उरः शीर्ष–गल–ग्रहः, श्लेष्मपित्तं च कृच्छ्रात् ष्ठीवति, कोठः च जायते, विड्भेद–श्वास–हिक्काः च सप्रमीलकाः वर्धन्ते, अयं सन्निपातः ऋषिभिः भल्लुनामा उदाहृतः ॥

પિત્તની તથા કફની અધિકતાવાળો સન્નિપાત જેને કુપિત થયો હોય તેના શરીરની અંદર દાહ થાય, બહાર શીત રહે, તરશ ખૂબ વધે, જમણા પડખામાં પીડા થાય, છાતી, માથું તથા ગળું ઝલાઈ જાય, અત્યંત કષ્ટથી કફ તથા પિત્ત થૂંકે, ઢ્રામઠાં થાય, ઝાડો લાગ્યા કરે, શ્વાસ થાય, હેડકી વધે અને ઘેન પણ વધે છે. આ સન્નિપાતને મુનિઓએ 'ભલ્લુ'[1] નામે કહ્યો છે. ૫૨૨–૫૨૪

૧ पित्तं च कफश्च पित्तकफौ, तौ उल्बणौ यस्मिन् सः–पित्तकफोल्बणः, भल्लति–हिनस्ति जनान् इति भल्लुः, भल्ल हिंसायाम्–बाहुलकात् कुः, पित्तकफोल्बणश्चासौ भल्लुश्च पित्तकफोल्बण–भल्लुः–જેમાં પિત્ત અને કફ પોતાને અધિકપણું સ્પષ્ટ જણાવે છે અને જે લોકોને મારી નાખે છે, તે પિત્તકફોલ્બણ–ભલ્લુ નામે છઠ્ઠો સંનિપાત.

### વાતપિત્તકફોલ્બણ કૂટપાકલ સન્નિપાત-જ્વરનાં લક્ષણો

अथ वातपित्तश्लेष्मोल्बणकूटपाकललक्षणमाह–હવે વાતપિત્તકફોલ્બણ–કૂટપાકલનું લક્ષણ કહે છે :

सर्वदोषोल्बणो यस्य सन्निपातः प्रकुप्यति।
त्रयाणामपि दोषाणां तस्य रूपाणि लक्षयेत् ॥५२५
व्याधिभ्यो दारुणश्चैव वज्रशस्त्राग्निसन्निभः।
केवलोच्छ्वासपरमः स्तब्धाङ्गः स्तब्धलोचनः॥५२६
त्रिरात्रात्परमेतस्य जन्तोर्हरति जीवितम्।
तदवस्थन्तु तं दृष्ट्वा मूढो व्याहरते जनः ॥५२७॥
धर्षितो राक्षसैर्नूनमवेलायां चरन्ति ये।
अम्बया ब्रुवते केचिद् यक्षिण्या ब्रह्मराक्षसैः ॥५२८॥
पिशाचैर्गुह्यकैश्चैव तथान्यैर्मस्तके हतम्।
कुलदेवार्चनाहीनं धर्षितं कुलदैवतैः ॥ ५२९ ॥
नक्षत्रपीडामपरे गरकर्मेति चापरे।
सन्निपातमिमं प्राहुर्भिषजः कूटपाकलम् ॥५३०॥

अन्वयः–यस्य सर्वदोषोल्बणः संनिपातः प्रकुप्यति तस्य त्रयाणाम् अपि दोषाणां रूपाणि लक्षयेत्, व्याधिभ्यः च दारुणः एव, वज्रशस्त्राग्निसनिभः, केवलोच्छ्वासपरमः स्तब्धाङ्गः स्तब्धलोचनः (भवति)। (अयं सन्निपातः) त्रिरात्रात् परम् एतस्य जन्तोः जीवितं हरति। तदवस्थं तु तं दृष्ट्वा मूढः जनः व्याहरते–ये अवेलायां चरन्ति (तैः) राक्षसैः (अयं) नूनं धर्षितः, केचित् ब्रुवते–अम्बया यक्षिण्या ब्रह्मराक्षसैः पिशाचैः गुह्यकैः तथा च अन्यैः मस्तके हतम्, कुलदेवार्चनाहीनं कुलदैवतैः धर्षितम्, अपरे नक्षत्रपीडाम् अपरे च गरकर्म इति (भाषन्ते) इमं सन्निपातं भिषजः कूटपाकलं प्राहुः ॥

જેના દેહમાં ત્રણે દોષોની ઉલ્બણતા કે અધિકતાવાળા સન્નિપાતનો પ્રકોપ થાય છે, તેમાં ત્રણે દોષોનાં રૂપો દેખાય છે. આ સન્નિપાત સઘળા વ્યાધિઓ કરતાં વધારે ભયંકર હોઈ વજ્રના જેવો, શસ્ત્રના જેવો તથા અગ્નિના જેવો છે; કેવળ ઊંચા શ્વાસ તે લેવડાવ્યા કરે છે; અને અંગોને તથા આંખોને સજ્જડ કરી નાખે છે. આ સન્નિપાત ત્રણ રાત પછી પ્રાણીના જીવિતને લઈ લે છે. આ સન્નિપાતવાળા માણસને જોઈ કેટલાક મૂર્ખ માણસો કહે છે કે, 'આને કવેળાએ ફરનારા રાક્ષસોએ નક્કી ઝડપી લીધો છે.' કેટલાક કહે છે કે, 'દેવીએ ઝડપી લીધો છે.' કેટલાક કહે છે કે, 'યક્ષિણીએ ઝડપી લીધો છે.' કેટલાક કહે છે કે, 'બ્રહ્મરાક્ષસોએ ઝડપી લીધો છે.' કેટલાક કહે છે કે, 'આને પિશાચોએ, યક્ષોએ કે એવા જ બીજાઓએ માથામાં માર્યું છે.' કેટલાક કહે છે કે, 'કુળદેવનું આ પૂજન કરતો નથી, તેથી કુળદેવોએ આને આમ હેરાન કર્યો છે.' કેટલાક કહે છે કે, 'ગ્રહ-નક્ષત્ર આદિએ પીડા કરી છે;' અને કેટલાક કહે છે કે, 'આને કોઈએ ઝેર દીધું છે.' આ સન્નિપાતને વૈદ્યો 'કૂટપાકલ'[1] કહે છે. ૫૩૦

૧ वातश्च पित्तं च कफश्च वातपित्तकफाः, ते त्रयोऽपि उल्बणा यस्मिन् सः–वातपित्तकफोल्बणः ततः कूटयति–दाहं करोतीति कूटः–कूट दाहे पचाद्यच्। पाकं च लाति–ददाति अज्ञानमिति पाकलः–ला दाने–'आतोऽनुपसर्गे कः,' कूटश्चासौ पाकलश्च कूटपाकलः, वातपित्तकफोल्बणश्चासौ कूटपाकलश्च वातपित्तकफोल्बणकूटपाकलः–જેમાં વાત,

પિત્ત અને કફ એ-ત્રણે પોતાને અધિકપણે સ્પષ્ટ જણાવે છે અને જે રોગીનાં અંગોને દાહ ઉપજાવે છે તથા પકવી નાખે છે, તે વાતપિત્તકફશ્લેષ્મણ-કૂટપાકલ નામે સાતમો સંનિપાત.

## 'પ્રવૃદ્ધવાત-મધ્યપિત્ત-હીનકફ'-સંમોહક સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ प्रवृद्धमध्यहीनवातादिजनितसमोहकसन्निपातज्वरस्य लक्षणान्याह-હવે પ્રવૃદ્ધ-મધ્ય-હીન વાયુ આદિથી થતા સંમોહક સંનિપાતજ્વરનાં લક્ષણો કહે છે:

**प्रवृद्धमध्यहीनैस्तु वातपित्तकफैश्च यः ।**
**तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५२१**
**प्रलापायाससंमोहकम्पमूर्च्छाऽरतिभ्रमाः ।**
**एकपक्षाभिघातश्च तत्राप्येते विशेषतः ॥**
**एष संमोहको नाम्ना सन्निपातः सुदारुणः ॥५२२**

अन्वयः-यः तु प्रवृद्ध-मध्य-हीनैः वात-पित्त-कफैः च (भवेत्) तेन उक्ताः ते एव रोगाः यथादोषबलाश्रयाः (भवन्ति), तत्र अपि प्रलाप-आयास-समोह-कम्प-मूर्च्छा-अरति-भ्रमाः च एकपक्ष-अभिघातः-एते विशेषतः (स्यु)। एषः सुदारुणः सन्निपातः समोहकः नाम्ना (मुनिभिः कथितः) ॥

પણ જે 'પ્રવૃદ્ધવાત-મધ્યપિત્ત-હીનકફ' સન્નિપાત થયો હોય, તેથી પ્રથમ કહેલા તે જ વ્યથા, કંપ, નિદ્રાનો નાશ તથા ઝાડાની કબજિયાત વગેરે વાયુ સંબંધી રોગો, તેમ જ દાહ, તરશ, ઉષ્ણતા તથા પરસેવો આદિ પિત્ત સંબંધી રોગો અને ભારેપણું, અગ્નિની મંદતા, ઉધરસ તથા નાકમાંથી અને મોઢામાંથી પાણી ઝરવું વગેરે કફ સંબંધી રોગો પણ દોષ તથા બળના આશ્રય પ્રમાણે થાય છે; તેમાં પણ બકવાદ, પરિશ્રમ, મોહ, કંપ, મૂર્છા, અરુચિ, ભ્રમ અને એક પક્ષઘાત વિશેષે કરી થાય છે. આ મહાદારુણ સન્નિપાતને મુનિઓએ 'સંમોહક'[1] નામે કહ્યો છે. ૫૩૨

ટીકા-रोगास्त एवोक्ताः=उक्ता एव ते रोगा व्यथावेपथुनिद्रानाशविड्भमादयो वातजाः, दाहतृष्णोष्णतास्वेदादयः पित्तजाः, गौरवाग्निमान्द्यकासनासिकामुखप्रसेकादयः कफजाः। तत्रापि प्रलापादयः पक्षघातान्ताः विशेषाद्भवन्ति। ननु वातः प्रवृद्धः स ज्वरं करिष्यति । पित्तन्तु मध्य-सममिति यावत्, तत् कथं ज्वरं करिष्यति ? यत आह-'धातवस्तन्मला दोषाः सुर्नाशायासमास्तनौ । समाः सुखाय विज्ञेया बलायोपचयाय च' इति ॥ उच्यते-अत्र पित्तं मध्यमपि अप्रकृतमेव, यतोऽप्रकृतयोर्वातश्लेष्मणोरपेक्षया मध्यं, तेन मध्यकुपितमित्यर्थः। ननु कफः क्षीणः स कथं ज्वरं करिष्यति ? हीनशक्तित्वात्। उच्यते,-दोषाः क्षीणा अपि व्याधीन् कुर्वन्त्येव; यत आह-'वातक्षयेऽल्पचेष्टत्वं मन्दवाक्त्वं विसंज्ञता। पित्तक्षयेऽधिकः श्लेष्मा वह्निर्मन्दः प्रभाक्षयः। शिथिला सन्धयो मूर्च्छा रौक्ष्यं दाह. कफक्षये ॥' इत्याशङ्का-सिद्धान्तश्चात्र, परत्रापि ॥ અહીં શંકા થાય છે કે વાયુ વૃદ્ધિ પામીને જ્વરને ઉત્પન્ન કરશે, પણ પિત્ત તો મધ્ય એટલે સમ હોય છે, તે જ્વરને કેમ ઉત્પન્ન કરશે? કારણ કહ્યું છે કે, 'ધાતુઓ, મળો અને દોષો શરીરમાં જો સમ સ્થિતિમાં ન હોય તો ખરાબી કરે છે; પણ જો સમ સ્થિતિમાં હોય તો સુખ, બળ તથા પુષ્ટિ આપે છે.' આનું સમાધાન આ કહેવાય છે કે, સન્નિપાતમાં પિત્ત મધ્યસ્થિતિમાં રહ્યા છતાં અપ્રકૃત જ કે કુપિત જ બન્યું હોય છે એટલે કે અપ્રકૃત બનેલા કે કોપેલા વાયુ તથા કફની અપેક્ષાએ જ મધ્ય રહેલું તે પિત્ત પણ ખરી રીતે તો મધ્ય રીતે કુપિત જ થયું હોય છે, એમ સમજવાનું છે.

અહીં બીજી પણ આવી શંકા થાય છે કે, કફ તો ક્ષીણ થયેલો હોય છે, તે જ્વરને કેમ ઉત્પન્ન કરી શકે? કારણ કે જેની શક્તિ ઓછી થઈ ગઈ હોય, તે કાર્ય કરવા સમર્થ રહે જ નહિ; આનું સમાધાન આ પ્રમાણે કહેવાય છે: દોષો ક્ષીણ થયા છતાં વ્યાધિઓને ઉત્પન્ન કરે છે; જેમ કે, 'વાયુનો ક્ષય થાય ત્યારે ચેષ્ટા ઓછી થઈ જાય, વાણી ઓછી થઈ જાય તથા બેભાનપણું થાય છે; પિત્તનો ક્ષય થાય ત્યારે કફ અધિક થાય, અગ્નિ મંદ થાય તથા કાંતિનો ક્ષય થાય છે; તેમ જ કફનો ક્ષય થાય ત્યારે સાંધા ઢીલા થઈ જાય, મૂર્છા થાય, રુક્ષપણું તથા દાહ થાય.' (એમ પ્રાચીન ગ્રંથોમાં કહ્યું છે.)

આવી શંકા અને આવું સમાધાન હવે પછીના બીજા સન્નિપાતજ્વરો વિષે પણ સમજી લેવાં.

૧ प्रवृद्धः वातः यस्मिन्, मध्यं पित्तं यस्मिन्, हीनः कफः यस्मिन्, ततः प्रवृद्धवातश्चासौ मध्यपित्तश्चासौ हीनकफश्चासाविति प्रवृद्धवातमध्यपित्तहीनकफः, ततः सम्यग् मोहयति रोगिणं वैद्यं चापि प्रलापादीन् विशेषात् समुत्पाद्य, मुहु वैचित्त्ये-ण्यन्तात्ण्वुल्-જેમાં વાયુ ખૂબ વધ્યો હોય, પિત્ત મધ્ય હોય અને કફ હીન હોય, તેમ જ પ્રલાપ વગેરે વિશેષ વિકારોને ઉપ-

બનીને જે રોગીને બેભાન બનાવે છે તથા વૈદ્યને પણ મૂંઝવી નાખે છે, તે પ્રવૃદ્ધવાત–મધ્યપિત્ત–હીનકફ–સંમોહક નામે આઠમો સંનિપાત.

**'મધ્યવાત–પ્રવૃદ્ધપિત્ત–હીનકફ'–**
**પાકલ સન્નિપાતજ્વરનાં લક્ષણો**

अथ मध्यवात–प्रवृद्धपित्त–हीनकफ–पाकलसंनिपात–लक्षणान्याह–

**मध्यप्रवृद्धहीनैस्तु वातपित्तकफैश्च यः।**
**तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५३३**
**मोहप्रलापमूर्च्छाः स्युर्मन्यास्तम्भः शिरोग्रहः।**
**कासः श्वासो भ्रमस्तन्द्रा संज्ञानाशो हृदि व्यथा॥**
**खेभ्यो रक्तं विसृजति संरक्तस्तब्धनेत्रता।**
**तत्राप्येते विशेषाः स्युर्मृत्युरर्वाक् त्रिवासरात्।**
**भिषग्भिः सन्निपातोऽयं कथितः पाकलाभिधः॥**

अन्वयः–मध्य–प्रवृद्ध–हीनैः तु वात–पित्त–कफैः च यः (सन्निपातः भवति), तेन यथादोषबलाश्रयाः ते एव उक्ताः रोगाः स्युः, मोह–प्रलाप–मूर्च्छाः मन्यास्तम्भः शिरोग्रहः कासः श्वासः भ्रमः तन्द्रा संज्ञानाशः हृदि व्यथा (जायते), खेभ्यः रक्तं विसृजति, संरक्तस्तब्धनेत्रता–एते विशेषाः स्युः, त्रिवासरात् अर्वाक् (रोगिणः) मृत्युः (च स्यात्), अयं सन्निपातः भिषग्भिः पाकलाभिधः कथितः॥

'મધ્યવાત–પ્રવૃદ્ધપિત્ત–હીનકફ'ને લીધે જે સન્નિપાત થાય, તેથી તે તે દોષોના બળના આશ્રય પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ જ પ્રથમ કહેલા રોગો થાય છે અને તેઓમાં પણ મોહ, બકવાદ, મૂર્છા, ગળાની નાડીનું ઝલાઈ જવું, માથાનું ઝલાઈ જવું, ઉધરસ, શ્વાસ, ભ્રમ, ઘેન, સંજ્ઞાનો નાશ, હૃદયમાં પીડા, ઇંદ્રિયોનાં છિદ્રોમાંથી લોહીનું નીકળવું અને નેત્રોનું રાતાપણું તથા અક્કડપણું વિશેષે કરી થાય છે; આ સન્નિપાતથી ત્રણ દિવસની અંદર રોગીનું મરણ થાય છે; આ સન્નિપાતને વૈદ્યોએ 'પાકલ'[1] નામે કહ્યો છે. ૫૩૩–૫૩૫

૧ मध्यः वातः यस्मिन्, प्रवृद्धं पित्तं यस्मिन्, हीनः कफः यस्मिन्, ततः मध्यवातश्चासौ प्रवृद्धपित्तश्चासौ हीनकफश्चासौ इति मध्यवात–प्रवृद्धपित्त–हीनकफः, ततः पाकं लाति–ददाति अङ्गानामिति पाकलः–मध्यवात–प्रवृद्धपित्त–हीनकफश्चासौ पाकलश्च–मध्यवात–प्रवृद्धपित्त–हीनकफपाकलः–જેમાં વાયુ મધ્ય હોય, પિત્ત ખૂબ વધ્યું હોય અને કફ હીન હોય તેમ જ રોગીઓનાં અંગોને જે પકવી નાખે છે, તે મધ્યવાત–પ્રવૃદ્ધપિત્ત–હીનકફ–પાકલ નામે નવમો સંનિપાત.

**'હીનવાત–પ્રવૃદ્ધપિત્ત–મધ્યકફ'–**
**યામ્ય સન્નિપાતજ્વરનાં લક્ષણો**

अथ हीनवात–प्रवृद्धपित्त–मध्यकफ–याम्यसन्निपात–लक्षणमाह–

**हीनप्रवृद्धमध्यैस्तु वातपित्तकफैश्च यः।**
**तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५३६**
**हृदयं दह्यते चास्य यकृत्प्लीहान्त्रफुफ्फुसाः।**
**पच्यन्तेऽत्यर्थमूर्ध्वाधः पूयशोणितनिर्गमः ॥५३७॥**
**शीर्णदन्तश्च मृत्युश्च तत्राप्येतद् विशेषतः।**
***भिषग्भिः सन्निपातोऽयं याम्यो नाम्ना प्रकीर्त्तितः॥***

अन्वयः–हीन–प्रवृद्ध–मध्यैः तु वात–पित्त–कफैः च यः (सन्निपातः भवति), तेन यथादोषबलाश्रयाः ते एव उक्ताः रोगाः (स्युः), तत्र अपि अस्य (रोगिणः) हृदयं च दह्यते, यकृत्–प्लीह–अन्त्र फुफ्फुसाः अत्यर्थं पच्यन्ते, ऊर्ध्व–अधः पूय–शोणितनिर्गमः (स्यात्), शीर्णदन्तः च मृत्युः च–एतद् विशेषतः (भवेत्)। अयं संनिपातः भिषग्भिः याम्यः नाम्ना प्रकीर्तितः॥

'હીનવાત–પ્રવૃદ્ધપિત્ત–મધ્યકફ'ને લીધે જે સન્નિપાત થાય છે, તેથી તે તે દોષના બળના આશ્રય પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ જ કહેલા રોગો થાય છે અને તેઓમાં પણ હૃદયનો દાહ, જમણા પડખાની ગાંઠ–બરલ, આંતરડાં તથા ફેફસાંનું અત્યંત પાકવું, મુખમાંથી તથા ગુદામાંથી પરુનું તથા લોહીનું નીકળવું, દાંતોનું પડવું અને મરણ વિશેષે કરી થાય છે; આ સન્નિપાતને વૈદ્યોએ 'યામ્ય'[1] નામે કહ્યો છે. ૫૩૬–૫૩૮

૧ हीनः वातः यस्मिन्, प्रवृद्धं पित्तं यस्मिन्, मध्यः कफः यस्मिन्, ततः हीनवातश्चासौ प्रवृद्धपित्तश्चासौ मध्यकफश्चासाविति हीनवात–प्रवृद्धपित्त–मध्यकफः, यमस्य अयं दूतः इव याम्यः, ततः कर्मधारयः–જેમાં વાત હીન હોય, પિત્ત ખૂબ વધ્યું હોય અને કફ મધ્ય હોય તેમ જ યમરાજનો જાણે દૂત હોય તેવો હોવાથી હીનવાત–પ્રવૃદ્ધપિત્ત–મધ્યકફ–યામ્ય નામે દસમો સંનિપાત.

**'પ્રવૃદ્ધવાત–હીનપિત્ત–મધ્યકફ'–**
**ક્રકચ સન્નિપાતજ્વરનાં લક્ષણો**

अथ प्रवृद्धवात–हीनपित्त–मध्यकफ–क्रकचसन्निपात–लक्षणमाह–

प्रवृद्धहीनमध्यैस्तु वातपित्तकफैश्च यः ।
तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५३९॥
प्रलापायाससंमोहाः कम्पमूर्च्छाऽरतिभ्रमाः ।
मन्यास्तम्भेन मृत्युः स्यात् तत्राप्येतद्विशेषतः ।
भिषग्भिः सन्निपातोऽयं क्रकचः संप्रकीर्त्तितः ॥

अन्वय.-प्रवृद्ध-हीन-मध्यैः तु वात-पित्त-कफैः च यः ( सन्निपातः भवति ), तेन ते एव उक्ताः रोगाः (स्युः), तत्र अपि प्रलाप-आयास-संमोहा. कम्प-मूर्च्छा-अरति भ्रमाः. मन्यास्तम्भेन मृत्युः-एतद् विशेषतः स्यात्। भिषग्भिः अयं सन्निपातः क्रकचः संप्रकीर्तितः ॥

'પ્રવૃદ્ધવાત-હીનપિત્ત-મધ્યકફ'ને લીધે જે સન્નિપાત થાય છે, તેથી તે તે દોષોનાં બળોના આશ્રય પ્રમાણે કંપ,દાહ અને ભારેપણું આદિ સઘળા એના એ જ રોગો થાય છે; અને તેઓમાં પણ બકવાદ, પરિશ્રમ, મોહ, કંપ, મૂર્છા, બેચેની, ભ્રમ ઉપરાંત ગળાની નાડી ઝલાઈ જવાથી મરણ વિશેષે કરી થાય છે. વૈદ્યોએ આ સન્નિપાતને 'ક્રકચ'[1]નામે કહ્યો છે.

[1] प्रवृद्धः वातः यस्मिन्, हीनं पित्तं यस्मिन्, मध्यः कफः यस्मिन्, ततः प्रवृद्धवातश्चासौ हीनपित्तश्चासौ मध्यकफश्चासाविति-प्रवृद्धवात हीनपित्त मध्यकफ', ततः 'क' इति कचति-शब्दं करोति काष्ठादीन् विदारयन्निति क्रकचः- कच शब्दे-अच्-क्रकचः-काष्ठादिविदारणशस्त्रविशेषः, स इव य रोगिणामङ्गविदारणो मृत्युप्रदश्चेति क्रकचः-જેમાં વાયુ ખૂબ વધ્યો હોય, પિત્ત હીન હોય અને કફ મધ્ય હોય તેમ જ લાકડાં ચીરતી કરવતની જેમ રોગીઓના અંગોને જે વિદારીને મારી નાખે છે, તેથી પ્રવૃદ્ધવાત-હીનપિત્ત-મધ્યકફ ક્રકચ નામે અગિયારમો સંનિપાત.

### 'મધ્યવાત-હીનપિત્ત-પ્રવૃદ્ધકફ'- કર્કટક સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ मध्यवात-हीनपित्त-प्रवृद्धकफ-कर्कटकसन्निपात-लक्षणमाह-

मध्यहीनप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः ।
तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५४१॥
अन्तर्दाहो विशेषोऽत्र न च वक्तुं स शक्यते ।
रक्तमालक्तकेनेव लक्ष्यते मुखमण्डलम् ॥५४२॥
पित्तेनाकर्षितः श्लेष्मा हृदयान्न प्रसिच्यते ।
इषुणेवाहतं पार्श्वं तुद्यते खन्यते हृदि ॥५४३॥
प्रमीलकश्वासहिक्का वर्द्धन्ते तु दिने दिने ।
जिह्वा दग्धा खरस्पर्शा गलः शूकैरिवावृतः ॥५४४
विसर्गं नाभिजानाति कूजेच्चापि कपोतवत् ।
अतीव श्लेष्मणा पूर्णः शुष्कवक्त्रौष्ठतालुकः ॥
तन्द्रानिद्रातियोगार्त्तो हतवाङ्निहतद्युतिः ।
न रतिं लभते नित्यं विपरीतानि चेच्छति ॥५४५
आयम्यते च बहुशो रक्तं ष्ठीवति चाल्पशः ।
एष कर्कटको नाम्ना सन्निपातः सुदारुणः ॥५४७

अन्वयः-मध्य-हीन-प्रवृद्धैः तु वातपित्तकफैः च यः ( सन्निपातः भवेत् ), तेन ते एव यथादोषबलाश्रया उक्ताः रोगाः ( स्युः ), अत्र च विशेषः अन्तर्दाहः ( भवेत् ) स च वक्तु न शक्यते, मुखमण्डलम् आलक्तकेन रक्तम् इव लक्ष्यते, पित्तेन आकर्षितः श्लेष्मा हृदयात् न प्रसिच्यते, इषुणा आहतम् इव पार्श्वं तुद्यते, हृदि खन्यते ( इव ), दिने दिने प्रमीलक-श्वास-हिक्काः तु वर्द्धन्ते, जिह्वा दग्धा ( इव ) खरस्पर्शा ( भवति ), गलः शूकैः आवृतः इव ( स्यात् ), विसर्गं न अभिजानाति, अपि च कपोतवत् कूजेत्, श्लेष्मणा अतीव पूर्णः, शुष्कवक्त्रौष्ठतालुकः, तन्द्रा-निद्रा-अतियोगार्तः, हतवाक्, निहतद्युतिः ( सन् ) रतिं न लभते, विपरीतानि च इच्छति, बहुशः च आयम्यते, अल्पशः च रक्तं ष्ठीवति । एषः महादारुणः सन्निपातः कर्कटकः नाम्ना ( कथ्यते ) ॥

'મધ્યવાત-હીનપિત્ત-પ્રવૃદ્ધકફ'ને લીધે જે સન્નિપાત થાય છે, તેથી તે તે દોષોના બળના આશ્રય પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું વગેરે સઘળા એના એ જ કહેલા રોગો થાય છે અને તેમાં વિશેષે કરી અંદર એવો દાહ થાય છે કે, જે કહી શકાતો નથી; મોઢાનું મંડળ જાણે અળતાથી રંગાયેલું હોય એવું રાતું દેખાય છે; પિત્તથી ખેંચાયેલો કફ હૃદયમાંથી બહાર થૂંકાતો નથી; જાણે બાણ વાગ્યું હોય એવી પડખામાં પીડા થાય છે; હૃદયમાં જાણે કોઈ ખોદી નાખતું હોય એવી પીડા થાય છે, દિવસે દિવસે આંખોનું મિંચાવું વધતું જાય છે, શ્વાસ તથા હેડકી પણ વધતાં જાય છે; જીભ જાણે બળી ગયેલી હોય તેવી કાળી તથા ખરસટ થઈ જાય છે; ગળું જાણે ધાન્યની અણીઓથી વીંટાયેલું હોય એવું થઈ જાય છે; ઝાડો-પેશાબ

નીકળી જવાની ખબર રહેતી નથી; વળી હોલાની પેઠે ગળાથી ઘૂઘવાટ કરે છે; કફથી અત્યંત ભરાઈ ગયેલો રહે છે; મોઢું, હોઠ તથા તાળવું સુકાય છે; ઘેનનો અને નિદ્રાનો અતિયોગ થાય છે; વાણી તથા કાંતિ હણાઈ જાય છે; કોઈ રીતે સુખ ઊપજતું નથી; વિપરીત વસ્તુઓની ઇચ્છા કરે છે; વારંવાર ઠરડાઈ જાય છે અને થોડું થોડું લોહી થૂંક્યા કરે છે. આ મહાદારુણ સન્નિપાત 'કુર્કટક'[1] નામે કહેવાય છે. ૫૪૧–૫૪૭

૧. मध्यः वातः यस्मिन्, हीनं पित्तं यस्मिन्, प्रवृद्धः कफः यस्मिन्, ततः मध्यवातश्चासौ, हीनपित्तश्चासौ, प्रवृद्धकफश्चासाविति-मध्यवात-हीनपित्त-प्रवृद्धकफः, ततः कृणाति-हिनस्ति रागिणमिति कर्–'अन्येभ्योऽपि०' इति विच्, कटति-वर्षति अन्तर्दाहादीन् विशेषात्, आवृणोति च समग्रगात्राणि श्लेष्मणेति कटः-कटे वर्षावरणयोः-पचाद्यच्, कर् चासौ कटश्चेति कर्कटः-'अहरादीनां पत्यादिषु वा रेफः,' ततः स्वार्थे कन्, मध्यवात-हीनपित्त-प्रवृद्धकफश्चासौ कर्कटकश्च-मध्यवातहीनपित्त-प्रवृद्धकफकर्कटकः–જેમાં વાયુ મધ્ય હોય, પિત્ત હીન હોય અને કફ ખૂબ વધ્યો હોય; તેમ જ રોગીને જે મારે છે તથા વિશેષે કરી અંદર દાહ આદિને વર્ષે છે અને બધાં અંગોને કફથી વીંટી લઈ ઢાંકી દે છે, તે મધ્યવાત–હીનપિત્ત–પ્રવૃદ્ધકફ–કર્કટક નામે બારમો સન્નિપાત.

## હીનવાત–મધ્યપિત્ત–પ્રવૃદ્ધકફ–વૈદારિક–સન્નિપાતજ્વરનાં લક્ષણો

अथ हीनवात–मध्यपित्त–प्रवृद्धकफ–वैदारिकसन्निपात-लक्षणमाह–

हीनमध्यप्रवृद्धैस्तु वातपित्तकफैश्च यः।
तेन रोगास्त एवोक्ता यथादोषबलाश्रयाः ॥५४८

अल्पशूलं कटीतोदो मध्ये दाहो रुजा भ्रमः।
भृशं क्लमः शिरोबस्तिमन्याहृदयवाग्रुजः ॥५४९॥

प्रमीलकः श्वासकासहिक्काजाड्यविसंज्ञताः।
प्रथमोत्पन्नमेनन्तु साधयन्ति कदाचन ॥ ५५० ॥

एतस्मिन् सन्निवृत्ते तु कर्णमूले सुदारुणा।
पिडिका जायते जन्तोर्यया कृच्छ्रेण जीवति ॥५५१

स वैदारिकसंज्ञोऽयं सन्निपातः सुदारुणः।
त्रिरात्रात्परमेतस्य व्यर्थमौषधकल्पनम् ॥ ५५२ ॥

अन्वयः–हीन–मध्य–प्रवृद्धैः तु वात–पित्तः–कफैः च यः (सन्निपातः भवति), तेन यथादोषबलाश्रयाः ते उक्ताः एव रोगाः (स्युः, तत्रापि विशेषतः) अल्पशूलं, कटीतोदः, मध्ये दाहः, रुजा, भ्रमः, भृशं क्लमः, शिरो–बस्ति–मन्या–हृदय–वाग्–रुजः, प्रमीलकः, श्वास–हिक्का–जाड्य–विसंज्ञताः (भवन्ति)। एनं प्रथमोत्पन्नं तु (वैद्याः तात्कालिकचिकित्सया) कदाचन साधयन्ति। एतस्मिन् संनिवृत्ते तु जन्तोः कर्णमूले सुदारुणा पिडिका जायते, यया (स जनः) कृच्छ्रेण जीवति। सुदारुणः अयं संनिपातः (वैद्यैः) वैदारिकसंज्ञः (कथ्यते, यतः) त्रिरात्रात् परम् एतस्य औषधकल्पनं व्यर्थम् (भवति)।

'હીનવાત–મધ્યપિત્ત–પ્રવૃદ્ધકફ'ને લીધે જે સન્નિપાત થાય, તેથી તે તે દોષોના બળના આશ્રય પ્રમાણે કંપ, દાહ અને ભારેપણું વગેરે પ્રથમ કહેલા એના એ જ રોગો ઉત્પન્ન થાય છે અને તેઓમાં વિશેષે કરી થોડું થોડું શૂળ નીકળે, કેડમાં પીડા થાય, છાતીમાં દાહ તથા પીડા થાય, ભ્રમ થાય, અત્યંત ગ્લાનિ થાય; માથામાં, મૂત્રાશયમાં, ગળાની નાડીમાં, હૃદયમાં તથા વાણીમાં પીડા થાય, આંખો મિચાઈ જાય અને શ્વાસ, હેડકી, જડતા તથા બેભાનપણું થાય છે. આ સન્નિપાત પ્રથમ ઉત્પન્ન થતાં જ વૈદ્યો જો તત્કાળ ચિકિત્સા કરે તો કદાચ તેને મટાડી દે છે. આ સન્નિપાત નિવૃત્ત થાય ત્યારે માણસના કાનના મૂળમાં મહાદારુણ ફોલ્લી થાય છે કે, જેનાથી માણસ ભાગ્યે જ જીવે છે. મહાભયંકર આ સન્નિપાતને વૈદ્યો 'વૈદારિક'[1] નામે કહે છે. આ સન્નિપાત થયાને ત્રણ રાત વીત્યા પછી ઔષધો કરવાં વ્યર્થ થાય છે. ૫૪૮–૫૫૨

૧. हीनः वातः यस्मिन् सः, मध्यं पित्तं यस्मिन् सः, प्रवृद्धः कफः यस्मिन् सः, ततः हीनवातश्चासौ मध्यपित्तश्चासौ प्रवृद्धकफश्चासाविति हीनवात–मध्यपित्त–प्रवृद्धकफः, विदारयति कटीतोदादीन् विकारानुत्पाद्य इत्येवंशीलः–ताच्छीलिको णिनिः, ततः स्वार्थे ठक्–वैदारिकः, ततः कर्मधारये–हीनवात–मध्यपित्त–प्रवृद्धकफ–वैदारिकः–જેમાં વાયુ હીન હોય, પિત્ત મધ્ય હોય અને કફ ખૂબ વધ્યો હોય, તેમ જ કેડમાં પીડા વગેરે ઉપજાવીને આખરે જે મારી જ નાખે છે, તેથી હીનવાત–મધ્યપિત્ત–પ્રવૃદ્ધકફ–વૈદારિક નામે તેરમો સન્નિપાત.

## ઉપર્યુક્ત તેરે સન્નિપાતજ્વરોનાં શીતાંગ આદિ બીજાં તેર નામો તથા લક્ષણો

अथ तन्त्रान्तरे वातोल्बणादीनां सन्निपातज्वरविशेषाणां त्रयोदशानां शीताङ्गादीनि त्रयोदशनामान्तराणि लक्षणान्तराणि चाह–બીજા ગ્રંથમાં વાતોલ્બણ આદિ તેરે સન્નિપાતજ્વરોનાં શીતાંગ આદિ બીજાં તેર નામો તથા લક્ષણો આ પ્રમાણે કહ્યાં છે :

शीताङ्गस्त्रिमलोद्भवज्वरगणे तन्द्री प्रलापी ततो,
रक्तष्ठीवयिता च तत्र गणितः सम्भुग्ननेत्रस्तथा।
साभिन्यासकजिह्वकश्च कथितः
प्राक्सन्धिगोऽथान्तको,
रुग्दाहः सहचित्तविभ्रम इह द्वौ कर्णकण्ठग्रहौ।

अन्वयः–त्रिमलोद्भवज्वरगणे शीताङ्गः, तन्द्री, प्रलापी, ततः रक्तष्ठीवयिता, च सम्भुग्ननेत्रः, तथा साभिन्यासक–जिह्वकः तत्र गणितः, अथ च प्राक् संधिगः, अन्तकः, रुग्दाहः, सहचित्तविभ्रमः कथितः, (अपि च) इह कर्ण–कण्ठ–ग्रहौ द्वौ (गणितौ, तेषां च लक्षणान्यपि तत्रैवोक्तानि)॥

ત્રણે દોષોથી થતા જ્વરોના સમૂહમાં શીતાંગ, તંદ્રિક, પ્રલાપક, રક્તષ્ઠીવી, ભુગ્નનેત્ર, અભિન્યાસ, જિહ્વક, સંધિગ, અંતક, રુગ્દાહ, ચિત્તવિભ્રમ, કર્ણિક અને કંઠકુબ્જક–એ તેર જ્વરો તે ગ્રંથમાં ગણ્યા છે; તેમ જ એ દરેકનાં નીચે પ્રમાણે લક્ષણો પણ તે જ ગ્રંથમાં કહ્યાં છે. ૫૫૩

टीका–तन्द्री=तन्द्रिकः, प्रलापी=प्रलापकः, रक्तष्ठीवयिता=रक्तष्ठीवी, सम्भुग्ननेत्रः=भुग्ननेत्रः, अभिन्यासकः=अभिन्यासः, कर्णकण्ठग्रहौ=कर्णग्रहः, कर्णिकः, कण्ठग्रहः=कण्ठकुब्जकः। अथ तेषां प्रत्येकं लक्षणानि–હવે તે દરેકનાં લક્ષણો કહે છે, તેમાં પ્રથમ–

### શીતાંગ સન્નિપાતજ્વરનાં લક્ષણો

हिमशिशिरशरीरः सन्निपातज्वरी यः,
श्वसनकसनहिक्कामोहकम्पप्रलापैः।
क्लमबहुकफवाताऽऽदाहवम्यङ्गपीडा–,
स्वरविकृतिभिरार्त्तः शीतगात्रः स उक्तः॥५५४॥

अन्वयः–यः सन्निपातज्वरी हिमशिशिरशरीरः श्वसन–कसन–हिक्का–मोह–कम्प–प्रलापैः, क्लम–बहुकफ–वात–आदाह–वमि–अङ्गपीडा–स्वरविकृतिभिः आर्त्तः (भवेत्,) सः शीतगात्रः उक्तः॥

જે સન્નિપાતજ્વરનો રોગી હિમ જેવા ટાઢા શરીરવાળો થઈ જાય તેને શ્વાસ ચડે, ઉધરસ થાય, હેડકી આવે, મોહ થાય, કંપ થાય, બકવાદ થાય, ગ્લાનિ થાય, કફ ઘણો નીકળે, પવન બહુ ચાલે, ખૂબ દાહ થાય, ઊલટી થાય, અંગોમાં પીડા થાય અને સ્વરમાં વિકાર થવાથી પીડાય, ત્યારે તે સન્નિપાતજ્વર 'શીતગાત્ર' (શીતાંગ[1]) કહેવાય છે. ૫૫૪

૧. शीतम् अङ्ग यस्मिन् रोगिणः स शीताङ्गः–જેમાં રોગીનું શરીર હિમ જેવું શીતળ થઈ જાય છે, તે શીતાંગ નામનો સન્નિપાત.

### તંદ્રિક સન્નિપાતજ્વરનાં લક્ષણો

तन्द्राऽतीव ततस्तृषाऽतिसरणं
श्वासोऽधिकः कासरुक्,
सन्तप्ताऽतितनुर्गले श्वयथुना
सार्द्धञ्च कण्डूः कफः।
सुश्यामा रसना क्लमः श्रवणयो–
र्मान्द्यञ्च दाहस्तथा,
यत्र स्यात्स हि तन्द्रिको निगदितो
दोषत्रयोत्थो ज्वरः॥५५५॥

अन्वयः–यत्र अतीव तन्द्रा, ततः तृषा, अतिसरणम्, अधिकः श्वासः कासरुक्, सन्तप्ताऽतितनुः, गले श्वयथुना सार्धं कण्डूः च कफः, रसना सुश्यामा, क्लमः, च श्रवणयोः मान्द्यं तथा दाहः स्यात्, सः दोषत्रयोत्थः ज्वरः तन्द्रिकः हि निगदितः॥

જે જ્વરમાં ઘેન બહુ થાય, તરસ લાગે, અતિસાર–ઝાડા થાય, શ્વાસ અત્યંત ચડે, ઉધરસનું દરદ થાય, દેહ બહુ તપે, ગળામાં સોજો, ચળ તથા કફ થાય, જીભ કાળી થઈ જાય, ગ્લાનિ થાય, કાન બહેરા થઈ જાય અને દાહ થાય, તે સન્નિપાતજ્વર 'તંદ્રિક'[1] કહેવાય છે. ૫૫૫

૧. तन्द्रा अस्ति अस्मिन्–तन्द्रिक.–व्रीह्यादित्वात् ठन्–જેમાં રોગીને ઘેન વધારે હોય, તે તન્દ્રિક નામનો બીજો સન્નિપાત.

### પ્રલાપક સન્નિપાતજ્વરનાં લક્ષણો

**यत्र ज्वरे निखिलदोषनितान्तरोष,-**
**जाते प्रलापबहुलाः सहसोत्थिताश्च ।**
**कम्पव्यथापतनदाहविसंज्ञताः स्युः,-**
**नाम्ना प्रलापक इति प्रथितः पृथिव्याम् ॥५५६॥**

अन्वयः-निखिलदोषनितान्तरोषजाते यत्र ज्वरे प्रलापबहुलाः च सहसोत्थिताः कम्पव्यथापतनदाहविसंज्ञताः स्युः, ( सः ) पृथिव्यां प्रलापकः इति नाम्ना प्रथितः ( अस्ति ) ॥

સઘળા દોષોના અત્યંત કોપને લીધે થયેલા જે જ્વરમાં બકવાદ વધે અને એકાએક કંપ, પીડા, પડી જવું, દાહ તથા બેભાનપણું ઉત્પન્ન થાય, તે સંનિપાતજ્વર પૃથ્વી પર '**પ્રલાપક**' એવા નામે પ્રખ્યાત છે.

૧. प्रकृष्टं लापयतीति प्रलापकः-लप व्यक्तायां वाचि-ण्यन्ताण्ण्वुल्-જે રોગીને ઘણો જ બકવાદ કરાવે છે, તે પ્રલાપક નામનો ત્રીજો સન્નિપાત.

### રક્તષ્ઠીવી સન્નિપાતજ્વરનાં લક્ષણો

**निष्ठीवो रुधिरस्य रक्तसदृशं कृष्णं तनौ मण्डलं,**
**लौहित्यं नयने तृषाऽरुचिवमिश्वासातिसारभ्रमाः ।**
**आध्मानञ्च विसंज्ञता च पतनं हिक्काऽङ्गपीडा भृशं,**
**रक्तष्ठीविनि सन्निपातजनिते लिङ्गं ज्वरे जायते ॥**

अन्वय-रक्तष्ठीविनि संनिपातजनिते ज्वरे रुधिरस्य निष्ठीवः, तनौ रक्तसदृशं कृष्णं मण्डलं, नयने लौहित्यं, तृषा-अरुचि-वमि-श्वास-अतिसार-भ्रमाः, आध्मानं च विसंज्ञता च पतनं हिक्का भृशम् अङ्गपीडा-( इत्येतद् ) लिङ्गं जायते ॥

લોહીને થૂંકાવતા સંનિપાતથી ઉત્પન્ન થયેલા જ્વરમાં લોહીનું થૂંકવું થયા કરે, શરીર પર રાતા જેવાં કાળાં ચકરડાં થાય, નેત્રમાં રતાશ થાય, તરશ લાગ્યા કરે, અરુચિ થાય, ઊલટી થાય, શ્વાસ ચડે, અતિસાર થાય, ભ્રમ થાય, પેટનો આફરો થાય, બેભાનપણું થાય, વારંવાર પડી જવાય, હેડકી આવે અને અંગોમાં અત્યંત પીડા થાય-એટલાં ચિહ્ન '**રક્તષ્ઠીવી**'[1] સન્નિપાતજ્વરમાં થાય છે. ૫૫૭

૧. रक्तं ष्ठीवयति इत्येवंशीलः-ष्ठिवु निरसने-इत्यस्माण्ण्यन्तात् ताच्छीलिको णिनिः-જે રોગીને લોહી થૂંકાવ્યા કરે છે, તે રક્તષ્ઠીવી નામનો ચોથો સન્નિપાત.

### ભુગ્નનેત્ર સન્નિપાતજ્વરનાં લક્ષણો

**भृशं नयनवक्रता श्वसनकासतन्द्रा भृशं,**
**प्रलापमदवेपथुश्रवणहानिमोहस्तथा ।**
**पुरो निखिलदोषजे भवति यत्र लिङ्गं ज्वरे,**
**पुरातनचिकित्सकैः स इह भुग्ननेत्रो मतः ॥५५८॥**

अन्वयः-निखिलदोषजे यत्र ज्वरे पुरः भृशं नयनवक्रता, श्वसन-कास-तन्द्राः तथा भृशं प्रलाप-मद-वेपथु-श्रवणहानि-मोहाः, ( इतीदं ) लिङ्गं भवति, सः पुरातनचिकित्सकैः इह भुग्ननेत्रः मतः ॥

સઘળા દોષોથી ઉત્પન્ન થયેલા જે જ્વરમાં પ્રથમ નેત્રો અત્યંત વાંકાં થઈ જાય, શ્વાસ ચડે, ઉધરસ આવે, ઘેન ચડે; બકવાદ, મદ તથા કંપ અત્યંત થાય, કાન બહેરા થઈ જાય અને મોહ થાય-એટલાં ચિહ્ન થાય તે સન્નિપાતજ્વરને પ્રાચીન વૈદ્યો '**ભુગ્નનેત્ર**'[1] માને છે. ૫૫૮

૧ भुग्ने नेत्रे यस्मिन् रोगिणः-भुग्ननेत्रः-જેમાં રોગીનાં બન્ને નેત્રો વાંકાં થઈ જાય છે, તે ભુગ્નનેત્ર નામનો પાંચમો સન્નિપાત.

### અભિન્યાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો

**दोषास्तीव्रतरा भवन्ति बलिनः सर्वेऽपि यत्र ज्वरे,**
**मोहोऽतीव विचेष्टता विकलता श्वासो भृशं मूकता**
**दाहश्चिक्कणमाननञ्च दहनो मन्दो बलस्य क्षयः,**
**सोऽभिन्यास इति प्रकीर्त्तित इह प्राज्ञैर्भिषग्भिः पुरा**

अन्वयः-यत्र ज्वरे सर्वे अपि दोषाः बलिनः तीव्रतराः भवन्ति, मोहः, अतीव विचेष्टता, विकलता, श्वासः, भृशं मूकता, दाहः, आननं चिक्कणं, दहनः मन्दः, च बलस्य क्षयः ( स्यात् ), सः पुरा प्राज्ञैः भिषग्भिः इह अभिन्यासः इति प्रकीर्त्तितः ॥

જે જ્વરમાં સઘળા દોષો બળવાન તથા અત્યંત તીવ્ર થાય, મોહ થાય, અત્યંત જડપણું અને ઘેલછા થાય, શ્વાસ ચડે, અત્યંત મૂંગાપણું, બળતરા તથા મોઢું ચીકણું થઈ જાય, અગ્નિ મંદ થઈ જાય અને બળનો ક્ષય થઈ જાય, તે સન્નિપાતજ્વરને પુરાતની વૈદ્યોએ '**અભિન્યાસ**'[1] એમ કહ્યો છે. ૫૫૯

१ अभित' न्यस्यन्त-स्थाप्यन्ते तीव्रतरा बलिनो दोषा मोहादयश्च विकारा अनेन रोगिणः शरीरे-इति अभिन्यास,-अभि-निपूर्वकात् असु क्षेपणे इत्यस्माद् घन्-જેને લીધે રોગીના શરીરમા ચોપાસ અતિશય તીવ્ર બળવાન દોષો તથા મોહાદિ વિકારો દાખલ કરાય છે, તે આભન્યાસ નામનો છઠ્ઠો સન્નિપાત.

જિહ્વક સન્નિપાતજ્વરનાં લક્ષણો

त्रिदोषजनिते ज्वरे भवति यत्र जिह्वा भृशं,
वृता कठिनकण्टकैस्तदनु निर्भरं मूकता।
श्रुतिक्षतिबलक्षतिश्वसनकासस्सन्ततप्ताः,
पुरातनभिषग्वरास्तमिह जिह्वकं चक्षते॥५६०॥

अन्वयः-त्रिदोषजनित यत्र ज्वरे जिह्वा कठिन कण्टकैः भृश वृता (भवति), तदनु निर्भरं मूकता (च) श्रुतिक्षति-बलक्षति-श्वसन-कास-सन्ततप्तता. (स्युः), तम् इह पुरातनभिषग्वराः जिह्वक चक्षते॥

ત્રણ દોષોથી ઉત્પન્ન થયેલા જે જ્વરમાં જીભ કઠણ કાંટાઓથી અત્યંત વીંટાયેલી થઈ જાય, તે પછી અત્યંત મૂંગાપણું થાય, કાન બહેરા થઈ જાય, બળનો નાશ થાય, શ્વાસ ચડે, ઉધરસ આવ્યા કરે અને અત્યંત દાહ થાય તે સન્નિપાતજ્વરને જૂના ઉત્તમ વૈદ્યો 'જિહ્વક'[1] કહે છે. ૫૬૦

१ जिह्वा अस्ति अस्य मुख्यम् उत्पत्तिस्थान प्राकट्यचिह्न चेति जिह्वः-अर्शआद्यच्, तत. जिह्व एव जिह्वकः-स्वार्थे कन्-જેનુ મુખ્ય ઉત્પત્તિસ્થાન તથા પ્રકટ થવાનુ નિશાન જીભ હોય છે, તે જિહ્વક નામનો સાતમો સન્નિપાત.

સંધિગ સન્નિપાતજ્વરનાં લક્ષણો

व्यथाऽतिशयिता भवेच्छ्वयथुसंयुता सन्धिषु,
प्रभूतकफता मुखे विगतनिद्रता कासरुक्।
समस्तमिति कीर्तितं भवति लक्ष्म यत्र ज्वरे,
त्रिदोषजनिते बुधैः स हि निगद्यते सन्धिग॥५६१॥

अन्वय.-त्रिदोषजनिते यत्र ज्वरे सन्धिषु श्वयथुसयुता अतिशयिता व्यथा, मुखे प्रभूतकफता, विगतनिद्रता, कासरुक्-इति समस्तं लक्ष्म कीर्तित भवति, स. बुधैः सन्धिगः हि निगद्यते॥

ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલા જે જ્વરમાં સાંધાઓમાં સોજા તથા અત્યંત પીડા, મોઢામાં કફની અત્યંત વૃદ્ધિ, નિદ્રાનો નાશ અને ઉધરસની પીડા-એ સઘળાં લક્ષણો સામટાં જણાય, તે સન્નિપાતજ્વરને વિદ્વાન વૈદ્યો 'સંધિગ'[1] કહે છે. ૫૬૧

१ सन्धिषु गच्छति श्वयथुसहिता व्यथामत्यन्त-मुत्पादयेति सन्धिग-'अन्यत्रापि दृश्यते' इति गमेर्डः-જે સાંધાઓમા સોજા સહિત અતિશય પીડા ઉપજાવી પ્રાપ્ત થાય છે, તે સંધિગ નામનો આઠમો સંનિપાત.

અંતિક સન્નિપાતજ્વરનાં લક્ષણો

यस्मिन् लक्षणमेतदस्ति सकलैर्दोषैरुदीते ज्वरे,-
ऽजस्रं मूर्द्धविधूननं सकसनं सर्वाङ्गपीडाऽधिका।
हिक्काश्वाससदाहमोहसहिता देहेऽतिसन्तप्तता,
वैकल्यञ्च वृथा वचांसि मुनिभिः
संकीर्तितः सोऽन्तकः॥५६२॥

अन्वयः-सकलै. दोषै उदीते यस्मिन् ज्वरे अजस्रं मूर्धविधूनन, सकसन सर्वाङ्गपीडा अधिका, हिक्का-श्वास-सदाह-मोहसहिता देहे अतिसतप्तता, वैकल्य च वृथा वचांसि-एतत् लक्षणम् अस्ति, स मुनिभि. अन्तकः (इति) सकीर्तित॥

સઘળા દોષોથી ઉત્પન્ન થયેલા જે જ્વરમાં માથાનુ એકધારું કંપવું થાય, ઉધરસ, સઘળા અંગોમાં અધિક પીડા, હેડકી, શ્વાસ, દાહ, મોહ, દેહમાં અત્યંત તપારો, ઘેલછા અને બકવાદ એ લક્ષણો પણ થાય, તે સન્નિપાત-જ્વરને મુનિઓએ 'અંતક'[1] કહ્યો છે.૫૬૨

१ अन्त करोति जीवितस्य इति अन्तयति-इति णिजन्तान्नामधातोर्ण्वुल्-જે માણસના જીવનનો અંત-નાશ કરે છે, તે અન્તક નામનો નવમો સન્નિપાત.

રુગ્દાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો

दाहोऽधिको भवति यत्र तृषा च तीव्रा,
श्वासप्रलापविरुचिभ्रममोहपीडा।
मन्याहनुव्यथनकण्ठरुजः श्रमश्च,
रुग्दाहसंज्ञ उदितस्त्रिभवो ज्वरोऽयम्॥५६३॥

अन्वयः-यत्र दाह अधिक', तीव्रा च तृषा भवति, श्वास-प्रलाप-विरुचि-भ्रम-मोह-पीडा (तथा) मन्या-हनुव्यथन-कण्ठरुज. च श्रम (भवेत्), अय त्रिभवः ज्वरः रुग्दाहसज्ञ. उदित.॥

જે જ્વરમા દાહ અત્યંત થાય, તરશ તીવ્ર લાગે, શ્વાસ ચડે, બકવાદ થાય, અરુચિ

થાય, શ્રમ થાય, મોહ થાય, પીડા થાય, ગળાની નાડીમાં તથા હડપચીમાં પીડા થાય, ગળું દુખ્યા કરે અને શ્રમ થાય, તે સન્નિપાત-જ્વર 'રુગ્દાહ'[1] કહેવાય છે. ૫૬૩

૧. मन्या-हन्वादिषु रुजा सहितो दाहो यस्मिन् स रुग्दाहः-જેમાં ગળાની નાડી તથા હડપચી વગેરેમાં પીડા સાથે દેહમાં ઘણો જ દાહ થાય છે, તે રુગ્દાહ નામનો દસમો સન્નિપાત.

### ચિત્તવિભ્રમ સન્નિપાતજ્વરનાં લક્ષણો

गायति नृत्यति हसति,
प्रलपति विकृतं निरीक्षते मुह्येत्।
दाहव्यथाभयार्त्ता,
नरस्तु चित्तभ्रमे ज्वरे भवति ॥ ५६४ ॥

अन्वयः-चित्तभ्रमे ज्वरे तु नरः गायति, नृत्यति, हसति, प्रलपति, विकृतं निरीक्षते, मुह्येत्, दाह-व्यथा-भय-आर्तः (च) भवति ॥

ચિત્તભ્રમ[1] નામના સન્નિપાતજ્વરમાં તો માણસ ગાય, નાચે, હસે, બકે, બેડોળ રીતે જુએ, મોહ પામે અને દાહથી, વ્યથાથી તથા ભયથી પીડાય છે. ૫૬૪

૧. चित्तस्य विभ्रमो यस्मात्, यद्वा चित्तं विशेषेण भ्रमयति दाह-व्यथा-भयादीन् उत्पाद्येति चित्तविभ्रमः-જેનાથી ચિત્ત ભમી જાય છે અથવા દાહ, પીડા તથા ભય ઉપજાવી માણસના ચિત્તને જે ભમાવી દે છે, તે ચિત્તવિભ્રમ નામનો અગિયારમો સન્નિપાત.

### કર્ણિક સન્નિપાતજ્વરનાં લક્ષણો

दोषत्रयेण जनितः किल कर्णमूले,
तीव्रा ज्वरे भवति तु श्वयथुर्व्यथा च।
कण्ठग्रहो बधिरता श्वसनं प्रलापः,
प्रस्वेदमोहदहनानि च कर्णिकाख्ये ॥ ५६५ ॥

अन्वयः-कर्णिकाख्ये (संनिपाते) ज्वरे कर्णमूले किल दोषत्रयेण जनितः श्वयथुः च तीव्रा व्यथा तु भवति, (तथा) च कण्ठग्रहः बधिरता श्वसनं प्रलापः प्रस्वेद-मोह-दहनानि (भवन्ति) ॥

'કર્ણિક'[1] નામના સન્નિપાતજ્વરમાં કાનના મૂળમાં જ ત્રણે દોષોએ ઉપજાવેલો સોજો તથા તીવ્ર વેદના પણ થાય છે; તેમ જ ગળાનું પકડાવું, બહેરાશ, શ્વાસ કે હાંફ, બકવાદ, ઘણો જ પરસેવો, મોહ કે બેભાનપણું તથા દાહ પણ થાય છે. ૫૬૫

૧. कर्णः-कर्णमूल श्वयथुयुक्तव्यथोत्पादने स्थानम् अस्ति अस्येति कर्णिकः-'अत इनिठनौ' इति मत्वर्थीयष्ठन्-જેને લીધે કાનના મૂળમાં સોજો તથા પીડા ઉત્પન્ન થાય છે, તેથી કર્ણિકા નામનો બારમો સન્નિપાત.

### કંઠકુબ્જ સન્નિપાતજ્વરનાં લક્ષણો

कण्ठः शूकशतावरुद्धवदतिश्वासः प्रलापोऽरुचि,-
र्दाहो देहरुजा तृषापि च हनु-
स्तम्भः शिरोऽर्तिस्तथा।
मोहो वेपथुना सहेति सकलं लिङ्गं त्रिदोषज्वरे,
यत्र स्यात्स हि कण्ठकुब्ज उदितः
प्राच्यैश्चिकित्साबुधैः ॥ ५६६ ॥

अन्वयः-यत्र त्रिदोषज्वरे कण्ठः शूकशतावरुद्धवत्, अतिश्वासः, प्रलापः, अरुचिः, दाहः, देहरुजा, तृषा, अपि च हनुस्तम्भः, शिरोऽर्तिः तथा वेपथुना सह मोहः-इति सकलं लिङ्गं स्यात्, सः हि प्राच्यैः चिकित्साबुधैः कण्ठकुब्जः उदितः ॥

જે સન્નિપાતજ્વરમાં કંઠ જાણે સેંકડો ધાન્યોની અણીઓથી વીંટાયેલો હોય એવો થઈ જાય, ઘણી જ હાંફ થાય, બકવાદ ચાલે, અરુચિ થાય, બળતરા થાય, દેહમાં પીડા થાય, તરશ લાગ્યા કરે, હડપચી ઝલાઈ જાય, માથામાં પીડા થાય, મોહ થાય અને કંપ થાય-એ સઘળાં ચિહ્નો થાય, તો તે સન્નિપાતજ્વરને જ પ્રાચીન વૈદ્યોએ 'કંઠકુબ્જ'[1] કહ્યો છે.

૧ कु-ईषत् उब्जम् आर्जवमस्येति कुब्जः, कण्ठः कुब्जः यस्मिन् सः-જેમાં ગળું કૂબડું બની જાય છે જાણે કે સેંકડો ધાન્યોની અણીઓથી વ્યાપ્ત કે છવાયેલું હોય તેવું થઈ જાય છે, તે કંઠકુબ્જક નામનો તેરમો સન્નિપાત.

### ઉપર્યુક્ત સન્નિપાતજ્વરોમાં સાધ્ય-અસાધ્ય

सन्धिगस्तेषु साध्यः स्यात् तन्द्रिकश्चित्तविभ्रमः।
कर्णिको जिह्वकः कण्ठकुब्जः पञ्चापि कष्टकाः ॥ ५६७
रुग्दाहस्त्वतिकष्टेन संसाध्यस्तेषु भाषितः।
रक्तष्ठीवी भुग्ननेत्रः शीतगात्रः प्रलापकः।
अभिन्यासोऽन्तकश्चेति षडसाध्याः प्रकीर्तिताः ५६८

अन्वयः-तेषु सन्धिगः साध्यः स्यात्, तन्द्रिकः चित्तविभ्रमः कर्णिकः जिह्वकः कण्ठकुब्जः-पञ्च अपि कष्टकाः (स्युः), तेषु रुग्दाहः तु अतिकष्टेन संसाध्यः

भावितः, रक्तष्ठीवी भुग्ननेत्रः शीतगात्रः प्रलापकः अभिन्यासः च अन्तकः-एते षट् असाध्याः प्रकीर्तिताः ॥

તેઓમાં સંધિગ સાધ્ય છે; તંદ્રિક, ચિત્તવિભ્રમ, કર્ણિક, જિહ્વક અને કંઠકુબ્જ-એ પાંચ કષ્ટસાધ્ય છે; રુગ્દાહ તો અત્યંત કષ્ટસાધ્ય છે; રક્તષ્ઠીવી, ભુગ્નનેત્ર, શીતગાત્ર, પ્રલાપક, અભિન્યાસ અને અંતક એ છ અસાધ્ય છે. ૫૬૭,૫૬૮

## વળી એ વાતોલ્બણ આદિ તેર સન્નિપાતજ્વરોનાં કુંભીપાક આદિ બીજાં તેર નામો

अथ तत्रान्तरे वातोल्बणादीनां सन्निपातज्वरविशेषाणां त्रयोदशानां कुम्भीपाकादीनि त्रयोदश नामान्तराणि लक्षणान्तराणि चोक्तानि तान्याह-હવે બીજા ગ્રંથમાં વાતોલ્બણ આદિ એ તેર જુદા જુદા સન્નિપાતોનાં કુંભીપાક આદિ બીજાં તેર નામો તથા લક્ષણો કહ્યાં છે, તે જણાવે છે:

कुम्भीपाकः प्रोर्णुनावः प्रलापी,
ह्यन्तर्दाहो दण्डपातोऽन्तकश्च ।
एणीदाहश्चाथ हारिद्रसंज्ञो,
भेदा एते सन्निपातज्वरस्य ॥ ५६९ ॥
अजघोषभूतहासौ, यन्त्रापीडश्च संन्यासः ।
संशोषी च विशेषा,-स्तस्यैवोक्तास्त्रयोदशान्यत्र ॥

अन्वय.-कुम्भीपाकः प्रोर्णुनावः प्रलापी अन्तर्दाहः दण्डपातः च अन्तकः एणीदाहः अथ च हारिद्रसंज्ञः अजघोष-भूतहासौ च यन्त्रापीडः सन्न्यासः च संशोषी-एते त्रयोदश तस्य एव सन्निपातस्य भेदाः अन्यत्र हि उक्ता। (सन्ति) ॥

કુંભીપાક, પ્રોર્ણુનાવ, પ્રલાપી, અંતર્દાહ, દંડપાત, અંતક, એણીદાહ, હારિદ્ર, અજઘોષ, ભૂતહાસ, યંત્રાપીડ, સંન્યાસ અને સંશોષી-એ તેર, તે જ સન્નિપાતજ્વરના જુદા જુદા ભેદો કે નામો બીજા ગ્રંથોમાં કહ્યાં જ છે.

## બીજા ગ્રંથોમાં કહેલા એ તેર સન્નિપાતજ્વરોનાં લક્ષણો

अथैषां लक्षणानि,-

### તેમાં કુંભીપાક સન્નિપાતજ્વરનાં લક્ષણો

घोणाविवरक्षरद्बहु,-शोणासितलोहितं सान्द्रम् ।
विलुठन्मस्तकमभितः,कुम्भीपाकेन पीडितं विद्यात् ॥

अन्वयः-घोणाविवरक्षरद्बहुशोणासितलोहितं सान्द्रम् अभितः विलुठन्मस्तकं (जनं) कुम्भीपाकेन पीडितं विद्यात् ॥

જે માણસને નાકના છિદ્રમાંથી રાતું અને કાળું ઘણું ઘાટું લોહી ઝર્યા કરે અને જેનું માથું વારંવાર આમતેમ ખૂબ લોટ્યા કરે, તેને 'કુંભીપાક'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાયેલો જાણવો. ૫૭૧

[1] कुम्भ्याम्-उदर्यां पाक इव पाकः पीडाजन्यो यस्मिन्, यद्वा कुम्भीपाकनरकसदृशवेदनाकारित्वात् कुम्भीपाक इवेति कुम्भीपाकः-જાણે હાંડલીમાં રંધાતો હોય તેની પીડાને લીધે જેમાં માણસ રંધાય છે-પીડાય છે; અથવા કુંભીપાક નામના નરકમાં જેવી વેદના થાય છે, તેવી જ વેદના જેમાં થાય છે, તે કુંભીપાક નરક જેવો આ પહેલો સન્નિપાત કુંભીપાક કહેવાય છે.

### પ્રોર્ણુનાવ સંન્નિપાતજ્વરનાં લક્ષણો

उत्क्षिप्य यः स्वमङ्गं,
क्षिपत्यधस्तान्नितान्तमुच्छ्वसिति ।
तं प्रोर्णुनावजुष्टं, विचित्रकष्टं विजानीयात् ॥५७२॥

अन्वयः-यः स्वम् अङ्गम् उत्क्षिप्य अधस्तात् क्षिपति नितान्तम् उच्छ्वसिति, तं विचित्रकष्टं प्रोर्णुनावजुष्टं विजानीयात् ॥

જે માણસ પોતાના શરીરને ઊંચું કરી કરી નીચે પછાડ્યા કરે અને બહુ જ હાંફે, તે વિચિત્ર કષ્ટવાળા માણસને 'પ્રોર્ણુનાવ'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાયેલો જાણવો.

[1] प्रोर्णुयते-आच्छाद्यते विचित्रकष्टेनोच्छ्वासजन्येन रोगी अस्मिन्निति प्रोर्णुनावः-आधारे घञ् द्वित्व च बाहुलकात्-જેમાં રોગી ખૂબ હાંફથી થતા વિચિત્ર દુઃખથી વ્યાપ્ત બને છે, તે પ્રોર્ણુનાવ નામે બીજો સન્નિપાત.

### પ્રલાપી સન્નિપાતજ્વરનાં લક્ષણો

स्वेदभ्रमाङ्गभेदाः, कम्पो दवथुर्वमिर्व्यथा कण्ठे ।
गात्रञ्च गुर्वतीव, प्रलापिजुष्टस्य जायते लिङ्गम् ॥

अन्वयः-प्रलापिजुष्टस्य स्वेद-भ्रम-अङ्गभेदाः कम्पः दवथुः वमिः कण्ठे व्यथा गात्रं च अतीव-गुरु (इत्येतद्) लिङ्गं जायते ॥

જેને 'પ્રલાપી'[1] સન્નિપાતજ્વર લાગુ થયો હોય તેને પરસેવો, ભ્રમ, સાંધાઓનું

તૂટવું, કંપ, દાહ, ઊલટી, કંઠમાં પીડા અને શરીરમાં અત્યંત ભારેપણું એટલાં ચિહ્નો ઉત્પન્ન થાય છે. ૫૭૩

૧. प्रलापयति–स्पष्टं ज्ञापयति स्वेदभ्रमादीनि चिह्नानीत्येवंशीलः प्रलापी–પરસેવો, ભ્રમ આદિ ચિહ્નોને જે સ્પષ્ટ જણાવે છે, તે પ્રલાપી નામનો ત્રીજો સન્નિપાત.

### અંતર્દાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો

अन्तर्दाहः शैत्यं, बहिःश्वयथुररतिरपि तथा श्वासः
अङ्गमपि दग्धकल्पं, सोऽन्तर्दाहार्दितः कथितः ॥

अन्वयः–( यस्य ) अन्तर् दाहः बहिः शैत्यं श्वयथुः अरतिः तथा श्वासः अपि, अङ्गम् अपि दग्धकल्पं (जातं), सः अन्तर्दाहार्दितः कथितः ॥

જે માણસને અંદર દાહ, બહાર શીતળપણું, સોજા, અરતિ–બેચેની અને શ્વાસ પણ થયેલ હોય તથા અંગ પણ બળી ગયા જેવું થઈ ગયુ હોય, તેને 'અંતર્દાહ'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાયેલો કહ્યો છે. ૫૭૪

૧. अन्तर् दाहः सर्वाङ्गेषु रोगिणो यस्मिन् इति अन्तर्दाहः–જેમાં રોગીનાં સર્વ અંગોની અંદર દાહ થયા કરે છે, તે અંતર્દાહ નામનો ચોથો સન્નિપાત.

### દંડપાત સન્નિપાતજ્વરનાં લક્ષણો

नक्तं दिवा न निद्रामुपैति गृह्णाति मूढधीर्नभसः।
उत्थाय दण्डपाती, भ्रमातुरः सर्वतो भ्रमति ॥

अन्वय–दण्डपाती ( जनः ) नक्तं दिवा निद्रा न उपैति, मूढधीः ( सन् ) नभसः ( किंचित् ) गृह्णाति, भ्रमातुरः ( च सन् ) सर्वतः भ्रमति ॥

જેને 'દંડપાત'[1] સન્નિપાતજ્વર થયો હોય તે માણસ રાતે કે દિવસે ઊંઘતો નથી, બુદ્ધિના મોહને લીધે આકાશમાંથી કાંઈક લેવા હાથ લાંબા કરે છે અને ભ્રમથી આતુર થઈ ઊઠી ઊઠીને ચારે બાજુ ભમ્યા કરે છે.

टीका–नभसो गृह्णाति=आकाशात्किंचिद् ग्रहीतुं करौ प्रसारयतीत्यर्थः ॥ ( અર્થ ઉપર આપ્યો છે. )

૧. दण्डस्येव पातो 'यस्मिन् रोगिणः शरीरे भ्रमातुरस्येति दण्डपातः–જેમાં રોગીના શરીર પર જાણે લાકડીઓ પડતી હોય તેવો તે રોગીને ભ્રમ થાય છે, તેથી દંડપાત નામનો પાંચમો સન્નિપાત.

### અંતક સન્નિપાતજ્વરનાં લક્ષણો

संपूर्यते शरीरं, ग्रन्थिभिरभितस्तथोदरं मरुता।
श्वासातुरस्य सततं, विचेतनस्यान्तकार्त्तस्य ॥५७६

अन्वयः–अन्तकार्त्तस्य सततं श्वासातुरस्य विचेतनस्य शरीरं ग्रन्थिभिः अभितः संपूर्यते, तथा उदरं मरुता ( अभितः संपूर्यते ) ॥

'અંતક'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાતો માણસ એકધારો શ્વાસાતુર થઈ હાંફ્યા કરે છે, લગભગ બેભાન બને છે, તેનું શરીર ચારે બાજુ ગાંઠાઓથી ભરપૂર થઈ જાય છે અને તેનું પેટ પણ પવનથી ભરપૂર થઈ જાય છે. ૫૭૬

૧. अन्तयति–नाशयति रोगिणमन्तक इवेति अन्तकः–જે રોગીને કાળની પેઠે મારે જ છે, તેથી અંતક નામનો છઠ્ઠો સંનિપાત.

### એણીદાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો

परिधावतीव गात्रे,रुक्पात्रे भुजंगपतगहरिणगणः।
वेपथुमतः सदाह,–स्यैणीदाहज्वरार्त्तस्य ॥५७७॥

अन्वयः–एणीदाहज्वरार्त्तस्य वेपथुमतः सदाहस्य ( जनस्य ) रुक्पात्रे गात्रे भुजग–पतग–हरिणगणः परिधावति इव ॥

'એણીદાહ'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાતા માણસને કંપ થાય, બળતરા થાય અને પીડાથી ભરપૂર થયેલા તેના શરીર ઉપર જાણે સર્પોના, પક્ષીઓના તથા હરિણોના સમૂહો દોડતા હોય એમ લાગે છે. ૫૭૭

टीका–रुक्पात्रे=पीडाभाजने, गात्रस्य विशेषणमेतत् ॥

૧. मांसलोलुपैः सजीवाया एव पच्यमानाया एण्या दाह इव दाहो यस्मिन् स एणीदाहः–માંસાહારી લોકો જેને જીવતી જ પકવી રહ્યા હોય એવી કાળિયાર મૃગલીને જેવો દાહ થાય, તેવો જેમાં રોગીને દાહ થાય છે, તે એણીદાહ નામનો સાતમો સન્નિપાત.

### હારિદ્રક સન્નિપાતજ્વરનાં લક્ષણો

यस्याऽतपीतमङ्गं,
नयने सुतरां मलस्ततोऽप्यधिकम् ।
दाहोऽतिशीतता यदि,–रस्य स हारिद्रको ज्ञेयः ॥

अन्वयः–यस्य अङ्गम् अतिपीतं, नयने सुतरां (पीते), मलः ततः अपि अधिकं ( पीतः, अन्तर् ) दाहः बहिर्

अतिशीतता (भवेत्), अस्य सः हारिद्रिकः ज्ञेयः ॥

જે માણસનું શરીર અત્યંત પીળું થઈ ગયું હોય, નેત્રો તેથી પણ વધારે પીળાં થઈ ગયાં હોય, મળ નેત્રોથી પણ વધારે પીળો થઈ ગયો હોય, જેને અંદર દાહ અને બહાર શીતળપણું રહેતું હોય, તેને 'હારિદ્રક'[1] નામનો સન્નિપાતજ્વર થયેલો જાણવો. ૫૭૮

૧. हरिद्रया रक्त इव येन रोगी नितान्तं पीतगात्रो भवतीति हारिद्रकः-જેને લીધે રોગીનું શરીર જાણે હળદરથી રંગ્યું હોય તેવું અત્યંત પીળું થઈ જાય છે, તેથી હારિદ્રક નામનો આઠમો સન્નિપાત.

### અજઘોષ સન્નિપાતજ્વરનાં લક્ષણો

छगलकसमानगन्धः,स्कन्धरुजावान्निरुद्धगलरन्ध्रः
अजघोषसन्निपाता,-दाताम्राक्षः पुमान् भवति ॥

अन्वयः-अजघोषसन्निपातात् पुमान् छगलकसमानगन्धः स्कन्धरुजावान् निरुद्धगलरन्ध्र आताम्राक्षः भवति ॥

'અજઘોષ'[1] સન્નિપાત થવાથી માણસની ગંધ બકરાંના જેવી થઈ જાય, ખભાઓમાં પીડા થાય, ગળાનું છિદ્ર રૂંધાઈ જાય અને આંખો રાતી થઈ જાય છે. ૫૭૯

૧. अज इव घुष्यते येन रोगी छगलकसमानगन्धत्वादिति-अजघोषः-જેને લીધે રોગી બકરાની ગંધ સમાન ગંધવાળો બની જાય છે, તેથી બકરા જેવો ગંધાતો જાહેર કરાય છે, તેથી અજઘોષ નામનો નવમો સન્નિપાત

### ભૂતહાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો

शब्दादीनधिगच्छति, न
स्वान्विषयान्य इन्द्रियग्रामैः ।
हसति प्रलपति परुषं, स ज्ञेयो भूतहासार्त्तः ॥५८०॥

अन्वयः-यः (जनः) इन्द्रियग्रामैः स्वान् शब्दादीन् विषयान् न अधिगच्छति, हसति परुषं प्रलपति सः भूतहासार्त्तः ज्ञेयः ॥

જે માણસ પોતાની ઇંદ્રિયોથી શબ્દ આદિ વિષયોને ગ્રહણ કરી શકે નહિ, હસ્યા કરે અને કઠોર બકયા કરે તેને 'ભૂતહાસ'[1] નામના સન્નિપાતજ્વરથી પીડાયેલો સમજવો. ૫૮૦

૧. भूत इव हसति अस्मिन् रोगी साट्टहासं मुहुर्विसंज्ञः सन् इति भूतहासः-જેમાં રોગી બેભાન બની ભૂતની પેઠે વારંવાર ખડખડાટ હસ્યા કરે છે, તેથી ભૂતહાસ નામનો દસમો સન્નિપાત.

### યંત્રાપીડ સન્નિપાતજ્વરનાં લક્ષણો

येन मुहुर्ज्वरवेगाद्, यन्त्रेणेवावपीड्यते गात्रम् ।
रक्तं पीतञ्च* वमेद्, यन्त्रापीडः स विज्ञेयः ॥५८१

अन्वयः-येन ज्वरवेगात् गात्रं यन्त्रेण मुहुर् अवपीड्यते इव (इति ज्ञायते), पीतं च रक्तं वमेत्, सः यन्त्रापीडः विज्ञेयः ॥

જેને લીધે જ્વરનો વેગ થવાથી શરીર જાણે ચિચોડાથી પિલાતું હોય એવી પીડા થાય અને પીળા લોહીની ઊલટી થાય, તે જ્વરને 'યંત્રાપીડ'[1] સન્નિપાતજ્વર જાણવો. ૫૮૧

૧. येन रोगिणो गात्रं यन्त्रेणेवावपीड्यते मुहुर्ज्वरवेगात् स यन्त्रापीडः-જેને લીધે તાવના વેગથી રોગીનું શરીર ચીચોડામાં જાણે વારંવાર પિલાતું હોય તેવું પીડાય છે, તેથી યંત્રાપીડ નામનો અગિયારમો સન્નિપાત.

### સંન્યાસ સન્નિપાતજ્વરનાં લક્ષણો

अतिसरति वमति कूजति,
गात्राण्यभितश्चिरं नरः क्षिपति ।
संन्याससन्निपाते, प्रलपत्युग्राक्षिमण्डलो भवति ॥

अन्वयः-संन्याससन्निपाते नरः अतिसरति, वमति, कूजति, गात्राणि अभितः चिरं क्षिपति, प्रलपति, उग्राक्षिमण्डलः भवति ॥

'સંન્યાસ'[1] નામનો સન્નિપાતજ્વર થયો હોય ત્યારે માણસને પાતળા ઝાડા થાય, ઊલટી થાય, તે માણસ ઘૂઘવાટ કરે, ઘણી વાર સુધી અંગોને ચારે બાજુ પછાડ્યા કરે, બકયા કરે તથા તેની આંખોનું મંડલ ઉગ્ર થઈ જાય છે. ૫૮૨

૧ सम्यग्-नितराम् अस्यति-क्षिपति गात्राणि येन रोगीति सन्न्यासः-જેને લીધે રોગી પોતાના શરીરના અવયવોને અતિશય ખૂબ પછાડ્યા કરે છે, તેથી સંન્યાસ નામનો બારમો સન્નિપાત

### સંશોષી સન્નિપાતજ્વરનાં લક્ષણો

मेचकवपुरतिमेचक,-लोचनयुगलो मलोत्सर्गात् ।
संशोषिणि सितपिडिकामण्डलयुक्तो
ज्वरे नरो भवति ॥५८३॥

अन्वयः-संशोषिणि ज्वरे नरः मलोत्सर्गात् मेचकवपुः अतिमेचकलोचनयुगलः सितपिडिकामण्डलयुक्तः भवति ॥

* 'पित्तञ्च' इत्यपि क्वचित् ।

'સંશોષી'[1] નામના સન્નિપાતજ્વરમાં માણસનું શરીર ઝાડો છૂટી જવાથી કાળું થઈ જાય, નેત્રો પણ અત્યંત કાળાં થઈ જાય તથા તેના શરીરમાં ધોળી ફોલ્લીઓ અને ચકરડાં થાય છે. ૫૮૩

૧ सम्यक् शोषयति रोगिणं मलोत्सर्गं कारयन्निस्येवंशील: संशोषी-રોગીને ઝાડા કરાવતો જે સંનિપાત તેને અત્યંત સૂકવી નાખવાના સ્વભાવવાળો હોય છે, તેથી એ તેઓ સંનિપાત સંશોષી કહેવાય છે.

**સન્નિપાતજ્વરોની ભયંકરતાનું સૂચન**

नारायण एव भिषग्, भेषजमेतेषु जाह्नवीनीरम् ।
नैरुज्यहेतुरेको, नित्यं मृत्युञ्जयो ध्येयः ॥५८४॥

अन्वयः-एतेषु नारायणः एव भिषक्, जाह्नवीनीरं भेषजं, नैरुज्यहेतुः एकः मृत्युञ्जयः नित्यं ध्येयः ॥

આ સન્નિપાતજ્વરોમાં નારાયણ જ વૈદ્ય છે, ગંગાજીનું જળ જ ઔષધ છે અને આરોગ્યના કારણ એક મૃત્યુંજય-સદાશિવ જ ધ્યાન કરવા યોગ્ય છે. ૫૮૪

**અસાધ્ય સન્નિપાતજ્વરનું લક્ષણ**

अथासाध्यस्य सन्निपातज्वरस्य लक्षणमाह-

सन्निपातज्वरस्यान्ते कर्णमूले सुदारुणः ।
शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते ॥५८५॥

अन्वयः-संनिपातज्वरस्य अन्ते कर्णमूले सुदारुणः शोथः संजायते, तेन कश्चित् एव प्रमुच्यते ॥

સન્નિપાતજ્વરના અંતે કાનના મૂળમાં મારી નાખે એવો અતિ ભયંકર સોજો ઉત્પન્ન થાય છે કે, જે સોજામાંથી કોઈક જ છૂટે છે-જીવતો બચે છે. ૫૮૫

टीका-सुदारुणः मारकत्वात् । यतस्तेन शोथेन कश्चिदेव प्रमुच्यते-कोऽपि जीवितं न त्यजति इत्यर्थः ॥

**સન્નિપાતજ્વર અસાધ્ય તથા કષ્ટસાધ્ય ક્યારે?**

सन्निपातज्वरान् कष्टानसाध्यानपरे जगुः ।
दोषे प्रवृद्धे नष्टेऽग्नौ सर्वसम्पूर्णलक्षणः ॥
सन्निपातज्वरोऽसाध्यः कष्टसाध्यस्ततोऽन्यथा ॥

अन्वयः-( केचित् वैद्याः ) संनिपात-ज्वरान् कष्टान् जगुः, अपरे असाध्यान् (जगुः, तत्कारणं यथा-) दोषे प्रवृद्धे, अग्नौ नष्टे सर्वसंपूर्णलक्षणः संनिपातज्वरः असाध्यः, ततः अन्यथा कष्टसाध्यः (कथ्यते) ॥

કેટલાક વૈદ્યો સન્નિપાતજ્વરોને કષ્ટસાધ્ય કહે છે, ત્યારે બીજા વૈદ્યો તેઓને અસાધ્ય કહે છે; તેનું કારણ આ છે કે દોષો ખૂબ વધી ગયા હોય અને અગ્નિનો નાશ થયો હોય ત્યારે રોગીના શરીરમાં દાહ અને શીત આદિ સઘળાં લક્ષણો સંપૂર્ણ થયાં હોય તો તે સન્નિપાતજ્વર અસાધ્ય કહેવાય છે; પણ દોષો પાકવાથી તથા અગ્નિ પ્રદીપ્ત થવાથી જેમાં થોડાં લક્ષણો હોય તો તે સન્નિપાતજ્વર કષ્ટસાધ્ય કહેવાય છે. ૫૮૬

टीका-सर्वाणि दाहशीतादीनि सम्पूर्णानि आतुरगतानि प्रोक्तानि यावल्लक्षणानि यस्य सः । ततोऽन्यथा दोषे पक्वे अग्नौ दीप्ते स्वल्पलक्षणकः कष्टसाध्य इत्यर्थः ॥
(આનો અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

**સામાન્ય સન્નિપાતજ્વરની ચિકિત્સા**

अथ सामान्यसन्निपातज्वरस्य चिकित्सा ।

सन्निपातार्णवे मग्नं योऽभ्युद्धरति मानवम् ।
कस्तेन न कृतो धर्मः कां च पूजां न सोऽर्हति ॥५८७
मृत्युना सह योद्धव्यं सन्निपातं चिकित्सता ।
यश्च तत्र भवेज्जेता स जेताऽऽमयसंकुले ॥५८८॥
श्लेष्मनिग्रहमेवादौ कुर्याद्व्याधौ त्रिदोषजे ।
संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत् ॥५८९

अन्वयः-यः (वैद्यः) सन्निपातार्णवे मग्नं मानवम् अभ्युद्धरति, तेन कः धर्मः न कृतः? कां पूजां च सः न अर्हति? सन्निपातं चिकित्सता मृत्युना सह योद्धव्यम् (अस्ति), तत्र च यः जेता भवेत् सः आमयसंकुले जेता (भवति)। त्रिदोषजे व्याधौ आदौ श्लेष्मनिग्रहम् एव कुर्यात् । संसर्गे यः गरीयान् स्यात्, सः वै उपक्रम्यः भवेत् ॥

જે વૈદ્ય સન્નિપાતરૂપી સમુદ્રમાં ડૂબેલા માણસને તેમાંથી બહાર કાઢે છે; તેણે કયો ધર્મ નથી કર્યો અને તે કઈ પૂજાને યોગ્ય નથી? અર્થાત્ એ વૈદ્યે સઘળા ધર્મો કર્યા છે અને એ સઘળી પૂજાને પણ યોગ્ય છે. સન્નિપાતની ચિકિત્સા કરતા વૈદ્યે મૃત્યુની સામે લડવા જેવું છે, માટે જે વૈદ્ય સન્નિપાત સામેની લડાઈમાં જય મેળવ્યો હોય, તે બીજા અનેક રોગોની પણ સંકુલ લડાઈમાં જીતે છે. ત્રણે દોષોથી થતા સન્નિપાતમાં

વૈદ્યે પ્રથમ કફને જ કાબૂમાં લેવો જોઈએ, પણ ત્રણે દોષોમાંથી બે દોષનું અધિકપણું થયું હોય તો તેઓમાં જે દોષ વધુ બળવાન હોય તેને જ પ્રથમ કાબૂમાં લેવો જોઈએ.

संसर्गे=दोषद्वयसंसर्गे, गरीयान्=बलवत्तरः ॥

' निरस्ते श्लेष्मणि ह्यस्य स्रोतःसूद्घाटितेषु च । लाघवं जायते, सद्यस्तृष्णा चैवोपशाम्यति ' । अन्यच्च-'-" सन्निपातज्वरे पूर्वं कुर्यादामकफापहं । पश्चात् श्लेष्मणि संक्षीणे शमयेत् पित्तमारुतौ ॥" यत्पुनस्तन्त्रान्तरे-' शमयेत्पित्त-मेवादौ ज्वरेषु समवायिषु । दुर्निवारतम तद्धि ज्वरार्तेषु विशेषतः ॥ " अन्यत्रापि-' समवाये हि दोषाणां पूर्वं पित्तमुपाचरेत् । ज्वरे चैवातिसारे च सर्वत्रान्यत्र मारुतम् ॥" एतेनाप्यामकफनिग्रहानन्तर पित्त, पित्तप्रशमात् परं वातप्रत्यनीकं कार्यमेव, सन्निपातज्वरातिसारयोर्बोद्धव्य, अन्यस्मिन्नामये वायोरेवादौ प्रतिकुर्यात् । यथा-' वात-स्यानुजयेत् पित्त पित्तस्यानुजयेत् कफ । त्रयाणां वा जयेत् पूर्वं यो भवेद् बलवत्तमः ॥ ' तथा हि तन्त्रान्तरे-" ज्वरे त्रिदोषजे सामे शमयेत् कफ-मादितः । पाकान्तमागते पित्त चिरजे विषमेऽनिलम् ॥ "-' સન્નિપાતના રોગીનો કફ પ્રથમ જો દૂર કરાય તો તેની નાડીઓના માર્ગો ખુલ્લા થતાં એનુ શરીર હલકું થાય છે અને તેની તરશ પણ તરત શાંત થાય છે. વળી બીજું સન્નિપાતજ્વરમાં રોગીના કાચા કફનો નાશ પ્રથમ જ કરવો જરૂરી છે; કેમ કે કફનો નાશ થયા પછી જ પિત્તનુ તથા વાયુનું શમન કરી શકાય છે. જોકે બીજા ગ્રંથમાં આમ કહ્યું છે કે, ' સન્નિપાતજ્વરોમાં પ્રથમ પિત્તનું જ શમન કરવું જોઈએ, કેમ કે હરકોઈ તાવના રોગીઓમાં ખાસ કરી એ પિત્ત જ અતિશય દુર્નિવાર હોય છે. ' વળી બીજા ગ્રંથમાં પણ આમ જ કહ્યું છે કે, ' દોષોના સમવાયરૂપ સન્નિપાતજ્વરમાં તથા અતિસાર રોગમાં પ્રથમ પિત્તના જ ઉપચારો કરવા જરૂરી છે; અને એ સિવાયના બીજા બધા રોગોમાં પ્રથમ વાયુના ઉપચાર કરવા જોઈએ. ' આ વચનોનો મૂળ આશય તો આવો જ છે કે, સંનિપાતજ્વરમાં તથા અતિસારમાં પ્રથમ કાચા કફને કાબૂમાં લીધા પછી પિત્તને શમાવી તે પછી એ જ પિત્તને વાયુનું વિરોધી બનાવવું જોઈએ અને એ સિવાયના બીજા રોગોમાં પ્રથમ વાયુના જ ઉપચારો કરવા, એમ સમજવું જોઈએ; છતાં બીજા રોગોમાં પ્રથમ વાયુને જ કાબૂમાં લેવા માટે કહ્યું છે કે, વાયુને પ્રથમ જીત્યા પછી જ પિત્તને જીતવું અને તે પછી કફને જીતવો; અથવા બધા રોગોમાં ત્રણ દોષોમાંનો જે દોષ ઘણો જ વધારે બળવાન હોય તેને સૌની પહેલાં જીતવો જરૂરી છે. આ જ અભિપ્રાયથી બીજા ગ્રંથમાં કહ્યું છે કે, ' કાચા ત્રિદોષના તાવમાં પ્રથમ કફને જ શમાવવો જોઈએ અને તે કફ પાક્યા પછી પિત્તને શમાવવું જોઈએ; પણ જૂના જીર્ણજ્વરમાં તથા વિષમજ્વરમાં તો પ્રથમ વાયુને જ શમાવવો જોઈએ.'

अंशांशं यत्र दोषाणां विवेक्तुं नैव शक्नुयात् ।
क्रियां साधारणीं तत्र विदधीत चिकित्सकः ॥५९०
लङ्घनं वालुकास्वेदो नस्यं निष्ठीवनं तथा ।
अवलेहोऽञ्जनं चैव प्राक् प्रयोज्यं त्रिदोषजे ॥५९१

अन्वयः-यत्र ( रोगे ) चिकित्सकः दोषाणाम् अंशांशं विवेक्तु न एव शक्नुयात्, तत्र साधारणीं क्रियां विदधीत । त्रिदोषजे ( ज्वरे ) प्राक् लङ्घन वालुकास्वेदः नस्यं निष्ठीवनं तथा अवलेहः च अञ्जनम् एव प्रयोज्यम् ॥

જ્યાં દોષોના જુદા જુદા અંશોની સમજણ ન પડે ત્યાં વૈદ્યે સાધારણ ચિકિત્સા કરવી. સન્નિપાતજ્વરમાં પ્રથમ લંઘન, રેતીનો શેક, નસ્ય, થૂંકાવવું, અવલેહ અને અંજનનો જ પ્રયોગ કરવો જોઈએ. ૫૯૦,૫૯૧

टीका-ज्वर इति शेषः । ननु, ' क्रियायास्तु गुणा-लाभे क्रियामन्यां प्रयोजयेत् । पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करो हितः ॥' इति वचनेन क्रियासङ्करस्य निषिद्धत्वात् कथमत्र नस्यनिष्ठीवनावलेहाञ्जनानि युगपद्विधीयन्ते? इत्याशङ्कयाह-અહીં શંકા થાય છે કે ' એક ક્રિયાથી ગુણ ન થાય તો તે ક્રિયાનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયાનો પ્રયોગ કરવો, પણ એકી વખતે અનેક ક્રિયાઓ કરવી નહિ; કેમ કે ક્રિયાઓનું મિશ્રણ હિતકારી થતું નથી.' એ વચનથી ક્રિયાઓના મિશ્રણનો નિષેધ છે; છતાં અહીં સંનિપાતજ્વરમાં નસ્ય, થૂંકાવવું, અવલેહ અને અંજન એકી વખતે કરવાનું કેમ કહ્યું ? આનું સમાધાન આ છે કે-

क्रियाभिस्तुल्यरूपाभिः क्रियासाङ्कर्यमिष्यते ।
भिन्नरूपतया तास्तु नहि कुर्वन्ति दूषणम् ॥५९२

अन्वयः-तुल्यरूपाभिः क्रियाभिः क्रियासांकर्यम् इष्यते, ताः तु भिन्नरूपतया दूषणं न हि कुर्वन्ति ॥

સમાનરૂપવાળી ક્રિયાઓ એકી વખતે કરવામાં આવે તો ક્રિયાઓનું સંકરપણું કે મિશ્રણ મનાય છે, પણ ભિન્નભિન્ન રૂપોવાળી ક્રિયાઓ એકી વખતે કરાય તો તેઓથી

કશી હરકત થતી નથી' (એવો સિદ્ધાંત છે).

### સન્નિપાતજ્વરમાં લંઘનની અવધિ

तत्र लङ्घनस्यावधिमाह–

त्रिरात्रं पञ्चरात्रं वा दशरात्रमथापि वा ।
लङ्घनं सन्निपातेषु कुर्याद्वाऽऽरोग्यदर्शनात् ॥५९३

अन्वयः–सन्निपातेषु त्रिरात्रं वा पञ्चरात्रम् अथवा दशरात्रम् अपि लङ्घनं कुर्यात्, वा आरोग्यदर्शनात् (लङ्घनं कार्यम्) ॥

સન્નિપાતજ્વરોમાં ત્રણ રાત કે પાંચ રાત કે દશ રાત સુધી અથવા જ્યાં સુધી આરોગ્ય દેખાય ત્યાં સુધી લંઘન કરવું. ૫૯૩

टीका–लङ्घने त्रिरात्रादिविकल्प उल्बणवाताद्यपेक्षया, दोषाणां शीघ्रमध्यमन्दशक्तिलात्, व्याध्यभावाद्वा । आरोग्यदर्शनादिति । यावदारोग्यदर्शनं स्यात् तावद्वा लङ्घनं कुर्यात् । एतेन त्रिरात्राद्यवधेर्न नियतत्वं सूचितम् । अत एव सुश्रुतः प्राह–વાયુ શીઘ્ર ગતિવાળો છે, પિત્ત મધ્યગતિવાળું છે અને કફ મંદગતિવાળો છે, તેથી અથવા રોગના અભાવ ઉપરથી તે તે દોષની ઉલ્બણતા–અધિકતા કે ઉગ્રતા ઉપર ધ્યાન આપીને ત્રણ, પાંચ કે દશ રાત સુધી લંઘન કરવાનો વિકલ્પ કહ્યો છે; છતાં આરોગ્ય દેખાયા સુધી લંઘન કરવાનો જે વિકલ્પ કહ્યો, તેથી એમ સૂચવ્યું છે કે, 'ત્રણ રાત આદિની અવધિ નિયમિત છે, એમ સમજવુ નહિ.' આ કારણે જ સુશ્રુતે કહ્યું છે કે–

### અથવા સન્નિપાતજ્વરમાં લંઘનની અવધિ ચોક્કસ નથી

सप्तमे दिवसे प्राप्ते दशमे द्वादशेऽपि वा ।
पुनर्घोरतरो भूत्वा प्रशमं याति हन्ति वा ॥५९४

अन्वयः–सप्तमे दशमे वा द्वादशे अपि दिवसे प्राप्ते (सन्निपातज्वरः स्वभावात् एव) पुनर् घोरतरः भूत्वा प्रशमं याति, वा हन्ति ॥

'સાતમો, દશમો અથવા બારમો દિવસ પ્રાપ્ત થતાં સન્નિપાતજ્વર પોતાના સ્વભાવથી જ ફરી અત્યંત ઘોર થઈ શાંત થઈ જાય છે અથવા મારી નાખે છે.' ૫૯૪

घोरतर इति स्वभावादेव तदा घोरतरो भूत्वेति ॥

### સન્નિપાતજ્વર મારે કે શાંત થાય તેનું કારણ

हननप्रशमयोः कारणमाह–

पित्तकफानिलवृद्ध्या, दशदिवसद्वादशाहसप्ताहात् । हन्ति विमुञ्चत्यथवा, त्रिदोषजो धातुमलपाकात् ॥५९५॥

अन्वयः–पित्त–कफ–अनिलवृद्ध्या (क्रमशः) दशदिवस–द्वादशाह–सप्ताहात् धातु–मल–पाकात् त्रिदोषजः (ज्वरः रोगिणं) हन्ति अथवा विमुञ्चति ॥

પિત્તની, કફની અને વાયુની વૃદ્ધિથી અનુક્રમે દશ, બાર કે સાત દિવસ સુધીમાં જો ધાતુઓ પાકી જાય તો સન્નિપાતજ્વર (રોગીને) મારી નાખે છે અને જો મળ પાકી જાય તો છોડી દે છે. ૫૯૫

टीका–त्रिदोषजो ज्वर इति शेषः । धातुमलपाकात्=धातुपाकाद्धन्ति, मलपाकाद्विमुञ्चतीत्यर्थः । धातुमलपाके प्राक्तनकर्मैव हेतुः । तत्र यदि जीवनसंवर्द्धकं कर्मास्ति तदा मलपाकः, अन्यथा धातुपाकः, स च रसादिशुक्रान्तधातूनां पाको बोद्धव्यः ॥ ધાતુઓના અને મળોના પાકવામાં પૂર્વજન્મનું પ્રારબ્ધકર્મ જ કારણ હોય છે. જો જીવનને વધારનારું પ્રારબ્ધકર્મ હોય તો મળ પાકે છે, પણ જીવનની હાનિ કરનાર પ્રારબ્ધકર્મ હોય તો ધાતુઓ પાકે છે. ધાતુઓ પાકે–એટલે રસથી તે વીર્ય સુધીની સઘળી ધાતુઓ પાકે છે, એમ સમજવું.

### ધાતુઓ પાકયાનું લક્ષણ

तत्र धातुपाकस्य लक्षणमाह–

निद्रानाशो हृदि स्तम्भो विष्टम्भो गौरवारुची ।
अरतिर्बलहानिश्च धातूनां पाकलक्षणम् ॥ ५९६ ॥

अन्वयः–निद्रानाशः हृदि स्तम्भः विष्टम्भः, गौरव-अरुची, अरतिः च बलहानिः (एतद्) धातूनां पाकलक्षणम् (ज्ञेयम्) ॥

નિદ્રાનો નાશ, હૃદયનું સ્તબ્ધપણું, પેટનું કઠણપણું, ગાત્રોનુ ભારેપણું, અરુચિ, અરતિ કે બેચેની અને બળની હાનિ એ ધાતુઓ પાકયાનુ લક્ષણ જાણવું. ૫૯૬

टीका–विष्टम्भ उदरस्य, गौरव गात्राणाम् ॥

अन्यच्च,–વળી બીજું–

संबाध्यमानो हृदि नाभिदेशे,
गात्रेषु वा पाकरुजान्वितेषु ।
पीडां ज्वरार्तोऽङ्गुलिभिश्च गच्छेत्
स धातुपाकी कथितो भिषग्भिः ॥

अन्वयः–ज्वरार्तः (यः मानवः) हृदि, नाभिदेशे वा पाकरुजा-अन्वितेषु गात्रेषु च अङ्गुलिभिः संबाध्यमानः (सन्) पीडां गच्छेत्, सः भिषग्भिः धातुपाकी कथितः ॥

જ્વરથી પીડાયેલો જે માણસ હૃદય પર, નાભિ ઉપર અથવા પાકને લીધે દુખતાં ગાત્રો ઉપર આંગળીઓ વતી દબાવતા જો પીડા પામે તો તે માણસને વૈદ્યોએ પાકી ગયેલી ધાતુઓવાળો કહ્યો છે. ૫૯૭

अपरञ्च-વળી પણ બીજું-

नाभेरूर्ध्वं हृदोऽधस्तात्पीडिते चेद् व्यथा भवेत्।
धातोः पाकं विजानीयादन्यथा तु मलस्य च ॥५९८

अन्वय-नाभेः ऊर्ध्वं च हृदः अधस्तात् पीडिते (सति) चेत् व्यथा भवेत्, (तर्हि) धातोः पाकं विजानीयात्, अन्यथा तु मलस्य (पाकं जानीयात्) ॥

નાભિથી ઉપર અને હૃદયથી નીચે દબાવતાં જો પીડા થાય તો ધાતુઓનો પાક થયો જાણવો અને જો પીડા ન થાય તો મળનો પાક થયો જાણવો. ૫૯૮

મળો પાક્યાનું લક્ષણ

अथ मलपाकलक्षणम्-

दोषप्रकृतिवैकृत्यं लघुता ज्वरदेहयोः।
इन्द्रियाणाञ्च वैमल्यं मलानां पाकलक्षणम् ॥५९९॥

अन्वयः-दोषप्रकृतिवैकृत्यं, ज्वरदेहयोः लघुता, च इन्द्रियाणां वैमल्यम्-(इदं) मलानां पाकलक्षणम् (ज्ञेयम्) ॥

વાયુ આદિ દોષોનો સ્વભાવ દાહ, તંદ્રા અને ભારેપણું આદિ કરવાનો છે, તેઓના તે સ્વભાવનું વિપરીતપણું-અર્થાત્ દેહમાં દાહ, ઘેન કે ભારેપણું ન હોય; જ્વરનું તથા શરીરનું હલકાપણું અને ઇંદ્રિયોનું નિર્મલપણું થયું હોય-એ લક્ષણો ઉપરથી મળો એટલે દોષો પાક્યાનું લક્ષણ જાણવું. ૫૯૯

टीका-दोषा'=वातादयः तेषां प्रकृतित्वे तु दाह तन्द्रागौरवादिकरणं तस्य वैकृत्य=वैपरीत्य, वैमल्य=मलराहित्यम्। मलानां=दोषाणां पाकलक्षणम् ॥

अन्यच्च-વળી બીજું-

शश्वदिन्द्रियपञ्चकस्य पटुता वह्नेश्च यत्र क्रमात्,
तृष्णादिप्रशमो ज्वरस्य मृदुता तं दोषपाकं वदेत्।
हृन्नाभ्योरतिवेदनातिसरणं तीव्रो ज्वरस्तृण्मदः,
श्वासाधिक्यमरोचकोऽरतिरिति
स्याद्धातुपाकाकृतिः ॥६००॥

अन्वय-यत्र इन्द्रियपञ्चकस्य च वह्नेः शश्वत् पटुता, क्रमात् तृष्णा-आदि-प्रशमः, ज्वरस्य मृदुता-तं दोषपाकं वदेत्। (परन्तु) हृन्नाभ्योः अतिवेदना, अतिसरण, तीव्रः ज्वर, तृट्, मदः, श्वास-आधिक्यम्, अरोचक, अरति -इति धातुपाक-आकृतिः स्यात् ॥

તેમ જ જેમાં પાંચે ઇંદ્રિયોનું અને જઠરાગ્નિનું નિરંતરનું સમર્થપણું, અનુક્રમે તરશ આદિનું શાંત થવું અને જ્વરનું ઓછાપણું એ લક્ષણો થાય તો દોષો પાક્યા છે એમ કહેવું; પરંતુ જો હૃદયમાં તથા નાભિમાં અતિ વેદના, અત્યંત પાતળો ઝાડો, જ્વરનું તીવ્રપણું, તરશ, મદ, શ્વાસનું અધિકપણું, અરુચિ અને અસુખ-બેચેની થાય તો તે ધાતુઓ પાક્યાનાં લક્ષણો જાણવાં. ૬૦૦

આમની અધિકતામાં ત્રિદોષજ્વરની અવધિ

आमस्याधिक्येन सप्तमदिवसाद्यवध्यतिक्रमे परमावधिमाह हारीत.-આમની અધિકતાને લીધે ત્રિદોષજ્વર, સાતમો દિવસ વગેરે અવધિ ઓળંગી જઈ છેલ્લી કઈ અવધિ સુધી પહોંચે છે, તે વિષે હારીત કહે છે

सप्तमी द्विगुणा यावन्नवम्येकादशी तथा।
एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ॥६०१॥

अन्वयः-द्विगुणा सप्तमी (रात्रिः) यावत् (भवति) तथा (द्विगुणा एव) नवमी च एकादशी (रात्रिः यावत् भवति), एषा मोक्षाय च वधाय त्रिदोषमर्यादा (ज्ञेया)॥

(આમની જો ખૂબ જ અધિકતા હોય તો આવ્યાનો દિવસ છોડીને સંનિપાતજ્વરની છેલ્લી અવધિ) બેગણી સાતમી રાત્રિ-એટલે ચૌદમી રાત્રિ સુધી અથવા આવ્યાનો દિવસ ગણીને બેગણી જ દશમી રાત્રિ-એટલે વીસમી રાત્રિ અથવા આવ્યાનો દિવસ ગણીને જ બેગણી અગિયારમી રાત્રિ-એટલે ચોવીસમી રાત્રિ સુધીની હોય છે. આ તેની છેલ્લી અવધિ માણસને છોડી દેવા અથવા તો મારી નાખવા માટેની હોય છે, એમ જાણવું. ૬૦૧

टीका-नवम्येकादशी चागमनदिवस विहाय बोद्धव्या, तेनागमनदिवस नीत्वा दशमी द्वादशी तथा। अत्र रात्रिरित्यध्याह्रियते ॥ આ ૬૦૧ શ્લોકમાં 'नवमी एकादशी' એમ કહી નવમી રાત્રિ તથા અગિયારમી રાત્રિ જે કહી છે, તે સંનિપાતજ્વર આવ્યાનો દિવસ છોડી દઈને કહેલ છે, પણ તેના આવ્યાનો દિવસ જો સાથે ગણીએ તો બેવડી દશમી રાત્રિ-એટલે વીસમી રાત્રિ સમજાય છે અને બેવડી બારમી

રાત્રિ એટલે ચોવીશમી રાત્રિ સુધીની અવધિ સમજાય છે. અહીં રાત્રિ શબ્દ અધ્યાહૃત છે.

### સન્નિપાતજ્વરવાળાને કેવું પાણી પાવું

सन्निपातज्वरी पूर्वे सम्यग् लङ्घनमाचरेत्।
शृतं शीतं पिबेदम्भः समये भेषजं भजेत् ॥६०२॥
सन्निपातेन तृष्यन्तं पार्श्वरुक्तालुशोषिणम्।
यः पाययेज्जलं शीतं स मृत्युर्नरविग्रहः ॥६०३॥

अन्वयः–सन्निपातज्वरी पूर्वे सम्यक् लङ्घनम् आचरेत्। शृतं शीतम् अम्भः पिबेत्। (ततः) समये भेषजं भजेत्॥ यः (वैद्यः) सन्निपातेन तृष्यन्तं पार्श्वरुक्-तालुशोषिणं (जनं) शीतं जलं पाययेत् सः (ज्वरिणः) नरविग्रहः मृत्युः (ज्ञेयः)॥

સન્નિપાતજ્વરવાળાએ પ્રથમ તો સારી રીતે લંઘન કરવું, ઉકાળ્યા પછી ઠંડું કરેલું પાણી પીવું અને સમય પ્રાપ્ત થતાં ઔષધ સેવવું. જે વૈદ્ય સન્નિપાતને લીધે તરસ્યા થતા, પડખામાં પીડાતા અને તાળવાના શોષવાળા માણસને (નહિ ઉકાળેલું) ટાઢું પાણી પાય, તેને માણસના રૂપમાં મૃત્યુ સમજવો.

टीका–शीतम् अक्वथितं, शृतं तु शीतं विहितमेव। इति लङ्घनम् ॥

### રેતીથી સ્વેદ કરવા વિષે

वालुकास्वेदमाह–

वातश्लेष्मकृते स्वेदान् कारयेद्रूक्षनिर्मितान्।
स्निग्धः स्वेदो निषिद्धोऽत्र विना केवलवातजात् ॥
खर्परभृष्टपटस्थित,–काञ्जिकसंसिक्तवालुकास्वेदः।
शमयति वातकफामयमस्तकशूलाङ्गभङ्गादीन् ॥६०५
स्रोतसां मार्दवं कृत्वा नीत्वा पावकमाशयम्।
हत्वा वातकफस्तम्भं स्वेदो ज्वरमपोहति ॥६०६॥

अन्वयः–वातश्लेष्मकृते रूक्षनिर्मितान् स्वेदान् कारयेत्। केवलवातजात् विना अत्र स्निग्धः स्वेदः निषिद्धः॥ खर्परभृष्ट-पटस्थित काञ्जिकसंसिक्त–वालुकास्वेदः वातकफामय–मस्तकशूल–अङ्गभङ्गादीन् शमयति। अथ (वालुका–) स्वेदः स्रोतसां मार्दवं कृत्वा, पावकम् आशयं नीत्वा, वातकफस्तम्भं हत्वा ज्वरम् अपोहति ॥

વાયુ તથા કફની અધિકતાવાળા જ્વરમાં રૂક્ષ પદાર્થોથી બનાવેલા સ્વેદ કરવા; કેવળ વાયુથી જ થયેલા જ્વર સિવાય બાકીના જ્વરોમાં સ્નિગ્ધ પદાર્થોથી કરેલો સ્વેદ નિષિદ્ધ જ છે. રેતીને ઠીબડામાં શેકી, લૂગડામાં બાંધી, તેના પર કાંજી છાંટીને તેથી સ્વેદ કરાય તો તે સ્વેદ વાયુના તથા કફના રોગોને, માથાના શૂળને અને શરીર ભાંગવું-તૂટવું આદિ વ્યાધિઓને શાંત કરે છે. સ્વેદ સ્રોતોને કૂણા પાડી, જઠરાગ્નિને તેના આશયમાં પહોંચાડી, વાયુના તથા કફના સ્તબ્ધપણાને દૂર કરી જ્વરને મટાડે છે. ૬૦૪–૬૦૬

### ઘેન મટાડવા સૈંધવ આદિ નસ્ય

अथ सैन्धवादिनस्यमाह–

सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च।
बस्तमूत्रेण संपिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥६०७॥

अन्वयः–सैन्धवं श्वेतमरिचं सर्षपाः च कुष्ठम् एव बस्तमूत्रेण संपिष्टं (कृत्वा तेन दत्तं) नस्यं तन्द्रानिवारणम् (भवति)॥

સિંધવ, સરગવાનાં બીજ, સરસવ અને કઠને બકરાના મૂત્રમાં વાટી તેનાથી આપેલું નસ્ય ઘેનને મટાડે છે. ૬૦૭

टीका–श्वेतमरिचं=शिग्रुबीजम्। इति सैन्धवादिनस्यम् ॥

### ભાન લાવવા મધૂકસારાદિ નસ્ય

मधूकसारसिन्धूत्थवचोषणकणाः समाः।
श्लक्ष्णं पिष्ट्वाऽम्भसा नस्यं दद्यात् संज्ञाप्रबोधनम् ॥

अन्वयः–मधूकसार–सिन्धूत्थ–वचा–ऊषण–कणाः समाः अम्भसा श्लक्ष्णं पिष्ट्वा (तत्) नस्यं दद्यात्, (तेन) संज्ञाप्रबोधनं (भवति)॥

મહુડાનો સાર, સિંધવ, વજ, મરી અને પીપરને સમભાગે લઈ પાણીમાં સારી રીતે વાટી તેથી નસ્ય આપવું; જેથી ઘેન મટી ભાન આવે છે. ૬૦૮

### કફ તોડવા માતુલુંગાદિ નસ્ય

मातुलुङ्गार्द्रकरसं कोष्णं त्रिलवणान्वितम्।
अन्यद्वा सिद्धविहितं नस्यं तीक्ष्णं प्रयोजयेत् ॥६०९
तेन प्रभिद्यते श्लेष्मा प्रभिन्नश्च प्रसिच्यते।
शिरोहृदयकण्ठास्यपार्श्वरुक् चोपशाम्यति ॥६१०

अन्वयः–मातुलुङ्ग–आर्द्रकरसं कोष्णं त्रिलवणान्वितं (नस्ये प्रयोजयेत्), वा अन्यत् सिद्धविहितं तीक्ष्णं नस्यं प्रयोजयेत्, तेन श्लेष्मा प्रभिद्यते, च प्रभिन्नः (सन्) प्रसिच्यते, च शिरो–हृदय–कण्ठ–आस्य–पार्श्वरुक् उपशाम्यति ॥

બિજોરાના તથા આદાના રસને જરા ઊનો કરી તેમાં સેંધવ, બીડલૂણ અને કાચલૂણ નાખી તેનાથી નસ્ય આપવું અથવા બીજું કાંઈ સિદ્ધ લોકોએ શોધેલું તીક્ષ્ણ નસ્ય આપવું; તેથી કફ ભેદાઈ જઈ પાતળો થઈને બહાર નીકળે છે અને માથું, હૃદય, કંઠ, મોઢું તથા પડખામાં થતી પીડા શાંત થાય છે. ૬૦૯,૬૧૦

ઘેન મટાડવા સર્વોત્તમ કલ્પતરુરસ

मोहामयेन मुग्धं, बोधयितुं यादृशः शक्तः।
कल्पतरुनामधेयो, रसो न तादृक् परं किञ्चित् ॥६११

अन्वयः-मोहामयेन मुग्धं (जनं) बोधयितु कल्पतरुनामधेयः रसः यादृशः शक्तः (भवति), तादृक् परं किंचित् (शक्तं) न (अस्ति) ॥

ઘેનરૂપી રોગથી મૂઢ થયેલા માણસને જાગૃત કરવા કલ્પતરુ નામનો રસ જેવો સમર્થ છે, તેવું બીજું કંઈ પણ સમર્થ નથી. (આ રસ વાતજ્વરની ચિકિત્સાના પ્રકરણમાં કહેવાયો છે, ત્યાં જોવો.) ૬૧૧

સંનિપાતમાં થૂંકાવવા માટે શ્રેષ્ઠ ઔષધ

अथ निष्ठीवनमाह-

जिह्वातालुगलक्लोम मरुत्पित्तेन दूषितम्।
तदा सञ्चारयेच्छोषं जिह्वाविरसतां तथा ॥६१२
स्फुटनञ्च तदा जिह्वां लेपयेन्मधुपिष्टया ॥
द्राक्षया साज्यया तेन जिह्वा स्यात्सरसा मृदुः॥६१३
आर्द्रकस्वरसोपेतं सैन्धवं कटुकत्रयम्।
आकण्ठाद्धारयेदास्ये निष्ठीवेच्च पुनः पुनः ॥६१४
तेनास्यतालुकोष्ठांसमन्यापार्श्वशिरोगलात्।
लीनोऽप्याकृष्यते श्लेष्मा लाघवं चास्य जायते ॥६१५
पर्वभेदो ज्वरो मूर्च्छा निद्राश्वासगलामयाः।
मुखाक्षिगौरवं जाड्यमुत्क्लेशश्चोपशाम्यति ॥६१६
सकृद्द्विस्त्रिश्चतुष्कुर्याद् दृष्ट्वा दोषबलाबलम्।
एतद्धि परमं प्राहुर्भेषजं सन्निपातिनाम् ॥६१७॥

अन्वयः-जिह्वा-तालु-गल-क्लोम मरुत्-पित्तेन यदा दूषितं (स्यात्) तदा शोषं जिह्वा-विरसतां तथा च स्फुटनं संचारयेत्। तदा मधुपिष्टया साज्यया द्राक्षया जिह्वां लेपयेत्, तेन जिह्वा सरसा मृदुः स्यात्। (यद्वा) आर्द्रकस्वरस-उपेतं सैन्धवं (च) कटुकत्रयम् आस्ये आकण्ठात् धारयेत्, च पुनः पुनः निष्ठीवेत्, तेन आस्य-तालु-कोष्ठ-अंस-मन्या-पार्श्व-शिरो-गलात् लीनः अपि श्लेष्मा आकृष्यते, च अस्य (रोगिणः) लाघवं जायते, (तथा) पर्वभेदः ज्वरः मूर्च्छा निद्रा-श्वास-गलामयाः मुखाक्षिगौरवं जाड्यं च उत्क्लेशः उपशाम्यति। दोषबलाबलं दृष्ट्वा सकृत् द्विः त्रिः चतुः वा कुर्यात्, संनिपातिनाम् एतद् हि परमं भेषजं (वैद्याः) प्राहुः ॥

જીભ, તાળવું, ગળું અને તરશ લાગવાનું સ્થાન વાયુથી તથા પિત્તથી જ્યારે દૂષિત થાય છે-ત્યારે શોષ, જીભમાં વિરસપણું અને ફાટવું થાય છે; એ વેળા મધમાં વાટેલી ઘી સહિત દ્રાક્ષથી જીભને લેપવી; તેથી જીભ રસવાળી અને કૂણી થાય છે; અથવા આદાના સ્વરસથી સંયુક્ત સેંધવ, સૂંઠ, મરી અને પીપરને મોઢામાં ગળા સુધી રાખવાં અને વારંવાર થૂંકવું; તેથી મોઢું, તાળવું, કોઠાનો ભાગ, ખભા, ગળાની નાડી, પડખાં, માથું અને ગળામાંથી ભરાઈ રહેલો કફ પણ ખેંચાઈ આવે છે, હલકાશ આવે છે અને સાંધાઓનું તૂટવું, જ્વર, મૂર્છા, નિદ્રા, શ્વાસ, ગળાનાં દરદ, મુખનું ભારેપણું, આંખોનું ભારેપણું, જડપણું, તથા હૃદયમાં થતી કફની મૂંઝવણ શાંત થાય છે. દોષનું બળાબળ જોઈ આ ઉપાય એકવાર, બેવાર, ત્રણવાર અને ચારવાર પણ કરવો; કેમ કે સન્નિપાતવાળાઓ માટે આ શ્રેષ્ઠ ઔષધ છે, એમ વૈદ્યો કહે છે. ૬૧૨-૬૧૭

इति कवलग्रहः ॥

અષ્ટાંગ-અવલેહ

अथावलेहः-

कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासश्च कारवी।
श्लक्ष्णं चूर्णीकृतञ्चैतन्मधुना सह लेहयेत् ॥६१८
एषाऽवलेहिका हन्ति सन्निपातं सुदारुणम्।
हिक्कां श्वासञ्च कासञ्च कण्ठरोगञ्च नाशयेत्॥
एतद्योज्यं कफोद्रेके चूर्णमार्द्रकजै रसैः ॥६१९॥

अन्वयः-कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासः च कारवी एतत् श्लक्ष्णं चूर्णीकृतं च मधुना सह लेहयेत्। एषा अवलेहिका सुदारुणं सन्निपातं हन्ति, च हिक्कां श्वासं च कासं च कण्ठरोगं नाशयेत्। कफोद्रेके एतत् चूर्णम् आर्द्रकजैः रसैः (सह) योज्यम् ॥

કાયફળ, એરંડાનું મૂળ, કાકડાશીંગી,

સૂંઠ, મરી, પીપર, ધમાસો અને કલોંજી જીરું-એ આઠ પદાર્થોને ઝીણા વાટી ચૂર્ણ કરી તે ચૂર્ણ મધની સાથે ચટાડવું. આ અષ્ટાંગ અવલેહ[1] મહાદારુણ સન્નિપાતને, હેડકીને, શ્વાસને, ઉધરસને અને કંઠના રોગને મટાડે છે. જો કફનું અધિકપણું કે ઉથતા હોય તો એ ચૂર્ણ આદાના રસની સાથે ચટાડવું. ૬૧૮,૬૧૯

टीका–पौष्कर=पुष्करमूलं, तदलाभे कुष्ठं देयम्। शृङ्गी=कर्कटशृङ्गी, व्योष=शुण्ठी–पिप्पली–मरिचानि, यासः=यवासः। केचित् यासस्थाने यवानीं प्रक्षिपन्ति। कारवी='मङ्गरैला' इति लोके। अष्टाङ्गावलेहिका॥

१ अष्टौ अङ्गानि यस्य सः अष्टाङ्गः, अवलिह्यते इति अवलेहः, अष्टाङ्गश्चासौ अवलेहश्च–अष्टाङ्ग–अवलेहः–જેમાં આઠ પદાર્થો હોય છે, તેવું ચાટણ–અષ્ટાંગ અવલેહ કહેવાય છે.

तन्त्रान्तरे चोक्तम्—

આ વિષે બીજા ગ્રંથમાં પણ કહ્યું છે :

अष्टाङ्गं मधुना लिह्यादार्द्रकस्य रसेन वा।
संमोहं दारुणं हन्यात्तन्द्राकाससमन्वितम् ॥६२०

अन्वयः–अष्टाङ्गं मधुना लिह्यात्, वा आर्द्रकस्य रसेन (सह लिह्यात्, तत्,) तन्द्रा–काससमन्वितं दारुणं समोहं हन्यात्॥

'અષ્ટાંગચૂર્ણને મધ સાથે અથવા આદાના રસ સાથે ચાટવું; તે ઘેન તથા ઉધરસ સહિત દારુણ મોહનો નાશ કરે છે. ૬૨૦

દરેક સંનિપાતમાં મધ વિરુદ્ધ છે

सर्वेषु सन्निपातेषु न क्षौद्रमवचारयेत्।
शीतोपचारि क्षौद्रं स्याच्छीतं चात्र विरुध्यते ॥६२१

अन्वयः–सर्वेषु सन्निपातेषु क्षौद्रं न अवचारयेत्, (यतः) क्षौद्रं शीतोपचारि स्यात्, शीतं च अत्र विरुध्यते॥

સઘળા સન્નિપાતોમાં મધનો ઉપયોગ ન કરવો; કારણ કે મધ શીત સાથેના ઉપચાર માટે ઉપયોગી છે અને સન્નિપાતમાં તો શીત ઉપચાર વિરુદ્ધ છે. ૬૨૧

टीका–शीतेनोपचारोऽस्यास्तीति शीतोपचारि, शीतमात्र सन्निपातेन विरुध्यते। ( આનો અર્થ ઉપર છે. ) सन्निपातज्वरेषु श्लेष्मनिग्रहार्थं सर्वदा स्वेदो हितः। तत्राग्निसम्बन्धेन देहस्योष्णता तिष्ठति। उष्णेन मधुना विरोधः। उक्तं च सुश्रुतेन–સન્નિપાતજ્વરોમાં કફ દૂર કરવા માટે સર્વકાળ સ્વેદ જ હિતકારી છે, કેમ કે તેમાં અગ્નિના સંબંધથી દેહમાં ઉષ્ણપણું રહે છે, અને ઉષ્ણતા સાથે મધને તો વિરોધ જ છે. સુશ્રુતે કહ્યું છે કે :

उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु।
तृष्णार्त्तमुष्णै रूक्षश्च तन्निहन्ति यथा विषम्॥६२२

अन्वयः–विषान्वयतया सर्वं मधु उष्णैः विरुध्यते। उष्णैः तृष्णार्त्तं च रूक्षं (रोगिणं) तत् (मधु) विषं यथा निहन्ति॥

'વિષના સંબંધને લીધે સર્વ પ્રકારનું મધ ઉષ્ણ પદાર્થો સાથે વિરોધવાળું છે. ઉષ્ણ પદાર્થોને લીધે તરસથી પીડાયેલા અને રૂક્ષ થયેલા રોગીને એ મધ ઝેરની પેઠે મારી નાખે છે. ૬૨૨

टीका–अयमवलेहः प्रायेणोर्ध्वजत्रुजरोगहरत्वात्सायमुपयुज्यते। यत उक्तं चरकेण–આ અષ્ટાંગ અવલેહ ઘણું કરી ગળાના કાંઠલાથી ઉપરના રોગોને મટાડે છે, તેથી તેનો સાયંકાળે ઉપયોગ કરવો યોગ્ય છે; ચરકે કહ્યું છે કે :

ऊर्ध्वजत्रुगदघ्नी या सा सायमवलेहिका।
अधोरोगहरी या सा भोजनात् प्राक् प्रयुज्यते॥

अन्वयः–या अवलेहिका ऊर्ध्वजत्रुगदघ्नी (स्यात्) सा सायं प्रयुज्यते, या अधोरोगहरी (भवेत्) सा भोजनात् प्राक् (प्रयुज्यते)॥

'જે અવલેહ ગળાંના કાંઠલાથી ઉપરના રોગોને મટાડનાર હોય, તેનો સાયંકાળે ઉપયોગ કરવો અને જે અવલેહ ગળાંના કાંઠલાથી નીચેના રોગોને મટાડનાર હોય તેનો ભોજન કર્યા પહેલાં ઉપયોગ કરવો.' ( કેટલાક વૈદ્યો આ અષ્ટાગ અવલેહમાં ધમાસાને ઠેકાણે યવાન નાખે છે. ) ૬૨૩

ચતુરંગ-અવલેહ[1]

स्विन्नमामलकं पिष्ट्वा द्राक्षया सह मेलयेत्।
विश्वभेषजसंयुक्तं मधुना सह लेहयेत्॥
तेनास्य शाम्यति श्वासः कासो मूर्च्छाऽरुचिस्तथा॥

अन्वयः–स्विन्नम् आमलकं पिष्ट्वा द्राक्षया सह मेलयेत्, विश्वभेषजसंयुक्तं मधुना सह लेहयेत्, तेन अस्य (रोगिणः) श्वासः कासः मूर्च्छा तथा अरुचिः शाम्यति॥

બાફેલાં આમળાંને વાટી દ્રાક્ષની સાથે

મેળવવા, પછી તેમા સૂઠ નાખી તેને મધની સાથે ચટાડવા આ અવલેહથી રોગીના શ્વાસ, ઉધરસ, મૂર્છા અને અરુચિ શાત થાય છે

१ चत्वारि अङ्गानि यस्य स चतुरङ्ग, स चासौ अवलेह–જેમા ચાર પદાર્થો હોય છે, એવુ ચાટણુ–તે ચતુરગ-અવલેહ કહેવાય છે

टीका–इति चतुरङ्गावलेह ॥

### ઘેન મટાડવા શિરીષબીજાદિ-અંજન[1]

अथाञ्जनम्—

शिरीषबीजं गोमूत्रकृष्णामरिचसैन्धवैः ।
अञ्जन स्यात्प्रबोधाय सरसोनशिलावचैः ॥६२५॥

अन्वय–शिरीषबीज गोमूत्र–कृष्ण–मरिच–सैन्धवै सरसोनाशलावचै अञ्जन प्रबोधाय स्यात् ॥

સરસડિયાનુ બીજ, ગોમૂત્ર, પીપર, મરી, સેંધવ, લસણ, મણશીલ અને વજ વાટી તે અજન નેત્રમા આજવાથી સજ્ઞા-ભાન આવે છે-એટલે ઘેન મટે છે ૬૨૫

टीका–शिरीषबीजाद्यञ्जनम् ॥

१ शिरीषस्य बीजम् आदि यस्मिन् तत्, अज्यत नेत्रमनेनेति अञ्जनम्, शिरीषबीजादि च तत अञ्जनम्–જેમા સરસડિયાના બી ખાસ મુખ્ય હોય છે, તેનુ અજન-તે શિરીષબીજાદિ અજન કહેવાય છે

### ઘેન મટાડવા લોહચૂર્ણાદિ-અંજન

अयोरज श्वतलोध्र मरिच चाञ्जनं तथा ।
गोमूत्रेण समायुक्त तन्द्रानाशनमुत्तमम् ॥६२६॥

अन्वय–अयोरज श्वेतलोध्र तथा मरिच–गोमूत्रेण समायुक्तम् उत्तम तन्द्रानाशन (कीर्त्यते) ॥

લોઢાનુ ચૂર્ણ, ધોળુ લોધર અને મરી ગોમૂત્રમા વાટી આજવાથી ઘેનનો સારી રીતે નાશ થાય છે ૬૨૬

टीका–लोहचूर्णाद्यञ्जनम् ॥

१ लाहस्य चूर्णम् आदि यस्मिन्, तच्च तद् अञ्जनम्–लाहचूर्णाद्यञ्जनम्–જેમા લોઢાનુ ચૂર્ણ મુખ્ય હોય, તે લોહચૂર્ણાદ્યજન કહેવાય છે

### ઘેન મટાડવા દંડપાણિએ કહેલુ અંજન

अञ्जनं सम्यगारब्ध मधुसिन्धुशिलोषणैः ।
प्रमोहद्रोहि भवति भाषित दण्डपाणिना ॥६२७॥

अन्वय–मधु–सिन्धु–शिला–ऊर्ण. सम्यक् आरब्धम् अञ्जन प्रमोहद्रोहि भवति (इति) दण्डपाणिना भाषितम् ॥

મધ, સેંધવ, શિલાજીત અને મરી–એ પદાર્થોને એકઠા કરી નેત્રમા સારી રીતે આજવાથી બેભાનપણુ મટે છે, એમ દડપાણિ વૈદ્યે કહ્યુ છે. ૬૨૭

### સન્નિપાતનુ ઘેન મટાડનાર લેપ

सूत विष च मरिचं तुल्यकं नवसादरम् ।
चूर्णितं स्वरसैर्मर्द्य धूर्तपत्ररसोनयो ॥६२८॥
साम्निपातकृते मोहे मूर्ध्नि लिम्पेत्पदोपरि ।
अस्थिव्यथास्वनेनैव लेप कुर्यात्पदोपरि ॥६२९॥

अन्वय–सनिपातकृत मोहे सूत मरिच तुल्यक नवसादर चूर्णित (कृत्वा) धूर्तपत्र–रसोनयो स्वरसै मर्द्यम्, (अथ च तत्) मूर्ध्नि पदोपरि लिम्पेत्। अस्थिव्यथासु अनेन एव पदोपरि लेप कुर्यात् ॥

સન્નિપાતથી થયેલ બેભાનપણામા પારો, વછનાગ, મરી, મો-થૂથુ અને નવસારને વાટી ધતૂરાના પાદડાના અને લસણના સ્વરસમા તેઓનુ મર્દન કરવુ, પછી માથાને અસ્રાથી મુડાવી તેના ઉપર એ લેપ કરવો. હાડકામા પીડા હોય તોપણ દરદવાળા ભાગને મૂડી નાખી તેના ઉપર એ લેપ કરવો. ૬૨૮,૨૯

टीका–पद–'पाच्छ' इति लोके।

### ક્વાથો : દશમૂલક્વાથ

दशमूलकाथ –

बिल्व श्योनाकगम्भारीपाटलागणिकारिका ।
पित्तघ्न वातकफहृत्पञ्चमूलमिद महत् ॥६३०॥
शालिपर्णी पृश्निपर्णी बृहती कण्टकारिका ।
गोक्षुरुर्वातपित्तघ्नं कनीय पञ्चमूलकम् ॥६३१॥
उभय दशमूल तत्पिप्पलीचूर्णसयुतम् ।
सन्निपातज्वर हन्ति हृत्कण्ठग्रहनाशनम् ॥६३२॥
तन्द्रावातकफातङ्कश्वासपार्श्वार्त्तिकासनुत् ।
महान्ति यानि मूलानि काष्ठगर्भाणि यानि च ।
तेषान्तु वल्कल ग्राह्यं ह्रस्वमूलानि कृत्स्नश. ।६३३

अन्वय–बिल्व–श्योनाक–गम्भारी–पाटला–गणिकारिका–इद महत् पञ्चमूल (कथ्यते, तच्च) पित्तघ्न वात–कफहृत् (अस्ति)। शालीपर्णी पृश्निपर्णी बृहती कण्टकारिका गोक्षुर–(इदं) कनीय पञ्चमूलक (प्रोच्यते, तच्च) वात–पित्तघ्न (भवति)। उभय तद् दशमूल पिप्पली चूर्णसयुत (सत्) सनिपातज्वर हन्ति, हृत्कण्ठग्रहनाशन तन्द्रा–वात–कफातङ्क–श्वास–पार्श्वार्त्ति–कास नुत (विद्यते), (अत्र च) यानि महान्ति यानि च काष्ठगर्भाणि (सन्ति) तेषां तु वल्कल ग्राह्य, ह्रस्वमूलानि (तु) कृत्स्नश. (ग्राह्याणि) ॥

ખીલી, અરલુ, સીવણ, કાકચ અને અરણી એ બૃહત્પંચમૂલ કહેવાય છે અને તે પિત્તને, વાયુને તથા કફને મટાડનાર છે. સમેરવો, ગંધી સમેરવો, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી અને ગોખરુ, એ લઘુ પંચમૂલ કહેવાય છે અને તે વાયુને તથા પિત્તને મટાડનાર છે. આ બૃહત્પંચમૂલ અને લઘુપંચમૂલ મળીને દશમૂળ[1] કહેવાય છે; એ દશમૂળનો કવાથ પીપરના ચૂર્ણ સાથે પીવાથી સન્નિપાત-જ્વર, હૃદયનું ઝલાઈ જવું, કંઠનું ઝલાઈ જવું, ઘેન, વાયુનું દરદ, કફનું દરદ, શ્વાસ, પડખાંની પીડા અને ઉધરસનો તે નાશ કરે છે. બીલી આદિ બૃહત્પંચમૂલ કે, જેઓના ગર્ભમાં કાષ્ઠો હોય છે, તેઓનાં મૂળોની છાલ લેવી અને સમેરવો આદિ લઘુપંચ-મૂળના સઘળા ભાગો લેવા. ૧૩૦-૧૩૩

टीका–अत्र बिल्वादीनां पञ्चानां मूलस्य वल्कलं ग्राह्यम् ॥ ( આનો અર્થ ઉપર ભાષાંતરમાં છે. )

૧. दश मूलानि–बिल्वप्रभृतीनि पञ्च बृहन्मूलानि वल्कलरूपाणि, शालिपर्ण्यादीनि च पञ्च लघुमूलानि कृत्स्नशः विद्यन्ते यस्मिन् सः, क्वथ्यते इति क्वाथः, दशमूलश्चासौ क्वाथश्च दशमूलक्वाथः ॥–જેમાં બીલી વગેરે પાંચ બૃહન્મૂલ છાલરૂપે અને સમેરવો વગેરે પાંચ લઘુમૂલ આખાં–એ દશમૂલ કહેવાતાં ઔષધો હોય છે એવો ઉકાળો–તે દશમૂલક્વાથ કહેવાય છે.

## દ્વાદશાંગ-કવાથ[1]

द्वादशाङ्गक्वाथः–

दशमूलीकषायस्तु पिप्पलीपौष्करान्वितः ।
सन्निपातज्वरे देयः श्वासकासमन्विते ॥ ६३४ ॥

अन्वयः–पिप्पली पौष्करान्वितः–(उपर्युक्त) दशमूली-कषायः तु श्वास–कास–समन्वित सन्निपातज्वरे देयः ॥

પીપર અને એરંડાનાં મૂળ સાથે કરેલો ઉપર કહેલો દશમૂલનો કવાથ શ્વાસ તથા ઉધરસવાળા સન્નિપાતજ્વર ઉપર આપવો. ૬૩૪

૧. द्वादश अङ्गानि–दशमूली–पिप्पली–पौष्कराणि यस्मिन् सः–द्वादशाङ्गः, स चासौ क्वाथश्च–द्वादशाङ्ग-क्वाथः–જેમાં ઉપર કહેલાં દશમૂલો તથા પીપર અને એરંડમૂલ મળી બાર અંગરૂપ ઔષધો હોય છે, એ ઉકાળો–દ્વાદશાંગક્વાથ કહેવાય છે.

## ચતુર્દશાંગ-કવાથ[1]

चतुर्दशाङ्गक्वाथः–

चिरज्वरे वातकफोल्बणे वा,
त्रिदोषजे वा दशमूलमिश्रः ।
किराततिक्तादिगणः प्रयोज्यः,
शुद्ध्यर्थिने वा त्रिवृता विमिश्रः ॥६३५॥

अन्वयः–चिरज्वरे वा वातकफोल्बणे ( ज्वरे ) वा त्रिदोषजे ( ज्वरे ) दशमूलमिश्रः किराततिक्तादिगणः प्रयोज्यः, शुद्ध्यर्थिने वा त्रिवृता विमिश्रः ( स एव किराततिक्तादिगणः देयः ) ।

જીર્ણજ્વરમાં, વાયુની તથા કફની અધિકતાવાળા જ્વરમાં અથવા સન્નિપાતજ્વરમાં દશમૂળ સહિત કિરાતતિક્ત આદિ ગણનો કવાથ આપવો અને જેને વિરેચનની જરૂર હોય તેને નસોતર સહિત કિરાતતિક્ત આદિ ગણનો કવાથ આપવો. ૬૩૫

૧. चतुर्दश अङ्गानि–दशमूलमिश्रकिराततिक्तादिगण-रूपाणि यस्मिन् स चासौ क्वाथः–चतुर्दशाङ्गक्वाथः–જેમાં દશમૂલ ઉપરાંત કિરાતતિક્તાદિ ગણ પણ હોય છે, એવો ઉકાળો–ચતુર્દશાંગકવાથ કહેવાય છે.

## કિરાતતિક્તાદિ-કવાથ

किराततिक्तादिक्वाथः–

किराततिक्तको मुस्तं गुडूची विश्वभेषजम् ।
किरातादिर्गणो ह्येष चातुर्भद्रकमित्यपि ॥६३६॥

अन्वयः–किराततिक्तकः मुस्तं गुडूची विश्वभेषजम्–एषः हि किरातादिः गणः ( कथ्यते, स एव च ) चातुर्भद्रकम् इति अपि ( प्रोच्यते ) ॥

કરિયાતું, મોથ, ગળો અને સૂંઠ એ કિરાતતિક્ત[1] આદિ ગણ કહેવાય છે અને તે જ ચાતુર્ભદ્રક[2] પણ કહેવાય છે. ૬૩૬

૧. किराततिक्तम् आदि यस्मिन् स चासौ क्वाथः किराततिक्तादिक्वाथः–જેમાં કરિયાતું પહેલું મુખ્ય હોય છે, તે ઉકાળો–કિરાતતિક્તાદિકવાથ કહેવાય છે.

૨. चत्वारि भद्राणि–किराततिक्तादीनि यस्मिन् तत् चतुर्भद्रम् , चतुर्भद्रमेव चातुर्भद्रकम्–જેમાં કરિયાતું વગેરે ચાર કલ્યાણકારી ઔષધો હોય છે, તે ચાતુર્ભદ્રક કહેવાય છે.

## અષ્ટાદશાંગ-કવાથ[1]

अष्टादशाङ्गक्वाथः–

दशमूली शटी शृङ्गी पौष्करं सदुरालभम् ।
भार्ङ्गी कुटजबीजञ्च पटोलं कटुरोहिणी ॥ ६३७ ॥

अष्टादशाङ्ग इत्येष सन्निपातज्वरापहः ।
कासहृद्ग्रहपार्श्वार्तिश्वासहिक्कावमीहरः ॥६३८॥

अन्वय-दशमूली शटी शृङ्गी पौष्कर सदुरालभ भार्गी कुटजबीज पटोलं च कटुरोहिणी इति एषः अष्टादशाङ्गः सन्निपातज्वरापहः कासहृद्ग्रहपार्श्वार्तिश्वासहिक्का-वमीहरः (अस्ति) ॥

દશમૂલ, કચૂરો, કાકડાશીંગી, એરંડાનાં મૂળ, ધમાસો, ભારંગી, ઇંદ્રજવનાં બીજ, પરવળ અને કડુ-એ અઢાર પદાર્થોનો ક્વાથ સન્નિપાતજ્વરને, ઉધરસને, હૃદયના ઝલાઈ જવાને, પડખાંની પીડાને, શ્વાસને, હેડકીને અને ઊલટીને મટાડે છે. ૬૩૭,૬૩૮

૧. अष्टादश अङ्गानि-दशमूलीशट्यादीनि यस्मिन् स चासौ क्वाथ. अष्टादशाङ्गक्वाथः-જેમાં દશમૂળ ઉપરાંત કચૂરો વગેરે આઠ ઔષધો પણ હોય છે, તે ઉકાળો-અષ્ટાદશાંગ-ક્વાથ કહેવાય છે.

### બીજા પ્રકારનો અષ્ટાદશાંગક્વાથ

द्वितीयोऽष्टादशाङ्गक्वाथः-

भूनिम्बदारुदशमूलमहौषधाब्द,-
तिक्तेन्द्रबीजधनिकेभकणाकषायः ।
तन्द्राप्रलापकसनारुचिदाहमोह,-
श्वासत्रिदोषजनितज्वरनाशनः स्यात् ॥६३९॥

अन्वय-भूनिम्ब-दारु-दशमूल-महौषध-अब्द-तिक्त-इन्द्रबीज-धनिक-इभकणाकषाय तन्द्रा-प्रलाप-कसन-अरुचि-दाह-मोह-श्वास-त्रिदोषजनितज्वर-नाशनः (भवति) ॥

કરિયાતું, દેવદાર, દશમૂળ, સૂંઠ, મોથ, કડુ, ઇંદ્રજવનાં બીજ, ધાણા અને ગજપીપર-એ અઢાર પદાર્થોનો ક્વાથ ઘેનને, બકવાદને, ઉધરસને, અરુચિને, દાહને, મોહને, શ્વાસને અને સન્નિપાતજ્વરને મટાડે છે. (બંગસેને પણ કહ્યું છે કે આ અષ્ટાદશાંગ-ક્વાથ મૃત્યુ જેવા જ્વરને પણ જીતે છે.) ૬૩૯

टीका-उक्तं च वङ्गसेनेन-'अष्टादशाङ्ग इत्येष मृत्युकल्प ज्वरं जयेत्' इति ॥ (અર્થ ઉપર છે.)

### સન્નિપાતજ્વરમાં અપાતા રસો : રસપ્રદીપમાં કહેલી મૃતસંજીવની ગોળી

अथ सन्निपातज्वरे रसाः-

विषं त्रिकटुकं गन्धं टङ्कणं मृतशुल्वकम् ।
धत्तूरस्य च बीजानि हिङ्गुलं नवमं स्मृतम् ॥६४०॥
एतानि समभागानि दिनैकं विजयाद्रवैः ।
मर्दयेच्चणकाकारा कर्तव्या वटिकाऽथ सा ॥६४१॥
भक्षणीयाऽनुपातव्यो रविमूलकषायकः ।
मृतसञ्जीवनी नाम्ना सन्निपातज्वरान्तकृत् ॥६४२॥

अन्वय-विष त्रिकटुक गन्धं टङ्कणं मृतशुल्वक धत्तूरस्य बीजानि च नवम हिङ्गुल स्मृतम्-एतानि सम भागानि दिनैक विजयाद्रवैः मर्दयेत्, अथ चणकाकारा वटिका कर्तव्या, सा भक्षणीया, रविमूलकषायक अनुपातव्यः, (इय) मृतसंजीवनी[१] नाम्ना (वटिका) सन्निपातज्वरान्तकृत् (भवति) ॥

વછનાગ, સૂંઠ, મરી, પીપર, ગંધક, ટંકણ, મારેલું તાંબું, ધંતૂરાનાં બીજ અને હિંગળો એ નવ પદાર્થોને સમભાગે લઈ એક દિવસ સુધી ભાગના રસમાં ખરલ કરી ચણા જેવી ગોળીઓ કરવી. એ ગોળી ખાઈને તેના ઉપર આકડાના મૂળનો ક્વાથ પીવો. આ મૃતસંજીવની[૧] નામની ગોળી સન્નિપાતજ્વરનો નાશ કરે છે. ૬૪૦-૬૪૨

૧. सन्निपातवशात् मृतः-मरणदशापन्नोऽपि जनः सम्यग् जीव्यते यथेति करणे ल्युट्, टित्वाद् ङीप् च, यद्वा सम्यग् जीवयति इति सजीवनी-नन्द्यादिः, गौरादिश्च, मृतस्य-मरणशय्याशयितस्यापि सजीवनी-मृतसजीवनी-સંનિપાતને વશ થઈ જે મરણદશાએ પહોંચ્યો હોય અથવા મૃત્યુશય્યા પર પડ્યો હોય, તેને પણ જે બરાબર જિવાડે, તે મૃતસંજીવની ગોળી.

### રસપ્રદીપમાં કહેલો ત્રિનેત્ર-રસ

शुद्धसूतं समं गन्ध सूतांश मृतताम्रकम् ।
त्रिभिस्तुल्यैर्गवां क्षीरैर्मर्दयेद्वातपे खरे ॥ ६४३ ॥
मर्दयेद्दिनमेकन्तु निर्गुण्डीशिग्रुजद्रवैः ।
विधाय गोल तं गोलमन्धमूषागतं पचेत् ॥६४४॥
त्रियामं वालुकायन्त्रे ततः खल्वे विचूर्णयेत् ।
अष्टमांशं विषं तत्र क्षिपेत् तेनापि मर्दयेत् ॥६४५॥
त्रिनेत्राख्यो रसो ह्येष देयो गुञ्जाद्वयोन्मितः ।
पञ्चकोलकषायेण छागीदुग्धेन वा सह ॥६४६॥
रसेनानेन भुक्तेन सन्निपातज्वरो महान् ।
संक्षयं व्रजति क्षिप्रं कर्तव्यो नात्र संशयः ॥६४७॥

अन्वयः-शुद्धसूत सम गन्ध सूतांश मृतताम्रक त्रिभिः तुल्यैः गवां क्षीरैः खरे आतपे मर्दयेत्, (ततः) एक दिन तु निर्गुण्डी-शिग्रुजद्रवैः मर्दयेत्, (ततः) गोल विधाय तं गोलम् अन्धमूषागत (कृत्वा) त्रियाम वालुका-यन्त्रे पचेत्, ततः खल्वे विचूर्णयेत्, तत्र

अष्टमांशं विषं क्षिपेत्, तेन अपि मर्दयेत्, एषः त्रिनेत्राख्यः रसः पञ्चकोलकषायेण वा छागीदुग्धेन सह गुञ्जाद्वयोन्मितः देयः। अनेन रसेन भुक्तेन महान् संनिपातज्वरः क्षिप्रं संक्षयं व्रजति, अत्र संशयः न कर्तव्यः॥

શુદ્ધ પારો, પારા જેટલો ગંધક અને પારા જેટલું મારેલું તાંબું-એ ત્રણેને તેટલા જ ગાયના દૂધથી તીક્ષ્ણ તડકામાં બેસી ખરલ કરવાં અને તે પછી એક દિવસ સુધી નગોડના તથા સરગવાના રસથી ખરલ કરવાં. પછી તેમનો ગોળો કરી તે ગોળાને શીશીમાં નાખી શીશીનું મોઢું બંધ કરી ત્રણ પ્રહર સુધી વાલુકાયંત્રમાં પકાવવો. પછી તે ગોળાનું ખરલમાં ચૂર્ણ કરી તેમાં તેનાથી આઠમા ભાગનો વછનાગ નાખી તેની સાથે પણ ખરલમાં મર્દન કરવું. આ ત્રિનેત્ર નામનો રસ પીપર, પીપરીમૂળ, ચવક અને સૂંઠના ક્વાથની સાથે અથવા બકરીના દૂધની સાથે બે ચણોઠીભાર આપવો. આ ત્રિનેત્રરસ[1] ખાવાથી અતિશય કર સન્નિપાતજ્વર પણ તરત નાશ પામે છે, એમાં સંશય ન કરવો. ૧૪૩-૧૪૭

૧. त्रीणि नेत्राणि यस्य सः त्रिनेत्रः-शिवः, त्रिनेत्रेण प्रोक्तः रसः यद्वा त्रीणि-शुद्धसूतगन्धमृतताम्राणि नेत्राणि-प्रधानानि यस्मिन् स चासौ रसः त्रिनेत्ररसः-ત્રણ નેત્રવાળા શંકરે કહેલો અથવા શુદ્ધ પારો, ગંધક તથા મારેલું ત્રાંબું જેમાં મુખ્ય હોય છે એવો જે રસ-તે ત્રિનેત્રરસ કહેવાય છે.

**રસેંદ્ર-ચિંતામણિમાં કહેલો ભસ્મેશ્વરરસ**

भस्म षोडशनिष्कं स्यादारण्योपलसम्भवम्।
मरिचं निष्कमात्रञ्च विषं निष्कं विचूर्णयेत् ॥१४८॥
रसो भस्मेश्वरो नाम सन्निपातज्वरान्तकृत्।
एकगुञ्जामितो भक्ष्य आर्द्रकस्य द्रवेण हि ॥१४९

अन्वयः-षोडशनिष्कम् आरण्योपलसम्भवं भस्म स्यात्, मरिचं निष्कमात्रं विषं च निष्कं विचूर्णयेत्, (असौ) भस्मेश्वरः नाम रसः आर्द्रकस्य द्रवेण हि भक्ष्यः सन्निपातज्वरान्तकृत् (भवति)॥

સોળ નિષ્ક* અડાયાંની ભસ્મ, એક નિષ્ક મરી અને એક નિષ્ક વછનાગને ભેગાં કરી ચૂર્ણ કરવું, એટલે તે ભસ્મેશ્વરરસ[1] કહેવાય છે. આ ભસ્મેશ્વરરસ આદાના રસની સાથે એક ચણોઠીભાર ખાવાથી સન્નિપાતજ્વરનો નાશ થાય છે. ૧૪૮,૧૪૯

* ચોવીસ ચણોઠીભારનો એક નિષ્ક થાય છે.

टीका-इति भस्मेश्वरो रसः। सन्निपातज्वरे रसेन्द्रचिन्तामणौ॥

૧. ईष्टे इति ईश्वरः, ईश्वरेण प्रोक्तः रसः-ईश्वररसः, आरण्योपलसंभवं भस्म प्रधानं यस्मिन् स चासौ ईश्वररसः, यद्वा भस्मना ईष्टे-सामर्थ्यं करोति सन्निपातविनाशने-इति भस्मेश्वरः, भस्मेश्वरनामा रसः-भस्मेश्वररसः-જેમાં જંગલી અડાયાં છાણાંની ભસ્મ મુખ્ય હોય છે, એવો શંકર ભગવાને કહેલો રસ-ભસ્મેશ્વરરસ કહેવાય છે.

**રસેંદ્ર-ચિંતામણિમાં કહેલો અગ્નિકુમારરસ**

द्वौ कर्षौ सूतकाद् ग्राह्यौ गन्धकाद् द्वौ तथैव च।
यत्नतस्तूभयं मर्द्यं दिनं हंसपदीद्रवैः ॥१५०॥
कल्कस्य वटिकां कृत्वा निक्षिपेत्काचभाजने।
कर्षैकममृतं तत्र क्षिप्त्वा वक्त्रं निरोधयेत् ॥१५१
कूपिकायाः परौ भागौ वालुकाभिश्च पूरयेत्।
सार्धं यावदहोरात्रं तावत् तत्र पचेद्रसम् ॥१५२
दीपमात्रोऽनलो देयः स्वाङ्गशीतं समुद्धरेत्।
तोलार्द्धममृतं तत्र क्षिपेत् तावत्तथोषणम् ॥१५३॥
भक्षितो रक्तिकामात्रो रसस्त्वग्निकुमारकः।
सन्निपातज्वरं हन्याद्वातं मन्दाग्नितामपि ॥१५४॥
शूलञ्च ग्रहणीं गुल्मं क्षयं जत्रुगदं तथा।
श्वासकासादिकान् सर्वान् गदानेव विनाशयेत् ॥

अन्वयः-द्वौ कर्षौ सूतकात्, तथा च एव द्वौ गन्धकाद् ग्राह्यौ, उभयं तु दिनं हंसपदीद्रवैः यत्नतः मर्द्यम्, (ततः) कल्कस्य वटिकां कृत्वा काचभाजने निक्षिपेत्। तत्र कर्षकम् अमृतं क्षिप्त्वा वक्त्रं निरोधयेत्, कूपिकायाः परौ च भागौ वालुकाभिः पूरयेत्, यावत् सार्धम् अहोरात्रं तावत् तत्र रसं पचेत्, दीपमात्रः अनलः देयः-स्वाङ्गशीतं समुद्धरेत्, तत्र तोलार्द्धम् अमृतं तथा तावत् ऊषणं क्षिपेत्, एषः तु अग्निकुमारकः रसः रक्तिकामात्रः भक्षितः (सन्) सन्निपातज्वरं वातं मन्दाग्नितामं अपि हन्यात्, तथा च शूलं ग्रहणीं गुल्मं क्षयं जत्रुगदं श्वासकासादिकान् सर्वान् गदान् विनाशयेत्॥

બે તોલા પારો અને બે તોલા ગંધક લઈ તે બન્નેને એક દિવસ સુધી હંસરાજના રસથી ખરલ કરી તે કલ્કની ગોળીઓ બનાવી કાચની શીશીમાં નાખી તે શીશીમાં એક તોલો વછનાગ નાખી શીશીનું મોઢું

કરવું. પછી શીશીને બીજા વાસણમા મૂકી ગળા સુધી રેતીથી ઢાંકી દઈ દોઢ દિવસરાત સુધી દીવા જેટલો અગ્નિ આપવો. રસ પોતાની મેળે શીતળ થઈ જાય ત્યારે શીશી માંથી કાઢી લઈ તેમાં અરધો તોલો વછનાગ અને અરધો તોલો મરી નાખવા એટલે તે 'અગ્નિકુમારરસ'[1] સિદ્ધ થાય છે. આ રસ એક રતીભાર ખાવાથી સન્નિપાતજ્વર, વાયુ, અગ્નિનુ મંદપણું, શૂળ, સંગ્રહણી, ગોળો, ક્ષય, ગળાના કાકલાનુ દરદ, શ્વાસ અને ઉધરસ વગેરે બધા રોગોનો નાશ કરે છે. ૬૫૦-૬૫૫

इति अग्निकुमारो रस. सन्निपातज्वरादिषु रसेन्द्रचिन्तामणौ ॥

૧. अग्नेः कुमार.-कार्तिकेय इव शक्तिधारी सन्निपातादिविदारणे-स्वार्थे कन्-अग्निकुमारक, कनोऽविवक्षायाम् अग्निकुमारो वा-જે રસ અગ્નિકુમાર-કાર્તિકેયની પેઠે સંનિપાતાદિનો નાશ કરવા શક્તિમાન છે તેથી અગ્નિકુમારક અથવા અગ્નિકુમાર કહેવાય છે

## રસેંદ્ર-ચિંતામણિમાં કહેલો પંચવક્ત્રરસ

गन्धेशटङ्कमरिचं विष धत्तूरजैर्द्रवैः ।
दिन संमर्दितं शुष्कं पञ्चवक्त्रो रसो भवेत् ॥६५६
आर्द्रकस्य द्रवेणैव दातव्यो रक्तिकामितः।
सन्निपातज्वरे देयो घोरे तद्दोषनाशनः ॥६५७॥

अन्वयः-गन्ध-ईश-टङ्क-मरिच विष (च) धत्तूरजैः द्रवैः दिन समर्दित शुष्क (च सत्) पञ्चवक्त्र रसः भवेत्। एष. आर्द्रकस्य द्रवेण रक्तिकामित. दातव्यः, घोरे सन्निपात देयः, (येन) तद्दोषनाशन. (भवति) ॥

પારો, ગંધક, ટંકણ, મરી અને વછનાગને એક દિવસ સુધી ધંતૂરાના રસમાં ખરલ કરી સુકાવવા એટલે તે પંચવક્ત્રરસ[1] તૈયાર થાય છે. આ રસ આદાના રસ સાથે રતીભાર ખવડાવવો, જેથી સન્નિપાતના દોષોનો તે નાશ કરે છે. ૬૫૬,૬૫૭

૧. पञ्च-गन्ध-ईश टङ्क मरिच विषाणि वक्त्राणि प्रधानानि यस्मिन् स ,यद्वा पञ्च वक्त्राणि-सद्योजातादीनि मुखानि यस्य स -पञ्चवक्त्र -शिवः तेन प्रोक्तो रसोऽपि पञ्चवक्त्रः-જેમા ગંધક, પારો, ટંકણ, મરી અને વછનાગ-એ પાંચ મુખ્ય હોય છે, તેથી અથવા સદ્યોજાત વગેરે પાંચ મુખવાળા શંકરે જે રસ કહ્યો છે, તે પંચવક્ત્ર કહેવાય છે.

## અમૃતાદિ-વટી[1]

अमृतवराटकमरिचैर्द्विपञ्चनवभागयोजितै रचिता।
वटिका मुद्गसमाना, कफत्रिदोषाग्निमान्द्यहरी॥६५८

अन्वय.-द्वि-पञ्च-नवभागयोजितैः अमृत-वराटक-मरिचैः मुद्गसमाना रचिता वटिका कफ-त्रिदोष-अग्निमान्द्यहरी (स्यात्) ॥

બે ભાગ વછનાગ, પાંચ ભાગ કોડી અને નવ ભાગ મરીથી મગ જેવડી કરેલી ગોળીઓ (ખવડાવવાથી) કફ, સન્નિપાત અને અગ્નિનુ મંદપણું મટાડે છે. ૬૫૮

૧. अमृत-वत्सनाभ. आदिर्यस्या सा, वटति-वेष्टते गोलस्वरूपमिति वटी-वट वेष्टने-स्वाद्यच्-गौरादिः, अमृतादिश्चासौ वटी च-अमृतादि वटी-જેમા વછનાગ મુખ્યત્વે પહેલો હોય છે, તેવી ગોળી-તે અમૃતાદિવટી.

## શીતજ્વર ઉપર રસો :
## રસપ્રદીપમાં કહેલો શીતજ્વરારિરસ

अथ शीतज्वरे रसाः ।

सूतकं गन्धकश्चैव हरितालं मनःशिला ।
एकनिष्कं द्विनिष्कञ्च चतुर्निष्कं तथैव च ॥६५९॥
पञ्चनिष्कं रसैः कारवेल्ल्याः सम्यक् प्रकल्पयेत् ।
ताम्रपत्राणि तुल्यानि तेन कल्केन लेपयेत् ॥६६०
शरावसपुटे तानि कृत्वा तेषामुपर्यपि ।
दद्यात् तां पिष्टिकां पश्चात् पुटपाकेन पाचयेत्॥६६१
ततः संचूर्णयेदेष रसः क्षौद्रेण भक्षितः ।
यवैकमात्रया हन्ति घोरं शीतज्वरं ध्रुवम् ॥६६२॥

अन्वय -एकनिष्क सूतक, द्विनिष्क गन्धक, चतुर्निष्क च हरितालम् एव तथा च पञ्चनिष्कम् एव मनःशिला-(एतानि) कारवेल्ल्याः रसैः सम्यक् प्रकल्पयेत् । (तैः सर्वैः) तुल्यानि ताम्रपत्राणि तेन कल्केन लेपयेत्, तानि शरावसपुटे कृत्वा तेषाम् उपरि अपि तां पिष्टिकां दद्यात्, पश्चात् पुटपाकेन पाचयेत्, ततः सचूर्णयेत्, एषः (शीतज्वरारिः) रस क्षौद्रेण (सह) यवैकमात्रया भक्षितः (सन्) घोर शीतज्वर ध्रुव हन्ति ॥

એક નિષ્ક પારો, બે નિષ્ક ગંધક, ચાર નિષ્ક હરતાલ અને પાંચ નિષ્ક મનશીલને કારેલીના રસથી સારી પેઠે ખરલ કરવાં. પછી એ સર્વના જેટલા વજનનાં ત્રાંબાનાં પતરાઓને તે કલ્ક ચોપડી માટીના વાસણના સંપુટમા મૂકી તેઓની ઉપર પણ તે કલ્ક

મૂકી તેઓને પુટપાકથી પકાવવાં. પાકયા પછી તેઓ ચૂર્ણનું કરવું, એટલે તે 'શીત-જ્વરારિરસ'[1] તૈયાર થાય છે. આ રસને મધની સાથે એક જવ જેટલો ખાધો હોય તો ભયંકર શીતજ્વરને અવશ્ય મટાડે છે.

टीका-पारटङ्क १, गन्धकटङ्कौ २, हरितालटङ्काः ४, मनःशिलाटङ्काः ५, ताम्रपत्रटङ्काः १२। इति शीतज्वरारिः रसप्रदीपे ॥

१ शीतेन युक्तः ज्वरः शीतज्वरः, शीतज्वरस्य अरिः-शीतज्वरारिः, स चासौ रसः-ટાઢિયા તાવનો શત્રુ જે રસ, તે શીતજ્વરારિરસ કહેવાય છે.

**રસપ્રદીપમાં કહેલો શીતકેસરીરસ**

पारदं गन्धकञ्चैव तुल्यञ्च दरदं विषम् ।
विषादष्टगुणं योज्यं मरिचं विश्वभेषजम् ॥६६३॥
अश्वगन्धाऽथ विजया कासमर्दः कठिल्लकः ।
चतुर्णाञ्च रसैरेतैश्चूर्णान्येतानि मर्दयेत् ॥ ६६४ ॥
तुलस्यास्तु दलैः सार्द्धं भक्षितो रक्तिकामितः ।
हन्ति शीतज्वरं घोरं नाम्नाऽयं शीतकेसरी ॥६६५॥

अन्वयः-पारदं च गन्धकम् एव च तुल्यं दरद विष, विषात् अष्टगुणं मरिच विश्वभेषजं योज्यम् । अथ अश्वगन्धा विजया कासमर्दः कठिल्लकः-चतुर्णां च एतैः रसैः एतानि चूर्णानि मर्दयेत्-अयं शीतकेसरी नाम्ना तु रसः तुलस्याः दलैः सार्धं रक्तिकामितः भक्षितः (सन्) घोरं शीतज्वरं हन्ति ॥

પારો, ગંધક, મોરથૂથુ, હિંગળો, વછનાગ અને વછનાગથી આઠગણાં મરી તથા સૂંઠને વાટી આસોંદ, ભાંગ, કાસુંદરો અને કારેલી-એ ચારના રસોથી ખરલ મર્દન કરવાં એટલે એ 'શીતકેસરી'[1] નામનો રસ તૈયાર થાય છે. આ રસ તુલસીનાં પાંદડાંની સાથે એક રતીભાર ખાધો હોય તો ભયંકર શીતજ્વરને પણ મટાડે છે. ૬૬૩-૬૬૫

१ केसराः सन्ति अस्य केसरी, शीतनाशकश्चासौ केसरी इव-शीतकेसरी, स चासौ रसः-शीतकेसरीरसः-ટાઢિયા તાવનો નાશ કરનાર જાણે કેસરી-સિંહ હોય એવો જે રસ, તે શીતકેસરી રસ કહેવાય છે.

**શીતભંજીરસ**

तालकं शुक्तिकाचूर्णं तुल्यं तत्रोभयोरपि ।
नवमांशञ्च तुत्थं स्यात् मर्दयेत् कन्यकाद्रवैः ॥६६६
तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् ।
शीतं तच्चूर्णयेदर्द्धगुञ्जामात्रं सितायुतम् ॥६६७॥
प्रभाते भक्षयेत्तेन याति शीतज्वरः क्षयम् ।
वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥६६८॥

अन्वयः-तालकं शुक्तिकाचूर्णं तुल्यं, तत्र उभयोः अपि नवमांशं तुत्थ स्यात्, कन्यकाद्रवैः तत्तु मर्दयेत्, संशुष्कं (च तत्) वन्यैः उपलैः गजपुटे पचेत्, शीत तत् चूर्णयेत्, सितायुतम् अर्धगुञ्जा-मात्रं प्रभाते भक्षयेत्, तेन शीतज्वरः क्षयं याति । कस्य अपि वान्तिः भवति, कस्यचित् न भवति अपि ॥

હરતાલ, તેના જેટલું છીપનું ચૂર્ણ અને એ બન્નેના નવમાંશ જેટલા મોરથૂથુનું કુંવારના રસથી ખરલમાં મર્દન કરવું અને પછી તેને સૂકવી વગડાનાં અડાયાંથી ગજ-પુટમાં પકાવવાં. એ ઠરી જાય ત્યારે તેનું ચૂર્ણ કરવું, એટલે તે 'શીતભંજી'[1] રસ તૈયાર થાય છે. આ રસને સવારે સાકરની સાથે એક ચણોઠીભાર ખવડાવવો, જેથી શીતજ્વર નાશ પામે છે. આથી કોઈને ઊલટી થાય છે અને કોઈને નથી પણ થતી. ૬૬૬-૬૬૮

१ शीतं भनक्ति इत्येवंशीलः-शीतभञ्जी, स चासौ रसः-शीतभञ्जिरसः-ટાઢિયા તાવનો જે નાશ કરે છે એવા સ્વભાવનો જે રસ, તે શીતભંજી રસ કહેવાય છે.

**રસેંદ્ર-ચિંતામણિમાં કહેલો શીતભંજીરસ**

तालकं तुत्थकं ताम्रं सूतगन्धकटङ्कणम् ।
सर्वमेतत् समं चूर्णं कारवेल्लीरसद्रवैः ॥ ६६९ ॥
दिनैकं मर्दयेत्तेन रसकर्दमकेन तु ।
ताम्रस्य भाजनस्यान्तर्लिम्पेदर्द्धाङ्गुलोन्मितम् ॥
तत्पचेद्वालुकायन्त्रे यवा यावत् स्फुटन्ति हि ।
शीतलं तद्धि गृह्णीयात्ताम्रपात्रोदराद्भिषक् ॥६७१॥
शीतभञ्जी रसो माषमात्रो मरिचसंयुतः ।
भक्षितः पर्णखण्डेन नाशयेद्विषमज्वरान् ॥६७२॥

अन्वयः-तालकं तुत्थकं ताम्र सूत-गन्धक-टङ्कणम्-एतत् सर्व समं चूर्णं (कृत्वा) दिनैकं कारवेल्लीद्रवैः मर्दयेत्, तेन रसकर्दमकेन तु ताम्रस्य भाजनस्य अन्तः अर्द्धाङ्गुलोन्मित लिम्पेत्, तत् वालुकायन्त्रे (तावत्) पचेत्, यावत् यवाः स्फुटन्ति हि । शीतलं हि तत् भिषक् ताम्रपात्रोदरात् गृह्णीयात्, (अयं) शीतभञ्जी रसः मरिचसंयुतः माषमात्रः पर्णखण्डेन भक्षितः (सन्) विषमज्वरान् नाशयेत् ॥

હરતાલ, મોરથૂથુ, ત્રાંબુ, પારો, ગંધક અને ટંકણખાર સમભાગે ચૂર્ણ કરી એક

દિવસ સુધી કારેલીના રસથી તેનુ ખરલમા મર્દન કરવુ. પછી એ કલ્કથી ત્રાબાના વાસણુના અંદરના ભાગને અરધો આગળ થર ચડે એ રીતે લીંપવો. પછી વાલુકાયન્ત્ર મા ત્યા સુધી તેને પકાવવો કે, જ્યા સુધી તે રેતી ઉપર જવના દાણા નાખતા ફૂટીને ધાણી થઈ જાય. પછી શીતળ થઈ જાય ત્યારે વૈદ્યે ત્રાબાના વાસણની અંદરથી તે રસને લઈ લેવો; એ 'શીતભંજીરસ'ને મરી સહિત નાગરવેલના પાનના ટુકડાની સાથે પાચ રતીભાર માત્ર ખાવાથી વિષમજ્વરોનો તે નાશ કરે છે. ૬૬૯-૬૭૨

**રસરત્નપ્રદીપમાં કહેલો શીતભંજીરસ**

तालको दरदोद्भूत पारदो गन्धकः शिला।
क्रमाद्भागार्द्धरहितं कारवेल्ल्यम्बुमर्दितम् ॥६७३॥
अनेनास्यप्रमाणेन ताम्रपात्रं प्रलेपयेत्।
अधोमुखं दृढे भाण्डे तन्निरुध्याथ पूरयेत् ॥६७४॥
चुल्ल्या वालुकया घस्रमग्निं प्रज्वालयेदधः।
शीतं सचूर्ण्यं माषोऽस्य नागवल्लीदले स्थितः ६७५
भक्षितो मरिचैः सार्द्धं समस्तविषमज्वरान्।
शीतदाहादिकान्हन्ति पथ्यं शाल्योदनं पयः ॥६७६

अन्वय.-तालक, दरदोद्भूत पारद, गन्धक, शिला-क्रमात् भागार्धरहितम् (आदाय) कारवेल्ल्यम्बु मर्दित कारयेत्, अनेन आस्यप्रमाणेन ताम्रपात्र प्रलेपयेत्, अधोमुख तद् (द्वितीये) भाण्डे निरुध्य अथ वालुकया पूरयेत्, चुल्ल्या (तस्य) अध घस्रम् अग्नि प्रज्वालयेत्, शीत सचूर्ण्य अस्य माष नागवल्लीदले स्थित मरिचै सार्ध भक्षित (सन्) शीतदाहादिकान् समस्तविषमज्वरान् हन्ति। (अस्योपरि) शाल्योदन पय पथ्य (भवति) ॥

હરતાલ, હરતાલથી અરધો હિંગળામાથી કાઢેલો પારો, પારાથી અરધો ગંધક અને ગંધકથી અરધુ મનશીલ લઈ કારેલીના રસથી ખરલમા ખૂબ વાટી તે કલ્કથી ત્રાબાના વાસણુની અંદર તેના મોઢા સુધી લેપ કરવો પછી તે વાસણને બીજા મજબૂત વાસણમા ઊંધુ મેલી રેતીથી દાટી દઈ ચૂલે ચડાવવું અને તેની નીચે એક દિવસ સુધી અગ્નિ બાળવો શીતળ થઈ જાય ત્યારે તેનુ ચૂર્ણ કરવુ; એ શીતભંજીરસને નાગરવેલના પાનમા રાખી મરીની સાથે પાચ રતીભાર ખાધો હોય તો શીતજ્વર અને દાહજ્વર આદિ સઘળા વિષમજ્વરોનો તે નાશ કરે છે. આ રસ ઉપર દૂધ-ચોખાનો આહાર પથ્ય થાય છે. ૬૭૩-૬૭૬

**કટ્ફલાદિ-પાન[1]**

कट्फलं त्रिफला दारु चन्दनं सपरूपकम्।
कटुका पद्मकोशीरं विपचेत् कर्पकं जले ॥६७७॥
त्रिदोषदाहतृष्णाघ्नं पानमात्रे प्रपूजितम्।
दीर्घकालज्वरार्त्तानामेतत्स्यादमृतोपमम् ।६७८॥

अन्वय -कट्फल त्रिफला दारु चन्दन सपरूपक कटुका पद्मक-उशीर-कर्पक जले विपचेत्। एतत् (कट्फलादिपान) त्रिदोष-दाह-तृष्णाघ्न (सत्) पान मात्रे प्रपूजित, दीर्घकालज्वरार्त्तानाम् (च) अमृतोपम स्यात्॥

કાયફળ, હરડા, બહેડા, આમળા, દેવદાર, ચંદન, ફાલસા, કડુ, પદ્મકાષ્ઠ અને વાળો-એ સઘળા મળી એક તોલો લઈ ચોસઠ તોલા પાણીમા, તે પાણી અરધુ બાકી રહે ત્યા સુધી પકાવવા. એ પાણી ત્રણે દોષને, દાહને તથા તરશને મટાડનાર હોઈ સઘળા પાન-એટલે પીણામા ઉત્તમ છે અને લાબા કાળના તાવથી પીડાતા લોકોને અમૃત સમાન છે. ૬૭૭,૬૭૮

टीका-कर्षं कट्फलाद्युशीरान्तानां समुदितानां जले प्रस्थमितं विपचेत्। अर्द्धशेषं पिबेत् कट्फलादिपानं तृष्णायां दाहे च॥ (આનો અર્થ ઉપર આપ્યો છે)

[1] कट्फलम् आदि यस्मिन् तत्, पीयते इति पानम्, कट्फलादि च तत् पान-कट्फलादिपानम्-જેમા કાયફળ પહેલુ-મુખ્ય તરીકે હોય છે, એનુ જે પીણુ તે કટ્ફલાદિપાન કહેવાય છે

**સંનિપાતમા ટાઢું પાણી ન સિંચાય**

सन्निपाते तु दाहार्त्तं यः सिञ्चेच्छीतवारिणा।
आतुरः स कथं जीवेद्भिषग्वा स कथं भवेत् ६७९॥

अन्वय -य तु सन्निपात दाहार्त्त शीतवारिणा सिञ्चेत्, स भिषक् कथ भवेत्, स. वा आतुर. कथ जीवेत्॥

જે વૈદ્ય સંનિપાતમા દાહથી પીડાયેલા માણસ ઉપર ટાઢા પાણીનું સિંચન કરે, તે વૈદ્ય જ કેમ કહેવાય? અને તે રોગી પણ કેમ જીવે? ૬૭૯

टीका-एष सन्निपातिनो दाहे शीताम्बुसेकनिषेधो रुग्दाहादन्यत्र, तत्र त्ववगाहनस्याप्युक्तत्वात्। સન્નિપાત-વાળાને દાહમાં ટાઢા પાણીના સિંચનનો જે આ નિષેધ કહ્યો, તે રુગ્દાહ નામના સન્નિપાત સિવાય બીજા સન્નિપાત સંબંધી દાહોમાં સમજવો; કારણ કે રુગ્દાહ સન્નિપાતમાં તો જળની અંદર બેસવાનું પણ કહ્યું છે. ૬૭૯

સન્નિપાતવાળાને અન્ન આપવા વિષે

अथान्नमाह—

दुःस्पर्शगोक्षुरक्षुद्रासिद्धमाहारमर्पयेत् ।
दोषशान्तिबलाग्न्यर्थं त्रिदोषज्वरिणे भिषक् ॥६८०॥

अन्वयः-भिषक् त्रिदोषज्वरिणे दोषशान्ति-बल-आग्न्यर्थं दुःस्पर्श-गोक्षुर-क्षुद्रासिद्धम् आहारम् अर्पयेत् ॥

વૈદ્યે સન્નિપાતજ્વરવાળાના દોષોને શાંત કરવા અને બળની તથા અગ્નિની વૃદ્ધિ કરવા ધમાસો, ગોખરુ અને ભોરીંગણીથી પકાવેલો યોગ્ય આહાર આપવો. ૬૮૦

टीका-दुःस्पर्शः=यवासः, आहारम्=उचितमन्नम् ।

लाजसक्तून् समश्नीयात् सैन्धवेन समन्वितान् ।
ते च जीर्यन्त्यविघ्नेन ज्वरी जीवेत्तदा ध्रुवम् ॥६८१
रक्तपित्ते हितत्वेन तृषादाहज्वरेषु च ।
लाजानां सक्तवः शीता नैव तेऽत्र हिता मताः ॥६८२
पाचनो दीपनः स्वेद्यो लाजमण्डो यतः स्मृतः ।
दशमूलादिसंसिद्धः सन्निपातज्वरे हितः ॥६८३॥
सन्निपातज्वरी यस्तु कम्पते प्रलपत्यपि ।
किञ्चिदेव न जानाति चिकित्सा तस्य कथ्यते ॥६८४
अभ्यञ्जयेत्पुराणेन सर्पिषा पूर्वमेव तम् ।
बलारास्नागुडूच्याद्यैस्तैलैश्च परिषेचयेत् ॥ ६८५॥
वर्त्तको वर्त्तिका लावो वार्त्तिकस्तित्तिरिः शशः ।
कुलिङ्गश्च रसैरेषां तर्पयेत यथाऽनलम् ॥ ६८६ ॥

अन्वयः-( विषमसन्निपात-)ज्वरी सैन्धवेन समन्वितान्, लाजसक्तून् समश्नीयात्, ते च (यदि अविघ्नेन जीर्यन्ति तदा ध्रुवं जीवेत् ॥ लाजानां सक्तवः शीताः ( सन्त. ) रक्तपित्ते च तृषा-दाहज्वरेषु हितत्वेन अत्र ( संनिपाते ) ते हिताः नैव मताः ॥ संनिपातज्वरे दशमूलादि-ससिद्धः लाजमण्डः यतः ( कारणात् ) पाचनः दीपनः स्वेद्यः स्मृतः ( सन् ) हितः ॥ यः तु संनिपातज्वरी कम्पते प्रलपति अपि, किंचित् एव न जानाति, तस्य चिकित्सा ( अथ ) कथ्यते-तं पूर्वम् एव पुराणेन सर्पिषा अभ्यञ्जयेत्, ( ततः ) च बला-रास्ना-गुडूच्याद्यैः ( तं ) परिषेचयेत् । ( अथ च ) वर्तकः वर्तिका लावः वार्तिकः तित्तिरिः शशः च कुलिङ्गः-एषां रसेन ( तं ) यथा-अनलं तर्पयेत ॥

કેટલાક કહે છે કે (વિષમસંનિપાત) 'જ્વરવાળાએ સૈંધવ સહિત શાળની ધાણીનો સાથવો ખાવો. એ જો નિર્વિઘ્ને પચી જાય તો એ જ્વરવાળો અવશ્ય જીવે.' પણ સમજવું જોઈએ કે શાળની ધાણીનો સાથવો શીતળ હોઈ રક્તપિત્તમાં, તરશમાં અને દાહવાળા જ્વરમાં હિતકારી છે, પણ સન્નિપાતમાં તે હિતકારી મનાયો નથી; સન્નિપાતજ્વરમાં તો દશમૂળ આદિથી પકાવેલો શાળની ધાણીનો મંડ પાચન તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પસીનો લાવનાર હોઈ તે હિતકારી મનાયો છે; પણ સન્નિપાતજ્વરવાળો જે માણસ કંપતો હોય, બકતો હોય અને (બેભાન હોઈ) કાંઈ જાણતો ન હોય તેની ચિકિત્સા હવે કહીએ છીએ. એ માણસના શરીર પર પ્રથમ તો જૂના ઘીનું માલિશ કરવું અને ખપાટ આદિથી, રાસના આદિથી અથવા ગળો આદિથી પકાવેલાં તેલોથી સિંચન કરવું. પછી એ માણસને જઠરાગ્નિના બળના પ્રમાણમાં બટાવડાનાં, વૈયાંનાં, લાવાનાં, વાર્ત્તિકનાં, તેતરનાં, સસલાંનાં અથવા ચકલાંનાં માંસના રસાથી તૃપ્ત કરવો. ૬૮૧-૬૮૬

टीका-वर्त्तकः='वटेरि' इति लोके। वर्त्तिका='वटे' इति लोके। 'वार्तिको वातचटके'ति निघण्टुः। 'वगेरा' इति लोके। कुलिङ्गः='वगरैया' इति लोके॥

સન્નિપાતમાં માંસયુક્ત ભાત ન અપાય

सन्निपाते क्षुधार्त्तं यो भोजयेत्पिशितौदनम् ।
स कथं भिषगाख्यां तु लभते मनुजाधमः ॥६८७॥

अन्वयः-सन्निपाते क्षुधा-आर्त ( जन ) यः पिशितौदनं भोजयेत्, सः तु मनुजाधमः भिषगाख्यां कथं लभते ? ॥

સન્નિપાતમાં ભૂખથી પીડાયેલા માણસને જે વૈદ્ય માંસવાળો ભાત જમાડે, તે તો માણસોમાં અધમ જ ગણાય અને વૈદ્ય એવું નામ પણ કઈ રીતે પામે? અર્થાત્ એ તો વૈદ્યના નામને પણ લાયક નથી.÷ ૬૮૭

÷ આ શ્લોકમાં આમ કહીને સૂચવે છે કે, સંનિપાતજ્વરમાં ભૂખથી પીડાતા રોગીને પણ

## વાતોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા

अथ वातोल्बणसन्निपातज्वरस्य चिकित्सा–

### બૃહત્પંચમૂલક્વાથ

पञ्चमूलीकषायं तु दद्याद्वातोल्बणे ज्वरे।
भृशोष्णं वा सुखोष्णं वा दृष्ट्वा दोषबलाबलम्॥

*अन्वयः–वातोल्बणे (संनिपात-)ज्वरे दोषबलाबलं दृष्ट्वा भृशोष्णं वा सुखोष्णं वा पञ्चमूलीकषायं तु दद्यात्॥*

. વાતોલ્બણ સન્નિપાતજ્વરમાં દોષોનું બલાબલ જોઈને બહુ ઊનો અથવા થોડો ઊનો પંચમૂલનો ક્વાથ આપવો. ૬૮૮

*टीका–पञ्चमूली महती, प्रथमप्राप्तायास्त्यागे वचनाभावात्॥* આ સ્થળે 'બૃહત્પંચમૂળ કે લઘુપંચમૂળ એમ ચોખ્ખું કહ્યું નથી. માટે બૃહત્પંચમૂળ જ લેવાં; કારણ કે પ્રથમ ઉપસ્થિત થતાં બૃહત્પંચમૂળનો ત્યાગ કરવામાં કોઈ વચન પ્રમાણરૂપે મળતું નથી.

## પિત્તોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા

### પરૂષકાદિક્વાથ

अथ पित्तोल्बणसन्निपातज्वरस्य चिकित्सा–

परूषकञ्च त्रिफला देवदारु च कट्फलम्।
चन्दनं पद्मकञ्चैव तथा कटुकरोहिणी॥६८९॥
पृश्निपर्णी शृतं त्वेभिरुषितं शीतलं जलम्।
पित्तोत्तरे नृणामेतत् सन्निपाते चिकित्सितम्॥६९०

*अन्वयः–नृणां पित्तोत्तरे संनिपाते परूषकं च त्रिफला च देवदारु च कट्फलं चन्दनं च पद्मकम् एव तथा कटुकरोहिणी पृश्निपर्णी–एभिः शृतम् उषितं शीतलं जलम्–एतत् चिकित्सितं (कथ्यते)॥*

માણસોના પિત્તોલ્બણ સન્નિપાતમાં ફાલસાં, હરડાં, બહેડાં, આમળાં, દેવદાર, કાયફળ, રતાંજલી, પદ્મકાષ્ઠ, કડુ અને ગંધી સમેરવાનો ક્વાથ ચૂલેથી ઉતારી ઘણી વાર રાખી શીતળ થયા પછી પાવો, એ યોગ્ય ચિકિત્સા કહેવાય છે. ૬૮૯,૬૯૦

---

ઉપર જણાવેલો ખોરાક ન આપવો; છતાં ઉપર તો ૬૮૦–૬૮૬ શ્લોકોમાં સંનિપાતવાળાને ખોરાક આપવા જણાવે છે. આ પૂર્વાપર વિરોધાભાસ ટાળવા અહીં એમ સમજવું ખાસ જરૂરી છે કે, વિષમ–સંનિપાતજ્વરમાં ખોરાક અપાય, પણ પૂર્વોક્ત તેર સંનિપાતોમાં ખોરાક કદી ન આપવો.

### કિરાતાદિ–સપ્તક

किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम्।
पाठोदीच्यं मृणालञ्च शृतं पित्ताधिके पिबेत्॥६९१

*अन्वयः–पित्ताधिके (संनिपातज्वरे) किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजं पाठा उदीच्यं च मृणालं शृतं पिबेत्॥*

પિત્તોલ્બણ સંનિપાતજ્વરમાં કરિયાતું, મોથ, ગળો, સૂંઠ, કાળીપાટ, વાળો અને કમળના મૃણાલનો ક્વાથ પીવો એ પણ ઠીક છે. ૬૯૧

## કફોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા

### બૃહત્યાદિક્વાથ

अथ कफोल्बणसन्निपातज्वरस्य चिकित्सा–

बृहती* पौष्करं भार्गी शटी शृङ्गी दुरालभा।
वत्सकस्य तु बीजानि पटोलं कटुरोहिणी॥६९२॥
बृहत्यादिगणः शस्तः सन्निपाते कफोत्तरे।
श्वासादिषु च सर्वेषु हितः सोपद्रवेष्वपि॥६९३॥

*अन्वयः–बृहती पौष्करं भार्गी शटी शृङ्गी दुरालभा वत्सकस्य तु बीजानि पटोलं कटुरोहिणी–(अयं) बृहत्यादिगणः कफोत्तरे सन्निपाते श्वासादिषु च सर्वेषु सोपद्रवेषु अपि हितः (भवति)॥*

ભોરીંગણી, પુષ્કરમૂળ, ભારંગી, કચૂરો, કાકડાશિંગ, ધમાસો, ઇંદ્રજવનાં બીજ, પરવળ અને કડુ–આટલાંનો આ ક્વાથ કફોલ્બણ સન્નિપાતમાં તથા શ્વાસ આદિ સઘળા રોગો–ઉપદ્રવ સહિત હોય તોપણ તેઓ ઉપર હિતકારી છે. ૬૯૨,૬૯૩

## વાતપિત્તોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા

### લઘુપંચમૂલક્વાથ

अथ वातपित्तोल्बणसन्निपातज्वरचिकित्सा–

वातपित्तहरं वृष्यं कनीयः पञ्चमूलकम्।
तत्काथो मधुना हन्ति वातपित्तोल्बणं ज्वरम्॥

*अन्वयः–कनीयः पञ्चमूलकं वात–पित्तहरं वृष्यं (सत्) तत्क्वाथः मधुना सह (पीतः सन्) वात–पित्तोल्बणं ज्वरं हन्ति॥*

લઘુપંચમૂળ વાતપિત્તને હરનાર અને વીર્યવર્ધક છે, તેથી તેનો ઉકાળો મધની સાથે જો પીધો હોય તો વાતપિત્તની અધિકતાવાળા સંનિપાતજ્વરનો તે નાશ કરે છે. ૬૯૪

---

* 'बृहत्यौ' इति पाठः।

### ચાતુર્ભદ્રક ક્વાથ

**किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम् ।**
**चातुर्भद्रकमित्याहुर्वातपित्तोल्वणे ज्वरे ॥६९५॥**

अन्वयः–किराततिक्तकं मुस्तं गुडूची विश्वभेषजम्–इति (वैद्याः) चातुर्भद्रकम् आहुः, (तच्च) वातपित्तोल्वणे ज्वरे (हितम्) ॥

કરિયાતું, મોથ, ગળો અને સૂંઠ–આને વૈદ્યો ચાતુર્ભદ્રક કહે છે; તેનો ક્વાથ વાતપિત્તોલ્બણ જ્વરમાં હિતકારી છે. ૬૯૫

### પિત્તકફોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા : પર્પટાદિક્વાથ

अथ पित्तश्लेष्मोल्वणसन्निपातज्वरचिकित्सा–

**पर्पटः कट्फलं कुष्ठमुशीरं चन्दनं जलम् ।**
**नागरं मुस्तकं शृङ्गी पिप्पल्येषां शृतं हितम् ॥**
**तृष्णादाहाग्निमान्द्येषु पित्तश्लेष्मोल्वणे ज्वरे ॥६९६॥**

अन्वयः–पर्पटः कट्फलं कुष्टम् उशीरं चन्दनं जल नागरं मुस्तकं शृङ्गी पिप्पली–एषां शृतं पित्तश्लेष्मोल्वणे ज्वरे (च) तृष्णा–दाह–अग्निमान्द्येषु हितं (भवति) ॥

ખડસલિયો પિત્તપાપડો, કાયફળ, કઠ, ધોળો વાળો, રતાંજલિ, કાળો વાળો, સૂંઠ, મોથ, કાકડાશીંગી અને પીપરનો ક્વાથ પિત્તકફોલ્બણ જ્વરમાં તથા તરશ, દાહ અને અગ્નિની મંદતા ઉપર પણ હિતકારી છે. ૬૯૬

टीका–वातकफोल्वणज्वरे चिकित्सा नोक्ता । तस्य शीघ्रकारित्वेनासाध्यत्वात्॥ સન્નિપાતજ્વરની ચિકિત્સાના આ પ્રકરણમાં વાતકફોલ્બણ સન્નિપાતજ્વરની પણ ચિકિત્સા લખવી જોઈએ છતાં તે લખી નથી, તેનું કારણ આ છે કે, વાતકફોલ્બણ સન્નિપાતજ્વર બહુ ઝડપી હોવાથી અસાધ્ય છે.

### વાતપિત્તકફોલ્બણ સન્નિપાતજ્વરની ચિકિત્સા : યોગરાજ–ક્વાથ[1]

अथ वातपित्तश्लेष्मोल्वणसन्निपातज्वरचिकित्सा–

**नागरं धान्यकं भार्गी पद्मकं रक्तचन्दनम् ।**
**पटोलः पिचुमन्दश्च त्रिफला मधुकं बला ॥६९७॥**
**शर्करा कटुका मुस्तं गजाह्वा व्याधिघातकः ।**
**किराततिक्तममृता दशमूली निदिग्धिका ॥६९८॥**
**योगराजो निहन्त्येष सन्निपातं त्रिकोल्वणम् ।**
**सन्निपातसमुत्थानं मृत्युमप्यागतं जयेत् ॥६९९॥**

अन्वयः–नागरं धान्यकं भार्गी पद्मकं रक्तचन्दनं पटोलः च पिचुमन्दः त्रिफला मधुकं बला शर्करा कटुका मुस्तं गजाह्वा व्याधिघातकः किराततिक्तम् अमृता दशमूली निदिग्धिका–एषः योगराजः त्रिकोल्वणं संनिपातं निहन्ति, सन्निपातसमुत्थानम् आगतं मृत्युम् अपि जयेत् ॥

સૂંઠ, ધાણા, ભારંગી, પદ્મકાષ્ઠ, રતાંજલિ, પરવળ, લીંબડો, હરડાં, બહેડાં, આમળાં, જેઠીમધ, ખપાટ, સાકર, કડુ, મોથ, ગજપીપર, ગરમાળો, બમણું કરિયાતું, ગળો, દશમૂળ અને ભોરીંગણીનો ક્વાથ ત્રણે દોષની અધિકતાવાળા સન્નિપાતને મટાડે છે અને સન્નિપાતને લીધે આવેલા મૃત્યુને પણ જીતે છે. ૬૯૭–૬૯૯

टीका–गजाह्वा=गजपिप्पली, व्याधिघातकः=राजवृक्षः-'चिरचाला', किराततिक्तं द्विगुण्यार्थं पृथक् पठितम् । इति योगराजः क्वाथः ॥ (આનો અર્થ ઉપર છે.)

१. योगानां–संनिपातनिवर्तकोपायानां राजा–सर्वोत्कृष्टयोगत्वात् संनिपातजन्यमृत्योरपि जयकारित्वाच्च, स चासौ क्वाथः–योगराजक्वाथः–સંનિપાતને મટાડનારા ઉપાયોનો જે રાજા છે; કેમ કે બધા કરતાં જે શ્રેષ્ઠ છે અને સંનિપાતથી થતા મૃત્યુને પણ જીતનાર છે, તેથી આ યોગરાજ ક્વાથ કહેવાય છે.

### પ્રવૃદ્ધ, મધ્ય તથા હીન વાયુ આદિથી થયેલા સન્નિપાત–જ્વરોની ચિકિત્સા

अथ प्रवृद्धमध्यहीनवातादिजनितसन्निपातज्वराणा चिकित्सामाह–હવે પ્રવૃદ્ધ–મધ્ય–હીનવાત આદિથી થયેલા સંનિપાત જ્વરોની ચિકિત્સા કહે છે :

**प्रवृद्धं कर्शयेद्दोषं क्षीणं संवर्द्धयेद्भिषक् ।**
**चिकित्सेयं विधातव्या दोषयोर्वृद्धहीनयोः ॥७००॥**

अन्वयः–भिषक् प्रवृद्धं दोषं कर्शयेत्, क्षीणं (च) संवर्धयेत्, वृद्धहीनयोः दोषयोः इयं चिकित्सा विधातव्या ।

વૃદ્ધિ પામેલા દોષને જેઓથી તે દોષની ક્ષીણતા થાય એવાં ઔષધોથી અને વિહારોથી પાતળો પાડી સમ કરવો; અને ક્ષીણ થયેલા દોષને જેઓથી તે દોષની વૃદ્ધિ થાય એવાં ઔષધો, અન્નો અને વિહારોથી વધારી સમ કરવો. ૭૦૦

टीका–अस्यायमर्थः–प्रवृद्धं दोषं कर्शयेत्=तत्क्षैण्यहेतुभिरौषधान्नविहारैः कृशीकृत्य समीकुर्यात् । क्षीणं दोषं संवर्द्धयेत्=तद्वृद्धिहेतुभिरौषधान्नविहारैर्वर्द्धयित्वा समीकुर्यादित्यर्थः॥ (આ ટીકાનો અર્થ ભાષાંતરમાં સમાયો છે.)

**प्रवृद्धे शमिते दोषे मध्यमः स्वयमेव हि ।**
**शान्ति याति शमं नीतेऽनुबन्ध्ये ऽनुबन्धवत् ॥**

अन्वयः-अनुबन्ध्ये तु शमं नीते अनुबन्धवत्, प्रवृद्धे दोषे शमिते मध्यमः स्वयम् एव हि शान्ति याति ॥

જેમ વર્ષાઋતુમાં વાયુ પ્રધાન છે અને પિત્ત તથા કફ તેના અનુચર છે, જેમ શરદ ઋતુમાં પિત્ત પ્રધાન છે અને કફ તેનો અનુચર છે, અને જેમ વસંતઋતુમાં કફ પ્રધાન છે અને વાયુ તથા પિત્ત તેના અનુચર છે, તેથી તેઓમાં પ્રધાનને શાંત કરતા અનુચરો પોતાની મેળે જ શાંત થઈ જાય છે; તે જ પ્રમાણે સન્નિપાતમાં પણ વૃદ્ધિ પામેલા દોષને ઘટાડી સમ કરતાં મધ્યમ દોષ પોતાની મેળે જ અવશ્ય શાંતિ પામે છે, એટલે સમસ્થિતિમાં આવે છે. ૭૦૧

टीका-अस्यायमर्थः-वर्षासु वायुरनुबन्ध्यः सेव्यः, प्रधानमिति यावत् । पित्तश्लेष्माणावनुबन्धौ वायोरनुचरौ । शरदि पित्तमनुबन्ध्यं कफोऽनुबन्धः । वसन्ते कफोऽनुबन्ध्यो वातपित्तेऽनुबन्धे । तत्र यथा अनुबन्ध्ये प्रशम नीतेऽनुबन्धः स्वयमेव शान्ति याति, तथा प्रवृद्धे दोषे शमिते=ह्रासयित्वा समीकृत, मध्यमो दोषो हि निश्चयेन स्वयमेव शान्ति याति=प्रकृतो भवतीत्यर्थः ॥ (આ ટીકાનો અર્થ પણ ભાષાંતરમાં સમાઈ જાય છે.)

अथ क्रमेण शीताङ्गादीनां सन्निपातज्वराणां त्रयोदशानां विशिष्टापि चिकित्सा-

### શીતાંગ આદિ તેરે સન્નિપાતજ્વરોની નામવાર જુદી જુદી ચિકિત્સાઓ : શીતાંગની ચિકિત્સા

तत्र शीताङ्गस्य चिकित्सामाह-

भास्वन्मूलं जीरकव्योषभार्गी,-
व्याघ्रीशुण्ठी पुष्करं गोजलेन ।
सिद्धं सद्यः शीतगात्रार्त्तिमोह,-
श्वासश्लेष्मोद्रेककासान्निहन्ति ॥ ७०२ ॥

अन्वयः-भास्वन्मूलं जीरक-व्योष-भार्गी-व्याघ्री-शुण्ठी-पुष्करमूलं गोजलेन सिद्धम् (पीतं चेत् तर्हि तत्) शीतगात्र-अर्त्ति-मोह-श्वास-श्लेष्म-उद्रेक-कासान् सद्यः निहन्ति ॥

આકડાનું મૂળ, જીરું, મરી, પીપર, ભારંગી, ભોરીંગણી, ભમણી સૂંઠ અને પુષ્કરમૂળને ગોમૂત્રમાં પકાવી જો પીધાં હોય તો શીતાંગ સન્નિપાતની પીડા, મોહ, શ્વાસ, કફની અધિકતા અને ઉધરસને તરત મટાડે છે. ૭૦૨

टीका-भास्वन्मूलं=अर्कमूलम् ।

फर्कोटिकाकन्दरजःकुलत्थ,-
कृष्णावचाकट्फलकृष्णजीरैः ।
किराततिक्तानलकट्फलाम्बु,-
पथ्याभिरुद्वर्त्तनमत्र शस्तम् ॥ ७०३ ॥

अन्वयः-(किंच) अत्र कर्कोटिकाकन्दरजः-कुलत्थ-कृष्णा-वचा-कट्फल-कृष्णजीरैः (तथा) किराततिक्त-अनल-कट्फल-अम्बु-पथ्याभिः उद्वर्त्तनम् (अपि) शस्तम् ॥

શીતાંગ સન્નિપાતમાં કંકોડીનાં મૂળનું ચૂર્ણ, કળથી, પીપર, વજ, કાયફળ, કાળીજીરી, કરિયાતું, ચિત્રક, કાયફળનું પાણી અને હરડેથી શરીરને ચોળી ખરડ કરવો તે પણ ઉત્તમ છે. ૭૦૩

टीका-कर्कोटिकाकन्दरजः=खेखसामूलजः ॥

रसविषमरिचमहेश,-प्रियफलभस्मैकभूचतुर्वसुभिः
भागैर्मितमुद्धूलन,-मिदमधिकस्वेदशैत्यहरम् ॥

अन्वयः-रस-विष-मरिच-महेशप्रियफलभस्म-एक-भू-चतुर्-वसुभिः भागैः मितम् इदम्-उद्धूलनम् (अपि) अधिक-स्वेद-शैत्यहर (भवति) ॥

એક ભાગ પારો, એક ભાગ વછનાગ, ચાર ભાગ મરી અને આઠ ભાગ ધંતૂરાના ડોડવાની ભસ્મથી શરીર પર ખૂબ ખરડ કરવાથી પણ પસીનો અને અતિશીતપણું મટે છે. ૭૦૪

### તંદ્રિકની ચિકિત્સા-ક્વાથરૂપે

अथ तन्द्रिकस्य चिकित्सा-

क्षुद्राऽमृतापौष्करनागराणि,
शृतानि पीतानि शिवायुतानि ।

अन्वयः-क्षुद्रा-अमृता-पौष्कर-नागराणि शिवायुतानि शृतानि पीतानि (तन्द्रिक घ्नन्ति) ॥

ભોરીંગણી, ગળો, એરંડાનું મૂળ, સૂંઠ અને હરડેનો ક્વાથ પીવાથી તંદ્રિક સન્નિપાતને તે મટાડે છે.

### નસ્યરૂપે

शुण्ठीकणागस्तिरसोषणानि
नस्येन तन्द्राविजयोल्बणानि ॥ ७०५ ॥

अन्वयः-शुण्ठी-कणा-अगस्तिरस-ऊषणानि नस्येन तन्द्राविजय-उल्बणानि (भवन्ति) ॥

સૂંઠ, પીપર, અગથિયાનો રસ અને મરીનું નસ્ય આપવાથી તંદ્રા મટી જાય છે.

બીજા નસ્યરૂપે

मरिचकचपचम्पचावचारुक्,-
कृमिहरनागरशर्वरीगवाक्ष्यः ।
छगलकजलकल्किता नितान्तं,
नसि निहिता ननु तन्द्रिकं जयन्ति ॥ ७०६ ॥

अन्वयः-मरिच-कच-पचम्पचा-वचा-रुक्-कृमिहर-नागर-शर्वरी-गवाक्ष्यः छगलक-जल-कल्किताः (कृताः) नसि निहिताः (सत्यः) ननु नितान्तं तन्द्रिकं जयन्ति ॥

મરી, વાળો, દારુહળદર, વજ, કઠ, વાવડિંગ, સૂંઠ, હળદર અને ઇંદ્રવારુણીને બકરાના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપવાથી તંદ્રિક સન્નિપાતને તે ખરેખર અત્યંત મટાડે છે. ૭૦૬

टीका-कचः=वालकः, पचम्पचा=दारुहरिद्रा, रुक्=कुष्ठम्, कृमिहरः=विडङ्गः, शर्वरी=हरिद्रा, गवाक्षी=इन्द्रवारुणी, नासि=नासिकायाम् ॥ (આનો અર્થ ઉપર છે.)

અંજનરૂપે

तुरङ्गलालालवणोत्तमेन्दु,-
मनःशिलामागधिकामधूनि ।
नियोजितान्यक्षणि निश्चितञ्च,
तन्द्राञ्च निद्राञ्च निवारयन्ति ॥ ७०७ ॥

अन्वयः-तुरङ्गलाला-लवणोत्तम-इन्दु-मनःशिला-मागधिका-मधूनि अक्षणि नियोजितानि (चेत्) तन्द्रां च निद्रां च निश्चितं च निवारयन्ति ॥

ઘોડાની લાળ, સેંધવ, કપૂર, મણશીલ, પીપર અને મધને આંખમાં આંજવાથી, તંદ્રાને અને અતિનિદ્રાને તે અવશ્ય મટાડે છે.

टीका-लवणोत्तम=सैन्धवं, इन्दु=कर्पूरः, निद्राम्=अतिनिद्राम् ॥ (આનો અર્થ પણ ઉપર છે.)

अथ प्रलापकस्य चिकित्सा-

પ્રલાપકની ચિકિત્સા-ક્વાથરૂપે

सतगरवरतिक्तारेवताम्भोदतिक्ता,-
नलदतुरगगन्धाभारतीहारहूराः ।
मलयजदशमूलीशङ्खपुष्पीसुपक्वाः,
प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥ ७०८

अन्वयः-सतगर-वरतिक्त-आरेवत-अम्भोद-तिक्ता-नलद-तुरगगन्धा-भारती-हारहूराः (तथा) मलयज-दशमूली-शङ्खपुष्पी-सुपक्वाः पानतः न अतिदूरात् प्रलपनम् अपहन्युः ॥

તગર, ખડસલિયો પિત્તપાપડો, ગરમાળો, મોથ, કડુ, વાળો, આસોંદ, બ્રાહ્મી, દ્રાક્ષ, રતાંજલિ, દશમૂળ અને શંખાવળીનો સારી રીતે ક્વાથ કરી પીવાથી તે તરત જ પ્રલાપક સન્નિપાતને મટાડે છે. ૭૦૮

टीका-वरतिक्तोऽत्र पर्पटः, न तु महानिम्बः, तन्त्रान्तरानुरोधात् । नलद=लामज्जक, तदलाभादुशीर ग्राह्यम् । भारती=ब्राह्मी, 'बरम्मी' इति लोके । हारहूरा=द्राक्षा ।

બીજી વિવિધ ચિકિત્સાઓ

सान्त्वनैरञ्जनैस्तीक्ष्णैर्नस्यैस्तिमिरसेवनैः ।
सर्वतो विकृतं चित्तमस्य प्रकृतिमानयेत् ॥ ७०९ ॥

अन्वयः-(किंच) अस्य सर्वतः विकृत चित्तं सान्त्वनैः अञ्जनैः तीक्ष्णैः नस्यैः तिमिरसेवनैः प्रकृतिम् आनयेत् ॥

વળી પ્રલાપક સન્નિપાતવાળાના સઘળી રીતે વિકાર પામેલા ચિત્તને સાંત્વનોથી, અંજનોથી, તીક્ષ્ણ નસ્યોથી અને અંધારાનું સેવન કરાવવાથી સ્વસ્થ કરવું. ૭૦૯

अथ रक्तष्ठीविनश्चिकित्सा-

રક્તષ્ઠીવીની ચિકિત્સા ક્વાથરૂપે

रोहिषधन्वयवासकवासा,-पर्पटगन्धलता-कटुकाभिः । शर्करया सममेष कषायः, क्षतजष्ठीवन उद्यदुपायः ॥ ७१० ॥

अन्वयः-रोहिष-धन्वयवासक-वासा-पर्पट-गन्धलता-कटुकाभिः शर्करया समम् एषः कषायः क्षतजष्ठीविनः उद्यद्-उपायः (गण्यते) ॥

રોહિષ નામનું સુગંધી ખડ, ધમાસો, અરડૂસી, ખડસલિયો પિત્તપાપડો, ઘઉંલા અને કડુનો ક્વાથ સાકરની સાથે પીવો, એ રક્તષ્ઠીવી સન્નિપાતનો તાત્કાલિક ઉપાય ગણાય છે. ૭૧૦

टीका-रोहिष=सुगन्धतृणविशेषः, 'रोहित' इति लोके, गन्धलता=प्रियङ्गुः ॥ (આનો અર્થ ઉપર છે.)

બીજી ચિકિત્સા પણ ક્વાથરૂપે

पद्मकचन्दनपर्पटमुस्तं, जातिकजीवकचन्दनवारि । क्लीतकनिम्बयुत परिपक्वं, वारि भवेदिह शोणितहारि ॥ ७११ ॥

अन्वयः-पद्मक-चन्दन-पर्पट-जातिक जीवक-चन्दन-वारि क्लीतक-निम्बयुत परिपक्व वारि इह शोणितहारि भवेत् ।

પદ્મકાષ્ઠ, રતાંજલિ, ખડસલિયો પિત્ત પાપડો, મોથ, જૂઈ, જીવક, ચંદન, વાળો, જેઠીમધ અને લીંબડાનો પકાવેલ ક્વાથ પણ આ રક્તષ્ઠીવી સન્નિપાતમાં લોહી બંધ કરનાર થાય છે. ७११

टीका-क्लीतक=यष्टीमधुकम्, इह=रक्तष्ठीविनि ॥

### ત્રીજી ચિકિત્સા-હિમપાન

मधुकमधूकपरूषकपाथ,-श्चन्दनपल्लवदारुसनाथः । श्रीपर्णीफलशीतकषायः, ससित इह स्यादस्रजयाय ॥ ७१२ ॥

अन्वय.-मधुक-मधूक-परूषक-पाथस्-चन्दन-पल्लव-दारु-सनाथ श्रीपर्णीफलशीतकषाय ससित· (पीत. चेत्) इह अस्रजयाय स्यात् ॥

જેઠીમધ, મહુડાં, ફાલસાં, વાળો, રતાંજલિ, તમાલપત્ર અને દેવદારથી યુક્ત સીવણના ફળનું હિમ કરી તેમાં સાકર નાખી પીવાથી રક્તષ્ઠીવી સન્નિપાતમાં તે લોહી બંધ કરનાર થાય છે. ७१२

टीका-पाथ =वाल , पल्लव=पत्रकम् , सनाथ =सप्रधानः । श्रीपर्णीफल=गम्भारीफलम् ॥

अथ भुग्ननेत्रस्य चिकित्सा-

### ભુગ્નનેત્રની ચિકિત્સા-નસ્યરૂપે

तुरङ्गगन्धालवणोग्रगन्धा,-मधूकसारोषणमागधीभिः । बस्ताम्बुशुण्ठीलशुनान्विताभि,-र्नस्यं कृशं भुग्नदृशं करोति ॥ ७१३ ॥

अन्वय.-तुरङ्गगन्धा-लवण-उग्रगन्धा मधूकसार-ऊषण-मागधीभिः बस्ताम्बु-शुण्ठी-लशुन-अन्विताभिः (दत्त) नस्य भुग्नदृश कृश करोति ॥

આસોંદ, સિંધવ, વજ, મહુડાંનો સાર, મરી, પીપર, સૂંઠ અને લસણને બકરાના મૂત્રમાં વાટી તેનું આપેલું નસ્ય ભુગ્નનેત્ર સન્નિપાતને મટાડે છે. ७१३

अथाभिन्यासस्य चिकित्सा-

### અભિન્યાસનીચિકિત્સા-શૃંગ્યાદિ*-ક્વાથરૂપે

शृङ्गीभार्ग्यभयाऽजाजीकणाभूनिम्बपर्पटैः । देवदारुवचाकुष्ठयासकट्फलनागरैः ॥ ७१४ ॥

मुस्तधान्याकतिक्तेन्द्रयवपाठाहरेणुभिः । हस्तिपिप्पल्यपामार्गपिप्पलीमूलचित्रकैः ॥ ७१५ ॥

विशालारग्वधारिष्टशटीवाकुचिकाफलैः । विडङ्गरजनीदार्वीयवानीद्वयसंयुतैः ॥ ७१६ ॥

समांशैर्विहितः क्वाथो हिङ्ग्वार्द्रकरसान्वितः । अभिन्यासज्वरं घोरं हन्ति तन्द्राञ्च तत्क्षणात् ॥

प्रमेहं कर्णशूलञ्च सन्निपातांस्त्रयोदश । हिक्कां श्वासञ्च कासञ्च तथा सर्वानुपद्रवान् ॥७१८॥

अन्वय -शृङ्गी-भार्गी-अभया-अजाजी-कणा भूनिम्ब-पर्पटैः, देवदारु-वचा-कुष्ठ-यास-कट्फल-नागरैः मुस्त-धान्याक तिक्त इन्द्रयव-पाठ हरेणुभिः हस्तिपिप्पली-आपमार्ग-पिप्पलीमूल-चित्रकैः, विशाला-आरग्वध-अरिष्ट-शटी वाकुचिकाफलैः विडङ्ग रजनी-दार्वी-यवानीद्वयसंयुतैः समांशैः विहित क्वाथ हिङ्गु-आर्द्रक-रस-अन्वितः घोरम् अभिन्यासज्वर च तन्द्रा प्रमेह च कर्णशूल त्रयोदश सन्निपातान् हिक्का च श्वास च कास च तथा सर्वान् उपद्रवान् तत्क्षणात् हन्ति ॥

કાકડાશીંગી, ભારંગી, જીરું, પીપર, કરિયાતું, ખડસલિયો પિત્તપાપડો, દેવદાર, વજ, કઠ, ધમાસો, કાયફળ, સૂંઠ, મોથ, ધાણા, કડુ, ઈંદ્રયવ, કાળીપાટ, નગોડનાં બીજ, ગજપીપર, અઘેડો, ચિત્રક, પીપરીમૂળ, ઈંદ્રવારુણી, ગરમાળો, લીંબડો, કચૂરો, બાવચીનાં ફળ, વાવડિંગ, હળદર, દારુહળદર અને બે જાતની યવાનને સમભાગે લઈ તેઓનો કરેલો ક્વાથ હિંગ અને આદુંના રસની સાથે પિવાય, તો તે ભયંકર અભિન્યાસજ્વર, તંદ્રા, પ્રમેહ, કાનનું શૂળ, તેર પ્રકારના સન્નિપાત, હેડકી, શ્વાસ, ઉધરસ અને સઘળા ઉપદ્રવોનો તરત નાશ કરે છે. ७१४-७१८

अथ जिह्वकस्य चिकित्सा-

### જિહ્વકની ચિકિત્સા: કિરાતાદિ કવલ

किराततिक्ताकुलकृत्कुलिङ्गी,-कर्पूरकृष्णाकटुतैलयुक्तः । अम्लद्रवः संशमयेद्रसज्ञा,-दोषान् स्तुतो दाशरथिर्यथाऽत्र ॥ ७१९॥

अन्वय·-किराततिक्त-आकुलकृत्-कुलिङ्गी-कर्पूर-कृष्णा-कटुतैलयुक्तः अम्लद्रवः यथा स्तुतः दाशरथिः (तथा) रसज्ञादोषान् संशमयेत् ॥

કરિયાતું, અકલકરો, નાગરવેલની જડ, કપૂર, પીપર અને સરસિયા તેલથી યુક્ત

---

* शृङ्गी आदिर्येषां तानि, तेषां क्वाथ -જેમાં કાકડાશિંગી મુખ્ય-પહેલી હોય છે, એવા ઔષધોનો ઉકાળો શૃંગ્યાદિક્વાથ કહેવાય છે.

કરેલો બિજોરાં આદિ ખાટા પદાર્થનો રસ જેમ સ્તુતિ કરાયેલા રામચંદ્રજી જીભનાં પાપને શમાવે છે, તેમ જિહ્વક સન્નિપાતને શમાવે છે. ૭૧૯

टीका-आकुलकृत्='अकलकरहा' इति लोके, अम्लद्रवः=बीजपूरादिरसः ॥ ( આનો અર્થ ઉપર છે.)

### શાલૂરપર્ણ્યાદિ+ અવલેહ

शाल्मूरपर्णी माल्मूरमूलामयमधुप्लुता ।
शङ्खपुष्प्या च सहिता सेव्या वाचां विशुद्धये ॥७२०

अन्वयः-वाचां विशुद्धये माल्मूरमूल-आमय-मधुप्लुता च शङ्खपुष्प्या सहिता शाल्मूरपर्णी सेव्या ॥

વાણીની શુદ્ધિ માટે બીલીનું મૂળ, કઠ, મધ અને શંખાવળીથી યુક્ત કરેલી બ્રાહ્મીનું સેવન કરવું. ૭૨૦

टीका-शाल्मूरपर्णी=ब्राह्मी, माल्मूरमूल=बिल्वमूल, आमयः=कुष्ठम् ॥ ( આનો અર્થ ઉપર છે )

### ક્ષુદ્રાદિ તથા વિશ્વાદિ ક્વાથ

क्षुद्रानागरपुष्करामृतलताब्राह्मीवचासुव्रता,-
भार्गीवासकयासतोयसुरसाक्वाथो जयेज्जिह्वकम् । विश्वावर्मविभावरीयुगवरावत्सादनीवारिद,-
व्याघ्रीनिम्बपटोलपुष्करजटारुग्दारुभिर्वा कृतः ॥

अन्वयः-क्षुद्रा-नागर-पुष्कर-अमृतलता-ब्राह्मी-वचा-सुव्रता-भार्गी-वासक-यास-तोय-सुरसा-क्वाथः जिह्वकं जयेत्, वा विश्वा-वर्म-विभावरी-युग-वरा-वत्सादनी-वारिद-व्याघ्री-निम्ब-पटोल-पुष्करजटा-रुग्-दारुभिः कृतः (क्वाथः अपि जिह्वकं जयेत् ) ॥

ભોરીંગણી, કમળનું મૂળ, ગળો, બ્રાહ્મી, વજ, ગંધપલાશી ( કાશ્મીર દેશમાં પ્રસિદ્ધ છે), ભારંગી, અરડૂસો, ધમાસો, વાળો અને તુલસીનો ક્વાથ જિહ્વક સન્નિપાતને મટાડે છે; અથવા સૂંઠ, ખડસલિયો પિત્તપાપડો, હળદર, દારુહળદર, હરડે, બહેડાં, આમળાં, ગળો, મોથ, ભોરીંગણી, લીંબડો, પરવળ, એરંડાનાં મૂળ, કઠ અને દેવદારનો ક્વાથ પણ જિહ્વક સન્નિપાતને મટાડે છે. ૭૨૧

टीका-पुष्करं=पुष्करमूलं, तथा चामरसिंहः-' मूले पुष्करकाश्मीरपद्मपत्राणि पौष्करे ॥ ' सुव्रता=गन्धपलाशी, काश्मीरे प्रसिद्धा । सुरसा=तुलसी, विश्वादियोगान्तरम्, वर्मः=पर्पटः, विभावरीयुगं=हरिद्रा दारुहरिद्रा च, वरा=त्रिफला, वत्सादनी=गुडूची, व्याघ्री=कण्टकारिका ॥

अथ सन्धिकस्य चिकित्सा-

### સંધિકની ચિકિત્સા

शटीसुरतरूत्तमास्थविरदारुरास्नाः समाः,
सनागरसुधान्विताः पिब शतावरीसंयुताः ।
मृदुज्वलनपाचिताः सह पुरेण सन्धिग्रह,-
व्यथापहृतये वृथा शिशिरसेवनं मा कृथाः ॥

अन्वयः-सन्धिग्रहव्यथा-अपहृतये शटी-सुरतरु-उत्तमा-स्थविरदारु-रास्नाः सनागर-सुधा-अन्विताः शतावरीसयुताः समाः मृदुज्वलन-पाचिताः पुरेण सह पिब, वृथाशिशिरसेवनं मा कृथाः ॥

સંધિક સન્નિપાતની પીડા મટાડવા કચૂરો, દેવદાર, હરડે, બહેડાં, આમળાં, વરધારો, રાસ્ના, સૂંઠ, ગળો અને શતાવરીને સમભાગે લઈ કોમળ અગ્નિથી પકાવી ( ક્વાથ કરી ) ગૂગળની સાથે પીવાં; પણ વ્યર્થ શીતલ પદાર્થો સેવવા નહિ. ૭૨૨

टीका-उत्तमा=त्रिफला, स्थविरदारु=' विधारा ' इति लोके, सुधा=गुडूची, पुरः=गुग्गुलः ॥ ( આનો અર્થ ઉપર છે. )

वचाकवचकच्छुरासहचराऽमृताभङ्गुरा,
सुराह्वघननागराऽतरुणदारुरास्नापुराः ।
वृषातरुणभीरुभिः सह भवन्ति सन्धिग्रह,-
व्यथोरुजडिमक्लमभ्रमणपक्षघातद्रुहः ॥ ७२३ ॥

अन्वयः-वचा-कवच-कच्छुरा-सहचर-अमृता-भङ्गुरा-सुराह्व-घन-नागर-अतरुणदारु-रास्ना-पुराः वृषा-तरुण-भीरुभिः सह सन्धिग्रहव्यथा-ऊरुजडिम-क्लम-भ्रमण-पक्षघातद्रुहः भवन्ति ॥

વજ, ખડસલિયો પિત્તપાપડો, જવાસો, કાંટાઅશેળિયો, ગળો, અતિવિષ, દેવદાર, મોથ, સૂઠ, વરધારો, રાસ્ના, ગૂગળ, મોટો નેપાળો કે જેનાં પાંદડાં અને શાખા એરંડાના જેવાં થાય છે, તે મોટો ન મળે તો તેના જેવા ગુણો હોવાથી સામાન્ય નેપાળો અને શતાવરીનો ક્વાથ સંધિગ્રહની પીડાને, સાથળની જડતાને, ગ્લાનિને, ભ્રમણને અને પક્ષઘાતને મટાડે છે. ૭૨૩

+ शाल्मूरपर्णी आदिः येषां तानि, तेषाम् अवलेहः- જેમાં બ્રાહ્મી મુખ્ય હોય છે, એવાં ઔષધોનું ચાટણ શાલૂરપર્ણ્યાદ્યવલેહ કહેવાય છે.

टीका-कवचः=पर्पटकः, कच्छुरा=यवासः, मञ्जुरा= अतिविषा, सुराह्व=देवदारु, अतरुणदारु=वृद्धदारु, पुरः= गुग्गुलु, वृषा=वृहद्दन्ती-एरण्डपत्रविटपा, तदलाभे दन्ती च ग्राह्या समानगुणत्वात्, तरुगः=एरण्डः, भीरुः= शतावरी ॥ (આનો અર્થ પણ ઉપર છે.)

सुरदारुशटीसुधालता,-सुवहाशुण्ठ्यमृताः शृता जले। सपुराः शमयन्ति सेविताः, सततं सन्धिगतं सदागतिम् ॥७२४॥

अन्वयः-सुरदारु-शटी-सुधालता-सुवहा-शुण्ठी-अमृताः सपुराः जले शृताः सततं सेविताः सन्धिगत सदागतिं शमयन्ति ॥

દેવદાર, કચૂરો, ખમણી ગળો, રાસ્ના અને સૂંઠનો કવાથ કરી ગૂગળ સહિત નિરંતર સેવન કરાય તો સાંધાઓમાં રહેલા વાયુને તે શમાવે છે. ૭૨૪

टीका-सुवहा=रास्ना ॥

मुस्तैरण्डप्राणदावाणदारु,-च्छिन्नारास्नाभीरुकर्चूरतिक्ताः। वासाविश्वापञ्चमूलाश्वगन्धा, हन्युर्मन्यास्तम्भसन्धिग्रहार्त्तीः ॥७२५॥

अन्वयः-मुस्ता-एरण्ड-प्राणदा-वाण-दारु-छिन्ना-रास्ना-भीरु-कर्चूर-तिक्ताः। वासा-विश्वा-पञ्चमूल-अश्वगन्धाः मन्यास्तम्भ-सन्धिग्रह-अर्त्तीः हन्युः ॥

મોથ, એરંડો, હરડે, કાળાં ફૂલનો કાંટા-અશેળિયો, દેવદાર, ગળો, રાસ્ના, શતાવરી, કચૂરો, કડુ, અરડૂસી, સૂંઠ, પંચમૂળ અને આસોંદ-એ ઓડ(ગરદન)ના ઝલાવાને તથા સાંધાઓ ઝલાઈ જવાની પીડાને મટાડે છે.

टीका प्राणदा=हरीतकी, वाणः=नीलपुष्पसहचरः, तिक्ता=कटुकी ॥ (આનો અર્થ ઉપર છે.)

अथान्तकचिकित्सा-

## અંતકની ચિકિત્સા

इहापहाय मतमुष्णवारि, ज्वरारियूषादि गदापहारि। ज्वरच्छिदं जीवितदञ्च नित्यं, मृत्युञ्जयञ्चेतसि चिन्तयस्व ॥७२६॥

अन्वयः-इह (अन्तके) मतम् उष्णवारि ज्वरारि गदापहारि यूषादि अपहाय ज्वरच्छिदं च जीवितदं मृत्युञ्जयं चेतसि नित्यं चिन्तयस्व ॥

આ અંતક નામના સન્નિપાતજ્વરમાં લંઘન આદિ નિયમોને, ગરમ પાણીને, તાપને મટાડનારા કવાથોને અને રોગ મટાડનારાં યૂષ આદિને છોડી દઈ જ્વરને કાપનાર અને જીવિતને આપનાર મૃત્યુંજય-સદાશિવનું જ ચિત્તમાં નિરંતર ચિંતન કરવું. ૭૨૬

टीका-इह=अन्तके, मत=लङ्घनादिनियमम् ॥

कर्पूरप्रकरावदातवपुषं संयोगमुद्राजुषं, शश्वद्भक्तजनेषु भावुकजुषं भालस्फुरच्चक्षुषम्। सम्पूर्णामृतकुम्भसम्भृतकरं शुभ्राक्षमालाधरं, पिङ्गोत्तुङ्गजटाकलापरुचिरं चन्द्रार्द्धमौलिं स्तुहि ॥७२७॥

अन्वयः-कर्पूर-प्रकर-अवदात-वपुष, संयोग-मुद्रा-जुषं, भक्तजनेषु शश्वद् भावुकजुषं, भाल-स्फुरत्-चक्षुष, सपूर्ण-अमृत-कुम्भ-सम्भृतकर, शुभ्र-अक्ष-माला-धर, पिङ्ग-उत्तुङ्ग-जटा-कलाप-रुचिरं, चन्द्र-अर्ध-मौलिं (सदाशिवं) स्तुहि ॥

કપૂરના સમૂહની પેઠે ઉજ્જ્વળ શરીરવાળા, સંયોગની મુદ્રાને સેવનાર, ભક્તજનો ઉપર નિરંતર પ્રેમ રાખનાર, કપાળમાં ચળકતાં ચક્ષુવાળા, અમૃતથી ભરેલો કળશ હાથમાં ધરનાર, સુંદર અક્ષમાળાને ધરનાર, પિંગળા તથા ઊંચા જટાના સમૂહથી સુશોભિત અને મુકુટમાં અર્ધચંદ્ર ધરનાર સદાશિવની જ (અંતક સન્નિપાતમાં) સ્તુતિ કરવી. ૭૨૭

भिषग्भिरिति निर्णीतं सन्निपातेऽन्तकाभिधे। भेषजं जाह्नवीनीरं वैद्यो गोविन्द एव हि ॥७२८॥

अन्वय.-अन्तक-अभिधे सन्निपाते जाह्नवी-नीर भेषज गोविन्दः एव हि वैद्यः (अस्ति), इति भिषग्भिः निर्णीतम् ॥

અંતક નામના સન્નિપાતમાં ગંગાજીનું જળ જ ઔષધ જ છે અને વિષ્ણુ ભગવાન જ વૈદ્ય છે, એમ વૈદ્યોએ નિર્ણય કર્યો છે. ૭૨૮

अथ रुग्दाहस्य चिकित्सा-

## રુગ્દાહની ચિકિત્સા-ષડંગપાનીયરૂપે

उशीरचन्दनोदीच्यद्राक्षामलकपर्पटैः। शृतं शीतं जलं दद्याद्दाहतृड्ज्वरशान्तये ॥७२९॥

अन्वयः-उशीर-चन्दन-उदीच्य-द्राक्षा-आमलक-पर्पटैः शृतं शीतं जलं दाह-तृड्-ज्वर-शान्तये दद्यात् ॥

વાળો, રતાંજલી, કાળો વાળો, દ્રાક્ષ, આમળાં અને ખડસલિયા પિત્તપાપડાથી પકાવેલા પાણીને ઠંડું કરી દાહની, તૃષાની તથા જ્વરની શાંતિ માટે આપવું. ૭૨૯

### ધાન્યાક-ક્વાથરૂપે

**ससितो निशि पर्युषितः, प्रातर्धान्याक-तण्डुलक्वाथः। पीतः शमयत्यचिरा,-दन्तर्दाहं ज्वरं पैत्तम् ॥७३०॥**

अन्वयः-निशि पर्युषितः धान्याक-तण्डुलक्वाथः ससितः प्रातः पीतः (चेत्) अन्तर्दाहं पैत्त ज्वरम् अचिरात् शमयति ॥

ખાંડેલા ધાણાનાં બિયાંને રાતે પલાળી રાખી ક્વાથ કરી સાકર સહિત સવારે પિવાય તો અંદરના દાહવાળા પિત્તજ્વરને તરત તે શમાવે છે. ૭૩૦

टीका-धान्याकतण्डुलाः=कण्डितधान्याकबीजानि।

### પથ્યાવલેહરૂપે

**पथ्यां तैलघृतक्षौद्रैर्लिह्याद्दाहविनाशिनीम् ॥७३१॥**

अन्वय.-दाहविनाशिनीं पथ्यां तैलघृतक्षौद्रैः लिह्यात्॥

**દાહનો વિનાશ કરનારી હરડે તેલની સાથે, ઘીની સાથે કે મધની સાથે ચાટવી. ૭૩૧**

टीका-'पथ्यां तैलघृतक्षौद्रैः, इत्यत्र न समुच्चयः, तेन केवलेन मधुनापि लिह्यात्। અહીં તેલ, ઘી અને મધ એ ત્રણે ભેગાં કરી તેઓની સાથે હરડે ચાટવી, એમ સમજવાનું નથી; એટલે એકલા મધ સાથે પણ હરડે ચાટવી.

### લેપરૂપે

**प्रशमयति दाहमचिरा,-द्दधियुक्कर्कन्धुपल्लवैर्लेपः। लेपो हिमकरमलयजनिम्बदलैस्तक्रपिष्टैर्वा ॥**

अन्वयः-दधियुक्-कर्कन्धु-पल्लवैः (कृतः) लेपः, वा हिमकर-मलयज-निम्बदलैः तक्रपिष्टैः (कृतः) लेप. अचिरात दाह शमयति ॥

**દહીંની સાથે બોરડીનાં પાંદડાં વાટી તેનાથી કરેલો લેપ અથવા કપૂર, ચંદન અને લીંબડાનાં પાંદડાંને ચોથા ભાગના પાણીવાળી છાશમાં વાટી તેનાથી કરેલો લેપ દાહને તરત શમાવે છે. ૭૩૨**

टीका-हिमकरः=कर्पूरः। तथा च-'घनसारश्चन्द्रसंज्ञः' इत्यमरः॥-અહીં મૂળના 'हिमकर' શબ્દનો અર્થ 'કપૂર' કર્યો છે, તે અમરકોષમાં જેટલાં ચંદ્રનાં નામ છે, તેને કપૂરનાં નામો કહ્યાં છે એ આધારે કરેલ છે.

### જળધારારૂપે

**उत्तानसुप्तस्य गभीरताम्र;-कांस्यादिपात्रे निहिते च नाभौ। शीताम्बुधारा बहुला पतन्ती, निहन्ति दाहं त्वरितं ज्वरञ्च ॥७३३॥**

अन्वयः-उत्तानसुप्तस्य (रुग्दाहवतो रोगिणः) नाभौ च निहिते गभीर-ताम्र-कांस्य-आदि-पात्रे बहुला शीता अम्बुधारा पतन्ती (सती) त्वरित दाह च ज्वर निहन्ति ॥

રુગદાહવાળા માણસને ચત્તો સુવાડી તેની નાભિ ઉપર ત્રાંબાનું અથવા કાંસા આદિનું ઊંડું વાસણ મૂકી તેમાં ખૂબ ધાટી શીતલ જલની ધારા પાડવામાં આવે તો તરત દાહનો અને જ્વરનો તે નાશ કરે છે. ૭૩૩

### અવગાહનરૂપે

**शीताम्भसा तु शतशश्च विलोडितेन, गव्येन चन्दनयुतेन घृतेन दिग्ध्वा। दाहज्वरी सकमलोत्पलमाल्यधारी, क्षिप्रं विशेत्सलिलकोष्ठमनल्पकालम् ॥ ७३४॥**

अन्वयः-दाहज्वरी शीत-अम्भसा शतशः विलोडितेन चन्दनयुतेन च गव्येन घृतेन (वपुः) दिग्ध्वा सकमल-उत्पल-माल्य-धारी (सन्) क्षिप्र सलिल-कोष्ठम् अनल्पकालं विशेत्॥

દાહજ્વરવાળાએ ટાઢા જળથી સેંકડો વાર ધોયેલા અને ચંદનથી યુક્ત કરેલા ગાયના ઘીથી શરીર લેપીને કમળ અને ઉત્પલ નામનાં પુષ્પોની માળાઓ પહેરી તરત જ પાણીની કોઠીમાં ઘણા કાળ સુધી રહેવું. ૭૩૪

### અવગુંઠનરૂપે

**काञ्जिकार्द्रपटेनावगुण्ठनं दाहनाशनम्। अथ गोतक्रसंस्विन्नशीतलीकृतवाससा ॥७३५॥**

अन्वयः-काञ्जिक-आर्द्रपटेन अथ (वा) गोतक्र-संस्विन्न-शीतलीकृत-वाससा अवगुण्ठनं दाहनाशन (भवति)॥

કાંજીથી ભિંજાવેલા કપડા વડે અથવા ગાયની છાશમાં બાફીને ઠંડા કરેલા કપડા વડે શરીરને ચારે બાજુ ઢાંકવું, તે દાહનો નાશ કરે છે. ૭૩૫

अथान्नमाह-

### અન્ન-લાજતર્પણ

**दाहचर्म्यर्दितं क्षामं निरन्नं तृष्णयान्वितम्। शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥७३६॥**

अन्वयः-दाह-वमि-अर्दितं क्षामं निरन्नं तृष्णया अन्वितं (जन) शर्करा-मधु-संयुक्तं लाजतर्पणं पाययेत्॥

દાહથી તથા ઊલટીથી પીડાયેલા, દૂબળા, અન્ન વગર રહેલા અને તરસવાળા માણસને સાકર અને મધ સહિત ચોખાની ધાણીના સાથવારૂપ તર્પણ પાવું. ૭૩૬

टीका-लाजसक्तुरूपतर्पणम्।

### દાહ મટાડનારા બીજા ઉપાયો

वाप्यः कमलहासिन्यो जलयन्त्रगृहाः शुभाः। नार्यश्चन्दनदिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः॥७३७॥ मुक्तावलीचन्दनशीतलानां, सुगन्धपुष्पाम्बरभूषितानाम्। नितम्बिनीनां सुपयोधराणामालिङ्गनान्याशु हरन्ति दाहम्॥७३८॥ प्रह्लादश्चास्य विज्ञाय ताः स्त्रीरपनयेत्पुनः। हितञ्च भोजयेदन्नं येनाप्नोति सुखं महत्॥७३९॥

अन्वयः-कमलहासिन्यः वाप्यः शुभाः जलयन्त्रगृहाः चन्दनदिग्धाङ्ग्यः नार्यः दाह-दैन्य-हराः मताः। मुक्तावली-चन्दन-शीतलानां सुगन्धपुष्प-अम्बर-भूषितानां सुपयोधराणां नितम्बिनीनाम् आलिङ्गनानि आशु दाहं हरन्ति॥ अस्य च (रोगिणः) प्रह्लादं विज्ञाय ताः स्त्रीः पुनर् अपनयेत्, हितं च अन्नं भोजयेत्, येन महत् सुखम् आप्नोति॥

કમળોથી શોભી રહેલી વાવો, સુંદર ફુવારાવાળાં ઘરો અને જેઓએ અંગો પર ચંદનનાં લેપન કર્યાં હોય એવી જુવાન સ્ત્રીઓ દાહને તથા દીનતાને હરી લેનાર મનાય છે. મોતીના હારો અને ચંદન ધરવાથી શીતલતાવાળી, સુગંધી પુષ્પોથી તથા વસ્ત્રોથી શણગારેલી અને સુંદર સ્તનોવાળી જુવાન સ્ત્રીઓનાં આલિંગનો દાહને તરત મટાડે છે. એ સ્ત્રીઓનું આલિંગન કરતાં રોગીને કામદેવ ઉત્પન્ન થયો જણાય, ત્યારે તે સ્ત્રીઓને ખસેડી લેવી અને તે રોગીને હિતકારી અન્ન જમાડવું કે, જેથી તે ઘણું સુખ પામે. ૭૩૭-૭૩૯

टीका-प्रह्लादं=कामकृतहर्षम्॥ (આનો અર્થ ઉપર છે.)

अथ चित्तभ्रमस्य चिकित्सा-

### ચિત્તભ્રમની ચિકિત્સા: પ્રચેતના-અંજનગુટી

कणोषणोग्रालवणोत्तमानि, करञ्जबीजं प्रमदामलानि। पथ्याक्षसिद्धार्थकहिङ्गुशुण्ठी,-युतानि वस्ताम्बुविमिश्रितानि॥७४०॥ पिष्ट्वा गुटीयं नयने निधेया, प्रचेतनेति प्रथिताऽन्वितार्था। चित्तभ्रमापस्मृतिभूतदोष,-शिरोऽक्षिरोगभ्रमनाशहेतुः॥७४१॥

अन्वयः-कणा-ऊषण-उग्रा-लवणोत्तमानि पथ्या अक्ष-सिद्धार्थक-हिङ्गु-शुण्ठीयुतानि वस्ताम्बु-विमिश्रितानि पिष्ट्वा गुटी नयने निधेया, इयम् अन्वितार्था (सती) प्रचेतना इति प्रथिता चित्तभ्रम-अपस्मृति-भूतदोष-शिरस्-अक्षि-रोग-भ्रम-नाशहेतुः (भवति)॥

પીપર, મરી, વજ, સેંધવ, કરંજનું બીજ, હળદર, આમળાં, હરડે, બહેડાં, સરસવ, હિંગ અને સૂંઠને બકરાના મૂત્રમાં વાટી તેની ગોળી કરીને નેત્રમાં આંજવી. આ ગોળી ચેતના આપે છે, તેથી 'પ્રચેતના' કહેવાય છે. આ ગોળી ચિત્તનો ભ્રમ, સ્મરણનો અભાવ, ભૂતદોષ, માથાનુ દરદ, આંખનું દરદ અને ભ્રમના નાશનું કારણ થાય છે.

टीका-वस्ताम्बु=छागमूत्रम्॥

### ચિત્તભ્રમની નસ્યરૂપ ચિકિત્સા

कुम्भोद्भवतरोरम्भो गुडविश्वकणान्वितम्। निहितं नसि नूनं स्याच्चित्तभ्रमविनाशनम्॥७४२॥

अन्वयः-गुड-विश्व-कणा-अन्वितं कुम्भोद्भवतरोः अम्भः नसि निहितं (सत्) नूनं चित्तभ्रमविनाशनं स्यात्॥

ગોળ, સૂંઠ અને પીપર સહિત અગથિયાની છાલના કલ્કના રસનું નસ્ય નાકમાં આપવાથી તે ચિત્તભ્રમને મટાડે છે. ૭૪૨

टीका-कुम्भोद्भवतरोरम्भः=अगस्तिवृक्षत्वक्कल्करसः॥

### સૌભાગ્યકર ધૂપ

मुरामूर्द्धजमेघाह्वमधूकमलयोद्भवैः। मरुत्तरुमधून्मिश्रैः पुरपाणिजपांसुभिः॥७४३॥ लोहलामज्जकैलाभिर्धूपश्चित्तभ्रमापहः। ग्रहदोषहरः श्रीदः सौभाग्यकर उत्तमः॥७४४॥

अन्वयः-मुरा-मूर्द्धज-मेघाह्व-मधूक-मलयोद्भवैः मरुत्तरु-मधु-उन्मिश्रैः पुर-पाणिज-पांसुभिः-लोह-लामज्जक-एलाभिः (कृतः) धूपः चित्तभ्रम-अपहः ग्रहदोष-हरः श्रीदः सौभाग्यकरः उत्तमः (कीर्त्यते)॥

જટામાંસી, વાળો, મોથ, મહુડાં, ચંદન, દેવદાર, મધ, ગૂગળ અને નખલાંનું ચૂર્ણ, ખડસલિયો, પિત્તપાપડો, અગુરુ, લામજ્જક નામનું વાળા જેવું પીળું ખડ, તે ન મળે

તો કાળો વાળો અને એલચી-એ સઘળા પદાર્થોનો ધૂપ ચિત્તભ્રમ મટાડે છે, ગ્રહદોષ હરે છે, લક્ષ્મી આપે છે અને સૌભાગ્ય કરનાર હોઈ ઉત્તમ છે. ૭૪૩,૭૪૪

टीका-मुरा=एकाङ्गी, मूर्द्धजः=वालः, महत्तरु=देवदारुः, पुरः=गुग्गुलुः, पाणिजः=नखः, पांसु=पर्पटकम्, लोहम्=अगुरु, लामज्जकम्=उशीरवत् पीततृणविशेषः। तदलाभे उशीरं ग्राह्यम्॥ (આનો અર્થ ઉપર છે.)

## દ્રાક્ષાદિ ક્વાથ અને બ્રાહ્મી આદિ ક્વાથ

मृद्वीकाऽमरदारुमत्स्यशकलामुस्तामलक्योऽमृता,-
पथ्यारेवतरामसेनकरजोराजीफलैः संयुताः॥
हन्युश्चित्तरुजोऽथ दर्दुरदलापाठापटोलीपयः,-
पथ्यापर्पटराजवृक्षकटुकाशम्बूकपुष्प्यः शृताः॥

अन्वयः-मृद्वीका-अमरदारु-मत्स्यशकला-मुस्ता-आमलक्यः अमृता-पथ्या-आरेवत-रामसेनक-रजः-राजीफलैः संयुताः शृताः चित्तरुजः हन्युः, अथ दर्दुरदला-पाठा-पटोली-पयः-पथ्या-पर्पट-राजवृक्ष कटुका-शम्बूकपुष्प्यः शृताः चित्तरुजः हन्युः॥

દ્રાક્ષ, દેવદાર, કડુ, મોથ, આમળાં, હરડે, ગરમાળો, કરિયાતું, ખડસલિયો પિત્ત પાપડો અને પરવળનો ક્વાથ અથવા બ્રાહ્મી, કાળીપાટ, કડવી ઘિસોડી, વાળો, હરડે, ખડસલિયો પિત્તપાપડો, ગરમાળો, કડુ અને શંખાવળીનો ક્વાથ પાવાથી તે ચિત્તભ્રમ મટાડે છે. ૭૪૫

टीका-मृद्वीका=द्राक्षा, मत्स्यशकला=कटुकी, आरेवत=आरग्वधः, रामसेनकः=किराततिक्तक, रजः=पर्पटकः, राजीफलः=पटोलः। अथ योगान्तरमाह-दर्दुरदला=मण्डूकपर्णी, सा च ब्राह्मी, मञ्जिष्ठा, शोणकश्च, तथाप्यत्र ब्राह्मी ग्राह्या। यत उक्तं द्रव्यगुणग्रन्थे-'ब्राह्मी मतिप्रदा मेध्या ज्वरहन्त्री रसायनी'॥ ब्राह्मी='बरम्मी' ति लोके, पयः=वालकम्। राजवृक्षः=आरग्वधः, शम्बूकपुष्पी=शङ्खपुष्पी॥ મૂળમાં જે 'દર્દુરદલા' શબ્દ છે તેનો અર્થ 'મંડૂકપર્ણી' થાય છે, જોકે મંડૂકપર્ણી શબ્દના અર્થ બ્રાહ્મી, મજીઠ અને અરલુ એ ત્રણ થાય છે, તોપણ યોગ્યતાને લીધે બ્રાહ્મી જ લેવી; કારણ કે દ્રવ્યગુણગ્રંથમાં કહ્યું છે કે, 'બ્રાહ્મી બુદ્ધિને આપનારી છે, જ્વરને હણનારી છે અને રસાયન-રૂપ છે.' ૭૪૫

अथ कर्णिकस्य चिकित्सा-

## કર્ણિકની ચિકિત્સા

प्रलेपस्तमस्तं नयत्यल्पमेकः, समुद्रिक्तशोथञ्च रक्तावशेषम्। सुपक्वे च शस्त्रक्रिया पूयजित्सा, व्रणत्वं गते चोचिता तच्चिकित्सा॥

अन्वयः-अल्पं तं (कर्णिकं) समुद्रिक्तशोथं च रक्तावशेषम् एकः प्रलेपः अस्तं नयति। सुपक्वे च शस्त्रक्रिया (कर्तव्या, यतः) सा पूयजित् (भवति), व्रणत्वं गते च तच्चिकित्सा (कर्तुम्) उचिता॥

જો કર્ણિક અલ્પ હોય અથવા વધેલા સોજાવાળો હોય અથવા તેમાં કાંઈ લોહીનો ભાગ બાકી રહી ગયો હોય તો નીચે લખેલા કેવળ પ્રલેપો તેનો નાશ કરે છે; પણ એ કર્ણિક બરાબર જો પાકયો હોય તો શસ્ત્રક્રિયા કરવી; કેમ કે તે ક્રિયા પરુને મટાડે છે અને જો વ્રણરૂપે થયો હોય તો વ્રણની ચિકિત્સા કરવી યોગ્ય છે. ૭૪૬

टीका-अयमर्थः-तं=कर्णिक, एकः=प्रलेपः अस्तं नाशं नयति। तच्चिकित्सा=व्रणचिकित्सा॥ (આનો અર્થ ઉપર છે.)

निशाविशालामयमाणिमन्थ,-दार्वीङ्गुदीमूलकृतः प्रलेपः। प्रभाकरक्षीरयुतः प्रभावाद्, व्यस्तः समस्तोऽप्यथ कर्णिकघ्नः॥७४७॥

अन्वयः-निशा-विशाला-आमय-माणिमन्थ-दारु-इङ्गुदी-मूलकृतः प्रलेपः व्यस्तः अथ समस्तः अपि (स्वकीय)-प्रभावात् कर्णिकघ्नः (भवति)॥

હળદર, ઇંદ્રવારુણી, કડુ, સૈંધવ, દેવદાર અને ઇંગોરિયાંનાં મૂળનો આકડાના છીરથી યુક્ત કરેલો લેપ, છૂટા છૂટા અમુક તે થોડા પદાર્થોનો કે સઘળા પદાર્થોનો કર્યો હોય, તોપણ તે પોતાના પ્રભાવથી કર્ણિકને મટાડે છે. ૭૪૭

कुलत्थः कट्फलं शुण्ठी कारवी च समांशकैः। सुखोष्णैर्लेपनं कार्यं कर्णमूले मुहुर्मुहुः॥७४८॥

अन्वयः-कुलत्थः कट्फलं शुण्ठीः च कारवी (एतैः) समांशकैः सुखोष्णैः कर्णमूले मुहुः मुहुः लेपनं कार्यम् (तदपि कर्णिकघ्न स्यात्)॥

કળથી, કાયફળ, સૂંઠ અને કાળીજીરીને સમભાગે લઈ સહન થાય તેવાં ગરમ કરીને તેઓથી કાનના મૂળમાં વારંવાર લેપન કરવામાં

આવે તોપણ તે કર્ણિકને મટાડે છે. ૭૪૮

गैरिकं कठिनी शुण्ठी कट्फलारग्वधैः समैः ।
उष्णैः काञ्जिकसंपिष्टैर्लेपः कर्णिकमूलनुत् ॥ ७४९॥

अन्वयः–गैरिकं कठिनी शुण्ठी कट्फल–आरग्वधैः समैः काञ्जिकसंपिष्टैः उष्णैः लेपः कर्णिकमूलनुत् ॥

ગેરુ, ખડી, સૂંઠ, કાયફળ અને ગરમાળાને સમભાગે લઈ કાંજીમાં વાટી ગરમ કરીને તેનો લેપ કરવામાં આવે તો તે પણ કર્ણિકનાં મૂળને મટાડે છે. ૭૪૯

शिग्रुराजिकयोः कल्कं कर्णमूले प्रलेपयेत् ॥
कर्णमूलभवः शोथस्तेन लेपेन शाम्यति ॥ ७५०॥

अन्वयः–शिग्रु–राजिकयोः कल्कं कर्णमूले प्रलेपयेत्, तेन लेपेन कर्णमूलभवः शोथः शाम्यति ॥

સરગવાનો અને રાઈનો કલ્ક કરી તેથી કાનના મૂળમાં લેપ કરવો; એ લેપથી કાનના મૂળમાં થયેલો સોજો શાંત થાય છે. ૭૫૦

अशिशिरजलपरिमृदितं, मरिचकणाजीरसिन्धुजं त्वरितम् । नस्यविधिसेवितं ननु, कर्णिकरुग्नाशकृद् गदितम् ॥ ७५१ ॥

अन्वयः–मरिच–कणा–जीर–सिन्धुजम् अशिशिर–जल–परिमृदितं त्वरितं नस्यविधि–सेवितं (सत्) ननु कर्णिक–रुग्–नाशकृत् गदितम् ॥

મરી, પીપર અને સિંધવને ઊના પાણીમાં વાટી તરત નસ્યના વિધિથી તેને સેવાય, તો તેને પણ ખરેખર કર્ણિકની પીડાનો નાશ કરનાર કહેલ છે. ૭૫૧

भार्गीजयापौष्करकण्टकारी,–कटुत्रिकोग्राघन–कुण्डलीभिः ॥ कुलीरशृङ्गीकटुकारसाभिः, कृत कषायः किल कर्णिकघ्नः ॥ ७५२ ॥

अन्वयः–भार्गी–जया–पौष्कर–कण्टकारी–कटुत्रिक–उग्रा–घनकुण्डलीभिः, कुलीरशृङ्गी–कटुका–रसाभिः कृतः कषायः किल कर्णिकघ्नः (भवति) ॥

ભારંગી, અરણી, પુષ્કરમૂળ, ભોરીંગણી, સૂંઠ, મરી, પીપર, વજ, મોથ, ગળો, કાકડાશિંગી, કડુ અને રાસ્નાનો કવાથ કરી પિવાય તો તે કર્ણિકનો અવશ્ય નાશ કરે છે. ૭૫૨

टीका–भार्गी=' वमनेटी 'ति लोके, तदलाभे कण्टकारीमूलं ग्राह्यम् । जया=' गनिआरी 'ति लोके, पौष्करम्=पुष्करमूलम्, उग्रा=वचा, कुण्डली=गुडूची, कुलीरशृङ्गी=कर्कटशृङ्गी, रसा=रास्ना । ( આનો અર્થ ઉપર છે. )

दशमूलमत्स्यशकला,–चपलात्रिफलामहौषध–किरातयुतम् । मरिचं परिक्वथितमाशु, बलाद्–पहन्ति कर्णरुजः सकलाः ॥ ७५३ ॥

अन्वय.–दशमूल–मत्स्यशकला–चपला–त्रिफला–महौषध–किरात–युत मरिच परिक्वथित (पीत सत्) बलात् सकलाः कर्णरुजः आशु अपहन्ति ॥

દશમૂળ, કડુ, પીપર, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, કરિયાતું અને મરીનો કવાથ કરી પિવાય, તો તે પણ બળાત્કારે કર્ણિકની સઘળી પીડાઓને તરત મટાડે છે. ૭૫૩

टीका–चपला=पिप्पली ॥

अथ कण्ठकुब्जस्य चिकित्सा–

## કંઠકુબ્જની ચિકિત્સા

फलत्रिकत्र्यूषणमुस्तकट्वी ·कलिङ्गसिंहाननशर्वरीभिः । क्वाथः कृतः कृन्तति कण्ठकुब्जं, कण्ठीरवः कुञ्जरमाशु तद्वत् ॥ ७५४ ॥

अन्वयः–फलत्रिक–त्र्यूषण–मुस्त–कट्वी–कलिङ्ग–सिंहानन–शर्वरीभिः कृत. क्वाथः, (यद्वत्) कण्ठीरवः कुञ्जर कृन्तति, तद्वत् कण्ठकुब्जम् आशु कृन्तति ॥

હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, મોથ, કડુ, ઇંદ્રયવ, અરડૂસો અને હળદરથી કરેલો કવાથ, જેમ સિંહ હાથીને તરત જ મારી નાખે છે, તેમ કંઠકુબ્જનો તરત જ નાશ કરે છે. ૭૫૪

टीका–सिंहानन=वासकः, शर्वरी=हरिद्रा ॥

किराततिक्ताकणाकुटजकण्टकारीशटी,–कलिद्रुकिलिमाभयाकटुककट्फलाम्भोधरैः ॥ विषामलकपुष्करानलकुलीरशृङ्गीवृषै,–र्महौषधसखैरयं जयति कण्ठकुब्जं गणः ॥ ७५५ ॥

अन्वय –किरात–कटुका–कणा–कुटज–कण्टकारी–शटी–कलिद्रु–किलिम–अभया–कटुक–कट्फल अम्भोधरैः, विषा–आमलक–पुष्कर–अनल–कुलीर–शृङ्गी–वृषैः महौषधिसखैः–अयं गणः कण्ठकुब्जं जयति ॥

કરિયાતું, કડુ, પીપર, ઇંદ્રયવ, ભોરીંગણી, કચૂરો, બહેડાં, હરડે, દેવદાર, મરી, કાયફળ, મોથ, અતિવિષ, આમળાં, એરંડાનાં મૂળ, ચિત્રક, કાકડાશિંગ, અરડૂસો અને સૂંઠ–આ ઔષધોનો સમુદાય (નો કરેલો કવાથ) કંઠકુબ્જનો નાશ કરે છે. ૭૫૫

टीका-शटी=कचूरः, कलिङ्गुः=विभीतकः, किलिमं=देवदारु, कटुकं=मरिचं, विषा=अतिविषा । किरातादिभिः किंविशिष्टैः ? महौषधसखैः । महौषधस्य सखिभिः, तेन एतैः सहितेन महौषधेनेत्यर्थः ॥ अथोल्बणवातादिप्रवृद्धमध्यक्षीणवातादिहेतुकानां कुम्भीपाकादीनां त्रयोदशानां चिकित्साऽभिधीयते, सा च तुल्यहेतुकानां विस्फारकादीनां त्रयोदशानामिव विधातव्या ॥ કુંભીપાક આદિ નામોવાળા તેર સન્નિપાતજ્વરો, કે જેઓનાં કારણો ઉલ્બણ વાયુ આદિ તથા પ્રવૃદ્ધ મધ્ય અને હીન વાયુ આદિ જ છે, તેઓની ચિકિત્સા જોકે હવે કહેવી જોઈએ, પરંતુ એ ચિકિત્સા પણ સમાન કારણવાળા 'વિસ્ફારક' આદિ તેરના જેવી જ કરવી.

**સન્નિપાતજ્વરોનો અધિકાર સમાપ્ત**

## આગંતુકજ્વરોનો અધિકાર

### આગંતુકજ્વરનાં નિદાનો

अथागन्तुकज्वराधिकारः,तत्रागन्तुकज्वरस्य निदानान्याह–

**अभिघाताभिषङ्गाभ्यामभिचाराभिशापतः ।**
**आगन्तुर्जायते दोषैर्यथास्वं तं विभावयेत् ॥७५६॥**

अन्वयः–अभिघात-अभिषङ्गाभ्याम् अभिचार-अभिशापतः आगन्तुः जायते, तं दोषैः यथास्वं विभावयेत् ॥

**કોઈ હથિયાર, મૂઠી કે લાકડી વગેરેના પ્રહારો થવાથી અથવા કામ, શોક, ભય, ક્રોધ કે ભૂત આદિનો આવેશ થવાથી અથવા કોઈ શત્રુએ કરેલી કૃત્યાની ઉત્પત્તિ આદિ અભિચાર કર્મથી અથવા બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ કે સિદ્ધ આદિના શાપથી આગંતુકજ્વર* ઉત્પન્ન થાય છે; એ આગંતુજ્વરને તેના દોષો ઉપરથી જેવા તેના દોષો હોય તેવાં લક્ષણવાળો જાણવો. ૭૫૬**

टीका–अभिघातः=शस्त्रमुष्टिलगुडादिभिर्हननम्, अभिषङ्गः=कामशोकभयक्रोधभूतादीनामावेशः । अभिचारः=कृत्याद्युत्पादनम्, अभिशापः=ब्राह्मणगुरुवृद्धसिद्धादिकृतः शापः, तं=आगन्तुज्वरम्, यथास्वं=यथादोषलक्षणं, दोषैर्विभावयेत्=विजानीयात् ॥ (આ ટીકાનો અર્થ ભાષાન્તરમાં સમાયો છે.)

अपराण्यपि निदानान्याह–

### આગંતુજ્વરનાં બીજાં પણ નિદાનો

**ये भूतविषवाय्वग्निक्षतभङ्गादिसम्भवाः ।**
**रागद्वेषभयाद्यैश्च ते स्युरागन्तवो गदाः ॥७५७॥**

अन्वयः–ये गदाः भूत-वायु-अग्नि-क्षत-भङ्ग-आदिसंभवाः, ये च राग-द्वेष-भयाद्यैः स्युः, ते आगन्तवः (कथ्यन्ते) ॥

**જે રોગો ભૂત, ઝેર, વાયુ, અગ્નિ, ક્ષત કે ભંગ આદિથી ઉત્પન્ન થાય છે અને રાગ, દ્વેષ કે ભય આદિથી ઉત્પન્ન થાય છે, તેઓ પણ આગંતુ કહેવાય છે. ૭૫૭**

टीका–रागादयो हेतवोऽप्यागन्तुसंज्ञाः स्युः, कार्यकारणयोरभेदोपचारात् । एतेन 'आगन्तुजः स्मृतः'

---

* आगच्छन्ति–अकस्मात् प्राप्नुवन्ति–इति आगन्तवः–' सितनिगमि–(उणा. १–६९) इति तुनप्रत्ययः । ते च अभिघातादिहेतवः, तज्जन्या ज्वराश्चापि कथ्यन्ते–कार्यकारणयोरभेदव्यवहारात्–જેઓ અકસ્માત્–અણધાર્યાં પ્રાપ્ત થાય તે અભિઘાત–પ્રહાર આદિ કારણો તથા તે કારણોથી થતા જ્વરો–એ બંને 'आगन्तु' કહેવાય છે; કેમ કે કર્તા તથા કારણ એ બંનેને એકજ ગણી શબ્દપ્રયોગ કરવાનો શાસ્ત્રીય વ્યવહાર છે. આ આગંતુ હેતુઓ તથા તેથી થતા જ્વરોની સંખ્યા અહીં પંડિત ભાવમિશ્રે સ્પષ્ટ શબ્દોમાં જણાવી નથી, પણ આગળ શ્લોક ૭૫૯થી માંડી છેક આગંતુજ્વરાધિકાર પૂરો થાય છે, ત્યાં સુધીમાં જણાવેલ આગંતુજ્વરોનાં લક્ષણો તથા તેઓની ચિકિત્સા જોતાં પંડિત ભાવમિશ્રે ૨૮ આગંતુજ્વરો બતાવ્યા છે–જેમ કે, અભિઘાતજન્ય, કામાવેશજન્ય, શોકાવેશજન્ય, ભયાવેશજન્ય, ક્રોધાવેશજન્ય, ભૂતાવેશજન્ય, વિષજન્ય, વાયુજન્ય, અગ્નિજન્ય, ક્ષતજન્ય, ભંગજન્ય, રાગજન્ય, દ્વેષજન્ય, ભયજન્ય, ઔષધિગંધજન્ય, અભિચારજન્ય, અભિશાપજન્ય, ચિંતાજન્ય, બંધનજન્ય, વ્યધજન્ય, બંધજન્ય, શ્રમજન્ય, અત્યધ્વજન્ય, ભ્રંશજન્ય, મનોજન્ય–માનસ, ઉત્પાતજન્ય તથા ગ્રહદોષજન્ય–આ ૨૮–આગંતુકજ્વરો ઉપરાંત પણ હોવા સંભવ છે; કેમ કે તે તે ઘણાં સ્થળે 'आदि' શબ્દ તેમણે લખ્યો છે. જ્યારે શાર્ઙ્ગધરમાં આગંતુકજ્વરને મૂળ એક જ ગણી તેના પર તેર ભેદો કહ્યા છે–અભિચાર, ગ્રહાવેશ તથા શાપથી થતા ત્રણ પ્રકારના આગંતુ અને શ્રમ, છેદ, ક્ષત તથા દાહથી થતા ચાર અભિઘાતજ આગંતુ, તેમ જ કામ, ભય, શોક, રોષ, વિષ તથા ઔષધ–ગંધજન્ય એમ ૭ અભિષંગજન્ય આગંતુ ગણીને તેર ભેદો કહ્યા છે અને એ તેરમાં જ બીજા સમાવ્યા છે.

इत्यत्राप्यागन्तुशब्दो हेतुवाची, 'आगन्तुर्जायते दोषैः' इत्यत्र व्याधिवाची ॥ ननु 'अभिघाताभिषङ्गाभ्याम्' इत्यादिश्लोके 'दोषैर्यथास्वं तं विभावयेत् इति वचनेनैव प्रतीयते-अभिघातादीनां विप्रकृष्टकारणत्वं मिथ्याहार-विहाराणामिव दोषाणां सन्निकृष्टकारणत्वं, तथा सति 'दक्षा-पमानसंक्रुद्धरुद्रे'-त्यादिश्लोके आगन्तुज्वरस्याष्टमत्वविघातो दोषजेष्वेव प्रवेशात् । उच्यते-आगन्तुज्वरस्य दोषा आरम्भका न, किन्तु पश्चादनुबन्धिनः ॥ तथा चागन्तुज्वरस्य संप्राप्तिमाह चरकः-'आगन्तुर्हि व्यथापूर्वो जायते, पश्चान्निजैर्दोषैरनुबध्यते' इति ॥ કાર્યને અને કારણને એક જ ગણવાની પણ શાસ્ત્રકારોની પદ્ધતિ છે, આથી રાગ આદિ જેઓ આગંતુ રોગોનાં કારણો છે, તેઓ પણ આગંતુ કહેવાય છે; આ ઉપરથી 'જ્વર આગંતુજ (આગંતુથી થયેલો) કહેવાય છે' એ વચનમાં 'આગંતુ' શબ્દ કારણોને જણાવે છે અને 'દોષોથી આગંતુ થાય છે' એ વચનમાં 'આગંતુ' શબ્દ વ્યાધિને જણાવે છે, એમ સમજવું. અહીં શંકા થાય છે કે 'अभिघाताऽभिषङ्गाभ्यां' એ શ્લોકમાં કહ્યું છે કે, 'આગંતુજ્વરને દોષો ઉપરથી જેવા તેના દોષો હોય તેવાં લક્ષણોવાળો જાણી લેવો.' એ વચન ઉપરથી જણાય છે, કે અભિઘાત આદિ તેનાં દૂરનાં કારણો છે અને મિથ્યાઆહારવિહારની પેઠે દોષો નજદીકના કારણો છે. આમ હોય તો 'दक्षापमानसंक्रुद्धरुद्र' ઇત્યાદિ શ્લોકમાં આગંતુજ્વર આઠમો થઈ શકતો નથી; કારણ કે તે આગંતુ-જ્વરનો પણ દોષજન્યજ્વરોમાં જ સમાવેશ થઈ જાય છે. આનું સમાધાન આ છે કે, દોષો આગંતુ-જ્વરને ઉત્પન્ન કરતા નથી, પણ જ્વર ઉત્પન્ન થયા પછી તેની સાથે પાછળથી તે દોષો સંબંધ પામે છે. તે જ પ્રમાણે આગંતુજ્વરની સંપ્રાપ્તિ વિષે ચરકે કહ્યું છે કે, 'આગંતુજ્વરમાં પ્રથમ પીડા ઉત્પન્ન થાય છે અને પાછળથી પોતપોતાના દોષોની સાથે તે સંબંધ પામે છે.'

तत्र कस्यागन्तोः को निजो दोष इत्यपेक्षायामाह-

**કયા આગંતુજ્વરથી કયો દોષ કોપે છે?**

**कामशोकभयाद्वायुः क्रोधात्पित्तं त्रयो मलाः ।**
**भूताभिषङ्गात् कुप्यन्ति भूतसामान्यलक्षणाः ॥७५८**

अन्वयः-कामशोकभयात् वायुः (कुप्यति), क्रोधात् पित्तं (प्रकुप्यति), भूताभिषङ्गात् भूतसामान्यलक्षणाः त्रयः मलाः कुप्यन्ति ॥

કામ, શોક કે ભયથી થયેલા આગંતુ-જ્વરથી વાયુ કુપિત થાય છે, ક્રોધથી થયેલા આગંતુજ્વરથી પિત્ત પ્રકુપિત થાય છે અને ભૂતના આવેશથી થયેલા આગંતુજ્વરથી ભૂતના જેવાં જ લક્ષણોવાળા ત્રણે મળ-દોષો કોપે છે. ૭૫૮

टीका-कामशोकभयात्=कामशोकभयजादागन्तोः वायुः कुप्यति । क्रोधात् तु=क्रोधजादागन्तोः पित्तं प्रकुप्यति । भूताभिषङ्गात्=भूतावेशजादागन्तोः त्रयो मलाः=दोषाः कुप्यन्तीत्यर्थः । भूतसामान्यलक्षणाः=भूतस्य-भूत-लक्षणस्य, सामान्य-समानता येषां तानि भूतसामान्यानि लक्षणानि येषां ते भूतसामान्यलक्षणा मलाः ॥ (આ ટીકાનો અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

अथागन्तुज्वराणां हेतुभेदेन लक्षणभेदानाह-

**કારણોના ભેદને લીધે આગંતુજ્વરોનાં જુદાં જુદાં લક્ષણો.**

**श्यावास्यता विषकृते तथातीसार एव च ।**
**भक्तारुचिः पिपासा च तोदश्च सहमूर्च्छया ॥७५९॥**

अन्वयः-विषकृते (आगन्तुज्वरे) श्यावास्यता तथा च भक्त-अरुचिः च पिपासा च मूर्च्छया सह तोदः (भवति), तथा अतिसारः एव ॥

સ્થાવર કે જંગમ ઝેર ખવાયાથી થયેલા આગંતુજ્વરમાં મોઢું કાળું અથવા કાંઈક સફેદ અંશવાળું કાળું થાય છે, પીડા અને ખોરાક ઉપર અરુચિ થાય છે, તરસ લાગે છે અને જાણે સોયા ભોંકાતા હોય તેવી પીડા થાય છે, મૂર્છા આવે છે તથા અતિસાર થાય છે. (આમાંનો અતિસાર તો સ્થાવર વિષે ખવાયુ હોય તો જ થાય છે; કારણ કે તે વિષ નીચેના ભાગમાં ગતિ કરનાર છે.) ૭૫૯

टीका-विषकृते=स्थावरजङ्गमविषभक्षणकृते ज्वरे, मुखस्य श्यावः-शुक्लानुविद्धः कृष्णो वर्णः श्यामवर्णो वा । अतीसारः स्थावरविषेणैव, तस्याधोगामित्वात् । तोदः=सूची-व्यधनेनेव व्यथा ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

**ઓષધીગંધજન્ય તથા કામજન્ય આગંતુજ્વર**

**ओषधीगन्धजे मूर्च्छा शिरोरुग्वमथुस्तथा ।**
**कामजे चित्तविभ्रंशस्तन्द्रालस्यमभोजनम् ।**
**हृदये वेदना चास्य गात्रञ्च परिशुष्यति ॥७६०॥**

अन्वयः-ओषधीगन्धजे (ज्वरे) मूर्च्छा शिरोरुक् तथा वमथुः (जायते)। कामजे चित्तविभ्रंशः, तन्द्रा, आलस्यम्, अभोजनम्, अस्य हृदये च वेदना,

च गात्रं परिशुष्यति ॥

ઔષધીના ગંધથી ઉત્પન્ન થયેલા જ્વરમાં મૂર્છા, માથામાં પીડા તથા ઊલટી થાય છે. કામથી ઉત્પન્ન થયેલા જ્વરમાં ચિત્તનું બેભાનપણું, ઘેન, આલસ્ય, અભોજન, છાતીમાં વેદના અને શરીર ખૂબ સુકાય છે. ૭૬૦

टीका-कामजे=समीहितकान्ताद्यप्राप्तिनिमित्तके ज्वरे। चकाराद्वाग्भटोक्तान्यपि लक्षणानि बोद्धव्यानि ॥ तानि यथा-'कामाद् भ्रमोऽरुचिर्दाहो ह्रीनिद्राधीधृतिक्षयः' इति॥ પોતે ઇચ્છેલી સ્ત્રી આદિ કંઈ ન મળવાથી જે જ્વર આવે છે તે કામથી પ્રાપ્ત થયેલો જ્વર કહેવાય છે. કામજ્વર વિષેના મૂળ શ્લોકમાં 'च' છે, તે ઉપરથી વાગ્ભટે કહેલાં કામજ્વરનાં લક્ષણો પણ લેવાનાં છે. વાગ્ભટે કહ્યું છે કે, 'કામથી ભ્રમ, અરુચિ, દાહ, લાજનો નાશ, નિદ્રા ઓછી, બુદ્ધિનો ક્ષય અને ધીરજનો પણ નાશ થાય છે.'

### સ્ત્રીઓનો કામજ્વર અને તેની ચિકિત્સા

**मूर्च्छाङ्गमर्दौ तृण्नेत्रचापल्यं कुचवक्त्रयोः ।**
**स्वेदश्च हृदि दाहश्च स्त्रीणां कामज्वरे भवेत् ॥७६१**
**वालकं शतपत्राणि गन्धसारमुशीरकम् ।**
**चोचधानेयकं मांसीक्वाथः कामज्वरापहः ॥७६२॥**
**सन्ध्यायां संस्तरः कार्यः सुगन्धैः कुसुमैर्भृशम् ।**
**क्रीडनीयं स्वकान्तेन सह रात्रौ तथा स्त्रिया ॥**

अन्वयः-स्त्रीणां कामज्वरे मूर्च्छा-अङ्गमर्दौ, तृट्, नेत्रचापल्यं, कुच-वक्त्रयोः च स्वेदः हृदि च दाहः भवेत् ॥ वालकं शतपत्राणि गन्धसारम् उशीरकं चोच-धानेयकं मांसी-क्वाथः कामज्वरापहः, तथा सन्ध्यायां भृशं सुगन्धैः कुसुमैः संस्तरः कार्यः, रात्रौ (च) स्त्रिया स्वकान्तेन सह क्रीडनीयम् ॥

સ્ત્રીઓને કામજ્વર આવ્યો હોય તો મૂર્છા, અંગોનું ભાંગવું, તરશ, નેત્રમાં ચપળતા, સ્તન ઉપર તથા મોઢા પર પરસેવો અને હૃદયમાં દાહ થાય છે. (તેની ચિકિત્સા-) વાળો, કમળ, ચંદન, કાળો વાળો, તજ, ધાણા અને જટામાંસીનો ક્વાથ કામજ્વરને મટાડે છે; તેમ જ સાયંકાળે અત્યંત સુગંધી પુષ્પોની શય્યા પર સૂવું અને રાતે પોતાના પ્રિયની સાથે ક્રીડા કરવી. (એમ પણ કોઈ ગ્રંથમાં કહ્યું છે.) ૭૬૧,૭૬૨

टीका-इदमपि कुत्रापि कथितम् ॥

### ભયજન્ય, શોકજન્ય તથા કોપજન્ય આગંતુજ્વર

**भयात् प्रलापः शोकाच्च भवेत् कोपाच्च वेपथुः ७६३**

अन्वयः-भयात् च शोकात् प्रलापः, कोपात् च वेपथु (जायते) ॥

ભય અથવા શોકથી થયેલા જ્વરમાં પ્રલાપ થાય છે અને કોપથી થયેલા જ્વરમાં કંપ થાય છે. ૭૬૩

टीका-भयात्-भयजे ज्वरे प्रलापः, शोकाच्चेति चकारेण प्रलाप एवानुकृष्यते ॥ कोपाच्च वेपथुर्भवति ॥ ननु वेपथुर्वातस्य धर्मस्तत्कथं क्रोधजे ज्वरे वेपथुः? उच्यते-'एकः प्रकुपितो दोष इतरानपि कोपयेत्' इति वचनात् पित्तकोपितवातजन्य एवात्र वेपथुः। क्रोधाद्वायुरपि भवति। यत उक्तं विदेहेन-'क्रोधशोकौ स्मृतौ वातपित्तरक्तप्रकोपनौ' इति। અહીં શંકા થાય છે કે કંપ તો વાયુનો ધર્મ છે; છતાં કોપથી થયેલા જ્વરમાં કંપ કેમ સંભવે? આનું સમાધાન આ છે કે, 'કોપેલો એક દોષ બીજા દોષોને પણ કોપાવે છે' એ વચન પ્રમાણે કોપજ્વરમાં પિત્તથી કોપેલા વાયુથી જ કંપ થાય છે. ક્રોધથી વાયુ પણ થાય છે; કારણ કે વિદેહે કહ્યું છે કે, 'ક્રોધ અને શોક વાયુને, પિત્તને તથા રુધિરને કોપાવનારા કહેવાય છે.'

### ભૂતાભિષંગજન્ય આગંતુજ્વર

**भूताभिषङ्गादुद्वेगो हास्यरोदनकम्पनम् ।**
**केचिद् भूताभिषङ्गोत्थं ब्रुवते विषमज्वरम् ॥७६४॥**

अन्वयः-भूताभिषङ्गात् उद्वेगः हास्य-रोदन-कम्पनं (जायते)। केचित् भूताभिषङ्गोत्थ-विषमज्वरं ब्रुवते ॥

ભૂતના આવેશથી થયેલા જ્વરમાં ઉદ્વેગ, હસવું, રોવું અને કંપ થાય છે. કેટલાક કહે છે કે, 'ભૂતના આવેશથી વિષમજ્વર થાય છે.' (એટલે તે જ્વર કોઈક સમયે વેગવાળો અને કોઈક સમયે શાંત વેગવાળો પણ થાય છે.) ૭૬૪

टीका-भूताभिषङ्गोत्थो विषमज्वरो भवति। कदाचिद्वेगवान्, कदाचिच्छान्तवेग इत्यर्थः।

### અભિચારજન્ય તથા અભિશાપજન્ય આગંતુજ્વર

**अभिचाराभिशापाभ्यां मोहस्तृष्णा च जायते ॥**

अन्वयः-अभिचार-अभिशापाभ्यां मोहः च तृष्णा जायते ॥

અભિચારથી કે અભિશાપથી થયેલા જ્વરમા મોહ અને તરશ ઉત્પન્ન થાય છે. ૭૬૫

टीका–तृष्णा चेति चकारेण हारीतानुवादि वाग्भटोक्तं बोद्धव्यम् । तद्यथा,–મૂળ શ્લોકમાં 'च' છે, તે ઉપરથી હારીતસંહિતાને મળતાં વાગ્ભટે કહેલાં લક્ષણો પણ સમજી લેવાં. વાગ્ભટે કહ્યું છે કે,

**હારીતમતાનુસાર વાગ્ભટનું વિશેષ કથન**

'तत्राभिचारिकैर्मन्त्रैर्हूयमानस्य तप्यते ।
पूर्वं मनस्ततो देहस्ततो विस्फोटतृड्भ्रमैः ॥
सदाहमूर्च्छाग्रस्तस्य प्रत्यहं वर्द्धते ज्वरः' इति ॥

अन्वयः–तत्र अभिचारिकैः मन्त्रैः हूयमानस्य (ज्वरिणः) पूर्वं मनः तप्यते, ततः विस्फोट–तृड्–भ्रमैः देहः (तप्यते), ततः सदाह–मूर्च्छाग्रस्तस्य (तस्य) ज्वरः प्रत्यहं वर्द्धते ॥

'અભિચારસંબંધી મંત્રોથી જેના સંબંધે હોમ કરાય, તેનું પ્રથમ મન તપે છે; પછી વિસ્ફોટકથી, તૃષ્ણાથી અને ભ્રમથી દેહ તપે છે અને તે પછી દાહવાળી મૂર્છાથી ઘેરાયેલો તે રોગીનો તાવ દરરોજ વધવા લાગે છે. ૭૬૬

अथ तेषां चिकित्सा—

**આગંતુજ્વરોની ચિકિત્સા**

तथा च वाग्भटः–

आगन्तुजे ज्वरे नैव नरः कुर्वीत लङ्घनम् ।
शुद्धवातक्षयागन्तुजीर्णज्वरिषु लङ्घनम् ॥७६७॥

अन्वयः–आगन्तुजे ज्वरे नरः लङ्घनं न एव कुर्वीत ॥ (तथा) शुद्धवात–क्षय–आगन्तु–जीर्ण–ज्वरिषु लङ्घन (न एव इष्यते) ॥

આગંતુજ્વરમા માણસે લંઘન કરવું જ નહિ. (વાગ્ભટે પણ તેમ જ કહ્યું છે કે,) 'શુદ્ધ વાતજ્વર, ક્ષયજ્વર, આગંતુજ્વર અને જીર્ણજ્વરમાં લંઘન કરવું યોગ્ય નથી.' ૭૬૭

टीका–नेष्यत इति संबन्धः ।

अन्यच्च,–વળી બીજી સૂચના :

लङ्घनं न हितं कामशोकचिन्ताप्रहारजे ।
भयभूतश्रमक्रोधलङ्घनैश्च कृते ज्वरे ॥
किन्त्वग्नौ दीपिते तत्र दद्यात् मांसरसौदनम् ॥७६८

अन्वयः–काम–शोक–चिन्ता–प्रहारजे च भय–भूत–श्रम–क्रोध–लङ्घनैः कृते ज्वरे लंङ्घनं हित नं (भवति) किंतु तत्र अग्नौ दीपिते मांसरस–ओदन दद्यात् ॥

કામથી, શોકથી, ચિંતાથી, પ્રહારથી, ભયથી, ભૂતથી, શ્રમથી, ક્રોધથી કે લંઘનથી થયેલા જ્વરમાં લંઘન કરવું હિતકારી નથી, પણ એ જ્વરોમાં અગ્નિ પ્રદીપ્ત હોય છે, તેથી માંસના રસવાળો ભાત ખાવા આપવો. ૭૬૮

**અભિઘાતજન્ય આગંતુની ચિકિત્સા**

अभिघातज्वरे युञ्ज्यात् क्रियामुष्णविवर्जिताम् ॥
कषायं मधुरं स्निग्धं यथादोषमथापि च ॥७६९॥
अभिघातज्वरो नश्येत्पानाभ्यङ्गेन सर्पिषः ॥
रक्तावसेकैर्मेध्यैश्च तथा मांसरसादनैः ॥७७०॥

अन्वयः–अभिघातज्वरे उष्णविवर्जितं क्रियां युञ्ज्यात्, अथ च यथादोषं कषायं मधुरं स्निग्धम् अपि (युञ्ज्यात्) ॥ (किंच) सर्पिषः पान–अभ्यङ्गेन, रक्त–अवसेकैः तथा च मेध्यैः मांसरस–ओदनैः अभिघातज्वरः नश्येत् ॥

અભિઘાતથી થયેલા જ્વરમા ઉષ્ણતા વિનાની ક્રિયા કરવી અને દોષ પ્રમાણે કષાય, મધુર તથા સ્નિગ્ધ વસ્તુઓનો ઉપયોગ કરાવવો; તેમજ ઘી પીવાથી, ઘીનું માલિશ કરવાથી, લોહી કઢાવવાથી તથા બુદ્ધિને હિતકારી માંસના રસવાળા ભાતોનો ઉપયોગ કરવાથી પણ અભિઘાતજ્વર નાશ પામે છે. ૭૬૯-૭૭૦

**માર વગેરેથી થયેલા આગંતુઓની ચિકિત્સા**

व्यधबन्धश्रमात्यध्वभङ्गभ्रंशसमुद्भवान् ।
ज्वरानुपाचरेत्पूर्वं क्षीरमांसरसौदनैः ॥७७१॥

अन्वयः–व्यध–बन्ध–श्रम–अत्यध्व–भङ्ग–भ्रंश–समुद्भवान् ज्वरान् पूर्वं क्षीर–मांसरस–ओदनैः उपाचरेत् ॥

કંઈ વાગવાથી કે કાન વગેરે વીંધવાથી, શ્રમથી, બહુ પંથ કર્યાથી, છેદ–ભેદ આદિથી કે ઝાડ વગેરે ઉપરથી પડવાથી થયેલા આગંતુજ્વરોનો પ્રથમ દૂધ અને માંસના રસવાળા ભાતોથી ઉપચાર કરવો. ૭૭૧

टीका–व्यधः=ताडनं कर्णादिवेधो वा, भङ्गः=छेद–भेदादिकः, भ्रंशः=वृक्षादितः पतनम् ॥ (આનો અર્થ ઉપર છે.)

**માર્ગના થાકથી થયેલ આગંતુની ચિકિત્સા**

अध्वश्रान्तेषु चाभ्यङ्गं दिवानिद्रां च कारयेत् ॥

अन्वयः–अध्वश्रान्तेषु अभ्यङ्गं वा दिवानिद्रां च कारयेत् ॥

બહુ પંથ કરવાના શ્રમથી જેને આગંતુજ્વર આવ્યો હોય તેને તેલનું માલિશ કરાવવું અને દિવસે નિદ્રા કરાવવી. ૭૭૨

### ઔષધિગંધ-વિષજન્ય આગંતુની ચિકિત્સા સર્વગંધ કષાયો

ओषधीगन्धविषजौ विषपित्तप्रबाधनैः ॥
जयेत्कषायैर्मतिमान् सर्वगन्धकृतैर्भिषक् ॥७७३॥

अन्वयः-मतिमान् भिषक् ओषधीगन्ध-विषजौ विष-पित्तः प्रबाधनैः कषायैः जयेत् ॥

બુદ્ધિમાન વૈદ્યે ઔષધીની ગંધથી કે ઝેરથી આવેલા આગંતુજ્વરોને વિષનો તથા પિત્તનો નાશ કરનારા સર્વગંધના કવાથોથી મટાડવા. ૭૭૩

अथ सर्वगन्धमाह—

### સર્વગંધની ઓળખ

चातुर्ज्जातककर्पूरं कङ्कोलाऽगुरुकुङ्कुमम् ।
लवङ्गसहितञ्चैव सर्वगन्धं विनिर्दिशेत् ॥७७४॥

अन्वयः-चातुर्ज्जातक-कर्पूरं कङ्कोल-अगुरु-कुङ्कुमं च लवङ्गसहितं सर्वगन्धं विनिर्दिशेत् ॥

તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, કપૂર, ચણકબાબ, અગુરુ, કેસર અને લવંગ-એ બધાં મળી સર્વગંધ કહેવાય છે. ૭૭૪

### કામ-ક્રોધ-ભયજન્ય આગંતુની ચિકિત્સાઓ

क्रोधजे पित्तजित्कार्यं धार्यं सद्वाक्यमेव च ।
आश्वासनेष्टलाभेन वायोः प्रशमनेन च ॥
हर्षणैश्च शमं यान्ति कामक्रोधभयज्वराः ॥७७५
कामैरथ मनोज्ञैश्च पित्तघ्नैश्चाप्युपक्रमैः ॥
सद्वाक्यैश्च शमं याति ज्वरः क्रोधसमुत्थितः ॥७७६

अन्वय.-क्रोधजे पित्तजित् कार्यं, च सद्वाक्यम् एव धार्यम् । काम-क्रोध-भय-ज्वराः आश्वासेन इष्टलाभेन च वायोः प्रशमनेन च हर्षणैः शमं यान्ति ॥ क्रोधसमुत्थितः ज्वरः कामैः, अथ च मनोज्ञैः, च पित्तघ्नैः उपक्रमैः च सद्वाक्यैः अपि शमं याति ॥

ક્રોધથી જ્વર આવ્યો હોય તો પિત્તને મટાડનારી ક્રિયા કરવી અને સજ્જનોનાં-સારાં વચનો કહેવાં; કામથી, ક્રોધથી અથવા ભયથી આવેલા જ્વરો આશ્વાસન આપવાથી, ઇષ્ટ વસ્તુના લાભથી, વાયુને શમાવવાથી અને હર્ષ પમાડનારાં સાધનોથી શાંત થાય છે. ક્રોધથી થયેલો જ્વર ઇષ્ટ વિષયોથી, ધિક્કાર આદિથી, ભયને ઉત્પન્ન કરનારાં વચનોથી અને પિત્તને તોડનારા ઉપચારોથી પણ શાંત થાય છે. ક્રોધથી થયેલો જ્વર સારાં વાક્યોથી પણ શાંત થાય છે. ૭૭૫,૭૭૬

टीका-कामैः=कामविषयैः, मनोज्ञैः=धिक्कारादिभिर्भयजनकवचनैर्वा ॥ ( આનો અર્થ ઉપર છે. )

कामात् क्रोधज्वरो नश्येत् क्रोधात्कामज्वरस्तथा ।
घातिताभ्यामुभाभ्याञ्च कामक्रोधज्वरक्षयः ॥७७७

अन्वयः-कामात् क्रोधज्वरः, तथा क्रोधात् कामज्वरः नश्येत् । च उभाभ्यां घातिताभ्या काम-क्रोध-ज्वरक्षयः ( भवति ) ॥

કામથી ક્રોધજ્વરનો નાશ થાય છે અને ક્રોધથી કામજ્વરનો નાશ થાય છે. કામ અને ક્રોધ એ બન્નેને મનમાં દાબી દેવાથી પણ કામ-જ્વરનો તથા ક્રોધજ્વરનો નાશ થાય છે. ૭૭૭

टीका-घातातिभ्यामुभाभ्यां=मनसि निगृहीताभ्यां कामक्रोधाभ्याम् ॥ ( આનો અર્થ ઉપર છે. )

### ભૂતાવેશજન્ય તથા માનસ આગંતુની ચિકિત્સા

भूतविद्यासमुद्दिष्टैर्बन्धावेशनताडनैः ।
जयेद् भूताभिषङ्गोत्थं मनःशान्त्या च मानसम् ॥

अन्वयः-भूत-अभिषङ्ग-उत्थं भूतविद्या-समुद्दिष्टैः बन्ध-आवेशन-ताडनैः जयेत्, मानसं च मनःशान्त्या ( जयेत् ) ॥

ભૂતના આવેશથી આવેલા જ્વરને ભૂત-વિદ્યામાં કહ્યા પ્રમાણે બંધન, બેસાડી મૂકવું તથા માર મારવો ઇત્યાદિ ઉપાયોથી જીતવો અને મનના જ્વરને મનની શાંતિથી જીતવો.

टीका-' ताडनैः, इत्यस्य स्थाने केचित् ' पूजनैः ' इति पटन्ति ॥ મૂળ શ્લોકમાં ' ताडनैः ' ને બદલે 'पूजनैः' એવો પાઠ પણ કેટલાક ભણે છે; તો એ પક્ષમાં બંધન, બેસાડી મૂકવું તથા યોગ્ય દેવનું પૂજન કરવું, ઇત્યાદિ ઉપાયોથી ભૂતજ્વરને જીતવો, એમ સમજવું.

### ભૂતજ્વરની ખાસ ચિકિત્સા

सहदेवाया मूलं, विधिना कण्ठे निबद्धमपहरति ।
एकद्वित्रिचतुर्भि,-र्दिवसैर्भूतज्वरं पुंसाम् ॥७७९॥

अन्वयः-सहदेवायाः मूलं विधिना कण्ठे निबद्धं ( सत् ) एक-द्वि-त्रि-चतुर्भिः दिवसैः पूंसां भूतज्वरम् अपहरति ॥

ખપાટનું મૂળિયું વિધિ પ્રમાણે ગળામાં બાંધવાથી એક, બે, ત્રણ કે ચાર દિવસમાં.

માણસોના ભૂતજ્વરને તે મટાડે છે. ૭૭૯

અભિચાર-અભિશાપજન્ય તથા ઉત્પાત-ગ્રહ-દોષજન્ય આગંતુની ખાસ ચિકિત્સાઓ

**अभिचाराभिशापोत्थौ ज्वरौ होमादिभिर्जयेत्।**
**दानस्वस्त्ययनातिथ्यैरुत्पातग्रहदुष्टिजौ ॥७८०॥**

अन्वयः–अभिचार–अभिशाप–उत्थौ ज्वरौ होमादिभिः जयेत्। उत्पात–ग्रहदुष्टि–जौ (ज्वरौ) दान–स्वस्त्ययन–आतिथ्यैः (जयेत्)॥

અભિચારથી કે અભિશાપથી ઉત્પન્ન થયેલા જ્વરોને હોમ આદિ ક્રિયાઓથી જીતવા અને ઉત્પાતથી કે ગ્રહોના દોષથી થયેલા જ્વરોને દાનોથી, સ્વસ્તિવાચનોથી તથા અતિથિઓનાં પૂજનોથી જીતવા. ૭૮૦

આગંતુકજ્વરનો અધિકાર સમાપ્ત

## વિષમજ્વરનો અધિકાર

तत्र विषमज्वरस्य निदानकथनपूर्विकां सम्प्राप्तिमाह–

### વિષમજ્વરની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**दोषोऽल्पोऽहितसम्भूतो ज्वरोत्सृष्टस्य वा पुनः।**
**धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम् ॥७८१॥**

अन्वयः–ज्वरोत्सृष्टस्य दोषः अल्पः (सन् अपि) पुनर् अहित–संभूतः–(सपूर्णो जातः सन्) अन्यतम धातुं प्राप्य (दूषयित्वा पुनर्) विषमज्वरं करोति॥

જ્વરે છોડી દીધેલા માણસનો બાકી રહી ગયેલો સ્વલ્પદોષ પણ અહિત આહાર–વિહાર આદિના સેવનથી સંપૂર્ણ થઈ રસ તથા રુધિર આદિ ધાતુઓમાંની કોઈ પણ ધાતુને દૂષિત કરી પાછો 'વિષમજ્વર* નામનો બીજો જ તાવ ઉત્પન્ન કરે છે. ૭૮૧

टीका–अयमर्थः–ज्वरोत्सृष्टस्य=ज्वरेण त्यक्तस्य, सन्निकृष्टहेतुमाह–दोषः, अल्पः=ज्वरमुक्तस्य स्वल्पोऽपि। विप्रकृष्टहेतुमाह–अहितम्=आहारविहारादि, तेन सम्भूतः= सम्पूर्णो जातः। अन्यतम धातुं=रसरक्तादिकं, प्राप्य= दूषयित्वा, पुनर्विषमं ज्वरं करोति। 'ज्वरोत्सृष्टस्य वे'ति वाशब्देनेति बोध्यते–प्रथमतोऽपि विषमज्वरो भवति। यत उक्तम्–'आरम्भाद्विषमो यस्तु' इति॥ સ્વલ્પ-દોષ એ વિષમજ્વરનું નજીકનું કારણ છે અને અહિત આહાર–વિહાર આદિ દૂરનાં કારણો છે, એમ સમજવું. મૂળ શ્લોકમાં 'वा' શબ્દ છે તેથી એમ સમજાય છે કે, વિષમજ્વર કોઈને શરૂઆતથી જ એટલે બીજા પ્રકારનો જ્વર આવ્યા વિના પણ થાય છે. કહ્યું છે કે 'આરંભથી જ વિષમજ્વર લાગુ થયો હોય તો તે જ્વર માણસને મારી નાખે છે.'

क धातु दूषयित्वा क विषमज्वरं करोति, इत्यपेक्षायामाह–

### કોપેલો દોષ કયા ધાતુને દૂષિત કરી કયા વિષમજ્વરને ઉત્પન્ન કરે છે?

**सन्ततं रसधातुस्थः सततं रक्तधातुगः।**
**दोषः क्रुद्धो ज्वरं पुंसां सोऽन्येद्युः पिशिताश्रितः॥**
**मेदोगतस्तृतीयेऽह्नि अस्थिमज्जगतः पुनः।**
**कुर्याच्चातुर्थिकं घोरमन्तकं रोगसङ्करम् ॥७८३॥**

अन्वयः–क्रुद्धः दोषः पुंसां रसधातुस्थः (सन्) सन्ततं ज्वरं कुर्यात्, रक्तधातुगः (सन्) सततं (ज्वरं कुर्यात्), पिशिताश्रितः (सन्) अन्येद्युः (ज्वरं कुर्यात्), मेदोगतः (सन्) तृतीये अह्नि (ज्वरं कुर्यात्), अस्थि–मज्ज–गतः पुनः रोगसंकरं घोरम् अन्तकं चातुर्थिकं (ज्वरं कुर्यात्)॥

---

* विरुद्धं विविधं वा समति–विकृवते–वैपरीत्यं गच्छति अनियतकालरूपं शीतोष्णगुणरूपं वेगरूपं चेति विषमः, षम वैक्लव्ये–अनु, यद्वा विरुद्धं विविधं वा समति–परिणमति–अनियतकालादिविकाररूपेणेति विषमः, यद्वा विगतः विरुद्धः वा समः विषमः, स चासौ ज्वरः विषमज्वर–જે અચોક્કસ કાળ, અચોક્કસ શીત–ઉષ્ણ તથા અચોક્કસ વેગરૂપે વિરુદ્ધ–અનેક જાતની વિપરીતતાને પામે અથવા તેની અનિયમિતતારૂપે જે પરિણામે અથવા અનેક જાતના વિરુદ્ધ વિકારોને પ્રાપ્ત કરે તેવો તાવ–વિષમજ્વર કહેવાય છે.

આ વિષમજ્વરોના ભેદો આ ગ્રંથમાં ૨૪ મળે છે–૧ સંતત, ૨ સતત, ૩ અન્યેદ્યુષ્ક, ૪ તૃતીયક, ૫ ચાતુર્થિક, ૬ સતતવિપર્યય, ૭ અન્યેદ્યુષ્કવિપર્યય, ૮ તૃતીયકવિપર્યય, ૯ ચાતુર્થિકવિપર્યય, ૧૦ એકોલ્બણસંતત, ૧૧ એકોલ્બણસતત, ૧૨ એકોલ્બણઅન્યેદ્યુષ્ક, ૧૩ એકોલ્બણતૃતીયક, ૧૪ એકોલ્બણચાતુર્થિક, ૧૫ દ્વિ–ઉલ્બણસંતત, ૧૬ દ્વિ–ઉલ્બણસતત, ૧૭ દ્વિ–ઉલ્બણઅન્યેદ્યુષ્ક, ૧૮ દ્વિ–ઉલ્બણતૃતીયક, ૧૯ દ્વિ–ઉલ્બણચાતુર્થિક, ૨૦ પ્રલેપક, ૨૧ કેવલરાત્રિજ્વર, ૨૨ કેવલદિવસજ્વર, ૨૩ અર્ધનારીશ્વરાકારજ્વર અને ૨૪ નૃસિંહાકારજ્વર–આ ચોવીસે ભેદો, અસલ તો પાંચ વિષમજ્વરોના જ પેટા ભેદ તરીકે સમજવા પૂરતા જ ગ્રંથકારે ગણ્યા છે, એ ધ્યાનમાં લેવા જેવું છે.

કોપેલો દોષ માણુસોના રસધાતુમાં રહ્યો હોય તો સંતતજ્વરને ઉત્પન્ન કરે છે, રુધિરધાતુમાં રહ્યો હોય તો સતતજ્વરને ઉત્પન્ન કરે છે, માંસમાં રહ્યો હોય તો અન્યેદ્યુષ્કજ્વરને ઉત્પન્ન કરે છે, મેદમાં રહ્યો હોય તો તૃતીયકજ્વરને ઉત્પન્ન કરે છે અને અસ્થિમાં કે મજ્જામાં રહ્યો હોય તો રોગોના સમૂહરૂપ, ઘોર અને કાળની પેઠે પ્રાણ લેનાર ચાતુર્થિકજ્વરને ઉત્પન્ન કરે છે. ૭૮૨,૭૮૩

टीका–अन्तकमिव मारकत्वात् ॥

अथ विषमज्वरस्य सामान्य लक्षणमाह–

### વિષમજ્વરનું સામાન્ય લક્ષણ

**यः स्यादनियतात् कालात् शीतोष्णाभ्यां तथैव च ।**
**वेगतश्चापि विषमो ज्वरः स विषमः स्मृतः ॥७८४**

अन्वयः–यः अनियतात् कालात् स्यात्, शीत–उष्णाभ्यां च तथा एव स्यात्, च वेगतः अपि विषमः स्यात्, सः ज्वरः विषमः स्मृतः ॥

**જે જ્વર અનિયમિત કાલે પ્રાપ્ત થાય, શીતના કે ઉષ્ણના નિયમ વગરનો હોય અને વેગથી પણ વિષમ–અનિયમિત હોય તે વિષમજ્વર કહેવાય છે. ૭૮૪**

टीका–यस्त्वनियतात् कालात् स्यादित्यस्यायमर्थः– यथा वातिको ज्वर सप्त दिनानि, पैत्तिको दश दिनानि, श्लैष्मिको द्वादश दिनानि, दोषाणां प्राबल्यैर्वातिकश्चतुर्दश दिनानि, पैत्तिको विंशति दिनानि, श्लैष्मिकश्चतुर्विंशति दिनानि स्यात्, तथा विषमज्वरो नियत काल व्याप्य न स्यादित्यर्थः । शीतोष्णाभ्यां गुणाभ्यामपि तथा स्यात् ॥ वेगतश्चापि विषमः–कदाचिदतिवेगवान्, कदाचिच्छान्तवेगः ॥ જેમ વાતજ્વર સાત દિવસ સુધી, પિત્તજ્વર દશ દિવસ સુધી, કફજ્વર બાર દિવસ સુધી રહે છે; અને દોષોની પ્રબળતા હોય તો વાતજ્વર ચૌદ દિવસ સુધી, પિત્તજ્વર વીસ દિવસ સુધી અને કફજ્વર ચોવીસ દિવસ સુધી રહે છે, તેમ વિષમજ્વર નિયમિત કાલમાં રહેતો નથી. એ જ્વરમાં શીત તથા ઉષ્ણ ગુણ પણ અનિયમિત રહે છે; એ જ્વરનો વેગ પણ વિષમ–અનિયમિત હોય છે–એટલે કોઈ સમયે ઘણો જ હોય છે અને કોઈ સમયે શાંત પણ હોય છે.

विषमज्वरस्य भेदानाह–

### વિષમજ્વરના ભેદો

**सन्ततः सततोऽन्येद्युस्तृतीयकचतुर्थकौ ॥७८५॥**

**સંતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક અને ચાતુર્થિક એ પાંચ વિષમજ્વરના ભેદો છે. ૭૮૫**

तत्र सन्ततस्य लक्षणमाह–

### સંતતજ્વરનું લક્ષણ

**सप्ताहं वा दशाहं वा द्वादशाहमथापि वा ।**
**सन्तत्या योऽविसर्गी स्यात् सन्ततः स निगद्यते ॥**

अन्वयः–सप्ताहं वा दशाहम् अथ वा द्वादशाहम् अपि सन्तत्या यः अविसर्गी स्यात्, सः सन्ततः निगद्यते ॥

**જે જ્વર સાત દિવસ, દશ દિવસ કે બાર દિવસ સુધી નિરંતરપણે રહી, છોડે જ નહી, તે સંતતજ્વર* કહેવાય છે. ૭૮૬**

टीका–विकल्पो वातिकादिभेदात् । सन्तत्या=नैरन्तर्येण, अविसर्गी=अपरित्यागी ॥ અહીં સાત, દશ અને બાર દિવસનો વિકલ્પ કહ્યો, તે વાત, પિત્ત અને કફના ભેદથી સમજવો.

ननु 'मुक्तानुबन्धित्वं विषमत्वमि'ति विषमलक्षणम् । तदत्र न घटत इति कथमयं विषमेषु पठ्यते ? घटत एवेति न दोष । यत उक्तं चरकेण–અહીં શંકા થાય છે કે, 'ઊતરી જઈ જે પાછો આવે એ વિષમજ્વરનું લક્ષણ છે' તો એ લક્ષણ આ સંતતજ્વરમાં ઘટતું નથી, છતાં સંતતજ્વરને વિષમજ્વરોમાં કેમ ગણ્યો છે ? આનું સમાધાન આ છે કે, વિષમજ્વરનું લક્ષણ સંતતજ્વરમાં ઘટે જ છે, માટે કશો દોષ નથી; કારણ ચરકે કહ્યું છે કે,

### સંતતજ્વર વિષમજ્વર કઈ રીતે છે ?

**'विसर्गं द्वादशे कृत्वा दिवसेऽव्यक्तलक्षणम् ।**
**दुर्लभोपशमः कालं दीर्घमेवानुवर्त्तते 'इति ॥७८७॥**

अन्वयः–द्वादशे दिवसे अव्यक्तलक्षण विसर्गं कृत्वा दीर्घम् एव कालम् अनुवर्तते, दुर्लभ–उपशमः ( च भवति ) ।

**બારમે દિવસે અસ્પષ્ટ લક્ષણયુક્ત ત્યાગ કરી ( અંદર લીન રહીને જ ) પાછો લાબા-કાળ સુધી ચાલ્યા જ કરે છે ( આ વિષમજ્વરનું લક્ષણ સંતતમાં છે ) અને તેનો ઉપશમ પણ દુર્લભ થઈ પડે છે. ૭૮૭**

* सम्यक् तन्यते स्म–विस्तार्यते स्म दोषैः अविसर्गितया इति सततः–જેને દોષો એકધારો–નિરંતરપણે રહી, ન છોડે એવો ફેલાવે છે, તેથી સંતત નામે કહેવાતો વિષમજ્વર.

ટીકા-यत्तु खरनादेनोक्तम्-'ज्वराः पञ्च तु ये प्रोक्ताः पूर्वे सन्ततकादयः। चत्वारः सन्ततं हित्वा ज्ञेयास्ते विषमज्वराः' इति, तच्चिरेण त्यागाभिप्रायेण॥

'પ્રથમ સંતત આદિ જે પાંચ જ્વરો કહ્યા છે, તેઓમાં સંતતને છોડી દઈ બાકીના ચાર વિષમજ્વરો જાણવા.' એમ ખરનાદે જે કહ્યું છે, તે તો 'સંતતજ્વર લાંબે કાળે છોડે છે,' એ અભિપ્રાયથી કહ્યું છે, એમ સમજવું.

सततलक्षणमाह-

### સતત-જ્વરનું લક્ષણ

**महोरात्रे सततको द्वौ कालावनुवर्तते॥७८८॥**

अन्वयः-सततकः अहोरात्रे द्वौ कालौ अनुवर्तते॥

**જે જ્વર એક દિવસ-રાતમા બે વખત આવે તે સતતજ્વર[×] કહેવાય છે. ૭૮૮**

ટીકા-द्वौ कालौ=अहन्येककाल, रात्रावेककालम्। यतो दोषाणामहोरात्रे प्रत्येक द्वौ द्वौ प्रकोपकालौ॥ यत उक्तं वाग्भटेन-'वयोऽहोरात्रिभुक्तानामन्तमध्यादिगाः क्रमात्' इति॥ સતતજ્વર બે વખત આવે છે-એટલે એક વાર દિવસે આવે છે અને એક વાર રાત્રે આવે છે, કારણ કે એક દિવસ-રાતમા દરેક દોષોના પ્રકોપના સમય બબ્બે છે. આ સંબંધે વાગ્ભટે કહ્યું છે કે, 'ઉંમરની અંતમાં વાયુ, મધ્યમા પિત્ત અને આદિમાં કફ પ્રબળ થાય છે; તેમ જ 'દિવસના અંતમાં વાયુ, મધ્યમા પિત્ત અને આદિમાં કફ પ્રબળ થાય છે; તેમ જ રાત્રિના અંતમાં વાયુ, મધ્યમાં પિત્ત અને આદિમાં કફ પ્રબળ થાય છે.'

अन्येद्युष्कलक्षणमाह-

### અન્યેદ્યુષ્ક-જ્વરનું લક્ષણ

**अन्येद्युष्कस्त्वहोरात्रादेककालं प्रवर्त्तते॥७८९॥**

अन्वयः-अन्येद्युष्कः तु अहोरात्रात् एककालं प्रवर्तते॥

**જે જ્વર દિવસ-રાતમાં એક જ વખત આવે, તે અન્યેદ્યુષ્ક[+] કહેવાય છે. ૭૮૯**

ટીકા-एककालं=दोषापेक्षया एककालमपि द्वितीयम्, प्रथमकाले हृद्येव दोषस्थितेः॥ આ જ્વર દોષની અપેક્ષાએ દિવસ-રાતમાં એક વખત જ આવે છે, પણ તે પોતાના પ્રકોપના પહેલા વખતને છોડી બીજા વખતે જ આવે છે, એમ સમજવું; કારણ કે પહેલા સમયમાં દોષની સ્થિતિ હૃદયમાં જ રહે છે.

तृतीयक-चतुर्थकयोर्लक्षणमाह—

### તૃતીયકજ્વરનું તથા ચાતુર્થિકજ્વરનું લક્ષણ

**तृतीयकस्तृतीयेऽह्नि चतुर्थेऽह्नि चतुर्थकः॥७९०॥**

**ત્રીજા દિવસે આવે તે તૃતીયક[*]-જ્વર (તરિયો) અને ચોથા દિવસે આવે તે ચાતુર્થિક[÷] (ચોથિયો) કહેવાય છે. ૭૯૦**

ટીકા-'तृतीयेऽह्नि' इत्यागमनदिनं गृहीत्वा। यत उक्तम्। કારણ કહ્યું છે કે—

**'दिनमेकमतिक्रम्य यो भवेत् स तृतीयकः।**
**दिनद्वयन्त्वतिक्रम्य यः स्यात् स हि चतुर्थकः'॥**

अन्वयः-यः एकम् दिनम् अतिक्रम्य भवेत् सः तृतीयकः, यः तु दिनद्वयम् अतिक्रम्य स्यात् सः हि चतुर्थकः (कथ्यते)॥

**(જે ત્રીજા દિવસે આવે એટલે આવવાના દિવસને સાથે ગણતાં ત્રીજા દિવસે આવે; અને જે ચોથા દિવસે આવે, એટલે આવવાના દિવસને સાથે ગણતાં ચોથા દિવસે આવે છે; એમ સમજવું.) કારણ કે 'વચમાં એક દિવસને મૂકી જે જ્વર આવે તે તૃતીયક કહેવાય અને વચમાં બે દિવસને મૂકી આવે તે જ્વર ચાતુર્થિક કહેવાય' એમ કહેલું છે.**

---

× सम्यक् तन्यते-विस्तार्यते स्म दोषैः अहोरात्रे द्वौ कालौ-इति सन्ततः, 'समो वा हितततयोः' इति समो-मकारस्य वा लोपः-જેને દોષો દિવસમાં એકવાર તથા રાત્રિમાં એકવાર-એમ બે વાર વિસ્તારે છે, તેથી સતત કહેવાતો વિષમજ્વર.

+ अहोरात्रात् अन्यस्मिन् काले-द्वितीयस्मिन् दोषप्रकोपकाले भवः-अन्येद्युष्कः-જે આખાય દિવસ-રાતમાંથી દોષના બે પ્રકોપકાળમાંના બીજા પ્રકોપકાળે-રાત્રિમાં કે દિવસમાં એમ આખાયે ચોવીસ કલાકમાં એક જ વાર આવે છે, તે અન્યેદ્યુષ્ક વિષમજ્વર.

* तृतीये अहनि-आगमनदिनं गृहीत्वा भवः-तृतीयकः-જે આવવાના દિવસને ગણીને ત્રીજા દિવસે આવે છે, તે તૃતીયક-તરિયો વિષમજ્વર.

÷ एवमेव चतुर्थे अहनि भव. चतुर्थकः-એ જ પ્રમાણે આવવાના દિવસને ગણી ચોથા દિવસે જ આવે છે, તે ચતુર્થક વિષમજ્વર-ચોથિયો તાવ.

अत्राह सुश्रुतः-

દોષ કેવી રીતે વિષમજ્વરો કરે છે?

कफस्थानविभागेन यथासङ्ख्यं करोति हि ।
सततान्येद्युस्तृतीयचतुर्थकप्रलेपकान् ॥७९२॥
अहोरात्रादहोरात्रात् स्थानात् स्थानं प्रपद्यते ।
दोष आमाशयं प्राप्य करोति विषमज्वरम् ॥७९३॥

अन्वयः-कफस्थानविभागेन (दोषः) हि यथासख्य सतत-अन्येद्युस्-तृतीय-चतुर्थक-प्रलेपकान् करोति। दोषः अहोरात्रात् अहोरात्रात् स्थानात् स्थानं प्रपद्यते, आमाशयं प्राप्य विषमज्वरं करोति ॥

આ વિષયમાં સુશ્રુત કહે છે કે, ' કફનાં સ્થાનોના વિભાગ પ્રમાણે દોષ અનુક્રમે સતત, અન્યેદ્યુષ્ક, તૃતીય, ચાતુર્થિક અને પ્રલેપક નામના વિષમજ્વરોને ઉત્પન્ન કરે છે. એ દોષ એક એક અહોરાત્રે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય છે; તે પોતે અનુક્રમે આમાશયમાં આવી વિષમજ્વરને ઉત્પન્ન કરે છે.

टीका-अयमर्थः-आमाशयोरःकण्ठशिरःसन्धयः पञ्च कफस्थानानि, एषु तिष्ठन् दोषो यथासङ्ख्य सततादीन् करोति, तत्र आमाशये स्थितो दोषः सततं करोति द्वौ कालौ। अहोरात्रे कालद्वये दोषप्रकोपात् ॥ हृदये स्थितो दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । एककाल नैकदैकस्मिन्नेवाहोरात्रे दोष आमाशयमागत्य अन्येद्युष्कं करोति । तत्र द्वौ दोषप्रकोपकालौ, एकस्मिन् काले हृदये तिष्ठत्यपरस्मिन्नामाशय इति । कण्ठे स्थितो दोषोऽहोरात्राद् हृदयमायाति । तृतीये दिने आमाशयमागत्य स्वप्रकोपकाले तृतीयकं ज्वरं करोति, एककालं न तु द्वौ कालौ स्वभावात्। एवमेव शिरःस्थितो दोषोऽहोरात्रात् कण्ठमायाति । ततः पुनरहोरात्रात् हृदयमायाति, चतुर्थे दिने आमाशयमागत्य स्वप्रकोपकाले चतुर्थकं ज्वरं करोति एककाल, न तु द्वौ कालौ स्वभावादेव ॥ ननु दोषस्यागमनक्रमेण निजस्थानगमनक्रमात् कथं तृतीयचतुर्थदिवसयोर्ज्वरागमनम्, उच्यते, दोषो हि प्रकोपसमये वेग परिदर्श्य लाघवात् स्वस्थानन्तु वेगदिन एव याति। यत आह-

સુશ્રુતના આ વચનની સમજણ નીચે પ્રમાણે છે: આમાશય, હૃદય, કંઠ, માથું અને સાધા એ પાંચ કફના સ્થાનો છે. તેઓમા રહેતો દોષ અનુક્રમે સતત આદિ પાંચ વિષમજ્વરોને ઉત્પન્ન કરે છે. તેઓમાં આમાશયની અંદર રહેલો દોષ દિવસરાતમાં બે વખત આવતા સતત-જ્વરને ઉત્પન્ન કરે છે; કારણ કે એક દિવસ-રાતમાં બે વાર તે દોષનો પ્રકોપ થાય છે. હૃદયમાં રહેલો દોષ આમાશયમાં આવી દિવસ-રાતમાં એક વખત આવતા અન્યેદ્યુષ્કજ્વરને ઉત્પન્ન કરે છે. જોકે એક દિવસ-રાતમાં દોષના પ્રકોપના સમય બે છે; તોપણ એક સમયમાં તે દોષ હૃદયમાં રહે છે, તેથી જ્વરને ઉત્પન્ન નહિ કરી શકતાં બીજા સમયે આમાશયમાં આવી અન્યેદ્યુષ્કજ્વરને ઉત્પન્ન કરે છે. (દોષની સ્થિતિ આમાશયમા હોય ત્યારે જ જ્વર થાય છે.) કંઠમાં રહેલો દોષ એક દિવસ-રાત્રે હૃદયમાં આવે છે અને હૃદયમાંથી બીજા દિવસ-રાત્રે આમાશયમાં આવે છે, એટલે ત્યા આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયે જ તૃતીયક (તરિયા) જ્વરને ઉત્પન્ન કરે છે. (જોકે એ દોષ આમાશયમાં એક દિવસ-રાત સુધી રહે છે, તોપણ તે દિવસ-રાત બે સમયમાં જ્વરને ઉત્પન્ન નહિ કરતાં એક સમયમાં જ જ્વરને ઉત્પન્ન કરે છે, એવો તેનો સ્વભાવ થાય છે.) એ જ પ્રમાણે માથામાં રહેલો દોષ એક દિવસ-રાત્રે કંઠમાં આવે છે, બીજા દિવસ-રાત્રે હૃદયમા આવે છે અને ત્રીજા દિવસ-રાત્રે આમાશયમાં આવે છે, એટલે ત્યા આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયે જ ચાતુર્થિક-(ચોથિયા)જ્વરને ઉત્પન્ન કરે છે (જોકે એ દોષ આમાશયમાં એક દિવસરાત સુધી રહે છે, તોપણ તે દિવસરાતના બે સમયમાં જ્વરને ઉત્પન્ન નહિ કરતાં એક સમયમાં જ ઉત્પન્ન કરે છે, એવો તેનો સ્વભાવ થાય છે). અહીં શંકા થાય છે કે દોષને તે તે સ્થાનમાંથી આમાશયમાં આવતાં જેટલો વિલંબ થાય છે, તેટલો જ વિલંબ તે સ્થાને પાછા જવામાં પણ લાગવો જોઈએ; તો એ હિસાબે ત્રીજે અને ચોથે દિવસે જ્વરની પ્રાપ્તિ થવી કેમ સંભવે? આનું સમાધાન આ છે કે, દોષ પ્રકોપના સમયે પોતાના વેગને દેખાડી પાછો ઝડપથી પોતાના સ્થાને વેગના દિવસે જતો રહે છે. કહ્યું છે કે-

दोषः प्रकोपकाले हि वेगवत्त्वेन लाघवात् ।
वेगवासर एवायं स्वस्थानमधिगच्छति ॥७९४॥

अन्वय -अयं दोषः हि प्रकोपकाले वेगवत्त्वेन लाघवात् वेगवासरे एव स्वस्थानम् अधिगच्छति ॥

એ દોષ પોતાના પ્રકોપના સમયે વેગવાળો હોવાથી પાછો વેગના દિવસે જ (પ્રકોપ થયાના કારણે) ઝડપથી પોતાના સ્થાનમાં પહોંચી જાય છે. ૭૯૪

टीका-सन्धिषु स्थितः प्रलेपक करोति। सन्धय-श्चामाशयेऽपि सन्ति, तेषु स्थितः प्रलेपकं सर्वदा करोति।

સાંધાઓમાં રહેલો દોષ પ્રલેપક× નામના જ્વરને ઉત્પન્ન કરે છે. સાંધાઓ આમાશયમાં પણ છે. માટે તેઓમાં રહેલો દોષ, પ્રલેપકજ્વરને સર્વકાળ કરે છે.

**निवृत्तः पुनरायाति विषमो नियते दिने।**
**स्वभावं कारणं तत्र मन्यन्ते मुनिपुङ्गवाः॥ ७९५॥**

अन्वयः-निवृत्तः विषमः पुनर् नियते दिने आयाति, तत्र मुनिपुङ्गवा. स्वभाव कारण मन्यते ॥

**અટકી ગયેલો વિષમજ્વર પાછો નિયમિત દિવસે આવે છે, તેમાં મહાત્મા મુનિઓ, તે દોષના સ્વભાવને જ કારણરૂપ માને છે. ૭૯૫**

### ચાતુર્થિક-વિપર્યય આદિ બીજા વિષમજ્વરો

स्वभावस्य कारणत्वेन कफस्थानविभागनिरपेक्षा-श्चतुर्थकादिविपर्यया अपि ज्वराः स्वस्वकाले प्रभवन्ति॥

દોષોનો સ્વભાવ જ કારણ હોવાને લીધે ઉપર કહેલાં કફનાં સ્થાનકોના વિભાગોની જરૂર રાખ્યા

× प्रकृष्टं लिम्पति रोगिणो बाह्यावयवान् घर्मणा गौरवेण च पित्तकफजन्यत्वादिति प्रलेपकः-જે તાવ રોગીના બાહ્ય અવયવોને ઘામ તથા ભારેપણાથી ખરડી મૂકે છે; કેમ કે તે પિત્ત અને કફથી જ ઉત્પન્ન થાય છે, તે પ્રલેપક નામનો પિત્તકફજન્ય જીર્ણ વિષમજ્વર અથવા ક્ષયરોગીનો તાવ કહેવાય છે. જોકે આ પ્રલેપકને વિષમજ્વર ગણવો, તે ચરકથી વિરુદ્ધ છે; કેમ કે જેનો કાળ અનિયમિત હોય અને જે આવે તથા છોડે એવો સાંનિપાતિક-જ્વર જ વિષમજ્વર કહેવાય; જ્યારે આ પ્રલેપક તો જીર્ણ થઈ સર્વકાળ રહેતો તથા દ્વિદોષજન્ય હોવાથી વિષમજ્વરના લક્ષણથી જુદો પડે છે. વળી તેનું કારણ આ પણ છે કે, 'मुक्तानुबन्धित्वं विषमत्वम्'-જે છોડે અને પાછો લાગુ થાય, એ વિષમ-જ્વર કહેવાય-એ વિષમજ્વરનું લક્ષણ આ પ્રલેપકમાં ઘટતું નથી; કેમ કે આ પ્રલેપક તો સર્વ કાળ રહ્યા જ કરે છે; તેમ જ સતતાદિ વિષમજ્વરોના જે જે દોષસ્થાનો છે, તેઓથી જુદા આ પ્રલેપકનાં દોષ-સ્થાનો વિષમજ્વર તરીકેના અધિક કલ્પવા પડે છે એ ગૌરવ પણ છે, જોકે આમાશય-હોજરી, વિષમજ્વરના દોષોનું અને આ પ્રલેપકનું પણ દોષ-સ્થાન છે, છતાં પ્રલેપકના દોષસ્થાન તરીકે આમાશય-ના સંધિઓની જે કલ્પના કરવી પડે છે, તે ખાસ ગૌરવ છે અને એ રીતે પણ તેના દોષનું સ્થાન વિષમજ્વરનાં સ્થાનથી જુદું પડે છે. વળી આમાશયમાં સંધિઓ તો છે જ નહિ, છતાં ચામડીની જે કરચલીઓ છે, તેને જ આ પ્રલેપકના દોષનું સ્થાન-સંધિઓ માની લેવી પડે છે અને એ પણ આ પ્રલેપકને વિષમજ્વરોથી અલગ સૂચવે છે.

વળી ભગવાન ચરકે પાંચ વિષમજ્વરો માન્યા છે, તેમાં આ પ્રલેપકને તો ગણ્યો જ નથી. કેવળ ભેડ આદિ આચાર્યોએ, પાંચ વિષમજ્વરોમાંથી સંતતવિષમજ્વરને કાઢી નાખી પાંચમા આ પ્રલેપકને વિષમજ્વર તરીકે દાખલ કરેલ છે; ભગવાન ચરક, પ્રલેપકને વિષમજ્વર ગણતા નથી, તેમાં આવાં સબળ કારણો છે કે, એક તો આ પ્રલેપક સર્વકાળ આવે છે, બીજું તેનાં દોષનાં સંધિસ્થાનો આમાશયમાં કલ્પવાં પડે છે. જે વિષમજ્વરોના દોષનાં સ્થાનોથી જુદાં પડે છે અને ત્રીજું-આ પ્રલેપક, પિત્ત તથા કફરૂપ બે જ મળ્યું થયેલા દોષોથી થતો હોવાને લીધે દ્વિદોષનો જીર્ણજ્વર જ ગણી શકાય. આ બધું લક્ષ્યમાં રાખીને જ ચરક ભગવાને આ પ્રલેપકને વિષમજ્વર ગણ્યો નથી, તે યોગ્ય જ છે.

વળી આવા દ્વિદોષજન્ય જીર્ણજ્વરને જો વિષમ-જ્વર માની લેવાય, તો વાતબલાસક વગેરે જીર્ણજ્વરોને પણ વિષમજ્વરો કેમ ન માનવા? માટે જેમ વાતબલાસક આદિ જ્વરો વિષમજ્વર નથી, તેમ આ પ્રલેપક પણ વિષમજ્વર નથી, એ જ સિદ્ધાંત સત્ય છે.

વળી ભગવાન શ્રી ચરકે સંતતાદિ પાંચ વિષમ-જ્વરોને ત્રિદોષજન્ય-સાંનિપાતિક ગણ્યા છે, જ્યારે આ પ્રલેપક તો દ્વિદોષજન્ય હોઈને સાંનિપાતિક નહિ હોવાથી પણ તે વિષમજ્વર ગણાય નહિ. જોકે વૃદ્ધ સુશ્રુત પણ ભેડ આદિ કેટલાક આચાર્યોના મતને અનુસરી પ્રલેપકને વિષમજ્વર ગણે છે, છતાં તેમની પોતાની માન્યતા પ્રમાણે તો પ્રલેપક એ વિષમજ્વર નથી; કેમ કે એ સુશ્રુત જ કહે છે કે-'प्रलेपकस्तु विषमः प्रायः क्लेशाय शोषिणाम्'-પ્રલેપકજ્વર તો વિષમજ્વર છે જ નહિ; એ તો લગભગ ક્ષયરોગીઓને જ હેરાન કરનારો એક જીર્ણજ્વર છે. માધવનિદાનની ટીકા-મધુકોષમાં પણ લખ્યું છે કે, પ્રલેપક તાવ વિષમજ્વર નથી, છતાં તેની ઉત્પત્તિ કફના સ્થાનમાં હોવાથી તેને વિષમજ્વરોનો સહચારી ગણવામાં આવ્યો છે, તે જ કારણે અહીં ગ્રંથકાર પંડિત ભાવમિશ્રે પણ તે જ સૂચન કર્યું હોય એ સંભવિત છે.

વગર પણ ચાતુર્થિક-વિપર્યય આદિ બીજા વિષમ-જ્વરો પોતપોતાના સમયે પ્રકટ થાય છે.

**अधिशेते यथा भूमिं बीजं काले प्ररोहति ।**
**अधिशेते तथा धातून् दोषः काले प्रकुप्यति ॥७९६**

अन्वय.–यथा बीज भूमिम् अधिशेते, काले प्ररोहति, तथा दोषः धातून् अधिशेते, काले प्रकुप्यति ॥

જેમ બીજ પૃથ્વીમાં રહે છે અને સમય આવતાં તે ઊગી નીકળે છે, તેમ દોષ ધાતુઓમાં રહે છે અને પોતાનો સમય થતાં પ્રકોપ પામે છે. ૭૯૬

सुश्रुतोऽप्याह–

સુશ્રુત પણ એમ જ કહે છે

**स चापि विषमो देहं न कदाचित् प्रमुञ्चति ।**
**ग्लानिगौरवकार्श्येभ्यः स यस्मान्न प्रमुच्यते ॥७९७**

अन्वय.–अपि च सः विषमः ( ज्वर. ) देह कदाचित् न प्रमुञ्चति, यस्मात् सः (विषमज्वरी ) ग्लानि-गौरव-कार्श्येभ्य न प्रमुच्यते ॥

એ વિષમજ્વર કદી પણ દેહને મૂકતો નથી; કારણ કે તે વિષમજ્વરવાળો માણસ ગ્લાનિથી, ભારેપણાથી અને દુર્બળપણાથી છૂટતો જ નથી. ૭૯૭

**वेगे तु समतिक्रान्ते गतोऽयमिति लक्ष्यते ।**
**धात्वन्तरेषु लीनत्वात्सौक्ष्म्याच्चैवोपलभ्यते ॥७९८॥**

अन्वय.–वेगे समतिक्रान्ते तु अय गतः इति लक्ष्यत, (किंतु) धात्वन्तरेषु लीनत्वात् सौक्ष्म्यात् न एव उपलभ्यत ॥

વેગ જતો રહે ત્યારે તાવ જતો રહ્યો જણાય છે ખરો, પણ જતો નહિ રહેતાં બીજી ધાતુઓમાં છુપાઈ જાય છે; જેથી સૂક્ષ્મપણાને લીધે પ્રત્યક્ષ જણાતો નથી. ૭૯૮

द्विदोषोल्बणस्य+ तृतीयकस्य लक्षणमाह–

### બે દોષની ઉલ્બણતાવાળા તૃતીયકજ્વરનું લક્ષણ

**कफपित्तात् त्रिकग्राही पृष्ठाद्वातकफात्मकः ।**
**वातपित्ताच्छिरोग्राही त्रिविधः स्यात् तृतीयकः ॥**

अन्वय.–कफपित्तात् त्रिकग्राही, वातकफात्मक. (सन्) पृष्ठात् ( पृष्ठ व्याप्य भवति ), वातपित्तात् शिरोग्राही ( इत्येव ) तृतीयक त्रिविधः स्यात् ॥

કફ તથા પિત્ત એ બે દોષની ઉલ્બણતાવાળો તૃતીયકજ્વર, વેદનાથી બરડાના છેડાના ભાગને પકડે છે; વાયુ તથા કફ એ બે દોષની ઉલ્બણતાવાળો તૃતીયકજ્વર, વેદનાથી પીઠમા વ્યાપીને ઉત્પન્ન થાય છે, વાયુ તથા પિત્ત એ બે દોષની ઉલ્બણતાવાળો તૃતીયકજ્વર વેદનાથી માથાને પકડે છે; એમ તૃતીયકજ્વર, (તરિયો તાવ) ત્રણ પ્રકારનો થાય છે. ૭૯૯

टीका–त्रिकग्राही=वेदनया त्रिक गृह्णातीत्यर्थः । वातकफात्मकः पृष्ठात्=व्यथया पृष्ठ व्याप्य भवतीत्यर्थः । 'ल्यब्लोपे कर्मण्यधिकरणे च' इति वार्तिकेन पञ्चमी ॥ મૂળ શ્લોકમા 'पृष्ठात्' એ પદમા જે પંચમી વિભક્તિ છે, તે 'ल्यब्लोपे कर्मण्यधिकरणे च' એ વાર્તિકથી કર્મ અર્થમા કરેલી છે. ૭૯૯

### કફથી, વાયુથી અને પિત્તથી ઉલ્બણ ચાતુર્થિક-જ્વરનું લક્ષણ

× कफोल्बणस्य वातोल्बणस्य च पित्तोल्बणस्य चतुर्थकज्वरस्य लक्षणमाह–

**चतुर्थको दर्शयति प्रभावं त्रिविधं ज्वरः ।**
**जङ्घाभ्यां श्लैष्मिकः पूर्वं शिरसोऽनिलसम्भवः ॥**
**मध्यकायं तु गृह्णाति पूर्वं यस्तु स पित्तजः ॥८००॥**

अन्वय.–चतुर्थक. ज्वरः त्रिविध प्रभाव दर्शयति–श्लैष्मिकः पूर्वं जङ्घाभ्यां ( व्यथया जङ्घे व्याप्य पश्चात् सकल शरीर ) गृह्णाति, अनिलसम्भवः शिरसः पूर्वं ( व्यथया शिरो व्याप्य सकलं शरीर ) गृह्णाति, यः तु पित्तज. ( भवति ) सः तु पूर्वं मध्यकाय गृह्णाति ॥

ચાતુર્થિકજ્વર ત્રણ પ્રકારનો પોતાનો સ્વભાવ દેખાડે છે: જે કફની ઉલ્બણતાવાળો હોય તે પ્રથમ વેદનાથી પિંડીઓમા વ્યાપીને

---

+ कफपित्ते, वातकफौ, वातपित्ते चेति–द्वौ दोषौ उल्बणौ यस्मिन् स चासौ तृतीयक.–द्विदोषोल्बणतृतीयक –જેમાં કફ અને પિત્ત, વાત અને કફ; તથા વાત અને પિત્ત એમ બે-બે દોષો ઉલ્બણ એટલે અધિક કોપ્યા હોય, તેવો તરિયોતાવ–દ્વિદોષોલ્બણ તૃતીયકજ્વર કહેવાય છે

× कफ उल्बणः यस्मिन्, वातः उल्बणः यस्मिन्, पित्तम् उल्बण यस्मिन्–स चासौ चतुर्थकज्वर –જેમા કફ ઉલ્બણ એટલે અધિક થઈ કોપ્યો હોય, જેમા વાયુ ઉલ્બણ એટલે અધિક થઈ કોપ્યો હોય અને જેમાં પિત્ત અધિક થઈ કોપ્યુ હોય એવો ચોથિયો તાવ-કફોલ્બણ, વાતોલ્બણ તથા પિત્તોલ્બણ ચતુર્થકજ્વર કહેવાય છે

પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાય છે; જે વાયુની ઉલ્બણતાવાળો હોય તે પ્રથમ વેદનાથી માથામાં વ્યાપીને પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાય છે અને જે પિત્તની ઉલ્બણતાવાળો હોય તે પ્રથમ વેદનાથી શરીરના મધ્યભાગને પકડે છે. ૮૦૦

टीका-'श्लेष्मिकः'=श्लेष्मोल्बणः। तथा अनिलसम्भवो वातोल्बणः। सन्ततादीनां त्रिदोषजत्वम्। यत उक्तं चरके-'प्रायशः सन्निपातेन पञ्च स्युर्विषमज्वराः' इति। 'प्रायशो ग्रहणादेकदोषजा द्विदोषजा अपि भवन्ती'ति जैज्जटः॥ पूर्वं=प्रथमं, व्यथया=व्यथया जङ्घे व्याप्य पश्चात् सकलं शरीरं व्याप्नोति। एवमुल्बणवातजात. शिरसः पूर्वं व्यथया शिरो व्याप्य सकलं शरीरं व्याप्नोतीत्यर्थः॥

ચરકમાં કહ્યું છે કે, 'પાંચે વિષમજ્વરો ઘણું કરી સન્નિપાતથી થાય છે.' તે ઉપરથી સંતત આદિ પાંચે જ્વરો ત્રણે દોષોથી થાય છે, એમ સમજાય છે. આ વિષયમાં જૈજ્જટ કહે છે કે, 'ચરકના વચનમાં 'ઘણું કરી' એમ કહ્યું છે, માટે સંતત આદિ વિષમજ્વરો એક દોષથી અને બે દોષથી પણ થાય છે, એમ સમજવું.'

अथ चतुर्थकविपर्ययादि-अन्यविषमज्वराणां लक्षणमाह-

### ચતુર્થક-વિપર્યય આદિ વિષમજ્વરોનાં લક્ષણ

**विषमज्वर एवान्यश्चतुर्थकविपर्ययः।**
**अस्थिमज्जगतो दोषश्चतुर्थकविपर्ययः॥**
**जायते भिषजा ज्ञेयो विषमज्वर एव सः।**
**स मध्ये ज्वरयत्यह्नी आद्यन्ते च विमुञ्चति॥८०१**

अन्वयः-अन्यः चतुर्थकविपर्ययः विषमज्वरः एव। दोषः अस्थि-मज्जगतः चतुर्थकविपर्ययः जायते, सः मध्ये अह्नी ज्वरयति, आद्यन्ते च (अहनी) विमुञ्चति॥ सः भिषजा विषमज्वरः एव ज्ञेयः॥

સંતત આદિ પાંચ વિષમજ્વરોથી જુદો ચતુર્થક-વિપર્યય નામનો પણ વિષમજ્વર જ છે. એ વિષમજ્વરનો દોષ અસ્થિમાં તથા મજ્જામાં રહેલો હોઈ ચતુર્થકવિપર્યયરૂપે પ્રકટે છે. એ જ્વર વચલા બે દિવસમાં આવે અને આદિના તથા અંતના દિવસમાં ન આવે, એટલે ચોથિયા તાવથી વિપરીત પ્રકારનો હોય છે; તેથી ચતુર્થક-વિપર્યય+ કહેવાતા તેને વૈદ્યે વિષમજ્વર જ જાણવો. ૮૦૧

टीका-अन्यः=सन्ततादिपञ्चकादन्यः, चतुर्थकविपर्ययाख्यो ज्वरः सोऽपि विषमज्वर एव वैद्येन ज्ञातव्यः। स किंधातुस्थ इत्यपेक्षायामाह-अस्थीत्यादि। चतुर्थकविपर्यय इत्युक्तलक्षणम्। तेन सन्ततादिविपर्ययोऽपि बोद्धव्यः। यथा अहोरात्रे द्वौ कालौ मुञ्चति शेषं सर्वमहोरात्रं तिष्ठतीति सततविपर्ययः। अहोरात्रे एककालं मुञ्चति, शेषं सर्वमहोरात्रं तिष्ठतीति अन्येद्युष्कविपर्ययः॥ मध्ये एकं दिनं ज्वरयति, आदावन्ते च दिने मुञ्चतीति तृतीयकविपर्ययः। एते विषमज्वरोपलक्षकास्तेन अन्ये रात्रिज्वरादयोऽपि विषमज्वरा बोधव्या यथा-

જેમ ઉપર લખ્યા પ્રમાણે ચોથિયા તાવથી વિપરીત પ્રકારવાળો ચાતુર્થક-વિપર્યય નામનો વિષમજ્વર છે, તેમ સતત આદિ જ્વરોથી વિપરીત પ્રકારવાળા બીજા પણ વિષમજ્વરો સમજવા. જેમ કે એક દિવસ-રાતમાં બે વખત છોડી અને બાકી આખા દિવસ-રાતમાં જે રહે, તે સતતવિપર્યય; અને જે એક દિવસ-રાતમાં એક વખત છોડી દે અને બાકી આખા દિવસ-રાતમાં જે રહે તે અન્યેદ્યુષ્કવિપર્યય. અને જે વચમાં એક દિવસ આવે, પણ પહેલાં તથા છેલ્લા દિવસમાં ન આવે, તે તૃતીયકવિપર્યય કહેવાય છે.

### કેવળ રાત્રિજ્વર અને કેવળ દિવસજ્વર પણ વિષમજ્વર જ હોય તેનું કારણ

**समौ वातकफौ यस्य क्षीणपित्तस्य देहिनः।**
**रात्रौ प्रायो ज्वरस्तस्य दिवा हीनकफस्य तु॥८०२**

अन्वयः-यस्य क्षीणपित्तस्य देहिनः वातकफौ समौ (स्याताम्), तस्य प्रायः रात्रौ ज्वरः (आयाति)। हीनकफस्य तु दिवा (ज्वरः तिष्ठति)॥

જેમ કે 'જે માણસનું પિત્ત ક્ષીણ થયું હોય અને વાયુ તથા કફ સમ હોય તે માણસને ઘણું કરી રાત્રે જ્વર આવે છે; અને જે માણસનો કફ ક્ષીણ થયો હોય અને વાયુ તથા પિત્ત સમ હોય તે માણસને ઘણું કરી દિવસે જ્વર લાગુ થાય છે.' ૮૦૨

+ चतुर्थक एव चातुर्थकः, चातुर्थकात् विपर्ययः-विपरीतस्वभावः-चातुर्थक-विपर्ययः-જે તાવ ચોથિયા તાવથી ઊલટા સ્વભાવનો હોય છે, તેથી ચાતુર્થક-વિપર્યય કહેવાય છે.

सन्ततादीना शीतपूर्वत्वे दाहपूर्वत्वे च हेतुमाह-

**સંતત આદિ જ્વરોમાં કોઈને ટાઢ પ્રથમ આવે અને કોઈને દાહ પ્રથમ થાય તેનું કારણ**

**त्वक्स्थौ श्लेष्मानिलौ शीतमादौ जनयतो ज्वरम्।**
**तयोः प्रशान्तयोः पित्तमन्तर्दाहं करोति च ॥८०३**

अन्वयः-त्वक्स्थौ श्लेष्म-अनिलौ आदौ शीत ज्वरं जनयतः, तयोः प्रशान्तयोः (सतोः) पित्त च अन्त-र्दाह करोति ॥

ત્વચામાં રહેલા કફ તથા વાયુ, પ્રથમ શીતવાળા જ્વરને ઉત્પન્ન કરે છે અને પછી તેઓનો વેગ ખૂબ શાંત થતાં, પિત્ત અંદરના દાહને ઉત્પન્ન કરે છે. ૮૦૩

टीका-शीतं=शीतपहितम्, प्रशान्तयोः=प्रशान्तवेगयो अन्त.=अभ्यन्तरे ॥ (આનો અર્થ ઉપર છે.)

**करोत्यादौ तथा पित्तं त्वक्स्थं दाहमतीव च।**
**तस्मिन् प्रशान्ते त्वितरौ कुरुतः शीतमन्ततः॥८०४**

अन्वयः-तथा त्वक्स्थ पित्तम् आदौ अतीव दाह करोति, तस्मिन् च प्रशान्ते (सति) इतरौ तु अन्ततः शीत कुरुतः ॥

તેમ જ ત્વચામાં રહેલું પિત્ત, પ્રથમ અત્યંત દાહને ઉત્પન્ન કરે છે અને પછી પિત્તનો વેગ ખૂબ શાંત થતાં કફ અને વાયુ હાથ, પગ આદિ છેડાના ભાગોથી શીતને ઉત્પન્ન કરે છે. ૮૦૪

टीका-अन्तत =हस्तपादादितः ॥

शीतदाहादिज्वरयोस्त्रिदोषजत्वमाह-

**આરંભમાં શીતવાળા તથા આરંભમાં દાહવાળા બન્ને જ્વરો ત્રિદોષજન્ય છે**

**द्वावेतौ दाहशीतादी ज्वरौ संसर्गजौ स्मृतौ।**
**दाहपूर्वस्तयोः कष्टः सुखसाध्यतमोऽपरः॥८०५॥**

अन्वय -दाह-शीतादी एतौ द्वौ ज्वरौ संसर्गजौ स्मृतौ। तयोः दाहपूर्वः कष्टः, अपरः सुखसाध्यतमः॥ (मतः) ॥

આરંભમાં દાહવાળા તથા આરંભમાં શીતવાળા એ બેય જ્વરો ત્રણે દોષોથી થતા હોઈ સાન્નિપાતિક છે; તેઓમાં આરંભે દાહવાળો જ્વર કષ્ટસાધ્ય અને આરંભે શીત-વાળો જ્વર સુખસાધ્ય મનાય છે. ૮૦૫

टीका-संसर्गजौ=सान्निपातिकौ, कष्टः=कष्टसाध्यः ॥

विषमज्वरविशेषमाह-

**અર્ધું અંગ શીતળ અને અર્ધું અંગ ગરમ કરે તેવો જુદો જ વિષમજ્વર**

**विदग्धेऽन्नरसे देहे श्लेष्मपित्ते व्यवस्थिते।**
**तेनार्धं शीतलं देहमर्धमुष्णं प्रजायते॥८०६॥**

अन्वयः-अन्नरसे विदग्धे (सति) देहे श्लेष्मपित्ते व्यवस्थिते (भवतः), तेन अर्धं देह शीतलम्, अर्ध (च) उष्ण प्रजायते ॥

આહારથી થયેલો રસ દુષ્ટ થતાં દેહમાં કફ તથા પિત્ત દુષ્ટ થઈને રહે છે, તે કારણે અર્ધું શરીર શીત અને અર્ધું શરીર ઉષ્ણ થાય છે. ૮૦૬

टीका-अन्नरसे विदग्धे=आहारजे रसे दुष्टे, देहे श्लेष्मपित्ते व्यवस्थिते दुष्टे=स्थित। तेन हेतुना शीतळ कफेन, उष्ण पित्तेन, अर्धत्व चार्धनारीश्वराकारेण नर-सिंहाकारेण वा॥ જેમ અર્ધનારીશ્વરના શરીરનો અર્ધ-ભાગ સ્ત્રીરૂપ અને બીજો અર્ધ ભાગ પુરુષરૂપ છે, તેમ આ જ્વરવાળાના શરીરનું એક ફાડિયું શીત અને બીજું ફાડિયું ઉષ્ણ થાય છે, અથવા જેમ નૃસિંહજીના સ્વરૂપના ઉપરના તથા નીચેના બે ભાગોમા એક ભાગ મનુષ્યરૂપ અને એક ભાગ સિંહરૂપ છે, તેમ આ જ્વરવાળાના શરીરના ઉપરના તથા નીચેના બે ભાગોમા એક ભાગ શીત અને એક ભાગ ઉષ્ણ થાય છે.

**શરીર ગરમ અને હાથપગ ઠંડા રહે તેનું કારણ**

**काये दुष्टं यदा पित्तं श्लेष्मा चान्ते व्यवस्थितः।**
**तेनोष्णत्वं शरीरस्य शीतत्वं हस्तपादयोः॥८०७॥**

अन्वयः-यदा दुष्ट पित्त काये, श्लेष्मा च अन्ते व्यवस्थितः (स्यात्), तेन शरीरस्य उष्णत्व, हस्त-पादयोः (तु) शीतत्व (भवेत्) ॥

જો દુષ્ટ થયેલું પિત્ત કાયામાં રહ્યું હોય અને દુષ્ટ થયેલો કફ હાથ, પગ આદિ નીચેના ભાગોમાં રહ્યો હોય તો શરીર ઊનું અને હાથ તથા પગ ટાઢા રહે છે. ૮૦૭

**શરીર ઠંડું અને હાથપગ ગરમ રહે તેનું કારણ**

**काये श्लेष्मा यदा दुष्टः पित्ते चान्ते व्यवस्थितम्।**
**शीतत्वं तेन गात्रे स्यादुष्णत्वं हस्तपादयोः॥८०८**

अन्वयः-यदा दुष्टः श्लेष्मा काये, पित्तं च अन्ते

व्यवस्थित (स्यात्), तेन गात्रे शीतत्व, हस्तपादयो उष्णत्व स्यात् ॥

જો દુષ્ટ થયેલો કફ કાયામા રહ્યો હોય અને દુષ્ટ થયેલું પિત્ત હાથ, પગ આદિમા રહ્યુ હોય તો કાયા શીતળ અને હાથપગ ઊના રહે છે. ૮૦૮

विषमज्वरविशेषस्य प्रलेपकस्य लक्षणमाह–

**પ્રલેપક નામના વિષમજ્વરનું લક્ષણ**

**प्रलिम्पन्निव गात्राणि घर्मेण गौरवेण च ।**
**मन्दज्वरविलेपी च स शीतः स्यात् प्रलेपकः ॥८०९**

अन्वय–(य. सर्वदा) मन्दज्वरविलेपी (सन्) घर्मेण गात्राणि प्रलिम्पन् इव गौरवेण च (उपलक्षित) शीत च स्यात् स प्रलेपक (कथ्यत) ॥

જે જ્વર ધીમા વેગે સર્વકાળ સબધ વાળો હોય, ઘામથી ગાત્રોને જાણે લીપતો હોય તથા ભારેપણાવાળો હોઈ શીતવાળો હોય તે પ્રલેપકજ્વર કહેવાય છે ૮૦૯

टीका–गौरवेण उपलक्षित । मन्दज्वरविलेपी=मन्दवेगस्य सदा सम्बन्धोऽस्यास्तीति मन्दज्वरविलेपी ॥ अथ विषमज्वर. । तथा च सुश्रुत–'प्रलेपकाख्यो विषम शोषिणा प्राणनाशन । ज्वराश्च विषमा सर्वे प्रायः क्लेशाय 'शोषिणाम्' इति ॥ આ પ્રલેપક પણ વિષમજ્વર છે, એમ સુશ્રુત કહે છે, 'જોકે સઘળા વિષમજ્વરો ઘણુ કરી શોષવાળા માણસોને બહુ જ દુખ દેનારા હોય છે, છતા તેઓમા પ્રલેપક નામનો વિષમજ્વર તો શોષવાળાઓના પ્રાણનો નાશ જ કરે છે' (આના સબધે ૭૯૪ શ્લોક નીચેનુ ટિપ્પણ જુઓ)

अथ विषमज्वराणा सामान्यचिकित्सा–

**વિષમજ્વરોની સામાન્ય ચિકિત્સા**

**ज्वराश्च विषमा. सर्वे सन्निपातसमुद्भवा. ।**
**यथोल्बणस्य दोषस्य तेषु कार्यं चिकित्सितम् ८१०**
**विषमेष्वपि कर्त्तव्यमूर्ध्वञ्चाधश्च शोधनम् ।**
**स्निग्धोष्णैरन्नपानैश्च शमयेद्विषमज्वरम् ॥८११।**

अन्वय–सर्वे च विषमा. ज्वरा सन्निपातसमुद्भवा, तेषु यथोल्बणस्य दोषस्य चिकित्सित कार्यम् ॥ विषमेषु अपि ऊर्ध्वं च अध च शोधन कर्तव्यम् । स्निग्धोष्णै च अन्नपानै विषमज्वर शमयेत ॥

સઘળા વિષમજ્વરો સન્નિપાતથી ઉત્પન્ન થાય છે, તે જ્વરોમા દોષની જેવી ઉલ્બણતા હોય તે પ્રમાણે તેની ચિકિત્સા કરવી વિષમજ્વરોમાં પણ ઉપર વમનથી અને નીચે વિરેચનથી શોધન કરવું અને સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્નપાનોથી વિષમજ્વરને શાંત કરવો.

**પાંચે વિષમજ્વરોના પાંચ ઉપાયો**

**कालिङ्गकं पटोलस्य पत्रं कटुकरोहिणी ।**
**पटोलं सारिवा मुस्तं पाठा कटुकरोहिणी ॥८१२**
**निम्ब. पटोल त्रिफला मृद्वीका मुस्तवत्सकौ ।**
**किराततिक्तममृता चन्दनं विश्वभेषजम् ॥८१३॥**
**गुडूच्यामलकं मुस्तमर्धश्लोकसमापना. ।**
**कषायाः शमयन्त्याशु पञ्च पञ्चविधं ज्वरम् ॥८१४**

अन्वय–कालिङ्गक पटोलस्य पत्र कटुकरोहिणी । पटोल सारिवा मुस्त पाठा कटुकरोहिणी । निम्ब पटोल त्रिफला मृद्वीका मुस्तवत्सकौ । किराततिक्तम् अमृता चन्दन विश्वभेषजम् । गुडूची आमलक मुस्तम् (इत्येवम्) अर्धश्लोकसमापना पञ्च कषाया पञ्चविध ज्वरम् आशु शमयन्ति ॥

૧. ઇંદ્રજવ, કડવી ઘિસોડીના પાંદડા અને કડુ ૨. કડવી ઘિસોડી, ઉપલસરી, મોથ, કાળીપાટ અને કડુ. ૩. લીંબડો, કડવી ઘિસોડી, ત્રિફલા=હરડા, બહેડા, આમળા, દ્રાક્ષ, મોથ અને ઇંદ્રજવ. ૪. કરિયાતું, ગળો, રતાંજલી અને સૂંઠ. ૫ ગળો, આમળા અને મોથ. આ પાચ કવાથો મૂળ ગ્રથમા અરધા અરધા શ્લોકથી કહ્યા છે; તેઓ પાચે પ્રકાર ના વિષમજ્વરોને તરત શમાવે છે. (સતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક અને ચાતુર્થક એ પાચ વિષમજ્વરો સમજવા) ૮૧૨–૮૧૪

टीका–कालिङ्गक=इन्द्रयव, वत्सक=कुटज., चन्दनम्-अत्र रक्तचन्दनम्, कषाया पञ्च, पञ्चविध=सन्ततसतता ऽन्येद्युष्क–तृतीयक–चतुर्थकरूपम् ॥ (આનો અર્થ ઉપર છે)

**महाबलामूलमहौषधाभ्यां, क्वाथो निहन्याद्विषमज्वर हि । शीत सकम्पं परिदाहयुक्तं, विनाशयेत् द्वित्रिदिनप्रयोगात् ॥८१५॥**

अन्वय–महाबलामूल-महौषधाभ्यां क्वाथ विषमज्वर निहन्यात् हि । शीत सकम्प परिदाहयुक्त (ज्वर) द्वित्रिदिनप्रयोगात् विनाशयत् ॥

ખપાટના મૂળ અને સૂંઠનો ક્વાથ વિષમ જ્વરને મટાડે છે. આ ક્વાથ શીતવાળા,

કોપવાળા તથા આખા શરીરમાં બળતરા કરતા જ્વરને પણ બે કે ત્રણ દિવસના પ્રયોગથી મટાડે છે. ૮૧૫

मुस्तामलकगुडूची,-विश्वौषधकण्टकारिकाक्वाथः। पीतः सकणाचूर्णः, समधुर्विषमं ज्वरं हन्ति ॥८१६॥

अन्वयः-मुस्ता-आमलक-गुडूची-विश्वौषध-कण्टकारिकाक्वाथः सकणाचूर्णः समधुः पीतः (सन्) विषम ज्वरं हन्ति ॥

મોથ, આમળાં, ગળો, સૂંઠ અને ભોરીંગણીનો ક્વાથ પીપરના ચૂર્ણ સાથે તથા મધની સાથે પિવાય તો તે વિષમજ્વરને મટાડે છે. ૮૧૬

तिलतैललवणयुक्तः, कल्को लशुनस्य सेवितः प्रातः। विषमज्वरमपहरते, वातव्याधीनशेषांश्च ॥

अन्वयः-तिलतैललवणयुक्तः लशुनस्य कल्कः प्रातः सेवितः (चेत्) विषमज्वरं च अशेषान् वातव्याधीन् अपहरते ॥

તલના તેલ તથા લૂણ સાથે લસણનો કલ્ક નિત્ય પ્રાતઃકાળે સેવ્યો હોય તો વિષમજ્વર અને વાયુ સંબંધી સઘળા વ્યાધિઓને પણ મટાડે છે. ૮૧૭

कालाजाजी तु सगुडा विषमज्वरनाशिनी।
मधुना चाभया लीढा, हन्त्याशु विषमज्वरान्॥

अन्वयः-सगुडा तु कालाजाजी विषमज्वरनाशिनी (भवति)। मधुना च लीढा अभया आशु विषमज्वरान् हन्ति ॥

એક તોલાભાર કાળીજીરીને અગ્નિમાં જરા શેકી તેમાં એક તોલાભાર ગોળ નાખીને ખાવાથી વિષમજ્વરનો તે નાશ કરે છે; તેમ જ મધ સાથે ચાટેલી હરડે પણ વિષમજ્વરોનો નાશ કરે છે. ૮૧૮

टीका-कालाजाजी तु 'मङ्गरैला' इति च। सा च किंचिद्भृष्टा गुडतुल्या कर्षमिता भक्षणीया॥ (આનો અર્થ ઉપર છે.)

पीतो मरिचचूर्णेन तुलसीपत्रजो रसः।
द्रोणपुष्पीरसो वापि निहन्ति विषमज्वरान्॥८१९

अन्वयः-मरिचचूर्णेन पीतः तुलसीपत्रजः रसः, अपि वा द्रोणपुष्पीरसः विषमज्वरान् निहन्ति ॥

મરીના ચૂર્ણની સાથે તુલસીનાં પાંદડાંનો રસ કે કૂબાનો રસ પીધો હોય તો વિષમજ્વરનો તે નાશ કરે છે. ૮૧૯

समगुडमक्षितं जीरक,-मीषन्मरिचेन भक्षितं सद्यः।
विषमज्वरं प्रशमयेत्, समरेष्विव दानवानिन्द्रः॥

अन्वयः-समगुडम् अक्षितं जीरकम् ईषत् मरिचेन (सह) भक्षितं (सत्), इन्द्रः समरेषु दानवान् इव सद्यः विषमज्वरं प्रशमयेत् ॥

કાળીજીરી અને ગોળ સમભાગે લઈ તેમાં જરા મરીનું ચૂર્ણ નાખી તે ખાધું હોય તો જેમ ઇંદ્ર યુદ્ધમાં દાનવોનો તરત નાશ કરે છે, તેમ એ ઉપાય વિષમજ્વરનો તરત નાશ કરે છે. ૮૨૦

शुण्ठ्यजाजी गुडं पिष्टं पीतमुष्णेन वारिणा।
जीर्णमद्येन तक्रेण तीव्रं शीतज्वरं जयेत्॥८२१॥

अन्वयः-शुण्ठी अजाजी गुड पिष्टं (कल्कम्) उष्णेन वारिणा जीर्णमद्येन तक्रेण (वा) पीतं (सत्) तीव्रं शीतज्वरं जयेत् ॥

સૂંઠ, જીરું અને ગોળને વાટી ઊના પાણી સાથે અથવા જૂના દારૂ કે ખૂબ જાડી છાશ સાથે પિવાય તો તે તીવ્ર ટાઢિયા વિષમજ્વરને મટાડે છે. ૮૨૧

अथ सन्ततादिज्वराणामविशिष्टा चिकित्सा-

સંતત આદિ વિષમજ્વરોની સામાન્ય ચિકિત્સા-ગુડૂચીમોદક-ગળોના લાડુ

अमृतायाः शतं चूर्णं वाससा परिशोधितम्।
पृथक् षोडश भागाः स्युर्गुडमाक्षिकसर्पिषाम्॥८२२
यथाऽग्नि भक्षयेदेतन्नरो हितमिताशनः।
नास्य कश्चिद्भवेद्व्याधिर्न जरा पलितं न च॥८२३॥
न ज्वरा विषमा नैव मोहो नानिलरक्तकम्।
न च नेत्रगता रोगाः परमेतद्रसायनम्॥८२४॥
मेधाकरं त्रिदोषघ्नं प्रयोगादस्य बुद्धिमान्।
जीवेद्वर्षशतं साग्रं यथैवादितिजस्तथा॥८२५॥

अन्वयः-अमृतायाः शतं चूर्णं वाससा परिशोधितं (कार्यम्, तत्र च) गुड-माक्षिक-सर्पिषां पृथक् षोडश भागाः स्युः। एतत् नरः यथाऽग्नि भक्षयेत्, हितमिताशनः (च स्यात्)। अस्य कश्चित् व्याधिः न भवेत्, जरा न, पलितं च न, विषमाः ज्वराः न, मोहः न एव, अनिलरक्तकं न, नेत्रगताः च रोगाः न (स्युः)। एतत् परं रसायनं मेधाकरं त्रिदोषघ्न (च अस्ति)। अस्य प्रयोगात् (जनः) बुद्धिमान् (सन्) यथा आदितिजः तथा एव साग्रं वर्षशतं जीवेत् ॥

સો, ગળોનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી તેના સોળ ભાગ અને ગોળ, મધ તથા ઘીના અલગ અલગ સોળ ભાગ ભેગા કરી જે મનુષ્ય પોતાના અગ્નિના બળ પ્રમાણે તે ખાય અને હિતકારી તથા માપસર ખોરાક ખાવાનો નિયમ રાખે, તે મનુષ્યને રોગ, ઘડપણ, ધોળા વાળ, વિષમજ્વરો, મોહ, વાતરક્ત કે નેત્રના રોગો કદી થતા નથી. આ ઔષધ મોટું રસાયન હોઈ બુદ્ધિને વધારનાર અને ત્રણે દોષોને હણનાર છે. આ ગુડૂચી-મોદક (ગળોના લાડુ) નામના ઔષધના પ્રયોગથી માણસ બુદ્ધિમાન થઈ દેવની પેઠે સો કરતા પણ વધારે વર્ષ સુધી જીવે છે. ૮૨૨-૮૨૫

अथान्नमाह-

**વિષમજ્વરવાળાનો ખોરાક**

**तक्रमांसं पयोमांसं दधिमांसमथापि वा ।**
**माषमांसञ्च भुञ्जानो मुच्यते विषमज्वरात् ॥८२६॥**

अन्वय.-तक्रमांस पयोमांस दधिमांस अथवा माषमांस च अपि भुञ्जान (जन) विषमज्वरात् मुच्यते ॥

જે માણસ છાશ સહિત માંસને, દૂધ સહિત માંસને, દહીં સહિત માંસને અથવા અડદ સહિત માંસને જમે તે વિષમજ્વરથી મુક્ત થાય છે. ૮૨૬

अग्निवेशेनोक्तम्-અગ્નિવેશે કહ્યુ છે કે-

**सुरा समण्डा पानार्थे भोजने चरणायुधाः ।**
**तित्तिरा विष्किराः पथ्या कुक्कुटा विषमज्वरे ॥८२७॥**

अन्वय.-विषमज्वरे पानार्थे समण्डा सुरा, भोजने चरणायुधा तित्तिरा विष्किरा कुक्कुटाः पथ्याः (भवन्ति) ॥

'વિષમજ્વરવાળાને પીવા માટે મંડ તથા ઓસામણ સહિત મદિરા અને ખોરાકમાં વનના કૂકડાનું, તેતરનું, ઘરના કૂકડાનું તથા બટાઉઠા, લાવા અને ચકોર આદિનું માંસ આપવું એ પથ્ય છે.' ૮૨૭

टीका-चरणायुधा =गृहकुक्कुटाः, कुक्कुटा=वनकुक्कुटाः, विष्किरा =वर्तिका-लावा-चकोराद्या ॥ (આનો અર્થ ઉપર છે)

अथ सन्तताद्दीनां विशिष्टा चिकित्सा—

**સંતતજ્વરની વિશેષ ચિકિત્સા**

**त्रायन्तीकटुकानन्तासारिवाभिः शृतं जलम् ।**
**पटोलाब्दवृषातिक्तासारिवाभिः शृतं जलम्॥**
**सन्ततारव्ये ज्वरे देयं वातादीनां निवृत्तये ॥**

अन्वय-सन्तताख्ये ज्वरे वातादीनां निवृत्तये त्रायन्ती-कटुका-अनन्ता सारिवाभिः शृत जलम् (अथवा) पटोल-अब्द-वृषा-तिक्ता-सारिवाभिः शृत जल देयम् ॥

સંતત નામના જ્વરમાં વાયુ આદિને મટાડવા ત્રાયમાણ, કડુ, ધ્રો અને ઉપલસરીનો કવાથ અથવા કડવી ઘિસોડી, મોથ, મોટો નેપાળો કે જેના પાદડા અને શાખા એરંડાના જેવા થાય છે તે, કડુ અને ઉપલસરીનો કવાથ આપવો. (મોટો નેપાળો ન મળે તો તેના સમાન ગુણવાળો હોવાથી નાનો નેપાળો લેવો.) ૮૨૮

टीका-वृषा=बृहद्दन्ती एरण्डवत्पत्रविटपा, तदभावे दन्ती च ग्राह्या, समानगुणत्वात् ॥ (આનો અર્થ ઉપર છે)

**સતતજ્વરની વિશેષ ચિકિત્સા**

**पटोलेन्द्रयवानन्तापथ्यारिष्टामृताजलम् ।**
**क्वथितं तज्जलं पीतं ज्वरं सततकं जयेत् ॥८२९॥**

अन्वय -पटोल-इन्द्रयव-अनन्ता-पथ्या अरिष्ट-अमृता-जल क्वथित (कृत्वा) पीत तज्जल सततक ज्वर जयेत् ॥

કડવી ઘિસોડી અથવા કડવાં પરવળ, ઇદ્રયવ, ઉપલસરી, હરડે, લીંબડો, ગળો અને વાળાનો કવાથ કરી પીધો હોય તો તે સતતજ્વરને મટાડે છે. ૮૨૯

टीका-अनन्ता=सारिवा, अरिष्ट =निम्ब, जल=बालकम् ॥

**અન્યેદ્યુષ્કજ્વરની વિશેષ ચિકિત્સા**

**द्राक्षापटोलनिम्बाब्दशक्राहत्रिफलाशृतम् ।**
**जलं जन्तुः पिबेच्छीघ्रमन्येद्युर्ज्वरशान्तये ॥८३०॥**

अन्वय -द्राक्षा-पटोल-निम्ब-अब्द शक्राह्व त्रिफला-कृत जलम् अन्येद्युर्ज्वरशान्तये जन्तुः शीघ्र पिबेत् ॥

દ્રાક્ષ, કડવી ઘિસોડી અથવા કડવા પરવળ, લીંબડો, મોથ, ઇદ્રયવ અને ત્રિફળાનો કવાથ અન્યેદ્યુષ્કજ્વરને શાંત કરવા માણસે તરત પીવો. ૮૩૦

टीका-शक्राह्व =इन्द्रयवः ॥

**તૃતીયક તથા ચતુર્થક-જ્વરની વિશેષ ચિકિત્સા**

**कर्म साधारणं कृत्वा× तृतीयकचतुर्थकौ ।**
**भिषजा प्रतिकर्तव्यौ विशेषोक्तचिकित्सितैः ॥८३१**

× કાશીના પુસ્તકમા આ 'कृत्वा'ને બદલે 'जयात्' એવો પાઠ રાખ્યો છે, તેથી તેનો બંધબેસતો અર્થ મેળવવા શ્લોક ૮૩૧ ની ટીકામા પણ

अन्वयः-भिषजा (पूर्वं) साधारणं कर्म कृत्वा (ततः) विशेषोक्तचिकित्सितैः तृतीयक-चतुर्थकौ प्रतिकर्तव्यौ ॥

વૈદ્યે પ્રથમ સાધારણ કર્મ કરીને પછી વિશેષ કહેલી ચિકિત્સાઓથી તરિયો તથા ચોથિયો તાવ મટાડવા ઉપાય કરવા. ૮૩૧

टीका-दैवव्यपाश्रयं-बलि-मङ्गलहोमादि, युक्तिव्यपाश्रयं कषायादि, एतदुभयमपि साधारणशब्देनोच्यते-આ શ્લોકમાં જે 'સાધારણ' શબ્દ લખ્યો છે, તેથી દેવતાઈ બલિદાન તથા મંગલહોમ આદિ સમજવાં, અને યુક્તિપૂર્વકના કષાય આદિ પણ સમજવા; એવાં બન્ને કર્મોને સાધારણ શબ્દ સૂચવે છે.

**उशीरं चन्दनं मुस्तं गुडूची धान्यनागरम् ।**
**अम्भसा क्वथितं पेयं शर्करामधुयोजितम् ॥**
**ज्वरे तृतीयके पुंसां तृष्णादाहसमन्विते ॥ ८३२॥**
**अपामार्गजटा कट्यां लोहितैः सप्ततन्तुभिः ।**
**बद्धा वारे रवेस्तूर्णं ज्वरं हन्ति तृतीयकम् ॥**
**स्थिरातामलकीदारुशिवावृषमहौषधैः ।**
**सितामधुयुतः क्वाथश्चतुर्थकहरः परः ॥ ८३४ ॥**

अन्वयः-पुंसां तृष्णा-दाह-समन्विते तृतीयके ज्वरे उशीरं चन्दनं मुस्तं गुडूची धान्य-नागरम् अम्भसा क्वथितं शर्करा-मधुयोजितं पेयम् ॥ (तथा) रवेः वारे कट्यां लोहितैः सप्ततन्तुभिः बद्धा अपामार्गजटा तूर्णं तृतीयकं ज्वरं हन्ति ॥ स्थिरा-तामलकी-दारु-शिवा-वृष-महौषधैः (कृतः) परः क्वाथः सिता-मधुयुतः (पीतः) चतुर्थकहरः (भवति) ॥

માણસોના તરશ તથા દાહવાળા તરિયા તાવમાં વાળો, રતાંજલી, મોથ, ગળો, ધાણા અને સૂંઠનો ક્વાથ સાકર અને મધ નાખીને તેઓએ પીવો; તેમ જ રવિવારના દિવસે કેડમાં સાત રાતા તાંતણાઓથી અઘેડાનું મૂળ બાંધ્યું હોય તો તરત તરિયા તાવને તે મટાડે છે. સમેરવો, ભોંયઆમલી, દેવદાર, હરડે, અરડૂસો અને સૂંઠનો ઉત્તમ ક્વાથ સાકર અને મધ નાખી પીધો હોય તો ચોથિયા તાવને તે મટાડે છે. ૮૩૨-૮૩૪

टीका-स्थिरा=शालिपर्णी, तामलकी=भूधात्री, शिवा=हरीतकी, वृषः=वासः ॥ (આનો અર્થ ઉપર છે.)

---

છેલ્લું આટલું વધારવું પડ્યું છે:-

तेन साधारण कर्म-चिकित्सित कर्तृ, तृतीयक-चतुर्थकौ कर्मणी, जयात्-क्षपयेत्-निराकुर्यादित्यर्थः-અર્થાત્ 'ઉપર્યુક્ત સાધારણ કર્મરૂપી ચિકિત્સા (રૂપકર્તા), તૃતીય તથા ચતુર્થક (જ્વરરૂપી કર્મ) એ બન્ને તાવને મટાડે છે.' આમ 'ज्यात्' પાઠ રાખવાથી વાક્યરચના ક્લિષ્ટ બને છે, તેના કરતાં 'कृत्वा' પાઠ રાખવો વધારે ઠીક છે, જેથી સરળ વાક્યરચનાથી અર્થ પણ સમજવો સહેલો થાય છે.

---

## ચતુર્થકજ્વરની વિશેષ ચિકિત્સા બીજી

**अगस्तिपत्रस्य रसेन नस्यं, निहन्ति चातुर्थकमुग्रवीर्यम् । शिरीषपुष्पस्य निशाद्वयस्य, कल्केन वा तद्घृतसंयुतेन ॥ ८३५॥**

अन्वयः-अगस्तिपत्रस्य रसेन (दत्तं नस्यं, वा शिरीषपुष्पस्य निशाद्वयस्य तद्घृतसंयुतेन कल्केन (दत्तं) तत् नस्यम् उग्रवीर्यं चातुर्थकं निहन्ति ॥

અગથિયાનાં પાંદડાંના રસનું નસ્ય આપ્યું હોય; અથવા સરસડિયાના, હળદરના અને દારુહળદરના કલ્કમાં ઘી નાખી તેનું નસ્ય આપ્યુ હોય તો તે ભયંકર ચોથિયા તાવનો પણ નાશ કરે છે. ૮૩૫

## વિષમજ્વરના રોગીને વેગ ભુલાવવો જોઈએ

**ज्वरस्य वेगं कालञ्च चिन्तयन् ज्वर्यते तु यः ।**
**तस्येष्टैरद्भुतैर्वापि विषमैर्नाशयेत् स्मृतिम् ॥**
**सन्ततं विषमं चापि सततं सुचिरोत्थितम् ।**
**ज्वरं सुभोजनैः पथ्यैरिष्टैश्च समुपाचरेत् ॥८३७॥**

अन्वयः-यः तु (रोगी) ज्वरस्य वेगं च कालं चिन्तयन् ज्वर्यते, तस्य इष्टैः अद्भुतैः अपि वा विषमैः (पदार्थैः) स्मृतिं नाशयेत् ॥ अपि च सुचिरोत्थितं सन्ततं सततं विषमं ज्वरं पथ्यैः सुभोजनैः इष्टैः च समुपाचरेत् ॥

જે માણસ જ્વરનો વેગ અને જ્વર આવવાનો સમય યાદ કરતો જ્વરિત થાય, તેની તે સ્મૃતિને પ્રિય પદાર્થોથી, અદ્ભુત પદાર્થોથી અથવા વિષમ પદાર્થોથી ટાળવી જોઈએ. લાંબા દિવસથી લાગેલા સંતત-જ્વરના, સતત-જ્વરના અને બીજા વિષમ-જ્વરોનાં પણ સુંદર ભોજનોથી અને ઇષ્ટ પદાર્થોથી પથ્ય ઉપચાર કરવા. ૮૩૬,૮૩૭

टीका-सन्ततादिविपर्ययाणां त्रिदमन्दराणां चिकित्सा सन्ततादीनामिव कर्तव्या ॥ સંતતવિપર્યય આદિ બીજા વિષમ-જ્વરોની ચિકિત્સા પણ સંતત આદિ વિષમ-

જ્વરોના જેવી જ કરવી.

### શીતમાં શીતવારણ તથા દાહમાં દાહવારણ કરવું

**शीताभिभूते पुरुषे कुर्याच्छीतहरीं क्रियाम् ।**
**दाहाभिभूते तु विधिं विदध्याद्दाहनाशनम् ॥**

अन्वय -शीताभिभूते पुरुषे शीतहरीं क्रियां कुर्यात्, दाहाभिभूते तु दाहनाशन विधिं विदध्यात् ॥

માણસ શીતથી (ટાઢ આવવાથી) દુઃખી થતો હોય, ત્યારે શીતને ટાળનારી ક્રિયા કરવી અને દાહથી પીડાતો હોય ત્યારે દાહને ટાળનારી ક્રિયા કરવી. ૮૩૮

**आच्छादनैर्बहुतरैर्गुरुभिः कम्बलादिभिः ।**
**तूलवत्या महाशीतं शीतादिज्वरिणो हरेत् ॥**

अन्वयः-शीतादिज्वरिणः महाशीत बहुतरैः आच्छादनैः गुरुभिः कम्बलादिभि. तूलवत्या (च) हरेत् ॥

શીતાદિ જ્વરવાળાની ભારે ટાઢને અતિશય ઘણાં ઓઢવાના શાલ, દુશાલા તથા ભારે ધાબળા આદિ અને રજાઈ ઓઢાડીને મટાડવી. ૮૩૯

टीका-तूलवती 'तुरजापि' ('रजाई') इति लोके ॥

**तं स्तनाभ्यां सुपीनाभ्यां पीवरोरुर्नितम्बिनी ।**
**युवती गाढमालिङ्गेत्तेन शीतं प्रशाम्यति ॥८४०॥**
**कान्ताङ्गसङ्गे सञ्जाते तद्वच्छीते निवारिते ।**
**प्रह्लादं चास्य विज्ञाय पृथक् तां कारयेत् स्त्रियम् ॥**
**ततो दाहे तु सञ्जाते पत्रैरेरण्डसम्भवैः ॥**
**शीतलैर्धारितैरङ्गे दाहं तस्यापनोदयेत् ॥ ८४२ ॥**

अन्वयः-पीवरोरुः नितम्बिनी युवती सुपीवराभ्यां स्तनाभ्यां तं गाढम् आलिङ्गेत, तेन शीतं प्रशाम्यति। कान्ता-अङ्गसङ्गे जाते तद्वत् शीते निवारिते, अस्य च प्रह्लादं विज्ञाय ता स्त्रियं, पृथक् कारयेत् ॥ ततः तु अङ्ग दाहे संजाते एरण्डसम्भवैः शीतलैः पत्रैः धारितैः तस्य दाहम् अपनोदयेत् ॥

પુષ્ટ સાથળોવાળી અને મોટા નિતંબવાળી જુવાન સ્ત્રી પોતાનાં પુષ્ટ સ્તનોથી શીતવાળા પુરુષને આલિંગન કરે, તો તેથી શીત શાંત થઈ જાય છે. સ્ત્રીના અંગનું આલિંગન થતાં તેમજ શીત દૂર થતાં રોગીને કામદેવ ઉત્પન્ન થયેલો જણાય ત્યારે તે સ્ત્રીને અલગ કરવી. પછી અંગમાં દાહ ઉત્પન્ન થાય તો રોગીના શરીર પર એરંડાનાં શીતલ પાંદડાં ધારણ કરાવી તેનો દાહ મટાડવો. ૮૪૦-૮૪૨

### શીતજ્વર ઉપર ભૂતભૈરવરસ+

**तालकं शुक्तिकाचूर्णं दत्तं तत्रोभयोरपि ।**
**नवमांशश्च तुल्यं स्यान्मर्दयेत् कन्यकाद्रवैः ॥**
**तत्तु संशुष्कमुपलैर्वन्यैर्गजपुटे पचेत् ।**
**शीतं तच्चूर्णयेच्चूर्णं गुञ्जामात्रं सितायुतम् ॥८४३॥**
**प्रभाते भक्षयेत्तेन याति शीतज्वरः क्षयम् ।**
**वान्तिर्भवति कस्यापि कस्यचिन्न भवत्यपि ॥८४४**
**एकेन दिवसेनैव शीतज्वरहरं परम् ।**
**मध्याह्नसमये पथ्यं शिखरिण्योदनं तथा ॥८४५**

अन्वयः-तालक च शुक्तिकाचूर्णं तत्र उभयोः अपि नवमांशं तुल्य स्यात्, तत् कन्यकाद्रवैः मर्दयेत, संशुष्कं तु वन्यैः उपलैः गजपुटे पचेत्, शीतं तत् चूर्णयेत्। (तत्) चूर्णं प्रभाते सितायुत गुञ्जामात्र भक्षयेत्, तेन शीतज्वरः क्षयं याति। कस्य अपि वान्तिः भवति, कस्यचित् अपि न भवति। एकेन दिवसेन एव परं शीतज्वरहर (भवति) तथा मध्याह्नसमये शिखरिणी-ओदन पथ्यम् ॥

હરતાલ, છીપનું ચૂર્ણ અને તેમાં તે બન્નેનો નવમાંશ મોરથુથુ નાખી તેનું કુંવારના રસથી મર્દન કરવું. પછી તે સુકાઈ જાય ત્યારે વગડાનાં અડાયાંથી ગજપુટમાં તેને પકાવવું. પાકયા પછી તે ઠંડું થઈ જાય ત્યારે તેનું ચૂર્ણ કરી રાખવું. એ ચૂર્ણને પ્રાતઃકાલે સાકર સહિત એક રતીભાર ખાવું; તેથી શીતજ્વર નાશ પામે છે. આ ચૂર્ણ ખાવાથી કોઈક માણસને ઊલટી થાય છે અને કોઈકને નથી પણ થતી. આ ચૂર્ણ એક દિવસમાંજ શીતજ્વરને અવશ્ય મટાડે છે. આ ચૂર્ણ ઉપર મધ્યાહ્ન સમયે શ્રીખંડ અને ભાતનું ભોજન પથ્ય થાય છે. ૮૪૩-૮૪૫

### કાયસ્થાદિ÷ ધૂપ, લેપન, તૈલ

**कायस्थानाकुलीतिक्तावयःस्थापुरचारकैः ।**
**सहदेवावचाकुष्ठ. शीतघ्नैर्धूपलेपनैः ॥ ८४६ ॥**

---

+ भूतसदृशो यः शीतज्वरः, तस्य भैरवो-भयानकघाती रसः इति भूतभैरवरसः-ભૂત જેવા ટાઢિયા તાવને ભયંકર જે રસ-તે ભૂતભૈરવ-રસ કહેવાય છે.

÷ कायस्था-हरीतकी आदिर्येषां तानि कायस्थादीनि, धूपायति=सतापयति देहस्थशीतादीन् विकारान् जन्तूंश्चापि

**एतैरेवौषधैः पिष्टैर्लवणक्षारसंयुतैः ।**
**साम्लैर्विपाचितं तैलमभ्यङ्गाच्छीतनाशनम् ॥८४७**

अन्वयः-कायस्था-नाकुली-वयःस्था-पुरचोरकैः (तथा) सहदेवा-वचा-कुष्ठैः धूप-लेपनैः एतैः एव औषधैः पिष्टैः लवण-क्षारसंयुतैः साम्लैः विपाचितं तैलम्-अभ्यङ्गात् शीतनाशनं (भवति) ॥

હરડે, નાઈ નામની એક જાતની રાસ્ના, કડુ, ગળો, ગૂગળ, ભરૂંઠ, ભરૂંઠ ન મળે તો તગર ગંઠોડા, મોટી ખપાટ, વજ અને કઠ એટલાં ઔષધોનાં ધૂપ અને લેપન કરવાથી શીતનો તે નાશ કરે છે. તેમ જ એ સઘળાં ઔષધોને વાટી તેમાં લૂણ, જવખાર તથા લીંબુનો રસ નાખી તેથી પકવેલું તેલ પણ માલિશ કરવાથી શીતનો નાશ થાય છે. ૮૪૬,૮૪૭

टीका-कायस्था=हरीतकी, नाकुली=रास्नाभेदः, 'नाइ' इति लोके, वयःस्था=गुडूची, पुरः=गुग्गुलुः, चोरकः= 'मण्डीउर' तदलाभे 'गठिवन', सहदेवा=बृहद्बला, क्षारः=यवक्षारः, कायस्थादि धूपनं, लेपनं, तैलञ्च ॥

### પહેલાં દાહ અને પછી શીત જણાય, તેનું વારણ

**एरण्डस्य तु पत्राणि लिप्तभूमौ निधापयेत् ।**
**दाहादिज्वरिणो देहे तानि पत्राणि धारयेत् ॥८४८**
**तेन नश्यति दाहोऽस्य ज्वरश्चैवोपशाम्यति ।**
**दाहे शान्ते यदा शैत्यं तच्च युक्त्या निवारयेत् ॥**
**जघनचक्रचलन्मणिमेखला, सरसचन्दनचन्द्रविलेपना । वनलतेव तरुं परिवेष्टयेत्, प्रबलदाहनिपीडितमङ्गना ॥८५०॥**
**तदङ्गसङ्गसञ्जातशैत्यैर्दाहे निवारिते ।**
**प्रह्लादञ्चास्य विज्ञाय तां स्त्रीमपनयेत् पुनः॥८५१**

अन्वयः-एरण्डस्य तु पत्राणि लिप्तभूमौ निधापयेत्, तानि पत्राणि दाहादिज्वरिणः देहे धारयेत्, तेन अस्य दाहः नश्यति, ज्वरः च उपशाम्यति एव । दाहे शान्ते यदा शैत्यं (भवेत्), तत् च युक्त्या निवारयेत् ॥ जघनचक्रचलन्मणिमेखला सरसचन्दनचन्द्रविलेपना अङ्गना, वनलता तरुम् इव प्रबलदाहनिपीडितं परिवेष्टयेत्, तदङ्गसङ्गसंजातशैत्यैः अस्य दाहे निवारिते प्रह्लादं विज्ञाय पुनः तां स्त्रीम् अपनयेत् ॥

લીંપેલી જમીન પર એરંડાનાં પાંદડાં મૂકવાં; પછી જેને આરંભમાં દાહવાળો જ્વર આવ્યો હોય તે માણસના શરીર પર તે પાંદડાં રખાવવાં; તેથી એનો દાહ મટી જાય છે અને જ્વર પણ શાંત જ થાય છે. દાહ શાંત થયા પછી જો ટાઢ આવે તો તેને પણ યુક્તિથી દૂર કરવી. જેના નિતંબ ઉપર મણિ જડેલ કંદોરો ઝૂકી રહ્યો હોય અને રસભરેલા કપૂરયુક્ત ચંદનનુ વિલેપન જેણે અંગો પર લગાડયું હોય એવી કોઈ સુંદરાંગી સ્ત્રી, વનની લતા જેમ વૃક્ષને વીંટી લે છે, તેમ (બાથ ભરી પોતાના આખા શરીરથી) ખૂબ દાહને લીધે અત્યંત પીડાયેલા પુરુષને વીંટી લે-આલિંગન કરે; પછી એ સ્ત્રીનાં અંગોના સંબંધથી થયેલી શીતળતાથી એ રોગીનો દાહ દૂર થતાં તે પુરુષને કામદેવનો આનંદ પ્રકટેલો જણાય ત્યારે તે સ્ત્રીને તેની પાસેથી ખસેડી લેવી. ૮૪૮-૮૫૧

### દાહજ્વરઘ્ન ષડ્ગુણતક્ર-તૈલ×

**सुवर्चिकानागरकुष्ठमूर्वा,-लाक्षानिशालोहितयष्टिकाभिः । सिद्धं हरेत् षड्गुणतक्रपक्वं, तैलं ज्वरं दाहसमन्वितं च ॥ ८५२ ॥**

अन्वयः-सुवर्चिका-नागर-कुष्ठ-मूर्वा-लाक्षा-निशा-लोहित-यष्टिकाभिः सिद्धं षड्गुणतक्रपक्वं तैलं च दाहसमन्वितं ज्वरं हरेत् ॥

સાજીખાર, સૂંઠ, કઠ, મોરવેલ, લાખ, હળદર, રતાંજલિ અને જેઠીમધથી છ ગણી જાડી છાશમાં પકાવેલું તેલ દાહવાળા જ્વરને

---

इति धूपः-धूप सतापे-पचाद्यच्, लिप्यते अनेनाङ्गमिति लेपनं-करणे ल्युट्, तिलाना विकारः-स्नेहः-तैलम्-विकारेऽण्, कायस्थादीनां धूपः, लेपनं, तैर्विपाचितं च तैलमिति-कायस्थादिधूपः, कायस्थादिलेपनं, कायस्थादि-तैलं च-હરડે જેમાં મુખ્ય હોય છે એવાં ઔષધોનો ટાઢ વગેરેને દૂર કરનાર ધૂપ, લેપન તથા તૈલ, એ કાયસ્થાદિ-ધૂપ, કાયસ્થાદિ-લેપન તથા કાયસ્થાદિ-તૈલ કહેવાય છે.

× दाहयुक्तः ज्वरः दाहज्वरः, तं हन्ति तत् दाहज्वरघ्न, षड् गुणा यस्य तत् षड्गुणं, सुवर्चिकाद्यौषधैः षड्गुणं च तत् तक्रं, तत्र पक्वं तैलं-षड्गुणतक्रतैलं, दाहज्वरघ्नं च तत् षड्गुणतक्रतैलम्-સાજીખાર વગેરે ઔષધોથી છ ગણી છાશમાં તે ઔષધોની સાથે પકવેલું-દાહજ્વરનો નાશ કરનાર તૈલ-એ દાહજ્વરઘ્ન ષડ્ગુણતક્ર-તૈલ કહેવાય છે.

મટાડે છે. ८५२

दाहादि-शीतादि-ज्वरघ्न-
महापड्गुणतक्र-तैल+

रास्नानागरकुष्ठचन्दननिशायष्ट्याह्वकृष्णाव्य
ला,-लाक्षासैन्धवसारिवामधुरसादेवाह्वरोहीतकैः।
सोदीराम्बुधिफेनरोहिषजलैस्तैलं पचेत् षड्गुणे,
तक्रे तच्च जयेज् ज्वरं दृढतरं दाहादिशीतादिकम्॥ ८५३॥

अन्वय -रास्ना-नागर-कुष्ठ-चन्दन-निशा-यष्टि आह्व -कृष्णा-वचा लाक्षा-सैन्धव-सारिवा-मधुरसा-देव-आह्व रोहीतके, सोदीर-अम्बुधिफेन-रोहिष-जलै, षड्गुणे तक्रे तैलं पचेत्, तत् च दाहादि शीतादिकं दृढतरं ज्वरं जयेत्॥

રાસ્ના. સૂંઠ, કઠ, સુખડ, હળદર, જેઠી મધ, પીપર, ખપાટ, લાખ, સૈંધવ, ઉપલસરી, મોરવેલ, દેવદાર, રગતરોહિડો, વાળો, સમુદ્ર ફીણ, રોહિષ નામનું સુગંધી ખડ અને કાળો વાળો-એ ઔષધોની સાથે તેનાથી છગણી જાડી છાશમાં પકવેલું તેલ, આરંભમાં દાહ વાળા અથવા આરંભમાં શીતવાળા અતિશય બળવાન તાવને પણ મટાડે છે ८५३

टीका-चन्दनम्=अत्र श्वेतम्, मधुरसा-मूर्वा, रोहीतक =' रोहिणी 'ति लाक, ' रोहिषे 'ति रोहिततृणविशेष', जल-बालम्॥

દાહજ્વર ઉપર ઉત્તમ પદ્મકાદિતેલ*

पद्मकोत्पलकल्हारमृणालविषपौष्करैः।
कुमुदोशीरमञ्जिष्ठापद्मगैरिककट्फलैः॥ ८५४॥
सारिवाद्वयलोध्राह्वक्षीरीखर्जूरमस्तकै।
धात्रीशतावरीयुक्तै क्वाथे कल्के प्रयोजितैः॥८५५
लाक्षारसपय शुक्तमस्तुभिः सह काञ्जिकैः।
पक्वं तैलमिदं त्वच्यं दाहज्वरहरं परम्॥ ८५६॥

अन्वय.-पद्मक-उत्पल-कल्हार-मृणाल-विष-पौष्करैः कुमुद-उशीर-मञ्जिष्ठा-पद्म-गैरिक-कट्फलैः सारिवाद्वय-लोध्र-आह्व-क्षीरी-खर्जूर-मस्तकै धात्री-शतावरीयुक्तैः कल्के प्रयोजितैः लाक्षारस-पयः-शुक्त-मस्तुभि काञ्जिकैः सह क्वाथे पक्वम् इदं तैलं त्वच्य परं दाहज्वरहरं (भवति)॥

પદ્મકાષ્ઠ, ઉત્પલ નામનું કમળ, કલ્હાર નામનું રાતું કમળ, કમળકંદ, વછનાગ, કઠ, કુમુદ નામનું રાત્રિવિકાસી કમળ, વાળો, મજીઠ શ્વેત કમળ, સોનાગેરુ, કાયફળ, ઉપલસરી, લોધર, વેલિયા પીપળાના દીંટિયા, ખજૂરીનાં દીંટિયાં, આમળી અને શતાવરીનો કલ્ક તથા લાખનો રસ, દૂધ. અથાણાનો રસ, દહીંનું પાણી અને કાંજી નાખીને કરેલા ક્વાથમાં પકાવેલું તેલ ચામડીને હિતકારી થાય છે અને દાહજ્વરને અત્યંત મટાડે છે. (લાખનો રસ, દૂધ, અથાણાનો રસ, દહીંનું પાણી અને કાંજી એ તેલના જેટલા વજનનાં નાખવા.) ८५४-८५६

टीका-लाक्षारसादि पृथक् तैलतुल्य। पद्मकादितैलम्।

પ્રલેપકની ચિકિત્સા

प्रलेपके प्रयुञ्जीत श्लेष्मज्वरहरीं क्रियाम्॥८५७॥

अन्वयः-प्रलेपके श्लेष्मज्वरहरी क्रियां प्रयुञ्जीत॥

પ્રલેપકજ્વરમાં કફજ્વરને મટાડનારી સઘળી ક્રિયા કરવી. ८५७

બધા તાવ અને ગ્રહાદિની પીડા
મટાડનાર માહેશ્વર- ધૂપ

रुद्रजटा गोशृङ्गं, बिडालविष्ठोरगस्य निर्मोकः।
मदनफलभूतकेश्यौ, वंशात्रग्रुद्रनिर्माल्यम्॥८५८॥
घृतयवमयूरपुच्छ, च्छगलकलोमानि सर्षपाः सत्वचाः। हिङ्गुगवास्थिमरीचा, समभागा-
श्छागमूत्रसंपिष्टः॥ ८५९॥
धूपनविधिना शमय, त्येवं सर्वान् ज्वरान्नियतम्।
ग्रहडाकिनीपिशाच,-प्रेतविकारानयं धूपः॥८६०॥

अन्वय.-रुद्रजटा, गोशृङ्ग, बिडाल-विष्ठा, उरगस्य

+ दाह आदिर्यस्य, शीतमादि यस्य, स चासौ ज्वरः त हन्ति-दाहादिशीतादिज्वरघ्न, तत् च तत् महच्च तत् महापड्गुणतक्रतैलम्-रास्ना वगेरे ઔષધોથી છગણી છાશમાં તે ઔષધો સાથે પકવેલું મહાન-તેલ-એ દાહાદિજ્વર તથા શીતાદિજ્વરનો પણ નાશ કરે છે, તેથી દાહાદિ-શીતાદિજ્વરઘ્ન-મહાપડ્ગુણતક્રતૈલ કહેવાય છે

* पद्मकम् आदि येषां तानि पद्मकादीनि, तथा क्वाथे पक्व तैल पद्मकादितैलम्-પદ્મકાષ્ઠ આદિ ઔષધોનો ક્વાથ કરી તેઓના ક્વાથમાં પકવેલું તેલ-પદ્મકાદિતૈલ કહેવાય છે

- महाँश्चासौ ईश्वर. महेश्वरः, महेश्वरेण प्रोक्तो, वा महेश्वरस्येद रुद्रजटा-रुद्रनिर्माल्यपुष्पादि माहेश्वर, तेन युक्तो धूपो-माहेश्वरधूप -મહાન ઈશ્વર ભગવાન શંકરે કહેલો ધૂપ; અથવા મહેશ્વર-વટવૃક્ષની વડવાઈ તથા મહેશ્વર-સદાશિવનું નમાલ્ય-પુષ્પ આદિથી યુક્ત જે ધૂપ-તે માહેશ્વરધૂપ કહેવાય છે.

निर्म्मोकः, मदनफल-भूतकेश्यौ, वशत्वक्, रुद्रनिर्माल्य, घृत-यव-मयूरपुच्छ-छगलकलोमानि, सर्षपाः सवचाः हिङ्गुगवास्थि-मरीचा, सममागाः छागमूत्रपिष्टाः-एते (पदार्थाः) धूपनविधिना सर्वान् ज्वरान् नियत शमयन्ति। अयं धूपः ग्रह-डाकिनी-पिशाच-प्रेतविकारान् (अपि नियत शमयति॥

વડવાઈ, ગાયનુ શિંગડું, બિલાડાની વિષ્ઠા, સર્પની કાચળી, મીંઢળ, જટામાંસી, વાંસની છાલ, ફૂલ આદિ મહાદેવનું નિર્માલ્ય, ઘી, જવ, મોરપીંછના ચાંદલા, બકરાનાં રૂંવાટાં, સરસવ, વજ, હિંગ, ગાયનું હાડકું અને મરી સમભાગે લઈ બકરાના મૂત્રમા વાટી તેનો ધૂપ કર્યો હોય તો તેનો ધુમાડો સઘળા પ્રકારના જ્વરોને અવશ્ય મટાડે છે. આ ધૂપ ગ્રહ, ડાકણુ, પિશાચ અને પ્રેતના વિકારોને પણુ અવશ્ય શમાવે છે. ૮૫૮-૮૬૦

टीका-रुद्रजटा=जटाधारी, भूतकेशी=जटामासी, रुद्रनिर्माल्य=पुष्पादि, मयूरपुच्छ=चन्द्रक। (આનો અર્થ ઉપર છે.)

### શિવપૂજન કરવાથી વિષમજ્વર મટે છે

सोमं सानुचरं देवं समातृगणमीश्वरम्।
पूजयन् प्रयतः शीघ्रं मुच्यते विषमज्वरात्॥ ८६१॥

अन्वय -सोम सानुचरं देवम् ईश्वरं प्रयतः पूजयन् (जनः) विषमज्वरात् शीघ्रं मुच्यत॥

પાર્વતી સહિત, નંદી આદિ ગણો સહિત અને માતૃગણુ સહિત સદાશિવનુ પવિત્ર થઈને પૂજન કરનાર માણુસ વિષમજ્વરથી તરત મુક્ત થાય છે. ૮૬૧

टीका-सोम=उमया सहित, सानुचर=नन्द्यादिगगसहितम्, प्रयतः=पवित्रः॥ (આનો અર્થ ઉપર છે.)

### વિષ્ણુસહસ્રનામથી વિષ્ણુસ્તુતિ કરનાર સર્વ જ્વરોથી રહિત થાય

विष्णुं सहस्रमूर्धानं चराचरपतिं विभुम्।
स्तुवन्नामसहस्रेण ज्वरान् सर्वान् व्यपोहति॥८६२

अन्वयः-चराचरपति सहस्रमूर्धान विभु विष्णु नामसहस्रेण स्तुवन् (जनः) सर्वान् ज्वरान् व्यपोहति॥

સ્થાવર-જંગમના પતિ, સર્વવ્યાપક અને 'ॐ सहस्रशीर्षा' ઇત્યાદિ વેદમંત્રોમાં વર્ણવેલા વ્યાપક વિષ્ણુની મહાભારતના આનુશાસનિક નામના ૧૩ મા પર્વમા કહેલા વિષ્ણુસહસ્ર નામના સ્તોત્રથી સ્તુતિ કરનાર માણુસ પણુ સઘળા જ્વરોનો નાશ કરે છે. ૮૬૨

टीका-सहस्रमूर्धानमिति=' सहस्रशीर्षा ' इत्यादिवेदाभिहित, नामसहस्रेण=भारतोक्तेनेत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

ज्वरस्यापि देवरूपात् पूजा कार्या, यत आह विदेहः- જ્વર પણ દેવરૂપ છે, માટે તેની પણ પૂજા કરવી, એમ વિદેહે કહ્યુ છે:

### તાવ મટાડવાના બીજા પણ દૈવી ઉપચારો

तीर्थायतनदेवाग्निगुरुवृद्धोपसर्पणैः।
श्रद्धया पूजनैश्चापि सहसा शाम्यति ज्वरः॥ ८६३

अन्वयः-तीर्थ-आयतन-देव-अग्नि-गुरु-वृद्ध-उपसर्पणैः श्रद्धया च पूजनैः अपि ज्वरः सहसा शाम्यति॥

'ઋષિઓએ સેવેલાં તીર્થરૂપ, જળો, દેવતાઓના નિવાસરૂપ જગન્નાથક્ષેત્ર તથા શ્રીશૈલપર્વત આદિ ક્ષેત્રો, દેવતાઓ, અગ્નિઓ, ગુરુઓ અને વૃદ્ધોનું શરણુ લેવાથી અને શ્રદ્ધાપૂર્વક તેઓનાં તથા તાવનાં પૂજનો કરવાથી પણુ જ્વર તરત શાંત થાય છે. ૮૬૩

टीका-तीर्थ=ऋषिजुष्टं जलम्, आयतनम=देवाधिष्ठितं पुरुषोत्तमक्षेत्र श्रीशैलादि॥ (આનો અર્થ ઉપર છે.)

વિષમજ્વરાધિકાર સમાપ્ત

## સપ્તધાતુગતજ્વરનો અધિકાર

अथ रसादिधातुगतज्वरमाह।

### રસમાં રહેલા જ્વરનાં ચિહ્નો

गुरुता हृदयोत्क्लेशः सदनं छर्द्यरोचकौ।
रसस्थे तु ज्वरे लिङ्गं दैन्यं चास्योपजायते॥ ८६४॥

अन्वयः-ज्वरे रसस्थे तु (सति) अस्य (ज्वरिणो गात्राणा) गुरुता हृदय-उत्क्लेशः सदनं छर्दि-अरोचकौ दैन्य च लिङ्गम् अस्य (ज्वरस्य) उपजायत॥

જ્વર જો રસ ધાતુમા રહ્યો હોય તો (રોગીનાં) ગાત્રોનું ભારેપણું, હૃદયમા રહેલા દોષની વૃદ્ધિ થવાને લીધે ઊલટી થવા જેવી મોળ-ઊબકા, ગ્લાનિ, ઊલટી, અરુચિ અને ચિત્તનું કાયરપણું-એ તેનાં ચિહ્નો થાય છે.

टीका-गुरुता गात्राणां, हृदयोत्क्लेशः=हृदयस्थस्य दोषस्योपचितत्वाद्वमनमिव। दैन्य=दीनचित्तता, रसस्थे= रसधातुगते ज्वरे। यद्यपि रसैरवातु प्राय गम्यन्ताय तथाप्यनुक्रमाद्धातुगतकथनार्थं पृथग निर्देशः॥ જોકે

રસ નામના એક ધાતુમા રહેલો જ્વર પ્રથમ કહેવાઈ ગયેલો સતતજ્વર જ છે, અને એ જ રીતે બીજી ધાતુઓમા રહેલા જ્વરો પણ વિષમ જ્વરોમા ગણાઈ ગયા છે, છતા તે તે ધાતુઓમા રહેલા જ્વરોના ચિહ્નો અને ચિકિત્સાઓ અનુક્રમે કહેવા માટે આ પ્રકરણમા નિર્દેશ કરવામા આવે છે

रसगतज्वरस्य चिकित्सा–

**રસમાં રહેલા જ્વરની ચિકિત્સા**

**रसस्थे तु ज्वरे तस्मिन् कुर्याद्वमनलङ्घने ॥८६५॥**

अन्वय –रसस्थे तस्मिन् ज्वरे तु वमन–लङ्घने कुर्यात्॥

રસમા રહેલા એ જ્વરમા તો ઊલટી અને લાઘણ કરવા જોઈએ. ૮૬૫

अथ रक्तगतज्वरलक्षणमाह–

**રુધિરમા રહેલા જ્વરનાં ચિહ્નો**

**रक्तनिष्ठीवनं दाहो मोहश्छर्दनविभ्रमौ ।**
**प्रलाप पिडिका तृष्णा रक्तप्राप्ते ज्वरे नृणाम्॥८६६**

अन्वय –नृणा ज्वरे रक्तप्राप्ते (सति) रक्तनिष्ठीवन दाह मोह छर्दनविभ्रमौ प्रलाप पिडिका तृष्णा (च जायते)॥

માણસનો જ્વર રુધિર ધાતુમા પ્રાપ્ત થાય, ત્યારે લોહી થૂકાયા કરે, દાહ થાય, બેભાનપણુ થાય, ઊલટી થાય, વિભ્રમ થાય, બકવાદ ચાલે, ફોલ્લીઓ થાય અને તરસ લાગ્યા કરે છે ૮૬૬

टीका–मोह =व्यग्रचित्तता॥

अथ तस्य चिकित्सा–

**રુધિરમા રહેલા જ્વરની ચિકિત્સા**

**सेक सशमनो लेपो रक्तमोक्षोऽप्यसृग्गते ॥८६७॥**

अन्वय –(ज्वरे) असृग्गत (सति) सेक सशमन लेप रक्तमोक्ष अपि (कार्य)॥

જ્વર રુધિરમા પ્રાપ્ત થયો હોય ત્યારે જળ આદિથી સિચન કરવુ, સશમન લેપ કરવા અને શિરાઓમાથી લોહી પણ કઢાવવું

मासगतज्वरलक्षणमाह–

**માસમા રહેલા જ્વરના ચિહ્નો**

**पिण्डिकोद्वेष्टन तृष्णा सृष्टमूत्रपुरीषता ।**
**उष्मान्तर्दाहविक्षेपौ ग्लानि स्यान्मासगे ज्वरे ८६८**

अन्वय –ज्वरे मासगे (सति) पिण्डिका–उद्वेष्टन, तृष्णा सृष्ट–मूत्र–पुरीषता, उष्मा (बहि), अन्तर्दाह–विक्षेपौ (च) ग्लानि स्यात्॥

જ્વર માસમા પ્રાપ્ત થાય ત્યારે પિંડીઓમા ગોટલીઓ ચડે, તરસ લાગે, વિષ્ઠા અને મૂત્ર વધારે થયા કરે, બહાર ગરમી જણાય, અદર દાહ થાય; હાથ, પગ આદિ પછાડવા પડે અને ગ્લાનિ થાય છે ૮૬૮

टीका–'उष्मान्तर्मोहविक्षेपा'वि'ति केचित् पठन्ति, तत्र उष्मा–अन्त, विक्षेप =हस्तपादादिचालनम्॥

અહી મૂળ શ્લોકમા 'उष्मान्तर्मोहविक्षेपौ' એવો પાઠ પણ છે તે પક્ષમા 'અદર ગરમી થાય છે, બેભાનપણુ થાય છે અને હાથ, પગ આદિ પણ પછાડવા પડે છે' એવો અર્થ સમજવો.

तस्य चिकित्सा–

**માસમા રહેલા જ્વરની ચિકિત્સા**

**तीक्ष्णं विरेकञ्च तथा कुर्यात् मासगते ज्वरे ॥८६९**

अन्वय –ज्वरे तथा मासगत (सति) तीक्ष्ण च विरेक कुर्यात्॥

જ્વર એ રીતે માસમા પ્રાપ્ત થયો હોય ત્યારે તીક્ષ્ણ વિરેચન આપવુ ૮૬૯

मेदोगतज्वरलक्षणमाह–

**મેદમાં રહેલા જ્વરના ચિહ્નો**

**भृश स्वेदस्तृषा मूर्च्छा प्रलापश्छर्दिरेव च ।**
**दौर्गन्ध्यारोचकौ ग्लानिर्मेद स्थे चासहिष्णुता ८७०**

अन्वय –(ज्वरे), मेद स्थे (सति) भृश स्वेद, तृषा, मूर्च्छा, प्रलाप, छर्दि एव, दौर्गन्ध्य–अरोचकौ, ग्लानि, च असहिष्णुता (जायते)॥

જ્વર મેદમા પ્રાપ્ત થયો હોય ત્યારે પરસેવો ખૂબ થાય, તરશ લાગે, મૂર્છા આવે, બકવાદ ચાલે, ઊલટી થાય, દુર્ગંધયુક્તપણુ થાય, અરુચિ થાય અને (તેને) સહન કરવાની શક્તિ રહેતી નથી (પરસેવો એ મેદનો મળ છે, માટે તે વધારે થવો સભવિત છે.) ૮૭૦

टीका–भृश स्वेद मेदोमलत्वात्। (આનો અર્થ ઉપર છે)

तस्य चिकित्सा–

**મેદમા રહેલા જ્વરની ચિકિત્સા**

**मेद स्थे मेदसो नाशं विदधीत चिकित्सक ॥८७१**

अन्वय –(ज्वरे) मेद स्थे (सति) चिकित्सक मेदस नाश विदधीत॥

જ્વર મેદમા પ્રાપ્ત થયો હોય ત્યારે વૈદ્યે મેદનો નાશ કરવો. ૮૭૧

अस्थिगतज्वरलक्षणमाह–

**અસ્થિઓમાં રહેલા જ્વરનાં ચિહ્નો**

**मेदोऽस्थ्नां कूजनं श्वासो विरेकश्छर्दिरेव च।**
**विक्षेपणञ्च गात्राणां विद्यादस्थिगते ज्वरे॥८७२॥**

अन्वयः–ज्वरे अस्थिगते अस्थ्नां भेदः, कूजन श्वासः विरेकः च छर्दिः एव च गात्राणां विक्षेपण (लिङ्ग) विद्यात्॥

જ્વર અસ્થિઓમાં પ્રાપ્ત થયો હોય ત્યારે હાડકાં તૂટે, અવાજ થાય, શ્વાસ ચડે, ઝાડો થાય, ઊલટી થાય જ અને ગાત્રો પછાડવાં પડે, એ ચિહ્નો જાણવાં. ૮૭૨

तस्य चिकित्सा–

**અસ્થિઓમાં રહેલા જ્વરની ચિકિત્સા**

**अस्थिस्थे तु ज्वरे कुर्याद्वातनाशनकं विधिम्।**
**वस्तिकर्म प्रयोक्तव्यमभ्यङ्गोन्मर्दनं तथा॥८७३॥**

अन्वय–ज्वरे अस्थिस्थे तु वातनाशनक विधिं कुर्यात्, वस्तिकर्म तथा अभ्यङ्ग–उन्मर्दनं प्रयोक्तव्यम्॥

જ્વર અસ્થિઓમાં પ્રાપ્ત થયો હોય, ત્યારે તો વાયુનો નાશ કરનાર ઉપાય કરવો, બસ્તિ આપવી, માલિશ અને મર્દન કરવું.૮૭૩

मज्जगतज्वरलक्षणमाह–

**મજ્જામાં રહેલા જ્વરનાં ચિહ્નો**

**तमःप्रवेशनं हिक्का कासः शैत्यं वमिस्तथा।**
**अन्तर्दाहो महाश्वासो मर्मच्छेदश्च मज्जगे॥८७४॥**

अन्वयः–(ज्वरे) मज्जगे (सति) तमः–प्रवेशन हिक्का कासः शैत्यं वमिः अन्तर्दाहः महाश्वासः तथा च मर्मच्छेदः (जायते)॥

જ્વર મજ્જામાં પ્રાપ્ત થયો હોય ત્યારે અંધારામાં પ્રવેશ કર્યા જેવું જણાય, હેડકી આવે, શીતપણું થાય, ઊલટી થાય, અંતર્દાહ થાય, મોટો શ્વાસ થાય અને મર્મસ્થળો કપાતાં હોય એવું જણાય છે. ૮૭૪

टीका–असाध्यत्वान्नात्र चिकित्सा–આ જ્વર અસાધ્ય હોવાને લીધે તેની ચિકિત્સા લખી નથી.

शुक्रगतज्वरलक्षणमाह–

**વીર્યમાં રહેલા જ્વરનાં ચિહ્નો**

**मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे।**
**शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः॥८७५**

अन्वयः–तत्र ज्वरे शुक्रस्थानगते (सति) शेफसः स्तब्धता, शुक्रस्य तु विशेषतः मोक्षः (जायते)। तत्र (जनः) मरणं प्राप्नुयात्॥

જ્વર વીર્યમાં પ્રાપ્ત થયો હોય ત્યારે લિંગનું અક્કડપણું થાય છે અને વીર્ય બહુ જ નીકળ્યા કરે છે. આ જ્વરમાં માણસનું મરણ જ થાય છે. ૮૭૫

टीका–ननु शुक्रगते मरणमित्युक्तं, तच्च शुक्रं सर्वदेहगम्। नैवं, स्वाश्रयस्थशुक्रो मरणम्॥ અહીં શંકા થાય છે કે, જ્વર વીર્યમાં પ્રાપ્ત થતાં મરણ થાય, એમ કહ્યું, પણ વીર્ય તો આખાય દેહમાં રહ્યું છે, તેથી ગમે તે સ્થળમાં જ્વર હોય તોપણ તે વીર્યને પ્રાપ્ત થયેલો હોવાથી મરણ જ થવું જોઈએ. આનું સમાધાન આ છે કે વીર્યને રહેવાનું જે મુખ્ય સ્થાન છે, તે સ્થાનમાં રહેલા વીર્યમાં જો જ્વર પ્રાપ્ત થાય તો જ મરણ થાય છે.

**સપ્તધાતુગત-જ્વરાધિકાર સમાપ્ત**

## જીર્ણજ્વરનો અધિકાર

तत्र जीर्णज्वरस्य सामान्य लक्षणमाह–

**જીર્ણજ્વરનું સામાન્ય લક્ષણ**

**यो द्वादशभ्यो दिवसेभ्य ऊर्ध्वं, दोषत्रयेभ्यो द्विगुणेभ्य ऊर्ध्वं। नृणां तनौ तिष्ठति मन्दवेगो, भिषग्भिरुक्तो ज्वर एव जीर्णः॥८७६॥**

अन्वयः–यः द्वादशेभ्यः दिवसेभ्यः ऊर्ध्वं, दोषत्रयेभ्यः द्विगुणेभ्यः ऊर्ध्वं नृणां तनौ मन्दवेग. (सन्) तिष्ठति, एषः भिषग्भिः जीर्णः ज्वरः उक्तः॥

જે જ્વર બાર દિવસથી ઉપર અને ત્રણે દોષોની જે બમણી અવધિ છે તેથી પણ ઉપર માણસોના શરીરમાં ધીમા વેગથી રહ્યા કરે, તે જ્વરને વૈદ્યો જીર્ણજ્વર+ કહે છે. ૮૭૬

जीर्णज्वरस्यैव विशेष वातबलासकमाह–

**વાતબલાસક નામના જીર્ણજ્વરના ભેદનું લક્ષણ**

**नित्यं मन्दज्वरो रूक्षः शूनः कृच्छ्रेण सिध्यति।**
**स्तब्धाङ्गः श्लेष्मभूयिष्ठो नरो वातबलासकी॥८७७**

अन्वयः–वातबलासकी नरः नित्य मन्दज्वरः रूक्षः शूनः स्तब्धाङ्गः श्लेष्म–भूयिष्ठः (सन्) कृच्छ्रेण सिद्ध्यति।

+ जीर्यति वयसा–द्वादशदिनाद् द्विगुणीकृतदोषत्रया–चाप्यूर्ध्वकालं तिष्ठतीति जीर्णः, स चासौ ज्वरः–જે બાર દિવસથી ઉપર અને ત્રણે દોષોની અવધિથી ઉપર પણ ધીમા વેગે ચાલુ રહે તે જીર્ણજ્વર.

જેને વાતબલાસક× નામનો જીર્ણજ્વર લાગુ થયો હોય તે માણસ નિત્ય મંદ-જ્વરવાળો, રુક્ષ, સોજાવાળો, સ્તબ્ધ અંગોવાળો અને ઘણા કફવાળો થઈ ને કષ્ટસાધ્ય સ્થિતિમા રહે છે એનો એ તાવ મહામુશ્કેલીએ ઊતરે છે. ૮૭૭

टीका-वातबलासकी नर इहाभवेत्-शून =શોથી, श्लेष्माभूयिष्ठ =बहुश्लेष्मक ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ जीर्णज्वरस्य सामान्यचिकित्सा-

### જીર્ણજ્વરની સામાન્ય ચિકિત્સા

**जीर्णज्वरी नर कुर्यान्नोपवासं कदाचन ।**
**लङ्घनात् स भवेत् क्षीणो ज्वरस्तु स्याद्बली यत. ॥**
**पुराणेऽपि ज्वरे दोषा यद्यपथ्यैः पुनस्तथा ।**
**लङ्घयेत्तत्र तत्पश्चात् पूर्वमेवाचरेत् क्रियाम् ॥८७९**

अन्वय -जीर्णज्वरी नरः उपवास कदाचन न कुर्यात् । यत. लङ्घनात् स क्षीणः भवेत्, ज्वर तु बली स्यात् ॥ पुराणे अपि ज्वरे यदि अपथ्यै पुन. तथा दोषा ( चेत् स्यु ) तत्र लङ्घयेत्, तत्पश्चात् पूर्वाम् एव क्रियाम् आचरेत् ॥

જીર્ણજ્વરવાળા માણસે ઉપવાસ કદી કરવો નહિ; કારણ કે લંઘન કરવાથી તે માણસ ક્ષીણ થાય છે અને જ્વર બળવાન થાય છે. જીર્ણજ્વરમા પણ જો અપથ્યો થવાથી પાછા પૂર્વના જેવા જ દોષો થયા હોય તો લંઘન કરાવવું અને લંઘન કરાવ્યા પછી પહેલાના જેવી જ ક્રિયા કરવી. ૮૭૮,૮૭૯

### જીર્ણજ્વર ઉપર ત્રિકંટકક્વાથ

**निदिग्धिकानागरकाऽमृतानां, क्काथं पिबे-न्मिश्रितपिप्पलीकम् । जीर्णज्वरारोचककासशूल,-श्वासाग्निमान्द्यार्दितपीनसेषु ॥ ८८० ॥**
**हन्त्यूर्ध्वजामयं प्राय. सायं तेनोपयुज्यते ॥८८१**

अन्वय -निदिग्धिका-नागरक-अमृताना क्वाथ मिश्रित-पिप्पलीक ( कृत्वा ) जीर्णज्वर-अरोचक-कास-शूल-श्वास-अग्निमान्द्य-अर्दित-पीनसेषु पिबेत् ॥ अय ( क्वाथ ) प्राय ऊर्ध्वजा ( व्यधी ) हन्ति, तेन सायम् उपयुज्यते ॥

ભોરીંગણી, સૂંઠ અને ગળોનો ક્વાથ પીપરના ચૂર્ણથી મિશ્ર કરી જીર્ણજ્વર, અરુચિ, ઉધરસ, શ્વાસ, અગ્નિની મંદતા, અર્દિત-વાયુરોગ અને સળેખમ ઉપર પીવો. આ ક્વાથ ઘણુ કરી ( કંઠના કાઠલાથી )ઉપરના રોગોને મટાડે છે, તેથી તેનો ઉપયોગ સાયકાળે કરવો. ( આ 'ત્રિકંટક-ક્વાથ*' કહેવાય છે. ) ૮૮૦,૮૮૧

### જીર્ણજ્વર ઉપર ગુડૂચીક્વાથ કે પંચમૂલક્વાથ

**पिप्पलीमधुसंयुक्तः क्काथश्छिन्नोद्भवोद्भवः ।**
**जीर्णज्वरकफघ्नसी पञ्चमूलकृतोऽथवा ॥ ८८२ ॥**

अन्वय.-छिन्नोद्भवोद्भवः अथवा पञ्चमूलकृत क्काथ पिप्पलीमधुसयुक्त ( सन् ) जीर्णज्वरकफघ्नसी (भवती) ॥

ગળોનો અથવા પંચમૂળનો ક્વાથ પીપરનું ચૂર્ણ અને મધ સહિત પિવાય તો તે જીર્ણજ્વરનો અને કફનો નાશ કરે છે.૮૮૨

### ગુડૂચીકષાય-જીર્ણજ્વર ઉપર

**अमृतायाः कषायन्तु शीतलीकृतमीरितम् ।**
**मधुपादयुतं पीतं जीर्णज्वरहरं परम् ॥ ८८३ ॥**

अन्वय -अमृताया कषाय तु शीतलीकृत मधुपाद-युत पीत पर जीर्णज्वरहरम् ईरितम् ॥

ગળોના ક્વાથને શીતળ કરી તેમા ચોથા ભાગે મધ નાખી પિવાય તો તે જીર્ણજ્વરને અત્યંત મટાડે છે, એમ વિદ્વાનોએ કહ્યુ છે.

### ગળોનો સ્વરસ-જીર્ણજ્વરાદિનાશક

**पिप्पलीमधुसमिश्रं गुडूचीस्वरसं पिबेत् ।**
**जीर्णज्वरकफप्लीहकासारोचकनाशनम् ॥ ८८४ ॥**

अन्वय -गुडूचीस्वरस पिप्पलीमधुसमिश्र जीर्णज्वर कफ-प्लीह-कास-अरोचकनाशनं ( ज्ञात्वा ) पिबेत् ॥

ગળોનો સ્વરસ કાઢી તેમા પીપર અને મધ નાખી પીવો. તે જીર્ણજ્વર, કફ, બરલનું દરદ, ઉધરસ અને અરુચિ મટાડે છે. ૮૮૪

### જીર્ણજ્વરમાં ગુડપિપ્પલી

**जीर्णज्वरेऽग्निमान्द्ये च शस्यते गुडपिप्पली ।**
**कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् ॥**
**द्विगुणः पिप्पलीचूर्णाद्गुडोऽत्र भिषजां मत. ॥८८५॥**

---

× बलम् अस्यति-क्षिपति प्राणिनामङ्गे कुपितश्चेदिति बलास -असु क्षेपे-कर्मण्यण्, ततः स्वार्थे च कन्, वातयुक्तो बलासक अस्ति अस्मिन् कुपित इति वातबलासक - જે તાવમા વાયુ સહિત કફ કોપેલો હોઈ કારણરૂપ હોય છે, તે વાતબલાસક નામનો જીર્ણજ્વર.

* त्रयाणामपि दोषाणा कण्टक इव विदारण.-त्रिकण्टक, स चासौ क्काथ -ત્રણે દોષોનો નાશ કરનાર હોઈ ત્રણે દોષોથી થયેલા રોગોને જે મટાડે છે, તેથી ત્રિકંટકક્વાથ

अन्वयः–गुडपिप्पली कास–अजीर्ण–अरुचि–श्वास–हृत् पाण्डु–कृमिरोगनुत् (च सती) जीर्णज्वरे च अग्निमान्द्ये शस्यते अत्र पिप्पलीचूर्णाद् द्विगुणः गुडः भिषजां मतः ॥

ગોળ અને પીપરનું ચૂર્ણ ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, પાંડુરોગ અને કૃમિને મટાડનાર હોઈ જીર્ણજ્વર અને અગ્નિની મંદતા ઉપર વખણાય છે. (આ ઉપાય 'ગુડપિપ્પલી' નામે ઓળખાય છે.) તેમાં પીપરના ચૂર્ણથી બમણો ગોળ નાખવો, એવો વૈદ્યોનો મત છે.

### કફઘ્ની મધુપિપ્પલી

पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी ।
श्वासकासज्वरहरी पाण्डुप्लीहोदरापहा ॥ ८८६॥

अन्वयः–मधुसंयुक्ता पिप्पली मेदः–कफ–विनाशिनी श्वास–कास–ज्वरहरी पाण्डु–प्लीहोदर–अपहा (भवति) ॥

મધ સહિત પીપરનું ચૂર્ણ મેદ, કફ, શ્વાસ, ઉધરસ, જ્વર, પાંડુરોગ, બરલનું દરદ અને પેટના રોગો મટાડે છે. ૮૮૬

### દરેક તાવ ઉપર આમલક્યાદિ-ચૂર્ણ

आमलं चित्रकं पथ्या पिप्पली सैन्धवं तथा ।
चूर्णितोऽय गणो ज्ञेयः सर्वज्वरहरः परः ॥
मेदी रुचिकरः श्लेष्महन्ता दीपनपाचनः ॥८८७॥

अन्वयः–आमलं चित्रकं पथ्या पिप्पली तथा सैन्धवम्–अयं चूर्णितः गणः मेदी रुचिकरः श्लेष्महन्ता दीपन–पाचनः (सन्) परः सर्व–ज्वरहरः ज्ञेयः ॥

આમળા, ચિત્રક, હરડે, પીપર અને સેંધવ–આટલાંનું ચૂર્ણ ઝાડો છૂટો પાડનાર, રુચિ ઉત્પન્ન કરનાર, કફનો નાશ કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચન હોઈ બધા તાવને મટાડનાર તરીકે ઉત્તમ જાણવું. ૮૮૭

### જીર્ણજ્વરાદિનાશક દ્રાક્ષાદિ-અષ્ટાદશાંગક્વાથ

द्राक्षाऽमृता शटी शृङ्गी मुस्तकं रक्तचन्दनम् ।
नागरं कटुका पाठा भूनिम्बः सदुरालभः ॥८८८॥
उशीरं धान्यकं पद्मं वालकं कण्टकारिका ।
पुष्करं पिचुमन्दश्च दशाष्टाङ्गमिदं स्मृतम् ॥
जीर्णज्वरारुचिश्वासकासश्वयथुनाशनम् ॥ ८८९॥

अन्वयः–द्राक्षा अमृता शटी शृङ्गी मुस्तक रक्तचन्दनं नागर कटुका भूनिम्बः सदुरालभः उशीरं धान्यकं पद्मं वालकं कण्टकारिका पुष्करं च पिचुमन्दः–इदं दशाष्टाङ्गं जीर्णज्वर–अरुचि–श्वास–कास–श्वयथुनाशनं स्मृतम् ॥

દ્રાક્ષ, ગળો, કચૂરો, કાકડાશિંગી, મોથ, રતાંજલી, સૂંઠ, કડુ, કાળીપાટ, કરિયાતું, ધમાસો, વાળો, ધાણા, કમળ, કાળો વાળો, ભોરીંગણી, એરંડાનાં મૂળ અને લીંબડો–એ અઢાર પદાર્થોનો અષ્ટાદશાંગ ક્વાથ× જીર્ણજ્વર, અરુચિ, શ્વાસ, ઉધરસ અને સોજાનો નાશ કરનાર કહેવાય છે. ૮૮૮,૮૮૯

### જ્વરાદિશામક-વર્ધમાનપિપ્પલી-પ્રયોગ

त्रिवृद्ध्या पञ्चवृद्ध्या वा सप्तवृद्ध्याऽथवापि वा ।
गव्यक्षीरेण संपिष्टाः पिबेद्दशदिनानि हि ॥८९०
तथैवापनयेदेता एवं विंशतिवासरान् ।
पिबतां ज्वरशान्तिः स्यात् पाण्डुरोगश्च शाम्यति ॥
कासःश्वासोऽग्निमान्द्यञ्च कफाधिक्यञ्च नश्यति ॥

अन्वयः–त्रिवृद्ध्या वा पञ्चवृद्ध्या अथवा सप्तवृद्ध्या अपि (पिप्पलीः) गव्य–क्षीरेण संपिष्टाः दश दिनानि हि पिबेत्, तथा एव एताः अपनयेत्, एवं विंशतिवासरान् पिबतां (जनानां) ज्वरशान्तिः स्यात्, च पाण्डुरोगः शाम्यति, कासः श्वासः च अग्निमान्द्यं च कफाधिक्यं नश्यति ॥

નિત્ય ત્રણ-ત્રણ અથવા પાંચ-પાંચ અથવા સાત-સાત વધારીને લીંડીપીપરને ગાયના દૂધમાં વાટી દસ દિવસ સુધી પીવી. પછી દસ દિવસ સુધી એ રીતે જ ઓછી ઓછી કરીને પીવી. એમ વીસ દિવસ સુધી પીનાર માણસોના જ્વરની તથા પાંડુરોગની શાંતિ થાય છે અને ઉધરસ, શ્વાસ, અગ્નિની મંદતા અને કફની અધિકતા મટી જાય છે. (કફની વૃદ્ધિને તથા અગ્નિની વૃદ્ધિને અનુસરી ત્રણ-ત્રણ વગેરેનો વધારો કરવો અને જેમ જેમ પીપર વધારવામાં આવે તેમ તેમ દૂધ પણ વધારતા જવું. આ પ્રયોગ 'વર્ધમાન

÷ आमलकी आदिर्येषां तानि–आमलक्यादीनि, तेषां चूर्णम्–જેમાં આમળાં પહેલાં–મુખ્ય હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ આમલક્યાદિ ચૂર્ણ કહેવાય છે.

× द्राक्षा आदिर्येषां तानि–द्राक्षादीनि, अष्टौ च दश च अष्टादश, द्राक्षादीनि–अष्टादश अङ्गानि यस्येति द्राक्षादि–अष्टादशाङ्गः, स चासौ क्वाथः–દ્રાક્ષ વગેરે અઢાર ઔષધો જેનાં અંગો છે, એવો ઉકાળો–દ્રાક્ષાદિ-અષ્ટાદશાંગ-ક્વાથ કહેવાય છે.

પિપ્પલી'* નામે ઓળખાય છે.)૮૯૦,૮૯૧

टीका-त्र्यादिवृद्धिर्यथा-कफवृद्धिः, दुग्धवृद्धिः यथाऽग्निवृद्धिः ॥ इति वर्द्धमानपिप्पली ॥ (આનો અર્થ ઉપર છે.)

### વાતબલાસકની ચિકિત્સા

वातश्लेष्मज्वरोक्ता स्यात् क्रिया वातबलासके ॥८९२

अन्वयः-वातबलासके वातश्लेष्मज्वरोक्ता क्रिया स्यात् ॥

વાતબલાસક નામના જીર્ણજ્વર ઉપર વાતકફજ્વરમાં કહેલી ક્રિયા થાય. ૮૯૨

### જીર્ણજ્વર ઉપર દૂધ અમૃત તુલ્ય

जीर्णज्वरे कफे क्षीणे दाहे तृष्णासमन्विते ॥
पयः पीयूषसदृशं नवे तु विषोपमम् ॥ ८९३ ॥

अन्वयः-जीर्णज्वरे, कफे क्षीणे, तृष्णासमन्विते दाहे, पयः पीयूषसदृश, नवे (ज्वरे) तु तद् विषोपमम् (अस्ति) ॥

જીર્ણજ્વર, કફની ક્ષીણતા અને તરશવાળા દાહ ઉપર દૂધ અમૃત સમાન છે, પણ નવા જ્વર ઉપર તે ઝેર સમાન છે. ૮૯૩

### જીર્ણજ્વર ઉપર હિતકારી બે તેલ

चन्दनाद्यं हितं तैलं शोषाधिकारकीर्त्तितम् ।
तथा नारायणं तैलं जीर्णज्वरहरं परम् ॥८९४॥

अन्वयः-शोषाधिकारकीर्तितं चन्दनाद्य तैलं, तथा नारायणं तैलं जीर्णज्वरहरं (सत्) परं हितं (भवति) ॥

શોષના અધિકારમાં કહેલું ચંદનાદ્ય-તેલ તથા નારાયણ-તેલ જીર્ણજ્વરને મટાડનાર હોઈ અત્યંત હિતકારી છે. ૮૯૪

જીર્ણજ્વરનો અધિકાર સમાપ્ત

* त्रिभिः पञ्चभिः सप्तभिर्वा नित्यं वर्धन्ते दशदिनानि यावदिति-वर्धमानाः, वर्धमानाश्च ताः पिप्पल्यः-वर्धमानपिप्पल्यः, तासां प्रयोगः-ત્રણ, પાંચ કે સાત સુધી દરરોજ વધારી ગાયના દૂધમાં પીસેલી પીપરો દસ દિવસ પીવી અને તે પછી દસ દિવસ ઓછી ઓછી કરીને પીવી. એ વીસ દિવસનો પ્રયોગ વર્ધમાનપિપ્પલી પ્રયોગ કહેવાય છે.

## अथ दुर्जलजनितज्वरस्य+ चिकित्सा
## ખરાબ પાણીથી થયેલા જ્વરની ચિકિત્સા

### હરીતક્યાદિ ચૂર્ણ

हरीतकी निम्बपत्रं नागरं सैन्धवोऽनलः ।
एषां चूर्णं सदा खादेद् दुर्जलज्वरशान्तये ॥८९५॥

अन्वयः-हरीतकी निम्बपत्रं नागरं सैन्धवः अनलः-एषां चूर्णं दुर्जलज्वरशान्तये सदा खादेत् ॥

હરડે, લીંબડાનાં પાંદડાં, સૂંઠ, સિંધવ અને ચિત્રો-એટલાનું ચૂર્ણ, ખરાબ પાણીથી લાગુ થયેલા તાવને મટાડવા હમેશાં ખાવું. ૮૯૫

### શુંઠી-કવાથ

अरुचिमनलमान्द्यं पीनसश्वासकासा,-नुदरमुदकदोषानाशु हन्यादशेषान् । जनयति तनुकान्तिं चित्तनेत्रप्रसादं, पलपरिमितशुण्ठीक्षौद्रसिद्धः कषायः ॥ ८९६ ॥

अन्वयः-पलपरिमितशुण्ठी-क्षौद्रसिद्धः कषायः अरुचिम् अनलमान्द्य पीनस-श्वास-कासान् उदर (च) अशेषान् उदकदोषान् आशु हन्यात्, (तथा) तनुकान्तिं (च) चित्त-नेत्र-प्रसादं जनयति ॥

ચાર તોલાભાર સૂંઠનો કવાથ મધ નાખીને પિવાય તો તે અરુચિને, અગ્નિની મંદતાને, સળેખમને, શ્વાસને, ઉધરસને, પેટના રોગોને અને જળ સંબંધી સઘળા દોષોને હણે છે; તેમ જ શરીરમાં કાંતિ તથા ચિત્તની અને નેત્રની સ્વચ્છતા કરે છે. ૮૯૬

### દુર્જલજેતા*રસ

विषं भागद्वयं दग्धं कपर्दं पञ्चभागकम् ।
मरिचं नवभागं च चूर्णं वस्त्रेण शोधयेत् ॥८९७॥
आर्द्रकस्य रसेनास्य कुर्यान्मुद्गनिभां वटीम् ।
वारिणा वटिकायुग्मं प्रातः सायञ्च भक्षयेत् ॥८९८
अयं रसो ज्वरे योज्यः सामे दुर्जलजेऽपि च ।
अजीर्णाध्मानविष्टम्भशूलेषु श्वासकासयोः ॥८९९॥

+ दुष्ट च तद्जलं,-दुर्जलं, दुर्जलेन जनितः ज्वरः दुर्जलजनितज्वरः, तस्य-ખરાબ પાણીથી લાગુ થયેલો તાવ-દુર્જલજનિતજ્વર કહેવાય છે.

* जयति इति जेता, दुर्जलजनितज्वरस्य जेता-ખરાબ પાણીથી લાગુ થયેલા તાવને મટાડનારો રસ-દુર્જલજેતા કહેવાય છે.

अन्वयः-विषं भागद्वयं दग्धं कपर्दं पञ्चभागकं च मरिचं नवभागं चूर्णं (कृत्वा) वस्त्रेण शोधयेत्। अस्य आर्द्रकस्य रसेन मुद्गनिभां वटीं कुर्यात्, प्रातःसायं च वटिकायुग्मं वारिणा भक्षयेत्। आमे ज्वरे च दुर्जलजे अपि (ज्वरे), अजीर्ण-आध्मान-विष्टम्भ-शूलेषु श्वास-कासयोः अयं रसः योज्यः॥

વછનાગ બે ભાગ, બાળેલી કોડી પાંચ ભાગ અને મરી નવ ભાગ લઈને ચૂર્ણ કરી વસ્ત્રથી ચાળી આદુંના રસથી તેની મગ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓમાંથી સવારે અને સાંજે બે ગોળીઓ પાણી સાથે ખાવી. આમવાળા જ્વર ઉપર, ખરાબ પાણીથી થયેલા જ્વર ઉપર, અજીર્ણ ઉપર, આફરા ઉપર, મળબંધ ઉપર, શૂળ ઉપર, શ્વાસ ઉપર અને ઉધરસ ઉપર આ રસનો ઉપયોગ કરવો યોગ્ય છે. ૮૯૭-૮૯૯

### પટોલાદિ-ક્વાથ×

पटोलमुस्ताऽमृतवल्लिवासकं, सनागरं धान्य-किराततिक्तकम्। कषायमेषां मधुना पिबेन्नरो, निवारयेद्दुर्जलदोषमुल्बणम्॥ ९००॥

अन्वयः-पटोल-मुस्ता-अमृतवल्लि-वासकं सनागरं धान्य-किरात-तिक्तकम्-एषां कषायं नरः मधुना पिबेत्, (यतः) उल्बणं दुर्जलदोषं निवारयेत्॥

કડવાં પરવળ અથવા કડવી ધિસોડી, મોથ, ગળો, અરડૂસો, સૂંઠ, ધાણા અને કરિયાતું-એટલાંનો કવાથ માણસે મધની સાથે પીવો; કારણ કે તે કવાથ ખરાબ પાણીથી ઉત્પન્ન થયેલ ભયંકર વિકારને મટાડે છે. ૯૦૦

### કિરાતાદિ-ચૂર્ણ

किराततिक्तत्रिवृदम्बुपिप्पली,-विडङ्गविश्वा-कटुरोहिणीरजः। निहन्ति लीढं मधुनातिसत्वरं, सुदुस्तरं दुर्जलदोषजं ज्वरम्॥ ९०१॥

अन्वयः-किराततिक्त-त्रिवृत्-अम्बु-पिप्पली-विडङ्ग-विश्वा-कटुरोहिणीरजः मधुना लीढं (सत्) सुदुस्तरं दुर्जलदोषजं ज्वरम् अतिसत्वरं निहन्ति॥

કરિયાતું, નસોતર, વાળો, પીપર, વાવડિંગ, સૂંઠ અને કડુનું ચૂર્ણ મધ સાથે ચાટયું હોય તો ખરાબ પાણીથી થયેલા, મટવા અતિ મુશ્કેલ જ્વરને પણ તરત મટાડે છે. ૯૦૧

### શુંઠયાદિ-કલ્ક

भोजनाग्रे नरैर्नित्यं शुण्ठ्यजाज्यभयोत्थितः। कल्कस्तु सेवितो हन्यान्नानादेशोद्भवं जलम्॥९०२

अन्वयः-भोजनाग्रे नरैः शुण्ठी-अजाजी-अभया-उत्थितः कल्कः नित्यं सेवितः (चेत्) नानादेशोद्भवं जलं हन्यात्॥

ભોજન કર્યા પહેલાં માણસો સૂંઠ, જીરું અને હરડેના કલ્કનું નિત્ય સેવન કરે તો અનેક દેશોનાં પાણી પીવાથી લાગુ થયેલા જ્વરને તે મટાડે છે. ૯૦૨

### આર્દ્રકાદિ-કલ્ક

सहार्द्रकयवक्षारौ पीत्वा कोष्णेन वारिणा। नानादेशसमुद्भूतं वारिदोषमपोहति॥ ९०३॥

अन्वयः-आर्द्रक-यवक्षारौ कोष्णेन वारिणा सह पीत्वा (जनः) नानादेशसमुद्भूतं वारिदोषम् अपोहति॥

આદુંનો અને જવખારનો કલ્ક કાંઈક ઊના પાણી સાથે પીને માણસ અનેક દેશોના જળથી થયેલા દોષ મટાડે છે. ૯૦૩

अथ साध्यस्य ज्वरस्य लक्षणमाह-

### સાધ્યજ્વરનું લક્ષણ

बलवत्स्वल्पदोषेषु ज्वरः साध्योऽनुपद्रवः॥९०४॥

अन्वयः-बलवत्सु अल्पदोषेषु (प्राप्तः) अनुपद्रवः ज्वरः साध्यः (ज्ञेयः)॥

બળવાળાં અને અલ્પદોષવાળાં માણસોને આવેલો ઉપદ્રવ વગરનો જ્વર સાધ્ય સમજવો.

अथ ज्वरस्योपद्रवानाह-

### જ્વરના દશ ઉપદ્રવો

श्वासो मूर्च्छाऽरुचिश्छर्दिस्तृष्णाऽतीसार-विड्ग्रहाः। हिक्काकासाङ्गदाहाश्च ज्वरस्योपद्रवा दश॥ ९०५॥

अन्वयः-श्वासः मूर्च्छा अरुचिः छर्दिः तृष्णा-अतीसार-विड्ग्रहाः हिक्का-कास-अङ्गदाहाः च दश ज्वरस्य उपद्रवाः (ज्ञेयाः)॥

શ્વાસ, મૂર્છા, અરુચિ, ઊલટી, તરસ, અતિસાર, મળબંધ, હેડકી, ઉધરસ અને અંગોમાં બળતરા એ દસ જ્વરના ઉપદ્રવો સમજવા.

× पटोलम् आदि येषां तानि, तेषां क्वाथ-જેમાં પરવળ મુખ્ય તરીકે પહેલું હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-પટોલાદિક્વાથ કહેવાય છે.

अथ प्रसङ्गादुपद्रवाणां चिकित्साविशेषमाह–

પ્રસંગને લીધે ઉપદ્રવોની ચિકિત્સાનું કથન

संजातोपद्रवो व्याधिस्त्याज्यो न स्याच्चिकित्सकैः।
व्याधौ शान्ते प्रणश्यन्ति सद्यः सर्वेऽप्युपद्रवाः॥९०६
अतो व्याधिं जयेद्यत्नात्पूर्वं पश्चादुपद्रवान्।
भिषग् यः कुशलः सोऽत्र जयेत्पूर्वमुपद्रवम्॥९०७
तेष्वपि प्रचुरेषु प्राक् नाशयेदाशुकारिणम्।
मूलव्याधिं जयेत्पूर्वं यत्र यो वा भवेद् बली।
अविरोधेन कार्या तदुभयोरपि च क्रिया॥९०८॥

अन्वयः–सजात-उपद्रवः व्याधिः चिकित्सकैः त्याज्यः न स्यात्, (यतः) व्याधौ शान्ते (सति) सर्वे अपि उपद्रवाः सद्यः प्रणश्यन्ति। अत (वैद्यः) पूर्वं यत्नात् व्याधिं जयेत्, पश्चात् उपद्रवान् (जयेत्)। यः भिषक् कुशलः (स्यात्) सः अत्र पूर्वम् उपद्रवं जयेत्। तेषु अपि प्रचुरेषु (सत्सु) आशुकारिणं प्राक् नाशयेत्। मूलव्याधिं पूर्वं जयेत्, यत्र वा यः बली भवेत् (तं पूर्वं जयेत्), अपि च तदुभयोः अविरोधेन क्रिया कार्या॥

જેમાં ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય એવા રોગને પણ વૈદ્યોએ છોડી દેવો ન જોઈએ; કારણ કે વ્યાધિ શાંત થાય તો સઘળા ઉપદ્રવો પણ તરત નાશ પામે છે, માટે પ્રથમ યત્નપૂર્વક વ્યાધિને જીતવો અને પછી ઉપદ્રવોને જીતવા; પણ જે વૈદ્ય પ્રવીણ હોય તે તો વ્યાધિમાં પ્રથમ ઉપદ્રવને જ જીતે છે. ઉપદ્રવો પણ ઘણા હોય તો તેમાં જે ઉપદ્રવ ઝડપી કામ કરતો હોય તેને પ્રથમ જીતવો. પ્રથમ મૂળ વ્યાધિને જીતવો અથવા જેમાં જે વધારે બળવાન હોય તેને પ્રથમ જીતવો અથવા વિરોધ ન આવે એ રીતે એકી વખતે એ બન્નેની ચિકિત્સા કરવી. ૯૦૬–૯૦૮

तत्र ज्वरे श्वासस्य चिकित्सा–

જ્વરમાં શ્વાસની ચિકિત્સા : દશાંગ-પ્રયોગ

सिंही व्याघ्री ताम्रमूली पटोली, शृङ्गी पद्मा पुष्करं रोहिणी च। शार्ङ्गं शट्याः शैलमल्ल्याश्च बीजं, श्वासं हन्यात् सन्निपातं दशाङ्गः॥९०९॥

अन्वयः–सिंही व्याघ्री ताम्रमूली पटोलो शृङ्गी पद्मा पुष्करं च रोहिणी शट्याः शार्ङ्गं च शैलमल्ल्याः बीजं दशाङ्गः सनिपातं श्वासं हन्यात्॥

ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ધમાસો, કડવી ઘિસોડી, કાકડાશિંગી, ભારંગીનાં મૂળ, એરંડાનાં મૂળ, કડુ, કચૂરાનાં પાંદડાં અને ઈંદ્રજવ એ દસ ઔષધોનો-દશાંગ+ પ્રયોગ સન્નિપાતના શ્વાસને મટાડે છે. ૯૦૯

टीका–सिंही=बड़ी कटैया, व्याघ्री=लघुकण्टकारी, ताम्रमूली=दुरालभा, रोहिणी=कुटकी, शैलमल्ली=कोरैआ।

## દ્વાત્રિંશ-ક્વાથ*

भार्गीनिम्बघनाभयामृतलताभूनिम्बवासाविषा,–
त्रायन्तीकटुकावचात्रिकटुकश्योनाकशक्रद्रुमैः॥
रास्नायासपटोलपाटलशटीदार्वीविशालात्रिवृत्,–
ब्राह्मीपुष्करसिंहिकाद्वयनिशाधात्र्यक्षदेवद्रुमैः॥९१०

क्वाथोऽयं खलु सन्निपातनिवहान् द्वात्रिंशतां पानतो, दुर्धर्षान्निजतेजसा विजयते सर्पान् गरुत्मानिव॥ किञ्च–श्वासबलासकासगुदरुग्हृद्रोगहिक्कामरु,–न्मन्यास्तम्भगलामयार्दितमलाविष्टम्भप्रध्मानपि॥९११॥

अन्वयः–भार्गी–निम्ब–घन–अभया–अमृतलता–भूनिम्ब–वासा–विषा–त्रायन्ती कटुका–वचा–त्रिकटुक–श्योनाक–शक्रद्रुमैः, रास्ना–यास–पटोल–पाटल–शटी–दार्वी–विशाला–त्रिवृत्–ब्राह्मी–पुष्कर–सिंहिकाद्वय–निशा–धात्री–अक्ष–देवद्रुमैः क्वाथः (कार्यः), द्वात्रिंशताम् अयं (क्वाथः) पानतः, गरुत्मान् निजतेजसा दुर्धर्षान् सर्पान् इव सन्निपातनिवहान् खलु विजयते। किंच श्वास–बलास–कास–गुदरुक्–हृद्रोग–हिक्का–मरुत्–मन्यास्तम्भ–गलामय–अर्दित–मलाविष्टम्भ–प्रध्मान् अपि (विजयते)॥

ભારંગી, લીંબડો, મોથ, હરડે, ગળો, કરિયાતું, અરડૂસી, અતિવિષ, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), ત્રાયમાણ, કડુ, વજ, અરલુ, ઈંદ્રજવ, રાસ્ના, જવાસો, કડવાં પરવળ, કાંકચિયા, કચૂરો, દારુહળદર, ઈંદ્રવારુણી, નસોતર, બ્રાહ્મી, એરંડાનાં મૂળ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, આમળી, બહેડાં અને દેવદાર–એ બત્રીસ પદાર્થોનો ક્વાથ કરવો. બત્રીસ ઔષધિઓનો આ ક્વાથ પીવાથી

+ सिंहीप्रभृतीनि दश अङ्गानि यस्य, तस्य प्रयोगः–दशाङ्गप्रयोगः–જેમાં ઊભી ભોરીંગણી વગેરે દસ ઔષધિઓ હોય છે, તેવાં ઔષધનો પ્રયોગ–દશાંગ-પ્રયોગ કહેવાય છે.

* द्वाभ्याम् अधिका त्रिंशत् ओषधयो यस्मिन् सः–द्वात्रिंशः, स चासौ क्वाथः–જેમાં બત્રીસ ઔષધિઓ આવે છે એવો જે ઉકાળો, તે દ્વાત્રિંશ-ક્વાથ કહેવાય છે.

જેમ ગરુડ પોતાના પરાક્રમથી ભયંકર સર્પોને જીતે છે, તેમ પોતાના પ્રભાવથી મહાભયંકર સન્નિપાતોના સમૂહોને તે જીતે છે; તેમ જ શ્વાસ, કફ, ઉધરસ, ગુદાના રોગ, હૃદયનાં દરદ, હેડકી, પવન, ગળાની નાડીનું ઝલાઈ જવું, ગળાના રોગ, અર્દિતવાયુ, મલબંધ અને બ્રધ્ન નામના (સાથળના સાંધા વગેરેના ગ્રંથિરૂપ) રોગને પણ મટાડે છે. ૯૧૦,૯૧૧

ટીકા–विपा=अतिविषा, शक्रद्रुमैः='वकुल' इति लोके; देवद्रुमैः=देवदारु। (આનો અર્થ ઉપર છે.)

### પિપ્પલ્યાદિ ચૂર્ણ

मधुना कृष्णाकट्फल,–कर्कटशृङ्गीभवं चूर्णम्।
श्वासामये महोग्रे, लीढ्वा लोकः सुखी भवति॥९१२

अन्वयः–महा–उग्रे श्वासामये कृष्णा–कट्फल–कर्कटशृङ्गीभवं चूर्णं मधुना (सह) लीढ्वा लोकः सुखी भवति॥

મહા ઉગ્ર શ્વાસના રોગમાં પીપર, કાયફળ અને કાકડાશિંગીનું ચૂર્ણ મધ સાથે ચાટીને માણસ સુખી થાય છે. ૯૧૨

### દાતરડાનો ડાંભ શ્વાસને અવશ્ય મટાડે

वन्योपलाग्नितापित,–दात्रस्याग्रेण पञ्जरे दाहः।
अपहरति श्वासामय,–मसंशयं भाषितं मुनिभिः॥

अन्वयः–वन्य–उपल–अग्नि–तापित–दात्रस्य अग्रेण पञ्जरे दाहः, श्वास–आमयम् असंशयम् अपहरति (इति) मुनिभिः भाषितम् (अस्ति)॥

અડાયાં છાણાંના અગ્નિથી તપાવેલા દાતરડાની અણીથી પિંજરમાં (હૂંટી અને છાતીની વચ્ચેના પેટ ઉપરના ભાગમાં) ડાંભ દીધો હોય તો તે શ્વાસના રોગને અવશ્ય મટાડે છે, એમ મુનિઓએ કહ્યું છે. ૯૧૩

अथ ज्वरे मूर्च्छाया चिकित्सा–

### જ્વરમાં મૂર્છાની ચિકિત્સા

आर्द्रकस्य रसैर्नस्यं मूर्च्छायामाचरेन्नरः।
अञ्जनञ्च प्रयुञ्जीत मधुसिन्धुशिलोषणैः॥९१४॥
शीताम्भसाऽक्षिसेकः, सुरभिर्धूपः सुगन्धिपुष्पञ्च।
मृदुतालवृन्तवातः, कोमलकदलीदलस्पर्शः॥९१५॥

अन्वयः–मूर्च्छायां नरः आर्द्रकस्य रसैः नस्यम् आचरेत् च मधु–सिन्धु–शिला–ऊषणैः अञ्जनं प्रयुञ्जीत। (तथा) च शीताम्भसा अक्षिसेकः, सुरभिः धूपः, सुगन्धि पुष्पम्, मृदु–तालवृन्त–वातः कोमल–कदली–दलस्पर्शः (कार्यः)॥

મૂર્છાને મટાડવા રોગીએ (વૈદ્ય દ્વારા) આદુંના રસથી નસ્ય લેવું; મધ, સિંધવ, મનશીલ અને મરીનું અંજન આંજવું; શીતળ પાણીથી નેત્ર પર સિંચન કરવું; સુગંધી ધૂપ લેવો; સુગંધી પુષ્પોનો ઉપયોગ કરવો; કોમળ તાડીના પંખાનો પવન લેવો અને કેળનાં કોમળ પાંદડાંનો સ્પર્શ કરવો. ૯૧૪,૯૧૫

अथ ज्वरेऽरुचेश्चिकित्सा–

### જ્વરમાં અરુચિની ચિકિત્સા

अरुचौ तु शृङ्गवेरज,–रसकैः सोष्णैः ससिन्धुजैः कवलः। सिन्धूत्थमातुलुङ्गी,–फलकेशरधारणं वक्त्रे॥९१६॥

अन्वयः–अरुचौ तु शृङ्गवेरजरसकैः सोष्णैः ससिन्धुजैः वक्त्रे कवलः (धार्यः, तथा) सिन्धूत्थ–मातुलुङ्गीफल–केशरधारणं (कार्यम्)॥

અરુચિ થઈ હોય તો આદુંના રસને ગરમ કરી તેમાં સિંધવ નાખી તેનો કવલ મોઢામાં ધારણ કરાવવો અને બિજોરાંના ફળના કેસરા તથા સિંધવ મોઢામાં રખાવવાં. ૯૧૬

अथ ज्वरे छर्देश्चिकित्सा–

### જ્વરમાં ઊલટીની ચિકિત્સા

क्वाथो गुडूच्याः समधुः सुशीतः, पीतः प्रशान्तिं वमनस्य कुर्यात्। विड् मक्षिकाणां मधुनाऽवलीढा, सचन्दना शर्करयान्विता वा॥९१७॥

अन्वयः–गुडूच्याः क्वाथः सुशीतः समधुः पीतः (सन्) वमनस्य प्रशान्तिं कुर्यात्, वा मक्षिकाणां विड् मधुना अवलीढा वा सचन्दना शर्करया अन्विता (वमनस्य प्रशान्तिं कुर्यात्)॥

ગળોનો ક્વાથ શીતળ કરી મધ સહિત પીધો હોય તો તે ઊલટીની શાંતિ કરે છે; અથવા માખીઓની હગારને મધમાં નાખી ચાટી હોય અથવા ચંદન સહિત સાકર સાથે ખાધી હોય, તો તે પણ ઊલટીની શાંતિ કરે છે. ૯૧૭

अथ ज्वरे तृष्णायाश्चिकित्सा–

### જ્વરમાં તરસની ચિકિત્સા

दन्तशठबीजपूरक,–दाडिमबदरैः सचुकैर्वदने।
लेपो जयति पिपासा,–मथरजतगुटी मुखान्तःस्था॥

अन्वयः–दन्तशठ–बीजपूरक–दाडिम–बदरैः सचुकैः वदने लेपः पिपासां जयति, अथ मुखान्तःस्था रजतगुटी (पिपासां जयति)॥

લીંબુ, બિજોરું, દાડિમ, બોર અને ચૂકાનો મોઢામાં કરેલો લેપ તરસને મટાડે છે; અથવા મોઢાની અંદર રાખેલી રૂપાની (રજતભસ્મની)ગોળી તરસને મટાડે છે. ૯૧૮

**शीतं पयः क्षौद्रयुतं निपीत,-माकण्ठमाश्वेव तदुद्वमेच्च। तर्षं महान्तं शमयेद्धि वक्त्रे, धृत्वाऽथवा क्षौद्रवटाग्रलाजान् ॥ ९१९ ॥**

अन्वयः-क्षौद्रयुतं शीतं पयः आकण्ठं निपीतम् आशु एव उद्वमेत्, तत् च महान्तं तर्षं शमयेद् हि, अथवा क्षौद्र-वटाग्र-लाजान् वक्त्रे धृत्वा (महान्तं तर्षं शमयेत्) ॥

મધ સહિત ટાઢું દૂધ ગળા સુધી પીને જલદી ઓકી કાઢવું, એ મોટી તરસને મટાડે અથવા મધ, વડની ટીશીઓ તથા ડાંગરની ધાણીને મોઢામાં રાખી હોય તો તે પણ તરસને મટાડે છે. ૯૧૯

अथ ज्वरेऽतिसारस्य चिकित्सा-

### જ્વરમાં અતિસાર કે બહુ જ પાતળા ઝાડાની ચિકિત્સા

**लङ्घनमेकं मुक्त्वा, नान्यदस्तीह भेषजं बलिनः। समुदीर्णदोषनिचयं, शमयति तत्पाचयेदपि च ९२०**

अन्वयः-एकं लङ्घनं मुक्त्वा बलिनः (अतिसारस्य) अन्यत् भेषजं इह न अस्ति। तत् समुदीर्णदोषनिचयं शमयति, च पाचयेत् अपि ॥

કેવળ લંઘન સિવાય બળવાન અતિસારનું બીજું ઔષધ આ શાસ્ત્રમાં નથી; કારણ કે તે લંઘન વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવે છે અને પાચન પણ કરે છે. ૯૨૦

**वत्सादनीवत्सकवारिवाह,-विश्वम्भरानिम्बविषाः सविश्वाः। ज्वरेऽतिसारं त्वरितं जयन्ति, विश्वामृतावत्सकवारिवाहाः ॥ ९२१ ॥**

अन्वयः-वत्सादनी-वत्सक-वारिवाह-विश्वम्भरा-निम्ब-विषाः सविश्वाः ज्वरे अतिसारं त्वरितं जयन्ति, (तथा) विश्वा-अमृता-वत्सक-वारिवाहाः (अपि अतिसारं जयन्ति) ॥

ગળો, ઇંદ્રયવ, મોથ, કરિયાતું, લીંબડો, અતિવિષ અને સૂંઠ તાવમાં થયેલા અતિસારને તરત મટાડે છે અથવા સૂંઠ, ગળો, ઇંદ્રયવ અને મોથ પણ જ્વરમાં થયેલા અતિસારને તરત મટાડે છે. ૯૨૧

टीका-विश्वम्भरा=भूनिम्बः ॥

### અતિસારઘ્ન પાઠાદિક્વાથ

**पाठाऽमृतापर्पटमुस्तविश्वा,-किराततिक्तेन्द्रयवान् विपाच्य। पिबन् हरत्येव हठेन सर्वान्, ज्वरातिसारानपि दुर्निवारान् ॥ ९२२ ॥**

अन्वयः-पाठा-अमृता-पर्पट-मुस्त-विश्वा-किरात-तिक्त-इन्द्रयवान् विपाच्य पिबन् (अतिसारकी) दुर्निवारान् सर्वान् ज्वरातिसारान् अपि हठेन हरति एव ॥

કાળીપાટ, ગળો, ખડસલિયો પિત્તપાપડો, મોથ, સૂંઠ, કરિયાતું અને ઇંદ્રયવનો કવાથ અતિસારનો રોગી પીએ, તો તે કવાથ જ્વરમાં થયેલા અને મટાડવા મુશ્કેલ અતિસારોને પણ બળાત્કારે મટાડે છે. ૯૨૨

अथ ज्वरे विड्ग्रहस्य चिकित्सा-

### જ્વરમાં મળબંધ કે ઝાડો રોકાયાની ચિકિત્સા

**विड्ग्रहे वातजित् कर्म कुर्यादत्रानुलोमनम्। मलं प्रवर्तयेदाशु तीक्ष्णाभिः फलवर्तिभिः ॥९२३॥ पथ्यारग्वधतिक्ता,-त्रिवृदामलकैः शृतं तोयम्। जीर्णज्वरे विबन्धे, दद्यादाश्वेव विड्ग्रहः शाम्येत् ॥**

अन्वयः-अत्र विड्ग्रहे अनुलोमनं वातजित् कर्म कुर्यात्, तीक्ष्णाभिः फलवर्तिभिः आशु मलं प्रवर्तयेत् ॥ जीर्णज्वरे विबन्धे पथ्या-आरग्वध-तिक्ता-त्रिवृत्-आमलकैः शृतं तोयं दद्यात्, (ततः) आशु एव विड्ग्रहः शाम्येत् ॥

જ્વરમાં ઝાડો રોકાઈ ગયો હોય તો વાયુનું અનુલોમન કરવારૂપ તેને જીતનારી ક્રિયા કરવી; ગુદામાં તીક્ષ્ણ ઔષધોની વાટો મૂકીને તરત ઝાડાને ચાલુ કરવો. જીર્ણ જ્વરમાં મળબંધ થયેલ હોય તો હરડે, ગરમાળો, કડુ, નસોતર અને આમળાંનો કવાથ આપવો તેથી તરત જ મળબંધ મટી જાય છે. ૯૨૩,૨૪

अथ ज्वरे हिक्कायाश्चिकित्सा-

### જ્વરમાં હેડકીની ચિકિત્સા

**नीरेण सिन्धूत्थरजोऽतिसूक्ष्मं, नस्येन नूनं विनिहन्ति हिक्काम्। शुण्ठी हठाद् वा सितया समेता, धूपोऽथवा हिङ्गुसमुद्भवश्च ॥ ९२५ ॥**

अन्वयः-अतिसूक्ष्मं सिन्धूत्थरजः नीरेण नस्येन नूनं

* पाठा आदिर्येषां तानि-पाठादीनि, तेषां क्वाथः-કાળીપાટ જેમાં મુખ્ય હોય એવાં ઔષધોનો ઉકાળો -પાઠાદિક્વાથ કહેવાય છે.

हिक्कां विनिहन्ति। वा सितया समेता शुण्ठी हठाद् (हिक्कां विनिहन्ति) अथवा हिङ्गुसमुद्भवः च धूपः (हिक्कां विनिहन्ति)॥

સિંધવનું વસગાળ ચૂર્ણ પાણી સાથે નસ્યરૂપે આપવાથી અવશ્ય હેડકીને મટાડે છે; અથવા સાકરની સાથે સૂંઠનું નસ્ય આપવાથી પણ બળાત્કારે હેડકીનો તે નાશ કરે છે; અથવા હિંગનો ધૂપ પણ હેડકીનો નાશ કરે છે. ૯૨૫

अथ ज्वरे कासस्य चिकित्सा–

### જ્વરમાં ઉધરસની ચિકિત્સા

कासे कणा कणामूलं कलिङ्गद्रुफलं रजः।
सविश्वभेषजं लिह्यात् मधुना वा वृषाद्रसम् ॥९२६

अन्वयः–कासे कणा कणामूलं कलिङ्गद्रुफलं रजः सविश्वभेषजं मधुना लिह्यात्। वा वृषात् रसं (मधुना लिह्यात्)॥

જ્વરમાં ઉધરસ થયેલ હોય તો પીપર, પીપરીમૂળ, ઈંદ્રજવનું ફળ, ખડસલિયો પિત્તપાપડો અને સૂંઠનું ચૂર્ણ મધ સાથે ચાટવું; અથવા અરડૂસાનો રસ મધ નાખી પીવો. ૯૨૬

टीका–रजः=पर्पटकम्॥ (આનો અર્થ ઉપર છે.)

पुष्करमूलकटुत्रिकशृङ्गी,–कट्फलयासककारविकाभिः। मधुलुलिताभिरयं खलु लेहः, कासरिपुः कफरोगहरश्च ॥ ९२७ ॥

अन्वय.–पुष्करमूल–कटुत्रिक–शृङ्गी–कट्फल–यासककारविकाभिः मधुलुलिताभिः अयं खलु लेहः कासरिपुः च कासरोगहरः (भवति)॥

એરંડાનું મૂળ, ત્રિકટુ(સૂંઠ, મરી, પીપર), કાકડાશિંગી, કાયફળ, રાતો ધમાસો અને કલોંજી જીરાનું ચૂર્ણ મધમાં કાલવીને ચાટવું. આ ચાટણ ઉધરસનો શત્રુ છે અને કફના રોગો પણ દૂર કરે છે. ૯૨૭

अथ ज्वरे दाहस्य चिकित्सा–

### જ્વરમાં દાહની ચિકિત્સા

दाहाधिकारे लिखितं दाहे कुर्याच्चिकित्सितम्।
परं ज्वरे विरुद्धं यन्नोचितं तच्चिकित्सितम् ॥९२८॥

अन्वयः–दाहाधिकारे लिखितं चिकित्सितं दाहे कुर्यात्, परं यत् चिकित्सितं ज्वरे विरुद्धं तत् न उचितम्॥

દાહના અધિકારમાં જે ચિકિત્સા લખેલ છે, તે જ્વરના દાહમાં પણ કરવી; પરંતુ તેમાંની જે ચિકિત્સા જ્વરમાં વિરુદ્ધ હોય તે કરવી યોગ્ય નથી. ૯૨૮

अथ सुखसाध्यस्य ज्वरस्य लक्षणम्–

### સુખસાધ્ય જ્વરનું લક્ષણ

सन्तापोऽभ्यधिको बाह्ये तृष्णादीनां च मार्दवम्।
बहिर्वेगस्य लिङ्गानि सुखसाध्यत्वमेव च ॥९२९॥

अन्वयः–बाह्ये संतापः अभ्यधिकः, तृष्णा–आदीनां च मार्दवम्,–(एतानि) बहिर्वेगस्य (ज्वरस्य) लिङ्गानि च सुखसाध्यत्वम् एव (ज्ञेयम्)॥

બહાર સંતાપ અધિક હોય અને તરસ, અંદર દાહ, સાંધાઓમાં તથા હાડકાંઓમાં પીડા તથા શ્વાસ ઓછા હોય; એટલાં બહાર વેગવાળા જ્વરનાં ચિહ્નો છે અને એ ચિહ્નો ઉપરથી તે જ્વરને સુખસાધ્ય જાણવો.

टीका–'तृष्णादि' इति 'आदि' शब्देनान्तर्दाहसन्ध्यस्थिव्यथाश्वासा गृह्यन्ते, तेषां मार्दवमल्पता। बहिर्वेगस्य=ज्वरस्य॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### પ્રાકૃતજ્વર

वर्षाशरद्वसन्तेषु वाताद्यैः प्राकृतः क्रमात्।
प्राकृतः सुखसाध्यस्तु ज्वरः सुरभिसम्भवः ॥९३०

अन्वयः-वर्षा–शरद्–वसन्तेषु क्रमात् वाताद्यैः प्राकृतः (ज्वरः भवति, तत्र) सुरभिसंभवः प्राकृतः ज्वरः तु सुखसाध्यः (ज्ञेयः)॥

વર્ષાઋતુમાં વાયુથી, શરદઋતુમાં પિત્તથી અને વસંતઋતુમાં કફથી જે જ્વર આવ્યો હોય તે પ્રાકૃત (ઋતુના સ્વભાવને અનુસરીને પ્રાપ્ત થયેલો) સમજવો; તેઓમાં વસંતઋતુમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃતજ્વર* સુખસાધ્ય જાણવો. ૯૩૦

अथ कष्टसाध्यस्य ज्वरस्य लक्षणम्–

### વૈકૃત તથા પ્રાકૃત–વાતિક કષ્ટસાધ્ય જ્વરનું લક્ષણ

वैकृतोऽन्यः स दुःसाध्यः प्राकृतश्चानिलोद्भवः।
अन्तर्दाहोऽधिका तृष्णा प्रलापः श्वसनं भ्रमः ९३१
संध्यस्थिशूलमस्वेदस्तथा वर्चोविनिग्रहः।
अन्तर्वेगस्य लिङ्गानि कष्टसाध्यत्वमेव च ॥९३२॥

* प्रकृते.–वर्षादिऋतुस्वभावात् आगतः प्राकृतः– વર્ષા આદિ ઋતુઓના સ્વભાવથી આવેલો જ્વર–પ્રાકૃતજ્વર કહેવાય છે.

अन्वयः–अन्यः वैकृतः च अनिलोद्भवः प्राकृतः सः दु साध्यः। अन्तर् दाहः, तृष्णा अधिका, श्वसन भ्रमः, संधि–अस्थि–शूलम्, अस्वेदः, तथा वर्चो–विनिग्रहः– (एतानि) अन्तर्वेगस्य (ज्वरस्य) लिङ्गानि (ज्ञेयानि, तस्य) च कष्टसाध्यत्वम् एव (ज्ञेयम्)॥

પ્રાકૃતથી જુદો વૈકૃતજ્વર અને વાયુથી થયેલો પ્રાકૃતજ્વર પણ કષ્ટસાધ્ય છે. અંદર દાહ, તરસ વધારે, બકવાદ, શ્વાસ, ભ્રમ, સંધિઓમાં તથા હાડકાંઓમાં શૂળ, પરસેવો ન આવે અને ઝાડો અટકે, એટલાં અંદર વેગવાળા જ્વરનાં ચિહ્નો છે; અને એ ચિહ્નો ઉપરથી એ જ્વરને કષ્ટસાધ્ય જાણવો.૯૩૧,૯૩૨

टीका–अन्यः=प्राकृतादन्यो वैकृतः। वर्चोविनिग्रहः= पुरीषाप्रवृत्तिः॥ (આનો અર્થ ઉપર છે.)

वर्षादिषु जातानां चिकित्साविशेषार्थं प्राधान्यमाह–

### વર્ષા આદિ ઋતુઓમાં થયેલા જ્વરોની વિશેષ ચિકિત્સાસૂચક તે તે ઋતુ પ્રમાણે દોષોનું પ્રાધાન્ય

**वर्षासु मारुतो दुष्टः पित्तश्लेष्मान्वितो ज्वरम्।**
**कुर्यात् पित्तञ्च शरदि तस्य चानुबलः कफः॥९३३**
**कफो वसन्ते तमपि वातपित्तं भवेदनु।**
**तत्प्रकृत्या विसर्गाच्च तत्र नानशनाद्भयम्॥९३४॥**

अन्वयः–वर्षासु दुष्टः पित्तश्लेष्मान्वितः मारुतः ज्वरं कुर्यात्, शरदि च पित्त (कुपितं सत् ज्वरं कुर्यात् तदा) कफः तस्य अनुबलः (भवति), वसन्ते (दुष्टः) कफः (ज्वरं कुर्यात्), तम् अपि वातपित्तम् अनु भवेत्। तत्प्रकृत्या च विसर्गात्, तत्र (शरदि) अनशनाद् भयं न (भवति)॥

(વર્ષાઋતુમાં વાયુ પ્રધાન હોય છે અને પિત્ત તથા કફ અપ્રધાન હોય છે તેથી) વર્ષામાં દુષ્ટ થયેલો અને પિત્ત તથા કફ જેના પેટામાં રહે છે એવો પવન જ્વરને ઉત્પન્ન કરે છે. (શરદઋતુમાં પિત્ત પ્રધાન હોય છે અને કફ અપ્રધાન હોય છે તેથી) શરદમાં દુષ્ટ થયેલું અને કફ જેના પેટામાં રહે છે એવું પિત્ત જ્વરને ઉત્પન્ન કરે છે. (વસંતઋતુમાં કફ પ્રધાન હોય છે અને વાયુ તથા પિત્ત અપ્રધાન હોય છે તેથી) વસંતમાં દુષ્ટ થયેલો અને વાયુ તથા પિત્ત જેના પેટામાં રહે છે એવો કફ જ્વરને ઉત્પન્ન કરે છે. પિત્તના સ્વભાવને લીધે અને શરદઋતુ, વિસર્ગનો એટલે સૂર્યને રસ આદિ ખેંચવાનો કાળ હોવાને લીધે શરદઋતુમાં થયેલા પિત્તજ્વરમાં લંઘનથી કશો ભય થતો નથી. ૯૩૩,૯૩૪

टीका–तत्प्रकृत्या–तस्य=पित्तस्य, प्रकृत्या=स्वभावेन। यत उक्तम्–'कफपित्ते द्रवे धातू सहेते लङ्घनं बहु।' इति विसर्गाच्च शरदो विसर्गकालत्वाच्च। यत उक्तम्– 'वर्षाशरद्धेमन्ता विसर्गकालास्तत्रोपचितबलाः प्राणिनो भवन्ति, सोमस्य बलवत्त्वात्' इति॥ तत्र शरदि पित्त- ज्वरे अनशनाद्भयं न। वसन्ते कफज्वरेऽपि कफप्रकृत्या लङ्घनाद्भयं न भवति, किन्तु वसन्तस्यादानकालत्वान्निः- शङ्कं न कर्त्तव्यम्। यत उक्तम्–'शिशिरवसन्तग्रीष्मास्त्वा- दान–कालास्तत्रापचितबलाः प्राणिनो भवन्ति, सूर्यस्य बलवत्त्वादि'ति। एतेनेदमुक्तम्–वर्षासु वायुः प्रधानम्, पित्तश्लेष्माणावप्रधानौ। शरदि पित्तं प्रधानम्, कफोऽ- प्रधानः। वसन्ते श्लेष्मा प्रधानः, वातपित्ते अप्रधाने, तत्र प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्तव्या। सा चाप्रधाने निषिद्धा न विधेया। एवं वैकृतेष्वपि प्रधानस्य प्राधान्येन चिकित्सा कर्त्तव्या। तथा चोक्तम्–

'संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत्।
शेषदोषाऽविरोधेन सन्निपाते तथैव च' इति॥

संसर्ग=दोषद्वयसंसर्गे, गरीयान्=प्रधानः॥

કફ અને પિત્ત એ બન્ને પ્રવાહી ધાતુ છે, તેથી તેઓ ઘણું લંઘન સહન કરે છે, એમ કહેવાઈ ગયું છે. શરદઋતુ વિસર્ગનો કાળ છે; તે વિષે પણ પ્રાચીન–ગ્રંથોમાં કહ્યું છે કે, 'વર્ષા, શરદ અને હેમંત એ ત્રણે ઋતુઓ વિસર્ગનો કાળ છે, તેથી તેઓમાં સોમ બળવાન હોવાથી બધાં પ્રાણીઓ વધારે બળવાન થાય છે.'

જોકે વસંતઋતુમાં થયેલા કફજ્વરમાં પણ કફના સ્વભાવને લીધે લંઘનથી ભય થતો નથી, તોપણ વસંત ઋતુ આદાનનો એટલે સૂર્યને રસ આદિ ખેંચી લેવાનો કાળ હોવાથી તેમાં નિઃશંક- પણે લંઘન કરવું ન જોઈએ. કારણ કહ્યું છે કે 'શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ આદાનનો કાળ છે, તેથી તેમાં સૂર્ય બળવાન થતો હોવાથી બધાં પ્રાણીઓ ઓછાં બળવાળાં થાય છે.'

આથી આમ સિદ્ધ થાય છે કે, 'વર્ષા ઋતુમાં વાયુ પ્રધાન હોય છે અને પિત્ત તથા કફ અપ્રધાન હોય છે; શરદઋતુમાં પિત્ત પ્રધાન હોય છે અને કફ અપ્રધાન હોય છે અને વસંતઋતુમાં કફ પ્રધાન

હોય છે અને વાયુ તથા પિત્ત અપ્રધાન હોય છે.
પ્રાકૃતજ્વરોમાં પ્રધાનદોષની ચિકિત્સા પ્રધાનપણે કરવી. પણ તે એવી રીતે કરવી જોઈએ કે જે ચિકિત્સા અપ્રધાન માટે નિષિદ્ધ ન હોય. વૈકૃતજ્વરોમાં પણ પ્રધાનદોષની ચિકિત્સા પ્રધાનપણે કરવી અને તે પણ આ પદ્ધતિથી જ કરવી. કહ્યું છે કે, 'બે દોષના સંસર્ગમાં અને ત્રણ દોષના સંસર્ગરૂપ સન્નિપાતમાં જે દોષ પ્રધાન હોય તેની ચિકિત્સા અપ્રધાન દોષનો વિરોધ ન કરે, એવી રીતે કરવી જોઈએ.

अथासाध्यस्य ज्वरस्य लक्षणमाह–

### અસાધ્ય જ્વરનું લક્ષણ

**ज्वरः क्षीणस्य शूनस्य गम्भीरो दीर्घरात्रिकः ।**
**असाध्यो बलवान् यश्च केशसीमन्तकृज्ज्वरः ॥९३५॥**

अन्वयः–क्षीणस्य शूनस्य ज्वरः, गम्भीरः ज्वरः, दीर्घरात्रिकः ज्वरः, बलवान् ज्वरः, च यः ज्वरः केशसीमन्तकृत् (स्यात् सः) असाध्यः (भवति) ॥

ક્ષીણ થયેલાને તથા સોજાવાળાને થયેલો જ્વર, ગંભીર જ્વર, ઘણા લાંબા કાળથી થયેલો જ્વર, બળવાન જ્વર અને જે જ્વરે પ્રભાવથી કેશમાં સેંથો પાડી દીધો હોય તે જ્વર અસાધ્ય છે. ૯૩૫

टीका–दीर्घरात्रिकः=बहुरात्रानुबन्धी, केशसीमन्तकृत=प्रभावात् केशेषु सीमन्तं यः करोति ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ गम्भीरज्वरस्य लक्षणमाह–

### ગંભીર જ્વરનું લક્ષણ

**गम्भीरस्तु ज्वरो ज्ञेयो ह्यन्तर्दाहेन तृष्णया ।**
**आनद्धत्वेन चात्यर्थं कासश्वासोद्गमेन च ॥९३६॥**

अन्वयः–अन्तर्दाहेन तृष्णया च आनद्धत्वेन च अत्यर्थं कास–श्वास–उद्गमेन तु गम्भीरः ज्वरः ज्ञेयः ॥

અંદરનો દાહ તથા તરસ, ઝાડાની અટકાયત અને ઉધરસની તથા શ્વાસની અત્યંત ઉત્પત્તિ–એ લક્ષણો ઉપરથી ગંભીર જ્વર* જાણવો. ૯૩૬

टीका–आनद्धत्वेन=विबद्धमलत्वेन ॥ (આનો અર્થ ઉપર છે.)

सामान्यज्वरे कर्णमूलशोथस्य सुखसाध्यत्वादिकमाह–

### સામાન્ય જ્વરમાં કાનના મૂળમાં થયેલો સોજો–સુખસાધ્ય આદિ

**ज्वरस्य पूर्वं ज्वरमध्यतो वा, ज्वरान्ततो वा श्रुतिमूलशोथः । क्रमादसाध्यः खलु कृच्छ्रसाध्यः, सुखेन साध्यो मुनिभिः प्रदिष्टः ॥९३७॥**

अन्वयः–ज्वरस्य पूर्वं, वा ज्वरमध्यतः, वा ज्वरान्ततः श्रुतिमूलशोथः क्रमात् असाध्यः कृच्छ्रसाध्यः सुखेन साध्यः खलु मुनिभिः प्रदिष्टः ॥

જ્વર આવ્યા પહેલાં કાનના મૂળમાં જે સોજો થાય તે અસાધ્ય છે; જ્વરના મધ્યમાં કાનના મૂળમાં જે સોજો થાય છે, તે કષ્ટસાધ્ય છે; અને જ્વરના અંતે કાનના મૂળમાં જે સોજો થાય છે, તે સુખસાધ્ય છે, એમ મુનિઓએ જણાવેલ છે. ૯૩૭

अथारिष्टमाह–

### જ્વરવાળાનું અરિષ્ટ

**रोगिणो मरणं यस्मात् अवश्यम्भावि लक्ष्यते ।**
**तल्लक्षणमरिष्टं स्याद्रिष्टमप्यभिधीयते ॥९३८॥**

अन्वयः–यस्मात् रोगिणः मरणम् अवश्यंभावि लक्ष्यते, तत् लक्षणम् अरिष्टं स्यात्, (तत् च) रिष्टम् अपि अभिधीयते ॥

જે લક્ષણો ઉપરથી રોગીનું મરણ અવશ્ય થવાનું જણાય છે, તે લક્ષણો અરિષ્ટ+ કે રિષ્ટ કહેવાય છે. ૯૩૮

### પ્રાણાન્તકૃત્ જ્વરનું લક્ષણ

**हेतुभिर्बहुभिर्जातो बलिभिर्बहुलक्षणः ।**
**ज्वरः प्राणान्तकृद्यश्च शीघ्रमिन्द्रियनाशनः ॥९३९॥**

अन्वयः–यः च ज्वरः बलिभिः बहुभिः हेतुभिः जातः (सन्) बहुलक्षणः शीघ्रम् इन्द्रियनाशनः (भवेत् सः) प्राणान्तकृत् (ज्ञेयः) ॥

જે જ્વર ઘણાં બળવાન કારણોથી થયો

---

* गात्रे गच्छन्ति वा अन्तर्दाहतृष्णानद्धत्वमत्यर्थं कास-श्वास-उद्गमा अस्मिन्निति–गम्भीरः गाढ़ गर्भो, गम्भ्र गर्तो वेति 'गभीरादयश्च' इति 'गभीरगम्भीरौ (उणा. ४–३५)इति निपातितौ–જેમાં અંતર્દાહ, તરશ, ઝાડાનુ રોકાણ અને ખૂબ જ ઉધરસ તથા શ્વાસ ઊપજે છે, તે તાવ ગંભીરજ્વર કહેવાય છે

+ ऋषति–प्राप्नोति–अशुभ–मरणादिरूपेणेति–अरिष्टम्–ऋषी–गतौ–क्तः–३–२–१०२, रेषण रिष्यते स्म वा प्राणी अनेनेति रिष्टं वा, रिष हिंसायाम्–क्तः ३–३–११४–જે અશુભ મરણાદિરૂપે પ્રાપ્ત થાય અથવા જેનાથી પ્રાણી મરે છે, તે અશુભસૂચક ચિહ્ન કે અશુભ–અરિષ્ટ કે રિષ્ટ કહેવાય છે.

હોય, ઘણાં લક્ષણોવાળો હોય અને જે ઉત્પન્ન થતાં જ ચિકિત્સા કર્યા છતાં ચક્ષુ આદિ ઇંદ્રિયોની શક્તિનો નાશ કરે છે, તે જ્વરને પ્રાણનો નાશ કરનાર સમજવો. ૯૩૯

टीका-शीघ्रमिन्द्रियनाशन.=उत्पन्नमात्र एव चिकित्स्यमानोऽपि इन्द्रियाणां चक्षुरादीनां शक्तिं यो नाशयति।

अन्यच्चारिष्टमाह-

બીજાં પણ અરિષ્ટ

विसंज्ञस्ताम्यते यस्तु शेते निपतितोऽपि वा।
शीतार्दितोऽन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः॥९४०॥

अन्वय.-यः तु नरः ज्वरेण विसंज्ञः (सन्) ताम्यते, शेते अपि वा निपतितः (भवति), शीतार्दितः च अन्तरुष्णः (स्यात्, स.) ज्वरेण म्रियते॥

જે માણસ તાવથી બેભાન થઈ જાય, હર્ષથી અત્યંત રહિત થઈ સૂઈ રહે કે પડ્યો જ રહે એટલે ઊઠી ન જ શકે, તેમ જ બહાર ટાઢથી પીડાય અને અંદર દાહવાળો હોય, તે માણસ જ્વરથી મરે છે. ૯૪૦

टीका-विसञ्ज्ञः=विगतज्ञानः, ताम्यते=नष्टहर्षः शेते निपतितो वा, अत्रापि वाशब्द एवार्थ., निपतित एव तिष्ठति न चोत्थातु समर्थः। तथा सन् शेते वा। शीतार्दितः-बहिः। अन्तरुष्ण.=अन्तर्दाहवान्॥ (આનો અર્થ ઉપર છે.)

अन्यच्च-વળી બીજું-

यो हृष्टरोमा रक्ताक्षो हृदि सङ्घातशूलवान्।
वक्त्रेण चैवोच्छ्वसिति तं ज्वरो हन्ति मानवम्॥९४१

अन्वयः-यः (ज्वरेण) हृष्टरोमा रक्ताक्षः हृदि सङ्घातशूलवान् (सन्) वक्त्रेण एव च उच्छ्वसिति तं मानवं ज्वरः हन्ति॥

(તાવને લીધે) જે માણસનાં રુવાંટાં ઊભાં થઈ જતાં હોય, આંખો લાલ થઈ હોય, હૃદયમાં સન્નિપાતના સંબંધવાળું શૂળ નીકળતું હોય અને (નાકથી નહિ પણ) મોઢાથી જ શ્વાસ લેતો હોય, તે માણસને જ્વર મારી જ નાખે છે. ૯૪૧

टीका-हृष्टरोमा=रोमाञ्चवान्, हृदि सङ्घातशूलवान्=साम्निपातिकशूलवान्, वक्त्रेण चैवोच्छ्वसिति-न तु नासिकया। (આનો અર્થ ઉપર છે.)

अन्यच्च-વળી બીજું-

हिक्काश्वासतृषायुक्तं मूढं विभ्रान्तलोचनम्।
सन्ततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः॥९४२

अन्वयः-हिक्का-श्वास-तृषायुक्तं मूढं विभ्रान्तलोचनं संतत-उच्छ्वसिनं क्षीणं नरं ज्वरः क्षपयति॥

(તાવને લીધે) જે માણસ હેડકીથી, શ્વાસથી તથા તરસથી યુક્ત થાય, મૂઢ થઈ જાય, ભમતી આંખોવાળો થઈ જાય, નિરંતર એકધારા ઊંચા શ્વાસ લીધા કરતો હોય અને ક્ષીણ થયો હોય તે માણસને જ્વર મારી જ નાખે છે. ૯૪૨

टीका-क्षपयति=समापयतीत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

अन्यच्च-વળી બીજું-

हतप्रभेन्द्रियं क्षाममरोचकनिपीडितम्।
गम्भीरतीक्ष्णवेगार्त्तं ज्वरितं परिवर्जयेत्॥९४३॥

अन्वयः-हतप्रभ-इन्द्रियं, क्षामम् अरोचकनिपीडितं गम्भीर-तीक्ष्णवेगार्तं ज्वरितं परिवर्जयेत्॥

(તાવને લીધે) જેની કાંતિ હણાઈ ગઈ હોય, જેની ઇંદ્રિયોની પોતપોતાના વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ નાશ પામી હોય, જે ક્ષીણ થઈ ગયો હોય, જે અરુચિથી પીડાતો હોય અને જે ગંભીર જ્વરના તીક્ષ્ણ વેગથી પીડાયો હોય, તે જ્વરવાળાને વૈદ્યે છોડી દેવો.

टीका-हतप्रभेन्द्रियम्=हता प्रभा-दीप्तिर्येषां, अथवा हता प्रभा-प्रतिभा-विषयग्रहणशक्तिर्येषाम् तथाविधानि इन्द्रियाणि यस्य त हतप्रभेन्द्रियम्; क्षाम=क्षीणम्, गम्भीरतीक्ष्णवेगार्त-गम्भीरः=उक्तलक्षणकः, तीक्ष्णवेग = अतिदुःसहवेगः, ताभ्यां आर्तं=दुःखितम्॥

अन्यच्च-વળી બીજું-

मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे।
शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य तु विशेषतः॥९४४

अन्वयः-तत्र ज्वरे शुक्रस्थानगत (सति) शेफसः स्तब्धता, शुक्रस्य तु विशेषतः मोक्षः (जायते, येन रोगी) मरणं प्राप्नुयात्॥

જે જ્વર વીર્યના સ્થાનમાં પ્રાપ્ત થયો હોય તેમાં લિંગ અક્કડનું અક્કડ-જાગતું જ રહે અને વીર્ય વધારે નીકળ્યા કરે છે; આ તાવથી રોગી મરણ પામે છે. ૯૪૪

टीका-व्याख्यातोऽयं श्लोकः॥ (આ શ્લોક પ્રથમ આવી ગયો છે.)

अथ विषमज्वरस्यारिष्टमाह–

### વિષમજ્વરનું અરિષ્ટ

**आरम्भाद् विषमो यस्तु यस्य वा दीर्घरात्रिकाः। क्षीणस्य चातिरूक्षस्य गम्भीरो यस्य हन्ति तम् ॥ ९४५ ॥**

अन्वयः–यः तु ( ज्वरः ) आरम्भाद् विषमः, यस्य वा दीर्घरात्रिकः ( ज्वरः ), यस्य क्षीणस्य च अतिरूक्षस्य गम्भीरः (भवति, स त्रिविधोऽपि ज्वरः), तं ( रोगिणं ) हन्ति ॥

જેને પ્રથમ બીજા પ્રકારનો જ્વર આવ્યા વિના આરંભથી જ વિષમજ્વર થયો હોય અથવા જેને લાંબા કાળથી જ્વર લાગુ પડ્યો હોય અથવા ક્ષીણ થયેલા અને અત્યંત રૂક્ષ થયેલા જે માણસને ગંભીર જ્વર થયો હોય (એ ત્રણે પ્રકારનો) તે જ્વર તે રોગીને મારી જ નાખે છે. ૯૪૫

टीका–यस्य आरम्भाद्विषमः=प्रथममेव विषमः, न तु ज्वरोत्तरम्; यस्य दीर्घरात्रिकः, यस्य क्षीणस्यातिरूक्षस्य च गम्भीरो भवति; स विषमो दीर्घरात्रिको गम्भीरश्च हन्तीत्यर्थः। (અર્થ ભાષાંતરમાં સમાયો છે.)

**જ્વરનો અધિકાર* સમાપ્ત**

## ૨ : અતિસારનો અધિકાર

तत्रातीसारस्य विप्रकृष्टानि निदानान्याह–

### અતિસારનાં દૂરનાં નિદાનો

**गुर्वतिस्निग्धरूक्षोष्णद्रवस्थूलातिशीतलैः।
विरुद्धाध्यशनाजीर्णैर्विषमैश्चापि भोजनैः ॥ १ ॥
स्नेहाद्यैरतियुक्तैश्च मिथ्यायुक्तैर्विषैर्भयैः।
शोकदुष्टाम्बुमद्यातिपानैः सात्म्यर्तुपर्ययैः ॥ २ ॥
जलाभिरमणैर्वेगविघातैः कृमिदोषतः।
नृणां भवत्यतीसारो लक्षणं तस्य वक्ष्यते ॥ ३ ॥**

अन्वयः–गुरु–अतिस्निग्ध–अतिरूक्ष–अति-उष्ण–अति-द्रव–अतिस्थूल–अतिशीतलैः भोजनैः, विरुद्ध–अध्यशन–अजीर्णैः, अपि च विषमैः भोजनैः, स्नेहाद्यैः च अतियुक्तैः मिथ्यायुक्तैः, विषैः, भयैः, शोक–दुष्टअम्बु–मद्य-अतिपानैः, सात्म्य–ऋतु–पर्ययैः, जल–अभिरमणैः, वेग–विघातैः, कृमि–दोषतः (च), नृणाम् अतीसारः भवति, तस्य लक्षणं वक्ष्यते ॥

ગુરુ ભોજનથી, અતિ સ્નિગ્ધ ભોજનથી, અતિ રૂક્ષ ભોજનથી, અતિ ઉષ્ણ ભોજનથી, અતિ દ્રવરૂપ (ખૂબ પ્રવાહી) ભોજનથી, અતિ સ્થૂળ ભોજનથી, અતિ શીતળ ભોજનથી, વિરુદ્ધ ભોજનથી, અજીર્ણમાં ભોજન કરવાથી, વિષમ–અનિયમિત ભોજન કરવાથી, સ્નેહન આદિ ક્રિયાઓનો વારંવાર પ્રયોગ કરવાથી, સ્નેહન આદિ ક્રિયાઓનો વિધિરહિત પ્રયોગ કરવાથી, ઝેરથી, ભયથી, શોકથી, દુષ્ટ જળથી, મદિરા ખૂબ પીવાથી, પ્રકૃતિવિરુદ્ધ આહાર આદિથી, ઋતુવિરુદ્ધ આહાર આદિથી, જળમાં ક્રીડા કરવાથી, મૂત્ર તથા વિષ્ઠા આદિના વેગને બળાત્કારે રોકવાથી અને કૃમિઓથી પક્વાશય દુષ્ટ થવાને લીધે માણસોને અતિસાર+ રોગ થાય છે, તેનું લક્ષણ કહેવામાં આવશે. ૧–૩

टीका–गुरु=मात्रया स्वभावेन संस्कारेण च, 'अति'–शब्दः स्थूलान्तैः सह सम्बद्ध्यते। स्थूलम्–असम्यक् पिष्ट गोधूमादि, विरुद्धं=संयुक्तं क्षीरमत्स्यादि, अध्यशनम्= 'अजीर्णे भुज्यते यत् तु तदध्यशनमुच्यते ॥' अजीर्णं= आमं विदग्धं, 'बहु स्तोकमकाले च भुक्तं यद्विषमं

* અહીં સમાપ્ત થતા આ જ્વરાધિકારમાં જ્વરના એકંદર પ્રકારો, તેઓની સંખ્યા સાથે આ પ્રમાણે છે–એક દોષથી થતા ત્રણ–વાતજન્ય, પિત્તજન્ય અને કફજન્ય; બે દોષથી થતા ત્રણ–વાત–પિત્તજન્ય, વાતશ્લેષ્મજન્ય અને પિત્તકફજન્ય; સંનિપાત અથવા ત્રણ દોષોથી થતા જ્વરો મુખ્ય તેર છે; પણ તેઓનાં જ બીજાં છવ્વીસ નામો જો ગણીએ તો ૩૯ સંનિપાતો ગણ્યા છે; તેમ જ ૨૮ આગંતુજ્વરો તથા ૨૪ વિષમજ્વરો મળી જ્વરોની કુલ સંખ્યા તથા પ્રકાર ૯૭ થાય છે; તેઓની વિશેષ સમજૂતી તે તે અધિકારમાં જોઈ લેવી.

+ अतिशयेन सरति प्रवृद्धः अपां धातुः–रसादिः अग्निं संशम्य पुरीषयुक्तः गुदाध्वनेति–अतीसारः–'व्याधि–मत्स्य–बलेषु चेति वाच्यम्' इति अस्थिरेऽपि कर्तरि सर्तेः घञ्, उपसर्गस्य घञीति वा दीर्घत्व–ખૂબ વધી ગયેલી રસ આદિ દ્રવ ધાતુ જઠરાગ્નિને શમાવી દઈ વિષ્ઠાની સાથે ગુદામાર્ગે જે બહાર વહે છે તે રોગ અતિસાર કહેવાય છે. પિત્તજ્વરમાં અતિસાર કહેવાયો છે, તેમ જ જ્વર તથા અતિસાર, એકએકના ઉપદ્રવરૂપે પણ થાય છે, તેથી જ્વરના અધિકાર સાથે સંકળાયેલો આ અતિસારનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરાયો છે.

हि तत्।' इति। 'भोजनै'रिति गुर्वादिभिर्विषमान्तैः सर्वैः सह सम्बध्यते, स्नेहाद्यैः-स्नेहपानस्वेदनवमनविरेचनानुवासननिरूहान्तैः अतियुक्तैः=वारंवार प्रयुक्तैः, मिथ्या युक्तैः-अविधिप्रयुक्तैश्च । विषैः-विषाण्यत्र=स्थावराणि, तेषामधोगतत्वात्; शोकः=बन्ध्वादिवियोगजनितमनःपीडा, सात्म्यर्तुपर्ययैः=सात्म्यविपरीतैरसात्म्यैः, तथा यस्मिन् ऋतौ यदुचितं तद्विपरीतैः, जलाभिरमणैः=जलक्रीडादिभिः, वेगविघातैः=मूत्रपुरीषादिहठधारणैः, कृमिदोषतः-कृमिभिः पक्वाशयस्य दुष्टेः, एतानि यथासम्भवं वातादीनां दुष्टेः कारणानि बोद्धव्यानि। नन्वेवं सति स्वहेतुदुष्टेन वातादिनाऽतिसारो भवत्येव, तावन्मात्रं वाच्यं किमर्थं गुर्वाद्यभिधानं? उच्यते-गुर्वादिहेतुदूषिता एव वातादयो बाहुल्येनातिसारं जनयन्ति, न तु लङ्घनभुक्तजीर्णादिलघ्वन्नक्रोधतृषाक्षुधाभिहननदध्यारनालव्यायामवर्षाशरद्वसन्तादिभिः कुपिताः, अतो गुर्वादीन्युच्यन्ते, एवमन्यत्रापि बोद्धव्यम्॥

જે ભોજન પ્રમાણથી, સ્વભાવથી કે સંસ્કારથી ભારે હોય તે ગુરુ ભોજન કહેવાય છે. ઘઉં વગેરે જે ધાન્ય બરાબર નહિ દળાયેલું હોય તે અતિ સ્થૂલ કહેવાય છે. દૂધ અને માછલા ઇત્યાદિ સંયુક્ત પદાર્થો વિરુદ્ધ ભોજન કહેવાય છે. અજીર્ણમા જે જમાય તે અધ્યશન કહેવાય છે. પેટમા જઈ કાચું રહેલું અથવા બરાબર નહિ પચેલું હોય તે અજીર્ણ કહેવાય છે. ઝાઝું, થોડું અથવા સમય વગર જે જમવામાં આવે, તે વિષમ ભોજન કહેવાય છે. સ્નેહપાન, સ્વેદન, વમન, વિરેચન, ક્વાથની પિચકારી અને તેલ આદિની પિચકારી એ સ્નેહન આદિ ક્રિયાઓ સમજવી. જોકે ઝેર સ્થાવર અને જંગમ એમ બે પ્રકારના છે, છતા આ પ્રકરણમાં ઝેર એટલે સ્થાવર ઝેરજ સમજવાં; કારણ કે નીચેના ભાગમાં જવાનો સ્વભાવ સ્થાવર ઝેરનો છે. બંધુ આદિના વિયોગથી થયેલી મનની પીડા શોક કહેવાય છે. એ ગુરુ ભોજન આદિ જે કહ્યા, તે સંભવને અનુસરી વાયુ આદિને બગાડવામા કારણો થાય છે, એમ સમજવુ.

અહીં શંકા થાય છે કે, જો એમ છે તો 'પોતાનાં કારણોથી દુષ્ટ થયેલા વાયુ આદિથી અતિસાર થાય છે' એટલુંજ કહેવું જોઈએ; છતાં ગુરુ ભોજન વગેરે નામો આપીને કહેવામાં શું કારણ છે?

આનું સમાધાન આ છે કે ગુરુ ભોજન આદિ કારણોથીજ દૂષિત થયેલા વાયુ આદિ દોષો ઘણું કરી અતિસારને ઉત્પન્ન કરે છે, પણ લંઘન, પચી ગયેલું અન્ન, હલકું અન્ન, ક્રોધ, તરસ, ભૂખ, અભિઘાત, દહીં, કાંજી-ખાટું પાણી-આથારૂપ થયેલું હોય છે તે, કસરત, વર્ષાઋતુ, શરદઋતુ કે વસંતઋતુ વગેરેથી કોપ પામેલા દોષો અતિસારને ઉત્પન્ન કરતા નથી, એમ જણાવવા ગુરુ ભોજન વગેરેને નામ આપીને કહ્યાં છે એમ સમજવું. બીજાં સ્થળોમાં પણ જ્યાં જ્યાં દૂરનાં નિદાનો કહેવામાં આવે ત્યાં પણ આ પ્રમાણેજ સમજવુ.

तस्यैव पूर्वरूपमाह-

### અતિસારનું પૂર્વરૂપ

**हृन्नाभिपार्श्वोदरकुक्षितोद,-गात्रावसादानिलसन्निरोधाः। विट्सङ्ग आध्मानमथाविपाको, भविष्यतस्तस्य पुरःसराणि ॥४॥**

अन्वयः-हृद्-नाभि-पार्श्व-उदर-कुक्षि-तोद,-गात्र-अवसाद-अनिल-सन्निरोधाः, विट्सङ्गः, आध्मानम्, अथ (भुक्तस्य) अविपाकः-(एतानि लक्षणानि) भविष्यतः तस्य पुरःसराणि (भवन्ति)॥

**હૃદય, નાભિ, પડખાં, પેટ અને કૂખમાં પીડા, ગાત્રોમા ગ્લાનિ, પવનનુ રોકાણ, ઝાડાની અટકાયત, પેટનું આફરવું અને ખાધેલા ખોરાકનો અપચો-એટલાં ચિહ્નો જ્યારે અતિસાર થવાનો હોય ત્યારે પ્રથમથી થાય છે.**

टीका-विट्सङ्गः=पुरीषाप्रवृत्तिः, अविपाकः-भुक्तस्य, पुरःसराणि=एतानि लक्षणानि पूर्वभावीनि॥ (આનો અર્થ ઉપર છે.)

अथातीसारस्य संप्राप्तिमाह-

### અતિસારની સંપ્રાપ્તિ

**संशम्यापां धातुरग्निं प्रवृद्धो, वर्चोमिश्रो वायुनाऽधः प्रणुन्नः।**

अन्वयः-अपां धातुः प्रवृद्धः (सन्) अग्निं संशम्य वर्चोमिश्रः वायुना अधः प्रणुन्नः (भवति)॥

**રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને રુધિર આદિ દ્રવરૂપ ધાતુઓ ખૂબ વધી જઈ અગ્નિને ઠારી નાખી વિષ્ઠાની સાથે વાયુના બળથી નીચે પ્રેરાય છે.**

टीका-अपां धातुः=अत्र समासाकरणाद्बहुत्वेन च रसजलमूत्रस्वेदमेदःकफपित्तरक्तादयो द्रवधातवो गृह्यन्ते, प्रवृद्धः, अग्निं संशम्य=शमयित्वा, वर्चोमिश्रः=पुरीषयुक्तः, वायुना अधः प्रणुन्नः=अधः प्रेरितः॥ (આનો અર્થ ઉપર છે)

अथ सामान्यरूपमाह-

**અતિસારનું સામાન્ય રૂપ**

**सरत्यतीवाऽतिसारं तमाहु,-र्व्याधिं घोरं षड्विधं तं वदन्ति ॥५॥**

अन्वयः-(यः रसादिः द्रवधातुः) अतीव सरति, त घोर व्याधिम् अतिसारम् आहुः, त षड्विध वदन्ति ॥

એ રીતે પ્રેરાયેલ જે રસાદિ પ્રવાહી ધાતુઓ, પોતાની પ્રકૃતિને છોડીને નદીની પેઠે પ્રવાહરૂપે ગુદાના માર્ગથી બહાર વહે છે, તે ભયંકર વ્યાધિને વિદ્વાનો અતિસાર કહે છે અને તેના પ્રકાર છ કહે છે. ૫

टीका-अतिसरति नदीवत् अतिसार तमाहुर्व्याधिं घोरमिति, यो रसादिः द्रवधातुः अतीव सरतीति=प्रकृतिमतिक्रम्य गुदाध्वना सरति,+ त व्याधिमतीसारमाहुः, किं विध ? घोर, 'घोर भीम भयानकम्' इत्यमरः, सख्यामाह-षड्विधमिति ॥ (આનો અર્થ ઉપર છે)

'षड्विधन्त वदन्ति' इत्युक्तं, तत् षड्विधत्व विवृणोति-

**અતિસારની છની સંખ્યા**

**पृथक्शः सर्वशश्चापि दोषैः, शोकेनान्यः षष्ठ आमेन चोक्तः ॥६॥**

अन्वय'-एकैकशः, अपि च सर्वशः दोषैः अन्य' शोकेन, षष्ठः च आमेन उक्तः ॥

(એ અતિસાર છ પ્રકારનો કહેવાય છે, એમ ઉપર કહ્યું તેનું વિવરણ કરે છે:) વાયુથી થયેલો અતિસાર, પિત્તથી થયેલો અતિસાર, કફથી થયેલો અતિસાર, ત્રણે દોષોથી થયેલો અતિસાર, શોકથી થયેલો પાંચમો અતિસાર, અને છઠ્ઠો આમના સંબંધથી થયેલો અતિસાર, એમ અતિસારને છ પ્રકારનો* કહ્યો છે. ૬

अथ सामान्यमतीसारस्य चिकित्सामाह-

**અતિસારની સામાન્ય ચિકિત્સા**

**आमपक्वक्रमं हित्वा नातीसारे क्रिया यतः । अतोऽतीसारे सर्वस्मिन्नामं पक्वं च लक्षयेत् ॥७॥**

अन्वयः-आम-पक्वक्रमं हित्वा यतः अतिसारे क्रिया न (भवति), अतः सर्वस्मिन् अतिसारे आम च पक्व लक्षयेत् ॥

આમના અને પકવના ક્રમને છોડી (જે કારણે) અતિસારમાં કોઈ ચિકિત્સા જ નથી, એથી સઘળા અતિસારોમાં આમ અને પકવ તરફ જ ધ્યાન આપવું જોઈએ. ૭

तत्राऽऽम-पक्वयोर्लक्षणमाह-

**તેમાંના આમનું લક્ષણ**

**संसृष्टमामैर्दोषैस्तु न्यस्तमप्सु निमज्जति । पुरीषं भृशदुर्गन्धि पिच्छिलञ्चामसंज्ञितम् ॥८॥**

अन्वयः-पुरीष आमै दोषैः ससृष्टं तु अप्सु न्यस्त निमज्जति, भृशदुर्गन्धि पिच्छिलं च (भवति, तद्) आमसज्ञित (ज्ञेयम्) ॥

વિષ્ઠા જો કાચા દોષોના સંબંધવાળી હોય તો પાણીમાં નાખતા ડૂબી જાય છે, બહુ જ દુર્ગંધવાળી હોય છે અને ચીકણી હોય છે. આ લક્ષણો ઉપરથી તેને આમ નામે જાણવી.

**પકવનું લક્ષણ**

**एतान्येव तु लिङ्गानि विपरीतानि यस्य वै । लाघवञ्च विशेषेण तत्तु पक्वं विनिर्दिशेत् ॥९॥**

अन्वयः-यस्य तु वै एतानि एव लिङ्गानि विपरीतानि (स्युः), विशेषेण च लाघव (स्यात्), तत्तु

+ ગ્રંથકાર પંડિત ભાવમિશ્રે અહીં ટીકામાં વ્યાકરણદૃષ્ટિએ 'अतिसार'ની આ વ્યુત્પત્તિ કે વ્યાખ્યા લખી છે; જ્યારે પાણિનીય વ્યાકરણની પ્રક્રિયા-'સિદ્ધાંતકૌમુદી' ગ્રંથના કર્તા શ્રી ભટ્ટોજી-દીક્ષિત, સિદ્ધાંતકૌમુદીના ઉત્તરકૃદન્ત પ્રકરણમાં 'सृ स्थिरे (૬-૩-૧૭)' એ સૂત્રના વાર્તિક-'व्याधि-मत्स्य-बलेषु चेति वाच्यम्'-પછી લખે છે-'अतीसारो व्याधिः, 'उपसर्गस्य' इति दीर्घः, अन्तर्भावितण्यर्थोऽत्र सरतिः रुधिरादिकमतिशयेन सारयतीत्यर्थः-જે રુધિર આદિને ખૂબ સારે-ગુદામાર્ગે બહાર કાઢે, તે રોગ અતિસાર કહેવાય છે.

* અહીં જોકે અતિસારના છ પ્રકારો કહ્યા છે, પણ અતિસારનું આખું આ પ્રકરણ તથા તેમાં બતાવેલી જુદી જુદી ચિકિત્સાઓ જોતાં ૧૩ જાતના અતિસારો મળે છે: ૧ વાતાતિસાર, ૨ પિત્તાતિસાર, તેનો જ ભેદ ૩ રક્તાતિસાર, ૪ કફાતિસાર ૫ વાતકફાતિસાર, ૬ વાતપિત્તાતિસાર, ૭ પિત્તકફાતિસાર, ૮ સંનિપાતાતિસાર, ૯ આગંતુક શોકાતિસાર, ૧૦ આગંતુક ભયાતિસાર. ૧૧ આમાતિસાર, ૧૨ પ્રવાહિકા અને ૧૩ જ્વરાતિસાર આ તેરે પ્રકારો એકંદર અહીં ગણેલી છની સંખ્યામાં જ સમાઈ જાય છે, એમ સમજવું જોઈએ.

पक्व विनिर्दिशेत् ॥

વિષ્ઠા જો ઉપર કહેલાં ચિહ્નોથી વિપરીત ચિહ્નોવાળી હોય-એટલે પાણીમાં નાખતાં ડૂબે નહિ, બહુ દુર્ગંધવાળી ન હોય, ચીકણી ન હોય અને વિશેષે કરી હલકી હોય,-તો એ લક્ષણો ઉપરથી તેને પકવ જાણવી. ૯

### આમ-અતિસારની ચિકિત્સા

न च संग्राहकं दद्यात् पूर्वमामातिसारिणे ।
अकाले संगृहीतस्तु विकारान् कुरुते बहून् ॥ १० ॥
दण्डकाऽलसकाध्मानग्रहण्यर्शोभगन्दरान् ।
शोथपाण्डूवामयप्लीहगुल्ममेहोदरज्वरान् ॥ ११ ॥
डिम्भस्थः स्थविरस्थश्च वातपित्तात्मकश्च यः ।
क्षीणधातुबलश्चापि बहुदोषोऽतिनिस्रुतः ॥
आमोऽपि स्तम्भनीयः स्यात् पाचनान्मरणं भवेत् ॥

अन्वय.-आमातिसारिणे पूर्व संग्राहकं न च दद्यात्, (यतः) अकाले संगृहीतः तु (आमः) दण्डक-अलसक-आध्मान-ग्रहणी-अर्शस्-भगन्दरान्, शोथ-पाण्डु-आमय प्लीह-गुल्म-मेह-उदरज्वरान् बहून् विकारान् कुरुते ॥ यः च डिम्भस्थः स्थविरस्थः च वात-पित्तात्मकः अपि च क्षीणधातु-बलः बहुदोषः अतिनिस्रुत आमः अपि स्तम्भनीयः स्यात्, पाचनात् मरण भवेत् ॥

આમના અતિસારવાળાને પ્રથમ ઝાડો રોકનારું ઔષધ આપવું નહિ; કારણ કે સમય થયા વગર ઝાડો રોકવામાં આવે તો દંડક,* અલસક,× આફરો, ગ્રહણી, અરશ, ભગંદર, સોજા, પાંડુરોગ, બરલનું દરદ, ગોળાનું દરદ, પ્રમેહ, પેટના રોગ અને જ્વર એ ઘણા રોગોને તે કરે છે; પરંતુ જે આમાતિસાર બાળકને કે વૃદ્ધને થયેલ હોય, વાતપિત્તાત્મક હોય, ધાતુના તથા બળના ક્ષયવાળો હોય, ઘણા દોષવાળો હોય કે અત્યંત સવેલો હોય, તે આમયુક્ત હોય તોપણ તેને રોકવો જોઈએ; કારણ કે તેનું પાચન કરવા જતાં રોગીનું મરણ થાય છે. ૧૦-૧૨

* જેથી હાથ, પગ, માથું, વાંસો તથા ઠાઠું લાકડાની પેઠે ઝલાઈ જાય છે, એવો એક જાતનો આક્ષેપક-વાયુ.

× જેમાં પેટ ચડી ઝાડો તથા પેશાબ બંધ થઈ જાય છે, તે એક જાતનો કોલેરા.

### અતિસારમાં પણ લંઘન ઉત્તમ

लङ्घनमेकं मुक्त्वा, नान्यदस्तीह भेषजं बलिनः ।
समुदीर्णदोषनिचयं, शमयति तत् पाचयेदपि च ॥

अन्वयः-बलिनः (अतिसारस्य) एकलङ्घनं मुक्त्वा इह अन्यत् भेषज न अस्ति, तत् समुदीर्णदोषनिचय शमयति, च पाचयेत् अपि ॥

બળવાન અતિસારનું લંઘન સિવાય બીજું ઉત્તમ ઔષધ છે જ નહિ; કારણ કે લંઘન, વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવે છે અને તેનું પાચન પણ કરે છે. ૧૩

लङ्घन एव दोषदु.सहपिपासाया दोषपाकार्थं षडङ्ग-विधिनार्द्धं शृत योगचतुष्टयमाह-લંઘનમાં જ દોષોને લીધે સહન કરવી મુશ્કેલ તરશ લાગે, તો દોષ પકવવા માટે ષડંગની વિધિ પ્રમાણે અરધું પાણી બાળી નાખી ઉકાળેલા ચાર કવાથો કહે છે-

### લંઘનમાં જ અતિસારના રોગીની તરશ મટાડનારા ચાર કવાથો

धान्याम्बुभ्यां शृतं तोयं तृष्णादाहातिसारिणे ।
ह्रीवेरशृङ्गबेराभ्यां मुस्तपर्पटकेन वा ।
मुस्तोदीच्यशृतं शीतं प्रदातव्यं पिपासवे ॥ १४ ॥

अन्वय -तृष्णा-दाह-अतिसारिणे धान्य-अम्बुभ्या-शृत तोय शीत प्रदातव्यम् ॥ वा ह्रीबेर-शृङ्गबेराभ्यां शृत तोय शीत प्रदातव्यम् ॥ वा मुस्त-पर्पटकेन शृतं तोय शीतं प्रदातव्यम् ॥ वा पिपासवे (तस्मै) मुस्त-उदीच्य-शृतं तोय शीत प्रदातव्यम् ॥

તરસ તથા દાહથી યુક્ત અતિસાર વાળાને ધાણાથી અને વાળાથી પકાવેલું પાણી ઠંડું કરીને આપવું, અથવા ધાણાથી અને સૂંઠથી પકવેલું પાણી ઠંડું કરીને આપવું, અથવા મોથથી અને ખડસલિયા પિત્ત-પાપડાથી પકાવેલું પાણી ઠંડું કરીને આપવું, અથવા પાણી પીવા ઇચ્છતા તેને પાણી મોથથી અને વાળાથી પકાવી ઠંડું કરેલું આપવું. ૧૪

### લંઘનના અંતે પ્રવાહી હલકું ભોજન

हितं लङ्घनमेवादौ पूर्वरूपेऽतिसारिणे ।
कार्यं चानशनस्यान्ते प्रद्रवं लघु भोजनम् ॥ १५ ॥

अन्वयः-अतिसारिणे पूर्वरूपे आदौ एव लङ्घन हितं (भवति), अनशनस्य च अन्ते प्रद्रवं लघु भोजन कार्यम् ॥

અતિસારનું પૂર્વરૂપ દેખાય ત્યાં પ્રથમ જ લંઘન કરવું એ સારું છે. લંઘનના અંતે દ્રવરૂપ અને હલકું ભોજન આપવું. ૧૫

આમાતિસારનાશક-પથ્યાદિ ક્વાથ+

पथ्यादारुवचामुस्तैर्नागरातिविषान्वितैः ।
आमातीसारनाशाय क्वाथमेभिः पिबेन्नरः ॥ १६॥

अन्वयः-नरः आम-अतीसार-नाशाय पथ्या-दारु-वचा-मुस्तैः नागर-अतिविष-अन्वितैः एभिः क्वाथं पिबेत् ॥

માણસે આમ અતિસારનો નાશ કરવા હરડે, દારુહળદર, વજ, મોથ, સૂંઠ અને અતિવિષ એટલાંનો ક્વાથ પીવો. ૧૬

પાઠાદિચૂર્ણ÷

पाठाहिङ्ग्वजमोदोग्रापञ्चकोलाद्भवं रजः ।
उष्णाम्बुपीतं सरुजं जयत्यामं ससैन्धवम् ॥

अन्वयः-पाठा-हिङ्गु-अजमोदा-उग्रा-पञ्चकोलाद्भव रजः ससैन्धवम् उष्णाम्बुपीत (सत्) सरुजम् आम जयति ॥

કાળીપાટ, હિંગ, અજમોદ, વજ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠનું ચૂર્ણ સિંધવ નાખી ઊના પાણી સાથે પીધું હોય તો પીડાવાળા આમાતિસારને તે મટાડે છે. ૧૭

હરીતક્યાદિ કલ્ક*

हरीतकीं सातिविषां हिङ्गु सौवर्चलं वचाम् ।
सैन्धवञ्चापि संपिष्य पाययेदुष्णवारिणा ॥ १८॥
आमातीसारयोगोऽयं पाचयित्वा चिकित्सति ।
आमातिसारो योगेन यस्त्वेतेन न शाम्यति ॥
न तं योगशतेनापि चिकित्सति चिकित्सकः ॥१९

अन्वयः-हरीतकीं सातिविषां, हिङ्गु सौवर्चलं वचाम् अपि च सैन्धवं संपिष्य उष्णवारिणा पाययेत् । अयम् आमातीसारयोगः पाचयित्वा चिकित्सति । यः तु आमातिसारः एतेन योगेन न शाम्यति, तं चिकित्सकः (अन्येन) योगशतेन अपि न चिकित्सति ॥

હરડે, અતિવિષ, હિંગ, સંચળ, વજ અને સિંધવને વાટી ઊના પાણી સાથે પાવાં. આ આમ-અતિસાર માટેનો ઉપાય, પાચન કરીને આમને મટાડે છે. જે આમાતિસાર આ ઉપાયથી શાંત ન થાય તેને વૈદ્ય બીજા સેંકડો ઉપાયોથી પણ મટાડી શકતો નથી. ૧૮,૧૯

વત્સકાદિ× ક્વાથ

वत्सकातिविषाबिल्वं मुस्तकं बालकं शटी ।
अतीसारं जयेत्सामं चिरजं रक्तशूलजित् ॥२०॥

अन्वयः-वत्सक-अतिविषा-बिल्वं, मुस्तकं बालकं शटी-( एषां क्वाथः ) चिरजं सामम् अतीसारं जयेत्, रक्त-शूल-जित् ( च भवति ) ॥

ઇંદ્રજવ, અતિવિષ, બીલું. મોથ, વાળો અને કચૂરો-એટલાંનો ક્વાથ લાંબા કાળેથી થયેલા આમાતિસારને મટાડે છે અને લોહી-વિકાર તથા શૂળને મટાડે છે. ૨૦

સૂંઠનો પુટપાક કલ્ક

परण्डरससंपिष्टं पक्कमामञ्च नागरम् ।
आमातीसारशूलघ्नं पाचनं दीपनं परम् ॥ २१ ॥

अन्वयः-एरण्डरससंपिष्ट नागरं पक्व च आमं ( भक्षितं ) आमातीसार-शूलघ्न पाचनं पर दीपनम् ( अस्ति ) ॥

એરંડાના રસમાં વાટેલી સૂંઠ પાકી કે કાચી પણ ખાધી હોય તો તે આમાતિસારને તથા શૂળને હણે છે, પાચન કરે છે અને અગ્નિને અત્યંત પ્રદીપ્ત કરે છે. ૨૧

टीका-नागरस्य पुटपाकः, कल्कश्च ॥

ધાન્યાદિ+ પંચક ક્વાથ

धान्यवालकबिल्वाब्दनागरैः पाचितं जलम् ।
आमशूलविबन्धघ्नं पाचनं दीपनं परम् ॥ २२ ॥

अन्वयः-धान्य-वालक-बिल्व-अब्द-नागरैः पाचितं जलम् आम-शूल-विबन्धघ्नं पाचन पर दीपनम् (भवति) ॥

---

+ पथ्या आदिर्येषां तानि पथ्यादीनि, तेषां क्वाथः-જેમાં હરડે પહેલી-મુખ્ય તરીકે હોય છે, એવો ઉકાળો-પથ્યાદિક્વાથ કહેવાય છે.

÷ पाठा आदिर्येषां तानि, तेषां चूर्णम्-જેમાં કાળીપાટ મુખ્ય હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ પાઠાદિચૂર્ણ કહેવાય છે.

* हरीतकी आदिर्येषां तानि, तेषां कल्कः-જેમાં હરડે મુખ્ય હોય છે, એવાં ઔષધોનો કલ્ક હરીતક્યાદિકલ્ક કહેવાય છે.

× वत्सक. आदिर्येषां तानि, तेषां क्वाथः-જેમાં ઇંદ્રયવ મુખ્ય હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-વત્સકાદિક્વાથ કહેવાય છે.

+ पञ्च परिमाणमस्य वर्गस्येति पञ्चकः, धान्यादि येषां तानि धान्यादीनि, धान्यादीनां पञ्चकः धान्यादिपञ्चकः, तस्य क्वाथः-ધાણા વગેરે પાંચ ઔષધોનો ઉકાળો-ધાન્યાદિ પંચક ક્વાથ કહેવાય છે.

ધાણા, વાળો, બીલું અને સૂંઠનો ક્વાથ આમને, શૂળને તથા મળબંધને મટાડે છે, પાચન કરે છે અને અગ્નિને અત્યંત પ્રદીપ્ત કરે છે. ૨૨

ધાન્યાદિ ચતુષ્ક ક્વાથ÷

पित्ते धान्यचतुष्कन्तु शुण्ठीत्यागाद्वदन्ति च ।
रक्तेऽपि पित्तसाधर्म्याद्देयं धान्यचतुष्टयम् ॥२३॥

अन्वय.-पित्ते तु शुण्ठीत्यागात् धान्यचतुष्क वदन्ति (वैद्याः), रक्ते च अपि पित्तसाधर्म्यात् धान्यचतुष्टयं देयम् ॥

પિત્તનો વ્યાધિ હોય તો સૂંઠને છોડી દઈ બાકીના ઉપર કહેલા ધાણા આદિ ચાર પદાર્થોનો ક્વાથ આપવો અને રુધિરનો વ્યાધિ હોય તોપણ રુધિરના ધર્મો પિત્તના જેવા જ હોવાથી એ જ ક્વાથ આપવો. ૨૩

આમાતિસાર ચિકિત્સા સમાપ્ત

## પક્વ-અતિસારની ચિકિત્સા:

લોધ્રાદિ ચૂર્ણ+

सलोध्रं धातकीबिल्वमुस्ताम्रास्थिकलिङ्गकम् ।
पिबेन्माहिषतक्रेण पक्वातीसारनाशनम् ॥ २४ ॥

अन्वयः-सलोध्र धातकी-बिल्व-मुस्ता-आम्र-अस्थि-कलिङ्गकं पक्वातीसारनाशनं (सत्) माहिषतक्रेण पिबेत् ॥

લોધર, ધાવડી, બીલું, મોથ, આંબાની ગોટલી અને ઇંદ્રજવનું ચૂર્ણ પક્વ અતિસારનો નાશ કરનાર હોઈ ભેંસની છાશ સાથે પીવું.

समङ्गादीनि चत्वारि चूर्णानि-

સમંગાદિ ચાર ચૂર્ણો

समङ्गा धातकीपुष्पं मञ्जिष्ठा लोध्र एव च ।
शाल्मलीवेष्टको लोध्रो दाडिमद्रुफलत्वचौ ॥२५॥
आम्रास्थिमध्यं लोध्रश्च बिल्वमध्यं प्रियङ्गु च ।
मधुकं शृङ्गबेरञ्च दीर्घवृन्तत्वगेव च ॥ २६ ॥
चत्वार एते योगाः स्युः पक्वातीसारनाशनाः ।
एते योगाः प्रयोज्याः स्युः सक्षौद्रास्तण्डुलाम्बुना ॥

अन्वयः-समङ्गा धातकीपुष्पं मञ्जिष्ठा च लोध्र एव। शाल्मलीवेष्टकः लोध्रः दाडिमद्रुफलत्वचौ । आम्रास्थि-मध्य च लोध्रः बिल्वमध्य च प्रियङ्गु । मधुक च शृङ्गबेरं च दीर्घवृन्तत्वक् एव-एते चत्वारः योगाः पक्वातीसार-नाशनाः स्युः । एते योगाः सक्षौद्राः तण्डुलाम्बुना प्रयोज्याः स्युः ॥

(૧) રિસામણી, ધાવડીનાં ફૂલ, મજીઠ અને લોધર એ ચાર પદાર્થોનું ચૂર્ણ સમંગાદિ× ચૂર્ણ કહેવાય છે. (૨) મોચરસ, લોધર, દાડિમની છાલ અને દાડિમનાં ફળની છાલ એ ચાર પદાર્થોનું ચૂર્ણ શાલ્મલીવેષ્ટકાદિ* ચૂર્ણ કહેવાય છે. (૩) આંબાની ગોટલીનો ગર્ભ, લોધર, બીલાનો ગર્ભ અને ઘઉંલા-એ ચાર પદાર્થોનું ચૂર્ણ આમ્રાસ્થ્યાદિ÷ ચૂર્ણ કહેવાય છે. (૪) જેઠીમધ, સૂંઠ અને અરલૂની છાલ એ ત્રણ પદાર્થોનું ચૂર્ણ મધુકાદિ+ ચૂર્ણ કહેવાય છે. આ ચાર ચૂર્ણો પક્વ અતિસારનો નાશ કરે છે; પણ એ ચારેનો મધ તથા ચોખાના પાણી સાથે ઉપયોગ કરવો જોઈએ. ૨૫-૨૭

टीका-समङ्गा=लज्जालुः, शाल्मलीवेष्टकः=मोचरसः, दाडिमस्य द्रुमफलयोः त्वचौ ॥ प्रियङ्गोर्नपुंसकमत्र फले वर्तमानत्वात् । शृङ्गबेरमत्र शुण्ठी, दीर्घवृन्तः=स्योनाकः, तस्य त्वचः ॥ (આનો અર્થ ઉપર છે.)

÷ चत्वारि परिमाणमस्य चतुष्कं, धान्यादिक शुण्ठीव्यतिरिक्तं चतुष्कं तस्य क्वाथः-ધાણા વગેરે પાંચમાંથી સૂંઠ સિવાયનાં ચાર ઔષધોનો ઉકાળો-ધાન્યાદિચતુષ્કક્વાથ કહેવાય છે.

+ लोध्रम् आदि येषां तानि, तेषां चूर्णम्-જેમાં લોધર પહેલું હોય છે, તે ઔષધોનું ચૂર્ણ-લોધ્રાદિ ચૂર્ણ કહેવાય છે.

× समङ्गा आदिर् येषां तानि, तेषां चूर्णम्-જેમાં રિસામણી પહેલી હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ-સમંગાદિ ચૂર્ણ કહેવાય છે.

* शाल्मलीवेष्टकं आदिर्येषां तानि, तेषां चूर्णम्-જેમાં મોચરસ મુખ્ય હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ શાલ્મલીવેષ્ટકાદિ ચૂર્ણ કહેવાય છે.

÷ आम्रस्य अस्थि-आम्रास्थि-आदि येषां तानि तेषां चूर्णम्--આંબાની ગોટલી જેમાં મુખ્ય હોય છે, તે ઔષધોનું-ચૂર્ણ-આમ્રાસ્થ્યાદિ ચૂર્ણ કહેવાય છે

+ मधुकमादि येषां तानि, तेषां चूर्णम्-જેમાં જેઠી-મધ પહેલું હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ મધુ-કાદિચૂર્ણ કહેવાય છે.

### ગંગાધર÷ ક્વાથ

**कच्चटदाडिमजम्बू,-शृङ्गाटकपत्रबिल्वबर्हिष्ठम् । जलधरनागरसहितं, गङ्गामपि वेगवाहिनीं रुन्ध्यात् ॥ २८ ॥**

अन्वयः-कच्चट-दाडिम-जम्बू-शृङ्गाटक-पत्र-बिल्व-बर्हिष्ठं जलधर-नागरसहितं (क्वथितं) वेगवाहिनीं गङ्गाम् अपि रुन्ध्यात् ॥

ખાટા ચૂકાનાં પાંદડાં, દાડિમનાં પાંદડાં, જાંબુનાં પાંદડાં, શિંગોડાનાં પાંદડાં, બીલાનો ગર્ભ, વાળો, મોથ અને સૂંઠનો ક્વાથ પિવાય તો વેગથી ચાલતી ગંગાનદીના પ્રવાહ જેવા પક્વ અતિસારને પણ તે રોકે છે. ૨૮

टीका-कच्चटः=[ चौराई ] शाकस्य भेदः कच्चटादिभिश्चतुर्भिः अत्र पत्रशब्दः सम्बध्यते। बर्हिष्ठं=वालकम्। (આનો અર્થ ઉપર છે.)

### ગંગાધર+ ચૂર્ણ

**मोचरसमुस्तानागर,-पाठाऽरलुधातकीकुसुमैः। चूर्णं मथितसमेतं, रुणद्धि गङ्गाप्रवाहमपि सद्यः२९**

अन्वयः-मोचरस-मुस्ता-नागर-पाठा-अरलु-धातकी-कुसुमैः (कृतं) चूर्णं मथितसमेतं (चेत् पीतं) सद्यः गङ्गाप्रवाहम् अपि रुणद्धि ॥

મોચરસ, મોથ, સૂંઠ, કાળીપાટ, અરલુ અને ધાવડીનાં ફૂલનું કરેલું ચૂર્ણ વસ્ત્રથી ગાળેલા-પાણી વગરના દહીંની સાથે પિવાય તો તે તરત ગંગાના પ્રવાહ જેવા પક્વ અતિસારને પણ રોકે છે. ૨૯

टीका-अरलुः=शोनापाठा, मथितं=निर्जलं दधि वस्त्रपूतम्। (આનો અર્થ ઉપર છે.)

### બીજું ગંગાધર ચૂર્ણ

**मुस्ता वत्सकबीजं, मोचरसो बिल्वधातकीलोध्रम्। गुडमथितसंप्रयुक्तं,गङ्गामपि वेगवाहिनीं रुन्ध्यात् ॥**

अन्वयः-मुस्ता वत्सक-बीजं मोचरसः बिल्व-धातकी-लोध्रं गुड-मथित-संप्रयुक्तं (सत्) वेगवाहिनीं गङ्गाम् अपि रुन्ध्यात् ॥

મોથ, ઈંદ્રજવનાં બીજ, મોચરસ, બીલાંનો ગર્ભ, ધાવડીનાં ફૂલ અને લોધરનું ચૂર્ણ ગોળ અને વસ્ત્રથી ગાળેલા પાણી વગરના દહીંની સાથે પિવાય તો તે વેગથી ચાલતી ગંગાના પ્રવાહ જેવા અતિસારને પણ રોકે છે. ૩૦

### વૃદ્ધગંગાધર ચૂર્ણ+

**मुस्ताऽरलुकशुण्ठीभिर्धातकीलोध्रवालकैः।**
**बिल्वमोचरसाभ्यांच पाठेन्द्रयववत्सकैः॥ ३१॥**
**आम्रबीजसमङ्गातिविषायुक्तैश्च चूर्णितैः।**
**मधु तण्डुलपानीयं पीतं हन्ति प्रवाहिकाम्॥३२॥**
**हन्ति सर्वानतीसारान् ग्रहणीं हन्ति वेगतः।**
**वृद्धगङ्गाधरं चूर्णं रुन्ध्याद् गीर्वाणवाहिनीम्॥३३॥**

अन्वयः-मुस्ता-अरलुक-शुण्ठीभिः धातकी-लोध्र-वालकैः बिल्व-मोचरसाभ्यां च पाठा-इन्द्रयव-वत्सकैः च आम्रबीज-समङ्गा-अतिविषायुक्तैः चूर्णितैः मधु तण्डुलपानीयं (च) पीतं प्रवाहिकां हन्ति, सर्वान् अतिसारान् हन्ति, ग्रहणीं वेगतः हन्ति। (इदं) वृद्धगङ्गाधरं चूर्णं गीर्वाणवाहिनी रुन्ध्यात् ॥

મોથ, અરલૂ, સૂંઠ, ધાવડી, લોધર, વાળો, બીલું, મોચરસ, કાળીપાટ, ઈંદ્રજવ, કડાછાલ, આંબાની ગોટલી, રિસામણી અને અતિવિષનું ચૂર્ણ મધ તથા ચોખાના ધોવણની સાથે પિવાય તો તે ચૂર્ણ પ્રવાહિકાને, સઘળા પ્રકારના અતિસારોને અને ગ્રહણીને તરત મટાડે છે. આ વૃદ્ધગંગાધર-ચૂર્ણ ગંગાના પ્રવાહ જેવા ઝાડાને પણ રોકે છે. ૩૧-૩૩

### અંકોલ કલ્ક÷

**अङ्कोलमूलकल्कः,-स्तण्डुलपयसा समाक्षिकः पीतः सेतुरिव वारिवेगं, झटिति निरुन्ध्यादतीसारम्॥३४**

अन्वयः-अङ्कोलमूलकल्कः तण्डुलपयसा समाक्षिकः पीतः (सन्) सेतुः वारिवेगम् इव झटिति अतीसारं निरुन्ध्यात् ॥

---

÷ धरतीति धरः, गङ्गायाः-गङ्गाप्रवाहसदृशवेगवाहि-पक्वातिसारप्रवाहस्य धरः-गङ्गाधरः-स चासौ क्वाथः-ગંગાનદીના પ્રવાહની પેઠે વેગથી વહેતા પક્વાતિસારના પ્રવાહને અટકાવનારો ઉકાળો-ગંગાધરક્વાથ કહેવાય છે.

+ धरतीति धरम्, गङ्गाप्रवाहसदृश-प्रवाहवतः पक्वातिसारस्य धरं च तत् चूर्णम्-ગંગાના પ્રવાહ જેવા પ્રવાહવાળા પક્વ અતિસારને અટકાવનારું ચૂર્ણ-ગંગાધરચૂર્ણ કહેવાય છે.

+ वृद्धं च तद् गङ्गाधरनामकं चूर्णम्-મોટું ગંગાધર ચૂર્ણ-વૃદ્ધ ગંગાધર ચૂર્ણ કહેવાય છે.

÷ अङ्कोलस्य-अङ्कोलमूलस्य कल्कः-અંકોલનાં મૂળિયાંનો કલ્ક-અંકોલ કલ્ક કહેવાય છે.

અંકોલના મૂળિયાંનો કલ્ક મધ તથા ચોખાના ધોવણની સાથે પિવાય તો જેમ પાળ કે પુલ જળના વેગને તરત રોકી છે, તેમ અતિસારને તરત રોકી દે છે. ૩૪

टीका–अङ्कोलः='ढेला' इति प्रसिद्ध ॥

### કુટજાષ્ટકાવલેહ+

कुटजत्वक्तुलामार्द्रां द्रोणनीरे पचेद्भिषक् ।
पादशेषं शृतं नीत्वा वस्त्रपूतं पुनः पचेत् ॥३५॥
लज्जालुर्धातकी बिल्वं पाठा मोचरसस्तथा ।
मुस्ता चातिविषा चैव चूर्णमेषां पलं पलम् ॥३६॥
निक्षिप्य निपचेत्तावद्यावद्दर्वी प्रलिप्यते ।
जलेन छागदुग्धेन पीतो मण्डेन वा जयेत् ॥३७॥
घोरान् सर्वानतीसारान् नानावर्णान् सवेदनान् ।
असृग्दरं समस्तञ्च तथाऽर्शांसि प्रवाहिकाम् ॥३८॥

अन्वयः-भिषक् आर्द्रां कुटजत्वक्तुलां द्रोणनीरे पचेत्। पादशेष शृत नीत्वा वस्त्रपूत पुन पचेत्। (तदा तत्र) लज्जालु धातकी बिल्व पाठा तथा मोचरस मुस्ता च अतिविषा-एषा च चूर्ण पल पलम् एव निक्षिप्य तावद् विपचेत्, यावद् दर्वी प्रलिप्यते। (अयमवलेह.) जलेन छागदुग्धेन मण्डेन वा (पीत) नानावर्णान् सवेदनान् सर्वान् घोरान् अतीसारान्, समस्त च असृग्दर तथा अर्शांसि प्रवाहिका जयेत् ॥

વૈદ્યે ચારસો તોલા લીલી કડાછાલનો એક હજાર ને ચોવીસ તોલા પાણીમા ક્વાથ કરવો. તે પાણી બળતાં બળતા ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેને વાસણમાંથી કાઢી લઈ વસ્ત્રથી ગાળીને ફરી વાર પકાવવો. એ વેળા તેમાં રિસામણી, ધાવડી, બીલાનો ગર્ભ, કાળી પાટ, મોચરસ, મોથ અને અતિવિષનુ ચાર ચાર તોલા જ ચૂર્ણ નાખવું. પકાવતા પકાવતાં કડછીને ચોટે ત્યારે તે અવલેહને ઉતારી લેવો. આ અવલેહને પાણી, બકરીનું દૂધ કે દહીંના મંડની સાથે પિવાય તો વેદના વાળા અને અનેક વર્ણોવાળા સઘળા ભયંકર અતિસારોને, સર્વ પ્રકારનાં રક્તપ્રદરને, અરશ અને પ્રવાહિકાને પણ તે મટાડે છે. ૩૫-૩૮

+ अष्टौ परिमाणमस्य–अष्टक, कुटजादीनामष्टक, तस्य अवलिह्यत इति अवलेह –કડાછાલ વગેરે આઠ ઔષધોનુ બનાવેલ ચાટણ–કુટજાષ્ટકાવલેહ કહેવાય છે

### આમલક આલવાલ+

कृत्वाऽऽलवालं सुदृढं पिष्टैरामलकैर्भिषक् ।
आर्द्रकस्य रसेनाशु पूरयेन्नाभिमण्डलम् ॥ ३९ ॥
नदीवेगोपमं घोरं प्रवृद्धं दुर्धरं नृणाम् ।
सद्योऽतीसारमजयं नाशयत्येष योगराट् ॥४०॥

अन्वय –भिषक् पिष्टै. आमलकै (रोगिण नाभौ) सुदृढम् आलवाल कृत्वा आशु आर्द्रकस्य रसेन नाभिमण्डल पूरयेत्। एष. योगराट् प्रवृद्ध नदीवेगोपम दुर्धर घोर अजयम् अतीसार सद्य. नाशयति ॥

વૈદ્ય રોગીની નાભિ ઉપર વાટેલાં આમળાથી અતિશય મજબૂત ક્યારો કરી તરત આદુંના રસથી નાભિના મંડલને પૂરી દેવું. આ ઉત્તમ પ્રયોગ માણસોના અતિશય વધેલા, નદીના વેગ સમાન રોકવાને મુશ્કેલ, ભયંકર અને દુર્જય એવા અતિસારનો પણ તરત નાશ કરે છે ૩૯,૪૦

### પાઠાદિ-ચૂર્ણ

पाठा पिष्टा च गोदध्ना तथा मध्यत्वगाम्रजा ।
अतीसारं व्यथादाहं हन्त्येवाशु न संशयः ॥ ४१ ॥

अन्वय –गोदध्ना च पिष्टा पाठा तथा आम्रजा मध्य० त्वक् (पीता सती) अतीसार व्यथादाहम् आशु एव हन्ति, न सशयः ॥

ગાયના દહીંથી વાટેલી કાળીપાટનુ અને આંબાની અંતરછાલનું ચૂર્ણ જો પિવાય તો તે અતિસાર, વ્યથા અને દાહનો તરત નાશ કરે છે, એ નક્કી છે. ૪૧

अथ वातातीसारस्य लक्षणमाह–

### વાતાતિસારનું લક્ષણ

अरुणं फेनिलं रूक्षमल्पमल्पं मुहुर्मुहुः ।
शकृदामं सरुक्शब्दं मारुतेनातिसार्यते ॥ ४२ ॥

अन्वय'–मारुतेन अरुण फेनिल रूक्षम् आम सरुक्–शब्दम् अल्पम् अल्प शकृत् मुहुर्मुहु अतिसार्यते ॥

+ आ–समन्ताद् जलस्य लवम् आलाति इति आलवालम्, ला आदाने–मूलविभुजादित्वात् क, पिष्टैरामलकैर्नाभौ कृतमार्द्रकस्य रसेन च पूरितम् आलवालम्–आमलक–आलवालम्–જે ચારે બાજુથી પાણીનો અંશ ગ્રહણ કરે, તે આલવાલ એટલે પાણી ભરવાનો ક્યારો, એવો ક્યારો રોગીની નાભિ ઉપર પીસેલા આમળાથી કરાય અને તેને આદુંના રસથી ભરાય, તે આમલક-આલવાલ કહેવાય છે.

વાયુથી (થયેલા અતિસારમાં) કાંઈક રાતી, રૂક્ષ, કાચી અને ગુદામાં અવાજ તથા વેદના કરતી થોડી થોડી વિષ્ઠા વારંવાર બહાર કઢાય છે. ૪૨

टीका-अरुणम्=ईषद्रक्तम, शकृत्=पुरीषम्, सरुक्शब्दम्=शब्दो गुदे, तत्साहचर्यात् रुगपि गुदे एव बोद्धव्या।

अथ तस्य चिकित्सामाह-

## વાતાતિસારની ચિકિત્સા:

### વચાદિક્વાથ+

वचा चातिविषा मुस्तं बीजानि कुटजस्य च।
श्रेष्ठः कषाय एतेषां वातातीसारशान्तये॥४३॥

अन्वयः-वचा अतिविषा मुस्तं च कुटजस्य बीजानि च एतेषां कषायः वातातीसारशान्तये श्रेष्ठः (अस्ति)॥

વજ, અતિવિષ, મોથ અને ઇંદ્રજવનાં બીજ-એટલાનો કવાથ વાતાતિસારની શાંતિને માટે શ્રેષ્ઠ છે. ૪૩

अथ पित्तातिसारलक्षणमाह-

## પિત્તાતિસારનું લક્ષણ

पित्तात् पीतं शकृद्रक्तं दुर्गन्धि हरितं द्रुतम्।
गुदपाकतृषामूर्च्छादाहयुक्तं प्रवर्त्तते॥४४॥

अन्वयः-पित्तात् पीतं रक्तं दुर्गन्धि हरितं द्रुत गुद-पाक-तृषा-मूर्च्छा-दाहयुक्त शकृत् प्रवर्तते॥

પિત્તથી (થયેલા અતિસારમાં) પીળી, રાતી, દુર્ગંધવાળી, હરિયાળા રંગની, પાણી જેવી અને ગુદનો પાક, તરશ, મૂર્છા તથા દાહથી યુક્ત વિષ્ઠા બહાર નીકળ્યા કરે છે. ૪૪

अथ तस्य चिकित्सामाह-

## પિત્તાતિસારની ચિકિત્સા

### બિલ્વાદિ ક્વાથ*

बिल्वशक्रयवाम्भोदवालकातिविषाकृतः।
कषायो हन्त्यतीसारं सामं पित्तसमुद्भवम्॥४५॥

अन्वयः-बिल्व-शक्रयव-अम्भोद-वालक-अतिविषा-कृतः कषायः पित्तसमुद्भवं सामम् अतीसार हन्ति॥

બીલાંનો ગર્ભ, ઇંદ્રજવ, મોથ, વાળો અને અતિવિષનો કરેલો કવાથ પિવાય તો તે પિત્તથી થયેલા આમવાળા અતિસારને હણે છે.

### રસાંજનાદિ ચૂર્ણ×

रसाञ्जनं सातिविषं कुटजस्य फलत्वचम्।
धातकीं शृङ्गवेरञ्च पाययेत्तण्डुलाम्बुना॥४६॥
निहन्ति मधुना पीतं पित्तातीसारमुल्बणम्।
अग्निं संदीपयेदेतच्छूलमाशु निवारयेत्॥४७॥

अन्वय -रसाञ्जनं सातिविष, कुटजस्य फलत्वच धातकीं च शृङ्गवेरञ्च मधुना (च) तण्डुलाम्बुना पाययेत्, (एव) पीतम् एतत् (चूर्णम्) उल्बणं पित्तातीसार निहन्ति, अग्निं संदीपयेत्, शूलम् आशु निवारयेत्॥

રસવંતી, અતિવિષ, ઇંદ્રજવનાં ફળોની છાલ, ધાવડી અને સૂંઠનું ચૂર્ણ મધ અને ચોખાના ધોવણની સાથે પિવડાવવું, એમ પિવાયેલું તે ચૂર્ણ ભયંકર પિત્તાતિસારનો નાશ કરે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને શૂળને પણ તરત મટાડે છે. ૪૬,૪૭

अथ पित्तातीसारभेदस्य रक्तातीसारस्य लक्षण-संप्राप्तिमाह-

## પિત્તાતિસારનો જ ભેદ રક્તાતિસારની લક્ષણયુક્ત સંપ્રાપ્તિ

पित्तकृन्ति यदाऽत्यर्थं द्रव्याण्यश्नाति पैत्तिके।
तदाऽस्य जायतेऽभीक्ष्णं रक्तातीसार उल्बणः॥४८॥

अन्वय -(जनः) यदा पत्तिके (अतिसारे) अत्यर्थं पित्तकृन्ति द्रव्याणि अश्नाति, तदा अस्य उल्बणः अभीक्ष्णं रक्तातीसारः जायते॥

માણસ જ્યારે પિત્તાતિસારમાં અતિશય પિત્તકારી પદાર્થોને ખૂબ ખાય, ત્યારે તેને ભયંકર વારંવાર લોહીવાળો રક્તાતિસાર (લોહીનો ઝાડો) ઉત્પન્ન થાય છે. ૪૮

---

+ वचा आदिर्येषा तानि, तेषां कषायः-જેમાં વજ મુખ્ય-પહેલી હોય છે, એવા ઔષધોનો ઉકાળો-વચાદિકવાથ કહેવાય છે.

* बिल्वम् आदि येषां तानि, तेषा कषायः-જેમા બીલાનો ગર્ભ મુખ્ય હોય છે, એવા ઔષધોનો ઉકાળો-બિલ્વાદિકવાથ કહેવાય છે.

× रसाञ्जनम् आदि येषु तानि, तेषां चूर्णम्-જેઓમાં રસવંતી મુખ્ય હોય છે, એવા ઔષધોનું ચૂર્ણ રસાંજનાદિ ચૂર્ણ કહેવાય છે.

अथ तस्य चिकित्सामाह-

## રક્તાતિસારની ચિકિત્સા :

### કુટજ-દાડિમ ક્વાથ+

वत्सत्वग्दाडिमतरु,-शलाटुफलसम्भवा त्वक् च ।
त्वग्युगलं पलमानं, विपचेदष्टांशसम्मिते तोये ॥४९
अष्टमभागं शेषं, क्वाथं मधुना पिबेत् पुरुषः ।
रक्तातिसारमुल्बण,-मतिशयितं नाशयेन्नियतम् ॥

अन्वयः-वत्सत्वक् च दाडिमतरु-शलाटुफल-सभवा त्वक्-(एतद्) त्वग्युगलं पलमानम् अष्टांशसंमिते तोये विपचेत् । अष्टमभाग शेष क्वाथं पुरुषः मधुना (सह) पिबेत्, (ततः) अतिशयितम् उल्बणं रक्तातिसारं नियतं नाशयेत् ॥

કડાછાલ અને દાડિમના કાચા ફળની છાલ ચાર રૂપિયાભાર લઈ આઠગણા પાણીમાં પકાવવી. આઠમો ભાગ બાકી રહે ત્યારે તે ક્વાથ માણસે મધની સાથે પીવો. આ ક્વાથ અતિશય ભયંકર રક્તાતિસારને અવશ્ય મટાડે છે. ૪૯,૫૦

### કુટજાદિક્વાથ×

कुटजाऽतिविषामुस्तावालकं लोध्रचन्दनम् ।
धातकी दाडिमं पाठा क्वाथमेषां समाक्षिकम् ॥५१
पिबेद्रक्तातिसारे तु दाहशूलप्रशान्तये ।
कुटजादिकषायोऽयं सर्वातीसारनाशनः ॥५२॥

अन्वयः-कुटज-अतिविषा-मुस्ता-वालक लोध्रचन्दनं धातकी दाडिमं पाठा-एषां क्वाथं समाक्षिक रक्तातिसारे तु दाह-शूल-प्रशान्तये पिबेत् । अयं कुटजादिकषायः सर्वातीसारनाशनः (भवति) ॥

ઈંદ્રજવ, અતિવિષ, મોથ, વાળો, લોધર, રતાંજલી, ધાવડી, દાડિમ અને કાળીપાટ, એટલાંનો ક્વાથ મધ સાથે રક્તાતિસારમાં દાહની તથા શૂળની શાંતિ માટે પીવો. આ કુટજાદિક્વાથ સઘળા અતિસારોનો નાશ કરે છે. ૫૧,૫૨

+ कुटजं च दाडिमं च कुटजदाडिमे तयोः क्वाथः-કડાછાલ અને કાચા દાડિમની છાલનો ઉકાળો-કુટજદાડિમક્વાથ કહેવાય છે.

× कुटजम् आदि येषां तानि, तेषां क्वाथः-જેઓમાં ઇંદ્રજવ મુખ્ય હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-કુટજાદિક્વાથ કહેવાય છે.

### તિલકલ્ક*

कल्कस्तिलानां कृष्णानां शर्करापञ्चभागिकः ।
आजेन पयसा पीतः सद्योऽतीसारनाशनः ॥५३॥

अन्वयः-कृष्णानां तिलाना कल्कः शर्करा-पञ्चभागिकः आजेन पयसा पीतः (सन्) सद्यः अतीसारनाशनः (भवति) ॥

કાળા તલનો કલ્ક પાંચમા ભાગની સાકર નાખેલો બકરીના દૂધથી પિવાય તો તે તરત અતિસારનો નાશ કરે છે. ૫૩

### વત્સકાદિક્વાથ÷

सवत्सकः सातिविषः सबिल्वः, सोदीच्यमुस्तश्च कृतः कषायः । सामे सशूले सहशोणिते च, चिरप्रवृत्तेऽपि हितोऽतिसारे ॥५४॥

अन्वयः-सवत्सकः सातिविषः च स-उदीच्य-मुस्तः कृतः कषायः सामे सशूले सहशोणिते च चिरप्रवृत्ते अपि अतिसारे हित (भवति) ॥

ઈંદ્રજવ, અતિવિષ, બીલાનો ગર્ભ, વાળો, અને મોથનો કરેલો ક્વાથ આમવાળા, શૂળવાળા, લોહીવાળા અને લાંબા દિવસોથી થયેલા અતિસાર ઉપર પણ હિતકારી થાય છે. ૫૪

### કૃષ્ણમૃદાદિકલ્ક+

कृष्णमृन्मधुकं लोध्रं कौटजं तण्डुलाम्बुना ।
पीतमेकत्र सक्षौद्रं रक्तसंग्राहणं परम् ॥५५॥

अन्वयः-कृष्णमृत् मधुकं लोध्र कौटजम् एकत्र सक्षौद्र तण्डुल-अम्बुना पीत परं रक्तसंग्रहणं (भवति) ॥

કાળી માટી, જેઠીમધ અને ઇંદ્રજવનાં બીજનો એકઠો કલ્ક મધ તથા ચોખાના ધોવણ સાથે જો પિવાય તો લોહીવાળા ઝાડાને તે સારી રીતે મટાડે છે. ૫૫

### ગુડબિલ્વ×

गुडेन भक्षयेद्बिल्वं रक्तातीसारनाशनम् ।
आमशूलविबन्धघ्नं कुक्षिरोगहरं परम् ॥५६॥

* तिलानां कल्कः-કાળા તલની ચટણી જેવી લૂગદી તિલકલ્ક કહેવાય છે.

÷ वत्सकः आदिर्येषां तानि, तेषां क्वाथः-જેમાં ઇંદ્રજવ મુખ્ય હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-વત્સકાદિક્વાથ કહેવાય છે

+ कृष्णा चासौ मृत्. आदिर्यस्मिन् स चासौ कल्कः-જેમાં કાળી માટી મુખ્ય હોય છે, એવાં ઔષધોની લૂગદી-કૃષ્ણમૃદાદિકલ્ક કહેવાય છે.

× गुडेन युक्त बिल्व-गुडबिल्वम्-ગોળ-સાથે બીલાંનો ગર્ભ-ગુડબિલ્વ કહેવાય છે.

अन्वयः-बिल्व गुडेन (सह) भक्षयेत्। (तत्) रक्तातीसारनाशनम् आमशूल-विबन्धघ्न पर कुक्षिरोगहर (भवति)॥

બીલાંનો ગર્ભ ગોળ સાથે ખાવો, તે રક્તાતિસારને, આમશૂળને, મળબંધને તથા કૂખના રોગને મટાડે છે. ૫૬

જાંબ્વાદિ સ્વરસ÷

जम्ब्वाम्रामलकीनान्तु कुट्टयेत् पल्लवान् नवान्।
संगृह्य स्वरसन्तेषामजाक्षीरेण योजयेत्॥
तत्पीतं मधुना युक्तं रक्तातीसारनाशनम्॥५७॥

अन्वयः-जम्बू-आम्र-आमलकीनां तु नवान् पल्लवान् कुट्टयेत्, तेषां स्वरसं सगृह्य अजाक्षीरेण योजयेत्, तत् मधुना युक्त पीतं (सत्) रक्तातीसारनाशनम् (भवति)॥

જાંબુ, આંબો અને આમલીનાં કૂણાં પાંદડાં કૂટી તેનો સ્વરસ લઈ બકરીના દૂધ સાથે તેને મિશ્ર કરવો. પછી તેમાં મધ નાખી તે જો પિવાય, તો રક્તાતિસારનો નાશ કરે છે.

કુટજક્ષીર§

निःक्वाथ्य मूलममलं गिरिमल्लिकायाः, सम्यक् पलद्वितयमम्बुचतुःशरावे। तत् पादशेषसलिलं खलु शोषणीयं, क्षीरे पलद्वयमिते कुशलैरजायाः॥५८॥
प्रक्षिप्य माषकानष्टौ मधुनस्तत्र शीतले।
रक्तातिसारी तत् पीत्वा नैरुज्यं क्षिप्रमाप्नुयात्॥५९

अन्वयः-गिरिमल्लिकायाः पलद्वितयम् अमल मूलम् अम्बुचतुःशरावे सम्यक् निःक्वाथ्य कुशलैः तत् पादशेषसलिलं पलद्वयमिते अजायाः क्षीरे खलु शोषणीयम्, (ततः) शीतले तत्र मधुना अष्टौ माषान् प्रक्षिप्य, तत् पीत्वा रक्तातिसारी क्षिप्र नैरुज्यम् आप्नुयात्॥

ઇંદ્રજવના ઝાડનાં આઠ તોલા સારાં મૂળિયાંને ચાર શરાવભાર (એટલે બત્રીસ રૂપિયાભારનો એક શરાવ એ માપે) પાણીમાં સારી રીતે ઉકાળી કુશળ વૈદ્યોએ તે પાણી ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેને આઠ રૂપિયાભાર બકરીના દૂધમાં નાખી તે સઘળું પાણી બરાબર બળી જાય તેમ કરવું. પછી તે દૂધ ઠંડું થાય, ત્યારે તેમાં આઠ માસાભાર (એટલે ૭ રતીનો એક માસો એ હિસાબે) મધ નાખી તે જો પિવાય તો તેથી રક્તાતિસારવાળો માણસ તરત આરોગ્ય પામે છે. ૫૮,૫૯

શતાવરી-કલ્ક×

पीत्वा शतावरीकल्कं पयसा क्षीरभुग् जयेत्।
रक्तातिसारं पीत्वा वा तया सिद्धं घृतं नरः॥६०

अन्वयः-शतावरी-कल्क पयसा पीत्वा वा तया सिद्धं घृतं पीत्वा क्षीरभुक् नरः रक्तातिसार जयेत्॥

શતાવરીનો કલ્ક દૂધની સાથે પીને અથવા શતાવરીના કલ્કથી પકાવેલું ઘી પીને માણસ દૂધ જમવાનું (પથ્ય) રાખે, તો રક્તાતિસારને મટાડે છે. ૬૦

નવનીતાવલેહ+.

गोदुग्धनवनीतञ्च मधुना सितया सह।
लीढं रक्तातिसारे तु ग्राहकं परमं मतम्॥६१॥

अन्वय-रक्तातिसारे गोदुग्धनवनीत तु मधुना च सितया सह लीढ (सत्) परम ग्राहकं मतम्॥

રક્તાતિસારમાં ગાયના દૂધનું માખણ મધ અને સાકર સાથે ચટાડ્યું હોય તો તે ઝાડો રોકનાર તરીકે ઉત્તમ મનાયું છે. ૬૧

ચંદનકલ્ક*

पीतं मधुसितायुक्तं चन्दनं तण्डुलाम्बुना।
रक्तातीसारजिद्रक्तपित्ततृड्दाहमेहनुत्॥६२॥

अन्वयः-चन्दन मधु-सितायुक्त तण्डुलाम्बुना पीतं (सत्) रक्तातीसारजित् रक्तपित्त-तृड्-दाह-मेह-नुत् (भवति)॥

સુખડને ઘસી મધ તથા સાકરથી યુક્ત કરી ચોખાના ધોવણ સાથે તે પિવાય તો રક્તાતિસાર, રક્તપિત્ત, તૃષા, દાહ અને પ્રમેહને

÷ जम्बूः आदिर्येषां तानि, तेषां स्वरस-જેમાં જાંબુડી મુખ્ય હોય છે, એવાં આંબો તથા આમલીનાં કૂણાં પાનનો રસ-જાંબ્વાદિ સ્વરસ કહેવાય છે.

§ कुटजक्वाथयुक्तम् अजायाः क्षीरम्-ઇંદ્રયવનાં મૂળિયાંનો ઉકાળો નાખી પકવેલું બકરીનું દૂધ-કુટજક્ષીર કહેવાય છે.

× शतावर्याः कल्कः-શતાવરીનો કલ્ક એટલે ચટણી જેવો કરેલો લોંદો-શતાવરીકલ્ક કહેવાય છે.

+ नवनीतस्य मधुसिताभ्यामवलेहः-ગાયના માખણનું મધ તથા સાકર સાથેનું ચાટણ-નવનીતાવલેહ કહેવાય છે.

* चन्दनस्य कल्कः-ચંદનની લૂગદી-ચંદનકલ્ક કહેવાય છે.

મટાડે છે. ૬૨

टीका-चन्दनमत्र=श्वेतचन्दनम् ।

### ગુદામાં થતી બળતરા અથવા ગુદા પાકે તો તેના ઉપચાર

विरेकैर्बहुभिर्यस्य गुदं पित्तेन दह्यते ।
पच्यते वा तयोः कार्यं सेकप्रक्षालनादिकम् ॥६३

अन्वयः-बहुभिः विरेकैः यस्य गुदं पित्तेन दह्यते वा पच्यते, तयोः सेकप्रक्षालनादिकं कार्यम् ॥

ઘણા ઝાડા થવાને લીધે પિત્તથી ગુદમાં બળતરા થાય અથવા ગુદ પાકી જાય તો તે બન્ને ઉપદ્રવો પર નીચે બતાવ્યા પ્રમાણે ગુદ ઉપર સિંચન, ગુદને ધોવાના અને ગુદ ઉપર લેપ આદિ કરવાના ઉપચારો કરવા. ૬૩

टीका-आदिशब्देन लेपादिग्रहः ॥

पटोलयष्टीमधुकक्वाथेन शिशिरेण हि ।
गुदप्रक्षालनं कार्यं तेनैव गुदसेचनम् ॥ ६४ ॥

अन्वयः-( गुदस्य दाहपाकयोः ) पटोल-यष्टीमधुक-क्वाथेन शिशिरेण हि गुदप्रक्षालनं कार्यं, तेन एव गुद-सेचनं ( च ) कार्यम् ॥

કડવી ઘિસોડી અથવા કડવાં પરવળ અને જેઠીમધનો કવાથ શીતળ કરીને જ તેનાથી ગુદાને ધોવી તથા તેથી જ ગુદા ઉપર સિંચન કરવું જોઈએ. ૬૪

दाहे पाके हितं छागीदुग्धं सक्षौद्रशार्करम् ।
गुदस्य क्षालने सेके युक्तं पाने च भोजने ॥६५

अन्वय.-गुदस्य दाहे च पाके सक्षौद्रशर्करं छागी-दुग्धं हितं, ( तथा ) गुदस्य क्षालने च सेके, पाने च भोजने ( तदेव ) युक्तम् ॥

ગુદાના દાહમા તથા પાકવામાં મધ તથા સાકર સહિત બકરીનું દૂધ હિતકારી છે; તેમ જ ગુદાને ધોવામાં, ગુદા ઉપર સિંચન કરવામાં, પીવામાં અને ભોજનમાં પણ એનું જ સેવન કરવું. ૬૫

टीका-गुदस्य-दाहपाकयोः ॥

### ગુદા બહાર નીકળી આવે તો સ્વેદન ઉપચાર

गुदनिःसरणे प्रोक्तं चाङ्गेरीघृतमुत्तमम् ।
अतिप्रवृत्त्या महती भवेद्यदि गुदव्यथा ॥ ६६ ॥
स्विन्नमूषकमांसेन तदा संस्वेदयेद्गुदम् ।
अथ गोधूमचूर्णस्य संभृतस्य तु वारिणा ।६७।
साज्यस्य गोलकं कृत्वा मृदु संस्वेदयेद्गुदम् ॥६८
गुदभ्रंशे गुदं स्नेहैरभ्यज्यान्तः प्रवेशयेत् ।
प्रविष्टं स्वेदयेन्मन्दं मूषकस्यामिषेण हि ॥ ६९ ॥

अन्वयः-गुदनिःसरणे चाङ्गेरीघृतम् उत्तमं प्रोक्तम् ॥ अतिप्रवृत्त्या यदि महती गुदव्यथा भवेत् तदा स्विन्नमूषक-मांसेन गुदं संस्वेदयेत् ॥ अथ साज्यस्य गोधूमचूर्णस्य वारिणा संभृतस्य गोलकं कृत्वा गुदं मृदु, संस्वेदयेत् ॥ गुदभ्रंशे गुदं स्नेहैः अभ्यज्य अन्तः प्रवेशयेत्, प्रविष्टं हि मूषकस्य आमिषेण मन्दं स्वेदयेत् ॥

ગુદા બહાર નીકળી જાય ત્યારે ખાટી લૂણીથી પકાવેલું ઘી ઉત્તમ કહ્યું છે. ઝાડા ખૂબ ચાલુ રહેવાથી ગુદામાં જો ઘણી પીડા થાય તો બાફેલા ઉંદરના માંસથી ગુદા પર શેક કરવો અથવા ઘી સહિત ઘઉંના લોટને પાણીમાં પકાવી તેનો ગોળો કરી તેનાથી ગુદા ઉપર કૂણો કૂણો શેક કરવો. આમણ બહાર નીકળી પડી હોય તો તેના ઉપર (ઘી, તેલ આદિ) સ્નેહ પદાર્થોનું માલિશ કરી તેને અંદર પેસાડવી અને પેસાડ્યા પછી (કાંજીથી બાફેલા અને એરંડાનાં પાંદડાં વગેરેની ઉપર રાખેલા) ઉંદરના માંસથી થોડો થોડો શેક કરવો. ૬૬-૬૯

टीका-मूषकस्यामिषेण काञ्जिकस्विन्नेन एरण्डपत्रादि-स्थापितेन स्वेदयेत् ॥ (આનો અર્થ ઉપર છે.)

शम्बूकमांसं सुस्विन्नं सतैललवणान्वितम् ।
ईषद् घृतेन चाभ्यज्य स्वेदयेत्तेन यत्नतः ॥
गुदभ्रंशमरोगेण नाशयेत् क्षिप्रमेव च ॥ ७० ॥

अन्वयः-शम्बूक-मांसं सतैल-लवणान्वितं सुस्विन्नं ( कृत्वा गुदं ) च ईषद्घृतेन अभ्यज्य तेन ( मांसेन ) यत्नतः स्वेदयेत् । ( तत् इदं स्वेदनं ) क्षिप्रम् एव च अशेषेण गुदभ्रंशं नाशयेत् ॥

શંખના જીવડાંના માંસને તેલ તથા લૂણ નાખી સારી પેઠે બાફી ગુદા ઉપર જરાક ઘી ચોપડી તે માંસથી યત્નપૂર્વક શેક કરવો, તે આમણના દરદનો તરત જ સંપૂર્ણ નાશ કરે છે. ૭૦

### મૂષકવસા-પ્રલેપ-ઉપચાર

मूषकस्याथ वसया पायुं सम्यक् प्रलेपयेत् ।
गुदभ्रंशाभिधो व्याधिः प्रणश्यति न संशयः ॥७१

अन्वयः–अथ मूषकस्य वशया पायु सम्यक् प्रलेपयेत्, (तेन) गुदभ्रंश–अभिधः व्याधिः प्रणश्यति, न संशयः ॥

અથવા ઉંદરની ચરબીથી ગુદા ઉપર સારી પેઠે લેપ કરવો; તેથી પણ આમણનું દરદ નાશ પામે છે, એ નક્કી છે. ૭૧

### ચાંગેરીઘૃતપાન–ઉપચાર

**चाङ्गेरीकोलदध्यम्लक्षारनागरसंयुतम्।**
**घृतं विपक्वं पातव्यं गुदभ्रंशगदापहम् ॥ ७२ ॥**

अन्वयः–चाङ्गेरी–कोल–दध्यम्ल–क्षार–नागरसंयुतं विपक्वं घृतं पातव्यम्। (तद् हि) गुदभ्रंश–गद–अपहम् (अस्ति) ॥

ચાર પાંદડાંવાળી ખાટી લૂણીનો સ્વરસ, બોરનો ક્વાથ, દહીં અને જવખારનો તથા સૂંઠનો કલ્ક–એટલાંને ઘીથી ચારગણાં લઈ તેથી સંયુક્ત કરીને પકાવેલું ઘી પીવું. આથી આમણનું દરદ મટાડે છે. (અને તે ચાંગેરીઘૃત કહેવાય છે.) ૭૨

टीका–चाङ्गेरी=चतुःपत्री अम्ललोणिका, तस्याः स्वरसः, कोलस्य क्वाथः, दध्यम्लं=दधिरूपमम्लम्। एतत् त्रय मिलितं घृताच्चतुर्गुणं क्षारनागरयोः कल्कम् ॥ (આનો અર્થ ઉપર છે.)

### સાકર સાથે કમલિનીપત્રભક્ષણ

**कोमलं पद्मिनीपत्रं यः खादेच्छर्करान्वितम्।**
**एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः ॥ ७३ ॥**

अन्वयः–यः कोमलं पद्मिनीपत्रं शर्करान्वितं खादेत्, तस्य गुदनिर्गमः न (स्यात्), एतद् निश्चित्य निर्दिष्टम् ॥

જે માણસ કમળના છોડનાં કોમળ પાનને સુકાવી ચૂર્ણ કરી સાકર સાથે ખાય, તો તેને આમણ નીકળવાનું દરદ રહેતું નથી, એ નિશ્ચય કરી કહેવાયું છે. ૭૩

टीका–पद्मिनीपत्रं संशोष्य संचूर्ण्य शर्करायुक्तं खादेत्। अयं तु गुदभ्रंशोऽतीसारं विनापि भवति। ततः क्षुद्ररोगेषु लिखितः। अत्र गुदस्य दाहपाकव्यथाप्रसङ्गाद् भ्रंशोऽपि लिखितः। चिकित्सा तूभयत्र तुल्यैव ॥ આમણ નીકળવાનું આ દરદ અતિસારમાં થાય છે અને અતિસાર વિના પણ થાય છે, માટે તેને ક્ષુદ્રરોગોમાં લખ્યું છે. અહીં ગુદાના દાહની તથા પાકવાની પીડાનો પ્રસંગ હોવાથી આ પ્રકરણમાં પણ તે લખ્યું છે; ચિકિત્સા તો બન્ને ગુદભ્રંશ અથવા આમણના દરદમાં સરખી જ છે.

अथ श्लेष्मातिसारस्य लक्षणमाह–

### કફાતિસારનું લક્ષણ

**श्वेतं स्निग्धं घनं बद्धं शीतलं मन्दवेदनम्।**
**गौरवारुचिसंयुक्तं श्लेष्मणा सार्यते शकृत् ॥७४॥**

अन्वयः–श्लेष्मणा श्वेतं स्निग्धं घनं बद्धं शीतलं मन्दवेदनं शकृत् गौरव–अरुचि–संयुक्तं सार्यते ॥

કફથી (થયેલા અતિસારમાં) ધોળી, સ્નિગ્ધ, ઘાટી, બંધાયેલી, શીતળ અને થોડી વેદનાવાળી વિષ્ઠા બહાર કઢાય છે અને તે સાથે શરીરમાં ભારેપણું તથા અરુચિ પણ થાય છે. ૭૪

अथ तस्य चिकित्सामाह–

### કફાતિસારની ચિકિત્સા

**श्लेष्मातिसारे प्रथमं हितं लङ्घनपाचनम्।**
**योज्यश्चामातिसारघ्नो यथोक्तो दीपनो गणः ॥७५॥**

अन्वयः–श्लेष्मातिसारे प्रथमं लङ्घन–पाचनं हितं (भवति, ततः) च यथोक्त. आमातिसारघ्नः दीपनः गणः योज्यः ॥

કફાતિસારમાં પ્રથમ તો લંઘન તથા પાચન હિતકારી થાય છે, અને પછી આમાતિસારના વિષયમાં કહેલો અગ્નિને પ્રદીપ્ત કરનાર ઔષધોનો ગણ ઉપયોગ કરવો યોગ્ય છે.

### ચવ્યાદિ–ક્વાથ

**चव्यं सातिविषामुस्तं बालबिल्वं सनागरम्।**
**वत्सकत्वक्फलं पथ्या छर्दिश्लेष्मातिसारनुत् ॥७६॥**

अन्वयः–चव्यं सातिविषा–मुस्तं बालबिल्वं सनागरं वत्सक–त्वक्–फलं पथ्या (एतेषां क्वाथः) छर्दि–श्लेष्मातिसारनुत् (भवति) ॥

ચવક, અતિવિષ, મોથ, કાચું બીલું, સૂંઠ, કડાછાલ, ઇંદ્રજવ અને હરડેનો ક્વાથ ઊલટીને તથા કફાતિસારને મટાડે છે. ૭૬

### હિંગ્વાદિ–ચૂર્ણ

**हिङ्गु सौवर्चलं व्योषमभयातिविषा वचा।**
**पीतमुष्णाम्बुना चूर्णमेषां श्लेष्मातिसारनुत् ॥७७॥**

अन्वयः–हिङ्गु सौवर्चलं व्योषम् अभया अतिविषा वचा–एषां चूर्णं उष्णाम्बुना पीतं श्लेष्मातिसारनुत् भवति ॥

હિંગ, સંચળ, વ્યોષ (સૂંઠ, મરી, પીપર), હરડે, અતિવિષ, અને વજ–એટલાંનું ચૂર્ણ ઊના પાણી સાથે પીધું હોય તો તે કફાતિસારને મટાડે છે. ૭૭

### હરકોઈ બે દોષના અતિસારની સામાન્ય ચિકિત્સા

क्रिमिशत्रुवचाबिल्वपाठाधान्याककट्फलम् ।
एषां क्वाथं भिषग् दद्यादतीसारे द्विदोषजे ॥
तेषां चिकित्सा प्रोक्तैव विशिष्टा च निगद्यते ॥७८

अन्वय.-भिषक् द्विदोषजे अतीसारे क्रिमिशत्रु-वचा-बिल्व-पाठा-धान्याक-कट्फलम्-एषां क्वाथ दद्यात् । तेषां ( सामान्या ) चिकित्सा एव प्रोक्ता, विशिष्टा च निगद्यते ॥

વૈદ્યે હરકોઈ બે દોષથી થયેલા અતિસારમાં વાવડિંગ, વજ, બીલુ, કાળીપાટ, ધાણા અને કાયફળનો ક્વાથ આપવો. આ તેઓની સામાન્ય ચિકિત્સા કહી છે; વિશેષ ચિકિત્સા હવે કહેવાય છે. ૭૮

### વાયુ તથા કફના અતિસારની વિશેષ ચિકિત્સા

कट्फलं मधुकं लोध्रं त्वग् दाडिमफलस्य च ।
सतण्डुलजलं चूर्णं वातश्लेष्माऽतिसारनुत् ॥७९॥

अन्वयः-कट्फल मधुक लोध्र दाडिम-फलस्य च त्वक्-एतेषां चूर्णं सतण्डुलजल वात-श्लेष्मातिसारनुत (भवति) ॥

કાયફળ, જેઠીમધ, લોધર અને દાડિમના ફળની છાલનુ ચૂર્ણ ચોખાના ધોવણની સાથે પીવાથી વાયુના તથા કફના અતિસારને તે મટાડે છે. ૭૯

### વાયુ તથા પિત્તના અતિસારની ચિકિત્સા

चित्रकाऽतिविषामुस्तं बालबिल्वं सनागरम् ॥
वत्सकत्वक्फलं पथ्या वातपित्तातिसारनुत् ॥८०॥

अन्वय -चित्रक-अतिविषा-मुस्त बालबिल्व सनागरं वत्सक-त्वक्-फलं पथ्या-( एतेषां क्वाथः ) वात-पित्तातिसारनुत् ( भवति ) ॥

ચિત્રક, અતિવિષ, મોથ, કાચું બીલુ, સૂંઠ, કડાછાલ, ઇંદ્રજવ અને હરડેનો ક્વાથ પીવાથી વાયુના તથા કફના અતિસારને તે મટાડે છે. ૮૦

### પિત્તના તથા કફના અતિસારની ચિકિત્સા

मुस्ता सातिविषा मूर्वा वचा च कुटजः समा ।
एषां कषायः सक्षौद्रः पित्तश्लेष्मातिसारनुत् ॥८१॥

अन्वयः-मुस्ता सातिविषा, मूर्वा वचा च कुटजः-( एते ) समाः ( भागाः ततः ) एषां कषायः सक्षौद्रः पित्त-श्लेष्मातिसारनुत् ( भवति ) ॥

મોથ, અતિવિષ, મોરવેલ, વજ અને ઇંદ્રજવને સમભાગે લઈ તેનો ક્વાથ કરી મધ સાથે પીવાથી પિત્તના તથા કફના અતિસારને તે મટાડે છે. ૮૧

अथ सन्निपातातीसारस्य लक्षणम् ।

### સન્નિપાતાતિસારનું લક્ષણ

तन्द्रायुक्तो मोहसादास्यशोषी, वर्चः कुर्यात् नैकरूपं तृषार्त्तः । सर्वोद्भूते सर्वलिङ्गोपपत्तिः, कृच्छ्रैः साध्यो बालवृद्धाबलानाम् ॥ ८२ ॥

अन्वयः-सर्वोद्भूते सर्वलिङ्गोपपत्तिः ( तेन च रोगी ) तृषार्त्तः तन्द्रायुक्तः मोह-साद-आस्यशोषी ( सन् ) नैकरूप वर्चः कुर्यात्, बाल-वृद्ध-अबलानाम् (अयम् अतिसारः) कृच्छ्रैः साध्य. ( स्यात् ) ॥

વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી થયેલા અતિસારમાં ત્રણે દોષોનાં ચિહ્નો થાય છે; તેમાં માણસ તરશથી પીડાય, તંદ્રાયુક્ત થાય, મોહ તથા ગ્લાનિ પામે, મોઢું સુકાય અને અનેક રંગોવાળી વિષ્ઠાને તે બહાર કાઢે છે. બાળકનો, વૃદ્ધનો કે નિર્બળનો આ અતિસાર કષ્ટસાધ્ય છે. ૮૨

अथ तस्य चिकित्सामाह-

### સન્નિપાતાતિસારની ચિકિત્સા:

#### પંચમૂલ્યાદિ-ક્વાથ×

पञ्चमूलीबलाबिल्वगुडूचीमुस्तनागरैः ।
पाठाभूनिम्बवर्हिष्ठकुटजत्वक्फलैः शृतम् ॥८३॥
सर्वजं हन्त्यतीसारं ज्वरञ्चापि तथा वमिम् ।
सशूलोपद्रवं श्वास कासं चापि सुदुस्तरम् ॥८४॥

अन्वयः-पञ्चमूली-बला-बिल्व-गुडूची-मुस्त-नागरैः पाठा-भूनिम्ब-वर्हिष्ठ-कुटजत्वक्फलैः शृत सर्वजम् अतीसार च ज्वरम् अपि तथा वमिं सशूल-उपद्रव श्वास च सुदुस्तर कासम् अपि हन्ति ॥

પંચમૂલ, ખપાટ, બીલું, ગળો, મોથ, સૂંઠ, કાળીપાટ, કરિયાતું, વાળો, કડાછાલ, અને ઇંદ્રજવનો ક્વાથ ત્રણે દોષના અતિસારને, જ્વરને, ઊલટીને, શૂળના ઉપદ્રવ સહિત

× पञ्चानां मूलानां समाहारः पञ्चमूली, सा आदि-र्येषां तानि-पञ्चमूल्यादीनि-तेषां क्वाथ.-જેમા લઘુ કે બૃહત્-પંચમૂળ મુખ્ય-પહેલાં હોય છે, એવાં ઔષધોનો ઉકાળો-પંચમૂલ્યાદિ-ક્વાથ કહેવાય છે.

શ્વાસને અને મટવી મુશ્કેલ ઉદરસને પણ મટાડે છે. ८३,८४

### પંચમૂલી સંબંધે ખુલાસો

पञ्चमूली तु सामान्यात् पित्ते योज्या कनीयसी।
वाते पुनर्बलासे च सा योज्या महती मता ॥८५॥

अन्वयः–सामान्यात् पित्ते पञ्चमूली तु कनीयसी योज्या, वाते पुनः बलासे च सा महती योज्या मता ॥

સામાન્ય રીતે પિત્ત ઉપર લઘુપંચમૂળનો ઉપયોગ કરવો અને વાયુ ઉપર તથા કફ ઉપર બૃહત્પંચમૂળનો ઉપયોગ કરવો, એમ મનાયેલ છે. ८५

### ચતુઃસમ–મોદક+

अभया नागरं मुस्तं गुडेन सह योजितम्।
चतुःसमेयं गुटिका स्यात् सर्वातीसारनाशिनी॥८६
आमातीसारमानाहं सविबन्धं विषूचिकाम्।
कृमीनरोचकं हन्याद्दीपयत्याशु चानलम् ॥८७॥

अन्वयः–अभया नागरं मुस्तं गुडेन सह योजित (सत्)–चतुःसमा इयं गुटिका सर्वातीसारनाशिनी स्यात्, (तथा चेयं गुटी) आमातीसारम् आनाहं सविबन्धविषूचिकां कृमीन् अरोचकं वा हन्यात्, अनलं च आशु दीपयति ॥

હરડે, સૂંઠ, મોથ અને ગોળ–એ ચારે પદાર્થોને સમભાગે સાથે મેળવી તેની ગોળી બનાવવી. આ 'ચતુઃસમ' નામની ગોળી સન્નિપાતાતિસારને, આમાતિસારને, પેટના ચડવાને, મળબંધને, કોલેશને, કૃમિઓને, તથા અરુચિને મટાડે છે અને અગ્નિને તરત પ્રદીપ્ત કરે છે. ८६,८७

### કુટજ–પુટપાક

तत्कालाकृष्टकुटजत्वचं तण्डुलवारिणा।
पिष्ट्वा चतुःपलमितां जम्बूपत्रेण वेष्टिताम् ॥८८॥
सूत्रेण बध्वा गोधूमपिष्टेन परिवेष्टिताम्।
लिप्ताञ्च घनपङ्केन निर्दहेद् गोमयाग्निना ॥८९॥
अङ्गारवर्णाञ्च मृदं दृष्ट्वा वह्नेः समुद्धरेत्।
ततो रसं समादाय शीतं क्षौद्रयुतं पिबेत् ॥९०॥
उक्तः कृष्णात्रिपुत्रेण पुटपाकस्तु कौटजः।
जयेत् सर्वानतीसारान् रक्तजान् सुचिरोत्थितान् ॥

अन्वयः–चतुःपलमितां तत्कालाकृष्ट–कुटजत्वचं तण्डुलवारिणा पिष्ट्वा, जम्बूपत्रेण वेष्टितां सूत्रेण बद्ध्वा, गोधूमपिष्टेन परिवेष्टितां घनपङ्केन च लिप्तां (कृत्वा) गोमय–अग्निना निर्दहेत्। मृदं च अङ्गारवर्णां दृष्ट्वा वह्नेः समुद्धरेत्, ततः रसं समादाय शीतं क्षौद्रयुतं पिबेत्। कृष्णात्रिपुत्रेण उक्तः (अयं) कौटजः पुटपाकः तु सुचिरोत्थितान् रक्तजान् सर्वान् अतीसारान् जयेत् ॥

સોળ તોલા લીલી કડાછાલને ચોખાના ધોણથી વાટી, જાંબુનાં પાંદડાંઓથી વીંટી, દોરાથી બાંધી તેના ઉપર ફરતો ઘઉંના લોટનો થર ચડાવી તેના ઉપર માટીનો ઘાટો થર કરીને તે ગોળાને છાણાંના અગ્નિથી બાળવો. તેના પરની માટીને અંગારાના જેવા લાલ રંગવાળી થયેલી જોયા પછી તે ગોળાને અગ્નિમાંથી કાઢી લેવો. પછી એ પાકેલી કડાછાલનો રસ કાઢી લઈ ઠંડો પાડી તેને મધ સાથે પાવો. પુનર્વસુ મુનિએ કહેલો આ 'કુટજ–પુટપાક'* ઘણા લાંબા કાળથી થયેલા રક્તાતિસાર આદિ સઘળા અતિસારોને મટાડે છે. ८८–९१

### કુટજાવલેહ÷

कुटजत्वकृतः क्वाथो वस्त्रपूतो हिमीकृतः।
स लीढोऽतिविषायुक्तःस्यात्त्रिदोषातिसारनुत्॥
इच्छन्त्यत्राष्टमांशेन क्वाथादतिविषारजः।
प्रक्षेपयेत् चतुर्थांशमिति केचिद् वदन्ति हि॥९३॥

अन्वयः–कुटजत्वकृतः क्वाथः वस्त्रपूतः हिमीकृतः अतिविषायुक्तः लीढः (सन्) सः त्रिदोषातिसारनुत् स्यात् ॥ अत्र केचित् क्वाथात् अष्टमांशेन अतिविषारजः इच्छन्ति, केचित् चतुर्थांशं प्रक्षेपयेत् इति हि वदन्ति ॥

કડાછાલના કરેલા કવાથને વસ્ત્રથી ગાળી લઈ ઠંડો પાડી, તેમાં અતિવિષનું ચૂર્ણ નાખી ચાટ્યો હોય તો તે અવલેહ ત્રણે દોષના

+ चत्वारि अभयादीनि समानि यस्मिन् सः, मोदयति चित्तं जनानामिति मोदकः–चतुःसमश्चासौ मोदकः–જેમાં હરડે વગેરે ચાર ઔષધો સરખા ભાગે હોય છે અને રોગી લોકોના ચિત્તને જે આનંદ પમાડે છે, એવી ગોળી–ચતુઃસમ–મોદક કહેવાય છે.

* कुटजत्वकृतः पुटपाकः–કડાછાલનો કરેલો પુટપાક 'કુટજ–પુટપાક' કહેવાય છે.

÷ कुटजत्वकृतक्वाथः अतिविषायुक्तः अवलिह्यते इति–कुटजावलेहः–કડાછાલના કવાથનું અતિવિષ નાખીને કરેલું ચાટણ–કુટજાવલેહ કહેવાય છે.

અતિસારને મટાડે છે. કેટલાક એ કવાથમાં તેનાથી આઠમા ભાગે અતિવિષનું ચૂર્ણ નાખવુ એમ ઇચ્છે છે; અને કેટલાક ચોથા ભાગે અતિવિષનુ ચૂર્ણ નાખવું, એમ જ કહે છે ૯૨,૯૩

અંકોટવટક‡

पलमङ्कोटमूलस्य पाठा दार्वीञ्च तत्समाम् ।
पिष्ट्वा तण्डुलतोयेन वटकानक्षसंमितान् ॥९४॥
छायाशुष्कांश्च तान् कुर्यात्तेष्वेकं तण्डुलाम्बुना ।
पेषयित्वा प्रदद्यात्तं पानाय गदिने भिषक् ॥९५॥
वातपित्तकफोद्भूतान् द्वन्द्वजान् सान्निपातिकान्।
हन्यात् सर्वानतीसारान् वटकोऽयं प्रयोजितः ॥९६

अन्वय -अङ्कोटमूलस्य पलं तत्समा पाठा च दार्वीं तण्डुलतोयेन पिष्ट्वा अक्षसमितान् वटकान् (कृत्वा) तान् च छायाशुष्कान् कुर्यात् । भिषक् तेषु एकं तण्डुल-अम्बुना पेषयित्वा तं गदिने पानाय प्रदद्यात् । (एवं) प्रयोजितः अयं वटकः वात-पित्त-कफ-अद्भूतान् द्वन्द्वजान् सान्निपातिकान् सर्वान् अतिसारान् हन्यात् ॥

ચાર રૂપિયાભાર અંકોલના મૂળિયા અને તેના જેટલી કાળીપાટ તથા દારુહળદરને ચોખાના પાણીથી વાટી તેની એક એક રૂપિયાભારની ગોળીઓ કરી છાયામા સુકાવવી. વૈદ્યે એ ગોળીઓમાથી એક ગોળી ચોખાના ધોણમા વાટી રોગીને પીવા માટે આપવી. એમ આપેલી એ ગોળી એક એક દોષથી ઉત્પન્ન થયેલા, બબ્બે દોષથી ઉત્પન્ન થયેલા અને ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા સઘળા અતિસારોને મટાડે છે. ૯૪-૯૬

अथागन्तुजस्य शोकातीसारस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह-
આગંતુક શોકાતિસારનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

तैस्तैर्भावैः शोचतोऽल्पाशनस्य, बाष्पोष्मा वै वह्निमाविश्य जन्तोः । कोष्ठं गत्वा क्षोभये-त्तस्य रक्तं,तच्चाधस्तात् काकणन्तीप्रकाशम् ॥९७
निर्गच्छेद्वा विड्विमिश्रं ह्यविड्वा, निर्गन्धं वा गन्धवद्वाऽतिसारः । शोकोत्पन्नो दुश्चिकित्स्योऽतिमात्रं, रोगो वैद्यैः कष्ट एव प्रदिष्टः ॥९८॥

अन्वय -तैः तैः भावैः शोचतः जन्तोः बाष्पोष्मा वै कोष्ठं गत्वा, वह्निम् आविश्य, (अत एव) अल्पाशनस्य तस्य रक्तं क्षोभयेत्, तत् च काकणन्तीप्रकाशं विड्विमिश्रम् अविड् हि वा निर्गन्धं वा गन्धवत् अधस्तात् वै निर्गच्छेत् । एषः शोकोत्पन्नः अतिसारः रोगः अतिमात्रं दुश्चिकित्स्यः (सन्) वैद्यैः कष्टः प्रदिष्टः ॥

બંધુઓનો કે ધનનો નાશ આદિ તે તે કારણોથી શોક કરતા માણસના દેહની ગરમીથી નેત્ર, નાક તથા ગળા આદિમા ઉત્પન્ન થયેલ આસુરૂપ જળ સહિત તે ગરમી-એટલે શોકથી ઉત્પન્ન થયેલુ દેહનું તેજ, કોઠામા જઈ જઠરાગ્નિને મંદ કરે છે, કારણ કે આસુ સાથે હોવાને લીધે ગરમીથી પણ અગ્નિનુ મંદ થવુ સંભવે છે, માટે કશો દોષ ન ગણાય, એટલે તે અગ્નિના મંદપણાને લીધે જ થોડુ ખાઈ શકતા તે માણસના રુધિરને તેના પોતાના (એ રુધિરના) સ્થાનમાથી ચલિત કરી-ખસેડી કાઢે છે (આ સંપ્રાપ્તિ કહી;) પછી તે રુધિર ચણોઠી જેવું રાતું, વિષ્ઠાથી મિશ્ર કે વિષ્ઠા વગરનુ, ગંધ વિનાનુ કે ગંધ વાળું નીચેથી-ગુદા માર્ગે જ બહાર નીકળે છે. એ શોકથી ઉત્પન્ન થયેલો અતિસાર રોગ કહેવાય છે (આ લક્ષણ કહ્યુ); આ અતિસારની ચિકિત્સા કરવી ઘણી જ મુશ્કેલ હોય છે; (કારણ કે શોક દૂર કર્યા વિના એકલા ઔષધથી તેનો સામનો કરવો શક્ય નથી.) આથી જ વૈદ્યોએ આ શોકાતિસારને કષ્ટસાધ્ય કહ્યો છે. ૯૭,૯૮

टीका-अयमर्थः-तैस्तैर्भावैः =बन्धुवित्तक्षयादिभिः, शोचतः =शोकं कुर्वतः जन्तोः =प्राणिनः, बाष्पोष्मा-बाष्पः= देहोष्मणा जनितं नेत्रनासागलादिषु जलं, तेन सहितः, उष्मा=शोकजं देहतेजः, स कोष्ठं गत्वा वह्निमाविश्य= जठराग्निं मन्दीकृत्य, बाष्पसाहित्यादुष्मणापि वह्नेर्मन्दीभाव इति न दोषः । वह्नेर्मन्दीभावादेव, अल्पाशनस्येति जन्तोर्विशेषणम् । तेन तस्य जन्तोः रक्तं क्षोभयेत्= स्वस्थानाच्चालयेदिति सम्प्राप्तिः ॥ अथ लक्षणम्-तच्च=रक्तं, अधस्तात्=गुदात्, काकणन्तीप्रकाशम्=गुञ्जाफलसदृशम्, विड्विमिश्रं गन्धवच्च । अविड् निर्गन्धं वा निर्गच्छेत् ।

‡ समभाग-पाठा-दार्वीयुक्त-पलोन्मित-अङ्कोट-मूलस्य तण्डुलतोयपिष्टस्य अक्षसमितो वटकः -अङ्कोटवटकः - સરખાભાગે કાળીપાટ તથા દારુહળદરથી યુક્ત કરી ચોખાના પાણીમા વાટેલા ચાર તોલા અંકોલના મૂળિયાની એક તોલા વજનની જે ગોળી કરવામા આવે તે-અંકોટવટક કહેવાય છે

शोकोत्पन्नोऽतीसारोऽतिमात्र दुश्चिकित्स्यः, शोकापनोदनं विना केवलेन भेषजेन प्रतीकर्त्तुमशक्यत्वात् । एषोऽतीसारः कष्टसाध्यः कथितः ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સંપૂર્ણ સમાવ્યો છે.)

अथागन्तुजस्य भयातीसारस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह–

## આગંતુજ-ભયાતિસારનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**भयेन क्षोभिता दोषा दूषयन्ति मलं यदा ।**
**तदाऽतिसार्यते जन्तुः क्षिप्रमुष्णं जलप्लवम् ॥९९॥**
**वातपित्तातिसारस्य प्रायो लिङ्गैः समन्वितम् ।**
**अभयोपशमाच्छर्म यस्मिन् स्यात् स भयात्स्मृतः ॥**

अन्वयः-भयेन क्षोभिताः दोषाः यदा मल दूषयन्ति, तदा जन्तुः क्षिप्र प्रायः वातपित्तातिसारस्य लिङ्गैः समन्वितम् उष्णं जलप्लवं (शकृत्) अतिसार्यते; यस्मिन् अभय-उपशमात् शर्म स्यात् सः भयात् (आगन्तुकारणात् जातः अतीसारः) स्यात् ॥

ભયરૂપ કારણે ક્ષોભ પમાડેલા વાત, પિત્ત અને કફ એ દોષો જ્યારે મળને દૂષિત કરે છે (આ સંપ્રાપ્તિ સમજવી), ત્યારે જ માણસ ઘણું કરી વાયુસંબંધી તથા પિત્તસંબંધી અતિસારનાં લક્ષણોવાળી, ઊની અને પાણીમાં તરનારી વિષ્ઠા, ગુદાના માર્ગમાંથી પ્રવાહરૂપે બહાર કાઢે છે. તે ભયાતિસાર કહેવાય છે; જેમાં નિર્ભયતા તથા શાંતિ થવાથી સુખ થાય છે (આ લક્ષણ સમજવું); આમ ભયરૂપ આગંતુ-કારણથી થયેલો આ ભયાતિસાર હોય છે. ૯૯,૧૦૦

टीका-प्लवतीति प्लवम्=जले प्लवमानमित्यर्थः । ननु भयातीसारस्य कथमागन्तुजत्वम् ? अयमपि दोषज एव । यत आह-भयेन क्षोभिताः=दूषिता दोषा मल दूषयन्ति, तन्मलमतिसरति । अत्र पूर्वमेव दोषसम्बन्धः ॥ उच्यते-'रागद्वेषभयाद्यैश्च ते स्युरागन्तवो गदाः' इति वचनाद्भयातीसार आगन्तुज एव । भयेनैव हेतुभूतेन दोषा वातपित्तकफाः अतिसारं जनयन्ति, क्षोभिताः=सञ्चालिताः, न तु दूषिताः ॥ भयेन त्रयाणामपि दोषाणां दूषणासम्भवात् । अतिसर्तुं चलिता वातपित्तकफा मलं दूषयन्ति, तत्सर्वं वातपित्तकफमलं भयेनैवातिसार्यते ॥ पश्चाद्वातसम्बन्धेन । 'भयाद्वायुः' इति वचनात् । अत एव भयातिसारे वातहर्येव क्रिया कथितेति साधुः ॥

અહીં શંકા થાય છે કે ભયાતિસાર આગંતુજ કેમ સંભવે? કારણ કે 'ભયે ક્ષોભ પમાડેલા-એટલે દૂષિત કરેલા દોષો મળને દૂષિત કરે છે અને તે મળ પ્રવાહરૂપે નીકળે છે' એમ કહ્યું છે. તે ઉપરથી જણાય છે કે, એમાં દોષોનો સંબંધ પ્રથમ જ થાય છે, તેથી ભયાતિસાર દોષજન્ય હોવો જોઈએ.

આનું સમાધાન આ છે કે, 'રાગથી, દ્વેષથી અને ભયથી જે રોગો થાય છે, તેઓ આગંતુજ કહેવાય છે' એ વચન પ્રમાણે ભયાતિસાર આગંતુજ જ કહેવાય છે.' 'ભયે ક્ષોભ પમાડેલા' એ વાક્યનો અર્થ 'ભયે દૂષિત કરેલા' એવો સમજવાનો નથી, પણ 'ભયે ચલાયમાન કરેલા' એવો સમજવો; કારણ કે ભયથી ત્રણે દોષોનું દૂષિત થવું સંભવતું નથી. ભયે વેગ આપતાં જોરથી નીકળવાને ચલિત થયેલા વાત, પિત્ત અને કફ મળને દૂષિત કરે છે અને તેમ થતાં વાત, પિત્ત, કફ અને મળ એ સઘળું ભયને લીધે જ પ્રચલિત થાય છે. આ અતિસારમાં પાછળથી દુષ્ટ વાયુનો સંબંધ થાય છે; કારણ કે 'ભયથી વાયુ થાય છે' એવું વચન છે. આ જ કારણે ભયાતિસારમાં વાતહર-ચિકિત્સા કરવાનું જ કહ્યું છે, આથી ભયાતિસારને આગંતુજ કહેલ છે તે બરાબર છે.

अथ तयोश्चिकित्सामाह–

## શોકાતિસારની તથા ભયાતિસારની ચિકિત્સા

**भयशोकसमुद्भूतौ ज्ञेयौ वातातिसारवत् ।**
**तयोर्वातहरी कार्या हर्षणाश्वासनैः क्रिया ॥१०१**

अन्वयः-भय-शोक-समुद्भूतौ वातातिसारवत् ज्ञेयौ, (अतः) तयोः हर्षण-आश्वासनैः वातहरी क्रिया कार्या ॥

શોકાતિસાર તથા ભયાતિસાર એ વાતાતિસારના જેવાં લક્ષણોવાળા થાય છે, આથી એ બન્ને અતિસારોમાં હર્ષ ઉપજાવવો તથા આશ્વાસન આપવાપૂર્વક વાયુને હરનારી ચિકિત્સા કરવી. ૧૦૧

टीका-वातातिसारवत् वातातिसारलक्षणयोः तयोः चिकित्सा च हर्षणाश्वासनपूर्विका वातहरी कर्तव्या ॥ (આ ટીકાનો અર્થ ઉપર છે.)

अथामातीसारस्य संप्राप्तिपूर्वकं लक्षणमाह–

## આમાતિસારનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**अन्नाजीर्णात्प्रद्रुताः क्षोभयन्तो, दोषाः कोष्ठे धातुसङ्घान् मलांश्च । नानावर्णानैकशः सारयन्ति, शूलोपेतं षष्ठमेनं वदन्ति ॥१०२॥**

अन्वयः-अन्नाजीर्णात् प्रद्रुताः, कोष्ठे धातुसंघान् च मलान् क्षोभयन्तः दोषाः नैकशः नानावर्णान् (तान्) सारयन्ति । शूलोपेतम् एनं षष्ठम् ( अतीसारं ) वदन्ति (विद्वांसः) ॥

ખાધેલા પદાર્થોનું અજીર્ણ થવાથી આડા-અવળા માર્ગે ગયેલા અને કોઠામાં ધાતુ-ઓના સમૂહોને તથા મળોને ચલાયમાન કરતા દોષો, વારંવાર શૂળવાળા અને અનેક રંગોવાળા ઝાડાને ગુદદ્વારથી વહેવડાવે છે; શૂળથી યુક્ત આ અતિસારને વિદ્વાનો છઠ્ઠો આમાતિસાર કહે છે. ૧૦૨

टीका-अत्र भुक्तं तदजीर्णञ्चेति कर्मधारये अन्नाजीर्णम्, तस्मात् प्रद्रुताः=विमार्गगाः क्षोभयन्तः=चालयन्तः । 'नैकश' इत्यत्र नाकादित्वान्नाक्षरविपर्ययः ॥ ननु आमेन दोषा दूष्यन्ते गुर्वादिभक्षणादिभिरिव ते चातीसारमुत्पादयन्ति । नत्वाममतीसारमुत्पादयन्ति, तेनामातीसारोऽपि दोषज एव (इति) किमर्थं पृथगुक्तम् ? उच्यते-आमातीसारस्य पृथक् चिकित्सार्थं अतीसारेषु सर्वेषु एव संग्राहकमौषधमुक्तम्, आमातीसारे तु ग्राहकं निषिद्धम् । यत उक्तम्-'नामे संग्राहकं दद्यादतीसारे कदाचन । संगृहीतां बलादामो विकारान् कुरुते बहून् ॥ ' बलात्=भेषजबलात्, विकारान्=ग्रहण्याध्मानशूलगुल्मशोथोदरज्वरादीन् ॥

મૂળ શ્લોકમાં 'नैकशः' એ પદમાં સંસ્કૃતની રીતિ પ્રમાણે 'अनेकशः', એમ થવું જોઈએ; છતાં તેમ કર્યું, તેનું કારણ આ છે, કે તેને (વ્યાકરણના) 'नाक' આદિ ગણમાં ગણેલ છે.

અહીં શંકા થાય છે કે જેમ ભારે પદાર્થોના ભોજન આદિથી દોષો દૂષિત થાય છે, તેમ આમથી પણ દોષો દૂષિત થાય છે અને એ રીતે દૂષિત થયેલા દોષો જ અતિસારને ઉત્પન્ન કરે છે, પણ આમ અતિસારને ઉત્પન્ન કરતો નથી, માટે આમાતિસાર પણ દોષજન્ય જ છે, છતા તેને જુદો કેમ ગણ્યો છે ?

આનું સમાધાન આ છે કે આમાતિસારની ચિકિત્સા જુદી જણાવવા આમાતિસારને જુદો ગણ્યો છે. સઘળા અતિસારોમાં ઝાડાને રોકનારાં ઔષધો કહ્યાં છે, પણ આમાતિસારમાં ઝાડાને રોકનારાં ઔષધોનો નિષેધ છે. કહ્યું છે કે 'આમ અતિસારમાં કદી પણ સંગ્રાહક-ઝાડાને રોકનાર ઔષધો આપવાં નહિ; કારણ કે એવાં ઔષધોના બળથી પકડાયેલો આમ ગ્રહણી, આફરો, શૂલ, ગોળો, સોજા, પેટના રોગ તથા જ્વર આદિ ઘણા વિકારોને ઉત્પન્ન કરે છે.

तस्य चिकित्सामाह-

**આમાતિસારની ચિકિત્સા : વત્સકાદિક્વાથ**

**वत्सकातिविषाशुण्ठीबिल्वहिङ्गुयवाम्बुदाः ।**
**चित्रकेण युतः क्वाथ आमातीसारनाशनः ॥१०३**

अन्वयः-वत्सक-अतिविषा-शुण्ठी-बिल्व-हिङ्गु-यव-अम्बुदाः-( एषां ) चित्रकेण युतः क्वाथः आमातीसार-नाशनः (भवति) ॥

ઇંદ્રજવ, અતિવિષ, સૂંઠ, બીલું, હિંગ, જવ, મોથ અને ચિત્રકનો ક્વાથ આમાતિ-સારનો નાશ કરે છે. ૧૦૩

अथ शोथातीसारस्य चिकित्सा-

**શોથાતિસાર એટલે સોજાના સંબંધવાળા અતિસારની ચિકિત્સા : પુનર્નવાદિક્વાથ**

**शोथघ्नीन्द्रयवौ पाठा श्रीफलातिविषाघनाः ।**
**क्वथिताः सोषणाः पीताः शोथातीसारनाशनाः ॥**

अन्वयः-शोथघ्नी-इन्द्रयवौ पाठा श्रीफल-अतिविषा-घनाः (एते) क्वथिताः सोषणाः पीताः ( सन्तः ) शोथा-तीसारनाशनाः ( भवन्ति ) ॥

સાટોડી, ઇંદ્રજવ, કાળીપાટ, બીલું, અતિવિષ, મોથ અને મરીનો ક્વાથ પીવાથી શોથાતિસારને તે મટાડે છે. ૧૦૪

टीका-शोथघ्नी=पुनर्नवा, ऊषण=मरिचं ॥

अथ छर्दतीसारचिकित्सा-

**છર્દતિસાર-એટલે ઊલટીના સંબંધવાળા અતિસારની ચિકિત્સા : આમ્રાસ્થ્યાદિક્વાથ**

**आम्रास्थिमध्यमालूरफलक्वाथः समाक्षिकः ।**
**शर्करासहितो हन्यात् छर्द्यतीसारमुल्बणम् ॥१०५**

अन्वयः-आम्रास्थिमध्य-मालूरफलक्वाथः समाक्षिकः शर्करासहितः ( पीतः सन् ) उल्बणं छर्द्यतीसारं हन्यात् ॥

આંબાની ગોટલીનો ગર્ભ અને બીલાંનો ક્વાથ મધ તથા સાકર સહિત પીધો હોય તો તે ભયંકર છર્દતિસારનો નાશ કરે છે.

टीका-मालूरफलं=बिल्वफलम् ॥

**છર્દતિસારાદિનાશક શેકેલા મગનો ક્વાથ**

**कषायो भृष्टमुद्गस्य सलाजमधुशर्करः ।**
**निहन्याच्छर्दतीसारं तृष्णां दाहं ज्वरं भ्रमम् ॥१०६**

अन्वयः-भृष्टमुद्गस्य क्वाथः सलाजमधुशर्करः (पीतः चेत्) छर्द्यतीसारं तृष्णां दाहं ज्वरं भ्रमं विहन्यात् ॥

શેકેલા મગનો ક્વાથ ડાંગરની ધાણી, મધ અને સાકર સાથે પીધો હોય તો તે છર્દતીસાર, તરસ, દાહ, જ્વર અને ભ્રમનો નાશ કરે છે. ૧૦૬

अथ निःसारकचिकित्सा–

નિઃસારક એટલે મરડાની ચિકિત્સા×

दध्ना ससारेण समाक्षिकेण, भुञ्जीत निःसारकपीडितस्तु । सुतप्तकुप्यक्वथितेन वापि, क्षीरेण शीतेन मधुप्लुतेन ॥ १०७ ॥

अन्वयः–निःसारकपीडितः तु ससारेण समाक्षिकेण दध्ना, अपि वा सुतप्तकुप्यक्वथितेन शीतेन मधुप्लुतेन क्षीरेण भुञ्जीत ॥

નિઃસારક એટલે મરડાથી પિડાયેલા માણસે તરવાળા દહીંમાં મધ નાખી તેની સાથે પથ્ય ભોજન કરવું; અથવા અત્યંત તપાવી સોનું કે રૂપું ઠારી ગરમ કરેલા અને પછી ઠંડા કરેલા દૂધમાં મધ નાખી તેની સાથે પથ્ય ભોજન કરવું. ૧૦૭

टीका–नि.सारक=प्रवाहिका, 'निठाही' इति लोके; सुतप्तकुप्यक्वथितेन सुतप्तसुवर्णरजतनिर्वापणक्वथितेन भुञ्जीत पथ्यमिति शेषः। (આનો અર્થ ઉપર છે.)

अथ पुरीषक्षयचिकित्सा–

વિષ્ઠાનો ક્ષય થયાની ચિકિત્સા

दीप्ताग्निर्निःपुरीषो यः सार्यते फेनिलं शकृत् । स पिबेत् फाणितं शुण्ठीदधितैलं पयो घृतम् ॥१०८॥
बलाविश्वाशृतं क्षीरं गुडतैलानुयोजितम् ।
दीप्ताग्निं पाययेत्प्रातः सुखदं वर्चसः क्षये ॥१०९॥

अन्वयः–दीप्ताग्निः निःपुरीषः यः फेनिल शकृत सार्यते, सः फाणित शुण्ठी–दधि–तैलं पयः घृतं पिबेत ॥ (अथवा) वर्चसः क्षये, दीप्ताग्नि बला–विश्वा–शृत गुड–तैल–अनुयोजितं सुखदं क्षीरं प्रातः पाययेत ॥

પ્રદીપ્ત અગ્નિવાળા અને વિષ્ઠાથી રહિત થયેલા જે માણસને ફીણવાળો મળ નીકળ્યા કરતો હોય, તેણે અરધો પાકેલો રાબ જેવો ગોળ, સૂંઠ, દહીં, તેલ, દૂધ અને ઘી પીવાં. અથવા વિષ્ઠાનો નાશ થયો હોય, તો પ્રદીપ્ત અગ્નિવાળા માણસને બળદાણાથી તથા સૂંઠથી પકાવેલા દૂધમાં ગોળ તથા તેલ નાખી તે સુખદાયી દૂધ પ્રાતઃકાલે પાવું. ૧૦૮,૧૦૯

અતિસારાદિનાશક બિલ્વાદિ તૈલ÷

तुलां सङ्कुट्य बिल्वस्य पचेत् पादावशेषितम् ।
सक्षीरं साधयेत्तैलं श्लक्ष्णपिष्टैरिमैः समैः ॥११०॥
बिल्वं सधातकीकुष्ठं शुण्ठीरास्नापुनर्नवाः ।
देवदारुवचामुस्तं लोध्रमोचरसान्वितम् ॥ १११ ॥
एभिर्मृद्वग्निना पक्वं ग्रहण्यर्शोऽतिसारनुत् ।
बिल्वतैलमिति ख्यातमत्रिपुत्रेण भाषितम् ॥११२॥

अन्वय –बिल्वस्य तुला सङ्कुट्य पादावशेषितं पचेत्, (ततः तेन क्वाथेन सह) सक्षीर तैल समै श्लक्ष्णपिष्टैः इमैः (सह) साधयेत्–बिल्वं सधातकी–कुष्ठ शुण्ठी–रास्ना-पुनर्नवाः–देवदारु–वचा–मुस्तं लोध्र–मोचरस–अन्वितम्–एभिः मृदु–अग्निना पक्वम् अत्रिपुत्रेण भाषितम् इति बिल्वतैल ग्रहणी–अर्शम्–अतिसारनुत (भवति) ॥

ચારસો રૂપિયાભાર બીલાંઓને કૂટી તેનો ક્વાથ કરતાં એક ચતુર્થાંશ રહે ત્યારે તે ક્વાથથી અને દૂધથી તેલને પકાવવું અને તે વેળા તેની સાથે બીલાં, ધાવણી, કઠ, સૂંઠ, રાસ્ના, સાટોડી, દેવદાર, વજ, મોથ, લોધર અને મોચરસને સમભાગે લઈ ઝીણાં વાટી તેનો કલ્ક તે તેલમાં નાખવો. પછી થોડા થોડા અગ્નિથી તે તેલને પકાવવું. પુનર્વસુ મુનિએ કહેલું આ બિલ્વતૈલ નામનું તેલ ગ્રહણીને, અર્શને તથા અતિસારને મટાડે છે. ૧૧૦–૧૧૨

અતિદેશ એટલે અતીસાર, ગ્રહણી અને અર્શમાં સ્નેહો સરખા જ હોય

ग्रहण्यर्शोऽधिकारे ये स्नेहाः समुपदर्शिताः ।
प्रयोज्यास्तेऽतिसारेऽपि त्रयाणां तुल्यहेतुता ॥११३

अन्वयः–ये स्नेहाः ग्रहणी–अर्शस्–अधिकारे समुपदर्शिताः ते अतिसारे अपि प्रयोज्याः (यतः) त्रयाणां तुल्यहेतुता ॥

× नि सारयति निश्चितं बलास बहुशोऽल्प प्रवृद्धो वायुरधोमार्गादहिताशिन इति नि.सारकः–निरुपूर्वकात् सृ गताविति ण्यन्ताद् ण्वुल्–વાયડા–અહિતકારી પદાર્થો ખૂબ ખાતા માણસનો ખૂબ વધી ગયેલો વાયુ, જામેલા કફને વારંવાર થોડો થોડો ગુદા માર્ગે બહાર કાઢે તે–નિ.સારક–પ્રવાહિકા કે મરડો.

÷ बिल्वम् आदि येषां तानि बिल्वादीनि, बिल्वादिसाधित तैलम्–बिल्वादितैलम्–બીલું જેમાં મુખ્ય હોય છે, એવાં ઔષધોથી તૈયાર કરેલું તેલ–બિલ્વાદિતેલ કહેવાય છે.

જે સ્નેહો ગ્રહણીના અને અર્શના અધિકારમાં બતાવ્યા છે, તેમનો અતિસારમાં પણ ઉપયોગ કરવો; કારણ કે એ ત્રણેના હેતુ સમાન છે. ૧૧૩

अथातीसारभेदप्रवाहिकायाः सम्प्राप्तिपूर्वकलक्षणमाह–

**પ્રવાહિકા અતિસારનો જ ભેદ છે તેનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ**

**वायुः प्रवृद्धो निचितं बलासं, नुदत्यधस्ताद्-हिताशनस्य । प्रवाहतोऽल्पं बहुशो मलाक्तं, प्रवाहिकां तां प्रवदन्ति तज्ज्ञाः ॥ ११४ ॥**

अन्वयः–अहिताशनस्य प्रवृद्धः वायु. प्रवाहतः निचितं बलास मलाक्त बहुशः अधस्तात् नुदति, तां तज्ज्ञाः प्रवाहिकां वदन्ति ॥

ખૂબ વાયડા પદાર્થોને ખાતા માણસનો ખૂબ વધી ગયેલો વાયુ જ્યારે તે માણસ જોર કરી ગુદામાંથી શબ્દ સહિત અધોવાયુ છોડવા લાગે ત્યારે તે માણસની ગુદામાથી વિષ્ઠા વડે ખરડાયેલા જમા થયેલા કફને વારંવાર થોડો થોડો નીચે ગુદામાંથી બહાર કાઢે છે, તે રોગને વૈદ્યો પ્રવાહિકા+ કહે છે.

टीका–अस्यायमर्थः–अहिताशनस्य=अतिशयेन वातलभक्ष्यभोजिनः, प्रवृद्धो वायुः, प्रवाहतः=हृद्बलेन सशब्द वायुमपानमार्गेण त्यजतः, निचित=सचित, बलास–कफ, मलाक्तं=पुरीषयुक्त, अल्प बहुशः=वारवार, अधस्ताद्=गुदात् नुदति । वैद्याः तां प्रवाहिकां प्रवदन्ति ॥

तस्या वातजादिभेदेन रूपमाह–

**દોષોના ભેદથી પ્રવાહિકાનાં જુદાં જુદાં* રૂપ**

**प्रवाहिका वातकृता सशूला, पित्तात् सदाहा सकफा कफाच । सशोणिता शोणितसम्भवा च, ताः स्नेहरूक्षप्रभवा मतास्तु ॥ ११५ ॥**

अन्वयः–सशूला प्रवाहिका वातकृता, सदाहा पित्तात्, सकफा च कफात्, सशोणिता च शोणितसम्भवा (ज्ञेया, इत्येवं ) ताः तु स्नेहरूक्षप्रभवाः मताः ॥

શૂળવાળી પ્રવાહિકા વાયુએ કરેલી સમજવી અને તે રુક્ષ પદાર્થોથી થાય છે; દાહવાળી પ્રવાહિકાને પિત્તે કરેલી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થોથી થાય છે; કફવાળી પ્રવાહિકાને કફે કરેલી સમજવી અને તે સ્નેહવાળા પદાર્થોથી થાય છે; અને લોહીવાળી પ્રવાહિકાને લોહીએ કરેલી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થોથી થાય છે.

टीका–तत्र रूक्षप्रभवा वातजा, स्नेहप्रभवा कफजा, तु शब्दात् तीक्ष्णोष्णप्रभवा पित्तजा रक्तजा च ॥ ( આનો અર્થ ઉપર છે. )

**અતિદેશ એટલે પ્રવાહિકાઓને અતિસાર જેવી જાણવી**

**तासामतीसारवदादिशेच्च, लिङ्गं क्रमं चामविपक्वतां च ॥ ११६ ॥**

अन्वय–तासां च लिङ्गं च क्रमं च आमविपक्वताम् अतीसारवत् आदिशेत् ॥

એ ચારે પ્રવાહિકાઓનાં ચિહ્નો, ચિકિત્સા અને કાચાપણું તથા પાકાપણું રીતિ–એ બધું અતિસારની પેઠે જ સમજવું. ૧૧૬

तस्याश्चिकित्सामाह–

**પ્રવાહિકાની ચિકિત્સા : બિલ્વાદિ અવલેહ+**

**बिल्वपेशीं गुडं लोध्रं तैलं मरिचसंयुतम् । लीढ्वा प्रवाहिकाक्रान्तः सत्वरं सुखमाप्नुयात् ॥ ११७**

अन्वयः–बिल्वपेशीं गुड लोध्र तैलं मरिच–सयुत लीढ्वा प्रवाहिकाक्रान्त (जनः) सत्वरं सुखम् आप्नुयात् ॥

બીલાંનો ગર્ભ, ગોળ, લોધર, તેલ અને મરીનો અવલેહ ચાટવાથી પ્રવાહિકાનો દર્દી તરત સુખ પામે છે.

**ધાતક્યાદિ પાન**

**धातकीबदरीपत्रं कपित्थरसमाक्षिकम् । सलोध्रमेकतो दध्ना पिबेन्निर्वाहिकार्दितः ॥ ११८ ॥**

+ प्रवहति–अहित–वातलभक्ष्यभोजितः प्रवृद्धः वायुः निचित बलासं बहुशोऽल्पमधस्तात् नुदति इति प्रवाहिका–प्रवहतेर्ण्वुल् ( ३–१–१३३ ), यद्वा प्रवहणं वायुना प्रवृद्धबलासस्येति प्रवाहिका–रोगाख्यायां ण्वुल्–( ३–३–१०८ ) અહિતકારી–વાયડા ખોરાક ખાતા માણસનો ખૂબ વધેલો વાયુ, એકઠા થયેલા કફને થોડો થોડો વારંવાર ગુદામાર્ગે બહાર કાઢે, તે પ્રવાહિકા નામનો અતિસારનો જ ભેદ-મરડાનો રોગ.

* અહીં પ્રવાહિકાને ચાર પ્રકારની જણાવવા માગે છે–વાતજન્ય,[1] પિત્તજન્ય,[2] કફજન્ય[3] અને રુધિરજન્ય.[4]

+ बिल्वम् आदि येषां तानि, तेषामवलेहः–બીલાંનો ગર્ભ વગેરેનું જે ચાટણ તે બિલ્વાદિ અવલેહ કહેવાય છે.

अन्वयः-निर्वाहिका-अर्दितः धातकी-बदरीपत्रं कपित्थ-रस-माक्षिकं लोध्रम् एकतः दध्ना पिबेत्॥

મરડાથી પીડાયેલા માણસે ધાવડીનાં ફૂલ, બોરડીનાં પાંદડાં, કોઠનો રસ અને મધ તથા લોધર દહીં સાથે જુદાં જુદાં પીવાં.

टीका-एकतः=प्रत्येकं, दध्ना पिबेदित्यर्थः।

अथासाध्यातीसारिणां लक्षणमाह-

### અસાધ્ય અતિસારવાળાનાં લક્ષણો

पक्वजाम्बवसङ्काशं यकृत्खण्डनिभं तनु।
घृततैलवसामज्जावेसवारपयोदधि-॥११९॥
मांसधावनतोयाभं कृष्णं नीलारुणप्रभम्।
कर्बुरं मेचकं स्निग्धं चन्द्रिकोपगतं घनम्॥१२०॥
कुणपं मस्तुलुङ्गाभं सगन्धं क्वथितं बहु।
तृष्णादाहाऽरुचिश्वासहिक्कापार्श्वास्थिशूलिनम्॥
संमूर्च्छाऽरतिसंमोहयुक्तं पक्ववलीगुदम्।
प्रलापयुक्तञ्च भिषग् वर्जयेदतिसारिणम्॥१२२॥
असंवृतगुदं क्षीणं शूलाध्मानैरुपद्रुतम्।
गुदे पक्वे गतोष्माणमतिसारिणमुत्सृजेत्॥१२३॥

अन्वयः-(यस्य शकृत्) पक्वजाम्बवसङ्काशं यकृत्-खण्डनिभं तनु घृत-तैल-वसा-मज्जा-वेसवार-पयस्-दधि-मांसधावन-तोय-आभं कृष्णं नील-अरुणप्रभं कर्बुरं मेचकं स्निग्धं घनं चन्द्रिका-उपगतं कुणपं मस्तुलुङ्ग-आभं सगन्धं बहु क्वथितं तृष्णा-दाह-अरुचि-श्वास-हिक्का-पार्श्व-अस्थि-शूलिनं, संमूर्च्छा-अरति-संमोहयुक्तं, पक्ववलीगुदं च प्रलापयुक्ताम् अतिसारिणं भिषक् वर्जयेत्॥ (तथा च) असंवृतगुदं क्षीणं शूल-आध्मानैः उपद्रुतं गुदे पक्वे गतोष्माणम् अतिसारिणम् (भिषक्) उत्सृजेत्॥

જેની વિષ્ઠા પાકેલા જાંબુ જેવી, જમણા પડખાની ગાંઠ-યકૃત્ જેવી, પાતળી, ઘી જેવી, તેલ જેવી, ચરબી જેવી, મજ્જા જેવી, દાળના પાણી જેવી, દૂધ જેવી, દહીં જેવી, માંસ ધોયાના પાણી જેવી, કાળી, નીલી તથા રાતી કાંતિવાળી, કાબરચીતરી, બહુ જ કાળી, સ્નિગ્ધ, ઘાટા મોરપીછના ચાંદલાવાળી, મડદાના જેવા ગંધવાળી, માથાના મગજ જેવી ગંધવાળી કે બહુ જ ઊની હોય; તેમજ જે રોગીને તરસ, દાહ, અરુચિ, શ્વાસ, હેડકી, પડખામાં શૂળ તથા અસ્થિમાં શૂળ થયાં હોય, મૂર્છા, અરુચિ તથા મોહ થયાં હોય, ગુદાની વળીઓ પાકી ગઈ હોય અને બકવાદ ચાલ્યો હોય તે અતિસારના રોગીને વૈદ્યે છોડી દેવો. વળી જે અતિસારવાળો રોગી ગુદાને બીડી શકતો ન હોય, ક્ષીણ થયો હોય, શૂળ તથા આફરાનો ઉપદ્રવ પામ્યો હોય કે ગુદા પાકી ગયા છતાં એટલે ગુદાને પકવનારું પિત્ત હોય છતાં ટાઢાં ગાત્રોવાળો અથવા જઠરાગ્નિ વગરનો થઈ ગયો હોય, તે અતિસારવાળાને વૈદ્યે છોડી દેવો. ૧૧૯-૧૨૩

टीका-असंवृतगुदः=गुदसंवरणाक्षमम्, गुदे पक्वे= गुदपाकारम्भके पित्ते विद्यमानेऽपि, शीतगात्रं नष्टाग्निं वा॥

(આનો અર્થ ઉપર અપાયો છે.)

### અસાધ્ય અતિસાર (ચાલુ)

श्वासशूलपिपासार्त्तं क्षीणं ज्वरनिपीडितम्।
विशेषेण नरं वृद्धमतिसारो विनाशयेत्॥१२४॥
शोथं शूलं ज्वरं तृष्णां श्वासं कासमरोचकम्।
छर्दिं मूर्च्छां च हिक्काञ्च दृष्ट्वातीसारिणं त्यजेत्॥
हस्तपादाङ्गुलीसन्धिप्रपाको मूत्रनिग्रहः।
पुरीषस्योष्णताऽतीव मरणायातिसारिणः॥१२६॥
अतीसारी राजरोगी ग्रहणीरोगवानपि।
मांसाग्निबलहीनो यो दुर्लभं तस्य जीवनम्॥१२७॥
बाले वृद्धे त्वसाध्योऽयं लिङ्गैरेतैरुपद्रुतः।
अपि यूनामसाध्यः स्यादतिदुष्टेषु धातुषु॥१२८॥

अन्वयः-(किंच) श्वास-शूल-पिपासा-आर्त्तं, क्षीणं ज्वरनिपीडितं विशेषेण (च) वृद्धं नरम् अतिसारः विनाशयेत्॥ शोथं शूलं ज्वरं तृष्णां श्वासं कासम् अरोचकं छर्दिं च मूर्च्छां च हिक्कां दृष्ट्वा (भिषक्) अतीसारिणं त्यजेत्॥ हस्त-पाद-अङ्गुली-सन्धि-प्रपाकः मूत्रनिग्रहः पुरीषस्य अतीव उष्णता-(एतानि लिङ्गानि) अतिसारिणः मरणाय (भवन्ति)॥ यः अतीसारी राजरोगी ग्रहणी-रोगवान् अपि मांस-अग्नि-बल-हीनः (भवेत्) तस्य जीवनं दुर्लभं (ज्ञेयम्)॥ एतैः (उपर्युक्तैः) लिङ्गैः उपद्रुतः अयम् (अतीसारः) बाले वृद्धे तु असाध्यः स्यात्, धातुषु अतिदुष्टेषु यूनाम् अपि असाध्यः स्यात्॥

શ્વાસથી, શૂળથી તથા તરસથી પીડાયેલાને, ક્ષીણ થયેલાને, જ્વરથી પીડાયેલાને અને વિશેષે કરી વૃદ્ધ માણસને અતિસાર મારી નાખે છે. સોજા, શૂળ, જ્વર, તરસ, શ્વાસ, ઉધરસ, અરુચિ, ઊલટી, મૂર્છા અને હેડકી એટલાં લક્ષણો જોવામાં આવે તો અતિસારવાળાને વૈદ્યે છોડી દેવો. હાથ-પગની આંગળી-

ઓ પાકી ગઈ હોય, સાંધાઓ પાકી ગયા હોય, મૂત્ર અટકી ગયું હોય તથા વિષ્ઠા અત્યંત ઊની હોય-એ ચિહ્નો, અતિસારવાળાના મરણ માટે જ થાય છે. જે કોઈ અતિસારવાળો, ક્ષયરોગવાળો અથવા ગ્રહણીરોગવાળો માણસ માંસથી તથા અગ્નિના બળથી રહિત થયો હોય, તેનું જીવવું દુર્લભ જાણવું. ઉપર કહેલાં ચિહ્નો થયાં હોય તે બાળકોનો તથા વૃદ્ધોનો અતિસાર અસાધ્ય છે; અને ધાતુઓ ઘણી જ દુષ્ટ થઈ હોય તે જુવાનોનો અતિસાર પણ અસાધ્ય છે. ૧૨૪-૧૨૮

अथातीसारमुक्तस्य लक्षणम्-

**અતિસારથી મુક્ત થયેલાનું લક્ષણ**

यस्योच्चारं विना मूत्रं सम्यग्वायुश्च गच्छति ।
दीप्ताग्नेर्लघुकोष्ठस्य स्थितस्तस्योदरामयः ॥१२९॥

अन्वयः-दीप्ताग्नेः लघुकोष्ठस्य यस्य उच्चारं विना मूत्रं च वायुः सम्यग् गच्छति, तस्य उदरामयः स्थितः (ज्ञेयः) ॥

જેનો અગ્નિ પ્રદીપ્ત થતો હોય અને કોઠો હલકો થયો હોય એવા માણસને, સાથે વિષ્ઠા નીકળ્યા વિના મૂત્ર તથા અધોવાયુ બરાબર નીકળવા લાગે ત્યારે તેનો અતિસાર મટેલો સમજવો. ૧૨૯

अथातीसारिणो वर्जनीयान्याह-

**અતિસારવાળાએ ત્યજવા યોગ્ય**

स्नानावगाहावभ्यङ्गं गुरुस्निग्धादिभोजनम् ।
व्यायाममग्निसन्तापमतीसारी विवर्जयेत् ॥ १३० ॥

अन्वय.-अतीसारी स्नान-अवगाहौ अभ्यङ्ग गुरु-स्निग्ध-आदिभोजन व्यायामम् अग्निसंतापं विवर्जयेत् ॥

અતિસારના રોગીએ (પાણી ખેંચીને કરાતું) સ્નાન, નદી વગેરેમાં પ્રવેશ, ભારે કે સ્નિગ્ધ આદિ ખોરાક, કસરત અને અગ્નિનો તાપ ત્યજવાં જોઈએ. ૧૩૦

टीका-स्नानम्=उद्धृतजलेन । अवगाहः-नद्यादौ ॥
(આનો અર્થ ઉપર છે.)

**આમજ્વરાતિસાર આદિ નાશક**
**શંખપોટલી-રસ**

प्रत्येकं दशगद्याणाः शुद्धसूतकगन्धयोः ।
विंशतिस्त्रिदिनं खल्वे पिष्ट्वा कुर्याच्च कज्जलीम् ॥
पश्चादर्कस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् ।
ततो वज्रस्य दुग्धेन पिष्ट्वा तां कज्जलीं त्र्यहम् ॥१३२
आर्द्रकं चित्रकं श्वेतं निःसहायश्च मर्दयेत् ।
पेषयेत् तद्रसैरेवं कज्जलीं तां दिनत्रयम् ॥१३३॥
पीतानाञ्च कपर्दीनां चूर्णं गद्याणविंशतिः ।
विंशतिः शङ्खचूर्णस्य चत्वारिंशच्च मिश्रितम् ॥१३४
त्रिदिनं मर्दयेत् खल्वे पूर्वोक्तेन क्रमेण च ।
त्र्यहमर्कस्य दुग्धेन वज्रीदुग्धेन च त्र्यहम् ॥१३५॥
तन्मध्ये कज्जलीं क्षिप्त्वा चित्रकार्द्ररसेन तु ।
खल्वे पिष्ट्वा द्वयोः कार्या गुड्यो बदरसम्मिताः ॥
लिप्त्वा दग्ध्वाशु चूर्णेन पक्वकुह्लरिकान्तरम् ।
प्रक्षिप्य गुटिकास्तत्र चूर्णलिप्तपिधानकम् ॥१३७॥
दत्त्वा वस्त्रमृदा लिप्त्वा गर्त्ते हस्तप्रमाणकम् ।
तद्गर्भे कुह्लरीं मुक्त्वा पुटो देयश्च शाणकैः ॥१३८॥
पश्चाच्चित्रकनीरेण स्वाङ्गशीतश्च पेषयेत् ।
गुटिकाः पूर्वरीत्यैव कृत्वा देयः पुनः पुटः ॥१३९॥
दग्धानां गुटिकानाञ्च चूर्णं कृत्वाऽथ कूपके ।
क्षेप्यं चैवं हि निष्पन्नो रसोऽयं शङ्खपोटली ॥१४०॥
आमज्वरातिसारे च श्वासे कासे तथैव च ।
श्लेष्मपित्तामवातेषु मन्दाग्नौ ग्रहणीषु च ॥१४१॥
अष्टादशप्रमेहेष्वजीर्णे जीर्णग्रलेपु च ।
द्वात्रिंशन्मरिचैः साकं सघृतं वल्लपञ्चकम् ॥१४२
सर्वरोगेषु दातव्यं मरिचाज्यं विना ज्वरे ।
शालयो दधिदुग्धादि भोजनं मधुरं हितम् ॥
कट्वम्लक्षारतैलाद्यान् दूरतः परिवर्जयेत् ॥१४३॥
विधिनानेन कर्तव्यो रसोऽसौ शङ्खपोटली ।
क्रमेण विनिवर्त्तन्ते प्रोक्तरोगा न संशयः ॥१४४॥

अन्वयः-शुद्धसूतक-गन्धयोः प्रत्येकं दशगद्याणाः विंशतिः त्रिदिनं खल्वे पिष्ट्वा कज्जलीं कुर्यात्, पश्चात् तां कज्जलीम् अर्कस्य दुग्धेन त्र्यहं पिष्ट्वा, ततः तां कज्जलीं वज्रस्य दुग्धेन त्र्यहं पिष्ट्वा, आर्द्रकं च श्वेत चित्रकं निःसहाय मर्दयेत् (ततः) तद्रसैः तां कज्जलीं दिनत्रयम् एव पेषयेत् । (ततः) पीतानां कपर्दीनां च चूर्णं गद्याणविंशतिः शंखचूर्णस्य च विंशतिः, मिश्रित च चत्वारिंशत् (गद्याणाः) त्रिदिन च पूर्वोक्तेन क्रमेण खल्वे मर्दयेत् । (ततः) त्र्यहम् अर्कस्य दुग्धेन त्र्यह च वज्रीदुग्धेन (पूर्ववत्) मर्दयेत् । तन्मध्ये कज्जलीं क्षिप्त्वा चित्रक-आर्द्रकरसेन तु खल्वे पिष्ट्वा द्वयोः बदरसमिताः गुड्यः कार्याः (ततः) पक्वकुह्लरिकान्तरं चूर्णेन लिप्त्वा आशु दग्ध्वा तत्र गुटिकाः प्रक्षिप्य चूर्णलिप्तपिधानकं दत्त्वा वस्त्र-मृदा लिप्त्वा हस्तप्रमाणकं (च) गर्तं (कृत्वा) तद्गर्भे च कुह्लरीं मुक्त्वा शाणकैः पुटः देयः । पश्चात् स्वाङ्गशीतं च चित्रकनीरेण पेषयेत् । पूर्वरीत्या एव पुनः गुटिकाः कृत्वा पुनः पुटः देयः, अथ दग्धानां च गुटि-

कानां चूर्णं कृत्वा कूपके च क्षेप्यम्-एवं हि अयं शंख-पोटलीरसः निष्पन्नः ( भवति )। आमज्वरातिसारे कासे च श्वासे तथा एव च श्लेष्म-पित्त-आमवातेषु मन्दाग्नौ च ग्रहणीषु अष्टादश-प्रमेहेषु अजीर्णे च जीर्णबलेषु सघृत वल्लचतुष्कं द्वात्रिंशन्मरिचैः साकं सर्वरोगेषु (एवं) दातव्य, ( किंतु ) ज्वरे मरिचाज्यं विना (दातव्यम्) एतद्-उपरि शालयः दधि-दुग्धादि मधुरं भोजन हितम् (भवति)। एतत्सेवी च कटु-अम्ल-क्षार-तैल-आद्यान् दूरतः परिवर्जयेत्। अनेन विधिना असौ शंखपोटलीरसः कर्तव्यः (एतत्-सेवनेन च) प्रोक्तरोगाः क्रमेण विनिवर्तन्ते न संशयः ॥

દસ ગદિયાણા શુદ્ધ પારો અને દસ ગદિયાણા શુદ્ધ ગંધકને ત્રેવીસ દિવસ સુધી ખરલમા વાટી કજ્જલી કરવી. પછી ત્રણ દિવસ સુધી આકડાના દૂધથી તે કજ્જલીને વાટવી. પછી ત્રણ દિવસ સુધી થોરના દૂધથી તે કજ્જલીને વાટવી. પછી આદુંને તથા ધોળા ચિત્રકને જુદી જુદી ખરલમાં વાટી તેના રસ સાથે ત્રણ દિવસ સુધી કજ્જલીને વાટવી. પછી વીસ ગદિયાણા પીળી કોડીઓનું ચૂર્ણ તથા વીસ ગદિયાણા શંખોનું ચૂર્ણ મળી ચાળીસ ગદિયાણા ચૂર્ણને ત્રણ દિવસ સુધી જુદી ખરલમાં વાટ્યા પછી તે ચૂર્ણને ઉપર કહ્યા પ્રમાણે ત્રણ દિવસ સુધી આકડાના દૂધ સાથે તથા થોરના દૂધ સાથે વાટવું. પછી તે ચૂર્ણમાં પેલી કજ્જલી નાખી તેને ચિત્રકના તથા આદુંના રસથી ખરલમાં વાટીને તેની બોર જેવડી ગોળીઓ કરવી. પછી માટીની પાકી કુલડીને ચૂનો ચોપડી તે કુલડીને તરત અગ્નિમાં નાખી સારી પેઠે તપાવી તેમાં પેલી ગોળીઓ નાખીને તેના ઉપર ચૂનાથી ચોપડેલું ઢાંકણું ઢાકવું. પછી તે કુલડીને તથા ઢાંકણાને કપડમટ્ટી કરી જમીનમાં એક હાથનો ખાડો કરી તેમાં તે કુલડીને મૂકી અડાયાંનો પુટ આપવો. તે બળીને ઠરી જાય ત્યારે તેમાં મૂકેલી કુલડીમાંથી રસને કાઢી લઈ તે રસને ચિત્રાના રસ સાથે વાટવો. વળી પાછી પહેલાંના જેવી ગોળીઓ કરી કુલડીમાં નાખી અડાયાનો પુટ આપવો. પછી તે બળી ગયેલી ગોળીઓનું ચૂર્ણ કરી શીશામાં ભરી મૂકવું; તે શંખ-પોટલી નામનો રસ સિદ્ધ થયો ગણાય છે. એ રસને જ્વરવાળા આમાતિસાર ઉપર, શ્વાસ ઉપર, ઉધરસ ઉપર, કફ ઉપર, પિત્ત ઉપર, આમવાત ઉપર, મંદ અગ્નિ ઉપર, ગ્રહણી ઉપર, અઢાર જાતના પ્રમેહો ઉપર, અજીર્ણ ઉપર અને બળની ક્ષીણતા ઉપર પાંચ વાલની માત્રાએ રોગીને ખવડાવવો. સઘળા રોગો ઉપર બત્રીશ મરીની સાથે ઘીમાં ખવડાવવો, પણ જ્વરમાં મરી તથા ઘી વિના જ ખવડાવવો. આ રસ ઉપર ચોખા તથા ઘી, દૂધ, આદિ મધુર પદાર્થો જમવા તે હિતકારી છે. આ રસ ખાનારે તેલ અને તીખા, ખાટા તથા ક્ષાર આદિ પદાર્થો દૂરથી છોડવા જોઈએ. આ વિધિથી શંખપોટલી રસ* તૈયાર કરવો; તેના ઉપ-

* शं सुखं कल्याणं वा खनति-जनयति जनानामिति शंखः-खनु अवदारणे, धातूनामनेकार्थत्वम्, अन्येभ्योऽपि'-इति डः, यद्वा शं खम् अस्येति शंखः, यद्वा शाम्यति अलक्ष्मीमिति शंखः-शमु उपशमे-अन्तर्भावित-ण्यर्थात् 'शमेः खः' ( उणा १०२ )-इति शः। ततः पुट्यते-श्लिश्यते इति पोटः-पुट श्लेषे-भावे घञ्, समांश-पीतकपर्दीयुक्तशंखानां पोटः-श्लेष'-मुख्यतया संबन्धः-वह्निसबन्धश्चेति-शंखपोटः, शंखपोटेन लीयते लिनाति वेति शंखपोटली:, लीङ् श्लेषणे, ली श्लेषणे इत्यस्मात् क्विप्, ततः रस्यते आस्वाद्यते आरोग्यकामैरिति रसः, रस आस्वादने-चुरादिरदन्तः-'एरच्,' यद्वा रसयति धातून् इति रसः-अच्, सः रसः अस्ति अस्मिन् गधकयुक्त इत्यपि रसः-अर्शआद्यच्-शंखपोटलीश्चासौ रसः शंखपोटलीरसः-લોકોનું જે સુખ અથવા કલ્યાણ કરે; અથવા જેનું આકાશ કે પોલાણ સુખરૂપ તથા કલ્યાણરૂપ હોય છે; અથવા જે અલક્ષ્મી કે દરિદ્રતાને શમાવે-દૂર કરે છે, તે શંખ કહેવાય છે. એવા શંખોનો પીળી કોડીઓ સાથે સમભાગે જે સંબંધ, તે શંખપોટ અથવા એ શંખોને પુટપાકની રીતે જે અગ્નિ સાથેનો સંબંધ, તે પણ શંખપોટ કહેવાય છે; એ પ્રકારના શંખોના સંબંધથી જે યુક્ત હોય તેમ જ આરોગ્યને ઇચ્છતા લોકો જેનો સ્વાદ લે છે અને શરીરની ધાતુઓને જે રસયુક્ત કરે છે એવો

યોગથી ઉપર કહેલા રોગો અનુક્રમે મટી જાય છે એ નક્કી છે. ૧૩૧-૧૪૪

બધા અતિસારો મટાડનાર વિજયાવલેહ×

त्रैलोक्यविजयाजातीफले तुल्ये कलिङ्गकम्।
गृहीत्वा द्विगुणं श्रेष्ठो लेहः सर्वातिसारनुत्॥१४५

अन्वयः-त्रैलोक्यविजया-जातीफले तुल्ये कलिङ्गकं (च) द्विगुणं गृहीत्वा संपिष्य कृतः श्रेष्ठः लेहः सर्वातिसारनुत् (भवति)॥

એક ભાગ ભાંગ, એક ભાગ જાયફળ અને બે ભાગ ઇંદ્રજવને વાટી (મધમાં) અવલેહ કરવો. આ અવલેહ સઘળા અતિસારોને મટાડે છે. ૧૪૫

અતિવિષાવલેહ

बिल्वमोचरसलोध्रधातकी,-पुष्पचूतफलबीजसंयुताम्। भक्षयेदतिविषावलेहिकां, सिन्धुवेगमपि दुर्द्धरं जयेत्॥१४६॥

બીલાંનો ગર્ભ, મોચરસ, લોધર, ધાવડીનાં ફૂલ, આંબાની ગોટલીનો ગર્ભ અને અતિવિષનો અવલેહ ચાટ્યો હોય તો સમુદ્રની ભરતીના જેવા વેગવાળા પ્રબળ અતિસારને પણ મટાડે છે. ૧૪૬

અતિસારનો અધિકાર સમાપ્ત

## ૩ : જ્વરાતિસારનો અધિકાર

### જ્વરાતિસારનું નિદાન

ज्वरातिसारयोरुक्तं निदानं यत् पृथक् पृथक्।
तस्माज्ज्वरातिसारस्य निदानं नोदितं पुनः॥१॥

अन्वयः-ज्वरातिसारयोः पृथक् पृथक् निदानं यत् उक्तं, तस्मात् ज्वरातिसारस्य निदानं पुनः (इह) न उदितम्॥

જ્વરનાં અને અતિસારનાં નિદાન જુદાં જુદાં (પ્રથમ) કહેવાયાં છે, તેથી અહીં જ્વર સહિત અતિસારનું નિદાન ફરી કહેવાતું નથી. (એકંદર) જ્વરનાં નિદાનો તથા અતિસારનાં નિદાનો મળીને જ્વરાતિસાર*નાં નિદાનો થાય છે. ૧

अथ ज्वरातीसारस्य चिकित्सा-

### જ્વરાતિસારની ચિકિત્સા વિષે સૂચન

ज्वरातीसारयोरुक्तं भेषजं यत् पृथक् पृथक्।
न तन्मिलितयोः कार्यमन्योन्यं वर्द्धयेद्यतः॥२॥

अन्वयः-ज्वरातिसारयोः यत् पृथक् पृथक् भेषजं उक्तं, तत् मिलितयोः न कार्यम्, यतः (तत्) अन्योन्यं वर्धयेत्॥

જ્વરનાં અને અતિસારનાં જે જુદાં જુદાં ઔષધો કહ્યાં છે, તે જ્વર સહિત અતિસારમાં કરવાં નહિ; કારણ કે જ્વરનાં ઔષધો અતિસારને અને અતિસારનાં ઔષધો જ્વરને વધારે છે. ૨

टीकाः-अयमभिप्रायः-ज्वरहरमनुलोमनं भवति, अतीसारहरं स्तम्भनं भवति, अतः परस्परविरुद्धत्वात् पृथगुक्तं भेषजं मिलितयोर्न कार्यम् यत आह-આનો અભિપ્રાય આ છે કે, જ્વરને મટાડનાર ઔષધ મળનું અનુલોમન કરનાર હોય છે અને અતિસારને મટાડનાર ઔષધ મળને અટકાવનાર હોય છે; માટે પરસ્પર વિરુદ્ધપણાને લીધે જ્વરનાં અને અતિસારનાં જુદાં જુદાં કહેલાં ઔષધો, જ્વર અને અતિસાર ભેગાં હોય ત્યારે કરાય નહિ. કારણ કહે છે:

### જ્વરાતિસારમાં વિરુદ્ધ ઔષધ

अनुलोमनं ज्वरघ्नं, ग्राहकमतीसारहृद् भवति।
पृथगुक्तमौषधं त,-ज्ज्वरातिसारे विरुद्धमन्योन्यम्॥
अतस्तौ प्रतिकुर्वीत विशेषोक्तचिकित्सितैः॥४॥

अन्वयः-अनुलोमनम् औषधं ज्वरघ्नं, ग्राहकम् अतीसारहृत् भवति, (तस्मात्) पृथक् उक्तं तत् (औषधं) ज्वरातिसारे अन्योन्यं विरुद्धं (स्यात्), अतः तौ विशेषोक्त-चिकित्सितैः प्रतिकुर्वीत॥

અનુલોમન ઔષધ જ્વરને મટાડનાર અને ગ્રાહક ઔષધ અતિસારને મટાડનાર હોય છે. આથી એ બન્ને માટે જુદાં જુદાં કહેલાં ઔષધો જ્વર અને અતિસાર જ્યારે ભેગા હોય ત્યારે અન્યોન્યથી વિરુદ્ધ થાય છે. આ કારણે સાથે રહેલા જ્વર અને અતિસાર માટે (ખાસ જુદી) કહેલી વિશેષ ચિકિત્સાથી તેનો પ્રતિકાર-

---

પારદ પણ જેમાં ગંધકની સાથે હોય છે, તે શંખપોટલી રસ કહેવાય છે.

× विजयाप्रधानः अवलेहः-विजयावलेहः-જેમાં ભાંગ મુખ્ય હોય છે, એવાં ઔષધોનું મધ સાથેનું ચાટણ-'વિજયાવલેહ' કહેવાય છે.

* ज्वरसहितः अतिसारः ज्वरातिसारः-તાવની સાથે જે અતિસાર હોય, તે 'જ્વરાતિસાર' કહેવાય છે.

સામનો કે ઉપચાર કરવો. ૩,૪

## જ્વરાતિસારમાં લંઘન અતિશ્રેષ્ઠ

लङ्घनमेकं मुक्त्वा, न चान्यदस्तीह भेषजं बलिनः।
समुदीर्णदोषनिचयं, शमयति तत् पाचयेदपि च ॥
लङ्घनमुभयोरुक्तं, मिलिते कार्ये विशेषतस्तदनु।
उत्पलषट्कसिद्धं, लाजक्वाथादिकं सकलम् ॥६॥

अन्वयः–बलिनः (ज्वरातिसारस्य) एक लङ्घनं मुक्त्वा इह अन्यत् भेषजं न च अस्ति, तत् समुदीर्णदोषनिचय शमयति, च पाचयेत् अपि, उभयोः लङ्घनम् उक्तं, मिलिते विशेषतः कार्यम्, तदनु उत्पलषट्कसिद्ध लाजक्वाथादिकं सकलं विशेषतः कार्यम् ॥

બળવાન અતિસાર માટે માત્ર એક લંઘન સિવાય બીજું કંઈ ઔષધ નથી; કારણ–લંઘન વૃદ્ધિ પામેલા દોષોના સમૂહને શમાવે છે અને પાચન પણ કરે છે; માટે જ્વર અને અતિસાર બન્નેમાં લંઘન કહેવાયું છે; અને તે બન્ને ભેગા થયા હોય ત્યારે તો ખાસ પ્રથમ લંઘન કર્યા પછી ઉત્પલષટ્કનો ક્વાથ અને ડાંગરની ધાણીવાળો કણાદિક્વાથ ઇત્યાદિ સઘળી વિશેષ ચિકિત્સા કરવી. ૫,૬

उत्पलषट्क यथा–

## ઉત્પલષટ્ક-ક્વાથ+

पृश्निपर्णीबलाबिल्वधनिकानागरोत्पलैः।
ज्वरातीसारयोर्वापि पिबेत्साम्लं शृतं नरः ॥७॥

अन्वयः–पृश्निपर्णी–बला–बिल्व–धनिका–नागर–उत्पलैः शृतं साम्लं वाऽपि नर. ज्वरातिसारयोः पिबेत् ॥

ગંધી સમેરવો, ખપાટ, બીલું, ધાણા, સૂંઠ અને કમળનો ક્વાથ ખાટો કરીને જ માણસે જ્વરાતિસારમાં પીવો જોઈએ. ૭

टीका–अत्र लाजमण्डाद्यपेक्षया 'वा' शब्दः अतीसारे पुरीषातिप्रवृत्तश्चाऽम्लरसश्च दाडिमरसादिना कर्त्तव्यम्। આ શ્લોકમાં લાજમંડની અપેક્ષાએ वा શબ્દ રાખ્યો છે. અતિસારમાં વિષ્ઠાની પ્રવૃત્તિ બહુ થાય છે, માટે આ ક્વાથને દાડિમના રસ આદિથી ખાટો કરવો.

## કણાદિક્વાથ*

कणाकरिकणालाजक्वाथो मधुसितायुतः।
पीतो ज्वरातिसारस्य तृष्णामाशु विनाशयेत् ॥८॥

अन्वयः–कणा–करिकणा–लाजक्वाथः मधु–सिता–युतः पीतः (चेत्) ज्वरातिसारस्य तृष्णाम् आशु विनाशयेत् ॥

પીપર, ગજપીપર અને ચોખાની ધાણીનો ક્વાથ મધ અને સાકર સાથે પિવાય તો જ્વરવાળા અતિસારની તરસને તરત મટાડે છે. ૮

## નાગરાદિક્વાથ÷

नागरातिविषमुस्ताऽमृताभूनिम्बवत्सकैः।
क्वाथः सर्वज्वरान्हन्ति चातीसारं सुदारुणम् ॥९॥

अन्वयः–नागर–अतिविषा–मुस्ता–अमृता–भूनिम्ब–वत्सकैः (कृतः) क्वाथः सर्व–ज्वरान् च सुदारुणम् अतीसारं हन्ति ॥

સૂંઠ, અતિવિષ, મોથ, ગળો, કરિયાતું અને ઇંદ્રજવનો કરેલો ક્વાથ સઘળા જ્વરોને તથા મહાદારુણ અતિસારને હણે છે. ૯

## બૃહદ્‌ગુડૂચ્યાદિક્વાથ§

गुडूच्यतिविषाधान्यशुण्ठीबिल्वाब्दवालकैः।
पाठाभूनिम्बकुटजचन्दनोशीरपर्पटैः ॥१०॥
पिबेत्कषायं सक्षौद्रं ज्वरातीसारनाशनम्।
हृल्लासाऽरुचितृड्दाहवमीनाञ्च निवृत्तये ॥११॥

अन्वयः–गुडूची–अतिविषा–धान्य–शुण्ठी–बिल्व–अब्द–वालकैः,पाठा–भूनिम्ब–कुटज–चन्दन–उशीर–पर्पटैः (कृतं) कषायं ज्वरातीसारनाशन (ज्ञात्वा तथा) हृल्लास–अरुचि–तृड्–दाह–वमीना च निवृत्तये सक्षौद्रं पिबेत् ॥

ગળો, અતિવિષ, ધાણા સૂંઠ, બીલું, મોથ, વાળો, કાળીપાટ, કરિયાતું, ઇંદ્રજવ, રતાંજલી, કાળો વાળો અને ખડસલિયા પિત્તપાપડાનો કરેલો ક્વાથ જ્વર સહિત અતિસારનો નાશ કરે છે, એમ સમજીને તેમ જ મોળ, અરુચિ, તરસ, દાહ તથા ઊલટીને પણ મટાડવા મધ સાથે પીવો જોઈએ. ૧૦,૧૧

+ उत्पलं षष्ठं येषु तानि उत्पलषट्कानि, तेषां क्वाथः–જેમાં કમળ છઠ્ઠું હોય છે, એવાં ઔષધોનો ઉકાળો–ઉત્પલષટ્કક્વાથ કહેવાય છે.

* कणा आदिर्येषु तानि–कणादीनि, तेषां क्वाथः–જેમાં પીપર પહેલી–મુખ્ય તરીકે હોય છે, એવાં ઔષધોનો ઉકાળો–કણાદિક્વાથ કહેવાય છે.

÷ नागरम् आदि येषु तानि, तेषां क्वाथः–જેઓમાં સૂંઠ પહેલી–મુખ્ય હોય છે, એવાં ઔષધોનો ઉકાળો–નાગરાદિક્વાથ કહેવાય છે.

§ गुडूची आदिर्येषु तानि, तेषां क्वाथः, बृहच्चासौ गुडूच्यादिक्वाथः–જેમાં ગળો મુખ્ય હોય છે, એવાં ઔષધોનો મોટો ઉકાળો–બૃહદ્‌ગુડૂચ્યાદિક્વાથ કહેવાય છે.

### ઉત્પલાદિચૂર્ણ‡

**उत्पलं दाडिमत्वक् च पद्मकेशरमेव च ।**
**पीतं तण्डुलतोयेन ज्वरातीसारनाशनम् ॥१२॥**

अन्वयः–उत्पलं च दाडिमत्वक् च पद्मकेशरम् एव तण्डुलतोयेन पीतं (चेत्) ज्वरातीसारनाशनं (स्यात्) ॥

કમળ, દાડિમની છાલ અને કમળના કેસરાનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે પીધું હોય, તો તે જ્વર સહિત અતિસારનો નાશ કરે છે. ૧૨

### બિલ્વાદિ-ક્વાથ+

**बिल्वबालकभूनिम्बगुडूचीमुस्तवत्सकैः ।**
**कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥१३॥**

अन्वयः–बिल्व–बालक–भूनिम्ब–गुडूची–मुस्त–वत्सकैः (कृतः) कषायः पाचनः (सन्) शोथ–ज्वरातीसार-नाशनः (भवति) ॥

બીલું, વાળો, કરિયાતું, ગળો, મોથ અને ઇંદ્રજવનો કરેલો ક્વાથ પાચન હોઈ સોજાનો તથા જ્વરવાળા અતિસારનો નાશ કરે છે. ૧૩

### બીજો નાગરાદિ-ક્વાથ∸

**नागरातिविषाबिल्वगुडूचीमुस्तवत्सकैः ।**
**कषायः पाचनः शोथज्वरातीसारनाशनः ॥१४॥**

अन्वयः–नागर–अतिविषा–बिल्व–गुडूची–मुस्त–वत्सकैः (कृत.) कषायः पाचनः (सन्) शोथ–ज्वरातीसार–नाशनः (अस्ति) ॥

સૂંઠ, અતિવિષ, બીલું, ગળો, મોથ અને ઇંદ્રજવનો ક્વાથ પાચન છે અને સોજાનો તથા જ્વરવાળા અતિસારનો નાશ કરે છે. ૧૪

### દશમૂલી-ક્વાથ§

**दशमूलीकषायेण विश्वामक्षसमां पिबेत् ।**
**ज्वरे चैवातिसारे च सशोथे ग्रहणीगदे ॥१५॥**

अन्वयः–ज्वरे च अतिसारे च सशोथे ग्रहणीगदे दशमूलीकषायेण (सह) अक्षसमां विश्वां पिबेत् एव ॥

જ્વરમાં, અતિસારમાં તથા સોજાવાળા ગ્રહણીના રોગમાં દશમૂળના ક્વાથની સાથે એક તોલો સૂંઠ અવશ્ય પીવી. ૧૫

જ્વરાતિસારનો અધિકાર સમાપ્ત

## ૪ : ગ્રહણીરોગનો અધિકાર

तत्र ग्रहणीरोगस्य सम्प्राप्तिमाह–

### ગ્રહણીરોગની સંપ્રાપ્તિ

**अतिसारे निवृत्तेऽपि मन्दाग्नेरहिताशनः ।**
**भूयः सन्दूषितो वह्निर्ग्रहणीमपि दूषयेत्**
**तस्मात् कार्यः परीहारो ह्यतिसारे विरिक्तवत् ॥१॥**

अन्वयः–अतिसारे निवृत्ते अपि मन्दाग्ने. (सतोऽपि) अहिताशिनः (जनस्य) भूय. सदूषितः वह्निः ग्रहणीम् अपि दूषयेत् ॥ तस्मात्–अतिसारे (निवृत्तेऽपि) विरिक्तवत् (अहिताशनादेः) परीहारः हि कार्यः ॥

અતિસાર થઈને મટી ગયા પછી પણ માણસ મંદ અગ્નિવાળો હોય છતાં અહિત પદાર્થોને જો ખાય, તો તેનો ફરી ખૂબ દૂષિત થયેલો અગ્નિ ગ્રહણીને પણ દૂષિત કરે છે; માટે અતિસાર ભલે મટી ગયો હોય તોપણ જેમ વિરેચન લીધેલા માણસે અહિત ભોજનાદિનો ત્યાગ કરવો જોઈએ; તેમ (ગ્રહણીરોગ+ થવાનો

---

‡ उत्पलम् आदि येषु तानि, तेषां चूर्णम्–જેમાં કમળ પહેલું-મુખ્ય તરીકે હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ–ઉત્પલાદિચૂર્ણ કહેવાય છે.

+ बिल्वम् आदि येषु तानि, तेषां क्वाथः–જેઓમાં બીલું મુખ્ય તરીકે પહેલું હોય છે, એવા ઔષધોનો ઉકાળો–બિલ્વાદિક્વાથ કહેવાય છે.

∸ नागरम् आदि येषु तानि, तेषां क्वाथः–જેઓમાં સૂંઠ મુખ્ય તરીકે પહેલી હોય છે, એવાં ઔષધોનો ઉકાળો બીજો નાગરાદિક્વાથ કહેવાય છે.

§ दशानां मूलाना समाहारः दशमूली, तस्याः क्वाथः–લઘુપંચમૂળ તથા બૃહત્પંચમૂળ એ દસ ઓસડિયાંનો ઉકાળો–દશમૂલીક્વાથ કહેવાય છે.

+ गृह्णाति–धारयति पित्तरूप जाठरं वह्निमपक्वमन्नं च, धातूनामनेकार्थत्वाच्च–त्यजति पक्वं चाप्यधस्तात् सा ग्रहणी–ग्रह उपादाने–'कृत्यल्युट'–इति–ल्युट्–टित्वाच्च ङीप्, तस्या ग्रहण्याः पित्तधरायाः षष्ठ्याः कलाया आमाशय–पक्वाशय–मध्यस्थाया द्वादशाङ्गुल–आयताया दुष्टवह्निदूषिताया रोगः–ग्रहणीरोग.–પિત્તરૂપ જઠરાગ્નિને તથા ખાધેલા કાચા ખોરાકને જે ધારણ કરે છે; તેમજ પચી ગયેલા તે ખોરાકને જે નીચે ત્યજે છે, તે ગ્રહણી નામની પિત્તધારિણી છઠ્ઠી કલા આમાશય તથા પક્વાશયની વચ્ચે રહેલી છે. તે જ્યારે બગડેલા જઠરાગ્નિને લીધે બગડે છે, ત્યારે તેના સંબંધી જે રોગ થાય છે, તે ગ્રહણીરોગ કહેવાય છે. આ ગ્રહણીરોગમાં અતિસાર જેવા પ્રવાહી ઝાડા પણ થાય છે, તેથી એ બન્ને રોગ લગભગ સમાનતા ધરાવે છે,

ભય રાખી) અહિત ભોજનાદિનો ત્યાગ કરવો જોઈએ. ૧

ટીકા-'अपि' शब्दादजातातीसारस्यापि ग्रहणीरोगः स्यात्॥ विरिक्तवत्=विरिक्तेनेव ' મૂલમાં 'अपि' શબ્દ છે, તે જણાવે છે કે જેને અતિસાર ન થયો હોય તેને પણ ગ્રહણી-રોગ થાય છે.

अथ ग्रहणीस्वरूपमाह-'ग्रहण्यग्निधरा कला'। यत आह चरके-આ શરીરમાં અગ્નિધરા નામની જે કલા તે ગ્રહણી છે. ચરકમાં કહ્યું છે કે-

ચરકે કહેલું ગ્રહણીનું સ્વરૂપ

**अग्न्यधिष्ठानमन्नस्य ग्रहणाद्ग्रहणी मता।**
**अपक्वं धारयत्यन्नं पक्वं त्यजति चाप्यधः॥२॥**

अन्वयः-अग्नि-अधिष्ठानम्, अन्नस्य ग्रहणाद् ग्रहणी मता, (सा च) अपक्वम् अन्नं धारयति; पक्वं च अधः त्यजति अपि॥

'અગ્નિને રહેવાનુ જે સ્થાન છે અને જે અન્નને ગ્રહણ કરે છે, તેથી તે 'ગ્રહણી' કહેવાય છે. એ ગ્રહણી અપકવ અન્નનું ધારણ કરે છે અને પકવ અન્નને નીચે છોડે પણ છે.'

સુશ્રુતે કહેલું ગ્રહણીનું સ્વરૂપ

**षष्ठी पित्तधरा नाम या कला परिकीर्तिता।**
**आमपक्वाशयान्तःस्था ग्रहणी साभिधीयते॥३॥**
**ग्रहण्या बलमग्निर्हि स चापि ग्रहणीबलः।**
**तस्मादग्नौ प्रदुष्टे तु ग्रहण्यपि विदुष्यति॥४॥**

अन्वयः-आम-पक्व-आशय-अन्तःस्था षष्ठी पित्तधरा नाम या कला परिकीर्तिता, सा ग्रहणी अभिधीयते। ग्रहण्याः बलम् अग्निः हि, स च अपि ग्रहणीबलः (अस्ति), तस्मात् अग्नौ तु प्रदुष्टे (सति) ग्रहणी अपि विदुष्यति॥

સુશ્રુતમાં પણ કહ્યું છે કે, 'આમાશય તથા પકવાશયની વચ્ચે રહેલી છઠ્ઠી 'પિત્તધરા' નામની જે કલા કહી છે, તે ગ્રહણી કહેવાય છે. ગ્રહણીનું બળ અગ્નિ છે અને તે અગ્નિ પણ ગ્રહણીરૂપ બળવાળો કહેવાય છે, તેથી અગ્નિ દૂષિત થતાં ગ્રહણી પણ દૂષિત થાય છે.' ૩,૪

તેમ જ એ બન્ને રોગ એક-બીજાનું કારણ પણ બને છે, તે ઉપરના અતિસારની સાથે સંકળાયેલ આ ગ્રહણી-રોગનો અધિકાર એ અતિસારના અધિકાર પછી લાગલો જ શરૂ કરાય છે.

अथ ग्रहणीरोगस्य संख्यापूर्वकं सामान्य लक्षणमाह-

ગ્રહણી-રોગનું સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ

**एकैकशः सर्वशश्च दोषैरत्यन्तमूर्च्छितैः।**
**सा दुष्टा बहुशो भुक्तमाममेव विमुञ्चति॥५॥**
**पक्वं वा सरुजं पूति मुहुर्बद्धं मुहुर्द्रवम्।**
**ग्रहणीरोगमाहुस्तमायुर्वेदविदो जनाः॥६॥**

अन्वयः-एकैकशः च सर्वशः अत्यन्त-मूर्च्छितैः दोषैः दुष्टा भुक्तम् बहुशः आमम् एव विमुञ्चति, वा पक्वं सरुज पूति मुहुर् बद्ध मुहुर् द्रवं (च अपि विमुञ्चति), तम् आयुर्वेदविदः जनाः ग्रहणीरोगम् आहुः॥

એક એક અને બધા એટલે અત્યંત દૂષિત થયેલા વાતથી, પિત્તથી, કફથી અને ત્રણે દોષોથી દૂષિત થયેલી ગ્રહણી ખાધેલો ખોરાક ઘણી વાર કાચો જ છોડે છે અથવા પાકો પણ મૂકે છે; અને તે ખોરાક વેદના સાથે દુર્ગંધી થઈ વારંવાર બંધાઈને કે વારંવાર પ્રવાહીરૂપે પણ પડે છે; તે રોગને આયુર્વેદ જાણનારા વિદ્વાનો ગ્રહણી-રોગ કહે છે. ૫,૬

ટીકા-अतीसारे द्रवधातुप्रवृत्तिः, ग्रहण्यां तु बद्धमलस्य प्रवृत्तिरिति तयोर्भेदः॥ અતિસારમાં પ્રવાહી ધાતુની જ પ્રવૃત્તિ (ગુદામાર્ગે વહેવું) થાય છે અને ગ્રહણીમાં તો બંધાયેલા મળની પણ પ્રવૃત્તિ થાય છે, એટલો અતિસાર અને ગ્રહણીમાં ફરક છે.

अथ वातजाया ग्रहण्या निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह-

વાયુથી થયેલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**कटुतिक्तकषायातिरूक्षशीतलभोजनैः।**
**प्रमितानशनात्यध्ववेगनिग्रहमैथुनैः॥७॥**
**मारुतः कुपितो वह्निं संछाद्य कुरुते गदम्।**
**तस्यान्नं पच्यते दुःखं शुक्तपाकः खराङ्गता॥८॥**
**कण्ठास्यशोषः क्षुत् तृष्णा तिमिरं कर्णयोः स्वनः।**
**पार्श्वोरुवङ्क्षणग्रीवारुजमीक्ष्णं विषूचिका॥९॥**
**हृत्पीडा कार्श्यदौर्बल्यं वैरस्यं परिकर्त्तिका।**
**गृद्धिः सर्वरसानाञ्च मनसः सदनं तथा॥१०॥**
**जीर्णे जीर्यति चाध्मानं भुक्ते स्वास्थ्यमुपैति च।**
**स वातगुल्महृद्रोगप्लीहाशङ्की च मानवः॥११॥**
**चिराद्दुःखं द्रवं शुष्कं तन्वामं शब्दफेनवत्।**
**पुनःपुनःसृजेद्वर्चः कासश्वासार्दितोऽनिलात्॥१२**

अन्वयः-कटु-तिक्त-कषाय-अतिरूक्ष-शीतल-भोजनैः, प्रमित-अनशन-अति-अध्व-वेग-निग्रह-मैथुनैः कुपि-

तः मारुतः वह्निं संछाद्य ( ग्रहण्याः ) गदं कुरुते । तस्य अन्नं दुःखं पच्यते, शुक्तपाकः, खराङ्गता, कण्ठ–आस्य–शोषः, क्षुत्, तृष्णा, तिमिरं, कर्णयोः स्वनः, पार्श्व–उरुवङ्क्षण–ग्रीवा–रुक्, अभीक्ष्णं विषूचिका, हृत्–पीडा, कार्श्य–दौर्बल्य, वैरस्यं, परिकर्तिका, सर्वरसानां च गृद्धिः तथा मनसः सदनं जीर्णे च जीर्यति ( सति ) आध्मानं ( भवति ), स च मानवः भुक्ते ( सति ) स्वास्थ्यम् उपैति, वातगुल्म–हृद्रोग–प्लीहा–शङ्की ( भवति ), अनिलात् कास–श्वास–अर्दितः ( सन् ) चिरात् दुःखं ( यथा स्यात् तथा ) पुनः पुनः द्रव शुष्कं तनु आम शब्द–फेनवत् वर्चः सृजेत् ॥

તીખાં, કડવાં, તુરાં, અતિ રુક્ષ, અતિ શીતળ ભોજનો કરવાથી, માપસર ભોજન નહિ કરવાથી, અતિ પંથ કરવાથી, વિષ્ઠા આદિના વેગોને રોકવાથી અને અત્યંત મૈથુન કરવાથી પ્રકોપ પામેલો વાયુ, અગ્નિને ઢાંકી દઈ ગ્રહણીનો રોગ ઉત્પન્ન કરે છે. એ માણસને ખોરાક માંડ માંડ પચે છે, ખોરાકનો પાક ખાટો થાય છે, અંગો ખરસટ થઈ જાય છે, કંઠ તથા મોઢું સુકાય છે, ભૂખ અને તરસ લાગ્યા કરે છે, આંખે ઝાંખ પડે છે, કાનમાં અવાજ થાય છે; પડખામાં, સાથળો માં, સાથળોના સાંધાઓમાં તથા કંઠમાં પીડા થાય છે, વારંવાર કૉલેરા જેવું થાય છે, હૃદયમાં પીડા થાય છે, શરીર દૂબળું થાય છે, બળ ઓછું થઈ જાય છે, બેસ્વાદ-પણું લાગે છે, પેટમાં વાઢ થાય છે, સઘળા રસો ખાવાની તીવ્ર ઇચ્છા થાય છે, મનને દુઃખ–કંટાળો થાય છે, ખાધેલો ખોરાક પચ્યો હોય કે પચતો હોય ત્યારે આફરો થાય છે અને જમ્યા પછી સ્વસ્થતા થાય છે. એ માણસને વાયુના ગોળાની, હૃદયરોગની અને બરળના દરદની શંકા થાય છે, વાયુને લીધે ઉધરસ તથા શ્વાસથી તે પીડાય છે અને ઘણી વારે માંડ માંડ તથા વારંવાર પ્રવાહી અથવા સુકાયેલો, પાતળો, કાચો અને શબ્દ કરતો તથા ફીણવાળો ઝાડો આવે છે. ૭–૧૨

टीका–प्रमितं=अल्पपरिमितं, गदं=ग्रहणीगदम, शुक्तपाकं=अम्लपाकम् ॥ ( આનો અર્થ ઉપર છે. )

अथ पित्तजाया ग्रहण्या निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह–

## પિત્તથી થયેલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**कट्वतिक्तविदाह्यम्लक्षाराद्यैः पित्तमुल्बणम् ।**
**आप्लावयद्धन्त्यनलं जलं तप्तमिवानलम् ॥ १३ ॥**
**सोऽजीर्णं पीतनीलाभं पीताभः सार्यते द्रवम् ।**
**अम्ल्योद्गारहृत्कण्ठदाहारुचितृडर्दितः ॥ १४ ॥**

अन्वयः–कटु–तिक्त–विदाहि–अम्ल–क्षार–आद्यैः उल्बणं पित्तं तप्त जलम् अनलम् इव अनलम् आप्लावयत् हन्ति । ( इत्येवं हताग्निः ) सः ( मानवः ) पीताभः ( सन्, कुपितपित्तेन कर्त्रा ) अजीर्णं पीत–नील–आभं द्रव ( शकृत् ) सार्यते, ( तथा च सः ) अति–अम्ल–उद्गार हृत्–कण्ठ–दाह–अरुचि–तृषा–अर्दितः (भवति) ॥

તીખાં, કડવાં, બળતરા કરનારાં, ખાટાં તથા ક્ષાર આદિ ભોજનો કરવાથી ઉલ્બણ થયેલું ( એટલે ખૂબ વધી જઈ કોપેલું ) પિત્ત, જેમ ઊનું પાણી અગ્નિને ભીંજવી ઠારી નાખે છે, તેમ જઠરાગ્નિને ભીંજવી ઠારી નાખે છે. એ રીતે જેનો જઠરાગ્નિ ઠરી ગયો હોય તે માણસ પીળાશવાળો થાય છે; તેને પકવ લીલો, પીળો તથા પ્રવાહી ઝાડો નીકળે છે. એ માણસ અત્યંત ખાટા ઓડકારોથી, હૃદયના તથા ગળાના દાહથી, અરુચિથી અને તરસથી પીડાય છે. ૧૩,૧૪

टीका–आप्लावयत्=मज्जयत् । ननु पित्तमग्निगुणयुक्तं तत् कथमग्निं हन्ति ? इत्यत आह–जलं तप्तमिवानलमिति । यथा अग्निगुणयुक्तमपि तप्तं जलमनलं हन्ति तथा पित्तमपि हन्ति । सार्यते–'अत्र पित्तेन' इति कर्तृपदमध्याहरणीयम्–
અહીં કોઈને શંકા થાય કે 'પિત્ત તો અગ્નિના ગુણવાળું છે, તે અગ્નિને કેમ હણે ?' આનું સમાધાન જ અહીં કહ્યું છે કે, 'જેમ ઊનું પાણી અગ્નિના ગુણવાળું હોય છે. છતાં અગ્નિને ભીંજવીને ઠારી નાખે છે, તેમ પિત્ત અગ્નિના ગુણવાળું હોવા છતાં ( બગડીને ) જઠરાગ્નિને ભીંજવી હણી નાખે છે.

अथ श्लेष्मजाया ग्रहण्या निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह–

## કફથી થયેલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**गुर्वतिस्निग्धशीतादिभोजनादतिमैथुनात् ।**
**भुक्तमात्रस्य च स्वप्नाद्धन्त्यग्निं कुपितः कफः ॥१५**

तस्यान्नं पच्यते दुःखं हृल्लासच्छर्द्यरोचकाः।
आस्योपदेहमाधुर्यकासष्ठीवनपीनसाः ॥ १६ ॥
हृदयं मन्यते स्तब्धमुदरं स्तिमितं गुरु।
दुष्टो मधुर उद्गारः सदनं स्त्रीष्वहर्षणम् ॥ १७॥
भिन्नामश्लेष्मसंश्लिष्टगुरुवर्चःप्रवर्त्तनम्।
अकृशस्यापि दौर्बल्यमालस्यञ्च कफात्मके ॥ १८॥

अन्वयः-गुरु-अतिस्निग्ध-शीत-आदि-भोजनात् अति-मैथुनात् भुक्तमात्रस्य च स्वप्नात् कुपितः कफः अग्निं हन्ति । तस्य अन्नं दुःखं पच्यते, हृल्लास-छर्दि-अरोचकाः, आस्य-उपदेह-माधुर्य-कास-ष्ठीवन-पीनसाः (भवन्ति), हृदयं स्तब्धं मन्यते, उदरं स्तिमितं गुरु (च भवति), उद्गारः दुष्टः मधुरः (आयाति), सदनं, स्त्रीषु अहर्षणं, भिन्न-आम-श्लेष्म-संश्लिष्ट-गुरु-वर्चः-प्रवर्त्तनं (स्यात्), कफात्मके (तत्र ग्रहणीरोगे) अकृशस्य अपि (रोगिणः) दौर्बल्यं च आलस्यं (जायते) ॥

ભારે, અત્યંત સ્નિગ્ધ તથા અત્યંત શીતળ આદિ ખોરાક ખાવાથી, અત્યંત મૈથુન કરવાથી અને જમીને તરત સૂઈ રહેવાથી કોપેલો કફ જઠરાગ્નિનો નાશ કરે છે. એ માણસને ખોરાક માંડ માંડ પચે છે, મોળ આવે છે, ઊલટી થાય છે, અરુચિ થાય છે, મોઢું કફથી ચોપડાયેલું રહે છે, મોઢામાં મીઠાશ રહ્યા કરે છે, ઉધરસ આવે છે, થૂકવું પડે છે, સળેખમ થાય છે, હૃદય સ્તબ્ધ થયેલું જણાય છે, પેટ ભારે અને સજ્જડ રહે છે, ઓડકાર ખરાબ અને મીઠો આવે છે, કંટાળો-બેચેની રહે છે, સ્ત્રી સાથે કામક્રીડા કરવાની ઇચ્છા થતી નથી, ઝાડો ભેદાયેલો-છોતાપાણીવાળો, કાચો, કફથી યુક્ત અને ભારે નીકળ્યા કરે છે અને તે કફજન્ય ગ્રહણીરોગમાં રોગીનું શરીર કૃશ નહિ થયા છતાં બળરહિતપણું અને આલસ્ય રહ્યા કરે છે. ૧૫-૧૮

टीका-भुक्तमात्रस्य च स्वप्नात्,-भुक्तेत्यनाध्यर्सितादिरात् कर्मैषे कफः, तेन भुक्तवतः सद्यः शयनादिस्वर्षः। आस्योपदेह=मुखस्य कफेन लिप्तत्वम्, स्तिमितं=विबद्ध, निश्चलमिति यावत्; स्त्रीषु अहर्षणम्=रिरंसाया अभावः, भिन्नं=स्फुटितम्, आमम्=अपक्वं, श्लेष्मसंश्लिष्टम्। तत एव गुरु=वर्चः=पुरीषं तस्य प्रवृत्तिः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ त्रिदोषजस्य ग्रहणीरोगस्य निदानसंप्राप्तिपूर्वकं लक्षणमाह-

### ત્રણ દોષથી થયેલી ગ્રહણીનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

पृथग् वातादिनिर्दिष्टहेतुलिङ्गसमागमे ।
त्रिदोषं निर्दिशेदेवं तेषामुक्तं च लक्षणम् ॥१९॥

अन्वयः-पृथक्-वात-आदि-निर्दिष्टहेतु-लिङ्ग-समागमे (सति) त्रिदोषम् एवं निर्दिशेत्, च लक्षणम् उक्तम् ॥

વાયુની, પિત્તની તથા કફની ગ્રહણીમાં જે નિદાનો અને ચિહ્નો જુદાં જુદાં કહ્યાં છે, તે નિદાનો અને તે ચિહ્નોનો સમાગમ થયેલો દેખાય, ત્યારે એ ગ્રહણીરોગ ત્રણે દોષથી થયો છે, એમ કહેવું. તેઓનાં નિદાનો અને લક્ષણો પ્રથમ કહેવાઈ ગયાં છે. ૧૯

अथ ग्रहणीरोगस्य भेदं संग्रहणीरोगमाह-

### ગ્રહણીરોગનો ભેદ-સંગ્રહણીરોગ+

द्रवं घनं मितं स्निग्धं सकटीवेदनं शकृत्।
आमं बहु सुपैच्छिल्यं सशब्दं मन्दवेदनम् ॥२०॥
पक्षात् मासाद्दशाहाद् वा नित्यञ्चापि विमुञ्चति ।
अन्त्रकूजनमालस्यं दौर्बल्यं सदनं भवेत् ॥२१॥
दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं च गच्छति।
दुर्विज्ञेया दुर्निवारा चिरकालानुबन्धिनी ॥ २२॥
सा भवेदामवातेन संग्रहाद् ग्रहणी मता ॥२३॥

अन्वयः-पक्षात् मासात् दशाहात् वा नित्यं च अपि द्रवं घनं मितं स्निग्धं सकटीवेदनम् आमं बहु सुपैच्छिल्यं सशब्दं मन्दवेदनं शकृत् विमुञ्चति, (यत्र) अन्त्रकूजनम् आलस्यं दौर्बल्यं सदनं भवेत्, दिवा प्रकोपः रात्रौ च शान्तिं गच्छति, सा दुर्विज्ञेया दुर्निवारा चिरकालानुबन्धिनी भवेत्, आमवातेन संग्रहात् ग्रहणी मता ॥

પખવાડિયે, મહિને, દશ દિવસે અથવા હમેશાં પ્રવાહી, ઘાટો, થોડો, સ્નેહપદાર્થ જેવો, કેડની વેદનાવાળો, કાચો, બહુ જ તાંતણાવાળો, અવાજવાળો અને ઓછી વેદનાવાળો ઝાડો પડે, આંતરડામાં ધૂધવાટ થાય,

+ आमवातेन कृतः मलस्य संग्रहः, तेन युक्ता ग्रहणी-संग्रहणी, तस्या रोगः-આમવાતે કરેલા મળના સંગ્રહથી યુક્ત થયેલી ગ્રહણીનો રોગ-સંગ્રહણીરોગ કહેવાય છે.

આલસ્ય રહે, દુર્બલપણું થાય અને ગ્લાનિ થાય એ સંગ્રહણી કહેવાય છે. આ રોગનો દિવસે પ્રકોપ અને રાતે શાંતિ થાય છે. તે જાણવી મુશ્કેલ અને મટાડવી પણ મુશ્કેલ હોય છે; અને લાંબા કાળ સુધી ચાલનારી આ ગ્રહણી આમવાયુએ કરેલા સંગ્રહથી થાય છે, તેથી 'સંગ્રહણી' કહેવાય છે (દિવસે પ્રકોપ થવો અને રાતે શાંતિ થવી, એ વ્યાધિનો જ પ્રભાવ છે). ૨૦-૨૩

टीका-स्निग्धं=स्नेहसदृशम्। दिवा प्रकोपो भवति, रात्रौ शान्तिं च गच्छतीति व्याधेरेव प्रभावः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ घटीयन्त्राख्य ग्रहणीरोगभेदमाह-

### ગ્રહણીરોગનો ભેદ-ઘટીયંત્ર

प्रसुप्तिः पार्श्वयोः शूलं तथा जलघटीध्वनिः।
तं वदन्ति घटीयन्त्रमसाध्यं ग्रहणीगदम्॥ २४॥

अन्वयः-प्रसुप्तिः, पार्श्वयोः शूलं तथा जल-घटी-ध्वनिः, तं घटीयन्त्रम् असाध्यं ग्रहणीगदं वदन्ति॥

ખૂબ સૂઈ રહેવું પડે, પડખામાં શૂળ નીકળે અને રેંટના ઘડાઓનાં મોઢાં ઊંધાં વળે ત્યારે તેઓમાંથી પાણી નીકળતાં જેવો અવાજ થાય, તેવો અવાજ ગુદામાર્ગે મળ બહાર નીકળે ત્યારે જેમાં થાય, એ 'ઘટીયંત્ર'× નામનો અસાધ્ય ગ્રહણીરોગ કહેવાય છે. (આ રોગ જ્યારે દેહમાં વ્યાપે ત્યારે પ્રાણ જતા રહે છે.) ૨૪

टीका-प्रसुप्तिः=प्रकर्षेण शयनम्, तथा जलघटी-ध्वनि=अधोमुखीकृताया जलघटया जलनिःसरणे यथा ध्वनिः तथा मलनिर्गमसमये भवति, यदा गदोऽयं देहं व्याप्नोति तदा तस्य जीवितं गच्छति॥ (અર્થ ભાષાન્તરમાં લેવાયો છે.)

× घटीनां यन्त्रं-घटीयन्त्रं, तद् यथा कूजति अधोमुखीकृतजलघटीभ्यो जलनिर्गमे, तथैव यत्र मल-निर्गमकाले कूजनमिति तद्ध्वनिसादृश्यात् घटीयन्त्रमिव-પાણી ભરેલા રેંટના ઘડા ઠલવાતાં જેવો અવાજ થાય તેવો જ ગ્રહણીરોગમાં મળ નીકળતી વેળા અવાજ થાય છે, તેથી તેના અવાજની સમાનતાને લીધે તેના નામે કહેવાતો ગ્રહણીનો જે અસાધ્ય ભેદ-એ રોગ-તે ઘટીયંત્ર કહેવાય છે.

अथ सामान्यतो ग्रहणीरोगस्य चिकित्सामाह-

### ગ્રહણીરોગની સામાન્ય ચિકિત્સા

ग्रहणीमाश्रितं रोगमजीर्णवदुपाचरेत्।
लङ्घनैर्दीपनीयैश्च सदाऽतीसारभेषजैः॥२५॥
दोषं सामं निरामञ्च विद्यादत्रातिसारवत्।
अतिसारोक्तविधिना तस्यामञ्च विपाचयेत्॥२६॥

अन्वयः-ग्रहणीम् आश्रितं रोग लङ्घनैः च दीपनीयैः अतीसार-भेषजैः अजीर्णवत् सदा उपाचरेत्, अत्र सामं च निरामं दोषम् अतिसारवत् विद्यात्, तस्य आमं च अतिसारोक्त-विधिना विपाचयेत्॥

ગ્રહણીને લગતા રોગની લંઘનોથી અને અગ્નિને પ્રદીપ્ત કરનારાં અતિસારનાં ઔષધોથી અજીર્ણની પેઠે હમેશાં ચિકિત્સા કરવી. આ રોગમાં સામ અને નિરામ દોષને અતિસારની પેઠે જાણવો અને તેના સામનું અતિસારમાં કહેલા પ્રકારે પાચન કરવું. ૨૫,૨૬

### ગ્રહણીમાં આપવાનાં અન્ન વગેરે

पेयादि पट्टु लघ्वन्नं पञ्चकोलादिभिर्युतम्।
दीपनानि च तक्रं च ग्रहण्यां योजयेद्भिषक्॥२७॥

अन्वयः-भिषक् ग्रहण्यां पञ्चकोलादिभिः युतं पेयादि पट्टु लघु अन्नं दीपनानि च तक्रं योजयेत्॥

વૈદ્ય ગ્રહણીરોગમાં પંચકોલ (=પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ) આદિથી યુક્ત (ભાતની જાડી) પેયા આદિ હલકું તથા આરોગ્ય આપનાર અન્ન, અગ્નિને પ્રદીપ્ત કરનારા પદાર્થો અને ચોથા ભાગના પાણીવાળી છાશની યોજના કરવી. ૨૭

### ગ્રહણીમાં અપાતી યવાગૂ

कपित्थबिल्वचाङ्गेरीतक्रदाडिमसाधिता।
यवागूः पाचयत्यामं शकृत्संवर्त्तयत्यपि॥२८॥

अन्वयः-कपित्थ-बिल्व-चाङ्गेरी-तक्र-दाडिम-साधिता यवागूः आमं पाचयति, शकृत् संवर्त्तयति अपि॥

કોઠ, બીલું, ખાટી લૂણી, ચોથા ભાગના પાણીવાળી છાશ અને દાડિમના રસથી પકાવેલી યવાગૂ આમનું પાચન કરે છે અને વિષ્ઠાને ઘાટી પણ કરે છે. ૨૮

टीका-संवर्त्तयति=घनीकरोति॥

अथ तक्रम्। तत्र गोदधिगुणानाह-

छाश

गायना दहींना गुणो

गव्यं दध्युत्तमं बल्यं पाके स्वादु रुचिप्रदम्।
पवित्रं दीपनं स्निग्धं पुष्टिकृत्पवनापहम्॥
उक्तं दध्नामशेषाणां मध्ये गव्यं गुणाधिकम्॥२९

अन्वय.-गव्य दधि उत्तम (सत्) बल्य पाके स्वादु रुचिप्रद पवित्र दीपन स्निग्ध पुष्टिकृत् पवनापहम् (अस्ति, अत एव) अशेषाणां दध्ना मध्ये गव्यं गुणाधिकम् उक्तम्॥२९॥

ગાયનું દહીં ઉત્તમ હોઈ બળ આપનાર, પાકમાં મધુર, રુચિ આપનાર, પવિત્ર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર અને વાયુને હણનાર છે. સઘળાં દહીંમાં ગાયનુ દહીં ગુણોથી અધિક કહેલું છે. ૨૯

अथ महिषीदधिगुणाः-

ભેંસના દહીંના ગુણો

माहिषं दधि सुस्निग्धं श्लेष्मलं वातपित्तनुत्।
स्वादुपाकमभिष्यन्दि वृष्यं गुर्वस्रदूषणम्॥३०॥

अन्वयः-माहिष दधि सुस्निग्ध (सत्) श्लेष्मल वात-पित्तनुत् स्वादुपाकम् अभिष्यन्दि वृष्य गुरु अस्र-दूषणम् (अस्ति)॥

ભેંસનું દહીં અત્યંત સ્નિગ્ધ હોઈ કફ કરનાર, વાયુને તથા પિત્તને હણનાર, પાકમા મધુર, રસવાહી નાડીઓને રોકનાર, વીર્યને વધારનાર, ભારે અને લોહીને દૂષિત કરનાર છે.

अथ छागीदधिगुणाः-

બકરીના દહીંના ગુણો

आजं दध्युत्तमं ग्राहि लघु दोषत्रयापहम्।
शस्यते श्वासकासार्शः क्षयकार्श्येषु दीपनम्॥३१॥

अन्वयः-आजं दधि उत्तम ग्राहि लघु दोषत्रयापह दीपन (सत्) श्वास-कास-अर्शः-क्षय-कार्श्येषु शस्यते॥

બકરીનું દહીં ઉત્તમ છે, ઝાડા રોકનાર છે, હલકું છે, ત્રણે દોષને મટાડનાર છે અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ શ્વાસ, ઉધરસ, અર્શ, ક્ષય તથા કૃશતા ઉપર વખણાય છે. ૩૧

ટીકા-उत्तम ग्राहि=ग्रहण्यामतिश्रेष्ठमित्यर्थ.-બકરીનું દહીં ઉત્તમ છે અને ઝાડાને રોકનાર છે, આ કારણે ગ્રહણી ઉપર અતિશ્રેષ્ઠ છે, એમ સમજવું.

अथ तक्रस्य भेदाः-

છાશના ચાર ભેદો

तक्रं तु घोलमथितोदश्वित्तक्रप्रभेदतः।
सुश्रुताद्यैर्मुनिश्रेष्ठैश्चतुर्धा परिकीर्त्तितम्॥३२॥

अन्वयः-सुश्रुताद्यैः मुनिश्रेष्ठैः तक्र तु घोल-मथित-उदश्वित्-तक्र-प्रभेदतः चतुर्धा परिकीर्तितम्॥

સુશ્રુત આદિ મહામુનિઓએ છાશના ઘોલ, મથિત, ઉદશ્વિત્ અને તક્ર-એવા ચાર ભેદો કહ્યા છે. ૩૨

એ ચારે ભેદોનાં લક્ષણો

ससरं निर्जलं घोलं मथितं त्वसरोदकम्।
तक्रं पादजलं प्रोक्तमुदश्विच्चार्धवारिकम्॥३३॥

अन्वयः-निर्जल ससर घोलं, असरोदकं तु मथित, अर्धवारिकम् उदश्वित् प्रोक्तं, तक्र च पादजल प्रोक्तम्॥

પાણી નહિ નાખેલું અને ઉપરના ચીકાશવાળા ભાગ સહિત વલોવેલુ દહીં 'ઘોલ' કહેવાય છે. ઉપરનો ચીકાશવાળો ભાગ કાઢી નાખી પાણી નાખ્યા વગર જ વલોવેલું દહીં 'મથિત' કહેવાય છે. અરધું પાણી નાખી વલોવેલું દહીં 'ઉદશ્વિત્' કહેવાય છે અને ચોથા ભાગનું પાણી નાખી વલોવેલું દહીં 'તક્ર' કહેવાય છે. ૩૩

એ ચારે ભેદોમાંના ત્રણના ગુણો

वातपित्तहरं घोलं मथितं कफपित्तनुत्।
उदश्वित् कफदं बल्यं श्रमघ्नं परमं मतम्॥३४॥

अन्वयः-घोल वात-पित्तहर, मथित कफपित्तनुत्, उदश्वित् कफद बल्य परमं श्रमघ्न मतम्॥

ઘોલ વાયુને તથા પિત્તને હરનાર છે, મથિત કફને તથા પિત્તને હરનાર છે અને ઉદશ્વિત્ કફ કરનાર, બળ આપનાર અને શ્રમને મટાડવામાં અત્યંત ઉત્તમ મનાયુ છે. ૩૪

अथ तक्रस्य गुणाः-

છાશનો ચોથો ભેદ-તક્રના ગુણો

तक्रं ग्राहि कषायाम्लं मधुरं दीपनं लघु।
वीर्योष्णं बलदं वृष्यं प्रीणनं वातनाशनम्॥३५॥
यान्युक्तानि दधीन्यग्रे तद्गुणं तक्रमादिशेत्।
ग्रहण्यादिमतां तक्रं पथ्यं संग्राहि लाघवात्॥३६॥
वातघ्नमम्लसान्द्रत्वात् सद्यस्कन्त्वविदाहि च।
किञ्च स्वादुविपाकञ्च अन्ते पित्तप्रकोपणम्॥
कषायोष्णविकासित्वाद्रौक्ष्याच्चैव कफे हितम्॥३७

अन्वयः-तक्र ग्राहि कषाय-अम्लं मधुरम् (अपि

सत्) दीपन लघु वीर्य-उष्ण बलद वृष्य प्रीणन वातनाशनम् (अस्ति)॥ यानि अष्टौ दधीनि उक्तानि (तेषां) तक्र तद्गुणम् आदिशेत्। तक्र ग्रहणी-आदिमतां पथ्य, लाघवात् सग्राहि, अम्लसान्द्रत्वात् वातघ्न, सद्यस्क तु अविदाहि च। किंच (तत्) स्वादु-विपाक (सत् अपि) अन्ते च पित्तप्रकोपण,(तथापि) कषाय-उष्ण-विकासित्वात् च रौक्ष्यात् कफे हितम् एव (भवति)॥

તક્ર (ચોથા ભાગના પાણીવાળી છાશ) ઝાડાને રોકનાર, તૂરી, ખાટી તથા મધુર પણ હોઈને અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકી, ઉષ્ણવીર્ય, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, તૃપ્તિ આપનાર અને વાયુનો નાશ કરનાર છે. જે આઠ પ્રકારના દહીં કહ્યાં છે, તે દહીંની છાશમા તે દહીના જેવા જ ગુણો સમજવા. તક્ર ગ્રહણી આદિ રોગવાળાઓને પથ્ય છે, હલકી હોવાથી ઝાડાને રોકનાર, ખાટી તથા ઘાટી હોવાથી વાયુને હણનાર પણ છે. એ જો તાજી હોય તો દાહ પણ કરતી નથી, પાકમાં મધુર છે, છતા અંતે પિત્તને કોપાવે છે; પણ તૂરી, ગરમ, સાધાઓને ઢીલા કરનાર તથા રુક્ષ હોવાથી કફમાં હિતકારી જ છે. ૩૫-૩૭

अथोद्धृतस्नेहस्य स्तोकोद्धृतस्नेहस्यानुद्धृतस्नेहस्य च तक्रस्य गुणानाह-

**જેમાંથી સઘળું માખણ કાઢી લીધું હોય કે થોડું કાઢી લીધું હોય અને બિલકુલ કાઢી લીધું ન હોય એવી છાશના ગુણો**

**समुद्धृतघृतं तक्रं पथ्यं लघु विशेषतः।**
**स्तोकोद्धृतघृतं तस्माद् गुरु वृष्यं कफावहम्॥**
**अनुद्धृतघृतं सान्द्रं गुरु पुष्टिबलप्रदम्॥ ३८॥**

अन्वय -समुद्धृत-घृत तक्र पथ्य विशेषत. लघु (स्यात्) स्तोक-उद्धृत-घृत तस्माद् गुरु वृष्य कफावह (भवति), अनुद्धृत-घृत (तक्र तु) सान्द्र गुरु पुष्टिबल-प्रद (भवेत्)॥

જેમાંથી સઘળું માખણ કાઢી લીધું હોય તે છાશ પથ્ય અને વિશેષે કરી હલકી છે; જેમાંથી થોડુંક માખણ કાઢી લીધું હોય તે છાશ ઉપરની છાશ કરતાં ભારે છે, મૈથુન શક્તિને વધારનાર છે અને કફ કરનાર છે; અને જેમાંથી માખણ બિલકુલ કાઢી લીધું ન હોય તે છાશ ઘાટી તથા ભારે હોઈને પુષ્ટિને તથા બળને આપનાર છે. ૩૮

अथ दोषविशेषे तक्रविशेषा -

**તે તે દોષ તથા વ્યાધિ ઉપર તે તે જુદી જુદી છાશના પ્રયોગો**

**वातेऽम्लं सैन्धवोपेतं पित्ते स्वाद्वम्लशर्करम्।**
**पिबेत्तक्रं कफे चापि क्षारत्रिकटुसंयुतम्॥ ३९॥**
**हिङ्गुजीरयुतं घोलं सैन्धवेनावधूलितम्।**
**ग्रहण्यर्शोऽतिसारघ्नं भवेद्वातहरं परम्।**
**रोचनं पुष्टिदं बल्यं बस्तिशूलविनाशनम्॥४०॥**

अन्वय -वाते अम्ल सैन्धव-उपेत तक्र पिबेत्, पित्ते स्वादु-अम्ल-शर्कर तक्र पिबेत्, अपि च कफे क्षार-त्रिकटु-संयुत तक्र पिबेत्। हिङ्गु-जीरयुत सैन्धवेन अव धूलित घोल ग्रहणी-अर्शस्-अतिसारघ्न पर वातहर रोचन पुष्टिद बल्य बस्ति-शूल-विनाशन भवेत्॥

વાયુ ઉપર ખાટી તથા સેંધવ નાખેલી છાશ પીવી; અને પિત્ત ઉપર ખટમધુરી તથા સાકરવાળી છાશ પીવી; કફ ઉપર ક્ષારવાળી તથા સૂંઠ, મરી અને પીપર નાખેલી છાશ પીવી; હિંગ તથા જીરાથી યુક્ત અને સેંધવનો ભૂકો ભભરાવેલ ઘોલ નામની છાશ ગ્રહણીને, અરશને તથા અતિસારને મટાડનાર, વાયુને અત્યંત હરનાર, રુચિ ઉપજાવનાર, પુષ્ટિ આપનાર, બળ માટે સારી અને મૂત્રાશયના શૂળને પણ મટાડનાર છે. ૩૯,૪૦

अथाऽऽम-पक्वतक्रगुणा -

**કાચી તથા પાકી છાશના ગુણો**

**तक्रमामं कफं कोष्ठे हन्ति कण्ठे करोति च।**
**पीनसश्वासकासादौ पक्वमेव विशिष्यते॥४१॥**

अन्वय -आम तक्र कोष्ठे कफ हन्ति, कण्ठे च कफ करोति। पीनस-श्वास-कासादौ पक्वम् एव (तक्र) विशिष्यते॥

કાચી છાશ કોઠાના કફને તોડે છે અને કંઠમા કફ કરે છે; સળેખમ, શ્વાસ અને ઉધરસ આદિ રોગો પર પાકી છાશનો જ ઉપયોગ ઉત્તમ છે. ૪૧

अथ तक्रस्य निषेध.-

**અમુક રોગો અને ઋતુ પર છાશનો નિષેધ**

**नैव तक्रं क्षते दद्यान्नोष्णकाले न दुर्बले।**
**न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके॥ ४२॥**

अन्वय-उष्णकाले तक्र न एव दद्यात्, (तथा)

क्षते न, दुर्बले न, मूर्च्छा-भ्रम-दाहेषु न, रक्तपैत्तिके रोगे (च) न (एव दद्यात्) ॥

ઉનાળામાં છાશ આપવી જ નહિ; તેમ જ ક્ષતવાળાને, દુર્બળને, મૂર્છાવાળાને, ભ્રમવાળાને, દાહવાળાને અને રક્તપિત્તના રોગ ઉપર પણ છાશ આપવી જ નહિ. ૪૨

अथ तक्रस्य गुणोत्कर्षः-

છાશના ગુણોની ખૂબ પ્રશંસા

न तक्रसेवी व्यथते कदाचित्, न तक्रदग्धाः प्रभवन्ति रोगाः। यथा सुराणाममृतं सुखाय, तथा नराणां भुवि तक्रमाहुः ॥ ४३ ॥

अन्वयः-तक्रसेवी कदाचित् न व्यथते, तक्रदग्धाः रोगाः न प्रभवन्ति, यथा अमृतं सुराणां सुखाय (भवति), तथा तक्रं भुवि नराणां सुखाय (भवति, इति विद्वांसः) आहुः ॥

તક્ર નામની છાશનું સેવન કરનાર માણસ કદી પીડા પામતો નથી અને તે છાશથી બળી ગયેલા રોગો પાછા કદી થતા નથી. જેમ અમૃત દેવતાઓને સુખ આપનાર છે, તેમ છાશ પૃથ્વી પર મનુષ્યોને સુખ આપનાર છે, એમ વિદ્વાનો કહે છે. ૪૩

ગ્રહણી પર ષડ્યૂષણ+

मुद्गयूषं रसं तक्रं धान्यजीरकसंयुतम्।
सैन्धवेनान्वितं दद्यात् षड्यूषणमितीरितम्॥ ४४॥

अन्वयः-मुद्गयूषं रसं धान्य-जीरक-संयुतं सैन्धवेन अन्वितं तक्र-इति षड्-यूषणम् इरितम्। इदं ग्रहण्या रोगे दद्यात्) ॥

મગનો યૂષ,તેમ જ હલકો તથા ઝાડાને રોકનાર માંસનો રસો અને ધાણા, જીરું તથા સિંધવથી યુક્ત તક્ર નામની છાશ-એ ષડ્-યૂષણ કહેવાય છે (આ ષડ્યૂષણ ગ્રહણીના રોગવાળાને આપવું). ૪૪

टीका:-रसं=लघु ग्राहि मांसरसम्।

લાયિ-ચૂર્ણ÷

कर्षं गन्धकमर्द्धपारदमुभे कुर्याच्छुभां कज्जलीं, द्व्यक्षं त्र्यूषणतश्च पञ्चलवणं सार्द्धञ्च कर्षं पृथक्। भृष्टं हिङ्गु च जीरकद्वययुतं सर्वार्द्धभङ्गान्वितं, खादेत् टङ्कमितं प्रवृत्तिगदवांस्तक्रेण बिल्वेन वा ॥४५

अन्वयः-प्रवृत्तिगदवान् कर्षं गन्धकम् अर्धपारदम्-उभे (गृहीत्वा) शुभां कज्जलीं कुर्यात्, (तत्र) द्व्यक्षं च त्र्यूषणतः, सार्धं च पृथक् कर्षं पञ्चलवणं, भृष्टं हिङ्गु च (क्षिप्त्वा) जीरकद्वययुतं सर्वार्द्धभङ्गान्वितं (तत्) तक्रेण वा बिल्वेन टङ्कमितं खादेत् ॥

ગ્રહણીના ઝાડાના રોગીએ એક તોલો ગંધક અને અરધો તોલો પારાની સુંદર કજ્જલી કરવી. એ કજ્જલીમાં ત્રણ તોલા ત્ર્યૂષણ (સૂંઠ, મરી, પીપર), દોઢ તોલો અલગ પંચલવણ (લૂણ, ટંકણખાર, સિંધવ, બીડલૂણ, સંચળ), શેકેલી હિંગ, બે જાતનાં જીરાં અને એ સઘળાના વજનથી અર્ધભાગે ભાંગ નાખી છાશ કે બીલાના ગર્ભ સાથે એ ચૂર્ણ ચોવીસ ચણોઠીભાર ખાવું. ૪૫

જાતીફલાદિ-ચૂર્ણ§

जातीफललवङ्गैलापत्रत्वङ्नागकेसरैः।
कर्पूरचन्दनतिलत्वक्क्षीरीतगरामलैः॥ ४६॥
तालीसपिप्पलीपथ्यास्थूलजीरकचित्रकैः।
शुण्ठीविडङ्गमरिचैः समभागं विचूर्णितैः॥ ४७॥
यावन्त्येतानि सर्वाणि दद्याद्भङ्गाञ्च तावतीम्।
सर्वचूर्णे समं कृत्वा प्रदेया शुभ्रशर्करा॥ ४८॥
कर्षमात्रमिदं खादेन्मधुना प्लावितं जनः।
नाशयेद्ग्रहणीं कासं क्षयं श्वासमरोचकम्।

अन्वयः-जातीफल-लवङ्ग-एला-पत्र-त्वक्-नागकेसरैः, कर्पूर-चन्दन-तिल-त्वक्-क्षीरी-तगर-आमलैः, तालीस-पिप्पली-पथ्या-स्थूलजीरक-चित्रकैः, शुण्ठी-विडङ्ग-मरिचैः. समभागं विचूर्णितैः (सह) यावन्ति एतानि सर्वाणि

---

+ यूष्यते बध्यते ग्रहणीरोगविकारोऽनेनेति यूषणम्-यूष बन्धे-करणे ल्युट्, षट्-पदार्थस्य यूषणं-ग्रहणीरोगविकारबन्धनमिति-षड्-यूषणम्-મગનો યૂષ આદિ છ પદાર્થોરૂપી ગ્રહણીરોગને મટાડનાર ઔષધ ષડ્યૂષણ કહેવાય છે.

÷ लायिप्रधानं चूर्णम् लायिचूर्णम्-આયુર્વેદમાં 'लायि' શબ્દનો અર્થ ભાંગ થાય છે, એ ભાંગ જેમાં મુખ્ય-વધારે હોય છે, એવાં ઔષધોનું ચૂર્ણ-લાયિચૂર્ણ કહેવાય છે; અથવા लाति-आदत्ते गन्धकादियोगं ददाति च ग्रहणीरोगिणे स्वास्थ्यं, लीयते, लिनाति वा ग्रहण्या सह तद्दोषनाशनार्थमित्येवंशीलं-लायि, तच्च तच्चूर्णम्-જે ગંધક આદિ ઔષધોનો સંબંધ પામે, ગ્રહણીના રોગીને સ્વાસ્થ્ય આપે અથવા ગ્રહણીનો દોષ દૂર કરવા તેની અંદર જે પહોંચી જાય, એવા સ્વભાવનું ચૂર્ણ-લાયિ-ચૂર્ણ કહેવાય છે.

§ जातीफलम् आदि येषु तानि जातीफलादीनि, तेषां चूर्णम्-જાયફળ જેમાં પહેલું-મુખ્ય તરીકે હોય એવાં ઔષધોનું ચૂર્ણ-જાતીફલાદિ ચૂર્ણ કે

तावतीं भङ्गां दद्यात्। सर्वचूर्णं समं कृत्वा (तावती) शुभ्रशर्करा (तत्र) प्रदेया। कर्षमात्रं मधुना प्लावितम् इदं जनः (यदि) खादेत्, (तर्हि) ग्रहणीं कासं क्षयं श्वासम् अरोचकं नाशयेत्॥

જાયફળ, લવિંગ, એલચી, તમાલપત્ર, તજ, નાગકેસર, ભીમસેની બરાસ, ચંદન, તલ, વંશલોચન, તગર, આમળાં, તાલીસપત્ર, પીપર, હરડે, કલૌંજી જીરું, ચિત્રક, સૂંઠ, વાવડિંગ અને મરી સમભાગે લઈ તેમાં એ સર્વના વજન જેટલી ભાંગ નાખવી. પછી તેમાં ભાંગ સહિત એ સધળાં ચૂર્ણ જેટલી ખડીસાકર નાખી તેમાંથી એક તોલો ચૂર્ણ મધમાં કાલવી માણસ જો ખાય તો તે ગ્રહણી, ઉધરસ, ક્ષય, શ્વાસ અને અરુચિનો નાશ કરે છે. ૪૬-૪૯

### ચિત્રકાદિ-વટિકા*

चित्रकं पिप्पलीमूलं क्षारो लवणपञ्चकम्।
व्योषं हिङ्ग्वजमोदां च चव्यञ्चैकत्र चूर्णयेत्॥५०
वटिका मातुलुङ्गस्य रसैर्वा दाडिमस्य च।
कृता विपाचयत्यामं दीपयत्याशु चानलम्॥५१॥

अन्वयः—चित्रक पिप्पलीमूल क्षारः लवण-पञ्चकं व्योषं हिङ्गु च अजमोदां च चव्यम्-(एतानि) एकत्र चूर्णयेत्। (ततः) मातुलुङ्गस्य वा दाडिमस्य च रसैः (तस्य) कृता वटिका आमं विपाचयति, अनलं च आशु दीपयति॥

ચિત્રક, પીપરીમૂળ, જવખાર, પંચલવણ, વ્યોષ (સૂંઠ, મરી, પીપર), હિંગ, અજમો અને ચવકનું એકઠું ચૂર્ણ કરવું; પછી બિજોરાંના અથવા દાડિમના રસથી તેની ગોળીઓ કરવી. આ ગોળી આમનું પાચન કરે છે અને અગ્નિને તરત પ્રદીપ્ત કરે છે. ૫૦,૫૧

टीका-अजमोदा=यवानिका।

### બિલ્વ-કલ્ક

श्रीफलशलाटुमज्जा, नागरचूर्णेन मिश्रितः सगुडः। ग्रहणीगदमत्युग्रं, तक्रभुजा शीलितो जयति॥५२॥

अन्वयः—नागरचूर्णेन मिश्रितः सगुडः श्रीफलशलाटुमज्जा तक्रभुजा शीलितः (सन्) अति-उग्रं ग्रहणीगदं जयति॥

સૂંઠનું ચૂર્ણ અને બે ભાગ ગોળથી મિશ્ર કરેલો બીલીના કાચા ફળનો ગર્ભ, છાશનું ભોજન કરનારો માણસ જો સેવે, તો અત્યંત ઉગ્ર ગ્રહણીરોગને પણ તે મટાડે છે. ૫૨

टीका-श्रीफल शलाटु=बिल्वस्याऽऽमं फलम्, गुडभागद्वयम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### વાર્તાકુ-ગુટિકા×

चतुष्पलं सुधाकाण्डात्त्रिपलं लवणत्रयात्।
वार्ताकोः कुडवश्चार्कादष्टौ द्वे चित्रकात् पले॥५३॥
दग्ध्वा द्रवेण वार्ताकोर्गुटिका भोजनोत्तरा।
भुक्ता भुक्तं पचत्याशु नाशयेद् ग्रहणीगदम्।
कासं श्वासं तथार्शांसि विषूचीञ्च हृदामयम्॥५४॥

अन्वयः—सुधाकाण्डात् चतुष्पलं, लवणत्रयात् त्रिपलं, वार्ताकोः कुडव, अर्कात् अष्टौ (पलानि), चित्रकात् द्वे पले दग्ध्वा, वार्ताकोः द्रवेण (कृता) गुटिका भोजनोत्तरा भुक्ता (सती) भुक्तम् आशु पचति, ग्रहणीगदं कासं श्वासं तथा अर्शांसि विषूचीं च हृदामयम् आशु नाशयेत्॥

થોરના ડીંડલા સોળ તોલા, ત્રણ લવણ-સિંધવ, બીડલૂણ અને સંચળ-મળી બાર તોલા, વંતાક સોળ તોલા, આકડાનાં મૂળ બત્રીસ તોલા અને ચિત્રો આઠ તોલા-એ બધાંને બાળી વંતાકના રસથી તેઓની ગોળીઓ કરવી. એ ગોળીને જમ્યા પછી ખાધી હોય તો ખાધેલો ખોરાક જલદી પચે છે અને ગ્રહણીનો રોગ, ઉધરસ, શ્વાસ, અરશ, કૉલેરા તથા હૃદયના રોગને પણ તે તરત મટાડે છે. ૫૩,૫૪

### મુસ્તકાદિ-ચૂર્ણ÷

मुस्तकातिविषाबिल्वकौटजं सूक्ष्मचूर्णितम्।
मधुना च समालीढं ग्रहणीं सर्वजां जयेत्॥५५॥

अन्वयः—मुस्तक-अतिविषा-बिल्व-कौटजं सूक्ष्मचूर्णितं मधुना च समालीढं सर्वजां ग्रहणीं जयेत्॥

મોથ, અતિવિષ, બીલું અને ઇંદ્રજવનું

* चित्रकम् आदि येषु तानि चित्रकादीनि तेषां वटिका—જેમાં ચિત્રક પહેલો-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓષધોનું ચૂર્ણ કરી તેઓની કરેલી ગોળી-ચિત્રકાદિવટિકા કહેવાય છે.

× वार्ताकुप्रभृतीनां गुटिका, वार्ताकुप्रधाना वा गुटिका જેમાં વંતાક મુખ્ય તરીકે હોય છે, એવાં ઓષધોની ગોળી વાર્તાકુગુટિકા કહેવાય છે.

÷ मुस्तकम् आदि येषु तानि, तेषां चूर्णम्—જેમાં મોથ પહેલી-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓષધોનું ચૂર્ણ-મુસ્તકાદિચૂર્ણ કહેવાય છે.

બારીક કરેલું ચૂર્ણ મધ સાથે ચાટ્યું હોય તો સઘળા દોષની ગ્રહણીને તે મટાડે છે. ૫૫

टीका-कौटजः=इन्द्रयवः ।

સર્જરસ-ચૂર્ણ+

श्वेतो वा यदि वा रक्तः सुपक्वो ग्रहणीगदः ।
गुडेनाधिकसर्जेन भक्षितेनाशु नश्यति ॥ ५६ ॥

अन्वयः-अधिकसर्जेन गुडेन भक्षितेन यदि वा श्वेतः वा रक्तः सुपक्वः ग्रहणीगदः आशु नश्यति ॥

વધારે રાળ નાખેલો ગોળ ખાવાથી ધોળો અથવા રાતો સારી રીતે પાકેલો ગ્રહણીનો રોગ તરત નાશ પામે છે. ૫૬

બિલ્વાદિ-સિદ્ધ બકરીનું દૂધ

बिल्वाब्दशक्रयववालकमोचसिद्धमाजं,-पयः पिबति यो दिवसत्रयं ना । सोऽतिप्रवृद्धचिरजं ग्रहणीविकारं, सामं सशोणितमसाध्यमपि क्षिणोति ॥ ५७ ॥

अन्वयः-यः ना बिल्व-अब्द-शक्रयव-बालक-मोच-सिद्धम् आज पयः दिवसत्रय पिबति, सः अतिप्रवृद्ध-चिरज साम सशोणितम् असाध्यम् अपि ग्रहणीविकार क्षिणोति ॥

જે માણસ બીલાંનો ગર્ભ, મોથ, ઇંદ્રજવ, વાળો અને મોચરસ નાખી પકાવેલું બકરીનું દૂધ ત્રણ દિવસ સુધી પીએ તો તે અત્યંત વધી ગયેલા, લાબા કાળના, આમયુક્ત અને લોહીવાળા અસાધ્ય ગ્રહણીરોગને પણ મટાડી દે છે. ૫૭

કલ્યાણ-ગુડ*

प्रस्थत्रयं त्वामलकीरसस्य, शुद्धस्य दत्त्वार्धतुलां गुडस्य । चूर्णीकृतैर्ग्रन्थिकजीरचव्य,-व्योषैः सकृष्णाहपुषाऽजमोदैः ॥ ५८ ॥

विडङ्गसिन्धुत्रिफलायवानी,-पाठाग्निधान्यैश्च पलप्रमाणैः । दत्त्वा त्रिवृच्चूर्णपलानि चाष्टा,-वष्टौ च तैलस्य पचेद् यथावत् ॥ ५९ ॥

तं भक्षयेदक्षपलप्रमाणं, यथेष्टचेष्टस्त्रिसुगन्धियुक्तम् । अनेन सर्वे ग्रहणीविकाराः, सश्वासकासस्वरभेदशोथाः ॥ ६० ॥

शाम्यन्ति चायं चिरमन्तरग्ने,-र्हतस्य पुंस्त्वस्य च वृद्धिहेतुः । स्त्रीणां तु वन्ध्यामयनाशनः स्यात्, कल्याणको नाम गुडः प्रसिद्धः ॥
तैले मनाग् त्रिवृद् भृष्ट्वा त्रिफलायाः पलत्रयम् ।
सिद्धे निधेयमत्रैव गुडे कल्याणपूर्वके ॥ ६२ ॥

अन्वयः-आमलकीरसस्य प्रस्थत्रय, शुद्धस्य गुडस्य तु अर्धतुलां दत्त्वा (तत्र) ग्रन्थिक-जीर-चव्य-व्योषैः सकृष्णा-हपुषा-अजमोदैः विडङ्ग-सिन्धु-त्रिफला-यवानी-पाठा-अग्नि-धान्यैः चूर्णीकृतैः पलप्रमाणैः (सह) अष्टौ त्रिवृच्चूर्णपलानि अष्टौ च तैलस्य (पलानि) दत्त्वा यथावत् पचेत् । अक्षपलप्रमाण त्रिसुगन्धियुक्तं त (जनः) यथेष्टचेष्टः (सन्) भक्षयेत् । अनेन सर्वे ग्रहणीविकाराः सश्वास-कास-स्वरभेद-शोथा. शाम्यन्ति,अयं च चिरं हतस्य अन्तरग्नेः च पुंस्त्वस्य वृद्धिहेतुः (भवति) । कल्याणकः नाम प्रसिद्धः (अयं) गुडः स्त्रीणां तु वन्ध्यामयनाशनः (अस्ति) (किं च) सिद्धे अत्र कल्याणपूर्वके गुडे तैले त्रिवृत् त्रिफलायाः पलत्रय मनाक् भृष्ट्वा निधेयम् एव ॥

આમળાંનો રસ એકસો બાણું રૂપિયાભાર અને ગોળ બસો રૂપિયાભાર મિશ્ર કર્યા પછી તેમાં પીપરીમૂળ, જીરું, ચવક, વ્યોષ (સૂંઠ, મરી, પીપર), શાહજીરું, પલાશી, અજમોદ, વાવડિંગ, સિંધવ, ત્રિફળા (=હરડાં, બહેડાં, આમળાં), યવાન-અજમો, કાળીપાટ, ચિત્રક અને ધાણાનું ચૂર્ણ ચાર ચાર રૂપિયાભાર તથા નસોતરનું ચૂર્ણ બત્રીશ રૂપિયાભાર અને બત્રીશ રૂપિયાભાર તેલને તે ગોળમાં નાખી તે ગોળને બરાબર પકાવવો. પછી તેમાંથી એક રૂપિયાભાર અથવા ચાર રૂપિયાભાર ગોળને તજ, તમાલપત્ર તથા એલચી નાખી ખાવો. તે વેળા ખાસ કોઈ પરેજીની જરૂર રહેતી નથી. આથી ગ્રહણીના સઘળા વિકારો-શ્વાસ, ઉધરસ, સ્વરભેદ તથા સોજા શાંત થાય છે. ઘણા દિવસથી હણાઈ ગયેલા જઠરાગ્નિને તથા હણાયેલ પુરુષપણાને વધારવામાં આ ગોળ કારણ બને છે. 'કલ્યાણ' એ નામથી પ્રસિદ્ધ થયેલો આ ગોળ સ્ત્રીઓના વાંઝિયાપણાના રોગને પણ નાશ કરે છે. તૈયાર

+ सर्जरसस्य गुडाधिकस्य चूर्णम्-જેમાં ગોળ વધારે હોય એવું રાળનું ચૂર્ણ-સર્જરસચૂર્ણ કહેવાય છે.

* कल्य-नीरुजत्वम् आणयति-शब्दयति, यद्वा कल्ये-प्रातःकाले अण्यते-शब्द्यते-कर्मण्यण्,'अकर्तरि'-इति घञ् वा-कल्याण-ग्रहण्यादिरोगिणां कल्याणरूपः कल्याणकृद्वा गुडः-कल्याणगुडः-જે નીરોગીપણું જણાવે અથવા પ્રાતઃકાળે જે ઉચ્ચારાય તે કલ્યાણ કહેવાય છે; ગ્રહણી આદિ રોગવાળાઓને એવા કલ્યાણરૂપ અથવા કલ્યાણ કરનાર જે ગોળ-તે કલ્યાણગુડ કહેવાય છે.

થયેલા આ કલ્યાણ-ગુડમાં તેઉની અંદર નસોતર તથા હરડાં, બહેડાં અને આમળાંનો લગાર શેકીને અવશ્ય નાખવાં જોઈ એ. ૫૮-૬૨

મહાકલ્યાણક-ગુડ+

पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली।
धान्यकञ्च विडङ्गानि यवानी मरिचानि च ॥६३
त्रिफला चाजमोदा च नीलिनी जीरकस्तथा।
सैन्धवं रोमकञ्चापि सामुद्रं रुचकं विडम् ॥६४॥
आरग्वधश्च त्वक्पत्रं सूक्ष्मैला चोपकुञ्चिका।
शुण्ठी शक्रयवाश्चैव प्रत्येकं कर्षसंमिताः॥ ६५॥
मृद्वीकाया पलान्यत्र चत्वारि कथितानि हि।
त्रिवृतायाः पलान्यष्टौ गुडस्यार्द्धतुलां तथा ॥६६॥
तिलतैलपलान्यष्टावामलक्या रसस्य तु।
प्रस्थत्रयमिदं सर्वं शनैर्मृद्वग्निना पचेत्॥ ६७॥
औदुम्बरं चामलकं बादरञ्च यथाबलम्।
तावन्मात्रामदं खादेद भक्षयेद्वा यथानलम् ॥६८
निखिलान् ग्रहणीरोगान् प्रमेहांश्चैव विंशतिम्।
उरोघातं प्रतिश्यायं दौर्बल्यं वह्निसङ्क्षयम् ॥६९॥
ज्वरानपि हरेत् सर्वान् कुर्यात् कान्तिं मतिं बलम्।
पाण्डुरोगान् जवाद्धन्ति रक्तपित्तञ्च विडग्रहम् ॥७०
धातुक्षीणो वयःक्षीणः स्त्रीषु क्षीणः क्षयी च यः।
तेभ्यो हितश्च वन्ध्यायै महाकल्याणको गुडः ॥७१॥

अन्वय.-पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली धान्यकं च विडङ्गानि यवानी च मरिचानि त्रिफला च अजमोदा च नीलिनी तथा जीरकः सैन्धवं रोचकम् अपि च सामुद्रं रुचकं विडम्, आरग्वधः च त्वक्पत्रं सूक्ष्मा एला च उपकुञ्चिका, शुण्ठी च शक्रयवाः-प्रत्येकं कर्षसमिताः (ग्राह्याः), अत्र मृद्वीकायाः चत्वारि पलानि हि कथितानि, त्रिवृतायाः अष्टौ पलानि, तथा गुडस्य अर्धतुलां, तथा तिलतैलपलानि अष्टौ, आमलक्याः रसस्य तु प्रस्थत्रयम्-इदं सर्वं मृदु-अग्निना पचेत्। यथाबलम् औदुम्बरं च आमलकं च बादरं-तावन्मात्रम् इदं खादेत् वा यथानलं भक्षयेत्, (अयं) महाकल्याणकः गुडः निखिलान् ग्रहणीरोगान् विंशतिं च प्रमेहान् उरोघातं प्रतिश्यायं दौर्बल्यं वह्निसक्षयं सर्वान् ज्वरान् अपि हरेत् एव, कान्तिं मतिं बलं कुर्यात्, पाण्डुरोगान् रक्तपित्तं च विड्ग्रहं जवात् हन्ति, यः (नरः) धातुक्षीणः वयःक्षीणः स्त्रीषु क्षीणः च क्षयी स्यात्, तेभ्यः च वन्ध्यायै (अयं गुडः) हितः (भवति)॥

પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, ધાણા, વાવડિંગ, યવાન-અજમો, મરી, ત્રિફળા, અજમોદ, ગળો, જીરું, સિંધવ, વડાગરું મીઠું, દરિયાઈ મીઠું, સંચળ, બીડલૂણ, ગરમાળો, તજ, તમાલપત્ર, ઝીણી એલચી, કલોંજી જીરું, સૂંઠ અને ઇંદ્રજવ-એ દરેક પદાર્થો એક એક તોલો લેવા. દ્રાક્ષ સોળ તોલા, નસોતર બત્રીસ તોલા, ગોળ બસો તોલા, તલનું તેલ બત્રીસ તોલા અને આમળાંનો રસ એકસો બાણું તોલા લેવો. આ સઘળા પદાર્થોને મિશ્ર-એકઠા કરી ધીરે ધીરે ધીના અગ્નિથી પકાવવા એટલે 'મહાકલ્યાણક' નામનો ગોળ તૈયાર થાય છે. પોતાના બળને અનુસરી ઉંબરાના ફળ જેટલો, આમળાં જેટલો અથવા બોર જેટલો આ ખાવો અથવા પોતાના જઠરાગ્નિ પ્રમાણે ખાવો. આ ગોળ સઘળા ગ્રહણીરોગોને, વીસ જાતના પ્રમેહોને, છાતીના ઘાતને, સળેખમને, દુર્બલપણાને, જઠરાગ્નિના ક્ષયને, સઘળા પ્રકારના જ્વરોને, પાંડુરોગોને, રક્તપિત્તને અને મળબંધને પણ તરત મટાડે છે; તેમ જ કાંતિ, બુદ્ધિ અને બળ આપે છે. ધાતુક્ષયવાળાને, ક્ષયવાળાને, સ્ત્રીના પ્રસંગથી ક્ષીણ થયેલાને, ક્ષયરોગવાળાને અને વાંઝણી સ્ત્રીને પણ આ મહાકલ્યાણક નામનો ગોળ હિતકારી છે. ૬૩-૭૧

+ कल्य-नीरुजत्वम्-आणयति-कर्मण्यण्-कल्याण, रोगिणां महत् कल्याणम् अस्मात् स महाकल्याणकः-शेषाद्विभाषेति बहुव्रीहिलक्षणः कप्, स चासौ गुडः, यद्वा कल्याणं करोतीति कल्याणकः, डुकृञ् करणे-अन्यतापीतिडः, महाँश्चासौ कल्याणकश्चासौ गुडः-पूर्वोक्तापेक्षयेति-महाकल्याणकगुडः-જેનાથી રોગીઓનું મોટું કલ્યાણ જણાય છે; અથવા ઉપર કહેલ કલ્યાણગુડ કરતાં મોટો-એટલે જેમાં ઘણાં ઓસડિયાં હોય છે, એવો-તે નામનો ગોળ-મહાકલ્યાણકગુડ કહેવાય છે.

કૂષ્માંડકલ્યાણક-ગુડ+

कूष्माण्डानां सुपक्वानां स्विन्नानां निष्कुलत्वचाम्।
सर्पिःप्रस्थे पलशतं ताम्रपात्रे शनैः पचेत् ।७२॥
पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली।
धान्यकानि विडङ्गानि नागरं मरिचानि च ।७३

+ कल्याणं करोतीति कल्याणकः स चासौ गुडः कल्याणकगुडः, कूष्माण्डप्रधानः कल्याणकगुडः-જેમાં કોળું ખાસ મુખ્ય તરીકે હોય છે, એવો અને ગ્રહણી આદિના રોગવાળાઓનું કલ્યાણ કરનાર જે ઔષધસિદ્ધ ગોળ-તે કૂષ્માંડકલ્યાણકગુડ કહેવાય છે.

त्रिफला चाजमोदा च कलिङ्गाऽजाजिसैन्धवम् ।
एकैकस्य पलञ्चैकं त्रिवृतोऽष्टौ पलानि च ॥७४॥
तैलस्य च पलान्यष्टौ गुडात् पञ्चाशदेव तु ।
आमलक्या रसस्यात्र प्रस्थत्रयमुदीरितम् ॥ ७५ ॥
तावत्पाकं प्रकुर्वीत मृदुना वह्निना भिषक् ।
यावद्दर्व्याः प्रलेपः स्यात्तदैनमवतारयेत् ॥ ७६ ॥
औदुम्बरं चामलकं बादरं वा यथाबलम् ।
तावन्मात्रमिदं खादेद्भक्षयेद्वा यथाऽनलम् ॥ ७७ ॥
अनेनैव विधानेन प्रयुक्तश्च दिने दिने ।
निहन्ति ग्रहणीरोगान् कुष्ठानर्शोभगंदरान् ॥ ७८ ॥
ज्वरमानाहहृद्रोगं गुल्मोदरविपूचिकाः ।
कामलां पाण्डुरोगञ्च प्रमेहांश्चैव विंशतिम् ॥ ७९ ॥
वातशोणितवीसर्पदद्रुयक्ष्महलीमकान् ।
वातपित्तकफान् सर्वान् दुष्टान् शुद्धान् समाचरेत् ॥
व्याधिक्षीणा वयःक्षीणाः स्त्रीषु क्षीणाश्च ये नराः ।
तेभ्यो हितो गुडोऽयं स्याद्वन्ध्यानामपि पुत्रदः ।
वृष्यो बल्यो बृंहणश्च वयसः स्थापनस्तथा ॥८१॥

अन्वयः–सुपक्वानां निष्कुलत्वचां स्विन्नानां कूष्माण्डानां पलशतं ताम्रपात्रे सर्पिःप्रस्थे शनैः पचेत्, ( ततः च तत्र ) पिप्पली पिप्पलीमूलं चित्रकं गजपिप्पली धान्यकानि विडङ्गानि नागरं च मरिचानि त्रिफला च अजमोदा च कलिङ्ग–अजाजि–सैन्धवम्–( एतेषाम् )–एकैकस्य च एकं पलं, त्रिवृतः च अष्टौ पलानि, तैलस्य च अष्टौ पलानि, गुडात् तु पञ्चाशत् एव ( पलानि–चूर्णितानि क्षिपेत् ), अत्र आमलक्याः रसस्य ( क्षेपे ) प्रस्थत्रयम् उदीरितम् । भिषक् मृदुना वह्निना तावत् पाकं प्रकुर्वीत, यावत् दर्व्याः प्रलेपः स्यात्, तदा एनम् अवतारयेत् । यथाबलम् औदुम्बरं च आमलकं वा बादरं–तावन्मात्रम् इदं खादेत्, वा यथा–अनलं भक्षयेत्, अनेन एव विधानेन दिने दिने प्रयुक्तः च अयं गुडः ग्रहणीरोगान् कुष्ठान् अर्शो–भगन्दरान् ज्वरम् आनाह–हृद्रोगं गुल्म–उदर–विपूचिकाः कामलां च पाण्डुरोगं च विंशतिं प्रमेहान् वातशोणित–वीसर्प–दद्रु–यक्ष्म–हलीमकान् निहन्ति । दुष्टान् सर्वान् वात–पित्त–कफान् शुद्धान् समाचरेत् । ये नराः व्याधिक्षीणाः वयःक्षीणाः च स्त्रीषु क्षीणाः ( स्युः ) तेभ्यः अयं गुडः हितः स्यात्, वन्ध्यानाम् पुत्रदः वृष्यः बल्यः च बृंहणः तथा वयसः स्थापनः ( स्यात् ) ॥

સારી પેઠે પાકેલા કોળાની છાલ તથા બી કાઢી નાખી તેના ગર્ભને બાફી તેમાંથી ચારસો તોલા બાફેલો ભાગ લઈ તેને ત્રાંબાના વાસણમાં ચોસઠ તોલા ઘીમાં પકાવવો. પછી તેમાં પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, ધાણા, વાવડિંગ, સૂંઠ, મરી, ત્રિફળા, અજમોદ, ઇંદ્રજવ, જીરું અને સિંધવ એ દરેક પદાર્થો ચાર ચાર તોલા, નસોતર બત્રીસ તોલા, તેલ બત્રીસ તોલા, ગોળ બસો તોલા અને આમલીનો રસ એકસો બાણું તોલા નાખી વૈદ્યે ધીમા અગ્નિથી તેનો ત્યાં સુધી પાક કરવો કે જ્યાં સુધી તે કડછીને ચોંટે. પછી એ પાક ઉતારી લેવો, એટલે તે ‘કૂષ્માંડકલ્યાણક-ગુડ’ સિદ્ધ થાય છે. પોતાના બળને અનુસરી આ ગોળ ઊંબરાના ફળ જેટલો, આમળાં જેટલો અથવા બોર જેટલો ખાવો; અથવા પોતાના જઠરાગ્નિના બળ પ્રમાણે ખાવો. આ વિધિથી નિત્ય આ ગોળનું સેવન કર્યું હોય તો ગ્રહણી સંબંધી વિકારો, કોઢ, અરશ, ભગંદર, જ્વર, પેટનું આફરવું, છાતીનું દરદ, ગોળો, ઉદરના રોગ, કૉલેરા, કમળો, પાંડુરોગ, વીસ પ્રકારના પ્રમેહો, વાતરક્ત, રતવા, દાદર, ક્ષયરોગ અને હલીમક નામના પાંડુરોગના ભેદનો પણ નાશ કરે છે; તેમ જ દુષ્ટ થયેલા સઘળા વાત, પિત્ત અને કફને શુદ્ધ કરે છે. જે માણસો વ્યાધિથી ક્ષીણ થયા હોય, ઉંમરથી ક્ષીણ થયા હોય અથવા સ્ત્રીના ખૂબ સંગથી ક્ષીણ થયા હોય, તેમને આ ગોળ હિતકારી છે; અને આ ગોળ વાંઝણી સ્ત્રીને પુત્ર આપે છે, મૈથુનશક્તિને વધારે છે, બળ આપે છે, ધાતુની પુષ્ટિ કરે છે અને જુવાનીને સ્થિર રાખે છે. ૭૨–૮૧

**બિલ્વતૈલ :**

टीका–अतीसाराधिकारलिखितं बिल्वतैलमत्र हितम् ॥
અતિસારના અધિકારમાં જે બિલ્વતૈલ લખ્યું છે, તે પણ ગ્રહણીના રોગ ઉપર હિતકારી છે.

ગ્રહણીરોગનો અધિકાર સમાપ્ત

મધ્યમખંડમાં પ્રથમ ભાગ સમાપ્ત

श्रीभावमिश्रविरचित

# भा व प्र का श

## શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

# भावप्रकाश-मध्यमखण्ड

## બીજો ભાગ

अथार्शोऽधिकारः-

### ५ : અરશનો અધિકાર

तत्रार्शस सन्निकृष्टानि निदानान्याह-

**અરશ-નાં સમીપનાં નિદાનો અને ૭ની સંખ્યા**

**पृथग्दोषैः समस्तैश्च शोणितात्सहजानि च ।**
**अर्शांसि षट्प्रकाराणि विद्याद् गुदवलित्रये ॥ १ ॥**

अन्वय -पृथक्-दोषैः, च समस्तै दोषै, शोणितात् च सहजानि-( इत्येव ) षट् प्रकाराणि अर्शांसि गुद-वलित्रये विद्यात् ॥

**પૃથક્-વાયુથી, પિત્તથી, કફથી અને સમસ્ત-ત્રણે દોષથી, રુધિરથી અને સ્વાભાવિક એમ ૭ પ્રકારના અરશ ગુદાની ત્રણ વળીઓમા થાય છે. ૧**

टीका-केचित् रुधिरस्यापि दोषत्व मन्यन्ते, तन्मतमाश्रित्याह-शोणितादिति । सहजानि=शरीरे सहजातानि । संख्या चाह-षट्प्रकाराणीति । गुदवलित्रय=सार्द्ध सार्द्ध चतुरङ्गुलं गुदस्य मानम् ॥ तस्यावयवभूतास्तिस्रो वलय शङ्खावर्तनिभा उपर्युपरि सन्ति, तासां नामानि-प्रवाहणी, विसर्जनी, संवरणी चेति । तत्र गुदौष्ठोऽर्धाङ्गुलमानस्त दूर्ध्वमङ्गुलमाना प्रथमा वलि, सार्द्धकाङ्गुलमाना द्वितीया, तृतीया च तावती ॥ કેટલાક આચાર્યો રુધિરને પણ દોષ માને છે. તેમના મતને અનુસરી 'રુધિરથી પણ અરશ થાય છે' એમ કહ્યુ છે. સ્વાભાવિક-એટલે શરીરની સાથે જ થયેલા સમજવા ૭ પ્રકારના અરશ થાય છે એ સંખ્યા કહી છે ગુદાનુ માપ સાડાચાર આગળનુ છે એ ગુદાના અવયવોરૂપ અને શંખના આવર્ત જેવી ત્રણ વળીઓ કે કુંડલીઓ એક એકની ઉપર છે, તેમા પહેલી વળી પ્રવાહણી, બીજી વળી વિસર્જની અને ત્રીજી વળી સંવરણી નામની છે. ગુદાનો હોઠ અર્ધા આગળનો છે, તેની ઉપર એક આગળના માપની પહેલી વળી છે અને ત્રીજી પણ તેવડી જ છે

उक्तञ्च-આ સંબંધે કહ્યુ છે.

**ગુદાનો હોઠ તથા ત્રણ વળીઓ**

**अर्द्धाङ्गुलप्रमाणेन गुदौष्ठं परिचक्षते ।**
**गुदौष्ठादङ्गुलश्चैकं प्रथमा तु वलिं विदुः ॥**
**सार्द्धकाङ्गुलमानेन पृथगन्ये प्रकीर्त्तिते ॥ २ ॥**

अन्वय -गुद-ओष्ठ ( विद्वास ) अर्ध-अङ्गुल-प्रमाणेन परिचक्षते, गुद-ओष्ठात् ( उपरि ) तु अङ्गुल प्रथमां वलिं विदु , अन्ये च ( द्वे तत उपरि ) सार्धैकाङ्गुलमानेन पृथक् प्रकीर्तिते ॥

**'ગુદાનો હોઠ વિદ્વાનો અર્ધા આંગળનો કહે છે; એ હોઠથી ઉપર દોઢ આંગળની પહેલી વળી છે, તેની ઉપર દોઢ આગળની**

— ऋच्छन्ति-प्राप्नुवन्ति, अर्घ्यन्ते वा सदुष्ट-त्वङ्-मासमेदोभ्यो विविधाकृतय. षट्प्रकारा-मांसाङ्कुरा गुदवलित्रये नासा-नेत्र-नाभि-मेढ्रादिष्वपि-इति अर्शांसि-ऋ गतौ 'अर्तेर्त्र्याधो शुट् च '-( उणा ४-१९६ )-इत्यसुन् प्रत्ययः शुट् आगमश्च-यद्वा अरिवत् प्राणान् शृणन्ति-हिंसन्ति-इति अर्शांसि-शृ हिंसायाम्-पृषोदरादि'-दोषेાથી ખૂબ દુષ્ટ થયેલ ત્વચા, માસ, રુધિર તથા મેદસ્-માથી જુદા જુદા આકારના ૭ પ્રકારના માસના અંકુરો ગુદાની ત્રણ વલિઓમા, નાકમા, આંખોમા, નાભિમા કે લિંગ આદિ સ્થાનોમા જે ઉત્પન્ન થાય છે તેથી અથવા શત્રુની પેઠે પ્રાણોનો જે નાશ કરે છે-તે અર્શ્સરોગ કહેવાય છે. તેના ૭ પ્રકાર આ પ્રમાણે છે. ૧ વાતજન્ય, ૨ પિત્તજન્ય, ૩ કફજન્ય, ૪ ત્રિદોષજન્ય, ૫ રુધિરજન્ય અને ૬ સહજ.

બીજી અને તેની ઉપર દોઢ આંગળની ત્રીજી વળી જુદી જુદી કહી છે. ૨

अथ वातार्शसो विप्रकृष्टनिदानमाह–

**વાયુના અરશનાં દૂરનાં નિદાનો**

**कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च ।**
**प्रमितात्यशनं तीक्ष्णं मद्यं मैथुनसेवनम् ॥ ३ ॥**
**लङ्घनं देशकालौ च शीतौ व्यायामकर्म च ।**
**शोको वातातपस्पर्शो हेतुर्वातार्शसां मतः ॥४॥**

अन्वयः–कषाय–कटु–तिक्तानि च रूक्ष–शीत–लघूनि (भोजनानि), प्रमित–अति–अशन, तीक्ष्ण मद्यं, मैथुन–सेवनं, लङ्घनं, च शीतौ देश–कालौ, व्यायाम–कर्म, शोकः च वात–आतप–स्पर्शः वात–अर्शसां हेतुः मतः ॥

તૂરાં, તીખાં, કડવાં, રુક્ષ, શીતળ અને હલકાં ભોજનો, બહુ જ થોડું જમવું, ઝાઝું જમવું, તીક્ષ્ણ મદ્ય પીવું, મૈથુનનું અતિસેવન, (વધારે પડતું) લંઘન કરવું, શીતળ દેશકાળ, (વધારે પડતી) કસરત, શોક તથા (વધારે પડતા) વાયુનો અને તડકાનો સ્પર્શ-એટલાં વાયુ સંબંધી અરશનાં દૂરનાં કારણો મનાયાં છે. ૩ ૪

टीका–अत्यशनम्=अतिरिमितं, तीक्ष्णमिति मद्यविशेषणम् । पैष्टिकादिमृदुमद्यस्य वातशमकत्वात् । आतपस्तूष्णवीर्योद्भूतरौक्ष्याद्वातप्रकोपे हेतुः वातार्शसाम् । नन्वर्शांसि सर्वाणि त्रिदोषजानि, यत आह–' पञ्चात्मा मारुतः पित्तं कफो गुदवलित्रयम् । सर्वे एव प्रकुप्यन्ति गुदजानां समुद्भवे' ॥ तथा कथं वातार्शसामिति? उच्यते–तत्तदाधिक्याद्व्यपदेशभेद इति न दोषः । अत एवाग्रे वक्ष्यते 'वातोल्बणानाम्' इति । तथा च चरकः–' अर्शांसि नाम जायन्ते नासन्निपतितैस्त्रिभिः । दोषैर्दोषविशेषात्तु विशेषः कल्प्यतेऽर्शसामि'ति ॥ લોટ આદિથી બનાવેલું કોમળ મદ્ય તો વાયુને શાંત કરનાર છે, તેથી જ 'તીક્ષ્ણ મદ્ય'ને વાયુના અરશનું કારણ કહ્યું છે. તડકો એ ઉષ્ણવીર્યથી ઉત્પન્ન થયેલા રુક્ષપણાને લીધે વાયુ સંબંધી અરશમાં નિદાન છે. અહીં શંકા થાય છે, કે 'ગુદાની ત્રણ વળીઓમાં પાંચે પ્રકારનો પવન, પિત્ત અને કફ એ સઘળાં કોપે છે, ત્યારે અરશ ઉત્પન્ન થાય છે,' એમ પ્રાચીન ગ્રંથનું વચન છે, તેથી સઘળા પ્રકારના અરશો ત્રણે દોષથી થાય છે એમ સિદ્ધ થાય છે; છતાં 'વાયુસંબંધી અરશ, પિત્તસંબંધી અરશ અને કફસંબંધી અરશ જુદા જુદા કેમ કહ્યા?' આનું સમાધાન આ છે કે, જો અરશ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે, તોપણ જે અરશમાં દોષની અધિકતા હોય તે અરશને તે દોષસંબંધી જુદા જુદા ગણવાનો વ્યવહાર છે, માટે કોઈ દોષ નથી; આ જ કારણે આગળ જતાં વાયુસંબંધી અરશને 'વાતોલ્બણ' કહેવામાં આવશે. ચરકે પણ કહ્યું છે કે 'જોકે અરશો ત્રણે દોષના અવશ્ય સન્નિપાતથી જ થાય છે, તોપણ તેમાં દોષની અધિકતા ઉપરથી તે તે જુદા જુદા દોષોના અરશો પણ કહેવાય છે.'

अथ पित्तार्शसां विप्रकृष्ट निदानमाह–

**પિત્તના અરશનાં દૂરનાં નિદાનો**

**कट्वम्ललवणोष्णानि व्यायामाग्न्यातपप्रभाः ।**
**देशकालावशिशिरौ क्रोधो मद्यमसूयनम् ॥ ५ ॥**
**विदाहि तीक्ष्णमुष्णञ्च सर्वं पानान्नभोजनम् ।**
**पित्तोल्बणानां विज्ञेयः प्रकोपे हेतुरर्शसाम् ॥ ६ ॥**

अन्वयः–कटु–अम्ल–लवण–उष्णानि व्यायाम–अग्नि–आतप–प्रभाः, अशिशिरौ देशकालौ क्रोधः मद्यम् असूयनं, विदाहि तीक्ष्णं च उष्णं–सर्वं पान–अन्नभोजनम् पित्तोल्बणानाम् अर्शसां प्रकोपे हेतुः विज्ञेयः ॥

તીખાં, ખાટાં તથા ખારાં ભોજનો, ઊના પદાર્થોના સ્પર્શ, વધારે પડતી કસરત, અગ્નિનો તાપ, સૂર્યનો તાપ, ઉષ્ણ દેશ, ઉષ્ણ કાળ, ક્રોધ, મદ્ય, પરાઈ સંપત્તિનો દ્વેષ અને બળતરા ઉપજાવનારા સઘળાં તીક્ષ્ણ તથા ઉષ્ણ અન્નપાનો—એ બધાં પિત્તોલ્બણ અરશના પ્રકોપનાં કારણો જાણવાં. ૫,૬

टीका–उष्णद्रव्यस्य स्पर्शनादि बोद्धव्यम्, उष्णपानभोजनस्याग्रे वक्ष्यमाणत्वात् ॥ अग्न्यातपप्रभाः–अग्न्यातपयोः प्रभा=तेजः, अथवा अग्न्यातपेतर–तेजस्विद्रव्यस्य तेजः दीप्तिः=प्रभा । अशिशिरो देशो मरुः, शरद् ग्रीष्मश्च कालः, क्रोधः=कोपः, असूयन=परसम्पत्तौ द्वेषः, प्रकोपे=उत्पत्तौ ॥

મરુદેશ કે નિર્જલદેશને અહીં ઉષ્ણદેશ સમજવો અને શરદ તથા ગ્રીષ્મ એ બે ઋતુઓને ઉષ્ણકાળ સમજવો.

अथ कफार्शसां विप्रकृष्ट निदानमाह–

**કફસંબંધી અરશનાં દૂરનાં નિદાનો**

**मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च ।**
**अव्यायामदिवास्वप्रशय्यासनसुखे रतिः ॥ ७ ॥**
**प्राग्वातसेवा शीतौ च देशकालावचिन्तनम् ।**
**श्लैष्मिकाणां समुद्दिष्टमेतत् कारणमर्शसाम् ॥८॥**

अन्वयः–मधुर–स्निग्ध–शीतानि च लवण–अम्ल–गुरूणि (भोजनानि), अव्यायाम–दिवास्वप्न–शय्या–आसन सुखे रतिः, प्राग्–वात–सेवा, शीतौ च देश–कालौ, अचिन्तनम्–एतत् श्लैष्मिकाणाम् अर्शसां कारणं समुद्दिष्टम् ॥

મધુર, સ્નિગ્ધ, શીતળ, ખારાં, ખાટાં તથા ભારે ભોજનો, કસરત નહિ કરવી, દિવસે ઊંઘવું, સૂઈ રહેવાના તથા બેસી રહેવાના સુખમાં જ રુચિ રાખવી, પૂર્વ દિશાનો પવન સેવવો, શીત દેશ તથા શીત કાળ, અને ચિંતા ન કરવી–એટલાં કફસંબંધી અરશોનાં કારણો કહ્યાં છે. ૭,૮

अथ द्विदोष–त्रिदोषार्शसां विप्रकृष्ट निदानमाह–

## બે દોષ તથા ત્રણે દોષસંબંધી અરશનાં દૂરનાં નિદાનો

हेतुलक्षणसंसर्गाद्विद्याद् द्वन्द्वोल्बणानि च।
सर्वो हेतुस्त्रिदोषाणां सहजैर्लक्षणं समम् ॥९॥

अन्वयः–हेतु–लक्षण–संसर्गात् च द्वन्द्वोल्बणानि विद्यात्, सर्वः हेतुः त्रिदोषाणां (हेतुः ज्ञेयः, तथा च) लक्षणं सहजैः समं (मतम्) ॥

બે બે દોષના હેતુઓ તથા લક્ષણો એકઠા થવાથી બે બે દોષની અધિકતાવાળા અરશો જાણવા; તેમ જ વાયુસંબંધી, પિત્ત સંબંધી અને કફસંબંધી અરશના જે જે જુદાં જુદાં નિદાનો કહ્યાં છે, તે સઘળાં નિદાનોથી ત્રણે દોષસંબંધી અરશ થાય છે અને તેમનું લક્ષણ સ્વાભાવિક અરશના જેવું હોય છે–એટલે તેમાં શ્વાસ, વ્યથા તથા મળબંધ થાય છે. ૯

टीका–जनकत्वेन त्रयो दोषा येषां तानि त्रिदोषजानि। अर्शसां सर्वो हेतुः=पृथग्वातपित्तकफार्शोहेतुः ॥ त्रिदोषार्शोलक्षणं श्वासरुजाविबन्धैः सहजार्शोभिः समम् ॥

ननु त्रिदोषाणामिति विशेषणं व्यर्थम्। यतः सर्व एव व्याधयस्त्रिदोषजाः। उक्तञ्च,–'द्रव्यमेकरसं नास्ति न रोगोऽप्येकदोषजः। एकस्तु कुपितो दोष इतरानपि कोपयेत् ॥' इति युक्तिमप्याह–'स्वकारणाद् वृद्धो वायुः शैत्यात् कफं द्रवत्वात् पित्तं वर्धयते, तथा पित्तं कटुत्वात् वातं द्रवत्वात् कफं वर्धयते, कफश्च शैत्यात् वायुं द्रवत्वात् पित्तं वर्धयते' इति ॥ उच्यते–यत्र स्वस्वकारणात् त्रयो दोषाः कुप्यन्ति तत्र त्रिदोषजव्यपदेश इति न दोषः ॥ અહીં શંકા થાય છે કે અરશને 'ત્રણ દોષસંબંધી' એ વિશેષણ આપવું વ્યર્થ છે; કારણ કે સઘળા રોગો ત્રણે દોષોથી જ થાય છે. કહ્યું છે કે, 'જેમ કોઈ દ્રવ્ય એક રસવાળું હોતું નથી, તેમ કોઈપણ રોગ એક જ દોષથી થતો નથી, કારણ કે પ્રકોપેલો એક દોષ બીજા દોષોને પણ કોપાવે છે' આ વિષયમાં યુક્તિ પણ કહી છે કે, 'પોતાના કારણથી વધેલો વાયુ શીતપણાથી કફને અને દ્રવપણાથી પિત્તને વધારે છે, તેમ જ પોતાના કારણથી વધેલું પિત્ત તીખું હોવાથી વાયુને તથા દ્રવપણાથી કફને વધારે છે, અને એ જ રીતે, પોતાના કારણથી વધેલો કફ શીતપણાથી વાયુને તથા દ્રવપણાથી પિત્તને વધારે છે.' આ યુક્તિ પ્રમાણે કોપ પામેલા એક દોષથી બીજા દોષોના પ્રકોપ પણ સંભવે જ છે. આનું સમાધાન આ છે કે જે રોગોમાં ત્રણે દોષો એકબીજાથી નહિ પણ પોતપોતાના કારણોથી પ્રકોપ પામ્યા હોય, તે રોગને જ ત્રણે દોષથી થયેલો કહેવામાં આવે છે, આથી દોષ નથી.

अथ अर्शसां पूर्वरूपमाह–

## અરશનું પૂર્વરૂપ

विष्टम्भोऽन्नस्य दौर्बल्यं कुक्षेराटोप एव च।
कार्श्यमुद्गारबाहुल्यं सक्थिसादोऽल्पविट्कता ॥१०॥
ग्रहणीदोषपार्श्वार्त्तिः प्रशङ्का चोदरस्य च।
पूर्वरूपं विनिर्दिष्टमर्शसामभिवृद्धये ॥११॥

अन्वयः–अन्नस्य विष्टम्भः, दौर्बल्यं, कुक्षेः च आटोपः एव, कार्श्यम्, उद्गार–बाहुल्यं, सक्थिसादः, अल्पविट्कता, च ग्रहणीदोष–पार्श्वार्त्तिः, च उदरस्य प्रशङ्का–(एतत्) अर्शसाम् अभिवृद्धये पूर्वरूपं विनिर्दिष्टम् ॥

પેટમાં અન્નનું અટકવું એટલે આહારની કબજિયાત, શરીરનું દુર્બળપણું, પેટનું ચડવું, કૃશપણું, ઘણા ઓડકાર, સાથળમાં પીડા, વિષ્ઠા ઓછી થવી, ગ્રહણીનો વિકાર, પડખામાં પીડા અને પેટના રોગોની ખૂબ શંકા થવી–એટલાં અરશની વૃદ્ધિનાં પૂર્વરૂપ છે. ૧૦,૧૧

अथार्शसां सम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

## અરશનું સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

दोषास्त्वङ्मांसमेदांसि संदूष्य विविधाकृतीन्।
मांसाङ्कुरानपानादौ कुर्वन्त्यर्शांसि तान् जगुः ॥१२॥

अन्वयः–दोषाः त्वङ्–मांस–मेदांसि संदूष्य अपानादौ विविध–आकृतीन् मांसाङ्कुरान् कुर्वन्ति, तान् अर्शांसि जगुः ॥

દોષો ત્વચાને, માંસને (રુધિરને) અને મેદને

દૂષિત કરી ગુદા, નાસિકા, નેત્ર, નાભિ અને લિંગ આદિ સ્થાનો પર જુદા જુદા આકારના માંસના જે અંકુરોને ઉત્પન્ન કરે છે, તે અંકુરોને અરશ કહે છે. ૧૨

टीका-त्वङ्मांसपदेन त्वङ्मांसमाश्रितं रक्तमपि गृह्यते । किंचित् साधारणरक्तस्रावणोपदेशात् । अपान=गुददेशः, 'आदि' शब्दो नासानेत्रनाभिमेढ्रादिष्वपि कुर्वन्ति ॥

'ત્વચાને તથા માંસને' એ પદોથી ત્વચામાં તથા માંસમાં રહેલા લોહીનું પણ ગ્રહણ થાય છે, એટલે દોષો લોહીને પણ દૂષિત કરી અરશને ઉત્પન્ન કરે છે, એ પણ સમજી લેવું; કારણ કે અરશના રોગમાં કાંઈક સાધારણ લોહી ઝરવાનું પણ કહેલું છે.

अथ वातार्शोलक्षणमाह-

### વાયુસંબંધી અરશનું લક્ષણ

गुदाङ्कुरा बह्वनिलाः शुष्काश्चिमिचिमान्विताः ।
म्लानाः श्यावारुणाः स्तब्धा विशदाः परुषाः खराः ॥
मिथो विसदृशा वक्रास्तीक्ष्णा विस्फुटिताननाः ।
बिम्बीकर्कन्धुखर्जूरकर्कोटीफलसन्निभाः ॥ १४ ॥
केचित् कदम्बपुष्पाभाः केचित् सिद्धार्थकोपमाः ।
शिरःपार्श्वांसकट्यूरूवङ्क्षणाभ्यधिकव्यथाः ॥१५॥
क्षवथूद्गारविष्टम्भहृद्रोगारोचकप्रदाः ।
कासश्वासाग्निवैषम्यकर्णनादभ्रमावहाः ॥ १६ ॥
तैरार्त्तो ग्रथितं स्तोकं सशब्दं सप्रवाहिकम् ।
रुक्फेनपिच्छानुगतं विबद्धमुपवेश्यते ॥ १७ ॥
कृष्णत्वङ्नखविण्मूत्रनेत्रवक्त्रश्च जायते ।
गुल्मप्लीहोदराष्ठीलासम्भवस्तत एव च ॥ १८ ॥

अन्वयः-बह्वनिलाः गुदाङ्कुराः शुष्काः चिमिचिमा-अन्विताः म्लाना. श्याव-अरुणाः स्तब्धाः विशदाः परुषाः खराः मिथः विसदृशाः वक्राः तीक्ष्णाः विस्फुटित-आननाः बिम्बी-कर्कन्धु-खर्जूर-कर्कोटीफल-संनिभाः केचित् कदम्ब-पुष्प-आभाः, केचित् सिद्धार्थक-उपमाः शिरः-पार्श्व-अंस-कटी-ऊरु-वङ्क्षण-अभ्यधिक-व्यथाः क्षवथु-उद्गार-विष्टम्भ-हृद्रोग-अरोचक-प्रदाः, कास-श्वास-अग्नि-वैषम्य-कर्णनाद-भ्रम-आवहाः (भवन्ति), तैः आर्तः (रोगी) ग्रथितं स्तोक सशब्द सप्रवाहिक रुक्-फेन-पिच्छ-अनुगत बद्ध विट् उपविश्यते, (तथा) च कृष्ण-त्वङ्-नख-विट्-मूत्र-नेत्र-वक्त्रः जायते, ततः च एव गुल्म-प्लीहा-उदर-अष्ठीला-सभवः (भवति) ॥

વાયુની ઉલ્બણતા (અધિકતા અથવા કોપ) વાળા અરશો સૂકા, ચમચમાટની પીડાવાળા, ચિમળાયેલા, ભૂખરા રંગના કે લાલ રંગના, કઠણ, ચીકાશ વગરના, ગાયની જીભની પેઠે ખરસટ સ્પર્શવાળા, કરકરા એટલે કંટોલીના ફળની પેઠે અનેક બારીક કાંટાઓથી વ્યાપ્ત, એકબીજાથી જુદા જુદા પ્રકારના, વાંકા, તીક્ષ્ણ, ફાટેલા મોઢાવાળા, આકારમાં કેટલાક ઘોલાં જેવા, કેટલાક બોર જેવા, કેટલાક ખજૂરની પેશી જેવા, કેટલાક કંટોલાં જેવા, કેટલાક કદંબના ફૂલની પેઠે સ્થિર-અનેક-તથા સૂક્ષ્મ શિખરોવાળા અને કેટલાક સરસવ જેવી પીળી તથા ઝીણી ફોલ્લીવાળા હોય છે. વળી વાયુસંબંધી એ અરશોને લીધે માથામાં, પડખામાં, ખભામાં, કેડમાં, સાથળોમાં અને સાથળના સાંધામાં ઘણી પીડા થાય છે; તેમ જ છીંક, ઓડકાર, મલબંધ, હૃદયનો રોગ, અરુચિ, ઉધરસ, શ્વાસ, અગ્નિનું વિષમપણું, કાનમાં અવાજ અને ભ્રમ ઉત્પન્ન થાય છે. એ અરશોથી પીડાયેલા માણસને મળની ગોળીઓથી ગૂંથાઈને વાટ જેવો થયેલો, થોડો, અવાજવાળો, પ્રવાહિકાવાળો, પીડાવાળો, ફીણ તથા ચીકાશયુક્ત પ્રવાહી ભાગવાળો અને બંધાયેલો ઝાડો આવે છે. તેનાં ચામડી, નખ, વિષ્ઠા, મૂત્ર, નેત્ર અને મોઢું કાળાં થઈ જાય છે અને એ અરશોથી જ ગોળાનો રોગ, બરલનાં દરદ, પેટના રોગો અને નાભિથી નીચેના ભાગમાં થતી લાંબા પથરા જેવી અષ્ઠીલા નામનો એક જાતનો વાયુસંબંધી રોગ થવા સંભવ રહે છે. ૧૩-૧૮

टीका-बह्वनिलाः=वातोल्बणाः, गुदाङ्कुराः-अर्शांसि चिमिचिमान्विताः-चिमिचिमा=व्यथाविशेषः, 'चरचरा' इति लोके; तदन्विताः । श्यावारुणाः-श्यावाः=धूम्रवर्णाः, अरुणवर्णा वा । स्तब्धाः=कठिनाः, विशदाः=अपिच्छिलाः, परुषाः=गोजिह्वावत् खरस्पर्शाः-खराः-कर्कशाः, कर्कोटीफलवत् सूक्ष्मानेककण्टकचिताः ॥ बिम्ब्यादिफलसन्निभाः आकृत्या । अत्र विकल्पबोधकं वक्ष्यमाण 'केचित् केचि-दि'ति पद प्रतिसम्बन्धनीयम् । कदम्बपुष्पाभाः=स्थिरानेकसूक्ष्मशिखराः, सिद्धार्थकोपमाः=पीतसूक्ष्मपिडकाचिताः, तैरार्त्त इति=अर्शोभिः पीडितः । 'तैरार्तो विबद्धमुप-

चेष्यते' इत्यार्त्तस्य प्रयोज्यकर्तुः कर्मताऽऽर्यत्वात् ॥ ग्रथितं=मलगुटिकाग्रन्थितं विड्वर्तिरूपम्, पिच्छा=पिच्छिलो द्रवभागः, बद्ध=सहतम्। 'विट्' शब्दो नपुंसकेऽप्यस्ति। उपवेश्यते=त्याज्यते ॥ तत एव=वातार्शस एव गुल्मादीनां सम्भवः। अष्ठीला=नाभेरधोभागे पाषाणपिण्डिकावदुन्नतस्थायिविशेष. ॥

अथ पित्तार्शोलक्षणमाह-

### પિત્ત સંબંધી અરશનું લક્ષણ

**पित्तोत्तरा नीलमुखा रक्तपीतासितप्रभाः।**
**तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ॥१९**
**शुकजिह्वायकृत्खण्डजलौकोवक्त्रसन्निभाः।**
**दाहपाकज्वरस्वेदतृण्मूर्च्छाऽरतिप्रदाः ॥ २०॥**
**सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः।**
**यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ॥ २१ ॥**

अन्वयः-पित्तोत्तराः (मांसाङ्कुराः) नीलमुखाः रक्त-पीत-असितप्रभाः तनु-अस्र-स्राविणः विस्राः तनवः मृदवः श्लथाः. शुकजिह्वा-यकृत्खण्ड-जलौकोवक्त्र-सन्निभाः दाह-पाक-ज्वर-स्वेद-तृष्णा-मूर्च्छा-अरतिप्रदाः सोष्माणः द्रव-नील-उष्ण-पीत-रक्त आम-वर्चसः यवमध्याः. हरित्-पीत-हारिद्र-त्वङ्-नखादयः (भवन्ति) ॥

પિત્તની અધિકતા કે કોપવાળા અરશ શ્યામ મોઢાવાળા; રાતી, પીળી તથા ધોળી કાંતિવાળા, પાતળા લોહીને સ્રવતા, દુર્ગંધવાળા, ઝીણા, કૂણા, લટકતા, કેટલાક પોપટની જીભ જેવા, કેટલાક જમણા પડખાની ગાંઠના કટકા જેવા અને કેટલાક જળો નામના જીવડાના મોઢા જેવા હોય છે. એ અરશોથી બળતરા, ગુદાનું પાકવું, જ્વર, પરસેવો, તરશ, મૂર્છા તથા અરુચિ થાય છે. એ અરશોનો સ્પર્શ ઊનો હોય છે, મધ્ય ભાગ જવના જેવો હોય છે અને તેને લીધે વિષ્ઠા પ્રવાહી, લીલી, ઊની, પીળી, રાતી અને કાચી થાય છે. એ અરશથી ચામડી, નખ, મળ, મૂત્ર અને વિષ્ઠા આદિ શાકના જેવા હરિયાળા રંગનાં, હરતાલ જેવાં અને હળદર જેવાં થઈ જાય છે.

टीका-तनु=अघनम्, श्लथाः=लम्बिन, सन्निभा-आकृत्या, पाको गुदस्य, सोष्माण.=उष्णस्पर्शाः, हरित शाकवर्णम्, पीत=हरितालवर्णम्, हारिद्र=हरिद्रावर्णम्। आदिशब्दान्मलमूत्रपुरीषाणा ग्रहणम् ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पित्तोत्तररक्तार्शोलक्षणमाह-

### પિત્તના જ ભેદરૂપ અને પિત્તના પ્રકોપવાળા રુધિરસંબંધી અરશનું લક્ષણ

**रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः।**
**वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥ २२॥**
**तेऽत्यर्थं दुष्टमुष्णं च गाढविट्कप्रपीडिताः।**
**स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥२३**
**भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसम्भवैः।**
**हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेन्द्रियः ॥ २४॥**

अन्वयः-रक्तोल्बणाः गुदे पित्ताकृति-समन्विता. वटप्ररोहसदृशाः गुञ्जा-विद्रुम-सन्निभाः (भवन्ति)। गाढ-विट्त्व-प्रपीडिताः च ते अत्यर्थं दुष्टम् उष्णं रक्तं सहसा स्रवन्ति, तस्य च अतिप्रवृत्तितः (रोगी) भेकाभ. (सन्) शोणितक्षयसम्भवैः दुःखैः पीड्यते, हीन-वर्ण-बल-उत्साहः हतौजाः कलुषेन्द्रियः (भवति) ॥

રુધિરની અધિકતા કે પ્રકોપવાળા અરશો પિત્તસંબંધી અરશોના જેવી જ આકૃતિવાળા, વડની વડવાઈ જેવા આકારના અને ચણોઠી જેવા તથા પરવાળાં જેવા રંગના હોય છે. વિષ્ઠા કઠણ હોવાને લીધે દબાયેલા એ અરશો, અત્યંત દુષ્ટ અને ઊનાશવાળા રુધિરને એકાએક ઝરે છે. રુધિર ખૂબ વહેવાથી તે અરશનો રોગી દેડકા જેવો થઈ જઈ રુધિરના ક્ષયથી થતું ચામડીનું કઠણપણું અને જળની તથા શીતની ખૂબ ઇચ્છા આદિ દુઃખોથી પીડાય છે. તે માણસનાં રંગ, બળ તથા ઉત્સાહ ઓછાં થઈ જાય છે, ઓજ હણાઈ જાય છે અને સઘળી ઇંદ્રિયો વ્યાકુળ થઈ જાય છે. ૨૨-૨૪

टीका-गुदे कीला=अर्शांसि, पित्ताकृतिसमन्विता.=पित्तार्शोलक्षणयुक्ताः। आकारेण च वटप्ररोहसदृशा। दुःखै=रोगै त्वक्पारुष्याम्बुशीतप्रार्थनादिभिः, कलुषेन्द्रियः=व्याकुलसर्वेन्द्रिय. ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ रक्तस्यापि वातोल्बणस्य लक्षणमाह-

### વાયુના પ્રકોપવાળા રુધિરસંબંધી અરશનું લક્ષણ

**विट् श्यावं कठिनं रूक्षमधोवायुर्न वर्त्तते।**
**तनु चारुणवर्णं च फेनिलं चाऽसृगर्शसाम् ॥२५॥**
**कट्यूरुगुदशूलञ्च दौर्बल्यं यदि चाधिकम्।**
**तत्रानुबन्धो वातस्य हेतुर्यदि च रूक्षणम् ॥२६॥**

अन्वयः-असृग्-अर्शसां विट् श्यावं कठिनं रूक्षं

(भवति), अधोवायुः न वर्तते। अर्शसाम् असृक् वा तनु च अरुणवर्णं च फेनिलं स्यात्, कटि-ऊरु-गुदशूलं च (स्यात्), यदि वा अधिकं दौर्बल्यं, यदि च रूक्षणं (भवेत्, तर्हि) तत्र वातस्य अनुबन्धः हेतुः (ज्ञेयः)॥

પરંતુ જો રુધિર સંબંધી અરશોમાં વિષ્ઠા કાળી, કઠણ અને રુક્ષ પડે; અધોવાયુ–અપાન નીકળે નહિ અને અરશોનું લોહી પાતળું, લાલ રંગનું અને ફીણવાળું હોય; તેમ જ કેડમાં, સાથળોમાં તથા ગુદામાં શૂળ નીકળતાં હોય; અને અત્યંત બળરહિત તથા રુક્ષતા થઈ હોય તો એ રુધિરમાં વાયુનો અનુબંધ (ઉલ્બણપણું કે પ્રકોપ) જાણવો જોઈએ. ૨૫,૨૬

टीका–असृगर्शसां रक्तार्शसाम्, तत्र=रक्तार्शांसि, अनुबन्धः=उल्वणत्वम्। रूक्षं रूक्षयतीति रूक्षणम्=रूक्षं द्रव्यम्। पित्तोल्वणस्य तु लक्षणम्–' रक्तोल्वणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः॥ इत्यादिनैवोक्त, रक्तपित्तयोः समानलिङ्गत्वात्। પિત્તની અધિકતા કે પ્રકોપવાળા રુધિરસંબંધીઅરશોનું લક્ષણ તો 'રુધિરની અધિકતા કે પ્રકોપવાળા અરશો પિત્તસંબંધી અરશોના જેવી આકૃતિવાળા હોય છે.' ઇત્યાદિ પ્રથમ જ કહેલું છે; કારણ કે રુધિરનાં અને પિત્તનાં ચિહ્નો સરખાં જ હોય છે, માટે ફરી તેને કહેવાની જરૂર નથી.

### કફના પ્રકોપવાળા રુધિરસંબંધી અરશોનું લક્ષણ

**शिथिलं श्वेतपीतं च विट् स्निग्धं गुरु शीतलम्।**
**यद्यर्शसां घनं चासृक् तन्तुमत्पाण्डु पिच्छिलम्॥२७**
**गुदं सपिच्छं स्तिमितं गुरु स्निग्धं च कारणम्।**
**श्लेष्मानुबन्धो विज्ञेयस्तत्र रक्तार्शसां बुधैः॥२८॥**

अन्वयः–यदि च विट् शिथिलं श्वेतपीतं स्निग्धं गुरु शीतलं (स्यात्), अर्शसाम् असृक् च घनं तन्तुमत् पाण्डु पिच्छिलं (भवेत्), गुदं च सपिच्छं स्तिमितं गुरु स्निग्धं (स्यात्, तर्हि) तत्र श्लेष्मानुबन्धः रक्तार्शसां कारणं बुधैः विज्ञेयः॥

પરંતુ જો વિષ્ઠા શિથિલ, ધોળી, પીળી, સ્નિગ્ધ, ભારે તથા શીતળ હોય; લોહી ઘાટું, તાંતણાવાળું, ફીકાશવાળું તથા ચીકાશવાળું હોય, ગુદા ચીકાશવાળી, સજ્જડ ભારે તથા સ્નિગ્ધ રહેતી હોય તો એ રુધિરના અરશોમાં કફનો અનુબંધ–ઉલ્બણપણું કે પ્રકોપનું કારણ છે, એમ વિદ્વાન વૈદ્યોએ સમજવું. ૨૭,૨૮

कफोल्वणस्य तन्त्रान्तरस्थं लक्षणमाह–

### કફની ઉલ્બણતાવાળા અરશનું બીજા ગ્રંથમાં કહેલું લક્ષણ

**श्लेष्मोल्वणा महामूला घना मन्दरुजः सिताः।**
**उत्सन्नोपचिताः स्निग्धाः स्तब्धवृत्तगुरुस्थिराः॥२९**
**पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः कण्ड्वाढ्याः स्पर्शनप्रियाः। करीरपनसास्थ्याभास्तथा गोस्तनसन्निभाः॥ ३०॥**
**वङ्क्षणानाहिनः पायुबस्तिनाभिविकर्षिणः।**
**सकासश्वासहृल्लासप्रसेकारुचिपीनसाः॥ ३१॥**
**मेहकृच्छ्रशिरोजाड्यशिशिरज्वरकारिणः।**
**क्लैब्याग्निमार्दवच्छर्दिरामप्रायविकारदाः॥ ३२॥**
**वसाभसकफप्रायपुरीषाः सप्रवाहिकाः।**
**न स्रवन्ति न भिद्यन्ते पाण्डुस्निग्धास्त्वगादयः॥३३**

अन्वयः–श्लेष्मोल्वणाः (गुदाङ्कुराः) महामूलाः घनाः मन्दरुजः सिताः उत्सन्न–उपचिताः स्निग्धाः स्तब्ध–वृत्त–गुरु–स्थिराः पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः कण्ड्वाढ्याः स्पर्शनप्रियाः करीर–पनस–अस्थि–आभाः तथा गोस्तन–संनिभाः वङ्क्षण–अनाहिनः पायु–बस्ति–नाभिविकर्षिणः सकास–श्वास–हृल्लास–प्रसेक–अरुचि–पीनसाः मेह–कृच्छ्र–शिरोजाड्य–शिशिरज्वर–कारिणः क्लैब्य–अग्निमार्दव–च्छर्दिस्–आमप्रायविकारदाः वसाभसकफप्राय–पुरीषाः सप्रवाहिकाः (भवन्ति ते च), न स्रवन्ति, न भिद्यन्ते, त्वगादयः (च) पाण्डु–स्निग्धाः (भवन्ति)॥

કફની ઉલ્બણતા એટલે અધિકતા કે પ્રકોપવાળા અરશ ઊંડાં મૂળવાળા, ઘાટા, થોડી વેદનાવાળા, ધોળા, ઊંચા, જાડા, સ્નેહથી ખરડાયેલા, અક્કડ, ગોળ, ભારે, સ્થિર, ચીકાશવાળા, આળાં ચામડાંથી વીંટાયેલા જેવા, મણિ જેવા લીસા, સુંવાળા, ચળવાળા, કોઈનો સ્પર્શ જેઓને મીઠો લાગે એવા, વાંસના અંકુર જેવા, ફણસનાં બિયાં જેવા, ગાયના આંચળ જેવા, સાથળોના સાંધાઓને સજ્જડ કરનારા; ગુદામાં, મૂત્રાશયમાં તથા નાભિમાં જાણે ખેંચાણ થતું હોય એવી પીડા કરનારા; ઉધરસ, શ્વાસ, મોળ, થૂંકવું, અરુચિ, સળેખમ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, માથાની જડતા, શીતજ્વર, મૈથુનની ઇચ્છાનો અભાવ, અગ્નિનું મંદપણું, ઊલટી તથા લગભગ આમયુક્ત એવા અતિસાર અને ગ્રહણી આદિ

વિકારોને કરનારા, ચરબીના જેવી કાંતિવાળા, લગભગ કફથી વ્યાપ્ત વિષ્ઠાવાળા અને પ્રવાહિકાવાળા થાય છે. એ અરશો કંઈ પણ ઝરતા નથી કે ફાટતા-ચિરાતાય નથી અને એથી ચામડી વગેરે પાંડુ રંગનાં તથા સ્નિગ્ધ થઈ જાય છે. ૨૯-૩૩

टीका-उत्सन्नाः=उन्नताः, उपचिताः=स्थूलाः, स्निग्धाः स्नेहाभ्यक्ताः, स्थिराः=निश्चलाः, पिच्छिलाः-कफोल्वणत्वात्, स्तिमिताः=आर्द्रचर्मावगुण्ठिता इव, श्लक्ष्णाः=मणिवन्मसृणाः, करीरः=वंशाङ्कुरः, पनसास्थिगोस्तनाः=तदाकृतयः, वङ्क्षणानाहिनः=वङ्क्षणयोरानाहकारिणः, पाय्वादिष्वाकर्षणवत्पीडाकारिणः, कृच्छ्रं=मूत्रकृच्छ्रम्, शिरोजाड्यं=शिरोभागे शीताक्रान्तत्वमिव, र्यं=क्षीवनिच्छा, अत्र 'छर्दिः' शब्दः सान्तः, आर्षत्वात्। आमप्रायविकारदाः=आमबहुला व्याधयोऽतीसारग्रहण्यादयः, तान् ददति॥ (આ ટીકાનો બધો અર્થ ઉપર અપાયો છે.)

द्वन्द्वजार्शोलक्षणमाह-

### બે દોષની ઉલ્બણતાવાળા અરશનું લક્ષણ

**हेतुलक्षणसंसर्गाद्विद्याद्द्वन्द्वोल्बणानि च ॥ ३४ ॥**

अन्वयः-हेतुलक्षण-संसर्गात् च द्वन्द्व-उल्बणानि विद्यात् ॥

એ દોષનાં નિદાનો તથા બે દોષનાં લક્ષણો ઉપરથી તે બે-બે દોષની ઉલ્બણતાવાળા અરશો જાણવા. ૩૪

अथ त्रिदोषजार्शःसहजार्शोलक्षणमाह-

### ત્રણે દોષની ઉલ્બણતાવાળા તથા સ્વાભાવિક અરશનું લક્ષણ

**सर्वैः सर्वात्मकान्याहुर्लक्षणैः सहजानि च ॥ ३५ ॥**

अन्वयः-सर्वैः लक्षणैः सर्वात्मकानि च सहजानि आहुः॥

વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેની ઉલ્બણતાનાં ચિહ્નો ઉપરથી ત્રણે દોષની ઉલ્બણતાવાળા અરશોને તથા સહજ અરશોને વિદ્વાનો કહે છે. ૩૫

टीका-सर्वलक्षणैः=वातपित्तकफार्शोलक्षणैः प्रागुक्तैः, सर्वात्मकानि सन्ति तान्यर्शांसि; तथा तैरेव लक्षणैः सहजान्यर्शांस्याहु॥ (આનો અર્થ ઉપર સમાયો છે.)

तन्त्रान्तरोक्तं सहजार्शोलक्षणं पृथगाहुः-

### બીજા ગ્રંથમાં કહેલું સહજ અરશોનું જુદું લક્ષણ

**अर्शांसि सहजातानि दारुणानि भवन्ति हि।**
**दुर्दर्शनानि पाण्डूनि परुषाण्यरुणानि च ॥३६॥**
**अन्तर्मुखानि तैरार्त्तः क्षीणः क्षीणस्वरो भवेत्।**
**क्षीणानलः क्षीणरेताः शिरासन्ततविग्रहः ॥३७॥**
**अल्पप्रजाः क्रोधशीलो भग्नकांस्यस्वनान्वितः।**
**शिरोदृक्कर्णनासासु रोगी श्लेष्मसेकवान् ॥३८॥**

अन्वयः-सहजातानि अर्शांसि दारुणानि दुर्दर्शनानि पाण्डूनि परुषाणि अरुणानि च अन्तर्मुखानि हि भवन्ति, तैः आर्त्तः (जनः) क्षीणः क्षीणस्वरः क्षीण-अनलः क्षीणरेताः शिर-संततविग्रहः अल्पप्रजाः क्रोधशीलः भग्न-कांस्यस्वन-अन्वितः शिरस्-दृक्-कर्ण-नासासु रोगी श्लेष्मसेकवान् भवेत् ॥

સહજાત એટલે જન્મસમયે શરીરની સાથે જ થયેલા અરશો દારુણ, ખરાબ દેખાવના, પાંડુ, કઠણ, રાતા અને અંદર મુખવાળા થાય છે. એથી પીડાયેલો માણસ ક્ષીણ, ક્ષીણ સ્વરવાળો, ક્ષીણ અગ્નિવાળો, ક્ષીણ વીર્યવાળો, નસોથી વ્યાપ્ત શરીરવાળો, અલ્પ પ્રજાવાળો, ક્રોધી, ભાંગેલા કાંસાના જેવા અવાજવાળો; માથામાં, નેત્રમાં, કાનમાં તથા નાસિકામાં રોગવાળો; કફથી લેપાયેલી છાતીવાળો અને વારંવાર લાળ ઝરવાના સ્વભાવવાળો થાય છે. ૩૬-૩૮

सुखसाध्यार्शोलक्षणमाह-

### સુખસાધ્ય અરશનું લક્ષણ

**बाह्यायां तु वलौ जातान्येकदोषोल्बणानि च।**
**अर्शांसि सुखसाध्यानि न चिरोत्पतितानि वै ॥३९॥**

अन्वयः-बाह्यायां वलौ जातानि एक-दोष-उल्बणानि न च चिरोत्पतितानि अर्शांसि सुखसाध्यानि वै (ज्ञेयानि)॥

ગુદાની સંવરણી નામની વળીમાં થયેલા, એક દોષની ઉલ્બણતાવાળા અને થોડા કાળથી થયેલા અરશોને સુખસાધ્ય જાણવા. (જેની ઉત્પત્તિને એક વર્ષ પૂરું ન થયું હોય તે અરશને થોડા કાળથી થયેલા સમજવા.) ૩૯

टीका-बाह्यायां वलौ=संवरण्याम्, न चिरोत्पतितानि=अनतिक्रान्तसंवत्सराणि, एतानि लक्षणानि मिलितानि सुखसाध्यत्वबोधकानि ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાઈ ગયો છે.)

कष्टसाध्यार्शोलक्षणमाह-

### કષ્ટસાધ્ય અરશનું લક્ષણ

**द्वन्द्वजानि द्वितीयायां वलौ यान्याश्रितानि च।**
**कृच्छ्रसाध्यानि तान्याहुः परिसंवत्सराणि च ॥४०॥**

अन्वयः—यानि द्वन्द्वजानि द्वितीयायां वलौ च आश्रितानि परिसंवत्सराणि च ( स्युः ), तानि कृच्छ्रसाध्यानि आहु ॥

જે અરશો બે દોષની ઉલ્બણતાવાળા હોય અથવા જે અરશો ગુદાની વિસર્જની નામની બીજી વલિમાં થયેલા હોય અથવા જે અરશોની ઉત્પત્તિને એક વર્ષ પૂરું થઈ ગયુ હોય, તે અરશોને દરેકને (વિદ્વાનો) કષ્ટસાધ્ય કહે છે. ૪૦

टीका—द्वितीयायां वलौ=विसर्जन्याम्, परिसंवत्सराणि-परिगतः संवत्सरो येषां तानि, अतीतसंवत्सराणीति यावत्, एतानि प्रत्येकं कष्टसाध्यलक्षणानि ॥ ( આનો અર્થ ઉપર સમાયો છે. )

असाध्यार्शोलक्षणमाह—

### અસાધ્ય અરશનું લક્ષણ

सहजानि त्रिदोषाणि यानि चाभ्यन्तरां वलिम् ।
जायन्तेऽर्शांसि संश्रित्य तान्यसाध्यानि निर्दिशेत् ॥

अन्वय.—यानि अर्शांसि सहजानि त्रिदोषाणि अभ्यन्तरां च वलिं संश्रित्य जायन्ते, तानि असाध्यानि निर्दिशेत् ॥

જે અરશો શરીરની સાથે જ થયા હોય અથવા ત્રણે દોષોની ઉલ્બણતાવાળા હોય અથવા ગુદાની પ્રવાહણી નામની છેક અંદરની ત્રીજી વલિમાં થયા હોય, તે દરેક અરશોને અસાધ્ય કહેવા. ૪૧

टीका—अभ्यन्तरां वलिं=प्रवाहिणीम्, एतान्यपि प्रत्येकमसाध्यानि लक्षणानि ॥ ( આનો અર્થ ઉપર છે. )

याप्यार्शोलक्षणमाह—

### યાપ્ય અરશનું લક્ષણ

शेषत्वादायुषस्तानि चतुष्पादसमन्वये ।
याप्यन्ते दीप्तकायाग्नेः प्रत्याख्येयान्यतोऽन्यथा ॥४२

अन्वयः—आयुषः शेषत्वात्, चतुष्पादसमन्वये दीप्तकायाग्नेः तानि याप्यन्ते, अतः अन्यथा प्रत्याख्येयानि ॥

રોગીનું આયુષ્ય જો બાકી હોય, ચિકિત્સાના ચારે પાદનો સંપૂર્ણ સમાગમ હોય અને રોગીને જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત હોય, તો તેવા અરશોને ઔષધના બળથી અતિબળવાન નહિ થવા દેતાં વૈદ્યે એમને એમ ચલાવ્યે જવા; પણ જો એ પ્રમાણે આયુષ આદિ ન હોય, તો તેવા અરશોની ચિકિત્સા કરવાની ના જ પાડવી. ૪૨

टीका—यद्यायुः शेषो वर्तते, चिकित्सायाः चत्वारः पादास्ते यथा—वैद्यवचनकारी धनवानुदारो जितेन्द्रियो रोगी १, शस्त्रकर्मणि कुशलो वैद्यः २, अनलसः आप्तः प्रियः परिचारकः ३, नवरसवीर्यादिकमौषध ४, एषां समन्वये=समागमे, अति—दीप्तकायाग्ने=पुरुषस्य, तानि=अर्शांषि, याप्यन्ते चिकित्सायाम् । अतोऽन्यथा प्रत्याख्येयानि=चिकित्साहीनानीत्यर्थः ॥ રોગી વૈદ્યનું વચન માનનાર, ધનવાન, ઉદાર તથા જિતેંદ્રિય હોય; ૧ તેમ જ વૈદ્ય શસ્ત્રક્રિયામાં કુશળ હોય,૨ પરિચારક આળસ વગરનો, સાચું બોલનાર અને પ્રિય હોય,૩ તેમ જ ઔષધ નવા રસ તથા વીર્ય આદિવાળું હોય ૪ અને આયુષ હોય, તો ચિકિત્સાના ચારે પદનો સમાગમ પરિપૂર્ણ સમજવો.

अथार्शोऽरिष्टमाह—

### અરશસંબંધી અરિષ્ટ

हस्ते पादे मुखे नाभ्यां गुदे वृषणयोस्तथा । शोथो हृत्पार्श्वशूलं च यस्याऽसाध्योऽर्शसा हि सः ॥ ४३ ॥

अन्वयः—यस्य हस्ते पादे मुखे नाभ्यां गुदे तथा वृषणयोः शोथः, हृत्–पार्श्व–शूलं च (स्यात्) स अर्शसः असाध्यः हि ॥

જે અરશવાળાને હાથ, પગ, મોઢું, નાભિ, ગુદા કે વૃષણ ઉપર સોજા થયા હોય તથા છાતીમાં અને પડખામાં શૂળ નીકળતાં હોય, તે અરશના રોગીને અસાધ્ય જાણવો—અર્થાત્ તેનું મરણ નજીક છે, એમ સમજવું. ૪૩

टीका—असाध्यः=सन्निहितमरणो बोद्धव्यः । अर्शसः=अर्शोरोगयुक्तः ॥ ( આનો અર્થ ઉપર છે. )

एतन्मिलितमरिष्टलक्षणमाह—

### અરશનાં એકઠાં મળેલાં ભયંકર અરિષ્ટો

हृत्पार्श्वशूलं संमोहश्छर्दिरङ्गस्य रुग् ज्वरः ।
तृष्णा गुदाऽऽस्यपाकश्च निहन्युर्गुदजातुरम् ॥४४॥

अन्वयः—हृत्–पार्श्व–शूलं संमोहः छर्दिः अङ्गस्य रुक् ज्वरः तृष्णा च गुद–आस्यपाकः गुदजातुरं निहन्युः ॥

હૃદયમાં તથા પડખામાં શૂળ, મોહ, ઊલટી, અંગમાં પીડા, જ્વર, તરશ અને ગુદાના હોઠનું પાકવું—એ સઘળાં ચિહ્નો ભેગાં થયાં હોય તો અરશના રોગીને મારી નાખે છે. ૪૪

टीका-गुदस्य चास्यम्=ओष्ठदेशं, तस्य पाक । कृत्पार्श्वशूलादि समस्त चारिष्टलक्षणम् ॥ (આનો અર્થ ઉપર છે )

**વળી તેવાં જ બીજાં પ્રાણઘાતક અરિષ્ટો**

**तृष्णाऽरोचकशूलार्त्तमतिप्रस्रुतशोणितम् ।**
**शोथातीसारसंयुक्तमर्शांसि क्षपयन्ति हि ॥४५॥**

अन्वयः-तृष्णा-अरोचक-शूल-आर्त्त अतिप्रस्रुत-शोणित शोथ-अतीसारसंयुक्त (रोगिणम्) अर्शांसि क्षपयन्ति हि ॥

તરશ, અરુચિ તથા શૂળથી પીડાયેલા, અતિશય લોહીને ઝરતા તેમ જ સોજા તથા અતિસારથી સંયુક્ત રોગીને અરશ મારી જ નાખે છે. ૪૫

मेढ्रार्शोलक्षणमाह-

**લિંગ આદિમાં થતા અરશનું લક્ષણ**

**मेढ्रादिष्वपि जायन्ते यथास्वं नाभिजानि च ।**
**गण्डूपदास्यरूपाणि पिच्छिलानि मृदूनि च ॥४६॥**

अन्वय -(यानि अर्शांसि) मेढ्रादिषु अपि जायन्ते, यथास्व च नाभिजानि (भवन्ति, तानि) गण्डूपद-आस्यरूपाणि पिच्छिलानि च मृदूनि (स्युः) ॥

જે અરશો લિંગ આદિ સ્થાનો અને નાભિ ઉપર પણ પોતપોતાના લક્ષણ પ્રમાણે થાય છે, એ અરશો ચોમાસામા થતાં સાપો લિયાં કે અળશિયાના મોઢા જેવા આકારવાળા, પીંછડાંવાળા તથા કૂણા હોય છે. ૪૬

टीका-यथास्व=यथात्मीयलक्षणम् । न चात्रोक्त-निदानपूर्व सम्प्राप्तिलक्षण युक्तम् । तत्रार्श पदन्तु मांसाङ्कुर साम्यात् । गण्डूपद =किञ्चुलक. ॥ આ અરશોમા પ્રથમ કહેલા નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ ઘટતી નથી, છતા તેમને જે 'અરશ' શબ્દ લાગુ કર્યો છે, તે માસના અંકુર જેવા હોવાને લીધે લાગુ કર્યો છે એમ સમજવું

अथ मांसाङ्कुरसाम्यादत्राधिकारे चर्मकीलस्य सम्प्राप्तिपूर्वक लक्षणमाह-

**ચર્મકીલનું+ સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ**

**व्यानो गृहीत्वा श्लेष्माणं करोत्यर्शस्त्वचो बहिः ।**
**कीलोपमं स्थिरखरं चर्मकीलं तु तद्विदुः ॥४७॥**

अन्वयः-व्यानः श्लेष्माण गृहीत्वा त्वचः बहिः कीलोपम स्थिर-खर अर्श करोति, तत् तु (वैद्याः) चर्मकील विदुः ॥

વ્યાનવાયુ કફને ગ્રહણ કરી ચામડીની બહાર ખીલા જેવો સ્થિર અને કઠણ અરશ ઉત્પન્ન કરે છે, તેને વૈદ્યો 'ચર્મકીલ' કહે છે.

टीका-खर=कर्कशम् ॥

तस्य च वातादिभेदेन लक्षणमाह-

**વાયુ આદિના ભેદ પ્રમાણે-ચર્મકીલનું લક્ષણ**

**वातेन तोदपारुष्यं पित्तादसितरक्तता ।**
**श्लेष्मणा स्निग्धता तस्य ग्रथितत्वं सवर्णता ॥४८॥**

अन्वय -वातेन तस्य तोद-पारुष्य, पित्तात् असित-रक्तता, श्लेष्मणा स्निग्धता ग्रथितत्व सवर्णता (स्यात्) ॥

વાયુથી થયેલ તે ચર્મકીલમાં પીડા તથા કઠણપણું હોય; પિત્તથી થયેલા તેમા કાળાશ તથા રતાશ હોય; અને કફથી થયેલા તેમાં સ્નિગ્ધપણુ, ગૂંથાયેલાપણું તથા શરીરના જેવો જ રંગ હોય છે. ૪૮

टीका-सवर्णता=शरीरसमानवर्णता ॥

अथ सामान्यतोऽर्शसः चिकित्सा-

**અરશની સામાન્ય ચિકિત્સા**

**यद्वातस्यानुलोम्याय यदग्निबलवृद्धये ।**
**अन्नपानौषधं सर्वं तत्सेव्यं नित्यमर्शसैः ॥४९॥**

अन्वय -अर्शसैः यत् अन्न-पान-औषध वातस्य आनुलोम्याय (भवेत्), यत् अग्निबलवृद्धये (स्यात्), तत् सर्व नित्य सेव्यम् ॥

અરશના રોગીએ જે અન્ન, પાન તથા ઔષધ વાયુનુ અનુલોમન કરનાર હોય અને જે અગ્નિના બળને વધારનાર હોય તે સર્વનું નિત્ય સેવન કરવું. ૪૯

टीका-अर्शसैः=अर्शोरोगयुक्तैः ॥

**शालिषष्टिकगोधूमयवान्नानि घृतैः सह ।**
**अजाक्षीरेण वा निम्बपटोलाना रसेन वा ॥५०॥**
**कान्दैर्वार्त्ताकुमूलोत्थै रसैर्मांसरसेन वा ।**
**जीवन्त्युपोदिकाशाकैस्तण्डुलीयकवास्तुकैः ॥५१॥**
**अन्यैश्च सृष्टविण्मूत्रमरुद्भिर्वह्निदीपनैः ।**
**भक्षांस्यभिन्नवर्चांसि हन्याद्वातातिसारवत् ॥५२॥**

---

+ व्यानगृहीत-कफजन्यचर्मणो बहि स्थिरखर कील इव अर्शं-चर्मकील -વ્યાનવાયુએ ગ્રહણ કરેલા કફથી ચામડીથી બહાર સ્થિર અને કઠણ ખીલા જેવા જે અરશ થાય છે, તે ચર્મકીલ કહેવાય છે.

सतक्रं लवणं दद्याद्वातवर्चोऽनुलोमनम् ।
न प्ररोहन्ति गुदजाः पुनस्तक्रसमाहृताः ॥ ५३॥
तक्राभ्यासोऽर्शसैः कार्यो बलवर्णाऽग्निवृद्धये ।
स्रोतःसु तक्रशुद्धेषु सम्यक् चलति तद्रसः ॥५४॥
तेन पुष्टिस्तथा तुष्टिर्बलं वर्णश्च जायते ।
वातश्लेष्मविकाराणां शतञ्च विनिवर्त्तते ॥५५॥

अन्वयः–शालि–षष्टिक–गोधूम–यव–अन्नानि घृतैः सह वा अजाक्षीरेण वा निम्ब–पटोलानां रसेन, कान्दैः वार्ताकुमूल–उत्थैः रसैः वा मांसरसेन (सह भुञ्जीत)॥ अभिन्नवर्चांसि अर्शांसि जीवन्ती–उरोदिका–शाकैः तण्डुलीयक–वास्तुकैः च अन्यैः सरैः विण्–मूत्र–मरुद्भिः–वह्निदीपनैः हन्यात्, (भिन्नवर्चांसि तु) वातातिसारवत् (हन्यात्)। वात–वर्चोऽनुलोमन सतक्र लवणं दद्यात्। तक्रसमाहृताः गुदजाः पुनः न प्ररोहन्ति। अर्शसैः बल–वर्ण–अग्निवृद्धये तक्राभ्यासः कार्यः। तक्रशुद्धेषु स्रोत सु तद्रसः सम्यक् चलति, तेन पुष्टिः तथा तुष्टिः बल च वर्णः जायते, वात–श्लेष्म–विकाराणां च शत विनिवर्तते॥

ચોખા, સાઠી ચોખા, ઘઉં અને જવનાં ભોજનો ઘીની સાથે, બકરીના દૂધની સાથે, લીંબડાના તથા કડવાં પરવળના રસની સાથે, કંદોના રસની સાથે, રીંગણીના મૂળના રસની સાથે અથવા માંસના રસાની સાથે કરવાં. જેમાં વિષ્ટાનું ભેદન થતું ન હોય એવા અરશને મીઠી ખરખોડી, પોથી, તાંદળજો અને બથવાનાં શાકોથી તથા બીજાં પણ વિષ્ટાની, મૂત્રની તથા વાયુની ઘણી પ્રવૃત્તિ કરાવનાર અને અગ્નિને પ્રદીપ્ત કરનારાં દ્રવ્યોથી મટાડવા અને જેમાં વિષ્ટાનું ભેદન થતું હોય એવા અરશને વાયુસંબંધી અતિસારની પેઠે મટાડવા. (અરશના રોગીને) વાયુને તથા વિષ્ટાને સવળે રસ્તે લાવનાર લૂણ સહિત તક્ર-છાશ આપવી. તક્ર નામની છાશથી હણાયેલા અરશો પાછા ઉત્પન્ન થતા નથી. અરશવાળાએ બળની, વર્ણની તથા અગ્નિની વૃદ્ધિ માટે તક્ર નામની છાશનો અભ્યાસ રાખવો. તક્ર છાશના અભ્યાસથી સ્રોતોની શુદ્ધિ થતાં અન્નાદિકનો રસ સારી રીતે ચાલે છે અને તેથી પુષ્ટિ, તુષ્ટિ, બળ તથા વર્ણ સારી રીતે થાય છે અને વાયુના તથા કફના સેંકડો વિકારો મટી જાય છે. ૫૦-૫૫

### કરંજાદિ-ચૂર્ણ*

चिरविल्वाग्निसिन्धूत्थनागरेन्द्रयवारलुम् ।
तक्रेण पिबतोऽर्शांसि निपतन्त्यसृजा सह ॥५६॥

अन्वयः–चिरविल्व–अग्नि–सिन्धूत्थ–नागर–इन्द्रयव–अरलुं तक्रेण पिबतः (जनस्य) अर्शांसि असृजा सह निपतन्ति ॥

કરંજનાં ફળનો ગર્ભ, ચિત્રો, સિંધાલૂણ, સૂંઠ, ઇંદ્રજવ અને અરલુ-મોટા અરડૂસાના ચૂર્ણને તક્ર-છાશની સાથે જે પીએ,તેના અરશ લોહીની સાથે નીચે ખરી પડે છે. ૫૭

टीका–चिरविल्वः=करञ्जः, तस्य फलस्यात्र मज्जा ग्राह्या। अरलुः=शोणकः। (આનો અર્થ ઉપર છે.)

### રજનિલેપ÷

लेपं रजनिचूर्णेन सुधादुग्धयुतेन च ।
अर्शोरोगनिवृत्त्यर्थं कारयेत्तु चिकित्सकः ॥५७॥

अन्वयः–चिकित्सकः अर्शोरोग–निवृत्त्यर्थं च सुधादुग्धयुतेन रजनिचूर्णेन तु लेपं कारयेत् ॥

વૈદ્યે અરશરોગ મટાડવા હળદરના ચૂર્ણને થોરના દૂધમાં કાલવી તેનો લેપ કરાવવો. ૫૭

### પિપ્પલ્યાદિ-લેપ+

पिप्पली सैन्धवं कुष्ठं शिरीषस्य फलं तथा ।
सुधादुग्धार्कदुग्धं वा लेपोऽयं गुदजान् हरेत् ॥५८

अन्वयः–पिप्पली सैन्धवं कुष्ठं शिरीषस्य फलं तथा सुधादुग्ध–अर्कदुग्ध वा (एभिः कृतः), अयं लेपः गुदजान् हरेत् ॥

પીપર, સિંધવ, કઠ તથા સરસડિયાના ફળને થોરના અથવા આકડાના દૂધમાં વાટી તેનો કરેલો લેપ અરશોને મટાડે છે. ૫૯

---

* करञ्ज आदिर्येषां तानि, तेषां चूर्णम्–જેમાં કરંજના ફળનો ગર્ભ મુખ્ય તરીકે પહેલો હોય છે, એવાં ઓષધોનું ચૂર્ણ-કરંજાદિચૂર્ણ કહેવાય છે.

÷ सुधादुग्धयुत–रजनिचूर्ण–कृतः लेपः–रजनिलेपः–થોરના દૂધમાં કાલવેલ હળદરના ચૂર્ણથી કરાતો લેપ-રજનિલેપ કહેવાય છે.

+ पिप्पली आदिर्येषां तानि, तत्कृतो लेपः–पिप्पल्यादिलेपः–જેમાં પીપર મુખ્ય હોય છે, એવાં ઓષધોનો કરાતો લેપ-પિપ્પલ્યાદિલેપ કહેવાય છે.

હરિદ્રાદિ લેપ×

हरिद्राजालिनीचूर्णं कटुतैलसमन्वितम् ।
एष लेपो वरः प्रोक्तो ह्यर्शसामन्तकारकः ॥५९॥

अन्वयः-हरिद्रा-जालिनीचूर्णं कटुतैल-समन्वितं (लिम्पेत)। अर्शसाम् अन्तकारकः एषः लेपः वरः हि प्रोक्तः ॥

હળદર અને કડવી ઘિસોડીના ચૂર્ણને સરસિયા તેલમાં કાલવી તેનો લેપ કરવો. અર્શોનો નાશ કરનાર આ લેપને ઉત્તમ જ કહેલો છે ६०

તિલભક્ષણ-

असितानां तिलानान्तु पलं शीतजलेन च ।
खादतोऽर्शांसि शाम्यन्ति दृढा दन्ता भवन्ति च ॥

अन्वयः-असितानां तिलानां च पलं तु शीतजलेन खादतः अर्शांसि शाम्यन्ति, दन्ताः च दृढाः भवन्ति ॥

ચાર તોલા કાળા તલ ટાઢા પાણી સાથે જે ખાય તેના અરશ શાંત થાય છે અને દાંત મજબૂત થાય છે ६१

રુધિર-સ્રાવણ

शस्त्रैर्वाऽथ जलौकोभिः प्रोच्छूनकठिनार्शसः ।
शोणितं सञ्चितं दृष्ट्वा हरेत्प्राज्ञः पुनः पुनः ॥६१॥

अन्वयः-प्राज्ञः प्रोच्छूनकठिन-अर्शसः सञ्चितं शोणितं दृष्ट्वा शस्त्रैः अथवा जलौकोभिः पुनः पुनः हरेत् ॥

વિદ્વાન વૈદ્યે ખૂબ સૂજેલા અને કઠણ અરશનું એકઠું થયેલું લોહી જોઈને શસ્ત્રોથી કે જળો મૂકીને વારવાર કાઢી નાખવું. ६२

બૃહત્કાસીસાદ્ય-તેલ*

कासीसं सैन्धवं कृष्णा शुण्ठी कुष्ठञ्च लाङ्गली ।
शिलाभिदश्वमारश्च दन्तीजन्तुघ्नचित्रकम् ॥६२॥
तालकं कुनटी स्वर्णक्षीरी चैतैः पचेद्भिषक् ।
तैलं स्नुह्यर्कपयसा गवां मूत्रं चतुर्गुणम् ॥६३॥
एतदभ्यङ्गतोऽर्शांसि क्षारेणेव पतन्ति हि ।
क्षारकर्मकरं ह्येतन्न च सन्दूषयेद्वलिम् ॥६५॥

अन्वयः-कासीसं सैन्धवं कृष्णा शुण्ठी कुष्ठं च लाङ्गली शिलाभित् अश्वमारः च दन्ती-जन्तुघ्न-चित्रकं तालकं कुनटी च स्वर्णक्षीरी-एतैः स्नुही अर्कपयसा च (सह,) गवां मूत्रं चतुर्गुणं (प्रक्षिप्य) भिषक् तैलं पचेत्। एतदभ्यङ्गतः अर्शांसि क्षारेण इव पतन्ति हि। एतत् क्षारकर्मकरं हि वलिं न सदूषयत् ॥

હીરાકસી, સેંધવ, પીપર, સૂંઠ, કઠ, કલગારી નામનું વિષ, પાષાણભેદ, કણેર, નેપાળો, વાવડિંગ, ચિત્રક, હરતાલ, માલકાંકણી, દારુડીના મૂળિયાનો કલ્ક અને થોરનું તથા આકડાનું દૂધ અને (એ બધાથી) ચોગણું ગાયનું મૂત્ર-એટલાથી વૈદ્ય તેલ પકાવવું. આ તેલનું માલિશ કરવાથી જેમ ક્ષારથી અરશો પડી જાય તેમ અર્શો પડી જાય છે આ તેલ ક્ષારનું કામ કરે છે અને વલીને ખરાબ કરતું નથી. ६३-६५

टीका-कासीस='कौसीस' इति लोके, लाङ्गली='करिहारी' इति लोके, शिलाभित्=पाषाणभेद, अश्वमार='कनेरि' इति लोके स्वर्णक्षीरी='चोक' इति लोके॥ (આનો અર્થ ઉપર છે)

સમશર્કર-ચૂર્ણ-

शुण्ठीकणामरिचनागदलत्वगेलं, चूर्णीकृतं क्रमविवर्द्धितमूर्ध्वमन्त्यात्। खादेदिदं समसितं गुदजाग्निमान्द्य, गुल्मारुचिश्वसनकण्ठहृदामयेषु ॥

अन्वयः-अन्त्यात् ऊर्ध्वं क्रमविवर्धितं शुण्ठी-कणा-मरिच-नागदल-त्वक्-एलं चूर्णीकृतं (कार्यं, तदनु) समसितम् इदं गुदज-अग्निमान्द्य-गुल्म-अरुचि-श्वसन-कण्ठ-हृद्-आमयेषु खादेत् ॥

છેલ્લાથી પહેલું અનુક્રમે વધારીને-એટલે એક ભાગ એલચી, બે ભાગ તજ, ત્રણ ભાગ તમાલપત્ર, ચાર ભાગ નાગકેસર, પાંચ ભાગ મરી, છ ભાગ પીપર અને સાત ભાગ સૂંઠનું ચૂર્ણ કરી તેમાં તે ચૂર્ણના વજન

---

× हरिद्रा आदिर्येषां तानि, तत्कृतो लेपः हरिद्रादिलेपः-જેમાં હળદર મુખ્ય હોય છે, એવા ઔષધોનો કરાતો લેપ-હરિદ્રાદિલેપ કહેવાય છે

- असित-तिलानां भक्षणं शीतजलयुक्तं-तिलभक्षणम्-ટાઢા પાણી સાથે કાળા તલ ખાવા તે તિલભક્ષણ.

* आदौ भवं आद्यं, कासीसम् आद्यं येषां तानि, कासीसाद्यानि, कासीसाद्यैः पक्वं तैलं-कासीसाद्यतैलं-बृहच्च तत् कासीसाद्यतैलं-बृहत्कासीसाद्यतैलम्-જેમાં હીરાકસી મુખ્ય હોય છે એવા ઔષધોથી પકવેલું મોટું તેલ-બૃહત્કાસીસાદ્ય તેલ કહેવાય છે

- औषधचूर्णेन समा शर्करा यस्मिन् तत्-જેમાં ઔષધોનું ચૂર્ણ કર્યા પછી તે ચૂર્ણના જેટલી સાકર નખાય છે, તે સમશર્કરચૂર્ણ કહેવાય છે

જેટલી સાકર નાખી તે ચૂર્ણ અરશ, અગ્નિનું મંદપણું, ગોળાનું દરદ, અરુચિ, શ્વાસ, ગળાના રોગ અને હૃદયના રોગ ઉપર ખાવું (જેથી તે રોગો મટે છે). ૬૬

टीका–तद्यथा–एलाबीजमत्र सूक्ष्मं ग्राह्यम्। यत आह मदनपालः–'एला सूक्ष्मा कफश्वासकासार्शोमूत्रकृच्छ्रनुत्' इत्यादि। तस्या बीज भागः १, त्वग्भागौ २, दल=पत्रकम् ३, नागं नागकेसरं, यत आह निघण्टौ धन्वन्तरिः–'नागपुष्प मत नाग केशर नागकेशरम्, इत्यादि। तस्य भागाः ४, मरिचं ५, पिप्पली ६, शुण्ठी ७, श्रीनीसाकर २८ इति समशर्करचूर्णम्॥ આ ચૂર્ણમાં ઝીણી એલચીનાં બીજ નાખવાં; કારણ કે મદનપાલકોશમાં કહ્યું છે કે, 'ઝીણી એલચી કફને, શ્વાસને, ઉધરસને, અરશને તથા મૂત્રકૃચ્છ્રને મટાડનારી છે.' તેમજ 'નાગ' પદનો અર્થ 'નાગરકેશર' સમજવો; કેમકે નિઘંટુમાં ધન્વન્તરિ કહે છે કે 'નાગપુષ્પ, નાગ, કેશર અને નાગકેશર' એ નાગકેશરના પર્યાયો છે.'

વિજય–ચૂર્ણ+

त्रिकत्रयं वचा हिङ्गु पाठाक्षारौ निशाद्वयम्।
चव्यतिक्ताकलिङ्गानि शकाह्वा लवणानि च॥६७॥
ग्रन्थिबिल्वाऽजमोदाश्च गणोऽष्टाविंशतिर्मतः।
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत्॥६८
चूर्णं बिडालपदकं पिबेदुष्णेन वारिणा।
एरण्डतैलयुक्तं वा लिह्याच्चूर्णमिदं नरः॥६९॥
हन्यादर्शांसि सर्वाणि श्वासशोषभगन्दरान्।
हृच्छूलं पार्श्वशूलञ्च वातगुल्मं तथोदरम्॥७०॥
हिक्कां कासं प्रमेहांश्च पाण्डुरोगं सकामलम्।
आमवातमुदावर्त्तमन्तर्वृद्धिं गुदक्रमीन्॥७१॥
अन्ये च ग्रहणीदोषा भिषग्भिर्ये प्रकीर्त्तिताः।
विजयो नाम चूर्णोऽयं तान् सर्वानाशु नाशयेत्॥
महाज्वरोपसृष्टानां भूतोपहतचेतसाम्।
अप्रजानाञ्च नारीणां हितमेतद्धि भेषजम्॥७३॥

अन्वयः–त्रिकत्रय वचा हिङ्गु पाठा–क्षारौ निशाद्वयं चव्य–तिक्ता–कलिङ्गानि शकाह्वा च लवणानि च ग्रन्थि–बिल्व=अजमोदाः–(अयं) गणः अष्टाविंशतिः मतः। एतानि समभागानि सूक्ष्म–चूर्णानि कारयेत्। नरः इदं चूर्णम् उष्णेन वारिणा बिडालपदकं पिबेत्, वा इदं चूर्णम् एरण्डतैलयुक्तं लिह्यात्, (तेन च) सर्वाणि अर्शांसि श्वास–शोष–भगन्दरान् हृच्छूलं पार्श्वशूलं च वातगुल्मं तथा उदरं हिक्कां कासं प्रमेहान् च पाण्डुरोगं सकामलम् आमवातम् उदावर्तम् अन्तर्वृद्धिं गुदक्रमीन् हन्यात्, अन्ये च ये ग्रहणीदोषाः भिषग्भिः प्रकीर्तिताः तान् सर्वान् अयं विजयः नाम चूर्णः आशु नाशयेत्, (तथा) महाज्वर–उपसृष्टाना भूत–उपहत चेतसां (जनानां) च अप्रजानां नारीणाम् एतद् भेषजं हि हितम् (अस्ति)॥

ત્રિફલા (=હરડે, બહેડાં અને આમળાં), ત્રિકટુ (=સૂંઠ, મરી અને પીપર), ત્રિસુગંધી (=તજ, તમાલપત્ર અને એલચી), વજ, હિંગ, કાળીપાટ, સાજીખાર, જવખાર, હળદર, દારુહળદર, ચવક, કડુ, ઇંદ્રજવ, ધોળા ઇંદ્રજવ, પંચલવણ (=દરિયાઈ લૂણ, ટંકણખાર, સિંધવ, બીડલૂણ અને સંચળ), પીપરીમૂળ, બીલાંનો ગર્ભ અને બોડી અજમોદ, એ અઠ્યાવીશ પદાર્થોને સમભાગે લઈ તેનું ઝીણું ચૂર્ણ કરવું. રોગી માણસે આ ચૂર્ણ ઊના પાણીની સાથે એક તોલાભાર પીવું અથવા એરંડિયા તેલમાં કાલવી એક તોલાભાર ચાટવું; તેથી સઘળા પ્રકારના અરશો, શ્વાસ, શોષ, ભગંદર, હૃદયનું શૂળ, પડખાનું શૂળ, વાયુનો ગોળો, પેટના રોગ, હેડકી, ઉધરસ, પ્રમેહ, પાંડુરોગ, કમળો, આમવાત, ઉદાવર્ત, અંત્રવૃદ્ધિ અને ગુદકૃમિ રોગોનો તે નાશ કરે છે; તેમ જ બીજા પણ જે જે ગ્રહણી સંબંધી દોષો વૈદ્યોએ કહ્યા છે, તે સઘળાઓને પણ આ 'વિજય–ચૂર્ણ' નામનું ચૂર્ણ મટાડે છે; તે ઉપરાંત ભારે તાવથી ઘેરાયેલા માટે, ભૂતોના આવેશથી બેભાન ચિત્તવાળાઓ માટે અને પ્રજા વગરની સ્ત્રીઓ માટે પણ આ ઔષધ અવશ્ય હિતકારી છે. ૬૭–૭૩

टीका–त्रिकत्रयं=त्रिफला-त्रिकटु-त्रिसुगन्धीनि, क्षारौ=सर्जिका, यवक्षारश्च। लवणानि–पञ्च। ग्रन्थिः=पिप्पलीमूलम्। बिडालपदकं=कर्षम्। (આનો અર્થ ઉપર છે.)

---

+ विजयते सर्वान् अर्शःप्रभृतिरोगान् इति विजयम्–विपूर्वकात् जि जये इत्यस्मात् पचाद्यच्, विजयनामकं चूर्णम्–विजयचूर्णम्–દરેક જાતના અરશ વગેરે ઘણા રોગોને જે મટાડે છે, તે વિજય નામનું ચૂર્ણ–વિજય–ચૂર્ણ કહેવાય છે.

લઘુસૂરણ-મોદક+

मरिचमहौषधचित्रक,-शूरणभागा यथोत्तरं द्विगुणाः। सर्वसमो गुडभाग, सेव्योऽयं मोदकः प्रसिद्धफलः ॥ ७४ ॥

ज्वलनं ज्वलयति जाठर,-मुन्मूलयतीह शूलगुल्मगदान्। निःशेषयति श्लीपद,-मर्शांसि विनाशयत्याशु ॥ ७५ ॥

अन्वय.-मरिच-महौषध-चित्रक-शूरण-भागाः यथोत्तर द्विगुणाः, सर्वसम गुडभाग.=अय प्रसिद्धफलः मोदक. सेव्य', (स च) इह जाठर ज्वलन ज्वलयति, शूल-गुल्म-गदान् उन्मूलयति, श्लीपद निःशेषयति, अर्शांसि आशु विनाशयति ॥

એક ભાગ મરી, બે ભાગ સૂંઠ, ચાર ભાગ ચિત્રો અને આઠ ભાગ સૂરણને એકઠાં કરી તેમાં પંદર ભાગ ગોળ નાખીને લાડુ કરવા. આ પ્રસિદ્ધ ફળવાળા લાડુ સેવવા યોગ્ય છે; કેમ કે તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; શૂળને તથા ગોળાના દરદને મૂળમાંથી ઉખાડી કાઢે છે, હાથીપગાનું દરદ તદ્દન મટાડે છે અને અરશનો તરત નાશ કરે છે. ૭૪,૭૫

टीका-तद् यथा-मरिचभाग १, शुण्ठीभागौ २, चित्रकमूलभागाः ४, शूरणभागाः ८, गुडभागाः १५ ॥

બૃહત્સૂરણ-મોદક§

षोडश शूरणभागा, वह्नेरष्टौ महौषधस्य स्यात्। अर्द्धेन भागयुक्ति,-र्मरिचस्य ततोऽपि चार्द्धेन ॥
त्रिफलाकणासमूला,-तालीशारुष्करकृमिघ्नानाम्। भागा महौषधसमा,-दहनांशा तालमूली च ॥७७
भागः शूरणतुल्यो, दातव्यो वृद्धदारकस्यापि। मृद्वले मरिचांशे, सर्वाण्येकत्र कारयेच्चूर्णम् ॥७८
द्विगुणेन गुडेन युतः, सेव्योऽयं मोदकः प्रकामघनैः। गुरुवृष्यभोजनरतै,-रितरेषूपद्रवं कुर्यात् ॥ ७९ ॥
भस्मकमनेन जनितं, पूर्वमगस्त्यस्य योगराजेन। भीमस्य मारुतेरपि, महाशनौ तेन तौ जातौ ॥८०॥
अग्निबलवर्णहेतु,-र्न केवलं शूरणो महावीर्यः। हन्ता शस्त्रक्षारा,-नलैर्विनाप्यर्शसामेषः ॥ ८१ ॥
श्वयथुश्लीपदगदहृद्,-ग्रहणीं च कफानिलोद्भूताम्। नाशयति वलीपलितं, मेधां कुरुते जराश्च हरेत् ॥ ८२ ॥
हिक्कां च राजरोगं, कासं श्वासं प्रमेहांश्च। प्लीहानं च तथोग्रं, हन्त्याशु रसायनं पुंसाम् ॥८३॥

अन्वयः-षोडश शूरणभागाः, अष्टौ वह्नेः, महौषधस्य अर्धेन भागयुक्तिः, मरिचस्य च ततः अपि अर्धेन स्यात्, त्रिफला-कणा-समूला-तालीश-अरुष्कर-कृमिघ्नानां भागाः महौषधसमाः (स्युः), तालमूली च दहनांशा, वृद्धदारकस्य अपि भागः शूरणतुल्यः दातव्यः, मृद्वले मरिचांशे (गृहीत्वा) सर्वाणि एकत्र चूर्णं कारयेत्, द्विगुणेन गुडेन युत. अय मोदक. प्रकामघनैः गुरु वृष्य-भोजनरतैः सेव्यः, इतरेषु उपद्रव कुर्यात्। पूर्वम् अगस्त्यस्य मारुतेः भीमस्य अपि अनेन योगराजेन भस्मकं जनितम् (आसीत्), तेन तौ महाशनौ जातौ। महावीर्यः शूरण. केवलम् अग्नि-बल-वर्ण-हेतु न, (किंतु) एषः शस्त्र-क्षार-अनलैः विना अपि अर्शसां हन्ता, श्वयथु-श्लीपद-गदहृत् च कफ-अनिल-उद्भूतां ग्रहणीं वलीपलित (च) नाशयति, मेधा कुरुते, जरा च हरेत्, हिक्कां राजरोगं कास श्वास च प्रमेहान् तथा च उग्र प्लीहानम् आशु हन्ति, पुंसां रसायनम् (अस्ति)॥

સોળ ભાગ સૂરણ, આઠ ભાગ ચિત્રક, ચાર ભાગ સૂંઠ, બે ભાગ મરી, ચાર ભાગ ત્રિફલા, ચાર ભાગ પીપર, ચાર ભાગ પીપરીમૂળ, ચાર ભાગ તાલીસપત્ર, ચાર ભાગ ભિલામા, ચાર ભાગ વાવડિંગ, ત્રણ ભાગ કાળી મૂસળી, સોળ ભાગ વરધારો, એક ભાગ તજ અને એક ભાગ ઝીણી એલચી-એટલાંનું ચૂર્ણ કરી તેમા તે સર્વથી બમણો ગોળ નાખી તેના લાડુ કરવા. આ લાડુ અત્યંત ધનવાનોએ સેવવા યોગ્ય છે; કેમ કે તેઓ મૈથુનશક્તિને વધારનારાં ભારે ભોજનો કરનારા હોય છે. બીજા નિર્ધન લોકોને આ લાડુ ઉપદ્રવ કરે છે. પૂર્વે અગસ્ત્ય મુનિને તથા વાયુના પુત્ર ભીમસેનને આ ઉત્તમ લાડુએએ ભસ્મક રોગ ઉત્પન્ન કર્યો હતો, જેથી તેઓ ઘણું ખાનારા થયા હતા. આ મોટી શક્તિવાળા બૃહત્સૂરણ નામના લાડુએ કેવળ અગ્નિનું, બળનું અને સારા વર્ણનું જ કારણ અને છે એમ નથી, પણ શસ્ત્રો, ક્ષારો અને અગ્નિ વિના પણ અરશોને મટાડે છે; સોજા તથા શ્લીપદ

+ सूरणस्य मोदक सूरणमोदक', लघुश्चासौ सूरणमोदकः अल्पौषधयुक्तत्वात्-સૂરણનો બીજાં થોડાં ઔષધોથી યુક્ત નાનો લાડુ-લઘુસૂરણમોદક કહેવાય છે

§ शूरणस्य मोदकः बृहँश्चासौ शूरणमोदक -बहुवौषधयुक्तत्वात्-બીજાં ઘણાં ઔષધો સહિત હોવાથી સૂરણનો મોટો કહેવાતો લાડુ-બૃહત્સૂરણમોદક.

રોગને પણ દૂર કરે છે અને કફથી તથા વાયુથી ઉત્પન્ન થયેલી ગ્રહણીનો પણ નાશ કરે છે; વલિઓને, ધોળા કેશને તથા ઘડપણને પણ દૂર કરે છે; બુદ્ધિને અતિ ઉત્તમ કરે છે અને હેડકી, ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ તથા મહા ઉગ્ર બરલના દરદનો પણ તરત નાશ કરે છે; આ લાડુઓ પુરુષો માટે રસાયનરૂપ છે. ૭૬-૮૩

(આ લાડુમાં ભિલામું અસહ્ય લાગે તો તેને બદલે રાતો ચિત્રક નાખવો.)

टीका-एवा भागाः यथा-शूरणभागाः १६, चीताभागाः ८, शुण्ठीभागा. ४, मरिचभागो २, हर्रे, वहेरा, सवरा, पीपरि, पिपरामूल, तालीश, मेत्रा, तदसद्भावे रक्तचित्रकम् । विडङ्ग प्रत्येक भागा. ४, तालमूलीभागाः ३, विधाराभागाः १६, तजभाग १, ईलायची छोटी बीजभागः १, गुडभागा १५० ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે)

### શ્રીબાહુશાલ-ગુડ+

त्रिवृत्तेजोवती दन्ती श्वदंष्ट्रा चित्रकं शटी ।
गवाक्षीमुस्तविश्वाब्दविडङ्गानि हरीतकी ॥८४॥
पलोन्मितानि चैतानि पलान्यष्टावरुष्करात् ।
वृद्धदारात्पलान्यष्टौ शूरणस्य तु षोडश ॥८५॥
जलद्रोणद्वये क्वाथ्यं चतुर्भागावशेषितम् ।
पूतं तु तं रसं भूयः क्वाथ्येभ्यस्त्रिगुणं गुडम् ॥८६॥
मेलयित्वा पचेत्तावद्यावद्दर्वीप्रलेपनम् ।
अवतार्य ततः पश्चाच्चूर्णानीमानि दापयेत् ॥८७॥
त्रिवृत्तेजोवतीकन्दचित्रकान् द्विपलांशकान् ।
पलात्वगेलामरिचं चापि नागकञ्चापि षट्पलम् ॥८८
द्वात्रिंशच्च पलान्यत्र चूर्णयित्वा निधापयेत् ।
ततो मात्रां प्रयुञ्जीत जीर्णे क्षीररसाशिनः ॥८९॥

+ श्रीमता बाहुशालनामक आचार्येण प्रोक्तो निर्मितो वा बह्वौषधयुक्तो गुड -श्रीबाहुशालगुड', यद्वा बहुभिरौषधविशेषैस्तद्गुणैश्चापि शाल्यते-श्लाघ्यते वैद्यवर्यैरिति बहुशाल.-शाल्ट श्लाघायाम्-कर्मणि घञ्, डलयोरैक्य च, ततो बहुशाल एव बाहुशाल -स्वार्थिकः प्रज्ञाद्यण्, श्रिया युक्तः बाहुशालनामको गुड.-श्रीबाहुशालगुड.-શ્રીમાન બાહુશાલ નામના આચાર્યે ઘણા ઔષધો યુક્ત કહેલો તથા બનાવેલો ગોળ-શ્રીબાહુશાલગુડ અથવા ઘણાં જુદાં જુદાં ઔષધો અને તેના સંયુક્ત ગુણોને લીધે ઉત્તમ વૈદ્યો જેને વખાણે છે, તે શ્રેષ્ઠ ગોળ-શ્રીબાહુશાલગુડ કહેવાય છે

अन्वयः-त्रिवृत् तेजोवती दन्ती श्वदंष्ट्रा चित्रकः शटी गवाक्षी-मुस्त-विश्वा-अब्द-विडङ्गानि हरीतकी-एतानि पलोन्मितानि, अरुष्करात् अष्टौ पलानि, वृद्धदारात् अष्टौ पलानि, शूरणस्य तु षोडश (पलानि) जलद्रोणद्वये क्वाथ्य, चतुर्भाग अवशेषितं पूतं तु तं रसं क्वाथ्येभ्यः त्रिगुणं गुडं मेलयित्वा भूयः तावत् पचेत् यावद् दर्वीप्रलेपन (स्यात्), ततः अवतार्य पश्चात् इमानि चूर्णानि (तत्र) दापयेत्-त्रिवृत्-तेजोवती-कन्द-चित्रकान् द्विपलांशकान्, अपि च एला-त्वक्-मरिच अपि च नागकं षट्पलं (इत्येवं) द्वात्रिंशत् पलानि चूर्णयित्वा अत्र निधापयेत्, ततः क्षीररसाशिनः जीर्णे मात्रां प्रयुञ्जीत ॥

નસોતર, તેજબલ, નેપાળો, ગોખરુ, ચિત્રક, કચૂરો, ઇંદ્રવારુણી, મોથ, સૂંઠ, નાગરમોથ, વાવડિંગ અને હરડે-એટલાં દરેક ચાર ચાર તોલા, પછી ભિલામું તથા વરધારો બત્રીસ બત્રીસ તોલા અને ચોસઠ તોલા સૂરણ લઈ બે હજાર અડતાલીસ તોલા પાણીમાં ક્વાથ કરવો. એમાનું પાણી બળતાં બળતાં ચોથો ભાગ બાકી રહે ત્યારે તે પાણીને વારંવાર ગાળી લઈ તેમાં ઉપર કહેલા સઘળા પદાર્થોથી ત્રણગણો ગોળ નાખી જ્યાં સુધી કડછીને ચોટે ત્યાં સુધી તેને પકાવવો. પછી તેને ઉતારી લઈ તેમાં નસોતર, તેજબલ, સૂરણ તથા ચિત્રક-એ દરેક આઠ આઠ તોલા; અને એલચી, તજ તથા મરી અને નાગકેસર-એ દરેક ચોવીસ ચોવીસ તોલા-એમ એકંદર ૧૨૮ તોલા તે ઔષધોનું ચૂર્ણ તેમાં નાખવું, એટલે 'શ્રીબાહુશાલ-ગુડ' તૈયાર થાય છે રોગીને દૂધ તથા માંસના રસાવાળું ભોજન જમાડી તે ભોજન પચી ગયા પછી તે ગોળની માત્રા ખવડાવવી. ૮૪-૮૯

टीका-तेजोवती='तेजवल्कलः', कन्दः=शूरण. ॥

### શ્રીબાહુશાલગુડસેવન-ફલશ્રુતિ, ગુડપાક-લક્ષણ તથા માત્રાકથન

हन्यादर्शांसि सर्वाणि तथा सर्वोदराण्यपि ।
गुल्मानपि प्रमेहांश्च पाण्डुरोगं हलीमकम् ॥९०॥
दीपयेदनलं मन्दं यक्ष्माणं चापकर्षति ।
आढ्यवाते प्रतिश्याये पीनसे च हितो मतः ॥९१॥
भवन्त्यनेन पुरुषाः शतं वर्षाण्यनामयाः ।
दीर्घायुषः प्रजननाः वलीपलितवर्जिताः ॥९२॥

गुडः श्रीबाहुशालोऽयं रसायनवरो मतः॥
दुर्नामान्तकरो ह्येष दृष्टो वारसहस्रशः ॥९३॥
यावद्दर्वीप्रलेपः स्याद् गुडो वा तन्तुमान् भवेत्।
तोयपूर्णे यदा पात्रे क्षिप्तो न प्लवते गुडः ॥९४॥
क्षिप्तस्तु निश्चलस्तिष्ठेत्पतितस्तु न शीर्यति ।
एष पाकः समस्तानां गुडानां परिकीर्त्तितः ॥९५॥
सार्द्धं पलं पलं चार्द्धं भक्षयेद् गुडखण्डयोः ।
श्रेष्ठा तु मध्यमा हीना मात्रोक्ता मुनिभिस्त्रिधा॥९६

अन्वय -( अय गुड. ) सर्वाणि अर्शांसि, तथा सर्व उदराणि अपि, गुल्मान् अपि, प्रमेहान् पाण्डुरोग च हलीमक हन्यात्, (तथा) मन्दम् अनलं दीपयेत्, यक्ष्माणं च अपकर्षति, आढचवाते प्रतिश्याये च पीनसे हितः मतः। अनेन पुरुषाः दीर्घायुषः प्रजननाः वली-पलितवर्जिता शत वर्षाणि अनामया भवन्ति। अय श्रीबाहुशालः गुड' रसायनवर. मत. एषः दुर्नामान्तकरः वारसहस्रशः हि दृष्टः। यावद् दर्वीप्रलेपः स्यात् गुडो वा तन्तुमान् भवेत् तोयपूर्णे पात्र क्षिप्त गुड यदा न प्लवत, क्षिप्त तु निश्चलः तिष्ठेत्, पतितः तु न शीर्यति-एषः समस्तानां गुडानां पाकः परिकीर्तितः॥ गुडखण्डयो· सार्ध पल भक्षयेत्-सा श्रेष्ठा मात्रा, पल भक्षयेत्-सा मध्यमा मात्रा, अर्धं च पल भक्षयेत् सा हीना मात्रा-इत्येव त्रिधा मात्रा मुनिभि. उक्ता (अस्ति)॥

આ ગોળ સઘળા પ્રકારના અરશોને, સઘળા પ્રકારના પેટના રોગોને, ગોળાઓને, પ્રમેહોને, પાંડુરોગને તથા હલીમક રોગને મટાડે છે; મંદ થયેલા અગ્નિને પ્રદીપ્ત કરે છે અને ક્ષયરોગને પણ મટાડે છે. સાથળોનું ઝલાઈ જવું તથા પ્રતિશ્યાય. અને પીનસ નામના મળેખમમાં પણ આ ગોળ હિતકારી છે. આ ગોળથી પુરુષો લાંબા આયુષવાળા, ઘણાં સંતાનોને ઉત્પન્ન કરનારા, વળીઓથી તથા ધોળા કેશોથી રહિત અને સો વર્ષ સુધી નીરોગી રહે છે. આ શ્રી બાહુશાલ નામનો ગોળ રસાયનોમાં ઉત્તમ મનાયો છે. આ ગોળથી અરશોનો નાશ હજારો વાર ખરેખર જેયો છે. ગોળનો પાક કડછીને ચોંટવા લાગે અથવા ગોળ તારવાળો થાય અને જ્યારે પાણીથી ભરેલા વાસણમાં નાખતાં ગોળ તરે નહિ પણ નિશ્ચલ રહે તથા પડીને છૂટો ન પડી જાય ત્યારે ગોળને પાક્યો સમજવો. સઘળા પ્રકારના ગોળનો પાક આ પ્રમાણે જ કહ્યો છે. ગોળ અથવા ખાંડ ૭ રૂપિયાભાર ખાવાં તે ઉત્તમ માત્રા, ચાર રૂપિયાભાર ખાવાં તે મધ્યમ માત્રા અને બે રૂપિયાભાર ખાવાં તે હીનમાત્રા, એમ મુનિઓએ તેઓની ત્રણ માત્રાએ કહી છે. ૯૦-૯૬

### તિલાદિ-મોદક×

तिलभल्लातकौ पथ्या गुडश्चेति समांशकैः ।
दुर्नामश्वासकासघ्नाः प्लीहपाण्डुज्वरापहाः ॥९७॥

अन्वय.-तिल-भल्लातकौ पथ्या च गुड.-इति समांशकैः (कृता मोदकाः) दुर्नाम-श्वास-कासघ्ना प्लीह-पाण्डु-ज्वर-अपहाः (सन्ति)॥

તલ, ભિલામું, હરડે અને ગોળ સમભાગે લઈ તેના બનાવેલા લાડુ અરશોને, શ્વાસને, ઉધરસને, બરલના દરદને, પાંડુરોગને તથા જ્વરને મટાડે છે. ૯૭

### સગુડાભયા*

पित्तश्लेष्मप्रशमनी कण्डूकुक्षिरुजापहा ।
गुदजान्नाशयत्याशु भक्षिता सगुडाभया ॥९८॥

अन्वय -अभया सगुडा भक्षिता (सती) पित्त-श्लेष्मप्रशमनी कण्डूकुक्षिरुजापहा (भूता) गुदजान् आशु नाशयति॥

હરડેના ચૂર્ણમાં ગોળ નાખી તેની કરેલી ગોળી ખાધી હોય તો પિત્તને, કફને, ચળને તથા કૂખનાં દરદને મટાડે છે, તેમ જ અરશોનો તરત નાશ કરે છે. ૯૮

### શંકરલોહ+

प्रणम्य शङ्करं रुद्रं दण्डपाणिं महेश्वरम् ।
जीविनारोग्यमन्विच्छन्नारदोऽपृच्छदीश्वरम् ॥९९॥

× तिला आद्यो येषु तानि, तेषां मोदकः-જેમાં તલ મુખ્ય હોય છે, એવા ઓસડિયાંનો કરેલો લાડુ-તિલાદિમોદક કહેવાય છે.

* गुडेन सह-सगुडा, सा चासौ अभया-ગોળ નાખેલ હરડેના ચૂર્ણની ગોળી-સગુડાભયા કહેવાય છે

+ शंकरेण प्रोक्त लोहं, यद्वा शं-सुखं कल्याण च करोति अर्शःप्रभृतिरोगिणां, तद्रोगवारण कृत्वेति-शङ्कर, तच्च तत् लोह-शङ्करलोहम्-શંકરે કહેલ અથવા અરશ વગેરેના રોગવાળાઓના તે તે રોગ મટાડી તેઓને જે સુખ અથવા કલ્યાણ કરે છે, તે શંકરલોહ કહેવાય છે.

सुखोपायेन हे नाथ! शस्त्रक्षाराग्निभिर्विना।
चिकित्सामर्शसां नृणां कारुण्याद्वक्तुमर्हसि॥१००
नारदस्य वचः श्रुत्वा नराणां हितकाम्यया।
अर्शसां नाशनं श्रेष्ठं भैषज्यं शङ्करोऽवदत्॥१०१
पाण्ड्यवज्रादिलोहानामादायान्यतमं शुभम्।
कृत्वा निर्मलमादौ तु कुनट्या माक्षिकेण च॥१०२
पत्तूरमूलकल्केन लिम्पेद्रसयुतेन च।
वह्नौ निक्षिप्य विधिवत्साराङ्गारेण निर्धमेत्॥१०३
ज्वाला च तस्य रोद्धव्या त्रिफलाया रसेन च।
ततो विज्ञाय गलितं शङ्कुनोर्ध्वं समुच्छ्रयेत्॥१०४
त्रिफलाया रसे पूते तदाकृष्य तु निर्धमेत्।
न सम्यक् गलितं यत्तु तेनैव विधिना पुनः।
ध्मातं निर्वापयेत्तस्मिल्लोहं तत्त्रिफलारसे॥१०५॥
यल्लोहं न मृतं तत्र पाच्यं भूयोऽपि पूर्ववत्।
मारणान्न मृतं यच्च तत् पक्तव्यमलोहवत्।
ततः संशोष्य विधिवच्चूर्णयेल्लोहभाजने॥१०६॥
लौहं तच्च तथा पिष्याद्यदा सूक्ष्मचूर्णितम्।
कृत्वा लोहमये पात्रे मृत्तिकालितरन्ध्रके॥१०७॥
रसैः पङ्कोपमं कृत्वा तं पचेद् गोमयाग्निना।
पुटानि क्रमशो दद्यात्पृथगेभिर्विधानतः॥१०८॥
त्रिफलार्द्रकभृङ्गानां केशराजस्य बुद्धिमान्।
मानकन्दकभल्लातवह्नीनां शूरणस्य च॥ १०९॥
हस्तिकर्णपलाशस्य कुलिशस्य तथैव च।
पुटे पुटे चूर्णयित्वा लोहात् षोडशिकं पलम्॥११०
तन्मात्रं त्रिफलायाश्च पलेनाधिकमाहरेत्।
अष्टभागावशेषे तु रसे तस्याः पचेद् बुधः॥१११
अष्टौ पलानि दत्त्वा च सर्पिषो लोहभाजने।
ताम्रे वा लोहदर्व्या तु चालयेद्विधिपूर्वकम्॥११२
ततः पाकविधानज्ञः स्वच्छे चोर्ध्वे च सर्पिषि।
मृदुमध्यादिभेदेन गृह्णीयात्पाकमादृतः॥११३॥
आरम्भे तद्विधानज्ञः कृतकौतुकमङ्गल।
आमरं घृतसंयुक्तं विलिह्याद्रक्तिकाक्रमात्॥११४॥
वर्द्धमानानुपानश्च गव्यक्षीरोत्तमं मतम्।
गव्याभावे त्वजायाश्च स्निग्धवृष्यादिभोजनम्॥११५

*अन्वय* –जीवित–आरोग्यम् अन्विच्छन् नारदः दण्डपाणिं महेश्वरं रुद्रम् ईश्वरं शंकरं प्रणम्य अपृच्छत्–'हे नाथ! शस्त्र-क्षार–अग्निभिः विना सुखोपायेन नृणाम् अर्शसां चिकित्सां कारुण्यात् (मा) वक्तुं (त्वम्) अर्हसि'। नारदस्य (इति) वचः श्रुत्वा शंकरः नराणां हितकाम्यया अर्शसां नाशनं श्रेष्ठं भैषज्यम् अवदत्। पाण्ड्य–वज्र–आदिलोहानाम् अन्यतमं शुभम् आदाय आदौ तु निर्मलं कृत्वा कुनट्या च माक्षिकेण च रसयुतेन पत्तूरमूलकल्केन लिम्पेत्। (ततः) वह्नौ विधिवत् निक्षिप्य साराङ्गारेण निर्धमेत्, तस्य च ज्वाला त्रिफलायाः रसेन च रोद्धव्या, ततः च गलितं विज्ञाय शङ्कुना ऊर्ध्वं समुच्छ्रयेत्, तत् तु आकृष्य पूते त्रिफलायाः रसे निर्धमेत्, यत् तु सम्यक् गलितं न (दृश्येत), तत् लोहं पुनः तेन एव विधिना ध्मातं (कृत्वा) तस्मिन् त्रिफलारसे निर्वापयेत्, (तत्र) यत् लोहं मृतं न (स्यात्) तत् भूयः अपि पूर्ववत् पाच्यं, यत् च (एव) मारणात् मृतं न (भवेत्) तत् अलोहवत् पक्तव्यम्, ततः संशोष्य लोहभाजने विधिवत् चूर्णयेत्, तथा तत् च लोहं यदा पिष्यात्, सूक्ष्मचूर्णितं कृत्वा रसैः पङ्कोपमं कृत्वा मृत्तिकालितरन्ध्रके लोहमये पात्रे तं गोमयाग्निना पचेत्, बुद्धिमान् क्रमशः एभिः त्रिफला–आर्द्रक–भृङ्गाणां केशराजस्य मानकन्दक–भल्लात–वह्नीनां च शूरणस्य हस्तिकर्णपलाशस्य तथा च कुलिशस्य एव पृथक् पुटानि दद्यात्, पुटे पुटे चूर्णयित्वा लोहात् षोडशिकं पलं, त्रिफलायाः च तन्मात्रं पलेन अधिकम् आहरेत्। बुधः अष्टभाग–अवशेषे तु तस्याः रसे (तत् लोहचूर्णं) पचेत्। (ततः) लोहभाजने वा ताम्रे सर्पिषः अष्टौ च पलानि दत्त्वा लोहदर्व्या तु विधि–पूर्वकं चालयेत्, ततः पाकविधानज्ञः (वैद्यः) स्वच्छे च ऊर्ध्वे च सर्पिषि आदृतः (सन्) मृदु–मध्य–आदिभेदेन पाकं गृह्णीयात्॥ (अस्य शंकर–लोहप्रयोगस्य) आरम्भे तद्विधानज्ञः कृतकौतुकमङ्गलः (सन्) आमरघृतसंयुक्तं (तद् इदं लोहं) रक्तिकाक्रमात् विलिह्यात्, वर्धमान–अनुपानं च गव्यक्षीर–उत्तमं मतम्, गव्य–अभावे तु अजायाः (क्षीरं ग्राह्यम्), स्निग्ध–वृष्य–आदिभोजनं (कर्तव्यम्)॥

જીવન તથા આરોગ્યને ઇચ્છતા નારદજીએ હાથમાં દંડ ધારણ કરતા મહેશ્વર, રુદ્રસ્વરૂપધારી, ઈશ્વર શંકરને પ્રણામ કરી પૂછ્યું કે, 'હે નાથ! શસ્ત્ર, ક્ષાર કે અગ્નિનો ઉપયોગ કર્યા વિના સહેલા ઉપાયથી માણસોના અરશો મટે તે ચિકિત્સારૂપ સરળ ઉપાય કૃપા કરી આપે મને કહેવો ઘટે છે.' નારદજીનું એ વચન સાંભળી સદાશિવે માણસોના હિતની ઇચ્છાથી અરશોનો નાશ કરનારું શ્રેષ્ઠ ઔષધ આ પ્રમાણે કહ્યું:

પાંડ્ય કે ગજવેલ આદિ લોઢાંમાંનું કોઈ એક સારું લોઢું લઈ તેનાં પતરાં કરાવી તેઓને પ્રથમ શુદ્ધ કરીને પછી મનશીલ, સોનામખી તથા પારદ સહિત રતવેલિયાના

મૂળના કલ્કનું તેને લેપન કરવું. પછી તેને વિધિ પ્રમાણે અગ્નિમાં નાખી ખેરના અંગારાથી ધમવું અને ધમતાં તેની જે જ્વાલાઓ નીકળે તેઓને ત્રિફલાના રસથી રોકવી. પછી લોઢું ગળેલું જણાય ત્યારે સાણસીથી તેને ઊંચું કરી ખેંચી લઈને વસ્ત્રથી ગાળેલા ત્રિફલાના રસમાં ઠારવું. લોઢાનો જેટલો ભાગ બરાબર નહિ ગળેલો દેખાય તેને વળી પાછો ઉપર કહ્યા પ્રમાણે અગ્નિમાં નાખી ત્રિફલાના રસમાં ઠારવો. તેમાં જેટલો ભાગ નહિ મરેલો હોય તેને ફરી પ્રથમની માફક અગ્નિમાં નાખી ત્રિફલાના રસમા ઠારવો. એમ મારવાથી પણ જે ભાગ ન મરે તેને બીજી ધાતુઓની પેઠે પકાવી ત્રિફલાના રસમાં નાખવો. પછી એ લોઢાવાળા ત્રિફલાના રસને તડકામાં સુકાવી નાખી તે લોઢાને લોઢાના વાસણમાં પથરાથી વિધિ પ્રમાણે ઝીણું અને લીસું થાય તેમ વાટવું. પછી એ ચૂર્ણને લોઢાના વાસણમાં નાખી ત્રિફલાના રસથી કાદવ જેવું કરી વાસણને કપડમટ્ટી કરીને અડાયાના ગજપુટમાં પકાવવું. પછી અનુક્રમે ત્રિફલાનો, આદુનો, ભાંગરાનો, કાળા ભાંગરાનો, માનકંદનો, ભિલામાનો, ચિત્રકનો, સૂરણનો, એરંડાના પાંદડાનો અને થોરનો એમ જુદા જુદા અડાયાંના ગજપુટ દેવા. અને તે દરેક પુટમાં ચોસઠ તોલા એ લોઢાનું ચૂર્ણ અને અડસઠ તોલા ત્રિફલાનો રસ લીધા કરવો જોઈએ.* અને એ ત્રિફલાનો રસ પણ એવો જોઈએ કે જે પ્રથમથી જ ઉકાળી આઠમા ભાગે બાકી રાખેલો હોવો જોઈએ. પછી લોઢાના અથવા ત્રાંબાના વાસણમાં બત્રીસ તોલા ઘી નાખી, તેમા એ લોઢાને નાખી ચૂલા પર ચડાવી લોઢાની કડછીથી વિધિપૂર્વક હલાવવું. પછી પાકની રીતિને જાણતા વૈદ્યે એને સ્વચ્છ ઘીમાં ખૂબ શેકી કાળજી રાખીને કોમળ, મધ્ય કે ખર જેવો પાક લેવાનો હોય તેવો લેવો. આ શંકર-લોહના પ્રયોગના આરંભમાં ઉત્સવ તથા મંગલ કરવાં; પછી તે લોઢું મધમાં તથા ઘીમા કાલવી પહેલા દિવસે એક રતી અને બીજા દિવસે બે રતી-એમ એક એક રતી વધારતા જઈ જઠરાગ્નિના બળ પ્રમાણે બાર રતી સુધી ખાવું. વર્ધમાન-પિપ્પલીના પ્રયોગ પ્રમાણે તેના ઉપર ગાયના દૂધનુ કે ગાયનુ દૂધ ન મળે તો બકરીના દૂધનુ અનુપાન કરવું તથા સ્નિગ્ધ અને મૈથુનશક્તિ વધારનાર આદિ પદાર્થોનુ ભોજન કરવુ. ૯૯-૧૧૫

* એક એક પુટ દઈ ઓછામાં ઓછા પચીશ વાર ગજપુટ આપવા; એટલે અઢીસો દિવસે આ લોઢું સિદ્ધ કરવુ, એમ વૃદ્ધ વૈદ્યોનો અભિપ્રાય છે. આમ કરવાથી એ લોઢું પાણીમાં તરે એવું થાય છે.

टीका—कुनटी=मन शिला, माक्षिक=सुवर्णमाक्षिकम्, पत्तूर='पटकार' इति लोके। रस=पारद ॥ सारः= काष्ठसारः॥ भृङ्ग ='भङ्गरिआ', केशराज.='केशराग' इति ॥ द्वादशरक्तिकापर्यंत यथाग्निबल खादेत् ॥

### શંકરલોહ સેવવાનાં ફળ અને પથ્ય

सद्यो वह्निकरश्चैव भस्मकञ्च नियच्छति।
हन्ति वातं तथा पित्तं कुष्ठानि विषमज्वरम् ॥११६
गुल्माक्षिपाण्डुरोगांश्च निद्राऽऽलस्यमरोचकम्।
शूलञ्च परिणामञ्च प्रमेहमपयाहुकम् ॥११७॥
श्वयथु रुधिरस्रावं दुर्नामानं विशेषतः।
वल्कृद् बृंहणश्चैव कान्तिदं स्वरबोधनम् ॥११८॥
शरीरलाघवकरमारोग्यपुष्टिवर्द्धनम्।
आयुष्यं श्रीकरश्चैव बलतेजस्करं शुभम् ॥११९॥
सद्याकं पुत्रजननं वलीपलितनाशनम्।
दुर्नामारिरयं नाम्ना दृष्टो वारसहस्रशः ॥ १२०॥
अनेनार्शांसि दह्यन्ते यथा तूलञ्च वह्निना।
सौकुमार्यालिकायत्वान्मद्यसेवी यदा नरः ॥१२१॥
जीगमद्यादियुकादिभोजनैः सह दापयेत्।
लावतित्तिरवर्त्तीमयूरशशकादयः ॥ १२२॥
चटकः कलविङ्कश्च वर्त्तका हरितालकः।
श्येनकश्च वृहल्लावो वनविष्किरकादयः ॥ १२३॥
पारावतमृगादीनां मांसं जाङ्गलकं शुभम्।
मद्गुरो रोहितः श्रेष्ठः शकुलश्च विशेषतः ॥१२४
मत्स्यराजा इति प्रोक्ता हितमत्स्याय देहिने।
वृन्ताकस्य फलं शस्तं पटोल वृहतीफलम् ॥१२५
प्रलम्बा भीरुपत्राग्रताडकं तण्डुलीयकम्।
वास्तूकं धान्यशाकञ्च चित्रकञ्चकमर्दकम् ॥१२६॥

नालिकेरञ्च खर्जूरं दाडिमं लवलीफलम् ।
शृङ्गाटकञ्च पकाम्रं द्राक्षातालफलानि च ॥१२७
जातिकोशं लवङ्गं च पूगं ताम्बूलपत्रकम् ।
हितान्येतानि वस्तूनि लोहमेतत् समश्नताम् ॥१२८

अन्वयः-( इदं लोह ) सद्यः एव च वह्निकरं, भस्मकं च नियच्छति, तथा वातं पित्तं कुष्ठानि विषमज्वरं च गुल्म-अक्षि-पाण्डुरोगान् निद्राम् आलस्यम् अरोचकं शूलं च परिणामं च प्रमेहकम् अपबाहुकं श्वयथु रुधिरस्रावं विशेषतः दुर्नामानं हन्ति । ( किंच इदं ) बलकृत् बृंहणं च कान्तिदम् एव, स्वरबोधनं शरीरलाघवकरम् आरोग्य-पुष्टि-वर्धनम् आयुष्यं च श्रीकरम् एव, बल-तेजस्करं शुभं सश्रीक पुत्रजननं वली-पलित-नाशनम् ( अस्ति ), नाम्ना दुर्नामारिः अयं वारसहस्रशः दृष्टः । वह्निना यथा तूलं ( तथा ) अनेन अर्शांसि दह्यन्ते । यदा नरः सौकुमार्य-अल्पकायत्वात् मद्यसेवी ( स्यात् तदा तं ) जीर्णमद्य-आदि-युक्त-भोजनैः सह ( इदं लोहं ) दापयेत् ( एतत्सेविनः ) लाव-तित्तिर-वर्त्तीर-मयूर-शशकादयः चटकः कलविङ्कः वर्तिका हरितालकः च श्येनकः बृहल्लावः वनविष्किरक-आदयः च पारावतमृग-आदीनां जाङ्गलकं मांसं शुभं ( भवति ) ॥ हितमत्स्याय देहिने मद्गुरः रोहितः च श्रेष्ठः शकुलः इति मत्स्यराजा विशेषतः ( हिताः स्युः ) एतत् लोहं समश्नतां वृन्ताकस्य फलं शस्तं, ( तथा ) पटोलं बृहतीफलं प्रलम्बाभीरु-पत्र-अम्र-ताडकं तण्डुलीयकं वास्तुकं च धान्यशाकं चिञ्चकं चक्रमर्दकं नालिकेरं च खर्जूरं दाडिमं लवलीफलं च शृङ्गाटकं पक्व-आम्रं द्राक्षा च तालफलानि जातिकोशं लवङ्गं पूगं च ताम्बूलपत्रकम् एतानि वस्तूनि हितानि ( स्युः ) ॥

આ લોહ જઠરાગ્નિને તરત ઉત્પન્ન કરે છે, ભસ્મક રોગને બંધ પાડે છે અને વાયુને, પિત્તને, કોઢને, વિષમજ્વરને, ગોળાના રોગને, નેત્રના રોગને, પાંડુરોગને, નિદ્રા જેવા આલસ્યને, અરુચિને, શૂળને, પરિણામશૂળને, પ્રમેહને, અપબાહુક નામના રોગને, સોજાને અને લોહીના સ્રાવને મટાડે છે અને અરશને તો ખાસ મટાડે છે. વળી આ ઉત્તમ લોહ બળકારક, પુષ્ટિકારક, કાંતિદાયક, સ્વર ચોખ્ખો કરનાર, શરીરમાં હલકાઈ કરનાર, આરોગ્ય તથા પુષ્ટિને વધારનાર છે. આયુષને હિતકારી, લક્ષ્મી આપનાર, બળ તથા તેજ વધારનાર, શોભા કરનાર, દીકરા દેનાર અને વળિયા તથા ધોળા કેશનો નાશ કરનાર છે. આ શંકર-લોહનું બીજું નામ 'દુર્નામારિ' પણ છે, તેથી અરશનો નાશ કરનાર તરીકે હજારો વાર આને અમે જોયેલ-અનુભવેલ છે. જેમ અગ્નિથી રૂ બળી જાય તેમ આ લોહથી અરશો બળી જાય છે. જો રોગી સુકુમાર અને નાજુક શરીરવાળો હોવાથી મદ્યનું સેવન કરતો હોય તો તેને જૂનાં મદ્ય આદિથી સંયુક્ત ભોજનોની સાથે આ લોહ આપવું. આ લોહ સેવતા માણસને લાવાં, તેતર, બટાઉડાં, મોર, સસલાં વગેરે, ચકલાં, વનનાં ચકલાં, વૈયાં, હરિત, શકરાં, મોટાં લાવાં, જંગલી કૂકડાં વગેરે, કબૂતર અને મૃગો આદિ જાંગલ પ્રદેશનાં પશુ-પક્ષીઓનું માંસ હિતકારી છે. જેને માછલાં અનુકૂળ હોય તે માણસને મંગુર, રોહિડો અને શકુલ એ જાતનાં શ્રેષ્ઠ મોટાં માછલાં વિશેષ હિતકારી છે. આ લોહ ખાનારાઓને રીંગણાં, પરવળ, ભોરીંગણીનાં ડોડવાં, લાંબી તુંબડી, શતાવરીનાં પાંદડાંનું શાક, પાંદડાં-ભાજી વગેરે શાક, અક્કલકરાનાં પાંદડાંનું શાક, તાંદળજો, બથવો, ધાણાભાજી, ચિત્રક, કૂંવાડિયાનું શાક, નાળિયેર, ખજૂર, દાડિમ, હરફારેવડીનાં ફળ, શિંગોડાં, પાકી કેરી, દ્રાક્ષ અને તાડનાં ફળો તેમ જ જાયફળ, લવિંગ, સોપારી અને નાગરવેલનું પાન-એટલી વસ્તુઓ હિતકારી છે. ૧૧૬-૧૨૮

टीका-वर्त्तीरः='वगेर' इति लोके, चटकः=वन-चटकः, कलविङ्कः=गृहचटकः, वर्त्तका='वटेर' इति लोके, हरितालकः='हरिताल' इति लोके। विष्किराः=वर्त्तकादयः। प्रलम्बा=लम्बाऽलाबूः, भीरु=शतावरी, पत्रं=पत्रशाकम् । ताडकं=देवदाली, 'अकरकरा' इति लोके। तथा च निघण्टौ धन्वतरिः-'जीमूतको देवताडः, कृतकोशो गरागरी । प्रोक्ताखुविषहृद्वेणी, देवदाली च ताडकः, देवदाली रसे तिक्ता कफार्शःशोथपाण्डुताः नाशयेत् ॥ इत्यादि ॥ चक्र-मर्दकम्=चक्रवडशाकम् ॥ મૂળમાં ૧૨૬ મા શ્લોકમાં 'તાડક' શબ્દ છે, તેનો અર્થ 'અકલકરો' થાય છે; કારણ કે નિઘંટુમાં ધન્વન્તરિએ કહ્યું છે કે જીમૂતક, દેવતાડ, કૃતકોશ, ગરાગરી, આખુ, વિષહૃત્, વેણી, દેવદાલી અને તાડક એટલાં અકલકરાનાં સંસ્કૃત નામ છે. અકલકરો તિક્ત રસવાળો છે અને કફ, અરશ, સોજા તથા પાંડુરોગનો નાશ કરે છે

### શંકરલોહ સેવનારે ત્યજવા યોગ્ય

नाश्नीयाल्लकुचं कोलकर्कन्धूबदराणि च ।
जम्बीरं बीजपूरञ्च तिन्तिडीं करमर्दकम् ॥१२९॥
आनूपानि च मांसानि ककरं पुण्ड्रकाणि च ।
हंससारसदात्यूहचापक्रौञ्चबलाकिकाः ॥ १३० ॥
मानकन्दं कसेरूणि कनकञ्च कलिङ्गकम् ।
कूष्माण्डकञ्च कर्कोटं क्रमुकञ्च विशेषतः ॥१३१॥
कटुकं कालशाकञ्च कुन्दुरुं कर्कटीं तथा ।
ककारादीनि सर्वाणि द्विदलानि च वर्जयेत् १३२

अन्वयः-(किंच एतत्सेवी) लकुचं च कोल-कर्कन्धू-बदराणि जम्बीरं च बीजपूरं तिन्तिडीं करमर्दकं च आनूपानि मांसानि ककरं च पुण्ड्रकाणि हंस-सारस-दात्यूह-चाष-क्रौञ्च-बलाकिकाः मानकन्दं कसेरूणि च कनकं कलिङ्गकं न अश्नीयात् ॥ तथा च कूष्माण्डकं कर्कोटं विशेषतः च क्रमुकं कटुकं कालशाकं च कुन्दुरुं च ककारादीनि सर्वाणि द्विदलानि वर्जयेत् ॥

આ લોહ ખાનારાએ ક્ષુસ, ચણિયાં બોર, મોટાં બોર, લીંબુ, બિજોરું, આંબલી, કરમદાં, જલપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસો, કલકલિયાનું માંસ, મિશ્ર વર્ણવાળી શેરડી, હંસનું માંસ, સારસનું માંસ, બપૈયાનું માંસ, નીલકંઠનું માંસ, કુંજનું માંસ, બગલીનું માંસ, માનકંદ, કસેલાં, નિર્મલી નામનું ફળ અને તરબૂચ ખાવાં નહિ, તેમ જ કોળું, કંટોલાં, સોપારી, કડવાં પરવળ, શરપંખો, કુંદરુ નામનો ગૂગળ, કાકડી અને જેઓનાં નામોમાં પ્રથમ क અક્ષર આવે એવા સઘળા પદાર્થો તથા સઘળાં કઠોળનો ત્યાગ કરવો.૧૨૯-૧૩૨

टीका-कोलं=क्षुद्रबदरम्, कर्कन्धू=वृहद्बदरम् ॥ ककरं=करकर, दात्यूह=नीलकण्ठम्, चापः=डाका, कलिङ्गकं=तरबुजम् ॥

### દુર્નામારિનું+ વિશેષ માહાત્મ્ય

शङ्करेण समाख्यातो यक्षराजानुकम्पया ।
जगतामुपकाराय दुर्नामारिरयं ध्रुवम् ॥ १३३॥
स्थानाच्चलति मेरुश्च पृथ्वी पर्येति वायुना ।
पतन्ति चन्द्रताराश्च मिथ्या चेदहमब्रुवम् ॥१३४॥
ब्रह्मघ्नाश्च कृतघ्नाश्च क्रूरा येऽसत्यवादिनः ।
वर्जनीयाः सधर्मेण भिषजा गुरुनिन्दकाः ॥१३५॥

अन्वयः-अयं दुर्नामारिः जगताम् उपकाराय यक्षराज-अनुकम्पया ध्रुवं शङ्करेण समाख्यातः । (अत्र) अहं चेत् मिथ्या अब्रुवं (तर्हि) मेरुः स्थानात् चलति, पृथ्वी च वायुना पर्येति, चन्द्रताराः च पतन्ति । सधर्मेण भिषजा ये (जनाः) ब्रह्मघ्नाः च कृतघ्नाः क्रूराः असत्यवादिनः च गुरुनिन्दकाः (स्युः, ते अत्र) वर्जनीयाः ॥

આ દુર્નામારિ નામનું લોહ જગતના ઉપકાર માટે અને કુબેરજીની ઉપર દયાને લીધે ખરેખર શંકરે કહેલ છે. (અને આથી અરશોનો અવશ્ય નાશ થાય છે.) આ વિષયમાં હું જો ખોટું બોલ્યો હોઉં, તો મેરુપર્વત તેના સ્થાનથી ડગી-ખસી જાય, પૃથ્વી વાયુથી ઊંધી વળી જાય અને ચંદ્ર તથા તારાઓ પણ આકાશમાંથી પડી જાય-અર્થાત્ મેરુ પર્વત આદિનું ડગવું આદિ જો થાય તો જ મારી વાત ખોટી પડે. ધર્મ પાળનારા વૈદે જેઓ બ્રહ્મહત્યા કરનારા, ઉપકાર કરનારનું ભૂંડું કરનારા, ક્રૂર, ખોટું બોલનારા અને વડીલો કે ગુરુઓની નિંદા કરનારા હોય, તેઓને આ ઔષધ આપવું નહિ. ૧૩૩-૧૩૫

+ अरिरत् शृणातीति-अर्शस्-इति दुष्टं नाम यस्य तत्-दुर्नाम, तस्य अरिः शत्रुर्नाशकत्वादिति दुर्नामारिः-શત્રુની પેઠે જે નાશ કરે તે-'અર્શસ્' એવું જેનું ખરાબ નામ છે, તે અરશના રોગનો નાશ કરનાર તેનો શત્રુ હોવાથી આ શંકરલોહનું બીજું નામ 'દુર્નામારિ' કહેવાય છે.

### આ લોહના સેવનથી કદાચ દોષો થાય તેનું વારણ કરવાના ઉપાયો

मुनिरसपिष्टविडङ्गं, मुनिरसलीढं चिरस्थितं घर्मे ।
द्रावयति लोहदोषान्, वह्निर्नवनीतपिण्डमिव ॥
काले मलप्रवृत्ति,-र्लाघवमुदरे विशुद्धिरुद्गारे ।
अङ्गेषु नावसादो, मनःप्रसादोऽस्य परिपाके ॥१३७
कृमिरिपुचूर्णं लीढं, सहितं स्वरसेन वत्सकस्य ।
क्षपयत्यचिरान्नियतं, लोहाजीर्णोद्भवं शूलम् ॥१३८
भवेद्यदि सारस्तु दुग्धं पीत्वा तु तं जयेत् ।
गुञ्जाद्वादशकादूर्ध्वं वृद्धिरस्य भयप्रदा ॥ १३९॥

अन्वयः-मुनिरसपिष्ट-विडङ्गं घर्मे चिरस्थितं मुनिरस-लीढं (सत्) वह्निः नवनीतपिण्डम् इव लोहदोषान् द्रावयति । अस्य परिपाके (सति) काले मलप्रवृत्तिः, उदरे लाघवम्, उद्गारे विशुद्धिः, अङ्गेषु न अवसादः, मनःप्रसादः (भवति) कृमिरिपुचूर्णं वत्सकस्य स्वरसेन सहितं लीढं (सत्) लोह-अजीर्ण-उद्भवं शूलम् अचिरात् नियतं

क्षपयति। (एतल्लोहभक्षणात्) यदि अतिसारः भवेत् (तर्हि) तं तु दुग्ध पीत्वा जयेत्। गुञ्जाद्वादशकात् ऊर्ध्वम् अस्य वृद्धिः भयप्रदा (भवति)॥

(આ લોહથી શરીરમાં કાંઈ દોષ-હરકત થાય તો) અગથિયાના રસમાં વાટેલાં વાવડિંગો-ને ઘણીવાર સુધી તડકામાં રાખી સુકાવી તેનું ચૂર્ણ અગથિયાના રસ સાથે જો ચાટયું હોય તો જેમ અગ્નિ માખણના પિંડાને પિગળાવી નાખે છે, તેમ આ ચૂર્ણ લોઢાના દોષોને પિગળાવી નાખે છે. આ ચૂર્ણનું પેટમાં પાચન થતાં સમયસર ઝાડો આવે છે, પેટમાં હલકાઈ થાય છે, ઓડકાર ચોખ્ખા આવે છે, અંગોમાં ગ્લાનિ રહેતી નથી અને મન પ્રસન્ન થાય છે. વાવડિંગનું ચૂર્ણ અગથિયાના સ્વરસ સાથે ચાટયું હોય તો લોહના અજીર્ણથી ઉત્પન્ન થયેલું શૂળ તરત જ અવશ્ય મટે છે. આ લોહ ખાવાથી કદાચ અતિસાર થાય તો તેને દૂધ પીને મટાડી શકાય છે. આ લોહ ખાવામાં બાર રતીથી ઉપર વધવું તે ભય ઉત્પન્ન કરનાર થાય છે. ૧૩૬-૧૩૯

टीका-मुनिरत्र=अगस्त्यः॥ वह्निसेनस्य=अगस्तेः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ रक्तार्शसां चिकित्सा-

### લોહી ઝરતા અરશની ચિકિત્સા

**रक्तार्शसामुपेक्षेत रक्तमादौ स्रवद्भिषक्।**
**दुष्टास्रे निःसृते न स्युः शूलानाहासृगामयाः॥१४०**

अन्वय.-भिषक् रक्तार्शसां स्रवत् रक्तम् आदौ उपेक्षेत। (यतः) दुष्टास्रे निःसृते शूल-आनाह-असृगामयाः न स्युः॥

વૈદ્યે લોહીસંબંધી અરશોના ઝરતા લોહીની પ્રથમ ઉપેક્ષા જ કરવી-તેને ઝરવા જ દેવું; કારણ કે દુષ્ટ લોહી નીકળી જાય તો શૂળ, પેડુનો આફરો કે લોહી સંબંધી રોગો ઉત્પન્ન થતા નથી. ૧૪૦

### ચંદનાદિ-ક્વાથ×

**चन्दनकिराततिक्तक,-धन्वयवासाः सनागराः कथिताः। रक्तार्शसां प्रशमना, दार्वीत्वगुशीर-निम्वाश्च॥१४१॥**

अन्वयः-चन्दन-किरात-तिक्तक-धन्वयवासाः सनागराः च दार्वीत्वक्-उशीर-निम्बाः क्वथिताः (सन्तः) रक्तार्शसां प्रशमनाः (स्युः)॥

રતાંજલી, કરિયાતું, રાતો ધમાસો, મોથ, દારુહળદર, તજ, વાળો અને લીંબડાનો ક્વાથ રુધિરસંબંધી અરશોને મટાડે છે. (આ ચંદનાદિ-ક્વાથ કહેવાય છે.) ૧૪૧

टीका-चन्दनमत्र=रक्तम्, नागरमत्र=मुस्तकम्।

### બીજા ત્રણ ઉપાયો

**नवनीततिलाभ्यासात्, केशरनवनीतशर्करा-भ्यासात्। दधिसरमथिताभ्यासाद्, गुदजाः शाम्यन्ति रक्तवहाः॥१४२॥**

अन्वयः-नवनीत-तिल-अभ्यासात्, केशर-नवनीत-शर्करा-अभ्यासात्, दधिसर-मथित-अभ्यासात् रक्तवहाः गुदजाः शाम्यन्ति॥

માખણ અને તલ ખાવાનો અભ્યાસ રાખવાથી અથવા નાગકેસર, માખણ અને સાકર ખાવાનો અભ્યાસ રાખવાથી અથવા દહીંની ઉપરનો ઘાટો ચીકાશવાળો ભાગ (તર) અને તેવા ભાગ વગરના પાણી વિના વસ્ત્રથી ગાળેલા દહીંનો અભ્યાસ રાખવાથી લોહીને દૂઝતા અરશો શાંત થાય છે. ૧૪૨

टीका-दधिसरः=यो दध्नस्तूपरि भागो घनस्नेहयुतः सरः। मथित=सररहितं निर्जलं वस्त्रपूतं दधि॥ (અર્થ ઉપર આપ્યો છે.)

**सपद्मकेशरक्षौद्रं नवनीतं नवं लिहन्।**
**सिताकेशरसंयुक्तं रक्तार्शसि सुखी भवेत्॥१४३॥**
**पयसा शृतेन यूषैः, सतीनमुद्गाढकीमसूराणाम्।**
**ओदनमद्यादम्लैः, शालिश्यामाककोद्रवजम्॥**
**शशहरिणलावमांसैः, कपिञ्जलैरेणमांसैश्च॥१४४**

अन्वयः-रक्तार्शसि सपद्मकेशर-क्षौद्रं सिता-केशर-संयुक्तं नवं नवनीत लिहन् (जनः) सुखी भवेत्। (यद्वा) शृतेन पयसा, सतीन-मुद्ग-आढकी-मसूराणां अम्लैः यूषैः, शश-हरिण-लाव-मांसैः कपिञ्जलैः च एण-मांसैः (सह) शालि-श्यामाक-कोद्रवजम् ओदनम् अद्यात्॥

લોહી ઝરતા અરશમાં કમળના કેસરા, મધ, સાકર અને નાગકેસરથી સંયુક્ત તાજું માખણ જો ચાટે તો તે માણસ સુખી

× चन्दनम् आदि येषु तानि, तथा क्वाथः-જેઓમાં ચંદન પહેલું હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-ચંદનાદિક્વાથ કહેવાય છે.

થાય છે. ઉકાળેલા દૂધની સાથે કે વટાણા, મગ, તુવર અને મસૂરના ખાટા અને કાંઈક સુગંધયુક્ત કરેલા યૂષની સાથે અથવા સસલાં, હરણ, લાવાં, તેતર તથા કાળિયારનાં માંસોની સાથે ડાંગરનો, સામાનો કે કોદરાનો ભાત ખાવો, (તેથી લોહીસંબંધી અરશો મટે છે.) ૧૪૩,૧૪૪

टीका–ओदनमयादग्लैरीषत्सुगन्धैश्च ॥

**સમંગાદિ-દુગ્ધ***

समङ्गोत्पलमोचाख्यतिरीटोत्पलचन्दनैः ।
सिद्धं छागीपयो दद्याद् गुदजे शोणितात्मके ॥

अन्वय–समङ्गा–उत्पल–मोचाक–तिरीट–उत्पल–चन्दनैः सिद्ध छागीपयः शोणितात्मके गुदजे दद्यात् ॥

રિસામણી, કમળ, મોચરસ, લોધર અને રતાંજલિથી પકાવેલુ બકરીનુ દૂધ લોહીવાળા અરશો ઉપર આપવું. ૧૪૫

टीका–समङ्गा=लज्जालुः, मोचाकः=मोचरसः, तिरीट = लोध्र, चन्दनं=रक्तम् । (આનો અર્થ ઉપર છે.)

**ક્ષારસૂત્ર×**

भावितं रजनीचूर्णस्नुहीक्षीरैः पुनः पुनः ।
बन्धनात्सुदृढं सूत्रं छिनत्त्यर्शो भगन्दरम् ॥१४६

अन्वयः–रजनीचूर्ण–स्नुहीक्षीरैः पुनः पुनः भावित सूत्र सुदृढ बन्धनात् अर्शः (च) भगन्दर छिनत्ति ॥

હળદરનું ચૂર્ણ અને થોરના દૂધથી વારંવાર ભાવના આપેલો દોરો ખૂબ મજબૂત બાંધવાથી અરશ અને ભગંદરને તે કાપી નાખે છે. ૧૪૬

**નાક આદિમાં થયેલા અરશોની ચિકિત્સા**

नासानाभिसमुत्थेषु तथा मेढ्रादिजेष्वपि ।
त्रिष्वप्यर्शःसु कुर्वीत तत्र तत्र यथोचितम् ॥१४७॥

अन्वयः–नासा–नाभि–समुत्थेषु तथा मेढ्रादिजेषु अपि त्रिषु अपि अर्शःसु तत्र तत्र यथोचित (चिकित्सित) कुर्वीत ॥

નાક, નાભિ કે લિંગ આદિ ત્રણે સ્થાનોમાં થયેલા અરશોની તે તે સ્થળે યથાયોગ્ય ઔષધોથી ચિકિત્સા કરવી. ૧૪૭

**ચર્મકીલની ચિકિત્સા**

चर्मकीलन्तु संछिद्य दहेत् क्षारेण चाग्निना ॥१४८

अन्वयः–चर्मकील तु संछिद्य क्षारेण च अग्निना दहेत् ॥

ચર્મકીલને તો કાપી ક્ષારથી અથવા અગ્નિથી બાળી નાખવો. ૧૪૮

**અરશવાળાએ પાળવાની પરેજી**

वेगावरोधस्त्रीस्पर्शयानान्युत्कटकासनम् ।
यथास्वं दोषलं चान्नमर्शसः परिवर्जयेत् ॥१४९॥

अन्वयः–अर्शसः वेग–अवरोध–स्त्रीसर्श–यानानि, उत्कटक–आसन यथास्व दोषल च अन्न परिवर्जयेत् ॥

અરશવાળાએ મળમૂત્ર આદિના વેગોને રોકવા નહિ, સ્ત્રીનો સ્પર્શ કરવો નહિ, વાહનો પર બેસવું નહિ, ઉભડક બેસવું નહિ અને જે જે દોષ પ્રબળ હોય તે તે દોષને વધારનારું અન્ન ખાવું નહિ. ૧૪૯

**અરશનો અધિકાર સમાપ્ત**

## ૬ : જઠરાગ્નિના વિકારોનો અધિકાર×

तत्र सनिदानिदानपूर्वकानुदराग्निविकारानाह–

### પાસેનાં નિદાનોપૂર્વક જઠરાગ્નિના વિકારો

**જઠરાગ્નિના ચાર પ્રકારો**

कफपित्तानिलाधिक्यात्तत्साम्याज्जाठरोऽनलः ।
मन्दस्तीक्ष्णोऽथ विषमः समश्चेति चतुर्विधः ॥ १ ॥

अन्वयः–कफ–पित्त–अनिल–आधिक्यात् तत्साम्यात् जाठरः अनलः मन्दः तीक्ष्ण. अथ विषमः च सम –इति चतुर्विधः (भवति) ॥

કફના અધિકપણાથી જઠરાગ્નિ મંદ થાય છે, પિત્તના અધિકપણાથી તીક્ષ્ણ થાય છે, વાયુના અધિકપણાથી વિષમ થાય છે અને

---

* समङ्गा आदिर्येषु तानि तैः पक्वम् अजायाः दुग्धम् । રિસામણી વગેરે ઓસડિયા નાખી પકવેલું બકરીનુ દૂધ સમંગાદિદુગ્ધ કહેવાય છે.

× क्षारैर्मुहुर्मुहुर्भावित सूत्र क्षारसूत्रम्–હળદરનું ચૂર્ણ તથા થોરના દૂધથી વારંવાર ભાવના આપેલો દોરો-ક્ષારસૂત્ર કહેવાય છે.

× અરશનો રોગ અને જઠરાગ્નિના વિકારોનો કાર્ય-કારણસંબંધ છે, તેથી ઉપરના અરશના અધિકાર પછી તરત આ જઠરાગ્નિનો અધિકાર શરૂ કરાયો છે.

એ ત્રણે દોષોની સમતાથી સમ સ્થિતિમાં રહે છે; આ રીતે જઠરાગ્નિ ચાર પ્રકારનો થાય છે. ૧

मन्दस्याग्नेर्लक्षणमाह-

**મંદ અગ્નિનું લક્ષણ અને તેથી થતા વિકારો**

**स्वल्पापि नैव मन्दाग्नेर्मात्रा भुक्ता विपच्यते ।**
**छर्दिः सादः प्रसेकः स्याच्छिरोजठरगौरवम् ॥२॥**

अन्वय -मन्दाग्नेः भुक्ता स्वल्पा अपि मात्रा न एव विपच्यते ( ततः ) छर्दिः सादः प्रसेकः शिरो-जठर-गौरवं स्यात् ॥

જેનો જઠરાગ્નિ મંદ હોય તેણે ખાધેલી અતિશય થોડી પણ અન્નની માત્રા (માપ) પચતી નથી; જેથી ઊલટી થાય છે, ગ્લાનિ રહે છે, લાળ ઝર્યા કરે છે અને માથામાં તથા પેટમાં ભારેપણું રહે છે. ૨

तीक्ष्णाग्निलक्षणमाह-

**તીક્ષ્ણ અગ્નિનું લક્ષણ**

**मात्राऽतिमात्राऽप्यशिता तीक्ष्णाग्नेः पच्यते सुखम् ।**
**अत एव हि केनापि मतस्तीक्ष्णाग्निरुत्तमः ॥३॥**

अन्वयः-तीक्ष्णाग्नेः अशिता अतिमात्रा अपि सुखं पच्यते, अत एव केन तीक्ष्ण-अग्निः अपि उत्तमः हि मतः ॥

જેનો અગ્નિ તીક્ષ્ણ હોય તેણે ખાધેલું અતિશય ખૂબ હોય તે પણ સુખેથી પચી જાય છે; એટલા માટે જ કોઈએ તીક્ષ્ણ અગ્નિને પણ ઉત્તમ જ માન્યો છે. ૩

विषमाग्निलक्षणमाह-

**વિષમ અગ્નિનું લક્ષણ અને તેથી થતા વિકારો**

**अशिता खलु मात्रापि विषमाग्नेस्तु देहिनः ।**
**कदाचित्पच्यते सम्यक्कदाचिन्न विपच्यते ॥४॥**
**तस्याध्मानमुदावर्त्तं शूलं जठरगौरवम् ।**
**प्रवाहणमतीसारस्तथा स्यादन्त्रकूजनम् ॥५॥**

अन्वयः-विषमाग्नेः देहिनः तु अशिता मात्रा कदाचित् सम्यक् पच्यते अपि, कदाचित् न खलु विपच्यते, (तेन) तस्य आध्मानम् उदावर्त्तं शूलं जठरगौरवं प्रवाहणम् अतीसारः तथा अन्त्रकूजनं स्यात् ॥

વિષમ અગ્નિવાળા માણસે ખાધેલી માત્રા (એટલે ખોરાકનું માપ) કોઈ સમયે સારી રીતે પચી પણ જાય છે અને કોઈ સમયે બરાબર પચતી જ નથી; જેથી તે માણસને આફરો, ઉદાવર્ત, શૂળ, પેટમાં ભારેપણું, અધોવાયુ મૂકતાં કફયુક્ત વિષ્ઠાનું નીકળી પડવું, અતિસાર અને આંતરડાંનો અવાજ થાય છે. ૪,૫

समाग्निलक्षणमाह-

**સમ અગ્નિનું લક્ષણ**

**समा समाग्नेरशिता मात्रा सम्यग्विपच्यते ।**
**सोऽग्निरुत्तम एतेषु न तीक्ष्णस्तूत्तमो मतः ॥६॥**

अन्वयः-समाग्नेः अशिता समा मात्रा सम्यक् विपच्यते, एतेषु सः अग्निः उत्तमः मतः, तीक्ष्णः तु उत्तमः न ॥

જેનો જઠરાગ્નિ સમ સ્થિતિમાં હોય તે માણસે ખાધેલી (ખોરાકની) સમ માત્રા બરાબર પચે છે; માટે ચાર પ્રકારના અગ્નિમાં સમ અગ્નિ ઉત્તમ છે, પણ તીક્ષ્ણ અગ્નિ ઉત્તમ નથી. ૬

टीका-एतेन तीक्ष्ण उत्तम उक्तः, स च मधुर-स्निग्धादिभोज्यसत्त्वादुत्तमः । तर्हि कथं तीक्ष्णस्य विकार-मध्ये गणना? उच्यते-समोऽग्निः क्षुधाविघातादाश्वेव तथा विकारं न करोति, तीक्ष्णस्तु स्वल्पकालमपि क्षुधाविघातादाश्वेव पैत्तिकान् विकारान् कुरुते, इत्याहोत्तरत्र-तीक्ष्ण इति ॥ આ ઉપરથી તીક્ષ્ણ અગ્નિને જે ઉત્તમ કહ્યો, તે મધુર અને સ્નિગ્ધ આદિ ભોજન કરવામાં આવતાં બરાબર પાચન કરવામાં ઉત્તમ કહ્યો છે, બાકી તો જે અગ્નિ સમતામાં રહેતો હોય તે અગ્નિને જ ઉત્તમ સમજવો. અહીં શંકા થાય છે કે, જેથી બરાબર પાચન થાય તે અગ્નિ ઉત્તમ છે, તો પછી તીક્ષ્ણ અગ્નિને વિકારોમાં કેમ ગણ્યો? આનું સમાધાન આ છે કે, સમસ્થિતિવાળો અગ્નિ ક્ષુધાનો વિઘાત થતા એટલે ભૂખ લાગ્યા છતાં જમવામાં ન આવે તોપણ તરત વિકારોને ઉત્પન્ન કરતો નથી, પણ તીક્ષ્ણ અગ્નિ તો જરાવાર પણ ભૂખને રોકતાં તરત જ પિત્તસંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે, આ કારણે જ તીક્ષ્ણ અગ્નિને વિકારોમાં ગણેલો છે, એ જ નીચે કહે છે કે:

**કયો અગ્નિ કયા દોષના વિકારો ઉત્પન્ન કરે?**

**तीक्ष्णः पित्तसमुत्थानान्विषमो वातहेतुकान् ।**
**तथा करोति मन्दोऽग्निर्विकारान् कफसम्भवान् ॥७॥**

अन्वयः-तीक्ष्णः अग्निः पित्तसमुत्थान्, विषमः वातहेतुकान्, तथा मन्दः अग्निः कफसंभवान् विकारान् करोति ॥

'તીક્ષ્ણ અગ્નિ પિત્તસંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે, વિષમ અગ્નિ વાયુસંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે અને મંદ અગ્નિ કફસંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે.' ૭

भस्मकस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह-

### ભસ્મક*રોગનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વકનું લક્ષણ

**वह्वर्तिरूक्षान्नभुजां नराणां, क्षीणे कफे मारुत-पित्तवृद्धौ। अतिप्रवृद्धः पवनान्वितोऽग्नि,-र्भुक्तं क्षणाद्भस्म करोति यस्मात् ॥ तस्मादसौ भस्म-कसंज्ञकोऽभू,-दुपेक्षितोऽयं पचते च धातून्। ८॥**

अन्वयः-बहु-अर्ति-रूक्ष-अन्नभुजां नराणां मारुत-पित्तवृद्धौ (सत्यां) कफे क्षीणे अतिप्रवृद्धः पवनान्वितः अग्निः भुक्तं यस्मात् भस्म करोति, तस्माद् असौ (रोगः) भस्मकसंज्ञकः अभूत्, अयं च उपेक्षितः (तु) धातून् पचति ॥

અત્યંત તીક્ષ્ણ અને રૂક્ષ અન્ન જમતા માણસોનો વાયુ તથા પિત્ત વધી જતા અને કફ ક્ષીણ થતા અત્યંત વૃદ્ધિ પામેલો પવનયુક્ત જઠરાગ્નિ, જે કાંઈ ખાધું હોય તેને ક્ષણવારમા ભસ્મ કરી નાખે છે, માટે તેવો અગ્નિરૂપ રોગ 'ભસ્મક' નામે કહેવાય છે. એના તરફ બેદરકારી કરાય, તો તે અગ્નિ ધાતુઓને પણ પકાવવા માંડે છે. ૮

भस्मकस्य सोपद्रवमरिष्टमाह-

### ભસ્મકના ઉપદ્રવો તથા અરિષ્ટ

**तृट्स्वेददाहमूर्च्छादीन् कृत्वैषोऽत्यग्निसम्भवान्। पक्त्वान्नमाशु धात्वादीन् स क्षिप्रं नाशयेद् ध्रुवम् ॥**

अन्वयः-एषः (रोगः) अत्यग्निसम्भवान् तृट्-स्वेद-दाह-मूर्च्छा-आदीन् कृत्वा, अन्नम् आशु पक्त्वा सः क्षिप्रं धात्वादीन् ध्रुवं नाशयेत् ॥

એ ભસ્મક રોગ અગ્નિની અત્યંત અધિકતાથી થતાં તરસ, પરસેવો, દાહ તથા મૂર્છા, આદિ ઉત્પન્ન કરી અન્નને તરત પચાવીને તરત જ ધાતુ આદિનો પણ અવશ્ય નાશ કરે છે. ૯

अथाजीर्णस्य विप्रकृष्टं निदानमाह-

### અજીર્ણનું× દૂરનું કાયિક નિદાન

**अत्यम्बुपानाद्विषमाशनाच्च, संधारणात् स्वप्नविपर्ययाच्च। कालेऽपि सात्म्यं लघु चापि भुक्त,-मन्नं न पाकं भजते नरस्य ॥ १० ॥**

अन्वयः-अति-अम्बु-पानात्, विषमाशनात्, च सधारणात् च स्वप्नविपर्ययात् नरस्य काले अपि सात्म्यं च लघु अपि भुक्तम् अन्नं पाकं न भजते॥

ઘણું પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી (એટલે બહુ વધારે કે બહુ થોડું ખાવાથી તથા ખાવાનો વખત ન થયો હોય કે વીતી ગયો હોય ત્યારે ખાવાથી); ભૂખ, મૂત્ર તથા વિષ્ઠા આદિને રોકી રાખવાથી, દિવસે સૂવાથી અને રાતે જાગવાથી માણસને સમયસર ખાધેલું અન્ન પ્રકૃતિને હિતકારી-અનુકૂળ કે માફક હોય તેમ જ હલકું, સ્નિગ્ધ તથા ગરમ આદિ ગુણવાળું હોય, છતાં તે અન્ન પણ પચતું નથી. ૧૦

टीका-सन्धारणात्-क्षुधामूत्रपुरीषादीनाम्। स्वप्न-विपर्ययात्-दिवाशयनात, रात्रौ जागरणाच्च। 'लघु चापी'ती 'अपि'शब्दात् स्निग्धोष्णादिगुणयुक्तमपि ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अन्यच्च-

### વળી બીજું-માનસ નિદાન

**ईर्ष्याभयक्रोधपरिप्लुतेन, लुब्धेन रुग्दैन्य-निपीडितेन। प्रद्वेषयुक्तेन च सेव्यमान,-मन्नं न सम्यक् परिपाकमेति ॥ ११ ॥**

अन्वयः-ईर्ष्या-भय-क्रोध-परिप्लुतेन लुब्धेन रुग्-दैन्य-निपीडितेन च प्रद्वेषयुक्तेन सेव्यमानम् अन्नं सम्यक् परिपाकं न एति ॥

(વળી કોઈ વેળા આ માનસિક કારણોથી

* भस्म करोति क्षणाद् भुक्तमन्नमतिप्रवृद्धः पवनान्वितोऽग्निर्यस्मात् स भस्मकः-भस्मोपपदात् करोतेः 'अन्येभ्योऽपि दृश्यत' इति डः-જે રોગથી ખૂબ વધેલો તથા વાયુ સાથે જોડાયેલો જઠરાગ્નિ, માણસનું ખાધેલું અન્ન ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી નાખે છે, તે રોગનું નામ ભસ્મક કહેવાય છે.

× न जीर्यति स्म-न परिपाकमेति स्म भुक्तमन्नं यस्मात् तद् अजीर्णम्, विरोधेऽत्र नञ्, तेन जीर्णं पक्वं, तद्विरुद्धमजीर्णमित्यर्थः-जृष् वयोहानौ-'गत्यर्थे-'ति कर्तरि क्तः-જે રોગને લીધે ખાધેલો ખોરાક પચતો નથી-એટલે પચેલાથી વિરુદ્ધ બને છે, તે રોગ અજીર્ણ કહેવાય છે.

પણ અજીર્ણ થાય છે-જેમ કે) ઈર્ષ્યાથી, ભયથી તથા ક્રોધથી કે લોભથી વ્યાપ્ત; તેમજ રોગથી તથા દીનતાથી પીડાયેલા અથવા દ્વેષથી સંયુક્ત થયેલા માણસથી સેવાતું અન્ન પણ બરાબર પરિપાકને પામતું નથી. ૧૧

टीका-परिप्लुतेन=व्याप्तेन ॥

## અજીર્ણનું* ખાસ કારણ

अनात्मवन्तः पशुवद् भुञ्जते येऽप्रमाणतः ।
रोगानीकस्य ते मूलमजीर्णं प्राप्नुवन्ति हि ॥१२॥

अन्वयः-अनात्मवन्तः ये (जनाः) पशुवत् अप्रमाणतः भुञ्जते, ते रोगानीकस्य मूलम् अजीर्णं हि प्राप्नुवन्ति ॥

સમજણ વિનાના જે માણસો પશુની માફક માપ વગરનું અન્ન જમે છે, તેઓ કૉલેરા આદિ રોગોના સૈન્યનું મૂળ કારણ અજીર્ણને અવશ્ય પ્રાપ્ત કરે છે. ૧૨

टीका-अनात्मवन्तः=अबुद्धिमन्तः, रोगानीकस्य=विषूच्यादेः, मूलं=कारणम् ॥ (આનો અર્થ ઉપર છે.)

अन्यच-વળી બીજું-

## અનિયમિત આહાર પણ અજીર્ણનું કારણ

प्रायेणाहारवैषम्यादजीर्णं जायते नृणाम् ।
तन्मूलो रोगसङ्घातस्तद्विनाशाद्विनश्यति ॥१३॥

अन्वयः-नृणां प्रायेण आहारवैषम्यात् अजीर्णं जायते, रोगसंघातः तन्मूलः (सन्) तद्विनाशात् विनश्यति ॥

માણસોને ઘણું કરી આહારની વિષમતા-એટલે અનિયમિતતાથી પણ અજીર્ણ થાય છે અને રોગોના સમુદાયનું મૂળ પણ તે અજીર્ણ જ છે, તેથી અજીર્ણના નાશથી જ રોગોનો સમૂહ પણ નાશ પામે છે. ૧૩

टीका-रोगसङ्घातः=रोगसमूहः । अजीर्णविनाशाद्विनश्यति ॥ (આનો અર્થ પણ ઉપર અપાયો છે.)

अजीर्णस्य सामान्यं लक्षणमाह-

## અજીર્ણનું સામાન્ય લક્ષણ

ग्लानिगौरवविष्टम्भभ्रममारुतमूढताः ।
विबन्धो वा प्रवृत्तिर्वा सामान्याजीर्णलक्षणम् ॥१४

अन्वयः-ग्लानि-गौरव-विष्टम्भ-भ्रम-मारुत-मूढताः विबन्धः वा प्रवृत्तिः वा (एतत्) सामान्य-अजीर्ण-लक्षणं (ज्ञेयम्)॥

ગ્લાનિ, ભારેપણું, સજડપણું, ભ્રમ, (અપાન)વાયુનું રોકાણ અને મળની અટકાયત અથવા મળ ખૂબ ચાલુ થવો-એટલાં અજીર્ણનાં સામાન્ય લક્ષણ જાણવાં. ૧૪

टीका-मारुतमूढता=वायोरवरोधः, विबन्धः=मलप्रवृत्तिः ॥ (આનો અર્થ ઉપર છે.)

सन्निकृष्टकारणसहितानजीर्णस्य भेदानाह-

## નજીકનાં કારણો સહિત અજીર્ણના ૭ ભેદો

आमं विदग्धं विष्टब्धं कफपित्तानिलैस्त्रिभिः ।
अजीर्णं केचिदिच्छन्ति चतुर्थं रसशेषतः ॥१५॥
अजीर्णं पञ्चमं केचिन्निर्दोषं दिनपाकि च ।
वदन्ति षष्ठञ्चाजीर्णं प्राकृतं प्रतिवासरम् ॥ १६ ॥

अन्वयः-कफ-पित्त-अनिलैः-त्रिभिः आमं विदग्ध विष्टब्धम् (इति त्रिप्रकारकम्) अजीर्णं (भवति), केचित् रसशेषतः चतुर्थम् अजीर्णम् इच्छन्ति, केचित् निर्दोषं च दिनपाकि पञ्चमम् अजीर्णम् वदन्ति, केचित् च प्रतिवासरं (जायमानं) प्राकृतं षष्ठम् अजीर्णं वदन्ति ॥

કફ, પિત્ત અને વાયુ-એ ત્રણ દોષોથી અનુક્રમે આમ, વિદગ્ધ અને વિષ્ટબ્ધ નામે ત્રણ પ્રકારનું અજીર્ણ થાય છે. કેટલાક આચાર્યો રસનો કાચો ભાગ બાકી રહેવાથી થતું ચોથું અજીર્ણ માને છે; કેટલાક આચાર્યો કોઈ પણ જાતના દોષ વિનાનું અને બીજા દિવસે પચતું પાંચમું અજીર્ણ કહે છે; અને કેટલાક આચાર્યો દરરોજ થતું સ્વાભાવિક છઠું અજીર્ણ જણાવે છે. (આમ એકંદર આમ, વિદગ્ધ, વિષ્ટબ્ધ, રસશેષ, દિનપાકિ અને પ્રાકૃત-એ નામે ૭ અજીર્ણના પ્રકાર છે; તેમાંના પહેલા ચાર રોગરૂપ છે; અને છેલ્લા બે રોગરૂપ નથી.) ૧૫,૧૬

टीका-केचित्तु=सुश्रुतादयः । 'त्रिभि'रित्येकशः, न तु मिलितैः । रसशेषतः=भुक्तस्य पक्वस्य सारभूतो यो द्रवः स रसः, सोऽपि पच्यते, भुक्तस्य सारभूतो यो द्रवः स चापक्वः सारो रसशेषः, तस्मात् चतुर्थम्=अजीर्णम् । नन्वामाजीर्णाद्रसशेषस्य को भेदः? उच्यते-आमं मधुरतो गतमपक्वमन्नमेव, रसशेषस्तु भुक्तस्य पक्वस्य सारभूतो यो द्रवः स चापक्व इति भेदः ॥ निर्दोषं=गौरवभ्रमशूलादिदोषाऽजनकम्, दिनपाकि च=अहोरात्रेण

---

* उक्तकारणेभ्योऽतिमात्रान्नभोजनं विशेषादजीर्णस्य कारणम्, अजीर्णञ्च बहुव्याधीनां कारणमित्याह-માપથી ખૂબ વધારે ખાવું, તે પણ અજીર્ણમાં ઉપર કહેલાં કારણો સિવાયનું એક ખાસ કારણ છે, અને તેથી પણ ઘણા રોગોનું મૂળ એવું અજીર્ણ થાય છે, તે કહે છે-

पाकं यातीति स्वभावः । यत्तु मात्राकालसात्म्यादिदोषात् दिनान्तरे पाकं याति तद्दिनपाकि । अत एव 'याममध्ये न भोक्तव्यम्' इत्यादिवचनम् ॥ तदेवाह प्राकृतम्=अविकारकम् प्रतिवासरं=प्रतिदिनभावि । 'भुक्तं यावन्न जीर्णं तावदजीर्णमिति ह्युच्यते । एतदभिधानस्य प्रयोजनं पाकार्थं वामपार्श्वशयनप्रियशब्दादिसेवनादिकम् । न चानाहारस्य निषेधः । 'प्रातराशे त्वजीर्णे तु सायमाशो न दुष्यति' इति वचनेन सायमाशस्यावश्यं कर्तव्यत्वात् ॥ કફથી આમાજીર્ણ થાય છે પિત્તથી વિદગ્ધાજીર્ણ થાય છે અને વાયુથી વિષ્ટબ્ધાજીર્ણ થાય છે કેટલાક સુશ્રુત આદિ આચાર્યો કહે છે કે, 'ખાધા પછી પેટમા પાકી ગયેલા અન્નાદિકનો સારરૂપ જે દ્રવભાગ (પ્રવાહી) થાય છે તે દ્રવભાગ પણ પાકતા પાકતા તેમાથી કાચો ભાગ રહી જાય છે, તે રસશેષ કહેવાય છે અને તે રસશેષથી ચોથા પ્રકારનુ રસશેષાજીર્ણ+ પણ થાય છે'

અહી શકા થાય છે કે આમાજીર્ણ તથા રસશેષાજીર્ણમા શુ ફરક છે? આનુ સમાધાન આ છે કે મધુરપણાને પામેલા, નહિ પચેલા ખોરાકથી થયેલુ અજીર્ણ આમાજીર્ણ કહેવાય છે અને ખાધા પછી પચી ગયેલા ખોરાકનો સારરૂપ જે પ્રવાહી ભાગ પચ્યા વિનાનો રહી ગયો હોય, તેથી થયેલુ અજીર્ણ રસશેષાજીર્ણ કહેવાય છે, માટે આમાજીર્ણ અને રસશેષાજીર્ણ એ એકએકથી જુદા છે કેટલાક કહે છે કે 'ભારેપણુ, ભ્રમ તથા શૂળ ઇત્યાદિ દોષોને નહિ ઉત્પન્ન કરનારા જે ખોરાક માપ, કાળ તથા સાત્મ્ય એટલે શરીરની પ્રકૃતિને અનુકૂળ-માફક ન હોય-વગેરે કોઈ દોષથી તે દિવસે નહિ પણ બીજે દિવસે પેટમા જે પચે છે તે પ્રાયમુ દિનપાકિ× અજીર્ણ છે, જે અજીર્ણના કારણે જ 'પહેલા પહોરની અદર જમવુ નહિ' એમ કહેલુ છે કેટલાક કહે છે કે 'વિકારોને ઉત્પન્ન નહિ કરનારુ જે અજીર્ણ દરરોજ થાય છે-એટલે જ્યા સુધી પચ્યુ ન હોય ત્યા સુધી અજીર્ણ કહેવાને યોગ્ય જે અન્ન પેટમા પડ્યુ હોય તે છઠ્ઠુ -પ્રાકૃત અજીર્ણ છે આ છઠ્ઠુ અજીર્ણ કહેવાનુ કારણ આ જ છે કે તે અજીર્ણને પચાવવા માટે ડાબા પડખે સૂવુ અને પ્રિય શબ્દો આદિનુ સેવન વગેરે કહેલ છે આ અજીર્ણમા જમવાનો નિષેધ નથી, કારણકે 'સવારમા જમેલુ પચ્યુ ન હોય છતા સાજે જમવામા હરકત નથી' એ વચન પ્રમાણે રાત્રે ભોજન અવશ્ય કરવુ યોગ્ય છે

अथामाजीर्णस्य लक्षणमाह-

### આમાજીર્ણનુ * લક્ષણ

**तत्राऽऽमे गुरुतोत्क्लेशः शोथो गण्डाक्षिकूटगः ।**
**उद्गारश्च यथाभुक्तमविदग्धं प्रवर्तते ॥ १७ ॥**

अन्वय -तत्र आमे गुरुता उत्क्लेशः गण्डाक्षिकूटगः शोथः यथाभुक्तम् अविदग्धः च उद्गारः प्रवर्तते ॥

તેમાનુ આમાજીર્ણ થાય ત્યારે પેટમા તથા અગોમા ભારેપણુ થાય છે, ઊલટીની તૈયારી જેવુ થાય છે, ગાલ ઉપર તથા આખના પોપચા ઉપર થોથર થાય છે અને ખાધેલુ નહિ પચ્યા જેવો જ ઓડકાર આવે છે ૧૭

टीका-गुरुता-उदराङ्गयाः, उत्क्लेशः=उपस्थितवमनमिव, अक्षिकूटं=अक्षिपुटकं ॥ (આનો અર્થ ઉપર છે)

---

+ અહી સુધીના ચાર અજીર્ણોની વ્યાખ્યા તેઓના લક્ષણો જ્યા કહેવાશે ત્યા આપી છે અહી તો જેઓના લક્ષણ આ ગ્રથમા નથી આપ્યા, તે-છેલ્લા બેની વ્યાખ્યા લખી છે

× अहोरात्रेण आहारः पच्यत इति तु सामान्यं, यत्र तु मात्रा-काल-सात्म्य-आदि-दोषात् आहारः अपरस्मिन् दिने पच्यत इत्येवंशीलं दिनपाकि, पच्-ताच्छील्ये णिनि, चजोरिति कुत्वं च-સામાન્ય એવો નિયમ છે કે ખોરાક બરાબર એક દિવસરાત-૨૪ કલાક પૂરા થાય ત્યારે પચે છે, પણ ખોરાકનુ માપ, વખત કે શરીરપ્રકૃતિને જે અનુકૂળ હોય-ઇત્યાદિમા કઈ દોષ થવાથી જે આહાર બીજા દિવસે પચે છે, પણ કઈ નુકસાન કરે નહિ તે દિનપાકિ અજીર્ણ કહેવાય છે

- प्रकृतौ प्रकृतं वा भवं प्राकृतं प्रकृताद्वा आगतं-प्राकृत-स्वभावादेव प्रतिदिनभावि-अविकारकमित्यर्थः - જે સ્વાભાવિક દરરોજ દરેકને ચાલુ હોય જ છે, તે વિકાર નહિ કરનારુ અજીર્ણ-પ્રાકૃત કહેવાય છે

* विकृतकफाद् दुष्टं मधुरतां गतमपक्वमेवान्नमामं, तेन जातमजीर्णम्-आमाजीर्णम्-વિકાર પામેલા કફથી દૂષિત થઈ મીઠાશને પામેલુ જે નહિ પચેલુ અન્ન તે જ આમ કહેવાય છે અને તે આમથી થયેલુ અજીર્ણ આમાજીર્ણ કહેવાય છે

अथ विदग्धाजीर्णस्य लक्षणमाह-

### વિદગ્ધાજીર્ણનું÷ લક્ષણ

विदग्धे भ्रमतृण्मूर्च्छाः पित्ताच्च विविधा रुजः।
उद्गारश्च सधूमाम्लः स्वेदो दाहश्च जायते ॥१८॥

अन्वयः-विदग्धे भ्रम-तृण्-मूर्च्छाः, पित्तात् च विविधाः रुजः, सधूम-अम्लः च उद्गारः स्वेदः च दाहः जायते ॥

વિદગ્ધાજીર્ણ થાય ત્યારે ભ્રમ થાય છે, તરસ લાગે છે, મૂર્છા આવે છે, પિત્તને લીધે સંતાપ, શોષ તથા બળતરા આદિ ઘણા પ્રકારની પીડા થાય છે, ધુમાડાવાળા તથા ખાટા ઓડકાર આવે છે, પરસેવો વળે છે અને દાહ થાય છે. ૧૮

टीका-विविधा रुज =ओपचोषदाहादयः।

अथ विष्टब्धाजीर्णस्य लक्षणमाह-

### વિષ્ટબ્ધાજીર્ણનું+ લક્ષણ

विष्टब्धे शूलमाध्मानं विविधा वातवेदना।
मलवाताऽप्रवृत्तिश्च स्तम्भो मोहोऽङ्गपीडनम् ॥१९॥

अन्वय.-विष्टब्धे शूलम् आध्मान विविधाः वेदनाः मल-वात-अप्रवृत्तिः च स्तम्भः मोहः च अङ्गपीडन (भवति) ॥

વિષ્ટબ્ધાજીર્ણ થાય ત્યારે શૂળ નીકળે છે, આફરો થાય છે, અમળાવા જેવી તથા ભેદાવા જેવી વગેરે અનેક પ્રકારની વાયુસંબંધી વેદના થાય છે, મળ તથા અધોવાયુ રોકાઈ જાય છે, અંગો ઝલાઈ ગયા જેવાં થાય છે, મૂર્છા થાય છે અને અંગોમાં પીડા થાય છે. ૧૯

टीका-वातवेदनाः=तोदभेदादयः, स्तम्भः-अङ्गानाम्, मोहः=मूर्च्छा ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ रसशेषाजीर्णस्य लक्षणमाह-

### રસશેષાજીર્ણનું× લક્ષણ

रसशेषेऽन्नविद्वेषो हृदयाशुद्धिगौरवे ॥ २० ॥

अन्वय.-रसशेषे हृदय-अशुद्धि-गौरवे (सति) अन्नविद्वेषः (भवति) ॥

રસશેષાજીર્ણ થાય ત્યારે હૃદય સાફ નહિ હોવાથી તથા ભારેપણું થતાં અન્ન ઉપર અરુચિ થાય છે. ૨૦

एतस्योपद्रवानाह-

### અજીર્ણના ઉપદ્રવો

मूर्च्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः।
उपद्रवा भवन्त्येते मरणञ्चाप्यजीर्णतः ॥ २१ ॥

अन्वय.-अजीर्णतः मूर्च्छा प्रलापः वमथुः प्रसेकः सदन भ्रमः-एते उपद्रवाः (भवन्ति), च मरणम् अपि जायते ॥

અજીર્ણથી મૂર્છા, બકવાદ, ઊલટી, લાળનું ઝરવું, ગ્લાનિ અને ભ્રમ-એ ઉપદ્રવો થાય છે અને મરણ પણ થાય છે. ૨૧

÷ विकृतात् पित्ताद् दुष्टमम्लभावमुपगतं किंचिद् विपक्वमेवान्न विशेषेण दह्यते स्म तद् विदग्ध, तद्रूप तेन वा जातमजीर्ण विदग्धाजीर्णम्-વિકાર પામેલા પિત્તથી દૂષિત થઈ ખટાશને પામેલું અને કંઈક થોડું પચેલું જે અન્ન, તે જ જાણે દાઝી ગયા જેવું થઈ જાય છે, તેરૂપ અજીર્ણ અથવા તેથી થયેલું અજીર્ણ વિદગ્ધાજીર્ણ કહેવાય છે.

+ विकृताद् आनद्धवाताद् दूषितमपक्वमेवान्न विशेषेण स्तम्यते स्म वायुनैवेति विष्टब्ध, तद्रूप तेन वा जातमजीर्णम्-विष्टब्धाजीर्णम्-વિકાર પામીને ચોપાસ બંધાઈ ગયેલા કે ખૂબ ભરાઈ ગયેલા પવને દૂષિત કરેલું અને તેથી જ પચ્યા વિનાનું જે અન્ન એ વાયુથી જ ખૂબ સજ્જડ કરી દેવાય અને ફુલાવી દેવાય, તેરૂપ અજીર્ણ અથવા તેથી થયેલું અજીર્ણ વિષ્ટબ્ધાજીર્ણ કહેવાય છે.

× भुक्तस्य पक्वस्य सारभूतो यो द्रवः स इह रसशब्देनोच्यते, तस्मै रसाय शेषः-अवशिष्टो य आमो द्रव,-रसशेष., प्रकृतिविकृतिभावे चतुर्थी समासश्च, यथा यूपाय दारु यूपदारु, यद्वा रसशब्देन रसवानाहारोऽभिप्रेत' लक्षणया, तेन रसशब्देन रसवानाहारोऽभिधीयते, तस्य शेष.-अपरिणतिलक्षण -रसशेषः-इति जेज्जटः, तद्रूप तेन वा जातमजीर्ण-रसशेषाजीर्णम्-ખાધેલો ખોરાક પચી જઈ તેનો સારરૂપ જે પ્રવાહી તૈયાર થાય છે, તે રસ કહેવાય છે. એ રસરૂપ થવા માટે બાકી રહી ગયેલો જે કાચો પ્રવાહી તે રસશેષ કહેવાય છે અથવા રસ શબ્દનો લાક્ષણિક અર્થ-રસયુક્ત આહાર, એવો અહીં બંધબેસતો થાય છે. એ રસયુક્ત આહારનો જે કાચો જ બાકી રહેલો ભાગ, તે રસશેષ કહેવાય છે, એમ જેજ્જટ કહે છે, એવા રસશેષરૂપ અથવા તેથી થયેલું અજીર્ણ-રસશેષાજીર્ણ કહેવાય છે.

अथातिशयितेभ्यश्चामाद्यजीर्णेभ्यो विसूच्यादिरोगानाह-

### આમાજીર્ણ આદિ અજીર્ણો ખૂબ વધી જવાથી કોલેરા વગેરે રોગો થાય

**आमं विदग्धं विष्टब्धमित्यजीर्णं यदीरितम्।**
**विसूच्यलसकौ तस्माद्भवेच्चापि विलम्बिका ॥२२॥**

अन्वयः-आम विदग्ध विष्टब्धम् इति अजीर्णं यद् ईरितं, तस्माद् विसूची-अलसकौ अपि च विलम्बिका भवेत् ॥

આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણ એમ ત્રણ પ્રકારનાં જે અજીર્ણો કહ્યાં, તેઓ(ખૂબ વધવા)થી વિસૂચી* (કોલેરા), અલસક× અને વિલંબિકા+ પણ થાય છે.

टीका-नात्र यथासंख्यम्, तदा विष्टब्धाद्विलम्बिका भवितुमर्हति; सा च कफवाताभ्यां भवतीत्येकैकतोऽजीर्णाद्विसूच्यादित्रयोत्पत्तिः ॥ આમાં આવી અનુક્રમની ભ્રમણામાં ન પડવું કે આમાજીર્ણથી વિસૂચી, વિદગ્ધાજીર્ણથી અલસક અને વિષ્ટબ્ધાજીર્ણથી વિલંબિકા થાય છે; એવો અનુક્રમ સમજવાનો જ નથી; પણ એક એક અજીર્ણથી વિસૂચી આદિ ત્રણે રોગો થાય છે એમ સમજવું. જો અનુક્રમ લઈએ તો પિત્તસંબંધી વિષ્ટબ્ધાજીર્ણથી વિલંબિકા થવી જોઈએ; પણ તેમ નહિ થતાં તે વિલંબિકા કફથી તથા વાયુથી થાય છે; માટે અનુક્રમ સમજવો નહિ.

* विशेषेण-बाहुल्याद् वायुः सूचीभिरिव गात्राणि तुदन् तिष्ठते अजीर्णात् अस्याम् इति-विसूची-જેમાં અજીર્ણને લીધે ખૂબ જ વધી જઈ વાયુ જાણે સોયા ભોંકી પીડા કરતો હોય તેમ સજ્જડ થઈ રહે છે, ને રોગ વિસૂચી (કોલેરા) કહેવાય છે.

× यस्मिन् अजीर्णाद् एव आहारो नोर्ध्वं नाधस्ताद्वा प्रयाति, किंतु आमाशये अपक्व एव अलस इव भूतस् तिष्ठति इति अलसकः-इवार्थे कन्-જે રોગમાં અજીર્ણને લીધે જ આહાર ઉપર કે નીચે જતો નથી, પણ જાણે આળસુ બન્યો હોય તેમ પાચનક્રિયામાં નિષ્ક્રિય જ બની કાચો ને કાચો આમાશયમાં જામ્યો રહે છે, તે રોગ-અલસક કહેવાય છે.

\+ विशेषेण लम्बयति-नोर्ध्वमधो वा प्रवर्तयति, कफमारुताभ्यां दुष्टमाहारमजीर्णमेवेति-विलम्बिका-विपूर्वकलंबि गत्यर्थमने-ण्यन्ताद् ण्वुल्-टाप्-अत इत्वं च-કફ તથા વાયુને લીધે જ દુષ્ટ થઈ અજીર્ણરૂપ થયેલા આહારને જે કાચો જ આમાશયમાં લટકાવી રાખે-ઉપર કે નીચે જવા જ ન દે, તે અજીર્ણજન્ય એક રોગ વિલંબિકા કહેવાય છે.

अथ विसूच्या निरुक्तिमाह-

### વિસૂચીની વ્યાખ્યા

**सूचीभिरिव गात्राणि तुदन् सन्तिष्ठतेऽनिलः।**
**यत्राजीर्णेन सा वैद्यैर्विसूचीति निगद्यते ॥ २३॥**

अन्वयः-यत्र अजीर्णेन अनिलः गात्राणि सूचीभिः तुदन् इव सतिष्ठते, सा वैद्यैः विसूची इति निगद्यते ॥

જે રોગમાં અજીર્ણને લીધે વાયુ, જાણે ગાત્રોને સોયથી સોકતો હોય એવો (ક્રૂર) થાય છે, તે રોગને વૈદ્યો 'વિસૂચી' કહે છે. (સૂચી એ સોયનું નામ છે.) ૨૩

विसूच्या निदानमाह-

### વિસૂચીનું નિદાન

**न तां परिमिताहारा लभन्ते विदितागमाः।**
**मूढास्तामजितात्मानो लभन्तेऽशनलोलुपाः॥२४॥**

अन्वयः-परिमित-आहाराः विदित-आगमाः तां न लभन्ते, (किंतु अविदित-आगमाः-अत एव) मूढाः अजित-आत्मानः अशन-लोलुपा. तां लभन्ते ॥

માપસર આહાર કરનારા અને આયુર્વેદરૂપ વૈદકશાસ્ત્રને જાણનારા લોકો તે વિસૂચી રોગને પામતા નથી, પણ જેઓ આયુર્વેદ-શાસ્ત્રને જાણતા નથી, તેવા મૂર્ખાઓ તન તથા ઇંદ્રિયોને કાબૂમાં નહિ રાખી ખાવામાં ખૂબ આસક્ત હોય છે, તેઓ એ રોગને પામે છે.

टीका-विदितागमाः=ज्ञातायुर्वेदाः ॥

विसूच्या लक्षणमाह-

### વિસૂચીનું લક્ષણ

**मूर्च्छाऽतिसारो वमथुः पिपासा, शूलं भ्रमोद्वेष्टनजृम्भदाहाः। वैवर्ण्यकम्पौ हृदये रुजश्च, भवन्ति तस्यां शिरसश्च भेदः॥ २५॥**

अन्वयः-तस्यां मूर्च्छा-अतिसारो वमथुः पिपासा शूलं भ्रम-उद्वेष्टन-जृम्भ-दाहाः वैवर्ण्य-कम्पौ हृदये च रुजः भवन्ति, शिरसः च भेदः (भवति)॥

એ વિસૂચીમાં મૂર્છા, બહુ પાતળો પ્રવાહ જેવો ઝાડો, ઊલટી, તરસ, શૂળ, ભ્રમ, હાથ-પગમાં ગોટલીઓ, બગાસાં, બળતરા, શરીરનો રંગ બદલાઈ જવો, ધ્રુજ, હૃદયમાં વેદનાઓ અને માથાની ફાટ થાય છે. ૨૫

टीका-उद्वेष्टनं-हस्तपादयोः, शिरसो भेदः=शिरःशूलम् ॥ (આનો અર્થ ઉપર છે.)

विसूच्या उपद्रवानाह-

### વિસૂચીના ઉપદ્રવો

निद्रानाशोऽरतिः कम्पो मूत्राघातो विसंज्ञता।
अमी उपद्रवा घोरा विसूच्याः पञ्च दारुणाः ॥२६॥

अन्वयः-निद्रानाशः अरतिः कम्पः मूत्राघात-विसंज्ञता-अमी पञ्च घोराः उपद्रवाः विसूच्या (संबन्धिनः चेत् तर्हि) दारुणाः (स्यु)॥

નિદ્રાનો નાશ, અણગમો, બેચેની, કંપ, મૂત્રની અટકાયત અને બેભાનપણું એ પાંચ ઉપદ્રવો જોકે સઘળા રોગોમાં ભયંકર છે, તોપણ જો વિસૂચીમાં થયા હોય તો દારુણ નીવડે છે-અર્થાત્ એ પાંચે થયા હોય તો પ્રાણ જવાનો ભય કરે છે. ૨૬

टीका-अमी=निद्रानाशादय उपद्रवाः, सर्वेषामेव रोगाणां घोराः=भयङ्कराः। विसूच्याः पञ्च दारुणा.-विसूच्यास्तु पञ्चापि यदि स्युस्तदा दारुणा.=प्राणभयङ्कराः॥ (આનો અર્થ ઉપર છે.)

अलसकलक्षणमाह-

### અલસકનું લક્ષણ

कुक्षिरानह्यतेऽत्यर्थं प्रताम्यत्यथ कूजति।
निरुद्धो मारुतश्चैव कुक्षावुपरि धावति ॥२७॥
वातवर्चोनिरोधश्च यस्यात्यर्थं भवेदपि।
तस्यालसकमाचष्टे तृष्णोद्गारौ च यस्य तु ॥२८॥

अन्वयः-यस्य कुक्षिः अत्यर्थम् आनह्यते, (यः च) प्रताम्यति अथ कूजति, (यस्य) च कुक्षौ निरुद्धः मारुतः उपरि धावति, (यस्य) च वात-वर्चोनिरोधः अपि अत्यर्थं भवेत्, यस्य च तृष्णा-उद्गारौ तु (स्याताम्), तस्य अलसक (जातम् इति शास्त्रम्) आचष्टे॥

જેનું પેટ ખૂબ આફરી ગયું હોય, અંગોને જે પછાડ્યા કરતો હોય, પીડાની ચીસો પાડતો હોય, જેના પેટમાં અજીર્ણથી રોકાયેલો પવન હૃદય તથા કંઠ વગેરે ઉપરના ભાગમાં જતો હોય, મળ તથા વાયુ અત્યંત રોકાઈ ગયા હોય અને તરશ તથા ઓડકાર પણ થયા કરતા હોય, તે માણસને 'અલસક' થયું છે, એમ શાસ્ત્ર કહે છે. ૨૭,૨૮

टीका-आनह्यते=आध्मायते, प्रताम्यति=ताडयति, कूजति=आर्तनाद करोति, कुक्षौ अजीर्णेन निरुद्धो मारुतः उपरि धावति-हृदयकण्ठादिकं गच्छति इत्यर्थः॥ (આનો અર્થ ઉપર આવ્યો છે)

काश्यपस्त्वाह-

### કાશ્યપે કહેલી અલસકની વ્યાખ્યા

नाधो याति न चाप्यूर्ध्वमाहारो यो न पच्यते।
कोष्ठे स्थितोऽलसीभूतस्तेनोऽसावलसः स्मृतः॥

अन्वयः-यः आहार. ऊर्ध्वं च अधः अपि न याति, न पच्यते, (किंतु) कोष्ठे अलसीभूतः (सन्) स्थितः (भवति); तत. असौ अलसकः स्मृतः॥

'જે આહાર ઊંચે કે નીચે ન જાય, પાકે પણ નહિ, પરંતુ કોઠામાં જાણે આળસુ બન્યો હોય, તેમ સ્થિર થઈને રહે છે, તેથી એ રોગ 'અલસક' કહેવાય છે.' ૨૯

विसूच्यलसकयोररिष्टमाह-

### વિસૂચીનું તથા અલસકનું અરિષ્ટ

यः श्यावदन्तौष्ठनखोऽल्पसंज्ञो, वम्यर्दितोऽभ्यन्तरयातनेत्रः। क्षामस्वर. सर्वविमुक्तसन्धि,-र्यायान्नरोऽसौ पुनरागमाय ॥३०॥

अन्वयः-यः श्याव-दन्त-ओष्ठ-नखः, अति-असंज्ञः, वमि-अर्दितः, अभ्यन्तरयातनेत्रः, क्षामस्वरः, सर्व-विमुक्त-सन्धिः (स्यात्), असौ नरः पुनर् आगमाय यायात्॥

જેના દાંત, હોઠ તથા નખ કાળા થઈ ગયા હોય, જે અતિશય બેભાન બન્યો હોય, ઊલટીથી પીડાતો હોય, જેની આંખો ઊંડી ઊતરી ગઈ હોય, સ્વર દુર્બળ થઈ ગયો હોય અને સઘળા સાંધા ઢીલા થઈ ગયા હોય, તે માણસ (મરીને) બીજો જન્મ લેવા જતો રહે છે. ૩૦

टीका-सर्वे विमुक्ता=शिथिलीभूताःसन्धयो यस्य सः॥

विलम्बिकालक्षणमाह-

### વિલંબિકાનું લક્ષણ

दुष्टं तु भुक्तं कफमारुताभ्यां, प्रवर्त्तते नोर्ध्वमधश्च यत्र। विलम्बिकां तां भृशदुश्चिकित्स्या,-माचक्षते शास्त्रविदः पुराणाः ॥ ३१॥

अन्वयः-यत्र तु कफ-मारुताभ्यां दुष्टं भुक्तम् ऊर्ध्वं च अधः न प्रवर्तते, तां पुराणाः शास्त्रविदः भृशदुश्चिकित्स्यां विलम्बिकाम् आचक्षते॥

જેમાં કફને લીધે અને વાયુને લીધે દુષ્ટ થયેલું ખાધેલું અન્ન, મુખદ્વારથી કે ગુદાદ્વારથી પણ બહાર નીકળે નહિ, તે રોગને પ્રાચીન આયુર્વેદશાસ્ત્રીઓ, જેની ચિકિત્સા કરવી મુશ્કેલ બને છે એવી 'વિલંબિકા' કહે છે.

टीका-मृशदुश्चिकित्स्यां-प्रत्याख्येयामनुपचरणीयाम्। इदमसाध्यश्चेति जेजटः॥ ચિકિત્સા કરવી મુશ્કેલ-એટલે તેની ચિકિત્સા કરવાની ના જ પાડવી અને ચિકિત્સા કરવી પણ નહિ; કેમકે 'આ વિલંબિકા અસાધ્ય છે' એમ જેજ્જટે કહ્યું છે.

अथ जीर्णाहारस्य लक्षणमाह-

### જીર્ણ-પચેલા આહારનું લક્ષણ

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचित.।
लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम्॥३२

अन्वयः-उद्गारशुद्धिः उत्साहः यथोचितः वेगोत्सर्गः लघुता क्षुत् च पिपासा (इति इद) जीर्णाहारस्य लक्षण (ज्ञेयम्)॥

ઓડકારનું ચોખ્ખાપણું, ઉત્સાહ, અધોવાયુ આદિના વેગનું યોગ્ય રીતે છૂટવું, શરીરમાં હલકાઈ અને ભૂખનું તથા તરસનું ઉત્પન્ન થવું એટલા જીર્ણ-પચેલા આહારનાં લક્ષણો છે. ૩૨

अथाजीर्णस्य चिकित्सामाह-

### અજીર્ણની ચિકિત્સા

हरीतकी तथा शुण्ठी भक्ष्यमाणा गुडेन च।
सैन्धवेन युता वा स्यात् सातत्येनाग्निदीपनी॥३३
गुडेन शुण्ठीमथ चोपकुल्या, पथ्यां तृतीयामथ दाडिमं वा। आमेष्वजीर्णेषु गुदामयेषु, वर्चोविबन्धेषु च नित्यमद्यात्॥ ३४॥

अन्वय.-हरीतकी तथा शुण्ठी गुडेन च भक्ष्यमाणा वा सैन्धवेन युता (सती) सातत्येन अग्निदीपनी स्यात्। आमेषु अजीर्णेषु गुदामयेषु च वर्चोविबन्धेषु गुडेन शुण्ठीम् अथ उपकुल्या तृतीया च पथ्या वा दाडिम नित्यम् अद्यात्॥

હરડે અને સૂંઠનું ચૂર્ણ કરી તેને ગોળ સાથે અથવા સિંધવ સાથે ખાવામાં આવે તો તેથી અગ્નિ નિરંતર પ્રદીપ્ત થાય છે. આમાજીર્ણ, અરશ કે મળબંધ થયેલ હોય તો ગોળની સાથે સૂંઠ, પીપર અને ત્રીજી હરડે અથવા દાડિમ નિત્ય ખાવું. ૩૩,૩૪

### ગુડાષ્ટક ચૂર્ણ*

व्योषं दन्ती त्रिवृच्चित्रं कृष्णामूलं विचूर्णितम्।
तच्चूर्णं गुडसम्मिश्रं भक्षयेत्प्रातरुत्थितः॥ ३५॥
एतद् गुडाष्टकं नाम बलवर्णाग्निवर्द्धनम्।
शोथोदावर्त्तशूलघ्नं प्लीहपाण्ड्वामयापहम्॥३६॥

अन्वयः-व्योष दन्ती त्रिवृत् चित्रं कृष्णामूलं विचूर्णित (कृत्वा) गुडसम्मिश्र तत् चूर्णं प्रातर् उत्थितः भक्षयेत्॥ एतद् गुडाष्टकं नाम बल-वर्ण-अग्नि-वर्धन, शोथ-उदावर्त शूलघ्न प्लीह पाण्डु आमयापहम् (अस्ति)॥

સૂંઠ, મરી, પીપર, નેપાળો, નસોતર, ચિત્રક અને પીપરીમૂળને સમભાગે ચૂર્ણ કરી એ સઘળા ચૂર્ણના જેટલા ગોળ સાથે સવારમાં ઊઠીને ખાવું. આ 'ગુડાષ્ટક' નામનું ચૂર્ણ બળને, વર્ણને તથા અગ્નિને વધારે છે અને સોજાને, ઉદાવર્તને, શૂળને, બરલના દરદને તથા પાંડુરોગને મટાડે છે. ૩૫,૩૬

टीका-सर्वचूर्णसमो गुडो देयः।

### અગ્નિકરચૂર્ણ+

दहनाजमोदसैन्धव,-नागरमरिचानि चाम्लतक्रेण
सप्ताहादग्निकरं, पाण्डवर्शोनाशनं परमम्॥ ३७॥

अन्वय.-दहन-अजमोद-सैन्धव-नागर-मरिचानि (चूर्णीकृ य) अम्लतक्रेण च (सह पीतानि) सप्ताहात् अग्निकरं परम पाण्डु-अर्शो-नाशन (भवति)॥

ચિત્રક, બોડી અજમોદ, સિંધવ, સૂંઠ, અને મરીનું ચૂર્ણ ખાટી તક્ર-છાશની સાથે પીવાથી સાત દિવસમાં અગ્નિને પ્રદીપ્ત કરે છે. આ અગ્નિકરચૂર્ણ ઉત્તમ હોઈ પાંડુરોગનો તથા અરશનો પણ નાશ કરનાર છે. ૩૭

### ચારે અજીર્ણની જુદી જુદી ચિકિત્સા

तत्रामे वमनङ्कार्यं विदग्धे लङ्घनं हितम्।
विष्टब्धे स्वेदनं शस्तं रसशेषे शयीत च॥३८॥
वचालवणतोयेन वान्तिरामे प्रशस्यते।
कणासिन्धुरचाकल्कं पीत्वा वा शिशिराम्भसा॥

अन्वयः-तत्र आमे वमन कार्यम्, विदग्धे लङ्घनं हितम्, विष्टब्धे स्वेदनं शस्तं, रसशेषे च शयीत॥ वचा-लवण-तोयेन वान्तिः, वा कणा-सिन्धु-वचा-कल्क शिशिर-अम्भसा (सह) पीत्वा वान्तिः आमे प्रशस्यते॥

---

* गुडेन सहितम् औषधानामष्टक गुडाष्टक, तन्नामक चूर्ण-गुडाष्टकम्-ગોળ સહિત આઠ ઓસડિયાંનું ચૂર્ણ ગુડાષ્ટક ચૂર્ણ કહેવાય છે

+ अग्नि (प्रदीप्तं) करोति सप्ताहात् तच्छीलं कृत्वो हेतु-ताच्छील्यानुलोमेषु'-इत्यनेन करोतेटः, अग्निकर च तच्चूर्णम् अग्निकरचूर्णम्-જે સાત દિવસમાં જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, એવા સ્વભાવનું છે, તે અગ્નિકર-ચૂર્ણ કહેવાય છે.

તેમાં આમાજીર્ણ થયું હોય તો ઊલટી કરવી, વિદગ્ધાજીર્ણ થયું હોય તો લંઘન હિતકારી છે, વિષ્ટબ્ધાજીર્ણ થયું હોય તો શેક આદિથી સ્વેદન કરવું ઉત્તમ છે અને રસશેષાજીર્ણ થયું હોય તો સૂઈ રહેવું. આમાજીર્ણ થયુ હોય તો અરધો તોલો વજ અને યોગ્ય પ્રમાણમાં સેંધવનું ચૂર્ણ કરી તેને બત્રીશ તોલા ઊના પાણી સાથે પીને ઊલટી કરવી; અથવા પીપર, સેંધવ અને વજનો કલ્ક ટાઢા પાણી સાથે પીને ઊલટી કરવી એ પણ આમાજીર્ણ ઉપર ખૂબ વખણાય છે. ૩૮,૩૯

टीका-जलमत्र-शरावमात्रम्, वचा-कर्षार्धमिता, द्वयोश्चूर्णमुष्णेन जलेन पिबेत्। 'कणादिकल्कं वा पीत्वा वान्तिरामे प्रशस्यते' इत्यनेनान्वयः॥ (આનો અર્થ ઉપર સમાયો છે.)

આમાજીર્ણ પર ખાસ વધુ

धान्यनागरसिद्धं वा तोयं दद्याद्विचक्षणः।
आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्तिशोधनम्॥४०॥
भवेद्यदा प्रातरजीर्णशङ्का, तदाऽभयां नागर-सैन्धवाभ्याम्। विचूर्णितां शीतजलेन भुक्त्वा, भुञ्जीतादशङ्कं मितमन्नकाले॥४१॥
विदह्यते यस्य तु भुक्तमात्रं, दन्दह्यते हृच्च गलश्च यस्य। द्राक्षां सितामाक्षिकसम्प्रयुक्तां, लीढ्वाऽभयां चापि सुखं लभेत॥४२॥

अन्वयः-विचक्षणः (वैद्यः) धान्य-नागरसिद्धं वा तोयं दद्यात्। (तद् हि) आमाजीर्णप्रशमनं शूलघ्नं वस्ति-शोधनम् (भवति)॥ यदा प्रातः अजीर्णशङ्का भवेत्, तदा नागर-सैन्धवाभ्याम् (सह) विचूर्णिताम् अभयां शीतजलेन (सह) भुक्त्वा अन्नकाले अशङ्कं मितं भुञ्जीत॥ यस्य तु भुक्तमात्रं विदह्यते, यस्य च हृत् च गलः दन्दह्यते, (सः) सिता-माक्षिक-संप्रयुक्तां द्राक्षां च अभयाम् अपि लीढ्वा सुखं लभेत॥

વિદ્વાન વૈદ્યે આમાજીર્ણ ઉપર ધાણાનો અને સૂંઠનો ક્વાથ આપવો; કારણ કે તે આમાજીર્ણને શાંત કરે છે, શૂળને મટાડે છે અને મૂત્રાશયને સાફ કરે છે. સવારે જો અજીર્ણની શંકા થાય તો તે જ વખતે સૂંઠ અને સેંધવ સાથે હરડેનુ ચૂર્ણ ટાઢા પાણી સાથે ખાઈ જવું અને પછી ભોજનનો સમય થાય ત્યારે શંકારહિત થઈ માપસર જમવું. જેનો હરકોઈ ખાધેલો ખોરાક બળી જઈ ખરાબ પાક થતો હોય અને જેનું હૃદય તથા ગળું ખૂબ બળ્યા કરતું હોય તે માણસે સાકર તથા મધ સાથે દ્રાક્ષ અને હરડે પણ ચાટવી; જેથી તે સુખ પામે છે. ૪૦-૪૨

અજીર્ણ ઉપર ચૂર્ણો તથા ક્ષારો:
હિંગ્વષ્ટક+ ચૂર્ણ

त्रिकटुकमजमोदा सैन्धवं जीरके द्वे, समधरणधृतानामष्टमो हिङ्गुभागः। प्रथमकवलभुक्तं सर्पिषा चूर्णमेतत्, जनयति जठराग्निं वातरोगांश्च हन्ति॥४३॥

अन्वयः-त्रिकटुकम् अजमोदा सैन्धवं द्वे जीरके-समधरणधृताना अष्टमः हिङ्गुभागः (चूर्णीकर्तव्यः), एतत् चूर्णं सर्पिषा (सह) प्रथमकवलभुक्तं (सत्) जठराग्निं जनयति, वातरोगान् च हन्ति॥

સૂંઠ, મરી, પીપર, બોડી અજમોદ, સેંધવ, જીરું, શાહજીરું અને આઠમો હિંગનો ભાગ, એમ એ બધાને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણને ઘીમાં કાલવી ભોજનના સમયે પહેલા કોળિયામાં ખાધું હોય તો તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને વાયુસંબંધી રોગોનો નાશ કરે છે. ૪૩

टीका-अजमोदाऽत्र-यवानी, अग्नेरत्यन्तदीपनात्। जीरके द्वे=शुक्ल, कृष्ण च; धरण-अत्र मानं, तेन समधरणधृतानां=तुल्यमानगृहीतानां, शुण्ठ्यादीनां भागाः सप्त, अष्टमो भागो हिङ्गुतः॥ (આનો અર્થ ઉપર છે)

બૃહદગ્નિમુખચૂર્ણ÷

द्वौ क्षारौ चित्रकं पाठा करञ्जं लवणानि च।
सूक्ष्मैलापत्रकं भार्गी कृमिघ्नं हिङ्गु पौष्करम्॥४४॥
शटी दार्वी त्रिवृन्मुस्तं वचा चेन्द्रयवास्तथा।
वृक्षाम्लं जीरकं धात्री श्रेयसी चोपकुञ्चिका॥४५

+ अष्टौ परिमाणमस्य-अष्टकम्, हिङ्गुसहितम् अष्टक हिङ्ग्वष्टकम्-तच्च तत् चूर्णं हिङ्ग्वष्टकचूर्णम्-હિંગ સાથે આઠ ઓસડિયાંના માપનુ ચૂર્ણ-હિંગ્વષ્ટક કહેવાય છે.

÷ अग्नेर्मुखमिव उत्पणदोषविनाशकम्, तन्नामकं च तच्चूर्णम्-अग्निमुखचूर्णम्, बृहच्च तद् अग्निमुखचूर्णम्-અગ્નિનુ જાણે મુખ હોય તેવું અતિ ઉગ્ર રોગોનો નાશ કરનારું મોટું ચૂર્ણ-બૃહદગ્નિમુખચૂર્ણ કહેવાય છે.

अम्लवेतसमम्लीका यवानी देवदारु च ।
अभया ऽतिविषा श्यामा हपुषाऽऽरग्वधं समम् ॥४६॥
तिलमुष्ककशिग्रूणां कोकिलाक्षपलाशयोः ।
क्षाराणि लोहकिट्टञ्च तप्तं गोमूत्रसेचितम् ॥४७॥
सूक्ष्मचूर्णानि कृत्वा तु समभागानि कारयेत् ।
मातुलुङ्गरसेनैव भावयेद्दिवसत्रयम् ॥ ४८ ॥
दिनत्रयन्तु शुक्तेन तथार्द्रकरसेन च ।
अत्यग्निकारकं चूर्णं प्रदीप्ताग्निसमप्रभम् ॥ ४९ ॥
उपयुक्तं विधानेन नाशयत्यचिराद्गदान् ।
अजीर्णमथ गुल्मञ्च प्लीहानं गुदजानि च ॥५०॥
उदराण्यन्त्रवृद्धिञ्च, अष्ठीलां वातशोणितम् ।
प्रणुदत्युल्बणान्दोषान्नष्टाग्निं च प्रदीपयेत् ॥ ५१ ॥

अन्वयः-द्वौ क्षारौ चित्रक पाठा करञ्ज लवणानि च सूक्ष्मा एला पत्रक भार्गी कृमिघ्न हिङ्गु पौष्करं शटी दार्वी त्रिवृत् मुस्त वचा च इन्द्रयवा. तथा वृक्षाम्ल जीरक धात्री श्रेयसी च उपकुञ्चिका अम्लवेतसम् अम्लीका यवानी देवदारु च अभया अतिविषा श्यामा हपुषा आरग्वध सम तिल-मुष्कक-शिग्रूणा कोकिलाक्ष-पलाशयो. क्षाराणि च तप्त गोमूत्र-सेचित लोह-किट्ट-(एतानि) तु सूक्ष्म-चूर्णानि कृत्वा समभागानि कारयेत्, दिवसत्रय मातु लुङ्गरसेन एव भावयेत्, दिनत्रय तु शुक्तेन, तथा च आर्द्रकरसेन (भावयेत् इद) चूर्णम् अत्यग्निकारक प्रदीप्त-अग्निसमप्रभ (सत्) विधानेन उपयुक्तं (चेत् तर्हि) अचिरात् अजीर्णम् अथ च गुल्म प्लीहान च गुदजानि च उदराणि अन्त्रवृद्धि च अष्ठीला वातशोणितम् (इति) गदान् नाशयति, उल्बणान् दोषान् प्रणुदति, नष्टाग्नि च प्रदीपयेत् ॥

સાજીખાર, જવખાર, ચિત્રક, કાળીપાટ, કાકચિયા, પંચલવણ, ઝીણી એલચી, તમાલપત્ર, ભારંગી, વાવડિંગ, હિંગ, કઠ, કચૂરો, દારુહળદર, નસોતર, મોથ, વજ, ઇંદ્રજવ, કોકમ, જીરું, આમળાં, હરડે, પીપર, અમ્લવેતસ, આંબલી, યવાન-અજમો, દેવદાર, હરડે, અતિવિષ, ઘઉલાં, પત્રાશી, ગરમાળો, તલનો ક્ષાર, જધરિયા ખાખરાનો ક્ષાર, સરગવાનો ક્ષાર, એખરાનો ક્ષાર, ખાખરાનો ક્ષાર તથા તપાવી ગોમૂત્રથી ઠંડું કરેલું લોઢાનું કીટું સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણને ત્રણ દિવસ સુધી બિજોરાંના રસની ભાવના આપવી, ત્રણ દિવસ સુધી સરકાની ભાવના આપવી અને ત્રણ દિવસ સુધી આદુંના રસની ભાવના આપવી, એટલે તે 'બૃહદગ્નિમુખ' નામનું ચૂર્ણ સિદ્ધ થાય છે. આ ચૂર્ણ જઠરાગ્નિને અત્યંત વધારનાર તેમ જ પ્રદીપ્ત થયેલા અગ્નિ જેવું છે. તેનો વિધિથી ઉપયોગ કર્યો હોય તો તે તરત જ અજીર્ણનો, ગોળાના દરદનો, બરલના દરદનો, અરશનો, પેટના રોગનો, અંત્રવૃદ્ધિનો, અષ્ઠીલાનો અને વાતરક્તનો નાશ કરે છે. આ ચૂર્ણ ઉલ્બણ (અધિક-ઉગ્ર) થયેલા દોષોને પણ શાંત કરે છે અને નષ્ટ થયેલા અગ્નિને પણ પ્રદીપ્ત કરે છે. ૪૪-૫૧

टीका-द्वौ क्षारौ=स्वर्जिका, यवक्षारश्च । लवणानि-पञ्च । वृक्षाम्ल= 'विषामिल' इति लोके । श्रेयसी=हरीतकी, अपकुञ्चिका='मगरैला,' अम्लवेतसकाभावे चुक्र दातव्यम् । श्यामा=प्रियङ्गु । मुष्कक ='घण्टापाटरि' इतिलोके, कोकिलाक्षः='कोइलपा' इति लोके । इति बृहदग्निमुख चूर्णम् ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

### વૈશ્વાનર-ક્ષાર×

स्नुह्यर्कचित्रकैरण्डवरुणं सपुनर्नवम् ।
निलापामार्गकदलीपलाशं तिन्तिडीं तथा ॥५२॥
गृहीत्वा ज्वालयेदेनत्सर्वं भस्माखिलं यथा ।
जलाढके विपक्तव्यं यावत्पादावशेषितम् ॥५३॥
सुप्रसन्नं विनिस्राव्य लवणप्रस्थसंयुतम् ।
पक्त्वं निर्धूमकठिनं सूक्ष्मचूर्णीकृतं पुनः ॥ ५४ ॥
यवानीजीरकव्योषस्थूलजीरकहिङ्गुभिः ।
[ पृथगर्धपलैरेभिश्चूर्णितैस्तद्विमिश्रयेत् ॥ ५५ ॥
आर्द्रकस्वरसेनापि भावयेच्छोषयेत्पुनः । ]
शीतोदकेन तच्चूर्णं पिबेत्प्रातर्हि मात्रया ॥५६॥
तस्मिन् जीर्णेऽन्नमश्नीयाद्यूषैर्जाङ्गलजैः रसैः ।
ईषदम्लैः सलवणैः सुखोष्णैर्वह्निदीपनैः ॥ ५७ ॥
एतेनाग्निर्विवर्द्धेत बलमारोग्यमेव च ।
तत्रानुपानं शस्तं हि तक्रं वा भोजने हितम् ॥५८॥
मन्दाग्न्यर्शोविकारेषु वातश्लेष्मामयेषु च ।
सर्वाङ्गशोथरोगेषु शूलगुल्मोदरेषु च ।
अश्मर्यां शर्करायाञ्च विण्मूत्रानिलरोगिषु ॥५९॥

*अन्वयः-स्नुही-अर्क-चित्रक-एरण्ड-वरुण सपुनर्नवं*

× वैश्वानरो-वह्निः स चात्र जाठरः प्रकरणवशात्, त वैश्वानर करोति इति-वैश्वानरकृत्, स चासौ क्षार-वैश्वानरक्षार -शाकपार्थिवादिः-જઠરાગ્નિને જે પ્રદીપ્ત કરે છે, તે વૈશ્વાનરક્ષાર કહેવાય છે.

तिल-अपामार्ग-कदली-पलाशं तथा तिन्तिडीं गृहीत्वा ज्वालयेत्, यथा एतत् अखिलं प्रस्थं भस्म (भवेत्, ततः तद् भस्म) जलाढके विपक्तव्यं, यावत् पाद-अवशेषितं (स्यात्), सुप्रसन्नं विनिस्राव्य लवणप्रस्थसंयुत (कृत्वा) पक्त्व निर्धूमकठिनं सूक्ष्मचूर्णीकृतं तत् पुनः यवानी-जीरक-व्योष-स्थूलजीरक-हिङ्गुभिः पृथक् अर्धपलैः चूर्णितैः एभिः विमिश्रयेत्, पुनः आर्द्रकस्वरसेन अपि भावयेत् (च) शोषयेत्। तत् चूर्णं प्रातः शीत-उदकेन हि मात्रया पिबेत्। तस्मिन् जीर्णे ईषत् अम्लैः सलवणैः सुखोष्णैः वह्निदीपनैः यूषैः (वा) जाङ्गलजैः रसैः (सह) अन्नम् अश्नीयात्। एतेन अग्निः बलं च आरोग्य विवर्धत एव, तत्र अनुपान तक्र हि शस्त, वा (तक्रं हि) भोजने हितम् (भवति)। अयं वैश्वानरक्षारः- मन्दाग्नि अर्शो-विकारेषु वात-श्लेष्म-आमयेषु सर्वाङ्गशोथ-रोगेषु शूल-गुल्म-उदरेषु च अश्मर्यां च शर्करायां च विण्मूत्र अनिलरोगेषु (प्रशस्यते)॥

થેર, આકડો, ચિત્રક, એરંડો, વાયવરણાં, સાટોડી. તલ, અઘેડો, કેળ, ખાખરો અને આંબલીને લઈ બાળવાં, કે જે રીતે એ સર્વની એકંદર ચોસઠ તોલા ભસ્મ થાય. પછી એ ભસ્મને બસોછપ્પન તોલા પાણીમાં નાખી તે પાણી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી પકાવવી. પછી તે બાકી રહેલું પાણી આછરે ત્યારે વસ્ત્રથી ગાળી લઈ તેમાં એકસો-અઠ્ઠાવીશ તોલા સિંધવ નાખી પાછું તેને પકવવું. પછી તે નિર્ધૂમ અને કઠણ થઈ જાય ત્યારે તેનું બારીક ચૂર્ણ કરી તેમાં અજમો, જીરું, સૂંઠ, મરી, પીપર, કલોંજી જીરું અને હિંગ અલગ અલગ બે બે તોલા નાખવાં. એમ તૈયાર થયેલ તે ચૂર્ણને સવારમાં ટાઢા પાણી સાથે માત્રા પ્રમાણે પીવું. એ માત્રા પચી ગયા પછી કાંઈક ખાટા, લૂણવાળા, કાંઈક ઊના અને અગ્નિને દીપ્ત કરનારા યૂષોની સાથે કે જંગલી પ્રાણીના માંસના રસાઓની સાથે અન્ન ખાવું. આથી અગ્નિ, બળ તથા આયુષ પણ વધે છે; આમાં અનુપાન તરીકે છાશ જ સારી છે; અથવા ભોજનની સાથે જ છાશ ખાવી એ પણ હિતકારી છે. આ 'વૈશ્વાનરક્ષાર' મંદ અગ્નિ ઉપર, અરશના વિકારો ઉપર, વાયુસંબંધી તથા કફસંબંધી રોગો ઉપર, સઘળા શરીરમાં સોજાના રોગો ઉપર, શૂળ ઉપર, ગોળાના રોગ ઉપર, પેટના રોગો ઉપર, પથરી ઉપર, શર્કરા નામના રોગ ઉપર તથા વિષ્ઠાના, મૂત્રના અને પવનના રોગીઓ માટે ખૂબ વખણાય છે. ૫૨-૫૯

## ભાસ્કર-લવણ+

सामुद्रलवणं कार्यमष्टकर्षमितं बुधैः।
सौवर्चलं पञ्चकर्षं विडसैन्धवधान्यकम्॥ ६०॥
पिप्पली पिप्पलीमूलं पत्रकं कृष्णजीरकम्।
तालीशं केशरं चव्यमम्लवेतसकं तथा॥ ६१॥
द्विकर्षमात्राण्येतानि प्रत्येकं कारयेद् बुधः।
मारिचं जीरकं विश्वमेकैकं कर्षमात्रकम्॥ ६२॥
दाडिमं स्याच्चतुःकर्षं त्वगेला चार्द्धकर्षिका।
एतच्चूर्णीकृतं सर्वं लवणं भास्कराभिधम्॥६३॥
भक्षयेच्छाणमानन्तु तक्रमस्तुककाञ्जिकैः।
वातश्लेष्मभवं गुल्मं प्लीहानमुदरं क्षयम्॥ ६४॥
अर्शांसि ग्रहणीं कुष्ठं विबन्धञ्च भगन्दरम्।
शूलं शोथं श्वासकासाऽऽमदोषांश्चापि हृद्रुजम्॥
अश्मरीं शर्कराञ्चापि पाण्डुरोगं कृमीनपि।
मन्दाग्निं नाशयेदेतद्दीपनं पाचनं परम्॥ ६६॥
हिताय सर्वलोकानां भास्करेण विनिर्मितम्।
हन्यात्सर्वाण्यजीर्णानि भुक्तमात्रमसंशयम्॥६७॥

अन्वयः-बुधैः सामुद्रलवणम् अष्टकर्षमित कार्यम्, सौवर्चल पञ्चकर्षं, विड-सैन्धव-धान्यकं पिप्पली पिप्पलीमूलं पत्रकं कृष्ण-जीरक तालीश केशरं चव्यं तथा अम्लवेतसम्,-एतानि प्रत्येकं द्विकर्षमात्राणि बुधः कारयेत्, मरिचं जीरकं विश्वम् एकैकं कर्षमात्रकं, दाडिमं चतुःकर्षं स्यात्, त्वक् च एला अर्धकर्षिका-एतत् सर्वं चूर्णीकृतं भास्कर-अभिधं लवणं तक्र-मस्तुक-काञ्जिकैः (सह) शाणमानं तु भक्षयेत्, एतत् दीपनं परं पाचनं (सत्)

+ भासं करोति-भास्करः-' दिवाविभा'०-इति करोतेष्टः, कस्कादित्व, लुनाति-छिनत्ति गुल्माजीर्णादिरोगानिति लवणं-लूञ् छेदने-नन्द्यादिः, ततः भास्करेण प्रोक्तं लवण, यद्वा भास्करतुल्यं रोगान्धकारनाशनं दीपन च 'तत् औषधमिश्र लवण भास्करलवण-પ્રકાશ કરનાર સૂર્યે કહેલું ગોળો-અજીર્ણ-વગેરેનો નાશ કરનારું મીઠું-ભાસ્કરલવણ; અથવા પ્રકાશક સૂર્યના જેવું રોગોરૂપી અંધકારનો નાશ કરનાર તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર ઓસડિયાંઓથી મિશ્ર મીઠું-ભાસ્કર-લવણ કહેવાય છે.

वात-श्लेष्म-भव गुल्म प्लीहानम् उदर क्षयम् अर्शांसि ग्रहणीं कुष्ठ विबन्धं च भगन्दर शूलं शोथ श्वास-कास-आमदोषान् अपि च हृद्रुजम् अश्मरीं च शर्करम् अपि पाण्डुरोगं कृमीन् मन्दाग्निम् अपि नाशयेत्। सर्वलोकाना हिताय भास्करेण विनिर्मित (एतद्) भुक्तमात्रं सर्वाणि अजीर्णानि अवश्यं हन्यात् ॥

વિદ્વાનોએ દરિયાઈ લૂણ આઠ તોલા લેવું, સંચળ પાંચ તોલા લેવું અને બિડલૂણ, સેંધવ, ધાણા, પીપર, પીપરીમૂળ, તમાલપત્ર, કાળીજીરી, તાલીસપત્ર, કેસર, ચવક અને અમ્લવેતસ-એ દરેક બે બે તોલા લેવાં; પછી મરી, જીરું અને સૂંઠ એક એક તોલો લેવાં; તેમ જ દાડમના બીજ ચાર તોલા, તજ અર્ધો તોલો અને એલચી પણ અર્ધો તોલો લઈ એ બધાંનું ચૂર્ણ કરવું, એટલે તે 'ભાસ્કર-લવણ' નામે તૈયાર થાય છે. આ ચૂર્ણને છાશ, દહીંનું પાણી કે કાંજીની સાથે ચોવીશ ચણોઠીભાર ખાવું. આ લૂણ અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા ઉત્તમ પાચન હોઈ વાયુસંબંધી તથા કફ સંબંધી ગોળો, બરલનું દરદ, પેટના રોગ, ક્ષયરોગ, અરશ, ગ્રહણી, કોઢ, મળબંધ, ભગંદર, શૂળ, સોજા, શ્વાસ, ઉધરસ, આમ સંબંધી દોષો, હૃદયનો રોગ, પથરી, શર્કરા, પાંડુરોગ, કૃમિઓ અને અગ્નિના મંદપણાનો નાશ કરે છે. બધા લોકોના હિત માટે સૂર્યે આ બનાવ્યું છે. આ લૂણ ખાધું હોય તો તરત જ સઘળા પ્રકારના અજીર્ણોનો અવશ્ય નાશ કરે છે. ૬૦-૬૭

टीका-अत्र दाडिमस्य बीजानां कर्षचतुष्टयमितं देयम्॥

વડવાનલ-ચૂર્ણ+

सैन्धवसमूलमगधा,-चव्यानलनागरं पथ्या।
क्रमवृद्धमग्निवृद्धौ, वडवानलनाम चूर्ण स्यात्॥६८

अन्वय:-सैन्धव-समूल-मगधा-चव्य-अनल-नागरं पथ्या क्रमवृद्ध वडवानलनामचूर्णम् अग्निवृद्धौ स्यात् ॥

એક ભાગ સેંધવ, બે ભાગ પીપરીમૂળ, ત્રણ ભાગ પીપર, ચાર ભાગ ચવક, પાંચ ભાગ ચિત્રક, છ ભાગ સૂંઠ અને સાત ભાગ હરડેનું ચૂર્ણ (ભેગું) 'વડવાનલ-ચૂર્ણ' કહેવાય છે; તે જઠરાગ્નિને વધારવા (ઉપયોગી) થાય છે. ૬૮

બીજા પ્રકારનું વડવાનલ-ચૂર્ણ

पथ्यानागरकृष्णा,-करञ्जबिल्वाग्निभिः सिता-
तुल्यैः। वडवानल इव जरयति, बहु गुर्वति-
भोजनं चूर्णम् ॥६९॥

अन्वय:-पथ्या-नागर-कृष्णा-करञ्ज-बिल्व-अग्निभिः सितातुल्यैः (निष्पादित), चूर्ण वडवानलः इव बहु गुरु अतिभोजनं जरयति ॥

હરડે, સૂંઠ, પીપર, કાકચિયા, બીલું, ચિત્રક અને તે બધા જેટલી સાકર નાખી બનાવેલું ચૂર્ણ, (ખાવાથી સમુદ્રની અંદર સળગતા) વડવાનલ જેવું હોઈ ખૂબ વધારે-પડતાં ભારે ભોજનને પણ પચાવી દે છે. ૬૯

સમશર્કર-ચૂર્ણ×

एलात्वङ्नागपुष्पाणां मात्रोत्तरविवर्धिता।
मरिचं पिप्पली शुण्ठी चतुष्पञ्चोत्तरोत्तरा ॥७०॥
द्रव्याण्येतानि यावन्ति तावती सितशर्करा।
चूर्णमेतत्प्रयोक्तव्यमग्निसन्दीपनं परम् ॥७१॥

अन्वय:-एला-त्वक्-नागपुष्पाणां मात्रा उत्तरविवर्धिता, मरिच पिप्पली शुण्ठी चतुर्-पञ्च-उत्तर-उत्तरा-एतानि द्रव्याणि यावन्ति (स्युः), तावती सितशर्करा (ग्राह्या), एतत् चूर्णम् परम् अग्निसंदीपन (सत्) प्रयोक्तव्यम् ॥

એક ભાગ એલચી, બે ભાગ તજ, ત્રણ ભાગ નાગકેસર, ચાર ભાગ મરી, પાંચ ભાગ પીપર અને છ ભાગ સૂંઠ એમ એક એકથી વધતાં એ સઘળાં દ્રવ્યોનું જેટલું ચૂર્ણ થાય તેટલી તેમાં સાકર નાખવી. આ ચૂર્ણ જઠરાગ્નિને અત્યંત પ્રદીપ્ત કરે છે, તેથી તે અવશ્ય પ્રયોગ કરવા લાયક છે. ૭૦,૭૧

---

+ वडवाया अनलः वडवानलः, तन सदृशं दीपनं च पाचनं चूर्णम्-वडवानलचूर्णम्-સમુદ્રમાં સળગતા વડવાગ્નિ જેવું દીપન એટલે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા પાચન હોવાથી વડવાનલ નામે કહેવાતું ચૂર્ણ.

× समा-औषधैस्तुल्या शर्करा यस्मिन् तत् सम-शर्करं, तच्च तच्चूर्ण समशर्करचूर्णम्-જેમાં ઓસડિયાંનાં ચૂર્ણ જેટલી ખડીસાકર નંખાય છે, તે સમશર્કરચૂર્ણ કહેવાય છે.

अथाजीर्णे रसाः ।

## અજીર્ણ ઉપરના રસો

### ક્રવ્યાદ-રસઃ

द्विपलं गन्धकं शुद्धं पलमेकन्तु पारदम् ।
मृतलोहं तथा ताम्रं कर्षद्वयमितं पृथक् ॥ ७२ ॥
सञ्चूर्ण्य सर्वं सम्मिश्रं द्रावयित्वाऽग्नियोगतः ।
सम्यग्द्रुतं समस्तं तत् पश्चाद्गुलदले क्षिपेत् ॥७३
पुनः सञ्चूर्ण्य तत्सर्वं लोहपात्रे निधापयेत् ।
जम्बीरस्य रसं तत्र पूतं पलशतं क्षिपेत् ॥७४॥
चुल्ल्यां निवेश्य तद् यत्नान्मृदुना वह्निना पचेत् ।
रसे तस्मिन् घनीभूते तत् संशोष्य विचूर्णयेत् ॥
पञ्चकोलकषायस्य चुक्रेण सहितस्य च ।
भावना तत्र दातव्या पश्चात् संशोषयेच्छनैः ॥७६
भृष्टटङ्कणचूर्णेन तुल्येन सह मेलयेत् ।
मरिचेनापि तुल्येन तदर्धेन विडेन च ॥ ७७ ॥
भावयेत् सप्तकृत्वस्तु चणकाम्लजलेन च ।
ततः संशोष्य सम्पिष्य कूपीमध्ये निधापयेत् ॥७८
रसः क्रव्यादनामाऽयं भैरवानन्दयोगिना ।
उक्तः सिंहलराजाय बहुमांसाशिने पुरा ॥ ७९ ॥
भक्षयेद्भोजनस्यान्ते माषद्वयमितं रसम् ।
भक्षयित्वा रसं पश्चात् पिबेत्तक्रं ससैन्धवम् ॥८०
अत्यर्थं गुरु यद् भुक्तमतिमात्रमथापि च ।
तत्सर्वं जीर्यति क्षिप्रं रसस्यैतस्य भक्षणात् ॥ ८१ ॥
शूलं गुल्मञ्च विष्टम्भं प्लीहानमुदरं तथा ।
रसः क्रव्यादनामाऽयं विनिहन्ति न संशयः ॥८२

अन्वयः–द्विपलं शुद्धं गन्धकं, एकं तु पलं पारदं, मृतलोहं तथा ताम्रं पृथक् कर्षद्वयमितं–सर्वं सचूर्ण्य संमिश्रम् अग्नियोगतः द्रावयित्वा सम्यक् द्रुतं तत् समस्तं पश्चाद्गुल–दले क्षिपेत्, पुनः सचूर्ण्य तत् लोहपात्रे निधापयेत् तत्र जम्बीरस्य पूतं रसं पलशतं क्षिपेत्, तत् चुल्ल्यां निवेश्य यत्नात् मृदुना वह्निना पचेत्, तस्मिन् रसे घनीभूते तत् संशोष्य विचूर्णयेत्, तत्र च चुक्रेण सहितस्य पञ्चकोलकषायस्य भावना दातव्या, पश्चात् शनैः संशोषयेत्, ( ततः तत्–) तुल्येन भृष्टटङ्कण–चूर्णेन तुल्येन मरिचेन तदर्धेन च विडेन अपि सह मेलयेत्, चणक–अम्लजलेन च सप्तकृत्वः तु भावयेत्, ततः संशोष्य संपिष्य कूपीमध्ये निधापयेत् । अयं क्रव्यादनामा रसः पुरा भैरवानन्दयोगिना बहुमांसाशिने सिंहलराजाय उक्तः (आसीत्) । भोजनस्य अन्ते माषद्वयमितं (इमं) रसं भक्षयेत्, रसं भक्षयित्वा पश्चात् ससैन्धवं तक्रं पिबेत्, यत् अत्यर्थं गुरु अथ च अतिमात्रम् अपि भुक्तं तत् सर्वम् एतस्य रसस्य भक्षणात् क्षिप्रं जीर्यति । अयं क्रव्यादनामा रसः शूलं गुल्मं च विष्टम्भं प्लीहानं तथा उदरं विनिहन्ति, न संशयः ( कार्यः ) ॥

આઠ તોલા શુદ્ધ ગંધક, ચાર તોલા શુદ્ધ પારદ, બે તોલા મારેલું લોઢું અને બે તોલા મારેલા ત્રાંબાનું ચૂર્ણ કરી તે સઘળાને મિશ્ર કરી અગ્નિનો યોગ આપીને પિગળાવવાં. સારી રીતે પીગળ્યા પછી એ સર્વને ધોળા એરંડાનાં પાંદડાં ઉપર નાખવાં. પછી ફરીવાર ચૂર્ણ કરી તે સર્વને લોઢાના વાસણમાં નાખી તેમાં ચારસો તોલા લીંબુનો વસ્ત્રથી ગાળેલો રસ નાખવો. પછી તેને ચૂલા પર ચડાવી કાળજીપૂર્વક ધીમા અગ્નિથી પકવવાં. પાકતાં પાકતા રસ ઘાટો થઈ જાય ત્યારે તેને સુકાવી ચૂર્ણ કરવું. એ ચૂર્ણને ચૂકાના રસ સહિત પંચકોલ(પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ)ના કવાથની (પચાસ-પચાસ) ભાવના આપવી; પછી ધીરે ધીરે સુકાવી તેમાં તે ચૂર્ણના જેટલું શેકેલા ટંકણખારનું ચૂર્ણ, તેટલું જ મરીનું ચૂર્ણ અને તે ચૂર્ણથી અરધું બિડલૂણ ભેળવવું. પછી તે ચૂર્ણને ચણાખારની સાત ભાવનાઓ આપી સુકાવી વાટીને શીશીમાં ભરી મૂકવું; તે ક્રવ્યાદ નામનો રસ તૈયાર થયો કહેવાય છે. આ 'ક્રવ્યાદ-રસ' પૂર્વે ભૈરવાનંદ નામના યોગીએ ઘણું માંસ ખાનારા સિંહલદ્વીપના રાજાને કહ્યો હતો. જમ્યા પછી આ રસ બાર રતીભાર ખાવો અને તે ખાઈને તેની ઉપર સૈંધવ સહિત છાશ પીવી. જે અત્યંત ભારે તથા અતિશય વધારે ખાધું હોય તે સઘળું આ રસ ખાવાથી તરત પચી જાય છે. આ

÷ क्रव्यम्–आमं सर्वम् अजीर्णांशम् अत्ति–भक्षयति–विनाशयति भूशात्–इति क्रव्यादः–कर्मण्यण्, क्रव्यादनामा रसः, यद्वा 'क्रव्यादोऽस्रप आशरः' इति कोशात्–क्रव्यादो–राक्षसस्तत्सदृशो सर्वाजीर्णभक्षको रसः–સમગ્ર અજીર્ણાંશને જે નાશ કરે છે, તે ક્રવ્યાદ અથવા ક્રવ્યાદ એટલે સર્વભક્ષી રાક્ષસ જેવો–બધા અજીર્ણને પચાવી નાશ કરનારો જે રસ તે-ક્રવ્યાદરસ કહેવાય છે.

ક્રવ્યાદ નામનો રસ શૂળને, ગોળાને, મળબંધને, બરલના દરદને તથા પેટના રોગોને મટાડે છે, એમાં સંશય નથી. ૭૨-૮૨

ટીકા-इति क्रव्यादरसोऽजीर्णे रसेन्द्रचिन्तामणौ रसरत्नप्रदीपे च ॥ આ ક્રવ્યાદરસ 'રસેન્દ્રચિંતામણિ' તથા 'રસરત્નપ્રદીપ' નામના બે ગ્રંથોમાં અજીર્ણ ઉપર આપવા કહ્યો છે.

### જ્વાલાનલ-રસ+

क्षारत्रयं सूतगन्धौ पञ्चकोलमिदं समम्।
सर्वैस्तुल्या जया भृष्टा तदर्धा शिग्रुजा जटा ॥८३
एतत्सर्वं जयाशिग्रुवह्नीनां केवलैर्द्रवैः।
भावयेत् त्रिदिनं घर्मे ततो लघु पुटे पचेत् ॥८४
मार्कवस्य द्रवैर्घृष्टो रसो ज्वालानलो भवेत्।
निष्कोऽस्य मधुना लीढोऽनुपानं गुडनागरम् ॥८५
हन्त्यजीर्णमतीसारं ग्रहणीमग्निमार्दवम्।
श्लेष्महृल्लासवमनमालस्यमरुचिं जयेत् ॥ ८६ ॥

अन्वयः-क्षारत्रयं सूत-गन्धौ पञ्चकोलम्-इदं समं (ग्राह्यम्, तथा) सर्वैः तुल्या भृष्टा जया, तदर्धा शिग्रुजा जटा, एतत् सर्वं जया-शिग्रु-वह्नीनां केवलैः द्रवैः त्रिदिनं भावयेत्, ततः घर्मे, ततः लघु पुटे पचेत्, (ततः) मार्कवस्य रसैः घृष्टः (अयं) ज्वालानलः रसः भवेत्। अस्य निष्कः मधुना लीढः, अनुपानं (च) गुड-नागरं (कृतं चेत् तर्हि सः) अजीर्णम् अतीसारं ग्रहणीम् अग्निमार्दवं श्लेष्म-हृल्लास-वमनम् आलस्यम् अरुचिं जयेत् ॥

જવખાર, સાજીખાર, ટંકણખાર, પારો, ગંધક અને પંચકોલને સમભાગે લઈ તેમાં તે સર્વના જેટલી શેકેલી ભાંગ અને ભાંગથી અર્ધાં સરગવાનાં મૂળ નાખી એ બધાંને ત્રણ દિવસ સુધી ભાંગના, સરગવાના અને ચિત્રકના કેવળ રસોથી તડકામાં ભાવના આપવી અને પછી અડાયાં છાણાંના હલકા પુટમાં પકાવવાં. પછી એ પાકેલા રસને ભાંગરાના સ્વરસથી વાટવો; એટલે 'જ્વાલાનલ' નામનો રસ તૈયાર થાય છે. આ રસ ચોવીસ ચણોઠીભાર મધ સાથે ચાટ્યો હોય અને તેના ઉપર ગોળ તથા સૂંઠનું અનુપાન કરાય તો તે અજીર્ણ, અતિસાર, ગ્રહણી, અગ્નિની મંદતા, કફ, મોળ, ઊલટી, આળસ અને અરુચિને મટાડે છે. (ઉપર જે પંચકોલ કહ્યાં તે પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ, એ પાચ સમજવા.) ૮૩-૮૬

ટીકા-अथ पञ्चकोलम्-' पिप्पलीपिप्पलीमूलचव्यकचित्रकनागरैः '। जयाऽत्र=विजया, मार्कव.=भृङ्गराज.। इति ज्वालानलो रसः अजीर्णे रसरत्नप्रदीपे ॥ રસરત્નપ્રદીપગ્રંથમાં આ રસ અજીર્ણ પર કહ્યો છે.

### અગ્નિકુમાર-રસ÷

टङ्कणं रसगन्धौ च समं भागत्रयं विषात्।
कपर्दः स्वर्जिकाक्षारो मागधी विश्वभेषजम् ॥८७॥
पृथक् पृथक् कर्षमात्रं वसुभागमिहोषणम्।
जम्बीराम्लैर्दिनं घृष्टं भवेदग्निकुमारक.॥
विसूचीशूलवातादिवह्निमान्द्यप्रशान्तये ॥ ८८ ॥

अन्वयः-टङ्कणं च रसगन्धौ विषात् समं भागत्रयं, कपर्दः स्वर्जिका-क्षारः मागधी विश्वभेषजं पृथक् पृथक् कर्षमात्रम्, इह ऊषणं वसुभागं, जम्बीराम्लैः दिनं घृष्टम् अग्निकुमारकः (रसः सिद्धः) भवेत् (स च) विसूची-शूल-वात-आदि-वह्निमान्द्य-प्रशान्तये (प्रयुज्यते) ॥

ટંકણખાર, પારો અને ગંધક એક એક તોલો, ત્રણ તોલા વછનાગ; કોડી, સાજીખાર, પીપર તથા સૂંઠ એક એક તોલો અને આઠ તોલા મરી એકઠાં કરી એક દિવસ લીંબુના રસથી ઘૂંટવાં; એટલે તે 'અગ્નિકુમાર' નામનો રસ તૈયાર થાય છે. આ રસ કૉલેરાને, શૂળને, વાયુ આદિને તથા અગ્નિની મંદતાને મટાડે છે. (આ રસની માત્રા બે વાલ આપવી; એમ બીજા ગ્રંથમાં કહ્યું છે.) ૮૭,૮૮

ટીકા-क्षारः=यवक्षारः। इत्यग्निकुमारो विसूच्यामजीर्णे रसरत्नप्रदीपे रसेन्द्रचिन्तामणौ च। રસરત્નપ્રદીપ તથા રસેન્દ્રચિન્તામણિ નામના બે ગ્રંથમાં આ અગ્નિકુમારરસ કૉલેરા તથા અજીર્ણ પર આપવા કહ્યો છે.

---

+ ज्वालाभिर्ज्वलन् अनलः इव सर्व-अजीर्णांश-काष्ठराशिदहनः-ज्वालानलः-तन्नामा चासौ रसः-ज्वालानलरसः-જ્વાળાઓથી બળબળતો અગ્નિ જેમ લાકડાંઓના ઢગલાને બાળી ભસ્મ કરી નાખે છે, તેમ જે રસ સઘળા અજીર્ણના અંશોને બાળીપચાવી દે છે, તે જ્વાલાનલરસ નામે કહેવાય છે.

÷ अग्नेः कुमार इव दीपन-पाचनादितद्गुणयुक्तत्वात्, इवार्थे कन्, स चासौ रसः-દીપન-પાચન આદિ અગ્નિના ગુણવાળો હોવાથી અગ્નિનો જાણે કુમાર હોય તેવો જે રસ તે અગ્નિકુમાર કહેવાય છે.

કોઢ રોગ જ (એટલે કોઢ વગેરે કેવળ ચામડીના જ રોગોને) ઉત્પન્ન કરનારા છે. ૧૨,૧૩

टीका-सौरसमातृभ्यां सह वर्तन्त इति सहसौरसमातरः ॥

पुरीषजानां विप्रकृष्टं निदानमाह-

## વિષ્ઠાથી થતા કૃમિઓનાં દૂરનાં નિદાન લક્ષણ વગેરે

माषपिष्टाम्ललवणगुडशाकैः पुरीषजाः ॥ १४ ॥
पक्वाशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिणः ।
वृद्धास्ते स्युर्भवेयुश्च ते यदाऽऽमाशयोन्मुखाः ॥१५
तदास्योद्गारनिःश्वासा विड्गन्धानुविधायिनः ।
पृथुवृत्ततनुस्थूलाः श्यावपीतसितासिताः ॥१६॥
ते पञ्च नाम्ना कृमयः ककेरुकमकेरुकाः ।
सौसुरादाः सशूलाख्या लेलिहा जनयन्ति च ॥१७
विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुताः ।
रोमहर्षाग्निसदनगुदकण्डूर्विमार्गगाः ॥ १८ ॥

अन्वयः-माष-पिष्ट-अम्ल-लवण-गुड-शाकैः पुरीषजाः (भवन्ति)। पुरीषोत्था ते पक्वाशये जायन्ते, यदा च ते वृद्धाः स्युः तदा अधोविसर्पिणः च आमाशयोन्मुखाः भवेयुः, तदा आस्य-उद्गार-निःश्वासाः विड्गन्ध-अनुविधायिनः (स्युः), ते कृमयः पृथु-वृत्त-तनु-स्थूलाः श्याव-पीत-सित-असिताः (सन्तः) नाम्ना पञ्च (यथा)-ककेरुक-मकेरुकाः सौसुरादाः सशूल-आख्याः च लेलिहाः विमार्गगाः च (ते) विड्भेद-शूल-विष्टम्भ-कार्श्य-पारुष्य-पाण्डुताः रोमहर्ष-अग्निसदन-गुदकण्डूः जनयन्ति ॥

અડદ, લોટનો ખોરાક, ખટાઈ, ખારાશ, ગોળ તથા શાક વધારે ખાવાથી વિષ્ઠાના કૃમિઓ થાય છે અને તેઓ વિષ્ઠામાં જ ઉત્પન્ન થઈ પકવાશયમાં રહે છે; જ્યારે તેઓ વધીને મોટા થાય છે, ત્યારે નીચે ગતિ કરે છે; અને જ્યારે તેઓ આમાશયની સન્મુખ થાય છે ત્યારે ઓડકાર તથા શ્વાસોચ્છ્વાસ વિષ્ઠાના જેવી ગંધને અનુસરતા થાય છે. એ કૃમિઓ પહોળા, ગોળ, ઝીણા, જાડા, કાળા, પીળા, ધોળા અને અત્યંત કાળા પણ થાય છે. તેઓનાં નામ આવાં પાંચ છે-કકેરુક, મકેરુક, સૌસુરાદ, સશૂલ અને લેલિહ.× તેઓ

प्रत्ययादिकं कफकृमि-अन्त्रादवत्-જેઓ વાળને ખાઈ જાય છે અથવા પકડી લઈ લે છે, તેથી કેશાદ નામે રક્તજન્ય કૃમિઓ.

૨. लोमानि विशेषतो ध्वंसयन्ति-इति लोमविध्वंसाः, ध्वंसतेर्ण्यन्तात् कर्मण्यण्-જેઓ રુવાંટાંનો વિશેષે કરી નાશ કરે છે, તેથી લોમવિધ્વંસ નામે રક્તજન્ય કૃમિઓ.

૩. रोम एव द्वीपो येषां ते रोमद्वीपाः-રુવાંટાંનાં મૂળ એ જ જેઓનો બેટ છે, તેથી રોમદ્વીપ-નામે રક્તજન્ય કૃમિઓ.

૪. उल्लङ्घितम् अम्बरं यैस्ते, यद्वा उत्-अतिशयेन अम्बन्ते-शब्दं कुर्वन्तीति उदुम्बराः-बाहुलकादरन्, पृषोदरादिश्च-જેઓ રક્તવાહી શિરાઓમાં રહીને પોલાણ ઓળંગે છે અથવા ખૂબ અવાજ કરે છે, તેથી ઉદુંબર-નામે રક્તજન્ય કૃમિઓ.

૫. सुतरां रसो येषां रक्ते-इति सुरसाः-त एव सौरसाः प्रज्ञाद्यण्-જેઓને રક્તમાં ખૂબ રસ અથવા આનંદ મળે છે. તેથી સૌરસ-રક્તજન્ય કૃમિઓ.

૬. मान्ति रक्तं रक्तवाहिशिराश्चेति मातरः, मा माने, नप्तृनेष्टृ. (उणा. २-९५) इति साधुः-જેઓ લોહીમાં જન્મી તેને માપે છે-વ્યાપ્ત કરે છે અને રક્તવાહી શિરાઓને પણ આશ્રયસ્થાન તરીકે માપે છે-વ્યાપે છે, તેથી માતૃ નામે રક્તજન્ય કૃમિઓ.

× વિષ્ઠાજન્ય કૃમિઓના પાંચ નામોની વ્યુત્પત્તિઓ આ પ્રમાણે છે:

૧. ककन्ते-लौल्यं कुर्वन्ति पुरीषे तस्मिन् उत्तरये ति ककेरवः-कक लौल्ये बाहुलकादेरुः,ततः स्वार्थे कन् ककेरुकाः-જેઓ વિષ્ઠામાં ઉત્પન્ન થઈ ચપળતા કરે છે-નીચે જાય છે-આમાશય તરફ અને વિમાર્ગે પણ ગતિ કરે છે, તેથી કકેરુક નામે વિષ્ઠાજન્ય કૃમિઓ.

૨. मङ्कन्ते-मण्डयन्ति विविधवर्णैः स्वात्मानमिति मकेरुकाः-मकि मण्डने-बाहुलकादेरुः-ततः स्वार्थे कन्, आगमशास्त्रानित्यत्वान्न नुम्-જેઓ જુદા જુદા રંગોથી પોતાને શોભાવે છે, તેથી મકેરુક નામે વિષ્ઠાજન્ય કૃમિઓ.

૩. सुराम् अदन्ति इति सुरादाः, सुतरां सुरादा इवेति सुसुरादाः, तत्सदृशगन्धत्वात् तत्तुल्यचापल्ययुक्तत्वाद्वा, सुसुरादा एव सौसुरादाः प्रज्ञाद्यण्-જાણે ખૂબ દારૂ પીતા હોય તેની ગંધવાળા અથવા તેઓના જેવીજ ચપળતા કરનારા હોય છે, તેથી સૌસુરાદ નામે વિષ્ઠાજન્ય કૃમિઓ.

૪. शूलेन-शूलरोगेण सहिता इव तद्रोगजनकत्वात्-જેઓ શૂળરોગને ઉત્પન્ન કરે છે, તેથી જાણે શૂળ સહિત જ છે, તે સશૂલ નામે વિષ્ઠાજન્ય કૃમિઓ.

૫. भृशं पुनः पुनर्वा लिहन्ति-आस्वादन्ते विष्ठा-

જ્યારે અવળે માર્ગે ચાલે છે ત્યારે ઝાડા, શૂળ, મળબંધ, શરીરમાં પાતળાપણું, ખરસટપણું, પાંડુપણું, રુવાંટાંનું ઊભું થવું, જઠરાગ્નિની મંદતા અને ગુદામાં ચળ ઉત્પન્ન કરે છે. ૧૪-૧૮

टीका-वृद्धास्तेऽधोविसर्पिणः स्युः, यदा ते आमाशयोन्मुखं भवेयुरित्यन्वयः। ते विमार्गगाः सन्तो विड्भेदादीन् जनयन्ति इत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ कृमीणां चिकित्सामाह-

## કૃમિઓની ચિકિત્સા

विडङ्गव्योपसंयुक्तमन्नमण्डं पिबेन्नरः।
दीपनं कृमिनाशाय जठराग्निविवृद्धये॥ १९॥
प्रत्यहं कटुकं तिक्तं भोजनं कफनाशनम्।
कृमीणां नाशनं रुच्यमग्निसन्दीपनं परम्॥ २०॥
विडङ्गशृतपानीयं विडङ्गेनावधूलितम्।
पीतं कृमिहरं दृष्टं कृमिजांश्च गदाञ्जयेत्॥ २१॥
लिह्याद्विडङ्गचूर्णं वा मधुना कृमिनाशनम्।
पलाशबीजस्य रसं पिबेन्माक्षिकसंयुतम्॥ २२॥
पिबेत्तद्बीजकल्कं वा मधुना क्रिमिनाशनम्।
कम्पिल्लचूर्णं कर्षार्धं गुडेन सह भक्षितम्॥२३॥
पातयेच्च कृमीन् सर्वानुदरस्थान्न संशयः।
विडङ्गं कौटजं बीजं तथा बीजं पलाशजम्॥२४॥
सञ्चूर्ण्य खादेत्खण्डेन कृमीन्नाशयितुं नरः।
निम्बपत्रसमुद्भूतं रसं क्षौद्रयुतं पिबेत्॥ २५॥
धत्तूरपत्रजं वापि कृमिनाशनमुत्तमम्।
रसेन्द्रेण समायुक्तो रसो धत्तूरपत्रजः॥ २६॥
ताम्बूलपत्रजो वापि लेपो यूकाविनाशनः।
धत्तूरपत्रकल्केन तद्रसेनैव पाचितम्।
तैलमभ्यङ्गमात्रेण यूका नाशयति क्षणात्॥२७॥
कृमीणां विट्कफोत्थानामेतदुक्तं चिकित्सितम्।
रक्तजानां तु संहारं कुर्यात् कुष्ठचिकित्सया। २८

अन्वयः-नरः कृमिनाशाय जठराग्निविवृद्धये विडङ्गव्योपसंयुक्तं दीपनम् अन्नमण्डं पिबेत्। प्रत्यहं कटुकं तिक्तं भोजन कफनाशन कृमीणां नाशन रुच्यम् परम् अग्निसंदीपन (भवति)॥ विडङ्ग-शृतपानीय विडङ्गेन अवधूलित (कृत्वा) पीतं कृमिहर दृष्ट, कृमिजान् च गदान् जयेत्। विडङ्गचूर्णं वा कृमिनाशनं मधुना लिह्यात्। पलाशबीजस्य रसं माक्षिक-संयुतं पिबेत्, तद्-बीज-कल्कं वा मधुना पिबेत्, (तेन) क्रिमिनाशनम् (भवति)॥ कर्षार्धं कम्पिल्लचूर्णं गुडेन सह भक्षित (सत्) उदरस्थान् सर्वान् कृमीन् पातयेत्, न संशयः। नरः कृमीन् नाशयितु विडङ्ग कौटज तथा पलाशज बीजं सचूर्ण्य खण्डेन (सह) खादेत्॥ निम्बपत्र-समुद्भूत रसम् अपि वा धत्तूरपत्रज रस क्षौद्रयुत पिबेत्, (तद्) उत्तम कृमिनाशनम्। रसेन्द्रेण समायुक्तः धत्तूरपत्रजः रसः अपि वा ताम्बूलपत्रजः लेपः यूकाविनाशनः (भवति), धत्तूरपत्रकल्केन तद्रसेन एव पाचितं तैल क्षणात् यूकाः नाशयति॥ *विट्कफोत्थानां कृमीणां (तथा यूकानाम्)* एतद् चिकित्सितम् उक्तम्, रक्तजानां तु संहार कुष्ठ-चिकित्सया कुर्यात्॥

માણસે કૃમિઓનો નાશ કરવા અને જઠરાગ્નિ વધારવા વાવડિંગ, સૂંઠ, મરી અને પીપરથી સંયુક્ત કરેલો તથા અગ્નિને પ્રદીપ્ત કરનારો અન્નનો મંડ પીવો; હમેશાં તીખું અને કડવું ભોજન કરાય તે કફનો તથા કૃમિઓનો નાશ કરે છે, રુચિ ઉત્પન્ન કરે છે અને જઠરાગ્નિને અત્યંત પ્રદીપ્ત કરે છે. વાવડિંગના ક્વાથમાં વાવડિંગ ચૂર્ણ નાખી પિવાય તો તે કૃમિઓનો નાશ કરે છે, એ જોયુ છે અને કૃમિઓથી થતા રોગોને પણ તે મટાડે છે. વાવડિંગનું ચૂર્ણ કૃમિઓનો નાશ કરનાર છે માટે મધ સાથે તે ચાટવું. ખાખરાનાં બીજનો રસ અથવા ખાખરાનાં બીજનો કલ્ક મધ સાથે પીવો, તે પણ કૃમિઓનો નાશ કરે

मेवेति लेलिह्रा.-लिह् आस्वादने-यङ्लुगन्तात् पचाद्यच्-જેઓ અતિશય વારંવાર વિષ્ટા જ ખાધા કરે છે, તેથી લેલિહ નામે વિષ્ટાજન્ય કૃમિઓ.

આ રીતે આ વીસ નામો ધરાવતા ચાર જાતના અસંખ્ય કૃમિઓ. શરીરની બહાર તથા અંદર ઉત્પન્ન થઈને અનેક રોગો ઉત્પન્ન કરે છે, એમ આયુર્વેદશાસ્ત્ર પણ અનાદિકાળથી કહી રહ્યું છે, તો અંગ્રેજી વૈદક જર્મ્સવાદ અથવા જન્તુવાદ ઊભો કરી જંતુઓને રોગોનાં કારણ જણાવે છે તે કંઈ નવું નથી. ફરક આ છે કે આયુર્વેદ એ જંતુઓનું કારણ પણ દોષોને જ કહે છે, ત્યારે અંગ્રેજી વૈદક દોષોનું નામનિશાન પણ સમજતું નથી, એ જ તેની મૂળની અપૂર્ણતા છે.

છે. અરધો તોલો કપિલાનું ચૂર્ણ ગોળની સાથે ખાધું હોય તો પેટમાં રહેલા સઘળા કૃમિઓને તે પાડી નાખે છે, એમાં સંશય નથી. માણસે કૃમિઓનો નાશ કરવા વાવડિંગ, ઇંદ્રજવનાં બીજ અને ખાખરાનાં બીજનું ચૂર્ણ કરી ખાંડની સાથે ખાવું. લીંબડાનાં પાંદડાંનો અથવા ધંતૂરાનાં પાંદડાનો રસ મધની સાથે પીવો, તે ઉત્તમ રીતે કૃમિઓનો નાશ કરે છે. પારાથી સંયુક્ત ધંતૂરાનાં પાંદડાંના રસનો લેપ અથવા પારાથી સંયુક્ત નાગરવેલના પાનના રસનો લેપ યૂકાઓનો (જૂ નામના કીડાઓનો) નાશ કરે છે. ધંતૂરાનાં પાંદડાંના કલ્કથી અને ધંતૂરાનાં પાંદડાંના રસથી પકાવેલા તેલનું જો માલિશ કર્યું હોય તો ક્ષણવારમાં યૂકાઓનો તે નાશ કરે છે. વિષ્ઠાથી તથા કફથી ઉત્પન્ન થયેલા કૃમિઓથી તથા યૂકા નામના કૃમિઓની આ ચિકિત્સા કહી, પણ રુધિરથી ઉત્પન્ન થયેલા કૃમિઓનો નાશ તો કોઢની ચિકિત્સાથી જ કરવો. ૧૯-૨૮

### કૃમિવાળાએ પાળવાની પરેજી

**क्षीराणि मांसानि घृतानि चापि, दधीनि शाकानि च पर्णवन्ति । अम्लं च मिष्टं च रसं विशेषात्, क्रमीन् जिघांसुः परिवर्जयेद्धि ॥२९॥**

अन्वयः—क्रमीन् जिघांसुः (जनः) क्षीराणि मांसानि घृतानि अपि च दधीनि च पर्णवन्ति शाकानि अम्लं च मिष्टं च रसं विशेषात् परिवर्जयेत् हि ॥

કૃમિઓનો નાશ કરવા ઇચ્છતા માણસે દૂધ, માંસ, ઘી, દહીં, પાંદડાંવાળાં શાક અને વિશેષે કરી ખટાશ તથા મીઠાશવાળા રસનો ત્યાગ જ કરવો જોઈએ. ૨૯

કૃમિઓનો અધિકાર સમાપ્ત

## अथ पाण्डुरोग–कमला–हलीमकाधिकारः ।

## ૮ : પાંડુરોગ.+ કમળો તથા હલીમકનો અધિકાર

तत्र पाण्डुरोगस्य सङ्ख्यापूर्वकं सन्निकृष्टनिदानमाह—

### પાંડુરોગનાં સંખ્યાપૂર્વક પાસેનાં નિદાનો

**पाण्डुरोगाः स्मृताः पञ्च वातपित्तकफैस्त्रयः । चतुर्थः सन्निपातेन पञ्चमो भक्षणान्मृदः ॥ १ ॥**

अन्वयः—वात–पित्त–कफैः–त्रयः, सन्निपातेन चतुर्थः, मृदः भक्षणात् पञ्चमः–(इत्येव) पाण्डुरोगाः पञ्च स्मृता ॥

વાયુથી થયેલો, પિત્તથી થયેલો અને કફથી થયેલો એમ ત્રણ, સન્નિપાતથી એટલે ત્રણે દોષથી થયેલો ચોથો અને માટી ખાવાથી થયેલો પાંચમો, એમ પાંડુરોગ પાંચ પ્રકારના કહ્યા છે. ૧

टीका—ननु मृत्तिकापि दूषितदोषद्वारेणैव पाण्डुरोगं जनयतीति मृद्भक्षणजः पाण्डुरोगो दोषजादभिन्न एव कथं पञ्चमः ? इति । उच्यते—अपरकारणकुपिता वातादयोऽन्यानपि रोगान् कुर्वन्ति । मृत्तिकाभक्षणात् कुपितास्तु वातादयो विशेषतः पाण्डुरोगमेव जनयन्त्येवेति विशेषाच्चिकित्साविशेषाच्च पञ्चमश्चरकेणोक्तः । तच्चिकित्साऽपरकारणकुपितदोषजनितपाण्डुरोगचिकित्सया भवतीति सुश्रुतेन मृत्तिकाजः पृथक् न पठितः ॥ અહીં શંકા થાય છે કે, માટી પણ પોતે દૂષિત કરેલા દોષ દ્વારા જ પાંડુરોગને ઉત્પન્ન કરે છે, તેથી માટી ખાવાથી ઉત્પન્ન થયેલો પાંડુરોગ દોષથી ઉત્પન્ન થયેલા પાંડુરોગથી જુદો ગણાય જ નહિ, છતાં તેને પાંચમો જુદો કેમ ગણ્યો ? આનું સમાધાન આ છે કે, બીજાં

+ 'पाण्डुस्तु पीतभागार्धः केतकीधूलिसंनिभः' इति शब्दार्णवकोशात् पण्ड्यते–ज्ञायते पीतभागार्ध–केतकीधूलिसंनिभो यो वर्णः स पाण्डु, पडि गतौ–गत्यर्थानां ज्ञानार्थकत्वमपि, मृगय्वादित्वात् कुः, पृषोदरादित्वाच्च दीर्घत्वम्, ततः पाण्डुत्वेन उपलक्षितो रोगः–पाण्डुरोगः–જેમાં અર્ધો ભાગ પીળો હોય એવા કેવડાની રજ જેવો જે ફીકો રંગ તે પાંડુ કહેવાય છે, એવી પાંડુતા અથવા ચામડીની ફીકાશ કરતો જે રોગ તે પાંડુરોગ કહેવાય છે. વિષ્ઠાજન્ય સૂક્ષ્મ કૃમિઓ શરીર પરની ચામડી પર ફીકાશ અથવા પાંડુરોગને ઉત્પન્ન કરે છે, તેથી કૃમિઓના અધિકાર પછી આ પાંડુરોગનો તથા તેના જ ભેદ કમળાનો અને હલીમકનો અધિકાર શરૂ કરે છે.

કારણોથી કોપેલા વાયુ આદિ દોષો બીજા રોગોને પણ ઉત્પન્ન કરે છે; પરંતુ માટી ખાવાથી કોપેલા દોષો તો વિશેષે કરી પાંડુરોગને જ ઉત્પન્ન જ કરે છે, એ વિશેષ છે. વળી માટી ખાવાથી ઉત્પન્ન થયેલા પાંડુરોગની ચિકિત્સા પણ જુદા જ પ્રકારની છે, તેથી ચરકે માટી ખાવાથી ઉત્પન્ન થતા પાંડુરોગને પાંચમો ગણ્યો છે; પરંતુ સુશ્રુતે 'માટી ખાવાથી થયેલા પાંડુરોગની ચિકિત્સા બીજાં કારણોથી કોપેલા દોષોથી થયેલ પાંડુરોગની ચિકિત્સા કરવાથી જ થઈ જાય છે' એમ સમજી માટી ખાવાથી થતા પાંડુરોગને જુદો ગણ્યો નથી.

अथ पाण्डुरोगस्य विप्रकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह–

**પાંડુરોગની દૂરનાં નિદાનપૂર્વકની સંપ્રાપ્તિ**

**व्यवायमम्लं लवणानि मद्यं, मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम्। निषेवमाणस्य विदूष्य रक्तं, दोषास्त्वचं पाण्डुरतां नयन्ति ॥ २॥**

अन्वयः–अतीव व्यवायम् अम्लं लवणानि मद्यं मृदं दिवास्वप्नं तीक्ष्णं (च) निषेवमाणस्य रक्तं विदूष्य दोषाः त्वचं पाण्डुरतां नयन्ति ।।

અતિશય મૈથુન, ખૂબ વધારે પડતા ખાટા તથા ખારા પદાર્થો, મદ્ય, માટી, દિવસે સૂઈ રહેવું અને અત્યંત તીક્ષ્ણ રાઈ વગેરે પદાર્થોને સેવ્યા કરતા માણસના લોહીને દૂષિત કરી વાયુ આદિ દોષો ચામડીને પાંડુવર્ણવાળી–ફીકી કરી નાખે છે. ૨

टीका–तीक्ष्ण=राजिकादि ॥

अथ तस्य पूर्वरूपमाह–

**પાંડુરોગનું પૂર્વરૂપ**

**त्वक्स्फोटनिष्ठीवनगात्रसाद,–मृद्भक्षणप्रेक्षणकूटशोथाः। विण्मूत्रपीतत्वमथाविपाको, भविष्यतस्तस्य पुरःसराणि ॥ ३॥**

अन्वयः–तस्य भविष्यतः त्वक्–स्फोट–निष्ठीवन–गात्रसाद–मृद्भक्षण–प्रेक्षणकूटशोथाः विण्मूत्रपीतत्वम् अथ अविपाकः (इति इमानि) पुरःसराणि (भवन्ति)॥

તે પાંડુરોગ થવાનો હોય ત્યારે ચામડીનું ફાટવું, વધારે પડતું થૂંક, ગાત્રોમાં ગ્લાનિ, માટી ખાવાની ઇચ્છા, આંખનાં પોપચાં પર સોજો, વિષ્ઠા તથા મૂત્રની પીળાશ અને ખાધેલા ખોરાકનો અપચો એટલાં લક્ષણો પ્રથમથી થાય છે. ૩

टीका–प्रेक्षणकूटशोथ इति=अक्षिगोलकशोथः ॥

अथ वातिकस्य पाण्डुरोगस्य लक्षणमाह–

**વાયુથી થયેલા પાંડુરોગનું લક્ષણ**

**त्वङ्मूत्रनयनादीनां रूक्षकृष्णारुणाऽऽभता। वातपाण्ड्वामये कम्पस्तोदानाहभ्रमादयः ॥ ४॥**

अन्वयः–वातपाण्डु–आमये त्वङ्–मूत्र–नयन–आदीनां रूक्ष–कृष्ण–अरुण–आभता कम्पः तोद–आनाह भ्रम–आदयः (भवन्ति)॥

વાયુથી થયેલા પાંડુરોગમાં ત્વચા, મૂત્ર તથા નેત્ર આદિ લૂખાં અને કાળાશથી મિશ્ર રતાશવાળાં થાય છે; કંપ તથા પીડા થાય છે; પેટ આફરી આવે છે અને ભ્રમ, ભેદન તથા શૂળ આદિ થાય છે. ૪

टीका–कृष्णारुणाभता पाण्डुत्वं नातिक्रमति; अत एव सुश्रुते–'सर्वेषु चैतेष्वतिपाण्डुभावो यतोऽधिकोऽतः खलु पाण्डुरोगः' इति। भ्रमादय इति। 'आदि' शब्दाद् भेदशूलादयः॥ ત્વચા આદિમાં કાળાશથી મિશ્ર જે રતાશ આદિ થાય છે, તે ફીકાશ વગરની હોતી નથી, એમ સમજવું. આ જ કારણે સુશ્રુતે કહ્યું છે કે 'પાંડુરોગના સઘળાય પ્રકારોમાં ફીકાશરૂપ પાંડુપણું તો અધિક થાય જ છે, તેથી જ આ રોગને પાંડુરોગ કહ્યો છે.'

अथ पैत्तिकस्य लक्षणमाह–

**પિત્તથી થયેલા પાંડુરોગનું લક્ષણ**

**पीतत्वङ्नखविण्मूत्रो दाहतृष्णाज्वरान्वितः। भिन्नविट्कोऽतिपीताभः पित्तपाण्ड्वामयी नरः ॥**

अन्वयः–पित्तपाण्डु–आमयी नरः पीत–त्वङ् नख–विण्–मूत्रः, दाह–तृष्णा–ज्वर–अन्वितः भिन्नविट्कः, अतिपीत–आभः (भवति)॥

જેને પિત્તનો પાંડુરોગ થયો હોય તે માણસનાં ચામડી, નખ, વિષ્ઠા તથા મૂત્ર પીળાં થઈ જાય છે; બળતરા, તરસ તથા જ્વર તેને લાગુ થાય છે; તેની વિષ્ઠા ભેદાયેલી–છૂટાપાણી જેવી પડે છે અને તેના શરીરની કાંતિ અત્યંત પીળી થઈ જાય છે. ૫

टीका–भिन्नविट्कः=सद्रवमलः ॥

अथ श्लैष्मिकस्य लक्षणमाह–

**કફથી થયેલા પાંડુરોગનું લક્ષણ**

**कफप्रसेकश्वयथुतन्द्रालस्यातिगौरवैः। पाण्डुरोगी कफात् शुक्लैस्त्वङ्मूत्रनयनाननैः ॥६॥**

अन्वयः–कफात् पाण्डुरोगी कफ–प्रसेक–श्वयथु–

तन्द्रा=आलस्य-अतिगौरवैः ( उपलक्षितः, तथा ) त्वक्-मूत्र-नयन-आननैः शुक्लैः ( आलक्षितः भवति ) ॥

જેને કફથી પાંડુરોગ થયો હોય તેને કફવાળું થૂંક આવ્યા કરે; સોજા, ઘેન, આળસ તથા અત્યંત ભારેપણું થાય છે અને તેની ચામડી, મૂત્ર, નેત્ર તથા મોઢું ધોળાં થઈ જાય છે. ૬

सान्निपातिकस्य लक्षणमाह-

### ત્રણે દોષોથી થયેલા પાંડુરોગનું નિદાન તથા લક્ષણ

सर्वान्नसेविनः सर्वे दुष्टा दोषास्त्रिदोषजम् ।
त्रिदोषलिङ्गं कुर्वन्ति पाण्डुरोगं सुदुःसहम् ॥७॥

अन्वयः-सर्व-अन्न-सेवितः ( जनस्य ) दुष्टाः सर्वे दोषाः त्रिदोषजं त्रिदोषलिङ्गं सुदुःसहं पाण्डुरोगं कुर्वन्ति ॥

સઘળાં અન્નોનું સેવન કરતા માણસના દુષ્ટ થયેલા બધા-ત્રણે દોષો, ત્રણે દોષોથી થતો, ત્રણે દોષોનાં ચિહ્નોવાળો, અત્યંત અસહ્ય પાંડુરોગ કરે છે. ૭

अथ मृद्भक्षणजस्य सम्प्राप्तिमाह-

### માટી ખાવાથી થયેલા પાંડુરોગની સંપ્રાપ્તિ

मृत्तिकाऽदनशीलस्य कुप्यत्यन्यतमो मलः ।
कषाया मारुतं पित्तमूषरा मधुरा कफम् ॥ ८ ॥
कोपयेन्मृद्रसादींश्च रौक्ष्याद्भुक्तञ्च रूक्षयेत् ।
पूरयत्यविपक्वैव स्रोतांसि निरुणद्ध्यपि ॥ ९ ॥
इन्द्रियाणां बलं हत्वा तेजो वीर्यौजसी तथा ।
पाण्डुरोगं करोत्याशु बलवर्णाग्निनाशनम् ॥ १० ॥

अन्वयः-मृत्तिका-अदनशीलस्य अन्यतमः मलः कुप्यति । कषाया मारुतम्, ऊषरा पित्तम्, मधुरा कफं कोपयेत् । ( सा ) च मृत् रौक्ष्यात् रसादीन् च भुक्तं रूक्षयेत्, अविपक्वा एव (च) स्रोतांसि पूरयति, निरुणद्धि अपि । (किंच) इन्द्रियाणां बलं तेजः तथा वीर्य-ओजसी हत्वा आशु बल-वर्ण-अग्नि-नाशनं पाण्डुरोगं करोति ॥

જે માણસને માટી ખાવાનો સ્વભાવ પડ્યો હોય તેના ત્રણ દોષમાંથી એક દોષનો પ્રકોપ થાય છે. તૂરી માટી વાયુને, ખારી માટી પિત્તને તથા મીઠી માટી કફને કોપાવે છે; તેમ જ એ માટી પોતાના રૂક્ષપણાને લીધે રસ આદિને તથા ખાધેલા અન્નને પણ રૂક્ષ કરે છે. ઉપરાંત કાચી ને કાચી સઘળાં સ્રોતોને (શિરાઓનાં મુખોને) પૂરી દે છે તથા રોકી પણ દે છે અને ઇંદ્રિયોના બળને, કાંતિને, વીર્યને તથા સઘળા ધાતુઓના રસરૂપ ઓજને પણ હણી નાખી તરત બળનો, વર્ણનો તથા અગ્નિનો નાશ કરનારા પાંડુરોગને ઉત્પન્ન કરે છે. ૮-૧૦

टीका-स्रोतांसि=शिरामुखानि, तेजः=दीप्तिः, ओजः=सर्वधातुरसः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ मृद्भक्षणोत्पन्नस्य लक्षणमाह-

### માટી ખાવાથી થયેલા પાંડુરોગનું લક્ષણ

मृद्भक्षणाद्भवेत् पाण्डुस्तन्द्रालस्यनिपीडितः ।
सकासश्वासशूलार्त्तः सदाऽरुचिसमन्वितः ॥११॥
शूनाक्षिकूटगण्डभ्रूः शूनपान्नाभिमेहनः ।
क्रिमिकोष्ठोऽतिसार्येत मलं सासृक्कफान्वितम् ॥

अन्वयः-( यस्य ) मृद्-भक्षणात् पाण्डुः भवेत्, ( स जनः ) तन्द्रा-आलस्य-निपीडितः, सकासश्वासशूल-आर्तः, सदा अरुचि-समन्वितः, शून-अक्षिकूट-गण्ड-भ्रूः, शून-पाद्-नाभि-मेहनः, क्रिमि-कोष्ठः ( भवेत्, तथा ) सासृक-कफ-अन्वित मलम् अतिसार्येत ॥

જેને માટી ખાવાથી પાંડુરોગ થયો હોય તે માણસ ઘેનથી તથા આલસ્યથી ખૂબ પીડાય છે, ઉધરસ સાથે શ્વાસથી તથા શૂળથી પણ પીડાય છે, સર્વકાળ તેને અરુચિ જ રહે છે; તેની આંખનાં પોપચાં, ગાલ, ભમર, પગ, નાભિ અને લિંગ સૂજી જાય છે, એના કોઠામાં કૃમિઓ થાય છે અને લોહી તથા કફથી સંયુક્ત બહુ જ પાતળો ઝાડો તેને વહ્યા કરે છે. ૧૧,૧૨

टीका-क्रिमिकोष्ठो उदराभ्यन्तरस्थक्रमिर्भवेदित्यनेन सम्बध्यते । अतिसार्येत मलमिति कर्मकर्तृ तत्कर्मवत् मन्तव्यम् । तस्मिन् कर्मण्यर्येऽत्र यत्-लिङ्-प्रत्यय ॥

अथासाध्यस्य लक्षणमाह-

### અસાધ્ય પાંડુરોગનું લક્ષણ

ज्वरारोचकहृल्लासच्छर्दितृष्णाक्लमान्वितः ।
पाण्डुरोगी त्रिभिर्दोषैस्त्याज्यः क्षीणो हतेन्द्रियः ॥
पाण्डुरोगश्चिरोत्पन्नः खरीभूतो न सिद्ध्यति ।
कालप्रकर्षात् शूनाङ्गो यो वा पीतानि पश्यति ॥

अन्वयः-त्रिभिः दोषैः ज्वर-अरोचक-हृल्लास-छर्दि-तृष्णा-क्लम-अन्वितः क्षीणः हतेन्द्रियः पाण्डुरोगी त्याज्यः । ( तथा ) चिरोत्पन्नः खरीभूतः पाण्डुरोगः न सिद्ध्यति, यः वा काल-प्रकर्षात् शूनाङ्गः (सन्) पीतानि पश्यति ( सोऽपि त्याज्य एव ) ॥

(કોપેલા) ત્રણ દોષોને લીધે જ્વર, અરુચિ, મોળ, ઊલટી, તરસ તથા ગ્લાનિથી સંયુક્ત થઈ ક્ષીણ થયેલો અને જેની ઇંદ્રિયો હણાઈ ગઈ હોય એવો પાંડુરોગી (વૈદ્યે) ત્યજવા યોગ્ય છે; અર્થાત્ તેની ચિકિત્સા કરવાની ના પાડી દેવી; તેમ જ જે પાંડુરોગે ઘણા કાળથી ઉત્પન્ન થઈ રોગીની સઘળી ધાતુઓને રુક્ષ કરી નાખી હોય એવો પાંડુરોગ મટતો નથી; અથવા ઘણા લાંબા કાળથી લાગુ થયેલ પાંડુરોગવાળો જે માણસ, શરીરે સૂજી ગયો હોય અને બધા પદાર્થો પીળા દેખતો હોય, તેનો પણ વૈદ્યે ત્યાગ કરવો. ૧૩,૧૪

टीका-खरीभूतः=अतिरूक्षितसर्वधातुः ॥

### આવો પાંડુરોગી તો મરી જ જાય

बद्धाल्पविट् सहरितं सकफं योऽतिसार्यते ।
दीनः स्वेदातिदिग्धाङ्गश्छर्दिमूर्च्छातृषान्वितः ॥
पाण्डुदन्तनखो यस्तु पाण्डुनेत्रश्च यो भवेत् ।
पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥१६

अन्वयः-यः च बद्ध-अल्पविट्, सकफं सहरितम् अतिसार्यते, दीनः स्वेद-अति-दिग्ध-अङ्गः छर्दि-मूर्च्छा-तृषा-अन्वितः पाण्डु-दन्त-नखः यः तु पाण्डुनेत्रः पाण्डु-संघातदर्शी भवेत् (सः) पाण्डुरोगी विनश्यति ॥

જેને બંધાયેલી વિષ્ઠા થોડી જ પડતી હોય પણ કફ સહિત હરિત રંગનો પાતળો ઝાડો બહુ વહેતો હોય અથવા જે માણસ દીન-રાંકડો બન્યો હોય, પરસેવાથી અત્યંત ખરડાયેલાં અંગોવાળો થતો હોય અને ઊલટીથી, તરસથી તથા મૂર્છાથી યુક્ત હોય તેમ જ જેના દાંત, નખ તથા નેત્ર પાંડુવર્ણાં-ફીકાં થઈ ગયાં હોય અને પોતે પણ ફીકા રંગના ઢગલા દેખ્યા કરતો હોય તે પાંડુરોગવાળો માણસ મરી જાય છે. ૧૫,૧૬

टीका-पाण्डुसङ्घातदर्शी=यः पीतवर्णस्य राशिं पश्यति ॥

### પાંડુરોગીનાં વિશેષ મરણચિહ્નો

अन्तेषु शूनं परिहीनमध्यं, म्लानं तथाऽन्तेषु च मध्यशूनम् । गुदे मुखे शेफसि मुष्कयोश्च, शूनं प्रताम्यन्तमसंज्ञकल्पम् ॥ विवर्जयेत्पाण्डुकिनं यशोऽर्थी, तथाऽतिसारज्वरपीडितञ्च ॥ १८ ॥

अन्वयः-अन्तेषु शूनं परिहीनमध्यं म्लानं तथा च अन्तेषु मध्य-शूनं गुदे मुखे शेफसि च मुष्कयोः शूनं प्रताम्यन्तम् असंज्ञकल्पं तथा च अतिसार-ज्वर-पीडितं पाण्डुकिनं यशोऽर्थी (वैद्य) विवर्जयेत् ॥

જેના હાથપગ સૂજી ગયા હોય તથા જેનો મધ્ય-કેડનો ભાગ સુકાઈ ગયો હોય; અથવા જેના હાથપગ સુકાઈ ગયા હોય અને મધ્ય ભાગ સૂજી ગયો હોય; તેમ જ ગુદામાં, મુખ પર, લિંગ પર અને વૃષણ પર જેને સોજો આવ્યો હોય, વળી જે ગ્લાનિ પામ્યા કરતો હોય, મુડદા જેવો બેભાન બન્યો હોય અને જ્વરથી પીડાતો હોય તેવા પાંડુરોગીને યશ ઇચ્છતા વૈદ્યે છોડી દેવો. ૧૭,૧૮

टीका-अन्तेषु=हस्तपादादिषु, म्लानं=क्षीणम्, प्रताम्यन्तम्=ग्लानिं गच्छन्तम्, असंज्ञकल्प=मृतसदृशम् ॥

अथ पाण्डुरोगभेदस्य कामलाया निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### પાંડુરોગનો જ ભેદ કામલા+(કમળા)રોગ-ની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

पाण्डुरोगी तु योऽत्यर्थं पित्तलानि निषेवते ।
तस्य पित्तमसृङ्मांसं दग्ध्वा रोगाय कल्पते ॥

अन्वयः-यः तु पाण्डुरोगी पित्तलानि अत्यर्थं निषेवते, तस्य पित्तम् असृक्-मांसं दग्ध्वा रोगाय कल्पते॥

જે માણસ પાંડુરોગવાળો તો હોય જ છતાં પિત્ત કરનારા પદાર્થોનું અત્યંત સેવન કરે છે, તેનું પિત્ત લોહીને તથા માંસને દૂષિત કરી 'કમળો' નામના રોગને ઉત્પન્ન કરે છે.૧૯

टीका-पित्तम् कर्तृ, दग्ध्वा=सन्दूष्य, रोगाय=कामलाख्याय । पाण्डुरोगिणि एवातिशयितपित्तलसेवया कामला भवति; नायं नियमः, किन्तु कामला स्वतन्त्रापि भवति । यथा राजयक्ष्मा कासाद्युपेक्षिताद्भवति, नायं नियमः, किन्तु राजयक्ष्मा स्वतन्त्रोऽपि भवति, तद्वदेवापि ॥ પાંડુરોગવાળાને જ પિત્ત કરનારા પદાર્થોના અત્યંત સેવનથી કમળો થાય, એવો ખાસ નિયમ નથી;

+ कामं-कान्ति रुचिं च लाति-आदत्ते, लुनाति-छिनत्ति चेति-कामला-कामोपपदात् ला आदाने, लूञ् छेदने चेति धातोः 'आतोऽनुपसर्गे कः', 'अन्यत्रापि दृश्यते'-इति वा कः, तत्टाप्-જે શરીરની કાંતિને તથા અન્નાદિ ઉપરની રુચિને લઈ લે અથવા કાપી નાખે છે-નાશ કરી નાખે છે, તેથી કામલા-કમળાનો રોગ.

પણ સ્વતંત્ર કામલારોગ પણ થાય છે; જેમ ઉધરસની ઉપેક્ષા કરવાથી ક્ષયરોગ થાય છે, એવો ખાસ નિયમ નથી, પણ સ્વતંત્ર ક્ષયરોગ પણ થાય છે; તે જ પ્રમાણે આ કામલા સ્વતંત્ર પણ થાય છે.

कामलाया लक्षणमाह–

કમળાનું લક્ષણ

**हारिद्रनेत्रः सुभृशं हारिद्रत्वङ्नखाननः ।**
**पीतरक्तशकृन्मूत्रो भेकवर्णो हतेन्द्रियः ।**
**दाहाऽविपाकदौर्बल्यसदनारुचिकर्षितः ॥ २० ॥**

अन्वयः–सुभृश हारिद्रनेत्रः हारिद्र–त्वक्–नख–आनन. पीत–रक्त–शकृत्–मूत्रः भेकवर्णः हतेन्द्रिय दाह–अविपाक–दौर्बल्य–सदन–अरुचि–कर्षितः (कामली कथ्यते)॥

જેનાં નેત્ર હળદર જેવા અત્યંત પીળાં થઈ ગયા હોય, જેનાં ચામડી, નખ તથા મોઢું પણ હળદર જેવાં ખૂબ પીળાં થઈ ગયાં હોય, જેનાં વિષ્ઠા તથા મૂત્ર રાતાં અથવા પીળાં થઈ ગયાં હોય, જેનો રંગ પીળા રંગના મોટા દેડકા જેવો પીળો થઈ ગયો હોય, જેની ઇંદ્રિયો અશક્ત થઈ ગઈ હોય અને જે દાહ, અપચો, દુર્બળતા, ગ્લાનિ અને અરુચિથી નંખાઈ ગયો હોય તે માણસ કમળા નામના રોગવાળો કહેવાય છે.

टीका–हारिद्र=हरिद्रावर्णम्, पीतरक्तशकृन्मूत्रः=पीते रक्ते वा शकृन्मूत्रे यस्य सः, भेकवर्णः=वृहद्भेकवर्णः ॥

तस्या भेदमाह–

કમળાના બે ભેદો

**कामला बहुपित्तैषा कोष्ठशाखाश्रया मता ॥२१॥**

अन्वय–बहुपित्ता एषा कामला कोष्ट–शाखा–आश्रया (द्विधा) मता ॥

જેમાં પિત્ત પુષ્કળ હોય છે, એવી આ કામલા (અથવા કમળાનો રોગ) કોઠાના આશ્રયવાળી તથા શાખાના (એટલે રક્ત આદિ ધાતુઓરૂપ) આશ્રયવાળી–એમ બે પ્રકારની મનાઈ છે. ૨૧

टीका–एका कोष्ठाश्रया, अपरा शाखाश्रया ॥

तत्र कोष्ठाश्रया कामलामाह–

કોઠાના આશ્રયવાળી કુંભકામલા કષ્ટસાધ્ય છે

**कालान्तरात् खरीभूता कृच्छ्रा स्यात् कुम्भकामला ॥ २२॥**

अन्वयः–कुम्भकामला कालान्तरात् खरीभूता कृच्छ्रा स्यात् ॥

કોઠાનો આશ્રય કરતી કુંભકામલા[×] ઘણો વખત જતાં અત્યંત કઠોર થઈ, સર્વ ધાતુઓને અત્યંત રુક્ષ કરી નાખી કષ્ટસાધ્ય બને છે. ૨૨

कुम्भकामलिनामरिष्टलक्षणमाह–

કોઠાના આશ્રયવાળી કુંભકામલાનુ અરિષ્ટ

**छर्द्यरोचकहृल्लासज्वरक्लमनिपीडितः । नश्यति श्वासकासार्त्तो विड्भेदी कुम्भकामली ॥ २३ ॥**

अन्वयः–कुम्भकामली छर्दि–अरोचक–हृल्लास–ज्वर–क्लम–निपीडित. श्वास–कास–आर्तः विड्भेदी (सन्) नश्यति ॥

કોઠામાં રહેલા કમળાવાળો માણસ ઊલટીથી, મોળથી, જ્વરથી, ગ્લાનિથી, શ્વાસથી તથા ઉધરસથી જ્યારે પીડાય અને વારંવાર છોતાપાણી જેવા ઝાડા કર્યા કરે, ત્યારે તે નાશ પામે છે. ૨૩

अथोभयोरपि कामलयोररिष्टलक्षणमाह–

બંને પ્રકારના કમળાનાં આરિષ્ટોનું લક્ષણ

**कृष्णपीतशकृन्मूत्रो भृशं शूनश्च मानवः ।**
**सरक्ताक्षिमुखच्छर्दिविण्मूत्रो यश्च ताम्यति ॥२४॥**
**दाहारुचितृषाऽऽनाहतन्द्रामोहसमन्वितः ।**
**नष्टाग्निसंज्ञः क्षिप्रं हि कामलावान्विपद्यते ॥२५॥**

अन्वय –य. च कामलावान् मानवः कृष्ण–पीत–शकृत्–मूत्रः भृशं च शूनः सरक्त–अक्षि–मुख–छर्दि–विट्–मूत्रः (सन्) ताम्यति, दाह–अरुचि–तृषा–आनाह–तन्द्रा–मोह–समन्वितः नष्ट–अग्निसंज्ञ (भवेत्) (तदा) क्षिप्रं हि विपद्यते ॥

કમળાવાળા જે માણસનાં વિષ્ઠા તથા મૂત્ર કાળાં–પીળાં થઈ ગયાં હોય, શરીર ખૂબ સૂજી જાય; આંખો, મોઢું, ઊલટી, વિષ્ઠા તથા મૂત્ર જેનાં રાતાં થઈ જાય, ગ્લાનિને પ્રાપ્ત થાય, દાહ અરુચિ, તરશ, આફરો, નિદ્રા જેવું ઘેન તથા મોહથી જે યુક્ત થાય અને જેનાં અગ્નિ તથા ભાન નાશ પામે છે તે માણસ તરત મરી જાય છે. ૨૪,૨૫

× कुम्भम्–कोष्टम् आश्रिता कामला–कुम्भकामला–કોઠાનો આશ્રય કરી રહેલ કમળાનો રોગ કુંભ–કામલા કહેવાય છે.

अथ पाण्डुरोगस्यैव भेद हलीमकमाह–

**પાંડુરોગનો જ ભેદ હલીમકનું+ લક્ષણ**

यदा तु पाण्डोर्वर्णः स्याद्धरितश्यावपीतकः।
बलोत्साहक्षयस्तन्द्रा मन्दाग्नित्वं मृदुज्वरः ॥२६॥
स्त्रीष्वहर्षोऽङ्गमर्दश्च श्वासतृष्णाऽरुचिभ्रमाः।
हलीमकं तदा तस्य विद्यादनिलपित्ततः ॥ २७ ॥

अन्वय –यदा तु पाण्डो. वर्णः हरित–श्याव–पीतकः स्यात्, बल–उत्साह–क्षयः तन्द्रा–मन्द–अग्नित्वं मृदुज्वरः स्त्रीषु अहर्षः अङ्गमर्दः च श्वास–तृष्णा–भ्रमाः (जायन्ते), तदा तस्य अनिल–पित्ततः (जात) हलीमकं विद्यात् ॥

જ્યારે પાંડુરોગવાળાનો રંગ હરિત (લીલો), કાળો તથા પીળો થઈ જાય, બળ તથા ઉત્સાહ ઓછાં થઈ જાય, નિદ્રા જેવું ઘેન પ્રાપ્ત થાય, અગ્નિ મંદ થઈ જાય, ઝીણો ઝીણો જ્વર રહ્યા કરે, સ્ત્રીઓ તરફ કામના ન થાય, અંગો ભાંગ્યા કરે અને શ્વાસ, તરશ, અરુચિ તથા ભ્રમ થાય ત્યારે એ રોગીને વાયુથી તથા પિત્તથી થયેલો હલીમક જાણવો.

टीका–पाण्डोः–पाण्डुरोगिणः ॥

अथ पाण्डुरोगचिकित्सामाह–

**પાંડુરોગની ચિકિત્સા**

सप्तरात्रं गवां मूत्रैर्भावितस्यायसो रजः।
पाण्डुरोगप्रशान्त्यर्थं पयसा प्रपिबेन्नरः ॥ २८ ॥
गोमूत्रसिद्धं मण्डूरचूर्णं सगुडमश्नतः।
पाण्डुरोगः क्षयं याति पक्तिशूलञ्च दारुणम् ॥ २९
अयोमलं सुसन्तप्तं भूयो गोमूत्रसाधितम्।
मधुसर्पिर्युतं लीढ्वा पाण्डुरोगी सुखी भवेत् ॥३०

अन्वयः–पाण्डुरोग–प्रशान्त्यर्थं नरः सप्तरात्र गवां मूत्रैः भावितम् अयसः च रजः पयसा प्रपिबेत् ॥ गोमूत्र–सिद्ध मण्डूरचूर्णं सगुडम् अश्नत. (जनस्य) पाण्डुरोगः च दारुणं पक्तिशूल क्षय याति ॥ सुसतप्तं भूयः गोमूत्र–साधितम् अयोमल मधुसर्पिर्युत लीढ्वा पाण्डुरोगी सुखी भवेत् ॥

પાંડુરોગને તદ્દન મટાડવા માણસે સાત રાત સુધી ગાયના મૂત્રની ભાવના આપી લોઢાના ચૂર્ણને દૂધની સાથે પીવું. ગોમૂત્રથી પકાવેલું લોઢાના કીટાનું ચૂર્ણ, ગોળની સાથે ખાય તો માણસનો પાંડુરોગ અને દારુણ પક્તિશૂલ નાશ પામે છે. લોઢાના કીટાને અત્યંત તપાવી ગોમૂત્રમાં પકાવીને મધ તથા ઘીની સાથે ચાટવાથી પાંડુરોગવાળો સુખી થાય છે. ૨૮–૩૦

**પુનર્નવાદિ–મંડૂર–**

पुनर्नवा त्रिवृद् व्योषं विडङ्गं दारु चित्रकम्।
कुष्ठं हरिद्रे त्रिफला दन्ती चव्यं कलिङ्गकम् ॥३१
कटुका पिप्पलीमूलं मुस्तं शृङ्गी च कारवी।
यवानी कट्फलञ्चेति पृथक् पलमितं समम् ॥३२॥
मण्डूरं द्विगुणं चूर्णाद्गोमूत्रेऽष्टगुणे पचेत्।
गुडेन वटकान् कृत्वा तक्रेणालोड्य तान् पिबेत् ॥३३
पुनर्नवादिमण्डूरवटकोऽश्विविनिर्मितः।
पाण्डुरोगं निहन्त्याशु कामलाञ्च हलीमकम् ॥३४
श्वासं कासं च यक्ष्माणं ज्वरं शोथं तथोदरम्।
शूलं प्लीहानमाध्मानमर्शांसि ग्रहणीं कृमीन्।
वातरक्तं च कुष्ठञ्च सेवनान्नाशयेद् ध्रुवम् ॥३५॥

अन्वयः–पुनर्नवा त्रिवृत् व्योषं विडङ्ग दारु चित्रक कुष्ठ हरिद्रे त्रिफला दन्ती चव्य कलिङ्गक कटुका पिप्पली-मूल मुस्त शृङ्गी च कारवी यवानी च कट्फलम्–इति समं पलमित, मण्डूर (च) द्विगुण (समादाय, सचूर्ण्य च) चूर्णात् अष्टगुणे गोमूत्रे (तत्) पचेत्, गुडेन वटकान् कृत्वा, तान् तक्रेण आलोड्य पिबेत्, (अय) पुनर्नवादिवटकः अश्विविनिर्मितः (अस्ति, स) च सेवनात् पाण्डुरोग च कामला हलीमक श्वासं च कास यक्ष्माण च ज्वर शोथं तथा उदर शूल प्लीहानम् अर्शांसि ग्रहणीं कृमीन् वातरक्त च कुष्ठम् आशु ध्रुव नाशयेत् ॥

સાટોડી, નસોતર, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, દેવદાર, ચિત્રક, કઠ, દારુહળદર, હળદર, હરડે, બહેડાં, આમળાં, નેપાળો, ચવક, ઇંદ્રજવ, કડુ, પીપરીમૂળ, મોથ, કાકડાશિંગી, કલોંજી જીરું, અજમો અને કાયફળ એ દરેક પદાર્થોને ચાર ચાર તોલા લઈ તેનું ચૂર્ણ

+ हलति–विलिखति अङ्गानि, बलोत्साहक्षय मृदुज्वर श्वासतृष्णादीश्चोत्पाद्य वायु–पित्तकोपात्–इति हलीमक – हल विलेखने–बाहुलकादीमः, स्वार्थे च कन्–વાયુ તથા પિત્તના કોપથી બળ તથા ઉત્સાહ ઓછાં કરી નાખી ધીમો તાવ, શ્વાસ, તરસ વગેરે ઉપજાવીને અંગોને જે ખોતરી કાઢે–ભાંગી નાખે છે, તે હલીમક નામે પાંડુરોગનો જ એક ભેદ

– पुनर्नवा आदिर् यस्मिन् तत्,–पुनर्नवादियुक्त मण्डूर द्विगुण यस्मिन् स वटकः–पुनर्नवादिमण्डूरः– જેમાં સાટોડી પહેલી હોય છે એવા બીજાં પણ ઓસડિયાં સહિત બધાથી બમણી મંડૂરવાળી જે ગોળી–તે પુનર્નવાદિમંડૂર કહેવાય છે

કરી તેમાં તે સઘળા ચૂર્ણથી બમણું લોઢાનું કીટું નાખી આઠગણા ગોમૂત્રમાં પકાવવું, અને પછી ગોળથી તેની ગોળીઓ કરીને છાશમાં ઘોળી તે પી જવી. અશ્વિનીકુમારોએ બનાવેલી આ પુનર્નવાદિ-મંડૂરની ગોળીઓ સેવવાથી પાંડુરોગનો, કમળાનો, હલીમકનો, શ્વાસનો, ઉધરસનો, ક્ષયરોગનો, જ્વરનો, સોજાનો, પેટના રોગોનો, શૂળનો, બરલના દરદનો, આફરાનો, અરશનો, ગ્રહણીનો, કૃમિઓનો, વાતરક્તનો અને કોઢનો તરત અવશ્ય તે નાશ કરે છે. ૩૧-૩૫

टीका—अत्र पुनर्नवादि २४ प्रत्येकं पलं १। लोह-किट्टचूर्णं पलानि ४८। गोमूत्रं पलानि १९२।

### નવાયસ-ચૂર્ણ*

त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चित्रकं तथा।
एतानि नवभागानि नवभागा हतायसः ॥३६॥
एतदेकीकृतं चूर्णं नरोऽष्टादशरक्तिकम्।
प्रलिह्याद् मधुसर्पिर्भ्यां पिबेत्तक्रेण वा सह ॥३७॥
गोमूत्रेण पिबेद्वापि पाण्डुरोगं विनाशयेत्।
शोथं हृद्रोगमुदरं कृमिं कुष्ठं भगन्दरम् ॥३८॥
नाशयेदग्निमान्द्यञ्च दुर्नामकमरोचकम्।
आर्द्रकस्य रसेनापि लिह्यात् कफसमृद्धिमान् ॥३९

अन्वयः—त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चित्रकम् एतानि नवभागानि, तथा हतायसः नवभागाः—एतत् एकीकृतं चूर्णम् अष्टादशरक्तिकं नरः मधुसर्पिर्भ्यां प्रलिह्यात्, वा तक्रेण सह पिबेत्, अपि वा गोमूत्रेण (सह) पिबेत् (तर्हि) पाण्डुरोगं नाशयेत्, च शोथं हृद्रोगम् उदरं कृमिं कुष्ठं भगन्दरम् अग्निमान्द्यं दुर्नामकम् अरोचकं नाशयेत्, कफसमृद्धिमान् (नरः) आर्द्रकस्य रसेन अपि लिह्यात् ॥

સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, વાવડિંગ અને ચિત્રક-એ બધાં મળી નવ ભાગ અને મારેલું લોઢું નવ ભાગ લઈ એકઠાં કરી તેનું ચૂર્ણ કરીને તે ચૂર્ણ અઢાર રતી, મધ તથા ઘીની સાથે ચાટવું; અથવા ઘાટી છાશની સાથે કે ગોમૂત્રની સાથે પીવું, એટલે તે પાંડુરોગનો નાશ કરે છે; તેમ જ સોજા, હૃદયનો રોગ, પેટના રોગ, કૃમિઓ, કોઢ, ભગંદર, અગ્નિનું મંદપણું, અરશ અને અરુચિનો પણ નાશ કરે છે. જો કફની અધિકતાવાળો માણસ હોય તો તેણે આ ચૂર્ણ આદુંના રસ સાથે ચાટવું. ૩૬-૩૯

टीका—अत्र नवायसलोहं नवरक्तिकापरिमितं भक्षणीयम्। यत उक्तं रसप्रदीपे—'गुञ्जामेकां समारभ्य यावत् स्युर्नवरक्तिकाः। तावल्लोहं समश्नीयाद् यथादोषानलं नरः'॥ एवं सति प्रथमदिने त्र्यूषणादिसहितं रक्तिकाद्वयमितम्। प्रतिदिनं रक्तिकाद्वयं द्वयं वर्धयेत्, यावत् त्र्यूषणादिसहिता अष्टादशरक्तिकाः स्युः। ततस्ताः प्रतिदिनं खादेत्। અહીં આ નવાયસ લોહ નવ રતીના માપે ખાવું જોઈએ; કારણ કે રસપ્રદીપમાં કહ્યું છે કે, 'માણસે દોષને અને અગ્નિને અનુસરી આ લોઢું એક રતીથી માંડીને નવ રતી સુધી ખાવું.' આ નવાયસ ચૂર્ણ પહેલા દિવસે બે રતીભાર ખાવું અને તે પછી દરરોજ બે-બે રતી ત્યાં સુધી વધારવું કે જ્યાં સુધી અઢાર રતી થાય. એ રીતે નવમા દિવસે અઢાર રતી ખાઈને તે પછી પ્રત્યેક દિવસે અઢાર રતીભાર ખાવું કે જેથી નિત્ય નવ રતીભાર લોઢું પેટમાં જાય.

अथ कामलाचिकित्सा—

### કમળાની ચિકિત્સા-ક્વાથ, અંજન તથા કલ્કરૂપે

त्रिफलाया गुडूच्या वा दार्व्या मरिचकस्य वा।
क्वाथो माक्षिकसंयुक्तः शीतलः कामलापहः ॥४०॥
अञ्जने कामलार्तानां द्रोणपुष्पीरसो हितः।
गुडूचीपत्रकल्कं वा पिबेत्तक्रेण कामली ॥४१॥

अन्वयः—त्रिफलायाः वा गुडूच्याः, दार्व्याः वा मरिचकस्य क्वाथः शीतलः माक्षिकसंयुतः (पीतः सन्) कामलापहः (भवति) ॥ द्रोणपुष्पीरसः कामलार्तानाम् अञ्जने हितः (स्यात्) वा कामली गुडूचीपत्रकल्कं तक्रेण (सह) पिबेत् ॥

ત્રિફળાનો અને ગળોનો અથવા દારુહળદરનો અને મરીનો ક્વાથ શીતળ કરી મધ સાથે પીવાથી કમળો મટાડે છે. કૂબાનો રસ કાઢી નેત્રમાં આંજ્યો હોય તો કમળાથી

---

* नवभागं च तत् हतायश्च नवायसम्—'अनोऽश्माय सरसाम्'—इति समासान्तटच्, ततः नवायसं च तत् नवभागत्र्यूषणादि-चूर्णम्—नवायसचूर्णम्—જેમાં નવ ભાગ મારેલું લોઢું હોય છે, એવાં નવ ભાગ સૂંઠ, મરી, પીપર વગેરે ઓસડિયાંનું ચૂર્ણ—નવાયસચૂર્ણ કહેવાય છે.

પીડાયેલાને તે હિતકારી થાય છે; અથવા કમળાના રોગીએ ગળોનાં પાંદડાંનો કલ્ક કરી ઘાટી છાશની સાથે પીવો. ૪૦,૪૧

આમળાં તથા લોહમિશ્ર ચાટણ

धात्रीलोहरजोव्योषनिशाक्षौद्राज्यशर्कराः ।
लीढा निवारयन्त्याशु कामलामुद्धतामपि ॥ ४२॥

अन्वयः-धात्री-लोहरजः-व्योष-निशा-क्षौद्र आज्य-शर्कराः लीढाः ( चेत् तर्हि ) उद्धताम् अपि कामलाम् आशु निवारयन्ति ॥

આમળાં, લોઢાનું ચૂર્ણ, સૂંઠ, મરી, પીપર, હળદર, મધ, ઘી તથા સાકર સાથે ચાટ્યાં હોય તો ભારે કમળાને પણ તે તરત મટાડે છે. ૪૨

કુંભકામલાની ચિકિત્સા

कुम्भाख्यकामलायां तु हितः कामलिको विधिः ।
गोमूत्रेण पिबेत् कुम्भकामलावाञ्शिलाजतुम् ॥४३॥
दग्ध्वाऽक्षकाष्ठैर्मलमायसन्तु, गोमूत्रनिर्वापितमष्टवारान्। विचूर्ण्य लीढं मधुनाऽचिरेण, कुम्भाह्वयं पाण्डुगदं निहन्ति ॥ ४४ ॥
अपहरति कामलार्ति, नस्येन कुमारिकाजलं सद्यः॥

अन्वयः-कुम्भाख्यकामलायां तु कामलिकः विधिः हितः ( भवति, यद्वा ) कुम्भकामलावान् ( जनः ) शिलाजतु गोमूत्रेण (सह) पिबेत् । आयसं तु मलं अक्षकाष्ठैः दग्ध्वा अष्टवारान् गोमूत्रनिर्वापितं (कृत्वा ) विचूर्ण्य मधुना लीढं (सत्) अचिरेण कुम्भाह्वयं पाण्डुगदं निहन्ति कुमारिकाजलं नस्येन सद्यः कामलार्तिम् अपहरति ॥

કુંભકામલા નામનો કમળો, જે કોઠામાં રહે છે તેને મટાડવા ઉપર કહેલી કમળાની ચિકિત્સા કરવી સારી છે; અથવા કુંભકામલાના રોગી માણસે શિલાજિતને ગોમૂત્રમાં ઘોળી પીવો અથવા તો લોઢાના કીટાંને બહેડાનાં કાષ્ઠોથી બાળી બાળી આઠ વાર ગોમૂત્રમાં ઠારી ચૂર્ણ કરીને મધની સાથે જો ચાટ્યું હોય તો તે તરત કુંભકામલા નામના કમળાને મટાડે છે. કુંવારનો રસ કાઢી તેનું નસ્ય આપવાથી તરત કામલાને તે મટાડે છે.૪૩-૪૫

अथ हलीमकचिकित्सा ।

હલીમકની ચિકિત્સા

मारितं त्वायसं चूर्णं मुस्ताचूर्णेन संयुतम् ।
खदिरस्य कषायेण पिबेद्धन्तुं हलीमकम् ॥ ४६ ॥
सितातिलबलायष्टीत्रिफलारजनीयुगैः ।
लोहं लिह्यात्समध्वाज्यं हलीमकनिवृत्तये ॥४७॥

अन्वयः-हलीमकं तु हन्तुं मारितम् आयसं चूर्णं मुस्ताचूर्णेन संयुतं खदिरस्य कषायेण ( सह ) पिबेत् । हलीमकनिवृत्तये सिता-तिल-बला-यष्टी-त्रिफला-रजनी-युगैः (सह) लोहं समधु-आज्यं लिह्यात् ॥

હલીમકને મટાડવા મારેલું લોઢાનું ચૂર્ણ મોથના ચૂર્ણ સાથે તથા ખેરના કવાથની સાથે પીવું; તેમ જ હલીમકને મટાડવા સાકર, તલ, બલદાણા, જેઠીમધ, હરડે, બહેડાં, આમળાં, હળદર અને દારુહળદરનું ચૂર્ણ લોઢાના ચૂર્ણ સાથે મિશ્ર કરી મધ તથા ઘીની સાથે ચાટવું.૪૭

અમૃતલતાદિ-ઘૃત+

अमृतलतारसकल्कं,प्रसाधितं तुरगविद्विषः सर्पिः।
क्षीरे चतुर्गुणे तद्, वितरेच्च हलीमकार्तेभ्यः ॥४८॥

अन्वयः-अमृतलतारसकल्कं तुरगविद्विषः च सर्पिः चतुर्गुणे क्षीरे प्रसाधितं ( कृत्वा ) हलीमकार्तेभ्यः तद् वितरेत् ॥

ગળોનો રસ અને કલ્ક તેમ જ ભેંસનું ઘી તેઓથી ચોગણા દૂધમાં પકાવીને હલીમકના રોગીઓને આપવું. (આ ઘી 'અમૃતલતાદિઘૃત' એ નામથી કહેવાય છે.) ૪૮

કમળાની તથા પાંડુરોગની ચિકિત્સા પણ હલીમકને મટાડે

मधुरैरन्नपानैस्तं वातपित्तहरैर्हरेत् ।
कामलापाण्डुरोगोक्तां क्रियां चात्रोपयोजयेत् ॥४९॥

अन्वयः-वातपित्तहरैः मधुरैः अन्नपानैः त हरेत् । अत्र कामला-पाण्डुरोग-उक्तां च क्रियाम् उपयोजयेत् ॥

વાયુ તથા પિત્તને દૂર કરનાર મધુર ખોરાક-પાણીથી તે હલીમક રોગ મટાડવો; તેમ જ કમળા ઉપર અને પાંડુરોગ ઉપર જે ચિકિત્સા કહી છે તે ચિકિત્સા હલીમક ઉપર પણ કરવી. ૪૯

अथ सामान्यतः पाण्डुरोग-कामला-हलीमकचिकित्सामाह-

પાંડુરોગ, કમળો અને હલીમકની સામાન્ય ચિકિત્સા

फलत्रिकाऽमृतावासा,-तिक्ताभूनिम्बनिम्बजः

+ अमृतलता आदिर्यस्मिन्, तत् च तद् घृतम्-જેમાં ગળો મુખ્ય હોય છે, તેવું દૂધમાં પકવેલું ભેંસનું ઘી અમૃતલતાદિ-ઘૃત કહેવાય છે.

क्काथः । क्षौद्रयुतोऽयं हन्याद्, हलीमकं पाण्डु-कामलारोगम् ॥ ५० ॥

अन्वयः-फलत्रिक-अमृता-वासा-तिक्ता-भूनिम्ब-निम्बजः अथ क्वाथः क्षौद्रयुत (पीत. चेत् तर्हि) हली-मक पाण्डु-कामलारोगं हन्यात् ॥

ત્રિફલા, ગળો, અરડૂસી, કડુ, કરિયાતું અને લીંબડાનો આ કવાથ મધ સાથે જો પીધો હોય તો તે હલીમક, પાંડુરોગ અને કમળાનો નાશ કરે છે. ૫૦

ત્ર્યૂષણાદિ-મંડૂર-વટિકા*

त्र्यूषणं त्रिफला मुस्तं विडङ्गं चव्यचित्रकम् ।
दार्वी त्वङ्माक्षिको धातुर्ग्रन्थिको देवदारु च ॥५१॥
एषां द्विपलिकान् भागान् कृत्वा चूर्णं पृथक् पृथक् ।
मण्डूरचूर्णं द्विगुणं शुद्धमञ्जनसन्निभम् ॥ ५२ ॥
मूत्रे चाष्टगुणे पक्त्वा तस्मिन् तत्प्रक्षिपेन्नरः ।
उदुम्बरसमाकारान् वटकांस्तान् यथाऽग्नि च ॥५३
उपयुञ्जीत तक्रेण जीर्णे सात्म्यञ्च भोजनम् ।
मण्डूरवटिकाह्येता. प्राणदाः पाण्डुरोगिणाम् ॥५४
कुष्ठानि जठरं शोथमूरुस्तम्भं कफामयान् ।
अर्शांसि कामलां मेहं प्लीहानं शमयन्ति च ॥५५॥

अन्वय.-त्र्यूषण त्रिफला मुस्त विडङ्ग चव्य-चित्रक दार्वी त्वक् माक्षिकः-धातु ग्रन्थिक च देवदारु, एषा द्विपलिकान् भागान् (समादाय) पृथक् पृथक् चूर्णं कृत्वा (तस्मात्) द्विगुण शुद्धम् अञ्जनसन्निभ मण्डूर-चूर्णं च अष्टगुणे मूत्रे पक्त्वा तस्मिन् तत् प्रक्षिपेत् । (तत) उदुम्बर-सम-आकारान् वटकान् (कुर्यात्), तान् च यथा-अग्नि तक्रेण नर उपयुञ्जीत, जीर्णे च सात्म्य भोजन (कुर्वीत) । एताः मण्डूरवटिका पाण्डु-रोगिणा हि प्राणदा (सन्ति तथा) कुष्ठानि जठरं शोथम् ऊरुस्तम्भ कफ-आमयान्, अर्शांसि कामला मेह च प्लीहान शमयन्ति ॥

સૂંઠ, મરી, પીપર, ત્રિફલા (હરડે, બહેડાં, આમળાં), મોથ, વાવડિંગ, ચવક, ચિત્રક, દારુહળદર, તજ, સુવર્ણમાક્ષિક, પીપરીમૂળ અને દેવદાર એ દરેક આઠ આઠ તોલા લઈ તેઓનું અલગ અલગ ચૂર્ણ કરી રાખવું. પછી એ ચૂર્ણથી બમણું, શુદ્ધ આંજણ જેવું લોઢાનું કીટું આઠગણા ગોમૂત્રમાં પકાવી તે કીટામા પેલું ચૂર્ણ નાખી તેની ઉંબરાના ફળ જેવડી ગોળીઓ કરવી. એ ગોળીઓને અગ્નિના બળ પ્રમાણે તક-છાશ સાથે રોગી માણસે ખાવી અને ગોળીઓ પચી ગયા પછી પ્રકૃતિને હિતકારી ભોજન કરવું. આ 'ત્ર્યૂષણાદિ-મંડૂર-વટિકા' નામની ગોળીઓ પાંડુરોગવાળાને ખરેખર પ્રાણ આપનારી છે અને દરેક જાતના કોઢ, પેટના રોગ, સોજા, સાથળોનું ઝલાઈ જવું, કફસબંધી રોગ, અરશ, કમળો, પ્રમેહ અને બરલના દરદને પણ શમાવે છે. ૫૧-૫૫

અષ્ટાદશાંગ-લોહ+

किराततिक्ता सुरदारु दार्वी, मुस्ता गुडूची कटुका पटोलम् । दुरालभा पर्पटकं सनिम्बं, कटुत्रिकं वह्निफलत्रिकञ्च ॥ ५६ ॥

फलं विडङ्गस्य समांशकानि, सर्वं समं चूर्णमथायसञ्च । सर्पिर्मधुभ्यां वटिका विधेया, तक्रानुपानाद् भिषजा प्रयोज्या ॥ ५७ ॥

निहन्ति पाण्डुञ्च हलीमकञ्च, शोथं प्रमेहं ग्रहणीरुजञ्च । श्वासञ्च कासञ्च सरक्तपित्तम्, अर्शांस्यथो वाग्ग्रहमामवातम् । व्रणांश्च गुल्मान् कफविद्रधिञ्च, श्वित्रञ्च कुष्ठञ्च ततः प्रयोगात् ५८

अन्वयः-किराततिक्ता सुरदारु दार्वी मुस्ता गुडूची कटुका पटोल दुरालभा पर्पटक सनिम्ब कटुत्रिक वह्नि-फलत्रिक च विडङ्गस्य फलम्-(एतानि) समांशकानि (समादाय सचूर्ण्य तच्चूर्णेन) समम् आयस च चूर्णं (तत्र प्रक्षिपेत्), अथ भिषजा सर्पिर् मधुभ्यां वटिका विधेया, तक्र-अनुपानात् प्रयोज्या, तत प्रयोगात् (सा) पाण्डु च हलीमक शोथ प्रमेह च ग्रहणीरुज च श्वासं

* त्र्यूषणम् आदि येषु तानि त्र्यूषणादीनि, त्र्यूषणादिनि च मण्डूर च एषां समाहारः त्र्यूषणादिमण्डूर, तस्य वटिका-જેમાં સૂંઠ, મરી અને પીપર મુખ્ય હોય છે, એવા ઓસડિયા સહિત મંડૂરની ગોળીઓ —ત્ર્યૂષણાદિ-મંડૂરવટિકા કહેવાય છે

\+ किराततिक्तादीनि अष्टादश औषधानि अङ्गानि यस्य, तच्च तल्लोहम्-अष्टादशाङ्गलोहम्-કરિયાતું વગેરે અઢાર ઓસડિયા જેના અંગરૂપ હોય છે, તેવું લોહ અષ્ટાદશાંગલોહ કહેવાય છે

च कासं सरक्तपित्तम् अथो अर्शांसि वाग्-ग्रहम् आमवातं च व्रणान् गुल्मान् च कफ-विद्रधिं च श्वित्रं च कुष्ठं निहन्ति ॥

કરિયાતું, દેવદાર, દારુહળદર, મોથ, ગળો, કડુ, કડવાં પરવળ, રાતો ધમાસો, ખડસલિયો પિત્તપાપડો, લીંબડો, સૂંઠ, મરી, પીપર, ચિત્રક, હરડે, બહેડાં, આમળાં અને વાવડિંગ (આ અઢાર)ને સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાં તે સઘળા ચૂર્ણ જેટલું (શુદ્ધ) લોઢાનું ચૂર્ણ નાખવું. પછી એ ચૂર્ણની ઘી અને મધથી ગોળીઓ કરી વૈદ્યે તક્ર-છાશના અનુપાનથી રોગીને આપવી. આ ગોળી પાંડુરોગને, હલીમકને, સોજાને, પ્રમેહને, ગ્રહણીના રોગને, શ્વાસને, ઉધરસને, રક્તપિત્તને, અરશોને, જીભના અટકવાને, આમવાતને, વ્રણોને, ગુલ્મને, કફસંબંધી વિદ્રધિને, કિલાસ નામના કોઢને અને બીજા કોઢોને પણ મટાડે છે. ૫૬-૫૮

### પાંડુરોગ, કમળો અને હલીમકમાં કયું ભોજન કરવું ?

**यवगोधूमशाल्यन्नै रसैर्जाङ्गलजैर्हितैः ।**
**मुद्गाढकीमसूराद्यैरेषु भोजनमिष्यते ॥५९॥**

अन्वयः-एषु यव-गोधूम-शालि-अन्नैः, जाङ्गलजैः हितैः रसैः (तथा) मुद्ग-आढकी-मसूर-आद्यैः भोजनम् इष्यते ॥

પાંડુરોગ, કમળો અને હલીમક એ રોગોમાં જવ, ઘઉં, ચોખા, જંગલી પ્રાણીઓનાં હિતકારી માંસોના રસા, મગ, તુવરની દાળ અને મસૂર આદિનું ભોજન કરવું.

टीका-एषु=पाण्डुरोगकामलाहलीमकेषु ।

**પાંડુરોગ, કમળો તથા હલીમકનો અધિકાર સમાપ્ત**

## अथ रक्तपित्ताधिकारः ।

## ૯ : રક્તપિત્તનો અધિકાર×

तत्र रक्तपित्तस्य निदानपूर्विकां संप्राप्तिमाह-

### રક્તપિત્તની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**घर्मव्यायामशोकाध्वव्यवायैरतिसेवितैः ।**
**तीक्ष्णोष्णक्षारलवणैरम्लैः कटुभिरेव च ॥**
**पित्तं विदग्धं स्वगुणैर्विदहत्याशु शोणितम् ॥१॥**

अन्वयः-अतिसेवितैः घर्म-व्यायाम-शोक-अध्व-व्यवायैः, तीक्ष्ण-उष्ण-क्षार-लवणैः, अम्लैः च कटुभिः एव स्वगुणैः विदग्धं पित्तम् आशु शोणितं विदहति ॥

ખૂબ સેવેલ તડકો, કસરત, શોક, મુસાફરી અને મૈથુન તેમ જ તીક્ષ્ણ, ઉષ્ણ, ક્ષાર તથા લવણ પદાર્થો અને ખાટા તથા તીખા પદાર્થોરૂપી પોતાના કારણ-ગુણોથી દૂષિત થયેલું પિત્ત તરત રુધિરને દૂષિત કરે છે. ૧

टीका-तीक्ष्णं=मरिचादि । उष्णम्=अग्नितापादि, क्षारः=यवक्षारादिः, विदग्ध=दूषितम्, स्वगुणैः=स्वकारणैर्गुणैस्तीक्ष्णादिभिः । 'गुणैः' इति बहुत्वेन तीक्ष्णाम्ललवणकटूष्णघर्मादयो गृह्यन्ते, विदहति-दूषयति-તીક્ષ્ણ એટલે મરી આદિ પદાર્થો, ઉષ્ણ એટલે અગ્નિનો તાપ આદિ પદાર્થો, ક્ષાર એટલે જવખાર આદિ પદાર્થોરૂપી પોતાના ગુણોથી એટલે પોતાના કારણરૂપ તીક્ષ્ણ, ખાટા, ખારા, તીખા, ઉષ્ણ તથા ગરમ આદિ ગુણોથી. મૂળ શ્લોકમાં 'गुणैः' એ બહુવચનથી તીક્ષ્ણ, ખાટા, ખારા, કડવા તથા ગરમ પદાર્થો અને ઘામ વગેરે લેવા સૂચન કર્યું છે.

अथ रक्तपित्तस्य सामान्य लक्षणमाह-

### રક્તપિત્તનું સામાન્ય લક્ષણ+

**ततः प्रवर्त्तते रक्तमूर्ध्वञ्चाधो द्विधाऽपि वा ॥ २ ॥**

× આ રક્તપિત્તરોગ પણ પાંડુરોગની પેઠે પિત્તજન્ય જ છે. પિત્તના પ્રકોપથી જ તે ઉત્પન્ન થાય છે. એ કારણે પાંડુરોગ પછી આ રોગનો અધિકાર ગ્રંથકાર લખે છે. આ 'રક્તપિત્ત' શબ્દની વ્યાખ્યા ગ્રંથકારે પોતે જ તરતના બીજા શ્લોકની ટીકામાં લખી છે, તે ત્યાં જોવી.

+ આ 'રક્તપિત્ત'ની વ્યાખ્યા કે વિગ્રહ બીજા શ્લોકની ટીકામાં સુશ્રુત તથા ચરકના મતે જે બતાવેલ છે, તે જ આ ટિપ્પણમાં સ્પષ્ટ કરેલ છે. 'रक्तं च पित्तं च अनयोः समाहारः रक्तपित्तम्'- પિત્તથી દૂષિત થયેલું લોહી તથા પિત્ત એ બન્ને

अन्वयः-ततः रक्तं (तेन संसृष्ट पित्तं च) ऊर्ध्वं च अधः वा द्विधा अपि प्रवर्तते ॥

એમ પિત્તથી દૂષિત થવાને લીધે રુધિર અને તેની સાથે મળેલું પિત્ત-એ બંને ઊંચા માર્ગોથી અથવા નીચા માર્ગોથી અથવા બંને માર્ગોથી વહેવા લાગે છે, તે 'રક્તપિત્ત' કહેવાય છે. ૨

टीका-अत्र रक्तमित्युपलक्षणम्, तेन संसृष्टं पित्तञ्च। अत एव 'रक्तञ्च पित्तञ्च रक्तपित्तमिति द्वन्द्वः' इति सुश्रुतः। 'रक्तञ्च तत्पित्तं चेति रक्तपित्तं, रागप्राप्तं पित्तं रक्तपित्तमुच्यते, कर्मधारयश्च' इति चरकः। कारणत्रयात् रागप्राप्त पित्त रक्तपित्तमित्युच्यते, इति उभयत्रापि न दोषः॥ कारणत्रयमाह-'संयोगात् दूषणात् तत्तु सामान्याद्गन्धवर्णयोः। रक्त पित्त समाख्यात रक्तपित्त मनीषिभिः'-આ સ્થળે સુશ્રુતે કહ્યું છે કે, 'રક્ત એટલે રુધિર અને તેની સાથે મળેલું પિત્ત એ બન્ને વહેવા લાગે છે, તેથી એ રોગ રક્તપિત્ત કહેવાય છે.' ચરકે તો આમ કહ્યું છે કે, રક્ત એટલે રાગ પામેલું-રંગાયેલું, રાતા રંગવાળું થયેલું-પિત્ત વહેવા લાગે છે, તેથી એ રોગ રક્તપિત્ત કહેવાય છે, અર્થાત્ ત્રણ કારણોને લીધે રંગાયેલું જે પિત્ત તે રક્તપિત્ત કહેવાય છે.' આમ આ સુશ્રુત તથા ચરકના બંને પક્ષમાં કશો દોષ નથી. ચરકે કહેલાં ત્રણ કારણો તે આ છે-રુધિરનો અને પિત્તનો સંયોગ થાય છે તે પહેલું કારણ છે, પિત્તથી રુધિર દૂષિત થાય છે એ બીજું કારણ છે અને બંનેના ગંધ તથા વર્ણ સમાન હોય છે એ ત્રીજું કારણ છે. એ ત્રણ કારણોથી રંગાયેલું જે પિત્ત તેને વિદ્વાનોએ રક્તપિત્ત કહ્યું છે.

रक्तपित्तप्रवृत्तिमार्गानाह-

### રક્તપિત્તને વહેવાના માર્ગો

ऊर्ध्वं नासाक्षिकर्णास्यैर्मेढ्रयोनिगुदैरधः।
कुपितं रोमकूपैश्च समस्तैस्तत्प्रवर्त्तते ॥ ३ ॥

અન્વયઃ-कुपितं तत् (पित्तम्) ऊर्ध्वं नासा-अक्षि-कर्ण-आस्यैः, अधः मेढ्र-योनि-गुदैः च रोमकूपैः प्रवर्तते॥

કોપેલું એ પિત્ત ઉપરના-નાક, આંખ, કાન તથા મોઢું-એ માર્ગોથી વહે છે; નીચેના-લિંગ, યોનિ અને ગુદા-એ માર્ગોથી વહે છે અને સઘળાં રૂંવાડાંનાં છિદ્રોથી પણ વહે છે. ૩

टीका-कुपित-पित्तम् ॥

तस्य पूर्वरूपमाह-

### રક્તપિત્તનું પૂર્વરૂપ

सदनं शीतकामित्वं कण्ठधूमायनं वमिः।
लोहगन्धश्च निःश्वासो भवत्यस्मिन् भविष्यति ॥४

अन्वयः-अस्मिन् भविष्यति (सति) सदनं शीतकामित्वं कण्ठ-धूमायन वमिः च लोहगन्धः निःश्वासः भवति ॥

એ રક્તપિત્ત થવાનું હોય ત્યારે અંગોની ગ્લાનિ થાય, શીતની ઇચ્છા થાય, ગળામાંથી જાણે ધુમાડો નીકળતો હોય એવું લાગે, ઊલટી થાય અને શ્વાસમાંથી તપાવાતા લોઢાના જેવી ગંધ નીકળે. ૪

श्लैष्मिकमाह-

### કફસંબંધી રક્તપિત્તનું રૂપ

सान्द्रं सपाण्डु सस्नेहं पिच्छिलं च कफान्वितम् ॥५

अन्वयः-कफ-अन्वितं (रक्तपित्त) सान्द्र सपाण्डु सस्नेहं च पिच्छिलं (प्रवर्तते) ॥

જો કફસંબંધી રક્તપિત્ત હોય તો ઘાટું, ફીકાશવાળું, સ્નેહવાળું અને તાંતણાવાળું વહે છે. ૫

वातिकमाह-

### વાયુસંબંધી રક્તપિત્તનું રૂપ

श्यावारुणं सफेनञ्च तनु रूक्षञ्च वातिकम् ॥६॥

अन्वयः-वातिक (रक्तपित्त) श्याव-अरुण च सफेनं तनु च रूक्षम् (प्रवर्तते) ॥

વાયુસંબંધી રક્તપિત્ત કાળું તથા રાતું, ફીણવાળું, પાતળું અને લૂખાશવાળું વહે છે. ૬

पैत्तिकमाह-

### પિત્તસંબંધી રક્તપિત્તનું રૂપ

रक्तपित्तं कषायाभं कृष्णं गोमूत्रसन्निभम्।
मेचकागारधूमाभमञ्जनाभञ्च पैत्तिकम् ॥ ७ ॥

अन्वय.-पैत्तिक रक्तपित्त कषाय-आभं कृष्णं गोमूत्र-संनिभं मेचक-अगार-धूम-आभ च अञ्जन-आभम् (प्रवर्तते) ॥

---

એકઠાં થઈ વહે, તે રોગ રક્તપિત્ત કહેવાય, એમ સુશ્રુત 'રક્તપિત્ત' શબ્દને સમાહાર-દ્વન્દ્વ-સમાસથી સિદ્ધ થયેલ જણાવે છે; ત્યારે ચરક એ શબ્દને કર્મધારય-સમાસથી સિદ્ધ થયેલો આ રીતે સૂચવે છે-'कारणत्रयात रागप्राप्तं रक्तं च तत् पित्तं च रक्तपित्तम्'-સંયોગ, દુષ્ટ થવું તથા ગંધ અને રંગની સમાનતા-એ ત્રણ કારણોથી રંગાયેલું જે પિત્ત, તે રક્તપિત્ત રોગ સમજવો.

પિત્તસંબંધી રક્તપિત્ત ક્વાથ જેવું, ભગવા રંગનું, કાળું, ગોમૂત્ર જેવું, ચીકણા કાળા રંગનું, ઘરના ધુમાડા જેવું અને સુરમા જેવું વહે છે. ૭

टीका–मेचकम्=चिक्कणं कृष्णवर्णम्, अञ्जन=स्रोतोञ्जन, तदाभम् ॥ (આનો અર્થ ઉપર છે)

ત્રણ દોષના સંબંધવાળા રક્તપિત્તનું રૂપ

संसृष्टलिङ्गं संसर्गात् त्रिलिङ्गं सान्निपातिकम् ॥

अन्वयः– द्वयस्य दोषद्वयस्य) संसर्गात् संसृष्टलिङ्ग (तत् द्विदोषलिङ्ग भवति), सान्निपातिक (चेत्) त्रिलिङ्ग (भवति) ॥

એમ બે દોષના સંબંધથી થયેલું તે રક્તપિત્ત બે દોષના ચિહ્નથી મળેલું હોય; અને જે ત્રણે દોષના સંબંધવાળું–સાન્નિપાતિક હોય તો ત્રણે દોષના ચિહ્નવાળું હોય છે. ૮

संसर्गविशेषेण मार्गभेदमाह–

જુદા જુદા સંબંધને લીધે રક્તપિત્તના માર્ગભેદ

ऊर्ध्वगं कफसंसृष्टमधोगं मारुतानुगम् ।
द्विमार्गं कफवाताभ्यामुभाभ्यां तत्प्रवर्तते ॥ ९ ॥

अन्वयः–कफसंसृष्ट तत् ऊर्ध्वग, मारुतानुगम् अधोग, कफ-वाताभ्याम् उभाभ्या (संसृष्ट) द्विमार्गं (त्रिदोषसंबद्ध सान्निपातिक तु समस्तैः रोमकूपैः) प्रवर्तते ॥

કફના સંબંધવાળું રક્તપિત્ત ઊંચા માર્ગોથી વહે છે, વાયુના સંબંધવાળું રક્તપિત્ત નીચા માર્ગોથી વહે છે, કફના તથા વાયુના સંબંધવાળું રક્તપિત્ત એ બન્ને માર્ગોથી વહે છે અને ત્રણેના દોષોના સંબંધવાળું–સાન્નિપાતિક રક્તપિત્ત હોય, તે સઘળા રૂંવાડાંનાં છિદ્રોથી વહે છે. ૯

तदुपद्रवानाह–

રક્તપિત્તના ઉપદ્રવો

दौर्बल्यश्वासकासज्वरवमथुमदाः पाण्डुता दाहमूर्च्छा, भुक्ते घोरो विदाहस्त्वधृतिरपि सदा हृद्यतुल्या च पीडा। तृष्णा कोष्ठस्य भेदः शिरसि च तपनं पूतिनिष्ठीवनञ्च, द्वेषो भक्तेऽविपाको विकृतिरपि भवेद्रक्तपित्तोपसर्गात् ॥ १० ॥

अन्वयः–रक्तपित्त–उपसर्गात् दौर्बल्य–श्वास–कास–ज्वर–वमथु–मदाः, पाण्डुता–दाह–मूर्च्छाः, भुक्ते तु घोरः विदाहः, अधृतिः अपि, हृदि च सदा अतुल्या पीडा, तृष्णा, कोष्ठस्य भेदः, शिरसि च तपनं, पूति–निष्ठीवनं, भक्ते च द्वेषः, अविपाकः विकृतिः अपि भवेत् ॥

રક્તપિત્તથી બળહીનપણું, શ્વાસ, ઉધરસ, જ્વર, ઊલટી, મદ, પાંડુપણું, દાહ, મૂર્છા, જમ્યા પછી ભયંકર બળતરા, ધીરજનો અભાવ, સર્વકાળ હૃદયમાં અસાધારણ પીડા, તરસ, કોઠાનું ભેદાવું, માથામા પરિતાપ, પરુનું થૂંકવું, અન્ન ઉપર દ્વેષ, અપચો અને માંસના ધોણ જેવાપણું આદિ વિકારો–એ ઉપદ્રવો થાય છે. ૧૦

टीका–विकृतिः=मामप्रक्षालनाभतादिः ॥

साध्यत्वादिकमाह–

કયું રક્તપિત્ત સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય છે?

एकदोषानुगं साध्यं द्विदोषं याप्यमुच्यते ।
यत्त्रिदोषमसाध्यं स्यान्मन्दाग्नेरतिवेगवत् ॥ ११ ॥
ऊर्ध्वं साध्यमधो याप्यमसाध्यं युगपद्गतम् ।
व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्याऽनश्नतस्तु यत् ॥ १२

अन्वयः–एकदोष–अनुगं (रक्तपित्तं) साध्यं, द्विदोषं याप्यम् उच्यते, यत् त्रिदोष, मन्दाग्नेः, अतिवेगवत्) असाध्य स्यात्। ऊर्ध्वं साध्यम्, अधः याप्यं, युगपद् गतम् असाध्यम्, (तथा) व्याधिभि क्षीणदेहस्य वृद्धस्य अनश्नत तु यद् (भवति, तद् अपि) असाध्यम् ॥

એક દોષના સંબંધવાળું રક્તપિત્ત સાધ્ય છે, બે દોષના સંબંધવાળું યાપ્ય છે અને ત્રણે દોષના સંબંધવાળું તથા મંદ અગ્નિવાળાને થયેલું અતિ વેગવાળું રક્તપિત્ત અસાધ્ય કહેવાય છે; તેમ જ ઊંચા માર્ગોથી જે વહેતું હોય તે સાધ્ય છે, નીચા માર્ગોથી વહેતું હોય તે યાપ્ય છે અને બન્ને માર્ગોથી વહેતું હોય તથા વ્યાધિઓથી ક્ષીણ થયેલાને, વૃદ્ધને અને ભોજન નહિ કરી શકનારને જે થયું હોય, તે અસાધ્ય છે. ૧૧,૧૨

अथ साध्यमाह–

સાધ્ય સંબંધે વધુ સ્પષ્ટતા

एकमार्गं बलवतो नातिवेगं नवोत्थितम् ।
रक्तपित्तं सुखे काले साध्यं स्यान्निरुपद्रवम् ॥ १३

अन्वय.–(यत्) रक्तपित्तम् एकमार्गं, बलवत, न अतिवेगं, नवोत्थितं, सुखे काले, (च) निरुपद्रव (भवेत्, तत्) साध्य स्यात् ॥

જે રક્તપિત્ત એક માર્ગે વહેનારું,

બળવાનને થયેલું, અત્યંત વેગ વગરનું, તરતનું થયેલું, હેમંત કે શિશિર ઋતુના સંબંધવાળું અને ઉપદ્રવ વગરનું હોય તે સાધ્ય હોય છે. ૧૩

टीका–सुखे काले=हिमशिशिरयोः ॥

असाध्यमाह–

### અસાધ્ય સંબંધે વધુ સ્પષ્ટતા

**मांसप्रक्षालनाभं क्वथितमिव च यत् कर्दमाम्भोनिभं वा, मेदःपूयास्रकल्पं यकृदिव यदि वा पक्वजम्बूफलाभम्। यत्कृष्णं यच्च नीलं भृशमपि कुणपं यत्र चोक्ता विकारास्-तद्वर्ज्यं रक्तपित्तं सुरपतिधनुषा यच्च तुल्यं विभाति ॥ १४ ॥**

अन्वयः–यत् (रक्तपित्तं) मांसप्रक्षालनाभ च क्वथितम् इव वा कर्दम–अम्भोनिभ, मेदः–पूया–अस्रकल्प, यकृत् इव, यदि वा पक्वजम्बूफलाभ, यत् कृष्ण, यत् च नील, भृशम् अपि कुणप यत्र च उक्ताः विकाराः, यत् च सुरपतिधनुषा तुल्य विभाति तद् वर्ज्यम् ॥

જે રક્તપિત્ત માંસના ધોણ જેવું અથવા ઊકળેલા જેવું હોય; અથવા કાદવના પાણી જેવું કે મેદ, પરુ તથા લોહીના જેવું હોય; અથવા જમણા પડખાની ગાંઠ-બરલ જેવું, કે પાકેલા જાંબુ જેવું, અથવા કાળું કે મોરના ગળા જેવું, અથવા મડદા જેવી ગંધવાળું અથવા આગળ કહેલા વિકારોવાળું કે ઈંદ્રધનુષ જેવું અનેક જાતના રંગવાળું જણાય તે અસાધ્ય હોય છે. ૧૪

टीका–उक्ता विकाराः=दौर्बल्यादयः, सुरपतिधनुषा तुल्यं=नानावर्णम् ॥ (આનો અર્થ ઉપર છે.)

### અવશ્ય અસાધ્ય રક્તપિત્ત

**येन चोपहतो रक्तं रक्तपित्तेन मानवः।**
**पश्येद् दृश्यं वियच्चापि तद्साध्यमसंशयम् ॥१५॥**

अन्वयः–येन च रक्तपित्तेन उपहतः मानवः दृश्यं च वियत् अपि रक्त पश्येत्, तद् असंशयम् असाध्यम् ॥

જે રક્તપિત્તથી ઘેરાયેલો માણસ ઘડા તથા વસ્ત્ર આદિ દૃશ્ય પદાર્થોને તથા અદૃશ્ય આકાશને પણ રાતાં દેખે છે, તે રક્તપિત્ત અવશ્ય અસાધ્ય છે. ૧૫

टीका–येन रक्तपित्तेनोपहत. मनुष्यः, दृश्यं=घटपटादिकं रक्तं पश्यति स नश्यति। वियच्चापि=अदृश्यमपीत्यर्थः।

अथारिष्टमाह–

### રક્તપિત્તનું અરિષ્ટ અથવા મૃત્યુ-સૂચક રક્તપિત્ત

**लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः।**
**लोहितोद्गारदर्शी च म्रियते रक्तपैत्तिकः ॥ १६ ॥**

अन्वयः–यः तु रक्तपैत्तिकः बहुशः लोहित छर्दयेत्, लोहित–ईक्षणः (भवेत्), च लोहित–उद्गारदर्शी (स्यात् सः) म्रियते ॥

પણ જે રક્તપિત્તવાળો માણસ ઘણીવાર લોહી ઓકતો હોય, રાતી આંખોવાળો થઈ ગયો હોય અને વ્યાધિના જોરથી ઓડકાર પણ રાતા દેખતો હોય, તે મરી જાય છે. ૧૬

टीका–लोहितोद्गारदर्शी=यो व्याधिमहिम्नोद्गारमपि लोहितं पश्यतीत्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

### રક્તપિત્તસંબંધે આવશ્યક સૂચન

**पित्तास्रं स्तम्भयेन्नादौ प्रवृत्तं बलिनो यतः।**
**हृत्पाण्डुग्रहणीरोगप्लीहगुल्मज्वरादिकृत् ॥ १७ ॥**

अन्वय.–बलिनः प्रवृत्त पित्तास्रम् आदौ न स्तम्भयेत्, यतः (तत्) हृत्–पाण्डु–ग्रहणीरोग–प्लीह–गुल्म–ज्वर–आदिकृत् (स्यात्) ॥

બળવાન માણસને થયેલા રક્તપિત્તને પ્રથમ અટકાવવું નહિ; કારણ કે તેને અટકાવવાથી હૃદયના રોગ, પાંડુરોગ, ગ્રહણીનો રોગ, બરલનું દરદ, ગોળાનો રોગ અને જ્વર આદિ રોગો થાય છે. ૧૭

### રક્તપિત્તના રોગીને હિતકારી ભોજન

**शालिषष्टिकनीवारकोरदूषप्रसाधिकाः।**
**श्यामाकाश्च प्रियङ्गुश्च भोजनं रक्तपित्तिनाम् ॥१८॥**

अन्वयः–शालि–षष्टिक–नीवार–कोर–दूष–प्रसाधिकाः च श्यामाकाः च प्रियङ्गुः–(एतद्) रक्तपित्तिनां (हित) भोजनं (भवति) ॥

રક્તપિત્તવાળાના ભોજનને માટે ચોખા, સાઠીચોખા, નાનવી, કોદરા, પ્રસાધિકા નામનો ભાત, સામો અને કાંગ-એટલાં અન્ન રક્તપિત્તવાળાઓને હિતકારી છે. ૧૮

टीका–प्रियङ्गुः=कङ्गुः ॥

### રક્તપિત્તની ચિકિત્સા

**मसूरमुद्गचणकाः समकुष्ठाढकीफलाः।**
**प्रशस्ताः सूपयूषार्थे कल्पिता रक्तपित्तिनाम् ॥१९॥**

दाडिमामलकं विद्वानम्लार्थञ्चापि दापयेत्।
पटोलनिम्बन्यग्रोधप्लक्षवेतसपल्लवाः।
शाकार्थे शाकसात्म्यानां तण्डुलीयादयो हिताः २०

अन्वयः-रक्तपित्तिनां सूप-यूषार्थे मसूर-मुद्ग-चणकाः, समकुष्ठ-आटकीफलाः कल्पिताः प्रशस्ताः। विद्वान् (वैद्यः) अम्लार्थं च दाडिम-आमलकम् अपि दापयेत्। शाकसात्म्यानां शाकार्थे पटोल-निम्ब-न्यग्रोध-प्लक्ष-वेतसपल्लवाः (च) तण्डुलीय-आदयः हिताः (स्युः)॥

રક્તપિત્તવાળાની દાળ માટે અને યૂષ માટે મસૂર, મગ, ચણા, મઠ અને તુવરની દાળની યોજના કરી હોય તે ઉત્તમ છે. વિદ્વાન વૈદ્યે રક્તપિત્તવાળાને ખટાશ માટે દાડિમ અને આમળાં અપાવવાં. જેને શાક અનુકૂળ હોય એવા રક્તપિત્તવાળાને શાક માટે પરવળ, લીંબડો, વડના ટેટા, પીપળાના ટેટા, નેતરનાં પાંદડાં અને તાંદળજો વગેરે હિતકારી છે.

**રક્તપિત્તવાળાને હિતકારી માંસના રસો**

पारावतान् कपोतांश्च लावान् रक्ताक्षवर्तकान्।
शशान् कपिञ्जलानेणान् हरिणान् कालपुच्छकान्।
रक्तपित्तहरान् विद्याद्रसांस्तेषां प्रयोजयेत्॥२१॥

अन्वयः-पारावतान् कपोतान् लावान् रक्ताक्षवर्तकान् शशान् कपिञ्जलान् एणान् हरिणान् च कालपुच्छकान् रक्तपित्तहरान् विद्यात्, (ततः) तेषां रसान् प्रयोजयेत्॥

કબૂતર, હોલાં, લાવાં, લાલ આંખવાળાં બટાઉડાં, સસલાં, તેતર, કાળિયાર હરણ અને કાલપુચ્છ પક્ષીઓને રક્તપિત્ત મટાડનાર જાણવાં; તેથી તેઓનાં માંસોના રસોઓ રક્તપિત્તવાળાને આપવા યોજના કરવી. ૨૧

**કફ તથા વાયુ સંબંધી રક્તપિત્તની ચિકિત્સા**

ईषदम्लाननम्लांश्च घृतभृष्टान् ससैन्धवान्।
कफानुगे यूषशाकान् दद्याद्वातानुगे रसम्॥
पथ्यं सतीनयूषेण ससितैर्लाजसक्तुभिः॥२२॥

अन्वयः-कफानुगे (रक्तपित्ते) ईषत् अम्लान् च अनम्लान् घृत-भृष्टान् ससैन्धवान् यूष-शाकान् दद्यात्। वातानुगे (रक्तपित्ते) सतीनयूषेण (सह) ससितैः लाज-सक्तुभिः (च सह मांसस्य) पथ्यं रसं दद्यात्॥

કફના સંબંધવાળા રક્તપિત્તમાં કાંઈક ખાટાં અથવા ખટાશ વગરનાં, ઘીમાં શેકેલાં અને સિંધવવાળાં શાકો અને યૂષો આપવાં. વાયુના સંબંધવાળાં રક્તપિત્તમાં વટાણાના યૂષ સાથે અને ચોખાની ધાણીના સાકરવાળા સાથવાની સાથે માંસનો પથ્ય રસો આપવો.

**રક્તપિત્તાદિ નાશક ધાન્યાકાદિ હિમ+**

धान्याकधात्रीवासानां द्राक्षापर्पटयोर्हिमः।
रक्तपित्तं ज्वरं दाहं तृष्णां शोषञ्च नाशयेत्॥२३

अन्वयः-धान्याक-धात्री-वासानां द्राक्षा-पर्पटयोः हिमः रक्तपित्त ज्वरं दाहं तृष्णां च शोषं नाशयेत्॥

ધાણા, આમળાં, અરડૂસો, દ્રાક્ષ અને ખડસલિયા પિત્તપાપડાનું હિમ (પિવાય તો તે) રક્તપિત્તનો, જ્વરનો, દાહનો, તરસનો અને શોષનો નાશ કરે છે. ૨૩

**હ્રીબેરાદિ ક્વાથ÷**

ह्रीवेरमुत्पलं धान्यं चन्दनं यष्टिकाऽमृता।
उशीरञ्च त्रिवृच्चैषां क्वाथं समधुशर्करम्॥२४॥
पाययेत्तेन सद्यो हि रक्तपित्तं प्रणश्यति।

अन्वयः-ह्रीवेरम् उत्पलं धान्यं चन्दनं यष्टिका अमृता च उशीरं च त्रिवृत्-एषां क्वाथं समधुशर्करं पाययेत्, तेन सद्यः हि रक्तपित्तं प्रणश्यति॥

વાળો, કમળ, ધાણા, ચંદન, જેઠીમધ, ગળો, કાળો વાળો અને નસોતરનો ક્વાથ કરી મધ તથા સાકર નાખીને પિવડાવવામાં આવે, તો તેથી રક્તપિત્ત તરત નાશ પામે છે.

**કમળના કેસરા તથા પૃશ્નિપર્ણ્યાદિ ક્વાથની પેયા**

रक्तपित्तं जयत्युग्रं तृष्णां दाहं ज्वरं तथा॥२५॥
पद्मोत्पलानां किञ्जल्कः पृश्निपर्णी प्रियङ्गुका।
जले साध्या रसे तस्मिन् पेया स्यात् रक्तपित्तिनाम्॥

अन्वयः-पद्म-उत्पलानां किञ्जल्कः उग्रं रक्तपित्त तृष्णां दाहं तथा ज्वरं जयति। पृश्निपर्णी प्रियङ्गुका जले साध्या, तस्मिन् रसे रक्तपित्तिनां पेया स्यात्॥

પદ્મ તથા ઉત્પલ નામનાં કમળોના કેસરાઓ ઉગ્ર રક્તપિત્તને, તરસને, દાહને

+ धान्याकम् आदि येषु तानि-धान्याकादीनि, तेषां हिमः-જેમાં ધાણા પહેલા હોય છે, એવાં ઓસડિયાંનું આ ગ્રંથના પહેલા ભાગના ૫૧૬ પાનમાં બતાવેલ રીતિએ કરેલું હિમ ધાન્યાકાદિ હિમ કહેવાય છે.

÷ ह्रीवेरम् आदि येषु तानि, तेषां क्वाथः-જેમાં વાળો મુખ્ય તરીકે પ્રથમ હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો હ્રીબેરાદિક્વાથ કહેવાય છે.

તથા જ્વરને મટાડે છે. ગંધીસમેરવો અને ધઉલાંનો ક્વાથ કરી તે રસમાં રક્તપિત્તવાળા માટે પેયા પકવવી અને તેઓને આપવી.

અરડૂસીનાં પાનનો સ્વરસ વગેરે

वासापत्रसमुद्भूतो रसः समधुशर्करः।
क्वाथो वा हरते पीतो रक्तपित्तं सुदारुणम् ॥२७॥
पिप्पल्यानां वृषपत्राणां पुटपाकरसो हिमः।
समधुर्हरते रक्तपित्तं कासज्वरक्षयान् ॥ २८ ॥

अन्वयः—वासापत्र-समुद्भूतः रसः वा क्वाथः समधुशर्करः पीतः सुदारुणं रक्तपित्तं हरते। पिप्पल्यानां वृषपत्राणां पुटपाक रसः (वा) हिमः समधुः (पीतः) रक्तपित्त-कास-ज्वर-क्षयान् हरते ॥

અરડૂસીનાં પાંદડાનો સ્વરસ અથવા ક્વાથ મધ તથા સાકર સાથે પીધો હોય તો અતિ દારુણ રક્તપિત્તને તે મટાડે છે. અરડૂસીનાં પાંદડાં વાટી તેનો પુટપાકથી સિદ્ધ કરેલો રસ અથવા તેનું હિમ મધ સહિત પીધું હોય, તો તે રક્તપિત્ત, ઉધરસ, જ્વર અને ક્ષયનો નાશ કરે છે. ૨૭,૨૮

રક્તપિત્તનાશક ગુણ

उत्पलं कुमुदं पद्मं कल्हारं लोहितोत्पलम्।
मधुकश्चेति पित्तासृक्तृष्णाच्छर्दिहरो गणः ॥२९॥

अन्वय—उत्पल कुमुद पद्म कल्हार लोहित-उत्पल च मधुकम्-इति गणः पित्तासृक्-तृष्णा-च्छर्दि-हरः (कथ्यते) ॥

ઉત્પલ, પોયણાં, પદ્મ, કલ્હાર તથા રાતું ઉત્પલ-એટલી જાતનાં કમળો અને જેઠીમધ એ ઔષધોનો ગણ (સમૂહ) રક્તપિત્તને, તરસને તથા ઊલટીને મટાડે છે. ૨૯

અરડૂસીમાહાત્મ્ય અને આટરૂપકાદિ-ક્વાથ-

वासायां विद्यमानायामाशायां जीवितस्य च।
रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥ ३० ॥
आटरूपकमृद्वीकापथ्याक्वाथः सशर्करः।
क्षौद्राढ्यः सकलश्वासरक्तपित्तनिबर्हणः ॥ ३१ ॥

अन्वय—वासायां च जीवितस्य आशायां विद्यमानायां रक्तपित्ती क्षयी कासी किमर्थम् अवसीदति ? आटरूपक-मृद्वीका-पथ्या-क्वाथः सशर्करः क्षौद्राढ्यः (पीतः चेत्) सकलश्वास-रक्तपित्त-निबर्हणः (भवति) ॥

અરડૂસી હયાત છે અને જીવવાની આશા પણ જો હોય છે તો રક્તપિત્તવાળો, ક્ષયવાળો અને ઉધરસવાળો માણસ શા માટે રિબાય છે? અરડૂસો, દ્રાક્ષ અને હરડેનો ક્વાથ સાકર તથા મધ સાથે જો પીધો હોય, તો તે સઘળા શ્વાસ અને રક્તપિત્તનો નાશ કરે છે. ૩૦,૩૧

દૂર્વાદ્યઘૃત+

दूर्वा सोत्पलकिञ्जल्कमञ्जिष्ठा सैलवालुका।
शीता शीतमुशीरञ्च मुस्तं चन्दनपद्मकम् ॥३२॥
विपचेत् कार्षिकैरेतैराजं प्रस्थमितं घृतम्।
तण्डुलानां जलं छागीक्षीरं दद्याच्चतुर्गुणम् ॥३३॥
तत्पानं वमतो रक्तं नावनं नासिकागते।
कर्णाभ्यां यस्य गच्छेत्तु तस्य कर्णौ प्रपूरयेत् ॥३४॥
चक्षुः स्रवति रक्तञ्चेत् पूरयेत्तेन चक्षुषी।
मेढ्रपायुप्रवृत्ते तु बस्तिकर्मसु योजयेत् ॥३५॥
रोमकूपप्रवृत्ते तु तदभ्यङ्गं प्रयोजयेत्।
सर्वेषु रक्तपित्तेषु तस्माच्छ्रेष्ठमिदं घृतम् ॥३६॥

अन्वयः—दूर्वा सोत्पल-किञ्जल्क-मञ्जिष्ठा सैलवालुका शीता शीतम् उशीर मुस्त च चन्दन-पद्मकम् एतैः कार्षिकैः प्रस्थमितम् आज घृतं विपचेत्, (तत्र) तण्डुलानां जलं (च) छागीक्षीर चतुर्गुणं दद्यात्। रक्त वमतः तत्पान, नासिकागते नावन यस्य कर्णाभ्यां (रक्तं) गच्छेत् तस्य कर्णौ प्रपूरयेत्, चक्षुः रक्तं चेत् स्रवति (तर्हि) तेन चक्षुषी पूरयेत्, मेढ्र-पायु-प्रवृत्ते तु रक्ते बस्तिकर्मसु योजयेत्, रोमकूप-प्रवृत्ते तु (रक्ते) तद् अभ्यङ्ग प्रयोजयेत्, तस्मात् सर्वेषु रक्तपित्तेषु इद घृत श्रेष्ठं (गीयते) ॥

ધરો, કમળના કેસરા, મજીઠ, ચણકબાબ, બલદાણા, કપૂર, વાળો, મોથ, રતાંજલી અને પદ્મકાષ્ઠ એ દરેક દ્રવ્યોને એક એક તોલો લઈ તેના કલ્કથી ચોસઠ તોલા બકરીનું ઘી પકાવવું; અને તેને પકવતી વેળા તેમાં તેથી ચારગણું ચોખાનું ધોણ તથા બકરીનું દૂધ નાખવું. (એ પકવ થયેલું ઘી) લોહીની ઊલટી થતી હોય તો પીવું. નાક-

∸ आटरूपकः आदिर्येषु तानि-तेषां क्वाथः-જેમાં અરડૂસો પહેલો હોય છે, એવાં ઓસડિયાનો ઉકાળો--આટરૂપકાદિક્વાથ કહેવાય છે.

+ दूर्वा आद्या यस्मिन्, तच्च तद् घृतम्-જેમા ધરો પહેલી હોય છે, એવું પકવેલું બકરીનું ઘી-દૂર્વાદ્યઘૃત કહેવાય છે.

માંથી લોહી નીકળતું હોય તો તે ઘીનું નસ્ય આપવું. કાનમાંથી લોહી સ્રવતું હોય તો તે ઘી કાનમાં પૂરવું, નેત્રમાંથી લોહી સ્રવતું હોય તો તે ઘી આંખોમાં પૂરવું, લિંગમાંથી કે ગુદામાંથી લોહી નીકળતું હોય તો તે ઘીની પિચકારી આપવી અને રુંવાટાંનાં છિદ્રમાંથી લોહી નીકળતું હોય તો તે ઘીનું માલિશ કરવું. આ ઘી સઘળાં રક્તપિત્તોમાં શ્રેષ્ઠ ગણાય છે. ૩૨-૩૬

સર્વોત્તમ મૃદ્વીકાદિ ચૂર્ણ* પ્રયોગ

मृद्वीकां चन्दनं लोध्रं प्रियङ्गुञ्च विचूर्णयेत् ।
चूर्णमेतत् पिबेत् क्षौद्रवासारससमन्वितम् ॥३७॥
नासिकामुखपायुभ्यो योनिमेढ्रादिवेगितम् ।
रक्तपित्तं स्रवद्धन्ति सिद्ध एष प्रयोगराट् ॥३८॥
यच्च शस्त्रक्षते नैव रक्तं तिष्ठति वेगतः ।
तदप्येतेन चूर्णेन तिष्ठत्येवावचूर्णितम् ॥ ३९ ॥

अन्वयः-मृद्वीकां चन्दनं लोध्रं च प्रियङ्गु विचूर्णयेत्, एतत् चूर्णं क्षौद्र-वासा-रससमन्वितं पिबेत्। एषः सिद्धः प्रयोगराट् नासिका-मुख-पायुभ्यः स्रवत् योनि-मेढ्र-आदि-वेगिनं रक्तपित्तं हन्ति, ( किंच ) शस्त्रक्षते (जाते) यत् च रक्तं वेगतः न एव तिष्ठति, तद् अपि एतेन चूर्णेन अवचूर्णितं ( सत् ) तिष्ठति एव ॥

દ્રાક્ષ, ચંદન, લોધર અને ઘઉંલાનું ચૂર્ણ કરી મધ અને અરડૂસીના રસ સાથે પીવું. આ સિદ્ધ ઉત્તમ પ્રયોગ નાસિકામાંથી, મુખમાંથી, ગુદામાંથી, યોનિમાંથી તથા લિંગ આદિમાંથી વેગપૂર્વક સ્રવતા રક્તપિત્તને મટાડે છે; તેમ જ હથિયારનો જખમ થતાં જે લોહી વેગથી અટકતું જ ન હોય, તે લોહી પણ આ ચૂર્ણ ભભરાવતાં તરત અટકી જ જાય છે. ૩૭-૩૯

શેલડીની વચલી કાતરીઓ વગેરેનું હિમ

इक्षूणां मध्यकाण्डानि सकन्दं नीलमुत्पलम् ।
केशरं पुण्डरीकस्य मोचामधुकपद्मकैः ॥ ४० ॥
वटप्ररोहशुङ्गाश्च द्राक्षा खर्जूरमेव च ।
एतानि समभागानि कषायं सम्प्रकल्पयेत् ॥४१॥
उषितं मधुसंयुक्तं पाययेच्छर्करान्वितम् ।
सप्रमेहं रक्तपित्तं क्षिप्रमेतन्नियच्छति ॥ ४२ ॥

अन्वयः-इक्षूणां मध्यकाण्डानि, सकन्दं नीलम् उत्पलं, पुण्डरीकस्य केशरं, मोचा-मधुक-पद्मकैः (सह) वटप्ररोहशुङ्गाः च द्राक्षा च खर्जूरम् एव-एतानि समभागानि ( आदाय ) कषायं संप्रकल्पयेत्, उषितं (तं) मधु-संयुक्तं शर्करा-अन्वितं पाययेत्, एतत् रक्तपित्तं सप्रमेहं क्षिप्रं नियच्छति ॥

શેલડીની વચલી કાતરીઓ, કંદ સહિત નીલ કમળ, ધોળાં કમળના કેસરા, કેળાં, જેઠીમધ, કઠ, વડવાઈના અગ્રભાગ, દ્રાક્ષ અને ખજૂર એટલાં સમભાગે લઈ તેઓનો ઉકાળો કરવો. પછી તેને વાસી રહેવા દઈ તેનું હિમ કરવું. એ હિમ મધ તથા સાકર સાથે રોગીને પાવું. એ રક્તપિત્ત અને પ્રમેહને તરત મટાડે છે. ૪૦-૪૨

દ્રાક્ષ વગેરેથી પકવેલું દૂધ અને બીજાં ચાટણો

द्राक्षया फलिनीभिर्वा प्रियालमधुकेन वा ।
श्वदंष्ट्रया शतावर्या रक्तजित्साधितं पयः ॥४३॥
पक्वोदुम्बरकाश्मर्यः पथ्याखर्जूरगोस्तनाः ।
मधुना घ्नन्ति संलीढा रक्तपित्तं पृथक् पृथक् ॥४४

अन्वयः-द्राक्षया वा फलिनीभिः, वा प्रियाल-मधुकेन, (वा) श्वदंष्ट्रया शतावर्या साधितं पयः रक्तजित् ( कथ्यते )। पक्व-उदुम्बर-काश्मर्यः, पथ्या-खर्जूर-गोस्तनाः पृथक् पृथक् मधुना संलीढाः (सन्तः) रक्तपित्तं घ्नन्ति ॥

દ્રાક્ષથી તથા ઘઉંલાથી અથવા રાણથી તથા જેઠીમધથી અથવા ગોખરુથી તથા શતાવરીથી પકાવેલું દૂધ રક્તપિત્તને મટાડે છે. પાકાં ઊમરાનાં ફળ અથવા સીવણનાં ફળ, અથવા હરડે, અથવા ખજૂર, અથવા દ્રાક્ષ (એમાંનું કોઈ પણ એક) અલગ અલગ મધ સાથે ચાટ્યાં હોય, તો રક્તપિત્તનો નાશ કરે છે. ૪૩,૪૪

ટીકા-अत्र काश्मर्याः फलमेव ग्राह्यं, फलपाहचर्यात् ॥ અહીં આમપાસ ફળો જ હોવાથી સીવણનું પણ ફળ જ લેવાય છે.

બકરાનું રુધિરપાન વગેરે

अतिनिःसृतरक्तो वा क्षौद्रयुक्तं पिबेदसृक् ।
पशुना भक्षयेदाज मांसं वा पित्तसंयुतम् ॥४५॥

* मृद्वीका-द्राक्षा आदिर्येषु तानि मृद्वीकादीनि, तेषां चूर्णम्-જેમાં દ્રાક્ષ મુખ્ય હોય છે, એવાં ઔષધિઓનું ચૂર્ણ-મૃદ્વીકાદિ ચૂર્ણ કહેવાય છે.

अन्वयः-अतिनिःसृतरक्त. क्षौद्रयुक्तम् आजम् असृक् वा पिबेत्, आज यकृद् वा भक्षयेत्, आज वा मास पित्तसहित भक्षयेत् ॥

જેને ખૂબ લોહી સર્યું હોય તે માણસે મધ સહિત બકરાનું લોહી પીવું અથવા બકરાનું કાળજું ખાવું અથવા પિત્ત સહિત બકરાનું માંસ ખાવું. ૪૫

આમળાંનો પ્રલેપ વગેરે

नासाप्रवृत्तरुधिरं, घृतभृष्टं श्लक्ष्णपिष्टमामलकम् । सेतुरिव तोयवेगं, रुणद्धि मूर्ध्नि प्रलेपेन ॥ ४६ ॥

घ्राणप्रवृत्ते जलमाशु पेयं, सशर्करं नासिकया पयो वा । द्राक्षारसं क्षीरयुतं पिबेद्वा, सशर्करञ्चेक्षुरसं हिमं वा ॥ ४७ ॥

नस्ये दाडिमपुष्पस्य रसो दूर्वाभवोऽपि वा । आम्रास्थिजः पलाण्डोर्वा नासिकास्राविरक्तजित् ॥

अन्वयः-श्लक्ष्णपिष्ट घृतभृष्टम् आमलकं मूर्ध्नि प्रलेपेन सेतुः तोयवेगम् इव नासाप्रवृत्तरुधिर रुणद्धि । घ्राणप्रवृत्ते (रक्ते) आशु सशर्कर जल पेय, वा नासिकया पय. पेयं, वा क्षीरयुत्त द्राक्षारस पिबेत् वा सशर्कर हिमम् इक्षुरसं (पिबेत्) ॥ दाडिमपुष्पस्य रस वा दूर्वाभव रस वा आम्रास्थिज रसः, पलाण्डोः रसः नस्ये (प्रयुक्तः चेत्) नासिकास्रावि-रक्तजित् (स्यात्) ॥

આમળાંને ખૂબ વાટી ઘીમાં શેકી તેનો માથા પર લેપ કરવાથી, જેમ પાળ અથવા પુલ પાણીના વેગને રોકે છે, તેમ નાકમાંથી વહેતા લોહીને તે અટકાવે છે. નાકમાંથી લોહી નીકળે કે તરત સાકરવાળું પાણી પીવું, અથવા નાકથી દૂધ પીવું અથવા દૂધ સહિત દ્રાક્ષનો રસ પીવો અથવા સાકર સહિત શેરડીનો શીતળ રસ પીવો. દાડિમના ફૂલના રસનું અથવા ધ્રોના રસનું અથવા આંબાની ગોટલીના રસનું અથવા ડુંગળીના રસનું નસ્ય આપ્યું હોય તો નાકમાથી વહેતા લોહીને તે બંધ કરે છે ૪૬-૪૮

ખંડકૂષ્માંડઅવલેહ×

पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं बृहत् । तद्बीजाधारबीजत्वक्छिराशून्यं समाचरेत् ॥४९॥

ततस्तस्य तुलां नीत्वा पचेज्जलतुलाद्वये । तस्मिन्नीरेऽर्धशिष्टे तु यत्नतः शीतलीकृते ॥५०॥

तानि कूष्माण्डखण्डानि पीडयेद् दृढवाससा । यत्नतस्तज्जलं नीत्वा पुनः पाकाय धारयेत् ॥५१॥

कूष्माण्डं शोषयेद् घर्मे ताम्रपात्रे ततः क्षिपेत् । क्षिप्त्वा तत्र घृतप्रस्थं कूष्माण्डं तेन भर्जयेत् ॥५२॥

मधुवर्णे तदालोक्य तज्जलं तत्र निःक्षिपेत् । सितायाश्च तुलां तत्र क्षिप्त्वा तल्लेहवत् पचेत् ॥५३॥

सुपक्वे पिप्पलीशुण्ठीजीराणां द्विपले पृथक् । पृथक् पलार्धं धान्याकं पत्रैलामरिचत्वचम् ॥५४॥

चूर्णमेषां क्षिपेत्तत्र घृतार्धं क्षौद्रमावपेत् । एतत्पलमितं खादेदथवाऽग्निबलं यथा ॥ ५५ ॥

खण्डकूष्माण्डलेहोऽयं रक्तपित्तञ्च नाशयेत् । पित्तज्वरं तृषां दाहं प्रदरं कृशतां वमिम् ॥५६॥

कासं श्वासञ्च हृद्रोगं स्वरभेदं क्षतं क्षयम् । नाशयत्येव वृद्धिञ्च बृंहणो बलवर्धन. ॥ ५७ ॥

अन्वय -पुराण पीन बृहत् कूष्माण्डस्य फलम् आनीय तद् बीज-आधार-बीज-त्वक्-शिरा-शून्य समाचरेत् । ततः तस्य तुला नीत्वा जलतुलाद्वये पचेत्, तस्मिन् नीरे अर्धशिष्टे तु यत्नत. शीतलीकृते, तानि कूष्माण्ड खण्डानि दृढवाससा पीडयेत्, तज्जल यत्नत' नीत्वा पुन पाकाय धारयेत्, कूष्माण्ड घर्मे शोषयेत्, तत ताम्रपात्रे क्षिपेत्, तत्र घृतप्रस्थ क्षिप्त्वा, कूष्माण्ड तेन भर्जयेत्, तद् मधुवर्णम् आलोक्य तद् जलं तत्र नि.क्षिपेत् सुपक्वे तत्र पिप्पली-शुण्ठी-जीराणां पृथक् द्विपले, पृथक् पलार्धं धान्याक पत्र-एला-मरिच-त्वचम्-एषां चूर्णं क्षिपेत्, घृतार्धं क्षौद्रम् आवपेत् । एतत् पलमितम् अथवा यथा अग्निबलं खादेत् । अयं खण्ड-कूष्माण्डलेह रक्तपित्तं नाशयेत्, च पित्तज्वरं तृषां दाह प्रदर कृशतां वमिं कासं श्वास च हृद्रोग स्वरभेद क्षत क्षय च वृद्धिं नाशयति एव, बृंहणः (च) बलवर्धनः (अस्ति) ॥

જૂનું, જાડું અને મોટું કોળાનું ફળ લાવી તેમાંથી બીજ, બીજોને રહેવાનું સ્થાન, છાલ તથા નસો કાઢી નાખવાં. પછી તે કોળાનો બાકી રહેલો ભાગ ચારસો તોલા લઈ તેને આઠસો તોલા પાણીમાં પકાવવો પાકતા પાણી અર્ધું બાકી રહે ત્યારે તે પાણીને કાળજીથી શીતળ કરી તે કોળાના

× खण्डानि सन्ति अस्येति खण्डम्-अर्शआद्यच्, खण्ड च तत् कूष्माण्ड च खण्डकूष्माण्डम्, यद्वा खण्डतुल्य खण्डयुक्त वा कूष्माण्डम्-खण्डकूष्माण्डम्-तस्य अवलेहः- ટુકડા કરેલ કોળાનું અથવા બરાબર સાકર જેટલું અથવા સાકરથી યુક્ત કોળાનું ચાટણ-કૂષ્માંડ-અવલેહ કહેવાય છે.

ટુકડાઓને મજબૂત લૂગડાથી દબાવી નિચોવવા અને નિચોવવાથી નીકળેલું પાણી ફરી વાર પાક માટે જુદું રાખી મૂકવું. પછી નિચોવાયેલા કોળાના ભાગને તડકામાં સુકાવી ત્રાંબાના વાસણમાં નાખી તેમાં ચોસઠ તોલા ઘી નાખી તેમાં તેને શેકવો. શેકતાં શેકતાં મધના જેવો તેનો રંગ દેખાય ત્યારે જુદું રાખી મૂકેલું પેલું પાણી તથા ચારસો તોલા સાકર તેમાં નાખી શીરાની પેઠે તેને પકાવવું. સારી પેઠે પાકી જાય ત્યારે તેમાં આઠ તોલા પીપર, આઠ તોલા સૂંઠ, આઠ તોલા જીરું, બે તોલા ધાણા, બે તોલા તમાલપત્ર, બે તોલા એલચી, બે તોલા મરી તથા બે તોલા તજનું ચૂર્ણ નાખવું અને બત્રીશ તોલા મધ નાખવું, એટલે તે 'ખંડકૂષ્માંડ-અવલેહ' તૈયાર થાય છે. એમાંથી ચાર તોલા અથવા પોતાના અગ્નિના બળ પ્રમાણે ખાવો. આ અવલેહ રક્તપિત્તનો, પિત્તજ્વરનો, તરશનો, દાહનો, પ્રદરનો, કૃશપણાનો, ઊલટીનો, ઉધરસનો, શ્વાસનો, હૃદયના રોગનો, સ્વરભેદનો, ક્ષતનો, ક્ષયનો તથા વધરાવળનો નાશ કરે છે અને ધાતુઓની પુષ્ટિ કરે છે તથા બળને વધારે છે. ૪૯-૫૭

### બ્રહત્-કૂષ્માંડાવલેહ×

पुराणं पीनमानीय कूष्माण्डस्य फलं दृढम् ।
तद्बीजाधारबीजत्वक्छिराशून्यं समाचरेत् ॥ ५८ ॥
ततोऽतिसूक्ष्मखण्डानि कृत्वा तस्य तुलां पचेत् ।
गोदुग्धस्य तुलामध्ये मन्देऽग्नौ विपचेच्छनैः ॥५९॥
शर्करायास्तुलां सार्धां गोघृतं प्रस्थमात्रकम् ।
प्रस्थार्धं माक्षिकञ्चापि कुडवं नारिकेलतः ॥६०॥
प्रियालफलमज्जानं द्विपलं तिखुरीपलम् ।
क्षिपेदेकत्र विपचेल्लेहवत्साधु साधयेत् ॥ ६१ ॥
भिषक् सुपक्कमालोक्य ज्वलनादवतारयेत् ।
कोष्णे तत्र क्षिपेदेवं चूर्णं तानि वदाम्यहम् ॥६२॥
एकोऽक्षः शतपुष्पाया अथ क्षीरी यवानिका ।
गोक्षुरः क्षुरकः पथ्या कपिकच्छूफलानि च ॥६३॥
सप्तमी त्वक् च सर्वेषामक्षयुग्मं पृथक् पृथक् ।
धान्याकं पिप्पली मुस्तमश्वगन्धा शतावरी ॥६४॥
तालमूली नागबला वालकं पत्रकं शटी ।
जातीफलं लवङ्गञ्च सूक्ष्मैला बृहदेलिका ॥ ६५ ॥
शृङ्गाटकं पर्पटकं सर्वं पलमितं पृथक् ।
चन्दनं नागरं धात्रीफलञ्चापि कशेरुकम् ॥६६॥
प्रत्येकं पञ्च कर्षाणि चत्वार्येतानि निःक्षिपेत् ।
पलद्वयमुशीरस्य मपाणस्योपणस्य च ॥ ६७ ॥
कूष्माण्डस्यावलेहोऽयं भक्षितः पलमात्रया ।
किंवा यथावह्निबलं भुक्त्वा रोगान् विनाशयेत् ॥६८
रक्तपित्तं शीतपित्तमम्लपित्तमरोचकम् ।
वह्निमान्द्यं सदाहञ्च तृष्णां प्रदरमेव च ॥ ६९ ॥
रक्तार्शोऽपि तथा छर्दिं पाण्डुरोगञ्च कामलाम् ।
उपदंशं विसर्पञ्च जीर्णञ्च विषमं ज्वरम् ॥ ७० ॥
लेहोऽयं परमो वृष्यो बृंहणो बलवर्धनः ।
स्थापनीयः प्रयत्नेन भाजने मृण्मये नवे ॥७१॥

अन्वयः-पुराणं पीनं दृढं कूष्माण्डस्य फलम् आनीय तद् बीज-आधार-बीज-त्वक्-शिरा-शून्यं समाचरेत् । ततः तस्य अतिसूक्ष्म-खण्डानि कृत्वा तुलां गोदुग्धस्य तुलामध्ये पचेत्, मन्दे अग्नौ शनैः विपचेत्, (तत्र च) शर्करायाः सार्धं तुलां, प्रस्थ-मात्रकं गो-घृतं, प्रस्थार्धं माक्षिकम्, अपि च कुडवं नारिकेलतः, द्विपलं प्रियाल-फल-मज्जानं, तिखुरीपलं क्षिपेत्, एकत्र विपचेत्, लेहवत् साधु साधयेत्, भिषक् सुपक्कम् आलोक्य ज्वलनात् अवतारयेत् । कोष्णे तत्र एवं चूर्णं क्षिपेत्, तानि अहं वदामि-एकः अक्षः शतपुष्पायाः, अथ क्षीरी यवानिका गोक्षुरः क्षुरकः पथ्या च कपिकच्छूफलानि, सप्तमी च त्वक्-सर्वेषां पृथक् पृथक् अक्षयुग्मं धान्यकं पिप्पली मुस्तम् अश्वगन्धा शतावरी तालमूली नागबला वालक पत्रकं शटी जातीफलं लवङ्गं सूक्ष्मा एला बृहदेलिका शृङ्गाटकं च पर्पटकं-सर्वं पृथक् पलमितं चन्दनं नागरं धात्रीफलं च कशेरुकम् अपि-प्रत्येकम् एतानि चत्वारि पञ्च कर्षाणि निःक्षिपेत्, (तथा) पलद्वयम् उशीरस्य मपाणस्यं च ऊपणस्य (क्षिपेत्)-अयं कूष्माण्डस्य अवलेहः पलमात्रया भक्षितः किंवा यथावह्निबलं भुक्त्वा रक्तपित्तं शीतपित्तम् अम्लपित्तम् अरोचकं वह्निमान्द्यं सदाहं, च तृष्णां च प्रदरम् एव रक्तार्शः अपि, तथा छर्दिं पाण्डुरोगं च कामलाम् उपदंशं च विसर्पं च जीर्णं ज्वरं विषमं ज्वरम्-(इत्यादि) रोगान् विनाशयेत् । अयं लेहः परमः वृष्यः बृंहणः बलवर्धनः (अस्ति, तथा) मृण्मये नवे भाजने

× उपर्युक्ताद् विशेष-औषधयुक्तत्वेन बृहत्त्वाद् कूष्माण्ड-अवलेहः-ઉપર કહેલા અવલેહ કરતાં જેમાં ઘણાં વધારે ઓસડિયાં નંખાય છે, તેથી કોળાનું જે મોટું ચાટણ-તે બૃહત્-કૂષ્માંડાવલેહ કહેવાય છે.

प्रयत्नेन स्थापनीय ॥

જૂનું, જાડું અને મજબૂત કોળું લાવી તેમાંથી બીજ, બીજોને રહેવાનું સ્થાન, છાલ તથા નસો કાઢી નાખતા બાકી રહેલા કોળા ના અત્યંત ઝીણા ટુકડા કરી તેમાંથી ચારસો તોલા લઈને ગાયના ચારસો તોલા દૂધમાં ધીમા અગ્નિથી તેને ધીરે ધીરે પકાવવા. પછી તેમાં છસો તોલા સાકર, ચોસઠ તોલા ગાયનું ઘી, બત્રીસ તોલા મધ, સોળ તોલા ટોપરું, આઠ તોલા ચારોળીના ફળોનો ગર્ભ અને ચાર તોલા તવખીર-એટલા પદાર્થો નાખી પકાવીને સારું ચાટણ જેવું કરવું. સારી પેઠે પાકેલું દેખાય ત્યારે વૈદ્યે તેને અગ્નિ ઉપરથી ઉતારી લેવું. પછી એ જરા ગરમ હોય ત્યારે તેમાં એક તોલો સુવા, બે તોલા વંશલોચન, બે તોલા અજમો, બે તોલા ગોખરુ, બે તોલા એખરો, બે તોલા હરડે, બે તોલા કૌચાનાં ફળ, બે તોલા તજ, ચાર તોલા ધાણા, ચાર તોલા પીપર, ચાર તોલા મોથ, ચાર તોલા આસંધ, ચાર તોલા શતાવરી, ચાર તોલા કાળી મુસળી, ચાર તોલા બળદાણા, ચાર તોલા વાળો, ચાર તોલા તમાલપત્ર, ચાર તોલા કચૂરો, ચાર તોલા જાયફળ, ચાર તોલા લવિંગ, ચાર તોલા ઝીણી એલચી, ચાર તોલા મોટી એલચી, ચાર તોલા શિંગોડા, ચાર તોલા ખડસલિયો પિત્તપાપડો, પાંચ તોલા ચંદન, પાંચ તોલા સૂંઠ, પાંચ તોલા આમળા, પાંચ તોલા કમેલા, આઠ તોલા કાળો વાળો, આઠ તોલા મખાણા અને આઠ તોલા મરીનું ચૂર્ણ નાખવું, એટલે 'બૃહત્-કૂષ્માંડઅવલેહ' તૈયાર થાય છે. આ અવલેહ ચાર તોલા અથવા પોતાના અગ્નિના બળ પ્રમાણે ખાવાથી રક્તપિત્ત, શીતપિત્ત, અમ્લ-પિત્ત, અરુચિ, અગ્નિનું મંદપણું, દાહ, તરશ, પ્રદર, લોહી ઝરતા અરશ, ઊલટી, પાંડુરોગ, કમળો, ચાંદી, રતવા, જીર્ણજ્વર અને વિષમ-જ્વરનો નાશ કરે છે. આ અવલેહ મૈથુન-શક્તિને બહુ જ વધારનાર, ધાતુઓને પુષ્ટ કરનાર અને બળને વધારનાર છે. આ અવલેહને માટીના નવા વાસણમાં કાળજીથી રાખવો જોઈએ. ૫૮-૭૧

ખંડકૂષ્માંડક-અવલેહ-

कूष्माण्डकस्य स्वरसं पलानां शतमात्रया।
रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम् ॥७२॥
मृदग्निना पचेत्तावद्यावद्भवति पिण्डवत्।
धात्रीतुल्या सिता योज्या पलार्धं लेहयेदनु ॥७३॥
खण्डकूष्माण्डकं ह्येतद् भुक्तमभ्यासतो हरेत्।
रक्तपित्तमम्लपित्तं दाहं तृष्णाञ्च कामलाम् ।७४॥

ચારસો તોલા કોળાનો સ્વરસ, ચારસો તોલા ગાયનું દૂધ અને બત્રીશ તોલા આમળાંનું ચૂર્ણ મિશ્ર કરી ધીમા અગ્નિથી ત્યાં સુધી પકાવવાં કે જ્યા સુધી એ સઘળુ મળીને પિંડા જેવુ થઈ જાય. પછી તેમા બત્રીસ તોલા સાકર મેળવવી, એટલે તે 'ખંડકૂષ્માંડક' નામનો અવલેહ તૈયાર થાય છે. આ અવલેહ બે તોલા હમેશાં ચાટવો; અભ્યાસપૂર્વક આ અવલેહ ખાધો હોય તો રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, તરશ અને કમળાને તે મટાડે છે. ૭૨-૭૪

ખંડખાદ્ય-લોહ+

शतावरी छिन्नरुहा वृषो मुण्डतिका वला।
तालमूली च गायत्री त्रिफलायास्त्वचस्तथा ।७५॥
भार्गी पुष्करमूलञ्च पृथक् पञ्च पलानि च।
जलद्रोणे विपक्तव्यमष्टभागावशेषितम् ॥ ७६॥
दिव्यौषधिहतस्यापि माक्षिकेण हतस्य वा।
पलद्वादशकं देयं रुक्मलोहस्य चूर्णितम् ॥ ७७॥
खण्डतुल्यं घृतं देयं पलषोडशकं बुधैः।
पचेत्ताम्रमये पात्रे गुडपाको मतो यथा ॥७८॥

— कूष्माण्डम् एव कूष्माण्डकं, खण्ड च तत् कूष्माण्डकं, खण्डयुक्तं वा कूष्माण्डकं, तस्य अवलेह – ટુકડા કરી સ્વરસરૂપે કરેલા કોળાનુ સાકર નાખેલુ ચાટણ-ખંડકૂષ્માંડક-અવલેહ કહેવાય છે

+ खादितुं योग्यं खाद्यम्, खण्डघृत-प्रधानं खाद्यं च तत् लोहम्-સાકર તથા ઘી જેમા મુખ્ય-વધારે હોય છે એવુ ખાવા યોગ્ય લોહ-ખંડખાદ્ય-લોહ કહેવાય છે.

प्रस्थार्धं मधुनो देयं शुभाश्मजतुकस्य च ।
शृङ्गी कृष्णा विडङ्गञ्च शुण्ठ्यजाजी पलं पलम् ॥७९
त्रिफला धान्यकं पत्रं कणा मरिचकेशरम् ।
चूर्णं दत्त्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥८०
यथाकालं प्रयुञ्जीत बिडालपदमात्रकम् ।
गव्यक्षीरानुपानं च सेव्यो मांसरसः पयः ॥८१॥
गुरुवृष्यान्नपानानि स्निग्धमांसादि बृंहणम् ।
रक्तपित्तं क्षयं कासं पार्श्वशूलं विशेषतः ॥ ८२ ॥
वातरक्तं प्रमेहञ्च शीतपित्तं वमिं क्लमम् ।
श्वयथुं पाण्डुरोगञ्च कुष्ठं प्लीहोदरं तथा ॥ ८३ ॥
आनाहं मूत्रसंस्रावमम्लपित्तं निहन्ति च ।
चक्षुष्यं बृंहणं वृष्यं मङ्गलं प्रीतिवर्धनम् ॥ ८४ ॥
आरोग्यपुत्रदं श्रेष्ठं कामाग्निबलवर्धनम् ।
श्रीकरं लाघवञ्चैव खण्डखाद्यं प्रकीर्तितम् ॥ ८५ ॥
छागं पारावतं मांसं तित्तिरिः क्रकरः शशः ।
कुरङ्गः कृष्णसारश्च मांसमेषां प्रयोजयेत् ॥ ८६ ॥
नारिकेलपयःपानं सुनिषण्णकवास्तुकम् ।
शुष्कमूलकजीवाख्यं पटोलं बृहतीफलम् ॥ ८७ ॥
वार्ताकं पक्वमाम्रञ्च खर्जूरं स्वादु दाडिमम् ।
ककारपूर्वकं यच्च मांसञ्चानूपसम्भवम् ॥ ८८ ॥
वर्जनीयं विशेषेण खण्डखाद्यं समश्नता ।
लोहान्तरवदत्रापि पुटनादिक्रियेष्यते ।
न पुनर्माक्षिकेणैव शिलयैव हि मारणम् ॥ ८९ ॥

अन्वयः-शतावरी छिन्नरुहा वृषः मुण्डतिका बला तालमूली च गायत्री तथा त्रिफलायाः त्वचः भार्गी च पुष्करमूलं पृथक् च पञ्च पलानि (समादाय) जलद्रोणे विपक्तव्यम्, अष्टभाग-अवशेषितं (कार्यम्, ततः) दिव्य-ओषधिहतस्य वा माक्षिकेण हतस्य रुक्म-लोहस्य चूर्णितं पलद्वादशकं देयम् । (तथा) बुधैः पलषोडशकं खण्डतुल्यं घृतं देयं, ताम्रमये (च) पात्रे (तत् सर्वं) यथा गुडपाकः मतः (तथा) पचेत्, (ततः तत्र) प्रस्थार्धं मधुनः च शुभ-अश्म-जतुकस्य (प्रस्थार्धं) देयं (तथा) च शृङ्गी कृष्णा विडङ्गं शुण्ठी अजाजी त्रिफला धान्यकं पत्रं कणा मरिच-केशरं (प्रत्येकं) पलं पलं चूर्णं दत्त्वा सुमथितं (च कृत्वा) स्निग्धे भाण्डे निधापयेत् (खण्डखाद्यलोहनामकम् इदम् औषधं) यथाकालं बिडालपदमात्रकं प्रयुञ्जीत, गव्यक्षीर-अनुपानं च (प्रयोज्यम्), मांसरसः सेव्यः, (तथा) पयः गुरु-वृष्य-अन्न-पानानि स्निग्ध-मांस-आदि बृंहणं (च सेव्यम्, इत्येवं भुक्तमिदं लोहं) रक्तपित्तं क्षयं कासं पार्श्वशूलं च प्रमेहं शीतपित्तं वमिं क्लमं श्वयथुं च पाण्डुरोगं कुष्ठं तथा प्लीहोदरम् आनाहं मूत्रसंस्रावं च अम्लपित्तं विशेषतः निहन्ति । (इदं) खण्डखाद्यं चक्षुष्यं बृंहणं वृष्यं मङ्गलं प्रीतिवर्धनम् आरोग्य-पुत्रदं श्रेष्ठं कामाग्नि-बलवर्धनं च श्रीकरम् एव प्रकीर्तितम् । (एतद्-उपरि) छागं पारावतं मांसं तित्तिरिः क्रकरः शशः कुरङ्गः च कृष्णसारः-एषां मांसं प्रयोजयेत्, (किंतु) खण्डखाद्यं समश्नता नारिकेल-पयः-पानं सुनिषण्णक-वास्तुकं शुष्कमूलक-जीव-आख्यं पटोलं बृहतीफलं वार्ताकं पक्वम्-आम्रं खर्जूरं च स्वादु दाडिमं यत् च ककारपूर्वकं च आनूपसंभवं मांसं विशेषेण वर्जनीयम् । अत्र लोहान्तरवत् पुटनादि-क्रिया अपि इष्यते, माक्षिकेण एव (वा) शिलया एव हि मारणं न पुनर् (इष्टम्) ॥

શતાવરી, ગળો, અરડૂસો, ગોરખમુંડી, બલદાણા, કાળી મુસલી, ખેરસાર, હરડેની છાલ, બહેડાંની છાલ, આમળાંની છાલ, ભારંગી અને કઠ એ દરેક વીસ વીસ તોલા લઈ એક હજાર ચોવીસ તોલા પાણીમાં તેઓને પકાવવાં. બળતાં બળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં મનશીલથી અથવા સોનામુખીથી મારેલું અડતાળીશ તોલા ગજવેલનું ચૂર્ણ, ચોસઠ તોલા સાકર અને ચોસઠ તોલા ઘી નાખી ત્રાંબાના વાસણમાં ગોળના પાક જેવો પાક કરવો. પછી તેમાં બત્રીશ તોલા મધ તથા બત્રીશ તોલા ઉત્તમ શિલાજિત નાખી કાકડાશિંગી, પીપર, વાવડિંગ, સૂંઠ, જીરું, ત્રિફલા, ધાણા, તમાલપત્ર, કાળીજીરી, મરી અને કેસર એ દરેક પદાર્થનું ચાર ચાર તોલા ચૂર્ણ નાખી સારી પેઠે મથી-હલાવીને ચીકા વાસણમાં તે ઔષધને રાખવું. (આ ઔષધ 'ખંડખાદ્ય-લોહ' નામથી કહેવાય છે.) આ લોહનો સમય પ્રમાણે એક તોલા ગાયના દૂધના અનુપાનથી ઉપયોગ કરવો. આ લોહ ઉપર માંસનો રસો, દૂધ, ભારે તથા મૈથુનશક્તિને વધારનારાં અન્નપાનો અને પુષ્ટિ આપનારાં સ્નિગ્ધ માંસ આદિનું સેવન કરવું. એ રીતે ખાધેલું આ લોહ રક્તપિત્ત, ક્ષય, ઉધરસ, પડખાનું શૂળ, વાતરક્ત, પ્રમેહ, શીતપિત્ત, ઊલટી, ગ્લાનિ, સોજા, પાંડુરોગ, કોઢ, બરોળનું દરદ, પેટના રોગ, પેટનું

આફરવું, મૂત્રનું સખ્યા કરવું અને અમ્લપિત્તનો નાશ કરે છે. આ 'ખંડખાદ્ય-લોહ' નેત્રને હિતકારી, પુષ્ટિ આપનાર, મૈથુન-શક્તિને વધારનાર, મંગલરૂપ, પ્રીતિને વધારનાર, આરોગ્ય આપનાર, પુત્ર આપનાર, શ્રેષ્ઠ, કામદેવના તથા અગ્નિના બળને વધારનાર, લક્ષ્મી આપનાર અને શરીરમા હલકાઈ આપનાર છે. આ લોહ ઉપર બકરાંનું, કબૂતરનું, તેતરનું, ટલકલિયાનું, સસલાનું, હરણનું અને કાળિયારનું માંસ ઉપયોગમાં લેવું; પણ આ લોહ ખાનારે નાળિયેરનું પાણી પીવું નહિ અને સુનિસરણકનું શાક, બથવો, સુકાયેલા મૂળા, ખરખોલી, પરવળ, લોરીંગણીનાં ફળ, રીંગણાં, પાકી કેરી, ખજૂર અને મીઠા દાડિમનો ત્યાગ કરવો; તેમ જ જે નામોમાં પ્રથમ 'क' આવે એવા પદાર્થો અને લગભગ જળમય પ્રદેશના પ્રાણીના માંસનો પણ વિશેષે કરી ત્યાગ કરવો. આ ઔષધમાં જે ગજવેલ નાખવામાં આવે છે, તેનું મારણ બીજાં લોઢાંની પેઠે પુટ આપવા વગેરે ક્રિયાથી પણ થઈ શકે છે; પરંતુ એમ જ ન માની લેવું કે કેવળ મનશીલથી કે કેવળ સોનામુખીથી જ તેનું મારણ કરાય છે, પણ બીજી ક્રિયાથી નથી કરાતું; અર્થાત્ પુટ દેવા વગેરેથી પણ તેનું મારણ કરવું હોય તો કરી શકાય છે. ૭૫-૮૯

टीका-भार्गी=बभनेटी, दिव्यौषधिः=मनःशिला, रुक्मलोह='गजवेली' इति लोके। सुनिषण्णः= चतुष्पत्री शाकविशेषः, जीवन्ती+'जीव' इति शाकविशेषः, ककारपूर्वकं=कटुकः, कालशाक, कूष्माण्डं, कर्कटी, कर्कोटकं, कलिङ्ग, कर्कन्धुः, करमर्दकः, करीरं, कतकं, कसेरु, काञ्जिकम् इत्यादि वर्जनीयम्। इति खण्डखाद्य लोहम्-જે નામોમાં પ્રથમ 'क' આવે છે એવા પદાર્થો કટુક (=કડવાં પરવળ), કાલશાક, કૂષ્માંડ (=કોળું), કાકડી, કંટોલા, કલિંગ, (=તરબૂચ), કર્કંધુ (=બોર), કરમદા, કેરડાં, કતકફલ, કસેલાં અને કાંજી ઇત્યાદિનો ત્યાગ કરવો.

### શતાવરી-કલ્ક-પાક

शतावरीमूलकल्कं कल्कात् क्षीरं चतुर्गुणम्।
क्षीरतुल्यं घृतं गव्यं सितया कल्कतुल्यया ॥९०॥
घृतदेवं पचेत्तत्तु पलार्धं लेहयेत् सदा।
रक्तपित्तं ह्यम्लपित्तं क्षयं श्वासञ्च नाशयेत् ॥९१॥

अन्वयः-शतावरीमूलकल्क, कल्कात् चतुर्गुण क्षीर, क्षीरतुल्यं गव्य घृतं, कल्कतुल्यया सितया घृतशेष तु पचेत्, तत् सदा पलार्धं लेहयेत, रक्तपित्तम् अम्लपित्तं क्षय च श्वास हि नाशयेत्॥

શતાવરીનાં મૂળિયાંનો કલ્ક, કલ્કથી ચોગણું દૂધ, દૂધ જેટલું ગાયનું ઘી અને કલ્ક જેટલી સાકર, એટલાં દ્રવ્યોને માત્ર ઘી જ બાકી રહે ત્યાં સુધી પકાવવાં. તે અવલેહ બે તોલા હંમેશાં ચાટવો. તે રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસનો અવશ્ય નાશ કરે છે. ૯૦,૯૧

રક્તપિત્તનો અધિકાર સમાપ્ત

## अथाम्लपित्त-श्लेष्मपित्ताधिकारः।

## ૧૦ : અમ્લપિત્ત*નો તથા શ્લેષ્મ-પિત્તનો અધિકાર

तत्राम्लपित्तस्य विप्रकृष्ट निदानमाह-

### અમ્લપિત્તનું દૂરનું નિદાન

विरुद्धदुष्टाम्लविदाहिपित्त,-प्रकोपिपानान्नभुजो विदग्धम्। पित्तं स्वहेतूपचितं पुरा यत्, तदम्लपित्तं प्रवदन्ति सन्तः ॥ १॥

अन्वयः-विरुद्ध-दुष्ट-अम्ल-विदाहि-पित्तप्रकोपि-पान-अन्न-भुजः विदग्ध पुरा स्वहेतु-उपचितं यत् पित्त तद् सन्तः अम्लपित्तं प्रवदन्ति ॥

વિરુદ્ધ, બગડેલાં, ખાટાં, બળતરા કરનારાં અને પિત્તને પ્રકુપિત કરનારાં અન્નપાનોને ખાધા કરતા માણસનું ખાટા પાકને પામેલું અને પ્રથમ વર્ષાઋતુમાં ખાટા વિપાકવાળાં જળોથી તથા તેવી ઔષધિઓથી એકઠું થયેલું જે પિત્ત, તેને મહાત્મા વૈદ્યો

* अम्लं च तत् पित्त स्वहेतूपचित-પોતાના કારણથી એકઠું થયેલું ખાટું પિત્ત-અમ્લપિત્ત કહેવાય છે. જેમ રક્તપિત્તનો રોગ પિત્તના બગડવાથી થાય છે, તેમ અમ્લપિત્ત તથા શ્લેષ્મપિત્ત પણ પિત્તના જ બગાડથી થાય છે, આથી રક્તપિત્તના અધિકાર પછી અમ્લપિત્તનો તથા શ્લેષ્મપિત્તનો અધિકાર શરૂ કરે છે.

'અમ્લપિત્તરોગ' કહે છે. ૧

टीका–दुष्टं=व्यापन्नमन्नम्, 'पित्तप्रकोपि' इत्युक्तेऽपि 'अम्लविदाहि' इति विशेषार्थम्, पित्तप्रकोपिपानं=तक्रसुरादि, अन्नं=माषादि, स्वहेतुप्रचितं तु पुरा यद् वर्षास्वम्लविपाकैर्जलैरोषधिभिश्च तादृशीभिरुपचितम्=सञ्चितं, पित्तं तदम्लपित्ते वदन्ति=अम्लपित्ताख्यं रोगं वदन्ति॥ જોકે 'પિત્તને પ્રકુપિત કરનારાં' એટલું કહેવાથી જ 'ખાટાં અને બળતરા કરનારાં'નો સમાવેશ થાય છે; છતાં 'ખાટાં અને બળતરા કરનારાં' એમ જુદું કહેવામાં કારણ આ છે કે, તેથી પિત્તનો વધારે પ્રકોપ થાય છે. છાશ તથા મદિરા આદિ પીણાં અને અડદ આદિ અન્નો પિત્તને પ્રકુપિત કરનારાં સમજવાં.

अथाम्लपित्तस्य व्याधेर्लक्षणमाह–

### અમ્લપિત્ત-રોગનું લક્ષણ

अविपाकक्लमोत्क्लेशतिक्ताम्लोद्गारगौरवैः।
हृत्कण्ठदाहाऽरुचिभिरम्लपित्तं वदेद्भिषक्॥२॥

अन्वयः–अविपाक–क्लम–उत्क्लेश–तिक्त–अम्ल–उद्गार–गौरवैः, हृत्–कण्ठ–दाह–अरुचिभिः भिषक् अम्लपित्तं वदेत्॥

અન્નાદિકનો અપચો, ગ્લાનિ, ઊલટીના ઉછાળા, કડવા તથા ખાટા ઓડકાર, શરીરમાં ભારેપણું, હૃદયમાં તથા ગળામાં દાહ અને અરુચિ એ લક્ષણો ઉપરથી વૈદ્ય અમ્લપિત્ત થયેલું કહેવું. ૨

### અમ્લપિત્તના બે ભેદ

अम्लपित्तं द्विधा प्रोक्तमधोगञ्च तथोर्ध्वगम्॥३॥

अन्वयः–ऊर्ध्वगं तथा च अधोगं–द्विधा अम्लपित्तं प्रोक्तम्॥

ઊર્ધ્વગ (ઊંચે ગતિવાળું) અને અધોગ (નીચે ગતિવાળું) એમ બે પ્રકારનું અમ્લપિત્ત વિદ્વાનોએ કહ્યું છે. ૩

तत्रोर्ध्वगस्य लक्षणमाह–

### ઊર્ધ્વગ અમ્લપિત્તનું લક્ષણ

वान्तं हरित्पीतकनीलकृष्णं,–मारक्तरक्ताभमतीव चाच्छम्। मत्स्योदकाभं त्वतिपिच्छिलाभं, श्लेष्मानुयातं सहितं रसेन॥४॥

अन्वयः–हरित्–पीतक–नील–कृष्णम् आरक्तरक्ताभम् अतीव च अच्छं मत्स्योदकाभम् अतिपिच्छिलाभं श्लेष्मानुयातं रसेन सहितं तु वान्तम् (ऊर्ध्वगस्य लक्षणम्)॥

હરિત રંગવાળી, પીળા રંગવાળી, નીલા તથા કાળા રંગની, થોડી રાતી અથવા લોહી જેવી, અત્યંત નિર્મળ, માછલાના ધોણ જેવી, અત્યંત ચીકણી જેવી લાગતી, કફના સંબંધવાળી અને ખારા, તીખા તથા કડવા રસવાળી ઊલટીઓ ઊર્ધ્વગ–અમ્લપિત્તનું લક્ષણ જાણવું. ૪

टीका–आरक्तम्=ईषल्लोहितम्, रक्ताभं वा, अतीव चाच्छं=निर्मलम्, रसेन=लवणकटुतिक्तरूपेण॥

अधोगस्य लक्षणमाह–

### અધોગ અમ્લપિત્તનું લક્ષણ

तृड्दाहमूर्च्छाभ्रममोहकारि, प्रयात्यधो वा विविधप्रकारम्। हृल्लासकोठानलसादहर्ष,–स्वेदाङ्गपीतत्वकरं कदाचित्॥५॥

अन्वयः–तृड्–दाह–मूर्च्छा–भ्रम–मोह–कारि, विविधप्रकारं कदाचित् हृल्लास–कोठ–अनलसाद–हर्ष–स्वेद–अङ्गपीतत्व–करं वा अधः प्रयाति॥

તરશ, બળતરા, સર્વદા બેભાનપણું, ભ્રમ અને વિપરીત જ્ઞાન કે ગેરસમજ, હળદરના જેવા રંગ આદિ યોગને લીધે અનેક પ્રકારનું અને કોઈક સમયે મોળ, ઢામઠાં, અગ્નિની મંદતા, રૂંવાડાંનું ઊભું થવું, પરસેવો અને અંગોમાં પીળાશ વગેરે કરનારું જે અમ્લપિત્ત ગુદાથી વહેતું હોય, તેને અધોગ-અમ્લપિત્ત જાણવું. ૫

टीका–मूर्च्छा=सर्वदा ज्ञानशून्यता, मोहः=विपरीतं ज्ञानम्, 'अधो वे'ति 'वा' शब्द ऊर्ध्वगापेक्षया। विविधप्रकारं हरिद्रावर्णादियोगात्। कदाचित् हृल्लासादिकर च भवन्ति॥ (આનો અર્થ ઉપર છે.)

अम्लपित्तस्यावस्थाविशेषमाह–

### અમ્લપિત્તની વિશેષ અવસ્થા

भुक्ते विदग्धेऽप्यथवाऽप्यभुक्ते, करोति तिक्ताम्लवमिं कदाचित्। उद्गारमेवंविधमेव कण्ठ,–हृत्कुक्षिदाहं शिरसो रुजञ्च॥६॥

करचरणदाहमौष्ण्यं, महतीमरुचिं ज्वरं च कफपित्तम्। जनयति कण्डूमण्डल,–पिडिकाशतनिचितरोगचयम्॥७॥

अन्वयः–भुक्ते विदग्धे अपि तिक्त–अम्ल–वमिं करोति, एवंविधम् एव उद्गारं करोति, कण्ठ–हृत्–कुक्षि–दाह शिरसः च रुजं करोति, कर–चरण–दाहम्,

ऊष्म्यं, महतीम् अरुचिं कफपित्त ज्वरं च जनयति, कण्डू-मण्डल-पिडिकाशत-निचित-रोगचयं जनयति, अथवा कदाचित् अभुक्ते अपि तिक्त-अम्लवमिं करोति ॥

એ અમ્લપિત્ત ખાધેલા અન્નાદિકનો વિરુદ્ધ પાક કે પાચન થતાં કડવી તથા ખાટી ઊલટી કરાવે છે; કડવા તથા ખાટા ઓડકાર લાવે છે; ગળામાં, હૃદયમાં તથા પેટમાં બળતરા કરે છે, માથામાં પીડા કરે છે, હાથમાં તથા પગમાં બળતરા કરે છે, ગરમી ઉત્પન્ન કરે છે, ભારે અરુચિ ઉપજાવે છે, કફ તથા પિત્તસંબંધી જ્વરને ઉત્પન્ન કરે છે અને ચળથી, ગોળ ચકરડાંઓથી તથા ફોલ્લીઓથી વ્યાપ્ત થયેલા ગાત્રમાં અન્નના વિરુદ્ધ પાક તથા ગ્લાનિ આદિ રોગોના સમૂહને ઉત્પન્ન કરે છે અથવા કોઈક સમયે ખાધા વગર પણ ઊલટી કરાવે છે. ૬,૭

टीका-भुक्ते विदग्धे तिक्ताम्लवमिं करोति, तथा उद्गारम्, एवंविधमेव=तिक्ताम्लमेव करोति, तथा कण्ठ-हृत्कुक्षिदाहं शिरोरुजं च करोति, तथा कण्डूमण्डलपिडकाव्याप्तगात्रे रोगचयं करोति, अन्नाऽविपाकवलमादिकं जनयति, अथवा कदाचित् अभुक्तेऽपि तिक्ताम्लवान्तिं करोति तथा करचरणदाहादिकं च जनयति ॥

अथाम्लपित्तदोषसंसर्गमाह-

### અમ્લપિત્તમાં દોષોનો સંસર્ગ જાણવાની જરૂર

**सानिलं सानिलकफं सकफं तच्च लक्षयेत् ।**
**दोषलिङ्गेन मतिमान् भिषङ्मोहकरं हि तत् ॥८॥**

अन्वयः-मतिमान् भिषक् दोषलिङ्गेन तत् (अम्लपित्त) सानिलं सानिलकफं च सकफं हि लक्षयेत् । (यतः) तत् मोहकरं (भवति) ॥

બુદ્ધિમાન વૈદ્યે દોષોનાં ચિહ્નો ઉપરથી એ અમ્લપિત્ત વાયુના સંબંધવાળું છે અથવા વાયુ તથા કફ એ બન્નેના સંસર્ગવાળું છે કે કફના સંબંધવાળું છે એ અવશ્ય જાણવું જોઈએ; કારણ કે એ અમ્લપિત્ત ઊંચે ગતિથી ઊલટીના રોગ જેવું અને નીચે ગતિથી અતિસાર જેવું હોવાથી વૈદ્યોને ભ્રાંતિ ઉપજાવનારું હોય છે. ૮

टीका-ऊर्ध्वाधःप्रवृत्त्या छर्दतीसाराभ्यां तुल्यतया वैद्यभ्रान्तिदम् ॥

दोषभेदेन लक्षणभेदमाह-

### દોષોના ભેદ ઉપરથી અમ્લપિત્તના લક્ષણોમાં ભેદ: પહેલું વાયુજન્ય

**कम्पप्रलापमूर्च्छा,-चिमिचिमिगात्रावसाद-शूलानि । तमसो दर्शनविभ्रम,-प्रमोहहर्षास्तथाऽनिलयुतेन ॥९॥**

अन्वयः-अनिलयुतेन (अम्लपित्तेन) कम्प-प्रलाप-मूर्च्छाः, चिमिचिमि-गात्र-अवसाद-शूलानि, तथा तमसः दर्शन-विभ्रम-प्रमोह-हर्षाः (भवन्ति) ॥

વાયુના સંબંધવાળા અમ્લપિત્તથી કંપ, પ્રલાપ, મૂર્છા, ઝણઝણાટ, ગાત્રોમાં ગ્લાનિ, અંધારાનું દર્શન, વિભ્રમ, મોહ અને રુવાંટાં ઓનું ઊભું થવું, એ ચિહ્નો થાય છે. ૯

### કફજન્ય અમ્લપિત્ત

**कफनिष्ठीवनगौरव,-जडताऽरुचिशीतसाद-वमिलेपाः । दहनबलहानिकण्डू,-निद्राश्चिह्नं कफानुगे भवति ॥१०॥**

अन्वयः-कफानुगे (अम्लपित्तं) कफनिष्ठीवन-गौरव-जडता-अरुचि-शीत-साद-वमि-लेपाः, दहनबलहानि-कण्डू-निद्राः चिह्नं भवति ॥

કફના સંબંધવાળા અમ્લપિત્તમાં કફનું થૂંકવું, શરીરમાં ભારેપણું, જડપણું, અરુચિ, શીત, ગ્લાનિ, ઊલટી, છાતીનું કફથી લેપાયેલાપણું, અગ્નિના બળની હાનિ, ચળ અને નિદ્રા-એ ચિહ્નો થાય છે. ૧૦

### વાતકફજન્ય અમ્લપિત્ત

**उभयमिदमेव चिह्नं, मारुतकफसम्भवेऽम्लपित्ते स्यात् ॥११॥**

अन्वयः-मारुत-कफसभवे अम्लपित्ते इदम् एव उभयं चिह्नं स्यात् ।

કફ તથા વાયુ એ બન્નેના સંસર્ગવાળા અમ્લપિત્તથી ઉપર કહેલાં બન્ને પ્રકારનાં ચિહ્નો થાય છે. ૧૧

टीका-चिमिचिमि='झिनिझिनी' ति लोके हर्षः=रोमाञ्चः ॥

अथाम्लपित्तस्य साध्यत्वादिकमाह-

### કયું અમ્લપિત્ત સાધ્ય, યાપ્ય અને કષ્ટસાધ્ય હોય છે?

**रोगोऽयमम्लपित्ताख्यो यत्नात्संसाध्यते नवः ।**
**चिरोत्थितो भवेद्याप्यः कृच्छ्रसाध्यः स कस्यचित् ॥**

अन्वयः—अयम् अम्लपित्ताख्यः रोगः नवः (चेत्) यत्नात् समाध्यते, चिरोत्थितः याप्यः भवेत्, सः कस्यचित् कृच्छ्रसाध्यः (स्यात्) ॥

આ અમ્લપિત્ત નામનો રોગ જો નવો થોડા કાળથી થયો હોય તો (ઔષધોરૂપ) પ્રયત્નથી સાધ્ય થાય છે, લાંબા કાળથી થયો હોય તો યાપ્ય થાય છે, પણ કોઈ અયોગ્ય આહારવિહારવાળા માણસને તો (થોડા કાળથી થયેલો છતાં) કષ્ટસાધ્ય થાય છે. ૧૨

टीका—कस्यचित्=हीनाहाराचारशीलस्य ॥

अथ श्लेष्मपित्तस्य लक्षणमाह—

### શ્લેષ્મપિત્તનું લક્ષણ

**तिक्ताम्लकटुकोद्गारहृत्कुक्षिकण्ठदाहकृत् ।**
**तमो मूर्च्छाऽरुचिश्छर्दिरालस्यं च शिरोरुजा ।**
**प्रसेको मुखमाधुर्यं श्लेष्मपित्तस्य लक्षणम् ॥ १३ ॥**

अन्वयः—तिक्त-अम्ल-कटुक-उद्गार-हृत्-कुक्षि-कण्ठ-दाहकृत्, तमः मूर्च्छा अरुचिः छर्दिः आलस्य शिरोरुजा प्रसेकः च मुखमाधुर्यम् (एतत्) श्लेष्मपित्तस्य लक्षणं (ज्ञेयम्) ॥

કડવા, ખાટા અને તીખા ઓડકાર, તેમ જ હૃદયમાં, પેટમાં તથા ગળામાં જે દાહ કરે; અને આંખે અંધારાં આવવાં, મૂર્છા, અરુચિ, ઊલટી, આળસ, માથામાં પીડા, મોઢામાંથી પાણી ઝર્યા કરે અને મોઢામાં મીઠાશ, એટલાં શ્લેષ્મપિત્તનાં લક્ષણો જાણવાં.

अथाम्लपित्तचिकित्सामाह—

### અમ્લપિત્તની સામાન્ય ચિકિત્સા

**अम्लपित्ते तु वमनं पटोलारिष्टवासकैः ।**
**कारयेन्मदनैः क्षौद्रैः सैन्धवैश्च तथा भिषक् ॥ १४ ॥**
**विरेचनं त्रिवृच्चूर्णमधुधात्रीफलद्रवैः ।**
**ऊर्ध्वगं वमनैर्विद्वानधोगं रेचनैर्हरेत् ॥ १५ ॥**

अन्वयः—अम्लपित्ते तु भिषक् पटोल-अरिष्ट-वासकैः मदनैः क्षौद्रैः च सैन्धवैः वमनं कारयेत्, तथा त्रिवृत्-चूर्ण-मधु-धात्री-फलद्रवैः विरेचनं (कारयेत् इत्येवम्) विद्वान् ऊर्ध्वगं वमनैः अधोगं रेचनैः हरेत् ॥

અમ્લપિત્ત થયું હોય તો વૈદ્યે કડવાં પરવળ, લીંબડો, અરડૂસો, મીંઢળ, મધ અને સિંધવથી ઊલટી કરાવવી; અને નસોતરનું ચૂર્ણ, મધ તથા આમળાંના રસથી વિરેચન આપવું. આમ વિદ્વાન વૈદ્યે ઊંચી ગતિવાળું અમ્લપિત્ત ઊલટીઓથી મટાડવું અને નીચી ગતિવાળું અમ્લપિત્ત વિરેચનોથી મટાડવું. ૧૪,૧૫

टीका—अम्लपित्तमिति शेषः ॥

### વિશેષ ચિકિત્સા

**यवगोधूमविकृतीस्तीक्ष्णसंस्कारवर्जिताः ।**
**यथार्हं लाजसक्तून्वा सितामधुयुतान् पिबेत् ॥**

अन्वयः—(अम्लपित्ती) तीक्ष्ण-संस्कारवर्जिताः यव-गोधूमविकृतीः वा सिता-मधुयुतान् लाजसक्तून् यथार्हं पिबेत् ॥

અમ્લપિત્તના રોગીએ તીક્ષ્ણ વઘાર વગેરે સંસ્કારોરહિત જવના અને ઘઉંના યૂષ આદિ પદાર્થો પીવા કે ખાવા; અથવા સાકર તથા મધથી સંયુક્ત ધાણીનો સાથવો પોતાને માફક આવે તેટલો પીવો. ૧૬

**निस्तुषयववृषधात्री-क्वथितं सलिलं त्रिगन्ध-मधुयुक्तम् । द्रुततरमपहरति वमिं, सञ्जनिता-मम्लपित्तेन ॥ १७ ॥**

अन्वयः—निस्तुप-यव-वृष-धात्री-क्वथितं सलिलं त्रिगन्ध-मधुयुक्तं (पितं चेत्) अम्लपित्तेन जनितां वमिं द्रुततरम् अपहरति ॥

ફોતરાં વગરના જવ, અરડૂસો અને આમળાંનો ક્વાથ તજ, તમાલપત્ર, એલચી તથા મધ સાથે પીધો હોય તો અમ્લપિત્તથી થયેલી ઊલટીને તરત મટાડે છે. ૧૭

**छिन्नोद्भवानिम्बपटोलपत्रं, क्षौद्रान्वितं पीत-मनेकरूपम् । सुदारुणं हन्ति तदम्लपित्तं, यथाऽशनिस्तालतरुं प्रवृद्धम् ॥ १८ ॥**

अन्वयः—छिन्नोद्भवा-निम्ब-पटोल-पत्रं क्षौद्रान्वितं पीतं (चेत्) यथा अशनिः प्रवृद्धं तालतरुं (हन्ति, तथा) तत् अनेकरूपं सुदारुणम् अम्लपित्तं हन्ति ॥

ગળો, લીંબડાનાં પાંદડાં અને કડવાં પરવળનાં પાંદડાંને વાટી મધ સાથે પિવાય તો જેમ વજ્ર મોટા તાડનો નાશ કરે છે, તેમ તે ઔષધ અનેક રૂપોવાળા મહાદારુણ અમ્લપિત્તનો નાશ કરે છે. ૧૮

÷ श्लेष्मयुक्तं श्लेष्मप्रधानं वा पित्तम्—કફથી મિશ્ર અથવા કફની મુખ્યતાવાળું થયેલું પિત્ત શ્લેષ્મપિત્ત કહેવાય છે.

**वासाऽमृतापर्पटकनिम्बभूनिम्बमार्कवैः ।
त्रिफलाकुलकैः क्वाथ. सक्षौद्रश्चाम्लपित्तहा ॥१९॥**

अन्वयः–वासा–अमृता–पर्पटक–निम्ब–भूनिम्ब–मार्कवैः त्रिफला–कुलकैः क्वाथः सक्षौद्रः च अम्लपित्तहा भवति ॥

અરડૂસી, ગળો, ખડસલિયો પિત્તપાપડો, લીંબડો, કરિયાતું, ભાંગરો, હરડે, બહેડાં, આમળાં અને કડવાં પરવળનો ક્વાથ મધ સાથે પીધો હોય તો તે અમ્લપિત્તનો નાશ કરે છે. ૧૯

**पाठापटोलयवचन्दनधान्यधात्री,–वासावराङ्गदलनागकणाऽभयाभिः । लेहः सिताब्जमधुभिः शिवपालपिण्डी, हन्त्यम्लपित्तमरुचिज्वरदाहशोषान् ॥ २० ॥**

अन्वयः–पाठा–पटोल–यव–चन्दन–धान्य–धात्री–वासा–वराङ्गदल–नाग–कणा–अभयाभिः, सिता–अब्ज–मधुभिः (कृतः) शिवपालपिण्डी लेहः अम्लपित्तम् अरुचि–ज्वरदाह–शोषान् हन्ति ॥

કાળીપાટ, પરવળ, જવ, ચંદન, ધાણા, આમળાં, અરડૂસી, જાડી તજ, તમાલપત્ર, નાગકેસર, પીપર, હરડે, સાકર, કમળ અને મધથી કરેલો 'શિવપાલપિંડી' નામનો અવલેહ અમ્લપિત્તને, અરુચિને, જ્વરને, દાહને તથા શોષને મટાડે છે. ૨૦

**हन्त्यम्लपित्तवमनाऽरुचिदाहमोह,–खालित्यमेहशिशिरव्रणशुक्रदोषान् । भुक्त्वा नरः सततमामलकीरसेन, वृद्धोऽप्यनेन हि भवेत्तरुणो रिरंसुः ॥ २१ ॥**

अन्वयः–सततम् आमलकीरसेन भुक्त्वा नरः अम्लपित्त–वमन–अरुचि–दाह–मोह–खालित्यमेह शिशिर–व्रण–शुक्रदोषान् हन्ति, अनेन वृद्धः अपि तरुणः (सन्) रिरंसुः हि भवेत् ॥

હમેશાં આમળાંના રસ સહિત ભોજન કરીને માણસ અમ્લપિત્ત, ઊલટી, અરુચિ, દાહ, મોહ, ટાલ, પ્રમેહ, શીત, વ્રણ અને વીર્યના દોષને મટાડી દે છે અને એ ભોજનથી ઘરડો માણસ પણ સ્ત્રીની સાથે રમવાની ઇચ્છા કરે છે. ૨૧

### ખંડ-કૂષ્માંડકાવલેહ

**कूष्माण्डकरसो ग्राह्यः पलानां शतमात्रकम् ।
रसतुल्यं गवां क्षीरं धात्रीचूर्णं पलाष्टकम् ॥२२॥
धात्रीतुल्या सिता योज्या गव्यमाज्यं पलद्वयम् ।
मन्दाग्निना पचेत् सर्वं यावद्भवति पिण्डितम् ॥२३
पलार्धं पलमेकं वा प्रत्यहं भक्षयेदिदम् ।
खण्डकूष्माण्डकं ख्यातमम्लपित्तापहं परम् ॥२४॥**

अन्वयः–कूष्माण्डकरसः पलाना शतमात्रक ग्राह्यः, रसतुल्यं गवां क्षीर, पलाष्टक धात्रीचूर्णं (ग्राह्यम्), धात्रीतुल्याः सिता योज्या, गव्यम् आज्य पलद्वयम् । (तत्) सर्वं मन्दाग्निना (तावत्) पचेत्, यावत् पिण्डितं भवति । इदं खण्डकूष्माण्डक ख्यातम्, प्रत्यहं पलार्धम् एक वा पलं भक्षयेत्, परम् अम्लपित्तापहम् (अस्ति) ॥

કોળાનો રસ ચારસો તોલા લેવો, ચારસો તોલા ગાયનુ દૂધ, બત્રીશ તોલા આમળાંનું ચૂર્ણ, બત્રીશ તોલા સાકર અને આઠ તોલા ગાયનુ ઘી લઈ બધું એકઠું કરી ધીમા અગ્નિથી ત્યાં સુધી પકાવવું કે જ્યાં સુધી પિંડો થઈ જાય. આ 'ખંડકૂષ્માંડક' નામનો અવલેહ પ્રખ્યાત છે; તે બે તોલા અથવા ચાર તોલા ખાધો હોય તો તે અમ્લપિત્તનો અત્યંત નાશ કરે છે. ૨૨–૨૪

### નારિકેલખંડ+

**कुडवं नारिकेलस्य जले मृद्वग्निना पचेत् ।
नारिकेलजलाऽलाभे गव्ये पयसि तत्पचेत् ॥२५॥
धान्यकं पिप्पली मुस्तं चातुर्जातं विचूर्णितम् ।
प्रत्येकं टङ्कमात्रं तु शीते तस्मिन् विनिक्षिपेत् ॥२६
पलमात्रस्तदर्धोऽपि भक्षितः प्रत्यहं नरैः ।
नारिकेलकखण्डोऽयं पुंस्त्वनिद्राबलप्रदः ॥ २७ ॥
अम्लपित्तं रक्तपित्तं शूलञ्च परिणामजम् ।
क्षयं क्षपयति क्षिप्रं शुष्कं दावानलो यथा ॥२८॥**

अन्वयः–नारिकेलस्य कुडव (तस्य) जले मृदु–अग्निना पचेत्, नारिकेल–जल–अभावे गव्ये पयसि तत् पचेत् (तत.) तस्मिन् शीते धान्यक पिप्पली मुस्त चातुर्जात–प्रत्येक तु टङ्कमात्र विचूर्णितं विनिक्षिपेत् । अय नारिकेलक–खण्डः नरैः प्रत्यहं पलमात्रः तदर्धः अपि भक्षितः (चेत्) पुंस्त्व–निद्रा–बलप्रदः, (तथा) अम्लपित्तं रक्तपित्त परिणामज शूल च क्षयं यथा दावानलः शुष्कं (वन नाशयति तथा) क्षिप्र क्षपयति ॥

સોળ તોલા વાટેલું ટોપરું નાળિયેરના

---

+ नारिकेलस्य खण्डानि यस्मिन् पाके सः–જેમાં નાળિયેરનું ચૂર્ણ તેના પાણીમાં કે દૂધમાં પકવાય છે, તે પાક–નારીકેલખંડ કહેવાય છે.

પાણીમાં અથવા નાળિયેરનું પાણી ન મળે તો ગાયના દૂધમાં પકાવવું. એ ટાઢું થાય ત્યારે તેમાં ધાણા, પીપર, મોથ, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર એ દરેક પદાર્થનું ચોવીશ ચોવીશ ચણોઠીભાર ચૂર્ણ નાખવું, એટલે તે 'નારિકેલખંડ' તૈયાર થાય છે. માણસોએ આ ચાર તોલા કે બે તોલા પણ હમેશાં ખાધો હોય તો પુરુષપણું, નિદ્રા તથા બળ આપે છે અને અમ્લપિત્ત, રક્તપિત્ત; પરિણામશૂળ તથા ક્ષયનો જેમ દાવાનળ સૂકા વનનો નાશ કરે છે, તેમ તરત નાશ કરે છે. (આમાં ટોપરાને પ્રથમ ચાર તોલા ગાયના ઘીથી શેકવું, એવી પરંપરાની રીતિ છે.) ૨૫-૨૮

टीका–पलमात्रगव्यघृतेन नारिकेलस्य भर्जनं कर्त्तव्यमिति सम्प्रदायः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

બૃહન્નારિકેલખંડ*

प्रस्थन्तु नारिकेलस्य सूक्ष्मं स्यद्दि पेषितम् ।
निष्कुलीकृतकूष्माण्डखण्डानामर्धमाढकम् ॥२९॥
तद्द्वयं भर्जयेद्गव्ये घृते तु कुडवोन्मिते ।
ततस्तत्र क्षिपेच्छुद्धं गोदुग्धञ्चाढकोन्मितम् ॥३०॥
तत्रैव निक्षिपेद्भव्यां सितां प्रस्थद्वयोन्मिताम् ।
पचेत् सर्वाणि चैकत्र मृदुना वह्निना भिषक् ॥३१॥
सुपक्वे शीतले तत्र चूर्णीकृत्य विनिक्षिपेत् ।
सूक्ष्मैलां धान्यकं धात्रीं पर्पटं जलदं जलम् ॥३२॥
उशीरं चन्दनं द्राक्षां शृङ्गाटञ्च कशेरुकम् ।
त्वक्पत्रकं सकर्पूरं कर्षयुग्मं पृथक् पृथक् ॥ ३३ ॥
सर्वं संमिश्रयेद्रक्षेद् भाजने मृण्मये नवे ।
पलमात्रमिदं प्रातर्भक्षयेद्वा यथाऽनलम् ॥ ३४ ॥
एतन्निषेवितं हन्ति रोगानेतान्न संशयः ।
अम्लपित्तं ज्वरं पित्तं रक्तपित्तमरोचकम् ॥ ३५ ॥
वातरक्तं तृषां दाहं पाण्डुरोगञ्च कामलाम् ।
क्षयं क्षपयति क्षिप्रं शूलञ्च परिणामजम् ॥ ३६ ॥
नारिकेलस्य खण्डोऽयमश्विभ्यां भावितः पुरा ।
वर्णदो बृंहणो वृष्यः पुंस्त्वनिद्राबलप्रदः ॥ ३७ ॥

अन्वयः–स्पृदि सूक्ष्मं पेषितं नारिकेलस्य तु प्रस्थं, निष्कुलीकृतं कूष्माण्डखण्डानाम् अर्धम् आढकं–तद्द्वयं कुडव–उन्मिते गव्ये घृते तु भर्जयेत्, ततः तत्र आढक–उन्मितं शुद्धं गोदुग्धं क्षिपेत्, तत्र च एव प्रस्थद्वय–उन्मिता भव्या सितां निक्षिपेत्, भिषक् सर्वाणि च एकत्र मृदुना वह्निना पचेत्, सुपक्वे शीतले तत्र सूक्ष्म–एलां धान्यकं धात्रीं पर्पटं जलदं जलम् उशीरं चन्दनं द्राक्षां शृङ्गाटं च कशेरुकं त्वक्पत्रक सकर्पूरं पृथक् पृथक् कर्षयुग्मं चूर्णीकृत्य विनिक्षिपेत्, सर्वं संमिश्रयेत्, मृण्मये नवे भाजने रक्षेत्, पलमात्रम् इदं प्रातर् भक्षयेत्, वा यथा–अनलं निषेवितम् एतत् अम्लपित्तं ज्वरं पित्तम् अरोचकं वातरक्तं तृषां दाहं च पाण्डुरोगं कामलां च क्षय–एतान् रोगान् हन्ति, न संशयः, परिणामजं च शूलं क्षिप्रं क्षपयति। अयं नारिकेलस्य खण्डः पुरा अश्विभ्यां भावितः (स च) वर्णदः बृंहणः वृष्यः पुंस्त्व–निद्रा–बलप्रदः (अस्ति) ॥

છીપર પર ઝીણું વાટેલું ચોસઠ તોલા ટોપરું, અને છાલ તથા બી કાઢી નાખેલ કોળાના એકસો અઠ્ઠાવીશ તોલા ટુકડા–એ બન્નેને સોળ તોલા ગાયના ઘીમાં શેકીને પછી તેમાં ગાયનું બસો છપ્પન તોલા શુદ્ધ દૂધ તથા એકસો અઠ્ઠાવીશ તોલા ઉત્તમ સાકર નાખવી. પછી વૈદ્યે એ સર્વને કોમળ અગ્નિથી પકાવી સારી પેઠે પાકી રહે ત્યારે શીતલ કરીને તેમાં ઝીણી એલચી, ધાણા, આમળાં, ખડસલિયો પિત્તપાપડો, મોથ, ધોળો વાળો, કાળો વાળો, ચંદન, દ્રાક્ષ, શિંગોડાં, કસેલાં, તજ, તમાલપત્ર અને ભીમસેની બરાસ–એ દરેક પદાર્થનું બબ્બે તોલા ચૂર્ણ કરી તે સઘળું ચૂર્ણ મેળવી દેવું, એટલે તે 'બૃહન્નારિકેલખંડ' તૈયાર થાય છે. આ ઔષધને માટીના નવા વાસણમાં રાખવું. આ ઔષધ ચાર તોલા અથવા પોતાના અગ્નિના બળ પ્રમાણે સવારમાં ખાવું. એમ આ જો સેવ્યુ હોય તો અમ્લપિત્ત, જ્વર, રક્તપિત્ત, અરોચક, વાતરક્ત, તરસ, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષય અને પરિણામશૂળનો તે જલદી નાશ કરે છે. પૂર્વે અશ્વિની-

* उपर्युक्तादृविशेषद्रव्ययुक्तत्वेन बृहत्त्वात्सौ नारिकेलखण्डः–ઉપર કહેલા કરતાં વધારે દ્રવ્યો નાખેલાં હોવાથી મોટો નારિકેલખંડ નામનો પાક–બૃહન્નારિકેલખંડ કહેવાય છે.

मूत्रपुरीषाणि निगृह्णाति यदा नरः' इति चरकवचनात्। क्षयात्=क्षीयतेऽनेनेति क्षयः। तेनाऽतिव्यवायाऽनशनेर्ष्यादयो धातुक्षयहेतवः 'क्षय'-शब्देनोच्यन्ते॥ साहसात्-बलवता समम् मल्लयुद्धादितः, विषमाशनात्='बहुशोकमकाले वा भुक्तं तद्विषमाशनम्' तस्मात्। त्रिदोषः=सान्निपातिकः। हेतुचतुष्टयात्=अन्येऽपि हेतवो हेतुचतुष्टय एवान्तर्भवन्ति। यक्ष्मणः पर्यायाः=राजयक्ष्म-क्षय-शोषाः॥ અધોવાયુ વગેરેના વેગોને રોકવાથી ક્ષયરોગ થાય છે. ચરકે કહ્યું છે કે, 'માણસ જ્યારે વાયુ, મૂત્ર અને વિષ્ઠા આદિના વેગોને રોકે છે ત્યારે રોગોની ઉત્પત્તિ થાય છે; તેમ જ અત્યંત મૈથુન, અત્યંત ઉપવાસ અને અત્યંત ઈર્ષ્યા આદિ ધાતુઓનો ક્ષય કરનારાં કારણોથી પણ ક્ષયરોગ થાય છે; તેમ જ બળવાનની સાથે મલ્લયુદ્ધ વગેરે કરવાં ઇત્યાદિ સાહસથી પણ ક્ષયરોગ થાય છે; અને ખૂબ વધારે, બહુ થોડું અથવા સમય વગરનું ભોજન કરવાથી પણ ક્ષયરોગ થાય છે. આ ક્ષયરોગ ત્રિદોષજન્ય એટલે સાન્નિપાતિક છે-અર્થાત્ આ ક્ષયરોગનુ પાસેનું કારણ-ત્રણે દોષો છે અને ઉપર કહેલાં ચાર તેનાં દૂરનાં કારણો છે. ક્ષયરોગનાં બીજાં પણ જે જે કારણો છે, તે સઘળાં આ ચાર કારણોમાં સમાઈ જાય છે, એમ સમજવું. આ ક્ષયરોગનાં જ યક્ષ્મા, રાજયક્ષ્મા, ક્ષય અને શોષ એ ચાર નામો છે.

*यक्ष्मादीनां निरुक्तिमाह–*

**ક્ષયના 'યક્ષ્મન્' નામની નિરુક્તિ કે વ્યાખ્યા**

**वैद्यो व्याधिमता यस्माद् व्याधेर्यत्नेन यक्ष्यते।**
**स यक्ष्मा प्रोच्यते लोके शब्दशास्त्रविशारदैः॥२॥**

अन्वयः–यस्मात् व्याधिमता व्याधेः यत्नेन वैद्यः यक्ष्यते (–पूज्यते), सः लोके शब्दशास्त्रविशारदैः 'यक्ष्मा' प्रोच्यते॥

જે રોગને લીધે રોગી પોતાના રોગની ચિકિત્સા કરવા રૂપ યત્ન કરવાના કારણે વૈદ્યને પૂજે છે, તે રોગને લોકમાં વ્યાકરણશાસ્ત્રના વિદ્વાનો 'યક્ષ્મા' કહે છે. ૨

टीका–यक्ष्यते=पूज्यते॥

**ક્ષયના 'રાજયક્ષ્મા' નામની નિરુક્તિ કે વ્યાખ્યા**

**राज्ञश्चन्द्रमसो यस्मादभूदेष किलामयः।**
**तस्मात्तं राजयक्ष्मेति प्रवदन्ति मनीषिणः॥३॥**

अन्वयः–एषः आमयः राज्ञः चन्द्रमसः यस्मात् किल अभूत्, तस्मात् मनीषिणः तं 'राजयक्ष्मा' इति प्रवदन्ति॥

આ રોગ, રાજા ચંદ્રને જે કારણે અવશ્ય થયો હતો, તેથી વિદ્વાનો તેને 'રાજયક્ષ્મા' કહે છે. ૩

**'ક્ષય' તથા 'શોષ' નામની નિરુક્તિ કે વ્યાખ્યા**

**क्रियाक्षयकरत्वात्तु क्षय इत्युच्यते बुधैः।**
**संशोषणाद्रसादीनां शोष इत्यभिधीयते॥४॥**

अन्वयः–क्रियाक्षयकरत्वात् तु बुधैः 'क्षयः' इति उच्यते, रसादीनां संशोषणात् शोषः इति अभिधीयते॥

આ રોગ સઘળી ક્રિયાઓનો ક્ષય કરનાર છે, તેથી વિદ્વાનો તેને 'ક્ષય' કહે છે; અને આ રોગ રસ આદિ ધાતુઓનું અત્યંત શોષણ કરે છે, તેથી 'શોષ' કહેવાય છે. ૪

तस्य सम्प्राप्तिमाह–

**ક્ષયરોગની સંપ્રાપ્તિ**

**कफप्रधानैर्दोषैस्तु रुद्धेषु रसवर्त्मसु।**
**अतिव्यवायिनो वाऽपि क्षीणे रेतस्यनन्तराः॥**
**क्षीयन्ते धातवः सर्वे ततः शुष्यति मानवः॥५॥**

अन्वयः–कफप्रधानैः दोषैः तु रसवर्त्मसु रुद्धेषु, अपि वा अतिव्यवायिनः रेतसि क्षीणे (सति) अनन्तराः सर्वे धातवः क्षीयन्ते, ततः मानवः शुष्यति॥

જેમાં કફ મુખ્ય હોય છે એવા ત્રણે દોષોથી રસના માર્ગો રોકાઈ જતાં અથવા જે માણસ અત્યંત મૈથુન સેવે, તેના રસ પછીની બધી ધાતુઓ ક્ષીણ થાય છે અને તે પછી માણસ સુકાય છે. ૫

टीका–कफप्रधानैर्दोषै रसवर्त्मसु रुद्धेषु अनन्तराः सर्वे धातवः क्षीयन्ते, ततो मानवः शुष्यति, कारणभूतस्य रसस्य क्षये कार्याणां रक्तादीनामनुक्रमेण क्षीयमाणत्वात्॥ *मार्गावरोधे रसक्षयहेतुमाह चरकः–*

'रसः स्रोतःसु रुद्धेषु स्वस्थानस्थो विदह्यते।
स ऊर्ध्वं कासवेगेन बहुरूपः प्रवर्तते'॥

स्वस्थानस्थः=हृदयस्थः। *काम विनापि रसक्षयो भवति मार्गावरोधकुपितवातेन रसस्य शोषणात्॥* उक्तश्च–'वायोर्धातुक्षयः कोपात् मार्गस्यावरणेन च'॥ इति।

*अनुलोमक्षयमुक्त्वा प्रतिलोमक्षयमाह–*अतिव्यवायिनो वा रेतसि क्षीणे प्रतिलोमक्रमेणानन्तराः सर्वे धातवो रसपर्यन्ताः क्षीयन्ते। तद्यथा–शुक्रे क्षीणे मज्जा क्षीयते, मज्जनि क्षीणे अस्थि क्षीयते, एवं पूर्वं पूर्वं क्षीयते॥ ननु कार्यस्य शुक्रस्य क्षये कथं कारणभूतानां मज्जादीनां क्षयः? उच्यते–शुक्रक्षयाद्वायुः कुप्यति, स वायुः सान्निध्यात् क्रमेण

કુમારોએ આ 'બૃહન્નારિકેલખંડ' કહેલ છે; તે શરીરના વર્ણને સારો કરે છે; ધાતુઓને પુષ્ટ કરે છે, કામી લોકોને હિતકારી છે અને પુરુષપણાને, નિદ્રાને તથા બળને આપે છે.

अथ श्लेष्मपित्तचिकित्सा ।

### શ્લેષ્મપિત્તની ચિકિત્સા

अभया पिप्पली द्राक्षा सिता धान्ययवासकम् ।
मधुना कण्ठदाहघ्नं पित्तश्लेष्महरं परम् ॥ ३८ ॥
पटोलयवधान्याकपिप्पल्यामलकानि च ।
एषां क्षौद्रयुतः क्राथः पित्तश्लेष्महरः परः ॥३९॥
पित्तश्लेष्मवमीकण्डूकोठविस्फोटदाहनुत् ।
दीपनः पाचनः क्राथः शृङ्गवेरपटोलयोः ॥ ४० ॥
पिप्पलीखण्डपथ्याभिस्तुल्याभिर्मोदकः कृतः ।
पित्तश्लेष्महरो भुक्तो वह्निमान्द्यञ्च नाशयेत् ॥४१॥

अन्वयः-अभया पिप्पली द्राक्षा सिता धान्य-यवासकं मधुना ( लीढं सत् ) परं पित्तश्लेष्महरं कण्ठदाहघ्नं ( भवति ) । पटोल-यव-धान्याक-पिप्पली-आमलकानि च-एषां क्राथः क्षौद्रयुतः ( पीतः चेत् ) परः पित्तश्लेष्महरः ( भवति )॥ शृङ्गवेर-पटोलयोः क्राथः दीपनः पाचनः पित्तश्लेष्म-वमी-कण्डू-कोठ-विस्फोट-दाहनुत् (अस्ति) । पिप्पली-खण्ड-पथ्याभिः तुल्याभिः कृतः मोदकः भुक्तः ( चेत् ) पित्तश्लेष्महरः च वह्निमान्द्यं नाशयेत् ॥

હરડે, પીપર, દ્રાક્ષ, સાકર, ધાણા અને જવાસાનું ચૂર્ણ મધ સાથે ચાટયું હોય તો તે શ્લેષ્મપિત્ત તથા કંઠનો દાહ મટાડે છે. કડવાં પરવળ, જવ, ધાણા, પીપર અને આમળાંનો ક્વાથ મધ સાથે પીધો હોય તો તે શ્લેષ્મપિત્તને સારી પેઠે મટાડે છે. આદું અને કડવાં પરવળનો ક્વાથ પીધો હોય તો તે અગ્નિને પ્રદીપ્ત કરે છે, પાચન થાય છે અને શ્લેષ્મપિત્ત, ઊલટી, ચળ, ઢામઢાં, ફોલ્લા તથા દાહને મટાડે છે. પીપર, ખાંડ અને હરડેને સમભાગે લઈ તેનો લાડુ કરી ખાધો હોય તો તે શ્લેષ્મપિત્ત અને અગ્નિની મંદતાનો નાશ કરે છે. ૩૮-૪૧

**અમ્લપિત્તનો તથા શ્લેષ્મપિત્તનો અધિકાર સમાપ્ત**

## अथ ×राजयक्ष्माधिकारः ।

## ૧૧ : ક્ષયરોગનો* અધિકાર

तत्र राजयक्ष्मणो विप्रकृष्टं सन्निकृष्टञ्च निदानमाह-

### ક્ષયરોગનાં પાસેનાં તથા દૂરનાં નિદાનો

वेगरोधात् क्षयाच्चैव साहसाद्विषमाशनात् ।
त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ॥१॥

अन्वयः-वेगरोधात् क्षयात् साहसात् च विषमाशनात् एव हेतुचतुष्टयात् त्रिदोषः यक्ष्मा गदः-जायते॥

અપાનવાયુ વગેરેનો વેગ રોકવાથી, ધાતુઓનો ક્ષય થવાથી, સાહસ કરવાથી અને વિષમભોજન કરવાથી-આ ચાર કારણોથી ત્રણે દોષોવાળો ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. ૧

टीका-वेगरोधात्=वातादीनां वेगधारणात् । 'वात-

---

× यक्ष्यते-पूज्यति वैद्यं, यद्वा यक्ष्यते-पूज्यते वैद्यो अनेन लोकेषु इति यक्ष्मा-यक्ष पूजायाम्-'मनिन्' ( उणा. ४-१४५ ), ततः रोगेषु राजा चासौ यक्ष्मा, राज्ञश्चन्द्रमसो वा जातो यक्ष्मा-राजयक्ष्मा-વૈદ્યને લોકોમાં જે પૂજાવે છે, અથવા જેની ચિકિત્સા કરવાને લીધે વૈદ્યને લોકો પૂજે છે એ રોગ 'यक्ष्मन्' કહેવાય છે. વળી એ રોગ બીજા બધા રોગો કરતાં વધારે બળવાન છે, તેથી રોગોમાં રાજા જેવો હોઈ જે રાજ્યક્ષ્મન્ અથવા રાજા ચંદ્રને જે રોગ થયો હતો, એ રાજ્યક્ષ્મન્ કહેવાય છે. તે ક્ષયનો રોગ, આ રોગનું 'ક્ષય' એવું નામ પણ આ કારણે પડ્યું છે-क्षीयते अनेन जनः, यद्वा क्षयति जनस्य देहम् इति क्षयः । क्षि क्षये अच् જેને લીધે માણસ ક્ષય પામે-ઘસાય અને છેવટે મરે છે, એટલે લોકોના દેહનો જે નાશ કરે છે, તેથી તે રોગ ક્ષય કહેવાય છે.

વળી આ રોગનું ત્રીજું નામ 'શોષ' પણ આ જ કારણે પડ્યું છે-शोषयति देहस्थान् धातून् इति शोषः, शुष शोषणे ण्यन्ताद् अच्-જે શરીરની સઘળી ધાતુઓને સૂકવી નાખી તે દ્વારા શરીરને પણ સૂકવી નાખે છે, તેથી આ રોગ 'શોષ' કહેવાય છે. આમ આ રોગનાં યક્ષ્મન્, રાજયક્ષ્મન્, ક્ષય તથા શોષ એવાં ચાર નામો છે.

* ક્ષયરોગનાં અગિયાર લક્ષણો આ અધિકારના ૧૦-૧૧ શ્લોકમાં કહ્યાં છે, 'त्यां पित्ताद् रक्तस्य चागमः'-પિત્તના પ્રકોપથી ક્ષયમાં લોહી નીકળે, એમ ક્ષયરોગને પણ પિત્તની સાથે સંબંધ છે, તેથી ઉપરના અધિકાર સાથે સંકળાયેલો આ ક્ષયરોગનો અધિકાર શરૂ કરે છે.

मूत्रपुरीषाणि निगृह्णाति यदा नरः' इति चरकवचनात् । क्षयात्=क्षीयतेऽनेनेति क्षयः । तेनाऽतिव्यवायाऽनशनेर्ष्यादयो धातुक्षयहेतवः 'क्षय'-शब्देनोच्यन्ते ॥ साहसात्-बलवता समम् मल्लयुद्धादितः, विषमाशनात्= 'बहुशोकमकाले वा भुक्तं तद्विषमाशनम्' तस्मात् । त्रिदोषः=साम्निपातिकः । हेतुचतुष्टयात्=अन्येऽपि हेतवो हेतुचतुष्टय एवान्तर्भवन्ति । यक्ष्मणः पर्यायाः=राजयक्ष्म-क्षय-शोषाः॥ અધોવાયુ વગેરેના વેગોને રોકવાથી ક્ષયરોગ થાય છે. ચરકે કહ્યું છે કે, 'માણસ જ્યારે વાયુ, મૂત્ર અને વિષ્ઠા આદિના વેગોને રોકે છે ત્યારે રોગોની ઉત્પત્તિ થાય છે; તેમ જ અત્યંત મૈથુન, અત્યંત ઉપવાસ અને અત્યંત ઈર્ષ્યા આદિ ધાતુઓનો ક્ષય કરનારાં કારણોથી પણ ક્ષયરોગ થાય છે; તેમ જ બળવાનની સાથે મલ્લયુદ્ધ વગેરે કરવાં ઇત્યાદિ સાહસથી પણ ક્ષયરોગ થાય છે; અને ખૂબ વધારે, બહુ થોડું અથવા સમય વગરનું ભોજન કરવાથી પણ ક્ષયરોગ થાય છે. આ ક્ષયરોગ ત્રિદોષજન્ય એટલે સાન્નિપાતિક છે-અર્થાત્ આ ક્ષયરોગનું પાસેનું કારણ-ત્રણે દોષો છે અને ઉપર કહેલાં ચાર તેનાં દૂરનાં કારણો છે. ક્ષયરોગનાં બીજાં પણ જે જે કારણો છે, તે સઘળાં આ ચાર કારણોમાં સમાઈ જાય છે, એમ સમજવું. આ ક્ષયરોગનાં જ યક્ષ્મા, રાજયક્ષ્મા, ક્ષય અને શોષ એ ચાર નામો છે.

यक्ष्मादीनां निरुक्तिमाह-

### ક્ષયના 'યક્ષ્મન્' નામની નિરુક્તિ કે વ્યાખ્યા

वैद्यो व्याधिमता यस्माद् व्याधेर्यत्नेन यक्ष्यते ।
स यक्ष्मा प्रोच्यते लोके शब्दशास्त्रविशारदैः ॥२॥

अन्वयः-यस्मात् व्याधिमता व्याधेः यत्नेन वैद्यः यक्ष्यते (-पूज्यते), सः लोके शब्दशास्त्रविशारदैः 'यक्ष्मा' प्रोच्यते ॥

જે રોગને લીધે રોગી પોતાના રોગની ચિકિત્સા કરવા રૂપ યત્ન કરવાના કારણે વૈદ્યને પૂજે છે, તે રોગને લોકમાં વ્યાકરણશાસ્ત્રના વિદ્વાનો 'યક્ષ્મા' કહે છે. ૨

टीका-यक्ष्यते=पूज्यते ॥

### ક્ષયના 'રાજયક્ષ્મા' નામની નિરુક્તિ કે વ્યાખ્યા

राज्ञश्चन्द्रमसो यस्मादभूदेष किलामयः ।
तस्मात्तं राजयक्ष्मेति प्रवदन्ति मनीषिणः ॥ ३ ॥

अन्वयः-एषः आमयः राज्ञः चन्द्रमसः यस्मात् किल अभूत्, तस्मात् मनीषिणः तं 'राजयक्ष्मा' इति प्रवदन्ति ॥

આ રોગ, રાજા ચંદ્રને જે કારણે અવશ્ય થયો હતો, તેથી વિદ્વાનો તેને 'રાજયક્ષ્મા' કહે છે. ૩

### 'ક્ષય' તથા 'શોષ' નામની નિરુક્તિ કે વ્યાખ્યા

क्रियाक्षयकरत्वात्तु क्षय इत्युच्यते बुधैः ।
संशोषणाद्रसादीनां शोष इत्यभिधीयते ॥ ४ ॥

अन्वयः-क्रियाक्षयकरत्वात् तु बुधैः 'क्षयः' इति उच्यते, रसादीनां संशोषणात् शोषः इति अभिधीयते ॥

આ રોગ સઘળી ક્રિયાઓનો ક્ષય કરનાર છે, તેથી વિદ્વાનો તેને 'ક્ષય' કહે છે; અને આ રોગ રસ આદિ ધાતુઓનું અત્યંત શોષણ કરે છે, તેથી 'શોષ' કહેવાય છે. ૪

तस्य सम्प्राप्तिमाह-

### ક્ષયરોગની સંપ્રાપ્તિ

कफप्रधानैर्दोषैस्तु रुद्धेषु रसवर्त्मसु ।
अतिव्यवायिनो वाऽपि क्षीणे रेतस्यनन्तराः ॥
क्षीयन्ते धातवः सर्वे ततः शुष्यति मानवः ॥ ५ ॥

अन्वयः-कफप्रधानैः दोषैः तु रसवर्त्मसु रुद्धेषु, अपि वा अतिव्यवायिनः रेतसि क्षीणे (सति) अनन्तराः सर्वे धातवः क्षीयन्ते, ततः मानवः शुष्यति ॥

જેમાં કફ મુખ્ય હોય છે એવા ત્રણે દોષોથી રસના માર્ગો રોકાઈ જતાં અથવા જે માણસ અત્યંત મૈથુન સેવે, તેના રસ પછીની બધી ધાતુઓ ક્ષીણ થાય છે અને તે પછી માણસ સુકાય છે. ૫

टीका-कफप्रधानैर्दोषैः रसवर्त्मसु रुद्धेषु अनन्तराः सर्वे धातवः क्षीयन्ते, ततो मानवः शुष्यति, कारणभूतस्य रसस्य क्षये कार्यांगा रक्तादीनामनुक्रमेण क्षीयमाणत्वात् ॥ मार्गविरोधे रसक्षयहेतुमाह चरकः-

'रसः स्रोतःसु रुद्धेषु स्वस्थानस्थो विदह्यते ।
स ऊर्ध्वं कासवेगेन बहुरूपः प्रवर्तते' ॥

स्वस्थानस्थः=हृदयस्थः । कास विनापि रसक्षयो भवति मार्गविरोधकुपितवातेन रसस्य शोषणात् ॥ उक्तञ्च-'वायोर्धातुक्षयः कोपात् मार्गस्यावरणेन च' ॥ इति ।

अनुलोमक्षयमुक्त्वा प्रतिलोमक्षयमाह-अतिव्यवायिनो वा रेतसि क्षीणे प्रतिलोमक्रमेणानन्तराः सर्वे धातवो रसपर्यन्ताः क्षीयन्ते । तद्यथा-शुक्रे क्षीणे मज्जा क्षीयते, मज्जनि क्षीणे अस्थि क्षीयते, एवं पूर्वं पूर्वं क्षीयते ॥ ननु कार्यस्य शुक्रस्य क्षये कथं कारणभूतानां मज्जादीनां क्षयः ? उच्यते-शुक्रक्षयाद्वायुः कुप्यति, स वायुः सान्निध्यात् क्रमेण

मज्जादीन् सर्वान् धातून् शोषयति, ततस्तदनन्तरं मानवः शुष्यति ॥ સઘળી ધાતુઓનુ કારણ રસ છે, તેનો ક્ષય થતાં તેના કાર્યરૂપ રુધિર આદિ ધાતુઓનો પણ અનુક્રમે ક્ષય થાય છે, તેથી માણસના શરીરનું સુકાવુ સંભવિત છે. માર્ગો રોકાઈ જતાં રસનો ક્ષય થવા વિષે ચરકે કહ્યું છે કે, 'સ્રોતો એટલે રસવાહી નાડીઓના માર્ગો રોકાઈ જતા હૃદયરૂપી પોતાના સ્થાનમા રહેલો રસ અતિશય દાહ પામે છે અને એ રીતે દાહ પામેલો તે રસ ઊંચે ઉધરસની વેગથી ઘણા રૂપે બહાર નીકળવો ચાલુ થાય છે.'

એમ ઉધરસ થઈને જ રસનો ક્ષય થાય છે, એવું કંઈ નથી, કારણ કે ઉધરસ વિના પણ માર્ગો રોકાઈ જવાથી કોપ પામેલા વાયુને લીધે રસનો ક્ષય થાય છે. કહ્યુ છે કે, 'માર્ગો રોકાઈ જવાથી વાયુનો કોપ થવાને લીધે પણ ધાતુઓનો ક્ષય થાય છે.'

એ રીતે કારણભૂત રસના ક્ષયથી કાર્યભૂત ધાતુઓનો જેમ સવળા ક્રમે ક્ષય થાય છે, તેમ ઊલટા ક્રમે પણ કાર્યભૂત વીર્યના ક્ષયથી તેના કારણભૂત ધાતુઓનો ક્ષય થાય છે. અત્યંત મૈથુન કરનાર માણસનુ વીર્ય ક્ષીણ થતાં વીર્યથી ઉપરની બધી રસ સુધીની ધાતુઓ પણ ઊલટા ક્રમે ક્ષીણ થાય છે. જેમ કે વીર્ય ક્ષીણ થતાં મજ્જા ક્ષીણ થાય છે, મજ્જા ક્ષીણ થતાં હાડકાં ક્ષીણ થાય છે, હાડકાં ક્ષીણ થતાં મેદ ક્ષીણ થાય છે, મેદ ક્ષીણ થતાં માંસ ક્ષીણ થાય છે, માંસ ક્ષીણ થતાં રુધિર ક્ષીણ થાય છે અને રુધિર ક્ષીણ થતાં રસ ક્ષીણ થાય છે. અહીં શંકા થાય છે કે વીર્ય તો કાર્ય છે, તેનો ક્ષય થતા કારણરૂપ મજ્જા આદિનો ક્ષય કેમ સંભવે ? આનુ સમાધાન આ છે કે વીર્યના ક્ષયથી વાયુ કોપે છે અને તે વાયુ પોતાની સમીપ રહેલી મજ્જા આદિ સઘળી ધાતુઓનું અનુક્રમે શોષણ કરે છે, જેથી માણસ ક્ષીણ થાય છે.

राजयक्ष्मणः पूर्वरूपमाह–

## ક્ષયરોગનું પૂર્વરૂપ

**श्वासाङ्गसादकफसंस्रवतालुशोष,–वम्यग्निसादमदपीनसकासनिद्राः। शोषे भविष्यति भवन्ति स चापि जन्तुः, शुक्लेक्षणो भवति मांसपरो रिरंसुः ॥ ६ ॥**

**स्वप्नेषु काकशुकशल्लकिनीलकण्ठ,–गृध्रास्तथैव कपयः कृकलासकाश्च। तं वाहयन्ति स नदीर्विजलाश्च पश्ये,–च्छुष्कांस्तरून् पवनधूमदवार्दितांश्च ॥ ७ ॥**

अन्वयः–शोषे भविष्यति (सति) श्वास–अङ्गसाद–कफसंस्रव–तालुशोष–वमि–अग्नि–साद–मद–पीनस–कास–निद्राः भवन्ति, स च जन्तुः अपि शुक्लेक्षणः मांसपरः रिरंसुः भवति, तं च स्वप्नेषु काक–शुक–शल्लकि–नीलकण्ठ–गृध्राः तथा एव कपयः च कृकलासकाः वाहयन्ति, स च विजलाः नदीः च शुष्कान् पवन–धूम–दव–अर्दितान् तरून् पश्येत् ॥

ક્ષય થવાનો હોય ત્યારે શ્વાસ, અંગોમાં ગ્લાનિ, કફનુ સ્રવવું, તાળવાનો શોષ, ઊલટી, અગ્નિની મંદતા, મદ, સળેખમ, ઉધરસ અને નિદ્રા થાય છે. અને તે માણસ પણ માંસ ખાવા તત્પર તથા (મૈથુન માટે) રમવાની ઇચ્છાવાળો થાય છે અને તેની આંખો ધોળી થઈ જાય છે. વળી એ માણસને સ્વપ્નમાં કાગડા, પોપટ, શેળાઈ, નીલકંઠ, ગરંજો, વાંદરાં તથા કાકીડા ખેંચી જાય છે અને પાણી વગરની નદીઓ તેમ જ સુકાયેલાં તથા પવનથી, ધુમાડાથી અને દાવાનળથી ખરાબ થયેલાં વૃક્ષોને તે દેખે છે. ૬,૭

राजयक्ष्मणो लक्षणमाह–

### ચરકે કહેલાં ક્ષયરોગનાં ત્રણ લક્ષણો

**अंसपार्श्वाभितापश्च सन्तापः करपादयोः। ज्वरः सर्वाङ्गिकश्चेति लक्षणं राजयक्ष्मणः ॥ ८ ॥**

अन्वयः–अंस–पार्श्व–अभितापः, च कर–पादयोः संतापः च सर्वाङ्गिकः ज्वरः इति राजयक्ष्मणः लक्षणम् (भवति) ॥

ખભાઓમાં તથા પડખાંઓમાં પીડા, હાથમાં તથા પગમાં બળતરા અને સઘળાં અંગોમાં તાવ, એ (ત્રણ) ક્ષયરોગનાં લક્ષણો છે. ૮

टीका–अंसयोः पार्श्वयोश्चाभितापः=पीडा; अत्र सकलधातुक्षयपूर्वकः सकलशरीरशोषो बोद्धव्यः ॥ આ રોગમાં સઘળી ધાતુઓના ક્ષયપૂર્વક આખા શરીરનું સુકાવું થાય છે એમ સમજવું.

एतानि त्रीणि लक्षणानि प्रायोभावित्वेन चरकेणोक्तानि ॥ सुश्रुतेन यक्ष्मणि षड् लक्षणान्युक्तानि, तान्याह– એમ ચરકે ક્ષયરોગમાં લગભગ થતાં ત્રણ લક્ષણો કહ્યાં છે; પણ સુશ્રુતે તેમાં ૭ લક્ષણો કહ્યાં છે, તે અહીં જણાવે છે:

### સુશ્રુતે કહેલાં ક્ષયરોગનાં ૭ લક્ષણો

**भक्तद्वेषो ज्वरः श्वासः कासः शोणितदर्शनम्। स्वरभेदश्च जायन्ते षड् जाते राजयक्ष्मणि ॥ ९ ॥**

अन्वयः-राजयक्ष्मणि जाते भक्तद्वेषः ज्वरः, श्वासः, कासः, शोणितदर्शनं, च स्वरभेदः-(इति) षड् (लक्षणानि) जायन्ते ॥

'ક્ષયરોગ થયો હોય ત્યારે અન્ન ઉપર દ્વેષ, તાવ, શ્વાસ, ઉધરસ, લોહીનું દેખાવું અને ઘાંટો બેસી જવો એ છ લક્ષણો થાય છે.' ૯

उल्वणतया दोषाणां भेदाद्यक्ष्मण एकादशलक्षणान्याह-

**ક્ષયરોગ સાન્નિપાતિક છે છતાં દોષોની ઉલ્બણતા ઉપરથી તેનાં અગિયાર લક્ષણો**

**स्वरभेदोऽनिलाच्छूलं सङ्कोचश्चांसपार्श्वयोः ।**
**ज्वरो दाहोऽतिसारश्च पित्ताद्रक्तस्य चागमः ॥१०**
**शिरसः परिपूर्णत्वमभक्तच्छन्द एव च ।**
**कासः कण्ठस्य च ध्वंसो विज्ञेयः कफकोपतः ॥११**

अन्वयः-अनिलात् स्वरभेदः शूलं च अंस-पार्श्वयोः संकोचः, पित्तात् ज्वरः दाहः च अतिसारः, रक्तस्य च आगमः, कफकोपतः शिरसः परिपूर्णत्वं च अभक्तच्छन्दः एव, च कण्ठस्य ध्वंसः विज्ञेयः ॥

વાયુની ઉલ્બણતા કે પ્રકોપ હોય તો તેથી સ્વરનો ભેદ, શૂળ અને ખભાનો તથા પડખાંઓનો સંકોચ થાય છે; પિત્તની ઉલ્બણતા કે પ્રકોપ હોય તો તેથી જ્વર, દાહ, અતિસાર અને રુધિરનું નીકળવું થાય છે; અને કફની ઉલ્બણતા કે પ્રકોપ હોય તો તેથી માથાનું ભારેપણું, અન્ન ઉપર અરુચિ, ઉધરસ અને કંઠનો ધ્વંસ-ગળાનું બેસી જવું થાય છે. ૧૦,૧૧

टीका-अनिलात्-उल्बणात्, एवं पित्तात्, कफाच्च यत आह सुश्रुतः । 'एक एव मतः शोषः सन्निपातात्मको गदः उद्रेकात् तत्र लिङ्गानि दोषाणां निपतन्ति हि ॥' આનું કારણ સુશ્રુતે કહ્યું છે કે 'એ ક્ષયરોગ ત્રણે દોષના સન્નિપાતરૂપ હોવાને લીધે એક જ પ્રકારનો મનાયો છે, છતાં તેમાં દોષોની ઉલ્બણતા કે પ્રકોપના પ્રમાણમાં તે તે દોષોનાં ચિહ્નો આવી જ પડે છે.

अथासाध्यं यक्ष्माणमाह-

**ક્ષયરોગ અસાધ્ય ક્યારે ?**

**एकादशभिरेभिर्वा षड्भिर्वापि समन्वितम् ।**
**त्रिभिर्वा पीडितं लिङ्गैर्ज्वरकासासृगामयैः ॥**
**जह्याच्छोषार्दितं जन्तुमिच्छन् सुविमलं यशः ॥१२**

अन्वयः-सुविमलं यशः इच्छन् (वैद्यः) एभिः एकादशभिः वा षड्भिः लिङ्गैः समन्वितम्, अपि वा ज्वर-कास-असृगामयैः त्रिभिः लिङ्गैः पीडितं शोषार्दितं जन्तु जह्यात् ॥

અતિ નિર્મળ યશ ઇચ્છતા વૈદ્યે એ અગિયાર અથવા છ લક્ષણોથી યુક્ત અથવા જ્વર, ઉધરસ અને લોહીની ઊલટી એ ત્રણ લક્ષણોથી પીડાયેલા ક્ષયરોગીને છોડી દેવો જોઈએ-તેની ચિકિત્સા ન જ કરવી. ૧૨

तत्र विशेषमाह-

ઉપર જણાવેલ અસાધ્યતામાં પણ વિશેષતા

**सर्वैरर्धैस्त्रिभिर्वापि लिङ्गैर्मांसबलक्षये ।**
**युक्तो वर्ज्यश्चिकित्स्यस्तु सर्वरूपोऽप्यतोऽन्यथा १३**

अन्वयः-मांस-बल-क्षये सर्वैः अर्धैः अपि वा त्रिभिः लिङ्गैः युक्तः वर्ज्यः, अतः अन्यथा तु सर्वरूपः अपि चिकित्स्यः ॥

માંસનો તથા બળનો ક્ષય થઈ ગયો હોય તો એ અગિયાર, છ અથવા ત્રણ લક્ષણોથી પણ યુક્ત ક્ષયના રોગીને છોડી દેવો જોઈએ; પરંતુ માંસનો અને બળનો ક્ષય ન થયો હોય તો એ સઘળાં લક્ષણો હોવા છતાં ક્ષયના રોગીને ના નહિ પાડતાં તેની ચિકિત્સા કરવી જોઈએ. ૧૩

टीका-सर्वलिङ्गैः=एकादशभिः, अर्धैः=षड्भिः, त्रिभिः =ज्वर-कास-रुधिरवमनैः । अतोऽन्यथा=मांसबले सति सर्व-रूपोऽपि न प्रत्याख्येयः, किन्तु चिकित्स्यः ॥

**ક્ષયરોગની અસાધ્યતાનાં ત્રણ લક્ષણો.**

**महाशनं क्षीयमाणमतीसारनिपीडितम् ।**
**शूनमुष्कोदरं चैव यक्ष्मिणं परिवर्जयेत् ॥ १४ ॥**

अन्वयः-महाशनं क्षीयमाणम्, अतीसारनिपीडितं, च शून-मुष्क-उदरं यक्ष्मिणं परिवर्जयेत् एव ॥

જે ક્ષયરોગી ખૂબ ખાતો હોય છતાં ક્ષીણ થતો જતો હોય; તેમ જ જે ક્ષયરોગી અતિસારથી પીડાતો હોય; અને જે ક્ષયરોગીનાં વૃષણ તથા પેટ સૂજી ગયાં હોય, તેવા ક્ષયરોગીનો વૈદ્યે ત્યાગ જ કરવો જોઈએ.

टीका-'महाशनं क्षीयमाणम्' इत्येकमसाध्यं लक्षणम् । 'अतीसारनिपीडितम्' इति द्वितीयम् ॥ यत उक्तम्-'मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् । तस्माद् यत्नेन संरक्षेद् यक्ष्मिणो मलरेतसी' ॥ 'शूनमुष्कोदरम्' इति तृतीयम् ॥ આ શ્લોકમાં ક્ષયરોગની અસાધ્યતાનાં ત્રણ લક્ષણો કહ્યાં છે; તેમાંનું પહેલું લક્ષણ ઘણો ખોરાક

ખાય છતાં શરીરનો ઘસારો થતો હોય છે તે છે; બીજું લક્ષણ રોગીને ઝાડા થઈ ગયા હોય તે છે; અને ત્રીજું લક્ષણ વૃષણ તથા પેટ ઉપરનો સોજો છે; આમાંના બીજા લક્ષણમાં જેને ઝાડા થઈ ગયા હોય, એ વિષે કહ્યું છે કે, 'માણસોનું બળ મળને આધીન છે અને જીવિત વીર્યને આધીન છે, માટે ક્ષયવાળાના મળનું અને વીર્યનું કાળજીથી રક્ષણ કરવું.'

अथारिष्टमाह–

**ક્ષયરોગીનું અરિષ્ટ અથવા મૃત્યુચિહ્નો**

शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् ।
कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम् ॥१५॥

अन्वयः–शुक्लाक्षम्, अन्नद्वेष्टारम्, ऊर्ध्व–श्वास–नीपीडितं, कृच्छ्रेण बहु मेहन्तं मानवं यक्ष्मा इह हन्ति ॥

જેની આંખો ધોળી થઈ ગઈ હોય, અથવા જેને અન્ન ઉપર દ્વેષ થયો હોય, અથવા જે ઊંચા શ્વાસથી ખૂબ પીડાતો હોય, અથવા જે કષ્ટાઈને ખૂબ વીર્યને ઝરતો હોય તે માણસને ક્ષયરોગ મારી નાખે છે. ૧૫

टीका–मेहन्तं=शुक्रं क्षरन्तम्, शुक्लाक्षत्वाद्येकैकशोऽरिष्टलक्षणमाहुः ॥ આ શ્લોકમાં જણાવેલ 'આંખો ધોળી થઈ જવી' વગેરે એક એક પણ મરણચિહ્ન છે, એમ વૈદ્યો કહે છે.

राजयक्ष्मिणो जीवनावधिमाह–

**ક્ષયરોગીના જીવનની અવધિ**

परं दिनसहस्रं तु यदि जीवति मानवः ।
सुभिषग्भिरुपक्रान्तस्तरुणः शोषपीडितः ॥ १६ ॥

अन्वयः–शोषपीडितः मानवः यदि तरुणः (तथा) सुभिषग्भिः उपक्रान्तः (चेत् तर्हि) दिनसहस्रं तु जीवति, परं दिनसहस्रं तु यदि जीवति (तत्र विकल्पः–जीवति वा नापि जीवतीत्यर्थः) ॥

ક્ષયરોગથી પીડાયેલો માણસ જો જુવાન હોય અને સારા વૈદ્યોથી ચિકિત્સા કરાતો હોય તો એક હજાર દિવસ સુધી તો જીવે છે; પછી બીજા હજાર દિવસ સુધી તો તે જીવે કે ન પણ જીવે. ૧૬

टीका–शोषपीडितो मानवश्चेत्तरुणो भवति, सुभिषग्भिरुपक्रान्तो भवति, तदा परं दिनसहस्रं द्वितीयं दिनसहस्रं यदि जीवति तत्र जीवनविकल्प इत्यर्थः। एतेन शोषपीडितो मानवश्चेत्तरुणो भवति सद्वैद्यैश्चिकित्सितो भवति, तदा प्रथम–दिनसहस्रं जीवेदेवेत्युक्तम् ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં અપાયો છે.)

अथ तस्य चिकित्सामाह–

**કેવા ક્ષયરોગીની ચિકિત્સા કરવી?**

ज्वरानुबन्धरहितं बलवन्तं क्रियासहम् ।
उपक्रमेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥१७॥

अन्वयः–ज्वर–अनुबन्धरहितं बलवन्तं क्रियासहम् आत्मवन्तं दीप्ताग्निम् अकृशं नरं (वैद्यः) उपक्रमेत् ॥

ક્ષયનો જે રોગી તાવના એકધારા સંબંધથી રહિત, બળવાન, ચિકિત્સાસંબંધી ક્રિયાઓ સહન કરી શકે એવો, કાળજીવાળો કે ધીરજવાળો, પ્રદીપ્ત અગ્નિવાળો અને દૂબળો ન થઈ ગયો હોય તેવા એ માણસની વૈદ્યે ચિકિત્સા કરવી. ૧૭

टीका–आत्मवन्तं=यत्नवन्तं धृतिमन्तं च ॥

अथ निदानविशेषैर्विशेषशोषानाह–

**જુદાં જુદાં નિદાનોને લીધે જુદા જુદા ક્ષયરોગીઓ**

व्यवायशोकवार्धक्यव्यायामाध्वप्रशोषितान् ।
व्रणोरःक्षतसंज्ञौ च शोषिणौ लक्षणैः शृणु ॥१८॥

अन्वयः–व्यवाय शोक–वार्धक्य–व्यायाम–अध्व–प्रशोषितान् च व्रण–उरःक्षत–संज्ञौ शोषिणौ लक्षणैः शृणु ॥

અતિ મૈથુન કરવાથી થયેલા શોષ કે ક્ષયવાળો, શોકથી થયેલા શોષ કે ક્ષયવાળો, ઘડપણથી થયેલા શોષ કે ક્ષયવાળો, કસરત કરવાથી થયેલા શોષ કે ક્ષયવાળો, ઘણો પંથ કરવાથી થયેલા શોષ કે ક્ષયવાળો, વ્રણ થવાથી થયેલા શોષ કે ક્ષયવાળો અને છાતીમાં ક્ષત થવાથી થયેલા શોષ કે ક્ષયવાળો–એટલા ક્ષયના રોગીઓ થાય છે. હવે તેઓનાં લક્ષણો કહું છું, તે સાંભળો. ૧૮

टीका–व्रणशोषी उरःक्षतशोषि च ॥

तत्र व्यवायशोषिणो लक्षणमाह–

**અતિમૈથુનથી થયેલ શોષવાળાનું લક્ષણ**

व्यवायशोषी शुक्रस्य क्षयलिङ्गैरुपद्रुतः ।
पाण्डुदेही यथापूर्वं क्षीयन्ते चास्य धातवः ॥१९॥

अन्वयः–व्यवायशोषी शुक्रस्य क्षयलिङ्गैः उपद्रुतः पाण्डुदेहः (भवति), अस्य च धातवः यथापूर्वं क्षीयन्ते ॥

જેને અતિમૈથુનથી વ્યવાયશોષ થયો હોય તે માણસ વીર્યના ક્ષયનાં ચિહ્નોથી ઘેરાયેલ અને ફિક્કા શરીરવાળો હોય છે, અને તેની ધાતુઓ અનુક્રમે ક્ષય પામે છે. ૧૯.

टीका-शुक्रस्य क्षयलिङ्गैः=सुश्रुतोक्तैः। तानि यथा,-'शुक्रक्षये मेढ्रवृषणवेदना, व्यवाये चाशक्तिः, चिराद्वा प्रसेकः, प्रसेकेऽल्पशुक्रदर्शनम्' इति। यथापूर्वं क्षीयन्ते चास्य धातवः=प्रथम शुक्र क्षीयते, पश्चाच्छुक्रक्षयजनितवायुना मज्जादयोऽपि धातवो यथापूर्वं क्षीयन्ते॥

સુશ્રુતમાં વીર્યના ક્ષયનાં જે ચિહ્નો કહ્યાં છે તે આ પ્રમાણે છે: લિંગમાં તથા વૃષણમાં વેદના, મૈથુન કરવામાં અશક્તપણું અથવા મૈથુન કરે તો ઘણીવારે વીર્ય સ્ખલિત થાય, અને સ્ખલિત થતાં વીર્ય થોડુંક જ દેખાય છે, એમ પ્રથમ વીર્યનો ક્ષય થતા તેની ક્ષીણતાથી થયેલા વાયુને લીધે તેની ઉપરની મજ્જા આદિ ધાતુઓ પણ અનુક્રમે ક્ષય પામે છે.

शोकशोषिणो लक्षणमाह-

**શોકથી થયેલ શોષવાળાનું લક્ષણ**

**प्रध्यानशीलः स्रस्ताङ्गः शोकशोष्यपि तादृशः।**
**विना शुक्रक्षयकृतैर्विकारैरुपलक्षितः॥ २०॥**

अन्वय.-शोकशोषी अपि तादृशः (सन्) प्रध्यानशीलः स्रस्ताङ्गः (भवेत्, किंतु) शुक्रक्षयकृतैः विकारैः विना उपलक्षितः (स्यात्)॥

જેને શોકશોષ કે શોકક્ષય થયો હોય તે માણસ પણ ઉપર જણાવેલ ક્ષયરોગી જેવો જ-એટલે વીર્યાદિ સમગ્ર ધાતુઓના ક્ષયથી યુક્ત હોઈ (વિશેષમાં) જે વસ્તુના અભાવથી તેને શોક થયો હોય તે વસ્તુનું ધ્યાન કર્યા કરે છે અને શિથિલ અંગોવાળો થઈ જાય છે; પરંતુ વ્યાધિના સ્વભાવને લીધે તેને લિંગમાં તથા વૃષણમાં વેદના થવી આદિ વિકારો થતા નથી. ૨૦

टीका-प्रध्यानशीलः=यस्याभावेन शोको जनितस्तद्ध्यानपरः, स्रस्ताङ्गः=शिथिलाङ्गः, तादृशः=व्यवायशोषिसदृशः, तेन शुक्रादिसर्वधातुक्षययुक्तो भवति, परं शुक्रक्षयकृतैर्विकारैः=मेढ्रवृषणवेदनादिभिर्विजितो भवति, व्याधि-स्वभावात्॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

जराशोषिणो लक्षणमाह-

**ઘડપણથી થયેલ શોષવાળાનું લક્ષણ**

**जराशोषी कृशो मन्दवीर्यबुद्धिबलेन्द्रियः।**
**कम्पनोऽरुचिमान् भिन्नकांस्यपात्रहतस्वरः॥२१॥**
**ष्ठीवति श्लेष्मणा हीनं गौरवारुचिपीडितः।**
**संप्रस्रुतास्यनासाक्षः शुष्करूक्षमलच्छविः॥ २२॥**

अन्वयः-जराशोषी कृशः मन्द-वीर्य-बुद्धि-बल-इन्द्रियः कम्पनः अरुचिमान् भिन्न-कांस्य-पात्र-हत-स्वरः (सन्) श्लेष्मणा हीन ष्ठीवति, गौरव-अरुचि-पीडितः सम्प्रस्रुत-आस्य-नासा-अक्षः शुष्क-रूक्ष-मल-च्छविः (भवति)॥

જેને ઘડપણથી શોષ થયો હોય તે માણસ શરીરે દૂબળો થઈ જાય; તેનાં વીર્ય, બળ, બુદ્ધિ તથા ઇંદ્રિયો મંદ થઈ જાય; તે કંપ્યા કરે તથા કાંતિરહિત થઈ જાય; તેનો ઘાંટો ફૂટેલા કાંસાના વાસણના જેવો ખોખરો થઈ જાય; કફ વગરનું તે થૂંક્યા કરે; ભારેપણાથી તથા અરુચિથી પીડાય; તેનું મોઢું, નાક તથા આંખ સ્રવ્યા કરે અને તેની વિષ્ઠા તથા કાંતિ શુષ્ક તથા રૂક્ષ થઈ જાય છે. ૨૧,૨૨

टीका-'मन्द'शब्दः स्वल्पार्थः। शुष्करूक्षमलच्छविः=शुष्के रूक्षे मलच्छवी यस्य सः॥

अथाध्वप्रशोषिणो लक्षणमाह-

**ખૂબ પંથ કરવાથી થયેલ શોષવાળાનું લક્ષણ**

**अध्वप्रशोषी स्रस्ताङ्गः सम्भृष्टपरुषच्छविः।**
**प्रसुप्तगात्रावयवः शुष्कक्लोमगलाननः॥ २३॥**

अन्वय.-अध्वप्रशोषी स्रस्ताङ्गः सम्भृष्ट-परुष-च्छविः प्रसुप्त गात्र-अवयवः शुष्क-क्लोम-गल-आननः (भवति)॥

જેને પગપાળા ખૂબ પંથ કરવાથી શોષ થયો હોય તે માણસનાં અંગો ઢીલાં થઈ જાય; તેની કાંતિ અગ્નિમાં શેકાયેલાના જેવી કઠોર થઈ જાય; તેને ગાત્રના અવયવોમાં સ્પર્શની ખબર પડતી નથી અને તેનું તરશ લાગવાનું ઠેકાણું, ગળું તથા મોઢું સુકાઈ જાય છે. ૨૩

टीका-सम्भृष्टपरुषच्छविः=सम्भृष्टस्येव परुषा छविर्यस्य सः, प्रसुप्तगात्रावयवः=स्पर्शाज्ञः, क्लोम=पिपासास्थानम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ व्यायामशोषिणो लक्षणमाह-

**ખૂબ કસરતથી થયેલ શોષવાળાનું લક્ષણ**

**व्यायामशोषी भूयिष्ठमेभिरेव समन्वितः।**
**लिङ्गैरुरःक्षतकृतैः संयुक्तश्च क्षतं विना॥ २४॥**

अन्वयः-व्यायामशोषी एभिः एव लिङ्गैः भूयिष्ठ समन्वितः (तथा) क्षतं विना उरः-क्षत-कृतैः लिङ्गैः च संयुक्तः (भवति)॥

જેને ખૂબ કસરત કરવાથી શોષ થયો હોય તે માણસ ઉપર કહેલાં અધ્વશોષવાળાનાં

લક્ષણોથી જ યુક્ત હોય છે અને ક્ષત નહિ થયા છતાં (નીચે કહેલ) ઉરઃક્ષત શોષવાળા-નાં જેવાં લક્ષણોથી યુક્ત હોય છે. ૨૪

टीका-एभिरेव=क्षत्ताङ्गत्वादिभिरघ्वशोषिलक्षणैरेव, भूयिष्टं=अत्यर्थम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

सनिदान व्रणशोषासाध्यत्वमाह-

**વ્રણશોષનું નિદાન, લક્ષણ તથા અસાધ્યપણું**

रक्तक्षयाद्वेदनाभिस्तथैवाहारयन्त्रणात् ।
व्रणितस्य भवेच्छोषः स चासाध्यतमः स्मृतः ॥२५

अन्वय-रक्तक्षयात् वेदनाभिः तथा एव आहारयन्त्रणात् व्रणितस्य शोष. भवेत्, सः च असाध्यतमः स्मृत ॥

રુધિરનો ક્ષય થવાથી, વેદનાથી તથા ખોરાક મળતો અટકવાથી વ્રણયુક્ત થયેલા માણસને શોષ અથવા ક્ષયરોગ થાય છે અને તે અત્યંત અસાધ્ય હોય છે. ૨૫

उरःक्षतनिदानमाह-

**ઉરઃક્ષત શોષનું નિદાન**

धनुषाऽऽयस्यतोऽत्यर्थं भारमुद्वहतो गुरुम् ।
युद्ध्यमानस्य बलिभिः पततो विषमोच्चतः ॥२६॥
वृषं हयं वा धावन्तं दम्यं चान्यं निगृह्णतः ।
शिलाकाष्ठाश्मनिर्घातान् क्षिपतो निघ्नतः परान् २७
अधीयानस्य चात्युच्चैर्दूरं वा व्रजतो द्रुतम् ।
महानदीं वा तरतो हयैर्वा सह धावतः ॥२८॥
सहसोत्पततो दूरं तूर्णं चापि प्रनृत्यतः ।
तथाऽन्यैः कर्मभिः क्रूरैर्भृशमभ्याहतस्य वा ॥२९॥
स्त्रीषु चातिप्रसक्तस्य रूक्षाल्पप्रमिताशिनः ।
विक्षते वक्षसि व्याधिर्बलवान् समुदीर्यते ॥ ३० ॥

अन्वय-धनुषा अत्यर्थम् आयस्यत, गुरु भारम् उद्वहतः, बलिभि. युद्ध्यमानस्य, विषम-उच्चतः पततः, धावन्तं वृष वा हयम् अन्य च दम्य निगृह्णतः, शिला-काष्ठ-अश्म-निर्घातान् क्षिपत, परान् (च) निघ्नत., अत्युच्चैः च अधीयानस्य, दूर वा द्रुत व्रजतः, महानदीं वा तरतः, हयैः सह वा धावतः, सहसा दूरम् उत्पतत, अपि च तूर्णं प्रनृत्यतः, तथा अन्यैः क्रूरैः कर्मभिः वा भृशम् अभ्याहतस्य, स्त्रीषु च अतिसक्तस्य, रूक्ष-अल्प-प्रमित-अशिनः वक्षसि विक्षते (सति उर.क्षत-शोषनामा) बलवान् व्याधिः समुदीर्यते ॥

ધનુષ વડે અત્યંત પરિશ્રમ કરનારને, મોટો ભાર ઉપાડનારને, બળવાનોની સાથે યુદ્ધ કરનારને, ખાડા-ટેકરા કે ઊંચી જગ્યા ઉપરથી પડી જનારને, દોડતા બળદ કે ઘોડાને અથવા બીજા પલોટવા યોગ્ય પશુને પકડી રાખનારને; મોટી શિલાઓ, લાકડાં, પથ્થરના ટુકડા કે નિર્ઘાત નામનાં અસ્ત્રો ફેંકનારને અથવા બીજાને મારનારને, ખૂબ મોટા ઘાંટા પાડી ભણનારને, ઉતાવળે દૂર જનારને, મોટી નદી તરનારને, ઘોડાની સાથે દોડનારને, એકદમ દૂર ઊછળ-નારને, ઉતાવળથી નાચનારને તથા એવાં બીજાં સાહસ કર્મોથી જેને અત્યંત અભિઘાત કે આઘાત થયો હોય તેને અથવા સ્ત્રીઓમાં અત્યંત આસક્તિ રાખનારને કે રૂક્ષ, થોડું તથા ખૂબ ઓછા પ્રમાણમાં જમનારને છાતી ઘવાઈ જતાં 'ઉર.ક્ષત-શોષ' નામનો બળવાન વ્યાધિ ઉત્પન્ન થાય છે. ૨૬-૩૦

टीका-आयस्यत.=आयास कुर्वत., अन्य=गजोष्ट्रादिकम्, शिला=दीर्घपाषाणः, अश्म=प्रस्तरखण्डः, निर्घातः-अस्त्रविशेष., व्याधिः=उरःक्षताख्य. ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ उरःक्षतस्य लक्षणमाह-

**ઉરઃક્ષતશોષનું લક્ષણ**

उरो विरुज्यतेऽत्यर्थं भिद्यतेऽथ विभज्यते ।
प्रपीड्येते तथा पार्श्वे शुष्यत्यङ्गं प्रकम्पते ॥३१॥
क्रमाद्वीर्यं बलं वर्णो रुचिरग्निश्च हीयते ।
ज्वरो व्यथा मनोदैन्यं विड्भेदोऽग्निवधस्तथा ॥३२
दुष्टश्यावः सुदुर्गन्धः पीतो विग्रथितो बहुः ।
कासमानस्य चाभीक्ष्णं कफः सासृक् प्रवर्तते ॥
स क्षती क्षीयतेऽत्यर्थं तथा शुक्रौजसोः क्षयात् ॥३३

अन्वयः-(उरःक्षतशोषवतः) उरः अत्यर्थं विरुज्यते, भिद्यते, अथ विभज्यते, तथा पार्श्वे प्रपीड्येते, अङ्ग शुष्यति प्रकम्पते, क्रमात् वीर्यं बल वर्ण रुचि च अग्निः हीयते, ज्वरः व्यथा मनोदैन्य विड्भेदः अग्नि-वधः (जायते) तथा कासमानस्य च दुष्टश्यावः सुदुर्गन्ध. पीतः विग्रथित. बहु सासृक् कफः अभीक्ष्ण प्रवर्तते । तथा स क्षती शुक्रौजसोः क्षयात् अत्यर्थ क्षीयते ॥

જેને ઉરઃક્ષત-શોષ થયો હોય તે માણસની છાતી અત્યંત પીડાય છે, જાણે ચિરાઈ જતી હોય કે બે વિભાગે થઈ જતી હોય એમ લાગે છે, બન્ને પડખાં પીડાય છે, શરીર સુકાય છે અને ધ્રૂજે છે, અનુક્રમે વીર્ય, બળ, વર્ણ, કાંતિ તથા

અગ્નિ ક્ષીણ થઈ જાય છે અને તાવ, પીડા, મનની દીનતા, ઝાડો થઈ જવો તથા અગ્નિનો નાશ થાય છે; એ માણસને ઉધરસ આવે ત્યારે ખરાબ, કાળો, અતિ દુર્ગંધવાળો, પીળો, ગૂંથાયેલો, ઝાડો અને લોહીવાળો કફ વારંવાર પડ્યા કરે છે, તેમ જ એ ઉરઃક્ષતવાળો માણસ વીર્યના તથા ઓજના ક્ષયથી અત્યંત ક્ષીણ થઈ જાય છે.

टीका-विरुज्यते=पीड्यते, भिद्यते=विदार्यते इव, विभज्यते=द्विधा क्रियत इव, स क्षती-सः=पुरुषः, क्षती= उरःक्षतवान्, अत्यर्थं क्षीयते=क्षीणो भवति ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथोरःक्षतस्य विशिष्टं लक्षणमाह-

**ઉરઃક્ષતશોષનું ખાસ વિશેષ લક્ષણ**

**उरोरुक्छोणितच्छर्दिः कासो वैशेषिकः क्षते ।**
**क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटीग्रहः ॥ ३४ ॥**

अन्वयः-क्षते उरोरुक्, शोणितच्छर्दिः, कासः वैशेषिकः, क्षीणे सरक्तमूत्रत्वं पार्श्व-पृष्ठ-कटी-ग्रहः (भवति) ॥

જેને ઉરઃક્ષતશોષ થયો હોય તે માણસને છાતીમાં પીડા થાય છે, લોહીની ઊલટી થાય છે, ઉધરસ ખૂબ આવે છે અને રુધિર સહિત કફનો, વીર્યનો તથા ઓજનો ક્ષય થવાથી તેનું મૂત્ર લોહીવાળું નીકળે છે અને પડખાં, પીઠ તથા કેડ ઝલાઈ જાય છે. ૩૪

टीका-क्षते=उरःक्षतवति, उरोरुक्, शोणितच्छर्दिः कासो वैशेषिक=विशेषतः भवत्येव, अस्मिन्=उरःक्षतवति, सासृक्कफशुक्रौजसां क्षयात् क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटीग्रहश्च भवति ॥ (આનો પણ અર્થ ઉપર અપાયો છે.)

निदानविशेषेणोरःक्षतलक्षणमाह-

**અમુક નિદાનથી ઉરઃક્ષતશોષ થયાનું લક્ષણ**

**व्रणरोधात् क्षयाच्चैव कोष्ठात् प्रतिमलात्तथा ।**
**क्षतोरस्कस्यान्नपाके निःश्वासो वाति पूतिकः ॥ ३५**

अन्वयः-व्रणरोधात् क्षयात् च कोष्ठात् तथा प्रतिमलात् क्षतोरस्कस्य निःश्वासः अन्नपाके पूतिकः वाति ॥

વ્રણના ભારે ઘેરાવાથી, ધાતુઓનો ક્ષય કરનારાં અતિ મૈથુન આદિથી કે કોઠામાં ઊલટા ચાલેલા વાયુને લીધે ઊલટા થયેલા મળથી જેની છાતી ઘવાયેલી હોય તે માણસનો શ્વાસ, અન્ન પચવાના સમયે દુર્ગંધવાળો નીકળે છે. ૩૫

टीका-क्षयात्=धातुक्षयहेतोरव्यवायादितः, कोष्ठात्= प्रतिमलात्, कोष्ठात् प्रतिलोमवातेन प्रतिलोमगमलात्, पूतिकः=दुर्गंधः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

उरःक्षतस्य साध्याप्यासाध्यलक्षणमाह-

**સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય ઉરઃક્ષત-શોષનું લક્ષણ**

**अल्पलिङ्गस्य दीप्ताग्नेः साध्यो बलवतो नवः ।**
**परिसंवत्सरो याप्यः सर्वलिङ्गं तु वर्जयेत् ॥ ३६ ॥**

अन्वयः-अल्पलिङ्गस्य दीप्ताग्नेः बलवतः नवः (उरःक्षतशोषः) साध्यः, परिसंवत्सरः याप्यः, सर्वलिङ्गं तु (तं) वर्जयेत् ॥

થોડાં ચિહ્નોવાળા, પ્રદીપ્ત અગ્નિવાળા તથા શરીરે બળવાન માણસનો નવો-થોડા દિવસનો ઉરઃક્ષતશોષ સાધ્ય છે. એક વર્ષ ઉપરનો યાપ્ય છે, પણ એ જ ઉરઃક્ષતશોષ જો સઘળાં ચિહ્નોવાળો હોય, તો તેનો ત્યાગ જ કરવો-એટલે તેને અસાધ્ય ગણી તેની ચિકિત્સા કરવી જ નહિ. ૩૬

*अथ राजयक्ष्मचिकित्सा ।*

**રાજયક્ષ્મા નામના મુખ્ય ક્ષયરોગની ચિકિત્સા**

**बलिनो बहुदोषस्य पञ्च कर्माणि कारयेत् ।**
**यक्ष्मिणः क्षीणदेहस्य तत् कृतं स्याद्विषोपमम् ॥ ३७**
**बलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् ।**
**तस्माद्यत्नेन संरक्षेद्यक्ष्मिणो मलरेतसी ॥ ३८ ॥**

अन्वयः-यक्ष्मिणः बलिनः बहुदोषस्य पञ्च कर्माणि कारयेत्, क्षीणदेहस्य (तु) कृतं तत् विषोपमं स्यात् । (यतः) पुंसां बलं मलायत्तं, जीवितं च शुक्रायत्तं, तस्माद् यक्ष्मिणः मल-रेतसी यत्नेन संरक्षेत् ॥

ક્ષયરોગી બળવાન અને ઘણા દોષવાળો હોય તો તેના શરીરને હિતકારી વમન-વિરેચન આદિ પાંચ કર્મો કરવાં; પણ જે ક્ષયરોગીનું શરીર ક્ષીણ થઈ ગયું હોય, તેના શરીરસંબંધે કરેલાં પાંચ કર્મો વિષસમાન થાય છે; કારણ કે માણસોનું બળ મળોને અધીન છે અને જીવિત વીર્યને અધીન છે, માટે ક્ષયરોગીના વીર્યની અને મળની કાળજીપૂર્વક રક્ષા કરવી ૩૭,૩૮

**ક્ષયરોગીને હિતકારી અન્નાદિ**

**शालिषष्टिकगोधूमयवमुद्गादयो हिताः ।**
**मद्यानि जाङ्गलाः पक्षिमृगाः पथ्या विशुष्यताम् ॥**

अन्वयः-विशुष्कता शालि-षष्टिक-गोधूम-यव-मुद्ग-आदयः हिताः, (तथा) मद्यानि (च) जाङ्गलाः पक्षि-मृगाः पथ्याः (सन्ति) ॥

ક્ષયરોગવાળાને ચોખા, સાઠીચોખા, ઘઉં, જવ તથા મગ આદિ ધાન્યો હિતકારી છે; તેમ જ મદ્યો અને જાંગલ પ્રદેશનાં પશુપક્ષીઓનાં માંસો પથ્ય છે. ૩૯

ક્ષયરોગીને આપવાનો ષડંગયૂષ× તથા કલ્ક

सपिप्पलीकं सयवं सकुलत्थं सनागरम् ।
दाडिमामलकोपेतं स्निग्धमाजं रसं पिबेत् ॥
तेन सर्वे निवर्त्तन्ते विकाराः पीनसादयः ॥ ४०
द्रव्यतो द्विगुणं मांसं सर्वतोऽष्टगुणं जलम् ।
पादस्थं संस्कृतं चाज्ये षडङ्गो यूष उच्यते ॥४१॥

अन्वयः-(यक्ष्मी) सपिप्पलीकं सयवं सकुलत्थं सनागरं दाडिम-आमलक-उपेतं स्निग्धम् आजं रसं पिबेत् तेन पीनस-आदयः सर्वे विकाराः निवर्तन्ते । द्रव्यतः द्विगुणं मांसं, सर्वतः अष्टगुणं जलं पादस्थम् आज्ये च संस्कृतं-षडङ्गः यूषः उच्यते ॥

ક્ષયરોગીએ પીપર, જવ, કળથી, સૂંઠ, દાડિમનો રસ તથા આમળાંના રસથી યુક્ત (કરી) સ્નિગ્ધ કરેલો (એટલે ઘીમાં વઘારેલો) બકરાના માંસનો રસો (ષડંગયૂષ) પીવો; તેથી સળેખમ વગેરે બધા વિકારો દૂર થાય છે. (આમાં) દ્રવ્યોથી બેગણું માંસ અને બધાથી આઠગણું પાણી (ઉકાળતાં) એક ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેને ઘીમાં (વઘારી) સંસ્કાર યુક્ત કરવું, તે ષડંગયૂષ કહેવાય છે. (વધુ સ્પષ્ટતા નીચે ટીકામાં છે.) ૪૦,૪૧

टीका-तथा यव-पल १ । कुलत्थ-पल १ । छाग-मांस-पलानि ४ । जल-पलानि ४८ । शेष-पलानि १२ । ततः पलमिते घृते सस्कर्णीयम् । तत्र कर्षमितं सैन्धवं देयम्, सौरभार्थं हिङ्गु देयम् । पिप्पली नागरं च पृथङ्-माषमितं कल्कीकृत्य देयम् ॥ ચાર રૂપિયાભાર જવ, ચાર રૂપિયાભાર કળથી અને સોળ રૂપિયાભાર બકરાના માસનો તેથી આઠગણા પાણીમા ક્વાથ કરી ચોથા ભાગનુ પાણી બાકી રહે, ત્યારે તેને ચાર રૂપિયાભાર ઘીમાં વઘારી એક રૂપિયાભાર સિંધવ નાખી, સુગંધી કરવા માટે હિંગ નાખી તેમાં દાડિમનો તથા આમળાનો રસ નાખીને તે ષડંગયૂષ કહેવાતો માંસનો રસો ક્ષયરોગવાળાને પાવો; અને પીપરનો તથા સૂંઠનો ૭ ચણોઠીભાર કલ્ક કરી તે પણ અલગ ખવડાવવો. (આથી સળેખમ આદિ સઘળા વિકારો મટે છે.)

× पिप्पल्यादीनि षड् अङ्गानि यस्य, स चासौ यूष.- પીપર વગેરે ૭ જેનાં મુખ્ય અંગો હોય છે, એવું ઓસામણ-ષડંગયૂષ કહેવાય છે.

આસુંદરાની છાલ આદિનું ચૂર્ણ

ककुभत्वग् नागबला, वानरीबीजं विचूर्णितं पयसा । पीतं मधुघृतयुक्तं, ससितं यक्ष्मादि-कासहरम् ॥ ४२ ॥

अन्वयः-ककुभत्वक्, नागबला, वानरीबीज पयसा विचूर्णितं मधु-घृत-युक्तं ससितं पीतं यक्ष्मादिकासहरं भवति ॥

આસુંદરાની છાલ, ખપાટ અને કૌચાનાં બીજને દૂધમાં વાટી મધ, ઘી તથા સાકર સાથે પિવાય તો તે ક્ષયરોગ વગેરેને તથા ઉધરસને મટાડે છે. ૪૨

બકરાંનુ સમગ્ર સેવન ક્ષય મટાડે

छागमांसं पयश्छागं छागं सर्पिः सनागरम् ।
छागोपसेवा शयनं छागमध्ये तु यक्ष्मनुत् ॥ ४३ ॥

अन्वयः-छागमांस, छाग पयः, सनागर छाग सर्पिः, छागोपसेवा, छागमध्ये तु शयन-यक्ष्मनुत् (स्यात्) ॥

બકરાંનું માંસ, બકરીનું દૂધ અને સૂંઠ સહિત બકરીનુ ઘી ખાવું, બકરાંનું સેવન કરવું અને બકરાંઓના ટોળામાં સૂવું એ ક્ષયરોગને મટાડે છે. ૪૩

ઉગ્ર ક્ષયરોગ મટાડનાર ઔષધ

मधुताप्यविडङ्गाश्मजतुलोहघृताभयाः ।
घ्नन्ति यक्ष्माणमत्युग्रं सेव्यमाना हिताशिनः ॥४४॥

अन्वयः-मधु-ताप्य-विडङ्ग-अश्मजतु-लोह-घृत-अभयाः सेव्यमानाः हिताशिनः अति उग्र यक्ष्माणं घ्नन्ति ॥

મધ, સોનામુખી, વાવડિંગ, શિલાજિત, લોઢું, ઘી અને હરડે જો સેવાય અને પથ્ય ભોજન કરાય તો તે અતિ ઉગ્ર ક્ષયરોગ પણ મટાડે છે. ૪૪

टीका-ताप्य=सुवर्णमाक्षिकम् ॥

ક્ષયરોગીનું પૌષ્ટિક ચાટણ તથા ખોરાક

शर्करामधुसंयुक्तं नवनीतं लिहन् क्षयी ।
क्षीराशी लभते पुष्टिमतुल्ये चाज्यमाक्षिके ॥४५॥

अन्वयः-क्षयी शर्करा-मधुसंयुक्तं नवनीतं लिहन्

क्षीराशी (स्यात्), अतुल्ये च मधु–माक्षिके (लिहन्) पुष्टिं लभते ॥

ક્ષયરોગવાળો માણસ સાકર તથા મધ સહિત માખણ ચાટે અને દૂધવાળું ભોજન કરે અથવા અતુલ્ય ભાગે મધ અને ઘી ચાટે તો પુષ્ટિ પ્રાપ્ત કરે છે. ૪૫

## સિતોપલાદિચૂર્ણ

सितोपला तुगाक्षीरी पिप्पली बहुला त्वचः।
अन्त्यादूर्ध्वं द्विगुणिताश्चूर्णिता मधुसर्पिषा ॥ ४६ ॥
लेहयेद्राजरोगार्त्तं कासश्वासज्वरातुरम्।
पार्श्वशूलिनमल्पाग्निं सुप्तजिह्वं रुचिच्युतम्।
हस्तपादाङ्गदाहे च ज्वरे रक्ते तथोर्ध्वगे ॥ ४७ ॥

अन्वयः–सितोपला तुगाक्षीरी पिप्पली बहुला त्वचः अन्त्यात् ऊर्ध्वं द्विगुणिताः चूर्णिताः मधु–सर्पिषा (समं) राजरोग–आर्त्तं, कास–श्वास–ज्वर–आतुरं पार्श्वशूलिनम् अल्पाग्निं सुप्तजिह्वं रुचिच्युतं लेहयेत्, तथा हस्त–पाद–अङ्गदाहे ज्वरे च ऊर्ध्वगे रक्ते (लेहयेत्) ॥

એક ભાગ તજ, બે ભાગ ઝીણી એલચી, ચાર ભાગ પીપર, આઠ ભાગ વંશલોચન અને સોળ ભાગ સાકર, એટલાં છેલ્લાં એક-એકથી બેગણાં દ્રવ્યોનું ચૂર્ણ કરી મધ તથા ઘીની સાથે ક્ષયરોગવાળાને, ઉધરસ, શ્વાસ, તાવ તથા પડખાંના શૂળથી પિડાયેલા, મંદ અગ્નિવાળા, જડ થયેલી જીભવાળા અને અરુચિવાળા રોગીને પણ આ ચૂર્ણ ચટાડવું; તેમ જ હાથમાં, પગમાં કે અંગમાં દાહ થતો હોય, તાવ આવ્યો હોય કે ઊંચા માર્ગોમાંથી લોહી નીકળતું હોય ત્યારે પણ આ ચૂર્ણ ચટાડવું. ૪૬,૪૭

टीका–सितोपला=मिश्री, बहुला=सूक्ष्मैला।

## જાતિફલાદિ ચૂર્ણ

जातीफलं विडङ्गानि चित्रकं तगरं तिलाः।
तालीसं चन्दनं शुण्ठी लवङ्गमुपकुञ्चिका ॥४८॥
कर्पूरश्चाभया धात्री मरिचं पिप्पली तुगा।
एषां त्र्यक्षसमा भागाश्चातुर्जातकसंयुताः ॥ ४९ ॥
पलानि सप्त भङ्गायाः सिता सर्वसमा मता।
चूर्णमेतत् क्षयं कासं श्वासं च ग्रहणीगदम् ॥५०॥
अरोचकं प्रतिश्यायं तथा चानलमन्दताम्।
एतान् रोगान्निहन्त्येव वृक्षमिन्द्राशनिर्यथा ॥५१॥

अन्वयः–जातीफलं विडङ्गानि चित्रकं तगरं तिलाः तालीसं चन्दनं शुण्ठी लवङ्गम् उपकुञ्चिका कर्पूरः अभया धात्री मरिचं पिप्पली च तुगा–एषां त्र्यक्षभागाः चातुर्जातक–सयुताः, सप्तपलानि भङ्गायाः सर्वसमा सिता मता, एतत् चूर्णं, यथा इन्द्राशनिः वृक्षं, (तथा) क्षयं कासं च ग्रहणीगदम् अरोचकं प्रतिश्यायं तथा च अनल-मन्दताम्–एतान् रोगान् निहन्ति एव ॥

જાયફળ, વાવડિંગ, ચિત્રક, તગર, તલ, તાલીસપત્ર, ચંદન, સૂંઠ, લવિંગ, કલોંજી જીરું; ભીમસેની બરાસ, હરડે, આમળાં, મરી, પીપર, વંશલોચન, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર એ દરેક ત્રણ ત્રણ તોલા અને અઠ્ઠાવીસ તોલા ભાંગ તેમ જ તે સઘળા પદાર્થો જેટલી સાકર લેવી. આ બધાંનું ચૂર્ણ, જેમ ઇંદ્રનું વજ્ર વૃક્ષનો નાશ કરે છે, તેમ ક્ષય, ઉધરસ, શ્વાસ, ગ્રહણીનો રોગ, અરુચિ, સળેખમ અને અગ્નિની મંદતા–એટલા રોગોનો અવશ્ય નાશ કરે છે. ૪૮–૫૧

## ક્ષયરોગીને હમેશાં લાક્ષાદિ તેલનું માલિશ અવશ્ય કરવું

बालरोगाधिकारोक्तं तैलं लाक्षादि योजयेत्।
अभ्यङ्गे यक्ष्मिणो नित्यं वृद्धवैद्यो विशेषतः ॥५२॥

अन्वयः–वृद्धवैद्यः बालरोगाधिकारोक्तं लाक्षादि तैलं यक्ष्मिणः अभ्यङ्गे नित्यं विशेषतः योजयेत् ॥

વૃદ્ધ–અનુભવી વૈદ્યે બાલરોગના અધિકારમાં કહેલ લાક્ષાદિ–તેલનો ક્ષયરોગવાળાના શરીર પર માલિશ કરવા હમેશાં અવશ્ય ઉપયોગ કરાવવો. ૫૨

## વાસાવલેહ

वासकस्य रसप्रस्थं मानिका सितशर्करा।
पिप्पल्या द्विपलं तावत् सर्पिषश्च शनैः पचेत् ॥५३॥
तस्मिल्लॢेहत्वमायाते शीते क्षौद्रपलाष्टकम्।
दत्त्वाऽवतारयेद्वैद्यो लीढो लेहोऽयमुत्तमः ॥५४॥
हन्त्येव राजयक्ष्माणं कासं श्वासं च दारुणम्।
पार्श्वशूलं च हृच्छूलं रक्तपित्तं ज्वरं तथा ॥५५॥

अन्वयः–वैद्यः वासकस्य रसप्रस्थं, मानिका सित-शर्करा, द्विपलं पिप्पल्याः, तावत् च सर्पिषः (द्विपलं) शनैः पचेत्, तस्मिन् लेहत्वम् आयाते शीते क्षौद्र-पल-अष्टकं दत्त्वा (तद्) अवतारयेत्। अयम् उत्तमः लेहः लीढः (सन्) राजयक्ष्माणं कासं च दारुणं श्वासं च पार्श्वशूलं हृच्छूलं रक्तपित्तं तथा ज्वरं हन्ति एव ॥

વૈદ્યે ચોસઠ રૂપિયાભાર અરડૂસીનો રસ, બત્રીસ રૂપિયાભાર સાકર, આઠ રૂપિયાભાર પીપર અને આઠ રૂપિયાભાર ઘીનો ધીમે ધીમે પાક કરવો. એ પાક ચાટણ જેવો અને ટાઢો થઈ જાય ત્યારે તેમાં બત્રીસ રૂપિયા ભાર મધ નાખી તેને ઉતારી લેવો. (તે વાસાવલેહ નામનું ચાટણ થાય છે.) આ ઉત્તમ અવલેહ ચાટ્યો હોય તો ક્ષયરોગ, ઉધરસ, દારુણ શ્વાસ, પડખાંનાં શૂળ, હૃદયનાં શૂળ, રક્તપિત્ત અને તાવને અવશ્ય મટાડે છે. ૫૩–૫૫

अथ व्यवायादिहेतुकशोषचिकित्सामाह–

## મૈથુન આદિથી થયેલા શોષોની ચિકિત્સાઓ :

### વ્યવાય કે મૈથુનશોષની ચિકિત્સા

व्यवायशोषिणं क्षीणं रसमांसाज्यभोजनैः ।
सुकूलैर्मधुरैर्हृद्यैर्जीवनीयैरुपाचरेत् ॥ ५६ ॥

अन्वयः–व्यवायशोषिण क्षीण रस–मांस–आज्य–भोजनैः सुकूलैः मधुरैः हृद्यैः जीवनीयैः उपाचरेत् ॥

વ્યવાય (એટલે મૈથુનજન્ય) શોષથી ક્ષીણ થયેલા માણસને માંસના રસો, માંસો તથા ઘીવાળાં ભોજનોથી અને હિતકારી, મધુર તથા હૃદયને પ્રિય લાગે એવા જીવનીય પદાર્થોથી ઉપચાર કરવા. ૫૬

टीका–रसः=मांसरसः, सुकूलैः=हितैः ॥

अथ शोकशोषचिकित्सामाह–

### શોક–શોષની ચિકિત્સા

हर्षणाश्वासनैः क्षीरैः स्निग्धैर्मधुरशीतलैः ।
दीपनैर्लघुभिश्चान्नैः शोकरोगमुपाचरेत् ॥ ५७ ॥

अन्वय –शोकरोग हर्षण–आश्वासनैः क्षीरैः स्निग्धैः मधुर–शीतलैः दीपनैः च लघुभिः अन्नैः उपाचरेत् ॥

શોક–શોષવાળા માણસને હર્ષ ઉપજાવવાથી, આશ્વાસનો આપવાથી, દૂધનો ઉપયોગ કરાવવાથી અને સ્નિગ્ધ, મધુર, શીતલ, તથા અગ્નિને પ્રદીપ્ત કરનારાં હલકાં અન્નો જમાડવાથી ઉપચારો કરવા. ૫૭

अथ व्यायामशोषचिकित्सामाह–

### વ્યાયામ–કસરતથી થયેલા શોષની ચિકિત્સા

व्यायामशोषिणं स्निग्धैः क्षतक्षयहितैर्हिमैः ।
उपाचरेज्जीवनीयैर्विधिना श्लेष्मिकेण तु ॥ ५८ ॥

अन्वयः–व्यायामशोषिण स्निग्धैः क्षतक्षयहितैः हिमैः जीवनीयैः श्लेष्मिकेण तु विधिना उपाचरेत् ॥

વ્યાયામ અથવા કસરતથી થયેલ શોષવાળાને સ્નિગ્ધ, ઉરઃક્ષત–શોષને હિતકારી, ટાઢા અને જીવનને વધારનારા પદાર્થોથી કફ સંબંધી રીતિ પ્રમાણે–એટલે બૃંહણ ઉપચારોથી ઉપચાર કરવા. ૫૮

अथाध्वशोषचिकित्सामाह–

### ખૂબ પંથ કરવાથી થયેલ–અધ્વશોષની ચિકિત્સા

आस्यासुखैर्दिवास्वप्नैः शीतैर्मधुरबृंहणैः ।
अन्नमांसरसाहारैरध्वशोषमुपाचरेत् ॥ ५९ ॥

अन्वयः–अध्वशोषम् आस्या–सुखैः शीतैः मधुर–बृंहणैः अन्न–मासरस–आहारैः उपाचरेत ॥

ખૂબ પંથ કરવાથી થયેલ અધ્વશોષવાળાને બેઠી રહેવાનાં સુખ આપીને, દિવસે સુવાડીને અને શીત, મધુર તથા પુષ્ટિ આપનારાં અન્નો તથા માંસના રસાઓના આહારો કરાવીને ઉપચાર કરવા. ૫૯

अथ व्रणशोषचिकित्सामाह–

### વ્રણશોષની ચિકિત્સા

व्रणशोषं जयेत्स्निग्धैर्दीपनैः स्वादुशीतलैः ।
ईषदम्लैरनम्लैर्वा यूषमांसरसादिभिः ॥ ६० ॥

अन्वय.–स्निग्धैः दीपनैः स्वादु–शीतलैः ईषत् अम्लैः वा अनम्लैः यूष–मासरस–आदिभिः व्रणशोष जयेत् ॥

સ્નિગ્ધ, અગ્નિને પ્રદીપ્ત કરનારા, મધુર, શીતલ અને કાંઈક ખાટા અથવા ખટાશ વગરના યૂષોથી અને માંસના રસાઓ આદિથી વ્રણશોષને મટાડવો. ૬૦

अथोर क्षतचिकित्सा ॥

### ઉરઃક્ષત–શોષની ચિકિત્સા :

#### બલાદિ ચૂર્ણ×

बलाऽश्वगन्धा श्रीपर्णी बहुपत्री पुनर्नवा ।
पयसा नित्यमभ्यस्ताः शमयन्ति क्षतक्षयम् ॥ ६१ ॥

अन्वय.–बला अश्वगन्धा श्रीपर्णी बहुपत्री पुनर्नवा, पयसा नित्यम् अभ्यस्ताः क्षतक्षय शमयन्ति ॥

બલદાણા, આસોંદ, શીવણનાં ફળ,

× बला आदिर्येषां तानि, तेषां चूर्णम्–જેમાં બલદાણા મુખ્ય હોય છે, એવા ઓસડિયાનું ચૂર્ણ–બલાદિચૂર્ણ કહેવાય છે.

શતાવરી અને સાટોડીને દૂધમા વાટી દૂધ સાથે જ કાયમ પીવાનો અભ્યાસ રખાય, તો ઉરઃક્ષત-શોષને તે મટાડે છે. ૬૧

टीका-श्रीपर्णी=गम्भारी, बहुपत्री=शतावरी ॥

એલાદિ-ગુટિકા+

पलापत्रत्वचोऽर्धाक्षाः पिप्पल्यर्धपलं पृथक्।
सितामधुकखर्जूरमृद्वीकाश्च पलोन्मिताः ॥ ६२ ॥
सञ्चूर्ण्य मधुना युक्ता वटिकाः सम्प्रकल्पयेत्।
अक्षमात्रां ततश्चैकां भक्षयेत्तु दिने दिने ॥ ६२ ॥
क्षतं क्षयं ज्वरं कासं श्वासं हिक्कां वमिं भ्रमम्।
मूर्च्छां मदं तृषां शोषं पार्श्वशूलमरोचकम् ॥६३॥
प्लीहानमाढ्यवातञ्च रक्तपित्तं स्वरक्षयम्।
एलादिगुटिका हन्ति वृष्या सन्तर्पणी परा ॥ ६४ ॥

अन्वय -एला-पत्र-त्वच' अर्धाक्षाः, पिप्पल्यर्धपल पृथक्, च पलोन्मिताः सिता-मधुक-खर्जूर-मृद्वीका सचूर्ण्य मधुना युक्ता. वटिकाः सप्रकल्पयेत्, तत च अक्षमात्रम् एकां तु (वटिका) दिने दिने भक्षयेत्। (इयम्) एलादि-गुटिका क्षत क्षय ज्वर कास श्वास हिक्कां वमि भ्रम मूर्च्छा मद तृषा शोष पार्श्वशूलम् अरोचक प्लीहानम् आढ्यवात रक्तपित्त च स्वरक्षय हन्ति, वृष्या परा (च) सतर्पणी (अस्ति) ॥

એલચી, તમાલપત્ર અને તજ અધો અધો તોલો, બે તોલા પીપર અને સાકર, જેઠીમધ, ખજૂર અને દ્રાક્ષ ચાર ચાર તોલા એ બધાનું ચૂર્ણ કરી મધમાં કાલવી એક એક તોલાની ગોળીઓ કરવી. આ એક ગોળી હમેશાં ખાધી હોય તો ઉરઃક્ષત-શોષ, તાવ, ઉધરસ, શ્વાસ, હેડકી, ઊલટી, ભ્રમ, મૂર્છા, મદ, તરશ, શોષ, પડખાંનું શૂળ, અરુચિ, બરલનું દરદ, ઉરુસ્તંભ નામનો વાયુરોગ, રક્તપિત્ત અને સ્વરનો નાશ એટલા રોગોને મટાડે છે. આ ગોળી વીર્યવર્ધક અને ખૂબ તૃપ્તિ આપનારી છે. ૬૨-૬૪

દ્રાક્ષાદિ ઘૃત*

द्राक्षायाः प्रस्थमेकन्तु मधुकस्य पलाष्टकम्।
पचेत्तोयाढके शुद्धे पादशेषेण तेन तु ॥ ६५॥
पलिके मधुकद्राक्षे पिष्टे कृष्णापलद्वयम्।
प्रदाय सर्पिषः प्रस्थं पचेत् क्षीरे चतुर्गुणे ॥६६॥
सिद्धे शीते पलान्यष्टौ शर्करायाः प्रदापयेत्।
एतद् द्राक्षाघृतं सिद्धं क्षतक्षीणसुखावहम् ॥ ६७॥
वातं पित्तं ज्वरं श्वासं विस्फोटकहलीमकान्।
प्रदरं रक्तपित्तञ्च हन्यान्मांसबलप्रदम् ॥ ६८ ॥

अन्वय -द्राक्षाया. तु एक प्रस्थ, मधुकस्य पलाष्टकं शुद्धे तोयाढके पचेत्, पादशेषेण तेन तु पलिके पिष्टे मधुक-द्राक्षे, कृष्णापलद्वय प्रदाय सर्पिषः प्रस्थ चतुर्गुणे क्षीरे पचेत्, सिद्धे शीते (तस्मिन्) शर्करायाः अष्टौ पलानि प्रदापयेत्, एतद् द्राक्षाघृत सिद्ध (भवति, तत् च) क्षतक्षीण-सुखावह, (तथा) वात पित्त ज्वर श्वास विस्फोटक-हलीमकान् प्रदर च रक्तपित्त हन्यात्, मांस-बल-प्रद (च स्यात्) ॥

ચોસઠ તોલા દ્રાક્ષ અને બત્રીસ તોલા જેઠીમધનો ખસો છપ્પન તોલા ચોખ્ખા પાણીમાં કવાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં ચાર તોલા વાટેલું જેઠીમધ, ચાર તોલા વાટેલી દ્રાક્ષ, આઠ તોલા પીપરનું ચૂર્ણ અને ચોસઠ તોલા ઘી નાખી ચોગણા દૂધમાં પાક કરવો. એ પાક ઠંડો થાય ત્યારે તેમાં બત્રીસ તોલા સાકર નાખવી એટલે તે દ્રાક્ષાદિ-ઘૃત તૈયાર થાય છે. એ ઘી ઉરઃક્ષત-શોષને, વાયુને, પિત્તને, જ્વરને, શ્વાસને, વિસ્ફોટકને, હલીમકને, પ્રદરને તથા રક્તપિત્તને મટાડે છે અને માંસને તથા બળને વધારે છે. ૬૫-૬૮

અમૃતપ્રાશ અવલેહ-

क्षीरे धात्री च मञ्जिष्ठा क्षीरिण्याश्च तथा रसैः।
पचेत्समैर्घृतप्रस्थं मधुरैः कर्षसम्मितैः ॥ ६९ ॥
द्राक्षाद्विचन्दनोशीरैः शर्करोत्पलपद्मकैः।
मधूककुसुमानन्ताकाश्मरीतृणसंज्ञकैः ॥ ७० ॥

---

+ एला आदिर्येषा तानि-एलादीनि, तेषां गुटिका-જેમા એલચી પહેલી હોય છે, એવા ઓસડિયાની ગોળી-એલાદિગુટિકા કહેવાય છે

* द्राक्षा आदिर्येषां तानि-द्राक्षादीनि, द्राक्षादिभि॰ पक्व घृत-द्राक्षादिघृतम्-જેમા દ્રાક્ષ મુખ્ય હોય છે, એવા ઓસડિયા નાખી પકવેલું ઘી-દ્રાક્ષાદિ-ઘૃત કહેવાય છે.

- अमृतम् इव प्राश्यते क्षतक्षयादिरोगिभि -इति अमृतप्राश -प्रपूर्वकाद् अश भोजने इत्यस्मात् कर्मणि घञ्, तत अमृतप्राशनामा अवलेहः-अमृतप्राशावलेह:-ક્ષય આદિ રોગવાળા લોકો જેને અમૃત તુલ્ય ગણી ચાટે છે, તેથી અમૃતપ્રાશ નામે પ્રસિદ્ધ થયેલું ચાટણ અમૃતપ્રાશ-અવલેહ કહેવાય છે.

प्रस्थार्द्धे मधुनः शीते शर्कराऽर्धतुलां तथा ।
पलार्धिकांश्च सञ्चूर्ण्य त्वगेलापद्मकेशरान् ॥ ७१ ॥
विनीय तत्र संलिह्यान्मात्रां नित्यं सुयन्त्रितः ।
अमृतप्राशमित्येतदश्विभ्यां परिकीर्त्तितम् ॥ ७२ ॥
क्षीरमांसाशिनां हन्ति रक्तपित्तं क्षतक्षयम् ॥
तृष्णाऽरुचिश्वासकासच्छर्दिमूर्च्छाप्रमर्दनम् ॥
मूत्रकृच्छ्रज्वरघ्नश्च बल्यं स्त्रीरतिवर्द्धनम् ॥ ७३ ॥

अन्वयः-घृतप्रस्थं च धात्री, मञ्जिष्ठा च समैः क्षीरिण्याः रसैः तथा कर्षसंमितैः मधुरैः द्राक्षा-द्विचन्दन-उशीरैः शर्करा-उत्पल-पद्मकैः, मधूक-कुसुम-अनन्ता-काश्मरी-तृणसंज्ञकैः क्षीरे पचेत्, (ततः पक्वे) शीते तत्र मधुनः प्रस्थार्धं तथा शर्करा-अर्धतुलां च पलार्धिकान् त्वक्-एला-पद्मकेशरान् संचूर्ण्य (च) विनीय नित्य सुयन्त्रितः मात्रां संलिह्यात्, एतत् अमृतप्राशम् इति अश्विभ्यां परिकीर्तितम्, (तच्च) क्षीर-मांसाशिनां रक्तपित्तं क्षतक्षय तृष्णा-अरुचि-श्वास-कास-च्छर्दि-मूर्च्छा प्रमर्दनं, मूत्रकृच्छ्रज्वरघ्नं बल्यं च स्त्रीरतिवर्द्धनम् (अस्ति) ॥

ચોસઠ તોલા ઘીમાં આમળાં, મજીઠ અને વિદારીકંદનો રસ સમભાગે નાખી તથા એક એક તોલો જીવનીય ગણના પદાર્થો, દ્રાક્ષ, સુખડ, રતાંજલી, કાળો વાળો, સાકર, કમળ, કઠ, મહુડાનાં ફૂલ, ઉપલસરી, સીવણનાં ફળ તથા રોહિસ નામનું ખડ નાખી, તે ઘીને (ચોગણા) દૂધમાં પકાવવું; તે પાકીને ઠંડું પડે ત્યારે તેમાં બત્રીશ તોલા મધ, બસો તોલા સાકર, બે તોલા તજનું ચૂર્ણ, બે તોલા એલચીનું ચૂર્ણ અને બે તોલા કમળના કેસરાનું ચૂર્ણ નાખવાં. પછી બરાબર જિતેંદ્રિય રહી હમેશાં એની માત્રા ચાટવી. અશ્વિનીકુમારોએ કહેલો 'અમૃતપ્રાશ' નામનો આ અવલેહ, જેઓ ચાટે છે અને દૂધ તથા માંસયુક્ત ભોજન કરે છે, તેઓના ઉરઃક્ષત-ક્ષય, રક્ત-પિત્ત, તરશ, અરુચિ, શ્વાસ, ઉધરસ, ઊલટી, મૂર્છા, મૂત્રકૃચ્છ્ર અને જ્વરનો તે નાશ કરે છે, બળ આપે છે અને સ્ત્રીઓમાં રતિ વધારે છે.

### ઉરઃક્ષત-શોષવાળાએ સેવવા યોગ્ય તથા ત્યજવા યોગ્ય

यद्यच्च तर्पणं शीतमविदाहि हितं लघु ।
अन्नपानं निषेव्यं स्यात् क्षतक्षीणैः सुखार्थिभिः ॥ ७४
शोकं स्त्रियः क्रोधमसूयतांश्च, त्यजेदुदारा-
न्विषयान् भजेच्च । तथा द्विजातींस्त्रिदशान्गुरूंश्च,
वाचश्च पुण्याः शृणुयाद् द्विजेभ्यः ॥ ७५ ॥

अन्वयः-सुखार्थिभिः क्षतक्षीणैः यत् यत् अन्नपानं तर्पणं शीतम् अविदाहि हितं च लघु स्यात् (तत् तत् हि) निषेव्यम्, तथा शोकं स्त्रियः क्रोधं च असूयतां त्यजेत च उदारान् विषयान् भजेत्, द्विजातीन् त्रिदशान् च गुरून् (भजेत्) च द्विजेभ्यः पुण्याः वाचः शृणुयात् ॥

સુખને ઇચ્છતા ઉરઃક્ષતશોષવાળાએ જે જે અન્નપાન તૃપ્તિ આપનાર, શીતળ, દાહ નહિ કરનાર, હિતકારી અને હલકાં હોય તે જ સેવવાં જોઈએ; શોક, સ્ત્રીઓ, ક્રોધ અને અદેખાઈનો ત્યાગ કરવો; સારા સારા વિષયોનું સેવન કરવું; તેમ જ બ્રાહ્મણોની, દેવતાઓની તથા ગુરુઓની ભક્તિ કરવી અને બ્રાહ્મણો પાસેથી પવિત્ર કથાઓ સાંભળવી. ૭૪,૭૫

अथ राजयक्ष्मणि रसाः ।

### રાજયક્ષ્મા કે મુખ્ય ક્ષયરોગ ઉપર રસો

### અમૃતેશ્વર-રસ+

रसभस्मामृतासत्त्वं लोहं मधुघृतान्वितम् ।
अमृतेश्वरनामाऽयं षड्गुञ्जो राजयक्ष्मणि ॥ ७६ ॥

अन्वयः-रसभस्म-अमृतासत्त्व लोहं मधु-घृत-अन्वितम् (लेह्यम्), अयम् अमृतेश्वरनामा (रसः) राजयक्ष्मणि षड्गुञ्जः (लिह्यते) ॥

મારેલો પારો, ગળોનું સત્ત્વ અને મારેલું લોઢું એકઠાં કરી મધ તથા ઘી સાથે ચાટવાં. આ અમૃતેશ્વર નામનો રસ ક્ષયરોગમાં છ રતી ચાટવો. ૭૬

टीका-रसभस्म=मारितो रसः,=अमृतासत्त्वं=गुडूची सत्त्वम्, लोहं मारितम् । इत्यमृतेश्वररसो राजयक्ष्मणि रसेन्द्रचिन्तामणौ ॥ ક્ષયરોગ ઉપર અપાતો આ રસ રસેન્દ્રચિંતામણિમાં કહ્યો છે.

### રાજમૃગાંક*-રસ

त्र्योंऽशा मारितात् सूतादेकोंऽशो हेमभस्मतः ।
एकोंऽशो मृतताम्रस्य शिला गन्धश्च तालकम् ॥

+ईष्टे-सामर्थ्यं करोति राजयक्ष्मणि इति ईश्वरः, अमृतसदृश ईश्वरश्चासौ रसः अमृतेश्वररसः-રાજયક્ષ્મા-ક્ષયરોગ ઉપર જે સામર્થ્ય કરે છે-ક્ષયરોગને જે અવશ્ય મટાડે છે, એવો અમૃત તુલ્ય રસ-અમૃતેશ્વરરસ કહેવાય છે.

* मृगः अङ्कः यस्येति मृगाङ्कः, राजा चासौ मृगाङ्कः

प्रत्येकं भागयुग्मं स्यादेतत् सर्वं विचूर्णयेत् ।
वराटीः पूरयेत्तेन छागीक्षीरेण टङ्कणम् ॥ ७८ ॥
पिष्ट्वा तेन मुखं रुद्ध्वा मृद्भाण्डे ताश्च धारयेत् ।
कूप्यां पचेत् गजपुटे स्वाङ्गशीतं समुद्धरेत् ॥ ७९ ॥
रसो राजमृगाङ्कोऽयं चतुर्गुञ्जः क्षयापहः ।
मरिचैरूनविंशत्या कणाभिर्दशभिस्तथा ॥ ८० ॥
मधुना सर्पिषा चापि दद्यादेतं रसं भिषक् ।
अनेन नश्यति क्षिप्रं वातश्लेष्मभवः क्षयः ॥८१॥

अन्वयः-त्रय अंशाः मारितात् सूतात्, एकः अंशः हेमभस्मतः, एकः अंशः मृतताम्रस्य (ग्राह्यः, तथा) शिला च गन्धः तालकं-प्रत्येकं भागयुग्मं स्यात्, एतत् सर्वं विचूर्णयेत्, तेन वराटीः पूरयेत्, (ततः) छागीक्षीरेण टङ्कणं पिष्ट्वा, तेन (तासां वराटीनां) मुखं रुद्ध्वा ताः च मृद्भाण्डे धारयेत्, कूप्यां गजपुटे पचेत्, स्वाङ्गशीतं समुद्धरेत्, अयं राजमृगाङ्कः रसः चतुर्गुञ्जः क्षयापहः (भवति)। भिषक् ऊनविंशत्या मरिचैः तथा दशभिः कणाभिः मधुना च सर्पिषा अपि एतं रसं दद्यात्, अनेन वातश्लेष्मभवः क्षयः क्षिप्रं नश्यति ॥

ત્રણ ભાગ મારેલો પારો, એક ભાગ સોનાની ભસ્મ, એક ભાગ ત્રાંબાની ભસ્મ, બે ભાગ મનશીલ, બે ભાગ ગંધક અને બે ભાગ હરતાલ-એ બધાંનું ચૂર્ણ કરી તે ચૂર્ણ કોડીઓમાં ભરવું. પછી બકરીના દૂધથી ટંકણ વાટીને તેનાથી કોડીઓનાં મોઢાં બંધ કરી તે કોડીઓને માટીના વાસણમાં નાખી વાસણને કપડમટ્ટી કરીને ગજપુટમાં પકવવું. અગ્નિ ઠરી જતાં એ માટીનું વાસણ, પોતાની મેળે શીતળ થાય ત્યારે તેમાંથી રસ કાઢી લેવો; તે આ **રાજમૃગાંક** નામનો રસ તૈયાર થયો કહેવાય છે. તે રસ ચાર રતી ખાવાથી ક્ષયરોગ મટી જાય છે. વૈદ્યે ઓગણીશ મરી, દશ પીપર, મધ અને ઘી સાથે આ રસ આપવો. આ રસ ખાવાથી વાયુ તથા કફસંબંધી ક્ષય તરત નાશ પામે છે. ૭૭-૮૧

અગ્નિરસ*

शुद्धं सूतं द्विधा गन्धं कुर्यात् खल्वेन कज्जलीम् ।
तयोः समं तीक्ष्णचूर्णं मर्दयेत् कन्यकाद्रवैः ॥८२॥
द्वियाममातपे गोलं ताम्रपात्रे निधापयेत् ।
आच्छाद्यैरण्डपत्रेण स्यादुष्णं यामयुग्मतः ॥ ८३ ॥
धान्यराशौ न्यसेत्पश्चादष्टरात्रात्तदुद्धरेत् ।
सच्चूर्ण्य गालयेद्वस्त्रैः सत्यं वारितरं भवेत् ॥८४॥
त्रिकटुत्रिफलैलाभिर्जातीफललवङ्गकैः ।
नवभागोन्मितैरेभिः समैरेष रसो भवेत् ॥ ८५ ॥
निष्कद्वयमितं नित्यं मधुना सह लेहयेत् ।
अयमग्निरसो नाम्ना कासक्षयहरः परः ॥ ८६ ॥

अन्वयः-शुद्धं सूतं द्विधा गन्धं खल्वेन कज्जलीं कुर्यात्, तयोः समं तीक्ष्णचूर्णं कन्यकाद्रवैः द्वियामं मर्दयेत्, गोलं ताम्रपात्रे एरण्डपत्रेण आच्छाद्य आतपे निधापयेत्, यामयुग्मतः उष्णं स्यात्, पश्चात् धान्यराशौ न्यसेत्, अष्टरात्रात् तद् उद्धरेत्, सच्चूर्ण्य वस्त्रैः गालयेत्, सत्यं वारितरं भवेत्, नवभाग-उन्मितैः त्रिकटु-त्रिफला-एलाभिः जातीफल-लवङ्गकैः-एभिः समैः एषः रसः भवेत्, निष्कद्वयमितम् (एनं) नित्यं मधुना सह लेहयेत्, अयं नाम्ना अग्निरसः परः कासक्षयहरः भवति ॥

એક ભાગ શુદ્ધ પારો અને બે ભાગ ગંધકની ખરલમાં કજ્જલી કરવી; પછી એ બંનેના જેટલું ગજવેલનું ચૂર્ણ લઈ તે કજ્જલીમાં નાખી કુંવારના રસથી તેનું બે પહોર સુધી મર્દન કરવું. પછી તેનો ગોળો કરી ત્રાંબાના વાસણમાં મૂકી એરંડાનાં પાંદડાંથી ઢાંકી તડકામાં તે મૂકવો, એટલે બે પહોરે તે ગરમ થઈ જાય છે. પછી તે ગોળાને ધાન્યના ઢગલામાં દાટી મૂકી આઠ રાત પછી કાઢવો. પછી તે ગોળાનું ચૂર્ણ કરી વસ્ત્રથી ચાળી લેવું, એટલે એ ચૂર્ણ ખરેખર પાણીમાં તરે એવું થાય છે. પછી નવભાગ સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, એલચી, જાયફળ તથા લવિંગને એ ચૂર્ણમાં મિશ્ર કરવાં, એ **અગ્નિરસ** તૈયાર થાય છે. આ રસ હમેશ ૪૮ ચણોઠીભાર મધની સાથે ચાટવો. આ અગ્નિરસ ઉધરસનો અને ક્ષયનો અત્યંત નાશ કરે છે. ૮૨-૮૬

ક્ષયરોગનો અધિકાર સમાપ્ત

---

राजमृगाङ्कः, राजमृगाङ्केन उपयुक्तो रसः-राजमृगाङ्करसः-રાજા ચંદ્રદેવે પોતાને ક્ષયરોગ થયો હતો ત્યારે ઉપયોગમાં લીધેલો જે રસ તે-રાજમૃગાંકરસ કહેવાય છે.

* कासक्षयतृणदाहे अग्नितुल्यो रसः अग्निरसः- ઉધરસ અને ક્ષયરોગરૂપ તણખલાને બાળવામાં અગ્નિ જેવો જે રસ તે અગ્નિરસ કહેવાય છે.

વાયુથી ખૂબ વધેલ વેગવાળી ઉધરસ જેને થઈ હોય તેને હૃદયમાં, લમણામાં, પડખાંઓમાં, પેટમાં તથા માથામા શૂળ નીકળે છે, તેનુ મોઢું દૂબળું થઈ જાય છે, તેનાં બળ, સ્વર તથા ઓજ ક્ષીણુ થઈ જાય છે અને ઘાટો બેદાયેલ-ખોખરો થઈને સૂકો જ-કફ વગેરે નીકળ્યા વિના જ 'ખોં ખોં' એવો ખરાબ અવાજ કર્યો કરે છે. ૫

टीका-शङ्ख.=ललाटैकदेशः, शुष्क=श्लेष्मादिरहितम् ॥

पैत्तिकस्य स्वरूपमाह-

## પિત્તથી થયેલી ઉધરસનું લક્ષણ

उरोविदाहज्वरवक्त्रशोषै,-रभ्यर्दितस्तिक्तमुखस्तृषार्त्तः। पित्तेन पीतानि वमेत्कटूनि, कासेत्सपाण्डुः परिदह्यमानः ॥ ६ ॥

अन्वय.-पित्तेन (कासी जनः) उरो-विदाह-ज्वर-वक्त्र-शोषैः अभ्यर्दितः तिक्तमुखः तृषार्तः सपाण्डुः (सन्) पीतानि कटूनि वमेत्, परिदह्यमान कासेत् ॥

જેને પિત્તથી ઉધરસ થઈ હોય તેને છાતીમાં બળતરા, તાવ અને મોઢું સુકાવાથી પીડા થાય, પાંડુરોગ થાય અને પીળી તથા તીખી ઊલટીઓ થાય છે; તેમ જ દાહ થઈ થઈને તેને ઉધરસ આવે છે. ૬

टीका=सपाण्डु =पाण्डुरोगयुक्त ॥ (આનો અર્થ ઉપર છે)

श्लैष्मिकस्य स्वरूपमाह-

## કફથી થયેલી ઉધરસનું પૂર્વરૂપ

प्रलिप्यमानेन मुखेन सीदन्, शिरोरुजार्त्तः कफपूर्णदेह.। अभक्तरुग् गौरवकण्डुयुक्तः, कासेद्‌भृशं सान्द्रकफः कफेन ॥ ७ ॥

अन्वय.-कफेन (कासी जनः) प्रलिप्यमानेन मुखेन (उपलक्षित), सीदन् शिरोरुजा आर्त्तः कफपूर्णदेह गौरव-कण्डुयुक्तः सान्द्रकफ. भृश कासेत् ॥

જેને કફથી ઉધરસ થઈ હોય, તેનુ મોઢું કફથી ચોપડાયેલું રહ્યા કરે, તે સિદાયા-રિબાયા કરે, માથાના દુખાવાથી પીડાય, શરીર કફથી ભરાઈ જાય, ખાવા ઉપર તેને રુચિ ન રહે, શરીર ભારે ભારે થઈ જાય, તેના ગળામાં ચળ આવ્યા કરે અને તેને ઘાટા કફના અખડાટવાળી તથા જાડા બડખાવાળી ઉધરસ ખૂબ આવ્યા કરે છે. ૭

टीका-प्रलिप्यमानेन मुखेन=श्लेष्मलिप्तेन मुखेनोपलक्षितः। अभक्तरुक्=न भक्ते रुक्-रुचिर्यस्य सः। कण्डू कण्ठ एव च ॥ (આનો અર્થ ઉપર છે.)

क्षतजकासस्य निदानपूर्विका सम्प्राप्तिमाह-

## છાતીમાં ક્ષત થવાથી થતી ઉધરસની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

अतिव्यवायभाराध्वयुद्धाश्वगजनिग्रहैः। रूक्षस्योरःक्षतं वायुर्गृहीत्वा कासमावहेत् ॥८॥

अन्वयः-अतिव्यवाय-भार-अध्व-युद्ध-अश्व-गज-निग्रहैः रूक्षस्य क्षतम् उर गृहीत्वा वायुः कासम् आवहेत् ॥

અત્યંત મૈથુન કરવાથી, અત્યંત ભાર ઉપાડવાથી, અત્યંત પંથ કરવાથી, અત્યંત યુદ્ધ કરવાથી અને ઘોડા કે હાથી વગેરેને વશ કરવાનો પ્રયાસ કરવાથી રૂક્ષ થયેલા માણુસની ક્ષત થયેલી (ઘવાયેલી) છાતીને પકડી લઈ વાયુ ઉધરસને ઉત્પન્ન કરે છે. ૮

टीका-अश्वगजयोर्निग्रह =दमनम् ॥

अथ तस्य लक्षणमाह-

## ક્ષત થવાથી થયેલી ઉધરસનું લક્ષણુ

स पूर्वं कासते शुष्कं ततः ष्ठीवेत्सशोणितम्। कण्ठेन कूजताऽत्यर्थं विभग्नेनेव चोरसा ॥ ९ ॥
सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना। दुःखस्पर्शेन शूलेन भेदपीडाऽभितापिना ॥१०॥
पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यपीडितः। पारावत इवाकूजन् कासवेगात् क्षतोद्भवात् ॥११॥

अन्वय.-सः पूर्वं शुष्क कासते, ततः सशोणित ष्ठीवेत, अत्यर्थं कूजता कण्ठेन, उरसा च विभग्नेन इव तीक्ष्णाभिः सूचीभिः तुद्यमानेन, शूलिना, शूलेन दुःखस्पर्शेन, भेद-पीडा-अभितापिना (उपलक्षित.) पर्वभेद-ज्वर-श्वास-तृष्णा-वैस्वर्य=पीडितः, क्षतोद्भवात् कासवेगात् पारावत. इव आकूजन् (भवति) ॥

ક્ષત થવાથી જેને ઉધરસ થઈ હોય તે માણુસ પ્રથમ સૂકી ઉધરસ ખાય છે અને પછી તે લોહીવાળું થૂંકે છે-તેને બડખામાં લોહી પડે છે. એ માણુસનું ગળું બહુ જ ઘૂઘવે છે અને છાતી જાણે ભાંગી ગઈ હોય તથા તીક્ષ્ણુ સોયોથી ભોંકાતી હોય એવી પીડાય છે. છાતીમાથી શૂળ નીકળે છે,

શૂળની જગ્યા પર સ્પર્શ કરતાં ખૂબ દુખે છે, ચિરાઈ ગયા જેવી પીડા તથા અભિતાપ થાય છે, સાંધા તૂટે છે; શ્વાસ, જ્વર તથા તરસ ઉત્પન્ન થાય છે, ઘાંટો બેસી જાય છે અને ક્ષતથી ઉત્પન્ન થયેલા ઉધરસના વેગથી તે કબૂતરની પેઠે ઘૂઘવે છે. ૯-૧૧

टीका-' कण्ठेने 'त्युपलक्षणे तृतीया, एवमुरसेति ॥

क्षयजकासस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### ક્ષયથી થતી ઉધરસની નિદાન-પૂર્વક સંપ્રાપ્તિ

विषमासात्म्यभोज्यातिव्यवायाद्वेगनिग्रहात् ।
घृणिनां शोचतां नृणां व्यापन्नेऽग्नौ त्रयो मलाः ॥
कुपिताः क्षयजं कासं कुर्युर्देहक्षयप्रदम् ॥ १२ ॥

अन्वयः-विषम-असात्म्य-भोज्य-अति-व्यवायात् वेगनिग्रहात् घृणिनां शोचतां नृणाम् अग्नौ व्यापन्ने (सति) कुपिताः त्रयः मलाः देहक्षयप्रदं कासं कुर्युः ॥

અનિયમિત કે અપચામાં ખાવારૂપ વિષમ ભોજન કરવાથી, અહિતકારી ભોજનો કરવાથી, અત્યંત મૈથુન કરવાથી, મૂત્ર આદિના વેગોને રોકવાથી, સૂગ કરતા લોકોનો કે શોક કરતા માણસોનો જઠરાગ્નિ બગડી જતાં કોપેલા ત્રણે દોષો શરીરનો નાશ કરી નાખે-એવી ક્ષયસંબંધી ઉધરસને ઉત્પન્ન કરે છે. ૧૨

क्षयजकासलक्षणमाह-

### ક્ષયથી થયેલી ઉધરસનું લક્ષણ

सगात्रशूलज्वरमोहदाह,-प्राणक्षयञ्चोपलभेत्स कासी । शुष्कं विनिष्ठीवति निर्बलस्तु, प्रक्षीणमांसो रुधिरं सपूयम् ॥ तं सर्वलिङ्गं भृशदुश्चिकित्स्यं, चिकित्सितज्ञाः क्षयजं वदन्ति ॥ १३ ॥

अन्वयः-सः कासी सगात्र-शूल-ज्वर-मोह-दाह-प्राणक्षय च उपलभेत्, शुष्कं विनिष्ठीवति, निर्बलः प्रक्षीणमांसः तु (सन्) सपूयं रुधिरं विनिष्ठीवति । चिकित्सितज्ञाः सर्वलिङ्गं तं क्षयजं भृशदुश्चिकित्स्यं वदन्ति ॥

જેને ક્ષયથી ઉધરસ થઈ હોય તે માણસને શરીરમાં શૂળ, તાવ, મોહ તથા દાહ થાય છે, ઇંદ્રિયોની ક્ષીણતા થાય છે, તે સૂકું થૂંકે છે અને તેનું બળ તથા માંસ ક્ષીણ થતાં પરુવાળું લોહી પણ તે થૂંકે છે. વૈદ્યોએ સઘળા દોષોના ચિહ્નવાળી ક્ષયજન્ય ઉધરસની ચિકિત્સા કરવી અત્યંત મુશ્કેલ કહે છે. ૧૩

कासस्यासाध्ययाप्यत्वमाह-

### કઈ ઉધરસ સાધ્ય, અસાધ્ય તથા યાપ્ય હોય?

इत्येष क्षयजः कासः क्षीणानां देहनाशनः ।
साध्यो बलवतां वा स्याद्याप्यस्त्वेवं क्षतोत्थितः १४

अन्वयः-इति एषः क्षयजः वा क्षत-उत्थितः कासः क्षीणाना देहनाशनः, बलवतां तु साध्यः वा एवं याप्यः स्यात् ॥

એ રીતની, એ ક્ષતથી અથવા ક્ષયથી થયેલી ઉધરસ જો ક્ષીણ થયેલા માણસોની હોય તો દેહનો નાશ કરનારી-અસાધ્ય થાય છે, પણ તે બળવાન માણસની હોય તો સાધ્ય કે યાપ્ય થાય છે. ૧૪

टीका-एव क्षतोत्थितः क्षीणानामसाध्यः । बलवतां साध्यो याप्यो वा स्यात् ॥ (આનો અર્થ ઉપર છે.)

नवौ कदाचित् सिध्येतामपि पादगुणान्वितौ ।
स्थविराणां जराकासः सर्वो याप्यः प्रकीर्त्तितः॥१५

अन्वयः-पादगुणान्वितौ नवौ (तौ कासौ) कदाचित् सिद्ध्येताम् अपि, स्थविराणा जराकासः सर्वः याप्यः प्रकीर्तितः॥

જો વૈદ્ય સારો હોય, ઔષધ સારાં હોય, પરિચારક સારા હોય, રોગી પણ ધીરજ આદિ ગુણોથી યુક્ત હોય; તેમ જ એ ક્ષતથી કે ક્ષયથી થયેલી ઉધરસ જો નવી-થોડા કાળની હોય તો તે ક્ષીણ થયેલા માણસની હોય છતાં કદાચ સાધ્ય પણ થાય છે. ઘરડાં માણસોની 'જરાકાસ' કહેવાતી ઉધરસ, પાંચ પ્રકારોમાં ગમે તે પ્રકારની હોય તો પણ તે બધીને યાપ્ય જ કહી છે. ૧૫

टीका-सिध्येतां क्षतजक्षयजौ, सद्वैद्य-सद्भेषज-सत्परिचारकयुक्तस्य सदातुरस्य जातौ । स्थविराणां जराकासः=वृद्धानां यः कासो भवति स जराकाससंज्ञः, स सर्व एव वातजादिरपि याप्यः ॥ (આનો અર્થ ઉપર છે.)

### પહેલી ત્રણ ઉધરસ સાધ્ય અને બીજી યાપ્ય

त्रीन् पूर्वान् साधयेत् साध्यान् पथ्यैर्याप्यांस्तु यापयेत् ॥ १६ ॥

अन्वयः-पूर्वान् त्रीन् साध्यान् साधयेत्, याप्यान् तु पथ्यैः यापयेत् ॥

વાયુથી, કફથી અને પિત્તથી થયેલ-એ ત્રણ પ્રકારની ઉધરસોને સાધ્ય જાણી ચિકિત્સાથી મટાડવી, પણ એ સિવાયની બીજી જે યાપ્ય

नागरेण च पिप्पल्या क्वथितं सलिलं पिबेत् ॥
शर्करामधुसंयुक्तं पित्तकासहरं परम् ॥ २४ ॥

अन्वयः-कण्टकारीयुग-द्राक्षा-वासा-कर्चूर-वालकैः नागरेण च पिप्पल्या क्वथितं सलिलं शर्करा-मधु-संयुक्तं पिबेत्, (तत्) परं पित्तकासहरं (भवति) ॥

ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, દ્રાક્ષ, અરડૂસી, કચૂરો, વાળો, સૂંઠ અને પીપરનો ક્વાથ સાકર તથા મધ સાથે પીવો; તે પિત્તસંબંધી ઉધરસને અત્યંત મટાડે છે. ૨૪

अथ कफकासस्य चिकित्सामाह-

### કફસંબંધી ઉધરસની ચિકિત્સા :

#### પિપ્પલ્યાદિ ક્વાથ

पिप्पली कट्फलं शुण्ठी शृङ्गी भार्गी तथोषणम्।
कारवी कण्टकारी च सिन्दुवारो यवानिका ॥२५
चित्रको वासकश्चैषां कषायं विधिवत् कृतम्।
कफकासविनाशाय पिबेत् कृष्णारजोयुतम् ॥२६॥

अन्वयः-पिप्पली कट्फल शुण्ठी शृङ्गी भार्गी तथा ऊषण कारवी कण्टकारी च सिन्दुवारः यवानिका चित्रकः च वासकः-एषां विधिवत् कृतं कषायं कृष्णारजोयुत कफकास-विनाशाय पिबेत् ॥

પીપર, કાયફળ, સૂંઠ, કાકડાશીંગી, ભારંગી, મરી, કલૌંજી જીરું, ભોરીંગણી, નગોડ, યવાન, ચિત્રક અને અરડૂસો-એટલાંનો વિધિપૂર્વક કરેલો ક્વાથ, પીપરના ચૂર્ણ સાથે કફસંબંધી ઉધરસનો નાશ કરવા પીવો.

अथ क्षतकासस्य चिकित्सामाह-

### ક્ષતથી થયેલી ઉધરસની ચિકિત્સા :

#### ઇક્ષ્વાદિ ચાટણ

इक्ष्विक्षुवालिकापद्ममृणालोत्पलचन्दनम्।
मधुकं पिप्पली द्राक्षा लाक्षा शृङ्गी शतावरी ॥२७
द्विगुणा च तुगाक्षीरी सिता सर्वचतुर्गुणा।
लिह्यात्तन्मधुसर्पिर्भ्यां क्षतकासनिवृत्तये ॥ २८ ॥

अन्वयः-इक्षु-इक्षुवालिका-पद्म-मृणाल-उत्पल-चन्दनं मधुकं पिप्पली द्राक्षा लाक्षा शतावरी द्विगुणा तुगाक्षीरी च सर्वचतुर्गुणा सिता-तत् क्षतकासनिवृत्तये मधुसर्पिर्भ्यां लिह्यात् ॥

શેરડી, ઇક્ષુવાલિકા નામની એક જાતની શેરડી, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, કમળ, સુખડ, જેઠીમધ, પીપર, દ્રાક્ષ, લાખ, કાકડાશિંગી, શતાવરી, શેરડીથી બમણું વંશલોચન અને એ સહુથી ચોગણી સાકર-એટલાંનું ચૂર્ણ કરી ક્ષતથી થયેલી ઉધરસ મટાડવા મધ અને ઘીની સાથે ચાટવું. ૨૭,૨૮

टीका-इक्षुवालिका=इक्षुभेदः, 'चन्द्र' इति लोके; पद्म=पद्मकाष्ठ, मृणालं=बिसम्, उत्पल=कमलं, चन्दनमत्र धवलं चूर्णत्वात्। शृङ्गी=कर्कटशृङ्गी, तुगाक्षीरी=वंशलोचना, सा चेक्षोर्द्विगुणा ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ क्षयजकासचिकित्सामाह-

### ક્ષયસંબંધી ઉધરસની ચિકિત્સા :

#### આસુંદરાના ચૂર્ણનું ચાટણ

चूर्णं काकुभमिष्टं, वासकरसभावितं बहून् वारान्।
मधुघृतसितोपलाभि,-र्लेह्यं क्षयकासरक्तहरम् ॥२९

अन्वयः-काकुभम् इष्टं चूर्णम् बहून् वारान् वासकरसभावितं (कृत्वा) मधु-घृत-सितोपलाभिः (सह) लेह्य, (तत्) क्षयकासरक्तहरम् (अस्ति) ॥

આસુંદરાનું સુંદર ચૂર્ણ કરી તેને અનેક વાર અરડૂસાના રસની ભાવનાઓ આપી મધ, ઘી અને સાકરની સાથે ચાટવું; તે ક્ષયસંબંધી ઉધરસ અને લોહી પડવું મટાડનાર છે. ૨૯

टीका-काकुभ चूर्णं=ककुभचूर्णम् ॥

अथ कासस्य सामान्यचिकित्सामाह-

### ઉધરસની સામાન્ય ચિકિત્સા :

#### મનશીલ આદિનું ધૂમપાન

ताप्यमानस्य कासेन नासास्रावे स्वरे जडे।
क्षवथौ गन्धनाशे च धूमपानं प्रयोजयेत् ॥ ३० ॥
मनःशिलाऽलमरिचमांसीमुस्तेङ्गुदैः पिबेत्।
धूमं त्र्यहञ्च तस्यानु पयश्च सगुडं पिबेत् ॥३१॥
एष कासान् पृथग् द्वन्द्वसर्वदोषसमुद्भवान्।
शतैरपि प्रयोगाणामसाध्यान् साधयेद् ध्रुवम् ॥३२

अन्वयः-कासेन ताप्यमानस्य नासास्रावे, स्वरे जडे क्षवथौ च गन्धनाशे धूमपानं प्रयोजयेत्, मनःशिला-आल-मरिच-मांसी-मुस्ता इङ्गुदैः त्र्यहं च धूमं पिबेद, तस्य च अनु सगुडं पयः पिबेत्। एषः (धूमपान-प्रयोगः) पृथग्-द्वन्द्व-सर्वदोष-समुद्भवान् प्रयोगाणां शतैः अपि असाध्यान् कासान् ध्रुवं साधयेत् ॥

ઉધરસથી પરિતાપ પામતા માણસનું નાક ઝરવા લાગ્યું હોય, સાદ બેસી ગયો હોય, છીંકો આવતી હોય અને ગંધ લેવાની શક્તિનો પણ નાશ થયો હોય ત્યારે આ ધુમાડો પીવો : મનશીલ, હરતાલ, મરી,-

જટામાંસી, ગોથ અને ઇંગોળિયાનું ચૂર્ણ કરી તેની બીડી બનાવી ત્રણ દિવસ સુધી તેનો ધુમાડો પીવો અને તેની ઉપર ગોળવાળું દૂધ પીવું. આ ધૂમપાનનો પ્રયોગ એક એક દોષથી, બબ્બે દોષોથી અથવા સઘળા દોષોથી ઉત્પન્ન થયેલી અને સેંકડો પ્રયોગોથી પણ મટે નહિ એવી ઉધરસને પણ અવશ્ય મટાડે છે.

टीका-आरुन्दरिताम् ॥ (આનો અર્થ ઉપર છે.)

મનશીલ ચોપડેલ બોરડીના પાનનુ ધૂમપાન

बदरीदलमालिप्तं शिलयाऽऽतपशोषितम्।
तद्धूमपानं सक्षीरं महाकासनिवारणम् ॥ ३३ ॥

अन्वय:-बदरीदलं शिलया आलिप्तम् आतपशोषितं (कृत्वा) तद्धूमपानं सक्षीरं महाकासनिवारणम् (भवति) ॥

બોરડીનાં પાંદડાંને ચોપાસ મનશીલ ચોપડી તડકામાં સુકાવી તેનો ધુમાડો પીવો અને ઉપર દૂધ પીવું. તે ભારે ઉધરસને પણ મટાડે છે. ૩૩

પીપર યુક્ત ભોરીંગણીનો ક્વાથ અથવા ભોરીંગણી અને પીપરનું ચૂર્ણ

कण्टकारीकृतः क्वाथः सकृष्णः सर्वकासहा।
कण्टकार्याः कणायाश्च चूर्णं समधु कासहृत् ॥३४॥

अन्वय:-कण्टकारीकृतः क्वाथः सकृष्णः (पीतः चेत्) सर्वकासहा (भवति)। कण्टकार्याः च कणायाः चूर्णं समधु कासहृत् (भवति) ॥

ભોરીંગણીનો ક્વાથ કરી પીપર સાથે પીધો હોય તો તે સઘળા પ્રકારની ઉધરસને મટાડે છે. ભોરીંગણી અને પીપરનુ ચૂર્ણ મધ સાથે ચાટયું હોય તો તે ઉધરસને મટાડે છે.

સમશર્કર લવંગાદિ ચૂર્ણ કે ગોળી

लवङ्गजातीफलपिप्पलीनां, भागान् प्रकल्प्याक्षसमानमीषाम्। पलार्द्धमानं मरिचं प्रदेयं, पलानि चत्वारि महौषधस्य ॥ ३५ ॥

सिता समस्तेन समाऽत्र चूर्णे, रोगानिमानाशु बलाद्विहन्ति। कासज्वरारोचकमेहगुल्म,-श्वासाग्निमान्द्यग्रहणीविकारान् ॥ ३६ ॥

अन्वय:-लवङ्ग-जातीफल-पिप्पलीनाम् अक्षसमान् भागान् प्रकल्प्य मरिचं पलार्धमानं प्रदेयं, महौषधस्य चत्वारि पलानि, अथ समस्तेन समा सिता, अमीषां चूर्णं (वा वटिका) कास-ज्वर-अरोचक-मेह-गुल्म-श्वास-अग्निमान्द्य-ग्रहणी-विकारान्, इमान् रोगान् बलात् आशु निहन्ति ॥

એક તોલો લવિંગ, એક તોલો જાયફળ, એક તોલો પીપર, બે તોલા મરી, સોળ તોલા સૂંઠ અને એ સઘળાના જેટલી સાકર લઈ તેનું ચૂર્ણ અથવા ગોળીઓ કરી ખાવાથી ઉધરસ, તાવ, અરુચિ, પ્રમેહ, ગોળો, શ્વાસ, અગ્નિની મંદતા અને ગ્રહણીના વિકારો એટલા રોગોને તે બળાત્કારે તરત મટાડે છે. ૩૫,૩૬

કુનટી-મનશીલ આદિનું ચૂર્ણ

कुनटी सैन्धवं व्योषं विडङ्गामयहिङ्गुभिः।
लेहः साज्यमधुः कासश्वासहिक्कानिवारणः ॥३७॥

अन्वय:-कुनटी सैन्धवं व्योषं विडङ्ग-आमय-हिङ्गुभिः साज्यमधुः लेहः कास-श्वास-हिक्का-निवारणः (अस्ति) ॥

(શુદ્ધ) મનશીલ, સિંધવ, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, કઠ અને હિંગનું ચૂર્ણ ઘી તથા મધ સાથે ચાટવું. એ ઉધરસ, શ્વાસ તથા હેડકીને મટાડે છે. ૩૭

હરીતકી આદિનુ ચૂર્ણ

हरीतकी कणा शुण्ठी मरिचं गुडसंयुतम्।
कासश्लेष्मापहं प्रोक्तं परं वह्नेः प्रदीपनम् ॥३८॥

अन्वय:-हरीतकी कणा शुण्ठी मरिचं गुडसंयुतं (भक्षितं चेत्) कास-श्लेष्म-अपहं (तथा) वह्नेः परं प्रदीपनं प्रोक्तम् ॥

હરડે, પીપર, સૂંઠ અને મરીનુ ચૂર્ણ ગોળ સાથે ખાધું હોય તો તે ઉધરસ તથા કફને મટાડનાર અને અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરનાર કહેલ છે. ૩૮

મરી આદિનુ ચાટણ

कर्षः कर्षार्धपलं, पलद्वयं स्यात्ततोऽर्द्धकर्षं च।
मरिचस्य पिप्पलीनां, दाडिमगुडयावशूकानाम् ॥३९
सर्वौषधिभिरसाध्याः कासा ये वैद्यनिर्मुक्ताः।
अपि पूयं छर्दयतां तेषामिदमौषधं परमम् ॥ ४० ॥

अन्वय:-मरिचस्य पिप्पलीनां दाडिम-गुड-यावशूकानां (क्रमशः) कर्षः कर्षार्ध-पल पलद्वयं ततः च अर्धकर्षं स्यात्, सर्व-औषधिभिः असाध्याः वैद्यविनिर्मुक्ताः ये कासाः तेषां (तथा) पूयं छर्दयताम् अपि इदं परमम् औषधम् (अस्ति) ॥

એક તોલો મરી, બે તોલા પીપર, ચાર તોલા દાડિમ, આઠ તોલા ગોળ અને અ-

તોલો જવખાર હોય; (એ પ્રકારનુ આ ચાટણુ ચાટવું તે) સઘળી ઔષધિઓથી નહિ મટેલી અને વૈદ્યોએ છોડી દીધેલી ઉધરસો તેમ જ જેમાં પરુની ઊલટી થતી હોય એવી ઉધરસો માટે પણ આ શ્રેષ્ઠ ઔષધ છે. ૩૯,૪૦

टीका–कर्षाशोऽत्र कर्षद्वयम् ॥

મરીચાદિ×–ગુટિકા

मरिचं कर्षमात्रं स्यात्पिप्पली कर्षसम्मिता ।
अर्द्धकर्षो यवक्षारः कर्षयुगमश्च दाडिमम् ॥ ४१ ॥
एतच्चूर्णीकृतं युञ्ज्यादष्टकर्षगुडेन हि ।
शाणप्रमाणां गुटिकां कृत्वा वक्त्रे विधारयेत् ।
अस्याः प्रभावात् सर्वेऽपि कासा यान्त्येव संक्षयम् ॥

अन्वयः–मरिचं कर्षमात्रं, पिप्पली कर्षमिता, यवक्षारः अर्धकर्षः, दाडिमं च कर्षयुग्मं स्यात्, एतत् चूर्णीकृतम् अष्टकर्षगुडेन हि युञ्ज्यात्, शाणप्रमाणां गुटिकां कृत्वा वक्त्रे विधारयेत्, अस्याः प्रभावात् सर्वे अपि कासाः संक्षयं यान्ति एव ॥

મરી એક તોલો, પીપર એક તોલો, જવખાર અર્ધો તોલો અને દાડિમના ફળની છાલ બે તોલા લઈ તેઓનું ચૂર્ણ કરી આઠ તોલા ગોળ સાથે મિશ્ર કરી ચોવીસ ચણોઠી ભારની ગોળી બનાવી તેને મોઢામાં રાખવી. એના પ્રભાવથી સઘળી ઉધરસો અવશ્ય નાશ પામે છે. ૪૧,૪૨

टीका–दाडिमफलत्वक् ग्राह्या ।

ભૃગુ–હરીતકી÷–અવલેહ

समूलवल्कच्छदकण्टकार्या,–स्तुलां ततो द्रोणमितं जलञ्च । हरीतकीनां शतमेकपात्रे, विपाच्य कुर्याच्चरणाम्बुशेषम् ॥ ४३ ॥

तस्मिन् कषाये तनुवस्त्रपूते, हरीतकीभिः सहितां गुडस्य । तुलां विनिक्षिप्य पचेत्सुपक्व,–मेतत्समुत्तार्य सुशीतलञ्च ॥ ४४ ॥

पलं पलञ्चापि कटुत्रयञ्च, तथा चतुर्जात-पलं विचूर्ण्य । पलानि षट् पुष्परसस्य चापि, विनिक्षिपेत्तत्र विमिश्रयेच्च ॥ ४५ ॥

प्रयुज्यमानो विधिनैव लेहो, यथाबलञ्चापि यथानलञ्च । वातात्मकं पित्तकृतं कफोत्थं, द्विदोषजातानपि च त्रिदोषम् ॥ ४६ ॥

क्षतोद्भवञ्च क्षयजञ्च कासं, श्वासञ्च हन्यात्सह पीनसेन । यक्ष्माणमेकादशरूपमुग्रं, हरीतकीयं भृगुणोपदिष्टा ॥ ४७ ॥

अन्वयः–समूल–वल्क–च्छद–कण्टकार्याः तुलां, ततः द्रोणमितं जलं, च हरीतकीनां शतम्, एकपात्रे विपाच्य चरणाम्बुशेषं कुर्यात् (ततः) तनुवस्त्रपूते कषाये हरीतकीभिः सहितां गुडस्य तुलां विनिक्षिप्य पचेत्, सुपक्वम् एतत् समुत्तार्य सुशीतलं च (कृत्वा तत्र) पलं पलं च कटुत्रयं तथा चतुर्जातपलम् अपि विचूर्ण्य (प्रक्षिप्य च) तत्र पुष्परसस्य षट् पलानि अपि विनिक्षिपेत् च विमिश्रयेत्, एषः लेहः यथाबलं च यथानलं च विधिना अपि प्रयुज्यमानः (सन्) वातात्मकं पित्तकृतं कफोत्थं द्विदोषजातान् अपि च त्रिदोषं क्षतोद्भवं च क्षयजं च कासं च श्वासं पीनसेन सह एकादशरूपम् उग्रं यक्ष्माणं हन्यात्, इयं हरीतकी भृगुणा उपदिष्टा ॥

મૂળ, છાલ તથા પાંદડાં સહિત ચારસો તોલા ભોરીંગણી અને સો હરડેનો એક વાસણમાં એક હજાર ચોવીશ તોલા પાણીની અંદર કવાથ કરવો. બળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ઝીણા લૂગડાથી ગાળી લઈ તેમાં પેલી પકાવેલી સો હરડે અને ચારસો તોલા ગોળ નાખી તેનો પાક કરવો. અગ્નિથી સારી પેઠે પાકી જાય ત્યારે તેને નીચે ઉતારી શીતલ થવા દઈ તેમાં ચાર ચાર તોલા સૂંઠ, મરી, પીપર, એલચી, તજ, તમાલપત્ર અને નાગકેસર; તેમજ ચોવીશ તોલા મધ નાખી સઘળું મિશ્ર કરવું. આ અવલેહનો શરીરના બળને તથા અગ્નિને અનુસરીને વિધિપૂર્વક ઉપયોગ કરવાથી વાયુની, પિત્તની, કફની, બે દોષની, ત્રણે દોષની, ક્ષતસંબંધી તથા ક્ષયસંબંધી ઉધરસ, શ્વાસ, સળેખમ અને અગિયાર રૂપવાળા ઉગ્ર ક્ષયરોગનો તે નાશ કરે છે. આ હરડેનો ભૃગુમુનિએ ઉપદેશ કરેલો છે, તેથી આ 'ભૃગુ–હરીતકી' એ નામે કહેવાય છે.

टीका–पुष्परसः=मधु ।

× मरीचम् आदि येषां तानि–मरीचादीनि, तेषां गुटिका–જેમાં મરી પહેલાં મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાંની ગોળીઓ–મરીચાદિગુટિકા કહેવાય છે.

÷ हरीतक्याः अवलेहः–हरीतकी–अवलेहः, भृगुणा उपदिष्टः हरीतकी–अवलेहः–ભૃગુ ઋષિએ ઉપદેશેલું હરડેનુ ચાટણ ભૃગુહરીતકી અવલેહ કહેવાય છે.

### કંટકાર્યવલેહ+

कण्टकारीतुलां नीरद्रोणे पक्त्वा कषायकम् ।
पादशेषं गृहीत्वा च तत्र चूर्णानि दापयेत् ॥४८॥
पृथक् पलांशान्येतानि गुडूची चव्यचित्रकौ ।
मुस्तं कर्कटशृङ्गी च त्र्यूषणं धन्वयासकः ॥ ४९ ॥
भार्गी रास्ना शटी चैव शर्करा पलविंशतिः ।
प्रत्येकं च पलान्यष्टौ प्रदद्याद् घृततैलयोः ॥५०॥
पक्त्वा लेहत्वमानीय शीते मधु पलाष्टकम् ।
चतुर्भागं तुगाक्षीर्याः पिप्पल्याश्च चतुःपलम् ॥५१॥
क्षिप्त्वा निदध्यात्सुदृढे मृण्मये भाजने शुभे ।
लेहोऽयं हन्ति हिक्कार्त्तिकासश्वासानशेषतः ॥५२॥

अन्वयः-कण्टकारीतुलां नीरद्रोणे कषायकं पक्त्वा पादशेषं च गृहीत्वा तत्र गुडूची चव्य-चित्रकौ मुस्तं च कर्कटशृङ्गी त्र्यूषणं धन्वयासकः भार्गी रास्ना च शटी पृथक् पलांशानि एतानि चूर्णानि दापयेत्, शर्करा पलविंशतिः ( देया ), घृत-तैलयोः च प्रत्येकम् अष्टौ पलानि प्रदद्यात्, पक्त्वा लेहत्वम् आनीय शीते ( तत्र ) पलाष्टकं मधु, तुगाक्षीर्याः चतुर्भागं च पिप्पल्याः चतुःपलं क्षिप्त्वा मृण्मये शुभे सुदृढे भाजने निदध्यात् । अयं लेहः हिक्कार्त्तिकासश्वासान् अशेषतः हन्ति ॥

ચારસો તોલા ભોરીંગણીનો એક હજાર ચોવીશ તોલા પાણીમાં કવાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી લઈ તે કવાથમાં ચૂર્ણરૂપે ચાર ચાર તોલા ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાશિંગી, સૂંઠ, મરી, પીપર, ધમાસો, ભારંગી, રાસ્ના અને કચૂરો નાખી એંશી તોલા સાકર, બત્રીશ તોલા ઘી અને બત્રીશ તોલા તેલ પણ નાખવું; પછી તેને પકાવી શીરો કરીને તે ઠંડો થાય ત્યારે તેમાં બત્રીશ તોલા મધ, આઠ તોલા વંશલોચન અને સોળ તોલા પીપર નાખી તે અવલેહને માટીના સારા મજબૂત વાસણમાં રાખવો. આ અવલેહ હેડકીની પીડા, ઉધરસ અને શ્વાસનો સંપૂર્ણ રીતે નાશ કરે છે. ૪૮-૫૨

इति कासाधिकारः ।

**ઉધરસનો અધિકાર સમાપ્ત**

+ कण्टकारीप्रधानः अवलेहः-જેમાં ભોરીંગણી મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાંનું પાકરૂપે કરેલું ચાટણ-કંટકાર્યવલેહ કહેવાય છે.



## अथ हिक्काधिकारः ।+

## ૧૩ : હેડકીનો અધિકાર

तत्र हिक्काया विप्रकृष्टं निदानमाह-

### હેડકીનાં દૂરનાં નિદાનો

विदाहिगुरुविष्टम्भिरूक्षाभिष्यन्दिभोजनैः ।
शीतपानाशनस्नानरजोधूमात्तथानिलैः ॥ १ ॥
व्यायामकर्मभाराध्ववेगाघातापतर्पणैः ।
हिक्का श्वासश्च कासश्च नृणां समुपजायते ॥

अन्वयः-विदाहि-गुरु-विष्टम्भि-रूक्ष-अभिष्यन्दि-भोजनैः, शीत-पान-अशन-स्नान-रजो-धूमात्, अनिलैः तथा व्यायामकर्म-भार-अध्व-वेगाघात-अपतर्पणैः नृणां हिक्का च श्वासः च कासः समुपजायते ॥

દાહ કરનારાં, ભારે, મળબંધ કરનારાં, રૂક્ષ તથા રસવાહી નાડીઓને રોકનારાં ભોજનો કરવાથી, ટાઢાં પાન કરવાથી, શીતલ જમવાથી, શીતલ જલમાં સ્નાન કરવાથી, રજથી, ધુમાડાથી, પવનથી, બહુ કસરતવાળાં કામો કરવાથી, ભાર ઉપાડવાથી, પંથ કરવાથી, વિષ્ઠા આદિના વેગોને રોકવાથી અને ઉપવાસ વગેરે તૃપ્તિના વિઘાતકોથી માણસોને હેડકી, શ્વાસ અને ઉધરસ થાય છે. ૧,૨

टीका-अपतर्पण=अनशनादि ॥

+ हिनस्ति प्राणान् इति हिक्का-पृषोदरादित्वात् सिद्ध्यति, यद्वा हिक् इति कायति-शब्दायते इति हिक्का । हिक् इति अनुकरणरूप-अव्ययपूर्वकात् कै शब्दे इत्यस्मात् 'अन्यत्रापि दृश्यते' इति डः, टाप्, यद्वा हिक्कनं हिक्का-'गुरोश्च हलः' इति अः, यद्वा हिक्कयते-हिक् इति अव्यक्त-शब्दं कारयति मुहुर्मुहुः सोदानः प्राणः प्रदुष्टः ऊर्ध्वगामी भवन् मुखात् इति हिक्का-पचाद्यच्-टाप्-જે પ્રાણનો નાશ કરે છે અથવા હિક્ એવો અસ્પષ્ટ અવાજ મોઢેથી કરાવે છે અથવા 'હિક્ હિક્' એવા અવાજરૂપે જે હોય અથવા ઉદાનવાયુ સાથે મળેલો પ્રાણવાયુ ઊંચે ગતિ કરી મોઢેથી વારંવાર 'હિક્ હિક્' એવો જે અવાજ કરાવે છે, તે દુષ્ટ બનેલો પ્રાણવાયુરૂપ જે રોગ તે હિક્કા કહેવાય છે. આ હિક્કાનું નિદાન પણ ઉપર કહેલ કાસ-ઉધરસના નિદાન તુલ્ય જ હોય છે-એટલે કે ઉધરસનું તથા હેડકીનું નિદાન એકસરખું જ હોય છે, તેથી જ એ ઉધરસના અધિકાર સાથે સંકળાયેલો આ હેડકીનો અધિકાર અહીં તેના પછી લાગલો જ શરૂ કરાય છે.

हिक्काया सम्प्राप्तिं भेदांश्चाह-

### હેડકીની સંપ્રાપ્તિ તથા સંખ્યા

**वायुः कफेनानुगतः पञ्च हिक्काः करोति हि ।**
**अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा ॥३॥**

अन्वयः-कफेन अनुगतः प्राणः अन्नजां यमलां क्षुद्रां गम्भीरां तथा महतीं पञ्च हिक्काः हि करोति ॥

કફથી અનુસરાયેલો વાયુ અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી-એમ પાંચ પ્રકારની હેડકીને ઉત્પન્ન કરે છે. ૩

टीका-हिक्कायाः सामान्यलक्षणमाह-

### હેડકીનું સામાન્ય લક્ષણ

**मुहुर्मुहुर्वायुरुदेति सस्वनो, यकृत्प्लिहान्त्राणि मुखादिवाऽऽक्षिपन् । स दोषवानाशु हिनस्त्यसून् यत,-स्ततस्तु हिक्केत्यभिधीयते बुधैः ॥ ४॥**

अन्वय-सस्वनः यकृत्-प्लिह-अन्त्राणि मुखात् आक्षिपन् इव वायुः मुहुर् मुहुर् उदेति, स दोषवान् (वायु) यतः प्राणान् आशु हिनस्ति, ततः बुधैः 'हिक्का' इति अभिधीयते ॥

(હિક્ હિક્) એવા અવાજ કરતો અને જાણે જમણાં પડખાની ગાંઠ-લીવર-બરલને તથા આંતરડાંઓને મોઢામાં લાવી તેમાંથી જાણે બહાર કાઢતો હોય એવો ઉદ્દાન સહિત પ્રાણવાયુ જે ઊંચે ચાલે છે અને કફરૂપી દોષથી અનુસરાયેલો થઈ જે કારણે પ્રાણીના જીવનનો તરત નાશ કરે છે, તેથી (એ દુષ્ટ પ્રાણવાયુ જ) 'હિક્કા' (હેડકી) કહેવાય છે. ('હિક હિક્' એવો શબ્દ કરે છે, તેથી પણ પંડિતો તેને 'હિક્કા' કહે છે.) ૪

टीका-वायुरत्र सोदानप्राणो बोद्धव्यः । उदेति=ऊर्ध्वं याति, सस्वनः='हिक्' इति शब्दवान् । ऊर्ध्वगमनं विशिनष्टि-यकृदित्यादि । 'प्लिह' इति शब्दोऽप्यस्ति, दीर्घत्वविकल्पात् । मुखादिति ल्यब्लोपे पञ्चमी, तेन यकृत्प्लीहान्त्राणि मुखमानीय, अक्षिपन्=निःसारयन्निवेत्यर्थः । स=वायुः दोषवान्-दोषोऽत्र=कफः, तद्वान् । 'वायुः कफेनानुगतः' इति सम्प्राप्तिः । हिनस्तीति हिक्का । पृषोदरादित्वाद्रूपसिद्धिः । हिगिति शब्दं करोतीति ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે )

हिक्कायाः पूर्वरूपमाह-

### હેડકીનું પૂર્વરૂપ

**कण्ठोरसोर्गुरुत्वञ्च वदनस्य कषायता।**
**हिक्कानां पूर्वरूपाणि कुक्षेराटोप एव च ॥५॥**

अन्वय.-कण्ठ-उरसोः गुरुत्वं, च (वातात्) वदनस्य कषायता, च कुक्षेः आटोपः एव-(एतानि) हिक्कानां पूर्वरूपाणि (भवन्ति) ॥

ગળાનું તથા છાતીનું ભારેપણું, વાયુને લીધે મોઢાની તૂરાશ અને પેટનું ચડવુ-એટલાં હેડકીનાં પૂર્વરૂપો થાય છે એટલે હેડકી થવાની હોય ત્યારે પ્રથમ એટલાં લક્ષણો થાય છે. ૫

टीका-वदनस्य कषायता वातात् ।

टीक-अन्नजालक्षणमाह-

### અન્નજા હેડકીનું લક્ષણ

**पानान्नैरतिसंयुक्तैः सहसा पीडितोऽनिलः ।**
**हिक्कयेदूर्ध्वगो भूत्वा तां विद्यादन्नजां भिषक् ॥६॥**

अन्वय-अतिसंयुक्तैः पान-अन्नैः सहसा पीडितः (प्राणः) अनिलः ऊर्ध्वगः भूत्वा हिक्कयेत्, तां भिषक् अन्नजां विद्यात् ॥

અત્યંત ઉપયોગ કરેલ અન્નપાનોથી એકદમ દબાયેલો પ્રાણવાયુ, ઊંચે ગતિ કરી 'હિક્ હિક્' એવો અવાજ કરાવે છે, તેને વૈદ્યે 'અન્નજા×' હેડકી જાણવી. ૬

टीका-अनिलः=प्राणो वायुः ॥

यमलालिङ्गमाह-

### યમલા હેડકીનું લક્ષણ

**चिरेण यमलैर्वेगैर्या हिक्का सम्प्रवर्त्तते ।**
**कम्पयन्ती शिरो ग्रीवां यमलां तां विनिर्दिशेत् ॥**

अन्वय-या हिक्का चिरेण यमलैः वेगैः शिरः ग्रीवां (च) कम्पयन्ती सम्प्रवर्तते, तां यमलां विनिर्दिशेत् ॥

જે હેડકી ઘણી વારે જોડકારૂપ થયેલા વેગથી ચાલુ રહે છે અને માથાને તથા ડોકને કંપાવતી હોય છે, તેને 'યમલા+' હેડકી જાણવી.

टीका-क्षुद्रालिङ्गमाह-

### ક્ષુદ્રા હેડકીનું લક્ષણ

**विकृष्टकालैर्या वेगैर्मन्दैः समभिवर्तते ।**
**क्षुद्रिका नाम सा हिक्का जत्रुमूलं प्रधावति ॥८॥**

× अतिसंयुक्तैः पानान्नैः जाता-अन्नजा, टाप्-ખૂબ જ પ્રમાણમાં ઉપયોગ કરેલ પાણી તથા ખોરાકથી થયેલી હેડકી 'અન્નજા' કહેવાય છે

+ यम-युग्मस्वरूपं वेगं लाति आदत्ते-ला आदाने-'आतोऽनुपसर्गे' इति क, टाप्-જોડકારૂપ વેગને જે ગ્રહણ કરે છે, જોડકે આવે છે, તે હેડકી 'યમલા' કહેવાય છે.

अन्वयः—या विकृष्टकालैः मन्दैः वेगैः समभिवर्तते, जत्रुमूलं प्रधावति, सा क्षुद्रिका नाम (कथ्यते) ॥

જે હેડકી ઘણી વારે ધીમા ધીમા વેગોથી આવ્યા કરે છે અને ડોકના કાંઠલાના મૂળ તરફ દોડે છે, તે 'ક્ષુદ્રા*' નામે હેડકી કહેવાય છે.

टीका—विकृष्टकालैः=चिरेण, जत्रुः=कक्षोरसोः सन्धिः ॥

गम्भीरालिङ्गमाह—

### ગંભીરા હેડકીનું લક્ષણ

**नाभिप्रवृत्ता या हिक्का घोरा गम्भीरनादिनी ।**
**अनेकोपद्रववती गम्भीरा नाम सा स्मृता ॥ ९ ॥**

अन्वयः—या हिक्का नाभिप्रवृत्ता घोरा गम्भीरनादिनी अनेक-उपद्रववती (भवति), सा गम्भीरा नाम स्मृता ॥

જે હેડકી નાભિથી ચાલુ થાય છે, ભયંકર હોય છે, ગંભીર ગર્જના કરે છે અને તરશ તથા તાવ આદિ ઉપદ્રવોથી યુક્ત હોય છે, તે 'ગંભીરા×' નામે કહેવાય છે. ૯

टीका—अनेकोपद्रववती=तृष्णा-ज्वरादियुक्ता ॥

महतीलिङ्गमाह—

### મહતી હેડકીનું લક્ષણ

**मर्माणि पीडयन्तीव सततं या प्रवर्तते ।**
**महाहिक्केति सा ज्ञेया सर्वगात्रप्रकम्पिनी ॥ १० ॥**

अन्वयः—या सर्वगात्रप्रकम्पिनी (सती) मर्माणि पीडयन्ती इव सततं प्रवर्तते, सा 'महाहिक्का' इति ज्ञेया ॥

જે હેડકી સઘળાં ગાત્રોને કંપાવતી હોય છે તથા મૂત્રાશય, હૃદય તથા મસ્તક આદિ મર્મસ્થળોને જાણે પીડતી હોય એ રીતે એકધારી આવ્યા કરે છે, તેને 'મહાહિક્કા' કે 'મહતી+' હેડકી જાણવી. ૧૦

टीका—मर्माणि=वस्ति-हृदय-शिरःप्रभृतीनि ॥

हिक्काया असाध्यत्वमाह—

### અસાધ્ય હેડકીનું લક્ષણ

**आकम्पते हिक्कतो यस्य देहो, दृष्टिश्चोर्ध्वं ताम्यते नित्यमेव । क्षीणोऽन्नद्विट् क्षौति यश्चातिमात्रं, तौ द्वौ चान्त्यौ वर्जयेद्धिक्कमानौ ॥ ११ ॥**

अन्वयः—हिक्कतः यस्य देहः आकम्पते, दृष्टिः च नित्यम् एव ऊर्ध्वं ताम्यति (सः अपि वर्ज्यः)—तौ द्वौ च अन्त्यौ (द्वौ) हिक्कमानौ वैद्यः वर्जयेत् ॥

હેડકી આવતાં જે માણસ આખા શરીરે જાણે ધ્રૂજી ઊઠતો હોય તથા જેની દૃષ્ટિ કાયમ જ ઊંચી ને ઊંચી રહી ગ્લાનિ પામ્યા કરતી હોય તેને વૈદ્યે છોડી દેવો; તેમ જ જે માણસ ક્ષીણ થઈ ગયો હોય, અન્ન ઉપર અરુચિવાળો હોય અને ખૂબ છીંક્યા કરતો હોય તેને પણ વૈદ્યે છોડી દેવો; તેમ જ જેને ગંભીરા હેડકી કે મહતી હેડકી થઈ હોય તેને પણ વૈદ્યે છોડી દેવો. (એમ આ ચાર હેડકી અસાધ્ય છે.) ૧૧

टीका—आकम्पते=विस्फूर्यत इव, तौ द्वाविति='आकम्पत' इत्यादिना 'नित्यमेवे' त्यन्तेनैको हिक्कमानः; 'क्षीण' इत्यादिना 'अतिमात्र'मित्यन्तेनापरः; तौ, द्वौ अन्त्यौ च गम्भीरया महत्या हिक्कया च हिक्कमानौ वर्जयेत् ॥ (આનો અર્થ ભાષાંતરમાં સમાયો છે.)

अपरञ्च,—વળી બીજું—

### આવી હેડકી-યમલા તો તરત મારે

**अतिसञ्चितदोषस्य भक्तद्वेषकृशस्य च ।**
**व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्यातिव्यवायिनः ॥**
**आयासाच्च समुत्पन्ना हिक्का हन्त्याशु जीवितम् ।**
**यमिका च प्रलापार्तिमोहतृष्णासमन्विता ॥ १३ ॥**

अन्वयः—अतिसंचितदोषस्य, भक्तद्वेषकृशस्य, व्याधिभिः क्षीणदेहस्य, वृद्धस्य च अतिव्यवायिनः हिक्का, च आयासात् समुत्पन्ना हिक्का, च प्रलाप-अर्तिमोह-तृष्णा

---

* क्षुणत्ति–संपिनष्टि इव जत्रुमूलं प्रधाव्येति क्षुद्रा–क्षुदिर् संपेषणे-'स्फायि.'-(उणा. २–१३) इति रक्,-टाप्–જે ગળાની હાંસડીના મૂળ તરફ દોડી જઈ તેને જાણે પીસી નાખતી હોય તેવું ત્યાં દબાણ કરે છે, તે હેડકી ક્ષુદ્રા કહેવાય છે.

× गम्भीरः नादः अस्ति अस्याः–अर्शआद्यच्, यद्वा गाते–गच्छति वा घोरस्वरूपमिति गम्भीरा-गाङ्-गतौ वा गम्लृ गतौ–'गम्भीरादयश्च' (उणा. ४–३५) इति निपातः, टाप्–જેનો અવાજ ગંભીર હોય છે અથવા જે ભયાનક ગણાય છે, તેથી એ હેડકી ગંભીરા નામે કહેવાય છે.

+ महत–पूज्यते–'दुर्जनं प्रथमं वन्दे' इति न्यायात् वैद्यैर्या असाध्येति मत्वा दूरतस्त्यागेनेति महती–मह पूजायाम्–'वर्तमाने पृषत्' (उणा. २–८४) इति साधुः–જેને વૈદ્યો અસાધ્ય ગણી 'દૂરથી જ દુર્જનને પહેલાં નમવું' એ કહેવત પ્રમાણે ત્યજી દઈ પ્રણામપૂર્વક પૂજે છે, તેથી 'મહતી' કહેવાતી પાંચમી હેડકી.

समन्विता यमिका आशु जीवितं हन्ति ॥

જેના દોષો અત્યંત એકઠા થયા હોય, જેને અન્ન ઉપરના દ્વેષથી દુર્બલતા પ્રાપ્ત થઈ હોય; જેનો દેહ વ્યાધિથી ક્ષીણ થઈ ગયો હોય, જેનું શરીર વૃદ્ધ હોય અને જે અત્યંત મૈથુન કરતો હોય તેની હેડકી; તેમ જ પરિશ્રમથી ઉત્પન્ન થયેલી હેડકી અને પ્રલાપ, પીડા, મોહ તથા તરસથી સંયુક્ત એ યમલા નામની હેડકી પણ તરત જિંદગીનો નાશ કરે છે. ૧૨,૧૩

तस्याः साध्यत्वमाह–

આવા માણસની એ યમલા હેડકી સાધ્ય છે

अक्षीणस्याप्यदीनस्य स्थिरधात्विन्द्रियस्य च ।
तस्य साधयितुं शक्या यमिका हन्त्यतोऽन्यथा ॥

अन्वय–अपि च अक्षीणस्य अदीनस्य स्थिरधातु-इन्द्रियस्य–तस्य यमिका (अपि) साधयितुं शक्या, अतः अन्यथा हन्ति ॥

પણ જે માણસ ક્ષીણ કે દીન થયો ન હોય અને જેની ધાતુઓ તથા ઇંદ્રિયો સ્થિર હોય એવા માણસને થયેલી યમલા હેડકી પણ સાધ્ય થાય છે; પરંતુ એથી ઊલટું ક્ષીણ, દીન અને જેની ધાતુઓ તથા ઇંદ્રિયો અસ્થિર થયાં હોય એવા માણસને થયેલી યમલા હેડકી તે માણસને મારી નાખે છે. ૧૪

हिक्कायाश्चिकित्सा–

## હેડકીની ચિકિત્સા

यत्किञ्चित्कफवातघ्नमुष्णं वातानुलोमनम् ।
भेषजं पानमन्नं वा हिक्काश्वासेषु तद्धितम् ॥१५॥
हिक्काश्वासातुरे पूर्वं तैलाक्ते स्वेद इष्यते ।
ऊर्ध्वाधःशोधनं शस्तं दुर्बले शमनं मतम् ॥ १६ ॥
प्राणावरोधतर्जन,–विस्मापनशीतवारिपरिषेकैः ।
चित्रैः कथाप्रयोगैः, शमयेद्धिक्कां मनोऽभिघातैश्च ॥
हिक्कार्तस्य पयश्छागं हितं नागरसाधितम् ।
मधुसौवर्चलोपेतं मातुलुङ्गरसं पिबेत् ॥ १८ ॥
मधुकं मधुसंयुक्तं पिप्पली शर्करान्विता ।
नागरं गुडसंयुक्तं हिक्काघ्नं नावनं त्रयम् ॥ १९ ॥
प्रवालशङ्खत्रिफलाचूर्णं मधुघृतप्लुतम् ।
पिप्पली गैरिकञ्चेति लेहो हिक्कानिवारणः ॥२०॥
नैपाल्या गोविषाणाद्वा कुष्ठात्सर्जरसस्य वा ।
धूमं कुशस्य वा कृत्वा पिबेद्धिक्कोपशान्तये ॥२१॥

अन्वयः–यत् किंचित् भेषजम् अन्न वा पान कफ वातघ्नम् उष्ण वातानुलोमन (स्यात्) तद् हिक्का–श्वासेषु हितम् (भवति)। हिक्का–श्वास–आतुरे पूर्वं तैलाक्ते स्वेदः इष्यते, ऊर्ध्व–अधः–शोधन शस्त, दुर्बले शमन मतम्। प्राण–अवरोध तर्जन-विस्मापन शीतवारि-परिषेकैः, चित्रैः कथाप्रयोगैः, च मनोऽभिघातैः हिक्कां शमयेत्। नागर-साधित छाग पय. हिक्कार्तस्य हितं (भवति)। (हिक्कार्तश्च) मधु–सौवर्चल–उपेत मातुलुङ्गरस पिबेत्। मधुसंयुक्त मधुक, शर्करा–अन्विता पिप्पली, गुडसंयुक्त नागर,–त्रय नावन हिक्काघ्न (भवति)॥ मधु–घृत प्लुत प्रवाल–शङ्ख–त्रिफलाचूर्णं पिप्पली च गैरिकम्–इति लेह. हिक्कानिवारण (भवति)। हिक्का–उपशान्तये नैपाल्याः वा गोविषाणात् वा कुष्ठात्, सर्जरसस्य वा कुशस्य धूमं कृत्वा पिबेत्॥

જે ઔષધ અથવા અન્નપાન કફ તથા વાયુનો નાશ કરનાર હોય, ઉષ્ણ હોય અને વાયુનું અનુલોમન કરનાર હોય, તે ઔષધ તથા અન્ન-પાન હેડકી ઉપર તથા શ્વાસ ઉપર હિતકારી છે. હેડકીથી કે શ્વાસથી આતુર થયેલા માણસને પ્રથમ તેલથી માલિશ કરી શેક વગેરે સ્વેદનક્રિયા કરવી અને વમન તથા વિરેચન આપવાં એ ઉત્તમ છે, પણ હેડકીથી કે શ્વાસથી આતુર થયેલો માણસ જો શરીરે દુર્બળ હોય તો તેને શમન આપવું જ સારું છે. શ્વાસ રોકીને, તિરસ્કાર કરીને, વિસ્મય પમાડીને, શરીર ઉપર ટાઢું પાણી છાંટીને, વિચિત્ર વાતોના પ્રયોગો કરીને અને મનોભંગ કરીને પણ હેડકીને શાંત કરવી. સૂંઠથી પકાવેલું બકરીનું દૂધ હેડકીવાળાને હિતકારી થાય છે. હેડકીના રોગીએ મધ તથા સંચળથી યુક્ત બિજોરાંનો રસ પીવો જોઈએ. મધથી સંયુક્ત જેઠીમધનું અથવા સાકરથી સંયુક્ત પીપરનું અને ગોળથી સંયુક્ત સૂંઠનું–એ ત્રણ નસ્યો હેડકીને મટાડનાર છે. પરવાળાં, શંખ, હરડે, બહેડાં, આમળાં, પીપર અને ગેરુનું ચૂર્ણ મધ તથા ઘી સાથે ચાટ્યું હોય તો હેડકીને મટાડે છે. હેડકીને શાંત કરવા મનશીલનો કે ગાયના શિંગડાનો અથવા કઠનો કે દર્ભનો ધુમાડો કરીને પીવો. ૧૫-૨૧

टीका–नैपाली=मनःशिला ॥

હેડકી માટે હિંગ તથા અડદના ચૂર્ણનો ધુમાડો
निर्धूमाङ्गारनिःक्षिप्तहिङ्गुमाषरजोभवः ।
हिक्काः पञ्चाऽपि हन्त्याशु धूमः पीतो न संशयः॥
अन्वयः-निर्धूम-अङ्गार-निःक्षिप्त-हिङ्गु-माष-रजोभवः धूमः पीतः (सन्) पञ्च अपि हिक्काः आशु हन्ति, न संशयः ॥

હિંગનું અને અડદનું ચૂર્ણ નિર્ધૂમ અંગારા ઉપર નાખી તેનો ધુમાડો પીધો હોય તો તે પાંચે પ્રકારની હેડકીનો તરત નાશ કરે છે, એમાં સંશય નથી. ૨૨

હેડકી માટે નગોડનાં બી તથા પીપરનો ક્વાથ
हरेणुकणानाञ्च क्वाथो हिङ्गुसमन्वितः ।
हिक्काप्रशमनश्रेष्ठो धन्वन्तरिवचो यथा ॥ २३ ॥
अन्वयः-धन्वन्तरिवचः यथा हरेणुक-कणानां च क्वाथः हिङ्गुसमन्वितः (पीतः चेत्) हिक्काप्रशमनश्रेष्ठः (अस्ति) ॥

ધન્વંતરિએ કહ્યું છે: નગોડનાં બીજ અને પીપરનો ક્વાથ હિંગ નાખી પીધો હોય તો તે હેડકીને શાંત કરવામાં શ્રેષ્ઠ ગણાય છે. ૨૩

ચંદ્રશૂર-અશેળિયાનો સ્વરસ
चन्द्रशूरस्य बीजानि क्षिपेदष्टगुणे जले।
यदा मृदूनि मृद्नीयात्ततो वाससि गालयेत् ॥२४
हिक्काऽतिवेगविकलस्तज्जलं पलमात्रया ।
पिबेत् पिबेत् पुनश्चापि हिक्काऽवश्यं प्रशाम्यति ॥
अन्वयः-चन्द्रशूरस्य बीजानि अष्टगुणे जले क्षिपेत्, यदा मृदूनि (स्युः) मृद्नीयात्, ततः वाससि गालयेत्। हिक्का-अतिवेग-विकलः तद् जलं पलमात्रया पिबेत्, पुनः च अपि पिबेत्, हिक्का अवश्यं प्रशाम्यति ॥

અશેળિયાનાં બીજને આઠગણા પાણીમાં નાખવાં; તેઓ ખૂબ કૂણાં થાય ત્યારે તેઓને મસળી નાખવાં; પછી તે પાણીને લુગડાથી ગળી લઈ હેડકીના અતિવેગથી હેરાન થતા માણસે વારંવાર ચાર ચાર તોલા પીવું, તેથી હેડકી અવશ્ય મટી જાય છે. (આ ઔષધ ચંદ્રશૂરરસ નામે કહેવાય છે.) ૨૫

હેડકીનો અધિકાર સમાપ્ત

अथ श्वासाधिकारः ।

## ૧૪: શ્વાસનો અધિકાર*

तत्र श्वासस्य निदानमाह-

### શ્વાસનું નિદાન

यैरेव कारणैर्हिक्का देहिनां सम्प्रवर्तते ।
तैरेव बहुभिः श्वासो व्याधिर्घोरः प्रजायते ॥१॥
अन्वयः-यैः एव कारणैः देहिनां हिक्का संप्रवर्तते, तैः एव बहुभिः श्वासः घोरः व्याधिः प्रजायते ॥

જે કારણોથી માણસોને હેડકી ચાલે છે, તે જ કારણો ઘણાં થઈ જવાથી શ્વાસ નામનો ભયંકર વ્યાધિ ઉત્પન્ન થાય છે. ૧

अथ श्वासस्य भेदानाह-

### શ્વાસના પાંચ ભેદો

महोर्ध्वच्छिन्नतमकक्षुद्रभेदैस्तु पञ्चधा ।
भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः ॥२॥
अन्वयः-सः श्वासः महाव्याधिः विशेषतः एकः (सन् एव) महा-ऊर्ध्व-छिन्न-तमक-क्षुद्र-भेदैः तु पञ्चधा भिद्यते ॥

એ શ્વાસ નામનો મોટો વ્યાધિ વિશેષે કરી એક જ છે, છતાં મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્રશ્વાસ-એવા ભેદોથી પાંચ પ્રકારે ભિન્ન ભિન્ન ગણાય છે. ૨

तस्य पूर्वरूपमाह-

### શ્વાસનું પૂર્વરૂપ

प्राग्रूपं तस्य हृत्पीडा शूलमाध्मानमेव च ।
आनाहो वक्त्रवैरस्यं शङ्खनिस्तोद एव च ॥ ३ ॥
अन्वयः-तस्य प्राग्रूपं-हृत्पीडा, शूलं, च आध्मानम् एव, आनाहः, वक्त्र-वैरस्यं च शङ्ख-निस्तोदः एव (भवति) ॥

એ શ્વાસ થવાનો હોય ત્યારે તેના પ્રથમ

* कफप्रदुष्टः प्राणः सरुद्धमार्गः सर्वतो विमार्गगामी सन् श्वसिति अनेनेति श्वासः-श्वस् प्राणने-'हलश्च'ति घञ्-જે રોગને લીધે કફથી અતિદુષ્ટ બનેલો પ્રાણવાયુ, પોતાના માર્ગો રોકાઈ જવાથી ચોપાસ અવળે માર્ગે ચાલી પોતાની ક્રિયા કરવા લાગે, તે શ્વાસ નામનો રોગ કહેવાય છે. આ શ્વાસરોગ પણ હેડકીનાં જ સઘળાં કારણો વધી જવાથી નીપજે છે, તેથી એ હેડકીના અધિકાર સાથે સંકળાયેલા આ શ્વાસરોગનો અધિકાર અહીંથી શરૂ કરે છે.

રૂપ કે લક્ષણ તરીકે હૃદયમાં પીડા, શૂળ, આફરો, પેડુનું સજ્જડ થઈ જવું, મોઢાનો બેસ્વાદ અને લમણાઓમાં પીડા, એ જ થાય છે. ૩

तस्य सम्प्राप्तिमाह–

### શ્વાસની સંપ્રાપ્તિ

**यदा स्रोतांसि संरुध्य मारुतः कफपूर्वकः।**
**विष्वग्व्रजति संरुद्धस्तदा श्वासं करोति सः ॥४॥**

अन्वयः–यदा कफपूर्वकः मारुतः स्रोतांसि संरुध्य (स्वयं च कफेन) संरुद्धः (सन्) विष्वक् व्रजति, तदा सः श्वासं करोति ॥

જ્યારે કફથી અનુસરાયેલો પ્રાણવાયુ, સ્રોતોને રોકી પોતે પણ કફને લીધે રુંધાયેલા માર્ગોવાળો થઈ ચોપાસ અવળા માર્ગોમાં ગતિ કરે છે, ત્યારે તે શ્વાસરોગને ઉત્પન્ન કરે છે. ૪

टीका–विष्वग् व्रजति=सर्वतो विमार्गान् याति, संरुद्धः=कफेन रुद्धमार्ग। (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

महाश्वासस्य लक्षणमाह–

### મહાશ્વાસનું* લક્ષણ

**उद्धूयमानवातो यः शब्दवद्दुःखितो नरः।**
**उच्चैः श्वसिति संरुद्धो मत्तर्षभ इवानिशम् ॥५॥**
**प्रणष्टज्ञानविज्ञानस्तथा विभ्रान्तलोचनः।**
**विकृताक्ष्याननो बद्धमूत्रवर्चा विशीर्णवाक् ॥ ६ ॥**
**दीनस्य श्वसितश्चास्य दूराद्विज्ञायते भृशम्।**
**महाश्वासोपसृष्टस्तु क्षिप्रमेव विपद्यते ॥ ७॥**

अन्वयः–यः नरः महाश्वास–उपसृष्टः तु (स्यात् स.) दुःखितः उद्धूयमान–वातः (सन्) सन्नद्धः मत्त–ऋषभः इव अनिशम् उच्चैः शब्दवत् श्वसिति, तथा प्रणष्ट–ज्ञान–विज्ञानः विभ्रान्त–लोचनः विकृत–अक्षि–आननः बद्ध–मूत्र–वर्चाः विशीर्णवाक् (भवति), दीनस्य च अस्य श्वसितं भृशं दूरात् विज्ञायते, (स च) क्षिप्रम् एव विपद्यते ॥

જેને મહાશ્વાસ થયો હોય તે માણસ દુઃખી થઈ ઊંચે ચાલતા મોટા શબ્દ સાથે શ્વાસ લીધા કરે છે, આફરેલા માતેલ બળદની પેઠે ઊંચા અવાજે હાંફ્યા કરે છે અને તેનાં જ્ઞાન અને અનુભવ નાશ પામે છે. એ માણસની આંખો ચકરવકર ભમ્યા કરે છે, આંખો તથા મોઢું ખુલ્લાં–ફાટેલાં થઈ રહે છે, મૂત્ર તથા વિષ્ઠા રોકાઈ જાય છે, વાણી અટકતી અટકતી નીકળે છે, તે રાંક બની જાય છે અને એના શ્વાસનો અતિશય મોટો અવાજ દૂરથી સંભળાય છે. આ મહાશ્વાસનો રોગી તરત જ મરી જાય છે. (આ શ્વાસ મારનારો જ છે.) ૫–૭

टीका–उद्धूयमानवातः–उत्=ऊर्ध्वं, धूयमान.–नीयमानो वातो यस्य सः। शब्दवत्=सशब्दं यथा स्यात्। कीदृक् स शब्दस्तद्बोधयितुमाह–मत्तर्षभ इव। उच्चैः श्वसितीत्यन्वयः, सन्नद्धः=आनद्धः, आनाहयुक इति यावत्; विशीर्णवाक्=स्खलितवचनः, दीनः=ग्लान.। मारकश्चाय महाश्वासः।

ऊर्ध्वश्वासमाह–

### ઊર્ધ્વશ્વાસ+નું લક્ષણ

**ऊर्ध्वं श्वसिति योऽत्यर्थं न च प्रत्याहरत्यधः।**
**श्लेष्मावृतमुखस्रोतःक्रुद्धगन्धवहार्दितः ॥ ८॥**
**ऊर्ध्वदृष्टिर्विपश्यंस्तु विभ्रान्ताक्ष इतस्ततः।**
**प्रमुह्यन् वेदनाऽऽर्तश्च शुष्कास्योऽरतिपीडितः॥९**
**ऊर्ध्वश्वासे प्रकुपिते ह्यधःश्वासो निरुद्ध्यते।**
**मुह्यतस्ताम्यतश्चोर्ध्वश्वासस्तस्य निहन्त्यसून् ॥१०**

अन्वयः–यः अत्यर्थम् ऊर्ध्वं श्वसिति, अधः च न प्रत्याहरति, (सः) श्लेष्म–आवृत–मुख–स्रोत.–क्रुद्ध–गन्धवह–अर्दितः, ऊर्ध्वदृष्टिः इतस्ततः विपश्यन् तु विभ्रान्त–अक्षः, प्रमुह्यन् वेदना–आर्त्तः शुष्क–आस्यः अरति–पीडितः (भवति)। ऊर्ध्वश्वासे प्रकुपिते अधःश्वासः निरुद्ध्यते हि। मुह्यतः च ताम्यतः तस्य ऊर्ध्वश्वासः असून् निहन्ति ॥

જેને ઊર્ધ્વશ્વાસ થયો હોય તે માણસ ખૂબ જ (ઘણા લાંબા કાળ સુધી) ઊંચા જ શ્વાસ લે છે, નીચા શ્વાસ તે લઈ શકતો જ નથી; તેનું મોઢું અને સ્રોતો કફથી

* आनाहयुक्तमत्तवृषभस्येव महान्–उच्चैः सुदूराद् विज्ञायमान. श्वासो यस्मिन् रोगे स महाश्वासः–જે રોગમાં આફરેલા બળદના જેવો ખૂબ વધી જઈ ઊંચો ખૂબ દૂરથી પણ સંભળાય એવો શ્વાસ ચાલે છે, તે પ્રાણઘાતક શ્વાસ મહાશ્વાસ નામે કહેવાય છે.

+ ऊर्ध्वगतिक एव श्वासोऽत्यर्थं यस्मिन् नाधोगतिक–इति स ऊर्ध्वश्वासो रोगः–જે રોગમાં શ્વાસ ખૂબ ઊંચી ગતિએ જ ચાલે છે, પણ ઘણા જ લાંબા કાળ સુધી નીચી ગતિએ ચાલતો જ નથી, તે ઊર્ધ્વશ્વાસ નામનો શ્વાસરોગ કહેવાય છે.

ઘેરાઈ જવાને લીધે કોપેલા વાયુથી તે પીડાય છે, તેની દૃષ્ટિ ઊંચી રહે છે; આમ-તેમ બેડોળ રીતે એ જોયા કરે છે; તેની આંખો ચકરવકર થઈ ભમી જાય છે; તે ખૂબ મોહ પામે છે, વેદનાથી પીડાય છે, તેનું મોઢું સુકાય છે અને તેને ક્યાંય ચેન પડતું ન હોવાથી તે ખૂબ ગભરાય છે; એમ ઊર્ધ્વશ્વાસ કોપ પામે ત્યારે શ્વાસ નીચે ચાલતો નથી; જેથી મૂંઝાતા તથા ગ્લાનિ પામતા તે માણસના પ્રાણનો તે ઊર્ધ્વશ્વાસ રોગ નાશ કરે છે. (સઘળા શ્વાસો કરતાં આ ઊર્ધ્વશ્વાસમાં શ્વાસ અત્યંત ઊંચો ચાલે છે, એ તફાવત છે.) ૮–૧૦

टीका–सर्वेषु श्वासेषु ऊर्ध्वश्वासोऽत्र अत्यर्थमिति विशेषः। न च प्रत्याहरत्यधः=न श्वासमधः करोति। श्लेष्मावृतेत्यादि=श्लेष्मणाऽऽवृतं यन्मुखं स्रोतांसि च तैः क्रुद्धो यो गन्धवहस्तेनार्दितः। विपश्यन् इतस्ततः=विकृतं यथा स्यादेवं पश्यन्। अधःश्वासो निरुद्धयते=श्वासो नाधः प्रवर्तत इत्यर्थः, मुह्यतः=मोहं प्राप्नुवतः, ताम्यतः=ग्लानिं प्राप्नुवतश्च, ऊर्ध्वश्वासः, असून्=प्राणान् हन्ति॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાયો છે.)

छिन्नश्वासमाह–

## છિન્નશ્વાસ×નું લક્ષણ

यस्तु श्वसिति विच्छिन्नं सर्वप्राणेन पीडितः।
न वा श्वसिति दुःखार्तो मर्मच्छेदरुजार्दितः॥११
आनाहस्वेदमूर्च्छार्तो दह्यमानेन बस्तिना।
विप्लुताक्षः परिक्षीणः श्वसन् रक्तैकलोचनः॥१२
विचेताः परिशुष्कास्यो विवर्णः प्रलपन्नरः।
छिन्नश्वासेन विच्छिन्नः स शीघ्रं विजहात्यसून्॥१३

अन्वयः–यः तु पीडितः (सन्) सर्वप्राणेन विच्छिन्नं श्वसिति, दुःखार्त्तः (सन्) न वा श्वसिति, मर्मच्छेदरुजा–अर्दितः, आनाह–स्वेद–मूर्च्छा–आर्त्तः, दह्यमानेन बस्तिना (उपलक्षितः), विप्लुताक्षः, परिक्षीणः श्वसन् रक्त–एक–लोचनः (व्याधिस्वभावात्), विचेताः, परिशुष्क–आस्यः, विवर्णः, प्रलपन् छिन्नश्वासेन विच्छिन्नः सः नरः शीघ्रम् असून् विजहाति॥

જેને છિન્નશ્વાસ થયો હોય તે માણસ દુઃખી થઈ અટકી અટકીને સઘળા જોરથી શ્વાસ લે છે, દુઃખથી પીડાઈને શ્વાસ લઈ શકતો પણ નથી, હૃદય તથા મસ્તકરૂપી તેનાં મર્મસ્થળો જાણે ચિરાઈ જતાં હોય એવી વેદનાથી પીડાય છે; પેટ આફરવાથી, પરસેવાથી, મૂર્છાથી તથા મૂત્રાશયની બળતરાથી તે દુઃખી થાય છે, આંસુઓથી ભરાઈ જતાં નેત્રોવાળો થાય છે, અત્યંત ક્ષીણ થઈ જાય છે, હાંફ્યા કરે છે, રોગના સ્વભાવથી તેની એક આંખ લાલ થઈ જાય છે, ચિત્તમાં ઉદ્વેગ પામ્યા કરે છે, તેનું મોઢું સુકાઈ જાય છે, તેનો રંગ બદલાઈ જાય છે અને તે બકયા કરે છે; આ લક્ષણવાળા છિન્નશ્વાસથી પીડાયેલો તે માણસ તરત પ્રાણ છોડી દે છે. (આ છિન્નશ્વાસ મારી નાખનારો જ છે.) ૧૧–૧૩

टीका–विच्छिन्नं=सविच्छेदं, सर्वप्राणेन=सर्वबलेन, मर्मच्छेदरुजार्दितः=हृदयशिरश्छेदवेदनयैव पीडितः, दह्यमानेन बस्तिना उपलक्षितः। विप्लुताक्षः=अश्रुपूर्णनेत्रः, विचेताः=उद्विग्नचित्तः छिन्नश्वासेन विच्छिन्नः=यस्तु श्वसिति–'विच्छिन्न'मित्यादिलक्षणयुक्तो यः स नरश्छिन्नश्वासेन विच्छिन्नः–पीडितो बोद्धव्यः। मारकश्चाय छिन्नश्वासः।

× छिन्नः–अन्तरान्तरा विच्छेदं प्राप्तः–सान्तरायमनुवर्तमानः श्वासो यस्मिन् स छिन्नश्वासः–જેમાં વચ્ચે વચ્ચે તૂટક થઈ આંતરે આંતરે–અટકી અટકીને માંડમાંડ શ્વાસ ચાલે છે, તે છિન્નશ્વાસ નામનો શ્વાસરોગ કહેવાય છે.

तमकश्वासमाह–

## તમકશ્વાસનું લક્ષણ

प्रतिलोमो यदा वायुः स्रोतांसि प्रतिपद्यते।
ग्रीवां शिरश्च संगृह्य श्लेष्माणं समुदीर्य च॥१४॥
करोति पीनसं तेन कण्ठे घुर्घुरकं तथा।
अतीव तीव्रवेगश्च श्वासं प्राणप्रपीडकम्॥१५॥
प्रताम्यति स वेगेन त्रस्यते* सन्निरुध्यते।
प्रमोहं कासमानश्च स गच्छति मुहुर्मुहुः॥१६॥

÷ ताम्यति–काङ्क्षति अस्मिन् रोगी प्रतिलोमस्य वायोरानुकूल्यं कफस्यापि च मोक्षं वातकफाभ्यां भृशं पीडितत्वात्, स तमकः–तमु काङ्क्षायाम्–'क्वुन्०' (उणा० २–३४)–જેમાં રોગી, પ્રતિકૂળ થયેલા પ્રાણવાયુનું અનુકૂળપણું તેમજ કફનું છૂટવું ઇચ્છે છે; કેમ કે એ રોગમાં પ્રતિકૂળ થયેલા વાયુથી તથા કફથી પોતે ખૂબ જ પીડાઈ રહ્યો હોય છે, તેથી એવી ઇચ્છા કરાવનારો એ શ્વાસરોગ 'તમક' નામે કહેવાય છે.

* 'तृष्यते' इति पाठः।

श्लेष्मण्यमुच्यमाने तु भृशं भवति दुःखितः ।
तस्यैव च विमोक्षान्ते मुहूर्तं लभते सुखम् ॥१७॥
तथाऽस्योद्ध्वंसते कण्ठः कृच्छ्राच्छक्नोति भाषितुम् ।
न चापि निद्रां लभते शयानः श्वासपीडितः ॥१८॥
पार्श्वे तस्यावगृह्णाति शयानस्य समीरणः ।
आसीनो लभते सौख्यमुष्णञ्चैवाभिनन्दति ॥ १९ ॥
उच्छ्रिताक्षो ललाटेन स्विद्यता भृशमार्तिमान् ।
विशुष्कास्यो मुहुः श्वासो मुहुश्चैवावधम्यते ॥२०॥
मेघाम्बुशीतप्राग्वातैः श्लेष्मलैश्च विवर्धते ।
स याप्यस्तमकः श्वासः साध्यो वा स्यान्नवोत्थितः॥

अन्वयः-यदा प्रतिलोमः वायुः स्रोतांसि प्रतिपद्य, ग्रीवां च शिरः संगृह्य, श्लेष्माणं च समुदीर्य पीनसं, तथा तेन कण्ठे घुर्घुरं, तीव्रवेगं प्राणप्रपीडकं च श्वासं करोति, (तदा) सः प्रताम्यति, वेगेन त्रस्यते (वा तृष्यते), संनिरुध्यते, च कासमानः स. मुहुर्मुहुः प्रमोहं गच्छति, श्लेष्मणि अमुच्यमाने तु भृशं दुःखितः भवति, तस्य च विमोक्षान्त एव मुहूर्तं सुखं लभते, तथा अस्य कण्ठः उद्ध्वंसते, कृच्छात् भाषितुं शक्नोति, शयानः (सन्) अपि श्वासपीडितः निद्रां च न लभते, (यतः) शयानस्य तस्य समीरणः पार्श्वे अवगृह्णाति, (तेन) आसीनः सौख्यं लभते, उष्णम् एव च अभिनन्दति, उच्छ्रिताक्षः स्विद्यता ललाटेन (उपलक्षितः), भृशम् आर्तिमान्, विशुष्कास्यः, मुहुर्मुहुः च श्वासः एव च अवधम्यते, मेघ-अम्बु-शीत-प्राग्वातैः च श्लेष्मलैः (पदार्थैः) विवर्धते। सः तमकः श्वासः याप्यः (भवति), वा नवोत्थितः (चेत्) साध्यः स्यात् ॥

જ્યારે પ્રતિલોમ એટલે અવળી ગતિવાળો પ્રાણવાયુ, સ્રોતોને પ્રાપ્ત કરી ડોકને તથા માથાને પકડી અને કફને વધારી તે કફથી સળેખમ, કંઠમાં ઘરઘરાટ અને હૃદયને પીડતા તીવ્ર વેગવાળા શ્વાસને ઉત્પન્ન કરે છે, ત્યારે એ શ્વાસનો રોગી, જાણે અંધારામાં પેસતો હોય એવું તેને લાગે છે, ત્રાસ પામે છે. (અથવા તરસ્યો થયા કરે છે), શ્વાસના વેગને લીધે ચેષ્ટા વગરનો થઈ જાય છે, ઉધરસ આવતા વારંવાર બેભાન થઈ જાય છે, કફ જો છૂટો ન પડે તો અત્યંત દુઃખ પામે છે, એ કફ જો છૂટો પડી નીકળી જાય તો જ તેને બે ઘડી સુખ મળે છે; તેમ જ તેનું ગળું ખૂબ પીડાય છે, માંડ માંડ તે બોલી શકે છે, પોતે જ્યારે સૂએ, ત્યારે પણ શ્વાસથી પીડાઈને નિદ્રાને પામતો નથી; કેમ કે જ્યારે તે સૂતો હોય ત્યારે વાયુ તેનાં બન્ને પડખાં પીડે છે, બેસી રહે તો સુખ પામે છે, ઉષ્ણ વસ્તુઓને ઇચ્છે છે, તેની આંખો સૂજી જાય છે, એના કપાળમાં પરસેવો આવ્યા કરે છે, મોઢું સુકાય છે, વારંવાર શ્વાસ જ ચાલ્યા કરે છે, (તેથી) જેમ હાથી ઉપર બેઠેલાનું શરીર વારંવાર ડોલ્યા કરે છે, તેમ શ્વાસને લીધે તેનું શરીર ડોલ્યા કરે છે; અને મેઘથી, જળથી, શીતથી, પૂર્વદિશાના પવનથી તથા કફ કરનારા પદાર્થોથી તેનો એ રોગ ખૂબ વધે છે. આ તમકશ્વાસ યાપ્ય જ છે-એટલે કંઈક કંઈક ઉપચારો કર્યા કરી એમનો એમ ચલાવી રખાય છે-પણ બિલકુલ તો મટતો જ નથી; છતાં તે જો નવો થયો હોય તો સાધ્ય પણ થાય છે. ૧૪-૨૧

टीका-सगृह्य=व्यथया, समुदीर्य=वर्धयित्वा। पीनसं=नासास्रावं, तेन=श्लेष्मणा, घुर्घुरं=घुर्घुरशब्दं, प्राणप्रपीडकम्=प्राणाधिष्ठानहृदयप्रपीडकम्, प्रताम्यति=तमसि प्रविशतीव, वेगेन=श्वासवेगेन सन्निरुध्यते=' निश्चेष्टो भवति ', इति चरकः। 'सन्निरुध्यते श्वासः' इति जेज्झटः। श्लेष्मणा मुच्यमानेन सुखं=सुखमिव, उद्ध्वसते=व्यथितो भवति, शयान.=शयननिहितांगः, अवगृह्णाति=पीडयति। 'उष्णञ्चैवाभिनन्दति इत्यनेन 'तमको वातकफारब्धः' इति बोद्धव्यः। उच्छ्रिताक्षः=शूनाक्षः, ललाटेन स्विद्यता उपलक्षितः, अवधम्यते=गजारूढस्येव सर्वगात्रचाल्यते॥ 'શ્વાસના વેગને લીધે ચેષ્ટા વગરનો થઈ જાય છે' એમ ઉપર જે કહ્યું છે, તે ચરકના મતે કહ્યું છે પણ જેજ્જટે તો એમ કહ્યું છે કે, 'તે માણસનો શ્વાસ ગેકાયા કરે છે.' 'તમકશ્વાસવાળા માણસને ઉષ્ણ વસ્તુઓની ઇચ્છા થાય છે' એમ ઉપર કહ્યું તે ઉપરથી સમજી લેવું કે 'તમકશ્વાસ વાયુથી તથા કફથી ઉત્પન્ન થાય છે.' (બાકીની ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાયો છે.)

तमकस्यैव पित्तानुबन्धजनितज्वरादियोगेन प्रतमकसंज्ञामाह-

**પિત્તના સંબંધવાળો તથા જ્વર વગેરેથી યુક્ત તમક જ 'પ્રતમક' કહેવાય**

ज्वरमूर्च्छापरीतञ्च विद्यात् प्रतमकं भिषक् ॥२२॥

- प्रकर्षेण ताम्यति अत्र पित्तज्वरादियुक्ते तमके

अन्वयः-ज्वर-मूर्च्छा-परीतं ( तमक ) भिषक् प्रतमक विद्यात् ॥

જ્વરથી તથા મૂર્છાથી યુક્ત તમકશ્વાસને જ વૈદ્ય ' પ્રતમક ' જાણવો. ૨૨

तस्यैवापरलक्षणमाह-

**પ્રતમકનું જ બીજું લક્ષણ**

**उदावर्तरजोऽजीर्णक्लिन्नकायनिरोधजः।**
**तमसा वर्द्धतेऽत्यर्थं शीतलैश्च प्रशाम्यति।**
**मज्जतस्तमसीवाऽस्य विद्यात् प्रतमकन्तु तम् ॥२३**

अन्वयः-उदावर्त-रज -अजीर्ण-क्लिन-कायनिरोधजः ( यः ) तमसा अत्यर्थं वर्धते, च शीतलैः प्रशाम्यति, तमसि मज्जत. इव अस्य त तु प्रतमक विद्यात् ॥

ઉદાવર્ત નામના એક જાતના રોગથી, રજથી, આમ આદિ અજીર્ણથી, વિદગ્ધ અજીર્ણથી, અંગોના ૧૭ ( મૂત્ર આદિના ) વેગ રોકવાથી અથવા વૃદ્ધ અવસ્થાથી ઉત્પન્ન થયેલો જે શ્વાસ, અંધકારથી ખૂબ વધે છે અને શીતળ પદાર્થોથી શાંત થાય છે; તેમજ જેના રોગીને પોતે જાણે અંધારામાં ડૂબ્યો હોય એવું જણાય છે, તે શ્વાસને ' પ્રતમક ' જાણવો. ૨૩

टीका-उदावर्तः=रोगविशेषः, रजः=धूलीः, अजीर्णम्=आमादि । क्लिन=विदग्ध, कायनिरोधः=अङ्गवेगानां निरोध', तस्मादुत्पन्नः । अथवा क्लिन्नकायः=वृद्धनरः, निरोध.=वेगानान्तु स सप्तदशविधः ॥ ( આનો અર્થ ઉપર અપાયો છે )

क्षुद्रश्वासलक्षणमाह-

**ક્ષુદ્રશ્વાસ+નું લક્ષણ**

**रूक्षायासोद्भवः कोष्ठे क्षुद्रो वात उदीरयन्।**
**क्षुद्रश्वासो न सोऽत्यर्थं दुःखेनाङ्गप्रबाधकः ॥२४॥**
**हिनस्ति न च गात्राणि न च दुःखो यथेतरे।**
**न च भोजनपानानां निरुणद्ध्युचितां गतिम् ॥२५**
**नेन्द्रियाणां व्यथाञ्चापि काञ्चिदुत्पादयेद्रुजम्।**
**स साध्य उक्तो बलिनः सर्वे चाव्यक्तलक्षणाः ॥२६**

अन्वयः-रूक्ष-आयास-उद्भवः कोष्ठे क्षुद्रः वातः उदीरयन् क्षुद्रश्वासः ( कथ्यते ), स यथा इतरे ( तथा ) अत्यर्थं दुःखेन अङ्गप्रवाधकः न ( भवति ), गात्राणि न च हिनस्ति, न च दुःखः, भोजन-पानानाम् उचितां गतिं न च निरुणद्धि, इन्द्रियाणां कांचित् व्यथां च रुजम् अपि न उत्पादयेत् । साध्यः उक्तः; ( अन्ये ) च सर्वे बलिनः ( सन्तः ) अव्यक्तलक्षणाः ( चेत् साध्याः स्युः ) ॥

લૂખા ખોરાકથી તથા પરિશ્રમથી ઉત્પન્ન થયેલો-એટલે જેનાં નિદાન અને ચિહ્નો ઓછાં હોય છે અને કોઠામાં ઊંચે ગતિ કરતો જે ક્ષુદ્ર પવન શ્વાસરૂપે નીકળે છે, તે ' ક્ષુદ્રશ્વાસ ' કહેવાય છે. એ ક્ષુદ્રશ્વાસ બીજા મહાશ્વાસ આદિ ચાર શ્વાસોની પેઠે અત્યંત દુઃખથી અંગોમાં પીડા કરતો નથી, ગાત્રોને ક્ષીણ કરતો નથી. દુઃખદાયી નથી, અન્નપાનોની યોગ્ય ગતિને રોકતો નથી, ઇંદ્રિયોને હેરાન કરતો નથી અને વેદના આપતો નથી. આ ક્ષુદ્રશ્વાસ સાધ્ય છે અને બીજા પણ મહાશ્વાસ આદિ ચાર શ્વાસો જો પ્રકટ થયેલાં લક્ષણોવાળા ન હોય તો સાધ્ય થાય છે. ૨૪-૨૬

टीका-क्षुद्र.=अल्पनिदानलिङ्गः, उदीरयन्=ऊर्ध्वं गच्छन्, दुःखः=दुःखप्रदः, इतरे=चत्वारः श्वासाः, तथा नायम् । सर्वे=महाश्वासादयोऽपि, अव्यक्तलक्षणाः सन्तः साध्याः ॥ ( આનો અર્થ ઉપર છે. )

श्वासानां साध्यत्वादिमाह-

**કયો શ્વાસ સાધ્ય, કષ્ટસાધ્ય તથા અસાધ્ય છે?**

**क्षुद्रः साध्यतमस्तेषां तमकः कृच्छ्र उच्यते।**
**त्रयः श्वासा न सिध्यन्ति तमको दुर्बलस्य च ॥२७**

अन्वय.-तेषां क्षुद्रः साध्यतम', तमकः कृच्छ्रः उच्यते, त्रयः श्वासाः च दुर्बलस्य तमकः न सिध्यन्ति ॥

ઉપર કહેલા એ પાંચ શ્વાસોમાં ક્ષુદ્રશ્વાસ સુખસાધ્ય છે, તમકશ્વાસ કષ્ટસાધ્ય છે અને બીજા ત્રણ શ્વાસો અસાધ્ય છે; તેમ જ તમકશ્વાસ પણ જો દુર્બળ માણસને થયો હોય તો અસાધ્ય છે. ૨૭

---

રોગી સ પ્રતમકઃ-પિત્તથી થયેલ તાવ વગેરેથી યુક્ત જે તમકશ્વાસમાં રોગીને ખૂબ જ તલપાપડ કરે, તે પ્રતમકશ્વાસ કહેવાય છે

+ क्षुयते-सपिष्यते-नाश्यते वैद्येन औषधादिचिकित्सया साध्यत्वात् इति क्षुद्र.-स चासौ श्वासः-क्षुद्रश्वासः, क्षुदिर् संपेषणे-' स्फायि. ' ( उणा. ) इति रक्-જેને વૈદ્ય ઔષધ આદિ ચિકિત્સાથી સાધ્ય હોવાને લીધે મટાડી શકે છે, તે બીજા શ્વાસો કરતા ઓછાં નિદાન તથા ચિહ્નોવાળો શ્વાસ ક્ષુદ્રશ્વાસ કહેવાય છે.

### હેડકી અને શ્વાસરોગ અતિભયંકર

**कामं प्राणहरा रोगा बहवो न तु ते तथा ।**
**यथा श्वासश्च हिक्का च हरतः प्राणमाशु वै ॥२८**

अन्वयः–बहवः रोगाः कामं प्राणहराः (यद्यपि सन्ति, किंतु), यथा च श्वासः च हिक्का आशु वै प्राण हरतः तथा तु ते न (सद्यः प्राणहराः स्युः) ॥

બીજા જ્વર વગેરે ઘણા રોગો પ્રાણ લેનારા છે, પણ જેવાં શ્વાસ અને હેડકી તરત પ્રાણ લેનારાં છે, તેવા એ બીજા રોગો તત્કાળ પ્રાણ લેનારા નથી. ૨૮

टीका–बहवः=ज्वरादयः, न तथा यथा श्वासहिक्के हरतो जीवमाशु ते ॥

अथ श्वासस्य चिकित्सामाह–

### શ્વાસની ચિકિત્સા

**श्वासहिक्कातुरं प्रायः स्निग्धैः स्वेदैरुपाचरेत् ।**
**युक्तैर्लवणतैलाभ्यां तैरसंग्रथिते कफे× ॥ २९ ॥**
**श्वासो विलयमायाति मारुतश्चोपशाम्यति ।**
**स्विन्नं ज्ञात्वा ततश्चैनं भोजयेच्च रसौदनम् ॥३०॥**
**स्वरसं शृङ्गवेरस्य माक्षिकेण समन्वितम् ।**
**पाययेत् श्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥३१॥**

अन्वयः–श्वास–हिक्का–आतुर प्रायः लवण–तैलाभ्यां युक्तैः स्निग्धैः स्वेदैः उपाचरेत्, तैः कफे असग्रथिते (सति) श्वासः विलयं याति, च मारुतः उपशाम्यति। एनं स्विन्न ज्ञात्वा ततः च रसौदनं भोजयेत्, (तथा) श्वास–कासघ्न प्रतिश्याय–कफ–अपह शृङ्गवेरस्य स्वरसं माक्षिकेण समन्वित पाययेत् ॥

શ્વાસથી તથા હેડકીથી આતુર થયેલા માણસને લગભગ લૂણ તથા તેલથી યુક્ત સ્નિગ્ધ સ્વેદન–ક્રિયાઓથી ઉપચાર કરવા. એ ઉપચારોથી કફ તૂટી જતાં શ્વાસ મટી જાય છે અને પવન પણ શાંત થાય છે. એ સ્વેદનક્રિયાઓથી રોગીને પરસેવો આવ્યો જણાય તે પછી તે રોગીને માંસના રસાવાળો ભાત જમાડવો તથા શ્વાસ, ઉધરસ, સળેખમ તથા કફને મટાડનાર આદુનો રસ મધની સાથે પાવો. ૨૯–૩૧

टीका–शृङ्गवेरम्=आर्द्रकम् ॥

### બહેડાંનો અવલેહ

**प्रस्थं बिभीतकाना,–मस्थि विना साधयेदजामूत्रे ।**
**अयमवलेहो लीढो, मधुसहितः श्वासकासघ्नः ॥३२**

× 'तैरस्य ग्रथितः कफः' इति पाठः ।

अन्वयः–अस्थि विना बिभीतकानाम् अवलेहः मधुसहितः लीढः (सन्) श्वासकासघ्नः (भवति) ॥

ઠળિયા કાઢી નાખી ચોસઠ તોલા બહેડાં લઈ બકરીના મૂત્રમાં પકવવાં. એ અવલેહ મધ સાથે ચાટ્યો હોય તો શ્વાસ તથા ઉધરસને તે મટાડે છે. ૩૨

### દેવદાર, બળદાણા તથા જટામાંસીની વાટનું ધૂમપાન

**देवदारु बलां मांसीं पिष्ट्वा वर्तिं प्रकल्पयेत् ।**
**तां घृताक्तां पिबेद्धूमं श्वासं हन्ति सुदारुणम् ॥३३**

अन्वयः–देवदारुं बलां मांसीं पिष्ट्वा वर्ति प्रकल्पयेत्, तां घृताक्तां (कृत्वा तस्याः) धूमं पिबेत्, सुदारुण श्वासं हन्ति ॥

દેવદાર, બળદાણા અને જટામાંસીને વાટી, વાટ કરી, તે વાટને ઘીવાળી કરીને તેનો ધુમાડો પીવો, તે મહાદારુણ શ્વાસનો પણ નાશ કરે છે. ૩૩

### દશમૂળ આદિની યવાગૂ કે ક્વાથ

**दशमूलीशटीरास्नापिप्पलीविश्वपौष्करैः ।**
**शृङ्गीतामलकीभार्गीगुडूचीनागराग्निभिः ॥ ३४ ॥**
**यवागूं विधिना सिद्धां कषायं वा पिबेन्नरः ।**
**श्वासहृद्ग्रहपार्श्वार्तिहिक्काकासप्रशान्तये ॥ ३५॥**

अन्वयः–दशमूली–शटी–रास्ना–पिप्पली–विश्व–पौष्करैः शृङ्गी–तामलकी–भार्गी–गुडूची–नागर–अग्निभिः विधिना सिद्धां यवागूं वा कषायं नरः श्वास–हृद्ग्रह–पार्श्वार्ति–हिक्काकास–प्रशान्तये पिबेत् ॥

દશમૂળ, કચૂરો, રાસ્ના, પીપર, અતિવિષ, એરંડાનાં મૂળ,× કાકડાશીંગી, ભોંયઆમલી, ભારંગી, ગળો, સૂંઠ અને ચિત્રાથી વિધિ પ્રમાણે પકાવેલી યવાગૂ અથવા ક્વાથ માણસે શ્વાસ, હૃદયનું ઝલાઈ જવું, પડખા-

× છેક સુદર્શનચૂર્ણથી આરંભી જ્યાં જ્યાં મૂળમાં 'પૌષ્કર' શબ્દ વાપર્યો છે, ત્યાં ત્યાં જો કે તેનો અસલ અર્થ 'પુષ્કરમૂળ' થાય છે, છતાં તે સર્વ સ્થળે મળવું મુશ્કેલ હોવાથી તેના પ્રતિનિધિ તરીકે વપરાતું 'એરંડાનું મૂળ' એ જ અર્થ લગભગ બધે સ્થળે લખેલ છે; પુષ્કરમૂળ એ કમળના મૂળને જણાવે છે, પરંતુ એ મેળવવું લગભગ શકય નથી, તે કારણે જ આ ગ્રંથમાં બધે પૌષ્કરનો અર્થ એરંડમૂળ કર્યો છે.

ની પીડા, હેડકી અને ઉધરસને શાંત કરવા પીવાં. ૩૪,૩૫

टीका-तामलकी=भूम्यामलकी ॥

એરંડાનાં મૂળ ભભરાવેલ દશમૂલ ક્વાથ

दशमूलस्य वा क्वाथः पौष्करेणावचूर्णितः।
श्वासकासप्रशमनः पार्श्वशूलनिवारणः ॥ ३६ ॥

अन्वयः-दशमूलस्य वा क्वाथः पौष्करेण अवचूर्णितः (पीतः) श्वास-कास-प्रशमनः, पार्श्वशूल-निवारणः (भवति)॥

દશમૂળનો ક્વાથ એરંડાનાં મૂળનુ ચૂર્ણ ભભરાવી પીધો હોય તો તે શ્વાસ, ઉધરસ અને પડખાનાં શૂળ મટાડે છે. ૩૬

ચોખાના ધોણ સાથે પુષ્પપાન

रम्भाकुन्दशिरीषाणां कुसुमं पिप्पलीयुतम्।
पिष्ट्वा तण्डुलतोयेन पीत्वा श्वासमपोहति ॥३७॥

अन्वयः-रम्भा-कुन्द-शिरीषाणां कुसुम पिप्पलीयुतं पिष्ट्वा तण्डुलतोयेन पीत्वा (जन) श्वासम् अपोहति ॥

કેળનાં ફૂલ, બટમોગરાનાં ફૂલ, સરસડિયાનાં ફૂલ અને પીપરને વાટી ચોખાના ધોણની સાથે પીને માણસ શ્વાસને મટાડે છે. ૩૭

અમૃતાદિ ક્વાથ સાથે શૃંગ્યાદિ ચૂર્ણ

शृङ्गीमहौषधकणाघनपौष्कराणां, चूर्णं शटीमरिचयोश्च सिताविमिश्रम्। क्वाथेन पीतममृताव्यपञ्चमूल्याः, श्वासं त्र्यहेण विनिहन्ति हि घोररूपम् ॥ ३८ ॥

पञ्चमूली तु सामान्या पित्ते योज्या कनीयसी।
महती मारुते देया सैव देया कफाधिके ॥३९॥

अन्वयः-शृङ्गी-महौषध-कणा-घन-पौष्कराणां च शटी-मरिचयोः चूर्णं सिताविमिश्रं (कृत्वा) अमृता-वृष-पञ्चमूल्याः क्वाथेन (सत्) पीत (सत्) त्र्यहेण हि घोररूप श्वास विनिहन्ति ॥ पञ्चमूली सामान्या पित्ते तु कनीयसी योज्या, कफ-अधिके मारुते सा एव महती देया ॥

કાકડાશીંગી, સૂંઠ, પીપર, મોથ, કઠ, કચૂરો અને મરીનું ચૂર્ણ સાકર નાખી, ગળો, અરડૂસો તથા પંચમૂલીના ક્વાથ સાથે પીધું હોય તો ત્રણ જ દિવસમાં તે ભયંકર શ્વાસનો પણ નાશ કરે છે. 'પંચમૂલી' શબ્દ સામાન્ય રીતે બૃહત્પંચમૂલીને અને લઘુપંચમૂલીને જણાવે છે, માટે તે વિષે એમ સમજવું કે, 'પિત્ત ઉપર લઘુપંચમૂલી વાપરવી અને વાયુ ઉપર તથા કફની અધિકતાવાળા વાયુ ઉપર બૃહત્પંચમૂલી વાપરવી.' ૩૮,૩૯

ઊના પાણી સાથે કોળાંના મૂળનું ચૂર્ણ

कूष्माण्डकशिफाचूर्णं पीतं कोष्णेन वारिणा।
शीघ्रं शमयति श्वासं कासञ्चापि सुदारुणम् ॥४०

अन्वय.-कूष्माण्डकशिफाचूर्ण कोष्णेन वारिणा (सह) पीत (सत्) सुदारुणं श्वास च कासम् अपि शीघ्र शमयति ॥

કોળાનાં મૂળિયાંનું ચૂર્ણ લગાર ઊના પાણી સાથે પીધું હોય તો તે મહાદારુણ શ્વાસ અને ઉધરસને પણ તરત શાંત કરે છે.

હળદર આદિનું સરસિયા તેલ સાથે ચાટણ

हरिद्रां मरिचं द्राक्षां कणां रास्नां शटीं गुडम्।
कटुतैलं लिहन् हन्यात् श्वासान् प्राणहरानपि ॥४१

अन्वय.-हरिद्रां मरिच द्राक्षां कणा रास्ना शटीं गुड कटुतैल लिहन् (जन) प्राणहरान् अपि श्वासान् हन्यात् ॥

હળદર, મરી, દ્રાક્ષ, પીપર, રાસ્ના, કચૂરો અને ગોળ સરસિયા તેલ સાથે ચાટતો માણસ, પ્રાણ હરનારા શ્વાસનો પણ નાશ કરી શકે છે. ૪૧

ભાર્ગીગુડ+-અવલેહ

शतं संगृह्य भार्ग्यास्तु दशमूल्यास्तथा शतम्।
शतं हरीतकीनाञ्च पचेत्तोये चतुर्गुणे ॥ ४२ ॥
पादावशेषे तस्मिंस्तु रसे वस्त्रनिपीडिते।
आलोड्य च तुलां पूतां गुडस्य त्वभयास्ततः ॥४३
पुनः पचेत्तु मृद्वग्नौ यावल्लेहत्वमेति तत्।
शीते च मधुनस्तत्र षट्पलानि विनि.क्षिपेत् ॥४४
त्रिकटु त्रिसुगन्धञ्च पलमात्रं पृथक् पृथक्।
यवक्षारं कर्षयुग्मं सञ्चूर्ण्य प्रक्षिपेत्ततः ॥ ४५ ॥
भक्षयेदभयामेकां लेहस्यार्धपलं तथा।
श्वासं सुदारुणं हन्ति कासं पञ्चविधं तथा ॥४६
अर्शांस्यरोचकं गुल्मं शकृद्भेदं क्षयं तथा।
स्वरवर्णप्रदो ह्येष जठराग्नेश्च दीपनः ॥ ४७ ॥
नाम्ना भार्गीगुडः ख्यातो भिषग्भिः सकलैर्मतः ॥

अन्वयः-भार्ग्याः तु शत, तथा दशमूल्याः शत

+ भार्गीप्रधानः गुडः-भार्गीगुडः-જેમાં ભારંગી મુખ્ય હોય છે, એવાં ઓસડિયાનું ગોળ નાખી પકવેલું ચાટણ ભાર્ગીગુડ-અવલેહ કહેવાય છે.

च हरीतकीनां शत सगृह्य चतुर्गुणे तोये पचेत्, तस्मिन् रसे पादावशेषे वस्त्रनिपीडिते पूता गुडस्य च तुलाम् आलोड्य ततः अभया मृद्वग्नौ तु पुनः पचेत्, यावत् तत् लेह्यत्वम् एति, शीते च तत्र मधुन पट्पलानि विनि क्षिपेत्, ततः त्रिकटु च त्रिसुगन्ध च पृथक् पृथक् पलमात्र, यवक्षार कर्षयुग्म सचूर्ण्य प्रक्षिपेत्, तत एकाम् अभया तथा लेहस्य अर्धपल भक्षयेत्, सुदारुण श्वास तथा पञ्चविध कास, अर्शांसि, अरोचक, गुल्म, शकृद्भेद तथा क्षय हन्ति, एष भार्गीगुड नाम्ना ख्यात स्वरवर्णप्रद. च जठराग्नेः दीपन सकलैः भिषग्भि. मतः ॥

સો તોલા ભારંગી, સો તોલા દશમૂળ અને સો તોલા હરડે લઈ ચોગણા પાણીમા પકાવવા. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ક્વાથને વસ્ત્રથી ગાળી લઈ તેમા ચારસો તોલા ચોખ્ખો ગોળ ઘોળી નાખી હરડે નાખીને કોમળ અગ્નિથી ફરીવાર પાક કરવો, કે જ્યા સુધી તે ચાટવા જેવો થઈ જાય. એ અવલેહ શીતળ થાય ત્યારે તેમા ચોવીશ તોલા મધ અને ચાર ચાર તોલા અલગ અલગ સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી તથા બે તોલા જવખારનું ચૂર્ણ કરીને નાખવુ. પછી તે પકાવેલી એક હરડે અને બે તોલા અવલેહ જો ખાધો હોય તો તે મહાદારુણ શ્વાસને, પાચ પ્રકારની ઉધરસને, અરુચિને, ગોળાને, ઝાડો છૂટી પડ્યો હોય તેને તથા ક્ષયને મટાડે છે. આ 'ભાર્ગીગુડ' એ નામે પ્રખ્યાત થયેલો અવલેહ સ્વરને તથા વર્ણને સારા કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને સઘળા વૈદ્યોએ માન્ય ઠરેલ છે. ૪૨-૪૭

### મહાકટ્ફલાદિ× ચૂર્ણ

**अष्टाङ्गचूर्णसंयुक्तं छागक्षीरं प्रयोजयेत् ।**
**श्वासं कासान्वितं घोरं हन्यादेतन्न संशयः ॥४८॥**

अन्वय -( श्वासरोगी ) अष्टाङ्गचूर्णसयुक्त छागक्षीर प्रयोजयेत्, एतत् कासान्वित घोर श्वास हन्यात्, न सशय ॥

શ્વાસના રોગીએ આઠ+ અંગોવાળા ચૂર્ણથી યુક્ત બકરીના દૂધનો ઉપયોગ કરવો; તે ઉધરસવાળા ભયંકર શ્વાસનો નાશ કરે છે, એમા સંશય નથી. ૪૮

### દશમૂલ-રસ×

**दशमूलरसो देयः श्वासनिर्मूलशान्तये ।**
**अवश्यमरणीयो यो जीवेद्वर्षशत नरः ॥ ४९ ॥**

अन्वय -श्वासनिर्मूलशान्तये दशमूलरस देय, यः नर अवश्यमरणीयः ( स्यात् स. अपि ) वर्षशत जीवेत् ॥

શ્વાસના રોગને મૂળથી કાઢી નાખવા દશમૂલીનો રસ દેવો. જે માણસ શ્વાસના રોગથી અવશ્ય મરી જવાનો હોય, તે પણ આ ઉપાયથી સો વર્ષ સુધી જીવે છે. ૪૯

### શ્વાસકુઠાર-રસ

**रसो गन्धो विपञ्चापि टङ्कणञ्च मनःशिला ।**
**एतानि कर्षमात्राणि मरिचं चाष्टकर्षकम् ॥५०॥**
**कटुत्रयं कर्षयुग्मं पृथगत्र विनिःक्षिपेत् ।**
**रसः श्वासकुठारोऽयं सर्वश्वासनिवारणः ॥५१॥**

अन्वय-रस. गन्ध च विष च टङ्कण च मन शिला-एतानि कर्षमात्राणि च मरिचम्-अष्टकर्षक, कटुत्रय कर्षयुग्म पृथक् अत्र विनि क्षिपेत्, अय श्वासकुठारः रस सर्वश्वासनिवारण ( अस्ति ) ॥

પારો, ગંધક, વછનાગ, ટંકણખાર અને મનશીલ દરેક એક એક તોલો અને આઠ તોલા મરીનુ બારીક ચૂર્ણ કરી તેમા સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ બે બે તોલા જુદું જુદું નાખવુ, એટલે તે 'શ્વાસકુઠાર' નામનો રસ તૈયાર થાય છે. આ રસ ( નાગરવેલના પાનની સાથે બે રતી ખાધો હોય તો ) સઘળા પ્રકારના શ્વાસોને મટાડે છે. ૫૦,૫૧

### શ્વાસનો અધિકાર સમાપ્ત

× कट्फलम् आदि येषां तानि, कट्फलादीनां चूर्णम्, महच्च तत् कट्फलादिचूर्णम्-કાયફળ વગેરે આઠ ઓસડિયાનુ મોટુ ચૂર્ણ મહાકટ્ફલાદિ ચૂર્ણ કહેવાય છે

+ કાયફળ, એરંડાના મૂળ, કાકડાશીંગી, યવાન, કાળી જીરી, સૂંઠ, મરી અને પીપર એ આઠ ઓસડિયા સમભાગે લઈ તેનુ કરેલુ ચૂર્ણ આઠ અંગોવાળુ ચૂર્ણ કહેવાય છે ( જુઓ આ ખંડના જ્વરાધિકારમા ૭૫૯મા પૃષ્ઠમા કફજ્વરની ચિકિત્સા-અષ્ટાંગ અવલેહ )

× दशानां मूलाना रस -દશમૂળ ઓસડિયાનો રસ દશમૂલરસ કહેવાય છે

## अथ स्वरभेदाधिकारः

## ૧૫: સ્વરભેદ-સાદ બેસી જવાનો અધિકાર*

तत्र स्वरभेदस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

### સ્વરભેદનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

अत्युच्चभाषणविषाध्ययनाभिघात,–संदूषणैः प्रकुपिताः पवनादयस्तु। स्रोतःसु ते स्वरवहेषु गताः प्रतिष्ठां, हन्युः स्वरं भवति चापि हि षड्विधः सः ॥ १ ॥

अन्वयः–अतिउच्च–भाषण–विष–अध्ययन–अभिघात-संदूषणैः प्रकुपिताः ते पवनादयः तु स्वरवहेषु स्रोतःसु प्रतिष्ठां गताः (सन्तः) स्वर हन्युः, सः अपि षड्विधः हि भवति ॥

અત્યંત ઊંચે બોલવાથી, ઝેર ખાવાથી, ઊંચે સ્વરે વેદ આદિ ભણવાથી, કંઠ આદિ પ્રદેશમાં લાકડી વગેરેનો પ્રહાર વાગવાથી અને બીજા પણ પોતપોતાના દુષ્ટ હેતુથી પ્રકોપ પામેલા વાયુ આદિ દોષો, સ્વરને ચલાવનાર નાડીઓરૂપ સ્રોતોમાં સ્થિતિ પામીને સ્વરનો નાશ કરે છે; તે 'સ્વરભેદ' (વાયુથી, પિત્તથી, કફથી, ત્રણેથી, ક્ષયથી અને મેદથી થઈને) છ પ્રકારનો થાય છે. ૧

टीका–अध्ययनम्=उच्चैर्वेदादिपाठः, अभिघातः=कण्ठादिदेशे लगुडादिभिः। 'एतैरत्युच्चभाषणादिभिश्चतुर्भिः संदूषणैरन्यैरपि निजैर्दुष्टहेतुभिः, स्रोतःसु=स्वरवहेषु चतुर्षु प्रतिष्ठां=स्थितिं गताः, स्वरं हन्यु'रिति लक्षणः सः= स्वरभेदः, षड्विधः–वात–पित्त–कफ–सन्निपात-क्षय-मेदोभवभेदैः॥ (આ ટીકાનો બધો અર્થ ઉપર સમાવ્યો છે.)

---

* प्रकुपितैः वातादिभिः षड्भिः स्वरस्य भेदः–अभिघातः–કોપેલા વાયુ આદિ છને લીધે ઘાંટો બેસી જવો–તે સ્વરભેદ નામનો રોગ (છ પ્રકારનો) કહેવાય છે. પ્રાણ તથા ઉદાનવાયુના દોષનો ધર્મ સમાન હોવાને લીધે તેમજ શ્વાસરોગમાં સ્વરભેદ એટલે ઘાંટો બેસી જવો, એ પણ થાય છે. તેથી શ્વાસના અધિકાર સાથે સંકળાયેલો આ સ્વરભેદનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરે છે.

---

तत्र वातिकस्वरभेदिनो लक्षणमाह–

### વાયુથી થયેલા સ્વરભેદનું લક્ષણ

वातेन कृष्णनयनाननमूत्रवर्चा, भिन्नं शनैर्वदति गर्दभवत्खरश्च ॥ २ ॥

अन्वयः–वातेन (स्वरभेदवान् रोगी) गर्दभवत्–खरं भिन्नं शनैः वदति, च कृष्ण–नयन–आनन–मूत्र–वर्चाः (भवति) ॥

જેને વાયુથી સ્વરભેદ થયો હોય તે માણસ ગધેડાના જેવા કંટાળો આપતા કઠોર અવાજે ત્રુટક ત્રુટક બોલે છે અને તેનાં નેત્ર, મોઢું, મૂત્ર તથા વિષ્ઠા કાળાં થઈ જાય છે. ૨

पित्तेनाह–

### પિત્તથી થયેલા સ્વરભેદનું લક્ષણ

पित्तेन पीतनयनाननमूत्रवर्चा, ब्रूयाद्गलेन स च दाहसमन्वितेन ॥ ३ ॥

अन्वयः–पित्तेन च सः दाहसमन्वितेन गलेन ब्रूयात्, पीत–नयन–आनन–मूत्र–वर्चाः (भवति) ॥

જેને પિત્તથી સ્વરભેદ થયો હોય તે માણસ, બોલવાના સમયે બળતરાવાળા ગળાથી બોલે છે અને તેનાં નેત્ર, મોઢું, મૂત્ર તથા વિષ્ઠા પીળાં થઈ જાય છે. ૩

टीका–गलदाहो वचनसमय एव बोद्धव्यः॥

कफेनाह–

### કફથી થયેલા સ્વરભેદનું લક્ષણ

ब्रूयात्कफेन सततं कफरुद्धकण्ठः स्वल्पं शनैर्वदति चापि दिवा विशेषात् ॥ ४ ॥

अन्वयः–कफेन (स्वरभेदवान् रोगी) सततं कफ–रुद्ध–कण्ठः (सन्) स्वल्प ब्रुयात् शनैः स्वल्पं वदति, दिवा च विशेषात् अपि (वदति) ॥

જેને કફથી સ્વરભેદ થયો હોય તે માણસ, નિરંતર કફથી રોકાયેલા ગળાવાળો થઈ જઈ ધીરે ધીરે થોડુંક બોલી શકે છે અને દિવસે સૂર્યનાં કિરણોથી કફ કાંઈક ઓછો થવાથી કાંઈક વધારે પણ બોલી શકે છે. ૪

टीका–दिवा सूर्यरश्मिभिः कफस्याल्पीभावात् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

सन्निपातेनाह–

### ત્રણે દોષોના સન્નિપાતથી થયેલા સ્વરભેદનું લક્ષણ

सर्वात्मके भवति सर्वविकारसम्पत्, तच्चाप्यसाध्यमृषयः स्वरभेदमाहुः ॥ ५ ॥

अन्वय:-सर्वात्मके सर्वविकारसंपद् भवति, अपि च न स्वरभेदम् ऋषयः असाध्यम् आहुः ॥

क्षयजमाह-

અથવા (ત્રણે) દોષોથી થયેલ સ્વરભેદમાં માણસ ઉપર કહેલા ત્રણે દોષોના વિકારવાળો થાય છે; તેમ જ એ સ્વરભેદને ઋષિઓ અસાધ્ય કહે છે. ૫

क्षयजमाह-

**ક્ષયથી થયેલા સ્વરભેદનું લક્ષણ**

**धूम्येत वाक् क्षयकृते क्षयमाप्नुयाच्च, स्यादेव चापि हतवाक् परिवर्जनीयः ॥ ६ ॥**

अन्वयः-क्षयकृत (स्वरभेदे) वाक् धूम्येत, क्षय च आप्नुयात्, अपि च एषः हतवाक् (वैद्येन) परिवर्जनीयः स्यात् ॥

ક્ષયથી થયેલ સ્વરભેદમાં માણસની વાણી જાણે ધુમાડાવાળી હોય એવી નીકળે અથવા ક્ષય જ પામી જાય. એ હણાયેલી વાણીવાળા માણસનો (સ્વરભેદ) વૈદ્યે અસાધ્ય જાણી ત્યાગ જ કરવો-તેની ચિકિત્સા ન જ કરવી. ૬

टीका-वाक् धूम्येत=सधूमेव निःसरति, क्षय वाप्नुयाद्वागेव ॥ (આનો અર્થ ઉપર છે.)

मेदोभवमाह-

**મેદથી થયેલા સ્વરભેદનું લક્ષણ**

**अन्तर्गलं स्वरमलक्ष्यपदं चिरेण, मेदोऽन्वयाद्वदति दिग्धगलस्तृषार्तः ॥ ७ ॥**

अन्वयः-मेदोऽन्वयात् (स्वरभेदवान् रोगी) अन्तर्गलम् अलक्ष्यपदं स्वर चिरेण वदति, दिग्धगलः तृषार्तः (च भवति) ॥

મેદના સંબંધથી થયેલ સ્વરભેદવાળો માણસ ગળાની અંદર જ બીજાઓ ન સમજી શકે એવાં પદોવાળો સ્વર ઘણી વાર લગાડીને કાઢે છે; તેમ જ મેદથી તથા કફથી ખરડાયેલા ગળાવાળો અને તરસથી પીડાયેલો થાય છે. ૭

टीका-अन्तर्गल=गलस्य मध्य एव, स्वर वदति । दिग्धगल.=मेदसा श्लेष्मणा च लिप्तगल. ॥ (આનો અર્થ ઉપર છે)

असाध्यत्वमाह-

**અસાધ્ય સ્વરભેદ**

**क्षीणस्य वृद्धस्य कृशस्य चापि, चिरोत्थितो यश्च सहोपजातः। मेदस्विनः सर्वसमुद्भवश्च, स्वरामयो नैव स सिद्धिमेति ॥ ८ ॥**

अन्वय.-क्षीणस्य, वृद्धस्य, अपि वा कृशस्य, यः च चिरोत्थितः, सह-उपजातः, मेदस्विनः, च यः सर्वसमुद्भवः-सः स्वरामयः सिद्धिं न एव एति ॥

ક્ષયરોગવાળાનો, વૃદ્ધનો અથવા અપુષ્ટ-દૂબળાનો, તેમ જ લાંબા કાળથી થયેલો, જન્મની સાથે જ થયેલો, મેદવાળાને થયેલો અને ત્રણે દોષોથી થયેલો જે સ્વરભેદનો રોગ હોય છે, તે અસાધ્ય છે. ૮

टीका-क्षीणस्य=क्षयरोगिण, कृशस्य=अपुष्टस्य ॥

स्वरभेदचिकित्सा-

**સ્વરભેદની ચિકિત્સા**

**वातादिजनितश्वासकासघ्ना ये प्रकीर्तिताः । योगास्तानत्र युञ्जीत यथादोषं चिकित्सकः ॥९॥ वाते सलवणं तैलं पित्ते सर्पिः समाक्षिकम् । कफे सक्षारकटुकं क्षौद्रं कवल इष्यते ॥ १० ॥ गले तालुनि जिह्वायां दन्तमूलेषु चाश्रितः । तेन निष्कृष्यते श्लेष्मा स्वरश्चाशु प्रसीदति ॥११॥ आद्ये कोष्णं जलं पेयं भुक्त्वा घृतरसौदनम् । क्षीराम्बुपानं पित्तोत्थे पिबेत्सर्पिरतन्द्रितः ॥१२॥ पिप्पलीं पिप्पलीमूलं मरिचं विश्वभेषजम् । पिबेन्मूत्रेण मतिमान् कफजे स्वरसंक्षये ॥ १३ ॥**

अन्वयः-वात-आदि-जनित-श्वास-कासघ्नाः ये योगाः प्रकीर्तिताः तान् चिकित्सकः यथादोषम् अत्र युञ्जीत । वाते सलवण तैलं, पित्ते समाक्षिकं सर्पि, कफे सक्षारकटुक क्षौद्र, कवलः इष्यते, तेन गले तालुनि जिह्वाया च दन्तमूलेषु आश्रितः श्लेष्मा निष्कृष्यते, स्वरः च आशु प्रसीदति । आद्ये घृत-रसौदनं भुक्त्वा कोष्ण जलं पेय, पित्तोत्थे अतन्द्रितः (सन्) क्षीराम्बुपान सर्पिः पिबेत्, कफजे स्वरसंक्षये मतिमान् पिप्पलीं पिप्पलीमूलं मरिचं विश्वभेषज मूत्रेण (सह) पिबेत् ॥

વાયુ આદિથી થયેલ શ્વાસ અને ઉધરસને મટાડનારા જે જે ઉપાયો પહેલાં કહ્યા છે, તે તેને વૈદ્યે દોષને અનુસરી આ સ્વરભેદમાં પણ કરવા. વાયુથી થયેલ સ્વરભેદમાં લૂણ સહિત તેલનો, પિત્તથી થયેલ સ્વરભેદમાં મધ સહિત ઘીનો અને કફથી થયેલ સ્વરભેદમ ક્ષાર તથા તીખા પદાર્થો સહિત મધનો કવલ કરાવવો યોગ્ય છે; કારણ એ કવલથી ગળામાં, તાળવામાં, જીભમાં અને દાંતના મૂળોમાં રહેલો કફ ખેંચાઈ આવે છે અને

સ્વર તરત સાફ થાય છે. વાયુથી થયેલ સ્વરભેદમાં ઘી તથા માંસના રસા સહિત ભાત જમીને લગાર ઊનું પાણી પીવું. પિત્તથી થયેલ સ્વરભેદમા આળસ છોડી દૂધ અને પાણીની સાથે ઘી પીવું અને કફથી થયેલ સ્વરભેદમા પીપર, પીપરીમૂળ, મરી તથા સૂંઠનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવું. ૯–૧૩

### નિદિગ્ધિકાવલેહ×

निदिग्धिकातुला ग्राह्या तदर्धं ग्रन्थिकस्य तु।
तदर्धं चित्रकस्यापि दशमूलञ्च तत्समम् ॥ १४॥
जलद्रोणद्वये क्वाथ्यं गृह्णीयादाढकं ततः ।
पूते क्षिपेत्तदर्धन्तु पुराणस्य गुडस्य च ॥ १५॥
सर्वमेकत्र कृत्वा तु लेहवत्साधु साधयेत् ।
अष्टौ पलानि पिप्पल्यास्त्रिजातकपलं तथा ॥१६॥
मरिचस्य पलं चैकं सर्वमेकत्र चूर्णितम् ।
मधुनः कुडवं दत्त्वा तदश्नीयाद्यथानलम् ॥ १७॥
निदिग्धिकावलेहोऽयं भिषग्भिर्मुनिभिर्मतः।
स्वरभेदहरो मुख्यः प्रतिश्यायहरस्तथा ॥ १८॥
कासश्वासाग्निमान्द्यादीन् गुल्ममेहगलामयान्।
आनाहमूत्रकृच्छ्राणि हन्याद् ग्रन्थ्यर्बुदानि च ॥

अन्वयः-निदिग्धिका-तुला ग्राह्या, तदर्धं तु ग्रन्थिकस्य, तदर्धं चित्रकस्य अपि, दशमूलं च तत्सम (गृहीत्वा) जलद्रोणद्वये क्वाथ्य, ततः आढकं गृह्णीयात्, पूते तु (तत्र) पुराणस्य गुडस्य च तदर्धं क्षिपेत्, सर्वम् एकत्र तु कृत्वा लेहवत् साधु साधयेत्, (ततः तत्र) पिप्पल्याः अष्टौ पलानि, तथा त्रिजातपल, मरिचस्य च एक पलम् एकत्र चूर्णित (क्षिप्त्वा) मधुनः कुडवं दत्त्वा यथानलम् अश्नीयात् । भिषग्भिः मुनिभिः अयं निदिग्धिका-अवलेहः मतः, (स च) मुख्यः स्वरभेदहरः, तथा प्रतिश्यायहरः (सन्) कास-श्वास-अग्निमान्द्य-आदीन् गुल्म-मेह-गल-आमयान् आनाह-मूत्रकृच्छ्राणि च ग्रन्थि-अर्बुदानि हन्यात् ॥

ચારસો તોલા ભોરીંગણી લેવી અને બસો તોલા પીપરીમૂળ, સો તોલા ચિત્રક અને સો તોલા દશમૂળ લઈ બે હજાર અડતાળીશ તોલા પાણીમા તેનો ક્વાથ કરવો; બળતાં બસો છપ્પન તોલા પાણી બાકી રહે ત્યારે તે પાણીને વસ્ત્રથી ગળી લઈ તેમાં તેનાથી અરધો જૂનો ગોળ મેળવી દઈ પાછો તેનો ચાટણ જેવો સારો પાક કરવો. પછી એ પાકમાં બત્રીશ તોલા ત્રિજાતક (તજ, તમાલપત્ર, એલચી) અને ચાર તોલા મરીનું ચૂર્ણ તથા સોળ તોલા મધ નાખીને તે અવલેહ જઠરાગ્નિના બળ પ્રમાણે ખાવો. વૈદ્ય મુનિઓએ આ અવલેહને 'નિદિગ્ધિકાવલેહ' કહ્યો છે. આ અવલેહ મુખ્ય તરીકે સ્વરભેદનો નાશ કરનાર અને સળેખમને પણ મટાડનાર હોવા ઉપરાત ઉધરસને, શ્વાસને, અગ્નિની મંદતા આદિને, ગોળાને, પ્રમેહોને, ગળાના રોગોને, વિષ્ઠા રોકાવાથી થયેલ પેડુના આફરાને, મૂત્રકૃચ્છ્રોને, ગ્રંથિઓને અને અર્બુદરોગને પણ મટાડે છે. ૧૪–૧૯

### મૃગનાભ્યાદિ+-અવલેહ

मृगनाभिःससूक्ष्मैलालवङ्गकुसुमानि च ।
त्वक्क्षीरी चेति लेहोऽयं मधुसर्पिःसमायुतः ।
वाक्स्तम्भमुग्रं जयति स्वरभ्रंशसमन्वितम् ॥२०॥

अन्वयः-मृगनाभिः ससूक्ष्म-एला-लवङ्ग-कुसुमानि च त्वक्क्षीरी च, इति अयं लेहः मधु-सर्पिः-समायुक्तः (लीढः चेत्) स्वरभ्रंशसमन्वितम् उग्रं वाक्स्तम्भं जयति ॥

કસ્તૂરી, ઝીણી એલચી, લવિંગ અને વંશલોચન-એટલાંનું ચૂર્ણ કરી મધ તથા ઘી સાથે ચાટયાં હોય તો તે સ્વરભેદ અને વાણીનું ખૂબ અટકવું મટાડે છે. ૨૦

### બ્રાહ્મયાદિ×-અવલેહ

ब्राह्मी वचाऽभया वासा पिप्पली मधुसंयुता ।
अस्य प्रयोगात्सप्ताहात्किन्नरैः सह गीयते ॥२१॥

अन्वयः-ब्राह्मी वचा अभया वासा पिप्पली मधुसंयुता (लेह्या), अस्य (लेहस्य) प्रयोगात् सप्ताहात्

× निदिग्धिका-प्रधानः अवलेहः-જેમા ભોરીંગણી મુખ્ય તરીકે હોય છે, એવા ઓસડિયાં પકવીને તેનું કરેલું ચાટણ, તે નિદિગ્ધિકા અવલેહ કહેવાય છે.

+ मृगनाभिर् आदिर् येषां तानि मृगनाभ्यादीनि, मृगनाभ्यादीनाम् अवलेहः-જેમાં કસ્તૂરી પહેલી-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાંનું ચાટણ-મૃગનાભ્યાદ્યવલેહ કહેવાય છે.

× ब्राह्मी आदिर् येषां तानि-ब्राह्म्यादीनि, तेषाम् अवलेहः-જેમાં બ્રાહ્મી પહેલી-મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનું ચાટણ-બ્રાહ્મી-આદિ અવલેહ કહેવાય છે.

किन्नरैः सह गीयते ॥

બ્રાહ્મી, વજ, હરડે, અરડૂસી અને પીપર વાટી મધ સાથે ચાટવી; આ ચાટણના પ્રયોગથી સાત દિવસની અંદર કિન્નરોની સાથે ગાઈ શકાય છે. (એટલે સ્વરભેદ મટે છે.) ૨૧

સ્વરભેદનો અધિકાર સમાપ્ત

## अथारोचकाधिकारः ।

## ૧૬ : અરોચક(અરુચિ)નો અધિકાર*

तत्र सनिदानमरोचकमाह-

### અરોચકનું નિદાન તથા સંખ્યા સહિત સામાન્ય લક્ષણ

वातादिभिः शोकभयातिलोभ,-क्रोधैर्मनोघ्नाशनरूपगन्धैः । अरोचकाः स्युः,-

अन्वय -वात-आदिभिः शोक-भय-अतिलोभ-क्रोधैः मनोघ्न-अशन-रूप-गन्धैः अरोचकाः स्युः ॥

વાયુ આદિથી, શોકથી, ભયથી, પીડાથી, લોભથી, ક્રોધથી તેમ જ મનોભંગ કરનારાં ભોજનો, રૂપો અને ગંધોથી અન્નાદિ ઉપર જે અરુચિ ઉપજાવે છે, તે 'અરોચક' રોગ કહેવાય છે. (આ અરોચક વાયુથી, પિત્તથી, કફથી, શોક આદિ આગંતુક કારણોથી અને ત્રણે-દોષથી-થતો-હોઈ પાંચ પ્રકારનો છે.)

टीका-अरोचकाः=न भोजने रुचिमुत्पादयन्तीत्यरोचका व्याधयः पञ्च, वातादिभेदैः ॥ (આનો અર્થ ઉપર છે.)

तत्र वातिकस्य लक्षणमाह-

### વાયુથી થયેલ અરોચકનું લક્ષણ

परिहृष्टदन्तः, कषायवक्त्रश्च मतोऽनिलेन ॥ १ ॥

अन्वयः-अनिलेन (अरोचकी) परिहृष्टदन्तः च कषायवक्त्रः मतः ॥

વાયુથી થયેલ અરોચકનો રોગી, જાણે પોતે ખાટા પદાર્થો ખાધા હોય તેમ અંબાયેલ દાંતવાળો અથવા તૂરા રસયુક્ત મુખવાળો થાય છે. ૧

टीका-परिहृष्टदन्तः=अम्लभक्षणेनेव परिहृष्टो दन्तो यस्य सः । तथा कषायवक्त्र =कषायरस वक्त्र यस्य सः ॥

पैत्तिकमाह-

### પિત્તથી થયેલ અરોચકનું લક્ષણ

कट्वम्लमुष्णं विरसञ्च पूति, पित्तेन विद्यात्,-

अन्वय.-पित्तेन (अरोचकी) वक्त्रं कटु अम्लम् उष्णं विरसं च पूति विद्यात् ॥

પિત્તથી થયેલ અરોચકનો રોગી, પોતાના મોઢાને તીખું, ખાટું, રસવગરનું અને દુર્ગંધવાળું જાણે છે.

टीका-कट्वम्लमित्यादिना विद्यादित्यन्तेन पैत्तिकस्य लक्षणमाहु ॥ અહીં મૂળમાં 'कट्वम्लम्' પદથી આરંભી 'विद्यात्' પદ સુધી પિત્તના અરોચકનું લક્ષણ કહે છે

श्लैष्मिकमाह-

### કફથી થયેલ અરોચકનું લક્ષણ

लवणं च वक्त्रम् । माधुर्यपैच्छिल्यगुरुत्वशैत्य,-स्निग्धत्वदौर्गन्ध्ययुतं कफेन ॥ २ ॥

अन्वयः-कफेन (अरोचकी) वक्त्रं लवणं च माधुर्य-पैच्छिल्य गुरुत्व-शैत्य-स्निग्धत्व-दौर्गन्ध्य-युतं (विद्यात्)॥

કફથી થયેલ અરોચકના રોગીનો કફ વિદાહ પામીને ખારો થઈ જવાને લીધે તેને પોતાનું મોઢું ખારું લાગે છે, તેમ જ કફને લીધે જ પોતાના મોઢાને મીઠાશવાળું, અંદર તાતણાવાળું, બહાર સ્નિગ્ધ, ભારે, શીતળતાવાળું અને દુર્ગંધવાળું તે જાણે છે. ૨

टीका-यतो विदग्धः श्लेष्मास्य लवणभावमुपैति, ततो लवणश्च वक्त्रम् । तथा-पैच्छिल्य-मुखस्याभ्यन्तरे, स्निग्धत्व-बहिः । (આનો અર્થ ઉપર છે.)

आगन्तुजमाह-

### આગંતુક કારણોથી થયેલ અરોચકનું લક્ષણ

अरोचके शोकभयातिलोभ,-क्रोधाद्यहृद्याशुचिगन्धजे स्यात् । स्वाभाविकञ्चास्यमथाऽरुचिश्च,

अन्वय -शोक-भय-अतिलोभ-क्रोध-आदि-अहृद्य-अशुचिगन्धजे अरोचके च अरुचिः, अथ च आस्यं स्वाभाविकं स्यात् ॥

શોક, ભય, અતિલોભ, ક્રોધ અને 'આદિ'

---

* न रोचयति-रुचिं नोत्पादयति योऽन्नादिषु इति अरोचक-नञ्पूर्वकाद् रुचेर्ण्यन्ताद् ण्वुल्-જે રોગ માણસને ખોરાક વગેરે ઉપર રુચિ જ થવા દેતો નથી, એ રોગ અરોચક કહેવાય છે; આ અરોચક રોગ પણ ઉપર કહેલ ઊર્ધ્વગામી વિકારરૂપ સ્વરભેદના જેવો જ ઊર્ધ્વગામી વિકારરૂપ જ છે, તેથી ઉપરના સ્વરભેદના અધિકાર સાથે સંકળાયેલો આ અરોચકનો અધિકાર તેના પછી લાગલો શરૂ કરે છે.

શબ્દ ઉપરથી અપ્રિય ભોજન, અપ્રિય રૂપ કે અપ્રિય ગંધથી થયેલ અરોચકમાં અરુચિ છતાં મોઢું સ્વાભાવિક એટલે અવિકૃત રસવાળું રહે છે.

टीका-'क्रोधादी'त्यादिशब्देनाहृद्ययोरशनरूपयोर्ग्रहणं, स्वाभाविकञ्च=अविकृतरसम् ॥ (આનો અર્થ ઉપર છે.)

### ત્રણે દોષથી થયેલ અરોચકનું લક્ષણ

त्रिदोषजे नैकरसं भवेच्च ॥ ३ ॥

अन्वयः-त्रिदोषजे च (आस्यं) नैकरसं भवेत् ॥

પણ ત્રણે દોષોથી થયેલ અરોચકમાં મોઢું અનેક રસોવાળું થઈ જાય છે. ૩

टीका-त्रिदोषजमाह नैकरसं=अनेकरसमास्यं स्यात् ॥ वातजादिभेदेन मुखे विकृतिमभिधायान्यथा विकृतिमाह-

### વાયુ આદિથી થયેલ અરોચકમાં ઉપર કહેલા વિકારો ઉપરાંત બીજા પણ વિકારો

हृच्छूलपीडनयुतं पवनेन पित्तात्, तृड्दाहचोषबहुलं सकफप्रसेकम्। श्लेष्मात्मकं बहुरुजं बहुभिश्च विद्याद्, वैगुण्यमोहजडताभिरथापरञ्च ॥ ४ ॥

अन्वयः-पवनेन हृच्छूलपीडनयुतं, पित्तात् तृड्-दाह-चोष बहुलं, श्लेष्मात्मक सकफप्रसेकं, बहुभिः च बहुरुजम्, अथ च वैगुण्यमोह-जडताभिः अपरं विद्यात् ॥

વાયુથી થયેલ અરોચક હૃદયમાં શૂળની પીડાથી યુક્ત, પિત્તથી થયેલ અરોચક અત્યંત તરસ, બળતરા તથા અગ્નિની પાસે બેઠા જેવો ઘણો સંતાપ કરનાર, કફથી થયેલ અરોચક મોઢામાં કફવાળાં થૂંક લાવનાર, ત્રણે દોષોથી થયેલ અરોચક ઉપર કહેલ બધી પીડા કરનાર અને મનમાં વ્યાકુળતા, મોહ તથા શૂન્યતા ઉપરથી બીજો-આગંતુજ અરોચક જાણવો. ૪

टीका-हृच्छूलपीडनयुतं=हृदि शूलेन पीडनं तेन युतम्, चोष=पार्श्वस्थिताग्निनेव सन्तापः, बहुभिः=त्रिभिर्दोषैः, बहुरुजम्=उक्तवातादिरोगयुक्तं, वैगुण्यं=मनसो व्याकुलत्वं जडता=शून्यता, अपरं=आगन्तुजम् ॥

भक्तद्वेषभक्ताच्छन्दौ चरकसुश्रुताभ्यामरोचकत्वेनैव संगृहीतौ। वृद्धभोजस्तयोर्लक्षणानि पृथगाह-જોકે ચરકે અને સુશ્રુતે ભક્તદ્વેષને અને ભક્તાચ્છંદને અરોચકમાં જ ગણેલ છે, છતાં વૃદ્ધભોજે એનાં લક્ષણો અરોચકથી જુદાં કહ્યાં છે; જેમ કે-

### વૃદ્ધભોજે કહેલાં અરોચકનાં જુદાં લક્ષણો

प्रक्षिप्तन्तु मुखे चान्नं यत्र नास्वादते नरः। अरोचकः स विज्ञेयो भक्तद्वेषमतः शृणु ॥ ५ ॥

अन्वयः-यत्र च नरः मुखे प्रक्षिप्तं तु अन्नं न आस्वादते, सः अरोचकः विज्ञेयः, अतः भक्तद्वेषं शृणु ॥

જેમાં માણસ, મોઢામાં નાખેલ ખોરાકનો સ્વાદ જ ન અનુભવે-એટલે કોઈ પણ ખોરાક તેને મીઠો ન જ લાગે, તેને અરોચક રોગ જાણવો; ભક્તદ્વેષને તો એથી અલગ સાંભળો. ૫

टीका-नास्वादते=अन्नस्य मिष्टतां न प्राप्नोति, तदन्नं मिष्टं न लगतीति यावत् ॥ (આનો અર્થ ઉપર છે.)

### ભક્તદ્વેષનાં તથા ભક્તાચ્છંદનાં વૃદ્ધભોજે કહેલાં અલગ લક્ષણો

चिन्तयित्वा तु मनसा दृष्ट्वा स्पृष्ट्वा तु भोजनम्। द्वेषमायाति यो जन्तुर्भक्तद्वेषः स उच्यते ॥ ६ ॥ कुपितस्य भयार्त्तस्य तथा भक्तविरोधिनः। यत्र नास्ति भवेच्छ्रद्धा स भक्ताच्छन्द उच्यते ॥७॥

अन्वयः-यः जन्तुः भोजनं मनसा तु चिन्तयित्वा दृष्ट्वा स्पृष्ट्वा तु द्वेषम् आयाति, सः भक्तद्वेषः उच्यते ॥ कुपितस्य भयार्त्तस्य तथा भक्तविरोधिनः (जनस्य) यत्र अन्ने श्रद्धा न भवेत्, सः भक्त-अच्छन्दः उच्यते ॥

જે રોગમાં માણસ ભોજનનું ચિંતન પણ કરી, ભોજનને નજરે જોઈને કે ભોજનનો સ્પર્શ કરીને પણ ભોજન ઉપર જે દ્વેષ ધરાવે, તે 'ભક્તદ્વેષ' (એટલે ખોરાક ઉપરની અપ્રીતિ) નામનો રોગ કહેવાય છે; તેમ જ કોપેલા, ભયભીત થયેલા કે ખોરાકના વિરોધી બનેલા જે માણસને અન્ન ઉપર શ્રદ્ધા જ ન રહે, એ 'ભક્તાચ્છંદ' (એટલે ખોરાક તરફ અશ્રદ્ધા) નામનો રોગ કહેવાય છે. ૬,૭

अथारोचकस्य चिकित्सामाह-

### અરોચકની સામાન્ય ચિકિત્સા

भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम्। रोचनं दीपनं वह्नेर्जिह्वाकण्ठविशोधनम् ॥ ८ ॥ शृङ्गवेररसं वापि मधुना सह योजयेत्। अरुचिश्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥ ९ ॥

अन्वयः-भोजन-अग्रे सदा लवण-आर्द्रकभक्षणं पथ्यं रोचनं वह्नेः दीपनं जिह्वा-कण्ठ-विशोधनं (भवति)॥ अपि वा मधुना सह शृङ्गवेररसं योजयेत्, (तदपि) अरुचि-श्वास-कासघ्नं प्रतिश्याय-कफ-अपहम् (अस्ति)॥

किन्नरैः सह गीयते ॥

બ્રાહ્મી, વજ, હરડે, અરડૂસી અને પીપર વાટી મધ સાથે ચાટવી; આ ચાટણના પ્રયોગથી સાત દિવસની અંદર કિન્નરોની સાથે ગાઈ શકાય છે. (એટલે સ્વરભેદ મટે છે.) ૨૧

સ્વરભેદનો અધિકાર સમાપ્ત

## अथारोचकाधिकारः ।

## ૧૬ : અરોચક(અરુચિ)નો અધિકાર*

तत्र सनिदानमरोचकमाह-

### અરોચકનું નિદાન તથા સંખ્યા સહિત સામાન્ય લક્ષણ

**वातादिभिः शोकभयातिलोभ,-क्रोधैर्मनोघ्नाशनरूपगन्धैः । अरोचकाः स्युः,-**

अन्वय -वात-आदिभिः शोक-भय-अतिलोभ-क्रोधैः मनोघ्न-अशन-रूप-गन्धैः अरोचका स्युः ॥

વાયુ આદિથી, શોકથી, ભયથી, પીડાથી, લોભથી, ક્રોધથી તેમ જ મનોભંગ કરનારા ભોજનો, રૂપો અને ગંધોથી અન્નાદિ ઉપર જે અરુચિ ઉપજાવે છે, તે 'અરોચક' રોગ કહેવાય છે (આ અરોચક વાયુથી, પિત્તથી, કફથી, શોક આદિ આગંતુક કારણોથી અને ત્રિદોષથી-થતો-હોઈ પાંચ પ્રકારનો છે)

टीका-अरोचका =न भोजने रुचिमुत्पादयन्तीत्यरोचका व्याधयः पञ्च, वातादिभिरे ॥ (આનો અર્થ ઉપર છે)

तत्र वातिकस्य लक्षणमाह-

### વાયુથી થયેલ અરોચકનું લક્ષણ

**परिहृष्टदन्तः, कषायवक्त्रश्च मतोऽनिलेन ॥ १ ॥**

अन्वय -अनिलेन (अरोचकी) परिहृष्दन्त च कषायवक्त्रः मतः ॥

વાયુથી થયેલ અરોચકનો રોગી, જાણે પોતે ખાટા પદાર્થો ખાધા હોય તેમ અંબાયેલ દાંતવાળો અથવા તૂરા રસયુક્ત મુખવાળો થાય છે. ૧

टीका-परिहृष्दन्तः=अम्लभक्षणेनेव परिहृष्टो दन्तो यस्य स । तथा कषायवक्त्र =कषायरस वक्त्र यस्य स ॥

पैत्तिकमाह-

### પિત્તથી થયેલ અરોચકનું લક્ષણ

**कट्वम्लमुष्णं विरसञ्च पूति, पित्तेन विद्यात्,-**

अन्वय -पित्तेन (अरोचकी) वक्त्रं कटु अम्लम् उष्ण विरस च पूति विद्यात् ॥

પિત્તથી થયેલ અરોચકનો રોગી, પોતાના મોઢાને તીખું, ખાટું, રસવગરનું અને દુર્ગંધવાળું જાણે છે

टीका-कट्वम्लमित्यादिना विद्यादित्यन्तेन पैत्तिकस्य लक्षणमाहु ॥ અહીં મૂળમાં 'कट्वम्लम्' પદથી આરંભી 'विद्यात्' પદ સુધી પિત્તના અરોચકનું લક્ષણ કહે છે

श्लैष्मिकमाह-

### કફથી થયેલ અરોચકનું લક્ષણ

**लवणं च वक्त्रम् । माधुर्यपैच्छिल्यगुरुत्वशैत्य,-स्निग्धत्वदौर्गन्ध्ययुतं कफेन ॥ २ ॥**

अन्वय.-कफेन (अरोचकी) वक्त्रं लवण च माधुर्य-पैच्छिल्य गुरुत्व-शैत्य स्निग्धत्व-दौर्गन्ध्य-युत (विद्यात्)॥

કફથી થયેલ અરોચકના રોગીનો કફ વિદાહ પામીને ખારો થઈ જવાને લીધે તેને પોતાનું મોઢું ખારું લાગે છે, તેમ જ કફને લીધે જ પોતાના મોઢાને મીઠાશવાળું, અંદર તાતણાવાળું, બહાર સ્નિગ્ધ, ભારે, શીતળતાવાળું અને દુર્ગંધવાળું તે જાણે છે. ૨

टीका-यतो विदग्ध. श्लेष्मास्य लवणभावमुपैति, ततो लवणश्च वक्त्रम् । तथा-पैच्छिल्य-मुखस्याभ्यन्तरे, स्निग्धत्व-बहि । (આનો અર્થ ઉપર છે)

आगन्तुजमाह-

### આગંતુક કારણોથી થયેલ અરોચકનું લક્ષણ

**अरोचके शोकभयातिलोभ,-क्रोधाद्यहृद्याशुचिगन्धजे स्यात् । स्वाभाविकञ्चास्यमथाऽरुचिश्च,**

अन्वय -शोक-भय-अतिलोभ-क्रोध-आदि-अहृद्य-अशुचिगन्धजे अरोचके च अरुचिः, अथ च आस्य स्वाभाविक स्यात् ॥

શોક, ભય, અતિલોભ, ક્રોધ અને 'આદિ'

---

* न रोचयति-रुचिं नोत्पादयति योऽन्नादिषु इति अरोचक -नञ्पूर्वकाद् रुचेर्ण्यन्ताद् ण्वुल्-જે રોગ માણસને ખોરાક વગેરે ઉપર રુચિ જ થવા દેતો નથી, એ રોગ અરોચક કહેવાય છે, આ અરોચક રોગ પણ ઉપર કહેલ ઊર્ધ્વગામી વિકારરૂપ સ્વરભેદના જેવો જ ઊર્ધ્વગામી વિકારરૂપ જ છે, તેથી ઉપરના સ્વરભેદના અધિકાર સાથે સંકળાયેલો આ અરોચકનો અધિકાર તેના પછી લાગલો શરૂ કરે છે

૨૦૮ ઉપરથી અપ્રિય ભોજન, અપ્રિય રૂપ કે અપ્રિય ગંધથી થયેલ અરોચકમાં અરુચિ છતાં મોઢું સ્વાભાવિક એટલે અવિકૃત રસવાળું રહે છે.

टीका-'क्रोधादी'त्यादिशब्देनाहृद्ययोरशनरूपयोर्ग्रहणं, स्वाभाविकत्व=अविकृतरसम् ॥ (આનો અર્થ ઉપર છે.)

### ત્રણે દોષથી થયેલ અરોચકનું લક્ષણ

त्रिदोषजे नैकरसं भवेच्च ॥ ३ ॥

अन्वय.-त्रिदोषजे च (आस्य) नैकरस भवेत् ॥

પણ ત્રણે દોષોથી થયેલ અરોચકમાં મોઢું અનેક રસોવાળું થઈ જાય છે. ૩

टीका-त्रिदोषजमाह नैकरस=अनेकरसमास्य स्यात् ॥ वातजादिभेदेन मुखे विकृतिमभिधायान्यथा विकृतिमाह-

### વાયુ આદિથી થયેલ અરોચકમાં ઉપર કહેલા વિકારો ઉપરાંત બીજા પણ વિકારો

हृच्छूलपीडनयुतं पवनेन पित्तात्, तृड्-दाहचोषबहुलं सकफप्रसेकम्। श्लेष्मात्मकं बहुरुजं बहुभिश्च विद्यात्, वैगुण्यमोहजडताभिरथापरञ्च ॥ ४ ॥

अन्वय:-पवनेन हृच्छूलपीडनयुतं, पित्तात् तृड्-दाह-चोष बहुलं, श्लेष्मात्मक सकफप्रसेक, बहुभिः च बहुरुजम्, अथ च वैगुण्यमोह-जडताभिः अपर विद्यात् ॥

વાયુથી થયેલ અરોચક હૃદયમાં શૂળની પીડાથી યુક્ત, પિત્તથી થયેલ અરોચક અત્યંત તરસ, બળતરા તથા અગ્નિની પાસે બેઠા જેવો ઘણો સંતાપ કરનાર, કફથી થયેલ અરોચક મોઢામાં કફવાળાં થૂંક લાવનાર, ત્રણે દોષોથી થયેલ અરોચક ઉપર કહેલ બધી પીડા કરનાર અને મનમાં વ્યાકુળતા, મોહ તથા શૂન્યતા ઉપરથી બીજો-આગંતુજ અરોચક જાણવો. ૪

टीका-हृच्छूलपीडनयुत=हृदि शूलेन पीडनं तेन युतम्, चोष=पार्श्वस्थिताग्निनेव सन्तापः, बहुभिः=त्रिभिर्दोषैः, बहुरुजम्=उक्तवातादिरोगयुक्तं, वैगुण्यं=मनसो व्याकुलत्व जडता=शून्यता, अपरं=आगन्तुजम् ॥

भक्तद्वेषभक्तान्छन्दौ चरकसुश्रुताभ्यामरोचकत्वेनैव सगृहीतौ। वृद्धभोजस्तेषां लक्षणानि पृथगाह-જોકે ચરકે અને સુશ્રુતે ભક્તદ્વેષને અને ભક્તાચ્છંદને અરોચકમાં જ ગણેલ છે, છતાં વૃદ્ધભોજે એનાં લક્ષણો અરોચકથી જુદાં કહ્યાં છે; જેમ કે-

### વૃદ્ધભોજે કહેલાં અરોચકનાં જુદાં લક્ષણો

प्रक्षिप्तन्तु मुखे चान्नं यत्र नास्वादते नरः। अरोचकः स विज्ञेयो भक्तद्वेषमतः शृणु ॥ ५ ॥

अन्वय:-यत्र च नरः मुखे प्रक्षिप्त तु अन्न न आस्वादते, सः अरोचकः विज्ञेयः, अतः भक्तद्वेष शृणु ॥

જેમાં માણસ, મોઢામાં નાખેલ ખોરાકનો સ્વાદ જ ન અનુભવે-એટલે કોઈ પણ ખોરાક તેને મીઠો ન જ લાગે, તેને અરોચક રોગ જાણવો; ભક્તદ્વેષને તો એથી અલગ સાંભળો. ૫

टीका-नास्वादते=अन्नस्य मिष्टतां न प्राप्नोति, तदन्न मिष्टं न लगतीति यावत् ॥ (આનો અર્થ ઉપર છે.)

### ભક્તદ્વેષનાં તથા ભક્તાચ્છંદનાં વૃદ્ધભોજે કહેલાં અલગ લક્ષણો

चिन्तयित्वा तु मनसा दृष्ट्वा स्पृष्ट्वा तु भोजनम्। द्वेषमायाति यो जन्तुर्भक्तद्वेषः स उच्यते ॥ ६ ॥
कुपितस्य भयार्त्तस्य तथा भक्तविरोधिनः। यत्र नान्ने भवेच्छ्रद्धा स भक्ताच्छन्द उच्यते ॥७॥

अन्वय:-यः जन्तुः भोजन मनसा तु चिन्तयित्वा दृष्ट्वा स्पृष्ट्वा तु द्वेषम् आयाति, सः भक्तद्वेषः उच्यते ॥ कुपितस्य भयार्त्तस्य तथा भक्तविरोधिनः (जनस्य) यत्र अन्ने श्रद्धा न भवेत्, सः भक्त-अच्छन्दः उच्यते ॥

જે રોગમાં માણસ ભોજનનું ચિંતન પણ કરી, ભોજનને નજરે જોઈને કે ભોજનનો સ્પર્શ કરીને પણ ભોજન ઉપર જે દ્વેષ ધરાવે, તે 'ભક્તદ્વેષ' (એટલે ખોરાક ઉપરની અપ્રીતિ) નામનો રોગ કહેવાય છે; તેમ જ કોપેલા, ભયભીત થયેલા કે ખોરાકના વિરોધી બનેલા જે માણસને અન્ન ઉપર શ્રદ્ધા જ ન રહે, એ 'ભક્તાચ્છંદ' (એટલે ખોરાક તરફ અશ્રદ્ધા) નામનો રોગ કહેવાય છે. ૬,૭

अथारोचकस्य चिकित्सामाह-

### અરોચકની સામાન્ય ચિકિત્સા

भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम्। रोचनं दीपनं वह्नेर्जिह्वाकण्ठविशोधनम् ॥ ८ ॥
शृङ्गवेररसं वापि मधुना सह योजयेत्। अरुचिश्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥ ९ ॥

अन्वय:-भोजन-अग्रे सदा लवण-आर्द्रकभक्षणं पथ्य रोचन वह्नेः दीपन जिह्वा-कण्ठ-विशोधनं (भवति) ॥ अपि वा मधुना सह शृङ्गवेररस योजयेत्, (तदपि) अरुचि-श्वास-कासघ्नं प्रतिश्याय-कफ-अपहम् (अस्ति) ॥

ભોજનની પહેલાં સર્વકાળે લૂણ અને આદુ ખાવું, એ પથ્ય હોઈ રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને જીભને તથા કંઠને સાફ કરનાર છે; અથવા જમ્યા પહેલાં મધની સાથે આદુનો રસ પીવો એ પણ અરુચિ, શ્વાસ, ઉધરસ, સળેખમ અને કફનો નાશ કરે છે. ૮,૯

### અમ્લિકાપાનક×

पक्काम्लिका सिता शीतवारिणा वस्त्रगालिता।
एलालवङ्गकर्पूरमरिचैरवधूलिता ॥ १० ॥
पानकस्यास्य गण्डूषं धारयित्वा मुखे मुहुः।
अरुचिं नाशयत्येव पित्तं प्रशमयेत्तथा ॥ ११ ॥

अन्वय.–पक्वा अम्लिका (च) सिता शीतवारिणा (युता) वस्त्रगालिता (च कार्या), अस्य पानकस्य गण्डूषं मुखे मुहुः धारयित्वा अरुचिं नाशयति एव, तथा पित्तं प्रशमयेत् ॥

પાકેલા આંબલીનાં ફળ અને સાકરને ટાઢા પાણીમાં ઘોળી તે પાણીને વસ્ત્રથી ગાળી લઈ તેમાં એલચી, લવિંગ, કપૂર અને મરીનું ચૂર્ણ ભભરાવવું, એટલે 'અમ્લિકાપાનક' તૈયાર થાય છે. આ પાનકનો કોગળો જો મોઢામાં વારંવાર રાખ્યો હોય, તો તે અરુચિનો નાશ કરે છે અને પિત્તને શમાવે છે.

### રાઈ વગેરેથી યુક્ત તક્રપાનક+

राजिकाजीरकौ भृष्टौ भृष्टं हिङ्गु सनागरम्।
सैन्धवं दधि गोः सर्वं वस्त्रपूतं प्रकल्पयेत् ॥१२॥
तावन्मात्रं क्षिपेत्तत्र यथा स्याद्रुचिरुत्तमा।
तक्रमेतद्भवेत्सद्यो रोचनं वह्निवर्धनम् ॥ १३ ॥

अन्वयः–भृष्टौ राजिकाजीरकौ, भृष्टं हिङ्गु सनागरं, सैन्धवं गोः दधि, सर्वं वस्त्रपूतं प्रकल्पयेत्, तत्र तक्रं तावन्मात्रं क्षिपेत्, यथा उत्तमा रुचिः स्यात्, एतत् (पानकं) सद्यः रोचनं वह्निवर्धनं भवेत् ॥

શેકેલી રાઈ, શેકેલું જીરું, શેકેલી હિંગ, શેકેલી સૂંઠ, સિંધવ અને ગાયનું દહીં (એટલે એક ચતુર્થાંશ પાણી નાખેલ ગાયના દહીંનું તક્ર–છાશ) એ બધાને મિશ્ર કરી વસ્ત્રથી ગાળી લેવાં; તેમાં ગાયની એ ઘાટી છાશ તેટલી જ નાખવી કે જેટલીથી ઉત્તમ રુચિ થાય; આ છાશનું પીણું તરત જ રુચિ ઉત્પન્ન કરે છે અને જઠરાગ્નિને વધારે છે.૧૨,૧૩

टीका–तक्रं=गव्यम् ॥

### શિખરિણી- કે શ્રીખંડ

सम्यगावर्तितं दुग्धं निरुद्धं दधि माहिषम्।
एकीकृत्य पटे घृष्टं शुभ्रशर्करया समम् ॥ १४ ॥
एलालवङ्गकर्पूरमरिचैश्च समन्वितम्।
नाम्ना शिखरिणी कुर्याद्रुचिं सकलवल्लभा ॥१५॥

अन्वयः–सम्यक् आवर्तितं दुग्धं निरुद्धं माहिषं दधि पटे एकीकृत्य शुभ्रशर्करया समं घृष्टं च एला–लवङ्ग–कर्पूर–मरिचैः समन्वितं (सत्) सकल-वल्लभा नाम्ना शिखरिणी रुचिं कुर्यात् ॥

સારી પેઠે ઉપર નીચે કરી ફેરવેલું–હલાવેલું દૂધ અને વસ્ત્રમાં બાંધી પાણી વગરનું કરેલું ભેંસનું દહીં કપડા પર એકઠાં કરી તેમાં સ્વચ્છ સાકર નાખી ઘસી ગાળી લઈ તેમાં એલચી, લવિંગ, ભીમસેની બરાસ અને મરી નાખવાં, એટલે સઘળા લોકોને

---

× अमति–रुजति–भनक्ति अरुचिम् इति अम्लः–अम रोगे–बाहुलकात् क्लः, ततः अम्लः रसः अस्ति अस्या–अम्लिका–'अत इनिठनौ' इति ठन्, ठस्येकः, टाप्, ततः अम्लिकायाः सितादि–युतायाः शीतवारिणा पानकम्–અરુચિનો નાશ કરનારા ખાટા રસવાળી આંબલીનું સાકર વગેરે નાખી શીતળ પાણીથી તૈયાર કરેલું પીણું–અમ્લિકાપાનક કહેવાય છે.

+ तकति–गच्छति रोचकतां वह्निवृद्धयै चेति तक्रं–चतुर्थांशजलयुक्तं दधिघोलम्, तकु गतौ 'स्फायितञ्चि'–(उणा. २–१३) इति रक्, न्यङ्क्वादित्वात् कुत्वम्, ततः तक्रस्य राजिकादियुक्तस्य पानकम्–રુચિ ઉપજાવે અને જઠરાગ્નિ વધારે તે માટે ચતુર્થાંશ પાણીવાળા દહીંની રાઈ વગેરે નાખેલી છાશનું પીણું તક્રપાનક કહેવાય છે.

– शिखरस्य सर्वोच्चं स्थानम् अस्ति अस्याः सर्वेषु दधिविकार–लेह्येषु सकलवल्लभत्वात् इति शिखरिणी–'अत इनि' इति इन्, नान्तत्वाच्च ङीप्–દહીંનાં બનતાં સર્વ ચાટણોમાં જેનું સ્થાન સર્વ કરતાં ઊંચુ–શિખર જેવું છે; કેમ કે દરેક લોકોને જે અત્યંત પ્રિય થઈ પડે છે, તેથી શિખરિણી–શીખંડ કે શ્રીખંડ–એટલે श्रियाः सर्वोत्कृष्टस्वादसंपदः खण्डः–एकविभाग इवेति श्रीखण्डः–સર્વ પદાર્થો કરતાં અતિ ઉત્કૃષ્ટ સ્વાદની લક્ષ્મીનો જાણે અમુક વિભાગ હોય, તેવો હોવાથી શ્રીખંડ એટલે શીખંડ.

પ્રિય એવી શિખરિણી કે શ્રીખંડ નામે તૈયાર થાય છે, જે રુચિને ઉત્પન્ન કરે છે. ૧૪,૧૫

### દાડિમાદિ ચૂર્ણ×

द्वे पले दाडिमाम्लस्य खण्डं दद्यात् पलत्रयम्।
त्रिसुगन्धि पलं चैकं चूर्णमेकत्र कारयेत् ॥ १६॥
तच्चूर्णं मात्रया भुक्तमरोचकहरं परम्।
दीपनं पाचनञ्च स्यात्पीनसज्वरकासजित् ॥ १७॥

अन्वयः-द्वे पले दाडिम-अम्लस्य, पलत्रयं खण्डं, च एकं पलं त्रिसुगन्धि दद्यात्, एकत्र चूर्णं कारयेत्। तच्चूर्णम् मात्रया भुक्तं (सत्) परम् अरोचकहरं दीपनं पाचनं च पीनस-ज्वर-कासजित् स्यात् ॥

આઠ તોલા દાડિમનાં બીજ (દાડિમ સાર), બાર તોલા ખાંડ અને એક તોલો ત્રિસુગંધિ(=તજ, તમાલપત્ર અને એલચી)નું ચૂર્ણ એકઠું કરવું. તે ચૂર્ણ માત્રા પ્રમાણે ખાધું હોય તો તે અરુચિને અત્યંત મટાડે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, પાચન છે અને સળેખમ, જ્વર તથા ઉધરસને પણ મટાડે છે.

### લવંગાદિ-ચૂર્ણ+

लवङ्गकङ्कोलमुशीरचन्दनं, नतं सनीलोत्पलकृष्णजीरकम्। जलं सकृष्णागुरुभृङ्गकेसरं, कणा च विश्वा नलदं सहैलया ॥ १८ ॥
तुषारजातीफलवंशरोचनाः, सितार्द्धभागाः सकलं विचूर्णितम्। सुरोचनं तर्पणमग्निदीपनं, बलप्रदं वृष्यतमं त्रिदोषजित् ॥ १९ ॥
उरोविबन्धं तमकं गलग्रहं, सकासहिक्काऽरुचियक्ष्मपीनसम्। ग्रहण्यतीसारमुरःक्षतं नृणां, तथा प्रमेहान्निखिलान्निहन्ति च ॥ २० ॥

अन्वयः-लवङ्ग-कङ्कोलम् उशीर-चन्दनं नतं सनील-उत्पल-कृष्णजीरकं जलं सकृष्णागुरु-भृङ्ग-केसरं कणा च विश्वा नलदं सह एलया तुषार-जातीफल-वंशरोचनाः सकलं विचूर्णितं (भक्षितं चेत्) सुरोचनं तर्पणम् अग्निदीपनं बलप्रदं वृष्यतमं त्रिदोषजित् (भवति), तथा नृणाम् उरोविबन्धं तमकं गलग्रहं सकास-हिक्का-अरुचि-यक्ष्म-पीनसं ग्रहणी-अतीसारम् उरःक्षतं च निखिलान् प्रमेहान् निहन्ति ॥

લવિંગ, સુગંધી-મરીચકંકોલ, એ ભાગ કાળો વાળો, સુખડ, તગર, નીલકમળ, કાળી જીરી, ધોળો વાળો, અગરુ, તજ, નાગકેસર, પીપર, સૂંઠ, એલચી, ભીમસેની બરાસ, જાયફળ, વંશલોચન અને એ સર્વેથી અરધી સાકર, એ દ્રવ્યોનું ચૂર્ણ કરી ખાધું હોય તો તે રુચિ ઉત્પન્ન કરે છે, તૃપ્તિ કરે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે, બળ વધારે છે, મૈથુનશક્તિ ખૂબ આપે છે, ત્રણે દોષને મટાડે છે અને માણસોની છાતીનો ભીડો, તમકશ્વાસ, ગળાનું ઝલાવું, ઉધરસ, હેડકી, અરુચિ, ક્ષયરોગ, સળેખમ, ગ્રહણી, અતીસાર, ઉરઃક્ષત તથા સઘળા પ્રમેહોનો નાશ કરે છે. ૧૮-૨૦

टीका-कङ्कोलं=सुगन्धविशेषः, नतं=तगरम्। जलं=वालकं, भृङ्गं=त्वक्, नलदम्=उशीरम्, तुषारः=कर्पूरः ॥

### યવાની-ખાંડવ-ચૂર્ણ÷

यवानी दाडिमं शुण्ठी तिन्तिडीकाम्लवेतसैः।
वदराम्लं च कुर्वीत चतुःशाणमितानि च ॥ २१
सार्धद्विशाणं मरिचं पिप्पली दशशाणिका।
त्वक्सौवर्चलधान्याकजीरकं द्विद्विशाणिकम् ॥ २२
चतुःपष्टिमितैः शाणैः शर्करामत्र योजयेत्।
चूर्णितं सर्वमेकत्र यवानीखाण्डवाभिधम् ॥ २३॥
चूर्णं जयेत्पाण्डुरोगं हृद्रोगं ग्रहणीज्वरम्।
छर्दिशोषातिसारांश्च प्लीहानाहविवद्धताम् ॥
अरुचिं शूलमन्दाग्निमर्शोजिह्वागलामयान् ॥ २४॥

अन्वयः-यवानी दाडिमं शुण्ठी तिन्तिडीका-अम्लवेतसैः (सह) च वदराम्लम् (एतानि) च चतुःशाण-

---

× दाडिमम् आदि येषां तानि-दाडिमादीनि, तेषां चूर्णम्-જેમાં દાડિમસાર મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ, દાડિમાદિચૂર્ણ કહેવાય છે.

+लवङ्गम् आदि येषां तानि-लवङ्गादीनि,तेषां चूर्णम्-જેમાં લવિંગ પહેલાં હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-લવંગાદિ ચૂર્ણ કહેવાય છે.

÷ खण्डयति खञ्जति वा वान्ति-वात-पित्तम् अनेनेति खण्डम्-खडि भेदने-पचाद्यच्, घञ् वा, ततः खण्डम् एव खाण्डम्-स्वार्थिकः प्रज्ञाद्यण्, खाण्डं वाति-प्राप्नोति इति खाण्डवम्-वा गतिगन्धनयोः-'आतोऽनुपसर्गे कः', ततः यवान्यादिकं खाण्डवं च तत् चूर्णम्-यवानी-खाण्डव-चूर्णम्-ઊલટી, વાયુ, પિત્ત આદિનો નાશ કરનારી સાકર જેમાં સૌથી વધારે નંખાય છે અને યવાન-અજમો જેમાં પહેલો હોય છે, એવાં બીજાં પણ ઓસડિયાં જેમાં નંખાય છે, એવું ચૂર્ણ, યવાની-ખાંડવ-ચૂર્ણ કહેવાય છે.

मितानि कुर्वीत, मरिचं सार्धद्विशाणं, पिप्पली दशशाणिका, त्वक्-सौवर्चल-धान्याक-जीरकं द्वि-द्वि-शाणिकम् (आदाय) अत्र शर्करा चतुःषष्टिमितैः शाणैः योजयेत्, चूर्णितं सर्वम् एकत्र यवानीखाण्डवाभिधं चूर्णं पाण्डुरोगं हृद्रोगं ग्रहणीज्वरं छर्दि-शोष-अतिसारान् च प्लीह-आनाह-विबद्धताम् अरुचिं शूल-मन्दाग्निम् अर्शो-जिह्वा-गल-आमयान् जयेत् ॥

યવાન-અજમો, દાડિમ, સૂંઠ, આંબલી, અમ્લવેતસ અને સુકાયેલો બોરનો ગર્ભ, એ દરેક છનુ છનુ ચણોઠીભાર લેવાં; તેમ જ મરી સાઠ ચણોઠીભાર, પીપર બસો ચાળીસ ચણોઠીભાર, તજ, સંચળ, ધાણા અને જીરું, એ દરેક અડતાળીશ અડતાળીશ ચણોઠીભાર, તેમ જ સાકર ચોસઠ શાણભાર (ચોવીશ ચણોઠીભારનો એક શાણ-એ હિસાબે) લેવી. પછી એ બધાંનુ ચૂર્ણ કરી એકઠું કરવું. એ '**યવાની-ખાંડવ**' નામનુ ચૂર્ણ થાય છે. તે ચૂર્ણ આપ્યું હોય તો પાંડુરોગ, હૃદયરોગ, ગ્રહણી, જ્વર, ઊલટી, શોષ, અતિસાર, બરલનો રોગ, આફરો, મલબંધ, અરુચિ, શૂળ, અગ્નિનું મંદપણું, અરશ, જીભના રોગ અને ગળાના રોગ મટાડે છે. ૨૧-૨૪

અરોચકનો અધિકાર સમાપ્ત

## अथ छर्द्यधिकारः ।*

## ૧૭ : ઊલટીનો અધિકાર

तत्र छर्देर्विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह-

**अतिद्रवैरतिस्निग्धैरहृद्यैर्लवणैरति ।**
**अकाले चातिमात्रैश्च तथाऽसात्म्यैश्च भोजनैः ॥१॥**
**आमाद्भयात्तथोद्वेगादजीर्णात् कृमिदोषतः ।**
**नार्याश्चापन्नसत्त्वायास्तथाऽतिद्रुतमश्नत ॥**
**बीभत्सैर्हेतुभिश्चान्यैर्भुक्तमुत्क्लिश्यते बलात् ॥२॥**

अन्वयः-अतिद्रवैः अतिस्निग्धैः अहृद्यैः अतिलवणैः अकाले च अतिमात्रैः तथा असात्म्यैः भोजनैः, च आमात् भयात् तथा उद्वेगात् अजीर्णात् कृमिदोषत च आपन्नसत्त्वायाः नार्याः तथा अति-द्रुतम् अश्नतः च अन्यैः बीभत्सैः हेतुभिः भुक्तं बलात् उत्क्लिश्यते ॥

અત્યંત પ્રવાહી, અત્યંત સ્નિગ્ધ, હૃદયને ગમે નહિ એવાં, અતિશય ખારાં, સમય વગરનાં, અત્યંત વધારે પડતાં તેમ જ અહિતકારી ભોજનોથી, આમથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિના દોષથી, સ્ત્રીને ગર્ભ રહેવાથી, બહુ જ ઉતાવળું જમનારને, ખૂબ સૂગ કરે એવાં બીજાં ખરાબ કારણોને લીધે (એટલે અપ્રિય સંભળાય, સ્પર્શ થાય, દેખાય, ખવાય કે પિવાય-એ કારણોથી) ખાધેલો ખોરાક બળાત્કારે પાછો ઊછળી આવતાં (પાંચ પ્રકારની) ઊલટીઓ કરાવે છે. ૧,૨

टीका-आमात्=असम्यक् पक्वाद्रसात्, अजीर्णात्=यथास्थितात् भुक्तात्, आपन्नसत्त्वायाः=प्राप्तगर्भायाः ॥ अन्यैर्बीभत्सैर्विकृतैर्हेतुभिर्घृणाकारिभिः-अनिष्टश्रवण-स्पर्शन-दर्शन-भक्षण-पानैः, उत्क्लिश्यते । આમ એટલે બરાબર નહિ પાકેલો રસ અને અજીર્ણ એટલે જેવુ ખાધુ હોય તેવું ને તેવું જ પેટમાં પડી રહેલું અન્ન સમજવું. (બાકીનો ટીકાર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે.)

### ઊલટીની સંખ્યા પાંચ

**दुष्टैर्दोषैः पृथक् सर्वैर्बीभत्सालोकनादिभिः ।**
**छर्दयः पञ्च विज्ञेयास्तासां लक्षणमुच्यते ॥ ३ ॥**

अन्वयः-पृथक् दुष्टैः दोषैः, सर्वैः (दोषैः), बीभत्स-आलोकन-आदिभिः छर्दयः पञ्च विज्ञेयाः, तासां लक्षणम् उच्यते ॥

* छर्दयति-वमयति भुक्तं मुखाद् दुष्ट-उदानवायुर्बलादस्मिन् स रोगश्छर्दिः, छर्द वमने-'सर्व धातुभ्य इन्' (उणा. ४-११८) यद्वा छादयति-पूरयति दोष उदानवायुरूपो मुखं वेगैः अस्मिन्, अर्दयति पीडयति च अङ्गानि भञ्जनादिभिरिति-छर्दिः, छद अपवारणे, अर्द हिंसायामित्यनयोरत्र पूरणार्थपीडार्थकयोः पृषोदरादित्वेन रूपसिद्धिः-જેમાં દોષયુક્ત થઈ કોપેલો ઉદાનવાયુ, ખાધેલા ખોરાકને બળથી-ઘણા જ વેગપૂર્વક મોઢામાંથી ઓકાવી કાઢે છે, તે રોગ છર્દિ-ઊલટી કહેવાય છે, અથવા જેમાં એ ઉદાનવાયુરૂપ દોષ જ વેગોથી મોઢાને પૂરી-ઊભરાવી કાઢે અને શરીરને ભાંગી-તોડી પીડા કરે, તે રોગ છર્દિ-ઊલટી કહેવાય છે. આ ઊલટીમાં પણ અરુચિ હોય જ છે અને એ અરોચકની પેઠે ઊલટી પણ પાંચ પ્રકારની જ હોય છે, તેથી એ અરોચકના અધિકાર સાથે સંકળાયેલો ઊલટીનો આ અધિકાર અરોચકના અધિકાર પછી તરત શરૂ કરે છે.

અલગ અલગ દુષ્ટ થયેલા વાતથી, પિત્તથી, કફથી, બધા-ત્રણે દોષોથી અને બીજાં સૂગ કરાવનાર-ખરાબ શ્રવણ, સ્પર્શ, દર્શન તથા ખાનપાનથી એમ પાંચ કારણોથી પાંચ પ્રકારની ઊલટીઓ થાય છે; તેઓનું લક્ષણ નીચે કહેવાય છે. ૩

टीका-अन्यैर्बीभत्सैर्विकृतैर्हेतुभिर्घृणाकारिभिः=अनिष्टश्रवणस्पर्शनदर्शनभक्षणपानैः उद्दिश्यते ॥

तस्याः पूर्वरूपमाह-

### ઊલટીનું પૂર્વરૂપ

**हृल्लासोद्गारसंरोधौ प्रसेको लवणास्यता ।**
**द्वेषोऽन्नपाने च भृशं वमीनां पूर्वलक्षणम् ॥ ४ ॥**

अन्वयः-हृल्लास-उद्गारसंरोधौ, प्रसेकः, लवण-आस्यता, अन्न-पाने च भृशं द्वेषः (एतत्) वमीनां पूर्वलक्षणं (भवति) ॥

(ઊલટી થવાની હોય ત્યારે પ્રથમ) મોળ આવે છે, ઓડકાર રોકાઈ જાય છે, મોઢું ખારું થઈ જાય છે અને અન્નપાન ઉપર બહુ જ દ્વેષ થાય છે; આટલાં ઊલટીઓનાં પ્રથમ લક્ષણો થાય છે. ૪

छर्देः सामान्यं लक्षणमाह-

### ઊલટીનું સામાન્ય લક્ષણ

**छादयन्नाननं वेगैरर्दयन्नङ्गभञ्जनैः ।**
**निरुच्यते छर्दिरिति दोषो वक्त्रं प्रधावितः ॥ ५ ॥**

अन्वयः-वेगैः आननं छादयन् अङ्गभञ्जनैः अर्दयन् वक्त्रं प्रधावितः दोषः 'छर्दिः' इति निरुच्यते ॥

વેગોથી મોઢાને પૂરી દેતો, અંગોને ભાંગી-મરડી પીડતો અને મોઢામાં દોડી પહોંચતો (દુષ્ટ ઉદાનવાયુરૂપ) જે દોષ તે ઊલટી કહેવાય છે. ૫

टीका-छादयन्=पूरयन्, अङ्गभञ्जनैः=अङ्गभेदैः, अर्दयन्=अङ्गानि पीडयन्, वक्त्रे प्रधावितो दोषश्छर्दिरित्युच्यते ॥ (આનો અર્થ ઉપર છે.)

वातजाया लक्षणमाह-

### વાયુથી થતી ઊલટીનું લક્ષણ

**हृत्पार्श्वपीडामुखशोषशीर्ष,-नाभ्यर्तिकासस्वरभेदतोदैः । उद्गारशब्दप्रबलं सफेनं, विच्छिन्नकृष्णं तनुकं कषायम् ॥ कृच्छ्रेण चाल्पं महता च वेगे,-नार्त्तोऽनिलाच्छर्दयतीव दुःखम् ॥ ६ ॥**

अन्वयः-अनिलात् (छर्दकः) हृद्-पार्श्व पीडा,-मुख-शोष-शीर्ष-नाभि-अर्त्ति,-कास-स्वरभेद-तोदैः उद्गार-शब्दप्रबलं सफेनं विच्छिन्नकृष्णं तनुकं कषायं च अल्पं महता वेगेन च आर्त्तः (सन्) दुःखम् इव छर्दयति ॥

વાયુના સંબંધની ઊલટી કરતો માણસ હૃદયમાં તથા પડખાંઓમાં પીડાઈને, સુકાતા મોઢે, માથામાં તથા નાભિમાં પીડાઈ ને, ઉધરસ સાથે, ઘાંટો બેસી જવાપૂર્વક અને અંગોમાં સોયો ભોંકાતી હોય તેવી વેદના સાથે ઊબકાના શબ્દની પ્રબળતાવાળું, ફીણવાળું, તૂટેલું, કાળું, પાતળું, તૂરું તથા થોડું, મહાકષ્ટથી તથા મોટા વેગથી માંડ માંડ ઓકે છે.

टीका-कषाय=कषायरसम् । दुःखमिव छर्दयति ॥

पित्तजामाह-

### પિત્તથી થતી ઊલટીનું લક્ષણ

**मूर्च्छापिपासामुखशोषमूर्द्ध,-ताल्वक्षिसन्तापतमोभ्रमार्त्तः । पीतं भृशोष्णं हरितञ्च तिक्तं, धूम्रञ्च पित्तेन वमेत् सदाहम् ॥ ७ ॥**

अन्वयः-पित्तेन (छर्दकः) मूर्च्छा-पिपासा-मुख-शोष-मूर्ध-तालु-अक्षि-संताप-तमस्-भ्रम-आर्तः (सन्) पीतं भृश-उष्णं हरितं च तिक्तं धूम्रं च सदाह वमेत् ॥

પિત્તના સંબંધની ઊલટી કરતો માણસ મૂર્છાથી, તરસથી, મોઢાના શોષથી અને માથાના, તાળવાના તથા નેત્રના સંતાપથી, અંધારાથી તથા ભ્રમથી પીડાઈને પીળું, અત્યંત ઊનું, હરિત (લીલા) રંગવાળું, કડવું, ભૂખરવર્ણું અને દાહવાળું ઓકે છે. ૭

कफजामाह-

### કફથી થતી ઊલટીનું લક્ષણ

**तन्द्रास्यमाधुर्यकफप्रसेक,-सन्तोषनिद्राऽरुचिगौरवार्त्तः । स्निग्धं घनं स्वादु कफाद्धि शुक्लं, सलोमहर्षोऽल्परुजं वमेत्तु ॥ ८ ॥**

अन्वयः-कफात् (छर्दकः) तन्द्रा-आस्यमाधुर्य-कफप्रसेक-संतोष-निद्रा-गौरव-आर्तः सलोमहर्षः (सन्) स्निग्ध घनं स्वादु शुक्लम् अल्परुजं तु वमेत् हि ॥

કફના સંબંધથી ઊલટી કરતો માણસ ઘેનથી, મોઢાની મીઠાશથી, કફ ઝરવાથી, તૃપ્તિ રહેવાથી, નિદ્રાથી, અરુચિથી તથા ભારેપણાથી પીડાઈને રૂંવાડાં ઊભાં થઈ જવાપૂર્વક [

ધાટું, મીઠું, ધોળું અને થોડી વેદનાવાળું ઓકે છે. ૮

टीका-सन्तोष.=तृप्तिः ॥

त्रिदोषजामाह-

### ત્રણે દોષથી થતી ઊલટીનું લક્ષણ

शूलाविपाकाऽरुचिदाहतृष्णा,-श्वासप्रमोह-प्रबला प्रसक्ता । छर्दिस्त्रिदोषाल्लवणाम्लनील,-सान्द्रोष्णरक्तं वमतां नृणां स्यात् ॥ ९ ॥

अन्वयः-त्रिदोषात् लवण-अम्ल-नील-सान्द्र-उष्ण-रक्तं वमतां नृणां शूल-अविपाक-अरुचि-दाह तृष्णा-श्वास-प्रमोह-प्रबला प्रसक्ता छर्दि स्यात् ॥

ત્રણે દોષોના સંબંધથી ખારું, ખાટું, નીલરંગવાળું, ઘાટું, ઊનું તથા લોહીવાળું ઓકતા માણસોને શૂળ, ખોરાકનો અપચો, અરુચિ, દાહ, તરશ, શ્વાસ તથા અતિશય બેભાનપણું ખૂબ કરાવતી એકધારી ઊલટી થયા કરે છે. ૯

आगन्तुजामाह-

### આગંતુક કારણોથી થતી ઊલટીનું લક્ષણ

असात्म्यजा च कृमिजाऽऽमजा च, बीभत्सजा दौर्हृदजा च या हि । सा पञ्चमी तांश्च विभावयेच्च, दोषोच्छ्रयेणैव यथोक्तमादौ ॥ १० ॥

अन्वयः-असात्म्यजा च कृमिजा च आमजा बीभत्सजा दौर्हृदजा सा पञ्चमी ( आगन्तुजा ज्ञेया ), तां च आदौ यथोक्तां दोषोच्छ्रयेण एव विभावयेत् ॥

અહિત આહારથી થયેલી, કૃમિઓથી થયેલી, આમથી થયેલી, સૂગ કરાવતા પદાર્થોનાં દર્શન આદિથી થયેલી અને સ્ત્રીને ગર્ભ રહેવાથી થયેલી, એ (પાચે પ્રકારની ઊલટીઓને આગંતુજ તરીકે એક જ ગણી) પાંચમી જ સમજવી; અને તે આગંતુજ ઊલટીને પણ પ્રથમ કહ્યા પ્રમાણેના દોષોના પાછળથી થયેલા સંબંધવાળી જાણવી. ૧૦

टीका-एताः पश्चाऽप्यागन्तुजत्वेन सात्म्यादेकैव । अत एव सा=आगन्तुजा पञ्चमी । विभावयेत्=अनुबन्धयेत् ॥ ( આનો અર્થ ઉપર છે. )

कृमिजच्छर्देर्लक्षणमाह-

### કૃમિઓથી થતી ઊલટીનું લક્ષણ

शूलहृल्लासबहुला कृमिजा च विशेषतः । कृमिहृद्रोगतुल्येन लक्षणेन च लक्षिता ॥ ११ ॥

अन्वयः-कृमिजा च ( छर्दिः ) शूल-हृल्लास-बहुला, विशेषतः कृमिहृद्रोगतुल्येन च लक्षणेन लक्षिता ( स्यात् )॥

કૃમિઓથી થતી ઊલટી વધારે શૂળવાળી, પુષ્કળ મોળથી યુક્ત અને વિશેષે કરી કૃમિઓથી થતા હૃદયરોગના જેવાં લક્ષણોવાળી હોય છે.

अथ छर्देरुपद्रवानाह-

### ઊલટીના ઉપદ્રવો

कासः श्वासो ज्वरस्तृष्णा हिक्का वैचित्त्यमेव च । हृद्रोगस्तमकश्चैव ज्ञेयाश्छर्देरुपद्रवाः ॥ १२ ॥

अन्वय -कासः श्वासः ज्वर. हिक्का च वैचित्त्यम् एव, हृद्रोगः च तमक एव ( एते ) छर्देः उपद्रवाः ज्ञेयाः ॥

ઉધરસ, શ્વાસ, તાવ, તરશ, હેડકી, ચિત્તનું બેભાનપણું, હૃદયનો રોગ અને આંખે અંધારાં, એટલા ઊલટીના ઉપદ્રવો છે. ૧૨

टीका-वैचित्त्यं=विकृतचित्तत्व, तमकोऽत्र=तम. । 'श्वास'पदेनैव तमकाख्यस्यापि श्वासस्योक्तेः ॥

छर्देरसाध्यता साध्यताचाह-

### અસાધ્ય તથા સાધ્ય ઊલટી

क्षीणस्य या छर्दिरतिप्रसक्ता, सोपद्रवा शोणितपूययुक्ता । सचन्द्रिकां तां प्रवदन्त्यसाध्यां साध्यांश्चिकित्सेन्निरुपद्रवां च ॥ १३ ॥

अन्वयः-या छर्दिः क्षीणस्य अतिप्रसक्ता, सोपद्रवा, शोणित-पूययुक्ता ( स्यात् ), ता सचन्द्रिकाम् ( च ) असाध्यां प्रवदन्ति, निरुपद्रवां च साध्यां चिकित्सेत् ॥

જે ઊલટી ક્ષીણ થયેલા માણસને ખૂબ એકધારી લાગુ પડેલી હોય, ઉપદ્રવોવાળી હોય, લોહીથી તથા પરુથી યુક્ત હોય તેને અને મોરપીંછના ચાંદલાના જેવી કાંતિવાળી હોય તે ઊલટીને (વૈદ્યો) અસાધ્ય કહે છે; માટે જે ઊલટી ઉપદ્રવો વિનાની હોય તેને સાધ્ય સમજી વૈદ્યે તેની ચિકિત્સા કરવી. ૧૩

टीका-सचन्द्रिकां=मयूरपिञ्छचन्द्रिकाप्रभायुक्ताम् ॥

अथ छर्देश्चिकित्सामाह-

### વાયુ વિનાની ઊલટીની સામાન્ય ચિકિત્સા

आमाशयोत्क्लेशभवा हि सर्वा,-श्छर्द्यो मता लङ्घनमेव तस्मात् । विधीयते मारुतजां विना तु, संशोधनं वा कफपित्तहारि ॥ १४ ॥

अन्वयः-सर्वा. छर्द्यः आमाशय-उत्क्लेशभवा हि

અને પીપરનું ચૂર્ણ મધ તથા સાકર સાથે ચાટીને (માણસ) કફ, વાયુ તથા પિત્તથી થયેલી ઊલટીનો નાશ કરે છે. ૨૧

### ઊલટી મટાડનારાં બીજાં ઔષધો

अश्वत्थवल्कलं शुष्कं दग्धं निर्वापितं जले।
तज्जलं पानमात्रेण छर्दिं जयति दुर्जयाम् ॥२२॥
पथ्यात्रिकटुधान्याकजीरकाणां रजो लिहन्।
मधुना नाशयेच्छर्दिमरुचिञ्च त्रिदोषजाम् ॥२३॥
बिल्वत्वचो गुडूच्या वा क्वाथः क्षौद्रेण संयुतः।
छर्दिं त्रिदोषजां हन्ति पर्पटः पित्तजां तथा ॥२४॥
आम्रास्थिबिल्वनिर्यूहः पीतः समधुशर्करः।
निहन्याच्छर्द्यतीसारं वैश्वानर इवाहुतिम् ॥२५॥

अन्वय-शुष्कम् अश्वत्थवल्कलं दग्धं जले निर्वापितं (कार्यम्), तज्जल पानमात्रेण दुर्जयां छर्दिं जयति ॥ पथ्या-त्रिकटु-धान्याक-जीरकाणा रजः मधुना लिहन् त्रिदोषजा छर्दिं च अरुचिं नाशयेत् ॥ बिल्वत्वचः वा गुडूच्याः क्वाथः क्षौद्रेण संयुतः त्रिदोषजा छर्दिं हन्ति, तथा पर्पटः पित्तजा (छर्दिं हन्ति) ॥ आम्र-अस्थि-बिल्वनिर्यूहः समधुशर्करः पीत. (चेत्) वैश्वानरः आहुतिम् इव छर्दिम् अतीसार निहन्यात् ॥

પીપળાની સૂકી છાલ બાળીને પાણીમાં ઠારી તે પાણી પીધું હોય તો તે તરત જ મટવી મુશ્કેલ ઊલટીને પણ મટાડી દે છે. હરડે, સૂંઠ, મરી, પીપર, ધાણા અને જીરું એટલાંનું ચૂર્ણ મધ સાથે માણસ ચાટે તો તેથી ત્રણે દોષોથી થયેલી ઊલટી અને અરુચિને મટાડી શકે છે. બીલાંની છાલનો અથવા ગળોનો ક્વાથ મધ સાથે પીધો હોય તો તે ત્રણે દોષથી થયેલી ઊલટીનો નાશ કરે છે. ખડસલિયો પિત્તપાપડો વાટી પીધો હોય તો તે પિત્તસંબંધી ઊલટીનો નાશ કરે છે. આંબાની ગોટલી અને બીલાનો ક્વાથ મધ તથા સાકર સાથે પીધો હોય તો જેમ અગ્નિ આહુતિનો નાશ કરે છે, તેમ ઊલટીવાળા અતિસારનો તે નાશ કરે છે. ૨૨-૨૫

टीका-निर्यूहः=क्वाथः ॥

### ઊલટીનાશક વધુ ઉપાયો

जम्ब्वाम्रपल्लवशृतं, लाजरजःसंयुतं शीतम्।
शमयति मधुना युक्तं, वमिमतिसारं तृषामुग्राम् ॥
बीभत्सजां हृद्यतमैरिष्टैर्दौहृदजां फलैः।
लङ्घनैरामजां छर्दिं जयेत् सात्म्यैरसात्म्यजाम् ॥२७
कृमिहृद्रोगवद्धन्याच्छर्दिं कृमिसमुद्भवाम्।
तत्र तत्र यथादोषं क्रियां कुर्याच्चिकित्सकः ॥२८
सोद्गारायां भृशं छर्द्यां मूर्वाया धान्यमुस्तयोः।
समधूकाञ्जनं चूर्णं लेहयेन्मधुसंयुतम् ॥ २९ ॥
सौवर्चलमजाजी च शर्करा मरिचानि च।
क्षौद्रेण सहितं लीढं सद्यश्छर्दिनिवारणम् ॥३०॥

अन्वय.-जम्बू-आम्र-पल्लवशृतं लाजरजः संयुतं शीतं मधुना युक्तं (पीतं चेत्) उग्रां वमिं तृषाम् अतिसारं शमयति। बीभत्सजां छर्दिं हृद्यतमैः, दौर्हृदजाम् इष्टैः फलैः, आमजां लङ्घनैः, असात्म्यजां सात्म्यैः जयेत्। चिकित्सकः कृमिसमुद्भवां छर्दिं कृमि-हृद्रोगवत् हन्यात्, तत्र तत्र यथादोषं क्रियां कुर्यात्। भृशं सोद्गारायां छर्द्यां मूर्वायाः धान्य-मुस्तयोः समधू-काञ्जनं चूर्णं मधुसंयुतं लेहयेत्। सौवर्चलम् अजाजी च शर्करा च मरिचानि क्षौद्रेण सहितं लीढं (सत्) सद्यः छर्दिनिवारणम् (भवति) ॥

જાંબુનાં પાંદડાં અને આંબાનાં પાંદડાંનો ક્વાથ (કરી) ઘેખાની ધાણીનું ચૂર્ણ તથા મધ નાખી પીધો હોય તો તે ઉગ્ર ઊલટી, અતિસાર તથા તરશને શાંત કરે છે. સૂગ કરનારા પદાર્થોના દર્શન આદિથી થયેલી ઊલટીને હૃદયને ગમે એવા પ્રિય પદાર્થોના ઉપયોગથી, ગર્ભથી થયેલી ઊલટીને મનગમતા ફળોના ઉપયોગથી, આમથી થયેલી ઊલટીને લંઘનોથી અને શરીરને માફક ન હોય એવા પદાર્થોથી થયેલી ઊલટીને માફક પદાર્થોથી મટાડવી. વૈદે કૃમિઓથી થયેલી ઊલટીને કૃમિઓથી થતા હૃદયના રોગની ચિકિત્સાથી મટાડવી અને તે તે ઉપચારોમાં તે તે દોષોને અનુસરી ક્રિયા કરવી. ઘણા જ ઓડકારવાળી ઊલટી થતી હોય તો પીલુડી, ધાણા, મોથ, જેઠીમધ તથા રસવંતીનું ચૂર્ણ મધ સાથે ચટાડવું. સંચળ, જીરું, સાકર અને મરીનું ચૂર્ણ મધ સાથે ચાટ્યું હોય તો ઊલટીને તે મટાડે છે.

ઊલટીનો અધિકાર સમાપ્ત

## अथ तृष्णाधिकारः-×

## ૧૮ : તરશનો અધિકાર

तत्र तृष्णाया निदानपूर्विका सम्प्राप्तिमाह-

**તરશની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ તથા ૭ સંખ્યા**

**भयश्रमाभ्यां बलसंक्षयाद्वा, ऊर्ध्वं चितं पित्तविवर्धनैश्च । पित्तं सवातं कुपितं नराणां, तालुप्रपन्नं जनयेत्पिपासाम् ॥ १ ॥**

**स्रोतःस्वपां वाहिषु दूषितेषु, दोषैश्च तृट् सम्भवतीह जन्तोः । तिस्रः स्मृतास्ताः क्षतजा चतुर्थी, क्षयात्तथाऽन्यामऽऽसमुद्भवा च ॥ भक्तोद्भवा सप्तमिकेति तासां, निबोध लिङ्गान्यनुपूर्वशस्तु ॥ २ ॥**

*अन्वयः-नराणां पित्तं ( स्वस्थान एव ) चित ( सत् )* पित्तविवर्धनैः कुपितं, भय-श्रमाभ्यां वा बलसंक्षयात् सवातम् ऊर्ध्वं (प्राप्तं) तालुप्रपन्नं (सत्) पिपासां जनयेत्, ( किंच ) अपां वाहिषु स्रोतःसु च दोषैः दूषितेषु ( सत्सु ) जन्तोः इह ( शरीरे ) तृट् सम्भवति, ताः तिस्रः स्मृताः, चतुर्थी क्षतजा, तथा क्षयात् (पञ्चमी), अन्या ( षष्ठी ) आमसमुद्भवा, च सप्तमिका भक्तोद्भवा, इति तासां लिङ्गानि तु अनुपूर्वशः निबोध ॥

માણસનું પિત્ત(પોતાના સ્થાને જ એકઠું થયું હોય અને તે જે પિત્ત)પોતાને વધારનારા તીખા, ખાટા તથા ઉષ્ણ આદિ પદાર્થોથી કોપ પામે છે; તેમ જ(પોતાના સ્થાનમાં જ સંચિત થયેલો)વાયુ ભયથી, શ્રમથી તથા બળનો ક્ષય કરનારા ઉપવાસ આદિથી કોપ પામે છે; એ કોપ પામેલા પિત્ત અને વાયુ, બંને ઊંચે જઈ તાળવાને દૂષિત કરી તરશને ઉત્પન્ન કરે છે. (એમ) કેવળ તાળવું જ દૂષિત થવાથી તરશ ઉત્પન્ન થાય છે, એમ નથી, પણ એ જ રીતે જળને વહેતા સ્રોતો પણ દોષોથી દૂષિત થાય છે, ત્યારે પ્રાણીને આ દેહમાં તરશનો રોગ ઉત્પન્ન થાય છે; એ તરશ વાયુથી ઉત્પન્ન થયેલી, કફથી ઉત્પન્ન થયેલી, ક્ષતથી ઉત્પન્ન થયેલી, ક્ષયથી ઉત્પન્ન થયેલી, આમથી ઉત્પન્ન થયેલી અને ખાધેલા અન્નથી ઉત્પન્ન થયેલી, એમ સાત પ્રકારની હોય છે; હવે અનુક્રમે એનાં લક્ષણો કહીએ છીએ, તે સાંભળો. ૧,૨

टीका-नराणां पित्तं स्वस्थान एव संचितं पित्तं, सवातं पित्तविवर्द्धनैः=कट्वम्लोष्णादिभिः कुपितं पित्तं, भय-श्रमाभ्यां बलसंक्षयादुपवासादेश्च वातः कुपितः तदुद्वयम् ऊर्ध्वं प्राप्तं, ऊर्ध्वं प्रसरत् पिपासां जनयेत्; न केवलं तालुन्येव दूषिते तृषा भवति, किन्तु जलवाहिस्रोतस्स्वपि। अत आह-'स्रोतः' स्वित्यादि। नन्वत्र बहुवचनं न युक्तं, यतो जलवहे द्वे स्रोतसी सुश्रुतेनोक्ते। उच्यते-तयोरेवानेकप्रतानयोगात् दोषः। अपां वाहिषु स्रोतःस्विति जिह्वादेरप्युपलक्षणम्। यत आह-चरकः-'रसवाहिनीश्च धमनीर्जिह्वाहृदयगलतालुक्लोम्नः, संशोष्य तृष्णां देहे कुरुतस्तृष्णामतिबलाः।' ताविति=पित्तानलौ इति।)' संख्यामाह-तिस्र इत्यादि ॥ અહીં શંકા થાય છે કે, 'જળને વહેતા સ્રોત બે છે' એમ સુશ્રુતે કહ્યું છે, છતાં અહીં 'જળને વહેતા સ્રોતો' એમ જે બહુવચન આપ્યું છે, તે યોગ્ય નથી, તેનું કેમ? આનું સમાધાન આ છે કે બે સ્રોતને જ ઘણા ઘણા તંતુઓનો યોગ છે, તેથી બહુવચન આપવામાં કશો દોષ નથી. 'જળને વહેતા સ્રોત' એ વાક્ય ઉપલક્ષણરૂપ છે, તેથી જીભ આદિનું પણ ગ્રહણ કરવું; કારણ કે ચરકે કહ્યું છે કે, 'પિત્ત અને પવન એ બંને રસને વહેતી નાડીઓનું, જીભનું, ગળાનું, તાળવાનું અને તરશ લાગવાનાં સ્થાનનું સંશોધન કરીને તે દ્વારા માણસના શરીરમાં પ્રબળ તરશ ઉત્પન્ન કરે છે.

---

× तर्पणं तृष्णा, यद्वा तृष्यति जन्तुः कुपितात् सवातात् पित्तात् अस्यां विकृतौ रोगस्यायामिति तृष्णा-तरस्या थवું તે તૃષ્ણા, અથવા વાયુ સહિત કોપેલા પિત્તથી માણસ ખૂબ તરસ્યો થયા કરે છે, તે રોગરૂપ વિકાર તૃષ્ણા કે તરશ કહેવાય છે. આ તરશનો રોગ, ઉપર જણાવેલ ઊલટીનો એક ઉપદ્રવ જ છે, તેથી એ ઊલટીના અધિકાર સાથે સંકળાયેલો આ તરશના રોગનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરે છે.

તથા દાહ, સંતાપ, મોહ, ભ્રમ અને બકવાદ-એ સઘળાં રૂપો કે સામાન્ય લક્ષણો તરશમાં થાય છે; અને તે તરશની ઉત્પત્તિના સમયે તો એ લક્ષણો વિશેષે કરી થાય છે. ૩

वातजामाह-

**વાયુથી થતી તરશનું લક્ષણ**

क्षामास्यता मारुतसम्भवायां, तोदस्तथा शङ्खशिरःसु चापि । स्रोतोनिरोधो विरसञ्च वक्त्रं, शीताभिरद्भिश्च विवृद्धिमेति ॥ ४ ॥

अन्वयः-मारुतसम्भवायां (तृष्णायां) क्षाम-आस्यता, तथा शङ्ख-शिरःसु तोदः, अपि च स्रोतोनिरोधः, च वक्त्रं विरसं (भवति), शीताभिः अद्भिः च (सा) विवृद्धिम् एति ॥

વાયુથી થતી તરશમાં મોઢું પાતળું થઈ જાય છે; લમણાઓમાં તથા માથામાં સોયા સોંકાયા જેવી પીડા થાય છે; રસને તથા જળને વહેતી નાડીઓ રોકાઈ જાય છે, મોઢું વિરસ કે બેસ્વાદ થઈ જાય છે અને એ તરશ ટાઢા પાણીથી વધે છે. ૪

टीका-शङ्खशिरःसु=शङ्खयोः शिरसि च, तोदः, स्रोतोनिरोधः=रसाम्बुवाहिनीधमनीनिरोधः ॥

पित्तजामाह-

**પિત્તથી થતી તરશનું લક્ષણ**

मूर्च्छान्नविद्वेषविलापदाहा, रक्तेक्षणत्वं प्रततश्च शोषः । शीताभिनन्दा मुखतिक्तता च, पित्तात्मिकायां परिधूपनञ्च ॥ ५ ॥

अन्वयः-पित्तात्मिकायां (तृष्णायां) च मूर्च्छा-अन्न-विद्वेष-विलाप-दाहाः, रक्त-ईक्षणत्वं च प्रततः शोषः, शीत-अभिनन्दा, मुखतिक्तता च परिधूपनम् (भवति) ॥

પિત્તથી થતી તરશમાં મૂર્છા આવે, અન્ન ઉપર દ્વેષ થાય, બકવાદ ચાલે, બળતરા થાય, નેત્ર રાતાં થઈ જાય, નિરંતર શોષ થયા કરે, શીતની ઇચ્છા થાય, મોઢું કડવું થઈ જાય અને ગળામાંથી જાણે ધુમાડો નીકળતો હોય એમ લાગે છે. ૫

टीका-विलापः=प्रलापः, प्रततश्च शोषः=अविरतः शोषः, शीताभिनन्दा=शीतेच्छा, परिधूपनं=कण्ठाद्धूमनिर्गम इव ॥ (આનો અર્થ ઉપર છે.)

कफजामाह-

**કફથી થતી તરશનું નિદાન તથા લક્ષણ**

बाष्पावरोधात् कफसंवृतेऽग्नौ, तृष्णा बलासेन भवेन्नरस्य । निद्रा गुरुत्वं मधुरास्यता च, तयाऽर्दितः शुष्यति चातिमात्रम् ॥ ६ ॥

अन्वयः-अग्नौ कफसंवृते बाष्प-अवरोधात् नरस्य बलासेन तृष्णा भवेत्, (तस्यां) निद्रा गुरुत्वं च मधुर-आस्यता (स्यात्), तया च अर्दितः (रोगी) अतिमात्रं शुष्यति ॥

પોતાનાં કારણોથી કોપેલા કફને લીધે જઠરાગ્નિ ઉપરના ભાગમાં ઢંકાઈ જતાં એ જઠરાગ્નિની ઉષ્ણતા રોકાઈ જવાથી જળને વહેતી નાડીઓનુ શોષણ થવાને લીધે કફથી તરશ થાય છે; તે તરશમાં ઊંઘ ઘણી આવે, શરીરમાં ભારેપણું થાય, મોઢું મીઠું થઈ જાય અને તે તરશથી પીડાયેલો માણસ, શરીરે ઘણો જ દૂબળો થઈ જાય છે. ૬

टीका-अग्नौ=जठराग्नौ, कफसंवृते=स्वकारणकुपितेन कफेनोपरिष्टाच्छादिते, बाष्पावरोधात्=अग्नेरूष्मावरोधात्, अवरुद्धानलोष्मणाऽम्बुवहस्रोतःशोषणात्, बलासेन=कफेन नरस्य तृड् भवेत् । तया=तृष्णया, अर्दितः=पीडितः, शुष्यति=कृशो भवति ॥ (આનો અર્થ ઉપર છે.)

क्षतजामाह-

**ક્ષતથી થતી તરશનું લક્ષણ**

क्षतस्य रुक्छोणितनिर्गमाभ्यां, तृष्णा चतुर्थी क्षतजा मता तु ॥ ७ ॥

अन्वयः-क्षतस्य रुक्-शोणितनिर्गमाभ्यां तु क्षतजा चतुर्थी तृष्णा मता ॥

શસ્ત્રાદિકથી ઘાયલ થયેલા માણસને પીડાથી તથા લોહી નીકળવાને લીધે જે તરશ લાગુ થાય છે, તે 'ક્ષતજા'-ચોથી તૃષ્ણા માની છે. ૭

क्षतस्य=शस्त्रादिक्षतयुक्तस्य, रुक्=पीडा ॥

क्षयजामाह-

**ક્ષયથી થતી તરશનું લક્ષણ**

रसक्षयाद्या क्षयसम्भवा सा, तयाऽभिभूतस्तु निशादिनेषु । पेपीयतेऽम्भः स सुखं न याति, तां सन्निपातादिति केचिदाहुः ॥ रसक्षयोक्तानि च लक्षणानि, तस्यामशेषेण भिषग्व्यवस्येत् ॥ ८ ॥

अन्वयः-रसक्षयात् या (तृष्णा) सा क्षय-संभवा, तया अभिभूतः तु निशा-दिनेषु अम्भः पेपीयते, (तथापि) सुखं न याति, तां संनिपाताद् इति केचित् आहुः, तस्यां रसक्षयोक्तानि लक्षणानि अशेषेण भिषक् व्यवस्येत् ॥

રસનો ક્ષય થવાથી જે તરશ ઉત્પન્ન થાય છે, તે (પાંચમી) 'ક્ષયજા'—ક્ષયથી થતી કહેવાય છે; એ તરશથી પીડાયેલો માણસ રાત-દિવસ પાણી પીધા કરે છે, છતાં તે સુખ પામતો નથી; આ તરશ સન્નિપાતથી થાય છે, એમ કેટલાક કહે છે. સુશ્રુતે રસનો ક્ષય થતાં જે લક્ષણો કહ્યાં છે, તે સઘળાં લક્ષણો આ તરશમાં વૈદ્યે જાણવાં. ૮

टीका–रसक्षयलक्षणानि=सुश्रुतेनोक्तानि । रसक्षये हृत्पीडा, कम्पः, शोषः, शून्यता, तृष्णा चेति व्यवस्येत्=जानीयात्॥ સુશ્રુતે કહ્યું છે કે, 'રસનો ક્ષય થાય ત્યારે હૃદયમાં પીડા, કંપ, શોષ, જડતા અને તરશ ઉત્પન્ન થાય છે.'

आमजामाह–

**આમથી થતી તરશનું લક્ષણ**

**त्रिदोषलिङ्गाऽऽमसमुद्भवा च, हृच्छूलनिष्ठीवनसादकर्त्री ॥ ९ ॥**

अन्वयः–आमसमुद्भवा च (तृष्णा) त्रिदोषलिङ्गा (सती) हृच्छूल–निष्ठीवन–साद–कर्त्री (स्यात्)॥

આમથી ઉત્પન્ન થતી (૬ ઠ્ઠી) તરશ ત્રણે દોષોનાં ચિહ્નોવાળી હોય છે અને હૃદયમાં શૂળ, થૂંકવું તથા ગ્લાનિ કરે છે. ૯

भुक्तोद्भवामाह–

**ખાધેલા અન્નથી થતી તરશનું લક્ષણ**

**स्निग्धं तथाऽम्लं लवणञ्च भुक्तं, गुर्वन्नमेवाशु तृषां करोति ॥ १० ॥**

अन्वय–स्निग्ध तथा अम्ल च लवण गुरु अन्न भुक्तम् आशु एव तृषां करोति ॥

(માપથી વધારે) સ્નિગ્ધ, ખાટું, ખારું, તીખું અને ભારે અન્ન ખાધું હોય તો તે તરત જ (૭મી ખાધાથી થતી) તરસને ઉત્પન્ન કરે છે. (જે વારંવાર તરત તરત લાગ્યા કરે છે.) ૧૦

टीका–लवणञ्चेति । चकारात् कटु च ॥

उपद्रवानाह–

**તરશના ઉપદ્રવો**

**हीनस्वरः प्रताम्यन्, दीनाननहृदयशुष्कगलतालुः । भवति खलु सोपसर्गा, तृष्णा सा शोषिणी कष्टा ॥**

अन्वयः–(यः तृषार्तः) हीनस्वरः प्रताम्यन् दीन आनन–हृदय–शुष्क–गल–तालुः भवति, सा खलु सोपसर्गा तृष्णा शोषिणी कष्टा (प्रोच्यते)॥

તરશનો જે રોગી બેસી ગયેલા ઘાંટાવાળો, ગ્લાનિ પામતો અને મોઢાની તથા હૃદયની દીનતા અને ગળાના તથા તાળવાના શોષથી યુક્ત થયો હોય, તો તેની એ ઉપદ્રવોવાળી તરશ ધાતુઓનું શોષણ કરનારી હોઈ કષ્ટસાધ્ય ગણાય છે. ૧૧

शोषिणी=धातुशोषिणी ॥

उपद्रवयुक्ताया अरिष्टत्वञ्चाह–

**ઉપદ્રવોવાળી તરશનું અરિષ્ટ**

**ज्वरमोहक्षयकास,–श्वासाद्युपसृष्टदेहानाम् । सर्वा त्वतिप्रसक्ता, रोगकृशानां वमिप्रसक्तानाम् ॥ घोरोपद्रवयुक्ता, तृष्णा मरणाय विज्ञेया ॥**

अन्वय.–ज्वर–मोह–क्षय–कास–श्वास–आदि–उपसृष्टदेहानां रोगकृशानां वमिप्रसक्तानाम् अतिप्रसक्ता घोरउपद्रवयुक्ता तु सर्वा तृष्णा मरणाय विज्ञेया ॥

તાવ, બેભાનપણું, ક્ષય, ઉધરસ, શ્વાસ અને અતિસાર ઇત્યાદિ રોગોથી ઘેરાયેલ શરીરવાળાને, રોગથી કૃશ થયેલાને અને ઊલટીના રોગીને બહુ જ લાગુ પડેલી અને મોઢાનો શોષ આદિ ઘોર ઉપદ્રવોથી યુક્ત થયેલી સર્વ પ્રકારની તરશ મરણને નિપજાવનારી જ જાણવી. ૧૨

टीका–'आदि' शब्दादतीसारादीना ग्रहणम्। अतिप्रसक्ता=निनरा जाता, घोरोपद्रवयुक्ता=अनीव मुखशोषादियुक्ता॥ (આનો અર્થ ઉપર છે.)

**તરશની ચિકિત્સા**

**वातघ्नमन्नपानं, मृदु लघु शीतञ्च वाततृष्णायाम्॥ तृष्णायां पवनोत्थायां, सगुडं दधि शस्यते । स्वादु तिक्तं द्रवं शीतं, पित्ततृष्णापहं परम् ॥१४ मुस्तपर्पटकोदीच्यछत्राख्योशीरचन्दनैः । शृतं शीतं जलं दद्यात्तृड्दाहज्वरशान्तये ॥ १५ ॥**

अन्वयः–वाततृष्णायां वातघ्नं मृदु च शीतम् अन्नपान (देयम्) पवनोत्थाया तृष्णाया सगुड दधि शस्यते। स्वादु तिक्त द्रव शीत पर पित्ततृष्णा–अपहम् (भवति)॥ मुस्त–पर्पटक–उदीच्य छत्राख्य–उशीर–चन्दनैः शृतं शीतं जल तृड्–दाह–ज्वर–शान्त्यै दद्यात्॥

વાયુસંબંધી તરશમાં વાયુને હણનારાં, કોમળ, હલકાં અને શીતળ અન્ન-પાનો

(રોગીને) દેવાં. વાયુથી થયેલી તરશ ઉપર ગોળ સહિત દહીંનો ઉપયોગ શ્રેષ્ઠ છે. મધુર, કડવા, પ્રવાહી અને શીતળ પદાર્થો પિત્ત-સંબંધી તરશનો અત્યંત નાશ કરે છે. મોથ, ખડસલિયો પિત્તપાપડો, વાળો, ધાણા, કાળો વાળો અને ચંદનને ઉકાળી તે પાણી ટાઢું કરી તરશની, દાહની તથા જ્વરની શાંતિ માટે આપવું. (આમાં થોડાંક આમળાં પણ નાખવાં. આ ઉપાયમાં 'ચંદન' શબ્દથી રતાંજલિ નહિ, પણ સુખડ જ લેવી; કારણ કે સુખડ તરશને અત્યંત મટાડે છે. આ ઉકાળો અરધું પાણી બળી જાય ત્યારે અગ્નિ ઉપરથી ઉતારી લેવો. આ પાણી 'ષડંગપાન' કહેવાય છે.) ૧૩-૧૫

टीका-घना=धान्यक, किंचिद्धात्री च दद्यात्। चन्दनमत्र=धवलं, तस्यातितृष्णाहरत्वात्, श्वतमर्धपक्वमत्र कर्तव्यम्। (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

### તરશ મટાડનારા વધુ ઉપાયો

लाजोदकं मधुयुतं शीतं गुडविमर्दितम्।
काश्मरीशर्करायुक्तं पिबेत्तृष्णार्दितो नरः ॥ १६ ॥
आस्तरणमार्द्रवासः, प्रावरणं चार्द्रवासः स्यात्।
तेन पिपासा शाम्यति, दाहश्चोग्रोऽपि देहिनां नियतम् ॥ १७ ॥
गोस्तनीक्षुरसक्षीरयष्टीमधुमधूत्पलैः।
नियतं नासिकापीते तृष्णा शाम्यति दारुणा ॥१८॥
वैशद्यं जनयत्यास्ये संदधाति मुखे जलम्।
तृष्णादाहप्रशमनं मधुगण्डूषधारणम् ॥ १९ ॥
जिह्वातालुगलक्लोमशोषे मूर्ध्नि निधापयेत्।
केशरं मातुलुङ्गस्य घृतसैन्धवसंयुतम् ॥ २० ॥
दाडिमं बदरं लोध्रं कपित्थं बीजपूरकम्।
पिष्ट्वा मूर्धनि लेपस्तु पिपासादाहनाशनः ॥२१
वारि शीतं मधुयुतमाकण्ठाद्वा पिपासितम्।
पाययेद्वामयेच्चाऽथ तेन तृष्णा प्रशाम्यति ॥२२॥
प्रातः शर्करयोपेतः क्वाथो धान्याकसम्भवः।
जयेत्तृष्णां तथा दाहं भवेत्स्रोतोविशोधनम् ॥२३
आमलं कमलं कुष्ठं लाजाश्च वटरोहकम्।
एतच्चूर्णस्य मधुना गुटिकां धारयेन्मुखे।
तृष्णां प्रवृद्धां हन्त्येषा मुखशोषं च दारुणम् ॥२४

अन्वयः-तृष्णा-अर्दितः नरः लाज-उदक शीतं मधुयुत गुड-विमर्दितं काश्मरी-शर्करायुक्त पिबेत्। आर्द्र-वासः आस्तरणम् च आर्द्रवासः प्रावरणं स्यात्, तेन देहिनां पिपासा च उग्रः दाहः अपि नियतं शाम्यति। गोस्तनी-इक्षुरसे क्षीर-यष्टी-मधु-मधू-उत्पलैः (युक्ते) नासिका-पीते (सति) दारुणा तृष्णा नियतं शाम्यति, आस्ये वैशद्यं जनयति, मुखे जलं संदधाति। (मुखे) मधु-गण्डूषधारणं तृष्णा-दाह-प्रशमनं, जिह्वा-तालु-गल-क्लोम-शोषे (सति) मातुलुङ्गस्य केशर घृत-सैन्धव-संयुतं मूर्ध्नि निधापयेत्। दाडिम बदर लोध्रं कपित्थ (च) बीजपूरकं पिष्ट्वा मूर्धनि (कृतः) लेपः तु पिपासा-दाह-नाशनः। मधुयुत वा शीत वारि पिपासितम् आकण्ठात् पाययेत्, अथ च वामयेत्, तेन तृष्णा प्रशाम्यति। प्रातः धान्याकसंभवः क्वाथः शर्करया उपेतः (पीतः चेत्) तृष्णा तथा दाह जयेत्, स्रोतोविशोधन भवेत्। आमलं कमलं कुष्ठ लाजाः च वटरोहकम्-एतत्-चूर्णस्य मधुना (युक्ता) गुटिकां मुखे धारयेत्, एषा प्रवृद्धां तृष्णा च दारुण मुखशोष हन्ति ॥

તરશથી પીડાતા માણસે ચોખાની ધાણીનું શીતળ પાણી મધ નાખી, ગોળ ચોળી, સીવણનાં ફળથી તથા સાકરથી સંયુક્ત કરીને પીવું. ભીનું વસ્ત્ર બિછાવી સૂવું તથા ભીનું વસ્ત્ર ઓઢવું તેથી પ્રાણીઓની તરશ તથા ઉગ્ર દાહ પણ અવશ્ય શાંત થાય છે, દ્રાક્ષ અને શેરડીનો રસ દૂધથી મિશ્ર કરી તેમાં મધ, જેઠીમધ અને કમળને ચોળીને નાકથી જો પીધો હોય તો દારુણ તરશ અવશ્ય શાંત થાય છે અને મોઢામાં સ્વચ્છતા તથા અમી પ્રાપ્ત થાય છે. મોઢામાં મધનો કોગળો રાખ્યો હોય તો તે તરશ અને દાહને શાંત કરે છે. જીભ, તાળવું, ગળું તથા તરશ લાગવાનું સ્થાન સુકાતાં હોય તો બિજોરાંના કેસરા વાટીને ઘી તથા સિંધવથી યુક્ત કરી માથા ઉપર રાખવા. દાડિમ, લોધર, કોઠ અને બિજોરું વાટી તેનો માથા ઉપર કરેલો લેપ તરશનો તથા દાહનો નાશ કરે છે. અથવા મધથી સંયુક્ત ટાઢું પાણી તરશવાળા માણસને ગળા સુધી પાવું અને પછી ઓકાવી કાઢવું, તેથી તરશ શાંત થાય છે. સવારે ધાણાનો કવાથ કરી સાકર નાખીને પીધો હોય તો તે તરશ તથા

દાહને મટાડે છે અને તેથી સ્રોતો પણ સાફ થાય છે. આમળાં, કમળ, કઠ, ચોખાની ધાણી અને વડવાઈની ટીશીઓ-એટલાના ચૂર્ણની મધથી ગોળી કરીને મોઢામાં રાખવી; એ ગોળી ખૂબ વધી ગયેલી તરશનો તથા મોઢાના દારુણ શોષનો નાશ કરે છે. ૧૯-૨૪

### ક્ષત, ક્ષય, આમ તથા ભારે ખોરાકથી થયેલી તરશના ઉપાયો

क्षतोद्भवां रुग्विनिवारणेन, जयेद्रसानामसृजश्च पानैः। क्षयोत्थितां क्षीरजलं निहन्याद्, मांसोदकं वा मधुरोदकं वा ॥ २५ ॥

आमोद्भवां बिल्ववचायुतानां, जयेत्कषायैरथ दीपनानाम्। गुर्वन्नजामुल्लिखनैर्जयेच्च, क्षयं विना सर्वकृतां च तृष्णाम् ॥ २६ ॥

अन्वय-क्षत-उद्भवां तृष्णां रुग्विनिवारणेन च रसानां (च) असृज पानैः जयेत्, क्षयोत्थितां क्षीरजलं वा मांसोदकं वा मधुरोदकं निहन्यात्, आमोद्भवां बिल्व-वचायुतानाम् अथ दीपनानां कषायैः जयेत्, गुरु-अन्नजां च क्षयं विना सर्वकृतां च (तृष्णाम्) उल्लिखनैः जयेत् ॥

જખમથી થયેલી તરશને પીડા મટાડવાથી, (માંસના) રસો પિવડાવવાથી અને લોહી પિવડાવવાથી મટાડવી. રસના ક્ષયથી થયેલી તરશને દૂધ સહિત પાણી અથવા માંસનું જળ કે મધુર પાણી (પીવાથી) મટાડે છે. આમથી થયેલી તરશને બીલાના ગર્ભ તથા વજ સહિત દીપન પદાર્થોના કવાથો પિવડાવી મટાડવી. ભારે અન્ન જમવાથી થયેલી તરશને તેમ જ ક્ષયથી થયેલ તરશ વિનાની બીજી બધી તરશને તો કફને ઉખેડનારા પદાર્થોથી મટાડવી. ૨૫,૨૬

टीका-उल्लिखनैः=लेखनद्रव्यैः ॥

### સ્નિગ્ધ ખોરાકથી થયેલ તથા અતિરોગથી દુર્બલને થયેલ તરશના ઉપાયો

स्निग्धेऽन्ने भुक्ते या, तृष्णा स्यात्तां गुडाम्बुना शमयेत्। अतिरोगदुर्बलानां, तृष्णां शमयेन्नृणामिहाशु पयः ॥ २७ ॥

अन्वयः-स्निग्धे अन्ने भुक्ते या तृष्णा स्यात् तां गुड-अम्बुना शमयेत्। अतिरोगदुर्बलानां नृणां तृष्णां पयः इह आशु शमयेत् ॥

સ્નિગ્ધ અન્ન જમવાથી જે તરશ ઉત્પન્ન થાય તેને ગોળના પાણીથી શાંત કરવી; અત્યંત રોગથી દુર્બલ થયેલાં માણસોની તરશને દૂધ તરત જ શાંત કરે છે. ૨૭

टीका-पयोऽत्र-दुग्धम् ॥

### તરશ આદિનો સાવ સહેલો ઉપાય

मूर्च्छाच्छर्दितृषानाहस्त्रीमद्यभृशकर्षिताः। पिबेयुः शीतलं तोयं रक्तपित्ते मदात्यये ॥ २८ ॥

अन्वय-मूर्च्छा-च्छर्दि-तृषा-आनाह-स्त्री-मद्य-भृश कर्षिताः (तथा) रक्तपित्ते (च) मदात्यये (जनाः) शीतलं तोयं पिबेयुः ॥

મૂર્છાથી, ઊલટીથી, તરસથી, પેડુના આફરાથી, સ્ત્રીના પ્રસંગથી અને મધ પીવાથી અત્યંત ક્ષીણ થયેલા માણસોએ ટાઢું પાણી પીવું; તેમજ રક્તપિત્તમાં તથા મદાત્યયમાં પણ શીતલ પાણી પીવું. ૨૮

### દરેક રોગીની તરશ પ્રથમ જ મટાડવી જરૂરી

सात्म्यान्नपानभैषज्यैस्तृष्णां तस्य जयेत्पुनः। तस्यां जितायामन्योऽपि व्याधिः शक्यश्चिकित्सितुम् ॥ २९ ॥

तृष्यन् पूर्वामयक्षीणो न लभेत जलं यदि। मरणं दीर्घरोगं वा प्राप्नुयात्त्वरितं नरः ॥ ३० ॥

तृषितो मोहमायाति मोहात्प्राणान् विमुञ्चति। तस्मात् सर्वास्ववस्थासु न क्वचिद्वारि वारयेत् ॥ ३१ ॥

अन्नेनापि विना जन्तुः प्राणान्धारयते चिरम्। तोयाभावात्पिपासार्तः क्षणात्प्राणैर्विमुच्यते ॥

अन्वयः-सात्म्य-अन्न-पान-भैषज्यैः तस्य तृष्णां जयेत्, तस्यां जितायां पुनः अन्यः अपि व्याधिः चिकित्सितुं शक्यः ॥ पूर्वामयक्षीणः तृष्यन् नरः यदि जलं न लभेत (तर्हि) त्वरितं मरणं वा दीर्घरोगं प्राप्नुयात् ॥ तृषितः मोहम् आयाति, मोहात् प्राणान् विमुञ्चति, तस्मात् सर्वासु अवस्थासु वारि क्वचित् न वारयेत् ॥ अनेन विना अपि जन्तुः चिरं प्राणान् धारयते, (किंतु) पिपासा-आर्तः तोयाभावात् क्षणात् प्राणैः विमुच्यते ॥

હિતકારી અન્નપાનોથી તથા હિતકારી ઔષધોથી હરકોઈ રોગીની તરશ પ્રથમ મટાડવી; તરશ મટી જાય તે પછી બીજા વ્યાધિની ચિકિત્સા થઈ શકે છે. પ્રથમના રોગથી ક્ષીણ થઈ તરસ્યો થયેલો માણસ જો પાણી ન પામે તો તરત મરણ કે લાંબા રોગને પ્રાપ્ત થાય છે. તરસ્યો માણસ બેભાન થાય છે અને બેભાન

થવાથી પ્રાણુ ત્યજી દે છે; કોઈ પણ સ્થિતિમાં પાણી પીવાની અટકાયત કદી કરવી નહિ. અન્ન વિના પણ પ્રાણી લાંબો વખત જીવી શકે છે, પણ તરશથી પીડાયેલો માણસ, જો પાણી ન મળે તો ક્ષણવારમા મરી જાય છે. ૨૯-૩૨

તરશનો અધિકાર સમાપ્ત

## मूर्च्छा-भ्रम-निद्रा-तन्द्रा-संन्यासाधिकारः ।

## ૧૯: મૂર્છાદિકનો અધિકાર×

तत्र मूर्च्छाया निदानपूर्विका संप्राप्तिमाह-

### મૂર્છાની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**क्षीणस्य बहुदोषस्य विरुद्धाहारसेविनः ।**
**वेगाघाताद्भीघाताद्धीनसत्त्वस्य वा पुनः ॥ १ ॥**
**करणायतनेषूग्रा बाह्येष्वाभ्यन्तरेषु च ।**
**निविशन्ते यदा दोषास्तदा मूर्च्छन्ति मानवाः ॥ २**

अन्वयः-क्षीणस्य, बहुदोषस्य, विरुद्ध-आहारसेविनः वेग-आघाताद् अमीघाताद् वा हीनसत्त्वस्य पुनः उग्राः दोषाः करणायतनेषु बाह्येषु च आभ्यन्तरेषु यदा निविशन्ते तदा मानवाः मूर्च्छन्ति ॥

ક્ષીણ થયેલાના, વધી ગયેલ દોષવાળાના, વિરુદ્ધ આહાર સેવનારાના, મળ આદિનો વેગ રોકનારાના, લાકડી વગેરે માર પામેલાના અને અલ્પ સત્ત્વગુણવાળાના વધારે ઉગ્ર બનેલા દોષો, મનના સ્થાનરૂપ જ્ઞાનેંદ્રિયોમાં અને કર્મેંદ્રિયોમાં જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે માણસો મૂર્છા પામે છે. ૧,૨

टीका-बहुदोषस्य अधिकदोषस्य, न त्वनेकदोषस्य । तदा मूर्च्छा त्रिदोषजैव स्यात् । तथैवास्तु को दोषः? तत्र पृथग् दोषजानां मूर्च्छानां वक्ष्यमाणत्वात् । वेगाघाताद् मलादेः, अभिघाताद् लगुडादिना, हीनसत्त्वस्य=स्वल्पसत्त्वगुणस्य, अर्थादधिकतमोगुणस्य । यत उक्तं-'मूर्च्छा पित्ततमःप्राय' इति, करणायतनेषु=करणं मनस्तस्यायतनेषु स्वस्थानेषु, बाह्येषु,-कर्मेन्द्रियेषु, आभ्यन्तरेषु-बुद्धीन्द्रियेषु ॥ મૂળમાં 'बहुदोषस्य' એ શબ્દનો અર્થ 'વધી ગયેલ દોષવાળાના' એવો સમજવો, પણ 'અનેક દોષવાળાના' એવો સમજવો નહિ; કારણ કે તેમ હોય તો 'મૂર્છા ત્રણે દોષના સમુદાયથી આવે છે' એવો અર્થ થાય. અહીં પ્રશ્ન થાય છે કે મૂર્છા ત્રણે દોષના સમુદાયથી થાય, એમ માનવામાં કયો દોષ છે? આનો ઉત્તર આ છે કે એક એક દોષથી થતી મૂર્છાઓ કહેવામા આવશે, તેથી અહીં નિદાનપૂર્વકની સંપ્રાપ્તિના વિષયમાં 'ત્રણે દોષના સમુદાયથી મૂર્છા થાય છે' એમ કહેવું યોગ્ય નથી. 'અલ્પ સત્ત્વગુણવાળાને મૂર્છા આવે છે' એ વાક્યનો અર્થ 'અધિક તમોગુણવાળાને મૂર્છા આવે છે' એવો સમજવો. કારણ કહ્યુ છે કે, 'મૂર્છામા પિત્ત અને તમોગુણ અધિક હોય છે.'

मूर्च्छासामान्यलक्षणमाह-

### મૂર્છાનું સામાન્ય લક્ષણ

**संज्ञावहासु नाडीषु पीडितास्वनिलादिभिः ।**
**तमोऽभ्युपैति सहसा सुखदुःखव्यपोहकृत् ॥ ३ ॥**
**सुखदुःखव्यपोहाच्च नरः पतति काष्ठवत् ।**
**मोहो मूर्च्छेति तामाहुः षड्विधा सा प्रकीर्तिता ॥**

अन्वयः-संज्ञावहासु नाडीषु अनिल-आदिभिः पीडितासु (सतीषु) सहसा सुख-दुःख-व्यपोह-कृत् तमः अभ्यु-पैति, (इत्येव) सुख-दुःख-व्यपोहात् च नरः काष्ठवत् (निश्चेष्टः सन्) पतति, तां मोहः-मूर्च्छा इति (विद्वांसः) आहुः सा षड्विधा प्रकीर्तिता ॥

પ્રાણીઓને ભાનમાં રાખતી નાડીઓ, વાયુ આદિથી પીડિત-વ્યાપ્ત થતાં એકદમ સુખના તથા દુ:ખના જ્ઞાનનો નાશ કરનારો તમોગુણ પ્રાપ્ત થાય છે અને એ તમોગુણથી સુખદુ:ખનું જ્ઞાન નાશ પામતાં માણસ લાકડાં જેવો થઈ પડી જાય છે; એ રોગ મૂર્છા અથવા મોહ કહેવાય છે; તે મૂર્છા છ પ્રકારની છે. ૩,૪

टीका-तमो=गुणः, अज्ञानहेतुः । अभ्युपैति=आगच्छति, सुखदुःखव्यपोहकृत्=सुखदुःखज्ञाननाशकर, नष्टे सुखदुःख-

×मूर्च्छनं-संज्ञावहानां नाडीनामनिलादिभिः पीडितत्वात् मोहमयस्थितिः-पित्त-तमःप्रायावेशः, सुखदुःखज्ञाने नष्टे काष्ठवन्निश्चेष्टावस्थया च पतन मूर्च्छा, मूर्च्छा मोहादौ-इत्यस्माद् धातोः-'गुरोश्च हलः' इत्यः, 'उपधाया च इति दीर्घः-પ્રાણીને ભાનમાં રાખતી નાડીઓ, વાયુ વગેરે દોષોથી પીડાઈ, ઘેરાઈ કે વ્યાપ્ત થવાથી બેભાન સ્થિતિ થવી, એટલે કે પિત્તયુક્ત તમોગુણમા લગભગ પેસી જવું અથવા સુખદુઃખના અનુભવનુ જ્ઞાન નાશ પામતાં લાકડાંની પેઠે ચેષ્ટારહિત સ્થિતિમા જઈ પડવું, તે મૂર્છા કહેવાય છે. આ મૂર્છા, 'तृषितो मोहमायाति-તરસ્યો માણસ બેભાન બને છે' એમ ઉપર જણાવ્યા પ્રમાણે તરશમા અવશ્ય થાય છે, તેથી તરશના અધિકાર સાથે સંકળાયેલો આ મૂર્છા આદિનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરે છે.

ज्ञाने नरः काष्ठवत्पतति, तं मोहो मूर्च्छेति प्राहुरित्यन्वयः। मूर्च्छाया मूर्च्छायोऽपि पर्यायः, यत उक्तम्–'संज्ञोपघातो मूर्च्छायो मूर्च्छा स्यान्मूर्च्छनं तथा। कश्मल प्रलयो मोहः सन्न्यासस्तु मृतोपमः।' इति ॥ મૂર્છાનો પર્યાય-શબ્દ 'મૂર્છાય' પણ છે, જેમ કે કહ્યું છે કે 'સંજ્ઞોપઘાત, મૂર્છાય, મૂર્છા, મૂર્છન, કશ્મલ, પ્રલય અને મોહ–એટલાં મૂર્છાનાં નામો છે, પણ જેથી માણસ મુડદા જેવું થઈ જાય છે, એ મોહ તો 'સંન્યાસ' કહેવાય છે.

षड्विधां मूर्च्छां विवृणोति–

### મૂર્છાના ૭ પ્રકાર

**वातादिभिः शोणितेन मद्येन च विषेण च।**
**षट्स्वप्येतासु पित्तं तु प्रभुत्वेनावतिष्ठते ॥५॥**

अन्वयः–वातादिभिः, शोणितेन, च मद्येन, च विषेण=(इति षट्कारणैः षड् मूर्च्छा जायन्ते)–एतासु षट्सु अपि पित्तं तु प्रभुत्वेन अवतिष्ठते ॥

વાયુથી, પિત્તથી, કફથી, રુધિરથી, મદ્યથી અને વિષથી એમ ૭ કારણોથી મૂર્છા ૭ પ્રકારની થાય છે, છતાં એ છયે મૂર્છામાં પિત્ત તો મુખ્યપણે હોય જ છે. ૫

टीका–यत उक्तम्–'मूर्च्छा पित्ततमःप्राया' इति। તેનું કારણ કહ્યું છે કે 'મૂર્છામાં પિત્ત અને તમોગુણ અધિક હોય છે.'

तस्या पूर्वरूपमाह–

### મૂર્છાનું પૂર્વરૂપ

**हृत्पीडा जृम्भणं ग्लानिः संज्ञानाशो बलक्षयः।**
**सर्वासां पूर्वरूपाणि यथास्वं तां विभावयेत् ॥६॥**

अन्वयः–वातसंभवे मूर्च्छायं (जनः) आकाशं नीलं वा, यदि वा कृष्णम् अथवा अरुणं पश्यन् तमः प्रविशति, शीघ्रं च प्रतिबुध्यते, (देहे च) वेपथुः च अङ्गमर्दः च हृदयस्य प्रपीडा, कार्श्यं (गात्रस्य) छाया श्यावा अरुणा (भवति) ॥

વાયુથી થતી મૂર્છામાં (માણસ) આકાશને નીલું આંજણ જેવું કાળું અથવા અળતા જેવું રાતું દેખતો મૂર્છિત થાય છે, અને પાછો તરત ભાનમાં આવે છે; તે ઉપરાંત શરીરમાં કંપ થાય છે, અંગો ભાંગે છે, હૃદયમાં પીડા થાય છે, દેહ દૂબળો થઈ જાય છે અને શરીરની કાંતિ કાળાશથી મિશ્ર રાતી થઈ જાય છે. ૭,૮

टीका–नील=नीलवर्णं, कृष्ण=कज्जलाभं, अरुण= अलक्तरागं, तमः प्रविशति=मूर्च्छति, श्यावारुणा=छाया, गात्रस्य ॥ (આનો અર્થ ઉપર છે.)

पैत्तिकमूर्च्छामाह–

### પિત્તથી થતી મૂર્છાનું લક્ષણ

**रक्तं हरितवर्णं वा वियत्पीतमथापि वा।**
**पश्यंस्तमः प्रविशति सस्वेदः प्रतिबुद्ध्यते ॥९॥**
**सपिपासः ससन्तापो रक्तपित्ताकुलेक्षणः॥**
**सम्भिन्नवर्चाः पीताभो मूर्च्छाये पित्तसम्भवे ॥१०॥**

अन्वयः–पित्तसंभवे मूर्च्छायं (जनः) वियत् रक्तं वा हरितवर्णम् अथ वा पीतम् अपि पश्यन् तमः प्रविशति, सस्वेदः प्रतिबुध्यते, (तथा) सपिपासः ससंतापः रक्त–पित्त–आकुल–ईक्षणः संभिन्नवर्चाः (च) पीत–आभः (भवति) ॥

मेघसंकाशं वा घनैः तमोभिः वृतं पश्यन् तमः प्रविशति, चिरात् च प्रतिबुध्यते, यथा आर्द्रेण चर्मणा एव प्रावृतैः गुरुभिः अङ्गैः (उपलक्षितः भवति), सप्रसेकः सहृल्लासः (च जायते)॥

કફથી થતી મૂર્છામાં માણસ આકાશને ધોળા વાદળા જેવું અથવા ઘાટા અંધકારોથી ઘેરાયેલું દેખતો મૂર્છિત થાય, પાછો ઘણીવારે ભાનમાં આવે; જાણે ભીના ચામડાંથી વીંટાયેલો હોય તેમ ભારે અંગવાળો થાય; તેના મોઢામાં પાણી આવ્યા કરે અને મોળ આવ્યા કરે. ૧૧,૧૨

टीका–मेघसङ्काश=शुभ्रमेघसङ्काशमित्यर्थः। यत आह सुश्रुतः–'कफेन पश्येद्रूपाणि श्वेताभ्रप्रतिमानि तु'। घनैर्निबिडैस्तमोभिः, गुरुभिरङ्गैरुपलक्षितः। મૂળમા મેઘસકાશમ્ એમ જે કહેલ છે, તેનો અર્થ ધોળા વાદળા જેવું એવો સમજવો; કારણ સુશ્રુતે કહ્યું છે કે, 'કફથી ધોળાં વાદળા જેવા રૂપોને દેખે છે.'

मूर्छायः षड्विध उक्तः सुश्रुतेन॥ चरकस्तु सान्निपातिकमपि मूर्छायमाह–સુશ્રુતે તો ૭ પ્રકારની જ મૂર્છા કહી છે, પણ ચરક સાન્નિપાતિક મૂર્છા પણ આ પ્રમાણે કહે છે:

## ચરકના મતે ત્રણે દોષોના સંદોસયથી પણ થતી મૂર્છા

**सर्वाकृतिः सन्निपातादपस्मार इवागतः।**
**स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः॥१३॥**

अन्वयः–अपस्मारः आगतः इव संनिपातात् सर्वाकृतिः (मूर्छायः भवति), सः बीभत्सचेष्टितै विना जन्तु पातयति॥

જાણે વાઈ આવી હોય તેમ જે મૂર્છા સન્નિપાતથી થાય છે તેમાં ત્રણે દોષોનાં ચિહ્નો હોય છે અને તે મૂર્છા બિહામણી ચેષ્ટાઓ વિના જ માણસને તરત મોટે ધબાકે પાડી દે છે, કે જેથી પડેલો ઘણીવારે ભાનમાં આવે છે. ૧૩

टीका–अपस्मार इवागतस्तेन महताऽभिघातेन पतति, चिरेण प्रतिबुध्यते, तर्हि तयोः को भेदः? इत्यत आह–

'सान्निपातिकमूर्छायो विना बीभत्सचेष्टितैः–

सफेनवमनदन्तघट्टनाक्षिविकृत्यादिभिर्विना पातयति॥

'ત્યારે વાઈમાં અને સાન્નિપાતિક મૂર્છામાં ફરક શો છે?' એવી કોઈ શંકા કરે, તો તેનું સમાધાન ચરકે જ કહ્યું છે કે, 'વાઈમાં ફીણ સાથે ઊલટી, દાંતનું બિડાઈ જવું અને આંખોના વિકાર વગેરે બિહામણી ચેષ્ટાઓ થાય છે, પણ સંનિપાતની મૂર્છામા તેવી ચેષ્ટાઓ થતી નથી.' એ ફરક છે.

रक्तजाया मूर्छाया निदानमाह–

## રુધિરથી થતી મૂર્છાનું નિદાન

**पृथिव्यम्भस्तमोरूपं रक्तगन्धस्तदन्वयः।**
**तस्माद्रक्तस्य गन्धेन मूर्च्छन्ति भुवि मानवाः॥१४॥**

अन्वयः–पृथिवी–अम्भः तमोरूपम् (अस्ति), रक्तगन्धः तदन्वयः (वर्तते), तस्माद् रक्तस्य गन्धेन भुवि (तामसाः) मानवाः मूर्च्छन्ति॥

પૃથ્વી અને જળ એ બંને લગભગ તમોગુણના અંશોવાળાં છે અને ગંધ તથા રુધિર પૃથ્વીના તથા જળના પદાર્થરૂપ છે, તેથી (સત્ત્વગુણી કે રજોગુણી નહિ પણ) તમોગુણી માણસો તે રુધિરના ગંધથી મૂર્છિત થાય છે.

टीका–तमोरूप=तमोबहुल, मानवाश्च=ये तामसाः, न तु सात्त्विका राजसाश्च। अन्ये के वदन्ति–नैव युक्तिः समीचीना, तर्हि चम्पकादिगन्धेनापि मूर्छा प्रसज्येत, तत्रापि गन्धस्य पार्थिवत्वात्, अत आह–द्रव्यस्वभावा इत्येके दृष्ट्वा यदभिमुह्यति। अत्राह भोजः–दर्शनादसृजस्तस्माद्गन्धाच्चैव प्रमुह्यति। આ વિષયમાં કેટલાક વાંધો લે છે કે, 'ગંધ તમોગુણના કાર્યરૂપ પૃથ્વીનો ભાગ છે, તેથી માણસો મૂર્છિત થાય છે, એ યુક્તિ બરાબર નથી; કારણ કે જો તેમ હોય તો ચંપા વગેરેની ગંધ પણ પૃથ્વી સંબંધી હોવાને લીધે તે ગંધથી પણ મૂર્છા થવી જોઈએ' આ વાંધો યોગ્ય હોવાથી કેટલાક કહે છે કે, 'રુધિરના ગંધથી નહિ પણ રુધિરને જોવાથી જે મૂર્છા થાય છે, તે રુધિરના એવા સ્વભાવને લીધે જ થાય છે.' ભોજ તો એમ કહે છે કે 'રુધિરના દર્શનથી અને ગંધથી પણ મૂર્છા પ્રાપ્ત થાય છે.'

रक्तेन मूर्छितस्य लक्षणमाह–

## રુધિરથી થતી મૂર્છાનું લક્ષણ

**स्तब्धाङ्गदृष्टिस्त्वसृजा गूढोच्छ्वासश्च मूर्छितः॥**

अन्वयः–असृजा मूर्छितः तु स्तब्ध–अङ्गदृष्टि च गूढ–उच्छ्वासः (भवति)॥

રુધિરથી મૂર્છા પામેલો માણસ તો સ્તબ્ધ શરીરવાળો અને ગૂઢ શ્વાસવાળો થઈ જાય છે.

मद्यजविषजयोर्मूर्च्छयोर्निदानमाह–

**મદ્યથી તથા વિષથી થતી મૂર્છાનું નિદાન**

**गुणास्तीव्रतरत्वेन स्थितास्तु विषमद्ययोः ।**
**त एव तस्मात्ताभ्यां तु मोहौ स्यातां यथेरितौ ॥१६**

अन्वयः–(ये) गुणा. (तैलादौ) तीव्रतरत्वेन स्थिताः (सन्ति), ते एव विष–मद्ययोः तु (स्थिताः भवन्ति), तस्मात् ताभ्यां तु यथा ईरितौ मोहौ स्याताम् ॥

(લઘુપણું, રૂક્ષપણું, શીઘ્રપણું, વિશદપણું, વ્યવાયીપણું, તીક્ષ્ણપણું, વિકાશીપણું, +સૂક્ષ્મ-પણું, ઉષ્ણપણું અને જણાવવાને અશક્ય રસવાળાપણું ઇત્યાદિ) જે ગુણો તેલ આદિ પદાર્થોમાં જુદા જુદા અને તીવ્રરૂપે રહ્યા છે, તે જ ગુણો વિષમાં અને મદ્યમાં અતિ તીવ્ર સ્વરૂપે રહેલા છે; (તેમાં પણ ફરક આ છે કે મદ્ય કરતાં પણ વિષમાં એ ગુણો અતિશય વધારે બળવાન સ્વરૂપે રહ્યા છે; એ રીતે) મદ્યમાં તથા વિષમાં એ ગુણો હોવાને લીધે મદ્યથી તથા વિષથી પણ ઉપર કહ્યા પ્રમાણેની મૂર્છા પ્રાપ્ત થાય છે. ૧૬

टीका–ये गुणाः=लघुरूक्षाशुविशदव्यवायितीक्ष्णविकाशिसूक्ष्मोष्णानिर्देश्यरसत्वादयः, तैलादौ द्रव्ये व्यस्तास्तीव्राश्च सन्ति, त एव गुणाः विषमद्ययोस्तु तीव्रतरत्वेन स्थिताः । तत्रापि भेदस्तन्त्रान्तरे–'त एव मद्ये दृश्यन्ते विषेषु बलवत्तराः' इति ॥ (આ બધી ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં અપાયો છે.)

मद्यजाया मूर्च्छाया लक्षणमाह–

**મદ્યથી થતી મૂર્છાનું લક્ષણ**

**मद्येन प्रलपञ्छेते नष्टविभ्रान्तमानसः ।**
**गात्राणि विक्षिपन् भूमौ जरां यावन्न याति तत् ।१७**

अन्वयः–मद्येन (मूर्च्छितः जनः) नष्ट–विभ्रान्त–लोचनः प्रलपन् (सन्) यावत् तत् जरां न याति, (तावत्) भूमौ विक्षिपन् शेते ॥

મદ્યથી મૂર્છા પામેલો માણસ બધી રીતે સ્મૃતિરહિત અને (દોરી વગેરેને સર્પ વગેરે સમજે એમ) ભ્રમણાયુક્ત મનવાળો થઈને બકવાદ કર્યા કરે છે; તેમજ જ્યાં સુધી પીધેલું મદ્ય પચી ન જાય ત્યાં સુધી પોતાનાં ગાત્રોને ધરતી પર અફાળ્યા કરતો પડી રહે છે.

+ વિશદ, વ્યવાયી તથા વિકાશી આદિ ગુણોના લક્ષણો પ્રથમ ખંડ–મિશ્રવર્ગમાં જોવાં.

टीका–नष्टविभ्रान्तमानसः–नष्ट=सर्वथा स्मृतिहीन, विभ्रान्तं=रज्ज्वां सर्पज्ञानयुक्त मानस यस्य सः । जरा=जीर्णता, तत्=मद्यम् ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

विषजाया लक्षणमाह–

**વિષથી થતી મૂર્છાનું લક્ષણ**

**वेपथुस्वप्नतृष्णाः स्युस्तमश्च विषमूर्च्छिते ।**
**वेदितव्यं तीव्रतरं यथास्वं विषलक्षणैः ॥ १८॥**

अन्वयः–विषमूर्च्छिते वेपथु–स्वप्न–तृष्णाः च तमः स्युः । यथास्व विषलक्षणैः तीव्रतर वेदितव्यम् ॥

વિષથી મૂર્છા પામેલા માણસમાં કંપ, નિદ્રા, તરશ અને અંધકાર ઉત્પન્ન થાય છે. (અહીં જણાવેલું વિષ મૂલ, કંદ, ફળ, પાંદડાં અને દૂધ આદિ ભેદોથી જુદા પ્રકારનું સમજવું.) એ વિષનાં જે જે લક્ષણો સુશ્રુતના કલ્પસ્થાનમાં કહ્યાં છે, તે તે લક્ષણો, મદ્યનાં તે તે લક્ષણો કરતાં વધારે તીવ્ર છે, એમ સમજવું. (પણ સંજ્ઞાનો નાશ કરવાનો ધર્મ મદ્યમાં અને વિષમાં સરખો હોવાથી તેનાં લક્ષણો પણ સરખાં હોય એમ સમજવું નહિ.)

टीकाः–विषस्य–मूलकन्दफलपत्रक्षीरादिभेदभिन्नस्य, यथास्वं लक्षणमुक्तं सुश्रुते कल्पस्थाने, तल्लक्षणं मद्यापेक्षया तीव्रतरं वेदितव्यं, न तु सज्ञानाशेन साम्यधर्मात् ॥ (આ ટીકાનો અર્થ પણ ઉપર ભાષાન્તરમાં સમાયો છે.)

मूर्च्छाभ्रमतन्द्रादीना को भेदः? इत्यत आह–

**મૂર્છા, ભ્રમ અને તન્દ્રાનો ભેદ**

**मूर्च्छा पित्ततमःप्राया रजःपित्तानिलाद् भ्रमः ।**
**तमो वातकफात्तन्द्रा निद्रा श्लेष्मतमोभवा ॥१९॥**

अन्वयः–मूर्च्छा पित्त–तमः–प्राया, भ्रमः रजः–पित्त–अनिलात्, तन्द्रा तमस्–वात–कफाद् (भवति), निद्रा श्लेष्म–तमस्–भवा ॥

મૂર્છામાં પિત્ત અને તમોગુણ બન્ને લગભગ હોય છે; જ્યારે ભ્રમ× રજોગુણથી, પિત્તથી

× भ्रमण–भ्रमः–भ्रमु चलने अनवस्थाने वा इत्यस्माद् भावे घञ्, 'नोदात्तोपदेशस्य'–इति वृद्धिनिषेधः । 'भ्रान्तिर्मिथ्यामतिर्भ्रमः' इति कोशात् मिथ्याबुद्धिस्या भ्रान्तिः–चक्रारूढस्येव भ्रमद्वस्तुमिथ्याज्ञानम्, स्वदेहस्य च भ्रमत इव मिथ्याज्ञानम्–रजसः पित्ताद् वायोर्वा जातमनवस्थानमित्यर्थः–ભમી જવું અથવા મનનું અચોક્કસ–ઠેકાણું થવું–ખોટા જ્ઞાનરૂપ ભ્રમણા થવી, જાણે પોતે

તથા વાયુથી થાય છે; તંદ્રા તમોગુણુથી, વાયુથી તથા કફથી થાય છે અને નિદ્રા કફથી તથા તમોગુણુથી થાય છે. ૧૯

टीका-रज.पित्तानिलाद्भ्रम इति, नात्र समुच्चयः। केवलपित्तज्वरे भ्रमस्योक्तत्वात्, चमश्च=चक्रारूढस्येव भ्रमद्वस्तुज्ञान, स्वदेहस्य भ्रमन इव ज्ञान च ॥ રજોગુણ, પિત્ત તથા વાયુ એ ત્રણે ભેગાં થવાથી ભ્રમ થાય છે, એમ સમજવું નહિ; કારણ કે કેવળ પિત્તજ્વરમાં પણ ભ્રમ થવાનુ કહેવાયું છે. જેમ ચક્ર કે ચકરડી પર ચડેલા માણુસને સઘળી વસ્તુઓ ભમતી દેખાય છે, તેમ સઘળી વસ્તુઓ ભમતી દેખાય અને પોતાનો દેહ પણુ ભમતો હોય એમ જણાય, એ ભ્રમ કહેવાય છે.

तन्द्राया लक्षणमाह-

### તંદ્રાનું લક્ષણુ

**इन्द्रियार्थेष्वसंवित्तिर्गौरवं जृम्भणं क्लमः।**
**निद्रार्त्तस्येव यस्यैते तस्य तन्द्रां विनिर्दिशेत् ॥२०**

अन्वयः-यस्य निद्रार्त्तस्य इव इन्द्रियार्थेषु असंवित्तिः गौरव जृम्भण क्लम.-एते (स्युः), तस्य (तां) तन्द्रां विनिर्दिशेत् ॥

**જે માણુસને નિદ્રાથી ઘેરાયેલાની પેઠે ઇંદ્રિયોના વિષયોનું જ્ઞાન બરાબર ન રહે, શરીરમાં ભારેપણું, બગાસાં તથા કલમ એટલે મહેનત કર્યા વિના થાક થાય, તેની એ સ્થિતિને તંદ્રા* કહેવી. (જે માણુસને નિદ્રા આવી હોય તેને જાગ્યા પછી કલમ રહેતો નથી અને તંદ્રામાં તો જાગ્યા પછી પણુ કલમ રહે છે, એટલે નિદ્રામાં અને તંદ્રામાં ભેદ છે.) ૨૦**

टीका-इन्द्रियाणामर्थः-प्रयोजनं, येषु=अर्थादिन्द्रियेषु, असंवित्तिः=असम्यग् ज्ञानम्, इति। इन्द्रियार्थे-असम्यग्ज्ञानादि, निद्रायां प्रबुद्धस्य क्लमाभावः, तन्द्रायां तु प्रबोधितस्यापि क्लम इत्यनयोर्भेदः ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં છે.)

क्लमस्य लक्षणमाह-

### કલમનું લક્ષણુ

**योऽनायासः श्रमो देहे प्रवृद्धः श्वाससङ्गतः।**
**क्लमः स इति विज्ञेय इन्द्रियार्थप्रबाधकः ॥२१॥**

अन्वय-देहे अनायासः यः श्रमः श्वाससगतः प्रवृद्धः (सन्) इन्द्रिय-अर्थ-प्रबाधक (भवति), सः क्लमः इति विज्ञेयः ॥

**દેહમાં મહેનત કર્યા વગર જે શ્રમ થાય અને શ્વાસ સાથે તે ખૂબ વધી જઈ જ્ઞાનેંદ્રિયસંબંધી તથા કર્મેંદ્રિયસંબંધી વિષયોનુ ગ્રહણુ બિલકુલ થવા ન દે, તેને 'કલમ'* જાણુવો.**

टीका-इन्द्रियाणां=बुद्धीन्द्रियाणां, कर्मेन्द्रियाणां च, अर्थ.=प्रयोजनं विषयग्रहण तस्य प्रबाधकः-प्राबल्येन बाधकः ॥ (આનો અર્થ ઉપર છે.)

निद्रालक्षणमाह-

### નિદ્રાનું લક્ષણુ

**यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः।**
**विषयेभ्यो निवर्त्तन्ते तदा स्वपिति मानवः ॥२२॥**

अन्वय.-यदा तु मनसि क्लान्ते (सति) क्लम-अन्विता. कर्मात्मानः विषयेभ्यः निवर्तन्ते, तदा मानवः स्वपिति ॥

**જ્યારે મન થાકી જાય છે, ત્યારે થાકી ગયેલી જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો વિષયોના ગ્રહણુથી અટકે છે, ત્યારે માણુસ સૂઈ જાય છે. (એ જ નિદ્રા× કહેવાય છે.) ૨૨**

---

ચાક પર ચઢ્યો હોય, તેમ દરેક પદાર્થોને ભમતા દેખે અને પોતાના શરીરને પણુ જાણે ભમતું હોય તેમ ખોટું સમજે તે ભ્રમ અર્થાત્ રજોગુણુથી કે પિત્તથી કે વાયુથી થતી મનની જે અચોક્કસ સ્થિતિ તે ભ્રમ કહેવાય છે

* तद्-इन्द्रियार्थ-अपवेदनादि राति-ददाति तमोवात-कफोद्भूता या, यद्वा तद् द्राति-कुत्सितां गतिं, प्रापयति, द्रा कुत्सायां गतौ-'आतोऽनुपसर्गे कः', 'निद्रा-तन्द्रा'-इति तदोर्नान्तत्व निपात्यते-તમોગુણુ, વાયુ તથા કફથી થયેલી જે સ્થિતિ માણુસને ઇંદ્રિયોના વિષયોનુ જ્ઞાન બરાબર થવા ન દે અથવા ખરાબ અવસ્થા પમાડી દે, તે તંદ્રા-ઊંઘ જેવી મોહપ્રાય દશા કે ઘેન.

* क्लमन-क्लमः-प्रबोधितस्यापि इन्द्रियार्थप्रबाधिका अनायासा ग्लानिः तमोवातकफोद्भूतैव, क्लमु ग्लानौ-भावे घञ्-'नोदात्तोपदेशस्ये'ति न वृद्धिः-માણુસ જાગેલો હોય છતાં ઇંદ્રિયોના વિષયો ન ગ્રહણુ કરી શકે, એવી મહેનત વિના જ તમોગુણુ, વાયુ તથા કફથી જ થતી ગ્લાનિ કે થાક તે કલમ કહેવાય છે.

× नितरां द्राण-श्लेष्मयुक्त-तमसा कुत्सितगतिप्राप्ति-अरतिक्लान्तमनसः सर्वेन्द्रियाणां स्वविषयनिवृत्तिर्वा निरिन्द्रियप्रदेशे मनसोऽवस्थितिर्निद्रा, निपूर्वक-द्रा कुत्सायां गतौ-इत्यस्माद्-'आतश्चोपसर्गे'-इत्यङ्, यद्वा निन्दन, निन्द्यते

टीका-क्लान्तः=ग्लानः, श्रान्त इति यावत्। कर्मात्मानः=क्रमान्विताः, कर्मेन्द्रियाणि ज्ञानेन्द्रियाणि च श्रान्तानि॥ (આનો અર્થ ઉપર છે.)

सन्यासस्य सप्राप्तिपूर्वकं लक्षणमाह–

**સંન્યાસનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ**

**वाग्देहमनसां चेष्टामाक्षिप्यातिबला मलाः।**
**संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनमाश्रिता.॥२३॥**
**स ना संन्याससन्यस्तः काष्ठीभूतो मृतोपमः।**
**प्राणैर्विमुच्यते शीघ्रं मुक्त्वा सद्य.फलां क्रियाम्॥**

अन्वय.–अतिबलाः मलाः प्राणायतनं (हृदयम्) आश्रिताः (सन्तः) वाग्-देह-मनसां चेष्टाम् आक्षिप्य अबल जन्तु सन्यस्यन्ति। सन्यास-सन्यस्त स. ना काष्ठीभूतः मृत-उपमः (सन्) सद्यफला क्रिया मुक्त्वा शीघ्र प्राणै विमुच्यते॥

અત્યંત બળવાન બનેલા મળો, પ્રાણના સ્થાનરૂપ હૃદયનો આશ્રય કરી અર્થાત્ છેક હૃદય સુધી પહોંચી જઈ વાણીની, દેહની તથા મનની ચેષ્ટાનો વિનાશ કરી ઓછા સત્ત્વ ગુણવાળા નિર્બળ માણસને મૂર્છિત કરી દે છે (ત્યારે તે માણસને સંન્યાસ+ થયો કહેવાય છે.) એમ એ સંન્યાસથી મૂર્છિત થયેલ માણસ લાકડા જેવો, ક્રિયાઓથી રહિત અને મુડદા જેવો થઈ જાય છે; એ વેળા એ માણસના શરીરમાં સોયથી ભોંકવું, તીક્ષ્ણ *અંજન આંજવું, તીક્ષ્ણ નસ્ય આપવું, કૌચાં* ઘસવાં અને વીંછી વગેરે કરડાવવા ઇત્યાદિ તરત ફળ આપનારી ક્રિયાઓ કરવામાં ન આવે, તો તે માણસ તરત મરી જાય છે.

टीका–आक्षिप्य=विनाश्य, संन्यस्यन्ति=मूर्च्छयन्ति, प्राणायतन=हृदय, संन्यस्तः=मूर्च्छितः, काष्ठीभूतः=क्रियारहितः, अत एव मृतोपम इति, सद्यफलां क्रिया=सूचीव्यधनाञ्जनावपीडकपिकच्छुघर्षणवृश्चिकादिदंशनादिरूपाम्॥

संन्यासस्य मूर्च्छादिभ्यो भेदमाह–

**સંન્યાસમાં અને મૂર્છા આદિમાં ભેદ**

**दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनः।**
**स्वयमप्युपशाम्यन्ति संन्यासो नौषधैर्विना॥२५॥**

अन्वयः–दोषेषु गतवेगेषु (सत्सु) देहिनः मद-मूर्च्छायाः स्वयम् अपि उपशाम्यन्ति, सन्यासः (तु) औषधैः विना न (एव शाम्यति)॥

દોષોના વેગો જતા રહે ત્યારે માણસનો નહિ વધેલો ઉન્માદ અને મૂર્છાઓ પોતાની મેળે પણ શાંત થઈ જાય છે, પણ સંન્યાસ તો ઔષધો વિના શાંત થતો જ નથી. ૨૫

टीका–मदमूर्च्छायाः–मदः–अप्रवृद्ध उन्मादः मूर्च्छायाः=मूर्च्छाः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ मूर्च्छायाश्चिकित्सा–

**મૂર્છાની ચિકિત્સા**

**सेकावगाहा मणयः सहाराः, शीताः प्रदेहा व्यजनानिलाश्च। शीतानि पानानि च गन्धवन्ति, सर्वासु मूर्च्छास्वनिवारितानि॥२६॥**

अन्वयः–सेक-अवगाहाः, मणयः सहाराः, शीताः प्रदेहाः, च व्यजन-अनिलाः च गन्धवन्ति शीतानि पानानि, सर्वासु मूर्च्छासु अनिवारितानि (भवन्ति)॥

શીતળ પાણી છાંટવું, શીતળ જળમાં પેસાડવું, ચંદ્રકાંત આદિ મણિઓ, મોતી વગેરેના હારો, કર્પૂરવાળાં ચંદનનાં લેપનો, સાકરથી સંયુક્ત તથા ભીમસેની બરાસ વગેરેથી સુગંધી કરેલ આમળાંના રસ વગેરેનાં પીણાં અને પંખાના પવનો–એ ઉપચારો દરેક પ્રકારની મૂર્છાઓમાં રોકાતા નથી અર્થાત્ વાયુથી તથા કફથી થયેલી મૂર્છામાં પણ એની અટકાયત નથી; કારણ કે દરેક મૂર્છામાં પિત્ત જ મુખ્ય હોય છે. ૨૬

टीका–मणयः=चन्द्रकान्तादयः, हाराः=मुक्तादिहाराः, शीताः प्रदेहाः=सकर्पूरचन्दनानुलेपनानि, शीतानि पानानि=सितामलकादिपानकानि, गन्धवन्ति=कर्पूरादि...

---

वा प्राणी अनयेति निद्रा–'निन्देर्नलोपश्च'–(उणा. २–१७) इति रक्–કફ સાથે મળેલ તમોગુણને લીધે ખરાબ સ્થિતિ પ્રાપ્ત થવી–બેભાન બનવું, અથવા બેચેનીવાળું થાકેલું મન બધી ઇંદ્રિયોના વિષયોથી અટકી જાય; અથવા ઇંદ્રિયરહિત પ્રદેશમાં મનની જે સ્થિતિ તે નિદ્રા; અથવા જેનાથી પ્રાણી નિંદાય–બેભાન ગણાય, તે નિદ્રા કહેવાય છે.

\+ संन्यसनम्–अतिबलैर्मलैर्हृदयाश्रितैर्वाग्–देह–मनसां चेष्टायास्त्यजनं–मूर्छाकरण–काष्ठवन्निष्क्रिय–मृतोपमावस्थानयन–सन्यासः, स––निपूर्वकाद् असु क्षेपणे–भावे घञ्–અતિશય બળવાન બનેલા દોષો, માણસના છેક હૃદય સુધી પહોંચી જઈ વાણી, મન તથા દેહની ચેષ્ટા છોડાવી દે, મૂર્છા ઉપજાવે અને તેથી લાકડાં જેવી ક્રિયાશૂન્ય અથવા મુડદાં જેવી સ્થિતિમાં જે પહોંચાડી દે, તે સંન્યાસ કહેવાય છે.

सर्वासु मूर्च्छासु निवारितानि । अध्यायमिप्रायः-सेका-दीन्यन्यासु मूर्च्छासु हितान्येव, किंतु वातश्लेष्मजास्वपि न निवारितानि, तत्रापि पित्तस्य प्रधानत्वाम् ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં લેવાયો છે )

### મૂર્છામાં હિતકારી પદાર્થો

सिद्धानि वर्गे मधुरे पयांसि, सदाडिमा जाङ्गलजा रसाश्च । तथा यवो लोहितशालयश्च, मूर्च्छासु पथ्याः ससतीनमुद्गाः ॥ २७ ॥

अन्वयः-मधुरे वर्गे सिद्धानि पयांसि, च सदाडिमाः जाङ्गलजाः रसाः, तथा यवः, च लोहितशालयः सतीन-मुद्गाः मूर्च्छासु पथ्याः ( भवन्ति ) ॥

મધુર વર્ગના ઔષધોમાં પકાવેલાં દૂધો, દાડિમ સહિત જાંગલ પ્રદેશનાં પ્રાણીઓનાં માંસોના રસો, જવ, રાતા ચોખા, વટાણા અને મગ એ મૂર્છામાં પથ્ય છે. ૨૭

टीका-सतीनः=कलायः ॥

### મૂર્છાવારણ ઉપાયો

कालमज्जोपणोशीरकेसरं शीतवारिणा ।
पीतं मूर्च्छां जयेल्लीढ्वा कृष्णां वा मधुसंयुताम् ॥
शीतेन तोयेन बिसं मृणालं, कृष्णां च पथ्यां मधुनाऽवलिह्यात् । कुर्याच्च नासावदनावरोधं, क्षीरं पिबेद्वाऽप्यथ मानुषीणाम् ॥ २९ ॥
द्राक्षासितादाडिमलाजवन्ति, कह्लारनीलोत्पलपद्मवन्ति । पिबेत्कषायाणि च शीतलानि, पित्तज्वरं यानि शमं नयन्ति ॥ ३० ॥
शिरीषबीजगोमूत्रकृष्णामरिचसैन्धवैः ।
अञ्जनं स्यात् प्रबोधाय सरसोनाशिलावचैः ॥३१॥

अन्वयः-कोलमज्जा-ऊषण-उशीर-केसरं शीत-वारिणा पीतं मूर्च्छां जयेत्, वा मधुसंयुतां कृष्णां लीढ्वा ( मूर्च्छां जयेत् ) शीतेन तोयेन मृणाल बिसम् अवलिह्यात्, कृष्णां च पथ्यां मधुना ( अवलिह्यात् ) । नासा-वदन-अवरोध च कुर्यात्, अथवा मानुषीणां क्षीरम् अपि पिबेत्, द्राक्षा-सिता-दाडिम-लाजवन्ति, कह्लार-नील-उत्पल-पद्मवन्ति शीतलानि च कषायाणि पिबेत्, यानि च पित्तज्वरं शमं नयन्ति, ( तानि अपि कषायाणि पिबेत् ) । शिरीष-बीज-गोमूत्र-कृष्णा-मरिच-सैन्धवैः सरसोन-शिला-वचैः अञ्जन प्रबोधाय स्यात् ॥

બોરનો ગર્ભ, મરી, વાળો અને નાગકેસરને વાટી ટાઢા પાણી સાથે પિવાય તો તે મૂર્છાને મટાડે છે. પીપરનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી પણ તે મૂર્છાને મટાડે છે. કમળનું બિસ કે મૃણાલ, ટાઢા પાણી સાથે ચાટવું અથવા પીપર અને હરડેને વાટી મધ સાથે ચાટવી. નાકના તથા મોઢાના શ્વાસને રોકવો, તેથી મૂર્છા મટે છે. અથવા સ્ત્રીનુ ધાવણ પીવું, તેથી પણ મૂર્છા મટી જાય છે. દ્રાક્ષ, સાકર, દાડિમ, ચોખાની ધાણી, રાતું કમળ, નીલકમળ અને ધોળા કમળવાળા શીતળ કષાયો (હિમ) પીવા અને જે કષાયો પિત્તજ્વરને મટાડનારા છે તે પણ પીવા. સરસડિયાનાં બીજ, પીપર, મરી, સૈંધવ, લસણ, મનશીલ અને વજને ગોમૂત્રમા વાટી તેનું અંજન આંજ્યુ હોય તો મૂર્છામાંથી જાગ્રતપણું પ્રાપ્ત થાય છે.

अन्यच्च-

### બીજો અંજનપ્રયોગ

अञ्जने सम्यगारब्धं मधुसिन्धुशिलोषणैः ।
प्रमोहद्रोहि भवति भाषितं भिषजां वरैः ॥ ३२ ॥

अन्वयः-मधु-सिन्धु-शिला-ऊषणैः सम्यग् आरब्धम् अञ्जन प्रमोह-द्रोहि भवति, ( इति ) भिषजां वरैः भाषितम् ( अस्ति ) ॥

મધ, સૈંધવ, મનશીલ અને મરીનું અંજન સારી રીતે આંજ્યું હોય તો તે મૂર્છા સંબંધી પ્રમોહને મટાડે છે, એમ ઉત્તમ વૈદ્યોએ કહ્યું છે. ૩૨

टीका-शिला=मनःशिला, ऊषण=मरिचम् ॥

### મૂર્છાનિવારણ નસ્યપ્રયોગ

मधूकसारसिन्धूत्थवचोषणकणाः समाः ।
श्लक्ष्णं पिष्ट्वाऽम्भसा नस्यं कुर्यात् संज्ञाप्रबोधनम् ॥

अन्वय.-मधूक-सार,-सिन्धु-उत्थ,-वचा-ऊषण-कणाः समाः अम्भसा श्लक्ष्ण पिष्ट्वा नस्यं कुर्यात्, ( येन ) संज्ञाप्रबोधनम् ( भवति ) ॥

મહુડાંનો સાર, સૈંધવ, વજ, મરી અને પીપર સમભાગે લઈ પાણીમાં બારીક વાટી તેનું નસ્ય આપવું, તે મૂર્છામાંથી ભાનમાં લાવે છે. ૩૩

अथ रक्तजादीनां मूर्च्छानां चिकित्सामाह-

### રુધિર વગેરેથી થયેલી મૂર્છાની ચિકિત્સા

रक्तजायां तु मूर्च्छायां हितः शीतक्रियाविधिः ।
मद्यजायां पिबेन्मद्यं निद्रां सेवेत या सुखम् ॥
विषजायां विषघ्नानि भेषजानि प्रयोजयेत् ॥३४॥

अन्वयः-रक्तजायां तु मूर्च्छायां शीतक्रियाविधिः

हितः (भवति), मद्यजायां मद्य पिबेत्, वा सुखं निद्रां सेवेत, विषजायां विषघ्नानि भेषजानि प्रयोजयेत् ॥

રુધિરથી થયેલી મૂર્છામાં શીતળ ક્રિયા કરવારૂપ ચિકિત્સા હિતકારી થાય છે; મદ્યથી થયેલી મૂર્છામાં મદ્ય પીવું અથવા સુખેથી નિદ્રા સેવવી; અને વિષથી થયેલી મૂર્છામાં વિષનો નાશ કરનારાં ઔષધોનો પ્રયોગ કરવો. ૩૪

अथ संन्यासचिकित्सा–

### સંન્યાસની ચિકિત્સા

प्रभूतदोषस्तमसोऽतिरेकात्, सम्मूर्च्छितो नैव विबुध्यते यः । संन्यस्तसंज्ञः स हि दुश्चिकित्स्यो, नरो भिषग्भिः परिकीर्तितोऽसौ ॥३५॥
मञ्जनान्यवपीडाश्च धूमाः प्रधमनानि च ।
सूचीभिस्तोदनं शस्तं दाहपीडा नखान्तरे ॥३६॥
लुञ्चनं केशलोम्नां च दन्तैर्दशनमेव च ।
आत्मगुप्ताऽवघर्षश्च हितस्तस्य प्रबोधने ॥ ३७॥

अन्वयः–प्रभूतदोषः यः तमसः अतिरेकात् संमूर्च्छितः (सन्) नैव विबुध्यते, स. हि नरः संन्यस्तसंज्ञः (कथ्यते), असौ भिषग्भिः दुश्चिकित्स्यः परिकीर्तितः । तस्य प्रबोधने अञ्जनानि, च अवपीडाः, च धूमाः प्रधमनानि, सूचीभिः तोदनं शस्तं, नखान्तरे दाहपीडा, केशलोम्नां च लुञ्चनं, दन्तैः च दशनम् एव, च आत्मगुप्ता–अवघर्षः (कर्तव्यः)॥

ઘણા દોષવાળો જે માણસ તમોગુણના અતિશયને લીધે મૂર્છિત થઈને પાછો જાગે જ નહિ, તે માણસને વૈદ્યો સંન્યાસ રોગવાળો કહે છે અને તેની ચિકિત્સા કરવી પણ બહુ મુશ્કેલ છે. તે સંન્યાસવાળા માણસને જગાડવા માટે અંજનો આંજવાં, કલ્કરૂપ કરેલાં ઔષધોનો રસ નાકમાં નાખવો, ધુમાડા આપવા, ઔષધનાં ચૂર્ણને બે મોઢાંવાળી નળીમાં ભરી તેમાં મોઢાની ફૂંક મારીને તે ઔષધ નાકમાં ચઢાવી દેવું, અંગોમાં સોયો ભોંકવી, નખના મધ્યમાં (ડામ દઈ) દાહની પીડા કરવી, કેશ તથા રૂંવાડાં ચૂંટવાં, દાંતથી બટકાં ભરવાં અને અંગો પર કૌંચાં ઘસવાં. ૩૫–૩૭

टीका–अवपीडः=कल्कीकृतौषधरसस्य नासापुटे दानम्, प्रधमनम्=औषधचूर्णस्य द्विमुख्या नाडिकया मुखवातेन नासापुटे दानं, तस्य–संन्यस्तस्य ॥

अथ मूर्च्छायां रसावाह–

### મૂર્છામા ઉપયોગી રસો

कणामधुयुतं सूतं मूर्च्छायां प्राशयेद्भिषक् ।
शीतसेकावगाहादीन् सर्वाङ्गे पीडनं हठात् ॥३८॥

अन्वयः–भिषक् मूर्च्छायां कणा–मधुयुत सूतं प्राशयेत्, शीत–सेक–अवगाह–आदीन् (कारयेत्), हठात् सर्वाङ्गे पीडनं (च कुर्यात्) ॥

મૂર્છામાં વૈદ્યે મરેલો પારો પીપર તથા મધ સાથે ખવડાવવો; તેમજ ટાઢું પાણી છાંટવું અને ટાઢા પાણીમાં પ્રવેશ આદિ કરાવવાં અને બલાત્કારે બધાં અંગોને દાબવાં. ૩૮

टीका–सूतं=मारितम् ॥

ताम्रचूर्णसमोशीरं केशरं शीतवारिणा ।
पीतं मूर्च्छां द्रुतं हन्याद्वृक्षमिन्द्राशनिर्यथा ॥३९॥

अन्वयः–ताम्रचूर्ण–सम–उशीरं केशरं शीतवारिणा पीतं (सत्) यथा इन्द्र–अशनिः वृक्षं (तथा) मूर्च्छां द्रुत हन्यात् ॥

મારેલા ત્રાંબાનું ચૂર્ણ, વાળો અને નાગકેસર સમભાગે લઈ મિશ્ર કરી ટાઢા પાણી સાથે પીધું હોય તો જેમ વીજળી વૃક્ષનો નાશ કરે છે, તેમ તે (ઉપાય) મૂર્છાનો તરત નાશ કરે છે. ૩૯

टीका–ताम्रचूर्ण=मारितताम्रचूर्णम् ॥

अथ भ्रमस्य चिकित्सा–

### ભ્રમની ચિકિત્સા

पिबेद्दुरालभाक्वाथं सघृतं भ्रमशान्तये ।
पथ्याक्वाथेन संसिद्धं घृतं धात्रीरसेन वा ॥ ४० ॥
शुण्ठीकृष्णाशताह्वानां साभयानां पलं पलम् ।
गुडस्य षट्पलान्येषा गुटिका भ्रमनाशिनी ॥४१॥
ताम्रं दुरालभाक्वाथैः पीतं तु घृतसंयुतम् ।
निवारयेद्भ्रमं शीघ्रं तथथा शम्भुभाषितम् ॥४२॥

अन्वयः–भ्रमशान्तये दुरालभा–क्वाथं सघृत पिबेत्, वा पथ्याक्वाथेन वा धात्रीरसेन संसिद्धं घृतं (पिबेत्)॥ शुण्ठी–कृष्णा–शताह्वानां साभयानां पलं पलं, गुडस्य षट्पलानि–एषा गुटिका भ्रमनाशिनी (भवति)॥ ताम्रं घृतसयुतं तु (कृत्वा) दुरालभा–क्वाथैः (सह) पीतं (सत्) तत् शीघ्रं भ्रम निवारयेत्, यथा शम्भुभाषितम् ॥

ભ્રમને મટાડવા રાતા ધમાસાનો ક્વાથ ઘી સાથે પીવો; અથવા હરડેના ક્વાથથી કે આમળાંના રસથી પકાવેલું ઘી પીવું; સૂંઠ. પીપર, સુવા તથા હરડે દરેક ચાર તોલા

ચોવીશ તોલા ગોળની ગોળીઓ (કરી) ખાધી હોય તો તે ભ્રમનો નાશ કરે છે. મારેલું ત્રાંબું ઘીમાં કાલવી રાતા ધમાસાના ક્વાથ સાથે પીધું હોય તો તે તરત ભ્રમને મટાડે છે, એમ મહાદેવજીએ કહ્યું છે. ૪૦-૪૨

अथ तन्द्राया अतिनिद्रायाश्च चिकित्सामाह-

**તંદ્રાની તથા અતિનિદ્રાની ચિકિત્સા: અંજનરૂપે**

**तुरङ्गलालालवणोत्तमेन्दु,-मनःशिलामागधिकामधूनि । नियोजितान्यक्ष्णि विमिश्रितानि, तन्द्रां सनिद्रां विनिवारयन्ति ॥ ४३ ॥**

अन्वयः-तुरङ्ग-लाला,-लवण-उत्तम,-इन्दु-मनः-शिला-मागधिका-मधूनि विमिश्रितानि (कृत्वा) अक्ष्णि नियोजितानि (सन्ति) तन्द्रां सनिद्रां विनिवारयन्ति ॥

ઘોડાની લાળ, સૈંધવ, કપૂર, મનશીલ, પીપર અને મધને એકઠાં કરી આંખમાં આંજ્યાં હોય તો તે તંદ્રા અને અતિનિદ્રાને મટાડે છે.

टीका-इन्दुः=कर्पूरः ॥

**નસ્યપ્રયોગરૂપે**

**सैन्धवं श्वेतमरिचं सर्षपाः कुष्ठमेव च । वस्तमूत्रेण सम्पिष्टं नस्यं तन्द्रानिवारणम् ॥४४॥**

अन्वयः-सैन्धवं श्वेत-मरिचं सर्षपाः च कुष्ठम् एव वस्तमूत्रेण संपिष्टं नस्यं (सत्) तन्द्रा-विनिवारणं (भवति) ॥

સૈંધવ, સરગવાનાં બીજ, સરસવ અને કઠને બકરાના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપ્યું હોય તો તે તંદ્રા મટાડે છે. ૪૪

टीका-श्वेतमरिचं=शिग्रुबीजम् ॥

**બીજો નસ્યપ્રયોગ તથા ભોંરીંગણી આદિનો ક્વાથ**

**शुण्ठीकणोग्रालवणोत्तमानि, नस्येन तन्द्राविजयोल्बणानि । क्षुद्राऽमृतापौष्करनागराणि, भार्गीशिवाभ्यां क्वथितानि पानात् ॥ ४५ ॥**

अन्वयः-शुण्ठी-कणा-उग्रा-लवणोत्तमानि नस्येन तन्द्रा-विजय-उल्बणानि (स्युः, तथा च) क्षुद्रा-अमृता-पौष्कर-नागराणि भार्गी-शिवाभ्यां (सह) क्वथितानि (कृत्वा तत्-क्वाथस्य) पानात् (तन्द्रा निवर्तते) ॥

સૂંઠ, પીપર, વજ અને સૈંધવ નસ્યરૂપે અપાવાથી તંદ્રા પર કાબૂ લેવામાં ઉગ્ર કામ કરે છે; તેમજ ભોંરીંગણી, કઠ, ગળો, સૂંઠ, ભારંગી અને હરડેનો ક્વાથ કરી પીવાથી તંદ્રા મટી જાય છે. ૪૫

टीका-शिवा=हरीतकी ।

**મૂર્છા, ભ્રમ, નિદ્રા, તંદ્રા અને સંન્યાસનો અધિકાર સમાપ્ત**

## अथ मदात्ययाधिकारः ।

## ૨૦ : મદાત્યયનો અધિકાર×

**મદ્યનો સ્વભાવ**

**मद्यं स्वभावतः प्राज्ञैर्यथैवान्नं तथा स्मृतम् । अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं रसायनम् ॥ १ ॥**

अन्वयः-मद्य यथा अन्नं तथा च स्वभावतः प्राज्ञैः स्मृतम् । (तद्) अयुक्तियुक्तं रोगाय, युक्तियुक्तं रसायनं स्यात् ॥

મદ્યને વિદ્વાનોએ અન્ન જેવા જ સ્વભાવનું કહ્યું છે; એ મદ્યનો યુક્તિ વિના ઉપયોગ કર્યો હોય તો તે રોગ ઉત્પન્ન કરે છે અને યુક્તિ સાથે ઉપયોગ કર્યો હોય તો તે રસાયનરૂપ થાય છે. ૧

युक्तियुक्तमद्यस्य महिमानमाह-

**યુક્તિયુક્ત મદ્યનો મહિમા**

**प्राणाः प्राणभृतामन्नं तदयुक्त्या निहन्त्यसून् । विषं प्राणहरं तच्च युक्तियुक्तं रसायनम् ॥ २॥**

× मद एव आत्ययस्यो-नाशरूप-अत्ययिको नाशजनको वा-मदात्यय इति निरुच्यते,यद्वा मदेन अत्ययः-विनाशोन्मुखता-मदात्ययः, यद्वा मदस्य अत्ययः-अतिक्रमः-सात्त्विकादिस्वरूपोल्लङ्घनं, दोषः कृच्छ्रं वेति-मदात्ययः-'अत्ययोऽतिक्रमे दण्डे विनाशे दोषकृच्छ्रयोः' इति मेदिनी-મદ્ય કે મદિરાનો મદ-એટલે કેફ-એ જ પ્રાણીના નાશરૂપે અને નાશ કરનાર થાય છે, તે મદાત્યય અથવા મદને લીધે વિનાશની તૈયારી જેવી સ્થિતિ થઈ જાય; અથવા મદ એ જ હદ ઉપરાંત થઈ પોતાનું સાત્ત્વિક આદિ સ્વરૂપ ઓળંગે કે દોષરૂપ અથવા કષ્ટરૂપ કે રોગરૂપ થાય તે મદાત્યય કહેવાય છે. આ મદાત્યયનો અધિકાર, ઉપરના મૂર્છાદિના અધિકાર સાથે સંકળાયેલ છે; કેમ કે મૂર્છાધિકારના પાંચમા શ્લોકમાં કહેલ છે કે, 'मद्येन च विषेण च'-મદ્યના કેફથી પણ મૂર્છા આવે છે-એટલે મદાત્યયથી મૂર્છા થાય છે, એ કારણે તે મૂર્છાના એક કારણરૂપે મદાત્યય જણાયાથી તે મૂર્છા આદિના અધિકાર પછી લાગતો જ મદાત્યયનો અધિકાર શરૂ કરે છે.

विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम् ।
प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतं यथा ॥ ३ ॥

अन्वयः-अन्नं प्राणभृतां प्राणाः (सन्ति, तथापि) तद् अयुक्त्या असून् हन्ति, विषं च प्राणहरं (भवति), तद् युक्तियुक्तं रसायनं (स्यात्) ॥ यः प्रहृष्टः (सन्) विधिना मात्रया काले हितैः अन्नैः यथाबलं मद्यं पिबेत्, तस्य (तद्) यथा अमृतं (तथा) स्यात् ॥

અન્ન પ્રાણીઓના પ્રાણરૂપ છે, છતાં તે યુક્તિ વગર ઉપયોગમાં લેવાયું હોય તો પ્રાણનો નાશ કરે છે; અને ઝેર પ્રાણને હરનારું છે, છતાં યુક્તિપૂર્વક ઉપયોગમાં લીધું હોય તો રસાયન રૂપ થાય છે. (આ જ પ્રમાણે મદ્યના વિષયમાં પણ સમજવાનું છે.) જે માણસ આનંદયુક્ત થઈ વિધિથી, માત્રાથી, તે તે કાળને અનુસરીને, હિતકારી અન્નોની સાથે અને પોતાના બળને અનુસરી મદ્યપાન કરે છે, તેને તે મદ્ય અમૃત જેવું થાય છે.

तत्र विधिर्यथा-

### મદ્ય પીવાની વિધિ

कृतशारीरसंस्कारः शुचिरुत्तमगन्धवान् ।
उद्दामगन्धिभिः स्फीतैर्मृदुभिर्वसनैर्वृतः ॥ ४ ॥
विचित्रविविधस्रग्वी रक्ताभरणभूषितः ।
सानन्दः सावधानश्च पिबेन्मद्यं शनैः शनैः ॥५॥

अन्वयः-कृत-शारीर-संस्कारः शुचिः उत्तम-गन्धवान् उद्दाम-गन्धिभिः स्फीतैः मृदुभिः वसनैः वृतः विचित्र-विविध-स्रग्वी रक्त-आभरण-भूषितः सानन्दः च सावधानः (जनः) शनैः शनैः मद्यं पिबेत् ॥

શરીરને સારી રીતે સંસ્કારી સ્વચ્છ કરી પવિત્ર થઈ, ઉત્તમ સુગંધો ધારણ કરી, ઉત્તમ સુગંધવાળાં મોટાં કોમળ વસ્ત્રો પહેરી, રંગબેરંગી જાતજાતની પુષ્પમાળા ધારણ કરતો, રાતાં આભૂષણોથી સુશોભિત, આનંદયુક્ત અને સાવધાન થયેલા માણસે ધીરે ધીરે મદ્ય પીવું.

देशो यथा-

### મદ્ય પીવાની જગ્યા

उपवनेषु-सुरभिसुरङ्गसुमनःसमूहमनोहरेषु मञ्जुगुञ्जन्मधुकरनिकरेषु कूजत्कलकण्ठेषु सुरभिशिशिरमधुरसमीरेषु, मन्दिरेषु-सुधाशुभ्रेषु सुधूपधूपितेषु, सूपधानेषु संस्तीर्णविहितेषु शयनासनेषु

उपविष्टोऽथवा तिर्यग् भृशं हृष्टः सुरां पिबेत् ।
सौवर्णै राजतैः पात्रैः पिबेन्मणिमयैरपि ॥ ६ ॥
रूपयौवनमत्ताभिर्वल्लभाभिर्विशेषतः ।
वस्त्राभरणमाल्यैश्च भूषिताभिर्यथर्तुकैः ॥
दीयमानं मृगाक्षीभिः पिबेन्मद्यं मुदान्वितः ॥ ७ ॥

अन्वयः-सुरभि-सुरङ्ग-सुमनः-समूह-मनोहरेषु मञ्जु-गुञ्जत्-मधुकर-निकरेषु कूजत्-कलकण्ठेषु सुरभि-शिशिर-मधुर-समीरेषु उपवनेषु, सुधाशुभ्रेषु सुधूपधूपितेषु मन्दिरेषु, सूपधानेषु संस्तीर्णविहितेषु शयनासनेषु उपविष्टः *अथवा तिर्यग् भृशं हृष्टः सुरां पिबेत्, सौवर्णैः राजतैः* मणिमयैः अपि पात्रैः पिबेत्, रूप-यौवन-मत्ताभिः, विशेषतः वल्लभाभिः, यथर्तुकैः वस्त्र-आभरण-माल्यैः भूषिताभिः मृगाक्षीभिः च दीयमानं मद्यं मुदा अन्वितः पिबेत् ॥

ઉત્તમ રંગવાળાં સુગંધી પુષ્પોના સમૂહથી મનને હરણ કરતા, મધુર ગુંજારવ કરતા ભ્રમરોના સમૂહોવાળા, ટહુકા કરતી કોયલોવાળા અને સુગંધી, શીતળ તથા મધુર પવનવાળા બગીચાની અંદર કળીચૂનાથી ધોળેલા અને ઉત્તમ ધૂપોથી સુગંધયુક્ત કરેલા બંગલામાં સારાં ઓશીકાવાળાં તથા સારી રીતે બિછાવી રાખેલાં શયનો પર કે આસનો પર બેસીને અથવા આડે પડખે થઈને માણસે બહુ જ આનંદ પામીને મદ્ય પીવું. (વળી તે પણ) રૂપ તથા યૌવનથી મદમાતી, ઘણી જ વહાલી, તે તે ઋતુઓને અનુસરતાં વસ્ત્રોથી, આભૂષણોથી તથા પુષ્પોથી શણગારેલી અને હરણનાં સરખાં નેત્રોવાળી સ્ત્રીઓએ સોનાનાં, રૂપાનાં કે મણિઓના પાત્રોમાં ભરીને વારંવાર અપાતું તે મદ્ય પુરુષે હર્ષયુક્ત થઈને પીવું. ૬,૭

मात्रयेति । मात्रा तन्त्रान्तरे कथिता-

### બીજા ગ્રંથમાં કહેલી મદ્યની માત્રા

शुद्धकायः पिबेन्मद्यं सोपदंशं पलद्वयम् ।
मध्याह्ने द्विगुणं तच्च सुस्निग्धं भक्षयेदनु ॥ ८ ॥
प्रदोषेऽष्टपलं तद्वन्मात्रा मद्यरसायने ।
अनेन विधिना सेव्यं मद्यं नित्यमतन्द्रितैः ॥ ९ ॥

अन्वयः-शुद्धकायः (जनः पूर्वाह्णे) सोपदंशं पलद्वयं मद्यं पिबेत्, मध्याह्ने च तद् द्विगुणं (पिबेत्) अनु सुस्निग्धं भक्षयेत्, प्रदोषे अष्टपलं तद्वत् (पिबेत्), मद्य-रसायने (इयं) मात्रा (ज्ञेया) । [illegible]

(जनैः) अनेन विधिना मद्यं सेव्यम् ॥

મળ-મૂત્ર કરી શરીરે શુદ્ધ થયેલા માણસે દિવસના પ્રથમ કાળમાં એટલે-સવારે અથાણા-ની સાથે આઠ રૂપિયાભાર મદિરા પીવી, બપોરે સોળ રૂપિયાભાર પીવી તથા તે પીધા પછી અત્યંત સ્નિગ્ધ ભોજન કરવું અને સાયંકાળે બત્રીશ રૂપિયાભાર મદિરા પીવી. મદિરારૂપ રસાયનમાં આ માત્રા સમજવી. આ માત્રામાં હમેશાં સાવધાન રહેતા પુરુષોએ (માત્રામાં ભૂલ નહિ કરતાં) આ વિધિથી મદિરાનું સેવન કરવું. ૮,૯

टीका-शुद्धकायः=उत्सृष्टमलमूत्रः, पलद्वय-पारिशेष्यात् पूर्वाह्णे बोद्धव्यम् ॥ अतन्द्रितैः=मात्रया सावधानैः ॥

अन्ये त्वाहुः-બીજાઓ તો કહે છે:

**અથવા આ માત્રા જ યોગ્ય ગણાય**

**बुद्ध्यादयो गुणा यावदुल्लसन्ति निरत्ययाः ।**
**मात्रेयं विहिता मद्यपानेऽन्या रोगजन्मने ॥१०॥**

अन्वयः-बुद्ध्यादयः गुणाः यावत् निरत्ययाः उल्लसन्ति, इयं मात्रा मद्यपाने विहिता, अन्या रोग जन्मने (भवति) ॥

જ્યાં સુધી માણસમાં બુદ્ધિ આદિક ગુણો અબાધિત રીતે પ્રફુલ્લિત રહે ત્યાં સુધીની મદ્યની માત્રા કહેલ છે, એ ઉપરાંતની બીજી માત્રા રોગને ઉત્પન્ન કરે છે. ૧૦

ऋतुसम्बन्धो यथा-મદ્યપાનમાં ઋતુસંબંધ આ પ્રમાણે છે-

**કઈ ઋતુમાં કઈ મદિરા પીવી?**

**'ग्रीष्मे मद्यं हिमं स्वादु माध्वीकादिसुखप्रदम् ।**
**शीते प्रशस्यते चोष्णं, तीक्ष्णं गौडिकपैष्टिकम्' ॥**

अन्वयः-ग्रीष्मे हिमं स्वादु माध्वीकादि मद्यं सुख-प्रदं (भवति), शीते च उष्णं तीक्ष्णं गौडिकपैष्टिकम् आदि प्रशस्यते ॥

ગ્રીષ્મઋતુમાં ટાઢું અને મીઠું માધ્વીક આદિ (દ્રાક્ષનું) મદ્ય સુખદાયી થાય છે અને શીતકાળમાં ઉષ્ણ તથા તીક્ષ્ણ ગૌડિક (ગોળ-નું) તથા પૈષ્ટિક (લોટનું) વગેરે મદ્ય ઉત્તમ ગણાય છે. ૧૧

टीका-काल इति । यस्मिन् काले यादृशं मद्यमुचितं तस्मिंस्तादृशं पेयम् ॥ અર્થાત્ જે કાળે જેવું મદ્ય યોગ્ય હોય તેવું મદ્ય તે કાળે પીવું.

हितैरन्नैरिति-

**મદ્યમાં હિતકારી અન્નો**

**मद्यानुकूलैर्विविधैः फलैर्वर्णमनोहरैः ।**
**सुगन्धैर्लवणैर्हृद्यैर्भृष्टैर्मांसैः पृथग्विधैः ॥**
**स्निग्धैरन्नैश्च भक्ष्यैश्च सह मद्यं पिबेन्नरः ॥१२॥**

अन्वयः-नरः मद्य-अनुकूलैः वर्ण-मनोहरैः विविधैः फलैः, सुगन्धैः लवणैः हृद्यैः भृष्टैः पृथग्विधैः मांसैः, च अन्नैः च स्निग्धैः भक्ष्यैः सह मद्यं पिबेत् ॥

માણસે મદ્યને અનુકૂળ અને રંગે મનો-હર જાતજાતનાં ફળોની સાથે; સુગંધી, ખારાં અને હૃદયને ગમે એવાં શેકેલાં જુદા જુદા પ્રકારના માંસોની સાથે; ભાત તથા પાપડ આદિ અન્નોની સાથે અને સ્નિગ્ધ લાડુ આદિ ભક્ષ્ય પદાર્થોની સાથે મદ્ય પીવું. ૧૨

टीका-अन्नैः=स्निग्धैरोदनपर्पटकादिभिः,भक्ष्यैः=लड्डुका-दिभिः ॥ (આનો અર્થ ઉપર છે.)

**વાત, પિત્ત અને કફપ્રકૃતિવાળા માણસે કેવા ખોરાક સાથે મદ્ય પીવું?**

**अभ्यङ्गोत्सादनस्नानवासोधूपानुलेपनैः ।**
**स्निग्धोष्णैस्तादृशैरन्नैर्वातप्रकृतिकः पिबेत् ॥ १३॥**
**शीतोपचारैर्विविधैर्मधुरस्निग्धशीतलैः ।**
**फलैरन्नैः सह नरः पित्तप्रकृतिकः पिबेत् ॥ १४॥**
**श्लैष्मिको जाङ्गलैर्मांसैर्मरिचैर्मदिरां पिबेत् ॥ १५॥**

अन्वयः-वातप्रकृतिकः स्निग्ध-उष्णैः अभ्यङ्ग-उत्सा-दन-स्नान-वास-धूप-अनुलेपनैः तादृशैः अन्नैः (सह मद्यं) पिबेत् । पित्तप्रकृतिकः नरः विविधैः शीत-उपचारैः मधुर-स्निग्ध-शीतलैः फलैः (च तादृशैः) अन्नैः सह (मद्यं) पिबेत् । श्लैष्मिकः (नरः) जाङ्गलैः मांसैः मरिचैः (सह) मदिरां पिबेत् ॥

વાયુપ્રકૃતિવાળા માણસે સ્નિગ્ધ તથા ઉષ્ણ એવાં માલિશ, ચૂર્ણ આદિથી શરીરને ચોળાવવું, સ્નાન, વસ્ત્ર, ધૂપ અને લેપન ઇત્યાદિ ઉપચારો-પૂર્વક તેવાં જ અન્નોની સાથે મદ્ય પીવું; પિત્તપ્રકૃતિવાળા માણસે અનેક પ્રકારના શીતળ ઉપચારોપૂર્વક મધુર, સ્નિગ્ધ તથા શીતળ એવાં ફળોની સાથે અને તેવાં જ અન્નોની સાથે મદ્ય પીવું; તેમ જ કફપ્રકૃતિવાળા માણસે જાંગલ દેશનાં પ્રાણીના માંસની સાથે અને મરીની સાથે મદ્ય પીવું. ૧૩-૧૫

કઈ પ્રકૃતિવાળાએ કયું મદ્ય ક્યારે પીવું?

प्राक् पिबेच्छ्लैष्मिको मद्यं भुक्तस्योपरि पैत्तिकः।
वातिकस्तु पिबेन्मध्ये समदोषो यथेक्षते ॥ १६ ॥
वातिकस्तु पिबेन्मद्यं प्रायो गौडिकपैष्टिकम्।
कफपित्तात्मको यस्तु माध्वीकं माधवं पिबेत् ॥१७
विधिर्वसुमतामेष कथितश्चरकादिभिः।
यथोपपत्तिकं वापि पिबेन्मद्यं हि मात्रया ॥१८॥

अन्वयः-श्लैष्मिकः भुक्तस्य प्राक् मद्यं पिबेत्, पैत्तिकः भुक्तस्य उपरि मद्यं पिबेत्, वातिकः तु भुक्तस्य मध्ये मद्यं पिबेत्, समदोषः यथा ईक्षते (तथा-यथारुचि) पिबेत्, वातिकः तु प्रायः गौडिक-पैष्टिकं मद्यं पिबेत्, यः तु कफ-पित्त-आत्मकः (भवेत् सः) माध्वीकं माधवं पिबेत्। चरक-आदिभिः एषः विधिः वसुमतां कथितः, (वसुहीनः तु) यथोपपत्तिकं वा अपि मद्यं मात्रया हि पिबेत् ॥

કફપ્રકૃતિવાળાએ જમ્યા પહેલાં મદ્ય પીવું, પિત્તપ્રકૃતિવાળાએ જમ્યા પછી મદ્ય પીવું, વાયુપ્રકૃતિવાળાએ ભોજનની મધ્યમાં મદ્ય પીવું અને સમદોષવાળાએ જેમ રુચિ હોય તેમ પીવું. વાયુપ્રકૃતિવાળાએ લગભગ ગોળનું અને લોટનું મદ્ય પીવું અને કફપ્રકૃતિવાળાએ તથા પિત્તપ્રકૃતિવાળાએ દ્રાક્ષ આદિ પદાર્થોનું મદ્ય પીવું. ચરક આદિ મુનિઓએ આ મદ્યપાનનો વિધિ ધનાઢ્ય લોકો માટે કહેલ છે; માટે નિર્ધન લોકોએ તો જે મળી આવે તે જ મદ્ય માત્રાથી-યોગ્ય પ્રમાણમાં પીવું. ૧૬-૧૮

अथ मद्यस्य गुणानाह-હવે મદ્યના ગુણો કહે છે:

દશ ગુણવાળું મદ્ય ઓજના દશે ગુણોને ખળભળાવે

रसवातादिमार्गाणां सत्त्वबुद्धीन्द्रियात्मनाम्।
प्रधानस्यौजसश्चैव हृदयं स्थानमुच्यते ॥ १९ ॥
मद्यं हृदयमाविश्य स्वगुणैरोजसो गुणान्।
दशभिर्दश संक्षोभ्य चेतो नयति विक्रियाम् ॥२०॥

अन्वयः-रस-वात-आदि-मार्गाणां, सत्त्व-बुद्धि-इन्द्रिय-आत्मनां, प्रधानस्य च ओजसः स्थानम् हृदयम् एव उच्यते, मद्य हृदयम् आविश्य दशभिः स्वगुणैः ओजसः दश गुणान् संक्षोभ्य चेतः विक्रियां नयति ॥

રસના તથા વાયુ આદિના માર્ગોનું, ચિત્તનું, બુદ્ધિનું, ઇંદ્રિયોનું, અહંકારનું, જીવાત્માનું અને શરીરમાં પ્રધાન ગણાતા ઓજનું સ્થાન હૃદય જ કહેવાય છે. મદ્ય એ હૃદયમાં પ્રવેશ કરી પોતાના દશ ગુણોથી ઓજના દશે ગુણોને ખળભળાવી ચિત્તને વિકાર પમાડે છે. ૧૯,૨૦

મદ્યના દશ ગુણો

लघूष्णतीक्ष्णसूक्ष्माम्लव्यवायाशुकरं तथा।
रूक्षं विकाशि विशदं मद्यं दशगुणं स्मृतम् ॥२१॥

अन्वयः-मद्यं लघु-उष्ण-तीक्ष्ण-सूक्ष्म-अम्ल-व्यवाय-आशुकरं तथा रूक्षं विकाशि विशदम् (इति) दशगुणं स्मृतम् ॥

મદ્ય હલકું, ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, ખાટું, પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પચનારું, ઝડપવાળું, રૂક્ષ, સાંધાઓના બંધોને વિકાસ પમાડનારું અને સ્વચ્છ હોઈ ભીનાશ મટાડનાર છે; એમ દશ ગુણોવાળું છે. ૨૧

ઓજસના દશ ગુણો

गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा।
प्रसन्नं पिच्छिलं सूक्ष्ममोजो दशगुणं स्मृतम् ॥२२

अन्वयः-ओजः गुरु शीतं मृदु स्निग्धं सान्द्रं स्वादु स्थिरं तथा प्रसन्नं पिच्छिलं सूक्ष्मम् (इति) दशगुणं स्मृतम् ॥

ઓજ ભારે, ટાઢું, કોમળ, સ્નિગ્ધ, ઘાટું, મધુર, સ્થિર, પ્રસન્ન, ચીકાશવાળું અને સૂક્ષ્મ છે; એ રીતે દશ ગુણોવાળું કહેલ છે. ૨૨

મદ્યનો કયો ગુણ ઓજસના કયા ગુણનો નાશ કરે છે?

गौरवं लाघवाच्छैत्यमौष्ण्यादम्लस्वभावतः।
माधुर्यं मार्दवं तैक्ष्ण्यात् प्रसादं चाशुभावनात् २३
रौक्ष्यात् स्नेहं व्यवायित्वात् स्थिरत्वं सूक्ष्मतामपि।
विकाशिभावात्पैच्छिल्यं वैशद्यात्सान्द्रतां तथा ॥२४
सौक्ष्म्यान्मद्यं निहन्त्येवमोजसः स्वगुणैर्गुणान्।
सत्त्वं तदाश्रयं चाशु संक्षोभ्य कुरुते मदम् ॥२५॥

अन्वयः-मद्यं लाघवात् ओजसः गौरवम्, औष्ण्यात् शैत्यम्, अम्लस्वभावतः माधुर्यं, तैक्ष्ण्यात् मार्दवम्, आशुभावनात् प्रसादं, रौक्ष्यात् स्नेहं, व्यवायित्वात् स्थिरत्वं, विकाशिभावात् सूक्ष्मताम् अपि, वैशद्यात् पैच्छिल्यं तथा सौक्ष्म्यात् सान्द्रताम्-एवं स्वगुणैः ओजसः गुणान् निहन्ति, तदाश्रयं च सत्त्वम् आशु संक्षोभ्य मदं कुरुते ॥

મદ્ય હલકું હોવાથી ઓજના ભારેપણાને, ઉષ્ણ હોવાથી ઓજના ટાઢાપણાને, ખાટું

હોવાથી ઓજના મધુરપણાને, તીક્ષ્ણ હોવાથી ઓજના કોમળપણાને, ઝડપવાળું હોવાથી ઓજની પ્રસન્નતાને, રૂક્ષ હોવાથી ઓજના સ્નિગ્ધપણાને પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પચનારું હોવાથી ઓજના સ્થિરપણાને, સાંધાઓના બંધોને વિકાસ પમાડનારું હોવાથી ઓજના સૂક્ષ્મપણાને, સ્વચ્છ હોઈ ભીનાશને મટાડનારું હોવાથી ઓજની ચીકાશને અને સૂક્ષ્મ હોવાથી ઓજના ઘાટાપણાને હણી નાખે છે; એમ મદ્ય પોતાના ગુણોથી ઓજના ગુણોને ખળભળાવીને પછી એ ગુણોના આશ્રયસ્થાનરૂપ અંતઃકરણને પણ તરત ખળભળાવી મૂકી મદને ઉત્પન્ન કરે છે. ૨૩-૨૫

મદ્યથી થતા મદ(કેફ)નું લક્ષણ

हृदि मद्यगुणाविष्टे हर्षस्तर्षो रतिः सुखम् ।
विकाराश्च यथासत्त्वं चित्रा राजसतामसाः ।
जायन्ते मोहनिद्रान्ता इत्येतन्मदलक्षणम् ॥ २६ ॥

अन्वयः-हृदि मद्य-गुण-आविष्टे (सति) हर्षः तर्षः रतिः सुखम् (इति) यथासत्त्वं चित्राः मोह-निद्रा-अन्ताः राजस-तामसाः च विकाराः जायन्ते, इति एतत् मद-लक्षणं (ज्ञेयम्) ॥

એમ હૃદય મદ્યના ગુણથી ઘેરાઈ જતાં હર્ષ, તૃષ્ણા, રુચિ, સુખ અને જેવું હૃદય અથવા જેવું અંતઃકરણ તે પ્રમાણે તરેહ તરેહના સત્ત્વગુણના કે મોહથી માંડી નિદ્રા સુધીના રજોગુણના તથા તમોગુણના વિકારો ઉત્પન્ન થાય છે, એ મદનું લક્ષણ જાણવું. ૨૬

યુક્તિથી સેવેલ મદ્યના ગુણો

हर्षमोजो बलं पुष्टिमारोग्यं पौरुषं तथा ।
युक्त्या पीतं करोत्याशु मद्यं मदसुखप्रदम् ॥२७॥
रोचनं दीपनं हृद्यं स्वरवर्णप्रसादनम् ।
प्रीणनं बृंहणं बल्यं भयशोकश्रमापहम् ॥ २८ ॥
स्वापनं नष्टनिद्राणां मूकानां वाग्विशोधनम् ।
नाशनं चातिनिद्राणां विबद्धानां विबन्धनुत् ॥२९॥
वधबन्धपरिक्लेशदुःखानां चाप्यबोधकम् ।
अपि प्रवयसां मद्यमुत्सर्गान्मोदकारकम् ॥ ३० ॥
बहुदुःखक्षतस्यास्य शोकैरुपहतस्य च ।
विश्रामो जीवलोकस्य मद्ययुक्त्या निषेवितम् ॥३१

अन्वयः-युक्त्या पीतं मद्य हर्षम् आशु ओजः बलं पुष्टिम् आरोग्य तथा पौरुष करोति, मद्यम् मदसुखप्रद रोचनं दीपनं हृद्य स्वर-वर्ण-प्रसादन प्रीणन बृहण बल्य भय-शोक-श्रम-अपहं, नष्ट-निद्राणां स्वापनं मूकाना वाग्-विशोधनं च अतिनिद्राणां नाशनं विबद्धानां विबन्धनुत्, अपि च वध-बन्ध-परिक्लेश-दुःखानाम् अबोधक, प्रवयसाम् अपि उत्सर्गात् मोदकारकं (भवति) । युक्त्या निषेवित मद्यं बहुदुःखक्षतस्य शोकैः च उपहतस्य अस्य जीवलोकस्य विश्रामः (भवति) ॥

યુક્તિથી પીધેલું મદ્ય તરત જ હર્ષ, ઓજ, બળ, પુષ્ટિ, આરોગ્ય અને પૌરુષ(ક્રિયાપ્રવૃત્તિ-ઉત્સાહ)ને ઉત્પન્ન કરે છે; તેમ જ મદ-કેફનું સુખ આપે છે; વળી તે મદ્ય રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને પ્રિય લાગે એવું, સ્વર તથા વર્ણને સારા કરનાર, તૃપ્તિ આપનાર, ધાતુઓને પુષ્ટ કરનાર, બળને વધારનાર; ભય, શોક તથા શ્રમને મટાડનાર, જેને નિદ્રા ન આવતી હોય તેને નિદ્રા આપનાર, મૂંગા માણસની વાણીને સાફ કરનાર, અત્યંત નિદ્રાનો નાશ કરનાર, મળબંધવાળાના મળબંધને મટાડનાર અને વધ, બંધ, ક્લેશ તથા દુઃખોને જાણવા ન દે એવું છે; તેમ જ યુક્તિથી સેવેલું એ મદ્ય ઘરડા લોકોને પણ સ્વાભાવિક આનંદ આપનારું છે અને ઘણાં દુઃખોથી ઘવાયેલા તથા શોકથી ઘેરાયેલા આ જીવલોકને વિશ્રામરૂપ છે. ૨૭-૩૧

तत्र सात्त्विकस्य मदस्य लक्षणमाह-

મદના ત્રણ પ્રકારો+
તેમાં સાત્ત્વિક મદનું લક્ષણ

बुद्धिस्मृतिप्रीतिकरः सुखश्च, पानान्ननिद्रारतिवर्धनश्च । सम्पाठगीतस्वरवर्धनश्च, प्रोक्तोऽ-

+ मदस्त्रिलक्षणो भवति-एको मदोऽधिकसत्त्वगुणस्य पुंसो भवति, द्वितीयोऽधिकरजोगुणस्य, तृतीयोऽधिकतमोगुणस्य, अत एवोक्तं चरके-'प्रधानावममध्यानां रुक्माणां व्यक्तिदायकः । यथाग्निरेव सत्त्वाना मद्य प्रकृतिदर्शकम्' इति ॥ મદના ત્રણ પ્રકારો છે, તેમાં એક પ્રકારનો મદ અધિક સત્ત્વગુણવાળા પુરુષને થાય છે, બીજા પ્રકારનો મદ અધિક રજોગુણવાળા પુરુષને થાય છે અને ત્રીજા પ્રકારનો મદ અધિક તમોગુણવાળા પુરુષને થાય છે; આ કારણે જ ચરકમાં કહ્યું છે કે

तिरम्यः प्रथमो मदो हि ॥ ३२ ॥

अन्वयः-प्रथमः (सात्विकः) मदः बुद्धि-स्मृति-प्रीति-कर. च सुखः च पान-अन्न-निद्रा-रति-वर्धनः च सपाठ-गीत-स्वर-वर्धनः (सन्) अतिरम्यः हि प्रोक्तः॥

પહેલો (સત્ત્વગુણ નામના પહેલા ગુણના વિકારરૂપ) મદ બુદ્ધિને, સ્મૃતિને તથા બીજા માણસોની સાથે પ્રીતિને ઉપજાવે છે, સુખ કરે છે; અન્નમાં, પાનમાં તથા નિદ્રામાં રુચિ વધારે છે, ભણવામાં તથા ગાવામાં સ્વરને વધારનાર હોઈ અત્યંત રમ્ય છે-અર્થાત્ મનને વિકારયુક્ત કરનાર છતાં દુઃખકારક થતો નથી.

टीका-परेण मैत्री, सुखः=सुखयतीति सुखः, सुखकर इत्यर्थः, पानेत्यादि=पानादिष्वनुषङ्गवर्धनः, अतिरम्यः=मनोविकारित्वेऽपि न दु.खकर । प्रथमगुणविकारित्वात् प्रथमः, एव द्वितीयस्तृतीयश्च ॥ આ મદ પહેલા ગુણના વિકારરૂપ હોવાથી પહેલો ગણાય છે, એ રીતે જ જે બીજા ગુણના (રજોગુણના) વિકારરૂપ બીજો અને ત્રીજા (તમોગુણ)ના વિકારરૂપ હોય તે ત્રીજો ગણાય છે.

राजसस्य मदस्य लक्षणमाह-

### રાજસ મદનું લક્ષણ

अव्यक्तबुद्धिस्मृतिवाग्विचेष्ट, सोन्मत्तलीलाऽऽकृतिरप्रशान्तः । आलस्यनिद्राभिहतो मुहुश्च, मध्येन मत्तः पुरुषो मदेन ॥ ३३ ॥

अन्वय.-मध्येन मदेन मत्तः पुरुषः विचेष्टः, सोन्मत्त-लीला-आकृतिः अप्रशान्तः च मुहुः आलस्य-निद्रा-अभिहतः अव्यक्त-बुद्धि-स्मृति-वाग् (भवति) ॥

બીજા રાજસ મદથી મત્ત થયેલો પુરુષ વિરુદ્ધ ચેષ્ટાઓ કરે છે, ગાંડા જેવી લીલા કરે છે, ગાંડાના જેવી આકૃતિવાળો થઈ જાય છે, વારંવાર આળસ તથા નિદ્રાથી ઘેરાઈ જાય છે અને તે પુરુષનાં બુદ્ધિ, સ્મૃતિ તથા વચનો બરાબર સ્પષ્ટ હોતાં નથી. ૩૩

टीका-अव्यक्तेत्यत्र ईषदर्थे नञ् । विचेष्टः=विरुद्धचेष्टः, उन्मत्तस्य लीलाऽऽकृतिभ्यां सहितः ॥

* જેમ અગ્નિ ઊંચા, હલકા અને મધ્યમ પ્રકારના સોનાની સ્પષ્ટતા કરનાર છે, તેમ મદ્ય માણસોની ઊંચી, નીચી તથા મધ્યમ પ્રકારની પ્રકૃતિને સ્પષ્ટ કરનાર છે.

तामसस्य मदस्य लक्षणमाह-

### તામસ મદનું લક્ષણ

गच्छेदगम्यां न गुरूंश्च मन्येत्, खादेद-भक्ष्याणि च नष्टसंज्ञः । ब्रूयाच्च गुह्यानि हृदि स्थितानि, मदे तृतीये पुरुषोऽस्वतन्त्रः ॥ ३४ ॥

अन्वयः-तृतीये मदे पुरुषः अस्वतन्त्रः (सन्) अगम्यां (स्त्रियं) गच्छेत्, गुरून् च न मन्येत्, अभक्ष्याणि च खादेत्, नष्टसंज्ञः च (सन्) हृदि स्थितानि गुह्यानि ब्रूयात् ॥

ત્રીજા તામસ મદથી મત્ત થયેલો પુરુષ મદને પરવશ થઈ અગમ્ય સ્ત્રીમાં ગમન કરે, માતા-પિતા આદિ ગુરુજનોને માને નહિ, અભક્ષ્ય પદાર્થોને ખાય અને બેભાન બની હૃદયમાં રહેલી છાની વાતો પણ બોલી દે છે. ૩૪

टीका-मन्येदिति परस्मैपदमार्षत्वात् । अस्वतन्त्रः=मदपरवश ॥ (આનો અર્થ ઉપર છે.)

यद्यपि मदास्त्रय एव, तथापि सुश्रुतानुरोधादतितामसमदलक्षणमाह-જો કે ઉપર કહ્યા પ્રમાણે મદ ત્રણ જ છે, તોપણ સુશ્રુતને અનુસરી ચોથા અતિતામસ મદનું લક્ષણ કહે છે:

### મદ ત્રણ હોવા છતાં સુશ્રુતે માનેલો અતિતામસ નામનો ચોથો મદ

चतुर्थे तु मदे मूढो भग्नदार्विव निष्क्रियः । कार्याऽकार्यविभागज्ञो मृतादपि परो मृतः ॥३५॥

अन्वयः-चतुर्थे तु (अतितामसे) मदे मूढः (जनः) भग्न-दारु इव निष्क्रियः मृतात् अपि परः मृतः (सन्) कार्य-अकार्य-अविभागज्ञः (भवति) ॥

ચોથા અતિ તામસ નામના મદને લીધે બેભાન બનેલો માણસ ભાંગી ગયેલા લાકડાની પેઠે ક્રિયા વગરનો થઈ જાય છે. મુડદા કરતાં પણ (જાણે) વધારે મરેલો થઈને કાર્ય-અકાર્યના વિભાગને જાણી શકતો નથી. ૩૫

टीका-मूढ =मोहयुक्तः ॥

### સમજુ માણસ એ ચોથા મદમાં ન જાય

को मदं तादृशं गच्छेदुन्मादमिव चापरम् । बहुदोषमिवामूढः कान्तारं स्ववशः कृती ॥ ३६ ॥

अन्वयः-अमूढः स्ववशः कृती क (नरः) अपरम् उन्मादम् इव बहुदोष (त्रा) कान्तारम् इव (घोर तादृश मद गच्छेत्? (न कोऽपि) ॥

ખૂબ વિચારવાન, સ્વતંત્ર અને સમજુ કયો માણસ બીજા ગાંડપણુ જેવા અત્યંત દોષયુક્ત તથા જંગલ જેવા (ઘોર) એ (ચોથા) મદને પામે? (અર્થાત્ ડાહ્યો માણસ તો એવી મદની સ્થિતિમાં કદી ન જ જાય.)

टीका-अमूढ =विचारबहुलः ॥

केषां मदाधिक्यं, मदाल्पत्वं च भवतीत्याह-

**કોને અત્યંત મદ ન થાય અને કોને થાય?**

**नातिमाद्यन्ति बलिनः कृताहारा महाशनाः ।**
**स्निग्धाः सत्त्ववयोयुक्ता मद्यनित्यास्तदन्वयाः ॥३७**
**मेदःकफाधिका मन्दवातपित्ता दृढाग्नयः ।**
**विपर्ययेऽतिमाद्यन्ति विष्टब्धाः कुपिताश्च ये ।**
**मद्येन चाम्लरूक्षेण साजीर्णे बहुनापि च ॥३८॥**

अन्वय.-बलिनः, कृत-आहाराः, महा-अशनाः, स्निग्धाः सत्त्व-वयो-युक्ताः मद्यनित्याः तद्-अन्वय., मेदः-कफ-अधिकाः, मन्दवात-पित्ताः, दृढ-अग्नयः (जनाः) न अतिमाद्यन्ति, विपर्यये अतिमाद्यन्ति, (तथा) च ये विष्टब्धाः च कुपिताः, च अम्ल-रूक्षेण, साजीर्णे च बहुना अपि मद्येन (जनाः अतिमाद्यन्ति) ॥

બળવાળા, જેઓએ આહાર કર્યો હોય, ઘણું જમનારા, સ્નિગ્ધતાવાળા, ધૈર્યવાળા, જુવાનીવાળા, હંમેશ મદ્ય પીવાની ટેવવાળા, મદ્ય પીનાર કુળમાં જન્મેલા, મેદની તથા કફની અધિકતાવાળા, વાયુની તથા પિત્તની ઓછાશવાળા અને દૃઢ અગ્નિવાળા માણસો અત્યંત મદ પામતા નથી; પણ જેઓ એથી વિપરીત ગુણવાળા હોય, મળબંધવાળા હોય કે ક્રોધ પામેલા હોય તેઓ અત્યંત મદ પામે છે, તેમ જ ખાટું તથા રૂક્ષ મદ્ય પીવાથી, અજીર્ણમાં મદ્ય પીવાથી અથવા ઘણું મદ્ય પીવાથી પણ લોકો અત્યંત મદ પામે છે.

अथ मदात्ययादीनां निदानमाह-

**મદાત્યયનું નિદાન**

**विषस्य ये गुणा दृष्टाः सन्निपातप्रकोपनाः ।**
**त एव मद्ये दृश्यन्ते विषे तु बलवत्तराः ॥३९॥**
**तस्मादविधिपीतेन तथा मात्राधिकेन च ।**
**युक्तेन चाहितैरन्नैरकाले सेवितेन च ।**
**मद्येन खलु जायन्ते मदात्ययमुखा गदाः ॥४०॥**

अन्वयः-विषस्य ये गुणाः संनिपात-प्रकोपनाः दृष्टाः, ते एव मद्ये दृश्यन्ते, विषे तु बलवत्तराः (भवन्ति)। तस्मात् अविधिपीतेन, तथा मात्राधिकेन च युक्तेन, अहितैः च अन्नैः, च अकाले सेवितेन मद्येन मदात्ययमुखाः गदाः खलु जायन्ते ॥

વિષના જે ગુણો ત્રણે દોષોને કોપાવનારા દેખાય છે તે જ ગુણો મદ્યમાં પણ દેખાય છે; પરંતુ વિષના ગુણો મદ્યના ગુણો કરતાં વધારે બળવાન હોય છે; (એમ મદ્યમાં વિષના જેવા જ ગુણો હોવા છતાં તેઓના કરતાં ઓછી શક્તિવાળા છે;) માટે વિધિરહિત પીધેલા, અધિક પ્રમાણમાં પીધેલા, અહિતકારી અન્નોની સાથે પીધેલા અને અયોગ્ય સમયે સેવેલા મદ્યથી મદાત્યય આદિ રોગો અવશ્ય થાય છે. ૩૯,૪૦

अविधिप्रयुक्त मद्य विकारान्तराण्युत्पादयतीत्याह-

**અવિધિથી સેવેલું મદ્ય બીજા વિકારો પણ કરે**

**निर्भुक्तमेकान्तत एव मद्यं, निषेव्यमाणं मनुजेन नित्यम् । उत्पादयेत्कष्टतमान्विकारा,-नुत्पादयेच्चापि शरीरभेदम् ॥४१॥**

अन्वयः-एकान्ततः निर्भुक्तम् एव मनुजेन (नित्य) निषेव्यमाण मद्यं कष्टतमान् विकारान् उत्पादयेत् च शरीरभेदम् अपि उत्पादयेत् ॥

નિરંતર કંઈ પણ ખોરાક ખાધા વિના જ માણસથી કાયમ સેવાતું મદ્ય મહાદુઃખદાયી મદાત્યય આદિ વિકારો ઉપરાંત બીજા પણ વિકારો ઉત્પન્ન કરે છે અને શરીરનો નાશ પણ કરે છે. ૪૧

टीका-एकान्ततः=नैरन्तर्येण, विकारान्=मदात्ययादीन्, शरीरस्य भेद=नाशम् ॥ (આનો અર્થ ઉપર છે.)

मदात्ययादीनां हेत्वन्तरमाह-

**મદાત્યય આદિ વિકારોનાં બીજાં પણ કારણો**

**क्रुद्धेन भीतेन पिपासितेन, शोकाभितप्तेन बुभुक्षितेन । व्यायामभाराध्वपरिक्षतेन, वेगावरोधाभिहतेन चापि ॥४२॥**

**अत्यम्लरूक्षावततोदरेण, साजीर्णभुक्तेन तथाऽबलेन । उष्णाभितप्तेन च सेव्यमानं, करोति मद्यं विविधान् विकारान् ॥४३॥**

अन्वयः-क्रुद्धेन भीतेन पिपासितेन शोक-अभितप्तेन बुभुक्षितेन व्यायाम-भार-अध्व-परिक्षतेन वेग-अवरोध-अभिहतेन अपि च अतिअम्ल-रूक्ष-अवतत-उदरेण

साजीर्णभुक्तेन तथा अबलेन च उष्ण-अभितप्तेन सेव्यमानं मद्यं विविधान् विकारान् करोति ॥

ક્રોધ પામેલાએ, ભય પામેલાએ, તરસ્યા થયેલાએ શોકથી ખૂબ તપેલાએ, ભૂખ્યા થયેલાએ; કસરતથી, ભાર ઉપાડવાથી કે પંથથી ખૂબ ઘવાયેલાએ; મળોના વેગોને રોકવાથી ખૂબ ખરાબ થયેલાએ; અત્યંત ખાટા તથા રૂક્ષ પદાર્થોથી વ્યાપ્ત પેટવાળાએ; અજીર્ણમાં જમેલાએ; બળ વગરનાએ અને ગરમીથી ખૂબ તપેલાએ સેવાતું મદ્ય અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન કરે છે. ૪૨,૪૩

मद्योत्पन्नविकारान् विवृणोति–

### મદ્યથી થતા ખાસ વિકારો

पानात्ययं परमदं पानाजीर्णमथापि च ।
पानविभ्रममत्युग्रं तेषां वक्ष्यामि लक्षणम् ॥ ४४ ॥

अन्वयः–( मद्येन ) पानात्ययं, परमदं, पान-अजीर्णम् अथ च अति-उग्रं पान-विभ्रमं (भवेत्), तेषां लक्षणं वक्ष्यामि ॥

મદ્યથી મદાત્યય, પરમદ, પાનાજીર્ણ અને અત્યંત ઉગ્ર પાનવિભ્રમ, એ વિકારો ઉત્પન્ન થાય છે; તેઓનાં લક્ષણ હું કહું છું : ૪૪

तत्र मदात्ययस्य सामान्यं लक्षणमाह–

### મદાત્યયનું સામાન્ય લક્ષણ

शरीरदुःखं बलवत्प्रमोहो हृदयव्यथा ।
अरुचिः प्रततं तृष्णा ज्वरः शीतोष्णलक्षणः ॥४५॥
शिरःपार्श्वास्थिसन्धीनां वेदना विक्षते यथा ।
जायतेऽतिबला जृम्भा स्फुरणं वेपनं श्रमः ॥४६॥
उरोविबन्धः कासश्च हिक्का श्वासः प्रजागरः ।
शरीरकम्पः कर्णाक्षिमुखरोगास्त्रिकग्रहः ॥ ४७ ॥
छर्दिर्विड्भेद उत्क्लेशो वातपित्तकफात्मकः ।
भ्रमः प्रलापो रूपाणामसतांश्चैव दर्शनम् ॥४८॥
तृणभस्मलतापर्णपांशुभिश्चावपूरणम् ।
प्रधर्षणं विहङ्गैश्च भ्रान्तचेताः स मन्यते ॥ ४९ ॥
व्याकुलानामशस्तानां स्वप्नानां दर्शनानि च ।
मदात्ययस्य रूपाणि सर्वाण्येतानि लक्षयेत् ॥५०

अन्वयः–शरीर-दुःखं, बलवत्-प्रमोहः, हृदय-व्यथा, अरुचिः, प्रततं तृष्णा, शीत-उष्ण-लक्षणः ज्वरः, शिरः-पार्श्व-अस्थि-सन्धीनां वेदना यथा विक्षते जायते (तथा) अतिबला जृम्भा, स्फुरणं, वेपनं, श्रमः, उरो-विबन्धः, च कासः, हिक्का, श्वासः, प्रजागरः, शरीर-कम्पः, कर्ण-अक्षि-मुख-रोगाः, त्रिक-ग्रहः, छर्दिः, विड्-भेदः, वात-पित्त-कफ-आत्मकः उत्क्लेशः, भ्रमः, प्रलापः, असताम् एव रूपाणां च दर्शनम्, स च भ्रान्त-चेताः (सन्) तृण-भस्म-लता-पर्ण-पांशुभिः अवपूरणं च विहङ्गैः प्रधर्षणं मन्यते, च व्याकुलानाम् अशस्तानां स्वप्नानां दर्शनानि-एतानि सर्वाणि मदात्ययस्य रूपाणि लक्षयेत् ॥

શરીરમાં દુઃખ, ઘણું જ બેભાનપણું, હૃદયમાં પીડા, અરુચિ, એકધારી તરસ, ટાઢો તથા ઊનો તાવ, માથામાં, પડખાંઓમાં તથા હાડકાંના સાંધાઓમાં ઘવાયા જેવી વેદના, ઘણાં જ બગાસાં, અંગોનું ફરકવું, કંપ, થાક, છાતી સજ્જડ થવી, ઉધરસ, હેડકી, શ્વાસ, ઉજાગરો, શરીરમાં ધ્રુજારો; કાનમાં, નેત્રમાં તથા મોઢામાં રોગો, બરડાનો છેડો ઝલાઈ જાય, ઊલટી, ઝાડા, વાત, પિત્ત તથા કફના ઉછાળા, ભ્રમ, પ્રલાપ અને ખરાબ રૂપો દેખાય છે; તેમ જ એ માણસ ભમેલા ચિત્ત-વાળો થઈ પોતે જાણે ઘાસ, રાખ, વેલા, પાંદડાં તથા ધૂળથી ભરાઈ જતો હોય તથા પક્ષીઓ પોતાને જાણે હેરાન કરતાં હોય એમ માને છે અને વ્યાકુળ તથા અમંગલરૂપ સ્વપ્નો દેખે છે; આ સઘળાં મદાત્યયનાં લક્ષણો જાણવાં. ૪૫-૫૦

अथ वातिकस्य मदात्ययस्य निदानमाह–

### વાયુસંબંધી મદાત્યયનું નિદાન

स्त्रीशोकभयभाराध्वकर्मभिर्योऽतिकर्षितः ।
रूक्षाल्पप्रमिताशी च यः पिबत्यतिमात्रया ॥ ५१ ॥
रूक्षं परिणतं मद्यं निशि निद्रां निहत्य च ।
करोति तस्य तच्छीघ्रं वातप्रायं मदात्ययम् ॥५२॥

अन्वयः–यः स्त्री-शोक-भय-भार-अध्व-कर्मभिः अतिकर्षितः च रूक्ष-अल्प-प्रमित-आशी (सन्) रूक्षं मद्यम् अतिमात्रया पिबति, तस्य तत् परिणतं (सत्) निद्रां च निहत्य शीघ्रं वातप्रायं मदात्ययं करोति ॥

જે માણસ મૈથુન, શોક, ભય, ભાર, પંથ કે શ્રમ ભરેલાં કામોથી ખૂબ દુર્બળ થયો હોય અને રૂક્ષ, ઓછું કે ઘણા જ ઓછા માપમાં જમતો હોય છતાં રૂક્ષ મદ્યને ઘણા જ વધારે પ્રમાણમાં પીએ છે, તે માણસને તે મદ્ય પેટમાં પરિણામ પામી રાતની

નિદ્રાનો નાશ કરી તરત લગભગ વાયુસંબંધી મદાત્યયને ઉત્પન્ન કરે છે. ૫૧,૫૨

टीका-तत्=मद्यम् ॥

अथ तस्य लक्षणमाह-

### વાયુસંબંધી મદાત્યયનાં લક્ષણો

हिक्काश्वासशिरःकम्पपार्श्वशूलप्रजागरैः ।
विद्याद्बहुप्रलापस्य वातप्रायं मदात्ययम् ॥ ५३ ॥

अन्वयः-हिक्का-श्वास-शिरःकम्प-पार्श्वशूल-प्रजागरैः बहु-प्रलापस्य वात-प्रायं मदात्ययं विद्यात् ॥

હેડકી, શ્વાસ, માથાનું ધ્રૂજવું, પડખાંઓમાં શૂલ, ઉજાગરા અને ઘણો જ બકવાદ કરતા માણસના મદાત્યયને લગભગ 'વાયુસંબંધી' જાણવો. ૫૩

अथ पैत्तिकस्य निदानमाह-

### પિત્તસંબંધી મદાત્યયનું નિદાન

तीक्ष्णोष्णमद्यमम्लं च योऽतिमात्रं निषेवते ।
अम्लोष्णतीक्ष्णभोजी च क्रोधनोऽज्ञानवान्नरः ॥
तस्योपजायते तीव्रः पित्तप्रायो मदात्ययः ॥५४॥

अन्वय.-य च नर अम्ल-उष्ण-तीक्ष्ण-भोजी क्रोधन. अज्ञानवान् च (सन्) तीक्ष्ण-उष्ण च अम्लं मद्यम् अतिमात्र निषेवते, तस्य पित्तप्राय. तीव्रः मदात्ययः उपजायते ॥

જે માણસ ખાટા, ગરમ તથા તીક્ષ્ણ પદાર્થો જમતો હોય, ક્રોધી અને અજ્ઞાની હોય; તેમ જ તીક્ષ્ણ, ઉષ્ણ તથા ખાટું મદ્ય ખૂબ વધારે પ્રમાણમાં સેવતો હોય તે માણસને લગભગ પિત્તના સંબંધવાળો 'તીવ્ર મદાત્યય' થાય છે. ૫૪

अथ तस्य लक्षणमाह-

### પિત્તસંબંધી મદાત્યયનાં લક્ષણો

तृष्णादाहज्वरस्वेदमोहातीसारविभ्रमैः ।
विद्याद्धरितवर्णस्य पित्तप्रायं मदात्ययम् ॥ ५५ ॥

अन्वय -तृष्णा-दाह-ज्वर-स्वेद-मोह-अतीसार-विभ्रमैः हरितवर्णस्य पित्तप्राय मदात्यय विद्यात् ॥

તરશ, બળતરા, તાવ, પરસેવો, બેભાન સ્થિતિ, ઝાડા તથા વિભ્રમ ઉપરથી અને જેના શરીરનો વર્ણ હરિત-લીલો થઈ ગયો હોય, એ લક્ષણ ઉપરથી તેને 'પિત્તસંબંધી મદાત્યય' થયેલો જાણવો. ૫૫

अथ श्लैष्मिकस्य मदात्ययस्य निदानमाह-

### કફસંબંધી મદાત્યયનું નિદાન

मधुरस्निग्धगुर्वाशी यः पिबत्यतिमात्रया ।
अव्यायामदिवास्वप्नशय्यासनसुखे रतः ॥
मदात्ययं कफप्रायं स नरो लभते ध्रुवम् ॥ ५६ ॥

अन्वयः-यः अव्यायाम-दिवास्वप्न-शय्या-आसनसुखे रतः मधुर-स्निग्ध-गुरु-आशी (सन् मद्यम्) अतिमात्रया पिबति सः नरः ध्रुव कफप्राय मदात्यय लभते ॥

જે માણસ કસરત કરતો ન હોય, દિવસે ઊંઘ્યા કરતો હોય, પથારીમાં પડી રહેતો હોય તથા બેસી રહેવાના સુખમાં જ તત્પર રહેતો હોય; તેમ જ મધુર, સ્નિગ્ધ તથા ભારે ખોરાક ખાતો હોય, તે જો પ્રમાણથી વધારે મદ્ય પીએ તો તેને અવશ્ય લગભગ 'કફના સંબંધવાળો મદાત્યય' પ્રાપ્ત થાય છે. ૫૬

अथ तस्य लक्षणमाह-

### કફસંબંધી મદાત્યયનાં લક્ષણો

छर्द्यरोचकहृल्लासतन्द्रास्तैमित्यगौरवैः ।
विद्याच्छीतपरीतस्य कफप्रायं मदात्ययम् ॥ ५७ ॥

अन्वयः-छर्दि-अरोचक-हृल्लास-तन्द्रा-स्तैमित्य-गौरवैः शीत-परीतस्य कफप्रायं मदात्ययं विद्यात् ॥

ઊલટી, અરુચિ, મોળ, ઘેન, અંગો જાણે ભીનાં વસ્ત્રથી વીંટાયેલાં હોય તેવાં જણાય, અંગોનું ભારેપણું અને શીતથી જે વ્યાપ્ત થયો હોય, તેને એ લક્ષણો ઉપરથી 'કફપ્રાય મદાત્યય' થયેલો જાણવો. ૫૭

अथ सान्निपातिकस्य मदात्ययस्य सलक्षणनिदानमाह-

### ત્રણે દોષસંબંધી-સાન્નિપાતિક મદાત્યયનું નિદાન તથા લક્ષણ

त्रिदोषो हेतुभिः सर्वैः सर्वैर्लिङ्गैर्मदात्ययः ॥५८॥

अन्वय-(उपर्युक्तैः) सर्वैः हेतुभिः (च) सर्वैः लिङ्गैः त्रिदोषः मदात्ययः (ज्ञेयः) ॥

ઉપર કહેલાં સઘળાં નિદાનોથી થયેલો અને સઘળાં (ત્રણે દોષનાં) ચિહ્નવાળો જે હોય, તે 'ત્રણે દોષથી થયેલો મદાત્યય' જાણવો. ૫૮

अथ परमदलक्षणमाह-

### પરમદનું લક્ષણ

श्लेष्मक्षयोऽङ्गगुरुता विरसास्यता च, विण्मूत्रसक्तिरथ तन्द्रिररोचकश्च । लिङ्गं परस्य तु

मदस्य वदन्ति तज्ज्ञा,-स्तृष्णा रुजा शिरसि सन्धिषु चापि भेदः ॥ ५९ ॥

अन्वयः-श्लेष्मक्षयः, अङ्ग-गुरुता, विरस-आस्यता, च विड्-मूत्र-सक्तिः, अथ तन्द्रिः च अरोचकः, तृष्णा, शिरसि रुजा, अपि च संधिषु भेदः-(एतानि) तज्ज्ञाः परस्य मदस्य तु लिङ्गं वदन्ति ॥

કફનો ક્ષય, અંગોનું ભારેપણું, મોઢાનો બેસ્વાદ, વિષ્ઠાની તથા મૂત્રની અટકાયત, ઘેન, અરુચિ, તરશ, માથામાં પીડા અને સાંધાઓનું તૂટવું, એટલાંને વિદ્વાનો પર-મદ[+]નાં ચિહ્નો કહે છે. ૫૯

ટીકા-तन्द्रिः=तन्द्रा ॥

अथ पानाजीर्णलक्षणमाह-

### પાનાજીર્ણનું લક્ષણ[*]

आध्मानमुग्रमथवोद्गिरणं विदाहः, पाने त्वजीर्णमुपगच्छति लक्षणानि । ज्ञेयानि तत्र भिषजा सुविनिश्चितानि, पित्तप्रकोपजनितानि च कारणानि ॥ ६० ॥

अन्वयः-पाने तु अजीर्णम् उपगच्छति (सति) उग्रम् आध्मानम् अथवा उद्गिरण विदाहः, (तथा) तत्र भिषजा पित्तप्रकोप-जनितानि सुविनिश्चितानि लक्षणानि च कारणानि ज्ञेयानि ॥

મદ્યનું જો અજીર્ણ થાય તો ઘણો જ આફરો થાય અથવા ઓડકાર આવ્યા કરે, બળતરા થાય અને તેમાં વૈદ્યે પિત્તના પ્રકોપ-થી જે જે લક્ષણો થાય છે તે તે અતિ-નિશ્ચિત લક્ષણો તથા કારણો જાણવાં. ૬૦

ટીકા-उद्गिरण=वान्तिरुद्गारो वा, पीयत इति पान=मद्यम् ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पानविभ्रमलक्षणमाह-

### પાનવિભ્રમનું લક્ષણ

हृद्गात्रतोदकफसंस्रवकण्ठधूम,-मूर्च्छावमी-मदशिरोरुजनप्रदेहाः । द्वेषः सुराऽन्नविकृतेषु च तेषु तेषु, तं पानविभ्रममुशन्त्यखिलेषु धीराः ॥

अन्वयः-(पानाद् एव) हृद्-गात्र-तोद,-कफ-संस्रव,-कण्ठ-धूम,-मूर्च्छा-वमी-मद-शिरो-रुजन-प्रदेहाः (स्युः, तथा) च तेषु तेषु अखिलेषु सुरा-अन्न-विकृ-तेषु द्वेषः (स्यात्), तं धीराः पान-विभ्रमम् उशन्ति ॥

જ્યારે મદ્ય પીવાથી જ હૃદયમાં તથા ગાત્રોમાં પીડા થાય, કફ ઝર્યા કરે, કંઠમાં-થી જાણે ધુમાડો નીકળતો હોય એવું લાગે, મૂર્છા આવે, ઊલટી, મદ તથા માથાનું દરદ થાય, કફથી મોઢું લેપાયેલું રહે અને મદ્યના તથા અન્નના તે તે પ્રકારો ઉપર દ્વેષ ઉત્પન્ન થાય, તો તેને ધીર વૈદ્યો પાનવિભ્રમ[×] નામનો વિકાર કહે છે. ૬૧

ટીકા-कण्ठधूमः-कण्ठाद्धूमनिर्गम इव, प्रदेहः=कफेन लिप्तास्यता, द्वेषः=सुराऽन्नविकृतेषु च तेषु तेषु=सुराविकारे-ष्वन्नकारेषु च द्वेषः, अखिलेषु=मद्यविकारेषु ॥

असाध्यानां मदात्ययादीनां लक्षणमाह-

### અસાધ્ય મદાત્યય આદિનું લક્ષણ

हीनोत्तरौष्ठमतिशीतममन्ददाहं, तैलप्रभास्य-मतिपानहतं त्यजेच्च । जिह्वौष्ठदन्तमसितं त्वथ-वापि नीलं, पीते च यस्य नयने रुधिरप्रभे च ॥ हिक्का ज्वरो वमथुवेपथुपार्श्वशूलाः, कासभ्रमा-वपि च पानहतं त्यजेत्तम् ॥ ६२ ॥

अन्वयः-अतिपान-हत हीन-उत्तर-ओष्ठम् अति-शीतम् अमन्द-दाहं च तैल-प्रभा-आस्यं त्यजेत् । अथवा यस्य च जिह्वा-ओष्ठ-दन्तम् असित नीलम् अपि (वात) नयने च पीते च रुधिरप्रभे (स्यातां, तथा) हिक्का ज्वरः वमथु-वेपथु-पार्श्वशूलाः (स्युः, तथा) कास-भ्रमौ अपि (स्यातां), तं पानहत त्यजेत् ॥

અત્યંત મદ્યપાનથી ખરાબ થયેલા જે માણસનો ઉપલો હોઠ ટૂંકો થઈ ગયો હોય, શરીર ખૂબ ટાઢું થયું હોય, દાહ ઘણો જ થતો હોય, અને મોઢું તેલના જેવી કાંતિ-વાળું થઈ ગયું હોય, તેનો વૈદ્યે ત્યાગ કરવો; તેમ જ મદ્યપાનથી ખરાબ થયેલા જે માણસનાં જીભ, હોઠ તથા દાંત કાળાં અથવા લીલા રંગનાં થઈ ગયાં હોય; આંખો પીળી અથવા લોહીના જેવા લાલ રંગની થઈ ગઈ હોય અને હેડકી, તાવ, ઊલટી, કંપ, પડખાંઓમાં શૂળ, ઉધરસ તથા ભ્રમ પણ થયેલ હોય તે માણસનો પણ વૈદ્યે ત્યાગ કરવો. ૬૨

---

+ परश्चासौ मदः-परमदः-અતિશય-ખૂબ મદ-મદિરાનો ખૂબ જ થયેલો કેફ-પરમદ કહેવાય છે.

* पानेन पानस्य वा अजीर्णम्-पानाजीर्णम्-મદ્યથી કે મદ્યના સંબંધવાળું અજીર્ણ-પાનાજીર્ણ કહેવાય છે.

× पानेन विभ्रमः-विशेषेण भ्रमणं चित्तादीनामिति पानविभ्रमः-મદિરા પીવાથી ચિત્ત વગેરેને ખૂબ થયેલી ભ્રમણા-તે પાનવિભ્રમ કહેવાય છે.

**મદાત્યય આદિ વિકારોની ચિકિત્સા મદ્ય જ હોય**

**मद्योत्थानाञ्च रोगाणां मद्यमेव हि भेषजम् ।**
**यथा दहनदग्धानां दहनं स्वेदनं हितम् ॥ ६३ ॥**
**मिथ्याऽतिहीनमद्येन यो व्याधिरुपजायते ।**
**समेनैव निपीतेन मद्येन स हि शाम्यति ॥ ६४ ॥**

अन्वय–यथा दहन–दग्धानां दहनं (वा) स्वेदनं हितम् (भवति, तथा) मद्य–उत्थानां रोगाणाम् मद्यम् एव हि भेषजम् (भवति) ॥ मिथ्या–अति–हीन–मद्येन यः व्याधिः उपजायते, सः समेन मद्येन एव हि पीतेन शाम्यति ॥

જેમ અગ્નિથી દાઝેલા માણસોને ડામ અને સ્વેદન હિતકારી છે, તેમ મદ્યથી ઉત્પન્ન થયેલા રોગનું ઔષધ મદ્ય જ છે. મદ્યના મિથ્યાયોગથી, અતિયોગથી કે હીનયોગથી જે વ્યાધિ ઉત્પન્ન થાય તે વ્યાધિ સમયોગવાળું મદ્ય પીવાથી જ શાંત થાય છે. ૬૩,૬૪

**વાયુના તથા પિત્તના મદાત્યયની ચિકિત્સા**

**बीजपूरकवृक्षाम्लकोलदाडिमसंयुतम् ।**
**यवानीहपुषाऽजाजीशृङ्गवेरावचूर्णितम् ॥ ६५ ॥**
**सस्नेहैः सक्तुभिर्युक्तमुपदंशैश्चिरोत्थितम् ।**
**दद्यात्सलवणं मद्यं वातपैत्तिकशान्तये ॥ ६६ ॥**

अन्वय.–वात–पैत्तिक–शान्तये चिरोत्थित मद्य सलवण बीजपूरक–वृक्षाम्ल–कोल–दाडिम–संयुतं यवानी–हपुषा–अजाजी–शृङ्गवेर–अवचूर्णितं सस्नेहैः सक्तुभिः (च) उपदंशैः युक्तं दद्यात् ॥

વાયુથી તથા પિત્તથી ઉત્પન્ન થયેલા મદાત્યયની શાંતિ માટે જૂના મદ્યમાં લૂણ તથા બિજોરું, કોકમ, બોર, દાડિમ, અજમો, પલાશી, જીરું અને સૂંઠનું ચૂર્ણ ભભરાવી સ્નેહવાળા સાથવાની સાથે અને અથાણાની સાથે (તે મદ્ય રોગીને) આપવું. ૬૫,૬૬

**કેવળ વાયુના મદાત્યયની ચિકિત્સા**

**मद्यं सौवर्चलव्योषयुक्तं किञ्चिज्जलान्वितम् ।**
**जीर्णमद्याय दातव्यं वातपानात्ययापहम् ॥ ६७ ॥**

अन्वयः–जीर्णमद्याय सौवर्चल–व्योष–युक्त किंचिद् जल–अन्वितं मद्यं दातव्यम्, (तत्) वात–पानात्यय–अपहं भवति ॥

પ્રથમ પીધેલું મદ્ય પચ્યા પછી સંચળ, સૂંઠ, મરી અને પીપરથી તથા જળથી સંયુક્ત મદ્ય આપવું; તે વાયુસંબંધી મદાત્યયને મટાડે છે. ૬૭

**હરકોઈ મદાત્યયની ચિકિત્સા**

**चव्यं सौवर्चलं हिङ्गु पूरकं विश्वदीपकम् ।**
**चूर्णं मद्येन पातव्यं पानात्ययरुजापहम् ॥ ६८ ॥**

अन्वयः–चव्य सौवर्चलं हिङ्गु पूरक विश्वदीपक चूर्णं मद्येन पातव्य, (तद्) पानात्यय–रुजा–अपहम् (भवति) ॥

ચવક, સંચળ, હિંગ, બિજોરું, સૂંઠ અને અજમાનુ ચૂર્ણ મદ્યની સાથે પીવું; તે મદાત્યયને મટાડે છે. ૬૮

**લગભગ વાયુના મદાત્યયની ચિકિત્સા**

**लावतित्तिरदक्षाणां रसैश्च शिखिनामपि ।**
**पक्षिणां मृगमत्स्यानामानूपानां तथौदनैः ॥ ६९ ॥**
**स्निग्धोष्णलवणाम्लैश्च वेशवारैर्मुखप्रियैः ।**
**स्निग्धैर्गोधूमकैरन्नैर्वातप्रायं मदात्ययम् ॥ ७० ॥**

अन्वयः–लाव–तित्तिर–दक्षाणां च आनूपानां पक्षिणां मृग–मत्स्यानां रसैः तथा ओदनैः च स्निग्ध–उष्ण–लवण–अम्लैः मुखप्रियैः वेशवारैः (च) स्निग्धैः गोधूमकैः अन्नैः वातप्राय मदात्ययं (नाशयेत्) ॥

લાવા, તેતર, કૂકડાં તથા મોરના અને જલપ્રાય દેશમાં થયેલાં પક્ષીઓનાં, મૃગોનાં અને માછલાંના માંસના રસાથી સંયુક્ત ભાત; તેમ જ સ્નિગ્ધ, ઉષ્ણ, ખારા, ખાટા અને મુખને પ્રિય લાગે એવા મસાલા અને સ્નિગ્ધતાવાળા ઘઉંનાં અન્નોથી વાયુસંબંધી મદાત્યય મટાડવો. ૬૯,૭૦

**હરકોઈ મદાત્યયની તાત્કાલિક ચિકિત્સા**

**नारीणां यौवनोष्माणां निर्दयैरुपगूहनैः ।**
**श्रोण्यूरुकुचभारैश्च संरोधोष्णसुखप्रदैः ॥ ७१ ॥**
**शयनाच्छादनैरुष्णैरन्तर्गेहैः सुखप्रदैः ।**
**मारुतैः प्रबलैः शीघ्रं प्रशाम्यति मदात्ययः ॥ ७२ ॥**

अन्वयः–यौवन–उष्माणां नारीणां निर्दयैः, उपगूहनैः च संरोध–उष्ण–सुखप्रदैः श्रोणी–ऊरु–कुचभारैः, च उष्णैः शयन–आच्छादनैः सुखप्रदैः अन्तर्गेहैः प्रबलैः मारुतैः शीघ्र मदात्ययः प्रशाम्यति ॥

જુવાનીની ગરમીવાળી સ્ત્રીનાં નિર્દય ગાઢ આલિંગનોથી તેમ જ દબાણથી ગરમીનું સુખ આપનારા નિતંબ, સાથળ તથા ભરાવદાર સ્તનોથી, ગરમ શયનોથી, ગરમ ઓછાડોથી અને સુખ આપનારાં ખંડોવાળ ઘરોમાં રહેવાથી તથા પ્રબળ પવનો સેવવાથી મદાત્યય તરત શાંત થાય છે. ૭૧-૭૨

**કેવળ પિત્તના મદાત્યયની ખાસ ચિકિત્સા**

पित्तपानात्यये योज्याः सर्वतश्च क्रिया हिमाः।
सितमाक्षिकसंयुक्तं मद्यमर्धोदकं पिबेत् ॥ ७३ ॥
मद्यं खर्जूरमृद्वीकापरूषकरसैर्युतम् ।
सदाडिमरसं शीतं सक्तुभिश्चावचूर्णितम् ॥ ७४ ॥
सशर्करं वा माध्वीकं संयुक्तमथवापरम् ।
दद्याद् बहूदकं काले पातुं पित्तमदात्यये ॥ ७५ ॥
शशान् कपिञ्जलानेणाँल्लावानसितपुच्छकान् ।
मधुराम्लान् प्रयुञ्जीत भोजने शालिषष्टिकान् ॥७६
पटोलयूषमिश्रं वा छागलं कल्पयेद्रसम् ।
सतीनमुद्गमिश्रं वा दाडिमामलकान्वितम् ॥ ७७ ॥
द्राक्षामलकखर्जूरपरूषकरसेन च ।
कल्पयेत्तर्पणान् यूपान् रसांश्च विविधान्मिकान् ७८
शीतानि चान्नपानानि शीतशय्यासनानि च ।
शीतवातजलस्पर्शाः शीतान्युपवनानि च ॥ ७९ ॥
क्षौमपद्मोत्पलानाञ्च मणीनां मौक्तिकस्य च ।
चन्दनोदकशीतानां स्पर्शाश्चन्द्रांशुशीतलाः ॥८०॥

अन्वय –पित्त–पानात्यये च सर्वतः हिमाः क्रियाः योज्याः । सिता–माक्षिक–सयुक्तम् अर्ध–उदक मद्य पिबेत् । खर्जूर–मृद्वीका–परूषक–रसैः युतं च सदाडिमरस सशर्करं वा सक्तुभिः अवचूर्णित शीतं माध्वीक मद्य, अथवा अपर (तैः एव) संयुक्तं मद्य बहु–उदकं काले पित्त–मदात्यये पातुं दद्यात् । (तथा) शशान् कपिञ्जलान् एणान् लावान् असितपुच्छकान् मधुर–अम्लान् शालि–षष्टिकान् भोजने युञ्जीत, वा पटोल–यूप–मिश्र, सतीन–मुद्ग–मिश्रं वा दाडिम–आमलक–अन्वित छागल रस कल्पयेत, तर्पणान् च यूपान्, विविधाम्लिकान् रसान्, शीतानि च अन्न–पानानि च शीत–शय्या–आसनानि कल्पयेत, च शीत–वात–जल–स्पर्शाः, शीतानि उप-वनानि, च क्षौम–पद्म–उत्पलानां मणीनां मौक्तिकस्य च चन्दन–उदक–शीतानां स्पर्शाः चन्द्र–अंशु–शीतलाः (योज्याः) ॥

પિત્તસંબંધી મદાત્યયમાં સઘળી શીતળ ક્રિયાઓ કરવી અને સાકર તથા મધથી સંયુક્ત અરધોઅરધ પાણીવાળું મદ્ય પીવું. (તેથી પિત્ત સંબંધી મદાત્યય મટી જાય છે.) ખજૂર, દ્રાક્ષ, ફાલસાં અને દાડિમના રસથી યુક્ત, સાકરવાળું તથા સાથવો ભભરાવેલું શીતળ માધ્વીક નામનું (દ્રાક્ષનું) મદ્ય અથવા તે પદાર્થોથી યુક્ત કરેલું બીજા પ્રકારનું મદ્ય પણ પુષ્કળ પાણી નાખી સમયસર પિત્ત-સંબંધી મદાત્યયમાં પીવા માટે આપવું. (પિત્તસંબંધી મદાત્યયમાં) સસલાં, તેતર, કાળિયાર, લાવાં તથા કાલપુચ્છ નામના પશુનાં માંસો તેમ જ મીઠા તથા ખાટા ચોખા અને સાઠીચોખા ખવડાવવા અથવા પરવળના યૂષથી મિશ્ર કે વટાણા સહિત મગથી અથવા દાડિમના અને આમળાંના રસથી સંયુક્ત બકરાના માંસનો રસો ઉપયોગમાં લેવડાવવો. (તે ઉપરાંત પિત્તસંબંધી મદાત્યયમાં) તૃપ્તિ આપનારા યૂષોની, જુદા જુદા પ્રકારના રસાઓની, શીતળ અન્નપાનોની, શીતળ શય્યાઓની તથા શીતળ આસનોની યોજના કરવી; તેમ જ શીતળ પવનોની, શીતળ જળના સ્પર્શોની, શીતળ બગીચાઓની અને ક્ષૌમ, લાલ કમળો, કાળાં કમળો, મણિઓ, મોતીઓ તથા ચંદ્રનાં કિરણોના સ્પર્શોની યોજના કરવી. ૭૩–૮૦

**કેવળ કફના મદાત્યયની ખાસ ચિકિત્સા**

रूक्षतर्पणसंयुक्तं यवानीव्योषसंयुतम् ।
यवगोधूमकञ्चान्नं रूक्षयूषेण भोजयेत् ॥ ८१ ॥
कुलत्थकानां शुष्काणां मूलकानां रसेन वा ।
प्रभूतकटुसंयुक्तं यवान्नं वा प्रदापयेत् ॥ ८२ ॥
छागमांसरसं रूक्षमम्लं वा जाङ्गलं रसम् ।
व्योषयूषं मनागम्लं पिबेत् कफमदात्यये ॥ ८३ ॥
स्थाल्यामथ कपाले वा भृष्टं कृत्वा तु नीरसम् ।
कट्वम्ललवणं मांसं खादेत् कफमदात्यये ॥८४॥
वामकद्रव्ययुक्तेन मद्येनोल्लेखनं मतम् ।
मदात्यये कफोद्भूते लङ्घनञ्च यथाबलम् ॥ ८५ ॥

अन्वयः–कफ–मदात्यये रूक्षतर्पण–संयुक्तं यवानी–व्योषसंयुत यव–गोधूमकं च अन्न रूक्षयूषेण भोजयेत्, वा कुलत्थकानां वा शुष्काणां मूलकानां रसेन वा प्रभूतकटुसंयुक्तं यवान्न प्रदापयेत् । वा रूक्षं छाग-मांसरस (वा) अम्ल जाङ्गल रस (वा) मनाक् अम्लं व्योषयूष पिबेत् । कफमदात्यये स्थाल्याम् अथवा कपाले मांसं तु भृष्टं नीरसं कटु–अम्ल–लवण कृत्वा खादेत् कफ–उद्भूते मदात्यये वामकद्रव्ययुक्तेन मद्येन उल्लेखन च यथाबल लङ्घन मतम् ॥

કફસંબંધી મદાત્યયમાં રૂક્ષ તર્પણોવાળું તથા અજમો, સૂંઠ, મરી અને પીપરથી યુક્ત જવનું તથા ઘઉંનું અન્ન રુક્ષ યૂષની મ

જમાડવું અથવા કળથીના કે સૂકા મૂળાના રસ સહિત ઘણાં તીખાં દ્રવ્યોવાળું જવનું અન્ન જમાડવું. કફસંબંધી મદાત્યયમા રૂક્ષ દ્રવ્યોથી યુક્ત કરેલો બકરાના માંસનો રસો અથવા ખાટો કરેલો જાંગલ દેશનાં પ્રાણીના માંસનો રસો અથવા કાંઈક ખાટો સૂંઠ, મરી તથા પીપરનો યૂષ પીવો. કફના મદાત્યયમાં માંસને હાંડલીમાં અથવા ઠીબડીમા શેકી રસ વગરનું કરી તેને તીખા, ખાટા તથા ખારા પદાર્થોથી મિશ્ર કરીને ખાવું. કફથી થયેલા મદાત્યયમાં ઊલટી કરાવનારા દ્રવ્યોથી યુક્ત મદ્ય પાઈને કફને ઉખેડવો તથા શક્તિ પ્રમાણે લંઘનો પણ યોગ્ય ગણાય છે. ૮૨-૮૫

### સાંનિપાતિક મદાત્યયની ચિકિત્સા

यदिदं कर्म निर्दिष्टं वातपित्तकफान् प्रति ।
सर्वजे सर्वमेवेदं प्रयोक्तव्यं चिकित्सकैः ॥ ८६ ॥

अन्वय.-वात-पित्त-कफान् प्रति यद् इद कर्म निर्दिष्टम्, इद सर्वम् एव चिकित्सकैः सर्वजे प्रयोक्तव्यम् ॥

વાયુસંબંધી, પિત્તસંબંધી તથા કફસંબંધી મદાત્યયો માટે જે જે જુદી ચિકિત્સા કહી છે, તે સઘળી ચિકિત્સા વૈદ્યોએ સાંનિપાતિક મદાત્યયમા કરવી. ૮૬

अथ प्रसङ्गात् कोद्रवादिमदचिकित्सामाह-

### કોદરા, સોપારી, પાન, જાયફળ તથા બહેડાંના મદની પ્રાસંગિક ચિકિત્સા

सगुडः कूष्माण्डरसः,शमयति मदमाशु कोद्रवजम् ।
धत्तूरजञ्च दुग्धं, सशर्करञ्चाशु पानेन ॥ ८७ ॥
सच्छर्दिमूर्च्छाऽतीसारं मदं पूगफलोद्भवम् ।
सद्यः प्रशमयेत्पीतमातृप्तेर्वारि शीतलम् ॥ ८८ ॥
वन्यकरीषघ्राणा-,ज्जलपानाल्लवणभक्षणादपि च । शाम्यति पूगफलोद्भव,-मदः सशूलः सशर्कराकवलात् ॥ ८९ ॥
तत्क्षणान्मृदितं चूर्णं समाघ्रातं प्रणाशयेत् ।
ताम्बूलोत्थं मदं पुंसामेकमेव स्वभावतः ॥ ९० ॥
जातीफलमदं शीघ्रं हन्ति पथ्या निषेविता ।
शीततोयावगाहश्च शर्करा दधियोजिता ॥
बीभीतमदशान्त्यर्थमियमेव मता पुनः ॥ ९१ ॥

अन्वयः-सगुडः कूष्माण्डरसः कोद्रवजं मदम् आशु शमयति । सशर्कर च दुग्धम् आशुपानेन धत्तूरज मद (शमयति) । आतृप्तेः पीत शीतल वारि सच्छर्दि-मूर्च्छा-अतीसारं पूगफल-उद्भवं मद सद्यः प्रशमयेत्, पूगफल-उद्भव-मद. वन्य-करीष-घ्राणात् जलपानात् लवणभक्षणात् अपि शाम्यति, च पूगफलोद्भवमदः सशूलः सशर्कराकवलात् (शाम्यति) । ताम्बूलोत्थ पुंसां मदं तत्क्षणात् मृदितम् एकम् एव चूर्ण समाघ्रात (सत्) स्वभावतः प्रणाशयेत् । निषेविता पथ्या, शीत-तोय-अवगाहः च दधियोजिता शर्करा जातीफलमद शीघ्र हन्ति । बिभीतमदशान्त्यर्थं पुनः इयम् एव मता ॥

ગોળ સહિત કોળાનો રસ કોદરા ખાવાથી થયેલા મદને તરત શમાવી દે છે. સાકર સહિત દૂધ તરત પીવાથી ધંતૂરો ખાવાથી થયેલ મદને શમાવે છે. તૃપ્તિ પર્યંત પીધેલું ટાઢું પાણી ઊલટી, મૂર્છા તથા અતિસાર સહિત એવા સોપારી ખાવાથી થયેલા મદને તરત શમાવી દે છે. સોપારી ખાવાથી થયેલો મદ વગડાનાં અડાયા છાણા સૂંઘવાથી અથવા પાણી પીવાથી કે લૂણ ખાવાથી પણ મટી જાય છે; સોપારી ખાવાથી થયેલો મદ શૂળ સહિત હોય તો સાકરવાળો કોળિયો લેવાથી મટી જાય છે. નાગરવેલના પાન ખાવાથી થયેલા માણસના મદને તત્કાળ મસળીને સૂંઘેલો એકલો ચૂનો જ પોતાના તેવા સ્વભાવથી શાંત કરે છે; સેવેલી હરડે અથવા ટાઢા પાણીમાં પ્રવેશ કે દહીં સાથે મિશ્ર કરેલી સાકર જાયફળના મદનો તરત નાશ કરે છે; તેજ પ્રમાણે બહેડાંના મદને શાંત કરવા માટે પણ એ જ-દહીંથી મિશ્ર સાકર જ ઉપાય મનાયો છે. ૮૭-૯૧

### મદ્યપાન કર્યા છતાં મદ જ ન થાય, એ ઉપાય

मद्यं पीत्वा यदि ना,तत्क्षणमवलेढि शर्करां सघृताम् ।
जातु न मदयति मद्यं, मनागपि प्रथितवीर्यमपि ॥९२

अन्वय.-यदि ना मद्य पीत्वा तत्क्षण सघृता शर्कराम् अवलेढि, (तर्हि) प्रथितवीर्यम् मद्यम् अपि जातु मनाक् अपि न मदयति ॥

જો માણસ મદ્ય પીને તરત જ ઘી સહિત સાકર ચાટી લે, તો પ્રખ્યાત સામર્થ્યવાળુ મદ્ય પણ માણસને કદી જરા પણ મદ ઉપજાવી શકતું નથી. ૯૨

મદાત્યય, પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમનો અધિકાર સમાપ્ત

## अथ दाहाधिकारः।

## ૨૧ : દાહનો અધિકાર*

तत्र दाहः सप्तविधस्तेष्वादौ पित्तजं दाहमाह-

### દાહના સાત પ્રકારોમાં પહેલો પિત્તથી થતો દાહ

**पित्तज्वरसमः पित्तदाहः स्यात्तस्य स क्रमः ॥१॥**

अन्वयः-पित्तदाहः पित्त-ज्वरसमः स्यात्, (तस्मात्) तस्य सः क्रमः (ज्ञेयः) ॥

**પિત્તથી થતો દાહ પિત્તજ્વરના જેવો જ હોય છે, તેથી એ દાહની ચિકિત્સા પિત્તજ્વરની ચિકિત્સા જેવી જ સમજવી. ૧**

टीका-दाह=ऊष्मात्मको व्याधिः, पित्तज्वरसमः= पित्तज्वरलक्षणयुक्तः,पित्तज्वरे त्वामाशयदुष्टाद्दाहो ज्वराधिक इति भेदः। तस्य=दाहस्य, पित्तज्वरोक्तक्रमः=चिकित्सा ॥ દાહ એ ગરમીરૂપ રોગ છે; તે પિત્તજ્વરનાં લક્ષણોથી યુક્ત હોય છે, માટે પિત્તજ્વરની જે ચિકિત્સા કહી છે, તે જ દાહની ચિકિત્સા કરવી. પિત્તજ્વરમાં આમાશય દુષ્ટ કે ખરાબ થવાથી દાહ અને જ્વર એ બન્ને થાય છે, જ્યારે આ રોગ તો એકલા દાહરૂપ છે, એટલો એ બન્નેમાં પરસ્પર ભેદ છે.

रक्तजदाहमाह-

### બીજો રુધિરથી થતો દાહ

**कृत्स्नदेहानुगं रक्तमुद्रिक्तं दहति ध्रुवम्।**
**सन्धूप्यते चोष्यते च ताम्राभस्ताम्रलोचनः ॥**
**लोहगन्धाङ्गवदनो वह्निनेवावकीर्यते ॥ २॥**

अन्वयः-कृत्स्न-देह-अनुगं रक्तम् उद्रिक्तं (सत्) ध्रुवं दहति, (तेन जनः) सधूप्यते, च उष्यते, च वह्निना इव अवकीर्यते, ताम्र-आभः, ताम्र-लोचनः, लोह-गन्ध-अङ्ग-वदनः (च भवति) ॥

**રુધિર આખા શરીરમાં રહેલું છે, તે જો ખૂબ વધી જાય તો દાહ નામનો રોગ ઉત્પન્ન કરે છે; એ દાહને લીધે માણુસ જાણે અગ્નિથી બળતો હોય, જાણે સમીપમાં રહેલા અગ્નિથી તપતો હોય કે જાણે ચુસાતો હોય અને જાણે તેના શરીર પર અગ્નિ નંખાતો હોય એવો પીડાય છે. એ માણુસની કાંતિ રાતી થઈ જાય છે, નેત્રો રાતાં થઈ જાય છે અને તેના શરીરમાંથી તથા મોઢમાંથી લોઢાના જેવી ગંધ નીકળે છે. ૨**

टीका-उद्रिक्तम्=अतिरिक्तं सत्, दहति=दाहाख्य व्याधिं करोति, सन्धूप्यते=अग्निना दह्यत इव, उष्यते= समीपस्थेनेव वह्निना ताप्यते, 'चूष्यते' इति पाठान्तरे- आचूषणेनेव पीडामनुभवतीत्यर्थः। वह्निनेवावकीर्यते= शरीरोपरि वह्निः प्रक्षिप्यत इव ॥ (આનો અર્થ ભાષાંતરમાં સમાયો છે.)

रक्तपूर्णकोष्ठजदाहमाह-

### ત્રીજો રુધિરથી કોઠો ભરાઈ જતાં થતો દાહ

**असृजा पूर्णकोष्ठस्य दाहोऽन्यः स्यात् सुदुस्तरः॥**

अन्वयः-असृजा पूर्णकोष्ठस्य अन्यः सुदुस्तरः दाहः स्यात् ॥

**(શસ્ત્ર વગેરેથી થયેલ જખમમાંથી નીકળેલા લોહીથી) જે માણુસનો કોઠો ભરાઈ જાય તેને (ત્રીજો) મહાદુસ્તર એટલે મટવો મુશ્કેલ દાહ થાય છે. ૩**

टीका-असृजा=शस्त्रादिक्षताभि.सृतरक्तेन ॥

मद्यजदाहमाह-

### મદ્યથી થતો ચોથો દાહ

**त्वचं प्राप्तः स पानोष्मा पित्तरक्ताभिमूर्च्छितः।**
**दाहं प्रकुरुते घोरं पित्तवत्तत्र भेषजम् ॥ ४॥**

अन्वयः-त्वचं प्राप्तः पित्त-रक्त-अभिमूर्च्छितः सः पान-ऊष्मा घोरं दाहं प्रकुरुते, तत्र पित्तवत् भेषजम् (कार्यम्) ॥

**ચામડીમાં પ્રાપ્ત થયેલ અને પિત્તે તથા રુધિરે વધારેલી તે મદ્યપાનથી થયેલી ગરમી ભયંકર દાહ ઉત્પન્ન કરે છે; એ દાહમાં પિત્તના જેવી ચિકિત્સા કરવી. ૪**

टीका-सः पानोष्मा=मद्यपानजनित-ऊष्मा, पित्तरक्ता- भिमूर्च्छितः=पित्तरक्ताभ्यां वर्द्धितः ॥ (આનો અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

---

* दहन दाहः, यद्वा दह्यते अनेन प्राणी पित्तादिभिः सप्तहेतुभिरिति दाहः, दह भस्मीकरणे-'हलश्च 'ति घञ्- બળવું કે શરીરમાં બળતરા થવી; અથવા પિત્ત આદિ સાત કારણોથી પ્રાણી, જેને લીધે શરીરમાં બળુંબળું કરાય-બળતરા ઉપજ્યા કરે-તે દાહ નામનો રોગ કહેવાય છે. આ દાહરોગનો અધિકાર ઉપરના મદાત્યયના અધિકાર સાથે સંકળાયેલ છે; કેમ કે મદાત્યયથી પણ દાહ થાય છે, તેથી એ મદાત્યયના અધિકાર પછી આ દાહરોગનો અધિકાર શરૂ કરાય છે.

तृषानिरोधजदाहमाह-

**તરશ રોકવાથી થતો પાંચમો દાહ**

**तृष्णानिरोधादब्धातौ क्षीणे तेजः समुद्धतम्।**
**सबाह्याभ्यन्तरं देहं प्रदहेन्मन्दचेतसः।**
**संशुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कास्य वेपते ॥५॥**

अन्वयः-मन्द-चेतस तृष्णा-निरोधात् अब्-धातौ क्षीणे (सति) समुद्धत तेजः (तस्य) स-बाह्य-आभ्यन्तर देह प्रदहेत्, (तेन सः) संशुष्क-गल-तालु-ओष्ठः (सन्) जिह्वां निष्कास्य वेपते ॥

ઓછી બુદ્ધિવાળો માણસ પોતાની એ ભૂખાઈથી તરશ રોકે છે, ત્યારે તે કારણે શરીરમાં જળમય ધાતુ ઓછી થતાં ખૂબ વધી ગયેલો અગ્નિ શરીરની અંદર તથા બહાર બળતરા ઉત્પન્ન કરે છે; તેથી ગળું, તાળવું અને હોઠ સુકાઈ જતાં તે માણસ જીભ બહાર કાઢી ધ્રૂજ્યા કરે છે. ૫

टीका-अब्धातौ=रसे, क्षीणे=क्षय प्राप्ते, तेज. समुद्धत=वृद्ध, मन्दचेतसः=अल्पबुद्धेः यतस्तेन तृषानिरोधः कृतः ॥ (આનો અર્થ પણ ઉપર અપાયો છે.)

धातुक्षयजदाहमाह-

**ધાતુના ક્ષયથી થતો છઠ્ઠો દાહ**

**धातुक्षयोत्थो यो दाहस्तेन मूर्च्छातृषान्वितः।**
**क्षामस्वरः क्रियाहीनः स सीदेत् भृशपीडितः ॥६॥**

अन्वय -धातु-क्षय-उत्थः यः दाह', तेन भृश-पीडित. सः (जनः) मूर्च्छा-तृषा-अन्वित क्षाम-स्वरः क्रियाहीन. (सन्) सीदेत् ॥

ધાતુના ક્ષયથી જે દાહ થાય છે, તેથી અત્યંત પીડાયેલો તે માણસ મૂર્છાથી તથા તરશથી યુક્ત, બેસી ગયેલ ઘાંટાવાળો અને ક્રિયાથી રહિત થઈ (છેવટે) મરી જાય છે. ૬

टीका-सीदेत्=म्रियेत ।

मर्माभिघातजदाहमाह-

**મર્મમાં લાગવાથી થતો સાતમો દાહ**

**मर्माभिघातजोऽप्यस्ति सोऽसाध्यः सप्तमो मतः ॥**

अन्वयः-मर्म-अभिघातजः सप्तम' अपि (दाहः) अस्ति, सः असाध्यः मतः ॥

(માથું-હૃદય તથા મૂત્રાશય આદિ) મર્મસ્થાનોમાં લાગવાથી ઉત્પન્ન થતો સાતમો પણ દાહ થાય છે; એ દાહ અસાધ્ય મનાય છે.

टीका-मर्माणि=शिरोहृदयवस्त्यादीनि ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

असाध्यदाहमाह-

**અસાધ્ય દાહ**

**सर्व एव च वर्ज्याः स्युः शीतगात्रस्य देहिनः ॥८॥**

अन्वय -शीत-गात्रस्य च देहिनः सर्वे एव (दाहाः) वर्ज्याः स्युः ॥

જેનું શરીર ટાઢું થઈ ગયું હોય એવા માણસનો હરકોઈ પ્રકારનો દાહ ત્યજવા યોગ્ય છે-અર્થાત્ તે દાહને અસાધ્ય સમજી તેની ચિકિત્સા ન જ કરવી. ૮

अथ दाहचिकित्सा-

**દાહની ચિકિત્સા**

**शतधौतघृताभ्यक्तं लेपं वा यवसक्तुभिः।**
**कोलामलकयुक्तैर्वा धान्याऽम्लैरपि बुद्धिमान् ॥९॥**

अन्वयः-बुद्धिमान् (वैद्यः दाहरोगिणः देहे) शतधौत-घृत-अभ्यक्त. वा यव-सक्तुभिः लेप, वा कोल-आमलकयुक्तैः धान्याम्लै. अपि (लेप कुर्यात्)॥

બુદ્ધિમાન વૈદ્યે દાહરોગીના શરીર પર સો વાર ધોયેલા ઘીનું માલિશ કરવું; અથવા જવના સાથવાનો કે બોર તથા આમળાંયુક્ત ધાન્યામ્લનો (ધાન્યની એક જાતની કાંજીનો) લેપ કરવો. ૯

टीका-धान्याम्ल=काञ्जिकभेदः ॥

**દાહની વધુ ચિકિત્સા-ચાલુ**

**छादयेत्तस्य सर्वाङ्गमारनालार्द्रवाससा।**
**लामज्जकेन युक्तेन चन्दनेनानुलेपयेत् ॥१०॥**
**चन्दनाम्बुकणास्यन्दितालवृन्तोपवीजनैः।**
**स्वप्याद्दाहार्दितोऽम्भोजकदलीदलसंस्तरे ॥११॥**
**परिषेकावगाहेषु व्यजनानाञ्च सेवने।**
**शस्यते शिशिरं तोयं दाहतृष्णोपशान्तये ॥१२॥**
**फलिनी लोध्रसेव्याम्बुहेमपत्रं कुटन्नटम्।**
**कालीयकरसोपेतं दाहे शस्तं प्रलेपनम् ॥१३॥**

अन्वयः-तस्य सर्वाङ्गम् आरनाल-आर्द्रवाससा छादयेत्, लामज्जकेन युक्तेन चन्दनेन अनुलेपयेत्। दाह-अर्दितः अम्भोज-कदली-दलसंस्तरे-चन्दन-अम्बु-कण-आस्यन्दि-तालवृन्त-उपवीजनैः स्वप्यात् ॥ दाह-तृष्णा-उपशान्तये परिषेक-अवगाहेषु च व्यजनानां सेवने शिशिर तोय शस्यते । फलिनी लोध्र-सेव्य-अम्बु-हेमपत्र कुटन्नट कालीयक-रस-उपेतं प्रलेपनं दाहे शस्तम् ॥

દાહવાળાના સઘળા શરીરને કોતરાં વગ-

રના કાચા અથવા પકાવેલા ઘઉંના આથાથી ભીંજવેલા વસ્ત્રથી ઢાંકવું અને શરીર પર પીળા વાળાથી યુક્ત ચંદનનું લેપન કરવું. દાહથી પીડાયેલા માણસે કમળનાં અને કેળનાં પાંદડાંની પથારીમાં ચંદનનાં પાણીનાં ટીપાં ઝરતા પંખાઓથી વીંઝાતા સૂવું. દાહની તથા તરશની શાંતિ માટે ધાર કરવામાં, જળપ્રવેશમાં અને પંખાઓના પવન સેવવામાં શીતળ જળનો જ ઉપયોગ કરવો, તે ઉત્તમ છે. ઘઉંલાં, લોધર, વાળો, કાળો વાળો, નાગકેસરનાં પત્ર, કેવડીમોથ અને પીતચંદનના રસનું પ્રલેપન કરવું ઉત્તમ છે.૧૦-૧૩

टीका—फलिनी=प्रियङ्गुः, सेव्यम्=उशीर, अम्बु=बालकं, हेमपत्रं=नागकेशरपत्रं, कुटन्नटं-वितुन्नकं, 'गुडतजी' इति लोके, क्वचित्-'चम्पावती' इति नाम। कालीयकं='कलम्बक' इति लोके ॥

### દાહચિકિત્સા-વધુ

ह्रीबेरपद्मकोशीरचन्दनाम्बुजवारिणा ।
सम्पूर्णामवगाहेत द्रोणीं दाहार्दितो नरः ॥ १४॥
वाप्यः कमलहासिन्यो जलयंत्रगृहाः शुभाः ।
नार्यश्चन्दनादिग्धाङ्ग्यो दाहदैन्यहरा मताः ॥ १५॥
पाययेत्कमलस्याम्भः शर्कराम्भः पयोऽपि च ।
क्षीरमिक्षुरसञ्चापि कारयेत्पित्तजिद्विधिम् ॥ १६॥

अन्वयः—दाह-अर्दितः नरः ह्रीबेर-पद्मक-उशीर-चन्दन-अम्बुज-वारिणा संपूर्णां द्रोणीम् अवगाहेत। कमल-हासिन्यः वाप्यः, शुभाः जलयन्त्र-गृहाः चन्दन-दिग्ध-अङ्गयः नार्यः दाहदैन्यहराः मताः। (दाहार्दित नरं) कमलस्य अम्भः, शर्करा-अम्भः, अपि च पयः क्षीरम् इक्षुरसं च अपि पाययेत् (इत्येवं) पित्तजिद्विधिं कारयेत् ॥

દાહથી પીડાયેલા માણસે વાળો, પદ્મક, કાળો વાળો, ચંદન અને કમળ નાખેલા જળથી ભરેલી કોઠીમાં બેસવું; તેમ જ વિકસિત કમળોવાળી વાવો, ફુવારાવાળાં સુંદર ઘરો અને સર્વ અંગો પર ચંદનના લેપનવાળી સ્ત્રીઓ, દાહ સંબંધી દુઃખને મટાડનારી મનાઈ છે. દાહવાળા માણસને કમળનું પાણી, કે સાકરનું પાણી કે સાકરવાળું દૂધ અથવા એકલું દૂધ પાવું અને શેરડીનો રસ પાવો, વગેરે પિત્ત મટાડનારા ઉપાયો કરવા. ૧૪-૧૬

### ચંદનાદિ-ક્વાથ

पटीरपर्पटोशीरनीरनीरदनीरजैः ।
मृणालमिसिधान्याकपद्मकामलकैः कृतः ॥१७॥
अर्धशिष्टः सिताशीतः पीतः क्षौद्रसमन्वितः ।
क्वाथो व्यपोहयेद्दाहं नृणाञ्च परमोल्बणम् ॥ १८॥

अन्वयः—पटीर-पर्पट-उशीर-नीर-नीरद-नीरजैः मृणाल-मिषि-धान्याक-पद्मक-आमलकैः कृतः अर्धशिष्टः सिताशीतः क्षौद्र-समन्वितः च क्वाथः पीतः (सन्) नृणां परम-उल्बण दाहं व्यपोहयेत् ॥

સુખડ, ખડસલિયો પિત્તપાપડો, વાળો, કાળો વાળો, મોથ, કમળ, કમળનું મૃણાલ, વરિયાળી, ધાણા, પદ્મકાષ્ઠ અને આમળાંનો કરેલો, અરધું પાણી બાકી રાખેલો અને સાકર નાખી ઠંડો કરેલો ક્વાથ મધ સહિત પીધો હોય તો તે માણસોના અત્યંત ઉગ્ર દાહને પણ મટાડે છે. ૧૭,૧૮

टीका—पटीरं=चन्दनम् ।

### કાંજિક-તૈલ

तिलतैलं भवेत्प्रस्थं तत्षोडशगुणे शनैः ।
काञ्जिके विपचेत्तत्स्याद्दाहज्वरहरं परम् ॥ १९ ॥

अन्वयः—तिलतैलं प्रस्थं भवेत्, तत् षोडश-गुणे काञ्जिके शनैः विपचेत्, तत् पर दाहज्वरहरं स्यात् ॥

તલનું તેલ ચોસઠ રૂપિયાભાર હોવું જોઈએ; તેને સોળગણી કાંજીમાં ધીરે ધીરે પકાવવું; એ તેલ દાહના સંતાપને અત્યંત મટાડે છે. ૧૯

**દાહનો અધિકાર સમાપ્ત**

## अथोन्मादाधिकारः ।

## ૨૨ : ઉન્માદનો અધિકાર÷

तत्रोन्मादस्य निरुक्तिमाह–

### ઉન્માદની વ્યાખ્યા

**मदयन्त्युद्धता दोषा यस्मादुन्मार्गमाश्रिताः ।**
**मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्तितः ॥ १ ॥**

अन्वयः–यस्मात् उद्धताः उन्मार्गम् आश्रिताः दोषाः मदयन्ति, अतः अयम् उन्मादः इति मानसः व्याधिः कीर्तितः ॥

જે કારણે ખૂબ વધી જઈ અવળા માર્ગે (ઊંચે હૃદયમાં) ગયેલા દોષો, ચિત્તને વિક્ષિપ્ત કરી નાખે છે–મનને વિકૃત કરી નાખે છે, માટે આ ઉન્માદ એ માનસિક રોગ કહેવાય છે. ૧

टीका–अयमर्थ –यस्मात्=हेतोः उद्धताः=प्रवृद्धाः, दोषा उन्मार्गमाश्रिता मदयन्ति=चित्तं विक्षिपन्ति, अस्मिन् सोऽयमुन्माद इति कीर्तितः । सः=उन्मादः, मानसो व्याधिः मनोवैकृत्यकारणात् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે,)

अस्यैवावस्थाभेदे नामान्तरमाह–

### આ જ ઉન્માદનું અવસ્થાભેદે બીજું નામ

**त्वप्रवृद्धस्तरुणो मदसंज्ञां बिभर्ति च ॥ २ ॥**

अन्वयः–सः च अप्रवृद्धः तरुणः च (सन्) मदसंज्ञां बिभर्ति ॥

આ જ ઉન્માદ વધ્યો ન હોય અને નવો હોય ત્યારે મદ કહેવાય છે. ૨

÷ 'उन्मादश्चित्तविभ्रमः' इति अमरः, उन्मदनम्–उन्मादः, यद्वा उद्धताः–प्रवृद्धाः, अथवा उद्गता उन्मार्गगा वृद्धा', वा ऊर्ध्वे–हृदयं गता दोषा मदयन्ति–चित्तं विक्षिपन्ति–भ्रमयन्ति यस्मिन् स उन्मादः, मदी हर्षे घञ्– ચિત્તનો વિભ્રમ થવો–મનફેર થઈ જવું, તે ઉન્માદ–ગાંડપણ અથવા ખૂમ વધી જઈ અવળા માર્ગે ઊંચે છેક હૃદયસ્થાન સુધી પહોંચી ગયેલા દોષો, જે રોગમાં ચિત્તને ખૂબ ભમાવી–વ્યાકુળ કરી દે–મનની અસલ સ્થિતિને જ પલટી ગાંડપણ લાવે છે, તે રોગ ઉન્માદ કહેવાય છે. મદાત્યયના અધિકારમાં ૩૬ મા શ્લોકમાં 'उन्मादमिव चापरम्–અતિતામસ નામનો મદ ઉન્માદ જેવો હોય છે.' એમ ઉન્માદને જણાવ્યો હતો, પણ મદાત્યયમાં દાહ થાય છે, એ વાત ટૂંકમાં કહેવાની હતી, તેથી વચ્ચે દાહનો અધિકાર લખીને ગ્રંથકાર તે ઉન્માદનો અધિકાર આરંભે છે.

टीका–स=उन्मादः, तरुणः=नवीनः ॥

उन्मादस्य विप्रकृष्टं निदानमाह–

### ઉન્માદનાં દૂરનાં નિદાનો

**विरुद्धदुष्टाशुचिभोजनानि, प्रधर्षणं देवगुरुद्विजानाम् । उन्मादहेतुर्भयहर्षपूर्वो, मनोऽभिघातो विषमा च चेष्टा ॥ ३ ॥**

अन्वयः–विरुद्ध–दुष्ट–अशुचि–भोजनानि, देव–गुरु–द्विजानां प्रधर्षणं, भय–हर्ष–पूर्वः मनस्–अभिघातः, च विषमा चेष्टा, उन्मादहेतुः (भवति) ॥

વિરુદ્ધ ભોજનો, ધંતૂરાનાં બીજ આદિથી સંયુક્ત ભોજનો, રજસ્વલાના સ્પર્શ આદિથી અપવિત્ર થયેલાં ભોજનો; દેવતા, ગુરુ કે બ્રાહ્મણોનું અપમાન; ભય અથવા હર્ષથી મનનો અભિઘાત–મનને એકદમ આંચકો લાગવો, અને બળવાનની સાથે કલેશ કે લડાઈ કરવી–વગેરે વિરુદ્ધ ચેષ્ટા, એ ઉન્માદનાં દૂરનાં કારણો હોય છે. ૩

टीका–दुष्टं=धत्तूरबीजादिसहितं, अशुचि=रजस्वलास्पर्शादि प्रधर्षणम्=अभिभवः, विषमा चेष्टा=बलवद्विग्रहादिः ॥

तस्य सन्निकृष्टं निदानमाह–

### ઉન્માદનું પાસેનું નિદાન અને છ પ્રકાર

**एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः ।**
**मानसेन च दुःखेन स पञ्चविध उच्यते ॥**
**विषाद्भवति षष्ठश्च यथास्वं तत्र भेषजम् ॥ ४ ॥**

अन्वयः–अत्यर्थ–मूर्च्छितैः एक–एकशः च सर्वशः दोषैः, च मानसेन दुःखेन सः पञ्चविधः उच्यते, च षष्ठः विषाद् भवति, तत्र यथास्वं भेषज (कार्यम्) ॥

અત્યંત કોપેલા એક એક દોષ–વાયુ પિત્ત તથા કફથી; અને અત્યંત પ્રકુપિત થયેલા ત્રણે દોષોથી તથા મનના દુઃખથી થયેલો તે ઉન્માદ પાંચ પ્રકારનો કહેવાય છે અને છઠ્ઠો વિષયથી થાય છે; એ ઉન્માદોમાં તે તે પ્રકારને અનુસરી ઔષધો કરવાં. ૪

तस्य संप्राप्तिमाह–

### ઉન્માદની સંપ્રાપ્તિ

**तैरल्पसत्त्वस्य मलाः प्रदुष्टा, बुद्धेर्निवासं हृदयं प्रदूष्य । स्रोतांस्यधिष्ठाय मनोवहानि, प्रमोहयन्त्याशु नरस्य चेतः ॥ ५ ॥**

अन्वयः–तैः प्रदुष्टाः अल्पसत्त्वस्य मलाः बुद्धेः निवासं

हृदय प्रदूष्य, मनोवहानि स्रोतांसि अधिष्ठाय, नरस्य चेत. आशु प्रमोहयन्ति ॥

વિરુદ્ધ ભોજન આદિ નિદાનોથી ખૂબ દુષ્ટ થયેલા, થોડા સત્ત્વગુણવાળા માણસના વાયુ આદિ મળો, બુદ્ધિના નિવાસરૂપ હૃદયને (અને તે બુદ્ધિને પણ) દૂષિત કરી મનને વહેતા (અને હૃદયમાં રહેલા દશ) સ્રોતોમાં પહોંચી જઈને માણસના ચિત્તને તરત વિકાર પમાડે છે. ૫

टीका-अल्पसत्त्वस्य=अल्पसत्त्वगुणस्य मलाः=वातादयः, बुद्धेर्निवासं=हृदय, प्रदूष्येति-एतेनाश्रयस्य दुष्ट्या तदाश्रिताया बुद्धेरपि दुष्टिरुक्ता मनोवहानि स्रोतांसि=हृदयाश्रितानि दश. एतानि विशेषतो चेद्व्यानि ॥ चरकेण तु सकलशरीरस्रोतांस्येव मनोऽधिष्ठानत्वेनोक्तानि । प्रमोहयन्ति= विकृतिं कुर्वन्ति ॥ ઉપર મનને વહેતા સ્રોતોની જોકે દશની સંખ્યા જણાવી છે પણ તે સ્રોતો વધારે સમજવા જોઈએ, કારણ કે ચરકે તો 'શરીરમાં જેટલા સ્રોતો છે, તે સઘળાને મનના આશ્રયસ્થાન તરીકે કહ્યા છે.

उन्मादस्य सामान्यलक्षणमाह-

### ઉન્માદનું સામાન્ય લક્ષણ

धीविभ्रमः सत्त्वपरिप्लवश्च, पर्याकुला दृष्टि रधीरता च । अबद्धवाक्यं हृदयञ्च शून्यं, सामान्यमुन्मादगदस्य लिङ्गम् ॥ ६ ॥

अन्वय-धीविभ्रम, च सत्त्व-परिप्लव, पर्याकुला दृष्टि, च अधीरता. अबद्धवाक्य, च शून्य हृदय, (एतत्) उन्मादगदस्य सामान्य लिङ्गम् (भवति)॥

બુદ્ધિનો વિભ્રમ. મનનું ચંચલપણું, દૃષ્ટિનું ચારે બાજુ વ્યાકુલપણું, અધીરપણું, અસંબદ્ધ ભાષણ અને સ્મૃતિજ્ઞાનરહિત હૃદય એ ઉન્માદરોગનાં સામાન્ય ચિહ્નો છે. ૬

टीका-सत्त्वपरिप्लवः-सत्त्व=मन, तस्य चापल्यम् । अबद्धवाक्य=असम्बद्धभाषित्वम्, शून्य=स्मृतिशून्यम् ॥ (આનો અર્થ ઉપર છે.)

वातोन्मादस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### વાયુસંબંધી ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

रूक्षोष्णशीताल्पविरेकधातु,-क्षयोपवासैरनिलोऽतिवृद्ध । चिन्तादिदुष्टं हृदयं प्रदूष्य, बुद्धिं स्मृतिं चाप्युपहन्ति शीघ्रम् ॥ ७ ॥

अन्वय.-रूक्ष-उष्ण-शीत-अल्प-विरेक,-धातु-क्षय-उपवासैः अतिवृद्ध अनिल चिन्ता-आदि-दुष्ट हृदय प्रदूष्य बुद्धिं च स्मृतिम् अपि शीघ्रम् उपहन्ति ॥

લૂખા, ખૂબ ગરમ અને ખૂબ ટાઢા ખોરાક ખાવાથી, વધારે પડતા રેચથી, ધાતુના ક્ષયથી અને ઉપવાસોથી અત્યંત વધી ગયેલો વાયુ, ચિંતા વગેરેથી ખરાબ થયેલા હૃદયને અત્યંત દૂષિત કરી-બગાડીને બુદ્ધિનો તથા સ્મરણજ્ઞાનનો પણ તરત નાશ કરે છે. ૭

टीका-प्रदूष्य=प्रकर्षेण दूषयित्वा ॥

तस्यैव स्वरूपमाह-

### વાયુસંબંધી ઉન્માદનું લક્ષણ

अस्थानहास्यस्मितनृत्यगीत,-वागङ्गविक्षेपणरोदनानि । पारुष्यकार्श्यारुणवर्णताश्च, जीर्णे बलञ्चानिलजस्य रूपम् ॥ ८ ॥

अन्वय -अस्थान-हास्य-स्मित-नृत्य,-गीत,-वाक्-अङ्ग-विक्षेपण-रोदनानि, पारुष्य-कार्श्य-अरुण-वर्णता, (आहारे) च जीर्णे (रोगस्य) बलम्, (इदम्) अनिलजस्य (उन्मादस्य) रूपम् (ज्ञेयम्)॥

પ્રસંગ વગર હસવું, પ્રસંગ વગર થોડું હસવું, પ્રસંગ વગર નાચવું, પ્રસંગ વગર ગાવું, પ્રસંગ વગર બોલવું, પ્રસંગ વગર અંગોને આમતેમ હલાવવાં, પ્રસંગ વગર રડવું, કઠોર ભાષણ, દુબળાપણું, શરીરનો રંગ લાલ થઈ જવો અને ખોરાક પચે ત્યારે રોગનું વધવું, એ સઘળાં વાયુસંબંધી ઉન્માદનાં લક્ષણો છે. ૮

टीका-अस्थाने=अनवसरे, हास्यादीनि रोदनान्तानि, जीर्णे-आहारे, बल-व्याधे. ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

पैत्तिकस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### પિત્તસંબંધી ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

अजीर्णकट्वम्लविदाह्यशीतै,-र्भोज्यैश्चितं पित्तमुदीर्णवेगम् । उन्मादमत्युग्रमनात्मकस्य, हृदि स्थितं पूर्ववदाशु कुर्यात् ॥ ९ ॥

अन्वय.-अनात्मकस्य हृदि स्थित पित्त चित (सत्) अजीर्ण-कटु-अम्ल-विदाहि अशीतै भोज्यै उदीर्णवेग (सत्) पूर्ववत् (हृदय प्रदूष्य) आशु अति-उग्रम् उन्माद कुर्यात् ॥

અવશ મનવાળા-અજિતેન્દ્રિય માણસના હૃદયમાં રહેલુ પિત્ત, ખૂબ એકઠું થઈ અજીર્ણ-

થી અને તીખા, ખાટા, દાહ કરનારા તથા ઉષ્ણ ભોજનોથી ખૂબ વેગવાન બની પહેલાની જેમ હૃદયને અત્યંત દૂષિત કરીને તરત અતિ ઉગ્ર ઉન્માદને ઉત્પન્ન કરે છે. ૯

टीका-हृदि स्थित-चित्त । चित=संचित, पुन. अजीर्णकट्वम्लविदाह्यशीतभोज्यैरुदीर्णवेग सत् उन्माद कुर्यात्। पूर्ववद् हृदय प्रदूषयेत्यर्थ ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

अस्य स्वरूपमाह-

### પિત્તસંબંધી ઉન્માદનું લક્ષણ

**अमर्षसंरम्भविनग्नभावा., सन्तर्जनाभिद्रव णौष्ण्यरोषा । प्रच्छायशीतान्नजलाभिलाषा., पीता च भा पित्तकृतस्य लिङ्गम् ॥ १० ॥**

अन्वय -अमर्ष-सरम्भ-विनग्नभावा सतर्जन-अभिद्रवण-औष्ण्य-रोषा , प्रच्छाय-शीत-अन्न,-जल-अभिलाषा. च पीता भा ( इतीद ) पित्तकृतस्य ( उन्मादस्य ) लिङ्गम् ( भवति ) ॥

સહન નહિ કરવાનો અભાવ, ભારે આડંબર, નાગા થઈ જવુ, બીજાને ત્રાસ ઉપજાવવો, નાસભાગ કરવુ, શરીરમા એક જાતનો દાહ, ખૂબ છાયડામા શીતલ અન્નની તથા શીતલ જળની ઇચ્છા અને શરીરની કાંતિ પીળી થવી એટલા પિત્તે કરેલા ઉન્માદના લક્ષણો છે. ૧૦

टीका-अमर्ष =असहिष्णुता, सरम्भ=आरभटी-आडम्बर इति यावत्, सन्तर्जन=परित्रासन, अभिद्रवण=पलायन, औष्ण्य=गात्रे चोष्णो दाहविशेष , प्रच्छाय इत्यादि= छायायां शीतयोश्चान्नजलयारभिलाष ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

श्लैष्मिकस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### કફે કરેલા ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**संपूर्णमन्दविचेष्टितस्य, सोष्मा कफो मर्मणि संप्रवृद्ध । बुद्धिं स्मृतिश्चाप्युपहन्ति चित्त, प्रमोहयन् सजनयेद्विकारम् ॥ ११ ॥**

अन्वय -मन्द-विचेष्टितस्य सोष्मा कफ सपूर्णे. मर्मणि सप्रवृद्ध ( सन् ) बुद्धि च स्मृतिम् अपि उपहन्ति, चित्त प्रमोहयन् विकार सजनयत् ॥

કસરત નહિ કરતા માણસનો પિત્ત સહિત કફ, ભોજન આદિથી હૃદયમા ખૂબ વધી જઈ બુદ્ધિ તથા સ્મૃતિનો પણ નાશ કરે છે અને ચિત્તને ખૂબ મોહ પમાડતો (એ કફ) ઉન્માદ રૂપ વિકારને ઉત્પન્ન કરે છે. ૧૧

टीका-सपूर्णे =भोजनादिभि , मन्दविचेष्टितस्य=व्यायामरहितस्य, सोष्मा-कफ इति-कफोऽप्युन्माद करिष्यन् पित्तसाहाय्यमपेक्षते, व्याधिस्वभावात्। मर्मणि-अत्र 'मर्मशब्देन' हृदयमुच्यते, विकारम्=उन्मादरूपम् ॥ અહી મૂળમા 'પિત્ત સહિત કફ' કહ્યો, તેથી એમ જણાય છે કે, જ્યારે કફ પણ ઉન્માદ કરવા તૈયાર થાય છે, ત્યારે તેને વ્યાધિના સ્વભાવને લીધે પિત્તની સહાયની જરૂર પડે છે

तस्य स्वरूपमाह-

### કફે કરેલા ઉન્માદનું લક્ષણ

**वाक्चेष्टितं मन्दमरोचकश्च, नारीविविक्तप्रियता च निद्रा । छर्दिश्च लाला च बलञ्च भुक्ते, नखादिशौक्ल्यञ्च कफात्मके स्यात् ॥ १२ ॥**

अन्वय -कफात्मके ( उन्मादे ) वाक्चेष्टित मन्दम्, च अरोचक , नारी विविक्त-प्रियता च निद्रा, च छर्दि , च लाला, च भुक्ते ( सति रोगस्य ) बल, च नख-आदि-शौक्ल्य स्यात् ॥

કફે કરેલા ઉન્માદમા વાણીની ચેષ્ટા-એટલે બોલવું, બહુ ઓછું થઈ જાય છે, સ્ત્રી ઉપર તથા એકાંતમા રહેવાની રુચિ થાય છે, નિદ્રા આવે છે, ઊલટી થાય છે, લાળ ઝરે છે, જમ્યા પછી રોગનુ બળ વધે છે અને નખ વગેરેમા વધારે ધોળાશ થઈ જાય છે ૧૨

टीका-वाक्चेष्टित मन्द=वचनमल्प, नारीविविक्तप्रियता=नारीप्रियता, विजनप्रियता च, भुक्ते सति बल-व्याधे ॥ (આનો અર્થ ઉપર છે)

सान्निपातिकस्य निदानपूर्वक लक्षणमाह-

### સાન્નિપાતિક ઉન્માદનું નિદાનપૂર્વક લક્ષણ

**य सन्निपातप्रभवोऽतिघोर., सर्वै. समस्तै. स तु हेतुभिः स्यात् । सर्वाणि रूपाणि बिभर्त्ति तादृक्, विरुद्धभैषज्यविधिर्विवर्ज्यः ॥ १३ ॥**

अन्वय -य (उन्माद) सनिपात-प्रभव स तु सर्वै -समस्तैः हेतुभि स्यात्, (अत एव) अतिघोर (कथ्यते), सर्वाणि रूपाणि बिभर्ति, तादृक् विरुद्ध-भैषज्य विधि विवर्ज्य ॥

જે ઉન્માદ ત્રણે દોષોના સન્નિપાતથી થાય છે, તે તો સઘળા કારણો એકઠા મળવાથી થાય છે અને તેથી જ એ અત્યંત

ક્ષયંકર કહેવાય છે; એ ઉન્માદ (ત્રણે દોષોનાં) સઘળાં રૂપો ધારણ કરે છે અને તે એવો હોય છે કે તેમાં દરેક ઔષધક્રિયા વિરુદ્ધ પડે છે, અને તેથી જ તે ત્યજવા યોગ્ય છે, એટલે કે તેની ચિકિત્સા ન જ કરવી. ૧૩

टीका-सः-सान्निपातिक उन्मादः, 'सन्निपात' ग्रहणेनैव सर्वात्मकत्वं लब्धं, पुनः 'सर्वैः' इति यदुक्तं तद्रजस्तमः-प्रापणार्थं, तेन रजस्तमोभिर्मिलिता इत्यर्थः। तेन वातादयो रजस्तमोभिर्मनोदोषैर्मिलिताः समस्तैश्च निदानैः कुपिता उन्मादं जनयन्ति॥ सर्वैर्हेतुभिः समस्तैर्मिलितैः स्यात्, यतोऽन्यो व्याधिः सर्वैर्हेतुभिर्मिलितैरेव भवतीति नियमो नास्ति। अयं तु व्याधिप्रभावात्सर्वैर्हेतुभिर्मिलितैः स्यात्। तादृक्-उन्मादः, विरुद्धभैषज्यविधिरिति कोऽर्थः? त्रिदोषजे प्रत्येक वातादेः प्रत्यनीका चिकित्सा कार्या, सा च परस्परविरोधिनी, त्रिदोष हन्ति किञ्चिदेव द्रव्यम् आमलकादि, न चात्र तद् यौगिकं व्याधिप्रभावादत एव विवर्ज्यः=न चिकित्स्य इत्यर्थः॥ સઘળાં નિદાનોથી કોપેલા અને રજોગુણ તથા તમોગુણરૂપ મનના દોષોની સાથે મળેલા વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી જે અત્યંત ઘોર ઉન્માદ થાય છે, તે સાન્નિપાતિક કહેવાય છે; જેમાં સઘળાં લક્ષણો દેખાય છે. બીજો ત્રિદોષનો વ્યાધિ સઘળાં કારણો મળવાથી જ થાય છે, એવો ખાસ નિયમ નથી, પણ આ સાન્નિપાતિક ઉન્માદ તો સઘળાં કારણો મળવાથી જ થાય છે, એવો તેનો સ્વભાવ છે. આ ઉન્માદમા જે કાંઈ ઔષધ કરવામાં આવે તે વિરુદ્ધ જ પડે છે, માટે આ ઉન્માદની ચિકિત્સા જ કરવી નહિ. બીજા ત્રિદોષજન્ય વ્યાધિમાં વાયુ આદિ એક એક દોષની એકબીજાથી વિરુદ્ધ ચિકિત્સા કરવામાં આવે છે અને તે ચિકિત્સા ત્રિદોષને હણે છે, પણ આ ઉન્માદમાં ત્રણે દોષોની સરખી પ્રબળતા હોય છે, તેથી તેમાં એકબીજા દોષોથી વિરુદ્ધ ચિકિત્સા કામ કરતી નથી; જોકે આમળાં વગેરે કોઈક જ દ્રવ્ય ત્રણે દોષોને એકંદર મટાડે છે, પણ તે દ્રવ્ય આ ઉન્માદમાં વ્યાધિના સ્વભાવને લીધે ઉપયોગી થઈ શકતા નથી; આ જ કારણે આ ઉન્માદની ચિકિત્સા કરવી યોગ્ય નથી.

मनोदुःखजस्य विप्रकृष्टं निदानमाह-

**મનના દુ:ખથી થયેલા ઉન્માદનું દૂરનું નિદાન**

**चौरैर्नरेन्द्रपुरुषैररिभिस्तथाऽन्यै,-र्वित्रासित-स्य धनबान्धवसंक्षयाद्वा। गाढं क्षते मनसि च प्रियया रिरंसो,-र्जायेत चोत्कटतरो मनसो विकारः॥ १४॥**

अन्वयः-चौरैः नरेन्द्रपुरुषैः अरिभिः तथा अन्यैः वित्रासितस्य वा धन-बान्धव-संक्षयात् च प्रियया रिरंसोः च (पुरुषस्य) मनसि गाढं क्षते (सति) उत्कटतरः मनसः विकारः जायेत॥

ચોરોએ, રાજાનાં માણસોએ, શત્રુઓએ કે બીજા લોકોએ ત્રાસ ઉપજાવેલા માણસને અથવા ધનનો કે બાંધવનો નાશ થવાથી અથવા મેળવવી મુશ્કેલ કોઈ પ્રેમપાત્ર બનેલી સ્ત્રી સાથે રમવાની ઇચ્છાવાળા પુરુષનું મન ખૂબ જ ઘાયલ થતાં અતિ પ્રબળ ઉન્માદરૂપ વિકાર ઉત્પન્ન થાય છે. ૧૪

टीका-अन्यैः=हिंस्रादिभिः, गाढम्=अतिशयेन, क्षते=अभिहते, प्रियया=प्राप्तुमशक्यया, रिरंसोः-पुरुषस्य, विकारः-उन्मादरूपः॥ (આનો અર્થ ઉપર છે.)

तस्य स्वरूपमाह-

**મનના દુ:ખથી થયેલા ઉન્માદનું લક્ષણ**

**चित्रं प्रवीति च मनोऽनुगतं विसंज्ञो, गायत्यथो हसति रोदिति चातिमूढः॥ १५॥**

अन्वयः-(मनोदुःखज-उन्मादे जनः) विसंज्ञः च अतिमूढः (सन्) चित्रं मनोऽनुगतं च प्रवीति, गायति, अथो हसति च रोदिति॥

મનના દુ:ખથી થયેલ ઉન્માદમાં માણસ વિપરીત જ્ઞાનવાળો અથવા જ્ઞાનથી અત્યંત-રહિત થઈ આશ્ચર્યકારક જાતજાતનું બોલે છે, મનમાં રહેલી છાની વાત પણ બોલી નાખે છે, ગાય છે, હસે છે અને રડે પણ છે. ૧૫

टीका-चित्रम्=आश्चर्यं, मनोऽनुगतं=गोप्यमपि, विसंज्ञः=विरुद्धज्ञानः, अतिमूढः=अतीव ज्ञानशून्यः। अत्र विकल्पो बोद्धव्यः॥ (આનો અર્થ ઉપર છે.)

विषजस्य रूपमाह-

**વિષથી થતા ઉન્માદનું લક્ષણ**

**रक्तेक्षणो हतबलेन्द्रियभाः सुदीनः, श्यावाननो विषकृते तु भवेत् परासुः॥ १६॥**

अन्वयः-विषकृते तु (जनः) रक्त-ईक्षणः हत-बल-इन्द्रिय-भाः सुदीनः श्याव-आननः (सन्) परासुः भवेत्॥

વિષથી થયેલ ઉન્માદમાં માણસની આંખો રાતી થઈ જાય છે; બળ, ઇંદ્રિયો તથા કાંતિ હણાઈ જાય છે, મોઢું કાળું થઈ જાય, મન અત્યંત દીન થઈ જાય છે અને

માણુસ મરી જાય છે. ૧૬

टीका-परासुः=मृतः ॥

उन्मादारिष्टमाह-

### ઉન્માદનું અરિષ્ટ

**अवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांसबलो नरः।**
**जागरूको ह्यसन्देहमुन्मादेन विनश्यति ॥ १७॥**

अन्वय.-(यः) नरः उन्मादेन अवाङ्मुखः वा तु उन्मुखः जागरूकः क्षीण-मांस-बलः (भवति, सः) असंदेहं हि विनश्यति ॥

જે માણુસ ઉન્માદને લીધે મોઢું નીચું જ રાખતો હોય અથવા ઊંચું જ રાખતો હોય, જાગ્યા જ કરતો હોય તથા જેનું માંસ અને બળ ક્ષીણુ થઈ ગયાં હોય તે માણુસ અવશ્ય મરી જાય છે. ૧૭

अथ देवादिकृतस्योन्मादस्य सामान्यलक्षणमाह-

### દેવ વગેરેએ કરેલા ઉન્માદનું સામાન્ય લક્ષણ

**अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टो, ज्ञानादिविज्ञानबलादियुक्तः। प्रकोपकालो नियतश्च यस्य, देवादिजन्मा मनसो विकारः ॥ १८ ॥**

अन्वयः-यस्य मनसः विकारः देव-आदि-जन्मा (स्यात् सः जनः) अमर्त्य-वाग्-विक्रम-वीर्य-चेष्टः ज्ञान-आदि-विज्ञान-बल-आदि-युक्तः (भवेत् तस्य उन्मादस्य) च प्रकोप-कालः नियतः (भवति) ॥

જેના મનનો વિકાર (ઉન્માદ), દેવ આદિએ કરેલો હોય તે માણુસનાં ભાષણુ, પરાક્રમ, શૌર્ય અને ચેષ્ટા માણુસના જેવાં હોતાં નથી અને એ માણુસ બુદ્ધિ, વિચારશક્તિ, ધારણુાશક્તિ, સ્મરણુશક્તિ, કારીગરી વગેરેનું જ્ઞાન, બળ તથા અભિમાન ઇત્યાદિથી યુક્ત થાય છે. આ ઉન્માદના પ્રકોપનો સમય અમુક તિથિ વગેરેમાં નિયમિત જ હોય છે, જે આગળ કહેવાશે. ૧૮

टीका-अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टः-न मर्त्यस्येव वागादयो यत्र सः, विक्रमः=पराक्रमः, वीर्यं=शौर्यं, ज्ञानादिविज्ञानबलादियुक्तः-ज्ञान=बुद्धि', 'आदि'-पदेन तद्भेदा मेधा-विचारणा-स्मृत्यादयो गृह्यन्ते, विज्ञान=शिल्पादिविषयक ज्ञान, बल=चेष्टापाटवम्, 'आदि' पदेनाभिमानादि गृह्यते । नियतः=वक्ष्यमाणतिथ्यादिभिः, मनोविकार.= उन्मादः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

तत्र देवाविष्टस्य लक्षणमाह-

### દેવના આવેશવાળાનું લક્ષણુ

**सन्तुष्टः शुचिरतिदिव्यमाल्यगन्धो, निस्तन्द्रोऽप्यवितथसंस्कृतप्रभाषी। तेजस्वी स्थिरनयनो वरप्रदाता, ब्रह्मण्यो भवति नरः स देवजुष्टः॥ १९॥**

अन्वयः-(यः) देवजुष्टः नरः (स्यात्) सः सतुष्टः शुचिः अतिदिव्य माल्य-गन्धः निस्तन्द्रः अवितथ-संस्कृत-प्रभाषी तेजस्वी स्थिर-नयनः वरप्रदाता ब्रह्मण्यः अपि भवति ॥

જેમાં દેવનો આવેશ થયો હોય તે ઉન્માદી માણુસ સંતોષી, પવિત્ર, અત્યંત દિવ્ય પુષ્પોના જેવી સુગંધવાળો, નિદ્રાથી રહિત, સાચી સંસ્કૃત ભાષા બોલનાર, તેજસ્વી, સ્થિર નેત્રવાળો, વરદાન આપનાર અને બ્રાહ્મણોનો ભક્ત પણુ થાય છે. ૧૯

टीका-अतिदिव्यमाल्यगन्धः=अतिशयेन दिव्यस्य माल्यस्येव गन्धो यस्य सः । निस्तन्द्र'=निद्रारहित' अवितथ=सत्य, ब्रह्मण्य'=ब्राह्मणभक्तः ॥ (આનો અર્થ ઉપર છે)

अथ दैत्याविष्टलक्षणमाह-

### દૈત્યના આવેશવાળાનું લક્ષણ

**संस्वेदी द्विजगुरुदेवदोषवक्ता, जिह्माक्षो विगतभयो विमार्गदृष्टिः। सन्तुष्टो भवति न चान्नपानजातैः,-दुष्टात्मा भवति स देवशत्रुजुष्टः॥**

अन्वय·-देवशत्रु-जुष्टः सः (उन्मादी) सस्वेदी, द्विज-गुरु-देव-दोष-वक्ता, जिह्माक्षः विगतभय. विमार्गदृष्टिः (सन्) अन्न-पान-जातैः सतुष्टः न भवति दुष्टात्मा च भवति ॥

જેમાં દૈત્યનો આવેશ થયો હોય તે ઉન્માદી માણુસ પરસેવાથી વ્યાપ્ત થાય; બ્રાહ્મણોની, ગુરુઓની તથા દેવતાઓની નિંદા કરે, વાંકી આંખોવાળો થાય છે, કોઈથી ડરતો નથી, કુમાર્ગમાં રુચિવાળો થાય છે, કોઈ અન્ન-પાનોથી સંતુષ્ટ થતો નથી અને દુષ્ટ સ્વભાવવાળો થઈ જાય છે. ૨૦

विमार्गदृष्टिः=कुमार्गरत', दुष्टात्मा=दुष्टस्वभावः ॥

गन्धर्वाविष्टलक्षणमाह-

### ગંધર્વના આવેશવાળાનું લક્ષણ

**हृष्टात्मा पुलिनवनान्तरोपसेवी, स्वाचारः प्रियपरिगीतगन्धमाल्यः। नृत्यन् वै प्रहसति चारु चाल्पशब्दं, गन्धर्वग्रहपरिपीडितो मनुष्यः ॥२१॥**

अन्वयः-गन्धर्व-ग्रह-परिपीडितः मनुष्यः हृष्ट-आत्मा, पुलिन-वनान्तर-उपसेवी, स्वाचारः, प्रिय-परिगीत-गन्ध-माल्यः नृत्यन् वै अल्पशब्द चारु च प्रहसति ॥

ગંધર્વના વળગાડથી પીડાયેલો ઉન્માદી માણુસ પ્રસન્ન અંતઃકરણવાળો રહે છે, જલાશયોના કિનારા તથા વનનાં મધ્યપ્રદેશોનું સેવન કરે છે, સારું વર્તન રાખે છે; ગાયન, સુગંધ તથા પુષ્પો ઉપર પ્રેમ રાખે છે અને નાચતો નાચતો થોડા શબ્દોવાળું સુંદર હાસ્ય કરે છે. ૨૧

टीका-हृष्टात्मा=हृष्टजीवात्मा, पुलिन=तोयोच्छित, तटं=वनान्तरं, वनमध्यान्तयोः सेवी, चारु चाल्पशब्द-मिति हसनक्रियाविशेषणम् ॥ (આનો અર્થ ઉપર છે.)

यक्षाविष्टलक्षणमाह-

યક્ષના આવેશવાળાનુ લક્ષણ

**ताम्राक्षः प्रियतनुरक्तवस्त्रधारी, गम्भीरो द्रुतगतिरल्पवाक् सहिष्णुः। तेजस्वी वदति च किं ददामि कस्मै, यो यक्षग्रहपरिपीडितो मनुष्यः ॥ २२ ॥**

अन्वयः-यः मनुष्यः यक्ष-ग्रह-परि-पीडितः (भवति सः) ताम्र-अक्षः प्रियतनुरक्त-वस्त्रधारी, गम्भीरः द्रुतगतिः अल्प-वाक् सहिष्णुः तेजस्वी (सन्) 'कस्मै किं ददामि' (इति) च वदति ॥

જે માણુસ યક્ષના વળગાડથી પીડાયેલો હોય તે ઉન્માદી માણુસ રાતી આંખોવાળો, બારીક રંગેલાં વસ્રો પર પ્રેમવાળો હોઈ તે ગાયન કરે છે, ગંભીર બને છે, ઉતાવળો ચાલે છે, થોડું બોલે છે; સહનશીલ તથા તેજસ્વી બની 'કયા માણુસને હું શું આપું?' એમ બોલે છે. ૨૨

पित्राविष्टलक्षणमाह-

પિતૃના આવેશવાળાનું લક્ષણ

**प्रेतानां स दिशति संस्तरेषु पिण्डान्, शान्तात्मा जलमपि चापसव्यवस्त्रः। मांसेप्सुस्तिलगुडपायसाभिलाषी, तद्भक्तो भवति पितृग्रहाभिजुष्टः ॥ २३ ॥**

अन्वयः-पितृ-ग्रह-अभिजुष्टः सः शान्त-आत्मा च अपसव्य-वस्त्र (सन्) संस्तरेषु प्रेतानां पिण्डान् (च) जलम् अपि दिशति, मांस-इप्सुः तिल-गुड-पायस-अभिलाषी (सन्) तद्भक्तः भवति ॥

પિતૃના વળગાડવાળો ઉન્માદી માણુસ શાંત-ચિત્ત બની દર્ભ વગેરે પાથરીને તે ઉપર પોતાના મરી ગયેલા પૂર્વજોને પિંડ આપે છે, તેમ જ અપસવ્ય એટલે જમણા ખભા ઉપર ઉત્તરીય વસ્ર રાખી પૂર્વજોને જળ પણુ આપે છે; માંસ, તલ, ગોળ તથા દૂધપાક ખાવાની ઇચ્છા કરે છે અને પિતૃઓનો ભક્ત બને છે. ૨૩

टीका-प्रेतानां=मृतानां पितॄणां, दिशति=ददाति, अपसव्यवस्त्र=दक्षिणस्कन्धकृतोत्तरीयः ॥ (આનો અર્થ ઉપર છે.)

नागाविष्टलक्षणमाह-

નાગના આવેશવાળાનું લક્ષણ

**यस्तूर्व्यां प्रसरति सर्पवत्कदाचित्, सृक्किण्यौ मुहुरपि जिह्वयाऽवलेढि। क्रोधालुर्घृतमधुदुग्धपायसेप्सुः,-विज्ञेयः स खलु भुजङ्गमेन जुष्टः ॥२४॥**

अन्वयः-यः तु कदाचित् सर्पवत् उर्व्याम् (उरसा) प्रसरति, मुहुः जिह्वया सृक्किण्यौ अवलेढि, क्रोधालुः घृत-मधु-दुग्ध-पायस-इप्सुः (स्यात्) सः खलु भुजङ्गमेन जुष्टः विज्ञेयः ॥

જે માણુસ કોઈક સમયે સર્પની પેઠે પૃથ્વી પર છાતી ઘસડીને ચાલે છે, વારંવાર જીભથી ગલોફાં ચાટ્યા કરે છે, ક્રોધી સ્વભાવનો થાય છે અને મધ, ઘી, દૂધ તથા દૂધપાકની ઇચ્છા કરે છે તેને અવશ્ય સર્પના વળગાડવાળો ઉન્માદી જાણુવો. ૨૪

टीका-प्रसरति=स सर्पवत् उरसा चलति, सृक्किण्यौ=ओष्ठप्रान्तौ ॥ (આનો અર્થ ઉપર છે.)

राक्षसाविष्टलक्षणमाह-

રાક્ષસના આવેશવાળાનું લક્ષણ

**मांसासृग्विविधसुराविकारलिप्सुर्निर्लज्जो भृशमतिनिष्ठुरोऽतिशूरः। क्रोधालुर्विविधबलो निशाविहारी, शौचद्विड् भवति स राक्षसैर्गृहीतः ॥ २५ ॥**

अन्वयः-राक्षसैः गृहीतः सः मांस-असृग्-विविध-सुरा-विकार-लिप्सुः भृशं निर्लज्जः अतिनिष्ठुरः अतिशूरः क्रोधालुः विविध-बलः निशाविहारी शौच-द्विड् भवति ॥

રાક્ષસોના વળગાડવાળો તે ઉન્માદી માણુસ

માંસને, લોહીને તથા અનેક પ્રકારના મદ્યના વિકારોને ઇચ્છે છે, અત્યંત નિર્લજ્જ તથા અત્યંત નિર્દય બને છે, અત્યંત શૂરો તથા ક્રોધી સ્વભાવનો થાય છે; અનેક પ્રકારનાં બળવાળો થઈ રાત્રે ફર્યા કરે છે અને પવિત્રતાનો દ્વેષ કરે છે. ૨૫

टीका-अतिनिष्ठुरः=निर्दयः ॥

ब्रह्मराक्षसाविष्टलक्षणमाह-

**બ્રહ્મરાક્ષસના આવેશવાળાનું લક્ષણ**

देवविप्रगुरुद्वेषी वेदवेदाङ्गनिन्दकः।
आत्मपीडाकरोऽहिंस्रो ब्रह्मराक्षससेवितः ॥ २६ ॥

अन्वयः-ब्रह्मराक्षस-सेवितः देव-विप्र-गुरु-द्वेषी, वेदाङ्ग-निन्दकः, अहिंस्रः आत्म-पीडा-करः भवति ॥

બ્રહ્મરાક્ષસના વળગાડવાળો માણસ દેવોનો, બ્રાહ્મણોનો તથા ગુરુનો દ્વેષ કરે છે, વેદની તથા વેદનાં અંગોની નિંદા કરે છે અને બીજા કોઈને મારતો નથી, પણ પોતાના શરીરને પીડા કરે છે. ૨૬

टीका-अहिंस्र=अहिंसाशीलः ॥

पिशाचाविष्टलक्षणमाह-

**પિશાચના આવેશવાળાનું લક્ષણ**

उद्ध्वस्तः कृशपरुषो विरुद्धभाषी, दुर्गन्धो भृशमशुचिस्तथाऽतिलोलः। बह्वाशी विजनवनान्तरोपसेवी,व्याचेष्टंस्त्रसति रुदन् पिशाचजुष्टः॥२७

अन्वय.-पिशाच-जुष्टः उद्ध्वस्तः, कृश-परुषः, विरुद्ध-भाषी, दुर्गन्धः, भृशम् अशुचिः, तथा अतिलोलः, बहु-आशी, विजन-वनान्तर-उपसेवी, व्याचेष्टन् रुदन् त्रसति ॥

પિશાચના વળગાડવાળો માણસ નાગો થાય, માંસરહિત અને રૂક્ષ થઈ જાય, વિરુદ્ધ ભાષણ કરે, દુર્ગંધવાળો થાય, અત્યંત અપવિત્ર રહે, સઘળાં અન્નપાનોમાં ખૂબ આસક્ત થાય, ઘણું જ ખાય છે, નિર્જન સ્થલોને તથા વનોને સેવે છે અને વિરુદ્ધ ચેષ્ટા કરતો તથા રડતો રહી ત્રાસ પામે છે.

टीका-उद्ध्वस्तः=नग्नः, 'दिगम्बर' इति विदेहवचनात्, कृशः=निर्मांसः। परुषः=रूक्षः, अतिलोलः=सर्वस्मिन्नन्नपानादौ लोलुपः, व्याचेष्टन्=विरुद्धमाचेष्टन् ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

हिंस्रग्रहणमाह-

**રાક્ષસો વગેરે હિંસક જાતિઓ કોને શા માટે વળગે છે?**

अशुचिं भिन्नमर्यादं क्षतं वा यदि वाऽक्षतम्।
हिंस्रा हिंसाविहारार्थं सत्कारार्थमथापि वा ॥२८॥

अन्वयः-हिंस्रा. अशुचिं भिन्न-मर्याद वा क्षतं यदि वा अक्षत (जन) हिंसा-विहार-अर्थम् अथवा सत्कार-अर्थं (गृह्णन्ति) ॥

રાક્ષસ વગેરે હિંસકો અપવિત્ર રહેનારને, મર્યાદા તોડનારને અથવા ઘવાયેલાને કે નહિ ઘવાયેલા માણસને મારી નાખવા કે તેની પાસે પોતાની પૂજા કરાવવા તેને પકડે છે-વળગે છે. ૨૮

टीका-गृह्णन्तीति शेषः ॥

तत्र हिंसार्थगृहीतस्य लक्षणमाह-

**મારી નાખવા પકડેલાનું લક્ષણ**

स्थूलाक्षो द्रुतमटनः सफेनवामी, निद्रालुः पतति च कम्पते च योऽति। यश्चाद्रिद्विरदनगादिविच्युतः स्यात्, सोऽसाध्यो भवति तथा त्रयोदशेऽब्दे ॥ २९ ॥

अन्वयः-यः च अद्रि-द्विरद-नग-आदि-विच्युतः स्यात् (स. राक्षसादिमहैर्गृह्यते, तदा च) स्थूल-अक्ष, द्रुतम् अटनः, सफेन-वामी च निद्रालुः (सन्) पतति, अति च कम्पते, सः असाध्यः भवति, तथा य त्रयोदशे अब्दे (गृह्यते सः सर्वः अपि असाध्यः भवति)॥

જે માણસ પર્વત, હાથી, વૃક્ષ વગેરે અથવા દીવાલ ઉપરથી કે મેડા વગેરે ઉપરથી પડ્યો હોય તે વખતે એ માણસને રાક્ષસ આદિ હિંસક જાતિઓ વળગે છે; તે માણસની આંખો ફાટી ને ફાટી રહે છે, ચારે બાજુ તે વેગથી ભટકયા કરે છે, ફીણવાળું ઓકયા કરે છે, ઊંઘ્યા કરે છે, પડી જાય છે અને અત્યંત ધ્રૂજ્યા કરે છે; એ માણસનો ઉન્માદ અસાધ્ય છે; તેમ જ તેરમા વર્ષે જેઓને દેવ આદિનો વળગાડ થયો હોય, તેઓના પણ તે ઉન્માદ અસાધ્ય થાય છે. ૨૯

टीका-यश्चाद्रीत्यादि=यः पर्वतादिपतितः स ग्रहैर्गृह्यत इत्यर्थः। 'आदि' शब्देन भित्तिप्रासादादयो गृह्यन्ते, तथा त्रयोदशेऽब्दे सर्व. एव=देवादिगृहीता असाध्याः ॥ (આ ટીકાનો અર્થ ઉપર છે.)

देवादीनामावेशसमयमाह–

### દેવ આદિના આવેશનો સમય

देवग्रहाः पौर्णमास्यामसुराः सन्ध्ययोरपि ।
गन्धर्वाः प्रायशोऽष्टम्यां यक्षाश्च प्रतिपत्तिथौ ॥३०॥
पितरः कृष्णपक्षे च पञ्चम्यामपि चोरगाः ।
रक्षःपिशाचा रात्रौ च चतुर्दश्यां विशन्ति हि ॥३१

अन्वयः–प्रायशः देव-ग्रहाः पौर्णमास्याम्, असुराः सन्ध्ययोः, अपि, गन्धर्वाः अष्टम्यां, च यक्षाः प्रतिपत्तिथौ, पितरः च कृष्णपक्षे, उरगाः च पञ्चम्याम् अपि, रक्षः-पिशाचाः च चतुर्दश्यां रात्रौ हि विशन्ति ॥

ઘણું કરી દેવોના વળગાડ પૂનમના દિવસે, અસુરો–દૈત્યો બંને સંધ્યાકાળે, ગંધર્વો આઠમના દિવસે, યક્ષો પડવાના દિવસે, પિતૃઓ કૃષ્ણપક્ષમાં, સર્પો પાંચમના દિવસે અને રાક્ષસો તથા પિશાચો ચૌદશની રાત્રે જ વળગે છે. ૩૦,૩૧

टीका–कृष्णपक्षे=अमावास्यायां, प्रायशःपदादन्यत्रापि । तिथ्यभिधानप्रयोजनं लक्षणार्थं, तत्र तिथौ च बलिदानार्थम् ॥ મૂળમાં 'प्रायशः'–એટલે 'ઘણું કરીને' એમ કહેલ છે, તે જણાવેલી તિથિઓ સિવાયના કોઈ બીજા સમયે પણ વળગે છે, એમ સૂચવે છે; છતાં તિથિઓ કહેવાનું કારણ લક્ષણ માટે તથા તે તે તિથિએ જ તેઓને બલિદાન દેવાય છે, તે જણાવવા માટે છે.

ननु यदि देवादयो विशन्ति तदा विशन्तस्ते दृश्यन्ते कथं न ? इत्यत आह–અહીં શંકા થાય છે કે દેવ-આદિની જાતિઓ માણુસોના શરીરોમાં જો પ્રવેશે છે, તો જ્યારે તેઓ પ્રવેશે છે, ત્યારે દેખાતા કેમ નથી? આનું સમાધાન કહે છે:

### માણસના શરીરમાં પ્રવેશ કરતા દેવાદિ દેખાતા નથી તે વિષે દૃષ્ટાંતો

दर्पणादीन् यथा छाया शीतोष्णं प्राणिनो यथा ।
स्वमणिं भास्करार्चिश्च यथा देहं च देहधृक् ।
विशन्ति च न दृश्यन्ते ग्रहास्तद्वच्छरीरिणाम् ॥ ३२॥

अन्वयः–यथा छाया दर्पणादीन्, यथा शीतोष्णं प्राणिनः, यथा भास्करार्चिः स्वमणिं, यथा च देहधृक् । देहे विशन्ति, न च दृश्यन्ते, तद्वत् ग्रहाः शरीरिणाम् (देहेषु) विशन्ति, न च दृश्यन्ते ॥

જેમ છાયા એટલે પ્રતિબિંબ દર્પણમાં અથવા જળ કે તેલ આદિ પ્રવાહી પદાર્થોમાં પ્રવેશે છે; છતાં પ્રવેશ કરતાં દેખાતાં નથી; જેમ ટાઢ તથા ગરમી માણસોના શરીરમાં પેસે છે છતાં પ્રવેશ કરતી દેખાતી નથી; જેમ સૂર્યની કાંતિ તેના પોતાના મણિ સૂર્યકાંત કે આગિયા નામના કાચમાં પ્રવેશે છે છતાં પ્રવેશતી દેખાતી નથી; અને જેમ જીવ શરીરમાં પ્રવેશે છે છતાં પ્રવેશ કરતો દેખાતો નથી, તેમ દેવ આદિ વળગતી જાતિઓ, માણસોના શરીરમાં પ્રવેશ કરે છે, છતાં પ્રવેશ કરતી દેખાતી નથી. ૩૨

टीका–दर्पणादीनित्यादिशब्देनान्यदपि निर्मलद्रव्य जलतैलादिद्रव्यञ्च गृह्यते । छाया=प्रतिबिम्बं, स्वमणि =सूर्यमणिः, देहधृक्=जीवात्मा ॥

अथोन्मादस्य चिकित्सा–

### ઉન્માદની ચિકિત્સા

वातिके स्नेहपानं प्राग् विरेकः पित्तसम्भवे ।
कफजे वमनं कार्यं परो बस्त्यादिकः क्रमः ॥ ३३॥
यच्चोपदेक्ष्यते किञ्चिदपस्मारे चिकित्सितम् ।
उन्मादे तच्च कर्तव्यं सामान्यं दोषदूष्ययोः ॥ ३४॥
जलाग्निद्रुमशैलेभ्यो विषमेभ्यश्च तं सदा ।
रक्षेदुन्मादिनं यत्नात् सद्यः प्राणहरं हि तत् ॥३५॥

अन्वय.–वातिके (उन्मादे) प्राक् स्नेह-पानं, पित्त-सम्भवे (प्राक्) विरेकः, कफजे (प्राक्) वमनं कार्यं, परः बस्ति-आदिकः क्रमः, अपस्मारे च दोष-दूष्ययोः यत् किंचित् सामान्य चिकित्सितम् उपदेक्ष्यते तत् च उन्मादे कर्तव्यम् ॥ तम् उन्मादिनं जल-अग्नि-द्रुम-शैलेभ्यः च विषमेभ्यः सदा यत्नात् रक्षेत्, (यत.) तत् हि सद्यः प्राणहरम् ॥

વાયુએ કરેલા ઉન્માદમાં પ્રથમ સ્નેહન કરાવવું, પિત્તે કરેલા ઉન્માદમાં પ્રથમ વિરેચન આપવું અને કફે કરેલા ઉન્માદમાં પ્રથમ વમન કરાવવું; અને તે પછી પિચકારી મારવી વગેરે ચિકિત્સાઓ કરવી. વાઈના દરદમાં દોષોને માટે તથા દોષોથી દૂષિત થયેલા ધાતુઓને માટે જે કાંઈ સામાન્ય ચિકિત્સા કહેવાશે તે ઉન્માદમાં પણ કરવી. ઉન્માદવાળા તે માણસને જળ, અગ્નિ, વૃક્ષો, પર્વતો તથા બીજા વિષમ પ્રદેશ વગેરેથી હમેશાં કાળજી રાખીને બચાવવો જોઈએ; કારણ કે એ જળ અને અગ્નિ વગેરે તરત જ પ્રાણ લેનારાં છે. ૩૩–૩૫

टीका–तत्=जलादि ॥

### ઉન્માદના ચાર અનુભૂત ઉપાયો

ब्राह्मीकूष्माण्डीफल,+बीजरजःशङ्खपुष्पिकास्वरसाः। दृष्टा उन्मादहृतः, पृथगेते कुष्ठमधुमिश्राः ॥ ३६ ॥

अन्वयः-ब्राह्मी-कूष्माण्डीफलबीजरजः-शङ्खपुष्पिका-स्वरसाः-एते पृथक् कुष्ठ-मधु-मिश्राः उन्माद-हृतः दृष्टाः ॥

ચાર તોલા બ્રાહ્મીનો રસ, બાર ચણોઠી-ભાર કઠનું ચૂર્ણ અને અડતાલીશ ચણોઠી-ભાર મધને મિશ્ર કરી પીવાથી તે ઉન્માદનો નાશ કરનાર જોયેલ છે. અડતાલીશ ચણોઠી-ભાર કોળાનાં બિયાંનું ચૂર્ણ અને બાર ચણોઠીભાર કઠના ચૂર્ણને મધમાં મિશ્ર કરી ખાવાથી તે ઉન્માદનો નાશ કરનાર જોયેલ છે. (આઠ માસા વજનું ચૂર્ણ, બે માસા કઠનું ચૂર્ણ અને આઠ માસા મધ ચાટવાથી ઉન્માદ મટે છે.) ચાર તોલા શંખાવળીનો સ્વરસ, બાર ચણોઠીભાર કઠનું ચૂર્ણ અને અડતા-લીશ ચણોઠીભાર મધને મિશ્ર કરી પીવાથી તે ઉન્માદનો નાશ કરનાર જોયેલ છે. ૩૬

टीका-अयमर्थः-ब्राह्मीरसः (तोला) ४, कुष्ठचूर्णं मापौ २, मधु अष्टौ ८, मापाः पेयाः। इत्येको योगः॥ कूष्माण्डीबीजचूर्णमाषाः ८, कुष्ठचूर्णमाषौ २, मधुनोऽष्टौ मापाः अयं द्वितीयो योगः॥ वचस्य मासा अष्टौ ८, कुष्ठचूर्णस्य माषौ द्वौ २, मधुनोऽष्टौ मापाः ८, अयं तृतीयो योगः। शङ्खपुष्पीस्वरसः पलैकं १, कुष्ठचूर्णं मापद्वयं २, मधुनः अष्टौ मापाः पेयाः। अयं चतुर्थो योगः॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં લેવાયો છે.)

### સિદ્ધાર્થકાદિ એટલે સરસવ આદિ ઔષધપ્રયોગ

सिद्धार्थको हिङ्गु वचा करञ्जो देवदारु च।
मञ्जिष्ठा त्रिफलाश्वेता कटभी त्वक् कटुत्रयम् ॥३७
समांशानि प्रियङ्गुश्च शिरीषो रजनीद्वयम्।
बस्तमूत्रेण पिष्टोऽयमगदः पानमञ्जनम् ॥ ३८ ॥
नस्यमालेपनञ्चैव स्नानमुद्वर्त्तनं तथा।
अपस्मारविषोन्मादकृत्याऽलक्ष्मीज्वरापहम् ॥ ३९ ॥
भूतेभ्यश्च भयं हन्ति राजद्वारे च शस्यते।
सर्पिरेतेन संसिद्धं सगोमूत्रं तदर्थकृत् ॥ ४० ॥

अन्वयः-सिद्धार्थकः हिङ्गु वचा करञ्जः देवदारु च मञ्जिष्ठा त्रिफला श्वेता कटभी त्वक् कटुत्रयं प्रियङ्गुः च शिरीषः रजनी-द्वयम्-(एतानि) समांशानि (गृहीत्वा) बस्तमूत्रेण पिष्टः अयम् अगदः (कार्यः, ततः तस्य) पानम् अञ्जनं नस्यम् आलेपनं च स्नानं तथा उद्वर्त्तनम् एव अपस्मार-विष-उन्माद-कृत्या-अलक्ष्मी-ज्वर-अपहम्, च भूतेभ्यः भयं हन्ति, राजद्वारे च शस्यते, एतेन संसिद्धं सर्पिः सगोमूत्रं तदर्थकृत् (भवति)॥

સરસવ, હિંગ, વજ, કાકચિયા, દેવદાર, મજીઠ, હરડે, બહેડાં, આમળાં, ફટકડી, માલ-કાંકણી, તજ, સૂંઠ, મરી, પીપર, ઘઉંલાં, સરસડિયો, હળદર અને દારુહળદર સમભાગે લઈ બકરાના મૂત્રમાં વાટી ઔષધ કરવું. આ ઔષધ પીવાથી, આંજવાથી, નસ્ય લેવાથી, લેપનથી, નાહવાથી અને શરીર પર ચોળવાથી વાઈ, વિષ, ઉન્માદ, અભિચાર, અલક્ષ્મી, જ્વર અને ભૂતનો ભય મટાડે છે. આ ઔષધનો ઉપયોગ કરવાથી રાજદ્વારમાં પણ સારું થાય છે. આ ઔષધથી પકાવેલું ઘી ગોમૂત્ર સહિત ઉપયોગમાં લીધું હોય તો તે પણ ઉપર જણાવેલાં કામ કરે છે. ૩૭-૪૦

### ઉન્માદ મટાડનાર બીજા ઉપાયો

ब्रूयादिष्टविनाशञ्च दर्शयेदद्भुतानि च।
बद्धं सर्षपतैलाक्तं रक्षेदुत्तानमातपे ॥ ४१ ॥
कपिकच्छ्वाथवा तप्तैर्लोहतैलजलैः स्पृशेत्।
कशाभिस्ताडयेत्तं वा सुबद्धं विजने गृहे ॥ ४२ ॥
सर्पेणोद्धृतदन्तेन दंशेत् सिंहैर्गजैश्च तम्।
त्रासयेच्छस्त्रहस्तैश्च शत्रुभिस्तस्करैस्तथा ॥ ४३ ॥
अथवा राजपुरुषा बहिर्नीत्वा सुसंयतम्।
त्रासयेयुर्वधैरेनं तर्जयन्तो नृपाज्ञया ॥ ४४ ॥
देहदुःखभयेभ्यो हि यतः प्राणभयं भवेत्।
ततस्तस्य शमं याति सर्वतो विप्लुतं मनः ॥४५॥
इष्टद्रव्यविनाशेन मनो यस्याभिहन्यते।
तस्य तत्सदृशप्राप्त्या सान्त्वाऽऽश्वासैः शमं नयेत् ॥

अन्वयः-तम् इष्टविनाशं ब्रूयात्, अद्भुतानि च दर्शयेत्, बद्धं सर्षपतैल-अक्तम् आतपे उत्तानं रक्षेत्, कपिकच्छ्वा अथवा तप्तैः लोह-तैल-जलैः स्पृशेत्, विजने गृहे सुबद्धं वा तं ताडयेत्, उद्धृत-दन्तेन सर्पेण दंशेत्,-

+ અહીં કાશીના પુસ્તકમાં બીજું ચરણ આવું મળે છે-'पद्मन्थाशखपुष्पिकास्वरसाः' એ પ્રમાણે છે; એટલે કે 'बीजरजः'ના બદલે 'पद्मन्था' એ પદ છે.

सिंहैः च गजैः च शस्त्र-हस्तैः शत्रुभिः तथा तस्करैः त त्रासयेत्, अथवा राजपुरुषाः नृप-आज्ञया सुसयतं बहिर् नीत्वा वधैः एनं तर्जयन्तः त्रासयेयुः, यतः देह-दुःख-भयेभ्यः हि प्राणभय भवेत्, ततः तस्य विप्लुत मनः सर्वतः शम याति । यस्य मनः इष्ट-द्रव्य-विनाशेन अभिहन्यते, तस्य (तत्) ज्ञात्वा तत्सदृशप्राप्त्या आश्वासैः शम नयेत् ॥

જે માણુસને ઉન્માદ થયો હોય તેની પાસે તેનાં પ્રિય મનુષ્ય આદિનો વિનાશ થવાની ખોટી વાતો કરવી, એ માણુસને આશ્ચર્ય દેખાડવાં, તેને બાંધી સરસિયા તેલથી ખરડી તડકામાં ચત્તો સુવાડવો; શરીર પર કૌચાંનો સ્પર્શ કરવો અથવા તપાવેલા લોઢાથી, તેલથી કે જળથી સ્પર્શ કરવો; નિર્જન ઘરમાં સારી રીતે બાંધી ચાબખાથી મારવો, જેના દાત કાઢી લીધા હોય એવો સર્પ કરડાવવો; સિંહોથી, હાથીઓથી, શત્રુઓથી તથા ચોરોથી બિવડાવવો; અથવા રાજાના નોકરો રાજાની આજ્ઞા લઈ તે માણુસને ગામની બહાર લઈ જઈ ખૂબ બાંધી તિરસ્કાર કરે અને મારી નાખવાનો ભય બતાવે; કારણ કે શરીર ઉપર દુઃખો પડવાના ભયથી પ્રાણ જવાનો ભય તેને ઉત્પન્ન થાય છે, જેથી ચોપાસ ફૂદી રહેલું તેનું ગાંડું મન બધી રીતે શાંતિ પામે છે. જેનું મન કોઈ પ્રિય વસ્તુના વિનાશથી ગાંડું બન્યું હોય તે માણુસની તે વસ્તુ જાણી લઈ તેના જેવી બીજી વસ્તુ મેળવી આપીને આશ્વાસન-પૂર્વક તેના મનને શાંત કરવું. ૪૧-૪૬

### ત્ર્યૂષણાદ્યંજન×

त्र्यूषणं हिङ्गु लवणं वचा कटुकरोहिणी ।
शिरीषस्य करञ्जस्य बीजं गौराश्च सर्षपाः ॥ ४७ ॥
गोमूत्रपिष्टैरेभिस्तु वर्तिर्नेत्राञ्जने हिता ।
हन्त्युन्मादमपस्मारं तथा चातुर्थकं ज्वरम् ॥४८॥

× त्रयाणाम् ऊषणानां समाहारः-त्र्यूषणम्, तद् आदि येषां तानि-त्र्यूषणादीनि, तेषाम् अञ्जनम्-ત્રણ-સૂંઠ, મરી અને પીપર-એકઠાં જેઓમાં પહેલાં હોય છે, એવા ઓસડિયાંનું અંજન-ત્ર્યૂષણાદિ અંજન કહેવાય છે.

अन्वयः-त्र्यूषण हिङ्गु लवणं वचा कटुकरोहिणी शिरीषस्य (च) करञ्जस्य बीज च गौराः सर्षपाः-एभिः गोमूत्र-पिष्टैः वर्तिः नेत्राञ्जने हिता, तथा उन्मादम् अपस्मारम् चातुर्थकं ज्वर हन्ति ॥

સૂંઠ, મરી, પીપર, હિંગ, લૂણ, વજ, કડુ, સરસડિયાનાં બીજ, કાકચિયા અને ધોળા સરસવને ગોમૂત્રમાં વાટી તેની વાટ કરીને નેત્રમાં આંજવામાં આવે તો તે હિતકારી હોઈ ઉન્માદ, વાઈ અને ચોથિયા તાવનો નાશ કરે છે. ૪૭,૪૮

### સારસ્વત-ચૂર્ણ

कुष्ठाश्वगन्धे लवणाजमोदे, द्वे जीरके त्रीणि कटूनि पाठा । माङ्गल्यपुष्पी च समान्यमूनि, सर्वैः समानाञ्च वचां विचूर्ण्य ॥ ४९ ॥
ब्राह्मीरसेनाखिलमेव भाव्यं, वारत्रयं शुष्कमिदं हि चूर्णम् । अक्षप्रमाणं मधुना घृतेन, लिह्यान्नरः सप्त दिनानि चूर्णम् ॥ ५० ॥
सारस्वतमिदं चूर्णं ब्रह्मणा निर्मितं पुरा ।
हिताय सर्वलोकानां दुर्मेधानां विचेतसाम् ॥५१॥
एतस्याभ्यासतः पुंसां बुद्धिर्मेधा धृतिः स्मृतिः ।
सम्पत्तिः कविताशक्तिः प्रवर्धेतोत्तरोत्तरम् ॥५२

अन्वयः-कुष्ट-अश्वगन्धे, लवण-अजमोदे, द्वे जीरके, त्रीणि कटूनि, पाठा, च माङ्गल्यपुष्पी, अमूनि समानि, च सर्वैः समानां वचां विचूर्ण्य, अखिलम् एव चूर्णं ब्राह्मी-रसेन वारत्रय भाव्यम्, इद शुष्कं हि चूर्णम् अक्षप्रमाणम् नरः मधुना (च) घृतेन सप्त दिनानि लिह्यात् । पुरा ब्रह्मणा दुर्मेधानां विचेतसां सर्वलोकाना हिताय इदं सारस्वतं चूर्णं निर्मितम् । एतस्य अभ्यासतः पुंसां बुद्धिः मेधा धृतिः स्मृतिः संपत्तिः कविताशक्तिः उत्तरोत्तरं प्रवर्धेत ॥

કઠ, આસંધ, સિંધવ, બોડી અજમોદ, જીરું, શાહજીરું, સૂંઠ, મરી, પીપર, કાળીપાટ અને શંખાવળી સમભાગે લઈ એ સઘળાં ઓસડિયાં જેટલી વજ લઈ તે બધાંનું ચૂર્ણ કરી તે સઘળા ચૂર્ણને બ્રાહ્મીના રસની ત્રણ વાર ભાવનાઓ આપવી. એ ચૂર્ણ સુકાય ત્યારે માણુસે એક તોલો મધ તથા ઘી સાથે સાત દિવસ સુધી ચાટવું. પૂર્વે બ્રહ્માએ ખરાબ બુદ્ધિવાળા અને ગાંડા થઈ ગયેલા સર્વ લોકોના હિત માટે આ 'સારસ્વત-

ચૂર્ણ"* રચેલું છે. આ ચૂર્ણ ચાટવાનો અભ્યાસ રાખવાથી માણસોની બુદ્ધિ, ધારણાશક્તિ, ધીરજ, સ્મરણશક્તિ, સંપત્તિ અને કવિત્વશક્તિ ઉત્તરોત્તર વધ્યા કરે છે. ૪૯-૫૨

टीका-माङ्गल्यपुष्पी=शङ्खपुष्पी, 'शङ्खाहुली'ति लोके।

## વિશ્વાદ્ય-ચૂર્ણ×

विश्वाऽजमोदरजनीद्वयसैन्धवोग्रा,-यष्ट्याह्वकुष्ठमगधोद्भवजीरकाणाम्। चूर्णं प्रभातसमये लिहतः ससर्पि,-र्वाग्देवता निवसति स्वयमेव वक्त्रे ॥ ५३ ॥

अन्वयः-विश्वा-अजमोद-रजनीद्वय-सैन्धव-उग्रा-यष्टि-आह्व-कुष्ठ-मगध-उद्भव-जीरकाणां चूर्णं ससर्पिः प्रभातसमये लिहतः (जनस्य,) वक्त्रे वाग्देवता स्वयम् एव निवसति ॥

સૂંઠ, ખોડી અજમોદ, હળદર, દારુહળદર, સિંધવ, વજ, જેઠીમધ, કઠ, પીપર અને જીરું-એટલાં દ્રવ્યોનું ચૂર્ણ ઘી સાથે પ્રભાતના સમયે ચાટતા માણસના મુખમાં સરસ્વતી દેવી પોતે વાસ કરે છે. ૫૩

## મહાચૈતસ-ઘૃત

क्वाथे विचूर्णिते क्षिप्त्वा तत्षोडशगुणं जलम्।
पादशेषं प्रकर्त्तव्यमेष क्वाथविधिः स्मृतः ॥ ५४ ॥
दशमूली तथा रास्ना वातारिस्त्रिवृता बला।
मूर्वा शतावरी चेति क्वाथ्यैस्तु कुडवैः पृथक् ॥५५॥
कृतैः क्वाथैर्घृतप्रस्थद्वयं मृद्वग्निना पचेत्।
कल्कीकृतैर्वक्ष्यमाणद्रव्यैः सम्यक् पुनः पचेत् ॥
विशाला त्रिफला कौन्ती देवदार्वेलवालुकम्।
स्थिराऽनन्ता रजन्यौ द्वे प्रियङ्गुः सारिवाद्वयम् ॥
नीलोत्पलैला मञ्जिष्ठा दन्ती दाडिमकेसरम्।
विडङ्गं ह्यग्निपत्री च कुष्ठं चन्दनपद्मके ॥ ५८ ॥
तालीसपत्रं बृहती मालतीकुसुमं नवम्।
अष्टाविंशतिभिः कल्कैरेतैः कर्षमितैः पृथक् ॥५९॥
चतुर्गुणं जलं दत्त्वा विपैस्तद्विपचेद् घृतम्।
महाचैतसनामेदं सर्वचेतोविकारनुत् ॥ ६० ॥
अपस्मारे महोन्मादे मन्देऽग्नौ ज्वरकासयोः।
वातरक्ते प्रतिश्याये शोषे कार्श्ये तृतीयके ॥६१॥
मूत्रकृच्छ्रे कटीशूले विसर्पाभिहतेषु च।
पाण्ड्वामये तथा कण्ड्वां विषे मेहे गरेऽपि च॥
देवादिहतचित्तानां गद्गदानामचेतसाम्।
शस्तं स्त्रीणाञ्च वन्ध्यानां धन्यमायुर्बलप्रदम्॥
अलक्ष्मीपापरक्षोघ्नं सर्वग्रहनिवारणम्।
हन्ति भ्रमं मदं मूर्च्छां मेधास्मृतिमतिप्रदम् ॥६४॥

अन्वयः-क्वाथे (कर्तव्ये) विचूर्णिते तत्-षोडशगुणं जलं क्षिप्त्वा पादशेषं प्रकर्तव्यम्, एषः क्वाथविधिः स्मृतः। दशमूली तथा रास्ना वातारिः त्रिवृता बला मूर्वा च शतावरी इति क्वाथ्यैः तु पृथक् कुडवैः कृतैः क्वाथैः घृत-प्रस्थ-द्वयं मृदु-अग्निना पचेत्। (ततः) विशाला त्रिफला कौन्ती देवदारु एलवालुकं स्थिरा अनन्ता द्वे रजन्यौ प्रियङ्गु सारिवाद्वयं नील-उत्पल-एला, मञ्जिष्ठा, दन्ती दाडिम-केसरं विडङ्गं हि अग्निपत्री च कुष्ठं चन्दन-पद्मके तालीस-पत्रं बृहती नव मालती-कुसुमम्-एतैः अष्टाविंशतिभिः पृथक् कर्षमितैः चतुर्गुणं जलं दत्त्वा विप्रैः कल्कैः तद् घृतं विपचेत्, महाचैतसनाम इदं (घृतं) सर्व-चेतो-विकार-नुत् (तथा) अपस्मारे महा-उन्मादे मन्दे अग्नौ ज्वर-कासयोः वातरक्ते प्रतिश्याये शोषे कार्श्ये तृतीयके मूत्रकृच्छ्रे कटीशूले च पाण्डु-आमये तथा कण्ड्वां विषे मेहे गरे अपि च देव-आदि-हत-चित्तानां गद्गदानाम् अचेतसां शस्तं, वन्ध्यानां च स्त्रीणां शस्तं, धन्यम्, आयुर्-बल-प्रदम् अलक्ष्मी-पाप-रक्षो-घ्नं सर्व-ग्रह-निवारणम् (अस्ति, किंच) भ्रमं मदं मूर्च्छां हन्ति, (तथा) मेधा-स्मृति-मति-प्रदम् (अस्ति)॥

ખાંડેલાં ઓસડિયાંમાં તેથી સોળગણું પાણી નાખી ચૂલે ચડાવી ચોથા ભાગનું પાણી બાકી રાખવું, એ કવાથ કરવાની રીત સમજવી. દશમૂલ, રાસ્ના, એરંડો, નસોતર, બળદાણા, મોરવેલ અને શતાવરી એ દરેક દ્રવ્યને સોળ સોળ રૂપિયાભાર લઈ તેઓના જુદા જુદા કવાથ કરવા. પછી એ કવાથોમાં બસો અઠ્ઠાવીસ રૂપિયાભાર ઘીને ધીમા અગ્નિથી પકાવવું. પછી મુરામાંસી, હરડે, બહેડાં,

* सरति इति सरः-प्रसरणशीलं ज्ञानं, सृ गतौ-'सर्वधातुभ्योऽसुन्'-(उणा. ४-१८७), तद् अस्ति अस्या इति सरस्वती, तस्या इदं जनकं-सारस्वतम्, इदमर्थेऽण्, तच्च तच्चूर्णं सारस्वतचूर्णम्-વિશાળ જ્ઞાન ધરાવતી બુદ્ધિ, ધારણાશક્તિ, કવિત્વશક્તિ આદિને ઉત્તરોત્તર વધારે ઉત્પન્ન કરનારું ખુદ બ્રહ્મદેવે નિર્માણ કરેલું ચૂર્ણ-સારસ્વતચૂર્ણ કહેવાય છે.

× विश्वा आद्या येषां तानि विश्वाद्यानि, तेषां चूर्णम्-સૂંઠ જેઓમાં પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-વિશ્વાદ્ય-ચૂર્ણ કહેવાય છે.

આમળાં, નગોડનાં બીજ, દેવદાર, ચણકબાબ, સમેરવો, રાતો ધમાસો, હળદર, દારુહળદર, ધઉંલા, બે જાતની ઉપલસરી, નીલકમળ, એલચી, મજીઠ, નેપાળો, દાડિમના કેસરા, વાવડિંગ, ખાજવણી, કઠ, રતાંજલી, પદ્મકાષ્ઠ, તાલીસપત્ર, ભોરીંગણી અને માલતીનાં નવાં ફૂલ, એ અઠ્ઠાવીસ ઓસડિયાં દરેક એક એક તોલો લઈ દરેકને તેનાથી ચાર ચાર ગણા પાણીમાં વાટી જુદા જુદા કલ્કો કરી તે કલ્કોથી તે ઘીને સારી રીતે પકાવવું. એટલે તે **મહાચૈતસ**+ નામનું ઘી તૈયાર થાય છે. આ ઘી ચિત્તના સઘળા વિકારોને મટાડે છે અને વાઈ, મોટો ઉન્માદ, અગ્નિનું મંદપણું, તાવ, ઉધરસ, વાતરક્ત, સળેખમ, શોષ, કૃશપણું, એકાંતરો તાવ, મૂત્રકૃચ્છ્ર, કેડનું શૂળ તથા રતવાના રોગીઓ માટે અને પાંડુરોગ, ચળ, વિષ, પ્રમેહ તથા સ્થાવર વિષ માટે વખણાય છે; તેમ જ દેવ વગેરેના આવેશથી ઉન્માદ પામેલા ચિત્તવાળા, ગળગળું બોલતા, બેભાનચિત્તવાળા અને વાંઝણી સ્ત્રીઓ માટે પણ સારું છે; વળી તે ઘી ધનઆપનાર, આયુષ વધારનાર, બળ આપનાર તથા અલક્ષ્મી, પાપ અને રાક્ષસોને હણનાર હોઈ સર્વ પ્રકારના વળગાડોને મટાડે છે; તેમ જ ભ્રમ, મદ તથા મૂર્છાનો નાશ કરે છે અને ધારણાશક્તિ, સ્મરણશક્તિ તથા જ્ઞાનશક્તિને આપનાર છે. ૫૪-૬૪

अग्निपत्री='अग्निनौती' इति लोके; 'अगिया' इति च ॥

+ चेतति-सम्यग् जानाति इन्द्रियार्थान् इति चेतः, चिती सञ्ज्ञाने-'सर्वधातुभ्योऽसुन्' (उणा-४-१८७) चेतस इदं स्थितिस्थापकं-चैतसम्-इदमर्थेऽण्, चैतसं च तद् घृत-चैतस-घृतम्, महच्च तच्चैतस-घृतं-महा-चैतस-घृतम्-ઇંદ્રિયોના વિષયોને જે બરાબર જાણે છે, તે ચેતસ્ કહેવાય છે; એ ચેતસ કે ચિત્તને બરાબર જે ઠેકાણે લાવે છે-અવ્યવસ્થિત કે ગાંડું થયું હોય તો જે વ્યવસ્થિત કરે છે, એવું એક ઘી મહાચૈતસઘૃત કહેવાય છે.



अथ देवाद्याविष्टानां चिकित्सा-

દેવ વગેરેના આવેશની ચિકિત્સા

पूजावल्युपहारेष्टिहोममन्त्राञ्जनादिभिः ।
जयेदागन्तुमुन्मादं यथाविधि शुचिर्भिषक् ॥६५॥

अन्वयः-भिषक् शुचिः (सन्) यथाविधि पूजा-वलि-उपहार-इष्टि-होम-मन्त्र-अञ्जन-आदिभिः आगन्तुम् उन्मादं जयेत् ॥

વૈદ્યે પવિત્ર થઈ વિધિપૂર્વકનાં પૂજનોથી, બલિદાનો, નૈવેદ્યોથી, ઇષ્ટિઓથી, હોમોથી, મંત્રોથી અને અંજન આદિથી (દેવો આદિના વળગાડરૂપ) આગંતુ ઉન્માદને જીતવો-મટાડવો. ૬૫

કૃષ્ણાદ્યંજનઃ

कृष्णामरिचसिन्धूत्थमधुगोरोचनाकृतम् ।
अञ्जनं सर्वदेवादिकृतोन्मादहरं परम् ॥ ६६ ॥

अन्वयः-कृष्णा-मरिच-सिन्धु-उत्थ-मधु-गोरोचना-कृत परम् अञ्जन सर्व-देव-आदि-कृत-उन्मादहर (कथ्यते) ॥

પીપર, મરી, સૈંધવ, મધ અને ગોરોચનાથી બનાવેલું શ્રેષ્ઠ અંજન (આંજવાથી) દેવ આદિ સઘળાંઓએ કરેલા ઉન્માદને મટાડનાર કહેવાય છે. ૬૬

ઋક્ષલોમક-ધૂપ÷

ऋक्षजम्बूकलोमानि शल्की लशुनं तथा ।
हिङ्गु मूत्रञ्च वस्तस्य धूममस्य प्रयोजयेत् ।
एतेन शाम्यति क्षिप्रं बलवानपि यो ग्रहः ॥६७॥

अन्वयः-ऋक्ष-जम्बूक-लोमानि शल्की तथा लशुनं हिङ्गु च वस्तस्य मूत्रम्-अस्य धूमं प्रयोजयेत्, एतेन बलवान् अपि यः ग्रहः (सः) क्षिप्रं शाम्यति ॥

રીંછનાં રુવાંટાં, શિયાળનાં રુવાંટાં, શાહુડીની સળી, લસણ, હિંગ અને બકરાનું મૂત્ર એટલાંનો ધુમાડો વળગાડવાળા માણસને આપવો, તેથી જે પ્રબળ વળગાડ હોય

* कृष्णा आदिर्येषां तानि-कृष्णादीनि, तैः कृतम् अञ्जनम्-પીપર જેમાં પહેલી હોય છે, એવાં ઓસડિયાંથી બનાવેલું અંજન-કૃષ્ણાદ્યંજન કહેવાય છે.

÷ ऋक्षति-हिनस्ति स्वाहार्यप्राणिन इति ऋक्षः, ऋक्षस्य लोमानि (मुख्यत्वेन) यस्मिन्, च चासौ धूप-પોતાના ખોરાકરૂપ પ્રાણીઓનો જે નાશ કરે છે, એવા હિંસકપશુ રીંછનાં રુવાંટાં જેમાં ખાસ કરી મુખ્ય હોય છે, એવો ધૂપ-ઋક્ષ-લોમક-ધૂપ કહેવાય છે.

તે પણ તરત શાંત થાય છે. ૬૭

કલ્યાણકઘૃત આદિ

**कल्याणकञ्च युञ्जीत महद्वा चैतसं घृतम्।**
**तैलं नारायणं वाऽथ महानारायणं तथा ॥ ६८ ॥**

अन्वयः-( देवाद्यावेशशमनार्थं ) कल्याणकं च घृतं, वा महत् चैतसं घृतम्, अथवा नारायणं तैलं तथा महा-नारायणं तैलं युञ्जीत ॥

(દેવાદિકનો વળગાડ મટાડવા) કલ્યાણક-ઘૃતનો,× કે મહાચૈતસ-ઘૃતનો, અથવા નારાયણ તેલનો કે મહાનારાયણ તેલ+નો ઉપયોગ કરવો. ૬૮

પિશાચ વગર બીજાઓના આવેશમાં પ્રતિકૂળ ન કરાય

**ऋते पिशाचादन्येषु प्रतिकूलं न चाचरेत्।**
**रोगिणां भिषजं यत्ते क्रुद्धा हन्युर्महौजसः ॥ ६९॥**

अन्वयः-पिशाचात् ऋते अन्येषु प्रतिकूलं च न आचरेत्, यत् महा-ओजसः ते क्रुद्धाः ( सन्तः ) रोगिणां भिषजं हन्युः ॥

પિશાચ વગર- બીજાઓના આવેશમાં વૈદ્યે (પ્રહાર તથા ખરાબ ધૂપ કરવા આદિ) પ્રતિકૂળ ક્રિયા ન કરવી; કારણ કે મોટા સામર્થ્ય-વાળા તે દેવ આદિ પ્રતિકૂળ ક્રિયાથી ક્રોધ પામી રોગીઓના વૈદ્યને જ મારી નાખે છે. ૬૯

ઉન્માદનો અધિકાર સમાપ્ત

## अथापस्माराधिकारः।

## ૨૩ : અપસ્માર એટલે વાઈનો અધિકાર÷

तत्रापस्मारस्य निदानपूर्विका सम्प्राप्तिमाह-

અપસ્મારની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**चिन्ताशोकादिभिर्दोषाः क्रुद्धा हृत्स्रोतसि स्थिताः।**
**कृत्वा स्मृतेरपध्वंसमपस्मारं प्रकुर्वते ॥ १ ॥**

अन्वयः-चिन्ता-शोक-आदिभिः क्रुद्धाः दोषाः हृत्स्रोतसि स्थिताः ( सन्तः ) स्मृतेः अपध्वंसं कृत्वा अपस्मारं प्रकुर्वते ॥

ચિંતા તથા શોક આદિથી કોપેલા દોષો, હૃદયના સ્રોતમાં રહી સ્મૃતિનો નાશ કરીને 'અપસ્માર' નામનો રોગ ઉત્પન્ન કરે છે. ૧

तस्य संख्यामाह-

અપસ્મારની સંખ્યા-ચાર

**वातात्पित्तात्कफात्सर्वैर्दोषैः स स्याच्चतुर्विधः ॥२॥**

अन्वयः-सः वातात् पित्तात् कफात् सर्वैः दोषैः ( इत्येवं ) चतुर्विधः स्यात् ॥

એ અપસ્માર વાયુથી, પિત્તથી, કફથી તથા સર્વ દોષરૂપ ત્રિદોષ કે સંનિપાતથી-એમ ચાર પ્રકારનો થાય છે. ૨

अथापस्मारस्य सामान्य लक्षणमाह-

અપસ્મારનું સામાન્ય લક્ષણ

**तमःप्रवेशः संरम्भो दोषोद्रेकहतस्मृतिः।**
**अपस्मार इति ज्ञेयो गदो घोरतरो हि सः ॥ ३॥**

अन्वयः-तमःप्रवेशः संरम्भः दोष-उद्रेक-हत-स्मृति-इति अपस्मारः गदः ज्ञेयः, सः घोरतरः हि ( अस्ति )॥

અંધકારમાં પ્રવેશ, નેત્રોમાં વિકાર અને હાથ-પગ પછાડવા વગેરે રૂપ સંરંભ તથા દોષના પ્રકોપથી સ્મરણશક્તિનો નાશ-એટલાં લક્ષણોવાળો અપસ્માર રોગ જાણવો; એ રોગ

---

× આ કલ્યાણ-ઘૃત વાત-વ્યાધિઓના અધિકારમાં બાહુશોષ પર જોવું.

+ આ નારાયણ તૈલ તથા મહાનારાયણ તૈલ પણ વાત-વ્યાધિઓનાં ઔષધોમા કહેવાશે.

÷ આ અપસ્મારની નિરુક્તિ ચરક, સુશ્રુત અને વાગ્ભટ આમ લખે છે-'स्मृतेरपगमं प्राहुरपस्मारं' (-चरक) 'स्मृतिर्भूतार्थविज्ञानम् अपस्य परिवर्जने, अपस्मार इति प्रोक्तः' (-सुश्रुत.), 'स्मृत्यपायो ह्यपस्मारः (वाग्भट )' 'સ્મરણ જતુ રહે તે અપસ્માર'(ચરક) 'બનેલી બાબતોના જ્ઞાનરૂપ સ્મરણ ન રહે તે અપસ્માર' (-સુશ્રુત), 'સ્મરણજ્ઞાનનો નાશ તે અપસ્માર' (વાગ્ભટ), અથવા स्मरण-स्मारः-स्मृ-घञ्, अपगतः स्मारः-भूतार्थविज्ञानं यस्मात् स -अपस्मारः, यद्वा अपस्मारयति-अनुभूतार्थविज्ञानरूपां स्मृतिं-स्मरणशक्तिं विलापयति-इति-अपस्मार -स्मरतेर्ण्यन्ताद् अच्-જે રોગને લીધે બની ગયેલી કે અનુભવેલી વસ્તુ કે વાર્તનું જ્ઞાન કે સ્મરણ જતુ રહે છે, અથવા જે રોગ, અનુભવેલા વિષયના જ્ઞાનરૂપ સ્મરણશક્તિનો નાશ કરે છે, તે રોગ અપસ્માર કહેવાય છે. આ અપસ્મારમાં પણ ઉન્માદની પેઠે જ મન ખરાબ થાય છે; તેમ જ ઉન્માદની તથા અપસ્મારની બેયની ચિકિત્સા લગભગ સરખી હોય છે, તેથી એ ઉન્માદના અધિકાર સાથે સંકળાયેલ આ અપસ્મારનો અધિકાર શરૂ કરાય છે

અત્યંત ભયંકર છે. ૩

टीका-संरम्भः=नेत्रविकृतिहस्तपादादिविक्षेपणादिकम् ॥

अथ तस्य पूर्वरूपमाह–

અપસ્મારનું પૂર્વરૂપ

**हृत्कम्पः शून्यता स्वेदो ध्यानं मूर्च्छा प्रमूढता।**
**निद्रानाशश्च तस्मिंश्च भविष्यति भवत्यथ ॥ ४॥**

अन्वयः–तस्मिन् च भविष्यति (सति) हृत्–कम्पः शून्यता स्वेदः ध्यानं मूर्च्छा च प्रमूढता अथ निद्रानाशः भवति ॥

અપસ્માર થવાનો હોય ત્યારે હૃદયમાં કંપ, હૃદયનું જડપણું, પરસેવો, વિસ્મય, મનનો મોહ, ઇંદ્રિયોનું મૂઢપણું અને નિદ્રાનો નાશ થાય છે. ૪

टीका–शून्यता=हृदयस्यैव । ध्यानं=विस्मापन, मूर्च्छा=मनोमोहः, प्रमूढता=इन्द्रियमोहः, भविष्यति= भाविनि, तस्मिन्–अपस्मारे॥ (આનો અર્થ ઉપર છે.)

तत्र वातिकस्य लक्षणमाह–

વાયુથી થતા અપસ્મારનું લક્ષણ

**कम्पते प्रदशेद्दन्तान् फेनोद्वामी श्वसित्यपि ।**
**अभितोऽरुणवर्णानि पश्येद्रूपाणि चानिलात् ॥५॥**

अन्वयः–अनिलात् (अपस्मारवान्) कम्पते, दन्तात् प्रदशेत्, फेन–उद्वामी, श्वसिति अपि, अभितः अरुण-वर्णानि च रूपाणि पश्येत् ॥

વાયુથી થયેલ અપસ્મારવાળો માણસ કંપે છે, દાંત ડસે છે, મોઢામાંથી ફીણ કાઢે છે, હાંફે છે અને ચારે બાજુ રાતાં રૂપો દેખે છે. ૫

पैत्तिकस्य लक्षणमाह–

પિત્તથી થતા અપસ્મારનું લક્ષણ

**पीतफेनाङ्गवक्त्राक्षः पीतासृग्रूपदर्शनः ।**
**सतृष्णोष्णानलव्याप्तलोकदर्शी च पैत्तिके ॥ ६॥**

अन्वयः–पैत्तिके पीत–फेन–अङ्ग–वक्त्र–अक्षः, पीत-असृग्–रूप–दर्शनः च सतृष्णा–उष्ण–अनल–व्याप्त–लोक–दर्शी (भवति)॥

પિત્તથી થયેલ અપસ્મારમાં માણસ મોઢામાંથી પીળાં ફીણ કાઢે છે, તેનું શરીર, મોઢું તથા આંખો પીળાં થઈ જાય છે, પીળાં અથવા લોહી જેવાં રૂપો દેખે છે અને પોતે તરશ તથા ગરમીથી યુક્ત થઈ બધા લોકને અગ્નિથી વ્યાપ્ત જુએ છે. ૬

टीका–पीतस्यासृग्रूपस्य वा वस्तुनो दर्शनं यस्य स पीतासृग्रूपदर्शनः ॥ (આનો અર્થ ઉપર છે.)

श्लैष्मिकस्य लक्षणमाह–

કફથી થતા અપસ્મારનું લક્ષણ

**शुक्लफेनाङ्गवक्त्राक्षः शीतो हृष्टाङ्गजो गुरुः ।**
**पश्येच्छुक्लानि रूपाणि श्लैष्मिके मुच्यते चिरात् ॥७**

अन्वयः–श्लैष्मिके शुक्ल–फेन–अङ्ग–वक्त्र–अक्षः, शीतः, हृष्ट–अङ्गजः गुरुः (सन्) शुक्लानि रूपाणि पश्येत्, चिरात् मुच्यते ॥

કફથી થયેલ અપસ્મારમાં માણસને ધોળાં ફીણ આવે છે; તેનું શરીર, મોઢું તથા આંખો ધોળાં થઈ જાય છે, અંગો શીતળ થાય છે, રૂંવાડાં ઊભાં થઈ જાય છે, શરીર ભારે થઈ જાય છે અને તે ધોળાં રૂપો દેખે છે; તેમ જ એ માણસ કફે કરેલા અપસ્મારના વેગથી ઘણીવારે છૂટે છે. ૭

टीका–शीतः=शीताङ्गः, हृष्टाङ्गजः=हृष्टरोमा, गुरुः= गुरुगात्रः ॥ (આનો અર્થ ઉપર છે.)

सान्निपातिकस्य लक्षणमाह–

ત્રણે દોષોથી થતા અપસ્મારનું લક્ષણ તથા અસાધ્ય અપસ્માર

**समस्तैर्लक्षणैरेतैर्विज्ञातव्यस्त्रिदोषजः ।**
**अपस्मारः स चासाध्यो यः क्षीणस्यानवश्च यः ॥८**

अन्वयः–एतैः समस्तैः लक्षणैः त्रिदोषजः अपस्मारः विज्ञातव्यः, सः च असाध्यः, यः क्षीणस्य (अपस्मारः), यः च अनवः (अपस्मारः), सः (अपि) असाध्यः (ज्ञेयः)॥

એ ઉપર કહેલાં ત્રણે દોષોનાં બધાં લક્ષણોથી યુક્ત જે અપસ્માર હોય, તે ત્રિદોષથી થયેલો સાંનિપાતિક જાણવો અને તે અસાધ્ય છે; તેમ જ દૂબળા થયેલા માણસ-ને થયેલો અને ઘણા દિવસથી થયેલો એક દોષનો પણ અપસ્માર અસાધ્ય જાણવો. ૮

टीका–स च त्रिदोषजः असाध्यः, तथा क्षीणस्य अनवश्च एकदोषजोऽप्यसाध्य इत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

अथापस्मारस्यारिष्टलक्षणमाह–

અપસ્મારનું અરિષ્ટ

**प्रस्फुरन्तञ्च बहुशः क्षीणं प्रचलितभ्रुवम् ।**
**नेत्राभ्याञ्च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥ ९ ॥**

अन्वयः-प्रस्फुरन्तं, च बहुशः क्षीणं, प्रचलितभ्रुवं, नेत्राभ्यां च विकुर्वाणम् अपस्मारः विनाशयेत् ॥

જે માણસનું શરીર ખૂબ તડફડતું હોય, જે શરીરે ઘણો જ ક્ષીણ થયો હોય, જેની ભમરો ચાલી રહી હોય અને જે નેત્રોને વિકૃત-બેડોળ કરી રહ્યો હોય, તેને અપસ્માર મારી નાખે છે. ૯

टीका-प्रस्फुरन्तं=गात्रस्फुरणयुक्तं, नेत्राभ्याञ्च विकुर्वाणं=नेत्रे विकृते कुर्वन्तम् ॥ (આનો અર્થ ઉપર છે.)

अथापस्मारस्य प्रकोपकालमाह-

### અપસ્મારના પ્રકોપનો સમય

**पक्षाद्वा द्वादशाहाद्वा मासाद्वा कुपिता मलाः।**
**अपस्मारं प्रकुर्वन्ति वेगं किञ्चिदथान्तरम् ॥१०॥**

अन्वयः-कुपिताः मलाः पक्षात् वा, द्वादशाहात् वा, मासात् वा अपस्मारं प्रकुर्वन्ति, अथ किंचित् वेगं आन्तरम् (अपि कुर्वन्ति) ॥

કોપેલા મળો પખવાડિયે, બાર દિવસે કે મહિને અપસ્મારને કરે છે; અને કંઈક થોડોક વેગ વચ્ચેના કાળમાં પણ કરે છે. ૧૦

टीका-पक्षात् पित्तं, द्वादशाहाद्वायुः, मासात् कफः, अपस्मारं करोतीत्यर्थः। वेगं किञ्चिदथान्तरं=किञ्चित् स्वल्पवेगम्, आन्तरम्। उक्तकालानामन्तरालेऽपि कुर्वन्ति ॥ પ્રકોપ પામેલું પિત્ત એક પખવાડિયે અપસ્મારને ઉત્પન્ન કરે છે અને પખવાડિયાની અંદર પણ થોડોક વેગ કરે છે; પ્રકોપ પામેલો વાયુ બાર દિવસે અપસ્મારને ઉત્પન્ન કરે છે અને બાર દિવસની અંદર પણ થોડોક વેગ દેખાડે છે; પ્રકોપ પામેલો કફ એક મહિને અપસ્મારને ઉત્પન્ન કરે છે અને એક મહિનાની અંદર પણ થોડોક વેગ દેખાડે છે.

ननु हेतुभूतेषु दोषेषु विद्यमानेषु सदैव तद्व्याधिप्रकोपः कथं न स्यात्? अत आह-અહીં શંકા થાય છે કે કારણરૂપ દોષો હયાત હોવા છતાં અપસ્માર રોગનો પ્રકોપ સર્વકાળ કેમ થતો નથી? આનું સમાધાન કહે છે:

### અપસ્માર હમેશનો કેમ નહિ?

**देवे वर्षत्यपि यथा भूमौ बीजानि कानिचित्।**
**शरदि प्रतिरोहन्ति तथा व्याधिसमुच्छ्रयः ॥११॥**

अन्वयः-यथा देवे वर्षति अपि कानिचित् बीजानि शरदि भूमौ प्रतिरोहन्ति, तथा व्याधि-समुच्छ्रयः (स्यात्) ॥

જેમ વરસાદ વરસતાં છતાં કેટલાંક બીજો શરદઋતુમાં જ જમીન પર ઊગે છે, તેમ દોષો હયાત હોવા છતાં અપસ્માર વ્યાધિનો પ્રકોપ અમુક કાળે જ થાય છે. ૧૧

टीका-अयमर्थः-यथोत्पत्तिकारणसामग्र्यां सत्यामपि वास्तुकादिबीजानि स्वभावात् शरद्येव प्ररोहन्ति, तथा हेतुभूतेषु दोषेषु विद्यमानेष्वपि स्वभावादपस्मारो द्वादशाहादिष्वेव वेगं करोतीत्यर्थः॥ આનો અભિપ્રાય આ છે કે જેમ ઉત્પત્તિના કારણોની સામગ્રી હોવા છતા બથવા આદિનાં બીજો સ્વભાવને લીધે શરદઋતુમાં જ ઊગે છે, તેમ અપસ્મારના કારણરૂપ દોષો હયાત હોવા છતાં અપસ્માર રોગ પોતાના સ્વભાવને લીધે બાર દિવસે, પખવાડિયે અને મહિને જ વેગ કરે છે.

अथापस्मारस्य चिकित्सा-

### અપસ્મારની ચિકિત્સા

**तैलेन लशुनः सेव्यः पयसा च शतावरी।**
**ब्राह्मीरसश्च मधुना सर्वापस्मारभेषजम् ॥१२॥**
**चूर्णैः सिद्धार्थकादीनां भक्षितैरथवापि तैः।**
**गोमूत्रपिष्टैः सर्वाङ्गलिप्तैः शाम्यत्यपस्मृतिः ॥१३॥**
**सिद्धार्थशिग्रुकट्वङ्गकिणिहीभिः प्रलेपनम्।**
**चतुर्गुणे गवां मूत्रे तैलमभ्यञ्जने हितम् ॥१४॥**

अन्वयः-तैलेन लशुनः सेव्यः, पयसा च शतावरी (सेव्या), मधुना च ब्राह्मी-रसः (सेव्यः) (इदं) सर्व-अपस्मार-भेषजं (भवति) ॥ सिद्धार्थक-आदीनां चूर्णैः भक्षितैः, अथवा गोमूत्र-पिष्टैः तैः सर्व-अङ्ग-लिप्तैः अपि अपस्मृतिः शाम्यति ॥ सिद्धार्थ-शिग्रु-कट्वङ्ग-किणिहीभिः प्रलेपनं, चतुर्गुणे गवां मूत्रे (पक्वं) तैलम् अभ्यञ्जने हितम् ॥

તેલની સાથે લસણ સેવવું, દૂધની સાથે શતાવરી સેવવી અને મધની સાથે બ્રાહ્મીના રસનું સેવન કરવું, તે સઘળા અપસ્મારનું ઔષધ છે. સરસવ, સરગવો, અરલુ અને અઘેડાનું ચૂર્ણ ખાવાથી અથવા તેઓને ગોમૂત્રમાં વાટી સઘળાં અંગોમાં તેનું લેપન કરવાથી પણ અપસ્માર શાંત થાય છે. સરસવ, સરગવો, અરલુ અને અઘેડાનો કલ્ક કરી તેનું શરીર પર લેપન કરવું અથવા ચારગણા ગાયના મૂત્રમાં તે કલ્કથી પકાવેલું તેલ શરીરે માલિશ કરવું, તે અપસ્મારમાં હિતકારી થાય છે. ૧૨-૧૪

टीका-कट्वङ्गः=सोनापाठः, किणिही=चिरचिरी ॥

### નસ્યપ્રયોગ તથા અંજન

*निर्गुण्डीभवबन्दाकनावनस्य प्रयोगतः ।*
**उपैति सहसा नाशमपस्मारो महागदः ॥ १५ ॥**
**मनोह्वा तार्क्ष्यविष्ठा च शकृत्पारावतस्य च ।**
**अञ्जनाद्धन्त्यपस्मारमुन्मादञ्च विशेषतः ॥ १६ ॥**

अन्वयः-निर्गुण्डी-भव-बन्दाक-नावनस्य प्रयोगतः अपस्मारः महागदः सहसा नाशम् उपैति ॥ मनोह्वा च तार्क्ष्य-विष्ठा च पारावतस्य शकृत् अञ्जनात् अपस्मार च उन्मादं विशेषतः हन्ति ॥

નગોડના ઝાડ ઉપર જે બીજું વૃક્ષ થયું હોય તેના રસનો નસ્યપ્રયોગ કરવાથી અપસ્માર નામનો મોટો રોગ તરત નાશ પામે છે. મનશીલ, ગરુડની ચરક અને પારેવાંની ચરકનું અંજન આંજવાથી અપસ્માર અને ઉન્માદનો અવશ્ય તે નાશ કરે છે. ૧૫,૧૬

टीका-मनोह्वा=मन.शिला, शकृत्=विष्ठा ॥

### ઘોડાવજનું ચૂર્ણ

**यः खादेत् क्षीरभक्ताशी माक्षिकेण वचारजः ।**
**अपस्मारं महाघोरं चिरोत्थं स जयेद् ध्रुवम् ॥१७॥**

अन्वयः-यः माक्षिकेण वचारजः खादेत्, क्षीर-भक्त-आशी (च भवेत्), स. चिरोत्थं महाघोरम् अपस्मारं ध्रुवं जयेत्॥

જે માણસ મધની સાથે ઘોડાવજનું ચૂર્ણ ખાય અને દૂધ-ભાત જમે, તે મહાઘોર અને લાંબા કાળથી થયેલ અપસ્મારને પણ અવશ્ય મટાડી શકે છે. ૧૭

टीका-वचा='घोडवच' इति लोके ॥

### કોળાના રસથી વાટેલું જેઠીમધ

**कूष्माण्डकफलोत्थेन रसेन परिपेषितम् ।**
**अपस्मारविनाशाय यष्ट्याह्वं स पिबेत्त्र्यहम् ॥ १८**

अन्वयः-अपस्मार-विनाशाय सः कूष्माण्ड-फल-उत्थेन रसेन परिपेषितं यष्ट्याह्व त्र्यह पिबेत् ॥

અપસ્મારનો નાશ કરવા માટે માણસે કોળાના રસથી વાટેલું જેઠીમધ ત્રણ દિવસ પીવું. ૧૮

टीका-त्र्यहमिति-एतस्य पानाद्दिवसत्रयेणैवापस्मारोपशमो भवतीत्यभिप्रायः ॥ 'ત્રણ દિવસ પીવું' એમ કહેવામાં આ અભિપ્રાય છે કે, માત્ર ત્રણ જ દિવસ પીવાથી અપસ્માર મટે છે.

### બ્રાહ્મીનું ઘી

*ब्राह्मीरसवचाकुष्ठशङ्खपुष्पीशृतं घृतम् ।*
**पुराणं स्यादपस्मारोन्मादग्रहहरं परम् ॥ १९ ॥**

अन्वयः-ब्राह्मी-रस-वचा-कुष्ठ-शङ्ख-पुष्पी-शृतं पुराण घृतं परम् अपस्मार-उन्माद-ग्रह-हर स्यात् ॥

બ્રાહ્મીનો રસ, વજ, કઠ અને શંખાવળીથી પકાવેલું જૂનું ગાયનું ઘી શ્રેષ્ઠ હોઈ અપસ્માર, ઉન્માદ તથા વળગાડને મટાડે છે. ૧૯

टीका-एतस्य प्रक्रिया-पुराण गोघृत प्रस्थमितम् । वचाकुष्ठशङ्खपुष्पीनां समुदितानां कुडवमितानां कल्केन प्रस्थमितब्राह्मीरसविशेन पचेत् । આ ઘી બનાવવાની રીત આ છે-જૂનુ ગાયનું ઘી ચોસઠ રૂપિયાભાર લેવું; વજ, કઠ અને શંખાવળી-બધાં મળી સોળ રૂપિયાભાર લઈ ચોસઠ રૂપિયાભાર બ્રાહ્મીના રસમાં તેઓને વાટી કલ્ક કરી, તે કલ્ક નાખીને પેલું ઘી પકાવવું, એટલે તે 'બ્રાહ્મીઘૃત' તૈયાર થાય છે.

### કોળાનું ઘી

**कूष्माण्डकरसे सर्पिरष्टादशगुणे पचेत् ।**
**यष्टयाह्वकल्कं तत्पानमपस्मारविनाशनम् ॥ २० ॥**

अन्वयः-अष्टादशगुणे कूष्माण्डरसे यष्टयाह्व-कल्कं (कृत्वा, तत्र) सर्पिः पचेत् । तत्-पानम्-अपस्मार-विनाशनं (स्यात्) ॥

કોળાના અઢારગણા રસમાં જેઠીમધના કલ્કથી ગાયનું જૂનું ઘી પકાવવું. તે પીવાથી અપસ્મારનો નાશ કરે છે. ૨૦

### કલ્યાણક ચૂર્ણ

**हृत्कम्पोऽक्षिरुजा यस्य स्वेदो हस्तादिशीतता ।**
**दशमूलीजले तस्य कल्याणाख्यं प्रयोजयेत् ॥२१॥**
**पञ्चकोलं समरिचं त्रिफला विडसैन्धवम् ।**
**कृष्णाविडङ्गपूतीकयवानी धान्यजीरकम् ॥ २२ ॥**
**पीतमुष्णाम्बुना चूर्णं वातश्लेष्मामयापहम् ।**
**अपस्मारे तथोन्मादेऽप्यर्शसां ग्रहणीगदे ॥**
**एतत् कल्याणकं चूर्णं नष्टस्याग्नेश्च दीपनम् ॥२३॥**

अन्वयः-यस्य हृत्-कम्पः अक्षि-रुजा स्वेदः हस्त-आदि-शीतता (भवेत्), तस्य दशमूली-जले कल्याण-आख्य प्रयोजयेत् ॥ पञ्चकोलं समरिच त्रिफला विड-सैन्धव कृष्णा-विडङ्ग-पूतीक-यवानी धान्य-जीरक-चूर्णम् उष्ण-अम्बुना पीतं-वात-श्लेष्म-आमय-अपहम् (भवति) ॥ एतत् कल्याणकं चूर्णम् अपस्मारे तथा उन्मादे अपि अर्शसां(अर्शःसु) ग्रहणीगदे (हितम्), च नष्टस्य अग्नेः दीपनम् (अस्ति) ॥

अन्वयः–प्रस्फुरन्तं, च बहुशः क्षीण, प्रचलितभ्रुवं, नेत्राभ्यां च विकुर्वाणम् अपस्मारः विनाशयेत् ॥

જે માણસનું શરીર ખૂબ તડફડતું હોય, જે શરીરે ઘણો જ ક્ષીણ થયો હોય, જેની ભમરો ચાલી રહી હોય અને જે નેત્રોને વિકૃત–બેડોળ કરી રહ્યો હોય, તેને અપસ્માર મારી નાખે છે. ૯

टीका–प्रस्फुरन्तं=गात्रस्फुरणयुक्त, नेत्राभ्याम विकुर्वाणं=नेत्रे विकृते कुर्वन्तम् ॥ ( આનો અર્થ ઉપર છે. )

अथापस्मारस्य प्रकोपकालमाह–

## અપસ્મારના પ્રકોપનો સમય

**पक्षाद्वा द्वादशाहाद्वा मासाद्वा कुपिता मलाः ।**
**अपस्मारं प्रकुर्वन्ति वेगं किञ्चिदथान्तरम् ॥१०॥**

अन्वयः–कुपिताः मलाः पक्षात् वा, द्वादशाहात् वा, मासात् वा अपस्मार प्रकुर्वन्ति, अथ किंचित् वेग आन्तरम् ( अपि कुर्वन्ति ) ॥

કોપેલા મળો પખવાડિયે, બાર દિવસે કે મહિને અપસ્મારને કરે છે; અને કંઈક થોડોક વેગ વચ્ચેના કાળમાં પણ કરે છે. ૧૦

टीका–पक्षात् पित्तं, द्वादशाहाद्वायु , मासात् कफः, अपस्मारं करोतीत्यर्थ. । वेगं किंचिदथान्तर=किंचित् स्वल्प वेगम्, आन्तरम् । उक्तकालानामन्तरालेऽपि कुर्वन्ति ॥ પ્રકોપ પામેલું પિત્ત એક પખવાડિયે અપસ્મારને ઉત્પન્ન કરે છે અને પખવાડિયાની અંદર પણ થોડોક વેગ કરે છે, પ્રકોપ પામેલો વાયુ બાર દિવસે અપસ્મારને ઉત્પન્ન કરે છે અને બાર દિવસની અંદર પણ થોડોક વેગ દેખાડે છે; પ્રકોપ પામેલો કફ એક મહિને અપસ્મારને ઉત્પન્ન કરે છે અને એક મહિનાની અંદર પણ થોડોક વેગ દેખાડે છે.

ननु हेतुभूतेषु दोषेषु विद्यमानेषु सदैव तद्व्याधिप्रकोपः कथ न स्यात्? अत आह–અહીં શંકા થાય છે કે કારણરૂપ દોષો હયાત હોવા છતાં અપસ્માર રોગનો પ્રકોપ સર્વકાળ કેમ થતો નથી? આનુ સમાધાન કહે છે:

## અપસ્માર હમેશનો કેમ નહિ?

**देवे वर्षत्यपि यथा भूमौ बीजानि कानिचित् ।**
**शरदि प्रतिरोहन्ति तथा व्याधिसमुच्छ्रयः ॥११॥**

अन्वयः–यथा देवे वर्षति अपि कानिचित् बीजानि शरदि भूमौ प्रतिरोहन्ति, तथा व्याधि-समुच्छ्रयः ( स्यात् ) ॥

જેમ વરસાદ વરસતાં છતાં કેટલાંક બીજો શરદઋતુમાં જ જમીન પર ઊગે છે, તેમ દોષો હયાત હોવા છતાં અપસ્માર વ્યાધિનો પ્રકોપ અમુક કાળે જ થાય છે. ૧૧

टीका–अयमर्थः–यथोत्पत्तिकारणसामग्र्यां सत्यामपि वास्तुकादिबीजानि स्वभावात् शरद्येव प्ररोहन्ति, तथा हेतुभूतेषु दोषेषु विद्यमानेष्वपि स्वभावादपस्मारो द्वादशाहादिष्वेव वेग करोतीत्यर्थः ॥ આનો અભિપ્રાય આ છે કે જેમ ઉત્પત્તિના કારણોની સામગ્રી હોવા છતાં બથવા આદિનાં બીજો સ્વભાવને લીધે શરદઋતુમાં જ ઊગે છે, તેમ અપસ્મારના કારણરૂપ દોષો હયાત હોવા છતાં અપસ્માર રોગ પોતાના સ્વભાવને લીધે બાર દિવસે, પખવાડિયે અને મહિને જ વેગ કરે છે.

अथापस्मारस्य चिकित्सा–

## અપસ્મારની ચિકિત્સા

**तैलेन लशुनः सेव्यः पयसा च शतावरी ।**
**ब्राह्मीरसश्च मधुना सर्वापस्मारभेषजम् ॥१२॥**
**चूर्णैः सिद्धार्थकादीनां भक्षितैरथवापि तैः ।**
**गोमूत्रपिष्टैः सर्वाङ्गलिप्तैः शाम्यत्यपस्मृतिः ॥१३॥**
**सिद्धार्थशिग्रुकट्वङ्गकिणिहीभिः प्रलेपनम् ।**
**चतुर्गुणे गवां मूत्रे तैलमभ्यञ्जने हितम् ॥१४॥**

अन्वय.=तैलेन लशुनः सेव्यः, पयसा च शतावरी ( सेव्या ), मधुना च ब्राह्मी–रसः ( सेव्य. ) ( इद ) सर्व–अपस्मार–भेषजं ( भवति ) ॥ सिद्धार्थक–आदीनां चूर्णैः भक्षितैः, अथवा गोमूत्र–पिष्टैः तैः सर्व–अङ्गलिप्तैः अपि अपस्मृति. शाम्यति ॥ सिद्धार्थ–शिग्रु–कट्वङ्ग–किणिहीभिः प्रलेपन, चतुर्गुणे गवां मूत्रे (पक्व) तैलम् अभ्यञ्जने हितम् ॥

તેલની સાથે લસણ સેવવું, દૂધની સાથે શતાવરી સેવવી અને મધની સાથે બ્રાહ્મીના રસનું સેવન કરવું, તે સઘળા અપસ્મારનું ઔષધ છે. સરસવ, સરગવો, અરલુ અને અઘેડાનું ચૂર્ણ ખાવાથી અથવા તેઓને ગોમૂત્રમાં વાટી સઘળાં અંગોમાં તેનું લેપન કરવાથી પણ અપસ્માર શાંત થાય છે. સરસવ, સરગવો, અરલુ અને અઘેડાનો કલ્ક કરી તેનું શરીર પર લેપન કરવું અથવા ચારગણા ગાયના મૂત્રમાં તે કલ્કથી પકાવેલું તેલ શરીરે માલિશ કરવું, તે અપસ્મારમાં હિતકારી થાય છે. ૧૨–૧૪

टीका–कट्वङ्गः=सोनापाठः, किणिही=चिरचिरी ॥

### નસ્યપ્રયોગ તથા અંજન

**निर्गुण्डीभववन्दाकनावनस्य प्रयोगतः ।**
**उपैति सहसा नाशमपस्मारो महागदः ॥ १५ ॥**
**मनोह्वा तार्क्ष्यविष्ठा च शकृत्पारावतस्य च ।**
**अञ्जनाद्धन्त्यपस्मारमुन्मादञ्च विशेषतः ॥ १६ ॥**

अन्वयः–निर्गुण्डी–भव–वन्दाक–नावनस्य प्रयोगतः अपस्मारः महागदः सहसा नाशम् उपैति ॥ मनोह्वा च तार्क्ष्य–विष्ठा च पारावतस्य शकृत् अञ्जनात् अपस्मार च उन्मादं विशेषतः हन्ति ॥

નગોડના ઝાડ ઉપર જે બીજું વૃક્ષ થયું હોય તેના રસનો નસ્યપ્રયોગ કરવાથી અપસ્માર નામનો મોટો રોગ તરત નાશ પામે છે. મનશીલ, ગરુડની ચરક અને પારેવાંની ચરકનું અંજન આંજવાથી અપસ્માર અને ઉન્માદનો અવશ્ય તે નાશ કરે છે. ૧૫,૧૬

टीका–मनोह्वा=मन.शिला, शकृत्=विष्ठा ॥

### ઘોડાવજનું ચૂર્ણ

**यः खादेत् क्षीरभक्ताशी माक्षिकेण वचारजः ।**
**अपस्मारं महाघोरं चिरोत्थं स जयेद् ध्रुवम् ॥१७॥**

अन्वयः–यः माक्षिकेण वचारजः खादेत्, क्षीर–भक्त–आशी (च भवेत्), स. चिरोत्थं महाघोरम् अपस्मार ध्रुवं जयेत् ॥

જે માણુસ મધની સાથે ઘોડાવજનું ચૂર્ણ ખાય અને દૂધ-ભાત જમે, તે મહાઘોર અને લાંબા કાળથી થયેલ અપસ્મારને પણ અવશ્ય મટાડી શકે છે. ૧૭

टीका–वचा='घोडवच' इति लोके ॥

### કોળાના રસથી વાટેલું જેઠીમધ

**कूष्माण्डकफलोत्थेन रसेन परिपेषितम् ।**
**अपस्मारविनाशाय यष्टयाह्वं स पिबेत्त्र्यहम् ॥ १८**

अन्वय –अपस्मार–विनाशाय सः कूष्माण्ड–फल–उत्थेन रसेन परिपेषितं यष्टयाह्व त्र्यह पिबेत् ॥

અપસ્મારનો નાશ કરવા માટે માણુસે કોળાના રસથી વાટેલું-જેઠીમધ ત્રણ દિવસ પીવું. ૧૮

टीका–त्र्यहमिति–एतस्य पानाद्दिवसत्रयेणैवापस्मारोपशमो भवतीत्यभिप्रायः ॥ 'ત્રણ દિવસ પીવું' એમ કહેવામાં આ અભિપ્રાય છે કે, માત્ર ત્રણ જ દિવસ પીવાથી અપસ્માર મટે છે.

### બ્રાહ્મીનું ઘી

**ब्राह्मीरसवचाकुष्ठशङ्खपुष्पीशृतं घृतम् ।**
**पुराणं स्यादपस्मारोन्मादग्रहहरं परम् ॥ १९ ॥**

अन्वयः–ब्राह्मी–रस–वचा–कुष्ठ–शङ्ख–पुष्पी–शृतं पुराणं घृत परम् अपस्मार–उन्माद–ग्रह–हर स्यात् ॥

બ્રાહ્મીનો રસ, વજ, કઠ અને શંખાવળીથી પકાવેલું જૂનું ગાયનું ઘી શ્રેષ્ઠ હોઈ અપસ્માર, ઉન્માદ તથા વળગાડને મટાડે છે. ૧૯

टीका–एतस्य प्रक्रिया–पुराण गोघृतं प्रस्थमितम् । वचाकुष्ठशङ्खपुष्पीनां समुदिताना कुडवमितानां कल्केन प्रस्थमितब्राह्मीरसपिष्टेन पचेत् । આ ઘી બનાવવાની રીત આ છે-જૂનું ગાયનું ઘી ચોસઠ રૂપિયાભાર લેવું; વજ, કઠ અને શંખાવળી-બધાં મળી સોળ રૂપિયાભાર લઈ ચોસઠ રૂપિયાભાર બ્રાહ્મીના રસમાં તેઓને વાટી કલ્ક કરી, તે કલ્ક નાખીને પેલું ઘી પકાવવું, એટલે તે 'બ્રાહ્મીઘૃત' તૈયાર થાય છે.

### કોળાનું ઘી

**कूष्माण्डकरसे सर्पिरष्टादशगुणे पचेत् ।**
**यष्टयाह्वकल्कं तत्पानमपस्मारविनाशनम् ॥ २० ॥**

अन्वयः–अष्टादशगुणे कूष्माण्डरसे यष्टयाह्व–कल्क (कृत्वा, तत्र) सर्पिः पचेत् । तत्–पानम्–अपस्मार–विनाशनं (स्यात्) ॥

કોળાના અઢારગણા રસમાં જેઠીમધના કલ્કથી ગાયનું જૂનું ઘી પકાવવું. તે પીવાથી અપસ્મારનો નાશ કરે છે. ૨૦

### કલ્યાણક ચૂર્ણ

**हृत्कम्पोऽक्षिरुजा यस्य स्वेदो हस्तादिशीतता ।**
**दशमूलीजले तस्य कल्याणाख्यं प्रयोजयेत् ॥२१॥**
**पञ्चकोलं समरिचं त्रिफला विडसैन्धवम् ।**
**कृष्णाविडङ्गपूतीकयवानी धान्यजीरकम् ॥ २२ ॥**
**पीतमुष्णाम्बुना चूर्णं वातश्लेष्मामयापहम् ।**
**अपस्मारे तथोन्मादेऽप्यर्शःसु ग्रहणीगदे ॥**
**एतत् कल्याणकं चूर्णं नष्टस्याग्नेश्च दीपनम् ॥२३॥**

अन्वयः–यस्य हृत्–कम्पः अक्षि–रुजा स्वेदः हस्त–आदि–शीतता (भवेत्), तस्य दशमूली–जले कल्याण–आख्य प्रयोजयेत् ॥ पञ्चकोलं समरिच त्रिफला विड–सैन्धव कृष्णा–विडङ्ग–पूतीक–यवानी धान्य–जीरक–चूर्णम् उष्ण–अम्बुना पीतं–वात–श्लेष्म–आमय–अपहम् (भवति) ॥ एतत् कल्याणकं चूर्णम् अपस्मारे तथा उन्मादे अपि अर्शासु(अर्शःसु) ग्रहणीगदे (हितम्), च नष्टस्य अग्नेः दीपनम् (अस्ति) ॥

## अथ वातव्याध्यधिकारः ।

## ૨૪: વાતવ્યાધિઓ કે ૮૦ વાયુસંબંધી રોગોનો અધિકાર×

तत्र वातव्याधीनां सामान्यतो विप्रकृष्टानि निदानान्याह–

### વાતવ્યાધિઓનાં સામાન્ય રીતે દૂરનાં નિદાનો અને સંપ્રાપ્તિ

कषायकटुतिक्तकप्रमितरूक्षलघ्वन्नतः, पुरःपवनजागरप्रतरणाभिघातश्रमैः । हिमादनशनात्तथा निधुवनाच्च धातुक्षयाद्, मलादिपरिधारणान्मदनशोकचिन्ताभयैः ॥ १ ॥
अतिक्षतजमोक्षणाद्गदकृतातिमांसक्षयाद्, अतीव वमनान्नृणामतिविरेचनादामतः । पयोदसमये दिनक्षणदयोस्तृतीयांशयो,-र्जरामतिगतेऽशिते शिशिरसंज्ञकालेऽपि च ॥ २ ॥
देहे स्रोतांसि रिक्तानि पूरयित्वाऽनिलो बली । करोति विविधान् रोगान् सर्वाङ्गैकाङ्गसंश्रयान् ॥३॥

अन्वयः–कषाय–कटु–तिक्तक–प्रमित–रुक्ष–लघु–अन्नतः, पुरःपवन–जागर–प्रतरण–अभिघात–श्रमैः, हिमात्, अनशनात् तथा निधुवनात्, च धातु–क्षयात्, मल–आदि–परिधारणात्, मदन–शोक–चिन्ता–भयैः अति–क्षतज–मोक्षणात्, गद–कृत–अति–मांस–क्षयात्, अतीव वमनात्, अति विरेचनात्, आमतः, पयोद–समये, दिन–क्षणदयोः तृतीय–अंशयोः अशिते जराम् अति–गते, अपि च शिशिर–संज्ञ–काले नृणां देहे बली अनिलः रिक्तानि स्रोतांसि पूरयित्वा सर्वाङ्ग–एकाङ्ग–संश्रयान् विविधान् रोगान् करोति ॥

તૂરાં, તીખાં, કડવાં, માપથી ખૂબ થોડાં, માપથી ખૂબ વધારે, લૂખાં તથા હલકાં અન્નો ખાવાથી, પૂર્વ દિશાના પવનથી, ઉજાગરાથી, પાણીમાં તરવાથી, કંઈ લાગવાથી, શ્રમથી, હિમથી, ઉપવાસથી, અતિમૈથુનથી, ધાતુના ક્ષયથી, મળ આદિના વેગોને રોકવાથી, કામવાસનાથી, શોકથી, ચિંતાથી, ભયથી, બહુ જ લોહી કાઢવાથી, રોગે કરેલા માંસના અત્યંત ક્ષયથી, ઘણી ઊલટીથી, અત્યંત વિરેચનથી, અને આમથી (વાયુસંબંધી રોગો ઉત્પન્ન થાય છે) તેમ જ વર્ષાઋતુમાં, દિવસના તથા રાત્રિના ત્રીજા ભાગમાં, ખાધેલો ખોરાક પચ્યા પછી અને શિશિરઋતુમાં પણ માણસોના શરીરમાં બળવાન થયેલો વાયુ, (દેહના) ખાલી થયેલા સ્રોતોને પૂરી દઈ આખા શરીરને લગતા અથવા શરીરના અમુક ભાગને લગતા અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે. ૧–૩

टीका–प्रमितम्=अत्र वैपरीत्येनोपसर्गः तेन अपरिमितमित्यर्थः, प्रकर्षेण मितमत्यल्पं वा, लघ्वन्नम्=अतिपुराणं शाल्यादि । कतिचिदन्नानि नवान्यपि वातलानि । यत आह गुणरत्नमालायाम्–'नीवारस्त्रिपुटः सतीनचणकः-श्यामाकमुद्गाढकी, निष्पावाश्च मकुष्ठकश्च वरटा मङ्गल्यकः कोद्रवः' ॥ एते वातकरा इति शेषः । नीवाराः=प्रसाधिका, 'तीनी'ति लोके, त्रिपुटः='खेसारी'ति लोके, सतीनः=कलायः, निष्पावः=राजमाषः– 'बोडा' इति लोके । मकुष्ठकः='मोठ' इति लोके; वरटा=वरटिका, 'वरें' इति लोके, मङ्गल्यः=मसूरी । पुरःपवनः=प्राग्वातः । आमतः=आमेन मार्गावरणात् । यत उक्तम्–'वायोर्धातुक्षयात्कोपो मार्गस्यावरणेन चे'ति । पयोदसमये=वर्षासु, जरामतिगतेऽशिते=भुक्तेऽतीव जीर्णतां गते, 'देहे स्रोतांसि' इत्यादिना संप्राप्तिरुक्ता । कषायादिभिर्हेतुभिः, वर्षादिसमये हेतुभूते बली, अनिलः=प्रवृद्धो वायुः, विविधान् रोगान् करोति, ते रोगाः कथ्यन्ते ॥ અત્યંત જૂના ચોખા વગેરે ધાન્યો પચવામાં હલકાં ગણાય છે; કેટલાંક નવાં ધાન્યો પણ વાયુને ઉત્પન્ન કરનારાં એટલે વાયડાં હોય છે; જેમ કે ગુણરત્નમાલા નામના ગ્રંથમાં કહ્યું છે કે 'નાનવી, મકાઈ, વટાણા, ચણા, સામો, મગ, તુવર, વાલ, મઠ, કસુંબાનાં બીજ, મસૂર અને કોદરા, એ ધાન્યો વાયુને ઉત્પન્ન કરનારાં વાયડાં છે.' આમથી એટલે અજીર્ણથી માર્ગો ઢંકાઈ જવાને લીધે; આમથી પણ વાયુસંબંધી રોગો ઉત્પન્ન થવા વિષે કહ્યું છે. આ સંબંધે બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે 'ધાતુના ક્ષયથી અને માર્ગો ઢંકાઈ જવાથી વાયુનો કોપ થાય છે.' (બાકીની ટીકાનો અર્થ ઉપર છે.)

अथ वर्षर्त्वादिकारणप्रबलवातोत्पन्नव्याधिनामान्याह–

### વર્ષાઋતુ વગેરે નિદાનોથી પ્રબળ થતા વાયુને લીધે ઉત્પન્ન થતા ૮૦ રોગો

शिरोग्रहोऽल्पकशता जृम्भाऽत्यर्थं हनुग्रहः । जिह्वास्तम्भो गद्गदत्वं मिन्मिनत्वञ्च मूकता ॥४॥

× આક્ષેપક આદિ વાયુના વિકારો પણ અપસ્મારની પેઠે વેગ કરનારા હોય છે, તેથી અપસ્મારના અધિકાર પછી તેને લગતો અથવા તેની સાથે સંકળાયેલો આ વાયુ સંબંધી વ્યાધિઓનો વાત–વ્યાધિ–અધિકાર શરૂ કરાય છે.

જેને હૃદયમાં કંપ, નેત્રમાં પીડા, પરસેવો અને હાથ-પગ આદિમાં શીતલપણું થાય તે માણસને દશમૂલીના જળમાં કલ્યાણક ચૂર્ણ ખવડાવવું. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, મરી, હરડે, બહેડાં, આમળાં, બીડલૂણ, સિંધાલૂણ, શાહજીરું, વાવડિંગ, કાકચિયા, અજમો, ધાણા અને જીરું-એટલાં દ્રવ્યોનું ચૂર્ણ (દશમૂળીના) ઊના પાણી સાથે પીધું હોય તો તે વાયુસંબંધી તથા કફસંબંધી રોગોનો નાશ કરે છે. આ કલ્યાણક નામનું ચૂર્ણ અપસ્માર, ઉન્માદ, અરશ અને ગ્રહણીમાં હિતકારી છે અને નાશ પામેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૨૧-૨૩

ग्रन्थागम्-

ગ્રંથોમાં નથી એવો ઉપાય

द्वौ कीटमेढ्रौ विधिवदानीय रविवासरे।
कण्ठे भुजे वा सन्धार्य जयेदुग्रामपस्मृतिम् ॥२४

अन्वयः-द्वौ कीट-मेढ्रौ रविवासरे विधिवत् आनीय कण्ठे वा भुजे संधार्य उग्राम् अपस्मृतिं जयेत् ॥

નદીના કિનારે રેતીની અંદર જે કીડાઓ× રહે છે, તે કીડાઓનાં બે લિંગ રવિવારના દિવસે લાવી ગળામાં અથવા હાથમાં ધારણ કરી માણસ ઉગ્ર અપસ્મારને પણ મટાડી શકે છે.

टीका-अयन्तु कीटो नदीतीरे सिकतामध्ये तिष्ठति ॥

સરગવા આદિનું નસ્ય

शिग्रुकुष्ठजलाऽजाजीलशुनव्योषहिङ्गुभिः।
वस्तमूत्रे शृतं तैलं नावनं स्यादपस्मृतौ ॥ २५॥

अन्वयः-शिग्रु-कुष्ठ-जल-अजाजी-लशुन-व्योष-हिङ्गुभिः वस्तमूत्रे शृतं तैलम् अपस्मृतौ नावनं स्यात् ॥

સરગવો, કઠ, વાળો, જીરું, લસણ, સૂંઠ, મરી, પીપર અને હિંગથી બકરાના મૂત્રમાં પકાવેલું તેલ અપસ્મારમાં નસ્યરૂપે (હિતકારી) થાય છે. ૨૫

टीका-जलं=वालक, अजाजी=जीरकः, वस्तः= छागः, नावनं=नस्यम् ॥ (આનો અર્થ ઉપર છે.)

ઉન્માદોનાં પથ્ય અપસ્મારમાં પણ યોજવાં

उन्मादेषु यदुद्दिष्टं पथ्यं नस्याञ्जनौषधम्।
अपस्मारेऽपि तत्सर्वं प्रयोक्तव्यं भिषग्वरैः ॥२६॥

अन्वयः-उन्मादेषु यत् पथ्यं नस्य-अञ्जन-औषधम् उद्दिष्टं तत् सर्वम् भिषग्वरैः अपस्मारे अपि प्रयोक्तव्यम् ॥

ઉન્માદોના વિષયમાં જે કાંઈ પથ્ય, નસ્ય, અંજન અને ઔષધો કહેવાયાં છે, તે સઘળાંઓનો ઉત્તમ વૈદ્યોએ અપસ્મારમાં પણ ઉપયોગ કરવો. ૨૬

ભૂતભૈરવ-રસ*

मृतसूताभ्रलोहञ्च शिलागन्धञ्च तालकम्।
रसाञ्जनञ्च तुल्यांशं नरमूत्रेण मर्दयेत् ॥ २७॥
तद्गोलद्विगुणं गन्धं लोहपात्रे क्षणं पचेत्।
पञ्चगुञ्जोन्मितं भक्ष्यमपस्मारहरं परम् ॥ २८॥
व्योषं सौवर्चलं हिङ्गु नरमूत्रेण सर्पिषा।
पिबेत्कर्षमितं पश्चाद्रसोऽयं भूतभैरव ॥ २९॥

अन्वयः-मृत-सूत-अभ्र-लोह च शिला-गन्धं च तालकं च रसाञ्जन तुल्यांश नर-मूत्रेण मर्दयेद, तद्-गोल-द्विगुण गन्ध लोह-पात्र क्षणं पचेत्, अयं भूतभैरवः र०, पञ्च-गुञ्जा-उन्मित-भक्ष्य, परम् अपस्मारहरम् (अस्ति), पश्चात् व्योष सौवर्चलं हिङ्गु कर्षमित नरमूत्रेण सर्पिषा पिबेत् ॥

મારેલો પારો, મારેલું અભ્રક, મારેલું લોઢું, મનશીલ, ગંધક, મારેલી હરતાલ અને રસવંતીને સમભાગે લઈ તેઓને માણસના મૂત્રમાં વાટી ગોળો કરી તે ગોળાની સાથે બમણો ગંધકને લોઢાના પાત્રમાં ક્ષણવાર પકાવવો એટલે આ 'ભૂતભૈરવ' નામનો રસ તૈયાર થાય છે. આ રસ પાંચ ચણોઠીભાર ખાવો; એ અપસ્મારને મટાડનાર ઉત્તમ ઉપાય છે. આ રસ ખાધા પછી સૂંઠ, મરી, પીપર, સંચળ અને હિંગ એક તોલો લઈ માણસના મૂત્ર સાથે અને ઘી સાથે પીવાં. ૨૭-૨૯

અપસ્મારનો અધિકાર સમાપ્ત

× આ કીડાને મારવાડમાં 'વાઘચીડા' કહે છે.

* भूतानां-भूत-सदृश-अपस्मार-उन्माद-आदि-रोगाणां भैरवो-भयानको रस.-भूत-भैरव-रसः-ભૂત જેવા અપસ્માર-ઉન્માદ વગેરે રોગોને ભયંકર એટલે તેવા રોગોનો અવશ્ય નાશ કરનાર જે રસ તે ભૂતભૈરવરસ કહેવાય છે.

# अथ वातव्याध्यधिकारः ।

# ૨૪ : વાતવ્યાધિઓ કે ૮૦ વાયુસંબંધી રોગોનો અધિકાર×

तत्र वातव्याधीनां सामान्यतो विप्रकृष्टानि निदानान्याह–

## વાતવ્યાધિઓનાં સામાન્ય રીતે દૂરનાં નિદાનો અને સંપ્રાપ્તિ

कषायकटुतिक्तकप्रमितरूक्षलघ्वाशनतः, पुरःपवनजागरप्रतरणाभिघातश्रमैः । हिमादनशनात्तथा निधुवनाच्च धातुक्षयाद्, मलादिपरिधारणान्मदनशोकचिन्ताभयैः ॥ १ ॥

अतिक्षतजमोक्षणाद्गदकृतातिमांसक्षयाद्, अतीव वमनान्नृणामतिविरेचनादामतः । पयोदसमये दिनक्षणदयोस्तृतीयांशयो,–र्जरामतिगतेऽशिते शिशिरसंज्ञकालेऽपि च ॥ २ ॥

देहे स्रोतांसि रिक्तानि पूरयित्वाऽनिलो बली ।
करोति विविधान् रोगान् सर्वाङ्गैकाङ्गसंश्रयान् ॥३॥

अन्वयः–कषाय–कटु–तिक्तक–प्रमित–रूक्ष–लघु–अशनः, पुर पवन–जागर प्रतरण-अभिघात श्रमै, हिमात्, अनशनात् तथा निधुवनात्, च धातु–क्षयात्, मल–आदि–परिधारणात्, मदन–शोक–चिन्ता–भयैः अति–क्षतज–मोक्षणात्, गद–कृत–अति–मांस–क्षयात्, अतीव वमनात्, अति विरेचनात्, आमत, पयोद–समये, दिन–क्षणदयोः तृतीय–अंशयोः अशिते जराम् अति–गते, अपि च शिशिर–संज्ञ–काले नृणां देहे बली अनिलः रिक्तानि स्रोतांसि पूरयित्वा सर्वाङ्ग–एकाङ्ग–संश्रयान् विविधान् रोगान् करोति ॥

તૂરાં, તીખાં, કડવાં, માપથી ખૂબ થોડાં, માપથી ખૂબ વધારે, લૂખાં તથા હલકાં અન્નો ખાવાથી, પૂર્વ દિશાના પવનથી, ઉજાગરાથી, પાણીમાં તરવાથી, કંઈ લાગવાથી, શ્રમથી, હિમથી, ઉપવાસથી, અતિમૈથુનથી, ધાતુના ક્ષયથી, મળ આદિના વેગોને રોકવાથી, કામવાસનાથી, શોકથી, ચિંતાથી, ભયથી, બહુ જ લોહી કાઢવાથી, રોગે કરેલા માંસના અત્યંત ક્ષયથી, ઘણી ઊલટીથી, અત્યંત વિરેચનથી, અને આમથી (વાયુસંબંધી રોગો ઉત્પન્ન થાય છે) તેમ જ વર્ષાઋતુમાં, દિવસના તથા રાત્રિના ત્રીજા ભાગમાં, ખાધેલો ખોરાક પચ્યા પછી અને શિશિરઋતુમાં પણ માણસોના શરીરમાં બળવાન થયેલો વાયુ, (દેહના) ખાલી થયેલા સ્રોતોને પૂરી દઈ આખા શરીરને લગતા અથવા શરીરના અમુક ભાગને લગતા અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે. ૧–૩

टीका–प्रमितम्=अत्र वैपरीत्येनोपसर्गः तेन अपरिमितमित्यर्थः, प्रकर्षेण मितमत्यल्पं वा, लघ्वन्नम्=अतिपुराण शाल्यादि । कतिचिदन्नानि नवान्यपि वातलानि । यत आह गुणरत्नमालायाम्–'नीवारस्त्रिपुट. सतीनचणक-श्यामाकमुद्गाढको, निष्पावाश्च मकुष्ठकश्च वरटा मङ्गल्यकः कोद्रवः' ॥ एते वातकरा इति शेषः । नीवारः=प्रसाधिका, 'तीनी'ति लोके, त्रिपुट='खेसारी'ति लोके, सतीन=कलायः, निष्पावः=राजमाष– 'चोडा' इति लोके । मकुष्ठक='मोठ' इति लोके, वरटा=वरटिका, 'वरै' इति लोके, मङ्गल्य=मसूरी । पुर पवन=प्राग्वातः । आमत.=आमेन मार्गावरणात् । यत उक्तम्–'वायोर्धातुक्षयात्कोपो मार्गस्यावरणेन चे'ति । पयोदसमये=वर्षासु, जरामतिगतेऽशिते=भुक्तेऽतीव जीर्णतां गते, 'देहे स्रोतांसि' इत्यादिना सम्प्राप्तिरुक्ता । कषायादिभिर्हेतुभि, वर्षादिसमये हेतुभूते बली,अनिल=प्रवृद्धो वायु,विविधान् रोगान् करोति, ते रोगाः कथ्यन्ते ॥ અત્યંત જૂના ચોખા વગેરે ધાન્યો પચવામાં હલકાં ગણાય છે; કેટલાંક નવાં ધાન્યો પણ વાયુને ઉત્પન્ન કરનારાં એટલે વાયડાં હોય છે, જેમ કે ગુણરત્નમાલા નામના ગ્રંથમાં કહ્યું છે કે 'નાનવી, મકાઈ, વટાણા, ચણા, સામો, મગ, તુવર, વાલ, મઠ, કસુંબાના બીજ, મસૂર અને કોદરા, એ ધાન્યો વાયુને ઉત્પન્ન કરનારા વાયડાં છે ' આમથી એટલે અજીર્ણ થવાથી માર્ગો ઢંકાઈ જવાને લીધે, આમથી પણ વાયુસંબંધી રોગો ઉત્પન્ન થવા વિષે કહ્યું છે. આ સંબંધે બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે 'ધાતુના ક્ષયથી અને માર્ગો ઢંકાઈ જવાથી વાયુનો કોપ થાય છે.' (બાકીની ટીકાનો અર્થ ઉપર છે.)

अथ वर्षर्त्वादिकारणप्रकुपितानिलजन्यव्याधिनामान्याह–

## વર્ષાઋતુ વગેરે નિદાનોથી પ્રબળ થતા વાયુને લીધે ઉત્પન્ન થતા ૮૦ રોગો

शिरोग्रहोऽलसकमता जृम्भाऽपर्थो हनुग्रहः ।
जिह्वास्तम्भो गद्गदत्वं मिन्मिनत्वञ्च मूकता ॥४॥

× આક્ષેપક આદિ વાયુના વિકારો પણ અપસ્મારની પેઠે વેગ કરનારા હોય છે, તેથી અપસ્મારના અધિકાર પછી તેને લગતો અથવા તેની સાથે સંકળાયેલો આ વાયુ સંબંધી વ્યાધિઓનો વાતવ્યાધિ-અધિકાર શરૂ કરાય છે.

वाचालता प्रलापश्च रसानामनभिज्ञता।
बाधिर्यं कर्णनादश्च स्पर्शाज्ञत्वं तथाऽर्दितम् ॥५॥
मन्यास्तम्भोऽत्र गणितो बाहुशोषोऽपबाहुकः।
वर्णिता चैव विश्वाची ऊर्ध्ववात उदीरितः ॥६॥
आध्मानश्च प्रत्याध्मानं वाताष्ठीला प्रत्यष्ठीला।
तूनी च प्रतितूनी च वह्निवैषम्यमेव च ॥ ७ ॥
आटोपः पार्श्वशूलश्च त्रिकशूलं तथैव च।
मुहुश्च मूत्रणं मूत्रनिग्रहो मलगाढता ॥ ८ ॥
पुरीषस्याप्रवृत्तिश्च गृध्रसी च ततः परा।
कलायखञ्जता चापि खञ्जता पङ्गुता तथा ॥९॥
क्रोष्टुशीर्षकखल्ल्यौ च वातकण्टक एव च।
पादहर्षः पाददाह आक्षेपो दण्डकाभिधः॥ १० ॥
वातपित्तकृताक्षेपस्तथा दण्डापतानकः।
अभिघातकृताक्षेप आयामो द्विविधः स्मृतः ॥११॥
आन्तरश्च तथा बाह्यो धनुर्वातश्च कुब्जकः।
अपतन्त्रोऽपतानश्च पक्षाघातोऽखिलाङ्गकः ॥१२॥
कम्पः स्तम्भो व्यथा तोदो भेदश्च स्फुरणं तथा।
रौक्ष्यं कार्श्यञ्च कार्ष्ण्यञ्च शैत्यं लोम्नाञ्च हर्षणम् १३
अङ्गमर्दोऽङ्गविभ्रंशः शिरासङ्कोच एव च।
अङ्गशोषश्च भीरुत्वं मोहश्च चलचित्तता ॥ १४ ॥
निद्रानाशः स्वेदनाशो बलहानिस्तथैव च।
शुक्रक्षयो रजोनाशो गर्भनाशः परिश्रमः ॥ १५ ॥
एत एवाशीतिसंख्या रोगा योगेन रूढितः।
वातव्याधीति नामानो मुनिभिः परिकीर्तिताः ॥

अन्वय.-शिरोग्रहः, अल्पकृशता, अत्यर्थं जृम्भा, हनुग्रहः, जिह्वास्तम्भः, गद्गदत्वं, मिन्मिनत्वं च मूकता, वाचालता, प्रलापः, रसानाम् अनभिज्ञता, बाधिर्यं, कर्णनादः, च स्पर्श-अज्ञत्वम्, तथा अर्दितम्, मन्या-स्तम्भः अत्र गणितः, बाहुशोषः, अपबाहुकः, च विश्वाची एव वर्णिता, ऊर्ध्ववातः उदीरितः, आध्मान, च प्रत्याध्मान, वात-अष्ठीला, प्रत्यष्ठीला, तूनी, च प्रतितूनी, च वह्नि-वैषम्यम् एव, च आटोपः च पार्श्व-शूलं, तथा त्रिकशूलम् एव, मुहुः च मूत्रणं, मूत्रनिग्रहः, मल-गाढता, च पुरीषस्य अप्रवृत्तिः, ततः परा च गृध्रसी, कलाय-खञ्जता, अपि च खञ्जता, तथा पङ्गुता, क्रोष्टु-शीर्षक-खल्ल्यौ, च वात-कण्टकः एव, च पाद-हर्षः, पाद-दाहः, दण्डक-अभिधः आक्षेपः, वात-पित्त-कृत-आक्षेपः, तथा दण्ड-अपतानकः, अभिघात-कृत-आक्षेपः, आयामः द्विविधः स्मृतः-आन्तरः तथा बाह्यः, धनुर्वातः, च कुब्जकः, अपतन्त्रः, च अपतानकः, पक्षाघातः, अखिलाङ्गकः, कम्पः, स्तम्भः, व्यथा, तोदः, च भेदः, तथा स्फुरण, रौक्ष्यं, च कार्श्यं, च कार्ष्ण्यं शैत्य, च लोम्नां हर्षणम्, अङ्गमर्दः, अङ्ग-विभ्रंशः, च शिरा-सङ्कोचः एव, च अङ्गशोषः, भीरुत्वं, मोहः, च चल-चित्तता, निद्रानाशः, स्वेद-नाशः, तथा च बल-हानिः एव, शुक्र-क्षयः, रजो-नाशः, गर्भ-नाशः, परिश्रमः-एते अशीति-संख्याः एव रोगाः योगेन रूढितः 'वात-व्याधिः' इति नामानः मुनिभिः परिकीर्तिताः ॥

* શિરોગ્રહ* જેમાં થોડું કૃશપણું હોય તે-જૃંભા, હનુગ્રહ, જિહ્વાસ્તંભ, ગદ્ગદત્વ, મિન્મિનત્વ, મૂકતા, પ્રલાપ, રસાજ્ઞાન, બાધિર્ય, કર્ણનાદ, ત્વક્શૂન્યતા, અર્દિત, મન્યાસ્તંભ, બાહુશોષ, અપબાહુક, વિશ્વાચી, ઊર્ધ્વવાત, આધ્માન, પ્રત્યાધ્માન, વાતાષ્ઠીલા, પ્રત્યષ્ઠીલા, તૂની, પ્રતિતૂની, ત્રિકશૂલ, મુહુર્મૂત્રણ, મૂત્રનિગ્રહ, ગૃધ્રસી, ખંજતા, પંગુતા, કલાય-ખંજતા, ક્રૌષ્ટુશીર્ષક, ખલ્લી, વાતકંટક, પાદદાહ, પાદહર્ષ, દંડકાક્ષેપ, વાતપિત્ત-કૃતાક્ષેપ, દંડાપતાનક, અભિઘાત-કૃતાક્ષેપ, અંતરાયામ, બાહ્યાયામ, ધનુર્વાત, કુબ્જક, અપતંત્ર, અપતાનક, પક્ષાઘાત, સર્વાંગવાત, હ્રસ્વકેશત્વ, વાચાલતા, આટોપ, પાર્શ્વશૂલ મલગાઢતા, મલાપ્રવૃત્તિ, કંપ, સ્તંભ, રુક્ષતા, કાર્શ્ય, કાર્ષ્ણ્ય, શૈત્ય, લોમહર્ષ, વ્યથા, તોદ, ભેદ, શિરાસ્ફુરણ, અંગમર્દ, અંગશુષ્કતા, સંકોચ, અંગવિભ્રંશ, મોહ, ચલચિત્તતા, નિદ્રાનાશ, સ્વેદનાશ, બલહાનિ, ભીરુતા, શુક્રક્ષય, રજોનાશ, ગર્ભનાશ, પરિશ્રમ અને વહ્નિવૈષમ્ય, એ એંશી જ રોગોને યોગ-વ્યુત્પત્તિ અનુસાર તથા રૂઢિ-પ્રસિદ્ધિ અનુસાર વાતવ્યાધિ એ નામે મુનિઓએ કહ્યા છે.૪-૧૬

टीका-एत एव=शिरोग्रहादय एव, योगेन-वातेन वाताद्व्याधिर्वातव्याधिरिति निरुक्त्या, तदा वातज्वरादिष्वपि प्रसङ्गः स्यादत आह-रूढितः=प्रसिद्धितः, शिरोग्रहादयोऽशीतिरेव वातव्याधिसंख्या प्रसिद्धा, न तु वातज्वरादयः॥

* અહીં અર્થમાં કેટલાક રોગોને શ્લોકોના અન્વયથી જુદા ક્રમે જણાવેલ છે, તેમાં મૂળ ગ્રંથ-કારનું અનુસરણ કરેલ છે; કેમ કે ખુદ ગ્રંથકારે પોતે જ અહીં ૪-૧૬ શ્લોકોમાં જે ક્રમે વાત-વ્યાધિઓ જણાવેલ છે, તે ક્રમમાં ક્યાંક ફેરફાર કરી ૨૮મા શ્લોકથી આરંભી તે તે વાતવ્યાધિ-ઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ લખી છે.

'વાતવ્યાધિ' એ યૌગિક નામ છે અને રૂઢ નામ પણ છે; શિરોગ્રહ વગેરે રોગો વાયુથી થાય છે, માટે 'વાતવ્યાધિ' કહેવાય છે; એટલે 'વાતવ્યાધિ' શબ્દનો જે સમાસસિદ્ધ અર્થ જેમાં બરાબર ઘટે છે, તે 'વાતવ્યાધિ' શબ્દ યૌગિક ગણાય છે, તેથી એંશી વ્યાધિઓ જ 'વાતવ્યાધિ' કહેવાય છે, પરંતુ બીજા વાતજ્વર આદિ વ્યાધિઓ 'વાતવ્યાધિ' કહેવાતા નથી, એવી પ્રસિદ્ધિ જણાવતો 'વાતવ્યાધિ' શબ્દ રૂઢ ગણાય છે. જો એકલો યૌગિક જ 'વાતવ્યાધિ' શબ્દ અહીં લેવાય તો વાતજ્વર આદિ વ્યાધિઓ પણ એ શબ્દથી અહીં સમજાય. તે ગેરસમજ દૂર કરવા અહીં જે ૮૦ રોગો જ 'વાતવ્યાધિ' તરીકે પ્રસિદ્ધ છે, તે જ લેવા માટે 'વાતવ્યાધિ' શબ્દનો રૂઢિથી પણ પ્રયોગ કરેલ છે, તેથી વાતજ્વર આદિને પ્રસિદ્ધ 'વાતવ્યાધિ' તરીકે નહિ ગણવા.

अथ वातव्याधीनां सामान्या चिकित्सामाह–

### વાતવ્યાધિઓની સામાન્ય ચિકિત્સા

**मधुरलवणसाम्लस्निग्धनस्योष्णनिद्रा,–**
**गुरुरविकरवस्तिस्वेदसन्तर्पणानि ।**
**दहनजलदकोपाभ्यङ्गसंमर्दनानि,**
**प्रकुपितपवमानं शान्तमेतानि कुर्युः ॥ १७ ॥**

अन्वयः–मधुर,–लवण,– साम्ल,– स्निग्ध,– नस्य–उष्ण,–निद्रा,–गुरु–रविकर,–वस्ति,–स्वेद, – संतर्पणानि, दहन,–जलद,–कोप,–अभ्यङ्ग,–समर्दनानि एतानि प्रकुपित–पवमानं शान्तं कुर्युः ॥

મધુર, ખારા, ખાટા તથા સ્નિગ્ધ પદાર્થો, નસ્ય, ગરમ પદાર્થો, નિદ્રા, ભારે પદાર્થો, સૂર્યનાં કિરણો, પિચકારીની ક્રિયા, શેક વગેરે સ્વેદનક્રિયા, તર્પણના ઉપાયો, ડામ દેવા, વરસાદ, ક્રોધ, તેલની માલિશ અને શરીરને ચોળવું–મસળવું–દાબવું, એ કોપેલા વાયુને શાંત કરે છે. ૧૭

अथ विशिष्टानां वातव्याधीनां लक्षणानि चिकित्साश्चाह; तत्रादौ शिरोग्रहस्य लक्षणमाह–

### ખાસ ગણેલ તે તે વ્યાધિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ :

#### શિરોગ્રહનું લક્ષણ

**रक्तमाश्रित्य पवनः कुर्यान्मूर्धधराः शिराः ।**
**रूक्षाः सवेदनाः कृष्णाः सोऽसाध्यः स्याच्छिरोग्रहः ॥**

अन्वयः–पवनः रक्तम् आश्रित्य मूर्धधराः शिराः रूक्षाः सवेदनाः कृष्णाः कुर्यात्, सः शिरो–ग्रहः असाध्यः स्यात् ॥

વાયુ રુધિરનો આશ્રય કરી ડોકમાં રહેલી શિરાને રૂક્ષ, વેદનાવાળી તથા કાળી કરી નાખે તે 'શિરોગ્રહ'× કહેવાય છે; અને તે અસાધ્ય છે. ૧૮

टीका–मूर्धधराः=ग्रीवागताः, सः=पवनः, शिरोग्रहः स्यादित्यन्वयः, स चासाध्यः ॥ (આનો અર્થ ઉપર છે.)

शिरोग्रहस्य चिकित्सा–

#### શિરોગ્રહની ચિકિત્સા

**शिरोग्रहे तु कर्त्तव्या शिरोगतमरुत्क्रिया ।**
**दशमूलीकषायेण मातुलुङ्गरसेन च ॥**
**शृतेन तैलेनाभ्यङ्गः शिरोवस्तिश्च युज्यते ॥ १९ ॥**

अन्वयः–शिरोग्रहे तु शिरोगत–मरुत्क्रिया, च दशमूली–कषायेण मातुलुङ्गरसेन च शृतेन तैलेन अभ्यङ्गः, च शिरो–वस्तिः युज्यते ॥

શિરોગ્રહ થયો હોય તો માથાની શિરાઓમાં ગયેલા પવનની ચિકિત્સા કરવી; દશમૂળીના ક્વાથથી અને બિજોરાંના રસથી પકાવેલા તેલનું માલિશ કરવું અને તે જ તેલથી શિરોબસ્તિ દેવી. (શિરોબસ્તિનો પ્રકાર પ્રથમ-ખંડમાં જોવો.) ૧૯

अथ जृम्भाया लक्षणमाह–

#### જૃંભાનું લક્ષણ

**पीत्वैकं श्वासमनिलः पुनस्त्यजति वेगवान् ।**
**आलस्यनिद्रायुक्तश्च स जृम्भ इति कथ्यते ॥ २० ॥**

अन्वयः–वेगवान् अनिलः एकं श्वासं पीत्वा पुनः त्यजति, च आलस्य–निद्रा युक्तः (भवति), सः जृम्भः इति कथ्यते ॥

વેગવાળો પવન એક શ્વાસ પીને પાછો તે શ્વાસ બહાર કાઢે છે અને આળસ તથા નિદ્રાથી યુક્ત હોય છે. તે 'જૃંભા'* (બગાસાં)

× शिरसः ग्रहो यस्मिन् रोगे रक्ताश्रितपवनकृत–मूर्धशिराविकृतेः–લોહીમાં પહોંચેલા વાયુએ ડોકની શિરાઓમાં કરેલા વિકારને લીધે જે રોગમાં માથું ઝલાઈ જાય છે, તે 'શિરોગ્રહ' નામનો વાતવ્યાધિ કહેવાય છે.

* जृम्भ्यते, जृम्भणं वा–आलस्य–निद्रायुक्त वेगवद्–वायु–कृत–एक–श्वास–पान–मोक्षण–रूपविकारात्,

કહેવાય છે. ૨૦

टीका-'जृम्भ 'शब्दस्त्रिलिङ्गः, तथा च 'जृम्भस्तु त्रिषु जृम्भणम्' इत्यमरः ॥ મૂળ શ્લોકમાં જૃંભાને બદલે જૃંભ લખેલ છે, તેનું કારણ આ છે કે સંસ્કૃત ભાષામા 'જૃંભ' શબ્દ ત્રણે લિંગે છે અને જૃંભણ શબ્દ નપુંસકલિંગે છે' એમ અમરકોષમાં કહ્યું છે.

अथ जृम्भायाः चिकित्सा-

## જૃંભાની ચિકિત્સા

शुण्ठी पिप्पल्यूषणं दीप्यकञ्च, सिन्धूद्भूतं चेति सर्वं पृथग्वा । तद्रूपं वा सूक्ष्मचूर्णीकृतं वा, जृम्भारम्भस्तम्भकृत् स्यात्तदेव ॥ २१ ॥
जृम्भावेगे समुत्पन्ने शोभने शयने नरम् ।
स्वापयेत्तेन नियमाज्जृम्भावेगः प्रशाम्यति ॥२२॥
जृम्भावेगः क्षयं याति कटुतैलेन मर्दनात् ।
भोजनात् स्वादुभोज्यानां तथा ताम्बूलभक्षणात् ॥

अन्वयः-शुण्ठी पिप्पली ऊषणं च दीप्यकं च सिन्धु-उद्भूतम्-इति सर्वं पृथग् वा, तद्रूपं वा सूक्ष्म-चूर्णीकृतं वा, तद् एव (भक्षितं सत्) जृम्भा-आरम्भ-स्तम्भकृत् स्यात् । जृम्भा-वेगे समुत्पन्ने नरं शोभने शयने स्वापयेत्, तेन नियमात् जृम्भा-वेगः प्रशाम्यति ॥ कटुतैलेन मर्दनात् स्वादु-भोज्यानां भोजनात् तथा ताम्बूल-भक्षणात् जृम्भा-वेगः क्षयं याति ॥

સૂંઠ, પીપર, મરી, અજમો અને સેંધવ એટલા પદાર્થો જુદા જુદા અથવા ભેગા અને આખા ને આખા કે બારીક ચૂર્ણ કરેલા ખાધા હોય તો તરત જ બગાસાંની શરૂઆતને રોકી દે છે. બગાસાંનો વેગ ઉત્પન્ન થાય ત્યારે માણસને સુંદર શયનમાં સુવડાવી દેવો; જેથી બગાસાંનો વેગ શાંત થાય છે. સરસિયા તેલ વડે મર્દન કરવાથી તથા મીઠાં ભોજનો જમવાથી તથા નાગરવેલનાં પાન ચાવવાથી બગાસાંનો વેગ નાશ પામે છે. ૨૧-૨૩

अथ हनुग्रहस्य सनिदानलक्षणमाह-

## હનુગ્રહનું નિદાન સહિત લક્ષણ

जिह्वानिर्लेखनाच्छुष्कभक्षणादभिघाततः ।
कुपितो हनुमूलस्थः स्रंसयित्वाऽनिलो हनुम् ॥
करोति विवृतास्यत्वमथवा संवृतास्यताम् ।
हनुग्रहः स तेन स्यात् कृच्छ्राच्चर्वणभाषणम् ॥

अन्वयः-जिह्वा-निर्लेखनात् शुष्क-भक्षणात् अभिघाततः कुपितः हनुमूलस्थः अनिलः हनुं स्रंसयित्वा विवृत-आस्यत्वम् अथवा संवृत-आस्यतां करोति, सः हनुग्रहः स्यात्, तेन कृच्छ्रात्-चर्वण-भाषणं स्यात् ॥

જીભને ઘસવાથી, ચણા વગેરે શુષ્ક પદાર્થો ખાવાથી તથા કંઈ વાગવાથી કે અથડાવાથી કોપેલો હડપચીના મૂળમાં રહેલો વાયુ, હડપચીને નીચી કરી નાખી મોઢાને બીડી દે છે અથવા ઉઘાડું જ રાખે છે, એ રોગ 'હનુગ્રહ'[×] કહેવાય છે. એ રોગ થવાથી મુશ્કેલીએ ચવાય કે બોલાય છે. ૨૪,૨૫

टीका=निर्लेखन=कर्षणम्, शुष्कं=चणकादि, स्रंसयित्वा=अधः कृत्वा, विवृतास्यत्वं=व्यात्तमुखत्वम्, संवृतास्यतां=दन्तलग्नताम् ॥ આ રોગથી મોઢું બીડાઈ જાય તો દાંતનાં જડબાં એકબીજાની સાથે ચોંટી જાય છે અને મોઢું ઉઘાડું જ રહી જાય તો દાંતનાં જડબાં એકબીજાની સાથે ભેગાં જ થઈ શકતાં નથી.

अथ हनुग्रहस्य चिकित्सा-

## હનુગ્રહની ચિકિત્સા

संवृतं चिबुकं स्निग्धं स्विन्नमुन्नमयेद्भिषक् ।
विवृतं नमयित्वा तु कुर्यात्प्राप्तामिह क्रियाम् ॥२६॥
पिप्पलीमार्द्रकञ्चापि संचर्व्य च मुहुर्मुहुः ।
निष्ठीवेत्ततस्तोयेन शोधयेद्वदनान्तरम् ॥ २७॥
निष्कुल्य लशुनं सम्यक् संक्षुद्य तिलतैलवत् ।
सैन्धवेनान्वितं खादेद्धनुस्तम्भार्दितो नरः ॥२८॥
रसोनगुटिकामापचिद्दलं परिपेष्य च ।
योजयेत् पिष्टिकां ताञ्च सैन्धवार्द्रकहिङ्गुभिः ॥२९
ततस्तु वटकान् कृत्वा तिलतैले पचेच्छनैः ।
भक्षयेत्तान् यथावह्नि हनुस्तम्भात् सुखी भवेत् ॥३०
अभ्यज्य पक्वतैलेन स्वेदयेन्मृदुनाऽग्निना ।
वस्तिं विधारयेन्मूर्ध्नि तैलेन परिपूरितम् ॥ ३१ ॥

अन्वयः-भिषक् संवृतं चिबुकं स्निग्धं स्विन्नं (कृत्वा) उन्नमयेत्, विवृतं तु नमयित्वा इह प्राप्तां क्रियां कुर्यात् ॥ पिप्पलीम् अपि च आर्द्रकं संचर्व्य मुहुर् मुहुः निष्ठीवेत्, ततस्तोयेन च वदन-अन्तरं शोधयेत् ॥ हनु-

---

जृम्भि गात्रविनामे-'गुरोश्च हलः'-इति अः-वेगवान વાયુએ કરેલ એક જ શ્વાસનું પીવું તથા છોડવું રૂપ વિકાર થવાને લીધે આળસ તથા નિદ્રા સાથે શરીર મરડવાપૂર્વક જે બગાસાં આવ્યા કરે, તે 'જૃંભા' નામે વાતવ્યાધિ કહેવાય છે.

× हनोर्ग्रहः-जिह्वा-निर्लेखनादिभिः कुपिताद्-वायोः-જીભ ખોતરવી આદિ કારણોથી કોપેલા વાયુથી હડપચીનું ઝલાઈ જવું, તે હનુગ્રહ નામનો વાતવ્યાધિ કહેવાય છે.

स्तम्भ-अर्दितः नरः लशुनं निष्कुल्य, सम्यक् संक्षुद्य, तिल-तैलवत् सैन्धवेन अन्वितं खादेत् ॥ रसोन-गुटिका-माष-विदलं च परिपेष्य तां च पिष्टिकां सैन्धव-आर्द्रक-हिङ्गुभिः योजयेत्, ततः तु वटकान् कृत्वा तिलतैले शनैः पचेत्, तान् यथावह्नि भक्षयेत्, (तेन) हनुस्तम्भात् सुखी भवेत् ॥ पक्व-तैलेन अभ्यज्य मृदुना अग्निना स्वेदयेत्, तैलेन परिपूरितं बस्तिं मूर्ध्नि विधारयेत् ॥

વૈદ્યે (હનુગ્રહમાં) બિડાઈ ગયેલ હડપચીને સ્નેહનના તથા સ્વેદનના સંસ્કાર આપી ઊંચી કરવી; અને ઉઘાડી રહી ગઈ હોય તેને નમાવી યોગ્ય ક્રિયા કરવી. પીપર અને આદુંને ચાવી ચાવી વારંવાર થૂંકવું અને ઊના પાણીથી મુખના અંદરના ભાગને સાફ કરવો. લસણનાં ફોતરાં કાઢી નાખી તે લસણને સારી રીતે કચરી તલના તેલની સાથે તથા સિંધવની સાથે ખાવું (તેથી પણ હનુગ્રહ મટી જાય છે). લસણની કળીઓ તથા અડદની ભીંજવેલી દાળને વાટી તેમાં સિંધવ, આદું તથા હિંગ નાખવાં; તે પછી વડાં બનાવી તલના તેલમાં ધીરે ધીરે પકવવાં; પછી તે વડાં અગ્નિના બળ પ્રમાણે ખાવાં, તેથી પણ માણસ હનુગ્રહ-રોગથી છૂટી સુખી થાય છે. પાકા તેલથી માલિશ કરી કોમળ અગ્નિથી શેક કરવો. તેમ જ માથા ઉપર તેલથી ભરેલી બસ્તિ ધારણ કરવી; તેથી પણ હનુગ્રહ મટી જાય છે. (બસ્તિની વિધિ પ્રથમ ખંડમાં જોવી.) ૨૯ ૩૧

## પ્રસારણી-તૈલ

समूलपत्रशाखायाः प्रसारण्याः शतं पलम् ।
सम्यक् संक्षुद्य सलिले द्रोणमात्रे पचेद्भिषक् ॥३२॥
सलिलस्य चतुर्थांशं क्वाथं समवशेषयेत् ।
ततः पलशते तैले तं कषायं पुनः पचेत् ॥३३॥
पचेत्पलशतं मस्तु काञ्जिकं मस्तुनः समम् ।
ततः शुद्धं पचेद् दुग्धं गव्यं तैलाच्चतुर्गुणम् ॥३४॥
चित्रकं पिप्पलीमूलं मधुकं सैन्धवं वचा ।
शतपुष्पा देवदारु रास्ना च गजपिप्पली ॥३५॥
प्रसारणीभवं मूलं मांसी रक्तञ्च चन्दनम् ।
तथा वातारिमूलञ्च बलामूलञ्च नागरम् ॥ ३६ ॥
तैलस्य चाष्टमांशेन सर्वकल्कानि साधयेत् ।
नाम्ना प्रसारणीतैलं विख्यातं तत्प्रयुज्यते ॥ ३७ ॥
पाने नस्ये शिरोवस्तौ मर्दने स्वेदने तथा ।
प्रयुक्तं वातजान् रोगान् सर्वानपि विनाशयेत् ॥३८
विशेषतो हनुस्तम्भं जिह्वास्तम्भं तथाऽर्दितम् ।
गद्गदत्वञ्च विश्वाचीं मन्यास्तम्भाऽपबाहुकौ ॥३९॥
त्रिकशूलं गृध्रसीञ्च खञ्जतां पङ्गुतां तथा ।
कलायखञ्जतां खल्लीं स्तम्भं सङ्कोचमेव च ॥४०॥
आन्तरं बाह्यमायामं तथा दण्डापतानकम् ।
धनुर्वातञ्च कुब्जत्वं व्यपोहति न संशयः ॥ ४१ ॥
क्षीणानां स्थविराणाञ्च वातसङ्कोचितात्मनाम् ।
प्रसारयेद्यतोऽङ्गानि तदुक्तैषा प्रसारणी ॥ ४२ ॥

अन्वयः-भिषक् समूल-पत्र-शाखायाः प्रसारण्याः शतं पलं सम्यक् संक्षुद्य द्रोण-मात्रे सलिले पचेत्, सलिलस्य चतुर्थांशं क्वाथं समवशेषयेत्, ततः पल-शते तैले तं कषायं पुनः पचेत्, (ततः) पल-शतं मस्तु, मस्तुनः समं काञ्जिकं (तेन तैलेन युक्तं) पचेत्, ततः तैलात् चतुर्गुणं शुद्धं गव्यं दुग्धं (तैलयुक्तमेव) पचेत्, तथा चित्रकं पिप्पली-मूलं मधुकं सैन्धवं वचा शतपुष्पा देवदारु रास्ना च गज-पिप्पली प्रसारणी-भवं मूलं मांसी रक्तं च चन्दनं च वातारि-मूलं बला-मूलं च नागरं-तैलस्य च अष्टम-अंशेन सर्व-कल्कानि (तत्र तैले) साधयेत्, तत् 'प्रसारणी-तैल' नाम्ना विख्यातं पाने नस्ये शिरो-बस्तौ मर्दने तथा स्वेदने प्रयुज्यते, प्रयुक्तं (च तत्) सर्वान् अपि वातजान् रोगान् विनाशयेत्, विशेषतः हनुस्तम्भं जिह्वास्तम्भं तथा अर्दितं च गद्गदत्वं विश्वाचीं मन्यास्तम्भ-अप-बाहुकौ त्रिकशूलं गृध्रसीं च खञ्जतां तथा पङ्गुतां कलायखञ्जतां खल्लीं स्तम्भं च संकोचम् आन्तरं तथा बाह्यम् आयामं दण्डापतानकं धनुर्वातं च कुब्जत्वं व्यपोहति एव, न संशयः, वात-सङ्कोचितात्मनाम् क्षीणानां च स्थविराणाम् अङ्गानि यतः प्रसारयेत्, तद् एषा प्रसारणी उक्ता ॥

વૈદ્યે મૂળ, પાંદડાં તથા શાખાઓ સહિત ચારસો તોલા પ્રસારણી(નારી)ને સારી પેઠે કચરી, ખાંડી, એક હજાર ચોવીસ તોલા પાણીમાં પકાવવી; ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી ચારસો તોલા તેલમાં તે ક્વાથ ફરી પકાવવો. પછી ચારસો તોલા દહીંનું પાણી તથા એના જેટલી-ચારસો તોલા કાંજી તે તેલ સાથે પકાવવાં. પછી તેલથી ચોગણું ગાયનું શુદ્ધ દૂધ તે તેલ સાથે પકાવવું. પછી ચિત્રક, પીપરીમૂળ, જેઠીમધ, સિંધવ, વજ, સુવા,

દેવદાર, રાસ્ના, ગજપીપર, પ્રસારણીનાં મૂળ, જટામાંસી, રતાંજલી, એરંડાનાં મૂળ, ખપાટનાં મૂળ અને સૂંઠ એટલાં ઓસડિયાં એ તેલના આઠમા ભાગે લઈ સર્વનો કલ્ક કરી તે કલ્ક નાખી એ તેલ પકાવવું, એટલે તે 'પ્રસારણી-તૈલ' તૈયાર થાય છે. તેનો પીવામાં, નસ્યમાં, માથાની બસ્તિમાં, મર્દનમાં અને સ્વેદનમાં ઉપયોગ કરવો; એમ ઉપયોગ કરેલું એ તેલ સઘળા વાયુજન્ય વ્યાધિઓનો નાશ કરે છે અને ખાસ કરી હનુગ્રહ, જિહ્વાસ્તંભ, અર્દિત, ગદ્‌ગદપણું, વિશ્વાચી, મન્યાસ્તંભ, અપબાહુક, ત્રિકશૂલ, ગૃધ્રસી, ખંજતા, પંગુતા, કલાયખંજતા, ખલ્લી, સ્તંભ, સંકોચ, અંતરાયામ, બાહ્યાયામ, દંડાપતાનક, ધનુર્વાત અને કુબ્જત્વનો તો અવશ્ય નાશ કરે છે, તેમાં સંશય નથી. વાયુને લીધે સંકોચ પામેલ અંગોવાળા, ક્ષીણ થયેલા અને વૃદ્ધ માણસોનાં અંગોનું આ ઔષધ જે કારણે પ્રસારણ-સંકોચરહિતપણું કરે છે, તેથી 'પ્રસારણી'[×] કહેવાય છે. ૩૨-૪૨

जिह्वास्तम्भस्य लक्षणमाह-

### જિહ્વાસ્તંભનું લક્ષણ

**वाग्वाहिनीशिरासंस्थो जिह्वां स्तम्भयतेऽनिलः।**
**जिह्वास्तम्भः स तेनान्नपानवाक्येष्वनीशता ॥४३॥**

अन्वयः-वाग्-वाहिनी-शिरा-संस्थः अनिलः जिह्वां स्तम्भयते, सः जिह्वा-स्तम्भः (कथ्यते), तेन अन्न-पान-वाक्येषु अनीशता (भवेत्) ॥

વાણીને ચલાવનારી શિરામાં રહેલો વાયુ (કુપિત થઈ) જીભને સ્તબ્ધ કરી નાખે છે, તે 'જિહ્વાસ્તંભ'[+] કહેવાય છે; એ રોગથી ખાવામાં, પીવામાં અને બોલવામાં અસમર્થપણું થાય છે. ૪૩

टीका-अनीशता=असामर्थ्यम् ॥

जिह्वास्तम्भस्य चिकित्सा-

### જિહ્વાસ્તંભની ચિકિત્સા

**जिह्वास्तम्भे यथावस्थं वातव्याधिचिकित्सितम्।**
**सामान्योक्ता क्रिया चात्राऽर्दितस्यापि हिता मता॥**

अन्वय.-जिह्वा-स्तम्भे यथावस्थ वातव्याधि-चिकित्सित (कुर्यात्), अत्र च अर्दितस्य सामान्या उक्ता क्रिया अपि हिता मता ॥

જિહ્વાસ્તંભ નામના રોગમાં જેવી અવસ્થા તે પ્રમાણે વાતવ્યાધિઓની ચિકિત્સા કરવી; તેમ જ એમાં અર્દિતરોગ માટે જે સામાન્ય ચિકિત્સા કહેવાશે તે પણ હિતકારી મનાય છે.

अथ मूक-गद्‌गद-मिन्मिनाना लक्षणमाह-

### ગદ્‌ગદત્વ, મિન્મિનત્વ તથા મૂકતાનું લક્ષણ

**आवृत्य वायुः सकफो धमनीः शब्दवाहिनीः।**
**नरान् करोत्यवचनान् मूकमिन्मिनगद्गदान् ॥४५॥**

अन्वयः-सकफः वायुः शब्द-वाहिनीः धमनीः आवृत्य नरान् अवचनान् मूक मिन्मिन-गद्‌गदान् करोति॥

કફયુક્ત વાયુ, શબ્દને ચલાવતી ધમનીઓને રોકી લઈ માણસોને થોડું બોલી શકે એવા મૂક[−](મૂંગા), મિન્મિન[*](ગૂંગણા)

---

[×] प्रसार्यन्ते वात-व्याधिसंकोचितानि अङ्गानि अनया वीर्योष्णत्व-वात-हरत्वादि-गुण-युक्तत्वात्, प्रपूर्वकाद् ण्यन्तात् सारयते. 'कृत्य-ल्युटः'-इति ल्युट्, टित्वाच्च ङीप्, ततः प्रसारण्याः तैल-प्रसारणी-तैलम्-જે ઉષ્ણવીર્ય તથા વાયુનાશક આદિગુણોથી યુક્ત હોવાને લીધે વાતવ્યાધિઓથી સંકોચાઈ ગયેલાં અંગોને પ્રસારે-છૂટાં કરી દે છે, તે પ્રસારણી કે ગંધપ્રસારણી અથવા નારી નામની ઔષધિનું બનાવેલું તેલ-પ્રસારણી-તૈલ કહેવાય છે.

[+] स्तभ्यते, स्तम्भनं वा स्तम्भः-स्तम्भु रोधने-सौत्रः, तस्माद् भावे घञ्, जिह्वायाः वायुकृतः स्तम्भो जिह्वास्तम्भ.-વાયુએ કરેલી જીભની સ્તબ્ધતા એટલે વાયુથી જીભનું થંભી જવું, ઝલાઈ જવું, તે જિહ્વાસ્તંભ નામનો વાતવ્યાધિ કહેવાય છે.

[−] 'मू' इति अव्यक्तं कायति-भाषते, सकफ-वायुकृत-शब्दवाहिधमन्यावरणात् इति मूक', कै शब्दे-'आतोऽनुपसर्गे कः' तस्य भावः मूकता-કફયુક્ત વાયુએ કરેલ શબ્દ બોલાવતી નાડીઓના રોકાણથી 'મૂ' એવું અસ્પષ્ટ જે બોલાય તે મૂંગાપણું 'મૂકતા' નામનો વાતવ્યાધિ કહેવાય છે.

[*] सकफवायुकृतशब्दवाहिधमन्यावरणेन मिन्मिन-सानुनासिकमस्पष्टभाषणमस्ति एषामिति-मिन्मिनाः, अर्श-आद्यच्, तेषां भावः-કફયુક્ત વાયુએ કરેલ શબ્દોને બોલાવતી નાડીઓના રોકાણને લીધે જેમાં નાકમાંથી

અને ગદ્ગદ+ (નાકમાંથી અક્ષરો બોલતા) કરે છે. ૪૫

टीका-अवचान्=अत्राभावे ईषदर्थे नञ्, तेन ईषद्वचनात्; स एव वायुः प्रवलश्चेत्तदा मूकान्=अवचनान्, मिन्मिनान्=सानुनासिकवचनान्, गद्गदान्=लुप्तपदव्यञ्जनाभिधायिनः, करोतीत्यन्वयः; एषां समानाधिकरणत्वेऽपि दुष्टेरुत्कर्षादिना अदृष्टवशाद्वा भेदो बोद्धव्यः ॥ વાયુ ખૂબ જ બળવાન હોય તો થોડું બોલી શકે એવા મૂક-મૂંગા કરે છે, જેમા અક્ષરો નાકમાંથી બોલાય એવું ગૂંગણું બોલવું તે મિન્મિનપણું કહેવાય છે અને પદોનો તથા વ્યંજનોનો જેમાં લોપ થઈ જાય એવું બોલવું એ 'ગદ્ગદત્વ' કહેવાય છે. જોકે આ સઘળા રોગનું સ્થાન એક જ છે, તોપણ દોષના વધારા-ઘટાડા ઉપરથી અથવા પ્રારબ્ધના યોગ ઉપરથી એ રોગોનો ભેદ સમજવો.

अथ तेषां चिकित्सामाह-

## ગદ્ગદત્વ, મિન્મિનત્વ તથા મૂકતાની ચિકિત્સા

### સારસ્વત-ઘૃત

प्रस्थं घृतस्य पलिकैः, शिग्रुवचालवणधातकीलोध्रैः।
आजे पयसि सपाठैः, सिद्धं सारस्वतं नाम्ना॥
विधिवदुपयुज्यमानं, जडगद्गदमूकतां क्षणाज्जित्वा।
स्मृतिमतिमेधाप्रतिभाः कुर्यात् सुस्पष्टवाग्भवति॥

अन्वयः-शिग्रु-वचा-लवण-धातकी-लोध्रैः सपाठैः-पलिकैः आजे पयसि सिद्धं घृतस्य प्रस्थं सारस्वतं नाम्ना (कथ्यते)। (एतद्) विधिवत् उपयुज्यमानं (सत्) जड-गद्गद-मूकतां क्षणात् जित्वा स्मृति-मति-मेधा-प्रतिभाः कुर्यात्, सुस्पष्टवाक् भवति ॥

સરગવો, વજ, સૈંધવ, ધાવણી, લોધર અને કાળીપાટ એટલા ઓસડિયાં ચાર-ચાર તોલા (લઈ તેનો કલ્ક કરી તે કલ્ક) સાથે બકરીના દૂધમાં પકાવેલું ચોસઠ તોલા ઘી 'સારસ્વતઘૃત' નામે કહેવાય છે. આ ઘીનો યોગ્ય વિધિથી ઉપયોગ કરાય તો તે જડપણું, ગદ્ગદપણું તથા મૂંગાપણું જલદીથી મટાડી દઈ સ્મરણશક્તિ, જ્ઞાનશક્તિ, ધારણાશક્તિ તથા તર્કશક્તિ કરે છે અને વાણી સ્પષ્ટ થાય છે. ૪૬,૪૭

### કલ્યાણક અવલેહ

सहरिद्रा वचा कुष्ठं पिप्पली विश्वभेषजम्।
अजाजी चाजमोदा च यष्टीमधुकसैन्धवम् ॥४८॥
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत्।
तच्चूर्णं सर्पिषा लेह्यं प्रत्यहं भक्षयेन्नरः ॥ ४९ ॥
एकविंशतिरात्रेण भवेच्छ्रुतिधरो नरः।
मेघदुन्दुभिनिर्घोषो मत्तकोकिलनिस्वनः ॥५०॥

अन्वयः-सहरिद्रा वचा कुष्ठं पिप्पली विश्वभेषजम् अजाजी च अजमोदा च यष्टी-मधुक-सैन्धवम्, एतानि समभागानि सूक्ष्म-चूर्णानि कारयेत्, तत् चूर्णं सर्पिषा लेह्य (यः) नरः प्रत्यहं भक्षयेत्, (स.) एकविंशति-रात्रेण श्रुतिधरः मेघ-दुन्दुभि-निर्घोषः मत्त-कोकिल-निस्वनः भवेत् ॥

હળદર, વજ, કઠ, પીપર, સૂંઠ, જીરું, બોડી અજમોદ, જેઠીમધ અને સૈંધવ એટલાં સમભાગે લઈ તેનુ બારીક ચૂર્ણ કરવું અને તે ચૂર્ણ ઘી સાથે ચાટવું. જે માણસ હમેશાં એ રીતે ખાય, તે એકવીશ દિવસમાં સાંભળેલું ન ભૂલે એવો, મેઘના તથા દુંદુભિના સરખા અવાજવાળો અને મદોન્મત્ત કોયલના જેવા શબ્દવાળો થાય છે. ૪૮-૫૦

अथ प्रलापस्य लक्षणमाह-

### પ્રલાપકનું લક્ષણ

स्वहेतुकुपिताद्वातादसंबद्धनिरर्थकम्।
वचनं यन्नरो ब्रूते स प्रलापः प्रकीर्तितः ॥ ५१ ॥

अन्वयः-स्वहेतुकुपिताद् वाताद् नरः यत् असंबद्ध-निरर्थकं वचनं ब्रूते, सः प्रलापः प्रकीर्तितः ॥

પોતાનાં કારણોથી કોપેલા વાયુને લીધે માણસ, જે અસંબદ્ધ અને વ્યર્થ બોલ્યા કરે છે, તે 'પ્રલાપ×' કહેવાય છે. ૫૧

---

અસ્પષ્ટ-ગૂંગણું બોલાય છે, તે મિન્મિનત્વ નામનો વાતવ્યાધિ.

+ गद् इति अव्यक्तं-लुप्त-पद-व्यञ्जनात्मक गदति, कफयुक्तवायुना शब्दवाहिधमनीनामावृतत्वात्, गदव्यक्तायां वाचि-अच्, तस्य भावः गद्गदत्वम्-કફયુક્ત વાયુએ શબ્દોને બોલાવતી નાડીઓ રોકી દીધી હોવાથી જેમાં પદો તથા વ્યંજનો લોપાયાં હોય એવું ગડબડિયું બોલાય છે, તે ગદ્ગદત્વ નામનો વાતવ્યાધિ કહેવાય છે.

× प्रलपति-व्यक्तं भाषते असंबद्ध निरर्थक कुपिताद् वाताद्वचो यस्मिन् स प्रलापकः, प्रपूर्वकलप व्यक्तायां वाचि-

अथ प्रलापकस्य चिकित्सा ॥

## પ્રલાપકની ચિકિત્સા

**सतगरवरतिक्तारेवताम्भोदतिक्ता,-नलदतुरगगन्धाभारतीहारहूराः । मलयजदशमूलीशङ्खपुष्प्यः सुपक्काः, प्रलपनमपहन्युः पानतो नातिदूरात् ॥ ५२ ॥**

अन्वयः-सतगर-वरतिक्त-आरेवत-अम्भोद-तिक्ता-नलद-तुरगगन्धा-भारती-हारहूराः, मलयज-दशमूली-शङ्खपुष्प्यः सुपक्वाः पानतः न अतिदूरात् प्रलपनम् अपहन्युः ॥

તગર, ખડસલિયો પિત્તપાપડો, ગરમાળો, મોથ, કડુ, કાળો વાળો, આસંધ, બ્રાહ્મી, દ્રાક્ષ, સુખડ, દશમૂલી અને શંખાવળી સારી રીત પરિપકવ-કવાથરૂપ કરી પીવાથી તરત પ્રલાપને મટાડે છે. ૫૨

टीका-वरतिक्तः=अत्र पर्पटः, नलदम्=उशीर, भारती ब्राह्मी, हारहूरा=द्राक्षा ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ रसाज्ञानस्य लक्षणमाह-

## રસાજ્ઞાનનું લક્ષણ

**भुञ्जानस्य नरस्यान्नं मधुरप्रभृतीन् रसान् । रसज्ञा यन्न जानाति रसाज्ञानं तदुच्यते ॥ ५३ ॥**

अन्वयः-अन्न भुञ्जानस्य नरस्य रसज्ञा मधुर-प्रभृतीन् रसान् यत् न जानाति तद् रसाज्ञानम् उच्यते ॥

ખોરાકને ખાતા માણુસની જીભ મધુર વગેરે રસોને જે ન જાણે, તે 'રસાજ્ઞાન*' કહેવાય છે. ૫૩

अथ रसाज्ञानस्य चिकित्सा-

## રસાજ્ઞાનની ચિકિત્સા

**घर्षेज्जिह्वां जडां सिन्धुत्र्यूषणैः साम्लवेतसैः । अम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् ॥ ५४ ॥**

अन्वयः-जडा जिह्वा सिन्धु-त्र्यूषणैः साम्लवेतसैः घर्षेत् । अम्लवेतस-अभावे चुक्र दातव्यम् ईरितम् ॥

જડ થયેલી જીભને સિંધવ, સૂંઠ, મરી, પીપર અને અમ્લવેતસથી ઘસવી. અમ્લવેતસ ન મળે તો તેને બદલે ચૂકાનો ઉપયોગ કરવો કહેલ છે. ૫૪

## કિરાતતિક્તાદિ-કલ્ક

**किराततिक्तका कट्वी कुटजस्य फलं वचा । ब्राह्मी फलञ्च पालाशं सर्जिका कृष्णजीरकम् ॥५५ पिप्पली पिप्पलीमूलं चित्रं नागरमूषणम् । एषां कल्कैर्मुहुर्घर्षेज्जिह्विकामार्द्रिकारसैः ॥५६॥ तेन सम्यग्विजानाति रसना सकलान् रसान् । कल्कः किराततिक्तादिर्जिह्वायाः शून्यतां हरेत् ॥**

अन्वयः-किराततिक्तका कट्वी कुटजस्य फलं वचा ब्राह्मी पालाश च फलं सर्जिका कृष्णजीरक पिप्पली पिप्पलीमूलं चित्रं नागकेसरम् ऊषणम्-एषाम् आर्द्रिका-रसैः (कृतैः) कल्कैः मुहु. जिह्विकां घर्षेत्, तेन रसना सकलान् रसान् सम्यग् विजानाति, (अथ) किराततिक्तादिः कल्कः जिह्वायाः शून्यता हरेत् ॥

કરિયાતું, કડુ, ઇંદ્રયવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં ફળ, સાજીખાર, કાળીજીરી, પીપર, પીપરીમૂળ, ચિત્રક, સૂંઠ અને મરીના આદાના રસમાં કરેલ કલ્કથી જીભને વારંવાર ઘસવી; તેથી જીભ સઘળા રસોને સારી રીતે જાણે છે. આ કિરાતતિક્તાદિ-કલ્ક× જીભની જડતા મટાડે છે. ૫૫-૫૭

## બાધિર્ય તથા કર્ણનાદ

बाधिर्यकर्णनादयोर्लक्षण चिकित्सां च तदधिकारे वक्ष्यामः ॥ બાધિર્ય (બહેરાશ) અને કર્ણનાદ-(કાનમાં થતા અવાજ)નું લક્ષણ તથા ચિકિત્સા કાનના રોગોના અધિકારમાં કહેવાશે. આ બાધિર્ય તથા કર્ણનાદની વ્યુત્પત્તિ પણ કાનના રોગના અધિકારમાં તેઓનાં લક્ષણો પર અપાશે.

अथ त्वक्शून्यताया लक्षणमाह-

## ત્વક્શૂન્યતાનું લક્ષણ

**स्पृश्यमाना त्वचा या तु शीतोष्णं मृदु कर्कशम् । न जानाति बुधैस्त्वक् सा शून्येति परिकीर्तिता ॥**

अन्वयः-स्पृश्यमाना तु या त्वचा शीत-उष्ण मृदु कर्कशं न जानाति, सा बुधैः शून्या त्वक् इति परिकीर्तिता ॥

---

વ્યુત્-જેમાં કોપેલા વાયુને લીધે માણસ સંબંધ વગરનું તથા અર્થ વગરનું સ્પષ્ટ બક્યા કરે છે, તે પ્રલાપક નામે વાતવ્યાધિ કહેવાય છે.

* रसस्य अज्ञान कुपित-वात-दुष्ट-रसज्ञया-કોપેલા વાયુથી બગડેલી જીભને લીધે ખોરાક વગેરેના રસની જે ખબર ન પડે તે રસાજ્ઞાન નામનો વાતવ્યાધિ કહેવાય છે.

× किराततिक्ता आदिर्येषां तानि-किराततिक्तादीनि, तेषां कल्क -કરિયાતું જેમાં પહેલું હોય છે, એવાં ઓસડિયાનો આદુંના રસથી કરેલો કલ્ક, કિરાતતિક્તાદિકલ્ક કહેવાય છે.

સ્પર્શ કરાતી ચામડી ટાઢું, ગરમ, કોમળ કે કઠણ જાણતી નથી, એ રોગને પંડિતો 'ત્વક્શૂન્યતા'* કહે છે. ૫૮

अथ त्वक्शून्यतायाश्चिकित्सा–

त्वक्शून्यतानी ચિકિત્સા

सुप्तवाते+ त्वसृङ्मोक्षं कारयेद् बहुशो भिषक् ।
दद्याच्च लवणाङ्गारधूमं तैलसमन्वितम् ॥ ५९ ॥

अन्वयः–सुप्तवाते तु भिषक् बहुशः असृङ्-मोक्षं कारयेत्, च तैल-समन्वितं लवण-अङ्गार-धूमं दद्यात् ॥

ત્વક્શૂન્યતા થઈ હોય ત્યારે વૈદ્યે વારંવાર રોગીના શરીરમાંથી લોહી કાઢવું (ફસ ખોલવી વગેરે ક્રિયા કરવી) અને અંગારા ઉપર તેલ તથા સિંધવ નાખી તેનો ધુમાડો દેવો. ૫૯

अथार्दितस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

અર્દિતનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

उच्चैर्व्याहरतोऽत्यर्थं खादतः कठिनानि च ।
हसतो जृम्भतो भाराद्विषमाच्छयनासनात् ॥६०॥
शिरोनासौष्ठचिबुकललाटेक्षणसन्धिगः ।
अर्दयत्यनिलो वक्त्रमर्दितं जनयेत्ततः ॥ ६१ ॥
वक्रीभवति वक्त्रार्धं ग्रीवा चाप्यपवर्त्तते ।
शिरश्चलति वाक्सङ्गो नेत्रादीनाञ्च वैकृतम् ॥
ग्रीवाचिबुकदन्तानां तस्मिन् पार्श्वे च वेदना ।
तमर्दितमिति प्राहुर्व्याधिव्याधिविशारदाः ॥६३॥

अन्वयः–उच्चैर् व्याहरतः, अत्यर्थं च कठिनानि खादतः, हसतः, जृम्भतः भारात् विषमात् शयन-आसनात् शिरस्-नासा-ओष्ठ-चिबुक-ललाट-ईक्षण-सन्धिगः अनिलः (कुपितः सन्) वक्त्रम् अर्दयति, ततः अर्दितं जनयेत्, (येन) वक्त्र-अर्धं वक्री-भवति, ग्रीवा च अपि अपवर्तते, शिरः चलति, वाक्-सङ्गः, नेत्र-आदीनां वैकृतं, तस्मिन् पार्श्वे च ग्रीवा-चिबुक-दन्तानां वेदना (भवति)। व्याधि-विशारदाः तम् अर्दितम् इति व्याधिं प्राहुः ॥

ઊંચે સ્વરે બોલનારને, સોપારી વગેરે અત્યંત કઠણ પદાર્થો ખાતા માણસને, ખૂબ હસતાને, ખૂબ બગાસાં ખાતા માણસને; તેમ જ ભાર ઉપાડવાથી, ડોકને આડીઅવળી કરી જેમતેમ સૂવાથી કે બેસવાથી માથું, નાક, હોઠ, હડપચી, લલાટ તથા નેત્રોની સંધિમાં રહેલો વાયુ, (કુપિત થઈ) મોઢાને પીડે છે અને તેથી અર્દિતરોગ કે અરદિયો વા થાય છે; જે ઉત્પન્ન થતાં અરધું મોઢું વાંકું થઈ જાય છે, ડોક પણ વાંકી થઈ જાય છે, માથું કંપે છે, બોલતાં, વાણી અટકાય છે; નેત્ર, ભમર, ગાલ તથા નાકમાં વેદના, ફરકવું તથા વાંકાપણું થાય છે અને જે તરફ અર્દિત થયેલ હોય તે બાજુ ડોક, હડપચી તથા દાંતમાં વેદના થાય છે. વ્યાધિઓ જાણવામાં પ્રવીણ વૈદ્યો આ રોગને 'અર્દિત'× કહે છે. ૬૦–૬૩

टीका–व्याहरतः=वदतः, कठिनानि=पूगीफलादीनि, विषमात् शयनासनात्=ग्रीवादिवैपरीत्येन शयनादासनाच, अर्दयति=पीडयति, ततः=तदनन्तरम्, अर्दितं जनयेत्; अर्दिते जाते किं स्यात्? तदाह–वक्रीभवति इत्यादि। अपवर्तते=वक्रीभवति, चलति=कम्पते, वाक्सङ्गः–वाङ्निरोधः, नेत्रादीनामिति 'आदि' शब्देन भ्रूगण्डनासिकादीनां ग्रहणम्। वैकृतं=वेदनास्फुरणवक्रत्वादि, ग्रीवेत्यादि=यस्मिन् पार्श्वेऽर्दितं तस्मिन् पार्श्वे ग्रीवादीनां वेदना॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

અર્દિતના ત્રણ પ્રકારો અને તેઓનાં લક્ષણો

वातात्पित्तात्कफाच्च स्यात्त्रिविधं तत्समासतः ।
लालास्रावो व्यथा कम्पः स्फुरणं हनुवाग्ग्रहः ॥६४
ओष्ठयोः श्वयथुः शूलश्चार्दिते वातजे भवेत् ।
पीतमास्यं ज्वरस्तृष्णा पित्तजे मोहधूपने ।
गण्डे शिरसि मन्यायां शोथस्तम्भः कफात्मके ॥

* त्वचः शून्यता-वायुकृतैव-त्वक्-शून्यता-વાયુએ જ કરેલી ચામડીની શૂન્યતા કે જડતા, ત્વક્શૂન્યતા નામનો વાતવ્યાધિ કહેવાય છે.

+ આ 'सुप्तवात' શબ્દ ત્વક્શૂન્યતાનું જ બીજું નામ છે, એમ જણાવવા અહીં પ્રયોગ કરેલ છે; તેનો અર્થ: 'सुप्तः वातः यस्मिन् रोगे दुष्टः क्रियाशून्यश्च सन् त्वचायां, यद्वा सुप्तश्चासौ वातः सुप्तवातः–જે રોગમાં કોપેલો વાયુ ક્રિયાશૂન્ય થઈ ચામડીમાં રહી સ્થિર બને છે, તે સુપ્તવાત અથવા ત્વક્શૂન્યતા નામે વાતવ્યાધિ કહેવાય છે.

× अर्दयति–पीडयति वायुर्वक्त्रादि यस्मिन् रोगे कुपितः सन् इति अर्दितः, अर्द हिंसायाम्, गतावपि दृश्लात् 'क्तोऽधिकरणे च'–ति आधारे क्तः–જે રોગમાં કોપેલો વાયુ મોઢું વગેરેને વાંકાં કરી દે છે, તે અર્દિત નામે વાતવ્યાધિ કહેવાય છે.

अन्वयः-तत् समासतः वातात् पित्तात् च कफात् त्रिविधं स्यात्। वातजे अर्दिते लाला-स्रावः, व्यथा, कम्पः, स्फुरणं, हनु-वाग्-ग्रहः, ओष्ठयोः स्फुरणं च शूलं भवेत्, पित्तजे आस्यं पीतं ज्वरः, तृष्णा, मोह-धूपने (स्याताम्), कफ-आत्मके गण्डे शिरसि मन्यायां (च) शोथः स्तम्भः (च भवेत्)॥

એ અર્દિતરોગ વાયુથી, પિત્તથી તથા કફથી એમ ત્રણ પ્રકારનો થાય છે. વાયુથી અર્દિતરોગ થયો હોય તો લાળ ઝર્યા કરે, પીડા થાય, શિરાઓ ફરકયા કરે, હડપચી ઝલાઈ જાય, બોલતાં વાણી અટકે, હોઠમાં સોજો થાય અને શૂળ નીકળે છે. પિત્તથી અર્દિતરોગ થયો હોય તો મોઢું પીળું થઈ જાય, તાવ આવે, તરશ લાગે, મોહ થાય અને ગરમી થાય છે; કફથી અર્દિતરોગ થયો હોય તો ગાલમાં, માથામાં તથા ગળાના પાછલા ભાગની નાડીમાં સોજો તથા સજ્જડપણું થાય છે. ६४,६५

अर्दितस्यासाध्यस्य लक्षणमाह-

### અસાધ્ય અર્દિત

क्षीणस्यानिमिषाक्षस्य प्रसक्ताव्यक्तभाषिणः।
न सिध्यत्यर्दितं गाढं त्रिवर्षं वेपनस्य च ॥६६॥

अन्वयः-प्रसक्त-अव्यक्त-भाषिणः क्षीणस्य अनिमिष-अक्षस्य त्रिवर्षं च वेपनस्य अर्दितं गाढं न सिध्यति॥

જે માણસ એકબીજા સાથે ખૂબ મળેલા અક્ષરોવાળું-એકધારું અસ્પષ્ટ બોલતો હોય જે ક્ષીણ-દુર્બળ થયો હોય, અને જેનાં નેત્રો પલકારા મારવામાં અસમર્થ થયાં હોય; તેમ જ જે માણસના અર્દિતરોગને ત્રણ વર્ષ થઈ ગયાં હોય અથવા જેનાં નેત્ર, નાક તથા મોઢું એ ત્રણે સવતાં હોય અને જે ધ્રૂજ્યા કરતો હોય તે માણસનો અર્દિતરોગ ખૂબ સારી રીતે તો મટતો જ નથી. ६६

टीका-अनिमिषाक्षस्य=निमेषासमर्थचक्षुषः, प्रसक्तं=प्रकर्षेण लग्नम्, अव्यक्तञ्च भाषितुं शीलं यस्य, तस्य अर्दितं न सिध्यति; त्रिवर्षं=अतीतवर्षत्रयम्, अथवा-त्रयाणां=चक्षुर्नासामुखानां वर्षः=स्रावः यत्र तत्; वेपनस्य=कम्पनशीलस्य, तस्य गाढमतिशयेन न सिध्यतीत्यन्वयः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ अर्दितस्य चिकित्सा-

### અર્દિતની ચિકિત્સા

स्नेहपानानि नस्यञ्च भोज्यान्यनिलहन्ति च।
उपनाहाश्च शस्यन्ते नावनं वस्तयोऽर्दिते॥६७॥
दशमूलकषायेण मातुलुङ्गरसेन वा।
बलया पञ्चमूल्या वा क्षीरं वातात्मके हितम्॥६८॥
पिष्टं मांसघृतं जग्ध्वा नवनीतेन सोऽर्दिती।
क्षीरमांसरसैर्भुक्त्वा दशमूलीरसं पिबेत्॥६९॥
अर्दिते पित्तजे शीतान् स्नेहांश्चैव विनिर्दिशेत्।
घृतवस्तिप्रसेकञ्च क्षीरमेकं तथैव च॥७०॥
जिह्मीभूताननो मूको दाहवान् योऽर्दिती भवेत्।
कुर्यात् प्रतिक्रियां तस्य वातपित्तविनाशिनीम्॥७१
श्लेष्मभागे क्षयं नीते बृंहणैः समुपाचरेत्।
अर्दिते शोथसंयुक्ते वमनं च प्रशस्यते॥७२॥
रसोनकल्कं तिलतैलमिश्रं, खादेन्नरो योऽर्दितरोगयुक्तः। तस्यार्दितं नाशमुपैति शीघ्रं, वृन्दं घनानामिव वायुवेगात्॥७३॥

अन्वयः-अर्दिते स्नेहपानानि च नस्यं च अनिलहन्ति भोज्यानि नावनं च वस्तयः उपनाहाः शस्यन्ते, वातात्मके दशमूल-कषायेण वा मातुलुङ्गरसेन, बलया वा पञ्चमूल्या (पक्वं) क्षीरं हितम् (भवति)। सः अर्दिती मांस-घृतं पिष्टं नवनीतेन जग्ध्वा, क्षीर-मांस-रसैः भुक्त्वा दशमूली-रसं पिबेत्॥ पित्तजे अर्दिते च शीतान् स्नेहान् एव. च घृत-वस्ति-प्रसेकं तथा च एकं क्षीरम् एव विनिर्दिशेत्, यः अर्दिती जिह्मीभूत-आननः मूकः दाहवान् भवेत्, तस्य वात-पित्तविनाशिनीं प्रतिक्रिया कुर्यात्। श्लेष्मभागे क्षयं नीते बृंहणैः समुपाचरेत्, शोथ-संयुक्ते च अर्दिते वमनं प्रशस्यते। अर्दितरोग-युक्तः यः नरः तिल-तैल-मिश्रं रसोन-कल्कं खादेत्, तस्य अर्दितं वायुवेगात् घनानां वृन्दम् इव शीघ्रं नाशम् उपैति॥

અર્દિતરોગવાળાને સ્નેહપાન કરાવવાં, વાતહર નસ્યો તથા વાતહર ભોજનો આપવાં, માથાની બસ્તિ આપવી અને વાતહર બંધાણ કરવાં એ ઉત્તમ છે. વાયુએ કરેલા અર્દિતરોગમાં દશમૂલીના કવાથથી અથવા બિજોરાંના રસથી અથવા ખપાટના કવાથથી કે પંચમૂલીના કવાથથી પકાવેલું દૂધ પીવું હિતકારી છે. અર્દિતવાળાએ માંસ અને ઘી વાટી માખણ સાથે ખાઈને દૂધ તથા માંસના રસાવાળું ભોજન કરી દશમૂલીનો રસ પીવો.

પિત્તથી થયેલ અર્દિત–રોગમાં શીતલ સ્નેહોનો, માથા પર ઘીની બસ્તિનો અને મુખ્યત્વે દૂધનો જ ઉપયોગ કરવો. જે અર્દિત–રોગવાળો વાંકા થયેલા મોઢાવાળો, દાહથી યુક્ત અને મૂંગો થઈ ગયો હોય તેના વાયુ તથા પિત્તનો નાશ કરનારી ચિકિત્સા કરવી. કફથી થયેલ અર્દિતવાળાનો કફનો ભાગ નાશ કરી પુષ્ટિ આપનારા પદાર્થો વડે ઉપચાર કરવા. સોજાથી યુક્ત અર્દિતમાં ઊલટી કરાવવી ઉત્તમ છે. જે અર્દિત રોગવાળો માણસ તલના તેલથી મિશ્ર લસણનો કલ્ક ખાય તેનો અર્દિત–રોગ, વાયુના વેગથી વાદળાંના સમૂહની પેઠે તરત નાશ પામે છે. ૬૭–૭૩

टीका–वस्तिः, अत्र शिरोवस्तिरेव ॥

अथ मन्यास्तम्भस्य निदानपूर्वकं लक्षणमाह–

### મન્યાસ્તંભનું નિદાનપૂર્વક લક્ષણ

दिवास्वप्नासनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः ।
मन्यास्तम्भं प्रकुरुते स एव श्लेष्मणाऽऽवृतः ॥७४॥

अन्वयः–दिवास्वप्न–आसन–स्थान–विकृत–ऊर्ध्व–निरीक्षणैः (कुपितः) सः एव (वायुः) श्लेष्मणा आवृतः (सन्) मन्यास्तम्भं प्रकुरुते ॥

દિવસે સૂવાથી અથવા જેમતેમ બેસી રહેવાથી, ઊભા રહેવાથી અથવા ડોક વગેરે અવયવો આડાઅવળા રહે એ રીતે ઊંચા ભાગમાં જોવાથી કોપેલો વાયુ કફથી વીંટાઈને ડોકના પાછલા ભાગમાં રહેલી મન્યા નામની ચૌદ શિરાઓને સજ્જડ કરી દે છે, એ 'મન્યાસ્તંભ'× રોગ કહેવાય છે. ૭૪

टीका–आसनस्थानविकृतोर्ध्वनिरीक्षणैः=आसनेन स्थानेन वाऽतिशयेन विकृतं=ग्रीवादिविकृतं यथा स्यादेवमुपरि भागे यन्निरीक्षणं तेन स एव कुपितो वातः श्लेष्मणाऽऽवृतो मन्यास्तम्भं करोति; ग्रीवायाः पश्चाद्भागे चतुर्दश शिरा मन्यासंज्ञाः, तथा चामरसिंहः–'पश्चाद्ग्रीवाशिरा मन्याः' इति, तासां स्तम्भं करोति च ॥ (આ ટીકાનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે.)

× मन्यानां–ग्रीवापश्चाद्भागस्थचतुर्दशनाडीनां दिवास्वप्नादिकुपित–श्लेष्मावृतवायुकृतः स्तम्भः–ડોકની પાછલા ભાગમાં રહેલી ચૌદ નાડીઓનું દિવસે ઊંઘવું વગેરે કારણે કોપેલા કફયુક્ત વાયુ વડે ઝલાઈ જવું, તે 'મન્યાસ્તંભ' નામે વાતવ્યાધિ કહેવાય છે.

અથ तस्य चिकित्सामाह–

### મન્યાસ્તંભની ચિકિત્સા

दशमूलीकृतं क्वाथं पञ्चमूल्यापि कल्पितम् ।
रूक्षं स्वेदं तथा नस्यं मन्यास्तम्भे प्रयोजयेत् ॥७५॥
तैलेनाज्येन वा ग्रीवामभ्यज्यार्कदलैरथ ।
एरण्डपत्रैर्वाच्छाद्य स्वेदयेद् बहुशो भिषक् ॥७६॥
कुक्कुटाण्डद्रवैरुष्णैः सैन्धवाज्यसमन्वितैः ।
ग्रीवां सम्मर्दयेत्तेन मन्यास्तम्भः प्रशाम्यति ॥७७॥

अन्वयः–मन्यास्तम्भे दशमूलीकृतं, पञ्चमूल्या अपि कल्पितं क्वाथं रूक्षं स्वेदं तथा नस्यं प्रयोजयेत्, भिषक्, तैलेन वा आज्येन ग्रीवाम् अभ्यज्य, अथ अर्कदलैः वा एरण्डपत्रैः आच्छाद्य बहुशः स्वेदयेत् ॥ कुक्कुट–अण्ड–द्रवैः उष्णैः सैन्धव–आज्य–समन्वितैः ग्रीवां सम्मर्दयेत्, तेन मन्यास्तम्भः प्रशाम्यति ॥

મન્યાસ્તંભમાં દશમૂલના અથવા પંચમૂળના કવાથનો, રૂક્ષ સ્વેદનનો અને નસ્યનો ઉપયોગ કરવો; (તેથી મન્યાસ્તંભ મટી જાય છે;) વૈદ્યે તેલથી કે ઘીથી ડોક ઉપર માલિશ કરી આકડાનાં પાંદડાંઓથી અથવા એરંડાનાં પાંદડાંઓથી ડોકને ઢાંકીને ઘણી વાર સુધી શેક કરવો. (તેથી પણ મન્યાસ્તંભ મટી જાય છે.) કૂકડાના ઈંડાંના રસને ગરમ કરી તેમાં સિંધવ તથા ઘી નાખી ડોકને ચોળવી; તેથી પણ મન્યાસ્તંભ મટી જાય છે. ૭૫–૭૭

अथ बाहुशोषस्य लक्षणमाह–

### બાહુશોષનું લક્ષણ

अंसदेशे स्थितो वायुः शोषयेदंसबन्धनम् ।
अंसबन्धनशोषात् स्याद् बाहुशोषः सवेदनः ॥७८॥

अन्वयः–अंसदेशे स्थितः वायुः अंस–बन्धनं शोषयेत्, अंस–बन्धन–शोषात् सवेदनः बाहुशोषः स्यात् ॥

ખભાના પ્રદેશમાં રહેલો વાયુ, ખભાના બંધનને સૂકવે છે અને તે ખભાનું બંધન સુકાવાથી વેદનાવાળો બાહુશોષ+ (બાહુનું સુકાવું) થાય છે. ૭૮

+ बाहोः शोषः–अंसप्रदेशस्थवायुकृत–अंसबन्धशोषणात्–ખભાના પ્રદેશમાં રહેલા વાયુએ કરેલ ખભાના બંધનના શોષણથી થતું આખા હાથનું સુકાઈ જવું, તે 'બાહુશોષ' નામે વાતવ્યાધિ કહેવાય છે.

बाहुशोपस्य चिकित्सा–

### બાહુશોષની ચિકિત્સા

**बाहुशोषे पिबेत् भुक्त्वा सर्पिः कल्याणकं महत्। बलामूलशृतं तोयं सैन्धवेन समन्वितम्। बाहुशोषकरे वाते मन्यास्तम्भे च शस्यते ॥७९॥**

अन्वयः–बाहुशोषे भुक्त्वा महत् कल्याणक सर्पिः पिबेत्। बाहुशोषकरे वाते च मन्यास्तम्भे बलामूलशृत तोय सैन्धवेन समन्वित शस्यते ॥

બાહુશોષ રોગમાં જમ્યા પછી મહાકલ્યાણક× નામનુ ઘી પીવું. બાહુશોષ કરનાર વાયુમાં કે મન્યાસ્તંભમાં બલા–ખપાટનાં મૂળિયાંનો ક્વાથ સિંધવ સાથે પીવો, એ ઉત્તમ છે. ૭૯

अथापबाहुकस्य लक्षणमाह–

### અપબાહુકનું લક્ષણ

**शिराः सङ्कोच्य बाहुस्थः स कुर्यादपबाहुकम् ॥८०**

अन्वयः–बाहुस्थः सः शिराः सकोच्य अपबाहुकं कुर्यात् ॥

બાહુમાં રહેલો વાયુ, બાહુમાં રહેલી શિરાઓનો સંકોચ કરી 'અપબાહુક+' નામના રોગને ઉત્પન્ન કરે છે. ૮૦

टीका–शिराः=बाहुस्थशिरा ; स =वायु· ॥

तस्य चिकित्सा–

### અપબાહુકની ચિકિત્સા

**परमौषधमपबाहुरु,–मन्यास्तम्भोर्ध्वजत्रुगतरोगे। शीतलजलेन नस्यं, तदुपशमे जिङ्गिनी च पुरः ॥८१॥**

**मूलं बलायास्त्वथ पारिभद्रजं, तथाऽऽत्मगुप्तास्वरसं पिबेद्वा। युञ्जीत यो माषरसेन नस्यं, भवेत्स वज्रसमानबाहुः ॥८२॥**

अन्वयः–अपबाहुक–मन्यास्तम्भ–ऊर्ध्वजत्रुगतरोगे शीतलजलेन नस्यं (देय), तदुपशमे जिङ्गिनी च पुरः परम–औषधम् (भवति)॥ बलायाः मूलम्, अथ तु पारिभद्रजं, तथा आत्मगुप्ता–स्वरसं वा पिबेत्। यः माषरसेन नस्य युञ्जीत, असौ वज्रसमानबाहुः भवेत्॥

અપબાહુકમાં, ડોકની હાંસડીની ઉપરના રોગમાં અને મન્યાસ્તંભમાં ટાઢા પાણીથી નસ્ય આપવું અને શાંત થયા પછી જિંગિની તથા ગુગળનો ઉપયોગ કરવો એ ઉત્તમ ઔષધ છે. ખપાટનાં અથવા પારિભદ્ર નામની કરંજની એકજાતનાં મૂળિયાં વાટી કલ્ક કરી પીવો. અથવા કૌચાંનો સ્વરસ પીવો. જે માણસ અડદના રસનું નસ્ય લે છે, તેના બાહુ વજ્ર જેવા થાય છે. ૮૧,૮૨

टीका–बलाया मूलं कल्कीकृतं पिबेत् तथा पारिभद्रमूलञ्च, पारिभद्रोऽत्र 'फरहद' इति लोके वातहरत्वात्॥

### માષતૈલ

**माषातसीयवकुरुण्टककण्टकारी,–गोकण्टटुण्टुकजटाकपिकच्छुतोयैः। कार्पासकास्थिशणबीजकुलत्थकोल,–क्वाथेन बस्तपिशितस्य रसेन चापि ॥८३॥**

**शुण्ठ्या समागधिकया शतपुष्पया च, सैरण्डमूलकपुनर्नवया सरण्या। रास्नाबलाऽमृतलताकटुकैर्विपक्वं, माषाख्यमेतदपबाहुहरं हि तैलम् ।८४**

अन्वयः–माष–अतसी–यव–कुरुण्टक–कण्टकारी–गोकण्ट–टुण्टुक–जटा–कपिकच्छु तोयैः, कार्पासक–अस्थि,–शण–बीज,–कुलत्थ–कोल–क्वाथेन, अपि च बस्तपिशितस्य रसेन, शुण्ठ्या, समागधिकया, च शतपुष्पया, सैरण्ड–मूलक–पुनर्नवया, सरण्या, रास्ना–बला–अमृतलता,–कटुकैः विपक्वम् एतद् माषाख्यं हि तैलम् अपबाहुहरम् (भवति) ॥

અડદ, અળસી, જવ, કાંટાશેરિયો, ભોરીંગણી, ગોખરુ, અરલૂ–મોટા અરડૂસાનાં મૂળ, કૌચાં, વાળો, કપાસિયા, શણનાં બીજ, કળથી અને બોરના ક્વાથથી તેમ જ બકરાના માંસના રસથી, સૂંઠથી, પીપરથી, સુવાથી, એરંડા-

× એ જાતની ઉપલસરી, સમેરવો, ગંધી સમેરવો, હળદર, દારુહળદર, તગર, કપૂર, ભોરીંગણી, દાડિમસાર, તાલીસપત્ર, નેપાળો, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રવારણા, પદ્મકાષ્ઠ, એલચીદાણા, નીલકમળ, દેવદાર, મજીઠ, ચણકબાબ, વાવડિંગ, નાગકેસર, નગોડનાં બીજ, ધઉલાં, અજમા, વજ, મોથ અને ચમેલીની કળીઓથી પકાવેલું ઘી 'કલ્યાણઘૃત' કહેવાય છે.

+ अपगतः बाहुः यस्मिन् वातकफकृतशिरासंकोचात्–જેમાં વાયુ તથા કફે કરેલ શિરાઓના સંકોચને લીધે આખો હાથ જતો રહે છે–એટલે પોતાનું કાર્ય કરવા અશક્ત થઈ નકામો થાય છે, તે અપબાહુક નામનો વાતવ્યાધિ કહેવાય છે. ઉપરનો બાહુશોષ કેવળ વાયુથી થાય છે, જ્યારે આ અપબાહુક વાયુ તથા કફ બંનેથી થાય છે.

નાં મૂળિયાંથી, સાટોડીથી, નસોતરથી, રાસ્નાથી, ખપાટથી, ગળોથી અને કડુથી પકાવેલુ તેલ 'માષ તેલ' કહેવાય છે અને તે અપબાહુકને મટાડે છે. ૮૩,૮૪

अथ विश्वाचीलक्षणमाह-

### વિશ્વાચીનું લક્ષણ

तलं प्रत्यङ्गुलीनां याः कण्डरा बाहुपृष्ठतः ।
बाह्वोः कर्मक्षयकरी विश्वाची सा निगद्यते ॥८५॥

अन्वयः-बाहु-पृष्ठतः तल प्रति अङ्गुलीनां याः कण्डराः (सन्ति, ताः सदूष्य या) बाह्वोः कर्म-क्षय-करी, सा विश्वाची निगद्यते ॥

બાહુઓના પૃષ્ઠથી માંડી હાથના ઉપરના ભાગ સુધી દરેક આંગળીઓની જે જાડી નસો છે, તેઓને દૂષિત કરી બન્ને બાહુઓનું પ્રસરવું-સંકોચાવું વગેરે કામોનો નાશ કરનાર જે રોગ થાય છે, તે 'વિશ્વાચી'× કહેવાય છે. (આ રોગ એક બાહુમાં પણ થાય છે.) ૮૫

टीक-कण्डरा=महास्नायु., तल=हस्तस्योपरिभागः, 'तल'शब्दोऽत्र उपरिवाचकः; यथा भूमितलमिति। तेनायमर्थः-बाहुपृष्ठतः-बाह्वोः पृष्ठ बाहुपृष्ठमारभ्य, तल=प्रतिहस्ततलं, यावदङ्गुलीकृत्य अङ्गुलीना या. कण्डरास्ताः, सन्दूष्य; बाह्वोः प्रसारणाकुञ्चनादिकर्मक्षयकरी भवति, सा इह वातव्याधिषु 'विश्वाची' इत्युच्यते, बाह्वोरिति द्वित्व सम्भवपरम्; एकस्मिन्नपि बाहौ विश्वाची भवति ॥
(આ ટીકાનો સંપૂર્ણ અર્થ ઉપર સમાવ્યો છે.)

अथ विश्वाचीचिकित्सा-

### વિશ્વાચીની ચિકિત્સા

दशमूलीबलामाषक्वाथं तैलाज्यमिश्रितम् ।
सायं भुक्त्वा पिबेन्नस्यं विश्वाच्यामपबाहुके ॥८६॥

अन्वयः-विश्वाच्याम् अपबाहुके साय दशमूली-बला-माष-क्वाथ तैल-आज्य-मिश्रित भुक्त्वा नस्य पिबेत् ॥

વિશ્વાચી કે અપબાહુક રોગમા સાયંકાલે જમ્યા પછી દશમૂલ, ખપાટ તથા અડદના ક્વાથને તેલ તથા ઘીથી મિશ્ર કરી તેનું નસ્ય લેવું. ૮૬

### માષાદિતૈલ

माषसिन्धुबलारास्नादशमूलकहिङ्गुभिः ।
वचाशिवजटाख्याभिः सिद्धं तैलं सनागरम् ॥८७॥
ऊर्ध्वं भक्ताशनाद्धन्याद्बाहुशोषापबाहुकौ ।
विश्वाचीमुद्धताञ्चापि पक्षाघातं तथाऽर्दितम् ॥८८॥

अन्वयः-भक्ताशनात् ऊर्ध्वम् माष-सिन्धु-बला-रास्ना-दशमूलक-हिङ्गुभिः वचा-शिवजटा-आख्याभिः सिद्ध तैलं सनागर (उपयुक्त सत्) बाहुशोष-अपबाहुकौ, उद्धतां विश्वाचीं, पक्षाघात, तथा च अर्दितम् अपि हन्यात् ॥

જમ્યા પછી અડદ, સિંધવ, ખપાટ, રાસ્ના, દશમૂલ, હિંગ, વજ અને બીલીનાં મૂળથી પકાવેલું તેલ, સૂંઠ સહિત ઉપયોગમાં લીધું હોય તો તે બાહુશોષ, અપબાહુક, અત્યંત વૃદ્ધિ પામેલી વિશ્વાચી, પક્ષાઘાત અને અર્દિતરોગનો પણ નાશ કરે છે. ૮૭,૮૮

अथोर्ध्ववातस्य लक्षणमाह-

### ઊર્ધ્વવાતનું લક્ષણ+

अधः प्रतिहतो वायुः श्लेष्मणा मारुतेन च ।
करोत्युद्गारबाहुल्यमूर्ध्ववातः स उच्यते ॥ ८९ ॥

अन्वयः-श्लेष्मणा च मारुतेन (अपानेन) अधः प्रतिहत. वायुः (समाननामा) उद्गारबाहुल्य करोति, सः ऊर्ध्ववात. उच्यते ॥

પોતાનાં કારણોથી બગડેલા અપાનવાયુએ અને કફે નીચે જતાં રોકેલો સમાનવાયુ (ઊંચી ગતિ કરીને) ઘણા ઓડકારો ઉત્પન્ન કરે છે, એ 'ઊર્ધ્વવાત' કહેવાય છે. ૮૯

टीका-वायुः=समानवायुः, मारुतेन=अपानवायुना स्वहेतुदुष्टेन, अध.प्रतिहतः=अधो निरुद्धः ॥

अथोर्ध्ववातस्य चिकित्सा-

### ઊર્ધ્વવાતની ચિકિત્સા

भागा दश विश्वाया,-स्तत्तुल्या वृद्धदारकस्यापि।
त्रय एव च पथ्याया,-श्चतुरंशं हिङ्गु संभृष्टम् ॥
एकः सैन्धवभागस्तत्तुल्यं चित्रकञ्चात्र ।
संरुद्धमूर्ध्ववातं, हन्त्येतच्चूर्णितं भुक्तम् ॥ ९१ ॥

---

× विषु इति साम्येऽव्ययम्, विषु-बाहुपृष्ठतः तल यावत् अङ्गुलिकण्डरापर्यन्त समभावेन आ-समन्तात् अञ्चति-गच्छति-व्याप्नोति या सा विश्वाची, 'विषु-आ-पूर्वक-अञ्चु गताविति क्विन्तात् ङीप्-બાહુના પાછલા ભાગથી માંડી હાથના ઉપલા તળિયા સુધી-તેની જાડી નસો પર્યંત એક સરખી ચોપાસ જે વ્યાપે છે, તે વિશ્વાચી નામે વાતવ્યાધિ કહેવાય છે.

+ ऊर्ध्व (गतः) वातः-समानवायुः यस्मिन् रोगे कफापानवायुभ्याम् अधो निरुद्धः सन्, स ऊर्ध्ववात.-જે રોગમા કફ તથા અપાનવાયુએ નીચે જતાં રોકી દીધેલો સમાનવાયુ ઊંચે જઈ ખૂબ ઓડકાર કરે છે, તે ઊર્ધ્વવાત નામે વાતવ્યાધિ કહેવાય છે.

अन्वयः-विशालायाः दश भागाः, वृद्धदारकस्य अपि तत्तुल्या. (भागाः), पथ्यायाः त्रयः एव(भागाः), च संमृष्ट हिङ्गु चतुरश, एकः सैन्धवभागः, तत्तुल्य च चित्रकम्-एतत् चूर्णितं भुक्त (सत्) अत्र सवृद्धम् ऊर्ध्ववातं हन्ति ॥

સૂંઠના દશ ભાગ, વરધારાના દશ ભાગ, વરધારો ન મળે તો નસોતરના મૂળના દશ ભાગ, હરડેના ત્રણ ભાગ, શેકેલી હિંગના ચાર ભાગ, સેંધવનો એક ભાગ અને ચિત્રકનો એક ભાગ, એ બધાંનું ચૂર્ણ કરી ખાધું હોય તો તે આ શરીરમાં ખૂબ વધેલા ઊર્ધ્વવાતનો નાશ કરે છે. ૯૦,૯૧

टीका-अथ वृद्धदारकालाभे त्रिवृन्मूल ग्राह्यम् ॥

अथाध्मानस्य लक्षणमाह-

### આધ્માનનું લક્ષણ×

साटोपमत्युग्ररुजमाध्मातमुदरं भृशम् ।
आध्मानमिति जानीयाद् घोरं वातनिरोधजम् ॥९२

अन्वय -वात-निरोधज साटोप भृशम् आध्मातम् उदरम् अति-उग्ररुज (स्यात् त) घोरम् आध्मानम् इति जानीयात् ॥

નીચેનો વાયુ રોકાવાથી જે ઉત્પન્ન થાય છે, વાયુનો ગડગડાટ જેમાં ચાલુ થાય છે અને ધમણની પેઠે જેમાં પેટ ફૂલી જાય છે અને તેથી જેમાં અતિશય ઉગ્ર પીડા થાય છે, તે ઘોર રોગને 'આધ્માન' જાણવો. ૯૨

टीका-आटोपः=गुडगुडाशब्दः, भृशमाध्मात=वातपूर्णभस्त्रावत्, वातनिरोधज=अधोवातनिरोधजम् ॥

अथ आध्मानस्य चिकित्सा-

### આધ્માનની ચિકિત્સા

आध्माने लङ्घनं पूर्वं दीपनं पाचनं ततः ।
फलवर्तिक्रियां कुर्याद्बस्तिकर्म च शोधनम् ॥९३॥

अन्वयः-आध्माने पूर्वं लङ्घनं, तत दीपन (च) पाचन, फलवर्तिक्रियां, बस्तिकर्म च शोधन कुर्यात् ॥

આધ્માનમાં પ્રથમ લંઘન અને પછી અગ્નિને પ્રદીપ્ત કરનારાં તથા પાચન કરનારાં ઔષધો આપવાં તેમજ યોગ્ય ઔષધોથી ખરડેલી વાટ ગુદામાં ખોસવાની ક્રિયા કરવી, પિચકારી મારવી અને શોધન પણ દેવું. ૯૩

### નારાયણ ચૂર્ણ×

कर्षमात्रा भवेत् कृष्णा त्रिवृता स्यात् पलोन्मिता।
खण्डादपि पलं ग्राह्यं चूर्णमेकत्र कारयेत् ॥
मधुनाऽक्षमितं लिह्याच्चूर्णमाध्माननाशनम् ॥९४

अन्वयः-कर्षमात्रा कृष्णा भवेत्, पल-उन्मिता त्रिवृता स्यात्, पल खण्डाद् अपि ग्राह्यम्, एकत्र चूर्णं कारयेत्, आध्माननाशनं (तत्) चूर्णं मधुना अक्षमित लिह्यात् ॥

એક તોલો પીપર, ચાર તોલા નસોતર અને ચાર તોલા ખાંડ લઈ તેનું એકઠું ચૂર્ણ કરાવવું; આધ્માન રોગનો નાશ કરનાર તે ચૂર્ણ મધની સાથે એક તોલો ચાટવું. ૯૪

### દારુષટ્ક-લેપ*

दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः ।
लिम्पेदुष्णैरम्लपिष्टैः शूलाध्मानयुतोदरम् ॥९५॥

अन्वय -दारु-हैमवती-कुष्ठ-शताह्वा-हिङ्गु-सैन्धवैः अम्लपिष्टैः उष्णैः शूल-आध्मान-युत-उदर लिम्पेत् ॥

દેવદાર, વજ, કઠ, સુવા, હિંગ અને સેંધવને છાશમાં કે લીંબુના રસમાં પીસી ગરમ કરીને શૂળ તથા આધ્માનયુક્ત પેટ ઉપર ચોપડવાં (તેથી પેટમા થતુ શૂળ તથા

× आ-समन्तात् धमति-वातपूर्णभस्त्रावद्भूतमुदरमत्युग्ररुजहितं गुडगुडाशब्द करोति अस्मिन् रोगेऽधोवात निरोधजे-इति-आध्मान., आङ्-पूर्वक-ध्मा शब्दाग्निसंयोगयो -इत्यस्मात्अधिकरणे ल्युट्-નીચી ગતિનો વાયુ રોકવાથી થયેલા જે રોગમાં પેટ (પકવાશય), પવન ભરેલી ધમણ જેવુ ફૂલી જઈ અતિશય પીડા સાથે ગડગડાટ શબ્દ કરે છે, તે આધ્માન (આફરો) નામે વાતવ્યાધિ કહેવાય છે

× विष्णुसंहितोक्तं नारायणसञ्ज्ञं, यद्वाऽऽध्माननाशने श्रीनारायणतुल्यवीर्यं, यथा श्रीनारायणवीर्येण दैत्यगणाः पला यते तथाऽस्य चूर्णस्य प्रभावेणाध्मानरोगो नश्यतीति तन्नामक चूर्ण-नारायणचूर्णम्-વિષ્ણુસંહિતામાં કહેલું નારાયણ નામનું અથવા આધ્માનરોગનો નાશ કરવામાં શ્રીનારાયણ સરખા સામર્થ્યવાળું-અર્થાત્ શ્રીનારાયણના પ્રભાવથી જેમ દૈત્યોના ટોળા નાસી જાય છે, તેમ જે ચૂર્ણના સામર્થ્યથી આધ્માનરોગ નાશ પામે છે, તે કારણે શ્રીનારાયણના જેવું પ્રભાવશાળી ચૂર્ણ-નારાયણ ચૂર્ણ કહેવાય છે

* षट् परिमाणम् अस्यौषधिसङ्घस्येति षट्कम्, दारु प्रमुखानां षट्क-दारुषट्क तस्य लेप -દેવદાર વગેરે ૭ ઓસડિયાના સમુદાયનો કરાતો લેપ તે દેવદારુષટ્ક લેપ કહેવાય છે.

આધ્માન રોગ મટી જાય છે.) ૯૫

टीका-हैमवती=वचा ।

### મહાનારાચ રસ+

अभयाऽऽरग्वधो धात्री दन्ती तिक्ता स्नुही त्रिवृत् ।
मुस्ता प्रत्येकमेतानि ग्राह्याणि पलमात्रया ॥ ९६ ॥
तानि सङ्कुट्य सर्वाणि जलाढकयुगे पचेत् ।
तत्र तोयेऽष्टमं भागं कषायमवशेषयेत् ॥ ९७ ॥
निस्त्वग्जैपालबीजानि नवानि पलमात्रया ।
तनुवस्त्रधृतान्येव तस्मिन् क्वाथे शनैः पचेत् ॥९८॥
ज्वालयेदनलं मन्दं यावत् क्वाथो घनो भवेत् ।
ततः खल्वे क्षिपेद्भागानष्टौ जैपालबीजतः ॥९९॥
भागांस्त्रीन्नागराद् द्वौ च मरिचाद् द्वौ च पारदात् ।
गन्धकाद् द्वौ च तानीह यावद्यामं विमर्दयेत् ॥१००
रसो नाराचनामाऽयं भक्षितो रक्तिकामितः ।
जलेन शीतलेनैव रोगानेतान् विनाशयेत् ॥१०१॥
आध्मानं शूलमानाहं प्रत्याध्मानं तथैव च ।
उदावर्तं तथा गुल्ममुदराणि हरत्यसौ ॥ १०२ ॥
वेगे शान्ते तु भुञ्जीत शर्करासहितं दधि ।
ततस्तत् सैन्धवेनापि ततो दध्योदनं मनाक् ॥१०३

*अन्वयः-अभया आरग्वधः, धात्री दन्ती तिक्ता* स्नुही त्रिवृत्, मुस्ता, एतानि प्रत्येकं पलमात्रया ग्राह्याणि, तानि सर्वाणि सकुट्य जल-आढकयुगे पचेत्, तत्र तोये अष्टमं भाग कषायम् अवशेषयेत्, तस्मिन् क्वाथे पलमात्रया निस्त्वग्-जैपालबीजानि नवानि तनुवस्त्रधृतानि एव शनैः पचेत्, मन्दम् अनल ज्वालयेत्, यावत् क्वाथ. घनः भवेत्, ततः खल्वे क्षिपेत्, इह अष्टौ भागान् जैपाल-बीजतः, त्रीन् भागान् नागरात्, द्वौ च मरिचात्, द्वौ च पारदात् द्वौ च गन्धकात् (क्षिप्त्वा) याम यावत् विमर्दयेत् । अय नाराचनामा रसः शीतलेन जलेन एव रक्तिका-मितः भक्षितः (सन्) असौ आध्मानं शूलम् आनाह प्रत्याध्मान तथा च उदावर्तं तथा गुल्मम् उदराणि हरति एव । वेगे तु शान्ते शर्करासहित दधि भुञ्जीत, ततः तत् सैन्धवेन अपि ततः मनाक् दध्योदनम् (भुञ्जीत) ॥

હરડે, ગરમાળો, આમળાં, નેપાળો, કડુ, થોર, નસોતર અને મોથ, એ દરેક ચાર ચાર તોલા લઈ સઘળાંને ફૂટી પાંચસો તોલા પાણીમાં પકાવવાં; એ પાણી આઠમા ભાગે ક્વાથરૂપે બાકી રાખવું; પછી તે ક્વાથમાં ચાર તોલા છાલ વગરનાં નવાં નેપાળાનાં બીજ ઝીણા વસ્ત્રની પોટલીમાં બાંધીને ધીરે ધીરે પકાવવાં. અગ્નિની ધીમી આંચ દેતાં એ ક્વાથ ઘાટો થાય ત્યારે ખરલમાં નાખવો અને પછી તેમાં આઠ ભાગ નેપાળાનાં બીજ, ત્રણ ભાગ સૂંઠ, બે ભાગ મરી, બે ભાગ પારો અને બે ભાગ ગંધક નાખી એક પહોર સુધી ઘૂંટ્યા કરવું, એટલે 'મહાનારાચ' નામનો રસ તૈયાર થાય છે. એ રસ ટાઢા પાણી સાથે એક રતીભાર ખાધો હોય તો તે આધ્માન, શૂલ, આનાહ, પ્રત્યાધ્માન, ઉદાવર્ત, ગુલ્મ તથા પેટના રોગોને મટાડે જ છે. પછી રોગોનો વેગ શાંત થાય ત્યારે રોગીએ પ્રથમ સાકર સહિત દહીં ખાવું, તે પછી સિંધવ સહિત દહીં ખાવું અને તે પછી જરાક દહીં-ભાત ખાવાં. ૯૬-૧૦૩

अथ प्रत्याध्मानस्य लक्षणमाह-

### પ્રત્યાધ્માનનું લક્ષણ

विमुक्तपार्श्वहृदयं तदेवामाशयोत्थितम् ।
प्रत्याध्मानं विजानीयात् कफव्याकुलितानिलम् ॥

अन्वयः-विमुक्त-पार्श्व-हृदयम् आमाशय-उत्थितं कफ-व्याकुलित-अनिल तद् एव प्रत्याध्मानं विजानीयात् ॥

પડખાંઓને તથા હૃદયને છોડી આમાશયમાંથી ઉત્પન્ન થયેલ અને જેમાં કફથી વાયુ રોકાઈ ગયો હોય એવો જે આધ્માન રોગ તે જ 'પ્રત્યાધ્માન'× કહેવાય છે. ૧૦૪

टीका-विमुक्तपार्श्वहृदयं=पार्श्वहृदये विहाय जातं, तदेव=आध्मान, कफव्याकुलितानिलं=कफेनावरुद्धवातम् ॥ (આનો અર્થ ઉપર છે.)

---

+ नरान् आचामति-नाशयति, यद्वा नराणां समूहो नारम्, नारम् आचामतीति-नाराचः-' अन्येभ्योऽपि०'-इति डः, महाश्चासौ नाराचः-महानाराचः, आध्मानादिनाशने महानाराचसदृशो रसः-महानाराचरसः-લોકોનો જે નાશ કરે છે, એવું સળંગ લોખંડી બાણ-નારાચ કહેવાય છે, એવા મોટા બાણની પેઠે જે આધ્માન વગેરે રોગોનો નાશ કરે છે, તે મહાનારાચ-રસ કહેવાય છે.

× प्रतिगतम् आध्मानम्-पूर्वोक्ताद् वैपरीत्येन जातं पार्श्वहृदये विहाय आमाशये उत्थितत्वात्-ઉપર કહેલ આધ્માનથી ઊલટી રીતે પડખાં તથા હૃદયને છોડી પક્વાશય સિવાય આમાશયમાં ઉત્પન્ન થતો આધ્માન કે આફરો પ્રત્યાધ્માન કહેવાય છે.

अथ प्रत्याध्मानस्य चिकित्सा ॥

## પ્રત્યાધ્માનની ચિકિત્સા

**प्रत्याध्माने समु पन्ने कुर्याद्वमनलङ्घने ।**
**दीपनादीनि युञ्जीत पूर्ववद्वस्तिकर्म च ॥ १०५ ॥**

अन्वय –प्रत्याध्माने समुत्पन्ने वमनलङ्घने कुर्यात्, दीपन–आदीनि च पूर्ववत् बस्तिकर्म युञ्जीत ॥

પ્રત્યાધ્માન ઉત્પન્ન થાય ત્યારે વમન તથા લંઘન કરાવવાં, દીપન તથા પાચન વગેરે ઔષધોનો પ્રયોગ કરવો અને આધ્માનની પેઠે જ પિચકારી મારવાની ક્રિયાનો પ્રયોગ કરવો.

अथ वाताष्ठीलाया लक्षणमाह–

## વાતાષ્ઠીલાનું લક્ષણ

**नामेरधस्तात् सञ्जातः सञ्चारी यदि वाऽचलः ।**
**अष्ठीलावद् घनो ग्रन्थिरूर्ध्वमायत उन्नतः ॥**
**वाताष्ठीलां विजानीयाद्बहिर्मार्गनिरोधिनीम् ॥१०६**

अन्वयः–नाभे अधस्तात् सजात, सचारी यदि वा अचल, अष्ठीलावत् घन, ऊर्ध्वम् आयत उन्नत. ग्रन्थि (भवति), वहिर्–मार्गनिरोधिनीं (ता) वात–अष्ठीला विजानीयात् ॥

નાભિની નીચે થયેલ, ચાલતી અથવા સ્થિર, પથરાના ટુકડા જેવી ઘાટી (મજબૂત), ઊંચે લાંબી અને ઊંચી જે ગાંઠ થાય છે, તે લિંગ, યોનિ તથા ગુદાના માર્ગને રોકનારી (હોવાથી વિષ્ઠા, મૂત્ર અને પવનને રોકતી) 'વાતાષ્ઠીલા'+ જાણવી. ૧૦૬

टीका–अष्ठीला=वर्तुल पाषाणखण्ड, आयत =दीर्घ, वाताष्ठीलेति स्वरूपपर न तु विशेषपर, व्यावर्त्याभावात् । वहिर्मार्गनिरोधिनीं=शिश्नभगगुदनिरोधिनी, तेन मूत्रमलन्मलावरोध सूचित ॥ પિત્તે કરેલી કે કફે કરેલી અષ્ઠીલા હોતી નથી, તેથી આ સ્થળે 'વાતાષ્ઠીલા' એ નામ જ સમજવું, પણ વાયુએ કરેલી અષ્ઠીલા એવો ભેદ સમજવો નહિ.

अथ प्रत्यष्ठीलाया लक्षणमाह–

## પ્રત્યષ્ઠીલાનું લક્ષણ

**एतामेव रुजायुक्तां वातविण्मूत्ररोधिनीम् ।**
**प्रत्यष्ठीलामिति वदेज्जठरे तिर्यगुत्थिताम् ॥ १०७॥**

अन्वय –एताम् एव रुजायुक्तां वात विड्–मूत्र–रोधिनीं जठरे तिर्यग्–उत्थितां 'प्रत्यष्ठीला' वदेत् ॥

એ જ અષ્ઠીલા વેદનાથી યુક્ત અને વાયુ, વિષ્ઠા તથા મૂત્રને રોકનારી અને પેટમા જો આડી ઉત્પન્ન થઈ હોય, તો તેને 'પ્રત્યષ્ઠીલા'× કહેવી. ૧૦૭

टीका–एतामेव अष्ठीलामेव, जठरे तिर्यगुत्थितामिति भेदः ॥ (આનો અર્થ ઉપર છે)

तयाश्चिकित्सामाह–

## વાતાષ્ઠીલા તથા પ્રત્યષ્ઠીલાની ચિકિત્સા

**अष्ठीलाया· क्रिया कार्या गुल्मस्यान्तरविद्रधे ।**
**चूर्णं हिङ्ग्वादिकञ्चात्र पिबेदुष्णेन वारिणा ॥१०८**

अन्वय –गुल्मस्य आन्तरविद्रधे. क्रिया अष्ठीलायाः (अपि) कार्या, अत्र च हिङ्गु–आदिक चूर्णं उष्णेन वारिणा पिबेत् ॥

ગુલ્મની અને આંતર વિદ્રધિની જે ચિકિત્સા કહેવાશે, તે જ અષ્ઠીલાની પણ કરવી અને આ રોગમાં (નીચે કહેલુ) હિંગ્વાદિ ચૂર્ણ પણ ગરમ પાણી સાથે પીવું. ૧૦૮

## હિંગ્વાદિ–ચૂર્ણ

**हिङ्गुग्रन्थिकधान्यजीरकवचाचव्याग्निपाठाशटी,–**
**वृक्षाम्लं लवणत्रयं त्रिकटुकं क्षारद्वयं दाडिमम् ।**
**पथ्यापौष्करवेतसाम्लहपुषायोज्यं तदेभिः कृतं,**
**चूर्णं भावितमेतदार्द्रकरसैः स्याद्बीजपूरद्रवै ॥१०९**

अन्वय –हिङ्गु–ग्रन्थिक–धान्य–जीरक–वचा–चव्य–अग्नि–पाठा–शटी–वृक्षाम्ल लवणत्रय त्रिकटुक क्षारद्वय दाडिम पथ्या–पौष्कर–वेतसाम्ल–हपुषा–योन्यतद् एभि कृत चूर्णम् आर्द्रकरसैः भावित (कृत्वा) बीजपूरद्रवै योज्य स्यात्

હિંગ, પીપરીમૂળ, ધાણા, જીરું, વજ, ચવક, ચિત્રક, કાળીપાટ, કચૂરો, કોકમ, ત્રણ

---

+ अस्थि–अस्थितुल्यकाठिन्य लाति, ला आदाने, 'आतोऽनुपसर्गे क,' टाप्, पृषोदरादित्वात्–अष्ठीला–उत्तरापथे जायमानो वर्तुल पाषाणविशेष, तत्तुल्यो ग्रन्थिरपि रुढित. अष्ठीला, वातजन्या वातकृता वा अष्ठीला–वाताष्ठीला–હાડકા જેવા કઠણપણાને ધારણ કરતો ઉત્તરાપથ દેશમા થતો એક જાતનો ગોળ પથરો, અષ્ઠીલા કહેવાય છે, એ પથરા જેવી રોગરૂપ જે ગાઠ તે પણ અષ્ઠીલા કહેવાય છે, અને વાયુથી થયેલી તે અષ્ઠીલા જેવી ગાંઠ, તે 'વાતાષ્ઠીલા' નામે વાતવ્યાધિ કહેવાય છે

× प्रतिगता अष्ठीला–पूर्वोक्तैव वैपरीत्येन जठरे तिर्यग् उत्थिता–ઉપર કહેલી જ અષ્ઠીલા પેટમા જે આડી ઉત્પન્ન થાય, તે પ્રત્યષ્ઠીલા કહેવાય છે.

જાતનાં લવણ-સૈંધવ, સંચળી અને બિડલવણ સૂંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, દાડિમ, હરડે, એરંડાનાં મૂળ, અમ્લવેતસ અને પલાશીનું ચૂર્ણ કરી તેને આદુંના રસની ભાવના આપ્યા પછી બિજોરાના રસની પણ ભાવના આપવી, એટલે 'હિંગ્વાદિચૂર્ણ'× તૈયાર થાય છે. ૧૦૯

अथ तूनीलक्षणमाह-

### તૂનીનું લક્ષણ

अधो या वेदना याति वर्चोमूत्राशयोत्थिता।
भिन्दन्तीव गुदोपस्थं सा तूनी नामतो मता॥११०

अन्वयः-वर्चो-मूत्राशय-उत्थिता या वेदना गुद-उपस्थं भिन्दन्ती इव अधः याति, सा 'तूनी' नामतः मता॥

વિષ્ઠાના સ્થાન-મલાશયમાંથી તથા મૂત્રાશયમાંથી ઊઠેલી જે વેદના જાણે ગુદા, લિંગ તથા યોનિને ભેદી નાખતી હોય, તેમ પીડતી નીચે-તેના તરફ જાય છે, તે 'તૂની'+ કહેવાય છે. ૧૧૦

टीका-उपस्थं=शिश्न, भगञ्च॥ (આનો અર્થ ઉપર છે.)

अथ प्रतितूनीलक्षणमाह-

### પ્રતિતૂનીનું લક્ષણ

गुदोपस्थोत्थिता सैव प्रतिलोमं विधाविता।
वेगैः पक्वाशयं याति प्रतितूनीति सोच्यते॥१११॥

अन्वयः-सा एव गुद-उपस्थ-उत्थिता प्रतिलोमं विधाविता (सती) वेगैः पक्वाशयं याति, सा 'प्रतितूनी' इति उच्यते॥

એ જ વેદના ગુદામાંથી તથા ઉપસ્થમાંથી ઊઠીને અવળી-ઊંચે દોડી જઈ વારંવાર ઉત્પત્તિ તથા ઉપશમ પામતા વેગોથી પક્વાશય તરફ જાય છે, તે 'પ્રતિતૂની'+ કહેવાય છે.

टीका-अवस्तादुत्थितोर्ध्वगामिनी, वेगैः=वेदनावेगैः, मुहुर्मुहुः उत्पत्त्युपशमोपलक्षितैः। 'सा' इत्यनेन 'भिन्दन्तीव' इत्यतिदिश्यते। सा नामतः प्रतितूनी, सैव वेदनावेगैरुत्पत्तिप्रशमलक्षितैः॥

अथ तयोश्चिकित्सामाह-

### તૂનીની તથા પ્રતિતૂનીની ચિકિત્સા

तून्याञ्च प्रतितून्याञ्च प्रशस्ताः स्नेहबस्तयः।
पिबेद्वा स्नेहलवणं पिप्पल्यादिमथाम्बुना॥
उष्णेन रामठं क्षारं प्रगाढमथवा घृतम्॥ ११२॥

अन्वयः-तून्यां च प्रतितून्यां च स्नेहबस्तयः प्रशस्ताः वा स्नेहलवणम्, अथ पिप्पल्यादिम्, उष्णेन अम्बुना रामठं (च) क्षारम्, अथवा प्रगाढं घृतं पिबेत्॥

તૂની કે પ્રતિતૂની થયેલ હોય તો સ્નેહની પિચકારીઓ ઉત્તમ ગણાય છે; અથવા તેલ તથા સૈંધવ પીવાં; અથવા પિપ્પલ્યાદિ ક્વાથ* પીવો; અથવા હિંગ તથા જવખાર ગરમ પાણી સાથે પીવાં; અથવા સારી પેઠે ઘી પીવું. ૧૧૨

अथ त्रिकशूलस्य लक्षणमाह-

### ત્રિકશૂલનું લક્ષણ

स्फिगस्थ्नोः पृष्ठवंशास्थ्नोर्यः, सन्धिस्तत् त्रिकं मतम्। तत्र वातेन या पीडा, त्रिकशूलं तदुच्यते॥ ११३॥

अन्वयः-स्फिग्‌अस्थ्नोः पृष्ठवंश-अस्थ्नोः यः संधिः तत् त्रिकं मतम्, तत्र वातेन या पीडा तत् त्रिक-शूलम् उच्यते॥

ફૂલાનાં બે હાડકાંનો અને બરડાનાં બે હાડકાંનો જે સાંધો છે તે ત્રિક કહેવાય છે; એ ત્રિકમાં વાયુથી જે પીડા ઉત્પન્ન થાય, તે 'ત્રિકશૂલ'× કહેવાય છે. ૧૧૩

---

× हिङ्गु आदि येषां तानि-हिङ्ग्वादीनि, तेषां चूर्णम्-જેઓમાં હિંગ પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-હિંગ્વાદિ ચૂર્ણ કહેવાય છે.

+ तूनयति-सङ्कोचयति वायुर्गुदोपस्थं तीव्रवेदनया वर्चो-मूत्राशयात् प्रयान् अस्या इति तूणी-तूनी वा, तूण संकोचे-अधिकरणे घञ्, गौरादित्वाद् ङीष्-જેમાં વાયુ મલાશય અને મૂત્રાશયમાંથી ઊઠી ગુદા તથા ગુહ્ય ઇંદ્રિય તરફ જતો તીવ્ર વેદનાથી તેને સંકોચી દે અને જાણે તોડી નાખતો હોય એવી વેદના કરે, તે વાયુ જ તૂની નામે વાતવ્યાધિ કહેવાય છે.

+ प्रतिगता तूनी-पूर्वोक्ताया वैपरीत्येन समुत्थिता-પ્રતિતૂની-ઉપર કહેલી તૂનીથી ઊલટી રીતે એટલે ગુદા તથા ગુહ્યભાગેથી ઊઠીને મલાશય તથા મૂત્રાશય તરફ જતી વેદના પ્રતિતૂની નામનો વાતવ્યાધિ કહેવાય છે.

अथ तस्य चिकित्सामाह-

## ત્રિકશૂલની ચિકિત્સા

**कारयेद्वालुकास्वेदं त्रिकशूले प्रयत्नतः । यद्वाऽधस्तात् करीषाग्निं धारयेत् सततं नरः ॥११४**

अन्वय –त्रिकशूले नरः प्रयत्नतः वालुकास्वेदं कारयेत्, यद्वा (रोगिणः शयने तद्रोगस्य) अधस्तात् सततं करीष–अग्निं धारयेत् ॥

ત્રિકશૂલ થયેલ હોય તો માણસે પ્રયત્નથી રેતીનો શેક કરાવવો અથવા રોગીના શયનની નીચે એ રોગ હોય ત્યાં અડાયાં-છાણાંનો અગ્નિ રાખી તેનો એકધારો શેક કરવો. ૧૧૪

## ત્રયોદશાંગ-ગુગ્ગુલુ

आभाऽश्वगन्धा हपुषा गुडूची, शतावरी गोक्षुरकश्च रास्ना । श्यामा शताह्वा च शटी यवानी, सनागरा चेति समं विचूर्ण्य ॥ ११५॥

सर्वैः समं गुग्गुलुमत्र दद्यात्, क्षिपेदिहाज्यञ्च तदर्धभागम् । तद्भक्षयेदर्धपिचुप्रमाणं, प्रभातकाले पयसाऽथ यूषैः ॥ ११६॥

मद्येन वा कोष्णजलेन चाथ, क्षीरेण वा मांसरसेन वापि । त्रिकग्रहे जानुहनुग्रहे च, वाते भुजस्थे चरणस्थिते च ॥ ११७॥

सन्धिस्थिते चास्थिगते च तस्मिन्, मज्जस्थिते स्नायुगते च कोष्ठे । रोगान्हरेद्वातकफानुविद्धान्, वातेरितान् हृद्ग्रहयोनिदोषान् ॥ ११८॥ भग्नास्थिविद्धेषु च खञ्जतायां, सगृध्रसीके खलु पक्षघाते । महौषधं गुग्गुलुमेतमाहुस्त्रयोदशाङ्गं भिषजः पुराणाः ॥ ११९॥

अन्वयः–आभा अश्वगन्धा हपुषा गुडूची शतावरी गोक्षुरकः च रास्ना श्यामा शताह्वा च शटी यवानी च सनागरा, इति समं विचूर्ण्य, अत्र सर्वैः समं गुग्गुलुं दद्यात्, इह च तदर्धभागम् आज्यं क्षिपेत्, तत् प्रभातकाले पयसा, अथ यूषैः, वा मद्येन, अथ च कोष्णजलेन, वा क्षीरेण, अपि वा मांसरसेन, अर्ध–पिचु–प्रमाणं त्रिकग्रहे, च जानु–हनुग्रहे, भुजस्थे च वाते, च चरणस्थिते सन्धिस्थिते, च अस्थिगते, मज्जस्थिते, स्नायुगते च कोष्ठे तस्मिन् भक्षयेत् । (एतद्) वात–कफ–अनुविद्धान् रोगान् वात–ईरितान् हृद्–ग्रह–योनि–दोषान् हरेत्, (तथा) च भग्न–अस्थि–विद्धेषु खञ्जतायां सगृध्रसीके खलु पक्षघाते (प्रयुज्यते), पुराणाः भिषजः एतं महौषधं त्रयोदश–अङ्गं गुग्गुलुम् आहुः ॥

બાવળ, આસંધ, પલાશી, ગળો, શતાવરી, ગોખરુ, રાસ્ના, નસોતર, સુવા, કચૂરો, અજમો અને સૂંઠ સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાં તે સઘળાં ચૂર્ણ બરાબર ગૂગળ નાખવો અને ગૂગળથી અર્ધું ઘી નાખવું; આ ગૂગળ સવારમાં દૂધની સાથે કે યૂષની સાથે અથવા મદ્યની સાથે કે થોડાક ગરમ પાણીની સાથે અથવા દૂધની સાથે કે માંસના રસની સાથે અરધો તોલો ખાવો; એટલે ત્રિકશૂલ, ગોઠણનુ ઝલાઈ જવું, હનુગ્રહ, ભુજામાં રહેલો વાયુ, પગમાં રહેલો વાયુ, સાંધામાં રહેલો વાયુ, હાડકાંમાં રહેલો વાયુ, મજ્જામાં રહેલો વાયુ, સ્નાયુમાં રહેલો વાયુ, કોઠામાં રહેલો વાયુ, વાયુના તથા કફના સંબંધવાળા રોગો, વાયુના રોગો, હૃદયનું ઝલાઈ જવું, યોનિના દોષ, ભાંગેલાં હાડકાંના રોગ, વીંધાયાથી થયેલા રોગ, લંગડાપણું, ગૃધ્રસી અને પક્ષાઘાત મટાડે છે. જૂના વૈદ્યો આ મહાન ઔષધને ત્રયોદશાંગ-ગુગ્ગુલુ+ કહે છે. ૧૧૫-૧૧૯

टीका–आभा=बब्बूलः, तथा च–'आभा बब्बूलपर्यायः कथितः कोविदैरिह ' इति । મૂળમાં જે 'आभा' શબ્દ છે, તેનો અર્થ 'બાવળ' થાય છે, કારણ વિદ્વાનોએ 'આભા'ને બાવળનો જ પર્યાય શબ્દ-કોષમાં કહ્યો છે.

अथ मुहुर्मूत्रणमूत्रनिग्रहयोर्निदानपूर्वकं लक्षणमाह-

## મુહુર્મૂત્રણનું તથા મૂત્રનિગ્રહનું નિદાનપૂર્વક લક્ષણ

**मारुतेऽविगुणे बस्तौ मूत्रं सम्यक् प्रवर्तते । विकारा विविधाश्चापि तस्मिन् दुष्टे भवन्ति हि ॥**

अन्वयः–मारुते अविगुणे बस्तौ मूत्रं सम्यक् प्रवर्तते, अपि च तस्मिन् दुष्टे हि विविधाः विकाराः भवन्ति ॥

વાયુ અનુલોમ હોય એટલે બગડ્યો ન હોય તો મૂત્રાશયમાં સારી રીતે મૂત્ર પ્રવર્તે છે, પણ વાયુ પ્રતિલોમ થઈ બગડ્યો હોય તો મુહુર્મૂત્રણ તથા મૂત્રનિગ્રહ વગેરે અનેક

---

+ आभादीनि त्रयोदश अङ्गानि यस्य स चासौ गुग्गुलुः–બાવળ વગેરે તેર ઓસડિયાં જેનાં અંગો છે, એટલે ગૂગળ સાથે એ ઓસડિયાં જેમાં નંખાય છે, તે–ત્રયોદશાંગગુગ્ગુલુ કહેવાય છે.

પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. (વારંવાર મૂતરવું પડે એ 'મુહુર્મૂત્રણ'× અને મૂત્રની અટકાયત થાય એ 'મૂત્રનિગ્રહ' કહેવાય છે. મુહુર્મૂત્રણ વગેરે વિકારો 'બસ્તિવાત' નામે પણ ઓળખાય છે.) ૧૨૦

टीका-अविगुणे=अनुलोमे, प्रतिलोमे तु विकाराः विविधाः=मुहुर्मूत्रण-मूत्रनिग्रहादयः ॥ (આનો અર્થ ઉપર છે.)

तयोः चिकित्सामाह-

### મુહુર્મૂત્રણની ચિકિત્સા

**बलामूर्वात्वचश्चूर्णं ससितं कर्षसंमितम् ।**
**पिबेत् कुडवदुग्धेन मुहुर्मूत्रणशान्तये ॥ १२१ ॥**

अन्वय-मुहुर्मूत्रणशान्तये बला-मूर्वा-त्वचः चूर्णं ससितं कर्षसमितं कुडव-दुग्धेन पिबेत् ॥

મુહુર્મૂત્રણની શાંતિ માટે ખપાટ, મોરવેલ અને તજનું ચૂર્ણ સાકર સહિત એક તોલો સોળ તોલા દૂધની સાથે પીવું. ૧૨૧

**पथ्याबिभीतधात्रीणां चूर्णं चूर्णं मृतायसः ।**
**मधुना सह संलीढं मुहुर्मूत्रणशान्तिकृत् ॥१२२॥**

अन्वय-पथ्या-बिभीत-धात्रीणां चूर्णं, मृत-अयसः चूर्णं मधुना सह संलीढं (सत्) मुहुर्मूत्रण-शान्तिकृत् (भवति) ॥

હરડે, બહેડાં અને આમળાનું ચૂર્ણ તથા મારેલા લોઢાનું ચૂર્ણ મધ સાથે ચાટ્યું હોય તો તે મુહુર્મૂત્રણની શાંતિ કરે છે. ૧૨૨

### મૂત્રનિગ્રહની ચિકિત્સા

**यवक्षारस्य चूर्णन्तु संयोज्य सितया सह ।**
**भक्षयेन्नियतं तस्य प्रशाम्येन्मूत्रनिग्रहः ॥ १२३ ॥**

अन्वयः-(यः) यवक्षारस्य चूर्णं तु सितया सह संयोज्य भक्षयेत्, तस्य मूत्रनिग्रहः नियतं प्रशाम्येत् ॥

જે માણસ જવખારનું ચૂર્ણ સાકરની સાથે મેળવી ખાય છે, તેનો મૂત્રનિગ્રહ મટી જાય છે. ૧૨૩

**कूष्माण्डस्य तु बीजानि बीजानि त्रपुषस्य च ।**
**बस्तौ सन्धारयेत् तेन प्रशाम्येन्मूत्रनिग्रहः ॥१२४॥**

अन्वयः-कूष्माण्डस्य तु बीजानि च त्रपुषस्य बीजानि बस्तौ सधारयेत्, तेन मूत्रनिग्रहः प्रशाम्येत् ॥

કોળાનાં બીજ તથા કાકડીનાં બીજ પેડુની ઉપર રાખવાં; તેથી મૂત્રનિગ્રહ મટી જાય છે.

**आमलक्याश्च कल्केन बस्तिभागं प्रलेपयेत् ।**
**तेन प्रशाम्यति क्षिप्रं नियमान्मूत्रनिग्रहः ॥१२५॥**
**मेहनस्याथ योनेर्वा मुखस्याभ्यन्तरे शनैः ।**
**घनसारयुतां वर्तिं धारयेन्मूत्रनिग्रहे ॥ १२६ ॥**

अन्वयः-आमलक्याः कल्केन च बस्तिभागं प्रलेपयेत्, तेन मूत्रनिग्रहः क्षिप्रं नियमात् प्रशाम्यति ॥ मूत्रनिग्रहे मेहनस्य अथवा योनेः मुखस्य अभ्यन्तरे शनैः घनसारयुतां वर्तिं धारयेत् ॥

આમળીના કલ્કથી પેડુની ઉપરનો ભાગ ચોપડવો; તેથી મૂત્રનિગ્રહ તરત મટી જાય છે. મૂત્રનિગ્રહ થયો હોય તો લિંગના અથવા યોનિના મોઢાની અંદર ધીરેથી કપૂરવાળી વાટ ખોસી રાખવી. ૧૨૫,૧૨૬

गृध्रसीलक्षणमाह-

### ગૃધ્રસીનું લક્ષણ અને બે ભેદ

**स्फिक्पूर्वोरुकटीपृष्ठजानुजङ्घापदं क्रमात् ।**
**गृध्रसी स्तम्भरुक्तोदैर्गृह्णाति स्पन्दते मुहुः ॥१२७॥**
**वाताद्वातकफाभ्यां सा विज्ञेया द्विविधा पुनः ।**
**वातजायां भवेत्तोदो देहस्यातीव वक्रता ॥१२८॥**
**जानुजङ्घोरुसन्धीनां स्फुरणं स्तब्धता भृशम् ।**
**वातश्लेष्मोद्भवायान्तु गौरवं वह्निमार्दवम् ॥**
**तन्द्रा मुखप्रसेकश्च भक्तद्वेषस्तथैव च ॥ १२९ ॥**

अन्वयः-स्फिक्-पूर्व-ऊरु-कटी-पृष्ठ-जानु-जङ्घा-पदं स्तम्भ-रुक्-तोदैः क्रमात् गृह्णाति, मुहुः स्पन्दते, सा गृध्रसी विज्ञेया, पुनः वातात् (च) वातकफाभ्यां द्विविधा, (तत्र) वातजायां तोदः, देहस्य अतीव वक्रता, जानु-जङ्घा-ऊरुसधीनां स्फुरणं, भृशं स्तब्धता (च) भवेत्, वात-श्लेष्म-उद्भवायां तु गौरवं, वह्नि-मार्दवं तन्द्रा च मुखप्रसेकः तथा च भक्तद्वेषः एव (स्यात्)॥

ફૂલાના સાંધા, સાથળ, કેડ, વાંસો, ગોઠણ, પિંડી અને પગમાં અનુક્રમે વધતું સજ્જડપણું, વેદના તથા સોયો ભોંકાયા જેવી પીડા કરી તે તે સ્થાનોને જે પકડે છે અને જેને લીધે એ ફૂલાના સાંધા વગેરેની શિરાઓ વારંવાર કંપ્યા કરે, એ 'ગૃધ્રસી-રોગ×' જાણવો. (આ રોગ જેમ

× मुहुर् मूत्रणं-વારંવાર પેશાબની હાજત થયા કરે તે મુહુર્મૂત્રણ અને मूत्रस्य निग्रहः-પેશાબનું અટકવું, તે મૂત્રનિગ્રહ નામે વાતવ્યાધિ કહેવાય છે.

× गृध्रवा गृध्र इव स्यति-पीडयति, दो अन्तकर्मणि- 'सुपी'तियोगविभागात् कः,-गौरादिः-ચાંચથી જેમ

જેમ વધતો જાય છે, તેમ તેમ ફૂલાના સાંધા વગેરેને વધારે દબાવે છે.) તે ગૃધ્રસી, વાયુએ કરેલી અને વાયુ તથા કફ બન્નેએ કરેલી–એમ બે પ્રકારની થાય છે; તેમાં વાયુએ કરેલી ગૃધ્રસી હોય તો સોયો ભોંકાયા જેવી પીડા થાય; દેહ અત્યંત વાંકો થઈ જાય; ગોઠણ, પિંડી તથા સાથળના સાંધાની શિરાઓ ફુરે અને ખૂબ ઝલાઈ જવું થાય છે; અને જો વાયુ તથા કફ એ બન્નેએ કરેલી ગૃધ્રસી હોય તો શરીરમાં ભારેપણું થાય, અગ્નિ મંદ થઈ જાય, ઘેન થાય, મોઢામાં પાણી આવ્યા કરે અને અન્ન ઉપર દ્વેષ–અરુચિ કે અણગમો થાય છે. ૧૨૭–૧૨૯

टीका–गृध्रसी वातजा केवला स्फिगादिपदपर्यन्तम् स्तम्भरुक्तोदैर्गृह्णाति। क्रमात्=वृद्धिक्रमात्। तेन यथा यथा वर्द्धते तथा तथा स्फिगादीन्याक्रामति, नात्र ग्रहणे निर्देशक्रमनियमः। तथा मुहुः स्पन्दते=स्फिगादिषु शिराकम्पं करोतीत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

गृध्रस्याश्चिकित्सामाह–

## ગૃધ્રસીની ચિકિત્સા

**गृध्रस्याऽऽर्त्तं नरं सम्यग् रेकेण वमनेन वा।**
**ज्ञात्वा निरामं दीप्ताग्निं बस्तिभिः समुपाचरेत्॥१३०**
**नादौ बस्तिविधिं कुर्याद्यावदूर्ध्वं न शुध्यति।**
**स्नेहो निरर्थकः स स्याद्भस्मन्येव हुतं यथा॥१३१॥**
**तैलमेरण्डजं प्रातर्गोमूत्रेण पिबेन्नरः।**
**मासमेकं प्रयोगोऽयं गृध्रस्यूरुग्रहापहः॥ १३२॥**
**तैलं घृतञ्चार्द्रकमातुलुङ्ग,–रसं सचुक्रं सगुडं पिबेद्वा**
**कट्यूरुपृष्ठत्रिकशूलगुल्म, गृध्रस्युदावर्त्तहरः प्रयोगः**

अन्वयः–गृध्रस्या आर्त्तं नरं सम्यग् रेकेण वा वमनेन निरामं (च) दीप्ताग्निं ज्ञात्वा बस्तिभिः समुपाचरेत्। यावत् ऊर्ध्वं न शुध्यति (तावत्) आदौ बस्तिविधिं न कुर्यात्, (यतः) सः स्नेहः भस्मनि हुतं यथा निरर्थकः एव स्यात्। नरः एकं मासं प्रातर् गोमूत्रेण एरण्डजं तैलं पिबेत्, अयं प्रयोगः गृध्रसी–ऊरुग्रह–अपहः (अस्ति)॥ वा तैलं घृतम् आर्द्रक–मातुलुङ्गरसं च सचुक्रं वा सगुडं पिबेत् (अयं) प्रयोगः कटि–ऊरु–पृष्ठ–त्रिक्–शूल,–गुल्म–गृध्रसी–उदावर्तहरः (अस्ति)॥

ગૃધ્રસીથી પીડાયેલા માણસને સારી પેઠે વિરેચન તથા વમન આપી આમરહિત અને પ્રદીપ્ત અગ્નિવાળો થયેલો જાણ્યા પછી સ્નેહની પિચકારીઓ મારવી; કારણ કે જ્યાં સુધી વમનરૂપ ઊર્ધ્વ શોધનથી શુદ્ધ ન થાય ત્યાં સુધી પ્રથમ બસ્તિની ક્રિયા કરવી જ નહિ; કેમ કે તે સ્નેહબસ્તિ રાખમાં હોમેલાની પેઠે વ્યર્થ થાય છે. માણસે એક મહિના સુધી સવારે ગોમૂત્રની સાથે એરંડિયું તેલ પીવું; તે પ્રયોગ ગૃધ્રસી તથા સાથળોનું ઝલાવું મટાડે છે; અથવા તેલ, ઘી, આદાનો રસ, અને બિજોરાનો રસ મિશ્ર કરી તેમાં ચૂકાનો રસ અથવા ગોળ નાખી પીવો; આ પ્રયોગ પણ કેડનાં શૂળ, સાથળનાં શૂળ, વાંસાનાં શૂળ, ત્રિકશૂળ, ગોળો, ગૃધ્રસી અને ઉદાવર્ત રોગને મટાડે છે. ૧૩૦–૧૩૩

## ગૃધ્રસીની ચિકિત્સા (ચાલુ)

**निष्कुष्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत्।**
**तत्पानन्तु कटीशूले गृध्रस्यां परमौषधम्॥१३४॥**
**एरण्डमूलं बिल्वञ्च बृहती कण्टकारिका।**
**कषायो रुचकोपेतः पीतो वङ्क्षणबस्तिजम्॥**
**गृध्रसीजं हरेच्छूलं चिरकालानुबन्धि च॥१३५॥**

अन्वयः–एरण्डबीजानि निष्कुष्य (च) पिष्ट्वा क्षीरे विपाचयेत्, तत्पानं तु कटीशूले गृध्रस्यां परम–औषधम् (अस्ति)। एरण्डमूलं बिल्वं बृहती च कण्टकारिका–(एषां) कषायः रुचक–उपेतः पीतः (सन्) वङ्क्षण–बस्तिजं गृध्रसीजं च चिरकाल–अनुबन्धि शूलं हरेत्॥

એરંડાનાં બીજ ફોલી તેને વાટી દૂધમાં પકાવવાં; પછી તે પિવાય તો કેડનાં શૂળ તથા ગૃધ્રસી ઉપર એ મોટું ઔષધ છે. એરંડાનાં મૂળ, બીલી, મોટી ભોરીંગણી અને નાની ભોરીંગણીનો કવાથ સંચળ નાખી જો પીધો હોય તો તે સાથળોના સાંધાઓનું શૂળ, મૂત્રાશયનું શૂળ અને ગૃધ્રસીનું શૂળ લાંબા કાળનું હોય તોપણ તેને મટાડે છે. ૧૩૪,૧૩૫

---

ગીધ પીડા કરે તેની જે પીડા કરે અને ફુલાના સાધા વગેરેને જે પકડે તે વાતવ્યાધિ–ગૃધ્રસી કહેવાય છે અમરકોષની ટીકામાં તથા બીજા શબ્દકોષોમાં આ 'ગૃધ્રસી' શબ્દની વ્યુત્પત્તિ આવી મળે છે: गृध्रम् अपि स्यति, षो अन्तकर्मणि–'आतोऽनुपसर्गे कः' ગીધને પણ જે પીડે તે ગૃધ્રસી આવો તેનો અર્થ થાય; પણ તે બરાબર બંધબેસતો નહિ લાગવાથી ઉપરની વ્યુત્પત્તિ કરી છે.

કફ તથા વાયુની ગૃધ્રસીની ખાસ ચિકિત્સા

गोमूत्रैरण्डतैलाभ्यां कृष्णाचूर्णं पिबेन्नरः।
दीर्घकालोत्थितां हन्ति गृध्रसीं कफवातजाम्॥१३६॥

अन्वय –(यः) नरः गोमूत्र-एरण्ड-तैलाभ्यां कृष्णाचूर्णं पिबेत् (सः) दीर्घकाल-उत्थितां कफ-वातजां गृध्रसीं हन्ति॥

જે માણસ ગોમૂત્ર અને એરંડિયા તેલની સાથે પીપરનું ચૂર્ણ પીએ, તે લાંબા કાળથી થયેલી કફ તથા વાયુ-બન્નેએ કરેલી ગૃધ્રસીનો નાશ કરે છે. ૧૩૬

ગૃધ્રસીના સચોટ ઉપાયો

सिंहास्यदन्तीकृतमालकानां, पिबेत् कषायं रुबुतैलमिश्रम्। यो गृध्रसीनष्टगतिः प्रसुप्तः, स शीघ्रगः स्याद्धि किमत्र चित्रम्॥१३७॥
बृहन्निम्बतरोः सारो वारिणा परिपेषितः।
स पीतो नाशयेत् क्षिप्रमसाध्यामपि गृध्रसीम्॥१३८॥
शेफालिकादलैः क्वाथो मृद्वग्निपरिपाचितः।
दुर्वारं गृध्रसीरोगं पीतमात्रः प्रणाशयेत्॥१३९॥

अन्वयः-यः (नरः) गृध्रसी-नष्ट-गतिः प्रसुप्तः (भवेत्) सः सिंहास्य-दन्ती-कृतमालकानां कषाय रुबु-तैलमिश्रं पिबेत्, (तेन) शीघ्रगः हि स्यात्, अत्र किं चित्रम्?॥ बृहन्निम्बतरोः सारः वारिणा परिपेषितः (कर्तव्यः), सः पीतः (सन्) असाध्याम् अपि गृध्रसीं क्षिप्रं नाशयेत्॥ मृदु-अग्नि-परिपाचितः शेफालिकादलैः क्वाथः पीतमात्रः दुर्वारं गृध्रसीरोगं प्रणाशयेत्॥

જે માણસ ગૃધ્રસીને લીધે ચાલતો બંધ થયો હોય અને તેથી સૂઈ જ રહેતો હોય, તે જો અરડૂસો, નેપાળો તથા ગરમાળાનો ક્વાથ કરી તેમાં એરંડિયું તેલ નાખી પીએ તો તરત જ ચાલતો થઈ જાય, એમાં શું આશ્ચર્ય છે! બકાનની અંતરછાલને પાણીમાં વાટી પીધી હોય તો તે અસાધ્ય ગૃધ્રસીનો પણ તરત નાશ કરે છે. કોમળ અગ્નિથી પકાવેલો નગોડનાં પાંદડાંનો ક્વાથ પીવાથી તે અસાધ્ય ગૃધ્રસીનો પણ તરત નાશ કરે છે.

टीका-अत्र शेफालिका=निर्गुण्डी॥ અહીં મૂળમાં 'शेफालिका' શબ્દનો અર્થ 'નગોડ' કર્યો છે.

રાસ્નાગુગ્ગુલુ

रास्नायास्तु पलञ्चैकं पञ्च कर्षाणि गुग्गुलोः।
सर्पिषा वटिकां कृत्वा भक्षयेत् गृध्रसीहरीम्॥१४०॥

अन्वयः-एकं पलं रास्नायाः च पञ्च कर्षाणि गुग्गुलोः सर्पिषा वटिकां कृत्वा गृध्रसीहरीं (तां) भक्षयेत्॥

ચાર તોલા રાસ્ના[+]અને પાંચ તોલા ગૂગળને મિશ્ર કરી ઘીથી ગોળીઓ વાળી તે ખાવી; તે ગૃધ્રસીને મટાડે છે. ૧૪૦

રાસ્ના-સપ્તક-ક્વાથ[×]

रास्नाऽमृतारग्वधदेवदारु,-त्रिकण्टकैरण्ड-पुनर्नवानाम्। क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं, जङ्घोरु-पृष्ठत्रिकपार्श्वशूली॥१४१॥

अन्वयः-जङ्घा-ऊरु-पृष्ठ-त्रिक-पार्श्वशूली रास्ना-अमृता-आरग्वध-देवदारु-त्रिकण्टक-एरण्ड-पुनर्नवाना क्वाथं नागरचूर्णमिश्रं पिबेत्॥

રાસ્ના, ગળો, ગરમાળો, દેવદાર, ગોખરુ, એરંડો અને સાટોડીનો ક્વાથ સૂંઠનું ચૂર્ણ નાખીને પીવો. (તેથી પગની પિંડીઓ, સાથળો, વાંસો, ફૂલાનો સાંધો અને પડખામાં જેને શૂળ નીકળતાં હોય તેને તે શૂળ મટી જાય છે.) ૧૪૧

પથ્યાદિ-ગુગ્ગુલુ

पथ्याविभीतामलकीफलानां, शतं क्रमेण द्विगुणाभिवृद्धम्। प्रस्थेन युक्तं च पलंकषाणां, द्रोणे जले संस्थितमेकरात्रम्॥१४२॥
अर्धावशिष्टं क्वथितं कषायं, भाण्डे पचेत्तत् पुनरेव लौहे। अमूनि यद्धेरवतार्य दद्याद्, द्रव्याणि संचूर्ण्य पलार्धकानि॥१४३॥
विडङ्गदन्तीत्रिफलागुडूची,-कृष्णात्रिवृन्नागर-कोषणानि। यथेप्तचेष्टस्य नरस्य शीघ्रं, हिमाम्बुपानानि च भोजनानि॥१४४॥
निषेव्यमाणो विनिहन्ति रोगान्, सगृध्रसीं नूतनखञ्जनाञ्च। प्लीहानमुग्रं जठराग्निगुल्मं, पाण्डुत्वकण्डूवमिवातरक्तम्॥१४५॥
पथ्यादिको गुग्गुलुरेष नाम्ना, ख्यातः क्षितावप्रमितप्रभावः। पलेन नागेन समं मनुष्यं, जवेन कुर्यात् तुरगेण तुल्यम्॥१४६॥
आयुःप्रकर्षं विदधाति चक्षुर्बलं तथा पुष्टि-

---

[+] रास्नामिश्रः गुग्गुलुः-રાસ્નાથી મિશ્ર જે ગૂગળ તે રાસ્નાગુગ્ગુલુ જાણવો.

[×] सप्तानां समूहः सप्तकः-रास्नादीनां सप्तकः, तस्य च कषायः-રાસ્ના વગેરે સાત ઓસડિયાંનો ઉકાળો-રાસ્નાસપ્તક-ક્વાથ કહેવાય છે.

करो विषघ्न । क्षतस्य सन्धानकरो विशेषाद्, रोगेषु शस्त सकलेषु तज्ज्ञैः ॥ १४७ ॥

अन्वय –पथ्या–बिभीत–आमलकीफलानां क्रमेण द्विगुण–अभिवृद्ध पलकषाणां प्रस्थेन च युक्त, द्रोणे जले एकरात्र संस्थितम् अर्ध–अवशिष्ट क्वथित कषाय पचेत्, तत् पुन लोहे भाण्डे (पचेत्) वह्ने अवतार्य (तत्र) विडङ्ग–दन्ती–त्रिफला–गुडूची–कृष्णा–त्रिवृत्–नागरक–कषणानि–अमूनि द्रव्याणि पलार्धकानि सचूर्ण्य दद्यात्। (एतत्सेवमानस्य) यथेष्टचेष्टस्य नरस्य शीघ्र हिम–अम्बुपानानि च भोजनानि (दद्यात्), एष पथ्यादिक नाम्ना गुग्गुलु क्षितौ अप्रमितप्रभाव ख्यात*, निषेव्यमाण रोगान् सगृध्रसी च नूतनखञ्जतां प्लीहानम् उग्र जठराग्नि-गुल्म पाण्डुत्व–कण्डू–वमि–वातरक्त विनिहन्ति, (तथा च एष ) मनुष्य बलेन नागेन सम, जवेन तुरगेण तुल्य कुर्यात्, आयु –प्रकर्ष चक्षुर्बल विदधाति, तथा पुष्टिकर, विषघ्न, क्षतस्य सधानकर, विशेषात् सकलेषु रोगेषु तज्ज्ञै शस्त ॥

સો હરડે, બસો બહેડા, ચારસો આમળા અને ચોસઠ તોલા ગૂગળને એક હજાર ચોવીશ તોલા પાણીમા એક રાત સુધી રાખી, તેનુ પાણી અરધું બાકી રહે એવો કવાથ કરી તે કવાથને પાછો લોઢાના વાસણમા પકાવવો. પછી અગ્નિ ઉપરથી ઉતારીને તેમા વાવડિંગ, નેપાળો, હરડે, બહેડા, આમળા, ગળો,નસોતર, પીપર,સૂંઠ,મરી, એ ઓસડિયા ના બબ્બે તોલા ચૂર્ણ કરી નાખવા, એટલે તે 'પથ્યાદિ–ગુગ્ગુલુ*' તૈયાર થાય છે. આ ગૂગળ સેવનારે મનગમતો વિહાર કરવો અને ગૂગળ ખાઈને તેના પર ટાઢું પાણી પીવું તથા ભોજન કરવું. આ પથ્યાદિ નામે ગૂગળ પૃથ્વી પર અમાપ પ્રભાવવાળો પ્રખ્યાત છે; તેથી તેનું જો સેવન કરાય તો તે હરકોઈ રોગ ગૃધ્રસી, તત્તનું થયેલ લંગડાપણુ, ઉગ્ર બરલનુ દરદ, ગોળો, પાડુરોગ, ચળ, ઊલટી અને વાતરક્ત મટાડે છે. આ ગૂગળ માણસને બળમા હાથી જેવો અને વેગમા ઘોડા જેવો કરે છે, આયુષ વધારે છે, નેત્રને બળ આપે છે, પુષ્ટિ કરે છે, ઝેરનો નાશ કરે છે, ઘવાયેલાને સાધે છે અને વિશેષે કરી સઘળા રોગો ઉપર ઉત્તમ છે, એમ તેના જાણકારોએ તેને વખાણ્યો છે. ૧૪૨–૧૪૭

* पथ्या आदिर्येषां तानि पथ्यादीनि, पथ्यादिभि युक्तः गुग्गुलु –હરડે વગેરેથી યુક્ત એવો ગૂગળ–પથ્યાદિ–ગુગ્ગુલુ કહેવાય છે

अथ खञ्जस्य पङ्गोश्च लक्षणमाह–

## ખંજતા તથા પંગુતાનાં લક્ષણ

वायु कट्याश्रित सक्थ्न कण्डरामाक्षिपेद्यदा। खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गु सक्थ्नोर्द्वयोर्वधात्॥

अन्वय –कटि–आश्रित वायु सक्थ्न कण्डरां यदा आक्षिपेत्, तदा जन्तु खञ्ज भवेत्, द्वयो सक्थ्ना वधात् पङ्गु (स्यात्) ॥

કેડમા રહેલો વાયુ, કેડથી માંડી ઘૂંટી સુધીના ભાગના મોટા સ્નાયુને જ્યારે ખેંચે, ચાલવા વગેરેમા કંપાવે,ત્યારે માણસ ખંજ+ (લંગડો) થઈ જાય છે; અને કેડથી માંડી ઘૂંટી સુધીના બન્ને સાથળોની ચાલવા વગેરેની ક્રિયાનો નાશ કરે, ત્યારે માણસ પંગુ* (પાંગળો) થઈ જાય છે. ૧૪૮

टीका–सक्थ्न =कट्यादिगुल्फान्तस्य, कण्डरा=महास्नायु,आक्षिपेत्=गमनादौ कम्पयेत्, वधात्=गमनादिक्रियाघातात्॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે)

## ખંજતાની તથા પંગુતાની ચિકિત્સા

उपाचरेदभिनवं खञ्जं पङ्गुमथापि च। विरेकास्थापनस्वेदगुग्गुलुस्नेहबस्तिभि ॥ १४९ ॥

+ खञ्जति–गतिवैकल्यमाप्नोति कट्याश्रितवायुकृतसक्थिकण्डराक्षेपात् इति खञ्ज , खजि गतिवैकल्ये–अच्, खञ्जस्य भाव खञ्जता–કેડમા રહેલો વાયુ કેડથી માંડી પગની ઘૂંટી સુધીના ભાગના મોટા સ્નાયુને કંપાવ્યા કરે છે, તેથી માણસ લંગડો ચાલે છે, તે ખંજતા નામે વાતવ્યાધિ કહેવાય છે

* पनते–स्तौति परमेश्वर वायुकृतगमनादि–क्रियाघातनिवृत्तये–इति पङ्गु , पन–स्तुतौ–बाहुलकात् गु (इति अमरकोषटीकाकृद् भानुजीदीक्षित ), यद्वा खञ्जति–गतिहीनो भवति, वायुकृतगमनादिक्रियाघातात्, खजि–कु, पुगादेशो नुक् च (इति कोशान्तरेषु)–વાયુએ કરેલ ગમન આદિ ક્રિયાનો નાશ દૂર કરવા માટે જે માણસ પરમેશ્વરની સ્તુતિ કર્યા કરે છે; અથવા વાયુએ કરેલી ગમનાદિ ક્રિયા નાશ પામવાથી માણસ જે પાંગળો બને છે, તે 'પંગુતા' નામે વાતવ્યાધિ

अन्वयः-खञ्जम् अथ च पङ्गुम् अपि अभिनवं (चेत् तर्हि) विरेक-आस्थापन-स्वेद-गुग्गुलु-स्नेह-बस्तिभिः उपाचरेत् ॥

લંગડા કે પાંગળા માણસને લાગુ થયેલ તેનો ખંજતા અથવા પંગુતા-રોગ જો નવો-થોડા દિવસથી થયેલ હોય તો વિરેચનથી, નિરૂહબસ્તિથી, સ્વેદનોથી, ગૂગળો ખવડાવવાથી તથા સ્નેહ-બસ્તિઓથી તેની ચિકિત્સા કરવી. ૧૪૯

अथ कलायखञ्जस्य लक्षणमाह-

કલાયખંજતાનું લક્ષણ

कम्पते गमनारम्भे खञ्जन्निव च लक्ष्यते ।
कलायखञ्जं तं विद्यान्मुक्तसन्धिप्रबन्धनम् ॥१५०॥

अन्वयः-गमन-आरम्भे कम्पते च खञ्जन् इव लक्ष्यते, तं मुक्तसंधिप्रबन्धनं कलायखञ्जं विद्यात् ॥

જે માણસ ચાલવાની શરૂઆત કરે ત્યારે કંપે તથા જાણે લંગડાતો હોય એવો દેખાય અને જેના સાંધાઓનાં બંધનો ઢીલાં થઈ ગયાં હોય તે માણસને 'કલાયખંજતા+' નામના રોગવાળો જાણવો. ૧૫૦

टीका-गमनारम्भे कम्पते; एतस्य खञ्जादयमेव भेदः, 'कलायखञ्ज' इति शास्त्रे रूढा संज्ञा, न तु यौगिकी ॥ ચાલવાની શરૂઆત વખતે માણસ કંપે અને લંગડાતા જેવો દેખાય એટલો ખંજતાથી કલાયખંજતામાં તફાવત છે. 'કલાયખંજ' એ નામ વૈદ્યકશાસ્ત્રમાં અર્થને બરાબર અનુસરતું નહિ હોવાથી યૌગિક નથી, પણ રૂઢ છે, એમ સમજવું જોઈએ.

अथ कलायखञ्जस्य चिकित्सामाह-

કલાયખંજતાની ચિકિત્સા

क्रमः कलायखञ्जस्य खञ्जपङ्ग्वोरिव स्मृतः ।
विशेषात् स्नेहनं कर्म कार्यमत्र विचक्षणैः ॥ १५१॥

अन्वयः-कलायखञ्जस्य क्रमः खञ्ज-पङ्ग्वोः इव स्मृतः । विचक्षणैः अत्र विशेषात् स्नेहनं कर्म कार्यम् ॥

કલાયખંજતાની ચિકિત્સા ખંજતાની તથા પંગુતાની ચિકિત્સા જેવી જ કરવી. વિદ્વાન વૈદ્યોએ આ કલાયખંજતામાં સ્નેહનની ક્રિયા વિશેષે કરી કરવી. ૧૫૧

अथ क्रोष्टुकशीर्षस्य लक्षणमाह-

ક્રોષ્ટુકશીર્ષનું લક્ષણ

वातशोणितजः शोथो जानुमध्ये महारुजः ।
ज्ञेयः क्रोष्टुकशीर्षस्तु स्थूलः क्रोष्टुकशीर्षवत् ॥१५२

अन्वयः-जानुमध्ये वातशोणितजः क्रोष्टुकशीर्षवत् स्थूलः महारुजः शोथः तु क्रोष्टुकशीर्षः ज्ञेयः ॥

ગોઠણના મધ્યમાં વાયુ તથા રુધિરના પ્રકોપથી થતો શિયાળના માથા જેવો જાડો અને મોટી પીડાવાળો જે સોજો થાય છે, તે 'ક્રોષ્ટુકશીર્ષ×' કહેવાય છે. ૧૫૨

टीका-क्रोष्टुः=श्रगालः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ तस्य चिकित्सामाह-

ક્રોષ્ટુકશીર્ષની ચિકિત્સા

गुग्गुलुं क्रोष्टशीर्षे तु गुडूचीत्रिफलाम्भसा ।
क्षीरेणैरण्डतैलं वा पिबेद्वा वृद्धदारकम् ॥ १५३॥

अन्वय-क्रोष्टुशीर्षे तु गुडूची-त्रिफला-अम्भसा गुग्गुलुं, क्षीरेण वा एरण्डतैलं, वा वृद्धदारकं पिबेत् ॥

ક્રોષ્ટુકશીર્ષમાં ગળો, હરડે, બહેડાં અને આમળાં ચાર તોલા લઈ ચોસઠ તોલા પાણીમાં પકવી કવાથ કરવો. પછી તેમાંથી આઠ તોલા ગરમ કવાથની સાથે, શુદ્ધ કરેલો એક તોલો ગૂગળ પીવો; (તેથી ક્રોષ્ટુકશીર્ષ મટી જાય છે) અથવા દૂધની સાથે એરંડિયું તેલ અથવા વરધારો પીવો. (તેથી પણ ક્રોષ્ટુકશીર્ષ મટી જાય છે. એરંડિયું પીવું હોય તો તે તેલ એક તોલો અને ગાયનું દૂધ ચાર તોલા લેવું. વરધારાનું ચૂર્ણ પીવું હોય તો સોળ તોલા ગાયના દૂધની સાથે તે પીવું.) ૧૫૩

टीका-गुग्गुलुं शुद्धं कर्षमितं, गुडूचीत्रिफलाम्भसा= गुडूचीपथ्याबिभीतामलकैः समुदितैश्च कर्षमितैः, प्रस्थमितेन जलेन पक्त्वा क्वाथेनोष्णेन पलद्वयमितेन गुग्गुलुं

---

+ कलायस्येव खञ्जता-कलायाख्य-शिम्बीधान्यस्येव गमनारम्भे कम्पनं खञ्जत्वमिव चेति लक्षणम्-કઠોળ ધાન્ય-કલાય એટલે વટાણો જેમ ધ્રૂજતો ધ્રૂજતો અને ખોડાતો સરકે છે, તેમ જેમાં માણસ ચાલવાની શરૂઆતમાં ધ્રૂજે છે અને જાણે લંગડાતો હોય તેવો જણાય છે, તે કલાયખંજતા નામે વાતવ્યાધિ.

× क्रोष्टुः एव क्रोष्टुकः, क्रोष्टुकस्य-शृगालस्य शीर्षम् इव स्थूलाकारः शोथः वातरुधिरजन्यः-क्रोष्टुकशीर्ष.- શિયાળના માથા જેવો જાડો અને તેના જ આકારનો વાયુ તથા રુધિરના પ્રકોપને લીધે ઢીંચણના મધ્ય ભાગમાં થતો સોજો, 'ક્રોષ્ટુકશીર્ષ' નામનો વાતવ્યાધિ કહેવાય છે.

**करो विषघ्नः । क्षतस्य सन्धानकरो विशेषाद्, रोगेषु शस्तः सकलेषु तज्ज्ञैः ॥ १४७ ॥**

अन्वयः-पथ्या-बिभीत-आमलकीफलाना क्रमेण द्विगुण-अभिवृद्ध पलंकषाणां प्रस्थेन च युक्तं, द्रोणे जले एकरात्र संस्थितम् अर्ध-अवशिष्ट कथितं कषायं पचेत्, तत् पुनः लोहे भाण्डे (पचेत्) वेहे. अवतार्य (तत्र) विडङ्ग-दन्ती-त्रिफला-गुडूची-कृष्णा-त्रिवृत्-नागरक-कणानि-अमूनि द्रव्याणि पलार्धकानि सचूर्ण्य दद्यात्। (एतत्सेवमानस्य) यथेष्टचेष्टस्य नरस्य शीघ्र हिम-अम्बु-पानानि च भोजनानि (दद्यात्), एष. पथ्यादिकः नाम्ना गुग्गुलुः क्षितौ अप्रमितप्रभावः ख्यातः, निषेव्यमाणः रोगान् सगृध्रसीं च नूतनखञ्जतां प्लीहानम् उग्रं जठराग्नि-गुल्म पाण्डुत्व-कण्डू-वमि-वातरक्तं विनिहन्ति, (तथा च एषः) मनुष्य बलेन नागेन सम, जवेन तुरगेण तुल्यं कुर्यात्, आयुः-प्रकर्षं चक्षुर्बल विदधाति, तथा पुष्टि-करः, विषघ्न', क्षतस्य सधानकर., विशेषात् सकलेषु रोगेषु तज्ज्ञैः शस्तः ॥

સો હરડે, બસો બહેડાં, ચારસો આમળાં અને ચોસઠ તોલા ગૂગળને એક હજાર ચોવીશ તોલા પાણીમાં એક રાત સુધી રાખી, તેનું પાણી અરધું બાકી રહે એવો કવાથ છે, નેત્રને બળ આપે છે, પુષ્ટિ કરે છે, ઝેરનો નાશ કરે છે, ઘવાયેલાને સાંધે છે અને વિશેષે કરી સઘળા રોગો ઉપર ઉત્તમ છે, એમ તેના જાણકારોએ તેને વખાણ્યો છે. ૧૪૨-૧૪૭

अथ खञ्जस्य पङ्गोश्च लक्षणमाह-

## ખંજતા તથા પંગુતાનાં લક્ષણ

**वायुः कट्याश्रितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा। खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात्॥**

अन्वयः-कटि-आश्रित. वायुः सक्थ्नः कण्डरां यदा आक्षिपेद्, तदा जन्तुः खञ्जः भवेत्, द्वयोः सक्थ्नो. वधात् पङ्गुः (स्यात्) ॥

કેડમાં રહેલો વાયુ, કેડથી માંડી ઘૂંટી સુધીના ભાગના મોટા સ્નાયુને જ્યારે ખેંચે, ચાલવા વગેરેમાં કંપાવે, ત્યારે માણસ ખંજ (લંગડો) થઈ જાય છે; અને કેડથી માંડી ઘૂંટી સુધીના બન્ને સાથળોની ચાલવા વગેરેની ક્રિયાનો નાશ કરે, ત્યારે માણસ પંગુ (પાંગળો) થઈ જાય છે. ૧૪૮

(तथा) पाददाह–प्रशान्तये शतशीतेन वारिणा पिष्टै मसूरविदलैः चरणौ सम्यक् लेपयेत्। (किंच) नवनीतेन सलिप्तौ वह्निना परितापितौ चरणौ सुदारुणात् परितापात् क्षिप्रं मुच्येत ॥

પાદદાહમાં વિશેષે કરી વાતરક્તની ચિકિત્સા કરવી; તેમજ પાદદાહની શાંતિ માટે પાણીને ઉકાળી ટાઢું કરી તેથી વાટેલી મસૂરની દાળથી પગ ઉપર સારી રીતે લેપન કરવું; (તેથી પાદદાહ મટી જાય છે,) તેમ જ માખણનું લેપન કરી અગ્નિથી બરાબર શેક કરાય તોપણ તેથી બન્ને પગ, અતિ દારુણ દાહથી તરત મુક્ત થાય છે. ૧૬૦,૧૬૧

अथ पादहर्षस्य लक्षणमाह–

### પાદહર્ષનું લક્ષણ

**हृष्येते चरणौ यस्य भवतश्च प्रसुप्तकौ।**
**पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः॥ १६२॥**

अन्वयः–यस्य चरणौ हृष्येते च प्रसुप्तकौ भवतः, सः (तस्य) कफ–वात–प्रकोपजः पादहर्षः विज्ञेयः ॥

જેના બન્ને પગ રોમાંચવાળા તથા ઝણઝણાટવાળા થઈ જાય, એ તેના કફ તથા વાયુના પ્રકોપથી થયેલ 'પાદહર્ષ+' રોગ જાણવો. ૧૬૨

टीका–हृष्येते=रोमाञ्चितौ भवतः, प्रसुप्तकौ=झिनिझिनीयुक्तौ ॥ (આનો અર્થ ઉપર છે)

अथ तस्य चिकित्सामाह–

### પાદહર્ષની ચિકિત્સા

**पादहर्षे तु कर्त्तव्यः कफवातहरो विधिः ॥१६३॥**

अन्वयः–पादहर्षे तु कफ–वातहरः विधिः कर्तव्यः ॥

પાદહર્ષ થયેલ હોય તો કફ તથા વાયુને હરનારી ચિકિત્સા કરવી. ૧૬૩

अथाक्षेपकस्य सम्प्राप्तिपूर्वकं सामान्यलक्षणमाह–

### આક્ષેપક(આંચકી)નું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

**यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः। तदाऽऽक्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चरः॥**
**मुहुराक्षेपणाद्वायुराक्षेपक इति स्मृतः॥ १६४॥**

+ पादयो हर्षः–रोमाञ्चता प्रसुप्तत्वं च कफवातप्रकोपात्–કફયુક્ત વાયુના પ્રકોપને લીધે બન્ને પગમાં રુવાંટા ખડા થયા કરે અને ઝણઝણાટ ચાલે, એ 'પાદહર્ષ' નામે વાતવ્યાધિ કહેવાય છે.

अन्वयः–यदा तु कुपितः मारुतः सर्वाः धमनीः अभ्येति, तदा मुहुः चरः (सन्) आशु मुहुर्मुहुः देहम् आक्षिपति, इति मुहुः आक्षेपणात् (सः) आक्षेपकः वायुः स्मृतः ॥

જ્યારે કોપેલો વાયુ, સઘળી ધમનીઓમાં પ્રાપ્ત થાય છે, ત્યારે તે વારંવાર ચાલવાના સ્વભાવવાળો થઈ (જેમ હાથી ઉપર બેઠેલા માણસનું શરીર વારંવાર ડોલે છે, તેમ) માણસના શરીરને તરત વારંવાર ડોલાવી દે છે; એમ શરીરને વારંવાર અને તરત ડોલાવવાને લીધે એ 'આક્ષેપક×' વાયુ કહેવાય છે.

टीका–मुहुर्मुहुर्देहमाक्षिपति=गजारूढस्येव पुरुषस्य गात्रं दोलयति। किंविशिष्टो मारुतः ? मुहुश्चरः=वारंवारं सञ्चरणशीलः। अत वायुराक्षेपक इति स्मृतः, देहस्य यन्मुहुराक्षेपणं=चालनं, ततः॥ (આનો અર્થ ઉપર છે.)

आक्षेपकस्य चतुरो भेदानाह–

### આક્ષેપકના ચાર ભેદો

**पित्तश्लेष्मान्वितो वायुर्वायुरेव च केवलः।**
**कुर्यादाक्षेपकं त्वन्यश्चतुर्थमभिघातजम् ॥ १६५॥**

अन्वयः–पित्त–श्लेष्म–अन्वितः–वायुः, च केवलः एव वायुः आक्षेपकं कुर्यात्, अन्यः अभिघातजं चतुर्थम् (आक्षेपकं कुर्यात्) ॥

પિત્ત સાથે મળેલો વાયુ, કફ સાથે મળેલો વાયુ અને કેવળ એકલો જ વાયુ, (એમ ત્રણ પ્રકારનો વાયુ ત્રણ) આક્ષેપક કરે છે અને ચોથો લાકડી વગેરે વાગવાથી થયેલો વાયુ ચોથો આક્ષેપકને ઉત્પન્ન કરે છે.

टीका–पित्तान्वितः श्लेष्मान्वितश्च केवलश्च वायुः आक्षेपकत्रितयं कुर्यात्। अन्यः=चतुर्थोऽभिघातजः। अन्यो दण्डाद्यभिघातजो वायुश्चतुर्थमाक्षेपकं कुर्यादित्यर्थः॥ (આ ટીકાનો સંપૂર્ણ અર્થ ઉપર અપાયો છે)

× आक्षिपति–मुहुर्मुहुः देहं दोलयति कुपितो वायुः सर्व–धमनी–सगतः सन् इति आक्षेपकः, क्षिप प्रेरणे–ण्वुल्–કોપેલો વાયુ બધી ધમની નામની નાડીઓમાં જઈને માણસના શરીરને વારંવાર ડોલાવી દે છે, તે 'આક્ષેપક–આંચકી' નામે વાતવ્યાધિ કહેવાય છે.

पिबेत्। एरण्डतैलं कर्षमितं क्षीरेण गव्येन पलपरिमितेन पिबेत्। वृद्धदारक-चूर्णं वा दुग्धेन गव्येन पलचतुष्टय-मितेन पिबेत्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

**रसैस्तित्तिरमांसस्य पीतैर्गुग्गुलुसंयुतैः।**
**वातरक्तक्रियाभिश्च जयेज्जम्बूकमस्तकम्॥१५४॥**

अन्वयः-गुग्गुलुसंयुतैः तित्तिरमांसस्य रसैः पीतैः, च वातरक्तक्रियाभिः जम्बूकमस्तकं जयेत्॥

ગૂગળની સાથે તેતરના માંસનો રસ પીને અને વાતરક્તના જેવી ચિકિત્સાઓ કરીને પણ ક્રોષ્ટુકશીર્ષને મટાડવો. ૧૫૪

अथ खल्लीलक्षणमाह-

### ખલ્લીનું લક્ષણ

**खल्ली तु पादजङ्घोरुकरमूलावमोटिनी॥१५५॥**

अन्वयः-पाद-जङ्घा-ऊरु-करमूलअवमोटिनी तु खल्ली (ज्ञेया)॥

પગ, પિંડીઓ, સાથળ અને હાથનાં મૂળને જે ઠરડાવી નાખે છે, તે 'ખલ્લી'*-(ખાલી)નો રોગ કહેવાય છે. ૧૫૫

टीका-अवमोटिनी=परिवर्त्तनशीला॥(આનો અર્થ ઉપર છે.)

अथ खल्ल्याश्चिकित्सामाह-

### ખલ્લીની ચિકિત્સા

**कुष्ठसैन्धवयोः कल्कश्चुक्रतैलसमन्वितः।**
**सुखोष्णो मर्दने योज्यः खल्लीशूलनिवारणः॥१५६॥**

अन्वयः-कुष्ठ-सैन्धवयोः कल्कः चुक्र-तैल-समन्वितः सुखोष्णः मर्दने योज्यः, (स च) खल्ली-शूल-निवारणः॥

કઠનો તથા સિંધવનો કલ્ક કરી તેમાં તેલ તથા ચૂકો નાખી જરા ગરમ કરીને તેથી મર્દન કરવું, એટલે ખલ્લી સંબંધી પીડાને તે મટાડે છે. ૧૫૬

अथ वातकण्टकस्य लक्षणमाह-

### વાતકંટકનું લક્ષણ

**रुक् पादे विषमे न्यस्ते श्रमाद्वा जायते यदा।**
**वातेन गुल्फमाश्रित्य तमाहुर्वातकण्टकम्॥१५७॥**

अन्वयः-पादे विषमे न्यस्ते वा श्रमात् वातेन गुल्फम् आश्रित्य यदा रुक् जायते, तं वातकण्टकम् आहुः॥

પગ આડો-અવળો મુકાઈ જતાં અથવા પરિશ્રમને લીધે વાયુથી ઘૂંટીમાં જે પીડા થાય છે, તેને 'વાતકંટક+' કહે છે. ૧૫૭

अथ तस्य चिकित्सामाह-

### વાતકંટકની ચિકિત્સા

**रक्तावसेचनं कुर्यादभीक्ष्णं वातकण्टके।**
**पिबेदैरण्डतैलं वा दहेत् सूचीभिरेव च॥१५८॥**

अन्वयः-वातकण्टके अभीक्ष्णं रक्त-अवसेचनं कुर्यात्, वा ऐरण्डतैलं पिबेत्, च सूचीभिः दहेत् एव॥

વાતકંટક થયેલ હોય તો વારંવાર લોહી કઢાવવું અથવા એરંડિયુ તેલ પીવું અને સોયોથી ડામ પણ અવશ્ય દેવા. ૧૫૮

टीका-अभीक्ष्ण=पुनः पुनः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पाददाहस्य लक्षणमाह-

### પાદદાહનું લક્ષણ

**पादयोः कुरुते दाहं पित्तासृक्सहितोऽनिलः।**
**विशेषतश्चंक्रमणे पाददाहं तमादिशेत्॥१५९॥**

अन्वयः-पित्त-असृक्सहितः अनिलः पादयोः दाहं कुरुते, चंक्रमणे विशेषतः (दाहं कुरुते) तं पाददाहम् आदिशेत्॥

પિત્ત તથા રુધિર સાથે જોડાયેલો પવન પગમાં દાહ કરે છે અને વધારે ચાલવામાં આવે ત્યારે વિશેષે કરી દાહ કરે છે, એ 'પાદદાહ×' સમજવો. ૧૫૯

अथ तस्य चिकित्सामाह-

### પાદદાહની ચિકિત્સા

**वातरक्तक्रमं कुर्यात् पाददाहे विशेषतः।**
**मसूरविदलैः पिष्टैः शृतशीतेन वारिणा॥१६०॥**
**चरणौ लेपयेत् सम्यक् पाददाहप्रशान्तये।**
**नवनीतेन संलिप्तौ वह्निना परितापितौ॥**
**मुच्येते चरणौ क्षिप्रं परितापात् सुदारुणात्॥**

अन्वयः-पाददाहे विशेषतः वातरक्तक्रमं कुर्यात्,

---

* खलति-संचिनोति वातदोषमिति खल्, खल संचये-क्विप्, ततः खल वातदोषसंचयनं लाति-आदत्ते पादादिमूलावमोटनद्वारेति खल्ली-खल्कर्मपूर्वकात् ला आदाने-इत्यस्मात् 'आतोऽनुपसर्गे कः' गौरादित्वाद् ङीप्-જે વાયુનો દોષ સંગ્રહ કરી પગ વગેરેના મૂળિયાં ઠરડાવી નાખે છે, તે ખલ્લી નામનો વાતવ્યાધિ કહેવાય છે.

+ गुल्फाश्रितः वातः एव कण्टक-नरसदृशपीडाकारी यस्मिन् स वातकण्टकः-પગની ઘૂંટીમાં વાયુને લીધે કાંટો ભોંકાયા જેવી જેમાં પીડા થાય છે, તે 'વાતકંટક' નામે વાતવ્યાધિ કહેવાય છે.

× पादयोः दाहः यस्मिन् पित्तासृक्सहितानिलात्-પિત્ત અને લોહીની સાથે મળેલા વાયુને લીધે જેમાં બન્ને પગમાં બળતરા થાય છે, તે 'પાદદાહ' નામે વાતવ્યાધિ કહેવાય છે.

(तथा) पाददाह-प्रशान्तये शृतशीतेन वारिणा पिष्टै मसूरविदलैः चरणौ सम्यक् लेपयेत्। (किंच) नवनीतेन संलिप्तौ वह्निना परितापितौ चरणौ सुदारुणात् परितापात् क्षिप्रं मुच्येते ॥

પાદદાહમાં વિશેષે કરી વાતરક્તની ચિકિત્સા કરવી; તેમજ પાદદાહની શાંતિ માટે પાણીને ઉકાળી ટાઢું કરી તેથી વાટેલી મસૂરની દાળથી પગ ઉપર સારી રીતે લેપન કરવું; (તેથી પાદદાહ મટી જાય છે;) તેમ જ માખણનું લેપન કરી અગ્નિથી બરાબર શેક કરાય તોપણ તેથી બન્ને પગ, અતિ દારુણ દાહથી તરત મુક્ત થાય છે. ૧૬૦,૧૬૧

अथ पादहर्षस्य लक्षणमाह-

## પાદહર્ષનું લક્ષણ

**हृष्येते चरणौ यस्य भवतश्च प्रसुप्तकौ।**
**पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः॥ १६२॥**

अन्वयः-यस्य चरणौ हृष्येते च प्रसुप्तकौ भवतः, सः (तस्य) कफ-वात-प्रकोपजः पादहर्षः विज्ञेयः ॥

જેના બન્ને પગ રોમાંચવાળા તથા ઝણઝણાટવાળા થઈ જાય, એ તેના કફ તથા વાયુના પ્રકોપથી થયેલ 'પાદહર્ષ+' રોગ જાણવો. ૧૬૨

ટીકા-हृष्येते=रोमाञ्चितौ भवतः, प्रसुप्तकौ=झिनिझिनीयुक्तौ ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ तस्य चिकित्सामाह-

## પાદહર્ષની ચિકિત્સા

**पादहर्षे तु कर्त्तव्यः कफवातहरो विधिः ॥१६३॥**

अन्वयः-पादहर्षे तु कफ-वातहरः विधिः कर्तव्यः ॥

પાદહર્ષ થયેલ હોય તો કફ તથા વાયુને હરનારી ચિકિત્સા કરવી. ૧૬૩

अथाक्षेपकस्य सम्प्राप्तिपूर्वकं सामान्यलक्षणमाह-

## આક્ષેપક(આંચકી)નું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

**यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः। तदाऽऽक्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चलः॥ मुहुराक्षेपणाद्वायुराक्षेपक इति स्मृतः॥ १६४॥**

अन्वयः-यदा तु कुपितः मारुतः सर्वाः धमनीः अभ्येति, तदा मुहुः चलः (सन्) आशु मुहुर्मुहुर् देहम् आक्षिपति, इति मुहुर् आक्षेपणात् (सः) आक्षेपकः वायुः स्मृतः ॥

જ્યારે કોપેલો વાયુ, સઘળી ધમનીઓમાં પ્રાપ્ત થાય છે, ત્યારે તે વારંવાર ચાલવાના સ્વભાવવાળો થઈ (જેમ હાથી ઉપર બેઠેલા માણસનું શરીર વારંવાર ડોલે છે, તેમ) માણસના શરીરને તરત વારંવાર ડોલાવી દે છે; એમ શરીરને વારંવાર અને તરત ડોલાવવાને લીધે એ 'આક્ષેપક×' વાયુ કહેવાય છે.

ટીકા-मुहुर्मुहुर्देहमाक्षिपति=गजारूढस्येव पुरुषस्य गात्रं दोलयति। किंविशिष्टो मारुतः? मुहुश्चलः=वारंवारं सञ्चरणशीलः। अयं वायुराक्षेपक इति स्मृतः, देहस्य यन्मुहुराक्षेपणं=चालनं, ततः ॥ (આનો અર્થ ઉપર છે.)

आक्षेपकस्य चतुरो भेदानाह-

## આક્ષેપકના ચાર ભેદ

**पित्तश्लेष्मान्वितो वायुर्वायुरेव च केवलः।**
**कुर्यादाक्षेपकांस्त्रीन्यश्चतुर्थमभिघातजम् ॥ १६५॥**

अन्वयः-पित्त-श्लेष्म-अन्वितः-वायु', च केवलः एव वायुः आक्षेपकं कुर्यात्, अन्यः अभिघातजं चतुर्थम् (आक्षेपकं कुर्यात्) ॥

પિત્ત સાથે મળેલો વાયુ, કફ સાથે મળેલો વાયુ અને કેવળ એકલો જ વાયુ, (એમ ત્રણ પ્રકારનો વાયુ ત્રણ) આક્ષેપક કરે છે અને ચોથો લાકડી વગેરે વાગવાથી થયેલો વાયુ ચોથા આક્ષેપકને ઉત્પન્ન કરે છે.

ટીકા-पित्तान्वितः श्लेष्मान्वितश्च केवलश्च वायुः आक्षेपकत्रितयं कुर्यात्। अन्यः=चतुर्थोऽभिघातजः। अन्यो दण्डाद्यभिघातजो वायुश्चतुर्थमाक्षेपकं कुर्यादित्यर्थः॥ (આ ટીકાનો સંપૂર્ણ અર્થ ઉપર અપાયો છે.)

---

+ पादयोः हर्षः-रोमाञ्चता प्रसुप्तत्वं च कफवातप्रकोपात्-કફયુક્ત વાયુના પ્રકોપને લીધે બન્ને પગમાં રુવાટા ખડા થયા કરે અને ઝણઝણાટ ચાલે, એ 'પાદહર્ષ' નામે વાતવ્યાધિ કહેવાય છે.

× आक्षिपति-मुहुर्मुहुर् देहं दोलयति कुपितो वायुः सर्व-धमनी-सङ्गतः सन् इति आक्षेपकः, क्षिप प्रेरणे-ક્ષુબ્ધ-કોપેલો વાયુ બધી ધમની નામની નાડીઓમાં જઈને માણસના શરીરને વારંવાર ડોલાવી દે છે, તે 'આક્ષેપક-આંચકી' નામે વાતવ્યાધિ કહેવાય છે.

तत्र केवलवातजस्याक्षेपकस्य लक्षणमाह–

**કેવળ વાયુથી થતા દંડકાક્ષેપકનું લક્ષણ**

**पाणिपादशिरःपृष्ठश्रोणीः स्तभ्नाति मारुतः।**
**दण्डवत् स्तब्धगात्रस्य दण्डतः सोऽनुपक्रमः॥**

अन्वय.–मारुतः पाणि–पाद–शिरः–पृष्ठ–श्रोणीः स्तभ्नाति, दण्डवत् स्तब्धगात्रस्य सः दण्डकः (आक्षेपकः) अनुपक्रमः (कथ्यते)॥

વાયુ હાથ, પગ, માથું, વાંસો તથા કેડના પાછલા ભાગને સ્તબ્ધ કરી દે, તેથી માણસનું આખું શરીર લાકડી જેવું અક્કડ થઈ જાય, એ 'દંડકાક્ષેપક*' કહેવાય છે. (કેવળ વાયુએ કરેલો અને જેથી શરીર હાથી ઉપર બેઠેલાની પેઠે વારંવાર ડોલ્યા કરે છે એવો) એ દંડકાક્ષેપક સ્વભાવથી જ અસાધ્ય છે.

टीका–अयं वातजाक्षेपको दण्डाख्यः सोऽनुपक्रमः। स्वस्वभावादेवासाध्यः। अत्र च मुहुर्मुहुराक्षेपण बोद्धव्यम्॥

(આનો અર્થ ઉપર અપાયો છે.)

श्लेष्मान्वितस्य लक्षणमाह–

**કફયુક્ત વાયુથી થતા દંડાપતાનક આક્ષેપકનું લક્ષણ**

**कफान्वितो यदा वायुर्धमनीष्वेव तिष्ठति।**
**स दण्डवत् स्तम्भयति कृच्छ्रो दण्डापतानकः॥**

अन्वयः–यदा कफावृतः वायुः धमनीषु एव तिष्ठति, सः दण्डवत् स्तम्भयति, (ततः) दण्डापतानकः (इति नामा स आक्षेपकः) कृच्छ्रः (कथ्यते)॥

જ્યારે કફથી વીંટાયેલો વાયુ, ધમનીઓમાં જ રહે છે ત્યારે તે ધમનીઓ સહિત આખા દેહને લાકડીની પેઠે સ્તબ્ધ કરી દે છે, જેથી શરીર હાથી ઉપર બેઠેલાની પેઠે વારંવાર ડોલ્યા કરે છે, એ 'દંડાપતાનક–આક્ષેપક+' કહેવાય છે; આ દંડાપતાનક–આક્ષેપક કષ્ટસાધ્ય છે. ૧૬૭

टीका–दण्डापतानक =स आक्षेपको दण्डापतानकाख्य, कृच्छ्र =कष्टसाध्यः। अत्र च मुहुर्मुहुराक्षेपण बोद्धव्यम्॥

(આનો અર્થ ઉપર અપાયો છે.)

आगन्तुजाक्षेपकस्य लक्षण सामान्यमेव बोद्धव्यम्॥

**અભિઘાતકૃત–આક્ષેપકનું લક્ષણ**

અભિઘાત–કૃત–આક્ષેપક+ એ જ આગંતુજ આક્ષેપક પણ કહેવાય છે; તેનું લક્ષણ જુદું લખ્યું નથી, માટે આક્ષેપકનું જે સામાન્ય લક્ષણ કહ્યું છે, તે જ એનું લક્ષણ સમજવું. (પિત્તથી સંયુક્ત થયેલા વાયુએ કરેલા આક્ષેપકનું લક્ષણ પણ જુદું લખેલું જોવામાં આવતું નથી, માટે તેનું લક્ષણ પણ સામાન્ય લક્ષણથી ન્યૂનાધિક નહિ હોય એમ જણાય છે.)

अथ चतुष्प्रकारकाक्षेपकचिकित्सामाह–

**ચારે પ્રકારના આક્ષેપકોની ચિકિત્સા: મહાબલાતૈલ**

**बलामूलकषायस्य दशमूलीशृतस्य च।**
**यवकोलकुलत्थानां क्वाथस्य पयसस्तथा॥१६८॥**
**अष्टावष्टौ स्मृता भागास्तैलादेकस्तदेकतः।**
**पचेदावाप्य मधुरं गणं सैन्धवसंयुतम्॥१६९॥**
**तथाऽगुरुं सर्जरसं सरलं देवदारु च।**
**मञ्जिष्ठां पद्मकं कुष्ठमेलां कालानुसारिवाम्।**
**मांसीं शैलेयकं पत्रं तगरं सारिवां वचाम्।**
**शतावरीमश्वगन्धां शतपुष्पां पुनर्नवाम्॥१७१॥**
**तत्साधुसिद्धं सौवर्णे राजते मृण्मयेऽपि वा।**
**प्रक्षिप्य कलशे सम्यक् स्वनुगुप्तं निधापयेत्॥**
**एतन्महाबलातैलं प्रयुक्तमविलम्बितम्।**
**सर्वानाक्षेपकादींस्तु वातव्याधीन् व्यपोहति॥**
**हिक्का श्वासमधीमन्थं गुल्मं कासं सुदुस्तरम्।**
**षण्मासादुपयुक्तं तदन्त्रवृद्धिञ्च नाशयेत्॥१७४॥**
**यथाक्रमकं मात्रां सूतिकायै च दापयेत्।**
**या च गर्भार्थिनी नारी क्षीणशुक्रश्च यः पुमान्॥**
**क्षीणवाते मर्महते ह्यभिघातहते तथा।**
**भग्ने श्रमाभिपन्ने च सर्वथैतत् प्रयुज्यते॥१७६॥**
**एतद्धि राज्ञा कर्तव्यं कर्तव्यं राजपूजितैः।**
**सुखिभिः सुकुमारैश्च धनिभिर्मानवैः सदा॥१७७**

अन्वय.–बलामूलकषायस्य, च दशमूलीशृतस्य, यव–कोल–कुलत्थानां क्वाथस्य तथा पयसः अष्टौ अष्टौ भागा

---

* दण्ड इव दण्डकः–पाणिपादादिस्तम्भात्, इवार्थे कन्, दण्डकनामा आक्षेपकः दण्डकाक्षेपकः–હાથપગ વગેરે સજ્જડ થઈ જવાથી જેમાં માણસનું શરીર લાકડી જેવું સ્તબ્ધ થઈ ડોલ્યા કરે, તે દંડકાક્ષેપક નામે વાતવ્યાધિ કહેવાય છે.

+ दण्डवत् अपतनोति देहं कफावृतो वायुर्धमनीष्वेव तिष्ठन्, अप–तन्–ण्वुल्–જે આક્ષેપકમાં કફથી ઘેરાઈને ધમનીઓમાં જ રહેલો વાયુ શરીરને લાકડી જેવું સજ્જડ કરી ડોલાવ્યા કરે છે, તે દંડાપતાનક નામનો આક્ષેપક વાતવ્યાધિ કહેવાય છે.

+ अभिघातेन कुपितवायुकृतः आक्षेपक –લાકડી વગેરે કંઈ વાગવાથી કોપેલા વાયુએ કરેલો આક્ષેપક 'અભિઘાત–કૃત–આક્ષેપક' કહેવાય છે.

स्मृताः, तैलात् एकः (भागः ग्राह्यः), तद् एकतः आवाप्य (तत्र) मधुरं गणं तथा सैन्धवसंयुतं अगुरुं सर्जरसं सरलं च देवदारु मञ्जिष्ठां पद्मकं कुष्ठम् एलां काल-अनुसारिवां मांसीं शैलेयकं पत्रं तगरं सारिवां वचां शतावरीम् अश्वगन्धां शतपुष्पां पुनर्नवां पचेत्, साधु सिद्धं तत् सौवर्णे राजते अपि वा मृण्मये कलशे प्रक्षिप्य सम्यक् स्वनुगुप्तं निधापयेत्, एतद् महाबला-तैलं प्रयुक्तं (सत्) अविलम्बितं सर्वान् तु आक्षेपकादीन् वातव्याधीन् व्यपोहति, हिक्कां श्वासम् अधीमन्थं गुल्मं कासं सुदुस्तरं कासं च षण्मासाद् उपयुक्तं तद् अन्त्रवृद्धिं नाशयेत्, यथाबलमलं च सूतिकायै मात्रां दापयेत्, या च नारी गर्भार्थिनी (भवेत्), यः च पुमान् क्षीणशुक्रः (स्यात्), तथा क्षीणवाते मर्महते अभिघातहते भग्ने च श्रम-अभिन्ने एतत् सर्वथा प्रयुज्यते। एतत् राज्ञा हि कर्तव्यं, च राजपूजितैः सुखिभिः सुकुमारैः धनिभिः मानवैः सदा कर्तव्यम् ॥

ખપાટનાં મૂળિયાંના કવાથના આઠ ભાગ, દશમૂળના કવાથના આઠ ભાગ; જવ, મરી તથા કળથીના કવાથના આઠ ભાગ, દૂધના આઠ ભાગ અને તેલના એક ભાગને એક વાસણમાં નાખી તેમાં જીવનીયગણનાં ઔષધો, સૈંધવ, અગુરુ, રાળ, સરુ, દેવદાર, મજીઠ, પદ્મકાષ્ઠ, કઠ, એલચી, કાળી ઉપલસરી, જટામાંસી, શિલાજિત, તમાલપત્ર, તગર, ધોળી ઉપલસરી, વજ, શતાવરી, આસોંધ, સુવા અને સાટોડી એટલા પદાર્થો નાખી તે તેલને પકાવવું, એટલે તે 'મહાબલાતૈલ' નામનું તેલ તૈયાર થાય છે. બરાબર તૈયાર થયેલા એ તેલને સોનાના, રૂપાના કે માટીના કલશમાં નાખી બરાબર સુરક્ષિત રાખી મૂકવું. આ તેલનો ઉપયોગ કર્યો હોય તો આક્ષેપક વગેરે સઘળા વાતવ્યાધિઓનો તે નાશ કરે છે; તેમ જ હેડકી, શ્વાસ, અધિમંથ, ગુલ્મ તથા ઉગ્ર ઉધરસનો પણ નાશ કરે છે અને છ મહિના સુધી જો ઉપયોગમાં લીધું હોય તો અંત્રવૃદ્ધિનો પણ નાશ કરે છે. બળ અને મળને અનુસરી સુવાવડીને પણ આ તેલની માત્રા આપવી. જે સ્ત્રી ગર્ભ રહે એમ ઇચ્છતી હોય તથા જે પુરુષનું વીર્ય ક્ષીણ થઈ ગયું હોય તેને પણ આ આ તેલ ઉપયોગી છે; ઉપરાંત ક્ષીણવાત ઉપર, મર્મસ્થળમાં વાગ્યા ઉપર, બીજા અભિઘાતો ઉપર, ભાંગેલા ઉપર અને પરિશ્રમના દુઃખ ઉપર પણ સઘળી રીતે આ તેલનો ઉપયોગ કરાય છે. આ તેલનો રાજાએ ખાસ ઉપયોગ કરવો તથા રાજાના માનપાત્ર માણસોએ, સુખી લોકોએ, સુકુમાર લોકોએ અને ધનવાન લોકોએ સર્વકાળ આ તેલ ઉપયોગમાં લેવું જોઈએ. ૧૬૮-૧૭૭

टीका-एकतः=एकत्र, आवाप्य=प्रक्षिप्य ॥

अथान्तरायामस्य लक्षणमाह-

## અંતરાયામનું લક્ષણ

**अङ्गुलीगुल्फजठरहृद्वक्षोगलसंश्रितः ।**
**स्नायुप्रतानमनिलस्तदाऽऽक्षिपति वेगवान् ॥**
**विष्टब्धाक्षः स्तब्धहनुर्भग्नपार्श्वः कफं वमन् ।**
**अभ्यन्तरे धनुरिव तदा नमति मानवः ॥**
**यदा सोऽभ्यन्तरायामं कुरुते मारुतो बली ॥ १७९**

अन्वयः-यदा सः बली मारुतः अभ्यन्तरायामं कुरुते, तदा अङ्गुली-गुल्फ-जठर-हृद्-वक्षस्-गल-संश्रितः अनिलः वेगवान् (सन्) स्नायु-प्रतानम् आक्षिपति, तदा मानवः विष्टब्धाक्षः स्तब्धहनुः भग्नपार्श्वः कफं वमन् अभ्यन्तरे धनुः इव नमति ॥

જ્યારે બળવાન થયેલો વાયુ અંતરાયામ+ કરે છે, ત્યારે આંગળીઓ, પગની ઘૂંટીઓ, પેટ, હૃદય, વક્ષઃસ્થળ અને ગળામાં રહેલો પવન વેગવાળો થઈ સ્નાયુઓના સમૂહને, શિરાઓને તથા કંડરાઓને પણ કંપાવે છે અને તેથી માણસની આંખો સ્તબ્ધ થઈ જાય છે, હડપચી પણ સ્તબ્ધ થઈ જાય છે, પડખું ભાંગી ગયા જેવું થઈ જાય છે, કફની ઊલટી થાય છે અને તે માણસ વચ્ચે-કરોડથી કમાનની પેઠે નમી જાય છે. ૧૭૮,૧૭૯

टीका-यदा स बली मारुतोऽभ्यन्तरायामं कुरुते; तदाङ्गुल्यादिसंश्रितोऽनिलः-स्नायुग्रहणमुपलक्षणं, तेन शिरा-

+ आयमनं आयामः, यद्वा आ-समन्ताद् याति-प्राप्नोति इति आयामः, अन्तर्-स्नायुशिराकण्डरासु-आयामो-बन्धनं स्तब्धता वा यस्मिन् वायोः-इति अन्तरायामः-અંદર સ્નાયુ, શિરા તથા કંડરાઓમાં વાયુએ કરેલ સજ્જડપણું થઈ જાય, તે અંતરાયામ નામે વાતવ્યાધિ કહેવાય છે.

कण्डरयोरपि ग्रहणम्। आक्षिपति=कम्पयति, तदा स मानवः, विष्टब्धाक्षः=स्तब्धनेत्रः,-भग्नपार्श्वः=भग्नमिव पार्श्वं यस्य सः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ बाह्यायामस्य लक्षणमाह-

### બાહ્યાયામનું લક્ષણ

**महाहेतुर्बली वायुः सशिराः स्नायुकण्डराः ।**
**मन्यापृष्ठाश्रिता बाह्याः संशोष्याऽऽनामयेद्बहिः ॥**
**यत्र तं बहिरायामं प्रवदन्ति भिषग्वराः ।**
**तमसाध्यं बुधाः प्राहुर्वक्षःकट्यूरुभञ्जनम् ॥ १८१ ॥**

अन्वयः-यत्र महाहेतुः बली वायुः मन्यापृष्ठाश्रिताः बाह्याः सशिराः स्नायु-कण्डराः संशोष्य बहिः आनामयेत्, तं भिषग्वराः बहिर्आयाम प्रवदन्ति, वक्षस्-कटि-ऊरु-भञ्जनं तं बुधाः असाध्यं प्राहुः ॥

જે રોગમા મોટાં નિદાનોથી પ્રબળ થયેલો વાયુ ગળામાં તથા વાંસામાં રહેલી પાછલી શિરાઓને, સ્નાયુઓને તથા કંડરાઓને સુકાવી નમાવી નાખે છે (તેથી માણસ વાંસા તરફ કમાનની પેઠે નમી જાય છે); એ રોગને ઉત્તમ વૈદ્યો 'બાહ્યાયામ*' કહે છે. આ રોગ છાતી, કેડ તથા સાથળ ભાંગી-મસળી નાખે છે, તેથી તે રોગને વિદ્વાનો અસાધ્ય કહે છે.

टीका-वक्ष.कट्यूरुभञ्जनम्-तत्रापि यो वक्षःकट्यूरून् भनक्ति संमर्दयति तमसाध्यं प्राहुः ॥ (આનો અર્થ ઉપર છે.)

तयोश्चिकित्सामाह-

### અંતરાયામની તથા બાહ્યાયામની ચિકિત્સા

**बाह्यायामेऽन्तरायामे विधेयाऽर्दितवत् क्रिया ॥**

अन्वयः-अन्तरायामे (वा) बाह्यायामे अर्दितवत् क्रिया विधेया ॥

અંતરાયામ કે બાહ્યાયામ થયેલ હોય તો અર્દિતના જેવી ચિકિત્સા કરવી. ૧૮૨

अथ धनुस्तम्भस्य लक्षणमाह-

### ધનુર્વાત કે ધનુઃસ્તંભનું લક્ષણ

**धनुस्तुल्यो नमेद्यस्तु स धनुःस्तम्भसंज्ञितः ।**
**विवर्णबद्धवदनः स्रस्ताङ्गो नष्टचेतनः ॥**
**प्रस्विद्यंश्च धनुःस्तम्भी दशरात्रं न जीवति ॥१८३**

अन्वयः-(वायोः कोपात्) यः तु धनुस्तुल्यः नमेत् सः धनुःस्तम्भसंज्ञितः । (यः) स्रस्ताङ्गः नष्टचेतनः प्रस्विद्यन् च विवर्ण-बद्धवदनः (भवति, सः) धनुःस्तम्भी दशरात्रं न जीवति ॥

વાયુના કોપને લીધે જે માણસ ધનુષ કે કમાનની પેઠે નમી-વળી જાય છે, એ માણસ 'ધનુર્વાત×' નામના રોગવાળો કહેવાય છે. જે રોગી ઢીલાં અંગોવાળો, બેભાન થયેલો, પસીનાથી ભીંજાઈ જતો અને ફીકા તથા બંધ થયેલ હડપચીવાળા મોઢાવાળો થાય છે, એ ધનુર્વાતવાળો માણસ દશ રાત પણ જીવતો નથી. ૧૮૩

टीका-अन्तरायामेऽङ्गुल्यादिष्वाक्षेपः स्तब्धाक्षत्वादिकञ्च भवति । धनुःस्तम्भे तु धनुर्वत् नमनमात्रमित्येतयोर्भेदः । विवर्णबद्धवदनः-हन्वोऽत्र विबुक्स्य ग्रैव ॥ અંતરાયામમા આંગળીઓ વગેરે ખેંચાય છે અને આંખો વગેરે સજ્જડ થાય છે, અને ધનુર્વાતમાં તો કેવળ કમાનની પેઠે વળવુ જ થાય છે, એટલો અંતરાયામ અને ધનુર્વાતમાં તફાવત સમજવો

अथ कुब्जकस्य लक्षणमाह-

### કુબ્જકનું લક્ષણ

**हृदयं यदि वा पृष्ठमुन्नतं क्रमशः सरुक् ।**
**क्रुद्धो वायुर्यदा कुर्यात् तदा तं कुब्जमादिशेत्॥१८४**

अन्वयः-क्रुद्धः वायुः यदा हृदय यदि वा पृष्ठ क्रमशः उन्नतं (च) सरुक् कुर्यात्, तदा तं कुब्जम् आदिशेत् ॥

કોપેલો વાયુ છાતીને કે વાંસાને અનુક્રમથી ઊંચાઈવાળાં તથા વેદનાવાળાં કરી નાખે છે, એ રોગ કુબ્જક* કહેવાય છે. ૧૮૪

---

* बहिर् भवः बाह्यः आयामः यस्मिन् वायोः-જેમાં વાયુએ કરેલ ગળાની તથા વાંસાની શિરાઓનુ, સ્નાયુઓનું તથા કંડરાઓનું શોષણપૂર્વક સ્તંભન થાય છે, તેથી માણસ વાંસા તરફ નમી જાય છે, તે બાહ્યાયામ નામે વાતવ્યાધિ કહેવાય છે.

× धनुर्वत् नतः वातः-वातरोगी यस्मिन्, यद्वा धनुर्वत् स्तम्भः-नमनं वाताद् यस्मिन् स धनुर्वात, धनु.स्तम्भो वा-જેમાં વાયુનો રોગી ધનુષની પેઠે અથવા કમાન જેવા આકારે નમી જાય છે, તે ધનુર્વાત કે ધનુઃસ્તંભ નામે વાતવ્યાધિ કહેવાય છે.

* उब्ज्यत इति उब्जम्-भावे यत्, कु-ईषद् उब्जम्-आर्जवम् अस्मिन् कुपितेन वायुना हृदयस्य पृष्ठस्य वा उन्नतीकरणात्-इति कुब्जकः-જેમાં કોપેલા વાયુએ હૃદય કે વાંસો ઊંચાં કરી નાખેલ હોય છે, તેથી માણસનું સીધાપણું જરા ઓછું થઈ જાય છે, તે કુબ્જક નામે વાતવ્યાધિ કહેવાય છે.

टीका-'यदा' इत्युक्त्वा 'यदि वा' इति विकल्पार्थस्तेन न पुनरुक्तिदोषः। ननु अन्तरायामः क्रोडनतो भवति, बहिरायामः पृष्ठनतो भवति, ताभ्यामस्य को भेदः? उच्यते-अन्तरायामबहिरायामयोः प्रकृतस्यैवान्तःशरीरस्य बहिःशरीरस्य च नमनम्, अत्र तु हृदयं पृष्ठं वा शरीराद्बहिर्भवतीति भेदः॥ અહીં શંકા થાય છે કે અંતરાયામમાં કરોડથી નમી જવું થાય અને બાહ્યાયામમાં પીઠથી નમી જવું થાય છે તો તે બંને રોગોથી આ કુબ્જકમાં કયો તફાવત છે? આનું સમાધાન આ છે કે અંતરાયામમાં અને બાહ્યાયામમાં શરીર જેવું તે તેવું જ રહી કરોડથી અને વાંસાથી નમે છે અને કુબ્જકમાં તો છાતી અથવા વાંસો શરીરના ભાગથી બહાર નીકળી જાય છે, એ તફાવત છે.

अथ तयोः चिकित्सामाह-

**ધનુર્વાતની તથા કુબ્જકની ચિકિત્સા**

**बाह्यायामेऽन्तरायामे धनुःस्तम्भे च कुब्जके।**
**योज्यं प्रसारणीतैलं तेन तेषां शमो भवेत्॥१८५**
**वातव्याधिषु सामान्या याः क्रियाः कथिताः पुरा।**
**कर्त्तव्या एव ताः सर्वास्तैलमेतद् विशेषतः॥**

अन्वयः-बाह्यायामे अन्तरायामे धनुःस्तम्भे च कुब्जके प्रसारणी-तैलं योज्य, तेन तेषां शमः भवेत्। पुरा वातव्याधिषु याः सामान्याः क्रियाः कथिताः, ताः सर्वाः एव कर्त्तव्याः, एतत् तैलं विशेषतः योज्यम्॥

અંતરાયામ કે બાહ્યાયામ, ધનુર્વાત કે કુબ્જક થયેલ હોય.તો (હનુગ્રહની ચિકિત્સામાં કહેલાં) 'પ્રસારણી તૈલ'નો ઉપયોગ કરવો, તેથી એ રોગો શાંત થાય છે. પ્રથમ વાતવ્યાધિઓમાં જે સામાન્ય ચિકિત્સાઓ કહી છે, તે સઘળીયે કરવી; અને પ્રસારણી-તૈલનો વિશેષે કરી ઉપયોગ કરવો. ૧૮૫,૧૮૬

अथापतन्त्रकस्य लक्षणमाह-

**અપતંત્રકનું લક્ષણ**

**क्रुद्धः स्वैः कोपनैर्वायुः स्थानादूर्ध्वं प्रपद्यते।**
**पीडयन् हृदयं गत्वा शिरः शङ्खौ च पीडयन्॥**
**धनुर्वन्नमयेद्गात्राण्याक्षिपेन्मोहयेत्तथा॥१८७॥**
**स कृच्छ्रादुच्छ्वसेदुच्चैः स्तब्धाक्षोऽथ निमीलकः।**
**कपोत इव कूजेच्च निःसंज्ञः सोऽपतन्त्रकः॥**

अन्वयः-स्वैः कोपनैः क्रुद्धः वायुः स्थानात् ऊर्ध्वं प्रपद्यते, हृदयं गत्वा पीडयन् शिरः शङ्खौ च पीडयन् धनुर्वत् गात्राणि नमयेत्, आक्षिपेत् तथा मोहयेत्। (ततः) सः (जनः) कृच्छ्रात् उच्चैः उच्छ्वसेत्, स्तब्धाक्षः अथ निमीलकः कपोतः इव कूजेत्, च निःसंज्ञः (भवति), सः अपतन्त्रकः (कथ्यते)॥

પોતાને કોપાવનારાં નિદાનોથી કોપેલો વાયુ, પોતાના સ્થાન-પક્વાશયમાંથી ઊંચે જાય છે અને ત્યાં જઈ હૃદયને, માથાને તથા બંને લમણાંઓને પીડે છે, ગાત્રોને કમાનની પેઠે નમાવે છે, કંપાવે છે અને ચિત્તને મોહયુક્ત કરી બેભાન બનાવે છે; જેથી માણસ માંડ માંડ ઊંચા શ્વાસ લે છે, આંખોને ઉઘાડી જ રાખે છે અથવા મીંચેલી જ રાખે છે, હોલાની પેઠે ઘૂઘવે છે અને ભાન વગરનો થઈ જાય છે. (આ સઘળાં લક્ષણો જેમાં થાય) તે અપતંત્રક+ કહેવાય છે. ૧૮૭,૧૮૮

टीका-स्थानात्=पक्वाशयात्, ऊर्ध्वं-शिरः उद्दिश्य, आक्षिपेत्=चालयेत्, अथ निमीलकः=निमीलिताक्षः स्तब्धाक्षो वा। यत्रैतानि भवन्ति सोऽपतन्त्रकः॥ (આનો અર્થ ઉપર છે.)

तस्य चिकित्सामाह-

**અપતંત્રકની ચિકિત્સા**

**अथापतन्त्रकेणार्तमातुरं नापतर्पयेत्।**
**निरूहवस्तिं वमनं सेवयेन्न कदाचन॥१८९॥**
**श्वसनाः कफवाताभ्यां रुद्धास्तस्य विमोक्षयेत्।**
***तीक्ष्णैः प्रधमनैः संज्ञां तासु मुक्तासु विन्दति॥१९०***

अन्वयः-अथ अपतन्त्रकेण आर्त्तम् आतुरं न अपतर्पयेत्, निरूहवस्तिं वमनं कदाचन न सेवयेत्, (किंतु) कफ-वाताभ्यां रुद्धाः तस्य श्वसनाः तीक्ष्णैः प्रधमनैः विमोक्षयेत्, तासु मुक्तासु (स रोगी) संज्ञां विन्दति॥

અપતંત્રકથી પીડાયેલા માણસને અપતર્પણ-એટલે તૃપ્તિ વિરુદ્ધ ક્રિયા કરવી નહિ અને નિરૂહબસ્તિ કે વમનનું સેવન કદી કરાવવું નહિ; પરંતુ કફથી તથા વાયુથી રોકા-

+ तनन तन्यते वा अनेनेति तन्त्रम्, तनु विस्तारे-'ष्ट्रन्' (उणा. ४-१५९), यद्वा तन्त्रणं तन्त्र्यते वेति तन्त्रम्-तत्रि धारणे-धन्, अपगतं तन्त्रं-विस्तारसामर्थ्यं धारणशक्तिर्वा यस्मिन्, कुपितवायुकृत-धनुर्वद्‌गात्रनमनाद्याक्षेपाच्चेति-अपतन्त्रकः-જેમાં કોપેલો વાયુ ધનુષની પેઠે શરીરના અવયવોને નમાવી દે છે અને ખેંચ્યા કરે છે, તેથી શરીરના અવયવોની ફેલાવાની શક્તિ તથા વ્યવસ્થિત ધારણ કરવાની શક્તિ જતી રહે છે, તે અપતંત્રક નામનો વાતવ્યાધિ કહેવાય છે.

ચેલી તેની શ્વાસને ચલાવનારી નાડીઓને તીક્ષ્ણ પ્રધમનો-એટલે તીક્ષ્ણ ચૂર્ણના નસ્યો આપીને છૂટી કરવી; કારણ કે એ નાડીઓ છૂટી થતાં તે રોગી ભાનમા આવે છે. ૧૮૯,૧૯૦

टीका-श्वसना =प्रश्वासोच्छ्वासवहा धमनी ॥

## મરિચાદિ-નસ્ય

मरिचं शिग्रुबीजानि विडङ्गञ्च फणिज्झकम् ।
एतानि सूक्ष्मचूर्णानि दद्याच्छीर्षविरेचने ॥१९१॥

अन्वयः-मरिचं शिग्रुबीजानि विडङ्ग च फणिज्झकम् एतानि सूक्ष्मचूर्णानि शीर्षविरेचने दद्यात् ॥

મરી, સરગવાનાં બીજ, વાવડિંગ અને મરવો એટલાને સૂક્ષ્મ ચૂર્ણરૂપે કરી તેનાથી શિરોવિરેચન નસ્ય દેવુ ૧૯૧

टीका-फणिज्झक =मरुबकः॥ (આનો અર્થ ઉપર છે)

## હરીતક્યાદિયોગ

हरीतकी वचा रास्ना सैन्धवं साम्लवेतसम् ।
घृतमार्द्रकसंयुक्तमपतन्त्रकनाशनम् ॥
अम्लवेतसकाभावे चुक्रं दातव्यमीरितम् ॥ १९२ ॥

अन्वय -हरीतकी वचा राम्ना सन्धव साम्लवेतसम्, अम्लवेतसक-अभावे चुक्र घृतम् आर्द्रकसयुक्त दातव्यम् ईरितम्, (तद्धि) अपतन्त्रकनाशन (भवति) ॥

હરડે, વજ, રાસ્ના, સૈંધવ, અમ્લવેતસ, જો અમ્લવેતસ ન મળે તો ચૂકો અને ઘી, આ બધુ આદુંના રસ સાથે આપવું જોઈએ; કેમ કે તે અપતંત્રકનો નાશ કરે છે. ૧૯૨

अथापतानकस्य लक्षणमाह-

## અપતાનકનું લક્ષણ

दृष्टिं संस्तभ्य संज्ञां च हत्वा कण्ठेन कूजति ।
हृदि मुक्ते नरः स्वास्थ्यं याति मोहावृते पुनः ॥१९३
वायुना दारुणं प्राहुरेके तमपतानकम् ।
गर्भपातनिमित्तश्च शोणितातिस्रवाच्च यः ॥
अभिघातनिमित्तश्च न सिध्यत्यपतानकः ॥१९४॥

अन्वय.-(कुपित वायु) दृष्टिं सस्तभ्य सज्ञा च हत्वा कण्ठेन कूजति, हृदि वायुना मुक्ते नरः स्वास्थ्य याति, वृते पुनः मोह याति, तम् अपतानकम् एके दारुण प्राहु । य. अपतानक. गर्भपातनिमित्त, च शोणित-अतिस्रवात्, च अभिघातनिमित्त (स्यात् सः) न सिद्ध्यति ॥

કોપેલો વાયુ માણસની જોવાની શક્તિને થંભાવી દઈ, ભાનનો પણ નાશ કરી ગળાથી ઘુઘવાટ કરે છે; એ વેળા વાયુથી ઘેરાયેલુ હૃદય છૂટું થાય, ત્યારે માણસ સ્વસ્થ થાય છે; અને વાયુથી હૃદય ઘેરાય છે ત્યારે માણસ મોહ પામે છે. એ અપતાનક રોગને કેટલાક વૈદ્યો દારુણ કહે છે. ગર્ભપાતના લીધે થયેલો, લોહી બહુ જ સ્રવવાથી થયેલો અને આઘાતથી થયેલો અપતાનક* મટતો નથી.

टीका-दृष्टि=रूपग्रहणशक्ति, सस्तभ्य=नाशयित्वा ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

अथ तस्य चिकित्सामाह-

## અપતાનકની ચિકિત્સા

अथापतानकेनार्त्तमस्रुताक्षमवेपनम् ।
अखट्वापातितं चैव त्वरया समुपाचरेत् ॥ १९५ ॥
अपतानकिने शस्तं दशमूलीशृतं जलम् ।
पिप्पलीचूर्णसंयुक्तं जीर्णे मांसरसौदनम् ॥ १९६ ॥
तैलेन मर्दनं चैव तथा तीक्ष्णं विरेचनम् ।
स्रोतोविशोधनं पश्चात् सर्पिष्पानं हितं स्मृतम्॥१९७
हन्त्यभुक्तवता पीतमम्लं दध्यपतानकम् ।
मरिचेन समायुक्तं स्नेहबस्तिस्तथापि वा ॥१९८॥

अन्वय -अथ अपतानकेन आर्तम् अस्रुत-अक्षम् अवेपन च अखट्वा-पातिनम् एव त्वरया समुपाचरेत् ॥ अपतानकिने दशमूलीशृत जल पिप्पलीचूर्णसयुक्त शस्तम्, (तस्मिन्) जीर्णे मास-रस-ओदन, तैलेन च मर्दन (शस्त), तथा तीक्ष्ण विरेचन, पश्चात् स्रोतो विशोधन सर्पिःपान हित स्मृतम् । मरिचेन समायुक्तम् अम्ल दधि अभुक्तवता पीत (चेत्) अपतानक हन्ति, अथवा स्नेहबस्ति. अपि (अपतानक हन्ति) ॥

અપતાનકથી પીડાયેલા માણસને આંખોમાંથી પાણી ઝરતાં ન હોય, કંપારી ન હોય અને ખાટલે પડવું પડ્યું ન હોય તે પહેલા તરત જ તેની ચિકિત્સા કરવી. અપતાનકવાળા માણસને દશમૂલનો કવાથ પીપરના ચૂર્ણ સાથે પાવો તે ઉત્તમ છે. એ કવાથ પચી ગયા પછી માંસના રસાવાળો ભાત ખવડાવવો, તેલથી મર્દન કરવું, તીક્ષ્ણ વિરે-

* अपतनोति-स्वास्थ्यरहित करोति जन वायु दृष्टिस्तम्भ नि.सज्ञता हृदि मोहावरण चोत्पादयति-अपतानक, अपतन्-ण्वुल्-વાયુ માણસના હૃદયને મોહથી ઘેરી લઈ, બેભાન બનાવી આંખને સજ્જડ તથા ખોટી કરી દઈને માણસને સ્વાસ્થ્યરહિત કરે છે, તે અપતાનક નામે ભયાનક વાતવ્યાધિ કહેવાય છે

ચન આપવું અને પછી સ્રોતોને સાફ કરનારું ઘી પિવડાવવું. મરીના ચૂર્ણ સહિત ખાટું દહીં જમ્યા પહેલાં પીધું હોય તો તે અપતાનકને મટાડે છે; અથવા સ્નેહની પિચકારી પણ અપતાનકનો નાશ કરે છે. ૧૯૫–૧૯૮

अथ पक्षाघातस्य लक्षणमाह–

### પક્ષાઘાતનું લક્ષણ

**गृहीत्वाऽर्धं तनोर्वायुः शिराः स्नायूर्विशोष्य च।**
**पक्षमन्यतरं हन्ति सन्धिबन्धान् विमोक्षयन् ॥१९९**
**कृत्स्नोऽर्धकायस्तस्य स्यादकर्मण्यो विचेतनः।**
**एकाङ्गवातं तं केचिदन्ये पक्षवधं विदुः ॥ २००॥**

अन्वयः–वायुः ततोः अर्धं गृहीत्वा शिराः च स्नायूः विशोष्य सधि–बन्धान् विमोक्षयन् अन्यतरं पक्षं हन्ति। तस्य कृत्स्नः अर्धकायः अकर्मण्यः विचेतनः स्यात्। केचित् तम् एकाङ्गवातम्, अन्ये पक्षवधं विदुः ॥

વાયુ શરીરના અર્ધા ભાગને પકડી શિરાઓને તથા સ્નાયુઓને સુકાવી નાખી, સાંધાઓનાં બંધનોને ઢીલાં કરી જમણાં કે ડાબાં પડખાને (બાહુ, પડખાં, સાથળ તથા પિંડી વગેરે ભાગને) હણી–ખોટાં કરી નાખે છે; જેથી તે માણસનું આખું અર્ધું શરીર કામ કરવામાં અસમર્થ અને સ્પર્શ વગેરેના અલ્પજ્ઞાનવાળું થાય છે. આ રોગને કેટલાક 'પક્ષાઘાત,'+ કેટલાક 'એકાંગવાત' અને કેટલાક 'પક્ષવધ' કહે છે. ૧૯૯,૨૦૦

टीका–अर्धम्=अर्धनारीश्वरवत्, पक्षं=बाहुपार्श्वोरुजङ्घादिभागम्, अन्यतरं=वामं दक्षिणं वा, विमोक्षयन्=शिथिलीकुर्वन्, अकर्मण्यः=कर्मासमर्थः, विचेतनः=ईषत्स्पर्शादिज्ञानयुक्तः॥ જેમ અર્ધનારીશ્વરનું અર્ધું શરીર સ્રીરૂપ અને અર્ધું શરીર પુરુષરૂપ છે, તેમ આ રોગવાળાનું અર્ધું શરીર નકામું–ખોટું થઈ જાય છે અને અર્ધું શરીર કામને લાયક રહે છે.

+ आ–समन्तात् हननम्–आघातः, हन्–घञ्, पक्षस्य–तनोरर्धस्य आघातो यस्मिन् शिरा–स्नायु–शोषणपूर्वकं वायुना ग्रहणात्–स पक्षाघातः, यद्वा एकं च तद् अङ्गम् एकाङ्गम्, एकाङ्गजातो वातः–एकाङ्गवातः, यद्वा पक्षस्य वधः–पक्षवधः–જેમાં વાયુએ શિરાઓ તથા સ્નાયુઓ સૂકવી નાખી શરીરના અર્ધા ભાગને પકડેલ હોય છે તે; અથવા શરીરના એક બાજુના અંગમાં થયેલો વાયુ તે; અથવા શરીરનો અર્ધો ભાગ આખો ઝલાઈ જઈ ખોટો પડી જાય તે પક્ષાઘાત કે એકાંગવાત કે પક્ષવધ નામનો વાતવ્યાધિ કહેવાય.

अथ साध्यासाध्यज्ञानार्थमाह–

### પક્ષાઘાતને સાધ્ય કે અસાધ્ય જણાવતા વાયુ સંબંધી દોષજન્ય ઉપદ્રવો

**दाहसन्तापमूर्च्छाः स्युर्वायौ पित्तसमन्विते।**
**शैत्यशोथगुरुत्वानि तस्मिन्नेव कफावृते ॥ २०१ ॥**

अन्वय –वायौ पित्तसमन्विते दाह–संताप–मूर्च्छाः स्युः, तस्मिन् एव कफावृते शैत्य–शोथ–गुरुत्वानि (स्युः)॥

વાયુ જો પિત્તથી સંયુક્ત હોય તો અંદર દાહ, બહાર સંતાપ તથા મૂર્છા થાય છે અને કફથી સંયુક્ત હોય તો શીતળતા, સોજો તથા ભારેપણું થાય છે. (આ લક્ષણ બીજા વાતવ્યાધિઓમાં પણ સમજવાનું છે; કારણ કે આ લક્ષણમાં વાયુ શબ્દનો પ્રયોગ સામાન્ય રીતે કર્યો છે.) ૨૦૧

टीका–दाहः=बाह्यः, सन्तापः=आभ्यन्तरः। एतल्लक्षणमन्यत्रापि वातव्याधौ बोद्धव्यं, सामान्यतो 'वायौ' इति निर्दिष्टत्वात्॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

पक्षाघातस्य साध्यत्वादिकमाह–

### કયો પક્ષાઘાત સાધ્ય તથા અસાધ્ય જાણવો?

**शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमं विदुः।**
**साध्यमन्येन संयुक्तमसाध्यं क्षयहेतुकम् ॥ २०२ ॥**

अन्वय.–शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमम्, अन्येन संयुक्तं साध्यं, क्षयहेतुकम् असाध्यं विदुः॥

એકલા વાયુથી થયેલ પક્ષાઘાત અત્યંત કષ્ટસાધ્ય છે; પિત્તથી કે કફથી સંયુક્ત વાયુથી થયેલ પક્ષાઘાત સાધ્ય છે અને ધાતુઓના ક્ષયથી કોપેલા વાયુથી થયેલ પક્ષાઘાત અસાધ્ય છે. ૨૦૨

टीका–शुद्धः=केवलः, अन्येन=पित्तेन कफेन वा, क्षयहेतुक–क्षय.=धातुक्षयः, तत्कुपितवातनिमित्तकम्॥

(આનો અર્થ ઉપર અપાયો છે.)

अपरमसाध्यलक्षणमाह–

### એ સિવાયના બીજા અસાધ્ય પક્ષાઘાત

**गर्भिणीसूतिकाबालवृद्धक्षीणेष्वसृक्स्रवे।**
**पक्षाघातं परिहरेद्वेदनारहितो यदि ॥ २०३ ॥**

अन्वय.–गर्भिणी–सूतिका–बाल–वृद्ध–क्षीणेषु, असृक्स्रवे पक्षाघातं परिहरेत्, (तथा) यदि

(तर्हि सोऽपि परिहार्यः) ॥

ગર્ભિણી, સુવાવડી, બાલક, વૃદ્ધ, ક્ષીણ થયેલ અને જેના રુધિરનો ક્ષય થયો હોય એવા માણસોનો પક્ષાઘાત (અસાધ્ય માની) વૈદ્યે છોડવો જોઈએ; તેમ જ જો વેદનાથી રહિત પક્ષાઘાત હોય તો તે પણ અસાધ્ય હોઈ તેની ચિકિત્સા પણ કરવી નહિ. २०३

टीका-'वेदनारहितो यदि' इति भिन्नमसाध्यलक्षणम् ॥ (આ ટીકાનુસાર ઉપર અર્થ કરેલ છે.)

तस्य चिकित्सामाह-

## પક્ષાઘાતની ચિકિત્સા

### માષાદિ-ક્વાથ-

**माषात्मगुप्तावातारिवाट्यालकजटाशृतम् ।**
**हिङ्गुसैन्धवसंयुक्तं पक्षाघातं विनाशयेत् ॥२०४॥**

अन्वयः-माष-आत्मगुप्ता-वातारि-वाट्यालकजटाशृतं हिङ्गुसैन्धवसंयुक्तं पक्षाघातं विनाशयेत् ॥

અડદ, કૌચાં, એરંડો અને મોટી ખપાટનાં મૂળનો ક્વાથ હિંગ અને સૈંધવ નાખી પીધો હોય તો તે પક્ષાઘાતનો નાશ કરે છે. (હિંગ અને સૈંધવ પાંચ-પાંચ ચણોઠીભાર અને જીરું વગેરે પદાર્થો ચોવીશ ચણોઠીભાર લેવા, એવી મર્યાદા છે.) २०४

टीका-माषिके हिङ्गुसिन्धूत्थे जरणाद्यास्तु शाणिकाः । (આ ટીકા-શ્લોકનો અર્થ ઉપર કૌંસમાં લીધો છે.)

### ગ્રંથિકાદિ-તૈલ×

**ग्रन्थिकाग्निकणाशुण्ठीरास्नासैन्धवकल्कितम् ।**
**माषक्वाथशृतं तैलं पक्षाघातं व्यपोहति ॥ २०५ ॥**

अन्वयः-ग्रन्थिक-अग्नि-कणा-शुण्ठी-रास्ना-सैन्धव-कल्कितं माषक्वाथशृतं तैलं पक्षाघातं व्यपोहति ॥

પીપરીમૂળ, ચિત્રક, પીપર, સૂંઠ, રાસ્ના અને સૈંધવનો કલ્ક નાખી અડદના ક્વાથમાં પકાવેલું તૈલ પક્ષાઘાતને મટાડે છે. २०५

÷ माषाः आदयः येषां तानि माषादीनि, तेषां क्वाथ.-અડદ જેમાં મુખ્ય-પહેલા હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો, માષાદિક્વાથ કહેવાય છે.

× ग्रन्थिकाः आदयः येषां तानि, तेषां तैल-ગંઠોડા જેમાં પહેલા હોય છે, એવાં ઓસડિયાંનું તેલ ગ્રંથિકાદિ-તૈલ કહેવાય છે.

### માષાદિ-તૈલ*

**माषात्मगुप्ताऽतिविषारुबूक,-रास्नाशताह्वा-लवणैः सुपिष्टैः । चतुर्गुणे माषबलाकषाये, तैलं शृतं हन्ति हि पक्षघातम् ॥ २०६ ॥**

अन्वयः-माष-आत्मगुप्ता-अतिविषा-रुबूक-रास्ना-शताह्वा-लवणैः सुपिष्टैः चतुर्गुणे माष-बला-कषाये शृत तैल पक्षघात हि हन्ति ॥

અડદ, કૌચાં, અતિવિષ, એરંડો, રાસ્ના, સુવા અને સૈંધવને સારી પેઠે વાટી કલ્ક કરી, તેની સાથે તેલથી ચોગણા અડદના તથા ખપાટના ક્વાથમાં પકાવેલું તૈલ પક્ષાઘાતનો નાશ કરે છે. २०७

अथ सर्वाङ्गवातस्य लक्षणमाह-

## સર્વાંગવાતનું લક્ષણ

**सर्वाङ्गपवने क्रुद्धे गात्रस्फुरणभञ्जने ।**
**वेदनाभिः परीताश्च स्फुटन्तीवाऽस्य सन्धयः ॥**

अन्वयः-सर्वाङ्ग पवने क्रुद्धे गात्र स्फुरण भञ्जने (स्त) वेदनाभिः च परीताः अस्य सन्धयः स्फुटन्ति इव ॥

સર્વ અંગોમાં વાયુનો કોપ થતાં ગાત્રોની શિરાઓ કંપે છે, અંગો જાણે ભાંગી જાય છે અને વેદનાથી ઘેરાયેલા સાંધા જાણે ફાટી પડતા હોય એવું લાગે છે. (એ રોગ સર્વાંગવાત+ કહેવાય છે.) २०७

टीका-सन्धयो वेदनाभिः परीता युताः स्फुटन्तीव ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

अथ तस्य चिकित्सामाह-

## સર્વાંગવાતની ચિકિત્સા

**सर्वाङ्गगतमेकाङ्गगतञ्चापि समीरणम् ।**
**तैलावगाहनं हन्ति तोयवेगमिवाचलः ॥ २०८ ॥**

अन्वयः-अचलः तोयवेगम् इव तैल-अवगाहन सर्वाङ्गगतं च एकाङ्गगतम् अपि समीरण हन्ति ॥

જેમ પર્વત પાણીના વેગને તોડી નાખે

* माषाः आदयः येषां तानि, तेषां तैल-અડદ જેમાં પહેલા હોય છે, એવાં ઓસડિયાંનું તેલ-માષાદિ તૈલ કહેવાય છે.

+ सर्वाणि च तानि अङ्गानि-सर्वाङ्गाणि, सर्वाङ्गेषु कुपितः वातः यस्मिन्-सर्वाङ्गवातः-જે રોગમાં સઘળાં અંગોમાં વાયુ કોપ્યો હોય, જેથી આખા અંગમાં વેદના થયા કરે છે, તે સર્વાંગવાત નામે વાતવ્યાધિ કહેવાય છે.

તેમ, તેલની કોઠીમાં કરેલું અવગાહન-પ્રવેશ સર્વાંગવાતને તથા પક્ષાઘાતને પણ મટાડી દે છે. ૨૦૮

अथ स्थाननामरूपलक्षणान् वातव्याधीनाह–

**હ્રસ્વકેશત્વથી માંડી પરિશ્રમ સુધીનાં ૩૧ વાતવ્યાધિઓનાં લક્ષણો તેમનાં સ્થાનકો તથા નામો ઉપરથી જ જણાય છે:**

**स्थाननामानुरूपैश्च लिङ्गैः शेषान् विनिर्दिशेत् ।**
**सर्वेष्वेतेषु संसर्गं पित्ताद्यैरुपलक्षयेत् ॥ २०९ ॥**
**प्रथमं ह्रस्वकेशत्वं ततो वाचालताऽपि च ।**
**आटोपः पार्श्वशूलश्च पुरीषस्यातिगाढता ॥२१०॥**
**तथा मलाप्रवृत्तिश्च कम्पः स्तम्भश्च रूक्षता ।**
**कार्श्यं कार्ष्ण्यश्च शैत्यञ्च लोमहर्षो व्यथा तथा ॥**
**तोदो भेदः शिरास्फूर्तिरङ्गमर्दोऽङ्गशुष्कता ।**
**सङ्कोचश्चाङ्गविभ्रंशो मोहश्चञ्चलचित्तता ॥ २१२ ॥**
**निद्रानाशः स्वेदनाशो बलहानिश्च भीरुता ।**
**शुक्रक्षयो रजोनाशो गर्भनाशः परिश्रमः ॥२१३॥**

अन्वयः-शेषान् स्थान-नाम-अनुरूपैः च लिङ्गैः विनिर्दिशेत्, एतेषु सर्वेषु पित्ताद्यैः संसर्गम् उपलक्षयेत्। प्रथमं ह्रस्वकेशत्व, ततः वाचालता अपि च आटोपः, च पार्श्वशूलं, पुरीषस्य अतिगाढता, तथा मल-अप्रवृत्ति, कम्पः, स्तम्भः, च रूक्षता, कार्श्यं, च कार्ष्ण्यं, च शैत्य, च लोमहर्षः तथा व्यथा, तोदः, भेदः, शिरास्फूर्तिः, अङ्गमर्दः, अङ्गशुष्कता, संकोचः, च अङ्गविभ्रंशः, मोहः, चञ्चलचित्तता, निद्रानाशः, स्वेदनाशः, बलहानिः, च भीरुता, शुक्रक्षयः, रजोनाशः, गर्भनाशः (च) परिश्रमः ॥

બાકીના વાતવ્યાધિઓને તેઓનાં સ્થાન તથા નામને મળતાં લક્ષણો ઉપરથી સમજી લેવા અને એ સઘળાઓમાં પિત્તાદિનો સંસર્ગ પણ ઓળખી લેવો. માથાના વાળનું ટૂંકાપણું તે હ્રસ્વકેશત્વ[1] કહેવાય છે. બહુ બોલનાર-પણું વાચાલતા[2] કહેવાય છે. પેટમાં ગડગડાટ થાય તે આટોપ[3] કહેવાય છે. પડખામાં શૂળ નીકળે તે પાર્શ્વશૂલ[4] કહેવાય છે. વિષ્ઠાનું શરીરનું દૂબળાપણું તે કાર્શ્ય[10] કહેવાય છે. શરીરની કાળાશ કાર્ષ્ણ્ય[11] કહેવાય છે. ઠંડાપણું તે શૈત્ય[12] કહેવાય છે. રુંવાડાં ઊભાં થઈ રહે તે લોમહર્ષ[13] કહેવાય છે. અંગમાં પીડા થાય તે વ્યથા[14] કહેવાય છે. અંગમાં જાણે સોય ભોંકાતી હોય એવી પીડા થાય તે તોદ[15] કહેવાય છે. અંગને જાણે કોઈ ચીરી નાખતું હોય એવી પીડા થાય તે ભેદ[16] કહેવાય છે. શિરાઓનું ફરકવું તે શિરાસ્ફૂર્તિ[17] કહેવાય છે. અંગોનું આમતેમ મર્દન (ભાંગવું) થાય તે અંગ-મર્દ[18] કહેવાય છે. અંગ સુકાઈ જાય તે અંગશુષ્કતા[19] કહેવાય છે. અંગ સંકોચાઈ જાય તે સંકોચ[20] કહેવાય છે. અંગ પોતાના સ્થાનેથી ખસી જાય તે અંગવિભ્રંશ[21] કહેવાય છે. ચિત્ત મૂઢ થઈ જાય તે મોહ[22] કહેવાય છે. ચિત્તનું ચંચલપણું તે ચંચલ-ચિત્તતા[23] કહેવાય છે. નિદ્રા બિલકુલ ન આવે કે ઓછી આવે એ નિદ્રાનાશ[24] કહેવાય છે. પરસેવો ન જ આવે એ સ્વેદ-નાશ[25] કહેવાય છે. બળનો નાશ થઈ જાય તે બલહાનિ[26] કહેવાય છે. બીકણપણું થાય એ ભીરુતા[27] કહેવાય છે. વીર્યનો ક્ષય થાય તે શુક્રક્ષય[28] કહેવાય છે. સ્ત્રીના રજનો નાશ થાય તે રજોનાશ[29] કહેવાય છે. કાચો ગર્ભ પડી જાય અથવા *જેજ્જટના* મત પ્રમાણે ગર્ભાશયમાં વાયુના રહેવાથી ગર્ભ રહે જ નહિ એ ગર્ભનાશ[30] કહેવાય છે. મહેનત કર્યા વિના થાક લાગે એ પરિશ્રમ[31] કહેવાય છે (વહ્નિવૈષમ્ય એટલે અગ્નિના વિષમપણાનું લક્ષણ જઠરાગ્નિના વિકારોના અધિકારમાં કહેવાઈ ગયું છે, તે ત્યાં જોવું). ૨૦૯-૨૧૩

ખૂબ બોલબોલ કરે, તે વાચાલતા નામે વાતવ્યાધિ.

૩. आ-समन्तात् तुप्यते-हिंस्यते इति आटोपः-तुप हिंसायां-घञ्, पृषोदरादित्वात् टत्वम्-વાયુને લીધે પેટમાં જે ગુડગુડ શબ્દ થાય, તે આટોપ નામે વાતવ્યાધિ.

૪. पार्श्वयोः शूलं-पार्श्वशूलं-वातात्-વાયુને લીધે પડખાંઓમાં જે શૂળ નીકળે, તે પાર્શ્વશૂલ નામે વાતવ્યાધિ.

૫. गाढस्य भावः-गाढता, मलस्य गाढता मलगाढता वायुजन्या-વાયુને લીધે વિષ્ઠારૂપ મળ અત્યંત કઠણ થઈ જાય, તે મલગાઢતા નામે વાતવ્યાધિ

૬. मलस्य-विष्ठारूपस्य अप्रवृत्ति· वायुजन्या-વાયુને લીધે ઝાડો ઊતરે જ નહિ, તે મલાપ્રવૃત્તિ નામનો વાતવ્યાધિ.

૭. कम्पनं-किंचिच्चलनं गात्राणां वायुनेति कम्पः-कपि किंचिच्चलने-घञ्-વાયુને લીધે શરીરના અવયવો કંઈક ચાલે-ધ્રૂજે, તે કંપ-કંપારી-ધ્રુજારી નામે વાતવ્યાધિ.

૮. स्तम्भनं-रोधन गात्राणा वायुवशादिति स्तम्भः-स्तम्भु रोधने-भावे घञ्-વાયુને લીધે શરીરના અવયવો થંભી જાય, સજ્જડ કે અક્કડ થઈ જાય, તે સ્તંભ-વાતવ્યાધિ.

૯. रूक्षणं-पारुष्यं-रूक्ष पारुष्ये-घञ्, तस्य भावः-रूक्षता-वायुजन्या-વાયુને લીધે શરીરનું લૂખાપણું થાય, તે રૂક્ષતા નામે વાતવ્યાધિ કહેવાય છે.

૧૦. कृशस्य भावः-कार्श्यम्-वाताद्, चातुर्वर्ण्यादित्वात् ष्यञ्-વાયુને લીધે શરીરનું જે દૂબળાપણું તે કાર્શ્ય નામે વાતવ્યાધિ.

૧૧. कृष्णस्य भावः-कार्ष्ण्यम्-वायुवशात्-વાયુને લીધે શરીરમાં જે કાળાશ થઈ જાય તે કાર્ષ્ણ્ય નામે વાતવ્યાધિ.

૧૨. शीतस्य भावः-शैत्यं-वाताद्-વાયુને લીધે શરીર ઠંડું થઈ જાય, તે શૈત્ય નામે વાતવ્યાધિ.

૧૩. लूयन्ते इति लोमानि-लूञ् छेदने-(उणा. ૪-૧૫૨) लोम्नां हर्षः-लोमहर्षः-वायुवशात्-વાયુને લીધે રૂંવાડાં ખડાં થઈ જાય, તે લોમહર્ષ નામે વાતવ્યાધિ.

૧૪. व्यथनं-व्यथा-शरीरपीडा-वाताद्, व्यथ भयसंचलनयोः-'घटादयः षितः'-इति षित्त्वातिदेशात् 'षिद्भिदादिभ्योऽङ्'-વાયુને લીધે શરીરમાં પીડા થાય, તે વ્યથા નામે વાતવ્યાધિ.

૧૫. तुद्यते-तोदनं वा तोदः-सूचीव्यधनवत् पीडा-वातकृता, तुद व्यथने-घञ्-વાયુને લીધે જાણે સોયથી વીંધાયા જેવી પીડા જે થાય, તે તોદ નામે વાતવ્યાધિ.

૧૬. भिद्यते-भेदनं वा-भिदिर् विदारणे-घञ्-भेद, विदारणवद् व्यथा वायुकृता-વાયુને લીધે શરીરમાં જાણે ચિરાઈ જવા જેવી પીડા થાય, તે ભેદ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૧૭ शिराणां स्फूर्तिः वायुवशात्-વાયુને લીધે શિરાઓનું ફરકવું, તે શિરાસ્ફૂર્તિ નામે વાતવ્યાધિ.

૧૮. अङ्गानां मर्दनं-वायुकृतं, मृद क्षोदे-घञ्-વાયુને લીધે શરીર ભાંગે, તે અંગમર્દ નામે વાતવ્યાધિ.

૧૯. अङ्गानां शुष्कता-वाताद्-વાયુને લીધે અંગોનું સુકાવું-અંગશુષ્કતા નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૦. संकुच्यते-संकोचनं वा-वातादिति संकोचः, कुच सपर्चनादौ-घञ्-વાયુને લીધે અંગોનું સંકોચાવું, તે સંકોચ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૧. अङ्गस्य विभ्रंशः-स्थानत्यागेन स्खलनं वाताद्-વાયુને લીધે અંગો પોતાના સ્થાનેથી ખસી જાય, તે અંગવિભ્રંશ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૨. मुह्यते-मोहनं वा मोहः-मुह वैचित्त्ये-घञ्-વાયુથી ચિત્તનું મૂઢપણું-બેભાન સ્થિતિ, તે મોહ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૩. चञ्चल चित्तं यस्य सः-चञ्चलचित्तः,-तस्य भावः-ચંચલચિત્તપણું તે ચંચલચિત્તતા નામે વાતવ્યાધિ

૨૪. निद्रायाः नाशः, अल्पत्वं वा, वायुजं-વાયુને લીધે ઊંઘ ઊડી જાય અથવા ઓછી થઈ જાય તે નિદ્રાનાશ અથવા નિદ્રાલ્પત્વ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૫. स्वेदस्य नाशः-वायुकृतः-વાયુને લીધે પરસેવો જ ન થાય, તે સ્વેદનાશ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૬. बलस्य हानिः वातकृता-વાયુને લીધે બળ ઓછું થઈ જાય, તે બલહાનિ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૭. बिभेति इत्येवंशीलः-ञिभी भये 'भियः क्रुक्लुकनौ'-इति क्रुः-भीरुः, तस्य भावः-भीरुता वायुजा-વાયુને લીધે બીકણ સ્વભાવ થાય, તે ભીરુતા નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૮. शुक्रस्य क्षयः वातात्-વાયુને લીધે વીર્ય ઓછું થઈ જાય, તે શુક્રક્ષય નામે વાતવ્યાધિ કહેવાય છે.

૨૯. रजसो नाशः-वाताद्-વાયુને લીધે સ્ત્રીના રજનો જે નાશ થાય, તે રજોનાશ નામે વાતવ્યાધિ.

૩૦. गर्भस्य नाशः-आमगर्भपातः-वाताद्-વાયુને લીધે કાચો ગર્ભ પડી જાય, તે ગર્ભનાશ નામે વાતવ્યાધિ કહેવાય છે.

૩૧. परितः श्रम्यते–खिद्यत–वातात् आयासं विनापि–શ્રમ ભેદે–ઘત્ મહેનત વિના પણ વાયુને લીધે જે થાક લાગે તે પરિશ્રમ નામે વાતવ્યાધિ કહેવાય છે. વાતવ્યાધિઓ અહીં પૂરા થાય છે તેઓમાં 'સર્વાંગવાત' સુધીના ૪૯, અને આ 'પરિશ્રમ' સુધીના ૩૧ મળીને ૮૦ની સંખ્યા સમજવી.

टीका–आटोप'='गुडगुडा' शब्दः, तोदः=सूच्यास्य घनेनेव पीडा, भेदः=विदारणेनेव व्यथा, अन्नविभ्रंशः=अन्नस्य स्थानत्यागेन स्खलनं, निद्रानाशः=निद्राल्पत्वमपि, गर्भनाशः=आमगर्भपातः, 'गर्भशय्याया वाताधिष्ठानाद्गर्भाग्रहणम्' इति जेज्जटः, परिश्रम.=आयासं विना श्रमः ॥ (આનો અર્થ ઉપર ભાષાંતરમાં અપાયો છે)

अथ तेषां चिकित्सामाह–

ઉપર જણાવેલ હ્રસ્વકેશત્વ વગેરે વાતવ્યાધિઓની ચિકિત્સા

सामान्यवातरोगाणां या चिकित्सा प्रवक्ष्यते ।
एषां सैव विधातव्या तयैते यान्ति संक्षयम् ॥

अन्वय.–सामान्य–वातरोगाणा या चिकित्सा प्रवक्ष्यते, सा एव एषां विधातव्या, तया एते संक्षयं यान्ति ॥

સામાન્ય વાતવ્યાધિઓની જે ચિકિત્સા કહેવાશે, તે જ હ્રસ્વકેશત્વ વગેરે રોગોની કરવી; એ કરવાથી તે રોગો નાશ પામે છે. ૨૧૪

ઉપર કહેલ સિવાય બીજા પ્રકારે પણ વાતવ્યાધિઓ થાય

एवंविधानि रूपाणि करोति कुपितोऽनिलः ।
हेतुस्थानविशेषेण भवेद्रोगविशेषकृत् ॥ २१५ ॥

अन्वयः–कुपितः अनिलः एवंविधानि रूपाणि करोति, हेतु–स्थान–विशेषेण रोगविशेषकृत् भवेत् ॥

કોપેલો વાયુ, એ પ્રમાણે (શિરોગ્રહ આદિ એંશી) રૂપો કરે છે; તેમ જ હેતુઓના તથા (કોઠો વગેરે) સ્થાનકોના ભેદથી પણ એ વાયુ, જુદા જુદા રોગો કરે છે. ૨૧૫

टीका–एवंविधानि रूपाणि=शिरोग्रहादीनि अशीतिः । हेत्विसादि–हेतुविशेषः–पित्तश्लेष्माद्यावृतत्वादि', यथा 'श्लेष्मावृतो वायुर्मन्यास्तम्भं करोति॥ स्थानविशेषः कोष्ठादिः, यथा–'तत्र कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः' इत्यादि ॥ જેમ કે વાયુ જો કોઠામાં રહ્યો હોય તો મૂત્ર તથા વિષ્ઠા અટકે છે

अथ हेतुविशेषेण वातव्याधिविशेषो यथा–

હેતુઓના ભેદોથી થતા જુદા જુદા વાતવ્યાધિઓ

उदाने पित्तसंयुक्ते दाहो मूर्च्छा भ्रमः क्लमः ।
अस्वेदहर्षौ मन्दाग्निः शीतता च कफावृते ॥ २१६ ॥
प्राणे पित्तावृते छर्दिर्दाहश्चैवोपजायते ।
दौर्बल्यं सदनं तन्द्रा वैरस्यञ्च कफावृते ॥ २१७ ॥

अन्वयः–उदाने पित्तसयुक्ते दाहः मूर्च्छा भ्रमः (च) क्लमः (भवति), कफ–आवृते अस्वेद–हर्षौ मन्दाग्निः च शीतता (जायते)। प्राणे पित्त–आवृते छर्दिः च दाहः एव उपजायते, कफ–आवृते च दौर्बल्य सदनं तन्द्रा च वैरस्य (भवति) ॥

કંઠમાં રહેતો ઉદાનવાયુ જો પિત્તથી સંયુક્ત થયો હોય તો દાહ, મૂર્ચ્છા, ભ્રમ તથા ગ્લાનિ થાય છે અને જો કફથી સંયુક્ત થયો હોય તો પરસેવો ન થાય, રૂંવાડાં ઊભાં થઈ જાય, અગ્નિ મંદ થાય અને શરીર ટાઢું થઈ જાય છે. હૃદયમાં રહેતો પ્રાણવાયુ જો પિત્તથી સંયુક્ત થાય તો ઊલટી તથા દાહ થાય છે અને કફથી સંયુક્ત થાય તો દુર્બલપણું, ગ્લાનિ, તંદ્રા તથા વિરસપણું થાય છે.

टीका–प्राणः=हृदयाश्रयो वायुः ॥

स्वेदो दाहस्तृषा मूर्च्छा समाने पित्तसंयुते ।
कफेन सक्ते विण्मूत्रे गात्रहर्षश्च जायते ॥ २१८ ॥

अन्वयः–समाने पित्तसंयुते स्वेद. दाहः तृषा मूर्च्छा जायते, कफेन (सयुते समाने) विण्मूत्रे सक्ते (अवरुद्धे भवतः), च गात्र–हर्षः जायते ॥

જઠરાગ્નિની નીચે રહેતો સમાનવાયુ જો પિત્તથી સંયુક્ત થયો હોય તો પરસેવો, દાહ, તરશ તથા મૂર્ચ્છા થાય છે અને કફથી સંયુક્ત હોય તો વિષ્ઠા તથા મૂત્રની અટકાયત અને રૂંવાડાં ઊભાં થયા કરે છે. ૨૧૮

टीका–कफेन सयुते समाने, विण्मूत्रे सक्ते=अवरुद्धे भवतः, गात्रहर्ष.=रोमाञ्चः ॥

अपाने पित्तसंयुक्ते दाहौष्ण्यं रक्तमूत्रता ।
अधःकाये गुरुत्वञ्च शीतता च कफावृते ॥ २१९ ॥

अन्वय'–अपाने पित्तसयुक्ते दाह–औष्ण्य रक्तमूत्रता (भवति), कफावृते च अधःकाये गुरुत्वं च शीतता (जायते) ॥

ગુદામાં રહેતો અપાનવાયુ પિત્તથી સંયુક્ત

થયો હોય તો દાહ, ઉષ્ણપણું તથા મૂત્ર રાતું થઈ જાય છે અને જો કફથી સંયુક્ત થયો હોય તો શરીરના નીચલા ભાગમાં ભારેપણું તથા શીતળપણું થાય છે. ૨૧૯

टीका-अत्र गुदाश्रयः=अपानः ॥

व्याने पित्तावृते दाहो गात्रविक्षेपणं क्लमः।
स्तम्भोऽथ दण्डकश्चापि शूलशोथौ कफावृते ॥२२०॥

अन्वयः-व्याने पित्त-आवृते दाहः गात्र-विक्षेपण क्लमः (भवति), अथ कफ-आवृते च स्तम्भः दण्डकः अपि च शूलशोथौ (भवतः) ॥

સઘળા શરીરમાં રહેતો વ્યાનવાયુ, જો પિત્તથી સંયુક્ત થયો હોય તો દાહ, ગાત્રોનું આમતેમ પછડાવું તથા ગ્લાનિ થાય છે અને જો કફથી સંયુક્ત થયો હોય તો અક્કડપણું, દંડકાક્ષેપ નામનો વાતવ્યાધિ, શૂળ તથા સોજા થાય છે. ૨૨૦

टीका-दण्डकः=आक्षेपकमेदः ॥

अथ तेषां चिकित्सामाह-

### હેતુઓના ભેદોથી થતા જુદા જુદા વાતવ્યાધિઓની ચિકિત્સા

वाते सपित्ते कुर्वीत वातपित्तहरीं क्रियाम्।
सकफे तत्र कुर्वीत वातश्लेष्महरीं क्रियाम् ॥२२१॥

अन्वयः-वाते सपित्ते वात-पित्त-हरीं क्रिया कुर्वीत, तत्र सकफे वात-श्लेष्महरीं क्रियां कुर्वीत ॥

વાયુ પિત્તથી સંયુક્ત થયો હોય તો વાયુ તથા પિત્ત એ બન્નેને હરનારી ચિકિત્સા કરવી અને તે વાયુ જો કફથી સંયુક્ત થયો હોય તો વાયુ તથા કફ એ બન્નેને હરનારી ચિકિત્સા કરવી. ૨૨૧

अथ रसादि-धातुगत-वायूना लक्षणान्याह-

### રસ આદિ ધાતુઓમાં ગયેલ વાયુથી થતા જુદા જુદા વાતવ્યાધિઓ: રસગત વાયુનાં લક્ષણ

त्वग् रूक्षा स्फुटिता सुप्ता कृशा कृष्णा च तुद्यते।
आतन्यते सरागा च सर्वरुक् त्वग्गतेऽनिले ॥२२२॥

अन्वयः-अनिले त्वग्गते (सति) त्वक् रूक्षा स्फुटिता सुप्ता कृशा च कृष्णा (सती) तुद्यते, आतन्यते, सरागा च सर्वरुक् (भवति) ॥

વાયુ જો રસમાં ગયો હોય તો ચામડી ફાટેલી, જડ, પાતળી, કાળી, સોયથી ભોંકાયા જેવી પીડાવાળી, લડખડતી અને રતાશવાળી થાય છે તથા સાતે ચામડીમાં પીડા થાય છે. ૨૨૨

टीका-सर्वरुक्=सततरुग्व्यथा, त्वग्गते 'त्वक्' शब्देनात्र रस उच्यते, त्वगाधारत्वात् तेन रसगते इत्यर्थः ॥ આ શ્લોકમાં 'त्वच्' શબ્દથી 'રસ' કહેવાય છે, કેમ કે રસનો આધાર ત્વચા છે; તેથી રસમાં વાયુ ગયો હોય તો એ અર્થ કરેલ છે.

### રુધિરગત વાયુનાં લક્ષણ

रुजस्तीव्राः ससंतापा वैवर्ण्यं कृशताऽरुचिः।
गात्रे चारूंषि भुक्तस्य स्तम्भश्चासृग्गतेऽनिले ॥२२३॥

अन्वयः-अनिले असृग्गत (सति) तीव्राः रुजः ससतापाः वैवर्ण्यं कृशता अरुचिः गात्रे च अरूंषि भुक्तस्य च स्तम्भः (भवति) ॥

વાયુ જો રુધિરમાં ગયો હોય તો તીવ્ર પીડાઓ અને સંતાપ થાય છે, શરીરનો રંગ ખરાબ થઈ જાય છે; દૂબળાપણું, અરુચિ તથા ગાત્રોમાં વ્રણો થાય છે અને જમ્યા પછી તૃપ્તિને લીધે રુધિરની વૃદ્ધિ થવાથી સ્તંભ-સજ્જડપણું થાય છે. ૨૨૩

टीका-अरूंषि=व्रणानि, भुक्तस्य-भुक्तवतः, भुक्ते-त्यत्राघ्यवसितादित्वात् कर्तरि क्तः, स्तम्भः सन्तर्पणेन रक्तवृद्धेः ॥ (આ ટીકાનો અર્થ ઉપર લેવાયો છે.)

### માંસગત વાયુનાં લક્ષણો

गुर्वङ्गं तुद्यते स्तब्धं दण्डमुष्टिहतं यथा।
सरुक्स्तिमितमत्यर्थं वाते मांससमाश्रिते ॥ २२४॥

अन्वयः-वाते मांस-समाश्रिते (सति) अङ्ग गुरु (सत्) यथा दण्ड-मुष्टि-हत (तथा) तुद्यते, स्तब्ध, सरुक्, अत्यर्थं स्तिमितं (च स्यात्) ॥

વાયુ માંસમાં ગયો હોય ત્યારે અંગ ભારે થઈ જાય, જાણે લાકડીનો કે મૂઠીનો માર પડ્યો હોય તેવું પીડાય, સ્તબ્ધ થઈ જાય, પીડાયુક્ત થાય અને અત્યંત નિશ્ચલ થઈ જાય છે. ૨૨૪

टीका-दण्डमुष्टिताडितमिव तुद्यते, स्तिमितं=निश्चलमित्यर्थः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### મેદોગત વાયુનાં લક્ષણો

तथा मेदःश्रितः कुर्याद् ग्रन्थीन् मन्दरुजो व्रणान् ॥

अन्वयः-मेदःश्रितः (वायुः अपि) तथा (मांसगतवत् लक्षणानि) कुर्यात्, (किंतु) मन्दरुजः ग्रन्थीन् (च) व्रणान् (कुर्यात् इति विशेषः) ॥

મેદમાં ગયેલો વાયુ પણ માંસમાં ગયેલાના જેવાં જ લક્ષણો કરે છે; છતાં ઓછી પીડાવાળી ગાંઠો અને વ્રણો તો તે (મેદગત વાયુ) કરે, એ વિશેષ છે. ૨૨૫

टीका–मांसमेदसोर्गतवातयोरेकलिङ्गत्वम्, अदूरान्तरेण प्रत्यासत्तराश्रयप्रभावात्। तथा मेदःश्रितः मांसगतवत्। दूरेण प्रत्यासत्तेरस्थिरूपाया मेदाश्च कुर्याद्, ग्रन्थीनित्यादिविशेषः॥ વાયુ માંસમાં કે મેદમાં જાય ત્યારે તેનાં લક્ષણો એક સરખાં જ થાય છે; તેનું કારણ આ છે કે માંસને તથા મેદને દૂર અંતર નથી, પણ ખૂબ નજીકપણું છે, તેમ જ મેદરૂપ આશ્રય કે સ્થાનનો પ્રભાવ પણ તેવો જ છે; છતાં માંસને અસ્થિઓ છેટા પડે છે અને મેદને અસ્થિઓ નજીક પડે છે, એટલો માંસ તથા મેદનો તફાવત હોવાથી મેદમાં ગયેલો વાયુ ઓછી પીડાવાળી ગાંઠો તથા વ્રણો કરે છે, એટલો તે બંનેમાં ફરક જણાય છે.

### અસ્થિગત વાયુનાં લક્ષણો

मेदोऽस्थिपर्वणां सन्धिशूलं मांसबलक्षयः।
अस्वप्नः सतता रुक् च वाते दुष्टेऽस्थिसंस्थिते ॥२२६

अन्वयः–दुष्टे वाते अस्थिसंस्थिते (सति) अस्थि पर्वणां भेदः, सधि–शूल, मांस–बल–क्षयः, अस्वप्नः, च सतता रुक् (भवति)॥

દુષ્ટ થયેલો વાયુ અસ્થિઓમાં ગયેલ હોય ત્યારે અસ્થિઓના સાંધાઓ જાણે ચિરાતા હોય એવી પીડા થાય છે, સાંધાઓમાં શૂળ નીકળે છે, માંસનો તથા બળનો ક્ષય થાય છે, નિદ્રા આવતી નથી અને એકધારી પ્રબળ પીડા થાય છે. ૨૨૬

### મજ્જાગત વાયુનાં લક્ષણો

वाते मज्जगते पीडा न कदाचित् प्रशाम्यति ॥२२७

अन्वयः–वाते मज्जगते (अस्थिगततत्लक्षणानि भवन्ति, किंतु) पीडा कदाचित् न प्रशाम्यति (इति विशेषः)॥

વાયુ મજ્જામાં ગયો હોય ત્યારે અસ્થિઓમાં ગયેલા વાયુના જેવાં જ લક્ષણો થાય છે; પરંતુ મજ્જામાં ગયેલા વાયુએ કરેલી પીડા કદી શાંત થતી નથી, એટલો વિશેષ તફાવત છે. ૨૨૭

टीका–मज्जगतेऽस्थिगतवत्, यथा मेदोगतो मांसवत् स्यात्। पीडाऽत्र कदाचिन्न शाम्यतीत्यय विशेषः॥

### વીર્યગત વાયુનાં લક્ષણો

क्षिप्रं मुञ्चति बध्नाति शुक्रं गर्भमथापि वा।
विकृतिं जनयेच्चापि शुक्रस्थः कुपितोऽनिलः॥२२८॥

अन्वयः–कुपितः अनिलः शुक्रस्थः (सन्) शुक्र बध्नाति, गर्भं क्षिप्रं मुञ्चति, अथवा बध्नाति अपि, अपि च विकृतिं जनयेत्॥

કોપેલો વાયુ વીર્યમાં ગયો હોય ત્યારે વીર્યને સ્ખલિત જ થવા દેતો નથી, કાચો જ ગર્ભ પાડી નાખે છે અથવા બાંધી રાખે છે-મૂઢ કરી નાખે છે; તેમ જ વીર્યમાં પણ રંગ બદલી નાખવો વગેરે વિકાર કરે છે અને ગર્ભમાં પણ અંગો બગાડવાં વગેરે વિકાર કરે છે. (વાયુથી દુષ્ટ થયેલા વીર્યથી ઉત્પન્ન થયેલો ગર્ભ કાચો જ પડી જાય અથવા મૂઢ થઈ જાય, એ સંભવિત છે.) ૨૨૮

टीका–शुक्र बध्नाति=स्खलयत्येव न, गर्भं क्षिप्रं मुञ्चति=आममेव पातयति, बध्नाति=मूढं करोति, वातदुष्टशुक्रारब्धत्वात्, विकृतिं–शुक्रस्य वर्णान्तरत्वादिरूपाम्, गर्भस्य विकृताङ्गत्वादिरूपां जनयति॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે.)

अथ तेषां चिकित्सामाह–

### રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ તથા મજ્જા ધાતુઓમાં ગયેલા વાયુઓની ચિકિત્સાઓ

वायौ त्वगाश्रिते स्नेहाभ्यङ्गं स्वेदश्च कारयेत्।
रक्तस्थे शीतलॉल्लेपान् विरेकं रक्तमोक्षणम्॥
मांसमेदोगते वाते सविरेकं निरूहणम्।
अस्थिमज्जगते स्नेहं बहिरन्तश्च योजयेत्॥

अन्वयः–वायौ त्वगाश्रिते (सति) स्नेहाभ्यङ्गं च स्वेदं कारयेत्, रक्तस्थे शीतलान् लेपान्, विरेकं रक्त–मोक्षणं (च कारयेत्)। वाते मांस–मेदोगते सविरेकं निरूहणं, अस्थि–मज्जगते बहिर् च अन्तः स्नेहं योजयेत्॥

વાયુ રસમાં ગયો હોય તો સ્નેહથી માલિશ તથા સ્વેદનની ક્રિયાઓ કરવી. વાયુ રુધિરમાં રહેલ હોય તો ટાઢા લેપ કરવા, વિરેચન આપવું તથા ફસ ખોલવા વગેરેથી લોહી કાઢવું. વાયુ માંસમાં કે મેદમાં ગયો હોય તો વિરેચન આપવાં અને નિરૂહબસ્તિઓ (ક્વાથની પિચકારીઓ) આપવી. વાયુ અસ્થિઓમાં કે મજ્જામાં ગયો હોય તો બહાર તથા અંદર સ્નેહની યોજના કરવી. ૨૨૯,૨૩૦

### અસ્થિગત વાયુની ખાસ ચિકિત્સા

केतकनागबलाऽतिबलानां, यद्बहुलेन रसेन विपक्कम् । तैलमनल्पतुषोदकसिद्धं, मारुतमस्थिगतं विनिहन्ति ॥ २३१ ॥

अन्वयः–केतक-नागबला-अतिबलानां बहुलेन रसेन विपक्कम् अनल्प-तुषोदक-सिद्धं तैलम् अस्थिगत मारुतं विनिहन्ति ॥

કેવડો, નાગબલા તથા અતિબલા નામની ખપાટની જાતોના ઘણા સ્વરસથી અને ઘણા તુષોદકથી (તુષોદકનું લક્ષણ પ્રથમ-ખંડમાં જોવું) પકાવેલુ 'કેતકાદિ-તૈલ' (ઉપયોગમાં લેવાથી) અસ્થિઓમાં ગયેલા વાયુનો નાશ કરે છે. ૨૩૧

### વીર્યગત વાયુની ચિકિત્સા

हर्षोऽन्नपानं शुक्रस्थे बलशुक्रकरं हितम् ॥२३२॥

अन्वयः–वायौ शुक्रस्थे (स्त्री-आदिभिः) हर्षः, (च) बलशुक्रकरम् अन्नपान हितम् (भवति) ॥

વાયુ વીર્યમા હોય ત્યારે સ્ત્રીઓ વગેરેથી હર્ષ ઉપજાવવો અને બલ તથા વીર્યને વધારનારાં અન્નપાનો આપવાં એ હિતકારી છે.

अथ स्थानविशेषेण वातव्याधिविशेषो यथा; तत्र कोष्ठगतस्य वातस्य लक्षणमाह–

### સ્થાનવિશેષનો આશ્રય કરતા વાયુથી થતા વાતવ્યાધિ: કોઠામાં ગયેલા વાયુનું લક્ષણ

वाते कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः। ब्रध्नहृद्रोगगुल्मार्शःपार्श्वशूलश्च जायते ॥ २३३ ॥

अन्वयः–दुष्टे वाते कोष्ट-आश्रिते (सति) मूत्र-वर्चसोः निग्रहः, ब्रध्न-हृद्रोग-गुल्म-अर्शः-पार्श्वशूलं च जायते ।

દુષ્ટ થયેલો વાયુ કોઠામાં રહ્યો હોય ત્યારે મૂત્રની તથા વિષ્ઠાની અટકાયત થાય છે અને બ્રધ્ન, ગોળો, હૃદયના રોગ, અર્શસ્ તથા પડખાનાં શૂળ થાય છે. ૨૩૩

अथ कोष्ठलक्षणमाह–

### કોઠાનું લક્ષણ

स्थानान्यामाग्निपक्कानां मूत्रस्य रुधिरस्य च। हृदुण्डुकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते ॥

अन्वयः–आम-अग्नि-पक्कानां मूत्रस्य च रुधिरस्य स्थानानि, हृद्, उण्डुकः च फुप्फुसः, कोष्टः इति अभिधीयते ॥

કાચા અન્નને રહેવાનું સ્થાન, અગ્નિને રહેવાનું સ્થાન, પાકેલા અન્નને રહેવાનું સ્થાન, મૂત્રનું સ્થાન, રુધિરનું સ્થાન, હૃદય, પીઠ અને ફેફસાં એ સઘળાં મળી 'કોઠો' કહેવાય છે. (જોકે 'કોઠો' એ શબ્દથી સઘળા આશયો કહેવાઈ જાય છે, તોપણ વિશેષ જણાવવા માટે આમાશય વગેરેમાં ગયેલા વાયુઓનાં લક્ષણો પણ જુદાં કહેવાશે.)

टीका–उण्डुकः 'पीठ' इति लोके। एतेन 'कोष्ठ'-शब्देन सर्व एवाशयाः कथ्यन्ते। तथापि विशेषार्थमामाशयादिगतवातलक्षणान्यपि पृथग् वक्ष्यन्ते॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

अथ कोष्ठगतवातस्य चिकित्सामाह–

### કોઠામાં ગયેલા વાયુની ચિકિત્સા

पाचनीयै रसैर्युक्तैरन्यैर्वा पाचयेन्मलान् । विशेषतः पिबेत् क्षीरं नरः कोष्ठगतेऽनिले॥

अन्वयः–(दुष्टे) अनिले कोष्ठगते (सति) नरः पाचनीयैः रसैः वा अन्यैः युक्तैः मलान् पाचयेत्, विशेषतः क्षीरं पिबेत् ॥

દુષ્ટ વાયુ કોઠામાં ગયો હોય ત્યારે માણસે પાચન કરનારા રસોની કે બીજા ઉપાયોની યોજના કરીને મળો પકાવવા અને વિશેષે કરી દૂધ પીવું. ૨૩૫

अथामाशयगतस्य वातस्य लक्षणमाह चरकः–

### આમાશયમાં ગયેલા વાયુનું લક્ષણ

हृत्पार्श्वोदरनाभीरुक्तृष्णोद्गारविसूचिकाः। कासः कण्ठास्यशोषश्च श्वासश्चामाशयेऽनिले॥

अन्वयः–अनिले आमाशये (सति) हृत्-पार्श्व-उदर-नाभी-रुक्, तृष्णा-उद्गार-विसूचिकाः कासः च कण्ठ-आस्य-शोषः च श्वासः (जायते) ॥

(ચરક કહે છે કે,) 'વાયુ આમાશયમાં એટલે કાચાં અન્નને રહેવાના સ્થાનમાં રહ્યો હોય ત્યારે હૃદય, પડખાં, પેટ તથા નાભિમાં વેદના થાય છે, તરશ લાગે છે, ઓડકાર આવે છે, કૉલેરા, ઉધરસ, કંઠમાં શોષ અને શ્વાસ થાય છે.' ૨૩૬

अथामाशयस्य लक्षणमाह चरकः–

### આમાશયનું લક્ષણ

नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधाः ।

अन्वयः–जन्तोः नाभि-स्तन-अन्तरं बुधाः आमा-

शयम् आहुः ॥

(ચરક કહે છે કે) 'પ્રાણીના શરીરમાં નાભિ અને સ્તનોની વચ્ચેના ભાગને વિદ્વાનો 'આમાશય' કહે છે.' ૨૩૭

अथ तस्य चिकित्सामाह-

આમાશયમાં ગયેલા વાયુની ચિકિત્સા

आमाशयस्थे त्वनिले प्रशस्तं, प्राग् लङ्घनं दीपनपाचनश्च । प्रच्छर्दनं तीक्ष्णविरेचनं वा, मुद्गा यवाः शालियुताः पुराणाः ॥ २३८ ॥

भूतीकपथ्याशटिपुष्कराणि, बिल्वामृतादारुकनागराणि । उग्राविषामागधिकाविडानि, क्वाथास्त्रयः सामसमीरणघ्नाः ॥ २३९ ॥

अन्वयः-अनिले तु आमाशयस्थे (सति) प्राक् लङ्घनं प्रशस्तं, च दीपन-पाचनं प्रच्छर्दनं तीक्ष्णविरेचनं, वा पुराणाः मुद्गाः यवाः शालियुताः (प्रशस्ताः अथवा) भूतीक-पथ्या-शटि-पुष्कराणि, बिल्व-अमृता-दारुक-नागराणि, उग्रा-विषा-मागधिका-विडानि-त्रयः क्वाथाः साम समीरणघ्नाः (स्युः) ॥

વાયુ આમાશયમાં ગયો હોય ત્યારે પ્રથમ લંઘન કરાવવું ઉત્તમ છે; અને પછી દીપન તથા પાચન ઔષધો આપવાં એ સારું છે. આ રોગવાળા માટે જૂના મગ, જવ તથા ચોખા પથ્ય છે. રોહિષ નામનું સુગંધી ઘાસ, હરડે, કચૂરો અને પુષ્કરમૂળનો ક્વાથ (પીવાથી) આમાશયમાં ગયેલા વાયુનો નાશ કરે છે; (આમાં રોહિષ ન મળે તો તેને બદલે વાળો નાખવો;) તેમ જ બીલી, ગળો, દેવદાર અને સૂંઠનો ક્વાથ (પીવાથી) આમાશયમાં ગયેલા વાયુનો નાશ કરે છે; અથવા વજ, અતિવિષ, પીપર અને બીડલૂણનો ક્વાથ (પીવાથી) આમાશયમાં ગયેલા વાયુને મટાડે છે. આ ત્રણે ક્વાથ આમાશયમાં ગયેલા વાયુને હણે છે.

टीका-भूतीकः=रोहिषः-सुगन्धतृणविशेषस्तदलाभे उशीरं ग्राह्यम् । पुष्कर=पुष्करमूलम्, दारुकं देवदारु, उग्रा=वचा, विषा=अतिविषा । (આનો અર્થ ઉપર છે.)

પડ્ધરણયોગ

चित्रकेन्द्रयवौ पाठा कटुकाऽतिविषाऽभया ।
आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना ॥२४०॥
योगेऽस्मिन् भिषजा ग्राह्याः, षण्णां पड्धरणाः पृथक् । दिनेषु षट्सु दातव्यास्तेन पड्धरणः स्मृतः ॥ २४१ ॥

अन्वयः-चित्रक-इन्द्रयवौ, पाठा, कटुका, अतिविषा, अभया-(इत्येषां) चूर्णं सुखाम्बुना पेयं, (तद्) आमाशय-उत्थ-वातघ्नम्, अस्मिन् योगे भिषजा षण्णां पृथक् पड्-धरणाः ग्राह्याः, षट्सु दिनेषु दातव्याः, तेन (अयं योगः) षड्धरणः स्मृतः ॥

ચિત્રક, ઇંદ્રયવ, કાળીપાટ, કડુ, અતિવિષ અને હરડે એ સઘળાંનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પીવું; તે આમાશયમાં ઉત્પન્ન થયેલા વાયુનો નાશ કરે છે. આ ઔષધમાં વૈદ્યે છયે દ્રવ્યોને અલગ અલગ ચોવીસ ચોવીસ ચણોઠીભાર લેવાં અને તેઓનું ચૂર્ણ પણ ૭ દિવસ સુધી દરરોજ ચોવીસ ચણોઠીભાર રોગીને આપવું; આ કારણે આ યોગ **ષડ્ધરણ*** કહેવાય છે. ૨૪૦,૨૪૧

टीका-अत्र षण्णां समुदितानां षड्धरणमितानां चूर्णीकृतानामेकस्मिन्नहनि एकटङ्को देयः ॥ (આનું ભાષાંતર ઉપર છે.)

બીજા પ્રકારનો પડ્ધરણ-યોગ

आमाशयगते वाते छर्दिताय यथाक्रमम् ।
देयः षड्धरणो योगः सप्तरात्रं सुखाम्बुना ॥

अन्वयः-वाते आमाशयगते छर्दिताय यथाक्रमं सुखाम्बुना षड्धरणः योगः सप्तरात्रं देयः ॥

વાયુ આમાશયમાં ગયો હોય તો પહેલા દિવસે ઊલટી કરાવી બીજા દિવસે ચિત્રકનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પિવડાવવું. એમ ત્રીજા દિવસે ઇંદ્રયવનું, ચોથા દિવસે કાળીપાટનું, પાંચમા દિવસે કડુનું, છઠ્ઠા દિવસે અતિવિષનું અને સાતમા દિવસે હરડેનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે પિવડાવવું. આ પ્રમાણેનો ષડ્ધરણયોગ સાત દિવસ અપાય છે. ૨૪૨

टीका-अयमर्थः-प्रथमदिवसे वमनं कारयितव्यं, ततो द्वितीयदिनमारभ्य षड्दिनपर्यन्तं पाठक्रमेणैकैकस्य चूर्णं टङ्कमितं देयमित्यर्थः । (આનો અર્થ ઉપર છે.)

* षण्णां-चित्रकादीनां द्रव्याणां चूर्णीकृतानां प्रत्येक षड्धरणप्रमाणानामेकस्मिन्नहनि एकटङ्को योगः-षड्धरणयोगः-ચિત્રક આદિ ૭ દ્રવ્યો, દરેક ચોવીસ ચણોઠીભાર લઈ ચૂર્ણ કરી એ ચૂર્ણ દરરોજ ચોવીસ ચણોઠીભાર લગાર ગરમ પાણી સાથે લેવું, તે ષડ્ધરણ-યોગ કહેવાય છે.

अथ पक्वाशयगतस्य वातस्य लक्षणमाह–

પકવાશયમાં ગયેલા વાયુનું લક્ષણ

पक्वाशयस्थोऽन्त्रकूजं शूलाटोपौ करोति च।
कृच्छ्रमूत्रपुरीषत्वमानाहं त्रिकवेदनाम् ॥ २४३ ॥

अन्वय.-(वायुः) पक्वाशयस्थः (सन्) अन्त्रकूजं शूल-आटोपौ कृच्छ्र-मूत्र-पुरीषत्वम् आनाहं त्रिकवेदनां च करोति ॥

વાયુ પકવાશયમાં ગયો હોય તો પેટમાં આંતરડાંઓનો ગડગડાટ, શૂળ, પવનનો ખળભળાટ, મૂત્ર તથા વિષ્ઠાનું માંડ માંડ ઊતરવું, પેડુનો આફરો અને ફૂલાના સાંધામાં વેદના કરે છે. ૨૪૩

टीकाः-आटोपो=वातस्य क्षुब्धत्वम्, न तु 'गुडगुडा' शब्दः, तस्यान्त्रकूजनोक्तत्वात्॥ અહીંના મૂળના 'आटोप' શબ્દનો અર્થ-'વાયુનો ખળભળાટ' સમજવો; પણ 'ગડગડાટ' એવો ન સમજવો; કારણ તે તો 'अन्त्रकूजन' શબ્દના અર્થ તરીકે કહેલ છે.

अथ तस्य चिकित्सामाह–

પકવાશયમાં ગયેલા વાયુની ચિકિત્સા

वह्नेः संवर्धनं कार्यं कर्मौदावर्तकं तथा।
देयः स्नेहविरेकश्च पक्वाशयगतेऽनिले ॥ २४४ ॥

अन्वय -अनिले पक्वाशयगते (सति) वह्नेः संवर्धनं तथा औदावर्तकं कर्म कार्यं, च स्नेह-विरेकः देयः ॥

વાયુ પકવાશયમાં ગયો હોય તો જઠરાગ્નિને વધારવાના ઉપાયો કરવા, ઉદાવર્તોની જે ચિકિત્સા કહેવાશે તે કરવી અને સ્નેહસંયુક્ત વિરેચન આપવું. ૨૪૪

उदरगतवायुचिकित्सामाह–

પેટમાં ગયેલા વાયુની ચિકિત્સા

वाते जठरगे दद्यात् क्षारचूर्णादि दीपनम् ॥२४५॥

अन्वयः-वाते जठरगे (सति) क्षार-चूर्ण-आदि दीपनं दद्यात् ॥

વાયુ પેટમાં ગયો હોય તો ક્ષાર તથા ચૂર્ણ આદિ દીપન ઔષધો આપવાં. ૨૪૫

कुक्षिगतवायुचिकित्सामाह–

કૂખમાં ગયેલા વાયુની ચિકિત્સા

शुण्ठीकुटजबीजाग्निचूर्णं कोष्णाम्बु कुक्षिगे ॥२४६॥

अन्वयः-(वाते) कुक्षिगे (सति) शुण्ठी-कुटज-बीज-अग्नि-चूर्णं कोष्णाम्बु (सहित) देयम् ॥

વાયુ કૂખમાં ગયો હોય તો સૂંઠ, ઇંદ્રજવ અને ચિત્રકનું ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે દેવું. ૨૪૬

अथ गुदगतस्य वातस्य लक्षणमाह–

ગુદામાં ગયેલા વાયુનું લક્ષણ

ग्रहो विण्मूत्रवातानां शूलाध्मानाश्मशर्कराः।
जङ्घोरुत्रिकपार्श्वांसपृष्ठरोगो गुदेऽनिले ॥ २४७ ॥

अन्वय'-अनिले गुदे (सति) विड्-मूत्र-वातानां ग्रहः, शूल-आध्मान-अश्म-शर्कराः जङ्घा-उरु-त्रिक-पार्श्व-अंस-पृष्ठ-रोगः (भवेत्) ॥

વાયુ ગુદામાં ગયો હોય તો વિષ્ઠા, મૂત્ર તથા અપાનવાયુની અટકાયત, શૂળ, પેટનું આફરવું, પથરી, શર્કરારોગ અને પિંડીઓ, સાથળ, ફૂલાના સાંધા, પડખાં, ખભા તથા પીઠમાં પીડા થાય છે. ૨૪૭

टीका-रोगोऽत्र=रुजा, पीडेति यावत् ॥

अथ गुदगतस्य वातस्य चिकित्सामाह–

ગુદામાં ગયેલા વાયુની ચિકિત્સા

वाते गुदगते दुष्टे कर्मौदावर्तकं हितम् ॥ २४८॥

अन्वयः-दुष्टे वाते गुदगते (सति) औदावर्तकं कर्म हितम् ॥

દુષ્ટ વાયુ ગુદામાં રહ્યો હોય તો (હવે કહેવાશે તે) ઉદાવર્તોની ચિકિત્સા હિતકારી છે.

अथ हृदयगतवातस्य चिकित्सामाह–

હૃદયમાં ગયેલા વાયુની ચિકિત્સા

हृदयानिलनाशाय गुडूचीं मरिचान्विताम्।
पिबेत्प्रातः प्रयत्नेन सुखतप्ताम्भसा सह ॥ २४९॥
पिबेदुष्णाम्भसा पिष्टमाश्वगन्धं बिभीतकम्।
गुडयुक्तं प्रयत्नेन हृदयानिलनाशनम् ॥ २५० ॥
देवदारुसमायुक्तं नागरं परिपेषितम्।
हृद्गातवेदनायुक्तः पीत्वा सुखमवाप्नुयात् ॥ २५१॥

अन्वयः-हृदय-अनिल-नाशाय प्रातः सुख-तप्त-अम्भसा सह मरिच-अन्वितां गुडूचीं प्रयत्नेन पिबेत्॥ आश्वगन्धं बिभीतकं पिष्टं गुडयुक्तम् उष्ण-अम्भसा प्रयत्नेन पिबेत् (तद्) हृदय-अनिल-नाशनम् (अस्ति)॥ देवदारु-समायुक्तं नागरं परिपेषितं पीत्वा हृद्-वेदना युक्तः सुखम् अवाप्नुयात् ॥

હૃદયમાં ગયેલા વાયુનો નાશ કરવા માટે સવારમાં લગાર ગરમ પાણી સાથે મરી સહિત ગળો કાળજી રાખી પીવી. આસંધ તથા બહેડાંને વાટી ગોળથી મિશ્ર કરી ઊના પાણી સાથે કાળજી રાખી પીવાં, તે હૃદયમાં રહેલા

દુષ્ટ પવનનો નાશ કરે છે. દેવદાર અને સૂંઠ વાટી ઊના પાણી સાથે પીને હૃદયમાં રહેલા પવનની વેદનાવાળો માણસ સુખ પામે છે.

अथ श्रोत्रादिगतस्य वातस्य लक्षणमाह–

કાન આદિ ઇંદ્રિયોમાં ગયેલા વાયુનું લક્ષણ

श्रोत्रादिष्विन्द्रियवधं कुर्यात् क्रुद्धः समीरणः॥२५२

अन्वय –श्रोत्रादिषु क्रुद्धः समीरण. इन्द्रियवध कुर्यात् ॥

શ્રોત્ર આદિ ઇંદ્રિયોમાં કોપેલો વાયુ જે ઇંદ્રિયમાં ગયો હોય તે ઇંદ્રિયની શક્તિનો નાશ કરે છે. ૨૫૨

अथ कर्णेन्द्रियादिगतस्य चिकित्सामाह–

કાન આદિ ઇંદ્રિયોમાં ગયેલા વાયુની ચિકિત્સા

श्रोत्रादिष्वनिले दुष्टे कार्यो वातहरः क्रम ।
स्नेहाभ्यङ्गावगाहाश्च मर्दनालेपनानि च ॥ २५३॥

अन्वयः–श्रोत्र–आदिषु अनिले दुष्टे वातहर क्रमः कार्य, च स्नेह–अभ्यङ्ग–अवगाहाः, च मर्दन–आलेपनानि ( कार्याणि ) ॥

શ્રોત્ર આદિ ઇંદ્રિયોમાં વાયુ દુષ્ટ થયો હોય ત્યારે વાયુની ચિકિત્સા કરવી, સ્નેહ-પદાર્થોથી માલિશ કરવું, સ્નેહની કોઠીઓમાં પ્રવેશ કરવા, સ્નેહથી શરીર ચોળવું અને સ્નેહથી લેપન કરવું. ૨૫૩

अथ शिरागतस्य वातस्य लक्षणमाह–

શિરામાં ગયેલા વાયુનું લક્ષણ

कुर्याच्छिरागतः शूलं शिराकुञ्चनपूरणम् ।
स बाह्याभ्यन्तरायामं खल्लीं कुब्जत्वमेव च ॥२५४॥

अन्वय॰–शिरागतः स. शूल शिरा–कुञ्चन–पूरणं बाह्य–आभ्यन्तर–आयाम खल्लीं च कुब्जत्वम् एव कुर्यात् ॥

શિરામા ગયેલો વાયુ શિરામાં શૂળ, શિરાનો સંકોચ, શિરાનું સ્થૂલપણું, અંતરાયામ (કરોડથી નમી જવું), બાહ્યાયામ (પીઠથી નમી જવું), ખલ્લી અને કુબ્જપણું કરે છે. ૨૫૪

टीका–शूल शिरायामेव, कुञ्चन=सङ्कोच बाह्यायाम=पृष्टेन नतम्, आभ्यन्तरायाम=क्रोडेन नत, पूरण=स्थूलत्वम् ॥

अथ शिरागतवातस्य चिकित्सामाह–

શિરામાં ગયેલા વાયુની ચિકિત્સા

स्नेहाभ्यङ्गोपनाहांश्च मर्दनालेपनानि च ।
वाते शिरागते कुर्यात् तथा चासृग्विमोक्षणम् ॥२५५

अन्वय –वात च शिरागते (सति) स्नेह–अभ्यङ्ग–उपनाहान् च मर्दन–आलेपनानि तथा च असृग्–विमोक्षण कुर्यात् ॥

વાયુ શિરામાં ગયો હોય તો સ્નેહથી માલિશ કરવું, સ્નેહવાળા પાટા બાધવા, સ્નેહથી મર્દન કરવું, સ્નેહનું લેપન કરવું અને લોહી કઢાવવું. ૨૫૫

अथ स्नायुगतस्य लक्षणमाह–

સ્નાયુમાં ગયેલા વાયુનું લક્ષણ

शूलमाक्षेपकः कम्पः स्तम्भः स्नाय्वनिलाद्भवेत् २५६

अन्वय –स्नायु–अनिलात् शूलम् आक्षेपकः कम्प. स्तम्भः भवेत् ॥

સ્નાયુમા ગયેલા વાયુથી સ્નાયુમાં શૂળ, આક્ષેપક, કંપ અને સજ્જડપણું થાય છે. ૨૫૬

अथ तस्य चिकित्सामाह–

સ્નાયુમાં ગયેલા વાયુની ચિકિત્સા

स्वेदोपनाहाग्निकर्मबन्धनोन्मर्दनानि च ।
क्रुद्धे स्नायुगते वाते कारयेत् कुशलो भिषक् ॥२५७

अन्वय –क्रुद्धे च वाते स्नायुगते ( सति ) कुशल. भिषक् स्वेद–उपनाह–अग्निकर्म–बन्धन–उन्मर्दनानि कारयेत् ॥

કોપેલો વાયુ સ્નાયુમાં ગયો હોય તો વિદ્વાન વૈદ્યે સ્નેહવાળા પાટા બાંધવા, ડામ દેવા, સખત બંધન કરવું અને સ્નેહથી ચોળવું, એ ઉપાયો કરાવવા. ૨૫૭

अथ सन्धिगतवातस्य लक्षणमाह–

સાંધાઓમાં ગયેલા વાયુનું લક્ષણ

हन्ति सन्धिगत. सन्धीन् शूलशोथौ करोति च ॥

अन्वय॰–संधिगत (वातः) सधीन् हन्ति, च शूलशोथौ करोति ॥

સાધાઓમા ગયેલો વાયુ સાધાઓને છૂટા પાડી દે છે અને શૂળ તથા સોજા ઉત્પન્ન કરે છે. ૨૫૮

टीका–हन्ति=विश्लेषयति ॥

अथ तस्य चिकित्सामाह–

સાંધાઓમાં ગયેલા વાયુની ચિકિત્સા

कुर्यात्सन्धिगते वाते दाहस्नेहोपनाहनम् ।
इन्द्रवारुणिकामूलं मागधीगुडसंयुतम् ॥
भक्षयेत्कर्षमात्रं तत्सन्धिवातं व्यपोहति ॥ २५९॥

अन्वय.–वाते सन्धिगत (सति) दाह–स्नेह–उपनाहन कुर्यात्, इन्द्रवारुणिकामूल मागधी–गुडसयुत कर्षमात्र भक्षयेत्, तत् सधिवात व्यपोहति ॥

વાયુ સાધાઓમા ગયો હોય તો

દેવા અને સ્નેહવાળા પાટા બાંધવા તેમ જ ઇંદ્રવારણાંનાં મૂળ અને પીપર ગોળ સાથે એક તોલો ખાવાં, તે સાંધાઓમાં ગયેલા વાયુનો નાશ કરે છે. ૨૫૯

उक्तरोगाणां कृच्छ्रसाध्यत्वमाह-

### કષ્ટસાધ્ય વાતવ્યાધિઓ

हनुस्तम्भार्दिताक्षेपपक्षाघातापतानकाः ।
कालेन महता यत्नात् सिध्यन्ति यदि वा न वा ॥

अन्वयः-हनुस्तम्भ-अर्दित-आक्षेप-पक्षाघात-अपतानकाः यत्नात् महता कालेन यदि वा सिद्ध्यन्ति वा न ॥

હનુગ્રહ, અર્દિત, આક્ષેપ, પક્ષાઘાત અને અપતાનક એટલા વાતવ્યાધિઓ યત્ન કરવાથી લાંબાકાળે કદાચ મટે કે ન પણ મટે. ૨૬૦

टीका-शतेष्वेकः कश्चिन्मुच्यत इत्यर्थः । पर कः सिध्यति? यस्तरुणो भवति तथा बलवानुपद्रवरहितश्च ॥ એ રોગોવાળા સેંકડો માણસોમા કોઈ એક માણસ જ જે જુવાન, બળવાન તથા ઉપદ્રવોથી રહિત હોય તો એ રોગોથી છૂટે છે.

अथ तेषामेवोपद्रवानाह-

### વાતવ્યાધિઓના ઉપદ્રવો

विसर्पदाहरुग्भङ्गमूर्च्छाऽरुच्यग्निमार्दवैः ।
क्षीणमांसबलं वाता घ्नन्ति पक्षवधादयः ॥ २६१ ॥

अन्वयः-पक्षवध-आदयः वाताः क्षीण-मांस-बलं विसर्प-दाह-रुग्-भङ्ग-मूर्च्छा-अरुचि-अग्नि-मार्दवैः घ्नन्ति॥

પક્ષાઘાત આદિ વાયુના વિકારરૂપ વ્યાધિઓ જેનું માંસ તથા બળ ક્ષીણ થયાં હોય તે માણસને વિસર્પ, દાહ, પીડા, ભંગ, મૂર્છા, અરુચિ અને અગ્નિને મંદ કરવો એ ઉપદ્રવોથી મારી નાખે છે. ૨૬૧

टीका-वाताः=वातविकाराः-कार्यकारणयोरभेदोपचारात् । 'वातात्' इति पाठे 'वातात्-पक्षवधादयः' इति योज्यम् ॥ (આનો અર્થ ઉપર છે.)

वातव्याध्यसाध्यलक्षणमाह-

### વાતવ્યાધિનું અસાધ્ય લક્ષણ

शूनं सुप्तत्वचं म्लानं कम्पाध्माननिपीडितम् ।
रुजार्तिमन्तञ्च नरं वातव्याधिर्विनाशयेत् ॥ २६२ ॥

अन्वयः-शूनं सुप्त-त्वचं म्लानं कम्प-आध्मान-पीडितं च रुजा-आर्तिमन्त नरं वातव्याधिः विनाशयेत् ॥

સૂજી ગયેલા, જડ થયેલી ચામડીવાળા, ગ્લાનિ પામેલા, કંપ તથા આફરાથી પીડાયેલા અને વેદનાથી રિબાતા માણસને વાતવ્યાધિ મારી નાખે છે. ૨૬૨

इदानीं पञ्चविधस्य प्रकृतस्य वायोः कार्यं लिङ्गमाह-

### પાંચે પ્રકારનો વાયુ તેની મૂળ સ્થિતિમાં રહે તો?

अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ स्थितः ।
वायुःस्यात्सोऽधिकं जीवेद्वीतरोगः समाः शतम् ॥

अन्वयः-यस्य वायुः अव्याहतगतिः स्थानस्थ प्रकृतौ स्थितः स्यात्, सः वीतरोगः (सन्) अधिक शतं समाः जीवेत् ॥

જે માણસનો વાયુ અસ્ખલિત-એકધારી ગતિવાળો, પોતાના ઠેકાણે રહેલો અને અસલ પોતાની મૂળ સ્થિતિમાં રહ્યો હોય તે માણસ રોગરહિત રહી સો વર્ષથી પણ અધિક જીવન જીવે છે. ૨૬૩

अथ वातव्याधीना सामान्यानि भेषजान्याह-

### વાતવ્યાધિઓનાં સામાન્ય ઔષધો

#### ચક્રદત્તે કહેલું મહામાષાદિતૈલ

माषस्याऽर्धाढकं देयं तुलार्धं दशमूलतः ।
पलानि छागमांसस्य त्रिंशद्द्रोणेऽम्भसः पचेत् ॥
चतुर्भागावशेषं तं कषायमवतारयेत् ।
*प्रस्थे द्वे तिलतैलस्य पयो दद्याच्चतुर्गुणम् ॥२६५॥
जीवनीयानि मञ्जिष्ठा चव्यं चित्रककट्फलम् ।
सव्योषं पिप्पलीमूलं रास्नाऽऽमलकगोक्षुरम् ॥
आत्मगुप्ता तथैरण्डः शताह्वा लवणत्रयम् ।
देवदार्वमृता कुष्ठमश्वगन्धा वचा शटी ॥ २६७ ॥
एतैरक्षमितैः कल्कैः पाचयेन्मृदुनाऽग्निना ।
पक्षाघातार्दिते पुंसि हनुस्तम्भार्दिते तथा ॥२६८॥
कर्णशूले शिरःशूले तिमिरे च त्रिदोषजे ।
पाणिपादशिरोग्रीवाभ्रमणे मन्दचंक्रमे ॥ २६९ ॥
कलायखञ्जे पङ्गौ च गृध्रस्यामपबाहुके ।
पाने वस्तौ तथाऽभ्यङ्गे नस्ये कर्णादिपूरणे ॥२७०॥
तैलमेतत् प्रशंसन्ति सर्ववातविकारनुत् ।
महामाषादिनामेदं भाषितं मुनिभिः पुरा ॥२७१॥

अन्वयः-अर्ध-आढक माषस्य देयं, तुला-अर्धं दशमूलतः, त्रिंशत् पलानि छागमांसस्य, अम्भसः द्रोणे पचेत्, चतुर्भाग-अवशेषं तं कषायम् अवतारयेत् ।

* અહીં કાશીના પુસ્તકમાં 'प्रस्थं च' એવો પાઠ છે, એ પાઠ પ્રમાણે આ તૈલમાં તલનું તેલ ૬૪ તોલા નાખવું જોઈએ.

(ततस्तत्र) तिलतैलस्य द्वे प्रस्थे, चतुर्गुण पयः दद्यात्, तथा जीवनीयानि मञ्जिष्ठा चव्य चित्रक-कट्फल सत्र्योपं पिप्पलीमूल रास्ना-आमलक-गोक्षुरम् आत्मगुप्ता एरण्डः शताह्वा लवणत्रयं देवदारु-अमृता-कुष्ठम्-अश्वगन्धा-वचा-शटी-एतैः अक्षमितैः कल्कैः मृदुना अग्निना पाचयेत्, एतत् तैलं पक्षाघात-अर्दिते पुंसि, तथा हनुस्तम्भ-अर्दिते कर्णशूले शिरःशूले त्रिदोषजे च तिमिरे पाणिपाद-शिरोग्रीवा-भ्रमणे मन्द-चङ्क्रमे कलायखञ्जे च पङ्गौ गृध्रस्याम् अपबाहुके पाने बस्तौ तथा अभ्यङ्गे नस्ये कर्ण-आदि-पूरणे प्रशसन्ति, सर्व-वात-विकार-नुत् इद महामापादिनाम (तैलं) पुरा मुनिभिः भाषितम्॥

એકસો અઠ્ઠાવીશ તોલા અડદ, બસો તોલા દશમૂલ અને એકસો વીશ તોલા બકરાંનું માંસ એક હજાર ચોવીશ તોલા પાણીમાં રાંધી તે કવાથ ચોથા ભાગે બાકી રહે ત્યારે ઉતારી લઈ તેમાં એકસો અઠ્યાવીશ તોલા તલનું તેલ તથા તેલથી ચોગણું દૂધ નાખવું અને જીવનીયગણ, મજીઠ, ચવક, ચિત્રક, કાયફળ, સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, રાસ્ના, આમળાં, ગોખરુ, કૌચાં, એરંડો, સુવા, ત્રણ જાતનાં લૂણ, દેવદાર, ગળો, કઠ, આસંધ, વજ તથા કચૂરો, એ દરેકનો એક એક તોલો કલ્ક નાખી તે તેલને ધીમા અગ્નિથી પકાવવું એટલે તે 'મહામાષાદિ-તૈલ' તૈયાર થાય છે. આ તેલને પક્ષાઘાત, હનુગ્રહ, કાનનું શૂળ, માથાનું શૂળ, ત્રણે દોષથી થયેલું તિમિર; હાથનું, પગનું, માથાનું અને ડોકનું ભમી જવું; કલાયખંજ, પંગુતા, ગૃધ્રસી અને અપબાહુક, એ રોગો ઉપર તેમ જ પિવડાવવામાં, પિચકારી મારવામાં, નસ્ય આપવામાં અને કાન વગેરેમાં નાખવામાં વૈદ્યો વખાણે છે; વાયુ સંબંધી સઘળા વિકારોને મટાડનાર આ 'મહામાષાદિ'+ નામનું તેલ પૂર્વે મુનિઓએ કહ્યું છે. ૨૬૪-૨૭૧

+ माषाः आदयः येषां तानि-माषादीनि माषादीनां तैल-माषादितैल, महच्च तद् माषादितैल-महामाषादि-तैलम्-અડદ જેમાં પહેલા-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાં નાખી પકવેલું તેલ મહામાષાદિ તેલ કહેવાય છે.



### શાર્ઙ્ગધરમાંથી લખેલું બીજું માષાદિ-તૈલ

माषा यवातसीक्षुद्रा मर्कटी च कुरण्टकः।
गोकण्टघुण्टुकश्चैषां प्रत्येकं पलसप्तकम् ॥ २७२ ॥
चतुर्गुणाम्बुना पक्त्वा पादशेषं शृतं नयेत्।
कार्पासकास्थि बदरं शणबीजं कुलत्थकम् ॥ २७३
पृथक्चतुर्दशपलं चतुर्गुणजले पचेत्।
कषायं तत्र गृह्णीयाच्चतुर्थांशावशेषितम् ॥ २७४ ॥
प्रस्थञ्च छागमांसस्य चतुःषष्टिपले जले।
प्रक्षिप्य पाचयेद्धीमान् पादशेष रसं नयेत् ॥ २७५ ॥
तैलप्रस्थे ततः क्काथान् सर्वांस्तान् क्रमशः पचेत्।
कल्कद्रव्यैः पचेदेभिरमृताकुष्ठसैन्धवैः ॥ २७६ ॥
रास्नापुनर्नवैरण्डैः पिप्पल्या शतपुष्पया।
बलाप्रसारणीभ्याञ्च मांस्या कटुकया तथा ॥
पृथक्कर्षमितैरेतैः साधयेन्मृदुनाऽग्निना।
हन्यात्तैलमिदं शीघ्रं वातव्याधीनशेषतः ॥२७८॥
आक्षेपकं पक्षघातमूरुस्तम्भापबाहुकौ।
हस्तकम्पं शिरःकम्पं विश्वाचीमर्दितं तथा ॥२७९॥

अन्वयः-माषाः यव-अतसी-क्षुद्राः मर्कटी च कुरण्टकः गोकण्टः च घुण्टुकः-एषां प्रत्येकं पलसप्तक चतुर्गुण-अम्बुना पक्त्वा पादशेष शृत नयेत्, (ततः) कार्पासक-अस्थि, बदरं शणबीज कुलत्थकं पृथक् चतुर्दश-पलं चतुर्गुणे जले पचेत्, तत्र चतुर्थ-अंश-अवशेषितं कषायं गृह्णीयात्, प्रस्थ च छागमांसस्य चतुःषष्टिजले प्रक्षिप्य धीमान् पाचयेत्, पादशेष-रस नयेत्, ततः तैलप्रस्थे तान् सर्वान् क्वाथान् क्रमशः पचेत्, (ततः) अमृता-कुष्ठ-सैन्धवैः, रास्ना-पुनर्नवा-एरण्डैः पिप्पल्या शतपुष्पया बला-प्रसारणीभ्यां च मांस्या तथा कटुकया-एभिः पृथक् कर्षमितैः कल्कद्रव्यैः पचेत्, एतैः मृदुना अग्निना साधयेत्, इद तैलम् आक्षेपक पक्षघातम् ऊरुस्तम्भ-अपबाहुकौ हस्तकम्प शिरःकम्प विश्वाचीम् अर्दितं तथा अशेषतः वातव्याधीन् शीघ्र हन्यात्॥

અડદ, જવ, અળસી, ભોરીંગણી, કૌચાં, કાંટાઅશેરિયો, ગોખરુ અને પીળો લોધર, એ દરેક સાત સાત પલ (ચાર તોલાનું એક 'પલ' પ્રમાણે) લઈ ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથ ઉતારી લેવો. પછી કપાસિયા, બોર, શણનાં બીજ અને કળથી એ દરેક ચૌદ ચૌદ પલ લઈ ચોગણા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ઉતારી લેવો. પછી ચોસઠ તોલા

બકરાનું માંસ લઈ ચોસઠ પલ પાણીમાં નાખી પકાવીને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથ પણ ઉતારી લેવો. પછી ચોસઠ તોલા તેલમાં અનુક્રમે એ સઘળા કવાથો પકાવવા. પછી ગળો, કઠ, સેંધવ, રાસ્ના, સાટોડી, એરંડો, પીપર, સુવા, ખપાટ, પ્રસારણી-નારી, જટામાંસી અને કડુ એ દરેકનો એક એક તોલો જુદો જુદો કલ્ક કરી કોમળ અગ્નિથી અનુક્રમે તે કલ્કો પેલા તેલમાં પકાવવા, એટલે 'માષાદિ-તૈલ' તૈયાર થાય છે. આ તેલ આક્ષેપક, પક્ષાઘાત, ઊરુસ્તંભ, અપબાહુક તથા હાથનું અને માથાનું કંપન, વિશ્વાચી, અર્દિત અને સઘળા વાતવ્યાધિઓનો તરત નાશ કરે છે. ૨૭૨-૨૭૯

### મધ્યમ નારાયણ-તૈલ

अश्वगन्धां बलां बिल्वं पाटलां बृहतीद्वयम्।
श्वदंष्ट्राऽतिबलानिम्बं श्योनाकञ्च पुनर्नवाम्॥२८०
प्रसारणीमग्निमन्थं कुर्याद् दशपलं पृथक्।
चतुर्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेत्॥ २८१॥
तैलाढकेन संयोज्य शतावर्या रसाढकम्।
प्रक्षिपेत्तत्र गोक्षीरं ततस्तैलाच्चतुर्गुणम् ॥२८२॥
पृथक् पलमितैः कल्कैर्द्रव्यैरेभिः पचेद्भिषक्।
वचाचन्दनकुष्ठैलामांसीशैलेयसैन्धवैः ॥ २८३ ॥
अश्वगन्धाबलारास्नाशतपुष्पेन्द्रदारुभिः।
पर्णीचतुष्टयेनैव तगरेण प्रसाधयेत्॥ २८४॥
तत्तैलं भोजनेऽभ्यङ्गे पाने बस्तौ च योजयेत्।
पक्षाघातं हनुस्तम्भं मन्यास्तम्भं गलग्रहम् ॥२८५॥
कुब्जत्वं बधिरत्वञ्च गतिभङ्गं कटीग्रहम्।
गात्रशोषेन्द्रियध्वंसं शुक्रनाशं ज्वरक्षयान्॥२८६॥
अन्त्रवृद्धिं कुरण्डञ्च दन्तरोगं शिरोग्रहम्।
पार्श्वशूलञ्च पङ्गुत्वं बुद्धिनाशञ्च गृध्रसीम्॥२८७
अन्यांश्च विविधान् वातान् हरेत् सर्वाङ्गसंश्रयान्।
अस्य प्रभावाद्वन्ध्यापि नारी पुत्रं प्रसूयते ॥२८८॥
यथा नारायणो देवो दुष्टदैत्यविनाशनः।
तथेदं वातरोगाणां नाशनं तैलमुत्तमम्॥ २८९॥

अन्वयः-अश्वगन्धां बलां बिल्वं पाटलां बृहतीद्वयं श्वदंष्ट्रा-अतिबला-निम्बं च श्योनाक पुनर्नवां प्रसारणीम् अग्निमन्थं पृथक् दशपलं कुर्यात्, चतुर्द्रोणे जले पक्त्वा पादशेषं शृतं नयेत्, तैलाढकेन शतावर्याः रसाढकं संयोज्य, तत्र तैलात् चतुर्गुण गोक्षीरं प्रक्षिपेत्, ततः भिषक् पृथक् पलमितैः एभिः द्रव्यैः कल्कैः पचेत्, वचा-चन्दन-कुष्ठ-एला-मांसी-शैलेय-सैन्धवैः अश्वगन्धा-बला-रास्ना-शतपुष्पा-इन्द्रदारुभिः पर्णीचतुष्टयेन तगरेण एव प्रसाधयेत्, तत् तैलं भोजने अभ्यङ्गे पाने च बस्तौ योजयेत्, पक्षाघात हनुस्तम्भं मन्यास्तम्भं गलग्रहं गात्रशोष-इन्द्रियध्वंसं शुक्रनाशं ज्वर-क्षयान् अन्त्र-वृद्धिं कुरण्डं च दन्तरोगं शिरोग्रहं पार्श्वशूलं च पङ्गुत्व बुद्धि-नाशं च गृध्रसीम् अन्यान् च विविधान् सर्वाङ्गसंश्रयान् वातान् हरेत्, अस्य प्रभावात् वन्ध्या नारी अपि पुत्र प्रसूयते, यथा नारायणः देवः दुष्ट-दैत्य-विनाशन. (अस्ति) तथा इदम् उत्तम तैलं वातरोगाणां नाशनम् (अस्ति)॥

આસંધ, ખપાટ, બીલી, કાકચ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગોખરુ, અતિબલા નામની એક જાતની ખપાટ, લીંબડો, અરડૂસો, સાટોડી, નારી અને અરણી એ દરેકને દશ દશ પલ લઈ ચાર દ્રોણ (એક હજાર ચોવીશ તોલાનો એક 'દ્રોણ' પ્રમાણે) પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ગાળી લેવો. પછી એ કવાથમાં એક આઢક (બસો છપ્પન તોલાનો એક 'આઢક' પ્રમાણે) તેલ, એક આઢક શતાવરીનો રસ અને ચાર આઢક ગાયનું દૂધ નાખી તેમ જ વજ, રતાંજલી, કઠ, એલચી, જટામાંસી, પથ્થરફૂલ, સેંધવ, આસંધ, ખપાટ, રાસ્ના, સુવા, દેવદાર, સમેરવો, ગંધી સમેરવો, જંગલી અડદનો છોડ, જંગલી મગનો છોડ અને તગર એ દરેક દ્રવ્યના ચાર ચાર તોલા કલ્ક નાખી વૈદ્ય તે પકવવું, એટલે 'મધ્યમ નારાયણ-તૈલ' તૈયાર થાય છે. આ તેલનો ભોજનમાં, માલિશમાં, પીવામાં અને પિચકારીમાં ઉપયોગ કરવો. તે પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જતા, બહેરાપણું, ગતિનો ભંગ, કેડનું ઝલાઈ જવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયનો નાશ, વીર્યનો નાશ, જ્વર, ક્ષય, અંત્રવૃદ્ધિ, વધરાવળ, દંતરોગ, માથાનું ઝલાઈ જવું, પડખાનું શૂળ, પાંગળાપણું, બુદ્ધિનાશ, ગૃધ્રસી અને બીજા પણ સઘળા શરીરમાં થતા અનેક પ્રકારના વાયુરોગોને મટાડે છે. આ તેલના પ્રભાવથી વાંઝણી સ્ત્રી પણ પુત્ર

પ્રસવે છે. જેમ નારાયણ દેવ દુષ્ટ દૈત્યોનો નાશ કરે છે, તેમ આ ઉત્તમ નારાયણ-તૈલ વાયુસંબંધી રોગોનો નાશ કરે છે. ૨૮૦-૨૮૯

### મહાનારાયણ-તૈલ

तिलतैलं समादाय चतुराढकसम्मितम् ।
पञ्चपल्लवकल्केन शोधयेत् दोषशान्तये ॥ २९० ॥
तत्राऽऽजं दुग्धमथवा गव्यं तैलसमं पचेत् ।
शतावरीरसञ्चापि तैलतुल्यं पचेद्भिषक् ॥ २९१ ॥
दशमूली बला रास्ना शिग्रूत्पलपुनर्नवाः ।
शेफालिका नागबला बला चैव प्रसारणी ॥२९२
अश्वगन्धा सहचरो दर्भमूलं करञ्जकः ।
खदिरं चन्दनं लोध्रं वचाऽसनपलाशकम् ॥२९३॥
बकुलैरण्डवरुणशालयुग्मकटम्भराः ।
शिरीषः शिखरी वासाहिंस्राजम्बूविभीतकम् ॥
काञ्चनारः कपित्थश्च पारिभद्रः प्रियालकम् ।
पाषाणभेदः शम्पाको दुग्धिका दाडिमीफलम् ॥२९५
उदुम्बरः ससला च कन्यका मालतीत्वचम् ।
मागधी नलमूलञ्च यवकोलकुलत्थकम् ॥ २९६ ॥
आत्मगुप्तार्ककार्पासबीजं वन्सादनी स्नुही ।
केतकीमूलधत्तूरलाङ्गलीगर्दभाण्डकम् ॥ २९७ ॥
चित्रकञ्च महानम्ब पञ्चवल्कलमेव च ।
मुण्डी टङ्कारी मुसली हंसपादी विशल्यकम् ॥२९८
एषां दशपलान् भागान् वारिण्यष्टगुणे पचेत् ।
पादशेषं परिस्राव्य तत्र तैलं पुनः पचेत् ॥ २९९ ॥
छागो मेषश्च हरिण एणश्च बहुशृङ्गकः ।
शशः शल्यः शिवा गोधा सिंहो व्याघ्रश्च भल्लुकः ॥
वन्यो वराहः खड्गी च महिषो घोटकस्तथा ।
कपिर्बभ्रुर्बिडालश्च मूषकश्चोरुदर्दुरः ॥ ३०१ ॥
वर्तिकस्तित्तिरिर्लावः खञ्जरीटश्चकोरकः ।
उलूको नीलकण्ठश्च वनकुक्कुट एव च ॥ ३०२ ॥
गृध्रश्च गरुडो हंसश्चक्रः कारण्डवोऽपि च ।
कपोतः सारसः क्रौञ्चो वन्यः पारावतस्तथा ॥३०३
रोहितो मद्गुरश्चापि शिलीन्ध्रः शृङ्गकस्तथा ।
इल्लिसो गगरो वर्मिरथो काकः पिकोऽपि च ॥
महामत्स्यः कच्छपश्च शिशुमारश्च साङ्कुचिः ।
मकरो घण्टिकाकारस्तदलाभे तु गोधिका ।
यथालाभममीषाञ्च क्वाथं तैलसमं पचेत् ॥ ३०५ ॥

रास्नाश्वगन्धामिसिदारुकुष्ठ,-पर्णीचतुष्कागुरुकेसराणि । सिन्धूत्थमांसीरजनीद्वयञ्च, शैलेयकं चन्दनपुष्करञ्च ॥ ३०६ ॥

एला सपर्णी तगराब्दपत्रं, भृङ्गोऽष्टवर्गस्तु वचा पलाशी ॥ स्थौणेयवृश्चीरकचोरकाख्यं, मूर्वात्वचं कट्फलपद्मकञ्च ॥ ३०७ ॥

मृणालजातीफलकेतकाख्यं, सनागपुष्पं सरलं मुरा च । जीवन्तिकोशीरखरास्तथैव, दुरालभा वानरिका नखश्च ॥ ३०८ ॥

कैवर्तमुस्ताऽर्जुनतिक्तकञ्च, वातामखर्जूरकतुम्बुराश्च । सधातकीग्रन्थिकपर्पटाश्च, पटोलहेमाह्वजयन्तिकाश्च ॥ ३०९ ॥

त्रायन्तिकाऽलम्बुषशक्रबीजं, रसाञ्जनाभात्रिवृताऽरुणाश्च । द्राक्षा कणाद्रोणपुनर्नवाश्च, कौन्ती कृमिघ्नो हयमारकश्च ॥ ३१० ॥

नीलोत्पलं पद्मकणकारवीभ्यां, रम्भानलो गोक्षुरकः क्षुरश्च ॥ ३११ ॥

कङ्कोलकालेयकुसुम्भपुष्पं, तुरुष्ककाश्मीरकसिक्थकञ्च ॥ लवङ्गकर्पूररसालकाण्ड,-कस्तूरिकावालकमम्बरञ्च ॥ ३१२ ॥

कल्कानमीषां विपचेत् सुवैद्यः, पृथक् पृथक् कर्षयुगोन्मितानाम् । शुभे च नक्षत्रमुहूर्तलग्ने सन्तोष्य विप्रांश्च भिषग्वरांश्च ॥ ३१३ ॥

सम्पूज्य नारायणनामधेयं, देवं त्रिनेत्रं जगतामधीशम् । पात्रे तु हेम्नः खलु राजते वा, ताम्रेऽथवा लोहमयेऽपि रक्षेत् ॥ ३१४ ॥

अभ्यञ्जनेऽञ्जने नस्ये निरूहे चावगाहने ।
पाने चैतद्यथाव्याधि प्रयुञ्जीत चिकित्सकः ॥ ३१५
बहुनाऽत्र किमुक्तेन तैलमेतत् प्रयोजितम् ।
अवश्यं वातजान् व्याधीनशीतिमपि नाशयेत् ॥
एतस्याभ्यासतो जन्तोर्जरा जातु न जायते ।
पतन्ति वलयो नाङ्गे पलितञ्च न जायते ॥३१७
नेत्रं तेजस्वि नितरां गरुडस्येव जायते ।
नोच्चैः श्रुतिर्न बाधिर्यं कर्णनादो न जायते ॥३१८
पाणिकम्पः शिरःकम्पः प्रलापश्च न जायते ।
बुद्धिभ्रंशो न जायेत तस्मात्कर्मसु पाटवम् ॥
यथा जलेन सिक्तस्य शाखिनः पल्लवादयः ।
वर्धन्ते धातवस्तद्वद्देहिनोऽनेन नित्यशः ॥ ३२० ॥
आमं गर्भं त्यजेज्जातु सूतिका रुयुता च या ।
या च दुग्धसवक्षीणा ताभ्य एतद्धितं परम् ॥
वन्ध्या च लभते पुत्रं गर्भपातो न जायते ।
योनिरोगाः प्रणश्यन्ति प्रदरश्च प्रशाम्यति ॥३२२
अस्मात्तैलवरादन्यत् कुत्रचिन्नास्ति भेषजम् ।
बल्यं वृष्यं बृंहणं च रसायनमिदं महत् ॥३२३॥
पुरा देवासुरे युद्धे दैत्यैरभिहतान् सुरान् ।
भिन्नान् भग्नास्थिकान् विद्धान् पिच्चितान् व्य-

यार्दितान् ॥ ३२४ ॥
दृष्ट्वा हिताय देवानां नराणां चाब्रवीदिदम् ।
तैलं नारायणो देवो महानारायणाभिधम् ॥३२५

अन्वयः-चतुराढकसंमित तिलतैलं समादाय दोषशान्तये पञ्चपल्लवकल्केन शोधयेत्, अथ तत्र आजं वा गव्यं दुग्ध तैलसम पचेत्, अपि च शतावरीरसं तैलतुल्यं भिषक् पचेत्, (ततः) दशमूली बला रास्ना शिग्रु-उत्पल पुनर्नवाः शेफालिका नागबला च बला एव प्रसारणी अश्वगन्धा सहचरः दशमूलं करञ्जकः खदिरं चन्दनं लोध्र वचा-असन-पलाशकं बकुल-एरण्ड-वरुण-शालयुग्म-कटम्भराः शिरीषः शिखरी वासा-हिंसा-जम्बू-बिभीतकं काञ्चनारः कपित्थः च पारिभद्रः प्रियालक पाषाणभेदः शम्पाकः टुण्टुकः दाडिमी-फलम् उदुम्बरः च सप्तला कन्यका मालती-त्वच मागधी च नलमूलं यव-कोल-कुलत्थकम् आत्मगुप्ता-अर्क-कार्पासबीजं वत्सादनी स्नुही श्वेतकीमूल-धत्तूर-लाङ्गली-गर्दभाण्डक चित्रक महानिम्ब पञ्चवल्कलम् एव, च मुण्डी टङ्कारी मुसली हंसपादी विशल्यकम्-एषां दश पलान् भागान् अष्टगुणे वारिणि पचेत्, पादशेषं परिस्राव्य, तत्र पुनः तैलं पचेत्, (ततः) छागः मेषः च हरिणः च एणः बहुशृङ्गकः शशः शल्यः शिवा गोधा सिंहः व्याघ्रः च भल्लुकः वन्यः वराहः खड्गः च महिषः घोटकः तथा कपिः बभ्रुः बिडालः च मूषकः च ऊरुदर्दुरः वर्तिकः तित्तिरिः लावः खञ्जरीटः चकोरकः उलूकः नीलकण्ठः च वनकुक्कुटः एव च गृध्रः गरुडः हंसः चक्रः कारण्डवः अपि च कपोतः सारसः क्रौञ्चः तथा वन्यः पारावतः रोहितः मद्गुरः अपि च शिलींध्रः तथा शृङ्गकः इल्लिसः गर्गरः वर्मिः अथो काकः पिकः अपि च महामत्स्यः च कच्छपः शिशुमारः च शङ्कुचिः घण्टिका-आकारः मकरः, तद्-अलाभे तु गोधिका, यथालाभम् अमीषां तैलसमं क्वाथं पचेत्, (ततः) रास्ना-अश्वगन्धा-मिसि-दारु-कुष्ठ-पर्णीचतुष्क-अगुरु-केसराणि, सिन्धूत्थ-मांसी-रजनीद्वयं च शैलेयक चन्दन-पुष्कर च एला सयष्टी तगर-अब्दपत्रं भृङ्ग: अष्टवर्गः तु वचा पलाशी स्थौणेय-वृश्चीरक-चोरकाख्य मूर्वा-त्वच कट्फल-पद्मक च मृणाल-जातीफल-केतकाख्य सनागपुष्प सरलं च मुरा जीवन्तिका-उशीर-वसा तथा एव दुरालभा वानरिका च नखः, कैवर्त-मुस्ता-अर्जुन-तिक्तक, च वाताम-खर्जूरक-तुम्बुरुः च सधातकी-ग्रन्थिक-पर्पटाः, च पटोल-हेमाह्व-जयन्तिका च त्रायन्तिका अलम्बुष-शक्रबीजं, रसाञ्जन-आभा-त्रिवृता-अरुणाः, च द्राक्षा,-कणा-द्रोण-पुनर्नवाः, च कौन्ती, कृमिघ्नः च हयमारकः, नीलोत्पलं, पद्मक-काश्मीर्यां (द्वे) रम्भा-अनलः गोक्षुरकः, च क्षुरः, कङ्कोल-कालेय-कुसुम्भपुष्प, तुरुष्क-काश्मीरक-त्रिवृत्कं, च लवङ्ग-कर्पूर-रसालखण्ड-कस्तूरिका-नालकम्-अम्बरम् च अमीषां पृथक् पृथक् कर्षयुग-उन्मितानां कल्कान् सुवैद्यः विपचेत्, शुभे च नक्षत्र-मुहूर्ते-लग्ने विप्रान् च भिषग्वरान् च संतोष्य नारायण नामधेयं देव च जगताम् अधीश त्रिनेत्रं सपूज्य, हेम्नः पात्रे वा राजते ताम्रे अथवा लोहमये अपि (पात्रे) रक्षेत्। चिकित्सकः यथाव्याधि एतत् अभ्यञ्जने अञ्जने नस्ये निरूहे च अवगाहने च पाने प्रयुञ्जीत, अत्र बहुना उक्तेन किम्? प्रयोजितम् एतत् तैलम् अशीतिम् अपि वातजान् व्याधीन् अवश्यं नाशयेत्, एतस्य अभ्यासतः जन्तोः जरा जातु न जायते, अङ्गे वलयः न पतन्ति, पलित च न जायते, नेत्रं गरुडस्य इव नितरां तेजस्वि जायते, उच्चैः श्रुतिः न, बाधिर्यं न, कर्णनादः न जायते, पाणिकम्पः शिरःकम्पः च प्रलापः न जायते। बुद्धिभ्रंशः न जायते, तस्मात् कर्मसु पाटवं (जायते), यथा जलेन सिक्तस्य शाखिनः पल्लवादयः वर्धन्ते, तद्वत् अनेन देहिनः धातवः नित्यशः (वर्धन्ते)। या च आमं गर्भ त्यजेत्, सूतिका जातु रुग्युता, या च दुष्प्रसवक्षीणा ताभ्यः एतत् पर हितं (भवति)। वन्ध्या च पुत्र लभते, गर्भपातः न जायते, योनिरोगाः प्रणश्यन्ति, प्रदरः च प्रशाम्यति, अस्मात् तैलवरात् अन्यत् भेषज कुत्रचित् न अस्ति, इदं (तैल) बल्य वृष्य बृंहण च मङ्गल रसायनम् (अस्ति)। पुरा देवासुरे युद्धे दैत्यैः अभिहतान् सुरान् भिन्नान् भग्नास्थिकान् विद्धान् विच्छिनान् व्यथया अर्दितान् दृष्ट्वा देवानां च नराणां हिताय नारायणः देवः महानारायण-अभिधम् इद तैलम् अब्रवीत् ॥

ચાર આઢક તલનું તેલ લઈ દોષની શાંતિ માટે તેને પંચપલ્લવના કલ્કથી શુદ્ધ કરવું. પછી તે તેલમાં તેલના જેટલું જ ચાર આઢક બકરીનું કે ગાયનું દૂધ અને ચાર આઢક શતાવરીનો રસ પકાવવો. પછી દશમૂલ, બલદાણા, રાસ્ના, સરગવો, નીલકમળ, સાટોડી, નગોડ, બલા તથા નાગબલા નામની ખપાટની જાતો, નારી, આસંધ, કાંટાશેળિયો, દર્ભનાં મૂળ, કરંજ, ખેર, રતાંજલી, લોધર, વજ, બીબલો, ખાખરો, બોલસરી, એરંડો, વાયવરણાં, બે જાતના શાલ, કડુ, સરસડિયો, અઘેડો, અરડૂસો, જટામાંસી, જાંબુ, બહેડાં, કાંચનાર, કોઠ, લીમડો,

ચારોળી, પાષાણભેદ, ગરમાળો, દૂધેલી, દાડમ, ઉંબરો, કાંટાળો હાથલો, કુંવાર, માલતી, તજ, પીપર, બરુના મૂળ, જવ, બોર, કળથી, કૌચાં, આકડો, કપાસિયા, ગળો, થોર, ચિત્રક, કેવડાનાં મૂળ, ધંતૂરો, કલિહારી, પીપરનુ ઝાડ, ખકાન, પંચવલ્કલ, ગોરખમુંડી, ટંકારી (અપ્રસિદ્ધ છે), મુસલી, રાતી રિસામણી, અને ઇંદ્રવારણાં એ દરેક દશ દશ પલ લઈ તેઓને આઠગણા પાણીમાં પકાવી ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે તે ક્વાથને ગાળી લઈ તેમાં એ તેલ પકાવવું. પછી બકરો, ઘેટો, હરણ, કાળિયાર, સાબર, સસલો, શેળો, શિયાળ, ઘો, સિંહ, વાઘ, રીંછ, જંગલી સુવર, ગેંડો, પાડો, ઘોડો, વાનર, નોળિયો, બિલાડો, ઊંદર, મોટો દેડકો, બટાઉડા, તેતર, લાવાં, ખજન, ચકોર, ઘુવડ, નીલકંઠ, જંગલી કૂકડો, ગીધ, ગરુડ, હંસ, ચકવા, બતક, હોલો, સારસ, કુંજ, જંગલી કબૂતર, રોહિતમત્સ્ય, મદ્ગુરમત્સ્ય, શિલીંધ્રમત્સ્ય, શૃંગકમત્સ્ય, ઇલીસમત્સ્ય, ગર્ગરમત્સ્ય, વર્મિમત્સ્ય તેમ જ કાગડો, કોયલ મહામત્સ્ય, કાચબો, શિશુમાર, સાંકુચિ, ઘંટા જેવો મગર અને એ મગર ન મળે તો ચંદનઘો, એમાથી જેટલાં મળે તેટલાનાં માંસ લઈ તેના ચાર આઢક રસામા એ તેલ પકાવવું. પછી રાસ્ના, આસંધ, સુવા, દેવદાર, સમેરવો, ગંધી સમેરવો, જંગલી અડદ, જંગલી મગ, કઠ, અગુરુ, પુન્નાગનું પુષ્પ, પુન્નાગનું પુષ્પ ન મળે તો નાગકેસર, સૈંધવ, જટામાસી, હળદર, દારુહળદર, છડીલો, સુખડ, પુષ્કરમૂળ, એલચી, જેઠીમધ, તગર, તગર ન મળે તો કઠ, મોથ, તમાલપત્ર, તજ, મેદા વગેરે અષ્ટવર્ગ, અષ્ટવર્ગ ન મળે તો તેને બદલે બમણા શતાવરી, વિદારીકંદ, આસંધ તથા વારાહીકંદ, વજ, કાશ્મીર દેશમાં પ્રસિદ્ધ ગંધપલાશી કે જે એક જાતનો કચૂરો જ છે તે, ગંધપલાશી ન મળે તો કચૂરો, ભરંડ, ધોળાં મૂળવાળી સાટોડી, નેપાલ દેશમાં ભટીઊર એ નામથી પ્રસિદ્ધ એક જાતના તગરગ ઠોઠા, પીલુડીની છાલ, કાયફળ, પદ્મકાષ્ઠ, કમળનું મૃણાલ, જાયફળ, કેવડાનાં મૂળ તથા ફૂલ, નાગકેસર, શરુ, સુરમાંસી, ગળો, વાળો, હરડે, બહેડાં, આમળાં, ધમાસો, કૌંચાં, નખલો, કેવડીમોથ, આસુંદરો, કરિયાતું, બદામ, ખજૂર, તુંબુરુફળ, ધાવણી, પીપરીમૂળ, ખડસલિયો પિત્તપાપડો, પરવળ, ધંતૂરાનાં ડિંડવાં, અરણી, ત્રાયમાણ, અલંબુષા નામની એક જાતની રિસામણીનાં પાંચે અંગો, ઇંદ્રજવ, રસવંતી, બાવળની છાલ, નસોતર, મજીઠ, દ્રોણ (અપ્રસિદ્ધ છે), દ્રાક્ષ, લીંડીપીપર, રાતાં ફૂલવાળી સાટોડી, નગોડનાં બીજ, વાવડિંગ, કણેરનુ મૂળ, નીલકમળ, પદ્મકાષ્ઠ, કાળી જીરી, કેળનો કંદ, ચિત્રક, ગોખરુ, એખરાનાં ફળ, ચણકબાબ, કસુંબાનાં ફૂલ, શિલારસ, કેસર, ભીણુ, લવિંગ, કપૂર, આંબાનુ કાંડ, જબાદિયાં કસ્તૂરી, વાળો અને અંબર-એટલાં દ્રવ્યોના બે બે તોલા જુદા જુદા કલ્કો કરી, તેથી એ તેલ ઉત્તમ વૈદ્યે પકાવવું એટલે 'મહાનારાયણ-તૈલ' નામનું તેલ તૈયાર થાય છે. શુભ નક્ષત્રમાં, શુભ મુહૂર્તમાં તથા શુભ લગ્નમાં વૈદ્યે બ્રાહ્મણોનું અને સારા વૈદ્યોનું પૂજન કરી સર્વ પ્રાણી-પદાર્થના મૂળ સ્થાન અને ત્રણે ગુણોના પ્રવર્તક દેવ નારાયણનું અથવા નારાયણ નામના દેવનુ તથા જગતના અધીશ્વર ત્રણ નેત્રોવાળા ભગવાન શંકરનું પૂજન કરીને સોનાના, રૂપાના, ત્રાંબાના કે લોઢાના વાસણમાં આ તેલ રાખવું. વૈદ્યે વ્યાધિને અનુસરી માલિશમાં, અંજનમાં, નસ્યમાં, નિરૂહબસ્તિમાં, અવગાહનમાં તથા પાવામાં આ તૈલનો ઉપયોગ કરવો. વધારે કહેવાથી શું? (ટૂંકમાં આ જ કહેવાનુ કે) ઉપયોગમાં લીધેલું આ તૈલ એંશી પ્રકારના વાતવ્યાધિઓનો અવશ્ય નાશ કરે છે. આ તૈલનો અભ્યાસ રાખવાથી શરીરમાં કરચલીઓ વળતી નથી, વાળ ધોળા થતા નથી, નેત્રો

ગરુડનાં નેત્રો જેવાં અત્યંત તેજસ્વી થાય છે, ખૂબ જ વધારે-કંટાળો આપે તેવું સંભળાતું નથી, બહેરાપણું થતું નથી, કાનમાં અવાજ થતો નથી, હાથ કંપતા નથી, માથું કંપતું નથી, બકવાદ થતો નથી અને બુદ્ધિ ભ્રષ્ટ થતી નથી, તેથી કામો કરવામાં સામર્થ્ય પ્રાપ્ત થાય છે. જેમ પાણીથી સિંચાયેલા વૃક્ષનાં પલ્લવ આદિ વધે છે, તેમ આ તેલથી નિત્ય સિંચાતી પ્રાણીની ધાતુઓ વધે છે. જે સ્ત્રીનો કાચો ગર્ભ પડી જતો હોય તેને, સુવાવડના રોગવાળીને અને કસુવાવડ થવાથી ક્ષીણ થયેલી સ્ત્રીને આ તેલ અત્યંત હિતકારી છે. આ (તેલનો ઉપયોગ કરવાથી) વાંઝણી સ્ત્રી પુત્ર મેળવે છે, ગર્ભપાત થતો નથી, યોનિના રોગો નાશ પામે છે અને પ્રદર શાંત થાય છે. આ ઉત્તમ તેલથી બીજું વધારે બળ આપનારું, વધારે મૈથુનશક્તિ આપનારું અને વધારે ધાતુઓને પુષ્ટિ આપનારું ઔષધ ક્યાંય નથી. આ તેલ મોટું રસાયન છે. પૂર્વે દૈત્યોના તથા દેવતાઓના યુદ્ધમાં દૈત્યોએ મારેલા, ચીરેલા, હાડકાં ભાંગેલા, વીંધેલા, ચગદી નાખેલા અને પીડાથી દુઃખી થયેલા દેવતાઓને જોઈ દેવતાઓના અને માણસોના હિત માટે નારાયણદેવે આ 'મહાનારાયણ' નામનું તેલ કહ્યું હતું. ૨૯૦-૩૨૫

टीका-दाद=देवदारु, पर्णीचतुष्क=शालिपर्णी-पृश्निपर्णी-मुद्गपर्णी-माषपर्णी चेति। केशरः=पुनागस्तस्य पुष्प ग्राह्यम्, तदलाभे नागकेसर ग्राह्यम्। शैलेयक='छरीला' इति लोके, चन्दनमत्र=श्वेत, पुष्कर=पुष्करमूलम्। 'तगरस्याप्यलाभे तु कुष्ठं दद्याद्भिषग्वरः'। भृङ्गः=त्वक्। अष्टवर्गालाभे शतावरीविदार्यश्वगन्धावाराहीः द्विगुणा दद्यात्। वाराही='गेठी' इति लोके। पलाशी=कर्चूरभेदः 'गन्धपलाशी' ति काश्मीरे प्रसिद्धा, तदलाभे कर्चूर एव देय.। स्थौणेयः=गठिवनभेद ईषत् सुगन्धि, 'थुनेर' इति लोके। वृश्चीर=श्वेतमूला पुनर्नवा, चोरकः=ग्रन्थिपर्णस्यैव भेदः 'भटिउर' इति नेपालदेशे प्रसिद्धः। केतकस्य मूलं पुष्पञ्च दद्यात्। कैवर्तमुस्ता=केवडीमोथा, 'गुडतजी' इति च लोके। तिक्तकः-किराततिक्तक., वाताम='बादाम' इति लोके। हेमाह्वं=धत्तूरस्य फल मूलं पत्रञ्च, जयन्तिका=जैन्तित्वक्। त्रायन्तिका=अत्र लभ्यत एव न, तदलाभे वला, अलम्बुषा=लज्जालुभेदः। आभा=बब्बूरः, तस्य त्वक्। अरुणा=मञ्जिष्ठा, द्रोण.=द्रोणपुष्पः, 'गूमा' पञ्चाङ्गः। पुनर्नवा=रक्तपुष्पा। हयमारकः=करवीरस्तस्य मूलम्। पद्मक=नीलोत्पलादन्योत्पलम्। पद्मकाष्ठमुक्तमेव। कारवी-'मगरैला' इति लोके। रम्भायाः कन्दम्। क्षुरस्य फलानि, रसालकाण्डम्='आण्डी' सुगन्धद्रव्यम्॥

### મહાયોગરાજ-ગુગ્ગુલુ

नागरं पिप्पलीमूलञ्चव्यमूषणचित्रकम्।
भृष्टं हिङ्ग्वजमोदा च सर्षपो जीरकद्वयम्॥
रेणुकेन्द्रयवौ पाठा विडङ्गं गजपिप्पली।
कटुकाऽतिविषा भार्गी वचा मूर्वा च पत्रकम् ३२७
देवदारु कणा कुष्ठं रास्ना मुस्ता च सैन्धवम्।
एला त्रिकण्टकं पथ्या धान्यकं च विभीतकम् ॥३२८
धात्री च त्वगुशीरञ्च यवक्षारोऽखिलान्यपि।
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत्। ३२९
यावन्त्येतानि चूर्णानि तावानेवात्र गुग्गुलुः।
संमर्द्य सर्पिषा पश्चात् सर्वं संमिश्रयेच्च तत् ॥३३०॥
एवं पिण्डञ्च तत् कृत्वा धारयेद् घृतभाजने।
गुटिकाष्टङ्कमात्रास्तु खादेत्तास्तु यथोचिताः ॥३३१
आदौ शाणोन्मितं खादेत् सार्धशाणं ततः परम्।
तदग्रे कर्षमर्द्धन्तु पूर्णं कर्षं ततः परम् ॥ ३३२॥
गुग्गुलुर्योगराजोऽयं महामुख्यो रसायनः।
मैथुनाहारपानानां नियमो नात्र विद्यते ॥ ३३३॥
अर्शांसि ग्रहणीरोगं प्लीहगुल्मोदरानपि।
आनाहं मन्दमग्निञ्च श्वासं कासमरोचकम् ॥३३४
प्रमेहं नाभिशूलञ्च क्रिमिक्षयमुरोग्रहम्।
सर्वान् वातामयान् हन्यादामवातमपस्मृतिम् ॥३३५
वातरक्तं तथा कुष्ठं तथा दुष्टव्रणानपि।
शुक्रदोषं रजोदोषमुदावर्तं भगन्दरम् ॥ ३३६॥
रास्नादिक्वाथसंयुक्तः सर्ववातामयान् हरेत्।
काकोल्यादिशृतात् पित्तं कफमारग्वधादिना ॥३३७
दार्वीशृतेन मेहांश्च गोमूत्रेण च पाण्डुताम्।
मधुना मेदसो वृद्धिं कुष्ठं निम्बशृतेन च ॥ ३३८॥
छिन्नाक्वाथेन वातास्रं शोथं मूलकजात् शृतात्।
पाटलाक्वाथसहितो विषं मूषकसम्भवम् ॥ ३३९॥
त्रिफलाक्वाथसंयुक्तो दारुणां नेत्रवेदनाम्।
पुनर्नवादिक्वाथेन हन्ति सर्वोदराण्यपि ॥ ३४०॥

अन्वयः-नागर पिप्पलीमूल चव्यम् ऊषण-चित्रकं, भृष्ट हिङ्गु, अजमोदा, च सर्षपः, जीरकद्वय, रेणुका-इन्द्रयवौ पाठा, विडङ्ग, गजपिप्पली, कटुका, अतिविषा,

भार्गी, वचा, मूर्वा, च पत्रकं, देवदारु, कणा, कुष्ठं, रास्ना, मुस्ता, च सैन्धवम्, एला, त्रिकण्टक, पथ्या, धान्यकं, च विभीतक, धात्री, च त्वक्, उशीरं च यवक्षारः-एतानि अखिलानि अपि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत्, यावन्ति एतानि चूर्णानि, तावान् एव अत्र गुग्गुलुः (ग्राह्यः), सर्पिषा च संमर्द्य पश्चात् तत् सर्वं संमिश्रयेत्, एवं च तत् पिण्डं कृत्वा घृतभाजने धारयेत्, टङ्कमात्राः तु गुटिकाः (कार्याः), ताः तु यथोचिताः खादेत्, आदौ शाण-उन्मितं खादेत्, ततः परं सार्धशाण, तदग्रे तु अर्धं कर्षं, ततः परं पूर्णं कर्षम्, अय योगराजः गुग्गुलुः महामुख्यरसायनः (सन्) अत्र मैथुन-आहारपानाना नियमः न विद्यते, (किंचायं) अर्शांसि, ग्रहणीरोगं, प्लीह-गुल्म-उदरान्, अपि च आनाहं, मन्द च अग्निं, श्वासं, कासम्, अरोचकं, प्रमेह, नाभिशूल, कृमिक्षयम्, उरोग्रहं, सर्वान् वात-आमयान्, आमवातम् अपस्मृतिं, वातरक्तं तथा कुष्ठं तथा दुष्टव्रणान् शुक्रदोषं रजोदोषम् उदावर्त भगन्दरम् अपि हन्यात्, (तथा) रास्नादि-क्वाथसंयुक्तः (अय) सर्ववात-आमयान् हरेत्, (किंच) काकोली-आदि-शृतात् पित्तम्, आरग्वध-आदिना कफ, दार्वीशृतेन च मेहान्, गोमूत्रेण च पाण्डुतां, मधुना मेदसः वृद्धिं निम्बशृतेन च कुष्ठ, छिन्ना-क्वाथेन वातास्र, मूलकजात् शृतात् शोथं, पाटलाक्वाथसहितः मूषकसंभवं विषं, त्रिफलाक्वाथसंयुक्तः दारुणां नेत्रवेदना, पुनर्नवादिक्वाथेन सर्वउदराणि अपि हन्ति ॥

સૂંઠ, પીપરીમૂળ, ચવક, મરી, ચિત્રક, શેકેલી હિંગ, બોડી અજમોદ, સરસવ, જીરું, નગોડનાં બીજ, ઇંદ્રજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગી, વજ, પીલુડી, તમાલપત્ર, દેવદાર, પીપર, કઠ, રાસ્ના, મોથ, સૈંધવ, એલચી, ગોખરુ, હરડે, ધાણા, બહેડાં, આમળાં, તજ, વાળો અને જવખાર એ સઘળાં દ્રવ્યોને સમભાગે લઈ તેનું બારીક ચૂર્ણ કરવું. પછી એ સઘળાં ચૂર્ણોના જેટલો જ ગૂગળ લઈ તેનું ઘીથી મર્દન કરી ગૂગળને અને એ સઘળાં ચૂર્ણોને ઘીના મર્દનથી મિશ્ર કરી એક પિંડો બનાવી તે પિંડો ઘીના વાસણમાં રાખી મૂકવો. પછી તેમાંથી ચોવીશ ચોવીશ ચણોઠીભારની ગોળીઓ કરી યથાયોગ્ય દોષોને અને કાળ વગેરેને અનુસરી તે ગોળીઓ ખાવી. (એ ગોળીઓ ખાવાની રીતિ આ છે કે) પ્રથમ થોડા દિવસ એકેક ગોળી ખાવી, પછી દોઢ ગોળી ખાવી, પછી અરધો તોલો ખાવી અને પછી એક તોલો ખાવી. આ મહા યોગરાજ-ગુગ્ગુલુ× મુખ્ય રસાયન છે. આને ખાવામાં મૈથુનનો કે ખાવા-પીવાનો કશો નિયમ નથી. આ ગુગ્ગુલુ અરશ, ગ્રહણીનો રોગ, બરલ, ગુલ્મ, પેટના રોગ, પેડુનું ચડવું, અગ્નિનું મંદપણું, શ્વાસ, ઉધરસ, અરુચિ, પ્રમેહ, નાભિનું શૂળ, કૃમિ, ક્ષય, છાતીનું ઝલાઈ જવું, સઘળા વાતવ્યાધિઓ, આમવાત, અપસ્માર, કોઢ, દુષ્ટવ્રણો, વીર્યનો દોષ, સ્ત્રીના રજનો દોષ, ઉદાવર્ત અને ભગંદરનો પણ નાશ કરે છે. આ ગૂગળ રાસ્નાદિ ક્વાથની સાથે લેવાથી સઘળા વાતવ્યાધિઓને મટાડે છે; કાકોલ્યાદિ ક્વાથની સાથે લેવાથી પિત્તને મટાડે છે; આરગ્વધાદિ ક્વાથની સાથે લેવાથી કફને મટાડે છે; દારુહળદરના ક્વાથ સાથે લેવાથી પ્રમેહને મટાડે છે; ગોમૂત્રની સાથે લેવાથી પાંડુરોગને મટાડે છે; મધની સાથે ખાવાથી મેદની વૃદ્ધિને મટાડે છે; લીંબડાના ક્વાથની સાથે લેવાથી કોઢને મટાડે છે; ગળોના ક્વાથની સાથે લેવાથી વાતરક્તને મટાડે છે; મૂળાના ક્વાથની સાથે લેવાથી સોજો મટાડે છે; કાકચના ક્વાથની સાથે લેવાથી ઉંદરનું ઝેર મટાડે છે; ત્રિફળાના ક્વાથની સાથે લેવાથી નેત્રની દારુણ વેદના મટાડે છે અને પુનર્નવાદિ-ક્વાથની સાથે લેવાથી પેટના સઘળા રોગોને મટાડે છે. ૩૨૭-૩૪૦

टीका-यथोचिताः-दोषकालाद्यपेक्षया ॥

### રાસ્નાદિ ક્વાથ

**रास्ना पुनर्नवा शुण्ठी गुडूच्येरण्डजं शृतम्।**
**सप्तधातुगते वाते सामे सर्वाङ्गगेऽपि चेत् ॥३४१॥**

× महता योगानां-वातव्याधिनिवर्तक-औषधप्रयोगाणां राजा-महायोगराजः, गुजति-हरति बलमिति गुज्-व्याधिः, गुज स्तेये-क्विप्, गुजः-वातव्याधेः गुडति-रक्षति बाहुलकाद् उः, डलयो रैक्याद् गुग्गुलुः, महायोगराजश्चासौ गुग्गुलुः-વાયુના રોગોનો નાશ કરનારા મોટા ઔષધપ્રયોગોમાં શ્રેષ્ઠ અને વાતાદિ વ્યાધિઓથી બચાવે છે, તે મહાયોગરાજ ગુગ્ગુલુ કહેવાય છે.

अन्वय -रास्ना पुनर्नवा शुण्ठी गुडूची एरण्डज शृतं, वाते चेत् सप्तधातुगते सामे सर्वाङ्गगे अपि (प्रयुज्यते)॥

રાસ્ના, સાટોડી, સૂંઠ, ગળો અને એરંડો, એટલાં દ્રવ્યોનો કવાથ, 'રાસ્નાદિ-કવાથ*' કહેવાય છે. વાયુ જો સાતે ધાતુઓમાંની કોઈ પણ ધાતુમાં ગયો હોય, આમયુક્ત હોય કે સર્વ અંગોમાં ગયો હોય તોપણ તે ઉપર ઉપયોગી છે. ૩૪૧

### લસણનો કલ્ક

युक्तः कल्को रसोनस्य तिलतैलेन सिन्धुना।
वातरोगान् हरेत्सर्वान् ज्वरांश्च विषमानपि ॥३४२॥

अन्वय-रसोनस्य कल्कः तिलतैलेन सिन्धुना युक्तः (भक्षितः सन्) सर्वान् वातरोगान् च विषमान् ज्वरान् अपि हरेत् ॥

લસણનો કલ્ક તેલના તેલ સાથે અને સૈંધવ સાથે ખાધો હોય તો તે સઘળા વાયુસંબંધી રોગોને તથા વિષમજ્વરોને પણ મટાડે છે. ૩૪૨

### લસણના કલ્કના સાત દિવસના પ્રયોગો

क्षीरेण तैलेन घृतेन वापि, मांसेन सार्धं लशुनानि खादेत्। शाल्योदनेनापि च षष्टिकेन, पलार्धवृद्ध्या दिवसानि सप्त ॥ ३४३॥

वातोत्थरोगान् विषमज्वरांश्च, शूलान् सगुल्मान् दहनस्य मान्द्यम्। प्लीहानमुग्रं भुजपार्श्वशूलं, शिरोव्यथां कृन्तति शुक्रदोषान्॥ ३४४॥

अन्वय. क्षीरेण तैलेन घृतन अपि वा मांसेन शाल्योदनेन अपि च षष्टिकेन सार्धं सप्त दिवसानि पल-अर्ध-वृद्ध्या लशुनानि खादेत्। (तच) वातोत्थ, रोगान्, च विषमज्वरान्, शूलान्, सगुल्मान्, दहनस्य मान्द्यम्, उग्रं प्लीहान, भुज-पार्श्वशूलं, शिरोव्यथां शुक्रदोषान् (च) कृन्तति ॥

દૂધ, તેલ, ઘી, માંસ, ભાત કે સાઠી-ચોખાના ભાતની સાથે સાત દિવસ સુધી દરેક દિવસે બબ્બે તોલા વધારી લસણનો કલ્ક ખાવો. એ પ્રયોગ વાયુ સંબંધી રોગો, વિષમજ્વરો, શૂળ, ગોળો, અગ્નિનું મંદપણું, બરલનું ઉગ્ર દરદ, હાથનું તથા પડખાંનું શૂળ, માથાની પીડા અને વીર્યના દોષોને મટાડે છે. ૩૪૩, ૩૪૪

### શિયાળામાં લસણ ખાવાના પ્રયોગો

अन्नप्रकारैः पललप्रकारै,-र्गोधूमकैर्वा यवसक्तुभिर्वा। दुग्धेन तैलेन घृतेन वापि, युक्तानि शीते लशुनानि खादेत् ॥ ३४५॥

संवर्तकैर्लावकपिञ्जलैर्वा, मृग्याः पलैर्वाप्यथ कौक्कुटैर्वा। वाराहवर्तीरकहारिणैर्वा, सुसंस्कृतैरग्निबलं समीक्ष्य ॥ ३४५॥

अन्वयः-अन्नप्रकारैः पललप्रकारैः, गोधूमकैः, वा यवसक्तुभिः, वा दुग्धेन, तैलेन, घृतेन, अपि वा सवर्तकैः लाव-कपिञ्जलैः, वा मृग्याः पलैः, अथवा कौक्कुटैः वा सुसंस्कृतैः वाराह-वर्तीरक-हारिणैः वा पलैः युक्तानि लशुनानि शीते अग्निबलं समीक्ष्य खादेत् ॥

જુદાં જુદાં અન્નના પ્રકારોની સાથે, માંસના પ્રકારોની સાથે, ઘઉંની સાથે, જવના સાથવાની સાથે, દૂધની સાથે, તેલની સાથે, ઘીની સાથે અથવા ખટાઉડાં પક્ષીઓનાં, લાવાં પક્ષીઓનાં, તેતર પક્ષીઓનાં, હરણનાં, કૂકડાના, સૂવરનાં, લવાઈડાં પક્ષીઓનાં અથવા હરણનાં-આ બધાનાં માંસને વઘાર આદિથી સારી રીતે સંસ્કારીને તેઓની સાથે શીત કાલમા અગ્નિનું બળ જોઈ લસણ ખાવું.

### રસોનાષ્ટક

रसोनपक्वकन्दस्य गुलिका निस्तुषीकृताः।
पाटयित्वा च मध्यस्थं दूरीकुर्यात् तदङ्कुरम् ॥३४
निश्युग्रगन्धनाशाय दध्ना सन्नीय रक्षयेत्।
ततः प्रक्षाल्य संशोध्य शिलायां परिपेषयेत् ॥३४
कल्कस्य पञ्चमं भागं चूर्णमेषां विनिक्षिपेत्।
सौवर्चलं यवानीं च भर्जित हिङ्गु सैन्धवम् ॥३४९
कटुत्रिकं जीरकञ्च समभागानि चूर्णयेत्।
तिलतैलञ्च कल्कस्य तुर्यांशं तत्र मिश्रयेत् ॥३५०
खादेत्कर्षमितं प्रातः किंवा दोषाद्यपेक्षया।
अनुपानं प्रकुर्वीत वातारिशृतमन्वहम् ॥३५१॥
सर्वाङ्गैकाङ्गजं वातमर्दितञ्चापतन्त्रकम्।
अपस्मारं तथोन्मादमूरुस्तम्भञ्च गृध्रसीम् ॥३५
उर.पृष्ठकटीपार्श्वकुक्षिपीडां कृमीन् हरेत्।
मद्यं मांसं तथाऽम्लञ्च रसं सेवेत नित्यशः ॥३५
आयासमातपं रोषमतिनीरं गुडं स्त्रियम्।
रसोनमश्नन् पुरुषस्त्यजेदेतन्निरन्तरम् ॥ ३५४॥

---

* रास्ना आदिर्येषां तानि-रास्नादीनि, तेषां क्वाथः- જેમાં રાસ્ના પહેલી હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-રાસ્નાદિકવાથ કહેવાય છે.

वर्जयेत्तदतीसारी प्रमेही पाण्डुरोगवान्।
अरोचकी गर्भिणी च मूर्च्छाऽर्शोरोगसंयुतः॥
रक्तपित्ती च शोषी च यक्ष्मी छर्द्यर्दितो नरः।
पित्ते तु पथ्यभुक् कुर्यात् प्रयोगान्ते विरेचनम्॥
अन्यथा तस्य जायन्ते कुष्ठपाण्डवामयादयः॥३५६
स्त्रीस्तन्ये त्वरितं दद्याद्बालानामप्यनिच्छताम्।
तथा च लभते सिद्धिं महावीर्याद्रसोनतः॥३५७॥

अन्वय -रसोन-पक्व-कन्दस्य निस्तुषीकृताः गुलिकाः पाटयित्वा मध्यस्थं च तदङ्कुरं दूरीकुर्यात्, उग्र-गन्ध-नाशाय निशि दध्ना सनीय रक्षयेत्, ततः प्रक्षाल्य सशोष्य शिलायां परिपेषयेत्, (ततः) सौवर्चलं यवानीं भर्जितं च हिङ्गु सैन्धवं कटु-त्रिकं च जीरक-समभागानि चूर्णयेत्, एषां चूर्णं कल्कस्य पञ्चमं भागं (तत्र) विनिक्षिपेत्, कल्कस्य तुर्यांशं तिल-तैलं च तत्र मिश्रयेत्, प्रातः कर्षमितं तिन्दा दोषादि अपेक्षया खादेत्, अन्वहं वातादिश्शतम् अनुपानं प्रकुर्वीत, (एतद् रसोनाष्टकं) सर्वाङ्ग-एकाङ्ग-जं वातम्, अर्दितं च अपतन्त्रकम्, अपस्मारं, तथा उन्मादम्, ऊरुस्तम्भं च गृध्रसीं उरः पृष्ठ-कटी-पार्श्व-कुक्षि-पीडां कृमीन् हरेत्, रसोनम् अश्नन् पुरुषः मद्यं मांसं तथा च अम्लं रसं नित्यशः सेवेत, (किंतु) आयासम् आतपं रोषम् अतिनीरं गुडं स्त्रियम्, एतत् निरन्तरं त्यजेत्, (तथा) अतिसारी प्रमेही पाण्डुरोगवान् अरोचकी च गर्भिणी मूर्च्छा-अर्शो-रोग-संयुतः रक्तपित्ती च शोषी यक्ष्मी च छर्दि-अर्दितः नरः तद् वर्जयेत्। पित्ते तु पथ्यभुक् (रसोनसेवी) प्रयोग-अन्ते विरेचनं कुर्यात्, अन्यथा तस्य कुष्ठ-पाण्डु-आमय-आदयः जायन्ते। (एतद्) अनिच्छतां बाला नाम् अपि स्त्रीस्तन्ये त्वरितं दद्यात्, तथा च महावीर्याद् रसोनतः सिद्धिं लभते॥

લસણના પાકા કંદની કળીઓને, ફોતરાં વગરની કરી ચીરીને તેઓની વચમાં રહેલા અંકુરોને દૂર કરી ઉગ્ર ગંધના નાશ માટે તે કળીઓને રાત્રે દહીંમાં રાખી મૂકવી. પછી સવારે ધોઈ સુકાવી વાટવાના પથ્થર ઉપર વાટી કલ્ક કરીને તેમાં સંચળ, અજમો, શેકેલી હિંગ, સિંધવ, સૂંઠ, મરી, પીપર અને જીરું એટલાં દ્રવ્યોને સમભાગે લઈ ચૂર્ણ કરી તે કલ્કના પાંચમા ભાગે એ ચૂર્ણ કલ્કમાં મેળવવું અને કલ્કના ચોથા ભાગે તલનું તેલ પણ તેમાં મિશ્રિત કરવું. પછી તેમાંથી પ્રાતઃકાલે એક તોલો ખાવું અથવા દોષ વગેરે ઉપર ધ્યાન આપી યોગ્ય માત્રાથી ખાવું અને નિત્ય એરંડાના ક્વાથનું અનુપાન કરવું. આ 'રસોનાષ્ટક' સર્વાંગવાત, એકાંગવાત, અર્દિત, અપતંત્રક, અપસ્માર, ઉન્માદ, ઊરુસ્તંભ, ગૃધ્રસી; છાતીની, પીઠની, કેડની, પડખાની તથા કૂખની પીડા અને કૃમિ, એટલા રોગોને મટાડે છે. આ રસોનાષ્ટક સેવનારે નિત્ય મદ્ય, માંસ તથા ખાટા રસનું સેવન કરવું અને પરિશ્રમ, તડકો, રોષ, અત્યંત જળ તથા મૈથુનનો ત્યાગ જ કરવો; તેમ જ અતીસાર, પ્રમેહ, પાંડુરોગ, અરુચિ, મૂર્છા, અર્શસ્, રક્તપિત્ત, શોષ, મોટો ક્ષયરોગ કે ઊલટી એ રોગોથી પીડાયેલાએ તથા ગર્ભવાળી સ્ત્રીએ લસણનો ત્યાગ કરવો જોઈએ. પિત્તની પીડામાં તો પથ્ય જમવાનો નિયમ રાખી આ રસોનાષ્ટક સેવનારે પ્રયોગના અંતે વિરેચન લેવું. જો વિરેચન ન લેવાય તો કોઢ તથા પાંડુરોગ વગેરે રોગો ઉત્પન્ન થાય છે. રસોનાષ્ટકને નહિ ઇચ્છતાં બાલકોને પણ માના ધાવણમાં આ રસોનાષ્ટક* તરત આપવું. આમ કરવાથી મહાશક્તિશાળી લસણને લીધે સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૩૪૭-૩૫૭

## વાતારિ રસ

रसो गन्धो वरा वह्निर्गुग्गुलुः क्रमवर्धितः।
तत्रैकभागः सूतः स्याद्गन्धको द्विगुणः स्मृतः॥
त्रिभागा त्रिफला योज्या चतुर्भागस्तु चित्रकः।
गुग्गुलुः पञ्चभागः स्यादेरण्डतैलेन मर्दितं॥३५९॥
क्षिप्त्वा तत्रोदितं चूर्णं तेन तैलेन मर्दयेत्।
गुटिकां कर्षमात्रान्तु भक्षयेत्प्रातरेव हि॥३६०॥
नागरैरण्डमूलानां कषायं प्रपिबेदनु।
अभ्यज्यैरण्डतैलेन स्वेदयेत् पृष्ठदेशकम्॥३६१॥
विरेकपारणामे तु स्निग्धमुष्णञ्च भोजयेत्।
वातारिसंज्ञको ह्येष रसो नियतसेवितः॥
मासेन मरुतो रोगान् हरेत् सुरतवर्जिनः॥३६२

अन्वयः-रसः गन्धः वरा वह्निः गुग्गुलुः-क्रमवर्धितः स्यात्, तत्र एकः भागः सूतः गन्धकः द्विगुणः स्मृतः, त्रिफला त्रिभागा योज्या, चित्रकः तु चतुर्भागः स्वतैलेन मर्दितं. गुग्गुलु पञ्च-भागः स्यात्, तत्र उदित

---

* रसोनयुक्तानां सौवर्चलादीनाम् अष्टानां संघः-रसोनाष्टकम्-લસણ સહિત સંચળ વગેરે આઠ દ્રવ્યોનો એકઠો કરેલો સમુદાય-રસોનાષ્ટક કહેવાય છે.

चूर्णं क्षिप्त्वा तेन तैलेन मर्दयेत्। कर्षमात्रां तु गुटिकां प्रातर् एव हि भक्षयेत्, नागर-एरण्डमूलानां कषायम् अनु प्रपिबेत्, एरण्ड-तैलेन पृष्ठदेशकम् अभ्यज्य स्वेदयेत्, विरेकपरिणामे तु स्निग्धं च उष्णं भोजयेत्, एषः वातारिसंज्ञकः रसः नियतसेवितः (सन्) मासेन सुरतवर्जिनः रोगान् हि हरेत्॥

પારો, ગંધક, ત્રિફળા, ચિત્રક અને ગૂગળ અનુક્રમે વધતાં હોવાં જોઈએ-એટલે એક ભાગ પારદ, બે ભાગ ગંધક, ત્રણ ભાગ ત્રિફળા, ચાર ભાગ ચિત્રક અને એરંડિયા તેલથી મર્દન કરેલા પાંચ ભાગ ગૂગળને મિશ્રિત કરી એરંડિયા તેલથી એ સર્વનું મર્દન કરી તેમાંથી પ્રાતઃકાલે એક તોલાની ગોળી ખાવી અને એ ગોળી ખાધા પછી સૂંઠ અને એરંડાનાં મૂળના કવાથનું અનુપાન કરવું. પછી એરંડિયા તેલથી રોગીના વાંસાપર માલિશ કરી શેક કરવો. કદાચ રેચ લાગે તો સ્નિગ્ધ અને ગરમ અન્ન જમાડવું. આ 'વાતારિ+' નામનો રસ નિયમપૂર્વક સેવ્યો હોય તો મૈથુનનો ત્યાગ કરનાર રોગીના રોગોને એક જ મહિનામાં મટાડે છે. ૩૫૮-૩૬૨

વાતવ્યાધિઓનો અધિકાર સમાપ્ત

## अथोरुस्तम्भाधिकारः।

## ઊરુસ્તંભનો અધિકાર×

तत्रोरुस्तम्भस्य विप्रकृष्टसन्निकृष्टनिदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

ઊરુસ્તંભનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

शीतोष्णद्रवसंशुष्कगुरुस्निग्धैर्निषेवितैः।
जीर्णाजीर्णे तथाऽऽयाससङ्क्षोभस्वप्नजागरैः॥१॥
सश्लेष्ममेदःपवनः साममत्यर्थसञ्चितम्।
अभिभूयेतरं दोषमूरू चेत्प्रतिपद्यते॥२॥
सक्थ्यस्थिनी प्रपूर्यान्तः श्लेष्मणा स्तिमितेन सः।
तदा स्तभ्नाति तेनोरू स्तब्धौ शीतावचेतनौ॥३॥
परकीयाविव गुरू स्यातामतिभृशव्यथौ।
ध्यानाङ्गमर्दस्तैमित्यतन्द्राच्छर्द्यरुचिज्वरैः॥४॥
संयुतौ पादसदनकृच्छ्रोद्धरणसुप्तिभिः।
तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे॥५॥

अन्वयः–जीर्णे–अजीर्णे शीत–उष्ण–द्रव–संशुष्क–गुरु–स्निग्धैः निषेवितैः तथा आयास संक्षोभ–स्वप्न–जागरैः सश्लेष्म–मेदः–पवनः सामम् अत्यर्थसञ्चितम् इतर दोषम् अभिभूय चेत् ऊरू प्रतिपद्यते, तदा सः अन्तः-स्तिमितेन श्लेष्मणा सक्थ्यस्थिनी प्रपूर्य ऊरू स्तभ्नाति, तेन (तौ) स्तब्धौ शीतौ अचेतनौ गुरू अतिभृशव्यथौ परकीयौ इव स्याताम्, (ततः च तद्रोगी) ध्यान–अङ्ग–मर्द–स्तैमित्य–तन्द्रा–च्छर्दि–अरुचि–ज्वरैः (उपलक्षितः भवति, तस्य च पादौ) पादसदन–कृच्छ्रोद्धरण–सुप्तिभिः संयुतौ (स्याताम्), तम् ऊरुस्तम्भम् इति आहुः, अथ अपरे आढ्यवात (वदन्ति)॥

ખાધેલો ખોરાક કંઈક પચ્યો હોય અને કંઈકે પચ્યો ન હોય ત્યારે ટાઢાં, ગરમ, પ્રવાહી, સૂકાં, ભારે અને સ્નિગ્ધ ભોજનો જમવાથી, પરિશ્રમથી, શરીરને ખૂબ ચલાવવાથી, દિવસે સૂવાથી અને ઉજાગરો કરવાથી કફ તથા મેદ સહિત વાયુ, આમથી યુક્ત થઈ અત્યંત સંચિત થયેલા બીજા દોષ-કફ તથા પિત્તને દૂષિત કરી જો સાથળમાં આવે તો તે વાયુ, ત્યાં સાથળમાં અંદર વીંટાયેલા (ઘાટા નહિ પણ) ભીના કફથી સાથળનાં અસ્થિઓને ભરી દઈ સ્તબ્ધ કરી દે છે, જેથી સાથળો અક્કડ, શૂન્ય, અત્યંત ભારે અને જાણે પારકી હોય તેમ ક્રિયાવગરની થઈ જાય છે. આ રોગવાળો માણસ મૂઢપણું, અંગોનું ભાંગવું, ઘેન, ઊલટી, અરુચિ તથા જ્વરથી યુક્ત થાય છે અને તેના બન્ને પગ ગ્લાનિ, પગોનું માંડ માંડ ઊપડવું અને પગોની જડતા, એટલાં લક્ષણોથી યુક્ત થાય છે; આ રોગને 'ઊરુસ્તંભ' કહે છે અને કેટલાક તેને 'આઢ્યવાત†' કહે છે. (સુશ્રુતે આ

+ वातस्य अरिः–वातारिः वातारिनामा रसः–વાયુનો શત્રુ એટલે નાશ કરનાર હોવાથી તે નામે પ્રસિદ્ધ થયેલો રસ, 'વાતારિરસ' કહેવાય છે.

× ऊर्वोः स्तम्भः यस्मिन् सश्लेष्ममेदः–पवनात्–કફ અને મેદયુક્ત પવનને લીધે જે રોગમાં બન્ને સાથળો ઝલાઈ જાય છે, તે ઊરુસ્તંભ નામે વાતવ્યાધિ જ કહેવાય છે, તે આ ઊરુસ્તંભરોગ પણ એક જાતનો વાતવ્યાધિ જ છે, તેથી વાતવ્યાધિઓના અધિકાર પછી જ તે રોગનો અધિકાર શરૂ કરે છે.

† आढ्यः–आसमन्तात् ध्यानकृत् कफपित्तापेक्षया च प्रधानः वातः यस्मिन् स आढ्यवातः–જેમાં અત્યંત

રોગને મહાવાતવ્યાધિઓમાં ગણેલ છે.) ૧-૫

टीका-जीर्णाजीर्णे=किञ्चिज्जीर्णे किञ्चिदजीर्णे, शीतादिभिर्निषेवितै=भुक्तैः, संक्षोभेण=सचलनेन, दिवा स्वप्नेन, रात्रौ जागरणेन, अभिभूय=दूषयित्वा, इतर दोष=कफ पित्तञ्च, स्तिमितेन=आर्द्रेणावृतेनेति यावत्, नतु घनेन; सः=पवनः, तदा ऊरू स्तम्नाति। तेन=स्तम्भेन, अचेतनौ=शून्यौ परकीयाविव=अक्रियावित्यर्थ.। ध्यानम्=मूढता। पादसम्बन्धिनीभि. सदनकृच्छ्रोद्धरणसुप्तिभिश्च सयुक्तौ, अय सुश्रुतेन महावातव्याधिषु पठितः॥ (આ ટીકાનો અર્થ ઉપર લગભગ અપાયો છે.)

ऊरुस्तम्भस्य प्राग्रूपमाह-

### ઊરુસ્તંભનું પૂર્વરૂપ

प्राग्रूपं तस्य निद्राऽतिध्यानं स्तिमितता ज्वरः।
रोमहर्षोऽरुचिश्छर्दिर्जङ्घोर्वोः सदनं तथा॥६॥

अन्वयः-तस्य प्राग्रूपं निद्रा अतिध्यानं स्तिमितता ज्वर. रोमहर्षः अरुचि. छर्दिः तथा जङ्घा-ऊर्वोः सदनं (भवति)॥

ઊરુસ્તંભ થવાનો હોય ત્યારે તેના પૂર્વરૂપ તરીકે નિદ્રા, અત્યંત ધ્યાન કે મૂઢતા, ક્રિયાઓથી રહિતપણું, જ્વર, રૂંવાડાં ઊભાં થવાં, અરુચિ, ઊલટી અને પિંડીઓમાં તથા સાથળોમાં પીડા ઉત્પન્ન થાય છે. ૬

तस्य रूपमाह-

### ઊરુસ્તંભનું રૂપ

वातशङ्किभिरज्ञानात् तत्र स्यात् स्नेहनात्पुनः।
पादयोः सदनं सुप्तिः कृच्छ्रादुद्धरणं तथा॥७॥
जङ्घोरुग्लानिरत्यर्थं शश्वच्चाऽदाहवेदना।
पादश्च व्यथते न्यस्तः शीतस्पर्शं न वेत्ति च॥८॥
संस्थाने पीडने गत्यां चालने चाप्यनीश्वरः।
अन्यनेयौ हि सम्भग्नावूरू पादौ च मन्यते॥९॥

अन्वयः-तत्र पुनः अज्ञानात् वातशङ्किभिः स्नेहनात् पादयोः सदनं सुप्तिः तथा कृच्छ्रात् उद्धरणम् अत्यर्थं जङ्घा-ऊरु-ग्लानिः शश्वत् वा अदाहवेदना स्यात्, (किंच तत्र रोगे) पादः च न्यस्तः व्यथते, शीतस्पर्शं न च वेत्ति, संस्थाने पीडने गत्यां च चालने अपि अनीश्वरः (भवति), (तद्रोगी) अन्यनेयौ ऊरू च पादौ सम्भग्नौ हि मन्यते॥

ધ્યાન-મૂઢતાને કરાવતો તથા કફ અને પિત્ત કરતાં મુખ્યરૂપે વાયુ બગડ્યો હોય છે; તેથી ઊરુસ્તંભ રોગ 'આઢ્યવાત' નામે પણ કહેવાય છે.

આ રોગનો પૂરો નિશ્ચય નહિ થવાથી અને પગોને સ્તબ્ધ, જડ તથા ક્રિયાઓ-રહિત જોવા ઉપરથી વાતવ્યાધિની શંકા કરતા વૈદ્યો, આ રોગમાં જો સ્નેહન ચિકિત્સા કરે તો પગમાં પીડા, જડતા, માંડ માંડ ઊપડવું, પિંડીઓમાં તથા સાથળોમાં અત્યંત ગ્લાનિ (ચાલવા વગેરેમાં અશક્તિ) અને જરા જરા દાહવાળી વેદના કાયમ થયા કરે છે. આ રોગ થાય ત્યારે મૂકવાના સમયે પગ પીડાય છે, ટાઢા સ્પર્શની ખબર પડતી નથી અને બેસવામાં, દબાવવામાં, ચાલવામાં તથા હલાવવામાં પણ તે માણસ અશક્ત થાય છે. વળી તે રોગી બીજાઓ ચલાવે તો જ ચાલતા પોતાના સાથળોને તથા પગોને ભાંગી ગયેલા માને છે. ૭-૯

टीका-अज्ञानात्=अनिश्चयात्। स्तम्भसुप्ति-कर्मरहितपाददर्शनेन, वातशङ्किभिः=वातव्याधिशङ्किभिः, तत्र=ऊरुस्तम्भे, स्नेहनात्=स्नेहदानात्, स्नेहादिना=स्नेहन्या चिकित्सया पादसदनादय ऊर्वोर्भङ्गोपमत्वात् त विकाराः स्युः, जङ्घोर्वोर्गमनादावशक्तिः। अदाहवेदना=ईषद्दाहेन सह वेदना। अन्यनेयौ=अन्यचाल्यौ भवतः॥ (આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अथोरुस्तम्भस्यारिष्टलक्षणमाह-

### ઊરુસ્તંભનું અરિષ્ટ

यदा दाहार्तितोदार्तो वेपनः पुरुषो भवेत्।
ऊरुस्तम्भस्तदा हन्यात् साधयेदन्यथा नवम्॥१०

अन्वय-यदा (ऊरुस्तम्भरोगी) पुरुषः दाह-अर्ति-तोद-आर्त. (सन्) वेपनः भवेत्, तदा ऊरुस्तम्भः त हन्यात्, अन्यथा नवं साधयेत्॥

ઊરુસ્તંભનો રોગી માણસ દાહ, પીડા અને સોયોથી ભોંકાયા જેવા દુઃખથી પીડાઈને જો ધ્રૂજી રહ્યો હોય તો એ ઊરુસ્તંભ રોગ તે માણસને મારી નાખે છે; માટે જો એ દાહાદિ ઉપદ્રવો ન હોય તથા તે ઊરુસ્તંભ રોગ જો તરતનો ઉત્પન્ન થયેલો હોય તો જ તેને સાધ્ય ગણી તેની ચિકિત્સા કરવી. ૧૦

टीका-अन्यथा=दाहादुपद्रवरहित तमपि, नवम्=उत्पन्नमात्र, साधयेत्॥ (આનો અર્થ ઉપર છે)

अथ तस्य चिकित्सामाह-

## ઊરુસ્તંભની ચિકિત્સા

स्नेहासृक्स्रावमनं बस्तिकर्म विरेचनम् ।
वर्जयेदाढ्यवाते तु यतस्तैस्तस्य कोपनम् ॥११॥
तस्मादत्र सदा कार्यं स्वेदलङ्घनरूक्षणम् ।
आममेद:कफाधिक्यान्मारुतं परिरक्षता ॥१२॥
यत्स्यात् कफप्रशमनं न तु मारुतकोपनम् ।
तत्सर्वं सर्वदा कार्यमूरुस्तम्भस्य भेषजम् ॥१३॥
सर्वो रूक्षः क्रमः कार्यस्तत्रादौ कफनाशनः ।
पश्चाद्वातविनाशाय विधातव्याऽखिला क्रिया ॥१४॥
भोज्याः पुराणाः श्यामाककोद्रवोद्दालशालयः ।
जाङ्गलैरघृतैर्मांसैः शाकैश्चालवणैर्हितैः ॥ १५ ॥
शाकैरलवणैद्रव्याजलतैलाज्यसाधितैः ।
सुनिषण्णकनिम्बार्कवृन्तारग्वधपल्लवैः ॥ १६ ॥
वायसीवास्तुकाद्यैश्च साधितैः शाकमूलकैः ।
शाकैरलवणैर्युक्तं जीर्णे शाल्योदनं भिषक् ॥१७॥
रूक्षणाद्वातकोपश्चेन्निद्रानाशार्तिपूर्वकः ।
स्नेहस्वेदक्रमस्तत्र कार्यो वातामयापहः ॥ १८ ॥
प्रतारयेत् प्रतिस्रोतो नदीं शीतजलां शिवाम् ।
सरश्च विमलं शीतं स्थिरतोयं पुनः पुनः ॥१९॥
यथा विशुष्केऽस्य कफे शान्तिमूरुग्रहो व्रजेत् ।
शरीरबलमग्निञ्च कार्यैषा रक्षता क्रिया ॥ २० ॥
सक्षारमूत्रस्वेदांश्च रूक्षाण्युत्सादनानि च ।
कुर्याद्दाहे च मूत्राद्यैः करञ्जफलसर्षपैः ॥ २१ ॥
मूलैर्वाऽप्यश्वगन्धाया मूलैरर्कस्य वा भिषक् ।
पिचुमर्दस्य वा मूलैरथवा देवदारुणः ॥ २२॥
क्षौद्रसर्षपवल्मीकमृत्तिकासंयुतैर्भिषक् ।
गाढमुत्सादनं कुर्यादूरुस्तम्भे सवेदने ॥ २३ ॥
दन्तीद्रवन्तीसुरसासर्षपैश्चापि बुद्धिमान् ।
तर्कारीसुरसाशिग्रुवचावत्सकनिम्बकैः ।
पत्रमूलफलैस्तोयं शृतमुष्णञ्च सेवनम् ॥ २४ ॥

अन्वयः-आढ्यवाते स्नेह-असृक्स्राव-वमन बस्ति-कर्म विरेचन वर्जयेत्, यतः ते. तु तस्य कोपन (स्यात्), तस्मात् अत्र स्वेद-लङ्घन-रूक्षणं सदा कार्यम्, (किंच) आम-मेद -कफ-आधिक्यात् मारुत परिरक्षता (वैद्यन) यत् कफ-प्रशमन स्यात् तत् सर्वम् ऊरुस्तम्भस्य भेषजं सर्वदा कार्यं, न तु मारुतकोपनम्, तत्र आदौ कफनाशन सर्व. रूक्षः क्रम. कार्य, पश्चात् वातविनाशाय अखिला क्रिया विधातव्या, अघृतैः जाङ्गलैः मांसैः च अलवणै हितैः शाकैः (सह) पुराणाः श्यामाक-कोद्रव-उद्दाल-शालय भोज्याः, भिषक् सुनिषण्णक-निम्ब-अर्क-वृन्त-आरग्वध-पल्लवैः च वायसी-वास्तुक-आद्यैः शाकमूलकै. साधितैः जल-तैल-आज्य साधितैः अलवणैः. शाकैः युक्तं शाल्योदन जीर्णे दद्यात्, रूक्षणात् निद्रानाश-आर्तिपूर्वक. वातकोपः चेत् (स्यात् तर्हि) तत्र वातामय-अपहः स्नेह-स्वेद-क्रम. कार्य । शीतजलां शिवां नदीं प्रतिस्रोतः प्रतारयेत्, विमल शीत स्थिरतोयं च सर. पुनः पुनः (प्रतारयेत्), यथा अस्य कफ शुष्के ऊरुग्रह शान्ति व्रजेत्, शरीरबलम् अग्नि च रक्षता (वैद्यन) एषा क्रिया कार्या, भिषक् च सक्षार-मूत्रस्वेदान् च रूक्षाणि उत्सादनानि कुर्यात्, दाहे च मूत्राद्यैः करञ्जफलसर्षपै· वा अश्वगन्धाया. मूलै वा अर्कस्य मूलै वा पिचुमर्दस्य मूलैः अथवा देवदारुण अपि मूलैः क्षौद्र-सर्षप-वल्मीकमृत्तिकासंयुतैः गाढम् उत्सादन कुर्यात्, स्वेदने ऊरुस्तम्भे च बुद्धिमान् भिषक् दन्ती-द्रवन्ती-सुरसा-सर्षपै अपि (उत्सादन कुर्यात्, किंच) तर्कारी-सुरसा-शिग्रु-वचा-वत्सक-निम्बकै पत्र-मूल-फलैः शृतम् उष्ण च तोय सेवनम् ॥

ઊરુસ્તંભમા સ્નેહન, લોહીતું કઢાવવું, ઊલટી, પિચકારી અને વિરેચનનો ત્યાગ જ કરવો; કારણુ કે એથી ઊરુસ્તંભનો ઊલટો પ્રકોપ-વધારો થાય છે; માટે ઊરુસ્તંભમાં કાયમ સ્વેદન, લંઘન તથા રૂક્ષતા કરનારી ક્રિયાઓ કરવી. આ રોગમા આમ, મેદ અને કફ અધિક હોવાને લીધે વાયુની રક્ષા કરતા વૈદ્યે જે જે ઔષધો કફને શમાવનાર હોય તે જ કરવાં; પણ વાયુને કોપાવવો નહિ; આ ઊરુસ્તંભમા પ્રથમ કફનો નાશ કરનારી સઘળી રૂક્ષ ક્રિયા કરવી અને પછી વાયુના નાશ માટે સઘળી ચિકિત્સા કરવી. ઘી વગરનાં જંગલ પ્રદેશનાં પ્રાણીઓનાં માંસની સાથે અને લવણુ વગરનાં હિતકારી શાકોની સાથે જૂનો સામો, જૂના કોદરા, જંગલી કોદરા અને જૂના ચોખાનુ ભોજન કરવું. વૈદ્યે સુનિસરણક, લીંબડાનાં પાંદડાં, આકડાનાં ડીંટિયાં, ગરમાળાનાં પાંદડાં, અઘેડીનાં પાંદડાં, બથવો અને મૂળા વગેરેથી કરેલાં અને જળમાં તેલમાં કે ઘીમાં પકાવેલાં લવણુ વગરનાં શાકોની સાથે રાતા ચોખાનો ભાત, પ્રથમ ખાધેલો ખોરાક પચી ગયા પછી ખવડાવવો. રૂક્ષક્રિયા કરવાથી જો નિદ્રાનો નાશ તથા પીડાપૂર્વક વાયુનો પ્રકોપ થાય તો વાયુનો

રોગ મટાડનારી સ્નેહનની તથા સ્વેદનની ક્રિયા કરવી; ઉપરાંત રોગીને ટાઢાં જળવાળી સુંદર નદીમાં પ્રવાહની સામે ચલાવવો; તેમ જ નિર્મળ, શીતલ તથા સ્થિર જળવાળા તળાવમાં વારંવાર ચલાવવો; જેથી એ રોગીનો કફ સુકાઈ જતાં ઊરુસ્તંભ મટી જાય છે; એમ તેના બળની તથા અગ્નિની રક્ષા કરતાં વૈદ્યે તેની ચિકિત્સા કરવી. વળી વૈદ્યે ક્ષાર તથા મૂત્રથી સંયુક્ત કરેલા પદાર્થો વડે સ્વેદન કરવું અને રૂક્ષ પદાર્થોથી રોગીની સાથળો ચોળવી; પરંતુ જો દાહ થતો હોય તો મૂત્રાદિકથી અથવા કરંજના ફળથી સંયુક્ત કરેલા સરસવથી કે આસંધનાં મૂળિયાંથી, અથવા આકડાનાં મૂળિયાંથી કે લીંબડાનાં મૂળિયાંથી અથવા દેવદારનાં મૂળિયાંથી સાથળો ચોળવી; પરંતુ તે-ઉપર કહેલા પદાર્થોને મધ, સરસવ અને રાફડાની માટીથી સંયુક્ત કરીને જ સાથળો ખૂબ ચોળવી; વેદનાયુક્ત ઊરુસ્તંભમાં બુદ્ધિમાન વૈદ્યે નેપાળો, નાનો નેપાળો, કાળી તુલસી અને સરસવથી પણ સાથળો ચોળાવવી; અને અરણી, કાળી તુલસી, સરગવો, વજ, અરડૂસો અને લીંબડાનાં પાંદડાં, મૂળિયાં તથા ફળોનો ક્વાથ કરી તે ક્વાથનું ઊનું જળ સેવવું હિતકારી છે. ૧૧-૨૪

### ઊરુસ્તંભની વધુ ચિકિત્સાઓ

भल्लातकाऽमृताशुण्ठीदारुपथ्यापुनर्नवाः ।
पञ्चमूलीद्वयोन्मिश्रा ऊरुस्तम्भनिबर्हणाः ॥२५॥
पिप्पली पिप्पलीमूलं भल्लातकफलानि च ।
कल्कं मधुयुतं पीत्वा ऊरुस्तम्भाद्विमुच्यते ॥२६॥

अन्वयः-भल्लातक-अमृता-शुण्ठी-दारु-पथ्या-पुनर्नवाः पञ्चमूलीद्वय-उन्मिश्राः ऊरुस्तम्भनिर्बर्हणाः (स्युः)। (किंच) पिप्पली पिप्पलीमूलं च भल्लातकफलानि कल्कं मधुयुतं पीत्वा (जन.) ऊरुस्तम्भात् विमुच्यते ॥

ભિલામાં, ગળો, સૂંઠ, દેવદાર, હરડે, સાટોડી અને દશમૂલ (સેવવાથી) ઊરુસ્તંભ મટાડે છે; તેમ જ પીપર, પીપરીમૂળ અને ભિલામાનાં ફળોનો કલ્ક મધ સાથે પીને માણસ ઊરુસ્તંભના રોગથી છૂટી જાય છે. ૨૫,૨૬

### રાસ્નાદિ ક્વાથ

रास्नाश्यामाकपथ्यामरिचमिसिशिवावेल्लशट्यश्वगन्धा,-यासच्छिन्नाऽजमोदासुमुखमतिविषावृद्धदारीबृहत्यौ ॥ शुण्ठी तिक्ता यवानी सहचरचविकैरण्डदार्व्याजकर्णा, ऊरुस्तम्भामवातं कफपवनरुजं दण्डकांश्चाशु हन्युः ॥ २७ ॥

अन्वयः-रास्ना-श्यामाकः-पथ्या मरिच-मिसि-शिवा-वेल्ल-शटी-अश्वगन्धा-यास-च्छिन्ना-अजमोदा-सुमुखम्, अतिविषा, वृद्धदारी-बृहत्यौ, शुण्ठी, तिक्ता, यवानी सहचर-चविक-एरण्ड-दार्वी-आजकर्णाः ऊरुस्तम्भ-आमवातं कफ-पवनरुजं च दण्डकान् आशु हन्युः ॥

રાસ્ના, સામો, હરડે, મરી, સુવા, હળદર, વાવડિંગ, કચૂરો, આસંધ, જવાસો, ગળો, બોડી અજમોદ, સુમુખ નામની એક જાતની તુલસી, અતિવિષ, વરધારો, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, સૂંઠ, કડુ, અજમો, કાંટાઅશેળિયો, ચવક, એરંડો, દારુહળદર અને રાળનો ક્વાથ ઊરુસ્તંભને, આમવાતને, કફના રોગને, વાયુના રોગને અને દંડકાક્ષેપને તરત મટાડે છે. (આ ક્વાથ 'રાસ્નાદિ ક્વાથ' નામે પ્રસિદ્ધ છે. ૨૭

### ઊરુસ્તંભના વધુ ઉપાયો

ग्रन्थिकारुष्करकृष्णानां क्वाथं क्षौद्रान्वितं पिबेत् ।
लिह्याद्वा त्रिफलाचूर्णं क्षौद्रेण कटुकायुतम् ॥२८॥
सुखाम्बुना पिबेद्वाऽपि चूर्णं षड्धरणं नरः ।
पिप्पलीवर्धमानं वा माक्षिकेण गुडेन वा ॥२९॥
ऊरुस्तम्भे प्रशंसन्ति गण्डीरारिष्टमेव च ।
शिलाजतु गुग्गुलुं वा पिप्पलीमथ नागरम् ॥३०॥
ऊरुस्तम्भे पिबेन्मूत्रैर्दशमूलीरसेन वा ।
त्रिफलापिप्पलीमुस्तं चव्यं कटुकरोहिणीम् ॥३१॥
लिह्याद्वा मधुना चूर्णमूरुस्तम्भार्दितो नरः ।
घृतं सौरेश्वरं दद्यादूरुस्तम्भे कफोत्तरे ॥ ३२ ॥
दद्यात् शुण्ठीघृतं वाऽपि वैश्वानरमथापि वा ।
सैन्धवाद्यं हितं तैलममृताख्योऽपि गुग्गुलुः ॥३३॥

अन्वयः-ग्रन्थिक-अरुष्क-कृष्णानां क्वाथं क्षौद्र-अन्वितं पिबेत्, वा त्रिफलाचूर्णं कटुकायुतं क्षौद्रेण लिह्यात्, अपि वा नरः षड्धरणं चूर्णं सुखाम्बुना पिबेत्, वा माक्षिकेण गुडेन वा पिप्पली-वर्धमानं च गण्डीरारिष्टम् एव ऊरुस्तम्भे प्रशंसन्ति (वैद्याः)। मूत्रैः वा दशमूलीरसेन शिलाजतु गुग्गुलुं पिप्पलीम् नागरम् ऊरुस्तम्भे पिबेत्। वा ऊरुस्त-

त्रिफला-पिप्पली-मुस्तं चव्य कटुकरोहिणीचूर्णं मधुना लिह्यात्। कफ-उत्तरे ऊरुस्तम्भे सौरेश्वरं घृत दद्यात्, अपि वा शुण्ठीघृत अथवा वैश्वानरम् अपि दद्यात्, सैन्धवाद्य तैल हित (वा) अमृताह्य गुग्गुलु. अपि (हितः भवति)॥

પીપરીમૂળ, ભિલામાં અને પીપરનો ક્વાથ કરી મધ સાથે પીવો; (તેથી ઊરુસ્તંભ મટે છે.) ત્રિફળાનું તથા કડુનું ચૂર્ણ કરી મધ સાથે ચાટવું; (તેથી ઊરુસ્તંભ મટી જાય છે.) અથવા 'ષડ્ધરણ' નામનું ચૂર્ણ (જે વાતવ્યાધિઓના પ્રકરણમાં કહ્યું છે, તે) સહેવાય એવા ઊના પાણી સાથે પીવું; (તેથી ઊરુસ્તંભ મટે છે.) અથવા મધ કે ગોળની સાથે વધતી વધતી પીપરો (વર્ધમાન-પિપ્પલી)નું સેવન કરવું; અથવા ઊરુસ્તંભના રોગમાં કડવા સૂરણના અરિષ્ટનું સેવન પણ વૈદ્યો વખાણે છે. અથવા મૂત્રોની સાથે કે દશમૂલના રસની સાથે શિલાજિત, ગૂગળ, પીપર કે સૂંઠ ઊરુસ્તંભમાં પીવાં; (તેથી પણ ઊરુસ્તંભ મટી જાય છે.) અથવા ઊરુસ્તંભથી પીડાતા માણસે ત્રિફળા, પીપર, મોથ, ચવક અને કડુનું ચૂર્ણ કરી મધ સાથે ચાટવું; (તેથી ઊરુસ્તંભની પીડા મટી જાય છે.) કફની અધિકતાવાળા ઊરુસ્તંભમાં સૌરેશ્વરઘૃત અથવા વૈશ્વાનરચૂર્ણ આપવું, અથવા શુંઠીઘૃત કે સૈંધવાદ્યતેલ અથવા અમૃતાગુગ્ગુલુ પણ હિતકારી થાય છે. ૨૮-૩૩

### કુષ્ઠાદ્યતૈલ×

कुष्ठश्रीवेष्टकोदीच्यसरलं दारु केशरम्।
अजगन्धाऽश्वगन्धे च तैलं तैः सार्षपं पचेत्।
सक्षौद्रं मात्रया तस्मादूरुस्तम्भार्दितः पिबेत् ॥३४॥

अन्वयः-कुष्ठ-श्रीवेष्टक-उदीच्य-सरल दारु केशरम् अजगन्धा-अश्वगन्धे च तैः सार्षप तैल पचेत्, तस्मात् ऊरुस्तम्भ-अर्दितः सक्षौद्र मात्रया पिबेत् ॥

કઠ, લોબાન, વાળો, શરુ, દેવદાર, નાગકેસર, જંગલી તુલસી અને આસંધ-એટલાંના કલ્કથી સરસિયુ તેલ પકાવવું; તે તેલમાંથી ઊરુસ્તંભના રોગીએ મધની સાથે યોગ્ય માત્રાથી પીવું. (તેથી ઊરુસ્તંભ મટી જાય છે.) ૩૪

### અષ્ટકટ્વર તૈલ×

पलाभ्यां पिप्पलीमूलान्नागरादष्टकट्वरम्।
तैलप्रस्थं समं दध्ना गृध्रस्यूरुग्रहापहम् ॥३५॥
सस्नेहदधिसम्भूतं तक्रं कट्वरमुच्यते।
अष्टकट्वरतैले च तैलं सार्षपमिष्यते ॥
पिप्पलीमूलशुण्ठ्योश्च प्रत्येकं द्विपलं कृतम् ॥३६॥

अन्वय -पिप्पली-मूलात् (च) नागरात् पलाभ्यां तैलप्रस्थ दध्ना सम अष्टकट्वरं गृध्रसी-ऊरुग्रह-अपह (भवति), सस्नेहदधिसभूत तक्र कट्वरम् उच्यते, अष्टकट्वरतैले च सार्षप तैलम् इष्यते, पिप्पलीमूल शुण्ठ्यो च प्रत्येक द्विपल कृतम् ॥

આઠ તોલા પીપરીમૂળ, આઠ તોલા સૂંઠ, તરવાળા દહીંથી ઉત્પન્ન કરેલી ચોસઠ તોલા ઘાટી છાશ અને ચોસઠ તોલા દહીંથી પકાવેલુ ચોસઠ તોલા સરસિયુ તેલ 'અષ્ટકટ્વર તૈલ' કહેવાય છે. આ તૈલ ગૃધ્રસીનો તથા ઊરુસ્તંભનો નાશ કરે છે. આ અષ્ટકટ્વર તૈલમા સરસિયુ તેલ જ લેવાય છે અને પીપરીમૂળ તથા સૂંઠ-દરેક આઠ આઠ તોલા નંખાય છે.

### દ્વિપંચમૂલ્યાદ્ય તૈલ+

द्विपञ्चमूली त्रिफला चित्रकं देवदारु च।
एकाष्ठीलत्वपामार्गं श्रेयसी वायसी शुभा ॥३७॥
बला भार्गी पृथक्पर्णी सुवहा मदयन्तिका।
विशालोशीरकाश्मर्यस्तिस्रो देयास्तथाऽग्निकः ॥३८॥
चिरबिल्वो ह्यशोकश्च कलशयंशुमती तथा।
पयस्या पीलुपर्णी च गुडूची च शतावरी ॥३९॥
एषां पञ्चपलान् भागान् जलद्रोणेषु सप्तसु।
अष्टभागावशेषेण पचेत्तैलाढकं शतम् ॥ ४०॥

× कुष्ठम् आद्य येषु तानि कुष्ठाद्यानि, तेषां तैल-कुष्ठाद्यतैलम्-કઠ જેમા પહેલુ હોય છે, એવા ઓસડિયાનુ તેલ કુષ્ઠાદ્યતૈલ કહેવાય છે.

× कटति-वर्षति तिक्त रसम् आवृणोति च जिह्वां तिक्तरसेनेति-कटु, कटे वर्षावरणयोः-क्विप्, कटुषु वर-श्रेष्ठ-कट्वरम्, अष्टाष्टप्रमाण कट्वर-पिप्पलीमूलनागर यस्मिन्, तच्च तत् तैल-જેમાં આઠ આઠ તોલા પીપરીમૂળ તથા સૂંઠ ખાસ મુખ્ય તરીકે પકાવાય છે, એવુ તેલ અષ્ટકટ્વર તૈલ કહેવાય છે

+ पञ्चाना मूलानां समाहारः पञ्चमूली, द्वे पञ्चमूल्यौ आद्ये येषां तानि-द्विपञ्चमूल्याद्यानि, द्विपञ्चमूल्याद्यैः पक्व तैलम्-જેમા બે પંચમૂલ મુખ્ય હોય છે, એવા ઓસડિયાથી પકવેલુ તેલ, દ્વિપંચમૂલ્યાદ્ય-તૈલ કહેવાય છે.

कुष्ठञ्च शतपुष्पा च व्यूषणं चित्रकं वरा।
देवदार्वगुरु श्रेष्ठं विडङ्गं मुस्तमेव च ॥ ४१ ॥
अश्वगन्धा स्थिरा पाठा मूली श्यामाकमेव च।
पिप्पल्यः शृङ्गवेरञ्च दन्ती हिङ्ग्वम्लवेतसम् ॥४२॥
अनेन गर्भेण भिषक् कषायेण च साधयेत्।
सिद्धशीतञ्च पूतञ्च क्षौद्रेण सह संसृजेत् ॥४३॥
तदस्य नस्यपानार्थं तदेवाभ्यञ्जने भवेत्।
ऊरुस्तम्भश्चिरोद्भूतस्तैलेनानेन शाम्यति।
आमवातं शीतवातं क्षुद्रवातञ्च नाशयेत् ॥४४॥

अन्वयः—द्विपञ्चमूली त्रिफला चित्रक देवदारु च एकाष्ठीला तु अपामार्गः श्रेयसी वायसी शुभा बला भार्गी पृथक्पर्णी सुवहा मदयन्तिका विशाला—उशीर—कारमर्यः—तिस्रः देयाः, अग्निकः चिरबिल्वः हि अशोकः, च कलशी अंशुमती तथा पयस्या पीलुपर्णी च गुडूची च शतावरी, एषां पञ्चपलान् भागान् सप्तसु—जलद्रोणेषु पचेत्, अष्टभाग—अवशेषेण शतं तैलाढकं पचेत्, (ततः तत्) कुष्टं च शतपुष्पा च व्यूषण चित्रक वरा देवदारु श्रेष्ठम् अगुरु विडङ्गं च मुस्तम् एव, अश्वगन्धा स्थिरा पाठा मूली च श्यामाकम् एव, पिप्पल्यः शृङ्गवेर च दन्ती हिङ्गु अम्लवेतसम्, अनेन च गर्भेण कषायेण भिषक् साधयेत्, सिद्धशीत च पूत च क्षौद्रेण सह ससृजेत्, तद् अस्य नस्य—पानार्थं, तद् एव अभ्यञ्जने भवेत्, अनेन तैलेन चिरोद्भूतः ऊरुस्तम्भः शाम्यति, च (एतत् तैलम्) आमवातं शीतवातं च क्षुद्रवात नाशयेत् ॥

દશમૂલ, ત્રિફળા, ચિત્રક, દેવદાર, મોટી ઓલસરી, અઘેડો, ગજપીપર, રાતી અઘેડી, તણખીર, ખપાટ, ભારંગી, મોરવેલ, નગોડ, ચમેલી, ઇંદ્રવારુણી, વાળો, સીવણ, રાતો ચિત્રક, કરંજ, આસોપાલવ, ગંધી સમેરવો, ક્ષીરકાકોલીનુ પ્રતિનિધિ, પીલુડી, ગળો અને શતાવરી, એ દરેક વીશ વીશ તોલા લઈ (એક હજાર ચોવીશ રૂપિયાભારનો એક 'દ્રોણ' એ પ્રમાણે) સાત દ્રોણ પાણીમાં પકાવી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથથી (બસો છપ્પન રૂપિયાભારના એક આઢક પ્રમાણે) સો આઢક ભાર તેલ પકાવવું. પછી એ તેલને કઠ, સુવા, સૂંઠ, મરી, પીપર, ચિત્રક, ત્રિફળા, દેવદાર, ઉત્તમ અગુરુ, વાવડિંગ, મોથ, આસંધ, સમેરવો, કાળીપાટ, મૂળા, સામો, આદું, નેપાળો, હિંગ, અને અમ્લવેતસ્‌ના ક્વાથથી તથા કલ્કથી પકાવવું. પાકયા પછી એ ઠંડું થાય ત્યારે વસ્ત્રથી ગાળી લઈ તેમાં મધ મેળવવું. આ તેલ રોગીને નસ્ય, પાન અને માલિશ કરવામાં ઉપયોગી થાય છે; આ તેલના ઉપયોગથી લાંબા સમયનો ઊરુસ્તંભ, મટી જાય છે; ઉપરાંત આ તેલ આમવાત, ક્ષુદ્રવાત અને શીતવાતનો પણ નાશ કરે છે. ૩૭-૪૪

### મહાસૈંધવાદ્ય તેલ÷

सिन्धुरुग्विश्वजासोग्राभार्गीयष्टीस्थिराफलैः।
दारुविश्वशटीधान्यकृष्णाकट्फलपौष्करैः ॥ ४५ ॥
दीप्यकातिविषैरण्डनीलीनीलाम्बुजैः पचेत्।
तैलं सकाञ्जिकं हन्ति पानाभ्यञ्जननावनैः ॥४६॥
आमवातं क्रमीन् गुल्मान् प्लीहोदरशिरोरुजः।
मन्दाग्निं पक्षसन्ध्यण्डवातस्तम्भगदानपि ॥४७॥

अन्वयः—सिन्धु—रुग्—विश्वजा—सोग्रा—भार्गी-यष्टी-स्थिराफलैः, दारु—विश्व—शटी—धान्य—कृष्णा—कट्फल-पौष्करैः, दीप्यक—अतिविष—एरण्ड-नीली—नीलाम्बुजैः तैलं पचेत्, (तत् तैलं) सकाञ्जिक पान—अभ्यञ्जन—नावनैः आमवातं क्रमीन् गुल्मान् प्लीहा—उदर—शिरोरुजः मन्दाग्निं पक्ष-सन्धि—अण्डवात—स्तम्भ—गदान् अपि हन्ति ॥

સૈંધવ, કઠ, લઘુ શતાવરી, વજ, ભારંગી, જેઠીમધ, સમેરવો, જાયફળ, દેવદાર, સૂંઠ, કચૂરો, ધાણા, પીપર, કાયફળ, પુષ્કરમૂળ, અજમો, અતિવિષ, એરંડો, ગળો, અને નીલકમલથી તેલ પકાવવું. એ તેલ કાંજી સાથે પીવાથી, માલિશથી તથા નસ્ય લીધાથી આમવાત, કૃમિ, ગોળો, બરલનુ દરદ, પેટના રોગ, માથાના રોગ, અગ્નિનું મંદપણું, પક્ષાઘાત, સંધિવાત, વૃષણરોગ, અને વાયુથી ઝલાઈ જવાના રોગનો પણ નાશ કરે છે. ૪૫-૪૭

### સૈંધવાદ્ય તેલ

द्वे पले सैन्धवात् पञ्च शुण्ठ्या ग्रन्थिकचित्रकात्।
द्वे द्वे भल्लातकास्थीनि विंशतिर्द्वे तथाऽऽढके ॥४८॥
आरनालात्पचेत् प्रस्थं तैलस्यैरण्डजस्य च।
गृध्रस्यूरुग्रहार्त्तिसर्ववातविकारनुत् ॥ ४९ ॥

÷ सैन्धवम् आद्य येषा तानि सैन्धवाद्यानि, सैन्धवाद्यैः पक्व तैल—सैन्धवाद्यतैल, महच्च तत् सैन्धवाद्य-तैलं—महासैन्धवाद्यतैलम्—સિંધાલૂણ વગેરેથી પકવેલું તેમ જ નીચે લખેલાં કરતાં વધારે ઓસડિયાંથી યુક્ત હોવાથી મોટું ગણાતું જે તેલ, તે મહાસૈંધવાદ્ય તેલ કહેવાય છે.

अथामस्य स्वरूपमाह-

આમનું સ્વરૂપ

अजीर्णाद्यो रसो जातः सञ्चितो हि क्रमेण वै ।
आमसंज्ञां स लभते शिरोगात्ररुजाकरः ॥ ५ ॥

अन्वयः-अजीर्णात् जातः क्रमेण हि संचितः रसः आमसंज्ञां लभते, शिरः-गात्ररुजाकरः (च स्यात्) ॥

ખાધેલો ખોરાક પચ્યો ન હોય તેમાંથી ઉત્પન્ન થયેલો અને અનુક્રમે એકઠો થયેલો (એ અપકવ) રસ જ 'આમ' કહેવાય છે અને તે આમ માથામાં તથા ગાત્રમાં પીડા કરે છે. ૫

ટીકા-अजीर्णात्=भुक्तादजीर्णात् ॥ (અર્થ ઉપર છે.)

अथामवातस्य सामान्यलक्षणमाह-

આમવાતનું સામાન્ય લક્ષણ

युगपत्कुपितावेतौ त्रिकसन्धिप्रवेशकौ ।
स्तब्धञ्च कुरुतो गात्रमामवातः स उच्यते ॥६॥

अन्वयः-युगपत् कुपितौ त्रिकसन्धिप्रवेशकौ एतौ गात्रं च स्तब्धं कुरुतः, सः आमवातः उच्यते ॥

એકી વખતે કોપેલા વાયુ અને કફ, વેદનાથી કૂલાના સાંધાઓમાં પ્રવેશ કરી ગાત્રને સ્તબ્ધ (અક્કડ) કરી દે છે, એ રોગ 'આમવાત' કહેવાય છે. ૬

ટીકા-एतौ=वातकफौ, त्रिकसन्धिप्रवेशकौ, वेदनयेति बोद्धव्यम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

तन्त्रान्तरोक्तं तस्यैव लक्षणमाह-

બીજા ગ્રંથમાં કહેલું આમવાતનું લક્ષણ

अङ्गमर्दोऽरुचिस्तृष्णा चालस्यं गौरवं ज्वरः ।
अपाकः शूनताङ्गानामामवातस्य लक्षणम् ॥ ७ ॥

अन्वयः-अङ्गमर्दः अरुचिः तृष्णा आलस्यं गौरवं ज्वरः अपाकः अङ्गानां च शूनता-आमवातस्य लक्षणम् ॥

અંગોનું ભાંગવું, અરુચિ, તરશ, આળસ, (શરીરનું) ભારેપણું, તાવ, ખોરાકનો અપચો અને અંગો સૂજી જવાં, એ આમવાતનું લક્ષણ છે. ૭

ટીકા-विशेषार्थमस्य संग्रहः ॥ આમવાતમાં વિશેષ જણાવવા માટે બીજા ગ્રંથમાં કહેલું આ લક્ષણ પણ આ સ્થળે લેવાયું છે.

अथातिवृद्धस्यामवातस्य लक्षणमाह-

ખૂબ જ વધી ગયેલા આમવાતનું લક્ષણ

स कष्टः सर्वरोगाणां यदा प्रकुपितो भवेत् ।
हस्तपादशिरोगुल्फत्रिकजानूरुसन्धिषु ॥ ८ ॥
करोति सरुजं शोथं यत्र दोषः प्रपद्यते ।
स देशो रुज्यतेऽत्यर्थं व्याविद्ध इव वृश्चिकैः ॥९॥
जनयेत्सोऽग्निदौर्बल्यं प्रसेकारुचिगौरवम् ।
उत्साहहानिं वैरस्यं दाहञ्च बहुमूत्रताम् ॥ १० ॥
कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययम् ।
तृड्छर्दिभ्रममूर्च्छाश्च हृद्ग्रहं विड्विबद्धताम् ॥
जाड्यान्त्रकूजमानाहं कष्टांश्चान्यानुपद्रवान् ॥११॥

अन्वयः-सर्वरोगाणां कष्टः सः यदा प्रकुपितः भवेत्, (तदा) हस्त-पाद-शिरः-गुल्फ-जानु-ऊरुसन्धिषु सरुजं शोथं करोति, यत्र दोषः प्रपद्यते, सः देशः वृश्चिकैः व्याविद्धः इव अत्यर्थं रुज्यते, सः अग्निदौर्बल्यं प्रसेक-अरुचि-गौरवम् उत्साहहानिं वैरस्यं दाहं च बहुमूत्रतां कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययं तृट्-छर्दि-भ्रम-मूर्च्छाः च हृद्ग्रहं विड्विबद्धतां जाड्य-अन्त्रकूजम् आनाहं च अन्यान् कष्टान् उपद्रवान् जनयेत् ॥

સઘળા રોગોમાં અતિશય ખરાબ એ આમવાત ખૂબ કોપે-વધે છે ત્યારે હાથ, પગ, માથું, ઘૂંટીઓ, કૂલાના સાંધા, ગોઠણ અને સાથળના સાંધાઓમાં પીડાવાળો સોજો ઉત્પન્ન કરે છે; તેમ જ એ દુષ્ટ થયેલો આમ, જે પ્રદેશમાં જાય તે પ્રદેશ, જાણે વીંછીઓથી કરડેલો હોય તેમ અત્યંત પીડાય છે; વળી તે આમવાત જઠરાગ્નિને નબળો કરે છે, મોઢામાં થૂંક લોવ્યા કરે છે, અરુચિ ઉપજાવે છે, શરીરમાં ભારેપણું, ઉત્સાહની હાનિ, વિરસપણું, દાહ, અતિશય વધારે મૂત્ર, પેટમાં કઠણપણું, શૂળ, અનિદ્રા, તરશ, ઊલટી, મૂર્છા, હૃદયનું ઝલાઈ જવું, ઝાડાની કબજિયાત, જડતા એટલે કામ કરવામાં જીવ ન લાગવો, આંતરડાંમાં અવાજ, પેડુનો આફરો અને બીજા પણ-કલાયખંજતા વગેરે દુઃખદાયી ઉપદ્રવો ઉત્પન્ન કરે છે. ૮-૧૧

ટીકા-यदा प्रकुपितो भवेत्=प्रकर्षेण कुपितः स्यात्, तदा वक्ष्यमाणानुपद्रवान् करोति । हस्तेत्यादि । यत्र दोषः-दुष्ट आमः, प्रपद्यते=गच्छति । जाड्यम्=अकर्मण्यत्व, अन्यानुपद्रवान्=कलायखञ्जत्वादीन् ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

तस्यैव विशिष्टानि लक्षणान्याह-

દોષયુક્ત આમવાતનાં ખાસ લક્ષણો

पित्तात् सदाहरागञ्च सशूलं पवनात्मकम् ।
स्तिमितं गुरुकण्डूकं कफजुष्टं तमादिशेत् ॥१२॥

अन्वयः-तं सदाहरागं च पित्तात्, सशूलं पवनात्मकं, स्तिमितं गुरुकण्डूकं कफजुष्टम् आदिशेत् ॥

कौशिक-अन्वितं कवोष्ण पीत (चेत्) कटी-जङ्घा-ऊरु-पृष्ठानां रुजं निवर्तयेत् ॥

આમવાતમાં લંઘન, શેક તથા કડવા, અગ્નિને દીપ્ત કરનારા અને તીખા પદાર્થો ખવડાવવા, રેચ આપવા, સ્નેહન કરવાં અને પિચકારીઓ મારવી (એ હિતકારી છે) અથવા રેતીની પોટલીઓથી રૂક્ષ શેક કરવો અને દરદ ઉપર જે ઔષધો, બાંધવાં, તે પણ ઘી કે તેલ વગરનાં જ બાંધવાં. આમવાતથી દુઃખી થયેલો માણસ તરશથી પીડાતો હોય તો તેને પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠથી પકાવેલું પાણી આપવું, એ હિતકારી કહેવાય છે; અથવા આમવાતવાળા માણસને સૂકા મૂળાનો યૂષ કે પંચમૂળનો યૂષ અથવા જેમાં સૂંઠનો ભૂકો ભભરાવ્યો હોય એવો કાંજીનો રસ આપવો; તેમ જ આથેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળો, બથવાનું શાક, લસણવાળું સાટોડીનું શાક, પરવળ, ગોખરુ, વાયવરણાં, કારેલાં, જવનું અન્ન, કોદરા, જૂના રાતા ચોખા, જૂના સાઠીચોખા, છાશના સંસ્કારવાળું લાવાનું માંસ, કળથીનો યૂષ, વટાણાનો યૂષ અને ચણાનો યૂષ આમવાતવાળાને હિતકારી છે. આમવાતવાળાની પ્રકૃતિનો વિચાર કરી જે તેને રુચે કે ગમે અને આમવાતમાં હિતકારી જણાય તે આપવું. સુવા, વજ, સૂંઠ, ગોખરુ, વાયવરણાંની છાલ, સાટોડી, દેવદાર, કચૂરો અને ગોરખમુંડીને સમભાગે લઈ તેનો ઉપયોગ કરવો એ આમવાત ઉપર હિતકારી છે. ગંધપ્રસારણી, અરણી અને મીંઢળના ફળને અથાણાના પાણીમાં તથા કાંજીમાં વાટી ગરમ કરી તેનું, સહેવાય તેવું ઊનું ઊનું લેપન કરવું એ આમવાત ઉપર હિતકારી છે. ભૂંગળીઓ કંટાળો, એરંડાનું મૂળ, સરગવો અને શકડાની માટીને મૂત્રમાં વાટી દરદ ઉપર બાંધવું તથા લેપન કરવું એ હિતકારી છે. ચિત્રક, કડુ, કાળીપાટ, ઇંદ્રજવ, બમણી અતિવિષ, ગળો, દેવદાર, વજ, મોથ, સૂંઠ અને હરડેનું ચૂર્ણ એ આમવાતનું (ખાસ) ઔષધ નિત્ય ઊના પાણી સાથે પીવું. (તેથી આમવાત મટી જાય છે.) કચૂરો, સૂંઠ, હરડે, વજ, દેવદાર, અતિવિષ અને ગળોનો કવાથ પીવો અને રૂક્ષ ભોજન કરવું. (તેથી પણ આમવાત મટી જાય છે.) આમવાત ઉપર વૈદ્યે સાટોડી, ભોરીંગણી, એરંડો, મરવો, પીલુડી અને સરગવાના પંચાંગનો કવાથ કરાવી (આમવાતવાળાને) પિવડાવવો અથવા આમવાત ઉપર એરંડાના પાણીથી સિંચન કરવું. અથવા સૂંઠ સહિત હરડે ચાટવી; અથવા મૂત્રોની સાથે ગૂગળ પીવો, અથવા સૂંઠનો તથા ગોરખમુંડીનો કલ્ક ખાવો, અથવા તલનો તથા સૂંઠનો કલ્ક ખાવો, અથવા સૂંઠ, હરડે તથા ગળોનો કવાથ કરી ગૂગળ સાથે તે કવાથ કાંઈક ઊનો ઊનો પીધો હોય તો કેડ, પિંડીઓ, સાથળ તથા પીઠમાં થતી પીડા મટાડે છે. ૧૪-૩૦

### હિંગ્વાદ્ય ચૂર્ણ*

हिङ्गु चव्यं विडं शुण्ठी कृष्णाजाजी सपुष्करम् ।
भागोत्तरमिदं चूर्णं पीतं वातामजिद्भवेत् ॥ ३१ ॥

अन्वयः-हिङ्गु चव्यं विडं शुण्ठी कृष्णा अजाजी सपुष्करं भागोत्तरम् इदं चूर्णं पीतं (चेत्) वातामजित् भवेत् ॥

હિંગ, ચવક, બીડલૂણ, સૂંઠ, કાળીજીરી, એરંડાનાં મૂળ એટલા પદાર્થોને એકએકથી બમણાં લઈ ચૂર્ણ કરી પીવામાં આવે તો તે આમવાતને મટાડે છે. ૩૧

### પિપ્પલ્યાદ્ય ચૂર્ણ+

पिप्पली पिप्पलीमूलं सैन्धवं कृष्णजीरकम् ।
चव्यचित्रकतालीसपत्रकं नागकेशरम् ॥ ३२ ॥
एषां द्विपलिकान् भागान् पञ्च सात्वर्चलस्य च ।
मरिचाऽजाजिशुण्ठीनामेकैकस्य पलं पलम् ॥३३॥
दाडिमात् कुडवश्चैव द्वे पले चाम्लवेतसात् ।
सर्वमेकत्र संक्षुद्य योजयेत् कुशलो भिषक् ॥३४॥

* हिङ्गु आद्य येषां तानि-हिङ्ग्वाद्यानि, तेषां चूर्णम्-જેમાં હિંગ પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ હિંગ્વાદ્ય ચૂર્ણ કહેવાય છે.

+ पिप्पली आद्या येषां तानि पिप्पल्याद्यानि, तेषां चूर्णम्-જેમાં પીપર પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-પિપ્પલ્યાદ્ય ચૂર્ણ કહેવાય છે.

જો બળતરા તથા રતાશયુક્ત તે આમવાત હોય તો તેને પિત્તના સંબંધવાળો કહેવો, જો શૂળ સહિત હોય તો વાયુના સંબંધવાળો કહેવો અને ચળ બહુ આવતી હોય તથા સજ્જડપણું થયું હોય તો કફના સંબંધવાળો કહેવો. ૧૨

टीका-गुरुकण्डूकम्=बहुकण्डूकम्॥ (અર્થ ઉપર છે.)

तस्य साध्यत्वादिकमाह-

**સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય આમવાત**

एकदोषानुगः साध्यो द्विदोषो याप्य उच्यते।
सर्वदेहचरः शोथैः स कष्टः सान्निपातिकः॥१३॥

अन्वयः-एकदोष-अनुगः सः साध्यः, द्विदोषः याप्यः उच्यते, सान्निपातिकः सर्वदेहचरैः शोथैः (युक्तः सन्) कष्टः (कथ्यते)॥

એક દોષના સંબંધવાળો તે આમવાત સાધ્ય; બે દોષના સંબંધવાળો યાપ્ય અને ત્રણે દોષના સંબંધવાળો હોઈ સઘળા શરીરમાં સોજાથી યુક્ત હોય તે આમવાત અસાધ્ય કહેવાય છે.

तत्र आमवातस्य चिकित्सा-

**આમવાતની ચિકિત્સા**

लङ्घनं स्वेदनं तिक्तं दीपनानि कटूनि च।
विरेचनं स्नेहनञ्च वस्तयश्चाममारुते॥१४॥
रूक्षः स्वेदो विधातव्यो वालुकापुटकैस्तथा।
उपनाहाश्च कर्तव्यास्तेऽपि स्नेहविवर्जिताः॥१५॥
आमवाताभिभूताय पीडिताय पिपासया।
पञ्चकोलेन संसिद्धं पानीयं हितमुच्यते॥१६॥
शुष्कमूलकयूषं वा यूषं वा पाञ्चमौलिकम्।
रसकं काञ्जिकं वापि शुण्ठीचूर्णावचूर्णितम्॥१७॥
सौवीरं स्विन्नवार्ताकं तथा तिक्तफलानि च।
वास्तूकशाकं सारिष्टं शाकं पौनर्नवं हितम्॥१८॥
पटोलं गोक्षुरश्चैव वरुणं कारवेल्लकम्।
यवान्नं कोरदूषान्नं पुराणं शालिषष्टिकम्॥१९॥
लावकानां तथा मांसं हितं तक्रेण संस्कृतम्।
हितश्च यूषः कौलत्थः कालायश्चणकस्य च॥२०॥
रूच्यं दद्याद्यथासात्म्यमामवातहितञ्च यत्।
शतपुष्पा वचा विश्वश्वदंष्ट्रावरुणत्वचः॥२१॥
पुनर्नवासदेवाह्वाशटीमुण्डितिकाः समाः।
प्रसारणी च तर्कारी फलञ्च मदनस्य च॥२२॥
शुक्तकाञ्जिकपिष्टं च कोष्णं च लेपने हितम्॥२३॥
अहिंस्रा रुबुकान्मूलं शिग्रुर्वल्मीकमृत्तिका।
मूत्रपिष्टैश्च कर्तव्यमुपनाहः प्रलेपनम्॥२४॥
चित्रकं कटुका पाठा कलिङ्गाऽतिविषाऽमृता।
देवदारुवचामुस्तनागरातिविषाभयाः॥२५॥
पिबेदुष्णाम्बुना नित्यमामवातस्य भेषजम्।
शटी शुण्ठ्यभया चोग्रा देवाह्वातिविषामृताः॥२६
कषायमामवातस्य पाचनं रूक्षभोजनम्।
पुनर्नवा च बृहती वर्धमानफणिज्जकैः॥२७॥
कल्पयेत् क्वाथमामे तु मूर्वाशिग्रुद्रुमैर्भिषक्।
सेचनञ्चामवातस्य रुबूकपयसापि वा॥२८॥
लिह्यात् पथ्यां सविश्वां वा मूत्रैर्वा गुग्गुलुं पिबेत्।
विश्वाऽलम्बुषयोः कल्कमद्याद्वा तिलविश्वयोः २९
विश्वपथ्याऽमृताक्वाथं कवोष्णं कौशिकान्वितम्।
कटीजङ्घोरुपृष्ठानां रुजं पीतं निवर्तयेत्॥३०॥

अन्वयः-आममारुते लङ्घनं स्वेदनं तिक्तं दीपनानि कटूनि च विरेचनं च स्नेहनं च वस्तयः (हिताः), तथा वालुकापुटकैः रूक्षः स्वेदः विधातव्यः, च उपनाहाः कर्तव्याः, ते अपि स्नेहविवर्जिताः (स्युः) आमवात-अभिभूताय पिपासया पीडिताय पञ्चकोलेन ससिद्धं पानीयं हितम् उच्यते। वा शुष्क-मूलकयूषं, वा पाञ्चमौलिकं यूषम्, अपि वा शुण्ठीचूर्ण-अवचूर्णितं काञ्जिकं रसकं (दद्यात्), तथा सौवीरं, स्विन्नवार्ताकं, च तिक्तफलानि वास्तूकशाकं, सारिष्टं पौनर्नवं शाकं हितम्, (किंच) पटोलं च गोक्षुरम् एव वरुणं कारवेल्लकं यवान्नं कोरदूष-अन्नं, पुराणं शालिषष्टिकं तथा तक्रेण संस्कृतं लावकानां मांसं हितम्, च कौलत्थः यूषः, कालायः (यूषः) च चणकस्य (यूषः) हितः। यथासात्म्यं यत् रुच्यम् आमवातहितं च दद्यात्, शतपुष्पा वचा विश्व-श्वदंष्ट्रा-वरुणत्वचः पुनर्नवा-सदेवाह्वा-शटी-मुण्डितिकाः समाः, प्रसारणी च तर्कारी च मदनस्य फलं च शुक्तकाञ्जिकपिष्टं च कोष्णं च लेपने हितम्। अहिंस्रा रुबुकात् मूलं शिग्रुः वल्मीक-मृत्तिका च (एभिः) मूत्रपिष्टैः उपनाहः च प्रलेपनं कर्तव्यम्। चित्रकं कटुका पाठा कलिङ्ग-अतिविष-अमृताः देवदारु-वचा-मुस्त-नागर-अतिविष-अभयाः, आमवातस्य भेषजम् उष्ण-अम्बुना नित्यं पिबेत्। शटी शुण्ठी अभया च उग्रा देवाह्व-अतिविष-अमृताः-(एषां) कषायम् आमवातस्य पाचनं (पिबेत्), रूक्ष-भोजनम् (च कुर्यात्), आमे तु भिषक् पुनर्नवा च बृहती-वर्धमान-फणिज्जकैः मूर्वा-शिग्रुद्रुमैः क्वाथं कल्पयेत्, अपि वा रुबूक-पयसा च आमवातस्य सेचनं (कुर्यात्), सविश्वां वा पथ्यां लिह्यात्, मूत्रैः वा गुग्गुलुं पिबेत्, विश्वा-अलम्बुषयोः कल्कं वा अद्यात्, तिल-विश्वयोः वा (कल्कम् अद्यात्), विश्व-पथ्या-अमृता-क्वाथं

कौशिक-अन्वित कवोष्ण पीत (चेत्) कटी-जङ्घा-ऊरु-पृष्ठाना रुजं निवर्तयेत् ॥

આમવાતમાં લંઘન, શેક તથા કડવા, અગ્નિને દીપ્ત કરનારા અને તીખા પદાર્થો ખવડાવવા, રેચ આપવા, સ્નેહન કરવાં અને પિચકારીઓ મારવી (એ હિતકારી છે) અથવા રેતીની પોટલીઓથી રૂક્ષ શેક કરવો અને દરદ ઉપર જે ઔષધો, બાંધવાં, તે પણ ઘી કે તેલ વગરનાં જ બાંધવાં. આમવાતથી દુઃખી થયેલો માણસ તરશથી પીડાતો હોય તો તેને પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠથી પકાવેલુ પાણી આપવું, એ હિતકારી કહેવાય છે; અથવા આમવાતવાળા માણસને સૂકા મૂળાનો યૂષ કે પંચમૂળનો યૂષ અથવા જેમાં સૂંઠનો ભૂકો ભભરાવ્યો હોય એવો કાંજીનો રસ આપવો; તેમ જ આથેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળો, બથવાનું શાક, લસણવાળું સાટોડીનું શાક, પરવળ, ગોખરુ, વાયવરણાં, કારેલાં, જવનું અન્ન, કોદરા, જૂના રાતા ચોખા, જૂના સાઠી ચોખા, છાશના સંસ્કારવાળું લાવાનું માંસ, કળથીનો યૂષ, વટાણાનો યૂષ અને ચણાનો યૂષ આમવાતવાળાને હિતકારી છે. આમવાતવાળાની પ્રકૃતિનો વિચાર કરી જે તેને રુચે કે ગમે અને આમવાતમાં હિતકારી જણાય તે આપવું. સુવા, વજ, સૂંઠ, ગોખરુ, વાયવરણાંની છાલ, સાટોડી, દેવદાર, કચૂરો અને ગોરખમુંડીને સમભાગે લઈ તેનો ઉપયોગ કરવો એ આમવાત ઉપર હિતકારી છે. ગંધપ્રસારણી, અરણી અને ચીઢળના ફળને અથાણાના પાણીમાં તથા કાંજીમાં વાટી ગરમ કરી તેનુ સહેવાય તેવું ઊનું ઊનું લેપન કરવું એ આમવાત ઉપર હિતકારી છે. ભૂંગળીઓ કંટાળો, એરંડાનું મૂળ, સરગવો અને રાફડાની માટીને મૂત્રમાં વાટી દરદ ઉપર બાંધવું તથા લેપન કરવું એ હિતકારી છે. ચિત્રક, કડુ, કાળી પાટ, ઇંદ્રજવ, બમણી અતિવિષ, ગળો, દેવદાર, વજ, મોથ, સૂંઠ અને હરડેનુ ચૂર્ણ એ આમવાતનુ (ખાસ) ઔષધ નિત્ય ઊના પાણી સાથે પીવું. (તેથી આમવાત મટી જાય છે.) કચૂરો, સૂંઠ, હરડે, વજ, દેવદાર, અતિવિષ અને ગળોનો કવાથ પીવો અને રૂક્ષ ભોજન કરવું. (તેથી પણ આમવાત મટી જાય છે.) આમવાત ઉપર વૈદ્યે સાટોડી. ભોરીંગણી, એરંડો, મરવો, પીલુડી અને સરગવાના પંચાંગનો કવાથ કરાવી (આમવાતવાળાને) પિવડાવવો અથવા આમવાત ઉપર એરંડાના પાણીથી સિંચન કરવું. અથવા સૂંઠ સહિત હરડે ચાટવી, અથવા મૂત્રોની સાથે ગૂગળ પીવો, અથવા સૂંઠનો તથા ગોરખમુંડીનો કલ્ક ખાવો, અથવા તલનો તથા સૂંઠનો કલ્ક ખાવો, અથવા સૂંઠ, હરડે તથા ગળોનો કવાથ કરી ગૂગળ સાથે તે કવાથ કાંઈક ઊનો ઊનો પીધો હોય તો કેડ, પિંડીઓ, સાથળ તથા પીઠમાં થતી પીડા મટાડે છે. ૧૪-૩૦

### હિંગ્વાદ્ય ચૂર્ણ*

हिङ्गु चव्यं विडं शुण्ठी कृष्णाजाजी सपुष्करम् ।
भागोत्तरमिदं चूर्णं पीतं वातामजिद्भवेत् ॥ ३१ ॥

अन्वयः-हिङ्गु चव्यं विडं शुण्ठी कृष्णा अजाजी सपुष्कर भागोत्तरम् इद चूर्णं पीत (चेत्) वातामजित् भवेत् ॥

હિંગ, ચવક, બીડલૂણ, સૂંઠ, કાળીજીરી, એરંડાનાં મૂળ એટલા પદાર્થોને એકએકથી બમણાં લઈ ચૂર્ણ કરી પીવામાં આવે તો તે આમવાતને મટાડે છે. ૩૧

### પિપ્પલ્યાદ્ય ચૂર્ણ+

पिप्पली पिप्पलीमूलं सैन्धवं कृष्णजीरकम् ।
चव्यचित्रकतालीसपत्रकं नागकेशरम् ॥ ३२ ॥
एषां द्विपलिकान् भागान् पञ्च सौवर्चलस्य च ।
मरिचाऽजाजिशुण्ठीनामेकैकस्य पलं पलम् ॥३३॥
दाडिमात् कुडवञ्चैव द्वेपले चाम्लवेतसात् ।
सर्वमेकत्र सञ्चुद्य योजयेत् कुशलो भिषक् ॥३४॥

* हिङ्गु आद्य येषां तानि-हिङ्ग्वाद्यानि, तेषां चूर्णम्-જેમાં હિંગ પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ હિંગ્વાદ્ય ચૂર્ણ કહેવાય છે.

\+ पिप्पली आद्या येषां तानि पिप्पल्याद्यानि, तेषां चूर्णम्-જેમાં પીપર પહેલી હોય છે, એવા ઓસડિયાનુ ચૂર્ણ-પિપ્પલ્યાદ્ય ચૂર્ણ કહેવાય છે.

पिप्पल्याद्यमिति ख्यातं नष्टस्याग्नेश्च दीपनम् ।
अर्शांसि ग्रहणीं गुल्ममुदरं सभगन्दरम् ॥ ३५ ॥
कृमिकण्ड्वरुचीर्हन्यात् सुरयोष्णोदकेन वा ।
नातः परतरं किञ्चिदामवातस्य भेषजम् ॥ ३६ ॥

अन्वयः-पिप्पली पिप्पलीमूल सैन्धव कृष्णजीरकं चव्य-चित्रक-तालीसपत्रक नागकेशरम्-एषां द्विपलिकान् भागान्, सौवर्चलस्य च पञ्च भागान्, मरिच-अजाजि-शुण्ठीनाम् एकैकस्य पल पलं दाडिमात् च कुडवम् एव, अम्लवेतसात् च द्वे पले, सर्वम् एकत्र सक्षुद्य कुशल. भिषक् योजयेत् । (इद चूर्णं) पिप्पल्याद्यम् इति ख्यातम् सुरया वा उष्णोदकेन (पीतसत्) नष्टस्य अग्नेः दीपन, च अर्शांसि ग्रहणीं गुल्मम् उदर सभगन्दर, कृमि-कण्डू-अरुचीः हन्यात्, आमवातस्य किंचिद् भेषजम् अत. परतर न (अस्ति) ॥

પીપર, પીપરીમૂળ, સિંધવ, કાળીજીરી, ચવક, ચિત્રક, તાલીસપત્ર એ દરેકના આઠ આઠ તોલા, સંચળના પાંચ તોલા, મરી, જીરું અને સૂંઠ એ દરેકના ચાર ચાર તોલા, દાડિમસાર સોળ તોલા અને અમ્લવેતસ આઠ તોલા એ સઘળા પદાર્થોનું એકત્ર ચૂર્ણ કરી તે ચૂર્ણ પ્રવીણ વૈદ્યે દરદીને આપવું. આ ચૂર્ણ 'પિપ્પલ્યાદ્યચૂર્ણ' કહેવાય છે; તે મધની સાથે અથવા ઊના પાણીની સાથે લીધું હોય તો મંદ થયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; અને અરશ, ગ્રહણી, ગોળો, પેટના રોગ, ભગંદર, કૃમિઓ, ચળ તથા અરુચિ એ રોગનો નાશ કરે છે. આમવાતનું કોઈ પણ ઔષધ આ ઔષધથી શ્રેષ્ઠ નથી. ૩૨-૩૬

### પથ્યાદ્ય-ચૂર્ણ*

पथ्याविश्वयवानीभिस्तुल्याभिश्चूर्णितं पिबेत् ।
तक्रेणोष्णोदकेनापि काञ्जिकेनाथवा पुनः ॥ ३७ ॥
आमवातं निहन्त्याशु शोथं मन्दाग्नितामपि ।
पीनसं कासहृद्रोगं स्वरभेदमरोचकम् ॥ ३८ ॥

अन्वय -पथ्या-विश्व-यवानीभिः तुल्याभिः चूर्णित तक्रेण अपि वा उष्णोदकेन अथ पुन. काञ्जिकेन पिबेत्, (तत्) आमवातं शोथ मन्दाग्निता पीनस कास-हृद्रोग स्वरभेदम् अरोचकम् अपि आशु निहन्ति ॥

હરડે, સૂંઠ અને અજમો સમભાગે લઈ ચૂર્ણ કરી તક્ર-છાશ, ગરમ પાણી કે કાંજી સાથે તે પીવું; એટલે આમવાત, સોજો, જઠરાગ્નિનું મંદપણું, સળેખમ, ઉધરસ, હૃદયનો રોગ, સ્વરભેદ અને અરુચિનો તે તરત નાશ કરે છે. ૩૭,૩૮

### રસોનાદિ કષાય×

रसोनविश्वनिर्गुण्डीक्वाथमामार्दितः पिबेत् ।
नातः परतरं किञ्चिदामवातस्य भेषजम् ॥ ३९॥

अन्वयः-आमार्दितः रसोन-विश्व-निर्गुण्डी-क्वाथम् पिबेत्, अतः परतरं आमवातस्य किंचिद् भेषजं न (अस्ति)॥

આમથી પીડાયેલા માણસે લસણ, સૂંઠ અને નગોડનો કવાથ પીવો; આ કવાથથી શ્રેષ્ઠ આમવાતનું કોઈ ઓષધ નથી. ૩૯

### રાસ્નાપંચક કવાથ+

रास्नां गुडूचीमेरण्डं देवदारु महौषधम् ।
पिबेत् सर्वाङ्गिके वाते सामे सन्ध्यस्थिमज्जगे ॥

अन्वय.-सर्वाङ्गिके सामे सन्धि-अस्थि-मज्जगे वात रास्नां गुडूचीम् एरण्ड देवदारु महौषध पिबेत् ॥

સર્વાંગવાત, આમવાત અથવા સાંધાઓમાં, અસ્થિઓમાં કે મજ્જામાં રહેલો વાત હોય તો રાસ્ના, ગળો, એરંડો, દેવદાર અને સૂંઠનો કવાથ પીવો. ૪૦

### પિપ્પલ્યાદિ કવાથ

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ।
क्वथितं वारि तत् पेयमामवातविनाशनम् ॥

अन्वयः-पिप्पली-पिप्पलीमूल-चव्य-चित्रक-नागरैः क्वथित वारि पेयं, तत् आमवातविनाशन (भवति)॥

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠનો કવાથ કરી એ પાણી પીવું; તે આમવાતનો નાશ કરે છે. ૪૧

### સાટોડીના કવાથ સાથે કચૂરનો તથા સૂંઠનો કલ્ક

शटीविश्वौषधीकल्कं वर्षाभूक्वाथसंयुतम् ।
सप्तरात्रं पिबेज्जन्तुरामवातविनाशनम् ॥ ४२ ॥

---

* पथ्या आद्या येषा तानि-पथ्याद्यानि, तेषा चूर्णम्-જેમાં હરડે પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-પથ્યાદ્યચૂર્ણ કહેવાય છે.

× रसोनः आदिर्येषां तानि-रसोनादीनि, तेषां कषायः-લસણ જેઓમાં પહેલું હોય છે, એવા ઓસડિયાનો ઉકાળો રસોનાદિ કવાથ કહેવાય છે

+ पञ्चानां संघः पञ्चकं, रास्नासहितं पञ्चक-रास्नापञ्चक, तस्य क्वाथः-રાસ્ના સહિત પાંચ ઓસડિયાનો ઉકાળો રાસ્નાપંચક-કવાથ કહેવાય છે.

अन्वयः-शटी-विश्वौषधी-कल्क सर्षपांभू-क्वाथ-संयुत सप्तरात्र जन्तुः पिबेत्, (तत्) आमवातविनाशनम् ॥

કચૂરો તથા સૂંઠનો કલ્ક સાટોડીના ક્વાથ સાથે સાત દિવસ સુધી પીવો; તે આમવાતનો નાશ કરે છે. ૪૨

### રાસ્નાસપ્તક ક્વાથઃ

रास्नाऽमृताऽरग्वधदेवदारु,-त्रिकण्टकैरण्डपुनर्नवानाम् । क्वाथं पिबेन्नागरचूर्णमिश्रं, जङ्घोरुपार्श्वत्रिकपृष्ठशूली ॥ ४३ ॥

अन्वयः-जङ्घा-ऊरु-पार्श्व-त्रिक-पृष्ठ-शूली रास्ना-अमृता-आरग्वध-देवदारु-त्रिकण्टक-एरण्ड-पुनर्नवानां क्वाथं नागरचूर्णमिश्रं पिबेत् ॥

જેને પિંડીઓ, સાથળો, પડખાં, ફુલાના સાંધા તથા પીઠમાં શૂળ નીકળતું હોય તેણે રાસ્ના, ગળો, ગરમાળો, દેવદાર, ગોખરુ, એરંડો અને સાટોડીનો ક્વાથ સૂંઠના ચૂર્ણ સાથે પીવો. ૪૩

### દશમૂળનો ઉકાળો અને બીજા ઉપાયો

आमवाते कणायुक्तं दशमूलीजलं पिबेत् ।
खादेद्वाऽप्यभयाविश्वं गुडूचीं नागरेण वा ॥४४॥

अन्वयः-आमवाते कणायुक्तं दशमूलीजलं पिबेत्, अपि वा अभया-विश्वं खादेत्, वा नागरेण गुडूचीं

પીવું; તે આમાશયનો વાયુ મટાડે છે. ૪૫

### પુનર્નવાદિ ચૂર્ણ×

पुनर्नवाऽमृता शुण्ठी शताह्वा वृद्धदारकम् ।
शटी मुण्डितिकाचूर्णमारनालेन पाययेत् ॥४६॥
आमाशयोत्थवातघ्नं चूर्णं पेयं सुखाम्बुना ।
आमवातं निहन्त्याशु गृध्रसीमुद्धतामपि ॥४७॥

अन्वयः-पुनर्नवा अमृता शुण्ठी शताह्वा वृद्धदारक शटी-मुण्डितिका-चूर्णम्-आरनालेन (वैद्य) पाययेत् । आमाशय-उत्थ-वातघ्नम् (इदं) चूर्णं सुखाम्बुना (अपि) पेयम्, (तद्) आमवातम् उद्धतां गृध्रसीम् अपि आशु निहन्ति ॥

સાટોડી, ગળો, સૂંઠ, સુવા, વરધારો, કચૂરો અને ગોરખમુંડીનું ચૂર્ણ કરી આરનાલની સાથે પાવું (આરનાલનું લક્ષણ પ્રથમ ખંડમાં જોવું), તેમ જ આમાશયમાં ઉત્પન્ન થયેલા વાયુનો નાશ કરનારું તે ચૂર્ણ સુખકારી (લગાર ગરમ) પાણી સાથે પણ પિવાય છે; તે ચૂર્ણ આમવાતનો તથા ઉદ્ધત ગૃધ્રસી રોગનો પણ તરત નાશ કરે છે. ૪૬,૪૭

### કાંજી સાથે સૂંઠનું ચૂર્ણ

कर्षं नागरचूर्णस्य काञ्जिकेन पिबेत् सदा ।
आमवातप्रशमनं कफवातहरं परम् ॥४८॥

### એરંડ-તેલ

आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः ।
एक एव निहन्ताऽऽशु एरण्डस्नेहकेसरी ॥५०॥

अन्वयः–शरीरवनचारिणः आमवातगजेन्द्रस्य एकः एरण्डस्नेहकेसरी आशु निहन्ता ॥

શરીરરૂપી વનમાં ફરતા આમવાતરૂપી મોટા હાથીનો એકલો એરંડિયા તેલરૂપી સિંહ જ તરત નાશ કરે છે. ૫૦

### એરંડ તેલયુક્ત હરડે

एरण्डतैलयुक्तां, हरीतकीं भक्षयेन्नरो विधिवत् ।
आमानिलार्तियुक्तो, गृध्रसीवृद्ध्यर्दितो नियतम् ॥

अन्वयः–आमानिल-अर्तियुक्तः गृध्रसी-वृद्धि-अर्दितः नरः हरीतकीम् एरण्डतैलयुक्तां विधिवत् नियतं भक्षयेत् ॥

આમવાતથી, ગૃધ્રસીથી કે વધરાવળથી પીડાયેલા માણસે હરડેના ચૂર્ણને એરંડિયા તેલથી મિશ્ર કરી વિધિપૂર્વક અવશ્ય ખાવું જોઈએ. ૫૧

### ગરમાળાનાં પાંદડાનો પ્રયોગ

आरग्वधस्य पत्राणि भृष्टानि कटुतैलतः ॥
आमघ्नानि नरः कुर्यात् सायं भक्तावृतानि च ॥

अन्वयः–सायं कटुतैलतः भृष्टानि आरग्वधस्य पत्राणि नरः भक्त-आवृतानि कुर्यात्, (तानि) च आमघ्नानि (भवन्ति)॥

સાયંકાળે સરસિયા તેલમાં શેકેલાં ગરમાળાનાં પાંદડાં ખાઈને તે પછી માણસે સાંજનો ખોરાક લેવો; એ રીતે (ખાધેલાં તે) પાદડાં આમનો નાશ કરનારાં થાય છે. ૫૨

### આમવાતનો પેટા રોગ કટીગ્રહ* લક્ષણ તથા ચિકિત્સા

वायुः कट्याश्रितः शुद्धः सामो वा जनयेद्रुजम् ।
कटीग्रहः स प्रोक्तः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ॥
शुण्ठीगोक्षुरकक्वाथः प्रातः प्रातर्निषेवितः ।
सामे वाते कटीशूले पाचनं रुक्प्रणाशनम् ॥५४
यवक्षारसमायुक्तं मूत्रकृच्छ्रविनाशनम् ।
दशमूलीकषायेण पिबेद्वा नागराम्भसा ॥ ५५ ॥
कटीशूलेषु पातव्यं तैलमेरण्डसम्भवम् ।
महौषधगुडूच्योश्च क्वाथं पिप्पलिसंयुतम् ॥५६॥
पिबेदामे सशकोष्ठे कटीशूले विशेषतः ।
विशोध्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरे विपाचयेत् ।
तत्पायसं कटीशूले गृध्रस्यां परमौषधम् ।
सर्पिस्तैलं गुडं शुक्तं पञ्चमं विश्वभेषजम् ॥५८॥
पीतमेतद्भवेत्सद्यस्तर्पणं कटिशूलनुत् ।
न हि चैतत्समं किञ्चिन्निरामे कटिमारुते ।५९॥
सुरतरुवल्कलसहितं, गोमूत्रं स्थापितन्तु सप्ताहम् ।
हिङ्गुवचाशतपुष्पा,-सैन्धवयुक्तेन तेनाऽथ ।
तत्पुटपक्वं हन्यात्, कटीरुजं दारुणां पुंसाम् ॥६०॥
आममेदोवृद्धिभवान्, विकारांश्चानिलोद्भवान् ॥

अन्वयः–शुद्धः वा साम वायुः कट्याश्रितः (सन्) रुज जनयेत्, सः एव कटीग्रहः उक्तः, द्वयो. सक्थ्नो वधात् सः एव पङ्गुः उक्तः ॥ शुण्ठीगोक्षुरकक्वाथ प्रातः प्रातः निषेवितः (सन्) सामे वाते कटीशूले पाचन रुक्प्रणाशन (च) भवति । एरण्डमभव तैल यवक्षार समायुक्त मूत्रकृच्छ्रविनाशनम् (भवति), कटीशूलेषु दशमूलीकषायेण पिबेत्, वा नागर-अम्भसा पातव्यम्, आमे सदर्-कोष्ठे विशेषतः कटीशूले च महौषध गुडूच्योः क्वाथ पिप्पलीसयुत पिबेत्, एरण्डबीजानि विशोध्य क्षीरे पिष्ट्वा विपाचयेत्, तत् पायस कटीशूले गृध्रस्यां परम-औषध (भवति), सर्पिः तैल गुड शुक्त पञ्चमं विश्वभेषजम्-एतत् पीत (चेत्) सद्यः-तर्पण कटिशूलनुत् (स्यात्), निरामे कटिमारुते च एतत्सम किञ्चित् न हि (अस्ति), सुरतरु-वल्कलसहित गोमूत्र तु सप्ताह स्थापित (कुर्यात्), अथ तेन हिङ्गु-वचा-शतपुष्पा-सैन्धवयुक्तेन पुटपक्व तत् पुंसां दारुणां कटीरुजम्, आममेदोवृद्धिभवान् च अनिल-उद्भवान् विकारान् हन्यात् ॥

શુદ્ધ અથવા આમવાળો વાયુ કેડનો આશ્રય કરી પીડા ઉત્પન્ન કરે છે; એ જ રોગ 'કટીગ્રહ' કહેવાય છે; ને બંને સાથળ નકામા થવાથી એ જ 'પંગુરોગ' કહેવાય છે. સૂંઠ અને ગોખરુનો ક્વાથ નિત્ય પ્રાતઃકાળે સેવ્યો હોય તો આમવાતમાં, કટીશૂળમાં આમનું પાચન કરે છે અને રોગનો નાશ કરનાર થાય છે. એરંડિયુ તેલ જવખાર નાખી પિવાય તો તે મૂત્રકૃચ્છ મટાડે છે અને તે જ એરંડિયુ તેલ કટિશૂળમાં દશમૂળના ક્વાથની સાથે અથવા સૂંઠના ક્વાથની સાથે પીવું; આમ ઉપર, કોઠાની પીડા ઉપર અને વિશેષે કરી કટીગ્રહ ઉપર સૂંઠ તથા ગળોનો

* कट्याः ग्रहः यस्मिन् शुद्धात् सामाद्वा वातात्–स कटिग्रहः–શુદ્ધ વાયુથી કે આમયુક્ત વાયુથી જેમાં કેડ ઝલાઈ જાય છે, તે કટીગ્રહ નામનો આમવાતનો જ પેટા રોગ કહેવાય છે.

ક્વાથ પીપરનું ચૂર્ણ નાખી પીવો. એરંડીનાં બિયાં સાફ કરી વાટી દૂધમાં પકાવવાં; તે દૂધપાક કટીગ્રહમાં તથા ગૃધ્રસીમાં શ્રેષ્ઠ ઔષધરૂપ થાય છે. ઘી, તેલ, ગોળ, અથાણાનું પાણી અને પાચમી સૂંઠ એ જો પિવાય તો તે તરત તૃપ્તિ કરે છે અને કટીગ્રહને મટાડે છે. આમ વગરના કટીગ્રહ ઉપર આના સમાન કોઈ ઔષધ નથી. દેવદારની છાલને સાત દિવસ સુધી ગોમૂત્રમાં રાખી મૂકવી. પછી એ છાલને હિંગ, વજ, સુવા અને સિંધવ સાથે વાટી પુટપાકની રીતે પકાવી ઉપયોગમાં લેવાથી માણસોની દારુણ કટીગ્રહની પીડાને તેમ જ આમની, મેદની તથા પવનની વૃદ્ધિથી થયેલા બીજા વિકારોને પણ તે મટાડે છે. ૫૩-૬૧

અમૃતાદ્ય ચૂર્ણ×

अमृतानागरगोक्षुर,-मुण्डितिकावरुणकैः कृतं चूर्णम्। मस्त्वारनालपीतं, सामानिलनाशनं स्यातम् ॥ ६२ ॥

अन्वय.-अमृता-नागर-गोक्षुर-मुण्डितिका-वरुणकैः कृतं चूर्णं मस्तु-आरनालपीत (सत्) सामानिलनाशनं स्यातम् ॥

ગળો, સૂંઠ, ગોખરુ, ગોરખમુંડી અને વાયવરણાનું ચૂર્ણ કરી (પ્રથમ ખંડમાં જણાવેલ) મસ્તુની સાથે તથા આરનાલની સાથે પિવાય તો તે આમવાતનો નાશ કરનાર કહેવાય છે. ૬૨

અલંબુષાદિ ચૂર્ણ

अलम्बुषा गोक्षुरकं त्रिफलानागराऽमृताः।
यथोत्तरं भागवृद्धया श्यामाचूर्णञ्च तत्समम् ॥६३
पिबेन्मस्तुसुरातक्रकाञ्जिकोष्णोदकेन वा।
आमवातं जयत्याशु सशोथं वातशोणितम् ॥६४॥
त्रिकजानूरुसन्धिस्थ-ज्वरारोचकनाशनम्।
अलम्बुषादिकं चूर्णं रोगानीकविनाशनम् ॥६५॥
अलम्बुषा गोक्षुरकं मूलं वरुणकस्य च।
हरीतक्यक्षधात्रीभिः प्रसिद्धा त्रिफला क्रमात्।
प्रत्येकं तेन वा युञ्ज्याद् भागवृद्धिं यथोत्तरम् ६६

अन्वयः-अलम्बुषा गोक्षुरकं त्रिफला-नागर-अमृताः यथोत्तर भागवृद्धया, च तत्समं श्यामाचूर्णं मस्तु-सुरा-तक्र-काञ्जिक-उष्णोदकेन वा पिबेत्, (तत्) आमवात सशोथं वातशोणित त्रिक-जानु ऊरु-सन्धिस्थ-ज्वर-अरोचक-नाशनम् (भवति, इदम्) अलम्बुषादिकं चूर्णं रोगानीक-विनाशनं (स्यात्), हरीतकी-अक्ष-धात्रीभिः त्रिफला प्रसिद्धा, क्रमात् तेन वा प्रत्येकं यथोत्तर भाग-वृद्धिं युञ्ज्यात् ॥

એક ભાગ ગોરખમુંડી, બે ભાગ ગોખરુ, ત્રણ ભાગ ત્રિફળા, ચાર ભાગ સૂંઠ, પાંચ ભાગ ગળો અને તે બધાં જેટલું નસોતરનું ચૂર્ણ, સર્વ એકઠાં કરી મસ્તુ,મદિરા,છાશ,કાંજી કે ગરમ પાણીની સાથે પિવાય તો તે આમવાત, સોજાવાળું વાતરક્ત, ફૂલાના સાંધાનો દુખાવો, ગોઠણના તથા સાથળના સાંધાઓની પીડા તથા અરુચિનો નાશ કરે છે. આ અલંબુષાદિ ચૂર્ણ* રોગોના સૈન્યનો નાશ કરનારું છે. હરડે, બહેડાં અને આમળાં એ ત્રણ મળી ત્રિફળા પ્રસિદ્ધ છે; એ ત્રિફળાનો આ ચૂર્ણમાં અનુક્રમે એકએકથી વધતા ભાગે ઉપયોગ કરવો. ૬૩-૬૬

બીજા પ્રકારનું અલંબુષાદિ ચૂર્ણ

अलम्बुषा गोक्षुरकं मूलं वरुणकस्य च।
गुडूची नागरश्चेति समभागानि कारयेत् ॥६७॥
काञ्जिकेन तु तत्पेयं विडालपदमात्रकम्।
आमवाते प्रवृद्धे च योगोऽयममृतोपमः ॥६८॥

अन्वय.-अलम्बुषा गोक्षुरकं वरुणस्य च मूलं गुडूची च नागरम्-इति समभागानि कारयेत्, विडाल-पदमात्रक तु तत् काञ्जिकेन (सह) पेयम्, प्रवृद्धे च आमवाते अय योगः अमृत-उपमः (भवति) ॥

ગોરખમુંડી, ગોખરુ, વાયવરણાનાં મૂળ, ગળો અને સૂંઠ સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાંથી એક રૂપિયાભાર ચૂર્ણ કાંજીની સાથે પીવું; વૃદ્ધિ પામેલા આમવાત ઉપર આ પ્રયોગ અમૃત સમાન થાય છે. ૬૭,૬૮

ત્રીજા પ્રકારનું અલંબુષાદિ ચૂર્ણ

अलम्बुषा गोक्षुरकं गुडूची वृद्धदारुकम्।
पिप्पली त्रिवृता मुस्ता वरुणं सपुनर्नवम् ॥
त्रिफला नागरश्चेति सूक्ष्मचूर्णानि कारयेत् ॥६९॥

× अमृता आद्या येषां तानि अमृताद्यानि, तेषां चूर्णम्-ગળો જેમાં પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ અમૃતાદ્યચૂર્ણ કહેવાય છે.

* अलम्बुषा आदिर्येषां तानि अलम्बुषादीनि, तेषां चूर्णम्-ગોરખમુંડી જેમાં પહેલી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-અલંબુષાદિચૂર્ણ કહેવાય છે.

मस्त्वारनालतक्रेण पयोमांसरसेन वा ।
आमवातं निहन्त्याशु श्वयथुं सन्धिसंस्थितम् ॥७०॥

अन्वय-अलम्बुषा गोक्षुरक गुडूची वृद्धदारक पिप्पली त्रिवृता मुस्ता वरुण सपुनर्नव त्रिफला च नागरम्, इति सूक्ष्मचूर्णानि कारयेत्, मस्तु-आरनाल-तक्रेण वा पयोमांसरसेन (पीत तत्) आशु आमवात (च) सन्धिसंस्थित श्वयथु निहन्ति ॥

ગોરખમુંડી, ગોખરુ, ગળો, વરધારો, પીપર, નસોતર, મોથ, વાયવરણો, સાટોડી, ત્રિફલા અને સૂઠનુ બારીક ચૂર્ણ કરવુ અને તે મસ્તુ-દહીંની ઉપરનુ પાણી, આરનાલ, તક્ર-છાશ, દૂધ કે માસના રસાની સાથે પીવું; એટલે તરત આમવાત અને સાધાઓમા રહેલો સોજો પણ તે મટાડે છે. ६९,७०

વૈશ્વાનરચૂર્ણ×

माणिमन्थस्य भागा द्वौ यवान्यास्तद्वदेव तु ।
भागास्त्रयोऽजमोदाया नागराद्भागपञ्चकम् ॥७१॥
दश द्वौ च हरीतक्या सूक्ष्मं चूर्णीकृतं शुभम् ।
मस्त्वारनालतक्रेण सर्पिषोष्णोदकेन वा ॥७२॥
पीतं जयत्यामवातं गुल्मं हृद्बस्तिजान् गदान् ।
प्लीहानं ग्रन्थिशूलादीनानाहं गुदजानि च ॥ ७३ ॥
विबन्धं जाठरान् रोगान् कटीबस्तिसमुत्थितान् ।
वातानुलोमनमिदं चूर्णं वैश्वानरं स्मृतम् ॥७४॥

अन्वय-द्वौ भागौ माणिमन्थस्य तद्वत् एव तु यवान्या, त्रय भागा अजमोदाया, नागराद् भाग पञ्चक, दश च द्वौ हरीतक्या, सूक्ष्म शुभ चूर्णीकृत मस्तु-आरनाल-तक्रेण वा सर्पिषा उष्णोदकेन पीत (चेत्) आमवात गुल्म हृद्-बस्तिजान् गदान् प्लीहान ग्रन्थि-शूल-आदीन् आनाह च गुदजानि विबन्ध जाठरान् रोगान् कटि-बस्ति-समुत्थितान् (रोगान् च) जयति, इद वैश्वानर चूर्ण वातानुलोमन स्मृतम् ॥

બે ભાગ સેંધવ, બે ભાગ અજમો, ત્રણ ભાગ અજમોદ, પાચ ભાગ સૂઠ અને બાર ભાગ હરડેનુ બારીક ઉત્તમ ચૂર્ણ કરી મસ્તુ, આરનાલ, તક્ર-છાશ, ઘી કે ઊના પાણીની સાથે તે પિવાય તો આમવાત, ગોળો, હૃદયનો રોગ, મૂત્રાશયના દરદ, બરલનુ દરદ, ગાઠ, શૂળ વગેરે, પેડુનો આફરો, અર્શસ્, મલબંધ, જઠરના રોગો અને કેડના તથા મૂત્રાશયના રોગોને મટાડે છે. આ 'વૈશ્વાનર' નામનુ ચૂર્ણ વાયુનુ અનુલોમન કરી તેને યોગ્ય રસ્તે લાવનાર છે. ७१-७४

અસીતક ચૂર્ણ+

असीतकं मागधिका गुडूची, श्यामावराहीगज कर्णशुण्ठी । समा धृता कृत्स्नमिदं तु चूर्णं, पिबेत्तदुष्णोदकमण्डयूषैः ॥ ७५ ॥
तक्रे रसैर्मद्यसमस्तुभिर्वा, यथेष्टचेष्टस्य च भोजनस्य । सगाह्रकं गृध्रसिखञ्जवातं, विश्वाचि तूनीप्रतितूनिरोगान् ॥ ७६ ॥
जङ्घामवातार्दितवातरक्तं, कटीग्रहं गुल्मगुदामयञ्च । सक्रोष्टुकं पाण्डुगरोग्रशोफं, हन्यादुरुस्तम्भमुदीर्णवेगम् ॥ ७७ ॥

अन्वय-असीतक मागधिका गुडूची श्यामा-वराही गजकर्ण-शुण्ठी समा धृता, इद तु तत् कृत्स्न चूर्णम् उष्णोदक-मण्ड-यूषैः तक्रे रसैः मद्य-समस्तुभि वा पिबेत्, यथेष्टचेष्टस्य च भोजनस्य सगाह्रक गृध्रसि-खञ्जवात विश्वाचि-तूनी-प्रतितूनि-रोगान् जङ्घा-आमवात-अर्दित-वातरक्त कटीग्रह गुल्म-गुद-आमय च सक्रोष्टुक पाण्डु-गर-उग्रशोफ च उदीर्णवेगम् उरुस्तम्भ हन्यात् ॥

કાળો કૂંપો, પીપર, ગળો, નસોતર, વારાહીકંદ, એરંડો અને સૂંઠ સમભાગે લઈ સઘળાનું ચૂર્ણ કરી તે ચૂર્ણ ઊના પાણી સાથે, મંડની સાથે, યૂષની સાથે, તક્ર-છાશની સાથે, માસના રસાની સાથે, મદ્યની સાથે અથવા દહીંના પાણી-મસ્તુની સાથે પીવુ જે માણસ આહાર તથા વિહાર ઇચ્છા પ્રમાણે કરે છતા આ ચૂર્ણ તેના અપબાહુક, ગૃધ્રસી, ખંજ, વિશ્વાચી, તૂની, પ્રતિતૂની નામનો રોગ, આમવાત, અર્દિત, વાતરક્ત, કટીગ્રહ, ગોળો, અરશ, ક્રોષ્ટુકશીર્ષ, પાડુ રોગ, ઝેર, ઉગ્ર સોજા અને પ્રબળ વેગવાળો ઊરુસ્તંભ એ રોગોનો નાશ કરે છે. ७५-७७

× वैश्वानरसम्बन्धि चूर्णम्-અગ્નિતત્ત્વના વિશેષ સબંધવાળુ હોઈ અગ્નિપ્રદીપક વધુ હોવાથી આ વૈશ્વાનરચૂર્ણ કહેવાય છે

+ असीतकप्रधान चूर्णम्-જેમા કાળો કૂંપો પહેલો હોય છે, એવા આસડિયાનુ ચૂર્ણ અસીતક ચૂર્ણ કહેવાય છે

### શુંઠીધાન્યકઘૃત×

शुण्ठीनां पट्पलं पिष्ट धान्यकं द्विपलं तथा।
चतुर्गुणं जलं दत्त्वा घृतप्रस्थ विपाचयेत् ॥७८॥
वातश्लेष्मामयान् हन्यादाग्निवृद्धिकरं परम्।
दुर्नामश्वासकासघ्नं बलवर्णाग्निवर्धनम् ॥ ७९ ॥

अन्वय.–शुण्ठीना पट्पल तथा द्विपल धान्यक पिष्ट (कृत्वा तद्युक्त) घृतप्रस्थ चतुर्गुण जल दत्त्वा विपाचयेत्। (तद् घृतम्) परम् अग्निवृद्धिकर बल–वर्ण–अग्निवर्धन दुर्नाम–श्वास–कासघ्न (तथा) वात–श्लेष्म–आमयान् हन्यात्॥

ચોવીસ તોલા સૂંઠ અને આઠ તોલા ધાણાનો કલ્ક કરી તે કલ્ક સહિત ચોસઠ તોલા ઘીને ચોગણા પાણીમાં પકાવવું, એટલે 'શુંઠીધાન્યક–ઘૃત' તૈયાર થાય છે. આ ઘી અગ્નિને સારી પેઠે વધારે છે, બળ આપે છે, શરીરનો રંગ સારો કરે છે અને વાયુસંબંધી રોગ, કફસંબંધી રોગ, અર્શસ્, શ્વાસ તથા ઉધરસને મટાડે છે. ૭૮,૭૯

### શુંઠીઘૃત+

सर्पिर्नागरकल्केन सौवीरं तच्चतुर्गुणम्।
सिद्धमग्निकरं श्रेष्ठमामवातहरं परम् ॥८०॥
पुष्ट्यर्थे पयसा साध्यं दध्ना विण्मूत्रसंग्रहे।
दीपनार्थे मतिमता मस्तुना च प्रकीर्तितम् ॥८१॥

अन्वय.–नागरकल्केन (सह) तच्चतुर्गुण सौवीर (च) सर्पि. सिद्व श्रेष्ठम् अग्निकर, परम् आमवातहर (भवति)। मतिमता पुष्ट्यर्थं पयसा, विण्मूत्रसंग्रहे दध्ना, दीपनार्थं च मस्तुना साध्य प्रकीर्तितम्॥

સૂંઠનો કલ્ક નાખી તેનાથી ચોગણા (પ્રથમ ખંડમાં કહેલ) સૌવીરમાંઘી પકાવવું, એટલે તે 'શુંઠીઘૃત' તૈયાર થાય છે. એ શ્રેષ્ઠ ઘી અગ્નિને પ્રદીપ્ત કરવામા ઉત્તમ હોઈ આમવાતને મટાડે છે. બુદ્ધિમાન વૈદ્યે તે ઘી પુષ્ટિ માટે પકાવવું હોય તો દૂધ સાથે, ઝાડાની તથા મૂત્રની અટકાયત મટાડવા પકાવવું હોય તો દહીં સાથે અને અગ્નિને પ્રદીપ્ત કરવા પકાવવું હોય તો દહીંના પાણી–મસ્તુ સાથે પકાવવા કહેલ છે. ૮૦,૮૧

### બીજા પ્રકારનું શુંઠીઘૃત

नागरक्वाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत्।
चतुर्गुणेन तेनाथ केवलेन जलेन वा ॥८२॥
वातश्लेष्मप्रशमनमग्निसन्दीपनं परम्।
नागरं घृतमित्युक्तं कटीशूलामनाशनम् ॥८३॥

अन्वय –(वैद्यः) घृतप्रस्थ (चतुर्गुण–) नागरक्वाथ–कल्काभ्याम् अथवा केवलेन चतुर्गुणेन जलेन विपाचयेत्, (तद्) 'नागर घृतम्' इति उक्तं, वात–श्लेष्मप्रशमनम्, परम् अग्निसदीपन, कटीशूल–आमनाशनम् (भवति)॥

ચોસઠ તોલા ઘીને તેનાથી ચોગણા સૂંઠના ક્વાથમાં સૂંઠનો કલ્ક નાખી અથવા એકલા ચોગણા પાણીમા પકાવવું એટલે તે પણ 'શુંઠીઘૃત' તૈયાર થાય છે. એ ઘી વાયુને તથા કફને અત્યંત શમાવે છે, અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરે છે અને કટીગ્રહને તથા આમને પણ મટાડે છે. ૮૨,૮૩

### કાંજિકાદ્ય ઘૃત*

हिङ्गु त्रिकटुकं चव्यं माणिमन्थं तथैव च।
कल्कान् कृत्वा तु पलिकान् घृतप्रस्थं विपाचयेत्॥
आरनालाढकं दत्त्वा तत्सर्पिर्जठरापहम्।
शूलं विबन्धमानाहमामवातकटीग्रहम् ॥
नाशयेद्ग्रहणीदोषं मन्दाग्नेर्दीपनं परम् ॥८५॥

अन्वय –हिङ्गु त्रिकटुक चव्य तथा च माणिमन्थम् एव–(एतषा) तु पलिकान् कल्कान् कृत्वा (तद्युक्त) घृतप्रस्थम् आरनाल–आढक दत्त्वा विपाचयेत्। तत् सर्पि मन्दाग्ने. पर दीपन जठरापह (तथा) शूल विबन्धम् आनाहम् आमवात–कटीग्रह ग्रहणीदोष नाशयेत्॥

હિંગ, સૂઠ, મરી, પીપર, ચવક અને સૈંધવનો એક એક તોલો કલ્ક નાખી ચોસઠ તોલા ઘીને બસો છપ્પન તોલા કાંજીમાં પકાવવું એટલે 'કાંજીકાદ્યઘૃત' તૈયાર થાય છે; એ ઘી મંદ થયેલા અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરે છે, પેટના રોગોનો નાશ કરે છે અને શૂળ, મલબંધ, આફરો, આમવાત, કટીગ્રહ તથા

---

× शुण्ठी च धान्यक च–अनयो समाहारः शुण्ठीधान्यक, शुण्ठीधान्यकपक्व घृतम्–સૂંઠ અને ધાણાનો કલ્ક નાખી પકાવેલું ઘી શુંઠીધાન્યકઘૃત કહેવાય છે.

+ शुण्ठीकल्कपक्व घृतम्–સૂંઠનો કલ્ક નાખી કાંજી વગેરે સાથે પકવેલું ઘી શુંઠીઘૃત કહેવાય છે

* काञ्जिकम् आद्य येषा तानि काञ्जिकाद्यानि, तैः पक्व घृतम्–જેમા સૌથી વધારે કાંજી હોય છે, એવા ઓસડિયા નાખી પકવેલું ઘી કાંજિકાદ્યઘૃત કહેવાય છે

ગ્રહણીદોષનો નાશ કરે છે. ૮૪,૮૫

શૃંગવેરાદ્ય ઘૃત+

शृङ्गवेरयवक्षारपिप्पलीमूलपिप्पलीः ।
पिष्ट्वा विपाचयेत्सर्पिरारनाले चतुर्गुणे ॥ ८६॥
शूलं विबन्धमानाहमामवातं कटीग्रहम् ।
नाशयेद् ग्रहणीदोषमग्निसन्दीपनं परम् ॥ ८७॥

अन्वयः-शृङ्गवेर-यवक्षार-पिप्पलीमूल-पिप्पली. (प्रत्येकं पलिकान्) पिष्ट्वा (प्रस्थप्रमाणक) सर्पिः चतुर्गुणे आरनाले विपाचयेत् । (तद् घृत) परम् अग्निसन्दीपनं (सन्) शूल विबन्धम् आनाहम् आमवात कटीग्रह ग्रहणीदोष नाशयेत् ॥

આદું, જવખાર, પીપરીમૂળ અને પીપર (દરેક એક એક તોલા)નો કલ્ક નાખી (૬૪ તોલા) ઘીને ચોગણા આરનાલમાં પકાવવું, એટલે 'શૃંગવેરાદ્ય ઘૃત' તયાર થાય છે. આ ઘી અગ્નિને સારી રીતે પ્રદીપ્ત કરે છે અને શૂળ, મલબંધ, આફરો, આમવાત, કટીગ્રહ અને ગ્રહણીદોષનો નાશ કરે છે. ૮૬,૮૭

આમવાતમાં ઉપયોગી ઘૃતો તથા મસ્તુ

पिबेद्विन्दुघृतं वापि धान्वन्तरमथापि वा ।
महाशुण्ठीघृतं वापि आमवाते पुनः पुनः ॥८८॥
यत् किञ्चिल्लेखनं सर्पिर्दीपनं पाचनञ्च यत् ।
तद् सर्वमामवातेषु योज्यं वा मस्तु पट्पलम् ॥

अन्वयः-आमवाते बिन्दुघृतम् अपि वा धान्वन्तरम्, अथवा महाशुण्ठीघृतं वा अपि पुनः पुनः योज्यम् । यत् किंचित् लेखन, दीपन च पाचन सर्पिः तत् सर्वम् आमवातेषु योज्य, वा षट्पलं मस्तु (योज्यम्) ॥

આમવાતમાં બિંદુઘૃત અથવા ધાન્વંતર ઘૃત અથવા મહાશુંઠી ઘૃત વારંવાર પીવું. એકંદર જે જે ઘી કફને ઉખેડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને આમનું પાચન કરનાર હોય તે તે સઘળાં ઘીનો આમવાત ઉપર ઉપયોગ કરવો અથવા ચોવીશ તોલા મસ્તુનો ઉપયોગ કરવો. ૮૮,૮૯

અજમોદાદિ ચૂર્ણ કે ગોળી

अजमोदमरिचपिप्पली.-विडङ्गसुरदारुचित्रकशताह्वाः । सैन्धवपिप्पलिमूलं, भागा नवकस्य पलिकाः स्युः ॥ ९० ॥
शुण्ठी दशपलिका स्यात्, पलानि तावन्ति वृद्धदारस्य । पथ्यापलानि पञ्च च, सर्वाण्येकत्र कारयेच्चूर्णम् ॥ ९१ ॥
समगुडवटकानदत,-श्चूर्णं वाऽप्युष्णवारिणा पिबतः । नश्यन्त्याश्वामानिलजाः, सर्वे रोगाः सुकष्टाश्च ॥ ९२ ॥
प्रतितूनी विश्वाची,-रोगाश्चान्येऽपि गृध्रसी चोग्रा । कटिपृष्ठगुदस्फुटनं, चैवार्तिर्जङ्घयोस्तीव्रा ॥ ९३ ॥
श्वयथुश्च सर्वसन्धिषु, ये चान्येऽप्यामवात सम्भूताः । सर्वे प्रयान्ति नाशं, तम इव सूर्यांशुविध्वस्तम् ॥ ९४ ॥
क्षुद्बोधमरोगित्वं, स्थिरयौवनमथ वलीपलित नाशम् । कुरुते च तथाऽभ्यासाद्, गुणानथान्यांस्तथा सुबहून् । ९५ ॥

अन्वय-अजमोद-मरिच-पिप्पलि-विडङ्ग-सुरदारु-चित्रक-शताह्वाः, सन्धव-पिप्पलिमूल नवकस्य पलिका भागाः स्युः, शुण्ठी दशपलिका स्यात्, वृद्धदारस्य तावन्ति पलानि, पथ्यापलानि च पञ्च, सर्वाणि एकत्र चूर्णं कारयेत्, समगुड-वटकान् अदतः वा चूर्णम् अपि उष्णवारिणा पिबत. आमानिलजा सर्वे सुकष्टा रोगाः आशु नश्यन्ति, (अथ) च प्रतितूनी विश्वाची च अन्ये अपि रोगाः उग्रा च गृध्रसी, कटि-पृष्ठ-गुद-स्फुटनं च जङ्घयो एव तीव्रा आर्तिः, सर्व-सन्धिषु च श्वयथुः, अन्ये च ये अपि आमवात-सम्भूता. (रोगाः ते) सर्वे, सूर्यांशुविध्वस्त तमः इव नाशं प्रयान्ति, तथा अभ्यासात् क्षुद्बोधम् अरोगित्व स्थिरयौवनम् अथ वली-पलितनाश च कुरुते, अथ तथा अन्यान् सुबहून् गुणान् (च कुरुत) ॥

અજમોદ, મરી, પીપર, વાવડિંગ, દેવદાર, ચિત્રક, સુવા, સૈંધવ અને પીપરીમૂળ, એ નવ ચાર ચાર તોલા, સૂંઠ ચાળીસ તોલા, વરધારો પણ ચાળીસ તોલા અને હરડે વીસ તોલા લેવી. આ સર્વ એકઠાં ચૂર્ણ કરી તેમા તેના જેટલો જ ગોળ મિશ્ર કરી ગોળીઓ બનાવી તે ખાય અથવા જરા ઊના પાણી સાથે એ ચૂર્ણ પણ જે પીએ, તેના આમવાત સંબંધી સઘળા દુઃખદાયી રોગો તરત નાશ પામે છે તેમ જ તૂની, પ્રતિતૂની, વિશ્વાચી અને બીજા પણ રોગો-જેવા કે, ઉગ્ર ગૃધ્રસી તથા કેડનું, વાંસાનું તથા ગુદાનું ફાટવું અને બન્ને પિંડીઓની તીવ્ર પીડા, સઘળા સાંધાઓમાં

+ शृङ्गवेरम् आद्य यषां तानि, शृङ्गवेराद्यैः पक्वं घृतं-જેમા આદું પ્રથમ હોય છે, એવાં ઓસડિયાં નાખી પકાવેલું ઘી શૃંગવેરાદ્યઘૃત કહેવાય છે.

થયેલો સોજો અને બીજા પણ આમથી તથા વાયુથી થયેલા રોગો, સૂર્યનાં કિરણોથી નાશ પામતા અંધકારની પેઠે નાશ પામે છે; વળી આ અજમોદાદિ+લેવાનો અભ્યાસ રાખવાથી ભૂખની જાગૃતિ, આરોગ્ય, સ્થિર યૌવન, કરચલીઓનો તથા ધોળા કેશનો નાશ અને બીજા પણ ઘણા ઘણા ગુણોને તે કરે છે.

### યોગરાજ-ગુગ્ગુલુ

चित्रकं पिप्पलीमूलं यवानीं कारवीं तथा।
विडङ्गमजमोदां च जीरके सुरदारु च ॥ ९६॥
चव्यैलासैन्धवं कुष्ठं रास्नागोक्षुरधान्यकम्।
त्रिफलां मुस्तकं व्योषं त्वगुशीरं यवाग्रजम् ॥९७
तालीशपत्रं पत्रञ्च सूक्ष्मचूर्णानि कारयेत्।
यावन्त्येतानि चूर्णानि तावन्मात्रन्तु गुग्गुलुम् ॥
संमर्द्य सर्पिषा गाढं स्निग्धे भाण्डे निधापयेत्।
अतो मात्रां प्रयुञ्जीत यथेष्टाहारवानपि ॥ ९९ ॥
अग्निमान्द्यामवातादीन् कृमिदुष्टव्रणानपि।
प्लीहगुल्मोदरानाहदुर्नामानि विनाशयेत् ॥१००॥
अग्निञ्च कुरुते दीप्तं तेजोवृद्धिं बलं तथा।
वातरोगान् जयत्येष सन्धिमज्जगतानपि ॥१०१॥

अन्वय.-चित्रकं पिप्पलीमूल यवानीं कारवीं तथा विडङ्गम् अजमोदां च जीरके च सुरदारु चव्य-एला-सैन्धवं कुष्ठ रास्ना-गोक्षुर-धान्यकं त्रिफलां मुस्तकं व्योष त्वक् उशीरं यवाग्रज तालीशपत्र च पत्रम्-(एतानि) सूक्ष्मचूर्णानि कारयेत्, यावन्ति एतानि चूर्णानि ताव न्मात्र तु गुग्गुलु सर्पिषा गाढ संमर्द्य स्निग्धे भाण्डे निधापयेत्, यथेष्ट-आहारवान् अपि अतः मात्रां प्रयुञ्जीत, एषः (गुग्गुलुः) अग्निमान्द्य-आमवात-आदीन् कृमि-दुष्टव्रणान् प्लीह-गुल्म-उदर-आनाह-दुर्नामानि अपि विनाशयेत्, अग्निं च दीप्त, तेजोवृद्धिं तथा बल कुरुते, सन्धि-मज्जगतान् अपि वातरोगान् जयति॥

ચિત્રક, પીપરીમૂળ, અજમો, સુવા, વાવડિંગ, અજમોદ, છીરું, શાહજીરું, દેવદાર, ચવક, એલચી, સિંધવ, કઠ, રાસ્ના, ગોખરુ, ધાણા, ત્રિફળા, મોથ, સૂંઠ, મરી, પીપર, તજ, વાળો, જવખાર, તાલીસપત્ર અને તમાલપત્રનું બારીક ચૂર્ણ કરવું. પછી તેમાં તે ચૂર્ણ જેટલો ગૂગળ, ઘીથી સારી પેઠે મર્દનપૂર્વક મિશ્ર કરી તે ગૂગળને ઘીના રીઢા વાસણમાં રાખી મૂકવો. જે માણસ પોતાની ઇચ્છા પ્રમાણે આહાર કરે, છતાં તે પણ આ ગૂગળની માત્રાનો ઉપયોગ કરી શકે છે; આ ગૂગળ અગ્નિનું મંદપણું, આમવાત વગેરે રોગો, કૃમિઓ, દુષ્ટ વ્રણ, બરળનો રોગ, ગોળો, પેટના રોગ, આફરો તથા અર્શસ્-નો પણ નાશ કરે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, તેજની વૃદ્ધિ તથા બળ કરે છે અને સાંધાઓમાં તથા મજ્જામાં રહેલા વાયુસંબંધી રોગોને પણ મટાડે છે. ૯૬-૧૦૧

### પ્રસારણી લેહ*

प्रसारण्याढकक्वाथे प्रस्थो गुडरसो मतः।
पक्वः पञ्चोषणरजोयुक्तः स्यादामवातहा ॥१०२॥

अन्वयः-प्रसारणी-आढक-क्वाथे प्रस्थः गुडरसः मतः, पक्वः पञ्च-ऊषण-रजोयुक्तः आमवातहा स्यात्॥

બસો છપ્પન તોલા ગંધપ્રસારણી કે નારીના કવાથમાં ચોસઠ તોલા ગોળનો રસ પકાવી તેમાં પીપર, પીપરીમૂળ, સૂંઠ, ચિત્રક અને ચવકનું ચૂર્ણ મિશ્ર કરી તેનો ઉપયોગ કર્યો હોય તો તે આમવાતનો નાશ કરે છે.

### ખંડશુંઠી પાક×

नागरस्य पलान्यष्टौ घृतस्य पलविंशतिम्।
क्षीरद्विप्रस्थसंयुक्तं खण्डस्यार्धशतं पचेत् ॥१०३
व्योषत्रिजातकद्रव्यात् प्रत्येकञ्च पलं पलम्।
निदध्याच्चूर्णितं तत्र खादेदग्निबलं प्रति ॥१०४॥
आमवातप्रशमनं बलपुष्टिविवर्धनम्।
वल्यमायुष्यमोजस्यं वलीपलितनाशनम्।
आमवातप्रशमनं सौभाग्यकरमुत्तमम् ॥ १०५ ॥

अन्वयः-नागरस्य अष्टौ पलानि, घृतस्य पलविंशतिं, क्षीर-द्विप्रस्थसंयुक्तं खण्डस्य अर्धशत पचेत्, व्योष-त्रिजातक-द्रव्यात् च प्रत्येक पल पल चूर्णितं तत्र निदध्यात्, अग्निबलं प्रति खादेत्, (एतद् औषधम्) आमवात-प्रशमन बल-पुष्टि-विवर्धनं बल्यम् आयुष्यम् ओजस्यं वली-पलितनाशनम् आमवातप्रशमनम् उत्तमं

---

+ अजमोदः आदिर्यस्मिन् तत्, अजमोदादि-જેમાં અજમોદ પ્રથમ હોય છે, એવું ચૂર્ણ અથવા ગોળીઓ અજમોદાદિ કહેવાય છે.

* प्रसारण्याः लेहः-प्रसारणीलेहः-જેમાં સૌથી વધારે ગંધપ્રસારણી-નારીનો ઉકાળો હોય છે, એવું જે ચાટણ તે પ્રસારણી લેહ કહેવાય છે.

× खण्डप्रधाना शुण्ठी-खण्डशुण्ठी-જેમાં ખાંડ સૌથી વધારે મુખ્ય તરીકે હોય છે, એવી સૂંઠનો પાક તે ખંડશુંઠી કહેવાય છે.

સૌભાગ્યकरम् (अस्ति)॥

બત્રીસ તોલા સૂંઠ, એંશી તોલા ઘી, એકસો અઠ્યાવીસ તોલા દૂધ અને બસો પાંચ તોલા ખાંડનો પાક કરવો; પછી તેમાં સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર અને એલચી એ દરેક ચાર ચાર તોલાનું ચૂર્ણ નાખવું; એટલે તે 'ખંડશુંઠી' પાક તૈયાર થાય છે. આ ખંડશુંઠી પાકરૂપ ઔષધ અગ્નિના બળ પ્રમાણે ખાવું. તે આમવાતને શાંત કરે છે, બળ તથા પુષ્ટિ વધારે છે, આયુષ લાંબું કરે છે, ઓજસ્ વધારે છે અને ઉત્તમ સૌભાગ્ય કરે છે. ૧૦૩-૧૦૫

### રસોનપિંડ*

पलं शतं रसोनस्य तिलस्य कुडवं तथा।
हिङ्गु त्रिकटुकं क्षारौ द्वौ पञ्च लवणानि च ॥१०६
शतपुष्पा निशा कुष्ठं पिप्पलीमूलचित्रकौ।
अजमोदा यवानी च धान्यकञ्चापि बुद्धिमान् ॥१०७
प्रत्येकञ्च पलञ्चैषां श्लक्ष्णचूर्णानि कारयेत्।
घृतभाण्डे दृढे चैव स्थापयेद्दिनषोडशम् ॥१०८॥
प्रक्षिप्य तैलमानीञ्च प्रस्थार्धं काञ्जिकस्य च।
खादेत् कर्षप्रमाणन्तु तोयं मद्यं पिवेदनु ॥१०९॥
आमवाते रक्तवाते सर्वाङ्गैकाङ्गसंश्रिते।
अपस्मारेऽनले मन्दे कासे श्वासे गरेषु च।
सोन्मादे वातभग्ने च शूले जन्तुषु शस्यते ॥११०

अन्वयः-रसोनस्य शतं पलं, तथा तिलस्य कुडवं, हिङ्गु त्रिकटुकं द्वौ क्षारौ च पञ्च लवणानि शतपुष्पा निशा कुष्ठं पिप्पलीमूल-चित्रकौ अजमोदा च यवानी अपि च धान्यकम्-एषां च प्रत्येकं पलं बुद्धिमान् श्लक्ष्णचूर्णानि कारयेत् च तैल-मानीं प्रस्थार्धं च काञ्जिकस्य प्रक्षिप्य दृढे च घृतभाण्डे एव दिनषोडश स्थापयेत्, कर्षप्रमाणं तु खादेत्, तोयं मद्यम् अनुपिवेत्। (अयं रसोनपिण्डः) आमवाते रक्तवाते सर्वाङ्ग-एकाङ्ग-संश्रिते (वाते) अपस्मारे मन्दे अनले कासे श्वासे च गरेषु सोन्मादे वातभग्ने च जन्तुषु शस्यते॥

ચાર સો તોલા લસણ, સોળ તોલા તલ અને હિંગ, સૂંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, પંચલવણ, સુવા, હળદર, કઠ, પીપરીમૂળ, ચિત્રક, અજમોદ, અજમો અને ધાણા એ દરેક ચાર ચાર તોલાનું બુદ્ધિમાન વૈદ્ય બારીક ચૂર્ણ કરાવવું. પછી તેમાં બત્રીસ તોલા તેલ તથા બત્રીસ તોલા કાંજી નાખી ઘીના મજબૂત રીઢા વાસણમાં સોળ દિવસ સુધી તેને રાખી મૂકવું. પછી તેમાંથી એક તોલાભાર ખાવું અને જળ તથા મદ્યનું અનુપાન કરવું. (આ રસોનપિંડ નામનું ઔષધ) આમવાત, વાતરક્ત, સર્વાંગવાત, એકાંગવાત, અપસ્માર, અગ્નિનું મંદપણું, ઉધરસ, શ્વાસ, ઝેર, ઉન્માદ, વાતભગ્ન, શૂળ અને કૃમિઓ ઉપર વખણાય છે. ૧૦૬-૧૧૦

### પ્રસારણી તૈલ×

प्रसारण्या रसे सिद्धं तैलमेरण्डजं पिवेत्।
सर्वदोषहरञ्चैव कफरोगहरं परम् ॥१११॥

अन्वयः-प्रसारण्याः रसे सिद्धम् एरण्डजं तैलं पिवेत्, (तत्) सर्वदोषहरं च परं कफरोगहरम् एव (अस्ति)॥

ગંધપ્રસારણી-નારીના રસમાં પકાવેલું એરંડિયું તેલ પીવું, તે સઘળા દોષ મટાડનાર અને કફના રોગને ખાસ દૂર કરનાર જ છે.

### દ્વિપંચમૂલ્યાદ્ય-તૈલ+

द्विपञ्चमूलीनिर्यासफलदध्यम्लकाञ्जिकैः।
तैलं कट्यूरुपार्श्वार्तिकफवातामयान् ग्रहान्॥
हन्ति वस्तिप्रदानेन करोत्यग्निबलं महत् ॥११२॥

अन्वयः-द्विपञ्चमूली-निर्यास-फलदधि-अम्ल-काञ्जिकैः (पक्वं) तैलं वस्तिप्रदानेन कटि-ऊरु-पार्श्व-आर्ति-कफ-वात-आमयान् हन्ति, अग्निबलं महत् करोति॥

દશમૂલ, ગુંદર, જાયફલ, દહીં અને ખાટી કાંજીથી પકાવેલું તેલ પિચકારી આપવાથી કેડનાં દરદ, સાથળની પીડા, પડખાનાં દરદ, કફના રોગ, વાયુના રોગ અને વાયુથી ઝલાઈ જવું, એટલા રોગોનો નાશ કરે છે

---

* रसोनप्रधानः पिण्डः-જેમાં લસણ મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનો પિંડ કે એક તોલાભાર ગોળો તે રસોનપિંડ કહેવાય છે.

× प्रसारणीरससिद्धं तैलं प्रसारणीतैलम्-પ્રસારણી એટલે નારીના રસમાં પકાવેલું એરંડિયું તેલ-પ્રસારણી તૈલ કહેવાય છે.

\+ द्वे पञ्चमूल्यौ आद्ये येषां तानि-द्विपञ्चमूल्याद्यानि, तेषां तैलं-દશમૂલ જેમાં મુખ્ય હોય છે, એવાં ઓસડિયાં નાખી પકવેલું તેલ, દ્વિપંચમૂલ્યાદ્યતૈલ કહેવાય છે

અને અગ્નિનું બળ ખૂબ વધારે છે. ૧૧૨

બૃહત્ સૈંધવાદ્ય-તૈલ

सैन्धव श्रेयसी रास्ना शतपुष्पा यवानिका।
स्वर्जिका मरिचं कुष्ठं शुण्ठी सौवर्चलं विडम्॥११३
वचाऽजमोदाजरणाः पौष्करं मधुकं कणा।
एतान्यर्धपलांशानि सूक्ष्मपिष्टानि कारयेत्॥११४
प्रस्थमेरण्डतैलस्य प्रस्थाम्बु शतपुष्पजम्।
काञ्जिकं द्विगुणं दत्त्वा मस्तु च द्विगुणं तथा॥११५
एतं सम्भृत्य सम्भारं शनैर्मृद्वग्निना पचेत्।
सिद्धमेतत् प्रयोक्तव्यमामवातहरं परम्॥११६॥
पानाभ्यञ्जनबस्तौ च कुरुतेऽग्निबलं भृशम्॥
वातार्तवङ्क्षणे शस्तं कटिजानूरुसन्धिजे॥११७॥
शूले हृत्पार्श्वजे तद्वद् वृद्धे श्लेष्मणि पीडिते।
बाह्याऽऽयामार्दितानाहैरन्त्रवृद्धिनिपीडिते॥११८॥
अन्यांश्चानिलजान् रोगान् नाशयत्याशु देहिनाम्॥

अन्वयः-सैन्धव श्रेयसी रास्ना शतपुष्पा यवानिका स्वर्जिका मरिचं कुष्ठ शुण्ठी सौवर्चल विडं वचा-अजमोदा-जरणाः पौष्करं मधुकं कणा-एतानि अर्धपल-अंशानि सूक्ष्मपिष्टानि कारयेत्, (तत) एरण्डतैलस्य प्रस्थ, प्रस्थाम्बु शतपुष्पज, दत्त्वा काञ्जिकं तथा द्विगुण च मस्तु दत्त्वा, एत सम्भार सम्भृत्य मृदु-अग्निना पचेत्। एतत् सिद्ध परम् आमवातहर (सत्) पान-अभ्यञ्जन-वस्तौ प्रयोक्तव्यम्, च भृशम् अग्निबल कुरुते, (तथा) वात-आर्त-वङ्क्षणे, कटि-जानु-ऊरु-सन्धिजे शूले, हृत्-पार्श्वजे शूले, तद्वत् श्लेष्मणि वृद्धे बाह्य-आयाम-अर्दित-आनाहैः पीडिते अन्त्र-वृद्धिनिपीडिते शस्तम्, अन्यान् च देहिनाम् अनिलजान् रोगान् आशु नाशयति॥

સિંધવ, હરડે, રાસ્ના, સુવા, અજમો, સાજીખાર, મરી, કઠ, સૂંઠ, સંચળ, બીડલૂણ, વજ, અજમોદ, જીરું, એરંડીનું મૂળ, જેઠીમધ અને પીપર એ દરેક બબ્બે તોલા લઈ બારીક વાટી તેનો કલ્ક કરવો. પછી ચોસઠ તોલા એરંડિયું તેલ, ચોસઠ તોલા સુવાનું પાણી, એકસો અઠ્યાવીશ તોલા કાંજી અને એકસો અઠ્યાવીશ તોલા દહીંનું પાણી-મસ્તુ ને એકઠાં કરી તેમાં પેલો કલ્ક નાખી તે તેલને ધીમા અગ્નિથી ધીરે ધીરે પકાવવું, એટલે 'બૃહત્સૈંધવાદ્ય તૈલ*' તૈયાર થાય છે. એ તૈલ આમવાતને અત્યંત મટાડનાર હોઈ તેનો પીવામાં, માલિશમાં અને પિચકારીમાં પણ ઉપયોગ કરવો; તેમ જ એ તૈલ અગ્નિના બળને અત્યંત વધારે છે અને વાયુથી થયેલી સાથળના મૂળની પીડા, કટીગ્રહ, ગોઠણનું દરદ, સાથળના સાંધાનું શૂળ, હૃદયનું શૂળ, પડખાંનું શૂળ, કફની વૃદ્ધિ, બાહ્યાયામ, અર્દિત, પેડુનો આફરો અને આંતરડાના વધવાથી થયેલ પીડા મટાડવા વખણાય છે; તથા પ્રાણીઓના બીજા પણ વાયુસંબંધી રોગોનો તરત નાશ કરે છે. ૧૧૩-૧૧૮

પૂર્વોક્ત તેલોની નિરૂહબસ્તિ

स्वल्पप्रसारणीतैलं तैलं वा सैन्धवादिकम्।
दशमूलाद्यतैलेन बस्तिदानं प्रशस्यते॥१२०॥
तैलस्य द्विपलं दद्यात् काञ्जिकस्य चतुःपलम्।
दशमूलरसं मूत्रं पृथक् पञ्च पलानि तु॥१२१॥
वचा मदनवाट्या वा शताह्वाकुष्ठसैन्धवैः।
पिप्पल्यतिविषामुस्तरास्नाकट्फलपौष्करैः॥१२२॥
अक्षांशिकैश्च तत् सर्वं मन्थयेत विचक्षणः।
प्रस्थार्धं प्रथमं देयो बस्तिर्निरभिशङ्कितः॥१२३॥
द्वितीये च तृतीये च वर्जयेत् प्रसृतद्वयम्।
सर्ववातविकारेषु मेहेषु वृषणामये॥१२४॥
कुक्षौ हृत्पृष्ठपार्श्वेषु जानुजङ्घाकटीग्रहे।
विबन्धानाहरोगेषु शर्कराश्मरिपीडिते॥१२५॥
भग्नविश्लिष्टगात्रेषु पिच्चितेषु क्षतेषु च।
एतन्निरूहवत् प्राज्ञो निरायासो महागुणः॥१२६॥

अन्वयः-स्वल्पप्रसारणीतैल, वा सैन्धवादिकं तैल, (वा) दशमूलाद्यतैलेन बस्तिदानं प्रशस्यते, (तत्र) तैलस्य द्विपल, काञ्जिकस्य चतुःपलं, दशमूलस्य रस मूत्रं तु पृथक् पञ्च पलानि दद्यात्, (ततः) वचा-मदन-वाट्या वा शताह्वा-कुष्ठ-सैन्धवैः पिप्पली-अतिविषा-मुस्त-रास्ना-कट्फल-पौष्करैः च अक्ष-अंशिकैः तत् सर्वं विचक्षणः मन्थयेत, (ततः) प्रथमं निरभिशङ्कितः प्रस्थार्धं बस्तिः देयः, द्वितीये च तृतीये प्रसृतद्वयं वर्जयेत्। सर्व-वातविकारेषु, मेहेषु, वृषण-आमये, कुक्षौ, हृत्-पृष्ठ-पार्श्वेषु, जानु-जङ्घा-कटीग्रहे, विबन्ध-आनाहरोगेषु, शर्करा-अश्मरि-पीडिते भग्न-विश्लिष्ट-गात्रेषु पिच्चितेषु च क्षतेषु एतन्निरूहवत्-प्राज्ञः निरायासः महागुणः (भवति)॥

* सैन्धवम् आद्यं येषा तानि-सैन्धवाद्यानि, सैन्धवाद्यानां तैलं-सैन्धवाद्यतैलं, बृहच्च तत् सैन्धवाद्यतैलं-સિંધવ વગેરે ઘણા ઓસડિયાં નાખી પકવેલું તૈલ, બૃહત્-સૈંધવાદ્યતૈલ કહેવાય છે.

નાના પ્રસારણી તૈલથી અથવા સૈંધવાદ્ય તૈલથી અથવા દ્વિપંચમૂલાદ્ય તૈલથી પિચકારી આપવી, એ (આમવાતમાં) વખણાય છે. આ પિચકારીમાં તેલ આઠ તોલા, કાંજી સોળ તોલા, દશમૂલનો રસ વીસ તોલા અને મૂત્ર પણ વીસ તોલા લેવું. પછી (એ બધું મિશ્ર કરી) વજ, મીંઢળ, બલદાણા, સુવા, કઠ, સૈંધવ, પીપર, અતિવિષ, મોથ, રાસ્ના, કાયફળ અને એરંડાનાં મૂળ એ દરેક એક એક તોલો નાખી પેલા મિશ્ર કરેલ તૈલ આદિ સઘળાંનું વિદ્વાન વૈદ્યે મથન કરવું. પછી નિઃશંક થઈ પ્રથમ બત્રીસ તોલા તે પ્રવાહીથી પિચકારી આપવી અને બીજી વાર તથા ત્રીજી વાર ચોવીસ તોલા એ પ્રવાહીથી પિચકારી દેવી; જેથી સઘળા પ્રકારના વાયુસંબંધી વિકારોમાં, પ્રમેહોમાં, વૃષણના દરદમાં, કૂખની પીડામાં, હૃદયની પીડામાં, પડખાંની પીડામાં, ગોઠણના વાયુમાં, પિંડીઓના ઝલાવામાં, કટીગ્રહમાં, મલબંધમાં, પેડુના આફરામાં, શર્કરાના કે પથરીના દરદમાં અને ગાત્રો ભાંગી ગયાં હોય, છૂટાં પડી ગયાં હોય, દબાઈ ગયાં હોય કે ઘવાઈ ગયાં હોય ત્યારે આ નિરૂહબસ્તિ લેનાર સમજુ માણસ થોડા જ પરિશ્રમે મહાગુણો મેળવી શકે છે. ૧૨૦-૧૨૬

अथामवातेऽपथ્यान्याह-

**આમવાતવાળાએ પાળવાની પરેજી**

दधिमत्स्यगुडक्षीरं पोतकीमाषपिष्टकम्।
वर्जयेदामवातार्त्तो मांसमानूपसम्भवम् ॥ १२७॥
अभिष्यन्दकरा ये च ये चान्ये गुरुपिच्छिलाः।
वर्जनीयाः प्रयत्नेन आमवातार्दितैर्नरैः ॥ १२८॥

अन्वयः-आमवात-आर्तः (नरः) दधि-मत्स्य-गुड-क्षीरं पोतकी-माष-पिष्टकम् आनूपसंभवं मांसं वर्जयेत्, (किंच) आमवात-अर्दितैः नरैः ये च अभिष्यन्दकराः, ये च अन्ये गुरु-पिच्छिलाः (पदार्थाः ते) प्रयत्नेन वर्जनीयाः ॥

આમવાતથી પીડાયેલા માણસે દહીં, માછલાં, ગોળ, દૂધ, પોથી, અડદનાં વડાં અને આનૂપ(જલપ્રાય)દેશમાં થયેલાં પ્રાણીઓનાં માંસોનો ત્યાગ કરવો; તેમ જ જે પદાર્થો રસવાહી નાડીઓને રોકનારા અને જે પદાર્થો ભારે તથા ચીકાશવાળા હોય છે, તેઓનો પણ પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો. ૧૨૭,૧૨૮

**મધ્યમ રાસ્નાદિ ક્વાથ**

रास्नैरण्डशतावरीसहचरादुःस्पर्शवासाऽमृता,-
देवाह्वातिविषाऽभयाघनशटीशुण्ठीकषायः कृतः॥
पीतः सोरुबुतैल एव विहितः सामे सशूलेऽनिले,
कट्यूरुत्रिकपृष्ठकोष्ठजठरकोडेषु चामार्तिजित्॥१२९

अन्वयः-रास्ना-एरण्ड-शतावरी-सहचरा-दुःस्पर्श-वासा-अमृता देवाह्व अतिविष-अभया-घन-शटी-शुण्ठी-कषायः कृतः एषः सोरुबुतैलः विहितः पीतः सामे सशूले अनिले कटि-ऊरु-त्रिक-पृष्ठ-कोष्ठ-जठर-कोडेषु च आमार्तिजित् (अस्ति)॥

રાસ્ના, એરંડો, શતાવરી, કાંટાશેળિયો, ધમાસો, અરડૂસો, ગળો, દેવદાર, અતિવિષ, હરડે, મોથ, કચૂરો અને સૂંઠનો ક્વાથ એરંડિયું તેલ નાખી પીધો હોય, તો તે આમ સહિત તથા શૂળ સહિત વાયુ, કટીગ્રહ, ઊરુસ્તંભ, કૂલાના સાંધાની પીડા, પીઠનું ઝલાવું તથા કોઠાની પીડા, પેટની કે બે ભુજાની વચ્ચેના ભાગમાં થયેલી આમની પીડાનો નાશ કરે છે. ૧૨૯

टीका-इति मध्यमरास्नादिक्वाथः॥

**મહારાસ્નાદિ ક્વાથ**

रास्ना वातारिमूलञ्च वासकञ्च दुरालभाम्।
शटीदारुबलामुस्तनागरातिविषाऽभयाः॥१३०॥
श्वदंष्ट्रा व्याधिघातश्च मिसिधान्यपुनर्नवाः।
अश्वगन्धाऽमृता कृष्णा वृद्धदारः शतावरी॥१३१॥
वचा सहचरश्चैव चविका बृहतीद्वयम्।
समभागान्वितैरेतै रास्नाद्विगुणभागिकैः॥१३२॥
कषायं पाययेत् सिद्धमष्टभागावशेषितम्।
शुण्ठीचूर्णसमायुक्तमाभाद्येन युतं तथा॥१३३॥
अलम्बुषादिसंयुक्तमजमोदादिसंयुतम्।
यथादोषं यथाव्याधि प्रक्षेपं कारयेद् भिषक्॥१३४
सर्वेषु वातरोगेषु सन्धिमज्जगतेषु च।
आनाहेषु च सर्वेषु सर्वगात्रानुकम्पने॥१३५॥
कुब्जके वामने चैव पक्षाघाते तथाऽर्दिते।
जानुजङ्घास्थिपीडासु गृध्रस्यां च हनुग्रहे॥१३६
प्रशस्तं वातरक्ते स्यादूरुस्तम्भे तथाऽर्शसि।
विश्वाच्यांगुल्महृद्रोगविपूचीक्रोष्टुशीर्षके॥१३७॥

अन्त्रवृद्धौ श्लीपदे च योनिशुक्रामये तथा।
पुंसां मेढ्रगते रोगे स्त्रीणां वन्ध्यामये तथा ॥१३८॥
योषितां गर्भदं मुख्यं नास्ति किञ्चिदतः परम्।
सर्वेषां पाचनानां तु श्रेष्ठमेतद्धि पाचनम्।
महारास्नादिकं नाम प्रजापतिविनिर्मितम् ॥ १३९॥

अन्वय–रास्ना च वातारिमूलं वासक च दुरालभा शटी–दारु–बला–मुस्त–नागर–अतिविषा–अभयाः श्वदंष्ट्रा व्याधिघातः च मिसि–धान्य–पुनर्नवाः अश्वगन्धा अमृता कृष्णा वृद्धदारः शतावरी वचा सहचरः च चविका बृहतीद्वयम् एव–एतैः रास्ना–द्विगुणभागिकैः समभागान्वितैः सिद्धम् अष्टभाग–अवशेषितं कषाय यथादोष यथाव्याधि भिषक् शुण्ठीचूर्णसमायुक्तम् तथा आभायेन युतम् अलम्बुषादिसंयुक्त प्रक्षेप कारयेत्, (तच) सन्धि–मज्जागतेषु सर्वेषु वातरोगेषु च सर्वेषु आनाहेषु सर्वगात्र–अनुकम्पने कुब्जके च वामने एव पक्षाघाते तथा अर्दिते जानु–जङ्घा–अस्थिपीडासु गृध्रस्यां च हनुग्रहे पाययेत, तथा वातरक्ते ऊरुस्तम्भे अर्शसि विश्वाचो–गुल्म–हृद्रोग–विषूची–क्रोष्टुशीर्षके अन्त्रवृद्धौ श्लीपदे च योनि-शुक्र-आमये तथा पुंसां मेढ्रगते रोगे तथा स्त्रीणां वन्ध्या-आमये प्रशस्त स्यात्, अतः परं योषितां गर्भदं किंचित् मुख्यं न अस्ति, एतत् तु प्रजापतिविनिर्मितम् महा-रास्नादिकं नाम सर्वेषां पाचनानां श्रेष्ठ हि पाचनम्॥

રાસ્ના, એરંડાનાં મૂળ, અરડૂસો, ધમાસો કચૂરો, દેવદાર, બળદાણા, મોથ, અતિવિષ, હરડે, ગોખરુ, ગરમાળો, વરિયાળી, ધાણા, સાટોડી, આસંધ, ગળો, પીપર, વરધારો, શતાવરી, વજ, કાંટાઅશેળિયો. ચવક, ઊભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી, આ બધામાં રાસ્નાના બે ભાગ અને બીજાં ઔષધોનો એક એક ભાગ લઈ તેઓનો કવાથ કરી આઠમા ભાગે પાણી બાકી રહે ત્યારે તેમાં વૈદ્યે દોષ અને વ્યાધિને અનુસરી સૂંઠનું ચૂર્ણ અથવા આભાદ્ય ચૂર્ણ અથવા અલંબુષાદિ ચૂર્ણ અથવા અજમોદાદિ ચૂર્ણ નાખવું. આ કવાથ સઘળા વાતરોગો, સંધિવાત, મજ્જામાં ગયેલો વાયુ, સઘળા પ્રકારના આફરા, સઘળાં ગાત્રોનુ ધ્રૂજવું, કુબ્જક, વામન, પક્ષાઘાત, અર્દિત, ગોઠણની પીડા, પિંડીઓની પીડા, હાડકાંની પીડા, ગૃધ્રસી તથા હનુગ્રહ ઉપર પાવો; તેમ જ આ કવાથથી વાતરક્ત, ઊરુસ્તંભ, અર્શસ, વિશ્વાચી, ગોળો, હૃદયનો રોગ, કૉલેરા, કોષ્ટુશીર્ષ, અંત્રવૃદ્ધિ, શ્લીપદ, યોનિના રોગ, પુરુષોના વીર્યસંબંધી રોગ, લિંગના રોગ અને સ્ત્રીઓનો વાંઝણીપણારૂપ રોગ નાશ પામે છે. આ કવાથથી બીજું સ્ત્રીઓને ગર્ભ આપનારું અધિક ઉત્તમ કોઈ ઔષધ નથી. પ્રજાપતિએ બનાવેલો આ મહારાસ્નાદિ કવાથ સઘળાં પાચનોમાં ઉત્તમ પાચન છે. ૧૩૦–૧૩૯

### રાસ્નાદિ દશમૂળ કવાથ

रास्नाविश्वविडङ्गानि रुबूकं त्रिफला तथा।
दशमूलं पृथक् श्यामा क्वाथो वातामयापहः॥१४०॥
अर्धावभेदके त्वाढ्ये चार्दिते वातखञ्जके।
नेत्ररोगे शिरःशूले ज्वराऽपस्मारयोस्तथा॥
मनोभ्रंशे च विविधे कथितश्च शुभप्रदः॥१४१॥

अन्वयः–रास्ना–विश्व–विडङ्गानि रुबूकं त्रिफला दशमूलं तथा पृथक् श्यामा, क्वाथः वातामय–अपहः, तथा अर्ध–अवभेदके आढ्ये च अर्दिते वातखञ्जके नेत्र-रोगे शिरःशूले ज्वर–अपस्मारयोः च विविधे मनोभ्रंशे शुभप्रदः कथितः॥

રાસ્ના, સૂંઠ, વાવડિંગ, એરંડો, ત્રિફળા, દશમૂલ અને નસોતરનો અલગ અલગ કવાથ વાયુસંબંધી રોગોનો નાશ કરે છે; તેમ જ આધાશીશી, ઊરુસ્તંભ, અર્દિત, વાત ખંજ, નેત્રના રોગ, માથાનાં શૂળ, જ્વર, અપસ્માર અને જુદા જુદા મનફરેલપણાના રોગો ઉપર શુભ ફળ આપનાર કહેલ છે. ૧૪૦,૧૪૧

આમવાતનો અધિકાર સમાપ્ત

## अथ पित्तव्याध्यधिकारः।

## ૨૭ : પિત્તવ્યાધિઓનો અધિકાર

तत्र पित्तव्याधीनां विप्रकृष्ट निदानमाह–

### પિત્તવ્યાધિઓનાં દૂરનાં નિદાનો

कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासा-तप,–स्त्रीसम्भोगतृट्क्षुधाऽभिहननव्यायाममद्या-दिभिः। मध्ये चापि हि भोजनस्य जरता भुक्तेन मध्यन्दिने, मध्याह्ने रजनी निदाघशरदोः पित्तं करोत्यामयान् ॥ १॥

अन्वयः–कटु–अम्ल–उष्ण–विदाहि–तीक्ष्ण–लवण–क्रोध–उपवास, आतप-स्त्रीसंभोग-तृषा-क्षुधा-अभिहनन-व्यायाम–मद्य–आदिभिः, भोजनस्य मध्ये, अपि च

भुक्तेन, मध्यंदिने, मध्याह्ने रजनी–निदाघ–शरदोः पित्तम् आमयान् करोति ॥

તીખા, ખાટા, ઉષ્ણ, બળતરા કરનાર, રાઈ વગેરે તીક્ષ્ણ પદાર્થો અને ખારા પદાર્થો (વધારે પ્રમાણમાં) ખાવાથી, ક્રોધ કરવાથી, ઉપવાસથી, તડકો લેવાથી, સ્ત્રીનો સંભોગ-(વધુ કરવા)થી, તરશ અને ભૂખ મારવાથી, મદ્ય પીવાથી, દહીં, માછલાં, અડદ, તલ, અળસી, કાંજી વગેરેનો (વધુ) ઉપયોગ કરવાથી તથા જેટલા કાળમાં ભોજન કરવામાં આવે તેટલા કાળના મધ્યભાગમાં, ખાધેલુ પચવાના મધ્ય કાળમાં, ત્રણ ભાગે વહેંચેલા દિવસના મધ્ય-ભાગમાં, રાત્રિના મધ્યભાગમાં, ગ્રીષ્મ ઋતુમાં અને શરદ ઋતુમાં (કોપેલું) પિત્ત, રોગોને ઉત્પન્ન કરે છે. ૧

टीका–मद्यादिभिरिति 'आदि' शब्देन दधिमत्स्य-माषतिलातसीकाञ्जिकादीनि संगृह्यन्ते। तीक्ष्णं=राजिकादि, मध्ये चापि हि भोजनस्य=यावत् कालेन भुङ्क्ते, तस्य कालस्य मध्यमभागे; जरता भुक्तेन=भुक्तस्य जरण-कालमध्ये, मध्यन्दिने=त्रिधा विभक्तस्य दिवसस्य मध्यांशे, तथा रात्रेर्मध्येंऽशे॥ (આ ટીકાનો અર્થ ઉપરના ભાષાંતરમાં સમાયો છે.)

अथ पित्तरोगानाह–

## પિત્તથી થતા રોગો

अकालपलितं नेत्ररक्तत्वं मूत्ररक्तता।
नेत्रास्यपीतता तद्वन्मूत्रस्यापि च पीतता॥२॥
मलस्य पीतता प्रोक्ता शाखानामपि पीतता।
दन्तानाञ्चापि पीतत्वं पीतत्वं वपुषस्तथा॥३॥
तमसो दर्शनञ्चापि परितः पीतदर्शनम्।
निद्राऽल्पतादि शोषश्च मुखे गन्धश्च लोहवत्॥४॥
मुखस्य तिक्तता चापि तथा च वदनाम्लता।
उच्छ्वासस्योष्णता चापि धूमोद्गारस्तथैव च॥५॥
भ्रमः क्लमस्तथा क्रोधो दाहो भेदसमन्वितः।
तेजोद्वेषश्च शीतेच्छा ह्यतृप्तिररतिस्तथा॥६॥
भक्षितस्य विदाहश्च जठरानलतीक्ष्णता।
रक्तप्रवृत्तिर्विड्भेदः पुरीषस्योष्णता तथा॥७॥
मूत्रोष्णता मूत्रकृच्छ्रं शुक्राल्पत्वं तनूष्णता।
स्वेदस्य चापि दौर्गन्ध्यं देहप्रावरणं तथा॥८॥
शरीरस्यावसादश्च पाकश्च वपुषस्तथा।
चत्वारिंशदमी पित्तव्याधयो मुनिभिर्मताः॥९॥

अन्वयः–अकाल–पलितं, नेत्ररक्तत्व, मूत्ररक्तता, नेत्र–आस्य–पीतता, तद्वत् च मूत्रस्य अपि पीतता, मलस्य–पीतता प्रोक्ता, शाखानाम् अपि पीतता, अपि च दन्तानां पीतत्व, तथा वपुषः पीतत्वं, तमसः दर्शनम्, अपि च परितः पीतदर्शनं, निद्रा–अल्पता–आदि, शोषः, मुखे च लोहवत् गन्धः, अपि च मुखस्य तिक्तता, तथा च वदन–अम्लता, उच्छ्वासस्य उष्णता, अपि च धूम-उद्गारः, तथा च भ्रमः एव, क्लमः, तथा क्रोधः, भेद-समन्वितः, तेजोद्वेषः च शीत–इच्छा हि, अतृप्तिः, अरतिः तथा भक्षितस्य विदाहः, च जठर–अनल–तीक्ष्णता, रक्त-प्रवृत्तिः, विड्भेदः, पुरीषस्य उष्णता, तथा मूत्र-उष्णता, मूत्रकृच्छ्र, शुक्र–अल्पत्वं, तनु–उष्णता, अपि च स्वेदस्य दौर्गन्ध्यं, देहप्रावरणं, तथा च शरीरस्य अवसादः, तथा च वपुषः पाकः, अमी चत्वारिंशत् मुनिभिः पित्तव्याधयः मताः॥

સમય વગર કેશો ધોળા થવા, નેત્રોની રતાશ, મૂત્રની પીળાશ, વિષ્ઠાની પીળાશ, હાથ-પગના નખોની પીળાશ, દાંતોની પીળાશ, શરીરની પીળાશ, અંધારાનુ દેખાવું, ચારે બાજુ પીળું દેખાવું, થોડી જ નિદ્રા, શોષ, મોઢામાંથી લોઢાના જેવી ગંધ આવવી, મોઢાની કડવાશ, મોઢાની ખટાશ, શ્વાસનું ઊનાપણું, મોઢામાંથી ધુમાડા જેવા ઓડકારનું નીકળવું, ભ્રમ, ગ્લાનિ, ક્રોધ, દાહ, ભેદ, પ્રકાશનો દ્વેષ, શીતની ઇચ્છા, અતૃપ્તિ, અણગમો, ખાધેલાનો ખાટો પાક, જઠરાગ્નિનું તીક્ષ્ણપણું, લોહીનું નીકળવું, છોતાપાણી ઝાડો, વિષ્ઠાનું ઊનાપણું, મૂત્રનું ઊનાપણું, મૂત્રકૃચ્છ્ર, વીર્યની ઓછાશ, શરીરનું ઊનાપણું, પરસેવાની દુર્ગંધ, દેહનું ફાટી જવું, શરીરમાં પીડા અને શરીરનું પાકવું, એ ચાળીસ વ્યાધિઓને મુનિઓએ 'પિત્તના વ્યાધિઓ' માન્યા છે. ૨-૯

टीका–एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या॥ આ પિત્તવ્યાધિઓની ચિકિત્સા તે તે વ્યાધિઓના પ્રકરણોમાં સમજી લેવી.

**પિત્તવ્યાધિઓનો અધિકાર સમાપ્ત**

## ૨૮ : કફવ્યાધિઓનો અધિકાર

तत्र श्लेष्मव्याधीनां सामान्यतो विप्रकृष्टनिदानान्याह–

### કફવ્યાધિઓનાં સામાન્ય દૂરનાં નિદાનો

गुरुमधुररसादिस्निग्धमन्दोदराग्नि,–द्रवदधिदिननिद्राशीतनिश्चेष्टितानि। प्रथमदिवसभागे भुक्तमात्रे वसन्ते, भवति हि कफरोगो रात्रिभागेऽपि चाद्ये ॥ १ ॥

अन्वयः–गुरु–मधुर–रस–आदि–स्निग्ध–मन्द–उदर–अग्नि–द्रव-दधि–दिननिद्रा–शीत-निश्चेष्टितानि,प्रथम-दिवसभागे, भुक्तमात्रे, आद्ये च रात्रिभागे, वसन्ते अपि कफ–रोगः हि भवति ॥

ભારે પદાર્થો, મધુર રસ અને આદિ શબ્દથી ખાટા તથા લવણ રસ, સ્નિગ્ધ પદાર્થો, જઠરાગ્નિની મંદતા, પ્રવાહી પદાર્થો તથા વધુપડતું દહીં ખાવાથી તેમ જ દિવસે સૂઈ રહેવાથી, શીતથી અને કામધંધા વગેરે શારીરવ્યાપાર નહિ કરવાથી; તથા ત્રણે ભાગે વહેંચાયેલા દિવસનાં પ્રથમ ભાગમાં, ખાધેલું અન્ન પચવાનો જેટલો સમય છે તેના ત્રણ ભાગ કરતાં પહેલા ભાગમાં, રાત્રિના પહેલા ભાગમાં અને વસંતઋતુમાં પણ કફસંબંધી જ રોગો ઉત્પન્ન થાય છે. ૧

टीका–मधुररसादीति 'आदि' शब्देनाम्ललवणौ गृह्येते । निश्चेष्टितानि=कायिकव्यापाराकरणानि, प्रथमदिवसभागे=त्रिधा विभक्तस्य दिवसस्याद्यभागे,भुक्तमात्रे=भुक्तस्य पाककालस्य त्रिधा विभक्तस्य प्रथमकाले, कफरोगो भवति॥

(આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अथ श्लेष्मामयानाह–

### કફથી થતા રોગો : ૨૦

प्रथमं मुखमाधुर्यं तथैव मुखलिप्तता ।
मुखप्रसेकश्च तदा निद्राधिक्यं तथैव च ॥ २ ॥
कण्ठे घुर्घुरता चापि कटुकाङ्क्षोष्णकामिता ।
बुद्धिमान्द्यमचैतन्यमालस्यं तृप्तिरेव च ॥ ३ ॥
अग्निमान्द्यं मलाधिक्यं मलशौक्ल्यं तथैव च ।
मूत्राधिक्यं मूत्रशौक्ल्यं शुक्राधिक्यं तथैव च ॥४॥
स्तैमित्यं गौरवं शैत्यमेत एव हि विंशतिः ।
योगतो रूढितः प्रोक्ता मुनिभिः श्लैष्मिका गदाः॥५

अन्वयः–प्रथम मुखमाधुर्यं, तथा एव मुखलिप्तता, मुखप्रसेक, तथा च निद्रा–आधिक्य तथा एव च कण्ठे घुर्घुरता, अपि च कटुकाङ्क्षा, उष्णकामिता, बुद्धिमान्द्यम्, अचैतन्यम्, आलस्यं, च तृप्तिः एव, अग्निमान्द्यं, मल–आधिक्य, मलशौक्ल्यं, मूत्र–आधिक्य, मूत्र–शौक्ल्यं शुक्र–आधिक्यं तथा एव च स्तैमित्य, गौरवं, शैत्यम्–एते विंशतिः एव हि मुनिभिः योगतः रूढितः (अपि) श्लैष्मिकाः गदाः प्रोक्ताः॥

મોઢું મીઠું રહ્યા કરે, મોઢું કફથી ચોપડાયેલું રહે, મોઢામાંથી થૂંક ઝર્યા કરે, નિદ્રા ખૂબ આવે, કંઠમા ઘરઘરાટ, તીખા પદાર્થોની ઈચ્છા, ગરમ પદાર્થોની ઈચ્છા, બુદ્ધિનું મંદપણું, અચેતનપણું, આળસ, તૃપ્તિ, અગ્નિનું મંદપણું, વિષ્ટાનુ અધિકપણું, વિષ્ટાની ધોળાશ, મૂત્રનું અધિકપણું, મૂત્રની ધોળાશ, વીર્યનું અધિકપણું, શરીર ભીના વસ્ત્રથી જાણે વીંટાયેલુ હોય તેવું રહે, શરીરનુ ભારેપણું અને શરીરનું શીતળપણું, એ વીસ જ વ્યાધિઓને મુનિઓએ શ્લેષ્મવ્યાધિઓ કહ્યા છે. (જોકે બીજા પણ કેટલાક વ્યાધિઓ કફથી થાય છે, તોપણ યોગરૂઢિની રીતથી આ વ્યાધિઓમાં જ 'શ્લેષ્મવ્યાધિ' એ શબ્દ પ્રવર્તે છે.) ૨–૫

टीका–एषां चिकित्सा तु स्वप्रकरणे बोद्धव्या–

આ વ્યાધિઓની વિશેષ ચિકિત્સા પોતપોતાનાં તે તે પ્રકરણોમાં સમજી લેવી.

अथ श्लेष्मव्याधीनां सामान्यां चिकित्सामाह–

### કફના વ્યાધિઓની સામાન્ય ચિકિત્સા

रूक्षक्षारकषायतिक्तकटुकव्यायामनिष्ठीवनं,
धूमोष्मानलघर्मनस्यवमनं स्वेदोपवासादिकम् ।
तृड्घाताध्वनियुद्धजागरजलक्रीडाऽङ्गनासेवनं,
पानाहारविहारभेषजमिदं श्लेष्मामयान् संहरेत् ॥

अन्वयः–रूक्ष–क्षार–कषाय–तिक्त–कटुक–व्यायाम–निष्ठीवन, धूम–उष्म–अनल–घर्म–नस्य–वमनं, स्वेद–उपवास–आदिक, तृड्घात–अध्व–नियुद्ध–जागर–जल–क्रीडा–अङ्गनासेवनम्, इद पान–आहार–विहार–भेषजं श्लेष्मामयान् संहरेत्॥

લૂખા, ખારા, તૂરા, કડવા અને તીખા પદાર્થો, કસરત, મોઢામાંથી કફ બહાર કાઢવો, ધુમાડો, બાફ, અગ્નિ, તાપ તથા નસ્ય સેવવું તથા ઊલટી કરવી, પરસેવો લાવવો, ઉપવાસ વગેરે કરવા, તરસ મારવી, પગપાળા ખૂબ ચાલવું, બાહુયુદ્ધ કરવું, રાત્રે જાગરણ કરવું, જલક્રીડા કરવી અને સ્ત્રીને સેવવી, આ ખાન–પાન તથા વિહાર–ફરવું વગેરે સામાન્ય ઉપાયો, કફના

વ્યાધિઓને મટાડે છે. ૬

टीका-निष्ठीवन=मुखेन श्लेष्मोत्सर्जनम्; नियुद्ध=बाहुयुद्ध, जागर-रात्रौ। स च दिवाशयनोत्थे कफव्याधौ कार्यः। जलक्रीडा-जलक्रीडाख्यो व्यायामो श्लेष्मजनितोरुस्तम्भसमूढवातादिषु कार्यः। अङ्गनासेवन-श्लेष्मजनितस्थौल्यादौ कार्यम्॥' (આનો આમાં જલક્રીડારૂપ વ્યાયામ કફવિન્ત થયેલ ઊરુસ્તંભ અને સંમૂઢવાત આદિમાં કરી શકાય છે, તેમ જ સ્ત્રીનું સેવન કફથી ઉત્પન્ન થયેલ સ્થૂલતા આદિમાં કરવા યોગ્ય છે. બાકીનો અર્થ ઉપર અપાયો છે.)

કફવ્યાધિઓનો અધિકાર સમાપ્ત

## अथ वातरक्ताधिकारः

## ૨૯ : વાતરક્તનો અધિકાર

तत्र वातरक्तस्य विप्रकृष्ट निदानमाह-

### વાતરક્ત+નાં દૂરનાં નિદાનો

लवणाम्लकटुक्षारस्निग्धोष्णाजीर्णभोजनैः।
क्लिन्नशुष्काम्बुजानूपमांसपिण्याकमूलकैः॥१॥
कुलत्थमाषनिष्पावशाकादिपललेक्षुभिः।
दध्यारनालसौवीरशुक्ततक्रसुरासवैः॥२॥
विरुद्धाध्यशनक्रोधदिवास्वप्नातिजागरैः।
प्रायशः सुकुमाराणां मिथ्याहारविहारिणाम्।
स्थूलानां सुखिनां चापि प्रकुप्येद्वातशोणितम्॥३॥
हस्त्यश्वोष्ट्रैर्गच्छतश्चाश्नतश्च, विदाह्यन्नं सविदाहाशनस्य॥४॥

अन्वयः-लवण-अम्ल-कटु-क्षार-स्निग्ध-उष्ण-अजीर्णभोजनैः, क्लिन्न-शुष्क-अम्बुज-आनूप-मांस-पिण्याक-मूलकैः, कुलत्थ-माष-निष्पाव-शाक-आदि-पलल-इक्षुभिः, दधि-आरनाल-सौवीर-शुक्त-तक्र-सुरा-आसवैः विरुद्ध-अध्यशन-क्रोध-दिवास्वप्न-अतिजागरैः प्रायशः सुकुमाराणां मिथ्या-आहार-विहारिणां स्थूलानाम् अपि च सुखिनां वातशोणित प्रकुप्येत्, (तथा) हस्ति-अश्व-उष्ट्रैः गच्छतः, च विदाहि अन्नम् अश्नतः च सविदाह-अशनस्य (अपि-वातशोणित प्रकुप्येत्)॥

ખારા, ખાટા અને તીખા આહારથી, જવખાર વગેરે ક્ષારો ખાવાથી, સ્નિગ્ધ આહારથી, ગરમ આહારથી, અજીર્ણમાં વધુ પડતું ખાવાથી, સડેલા તથા તડકામા સૂકવેલાં માછલાં વગેરે તથા ગૌડ વગેરે પૂર્વ દેશનાં પ્રાણીઓનાં માંસો ખાવાથી, તલનો ખોળ ખાવાથી, મૂળા ખાવાથી; કળથી, અડદ, વાલ તથા પાંદડાનાં શાક ખાવાથી, રીંગણાં વગેરે ફળશાક અને માંસ ખાવાથી (દોષ વગરનું માંસ પણ વાયુ તથા રુધિરને પ્રકુપિત કરે છે અને સડેલુ તથા તડકામાં સૂકવેલું માંસ તો વળી વાયુને તથા રુધિરને વધુ પ્રકુપિત કરે છે), શેરડીથી, દહીંથી, (પ્રથમ ખંડમાં જણાવેલ) આરનાલ, સૌવીર, શુક્ત તથા ચોથા ભાગનું પાણી નાખી વસ્ત્રથી ગળી લીધેલા દહીંથી, મદ્યથી, આસવથી, દૂધની સાથે માછલાં ખાવા વગેરે વિરુદ્ધ આહારથી, જમ્યા ઉપર જમવાથી, ક્રોધથી, દિવસે સૂઈ રહેવાથી અને રાત્રે અત્યંત ઉજાગરા કરવાથી ઘણું કરી બહુ જ કોમળ હોઈ થોડું કામકાજ કરનારાઓ, ખોટા આહારવિહાર કરનારા, જાડા શરીરવાળા અને સુખ ભોગવનારાઓના (રુધિરની વૃદ્ધિ થવાથી); તેમ જ હાથી, ઘોડા કે ઊંટ ઉપર સવારી કરનારના (વાયુ વધે છે તથા રુધિર નીચે જાય છે તેથી); અને પગપાળા બહુ પંથ કરનારાઓના તથા (વાલ, કળથી, સરસવની ભાજી વગેરે) વિદાહી પદાર્થો ખાનારાઓના, તેમ જ ખાધેલાનો ખાટો પાક થયા છતાં તે ઉપર ખાનારાઓના (અજીર્ણમાં જમવા કરતાં પણ ખાધેલાનો ખાટો પાક થયા છતાં તે ઉપર જમવું, એ વધુ પ્રમાણમાં વાયુના તથા રુધિરના પ્રકોપનું કારણ બને છે, એમ સમજાવવા આ જુદું કહેલ છે;) વાયુ તથા રુધિર ઘણાં જ કોપે છે. (આ કારણોમાંનાં કોઈ કારણથી વાયુ કોપે છે, કોઈ કારણથી રુધિર કોપે છે અને કોઈ કારણથી એ બંને કોપે છે એમ સમજવું.)

टीका-क्षाराः=यवक्षारादयः, अजीर्णभोजनैः=अजीर्णे भोजनैः, अतिमात्रभोजनैरित्यर्थः। क्लिन्नादीनि मांस विशेषणानि। क्लिन्नं=शटित, शुष्कम्=आतपे शोषितम्, अम्बुज=मत्स्यादिमांसम्, आनूप=गौडादिपूर्वदेशज मांसम्, पिण्याक=तिलखलिः, मूलक-प्रसिद्धमेव, निष्पावः=वोडा, शाकं=पत्रशाकम्, 'आदि' शब्देन वृन्ताकादीनि फलशाकादीनि गृह्यन्ते॥ पललम्=शटितत्वादिदोषरहितमपि मांस, वातशोणितं प्रकोपयेत्। क्लिन्नादि तु मांस विशेषतो वातशोणित प्रकोपयेत्। आरनालसौवीरशुक्तानि-सन्धान-

+ दुष्टो वातो दुष्टं च रक्तं यस्मिन् तत्, यद्वा वातश्च रक्तं च अनयोर् दुष्टयोः समाहारः-वातरक्तम्-જેમાં વાયુ અને રુધિર બન્ને એકીવખતે બગડ્યાં હોય, તે વાતરક્તરોગ કહેવાય છે.

भेदाः। तक्रम्-चतुर्थांशजलयुक्तं वस्त्रपूतं दधि, सुरा=सन्धानभेदः। विरुद्धं=क्षीरमत्स्यादि। अध्यशनम्-'अजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते'। अतिजागरः-निशि, प्रायशः=बाहुल्येन, सुकुमाराणाम्=अल्पतरकायव्यापाराणाम्, अथ च मिथ्याहारविहारिणाम्, स्थूलानां सुखिनां च रक्तवृद्ध्या। हस्त्यश्वोष्ट्रैर्गच्छतः-यतो वायुर्वर्धते रुधिरं च अधो गच्छति, हस्त्यादय उपलक्षणानि; पद्भ्यामपि चलतः। अश्नतश्च विदाह्यन्नम्। विदाहि=निष्पावकुलत्थपत्रशाकादि। सविदाहाशनस्य=सविदाहि अशनं यस्य। क्ते विदग्धे तदुपरि भुञ्जानस्येत्यर्थः॥ अध्यशनमुक्त्वाऽतद्वचनं विदग्धाजीर्णभोजनस्य विशेषतो हेतुत्वार्थम्। श्वाद् वातशोणितं प्रकुप्यतीत्यन्वयः। एतेषां कारणानां ध्ये केनचिद्वायुः, केनचिद्रक्तं, केनचिदुभयमपि प्रकुप्येत्। આ બધી ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં અપાયો છે.)

अथ वातरक्तस्य सम्प्राप्तिमाह-

## વાતરક્તની સંપ્રાપ્તિ

**कृत्स्नं रक्तं विदहत्याशु तच्च, दुष्टं स्रस्तं पादयोश्चीयते तु। तत्सम्पृक्तं वायुना दूषितेन, तत्प्राबल्यादुच्यते वातरक्तम्॥५॥**

अन्वयः-(उपर्युक्तनिदानैः) कृत्स्नं रक्तम् आशु विदहति, दुष्टं च तत् स्रस्तं (सत्) पादयोः तु चीयते, तत् (संचितं रुधिरं) दूषितेन वायुना संपृक्तं (भवति), तत्प्राबल्यात् (स रोगः) वातरक्तम् उच्यते॥

ઉપર કહેલાં નિદાનોથી સઘળું લોહી તરત બગડે છે અને તે બગડેલું લોહી નીચે જઈ બંને પગમાં જમા થાય છે. એ (જમા થયેલું) લોહી (પોતાનાં) નિદાનોથી દૂષિત થયેલા વાયુની સાથે મળેલું હોય છે અને તેમાં વાયુની પ્રબળતા હોવાથી (તેને લીધે થતો આ રોગ) વાતરક્ત કહેવાય છે. ૫

टीका-पूर्वोक्तैर्हेतुभिः, कृत्स्नं=समस्तम्, स्रस्तं=अधोगतम्, पादयोः चीयते=सञ्चितं भवति, तत्=रुधिरं, दूषितेन स्वहेतुभिर्वायुना सम्पृक्तं=मिलितम्, वातरक्तम् उच्यते। ननु चैतस्य सम्प्राप्तिरुक्ता सुश्रुतेन-

'शीघ्रं रक्तं दुष्टिमायाति तच्च, वायोर्मार्गं संरुणद्ध्याशु यातम्। क्रुद्धोऽत्यर्थं मार्गरोधात् स वायुरत्युद्रिक्तं दूषयेद्रक्तमाशु॥'

अत्र प्रथमं रक्तस्य दुष्टिरतो रक्तवातमिति व्यपदेष्टुमुचितं भवति। तत्राह-तत्प्राबल्यादिति=तस्य दोषत्वेन प्राधान्याद्वातरक्तमिति व्यपदिश्यते॥ અહીં શંકા થાય છે કે, આ વાતરક્ત રોગની સંપ્રાપ્તિ સુશ્રુતે આ પ્રમાણે કહી છે: (ઉપર કહેલાં નિદાનોથી) 'રુધિર તરત બગડે છે અને તે રુધિર શીઘ્ર ગતિવાળા વાયુના માર્ગને તરત રોકી દે છે; એમ માર્ગ રોકાવાથી વાયુ અત્યંત કોપે છે અને કોપેલો વાયુ, ખૂબ વધી ગયેલા રુધિરને તરત દૂષિત કરે છે.' એ સુશ્રુતના વચનમાં પ્રથમ લોહી બગડવાનું કહ્યું છે, તેથી આ રોગને 'રક્તવાત' એ નામ આપવું યોગ્ય છે; છતાં 'વાતરક્ત' નામ કેમ આપ્યું છે? આ શંકાના સમાધાનરૂપે જ ઉપર પાંચમા શ્લોકમાં 'तत्प्राबल्यात्' એ હેતુ દર્શાવીને સૂચન કર્યું છે કે, આ રોગમાં દોષ તરીકે વાયુનું જ પ્રાધાન્ય હોય છે; તેથી જ આ રોગ 'વાતરક્ત' કહેવાય છે.

वातरक्तस्य पूर्वरूपमाह-

## વાતરક્તનું પૂર્વરૂપ

**स्वेदोऽत्यर्थं न वा कार्श्यं स्पर्शाज्ञत्वं क्षतेऽतिरुक्।
सन्धिशैथिल्यमालस्यं सदनं पिडकोद्गमः॥६॥
जानुजङ्घोरुकट्यंसहस्तपादाङ्गसन्धिषु।
निस्तोदः स्फुरणं भेदो गुरुत्वं सुप्तिरेव च॥७॥
कण्डूः सन्धिषु रुग्दाहो भूत्वा नश्यति चासकृत्।
वैवर्ण्यं मण्डलोत्पत्तिर्वातासृक्पूर्वलक्षणम्॥८॥**

अन्वयः-अत्यर्थं स्वेदः, न वा, कार्श्यं, स्पर्श-अज्ञत्वं, क्षते अतिरुक्, संधिशैथिल्यम्, आलस्यं, सदनं पिडका-उद्गमः, जानु-जङ्घा-ऊरु-कटि-अंस-हस्त-पाद-अङ्गसंधिषु निस्तोदः, स्फुरणं, भेदः, गुरुत्वं, च सुप्तिः एव, कण्डूः, संधिषु रुक्, दाहः च असकृत् भूत्वा नश्यति, वैवर्ण्यं, मण्डल-उत्पत्तिः (इदं) वातासृक्-पूर्वलक्षणं (भवति)॥

(વાતરક્ત થવાનું હોય ત્યારે) પરસેવો ખૂબ થાય અથવા બિલકુલ થતો નથી, શરીર દૂબળું થાય, કોઈ સ્પર્શની ખબર પડતી નથી, કંઈ જખમ થાય તો તેમાં અત્યંત પીડા થાય, સાંધાઓ ઢીલા થાય, આળસ થાય, અંગો જડ બની જાય, ફોલ્લીઓ થાય; ગોઠણ, પિંડીઓ, સાથળ, કેડ, ખભા, હાથ, પગ તથા અંગોનાં સાંધાઓમાં શસ્ત્ર ભોંકાયા જેવી પીડા થાય, અંગો ફરકયા કરે, અંગો ફાટે-ત્રોડ થાય, ભારેપણું થાય, ગ્લાનિ થાય, ચળ આવે, સાંધાઓમાં પીડા થાય, બળતરા થઈ થઈને વારંવાર મટી જાય, ચામડીની કાંતિ નાશ પામે અને અંગો પર ચકરડાંઓની ઉત્પત્તિ થાય છે. ૬-૮

टीका-घर्मागमनमत्यर्थं भवति, न वा सर्वथा भवति;

एतच्च व्याधिमहिम्ना कुष्ठवद् बोद्धव्यम्। क्षतेऽतिरुक्= यदि क्षत स्यात् तदा तत्रातिरुक्, सदन=सुप्ति. अङ्गानाम्, पिडिकाप्रादुर्भाव, जान्वादिषु निस्तोद =पीडाविशेष, वैवर्ण्य=त्वक्कान्तिक्षय ॥ પરસેવો ખૂબ થાય કે બિલકુલ ન જ થાય, એ કોઢ જેવા વ્યાધિના મહિમાને લીધે એવું થાય છે, એમ સમજવું.

अथ वाताधिकस्य वातरक्तस्य लक्षणमाह-

**વાયુની અધિકતાવાળા વાતરક્તનુ લક્ષણ**

**वातेऽधिकेऽधिकं तत्र शूलं स्फुरणतोदनम्।**
**शोथस्य रौक्ष्यं कृष्णत्वं श्यावता वृद्धिहानयः ॥९॥**
**धमन्यङ्गुलिसन्धीनां सङ्कोचोऽङ्गग्रहोऽतिरुक्।**
**शीतद्वेषानुपशयौ स्तम्भवेपथुसुप्तय ॥ १० ॥**

अन्वय -तत्र वाते अधिके अधिक शूल, स्फुरण-तोदन, शोथस्य रौक्ष्य कृष्णत्व श्यावता वृद्धिहानयः, धमनी-अङ्गुलि-सन्धीना सकोचः, अङ्गग्रह., अतिरुक्, शीतद्वेष-अनुपशयौ स्तम्भ-वेपथु-सुप्तय. (भवन्ति)॥

**વાતરક્તમાં વાયુની અધિકતા હોય તો બંને પગમાં અધિક શૂળ, ફરકવું અને પીડા થાય છે, તેમ જ સોજામાં રૂક્ષપણું તથા કાળાશ-શેડું કાળાપણું અને સોજાની વધઘટ થાય છે; વળી નાડીઓનો તથા આંગળીઓના સાંધાઓનો સંકોચ, અંગોનું ઝલાઈ જવું, ઘણી જ પીડા, શીત ઉપર દ્વેષ-શીત પદાર્થો પર અણગમો. સજ્જડપણું તથા કંપ થાય છે અને સ્પર્શની ખબર પડતી નથી. ૯,૧૦**

टीका-तत्र पादयोः शूलादिकमधिकम्। यत आह सुश्रुत.-'स्पर्शोद्विग्नौ तोदभेदप्रशोषौ, स्वापोपेतौ वातरक्तेन पादौ' इति। तथा शोथस्य रौक्ष्यादिक वृद्धिहानयश्च विज्ञेया.। सुप्ति =स्पर्शाज्ञता ॥ શૂળ તથા ફરકવું વગેરે પગમાં જ થાય છે, એમ સમજવું; કારણ કે 'વાતરક્તથી બન્ને પગ સ્પર્શથી ઉદ્વેગ પામે છે અને બન્ને પગમાં પીડા, ત્રોડ, સોજા તથા જડતા થાય છે' એમ સુશ્રુતે કહ્યું છે

अधिकरक्त वातरक्तमाह-

**રુધિરની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ**

**रक्ते शोथोऽतिरुक्तोदस्ताम्रश्चिमिचिमायते।**
**स्निग्धरूक्षैः शमं नैति कण्डूक्लेदसमन्वितः ॥११॥**

अन्वय -रक्ते (तत्र अधिके) अतिरुक्-तोदः ताम्र. कण्डूक्लेदसमन्वित. शोथ. चिमिचिमायते, (स शोथः) स्निग्धरूक्षैः शमं न एति ॥

**વાતરક્તમાં રુધિરની અધિકતા હોય તો (બંને પગમાં) અત્યંત પીડાવાળો, શસ્ત્રો ભોંકાતા હોય એવી વેદનાવાળો, રાતો અને ચળથી તથા ભીનાશથી યુક્ત એવો સોજો થાય છે, જે સોજો ચમચમ થયા કરે છે-એટલે કે સોજા ઉપર એવી ચળ આવે છે કે, જેથી હાથ વગેરેનો સ્પર્શ પ્રિય લાગે છે અને તે સ્નિગ્ધ કે રૂક્ષ પદાર્થોથી શાંત થતો નથી. ૧૧**

टीका-'रक्तेऽधिके' इत्यनुवर्तनीयम्. एव वक्ष्यमाणपित्तादिष्वपि। एतच्चारम्भकरक्तादरक्तान्तर बोद्धव्यम्। रक्तमपि रक्तान्तरदूषक भवति। यदुक्त दुष्टरक्तलक्षण- 'पित्तवद्रक्तेनातिकृष्ण च' इति। अतिरुक्तोद =प्रतिरुक्तोदो यत्र स शोथः चिमिचिमायते='चिमिचिमे'ति कण्डूभेदः, स्पर्शप्रियतति यावत्। क्लेदसमन्वित.-क्लेद = आर्द्रता, तद्युक्त ॥ આમાં રુધિરની જે અધિકતા થાય છે, તે રુધિર, વાતરક્તને ઉત્પન્ન કરતા રુધિર કરતાં જુદું સમજવું, કારણ કે એક રુધિર પણ બીજા રુધિરને દૂષિત કરે છે.

अधिकपित्त तदाह-

**પિત્તની અધિકતાવાળા વાતરક્તનુ લક્ષણ**

**पित्ते विदाहः संमोहः स्वेदो मूर्च्छा मदस्तृषा।**
**स्पर्शासहत्वं रुग् दाहः शोथ. पाको भृशोष्णता॥१२**

अन्वयः-पित्ते (तत्र अधिके पादयोः एव) विदाह, संमोहः स्वेदः मूर्च्छा, मदः, तृष्णा, स्पर्श-असहत्व, रुक्, दाहः, शोथः, पाकः, भृश-उष्णता॥

**વાતરક્તમાં પિત્તની અધિકતા હોય તો બંને પગમાં અત્યંત બળતરા થાય, રોગીને અત્યંત બેભાનપણું થાય, પરસેવો આવે, પગમાં સોજો થાય, રોગીને મદ થાય, તરસ લાગ્યા કરે, પગમાં કોઈનો સ્પર્શ ખમી શકાય નહિ, પીડા થાય, શરીરમાં દાહ થાય, સોજો પાકે અને બહુ જ તપારો થાય છે. ૧૨**

टीका-पित्ते अधिके विदाह.=विशेषेण दाहः। विदाहादयश्च पादयोरेव बोद्धव्या। यत आह सुश्रुत- 'पित्तासृग्भ्यामुग्रदाहौ भवेतामत्यर्थोष्णौ रक्तशोथौ मृदू च।' पादाविति शेषः। समोहः-आतुरस्य। स्वेदः- पादयो', मूर्च्छा-पादयोः समुच्छ्रायः। शोथ इति यावत्। न तु मूर्च्छा=मोहः। संमोहस्योक्तत्वात्॥ અત્યંત બળતરા તથા કોઈનો સ્પર્શ સહી ન શકાય,

ઇત્યાદિ બધું પગમાં જ થાય છે, એમ સમજવું; કારણ કે ' પિત્તથી અને રુધિરથી બન્ને પગ અત્યંત બળતરાવાળા, અત્યંત ઢીલા, રાતા સોજાવાળા તથા કૂણા થઈ જાય છે ' એમ સુશ્રુતે કહ્યું છે.

अधिककफ-अधिकद्विदोष-अधिकत्रिदोषाणां वातरक्तानां लक्षणान्याह–

### કફની, બે દોષની તથા ત્રણે દોષની અધિકતાવાળા વાતરક્તનું લક્ષણ

कफे स्तैमित्यगुरुतासुप्तिस्निग्धत्वशीतताः ।
कण्डूर्मन्दा च रुग्द्वन्द्वे सर्वलिङ्गं च सङ्करे ॥१३॥

अन्वयः–कफे (तत्र अधिके) स्तैमित्य-गुरुता-सुप्ति-स्निग्धत्व-शीतताः, मन्दा कण्डूः च रुक् (भवेत्), द्वन्द्वे च संकरे सर्वलिङ्ग (स्यात्) ॥

વાતરક્તમાં કફની અધિકતા હોય તો શરીર જાણે ભીના ચામડાથી વીંટાયું હોય એવું જણાય; બન્ને પગમાં ભારેપણું, જડતા, સ્નિગ્ધપણું, શીતપણું, થોડી થોડી ચળ અને પીડા થાય છે; બે દોષની અધિકતા હોય તો બે દોષનાં ચિહ્નો થાય અને ત્રણે દોષની અધિકતા હોય તો ત્રણે દોષોનાં ચિહ્નો થાય છે. ૧૩

टीका–कफे अधिके स्तैमित्यम्=शरीरस्यार्द्रचर्मावगुण्ठितत्वमिव । गुरुतादय-पादयोरेव । यत आह सुश्रुतः– ' कण्डूमन्तौ श्वेतशीतौ सशोथौ, पीनौ स्तब्धौ श्लेष्मदुष्टे तु रक्ते । ' पादाविति शेषः । अधिकद्विदोषम्, अधिकत्रिदोषं च सदाह–द्वन्द्वे सर्वलिङ्गं च सङ्करे=त्रिदोषसंसर्गे ॥ ભારેપણું તથા જડતા વગેરે પગમાં જ થાય છે, એમ સમજવું; કારણ કે ' કફથી રુધિર દૂષિત થયું હોય તો પગ ચળવાળા, ધોળા, ટાઢા, સોજાવાળા, જાડા તથા સ્તબ્ધ થઈ જાય છે, ' એમ સુશ્રુતે કહ્યું છે.

वातरक्तप्रसर्पणप्रकारमाह–

### પગ સિવાય બીજાં સ્થળે પણ વાતરક્તનું ફેલાવું

पादयोर्मूलमास्थाय कदाचिद्धस्तयोरपि ।
आखोर्विषमिव क्रुद्धं तद्देहमनुसर्पति ॥ १४ ॥

अन्वयः–पादयोः मूलम् आस्थाय कदाचित् हस्तयोः अपि आखोः विषम् इव क्रुद्धं तद् (वातरक्त चिकित्सारहितानां) देहम् अनुसर्पति ॥

પગના મૂળનો આશ્રય કરી કોઈક સમયે બન્ને હાથના મૂળમાં પણ ઊંદરના ઝેરની પેઠે કોપેલું તે (વાતરક્ત, ચિકિત્સાથી રહિત રહેનારાઓના) શરીરમાં ધીરે ધીરે ફેલાય છે.

टीका–आखोः=मूषकस्य, ' आखोर्विषमिवे 'त्यनेन मन्दनिसर्पत्वं योधितम् । देहमनुसर्पति–अप्रतिक्रियाणाम् । (આ ટીકાનો અર્થ ઉપર આપ્યો છે.)

अथ वातरक्तस्योपद्रवानाह–

### વાતરક્તના ઉપદ્રવો

अस्वप्नारोचकश्वासमांसकोथशिरोग्रहाः ।
मूर्च्छा चामन्दरुक् तृष्णाज्वरमोहप्रवेपकाः ॥ १५ ॥
हिक्कापाङ्गुल्यवीसर्पपाकतोदभ्रमक्लमाः ।
अङ्गुलीवक्रतास्फोटदाहमर्मग्रहार्बुदाः ॥ १६ ॥

अन्वयः–अस्वप्न-अरोचक-श्वास-मांसकोथ-शिरोग्रहाः, च मूर्च्छा अमन्दरुक्-ज्वर-मोह-प्रवेपकाः, हिक्का-पाङ्गुल्य-वीसर्प-पाक-तोद-भ्रम-क्लमाः, अङ्गुलीवक्रता-स्फोट दाह-मर्मग्रह-अर्बुदाः (वातरक्त-उपद्रवाः भवन्ति) ॥

નિદ્રાનું નહિ આવવું, અરુચિ, શ્વાસ, માંસનું સડીસડીને ખરી પડવું, માથાનું ઝલાવું, વાતરક્તવાળા અંગમાં સોજો, બહુ પીડા, તરશ, તાવ, મૂંઝારો, કંપારી, હેડકી, પાંગળાપણું, વીસર્પ રોગ, પાકવું, સોયથી ભોંકાયા જેવી પીડા, ભ્રમ, ગ્લાનિ, આંગળીઓનું વાંકાપણું, ફોલ્લા, બળતરા, મર્મોનું ઝલાઈ જવું અને અર્બુદનો રોગ, એટલા વાતરક્તના ઉપદ્રવો થાય છે. ૧૫,૧૬

टीका–मांसकोथः=मांसगलनम्, मूर्च्छा=तदङ्गसमुच्छ्रायः, अमन्दरुक्=पीडाबाहुल्य, प्रवेपकः=कम्पः, प्रवेपनं=प्रवेपः, ततः स्वार्थे कः ॥ (અર્થ ઉપર છે.)

अथासाध्यत्वादिकमाह–

### વાતરક્તનું અસાધ્યપણું વગેરે

एतैरुपद्रवैर्वर्ज्यं मोहेनैकेन चापि तत् ।
अकृत्स्नोपद्रवं याप्यं साध्यं स्यान्निरुपद्रवम् ॥१७॥

अन्वयः–एतैः उपद्रवैः च एकेन मोहेन अपि तत् वर्ज्यम्, अकृत्स्न–उपद्रवं याप्य, निरुपद्रव साध्य स्यात् ॥

વાતરક્તમાં ઉપર કહેલા સઘળા ઉપદ્રવો હોય અથવા તેમાંનો એક મોહ જ હોય તો પણ એ વાતરક્તને અસાધ્ય જાણવું; એ ઉપદ્રવોમાંના ઘણા ઉપદ્રવો ઓછા હોય તો તે વાતરક્તને યાપ્ય સમજવું અને કોઈ પણ ઉપદ્રવ ન હોય તો તે વાતરક્તને સાધ્ય સમજવું. ૧૭

टीका-'मोहेनैकेन' इति वचनमल्पप्रादिभिः सम स्तैरसाध्यत्व बोधयति ॥ ( અર્થ ઉપર સમાવ્યો છે.)

## દોષાનુસાર વાતરક્તની સાધ્યતા વગેરે

**एकदोषानुगं साध्यं नवं याप्यं द्विदोषजम्।**
**त्रिदोषजमसाध्यं स्याद्यस्य च स्युरुपद्रवाः ॥१८॥**

अन्वय-एकदोष-अनुग नव च (तत्) साध्य, द्विदोषज याप्य, त्रिदोषज, यस्य च उपद्रवा. स्युः (तद्) असाध्य स्यात् ॥

જે વાતરક્ત એક દોષવાળું અને એક વર્ષની અંદરનુ હોય તેને સાધ્ય સમજવું; બે દોષવાળું હોય તેને યાપ્ય-એટલે ઉપચારોથી એની એ જ સ્થિતિમાં રહેનારું અને ત્રણ દોષવાળું હોય અથવા જેમાં સઘળા ઉપદ્રવો હોય તેને અસાધ્ય સમજવું. ૧૮

टीका-नव-सवत्सरादर्वाचीन, तत्साध्यम् ॥

## ફેલાવા આદિથી અસાધ્યતા વગેરે

**आजानु स्फुटितं यच्च प्रभिन्नं प्रस्रुतं च यत्।**
**उपद्रवैश्च यज्जुष्टं प्राणमांसक्षयादिभिः ॥**
**वातरक्तमसाध्यं स्याद्याप्यं संवत्सरोत्थितम् ॥१९॥**

अन्वय-यत् च आजानु, स्फुटित, प्रभिन्न, यत् च प्रस्रुत, उपद्रवैः जुष्टं च प्राण-मांस-क्षय-आदिभिः (जुष्ट तद्) वातरक्तम् असाध्य स्यात्, सवत्सर-उत्थित याप्य (स्यात्) ॥

જે વાતરક્ત પગથી ગોઠણ સુધી ફેલાયુ હોય, જે વાતરક્તથી જેમ ટાઢથી ચામડી કાંઈક ફાટી જાય છે તેમ ચામડી કાંઈક ફાટી ગઈ હોય, જે વાતરક્ત અત્યંત ફાટી ગયુ હોય તેમ જ જે વાતરક્ત બલક્ષય અને માંસક્ષય વગેરે ઉપદ્રવોથી યુક્ત થયુ હોય તેને અસાધ્ય સમજવું. અને જે વાતરક્તની ઉત્પત્તિને એક વર્ષ થઈ ગયુ હોય તેને યાપ્ય-એની એ જ સ્થિતિમા રહેનારું સમજવું. ૧૯

टीका-आजानु=पद्भ्यां जानुपर्यन्त यद्भवति तदसाध्य स्यात्। स्फुटितं=यच्च त्वङ्मात्रे शीतेनेव किञ्चिद्विदीर्णम्, प्रभिन्नम्=अधिकविदीर्णम्, प्रस्रुतम्=वहत् ॥ ( આ ટીકાનો અર્થ ઉપર સમાયો છે )

अथ वातरक्तचिकित्सामाह-

## વાતરક્તની ચિકિત્સા

### રુધિર સ્રાવણ

**वातशोणितिनो रक्तं स्निग्धस्य बहुशो हरेत्।**
**अल्पाल्पं रक्षयेद्वायुं यथादोषं यथाबलम् ॥ २० ॥**

अन्वय-वातशोणितिन. स्निग्धस्य यथादोष यथाबलं रक्तम् अल्प-अल्प बहुश. हरेत्, (किंतु) वायु रक्षयेत् ॥

વાતરક્તવાળાને સ્નેહપાન આદિથી સ્નિગ્ધ કર્યો પછી તેના દોષ અને બળને અનુસરી તેનું થોડું થોડું લોહી ઘણીવાર કાઢવું, પણ તે લોહી કાઢવામાં વાયુનું રક્ષણ કરવું; અર્થાત્ જેમ વાયુ ન વધે તેમ લોહી કાઢવું. ૨૦

टीका-रक्षयेद् वायु=यथा वायुर्न वर्धते तथा रक्त हरेदित्यर्थः ॥ ( આનો અર્થ ઉપર અપાયો છે )

## લોહી કાઢવાના જુદા જુદા પ્રકારો

**उग्राङ्गदाहतोदेषु जलौकोभिर्विनिर्हरेत्।**
**शृङ्गेणैवं चिमिचिमाकण्डूरुग्वेपनान्वितम् ॥२१॥**
**प्रच्छानेन शिराभिर्वा देशाद्देशान्तरं व्रजत्।२२॥**

अन्वय-उग्र-अङ्गदाह-तोदेषु-जलौकोभि (रुधिर) विनिर्हरेत्, चिमिचिमा-रुक्-वेपन अन्वित शृङ्गेण एव (विनिर्हरेत्), देशात् देशान्तर व्रजत् प्रच्छानेन शिराभि वा (विनिर्हरेत) ॥

ભારે બળતરા થતી હોય અથવા સોયથી ભોંકાયા જેવી વેદના થતી હોય તો જળો વળગાડીને લોહી કાઢવું; ચમચમાટી, ચળ, પીડા તથા કંપ હોય તો શિંગડાથી જ લોહી કાઢવું અને તે વાતરક્ત જો એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં વહેતું જતું હોય તો ટોચા મારીને કે શિરાઓમાથી લોહી કાઢવું. ૨૧,૨૨

टीका-विनिर्हरेत्=निष्कासयेत्, चिमिचिमा='चुनचुनाव' इति लोके, प्रच्छान='पछना' इति लोके, 'व्रजत्' इति रक्तविशेषणम् ॥ ( અર્થ ઉપર છે )

## અમુક સ્થિતિમાં લોહી ન જ કઢાય

**अङ्गे ग्लाने तु न स्राव्यं रक्षेद्वातोत्तरं च यत् ॥२३॥**
**गम्भीरं श्वयथुं स्तम्भं कम्पवायुशिरामयान्।**
**ग्लानिमन्यांश्च वातोत्थान् कुर्याद्वायुरसृक्क्षयात् २४**
**खञ्जादीन् वातरोगांश्च मृत्युं चानवशेषितम्।**
**कुर्यात्तस्मात् प्रमाणेन स्निग्धाद्रक्तं विनिर्हरेत् ॥२५॥**

अन्वय-अङ्गे ग्लाने तु (रक्त) न स्राव्यम्, यत् च वातोत्तर (तद्) रक्षेत्, (यत) असृक्-क्षयात् वायुः गम्भीर श्वयथु स्तम्भं कम्प-वायु-शिरा-आमयान् ग्लानि च अन्यान् वात-उत्थान् (रोगान्) कुर्यात्, अनवशेषित च खञ्ज-आदीन् वातरोगान् मृत्यु च कुर्यात्, तस्मात् (वातरक्तरोगिणः) स्निग्धात् (अङ्गात्)

प्रमाणेन रक्तं विनिर्हरेत् ॥

(વાતરક્તથી) શરીર ગ્લાનિ પામ્યું હોય તો લોહી કાઢવું નહિ અને તે વાતરક્ત વાયુની અધિકતાવાળું હોય તોપણ સાચવવું; કારણ કે લોહીનો ક્ષય થવાથી વાયુ વૃદ્ધિ પામે તો ગંભીર સોજો, અક્કડપણું, કંપ, શિરાઓનાં રોગો, ગ્લાનિ અને બીજા પણ વાયુસંબંધી રોગો ઉત્પન્ન કરે છે; લોહી જો યોગ્ય રીતે બાકી ન રહે તો લંગડાપણું વગેરે વાયુસંબંધી રોગોને તથા મરણને પણ ઉત્પન્ન કરે છે; માટે વાતરક્તવાળાને સ્નિગ્ધ કરી તેના અંગમાંથી માપસર લોહી કાઢવું. ૨૩–૨૫

વાતરક્તચિકિત્સા: વિરેચનાદિ

विरेच्यः स्नेहयित्वाऽऽदौ स्नेहयुक्तैर्विरेचनैः ॥ २६ ॥
रूक्षैर्वा मृदुभिः शस्तमसकृद्बस्तिकर्म च ।
नहि बस्तिसमं किञ्चिद्वातरक्तचिकित्सितम् ॥ २७ ॥
बाह्यमालेपनाभ्यङ्गपरिषेकोपनाहनैः ।
विरेकास्थापनस्नेहपानैर्गम्भीरमाचरेत् ॥ २८ ॥
दिवास्वप्नं ससन्तापं व्यायामं मैथुनं तथा ।
कट्वुष्णगुर्वभिष्यन्दि लवणाम्लौ च वर्जयेत् ॥ २९ ॥
पुराणा यवगोधूमा नीवाराः शालिषष्टिकाः ।
भोजनार्थे रसार्थे तु विष्किराः प्रतुदा हिताः ॥ ३० ॥
आढक्यश्चणका मुद्गा मसूराः सकुलत्थकाः ।
यूषार्थे बहुसर्पिष्काः प्रशस्ता वातशोणिते ॥ ३१ ॥
सुनिषण्णकवेत्राग्रकाकमाचीशतावरी ।
वास्तुकोपोदिकाशाकं शाकं सावर्चलं तथा ।
घृतमांसरसैर्भृष्टं शाकसात्म्याय दापयेत् ॥ ३२ ॥

अन्वय–आदौ स्नेहयित्वा स्नेहयुक्तैः विरेचनैः वा रूक्षैः मृदुभिः (वातरक्ती) विरेच्यः, असकृत् बस्तिकर्म च शस्तम्, बस्तिसमं वातरक्तचिकित्सितं किंचित् न हि (अस्ति)। बाह्य (वातरक्तं) आलेपन–अभ्यङ्ग–परिषेक–उपनाहनैः, गम्भीरं विरेक–आस्थापन–स्नेहपानैः आचरेत्। (वातरक्तरोगी) दिवास्वप्नं ससंतापं व्यायामं मैथुनं तथा कटु–उष्ण–गुरु–अभिष्यन्दि लवण–अम्लौ च वर्जयेत्। वातशोणिते भोजनार्थे पुराणाः यव–गोधूमाः नीवारा. शालिषष्टिकाः हिताः, रसार्थे तु विष्किराः प्रतुदाः (हिताः), यूषार्थे आढक्यः चणकाः मुद्गाः मसूराः सकुलत्थकाः बहुसर्पिष्काः प्रशस्ताः, शाकसात्म्याय सुनिषण्णक–वेत्राग्र–काकमाची–शतावरी–वास्तुक–उपोदिका–शाकं तथा सौवर्चलं शाकं घृत–मांसरसैः भृष्टं दापयेत् ॥

વાતરક્તવાળાને પ્રથમ સ્નિગ્ધ કરી સ્નેહવાળાં વિરેચન–ઔષધોથી અથવા રૂક્ષતાવાળાં કોમળ વિરેચનોથી રેચ દેવા; તેમ જ એ રોગીને વારંવાર બસ્તિઓ આપવી પણ સારી છે; કેમ કે બસ્તિઓ સમાન વાતરક્તનો બીજો કોઈ ઉપાય નથી. વાતરક્ત જો બહાર હોય તો આલેપનો, માલિશો, સિંચનો તથા ઔષધો બાંધવા વગેરેથી ચિકિત્સા કરવી; અને વાતરક્ત ઊંડું હોય તો રેચ, નિરૂહબસ્તિ તથા સ્નેહપાનથી ચિકિત્સા કરવી. પરંતુ એ રોગવાળાએ દિવસે સૂવાનો, તડકો વગેરે તાપ, કસરત, મૈથુન, તીખા રસ, ગરમ પદાર્થો, ભારે પદાર્થો, રસવાહી નાડીઓને રોકનારા પદાર્થો તથા ખારા અને ખાટા રસોનો ત્યાગ કરવો. વાતરક્તવાળાને ભોજનમાં જૂના જવ, જૂના ઘઉં, સામો કે મોરૈયો, રાતા ચોખા તથા સાઠી ચોખા હિતકારી છે અને (માંસના) રસો માટે (પ્રથમ ખંડમાં જણાવેલ) વિષ્કિરોનાં તથા પ્રતુદોનાં માંસો હિતકારી છે. વાતરક્તવાળાને યૂષો માટે તુવેર, ચણા, મગ, મસૂર અને કળથીના પુષ્કળ ઘીવાળા યૂષો હિતકારી છે. જેને શાક માફક હોય એવા વાતરક્તવાળાને (ખાટી લૂણી જેવું) સુનિષણ્ણક, નેતરનાં અગ્ર, અઘેડી, શતાવરી, બથવો, પોથી અને બ્રાહ્મીનાં શાકો ઘીમાં તથા માંસના રસમાં શેકીને આપવાં. ૨૬–૩૨

टीका–सुनिषण्ण =चाङ्गेरीसदृशः चतुष्पत्रशाकः सजले स्थले भवति, 'सुसुनि' इति लोके, 'धवली बिल्मी' इति क्वचित्। (અર્થ ઉપર છે.)

ઘૃતપાન આદિ વાતરક્તચિકિત્સા (ચાલુ)

सर्पिस्तैलवसामज्जपानाभ्यञ्जनबस्तिभिः ।
सुखोष्णैरुपनाहैश्च वातोत्तरमुपाचरेत् ॥ ३३ ॥
हितो गोधूमचूर्णैश्च छागक्षीरघृताप्लुतैः ।
लेपस्तद्वत्तिला भृष्टाः पिष्टाः पयसि निर्वृताः ॥ ३४ ॥
क्षीरपिष्टातसीलेपो वर्धमानफलेन वा ॥ ३५ ॥

उभे शताह्वे मधुकं बलां च, प्रियालकं चापि कसेरुकं च । घृतं विदारीं च सितोपलां च, कुर्यात्प्रदेहं पवने सरक्ते ॥ ३६ ॥

रास्ना गुडूची मधुकं बले द्वे, सजीवकं सर्षभकं पयश्च । घृतं च सिद्धं मधुशेषयुक्तं,

रक्तानिलार्तिं प्रणुदेत् प्रदेहः ॥ ३७ ॥

वासागुडूचीचतुरङ्गुलानामेरण्डतैलेन पिबेत्कषायम् । क्रमेण सर्वाङ्गजमप्यशेषं, जयेदसृग्वातभवं विकारम् ॥ ३८ ॥

दशमूलीशृतं क्षीरं सद्यः शूलनिवारणम् ।
परिषेकोऽनिलप्राये तद्वत्कोष्णेन सर्पिषा ॥ ३९ ॥
पटोलकटुकाभीरुत्रिफलाऽमृतसाधितम् ।
क्वाथं पीत्वा जयेज्जन्तुः सदाहं वातशोणितम् ॥४०॥
त्रिवृद्विदारीक्षुरकक्वाथो वातास्त्रनाशनः ।
अमृता कफवातघ्नी कफमेदोविशोषिणी ॥ ४१ ॥
वातरक्तप्रशमनी कण्डूवीसर्पनाशिनी ॥ ४२ ॥
गुडूच्याः स्वरसं कल्कं चूर्णं वा क्वाथमेव च ।
प्रभूतकालमासेव्य मुच्यते वातशोणितात् ॥४३॥
अमृतानागरधान्यक, कर्षत्रितयेन पाचनं सिद्धम् ।
जयति सरक्तं वातं, सामं कुष्ठान्यशेषाणि ॥४४॥
वत्सादन्युद्भव क्वाथः पीतो गुग्गुलुमिश्रितः ।
समीरणसमायुक्तं शोणितं संप्रणाशयेत् ॥ ४५ ॥

तिस्रोऽथवा पञ्च गुडेन पथ्या, जग्ध्वा पिबेच्छिन्नरुहाकषायम् । तद्वातरक्तं शमयत्युदीर्णमाजानुभिन्नं च्युतमप्यवश्यम् ॥ ४६ ॥

*अन्वयः*-सर्पि.-तैल-वसा-मज्जपान,-अभ्यञ्जन-बस्तिभिः, च सुखोष्णैः उपनाहैः वातोत्तरम् उपाचरेत्, छागक्षीरघृत-आप्लुतैः गोधूमचूर्णैः च लेपः हितः, तद्वत् मृष्टाः पिष्टाः पयसि निर्वृताः तिलाः (लेपे प्रयोज्याः), (तद्वत्) क्षीरपिष्ट-अतसीलेपः, वा वर्धमानफलेन (*पिष्टेन कृतः लेपः अपि हितः भवति*)। पवने सरक्ते उमे शताह्वे मधुकं च बलाम् अपि च प्रियालकं कसेरुकं च विदारीं च सितोपलां च घृतं प्रदेहं कुर्यात्। रास्ना गुडूची मधुकं द्वे बले सजीवकं सर्षभकं च सिद्धं पय. च घृतं मधुशेषयुक्तं प्रदेहः रक्तानिल-आर्तिं प्रणुदेत्। वासा-गुडूची-चतुरङ्गुलानां कषायम् एरण्डतैलेन पिबेत्, (सः) सर्वाङ्गजम् अपि असृग्वातभवं विकारम् अशेषं क्रमेण जयेत्। अनिल प्राये दशमूलीशृतं क्षीरं तद्वत् कोष्णेन सर्पिषा परिषेकः सद्यः शूलनिवारणम् (भवति)। पटोल-कटुका-भीरु-त्रिफला-अमृतसाधितं क्वाथं पीत्वा जन्तुः सदाहं वातशोणितं जयेत्। त्रिवृत्-विदारी-क्षुरक-क्वाथः वातास्त्रनाशनः (भवति)। अमृता कफ-वातघ्नी कफ-मेदोविशोषिणी वातरक्तशमनी कण्डू-वीसर्पनाशिनी (अस्ति, तस्मात्) गुडूच्याः स्वरसं कल्कं वा चूर्णं च क्वाथम् एव प्रभूतकालम् आसेव्य वातशोणितात् मुच्यते। अमृता-नागर-धान्यक-कर्षत्रितयेन सिद्धं पाचनं सरक्तं वातं सामम् अशेषाणि कुष्ठानि (च) जयति। वत्सादनी-उद्भवः क्वाथः गुग्गुलुमिश्रितः पीतः (चेत्) समीरण-समायुक्तं शोणितं संप्रणाशयेत्। तिस्रः अथवा पञ्च पथ्याः गुडेन जग्ध्वा छिन्नरुहा-कषायं पिबेत्, तत् आजानुभिन्नं च्युतम् उदीर्णम् अपि वातरक्तम् अवश्यं शमयति ॥

ઘી, તેલ, ચરબી અને મજ્જાને પીવાથી, માલિશથી તથા બસ્તિઓથી અને સહેવાય તેવા ઊનાં બંધારણોથી વાયુની અધિકતાવાળા વાતરક્તની ચિકિત્સા કરવી. બકરીના ઘીમાં અથવા દૂધમાં ઘઉંના લોટને પલાળી તેનો લેપ કરવો, એ વાતરક્તમાં હિતકારી છે. તલને શેકી વાટી દૂધમાં ઉકાળી તેનો લેપ કરવો, અથવા અળસીને દૂધમાં વાટી તેનો લેપ કરવો, અથવા એરંડીઓને વાટી તેનો લેપ કરવો, એ પણ હિતકારી છે. વાતરક્તમાં સુવા, વરિયાળી, જેઠીમધ, ખપાટ, ચારોળી, કસેલા, વિદારીકંદ અને સાકરને ઘીમાં વાટી તેનો લેપ કરવો (તેથી વાતરક્ત મટી જાય છે). રાસ્ના, ગળો, જેઠીમધ, બે જાતની ખપાટ, જીવક, ઋષભક, દૂધ અને ઘીના સાથે પકાવી તેમાં મીણ મિશ્ર કરી તેનો જાડો લેપ કરવો; તે વાતરક્તની પીડાને મટાડે છે. અરડૂસો, ગળો અને ગરમાળાનો ક્વાથ એરંડિયા તેલ સાથે પીવો, તે સઘળા અંગમાં થયેલ વાતરક્તના વિકારને પણ અનુક્રમે સંપૂર્ણ મટાડી દે છે. વાયુની અધિકતાવાળા વાતરક્તમાં દશમૂલથી પકાવેલું દૂધ પીવું અને સહેવાય તેવા ઊના ઘીથી સિંચન કરવું, તે તરત શૂળ મટાડે છે. કડવાં પરવળ, કડુ, શતાવરી, ત્રિફલા અને ગળોનો ક્વાથ પીને માણસ દાહવાળું વાતરક્ત મટાડી શકે છે. નસોતર, વિદારીકંદ અને ગોખરુનો ક્વાથ પીધો હોય તો તે વાતરક્તનો નાશ કરે છે. ગળો કફને તથા વાયુને હણે છે, કફને તથા મેદને સૂકાવે છે, વાતરક્તને શમાવે છે અને ચળને તથા વિસર્પને મટાડે છે, માટે ગળોના સ્વરસનું, કલ્કનું, ચૂર્ણનું અથવા ક્વાથનું લાંબા કાળ સુધી સેવન કરીને માણસ વાતરક્તમાંથી મુક્ત થાય છે. ગળો, સૂંઠ અને ધાણા એ

ત્રણે તોલો તોલો લઈ કવાથ કરી પિવાય તો તે વાતરક્ત, આમવાત અને સઘળા પ્રકારના કોઢને મટાડે છે. ગળોનો કવાથ ગૂગળ નાખી પીધો હોય તો તે વાતરક્તનો નાશ કરે છે. ત્રણ અથવા પાંચ હરડેનું ચૂર્ણ ગોળ સાથે ખાઈને તેની ઉપર ગળોનો કવાથ પીવો; તે ગોઠણ સુધી ભેદાયેલું અને સવ્યા કરતું ભયંકર વાતરક્ત પણ અવશ્ય મટાડે છે.

### ગૂગળ અને ગળોની ગોળીઓ

गुग्गुलुरमृतवल्लीभिर्द्राक्षा( सुग )लुङ्गरसेन वा।
त्रिफलाया रसैर्युक्ता गुटिकाः फोलसंमिताः।
भक्षयेन्मधुनाऽऽलोड्य शृणु कुर्वन्ति यत् फलम्॥
पादस्फोटं महाघोरं स्फुटत्सर्वाङ्गसंचयम्।
तत् सर्वं नाशयन्त्याशु वातं चैव सशोणितम्॥

अन्वयः-गुग्गुलु-अमृतवल्लीभिः द्राक्षालुङ्गरसेन वा त्रिफलायाः रसैः युक्ताः कोलसंमिताः गुटिकाः मधुना आलोड्य भक्षयेत्, (ताः) यत् फलं कुर्वन्ति (तत्) शृणु, स्फुटत्-सर्वाङ्गसंचयं महाघोरं पादस्फोटं च सशोणितं वातं तत्सर्वम् आशु नाशयन्ति ॥

ગૂગળ અને ગળોની દ્રાક્ષનાં ડીંટિયાંના રસથી અથવા ત્રિફળાના રસથી બોર જેવડી ગોળીઓ કરી તેઓને મધમાં કાલવીને ખાવી; તે જે પરિણામ લાવે છે, તે તમે સાંભળોઃ એ ગોળીઓ મહાઘોર અને સઘળાં અંગોને તોડનારો પાદસ્ફોટ નામનો રોગ અને વાતરક્તરોગ, એ સર્વનો તરત નાશ કરે છે.

### ભેંસના માખણથી શરીર ચોળવાનો પ્રયોગ

माहिषं नवनीतं तु वलिना परिमिश्रितम्।
गोमूत्रमिश्रितं कृत्वा क्षीरेण लवणेन च ॥ ४९॥
तदेकत्र समालोड्य वह्निना भावयेच्छनैः।
गात्रमुद्वर्तयेत्तेन देहस्फुटनशान्तये ॥ ५० ॥

अन्वयः-माहिषं नवनीतं तु वलिना परिमिश्रितं गोमूत्रमिश्रितं कृत्वा तत् क्षीरेण च लवणेन एकत्र समालोड्य शनैः वह्निना भावयेत्, तेन देहस्फुटन शान्तये गात्रम् उद्वर्तयेत्॥

ભેંસના માખણને ગંધકથી, ગોમૂત્રથી, દૂધથી અને સૈંધવથી મિશ્ર કરી-ઘોળી ધીરે ધીરે અગ્નિથી ગરમ કરી તેના વડે અંગનું ફાટવું શાંત થવા માટે અંગને ચોળવું. ૪૯,૫૦

### ગળોનો પ્રયોગ

घृतेन वातं सगुडा विबन्धं, पित्तं [illegible]
मधुना कफं च। वातासृगुग्रं [illegible]
शुण्ठ्याऽऽमवातं शमयेद् गुडूची ॥ ५१ ॥

अन्वयः-गुडूची घृतेन वातं, सगुडा विबन्धं सिताढ्या पित्तं, मधुना च कफं, रुबुतैलमिश्रा वातासृक्, शुण्ठ्या आमवातं शमयेत्॥

ગળો ઘીની સાથે વાયુ મટાડે, ગોળની સાથે મલબંધ મટાડે, સાકરની સાથે પિત્ત મટાડે, મધની સાથે કફ મટાડે, એરંડિયા તેલની સાથે ઉગ્ર વાતરક્ત મટાડે અને સૂંઠ સાથે આમવાત મટાડે છે. ૫૧

### અરડૂસી આદિનો કવાથ

सिंहास्यपञ्चमूली,-छिन्नरुहैरण्डगोक्षुरक्वाथः।
एरण्डतैलरामठ,-सैन्धवचूर्णान्वितः पीतः॥ ५२॥
प्रशमयति वातरक्तं, तथाऽऽमवातं कटीशूलम्।
मूत्रपुरीषविबन्धं, ब्रध्नविकारं सुदुर्वारम् ॥ ५३॥

अन्वयः-सिंहास्य-पञ्चमूली-छिन्नरुहा-एरण्ड-गोक्षुर-क्वाथः एरण्डतैल-रामठ-सैन्धवचूर्ण-अन्वितः पीतः (सन्) वातरक्तं तथा आमवातं कटीशूलं मूत्र-पुरीष-विबन्धं सुदुर्वारं ब्रध्नविकारं प्रशमयति ॥

અરડૂસી, પંચમૂલ, ગળો, એરંડો અને ગોખરુનો કવાથ એરંડિયું તેલ, હિંગનું ચૂર્ણ અને સૈંધવનું ચૂર્ણ નાખી પીધો હોય તો તે વાતરક્ત, આમવાત, કટીશૂળ, મૂત્રની તથા ઝાડાની અટકાયત અને મટવો મુશ્કેલ હોય એવા બ્રધ્ન રોગને સારી રીતે મટાડે છે. ૫૨,૫૩

### એરંડો વગેરેનાં મૂળિયાંનો કવાથ

गन्धर्वहस्तवृषगोक्षुरकामृतानां, मूलं बलेक्षुरकयोश्च पचेत्तु धीमान्। वातासृगाशु विनिहन्ति चिरप्ररूढ,-माजानुगं स्फुटितमूर्ध्वगतं तु तीव्रम्॥

अन्वयः-गन्धर्वहस्त-वृष-गोक्षुरक-अमृतानां च बला-इक्षुरकयोः तु मूलं धीमान् पचेत्, (तत्) चिर-प्ररूढम् आजानुगं स्फुटितं तीव्रं तु वातासृक् आशु विनिहन्ति ॥

એરંડો, અરડૂસો, ગોખરુ, ગળો, ખપાટ, અને એખરો, એટલાંનાં મૂળોનો કવાથ બુદ્ધિમાન માણસે પકાવી પીવો; તે ઘણા વખતથી થયેલું, ગોઠણ સુધી પહોંચેલું, ફાટેલું અને ઊંચે ચડેલું વાતરક્ત પણ તરત મટાડે છે.

ગોળ-ઘીનો પ્રયોગ

कफपित्तप्रशमनं कच्छूवीसर्पनाशनम् ।
वातरक्तप्रशमनं हृद्यं गुडघृतं स्मृतम् ॥ ५५ ॥

अन्वयः—गुड-घृतं कफपित्तप्रशमनं कच्छू-वीसर्प-नाशनं वातरक्तप्रशमनं हृद्यं स्मृतम् ॥

ગોળથી મિશ્ર કરેલું ઘી કફને તથા પિત્તને શમાવે છે; ખસનો તથા રતવાનો નાશ કરે છે, વાતરક્તને શાંત કરે છે અને (ખાવામાં પણ) હૃદયને પ્રિય લાગે છે. ૫૫

વર્ધમાન પિપ્પલી, ગોળ સાથે હરડે અને એખરો તથા ગળોનો ક્વાથ

पिप्पलीवर्धमानं वा सेव्यं पथ्या गुडेन वा ।
कोकिलाक्षाऽमृताक्वाथे पिबेत् कृष्णां यथाबलम् ॥
पथ्यभोजी त्रिसप्ताहान्मुच्यते वातशोणितात् ॥५६

अन्वयः—पिप्पलीवर्धमानं वा सेव्यं, वा गुडेन पथ्या (सेव्या), कोकिलाक्ष-अमृताक्वाथे यथाबलं कृष्णां पिबेत्, पथ्यभोजी (जनः) त्रिसप्ताहात् वातशोणितात् मुच्यते ॥

અથવા વર્ધમાન પિપ્પલીનું સેવન કરવું; અથવા ગોળની સાથે હરડે સેવવી; (તેથી પણ વાતરક્ત મટે છે.) એખરો તથા ગળોનો ક્વાથ કરી તેમાં પીપરનું ચૂર્ણ નાખી તે પીવો અને અગ્નિના બળ પ્રમાણે પથ્ય ભોજન કરવું; તેથી માણસ એકવીશ દિવસમાં વાતરક્તથી છૂટી જાય છે. ૫૬

જેઠીમધ, તેલ તથા બકરીનું દૂધ પીવું

मधुकाद् द्विगुणं तैलं तैलादाजं पयो भवेत् ।
तद्यथाऽग्निबलं पेयं वातरक्तरुजापहम् ॥ ५७ ॥

अन्वयः—मधुकात् द्विगुणं तैलं, तैलाद् द्विगुणं आजं पयः यथाअग्निबलं पेयं, तद् वातरक्तरुजा-अपहम् (भवति) ॥

જેઠીમધ, જેઠીમધથી બમણું તેલ અને તેલથી બમણું બકરીનું દૂધ મિશ્ર કરી અગ્નિના બળ પ્રમાણે પીવું; તે વાતરક્તને મટાડે છે. ૫૭

અગથિયાનાં ફૂલનું ચૂર્ણ નાખી તૈયાર કરાતું ભેંસનું માખણ

अगस्तिपुष्पचूर्णेन माहिषं जनयेद्दधि ।
तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् ॥ ५८ ॥

अन्वयः—अगस्ति-पुष्पचूर्णेन माहिषं दधि जनयेत्, तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् ॥

અગથિયાના ફૂલનો ભૂકો નાખી ભેંસનું દૂધ જમાવી તે દહીંમાંથી ઉત્પન્ન કરેલા માખણનો ઉપયોગ કરવાથી શરીરનું ફાટવું-વાતરક્ત મટે છે. ૫૮

નવકાર્ષિક ત્રિફલાદિ ક્વાથ

त्रिफलानिम्बमञ्जिष्ठा वचा कटुकरोहिणी ।
वत्सादनी दारुनिशा कषायो नवकार्षिकः ॥५९॥
वातरक्तं तथा कुष्ठं पामानं रक्तमण्डलम् ।
कण्डूकपालिकाकुष्ठं पानादेवापकर्षति ।
पञ्चरक्तिकमाषेण कषायो नवकार्षिकः ॥ ६० ॥
किंचैवं साधिते क्वाथे योग्या मात्रा प्रदीयते ।
कर्षादौ तु पलं यावद् दद्यात् षोडशिकं जलम्॥६१
ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भवेत् ।
चतुर्गुणमतश्चोर्ध्वं यावत् प्रस्थादिकं भवेत् ॥६२॥

अन्वयः—त्रिफला-निम्ब-मञ्जिष्ठाः, वचा, कटुकरोहिणी, वत्सादनी, दारुनिशा,—नवकार्षिकः कषायः, पानात् एव वातरक्तं कुष्ठं पामानं रक्तमण्डलं कण्डू-कपालिका-कुष्ठम् अपकर्षति, (अयं) कषायः पञ्चरक्तिक-माषेण नवकार्षिकः (ज्ञेयः), किंच एवं साधिते क्वाथे योग्या मात्रा प्रदीयते, कर्षादौ पलं यावत् तु षोडशिकं जलं दद्यात्, ततः तु कुडवं यावत् अष्टगुणं तोयं भवेत्, अतः च ऊर्ध्वं प्रस्थ-आदिकं यावत् चतुर्गुणं भवेत्॥

હરડે, બહેડાં, આમળાં, લીંબડો, મજીઠ, વજ, કડુ, ગળો અને દારુહળદર, એ દરેક નવે પદાર્થ એક એક તોલો લઈ તેનો ક્વાથ કરી પીવો; તે વાતરક્ત, કોઢ, ખસ, રાતાં ઢામઠાં, ચળ અને કપાલિકા કોઢ, એટલા રોગોને તરત મટાડે છે. સોળ માષનો એક તોલો ગણાય છે; પણ અહીં પાંચ ચણોઠી-ભારનો એક માષ ગણી તે પ્રમાણે નવ તોલાનો આ ક્વાથ 'નવકાર્ષિક' સમજવો; તે તૈયાર કર્યા પછી તેમાંથી યોગ્ય માત્રા આપવી. આ ક્વાથ કરવો હોય ત્યારે તેમાં એક તોલાથી ચાર તોલા સુધીના ઓસડમાં સોળગણું પાણી નાખવું અને ચારથી સોળ તોલા સુધીના ઓસડમાં આઠગણું પાણી નાખવું અને સોળથી ચોસઠ તોલા સુધીના ઓસડમાં ચોગણું પાણી નાખવું. ૫૯-૬૨

રેચ વગેરેથી વાતરક્ત મટે

विरेचनैर्घृतक्षीरपानैः सेकैः सबस्तिभिः ॥ ६३ ॥

अन्वयः-विरेचनैः घृतक्षीरपानैः सेकैः सबस्तिभिः (वातरक्तं नश्येत्) ॥

વિરેચનનોથી, ઘી તથા દૂધ પીવાથી, સિંચનોથી અને પિચકારીઓથી વાતરક્ત મટી જાય છે. ૬૩

લેપન તથા સિંચનથી પણ મટે

लेपनं शाल्मलीकल्कमविक्षीरेण संयुतम् ।
रक्तोत्तरे क्षीरघृतमधुकोशीरवारिभिः ।
सेचनं चात्र कर्तव्यमविक्षीरैः क्षणं क्षणम् ॥ ६४ ॥

अन्वयः-रक्तोत्तरे अविक्षीरेण संयुतं शाल्मलीकल्कं लेपनं (हितम्); अत्र क्षीर-घृत-मधुक-उशीर-वारिभिः च अविक्षीरैः क्षणं क्षणं सेचनं कर्तव्यम् ॥

રુધિરની અધિકતાવાળું વાતરક્ત હોય તો ઘેટાંના દૂધથી વાટેલ શીમળાના કલ્કનું લેપન હિતકારી છે; તેમ જ દૂધ, ઘી, જેઠીમધનું પાણી, વાળાનું પાણી તથા ગાડરનાં દૂધથી ક્ષણે ક્ષણે સિંચન કરવું. ૬૪

ધોયેલા ઘીથી કે ઘી મિશ્ર રાળથી લેપન

सहस्रशतधौतेन घृतेन रुधिरोत्तरे ।
लेपनं सुष्ठु शीतेन घृतसर्जरसेन वा ॥ ६५ ॥

अन्वयः-रुधिरोत्तरे सहस्रशतधौतेन घृतेन वा सुष्ठु शीतेन घृतसर्जरसेन लेपनं (हितम्) ॥

લોહીની અધિકતાવાળા વાતરક્તમાં સો વાર અથવા હજાર વાર ધોયેલા ઘીથી અથવા અત્યંત શીતળ ઘી અને રાળના મિશ્રણથી લેપન કરવું હિતકારી છે. ૬૫

શીતળ સિંચનો

शीतैर्निर्वापणैश्चापि रक्तपित्तोत्तरं जयेत् ॥ ६६ ॥

अन्वयः-अपि च रक्तपित्तोत्तरं शीतैः निर्वापणैः जयेत् ॥

રુધિર તથા પિત્તની અધિકતાવાળા વાતરક્તને પણ શીતળ પદાર્થોના સિંચનથી મટાડવું. ૬૬

રુધિરસ્રાવણ તથા પ્રલેપ

सरागे सरुजे दाहे रक्तं विस्राव्य लेपयेत् ।
तिलाः पियालं मधुकं बिसमूलञ्च वेतसम् ॥
सघृतं पयसा पिष्टं प्रलेपो दाहरोगनुत् ॥ ६७ ॥

अन्वयः-सरागे सरुजे दाहे रक्तं विस्राव्य तिलाः पियालं मधुकं बिसमूलं च वेतसं सघृतं पयसा पिष्टं लेपयेत्, (अयं) प्रलेपः दाहरोगनुत् ॥

રતાશ અને પીડા સાથે દાહ થતો હોય તો લોહી સ્રવાવીને પછી તલ, ચારોળી, જેઠીમધ, કમળનાં મૂળ અને નેતરને દૂધમાં વાટી ઘી નાખી જાડો લેપ કરવો, તે દાહની પીડાને મટાડે છે. ૬૭

સીવણના ફળ આદિનો કવાથ

पित्तोत्तरे तु काश्मर्यद्राक्षारग्वधचन्दनैः ।
मधुकक्षीरकाकोलीयुक्तैः क्वाथं सुशीतलम् ।
शर्करामधुसंयुक्तं वातरक्ते पिबेन्नरः ॥ ६८ ॥

अन्वयः-पित्तोत्तरे तु वातरक्ते नरः काश्मर्य-द्राक्षा-आरग्वध-चन्दनैः, मधुक-क्षीर-काकोलीयुक्तैः (कृतं) क्वाथं सुशीतलं शर्करा-मधुसंयुक्तं पिबेत ॥

પિત્તની અધિકતાવાળા વાતરક્તમાં માણસે સીવણનાં ફળ, દ્રાક્ષ, ગરમાળો, રતાંજલિ, જેઠીમધ અને ક્ષીરકાકોલીનો કવાથ કરી તે ખૂબ ઠંડો થાય ત્યારે તેમાં સાકર તથા મધ નાખી તે પીવો. ૬૮

મૂત્ર તથા નસોતર સાથે શેડકઢું દૂધ પીવાથી વાતરક્ત મટે

धारोष्णं मूत्रसंयुक्तं क्षीरं दोषानुलोमनम् ।
पिबेद्वै सत्रिवृच्चूर्णं पित्तरक्तावृतानिले ॥ ६९ ॥

अन्वयः-पित्त-रक्त-आवृत-अनिले मूत्रसंयुक्तं दोष-अनुलोमनं धारोष्णं क्षीरं सत्रिवृच्चूर्णं वै पिबेत् ॥

પિત્તની તથા રક્તની અધિકતાવાળા વાતરક્તમાં ગોમૂત્રથી સંયુક્ત કરેલું અને દોષનું અનુલોમન કરનાર શેડકઢું દૂધ નસોતરનું ચૂર્ણ નાખી પીવું. ૬૯

એરંડિયું તેલ અને દૂધ પીવાનો પ્રયોગ

क्षीरेणैरण्डतैलं वा प्रयोगेण पिबेन्नरः ।
बहुदोषे विरेकार्थं जीर्णे क्षीरोदनाशनः ॥ ७० ॥

अन्वयः-बहुदोषे नरः विरेकार्थं क्षीरेण एरण्डतैलं वा प्रयोगेण पिबेत्, जीर्णे (च) क्षीरोदन-अशनः (भवेत्) ॥

અથવા ઘણા દોષોથી યુક્ત વાતરક્તમાં માણસે રેચ માટે દૂધની સાથે એરંડિયું તેલ પ્રયોગથી પીવું અને તે પચી જાય તે પછી દૂધ-ભાતનું ભોજન કરવું. ૭૦

કડવાં પરવળ વગેરેનો કવાથ

पटोलं त्रिफला भीरुर्गुडूची कटुरोहिणी ।
क्वाथः पित्ताधिके शस्तः शर्करामधुसंयुतः ॥ ७१

अन्वयः-पित्ताधिके पटोलं त्रिफला भीरुः गुडूची कटु-

### ગોળ-ઘીનો પ્રયોગ

कफपित्तप्रशमनं कच्छूवीसर्पनाशनम् ।
वातरक्तप्रशमनं हृद्यं गुडघृतं स्मृतम् ॥ ५५ ॥

अन्वयः-गुड-घृतं कफपित्तप्रशमनं कच्छू-वीसर्प-नाशनं वातरक्तप्रशमनं हृद्यं स्मृतम् ॥

ગોળથી મિશ્ર કરેલું ઘી કફને તથા પિત્તને શમાવે છે; ખસનો તથા રતવાનો નાશ કરે છે, વાતરક્તને શાંત કરે છે અને (ખાવામાં પણ) હૃદયને પ્રિય લાગે છે. ૫૫

### વર્ધમાન પિપ્પલી, ગોળ સાથે હરડે અને એખરો તથા ગળોનો ક્વાથ

पिप्पलीवर्धमानं वा सेव्यं पथ्या गुडेन वा ।
कोकिलाक्षाऽमृताक्वाथे पिबेत् कृष्णां यथाबलम् ॥
पथ्यभोजी त्रिसप्ताहान्मुच्यते वातशोणितात् ॥५६

अन्वयः-पिप्पलीवर्धमानं वा सेव्यं, वा गुडेन पथ्या (सेव्या), कोकिलाक्ष-अमृताक्वाथे यथाबलं कृष्णां पिबेत्, पथ्यभोजी (जनः) त्रिसप्ताहात् वात शोणितात् मुच्यते ॥

અથવા વર્ધમાન પિપ્પલીનું સેવન કરવું; અથવા ગોળની સાથે હરડે સેવવી; (તેથી પણ વાતરક્ત મટે છે.) એખરો તથા ગળોનો ક્વાથ કરી તેમાં પીપરનું ચૂર્ણ નાખી તે પીવો અને અગ્નિના બળ પ્રમાણે પથ્ય ભોજન કરવું; તેથી માણસ એકવીશ દિવસમાં વાતરક્તથી છૂટી જાય છે. ૫૬

### જેઠીમધ, તેલ તથા બકરીનું દૂધ પીવું

मधुकाद् द्विगुणं तैलं तैलादाजं पयो भवेत् ।
तद्यथाऽग्निबलं पेयं वातरक्तरुजापहम् ॥ ५७ ॥

अन्वयः-मधुकात् द्विगुणं तैलं, तैलाद् द्विगुण आजं पयः यथाअग्निबलं पेयं, तद् वातरक्तरुजा-अपहम् (भवति) ॥

જેઠીમધ, જેઠીમધથી બમણું તેલ અને તેલથી બમણું બકરીનું દૂધ મિશ્ર કરી અગ્નિના બળ પ્રમાણે પીવું; તે વાતરક્તને મટાડે છે. ૫૭

### અગથિયાનાં ફૂલનું ચૂર્ણ નાખી તૈયાર કરાતું ભેંસનું માખણ

अगस्तिपुष्पचूर्णेन माहिषं जनयेद्दधि ।
तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् ॥ ५८ ॥

अन्वयः-अगस्ति-पुष्पचूर्णेन माहिषं दधि जनयेत्, तदुत्थनवनीतेन देहजं स्फुटनं जयेत् ॥

અગથિયાના ફૂલનો ભૂકો નાખી ભેંસનું દૂધ જમાવી તે દહીંમાંથી ઉત્પન્ન કરેલા માખણનો ઉપયોગ કરવાથી શરીરનું ફાટવું-વાતરક્ત મટે છે. ૫૮

### નવકાર્ષિક ત્રિફલાદિ ક્વાથ

त्रिफलानिम्बमञ्जिष्ठा वचा कटुकरोहिणी ।
वत्सादनी दारुनिशा कषायो नवकार्षिकः ॥५९॥
वातरक्तं तथा कुष्ठं पामानं रक्तमण्डलम् ।
कण्डूकपालिकाकुष्ठं पानादेवापकर्षति ।
पञ्चरक्तिकमाषेण कषायो नवकार्षिकः ॥ ६० ॥
किंचैवं साधिते क्वाथे योग्या मात्रा प्रदीयते ।
कर्षादौ तु पलं यावद् दद्यात् षोडशिकं जलम् ॥६१
ततस्तु कुडवं यावत्तोयमष्टगुणं भवेत् ।
चतुर्गुणमतश्चोर्ध्वं यावत् प्रस्थादिकं भवेत् ॥६२॥

अन्वयः-त्रिफला-निम्ब-मञ्जिष्ठाः, वचा, कटुकरोहिणी, वत्सादनी, दारुनिशा,-नवकार्षिकः कषायः, पानात् एव वातरक्तं कुष्ठ पामान रक्तमण्डलं कण्डू-कपालिका-कुष्ठम् अपकर्षति, (अयं) कषायः पञ्चरक्तिक-माषेण नवकार्षिकः (ज्ञेयः), किंच एवं साधिते क्वाथे योग्या मात्रा प्रदीयते, कर्षादौ पलं यावत् तु षोडशिकं जलं दद्यात्, ततः तु कुडवं यावत् अष्टगुणं तोयं भवेत्, अतः च ऊर्ध्वं प्रस्थ-आदिकं यावत् चतुर्गुणं भवेत् ॥

હરડે, બહેડાં, આમળાં, લીંબડો, મજીઠ, વજ, કડુ, ગળો અને દારુહળદર, એ દરેક નવે પદાર્થ એક એક તોલો લઈ તેનો ક્વાથ કરી પીવો; તે વાતરક્ત, કોઢ, ખસ, રાતાં ઢામઠાં, ચળ અને કપાલિકા કોઢ, એટલા રોગોને તરત મટાડે છે. સોળ માષનો એક તોલો ગણાય છે; પણ અહીં પાંચ ચણોઠીભારનો એક માષ ગણી તે પ્રમાણે નવ તોલાનો આ ક્વાથ 'નવકાર્ષિક' સમજવો; તે તૈયાર કર્યો પછી તેમાંથી યોગ્ય માત્રા આપવી. આ ક્વાથ કરવો હોય ત્યારે તેમાં એક તોલાથી ચાર તોલા સુધીના ઓસડમાં સોળગણું પાણી નાખવું અને ચારથી સોળ તોલા સુધીના ઓસડમાં આઠગણું પાણી નાખવું અને સોળથી ચોસઠ તોલા સુધીના ઓસડમાં ચોગણું પાણી નાખવું. ૫૯—૬૨

### રેચ વગેરેથી વાતરક્ત મટે

विरेचनैर्घृतक्षीरपानैः सेकैः सबस्तिभिः ॥ ६३ ॥

अन्वयः-विरेचनैः घृतक्षीरपानैः सेकैः सबस्तिभिः (वातरक्तं नश्येत्)॥

વિરેચનનોથી, ઘી તથા દૂધ પીવાથી, સિંચનોથી અને પિચકારીઓથી વાતરક્ત મટી જાય છે. ૬૩

લેપન તથા સિંચનથી પણ મટે

लेपनं शाल्मलीकल्कमविक्षीरेण संयुतम्।
रक्तोत्तरे क्षीरघृतमधुकोशीरवारिभिः।
सेचनं चात्र कर्तव्यमविक्षीरैः क्षणं क्षणम्॥६४॥

अन्वयः-रक्तोत्तरे अविक्षीरेण संयुतं शाल्मलीकल्क लेपनं (हितम्); अत्र क्षीर-घृत-मधुक-उशीर-वारिभिः च अविक्षीरैः क्षणं क्षणं सेचनं कर्तव्यम्॥

રુધિરની અધિકતાવાળું વાતરક્ત હોય તો ઘેટાંના દૂધથી વાટેલ શીમળાના કલ્કનું લેપન હિતકારી છે; તેમ જ દૂધ, ઘી, જેઠીમધનું પાણી, વાળાનું પાણી તથા ગાડરનાં દૂધથી ક્ષણે ક્ષણે સિંચન કરવું. ૬૪

ધોયેલા ઘીથી કે ઘી મિશ્ર રાળથી લેપન

सहस्रशतधौतेन घृतेन रुधिरोत्तरे।
लेपनं सुष्ठु शीतेन घृतसर्जरसेन वा॥६५॥

अन्वयः-रुधिरोत्तरे सहस्रशतधौतेन घृतेन वा सुष्ठु शीतेन घृतसर्जरसेन लेपनं (हितम्)॥

લોહીની અધિકતાવાળા વાતરક્તમાં સો વાર અથવા હજાર વાર ધોયેલા ઘીથી અથવા અત્યંત શીતળ ઘી અને રાળના મિશ્રણથી લેપન કરવું હિતકારી છે. ૬૫

શીતળ સિંચનો

शीतैर्निर्वापणैश्चापि रक्तपित्तोत्तरं जयेत्॥६६॥

अन्वयः-अपि च रक्तपित्तोत्तरं शीतैः निर्वापणैः जयेत्॥

રુધિર તથા પિત્તની અધિકતાવાળા વાતરક્તને પણ શીતળ પદાર્થોના સિંચનથી મટાડવું. ૬૬

રુધિરસ્રાવણ તથા પ્રલેપ

सरागे सरुजे दाहे रक्तं विस्राव्य लेपयेत्।
तिलाः पियालं मधुकं विसमूलञ्च वेतसम्॥
सघृतं पयसा पिष्टं प्रलेपो दाहरोगनुत्॥६७॥

अन्वयः-सरागे सरुजे दाहे रक्तं विस्राव्य तिलाः पियालं मधुकं विसमूलं च वेतसं सघृतं पयसा पिष्टं लेपयेत्, (अयं) प्रलेपः दाहरोगनुत्॥

રતાશ અને પીડા સાથે દાહ થતો હોય તો લોહી સ્રવાવીને પછી તલ, ચારોળી, જેઠીમધ, કમળનાં મૂળ અને નેતરને દૂધમાં વાટી ઘી નાખી જાડો લેપ કરવો, તે દાહની પીડાને મટાડે છે. ૬૭

સીવણના ફળ આદિનો ક્વાથ

पित्तोत्तरे तु काश्मर्यद्राक्षारग्वधचन्दनैः।
मधुकक्षीरकाकोलीयुक्तैः क्वाथं सुशीतलम्।
शर्करामधुसंयुक्तं वातरक्ते पिबेन्नरः॥६८॥

अन्वयः-पित्तोत्तरे तु वातरक्ते नरः काश्मर्य-द्राक्षा-आरग्वध-चन्दनैः, मधुक-क्षीर-काकोलीयुक्तैः (कृतं) क्वाथं सुशीतलं शर्करा-मधुसंयुक्तं पिबेत्॥

પિત્તની અધિકતાવાળા વાતરક્તમાં માણસે સીવણનાં ફળ, દ્રાક્ષ, ગરમાળો, રતાંજલિ, જેઠીમધ અને ક્ષીરકાકોલીનો ક્વાથ કરી તે ખૂબ ઠંડો થાય ત્યારે તેમાં સાકર તથા મધ નાખી તે પીવો. ૬૮

મૂત્ર તથા નસોતર સાથે શેડકઢું દૂધ પીવાથી વાતરક્ત મટે

धारोष्णं मूत्रसंयुक्तं क्षीरं दोषानुलोमनम्।
पिबेद्वै सत्रिवृच्चूर्णं पित्तरक्तावृतानिले॥६९॥

अन्वयः-पित्त-रक्त-आवृत-अनिले मूत्रसंयुक्तं दोष-अनुलोमनं धारोष्णं क्षीरं सत्रिवृच्चूर्णं वै पिबेत्॥

પિત્તની તથા રક્તની અધિકતાવાળા વાતરક્તમાં ગોમૂત્રથી સંયુક્ત કરેલું અને દોષનું અનુલોમન કરનાર શેડકઢું દૂધ નસોતરનું ચૂર્ણ નાખી પીવું. ૬૯

એરંડિયું તેલ અને દૂધ પીવાનો પ્રયોગ

क्षीरेणैरण्डतैलं वा प्रयोगेण पिबेन्नरः।
बहुदोषे विरेकार्थं जीर्णे क्षीरोदनाशनः॥७०॥

अन्वयः-बहुदोषे नरः विरेकार्थं क्षीरेण एरण्डतैलं वा प्रयोगेण पिबेत्, जीर्णे (च) क्षीरोदन-अशनः (भवेत्)॥

અથવા ઘણા દોષોથી યુક્ત વાતરક્તમાં માણસે રેચ માટે દૂધની સાથે એરંડિયું તેલ પ્રયોગથી પીવું અને તે પચી જાય તે પછી દૂધ-ભાતનું ભોજન કરવું. ૭૦

કડવાં પરવળ વગેરેનો ક્વાથ

पटोलं त्रिफला भीरुर्गुडूची कटुरोहिणी।
क्वाथः पित्ताधिके शस्तः शर्करामधुसंयुतः॥७१

अन्वयः-पित्ताधिके पटोलं त्रिफला भीरुः गुडूची कटु-

रोहिणी-क्वाथः शर्करा-मधुसयुतः शस्तः ( भवति )॥

પિત્તની અધિકતાવાળા વાતરક્તમાં કડવાં પરવળ, ત્રિફળા, શતાવરી, ગળો અને કડુનો ક્વાથ સાકર તથા મધ નાખી પીવો તે ઉત્તમ છે.

કડવાં ઔષધોથી પકવેલું ઘી વગેરે

तिक्तस्य सर्पिषः पानं बहुशश्च विरेचनम् ।
वमनं मृदुनाऽत्यर्थं स्नेहपानं विलङ्घनम् ॥७२॥
कोष्णाः सेकाश्च शस्यन्ते वातरक्ते कफोत्तरे ।
तैलमूत्रसुराशुक्तैः परिषेकाः सदा हिताः ।
गौरसर्षपकल्केन प्रदेहो वा रुजापहः ॥ ७३ ॥

अन्वय -कफोत्तरे वातरक्ते तिक्तस्य सर्पिषः पान, च बहुशः विरेचन, अत्यर्थं मृदुना वमन स्नेहपान विलङ्घन, कोष्णाः च सेकाः शस्यन्ते। तैल-मूत्र-सुरा-शुक्तैः परिषेका सदा हिताः, गौर-सर्षपयुक्तेन वा प्रदेहः रुजापहः ( भवति ) ॥

કફની અધિકતાવાળું વાતરક્ત હોય તો કડવા ઔષધોથી પકાવેલું ઘી પીવું, ઘણી વાર રેચ લેવો, અત્યંત કોમળ દ્રવ્યથી થોડીક ઊલટી કરવી, સ્નેહપાન કરવું, લંઘન કરવું અને સહેવાય તેવા ઊના પદાર્થોથી સિંચન કરવાં, એ વખણાય છે; તેમ જ તેલ, ગોમૂત્ર, મધ અને (પ્રથમ ખંડના સંધાનવર્ગમાં કહેલ) શુક્તોનાં સિંચન કરવાં, એ હિતકારી છે; અથવા ધોળા સરસવનો કલ્ક કરી તેનુ સારી પેઠે જાડું લેપન કરવાથી પણ પીડા મટી જાય છે. ૭૨,૭૩

સરગવો અને વાયવરણાના કલ્કનો લેપ

सवरुणशिग्रोः कल्का, धान्याम्लेनानिलार्तिजिल्लेपात् । भवति न वेति विकल्पो, न विधेयः सिद्धयोगेऽस्मिन् ॥ ७४ ॥

अन्वयः-सवरुणशिग्रोः धान्याम्लेन कल्क लेपात् अनिलार्तिजित् (भवति), अस्मिन् सिद्धयोगे 'भवति वा न' इति विकल्पः न विधेयः॥

સરગવાનો અને વાયવરણાનો (પ્રથમ ખંડના સંધાનવર્ગમાં કહેલ) ધાન્યામ્લથી કલ્ક કરી તેનું લેપન કરવાથી વાતરક્તની પીડા મટી જાય છે. આ ઉપાય સિદ્ધયોગ છે, તે વિષે આ સફળ થશે કે નહિ, એવો સંશય કરવો નહિ. ૭૪

બીજા ત્રણ લેપો

कल्कः श्लेष्मोत्तरे लेपो वाजिगन्धातिलोद्भवः ।
लेपः सर्षपनिम्बार्कहिंस्राक्षारतिलैर्हितः ॥
श्रेष्ठः सक्तुघृतक्षारकपित्थत्वग्भिरेव च ॥ ७५ ॥

अन्वयः-श्लेष्मोत्तरे वाजिगन्ध-तिल-उद्भवः कल्कः लेपः (हितः), सर्षप-निम्ब-अर्क-हिंस्रा-क्षारतिलैः लेपः हितः, च सक्तु-घृत-क्षार-कपित्थत्वग्भिः एव (लेपः) श्रेष्ठः ॥

કફની અધિકતાવાળા વાતરક્તમાં આસંધ અને તલના કલ્કનો લેપ, અથવા સરસવ, લીંબડો, આકડો, જટામાંસી, જવખાર અને તલનો લેપ હિતકારી છે; અથવા સાથવો, ઘી, જવખાર અને કોઠની છાલનો લેપ શ્રેષ્ઠ ગણાય છે. ૭૫

મસૂર અને સરગવાનો લેપ તથા સિંચન

मसूरशिग्रोस्तद्बीजं हितं धान्याम्लसंयुतम् ।
मुहूर्तांल्लिप्तमम्लैश्च सिञ्चेद्वातकफोत्तरे ॥ ७६ ॥

अन्वयः-वातकफोत्तरे मसूरशिग्रोः तद्बीज धान्याम्ल-सयुतं मुहूर्तात् लिप्त हित, च अम्लैः सिञ्चेत् ॥

વાયુ તથા કફની અધિકતાવાળા વાતરક્તમાં મસૂરની દાળ અને સરગવાનાં બીજોને ધાન્યામ્લથી વાટી તેનો બે ઘડી સુધી લેપ રાખી તે પછી ખાટા પદાર્થથી સિંચન કરવું.

મોથ, આમળાં ને હળદરનો ક્વાથ

मुस्तामलकनिशाभिः, क्वथितं तोयं समाक्षिकं पेयम् । जयति सदागतिरक्तं, सकफं वा सततयोगेन ॥ ७७ ॥

अन्वयः-मुस्ता-आमलक-निशाभिः क्वथितं तोयं समाक्षिक पेयम्, सततयोगेन सदागतिरक्तं सकफ वा जयति॥

મોથ, આમળાં અને હળદરથી કરેલો ક્વાથ મધ નાખી પીવો; આનો હમેશાં ઉપયોગ કરવાથી એકલું વાતરક્ત અથવા કફની અધિકતાવાળું વાતરક્ત મટે છે. ૭૭

હળદર તથા ગળોનો ક્વાથ,
ત્રિફળાનો ક્વાથ અને હરડેચૂર્ણ

हरिद्राऽमृतकक्वाथं मधुना मधुरीकृतम् ।
पिबेद्वा त्रिफलाक्वाथं वातरक्ते कफाधिके ॥
हरीतकीं वा तक्रेण पाययेदुदकेन वा ॥ ७८ ॥

अन्वयः-कफाधिके वातरक्ते हरिद्रा-अमृतक्वाथ वा त्रिफलाक्वाथ मधुना मधुरीकृत पिबेत्, वा तक्रेण वा

-उदकेन हरीतकीं पाययेत् ॥

કફની અધિકતાવાળા વાતરક્તમાં હળદરનો તથા ગળોનો ક્વાથ અથવા ત્રિફલાનો ક્વાથ મધથી મીઠો કરેલ પીવો; અથવા તક્ર-છાશ કે પાણી સાથે હરડેનું ચૂર્ણ પાવું. ૭૮

ઘરના ધુમાડાની ધૂંસ વગેરેનો લેપ

गृहधूमो वचा कुष्ठं शताह्वा रजनीद्वयम् ।
प्रलेपः शूलनुद्वातरक्ते वातकफात्तरे ॥ ७९ ॥

अन्वयः—गृहधूमः वचा कुष्ठ शताह्वा रजनीद्वयं प्रलेपः वातकफोत्तरे वातरक्ते शूलनुत् ॥

ઘરના ધુમાડાની ધૂંસ, જવ, કઠ, સુવા, હળદર અને દારુહળદરનો પ્રલેપ વાયુની તથા કફની અધિકતાવાળા વાતરક્તમાં થતા શૂળને મટાડે છે. ૭૯

ગોમૂત્ર સાથે ગળો વગેરેનો કલ્ક પીવો

अमृताकटुकायष्टीशुण्ठीकल्कं समाक्षिकम् ।
गोमूत्रपीतं जयति सकफं वातशोणितम् ॥८०॥

अन्वयः—अमृता—कटुका—यष्टी—शुण्ठीकल्कं समाक्षिकं गोमूत्रपीतं सकफं वातशोणितं जयति ॥

ગળો, કડુ, જેઠીમધ અને સૂંઠનો કલ્ક કરી મધ નાખી ગોમૂત્રની સાથે પીધો હોય તો તે કફની અધિકતાવાળા વાતરક્તમાં નીકળતાં શૂળને મટાડે છે. ૮૦

ત્રિફળા, હળદર અને મોથનો ક્વાથ

धात्रीहरिद्रामुस्तानां कषायं वा समाक्षिकम् ८१

अन्वयः—धात्री—हरिद्रा—मुस्तानां वा कषायं समाक्षिकं (पेयम्) ॥

અથવા આમળાં, હળદર અને મોથનો ક્વાથ મધ નાખી પીવો (તે વાતરક્તને મટાડે છે). ૮૧

લાંગલીગુટિકા+

लाङ्गल्यास्त्वमृतातुल्यं कन्दमुद्धृत्य यत्नतः ।
योजयेत् त्रिफलालोहरजस्त्रिकटुकैः समैः ॥८२॥
गुग्गुल्वमृतवल्लीभिर्द्राक्षाशुङ्गरसेन वा ।
त्रिफलाया रसैर्युक्ता गुटिकाः कोलसंमिताः ॥८३॥
भक्षयेन्मधुनाऽऽलोड्य शृणु कुर्वन्ति यत् फलम् ।
पादस्फुटितं दुर्भग्नं जानुप्राप्तं च यद्भवेत् ॥८४॥
यच्च देहोद्गतं रक्तं यच्चाऽसाध्यं प्रकीर्तितम् ।
घ्नन्त्येता भक्षमाणस्य प्रबलं वातशोणितम् ॥८५॥

अन्वयः—लाङ्गल्याः कन्दं तु अमृतातुल्यं यत्नतः उद्धृत्य त्रिफला—लोहरजस्—त्रिकटुकैः समैः योजयेत, (ततः) गुग्गुलु—अमृतवल्लीभिः, द्राक्षा—शुङ्गरसेन वा त्रिफलायाः रसैः युक्ताः कोलसंमिताः गुटिकाः (कृत्वा) मधुना आलोड्य भक्षयेत्, (ताः) यत् फलं कुर्वन्ति, (तत्) शृणु—एताः भक्षमाणस्य प्रबलं वातरक्तं यत् पादस्फुटितं, दुर्भग्नं च जानुप्राप्तं भवेत्, यद् असाध्यं च प्रकीर्तितं (यत्) देहोद्गतं च रक्तं(तद्) एताः घ्नन्ति ॥

કલિહારીનાં કંદને બરાબર ગળો જેટલાં કાઢી લાવી તેમાં હરડે, બહેડાં, આમળાં, લોઢાનું ચૂર્ણ, સુંઠ, મરી અને પીપર સમભાગે મેળવવાં; પછી ગૂગળથી તથા ગળોના સ્વરસથી અથવા દ્રાક્ષના ડીંટિયાના રસથી કે ત્રિફલાના રસથી તેની બોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળીઓને મધમાં કાલવી જે માણસ ખાય તેનું પ્રબલ વાતરક્ત, જે પગમાં ફાટેલું હોય, ખરાબ રીતે અવયવોને ભાંગતું હોય, ગોઠણ સુધી પહોંચેલું હોય તથા જે અસાધ્ય કહેલું છે, તેને તથા દેહમાંથી નીકળતા રુધિરને પણ તે ગોળીઓ મટાડે છે.

टीका—संसर्गे संनिपाते च क्रियापथ्यमुक्तं मिश्रं कुर्यात् ॥
દ્વિદોષમાં તથા સંનિપાતમાં કહેલ ક્રિયા તથા પથ્ય મિશ્ર કરવાં.

બલા ઘૃત*

बलामतिबलां मेदामात्मगुप्तां शतावरीम् ।
काकोलीं क्षीरकाकोलीं रास्नां मृद्वीं च पेषयेत् ॥८६
घृतं चतुर्गुणे क्षीरे तैः सिद्धं वातरक्तनुत् ।
हृत्पाण्डुरोगवीसर्पकामलादाहनाशनम् ॥ ८७ ॥

अन्वयः—बलाम् अतिबलां मेदाम् आत्मगुप्तां शतावरीं काकोलीं क्षीरकाकोलीं रास्नां च मृद्वीं पेषयेत्, तैः चतुर्गुणे क्षीरे सिद्धं घृतं वातरक्तनुत् (तथा) हृत्—पाण्डुरोग—वीसर्प—कामला—दाहनाशनम् ॥

બલા તથા અતિબલા નામની બે જાતની ખપાટો, મેદા, કૌચાં, શતાવરી, કાકોલી, ક્ષીરકાકોલી, રાસ્ના અને દ્રાક્ષનો કલ્ક કરવો; તે નાખી ચોગણા દૂધમાં પકાવેલું ઘી વાતરક્તને

+ लाङ्गलीकन्दप्रधाना गुटिका—જેમાં કલિહારીનાં કંદ મુખ્ય હોય છે, તે ગળો વગેરે ઓસડિયાંની ગોળીઓ, લાંગલીગુટિકા કહેવાય છે.

* बलादिसिद्धं घृतं—ખપાટ વગેરે ઓસડિયાંના કલ્કયુક્ત દૂધમાં પકવેલું ઘી, બલા-ઘૃત કહેવાય છે.

મટાડે છે તથા હૃદયરોગ, પાંડુરોગ, રતવા કમળો અને દાહનો પણ નાશ કરે છે. ૮૬,૮૭

### અપરપિંડ-તૈલ

बलास्थिरानागबलागुडूचीशतावरीकल्क-कषायसिद्धम्। तैलं विदध्यादनुवासनेषु, तद्वातरक्तं शमयत्युदीर्णम् ॥ ८८ ॥

अन्वयः-बला-स्थिरा-नागबला-गुडूची-शतावरी-कल्ककषायसिद्धं तैलम् अनुवासनेषु विदध्यात्, तद् उदीर्णं वातरक्तं शमयति ॥

ખપાટ, સમેરવો, નાગબલા નામની ખપાટ, ગળો અને શતાવરીનો કલ્ક નાખી તેના કવાથમાં પકાવેલું તેલ અનુવાસનબસ્તિ આપવામાં ઉપયોગમાં લેવું; તે પ્રબળ વાતરક્તને પણ મટાડે છે. ૮૮

### પારૂષક ઘૃત

त्रायन्तिका चामलकी द्विकाकोली शतावरी ।
कसेरुकाकषायेण कल्कैरेभिः पचेद् घृतम् ॥ ८९ ॥
उभे परूपके द्राक्षाकाश्मर्यः ससुरद्रुमाः ।
पृथग्विदार्याः स्वरसं तथा क्षीरं चतुर्गुणम् ॥९०॥
एतदायोजितं सर्पिः पारूषकमिति स्मृतम् ।
वातरक्ते क्षते क्षीणे वीसर्पे पैत्तिके ज्वरे ॥ ९१ ॥

अन्वयः-त्रायन्तिका आमलकी द्विकाकोली शतावरी च कसेरुका, एभिः कषायेण, उभे परूषके द्राक्षाकाश्मर्यः ससुरद्रुमाः, एभिः कल्कैः, तथा पृथक् विदार्याः स्वरसं, चतुर्गुणं क्षीरं घृतं (च) पचेत्, वातरक्ते क्षते क्षीणे वीसर्पे पैत्तिके ज्वरे आयोजितम् एतत् सर्पिः पारूषकम् इति स्मृतम् ॥

ત્રાયમાણ, આંબલી, કાકોલી, ક્ષીરકાકોલી, શતાવરી અને કસેલાંનો કવાથ કરી, બે જાતનાં ફાલસાં, દ્રાક્ષ, સીવણનાં ફળ તથા દેવદારનો કલ્ક કરી તે કવાથથી, કલ્કથી તથા વિદારીકંદના સ્વરસથી ચોગણા દૂધમાં ઘી પકાવવું. વાતરક્ત, ક્ષત, ક્ષીણપણું, વીસર્પ તથા પિત્તજ્વર ઉપર વપરાતું આ ઘી 'પારૂષક ઘૃત'+ કહેવાય છે. ૮૯—૯૧

+ परूषकादेः अयं कल्कः पारूषकः, पारूषकपक्वं घृतं-पारूषकघृतम्-બે જાતનાં ફાલસાં વગેરેનો કલ્ક જેમાં મુખ્ય હોય છે, એવાં બીજાં ઓસડિયાં વગેરેથી પકવેલું ઘી પારૂષક ઘૃત કહેવાય છે.

### શતાવરી ઘૃત

शतावरीकल्कगर्भे रसे तस्याश्चतुर्गुणे ।
क्षीरतुल्यं घृतं सिद्धं वातशोणितनाशनम् ॥९२॥

अन्वयः-शतावरी-कल्क-गर्भे तस्याः चतुर्गुणे रसे क्षीरतुल्यं घृतं सिद्धं वातशोणितनाशनम् भवति ॥

શતાવરીનો કલ્ક નાખી તેનાથી ચોગણા શતાવરીના જ સ્વરસમાં દૂધના જેટલું ઘી પકાવવું, એટલે તે 'શતાવરી-ઘૃત'× તૈયાર થાય છે. આ ઘી (ઉપયોગ કરવાથી) વાતરક્તનો નાશ કરે છે. ૯૨

### ઋષભક ઘૃત

÷श्रावणीक्षीरकाकोलीक्षीरिकाजीवकैः समैः ।
सिद्धं स्वर्षभकं सर्पिः सक्षीरं वातरक्तनुत् ॥९३॥

अन्वयः-श्रावणी-क्षीरकाकोली-क्षीरिका-जीवकैः समैः सिद्धं सक्षीरं तु सर्पिः वातरक्तनुत् (भवति) ॥

ગોરખમુંડી, ક્ષીરકાકોલી, વંશલોચન અને જીવક સમભાગે લઈ, કલ્ક કરી, તે કલ્ક નાખી તેનાથી ચોગણા દૂધમાં પકાવેલું ઘી 'ઋષભક ઘૃત'+ કહેવાય છે. આ ઘી વાતરક્તને મટાડે છે. ૯૩

टीका-अत्र क्षीरं चतुर्गुणम्।

### ગુડૂચી ઘૃત*

गुडूचीक्वाथकल्काभ्यां सपयस्कं घृतं शृतम् ।
हन्ति वातं तथा रक्तं कुष्ठं जयति दुस्तरम् ॥९४॥

अन्वयः-गुडूचीक्वाथ-कल्काभ्यां सपयस्कं घृतं शृतं वातं तथा रक्तं हन्ति, दुस्तरं कुष्ठं जयति ॥

ગળોનો કવાથ અને કલ્ક નાખી તેનાથી ચોગણા દૂધમાં પકાવેલું ઘી વાતરક્તને તથા મટવા મુશ્કેલ કોઢને પણ મટાડે છે. ૯૪

× शतावरीकल्कपक्वं घृतं-શતાવરીનો કલ્ક નાખી શતાવરીના રસમાં પકાવેલું ઘી, શતાવરીઘૃત કહેવાય છે.

÷ આ શ્લોકમાં 'श्रावणी'ના બદલે 'ऋषभ' શબ્દ કાશીના પુસ્તકમાં છે.

+ ऋषभकादिपक्वं घृत-ગોરખમુંડી વગેરેના કલ્કથી પકાવેલું ઘી, ઋષભકઘૃત કહેવાય છે.

* गुडूचीक्वाथकल्काभ्यां पक्वं घृतम्-ગળોના કવાથમાં ગળોનો કલ્ક નાખી પકવેલું ઘી ગુડૂચીઘૃત કહેવાય છે.

ઘૃત પકાવવા સંબંધે સૂચન

क्षीरं स्नेहसमं दद्याच्चतुर्भिश्च चतुर्गुणम्।
एकद्वित्रिद्रवद्रव्यैः कुर्यात्स्नेहाच्चतुर्गुणम् ॥ ९५ ॥

अन्वयः-चतुर्भिः (द्रव्यैः) क्षीरं चतुर्गुणं स्नेहसमं च दद्यात्, एक-द्वि-त्रि-द्रवद्रव्यैः स्नेहात् चतुर्गुणं क्षीरं कुर्यात् ॥

ચાર ક્વાથ કે કલ્કરૂપ દ્રવ્યોથી ઘી પકાવવું હોય ત્યારે તેમાં દ્રવ્યોથી ચારગણું દૂધ અને દૂધ જેટલું ઘી લેવું; અને એક, બે કે ત્રણ પ્રવાહી દ્રવ્યોથી ઘી પકાવવું હોય ત્યારે ઘીથી ચારગણું દૂધ લેવું. ૯૫

બીજા પ્રકારનું ગુડૂચી ઘૃત

अमृतायाः कषायेण कल्केन च महौषधात्।
मृद्वग्निना घृतं सिद्धं वातरक्तहरं परम् ॥ ९६ ॥
आमवाताढ्यवातादीन् कृमिकुष्ठव्रणानपि।
अर्शांसि गुल्मांश्च तथा नाशयेदाशु योजितम् ॥९७

अन्वयः-अमृतायाः कषायेण महौषधात् कल्केन च मृदु-अग्निना सिद्धं घृतं परं वातरक्तहरम् (भवति), तथा आशु योजितं (तत्) आमवात-आढ्यवात-आदीन् कृमि-कुष्ठ-व्रणान् अर्शांसि च गुल्मान् अपि नाशयेत् ॥

ગળોનો ક્વાથ અને સૂંઠનો કલ્ક નાખી ધીમા અગ્નિથી પકાવેલું ઘી વાતરક્તને અત્યંત મટાડે છે અને તરત જ ઉપયોગમાં તે લીધું હોય તો આમવાત તથા ઊરુસ્તંભ વગેરે વાતરોગ, કૃમિ, કોઢ, વ્રણ, અર્શસ્ તથા ગોળો, એ રોગોનો પણ નાશ કરે છે. ૯૬,૯૭

ત્રીજા પ્રકારનું ગુડૂચી ઘૃત

अमृतास्वरसविपक्वं, सर्पिस्तत् कल्कसाधितं पीतम्। अपहरति वातरक्तं, उत्तानं चावगाढं च ॥ ९८ ॥

अन्वयः-अमृता-स्वरस-विपक्वं तत्-कल्कसाधितं सर्पिः पीतं (सत्) उत्तानं च अवगाढं वातरक्तम् अपहरति ॥

ગળોના સ્વરસમાં ગળોનો જ કલ્ક નાખી પકાવેલું ઘી પીધું હોય તો તે છીછરા-ઉપલક કે ઊંડા પણ વાતરક્તરોગને મટાડે છે. ૯૮

ચોથા પ્રકારનું ગુડૂચી ઘૃત

अमृतायाः पलशतं जलद्रोणावशेषितम्।
घृतप्रस्थं विपक्तव्यं कल्कादष्टौ पलानि च ॥९९॥
चतुर्गुणेन पयसा वातासृक्कुष्ठनाशनम्।
कामलापाण्डुरोगघ्नं प्लीहकासज्वरापहम् ॥१००॥

अन्वयः-अमृतायाः पलशतं जलद्रोण-अवशेषितं (कृत्वा अमृतायाः एव) कल्कात् च अष्टौ पलानि (समादाय तत्र क्वाथे) चतुर्गुणेन पयसा घृतप्रस्थं विपक्तव्यम्, (तद्) वातासृक्-कुष्ठनाशनं कामला-पाण्डु-रोगघ्नं प्लीह-कास-ज्वर-अपहम् (भवति) ॥

ચારસો તોલા ગળોનો એક હજાર ને ચોવીશ તોલા પાણીમાં ક્વાથ કરી તે ક્વાથ તથા ગળોનો કલ્ક બત્રીસ તોલા નાખી ચોગણા દૂધમાં ઘી પકાવવું; એ ઘી વાતરક્ત, કોઢ, કમળો, પાંડુરોગ, બરલનો રોગ, ઉધરસ અને તાવનો નાશ કરે છે. ૯૯,૧૦૦

અમૃતાદ્ય ઘૃત અથવા પાંચમા પ્રકારનું ગુડૂચી ઘૃત

अमृता मधुकं द्राक्षा त्रिफला नागरं बला।
वासारग्वधवृश्चीरदेवदारुत्रिकण्टकम् ॥ १०१ ॥
कटुका रोहिणी कृष्णा काश्मर्यस्य फलानि च।
रास्नाक्षुरकगन्धर्ववृद्धदारघनोत्पलैः ॥ १०२ ॥
कल्कैरेभिः समैः कृत्वा सर्पिःप्रस्थं विपाचयेत्।
धात्रीरसः समो देयो वारित्रिगुणसंयुतः ॥१०३॥
सम्यक् सिद्धं च विज्ञाय भोज्ये पाने च शस्यते।
बहुदोषोत्थिते वातरक्तेन सह मूर्च्छिते ॥ १०४ ॥
उत्ताने चापि गम्भीरे त्रिकजङ्घोरुजानुके।
क्रोष्टुशीर्षे महाशूले आमवाते सुदारुणे ॥ १०५ ॥
दाहरोगोपसृष्टस्य वेदनां चातिदुस्तराम्।
मूत्रकृच्छ्रमुदावर्तं प्रमेहं विषमज्वरान् ॥ १०६ ॥
एतान् सर्वान् निहन्त्याशु वातपित्तकफोत्थितान्।
सर्वकालोपयोगेन वर्णायुर्बलवर्धनम्।
अश्विभ्यां निर्मितं श्रेष्ठं घृतमेतदनुत्तमम् ॥ १०७ ॥

अन्वयः-अमृता मधुकं द्राक्षा त्रिफला नागरं बला वासा आरग्वध-वृश्चीर-देवदारु-त्रिकण्टकं कटुका रोहिणी कृष्णा च काश्मर्यस्य फलानि रास्ना-क्षुरक-गन्धर्व-वृद्धदार-घनोत्पलैः, एभिः समैः कल्कैः कृत्वा धात्रीरसः वारित्रिगुणसंयुतः देयः, (तत्र च) सर्पिःप्रस्थं विपाचयेत्, सम्यक् सिद्धं च विज्ञाय भोज्ये च पाने शस्यते, बहुदोष-उत्थिते वातरक्तेन सह मूर्च्छिते उत्ताने च गम्भीरे अपि, त्रिक-जङ्घा-ऊरु-जानुके (वाते), क्रोष्टुशीर्षे महाशूले सुदारुणे आमवाते (प्रयुज्यते, तथा) दाहरोग-उपसृष्टस्य च अतिदुस्तरां वेदनां मूत्रकृच्छ्रम् उदावर्तं प्रमेहं विषमज्वरान्, एतान् सर्वान् वात-पित्त-

-कफ-उत्थितान् (रोगान्) आशु निहन्ति, अश्विभ्यां निर्मितं श्रेष्ठम् अनुत्तमम् एतद् घृतं सर्वकाल-उपयोगेन वर्ण-आयुर्-बलवर्धनम् (भवति)॥

ગળો, જેઠીમધ, દ્રાક્ષ, ત્રિફલા, સૂંઠ, ખપાટ, અરડૂસો, ગરમાળો, ધોળી સાટોડી, દેવદાર, ગોખરુ, કડુ, મજીઠ, પીપર, સીવણનાં ફળ, રાસ્ના, એખરો, એરંડો, વરધારો, મોથ અને નીલકમલ સમભાગે લઈ કલ્કો કરી તે કલ્કો નાખીને ચોસઠ તોલા આમળીના રસમાં અને તેથી ત્રણગણા પાણીમાં ચોસઠ તોલા ઘી પકાવવું. સારી પેઠે પાકયા પછી ભોજનમાં તથા પીવામાં એ ઘીનો ઉપયોગ કરવો ઉત્તમ છે; તેમ જ ઘણા દોષોથી થયેલા વાતરક્ત સાથે ફેલાયેલ ઉપરના ભાગના કે ઊંડા તે તે રોગ પર આ ઘી સારું કામ કરે છે. વળી ફૂલાના સાંધામાં, પિંડીઓમાં, સાથળોમાં કે ગોઠણમાં થયેલા વાયુરોગ ઉપર, કોષ્ટુકશીર્ષ ઉપર, મહાશૂળ ઉપર તથા મહાદારુણ આમવાત ઉપર પણ આ ઘી વખણાય છે; તેમ જ દાહરૂપી રોગથી પીડાયેલા માણસની મટવી ઘણી મુશ્કેલ વેદના, મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત, પ્રમેહ અને વિષમજ્વરો, એ સઘળા વાયુ, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલા રોગોનો આ ઘી તરત નાશ કરે છે. અશ્વિનીકુમારોએ બનાવેલા આ શ્રેષ્ઠ સર્વોત્તમ ઘીનો સર્વકાળ ઉપયોગ કરવાથી કાંતિ, આયુષ તથા બળનો તે વધારો કરે છે.

### છઠ્ઠા પ્રકારનું ગુડૂચી ઘૃત

गुडूचीस्वरसे सर्पिर्जीवनीयैश्च साधितम्।
कल्काच्चतुर्गुणैः क्षीरैः सिद्धं वाऽप्यसृग्वातनुत् १०८

अन्वयः-गुडूची-स्वरसे जीवनीयैः च कल्कात् चतुर्गुणैः क्षीरैः साधितं सर्पिः अपि सिद्धं वा असृग्वातनुत् (भवति)॥

ગળોના સ્વરસથી અને જીવનીય ગણના કલ્કથી ચોગણા દૂધમાં પકાવેલું ઘી પણ સિદ્ધ થઈ વાતરક્તનો નાશ કરે છે. ૧૦૮

### મહાગુડૂચી ઘૃત

अमृतायाः शतं प्राप्य जलद्रोणे विपाचयेत्।
चतुर्भागावशिष्टं तु घृतप्रस्थं विपाचयेत् ॥१०९॥
क्षीरं चतुर्गुणं तत्र दापयेन्मतिमान् भिषक्।
कल्कं चात्र प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥११०॥
काकोलीं क्षीरकाकोलीं जीवकर्षभकौ च यत्।
शतावरीं पयस्यां च मधुकं नीलमुत्पलम् ॥१११॥
अश्वकन्दस्य मूलानि स्थिरां च कटुरोहिणीम्।
ऋद्धिं वृद्धिं तथा मेदे श्वदंष्ट्रां बृहतीद्वयम् ॥११२॥
गुडूचीं पिप्पलीं रास्नां वासकं चापि संहरेत्।
तदेकस्थं समैर्भागैः पाचयेन्मृदुनाऽग्निना ॥११३॥
पानाभ्यञ्जननस्येषु परिषेके च दापयेत्।
वातरक्तं सशोषाढ्यं सदाहं क्रोष्टुशीर्षकम् ॥११४॥
खञ्जोरुस्तम्भवातं च वातरक्तं सुदारुणम्।
बहूदितं वातकृच्छ्रं गृध्रसीं वातकण्टकम् ॥
नाशयेद्योजितं सर्पिर्धन्वन्तरिवचो यथा ॥ ११५ ॥

अन्वयः-मतिमान् भिषक् अमृतायाः शतं प्राप्य जलद्रोणे विपाचयेत्, चतुर्भाग-अवशिष्टे तु घृतप्रस्थं विपाचयेत्, तत्र क्षीरं चतुर्गुणं दापयेत्, अत्र च कल्कं यथावत् अनुपूर्वशः प्रवक्ष्यामि-काकोलीं क्षीरकाकोलीं जीवक-ऋषभकौ, च शतावरीं पयस्यां च मधुकं यत् नीलम् उत्पलम् अश्वकन्दस्य मूलानि स्थिरां च कटुरोहिणीं ऋद्धिं वृद्धिं तथा मेदे श्वदंष्ट्रां बृहतीद्वयं गुडूचीं पिप्पलीं रास्नां च वासकम् अपि संहरेत्, तत् समैः भागैः एकस्थं मृदुना अग्निना पाचयेत्, धन्वन्तरिवचः यथा पान-अभ्यञ्जन-नस्येषु परिषेके च दापयेत्, योजितं (च एतत्) सर्पिः सशोषाढ्यं सदाहं वातरक्तं क्रोष्टुशीर्षकं खञ्ज-ऊरुस्तम्भ-वात-सुदारुणं वातरक्तं बहु-उदितं वातकृच्छ्रं गृध्रसीं वातकण्टकं नाशयेत्॥

બુદ્ધિમાન વૈદ્યે ચારસો તોલા ગળોને એક હજાર ને ચોવીસ તોલા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથમાં ચોસઠ તોલા ઘી તથા ચોગણું દૂધ નાખવાં; પછી તેમાં જે કલ્ક નાખવાનો છે તે બરાબર હું કહું છું: કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, શતાવરી, વિદારીકંદ, જેઠીમધ, નીલકમળ, આસંધનાં મૂળ, સમેરવો, કડુ, ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, ગોખરુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગળો, પીપર, રાસ્ના અને અરડૂસો, એટલાં ઓસડિયાંનો સમભાગે કલ્ક કરી તે બધું-કવાથ-ઘી-દૂધ-કલ્ક-એકઠું કરી ધીમા અગ્નિથી તે પકાવવું, એટલે તે 'મહાગુડૂચી ઘૃત' તૈયાર

થાય છે. ધન્વંતરિનું વચન છે કે આ ઘીનો પીવામાં, માલિશમાં, નસ્યમાં તથા સિંચનમાં ઉપયોગ કરવો; તેથી શોષ તથા દાહવાળું વાતરક્ત, ક્રોષ્ટુશીર્ષક, ખંજવાત, ઊરુસ્તંભ, દારુણ વાતરક્ત, બહુ જ થયેલું વાયુનું કષ્ટ, ગૃધ્રસી અને વાતકંટક એટલા રોગોનો તે નાશ કરે છે. ૧૦૯–૧૧૫

### શતાહ્વાદિ તૈલ+

क्वाथेन शतपुष्पायाः कुष्ठस्य मधुकस्य च ।
एकैकं साधयेत्तैलं वातरक्तरुजापहम् ॥ ११६ ॥

अन्वयः–एकैकं तैलं शतपुष्पायाः कुष्ठस्य च मधुकस्य क्वाथेन साधयेत्, (तत्) वातरक्तरुजा–अपहम् ॥

એકના એક જ તેલને પ્રથમ સુવાના ક્વાથથી, પછી કઠના ક્વાથથી અને તે પછી જેઠીમધના ક્વાથથી પકાવવું. એ તેલ વાતરક્તની પીડાનો નાશ કરે છે. ૧૧૬

### મહાપિંડ તૈલ

सारिवाऽरिष्टकूष्माण्डपोतकीभस्मजाम्बुना ।
गुडूचीगव्यदुग्धाभ्यां कर्मरङ्गरसेन च ॥ ११७ ॥
विपचेत्तिलजं तैलं दत्त्वैतानि भिषग्वरः ।
काकोल्यौ जीवकं मेदे शताह्वाक्षीरिणीयुतैः ॥ ११८ ॥
जिङ्गीसिक्थामृतानन्तासर्जसैन्धवचन्दनैः ।
हन्याद्वातास्रजं घोरं स्फुटितं गलितं तथा ॥ ११९ ॥
चर्मदलाख्यं पामादींस्त्वग्दोषांश्च विपादिकाम् ।
कुष्ठान्यर्शांसि वीसर्पं व्रणशोथं भगन्दरम् ॥ १२० ॥
न सोऽस्ति वातरक्तस्य विकारो योऽभिवर्धितः ।
यं न हन्यात् प्रसह्यैतत्पिण्डतैलं महत् स्मृतम् ॥ १२१ ॥

अन्वयः–भिषग्वरः सारिवा–अरिष्ट–कूष्माण्ड–पोतकी–भस्मज–अम्बुना, गुडूची–गव्यदुग्धाभ्यां च कर्मरङ्गरसेन, (तथा) काकोल्यौ जीवकं मेदे शताह्वा–क्षीरिणीयुतैः जिङ्गी–सिक्थ–अमृता–अनन्ता–सर्ज–सैन्धव–चन्दनैः एतानि दत्त्वा तिलजं तैलं साधयेत्, एतत् महत् पिण्डतैलं स्मृतम्, तत् वातास्रजं स्फुटितं तथा गलितं घोरं चर्मदलाख्यं पामादीन् त्वग्दोषं च विपादिकां कुष्ठानि अर्शांसि वीसर्पं व्रणशोथं भगन्दरं हन्यात्, वातरक्तस्य यः अभिवर्धितः विकारः सः न अस्ति, यम् एतत् महत् स्मृतं पिण्डतैलं प्रसह्य न हन्यात् ॥

ઉત્તમ વૈદ્યે ઉપલસરી, લીંબડો, કોળું અને પોથીની ભસ્મના પાણીથી, ગળોના ક્વાથથી, ગાયના દૂધથી, કર્મરંગ નામના લીંબુના રસથી અને કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, મેદા, મહામેદા, સુવા, રાણ, મજીઠ, મીણ, ગળો, ઉપલસરી, રાળ, સિંધવ અને રતાંજલી, એટલાંના કલ્ક નાખી તલનું તેલ પકાવવું; એ તેલ 'મહાપિંડ તૈલ'× કહેવાય છે. આ તેલ (ઉપયોગથી) ફાટેલુ તથા ગળતું ભયંકર વાતરક્ત, ચર્મદલ, ખસ વગેરે ચામડીના દોષ, વિપાદિકા, કોઢ, અર્શસ, વીસર્પ, વ્રણનો સોજો તથા ભગંદરનો નાશ કરે છે. વાતરક્તનો એવો કોઈ વધેલો વિકાર નથી, જેને આ મહાપિંડ તૈલ બળથી ન મટાડે–અર્થાત્ વાતરક્તના દરેક વિકારોને આ તૈલ અવશ્ય મટાડે જ છે. ૧૧૭–૧૨૧

### પિંડ તૈલ*

सारिवासर्जमञ्जिष्ठायष्टीसिक्थैः पयोऽन्वितैः ।
तैलं पक्वं प्रयोक्तव्यं पिण्डाख्यं वातशोणिते ॥ १२२ ॥

अन्वयः–सारिवा–सर्ज–मञ्जिष्ठा–यष्टी–सिक्थैः पयोऽन्वितैः पक्वं पिण्डाख्यं तैलं वातशोणिते प्रयोक्तव्यम् ॥

ઉપલસરી, રાળ, મજીઠ, જેઠીમધ અને મીણના કલ્કો નાખી ચોગણા દૂધમાં પકાવેલ પિંડ નામના આ તેલનો વાતરક્ત ઉપર ઉપયોગ કરવો. ૧૨૨

### બીજા પ્રકારનું પિંડ તેલ

सारिवासर्ज(मञ्जिष्ठा)यष्ट्याह्वमधुसिक्थैः
पयोऽन्वितैः सिद्धमैरण्डजं तैलं वातरक्तरुजापहम् ।
मपूनमथितस्यास्य पिण्डतैलस्य योगतः ॥ १२३ ॥

---

+ शताह्वा आदिः येषां तानि, तैः पक्वं तैलं–સુવાનો ક્વાથ આદિ ત્રણ ક્વાથોથી ક્રમશઃ પકાવેલું તેલ શતાહ્વાદિતૈલ કહેવાય છે.

× पिण्ड्यते–संघातीक्रियते इति पिण्डः, नैकद्रव्य–कल्करूपः, पिडि संघाते–अच् घञ् वा, तेन पक्वं तैलं–पिण्डतैलं, महच्च तत् पिण्डतैलमपूनमथितं महापिण्डतैलं–અનેક ઓષધોના કલ્કરૂપ પિંડથી પકાવેલું ગળ્યા વગર જ મથી કાઢેલું તેલ–મહાપિંડતૈલ કહેવાય છે.

* पूर्वोक्तेन अल्प–ओषधिकल्करूपपिण्डेन पक्व–मपूनमथितं तैल–पिण्डतैलम्–ઉપર જણાવેલ મહાપિંડ તૈલ કરતાં જેમાં ઓસડિયાંના કલ્ક ઓછા હોય છે, તેથી ઉપરના કરતાં નાનું અને ગળ્યા વગર જ મથી કાઢેલું આ તેલ 'પિંડ તૈલ' કહેવાય છે.

अन्वय.-सारिवा-सर्ज-(मञ्जिष्ठा)-यष्टि-आह्व-मधुसिक्थैः पयाऽन्वितैः सिद्धम् एरण्डज तैलं वातरक्त-रुजापहम्, अपूनमथितस्य अस्य पिण्डतैलस्य योगतः (वातरक्तरुजा नश्यति)॥

ઉપલસરી, રાળ, મજીઠ, જેઠીમધ અને મીણના કલ્કો નાખી ચોગણા દૂધમાં પકાવેલું એરંડિયુ તેલ વાતરક્તની પીડાને મટાડે છે. ઉભરા વગર મથેલા આ પિંડતેલના યોગથી વાતરક્તની પીડા નાશ પામે છે. ૧૨૩

## મહાપદ્મક તૈલ

पद्मकेशरयष्ट्याह्वफेनिलापद्मकोत्पलैः।
पृथक् पञ्चपलैर्दत्त्वा बलाकिंशुकचन्दनैः॥ १२४॥
जले शृतं पचेत् तैलं प्रस्थं सौवीरसंमितम्।
लोध्रकाकोलिकोशीरजीवकर्षभकेशरैः॥ १२५॥
मदयन्तिलतापत्रपद्मकेशरपद्मकैः।
प्रपौण्डरीककालीयमेदामासीप्रियङ्गुभिः॥ १२६॥
कुङ्कुमैर्द्विगुणैः कर्षैर्मञ्जिष्ठायाः पलेन च।
महापद्ममिदं तैलं वातासृग्ज्वरनाशनम्॥ १२७॥

अन्वय:-पद्मकेशर-यष्टि-आह्व-फेनिला पद्मक-उत्पलैः, बला-किंशुक-चन्दनैः पृथक् पञ्चपलैः दत्त जले शृत लोध्र-काकोलिका-उशीर-जीवक-ऋषभ-केशरैः मदयन्तिलता-पत्र-पद्मकेशर-पद्मकैः प्रपौण्डरीक-कालीय-मेदा-मासी-प्रियङ्गुभिः-कर्षैः, कुङ्कुमैः द्विगुणैः कर्षैः च मञ्जिष्ठायाः पलेन प्रस्थ तैल सौवीरसमित पचेत्। इदं महापद्म तैलं वातासृग्-ज्वरनाशनम्॥

કમળના કેસરા, જેઠીમધ, હાથલા, પદ્મકાષ્ઠ, નીલકમળ, ખપાટ, કેસૂડાં અને રતાંજલી, એ દરેક વીશ વીશ તોલા લઈ તેના કવાથમાં લોધર, કાકોલી, વાળો, જીવક, ઋષભક, નાગકેસર, વેલિયો ડોલર, તમાલપત્ર, કમળના કેસરા, પદ્મકાષ્ઠ, પ્રપૌંડરીક, દારુહળદર, મેદા, જટામાસી અને ઘઉંલા, એ દરેકનો એક એક તોલો કલ્ક, કેસરનો બે તોલા કલ્ક અને મજીઠનો ચાર તોલા કલ્ક નાખી ચોસઠ તોલા સૌવીર-કાંજી સહિત ચોસઠ તોલા તેલ પકાવવું, એટલે તે 'મહાપદ્મકતેલ×' થાય છે. આ તેલ વાતરક્તનો અને જ્વરનો નાશ કરે છે. ૧૨૪-૧૨૭

## ખુડ્ડાકપદ્મક-તેલ

पद्मकोशीरयष्ट्याह्वरजनीक्वाथसाधितम्।
स्यात्पिष्टैः सर्जमञ्जिष्ठावीराकाकोलिचन्दनैः॥
खुड्डाकपद्मकमिदं तैलं वातास्रपित्तनुत्॥ १२८॥

अन्वय:-पद्मक-उशीर-यष्टि-आह्व-रजनी-क्वाथसाधितं सर्ज-मञ्जिष्ठा-वीरा-काकोली-चन्दनैः पिष्टैः (पक्व) खुड्डाकपद्मक स्यात्, इद तैलं वातास्रपित्तनुत् (स्यात्)॥

પદ્મકાષ્ઠ, વાળો, જેઠીમધ અને હળદરના કવાથમા રાળ, મજીઠ, મહાશતાવરી, કાકોલી અને રતાંજલીના કલ્કોથી પકાવેલું તેલ 'ખુડ્ડાકપદ્મક×' કહેવાય છે. આ તેલ વાતરક્ત તથા પિત્તનો નાશ કરે છે. ૧૨૮

## ગુડૂચી તૈલ

तुलां पचेज्जलद्रोणे गुडूच्याः पादशेषितम्।
क्षीरद्रोणं तु ताभ्यां च पचेत् तैलाढकं शनैः॥
कल्कैर्मधुकमञ्जिष्ठाजीवनीयगणोत्थितैः।
कुष्ठैलागुरुमृद्वीकामासीव्याघ्रनखं नखी॥ १३०॥
हरेणुः श्रावणी व्योष शताह्वा शृङ्गिसारवे।
त्वक्पत्राऽगुरुविक्रान्ताः स्थिरा तामलकी तथा॥
नागकेशरह्रीवेरं पद्मकोत्पलचन्दनम्।
सिद्धं कर्षसमैर्भागैः पानाभ्यञ्जनानुवासनैः॥१३२॥
सेव्यं वातास्रजान् हन्ति स्रोतोधात्वन्तराश्रितान्।
धन्यं पुंसवनं स्त्रीणां गर्भदं वातपित्तनुत्॥१३३
स्वेदकण्डूरुजाऽऽयामशिरःकम्पामयार्दितान्।
हन्याद् व्रणकृतान् दोषान् गुडूचीतैलमुत्तमम्॥

अन्वय-गुडूच्या तुला जलद्रोणे पचेत्, पादशेषिते (कृत्वा तत्र) क्षीरद्रोण (प्रक्षिप्य) ताभ्यां च तैल-आढक मधुक-मञ्जिष्ठा-जीवनीयगण-उत्थितैः कल्कैः (तथा) कुष्ठ-एला-अगुरु-मृद्वीका-मांसी-व्याघ्रनखं नखी

× પદ્મકપ્રમૃતિક તૈલ-પદ્મકતૈલમ્, મહચ્ચ તત્ પદ્મકતૈલ-મહાપદ્મકતૈલમ્-જેમાં કમળના કેસરા તથા પદ્મકાષ્ઠ મુખ્ય-ખાસ પ્રથમ હોય છે, એવું અને નીચે દર્શાવાતા પદ્મકતૈલ કરતાં ઘણાં વધારે ઓસડિયાંથી પકાવેલું તેલ મહાપદ્મકતૈલ કહેવાય છે.

× ચરક-સૂત્રસ્થાનમાં નવમા 'खुड्डाकचतुष्पाद-अध्याय'ના આરંભમાં શ્રી ચક્રપાણિદત્ત ટીકાકાર લખે છે કે, खुड्डाकशब्दोऽल्पवचनः, यथा खुड्डिका गर्भावक्रान्तिः, अल्पेऽर्थः-ખુડ્ડાક શબ્દનો અર્થ અલ્પ અથવા ઓછું કે નાનું, એવો થાય છે, તેથી खुड्डाक च तत पद्मकतैल खुड्डाकपद्मकतैलम्-ઉપર દર્શાવેલા મહાપદ્મકતૈલ કરતાં ઓછા ઓસડિયાંથી પકાવેલું અને જેમાં પદ્મકાષ્ઠ પ્રથમ હોય છે એવું તેલ, ખુડ્ડાકપદ્મકતૈલ કહેવાય છે.

हरेणुः श्रावणी व्योप शताह्वा शुण्ठि सारिवा त्वक्-पत्र-अगुरु-विक्रान्ताः स्थिरा तामलकी तथा नागकेशर-ह्रीवेरं पद्मक-उत्पल-चन्दनं-(एभिः) कर्षसमैः भागैः (कल्कैः) शनैः पचेत्, सिद्ध (तत्) पान-अभ्यङ्ग-अनुवासनैः सेव्यं, स्रोतः-धात्वन्तर-आश्रितान् वातास्रजान् हन्ति, (किंचेदं) उत्तम गुडूचीतैलं धन्यं पुंसवनं स्त्रीणां गर्भदं वातपित्तनुत् स्वेद-कण्डू-रुजा-आयाम-शिरःकम्प-श्वामय-अर्दितान् व्रणकृतान् दोषान् हन्यात् ॥

ચારસો તોલા ગળોને એક હજાર ને ચોવીસ તોલા પાણીમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રાખી તે ક્વાથમાં એક હજાર ને ચોવીસ તોલા દૂધ નાખી તે બંનેની સાથે બસો છપ્પન તોલા તેલ, જેઠીમધ, મજીઠ, જીવનીયગણનાં દ્રવ્યો, કઠ, એલચી, અગુરુ, દ્રાક્ષ, જટામાંસી, થોર, નખલા, નગોડનાં બીજ, ગોરખમુંડી, સૂંઠ, મરી, પીપર, સુવા, કાકડાશિંગી, ઉપલસરી, તજ, તમાલપત્ર, અગુરુ, અરણી, સમેરવો, ભોંય-આમલી, તગર, નાગકેસર, વાળો, પદ્મકાષ્ઠ, નીલકમળ અને રતાંજલી, એ દરેકનો એક એક તોલો કલ્ક નાખી ધીરે ધીરે એ તેલ પકાવવું, એટલે તે 'ગુડૂચીતૈલ' તૈયાર થાય છે; તેને પીવામાં, માલિશ કરવામાં તથા અનુ-વાસનબસ્તી આપવામાં સેવવું, જેથી સ્રોતોમાં તથા ધાતુઓમાં રહેલા વાતરક્તના વિકારોને તે નાશ કરે છે; વળી આ ઉત્તમ 'ગુડૂચી તૈલ' ધન આપનાર, પુત્ર આપનાર, સ્ત્રીને ગર્ભ આપ-નાર અને વાયુ તથા પિત્તને મટાડનાર છે; તેમ જ પરસેવો, ચળ, પીડા, આયામ, માથાનું ધ્રૂજવું, અર્દિત તથા વ્રણોએ કરેલા વિકારોને મટાડે છે. ૧૨૯-૧૩૪

## અમૃતાહ્વય તેલ અથવા બીજા પ્રકારનું ગુડૂચી તેલ

गुडूचीं मधुकं ह्रस्वपञ्चमूलं पुनर्नवाम् ।
रास्नामेरण्डमूलं च जीवनीयानि लाभतः ॥१३५
पलानां शतिकैर्भागैर्बलापञ्चशतं भवेत् ।
कोलं बिल्वं यवान्मापान् कुलत्थांश्चाढकोन्मितान् ॥
काश्मर्याणां च शुष्काणां द्रोणं द्रोणशतेऽम्भसः ।
साधयेज्जर्जरं पूतं चतुर्द्रोणं च शेषयेत् ॥१३७॥
तैलद्रोणं पचेत्तेन दत्त्वा पञ्चगुणं पयः ।
पिष्ट्वा त्रिपलिकं चैव चन्दनोशीरकेशरम् ॥१३८
पत्रैलाऽगुरुकुष्ठानि तगरं मधुयष्टिकाम् ।
मञ्जिष्ठाऽर्धपलं चैव तत्सिद्धं सर्वयौगिकम् ॥१३९
वातरक्ते क्षते क्षीणे भारार्त्ते क्षीणरेतसि ।
वेपनोत्क्षिप्तभग्नानां सर्वैकाङ्गजरोगिणाम् ॥१४०
योनिदोषमपस्मारमुन्मादं विषमज्वरम् ।
हन्यात्पुंसवनं चैव तैलाह्वयममृताह्वयम् ॥ १४१ ॥

अन्वयः-गुडूचीं मधुकं ह्रस्व-पञ्चमूलं पुनर्नवां रास्नाम् एरण्डमूलं च लाभतः-जीवनीयानि पलानां शतिकैः भागैः (समादाय) बला-पञ्चशतं भवेत्, कोलं बिल्वं यवान् मापान् कुलत्थान् च आढक-उन्मितान्, शुष्काणां काश्मर्याणां च द्रोणम् अम्भसः द्रोणशते साधयेत्, जर्जरं पूतं च चतुर्द्रोणं शेषयेत्, (ततस्तत्र) पञ्चगुणं पयः दत्त्वा, चन्दन-उशीर-केशरं च त्रिपलिकं पिष्ट्वा, एवं पत्र-एला-अगुरु-कुष्ठानि तगरं मधुयष्टिकां मञ्जिष्ठा-अर्धपलं च (पिष्ट्वा) एव, तेन (तत् तैलं) पचेत्। सिद्धं तत् सर्वयौगिकं (तैलं) वातरक्ते क्षते क्षीणे भारार्त्ते क्षीणरेतसि (प्रयोज्यं, तथा) वेपन-उत्क्षिप्त-भग्नानां, सर्व-एकाङ्गजरोगिणां (हितम्,) च अमृता-ह्वयं तैलाह्वयं योनिदोषम् अपस्मारम् उन्मादं विषमज्वरं च हन्यात्, पुंसवनं च एव (अस्ति)॥

ગળો, જેઠીમધ, લઘુપંચમૂલ, સાટોડી, રાસ્ના, એરંડાનાં મૂળ અને જેટલાં મળી આવે તેટલાં જીવનીયગણનાં ઔષધો, એ દરેક ચારસો ચારસો તોલા; ખપાટ બે હજાર તોલા; બોર, બીલાં, જવ, અડદ અને કળથી એ દરેક બસો છપ્પન તોલા અને સુકાયેલાં સીવણનાં ફૂળો એક દ્રોણ-એટલે એક હજાર ચોવીશ તોલા લેવાં. એ સઘળાં દ્રવ્યોને કૂટી સો દ્રોણ પાણીમાં તેઓનો ક્વાથ કરવો. એ પદાર્થો પાકીને નરમ થઈ જાય ત્યારે પાણીને વસ્ત્રથી ગાળી લઈ પાછો અગ્નિ આપી ચાર દ્રોણ બાકી રાખવું. પછી તે ક્વાથમાં પાંચગણું દૂધ નાખી, રતાંજલી, વાળો તથા નાગકેસર એ દરેક બાર બાર તોલા વાટી તે કલ્ક નાખવો; તમાલપત્ર, એલચી, અગુરુ, કઠ, તગર, જેઠીમધ તથા મજીઠ એ દરેક બબ્બે તોલા વાટી તે કલ્ક નાખવો; પછી એ કલ્ક તથા દૂધવાળા ક્વાથથી એક દ્રોણ તેલ

પકાવવું, એટલે તે 'અમૃતાહ્વય'× નામનુ તેલ તૈયાર થાય છે. આ તેલ વાતરક્ત ઉપર, ક્ષત ઉપર, ક્ષીણ થયેલા માટે, ભારથી પીડાયેલા માટે, વીર્યની ક્ષીણતા ઉપર, કંપ ઉપર, પછડાયેલા ઉપર, ભાગેલા ઉપર, સર્વાંગવાત ઉપર અને એકાંગવાત ઉપર વપરાય છે, તેમજ આ તેલ યોનિનો દોષ, અપસ્માર, ઉન્માદ તથા વિષમજ્વર પણ મટાડે છે અને સ્ત્રીઓને પુત્રપ્રાપ્તિ કરાવે છે. ૧૩૫-૧૪૧

### મૃણાલાદ્ય મિશ્રક

मृणालोत्पलशालूकसारिवोदीच्यकेशरैः ।
चन्दनद्वयभूनिम्बपद्मबीजकसेरुकैः ॥ १४२ ॥
पटोलकटुकानन्तागुन्द्रापर्पटवासकैः ।
पिष्ट्वा तैलं घृतं पक्वं तृणमूलरसेन च ॥१४३॥
क्षीरद्विगुणसंयुक्तं बस्तिकर्मसु योजितम् ॥
नस्याभ्यञ्जनपानैर्वा हन्यात् पित्तगदानिदम् ॥१४४

अन्वय -मृणाल-उत्पल शालूक-सारिवा-उदीच्य-केशरैः, चन्दनद्वय-भूनिम्ब-पद्मबीज-कसेरुकैः, पटोल-कटुका-अनन्ता-गुन्द्रा-पर्पट-वासकैः पिष्ट्वा तृणमूलरसेन च क्षीरद्विगुणसंयुक्तं तैलं घृतं बस्तिकर्मसु योजितं वा नस्य-अभ्यञ्जन-पानैः इदं पित्तगदान् हन्यात् ॥

કમળનાં નાળ, નીલકમળો, કમળના કંદ, ઉપલસરી, વાળો, નાગકેસર, રતાંજલી, સુખડ, કરિયાતું, કમળના બીજ, કસેલાં, કડવી ઘિસોડી, કડુ, ઉપલસરી (એક પાઠમાં જે ઔષધ બે વાર આવે તેને બમણું અને ત્રણ વાર આવે તેને ત્રેવડુ લેવું, એવો સંપ્રદાય છે), ગોદરો નામનુ ઘાસ, ખડસલિયો પિત્તપાપડો અને અરડૂસાનો કલ્ક નાખી +તૃણપંચમૂલના ક્વાથમા તે કરતાં બમણા દૂધની સાથે તેલ અને ઘી પકાવવા, એટલે તે 'મૃણાલાદ્ય મિશ્રક'* તૈયાર થાય છે. આ મિશ્રક બસ્તિથી, નસ્યથી, માલિશથી અને પીવાથી પિત્તસબંધી રોગોને મટાડે છે.

### –ધત્તૂરાદ્ય તૈલ-

कनकशिखरिमानक्षारसंसिद्धतोये, कुसुमलवणयुक्ते सर्जनिर्यासचूर्णैः । विधिश्रृततिलतैलं कल्कयुक्तं निहन्ति, प्रचुरतरमिदानीमिन्द्रलुप्तास्रवातम् ॥ १४५ ॥

अन्वय -कनक-शिखरि-मानक्षारसंसिद्धतोये कुसुम-लवणयुक्ते सर्जनिर्याससचूर्णैः विधिश्रृत-तिलतैलं कल्कयुक्तं (सत्) इदानीं प्रचुरतरम् इन्द्रलुप्त-अस्रवातं निहन्ति ॥

ધંતૂરો, અઘેડો અને માનકંદના ક્ષારરૂપ ભસ્મનો ક્વાથ કરી તેમા લવિંગ, સિંધાલૂણ અને રાળનો કલ્ક નાખી તે ક્વાથમા વિધિપૂર્વક પકાવેલું તલનું તેલ, એ કલ્કની સાથે ઉપયોગમા લીધું હોય તો હાલમા અતિશય વધારે થતી ઊંદરી અને વાતરક્તને મટાડે છે

### નાગબલા-તૈલ

शुद्धां पचेन्नागबलातुलां तु, जलार्मणे पादकषायसिद्धम् । विस्राव्य तैलाढकमत्र देयमजापयस्तैलविमिश्रितं तु ॥ १४६ ॥

नतं सयष्टीमधुकं च कल्कं, दत्त्वा पृथक् पञ्चपलं विपक्वम् । तद्वातरक्तं शमयत्युदीर्णं, बस्तिप्रदानेन हि सप्तरात्रात् । दशाहयोगेन करोत्यरोगं, पीतं च तैलोत्तममश्विनोक्तम् ॥ १४७ ॥

अन्वय -शुद्धां नागबला-तुलां तु जल-अर्मणे पचेत्, पादकषायसिद्धं विस्राव्य अत्र तु पृथक् पञ्चपलं नतं सयष्टीमधुकं च कल्कं दत्त्वा अजापयः देयं (तथा) तैल-आढकं (च) तैलविमिश्रितं विपक्वं तद् अश्विना उक्तं तैलोत्तमं बस्तिप्रदानेन उदीर्णं वातरक्तं सप्तरात्रात् शमयति, पीतं च दशाहयोगेन (जनम्) अरोगं करोति ॥

ચારસો તોલા નાગબલા નામની ચોખ્ખી ખપાટનો એક હજાર ને ચોવીસ તોલા પાણીમાં ક્વાથ કરવો; ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લઈ તે ક્વાથમાં

× अमृतम् आह्वयो यस्य तद्-अमृताह्वयं, तच्च तत् तैलम् अमृताह्वय-तैलम्-જેનું નામ અમૃત છે, અથવા જે 'અમૃત' એવા નામે કહેવાય છે, તે અમૃતા-હ્વય તૈલ કહેવાય છે

+ તૃણપંચમૂલ=રાતા ચોખાના છોડના મૂળ, શેરડીના મૂળ, દર્ભના મૂળ, કાસડાના મૂળ, પાનબાજરિયાના મૂળ અથવા બરુના મૂળ સમજવા.

* मृणालम् आद्यं येषां तानि, मृणालाद्यानि, तैः कृत मिश्रक-કમળના નાળ વગેરેનો કલ્ક નાખી કરેલું મિશ્રક તૈલ કે ઘી મૃણાલાદ્ય-મિશ્રક કહેવાય છે.

– धत्तूरक्षार आद्यः येषां तानि, धत्तूराद्यानि, तैः पक्वं तैलं-धत्तूराद्यतैलम्-ધતૂરાનો ક્ષાર જેમા મુખ્ય હોય છે, એવા બીજા ક્ષારોથી તથા બીજાં ઓસડિયાના કલ્કોથી પકાવેલુ તેલ ધત્તૂરાદ્ય તૈલ કહેવાય છે.

તગર અને જેઠીમધનો વીસ વીસ તોલા ૪૯૬ તથા ચોગણું બકરીનું દૂધ નાખી તેમાં બસો છપ્પન તોલા તેલ પકાવવું, એટલે 'નાગબલા[×] તેલ' તૈયાર થાય છે. અશ્વિનીકુમારોએ કહેલું આ ઉત્તમ તેલ બસ્તિ દ્વારા આપવાથી સાત રાતમાં ખૂબ વધેલા વાતરક્તને મટાડે છે અને આ તેલ પીધું હોય તો દશ દિવસમાં માણસને વાતરક્તથી રહિત કરે છે.

## જીવકાદ્ય મિશ્રક

जीवकर्षभकौ मेदे ऋष्यप्रोक्ता शतावरी।
मधुकं मधुपर्णी च काकोलीद्वयमेव च ॥१४८॥
मुद्गमाषाख्यपर्णौ च दशमूलं पुनर्नवा।
बलाऽमृता विदारी च साश्वगन्धाश्ममेदकौ॥१४९
कुर्यात् कल्कं कषायं च ताभ्यां तैलं घृतं पचेत्।
लाभतश्च वसा मज्जा मांसं प्रतुदविष्किरात्॥१५०
चतुर्गुणेन पयसा तत् सिद्धं वातशोणितम्।
सर्वदेहाश्रितान् हन्ति व्याधीन् घोरांश्च वातजान्॥

अन्वयः–जीवक–ऋषभकौ मेदे ऋष्यप्रोक्ता शतावरी मधुकं मधुपर्णी च काकोलीद्वयम् एव च मुद्ग–माष–आख्य–पर्णौ च दशमूलं पुनर्नवा बला अमृता विदारी च साश्वगन्धा–अश्ममेदकौ कल्कं च कषायं कुर्यात्, ताभ्यां चतुर्गुणेन पयसा तैलं च घृतं पचेत्, लाभतः च प्रतुदविष्किरात् वसा मज्जा च मांसं (तत्र पाच्यं) सिद्धं तत् वातशोणितं च सर्वदेह–आश्रितान् वातजान् घोरान् व्याधीन् हन्ति ॥

જીવક, ઋષભક, બન્ને મેદા, ખપાટ, શતાવરી, જેઠીમધ, ગળો, કાકોલી, ક્ષીરકાકોલી, જંગલી મગના છોડ, જંગલી અડદના છોડ, દશમૂલ, સાટોડી, બલા નામની ખપાટ, હરડે, વિદારીકંદ, આસંધ અને પાષાણભેદનો કલ્ક નાખી તેઓના જ ક્વાથમાં ચોગણા દૂધની સાથે જેટલાં મળી આવે તેટલાં (પ્રથમ ખંડમાં કહેલ) પ્રતુદ અને વિષ્કિર પક્ષીઓનાં માંસ, ચરબી તથા મજ્જા નાખી ઘી અને તેલ પકાવવાં; એટલે 'જીવકાદ્ય મિશ્રક[+]' તૈયાર થયું કહેવાય છે. આ મિશ્રક, વાતરક્તનો અને સઘળા દેહમાં રહેલા ભયંકર વાતવ્યાધિઓનો પણ નાશ કરે છે. ૧૪૮–૧૫૧

## શતપાક–બલા તેલ

बलाकषायकल्काभ्यां तैलं क्षीरचतुर्गुणम्।
शतपाकं भवेदेतद्वातासृग्वातपित्तनुत्॥१५२॥
धन्यं पुंसवनं चैव नराणां शुक्रवर्धनम्।
रेतोयोनिविकारघ्नमेतद्वातविकारनुत्॥१५३॥

अन्वयः–बला–कषायकल्काभ्यां क्षीर–चतुर्गुणं तैलं (पचेत्), शतपाकम् एतत् वातासृग्–वात–पित्तनुत् धन्यं पुंसवनं नराणां च शुक्रवर्धनं भवेत् एव, (तथा) एतत् रेतो–योनिविकारघ्नं वातविकारनुत् (च) भवेत्॥

ખપાટનો ક્વાથ અને ખપાટના કલ્કથી ચોગણું દૂધ નાખી તેલ પકાવવું; એ પાકી રહ્યા પછી ફરી એ જ તેલને બીજી વાર, ત્રીજી વાર–એમ સો વાર એ જ રીતે પકાવવું, એટલે તે 'શતપાક–બલાતેલ'[+] તૈયાર થાય છે. આ તેલ વાતરક્ત, વાયુ તથા પિત્તને મટાડે છે, ધનને વધારે છે, પુત્ર આપે છે, પુરુષોના વીર્યને વધારે જ છે, વીર્યના તથા યોનિના વિકારોનો અને વાયુ સંબંધી સઘળા વિકારોનો નાશ કરે છે. ૧૫૨,૧૫૩

## મધુકાદ્ય તેલ

मधुयष्ट्याः पलशतं कषाये पादशेषिते।
तैलाढकं समक्षीरं पचेत् कल्कैः पलोन्मितैः॥१५४॥
शतपुष्पावरीमूर्वापयस्याऽगुरुचन्दनैः।
स्थिराहंसपदीमांसीद्विमेदामधुपर्णिभिः॥१५५॥
काकोलीक्षीरकाकोलीतामलक्यृद्धिपद्मकैः।
जीवकर्षभजीवन्तीत्वक्पत्रनखवालकैः॥१५६॥
प्रपौण्डरीकमञ्जिष्ठासारिवेन्दुवितुन्नकैः।
वातासृक्पित्तदाहार्तिज्वरघ्नं बलवर्णकृत्॥१५७॥

अन्वयः–मधुयष्ट्याः पलशतकषाये पादशेषिते शतपुष्पा–वरी–मूर्वा–पयस्या–अगुरु–चन्दनैः, स्थिरा–

× नागबलादिपक्वं तैलम्–नागबलातैलम्–નાગબલા નામની ખપાટ વગેરેથી પકાવેલું તેલ નાગબલા તેલ કહેવાય છે.

+ जीवक आद्यो येषां तानि जीवकाद्यानि, जीवकाद्यानि मिश्राणि यस्मिन् तत्–જેમાં જીવક આદિ ઓસડિયાં મિશ્ર કર્યાં હોય–એટલે તેઓના ક્વાથ તથા કલ્કથી જે પકાવેલું હોય એવું ઘી કે તેલ–જીવકાદ્યમિશ્રક કહેવાય છે.

+ शतं पाको यस्येति शतपाकं, बलायाः कषायकल्कपक्वं तैलं बलातैलं शतपाकं च तत् बलातैलं–ખપાટના ક્વાથ તથા કલ્કથી ચોગણા દૂધમાં અનુક્રમે સો વાર પકાવેલું તેલ, શતપાક–બલા તેલ કહેવાય છે.

हृषपदी-मांसी-द्विमेदा-मधुपर्णिभिः, काकोली-क्षीरकाकोली-तामलकी-ऋद्धिपद्मकैः, जीवक-ऋषभ-जीवन्ती-त्वक्-पत्र-नखवालकैः, प्रपौण्डरीक-मञ्जिष्ठा-सारिवा-इन्दुवितुन्नकैः-पल-उन्मितैः कल्कैः समक्षीरं तैल-आढकं पचेत्, (तत् तैलं) वातासृक्-पित्त-दाह-आर्ति-ज्वरघ्न-बलवर्णकृत् (भवति) ॥

ચારસો તોલા જેઠીમધનો કવાથ ચોથા ભાગે બાકી રહે ત્યારે તેમાં સુવા, શતાવરી, પીલુડી, વિદારીકંદ, અગુરુ, રતાંજલી, સમેરવો, હંસરાજ, જટામાસી, મેદા, મહામેદા, ગળો, કાકોલી, ક્ષીરકાકોલી, ભોંયઆમલી, ઋદ્ધિ, પદ્મકાષ્ઠ, જીવક, ઋષભક, ખરખોડી, તજ, તમાલપત્ર, નખલા, વાળો, પ્રપૌંડરીક, મજીઠ, ઉપલસરી, આસુંદરો અને મોરથૂથુના ચાર ચાર તોલા કલ્કો તથા બસો છપ્પન તોલા દૂધ નાખી તેમાં બસો છપ્પન તોલા તેલ પકવવું એટલે તે 'મધુકાધતેલ*' તૈયાર થાય છે. આ તેલ વાતરક્ત, પિત્ત, દાહની પીડા તથા જ્વરનો નાશ કરે છે અને બળ તથા શરીરનો રંગ સારો કરે છે. ૧૫૪-૧૫૭

શતપાક-મધુક તેલ

मधुयष्ट्याः पलं पिष्ट्वा तैलप्रस्थं चतुर्गुणे ।
क्षीरे साध्यं शतं वारांस्तदेव मधुकान्वितम् ॥१५८
सिद्धं देयं त्रिदोषे स्याद् वातास्रश्वासकासनुत् ।
धन्यं पुंसवनं चैव कमलादाहनाशनम् ॥ १५९ ॥

अन्वय-मधुयष्ट्याः पलं पिष्ट्वा चतुर्गुणे क्षीरे तैलप्रस्थं साध्यं, तद् एव मधुक-अन्वितं शतं वारान् (एवमेव साध्यं) सिद्धं (तत्) त्रिदोषे देयं स्यात्, (तथा) वातास्र-श्वास-कासनुत्, धन्यं पुंसवनं च कमला-दाहनाशनं (स्यात्) ॥

ચાર તોલા જેઠીમધનો કલ્ક નાખી ચોગણા દૂધમાં ચોસઠ તોલા તેલ પકાવવું. એ પાકી રહ્યા પછી વળી એ જ તેલને બીજીવાર, ત્રીજી વાર એમ સો વાર એ જ રીતે પકાવવું; એટલે તે 'શતપાકમધુકતેલ'+ તૈયાર થાય છે. આ તેલ ત્રિદોષમાં આપી શકાય છે, તેમ જ વાતરક્ત, શ્વાસ અને ઉધરસ મટાડનાર છે; તથા ધનવર્ધક અને પુત્રદાયી છે; અને કમળો તથા દાહનો પણ નાશ કરે છે. ૧૫૮,૧૫૯

સહસ્રપાક-બલા તેલ

बलाकषायकल्काभ्यां तैलं क्षीरसमं पचेत् ।
सहस्रसंख्यपाकं तत् वातासृग्वातरक्तनुत् ॥१६०॥
रसायनमिदं श्रेष्ठमिन्द्रियाणां प्रसादनम् ।
जीवनं बृंहणं स्वर्यं शुक्रासृग्दोषनाशनम् ।१६१॥

अन्वय-बला-कषाय-कल्काभ्यां क्षीरसमं तैलं पचेत्, तत् सहस्रसंख्यपाकं वात-असृग् वातरक्तनुत्, इदं श्रेष्ठं रसायनम् इन्द्रियाणां प्रसादनं जीवनं बृंहणं स्वर्यं शुक्र-असृग्दोषनाशनम् (भवति) ॥

ખપાટના કવાથથી અને કલ્કથી યુક્ત દૂધ અને તેલ સમભાગે મેળવી તેલ પકાવવું. પછી એનું એ જ તેલ એ જ રીતે હજાર વાર પકાવવામાં આવે, એટલે 'સહસ્રપાક-બલા તેલ×' તૈયાર થાય છે. આ તેલ વાયુ, લોહીનો બગાડ તથા વાતરક્તને મટાડે છે, ઉત્તમ રસાયન હોઈ ઇંદ્રિયોને સ્વચ્છ કરનાર, જીવન વધારનાર, ધાતુઓને પુષ્ટ કરનાર તથા સ્વરને સારો કરનાર હોઈ વીર્યના તથા લોહીના દોષોને મટાડનાર છે. ૧૬૦,૧૬૧

પુનર્નવા-ગુગ્ગુલુ-

पुनर्नवामूलशतं विशुद्धं, रुबूकमूलं च तथा प्रयोज्य । दशा पलं षोडशकं च शुण्ठ्याः, संकुट्य सम्यग्विपचेद् घटेऽपाम् ॥ १६२ ॥

पलानि चाष्टावथ कौशिकस्य, तेनाष्टशेषेण पुनः पचेत्तु । एरण्डतैलं कुडवं च दद्याद्, दशा

---

* मधुकम् आद्यं यथा तानि-मधुकाद्यानि, मधुकाद्यैः पक्वं तैलं-मधुकाद्य-तैलम्-જેઠીમધનો કવાથ વગેરેથી પકવેલું તેલ મધુકાદ્ય તેલ કહેવાય છે.

+ शतं पाको यस्य तत् शतपाकम्, मधुक-कल्क-पक्व तैलं-मधुकतैलं, शतपाकं च तत् मधुकतैलं शतपाकमधुकतैलम्-જેઠીમધનો કલ્ક તથા તેનાથી ચોગણા દૂધમાં સો વાર પકવેલું તેલ 'શતપાકમધુક તેલ' કહેવાય છે

× सहस्रवारान् पाको यस्य तत्-सहस्रपाकं, बला-कषायकल्क-पक्वं तैलं-बलातैलं, सहस्रपाकं च तत् बला-तैलम्-જેને એકહજાર વાર ખપાટના કવાથ તથા કલ્કથી પકાવ્યું હોય એવું તેલ, સહસ્રપાકબલાતેલ કહેવાય છે.

÷ पुनर्नवाद्यो गुग्गुलु-સાટોડીનાં મૂળિયાં વગેરેના કવાથમાં પકવેલો ગૂગળ પુનર્નવા-ગુગ્ગુલુ કહેવાય છે.

त्रिवृच्चूर्णपलानि पञ्च ॥ १६३ ॥

निकुम्भचूर्णस्य पलं गुडूच्याः, पलद्वयं चार्धपलं पलं वा । फलत्रयत्र्यूषणचित्रकाणि, सिन्धूत्थभल्लातविडङ्गकानि ॥ १६४ ॥

कर्षं तथा माक्षिकधातुचूर्णं, पुनर्नवायाः पलमेव चूर्णम् । चूर्णानि दत्त्वा ह्यवतार्य शीते, खादेन्नरः कर्षसमप्रमाणम् ॥ १६५ ॥

वातासृजं वृद्धिगदांश्च सप्त, जयत्यवश्यं त्वथ गृध्रसीं च । जङ्घोरुपृष्ठत्रिकबस्तिजं च, तथाऽऽमवातं प्रबलं च हन्ति ॥ १६६ ॥

अन्वयः—विशुद्ध पुनर्नवामूलशतं, तथा च एरण्डमूलं प्रयोज्य षोडशकं च पलं शुण्ठ्याः दत्त्वा संकुट्य अष्टो घटे सम्यक् विपचेत्, अथ च अष्टशेषेण तेन कौशिकस्य अष्टौ पलानि तु पुनः पचेत्, (तत्र) च एरण्डतैलं कुडवं दद्यात्, पश्च त्रिवृच्चूर्णपलानि दत्त्वा निकुम्भचूर्णस्य पलं, गुडूच्याः पलद्वयं च अर्धपलं, पलं वा फलत्रय-त्र्यूषण-चित्रकाणि सिन्धूत्थ-भल्लात-विडङ्गकानि, तथा कर्षं माक्षिक-धातुचूर्णं, पलम् एव पुनर्नवायाः चूर्णं, एतानि चूर्णानि दत्त्वा, अवतार्य हि शीते नरः कर्षसमप्रमाणं खादेत्, (अयं गुग्गुलुः) वातासृजं, सप्त वृद्धिगदान् अथ च गृध्रसीं तु अवश्यं जयति, तथा च जङ्घा-ऊरु-पृष्ठ-त्रिक-बस्तिजं च प्रबलम् आमवातं हन्ति ॥

ચારસો તોલા સાટોડીનાં ચોખ્ખાં મૂળ, ચારસો તોલા એરંડાનાં મૂળ અને ચોસઠ તોલા સૂંઠને સારી પેઠે કૂટી એક હજાર ચોવીસ તોલા પાણીમાં સારી રીતે પકાવવાં; બળતાં બળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ગાળી લઈ તેમાં ફરી બત્રીસ તોલા ગૂગળ પકાવવો. એ ગૂગળ પાકતો હોય ત્યારે તેમાં સોળ તોલા એરંડિયું તેલ, વીશ તોલા નસોતરનું ચૂર્ણ, ચાર તોલા નેપાળાનું ચૂર્ણ, દશ તોલા ગળોનું ચૂર્ણ તથા ચાર ચાર તોલા હરડેનું, બહેડાનું, આમળાંનું, સૂંઠનું, મરીનું, પીપરનું, ચિત્રકનુ, સેંધવનું, ભિલામાંનું, અને વાવડિંગનું ચૂર્ણ એક તોલો સોનામખીનું ચૂર્ણ અને એક તોલો સાટોડીનું ચૂર્ણ નાખી અગ્નિ ઉપરથી ઉતારી લઈ શીતળ થયા પછી તેમાંથી એક તોલો માત્રા ખાવી. આ ગૂગળ વાતરક્તને, સાત પ્રકારની વધરાવળોને, ગૃધ્રસી રોગને તથા પિંડીઓ, સાથળો, પીઠ, કૂલાનો સાંધો તથા મૂત્રાશયમાં થયેલા મહાબળવાન આમવાતને પણ અવશ્ય મટાડે છે. ૧૬૨-૧૬૬

## સમશર્કરગુગ્ગુલુ×

यावशूकसुरदारुसैन्धवं, मुस्तकत्रुटिवचायवानिकाः । व्योषदीप्यकनिशाफलत्रिकं, जीरकद्वयविडङ्गचित्रकम् ॥ १६७ ॥

कार्षिकं सुमसृणं सुयोजितं, संयुतं पुरपलैश्च पञ्चभिः । शर्करां पुरसमां सुपेषयेत्तत्सर्पिषि विनिक्षिपेत्ततः ॥ १६८ ॥

वातरक्तमुदरं भगन्दरं, प्लीहयक्ष्मविषमज्वरं गरम् । श्वित्रकुष्ठमखिलव्रणानयं, चित्तविभ्रमगदांश्च दारुणान् ॥ १६९ ॥

गृध्रसीं च गुदजाग्निमन्दतां, हन्ति कोष्ठजनितं महागदम् । वज्रमिन्द्रकरतो यथा च्युतं, प्रौढशैलकुलमुत्तमं द्रुतम् ॥ १७० ॥

अन्नपानपरिहारवर्जितं, सर्वकालसुखदं निरत्ययम् । सेव्यमानमिदमश्विनिर्मितं, गुग्गुलोर्हि वटिका रसायनम् ॥ १७१ ॥

अन्वयः—यावशूक-सुरदारु-सैन्धवं मुस्तक-त्रुटि-वचा-यवानिकाः, व्योष-दीप्यक-निशा-फलत्रिकं, जीरकद्वय-विडङ्ग-चित्रकं कार्षिकं सुमसृणं च पञ्चभिः पुरपलैः संयुतं सुयोजितं (कृत्वा) पुरसमां शर्करां सुपेषयेत्, ततः तत्सर्पिषि विनिक्षिपेत्, यथा इन्द्रकरतः च्युतं वज्रम् उत्तमं प्रौढशैलकुलं द्रुतं हन्ति, तथा अयं (गुग्गुलुः) वातरक्तम् उदरं भगन्दरं प्लीह-यक्ष्म-विषमज्वरं गरं श्वित्रकुष्ठम् अखिलव्रणान् च दारुणान् चित्तविभ्रमगदान् गृध्रसीं च गुदज-अग्निमन्दतां कोष्ठजनितं च महागदं हन्ति । अश्विनिर्मितम् इदं गुग्गुलोः रसायनं सेव्यमानं सर्वकालसुखदं निरत्ययम् अन्नपान-परिहारवर्जितं हि ॥

જવખાર, દેવદાર, સેંધવ, મોથ, એલચી, વજ, યવાન-અજમો સૂંઠ, મરી, પીપર, અજમો, હળદર, હરડે, બહેડાં, આમળાં, જીરું, શાહજીરું, વાવડિંગ અને ચિત્રક દરેક તોલો તોલો વાટી ઝીણાં લોટ જેવાં કરી વીસ તોલા ગૂગળમાં મિશ્ર કરવાં અને વીસ તોલા

× समा शर्करा यस्मिन् स-समशर्करः, स चासौ गुग्गुलुः—જેમાં સાકર ગૂગળના જેટલી જ હોય છે, તેથી આ ગૂગળ 'સમશર્કરગુગ્ગુલુ' કહેવાય છે.

સાકરને ખૂબ વાટી તેને પણ ગૂગળમા મિશ્ર કરવી; પછી તે ગૂગળને ઊના ઘીમાં નાખવો, એટલે તે 'સમશર્કરગુગ્ગુલુ' તૈયાર થાય છે. જેમ ઇંદ્રના હાથમાથી છૂટેલું વજ્ર મોટા મોટા પર્વતોના સમૂહને તરત તોડી નાખે છે, તેમ આ ગૂગળ વાતરક્ત, પેટનો રોગ, ભગંદર, બરલનો રોગ, ક્ષયરોગ, વિષમજ્વર, ઝેર, શ્વિત્ર નામનો કોઢ, સઘળા પ્રકારના વ્રણો, ચિત્તવિભ્રમ સંબંધી દારુણ રોગો, ગૃધ્રસી, અર્શસ, અગ્નિનું મંદપણું અને કોઠામાં થયેલા મોટા રોગનો તરત નાશ કરે છે. અશ્વિનીકુમારોએ બનાવેલ આ ગૂગળની ગોળીરૂપ રસાયન સેવ્યું હોય તો સર્વ કાળ સુખ આપે છે, કોઈ જાતનું નુકસાન થતું નથી અને તેના સેવનમાં અન્નપાનની કશી પરેજી રાખવાની જરૂર નથી. ૧૬૭-૧૭૧

### ગૂગળનો માત્રાક્રમ

चत्वारो मापका हीने मध्यमेऽष्टौ च माषकाः।
श्रेष्ठे द्वादशकाः प्रोक्ताः कोष्ठं विज्ञाय दापयेत्॥
स्रंसनत्वाद् गुरुत्वाद्वा गुग्गुलोः करणक्रमः॥१७२

अन्वय.-हीने (गुग्गुलोः) चत्वारः मापकाः, मध्यमे च अष्टौ मापकाः, श्रेष्ठे द्वादशकाः (माषा) प्रोक्ताः, (इत्येव) कोष्ठं विज्ञाय दापयेत्, गुग्गुलोः स्रंसनत्वात् वा गुरुत्वात् करणक्रमः (प्रोक्तः)॥

હીન કોઠાવાળાને ગૂગળના ચાર માસા, મધ્યમ કોઠાવાળાને આઠ માસા અને શ્રેષ્ઠ કોઠાવાળા માણસને બાર માસા આપવા. એમ કોઠો જોઈ ને ગૂગળ ખવડાવવો. ગૂગળ સ્રંસન અને ભારે છે, તેથી ગૂગળ આપવામાં આ ક્રમ કહ્યો છે. ૧૭૨

### અમૃતાગુગ્ગુલુ*

प्रस्थमेकं गुडूच्याश्च मर्धप्रस्थं च गुग्गुलोः।
प्रत्येकं त्रिफलायास्तु तत्प्रमाणं विनिर्दिशेत्॥१७३
सर्वमेकत्र संकुट्य क्वाथयेन्नल्वणेऽम्भसि।
पादशेषं परिस्राव्य कषायं ग्राहयेद्भिषक्॥१७४
पुनः पचेत् कषायं तु यावत् सान्द्रत्वमागतम्।
दन्तीव्योषविडङ्गानि गुडूचीत्रिफलात्वचः।१७५
ततश्चार्धपलं चूर्णं गृह्णीयाच्च प्रति प्रति।
कर्षं तु त्रिवृतायाश्च सर्वमेकत्र चूर्णयेत्॥१७६॥
तस्मिन् सुसिद्धं विज्ञाय कवोष्णे प्रक्षिपेद् बुधः।
ततश्चाग्निबलं मत्वा खादेत् कर्षप्रमाणतः॥१७७॥
वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम्।
दुष्टव्रणं प्रमेहांश्च मामवातं भगन्दरम्।
नाड्याढ्यवातं श्वयथुं सर्वानेतान् व्यपोहति॥१७८

अन्वयः-भिषक् गुडूच्याः च एकं प्रस्थं, गुग्गुलोः च अर्धप्रस्थं, त्रिफलायाः तु प्रत्येकं तत् प्रमाणं विनिर्दिशेत्, सर्वम् एकत्र संकुट्य नल्वणे अम्भसि क्वाथयेत्, पादशेषं परिस्राव्य कषायं ग्राहयेत्, पुनः तु कषायं पचेत्, यावत् सान्द्रत्वम् आगतम्, ततः च दन्ती-व्योष-विडङ्गानि गुडूची-त्रिफला-त्वचः प्रति प्रति अर्धपलं चूर्णं गृह्णीयात्, त्रिवृतायाः तु कर्षं (गृहीत्वा) सर्वं च एकत्र चूर्णयेत्, बुधः सुसिद्धं विज्ञाय कवोष्णे तस्मिन् प्रक्षिपेत्, ततः च अग्निबलं मत्वा कर्षप्रमाणतः खादेत्, (अयं गुग्गुलुः) वातरक्तं कुष्ठं गुदजानि अग्निसादनं दुष्टव्रणं तथा च प्रमेहान् आमवातं भगन्दरं नाडी-आढ्यवातं श्वयथुम्-एतान् सर्वान् व्यपोहति॥

ચોસઠ તોલા ગળો, બત્રીસ તોલા ગૂગળ, ચોસઠ ચોસઠ તોલા હરડે, બહેડાં અને આમળાં એકઠાં કરી ખૂબ કૂટીને એક હજાર ને ચોવીસ રૂપિયાભાર પાણીમાં તેનો ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથને ગાળી લઈ પાછો જ્યાં સુધી ઘાટો થઈ જાય, ત્યાં સુધી અગ્નિ પર પકાવવો. પછી નેપાળો, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, ગળો, હરડે, બહેડાં, આમળાં અને તજ એ દરેક પદાર્થનું બબ્બે તોલા ચૂર્ણ તથા નસોતરનું એક તોલો ચૂર્ણ લઈ તે ક્વાથમાં નાખવું. એ સઘળાં બરાબર પાકી ગયેલાં જણાય ત્યારે તે ગૂગળ ઉતારી લઈ જરા જરા ઊનો હોય ત્યારે ઢાળી દેવો. પછી જઠરાગ્નિના બળ ઉપર ધ્યાન આપી આ ગૂગળમાંથી એક તોલો ખાવો. આ ગૂગળ વાતરક્ત, કોઢ, અર્શસ, અગ્નિનું મંદપણું, દુષ્ટ વ્રણ, પ્રમેહ, આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઊરુસ્તંભ અને સોજો મટાડે છે. ૧૭૩-૧૭૮

* अमृताप्रधानश्च यस्य. गुग्गुलुः-જેમાં ગળો મુખ્ય હોય છે, એવાં ઓસડિયાના ક્વાથમાં પકાવેલો ગૂગળ 'અમૃતાગુગ્ગુલુ' કહેવાય છે.

### બીજા પ્રકારનો અમૃતાગુગ્ગુલુ

त्रिप्रस्थममृतायाश्च प्रस्थमेकं तु गुग्गुलोः ।
प्रत्येकं त्रिफलाप्रस्थं वर्षाभूप्रस्थमेव च ॥१७९॥
सर्वमेकत्र संकुट्य साधयेन्नल्वणेऽम्भसि ।
पुनः पचेत् पादशेषं यावत् सान्द्रत्वमागतम् ॥
दन्तीचित्रकमूलानां कणाविश्वफलत्रिकम् ।
गुडूचीत्वग्विडङ्गानां प्रत्येकार्धपलं मतम् ॥१८१॥
त्रिवृताकर्षमेकन्तु सर्वमेकत्र चूर्णयेत् ।
सिद्धे चोष्णे क्षिपेत्तत्र अमृतागुग्गुलुं परम् ॥१८२
अतो यथाबलं खादेदम्लपित्ती विशेषतः ।
वातरक्तं तथा कुष्ठं गुदजान्यग्निसादनम् ॥१८३॥
दुष्टव्रणं प्रमेहांश्च आमवातं भगन्दरम् ।
नाड्याढ्यवातं श्वयथुं हन्यात् सर्वामयांस्तथा ।
अश्विभ्यां निर्मितश्चायममृताख्यो हि गुग्गुलुः ॥

अन्वयः-अमृतायाः च त्रिप्रस्थम्, एकं तु प्रस्थं गुग्गुलोः, प्रत्येकं त्रिफलाप्रस्थं च वर्षाभूप्रस्थम् एव सर्वम् एकत्र संकुट्य नल्वणे अम्भसि साधयेत्, पाद-शेषं पुनः यावत् सान्द्रत्वम् आगतं (भवेत् तावत्) पचेत् (ततः) दन्ती-चित्रक-मूलानां, कणा-विश्व-फलत्रिकं, गुडूची-त्वग्-विडङ्गानां प्रत्येक-अर्धपलं मतम्, त्रिवृताकर्षं तु एकम्-सर्वम् एकत्र चूर्णयेत्, सिद्धे च उष्णे तत्र अमृता-गुग्गुलुं क्षिपेत्, अतः यथाबलं खादेत्, अम्लपित्ती विशेषतः (यथाबलं खादेत्), अश्विभ्यां च निर्मितः अयम् अमृता-आख्यः गुग्गुलुः वातरक्तं तथा कुष्ठं गुदजानि अग्निसादनं दुष्टव्रणं च प्रमेहान् आमवात-भगन्दरं नाडी-आढ्यवातं श्वयथुं तथा सर्व-आमयान् हन्यात् ॥

(ચોસઠ તોલાભારના એક પ્રસ્થ પ્રમાણે) ત્રણ પ્રસ્થ ગળો, એક પ્રસ્થ ગુગળ, એક એક પ્રસ્થ હરડે, બહેડાં અને આમળાં તથા એક પ્રસ્થ સાટોડી, એ સઘળાંને એકઠાં કૂટી એક હજાર ને ચોવીસ તોલા પાણીમાં નાખી તેનો ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથને ગાળી લઈ પાછો અગ્નિ ઉપર પકાવવો. એ ઘાટો થાય ત્યારે તેમાં નેપાળાનાં મૂળ, ચિત્રકનાં મૂળ, પીપર, સૂંઠ, હરડે, બહેડાં, આમળાં, ગળો, તજ અને વાવડિંગ એ દરેક બબ્બે તોલા તથા નસોતર એક તોલો લઈ સર્વનું એકઠું ચૂર્ણ કરી તે ચૂર્ણ નાખવું; એ ચૂર્ણ પાકી તૈયાર થાય ત્યારે તે ગરમ હોય તે જ વખતે તેમાં ગૂગળ નાખવો, એટલે તે 'અમૃતા-ગુગ્ગુલુ' તૈયાર થાય છે. પછી તેમાંથી જઠરાગ્નિના બળ પ્રમાણે ખાવો અને અમ્લપિત્તવાળાએ ખાસ કરી અગ્નિના બળ પ્રમાણે આ ગૂગળ ખાવો. અશ્વિનીકુમારોએ બનાવેલો આ ગૂગળ વાતરક્ત, કોઢ, અર્શસ, અગ્નિની મંદતા, દુષ્ટ વ્રણ, પ્રમેહ, આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઊરુસ્તંભ, સોજો અને સઘળા બીજા રોગોને મટાડે છે. ૧૭૯-૧૮૪

### ઉપરના ગૂગળમાં પ્રસ્થના માપ વિશે

*गुडरामठशुण्ठीनां मांसकूष्माण्डयोरपि ।*
*गुडूच्या गुग्गुलोश्चैव प्रस्थः षोडशभिः पलैः ॥*

अन्वयः-गुड-रामठ-शुण्ठीनां मांस-कूष्माण्डयोः च गुडूच्याः गुग्गुलोः अपि प्रस्थः षोडशभिः पलैः एव स्यात् ॥

ગોળ, હિંગ, સૂંઠ, માંસ, કોળું તથા ગળોનો તથા ગૂગળનો પ્રસ્થ, સોળ પલ (એટલે ચોસઠ તોલાથી જ) થાય છે. ૧૮૫

### નવા તથા જૂના ગૂગળનું લક્ષણ

स्निग्धः काञ्चनसङ्काशः पक्वजम्बूफलोपमः ।
नूतनो गुग्गुलुः प्रोक्तः सुगन्धिर्यस्तु पिच्छिलः ॥
शुष्को दुर्गन्धिकश्चैव वर्णान्यत्वमुपागतः ।
पुराणः स तु विज्ञेयो न स देयस्तु रोगिणे ॥१८७

अन्वयः-यः गुग्गुलुः स्निग्धः काञ्चनसंकाशः पक्व-जम्बू-फल-उपमः सुगन्धिः पिच्छिलः (भवेत्, सः) तु नूतनः प्रोक्तः, यः तु शुष्कः च दुर्गन्धिकः एव (सन्) *वर्ण-अन्यत्वम् उपागतः (स्यात्)*, सः तु पुराणः विज्ञेयः, सः तु रोगिणे न देयः ॥

જે ગૂગળ સ્નિગ્ધ, સોના જેવો, પાકેલા જાંબૂ જેવો તથા સુગંધી અને ચીકણો હોય તેને નવો કહ્યો છે; પણ જે ગૂગળ સુકાયેલો, દુર્ગંધવાળો તથા જેનો રંગ બદલાઈ ગયો હોય તેને જૂનો સમજવો; એ જૂનો ગૂગળ રોગીને આપવો નહિ. ૧૮૬,૧૮૭

### ચંદ્રપ્રભા ગુટિકા

कृमिरिपुदहनव्योपत्रिफलाऽमरदारुचव्य-भूनिम्बाः । मागधिमूलं मुस्तं, शटीवचाधातु-माक्षिकं चैव ॥ लवणक्षारनिशायुग, कुस्तुम्बुरु-गजकणाः सहातिविषाः ॥ १८८ ॥

कर्षांशिकान्येव समानि कुर्यात्, पलाष्टक-श्चाश्मजतु प्रदद्यात् । निष्पन्नगुडस्य पुरस्य

धीमान्, पलद्वयं लोहरजस्तथैव ॥ १८९ ॥

सिनाचतुष्कं पलमत्र वांश्याः, निकुम्भकुम्भत्रिसुगन्धियुक्तम् । पृथक्पलं चूर्णमथावपेच, चन्द्रप्रभेयं गुटिका विधेया ॥ १९० ॥

ज्वरातिसारग्रहणीविकारों,-श्चार्शांसि निर्णाशयते पडेव । भगन्दरान् कामलपाण्डुरोगान्, निर्नष्टवह्नेः कुरुते च दीप्तम् ॥ १९१ ॥

हन्त्यामयान् पित्तकफानिलोत्थान्, नाडीगते मर्मगते व्रणे च । क्षतक्षये गृध्रसियक्ष्मरोगे, मेहे गजाख्ये प्रबले प्रयोज्या ॥ १९२ ॥

शुक्रक्षये चाश्मरिमूत्रकृच्छ्रे, शुक्रप्रवाहेऽप्युदरामये च । शम्भुं समभ्यर्च्य कृतप्रसादं, प्राप्ता गुटी चन्द्रमसा प्रशस्ता ॥ १९३ ॥

न पानभोज्ये परिहारवादो, न शीतवातातपमैथुनेषु । भक्तस्य पूर्वं सततं प्रयोज्या, तक्रानुपानाऽप्यथ मस्तुपाना ॥ १९४ ॥

अजारसो जाङ्गलजो रसो वा, पयोऽथवा शीतजलानुपानम् ॥
शुक्रदोषान्निहन्त्यष्टौ प्रमेहांश्चापि विंशतिम् ।
वलीपलितनिर्मुक्तो वृद्धोऽपि तरुणायते ॥ १९५ ॥

गिरिजतुगुग्गुलुलोहान्येकीकृत्याऽथ भावयेद् बहुशः । क्वाथैस्तद्व्याधिहरैस्तदनु च चूर्णीकृतं मिलितम् ॥ १९६ ॥

अन्वयः-धीमान् कृमिरिपु-दहन-व्योष-त्रिफला-अमरदारु-चव्य-भूनिम्बाः, मागधिमूलं, मुस्तं, शटी-वचा च धातुमाक्षिकम् एव, लवण-क्षार-निशायुक्, कुस्तुम्बुरु-गजकणाः सह-अतिविषाः-(एतानि) कर्ष-अंशिकानि एव समानि कुर्यात्, अश्मजतु च पल-अष्टकम् एव दद्यात्, निष्पन्नशुद्धस्य पुरस्य पलद्वय, तथा एव लोहरजः (दद्यात्), अत्र सिता-चतुष्कं पलं, (तथा) वांश्याः पलं, निकुम्भ-कुम्भ-त्रिसुगन्धियुक्तं पृथक् पलं स्यात्, अथ च चूर्णम् आवपेत्, इयं 'चन्द्रप्रभा' गुटिका विधेया, (सा च) ज्वर-अतिसार-ग्रहणीविकारान् च षट् एव अर्शांसि, भगन्दरान् कामल-पाण्डुरोगान् निर्णाशयते च निर्नष्टवह्नेः दीप्तिं कुरुते, पित्त-कफ-अनिल-उत्थान् आमयान् हन्ति, (तथा) च नाडीगते च मर्मगते व्रणे, क्षतक्षये, गृध्रसी-यक्ष्मरोगे प्रबले गजाख्ये मेहे च शुक्रक्षये अश्मरि-मूत्रकृच्छ्रशुक्रप्रवाहे च उदर-आमये अपि प्रयोज्या। पुरा कृतप्रसाद शम्भुं समभ्यर्च्य चन्द्रमसा (इय) प्रशस्ता गुटी प्राप्ता। (अस्याः सेवने) पानभोज्ये परिहारवादः न, शीत-वात-आतप-मैथुनेषु न, भक्तस्य पूर्वं तक्र-अनुपाना अथ मस्तुपाना अपि प्रयोज्या, अजारसः वा जाङ्गलजः रसः, पयः, अथवा शीतजल-अनुपानम् (विधेयम्, कियेयं वटी) अष्टौ शुक्रदोषान्, विंशतिं च प्रमेहान् अपि निहन्ति, (अस्याः सेवनात) वृद्धः अपि वली-पलित-निर्मुक्तः तरुणायते, गिरिजतु-गुग्गुलु-लोहानि एकीकृत्य अथ तद्व्याधिहरैः क्वाथैः बहुशः भावयेत्। तदनु च चूर्णीकृत मिलितं (कार्यम्) ॥

બુદ્ધિમાન વૈદ્યે વાવડિંગ, ચિત્રક, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, દેવદાર, ચવક, કરિયાતું, પીપરીમૂળ, મોથ, કચૂરો, વજ, સોનામુખી, સિંધવ, જવખાર, હળદર, દારુહળદર, ધાણા, ગજપીપર અને અતિવિષ, એ દરેકનાં ચૂર્ણ એક એક તોલો સરખાં જ કરવાં. શિલાજિત બત્રીશ તોલા અને કચરો કાઢી શુદ્ધ કરેલો ગૂગળ આઠ તોલા, તેમ જ લોઢાનું ચૂર્ણ પણ આઠ તોલા લેવું. (શિલાજિત ગૂગળ તથા લોઢાના ચૂર્ણને એકઠાં કરી તેઓને તે તે વ્યાધિઓ દૂર કરનારા કવાથોથી ઘણી ઘણીવાર ભાવનાઓ આપીને લેવાં.) ઉપરાંત સાકર સોળ તોલા અને નસોતર, નેપાળો, તજ, તમાલપત્ર તથા એલચી, એ દરેકનું ચૂર્ણ ચાર ચાર તોલા લેવું. આ સઘળા પદાર્થો એકઠા કરી 'ચંદ્રપ્રભા'* નામની ગોળી કરવી. આ ચંદ્રપ્રભા× જ્વર, અતિસાર, ગ્રહણીના વિકારો,

---

* चन्द्रस्येव प्रभा यस्याः सेवनात् सा चन्द्रप्रभा, सा चासौ गुटिका, यद्वा चन्द्रस्य प्रकृष्टा भा यस्याः शंभुप्रसाद् प्राप्तायाः सेवनादिति चन्द्रप्रभा-જેના સેવનથી માણસની કાંતિ ચંદ્રની કાંતિ જેવી થાય છે; અથવા શંકરની કૃપાથી પ્રાપ્ત થયેલ જે ગોળીના સેવનથી ચંદ્રદેવની કાંતિ ખૂબ વધી છે, તેથી આ ગોળી 'ચંદ્રપ્રભા-ગુટિકા' કહેવાય છે.

× મોરબીના કૈલાસવાસી શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે લખેલી 'ચંદ્રપ્રભા' નામે એક સંસ્કૃત નવલકથાના આરંભે આ ચંદ્રપ્રભાનો પણ પ્રભાવ દર્શાવતો એક શ્લોક આ પ્રમાણે લખ્યો છે અને તે જાણવા જેવો હોવાથી અહીં ઉતારવો યોગ્ય લાગે છે.

'चन्द्रप्रभाप्रभावज्ञाः पञ्चैव पृथिवीतले ।
जीवजीवा बुधा वैद्याः शत्रुशल्यश्च शंकरः ॥
'ચંદ્રપ્રભા'નો પ્રભાવ જાણનારા આ પૃથ્વી પર

છ પ્રકારના અર્શસ, ભગંદર, કમળો તથા પાંડુરોગ મટાડે છે અને અત્યંત મંદ થઈ ગયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; તેમજ વાયુ, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલા રોગોનો નાશ કરે છે; વળી નાડીવ્રણ, મર્મના વ્રણ, ક્ષતથી થયેલો ક્ષય, ગૃધ્રસી, ક્ષયરોગ, પ્રબળ થયેલો ગજમેહ (કે હસ્તિમેહ), વીર્યનો ક્ષય, પથરી, મૂત્રકૃચ્છ્ર, વીર્યનું વધ્યા કરવું અને પેટના રોગ ઉપર પણ આ ચંદ્રપ્રભાનો પ્રયોગ કરવો. પૂર્વે પ્રસન્ન થયેલા સદાશિવનું પૂજન કરી ચંદ્રદેવે આ ઉત્તમ ગોળી મેળવી હતી; આ ગોળીના સેવન વખતે ખાવાપીવામાં કે ટાઢ, પવન, તડકો કે મૈથુન સંબંધે કોઈ કશી પરેજીની જરૂર નથી. જમ્યા પહેલાં તક્ર–છાશ, દહીંનું પાણી, બકરીના માંસનો રસો, જાંગલ પ્રદેશના પ્રાણીના માંસનો રસો, દૂધ કે ટાઢા પાણીના અનુપાનથી આ ગોળીનો હંમેશાં ઉપયોગ કરવો. વળી આ ગોળી વીર્યના આઠે પ્રકારના દોષોને અને વીશે પ્રકારના પ્રમેહોને પણ મટાડે છે. આ ગોળીના સેવનથી વૃદ્ધ માણસ પણ વળીઓ તથા ધોળા કેશોથી રહિત થઈ જુવાન જેવો થાય છે. આ ગોળીની બનાવટ વખતે શિલાજિત, ગૂગળ તથા મારેલું લોઢું એકઠું કર્યા પછી તેઓને તે તે વ્યાધિ દૂર કરનારા કવાથોથી ઘણી વાર ભાવના દેવી અને તે પછી બીજાં બધાં ચૂર્ણો તેમાં મેળવવાં જોઈએ. ૧૮૮–૧૯૬

પાંચ જ છે: ચંદ્રપ્રભા-એટલે ચંદ્રની કાંતિનો પ્રભાવ જીવંજીવ-ચકોરપક્ષીઓ જાણે છે; વળી ચંદ્રપ્રભા-એટલે ચંદ્રના પ્રકાશનો પ્રભાવ તે વિષયના વિદ્વાનો જાણે છે; તેમજ 'ચંદ્રપ્રભા' નામની આયુર્વેદોક્ત ગોળીનો પ્રભાવ વૈદ્યો જાણે છે; તથા 'ચંદ્રપ્રભા' નામની નવલકથાનું મુખ્ય પાત્ર 'ચંદ્રપ્રભા' નામની સ્ત્રીનો પ્રભાવ તેનો પતિ ચતુરાસ્ય જાણે છે; અને 'ચંદ્રપ્રભા' એટલે ચંદ્રની એક ઉત્તમ કળાનો પ્રભાવ ભગવાન શંકર તેને પોતાના મસ્તકે ધારણ કરીને જાણે છે. આમ એ મહાકવિએ પણ આ ચંદ્રપ્રભા ગુટિકાનું માહાત્મ્ય ત્યાં પ્રાસંગિક ગાયું છે

### કૈશોરક–ગુગ્ગુલુ

वरमहिषलोचनोदर,-सन्निभवर्णस्य गुग्गुलोःप्रस्थम्
प्रक्षिप्य तोयराशौ,त्रिफलां च यथोक्तपरिमाणाम् ॥
द्वात्रिंशच्छिन्नरुहा,-पलानि देयानि यत्नेन ।
विपचेत्तदप्रमत्तो, दर्व्या संघट्टयेन्मुहुर्यावत् ॥१९८॥
अर्धक्षयितं तोयं, जातं ज्वलनस्य संपर्कात् ।
अवतार्य वस्त्रपूत, पुनरपि संसाधयेदयःपात्रे ॥१९९
सान्द्रीभूते तस्मिन्नवतार्य हिमोपलप्रख्ये ।
त्रिफलाचूर्णार्धपलं,त्रिकटोश्चूर्णं षडक्षपरिमाणम् ॥
कृमिरिपुचूर्णार्धपलं, कर्षं कर्षं त्रिवृद्दन्त्योः ।
पलमेकं तु गुडूच्या, दत्त्वा संचूर्ण्य यत्नेन ।२०१॥
उपयुज्य चानुपानं, यूषं क्षीरं सुगन्धि सलिलं च ।
इच्छाहारविहारी, भेषजमुपयुज्य सर्वकालमिदम् ॥
तनुरोधि वातशोणित,-मेकद्वित्र्युल्वणं चिरोत्थमपि
भग्नस्नुतपरिशुष्क, दीर्णं चाजानु यच्चापि ॥ २०३ ॥
व्रणकासकुष्ठगुल्म,-श्वयथुं गरपाण्डुमेहांश्च ।
मन्दाग्निं च विबन्धं, प्रमेहपिडकांश्च नाशयत्याशु ॥
सततं निषेव्यमाणः, कालवशाद्धन्ति सर्वगदान् ।
अभिभूय जरादोषं, करोति कैशोरकं रूपम् ॥२०५॥

अन्वयः–वर–महिषलोचन–उदरसनिभवर्णस्य गुग्गुलोः प्रस्थं च यथोक्तपरिमाणां त्रिफलां तोयराशौ प्रक्षिप्य (तत्र) द्वात्रिंशत् छिन्नरुहा–पलानि देयानि, अप्रमत्तः (वैद्यः) तत् यत्नेन विपचेत्, यावत् ज्वलनस्य संपर्कात् तोयम् अर्धक्षयितं जातं (भवेत् तावत्) मुहुः दर्व्या संघट्टयेत्, अवतार्य वस्त्रपूतं (कृत्वा) पुनः अपि अयःपात्रे संसाधयेत्, सान्द्रीभूते तस्मिन् अवतार्य हिम–उपल–प्रख्ये (तत्र) त्रिफलाचूर्ण–अर्धपलं, त्रिकटोः चूर्णं षडक्षपरिमाणं, कृमिरिपु–चूर्ण–अर्ध–पलं, त्रिवृद्–दन्त्योः कर्षं कर्षं, गुडूच्याः तु एकं पलं यत्नेन संचूर्ण्य दत्त्वा इदं भेषजं सर्वकालम् उपयुज्य, यूषं क्षीरं च सुगन्धि सलिलम् अनुपानं च उपयुज्य इच्छा–आहार–विहारी (स्यात्, अस्य च सेवनात् जनः) तनुरोधि एक–द्वि–त्रि–उल्वणं चिरोत्थम् अपि भग्न–स्नुत–परिशुष्कम् आजानु च यत् दीर्णम्, अपि वातरक्तं व्रण–कास–कुष्ठ–गुल्म–श्वयथु च गर–पाण्डु–मेहान् च मन्दाग्निं विबन्धं च प्रमेहपिडकान् आशु नाशयति, सततं निषेव्यमाणः कालवशात् सर्वगदान् हन्ति, जरादोषम् अभिभूय कैशोरकं रूपं करोति ॥

ઉત્તમ પાડાની આંખના મધ્યભાગ જેવા રંગનો (ચળકતો–પીળો) ચોસઠ તોલા ગૂગળ તથા ચોસઠ ચોસઠ તોલા હરડે, બહેડાં તથા આમળાં અને બત્રીસ તોલા ગળો, એકહજાર ને

ચોવીસ તોલા પાણીમાં નાખી સાવધાન વૈદ્ય કાળજીથી તે પકવવું. પછી અગ્નિના સંબંધથી જ્યાં સુધી પાણી અરધું બળી જાય ત્યાં સુધી વારંવાર કડછીથી હલાવ્યા કરવું. પછી તેને અગ્નિ ઉપરથી ઉતારી લઈ વસ્ત્રથી ગાળી લઈને ફરી અગ્નિ ઉપર લોઢાના વાસણમાં પકાવવું. બધું ઘાડું થઈ જાય ત્યારે ઉતારી ટાઢું થાય ત્યારે તેમાં બબ્બે તોલા હરડે, બહેડાં તથા આમળાંનું ચૂર્ણ; છ છ તોલાભાર સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ; બે તોલા વાવડિંગનું ચૂર્ણ; એક તોલો નસોતરનું ચૂર્ણ; એક તોલો નેપાળાનું ચૂર્ણ અને ચાર તોલા ગળોનું ચૂર્ણ નાખી કાળજીથી મિશ્ર કરવું: એટલે 'કૈશોરકગુગ્ગુલુ+' તૈયાર થાય છે. આ ઔષધનું હંમેશાં સેવન કરી તેના ઉપર યૂષ, દૂધ અને સુગંધી જળના અનુપાનનો ઉપયોગ કરવો; તે સેવનારે ઇચ્છા પ્રમાણે આહાર-વિહાર કરવા-પરેજીની જરૂર ન ગણવી; એક, બે અથવા ત્રણે દોષની ઉગ્રતાવાળા, ભાંગેલા, ઝરતા, સુકાયેલ, ગોઠણ સુધી ફાટેલા અને લાંબા કાળથી ઉત્પન્ન થયેલા વાતરક્તનો પણ તે નાશ કરે છે. આ ગૂગળ વ્રણ, ઉધરસ, કોઢ, ગોળો, સોજો, ઝેર, પાંડુ રોગ, પ્રમેહ, અગ્નિનું મંદપણું, મલબંધ અને પ્રમેહસંબંધી ફોલ્લીઓને પણ તરત મટાડે છે; એટલું જ નહિ પણ નિરંતર સેવવાથી કેટલાક કાળે સઘળા રોગોને પણ મટાડે છે અને ઘડપણના દોષો દૂર કરી કિશોર અવસ્થાના બાળક જેવું રૂપ કરે છે.

ઉપરના ગૂગળની બનાવટ સંબંધે

प्रत्येकं त्रिफलाप्रस्थो जलञ्चाढकमाढकम् ।
गुडवद् गुग्गुलोः पाकः सन्धेयस्तु विशेषतः ॥२०६॥

अन्वयः-प्रत्येकं त्रिफला-प्रस्थः, जलं च आढकम् आढकं, गुग्गुलोः पाकः तु विशेषतः गुडवत् सन्धेयः ॥

ઉપરના દરેક ગૂગળમાં ત્રિફળાનાં દરેક ઓસડિયાં ચોસઠ ચોસઠ તોલા લેવાં, પાણી બસો છપ્પન તોલાના એક એક આઢક પ્રમાણે લેવું અને ગૂગળનો પાક પણ ખાસ કરી ગોળ જેવો કરવો. ૨૦૬

### ત્રિફલા ગુગ્ગુલુ

त्रिफलाऽतिविषादारुदार्वीमुस्तापरूषकैः ।
खदिरासननक्ताह्वगुडूचीनृपपादपैः ॥ २०७ ॥
भूनिम्बनिम्बकटुकाफलिङ्गकुलकैः समैः ।
क्वाथं कृत्वा ततः पूतं शतमष्टगुणेऽम्भसि ॥२०८॥
गुडूच्यास्तत्र सुकृतं चूर्णमर्धं तु वारिणि ।
क्षिप्त्वा सुनूतने भाण्डे वासयेद्रजनीगतम् ॥२०९॥
सोमोपेतेन पूतेन कौशिकं परिभावयेत् ।
षडगुणेन तु सप्ताहं शिलाजतुसमन्वितम् ॥ २१० ॥
शुकस्य तु पलान्यष्टौ समावाप्य विचक्षणः ।
ताप्यचूर्णं पलञ्चैकं द्वे पले मधुसर्पिषोः ॥ २११ ॥
एकीकृत्य समं सर्वं लिह्यात्तु त्रिफलाम्बुना ।
तनुना मुद्गयूषेण जाङ्गलानां रसेन वा ॥ २१२ ॥
जीर्णेऽजीर्णे च भुञ्जीत पुराणं शालिषष्टिकम् ॥२१३
यथारोगं यथासात्म्यं रसैर्यूषैश्च संस्कृतैः ।
त्रिसप्ताहप्रयोगेण वातरक्तं सुदारुणम् ॥ २१४ ॥
निहन्ति वीर्यतः क्षिप्रं कुष्ठरोगान् व्रणानपि ।
छिन्नं भिन्नं च सन्धत्ते त्रिफलाख्यो हि गुग्गुलुः ॥

अन्वयः-त्रिफला- अतिविषा दारु-दार्वी-मुस्ता-परूषकैः, खदिर-असन-नक्ताह्व-गुडूची नृपपादपैः, भूनिम्ब-निम्ब-कटुका-कलिङ्गकैः समैः अष्टगुणे अम्भसि क्वाथं कृत्वा, ततः शतं पूतं ( कृत्वा ) तत्र तु वारिणि गुडूच्याः अर्धं सुकृत चूर्णं क्षिप्त्वा सुनूतने भाण्डे रजनीगतं वासयेत्, सोम-उपेतेन पूतेन षड्गुणेन सप्ताहं तु शिलाजतु-समन्वितं कौशिकं परिभावयेत्। विचक्षण. शुकस्य तु अष्टौ पलानि समावाप्य ताप्यचूर्णं च एकं पलं मधु-सर्पिषोः द्वे पले, सर्वं समम् एकीकृत्य त्रिफला-अम्बुना, तनुना मुद्गयूषेण, वा जाङ्गलानां रसेन तु लिह्यात्, जीर्णे च अजीर्णे यथारोगं यथासात्म्य संस्कृतैः रसैः च यूषैः, पुराणं शालिषष्टिकं भुञ्जीत, ( अथ ) त्रिफलाख्यः हि गुग्गुलुः त्रिसप्ताहप्रयोगेण सुदारुणं वातरक्तं कुष्ठरोगान् व्रणान् अपि वीर्यतः क्षिप्रं निहन्ति, छिन्नं च भिन्नं सन्धत्ते ॥

હરડે, બહેડાં, આમળાં, અતિવિષ, દેવદાર, દારુહળદર, મોથ, ફાલસાં, ખેર, આસુંદરો, કરંજ, ગળો, ગરમાળો, કરિયાતું, લીંબડો, કડુ, ઇંદ્રજવ અને ઝેરકોચલાં સમભાગે લઈ આઠગણા પાણીમાં તેનો કવાથ

---

+ किशोरस्य-किशोरावस्थबालस्येदं रूपं कैशोरं तत् कैशोरम् इव रूपं कायति-प्रकाशते यस्य निरन्तराभ्यासात् इति कैशोरक-'अन्यत्रापि दृश्यते' इति डः, स चासौ गुग्गुलु'-જેનું હંમેશાં સેવન કરવાથી માણસનું રૂપ કિશોર અવસ્થાના બાળક જેવું પ્રકાશે છે, તેથી આ ગૂગળ કૈશોરગુગ્ગુલુ કહેવાય છે.

કરી અરધું પાણી બાકી રહે ત્યારે વસ્ત્રથી ગાળી લઈ તેમાં ગળોનું બારીક ચૂર્ણ નાખી નવા વાસણમાં આખી રાત ભરી રાખવું. પછી તે પાણીમાં રતાંજલિનું બારીક ચૂર્ણ નાખી વસ્ત્રથી ગાળી લઈ એ છગણા પાણીથી સાત દિવસ સુધી શિલાજિત સહિત ગૂગળને ભાવના આપવી. પછી તે ગૂગળમાં બત્રીશ તોલા (પ્રથમ ખંડના સંધાન વર્ગમાં કહેલ) શુક્ત, ચાર તોલા સોનામખીનું ચૂર્ણ, ચાર તોલા મધ અને ચાર તોલા ઘી નાખી બધું એકઠું કરીને એ ગૂગળ ત્રિફળાના જળ સાથે, મગના પાતળા યૂષ સાથે અથવા જાંગલ પ્રાણીના માંસના રસાની સાથે ચાટવો અને તે પચી ગયો હોય કે ન પચ્યો હોય તોયે રોગ પ્રમાણે તથા પોતાને માફક હોય તે પ્રમાણે સંસ્કારી કરેલા રસાઓ તથા યૂષોની સાથે જૂના રાતા ચોખાનો ભાત અથવા સાઠી ચોખાનો ભાત જમવો. આ 'ત્રિફલા-ગુગ્ગુલુ×' એકવીશ દિવસના પ્રયોગથી મહા-દારુણ વાતરક્તને, કોઢોને તથા વ્રણોને પણ પોતાના પ્રભાવથી તરત મટાડે છે અને છેદાયેલા અથવા ભેદાયેલા શરીરના ભાગને સાંધે છે. ૨૦૭-૨૧૫

### સિંહનાદ ગુગ્ગુલુ

पलत्रयं कषायस्य त्रिफलायाः सुचूर्णितम् ।
सौगन्धिकं पलञ्चैकं कौशिकस्य पलत्रयम् ॥२१६
कुडवं चित्रतैलस्य सर्वमादाय यत्नतः ।
पाचयेत्पाकविद्वैद्यः पात्रे लोहमये दृढे ॥ २१७ ॥
हन्ति वातं तथा पित्तं श्लेष्माणं खञ्जपङ्गुताम् ।
श्वासं सुदुर्जयं हन्ति कासं पञ्चविधं तथा ॥२१८॥
कुष्ठानि वातरक्तं च गुल्मशूलोदराणि च ।
आमवातं जयत्येतदपि वैद्यविवर्जितम् ॥ २१९ ॥
सर्वदाऽस्योपयोगेन जरापलितनाशनम् ।
सर्पिस्तैलरसोपेतमश्नीयाच्छालिषष्टिकम् ॥२२०॥
सिंहनाद इति ख्यातो रोगवारणदर्पहा ।
वह्नेर्दीप्तिकरः पुंसाम्भाषितो दण्डपाणिना ॥२२१

अत्राहुस्त्रिफलाकाथं पृथक् त्रिपलसंमितम् ।
किञ्चिन्निर्याति चैरण्डस्नेहे पाकोऽधिके खरः ॥

अन्वयः–त्रिफलायाः कषायस्य पलत्रयं, सुचूर्णितं सौगन्धिकं च एकं पलं, कौशिकस्य पलत्रयं, चित्रतैलस्य कुडवं सर्वम् आदाय पाकविद् वैद्यः लोहमये दृढे पात्रे यत्नतः पाचयेत्, एतत् वातं पित्तं तथा श्लेष्माणं हन्ति, खञ्जपङ्गुतां सुदुर्जयं श्वासं तथा पञ्चविधं कासं हन्ति, कुष्ठानि च वातरक्तं च गुल्म–शूल–उदराणि च वैद्यविवर्जितम् आमवातम् अपि जयति, अस्य सर्वदा उपयोगेन जरा–पलितनाशनं (भवति, एतत्सेवनकाले) सर्पि–तैल–रस–उपेतं शालिषष्टिकम् अश्नीयात्, रोग-वारण–दर्पहा 'सिंहनादः' इति ख्यातः (अयं गुग्गुलुः) पुंसां वह्नेः दीप्तिकरः (तथा) दण्डपाणिना भाषितः (अस्ति), अत्र त्रिपलसमितम् त्रिफलाक्काथं पृथक् आहुः, एरण्डस्नेहे च अधिके पाकः किंचित् खरः निर्याति॥

બાર તોલા હરડે, બાર તોલા બહેડાં અને બાર તોલા આમળાં–એ ત્રિફલાનો કવાથ કરી તેમાં બરોબર ચૂર્ણ કરેલ ચાર તોલા ગંધક, બાર તોલા ગૂગળ અને સોળ તોલા એરંડિયું તેલ, એ બધું લઈ પકાવવાની ક્રિયાને બરાબર જાણતા વૈદ્યે લોઢાના મજબૂત વાસણમાં પકાવવું, એટલે 'સિંહનાદ ગુગ્ગુલુ'+ તૈયાર થાય છે. આ ગૂગળ વાયુ, પિત્ત, કફ, ખંજવાત, પાંગળાપણું, માંડ મટે એવો શ્વાસ, પાંચ પ્રકારની ઉધરસ, કોઢ, ગોળો, શૂળ, પેટના રોગ અને વૈદ્યોએ છોડી દીધેલો આમવાત, એ રોગોને મટાડે છે. આ ગૂગળનો હમેશાં ઉપયોગ કરવાથી ઘડપણ અને ધોળા કેશનો નાશ થાય છે. આ ગૂગળના સેવન-કાળે ઘી, તેલ અને માંસના રસા સહિત રાતા ચોખાનો તથા સાઠી ચોખાનો ભાત ખાવો, એ પથ્ય છે. રોગોરૂપી હાથીઓનો નાશ કરનાર આ ગૂગળ 'સિંહનાદ' એ નામથી પ્રખ્યાત છે; તેમ જ પુરુષોના જઠ-રાગ્નિને પ્રદીપ્ત કરનાર આ ગૂગળ મહાદેવ-જીએ કહેલો છે. આ સિંહનાદ ગૂગળમાં ત્રણ

× त्रिफलाप्रधानः गुग्गुलुः–જેમાં ત્રિફલા મુખ્યત્વે પ્રથમ હોય છે, એવો ગૂગળનો પાક 'ત્રિફલાગુગ્ગુલુ' કહેવાય છે.

+ सिंहस्य नाद इव रोगवारणगर्वविनाशने इति सिंहनादः, स चासौ गुग्गुलुः सिंहनादगुग्गुलु –રોગોરૂપી હાથીઓના ગર્વનો નાશ કરવામાં જે સિંહની ગર્જના જેવું સામર્થ્ય ધરાવે છે, તે 'સિંહનાદગુગ્ગુલુ' કહેવાય

પલ ત્રિફલા ક્વાથ અલગ કહ્યો છે. અને એરંડિયુ તેલ વધારે હોય છે, તેથી પાક કંઈક આકરો નીકળે છે. ૨૧૯-૨૨૨

ટીકા-त्रिफलायाः प्रत्येक पलत्रयं, कषायस्य चूर्ण स्यापि। सौगन्धिक=गन्धकम्। चित्रतैलस्य=एरण्डतैलस्य ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાન્તરમાં લેવાયો છે.)

### બીજા પ્રકારનો સિંહનાદ ગુગ્ગુલુ

अष्टौ पलान्यत्र पलंकषायाः, प्रस्थौ पृथक् शुद्धफलत्रयस्य। दत्त्वा पचेद् द्रोणयुगे जलस्य, पादावशेषं पुनरेव वैद्यः ॥ २२३ ॥

दन्तीत्रिवृत्त्र्यूषणवारुणीनां, विडङ्गमुस्तात्रिफलाऽमृतानाम्। कन्दोग्रगन्धालुकमाणकानां, सगन्धकानां च सपारदानाम् ॥ २२४ ॥

पलार्धमानप्रमितं सचूर्णं, दद्याद्विपक्वं पुनरेव तत्र। फलानि सचूर्ण्य च कानकानि, सहस्रसंख्याकलितानि पश्चात् ॥ २२५ ॥

खादेद्धि माषद्वितयं प्रतप्त, तोयादिकं देयमतोऽनुपाने। आमानिलं सन्धिगतं सशूलं, शिरोगतं जानुकटिस्थितञ्च ॥ २२६ ॥

अर्शोऽतिवृत्तिं विषमज्वरार्तिं, प्रमेहकुष्ठानि भगन्दरं च। हन्यान्नराणामिति सिंहनादो, मेदोमरुच्छ्लेष्मगदान् पुरोऽयम् ॥ २२७ ॥

दाहोऽत्यन्तप्रवृत्तिर्वा विकारोऽन्योऽपि चेद्बहुः। तत्कृतस्तु तदा तत्र तक्रभक्तं हितं भवेत् ॥२२८
उद्वर्तनं शीतजलस्नानं च शयनं तथा।
विरेकातिशयं कुर्यात् सिंहनादो यतः सुधीः ॥
ज्ञात्वा बलं शरीरे तु दद्यादेवं न वा भिषक्।
तोयारनालगोक्षीरैः क्रमात् पक्वं विशुद्ध्यति।
फलं कानकसञ्ज्ञं तु कृत्वा चूर्णं ततः क्षिपेत् ॥२३०

अन्वयः-अत्र पलंकषायाः अष्टौ पलानि, शुद्धफलत्रयस्य पृथक् प्रस्थौ जलस्य द्रोणयुगे दत्त्वा वैद्यः पादावशेषं पुनः एव पचेत्, (ततस्तत्र) दन्ती-त्रिवृत्-त्र्यूषण-वारुणीनां, विडङ्ग-मुस्ता-त्रिफला-अमृतानां, कन्द-उग्रगन्धा-आलुक-माणकानां सगन्धकानां च सपारदानां पलार्धमानप्रमितं सचूर्णं विपक्वं पुनरेव तत्र दद्यात्। पश्चात् सहस्रसंख्या-कलितानि कानकानि च फलानि संचूर्ण्य (तत्र दद्यात्, तस्मात्) माषद्वितयं हि खादेत्, अतः अनुपाने प्रतप्तं तोयादिकं देयम्, अयं पुरः नराणां सन्धिगतं सशूलं शिरोगतं च जानुकटिस्थितम् आमानिलम् अर्शोऽतिवृत्तिं विषमज्वर-आर्तिं प्रमेह-कुष्ठानि च भगन्दरं मेदो-मरुत्-श्लेष्म-गदान् हन्यात् इति सिंहनादः (कथ्यते)। तत्कृतः तु दाहः अत्यन्तप्रवृत्तिः वा अन्यः अपि बहुः विकारः भवेत् चेत्, तदा तत्र तक्र-भक्तम् उद्वर्तनं शीतजलस्नानं तथा शयनं हितं (भवेत्)। सिंहनादः यतः विरेक-अतिशयं कुर्यात्, (ततः) सुधीः भिषक् शरीरे तु बलं ज्ञात्वा दद्यात्, वा न एव। कनकसंज्ञं फलं तु तोय-आरनाल-गोक्षीरैः पक्वं क्रमात् विशुद्ध्यति, ततः तु चूर्णं कृत्वा क्षिपेत् ॥

બત્રીશ તોલા ગૂગળ, એકસો અઠ્યાવીશ તોલા શુદ્ધ હરડે, એકસો અઠ્યાવીશ તોલા શુદ્ધ બહેડાં અને એકસો અઠ્યાવીશ તોલા શુદ્ધ આમળાંનો બે હજાર અડતાલીશ તોલા પાણીમા વૈદ્યે ચોથા ભાગનું પાણી બાકી રહે એવો ક્વાથ કરવો; પછી તેમા નેપાળો, નસોતર, સૂંઠ, મરી, પીપર, ભોંયઆમળી, વાવડિંગ, મોથ, હરડે, બહેડા, આમળાં, ગળો, કડવુ સૂરણ, વજ, બટાટા, માનકંદ, ગંધક અને પારો, એ દરેકનુ ચૂર્ણ બબ્બે તોલા નાખી તે ક્વાથ ફરી પકાવવો. તે પાકી રહ્યા પછી ધંતૂરાનાં એક હજાર ડોડવાંઓનુ ચૂર્ણ કરી તેમા નાખવું, એટલે 'સિંહનાદ ગુગ્ગુલુ' તૈયાર થાય છે. આ ગૂગળ બાર ચણોઠીભાર ખાવો અને ગરમ પાણી વગેરેનું અનુપાન સેવવું. આ ગૂગળ માણસના સાંધાઓમાં ગયેલા, શૂળયુક્ત, મસ્તકમાં ગયેલા અને ઢીંચણ તથા કેડમાં રહેલા આમવાત, અર્શસ્, વિષમજ્વરની પીડા, પ્રમેહ, કોઢ, ભગંદર અને મેદ, વાયુ તથા કફથી થયેલા રોગોનો નાશ કરે છે, તેથી 'સિંહનાદ' કહેવાય છે. આ ગૂગળ ખાવાથી બળતરા, અત્યંત ઝાડો અથવા બીજો પણ કોઈ ઘણો વિકાર થાય તો તે ઉપર તક્ર-છાશ સહિત ભાત ખવડાવવો, શરીર ચોળવું, ટાઢા પાણીથી સ્નાન કરાવવું અને શયન કરાવવું, એ હિતકારી થાય છે. આ સિંહનાદગૂગળ અતિશય રેચ કરે છે, માટે બુદ્ધિમાન વૈદ્યે રોગીના શરીરનું બળ જાણી બાર ચણોઠીભારની માત્રા આપવી, અથવા એટલી માત્રા પણ ન જ આપવી, પણ તેથી ઓછી આપવી. આ ગૂગળમાં ધંતુરાનાં ડોડવાંનુ ચૂર્ણ નાખવા કહ્યું છે, પણ તે એમ ને

એમ નહિ નાખતા પ્રથમ ડોડવાઓને અનુક્રમે પાણી, આરનાલ-કાંજી તથા ગાયના દૂધથી પકાવી શુદ્ધ કર્યા પછી તેનુ ચૂર્ણ કરી નાખવું. (એ ડોડવાં પાણી વગેરેમા પકાવવાથી શુદ્ધ થાય છે.) ૨૨૩-૨૩૦

### ત્રીજા પ્રકારનો સિંહનાદ-ગુગ્ગુલુ

पिच्छिनां गुग्गुलोर्मानीं कटुतैले पलाष्टके।
प्रत्येकं त्रिफलाप्रस्थं सार्धद्रोणे जले पचेत् ॥२३१
पादशेषं सुपूतं च पुनरग्नावधिश्रयेत्।
त्रिकटुत्रिफलामुस्तविडङ्गामलकानि च ॥ २३२ ॥
गुडूच्यग्नित्रिवृद्दन्तीवचासूरणमानकम्।
कस्तूरीरससूतांशं प्रत्येकं शुक्तिसम्मितम् ॥२३३॥
सहस्रं कानकफलं सिद्धे संचूर्ण्य निःक्षिपेत्।
ततो माषद्वयं जग्ध्वा पिबेत्तप्तजलादिकम् ॥२३४
अग्निं च कुरुते शीघ्रं वडवानलसन्निभम्।
धातुवृद्धिं वयोवृद्धिं बलं सुविपुलं तथा ॥२३५॥
आमवातं शिरोवातं ग्रन्थिवातं भगन्दरम्।
जानुजङ्घाश्रितं वातं सकटीग्रहवेदनम् ॥ २३६ ॥
अश्मरीमूत्रकृच्छ्रे च भ्रमं च तिमिरोदरे।
अम्लपित्तं तथा कुष्ठं प्रमेहं गुदनिर्गमम् ॥२३७॥
कासं पञ्चविधं श्वासं क्षयं च विषमज्वरम्।
प्लीहानं श्लीपदं गुल्मान् पाण्डुरोगं सकामलम् ॥२३८
शोथान्त्रवृद्धिशूलानि गुदजानि विनाशयेत्।
मेदःकफामसञ्जातरोगवारणदर्पहा ॥ २३९ ॥
सिंहनाद इति ख्यातो योगोऽयममृतोपमः।
भिषग्विवर्जिते रोगे भाषितो दण्डपाणिना ॥२४०॥

अन्वयः--पलाष्टके कटु तैले पिच्छितां गुग्गुलोः मानीं प्रत्येकं त्रिफलाप्रस्थं सार्धद्रोणे जले पचेत्, पादशेषं च सुपूतं पुनः अग्नौ अधिश्रयेत्, (तत्र) च त्रिकटु-त्रिफला-मुस्त-विडङ्ग-आमलकानि, गुडूची-अग्नि-त्रिवृद्-दन्ती-वचा-सूरण-मानक कस्तूरी-रससूतांशं प्रत्येकं शुक्तिसमितं (निक्षिप्य पचेत्), सिद्धे (तत्र) सहस्र कानकफलं संचूर्ण्य निःक्षिपेत्, ततः माषद्वय जग्ध्वा तप्तजल-आदिकं पिबेत्, शीघ्रं च अग्निं वडवानल-संनिभं धातुवृद्धिं वयोवृद्धिं तथा सुविपुलं बल कुरुते, (तथा) आमवातं, शिरोवातं, ग्रन्थिवातं, भगन्दरं जानु-जङ्घा-आश्रितं सकटीग्रहवेदनं वातं अश्मरी-मूत्रकृच्छ्रे, च भ्रमं च तिमिर-उदरे, अम्लपित्तं तथा कुष्ठं प्रमेहं गुद-निर्गमं, पञ्चविधं कासं, श्वासं क्षयं च विषमज्वरं प्लीहानं श्लीपदं गुल्मान् पाण्डुरोगं सकामलं शोथ-अन्त्रवृद्धि-शूलानि गुदजानि विनाशयेत्, मेदः-कफ-आम-सजात-रोग-वारण-दर्प-हा (इति) 'सिंहनादः' ख्यातः अयं योगः अमृत-उपमः (अस्ति), भिषग्वर्जिते रोगे दण्डपाणिना भाषितः ॥

બત્રીશ તોલા સરસિયા તેલમાં ખૂબ કચરેલો બત્રીશ તોલા ગૂગળ, ચોસઠ તોલા હરડે, ચોસઠ તોલા બહેડાં અને ચોસઠ તોલા આમળાંનો પંદરસો છત્રીશ તોલા પાણીમાં કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે વસ્ત્રથી ગાળી લઈ તેને ફરી અગ્નિ ઉપર ચડાવી તેમાં સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, મોથ, વાવડિંગ, આમળાં, ગળો, ચિત્રક, નસોતર, નેપાળો, વજ, સૂરણ, માનકંદ, કસ્તૂરી, રસવંતી અને પારો, એ દરેકનુ બબ્બે તોલા ચૂર્ણ નાખી તે કવાથ પકાવવો; તે સઘળું પાકી રહે ત્યારે તેમા જળ, આરનાલ-કાંજી અને ગાયના દૂધથી પકાવેલા ધંતૂરાનાં એક હજાર ડોડવાંનુ ચૂર્ણ કરી તેમાં નાખવું, એટલે 'સિંહનાદ ગુગ્ગુલુ' તૈયાર થાય છે. આ ગૂગળમાંથી બાર ચણોઠીભાર ખાઈ ગરમ પાણી વગેરેનું અનુપાન સેવવું. આ ગૂગળ જઠરાગ્નિને તરત વડવાનલ જેવો પ્રદીપ્ત કરે છે, ધાતુઓની તથા જીવનની વૃદ્ધિ કરે છે અને ઘણું જ બળ કરે છે; તેમ જ આમવાત, શિરોવાત, ગ્રંથિવાત, ભગંદર, ગોઠણમાં કે પિંડીઓમાં રહેલો વાયુ, કેડ ઝલાઈ જવાની વેદના, પથરી, મૂત્રકૃચ્છ્ર, ભ્રમ, તિમિર, પેટના રોગ, અમ્લપિત્ત, કોઢ, પ્રમેહ, આમણ, પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, ક્ષય, વિષમજ્વર, બરલનો રોગ, શ્લીપદ, ગોળો, પાંડુરોગ, કમળો, સોજા, આંતરડાનુ વધવું, શૂળ અને અર્શનો નાશ કરે છે. મેદ, કફ અને આમથી થયેલા રોગોરૂપી હાથીઓના ગર્વનો નાશ કરનાર હોઈ 'સિંહનાદ' નામથી પ્રખ્યાત થયેલો આ યોગ અમૃત સમાન છે. જે રોગને વૈદ્યોએ અસાધ્ય સમજી છોડી દીધા હોય તેઓની ઉપર (વિજય મેળવનારો) આ ગૂગળ દંડપાણિ-શંકરે કહેલો છે. ૨૩૧-૨૪૦

### ૯-યોગસારામૃત

शतावरी नागवला वृद्धदारकमुच्चटा।
पुनर्नवाऽमृता कृष्णा वाजिगन्धा त्रिकण्टकम् २४१
पृथग् दशपलान्येषां श्लक्ष्णचूर्णानि कारयेत्।
तदर्धशर्करायुक्तं चूर्णं सम्मर्दयेद् बुधः ॥ २४२॥
स्थापयेत् सुदृढे भाण्डे मध्वर्धाढकसंयुतम्।
घृतप्रस्थेन वाऽऽलोड्य त्रिसुगन्धपलेन च ॥२४३॥
तं खादेदिष्टपानान्नो यथावह्निबलं नरः।
वातरक्तं क्षयं कुष्ठं कार्श्यं पित्तास्रसम्भवम् ॥२४४॥
वातपित्तकफोत्थांश्च रोगानन्यांश्च तत्कृतान्।
हत्वा करोति पुरुषं हत्वा सर्वामयान् द्रुतम् ॥२४५॥
वलीपलितनिर्मुक्तं मेधास्मृतिविभूषितम्।
करोति पुरुषं धन्यं पञ्चवर्षशतायुषम्।
योगसारामृतो नाम लक्ष्मीकीर्तिविवर्धनः ॥२४६॥

अन्वयः-शतावरी नागवला वृद्धदारकम् उच्चटा पुनर्नवा अमृता कृष्णा वाजिगन्धा त्रिकण्टकम्-एषां दशपलानि बुधः पृथक् श्लक्ष्णचूर्णानि कारयेत्, तदर्ध-शर्करायुक्तं चूर्णं संमर्दयेत्, मधु-अर्धाढकसंयुतं वा घृत-सुदृढे भाण्डे स्थापयेत्, इष्ट-पान-अन्नः नरः तं यथा-वह्निबल खादेत्, लक्ष्मी-कीर्तिविवर्धनः योगसारामृतः नाम वातरक्तं क्षय कुष्ठ कार्श्यं पित्त-अस्र-सभवं (रोगं) वात-पित्त-कफ-उत्थान् रोगान् च अन्यान् तत्कृतान् सर्व-आमयान् द्रुतं हत्वा पुरुष वली-पलित-निर्मुक्तं मेधा-स्मृतिविभूषितं धन्यं पञ्चवर्षशतायुषम् करोति ॥

શતાવરી, નાગબલા નામની ખપાટ, વરધારો, ભોંયઆમળી, સાટોડી, ગળો, પીપર, આસંધ અને ગોખરુ,એ દરેક ચાળીશ ચાળીશ તોલા લઈ વિદ્વાન વૈદ્યે તેનું બારીક ચૂર્ણ કરાવવું. પછી તેમાં અરધો અરધ સાકર મેળવી ખૂબ મસળી, તેને એકસો અઠ્યાવીશ તોલા મધ કે ચોસઠ તોલા ઘીમાં મેળવવું, તથા ચાર ચાર તોલા તજ, તમાલપત્ર તથા એલચીનું ચૂર્ણ મેળવી અત્યંત મજબૂત વાસણમાં તેને રાખી મૂકવું; એટલે તે 'યોગસારામૃત'* તૈયાર થાય છે. પોતાની ઇચ્છાપ્રમાણે ખાનપાન કરતા માણસે પોતાના જઠરાગ્નિના બળ પ્રમાણે તે ખાવું. લક્ષ્મી તથા કીર્તિને વધારનારું આ યોગસારામૃત વાતરક્ત, ક્ષય, કોઢ, કૃશપણું, પિત્તથી તથા રુધિરથી થયેલા રોગો અને વાતથી, પિત્તથી તથા કફથી ઉત્પન્ન થયેલા બીજા પણ સઘળા રોગોનો તરત નાશ કરી પુરુષને વળીઓથી તથા ધોળા કેશથી રહિત, તર્કશક્તિ તથા સ્મરણશક્તિથી શોભાયમાન, ભાગ્યશાળી અને પાંચસો વર્ષના આયુષવાળો કરે છે.

### વાતરક્તવાળાએ ત્યજવાનાં અપથ્ય

व्यायामं मैथुनं कोपमुष्णाम्ललवणं रसम्।
दिवास्वप्नमभिष्यन्दि गुरु चान्यद्धि वर्जयेत् ॥२४७

अन्वयः-(वातरक्तरोगी) व्यायामं मैथुन कोपम् उष्ण-अम्ल-लवणरसं दिवास्वप्नम् अभिष्यन्दि अन्यत् च गुरु वर्जयेत् हि ॥

વાતરક્તના રોગીએ કસરત, મૈથુન, ક્રોધ, ગરમ પદાર્થો, ખાટો કે ખારો રસ, દિવસની નિદ્રા, રસવાહી નાડીઓને રોકનાર પદાર્થ અને બીજા પણ ભારે પદાર્થોનો ત્યાગ કરવો. ૨૪૭

વાતરક્તનો અધિકાર સમાપ્ત

## મધ્યમખંડમાં બીજો ભાગ સમાપ્ત

* योगेषु सारभूतम् अमृतमिव वलीपलितनाशनं सर्वामयघ्नं चेति योगसारामृतम्-દરેક ઔષધોરૂપ યોગોમાં સારરૂપ શ્રેષ્ઠ જાણે અમૃત હોય તેવું વળિયાં તથા પળિયાંનો નાશ કરનાર અને સર્વ રોગોને મટાડનાર જે ઉત્તમ ઔષધ છે, તે આ યોગસારામૃત કહેવાય છે.

श्रीभावमिश्रविरचित

# भा व प्र का श

## શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

# भावप्रकाश–मध्यमखण्ड

## ત્રીજો ભાગ

### अथ शूलाधिकारः।

### ૩૦ : શૂલનો અધિકાર×

तत्र शूलस्य सन्निकृष्टं निदानमाह–

**શૂલનું પાસેનું નિદાન તથા શૂલની આઠની સંખ્યા**

**दोषैः पृथक् समस्तामद्वन्द्वैः शूलोऽष्टधा भवेत्। सर्वेष्वेतेषु शूलेषु प्रायेण पवनः प्रभुः॥ १॥**

अन्वयः–पृथक् दोषैः, समस्त–आम–द्वन्द्वैः शूलः अष्टधा भवेत्, एतेषु सर्वेषु शूलेषु प्रायेण पवनः प्रभुः (भवेत्)॥

× शूलति–रुजति–पीडयति प्रवृद्धो वायुः हृत्–पृष्ठ–पार्श्व–त्रिक–बस्तिदेशम् इति शूलम्, शूल रुजायाम्–'इगुपधे'ति कः–જેમાં ખૂબ વધેલો વાયુ હૃદય, પીઠ, પડખાં, ફૂલાના સાંધા અને બસ્તિના પ્રદેશમાં સોયા ભોંકાયા જેવી પીડા કરે છે, તે શૂલરોગ કહેવાય છે. આ શૂલની નિરુક્તિ સુશ્રુતે આમ લખી છે: 'शङ्कुस्फोटनवत् तस्य यस्मात् तीव्रा हि वेदना। शूलासक्तस्य भवति, तस्माच्छूलमिहोच्यते'–શૂલરોગથી ઘેરાયેલા માણસને ખીલાઓ ઠોકી વિદારવા જેવી તીવ્ર વેદના ખરેખર થાય છે, તેથી આ વૈદ્યકશાસ્ત્રમાં તેને 'શૂલ' કહેવામાં આવે છે. આ શૂલરોગની ઉત્પત્તિ હારીતે આમ લખી છે: 'अनङ्गनाशाय हरस्त्रिशूलं, मुमोच कोपान्मकरध्वजस्य। तमापतन्तं सहसा निरीक्ष्य, भयार्दितो विष्णुतनुं प्रविष्टः। स विष्णुहुङ्कारविमोहितात्मा, पपात भूमौ प्रथितः स शूलः। स पञ्चभूतानुगतं शरीरं, प्रदूषयत्यस्य हि पूर्वसृष्टिः।'–ભગવાન શંકરે કામદેવનો નાશ કરવા ક્રોધથી ત્રિશૂલ છોડયું, ત્યારે તે જોઈને ભયભીત થયેલો કામદેવ એકદમ વિષ્ણુના શરીરમાં પેસી ગયો; અને પેલું ત્રિશૂલ, વિષ્ણુના હાકોટાથી એકદમ ખૂબ મૂંઝાઈ જઈને પૃથ્વી પર પડી ગયું અને 'શૂલ' રોગના નામે પૃથ્વી પર પ્રખ્યાત થયું; એ જ શૂલ આજે પાંચભૂતોનાં સમાહારથી બનેલા પ્રાણીશરીરને ખૂબ પીડે છે, આવી તેની પૂર્વકાળની ઉત્પત્તિ છે. આ શૂલરોગમાં પણ પૂર્વોક્ત વાતરક્તની પેઠે વાયુનો જ પ્રકોપ લગભગ મુખ્ય હોય છે, તેથી એ વાત–રક્તના અધિકાર પછી આ શૂલરોગનો અધિકાર શરૂ કરાયો છે.

વાયુ,[1] પિત્ત[2] તથા કફથી[3] અલગ અલગ થયેલ; તથા સામટા ત્રણે[4] દોષોથી થયેલ, આમથી[5] થયેલ, વાયુ તથા પિત્ત બેથી[6] થયેલ, વાયુ તથા કફ બેથી[7] થયેલ અને પિત્તથી તથા કફ બેથી[8] થયેલ એમ શૂલ આઠ પ્રકારનાં થાય છે. આ સઘળાં શૂલોમાં ઘણું કરી વાયુ મુખ્ય કર્તા હોય છે.

टीका–प्रभुः=कर्ता॥ (આનો અર્થ ઉપર છે.)

अथ वातिकस्य विप्रकृष्टनिदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

**વાયુથી થતા શૂલનાં દૂરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

**व्यायामयानादतिमैथुनाच्च, प्रजागराच्छीतजलातिपानात्। कलायमुद्गाढकिकोरदूषा–, दत्यर्थरूक्षाध्यशनाभिघातात्॥ २॥**

**कषायतिक्तातिविरूढजान्न,–विरुद्धवल्लूरकशुष्कशाकैः। विट्शुक्रमूत्रानिलसन्निरोधा,–च्छोकोपवासादतिहास्यभाषात्॥ ३॥**

**वायुः प्रवृद्धो जनयेद्धि शूलं, हृत्पृष्ठपार्श्वत्रिकबस्तिदेशे। जीर्णे प्रदोषे च घनागमे च, शीते**

च कोपं समुपैति गाढम् ॥ ४ ॥

मुहुर्मुहुश्चोपशमप्रकोपौ, विण्मूत्रसंस्तम्भनतोदभेदैः। संस्वेदनाभ्यञ्जनमर्दनाद्यैः, स्निग्धोष्णभोज्यैश्च शमं प्रयाति ॥ ५ ॥

अन्वय.-व्यायाम-यानात्, अतिमैथुनात्, च प्रजागरात्, शीतजल-अतिपानात्, कलाय-मुद्ग-आढकि-कोरदूषात्, अत्यर्थरूक्ष-अध्यशन-अभिघातात्, कषाय-तिक्त-अतिविरूढ-ज-अन्नविरुद्ध-वल्लूरक-शुष्कशाकैः, विट्-शुक्र-मूत्र-अनिल-सन्निरोधात्, शोक-उपवासात्, अतिहास्य-भाषात् प्रवृद्धः वायुः हि हृत्-पृष्ठ-पार्श्व-त्रिक-बस्तिदेशे शूल-जनयेत्। जीर्णे च प्रदोषे, च घनागमे च शीते गाढं कोपं समुपैति, मुहुर् मुहुः च उपशम-प्रकोपौ (याति), विण्-मूत्र-सस्तम्भन-तोद-भेदैः (उपलक्षितं तत् शूलं) संस्वेदन-अभ्यञ्जन-मर्दन-आद्यैः च स्निग्ध-उष्णभोज्यैः शमं प्रयाति ॥

મલ્લયુદ્ધ આદિ કસરત ઘણી કરવાથી, ઘોડા કે રથ આદિ વાહન પર ખૂબ બેસવાથી, રાતના ઉજાગરા ઘણા કરવાથી, ટાઢું પાણી બહુ પીવાથી; મકાઈ, મગ, તુવરની દાળ, કોદરા અને અત્યંત લૂખા પદાર્થો વધારે ખાવાથી, જમ્યા ઉપર જમવાથી, ઠેફાં વગેરે વાગવાથી, તૂરા તથા કડવા રસના સેવનથી, તરતના ઊગેલા વટાણા તથા ચણા આદિ ધાન્ય ખાવાથી, પરસ્પર વિરુદ્ધ પદાર્થો, સુકાયેલાં માંસ અને સુકાયેલાં શાક ખાવાથી; વિષ્ઠાનો, વીર્યનો, મૂત્રનો તથા પવનનો વેગ રોકવાથી, અત્યંત શોક કરવાથી, ઘણા ઉપવાસ કરવાથી, બહુ હસવાથી અને બહુ બોલવાથી ખૂબ વધેલો વાયુ હૃદયમાં, પીઠમાં, પડખાંમાં, ફૂલાના સાંધામાં અને મૂત્રાશયમાં શૂલ ઉત્પન્ન કરે છે. એ શૂલ ખાધેલું અન્ન પચી ગયા પછી, સાયંકાલે, વર્ષાઋતુમાં તથા શીતકાળે વાયુનો પ્રકોપ થતાં અત્યંત પ્રકોપ પામે છે. વળી એ શૂલ વારંવાર કોપે છે અને વારંવાર શાંત પણ થાય છે. એ શૂલથી વિષ્ઠા તથા મૂત્ર રોકાઈ જાય છે, સોયા ભોંકાયા જેવી પીડા થાય છે અને અંગો ચીરાતાં હોય એવું જણાય છે. શેક વગેરે સ્વેદન, માલિશ તથા મર્દન (ચોળવું) આદિ કરવાથી અને સ્નિગ્ધ તથા ઊનાં ભોજનો જમવાથી એ શૂલ શાંત થાય છે. ૨-૫

टीका-व्यायामः=मल्लयुद्धादिः, यानं=तुरगरथादि, मैथुनं=स्त्रीप्रसंगः, प्रजागरः रात्रौ, एषामतियोगात्=शीतलजलप्रभूतपानात्; कलायः-त्रिपुटः, आढकी=तुवरी, कोरदूषः=कोद्रवः, अत्यर्थरूक्ष=अतिरूक्षद्रव्यसेवा, अध्यशनं=भुक्तस्योपरि भोजनम्, अभिघातः-लोष्टादिभिः, कषायः=तिक्तरससेवा। विरूढजान्नम्=विरूढमङ्कुरितमन्नं कलायचणकादि, तन्मयमन्नभक्ष्यम्, वल्लूरकं=शुष्कमांसम्। तस्य शूलस्य देशमाह-हृदादिषु ॥ આનો અર્થ ઉપર છે.

तत्र हृच्छूलस्य पृथगपि लक्षणं पठन्ति-

બીજા ગ્રંથોમાં હૃદયના શૂલનાં, પડખાનાં શૂલનાં અને મૂત્રાશયના શૂલનાં જુદાં લક્ષણો પણ કહ્યાં છે, તે નીચે પ્રમાણે સમજવાં.

### હૃદયના શૂલનું લક્ષણ

कफपित्तावरुद्धस्तु मारुतो रसवर्द्धितः।
हृदयस्थः प्रकुरुते शूलमुच्छ्वासरोधकम् ॥
स हृच्छूल इति ख्यातो रसमारुतकोपजः ॥ ६ ॥

अन्वयः-कफ-पित्त-अवरुद्धः रसवर्धितः हृदयस्थः मारुतः उच्छ्वासरोधकं शूलं प्रकुरुते, रस-मारुत-कोपजः स. हृच्छूलः इति ख्यातः ॥

કફે તથા પિત્તે રોકેલો અને રસે વધારેલો હૃદયમાં રહેલો વાયુ, શ્વાસને રોકી દે એવું શૂલ ઉત્પન્ન કરે છે. રસના અને વાયુના કોપથી થતું તે શૂલ 'હૃદયશૂલ' કહેવાય છે. ૬

### પડખાંના શૂલનું લક્ષણ

अथ पार्श्वशूलस्यापि लक्षणमाह-

कफं निगृह्य पवनः सूचीभिरिव निस्तुदन्।
पार्श्वस्थः पार्श्वयोः शूलं कुर्यादाध्मानसंयुतम् ॥ ७ ॥
तेनोच्छ्वसिति वक्त्रेण नरोऽन्नञ्च न काङ्क्षति।
निद्राञ्च नाप्नुयादेव पार्श्वशूलः प्रकीर्त्तितः ॥ ८ ॥

अन्वयः-कफं निगृह्य सूचीभिः निस्तुदन् इव पार्श्वस्थः पवनः पार्श्वयोः आध्मानसंयुतं शूलं कुर्यात्, तेन नरः वक्त्रेण उच्छ्वसिति, अन्नं च न काङ्क्षति, निद्रां च न आप्नुयात्, एषः पार्श्वशूलः प्रकीर्तितः ॥

કફને રોકી સોયોથી જાણે ભોંકતો હોય એવો પડખાંઓમાં રહેલો વાયુ, પડખાંઓમાં શૂલ અને સાથે પેટનો આફરો પણ કરે છે. આ શૂલ થવાથી માણસ ફક્ત મોઢાથી જ ઊંચો શ્વાસ લઈ શકે છે, ખોરાક

લેવા ઇચ્છતો નથી અને નિદ્રા પણ પામતો નથી. આ (લક્ષણોવાળું) શૂલ 'પાર્શ્વશૂલ' કહેવાય છે. ૭,૮

अथ बस्तिशूलस्यापि लक्षणमाह–

### મૂત્રાશયના શૂલનું લક્ષણ

**संरोधात् कुपितो वायुर्बस्तिं संश्रित्य तिष्ठति।**
**बस्तेरध्वनि नाडीषु ततः शूलोऽस्य जायते॥**
**विण्मूत्रवातसंरोधी बस्तिशूलः स उच्यते॥९॥**

अन्वयः–संरोधात् कुपितः वायुः बस्तिं संश्रित्य तिष्ठति, ततः अस्य बस्तेः अध्वनि नाडीषु शूलः जायते, विण्–मूत्र–वातसंरोधी सः बस्तिशूलः उच्यते॥

વેગ રોકવાથી કોપેલો વાયુ મૂત્રાશયમાં ભરાઈ રહે છે, તેથી એ માણસના મૂત્રાશયના રસ્તાની નાડીઓમાં શૂલ થાય છે અને તેથી વિષ્ઠા, મૂત્ર તથા પવન રોકાઈ જાય છે. આ પ્રકારનું શૂલ 'બસ્તિશૂલ' કહેવાય છે. ૯

टीका–प्रकृतमनुसरति–जीर्णे=भुक्ते, प्रदोषे=रात्र्यागमे, रात्रिभवशीतेन वातप्रकोपात्। घनागमे=वर्षासु मेघोदये च॥ (આનો અર્થ ઉપર છે.)

तथैव निदानसम्प्राप्तिपूर्वकं पैत्तिकमाह–

### પિત્તથી થતા શૂલનાં દૂરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

**क्षारातितीक्ष्णोष्णविदाहितैल-, -निष्पावपिण्याककुलत्थयूषैः। कट्वम्लसौवीरसुराविकारैः, क्रोधानलायासरविप्रतापैः॥१०॥**

**ग्राम्यातियोगादशनैर्विदग्धैः, पित्तं प्रकुप्याथ करोति शूलम्। तृण्मोहदाहार्तिकरं हि नाभ्यां, संस्वेदमूर्च्छाभ्रमशोषयुक्तम्॥११॥**

**मध्यन्दिने कुप्यति चार्धरात्रे, निदाघकाले जलदात्यये च। शीते च शीतैः समुपैति शान्तिं, सुस्वादुशीतैरपि भोजनैश्च॥१२॥**

अन्वयः–क्षार–अतितीक्ष्ण–उष्ण–विदाहि–तैल–निष्पाव–पिण्याक–कुलत्थयूषैः, कटु–अम्ल–सौवीर–सुराविकारैः क्रोध–अनल–आयास–रविप्रतापैः, ग्राम्य–अतियोगात् अथ विदग्धैः अशनैः पित्तं प्रकुप्य नाभ्यां हि शूलं करोति (वायुः, तत्) तृण्–मोह–दाह–आर्तिकर संस्वेद–मूर्च्छा–भ्रम–शोषयुक्तं (सत्) मध्यन्दिने च अर्धरात्रे निदाघकाले च जलद–अत्यये कुप्यति, शीते च शीतैः सुस्वादु–शीतैः भोजनैः अपि शान्तिं समुपैति॥

ક્ષારો, અત્યંત તીક્ષ્ણ પદાર્થો, ગરમ પદાર્થો, બળતરા કરનારા પદાર્થો, તેલ, ચોળા; તલનો ખોળ, કળથી, યૂષો, તીખા અને ખાટા પદાર્થો, જવના આથાનું પાણી, રાંધેલાં અન્નોને આથીને ઉત્પન્ન કરેલાં મદ્યો, ક્રોધ, અગ્નિનો તાપ, પરિશ્રમ, સૂર્યનો તડકો, મૈથુનનો અતિયોગ અને પિત્તના યોગને લીધે બળતરા કરતાં ભોજનો–એટલાં કારણોથી પિત્તને કોપાવી વાયુ નાભિમાં શૂલને ઉત્પન્ન કરે છે. એ શૂલ તરશ, મોહ, બળતરા, પરસેવો, મૂર્છા, ભ્રમ અને શોષથી યુક્ત હોય છે તેમ જ બપોરના સમયે, અર્ધરાત્રિના સમયે, ગ્રીષ્મઋતુમાં અને શરદઋતુમાં કોપે છે અને શીતકાળમાં શીતળ વાયુ આદિથી તથા અત્યંત શીતળતાવાળાં અતિ મધુર ભોજનો જમવાથી શાંત થાય છે. ૧૦–૧૨

टीका–निष्पावः=राजमाषः, सौवीरं=सन्धानभेदः, सुराविकारैः, 'परिपक्वान्नसन्धानसमुत्पन्ना सुरा मता।' तस्याः प्रकारैः, रविप्रतापः=आतपः, ग्राम्यातियोगः=मैथुनाधिक्यम्; 'विदाही'त्युक्त्वापि 'अशनैर्विदग्धै'रिति बोधयति–अविदाहिवस्तुनोऽपि पित्तवशाद्विदाहि्त्व भवति। जलदात्यये=शरदि, शीतैः–वातादिभिः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ निदानसम्प्राप्तिपूर्वकं श्लैष्मिकमाह–

### કફથી થતા શૂલનાં દૂરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

**आनूपवारिजकिलाटपयोविकारैर्मांसेक्षुपिष्टकृशरातिलशष्कुलीभिः। अन्यैर्बलासजनकैरपि हेतुभिश्च, श्लेष्मा प्रकोपमुपगम्य करोति शूलम्॥**

**हृल्लासकाससदनारुचिसम्प्रसेकैरामाशये स्तिमितकोष्ठशिरोगुरुत्वैः। भुक्ते सदैव हि रुजं कुरुतेऽतिमात्रं, सूर्योदयेऽथ शिशिरे कुसुमागमे च॥१४॥**

अन्वयः–आनूप–वारिज–किलाट–पयोविकारैः, मांस–इक्षु–पिष्ट–कृशरा–तिल–शष्कुलीभिः च अन्यैः अपि बलास–जनकैः हेतुभिः श्लेष्मा (वायुना सह) प्रकोपम् उपगम्य हृल्लास–कास–सदन–अरुचि सम्प्रसेक स्तिमित–कोष्ठ–शिरो–गुरुत्वैः (सह) आमाशये शूलं करोति, (तत्) भुक्ते सदैव रुजं हि कुरुते, अथ सूर्योदये शिशिरे च कुसुमागमे (अपि रुजं हि कुरुते)

ઘણા પાણીવાળા દેશમાં ઉત્પન્ન થયેલા ખોરાક, જળમાં ઉત્પન્ન થયેલા કમલકંદ

આદિ પદાર્થો, દૂધના વિકાર-દૂધપાક, માવો વગેરે, તેમ જ માંસો, શેરડી, અડદનો લોટ વગેરે, ખીચડી, તલની પૂરી અને બીજાં પણ કફને ઉત્પન્ન કરનારાં કારણોથી (વાયુ સહિત) કફ પ્રકોપ પામીને મોળ, ઉધરસ, ગ્લાનિ, અરુચિ, મોઢામાંથી પાણી ઝર્યા કરવું અને ભીના કપડાથી જાણે વીંટાયેલ હોય તેવી શરીરની સ્થિતિ અને કોઠો તથા મસ્તકનું ભારેપણું આટલાં સાથે આમાશયમાં શૂલ ઉત્પન્ન કરે છે. એ શૂલ જમ્યા પછી કાયમ અત્યંત પીડા કરે છે અને ત્રણ ભાગે વહેંચાયેલા દિવસના પહેલા ભાગમાં, શિશિરઋતુમાં તથા વસંતઋતુમા પણ કફનો ઘણો સંચય તથા વધારો થવાને લીધે પીડા કરે છે. ૧૩,૧૪

टीका–आनूप=बहुलजलदेशजं मत्स्यम्, वारिज= शालूकादि। 'पयस् दध्ना समं क्षीरं विज्ञेया दधिकूर्चिका। तक्रेण तत्कूर्चकं स्यात्तयोः पिण्ड. किलाटकः'॥ पयोविकारः= पायसादिः, पिष्ट=माषादि, अन्यैः=गुर्वादिभिः, स्तिमितम्= आर्द्रपटावगुण्ठितत्वमिव यत्कोष्ठ शिरसि तयोर्गुरुत्वैः सह। सूर्योदय इति–त्रिधा विभक्तदिवसप्रथमभागस्योपलक्षणम्। शिशिरे–तत्र कफस्यातिचयात्। कुसुमागमे=वसन्ते॥ ઉપર દૂધના વિકારો જે કહ્યા છે, તેમાં આ પણ સમજવા. દહીંની સાથે પકાવેલું દૂધ 'દધિકૂર્ચિકા' અને છાશ સાથે પકાવેલું દૂધ 'કૂર્ચક' અને તે બંનેનો જે પિંડો તે 'કિલાટક' કહેવાય છે.'

अथ द्वन्द्वजशूलमाह–

**બબ્બે દોષથી થતાં શૂલનું લક્ષણ**

**द्विदोषलक्षणैरेतैर्विद्याच्छूलं द्विदोषजम्॥ १५॥**

अन्वयः–एतैः द्विदोषलक्षणैः द्विदोषज शूल विद्यात्॥

ઉપર કહેલાં લક્ષણો બબ્બે દોષથી જ્યારે થયાં હોય તે ઉપરથી તે શૂલને બે દોષથી થયેલું સમજવું. ૧૫

अथ त्रिदोषजशूलमाह–

**ત્રણે દોષથી થતાં શૂલનું લક્ષણ**

**सर्वेषु देशेषु च सर्वलिङ्गं, विद्याद्भिषक् सर्वभवं हि शूलम्। सुकष्टमेनं विषवज्रकल्पं, विवर्जनीयं प्रवदन्ति तज्ज्ञाः॥ १६॥**

अन्वयः–भिषक् सर्वेषु देशेषु सर्वलिङ्ग च सर्वभवं हि शूल विद्यात्, तज्ज्ञाः एनं सुकष्ट विष–वज्रकल्पं विवर्जनीय प्रवदन्ति॥

જે શૂલ ઉપર જણાવેલ હૃદય, પીઠ, પડખાં, કૂલાના સાંધાઓનું સ્થળ, મૂત્રાશય, નાભિ અને આમાશય, એ સઘળાં સ્થાને થતું હોય અને ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણોવાળું હોય તેને ત્રણે દોષોથી થયેલું સમજવું. આને જાણતા વૈદ્યો આ શૂલને બહુ કષ્ટ આપનાર, ઝેર તથા વજ્ર જેવું અને ચિકિત્સા માટે છોડી દેવા યોગ્ય કહે છે. ૧૬

टीका–सर्वेषु देशेषु=हृत्-पृष्ठ-पार्श्व-त्रिक-वस्ति-नाभ्यामाशयेषु, सर्वभवं=त्रिदोषजम्॥ (આનો અર્થ ઉપર છે.)

अथामजशूलमाह–

**આમથી થતા શૂલનું લક્ષણ**

**आटोपहृल्लासवमीगुरुत्व,-स्तैमित्यकानाह-कफप्रसेकैः। कफस्य लिङ्गेन समानलिङ्ग,-मामोद्भवं शूलमुदाहरन्ति॥ १७॥**

अन्वयः–कफस्य लिङ्गेन समानलिङ्गम्, आटोप-हृल्लास–वमी गुरुत्व स्तैमित्यक आनाह कफ प्रसेकैः (युक्तं) शूलम् आमोद्भवम् उदाहरन्ति॥

જેનાં ચિહ્નો કફના શૂલના જેવાં જ હોય અને જેની સાથે આફરો, મોળ, ઊલટી, ભારેપણું, ભીનાં વસ્ત્રથી જાણે લપેટાયું હોય એવી શરીરની સ્થિતિ, પેડુનું ચડવું અને મોઢામાંથી કફનું ઝરવું, એટલાં ચિહ્નોથી જે યુક્ત હોય તેને 'આમશૂલ' કહે છે. ૧૭

टीका–कफस्य=कफशूलस्य, आमोद्भवं-आमादुद्भवो यस्य तम्। तत्रामशूले जातं पश्चाद् दोषसम्बन्धः, अत एवास्य शूलस्याष्टमत्वमुक्तम्। स च प्रथममामाशये भवति, पश्चात् सम्बन्धिभिर्दोषैर्वस्तिनाभिहृत्पार्श्वकुक्षिषु भवति यथादोषसम्बन्धः॥–આ આમશૂલ ઉત્પન્ન થયા પછી પાછળથી તેમાં દોષોનો સંબંધ થાય છે, તેથી જ આ આમશૂલને આઠમું કહ્યું છે આ શૂલ પ્રથમ આમાશયમાં થાય છે અને પાછળથી દોષોનો સંબંધ થતાં જે દોષનો સંબંધ થયો હોય તે દોષની રીતિ પ્રમાણે હૃદયમાં, પડખાંઓમાં અને પેટમાં પણ થાય છે.

आमशूलस्य दोषविशेषेण देशविशेषमाह–

**દોષોના ભેદથી આમશૂલનાં સ્થાનોનો ભેદ**

**वातात्मकं वस्तिगतं वदन्ति, पित्तात्मकं चापि वदन्ति नाभ्याम्। हृत्पार्श्वकुक्षौ कफ-सन्निविष्टं, सर्वेषु देशेषु च सन्निपातात्॥ १८॥**

अन्वयः-वातात्मकं (शूलं) बस्तिगतं वदन्ति, अपि च पित्तात्मकं नाभ्यां वदन्ति, कफ-सन्निविष्टं हृत्-पार्श्व-कुक्षौ (भवति, तथा) च सन्निपातात् सर्वेषु देशेषु (भवति) ॥

આમશૂલ વાયુનો સંબંધ પામ્યું હોય, તો નાભિમાં, કફનો સંબંધ પામ્યું હોય તો હૃદયમાં, પડખાંઓમાં તથા પેટમાં અને ત્રણે દોષોનો સંબંધ પામ્યું હોય તો સઘળા પ્રદેશોમાં થાય છે. ૧૮

टीका-हृत्पार्श्वकुक्षौ=हृत्पार्श्वाभ्यां सहिते कुक्षौ, कफसन्निविष्टं=कफेनाविष्टम् ॥ (આનો અર્થ ઉપર છે.)

બે દોષથી થયેલ શૂલના સ્થાનભેદ

बस्तौ हृत्कटिपार्श्वेषु स शूलः कफवातिकः ।
कुक्षौ हृन्नाभिमध्ये तु स शूलः कफपैत्तिकः ।
दाहज्वरकरो घोरो विज्ञेयो वातपैत्तिकः ॥ १९ ॥

अन्वयः-सः कफवातिकः शूलः बस्तौ हृत्-कटि-पार्श्वेषु, कुक्षौ हृद्-नाभि मध्ये तु (यः) शूलः सः कफ-पैत्तिकः वात-पैत्तिकः दाह-ज्वरकरः घोरः विज्ञेयः ॥

વળી તે શૂલ કફના તથા વાયુના સંબંધને પામ્યું હોય તો મૂત્રાશય, હૃદય, કેડ અને પડખાંમાં થાય છે; કફના તથા પિત્તના સંબંધને પામ્યું હોય તો પેટમાં; હૃદય તથા નાભિના મધ્યમાં થાય છે; જે વાયુના તથા પિત્તના સંબંધવાળું શૂલ થાય છે તે દાહ તથા જ્વરને કરનાર હોઈ ભયંકર જાણવું. ૧૯

तन्त्रान्तरोक्तमामशूललक्षणमाह-

બીજા ગ્રંથમાં કહેલું આમશૂલનું લક્ષણ

अतिमात्रं यदा भुक्तं पावके मृदुतां गते ।
स्थिरीकृतन्तु तत्कोष्ठे वायुरावृत्य तिष्ठति ॥ २० ॥
यदाऽन्नं न गतं पाकं तच्छूलं कुरुते भृशम् ।
मूर्च्छाऽऽध्मानविनाहांश्च हृत्क्लेशं सविलम्बिकम् ॥
कम्पं वान्तिमतीसारं प्रमोहं जनयेदपि ।
अविपाकोद्भवं शूलमेतमाहुर्मनीषिणः ॥ २२ ॥

अन्वयः-पावके मृदुतां गते यदा अतिमात्रं भुक्तं (भवति तदा) तु वायुः कोष्ठे तत् स्थिरीकृत आवृत्य तिष्ठति, यदा अन्नं पाकं गतं न (भवति, तदा) तत् भृशं शूलं कुरुते, मूर्च्छा-आध्मान-विनाहान् हृत्क्लेशं सविलम्बिकं कम्पं वान्तिम् अतीसारं प्रमोहम् अपि जनयेत्, मनीषिणः एतम् शूलम् अविपाक-उद्भवं आहुः ॥

જઠરાગ્નિ મંદ થયો હોય છતાં અતિશય વધારે ખવાયું હોય તો વાયુ, કોઠામાં તેને સ્થિર કરી ચારેબાજુથી વીંટી લઈને રહે છે; અને જ્યારે તે અન્ન પચે નહિ, ત્યારે ભારે શૂલને ઉત્પન્ન કરે છે અને મૂર્છા, આફરો, બળતરા, હૃદયનો ક્લેશ, 'વિલંબિકા' રોગ-કોલેરા, કંપ, ઊલટી, ઝાડા તથા પ્રમેહને પણ ઉત્પન્ન કરે છે. વિદ્વાનો આ શૂલને આમથી થયેલું-'આમશૂલ' કહે છે. ૨૦-૨૨

टीका-अविपाकोद्भवं=आमोद्भवमित्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ शूलस्योपद्रवानाह-

શૂલના ઉપદ્રવો

वेदनाऽतितृषा मूर्च्छा आनाहो गौरवारुची ।
कासः श्वासो वमिर्हिका शूलस्योपद्रवाः स्मृताः ॥२३॥

अन्वयः-वेदना अतितृषा मूर्च्छा आनाहः गौरव-अरुची कासः श्वासः वमिः हिक्का (एते) शूलस्य उपद्रवाः स्मृताः ॥

વેદના, અત્યંત તરશ, મૂર્છા, મળબંધ, ભારેપણું, અરુચિ, ઉધરસ, ઊલટી અને હેડકી એટલા શૂલના ઉપદ્રવો કહ્યા છે. ૨૩

अथ शूलस्य साध्यत्वादिकमाह-

સાધ્ય, કષ્ટસાધ્ય તથા અસાધ્ય શૂલ

एकदोषानुगः साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः ।
सर्वदोषान्वितो घोरस्त्वसाध्यो भूर्युपद्रवः ॥२४॥

अन्वयः-एकदोष-अनुगः (शूलः) साध्यः, द्विदोषजः कृच्छ्रसाध्यः, सर्वदोष-अन्वितः भूरि-उपद्रवः तु घोरः असाध्यः (ज्ञेयः) ॥

એક દોષવાળું શૂલ સાધ્ય, બે દોષવાળું કષ્ટસાધ્ય અને સઘળા દોષોવાળું તથા ઘણા ઉપદ્રવોથી યુક્ત શૂલ ભયંકર તથા અસાધ્ય સમજવું. ૨૪

अथ शूलस्यारिष्टमाह-

શૂલનું અરિષ્ટ

वेदनाऽतितृषा मूर्च्छा आनाहो गौरवं ज्वरः ।
भ्रमोऽरुचिः कृशत्वं च बलहानिस्तथैव च ॥
उपद्रवा दशैते यस्य शूलेषु नास्ति सः ॥२५॥

अन्वयः-वेदना अतितृषा मूर्च्छा आनाहः गौरवं ज्वरः भ्रमः अरुचिः च कृशत्वं तथा च बलहानिः, एते दश उपद्रवाः यस्य शूलेषु (स्युः), सः न एव अस्ति ॥

વેદના, અત્યંત તરશ, મૂર્છા, મળબંધ, ભારેપણું, તાવ, ભ્રમ, અરુચિ,

અને બળની હાનિ, એ દશ ઉપદ્રવો જેને શૂલમાં સાથે હોય તે શૂલનો રોગી કદી જીવતો નથી. ૨૫

अथ शूलस्यैव भेदं परिणामशूलं चाह–

શૂલનો જ એક ભેદ-પરિણામશૂલનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણો

स्वैर्निदानैः प्रकुपितो वातः सन्निहितो यदा।
कफपित्ते समावृत्य शूलकारी भवेद्बली।
भुक्ते जीर्यति यच्छूलं तदेव परिणामजम् ॥२६॥

अन्वयः–स्वैः निदानैः प्रकुपितः सन्निहितः वातः कफ-पित्ते समावृत्य बली भवेत्, (तदा) शूलकारी (स्यात्), भुक्ते जीर्यति यत् शूलं तद् एव परिणामजं (कथ्यते)॥

પોતાનાં નિદાનોથી કોપેલો પાસેનો બળવાન વાયુ, જ્યારે કફ અને પિત્તમાં વ્યાપીને બળવાન બને છે ત્યારે તે શૂલ ઉત્પન્ન કરે છે; એમ જે શૂલ ખાધેલું અન્ન પચવાના સમયે થાય છે; તે જ 'પરિણામશૂલ' કહેવાય છે.

टीका–'स्वैर्निदानैः' इत्यादिना निदानपूर्विका सम्प्राप्तिरुक्ता। 'भुक्ते जीर्यति' इत्यादिना लक्षणमुक्तम्। समावृत्य=व्याप्य॥ (આનો અર્થ ઉપર છે.)

ભેદયુક્ત પરિણામશૂલનું ટૂંકમાં લક્ષણ

तस्य लक्षणमप्येतत् समासेनाभिधीयते।
आध्मानाटोपविण्मूत्रविबन्धारतिवेपनैः॥२७॥
स्निग्धोष्णोपशमप्रायं वातिकं तद्वदेद् भिषक्।
तृष्णादाहारतिस्वेदकट्वम्ललवणोत्तरम्॥२८॥
शूलं शीतशमप्रायं पैत्तिकं लक्षयेद् बुधः।
छर्दिहृल्लाससंमोहस्वल्परुग् दीर्घसन्तति॥२९॥
कटुतिक्तोपशान्तौ च विज्ञेयं च कफात्मकम्।
संसृष्टलक्षणं बुद्ध्वा द्विदोषं परिकल्पयेत्॥
त्रिदोषजमसाध्यं स्यात् क्षीणमांसबलानलम्॥३०॥

अन्वयः–तस्य एतत् लक्षणम् अपि समासेन अभिधीयते, आध्मान-आटोप-विण्-मूत्र-विबन्ध-अरति-वेपनैः (युक्तं यत्) स्निग्ध-उष्ण-उपशमप्रायं (भवेत्) तद् भिषक् वातिकं वदेत्। तृष्णा-दाह-अरति-स्वेद-कटु-अम्ल-लवण-उत्तरं शीतशमप्रायं शूलं बुधः पैत्तिकं लक्षयेत्। छर्दि-हृल्लास-संमोह-स्वल्परुक् च दीर्घसन्तति, कटु-तिक्त-उपशान्तौ च कफात्मकं विज्ञेयम्। संसृष्टलक्षणं बुद्ध्वा द्विदोषं, त्रिदोषजं परिकल्पयेत्, क्षीण-मांस-बल-अनलम् असाध्यं स्यात्॥

(ભેદયુક્ત) તે પરિણામશૂલનું આ લક્ષણ પણ ટૂંકમાં કહેવાય છે: જેમાં પેટનું ચડવું, ગડગડાટ, વિષ્ઠાની તથા મૂત્રની અટકાયત, અણગમો તથા કંપ થતાં હોય અને સ્નિગ્ધ કે ચીકાશવાળા તથા ગરમ પદાર્થોથી જે શાંત થતું હોય તેને વૈદ્યે 'વાયુથી થયેલું પરિણામશૂલ' કહેવું; જેમાં તરશ, બળતરા અણગમો, પરસેવો, તીખાશ, ખટાશ તથા ખારાશ થતાં હોય અને શીતળ પદાર્થોથી જે લગભગ શાંત થતું હોય તેને વિદ્વાને 'પિત્તથી થયેલું પરિણામશૂલ' સમજવું. જેમાં ઊલટી, મોળ, મોહ તથા થોડી પીડા થાય અને જે લાંબા વખત સુધી રહેતું હોય તેમ જ તીખા પદાર્થોથી તથા કડવા પદાર્થોથી જે શાંત થતું હોય તે શૂલને 'કફથી થયેલું પરિણામશૂલ' સમજવું. ઉપર કહેલાં લક્ષણોમાંથી બે દોષનાં લક્ષણો દેખાતાં હોય તો 'બે દોષથી થયેલું' અને ત્રણે દોષોનાં લક્ષણો દેખાતાં હોય તો 'ત્રણે દોષોથી થયેલું' શૂલ માનવું. જે ત્રણે દોષોથી થયેલું હોય અને જેણે માંસ, બળ તથા અગ્નિ ક્ષીણ કરી નાખેલ હોય તે પરિણામશૂલ અસાધ્ય હોય. ૨૭–૩૦

अथान्नद्रवनामानं शूलविशेषमाह–

અન્નદ્રવ નામના એક જાતના શૂલનું લક્ષણ

जीर्णे जीर्यति चाप्यन्ने यच्छूलमुपजायते।
पथ्यापथ्यप्रयोगेण भोजनाभोजनेन वा॥
न शमं याति नियमात्सोऽन्नद्रव उदाहृतः॥३१॥

अन्वयः–अन्ने जीर्णे च जीर्यति अपि यत् शूलम् उपजायते, पथ्य-अपथ्य-प्रयोगेण वा भोजन-अभोजनेन नियमात् शमं न याति, सः अन्नद्रवः उदाहृतः॥

ખાધેલું અન્ન પચવાના સમયે અને પચી ગયા પછી પણ શૂલ ઉત્પન્ન થાય છે તથા પથ્ય, અપથ્ય, ભોજન કે અભોજનથી જેનો શાંત થવાનો કોઈ નિયમ નથી, તે 'અન્નદ્રવ-શૂલ' કહેવાય છે. (આ શૂલને અસાધ્ય ન સમજવું; કેમ કે ગ્રંથોમાં તેની ચિકિત્સા કહેલી છે.) ૩૧

टीका–नेदं शूलमसाध्यं, चिकित्साभिधानात्॥ (આનો અર્થ ઉપર છે.)

अथ शूलस्य चिकित्सामाह–

### શૂલની સામાન્ય ચિકિત્સા

वमनं लङ्घनं स्वेदः पाचनं फलवर्तयः।
क्षाराश्चूर्णानि गुटिकाः शस्यन्ते शूलशान्तये ॥३२॥

अन्वयः–वमनं लङ्घनं स्वेदः पाचनं फलवर्तयः क्षाराः चूर्णानि गुटिकाः शूलशान्तये शस्यन्ते ॥

વમન, લંઘન, સ્વેદન, પાચન, ગુદામાં વાટ ખોસવી, ક્ષારો, ચૂર્ણો અને ગોળીઓ શૂલની શાંતિ માટે ઉત્તમ કહેવાય છે. ૩૨

### વાતશૂલની વિશેષ ચિકિત્સા

विज्ञाय वातशूलं तु स्नेहस्वेदैरुपाचरेत्।
स्वल्पशूलाकुलस्य स्यात् स्वेद एव सुखावहः ॥३३

अन्वयः–वातशूलं तु विज्ञाय स्नेहस्वेदैः उपाचरेत्, स्वल्प-शूल-आकुलस्य स्वेदः एव सुखावहः स्यात् ॥

શૂલ વાયુથી થયેલું જણાય તો સ્નેહના તથા સ્વેદનના ઉપચારો કરવા. થોડા શૂલવાળાને તો સ્વેદન (શેક વગેરે) જ સુખકારક થાય છે.

### મૃત્તિકાસ્વેદ

मृत्तिकां सजलां पाकाद्धनीभूतां पटे क्षिपेत्।
कृत्वा तत्पोट्टलीं शूली यथास्वेदं विधारयेत् ॥३४॥

अन्वयः–सजलां मृत्तिकां पाकात् घनीभूतां पटे क्षिपेत्, तत्पोट्टलीं कृत्वा शूली यथास्वेदं विधारयेत् ॥

માટીમાં પાણી નાખી તે માટી પકાવી ઘાટી કરી લૂગડામાં નાખવી; પછી તેની પોટલી કરી શૂલના રોગીએ યોગ્ય રીતે શેક કરવો. (જેથી શૂલ મટી જાય છે. આ ઉપાય 'મૃત્તિકા-સ્વેદ*' એ નામથી ઓળખાય છે.) ૩૪

### કાર્પાસાસ્થ્યાદિ-સ્વેદ

कार्पासास्थिकुलत्थकैस्तिलयवैरेरण्डमूलातसी,–वर्षाभूशणबीजकाञ्जिकयुतैरेकीकृतैर्वा पृथक्।
स्वेदः स्यादथ कूर्परोदरशिरःस्फिग्जानुपादाङ्गुली,–गुल्फस्कन्धकटीरुजो विजयते निःशेषवातार्तिहा ॥ ३५ ॥

अन्वयः–कार्पास–अस्थि–कुलत्थकैः, तिल–यवैः, एरण्ड–मूल–अतसी–वर्षाभू–शण–बीज–काञ्जिकयुतैः एकीकृतैः, वा पृथक् स्वेदः स्यात्, अथ कूर्पर–उदर–शिरः–स्फिक्–जानु–पाद–अङ्गुली–गुल्फ–स्कन्ध–कटी–रुजः विजयते, (तथा) निःशेष–वात–अर्तिहा (भवेत्)॥

કપાસિયા, કળથી, તલ અને જવ એ બધાંને અથવા એકએકને એરંડાનાં મૂળ, અળસી, સાટોડી, શણનાં બીજ અને કાંજીની સાથે મેળવી ગરમ કરી તેનાથી સ્વેદન કરવું. તે કોણી, પેટ, માથું, કૂલા, ગોઠણ, પગ, આંગળીઓ, ઘૂંટીઓ, કાંધ અને કેડનાં શૂલને મટાડે છે અને બીજી પણ વાયુ સંબંધી સઘળી પીડાઓનો નાશ કરે છે. (આ ઉપાય 'કાર્પાસાસ્થ્યાદિ-સ્વેદ×' એ નામે ઓળખાય છે.)૩૫

### તલની ગોળી અને મીંઢળનો પ્રયોગ

तिलैश्च गुटिकां कृत्वा भ्रामयेज्जठरोपरि।
शूलं सुदुस्तरं तेन शान्तिं गच्छति सत्वरम्।
नाभिलेपाज्जयेच्छूलं मदनं काञ्जिकान्वितम् ॥३६॥

अन्वयः–तिलैः च गुटिकां कृत्वा जठर–उपरि भ्रामयेत्, तेन सुदुस्तरं शूलं सत्वरं शान्तिं गच्छति। काञ्जिक-अन्वितं मदनं नाभिलेपात् शूलं जयेत् ॥

તલ વાટી ગોળી કરીને પેટની ઉપર ફેરવવી; તેથી ભયંકર શૂલ પણ તરત શાંત થાય છે. મીંઢળને કાંજીમાં વાટી તેનો નાભિ-ઉપર લેપ કરવાથી તે શૂલને મટાડે છે. ૩૬

टीका–मदनं=मदनफलम्।

### સૂંઠ અને એરંડાનાં મૂળનો ક્વાથ

विश्वमेरण्डजं मूलं क्वाथयित्वा जलं पिबेत्।
हिङ्गुसौवर्चलोपेतं सद्यः शूलनिवारणम् ॥ ३७ ॥

अन्वयः–विश्वम् एरण्डज मूलं क्वाथयित्वा हिङ्गु-सौवर्चल–उपेतं जलं पिबेत्, (तत्) सद्यः शूलनिवारणं (भवेत्) ॥

સૂંઠ અને એરંડાનાં મૂળનો ક્વાથ કરી હિંગ તથા સંચળ નાખી તે પીવો. એ શૂલને તરત જ મટાડે છે. ૩૭

### વાયુના શૂલની ખાસ ચિકિત્સા

पुंसः शूलाभिपन्नस्य स्वेद एव सुखावहः।
पायसैः कृशरापिण्डैः स्निग्धैर्वा पिशितोत्करैः॥३८

वातात्मकं हन्त्यचिरेण शूलं, स्नेहेन युक्तस्तु कुलत्थयूषः। ससैन्धवव्योषयुतः सलावः, सहिङ्गुसौवर्चलदाडिमाढ्यः ॥ ३९ ॥

---

* मृत्तिकया स्वेदः–પાણી નાખી પકવેલી ઘાટી માટીથી કરેલો શેક 'મૃત્તિકાસ્વેદ' કહેવાય છે.

× कार्पासस्य अस्थि आदि येषु तानि–कार्पासास्थ्यादीनि, तैः स्वेदः–જેમાં કપાસિયા મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનું સ્વેદન, કાર્પાસાસ્થ્યાદિ સ્વેદ કહેવાય છે.

बलापुनर्नवैरण्डबृहतीद्वयगोक्षुरैः ।
सहिङ्गुलवणोपेतं सद्यो वातरुजापहम् ॥ ४० ॥
तुम्बुरूण्यभया हिङ्गु पौष्करं लवणत्रयम् ।
पिबेदुष्णाम्बुना वाऽपि शूलगुल्मापतन्त्रकी ॥४१
यवानीहिङ्गुसिन्धूत्थक्षारसौवर्चलाभयाः ।
सुरामण्डेन पातव्या वातशूलनिषूदनाः ॥ ४२ ॥
सौवर्चलाम्लिकाजाजीमरिचैर्द्विगुणोत्तरैः ।
मातुलुङ्गरसैः पिष्ट्वा गुटिका वातशूलनुत् ॥४३
बीजपूरकमूलं च घृतेन सह पाययेत् ।
जयेद्वातभवं शूलं कर्षमेकं प्रमाणतः ॥ ४४ ॥

अन्वयः-शूल-अभिपन्नस्य पुंसः पायसैः कृशरा-पिण्डैः वा स्निग्धैः पिशित-उत्करैः स्वेदः एव सुखावहः (भवति) ॥ स्नेहेन युक्तः ससैन्धवव्योषयुतः सलावः सहिङ्गु-सौवर्चल-दाडिम-आढ्यः कुलत्थयूषः तु वातात्मकं शूलम् अचिरेण हन्ति । बला-पुनर्नवा-एरण्ड-बृहतीद्वय-गोक्षुरैः ( क्वथित जल ) सहिङ्गु-लवण-उपेतं सद्य. वातरुजा-अपहं (भवेत्) । शूल-गुल्म-अपतन्त्रकी तुम्बुरूणि अभया हिङ्गु पौष्करं लवणत्रयं वा अपि उष्ण-अम्बुना पिबेत् । यवानी-हिङ्गु-सिन्धूत्थ-क्षार-सौवर्चल-अभयाः सुरामण्डेन पातव्याः, वातशूलनिषूदनाः (भवन्ति) सौवर्चल-अम्लिका-अजाजी-मरिचैः द्विगुण-उत्तरैः मातुलुङ्गरसैः पिष्ट्वा गुटिका वातशूलनुत्, बीजपूरकमूलं च प्रमाणतः एकं कर्षं घृतेन सह पाययेत्, (तद्) वातभवं शूलं जयेत् ॥

શૂલથી પીડાયેલા માણસને દૂધની ખીરથી, ખીચડીના ગોળાથી અથવા માંસના સમૂહોથી સ્વેદન જ સુખકારી થાય છે. સ્નેહથી યુક્ત અને સૈંધવ, સૂંઠ, મરી તથા પીપર નાખેલો તેમ જ લાવાના માંસથી યુક્ત કરી હિંગ, સંચળ અને દાડિમ નાખેલો કળથીનો યૂષ પણ વાયુના શૂલનો તરત જ નાશ કરે છે. ખપાટ, સાટોડી, એરંડમૂળ, બંને ભોંરીંગણી અને ગોખરુનો ક્વાથ હિંગ તથા લવણ સાથે પીધો હોય તો તે તરત જ વાયુની હરકોઈ પીડા મટાડે છે. શૂલ, ગોળો અને અપતંત્રક-રોગવાળાએ તુમ્બુરુ, હરડે, હિંગ, પુષ્કરમૂળ તથા ત્રણ જાતનાં લવણ પણ ગરમ પાણી સાથે પીવાં. અજમો, હિંગ, સૈંધવ, જવખાર, સંચળ તથા હરડે મધના પાણી સાથે પીવાં. તે વાયુના શૂલનો નાશ કરે છે. સંચળ, આંબલી, અજમો અને મરિયાં એકએકથી બેગણાં લઈ બિજોરાંના રસમાં વાટી તેઓની ગોળી કરી તે ખાવી; એ પણ વાયુનું શૂલ મટાડે છે. બિજોરાંનું મૂળ એક તોલો ઘીની સાથે પાવું; તે વાયુનું શૂલ મટાડે છે. ૩૮-૪૪

### (૨) પિત્તના શૂલની ચિકિત્સા

गुडः शालिर्यवक्षारः सर्पिष्पानं विरेचनम् ।
जाङ्गलानि च मांसानि भेषजं पित्तशूलिनाम् ॥
मणीरजतताम्राणां भाजनानि गुरूणि च ।
तोयेन परिपूर्णानि शूलस्योपरि धारयेत् ॥४६॥
विरेचनं पित्तहरं प्रशस्तं,
रसाश्च शस्ताः शशलावकानाम् ॥ ४७ ॥
सगुडां घृतसंयुक्तां भक्षयेद् वा हरीतकीम् ।
प्रलिह्याच्छूलशान्त्यर्थं धात्रीचूर्णं समाक्षिकम् ॥

अन्वयः-पित्तशूलिनां गुडः शालिः यवक्षारः सर्पिष्पानं विरेचनं च जाङ्गलानि मांसानि भेषजम् ॥ मणी-रजत-ताम्राणां च गुरूणि भाजनानि तोयेन परिपूर्णानि शूलस्य उपरि धारयेत् । पित्तहरं विरेचनं प्रशस्तं, च शश-लावकानां रसाः शस्ताः । वा सगुडां घृतसंयुक्तां हरीतकीं भक्षयेत्, शूल-शान्त्यर्थं समाक्षिकं धात्रीचूर्णं लिह्यात् ॥

જેઓને પિત્તથી શૂલ થયું હોય તેઓએ ગોળ, શાળ, જવખાર તથા ઘી પીવું; તેમ જ વિરેચન અને જાંગલ દેશનાં પશુ-પક્ષીઓનું માંસ પણ તેઓને ઔષધરૂપ છે. મણિઓનાં, રૂપાનાં કે ત્રાંબાનાં વજનદાર વાસણોમાં પાણી ભરી પિત્તશૂલની જગ્યા ઉપર મૂકી રાખવાં (તેથી પિત્તશૂલ મટી જાય છે).

પિત્તને હરનારું વિરેચન અને સસલાંના તથા લાવાંના રસો પિત્તશૂલના ઉપાયરૂપે ઉત્તમ છે; અથવા ગોળ તથા ઘીમાં કાલવી હરડેનું ચૂર્ણ ખાવું (તેથી પિત્તશૂલની શાંતિ થાય છે) અથવા પિત્તશૂલની શાંતિ માટે આમળાંનું ચૂર્ણ મધમાં કાલવી ચાટવું.

### (૩) કફના શૂલની ચિકિત્સા

शाल्यन्नं जाङ्गलं मांसमरिष्टं कटुकीरसम् ।
मधुना जीर्णगोधूमं कफशूले प्रयोजयेत् ॥ ४९ ॥
लवणत्रयसंयुक्तं पञ्चकोलं सरामठम् ।
ससुखोष्णाम्बुना पीतं कफशूलं प्रणाशयेत् ।५०

अन्वयः-कफशूले शालि-अन्नं जाङ्गलं मांसम् अरिष्टं कटुकीरसं मधुना जीर्णगोधूमं प्रयोजयेत् ॥ लवणत्रयसंयुक्तं पञ्चकोलं सरामठं ससुख-उष्ण-अम्बुना

पीतं कफशूलं प्रणाशयेत् ॥

કફસંબંધી શૂલમાં રાતો ભાત, જાંગલદેશનાં પશુપક્ષીઓનું માંસ, યોગ્ય ઔષધોયુક્ત જળના ક્વાથથી તૈયાર કરેલું મદ્ય, કુકડનો રસ અને મધની સાથે જૂના ઘઉંના પદાર્થોનો ઉપયોગ કરવો. સેંધવ, બીડલૂણ, સંચળ, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો, મરી અને હિંગનું ચૂર્ણ સહેવાઈ શકે એવા ગરમ પાણી સાથે પીધું હોય તો તે કફશૂલને મટાડે છે.

टीका-अरिष्टं=भेषजवारिकायसिद्ध मद्यम् ॥ (અર્થ ઉપર છે.)

## આમશૂલની ચિકિત્સા

आमशूले क्रिया कार्या कफशूलप्रणाशिनी ।
सेव्यमामहरं सर्वमग्नेर्मन्दस्य वर्धनम् ॥ ५१ ॥

अन्वयः-आमशूले कफशूलप्रणाशिनी क्रिया कार्या, आमहरं सर्वं सेव्यं, मन्दस्य अग्नेः वर्धनं (कार्यम्) ॥

આમશૂલ થયું હોય તો કફશૂલને મટાડનારી ક્રિયા કરવી, આમને મટાડનારા સઘળા પદાર્થો સેવવા અને મંદ થયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરવો. ૫૧

## હરકોઈ શૂલનો ઉપાય

तीक्ष्णायाश्चूर्णसंयुक्तं त्रिफलाचूर्णमुत्तमम् ।
प्रयोज्यं मधुसर्पिर्भ्यां सर्वशूलनिवारणम् ॥ ५२ ॥

अन्वयः-तीक्ष्णायाः चूर्णसंयुक्तं त्रिफला-चूर्णं मधु-सर्पिर्भ्यां प्रयोज्यम्, (तत्) उत्तमं सर्वशूलनिवारणम् (अस्ति) ॥

રાઈનું ચૂર્ણ અને હરડે, બહેડાં તથા આમળાંનું ચૂર્ણ મધમાં તથા ઘીમાં કાલવી ખાવાં; તે સર્વ પ્રકારનાં શૂલને મટાડે છે. ૫૨

टीका-तीक्ष्णायाश्चूर्णं=राजिकादिचूर्णम् ॥ (અર્થ ઉપર છે.)

दारुहैमवतीकुष्ठशताह्वाहिङ्गुसैन्धवैः ।
अम्लपिष्टैः सुखोष्णैश्च लिम्पेच्छूलयुतोदरम् ॥ ५३ ॥
मूलं बैल्वं तथैरण्डं चित्रकं विश्वभेषजम् ।
हिङ्गुसैन्धवसंयुक्तं सद्यः शूलनिवारणम् ॥ ५४ ॥

अन्वयः-दारु-हैमवती-कुष्ठ-शताह्वा-हिङ्गु सैन्धवैः अम्लपिष्टैः च सुख-उष्णैः शूलयुत-उदरं लिम्पेत् ॥ बैल्वं मूलं तथा एरण्डं चित्रकं विश्वभेषजं हिङ्गु-सैन्धव-संयुक्तं सद्यः शूल-निवारणम् (अस्ति) ॥

(પેટમાં શૂલ નીકળતું હોય તો) દેવદાર, ઘોળી વજ, કઠ, સુવા, હિંગ અને સેંધવને ખાટા રસમાં વાટી સહેવાય તેવાં ગરમ કરી શૂલયુક્ત પેટ ઉપર તેનો લેપ કરવો. બીલીનાં મૂળ, એરંડાનાં મૂળ, ચિત્રક અને સૂંઠનું ચૂર્ણ હિંગ અને સેંધવની સાથે ખાધું હોય તો તે તરત શૂલને મટાડે છે.

टीका-वातरोगान्तर्गताध्मानचिकित्सायां लिखितो नाराचनामा रसोऽन्यच्च विरेचनं शूले हितम् ॥ વાયુસંબંધી રોગોના પ્રકરણમાં આફરાની ચિકિત્સામાં જે 'નારાચ' નામનો રસ કહેવાયો છે, તે અને બીજાં પણ વિરેચનો શૂલ ઉપર હિતકારી છે.

## કૂષ્માંડ-(કોળાંનો)-ક્ષાર.

कूष्माण्डं तनु कृत्वा तु क्षिप्त्वा घर्मे विशोषयेत् । स्थाल्यां निक्षिप्य तत् सर्वं पिधानेन पिधाय च ॥ ५५ ॥
चुल्ह्यां निवेश्य वह्निं च ज्वालयेत् कुशलो जनः ।
यथा तन्न भवेद्भस्म किन्त्वङ्गारो दृढो भवेत् ॥ ५६ ॥
तदा निर्वापयेच्छीतं सर्वथा चूर्णितन्तु तत् ।
माषद्वयमितं तावच्छुण्ठीचूर्णेन मिश्रितम् ॥ ५७ ॥
जलेन भक्षयेन्नित्यं महाशूलाकुलो नरः ।
असाध्यमपि यच्छूलं तदप्येतेन शाम्यति ॥ ५८ ॥

अन्वयः-कूष्माण्डं तु तनु कृत्वा घर्मे क्षिप्त्वा विशोषयेत्, तत् सर्वं स्थाल्यां निक्षिप्य पिधानेन च पिधाय, चुल्ह्यां च निवेश्य कुशलः जनः (तथा) वह्निं ज्वालयेत्, यथा तद् भस्म न भवेत्, किंतु दृढः अङ्गारः भवेत्, तदा तत् निर्वापयेत्, शीतं तु सर्वथा चूर्णितं (कृत्वा) माषद्वयमितं तावत् शुण्ठीचूर्णेन मिश्रितं (कृत्वा) महाशूलाकुलः नरः जलेन (सह) नित्यं भक्षयेत्, एतेन यत् शूलम् असाध्यम् (स्यात्) तत् अपि शाम्यति ॥

કોળાના ઝીણા ટુકડા કરી તડકામાં નાખી સુકાવવા; પછી એ સઘળા ટુકડાઓને હાંડલીમાં નાખી હાંડલાંની ઉપર ઢાંકણું ઢાંકી ચૂલાની ઉપર મૂકી હોશિયાર માણસે એવી રીતે અગ્નિ બાળવો કે જેથી કોળાંના ટુકડા ભસ્મરૂપ ન થઈ જાય, પણ મજબૂત કોલસારૂપ થઈ જાય. પછી એ કોલસા જેવા ટુકડાને ઠારી સારી પેઠે શીતળ કરી ચૂર્ણ કરી તેમાંથી બાર રતીભાર ચૂર્ણ અને બાર રતીભાર સૂંઠનું ચૂર્ણ મિશ્ર કરી મોટાં શૂલથી હેરાન થતા માણસે

પાણી સાથે તે હમેશાં ખાવું; તેથી જે શૂલ અસાધ્ય હોય તે પણ શાંત થઈ જાય છે. (આ ઉપાય 'કૂષ્માંડક્ષાર' નામે ઓળખાય છે.)

टीका–इति कूष्माण्डक्षारः ॥

अथ परिणामशूलस्य चिकित्सामाह–

### (૫૫) પરિણામશૂલની ચિકિત્સા

लङ्घनं प्रथमं कुर्याद् वमनं सविरेचनम् ।
पक्तिशूलोपशान्त्यर्थं तत्र वान्ते विधिर्यथा ॥५९
पीत्वा तु क्षीरमाकण्ठं मदनक्वाथसंयुतम् ।
कान्तारकस्य पौण्ड्रस्य कोशकारस्य वा रसम् ॥
कषायं वाऽथ निम्बस्य कटुतुम्बीरसं तु वा ।
यथाविधि वमेद्धीमान् पक्तिशूलार्दितो जनः ॥६१॥
त्रिवृता च तथा दन्त्या तैलेनैरण्डजेन वा ।
दत्तं विरेचनं सद्यः पक्तिशूलनिवारणम् ॥ ६२॥

अन्वयः–पक्तिशूल-उपशान्त्यर्थं प्रथमं लङ्घनं कुर्यात्, (ततः) सविरेचनं वमनं (कुर्यात्), तत्र वान्ते विधिः यथा पक्तिशूल–अर्दितः धीमान् जनः मदनक्वाथसयुतं क्षीरं वा कान्तारकस्य पौण्ड्रस्य कोशकारस्य वा रसं अथवा निम्बस्य कषायं, वा कटुतुम्बीरसं तु आकण्ठं पीत्वा यथाविधि वमेत् । (किंच) त्रिवृता, तथा च दन्त्या वा एरण्डजेन तैलेन दत्तं विरेचनं सद्यः पित्तशूलनिवारणम् (भवति) ॥

પરિણામશૂલની શાંતિ માટે પ્રથમ લંઘન કરવું અને પછી વિરેચન તથા વમન કરવાં; વમનનો વિધિ આ પ્રમાણે છે: પરિણામશૂલથી પીડાયેલા બુદ્ધિમાન માણસે મીંઢળના ક્વાથ સાથે દૂધ અથવા જંગલી શેરડીનો રસ અથવા ધોળી શેરડીનો રસ અથવા પોટા જેવી શેરડીનો રસ, અથવા લીંબડાનો ક્વાથ અથવા કડવી તુંબડીનો ક્વાથ ગળાં સુધી પીને વિધિ પ્રમાણે વમન કરવું; તેમ જ નસોતરનું, નેપાળાનું અથવા એરંડિયા તેલનું વિરેચન આપ્યું હોય તો તે તરત જ પરિણામશૂલને મટાડે છે. ૫૯–૬૨

### વિડંગાદિમોદક

विडङ्गतण्डुलव्योषत्रिवृद्दन्ती सचित्रकम् ।
सर्वाण्येतानि संहृत्य सूक्ष्मचूर्णानि कारयेत् ॥६३॥
गुडेन मोदकान् कृत्वा खादेदुष्णेन वारिणा ।
जयेत् त्रिदोषजं शूलं परिणामसमुद्भवम् ॥६४॥

अन्वयः–विडङ्ग-तण्डुल-व्योष-त्रिवृत्-दन्ती-सचित्रकम्–एतानि सर्वाणि संहृत्य सूक्ष्मचूर्णानि कारयेत्, गुडेन मोदकान् कृत्वा उष्णेन वारिणा खादेत्, त्रिदोषजं परिणामसमुद्भवं शूलं जयेत् ॥

વાવડિંગનાં બીજ, સૂંઠ, મરી, પીપર, નસોતર, નેપાળો અને ચિત્રક એ સર્વને એકઠાં કરી બારીક ચૂર્ણ કરવું; પછી ગોળથી તેના લાડુ કરી ગરમ પાણી સાથે ખાવા. તે ત્રણે દોષથી થયેલ પરિણામશૂલને મટાડે છે. (આ ઉપાય 'વિડંગાદિમોદક' એટલે વાવડિંગ વગેરેના લાડુ, એ નામે ઓળખાય છે.) ૬૩,૬૪

### શુંઠ્યાદિકલ્ક

नागरतिलगुडकल्कं, पयसा सम्पिष्य यः पुमॉल्लिह्यात् । उग्रं परिणतिशूलं, नश्येत्तस्य त्रिरात्रेण ॥ ६५ ॥

पीतं शम्बूकजं भस्म जलेनोष्णेन तत्क्षणात् ।
पक्तिजं नाशयत्येव शूलं विष्णुरिवासुरान् ॥६६॥

अन्वयः–यः पुमान् नागर-तिल-गुड-कल्कं पयसा सम्पिष्य लिह्यात्, तस्य उग्रं परिणतिशूलं त्रिरात्रेण नश्येत् ॥ उष्णेन जलेन पीतं शम्बूकजं भस्म, विष्णुः असुरान् इव पक्तिजं शूलं तत्क्षणात् एव नाशयति ॥

જે માણસ સૂંઠ, તલ તથા ગોળનો કલ્ક દૂધ સાથે વાટી ચાટે તેનું ઉગ્ર પરિણામશૂલ પણ ત્રણ દિવસમાં મટી જાય છે. નાની નાની છીપની ભસ્મ ગરમ પાણી સાથે પીધી હોય તો જેમ વિષ્ણુ દૈત્યોનો તરત નાશ કરે છે, તેમ તે ભસ્મ પરિણામશૂલનો તરત જ નાશ કરે છે. ૬૫,૬૬

### પથ્યાદિલોહ+

लोहपथ्याकणाशुण्ठीचूर्णं समधुसर्पिषा ।
विलिहन् विनिहन्त्येव शूलं हि परिणामजम् ॥६७॥

अन्वयः–लोह–पथ्या–कणा–शुण्ठीचूर्णं स-मधु-सर्पिषा विलिहन् (जनः) परिणामजं शूलं विनिहन्ति एव हि ॥

લોઢું, હરડે, પીપર અને સૂંઠનું ચૂર્ણ મધ તથા ઘીની સાથે માણસ ચાટે તો પરિણામશૂલનો તે અવશ્ય નાશ કરે છે. ૫૭

+ पथ्या आदिर्यस्मिन्, स चासौ लोहः–જેમાં હરડે પહેલી હોય છે, એવી લોહભસ્મ, પથ્યાદિલોહ કહેવાય છે.

### નારિકેલક્ષાર

नारिकेलं सतोयं च लवणेन सुपुरितम्।
मृदाऽवबेष्टितं शुष्कं पक्वं गोमयवह्निना ॥६८॥
पिप्पल्या भक्षितं हन्ति शूलं हि परिणामजम्।
वातिकं पैत्तिकं चापि श्लैष्मिकं सान्निपातिकम् ॥६९

अन्वयः-सतोयं नारिकेलं च लवणेन सुपूरितं मृदा अववेष्टितं शुष्कं गोमयवह्निना पक्वं पिप्पल्या भक्षितं हि वातिकं पैत्तिकं श्लैष्मिकं सान्निपातिकम् अपि च परिणामजं शूलं हि हन्ति ॥

પાણીવાળા લીલા નાળિયેરના ગોળામાં સારી પેઠે લવણ ભરી કપડમટ્ટી કરી સુકાવી અડાયાં-છાણાંના અગ્નિથી પકાવવું. એ નારિયેળ પીપરના ચૂર્ણની સાથે ખાધું હોય તો તે વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબધી અને ત્રિદોષ સંબંધી પરિણામશૂલનો પણ અવશ્ય નાશ કરે છે. ૬૮,૬૯

अथान्नद्रवशूलस्य चिकित्सामाह-

### (૬) અન્નદ્રવશૂલની ચિકિત્સા

अन्नद्रवाख्ये शूले तु न तावत् स्वास्थ्यमश्नुते।
यावत्कटुकपित्ताम्लमन्नं न च्छर्दयेद् द्रवम् ॥७०॥
जातमात्र जरत्पित्ते शूलमाशु विनाशयेत्।
पित्तान्तं वमनं कृत्वा कफान्तञ्च विरेचनम् ॥७१॥
अन्नद्रवे च तत्कार्यं जरत्पित्ते यदीरितम्।
जरत्पित्तेऽपि तत् पथ्यं प्रोक्तमन्नद्रवे तु यत् ॥७२
आमपक्वाशये शुद्धे गच्छेदन्नद्रवः शमम्।
माषपिण्डरीं सलवणां सुस्विन्नां तैलपाचिताम् ॥७३॥
तादृशीं सर्पिषा खादेदन्नद्रवनिपीडितः।
धात्रीफलभवं चूर्णमयश्चूर्णसमन्वितम् ॥ ७४ ॥
यष्टीचूर्णेन वा युक्तं लिह्यात् क्षौद्रेण तद्गदे।
श्यामाकतण्डुलैः सिद्धं सिद्धं कोद्रवतण्डुलैः॥
प्रियङ्गुतण्डुलैः सिद्धं पायसं सहितं हितम् ॥७५॥

अन्वयः-अन्नद्रव-आख्ये शूले तु (नरः) यावत् कटुक-पित्त-अम्ल द्रवम् अन्नं न छर्दयेत्, तावत् स्वास्थ्यं न अश्नुते। जरत्पित्ते जातमात्रे पित्तान्तं वमनं, कफान्तं च विरेचनं कृत्वा आशु शूलं विनाशयेत्। जरत्पित्ते यत् ईरितं तत् अन्नद्रवे च कार्यं, अन्नद्रवे तु यत् प्रोक्तं तत् जरत्पित्ते अपि पथ्यम् (भवति)॥ आमपक्वाशये शुद्धे अन्नद्रवः शमं गच्छेत्, अन्नद्रव-निपीडितः सलवणां सुस्विन्नां तैलपाचितां माषपिण्डरीं तादृशीं सर्पिषा खादेत्। तद्-गदे धात्रीफलभवं चूर्णम् अयश्चूर्णसमन्वितं वा यष्टीचूर्णेन युक्तं क्षौद्रेण लिह्यात्। (अथवा तद्गदे) श्यामाकतण्डुलैः सिद्धं, कोद्रवतण्डुलैः सिद्धं, प्रियङ्गुतण्डुलैः सिद्धं पायसं सहितं हितम् (भवति)॥

અન્નદ્રવશૂલમાં માણસ જ્યાં સુધી તીખું ઊનું અને ખાટું પ્રવાહી અન્ન ઓકી કાઢે નહિ ત્યાં સુધી સ્વસ્થપણું પામતો જ નથી. પરિણામશૂલ ઉત્પન્ન થાય કે તરત જ જો તે પિત્તથી થયું હોય તો વમન કરીને મટાડવું અને કફથી થયુ હોય તો વિરેચનથી મટાડવું. પરિણામશૂલની જે ચિકિત્સા કહી છે તે અન્નદ્રવશૂલમાં પણ કરવી અને અન્નદ્રવશૂલની જે ચિકિત્સા કહી છે તે પરિણામશૂલમાં પણ કરવી. આમાશય અને પકવાશય શુદ્ધ થાય તો અન્નદ્રવશૂલ શાંત થાય છે. અન્નદ્રવશૂલથી પીડાયેલા માણસે હિંગ, મીઠું, જીરું તથા આદુ નાખી અડદની વાટેલી દાળની ઝીણી ઝીણી વડીઓ કરી તેઓને સારી પેઠે બાફી તેલમાં પકાવી તરત જ ઘીની સાથે ખાવી. અન્નદ્રવશૂલમાં આમળાંના ચૂર્ણને લોઢાના ચૂર્ણથી અથવા જેઠીમધના ચૂર્ણથી મિશ્ર કરી મધ સાથે ચાટવું. (તેથી અન્નદ્રવશૂલ મટી જાય છે.) અન્નદ્રવશૂલમાં સામાના દાણાઓથી અથવા કોદરાના દાણાઓથી અથવા પ્રિયંગુ નામના કાંગના દાણાઓથી દૂધપાક કરી તેમાં પથ્ય પદાર્થો મેળવી ખવાય તો અન્નદ્રવશૂલ ઉપર તે હિતકારી થાય છે. ૭૦-૭૫

टीका-प्रियङ्गुः=कङ्गुविशेषः ॥ (અર્થ ઉપર છે.)

गौडिकं सौरणं कन्दं कूष्माण्डमपि भक्षयेत्।
कलाययवसक्तून् वा सक्तून् वा लाजसम्भवान् ॥
कुलत्थसक्तूनथवा दध्नाऽथाद्याधिकं तथा।
चणकानामथो सक्तून् कोद्रवस्यौदनं तथा ॥७७॥

अन्वयः-(अन्नद्रवशूली) गौडिकं, सौरणं कन्दं कूष्माण्ड कलाय-यवसक्तून् वा लाजसंभवान् सक्तून् अपि भक्षयेत् ॥ अथवा दध्ना कुलत्थसक्तून् तथा दाधिकम्, अथो चणकानां सक्तून् तथा कोद्रवस्य ओदनम् भक्षयेत् ॥

અન્નદ્રવશૂલવાળાએ ગોળનું પકવાન્ન, સૂરણ કોળું, વટાણાનો સાથવો, જવનો સાથવો અથવા ચોખાની ધાણીનો સાથવો ખાવો (હિતકારી છે) અથવા કળથીનો સાથવો

દહીંની સાથે ખાવો, દહીંથી સંસ્કાર કરેલ ભાત વગેરે પણ ખાવા, ચણાનો સાથવો ખાવો અથવા કોદરાનો ભાત ખાવો (એ પણ હિતકારી છે). ૭૬,૭૭

टीका-गौडिक=गुडेन सस्कृत पक्वान्नम्। दाधिक= दध्ना सस्कृत भक्त 'महेरी' इति लोके॥ (અર્થ ઉપર છે.)

गोधूममण्डकं तत्र सर्पिषा गुडसंयुतम्।
सक्षितं शीतदुग्धेन मृदितं कथितं हितम्॥७८॥
अन्नद्रवो दुश्चिकित्स्यो दुर्विज्ञेयो महागदः।
तस्मात्तस्य प्रशमने परं यत्नं समाचरेत्॥७९॥
अन्नद्रवे जरत्पित्ते वह्निर्मन्दो भवेद्यतः।
तस्मादत्रान्नपानानि मात्राहीनानि कारयेत्॥८०॥
कलाययवगोधूमाः श्यामाकाः कोरदूषकाः।
राजमाषाश्च माषाश्च कुलत्थाः फल्गुशालयः॥८१॥
दधिलुप्तरसं क्षीरं सर्पिर्गव्यं समाहिषम्।
वास्तुकं कारवेल्ली च कर्कोटकफलानि च॥८२॥
बर्हिणो हरिणा मत्स्या रोहिताद्याः कपिञ्जलाः।
एतस्मिन्नामये शस्ता मता मुनिचिकित्सकैः॥८३॥

अन्वयः-गोधूममण्डकं सर्पिषा गुडसंयुतं सक्षितं शीतदुग्धेन मृदितं कथितं तत्र हितम्। अन्नद्रवः महागदः दुर्विज्ञेयः दुश्चिकित्स्यः (अस्ति), तस्मात् तस्य प्रशमने परं यत्नं समाचरेत्। अन्नद्रवे जरत्-पित्ते वह्निः यतः मन्दः भवेत्, तस्मात् अत्र मात्राहीनानि अन्नपानानि कारयेत्, एतस्मिन् आमये राजमाषाः च कलाय-यव-गोधूमाः श्यामाकाः कोरदूषकाः माषाः च कुलत्थाः फल्गु-शालयः दधिलुप्तरसं क्षीरं गव्यं समाहिषं सर्पिः वास्तुकं कारवेल्ली च कर्कोटकफलानि च बर्हिणः हरिणाः रोहित-आद्याः मत्स्याः कपिञ्जलाः मुनिचिकित्सकैः शस्ताः मताः॥

ઘઉંનો માડો, ઘી, ગોળ તથા સાકર સહિત ટાઢા દૂધમાં ચોળીને ખાવો, એ પણ અન્નદ્રવશૂલ ઉપર હિતકારી છે. અન્નદ્રવ એ એવો મોટો રોગ છે, જે જાણવો મુશ્કેલ અને ચિકિત્સા કરવા માટે પણ મુશ્કેલ છે, માટે તેને શાંત કરવા મોટો યત્ન કરવો જોઈએ. અન્નદ્રવશૂલમાં અને પરિણામશૂલમાં જઠરાગ્નિ મંદ થઈ જાય છે, માટે એ રોગોમાં જે કાંઈ અન્ન-પાન આપવા, તે ઓછા માપમાં જ આપવા. આ રોગમાં વટાણા, જવ, ઘઉં, સામો, કોદરા, ચોળા, અડદ, કળથી, કાંગ, રાતા ચોખા, દહીંની સાથે મેળવેલું દૂધ, ગાયનું તથા ભેંસનું ઘી, બથવો, કારેલાં, કંકોડા, મોરનું માંસ, હરણનું માંસ, રોહીડા વગેરે માછલા અને તેતરનું માંસ આયુર્વેદના આચાર્યોએ ઉત્તમ માનેલ છે. ૭૮-૮૩

टीका-दधिलुप्तरस-दध्ना लुप्तः रसः=प्रकृतो रसो यस्य तत् क्षीरं, दधियुक्त क्षीरमित्यर्थः॥

## ગુડમંડૂર

गुडामलकपथ्यानां चूर्णं प्रत्येकशः पलम्।
त्रिपलं लोहकिट्टस्य तत्सर्वं मधुसर्पिषा॥८४॥
समालोड्य समश्नीयादक्षमात्रप्रमाणतः।
आदिमध्यावसानेषु भोजनस्य निहन्ति तत्।
अन्नद्रवं जरत्पित्तमम्लपित्तं सुदारुणम्॥८५॥

अन्वय-गुड-आमलक-पथ्यानां प्रत्येकशः पलं चूर्णं, लोहकिट्टस्य त्रिपलं, तत् मधु-सर्पिषा समालोड्य भोजनस्य आदि-मध्य-अवसानेषु अक्षमात्र-प्रमाणतः समश्नीयात्, तत् सुदारुणम् अन्नद्रवं जरत्-पित्तम् अम्लपित्तं निहन्ति॥

ગોળ, આમળાં અને હરડે એ દરેકનું ચાર ચાર તોલા ચૂર્ણ અને બાર તોલા લોઢાનું કીટું (મંડૂર), એટલાને મધમાં તથા ઘીમાં કાલવી તેમાંથી ભોજનના આરંભમાં, મધ્યમાં તથા અંતે એક એક તોલો ખાવું, તે મહાદારુણ અન્નદ્રવશૂલ, પરિણામશૂલ અને અમ્લપિત્તને મટાડે છે. (આ ઉપાય 'ગુડમંડૂર'+ નામે ઓળખાય છે.) ૮૪,૮૫

अथ शूलरोगेऽपथ्यान्याह-

व्यायामं मैथुनं मद्यं लवणं कटुकं रसम्।
वेगरोधं शुचं क्रोधं वैकल्यं शूलवांस्त्यजेत्॥८६॥

अन्वय.-शूलवान् व्यायामं मैथुनं मद्यं लवणं कटुकं रसं वेगरोधं शुचं क्रोधं वैकल्यं त्यजेत्॥

શૂલવાળા માણસે કસરત, મૈથુન, મદ્ય, લવણ, તીખો રસ, વિષ્ઠા આદિના વેગનાં રોકાણ, શોક, ક્રોધ અને માનસિક અસ્વસ્થતાનો ત્યાગ કરવો. ૮૬

## શૂલનો અધિકાર સમાપ્ત

---

+ गुडादियुक्त मण्डूर-गुडमण्डूरम्-ગોળ વગેરેથી યુક્ત લોઢાનું કિટ્ટ ગુડમંડૂર કહેવાય છે.

# अथोदावर्तानाहाधिकारः ।
# ૩૧ : ઉદાવર્ત* તથા આનાહનો અધિકાર

तत्र उदावर्तस्य विप्रकृष्टनिदानमाह–

### ઉદાવર્તનું દૂરનું નિદાન

वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः ।
क्षुत्तृष्णोच्छ्वासनिद्राणां धृत्योदावर्तसम्भवः ॥१॥

अन्वयः–वात–विण्–मूत्र–जृम्भा–अश्रु–क्षव–उद्गार–वमि–इन्द्रियैः क्षुध्–तृष्णा–उच्छ्वास–निद्राणां धृत्या उदावर्त–सम्भवः ॥

અપાનવાયુનો, વિષ્ઠાનો, મૂત્રનો, બગાસાંનો, આંસુનો, છીંકનો, ઓડકારનો, ઊલટીનો, વીર્યનો, ભૂખનો, તરસનો, ઊંચા શ્વાસનો અને નિદ્રાનો વેગ રોકવાથી ઉદાવર્તની ઉત્પત્તિ થાય છે. ૧

टीका–इन्द्रियमत्र=शुक्रम् । अत्र तृतीया सहार्था, धृत्या=वेगविघातेन ॥ (આનો અર્થ ઉપર છે.)

अथोदावर्तस्य सामान्यलक्षणमाह–

### ઉદાવર્તનું સામાન્ય લક્ષણ

यत्रोर्ध्वं जायते वायोरावर्तः स चिकित्सकैः ।
उदावर्त इति प्रोक्तो व्याधिस्तत्रानिलः प्रभुः ॥२॥

अन्वयः–यत्र वायोः आवर्तः ऊर्ध्वं जायते, सः चिकित्सकैः उदावर्तः व्याधिः प्रोक्तः, तत्र अनिलः प्रभुः (भवति) ॥

જે રોગમાં વાયુનું ભમવું ઊંચે થાય છે, તે રોગને વૈદ્યો ‘ઉદાવર્ત’ કહે છે. એ રોગમાં વાયુ પ્રભુ–મુખ્ય કારણ હોય છે. ૨

टीका–आवर्त=भ्रमः ॥

* उत्–ऊर्ध्वम् आवर्तः–वायोर्भ्रमणं यस्मिन् स उदावर्तः–જે રોગમાં વાયુનું ભમવું ઊંચે થાય છે, તે રોગ ઉદાવર્ત કહેવાય છે. આ રોગમાં પણ ઉપર કહેલા શૂળરોગની પેઠે વાયુ જ મુખ્ય હોય છે, તેથી એ શૂળરોગના અધિકાર સાથે સંકળાયેલો આ ઉદાવર્તરોગનો અધિકાર તેના પછી લાગલો જ લખે છે.

‘આનાહ’ શબ્દની વ્યુત્પત્તિ હવે પછીના તેના લક્ષણ પર અપાઈ છે, તે ત્યાં જોવી.

ततद्वेगाभिघातभिन्नानामुदावर्तानां क्रमेण विशिष्टानि लक्षणान्याह; तत्रापानवातनिरोधजस्योदावर्तस्य लक्षणमाह–

### જુદા જુદા વેગોને રોકવાથી થતા જુદા જુદા ઉદાવર્તોનાં વિશેષ લક્ષણો : અપાનવાયુને રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ

वातमूत्रपुरीषाणां सङ्गो ध्मानं क्लमो रुजा ।
जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात् ॥३॥

अन्वयः–वातनिग्रहात् वातमूत्रपुरीषाणां सङ्गः ध्मानं क्लमः जठरे रुजा च अन्ये अपि वातजाः रोगाः स्युः ॥

અપાનવાયુ રોકવાથી વાયુની, મૂત્રની તથા વિષ્ઠાની અટકાયત, પેટનો આફરો, મહેનત કર્યા વગર થાક, પેટમાં પીડા અને બીજા પણ–સોયો ભોંક્યા જેવી પેટમાં વેદના, શૂળ તથા ગોળો વગેરે–વાયુસંબંધી રોગો થાય છે. ૩

टीका–सङ्गः=अप्रवृत्तिः, ध्मानम्=आध्मानम्, क्लमः=अनायासश्रमः, रुजा–जठरे, अन्ये=तोदशूलगुल्मादयः ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

पुरीषनिरोधजमाह–

### વિષ્ઠાનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ

आटोपशूलौ परिकर्तिका च, सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः । पुरीषमास्यादथवा निरेति, पुरीषवेगेऽभिहते नरस्य ॥४॥

अन्वयः–पुरीषवेगे अभिहते आटोप–शूलौ, परिकर्तिका, पुरीषस्य सङ्गः, तथा ऊर्ध्ववातः, अथवा नरस्य आस्यात् पुरीषं निरेति ॥

વિષ્ઠાનો વેગ રોકવાથી પેટમાં પીડાવાળો ગડગડાટ, પકવાશયમાં શૂલ, ગુદામાં વાઢ, વિષ્ઠાની અટકાયત અને ઓડકાર આવે અથવા મોઢામાંથી વિષ્ઠા પણ બહાર નીકળે છે. ૪

टीका–पुरीषवेगे धारिते सति, आटोपः=सरुक् गुडगुडाशब्दः; शूलमिति–पक्वाशये, परिकर्तिका=गुदे कर्तनवत् पीडा, ऊर्ध्ववातः=उद्गारः ॥ અર્થ ઉપર છે.

मूत्रनिग्रहजमाह–

### મૂત્રનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ

बस्तिमेहनयोः शूलं मूत्रकृच्छ्रं शिरोरुजा ।
विनामो वङ्क्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥५॥

अन्वयः–मूत्रनिग्रहे बस्तिमेहनयोः शूलं, मूत्रकृच्छ्रं, शिरोरुजा, विनामः, वङ्क्षण–आनाहः (एतद्) लिङ्गं स्यात् ॥

મૂત્રનો વેગ રોકવાથી મૂત્રાશયમાં તથા લિંગમાં શૂલ, મૂત્રકૃચ્છ્રરોગ, માથામાં પીડા, પીડાથી શરીરનું નમી જવું અને સાથળોના સાંધાઓમાં જાણે ખેંચાણ થતું હોય તેવી પીડા થાય છે. ૫

टीका-विनामः=व्यथया वपुषो नमनम्, वङ्क्षणानाहः=वङ्क्षणयोराकर्षणवद् व्यथा। અર્થ ઉપર છે.

अथ जृम्भावरोधजमाह-

**બગાસાંનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

मन्यागलस्तम्भशिरोविकारा, जृम्भोपघातात् पवनात्मकाः स्युः। तथाऽक्षिनासावदनामयाश्च, भवन्ति तीव्राः सह कर्णरोगैः ॥ ६ ॥

अन्वयः-जृम्भा-उपघातात् मन्यागल-स्तम्भ-शिरो विकाराः पवनात्मकाः स्युः, तथा तीव्राः अक्षि-नासा-वदन-आमयाः च कर्णरोगैः सह भवन्ति॥

બગાસાંનો વેગ રોકવાથી મન્યા નાડીનું તથા ગળાનું ઝલાઈ જવું અને માથામાં વિકાર થવારૂપ પવન સંબંધી રોગો થાય છે; તેમ જ આંખના, નાકના તથા મોઢાના તીવ્ર રોગો અને કાનના રોગો પણ સાથે થાય છે. ૬

अथाश्रुनिरोधजमाह-

**આંસુનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

आनन्दजं वाऽप्यथ शोकजं वा, नेत्रोदकं प्राप्तममुञ्चतो हि। शिरोगुरुत्वं नयनामयाश्च, भवन्ति तीव्राः सह पीनसेन ॥ ७ ॥

अन्वयः-आनन्दजम् अथवा शोकजं वा अपि प्राप्तं नेत्रोदकम् अमुञ्चतः हि शिरोगुरुत्वं च तीव्राः नयन-आमयाः पीनसेन सह भवन्ति॥

આનંદથી અથવા શોકથી પણ આવેલાં આંસુનો વેગ રોકવાથી માથામાં ભારેપણું તથા આંખોના તીવ્ર રોગો સળેખમની સાથે થાય છે. ૭

छिक्कानिरोधजमाह-

**છીંકનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

मन्यास्तम्भः शिरःशूलमर्दितार्धावभेदकौ। इन्द्रियाणाञ्च दौर्बल्यं क्षवथोः स्याद्विधारणात् ॥ ८ ॥

अन्वयः-क्षवथोः विधारणात् मन्यास्तम्भः, शिरःशूलम्, अर्दित-अर्ध-अवभेदकौ च इन्द्रियाणां दौर्बल्यं स्यात्॥

છીંકનો વેગ રોકવાથી ગળાંની નાડીનું ઝલાઈ જવું, માથામાં શૂલ, અર્દિત (અડદિયો વાયુ), અર્ધું માથું જાણે ચીરાઈ જતું હોય એવી પીડા અને ઇંદ્રિયોની નબળાઈ થાય છે.

अथोद्गारनिरोधजमाह-

**ઓડકારનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

कण्ठास्यपूर्णत्वमतीव तोदः, कूजश्च वायोरथवाऽप्रवृत्तिः। उद्गारवेगेऽभिहते भवन्ति, जन्तोर्विकाराः पवनप्रसूताः ॥ ९ ॥

अन्वयः-उद्गारवेगे अभिहते जन्तोः कण्ठ-आस्य-पूर्णत्वम्, अतीव तोदः, च कूजः अथवा वायोः अप्रवृत्तिः-(इमे) पवनप्रसूताः विकाराः भवन्ति॥

ઓડકારનો વેગ રોકવાથી ગળું તથા મોઢું જાણે કોળિયાથી ભરાઈ રહ્યાં હોય એવાં થઈ જાય છે, હૃદયમાં તથા આમાશયમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય છે, પેટમાં પવનનો અસ્પષ્ટ અવાજ થાય છે અથવા શ્વાસ આદિ રોકાવાને લીધે પવનની પ્રવૃત્તિ થતી નથી અને બીજા હેડકી આદિ પવનસંબંધી વિકારો પણ થાય છે. ૯

टीका-कण्ठास्यपूर्णत्वं-कवलेनेव, तोदः-हृदयामाशये च, कूजः=अव्यक्तशब्दः। उदरे वायोरप्रवृत्तिः, उच्छ्वासादिनिरोधात्॥ पवनप्रसूताः=पवनाज्जाताः, विकाराः=हिक्कादयः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ वमननिरोधजमाह-

**ઊલટીનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

कण्डूकोठारुचिव्यङ्गशोथपाण्ड्वामयज्वराः। कुष्ठहृल्लासवीसर्पाश्छर्दिनिग्रहजा गदाः ॥ १० ॥

अन्वयः-छर्दिनिग्रहजाः कण्डू-कोठ-अरुचि-व्यङ्ग-शोथ-पाण्डु-आमय-ज्वराः, कुष्ठ-हृल्लास-वीसर्पाः गदाः (स्युः)॥

ઊલટીનો વેગ રોકવાથી ચળ, ધ્રામઠાં, અરુચિ, વ્યંગ,[×] સોજો, પાંડુરોગ, તાવ, કોઢ, મોળ અને વીસર્પ-રતવા વગેરે રોગો ઉત્પન્ન થાય છે. ૧૦

अथ शुक्रनिरोधजमाह-

**વીર્યનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

मूत्राशये वै गुदमुष्कयोश्च, शोथो रुजा मूत्रविनिग्रहश्च। शुक्राश्मरी तत्स्रवणं भवेच्च,

× ક્રોધ અને મહેનતથી કોપેલો વાયુ, પિત્ત સાથે ભળી મોં ઉપર આવી ત્યાં વેદનારહિત, પાતળું અને વાદળી રંગનું મંડળ ઉત્પન્ન કરે છે, તેનું નામ 'વ્યંગ'.

**ते ते विकारा विहते तु शुक्रे ॥ ११ ॥**

अन्वयः-शुक्रे तु विहते मूत्राशये वै गुद-मुष्कयोः च शोथः रुजा च मूत्रविनिग्रहः शुक्र-अश्मरी तत्स्रवणं च भवेत्, ते ते विकाराः (स्युः) ॥

વીર્યનો વેગ રોકવાથી મૂત્રાશયમાં, ગુદામાં તથા વૃષણો પર સોજા અને પીડા, મૂત્રનું અટકવું, વીર્યની પથરી, વીર્યનો સ્રાવ અને બીજા પણ 'વાતકુંડલિકા' વગેરે વિકારો થાય છે. ૧૧

टीका-तत्स्रवणं=शुक्रस्राव, ते ते विकाराः=वात कुण्डलिकादयः। (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ क्षुधाविघातजमाह-

**ભૂખનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

**तन्द्राऽङ्गमर्दावरुचिः श्रमश्च, क्षुधाविघातात् कृशता च दृष्टेः ॥ १२ ॥**

अन्वयः-क्षुधाविघातात् तन्द्रा-अङ्गमर्दौ, अरुचिः च श्रमः च दृष्टेः कृशता (स्यात्) ॥

ભૂખનો વેગ રોકવાથી તંદ્રા-ઊંઘ જેવું ઘેન, અંગોનું ભાંગવું, અરુચિ, શ્રમ અને દૃષ્ટિની નબળાઈ થાય છે. ૧૨

अथ तृषाविघातजमाह-

**તરસનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

**कण्ठास्यशोथः (षः) श्रवणावरोधस्तृष्णाविघाताद्धृदये व्यथा च ॥ १३ ॥**

अन्वय.-तृष्णाविघातात् कण्ठ-आस्यशोथः (षः) श्रवणअवरोधः हृदये च व्यथा (भवेत्) ॥

તરશનો વેગ રોકવાથી ગળામાં તથા મોઢામાં સોજો અથવા શોષ, સાંભળવાનું અટકવું અને હૃદયમાં પીડા થાય છે. ૧૩

अथ श्वासनिरोधजमाह-

**શ્વાસ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

**श्रान्तस्य निःश्वासविनिग्रहेण, हृद्रोगमोहावथवापि गुल्मः ॥ १४ ॥**

अन्वयः-श्रान्तस्य निःश्वासविनिग्रहेण हृद्रोग-मोहौ अथवा गुल्मः अपि (भवेत्) ॥

થાકેલો માણસ શ્વાસનો વેગ રોકે, તેથી હૃદયનો રોગ, મોહ અને ગોળો પણ થાય છે. ૧૪

अथ निद्राविघातजमाह-

**નિદ્રાનો વેગ રોકવાથી થતા ઉદાવર્તનું લક્ષણ**

**जृम्भाऽङ्गमर्दाक्षिशिरोऽतिजाड्यं, निद्राविघातादथवाऽपि तन्द्रा ॥ १५ ॥**

अन्वयः-निद्राविघातात् जृम्भा-अङ्गमर्द-अक्षि-शिरस्-अतिजाड्यं अथवा तन्द्रा अपि (स्यात्) ॥

નિદ્રાનો વેગ રોકવાથી બગાસાં આવે, અંગો ભાંગે; માથામાં, ગાત્રોમાં તથા નેત્રોમાં ભારેપણું થાય અને નિદ્રા જેવું ઘેન પણ થાય છે. ૧૫

टीका-अतिजाड्यं=गौरवम्, 'शिरोगात्राक्षिगौरवम्' इति तन्त्रान्तरे पाठात् ॥

वेगावरोधजमुदावर्तमभिधाय रूक्षादिकुपितवातोत्थमोदावर्तस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह-વેગોને રોકવાથી થતા ઉદાવર્તનાં લક્ષણો કહીને હવે રૂક્ષ આદિ પદાર્થોથી કોપેલા વાયુથી થતા ઉદાવર્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ કહે છે:

**વાયુના કોપથી થતા ઉદાવર્તનાં લક્ષણ**

**वायुः कोष्ठानुगो रूक्षैः कषायकटुतिक्तकैः ।**
**भोजनैः कुपितः सद्य उदावर्तं करोति च ॥ १६ ॥**
**वातमूत्रपुरीषाश्रुकफमेदोवहानि वै ।**
**स्रोतांस्युदावर्तयति पुरीषं न प्रवर्तयेत् ॥ १७ ॥**
**ततो हृद्बस्तिशूलार्तो हृल्लासारतिपीडितः ।**
**वातमूत्रपुरीषाणि कृच्छ्रेण लभते नरः ॥ १८ ॥**
**श्वासकासप्रतिश्यायदाहमोहतृषाज्वरान् ।**
**वमिहिक्काशिरोरोग-मनःश्रवणविभ्रमान् ।**
**बहूनन्यांश्च लभते विकारान् वातकोपजान् ॥ १९ ॥**

अन्वयः-रूक्षैः कषाय-कटु-तिक्तकैः भोजनैः कुपितः कोष्ठ-अनुगः वायुः सद्यः उदावर्तं करोति, च वात-मूत्र-पुरीष-अश्रु-कफ-मेदोवहानि स्रोतांसि उदावर्तयति, पुरीषं न प्रवर्तयेत्, ततः नरः हृद्-बस्ति-शूल-आर्तः हृल्लास-अरतिपीडितः कृच्छ्रेण वात-मूत्र-पुरीषाणि लभते, श्वास-कास-प्रतिश्याय-दाह-मोह-तृषा-ज्वरान्, वमि-हिक्का-शिरोरोग-मनः-श्रवण-विभ्रमान् च अन्यान् वातकोपजान् बहून् विकारान् लभते ॥

લૂખાં, તૂરાં, તીખાં અને કડવાં ભોજનોથી કોપેલો કોઠામાં રહેલો વાયુ તરત ઉદાવર્તને કરે છે. એ વાયુ ઊંચે ઊંચે ભમીને પોતાને, મૂત્રને, વિષ્ઠાને, આંસુને, કફને તથા મેદને ચલાવનારાં સ્રોતોને રોકી દે છે અને વિષ્ઠા વગેરેની ગતિ અવળી કરે છે, પણ તેઓને નીચે ઉતારતો નથી, તેથી માણસ હૃદય તથા મૂત્રાશયનાં શૂલથી પીડાય છે; મોળ તથા બેચેનીથી બેચેન બને છે; તેનો અધોવાયુ, મૂત્ર અને વિષ્ઠા માંડ માંડ ઘણી મુશ્કેલીએ ઊતરે છે; આવા ઉદાવર્તવાળો માણસ શ્વાસ,

ઉધરસ, સળેખમ, દાહ, મોહ, તરશ, તાવ, ઊલટી, હેડકી, માથાના રોગો, દોરીમા સર્પની ભ્રાંતિ જેવી મનની ભ્રમણા, સાંભળવામા પણ ભ્રમણા—ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી થતા ઘણા વિકારો પામે છે ૧૬–૧૯

टीका—उदावर्तयति=वायुरूर्ध्वभ्रमेणेव वातादिवहानि स्रोतांसि निरुणद्धि नतु विडादीन् अधो गमयति, मनोविभ्रम =रज्जौ सर्पज्ञानम्, श्रवणविभ्रम =अन्यथाश्रवणम् ॥ ( આ ટીકાનો અર્થ ઉપર લેવાયો છે )

अथासाध्यस्योदावर्तस्य लक्षणमाह—

**અસાધ્ય ઉદાવર્તનું લક્ષણ**

**तृष्णार्द्दितं परिक्लिष्टं क्षीणं शूलैरुपद्रुतम् ।**
**शकृद्वमं तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ॥ २० ॥**

अन्वय —तृष्णा—र्छर्दि—परिक्लिष्ट क्षीण शूलै उपद्रुतं शकृद् वमन्तम् उदावर्तिनं मतिमान् उत्सृजेत् ॥

તરશ તથા ઊલટીથી દુ:ખ પામતા, ક્ષીણ થયેલા, શૂલોથી પીડાયેલા અને વિષ્ઠાને ઓકતા ઉદાવર્તના રોગીનો બુદ્ધિમાન વૈદ્યે ત્યાગ કરવો—તેની ચિકિત્સા જ કરવી નહિ. ૨૦

टीका—परिक्लिष्ट=क्लेशसयुक्तम् ॥ ( અર્થ ઉપર છે. )

अथानाहस्य सामान्यलक्षणमाह—

**આનાહનું સામાન્ય લક્ષણ**

**आमं शकृद्वा निचितं क्रमेण, भूयो विबद्धं विगुणानिलेन । प्रवर्तमानं न यथास्वमेनं, विकारमानाहमुदाहरन्ति ॥ २१ ॥**

अन्वय —आम शकृद् वा क्रमेण निचित, भूय विगुण—अनिलेन विबद्ध यथास्व न प्रवर्तमानम्—एन विकार ( वैद्याः ) आनाहम् उदाहरन्ति ॥

આહારનો નહિ પાકેલો રસ અથવા વિષ્ઠા અનુક્રમે સચય પામી, તેમજ દુષ્ટ વાયુથી બંધાઈ ને કે વ્યાયામથી સુકાઈને પહેલાની પેઠે પ્રવૃત્તિ ન કરે—ઊતરે નહિ, એ વિકારને વૈદ્યો ' આનાહ '× કહે છે ૨૧

× आ समन्ताद् नह्यते—बध्यते आम शकृद् वा क्रमेण निचित दुष्टवायुना शोषितमस्मिन्निति—आनाह, आङ्पूर्वकाद् णह बन्धने इत्यस्माद् आधारे घञ्—જેમા આમ કે વિષ્ઠા દુષ્ટ વાયુને લીધે ચોપાસથી બંધાઈ તથા સુકાઈ જાય છે, તે રોગ આનાહ અથવા આફરો કહેવાય છે; આમા પણ ઉપરના ઉદાવર્તની પેઠે વાયુ જ મુખ્ય બગડેલો હોય છે, તેથી જ ઉદાવર્ત પછી તરત આનાહનુ લક્ષણ અહીં કહે છે

टीका—आम=अपक्वमाहाररसम्, शकृत्=पुरीष, वा, क्रमेण निचित=सचितम्, भूयो विगुणानिलेन=दुष्टवायुना, विबद्ध=व्यायामशोषित वा, यथास्व=पूर्ववदप्रवर्तमानम्, एन=विकारम्, आनाहमाहु ॥ ( અર્થ ઉપર છે )

तत्रामजमानाहमाह—

**આહારના નહિ પાકેલા રસથી થતા** **આનાહનું લક્ષણ**

**तस्मिन् भवन्त्यामसमुद्भवे तु, तृष्णाप्रतिश्यायशिरोविदाहाः । आमाशये शूलमथो गुरुत्वं, हृत्स्तम्भ उद्गारविघातनञ्च ॥ २२ ॥**

अन्वयः—आमसमुद्भवे तु तस्मिन् तृष्णा—प्रतिश्याय—शिरो—विदाहा भवन्ति, आमाशय शूलम्, अथो गुरुत्व, हृत्स्तम्भ च उद्गारविघातन ( भवति ) ॥

આહારના નહિ પાકેલા રસથી જો આનાહ થાય તો તરશ, સળેખમ, માથામા બળતરા, આમાશયમા શૂલ, (શરીરનુ) ભારેપણુ, સજડપણુ, હૃદયનુ અને ઓડકાર બધ થવા, એટલા ચિહ્નો થાય છે. ૨૨

टीका—विघातनम्=अप्रवृत्ति. ॥ ( અર્થ ઉપર છે )

शकृत्सञ्चयजमाह—

**વિષ્ઠાના સંચયથી થતા આનાહનું લક્ષણ**

**स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे, शूलोऽथ मूर्च्छा शकृतो वमिश्च । श्वासश्च पक्वाशयजे भवन्ति, तथालसोक्तानि च लक्षणानि ॥ २३ ॥**

अन्वय —पक्वाशयजे च कटी—पृष्ठ—पुरीषमूत्रे स्तम्भ अथ शूल: मूर्च्छा, च शकृत वमि. श्वास तथा अलस—उक्तानि च लक्षणानि भवन्ति ॥

(પક્વાશયમા) વિષ્ઠાના સંચયથી આનાહ જો થાય, તો કેડ તથા વાસો ઝલાઈ જાય, વિષ્ઠા તથા મૂત્ર અટકી જાય; શૂલ, મૂર્છા, વિષ્ઠાની ઊલટી, શ્વાસ અને અલસક નામના કૉલેરામા થતા લક્ષણો—પેટનુ ચડવું તથા વાયુનો વિઘાત—અપાનવાયુનુ અટકવુ વગેરે થાય છે. ૨૩

टीका—पक्वाशयजे=शकृत्सञ्चयजे, आनाहे । 'स्तम्भ'—शब्द. कटिपृष्ठयो स्तब्धतावाची पुरीषमूत्रयोरप्रवृत्तिवाची च । अलसोक्तानि च लक्षणानि=आध्मानवातविघातादीनि ॥ ( આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે. )

तत्रोदावर्तानां चिकित्सामाह—

**ઉદાવર્તોની ચિકિત્સા**

**अधोवातनिरोधोत्थे उदावर्ते हितं मतम् ।**
**स्नेहपानं तथा स्वेदो वर्तिर्बस्तिर्हितो मतः ॥२४**

विड्विघातसमुत्थे तु विड्भेद्यन्नं तथौषधम् ।
वर्त्यभ्यङ्गावगाहाश्च स्वेदो बस्तिर्हितो मतः ॥२५

अन्वयः-अधोवात-निरोध-उत्थे उदावर्ते स्नेहपानं हितं मत, तथा स्वेदः वर्तिः बस्तिः हितः मतः, विट्-विघात-समुत्थे तु विट्-भेदि-अन्न तथा औषध वर्ति-अभ्यङ्ग-अवगाहाः च स्वेदः बस्तिः हितः मतः ॥

૨ અપાનવાયુનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સ્નેહપાન, શેક કરવા આદિ સ્વેદન, ગુદામાં વાટ ખોસવી અને બસ્તિ આપવી હિતકારી મનાય છે. ૩ વિષ્ટાનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો ઝાડો લગાડનારું અન્ન, ઝાડો ઉતારનારું ઔષધ, ગુદામાં વાટ ખોસવી, માલિશ, અવગાહન, સ્વેદન તથા બસ્તિ હિતકારી મનાય છે.

टीका-वर्ति=फलवर्तिः ॥

मूत्रावरोधजनिते क्षीरवारिचत्रां पिबेत् ।
दुःस्पर्शास्वरसं वापि कषायं ककुभस्य च ॥२६
एर्वारुबीजं तोयेन पिबेद्वा लवणीकृतम् ।
सितामिक्षुरसं क्षीरं द्राक्षां यष्टीमथापि वा ॥
सर्वथैव प्रयुञ्जीत मूत्रकृच्छ्राश्मरीविधिम् ॥ २७ ॥

अन्वयः-मूत्र अवरोध जनिते क्षीर-वारि-त्रचां पिबेत्, वा दुःस्पर्शास्वरसं च ककुभस्य कषायम् अपि (पिबेत्) ॥ वा एर्वारुबीज लवणीकृत तोयेन पिबेत्, सिताम् इक्षु-रस क्षीर द्राक्षाम् अथवा यष्टीम् अपि पिबेत्, सर्वथा एव मूत्रकृच्छ्र-अश्मरीविधि प्रयुञ्जीत ॥

प्रयोजयेत, अन्यान् अपि समीरणहरान् विधीन् प्रयुञ्जीत ॥

૪ બગાસાંનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સ્નેહન અથવા સ્વેદનની ક્રિયા કરવી અને વાયુને હરનારા બીજા ઉપાયો પણ કરવા. ૨૮

नेत्रनीरावरोधोत्थे मुञ्चेद्वापि दृशोर्जलम् ।
स्वप्यात् सुखेन तस्याग्रे कथयेच्च कथाः प्रियाः ॥

अन्वयः-नेत्रनीर-अवरोध-उत्थे वा दृशोः जल मुञ्चेत, अपि वा सुखेन स्वप्यात्, तस्य अग्रे च प्रियाः कथाः कथयेत् ॥

૫ આંસુનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સારી પેઠે રોઈને આંસુ પાડવાં, સુખેથી સૂઈ રહેવું અને બીજાં માણસોએ તેની પાસે પ્રિય લાગે એવી વાતો કરવી. ૨૯

छिक्काविघातजे तीक्ष्णघ्राणनस्यार्कदर्शनैः ।
प्रवर्तयेत् क्षुतं सक्तं स्नेहस्वेदौ च शीलयेत् ॥३०

अन्वयः-छिक्का-विघातजे तीक्ष्ण-घ्राण-नस्य-अर्क-दर्शनैः सक्तं क्षुतं प्रवर्तयेत् स्नेह-स्वेदौ च शीलयेत् ॥

૬ છીંકનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો મરી, રાઈ તથા સૂંઠ વગેરે તીક્ષ્ણ પદાર્થો સૂંઘી તેનું નસ્ય લઈને અને સૂર્યની સામે જોઈને પણ એકધારી છીંકો લાવવી અને સ્નેહન તથા સ્વેદન સેવવું. ૩૦

टीका-तीक्ष्णं=मरिचराजिकादि ॥

त्वरणायुधाः, शालिः पयोनिरूहः च मैथुनम् हितम् एव । क्षुद्विघात-समुद्भूते स्निग्धम् उष्णं तथा लघु रुच्यम् अल्प भक्ष्यं हितं, यत् सुगन्धि पुष्पं (तत्) सेव्यम् ॥

ઓડકારનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સ્નેહવાળા પદાર્થોનું ધૂમ્રપાન કરવું. ઊલટીનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો ઊલટી તથા લંઘન કરવું હિતકારી છે. વીર્યનો વેગ રોકવાથી જેને ઉદાવર્ત થયેલ હોય તે પુરુષે દૂધમાં ચોગણું પાણી નાખી તથા મૂત્રાશયને સ્વચ્છ કરનારા પદાર્થો નાખી સઘળું પાણી બળી જાય ત્યાં સુધી ઉકાળી સારી પેઠે પીને પ્રેમપાત્ર સ્ત્રીઓની સાથે રમવું. આ ઉદાવર્તવાળાને માલિશ, અવગાહન, મદિરાપાન, કૂકડાનું માંસ, ચોખા, દૂધ, નિરૂહબસ્તિ અને મૈથુન હિતકારી છે. ભૂખનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સ્નિગ્ધ, ઊનું, હલકું, રુચિકારક અને થોડું ભોજન હિતકારી થાય છે. આ ઉદાવર્ત-વાળાએ સુગંધી પુષ્પોનું પણ સેવન કરવું.

तृषाविघातसम्भूते शीतः सर्वो विधिर्हितः ।
कर्पूरशिशिरं स्वल्पं पिबेत्तोयं शनैः शनैः ॥३६॥
श्रमे श्वासे धृतौ शस्तौ श्रान्तिर्मांसरसौदनौ ॥३७॥
निद्रावेगविघातोत्थे पिबेत् क्षीरं सितायुतम् ।
संवाहनं सुशय्याऽत्र हितः स्वप्नः प्रियाः कथाः ॥३८॥

अन्वयः-तृषाविघातसंभूते सर्वः शीतः विधिः हितः, कर्पूर-शिशिर स्वल्पं तोयं शनैः शनैः पिबेत् । श्रमे श्वासे धृतौ श्रान्तिः, मांसरस-ओदनौ शस्तौ । निद्रा-वेगविघात-उत्थे सितायुत क्षीरं पिबेत्, अत्र संवाहनं सुशय्या स्वप्नः हितः, प्रियाः कथाः (हिताः) ॥

તરશનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સઘળા શીતળ ઉપચારો હિતકારી થાય છે. ભીમસેની બરાસથી શીતળ કરેલું થોડું પાણી પણ ધીરે ધીરે પીવું. પરિશ્રમથી થતા શ્વાસનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો વિસામો લેવો અને પછી માંસની સાથે ઓસવેલો ભાત હિતકારી થાય છે. નિદ્રાનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સાકર સહિત દૂધ પીવું, પગચંપી કરાવવી, સારી શય્યામાં નિરાંતે સૂઈ રહેવું અને પ્રિય લાગે એવી વાતો હિતકારી થાય છે. ૩૬-૩૮

अथ रूक्षादिकुपितवातजनितस्योदावर्तस्य चिकित्सामाह-

**રૂક્ષ આદિ પદાર્થોના ભોજનથી કોપેલા વાયુને લીધે થતા ઉદાવર્તની ચિકિત્સા**

हिङ्गुमाक्षिकसिन्धूत्थैः पिष्टैर्वर्तिं विनिर्मिताम् ।
घृताभ्यक्तां गुदे न्यस्येदुदावर्तविनाशिनीम् ॥३९॥

अन्वयः-हिङ्गु-माक्षिक-सिन्धु-उत्थैः पिष्टैः विनिर्मितां घृत-अभ्यक्ताम् उदावर्तविनाशिनीं वर्तिं गुदे न्यस्येत् ॥

હિંગ, મધ અને સિંધવને સાથે વાટી તેની વાટ બનાવી ઘીથી ભીંજવીને ગુદામાં રાખવી, એ ઉદાવર્તનો નાશ કરે છે. (આ ઉપાય 'ફલવર્તિ' નામે ઓળખાય છે.) ૩૯

**મીંઢળ વગેરેની વાટ**

मदनं पिप्पली कुष्ठं वचा गौराश्च सर्षपाः ।
गुडक्षीरसमायुक्ता फलवर्तिरिहोदिता ॥ ४० ॥

अन्वयः-मदन पिप्पली कुष्ठ वचा च गौराः सर्षपाः, गुड-क्षीरसमायुक्ता इह फलवर्तिः उदिता ॥

મીંઢળ, પીપર, કઠ, વજ અને ધોળા સરસવને ગોળમાં તથા દૂધમાં વાટી વાટ કરીને ગુદામાં ખોસી રાખવી. આ ફલવર્તિ આ ઉદાવર્ત રોગ માટે કહી છે. ૪૦

**નારાચ ચૂર્ણ**

खण्डपलं त्रिवृताऽक्षः, कृष्णाकर्षो द्वयोश्चूर्णम् ।
प्राग्भोजनस्य मधुना, बिडालपदकं नरो लिह्यात् ।
एतद्गाढपुरीषे, देयं विज्ञैरुदावर्ते ।
मधुरं नरपतियोग्यं, चूर्णं नाराचकं नाम्ना ॥४२॥

अन्वयः-खण्डपलं, त्रिवृता-अक्षः, कृष्णा-कर्षः-द्वयोः चूर्णं बिडालपदकं भोजनस्य प्राक् नरः मधुना लिह्यात्, नाम्ना नाराचकम् एतत् मधुर नरपति-योग्य चूर्णं विज्ञैः उदावर्ते गाढपुरीषे देयम् ॥

ચાર તોલા ખાંડ, એક તોલો નસોતરનું ચૂર્ણ અને એક તોલો પીપરનું ચૂર્ણ એકઠાં કરી, જમ્યા પહેલાં તેમાંથી એક તોલો મધ સાથે ચાટવું. ઉદાવર્ત રોગમાં વિષ્ઠા ખૂબ ગંઠાઈ ગઈ હોય ત્યારે 'નારાચક'+ નામનું આ મીઠું ચૂર્ણ રાજાને યોગ્ય ગણી વિદ્વાન વૈદ્યોએ રોગીને આપવું. ૪૧,૪૨

+ उदावर्ते गाढपुरीषभेदनार्थं नाराचमदृशं चूर्णम्- ઉદાવર્ત રોગમાં ખૂબ ગંઠાઈ ગયેલી વિષ્ઠાને છૂટી પાડવા નારાચ નામના લોખંડી બાણ જેવું કામ કરતું ચૂર્ણ-નારાચચૂર્ણ કહેવાય છે.

### ગુડાષ્ટક

सव्योपपिप्पलीमूलं त्रिवृद्दन्ती च चित्रकम्।
तच्चूर्णं गुडसंमिश्रं भक्षयेत् प्रातरुत्थितः ॥ ४३ ॥
एतद्गुडाष्टकं नाम्ना बलवर्णाग्निवर्धनम्।
उदावर्तप्लीहगुल्मशोथपाण्ड्वामयापहम् ॥ ४४ ॥

अन्वय–सव्योपपिप्पलीमूलं, त्रिवृत्, दन्ती च चित्रकम्, तत् चूर्णं गुड–संमिश्रं प्रातर् उत्थितः (नरः) भक्षयेत्, एतद् गुडाष्टकं नाम्ना (चूर्णम्) बल–वर्ण–अग्नि–वर्धनम्, उदावर्त–प्लीह–गुल्म–शोथ–पाण्डु–आमय–अपहम् (अस्ति) ॥

સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, નસોતર, નેપાળો અને ચિત્રકનું ચૂર્ણ ગોળમાં મિશ્ર કરી સવારે ઊઠીને માણસે ખાવું. આ ગુડાષ્ટક× નામનું ચૂર્ણ બળ, કાંતિ તથા અગ્નિને વધારનાર અને ઉદાવર્ત, બરલ, ગોળો, સોજો તથા પાંડુરોગનો નાશ કરનાર છે. ૪૩,૪૪

### શુષ્કમૂલકાદ્ય ઘૃત÷

मूलकं शुष्कमार्द्रं च वर्षाभूः पञ्चमूलकम्।
कृतमालफलं चाप्सु पक्त्वा तेन घृतं पचेत् ॥
तत्पीतं शमयेत् क्षिप्रमुदावर्तमशेषतः ॥ ४५ ॥

अन्वयः–शुष्क–मूलकं च आर्द्रं वर्षाभूः पञ्चमूलकं कृतमालफलं च अप्सु पक्त्वा तेन घृतं पचेत्, तत् पीतं (सत्) क्षिप्रम् उदावर्तम् अशेषतः शमयेत् ॥

સૂકા અથવા લીલા મૂળા, સાટોડી, બૃહત્ પંચમૂલ અને ગરમાળાનાં ફળને પાણીમાં બાફી તેથી ઘી પકાવવું; એ ઘી જો પીધું હોય તો તરત જ ઉદાવર્તરોગને સંપૂર્ણ શાંત કરે છે. ૪૫

टीका–पञ्चमूलकमत्र बृहत्। (અર્થ ઉપર છે.)
अथानाहस्य चिकित्सामाह–

### આનાહની ચિકિત્સા

तुल्यकारणकार्यत्वादुदावर्तहरीं क्रियाम्।
आनाहेषु च कुर्वीत विशेषश्चाभिधीयते ॥ ४६ ॥
त्रिवृत्कृष्णाहरीतक्यो द्विचतुष्पञ्चभागिकाः।
गुडेन तुल्या गुटिका हरन्त्यानाहमुल्बणम् ॥४७॥

अन्वयः–तुल्यकारणकार्यत्वात् उदावर्तहरीं क्रियां च आनाहेषु कुर्वीत, विशेषः च अभिधीयते, त्रिवृत्–कृष्णा–हरीतक्यः द्वि–चतुष्–पञ्चभागिकाः गुडेन तुल्याः गुटिकाः उल्बणम् आनाहं हरन्ति ॥

ઉદાવર્તનાં અને આનાહનાં કારણો તથા કાર્યો સરખાં જ હોય છે, માટે આનાહમાં ઉદાવર્તની જ ચિકિત્સા કરવી; એ ઉપરાંત ખાસ આનાહ માટે જે વિશેષ ચિકિત્સા છે, તે કહેવાય છે: બે ભાગ નસોતર, ચાર ભાગ પીપર અને પાંચ ભાગ હરડે એટલાનું ચૂર્ણ કરી તે ચૂર્ણના જેટલા જ વજનના ગોળમાં તેને મિશ્ર કરી ગોળીઓ કરી ખાધી હોય તો તે ઉગ્ર આનાહને પણ મટાડે છે. ૪૬,૪૭

### ત્રિકટુકાદ્ય-વર્તિ

वर्तिस्त्रिकटुकसैन्धव,–सर्षपगृहधूमकुष्ठमदनफलैः।
मधुनि गुडे वा पक्वैर्विहिता साऽङ्गुष्ठसंमिता विज्ञैः
वर्तिरियं दृष्टफला, शनैः प्रणिहिता गुदे
घृताभ्यक्ता। आनाहमुदरजार्तिं, शमयति जठरं तथा गुल्मम् ॥ ४९ ॥

अन्वयः–त्रिकटुक–सैन्धव–सर्षप–गृहधूम–कुष्ठ–मदनफलैः मधुनि वा गुडे पक्वैः विहिता सा अङ्गुष्ठ–संमिता वर्तिः घृत–अभ्यक्ता शनैः गुदे प्रणिहिता आनाहम् उदरज–आर्तिं जठरं तथा गुल्मं शमयति, इयं विज्ञैः दृष्टफला ॥

સૂંઠ, મરી, પીપર, સિંધવ, સરસવ, ઘરના ધુમાડાની ધૂંસ, કઠ અને મીંઢળના ચૂર્ણને મધમાં અથવા ગોળમાં પકાવી તેની અંગૂઠા જેવડી વાટ બનાવી તેને ઘીથી ખરડીને ધીરે ધીરે ગુદામાં ખોસી રાખી હોય તો તે આનાહ, પેટની પીડા, પેટના રોગ તથા ગોળાનો નાશ કરે છે. વિદ્વાન લોકોએ આ વાટનું ફળ પ્રત્યક્ષ જોયું છે. ૪૮,૪૯

**ઉદાવર્ત તથા આનાહનો અધિકાર સમાપ્ત**

× गुडयुक्तः–अष्टानां सघः–गुडाष्टकम्–ગોળ સહિત આઠ દ્રવ્યોનો સમુદાય ગુડાષ્ટક કહેવાય છે.

÷ शुष्कं मूलकम् आद्यं येषां तानि, शुष्क–मूलक–आद्यानि, तैः पक्वं घृतं–शुष्क–मूलक–आद्य–घृतम् જેમાં સૂકા મૂળા મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંથી પકવેલું ઘી, શુષ્કમૂલકાદ્ય ઘૃત કહેવાય છે.

## अथ गुल्माधिकारः ।

## ૩૨ : ગુલ્મનો અધિકાર*

तत्र गुल्मस्य सन्निकृष्टविप्रकृष्टकारणपूर्वकं सामान्यलक्षणमाह-

### ગુલ્મનાં પાસેનાં તથા દૂરનાં નિદાનો અને સામાન્ય લક્ષણ

**दुष्टा वातादयोऽत्यर्थं मिथ्याहारविहारतः ।**
**कुर्वन्ति पञ्चधा गुल्मं कोष्ठान्तर्ग्रन्थिरूपिणम् ॥१॥**

अन्वयः-मिथ्या-आहार-विहारतः अत्यर्थं दुष्टाः वातादयः कोष्ठान्तर् ग्रन्थिरूपिणं पञ्चधा गुल्मं कुर्वन्ति ॥

અજીર્ણ હોય-એટલે ખાધેલું પચ્યું ન હોય છતાં જમવું વગેરે મિથ્યા આહારથી અને બળવાનની સાથે લડાઈ કરવી વગેરે મિથ્યા વિહારથી ખૂબ જ બગડેલાં વાત, પિત્ત, કફ અને રુધિર કોઠામાં એટલે હૃદયથી માંડી મૂત્રાશય સુધીના ભાગમાં હરકોઈ ઠેકાણે ગોળી જેવા આકારની ગાંઠરૂપ પાંચ પ્રકારના ગુલ્મને ઉત્પન્ન કરે છે. (તે વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી અને રુધિરથી થતો ગુલ્મ પાંચ પ્રકારનો થાય છે; જો કે બબ્બે દોષોથી જે ગુલ્મો થાય છે તેઓને ઉમેરીએ તો પાંચ કરતાં વધારે સંખ્યા પણ થાય, છતાં પોતાનાં પાસેનાં નિદાનરૂપ વાતપિત્તાદિકથી જ તે યુક્ત હોય છે, તેથી અર્શની પેઠે તેઓને પણ જુદા ગણ્યા નથી.) ૧

टीका-दुष्टाः-स्वकारणैर्मिथ्याहाराध्यशनादिभिः, मिथ्याहारः=अध्यशनादिः, मिथ्याविहारः=बलवद्विग्रहादिः, पञ्च धेति-वात-पित्त-कफ-सन्निपात-रक्तजाः, एवं पञ्च । द्वन्द्वजास्तु प्रकृतिसमवेतत्वात् पृथग् न गण्यन्ते, अर्शोवत् । कोष्ठान्तः-हृदयाद्बस्तिपर्यन्तं कोष्ठस्तस्य मध्ये, कुत्रापि ग्रन्थिरूपिणं=गुटिकाकारम् ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

तत्र पञ्चविधत्वं विवृणोति-

### ગુલ્મના પાંચ પ્રકારનું વિવરણ

**स व्यस्तैर्जायते दोषैः समस्तैरपि चोच्छ्रितैः ।**
**पुरुषाणां तथा स्त्रीणां रक्तजश्चोपजायते ॥२॥**

अन्वयः-सः पुरुषाणां तथा स्त्रीणाम् उच्छ्रितैः व्यस्तैः च समस्तैः अपि दोषैः जायते, च रक्तजः उपजायते ॥

એ ગુલ્મરોગ પુરુષોને તથા સ્ત્રીઓને અત્યંત કોપેલા વાતથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી અને રુધિરથી પણ થાય છે. ૨

आर्तवरूपादपि रक्ताद् गुल्मो भवतीत्याह-

### રજસરૂપ રુધિરથી પણ ગુલ્મ થાય

**आर्त्तवादपि गुल्मः स्यात् स तु स्त्रीणां प्रजायते ।**
**अन्यस्त्वसृग्भवः पुंसां तथा स्त्रीणां प्रजायते ॥३॥**

अन्वय.-आर्त्तवात् अपि गुल्मः स्यात्, सः तु स्त्रीणां प्रजायते, अन्यः तु असृग्भवः पुंसा तथा स्त्रीणां प्रजायते ॥

રજસરૂપ રુધિરથી પણ ગુલ્મ થાય છે, પણ એ ગુલ્મ સ્ત્રીઓને જ થાય છે; બીજો જે રુધિરથી ગુલ્મ થાય છે, તે તો પુરુષોને તથા સ્ત્રીઓને પણ થાય છે. ૩

अथ कोष्ठेऽपि स्थाननियममाह-

### કોઠામાં પણ ગુલ્મનાં ખાસ સ્થાનકો

**तस्य पञ्चविधं स्थानं पार्श्वहृन्नाभिबस्तयः ॥४॥**

अन्वयः-तस्य स्थानं पञ्चविधं-पार्श्व-हृद्-नाभि-बस्तयः-

એ ગુલ્મનાં સ્થાનો આ-પાંચ છે: બે પડખાં, હૃદય, નાભિ અને મૂત્રાશય. ૪

अथ गुल्मस्य सामान्यलक्षणमाह-

### ગુલ્મનું સામાન્ય લક્ષણ

**हृन्नाभ्योरन्तरे ग्रन्थिः सञ्चारी यदि वाऽचलः ।**
**वृत्तश्चयोपचयवान् स गुल्म इति कीर्त्तितः ॥५॥**

अन्वयः-हृन्नाभ्योः अन्तरे संचारी यदि वा अचलः वृत्तः चय-उपचयवान् (यः) ग्रन्थिः सः गुल्मः इति कीर्त्तितः ॥

(ગુલ્મના સામાન્ય લક્ષણ વિષે કહ્યું છે કે-) હૃદય તથા નાભિના મધ્યમાં ચાલવાના સ્વભાવવાળો અથવા સ્થિર, ગોળ, કોઈક સમયે વધી જતો અને કોઈક સમયે ઓછો

---

* गुप्यते-वेष्टयते-दुष्टवातादिकृत-वर्तुलाकार-ग्रन्थिरूपेणेति गुल्मः, गुड वेष्टने-बाहुलकान्मक्-डलयोरैक्यम्-દુષ્ટ વાયુ વગેરેએ કરેલ ગોળાકાર ગોળી જેવી ગાંઠરૂપે જે કોઠાની અંદર થાય છે, તે ગોળાનો રોગ ગુલ્મ કહેવાય છે. આ ગુલ્મરોગ પણ મુખ્યત્વે દુષ્ટ વાયુને લીધે જ થાય છે, તેથી ઉપર જણાવેલા ઉદાવર્ત તથા આનાહ સાથે જ તે સંકળાયેલ હોઈ તેના પછી લાગતો આ ગુલ્મનો અધિકાર હવે શરૂ કરાય છે.

થઈ જતો જે ગ્રંથિ (ગોળો) થાય છે, તે 'ગુલ્મ' કહેવાય છે. ૫

टीका-'नाभि' शब्देन वस्तिर्बोध्यः, सामीप्यादेव, यथा-'गङ्गायां घोषः' इति। वस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात्॥ अन्ये तु 'हृद्वस्त्योरेव' पाठान्तरं पठन्ति। अन्ये तु 'वस्तौ विद्रधिः स्यात् न गुल्मः' इति, तन्न,-वस्तेरपि गुल्माश्रयत्वेनोक्तत्वात्। तथा च चरके-'पञ्च स्थानानि गुल्मस्य पार्श्वहृन्नाभिवस्तयः।' इति॥ संचारी=चलनशीलः, अचलः=स्थिरः, वृत्तः=वर्तुल, चयोपचयवानिति-कदाचिच्चीयते=वृद्धिं गच्छति, कदाचिदपचीयते=हीनो भवति। 'एतल्लक्षणं सामान्योक्तमपि वातिके व्यवतिष्ठते' इति जेज्जटः॥ गयदासस्तु सामान्यमेवाह, सर्वगुल्मानां वातमूलत्वात्॥

આ શ્લોકમાં 'નાભિ' શબ્દથી મૂત્રાશય સમજવું; જેમ 'ગંગામાં નેસ છે' એ વાક્યમાં 'ગંગા' શબ્દથી તેની સમીપે રહેલો ગંગાનો કિનારો સમજવાનો છે, તેમ આ વાક્યમાં પણ 'નાભિ' શબ્દથી તેની પાસે રહેલ મૂત્રાશય સમજવાનું છે. કેટલાક વૈદ્યો તો ઉપર કહેલા શ્લોકમાં 'हृन्नाभ्योरन्तरे' એના બદલે 'हृद्वस्त्योरेव' એવો જ પાઠ રાખી લઈ સ્પષ્ટતા કરી લે છે; કેટલાક તો કહે છે કે 'મૂત્રાશયમાં વિદ્રધિ થાય છે, પણ ગુલ્મ થતો નથી' પણ એ વાત સમજ્યા વગરની છે; કેમ કે 'ગુલ્મનાં સ્થાન હૃદય, બન્ને પડખાં, નાભિ તથા મૂત્રાશય એ પાંચ છે.' એમ ચરકે પણ કહ્યું છે. ઉપર કહેલું લક્ષણ જો કે સામાન્ય રીતે કહેલું છે, તોપણ તે લક્ષણ વાયુથી થતા ગુલ્મમાં જ ઘટી જાય છે,' એમ જેજ્જટ નામના વૈદ્યે કહેલું છે. ગયદાસ નામના વૈદ્યે તો કહ્યું છે કે 'એ લક્ષણ સઘળા ગુલ્મોને માટે સાધારણ છે; કેમ કે સઘળા ગુલ્મોનું મૂળ તો વાયુ જ છે.'

तस्य पूर्वरूपमाह-

### ગુલ્મનું પૂર્વરૂપ

**उद्गारबाहुल्यपुरीषबन्ध,-तृप्त्यक्षमत्वान्त्रविकूजनानि। आटोपमाध्मानमपक्तिशूलमा,-सन्नगुल्मस्य वदन्ति चिह्नम्॥६॥**

**अरुचिं कृच्छ्रविण्मूत्रवातत्वं चान्त्रकूजनम्। आनाहं चोर्ध्ववातश्च सर्वगुल्मेषु लक्षयेत्॥७॥**

अन्वयः-उद्गारबाहुल्य,-पुरीषबन्ध,-तृप्ति-अक्षमत्व-अन्त्रविकूजनानि, आटोपम्, आध्मानम्, अपक्तिशूलम् आसन्नगुल्मस्य चिह्नं वदन्ति॥ अरुचिं कृच्छ्र-विण्-मूत्र-वातत्वं च अन्त्रकूजनम् आनाहं च ऊर्ध्ववातं च सर्वगुल्मेषु लक्षयेत्॥

(જેને તરત જ ગુલ્મ થવાનો હોય તે માણસને) ઓડકાર બહુ આવે, ઝાડાની કબજિયાત થાય, પેટમાં તૃપ્તિ જ રહે, શરીર અશક્ત થાય, આંતરડાં અવાજ કરે, પેટમાં ગડગડાટ થાય, પેટ ચડી આવે અને ખોરાક નહિ પચવાને લીધે શૂળ થાય છે; આટલાં તરતમાં થવાનાં ગુલ્મનાં લક્ષણો થાય છે; તેમ જ વિષ્ઠા, મૂત્ર તથા અપાનવાયુ માંડ માંડ ઊતરે; અરુચિ, આંતરડાંઓનો અવાજ, આફરો અને પવનની ઊંચે ગતિ, એટલાં પૂર્વરૂપો તો સઘળાયે ગુલ્મોમાં સમજવાં. ૬,૭

अथ वातिकगुल्मस्य निदानमाह-

### વાયુથી થતા ગુલ્મનું નિદાન

**रूक्षान्नपानं विषमातिमात्रं, विचेष्टनं वेगविनिग्रहश्च। शोकाभिघातोऽतिमलक्षयश्च, निरन्नता चानिलगुल्महेतुः॥८॥**

अन्वयः-रूक्ष-अन्नपान, विषम-अन्नपान, विचेष्टनं च वेगविनिग्रहः, शोक-अभिघातः च अतिमलक्षयः, च निरन्नता अनिलगुल्महेतुः (भवेत्)॥

રૂક્ષ અન્નો, રૂક્ષ પાનો, વિષમ અન્નો, વિષમ પાનો, પ્રમાણથી વધારે ખાવું કે પીવું, બળવાનની સાથે લડવું આદિ વિરુદ્ધ ચેષ્ટા, વિષ્ઠા આદિના વેગો રોકવા, મનને રહેવાનું સ્થાન-એવા હૃદયને શોકથી આઘાત, વિરેચન વગેરેથી મળનો અત્યંત ક્ષય થાય અને ઉપવાસો કરવા વગેરે એ વાયુ સંબંધી ગુલ્મનાં કારણો છે. ૮

टीका-विचेष्टनं विरुद्धा चेष्टा बलवद्विग्रहादि, शोकाभिघातः-शोकेन मनोधिष्ठानस्य हृदयस्याभिघातः, अतिमलक्षयः-विरेकादिना, निरन्नता=उपवासः॥ (અર્થ ઉપર છે.)

तस्य लक्षणमाह-

### વાયુથી થતા ગુલ્મનું લક્ષણ

**यः स्थानसंस्थानरुजां विकल्पं, विड्वातसङ्गं गलवक्त्रशोषम्। श्यावारुणत्वं शिशिरज्वरं च हृत्कुक्षिपार्श्वांसशिरोरुजश्च॥९॥**

**करोति जीर्णेऽभ्यधिकं प्रकोपं, भुक्ते मृदुत्वं समुपैति यश्च। वातात् स गुल्मो न च तत्र रूक्षं, कषायतिक्तं कटु चोपशेते॥१०॥**

अन्वयः-यः स्थानसंस्थानरुजां विकल्पं, विड्-वात-सङ्ग, गल-वक्त्रशोषं, श्याव-अरुणत्वं, च

शिशिर-ज्वर, च हृत्-कुक्षि-पार्श्व-अङ्ग-शिरो-रुजं, च जीर्णे अत्यधिक प्रकोपं करोति, यः च भुक्ते मृदुत्वं समुपैति, सः गुल्मः वातात् (ज्ञेयः), तत्र च रूक्षः (आहारः) न (हितः), कषाय-तिक्तं कटु न उपशेते ॥

જે ગુલ્મ વાયુથી થાય તેમાં જુદાં જુદાં સ્થાનોમાં પીડા થાય; વિષ્ઠા તથા અપાનવાયુ અટકે; ગળું તથા મોઢું સુકાય; શરીર કાળાશયુક્ત રાતું થઈ જાય; ટાઢિયો તાવ આવે; ખોરાક પચ્યા પછી પીડાનો બહુ વધારો થાય; જમ્યા પછી પીડા ઓછી થઈ જાય અને એ ગુલ્મમાં રૂક્ષ આહાર અને તૂરો, કડવો તથા તીખો રસ પણ સુખ આપતો નથી. ૯,૧૦

टीका-श्यावारुणत्व-शरीरस्य, शिशिरज्वरम्=शीतज्वरम्, जीर्णे आहारे प्रकुप्यति, भुक्ते च शान्तिं गच्छति, सः वातिकः गुल्मः। रूक्ष.=आहारः, कषायतिक्तकटुरसाः। तत्र=तस्मिन् वातगुल्मे, नोपशेते=न सुखयति ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ पैत्तिकगुल्मस्य निदानमाह-

**પિત્તથી થતા ગુલ્મનું નિદાન**

**कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्ष,-क्रोधातिमद्यार्कहुताशसेवा। आमोऽभिघातो रुधिरञ्च दुष्टं, पैत्तस्य गुल्मस्य निमित्तमुक्तम् ॥ ११ ॥**

अन्वयः-कटु-अम्ल-तीक्ष्ण-उष्ण-विदाहि-रूक्ष-क्रोध-अतिमद्य-अर्क-हुताशसेवा, आमः, अभिघातः, दुष्टं च रुधिरं, पैत्तस्य गुल्मस्य निमित्तम् उक्तम् ॥

તીખા, ખાટા, તીક્ષ્ણ અને ગરમ પદાર્થો; વાંસ તથા કેરડાં વગેરે બળતરા કરનારા પદાર્થો; ક્રોધ; અત્યંત મદ્યપાન; સૂર્યનું તથા અગ્નિનું અત્યંત સેવન; વિદગ્ધાજીર્ણ (આનું લક્ષણ જઠરાગ્નિવિકારના અધિકારમાં કહ્યું છે, ત્યાં જોવું); લાકડી વગેરેનો માર અને બગડેલું રુધિર; એટલાં પિત્તસંબંધી ગુલ્મનાં નિદાન કહ્યાં છે. ૧૧

टीका-विदाहि=वंशकरीरादि, 'अति'शब्दो मद्यादिषु योज्यः, आमोऽत्र=विदग्धाजीर्णबोधकः, अभिघातः-लगुडादिना ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

तस्य लक्षणमाह-

**પિત્તથી થતા ગુલ્મનું લક્ષણ**

**ज्वरः पिपासा सदनाङ्गरागौ, शूलं महज्जीर्यति भोजने च। स्वेदो विदाहो व्रणवच्च गुल्मः, स्पर्शासहः पैत्तिकगुल्मरूपम् ॥ १२ ॥**

अन्वयः-ज्वरः, पिपासा, सदन-अङ्गरागौ, भोजने च जीर्यति (अति) महत् शूलं, स्वेदः, विदाहः, व्रणवत् च गुल्मः स्पर्श-असहः, (एतत्) पैत्तिक-गुल्म-रूपं (ज्ञेयम्)॥

તાવ આવે; તરશ લાગ્યા કરે; ગ્લાનિ થાય; શરીર રાતું થઈ જાય; ખોરાક પચવાના સમયે ભારે શૂલ નીકળે; પરસેવો વળે; બળતરા થાય અને ગૂમડાંની પેઠે જે ગુલ્મ સ્પર્શને સહન કરે નહિ, એ પિત્તના ગુલ્મનું લક્ષણ છે. ૧૨

टीका-अङ्गरागः=देहस्य लौहित्यम्, जीर्यति भोजने च विदाहः, व्रणवच्च गुल्मः स्पर्शासहः, पैत्तिकगुल्मरूपम् ॥

अथ श्लैष्मिकस्य सान्निपातिकस्य च हेतुमाह-

**કફથી તથા ત્રણે દોષોથી થતા ગુલ્મનું નિદાન**

**शीतं गुरु स्निग्धमचेष्टनञ्च, सम्पूरणं प्रस्वपनं दिवा च। गुल्मस्य हेतुः कफसम्भवस्य, सर्वस्तु दिष्टो निचयात्मकस्य ॥ १३ ॥**

अन्वयः-शीतं गुरु स्निग्धम् अचेष्टनं च सम्पूरणं च दिवा प्रस्वपनं कफसंभवस्य गुल्मस्य हेतुः, सर्वः तु निचयात्मकस्य (हेतुः) दिष्टः ॥

શીતળ, ભારે તથા સ્નિગ્ધ અન્નપાનો; શરીરથી કંઈ ચેષ્ટા જ ન કરવી; અને દિવસે સૂઈ રહેવું; એ કફસંબંધી ગુલ્મનાં નિદાનો છે; તેમ જ વાતનાં, પિત્તનાં તથા કફનાં જે નિદાનો છે તે સઘળાં જો એકત્ર મળે તો ત્રણે દોષસંબંધી ગુલ્મનું કારણ બને છે. ૧૩

टीका-सम्पूर्णं=उदरपूरणम्, निचयात्मकस्य=सान्निपातिकस्य, सर्वो हेतुः=वातपित्तकफानां हेतुः ॥ (અર્થ ઉપર છે.)

अथ श्लैष्मिकगुल्मस्य लक्षणमाह-

**કફથી થતા ગુલ્મનું વધુ લક્ષણ**

**स्तैमित्यशीतज्वरगात्रसाद,-हृल्लासकासारुचिगौरवाणि। कफस्य लिङ्गानि च यानि तानि, भवन्ति गुल्मे कफकोपजाते ॥ १४ ॥**

अन्वयः-स्तैमित्य-शीतज्वर-गात्र-साद,-हृल्लास-कास-अरुचि-गौरवाणि यानि च कफस्य लिङ्गानि (प्रोक्तानि), तानि कफकोपजाते गुल्मे भवन्ति ॥

શરીર જાણે ભીના કપડાથી વીંટાયેલું હોય એવું થઈ જાય; ટાઢિયો તાવ આવે; ગાત્રોમાં ગ્લાનિ, મોળ, ઉધરસ, અરુચિ, શરીરમાં

ભારેપણું, વેદના ઓછી તથા અગ્નિનું મંદપણું, ઇત્યાદિ જે જે કફનાં ચિહ્નો કહ્યાં છે, તે બધાં કફના કોપથી થયેલા ગુલ્મમાં થાય છે. ૧૪

टीका-कफस्य लिङ्गानि=वेदनाल्पता-वह्निमान्द्यादीनि। सान्निपातिके सर्वो हेतुरुपलक्षणम्॥ (અર્થ ઉપર છે.)

બે બે દોષથી થતા ગુલ્મોનાં લક્ષણો

द्व्यामिश्रलिङ्गानपरांस्तु गुल्मांस्त्रीनादिशेदौषधकल्पनार्थम् ॥ १५॥

अन्वयः-औषधकल्पनार्थम् अपरान् तु त्रीन् द्व्यामिश्रलिङ्गान् गुल्मान् आदिशेत् ॥

ઔષધ આપવાની સગવડ માટે વાયુ તથા પિત્તથી થતા, વાયુ તથા કફથી થતા અને પિત્ત તથા કફથી થતા બીજા પણ ત્રણ મિશ્ર લક્ષણોવાળા (દ્વન્દ્વજ) ગુલ્મો સમજી લેવા. ૧૫

त्रिदोषजगुल्ममाह-

ત્રણે દોષથી થતા ગુલ્મનું લક્ષણ

महारुजं दाहपरीतमश्मवद्, घनोन्नतं शीघ्रविदाहि दारुणम्। मनःशरीराग्निबलापहारिणं, त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत् ॥ १६ ॥

अन्वयः-त्रिदोषजं गुल्मं महारुजं दाहपरीतम् अश्मवत् घन-उन्नतं शीघ्रविदाहि मनः-शरीर-अग्नि-बल-अपहारिणम् दारुणम् असाध्यम् आदिशेत् ॥

ત્રણે દોષથી થતો ગુલ્મ મોટી પીડા કરે; બળતરાથી વ્યાપ્ત રહે; પથરાની પેઠે ઘાટો તથા ઊંચો હોય; તે તરત જ વિદગ્ધાજીર્ણને ઉત્પન્ન કરે; મનનું બળ, શરીરનું બળ તથા જઠરાગ્નિનું બળ હરી લે અને મારી નાખે છે; એ ગુલ્મને અસાધ્ય જ કહેવો. ૧૬

टीका-दाहपरीतं-दाहेन व्याप्तसकलदेहम्। शीघ्रविदाहि-शीघ्र-विदग्धाजीर्णकरम्। दारुणं-मारकम्। मनोऽपहारिणं-मनोवैकृत्यकारकम्। शरीरापहारिणं-शरीरस्य कार्श्यकरम्॥ (આનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે.)

ધાતુરૂપ રુધિરથી થતા ગુલ્મનાં દૂરનાં નિદાનો તથા લક્ષણો

धातुरूपरक्तजस्यापि विप्रकृष्टनिदानानि लक्षणानि च पैत्तिकस्यैव बोद्धव्यानि, परमत्राभिघातादिहेतुर्विशेषतः॥

ધાતુરૂપ રુધિરથી થતા ગુલ્મનાં દૂરનાં નિદાનો તથા લક્ષણો પિત્તથી થતા ગુલ્મનાં જેવાં જ સમજવાં; પણ ધાતુરૂપ રુધિરથી થતા ગુલ્મમાં અભિઘાત આદિ નિદાનો ખાસ વધુ હોય છે.

आर्तवरूपरक्तजगुल्ममाह-

રજસ્રૂપ રુધિરથી થતા ગુલ્મનું નિદાન તથા લક્ષણ

नवप्रसूताऽहितभोजना या, या चामगर्भं विसृजेद् ऋतौ वा। वायुर्हि तस्याः परिगृह्य रक्तं, करोति गुल्मं सरुजं सदाहम् ॥ १७॥

पैत्तस्य लिङ्गेन समानलिङ्गं, विशेषणं चाप्यपरं निबोध। यः स्पन्दते पिण्डित एव नाङ्गैश्चिरात् सशूलः समगर्भलिङ्गः ॥ स रौधिरः स्त्रीभव एव गुल्मो, मासे व्यतीते दशमे चिकित्स्यः ॥ १८॥

अन्वयः-या (स्त्री) नवप्रसूता अहितभोजना, या च आमगर्भं विसृजेत् (तदा) अहितभोजना, ऋतौ वा (अहितभोजना), तस्याः हि वायुः रक्तं परिगृह्य सरुजं सदाहं पैत्तस्य लिङ्गेन समानलिङ्गं गुल्मं करोति। अपरं च विशेषणम् अपि निबोध, यः पिण्डितः एव चिरात् स्पन्दते, अङ्गैः न, सशूलः समगर्भलिङ्गः रौधिरः स्त्रीभवः एव गुल्मः दशमे मासे व्यतीते चिकित्स्यः॥

જે સ્ત્રી નવી-તરતની સુવાવડી છતાં અહિત આહારવિહાર કરે; અથવા જે સ્ત્રી કાચો ગર્ભ પ્રસવે એટલે પોતાને (નવમા મહિના પહેલાં) કસુવાવડ થયા છતાં અહિત આહારવિહાર કરે; અથવા જે સ્ત્રી રજસ્વલાપણાના સમયે પણ અહિત આહારવિહાર કરે તે સ્ત્રીનો વાયુ, તેના આર્તવરૂપ રુધિરને ગ્રહણ કરી ગર્ભાશયમાં ગોળી જેવા ગુલ્મને ઉત્પન્ન કરે છે; તે ગુલ્મ પીડાવાળો, બળતરાવાળો અને પિત્તથી થયેલા ગુલ્મના જેવાં જ ચિહ્નોવાળો હોય છે. આ ગુલ્મની ચિકિત્સા દશમો મહિનો વીત્યા પછી કરવી જોઈએ. ૧૭,૧૮

टीका-नवप्रसूता=प्रकृताग्निबलवर्णमासर्तना, अहितभोजना या चामगर्भं विसृजेत्=नवममासादर्वाक् प्रसूयते साप्यहितभोजना। ऋतौ वा आर्तवप्रवृत्तिकालेऽहितभोजना। अपथ्याचरणात् वा वायू रक्तं परिगृह्य गुटिकाकारं गर्भाशये गुल्मं करोति। 'भोजन' पदं विहारस्याप्युपलक्षणम्। यदाह चरकः-'ऋतावनाहारतया भयेन, विरूक्षणैर्वेगविनिग्रहैश्च। संस्तम्भनोल्लेखनयोनिदोषैर्गुल्मः स्त्रियां रक्तभवोऽभ्युपैति'॥ चिरात् स्पन्दते=चलति, नाङ्गैः=न हस्तपादाद्यैः। समगर्भलिङ्गः-अत्र 'सम' शब्दः सर्व-

शब्दार्थः, तेन समानि सर्वाणि गर्भलिङ्गानि=आर्तवप्रवृत्तिकाले आर्तवादर्शनमुखपीततास्तनमुखकृष्णतादोहदादीनि यत्र सः। एते च व्याधिप्रभावात्। यथा यक्ष्मिणो रिरंसा। स रौधिर.=आर्तवस्वरक्तजः, स्त्रीणां प्रजायत इति। गर्भे समानलिङ्गत्वे विशेषज्ञानार्थमाह-'मासे व्यतीत दशमे चिकित्स्यः,' नवमदशममासयोः प्रसवकालत्वादित्येके; तन,-य. स्पन्दते पिण्डित एव नाङ्गैरित्यादिनैव संशयस्य निराकृतत्वात्॥ गर्भः प्रत्यङ्गैः निरन्तर नि शूल स्पन्दते, गुल्मश्चेतद्विपरीत इति। किञ्च 'नवमे दशमे प्रसूयत' इत्युत्सर्गो न तु नियमः। तदधिककालेऽपि प्रसवदर्शनादागमाच। यत आह चरकः-'त स्त्री प्रसूते सुचिरेण गर्भं, पुष्ट यदा वर्षगणैरपि स्यात्'। तस्मात् 'मासे व्यतीते दशमे चिकित्स्यः' इति न संशयव्यवच्छेदार्थं, किन्तु तदा सुखेन चिकित्सार्थम्, यत उक्तम्-'रक्तगुल्मे पुराणत्व सुखसाध्यस्य लक्षणम्'।

पुराणता चास्य दशमासातिक्रमेणैव भवति॥जेज्जटेनाप्युक्तम्-'दशमासोपरि पिण्डिते गुल्मे स्नेहादिनोपस्कृतदेहाया न गर्भाशयक्षतिमादधाति रक्तभेदनम्' इति॥–

ચરકે પણ કહ્યું છે કે, 'રજસ્વલાપણાના સમયે ઉપવાસ કરવાથી, ભયથી, રૂક્ષ પદાર્થોનો ઉપયોગ કરવાથી, મૂત્ર આદિના વેગો રોકવાથી,સ્તંભન કરવાથી, યોનિને ખોતરવાથી અને બીજા પણ યોનિ સંબંધી દોષોથી સ્ત્રીને રજસ્રૂપ રુધિરથી ઉત્પન્ન થયેલો ગુલ્મ થાય છે.' આ ગુલ્મમાં બીજી પણ વિશેષતા કહું છું, તે સાંભળો : રજસ્ પડવાના સમયે રજસ્નું નહિ દેખાવું, મોઢાની પીળાશ, સ્તનોની દીંટડીઓની કાળાશ તથા ખાવાપીવા વગેરેના ભાવ–અભાવ ઇત્યાદિ જે જે ગર્ભના ચિહ્નો છે તે સઘળાં ચિહ્નો વ્યાધિના પ્રભાવને લીધે જે ગુલ્મમાં દેખાય (જેમ ક્ષયરોગવાળાને સ્ત્રીની સાથે રમવાની ઇચ્છા વ્યાધિના પ્રભાવથી થાય છે તેમ રજસંબંધી રુધિરના ગુલ્મવાળી સ્ત્રીને ગર્ભના ચિહ્નો વ્યાધિના પ્રભાવથી થાય છે) તથા જેમાં હાથ–પગ આદિ અંગોનું ચલન નહિ જણાતા લાંબાકાળે કેવળ પિંડાકારનું જ ચલન થતું જણાય અને જેમાં શૂલ નીકળે, તે ગુલ્મને રજસ્રૂપ રુધિરથી ઉત્પન્ન થયેલો જાણવો, આવો ગુલ્મ સ્ત્રીઓને જ થાય છે. ગર્ભ તો હાથપગ આદિ શાખાઓથી નિરંતર અને શૂલ વગર જ ચલિત થાય છે–ફરકે છે, પણ આ ગુલ્મ તો ઘણી ઘણી વાર પિંડાકારે જ ચલિત થાય છે તથા શૂલવાળો હોય છે આ ગુલ્મની ચિકિત્સા દશમો મહિનો વીત્યા પછી કરવી. કેટલાક કહે છે કે, 'ગર્ભ' હોવાનો સંશય ન રહે માટે દશમો મહિનો વીત્યા પછી જ ચિકિત્સા કરવાનું કહ્યું છે, કારણ કે નવમો અને દશમો મહિનો પ્રસવ થવાનો કાળ છે.' પણ આમ કહેવું અયોગ્ય છે; કારણ કે 'ગર્ભ તો હાથપગ આદિ અંગોથી નિરંતર અને શૂલ વગર જ ચલિત થાય છે' ઇત્યાદિ વાક્યથી જ ગર્ભનાં સંશયનું વારણ કર્યું છે, તેમ જ 'નવમે કે દશમે મહિને પ્રસવ થાય, એ પણ એક સામાન્ય વાત છે, પણ કાંઈ નિયમરૂપ નથી; કેમ કે દશમા મહિનાથી વધારે કાળ વીત્યા પછી પણ પ્રસવ થતો જોવામાં આવે છે અને શાસ્ત્રમાં પણ તેટલો કાળ વીત્યા પછી પણ સ્ત્રીઓને પ્રસવ થવાનું લખ્યું છે. ચરકમાં કહ્યું છે કે, 'સ્ત્રીને ગર્ભ રહ્યા પછી બહુ જ લાંબા કાળે એટલે ઘણાઘણા વર્ષો વીત્યા પછી પણ ગર્ભ જન્મે છે અને એ રીતે પ્રસવેલો ગર્ભ પુષ્ટ પણ હોય છે' આમ છતાં દશમો મહિનો વીત્યા પછી ચિકિત્સા કરવાનું જે કહ્યું છે, તે ગર્ભનો સંશય દૂર કરવા કહ્યું નથી, પણ દશમે મહિને સહેલાઈથી ચિકિત્સા થઈ શકે, તે માટે કહ્યું છે, એમ સમજવું યોગ્ય છે, કારણ કહ્યું છે કે 'રુધિરસંબંધી ગુલ્મ જો જૂનો હોય તો તે સુખસાધ્ય સમજવો.' દશમો મહિનો વીત્યા પછી જ રુધિરસંબંધી ગુલ્મ જૂનો થયો માનવાને યોગ્ય થાય છે જેજ્જટે પણ કહ્યું છે કે 'દશમો મહિનો વીત્યા પછી ગુલ્મની જમાવટ થાય છે, એટલે પછી તેલ આદિથી સ્ત્રીના શરીરને સંસ્કાર આપી (તેના ગુલ્મરૂપ થયેલા) રુધિરને તોડવામાં આવે, તો તેથી ગર્ભાશયને નુકસાન થતું નથી.

अथ गुल्मस्यासाध्यलक्षणमाह–

## અસાધ્ય ગુલ્મનું લક્ષણ

**महारुजं दाहपरीतमश्मवद्, घनोन्नतं शीघ्रविदाहि दारुणम्। मनःशरीराग्निबलापहारिणं, त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत्॥ १९॥**

अन्वय.–त्रिदोषजं गुल्मं महारुजं, दाहपरीतम्, अश्मवत् घन–उन्नत शीघ्र–विदाहि, मनः–शरीर–अग्नि–बल–अपहारिणम् दारुणम् असाध्यम् आदिशेत्॥

**ત્રણે દોષથી ઉત્પન્ન થયેલો ગુલ્મ ભારે પીડા કરનાર, સઘળા શરીરને બળતરાથી વ્યાપ્ત કરનાર, પથરા જેવો ઘાટો તથા ઊંચો, તરત વિદગ્ધપણાને ઉત્પન્ન કરનાર, મનને ભ્રમિત કરનાર, શરીરને દૂબળું કરનાર, અગ્નિના બળને હરનાર તથા છેવટે મારી નાખનાર**

હોઈ તેને અસાધ્ય કહેવો. ૧૯

टीका–दाहपरीत=दाहेन व्याप्तसकलदेहम्, शीघ्रविदाहि–विदग्धाजीर्णकरम्, दारुणं=मारकम्, मनोपहारिण=मनोवैकृत्यकारकम्, शरीराग्निबलापहारिणं=शरीरस्य कार्श्यकरम् ॥ (આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अपरमसाध्यलक्षणमाह–

બીજું પણ અસાધ્ય લક્ષણ

सञ्चितः क्रमशो गुल्मो महावास्तुपरिग्रहः ।
कृतशूलः शिरानद्धो यदा कूर्म इवोन्नतः ॥२०॥
दौर्बल्याऽरुचिहृल्लासकासच्छर्द्यरतिज्वरैः ।
तृष्णातन्द्राप्रतिश्यायैर्युज्यते न स सिध्यति ॥२१॥

अन्वयः–(यः) गुल्मः क्रमशः सचितः, महावास्तुपरिग्रहः, कृतशूलः, शिरानद्धः (सन्) यदा कूर्मः इव उन्नतः (तथा) दौर्बल्य–अरुचि–हृल्लास–कास–च्छर्दि–अरति–ज्वरैः, तृष्णा–तन्द्रा–प्रतिश्यायैः युज्यते (तदा) सः न सिद्ध्यति ॥

જે ગુલ્મ અનુક્રમે વધ્યા કરતો, મોટા ભાગમાં ફેલાયેલો, શૂલ કરનાર, શિરાઓથી બંધાઈને કાચબા જેવો ઊંચો અને દુર્બળ પણું, અરુચિ, મોળ, ઉધરસ, ઊલટી, અણગમો, તાવ, તરશ, ઘેન તથા સળેખમથી યુક્ત હોય તે પણ અસાધ્ય જ હોય છે. ૨૦,૨૧

टीका–महावास्तुपरिग्रहः=व्यापकतया बृहत् स्थल गृह्णाति । युज्यते=युक्तो भवति ॥ (અર્થ ઉપર છે.)

अपरञ्च–વળી બીજું–

અવશ્ય મારે તેવો અસાધ્ય ગુલ્મ

गृहीत्वा सज्वरश्वासं छर्द्यतीसारपीडितम् ।
हृन्नाभिहस्तपादेषु शोथः कर्षति गुल्मिनम् । २२॥

अन्वयः–सज्वरश्वासं छर्दि–अतीसारपीडितं गुल्मिनं हृद्–नाभि–हस्त–पादेषु शोथः (मारणाय एव) कर्षति ॥

તાવ, શ્વાસ, ઊલટી અને ઝાડાથી પીડાયેલા ગુલ્મના રોગીને હૃદય, નાભિ, હાથ તથા પગ ઉપર જો સોજો આવે તો તેને તે મૃત્યુ તરફ ખેંચે-મારી નાખે છે. ૨૨

टीका–कर्षति=मारणाय कर्षति ॥ (અર્થ ઉપર છે.)

अपरञ्च–વળી બીજું–

ગુલ્મના રોગીનાં મરણચિહ્નો

श्वासः शूलं पिपासान्नविद्वेषो ग्रन्थिमूढता ।
जायते दुर्बलत्वञ्च गुल्मिनो मरणाय वै ॥२३॥

अन्वयः–श्वासः शूलं पिपासा अन्नविद्वेषः ग्रन्थिमूढता च गुल्मिनः दुर्बलत्वं मरणाय वै जायते ॥

શ્વાસ, શૂલ, તરશ, અન્ન ઉપર દ્વેષ, ગુલ્મનું અકસ્માત્ ગુમ થઈ જવું અને દૂબળાપણું, એ ચિહ્નો ગુલ્મના રોગીના મરણ માટે જ થાય છે. ૨૩

टीका–ग्रन्थिमूढता=ग्रन्थिरूपस्य गुल्मस्याकस्माद्विलयनम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ गुल्मस्य चिकित्सा–

વાયુના ગુલ્મની ખાસ ચિકિત્સા

वातारितैलेन पयोयुतेन, पथ्यासमेतेन विरेचनं हि । संस्वेदनं स्निग्धमतिप्रशस्तं, प्रभञ्जनक्रोधकृते च गुल्मे ॥ २४ ॥

अन्वयः–प्रभञ्जनक्रोधकृते च गुल्मे पयोयुतेन पथ्यासमेतेन वातारितैलेन विरेचनं स्निग्धं संस्वेदनं हि अतिप्रशस्तम् ॥

વાયુના કોપથી કરાયેલ ગુલ્મ ઉપર દૂધ અને હરડે સહિત એરંડિયા તેલથી વિરેચન આપવું તથા સ્નિગ્ધ પદાર્થોથી સ્વેદન કરવું, એ અતિ ઉત્તમ છે. ૨૪

વાયુના તથા પિત્તના ગુલ્મની ચિકિત્સા

स्वर्जिकाकुष्ठसहितः क्षारः केतकसम्भवः ।
पीतस्तैलेन शमयेद् गुल्मं पवनसम्भवम् ॥२५॥
तित्तिरांश्च मयूरांश्च कुक्कुटान् क्रौञ्चवर्त्तकान् ।
सर्पिः शालिं प्रसन्नाञ्च वातगुल्मे प्रयोजयेत् ॥२६॥
पित्तगुल्मे त्रिवृच्चूर्णं पातव्यं त्रिफलाम्बुना ।
विरेकाय सितायुक्तं कम्पिल्लं वा समाक्षिकम् ॥२७॥

अन्वयः–स्वर्जिका–कुष्ठसहितः केतकसंभवः क्षारः तैलेन (सह) पीतः (सन्) पवनसंभवं गुल्मं शमयेत्; (तथा) वातगुल्मे तित्तिरान् च मयूरान् च कुक्कुटान्, क्रौञ्चवर्त्तकान् सर्पिः शालिं च प्रसन्नां प्रयोजयेत् ॥ पित्तगुल्मे विरेकाय त्रिफला–अम्बुना त्रिवृत्–चूर्णं पातव्यं, वा सितायुक्तं समाक्षिकं कम्पिल्लं (प्रयोज्यम्) ॥

સાજીખાર, કઠ અને કેવડાની ભસ્મ મિશ્ર કરી તેલ સાથે પિવાય તો તે પવન સંબંધી ગુલ્મને મટાડે છે, વાયુથી થયેલા ગુલ્મ ઉપર તેતરનું, મોરનું, કૂકડાનું, કુંજનું તથા બટાઉડાં પક્ષીનું માંસ તથા ઘી, રાતા ચોખા અને મદિરાની આછ, એટલા પદાર્થોનો ઉપયોગ કરાવવો. પિત્તથી થયેલા ગુલ્મમાં વિરેચન માટે હરડે, બહેડાં તથા આમળાંના ક્વાથ સાથે નસોતરનું ચૂર્ણ પીવું અથવા

મધની સાથે કપિલાનો ઉપયોગ કરવો. ૨૫-૨૭

ટીકા-त्रिफलाम्बुना=त्रिफलाक्वाथेन, कम्पिल्लक= 'कबीला' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

### પિત્તના તથા કફના ગુલ્મની ચિકિત્સા

अभयां द्राक्षया खादेत् पित्तगुल्मी गुडेन वा।
योगैश्च वातगुल्मोक्तैः श्लेष्मगुल्ममुपाचरेत्।
अपरैश्च बलासघ्नैर्युक्तियुक्तैः शमं नयेत् ॥२८॥

अन्वयः-पित्तगुल्मी द्राक्षया वा गुडेन (सह) अभयां खादेत्। श्लेष्मगुल्मं वातगुल्म-उक्तैः च योगैः उपाचरेत्, अपरैः च बलासघ्नैः युक्तियुक्तैः (योगैः श्लेष्मगुल्मं) शमं नयेत् ॥

પિત્તના ગુલ્મવાળો માણસ દ્રાક્ષની સાથે કે ગોળની સાથે હરડે ખાય, તેથી પિત્તગુલ્મ મટે છે. કફથી થયેલા ગુલ્મની ચિકિત્સા વાયુથી થયેલા ગુલ્મ માટે કહેલા પ્રયોગોથી કરવી અને બીજા પણ કફનો નાશ કરનારા તથા યુક્તિથી ગોઠવેલા ઉપાયોથી તે ગુલ્મને શાંત કરવો. ૨૮

### હિંગ્વાદ્ય ચૂર્ણ

हिङ्गुग्रन्थिकधान्यजीरकवचाचव्याग्निपाठा-शटी,-वृक्षाम्लं लवणत्रयं त्रिकटुकं क्षारद्वयं दाडिमम्। पथ्यापौष्करवेतसाम्लहपुषाऽजाज्य-स्तदेभिः कृतं, चूर्णं भावितमेतदार्द्रकरसैः स्याद्बीजपूरद्रवैः ॥२९॥

गुल्माध्मानगुदाङ्कुरान् ग्रहणिकोदावर्तसंज्ञं गदं, प्रत्याध्मानगरोदराश्मरियुतांस्तूनीद्वयाऽरोचकान् ॥ ऊरुस्तम्भमतिभ्रमं च मनसो बाधिर्य-मष्ठीलिकां, प्रत्यष्ठीलिकया सहापहरते द्राक्पीत-मुष्णाम्बुना ॥३०॥

हृत्कुक्षिवङ्क्षणकटीजठरान्तरेषु, बस्तिस्तनांस-फलकेषु च पार्श्वयोश्च। शूलानि नाशयति वातबलासजानि, हिङ्ग्वाद्यमाद्यमिदमाश्विन-संहितोक्तम् ॥३१॥

अन्वयः-हिङ्गु-ग्रन्थिक-धान्य-जीरक-वचा-चव्य-अग्नि-पाठा-शटी-वृक्षाम्ल, लवणत्रयं, त्रिकटुकं, क्षार-द्वय, दाडिम, पथ्या-पौष्कर-वेतसअम्ल-हपुषा-अजाज्यः,-तद्-एभिः कृतम् एतत् चूर्णम् आर्द्रकरसैः बीजपूर-द्रवैः भावितं स्यात्, उष्ण-अम्बुना पीतम् (इदं) गुल्म-आध्मान-गुद-अङ्कुरान् ग्रहणिका-उदावर्तसंज्ञं गदं प्रत्याध्मान-गर-उदर-अश्मरियुतान् तूनीद्वय-अरोचकान् ऊरुस्तम्भं च मनसः अतिभ्रमं बाधिर्यम् अष्ठीलिकां प्रत्यष्ठीलिकया सह द्राक् अपहरते। आश्विनसंहिता-उक्तम् इदं हिङ्गु-आद्य (चूर्णं) हृत्-कुक्षि-वङ्क्षण-कटी-जठर-अन्तरेषु, बस्ति-स्तन-अंसफलकेषु च पार्श्वयोः च वातबलासजानि शूलानि नाशयति ॥

હિંગ, પીપરીમૂળ, ધાણા, જીરું, વજ, ચવક, ચિત્રક, કાળીપાટ, કચૂરો, કોકમ, ત્રણ જાતનાં લવણ, સૂંઠ, મરી, પીપર, જવખાર, સાજીખાર, દાડિમ, હરડે, પુષ્કરમૂળ, અમ્લવેતસ, પલાશી અને ધોળું જીરું, એટલાંનું ચૂર્ણ કરી તેને આદાના રસની તથા બિજોરાંના રસની ભાવનાઓ આપવી; પછી ઊના પાણી સાથે તે પીધું હોય તો ગુલ્મ, આધ્માન, અર્શસ, ગ્રહણી, ઉદાવર્ત, પ્રત્યાધ્માન, ઝેર, પેટના રોગ, પથરી, બે જાતની તૂની, અરોચક, ઊરુસ્તંભ, મનનો અત્યંત ભ્રમ, બહેરાશ, અષ્ઠીલિકા અને પ્રત્યષ્ઠીલિકા નામના રોગોને તરત મટાડે છે; તેમ જ અશ્વિનીકુમારની સંહિતામાં કહેલું આ 'હિંગ્વાદ્ય'× નામનું ચૂર્ણ હૃદયમાં, કૂખમાં, સાથળોના સાંધાઓમાં, કેડમાં, પેટના ભાગોમાં, મૂત્રાશયમાં, સ્તનોમાં, ખભાઓમાં અને પડખાંઓમાં વાયુ તથા કફથી થતાં શૂલનો નાશ કરે છે. ૨૯-૩૧

### એક એક દોષના તથા સંનિપાતના ગુલ્મની ચિકિત્સા

धीमानुपाचरेद् गुल्मं प्रत्येकं च त्रिदोषजम्।
सन्निपातोत्थिते गुल्मे त्रिदोषघ्नो विधिर्हितः ॥३२॥
शरपुङ्खस्य लवणं पथ्याचूर्णं समं द्वयम्।
शाणप्रमाणमश्नीयाच्चूर्णं गुल्मगदापहम् ॥३३॥
स्वर्जिका शाणमाना स्यात्तावदेव गुडं भवेत्।
उभयोर्वटिकां खादेद् गुल्मामयविनाशिनीम् ॥३४॥

अन्वयः-धीमान् प्रत्येकं च त्रिदोषजं गुल्मम् उपाचरेत्, (तथा) सन्निपात-उत्थिते गुल्मे त्रिदोषघ्नः विधिः हितः (भवति)॥ शरपुङ्खस्य लवणं, पथ्या-चूर्णं द्वयं चूर्णं समं शाणप्रमाणम् अश्नीयात्, (तत्) गुल्म-गद-अपहम् (भवति)॥ स्वर्जिका शाणमाना स्यात्, तावद् एव गुडं भवेत्, उभयोः वटिकां गुल्म-आमयविनाशिनीं खादेत् ॥

× हिङ्गु आद्यं येषां तानि-हिङ्ग्वाद्यानि, तेषां चूर्णम्-જેમાં હિંગ નાખી હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ હિંગ્વાદ્યચૂર્ણ કહેવાય છે.

બુદ્ધિમાન વૈદે વાયુથી થયેલા ગુલ્મ માટે વાયુનાશક ઉપચારો કરવા; પિત્તથી થયેલા ગુલ્મ માટે પિત્તનાશક ઉપચારો કરવા અને કફથી થયેલા ગુલ્મ માટે કફનાશક ઉપચારો કરવા. જો ત્રણે દોષના સન્નિપાતથી ગુલ્મ થયેલ હોય તો તે માટે ત્રણે દોષોને દૂર કરનારા ઉપચારો કરવા, એ હિતકારી છે. શરપંખાનો ક્ષાર અને હરડેનું ચૂર્ણ સમભાગે ચોવીશ ચણોઠીભાર ખાવું તે ગુલ્મ-રોગનો નાશ કરે છે. ચોવીશ ચણોઠીભાર સાજીખાર અને તેટલો જ–ચોવીશ ચણોઠી-ભાર ગોળ લેવો; એ બન્નેની ગોળી કરીને ખાવી, તે ગુલ્મરોગનો નાશ કરે છે. ૩૨–૩૪

### ક્ષારાષ્ટક

पलाशवज्रीशिखरिचञ्चाऽर्कतिलनालजाः ।
यवजः स्वर्जिका चेति क्षारा ह्यष्टौ प्रकीर्त्तिताः ।
एते गुल्महराः क्षारा अजीर्णस्य च पाचकाः ॥

अन्वयः–पलाश–वज्री–शिखरि–चिञ्चा–अर्क–तिल–नालजाः यवजः च स्वर्जिका, इति अष्टौ हि क्षाराः प्रकीर्त्तिताः । एते क्षाराः गुल्महराः च अजीर्णस्य पाचकाः (स्युः) ॥

ખાખરાનો, થોરનો, અઘેડાનો, આંબલીનો, આકડાનો, તલસરાંનો ક્ષાર, જવખાર અને સાજીખાર એ 'આઠ ક્ષાર' કહેવાય છે. આ (આઠે) ક્ષારો ગુલ્મને મટાડે છે અને અજીર્ણનું પાચન કરે છે. (આ ઉપાય ક્ષારાષ્ટક[×] નામે ઓળખાય છે.) ૩૫

### વજ્રક્ષાર

सामुद्रं सैन्धवं काचं यवक्षारः सुवर्चलम् ।
टङ्कणं स्वर्जिकाक्षारस्तुल्यं चूर्णं प्रकल्पयेत् ॥३६॥
वज्रीक्षीरैरर्कक्षीरैरातपे भावयेत् त्र्यहम् ।
वेष्टयेदर्कपत्रेण रुद्ध्वा भाण्डे पुनः पचेत् ॥३७॥
तत्क्षारं चूर्णयेत्पश्चात् त्र्यूषणं त्रिफला तथा ।
यवानी जीरको वह्निश्चूर्णमेषां च कारयेत् ॥३८॥
सर्वचूर्णसमं क्षारं सर्वमेकत्र कारयेत् ।
तच्चूर्णं टङ्कयुगलं सलिलेन प्रयोजयेत् ॥ ३९ ॥
गुल्मे शूले तथाऽजीर्णे शोथे सर्वोदरेषु च ।
मन्दे वह्नावुदावर्ते प्लीह्नि चापि परं हितम् ॥४०॥
वातेऽधिके जलैः कोष्णैर्हितं पित्तेऽधिके घृतैः ।
गोमूत्रेण कफाधिक्ये काञ्जिकेन त्रिदोषजे ॥४१॥
वज्रक्षार इति ख्यातः प्रोक्तः पूर्वं स्वयम्भुवा ।
सेवितो हरतेऽजीर्णं तथाऽजीर्णभवान्गदान् ॥४२॥

अन्वयः–सामुद्रं सैन्धवं काचं यवक्षारः सुवर्चलं टङ्कणं स्वर्जिकाक्षारः, तुल्यं चूर्णं प्रकल्पयेत्, (तद्) वज्रीक्षीरैः अर्कक्षीरैः त्र्यहम् आतपे भावयेत् । अर्क–पत्रेण वेष्टयेत्, भाण्डे रुद्ध्वा पुनः पचेत्, तत् क्षारं चूर्णयेत्, पश्चात् त्र्यूषणं त्रिफला तथा यवानी जीरकः वह्निः–एषां च चूर्णं कारयेत्, सर्वचूर्णसमं सर्वं क्षारम् एकत्र कारयेत्, तत् चूर्णं टङ्कयुगलं सलिलेन प्रयोजयेत्; (इद) गुल्मे शूले तथा अजीर्णे शोथे च सर्व–उदरेषु मन्दे वह्नौ उदावर्ते च प्लीह्नि अपि परं हितं (भवति)। वाते अधिके कोष्णैः जलैः, पित्ते अधिके घृतैः, कफ–आधिक्ये गोमूत्रेण, त्रिदोषजे काञ्जिकेन (सम) हितं (स्यात्) । पूर्वं स्वयम्भुवा प्रोक्तः (अत्र योगः) 'वज्र–क्षारः' इति ख्यातः सेवितः (सन्) अजीर्णं तथा अजीर्णभवान् गदान् हरते ॥

દરિયાઈ લવણ, સિંધવ, બીડલૂણ, જવખાર, સંચળ, ટંકણખાર અને સાજીખારને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણને થોરના દૂધની તથા આકડાના દૂધની ત્રણ દિવસ સુધી તડકામાં ભાવના આપવી. પછી તેનો ગોળો કરી આકડાનાં પાંદડાં વીંટી હાંડલામાં મૂકી હાંડલાનું મોઢું બંધ કરીને તે ગોળાને અગ્નિથી પકાવવો અને પછી તે ક્ષારનું ચૂર્ણ કરવું. પછી સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, અજમો, જીરું અને ચિત્રકનું ચૂર્ણ કરવું. એ ક્ષારના ચૂર્ણને અને સૂંઠ આદિના ચૂર્ણને સમભાગે લઈ એકઠાં કરી તેમાંથી અડતાલીશ ચણોઠીભાર લઈ પાણી સાથે તે પીવું. આ ચૂર્ણ ગુલ્મ, શૂલ, અજીર્ણ, સોજો, સઘળા પ્રકારના પેટના રોગ, અગ્નિનું મંદ-પણું, ઉદાવર્ત અને બરલનો રોગ એટલા રોગો પર હિતકારી છે. વાયુ અધિક હોય તો જરા ઊના પાણી સાથે, પિત્ત અધિક હોય તો ઘી સાથે, કફ અધિક હોય તો ગોમૂત્ર સાથે અને ત્રણે દોષથી થયેલ રોગ હોય તો

× अष्टानां संघः–अष्टकम्, क्षाराणाम् अष्टकं–क्षाराष्टकम्–આઠ ક્ષારોનો એકઠો સમુદાય ક્ષારાષ્ટક કહેવાય છે.

કાંજી સાથે આ ચૂર્ણનો ઉપયોગ કરવો. પૂર્વે બ્રહ્માએ કહેલો આ વજ્રક્ષાર* નામનો ઉપાય જો સેવ્યો હોય તો અજીર્ણને તથા અજીર્ણ સંબંધી રોગોને મટાડે છે. ૩૬-૪૨

### સૂરોખાર તથા આદુનો પ્રયોગ

सुवर्चिका टङ्कमिता तत्समानार्द्रिकापि च ।
उभे भुञ्जीत युगपद् गुल्मामयनिवृत्तये ॥ ४३ ॥

अन्वयः-टङ्कमिता सुवर्चिका च तत्समाना आर्द्रिका, उभे अपि गुल्म-आमयनिवृत्तये युगपत् भुञ्जीत ॥

ચોવીશ ચણોઠીભાર સૂરોખાર અને ચોવીશ ચણોઠીભાર આદું, એ બન્નેને ગુલ્મ-રોગ મટાડવા એકીસાથે ખાવાં. ૪૩

टीका-सुवर्चिकां=' सोरा ' इति लोके ॥

### કુંવારના ગર્ભનો તથા છીપની ગોળીનો પ્રયોગ

गुल्मी कुमारिकामांसं कर्षार्धं गोघृतान्वितम् ।
गिलेद्व्योषाभयासिन्धुसूक्ष्मचूर्णावघूलितम् ॥ ४४ ॥
शुक्तिचूर्णस्य गुटिकां टङ्कमात्रां सुवेष्टयेत् ।
गुडेन शाणमानेन तां लिहेद् गुल्मरोगवान् ॥४५॥

अन्वयः-गुल्मी कुमारिकामांसं कर्ष-अर्धं गोघृत-अन्वितं व्योष-अभया-सिन्धु-सूक्ष्म-चूर्ण-अवघूलितं गिलेत् । गुल्मरोगवान् शुक्तचूर्णस्य टङ्कमात्रां गुटिकां शाणमानेन गुडेन सुवेष्टयेत्, तां (च) लिहेत् ॥

ગુલ્મવાળા માણસે કુંવારનો ગર્ભ અર્ધો તોલો લઈ તેમાં ગાયનું ઘી મેળવી તેની ઉપર સૂંઠ, મરી, પીપર, હરડે અને સિંધવનું બારીક ચૂર્ણ ભભરાવી ગળી જવું; તેથી ગુલ્મનો નાશ થાય છે. ગુલ્મના રોગીએ ચોવીશ ચણોઠીભાર છીપનું ચૂર્ણ કરી તેની ચોવીશ ચણોઠીભાર ગોળમાં ગોળી વાળીને તે ખાવી. (તે ગુલ્મનો નાશ કરે છે.) ૪૪,૪૫

टीका-कुमारिका=' घिवकुमारी ' इति लोके ॥

### ગુલ્મના રોગીએ આટલાં ન ખાવાં

वल्लूरं मूलकं मत्स्यं शुष्कशाकानि वैदलम् ।
न खादेदालुकं गुल्मी मधुराणि फलानि च ॥४६

अन्वयः-गुल्मी वल्लूर मूलक मत्स्यं शुष्क-शाकानि आलुक च मधुराणि फलानि न खादेत् ॥

ગુલ્મના રોગીએ સુકાયેલું માંસ, મૂળા, માછલાં, સુકાયેલાં શાક, જેઓની દાળ થાય છે એવાં કઠોળ ધાન્યો, બટાટા અને મધુર ફળો ખાવાં નહિ. ૪૬

टीका-'वैदलानां निषेधेऽपि माषकुलत्थयोर्नात्र निषेधः' इति सुश्रुतटीका ॥-સુશ્રુતની ટીકામાં લખ્યું છે કે 'જેઓની દાળ થાય છે એવાં કઠોળ ધાન્યો ખાવાનો ગુલ્મવાળા માટે નિષેધ કર્યો છે, તોપણ અડદનો અને કળથીનો નિષેધ ન સમજવો.

अथ रक्तगुल्मचिकित्सा ॥

### રુધિરથી થતા ગુલ્મની ચિકિત્સા

स्विन्नस्निग्धशरीरस्य योज्यं स्नेहविरेचनम् ।
शताह्वाचिरबिल्वत्वग्दारुभार्गीकणोद्भवः ॥ ४७ ॥
कल्कः पीतो जयेद् गुल्मं तिलक्काथेन रक्तजम् ।
तिलक्काथो गुडव्योषघृतभार्गीयुतो भवेत् ॥४८॥
योनिरक्तभवे गुल्मे नष्टपुष्पेषु योषिताम् ।
पीतो धात्रीरसो युक्तो मरिचैरस्रगुल्मनुत् ॥४९॥
मुण्डीरोचनिकाचूर्णं शर्करामाक्षिकान्वितम् ।
विदधीतास्रगुल्मिन्या मलसंरेचनाय च ॥ ५० ॥
विशेषमपरं चाशु शृणु रक्तप्रभेदनम् ।
पलाशक्षारतोयेन सर्पिः सिद्धं पिबेच्च सा ॥५१॥
सक्षारं त्र्यूषणं सर्पिः प्रपिबेदस्रगुल्मिनी ।
यस्मिन्न च रसक्षीरतोयसाध्यरसादिषु ॥ ५२ ॥
फेनोद्गारस्य निष्पत्तिर्मिष्टदुग्धसमाकृतेः ।
स एव तस्य पाकस्य कालो नेतरलक्षणः ॥५३॥

अन्वयः-(रक्तगुल्मवतः प्रथम) स्विन्न-स्निग्ध-शरीरस्य स्नेह-विरेचन योज्यम्, शताह्वा-चिरबिल्व-त्वक्-दारु-भार्गी-कणा-उद्भवः कल्कः तिलक्काथेन पीतः (सन्) रक्तज गुल्मं जयेत् । योषितां नष्ट-पुष्पेषु योनि-रक्तभवे गुल्मे तिलक्काथः गुड-व्योष-घृत-भार्गीयुतः (हितः) भवेत् ॥ धात्रीरसः च मरिचैः युक्तः पीतः (सन्) अस्रगुल्मनुत् (भवति)॥ अस्र-गुल्मिन्याः च मलसंरेचनाय मुण्डी-रोचनिका-चूर्णं शर्करा-माक्षिक-अन्वितं विदधीत, अपरं च आशु रक्तप्रभेदनं विशेषं शृणु, सा अस्र-गुल्मिनी पलाश-क्षारतोयेन सिद्धं सर्पिः पिबेत्, च सक्षारं त्र्यूषणं सर्पिः प्रपिबेत् । यस्मिन् च रस-क्षीर-तोय-साध्य-रस-आदिषु फेन-उद्गारस्य निष्पत्तिः न, सः एव मिष्ट-दुग्ध-सम-आकृतेः तस्य पाकस्य कालः (ज्ञेयः) इतर-लक्षण. न ॥

રુધિરના ગુલ્મવાળાના શરીરને પ્રથમ સ્વેદન તથા સ્નેહનનો સંસ્કાર આપીને સ્નેહ-વાળા પદાર્થોનું વિરેચન આપવું અને તે પછી

---

* सर्वेषाम् अजीर्णाना नाशने वज्रम् इव क्षारः-वज्रक्षारः-દરેક અજીર્ણોનો નાશ કરવામાં વજ્ર સરખો જે ક્ષાર તે વજ્રક્ષાર કહેવાય છે.

બીજી ચિકિત્સા કરવી. શતાવરી, કરંજની છાલ, દારુહળદર, ભારંગી અને પીપરનો કલ્ક તલના કવાથની સાથે પીધો હોય તો તે રુધિરસંબંધી ગુલ્મને મટાડે છે. સ્ત્રીઓનું રજસ્ નષ્ટ થયું હોય અથવા યોનિના રુધિરથી ગુલ્મ થયો હોય તો તલનો કવાથ, ગોળ, સૂંઠ, મરી, પીપર, ઘી અને ભારંગી નાખી તે પીવો. આમળીનો સ્વરસ મરી નાખીને પીધો હોય તો તે રુધિરસંબંધી ગુલ્મને મટાડે છે. રુધિરસંબંધી ગુલ્મવાળી સ્ત્રીના મળોને (રેચથી) ખાલી કરવા માટે ગોરખમુંડી અને વાંસકપૂરનું ચૂર્ણ સાકર તથા મધ સાથે ખવડાવવું. સ્ત્રીઓના રુધિરને તરત તોડનારો બીજો પ્રકાર કહું છું તે સાંભળો : રુધિરના ગુલ્મવાળી એ સ્ત્રીએ ખાખરાનો ક્ષાર પાણીમાં નાખી તે પાણીથી પકાવેલું ઘી પીવું; અથવા જવખાર, સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ ઘીમાં નાખી તે ઘી પીવું. (એટલે તે સ્ત્રીનો રુધિરસંબંધી ગુલ્મ મટી જાય છે.) કોઈ રસ, દૂધ કે પાણીથી તૈયાર કરાતા રસ આદિમાં કીડુની ઉત્પત્તિ ન થાય, એમ બનતું જ નથી; એટલે કે મીડા દૂધ જેવી આકૃતિવાળા તે રસાદિનો પાકકાળ એ જ (કીડુની ઉત્પત્તિરૂપ) મનાય છે; બીજું તેનું લક્ષણ નથી. ૪૭-૫૩

ગુલ્મનો અધિકાર સમાપ્ત

## अथ प्लीह—यकृदधिकारः ।

## ૩૩ : બરલનો તથા જમણા પડખાની ગાંઠનો અધિકાર*

तत्र प्लीहः शरीरावयवविशेषस्य स्वरूपमाह—

### શરીરના એક અવયવરૂપ બરલનું સ્વરૂપ

शोणिताज्जायते प्लीहा वामतो हृदयादधः ।
रक्तवाहिशिराणां स मूलं ख्यातो महर्षिभिः ॥ १ ॥

अन्वयः—वामतः हृदयात् अधः शोणितात् प्लीहा जायते, सः महर्षिभिः रक्तवाहिशिराणां मूलं ख्यातः ॥

ડાબા પડખામાં હૃદયની નીચે રુધિરમાંથી બરલ થાય છે. એ બરલને મોટા ઋષિઓએ રુધિરનું વહન કરતી શિરાઓનું મૂળ કહેલ છે.

अथ प्लीहरोगस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह—

### બરલના રોગનું નિદાન, સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

विदाह्यभिष्यन्दिरतस्य जन्तोः, प्रदुष्टमत्यर्थमसृक्कफश्च । प्लीहाभिवृद्धिं कुरुतः प्रवृद्धौ, तं प्लीहसंज्ञं गदमामनन्ति ॥ २ ॥
वामे स पार्श्वे परिवृद्धिमेति, विशेषतः सीदति चातुरोऽत्र । मन्दज्वराग्निः कफपित्तलिङ्गैरुपद्रुतः क्षीणबलोऽतिपाण्डुः ॥ ३ ॥

अन्वयः—विदाहि—अभिष्यन्दि—रतस्य जन्तोः अत्यर्थं प्रदुष्टम् असृक् च कफः—प्रवृद्धौ प्लीह—अभिवृद्धिं कुरुतः, तं गदं प्लीहसंज्ञम् आमनन्ति ॥ सः वामे पार्श्वे परिवृद्धिम् एति, अत्र च आतुरः विशेषतः सीदति, मन्दज्वर-अग्निः कफ-पित्त-लिङ्गैः उपद्रुतः क्षीणबलः अतिपाण्डुः (भवति) ॥

કળથી, અડદ તથા સરસવનું શાક વગેરે બળતરા કરતા પદાર્થોનું અને ભેંસનું દહીં વગેરે રસવાહી શિરાઓને રોકતા—અભિષ્યંદી પદાર્થોનું વધારેપડતું સેવન કરતા માણસનું અત્યંત દુષ્ટ થયેલું રુધિર અને અત્યંત દુષ્ટ થયેલો કફ—એ બન્ને ખૂબ વધી જઈને બરલને વધારે છે, એ 'પ્લીહા' કે બરલ નામે કહેવાતો રોગ છે. (અત્યંત દુષ્ટ થયેલા રુધિરથી અને કફથી બરલની વૃદ્ધિ થાય છે, એમ જે કહ્યું, તે એ રોગની સંપ્રાપ્તિ કહી છે, એમ સમજવું; કારણ કે લોહીનો અને પિત્તનો ધર્મ સમાન છે.) એ બરલ ડાબા પડખામાં વધે છે; આ રોગમાં રોગી વધારે પીડાય છે, તેને ધીમો ધીમો તાવ આવે છે,

* प्लेहते—गच्छति कुक्षेर्वामपार्श्वे हृदयात् अधो मांसखण्डरूपेण रुधिराज्जातः सन्निति प्लीहा, प्लिह गतौ—'श्वन्नुक्षन्पूषन्प्लीहन्०'—(उणा. १–१५७) इति साधुः-

પેટના ડાબા પડખે હૃદયની નીચે લોહીમાંથી જે ઉત્પન્ન થયેલ માંસના એક ટુકડારૂપે રહેલ છે, તે શરીરનો એક અવયવ પ્લીહા કે બરલ કહેવાય છે. એમાં થતો રોગ પણ એ જ નામે ઓળખાય છે અને બગડેલાં લોહી તથા કફમાંથી તેનો રોગ જન્મે છે, તેથી ઉપર કહેલ રક્તગુલ્મ પછી આનો અધિકાર ચાલુ કરેલ છે.

તેનો જઠરાગ્નિ મંદ થઈ જાય છે, પીડામાં કફનાં તથા પિત્તનાં ચિહ્નો થાય છે, તેનું બળ ક્ષીણ થઈ જાય છે અને શરીર અત્યંત પાંડુ (ફીકું) થઈ જાય છે. ૨,૩

टीका-विदाहि=कुलत्थ-माष-सर्षपशाकादि, अभिष्यन्दि=माहिष दध्यादि, कफपित्तलिङ्गैरुपद्रुत इत्यर्थः। प्रदुष्टमत्यर्थमसृक्कफश्चेति सम्प्राप्तिः, असृजः पित्तस्य च समानधर्मत्वात्॥ (આનો અર્થ ઉપર છે)

अथ रक्तजमाह-

લોહીથી થયેલા બરલના રોગનું લક્ષણ

क्लमो भ्रमो विदाहश्च वैवर्ण्यं गात्रगौरवम्।
मोहो रक्तोदरत्वं च ज्ञेयं रक्तजलक्षणम्॥४॥

अन्वयः-क्लमः भ्रमः च विदाहः वैवर्ण्यं गात्रगौरवं मोहः च रक्तोदरत्वम् (इति) रक्तजलक्षणं ज्ञेयम्॥

ગ્લાનિ, ભ્રમ, દાહ, શરીરનો રંગ બદલાઈ જવો, ગાત્રોમાં ભારેપણું, મોહ અને પેટની રતાશ, એ લક્ષણો ઉપરથી લોહીથી થયેલો બરલનો રોગ જાણવો. ૪

अथ पैत्तिकस्य लक्षणमाह-

પિત્તથી થયેલા બરલના રોગનું લક્ષણ

सज्वरः सपिपासश्च सदाहो मोहसंयुतः।
पीतगात्रो विशेषेण प्लीहा पैत्तिक उच्यते॥५॥

अन्वयः-सज्वरः च सपिपासः सदाहः मोहसंयुतः विशेषेण पीतगात्रः प्लीहा पैत्तिकः उच्यते॥

જેમાં તાવ આવે, તરશ લાગ્યા કરે, દાહ અને મોહ થાય, તેમ જ વિશેષે કરી ગાત્રો પીળાં થઈ જાય, તે પિત્તથી થયેલ બરલનો રોગ કહેવાય છે. ૫

अथ श्लैष्मिकलक्षणमाह-

કફથી થયેલા બરલના રોગનું લક્ષણ

प्लीहा मन्दव्यथः स्थूलः कठिनो गौरवान्वितः।
अरोचकेन संयुक्तः प्लीहा कफज उच्यते॥६॥

अन्वयः-(यदि चेत्) प्लीहा मन्दव्यथः स्थूलः, कठिनः गौरव-अन्वितः अरोचकेन संयुक्तः (भवति सः) कफजः प्लीहा उच्यते॥

જો બરલ ઓછી પીડાવાળી, જાડી, કઠણ, ભારે અને અરુચિથી યુક્ત હોય તો તે કફથી થયેલો બરલનો રોગ કહેવાય છે. ૬

अथ वातिकमाह-

વાયુથી થયેલા બરલના રોગનું લક્ષણ

नित्यमानद्धकोष्ठः स्यान्नित्योदावर्तपीडितः।
वेदनाभिः परीतश्च प्लीहा वातिक उच्यते॥७॥

अन्वयः-(यः च) नित्यम् आनद्धकोष्ठः नित्य-उदावर्त-पीडितः च वेदनाभिः परीतः स्यात्, (सः) वातिकः प्लीहा उच्यते॥

જેમાં કાયમ કોઠો સજ્જડ રહે, નિત્ય ઉદાવર્તની પીડા રહે અને ચોપાસ વેદનાથી વ્યાપી જાય, તે વાયુથી થયેલ બરલનો રોગ કહેવાય છે. ૭

तमसाध्यमाह-

ત્રિદોષજ-અસાધ્ય બરલરોગ

दोषत्रितयरूपाणि प्लीह्न्यसाध्ये भवन्त्यपि॥८॥

अन्वयः-असाध्ये प्लीह्नि दोषत्रितयरूपाणि अपि भवन्ति॥

જે બરલનો રોગ અસાધ્ય હોય તેમાં ત્રણે દોષનાં રૂપો કે લક્ષણો હોય છે. ૮

अथ शरीरावयवविशेषस्य यकृतः स्वरूपमाह-

શરીરનો એક અવયવ યકૃત (જમણા પડખાની ગોઠ-કલેજા)નું સ્વરૂપ

अधो दक्षिणतश्चापि हृदयाद् यकृतः स्थितिः।
तत्तु रञ्जकपित्तस्य स्थानं शोणितजं मतम्॥९॥

अन्वयः-दक्षिणतः च हृदयात् अधः अपि यकृतः स्थितिः (अस्ति), तत् तु शोणितजं रञ्जकपित्तस्य स्थानं मतम्॥

જમણા પડખામાં હૃદયની નીચે યકૃત*ની સ્થિતિ છે; એ યકૃત રુધિરથી થાય છે અને તે રંજક નામના પિત્તનું સ્થાન મનાયું છે.

अथ यकृद्रोगमाह-

યકૃતના રોગનાં નિદાન વગેરે

प्लीहामयस्य हेत्वादि समस्तं यकृदामये।
किन्तु स्थितिस्तयोर्ज्ञेया वामदक्षिणपार्श्वयोः॥१०॥

अन्वयः-प्लीह-आमयस्य हेतु-आदि समस्तं यकृत्-आमये (भवति), किंतु तयोः स्थितिः वाम-दक्षिण-पार्श्वयोः ज्ञेया॥

---

* यमन-य-सपदादि., 'गमादीनाम्' इति मलोपः, आगमानित्यत्वान्न तुक्, य मयम करोति रञ्जकाख्यपित्तस्येति यकृत्-क्विप्, तुक्-જે રંજક નામના પિત્તનું સ્થાન ગણાય છે, તે પેટના જમણા પડખામાં હૃદયની નીચે રહેલ માંસનો ટુકડો યકૃત અથવા કલેજું કહેવાય છે.

બરલના રોગનાં જે જે નિદાનો, સંપ્રાપ્તિ અને લક્ષણો છે, તે તે સઘળાંય યકૃતના રોગનાં પણ નિદાનો, સંપ્રાપ્તિ અને લક્ષણો સમજવાં; પરંતુ ફેરફાર માત્ર આ છે કે બરલની સ્થિતિ ડાબા પડખામાં છે અને યકૃતની સ્થિતિ જમણા પડખામાં છે. ૧૦

अथ प्लीहरोगचिकित्सा–

## બરલના રોગની ચિકિત્સા

पातव्यो युक्तितः क्षारः क्षीरेणोदधिशुक्तिजः ।
तथा दुग्धेन पातव्याः पिप्पल्यः प्लीहशान्तये ॥११
अर्कपत्रं सलवणं पुटदग्धं सुचूर्णितम् ।
निहन्ति मस्तुना पीतं प्लीहानमतिदारुणम् ॥१२
हिङ्गु त्रिकटुकं कुष्ठं यवक्षारं च सैन्धवम् ।
मातुलुङ्गरसोपेतं प्लीहशूलहरं भवेत् ॥ १३ ॥
पलाशक्षारतोयेन पिप्पली परिभाविता ।
प्लीहगुल्मार्तिशमनी वह्निमान्द्यहरी मता ॥ १४ ॥
रसेन जम्बीरफलस्य शङ्ख,–नाभीरजः पीतमवश्यमेव । शाणप्रमाणं शमयेदशेषं प्लीहामयं कूर्मसमानमाशु ॥ १५ ॥
शरपुङ्खमूलकल्क,–स्तक्रेणालोडितः पीतः ।
प्लीहानं यदि न हरति, शैलोऽपि तदा जले प्लवते ॥
सुपक्वसहकारस्य रसः क्षौद्रसमन्वितः ।
पीतः प्रशमयत्येव प्लीहानं नेह संशयः ॥ १७ ॥
सुस्विन्नं शाल्मलीपुष्पं निशापर्युषितं नरः ।
राजिकाचूर्णसंयुक्तं खादेत्प्लीहोपशान्तये ॥ १८ ॥
यवानिकाचित्रकयावशूक,–षड्ग्रन्थिदन्तीमगधोद्भवानाम् । चूर्णं हरेत्प्लीहगदं निपीत,–मुष्णाम्बुना मस्तुरसासवैर्वा ॥ १९ ॥

अन्वय.–प्लीहशान्तये उदधि–शुक्तिजः क्षारः युक्तितः क्षीरेण पातव्यः, तथा दुग्धेन पिप्पल्यः पातव्या. । अर्कपत्रं सलवणं पुटदग्धं सु–चूर्णितं मस्तुना पीतम् अतिदारुणं प्लीहानं निहन्ति । हिङ्गु त्रिकटुकं कुष्ठं यवक्षारं च सैन्धवं मातुलुङ्ग–रस–उपेतं प्लीह–शूलहरं भवेत् । पलाश–क्षार–तोयेन परिभाविता पिप्पली प्लीह–गुल्म–आर्तिशमनी वह्निमान्द्यहरी मता । जम्बीर–फलस्य रसेन शाणप्रमाणं पीतं शङ्खनाभीरजः कूर्म-समानं प्लीह–आमयम् अशेषम् आशु शमयेत्, शरपुङ्ख मूलकल्कः तक्रेण आलोडितः पीतः यदि प्लीहानं न हरति, तदा शैल. अपि जले प्लवते । सुपक्व–सहकारस्य रसः क्षौद्रसमन्वितः पीतः प्लीहानं शमयति एव, इह संशयः न । प्लीह–उपशान्तये नरः शाल्मलीपुष्पं सुस्विन्नं निशापर्युषितं राजिकाचूर्णसंयुक्तं खादेत् । यवानिका–चित्रक–यावशूक–षड्ग्रन्थि–दन्ती मगधोद्भवानां चूर्णम् उष्ण–अम्बुना वा मस्तुरस–आसवैः निपीतं प्लीहगदं हरेत् ॥

બરલની શાંતિ માટે સમુદ્રની છીપોની ભસ્મરૂપ ક્ષાર યુક્તિપૂર્વક દૂધ સાથે પીવો અને દૂધની સાથે પીપરનું ચૂર્ણ પણ પીવું. આકડાનાં પાંદડાંમા લવણ નાખીતેને પુટપાકથી બાળી બરાબર ચૂર્ણ કરી દહીંના પાણીની સાથે તે પીધું હોય તો અત્યંત દારુણ બરલને પણ તે મટાડે છે. હિંગ, સૂંઠ, મરી, પીપર, કઠ, જવખાર અને સેંધવનું ચૂર્ણ કરી બિજોરાંના રસ સાથે પીધું હોય તો તે બરલના રોગનો અને શૂલનો નાશ કરે છે. ખાખરાના ક્ષારના પાણીની ભાવના આપી પીપરનુ ચૂર્ણ ખાધું હોય તો તે બરલની તથા ગુલ્મની પીડા શમાવે છે અને અગ્નિનું મંદપણું પણ મટાડે છે. લીંબુના રસની ભાવના સાથે ચોવીશ ચણોઠીભાર શંખના પેટારની ભસ્મ પિવાય તો તે કાચબા જેવો બરલનો રોગ પણ અવશ્ય સંપૂર્ણ રીતે તરત જ શમાવે છે. શરપંખાનાં મૂળિયાનો કલ્ક છાશમા મેળવીને પીધો હોય તો તે બરલનો રોગ ન મટાડે તો પર્વત પણ પાણીમાં તરે–અર્થાત પર્વતનું પાણીમાં તરવું જેમ અસંભવિત છે તેમ આ ઉપાયથી બરલનો રોગ ન મટે એ સંભવતું નથી–એટલે અવશ્ય મટે છે. સારી પેઠે પાકેલી કેરીનો રસ મધની સાથે પીધો હોય તો તે બરલનો રોગ અવશ્ય મટાડે છે, તેમા સંશય નથી. બરલના રોગની શાંતિ માટે શીમળાનાં ફૂલને સારી પેઠે બાફી રાતવાસી રાખીને રાઈના ચૂર્ણની સાથે ખાવાં. અજમો, ચિત્રક, જવખાર, પીપરીમૂળ, નેપાળો અને પીપરનું ચૂર્ણ ઊના પાણીની સાથે અથવા દહીંના પાણી સાથે અથવા મદ્ય સાથે પીધું હોય તો તે બરલનો રોગ મટાડે છે. ૧૧–૧૯

अथ यकृद्रोगचिकित्सा–

### યકૃતના રોગની ચિકિત્સા

प्लीहोद्दिष्टाः क्रियाः सर्वा यकृद्रोगे समाचरेत्।
कार्यं च दक्षिणे बाहौ तत्र शोणितमोक्षणम् ॥२०॥
क्षारं विडङ्गकृष्णाभ्यां पूतीकस्याम्बु निःसृतम्।
पिबेत्प्रातर्यथावह्नि यकृत्प्लीहप्रशान्तये ॥ २१ ॥

अन्वयः–यकृद्रोगे प्लीह–उद्दिष्टाः सर्वाः क्रियाः समाचरेत्, तत्र च दक्षिणे बाहौ शोणितमोक्षणं कार्यम्। यकृत्–प्लीहप्रशान्तये प्रातर् विडङ्ग–कृष्णाभ्यां निःसृत क्षारं पूतीकस्य अम्बु यथावह्नि पिबेत् ॥

યકૃતનો રોગ થયો હોય તો બરલના રોગની જે ચિકિત્સાઓ કહી છે, તે સઘળી કરવી અને જમણા બાહુની નસ ખોલાવી લોહી કઢાવવું. યકૃતનો તથા બરળનો રોગ મટાડવા સવારમાં વાવડિંગ તથા પીપરની ભસ્મ કરંજના રસની સાથે જઠરાગ્નિના બળ પ્રમાણે પીવી. ૨૦,૨૧

टीका-पूतीकः=करञ्जः ॥

બરલ તથા યકૃત(જમણા પડખાની ગાંઠ)ના રોગનો અધિકાર સમાપ્ત

## अथ हृद्रोगाधिकारः।

## ૩૪ : હૃદયના રોગનો અધિકાર×

### હૃદ્રોગનું દૂરનું નિદાન તથા પાંચની સંખ્યા

तत्र हृद्रोगस्य विप्रकृष्टनिदानमाह–

अत्युष्णगुर्वम्लकषायतिक्त,–श्रमाभिघाता-ध्यशनप्रसङ्गैः। सञ्चिन्तनैर्वेगविधारणैश्च, हृदामयः पञ्चविधः प्रदिष्टः ॥ १ ॥

अन्वयः–अतिउष्ण–गुरु–अम्ल–कषाय–तिक्त–श्रम–अभिघात–अध्यशनप्रसङ्गैः सचिन्तनैः च वेग–विधारणैः हृद्–आमयः पञ्चविधः प्रदिष्टः ॥

અત્યંત ગરમ, ભારે, ખાટા, તૂરા અને કડવા પદાર્થોના નિરંતર સેવનથી, અતિ શ્રમ કરવાથી, કંઈ અથડામણ કે વાગવાથી, અજીર્ણ ઉપર ભોજન કરવાની ટેવથી, રાજભય આદિનો વેગોને રોકવાથી,વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષસંબંધી અને કૃમિજ એમ પાંચ પ્રકારનો હૃદયરોગ કહેલ છે. ૧

टीका–प्रसङ्गः=सतत सेवा, सञ्चिन्तनम्=अतिचिन्ता, राजभयादिकमिति यावत्। हृदामयः स पञ्चविधः–वातिकः, पैत्तिक, श्लैष्मिकः, सान्निपातिकः, कृमिजश्चेति। (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે)

हृद्रोगस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह–

### હૃદ્રોગનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

दूषयित्वा रसं दोषा विगुणा हृदयङ्गताः।
हृदि बाधां प्रकुर्वन्ति हृद्रोगं तं प्रचक्षते ॥ २ ॥

अन्वयः–विगुणाः हृदय गताः दोषाः रस दूषयित्वा हृदि बाधां प्रकुर्वन्ति, त हृद्रोग प्रचक्षते ॥

દુષ્ટ થયેલા વાયુ આદિ દોષો, હૃદયમાં જઈ રસને દૂષિત કરીને હૃદયમાં જુદા જુદા દોષોને લીધે અનેક પ્રકારોવાળી પીડા ઉત્પન્ન કરે છે, એ 'હૃદ્રોગ' કહેવાય છે. ૨

टीका–विगुणाः=दुष्टाः, बाधां=दोषभेदेन नानाविधा व्यथाम्। 'भङ्गवत्पीडा'मिति गयदासः।–ગયદાસ નામનો વૈદ્ય કહે છે કે, આ રોગમાં જાણે હૃદય ભાંગી જતું હોય એવી પીડા થાય છે

अथ वातिक हृद्रोगमाह–

### વાયુસંબંધી હૃદ્રોગનું લક્ષણ

आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा।
निर्मथ्यते दीर्यते च स्फोट्यते पाट्यतेऽपि वा ॥३॥

अन्वय.–मारुतजे (हृद्रोगे) हृदयम् आयम्यत, तुद्यते, दीर्यते च स्फोट्यते अपि वा पाट्यते ॥

વાયુસંબંધી હૃદયના રોગમાં હૃદય જાણે પીડાથી વિસ્તાર પામતું હોય, જાણે સોયોથી ભોંકાતું હોય, જાણે રવૈયાથી મથાતું હોય, જાણે કરવતથી બે ટુકડા કરાતું હોય, જાણે અસ્ત્રથી ચિરાતું હોય અને કુહાડાથી અનેક પ્રકારે કપાતું હોય એવું પીડાય છે. ૩

टीका–मारुतजे 'हृद्रोग' इति शेषः। आयम्यते=

× हरति सर्वान् विषयान्, ह्रियते वा सर्व–विषयैरिति हृदय, हृदयस्य रोग –જે સર્વ વિષયોને ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરે છે અથવા સર્વ વિષયોથી જે હરાય છે એટલે–તે તે વિષયો જેને પોતાના તરફ આકર્ષે છે, તે હૃદય અને તેના રોગો હૃદ્રોગ કહેવાય છે. ઉપર કહેલ બરળ તથા કલેજું હૃદયની નીચે જ ડાબાં–જમણાં રહ્યાં છે, તેથી તેના અધિકાર પછી આ હૃદયરોગનો અધિકાર શરૂ કર્યો છે.

व्यथया विस्तार्यत इव। तुद्यते=सूचीभिरिव विद्ध्यते, निर्मथ्यते-मन्थनेनेव, दीर्यते=करपत्रेण द्विधा क्रियत इव, स्फोट्यते=अस्त्रेणेव, पाट्यते=कुठारेण बहुधा क्रियत इव ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ पैत्तिकं हृद्रोगमाह-

## પિત્તસંબંધી હૃદ્રોગનું લક્ષણ

**तृष्णोष्मदाहचोषाः स्युः पैत्तिके हृदये क्लमः।**
**धूमायनं च मूर्च्छा च क्लेदः शोषो मुखस्य च ॥४॥**

अन्वयः-पैत्तिके हृदये तृष्णा-उष्म-दाह-चोषाः स्युः, क्लमः, धूमायनं, च मूर्च्छा, च क्लेदः, मुखस्य च शोषः (भवति) ॥

પિત્તસંબંધી હૃદયના રોગમાં તરશ લાગ્યા કરે, શરીર ઠંડું હોય છતાં ઠંડા પવનની ઇચ્છાનું કારણ એવી અંદર કાંઈક ગરમી રહે, જાણે અગ્નિ શરીરની સમીપમાં જ રહ્યો હોય એવો શરીરને દુઃખ આપનારો સંતાપ થાય, જાણે કોઈ ચૂસી લેતું હોય એવી પીડા થાય, હૃદયમાં ગ્લાનિ જેવી ગભરામણ રહે, ગળામાંથી ધુમાડો નીકળે, મૂર્છા આવે, સડેલા જેવો કાંઈક દુર્ગંધવાળો પરસેવો આવે છે અને મોઢું સુકાય છે. ૪

टीका-उष्मा=शीतगात्रस्यैव शीतवाताभिलाषहेतुः= किञ्चिदन्तरौष्ण्यम्। दाहः=पार्श्वस्थेन वह्निनेव दुःखहेतुर्गात्रस्य सन्तापः, चोषः=चूषणेनेव पीडा हृदये, क्लमः= हृदयाकुलत्वं ग्लानिवदित्यर्थः। धूमायनम्=कण्ठाद्धूमनिर्गमः, क्लेदः=किञ्चिद्दुर्गन्धः शटित इव। (આનો અર્થ ઉપર છે.)

अथ श्लैष्मिकं हृद्रोगमाह-

## કફસંબંધી હૃદ્રોગનું લક્ષણ

**गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम्।**
**माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥५॥**

अन्वयः-बलास-अवतते हृदि गौरवं, कफसंस्रावः, अरुचिः, स्तम्भः, अग्निमार्दवं, च आस्यस्य माधुर्यम् अपि (जायते) ॥

કોપેલા કફથી વ્યાપ્ત હૃદયવાળા હૃદ્રોગમાં હૃદયમાં ભારેપણું, કફનો સ્રાવ, અરુચિ, જડપણું, જઠરાગ્નિ જાણે જળથી ભીંજાયો હોય એવો મંદ થઈ જાય અને મોઢામાં મીઠાશ રહ્યા કરે છે. ૫

टीका-बलासावतते=कुपितकफव्याप्ते हृदि, गौरवं-हृदयस्य, स्तम्भः=जडता, मार्दवं=जलप्लुतमिव, माधुर्यमुखे ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ त्रिदोषजहृद्रोगमाह-

## ત્રણે દોષ સંબંધી હૃદ્રોગનું લક્ષણ

**विद्यात् त्रिदोषमप्येवं सर्वलिङ्गं हृदामयम् ॥६॥**

अन्वयः-त्रिदोषम् अपि हृदामयम् एवं सर्वलिङ्गं विद्यात् ॥

ત્રણે દોષના કોપથી થયેલો હૃદયનો રોગ પણ એ રીતે ઉપર કહેલાં ત્રણે દોષોનાં સામટાં ચિહ્નોથી યુક્ત જાણવો. ૬

टीका-अत्र कृमयो जायन्ते अस्मिन्निति कृमिज इति निरुक्तिः ॥ આ હૃદ્રોગમાં કૃમિઓ ઉત્પન્ન થાય છે, તેથી તેનું 'કૃમિજ' એવું વ્યાખ્યાસિદ્ધ બંધબેસતું નામ રખાયું છે.

तस्य विप्रकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह-

## કૃમિજ હૃદ્રોગનું દૂરનું નિદાન તથા સંપ્રાપ્તિ

**त्रिदोषहेतुहृद्रोगे यो दुरात्मा निषेवते।**
**तिलक्षीरगुडादींश्च ग्रन्थिस्तस्योपजायते ॥७॥**
**मर्मैकदेशे सङ्क्लेदं रसश्चाप्युपगच्छति।**
**सङ्क्लेदात् कृमयश्चास्य भवन्त्युपहतात्मनः ॥८॥**

अन्वयः-यः दुरात्मा त्रिदोषहेतु-हृद्रोगे तिल-क्षीर-गुड-आदीन् च निषेवते, तस्य मर्म-एकदेशे ग्रन्थिः उपजायते, च रसः अपि सङ्क्लेदम् उपगच्छति, सङ्क्लेदात् च उपहत-आत्मनः अस्य कृमयः भवन्ति ॥

જે મૂર્ખ માણસ ત્રણે દોષથી થયેલા હૃદ્રોગમાં તલ, દૂધ તથા ગોળ આદિ પદાર્થોને સેવે છે, તેના હૃદયના એક ભાગમાં <u>ગાંઠ</u> થાય છે, તથા <u>રસ સડે</u> છે અને તે સડવાથી એ બગડેલા હૃદયવાળા માણસને ત્યાં <u>કૃમિઓ ઉત્પન્ન</u> થાય છે. ૭,૮

टीका-मर्मैकदेशे=हृदयैकदेशे, सङ्क्लेदं=शटितत्वं, रस उपगच्छति। सङ्क्लेदात्=रसस्य शटितत्वात्, उपहतात्मनः= दूषितहृदयस्य ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ कृमिजहृद्रोगस्य लक्षणमाह-

## કૃમિજ હૃદ્રોગનું લક્ષણ

**उत्क्लेदः ष्ठीवनं तोदः शूलं हृल्लासकस्तमः।**
**अरुचिः श्यावनेत्रत्वं शोषश्च कृमिजे भवेत् ॥९॥**

अन्वयः-कृमिजे (हृद्रोगे) उत्क्लेदः, ष्ठीवनं, तोदः, शूलं, हृल्लासकः, तमः, अरुचिः, श्यावनेत्रत्वं च भवेत् ॥

કૃમિઓવાળા હૃદયરોગમાં જાણે ઊલટી થવાની તૈયારી હોય એવું કાયમ રહ્યા કરે, વારંવાર થૂકવું પડે, સોયોથી ભોંકાયા જેવી પીડા થાય, શૂલ નીકળે, મોળ આવ્યા કરે, અંધારાં આવે, અરુચિ થાય, આંખો કાળાશવાળી થઈ જાય અને ક્ષયરોગ પણ લાગુ થાય છે. ९

टीका-उत्क्लेद:=वमनमिवोपस्थितत्वम्, शोष:=यक्ष्मा ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ हृद्रोगस्योपद्रवानाह-

## હૃદ્રોગના ઉપદ્રવો

क्लोमः सादो भ्रमः शोषो ज्ञेयास्तेषामुपद्रवाः।
कृमिजे तु कृमीणां ये श्लैष्मिकाणां हि ते मताः ॥१०

अन्वय:-क्लोम्नः सादः, भ्रमः, शोषः-(इति) तेषाम् उपद्रवाः (ज्ञेयाः), कृमिजे तु श्लैष्मिकाणां कृमीणां ये (उपद्रवाः) ते हि मताः ॥

'ક્લોમન્' નામના તરશ લાગવાના સ્થાનનું સુકાવું, ભ્રમણ અને મોઢું સુકાયા કરે એ વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી કે ત્રણે દોષસંબંધી હૃદ્રોગમાં ઉપદ્રવો જાણવા; પરંતુ કૃમિજ હૃદ્રોગના તો કફથી થયેલા, કૃમિઓના જે ઉપદ્રવો-મોળ, મોઢાનો સ્રાવ અને આ વિપાક આદિ કહ્યા છે, તે જ મનાય છે. १०

टीका-क्लोम्नः=पिपासास्थानस्य, सादः=शोषः, शोषः-मुखस्य, तेषां=हृद्रोगाणां, कृमिजे तु हृद्रोगे श्लैष्मिकाणां कृमीणां ये उपद्रवाः=हृल्लासास्यस्रवणाविपाकादयः, ते मताः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ हृद्रोगस्य चिकित्सा।

## હૃદ્રોગની ચિકિત્સા

घृतेन दुग्धेन गुडाम्भसा वा, पिबन्ति चूर्णं ककुभत्वचो ये। हृद्रोगजीर्णज्वररक्तपित्तं, हत्वा भवेयुश्चिरजीविनस्ते ॥ ११ ॥
हरीतकीवचारास्नापिप्पलीनागरोद्भवम्।
शटीपुष्करमूलोत्थं चूर्णं हृद्रोगनाशनम् । १२ ॥
पुटदग्धं हरिणशृङ्गं, पिष्टं गव्येन सर्पिषा पिबतः।
हृत्पृष्ठशूलमचिरादुपैति शान्तिं सुकष्टमपि ॥ १३ ॥
तैलाज्यगुडविपक्वं, चूर्णं गोधूमपार्थयोः।
पिबति पयोभुक् स भवति, गतसकलहृदामयः पुरुषः ॥ १४ ॥
गोधूमककुभचूर्णं, पक्वमजाक्षीरगव्यसर्पिर्भ्याम्।
मधुशर्करासमेतं, शमयति हृद्रोगमुद्धतं पुंसाम् ॥१५

अन्वय:-घृतेन, दुग्धेन वा गुड-अम्भसा ये ककुम-त्वचः चूर्णं पिबन्ति, ते हृद्रोग-जीर्णज्वर-रक्तपित्त हत्वा चिरजीविनः स्युः। हरीतकी-वचा-रास्ना-पिप्पली-नागर-उद्भव शटी-पुष्करमूल-उत्थ चूर्णं हृद्रोगनाशन (भवति)॥ पुट-दग्ध-हरिणशृङ्ग पिष्ट ग येन सर्पिषा पिबत सुकष्टम् अपि हृत्पृष्ठशूलम् अचिरात् शान्तिम् उपैति। (यः) गोधूम-पार्थ-उत्थ चूर्ण तैल-आज्य-गुडविपक्व (पयसा) पिबति, पयोभुक् भवति, स पुरुषः गत-सकल-हृद्-आमयः भवति, गोधूम-ककुभचूर्णम् अजाक्षीर-गव्यसर्पिर्भ्यां पक्व मधु-शर्करा-समेत पुंसाम् उद्धतं हृद्रोग शमयति ॥

ઘી, દૂધ કે ગોળના પાણીની સાથે આસોદરાની છાલનું ચૂર્ણ જેઓ પીએ છે, તેઓ હૃદ્રોગ, જીર્ણજ્વર તથા રક્તપિત્તનો નાશ કરી લાંબા આયુષવાળા થાય છે હરડે, વજ, રાસ્ના, પીપર, સૂંઠ, કચૂરો અને પુષ્કરમૂળનું ચૂર્ણ ખાધું હોય તો તે હૃદ્રોગનો નાશ કરે છે. પુટપાકથી બાળી વાટેલું મૃગનું શીંગડું ગાયના ઘી સાથે પીનારનું મહાદુઃખદાયી પણ હૃદયનું તથા પીઠનું શૂળ તરત શાંત થાય છે. જે માણસ ઘઉંના તથા આસોંદરાના ચૂર્ણને તેલ, ઘી તથા ગોળમાં પકાવી દૂધની સાથે પીએ અને દૂધનું ભોજન કરે તેનો સઘળા પ્રકારનો હૃદ્રોગ મટી જાય છે. ઘઉંના તથા આસોંદરાના ચૂર્ણને બકરીના દૂધમાં તથા ગાયના ઘીમાં પકાવી મધ તથા સાકરની સાથે ખાધું હોય તો તે માણસોના ઉદ્ધત હૃદ્રોગને પણ શમાવે છે.

टीका-पार्थः='कहु' इति लोके॥ (અર્થ ઉપર છે.)

## અર્જુનઘૃત+

पार्थस्य कल्केन रसेन सिद्धं, शस्तं घृतं सर्वहृदामयेषु ॥ १६ ॥

अन्वय-पार्थस्य कल्केन रसेन सिद्धं घृत सर्व-हृद्-आमयेषु शस्तम् ॥

આસોંદરાના કલ્કથી અને સ્વરસથી પકાવેલું ઘી સઘળા હૃદ્રોગોમાં ઉત્તમ ગણાય છે.

+ अर्जुन-पक्व-घृत अर्जुनघृतम्-આસોંદરાના કલ્ક તથા રસથી પકવેલું ઘી અર્જુનઘૃત કહેવાય છે.

બલાદ્યઘૃત×

घृतं बलानागबलार्जुनानां, क्वाथेन कल्केन च यष्टिकायाः। सिद्धं तु हन्याद् हृदयामयं हि, सवातरक्तक्षतरक्तपित्तम् ॥ १७॥

अन्वयः-बला-नागबला-अर्जुनानां क्वाथेन च यष्टिकायाः कल्केन सिद्ध घृतं हृदयामय स-वातरक्त-क्षत-रक्तपित्त हि हन्यात् ॥

બળદાણા, ખપાટ તથા આસોંદરાના ક્વાથથી અને જેઠીમધના કલ્કથી પકાવેલું ઘી હૃદ્રોગ, વાતરક્ત, ક્ષત અને રક્તપિત્તનો અવશ્ય નાશ કરે છે. ૧૭

હૃદ્રોગનો અધિકાર સમાપ્ત

## अथ मूत्रकृच्छ्राधिकारः।

## ૩૫: મૂત્રકૃચ્છ્રનો અધિકાર+

तत्र मूत्रकृच्छ्रस्य विप्रकृष्टं निदानमाह-

### મૂત્રકૃચ્છ્રનું દૂરનું નિદાન તથા આઠની સંખ્યા

व्यायामतीक्ष्णौषधरूक्षमद्य,-प्रसङ्गनृत्यद्रुतपृष्ठयानात्। आनूपमत्स्याध्यशनादजीर्णात्, स्युर्मूत्रकृच्छ्राणि नृणां तथाऽष्टौ ॥ १॥

अन्वयः-व्यायाम-तीक्ष्ण-औषध-रूक्ष-मद्य-प्रसङ्ग-द्रुतपृष्ठयानात् आनूप-मत्स्य-अध्यशनात् तथा अजीर्णात् नृणाम् अष्टौ मूत्रकृच्छ्राणि स्युः ॥

બહુ કસરત કરવાથી; રાઈ તથા સૂરણ વગેરે તીક્ષ્ણ પદાર્થોવાળાં ઔષધોના અતિ સેવનથી; રૂક્ષ મદ્યનું અતિ સેવન કરવાથી; બહુ નાચવાથી; ઘોડા વગેરે વાહનની ઉપર ખૂબ વેગથી જવાથી; ઘણા જળવાળા દેશનાં માછલાં ખાવાથી; અજીર્ણ ઉપર જમવાથી અને અજીર્ણથી માણસોને આઠ પ્રકારનાં મૂત્રકૃચ્છ્રો થાય છે. (વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી, શલ્યથી, વિષ્ઠાથી, વીર્યથી અને પથરીથી એમ આઠ મૂત્રકૃચ્છ્ર સમજવાં.) ૧

टीका-तीक्ष्णौषधम्=राजिकासूरणादियुक्तम्, 'रूक्षे'-ति मद्यविशेषणम्। प्रसङ्गः=सतत सेवा, नृत्य=नर्तनम्, 'निरये'ति द्वितीयः पाठः। द्रुतपृष्ठयानात्=अश्वादिना गमनात्, आनूपमत्स्यः=प्रचुरजलदेशसम्भवमत्स्यः। अष्टौ= वातिक-पैत्तिक-श्लैष्मिक-सान्निपातिक-शल्यज-पुरीषज-शुक्रज-अश्मरीजानि ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

मूत्रकृच्छ्रस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह-

### મૂત્રકૃચ્છ્રનું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

पृथङ्मलाः स्वैः कुपिता निदानैः, सर्वेऽथवा कोपमुपेत्य बस्तौ। मूत्रस्य मार्गं परिपीडयन्ति, यदा तदा मूत्रयतीह कृच्छ्रात् ॥ २॥

अन्वयः-स्वैः निदानैः कुपिता. पृथक् मलाः, अथवा सर्वे कोपम् उपेत्य बस्तौ मूत्रस्य मार्गं यदा परिपीडयन्ति, तदा जनः इह कृच्छ्रात् मूत्रयति ॥

પોતપોતાનાં નિદાનોથી કોપેલા સઘળા મળો મૂત્રાશયમાં જઈ મૂત્રના માર્ગને જ્યારે ચોપાસ પીડે-દબાવે છે, ત્યારે માણસ બહુ કષ્ટથી મૂત્ર કરી શકે છે. ૨

अथ वातिकमाह-

### વાયુથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

तीव्रा च रुग्वङ्क्षणबस्तिमेढ्रे, स्वल्पं मुहुर्मूत्रयतीह वातात् ॥ ३॥

अन्वयः-इह वातात् वङ्क्षण-बस्ति-मेढ्रे तीव्रा रुक्, मुहुः च स्वल्पं मूत्रयति ॥

જો વાયુથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો સાથળના તથા લિંગના વચલા સંધિભાગમાં, મૂત્રાશયમાં તથા લિંગમાં મારી નાખે એવી તીવ્ર પીડા થાય છે અને માણસ વારંવાર થોડું થોડું મૂત્ર કરે છે. ૩

टीका-तीव्रा=मारणात्मिका, वङ्क्षण=ऊरुमेढ्रयोरभ्यन्तरालसन्धिः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पैत्तिकमाह-

### પિત્તથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

पीतं सरक्तं सरुजं सदाहं, कृच्छ्रं मुहुर्मूत्रयतीह पित्तात् ॥ ४॥

---

× बला आद्या येषां तानि बलाद्यानि, बलाद्यैः पक्व घृतं बलाद्यघृतम्-ખપાટ વગેરે ઓસડિયાંથી પકવેલું ઘી, બલાદ્યઘૃત કહેવાય છે.

+ मूत्रे कृच्छ्रम् अस्मिन् इति मूत्रकृच्छ्रम्-જે રોગમાં પેશાબ કરતી વેળા ઘણું કષ્ટ થાય છે-એટલે પેશાબ ઘણી મુશ્કેલીએ ઉતરે છે, તે રોગ મૂત્રકૃચ્છ્ર કહેવાય છે. શરીરમાં એકસો ને સાત મર્મસ્થાનો ગણાય છે; તેઓમાં મસ્તક, હૃદય તથા મૂત્રાશય મુખ્ય છે; તેમાંના હૃદયરૂપ મર્મસ્થાનના રોગનો અધિકાર ઉપર કહ્યો, એટલે મૂત્રાશયરૂપ મર્મસ્થાનના રોગનું સ્મરણ થતાં આ મૂત્રકૃચ્છ્રનો અધિકાર શરૂ કરે છે.

अन्वयः-इह पित्तात् (जनः) पीत सरक्तं सरुज सदाह कृच्छ्र मुहुर् मूत्रयति ॥

જો પિત્તથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો માણસ પીળું, લોહીવાળું, વેદનાવાળું અને બળતરાવાળું મૂત્ર માંડ માંડ વારંવાર ઉતારે છે.

टीका-'कृच्छ्र'मिति क्रियाविशेषणम् ॥

अथ श्लैष्मिकमाह-

કફથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

बस्तेः सलिङ्गस्य गुरुत्वशोथौ, मूत्रं सपिच्छं कफमूत्रकृच्छ्रे ॥ ५ ॥

अन्वयः-कफ-मूत्रकृच्छ्रे बस्तेः सलिङ्गस्य गुरुत्व-शोथौ, मूत्र (च) सपिच्छं (स्यात्) ॥

જો કફથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો મૂત્રાશયમાં અને લિંગમાં ભારેપણું તથા સોજો થાય છે અને મૂત્ર ચીકાશવાળું ઊતરે છે. ૫

टीका-सपिच्छं=पिच्छिलम् ॥ (અર્થ ઉપર છે.)

अथ सान्निपातिकमाह-

ત્રણે દોષથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

सर्वाणि रूपाणि तु सन्निपातात्, भवन्ति तत् कृच्छ्रतमं हि कृच्छ्रम् ॥ ६ ॥

अन्वयः-सन्निपातात् तु सर्वाणि रूपाणि भवन्ति, तत् कृच्छ्रं हि कृच्छ्रतम (भवति) ॥

જો ત્રણે દોષથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિહ્નો દેખાય છે; એ મૂત્રકૃચ્છ્ર ખરેખર બહુ જ દુઃખદાયી હોઈ કષ્ટસાધ્ય હોય છે. ૬

अथ शल्यजमाह-

શલ્યથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

मूत्रवाहिषु शल्येन क्षतेष्वभिहतेषु च ।
मूत्रकृच्छ्रं तदाघाताज्जायते भृशदारुणम् ।
वातकृच्छ्रेण तुल्यानि तस्य लिङ्गानि निर्दिशेत् ॥७

अन्वयः-मूत्रवाहिषु शल्येन क्षतेषु च अभिहतेषु तद्-आघातात् भृश-दारुणं मूत्रकृच्छ्रं जायते, तस्य लिङ्गानि वातकृच्छ्रेण तुल्यानि निर्दिशेत् ॥

મૂત્રનું વહન કરનારા સ્રોતો કાંટા વગેરે શલ્યથી ક્ષતવાળા થઈ જાય અથવા મૂઠી વગેરેથી પ્રહાર પામ્યા હોય તો તે મૂત્રના માર્ગમાં આઘાત થવાથી મરણ ઉપજાવે એવું મહાભયંકર મૂત્રકૃચ્છ્ર ઉત્પન્ન થાય છે (અને તે 'શલ્યજ મૂત્રકૃચ્છ્ર' કહેવાય છે). આ મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો વાયુથી થયેલા મૂત્રકૃચ્છ્રના જેવાં જ સમજવાં. ૭

टीका-मूत्रवाहिषु-स्रोतःसु, शल्येन=कण्टकेन, क्षतेषु=सक्षतीकृतेषु, अथवा अभिहतेषु=मुष्ट्यादिभिरभिहतेषु, तदाघातात्=मूत्रमार्गाघातात्, तत्कृच्छ्रं जायते भृशदारुणं=मारकम् । तस्य=शल्यजस्य ॥ (અર્થ ઉપર છે)

अथ पुरीषजमाह-

વિષ્ઠાથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

शकृतस्तु प्रतीघाताद्वायुर्विगुणतां गतः ।
आध्मानं वातशूलं च मूत्रसङ्गं करोति च ॥ ८॥

अन्वय.-शकृतः प्रतीघातात् तु विगुणतां गतः वायुः आध्मानं च वातशूलं च मूत्रसङ्गं करोति ॥

વિષ્ઠાનો અટકાવ થવાથી દૂષિત થયેલો વાયુ પેટમાં આફરો, વાયુસંબંધી શૂલ અને મૂત્રની અટકાયત કરે છે. ૮

अथ शुक्रजमाह-

વીર્યથી થયેલા મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

शुक्रे दोषैरुपहते मूत्रमार्गे विधाविते ।
सशुक्रं मूत्रयेत् कृच्छ्राद्बस्तिमेहनशूलवान् ॥९॥

अन्वय - दोषैः उपहते मूत्रमार्गे विधाविते शुक्रे बस्ति-मेहन-शूलवान् (जन) कृच्छ्रात् सशुक्रं मूत्रयेत् ॥

દોષોથી ખરાબ થઈ મૂત્રના માર્ગમાં વીર્ય દોડી જાય ત્યારે (મૂત્રમાર્ગ સંકોચ પામતાં) મૂત્રાશયમાં તથા લિંગમાં શૂલથી પીડાતો માણસ મહાકષ્ટથી વીર્યયુક્ત મૂત્ર કરે છે.

टीका-उपहते=दूषिते ॥ (અર્થ ઉપર છે)

अथाश्मरीजमाह-

પથરીથી થતું મૂત્રકૃચ્છ્ર

अश्मरीहेतुकं चापि मूत्रकृच्छ्रमुदाहृतम् ॥ १० ॥
अश्मरी शर्करा चैव तुल्यसम्भवलक्षणे ।
विशेषणं शर्करायाः शृणु कीर्तयतो मम ॥ ११ ॥
पच्यमानाऽश्मरी पित्ताच्छोष्यमाणा च वायुना ।
विमुक्तकफसन्धानात् क्षरन्ती शर्करा मता ॥१२॥

अन्वय.-अपि च अश्मरीहेतुकं मूत्रकृच्छ्रम् उदाहृतम् ॥ अश्मरी च शर्करा तुल्य-सम्भवलक्षणे एव (भवतः, तथापि) शर्करायाः विशेषणं मम कीर्तयतः शृणु, पित्तात् पच्यमाना वायुना च शोष्यमाणा अश्मरी विमुक्त-कफसंधानात् क्षरन्ती शर्करा मता ॥

પથરીને લીધે મૂત્રનું જે કષ્ટ થાય, તે 'અશ્મરીજ' મૂત્રકૃચ્છ્ર કહેવાય છે. (જોકે

સુશ્રુતમાં 'શર્કરાજ' (કાંકરીથી થતું) નવમું મૂત્રકૃચ્છ્ર પણ કહેલું છે, તોપણ અમે આ પ્રકરણમાં મૂત્રકૃચ્છ્રની આઠની સંખ્યાનો નિયમ રાખવા માટે અને પથરી તથા કાંકરી એ બંને સમાન જ હોવાને લીધે શર્કરાજ મૂત્રકૃચ્છ્રને જુદું ગણતા નથી. (કહ્યું છે કે પથરી અને કાંકરીનાં નિદાનો તથા લક્ષણો તુલ્ય જ છે તોપણ) કાંકરીમાં પથરીથી જે ફેરફાર છે તે હું કહું છું, તમે સાંભળો: પિત્તથી પાકયા કરતી અને વાયુથી સુકવાતી પથરી, કફના સંયોગને પ્રાપ્ત થયેલી હોઈ મૂત્ર, વીર્ય તથા કફના સમુદાયરૂપ જ હોય છે; (તે જ પથરી) જ્યારે કફના સંયોગથી છૂટી પડીને મૂત્રના માર્ગમાંથી કાંકરીરૂપે ખરવા લાગે, ત્યારે 'કાંકરી' કહેવાય છે.' (આમ પથરી અને કાંકરીમાં માત્ર થોડોક જ-કેવળ નામનો જ તફાવત હોય છે.) ૧૦-૧૨

ટીકા-સુશ્રુતે શર્કરાજમપિ મૂત્રકૃચ્છ્રમુક્તમ્, અત્ર તુ તસ્ય અષ્ટસંખ્યાનિયમાર્થમશ્મરી-શર્કરયોઃ સામ્યાચ્ચ ન તત્ પૃથગ્ગણ્યતે । પ્રથમં પિત્તેન ઇન્ધનકર્મણા પચ્યમાના, પશ્ચાદ્વાતેન શોષિતા કફેનાશ્લિષ્ટા મૂત્રશુક્રશ્લેષ્મસંહતિરશ્મરી, સૈવ વિમુક્તકફસન્ધાનાત્યક્તકફાશ્લેષા સતી, શર્કરારૂપા મૂત્રમાર્ગાત્ ક્ષરન્તી શર્કરા મતા । એતાવતા કિઞ્ચિદેવ ભેદઃ ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

અથ શર્કરાયા ઉપદ્રવાનાહ-

### પથરી તથા કાંકરીના ઉપદ્રવો

હૃત્પીડા વેપથુઃ શૂલં કુક્ષાવગ્નિશ્ચ દુર્બલઃ ।
તથા ભવતિ મૂર્ચ્છા ચ મૂત્રકૃચ્છ્રં ચ દારુણમ્ ॥૧૩

અન્વયઃ-હૃત્પીડા વેપથુઃ શૂલં ચ કુક્ષૌ દુર્બલઃ અગ્નિઃ, તથા ચ મૂર્ચ્છા ચ દારુણં મૂત્રકૃચ્છ્રં ભવતિ ॥

હૃદયમાં પીડા, કંપ, શૂલ, પેટમાં મંદ અગ્નિ, મૂર્છા અને દારુણ મૂત્રકૃચ્છ-એટલા પથરીના તથા કાંકરીના ઉપદ્રવો થાય છે. ૧૩

વાતજમૂત્રકૃચ્છ્રચિકિત્સા-

### વાયુથી થતા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

અભ્યઞ્જનસ્નેહનિરૂહબસ્તિ-સ્વેદોપનાહોત્તરબસ્તિસેકાન્ । સ્થિરાદિભિર્વાતહરૈશ્ચ સિદ્ધાન્, દદ્યાદ્રસાંશ્ચાનિલમૂત્રકૃચ્છ્રે ॥ ૧૪ ॥
અમૃતાં નાગરં ધાત્રીં વાજિગન્ધાં ત્રિકણ્ટકમ્ ।
પ્રપિબેદ્વાતરોગાર્ત્તઃ શૂલવાન્ મૂત્રકૃચ્છ્રવાન્ ॥૧૫॥

અન્વયઃ-અનિલ-મૂત્રકૃચ્છ્રે (વૈદ્યઃ) અભ્યઞ્જન-સ્નેહ-નિરૂહબસ્તિ-સ્વેદ-ઉપનાહ-ઉત્તરબસ્તિ-સેકાન્, વાતહરૈઃ ચ સ્થિરાદિભિઃ સિદ્ધાન્ ચ રસાન્ દદ્યાત્ ॥ વાતરોગાર્તઃ શૂલવાન્ મૂત્રકૃચ્છ્રવાન્ અમૃતાં નાગરં ધાત્રીં વાજિગન્ધાં ત્રિકણ્ટકં પ્રપિબેત્ ॥

વાયુના મૂત્રકૃચ્છ્રમાં વૈદ્યે રોગીને માલિશ કરાવવું, સ્નેહન આપવું, નિરૂહબસ્તિ તથા ઉત્તર બસ્તિ+ આપવી, અંગો ઉપર યોગ્ય ઔષધોનાં બંધારણ કરાવવાં, ઘી આદિથી સિંચન કરાવવું તથા વાયુને હરનારા સમેરવા આદિ પદાર્થોથી પકાવેલા રસો આપવા. વાયુસંબંધી રોગો, શૂલ તથા મૂત્રકૃચ્છ્રના રોગીએ ગળો, સૂંઠ, આંબલી, આસંધ અને ગોખરુનો કવાથ કરી પીવો. ૧૪,૧૫

### પુનર્નવાદ્ય મિશ્રક÷

પુનર્નવૈરણ્ડશતાવરીભિઃ, પત્તૂરવૃશ્ચીરબલાઽશ્મભિદ્ભિઃ । દ્વિપઞ્ચમૂલેન કુલત્થકેન, યવૈશ્ચ તોયોત્ક્વથિતે કષાયે ॥ ૧૬ ॥
તૈલં વરાહર્ક્ષવસાઘૃતં ચ, તૈરેવ કલ્કૈર્લવણૈશ્ચ સિદ્ધમ્ । તન્માત્રયાઽત્ર પ્રતિહન્તિ પીતં, શૂલાન્વિતં મારુતમૂત્રકૃચ્છ્રમ્ ॥ ૧૭ ॥

અન્વયઃ-પુનર્નવા-એરણ્ડ-શતાવરીભિઃ પત્તૂર-વૃશ્ચીર-બલા-અશ્મભિદ્ભિઃ, દ્વિપઞ્ચમૂલેન કુલત્થકેન ચ યવૈઃ તોય-ઉત્ક્વથિતે કષાયે તૈઃ એવ કલ્કૈઃ ચ લવણૈઃ સિદ્ધં તૈલં વરાહ-ઋક્ષ-વસા-ઘૃતં ચ તન્માત્રયા અત્ર પીતં (સત્) શૂલ-અન્વિતં મારુત-મૂત્રકૃચ્છ્રં પ્રતિહન્તિ ॥

સાટોડી, એરંડો, શતાવરી, પતંગ, ધોળી સાટોડી, બલદાણા, પાષાણભેદ, બૃહત્ પંચમૂલ, લઘુ પંચમૂલ, કળથી અને જવનો કવાથ કરી તે કવાથમાં એ જ પદાર્થોના કલ્કો તથા સૈંધવ વગેરે લવણો નાખી પકાવેલાં (મિશ્ર) તેલ, સૂવરની ચરબી, રીંછની ચરબી અને ઘી, તેની યોગ્ય માત્રાથી જો પીધાં હોય તો તે શૂલ-

---

+ નિરૂહબસ્તિ અને ઉત્તરબસ્તિ વિષે પ્રથમખંડના ૬૨૫-૬૨૯ પાનમાં જુઓ.

÷ પુનર્નવા આદ્યા યેષાં તાનિ, પુનર્નવાદ્યાનિ, તાનિ મિશ્રાણિ યસ્મિન્ તત્ તૈલાદિ-જેમાં સાટોડી વગેરે ઓસડિયાં મિશ્ર કર્યાં હોય છે, એટલે તે તે ઓસડિયાંના કવાથમાં પકાવેલું મિશ્ર તેલ, ચરબી અને ઘી વગેરે પુનર્નવાદ્યમિશ્રક કહેવાય છે.

સહિત વાયુસંબંધી મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે

पित्तकृच्छ्रचिकित्सा ।

પિત્તથી થતા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

सेकावगाहाः शिशिराः प्रदेहा, ग्रैष्मो विधिर्बस्तिपयोविकाराः । द्राक्षाविदारीक्षुरसैर्घृतैश्च, कृच्छ्रेषु पित्तप्रभवेषु कार्याः ॥ १८ ॥

अन्वय–पित्त प्रभवेषु कृच्छ्रेषु शिशिराः सेक-अवगाहाः प्रदेहाः कार्याः, ग्रैष्म विधिः द्राक्षा-विदारी-इक्षुरसैः च घृतैः बस्तिः पयोविकाराः कार्याः ॥

પિત્તના મૂત્રકૃચ્છ્રમાં વૈદ્યે રોગીના અંગ ઉપર જલ આદિ શીતલ પદાર્થોનું સિંચન કરાવવું, એવા શીતલ પદાર્થોથી ભરેલી કોઠીમાં રોગીને પ્રવેશ કરાવવો, ઠંડા લેપોના થર કરવા, ગ્રીષ્મઋતુને લગતા ઉપચારો કરવા અને દ્રાક્ષનો, વિદારીકંદનો અને શેરડીનો રસ તથા ઘીની બસ્તિઓ આપવી, તેમજ એ જ પદાર્થો નાખી દૂધના વિકારો બનાવવા ૧૮

તૃણ-પંચમૂલ

कुशः काशः शरः शालिरिक्षुश्चेति तृणोद्भवम् । पित्तकृच्छ्रहरं पञ्चमूलं बस्तिविशोधनम् ॥ १९ ॥

अन्वय–कुशः काशः शरः शालिः च इक्षुः–इति तृण उद्भव पञ्चमूलं पित्तकृच्छ्रहरं बस्तिविशोधनं (भवति)॥

દર્ભ, કાસડો, પાનબાજરિયું, રાતા ચોખા અને શેરડી એ પાંચ ખડના પાંચે મૂળિયાં 'તૃણપંચમૂલ×' કહેવાય છે આ પંચમૂલનો ઉપયોગ પિત્તસંબંધી મૂત્રકૃચ્છ્રને મટાડે છે અને મૂત્રાશયને સાફ કરે છે ૧૯

શતાવર્યાદિ ક્વાથ–

शतावरीकाशकुशाश्वदंष्ट्रा,–विदारिशालीक्षुकसेरुकाणाम् । क्वाथं सुशीतं मधुशर्कराभ्यां, युक्तं पिबेत् पैत्तिकमूत्रकृच्छ्रे ॥ २० ॥

अन्वय पैत्तिक–मूत्रकृच्छ्रे शतावरी–काश कुश श्वदंष्ट्रा–विदारि–शाली इक्षु–कसेरुकाणां क्वाथं सुशीतं मधुशर्कराभ्यां युक्तं पिबेत् ॥

પિત્તસંબંધી મૂત્રકૃચ્છ્ર ઉપર શતાવરી, કાસડો, દર્ભ, ગોખરુ, વિદારીકંદ, રાતા ચોખા, શેરડી અને ભદ્રમોથનો ક્વાથ સારી પેઠે ઠંડો પાડી મધ તથા સાકર સાથે પીવો.

એર્વારુબીજાદિ પાન+

एर्वारुबीजं मधुकं च दार्वीं, पैत्ते पिबेत्तण्डुलधावनेन ॥ २१ ॥

अन्वय–पैत्ते (मूत्रकृच्छ्रे) एर्वारुबीजं मधुकं च दार्वीं तण्डुलधावनेन पिबेत् ॥

પિત્તસંબંધી મૂત્રકૃચ્છ્રમાં કાકડીનાં બીજ જેઠીમધ અને દારુહળદરને ચોખાના ધોવણમાં વાટી ચોખાના ધોવણ સાથે જ પીવાં ૨૧

દાર્વ્યાદિ પાન×

दार्वीं तथैवाऽऽमलकीरसेन, समाक्षिकां पित्तकृते तु कृच्छ्रे ॥ २२ ॥

अन्वय–पित्तकृते तु कृच्छ्रे दार्वीं आमलकीरसेन तथा एव समाक्षिकां पिबेत् ॥

પિત્તથી થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર દારુહળદરને આંબળીના રસમાં વાટી તેમાં મધ નાખીને પીવી ૨૨

હરીતક્યાદિ ક્વાથ*

हरीतकीगोक्षुरराजवृक्ष,–पाषाणभिद्धन्वयवासकानाम् । क्वाथं पिबेन्माक्षिकसंप्रयुक्तं कृच्छ्रे सदाहे सरुजे विबन्धे ॥ २३ ॥

अन्वय–सदाहे सरुजे कृच्छ्रे विबन्धे हरीतकी–गोक्षुर–राजवृक्ष–पाषाणभिद्–धन्व–यवासकानां क्वाथं माक्षिकसंप्रयुक्तं पिबेत् ॥

બળતરા અને વેદનાયુક્ત મૂત્રકૃચ્છ્રમાં તથા મલબંધ ઉપર હરડે, ગોખરુ, ગરમાળો,

× तृणरूपाणां पञ्चानां मूलानां समाहारः–तृणपञ्चमूलम्–ઘાસરૂપ પાંચ ઔષધિનાં મૂળિયાં એકઠાં કરી ઉપયોગમાં લેવાય તે તૃણપંચમૂલ કહેવાય છે

– शतावरी आदिर्येषां तानि, तेषां क्वाथः–જેમાં શતાવરી પહેલી હોય છે, તે ઓસડિયાંનો ઉકાળો–શતાવર્યાદિક્વાથ કહેવાય છે

+ एर्वारुबीजानि आदीनि यथा तानि, तेषां पानम्–કાકડીનાં બિયાં જેમાં પહેલાં હોય છે, એવા ઓસડિયાનું પીણું એર્વારુ–બીજાદિપાન કહેવાય છે

× दार्वी आदिर्येषां, तेषां पानम्–દારુહળદરનું આમળીના રસ તથા મધ સાથેનું પીણું, દાર્વ્યાદિ પાન કહેવાય છે

* हरीतकी आदिर्येषां तानि, तेषां क्वाथः–હરડે જેમાં મુખ્ય હોય છે, એવા ઓસડિયાનો ઉકાળો–હરીતક્યાદિક્વાથ કહેવાય છે

પાષાણભેદ અને ધમાસાનો કવાથ મધ સાથે પીવો. ૨૩

### શતાવરીઘૃત+

शतावरीकाशकुशश्वदंष्ट्रा,-विदारिकेक्ष्वामलकैश्च सिद्धम्। सर्पिः पयो वा सितया विमिश्रं, कृच्छ्रेषु पित्तप्रभवेषु योज्यम् ॥ २४॥

अन्वयः-पित्तप्रभवेषु कृच्छ्रेषु शतावरी-काश-कुश-श्वदंष्ट्रा-विदारिका-इक्षु-आमलकैः च सिद्धं सर्पिः वा पयः सितया विमिश्रं योज्यम् ॥

પિત્તથી થતાં મૂત્રકૃચ્છ્રો ઉપર શતાવરી, કાસડો, દર્ભ, ગોખરુ, વિદારીકંદ, શેરડીનો રસ અને આમળા એટલાં દ્રવ્યોમાં દૂધ અથવા ઘી પકાવી તેમાં સાકર નાખી તે ઘી અથવા દૂધ પીવું. ૨૪

### ત્રિકંટકાદ્યઘૃત÷

त्रिकण्टकैरण्डकुशाद्यभीरु,-कर्कारुकेक्षुस्वरसेषु सिद्धम्। सर्पिर्गुडार्धांशयुतं प्रयोज्यं, कृच्छ्राश्मरीमूत्रविघातदोषे। अयं विशेषेण तु सर्वाश्मरीणां प्रवरः प्रयोगः ॥ २५ ॥

अन्वयः-त्रिकण्टक-एरण्ड-कुशाद्य-भीरु-कर्कारुका-इक्षु-स्वरसेषु सिद्धं सर्पिः कृच्छ्र-अश्मरी-मूत्रविघात-दोषे प्रयोज्यं, अयं प्रवरः प्रयोगः सर्व-अश्मरीणां विशेषेण विधेयः ॥

ગોખરુ, એરંડો, તૃણપંચમૂલ, શતાવરી, કાકડીનાં બીજ અને શેરડીના સ્વરસમાં પકવેલું ઘી અરધોઅરધ ગોળ નાખી મૂત્રકૃચ્છ્ર, પથરી અને મૂત્રવિઘાતના દોષ ઉપર ઉપયોગમાં લેવું. આ ઉત્તમ પ્રયોગ સઘળા પ્રકારની પથરીઓ ઉપર ખાસ કરવા યોગ્ય છે.

### કફથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

क्षारोष्णतीक्ष्णौषधमन्नपानं स्वेदो यवान्नं वमनं निरूहः। तक्रं च तिक्तोषणसिद्धतैलान्यभ्यङ्गपाने कफमूत्रकृच्छ्रे ॥ २६ ॥
मूत्रेण सुरया वाऽपि कदलीस्वरसेन वा। कफकृच्छ्रविनाशाय सूक्ष्मं पिष्ट्वा त्रुटिं पिबेत्। २७
तक्रेण युक्तं शितिमारकस्य, बीजं पिबेन्मूत्रविघातहेतोः। पिबेत्तथा तण्डुलधावनेन, प्रवालचूर्णं कफमूत्रकृच्छ्रे ॥ २८ ॥
त्रिकटुत्रिफलामुस्तं गुग्गुलुं च समाक्षिकम्। गोक्षुरक्काथसंयुक्तं गुटिकां भक्षयेद् बुधः ॥२९॥
प्रमेहं मूत्रकृच्छ्रं च मूत्राघातं तथैव च। अश्मरीं प्रदरं चैव नाशयेदविकल्पतः ॥ ३० ॥

अन्वयः-क्षार-उष्ण-तीक्ष्ण-औषधम् अन्नपानं स्वेदः यवान्नं वमनं निरूहः तक्रं च तिक्त-ऊषण-सिद्ध-तैलानि अभ्यङ्ग-पाने कफ-मूत्रकृच्छ्रे (हितम्)। कफ-कृच्छ्र-विनाशाय सूक्ष्मं मूत्रेण अपि वा सुरया वा कदली-स्वरसेन पिष्ट्वा त्रुटिं पिबेत् ॥ मूत्र-विघात-हेतोः तक्रेण युक्तं शितिमारकस्य बीजं पिबेत्, तथा कफ-मूत्रकृच्छ्रे प्रवालचूर्णं तण्डुलधावनेन पिबेत् ॥ बुधः त्रिकटु-त्रिफला-मुस्तं च गुग्गुलुं समाक्षिकं गोक्षुर-क्काथसंयुक्तं गुटिकां (कृत्वा) भक्षयेत्। (सा गुटिका) प्रमेहं च मूत्रकृच्छ्रं तथा मूत्राघातं, च अश्मरीं च प्रदरम् अविकल्पतः नाशयेत् एव ॥

જવખાર, ઉષ્ણ તથા તીવ્ર ઔષધો, ઉષ્ણ તથા તીવ્ર અન્નપાનો, સ્વેદન, જવનું ભોજન, વમન, નિરૂહબસ્તિ, છાશ તેમજ કડવા પદાર્થોથી તથા મરીથી પકાવેલાં તેલથી માલિશ તથા તેવાં તેલનું પાન, એ ઉપાયો કફસંબંધી મૂત્રકૃચ્છ્ર ઉપર હિતકારી છે. કફના મૂત્રકૃચ્છ્રનો નાશ કરવા ઝીણી એલચીઓને મૂત્રથી, મદિરાથી અથવા કેળના સ્વરસથી વાટીને ગોળી બનાવીને પીવી, કફના મૂત્રકૃચ્છ્રનો નાશ કરવા તિંદુકા (લાંપડી)નાં બીજોને છાશમાં વાટીને પીવાં. કફના મૂત્રકૃચ્છ્ર ઉપર પરવાળાંની ભસ્મને ચોખાના ધોણ સાથે પીવી. સમજુ માણસે સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, મોથ, ગૂગળ અને મધની ગોળી કરી ગોખરુના કવાથ સાથે ખાવી. તે ગોળી પ્રમેહ, પ્રદર, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત અને પથરીને મટાડે જ છે.

### ત્રણે દોષોથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

सर्वत्रिदोषप्रभवे यथा च, कृच्छ्रे यदुक्तं कर्म समीक्ष्य कार्यम्। तथाऽधिके* प्राग्वमनं कफे स्यात्, पित्ते विरेकः, पवने तु बस्तिः ॥ ३१ ॥

+ शतावरीप्रभृतिभिः पक्वं घृतं शतावरीघृतम्-શતાવરી વગેરે ઓસડિયાંથી પકાવેલું ઘી શતાવરીઘૃત કહેવાય છે.

÷ त्रिकण्टकः आद्यः येषां तानि त्रिकण्टकाद्यानि, तैः पक्वं घृतं त्रिकण्टकाद्यघृतम्-ગોખરુ વગેરે ઓસડિયાંથી પકવેલું ઘી ત્રિકંટકાદ્યઘૃત કહેવાય છે.

* 'त्रिभ्योऽधिके' इति पाठः ॥

अन्वयः-सर्वत्रिदोषप्रभवे च कृच्छे यथा बल समीक्ष्य कर्म कार्यम्, तथा कफे अधिके प्राक् वमन, पित्ते विरेकः, पवने तु बस्तिः स्यात् ॥

ત્રણે દોષોથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો રોગીના બલને અનુસરી-વિચારીને ત્રણે દોષોને લગતી ચિકિત્સા કરવી. કફ અધિક હોય તો પ્રથમ વમન કરાવવું, પિત્ત અધિક હોય તો પ્રથમ વિરેચન આપવું અને વાયુ અધિક હોય તો પ્રથમ બસ્તિ આપવી. ૩૧

સર્વ મૂત્રકૃચ્છ્ર ઉપર બૃહત્યાદિ ક્વાથ અને ગોળમિશ્ર દૂધ

बृहती धावनी पाठा यष्टीमधुकलिङ्गकाः ।
पाचनीयो बृहत्यादिः कृच्छ्रदोषत्रयापहः ॥ ३२॥
गुडेन मिश्रितं क्षीरं कदुष्णं कामतः पिबेत् ।
मूत्रकृच्छ्रेषु सर्वेषु शर्करावातरोगनुत् ॥ ३३ ॥

अन्वयः-बृहती धावनी पाठा यष्टी-मधु-कलिङ्गकाः- बृहत्यादिः पाचनीयः कृच्छ्रदोषत्रय-अपहः । सर्वेषु मूत्रकृच्छ्रेषु गुडेन मिश्रितं कदुष्णं क्षीर कामतः पिबेत्, (इद च) शर्करा वातरोगनुत् (भवति) ॥

ભોરીંગણી, ધાવણી, કાળીપાટ, જેઠીમધ અને ઇંદ્રજવનો 'બૃહત્યાદિ'* નામનો ક્વાથ; ત્રણે દોષસંબંધી મૂત્રકૃચ્છ્રને મટાડે છે. હરકોઈ મૂત્રકૃચ્છ્ર ઉપર ગોળથી મિશ્ર કરેલું, જરા ઊનું દૂધ ઇચ્છા પ્રમાણે પીવું. આ દૂધ કાંકરી અને વાયુ સંબંધી રોગો પણ મટાડે છે.

શલ્યથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

मूत्रकृच्छ्रेऽभिघातोत्थे वातकृच्छ्रक्रिया मता ।
मद्यं पिबेद्वा ससितं ससर्पिः, शृतं पयो वाऽर्धसिताप्रयुक्तम् ॥ धात्रीरसं चेक्षुरसं पिबेद्वा, कृच्छ्रे सरक्ते मधुना विमिश्रम् ॥ ३४ ॥

अन्वयः-अभिघात-उत्थे मूत्रकृच्छ्रे वातकृच्छ्रक्रिया मता । सरक्ते वा कृच्छ्रे ससर्पि. ससित मद्य पिबेत्, वा अर्धसिताप्रयुक्त शृतं पयः, वा धात्रीरस च इक्षुरस मधुना विमिश्रं पिबेत् ॥

મૂઠી વગેરેના પ્રહારથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તો વાયુથી થયેલા મૂત્રકૃચ્છ્ર માટે જે ક્રિયા કહી છે તે કરવી. જેમાં રતાશવાળું કે લોહીવાળું મૂત્ર પડતું હોય એવા મૂત્રકૃચ્છ્ર ઉપર ઘી, સાકર તથા મધથી મિશ્ર કરેલું મદ્ય પીવું અથવા ઉકાળેલું દૂધ મધ સહિત તથા અરધો અરધ સાકર સહિત પીવું; અથવા આમળાંનો રસ તથા શેરડીનો રસ મિશ્ર કરી તેમાં મધ નાખી તે પીવો. ૩૪

* बृहती आदिर्येषां तानि, तेषां क्वाथः-જેમાં ભોયરીંગણી મુખ્ય હોય છે, એવાં ઓસડિયાનો ઉકાળો બૃહત્યાદિક્વાથ કહેવાય છે.

વિષ્ઠાથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા-

स्वेदचूर्णक्रियाभ्यङ्गबस्तयः स्युः पुरीषजे ।
क्वाथो गोक्षुरबीजस्य यवक्षारयुतः सदा ॥
मूत्रकृच्छ्रं शकृज्जन्यं पीतः शीघ्रं नियच्छति ॥३५॥

अन्वय.-पुरीषजे स्वेद-चूर्ण-क्रिया-अभ्यङ्ग-बस्तयः स्युः, गोक्षुर-बीजस्य क्वाथः यवक्षारयुतः सदा पीतः (चेत्) शकृज्जन्य मूत्रकृच्छ्र शीघ्र नियच्छति ॥

વિષ્ઠાના અટકવાથી થયેલા મૂત્રકૃચ્છ્રમાં સ્વેદન કરવું, યોગ્ય ચૂર્ણોનો ઉપયોગ કરાવવો, તેલ આદિથી માલિશ કરવું અને પિચકારીઓ મારવી; વળી ગોખરુનાં બીજોનો ક્વાથ કરી જવખાર સાથે હમેશાં પીધો હોય તો તે વિષ્ઠાથી થયેલું મૂત્રકૃચ્છ્ર તરત મટાડે છે. ૩૫

વીર્યથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

लेहः शुक्रविबन्धोत्थे सशिलाजतुमाक्षिकम् ।
एलाहिङ्गुयुतं क्षीरं सर्पिर्मिश्रं पिबेन्नरः । ३६॥
मूत्रदोषप्रशुद्ध्यर्थं शुक्रदोषहरं च तत् ।
वृष्यैर्बृंहितधातोश्च विधेयाः प्रमदोत्तमाः ॥ ३७ ॥

अन्वयः-शुक्र-विबन्ध-उत्थे स शिलाजतु-माक्षिकं, लेहः, (वा) एला-हिङ्गुयुतं सर्पिर्मिश्रं क्षीरं मूत्रदोषप्रशुद्ध्यर्थं नरः पिबेत्, तत् च शुक्रदोषहर (भवति), वृष्यैः च बृंहितधातोः प्रमदोत्तमाः विधेयाः ॥

વીર્ય ગંઠાઈ જવાથી થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર શિલાજિત તથા મધને મિશ્ર કરીને ચાટવું અથવા એલચી તથા હિંગ નાખી ઘીથી મિશ્ર કરેલું દૂધ મૂત્રના દોષને દૂર કરવા માણસે પીવું; તે વીર્યનો દોષ પણ મટાડે છે, વળી જેને વીર્યના દોષથી મૂત્રકૃચ્છ્ર થયું હોય તેના વીર્યને વૃષ્ય પદાર્થોથી વધારીને પછી તે પુરુષને ઘણી જ ઉત્તમ સ્ત્રીઓનો સંગ કરાવવો. ૩૬,૩૭

### પથરીથી થયેલા મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા

सप्तच्छदारग्वधकेबुकैला, निम्बः करञ्जः कुटजो गुडूची। साध्या जले तेन पचेद्यवागूं सिद्धं कषायं मधुसंयुतं वा ॥ ३८ ॥
एर्वारुबीजकल्कश्च श्लक्ष्णपिष्टोऽक्षसंमितः। धान्याम्ललवणैः पेयः मूत्रकृच्छ्रविनाशनः ॥३९॥

त्रिकण्टकारग्वधदर्भकाश,-दुरालभापर्वतभेद-पथ्याः। निघ्नन्ति पीता मधुनाऽश्मरीजं, संप्राप्तमृत्योरपि मूत्रकृच्छ्रम् ॥ ४० ॥

अन्वयः-सप्तच्छद-आरग्वध-केबुक-एलाः निम्बः करञ्जः कुटजः गुडूची, जले साध्याः, तेन यवागूं पचेत्, (तां च खादेत्), सिद्धं कषायं वा मधुसंयुतं (पिबेत्)। एर्वारुबीजकल्कः च श्लक्ष्णपिष्टः अक्षसंमितः धान्याम्ल-लवणैः पेयः, मूत्रकृच्छ्र विनाशनः। त्रिकण्टक-आरग्वध-दर्भ-काश-दुरालभा-पर्वतभेद-पथ्याः मधुना पीताः संप्राप्त-मृत्योः अपि अश्मरीजं मूत्रकृच्छ्रं निघ्नन्ति ॥

સપ્તપર્ણ (સાતવણ), ગરમાળો, સોપારી, એલચી, લીંબડો, કરંજ, ઇંદ્રજવ અને ગળોનો ક્વાથ કરવો અને તે ક્વાથથી રાંધેલી યવાગૂ ખાવી; અથવા તૈયાર થયેલો તે ક્વાથ મધ સાથે પીવો. (તેથી પથરીથી થયેલું મૂત્રકૃચ્છ્ર મટી જાય છે.) કાકડીનાં બીજેનો કલ્ક ખૂબ વાટી એક તોલો કાંજી તથા સિંધવની સાથે પીવો, તે મૂત્રકૃચ્છ્ર મટાડે છે; ગોખરુ, ગરમાળો, દર્ભ, કાસડો, ધમાસો, પાષાણભેદ અને હરડેને વાટી મધની સાથે પીવાં. તે મરવા પડેલાનું પણ પથરીથી થયેલું મૂત્રકૃચ્છ્ર મટાડે છે. ૩૮-૪૦

### મૂત્રકૃચ્છ્રની સામાન્ય ચિકિત્સા

निदिग्धिकायाः स्वरसं कुडवं मधुसंयुतम्। मूत्रदोषहरं पीत्वा नरः सम्पद्यते सुखी ॥४१॥
कषायोऽतिबलामूलसाधितोऽशेषकृच्छ्रजित्। पीतं च त्रपुसीबीजं सतिलाज्यपयोऽन्वितम् ॥४२॥
त्रिफलायाः सुपिष्टायाः कल्कं कोलसमन्वितम्। वारिणा लवणीकृत्य पिबेन् मूत्ररुजापहम् ॥४३॥
यवोरुबूकैस्तृणपञ्चमूली,-पाषाणभेदैः सशतावरीभिः। कृच्छ्रेषु गुग्गुल्वभयाविमिश्रः, कृतः कषायो गुडसंप्रयुक्तः ॥ ४४ ॥
मूलानि कुशकाशेक्षुशराणां चेक्षुबालिका। मूत्राघाताश्मरीकृच्छ्रे पञ्चमूली तृणात्मिका ॥४५॥
गुडमामलकं वृष्यं श्रमघ्नं तर्पणं प्रियम्। पित्तासृग्दाहशूलघ्नं मूत्रकृच्छ्रनिवारणम् ॥ ४६ ॥
सितातुल्यो यवक्षारः सर्वकृच्छ्रप्रसाधनः। द्राक्षासितोपलाकल्कं कृच्छ्रघ्नं मस्तुना युतम् ॥४७
विदारीं सारिवां छागशृङ्गीं वत्सादनीं निशाम्। कृच्छ्रं पीत्वाऽचिराद्धन्ति वल्लीजं पञ्चमूलकम् ॥४८

पलाऽश्मभेदकशिलाजतुपिप्पलीनामेर्वारुबीजलवणोत्तमकुङ्कुमानाम्। चूर्णानि तण्डुलजले लुलितानि पीत्वा, प्रत्यग्रमृत्युरपि जीवति मूत्रकृच्छ्री ॥ ४९ ॥
अयोरजः सूक्ष्मपिष्टं मधुना सह योजितम्। मूत्रकृच्छ्रं निहन्त्याशु त्रिभिर्लेहैर्न संशयः ॥५०॥

अन्वयः-निदिग्धिकायाः कुडवं स्वरसं मधुसंयुतं मूत्रदोषहरं पीत्वा नरः सुखी संपद्यते। अतिबलामूलसाधितः कषायः अशेष-कृच्छ्रजित्, त्रपुसीबीजं सतिल-आज्य-पयोऽन्वितं च पीतम्-(अशेष-कृच्छ्रजित्)। सुपिष्टायाः त्रिफलायाः कोलसमन्वितं कल्कं लवणीकृत्य वारिणा पिबेत्, (तत्) मूत्र-रुजा-अपहम् (भवति)। यव-उरुबूकैः तृणपञ्चमूली-पाषाणभेदैः सशतावरीभिः गुग्गुलु-अभया-विमिश्रः कृतः कषायः गुड-संप्रयुक्तः कृच्छ्रेषु (हितः)। मूत्राघात-अश्मरी-कृच्छ्रे कुश-काश-इक्षु-शराणां मूलानि च इक्षुबालिका तृणात्मिका पञ्चमूली (हिता)। गुडम् आमलकं वृष्यं श्रमघ्नं तर्पणं प्रियं पित्त-असृग्दाह-शूलघ्नं मूत्रकृच्छ्रनिवारणं (भवति)। सितातुल्यः यवक्षारः सर्व-कृच्छ्र-प्रसाधनः (अस्ति)। द्राक्षा-सितोपला-कल्कं मस्तुना युतं कृच्छ्रघ्नं (भवति)। विदारीं सारिवां छागशृङ्गीं वत्सादनीं निशां वल्लीजं पञ्चमूलकं पीत्वा अचिरात् कृच्छ्रं हन्ति। एला-अश्मभेदक-शिलाजतु-पिप्पलीनाम् एर्वारुबीज-लवणोत्तम-कुङ्कुमानां चूर्णानि तण्डुलजले लुलितानि पीत्वा प्रत्यग्र-मृत्युः अपि मूत्रकृच्छ्री जीवति। अयोरजः सूक्ष्मपिष्टं मधुना सह योजितं त्रिभिः लेहैः आशु मूत्रकृच्छ्रं निहन्ति, न संशयः ॥

ભોરીંગણીનો સોળ તોલા સ્વરસ મૂત્રના દોષો મટાડનાર હોઈ મધ નાખી પીને મનુષ્ય સુખી થાય છે. ખપાટનાં મૂળિયાંનો ક્વાથ (પીધો હોય તો) સઘળા પ્રકારનાં મૂત્રકૃચ્છ્ર મટાડે છે. કાકડીનાં બીજ અને તલને ઘીમાં તથા દૂધમાં વાટી પિવાય તો તે પણ બધાં મૂત્રકૃચ્છ્ર મટાડે છે. હરડે, બહેડાં અને આમળાંનો કલ્ક, બોરનો ગર્ભ તથા સિંધવ-

-સહિત પાણી સાથે પીવાથી મૂત્રકૃચ્છ્રની પીડા મટાડે છે. યવ, એરંડો, તૃણપંચમૂલ-પાષાણભેદ, શતાવરી, ગૂગળ અને હરડેનો કરેલો ક્વાથ ગોળ સહિત પિવાય તો તે મૂત્રકૃચ્છ્ર મટાડે છે. દર્ભ, કાસડો, શેરડી, પાન-બાજરિયું અને તૃણપંચમૂર વાટી-પીવાથી મૂત્રાઘાત અને પથરીસંબંધી મૂત્રકૃચ્છ્ર મટે છે. ગોળ અને આમળાં (ખાવાથી) મૈથુનશક્તિ વધારનાર, શ્રમનો નાશ કરનાર, તૃપ્તિ કરનાર, અને ખાવામાં પ્રિય છે તેમજ પિત્ત, લોહીનો બગાડ, દાહ તથા શૂલનો નાશ કરે છે અને મૂત્રકૃચ્છ્રને પણ મટાડે છે. સાકર સહિત જવખાર પિવાય તો તે સર્વ પ્રકારનાં મૂત્રકૃચ્છ્રો મટાડે છે. દ્રાક્ષ અને સાકરનો કલ્ક દહીંના પાણી સાથે પિવાય તો તે મૂત્રકૃચ્છ્ર મટાડે છે. વિદારીકંદ, ઉપલસરી, મેંઢાશિંગી, ગળો, હળદર, વાવડિંગ અને તૃણપંચમૂર વાટી પીવાથી તરત જ મૂત્રકૃચ્છ્ર મટાડે છે. એલચી, પાષાણભેદ, શિલાજિત, પીપર, કાકડીનાં બીજ, સિંધવ અને કેસરનું ચૂર્ણ ચોખાના ધોણમાં મેળવી, પીને જેને મરણ સમીપમાં આવ્યું હોય એવો મૂત્રકૃચ્છ્રનો રોગી પણ રોગથી રહિત થઈ જીવે છે. લોઢાનું ચૂર્ણ બારીક વાટી મધમાં કાલવી ત્રણ દિવસ સુધી ચાટવાથી તરત જ મૂત્રકૃચ્છ્ર મટી જાય છે, એમાં સંશય નથી. ૪૧–૫૦

### સુકુમારકુમારક–પુનર્નવા લેહ

पुनर्नवामूलतुलां दर्भमूलं शतावरीम् ।
बलां तुरङ्गगन्धां च तृणमूलं त्रिकण्टकम् ॥ ५१ ॥
विदारिकन्दनागाह्वगुडूच्यतिबलास्तथा ।
पृथग् दशपलान् भागानपां द्रोणे विपाचयेत् ॥५२
तेन पादावशेषेण घृतस्यार्धाढकं पचेत् ।
मधुकं शृङ्गवेरं च द्राक्षां सैन्धवपिप्पलीम् ॥५३॥
द्विपलांशान् पृथग्दत्त्वा यवान्याः कुडवं तथा ।
त्रिंशद् गुडपलान्यत्र तैलस्यैरण्डजस्य च ॥५४॥
एतदीश्वरपुत्राणां प्राग् भोजनमनिन्दितम् ।
राज्ञां राजसमानानां बहुस्त्रीपतयश्च ये ॥ ५५॥
मूत्रकृच्छ्रे कटिग्रस्ते तथा गाढपुरीषिणाम् ।
मेढ्रवङ्क्षणशूले च योनिशूले च शस्यते ॥ ५६ ॥
यथोक्तानां च गुल्मानां वातशोणितिनश्च ये ।
बल्यं रसायनं श्रीदं सुकुमारकुमारकम् ॥
पुनर्नवाशते द्रोणः प्रदेयोऽन्येऽपि चापरः ॥५७॥

अन्वयः-पुनर्नवामूल-तुलां दर्भमूलं शतावरीं बलां तुरङ्गगन्धां च तृणमूलं त्रिकण्टकं तथा विदारिकन्द-नागाह्व-गुडूची-अतिबलाः, पृथक् दशपलान् भागान् अपां द्रोणे विपाचयेत्, तेन पाद-अवशेषेण घृतस्य अर्ध-आढकं पचेत्, अत्र च मधुकं शृङ्गवेरं द्राक्षां सैन्धव-पिप्पलीं द्विपल-अंशान् तथा यवान्याः कुडवं पृथक् दत्त्वा, त्रिंशत् गुडपलानि च एरण्डजस्य तैलस्य (त्रिंशत् पलानि देयानि)। एतत् सुकुमारकुमारकम् ईश्वरपुत्राणाम् अनिन्दितं प्राक् भोजनम् (अस्ति), राज्ञां राजसमानानां, ये च बहुस्त्रीपतयः (तेषां हितं), तथा मूत्रकृच्छ्रे कटिग्रस्ते तथा गाढपुरीषिणां मेढ्र-वङ्क्षणशूले च योनिशूले च शस्यते, यथोक्तानां च गुल्मानां, ये च वातशोणितिनः (तेषाम् अपि हितं), बल्यं रसायनं श्रीदम् (अस्ति)। पुनर्नवा शतं च अपरः अपि द्रोणः प्रदेयः (इति) अन्ये ॥

ચારસો તોલા સાટોડીનાં અને દર્ભનાં મૂળ, શતાવરી, બલદાણા, આસંધ, તૃણપંચમૂલ, ગોખરુ, વિદારીકંદ, નાગકેસર, ગળો તથા ખપાટ, એ દરેક ચાળીશ તોલા લઈ તેનો એક હજાર ચોવીશ તોલા પાણીમાં ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે પાણીથી એકસો અઠ્યાવીશ તોલા ઘી પકાવવું. એ ઘીમાં જેઠીમધ, આદું, દ્રાક્ષ, સિંધવ અને પીપર એ દરેકનું ચૂર્ણ આઠ આઠ તોલા, અજમો સોળ તોલા અને એકસોવીશ તોલા ગોળ તથા એકસોવીશ તોલા એરંડિયું તેલ નાખવું; એટલે 'સુકુમારકુમાર–પુનર્નવા–લેહ+' તૈયાર થાય છે. તે ધનવાનોનું અનિંદ્ય પ્રથમ ભોજન છે, તેમ જ રાજાઓનું, રાજા જેવા લોકોનું તથા અનેક સ્ત્રીઓના પતિનું હિતકારી ઔષધ છે; તેમજ મૂત્રકૃચ્છ્ર, કેડનું શિથિલપણું, વિષ્ઠાનું

+ सुकुमाराः कुमारा यस्मात् सः सुकुमारकुमारकः, पुनर्नवादि लेहः–पुनर्नवा–लेहः–જેનાથી કુમારવયનાં બાળકો વધુ કોમળ બને છે, તે સાટોડી વગેરે ઓસડિયાંનું ચાટણ–'સુકુમારકુમારક પુનર્નવાલેહ' કહેવાય છે.

અત્યંત કઠિનપણું, લિંગનું શૂલ, સાથળોના સાંધાઓનું શૂલ, યોનિનું શૂલ, સર્વ પ્રકારના ગુલ્મો અને વાતરક્ત, એટલા રોગો પર ઉત્તમ ગણાય છે અને બળને વધારનાર તથા લક્ષ્મી આપનાર છે. આ ઔષધ બાળકોને સુકુમાર રાખે છે, તેથી જ 'સુકુમારકુમારક' કહેવાય છે. ૫૧–૫૭

टीका–इति सुकुमारकुमारः पुनर्नवालेहः

मूत्राघातविधानमप्यत्र कार्यम् ॥ મૂત્રાઘાતોની જે ચિકિત્સા હવે પછી કહેવાશે તે પણ મૂત્રકૃચ્છ્ર ઉપર કરવી.

**મૂત્રકૃચ્છ્રનો અધિકાર સમાપ્ત**

## अथ मूत्राघाताधिकारः।

## ૩૬ : મૂત્રાઘાતનો અધિકાર*

### મૂત્રાઘાતનાં કારણો તથા તેર પ્રકારો

जायन्ते कुपितैर्दोषैर्मूत्राघातास्त्रयोदश।
प्रायो मूत्रविघाताद्यैर्वातकुण्डलिकादयः॥ १॥

अन्वयः–प्रायः मूत्रविघात-आद्यैः कुपितैः दोषैः वातकुण्डलिका आदयः त्रयोदश मूत्राघाताः जायन्ते ॥

ઘણું કરી મૂત્ર આદિના વેગોને રોકવા આદિથી કોપેલા દોષોને લીધે વાતકુંડલિકા આદિ તેર પ્રકારના મૂત્રાઘાતો થાય છે. ૧

### વાતકુંડલિકાનું લક્ષણ

रौक्ष्याद्वेगविघाताद्वा वायुर्बस्तौ सवेदनः।
मूत्रमाविश्य चरति विगुणः कुण्डलीकृतः॥ २॥
मूत्रमल्पाल्पमथवा सरुजं सम्प्रवर्तते।
वातकुण्डलिकां तीव्रां व्याधिं विद्यात् सुदारुणम् ॥३

अन्वयः–रौक्ष्यात् वा वेगविघातात् विगुणः कुण्डलीकृतः वायुः मूत्रम् आविश्य सवेदनः बस्तौ चरति, (यतः) मूत्रम् अल्प–अल्पम् अथवा सरुजं सम्प्रवर्तते, (तां तु) तीव्रां वातकुण्डलिकां (नाम) सुदारुणं व्याधिं विद्यात् ॥

શરીરના લૂખાપણાથી અથવા મૂત્ર આદિના વેગોને રોકવાથી દુષ્ટ થયેલો વાયુ, કુંડલી–ગોળ વાળેલા જેવો થઈ મૂત્રને વીંટી લઈ વેદના ઉત્પન્ન કરીને મૂત્રાશયમાં દોડ્યા કરે છે અને બંધાઈ ગયેલો હોવાથી ત્યાં જ ભમ્યા કરે છે, જેથી મૂત્ર થોડું થોડું અથવા પીડાવાળું ઊતર્યા કરે છે. આ તીવ્ર 'વાતકુંડલિકા+' નામનો મહાદારુણ રોગ જાણવો. ૨,૩

टीका- रौक्ष्यात्–कायस्य, वेगविघातात्=मूत्रादिवेगनिरोधात्, आविश्य=आवृत्य, मूत्रमिति रौक्ष्यादिभिर्वेगविघातादिभिश्च, विगुणः–दुष्टः, कुण्डलीकृतः वातावर्तः बस्तावेव भ्रमंस्तिष्ठति। कुण्डलीभूतो वायुः बस्तौ=मूत्राशये, चरति=प्रधावति, आबद्धत्वाद् भ्रमंस्तिष्ठति ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथाष्ठीलालक्षणमाह–

### અષ્ઠીલાનું લક્ષણ

आध्मापयन्बस्तिगुदं रुद्ध्वा वायुश्चलोन्नताम्।
कुर्यात्तीव्रार्त्तिमष्ठीलां मूत्रविण्मार्गरोधिनीम् ॥४॥

अन्वयः–बस्तिगुदं रुद्ध्वा आध्मापयन् वायुः–चल–उन्नतां तीव्र–आर्ति मूत्र–विण्मार्गरोधिनीम् अष्ठीलां कुर्यात् ॥

મૂત્રને તથા મળને રોકી મૂત્રાશય તથા ગુદાને ફુલાવી દઈને વાયુ ચંચળ, ઊંચી, તીવ્ર પીડાવાળી અને મૂત્રના તથા વિષ્ઠાના માર્ગને રોકનારી ઠળિયા જેવી–લંબગોળ ગાંઠ ઉત્પન્ન કરે છે; આ રોગ 'અષ્ઠીલા×'

---

* मूत्रस्य आ–समन्तात् हननम्–आघातो यस्मिन् रोगे स मूत्राघातः–જે રોગમાં મૂત્રનું રોકાવું ચોપાસથી થાય છે, તે રોગ મૂત્રાઘાત કહેવાય છે. આ રોગ પણ મૂત્રવિકારની સમાનતા જ ધરાવે છે, તેથી ઉપરના મૂત્રકૃચ્છ્રના અધિકાર પછી લાગલો જ આ રોગનો અધિકાર શરૂ કરેલ છે. આ મૂત્રાઘાત તથા મૂત્રકૃચ્છ્રમાં ફરક આ છે કે મૂત્રકૃચ્છ્રમાં મૂત્રનો ત્યાગ કરતી વખતે કષ્ટ બહુ થાય છે, પણ મૂત્રનું અટકવું ઓછું હોય છે, જ્યારે મૂત્રાઘાતમાં મૂત્રનું અટકવું વધારે હોય છે અને કષ્ટ ઓછું થાય છે.

+ वातस्य कुण्डलं–कुण्डलाकारेण भ्रमणं मूत्राशये मूत्रमाविश्य यस्यां सा वातकुण्डलिका–संज्ञायां कन्, टाप्, अत इत्त्व च–જે રોગમાં વાયુ મૂત્રાશયમાં મૂત્રને વીંટી લઈ કુંડલના જેવા ગોળ આકારે ભમ્યા કરે છે, તે રોગ 'વાતકુંડલિકા' કહેવાય છે.

× अष्ठीतुल्यं–कठिन–अश्माकारं लाति–आदत्ते इति अष्ठीला, ला आदाने– आतोऽनुपसर्गे कः', यद्वा उत्तरापथे नदीषु पाषाणपिण्डी अष्ठीला, तत्तुल्यत्वान्मूत्राघातरोगोऽपि अष्ठीला–ઠળિયા કે હાડકાં જેવા કઠણ પથરા જેવા આકારને જે ધારણ કરે છે અથવા ઉત્તરાપથ દેશમાંની નદીઓમાં 'અષ્ઠીલા' નામનો લંબગોળ

કહેવાય છે. ૪

टीका-वातो बस्तिगुदं दृद्वा=अर्थात्तदन्तर्गतं मूत्रं मलं च निरुध्य; बस्ति-गुदं च आध्मापयन्=आध्मानं कुर्वन्, अष्ठीलां=अष्ठीलातुल्यां ग्रन्थिं कुर्यात्; चलोन्नतां=चलामुन्नतां च ॥ (આનો અર્થ ઉપર છે)

अथ वातबस्तिलक्षणमाह-

## વાતબસ્તિનું લક્ષણ

**वेगं विधारयेद्यस्तु मूत्रस्याकुशलो नरः।**
**निरुणद्धि मुखं तस्य बस्तेर्बस्तिगतोऽनिलः ॥५॥**
**मूत्रसङ्गो भवेत्तेन बस्तिकुक्षिनिपीडितः।**
**वातबस्तिः स विज्ञेयो व्याधिः कृच्छ्रप्रसाधनः ॥६॥**

अन्वयः-यः तु अकुशलः नरः मूत्रस्य वेगं विधारयेत्, तस्य बस्तिगतः बस्तिकुक्षिनिपीडितः अनिलः बस्तेः मुखं निरुणद्धि। तेन मूत्रसङ्गः भवेत्, स व्याधिः वातबस्तिः विज्ञेयः (स च) कृच्छ्रप्रसाधनः ॥

જે મૂર્ખ માણસ, મૂત્રના વેગને અટકાવે છે, તેના મૂત્રાશયમાં રહેલો અને મૂત્રાશયમાં તથા પેટમાં દબાયેલો વાયુ, મૂત્રાશયના મોઢાને રોકી દે છે, જેથી મૂત્રનું અટકવું થાય છે; આ વ્યાધિ 'વાતબસ્તિ×' જાણવો અને તે કષ્ટસાધ્ય છે. ૫,૬

टीका-अकुशलः=मूर्खः, तस्य=पुरुषस्य बस्तेर्मुखं निरुणद्धि=बस्तिगतो वायुः, तेन=वायुना, मूत्रसङ्गो भवति; बस्तिकुक्षिनिपीडित इति बस्तौ कुक्षौ निपीडितः=सम्पीडितः वायुरिति सम्बन्धः। मूत्रसङ्गः=मूत्रावरोधः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ मूत्रातीतलक्षणमाह-

## મૂત્રાતીતનું લક્ષણ

**चिरं धारयतो मूत्रं त्वरया न प्रवर्त्तते।**
**मेहमानस्य मन्दं वा मूत्रातीतः स उच्यते ॥७॥**

अन्वयः-चिरं मूत्रं धारयतः (मूत्रं) त्वरया न प्रवर्तते, मेहमानस्य मन्दं वा प्रवर्तेत, स मूत्रातीतः उच्यते ॥

ઘણીવાર મૂત્રની હાજત થયા છતાં મૂત્ર તરત ન ઊતરે અથવા મૂત્ર કરવા બેસતાં પણ મૂત્ર થોડું ઊતરે, એ રોગ 'મૂત્રાતીત+' કહેવાય છે. ૭

टीका-मेहमानस्य=मूत्रमुत्सृजतः, मन्दं वा=अल्पं वा॥

अथ मूत्रजठरलक्षणमाह-

## મૂત્રજઠરનું લક્ષણ

**मूत्रस्य वेगेऽभिहते तदुदावर्तहेतुकः।**
**अपानः कुपितो वायुरुदरं पूरयेद् भृशम् ॥८॥**
**नाभेरधस्तादाध्मानं जनयेत्तीव्रवेदनम्।**
**तन्मूत्रजठरं विद्यादधोबस्तिनिरोधनम् ॥९॥**

अन्वयः-मूत्रस्य वेगे अभिहते कुपितः अपानो वायुः उदरं भृशं पूरयेत्, तद्-उदावर्त-हेतुकः (सन्) नाभेः अधस्तात् तीव्र-वेदनम् आध्मानं जनयेत्, तद् अधोबस्तिनिरोधनं मूत्रजठरं विद्यात् ॥

મૂત્રનો વેગ અટકતાં કોપેલો અપાનવાયુ, પેટને અત્યંત ભરપૂર કરી દે છે અને એ રીતે એ ઉદાવર્તનું કારણ થઈ નાભિની નીચે તીવ્ર વેદનાવાળું આધ્માન (ફૂલેલાપણું) કરી દે છે, જેથી મૂત્રાશયનો નીચેનો ભાગ રોકાઈ જાય છે; આ વ્યાધિને 'મૂત્રજઠર*' જાણવો.

टीका-तदुदावर्तहेतुक इति-वेगधारणजनितोदावर्तनिदानमाध्मानं कुर्यात्। अधोबस्तिनिरोधनम्=बस्तेरधोदेशे विबन्धकारकम्॥ (આનો અર્થ ઉપર છે.)

अथ मूत्रोत्सङ्गलक्षणमाह-

## મૂત્રોત્સંગનું લક્ષણ

**बस्तौ वाप्यथवा नाले मणौ वा यस्य देहिनः।**
**मूत्रं प्रवृत्तं सज्जेत सरक्तं वा प्रवाहतः। १०॥**
**स्रवेच्छनैरल्पमल्पं सरुजं वापि नीरुजम्।**
**विगुणानिलजो व्याधिः स मूत्रोत्सङ्गसंज्ञितः ॥११॥**

अन्वयः-यस्य देहिनः प्रवृत्तं मूत्रं बस्तौ, अपि वा नाले, अथवा मणौ वा सज्जेत, प्रवाहतः वा सरक्तम् अल्पम् अल्पं सरुजम् अपि वा नीरुजं शनैः स्रवेत्, सः विगुण-अनिलजः व्याधिः मूत्रोत्सङ्गसंज्ञितः (ज्ञेयः)

---

પથરો થાય છે, તેવી ગાંઠવાળો મૂત્રાઘાતનો રોગ પણ અષ્ઠીલા કહેવાય છે.

× वातयुक्तः बस्तिः यस्मिन् स वातबस्तिः-જે રોગમાં મૂત્રાશય વાયુથી ભરાઈને એ વાયુથી ખૂબ પીડાય છે અને મૂત્ર અટકે છે, એ રોગ વાતબસ્તિ કહેવાય છે.

+ मूत्रम् अतीतं यस्मिन् रोगे स मूत्रातीतः-જે રોગમાં મૂત્ર એકદમ ઊતરતું નથી, પણ બહુ જ ધીમું ઊતરે છે, તે 'મૂત્રાતીત' નામે મૂત્રાઘાત કહેવાય છે.

* मूत्ररोध-जातं जठरम्-अपानवायुपूर्णतमं नाभेरध आध्मानजनकमधोबस्तिनिरोधरूपम्-મૂત્ર અટકવાથી થયેલ અપાનવાયુથી વ્યાપ્ત પેટ, કે જે નાભિની નીચે આફરો કરે; તેમ જ મૂત્રાશયનો નીચલો ભાગ પણ રોકી લે, તે મૂત્રજઠર નામે મૂત્રાઘાત કહેવાય છે.

જે પુરુષનું ચાલુ મૂત્ર મૂત્રાશયમાં, લિંગમાં અથવા લિંગના ટોચકામાં રોકાઈ રહે અને કંઠના તથા હૃદયના બળથી શબ્દપૂર્વક ધકેલાઈને એ મૂત્ર, પેલા કોપેલા વાયુથી મૂત્રાશય આદિનું તૂટવું થતાં લોહીવાળું, થોડું થોડું પીડાયુક્ત કે પીડા વગર ધીરે ધીરે સ્રવે છે, એ કોપેલા વાયુથી થતો 'મૂત્રોત્સંગ'× નામનો વ્યાધિ જાણવો. ૧૦,૧૧

टीका–नाले=मेढ्रे, मणौ=मेहनग्रन्थौ, सज्जेत=निरुद्धं स्यात, सरक्तं प्रवाहतः=कण्ठहृद्बलेन सशब्दं मूत्रपुरीषवातानामध: प्रेरण-प्रवाहण तेन कुपितेन वायुना बस्त्यादिभेदात् सरक्त मूत्रं स्रवेदित्यर्थ. ॥ (અર્થ ઉપર છે.)

अथ मूत्रक्षयलक्षणमाह–

## મૂત્રક્ષયનું લક્ષણ

रूक्षस्य क्लान्तदेहस्य बस्तिस्थौ पित्तमारुतौ।
मूत्रक्षयं सरुग्दाहं जनयेतां तदाह्वयम्॥ १२॥

अन्वय:–रूक्षस्य क्लान्तदेहस्य बस्तिस्थौ पित्तमारुतौ सरुग्-दाह तदाह्वयं मूत्रक्षयं जनयेताम् ॥

જેનો દેહ રૂક્ષ થયો હોય અને ગ્લાનિ પામ્યો હોય એવા માણસના મૂત્રાશયમાં રહેલ પિત્ત અને વાયુ પીડા તથા દાહયુક્ત મૂત્રનો ક્ષય–એ નામે જ 'મૂત્રક્ષય+' રોગને ઉત્પન્ન કરે છે. ૧૨

टीका–क्लान्तदेहस्य=म्लानदेहस्य, तदाह्वयं=मूत्रक्षयसंज्ञम् ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ मूत्रग्रन्थिलक्षणमाह–

## મૂત્રગ્રન્થિનું લક્ષણ

अन्तर्बस्तिमुखे वृत्तः स्थिरोऽल्पः सहसा भवेत्।
अश्मरीतुल्यरुग्ग्रन्थिर्मूत्रग्रन्थिः स उच्यते ॥१३॥

अन्वय:–अन्तर्बस्ति-मुखे वृत्तः स्थिरः अल्पः अश्मरी–तुल्य-रुक् ग्रन्थि. सहसा भवेत् स. मूत्रग्रन्थिः उच्यते ॥

મૂત્રાશયની અંદર ગોળ આકારવાળી, સ્થિર, નાની–આમળા જેવડી, પથરીના જેવી પીડાવાળી ગાંઠ એકાએક ઉત્પન્ન થાય છે; એ રોગ 'મૂત્રગ્રંથિ*' કહેવાય છે. ૧૩

टीका–अन्तर्बस्तिमुखे बस्त्यभ्यन्तरे, अल्पः=क्षुद्रामलकप्रमाणः । नन्वस्याश्मर्या सह को भेदः ? उच्यते–अश्मरी क्रमशः सञ्चयेन स्यात्, अयं तु सहसा भवेदिति भेदः । अपरो भेदः–अश्मर्यां पित्तमधिक, अत्र तु रक्तमेव । यत उक्तं तन्त्रान्तरे–' रक्तं वातकफाद्दुष्टं बस्तिद्वारे सुदारुणं । ग्रन्थिं कुर्यात् सकृच्छ्रेण सृजेन्मूत्रं तदावृतम् । ' इति ॥–અહીં આવી શંકા થાય છે કે આ મૂત્રગ્રંથિમાં અને પથરીમાં ફરક શો છે ? આનું સમાધાન આ છે કે પથરી, મૂત્ર આદિનો સંચય થવાથી અનુક્રમે થાય છે અને આ ગાંઠ તો એકાએક થાય છે, એ ફરક છે; તેમ જ બીજો પણ આ તફાવત છે કે પથરીમાં પિત્ત અધિક હોય છે અને આ મૂત્રગ્રંથિમાં તો બગડેલું લોહી જ અધિક હોય છે, બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'વાયુથી તથા કફથી ખરાબ થયેલું લોહી મૂત્રાશયના દ્વારમાં અત્યંત ભયંકર ગાંઠ ઉત્પન્ન કરે છે, જેથી બહુ જ કષ્ટે મૂત્ર કરી શકાય છે; અને તે મૂત્ર લોહીવાળું નીકળે છે.

अथ मूत्रशुक्रलक्षणमाह–

## મૂત્રશુક્રનું લક્ષણ

मूत्रितस्य स्त्रियं यातो वायुना शुक्रमुद्धृतम्।
स्थानाच्युतं मूत्रयतः प्राक् पश्चाद्वा प्रवर्तते ॥
भस्मोदकप्रतीकाशं मूत्रशुक्रं तदुच्यते ॥ १४॥

अन्वय:–मूत्रितस्य स्त्रिय यातः (पुरुषस्य) स्थानात् च्युतं वायुना उद्धृतं शुक्र, मूत्रयतः प्राक् वा पश्चात् भस्मोदकप्रतीकाशं प्रवर्तते, तत् मूत्रशुक्रम् उच्यते ॥

જે પુરુષ મૂત્ર કરવાની હાજત થયા છતાં મૂતર્યા વિના જ સ્ત્રીનો સંગ કરે, તેનું પોતાના સ્થાનથી છૂટેલું અને પછી વાયુએ ઊંચે ચડાવેલું વીર્ય, મૂત્ર કર્યા પહેલાં કે પછી ભસ્મવાળા પાણી જેવું નીકળે છે, એ રોગ

× मूत्रस्य प्रवृत्तस्य उत्–ऊर्ध्वं-बस्ति-मेढ्र-मेहन ग्रन्थिषु संगः–सज्जन यस्मिन् स मूत्रोत्संगः–ચાલુ મૂત્રનું ઊંચે–મૂત્રાશય, લિંગ કે લિંગના આગલા ટોચકામાં અટકી જવું તે મૂત્રોત્સંગ નામે મૂત્રાઘાત કહેવાય છે.

+ मूत्रस्य क्षयो बस्तिस्थ-पित्त-वायुकृतः सरुग्-दाहः यस्मिन् स मूत्रक्षयः–જેમાં મૂત્રાશયમાં રહેલ પિત્ત તથા વાયુએ પીડા તથા દાહ સાથે મૂત્રનો ક્ષય કર્યો હોય છે, તે 'મૂત્રક્ષય' નામે મૂત્રાઘાત કહેવાય છે.

* मूत्रस्य आवरको ग्रन्थिर्बस्ति-अभ्यन्तरे सहसा जातो रक्तजो यस्मिन् स मूत्रग्रन्थि.–જે રોગમાં મૂત્રાશયની અંદર મૂત્રને રોકી રાખતી બગડેલા લોહીની ગાંઠ, પથરીના જેવી જ પીડા કરતી એકાએક થઈ આવે છે, તે 'મૂત્રગ્રંથિ' નામે મૂત્રાઘાત કહેવાય છે.

'મૂત્રશુક્ર*' કહેવાય છે. ૧૪

ટીકા-મૂત્રિતસ્ય=મૂત્રવેગયુક્તસ્ય, शुक्रं स्थानात् च्युतं, पश्चाद् वायुना उद्धृतं=ऊर्ध्वं नीतं, भस्मोदकप्रतीकाशं=भस्मसहितजलसदृशं, मूत्रशुक्रं तदुच्यते ॥ (અર્થ ઉપર છે.)

अथ उष्णवातलक्षणमाह-

ઉષ્ણુવાત(ઊનવા)નું લક્ષણ

व्यायामाध्वातपैः पित्तं बस्तिं प्राप्यानिलावृतम् ।
बस्तिं मेढ्रं गुदं चैव प्रदहत् स्रावयेदधः ॥१५॥
मूत्रं हारिद्रमथवा सरक्तं रक्तमेव वा ।
कृच्छ्रात् पुनःपुनर्जन्तोरुष्णवातं वदन्ति तम् ॥१६॥

अन्वयः-व्यायाम-अध्व-आतपैः जन्तोः पित्तं बस्तिं प्राप्य अनिल-आवृतं (सत्) बस्तिं मेढ्रं च गुदं प्रदहत् एव मूत्रं हारिद्रम् अथवा सरक्तं वा रक्तम् एव कृच्छ्रात् पुनः पुनः अधः स्रावयेत्, तम् उष्णवातं वदन्ति (वैद्याः) ॥

કસરત કરવાથી, પંથ કરવાથી કે તડકો લાગવાથી (કોપેલું) માણસનું પિત્ત, મૂત્રાશયમાં જઈ વાયુથી વીંટાઈને મૂત્રાશય, લિંગ કે યોનિ અને ગુદામાં બળતરા કર્યા કરે અને તે માણસના મૂત્રને હળદર જેવા રંગવાળું, કાંઈક રાતું અથવા લોહીવાળું મહાકષ્ટે વારંવાર નીચે સ્રવાવે, એ રોગને વૈદ્યો 'ઉષ્ણુવાત÷' કહે છે. ૧૫ ૧૬

ટીકા-सरक्तं=ईषल्लोहितम् ॥ (અર્થ ઉપર છે.)

अथ मूत्रसादलक्षणमाह-

મૂત્રસાદનું લક્ષણ

पित्तं कफो द्वावपि वा संहन्येतेऽनिलेन चेत् ।
कृच्छ्रान्मूत्रं तदा पीतं रक्तं श्वेतं घनं स्रवेत् ।१७॥
सदाहं रोचनाशङ्खचूर्णवर्णं भवेच्च तत् ।
शुष्कं समस्तवर्णं वा मूत्रसादं वदन्ति तम् ॥१८॥

अन्वयः-पित्तं कफः वा द्वौ अपि अनिलेन चेत् संहन्येते, तदा मूत्रं पीतं रक्तं श्वेतं घनं (सत्) कृच्छ्रात् स्रवेत्, तत् च सदाहं रोचना-शङ्खचूर्णवर्णं वा समस्तवर्णं शुष्कं भवेत्, तं मूत्रसादं वदन्ति (वैद्याः)॥

પિત્ત, કફ અથવા એ બન્ને પવનથી જો ઘાટાં થઈ જાય તો મૂત્ર પીળું અથવા રાતું અથવા ધોળું અને ઘાટું થઈ માંડ માંડ સ્રવે છે; વળી તે મૂત્ર દાહવાળું, ગોરોચન કે શંખના ભૂકા જેવું અથવા સઘળા રંગોવાળું અને સૂકું થઈ જાય, એ રોગને વૈદ્યો 'મૂત્રસાદ×' કહે છે. ૧૭,૧૮

ટીકા-संहन्येते=घनीक्रियेते, शुष्कं=अल्पं, समस्तवर्णम्=उक्तसकलवर्णयुक्तम् ॥ (અર્થ ઉપર છે.)

अथ विड्विघातलक्षणमाह-

વિડ્વિઘાતનું લક્ષણ

रूक्षदुर्बलयोर्वातेनोदावर्तं शकृद्यदा ।
मूत्रस्रोतोऽनुपद्येत विट्संसृष्टं तदा नरः ॥
विड्गन्धं मूत्रयेत् कृच्छ्राद् विड्विघातं विनिर्दिशेत्॥

अन्वयः-रूक्षदुर्बलयोः शकृत् वातेन यदा उदावर्तं (सत्) मूत्रस्रोतः अनुपद्येत, तदा नरः विट्संसृष्टं विड्गन्धं कृच्छ्राद् मूत्रयेत्, (तं) विड्विघातं विनिर्दिशेत् ॥

રૂક્ષ અથવા દૂબળા થયેલા માણસની વિષ્ઠા વાયુએ જ્યારે ઊંચી ચડાવી દીધી હોઈને મૂત્રના સ્રોતમાં પ્રાપ્ત થાય, ત્યારે તે માણસ વિષ્ઠાવાળું અથવા વિષ્ઠાની ગંધવાળું માંડ માંડ મૂતરે; એ રોગને 'વિડ્વિઘાત'+ કહેવો. ૧૯

---

* मूत्रयुक्तं शुक्रं वायुना ऊर्ध्वं नीतं भस्मयुक्तजलसदृशं प्रवर्तमानं यस्मिन् रोगे तद् मूत्रशुक्रम्-જે રોગમાં પોતાના સ્થાનથી છૂટેલા વીર્યને વાયુ, મૂત્ર સહિત ઊંચે લઈ જાય છે અને પછી માણસ જ્યારે મૂત્ર કરે છે, ત્યારે તે વીર્ય, રાખવાળા પાણી જેવું બહાર નીકળે છે, તે રોગ 'મૂત્રશુક્ર' નામે મૂત્રાઘાત કહેવાય છે.

÷ उष्णः वातः यस्मिन् व्यायामाध्वातप-कुपित-बस्तिगत-पित्तस्य गात् इति उष्णवातः-કસરત, મુસાફરી કે તડકો વધારે પ્રમાણમાં સેવવાથી કોપેલા અને મૂત્રાશયમાં પહોંચેલા પિત્તના સંબંધથી વાયુ ગરમ બને છે અને મૂત્રને પણ હળદર જેવા રંગનું કે રાતું કરે છે, એ ઉષ્ણુવાત કે ઊનવા નામે મૂત્રાઘાત કહેવાય છે.

× मूत्रस्य सादो-घनत्वं शुष्कत्वं विभिन्नवर्णत्वं च यस्मिन् वायुना पित्तकफयोः संघातीकरणाद् इति मूत्रसादः-જે રોગમાં વાયુએ પિત્તને તથા કફને ઘાટાં કર્યાં હોય, તેથી મૂત્ર પણ ઘાટું, સૂકું અને જુદા જુદા અનેક રંગનું થઈ માંડ માંડ ઊતરે, તે 'મૂત્રસાદ' નામનો મૂત્રાઘાત કહેવાય છે.

+ विषः विघातो वाताद् उदावर्तत्वं मूत्रस्रोतोऽनुपदनं च यस्मिन् मूत्राघाते स विड्विघातः-જે રોગમાં વાયુ, માણસની વિષ્ઠાને ઊંચે ચડાવી દઈ મૂત્રના નળમાં ધકેલી દે, જેથી મૂત્ર વિષ્ઠાયુક્ત અને વિષ્ઠા જેવી ગંધવાળું થઈ માંડ માંડ ઊતરે, તે 'વિડ્વિઘાત' નામનો મૂત્રાઘાત રોગ કહેવાય છે.

ટીકા-उदावर्त=ऊर्ध्वं नीतं विड्गन्ध वा, 'वा' शब्दोऽत्र योजनीयः॥ (આનો અર્થ ઉપર છે.)

अथ बस्तिकुण्डललक्षणमाह–

## બસ્તિકુંડલનું લક્ષણ

द्रुताध्वलङ्घनायासैरभिघातात् प्रपीडनात्।
स्वस्थानाद् बस्तिरुद्वृत्तः स्थूलस्तिष्ठति गर्भवत्॥
शूलस्पन्दनदाहार्तो बिन्दुं बिन्दुं स्रवत्यपि।
पीडितस्तु सृजेद्धारां संस्तम्भोद्वेष्टनार्तिमान्॥२१॥
बस्तिकुण्डलमाहुस्तं घोरं शस्त्रविषोपमम्।
पवनप्रबलं प्रायो दुर्निवारमबुद्धिभिः॥२२॥
तस्मिन् पित्तान्विते दाहः शूलं मूत्रविवर्णता।
श्लेष्मणा गौरवं शोथः स्निग्धं मूत्रं घनं सितम्॥२३

अन्वयः-द्रुत-अध्व-लङ्घन-आयासैः अभिघातात् प्रपीडनात् बस्तिः स्वस्थानाद् उद्वृत्तः (सन्) गर्भवत् स्थूलः तिष्ठति, शूल-स्पन्दन-दाह-आर्तः बिन्दु बिन्दुम् अपि स्रवति, पीडितः तु धारां सृजेत्, संस्तम्भ-उद्वेष्टन-आर्तिमान् (स्यात्), त घोरं शस्त्र-विष-उपमं बस्तिकुण्डलम् आहुः, पवनप्रबलं प्रायः अबुद्धिभिः दुर्निवारम्, तस्मिन् पित्तान्विते दाहः शूलं मूत्र-विवर्णता, श्लेष्मणा गौरवं शोथः, मूत्रं स्निग्धं घनं सितं (स्यात्)॥

વેગપૂર્વક ઘણો પંથ કાપવાથી, બહુ પરિશ્રમ કરવાથી, કંઈક વાગવાથી કે ખૂબ દબાઈ જવાને લીધે પોતાના સ્થાનેથી ઊઠેલો કે ઊંચે ખસી ગયેલો મૂત્રાશય, ગર્ભની પેઠે જાડો થઈ રહે, શૂલવાળો થઈ કાંઈક ચલિત થયા કરે, મૂત્રનું ટીપું ટીપું સ્રવ્યા કરે અને દબાવવામાં આવે તો મૂત્રની ધાર કરે, પણ ધાર કરતાં સજ્જડ થઈ જાય તથા ગોટલી ચડ્યાના જેવી પીડાવાળો થાય છે; આ રોગ ભયંકર, ખડ્ગ વગેરે શસ્ત્રની પેઠે તરત મારનાર, ઝેરના જેવો વિલંબથી પણ મારી નાખનારો 'બસ્તિકુંડલ*' કહેવાય છે. આ રોગ પવનની પ્રબલતાવાળો અને ઘણું કરી મૂર્ખ લોકોથી ન અટકાવી શકાય એવો છે. આ રોગ જો પિત્તથી સંયુક્ત હોય તો તેમાં બળતરા, શૂલ તથા મૂત્રનો રંગ ખરાબ થઈ જાય છે અને જો કફથી સંયુક્ત હોય તો ભારેપણું, સોજો અને મૂત્ર સ્નિગ્ધ, ઘાટું તથા ધોળું થાય છે. (આ રોગ લાંબા કાળે કે થોડા કાળે પણ મારી જ નાખે છે.) ૨૦-૨૩

ટીકા-द्रुताध्वलङ्घन=शीघ्र मार्गचलन, उद्वृत्त=उत्थितः स्पन्दन=किञ्चिच्चलन घोर=मारक, शस्त्रविषोपम-शस्त्रं=खड्गादि, तद्वच्छीघ्र मारकं; विषमत्र गरलस्तद्वद्विलम्बेन मारकम्। एतावतामारकमवश्यं शीघ्र विलम्बेन वा॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

तस्यैवासाध्यस्य लक्षणमाह–

## અસાધ્ય બસ્તિકુંડલનું લક્ષણ

श्लेष्मरुद्धबिलो बस्तिः पित्तोदीर्णो न सिद्ध्यति।
अविभ्रान्तबिलः साध्यो न च यः कुण्डलीकृतः।
स्याद्बस्तौ कुण्डलीभूते तृण्मोहः श्वास एव च।

अन्वयः-पित्त-उदीर्णः श्लेष्म-रुद्ध-बिलः बस्तिः न सिद्ध्यति, यः च अविभ्रान्त-बिलः न च कुण्डलीकृतः (सः) साध्यः, बस्तौ कुण्डलीभूते तृट् मोहः च श्वासः एव स्यात्॥

જો મૂત્રાશય પિત્તથી ઊંચો થઈ ગયો હોય અને મૂત્રાશયનું મોઢું કફથી રોકાઈ ગયું હોય તો એ બસ્તિકુંડલ અસાધ્ય થાય છે; પણ જો મૂત્રાશયનું મોઢું કફથી ઢંકાઈ ગયું ન હોય અને કફથી મોઢું રોકાઈ જતાં તેમાં કુંડલ જેવો ગોળ આકાર ધરીને વાયુ ન રહ્યો હોય તો એ બસ્તિકુંડલ સાધ્ય થાય છે; અને જો મૂત્રાશયમાં કુંડલ જેવો ગોળ આકાર ધરીને વાયુ રહ્યો હોય તો તરશ, મોહ તથા શ્વાસ જ થાય છે. (એટલે એ લક્ષણો ઉપરથી વાયુનો કુંડલ જેવો ગોળ આકાર થયેલો સમજવો.) ૨૪

ટીકા-बिलं=बस्तिमुखरन्ध्रम्, पित्तोदीर्णः=पित्तेनोद्धतः, अविभ्रान्तबिलं=कफेनानावृतबिलं न च यः कुण्डलाकृतः स साध्यः। एतेन कुण्डलीभूतोऽसाध्यः। कुण्डलीभूतस्य लक्षणमाह-तृडित्यादि। कुण्डलीभूतस्यायमर्थः-कफेन बिलावरोधात् तत्र वातः कुण्डलाकारेण तिष्ठतीत्यर्थः॥ (આનો અર્થ ઉપર છે.)

---

* बस्तेः कुण्डलम्-उद्वर्तनं स्वस्थानात् उत्थितत्वं उद्वेष्टनार्तियुक्तत्वं कुण्डलाकारो वा यस्मिन् स बस्तिकुण्डलः-જલદી માર્ગ કાપવો, આદિ કારણોથી જેમાં મૂત્રાશય પોતાના સ્થાનેથી ઊઠી જાય અને વાયુથી ખૂબ વીંટાઈને પીડાયુક્ત કે ગોળ કુંડલ જેવો થાય, તે રોગ 'બસ્તિકુંડલ' નામે મૂત્રાઘાત કહેવાય છે.

अथ मूत्राघातस्य चिकित्सा-

### મૂત્રાઘાતની ચિકિત્સા

स्नेहस्वेदोपपन्नस्य हितं स्नेहविरेचनम्।
दद्यादुत्तरबस्तींश्च मूत्राघाते सवेदने ॥ २५ ॥
नलकुशकाशेक्षुबल,-क्वाथं प्रातः सुशीतलं
ससितम्। पिबतो नश्यति नियतं, मूत्रग्रह
इत्युवाच कविः ॥ २६ ॥
गोजीनाम्नो मूलं, पलमेकं क्वथितशेषितं
पीतम्। क्षिप्त्वा मधु च सितां च, प्रणुदति
मूत्रस्य सरोधम् ॥ २७ ॥
गोधापद्या मूलं, क्वथितं घृततैलगोरसोन्मिश्रम्।
पीतं निरुद्धमचिराद्, भिनत्ति मूत्रस्य सघातम् २८
पिबेच्छिलाजतु क्वाथे गणे वीरतरादिजे।
रसं दुरालभाया वा कषायं वासकस्य वा ॥ २९ ॥
क्वाथं सपत्रमूलस्य गोक्षुरस्य फलस्य च।
पिबेन्मधुसितायुक्तं मूत्रकृच्छ्ररुजापहम् ॥ ३० ॥
घनसारस्य चूर्णेन* वस्त्रवर्ति शनैः शनैः।
गुण्डयित्वा ध्वजे क्षिप्त्वा मूत्ररोधं जहाति तम् ॥३१
सदाभद्राश्मभिन्मूलं शतावर्याः सचित्रकम्।
रोहिणी कोकिलाक्षौ च वचाशैलत्रिकण्टकम् ॥३२
श्लक्ष्णपिष्टं सुरापीतं मूत्राघातप्रबाधनम्।
पिबेद्बर्हिशिखामूलं दुग्धभुक् तण्डुलाम्भसा ॥३३॥
बस्तिमुत्तरबस्तिं वा सर्वेषामेव दापयेत्।
निदिग्धिकायाः स्वरसं पिबेद्वा तक्रमिश्रितम् ॥३४
जले कुङ्कुमकल्कं वा सक्षौद्रमुषितं निशि।
सतैलं पाटलाभस्मक्षारं वद्ध्वा परिस्रुतम् ॥३५॥
त्रिकण्टकैरण्डशतावरीभिः, सिद्धं पयो वा
तृणपञ्चमूले। गुडप्रगाढं सघृतं पयो वा, रोगेषु
कृच्छ्रादिषु शस्तमेतत् ॥ ३६ ॥
सिताक्षारान्वितं मूलं वायसीतैलकन्दयोः।
कोपकाररसैः पीतं वस्तिकुण्डलजिद्भवेत् ॥३७॥
शृतशीतपयोऽन्नाशी चन्दनं तण्डुलाम्बुना।
पिबेत् सशर्करं श्रेष्ठमुष्णवाते सशोणिते ॥ ३८ ॥

अन्वयः-सवेदने मूत्राघाते स्नेह-स्वेद-उपपन्नस्य स्नेहविरेचनं हितम्, उत्तरबस्तिं च दद्यात्। प्रातः नल-कुश-काश-इक्षु-बला-क्वाथं सुशीतलं ससितं पिबतः नियतं मूत्रग्रहः नश्यति इति कविः उवाच। एक पल गोजीनाम्नः मूलं क्वथित-शेषितं मधु च सितां च क्षिप्त्वा पीतं, मूत्रस्य सरोधं प्रणुदति। गोधापद्याः मूलं क्वथितं घृत-तैल-गोरस-उन्मिश्रं पीतम् निरुद्धं मूत्रस्य संघातं अचिरात् भिनत्ति। वीरतरादिजे गणे क्वाथे (युक्तं) शिलाजतु पिबेत्, वा दुरालभाया रसं वा वासकस्य कषायं (तत्र युक्तं) पिबेत्, सपत्रमूलस्य च गोक्षुरस्य फलस्य क्वाथं मधु-सितायुक्तं पिबेत्, (तत्) मूत्रकृच्छ्र-रुजा-अपहम् (भवेत्)। घनसारस्य चूर्णेन वस्त्रवर्ति गुण्डयित्वा शनैः शनैः ध्वजे क्षिप्त्वा तं मूत्ररोधं जहाति। सदाभद्रा अश्मभित्, शतावर्याः मूलं सचित्रकं रोहिणी-कोकिलाक्षौ च वचा-शैल-त्रिकण्टकं श्लक्ष्णपिष्टं सुरा-पीतं मूत्रघातप्रबाधनं (भवति)। बर्हिशिखामूलं तण्डुल-अम्भसा पिबेत्, दुग्धभुक् (च स्यात्)। सर्वेषाम् एव बस्तिं वा उत्तरबस्तिं दापयेत्। निदिग्धिकायाः स्वरसं वा तक्रमिश्रितं पिबेत्, कुङ्कुमकल्कं वा सक्षौद्रं निशि उषितं (पिबेत्)। पाटला-भस्म-क्षारं सतैलं बद्ध्वा परिस्रुतं (पिबेत्)। त्रिकण्टक-एरण्ड-शतावरीभिः सिद्धं पयः, वा तृणपञ्चमूले सिद्धं पयः (पिबेत्)। गुड-प्रगाढं सघृतं वा पयः-एतत् कृच्छ्र-आदिषु रोगेषु शस्तम्। वायसी-तैलकन्दयोः मूलं सिता-क्षार-अन्वितं कोप-कारसैः पीतं बस्ति-कुण्डलजित् भवेत्। चन्दनं सशर्करं तण्डुल-अम्बुना पिबेत्, शृत-शीत-पयः अन्नाशी (भवेत्, इदं) सशोणिते उष्णवाते श्रेष्ठम् (भवति)॥

* 'दलत्वग्वार्धिकाम्बुना' इत्यपि क्वचित् ॥

વેદનાવાળો મૂત્રાઘાત હોય તો સ્નેહન તથા સ્વેદન કર્યા પછી સ્નેહવાળા પદાર્થોથી વિરેચન આપવું એ હિતકારી થાય છે અને ઉત્તરબસ્તિઓ આપવી. પ્રાતઃકાળમાં બરુ, દર્ભ, કાસડો, શેરડી અને ખીપટો-એટલાં દ્રવ્યોનો કવાથ સારી રીતે ઠંડો પાડી સાકર નાખીને પીવાથી મૂત્રાઘાત અવશ્ય નાશ પામે છે, એમ શુક્રાચાર્યે કહ્યું છે. ચાર તોલા ગળજીભીનાં મૂળિયાંનો કવાથ કરી તેમાં મધ તથા સાકર નાખી પિવાય તો તે મૂત્રનું અટકવું મટાડે છે. કાળી મૂસળીનાં મૂળિયાના કવાથમાં ઘી, તેલ તથા દહીંનું પાણી નાખીને પિવાય તો તે રોકાઈ ગયેલા મૂત્રના જથ્થાને તરત તોડે છે. વીરતરાદિગણ(પથરીની ચિકિત્સાના પ્રકરણમાં કહેવાશે તે)ના કવાથમાં શિલાજિત નાખીને પીવો અથવા ધમાસાનો કવાથ નાખીને અથવા અરડૂસાનો કવાથ નાખીને પીવામાં આવે તો તેથી મૂત્રાઘાતો મટી જાય છે. પાંદડાં, મૂળ તથા ફળ સહિત ગોખરુનો કવાથ મધ તથા સાકર નાખીને પીવો, તે મૂત્રકૃચ્છ્રની પીડાનો નાશ કરે છે.

કપૂરના ચૂર્ણથી વસ્ત્રની વાટને સારી પેઠે ખરડીને તે વાટને ધીરે ધીરે લિંગમાં બેસી રાખી માણસ મૂતનું અટકવું મટાડી શકે છે. રાતી સીવણ, પાષાણભેદ, શતાવરીનાં મૂળ, ચિત્રો, કડુ, એખરો, વજ, શિલાજિત અને ગોખરુ ને બારીક વાટી મદિરાની સાથે પિવાય તો તેથી મૂત્રાઘાત મટી જાય છે. મોરશિખાના મૂળને વાટી ચોખાના ધોણ સાથે પીવાં અને દૂધનું જ ભોજન કરવું. (તેથી મૂત્રાઘાત મટી જાય છે.) સઘળા મૂત્રાઘાતવાળાઓને બસ્તિ તથા ઉત્તરબસ્તિ તો આપવી જ જોઈએ. ભોરીંગણીનો સ્વરસ કાઢી તક્ર–છાશ સાથે મિશ્ર કરીને પીવો. (તેથી પણ મૂત્રાઘાત મટી જાય છે ) કેસરનો કલ્ક કરી તેમા મધ નાખી રાતવાસી રાખી પીવો (તે પણ મૂત્રાઘાતને મટાડે છે). કાકચની ભસ્મ કરી તેમાં તેલ નાખી વસ્ત્રમાં બાધી નિતારીને તે નિતાર પીવો. (તેથી મૂત્રાઘાત મટી જાય છે.) ગોખરુ, એરંડો અને શતાવરીનો ક્વાથ પીવો; (તેથી મૂત્રાઘાત મટી જાય છે) અથવા તૃણપંચમૂળનો ક્વાથ કરીને પીવો (તેથી પણ મૂત્રાઘાત મટી જાય છે). ગોળથી સારી રીતે મિશ્ર કરેલુ ઘી દૂધમાં નાખીને પીવું. એ મૂત્રકૃચ્છ્ર આદિ રોગો ઉપર વખણાય છે. માલકાકણીનાં મૂળ અને એખરાનાં મૂળને વાટી તેમા સાકર તથા જવખાર નાખી જાડી શેરડીના રસની સાથે જો પિવાય તો તે બસ્તિકુંડલ નામના મૂત્રાઘાતને મટાડે છે. સુખડને ઘસી તેમાં સાકર નાખી ચોખાના ધોણની સાથે પીવી અને ઉકાળીને ઠંડા પાડેલા દૂધની સાથે ખોરાક લેવો, એ લોહીવાળા ઉષ્ણવાત (ઊનવા) ઉપર શ્રેષ્ઠ ઉપાય છે. ૨૫-૩૮

### પાષાણભેદ આદિનું તેલ

शिलोद्भिदैरण्डशमीस्थिराभिः, पुनर्नवाभीरुकसेषु सिद्धम् । तैलं श्रृत क्षीरमथानुपान, रोगेषु कृच्छ्रादिषु संप्रयोज्यम् ॥ ३९ ॥

अन्वय.–शिला–उद्भिद,–एरण्ड–शमी–स्थिराभि पुनर्नवा–भीरुकसेषु सिद्धं तैलम्, अथ क्षीरम् अनुपानं कृच्छ्रादिषु रोगेषु सम्प्रयोज्यम् ॥

પાષાણભેદ, એરંડો, ખીજડી, સ્થિરાદિ ઔષધોનો ગણ, સાટોડી અને શતાવરીના ક્વાથમાં પકાવેલા તેલનો અને તેની ઉપર દૂધના અનુપાનનો મૂત્રકૃચ્છ્ર આદિ રોગોમાં પ્રયોગ કરવો. ૩૯

### ધાન્ય–ગોક્ષુરક–ઘૃત×

धान्यगोक्षुरकक्वाथकल्कयुक्तं घृतं हितम् । मूत्राघाते मूत्रकृच्छ्रे शुक्रदोषे च दारुणे ॥ ४० ॥

अन्वय –धान्य–गोक्षुरक–क्वाथकल्कयुक्त घृत मूत्राघाते मूत्रकृच्छ्रे च दारुणे शुक्रदोषे हितम् ( भवति ) ॥

ધાણા તથા ગોખરુના ક્વાથથી તથા કલ્કથી પકાવેલુ ઘી ( ખાવું ), તે મૂત્રાઘાત, મૂત્રદોષ અને વીર્યના દારુણ દોષ ઉપર હિતકારી થાય છે. ૪૦

### ભદ્રાવહઘૃત

अम्बष्ठा पाटला चैव वर्षाभूद्वयमेव च । विदारीकन्द. काशश्च कुशमोरटगोक्षुराः ॥ ४१ ॥
पाषाणभेदो वाराही शालिमूलं शरस्तथा । भल्लातकं शिरीषस्य मूलमेषामथाहरेत् ॥ ४२ ॥
समभागानि सर्वाणि क्वाथयित्वा विचक्षणः । पादशेषकषायेण घृतप्रस्थं विपाचयेत् ॥ ४३ ॥
कल्कं दत्त्वाऽथ मतिमान् गिरिजं मधुकं तथा । नीलोत्पलं च काकोलीं बीजं त्रापुषमेव च ॥४४॥
कूष्माण्डं च तथैर्वारुसम्भवं च समं भवेत् । उष्णवातं निहन्त्येतद् घृतं भद्रावहं स्मृतम् ।४५॥

अन्वय.–अम्बष्ठा च पाटला च, वर्षाभूद्वयम् एव, विदारीकन्दः काशः च कुश–मोरट–गोक्षुरा, पाषाणभेद, वाराही शालिमूल शर. तथा भल्लातकम् अथ शिरीषस्य मूलम् आहरेत्, सर्वाणि समभागानि क्वाथयित्वा विचक्षणः पादशेष-कषायेण घृतप्रस्थ विपाचयेत्, अथ मतिमान् (तत्र) गिरिज मधुकं तथा नीलोत्पलं च काकोलीं च त्रापुषम् बीजम् एव तथा च कूष्माण्ड च एर्वारुसम्भव सम कल्कं दत्त्वा, (पचेत्), एतद् भद्रावहं घृतं स्मृत, (तद्) उष्णवात निहन्ति ॥

કાળીપાટ, કાકચ, રાતી સાટોડી, ધોળી સાટોડી, વિદારીકંદ, કાસડો, દર્ભ, શેરડીનાં મૂળ, ગોખરુ, પાષાણભેદ, વારાહીકંદ, રાતા

× धान्य च गोक्षुरकश्च, तयोः क्वाथश्च कल्कश्च, ताभ्या पक्व घृतम्–ધાણા તથા ગોખરુના ક્વાથ તથા કલ્કથી પકાવેલું ઘી, ધાન્ય–ગોક્ષુરક–ઘૃત કહેવાય છે.

ચોખાનાં મૂળ, પાનબાજરિયું, બિલાનું અને સરસડિયાનાં મૂળને સમભાગે લઈ તે સઘળાંનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં શિલાજિત, જેઠીમધ, નીલકમળ, કાકોલી, ત્રપુષ નામની કાકડીનાં બીજ, કોળાનાં બીજ અને કાકડીનાં બીજનો સમભાગે કલ્ક નાખી તેની સાથે ચોસઠ તોલા ઘી પકાવવું. આ 'ભદ્રાવહ*' નામનું ઘી કહેવાય છે અને તે ઉરુસ્તંભને મટાડે છે. ૪૧-૪૫

## વિદારી ઘૃત

विदारी वृषको यूथी मातुलुङ्गी च भूस्तृणम् ।
पाषाणभेदः कस्तूरी वसुको वशिरोऽनलः ॥४६॥
पुनर्नवा वचा रास्ना बला चातिबला तथा ।
कशेरुविषशृङ्गाटतामलक्यः स्थिरादयः ॥ ४७ ॥
शरेक्षुदर्भमूलं च कुशः काशस्तथैव च ।
पलद्वयं तु संहृत्य जलद्रोणे विपाचयेत् ॥ ४८ ॥
पादशेषे रसे तस्मिन् घृतप्रस्थं विपाचयेत् ।
शतावर्यास्तथा धात्र्याः स्वरसो घृतसम्मितः ॥४९
पट्पलं शर्करायाश्च कार्षिकाण्यपराणि च ।
यष्ट्याह्व पिप्पली द्राक्षा काश्मर्य सपरूषकम् ॥५०॥
एला दुरालभा कौन्ती कुङ्कुमं नागकेशरम् ।
जीवनीयानि चाष्टौ च दत्त्वा च द्विगुणं पयः ॥५१॥
एतत् सर्पिर्विपक्तव्यं शनैर्मृद्वग्निना बुधैः ।
मूत्राघातेषु सर्वेषु विशेषात् पित्तजेषु च ॥५२॥
शर्कराऽश्मरिशूलेषु शोणितप्रभवेषु च ।
हृद्रोगे पित्तगुल्मे च वातासृक्पित्तजेषु च ।५३॥
कासश्वासक्षतोरस्कधनुःस्त्रीभारकर्षिते ।
तृष्णाच्छर्दिमतःकम्पशोणितच्छर्दने तथा ॥ ५४ ॥
रक्ते यक्ष्मण्यपस्मारे तथोन्मादे शिरोग्रहे ।
योनिदोषे रजोदोषे शुक्रदोषे स्वरामये ॥ ५५ ॥
एतत् स्मृतिकरं वृष्यं वाजीकरणमुत्तमम् ।
पुत्रदं बलवर्णाढ्यं विशेषाद्वातनाशनम् ॥ ५६ ।
पानभोजननस्येषु न क्वचित् प्रतिहन्यते ।
विदारीघृतमित्युक्तं रसायनमनुत्तमम् ॥ ५७ ॥

अन्वय :-विदारी वृषकः यूथी मातुलुङ्गी च भूस्तृणं पाषाणभेदः कस्तूरी वसुकः वशिरः अनलः पुनर्नवा वचा रास्ना बला च अतिबला तथा कशेरु-विष-शृङ्गाट-तामलक्यः स्थिरा-आदयः, शर-इक्षु-दर्भमूलं च कुशः तथा च काशः एव- इदं सर्वं प्रत्येकं ) पलद्वयं तु संहृत्य जलद्रोणे विपाचयेत्, पादशेषे तस्मिन् रसे घृतप्रस्थं विपाचयेत, तथा शतावर्याः (च) धात्र्याः स्वरसः घृतसमितः, शर्करायाः च षट्पलम्, अपराणि च कार्षिकाणि, (यथा-) यष्टयाह्व पिप्पली-द्राक्षा-काश्मर्य सपरूषकम्, एला-दुरालभा-कौन्ती-कुङ्कुमं नागकेशरम् अष्टौ च जीवनीयानि, च द्विगुण च पयः दत्त्वा बुधै मृदु-अग्निना एतत् सर्पिः विपक्तव्यम्, (तच्च) सर्वेषु मूत्राघातेषु विशेषात् च पित्तजेषु शर्करा-अश्मरि-शूलेषु, च शोणितप्रभवेषु. हृद्रोगे च पित्तगुल्मे च वात-असृक्-पित्तजेषु, कास-श्वास-क्षतोरस्क-धनुः-स्त्रीभारकर्षिते, तृष्णाच्छर्दि-मतः-कम्प-शोणित-च्छर्दने, तथा रक्ते यक्ष्मणि अपस्मारे तथा उन्मादे शिरोग्रहे योनिदोषे रजोदोषे शुक्रदोषे स्वर-आमये एतत् (घृत प्रयोज्य, किंच ) स्मृतिकरं वृष्यम् उत्तमं वाजीकरणं पुत्रद बल-वर्ण-आढ्य विशेषात् वातनाशनम्, पान-भोजन-नस्येषु क्वचित् न प्रतिहन्यते, 'विदारीघृतम्' इति अनुत्तम रसायनम् उक्तम् ॥

વિદારીકંદ, અરડૂસો, જૂઈ, બિજોરું, ભૂસ્તૃણ નામનું સુગંધી ખડ, પાષાણભેદ, કસ્તૂરી, સાભરલૂણ, દરિયાઈ લૂણ, ચિત્રક, સાટોડી, વજ, રાસ્ના, બલદાણા, ખપાટ, કસેલાં, હીરાબોળ, શિંગોડાં, ભોંયઆંબલી, સ્થિરાદિ ઔષધોનો ગણ, પાનબાજરિયાનાં મૂળ, શેરડીનાં મૂળ, દર્ભનાં મૂળ, દર્ભ અને કાસડો-એ દરેક આઠ આઠ તોલા લઈ એક હજાર ચોવીસ તોલા પાણીમાં તેનો ક્વાથ કરવો. ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે તેમાં ચોસઠ તોલા ઘી પકાવવું અને તેની સાથે શતાવરી તથા આંબલીનો ચોસઠ તોલા સ્વરસ, ચોવીસ તોલા સાકર અને એક એક તોલો જેઠીમધ, પીપર. દ્રાક્ષ, સીવણનાં ફળ, ફાલસાં. એલચી, ધમાસો, નગોડનાં બીજ, કેસર તેમ જ એક એક તોલો જીવનીયગણનાં ઔષધો અને એકસો અઠ્ઠાવીસ તોલા દૂધ નાખીને કોમળ અગ્નિથી એ ઘી પકાવવું (એટલે તે 'વિદારી-ઘૃત' તૈયાર થાય છે। એ ઘી સઘળા પ્રકારના મૂત્રાઘાતો ઉપર, વિશેષે કરી પિત્તથી થયેલા રોગો ઉપર તેમ જ કાંકરી,

* आ समन्तात् वहति इति आवहम्-अत्र, भद्रस्य-कल्याणस्य आवहम् उत्पादकत्वादिति भद्रावहम्-तच्च तद् घृतम्-જે ઘી ઊનવાનો રોગ મટાડી તેના રોગીનું કલ્યાણ કરે છે-નીરોગીપણું આપે છે, તેથી એ ઘી ભદ્રાવહ કહેવાય છે.

k

પથરી, શૂળો, લોહીના બગાડથી થયેલા રોગો, છાતીની પીડા, પિત્તથી થયેલો ગોળો, વાયુ, રુધિર તથા પિત્તથી થયેલા રોગો તથા ઉધરસ, શ્વાસ, ઉરઃક્ષત ઉપર અને ધનુષ ઉપાડવાથી કર્ષિત થયેલાને, મૈથુનથી કર્ષિત થયેલાને, બોજો ઉપાડવાથી કર્ષિત થયેલાને હિતકારી છે; તેમ જ તરશ, ઊલટી, મનના રોગો, કંપ, લોહીની ઊલટી, ક્ષયરોગ તથા અપસ્મારને મટાડે છે; તેમ જ ઉન્માદ, શિરોગ્રહ, યોનિના દોષ, રજના દોષ, વીર્યના દોષ અને સ્વરભંગ આદિ સ્વરના રોગો ઉપર પણ ઉપયોગી છે. વળી એ ઘી સ્મરણશક્તિ વધારનાર, મૈથુનમાં હિતકારી, ઉત્તમ વાજીકરણ, પુત્ર આપનાર, બળ આપનાર, વર્ણને સારો કરનાર તથા વિશેષે કરી વાયુના રોગોનો નાશ કરનાર છે અને પીવામાં, ખાવામાં તથા નસ્યમાં કદી નિષ્ફળ નીવડતું નથી. આ 'વિદારીઘૃત' અતિ ઉત્તમ રસાયન કહેલ છે.

આરનાલ સાથેનું પીણું

पिष्ट्वाऽऽखुमूलमुष्णेन चारनालेन पीयते।
बद्धमूत्रं निहन्त्याशु तथैव करभीभवम् ॥ ५८ ॥

अन्वयः—आखुमूलं तथा एव करभीभवं च उष्णेन आरनालेन पीयते, (तर्हि) बद्धमूत्रं आशु निहन्ति ॥

ઊંદરકનીનાં અથવા ધોળી ગરણીનાં મૂળિયાંને વાટી (પ્રથમ ખંડમાં કહેલ) ગરમ આરનાલ સાથે પિવાય તો તે મૂત્રની અટકાયતનો તરત નાશ કરે છે. ૫૮

તામ્રચૂડવસા-તૈલ+

स्त्रीणामतिप्रसङ्गेन शोणितं यस्य रिच्यते।
मैथुनोपरमश्चास्य बृंहणीयो विधिर्हितः॥
ताम्रचूडवसातैलं हितं चोत्तरबस्तिषु ॥ ५९ ॥

अन्वयः—यस्य स्त्रीणाम् अतिप्रसङ्गेन शोणितं रिच्यते, अस्य च मैथुन-उपरमः बृंहणीयः विधिः हितः, ताम्रचूडवसा-तैलं च उत्तरः-बस्तिषु हितम् ॥

જે પુરુષને સ્ત્રીઓના અતિશય પ્રસંગથી (અત્યંત મૈથુન કરવાને લીધે) મૂત્રમાં લોહી પડતું હોય તેણે મૈથુનથી અટકવું અને ધાતુને વધારનાર ઉપાયો કરવા, એ હિતકારી છે; ઉપરાંત તેને કૂકડાની ચરબીથી સંયુક્ત કરેલું તેલ ઉત્તરબસ્તિમાં હિતકારી થાય છે. ૫૯

કૌંચાંનાં ફળ વગેરેનું ચાટણ

स्वगुप्ताफलमृद्वीकाकृष्णेक्षुरसितारजः।
समांशमर्धभागानि क्षीरक्षौद्रघृतानि च ॥ ६० ॥
सर्वं सम्यग्विमथ्याक्षमात्रं लीढ्वा पयः पिबेत्।
हन्ति शुक्रक्षयोत्थांश्च दोषान् वन्ध्यासुतप्रदम् ॥ ६१ ॥

अन्वयः—स्वगुप्ताफल-मृद्वीका-कृष्ण इक्षु, असितारजः, समांशम्, अर्धभागानि च क्षीर-क्षौद्र-घृतानि-सर्वं सम्यग् विमथ्य अक्षमात्रं लीढ्वा पयः पिबेत्, (इदम् औषधं) शुक्र-क्षय-उत्थान् दोषान् हन्ति, वन्ध्या-सुतप्रदम् (चास्ति) ॥

કૌંચાનાં ફળો, દ્રાક્ષ, કાળી શેરડીનો રસ અને ગળોના ચૂર્ણને સમભાગે લેવાં અને દૂધ, મધ તથા ઘી અર્ધ અર્ધ ભાગે લેવાં; એ સર્વને એકઠાં કરી સારી રીતે મથી તેમાંથી એક તોલો ચાટી તે ઉપર દૂધ પીવું. આ ઔષધ વીર્યના ક્ષયને લીધે ઉત્પન્ન થયેલા રોગો મટાડે છે અને વાંઝણીને પુત્ર આપે છે.

ક્ષૌદ્રાર્ધભાગ-ઘૃત

क्षौद्रार्धभागः कर्तव्यो भागः स्यात् क्षीरसर्पिषोः ॥
शर्करायाश्च चूर्णं च द्राक्षाचूर्णं च तत्समम् ॥
स्वयंगुप्ताफलं चैव तथैवेक्षुरकस्य च ॥ ६३ ॥
पिप्पलीनां तथा चूर्णं समभागं प्रदापयेत्
तदेकध्यं समानीय खजेनातिविमथ्य च ॥ ६४ ॥
तस्य पाणितलं चूर्णं लिहेत क्षीरं ततः पिबेत्।
एतत् सर्पिः प्रयुञ्जानो योनिदोषात् प्रमुच्यते ॥ ६५ ॥

अन्वयः-क्षौद्र-अर्धभागः कर्तव्यः, क्षीरसर्पिषोः भागः स्यात्, शर्करायाः च चूर्णं, तत्समं च द्राक्षा-चूर्णं स्वयं-गुप्ताफलं च, तथा एव च इक्षुरकस्य च तथा पिप्पलीनां चूर्णं समभागं प्रदापयेत्, तद् एकध्यं समानीय खजेन च अतिविमथ्य तस्य पाणितलं चूर्णं लिहेत, ततः क्षीरं पिबेत्, एतत् सर्पिः प्रयुञ्जानो (स्त्री) योनिदोषात् प्रमुच्यते ॥

એક ભાગ દૂધ, એક ભાગ ઘી, અર્ધ ભાગ મધ એક ભાગ સાકરનું ચૂર્ણ, એક ભાગ દ્રાક્ષ, એક ભાગ કૌંચાનાં ફળ તથા એક ભાગ પીપરનું ચૂર્ણ એકઠાં કરી રવૈયાથી

+ ताम्रा चूडा यस्य स ताम्रचूडः, तस्य वसा, तया युक्तं तैलम्-કૂકડાની ચરબીથી યુક્ત કરેલું તેલ-તામ્રચૂડ-વસા-તૈલ કહેવાય છે.

સારી પેઠે મથીને તેમાંથી એક તોલો ચાટવું અને તેની ઉપર દૂધ પીવું. આ ઘીનો ઉપયોગ કરનારી સ્ત્રી યોનિના દોષથી મુક્ત થાય છે. ૬૨-૬૫

### કપૂરવાળી કપડાંની વાટ

कर्पूररजसा युक्ता वस्त्रवर्तिः शनैः शनैः।
मेढ्रमार्गान्तरे न्यस्ता मूत्राघातं व्यपोहति ॥६६॥

अन्वय.-कर्पूररजसा युक्ता वस्त्रवर्तिः शनैः शनैः मेढ्रमार्ग-अन्तरे न्यस्ता (सती) मूत्राघातं व्यपोहति ॥

કપૂરના ચૂર્ણથી સારી પેઠે ખરડેલી કપડાંની વાટ ધીરે ધીરે લિંગના માર્ગમાં બેસી મૂકી હોય તો તે મૂત્રાઘાતને મટાડે છે.

### ધાન્ય-ગોક્ષુરક-ઘૃત

धान्यगोक्षुरककाथकल्कसिद्धं घृतं हितम्।
मूत्रघाते मूत्रकृच्छ्रे शुक्रदोषे च दारुणे ॥ ६७॥

अन्वयः-धान्य-गोक्षुरकक्वाथ-कल्कसिद्धं घृतं मूत्रघाते मूत्रकृच्छ्रे च दारुणे शुक्रदोषे हितम् ॥

ધાણા અને ગોખરુના કવાથથી તથા કલ્કથી પકાવેલું ઘી મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને વીર્યના દારુણ દોષ ઉપર હિતકારી થાય છે.

### મૂત્રકૃચ્છ્ર તથા અશ્મરીનાં ઔષધો મૂત્રાઘાતમાં પણ યોજાય

मूत्रकृच्छ्रेऽश्मरीरोगे भेषजं यत्प्रकीर्तितम्।
मूत्राघातेषु सर्वेषु तत् कुर्याद्देशकालवित् ॥६८॥

अन्वयः-मूत्रकृच्छ्रे अश्मरीरोगे यत् भेषजं प्रकीर्तितं, तत् देशकालवित् सर्वेषु मूत्राघातेषु कुर्यात् ॥

મૂત્રકૃચ્છ્ર ઉપર તથા પથરી ઉપર જે ઔષધો કહ્યાં છે, તે સઘળાં દેશ તથા કાળને જાણતા વૈદ્યે સઘળા મૂત્રાઘાતો ઉપર પણ કરવાં. ૬૮

મૂત્રાઘાતનો અધિકાર સમાપ્ત

## अथ अश्मरीरोगाधिकारः।

## ૩૭ : અશ્મરી(પથરી)નો અધિકાર+

तत्राश्मरीसंख्यामाह-

### પથરીનાં પ્રાસેનાં નિદાન તથા ચારની સંખ્યા

वातपित्तकफैस्तिस्रश्चतुर्थी शुक्रजा मता।
प्रायः श्लेष्माश्रयाः सर्वा अश्मर्यः स्युर्यमोपमाः ॥१॥

अन्वयः-वात-पित्त-कफैः तिस्रः; चतुर्थी शुक्रजा मता; सर्वाः अश्मर्यः प्रायः श्लेष्माश्रयाः यमोपमाः स्युः ॥

વાયુથી, પિત્તથી અને કફથી, એમ ત્રણ પ્રકારની પથરીઓ થાય છે અને ચોથી પથરી વીર્યથી થતી મનાઈ છે. વીર્યથી થતી પથરી વિના બીજી સઘળી પથરીઓમાં ઘણું કરી કફ જ મૂળ કારણ હોય છે અને (વીર્યથી થતી પથરીમાં વીર્ય જ મૂળ કારણ હોય છે; કેટલાક વૈદ્યો તો વીર્યથી થતી પથરીમાં પણ કફને જ મૂળ કારણ માને છે.) એમ સઘળા પ્રકારની પથરીઓ લગભગ કફના આશ્રયવાળી હોઈને (ચિકિત્સા કરવામાં ન આવે તો) યમ જેવી ભયંકર થઈ પડે છે. ૧

टीका-श्लेष्माश्रयाः=श्लेष्मसमवायिकारणाः, शुक्रजां विना, शुक्रजायास्तु शुक्रस्यैव समवायिकारणत्वात्। अन्ये तु शुक्राश्मर्यामपि कफकारणत्वमिच्छन्ति। 'प्रायः' शब्दश्चात्र विशेषार्थ.। यमोपमाः-चिकित्सां विना ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अथाश्मरीसम्प्राप्तिमाह-

### પથરીની સંપ્રાપ્તિ

विशोषयेद्वस्तिगतं सशुक्रं, मूत्रं सपित्तं पवनः कफं वा। यदा तदाऽश्मर्युपजायते तु, क्रमेण पित्तेष्विव रोचना गोः ॥ २ ॥

अन्वयः-यदा पवनः वस्तिगतं सशुक्रं मूत्रं वा सपित्तं कफं विशोषयेत्, तदा तु गोः पित्तेषु रोचना इव क्रमेण अश्मरी उपजायते ॥

જ્યારે પવન (મૂત્રાશયમાં રહેલા) વીર્ય સહિત મૂત્રને અથવા પિત્ત સહિત કફને સુકાવે છે, ત્યારે જેમ ગાયના પિત્તાશયમાં ગોરોચના વધતી જાય છે, તેમ અનુક્રમે વધતી પથરી ઉત્પન્ન થાય છે. ૨

टीका-यदा पवनो वस्तिगतं सशुक्रं मूत्रं, सपित्तं

---

+ अश्मानं राति वात पित्त-कफ-शुक्र-निदानभूतैरिति-अश्मरी, अश्मन्-कर्मपूर्वकात् रा दाने इत्यस्मात् 'आतोऽनुपसर्गे कः'-गौरादिः-વાયુ, પિત્ત, કફ કે વીર્યરૂપ નિદાનથી અથવા પવનયુક્ત કફરૂપ મૂળ કારણના લીધે જે રોગમાં નાની પથરી થાય છે, તે રોગ અશ્મરી કે પથરી નામે કહેવાય છે. આ અશ્મરી રોગથી પણ ઉપર કહેલા મૂત્રાઘાતની પેઠે મૂત્રનું અટકવું થાય છે, તેથી એ રોગ જેનો જ આ રોગ હોવાથી તેના પછી લાગલો જ આ રોગનો અધિકાર શરૂ કરાય છે.

कफं वा शोषमुन्नयेत्, तदाऽश्मरी भवति; क्रमेण=क्रमशो वर्धमाना। गोः पित्तेषु रोचनेवेत्यन्वयः॥ (આનો અર્થ ઉપર છે.)

तस्या अनेकदोषाश्रयत्वमाह–

**नैकदोषाश्रयाः सर्वाः,**

अन्वयः–सर्वाः (अश्मर्यः) नैकदोष–आश्रयाः (स्युः)॥

સઘળા પ્રકારની પથરીઓ અનેક દોષોના આશ્રયવાળી હોય છે.

अश्मरीपूर्वलक्षणमाह–

### પથરીનું પૂર્વરૂપ

**अथासां पूर्वलक्षणम्॥**
**बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक्।**
**मूत्रे बस्तसगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरोऽरुचिः॥३॥**

अन्वयः–अथ आसां पूर्वलक्षणं (यथा–) बस्ति–आध्मानं, तद्–आसन्न–देशेषु परितः अतिरुक्, मूत्रे बस्त–सगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरः अरुचिः (स्यात्)॥

હવે એ પથરી થવાની હોય ત્યારે તેની પહેલાંનાં જે લક્ષણો થાય છે, તે આ પ્રમાણે છેઃ મૂત્રાશય ફૂલી જાય, મૂત્રાશયની આસપાસનાં સ્થાનોમાં ચોપાસ અત્યંત વેદના થાય, મૂત્રમાં બકરાના જેવી ગંધ થાય, મૂત્રકૃચ્છ્ર થાય, તાવ આવે અને અરુચિ થાય છે. ૩

टीका–बस्तः=छागलकः॥ (અર્થ ઉપર છે.)

सामान्यं लक्षणमाह–

### પથરીનું સામાન્ય લક્ષણ

**सामान्यलिङ्गं रुङ् नाभिसेवनीबस्तिमूर्धसु।**
**विशीर्णधारं मूत्रं स्यात्तया मार्गनिरोधने॥४॥**
**तद्व्यपायात् सुखं मेहेदच्छं गोमेदकोपमम्।**
**तत्संक्षोभात् क्षते सास्रमायासाच्चातिरुग् भवेत्॥**

अन्वयः–(अश्मर्याः) सामान्यलिङ्गं यथा–नाभि–सेवनी–बस्ति–मूर्धसु रुक्, तया मार्गनिरोधने विशीर्ण–धारं मूत्रं स्यात्, तद्–व्यपायात् गोमेदक–उपमम् अच्छं सुखं मेहेत्, तद्–सङ्क्षोभात् क्षते सास्रं (मेहेत्), आयासात् च अतिरुक् भवेत्॥

પથરી થઈ હોય તો તેનું સામાન્ય લક્ષણ આ હોય છે કે, નાભિમાં, સીવણીમાં અને નાભિથી નીચેના પ્રદેશમાં પીડા થાય; મૂત્રને વહેતા સ્રોતનું પથરીથી અટકવું થતાં મૂત્રની ધાર વચમાં કપાયેલી થાય છે; કોઈક સમયે વાયુને લીધે પથરી મૂત્રના માર્ગથી બીજે ઠેકાણે જતી રહે છે, ત્યારે ગોમેદ નામના કાંઈક રાતા મણિ જેવા રંગવાળું આછું મૂત્ર સુખેથી ઊતરે છે અને પથરીના સંચારથી મૂત્રનો માર્ગ ઘસાવાને લીધે મૂત્રના સ્રોતમાં ચાંદું પડતાં જોર કરવાથી લોહીવાળું મૂત્ર નીકળે છે તથા અત્યંત વેદના થાય છે. ૪,૫

टीका–बस्तिमूर्धा=नाभेरधोदेशः, विशीर्णधारं=सविच्छेदधारं, तया=अश्मर्या, मार्गः=मूत्रवाहि–स्रोतः, तद्व्यपायात्=कदाचित् वायुनाऽश्मर्या मूत्रमार्गादन्यत्र गमनात् सुखं मेहेत्=मूत्रयेत्। गोमेदकोपमम्–गोमेदकः=मणिः किञ्चिल्लोहितः तद्वर्णं; तत्सङ्क्षोभात्=तस्या अश्मर्याः सञ्चारात्, घर्षणेन मूत्रवहे स्रोतसि क्षते जाते, सास्रं=सरक्तं, मेहेत्। आयासात्=प्रवाहणादिजनितात्॥ (આનો અર્થ ઉપર છે.)

वातोल्बणलक्षणमाह–

### વાયુના પ્રકોપવાળી પથરીનું લક્ષણ

**तत्र वाताद् भृशं चार्तो दन्तान् खादति वेपते।**
**मृद्नाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन्॥६॥**
**सानिलं मुञ्चति शकृन्मुहुर्मेहति बिन्दुशः।**
**श्यावा रूक्षाऽश्मरी सा स्यात् सञ्चिता कण्टकैरिव॥**

अन्वयः–तत्र च वातात् भृशम् आर्तः दन्तान् खादति, वेपते, मेहनं मृद्नाति, नाभिं पीडयति, अनिशं क्वणन् सानिलं शकृत् मुञ्चति, मुहुर् बिन्दुशः मेहति, सा अश्मरी श्यावा, रूक्षा, कण्टकैः सञ्चिता इव स्यात्॥

એ પથરીમાં જો વાયુનો પ્રકોપ હોય તો તેથી માણસ બહુ જ પીડાય છે; દાંત કરડે છે; ધ્રૂજે છે; લિંગને મસળી નાખે છે; નાભિને દબાવ્યા કરે છે; નિરંતર કણસ્યા કરે છે; અપાનવાયુની સાથે વિષ્ઠાને કાઢે છે; વારંવાર ટીપું ટીપું મૂતર્યા કરે છે. એ પથરી કાળાશવાળી, રૂક્ષ અને જાણે કાંટાઓથી છવાઈ હોય તેવી થાય છે. ૬,૭

### વાયુના પ્રકોપવાળી પથરીની ચિકિત્સા

**तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते॥८॥**

अन्वयः–तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रमः इष्यते॥

પથરીનાં પૂર્વરૂપો થતાં જ (પ્રથમ) સ્નેહન આદિના પ્રયોગો કરવા જોઈએ. ૮

कफं वा शोषमुपनयेत् तदाऽश्मरी भवति; क्रमेण=क्रमशो वर्धमाना। गोः पित्तेषु रोचनैवेत्यन्वयः॥ (આનો અર્થ ઉપર છે.).

तस्या अनेकदोषाश्रयत्वमाह-

नैकदोषाश्रयाः सर्वाः,

अन्वयः-सर्वाः (अश्मर्यः) नैकदोष-आश्रयाः (स्युः)॥

સઘળા પ્રકારની પથરીઓ અનેક દોષોના આશ્રયવાળી હોય છે.

अश्मरीपूर्वलक्षणमाह-

પથરીનું પૂર્વરૂપ

अथासां पूर्वलक्षणम्॥

बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक्।
मूत्रे बस्तसगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरोऽरुचिः॥३॥

अन्वयः-अथ आसां पूर्वलक्षणं (यथा-) बस्ति-आध्मानं, तद्-आसन्न-देशेषु परितः अतिरुक्, मूत्रे बस्त-सगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरः अरुचिः (स्यात्)॥

હવે એ પથરી થવાની હોય ત્યારે તેની પહેલાંનાં જે લક્ષણો થાય છે, તે આ પ્રમાણે છેઃ મૂત્રાશય ફૂલી જાય, મૂત્રાશયની આસપાસનાં સ્થાનોમાં ચોપાસ અત્યંત વેદના થાય, મૂત્રમાં બકરાના જેવી ગંધ થાય, મૂત્રકૃચ્છ્ર થાય, તાવ આવે અને અરુચિ થાય છે. ૩

टीका-बस्तः=छागलकः॥ (અર્થ ઉપર છે.)

सामान्यं लक्षणमाह-

પથરીનું સામાન્ય લક્ષણ

सामान्यलिङ्गं रुङ् नाभिसेवनीबस्तिमूर्धसु।
विशीर्णधारं मूत्रं स्यात्तया मार्गनिरोधने॥४॥
तद्व्यपायात् सुखं मेहेदच्छं गोमेदकोपमम्।
तत्संक्षोभात् क्षते सास्रमायासाच्चातिरुग् भवेत्॥

अन्वयः-(अश्मर्याः) सामान्यलिङ्गं यथा-नाभि-सेवनी-बस्ति-मूर्धसु रुक्, तया मार्गनिरोधने विशीर्ण-धारं मूत्रं स्यात्, तद्-व्यपायात् गोमेदक-उपमम् अच्छं सुखं मेहेत्, तत्-संक्षोभात् क्षते सास्रं (मेहेत्), आयासात् च अतिरुक् भवेत्॥

પથરી થઈ હોય તો તેનું સામાન્ય લક્ષણ આ હોય છે કે, નાભિમાં, સીવણીમાં અને નાભિથી નીચેના પ્રદેશમાં પીડા થાય; મૂત્રને વહેતા સ્રોતનું પથરીથી અટકવું થતાં મૂત્રની ધાર વચમાં કપાયેલી થાય છે; કોઈક સમયે વાયુને લીધે પથરી મૂત્રના માર્ગથી બીજે ઠેકાણે જતી રહે છે, ત્યારે ગોમેદ નામના કાંઈક રાતા મણિ જેવા રંગવાળું આછું મૂત્ર સુખેથી ઊતરે છે અને પથરીના સંચારથી મૂત્રનો માર્ગ ઘસાવાને લીધે મૂત્રના સ્રોતમાં ચાંદું પડતાં જોર કરવાથી લોહીવાળું મૂત્ર નીકળે છે તથા અત્યંત વેદના થાય છે. ૪,૫

टीका-बस्तिमूर्धा=नाभेरधोदेशः, विशीर्णधारं=सविच्छेदधारं, तया=अश्मर्या, मार्गः=मूत्रवाहि-स्रोतः, तद्व्यपायात्=कदाचित् वायुनाऽश्मर्या मूत्रमार्गादन्यत्र गमनात् सुखं मेहेत्=मूत्रयेत्। गोमेदकोपमम्-गोमेदकः=मणिः किञ्चिल्लोहितः तद्वर्णं; तत्संक्षोभात्=तस्या अश्मर्याः संचारात्, घर्षणेन मूत्रवहे स्रोतसि क्षते जाते, सास्रं=सरक्तं, मेहेत्। आयासात्=प्रवाहणादिजनितात्॥ (આનો અર્થ ઉપર છે.)

वातोल्बणलक्षणमाह-

વાયુના પ્રકોપવાળી પથરીનું લક્ષણ

तत्र वाताद् भृशं चार्तो दन्तान् खादति वेपते।
मृद्नाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन्॥६॥
सानिलं मुञ्चति शकृन्मुहुर्मेहति बिन्दुशः।
श्यावा रूक्षाऽश्मरी सा स्यात् संचिता कण्टकैरिव॥७॥

अन्वयः-तत्र च वातात् भृशम् आर्तः दन्तान् खादति, वेपते, मेहनं मृद्नाति, नाभिं पीडयति, अनिशं क्वणन् सानिलं शकृत् मुञ्चति, मुहुर् बिन्दुशः मेहति, सा अश्मरी श्यावा, रूक्षा, कण्टकैः संचिता इव स्यात्॥

એ પથરીમાં જો વાયુનો પ્રકોપ હોય તો તેથી માણસ બહુ જ પીડાય છે; દાંત કરડે છે; ધ્રૂજે છે; લિંગને મસળી નાખે છે; નાભિને દબાવ્યા કરે છે; નિરંતર કણસ્યા કરે છે; અપાનવાયુની સાથે વિષ્ઠાને કાઢે છે; વારંવાર ટીપું ટીપું મૂતર્યા કરે છે. એ પથરી કાળાશવાળી, રૂક્ષ અને જાણે કાંટાઓથી છવાઈ હોય તેવી થાય છે. ૬,૭

વાયુના પ્રકોપવાળી પથરીની ચિકિત્સા

तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते॥८॥

अन्वयः-तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रमः इष्यते॥

પથરીનાં પૂર્વરૂપો થતાં જ (પ્રથમ) સ્નેહન આદિના પ્રયોગો કરવા જોઈએ. ૮

સારી પેઠે મથીને તેમાથી એક તોલો ચાટવું અને તેની ઉપર દૂધ પીવું. આ ઘીનો ઉપયોગ કરનારી સ્ત્રી યોનિના દોષથી મુક્ત થાય છે. ૧૨-૬૫

કપૂરવાળી કપડાંની વાટ

कर्पूररजसा युक्ता वस्त्रवर्तिः शनैः शनैः।
मेढ्रमार्गान्तरे न्यस्ता मूत्राघातं व्यपोहति ॥६६॥

अन्वय.-कर्पूररजसा युक्ता वस्त्रवर्तिः शनैः शनैः मेढ्रमार्ग-मन्तरे न्यस्ता ( सती ) मूत्राघातं व्यपोहति ॥

કપૂરના ચૂર્ણથી સારી પેઠે ખરડેલી કપડાંની વાટ ધીરે ધીરે લિંગના માર્ગમાં ખોસી મૂકી હોય તો તે મૂત્રાઘાતને મટાડે છે.

ધાન્ય-ગોક્ષુરક-ઘૃત

धान्यगोक्षुरकक्काथकल्कसिद्धं घृतं हितम्।
मूत्रघाते मूत्रकृच्छ्रे शुक्रदोषे च दारुणे॥ ६७॥

अन्वयः-धान्य-गोक्षुरक्काथ-कल्कसिद्ध घृत मूत्रघाते मूत्रकृच्छ्रे च दारुणे शुक्रदोषे हितम् ॥

ધાણા અને ગોખરુના કવાથથી તથા કલ્કથી પકાવેલું ઘી મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને વીર્યના દારુણ દોષ ઉપર હિતકારી થાય છે.

મૂત્રકૃચ્છ્ર તથા અશ્મરીનાં ઓષધો મૂત્રાઘાતમાં પણ યોજાય

मूत्रकृच्छ्रेऽश्मरीरोगे भेषजं यत्प्रकीर्तितम्।
मूत्राघातेषु सर्वेषु तत् कुर्याद्देशकालवित् ॥६८॥

अन्वयः-मूत्रकृच्छ्रे अश्मरीरोगे यत् भेषजं प्रकीर्तितं, तत् देशकालवित् सर्वेषु मूत्राघातेषु कुर्यात् ॥

મૂત્રકૃચ્છ્ર ઉપર તથા પથરી ઉપર જે ઓષધો કહ્યાં છે, તે સઘળાં દેશ તથા કાળને જાણતા વૈદ્ય સઘળા મૂત્રાઘાતો ઉપર પણ કરવાં. ૬૮

મૂત્રાઘાતનો અધિકાર સમાપ્ત

## अथ अश्मरीरोगाधिकारः।

## ૩૭ : અશ્મરી( પથરી )નો અધિકાર+

तत्राश्मरीसंख्यामाह-

પથરીનાં પાસેનાં નિદાન તથા ચારની સંખ્યા

वातपित्तकफैस्तिस्रश्चतुर्थी शुक्रजा मता।
प्रायः श्लेष्माश्रयाः सर्वा अश्मर्यः स्युर्यमोपमाः॥१॥

अन्वयः-वात-पित्त-कफैः तिस्रः; चतुर्थी शुक्रजा मता; सर्वाः अश्मर्यः प्रायः श्लेष्माश्रयाः यमोपमाः स्युः ॥

વાયુથી, પિત્તથી અને કફથી, એમ ત્રણ પ્રકારની પથરીઓ થાય છે અને ચોથી પથરી વીર્યથી થતી મનાઈ છે. વીર્યથી થતી પથરી વિના બીજી સઘળી પથરીઓમાં ઘણું કરી કફ જ મૂળ કારણ હોય છે અને (વીર્યથી થતી પથરીમાં વીર્ય જ મૂળ કારણ હોય છે; કેટલાક વૈદ્યો તો વીર્યથી થતી પથરીમા પણ કફને જ મૂળ કારણ માને છે.) એમ સઘળા પ્રકારની પથરીઓ લગભગ કફના આશ્રયવાળી હોઈને (ચિકિત્સા કરવામાં ન આવે તો) યમ જેવી ભયંકર થઈ પડે છે. ૧

टीका-श्लेष्माश्रयाः=श्लेष्मसमवायिकारणाः, शुक्रजां विना, शुक्रजायास्तु शुक्रस्यैव समवायिकारणत्वात्। अन्ये तु शुक्राश्मर्यामपि कफकारणत्वमिच्छन्ति। 'प्रायः' शब्दश्चात्र विशेषार्थ.। यमोपमाः-चिकित्सां विना ॥
(આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अथाश्मरीसम्प्राप्तिमाह-

પથરીની સંપ્રાપ્તિ

विशोषयेद्बस्तिगतं सशुक्रं मूत्रं सपित्तं पवनः कफं वा। यदा तदाऽश्मर्युपजायते तु, क्रमेण पित्तेष्विव रोचना गोः॥ २॥

अन्वयः-यदा पवन. बस्तिगत सशुक्रं मूत्रं वा सपित्तं कफं विशोषयेत्, तदा तु गोः पित्तेषु रोचना इव क्रमेण अश्मरी उपजायते ॥

જ્યારે પવન (મૂત્રાશયમાં રહેલા) વીર્ય સહિત મૂત્રને અથવા પિત્ત સહિત કફને સુકાવે છે, ત્યારે જેમ ગાયના પિત્તાશયમાં ગોરોચના વધતી જાય છે, તેમ અનુક્રમે વધતી પથરી ઉત્પન્ન થાય છે. ૨

टीका-यदा पवनो बस्तिगत सशुक्रं मूत्रं, सपित्तं

+ अश्मानं राति वात पित्त-कफ-शुक्र-निदानमूलैरिति-अश्मरी, अश्मन्-कर्मपूर्वकात् रा दाने इत्यस्मात् 'आतोऽनुपसर्गे कः'-गौरादिः-વાયુ, પિત્ત, કફ કે વીર્યરૂપ નિદાનથી અથવા પવનયુક્ત કફરૂપ મૂળ કારણના લીધે જે રોગમાં નાની પથરી થાય છે, તે રોગ અશ્મરી કે પથરી નામે કહેવાય છે. આ અશ્મરી રોગથી પણ ઉપર કહેલા મૂત્રાઘાતની પેઠે મૂત્રનું અટકવું થાય છે, તેથી એ રોગ જેવો જ આ રોગ હોવાથી તેના પછી લાગલો જ આ રોગનો અધિકાર શરૂ કરાય છે.

कफं वा शोषमुपनयेत् तदाऽश्मरी भवति; क्रमेण=क्रमशो वर्धमाना। गोः पित्तेषु रोचनेवेत्यन्वयः॥ (આનો અર્થ ઉપર છે.)

तस्या अनेकदोषाश्रयत्वमाह–

नैकदोषाश्रयाः सर्वाः,

अन्वयः–सर्वाः (अश्मर्यः) नैकदोष-आश्रयाः (स्युः)॥

સઘળા પ્રકારની પથરીઓ અનેક દોષોના આશ્રયવાળી હોય છે.

अश्मरीपूर्वलक्षणमाह–

### પથરીનું પૂર્વરૂપ

अथासां पूर्वलक्षणम्॥

बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक्।
मूत्रे बस्तसगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरोऽरुचिः॥ ३॥

अन्वयः–अथ आसां पूर्वलक्षणं (यथा–) बस्ति-आध्मानं, तद्-आसन्न-देशेषु परितः अतिरुक्, मूत्रे बस्त-सगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरः अरुचिः (स्यात्)॥

હવે એ પથરી થવાની હોય ત્યારે તેની પહેલાંનાં જે લક્ષણો થાય છે, તે આ પ્રમાણે છેઃ મૂત્રાશય ફૂલી જાય, મૂત્રાશયની આસપાસનાં સ્થાનોમાં ચોપાસ અત્યંત વેદના થાય, મૂત્રમાં બકરાના જેવી ગંધ થાય, મૂત્રકૃચ્છ્ર થાય, તાવ આવે અને અરુચિ થાય છે. ૩

टीका–बस्तः=छागलकः॥ (અર્થ ઉપર છે.)

सामान्यं लक्षणमाह–

### પથરીનું સામાન્ય લક્ષણ

सामान्यलिङ्गं रुङ् नाभिसेवनीबस्तिमूर्धसु।
विशीर्णधारं मूत्रं स्यात्तया मार्गनिरोधने॥ ४॥
तद्व्यपायात् सुखं मेहेदच्छं गोमेदकोपमम्।
तत्संक्षोभात् क्षते सास्रमायासाच्चातिरुग् भवेत्॥

अन्वयः–(अश्मर्याः) सामान्यलिङ्गं यथा–नाभि-सेवनी-बस्ति-मूर्धसु रुक्, तया मार्गनिरोधने विशीर्ण-धारं मूत्रं स्यात्, तद्-व्यपायात् गोमेदक-उपमम् अच्छं सुखं मेहेत्, तत्-संक्षोभात् क्षते सास्रं (मेहेत्), आयासात् च अतिरुक् भवेत्॥

પથરી થઈ હોય તો તેનું સામાન્ય લક્ષણ આ હોય છે કે, નાભિમાં, સીવણીમાં અને નાભિથી નીચેના પ્રદેશમાં પીડા થાય; મૂત્રને વહેતા સ્રોતનું પથરીથી અટકવું થતાં મૂત્રની ધાર વચમાં કપાયેલી થાય છે; કોઈક સમયે વાયુને લીધે પથરી મૂત્રના માર્ગથી બીજે ઠેકાણે જતી રહે છે, ત્યારે ગોમેદ નામના કાંઈક રાતા મણિ જેવા રંગવાળું આછું મૂત્ર સુખેથી ઊતરે છે અને પથરીના સંચારથી મૂત્રનો માર્ગ ઘસાવાને લીધે મૂત્રના સ્રોતમાં ચાંદું પડતાં જોર કરવાથી લોહીવાળું મૂત્ર નીકળે છે તથા અત્યંત વેદના થાય છે. ૪,૫

टीका–बस्तिमूर्धा=नाभेरधोदेशः, विशीर्णधारं=सविच्छेदधारं, तया=अश्मर्या, मार्गः=मूत्रवाहि-स्रोतः, तद्व्यपायात्=कदाचित् वायुनाऽश्मर्या मूत्रमार्गादन्यत्र गमनात् सुखं मेहेत्=मूत्रयेत्। गोमेदकोपमम्–गोमेदकः=मणिः किञ्चिल्लोहितः तद्वर्णे; तत्संक्षोभात्=तस्या अश्मर्याः सञ्चारात्, घर्षणेन मूत्रवहे स्रोतसि क्षते जाते, सास्रं=सरक्तं, मेहेत्। आयासात्=प्रवाहणादिजनितात्॥ (આનો અર્થ ઉપર છે.)

वातोल्बणलक्षणमाह–

### વાયુના પ્રકોપવાળી પથરીનું લક્ષણ

तत्र वाताद् भृशं चार्तो दन्तान् खादति वेपते।
मृद्नाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन्॥६॥
सानिलं मुञ्चति शकृन्मुहुर्मेहति बिन्दुशः।
श्यावा रूक्षाऽश्मरी सा स्यात् सञ्चिता कण्टकैरिव॥

अन्वयः–तत्र च वातात् भृशम् आर्तः दन्तान् खादति, वेपते, मेहनं मृद्नाति, नाभिं पीडयति, अनिशं क्वणन् सानिलं शकृत् मुञ्चति, मुहुर् बिन्दुशः मेहति, सा अश्मरी श्यावा, रूक्षा, कण्टकैः सञ्चिता इव स्यात्॥

એ પથરીમાં જો વાયુનો પ્રકોપ હોય તો તેથી માણસ બહુ જ પીડાય છે; દાંત કરડે છે; ધ્રૂજે છે; લિંગને મસળી નાખે છે; નાભીને દબાવ્યા કરે છે; નિરંતર કણસ્યા કરે છે; અપાનવાયુની સાથે વિષ્ઠાને કાઢે છે; વારંવાર ટીપું ટીપું મૂતર્યા કરે છે. એ પથરી કાળાશવાળી, રૂક્ષ અને જાણે કાંટાઓથી છવાઈ હોય તેવી થાય છે. ૬,૭

### વાયુના પ્રકોપવાળી પથરીની ચિકિત્સા

तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते॥ ८॥

अन्वयः–तस्याः पूर्वेषु रूपेषु स्नेहादिक्रमः इष्यते॥

પથરીનાં પૂર્વરૂપો થતાં જ (પ્રથમ) સ્નેહન આદિના પ્રયોગો કરવા જોઈએ. ૮

### શુંઠ્યાદિ કષાય*

शुण्ठ्यग्निमन्थपाषाणशिग्रुवरुणगोक्षुरैः ।
काश्मर्यारग्वधफलैः क्वाथं कृत्वा विचक्षणः ॥९॥
रामठक्षारलवणचूर्णं दत्त्वा पिबेन्नरः ।
अश्मरीमूत्रकृच्छ्रघ्नं दीपनं पाचनं परम् ॥
हन्यात् कोष्ठाश्रितं वातं कट्यूरुगुदमेढ्रगम् ॥१०॥

अन्वयः-विचक्षणः नरः शुण्ठी-अग्निमन्थ-पाषाण-शिग्रु-वरुण-गोक्षुरैः, काश्मरी-आरग्वधफलैः क्वाथं कृत्वा रामठक्षारलवणचूर्णं दत्त्वा पिबेत्, (तत्-पानं) अश्मरी-मूत्रकृच्छ्र-घ्नं दीपनं परं पाचनं (सत्) कोष्ठ-आश्रितं कटी-ऊरु-गुद-मेढ्रगं वातं हन्यात् ॥

સમજુ માણસે સૂંઠ, અરણી, પાષાણભેદ, સરગવો, વાયવરણાં, ગોખરુ, સીવણનાં ફળ અને ગરમાળાનાં ફળોનો ક્વાથ કરી તેમાં હિંગ, જવખાર, અને સિંધવનું ચૂર્ણ નાખીને પીવો; કેમ કે તે પથરીનો તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા અતિશય પાચન હોઈ કોઠાનો, કેડનો, સાથળનો, ગુદાનો અને લિંગમાં રહેલા વાયુનો નાશ કરે છે. ૯,૧૦

### એલાદિ ક્વાથ+

एलोपकुल्यामधुकाश्मभेद,-कौन्तीश्वदंष्ट्रावृष-कोरुबूकैः । शृतं पिबेदश्मजतु प्रगाढं, सशर्करं चाश्मरिमूत्रकृच्छ्रे ॥ ११ ॥

अन्वयः-अश्मरी-मूत्रकृच्छ्रे एला-उपकुल्या मधुक-अश्मभेद-कौन्ती-श्वदंष्ट्रा-वृषक-उरुबूकैः शृतम् अश्मजतु सशर्करं च प्रगाढं पिबेत् ॥

અશ્મરી તથા મૂત્રકૃચ્છ્રમાં એલચી, પીપર, જેઠીમધ, પાષાણભેદ, નગડનાં બીજ, ગોખરુ, અરડૂસો અને એરંડો-એટલાંના ક્વાથમાં શિલાજિતને સારી પેઠે પકાવી સાકર નાખી તે ખૂબ પીવો. ૧૧

### વરુણાદિ ક્વાથ÷

वरुणस्य त्वचं श्रेष्ठां शुण्ठीगोक्षुरसंयुताम् ।
यवक्षारगुडं दत्त्वा क्वाथयित्वा पिबेद्धिमम् ॥
अश्मरीं वातजां हन्ति चिरकालानुबन्धिनीम् ॥१२॥

अन्वयः-वरुणस्य श्रेष्ठां त्वचं शुण्ठी-गोक्षुरसंयुतां यवक्षार-गुडं दत्त्वा क्वाथयित्वा हिमं पिबेत्, (तत्) चिरकाल-अनुबन्धिनीं वातजाम् अश्मरीं हन्ति ॥

વાયવરણાની ઉત્તમ છાલ, સૂંઠ, ગોખરુ, જવખાર અને ગોળનો ક્વાથ ઠંડો થયા પછી પીવો; તે લાંબા કાળની વાયુની પથરીને મટાડે છે. ૧૨

### પાષાણભેદાદ્ય ઘૃત×

पाषाणभेदो वसुको वशिरोऽश्मन्तकस्तथा ।
शतावरी श्वदंष्ट्रा च बृहती कण्टकारिका ॥ १३ ॥
कपोतवङ्कार्त्तगलकाञ्चनोशीरगुन्द्रकाः ।
वृक्षादनी भल्लुकश्च वरुणः शाकजं फलम् ॥१४॥
यवाः कुलत्थाः कोलानि कतकस्य फलानि च ।
ऊषकादिप्रतीवापमेषां क्वाथे शृतं घृतम् ।
भिनत्ति वातसम्भूतामश्मरीं क्षिप्रमेव तु ॥ १५ ॥

अन्वयः-पाषाणभेदः वसुकः वशिरः अश्मन्तकः तथा शतावरी श्वदंष्ट्रा च बृहती कण्टकारिका कपोत-वङ्क-आर्त्तगल-काञ्चन-उशीर-गुन्द्रकाः, वृक्षादनी-भल्लुकः च वरुणः शाकजं फलं यवाः कुलत्थाः कोलानि च कतकस्य फलानि, एषां क्वाथे ऊषकादि-प्रतीवाप (कृत्वा) शृतं घृतं वातसंभूताम् अश्मरीं तु क्षिप्रम् एव भिनत्ति ॥

ખમણો પાષાણભેદ, સાંભરલૂણ, હરિયાઈ લૂણ, મુંજ, શતાવરી, ગોખરુ, મોટી-ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, બ્રાહ્મી, કાંટાઅશેળિયો, કાંચનાર, વાળો, ગોંદરો નામનું ઘાસ, વૃક્ષાદની—વંદા, ટીંબરુ, વાયવરણાં, સાગરનું ફળ, જવ, કળથી, બોર અને નિર્મળીનાં ફળોનો ક્વાથ કરી તેમાં ઊષકાદિ-ગણનાં ઔષધો નાખી તે ક્વાથમાં

---

* शुण्ठी आदिर्येषां तानि, तेषां कषायः-જેમાં સૂંઠ મુખ્ય-પહેલી હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-શુંઠ્યાદિકષાય કહેવાય છે.

+ एला आदिर्येषां तानि, तेषां क्वाथः-જેમાં એલચી પહેલી હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો એલાદિક્વાથ કહેવાય છે.

÷ वरुणः आदिर्येषां तानि, तेषां क्वाथः-વાયવરણાં જેમાં પહેલાં હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો વરુણાદિક્વાથ કહેવાય છે.

× पाषाणभेदः आद्यः येषां तानि-पाषाणभेदाद्यानि, तैः तेषां वा क्वाथे पक्वं-घृतम्-પાષાણભેદ જેમાં મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંના ઉકાળામાં પકવેલું ઘી-પાષાણભેદાદ્યઘૃત કહેવાય છે.

પકાવેલું ઘી ખાધું હોય તો વાયુથી થયેલી પથરીને તે તરત જ તોડે છે. ૧૩-૧૫

### વીરતરાદિગણ અને તેમાં-લેવાના ખોરાકો

क्षारान् यवागूः पेयाश्च कषायांश्च पयांसि च ।
भोजनानि प्रकुर्वीत वर्गेऽस्मिन् वातनाशने ॥१६॥
वीरवृक्षोऽग्निमन्थश्च काशवृक्षादनीकुशाः ।
मोरटेन्दीवर. सूर्यभक्ता गोक्षुरटुण्टुकाः ॥ १७ ॥
वसुको वशिरो दर्भशैरीयावश्मभेदकः ।
गुन्द्रो नलः कुरुण्टश्च गणो वीरतरादिकः ॥
अश्मरीशर्कराकृच्छ्रमारुतार्तिहरो मतः ॥ १८ ॥

अन्वय.-वीरवृक्षः अग्निमन्थ. च काश-वृक्षादनी-कुशाः मोरटा-इन्दीवरः, सूर्यभक्ता, गोक्षुर-टुण्टुकाः, वसुकः वशिरः दर्भ-शैरीयौ अश्मभेदकः गुन्द्रः नलः च कुरुण्टः-(अयं) वीरतरादिकः गण. मत', (स च) अश्मरी-शर्करा-कृच्छ्र-मारुत-आर्तिहरः (अस्ति)। वातनाशने अस्मिन् वर्गे क्षारान् यवागूः च पेयाः च कषायान् च पयांसि भोजनानि प्रकुर्वीत ॥

આસોદરો, અરણી, કાસડો, વૃક્ષાદની-વંદા, દર્ભ, શેરડીનાં મૂળ, કાળું કમળ, સૂરજમુખી, ગોખરુ, અરડૂસો, સાંભરલૂણ, દરિયાઈ લૂણ, બીજી જાતનો દર્ભ, કાંટાઅશેળિયો, પાષાણભેદ, ગોંદરો નામનું ખડ, બરુ અને ધોળો કાંટાઅશેળિયો, એ 'વીરતરાદિ-ગણ' કહેવાય છે. આ સઘળાં ઔષધો પથરી, કાંકરી, મૂત્રકૃચ્છ્ર અને વાયુની પીડા હરનારાં છે; માટે વાયુનાશક એ ઔષધોમાં ક્ષારો, યવાગૂ, પેયા, ક્વાથો અને દૂધનાં ભોજનો કરવાં જોઈએ. ૧૬-૧૮

### પિત્તની પથરીનું લક્ષણ

पित्तेन दह्यते बस्तिः पच्यमान इवोष्मणा ।
भल्लातकास्थिसंस्थाना रक्ता पीता सिताश्मरी॥१९॥

अन्वय.-पित्तेन (जाता) अश्मरी भल्लातक-अस्थि-संस्थाना रक्ता पीता सिता (चापि भवति, तया) बस्तिः उष्मणा पच्यमानः इव दह्यते ॥

પિત્તને લીધે થયેલી પથરી ભિલામાના ઠળિયા જેવી અને રાતી, પીળી તથા ધોળી પણ હોય છે; આ પથરીથી મૂત્રાશય જાણે અગ્નિથી રંધાતો હોય તેમ (પિત્તથી) બળ્યા કરે છે. ૧૯

## પિત્તની પથરીની ચિકિત્સા

### કુશાદ્યઘૃત=

कुशः काशः शरो गुन्द्र उत्कटो मोरटाश्मभित् ।
दर्भो विदारी वाराही शालिमूलं त्रिकण्टकः ॥२०॥
भल्लुकः पाटला पाठा पत्तूरोऽथ कुरुण्टिका ।
पुनर्नवा शिरीषश्च क्वथितास्तेषु साधितम् ॥२१॥
घृतं शिलाह्वमधुकैर्बीजैरिन्दीवरस्य च ।
त्रपुसैर्वारुकादीनां बीजैश्चावापितं शुभम् ॥
भिनत्ति पित्तसम्भूतामश्मरीं क्षिप्रमेव च ॥ २२ ॥

अन्वयः-कुशः काशः शरः गुन्द्रः उत्कटः मोरटा अश्मभित् दर्भः विदारी वाराही शालिमूलं त्रिकण्टकः भल्लुकः पाटला पाठा पत्तूरः अथ कुरुण्टिका पुनर्नवा च शिरीषः-क्वथिता, तेषु साधितं च शिलाह्व-मधुकैः च इन्दीवरस्य बीजैः, त्रपुस-एर्वारुक-आदीनां च बीजैः आवापितं शुभं घृतं क्षिप्रम् एव च पित्तसम्भूताम् अश्मरीं भिनत्ति ॥

દર્ભ, કાસડો, પાનબાજરિયુ, ગોંદરો નામનું ખડ, ઊંટકટો, શેરડીનાં મૂળ, પાષાણભેદ, બીજી જાતનો દર્ભ, વિદારીકંદ, વારાહીકંદ, રાતી સાળનાં મૂળ, ગોખરુ, ટીંબરુ, કાંકચ, કાળીપાટ, પતંગ, ધોળો કાંટાઅશેળિયો, સાટોડી અને સરસડિયાના ક્વાથમાં પકવેલું તેમજ શિલાજિત, જેઠીમધ, ઈંદીવર નામના કાળા કમળનાં બીજ, કાકડીનાં બીજ અને ત્રપુસ નામની કાકડીનાં બીજનું ચૂર્ણ નાખેલું ઉત્તમ ઘી (ખાધું હોય તો) તરત જ પિત્તથી થયેલી પથરીને તોડી નાખે છે. ૨૦-૨૨

टीका-बीज=बीजसारः, सोजबीज वा ॥

क्षारान् यवागूः पेयाश्च कषायांश्च पयांसि च ।
भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् पित्तनाशने ॥
वर्गेणैतेन यथालाभं परिभाषा प्रवर्तते ॥ २३ ॥

अन्वयः-पित्तनाशने अस्मिन् वर्गे क्षारान् यवागूः च पेयाः च कषायान् च पयांसि च भोजनानि कुर्वीत । वर्गेणैतेन यथालाभं परिभाषा प्रवर्तते ॥

પિત્તનો નાશ કરનારાં ઉપર જણાવેલ દર્ભ આદિ ઔષધોના વર્ગમાં પણ ક્ષારો, યવાગૂઓ, પેયાઓ, ક્વાથો અને દૂધરૂપી

= कुशः आद्यः येषां तानि-कुशाद्यानि, तैः-तेषां क्वथेन पक्वं घृतं कुशाद्यघृतम्-દર્ભ વગેરેના ઉકાળામાં પકવેલું ઘી કુશાદ્યઘૃત કહેવાય છે.

ભોજનો કરવાં જોઈએ; વર્ગ માટે વૈદ્યકશાસ્ત્રમાં કહેવાતી પદ્ધતિ આવી હોય છે કે, વર્ગમાંનાં સઘળાં ઔષધો ન મળે તો તેઓમાંનાં જેટલાં મળી આવે તેટલાં પણ ચાલે. ૨૩

### કફના પ્રકોપવાળી પથરીનું લક્ષણ

श्लेष्मणा शीतलो गुरुः ।
अश्मरी महती श्लक्ष्णा मधुवर्णाऽथवा सिता ॥२४॥
एता भवन्ति बालानां तेषामेव तु भूयसा ।
आश्रयोपचयाल्पत्वाद् ग्रहणाहरणे सुखाः ॥२५॥

अन्वय:-श्लेष्मणा (जाता) अश्मरी श्लक्ष्णा महती मधुवर्णा अथवा सिता (भवति, तया च) बस्तिः निस्तुद्यते इव शीतलः गुरुः (भवति)। एताः भूयसा बालानाम् एव भवन्ति, तथा तु आश्रय-उपचय-अल्पत्वात् ग्रहण-आहरणे सुखाः (स्युः)॥

કફની પથરી લીસી, મોટી અને મધ જેવા રંગવાળી અથવા ધોળી હોય છે. આ પથરીથી મૂત્રાશય જાણે સોયોથી ભોંકાતો હોય એવો પીડાય છે અને કફને લીધે શીતળ તથા ભારે રહે છે. આ પથરી ઘણું કરી બાળકોને જ થાય છે અને તે બાળકોને પથરીનો આશ્રય તથા વધારો ઓછો હોવાથી તેઓની એ પથરીઓ પકડવી તથા કાઢવી સહેલી હોય છે. ૨૪ ૨૫

## કફની પથરીની ચિકિત્સા

### વરુણાદિ ઘૃત

गणे वरुणकादौ तु गुग्गुल्वेलाहरेणुभिः ।
कुष्ठभद्रादमरिचचित्रकैः ससुराह्वयैः ॥ २६ ॥
एतैः सिद्धमजासर्पिरूपकादिगणेन वा ।
भिनत्ति कफसम्भूतामश्मरीं क्षिप्रमेव च ॥
शाल्यादिस्तेन चात्रेष्टो गणः श्यामादिको बुधैः ॥२७॥

अन्वय:-वरुणक-आदौ तु गणे गुग्गुल-एला-हरेणुभिः, कुष्ठ-भद्राद-मरिच-चित्रकैः ससुराह्वयैः-एतैः वा ऊषकादिगणेन सिद्धम् अजासर्पिः कफसम्भूताम् अश्मरीं क्षिप्रम् एव च भिनत्ति । अत्र च तेन शाल्यादि वा श्यामादिकः गणः (अपि) बुधैः इष्टः ॥

(નીચે કહેવાતા) વરુણાદિગણમાં ગૂગળ, એલચી, રેણુકબીજ નામનો સુગંધી પદાર્થ, કઠ, ચંદન, મરી, ચિત્રક અને દેવદાર નાખી અથવા ઊષકાદિગણનાં ઔષધો નાખી તેઓના ક્વાથમાં પકાવેલું બકરીનું ઘી (ખાધું હોય તો) કફની પથરીને તરત જ તોડી નાખે છે. અહીં આ ઘી સાથે શાલ્યાદિગણનો અથવા શ્યામાદિગણનો ક્વાથ પણ ઉપયોગી તરીકે પંડિતોએ સ્વીકારેલ છે. ૨૬,૨૭

### વરુણાદિ-ગણ

वरुणार्त्तगलौ शिग्रुस्तर्कारीनक्तमालकौ ।
मोरटारणिबिल्वाश्च बिम्बीवसुकचित्रकाः ॥ २८ ॥
शरीयो बशिरः क्षौद्रमजशृङ्गी शतावरी ।
दर्भौ बृहतिका व्याघ्री मुनिभिः परिकीर्त्तितः ॥२९॥
वरुणादिगणो ह्येष कफमेदोनिवारणः ।
विनिहन्ति शिरःशूलं गुल्माभ्यन्तरविद्रधीन् ॥३०॥

अन्वयः वरुण-आर्तगलौ शिग्रु, तर्कारी-नक्तमालकौ, मोरटा-अरणि-बिल्वाः च बिम्बी-वसुक-चित्रकाः शरीयः बशिरः क्षौद्रम् अजशृङ्गी शतावरी दर्भ बृहतिका व्याघ्री-एष मुनिभिः वरुणादिगणः हि परिकीर्तितः, (स च) कफ-मेदो-निवारणः शिरःशूलं गुल्म-आभ्यन्तर-विद्रधीन् विनिहन्ति ॥

વાયવરણાં, કાંટાઅશેળિયો, સરગવો, અમલી અરણી, કરંજ, શેરડીનાં મૂળ, બીલી, કડવી ટીંડોરી (ધિલોડી), સાંભરલૂણ, ચિત્રક, પીળો કાંટાઅશેળિયો, લૂણ, મધ, મેંઢાશીંગ, શતાવરી, દર્ભ, ઊભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી, એટલા ઔષધોના સમુદાયને મુનિઓએ 'વરુણાદિગણ' કહ્યો છે. આ વરુણાદિગણ કફ તથા મેદને મટાડે છે અને માથાનું શૂળ, ગોળો તથા અંદરના વિદ્રધિનો નાશ કરે છે. ૨૮-૩૦

क्षारान्यवागूः पेयांश्च कषायांश्च पयांसि च ।
भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् कफनाशने ॥३१॥

अन्वयः-कफनाशने अस्मिन् वर्गे क्षारान् यवागूः च पेयाः च कषायान् च पयांसि च भोजनानि कुर्वीत ॥

કફનો નાશ કરનારા આ વર્ગમાં (કે ગણમાં) ક્ષારો, યવાગૂઓ, પેયાઓ, કષાયો તથા દૂધવાળાં ભોજનો કરવાં જોઈએ. ૩૧

### વીર્યની પથરીનું નિદાન તથા તેના રોગી

शुक्राश्मरी तु महतां जायते शुक्रधारणात् ॥ ३२ ॥

अन्वयः-शुक्राश्मरी तु महतां शुक्रधारणात् जायते ॥

વીર્યની પથરી તો મોટી ઉંમરવાળાઓને જ (પોતાના સ્થાનેથી છૂટેલા) વીર્યને રોકવાથી થાય છે, પણ બાળકોને થતી નથી. (જો કે

બાળકોને પણ વીર્ય તો હોય જ છે, પરંતુ વીર્યની પથરીની જે સંપ્રાપ્તિ કહેવાશે તે બાળકોને સંભવતી નથી; માટે બાળકોને વીર્યની પથરી થતી જ નથી; કેમ કે પોતાના સ્થાનમાંથી નીકળીને બહાર નીકળવા ચાલુ થયેલા વીર્યનો અટકાવ થવાથી જ વીર્યની પથરી થાય છે.)

टीका–अध्ययानामनेकार्थत्वात् 'तु' शब्दोऽत्राव-धारणार्थः । तेन महतामेव, न तु बालानां; वक्ष्यमाण-सम्प्राप्तेरसम्भवात् । न तु शुक्राभावो वाच्यः, शुक्रधारणात्= वर्द्धमानस्य धारणात् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

शुक्राश्मर्याः सम्प्राप्तिमाह–

## વીર્યની પથરીની સંપ્રાપ્તિ

स्थानाच्च्युतममुक्तं हि मुष्कयोरन्तरेऽनिलः ।
शोषयत्युपसंहृत्य शुक्रं तच्छुक्रमश्मरी ॥ ३३ ॥

अन्वयः-स्थानात् च्युतम् अमुक्तं हि शुक्रम् अनिलः मुष्कयोः अन्तरे उपसंहृत्य शोषयति, तत् शुक्रम् अश्मरी (भवति) ॥

(મૈથુનના વેગને લીધે પોતાના) સ્થાનમાંથી છૂટેલા અને પછી મૈથુનનો વેગ અટકાવીને રોકી રાખેલા વીર્યને પવન લિંગ તથા વૃષણની વચ્ચે (રહેલા મૂત્રાશયના મોઢામાં) એકઠું કરી સૂકવી નાખે છે; એ સુકાયેલું વીર્ય જ પથરીરૂપ થાય છે. ૩૩

टीका–अनिलः मैथुनवेगेन स्थानाच्च्युतं शुक्रम् मैथुन-वेगनिवारणेन धृतं शुक्रं मुष्कयोः–मेढ्रमहितयोः, 'मेढ्रवृषणयोरन्तरे' इति सुश्रुतवचनात् । तेन मेढ्रवृषणमध्यगत-बस्तिमुखे उपसंहृत्य=एकीकृत्य शोषयति, तच्छुक्राश्मरी= तथाभूतं शुक्रमेवाश्मरी ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ तस्या लक्षणमाह–

## વીર્યની પથરીનું લક્ષણ

बस्तिरुक्कृच्छ्रमूत्रत्वमुष्कश्वयथुकारिणी ।
तस्यामुत्पन्नमात्रायां शुक्रमेति विलीयते ॥
पीडिते त्ववकाशेऽस्मिन्नश्मर्येव च शर्करा ॥३४॥

अन्वयः–तस्याम् उत्पन्नमात्रायां (सा)बस्तिरुक्-कृच्छ्र-मूत्रत्व–मुष्क–श्वयथुकारिणी (भवति), अस्मिन् अवकाशे तु पीडिते (सा) विलीयते, शुक्रम् एति, अश्मरी एव च शर्करा भवति ॥

વીર્યની એ પથરી ઉત્પન્ન થતાં જ મૂત્રાશયમાં પીડા થાય, માંડ માંડ મૂત્ર કરી શકાય અને વૃષણોમાં સોજો થાય છે. લિંગ અને વૃષણનો મધ્યભાગ દબાવતાં એ પથરી અંદર લીન થઈ જાય, અને એ રીતે જ્યારે જ્યારે લીન થઈ જાય, ત્યારે ત્યારે વીર્ય મૂત્રના માર્ગમાંથી બહાર નીકળે છે; એ જ વીર્યની પથરી પોતાની સ્થિતિઓના ભેદને લીધે કાંકરીરૂપ તથા રેતીરૂપ થાય છે. જે મોટી કણીઓરૂપ હોય તે 'કાંકરી' કહેવાય છે અને જે ઝીણી ઝીણી કણીઓરૂપ હોય તે રેતી કહેવાય છે. ૩૪

टीका–तस्यां=शुक्राश्मर्याम्, उत्पन्नमात्रायां यदा सा कथमपि विलीयते=विलयं याति, तदा शुक्रम् एति=मूत्र-मार्गात् प्रवर्त्तते । पीडिते त्ववकाशेऽस्मिन्, 'तु'शब्दोऽ-वधारणे, तेनास्मिन्नेव अवकाशे-स्थाने, मेढ्रवृषणयोरन्तरे पीडिते सति, सा विलीयते=अन्तर्लीना भवति । अव-स्थाभेदादश्मरी शर्करा सिकता भवतीत्याह–'अश्मर्येव च शर्करा' । चकारात् सिकता च भवति, शर्करासिक-तयोश्च भेदो महत्त्वाऽल्पत्वाभ्यां बोद्धव्यः ॥ (અર્થ ઉપર અપાયો છે)

कथमश्मरी शर्करा भवतीत्याह–

## વીર્યની પથરી કાંકરીરૂપ કઈ રીતે થાય છે?

सा भिन्नमूर्तिर्वातेन शर्करेत्यभिधीयते ॥ ३५ ॥

अन्वयः-वातेन भिन्नमूर्तिः सा 'शर्करा' इति अभिधीयते ॥

વાયુએ વીખેરી નાખેલી એ જ વીર્યની પથરી 'શર્કરા' કે 'કાંકરી' કહેવાય છે. ૩૫

टीका–सा=अश्मरी ॥

शर्करायाः पातमवरोधं च सहेतुमाह–

## કાંકરી પડવાનું તથા અટકવાનું કારણ

अणुशो वायुना भिन्ना सा तस्मिन्ननुलोमगे ।
निरेति सह मूत्रेण प्रतिलोमे विबध्यते ।
मूत्रस्रोतः प्रवृत्ता सा सक्ता कुर्यादुपद्रवान् ॥३६॥

अन्वयः–वायुना अणुशः भिन्ना सा तस्मिन् अनु-लोमगे मूत्रेण सह निरेति, प्रतिलोमे विबध्यते, मूत्र-स्रोतः प्रवृत्ता सक्ता सा उपद्रवान् कुर्यात् ॥

વાયુએ ઝીણી ઝીણી તોડી નાખેલી એ પથરી, (કાંકરી અથવા રેતીરૂપ થઈને) વાયુ સવળી રીતે ચાલે ત્યારે મૂત્રની સાથે નીકળે છે અને વાયુ ઊલટો ચાલે ત્યારે અટકી જાય છે; મૂત્રના માર્ગમાં પ્રવર્તીને-

તેમાં જ અંદર ચોટી રહેતી તે કાંકરી અથવા રેતી ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. ૩૬

टीका-अश्मरी-तस्मिन्नाश्रये सा शर्करा, सकान्ना सती ॥ (આનો અર્થ ઉપર છે.)

अथोपद्रवानाह-

### કાંકરીના તથા રેતીના ઉપદ્રવો

दौर्बल्यं सदनं कार्श्यं कुक्षिरोगमथारुचिम् ।
पाण्डुत्वमुष्णवातं च तृष्णां हृत्पीडनं वमिम् ॥३७॥

अन्वयः-(सा) दौर्बल्यं सदनं कार्श्यं कुक्षिरोगम् अथ अरुचिं पाण्डुत्वम् उष्णवातं च तृष्णां हृत्पीडनं वमिम् (एतान् उपद्रवान् कुर्यात्) ॥

એ કાંકરી અથવા રેતી દુર્બલપણું, ગ્લાનિ, શરીરને પાતળું કરવું, પેટનો રોગ, અરુચિ, પાંડુરોગ, ઉષ્ણવાત નામનો મૂત્રાઘાત (ઊનવા), તરશ, હૃદયમાં પીડા અને ઊલટી-એટલા ઉપદ્રવો કરે છે. ૩૭

टीका-उष्णवातं=मूत्राघातविशेषम् ॥ (અર્થ ઉપર છે.)

अश्मरी-शर्करा-सिकतानामरिष्टमाह-

### પથરીનું, કાંકરીનું તથા રેતીનું અરિષ્ટ

प्रशूननाभिवृषणं बद्धमूत्रं रुजातुरम् ।
अश्मरी क्षपयत्याशु शर्करा सिकतान्विता ॥३८॥

अन्वयः-अश्मरी शर्करा सिकता-अन्विता प्रशून-नाभि-वृषणं बद्धमूत्र-रुजा-आतुरम् आशु क्षपयति ॥

જેને પથરી, કાંકરી કે રેતી થયેલ હોય તે માણસને જો નાભિમાં તથા વૃષણોમાં સોજા થાય, મૂત્ર અટકી ગયું હોય અને પીડાથી જે આતુર થયો હોય તે માણસને તરત એ મારી નાખે છે. (વીર્યની પથરી જ કાંકરી જેવી થઈ જાય ત્યારે 'કાંકરી' કહેવાય છે અને રેતી જેવી થઈ જાય ત્યારે 'રેતી' કહેવાય છે.) ૩૮

टीका-'शर्करा-सिकता' इति नामद्वयमन्वर्थम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

शुक्राश्मर्या चिकित्सा-

### વીર્યની પથરીની ચિકિત્સા

शुक्राश्मर्यां तु सामान्यो विधिरश्मरिनाशनः ।
यवक्षारगुडोन्मिश्रं रसं पुष्पफलोद्भवम् ॥ ३९ ॥
पिबेन्मूत्रविबन्धघ्नं शर्कराश्मरिनाशनम् ।
तिलापामार्गकदलीपलाशयवबिल्वजः ॥
क्वाथः पेयोऽविमूत्रेण शर्कराश्मरिनाशनः ॥ ४० ॥
केवुकाङ्कोलकतकशाकेन्दीवरजैः फलैः ।
पीतमुष्णाम्बु सगुडं शर्करां पातयत्यधः ॥४१॥

पाषाणभिद्गोक्षुरकोरुबूकौ, द्वे कण्टकार्यौ क्षुरकाह्वमूलम् । दध्ना पिबेत् क्षीरसुपिष्टमेतत्, स्याद्भेदनार्थं सिकताश्मरीणाम् ॥ ४२ ॥
यः पिबेद्रजनीं सम्यक् सगुडां तुषवारिणा ।
तस्याशु चिरगूढाऽपि यात्यस्तं मेढ्रशर्करा ॥४३॥
पिबतः कुटजं दध्ना पथ्यमन्नं च खादतः ।
निपतन्त्यचिरादस्य नियतं मेढ्रशर्कराः ॥ ४४ ॥
त्रापुसबीजं पयसा, पीतं वा नालिकेरजं कुसुमम् ।
ना मूत्रशर्करावान्, भवति सुखी कतिपयैर्दिवसैः॥४५॥
श्वदंष्ट्रा वरुणः शुण्ठी क्वाथं क्षौद्रयुतं पिबेत् ।
शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रहरं परम् ॥ ४६ ॥
कूष्माण्डकरसो हिङ्गुयवक्षारसमायुतः ।
यस्तौ मेढ्रे स शूलघ्नो मूत्रकृच्छ्रहरः परः ॥ ४७ ॥

पुनर्नवाऽयो रजनी श्वदंष्ट्रा, फला प्रवालश्च सदर्भपत्रः । क्षीराम्लमद्येक्षुरसप्रपिष्टः, पेयो भवेदश्मरिशर्करासु ॥ ४८ ॥
वरुणत्वक्छिलाभेद-शुण्ठीगोक्षुरकैः कृतः ।
कषायः क्षारसंयुक्तः शर्कराश्च भिनत्त्यपि ॥४९॥

अन्वयः-शुक्राश्मर्यां तु अश्मरिनाशनः सामान्यः विधिः (कार्यः)। पुष्प-फल-उद्भवं रसं यवक्षार-गुड-उन्मिश्रं पिबेत्, (तच्च) मूत्र-विबन्धघ्नं शर्करा-अश्मरि-नाशनम् (भवति)। तिल-अपामार्ग-कदली-पलाश-यव-बिल्वजः क्वाथः अविमूत्रेण पेयः, (सः) शर्करा-अश्मरी-नाशनः (भवति)। केवुक-अङ्कोल-कतक-शाक-इन्दीवरजैः फलैः (कृतम्) उष्णाम्बु सगुडं पीतं शर्कराम् अधः पातयति। पाषाणभित् गोक्षुरक-उरुबूकौ द्वे कण्टकार्यौ क्षुरकाह्वमूलं क्षीर-सुपिष्टं दध्ना पिबेत्, एतत् सिकताश्मरीणां भेदनार्थं स्यात्। यः सगुडां रजनीं तुषवारिणा सम्यक् पिबेत्, तस्य चिरगूढा अपि मेढ्रशर्करा आशु अस्तं याति। कुटजं दध्ना पिबतः पथ्यं च अन्नं खादतः अस्य मेढ्रशर्कराः नियतम् अचिरात् निपतन्ति। त्रापुसबीजं वा नालिकेरजं कुसुमं पयसा पीतं (चेत्) मूत्र-शर्करावान् ना कतिपयैः दिवसैः सुखी भवति। श्वदंष्ट्रा वरुणः शुण्ठीक्वाथं क्षौद्रयुतं पिबेत्, (तत्) शर्करा-अश्मरि-शूलघ्नं परं मूत्रकृच्छ्रहरं (भवेत्)। कूष्माण्डकरसः हिङ्गु-यवक्षारसमायुतः यस्तौ मेढ्रे सः शूलघ्नः परः मूत्रकृच्छ्रहरः (भवति)। पुनर्नवा-अयः-रजनी-श्वदंष्ट्रा-फला प्रवालः च सदर्भपत्रः क्षीर-आम्ल-मद्य-इक्षुरस-प्रपिष्टः अश्मरि-शर्करासु पेयः भवेत्। वरुणत्वक्-शिलाभेद-शुण्ठी-गोक्षुरकैः कृतः कषायः क्षार-संयुक्तः च शर्कराः अपि भिनत्ति ॥

વીર્યની પથરીમાં પણ બીજી પથરીઓનો નાશ કરનારી સામાન્ય ચિકિત્સા જે કહી છે તે કરવી. કેળાનો રસ જવખાર તથા ગોળથી મિશ્ર કરી પીવો; તે મૂત્રનું અટકવું, વીર્યની પથરી તથા કાંકરીનો નાશ કરે છે. તલ, અઘેડો, કેળ, ખાખરો, જવ અને ખીલાનો ક્વાથ બકરાના મૂત્રની સાથે પીવો; તે કાંકરીનો તથા વીર્યની પથરીનો નાશ કરે છે. સોપારી, અંકોલ, નિર્મલીનાં ફળ, સાગનાં ફળ અને ઇંદીવર નામના કમળનાં ફૂલોનો ક્વાથ કરી ગોળ નાખી પીધો હોય તો તે કાંકરીને નીચે પાડી નાખે છે. પાષાણભેદ, ગોખરુ, એરંડો, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી અને એખરાનાં મૂળને દૂધમાં વાટી દહીંની સાથે પીવાં; એ પથરી તથા કાંકરીઓ તોડવા માટે ઠીક છે. જે માણસ ગોળની સાથે હળદરને સારી પેઠે મિશ્ર કરી (પ્રથમ ખંડમાં કહેલ) તુષોદકની સાથે પીએ છે, તેની લિંગની કાંકરી લાંબા કાળથી ગૂઢ થયેલી હોય તોપણ તરત નાશ પામે છે. ઇંદ્રજવના કલ્કને દહીં સાથે જે પીએ અને પથ્ય અન્ન ખાય, તેના લિંગની કાંકરી અવશ્ય તરત પડી જાય છે. કાકડીનાં બીજોને અથવા નારિયેળીનાં ફૂલોને વાટી દૂધ સાથે જો પિવાય તો મૂત્રના તથા કાંકરીના રોગવાળો માણસ કેટલાક દિવસે સુખી થાય છે. ગોખરુ, વાયવરણો, અને સૂંઠનો ક્વાથ મધ સાથે પીવો; તે પથરી, કાંકરી, શૂલ તથા મૂત્રકૃચ્છ્રને સારી રીતે મટાડે છે. કેળાનો રસ હિંગ તથા જવખાર નાખી પીધો હોય તો તે મૂત્રાશયનાં શૂલ, લિંગનાં શૂલ, પથરી તથા મૂત્રકૃચ્છ્રને અવશ્ય મટાડે છે. સાટોડી, લોઢાનું ચૂર્ણ, હળદર, ગોખરુ, ચમાર દૂધેલી, પ્રવાલભસ્મ અને હીરાબોળને દૂધ, આંબાનો રસ, મધ અને શેરડીના રસમાં વાટી વીર્યની પથરી તથા કાંકરી ઉપર પીવાં જોઈએ. વાયવરણાની અંતરછાલ, પાષાણભેદ, સૂંઠ અને ગોખરુનો ક્વાથ જવખાર સાથે પીવો; તે કાંકરીઓને પણ તોડે છે. ૩૯-૪૯

## તૃણપંચમૂલાદ્યઘૃત+

पञ्चमूल्यास्तृणाख्यायास्तथा गोक्षुरकस्य तु।
पृथग् दशपलान् भागाञ्जलद्रोणे विपाचयेत् ॥
चतुर्भागावशिष्टेन घृतप्रस्थं विपाचयेत्।
गुडगोक्षुरबीजं च कल्कं तत्र प्रदापयेत् ।५१॥
तत् सिद्धं मूत्रदोषेषु शर्करास्वश्मरीषु च।
स्नेहने भोजने चैव प्रयोज्यं सर्पिरुत्तमम् ॥५२॥

अन्वयः-तृण-आख्यायाः पञ्चमूल्याः तथा गोक्षुरकस्य तु पृथग् दशपलान् भागान् जलद्रोणे विपाचयेत्, चतुर्भाग-अवशिष्टेन (तेन) घृतप्रस्थं विपाचयेत, तत्र च गुड-गोक्षुर-बीजं कल्कं प्रदापयेत, तत् सिद्धम् उत्तमं सर्पिः मूत्रदोषेषु शर्करासु च अश्मरीषु स्नेहने च भोजने प्रयोज्यम् एव ॥

તૃણપંચમૂળ અને ગોખરુ એ દરેક ચાળીશ ચાળીશ તોલા લઈ એક હજાર ચોવીશ તોલા પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં ચોસઠ તોલા ઘી પકાવવું અને તે સાથે ગોળ તથા ગોખરુનો કલ્ક પણ નાખવો. એ તૈયાર થયેલા ઉત્તમ ઘીનો મૂત્રસંબંધી અડચણો, પથરી અને કાંકરીઓ મટાડવા સ્નેહન તથા ભોજનમાં પણ અવશ્ય ઉપયોગ કરવો. ૫૦-૫૨

## વરુણતેલ

त्वक्पत्रफलमूलस्य वरुणस्य त्रिकण्टकात्।
कषायेण पचेत् तैलं वस्तिनाऽऽस्थापनेन च ॥
शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रात्प्रमुच्यते ॥ ५३ ॥

अन्वयः-त्वक्-पत्र-फल-मूलस्य वरुणस्य त्रिकण्टकात् कषायेण तैलं पचेत्, आस्थापनेन बस्तिना च शर्करा-अश्मरि-शूलघ्नं मूत्रकृच्छ्रात् प्रमुच्यते ॥

છાલ, પાંદડાં, ફળ તથા મૂળ સહિત વાયવરણું તથા ગોખરુ લઈ તેના ક્વાથમાં તેલ પકાવવું. એ તેલની નિરૂહબસ્તિ આપવાથી પથરી, કાંકરી તથા શૂલનો નાશ થાય છે; તેમ જ મૂત્રકૃચ્છ્રથી પણ માણસ છૂટી જાય છે.

+ तृणरूपाणि पञ्चमूलानि आद्यानि येषां तानि, तृण-पञ्चमूलाद्यानि, तैः पक्वं घृत तृणपञ्चमूलाद्यघृतम्-જેમાં તૃણપંચમૂળ મુખ્ય હોય છે એવાં ઓસડિયાંના ક્વાથથી પકવેલું ઘી તૃણપંચમૂલાદ્યઘૃત કહેવાય છે.

## કુશાદ્ય તૈલ×

कुशाग्निमन्थशैरीयनलदर्भेक्षुगोक्षुराः ।
कपोतवङ्काव्रसुकशलिरेन्दीवरीशराः ॥ ५४ ॥
धातक्यल्लुवन्दाकाः कर्पूराश्ममेदकाः ।
एषां कल्ककषायाभ्यां सिद्धं तैलं प्रयोजयेत् ॥५५
पानाभ्यञ्जनयोगेन बस्तिनोत्तरबस्तिना ।
शर्कराश्मरिरोगेषु मूत्रकृच्छ्रे च दारुणे ॥ ५६ ॥
प्रदरे योनिशूले च शुक्रदोषे तथैव च ।
वन्ध्यागर्भप्रदं प्रोक्तं तैलमेतत् कुशादिकम् ॥ ५७

अन्वयः—कुश-अग्निमन्थ-शैरीय-नल-दर्भ-इक्षु-गोक्षुराः, कपोतवङ्का-वसुक-वशिर-इन्दीवरी-शराः-धातकी-अल्लु-वन्दाकाः, कर्पूर-अश्ममेदकाः,—एषां कल्क-कषायाभ्यां सिद्धं तैलं पान-अभ्यञ्जन-योगेन बस्तिना उत्तर-बस्तिना शर्करा-अश्मरि-रोगेषु दारुणे च मूत्रकृच्छ्रे प्रदरे च योनिशूले तथा च शुक्रदोषे प्रयोजयेत् एव, एतत् कुशादिकं तैलं वन्ध्या-गर्भप्रदं प्रोक्तम् ॥

દર્ભ, અરણી, કાંટાઅશેળિયો, બરુ, બીજી જાતને દર્ભ, શેરડી, ગોખરુ, બ્રાહ્મી, સાસરલુણ, દરિયાઈલુણ, શતાવરી, પાનબાજરિયું, ધાવડી, અરડૂસો, ગૂંદી, આસોપાલવ અને પાષાણભેદના ક્વાથથી તથા કલ્કથી પકાવેલું તેલ પીવામાં, માલિશમાં, બસ્તિમાં અને ઉત્તર બસ્તિ તેમજ કાંકરી, પથરી, દારુણ મૂત્રકૃચ્છ્ર, પ્રદર, યોનિનું શૂલ અને વીર્યના દોષ ઉપર ઉપયોગમાં લેવું; આ કુશાદિક તૈલ વાંઝણીને ગર્ભ આપનારું પણ કહેલ છે. ૫૪-૫૭

## સઘળા પ્રકારની પથરીઓની સામાન્ય ચિકિત્સા

नागरवरुणकगोक्षुर,-पाषाणभित्कपोतवङ्कजः क्वाथः ।
गुडयवशूकविमिश्रः, पीतो हन्त्यश्मरीमुग्राम् ॥५८
त्रिकण्टकस्य बीजानां चूर्णं माक्षिकसंयुतम् ।
अविक्षीरेण सप्ताहं पेयमश्मरिनाशनम् ॥ ५९ ॥
पिबेद्वरुणजं मूलं क्वाथं तत्कल्कसंयुतम् ।
क्वाथश्च शिग्रुमूलोत्थः कदुष्णोऽश्मरिनाशनः ॥
शृङ्गवेरयवक्षारपथ्याकालीयकान्वितः ।
दधिमण्डो भिनत्त्युग्रामश्मरीमाशु पानतः ॥६१॥
पाषाणभेदवरुण,-गोक्षुरकपोतवङ्कजः क्वाथः ।
गिरिजतुगुडप्रगाढः, कर्कटिकात्रपुसबीजयुतः ॥६२
पेयोऽश्मरीमवश्यं, दुर्भेदामपि भिनत्ति योगवरः ।
शिखरिणमिव शतकोटि, शतमन्योर्हस्तनिर्मुक्तः ॥
श्रीपर्णीफलबीजं, पिष्टं मथितेन यः पुमानद्यात् ।
शाकमाशनमथवाऽस्या,हन्याद्रोगाश्मरीपीडाम् ॥
श्वदंष्ट्रैरण्डबीजानि नागरं वरुणत्वचः ।
एतत्क्वाथवरं प्रातः पिबेदश्मरिनाशनम् ॥ ६५ ॥
रक्तोद्भवे रूक्षमृणालताल,-काशेक्षुबालेक्षु-कुशोदकानि। पिबेत् सिताक्षौद्रयुतानि खादे-द्विदारिमिक्षुत्रपुसानि चैव ॥ ६६ ॥
पलान्यष्टौ तु कुर्वीत क्षाराणां वरुणत्वचाम् ।
तदर्धं यावशूकं तु ततोऽप्यर्धं गुडात् स्मृतम् ॥
एकीकृत्य विमृद्यैतत् खादेत् कर्षप्रमाणतः ।
घर्माम्बुपानतोऽवश्यं कृच्छ्राश्मरिविनाशनम् ॥६८

अन्वयः—नागर-वरुणक-गोक्षुर-पाषाणभित्-कपोतवङ्कजः क्वाथः गुड-यवशूक-विमिश्रः पीतः (चेत्) उग्राम् अश्मरीं हन्ति। त्रिकण्टकस्य बीजानां चूर्णं माक्षिकसंयुतं सप्ताहम् अविक्षीरेण पेयं, (तेन) अश्मरिनाशनं (स्यात्)। वरुणजं मूलं क्वाथं तत्कल्कसंयुतं पिबेत्, शिग्रुमूल-उत्थः च क्वाथः कदुष्णः अश्मरिनाशनः (भवति)। शृङ्गवेर-यवक्षार-पथ्या-कालीयक-अन्वितः दधिमण्डः पानतः उग्राम् अश्मरीम् आशु भिनत्ति ॥ पाषाणभेद-वरुण-गोक्षुरक-कपोतवङ्कजः क्वाथः गिरिजतु-गुड-प्रगाढः कर्कटिका त्रपुस बीज युतः पेयः, (अयं) योगवरः, शतमन्योः हस्तनिर्मुक्तः शतकोटिः शिखरिणम् इव, दुर्भेदाम् अपि अश्मरीम् अवश्य भिनत्ति। श्रीपर्णी-फलबीज मथितेन पिष्टं यः पुमान् अद्यात्, अथवा अस्याः शाकम् अशित (चेत्) रोग-अश्मरीपीडां हन्यात्। श्वदंष्ट्रा-एरण्डबीजानि नागरं वरुणत्वचः-एतत् क्वाथवरं प्रातः पिबेत्, (तेन) अश्मरिनाशनं (भवति)। (अश्मर्यां) रक्त-उद्भवे रूक्ष-मृणाल-ताल-काश-इक्षु-बाल-इक्षु-कुश-उदकानि सिता-क्षौद्र-युतानि पिबेत्, विदारिम् इक्षु-त्रपुसानि च खादेत् एव। वरुणत्वचां क्षाराणाम् अष्टौ तु पलानि कुर्वीत, तदर्धं तु यावशूकं, ततः अपि अर्धं गुडात् स्मृतम्। एतत् एकीकृत्य विमृद्य कर्षप्रमाणतः खादेत्, घर्म-अम्बुपानतः अवश्यं कृच्छ्र-अश्मरिविनाशनं (भवति) ॥

સૂંઠ, વાયવરણાં, ગોખરુ, પાષાણભેદ અને બ્રાહ્મીનો ક્વાથ ગોળ તથા જવખાર નાખી પિવાય તો તે ઉગ્ર પથરીને પણ મટાડે છે. ગોખરુનાં બીજોનું ચૂર્ણ મધ સાથે સાત

× कुशः आद्यो येषां तानि कुशाद्यानि, कुशाद्यानां कल्क-कषायाभ्यां पक्वं तैलं कुशाद्य-तैलम्-દર્ભ વગેરે ઔષધિઓના કલ્ક તથા ઉકાળાથી પકવેલું તેલ કુશાદ્ય તેલ કહેવાય છે.

દિવસ સુધી બકરીના દૂધના અનુપાન સાથે પીધું હોય તો તેથી પથરીનો નાશ થાય છે. વાયવરણાનાં મૂળનો ક્વાથ કરી તેમાં વાયવરણાનાં મૂળનો જ કલ્ક નાખીને પીવો. (તેથી પણ પથરીનો નાશ થાય છે.) સરગવાનાં મૂળનો ક્વાથ થોડોક ઊનો હોય તે સમયે પીવો, તે પથરીનો નાશ કરે છે. આદું જવખાર, હરડે અને દારુહળદરનું ચૂર્ણ દહીંના મંડની સાથે પીવાથી તે ભયંકર પથરીને પણ તરત તોડે છે. પાષાણભેદ, વાયવરણાં, ગોખરુ અને બ્રાહ્મીનો ક્વાથ શિલાજિત તથા ગોળથી મિશ્ર કરી તેમાં કાકડીનાં તથા ત્રપુસ નામની બીજી જાતની કાકડીનાં બીજોનો કલ્ક નાખીને પીવો. આ ઉત્તમ ઉપાય, જેમ ઇંદ્રના હાથમાંથી છૂટેલું વજ્ર પર્વતને તોડી નાખે છે, તેમ તોડવી મુશ્કેલ એવી પથરીને પણ તોડી નાખે છે. સીવણનાં ફળનાં બીજોને પાણી વગરની તક્ર-છાશમાં વાટી જે માણસ ખાય અથવા એ સીવણનું જો શાક ખાધું હોય તો તે પથરીની પીડાને મટાડે છે. ગોખરુ, એરંડાનાં બીજ, સૂઠ અને વાયવરણાંની છાલ એટલાંનો ઉત્તમ ક્વાથ કરી પ્રાતઃકાળમાં પીવો; તેથી પથરીનો નાશ થાય છે. જો પથરીમાં મૂત્રની સાથે લોહી નીકળે તો સુકાયેલું કમળનું નાળ, તાડનાં ફળ, કાસડો, એખરો, શેરડી અને દર્ભને પાણીમાં વાટી રસ કરી તેમાં મધ તથા સાકર નાખીને પીવાં અને વિદારીકંદ શેરડી તથા કાકડી પણ ખાવી. વાયવરણાંની છાલની ભસ્મ બત્રીસ તોલા, સોળ તોલા જવખાર અને આઠ તોલા ગોળ એકઠાં કરી ખૂબ ચોળીને તેમાંથી એક તોલો ખાવું અને તેની ઉપર ઊનું પાણી પીવું; તેથી મૂત્રકૃચ્છ્રનો તથા પથરીનો અવશ્ય નાશ થાય છે. ૫૮-૬૮

### વરુણાદ્ય-ચૂર્ણ

वरुणकभस्मपरिस्रुत,-सलिलं तच्चूर्णं यावशूकयुतम्। क्वथनीयं तत्ताव,-द्यावद्घर्णत्वमायाति। ६९॥
तद् गुडयुक्तं हन्यात्, तदुदारामश्मरीं घोराम्।
प्लीहानगुल्मवरं, श्रोण्यां कुक्षौ रुजां तीव्राम् ॥७०॥
आमचय बस्तिगदान्, कृच्छ्रं वा वातजं घोरम्।
वह्निमदनं सुकष्टामश्ममयीमश्मरीं चाशु॥ ७१॥

अन्वयः–वरुणक-भस्म-परिस्रुत-सलिल, तच्चूर्ण, यावशूक-युत, तत् तावत् क्वथनीयं, यावत् घर्णत्वम् आयाति, गुडयुक्तं तद् उदारां घोराम् अश्मरीं प्लीहानं गुल्मवरं श्रोण्यां कुक्षौ तीव्रां रुजां आमचय बस्तिगदान् वा घोरं वातज कृच्छ्रं वह्नि-मदनं च सुकष्टाम् अश्ममयीं च अश्मरीम् आशु हन्यात् ॥

વાયવરણાની ભસ્મ કરી તે ભસ્મને પાણીમાં મેળવી વસ્ત્રમાં નાખી પાણી નિતારવું. પછી તે નિતારેલા પાણીમાં બીજું વાયવરણાનું ચૂર્ણ* જવખારના ચૂર્ણથી મિશ્ર કરીને ત્યાં સુધી ઉકાળવું કે જ્યાં સુધી પાણી બળી જઈ સઘળું ચૂર્ણરૂપ જ થઈ જાય. એ ચૂર્ણને ગોળની સાથે જો ખાધું હોય તો તે મોટી ભયંકર પથરી, બરલનો રોગ, ભારે ગુલ્મ, કૂલાની તથા પેટની ભારે પીડા, આમનો સંચય, મૂત્રાશયનાં દરદો, વાયુથી થયેલું ભયંકર મૂત્રકૃચ્છ્ર, અગ્નિનું મહાદુઃખદાયી મંદપણું અને પથરા જેવી મજબૂત પથરીનો પણ તરત નાશ કરે છે. ૬૯-૭૧

### વરુણક-ગુડ

नो जग्धं कृमिभिर्घनं सुतरुणं स्निग्धं शुचिस्थानजं, यस्य पुण्यनिरीक्षितं वरुणकं छित्त्वा तुलां ग्राहयेत्। संगृह्याशु चतुर्गुणाप्सु विपचेत् पादावशेषं जलं, तत्तुल्येन गुडेन वै दृढतरे भाण्डे पचेन्नत्पुन. ॥ ७२॥

ज्ञात्वैवं घनतां गुडे परिणते प्रत्येकमेषां पलं, शुण्ठ्ये रोहकबीजतगोक्षुरकणापाषाणभिच्छीवलाः।
कूष्माण्डत्रपुसाक्षबीजकुनटीरास्त्रू ग्शोगाञ्जन.–
द्राक्षैलागिरिजाभयाकृमिहृतां चूर्णीकृतानां क्षिपेत्॥
पथ्याशी प्रतियासरं गुडममुं योग्यप्रमाणं नरः,
खादेत्तस्य समस्तदोषजनिताश्मर्यः पतन्ति द्रुतम्॥

अन्वयः–कृमिभिः नो जग्धं घनं सुतरुण स्निग्धं शुचि–

---

* वरुणम् आद्यं येषां तानि, तेषां चूर्णम्-જેમાં વાયવરણાં મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ-વરુણાદ્ય-ચૂર્ણ કહેવાય છે.

स्थानजं वरुणक पुष्य-निरीक्षित पक्षे छित्त्वा तुला आहरेत्, सर्व आशु चतुर्गुण-अम्बु विपचेत्, पाद-अवशेष तद् जल तत्तुल्यन गुडो वै दृढतरे भाण्डे पुन पचेत्, एव गुडे परिणते घनता ज्ञात्वा शुण्ठी-एर्वारुक-बीज-गोक्षुर कणा-पाषाणभित्-बीज-कूष्माण्ड त्रपुस-अक्षबीज-कुनटी वास्तूक-शोभाञ्जन-द्राक्षा-एला-गिरिज-अभया-कृमिहताम् चूर्णीकृतानां प्रत्येक पल (तत्र) क्षिपेत्। पथ्याशी नर. प्रतिवासर योग्य-प्रमाणम् अमु गुड खादेत्, तस्य समस्त-दोष-जनित-अश्मर्य. द्रुतं पतन्ति ॥

કીડાઓએ ખાધુ ન હોય એવું-સારી પેઠે તાજું, સ્નિગ્ધ અને પવિત્ર પ્રદેશમા ઊગેલુ વાયવરણાનુ ઝાડ શુભ લગ્નમા તથા શુભ દિવસે કાપી તેમાથી ચાર સો તોલા લઈ તેનો ચોગણા પાણીમા કવાથ કરવો. ચોથા ભાગનુ પાણી બાકી રહે ત્યારે તેમાં તેના જેટલા જ વજનનો ગોળ મિશ્ર કરી તેનો ફરી મજબૂત વાસણમા પાક કરવો. પાકીને ગોળ ઘાટો થયેલો જણાય ત્યારે તેમા સૂઠ, કાકડીના બીજ, ગોખરુ, પીપર, પાષાણભેદ, પદ્મકાષ્ઠ, કોળાના બીજ, ત્રપુસ નામની કાકડીના બીજ, બહેડાના બીજ, મનશીલ, બથવો, સરગવો, દ્રાક્ષ, એલચી, શિલાજિત, હરડે અને વાવડિંગ એ દરેક પદાર્થનુ ચાર ચાર તોલા ચૂર્ણ નાખવુ (એટલે 'વરુણક-ગુડ'[×] તૈયાર થાય છે). પથ્ય ભોજન કરતા માણસે દર રોજ યોગ્ય પ્રમાણથી આ ગોળ ખાવો, તેથી એ માણસની સઘળા દોષોએ ઉત્પન્ન કરેલી પથરીઓ તરત પડી જાય છે. ૭૨-૭૪

કુલત્થાદ્ય-ઘૃત

कुलत्थसिन्धूत्थविडङ्गसार-सशर्करं शीतल यावशूकम्। बीजानि कूष्माण्डकगोक्षुराभ्यां, घृतं पचेत् तद्वरुणस्य तोये ॥ ७५ ॥

दुःसाध्यसर्वाश्मरिमूत्रकृच्छ्रं, मूत्राभिघातं च समूत्रबन्धम् । आमूलमेतानि निहन्ति शीघ्रं, प्ररूढवृक्षानिव वज्रपातः ॥ ७६ ॥

अन्वय.-वरुणस्य तोये कुलत्थ-सिन्धूत्थ-विडङ्ग-सार सशर्कर शीतल-यावशूक कूष्माण्डक-गोक्षुराभ्यां बीजानि (कल्करूपेण क्षिप्त्वा तत्र) घृत पचेत्, (सिद्ध तद् घृत) वज्रपातं प्ररूढ-वृक्षान् इव दुःसाध्य-सर्व-अश्मरि-मूत्रकृच्छ्र मूत्राभिघात च समूत्रबन्धम् एतानि आमूल शीघ्र निहन्ति ॥

તે વાયવરણાના કવાથમાં કળથી, સિંધવ, ચોખા, વાવડિંગ, સાકર, પદ્મકાષ્ઠ, જવખાર, કોળાનાં બીજ અને ગોખરુના બીજનો કલ્ક નાખી ઘી પકાવવું. એ ઘી ('કુલત્થાદ્ય ઘૃત'[×] કહેવાય છે.) જેમ વજ્રપાત દૃઢ મૂળવાળાં વૃક્ષોને પણ તરત તોડી નાખે છે, તેમ સઘળા પ્રકારની કષ્ટસાધ્ય પથરીઓ, મૂત્રકૃચ્છ્ર મૂત્રાભિઘાત અને સઘળા પ્રકારની મૂત્રની અડચણોનો મૂળ સહિત તરત નાશ કરે છે ૭૫,૭૬

શરાદિપંચમૂલાદ્ય-ઘૃત

शरादिपञ्चमूल्या वा कषायेण पचेद् घृतम् । प्रस्थं गोक्षुरकल्केन सिद्धमद्यात् सशर्करम् ॥ अश्मरीमूत्रकृच्छ्रघ्नं रेतोमार्गरुजापहम् ॥ ७७ ॥

अन्वय.-शर-आदि-पञ्चमूल्याः कषायेण गोक्षुर-कल्केन वा प्रस्थ घृत पचेत्, सिद्ध (तत्) सशर्करम् अद्यात्, अश्मरी-मूत्रकृच्छ्र-घ्न, रेतोमार्गरुजा-अपहम् (भवेत्) ॥

પાનખાજરિયાં વગેરે તૃણપંચમૂલનો કવાથ કરી તેમા ગોખરુનો કલ્ક નાખીને ચોસઠ તોલા ઘી પકાવવું. આ ઘી સાકરથી મિશ્ર કરીને ખાવું. જેથી પથરીનો તથા મૂત્રકૃચ્છ્રનો તે નાશ કરે છે અને વીર્યના માર્ગના રોગોને પણ મટાડે છે. ૭૭

વરુણાદ્ય-ઘૃત+

वरुणस्य तुलां क्षुण्णां जलद्रोणे विपाचयेत् । पादशेष परिस्राव्य घृतप्रस्थं विपाचयेत् । ७८ ॥
वरुण कदलीं बिल्वं तृणज पञ्चमूलकम् । अमृता चाश्मभेद च बीज च त्रपुसस्य च ॥७९॥

× वरुणक-क्वाथ-पक्वः गुड -वरुणक-गुडः- વાયવરણાના ઉકાળામા પકવેલો ગોળ વરુણકગુડ કહેવાય છે

× कुलत्थम् आद्य यषा तानि कुलत्थाद्यानि तयोः कल्कक्षेपपूर्वं वरुणक्वाथ-पक्व घृत कुलत्थाद्य-घृतम्- કળથી વગેરેનો કલ્ક નાખી વાયવરણાના ઉકાળાથી પકાવેલુ ઘી કુલત્થાદ્યઘૃત કહેવાય છે

+ वरुणम् आद्य यषा तानि- वरुणाद्यानि, वरुणाद्यैः पक्व घृत वरुणाद्यघृतम्-વાયવરણા વગેરેના ઉકાળાથી પકવેલુ ઘી વરુણાદ્યઘૃત કહેવાય છે.

शतपर्वां तिलक्षारं पालाशक्षारमेव च ।
यूथिकायाश्च मूलानि कार्षिकाणि समावपेत् ॥८०॥
अस्य मात्रां पिबेज्जन्तुर्देशकालाद्यपेक्षया ।
जीर्णे चास्मिन् पिबेत् पूर्वं गुडं जीर्णं च मस्तु च ।
अश्मरीं शर्करां चैव मूत्रकृच्छ्रं च नाशयेत् ॥ ८१ ॥

अन्वयः–वरुणस्य तुलां क्षुण्णां जल द्रोणे विपाचयेत्, पादशेषं परिस्राव्य घृतप्रस्थं विपाचयेत्, (तत्र च) वरुण कदलीं बिल्वं तृणज-पञ्चमूलकम् अमृतां च अश्मभेद च त्रपुसस्य बीजं च शतपर्वां तिलक्षारं च पालाश-क्षारम् एव, च यूथिकायाः मूलानि कार्षिकाणि समावपेत् । जन्तुः देश-काल-अपेक्षया अस्य मात्रां पिबेत्, अस्मिन् च जीर्णे पूर्वं जीर्णं च गुड च मस्तु पिबेत्, (तत्) अश्मरीं च शर्करां च मूत्रकृच्छ्रं नाशयेत् एव ॥

ચારસો તોલા વાયવરણાને કૂટી તેનો એક હજાર ચોવીસ તોલા પાણીમાં ક્વાથ કરવો; ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લઈ તેમાં ચોસઠ તોલા ઘી પકાવવું અને તે ઘીમાં વાયવરણાં, કેળ, બીલી, તૃણપંચમૂલ, ગળો, પાષાણભેદ, કાકડીનાં બીજ, ધોળી વજ, તલનો ક્ષાર, ખાખરાનો ક્ષાર અને જૂઈનાં મૂળ–એ દરેક એક એક તોલો નાખવાં. માણસે દેશ તથા કાળને અનુસરી આ ઘીની માત્રા પીવી; અને તે પચી ગયા પછી પ્રથમ જૂનો ગોળ તથા દહીંનું પાણી પીવું, એટલે તે પથરી, કાંકરી અને મૂત્રકૃચ્છ્રનો નાશ જ કરે છે. ૭૮–૮૧

### વીરતરાદ્ય તૈલ

सैन्धवाद्यं तु यत्तैलमृषिभिः परिकीर्तितम् ।
तत्तैलं द्विगुणं क्षीरं पचेद्वीरतरादिना ॥ ८२ ॥
क्वाथेन पूर्वकल्केन साधितं तु भिषग्वरैः ।
एतत्तैलवरं श्रेष्ठमश्मरीणां निवारणम् ॥ ८३ ॥
मूत्रघाते मूत्रकृच्छ्रे पिच्चिते मथिते तथा ।
भग्ने श्रमाभिपन्ने च सर्वथैव प्रशस्यते ॥ ८४ ॥

अन्वयः–ऋषिभिः सैन्धवाद्यं तु यत् तैलं परिकीर्तितम् तत् तैलं द्विगुणं क्षीरं वीरतरादिना क्वाथेन, पूर्वकल्केन तु भिषग्वरैः साधितं (कर्तव्यम्)। एतत् तैलवरम् अश्मरीणां श्रेष्ठं निवारणं, तथा मूत्रघाते मूत्रकृच्छ्रे पिच्चिते मथिते भग्ने च श्रम-अभिपन्ने सर्वथा एव प्रशस्यते ॥

ઋષિઓએ 'સૈંધવાદ્ય' નામનું જે તેલ કહ્યું છે, તે તેલને બમણા દૂધથી મિશ્ર કરી (પ્રથમ વાયુની અશ્મરીની ચિકિત્સામાં કહેલા) વીરતરાદિ-ગણના ક્વાથથી તથા તે જ ગણના કલ્કથી ઉત્તમ વૈદ્યોએ પકાવવું (એટલે 'વીરતરાદ્ય-તૈલ×' તૈયાર થાય છે). આ તેલ પથરીઓને સારી પેઠે મટાડે છે અને મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, પિચાઈ ગયેલું, મથાઈ ગયેલું, ભાંગી ગયેલું અને બહુ પરિશ્રમ લાગ્યો હોય તે ઉપર પણ બધી રીતે ઉત્તમ ગણાય છે.

### બીજા પ્રકારનું વીરતરાદ્ય તૈલ

वीरवृक्षाश्मभेदाग्निमन्थश्योनाकपाटलाः ।
वृक्षादनी सहैरण्डभल्लूकोशीरपद्मकम् ॥८५॥
कुशकाशशरेक्षूणामास्फोताकोकिलाक्षयोः ।
शतावरी श्वदंष्ट्रा च सोऽटकाद्वयवञ्जुलाः ॥ ८६ ॥
कपोतवङ्का श्रीपर्णीकाश्मरीमूलसंयुता ।
एतैः कषायैः कल्कैश्च तैलं क्षीरे विपाचयेत् ॥ ८७ ॥
वातपित्तविकारेषु बस्तिं दद्याद्विचक्षणः ।
शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रविनाशनम् ॥ ८८ ॥

अन्वयः–वीरवृक्ष-अश्मभेद-अग्निमन्थ-श्योनाक-पाटलाः वृक्षादनी-सहा-एरण्ड-भल्लूक-उशीर-पद्मकम्, कुश-काश-शर-इक्षूणाम्, आस्फोता-कोकिलाक्षयोः, शतावरी श्वदंष्ट्रा च सोंटकाद्वय-वञ्जुलाः, कपोतवङ्का श्रीपर्णी-काश्मरीमूलसंयुता, एतैः कषायैः कल्कैः क्षीरैः तैलं विपाचयेत्। विचक्षणः वात-पित्त-विकारेषु बस्तिं दद्यात् (इदं तैलं) शर्करा-अश्मरि शूलघ्नं मूत्रकृच्छ्र-विनाशनम् (अस्ति)॥

આસોંદરો, પાષાણભેદ, અરણી, અરડૂસો, કાકચ, વૃક્ષાદની-વંદા, નખલો, એરંડો, ટીંબરુ, વાળો, પદ્મકાષ્ઠ, દર્ભનાં મૂળ, કાસડાનાં મૂળ, પાનબાજરિયાનાં મૂળ, ગરણીનાં મૂળ, શેરડીનાં મૂળ, એખરાનાં મૂળ, શતાવરી, ગોખરુ, બે જાતનો ઊંટકંટો, આસોપાલવ, બ્રાહ્મી, નાની સીવણ અને સીવણનાં મૂળના ક્વાથથી તથા તેઓના કલ્કોથી ધીર વૈદ્યે તેલ પકાવવું. પછી વાયુસંબંધી તથા પિત્તસંબંધી વિકારોમાં એ તેલની પિચકારી કુશળતાપૂર્વક આપવી. એ તેલ કાંકરી, પથરી,

× वीरतरम् आद्यं येषां तानि वीरतराद्यानि, तैः पक्वं तैलं वीरतराद्यतैलम्–વીરવૃક્ષ એટલે આસોંદરો આદિ ઓસડિયાંના ક્વાથથી તથા કલ્કથી પકાવેલું તેલ વીરતરાદ્યતૈલ કહેવાય છે.

શૂલ અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. ૮૫-૮૮

### પુનર્નવાદ્ય તૈલ

पुनर्नवामृताभीरुसक्षारलवणत्रयैः ।
शटीकुष्ठवचामुस्तरास्नाकट्फलपौष्करैः ॥ ८९ ॥
यवानीद्विपुत्राहिङ्गुशताह्वासाजमोदकैः ।
विडङ्गातिविषायष्टीपञ्चकोलकसंयुतैः ॥ ९० ॥
एतैरक्षसमैः कल्कैस्तैलप्रस्थं विपाचयेत् ।
गोमूत्रं द्विगुणं देयं काञ्जिकं तद्वदेव तु ॥९१॥
पुनर्नवाद्यमित्येतत्तैलं पानेन बस्तिना ।
शर्कराश्मरिशूलघ्नं मूत्रकृच्छ्रप्रमोचनम् ॥ ९२ ॥
कट्यूरुबस्तिमेढ्रस्य कुक्षिवङ्क्षणसंयुतम् ।
कफवातामशूलघ्नमन्त्रवृद्धेश्च नाशनम् ॥ ९३ ॥

अन्वयः-पुनर्नवा-अमृता-भीरु-सक्षार-लवण-त्रयैः, शटी-कुष्ठ-वचा-मुस्त-रास्ना-कट्फल-पौष्करैः, यवानी-द्विपुत्रा-हिङ्गु-शताह्वा-साजमोदकैः, विडङ्ग-अतिविषा-यष्टी-पञ्चकोलक-संयुतैः-एतैः अक्षसमैः कल्कैः तैलप्रस्थं विपाचयेत्, (तदा च तत्र) गोमूत्रं द्विगुणं देयं, काञ्जिकं तु तद्वत् एव, 'पुनर्नवाद्यम्' इति एतत् तैलं पानेन बस्तिना शर्करा-अश्मरि-शूलघ्नं, मूत्रकृच्छ्र-प्रमोचनं, कटि-ऊरु-बस्ति-मेढ्रस्य कुक्षिवङ्क्षण-संयुतम्, कफ-वात-आम-शूलघ्नं च अन्त्रवृद्धेः नाशनम् (भवति) ॥

સાટોડી, ગળો, શતાવરી, જવખાર, ત્રણ જાતનાં લવણ, કચૂરો, કઠ, વજ, મોથ, રાસ્ના, કાયફળ, પુષ્કરમૂળ, અજમો, પલાશી, હિંગ, સુવા, અજમોદ, વાવડિંગ, અતિવિષ, જેઠી મધ અને પંચકોલ[×] એ દરેકના એક એક તોલા કલ્કોથી ચોસઠ તોલા તેલ પકાવવું અને પકાવતી વખતે તેમાં બમણું ગોમૂત્ર તથા બમણી કાંજી નાખવી. આ રીતે પકાવેલું તેલ 'પુનર્નવાદ્ય-તેલ' કહેવાય છે. આ તેલ પીવાથી અને તેની પિચકારીથી કાંકરી, પથરી, શૂલ, મૂત્રકૃચ્છ્ર, કેડ, સાથળ, મૂત્રાશય, પેટ અને વંક્ષણ-સંધિનાં શૂલ, કફ વાયુ, આમ, શૂળ અને અંત્રવૃદ્ધિનો નાશ કરે છે. ૮૯-૯૩

### સૈંધવાદ્ય તૈલનો તથા વીરતરાદિગણનો અશ્મરી વગેરે ઉપર ઉપયોગ

अश्मर्यधिकारनिर्दिष्टं सैन्धवाद्यमिहेष्यते ।
सर्वथैवोपयोज्यस्तु गणो वीरतरादिकः ॥
घृतैस्तथा कषायैश्च क्षीरैश्चोत्तरबस्तिभिः ॥९४॥

× આ ગ્રંથના પ્રથમ ખંડમાં જુઓ.

अन्वयः-इह अश्म-अधिकार-निर्दिष्टं सैन्धव-आद्यम् इष्यते, तथा घृतैः च कषायैः च क्षीरैः उत्तरबस्तिभिः वीरतरादिकः गणः तु सर्वथा एव उपयोज्यः ॥

અશ્મરીરોગના અધિકારમાં કહેલા સૈંધવાદ્ય તેલનો પણ પથરી, કાંકરી તથા રેતી ઉપર ઉપયોગ કરવો, તેમ જ આ રોગો માટે ઘી, ક્વાથો તથા દૂધો બનાવવામાં અને ઉત્તરબસ્તિ આપવામાં પણ વીરતરાદિ-ગણનાં ઔષધોનો સંપૂર્ણ રીતે ઉપયોગ કરવો. ૯૪

### અશ્મરીઓનાં છેદન તથા ઉદ્ધરણ

बलवत्यो न शाम्यन्ति प्रत्याख्याय समुद्धरेत् ।
यदृच्छया मूत्रमार्गमायान्त्यस्त्वन्तराश्रिताः ।
स्रोतसोऽपहरेच्छित्त्वा बडिशेनाथ चोद्धरेत् ॥९५

अन्वय.-बलवत्यः (अश्मर्यः औषधैः) न शाम्यन्ति (तस्मात् तासाम् औषधै. शमनं) प्रत्याख्याय समुद्धरेत्। अन्तराश्रिताः यदृच्छया मूत्र-मार्गम् आगान्त्यः तु छित्त्वा स्रोतसः अपहरेत्, अथ च बडिशेन उद्धरेत् ॥

અતિશય બળવાન પથરીઓ કોઈ ઔષધોથી શાંત થતી નથી, માટે તેવી પથરીઓનું ઔષધોથી મટવું, ના પાડી દઈને રોગીની ઈચ્છા હોય તો યંત્ર આદિ દ્વારા લિંગમાંથી તે પથરીઓને કાઢી લેવી; અથવા અંદર રહેલી પથરીઓ આપોઆપ મૂત્રના માર્ગમાં આવતી હોય તો તેઓને કાપીને મૂત્રના માર્ગમાંથી કાઢવી અને માછલાઓને વીંધવાના સાધન જેવા યંત્રથી પકડીને પણ કાઢી લેવી. ૯૫

અશ્મરી(પથરી)નો અધિકાર સમાપ્ત

## अथ मेहनिदानम् ।

## ૩૮ : મેહરોગનો અધિકાર+

### પ્રમેહનાં દૂરનાં નિદાનો

आस्यासुखं स्वप्नसुखं दधीनि, ग्राम्यौदकानूपरसाः पयांसि । नवान्नपानं गुडवैकृतं च, प्रमेहहेतुः कफकृच्च सर्वम् ॥ १ ॥

+ मेहति-मिञ्चति मूत्रमाविलं प्रभूतं च जनोऽस्मिन् रोगे कफादिदोषदुष्ट-बस्तिगत-मेदो-मांस-क्लेदादिभिर्हेतुभिरिति मेहः, मिह सेचने-धञ्-જે રોગમાં કફ આદિ

अन्वयः-आस्यासुखं स्वप्नसुखं दधीनि ग्राम्य-औदक-आनूपरसाः पयांसि नव-अन्नपानं च गुडवैकृतं सर्वं कफकृत् च प्रमेहहेतुः (स्यात्) ॥

(વધારે પડતું) બેસી રહેવાનું સુખ, નિદ્રાનું સુખ; દહીં, ઘેટાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓના માંસો, જલચર પ્રાણીઓનાં માંસો, જલપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસો, પુષ્કળ દૂધ, નવાં અન્નો, નવાં પાણી, ગોળ, ગોળના વિકારો અને સઘળા કફકારી પદાર્થો પ્રમેહના કારણરૂપ થાય છે. ૧

टीका-आस्यासुखम्-आस्या-उपविष्टिस्तया सुखम्, अव्यायाम इति यावत्। स्वप्नसुखम्-दिवा स्वप्नसुखम्। 'दधीनी'ति बहुवचनत्वं दध्नोऽपविधानत्वात्। ग्राम्यौदकानूपरसाः-ग्राम्याः-छागल-मेष-मेदः-पुच्छप्रभृतयः औदकाः-मत्स्यकूर्मादयः। आनूपा-बहुलजलभवाश्च हंसचक्रवाकादयः, तेषां रसाः-रस्यन्त इति रसाः। अत्र मांसानि पयांसीति बहुत्वं दधिवत्। नवान्नपानं नवमन्नम्। पीयत इति पानं-पानीयं, तच्च नवम्। गुडवैकृतं-गुडविकाराः शर्करादयः, गुडविकाराण्यन्यानि भक्ष्याणि ॥ अनुक्तसङ्ग्रहार्थमाह-कफकृच्च सर्वमिति। तदा दध्यादीनां पृथङ् निर्देशो विशेषार्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

## મેહની સંપ્રાપ્તિ તથા પાસેનાં નિદાનો

मेदश्च मांसं च शरीरजं च, क्लेदं कफो बस्तिगतं प्रदूष्य। करोति मेहान् समुदीर्णमुष्णैः,-स्तानेव पित्तं परिदूष्य चापि। क्षीणेषु दोषेष्व-वकृष्य धातून्, संदूष्य मेहान् कुरुतेऽनिलश्च ॥२

अन्वयः-कफः बस्तिगतं मेदः च मांसं च शरीरजं क्लेदं प्रदूष्य मेहान् करोति, अपि च उष्णैः समुदीर्णं पित्तम् अपि दोषेषु क्षीणेषु, तान् एव परिदूष्य मेहान् करोति, अनिलः च दोषेषु क्षीणेषु धातून् अवकृष्य संदूष्य मेहान् कुरुते ॥ (આનો અર્થ ઉપર છે)

કફ મૂત્રાશયમાં રહેલા મેદ, માંસ અને શરીરના ક્લેદને (કચકચતા ભાગને) દૂષિત કરી મેહને ઉત્પન્ન કરે છે; તેમ જ ઉષ્ણ પદાર્થોથી વૃદ્ધિ પામેલું પિત્ત પણ સૌમ્ય ધાતુ કફ વગેરેનો ક્ષય થતાં એ જ મેદ આદિ પદાર્થોને દૂષિત કરી મેહને ઉત્પન્ન કરે છે. એ જ રીતે વાયુ પણ કફ આદિ સર્વ ધાતુઓ ક્ષીણ થતાં રુધિર, મજ્જા અને વીર્યરૂપ ધાતુઓને બસ્તિના મુખ તરફ ખેંચી જઈ તેઓને ખરાબ કરી મેહને ઉત્પન્ન કરે છે. ૨

टीका-बस्तिगतं-बस्तिप्राप्तं, कफः-प्रदूष्य श्लैष्मिकान् प्रमेहान् करोति। उष्णैः-उष्ण-स्पर्शैर्द्रव्यैः पित्तं, शरीरज क्लेद-जलम्। अत्र कफजा एव मेहा भूयस्त्वेन साध्यत्वेन चादावुच्यन्ते। समुदीर्णम्-उद्धतम्। तानेव-मेदोमांसशरीरजक्लेदानेव, बस्तिगतान् प्रदूष्य पैत्तिकान् मेहान् करोति। वायुः-ममानापेक्ष्यमाणदोषेषु पित्तकफेषु बहुत्वं तयोर्मेदोबाहुल्यात्, क्षीणेष्वनिलापेक्षया। धातून्-असृङ्-मज्जवीर्यरूपान् अवकृष्य-बस्तिमुखं नीत्वा वातजान् मेहान् करोति। रसलसीकाऽसृग्वसा-मज्जौजः-शुक्राण्यपि सर्वेष्वेव प्रमेहेषु दूष्याणि ॥

## મેહની ૨૦ ની સંખ્યા તથા સાધ્યપણું

साध्याः कफोत्था दश पित्तजाः षट्, याप्या न साध्याः पवनाच्चतुष्काः। समक्रियत्वा-द्विषमक्रियत्वान्महात्ययत्वाच्च यथाक्रमं ते ॥३॥

अन्वयः-कफोत्थाः दश साध्याः, पित्तजाः षट् याप्याः, पवनात् चतुष्काः न साध्याः; ते च यथाक्रमं समक्रियत्वात्, विषमक्रियत्वात्, महात्ययत्वात् ॥

કફથી દશ પ્રકારના પ્રમેહો થાય છે અને તેઓ સાધ્ય છે; પિત્તથી છ પ્રકારના પ્રમેહો થાય છે અને તેઓ યાપ્ય છે; વાયુથી ચાર પ્રકારના પ્રમેહો થાય છે અને તેઓ અસાધ્ય છે. કફથી થયેલા પ્રમેહો સાધ્ય હોવાનું કારણ આ છે કે તેઓ કેવળ મેદ આદિના દૂષિતપણાથી જ ઉત્પન્ન થાય છે અને કર્ષણરૂપ એક ક્રિયાથી જ નાશ પામે છે; પિત્તથી થયેલા પ્રમેહો યાપ્ય હોવાનું કારણ આ છે કે તેઓ કફ વગેરે સૌમ્ય ધાતુઓનો ક્ષય થવા ઉપરાંત મેદ આદિના દૂષિતપણાથી થાય છે અને મધુર તથા રૂક્ષ આદિ વિષમ ક્રિયાથી નાશ પામે છે; વાયુથી થયેલા પ્રમેહો અસાધ્ય હોવાનું કારણ આ છે કે તેઓ સઘળા ધાતુઓના ક્ષયથી થાય છે અને શરીરને વીંખી

દોષોએ ખરાબ કરેલ મૂત્રાશયમાંના મેદ, માંસ તથા શરીરના ક્લેદ આદિને લીધે માણસ અતિશય મેલું અને વધારે પ્રમાણમાં મૂત્ર કર્યા કરે છે, એ રોગ 'મેહ' કહેવાય છે. આ મેહરોગ પણ અશ્મરી રોગની પેઠે મૂત્રાશયમાં જ થતો હોવાથી અશ્મરીરોગની સમાનતા ધરાવે છે, તેથી જ મૂત્રાશયના અશ્મરીરોગના અધિકાર પછી આ મેહરોગનો અધિકાર શરૂ કરવામાં આવ્યો છે.

નાખનાર છે. ૩

टीका-कफोत्था दश साध्याः समक्रियत्वात्-कफस्य दोषस्य दूष्याणां-मेदोमांसदेहक्लेदरसशुक्रमूत्राणां कटु-तीक्ष्ण-उष्णादिभिरुपशमनेन तुल्यप्रतिक्रियत्वात्। अत्राय-मभिप्रायः-अत्र व्याधिस्वभावात् तुल्यदूष्यता साध्यताया हेतुः। यत उक्तम्-'ज्वरे तुल्यर्तुदोषत्वं प्रमेहे तुल्य-दूष्यता। रक्तगुल्मे पुराणत्वं सुखसाध्यस्य लक्षणम्'।

पित्तजाः षड् याप्याः, विषमक्रियत्वात्-पित्तस्य दोषस्य दूष्याणां-मेदोमांसदेहक्लेदरसशुक्रमूत्राणां विष-मोपक्रमत्वात्, यतः पित्तहरं शीतमधुरादि, तन्मेदःप्रभृ-तिकरं, कटुकादि-तत् पित्तकरमिति चिकित्सायां वैषम्यम्॥ पवनाच्चतुष्का असाध्याः महात्ययत्वाद्-महतां मज्जा-दिगम्भीरधातूनां महात्ययो नाशो येन स महात्ययः, तद्भावात्॥ (અર્થ ઉપર છે.)

### મેહમાં દોષોનો તથા દૂષ્યોનો વિવેક

**कफश्च पित्तं पवनश्च दोषा, मेदोऽस्रशुक्रा-म्बुवसालसीकाः। मज्जारसौजः पिशितं च दूष्याः, प्रमेहिणां विंशतिरेव मेहाः॥४॥**

अन्वयः-कफः च पित्तं च पवनः-दोषाः, मेदस्-अस्र-शुक्र-अम्बु-वसा-लसीकाः, मज्जा-रस-ओजः च पिशितं दूष्याः (सन्ति), प्रमेहिणां मेहाः विंशतिः एव (स्युः)॥

કફ, પિત્ત અને વાયુ દોષ છે અને મેદ, રુધિર, વીર્ય, જળ, વસા, લસીકા (નામનું માંસ અને ચામડીની અંદરનું પાણી), મજ્જા, રસ, ઓજ એ તેર દોષોથી માંસ દૂષિત થાય છે. (જે દૂષિત થાય છે તે 'દૂષ્ય' કહેવાય છે.) ઉપર કહ્યા પ્રમાણે પ્રમેહોની સંખ્યા તો વીશની જ છે. ૪

टीका-अस्र-रुधिरम्, अम्बु-शरीरस्थः क्लेदः, वसा-मांसस्नेहः, लसीका-उदकविशेषः॥ (અર્થ ઉપર છે.)

### મેહનું પૂર્વરૂપ

**दन्तादीनां मलाढ्यत्वं प्राग्रूपं पाणिपादयोः। दाहश्चिक्कणता देहे तृट् स्वाद्वास्यं च जायते॥५॥**

अन्वयः-(प्रमेहस्य) प्राग्रूपं-दन्तादीनां मलाढ्यत्वं, पाणिपादयोः दाहः, देहे चिक्कणता, तृट् च आस्यं स्वादु जायते॥

મેહ થવાનો હોય ત્યારે (પહેલાં) દાંત વગેરેમાં મેલ બહુ થાય, હાથ તથા પગમાં બળતરા થાય, શરીરમાં ચીકાશ થાય, તરસ લાગે અને મોઢું મીઠું થઈ જાય છે. ૫

टीका-आदिशब्देन ताल्वादीनां ग्रहणम्। यत उक्तं सुश्रुते-'तालुगलजिह्वादन्तेषु मलोत्पत्ति'रिति। अत्र मलभूयस्त्वं मेदोदोषात्, हस्तपादयोः सतापः, चिक्कणता देहे, मेदः-कफदुष्टेः। स्वादु आस्यं-मधुर-आस्यता, 'चकारात् सुश्रुतोक्तकेशजटिलीभावनखवृद्धिः, एतच्च व्याधिमहिम्ना बोद्धव्यम्, अन्यथा मेदोदुष्टे-रेवंकर्तुमक्षमत्वम्॥ અહીં મૂળમાં 'दन्तादीनाम्' એમ આદિ શબ્દ મૂકીને તાળવુ વગેરે લેવા સૂચવ્યું છે. કારણ-સુશ્રુતમાં કહ્યું છે, મેહ થવાનો હોય ત્યારે પ્રથમ તાળવુ, ગળું, જીભ તથા દાંતમાં મેલ ઉત્પન્ન થાય છે; અહીં મેદના દોષોથી મેલ ઘણો જ થાય એમ સમજવું. હાથપગમાં બળતરા અને શરીરમાં ચીકાશ, મેદ તથા કફ બન્ને બગડેલા હોય છે, તેથી થાય છે, 'स्वाद्वास्य च' એમ ચકારથી સુશ્રુતમાં કહેલ કેશ ગંઠાઈ જવા અને નખનું વધવું પણ સમજવું. આ બધું રોગના પ્રભાવથી થાય છે, એમ સમજવું; નહિ તો કેવળ મેદનો બગાડ આટલું બધું કરી શકે નહિ.

### મેહનું સામાન્ય લક્ષણ

**सामान्यं लक्षणं तेषां प्रभूताविलमूत्रता। दोषदूष्याविशेषेऽपि तत्संयोगविशेषतः॥ मूत्रवर्णादिभेदेन भेदो मेहेषु कल्प्यते॥६॥**

अन्वयः-प्रभूत-आविल-मूत्रता तेषां सामान्यं लक्ष-णम्। दोष-दूष्य-अविशेषे अपि तत्-संयोगविशेषतः मूत्र-वर्ण-आदि-भेदेन मेहेषु भेदः कल्प्यते॥

મૂત્ર વધારે અને મેલું, એ મેહનું સામાન્ય લક્ષણ છે; દોષો અને દૂષ્યો એના એ જ હોય છતાં તેઓના સંયોગોની અનેકતાને લીધે મૂત્રના વર્ણ આદિમાં જે ફેરફારો થાય છે, તે ઉપરથી મેહના ભેદોની કલ્પના કરાય છે. ૬

टीका-ननु दोषास्त्रयः, दूष्याण्येकादश तत्, कथं विंशतिर्मेहाः? इत्याशङ्कायामाह-दोषेति-तत्-संयोग-विशेषतः-तेषां दोषदूष्याणामुत्कर्षापकर्षकृतात् संयोगभेदात्, सुश्रुतोऽप्याह-यथा पञ्चानां वर्णानामुत्कर्ष-अपकर्षकृतेन संयोगविशेषेण कपिल-आदिनानावर्ण-उत्पत्तिरेवं दोष-दूष्यसंयोगभेदाद् मेहेषु नानाविधत्वमिति। पञ्चानां वर्णानां-श्वेत-पीत-लोहित-हरित-कृष्णानाम्॥

### કફસંબંધી ઉદકમેહનું લક્ષણ

**अच्छं बहुतरं शीतं निर्गन्धमुदकोपमम्। मेहत्युदकमेहेन किञ्चिच्चाविलपिच्छिलम्॥७॥**

अन्वयः-उदकमेहेन अच्छं बहुतरं शीतं निर्गन्धम्

उदक-उपम किंचित् च आविल-पिच्छिलं मेहति ॥

ઉદકમેહ* થયો હોય તો તેથી આછું, અતિશય વધારે ટાઢું, પાણી જેવું, કાઈક મેલું તથા ચીકણું મૂત્ર (માણસ) કરે છે. ૭

टीका-अच्छमिति-प्रमेहान्तरापेक्षया। ननु अच्छमेव प्रभूत-आविलमूत्रतेति सामान्यलक्षणात्? अत एव पुनर्विशेषमाह-किंचिदाविलपिच्छिलमिति। मेहति-मूत्रयति ॥

### ઇક્ષુમેહનું લક્ષણ

**इक्षो रसमिवात्यर्थं मधुरं चेक्षुमेहतः ॥ ८ ॥**

अन्वयः-इक्षुमेहतः च इक्षोः रसम् इव मधुरम् अत्यर्थं च (मेहति) ॥

ઇક્ષુમેહ થયો હોય તો તેથી શેરડીના રસ જેવું મીઠું અને ખૂબ મૂત્ર (માણસ) કરે છે.

### સાંદ્રમેહનું લક્ષણ

**सान्द्रीभवत् पर्युषितं सान्द्रमेहेन मेहति ॥ ९ ॥**

अन्वय.-सान्द्रमेहेन पर्युषित सान्द्रीभवत् मेहति ॥

સાંદ્રમેહ થયો હોય તો તેથી (માણસ) રાતવાસી રહેતાં ઘાટું મૂત્ર કરે છે. ૯

### સુરામેહનું લક્ષણ

**सुरामेही सुरातुल्यमुपर्यच्छमधो घनम् ॥ १० ॥**

अन्वय.-सुरामेही सुरातुल्यम् उपरि-अच्छम् अध. घन (मेहति) ॥

જેને સુરામેહ થયો હોય તે માણસ મદિરા જેવું અને (રાતવાસી રહેતાં) ઉપરના ભાગમાં આછું તથા નીચેના ભાગમાં ઘાટું મૂત્ર કરે છે. ૧૦

### પિષ્ટમેહનું લક્ષણ

**संहृष्टरोमा पिष्टेन पिष्टवद् बहलं सितम् ॥ ११ ॥**

अन्वयः-पिष्टेन संहृष्टरोमा पिष्टवत् बहल सितम् (मेहति) ॥

પિષ્ટમેહ થયો હોય તો તેથી (મૂત્ર કરતી વેળા તે માણસનાં) રૂંવાડાં ઊભાં થઈ જાય અને ચોખાના લોટ જેવું ઘાટું તથા ધોળું મૂત્ર તે કરે છે. ૧૧

टीका-मेहतीति शेष.। पिष्टवत्-पिष्टतण्डुलवत्, बहल-गाढम् मेहतीति योजनीयम् ॥ (અર્થ ઉપર છે.)

### શુક્રમેહનું લક્ષણ

**शुक्राभं शुक्रमिश्रं वा शुक्रमेही प्रमेहति ॥ १२ ॥**

अन्वय -शुक्रमेही शुक्राभं वा शुक्रमिश्र प्रमेहति ॥

જેને શુક્રમેહ થયો હોય તે માણસ વીર્ય જેવું અથવા વીર્યથી મિશ્રિત મૂત્ર કરે છે. ૧૨

टीका-शुक्राभ-मूत्र शुक्रवत्। (અર્થ ઉપર છે.)

### સિકતામેહનું લક્ષણ

**मूत्राणून् सिकतामेही सिकतारूपिणो मलान् ॥ १३ ॥**

अन्वय -सिक्तामेही सिकतारूपिणः मलान् मूत्राणून् (प्रमेहति) ॥

જેને સિકતામેહ થયો હોય તે માણસ, રેતીરૂપ અને મેદ વગેરે મળથી યુક્ત મૂત્રની કણીઓને મૂત્ર માર્ગે બહાર કાઢે છે. ૧૩

टीका-मलान्-मेदःप्रभृतीन्। प्रमेहतीति शेषः। (આનો અર્થ ઉપર અપાયો છે)

### શીતમેહનું લક્ષણ

**शीतमेही सुबहुशो मधुरं भृशशीतलम् ॥ १४ ॥**

अन्वय.-शीतमेही सुबहुश मधुर भृशशीतल (प्रमेहति) ॥

જેને શીતમેહ થયો હોય તે માણસ, ઘણી ઘણી વાર મીઠું અને ટાઢું મૂત્ર કરે છે.

### શનૈર્મેહનું લક્ષણ

**शनैः शनैः शनैर्मेही मन्दं मन्दं प्रमेहति ॥ १५ ॥**

अन्वयः-शनैर्मेही शनै. शनैः मन्द मन्द प्रमेहति ॥

જેને શનૈર્મેહ* થયો હોય તે માણસ, વખત લગાડી લગાડી ઓછું ઓછું મૂત્ર કાઢે છે. ૧૫

टीका-शनै.-कालविलम्बेन, मद मन्दम् अल्पमल्पम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### લાલામેહનું લક્ષણ

**लालातन्तुयुतं मूत्रं लालामेहेन पिच्छिलम् ॥१६॥**

अन्वय -लालामेहेन लालातन्तुयुत पिच्छिलं मूत्र (प्रमेहति) ॥

લાલામેહ થયો હોય તો તેથી લાળના તાંતણાવાળું અને ચીકણું મૂત્ર (માણસ) કાઢે છે.

### ક્ષારમેહનું લક્ષણ

**गन्धवर्णरसस्पर्शैः क्षारेण क्षारतोयवत् ॥ १७ ॥**

अन्वयः-क्षारेण क्षारतोयवत् गन्ध-वर्ण-रस-स्पर्शैः (युक्त मूत्र मेहति) ॥

ક્ષારમેહ+ થયો હોય તો તેથી ખારા

---

* આ 'ઉદકમેહ'થી આરંભી 'લાલામેહ' સુધીના દશ 'કફજન્યમેહ' સમજવા.

+ આ 'ક્ષારમેહ'થી આરંભી 'રક્તમેહ' સુધીના ૭ 'પિત્તજન્યમેહો' સમજવા.

પાણીના જેવા ગંધ, વર્ણ, રસ અને સ્પર્શ-વાળું મૂત્ર (માણસ) કરે છે. ૧૭

टीका-क्षारेण-क्षारमेहेण मूत्र मूत्रयेदिति योजनीयम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

નીલમેહનું લક્ષણ

नीलमेहेन नीलाभं,

નીલમેહ થયો હોય તો (માણસ) નીલ-વર્ણું મૂત્ર કાઢે છે.

કાલમેહનું લક્ષણ

कालमेही मसीनिभम्।

જેને કાલમેહ થયો હોય તે (માણસ) આંજણ જેવું (કાળું) મૂત્ર કાઢે છે.

હારિદ્રમેહનું લક્ષણ

हारिद्रमेही कटुकं हरिद्रासन्निभं दहत्॥ १८॥

જેને હારિદ્રમેહ થયો હોય તે માણસ તીખું, હળદર જેવા રંગવાળું અને બળતરા-વાળું મૂત્ર કાઢે છે.

टीका-नीलाभ-नीलवर्णं, मूत्रयेद् इति योजनीयम्। दहदिति मूत्रविशेषणम्, मूत्रयेदिति योजनीयम्॥

માંજિષ્ઠમેહનું લક્ષણ

विस्रं माञ्जिष्ठमेहेन मञ्जिष्ठासलिलोपमम्॥ १९॥

अन्वयः-माञ्जिष्ठमेहेन विस्रं मञ्जिष्ठासलिल-उपमम् (प्रमेहति॥

માંજિષ્ઠમેહ થયો હોય તો તેથી કાચા પદાર્થ જેવા દુર્ગંધવાળું અને મજીઠના પાણી જેવા રંગવાળું મૂત્ર (માણસ) કાઢે છે. ૧૯

टीका-विस्रम्-आमगन्धि, मूत्रं मूत्रयेदिति योजनीयम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

રક્તમેહનું લક્ષણ

विस्रमुष्णं सलवणं रक्ताभं रक्तमेहिनः॥ २०॥

अन्वयः-रक्तमेहिनः विस्रम् उष्णं सलवणं रक्ताभम् (मूत्रयन्ति)॥

જેઓને રક્તમેહ થયો હોય તેઓ કાચા પદાર્થના જેવા દુર્ગંધવાળું, ઊનું, ખારાશવાળું અને લોહી જેવા વર્ણવાળું મૂત્ર કરે છે. ૨૦

વસામેહનું× લક્ષણ

वसामेही वसामिश्रं वसाभं मूत्रयेन्मुहुः॥ २१॥

अन्वयः-वसामेही वसामिश्रं वसाभं मुहुः मूत्रयेत्॥

જેને વસામેહ થયો હોય તે માણસ, ચરબીથી મિશ્રિત અને ચરબીના જેવા રંગ-વાળું મૂત્ર વારંવાર કાઢ્યા કરે છે. ૨૧

टीका-वसाभ-सर्वमूत्रं वसानुकल्प वा। मूत्रं मूत्रयेदिति योजनीयम्। (આનો અર્થ ઉપર છે.)

મજ્જામેહનું લક્ષણ

मज्जाभं मज्जमिश्रं वा मज्जमेही मुहुर्मुहुः॥ २२॥

अन्वयः-मज्जमेही मज्जाभं वा मज्जमिश्रं मुहुर् मुहुः (मूत्रयेत्)॥

જેને મજ્જામેહ થયો હોય તે માણસ મજ્જાથી મિશ્રિત અને મજ્જા જેવા રંગવાળું મૂત્ર વારંવાર કાઢ્યા કરે છે. ૨૨

ક્ષૌદ્રમેહ(મધુમેહ)નું લક્ષણ

कषायं मधुरं रूक्षं क्षौद्रमेहं वदेद् बुधः॥ २३॥

अन्वयः-बुधः कषाय मधुरं रूक्ष क्षौद्रमेहं वदेत्॥

સમજુ માણસે ભગવા રંગનું, મીઠું અને રૂક્ષ મૂત્ર નીકળે તો તેને ક્ષૌદ્રમેહ કહેવો. ૨૩

टीका-कषाय-कषायवर्णम्॥ (અર્થ ઉપર છે.)

હસ્તિમેહનું લક્ષણ

हस्ती मत्त इवाजस्रं मूत्रं वेगविवर्जितम्।
सलसीकं विबद्धं च हस्तिमेही प्रमेहति॥ २४॥

अन्वयः-हस्तिमेही मत्तः हस्ती इव सलसीकं वेग-विवर्जित विबद्ध च मूत्रं अजस्र प्रमेहति॥

જેને હસ્તિમેહ થયો હોય તે માણસ, મદમત્ત-ગાંડા હાથીની પેઠે નિરંતર લસીકા-(ચામડી અને માંસની વચ્ચે રહેતાં પાણી)થી યુક્ત, વેગ વગરનું અને ઘાટું મૂત્ર એકધારું અટક્યા વિના કર્યા કરે છે. ૨૪

टीका-अजस्रम्-अनवरतम्। अत एव वेगविवर्जितम्। विबद्धं-घनम्॥ (અર્થ ઉપર છે.)

કફસંબંધી દશ મેહોના ઉપદ્રવો

अविपाकोऽरुचिश्छर्दिर्निद्रा कासः सपीनसः।
उपद्रवाः प्रजायन्ते मेहानां कफजन्मनाम्॥२५॥

अन्वयः-कफजन्मना मेहानाम् अविपाकः अरुचिः छर्दिः निद्रा कासः सपीनसः-(एते) उपद्रवाः प्रजायन्ते॥

કફથી થયેલ મેહોમાં ખોરાકનો અપચો, અરુચિ, ઊલટી, નિદ્રા, ઉધરસ અને સળેખમ એટલા ઉપદ્રવો થાય છે. ૨૫

પિત્તસંબંધી ૭ મેહોના ઉપદ્રવો

बस्तिमेहनयोस्तोदो मुष्कावदरणं ज्वरः।
दाहस्तृष्णाम्लको मूर्च्छा विड्भेदः पित्तजन्मनाम्॥

× આ 'વસામેહ'થી આરંભી 'હસ્તિમેહ' સુધીના ચાર 'વાતજન્યમેહો' સમજવા.

अन्वयः-पित्तजन्मनां बस्तिमेहनयोः तोदः, मुष्क-अवदरणं ज्वरः दाहः तृष्णा अम्लकः मूर्च्छा विड्भेदः (इति उपद्रवाः स्युः) ॥

પિત્તથી થયેલ મેહોમાં મૂત્રાશય તથા લિંગમાં સોયોથી ભોંકાયા જેવી પીડા, વૃષણોનું ફાટવું, તાવ, બળતરા, તરશ, ખટાશ, મૂર્છા અને પાતળો ઝાડો થવો એટલા ઉપદ્રવો થાય છે. ૨૬

વાયુસંબંધી ચાર મેહોના ઉપદ્રવો

वातजानामुदावर्तकम्पहृद्ग्रहलोलताः ।
शूलमुन्निद्रता शोषः श्वासः कासश्च जायते ॥२७॥

अन्वयः-वातजानाम् उदावर्त-कम्प-हृद्ग्रह-लोलताः शूलम् उन्निद्रता शोषः श्वासः च कासः जायते ॥

વાયુથી થયેલ મેહોમાં ઉદાવર્ત, કંપ, છાતીનું ઝલાઈ જવું, ચપળતા, શૂલ, નિદ્રાથી રહિતપણું, શોષ, શ્વાસ અને ઉધરસ, એ ઉપદ્રવો થાય છે. ૨૭

મેહનું ભયજનક અરિષ્ટ

यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव च ।
पिडिकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् ॥२८॥
मूर्च्छाछर्दिज्वरश्वासकासवीसर्पगौरवैः ।
उपद्रवैरुपेतो यः प्रमेही दुष्प्रतिक्रियः ॥ २९ ॥

अन्वयः-यथोक्त-उपद्रव-आविष्टम् अतिप्रस्रुतं च गाढं पिडिकापीडितं मानवं प्रमेहः हन्ति एव । यः प्रमेही-मूर्च्छा-च्छर्दि-ज्वर-श्वास-कास-वीसर्प-गौरवैः उपद्रवैः उपेतः (स्यात् सः) दुष्प्रतिक्रियः (ज्ञेयः) ॥

ઉપર કહેલા ઉપદ્રવોથી ઘેરાયેલા, બહુ જ મૂત્ર કર્યા કરતા અને (આગળ જતાં કહેવાશે તે 'શરાવિકા' આદિ) ફોલ્લીઓથી અત્યંત પીડાયેલા માણસને પ્રમેહરોગ અવશ્ય મારી નાખે છે. જે પ્રમેહવાળો માણસ મૂર્છા, ઊલટી, તાવ, શ્વાસ, ઉધરસ, રતવા અને ભારેપણું, એ ઉપદ્રવોથી યુક્ત હોય તેની ચિકિત્સા મુશ્કેલ જાણવી-અર્થાત્ તેનો એ પ્રમેહરોગ દુઃસાધ્ય સમજવો. ૨૮,૨૯

टीका-उक्त-उपद्रवैरविपाकादिभिरन्यैश्च सुश्रुतोक्त-आलस्य-उपदेह-शैथिल्यकफप्रसेक-मक्षिकाऽऽदि-उपसर्पणभादिभिर्युक्तम्, अतिप्रस्रुतम्-अतिशयबहुमूत्रस्राविणम् । पिडिकापीडितम्-वक्ष्यमाणशराविकादिपीडितम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

સ્ત્રીઓને મેહ નહિ થવાનું કારણ

रजः प्रवर्तते यस्मान्मासि मासि विशोधयेत् ।
सर्वान् शरीरदोषांश्च न प्रमेहन्त्यतः स्त्रियः ॥३०॥

अन्वयः-यस्मात् मासि मासि रजः प्रवर्तते सर्वान् च शरीरदोषान् विशोधयेत् अतः स्त्रियः न प्रमेहन्ति ॥

સ્ત્રીઓને મહિને મહિને રજ ચાલુ રહે છે, તેથી શરીરના સઘળા દોષો સાફ થઈ જાય છે, આ કારણે સ્ત્રીઓને મેહરોગ થતો નથી. ૩૦

અસાધ્ય લક્ષણ

जातप्रमेही कुलमेहवान्वा, न साध्यरोगः स हि बीजदोषात् । ये चापि केचित्कुलजा विकारा, भवन्ति तांश्चापि वदन्त्यसाध्यान् ॥३१॥
सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः ।
मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति च ॥३२॥

अन्वयः-(यः) जातप्रमेही वा कुलमेहवान्, सः बीजदोषात् हि साध्य-रोगः न, अपि च ये केचित् कुलजाः विकाराः भवन्ति, तान् च अपि असाध्यान् वदन्ति, सर्वे एव प्रमेहाः कालेन तु अप्रतिकारिणः (सन्तः) मधुमेहत्वम् आयान्ति, तदा च असाध्याः भवन्ति ॥

જેને જન્મથી જ પ્રમેહ થયો હોય અથવા માબાપ કે બાપ-દાદાઓની કુળપરંપરાથી જેને પ્રમેહ થયો હોય, તેનો એ પ્રમેહ બીજના દોષથી જ થયેલો હોવાથી સાધ્ય થતો નથી; એ રીતે બીજા પણ જે કોઈ રોગો કુળની પરંપરાથી પ્રાપ્ત થયા હોય તે પણ અસાધ્ય જ હોય છે, એમ વિદ્વાનો કહે છે. સઘળા પ્રકારના પ્રમેહો જો લાંબા કાળ સુધી ચિકિત્સા વગરના રહે તો મધુમેહરૂપ થઈ જાય છે, ત્યારે અસાધ્ય થાય છે. ૩૧,૩૨

टीका-सर्वेषां च प्रमेहाणाम् अवस्थाविशेषं मधुमेहत्वमाह सर्व इति । अप्रतिकारिणः-अप्रतिकारो येषामस्तीत्यप्रतिकारिणः-उपेक्षिता इति यावत् । कालेन-बहुभिर्दिनैः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

મધુમેહનું લક્ષણ અને તે કષ્ટસાધ્ય

मधुमेहो मधुनिभो जायते स किल द्विधा ।
क्रुद्धे धातुक्षयाद्वायौ दोषावृतपथेऽथवा ॥ ३३ ॥
आवृतो दोषलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शयन् ।
क्षणात् क्षीणः क्षणात् पूर्णो भजते कृच्छ्र-साध्यताम् ॥ ३४ ॥

अन्वयः-मधुमेहः मधुनिभः जायते, सः किल द्विधा (भवति)-धातुक्षयात् वायौ क्रुद्धे अथवा दोष-आवृत-पथे, आवृतः सः अनिमित्त दोषलिङ्गानि प्रदर्शयन् क्षणात् क्षीणः क्षणात् पूर्णः कृच्छ्रसाध्यतां भजते ॥

મધુમેહ મધ જેવો થાય છે; તે બે પ્રકારનો થાય છે; એક તો ધાતુઓના ક્ષયથી વાયુનો કોપ થતાં થાય છે અને બીજો દોષથી વાયુનો માર્ગ રોકાઈ જતાં થાય છે. વાયુનો માર્ગ દોષથી રોકાઈ જતાં તે વાયુ, કોઈ કારણ વિના જ અકસ્માત્ દોષનાં ચિહ્નો દેખાડે છે અને તેથી ક્ષણવારમાં મૂત્રાશયને ખાલી કરી નાખે છે તથા ક્ષણવારમાં પૂર્ણ કરી દે છે; આવો તે મેહ કષ્ટસાધ્ય થાય છે.

### સઘળા મેહોને 'મધુમેહ' કહી શકાય

मधुरं यच्च सर्वेषु प्रायो मध्विव मेहति ।
सर्वेऽपि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः ॥३५॥

अन्वयः-प्रायः सर्वेषु (जनः) यत् च मधु इव मधुर मेहति, अतः च तनोः माधुर्यात् सर्वे अपि मधुमेहाख्याः ॥

ઘણું કરી સઘળા મેહોમાં માણસ મીઠું અને મધ જેવું મૂત્ર કરે છે અને શરીરમાં પણ મધુરતા જ થાય છે, આ કારણે સઘળા મેહોને 'મધુમેહ' એ નામે કહી શકાય છે.

### પ્રમેહની બેદરકારી કરવાથી થતી દશ પ્રકારની ફોલ્લીઓ અને તેઓનાં નામો તથા સ્થાનો

शराविका कच्छपिका जालिनी विनताऽलजी ।
मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिका ॥३६॥
विद्रधिश्चेति पिडिकाः प्रमेहोपेक्षया दश ।
सन्धिमर्मसु जायन्ते मांसलेषु च धामसु ॥ ३७ ॥

अन्वयः-प्रमेह-उपेक्षया सन्धिमर्मसु मांसलेषु च धामसु शराविका कच्छपिका जालिनी विनता अलजी मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिका च विद्रधिः इति दश पिडिकाः जायन्ते ॥

પ્રમેહની બેદરકારી કરવાથી સાંધાઓમાં, મર્મસ્થળોમાં અને ઘણા માંસવાળા પ્રદેશોમાં શરાવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા તથા વિદ્રધિ એ નામે દશ ફોલ્લીઓ થાય છે. ૩૬,૩૭

### દશે પ્રકારની ફોલ્લીઓનાં લક્ષણો

अन्तोन्नता द्यावरूपा निम्नमध्या शराविका ।
गौरसर्षपसंस्थाना तत्प्रमाणा तु सर्षपी ॥ ३८॥
सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः ।
जालिनी तीव्रदाहा तु शिराजालसमावृता ॥३९॥
अवगाढरुजोत्क्लेदा पृष्ठे वा प्युदरेऽपि वा ।
महती पीडिका नीला सा बुधैर्विनता स्मृता ॥४०
महत्यल्पचिता ज्ञेया पिडिकापि च पुत्रिणी ।
मसूरदलसंस्थाना विज्ञेया तु मसूरिका ॥ ४१ ॥
रक्ताऽसितास्फोटचिता विज्ञेया त्वलजी बुधैः ।
विदारीकन्दवद् वृत्ता कठिना च विदारिका ।
विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका तु सा ॥४२॥

अन्वय -अन्त-उन्नता द्यावरूपा निम्नमध्या शराविका, गौर-सर्षपसंस्थाना तत्प्रमाणा तु सर्षपी । सदाहा कूर्मसंस्थाना बुधैः कच्छपिका ज्ञेया, जालिनी तु तीव्रदाहा शिराजालसमावृता, अवगाढरुजा उत्क्लेदा महती नीला पृष्ठे अपि वा उदरे अपि वा (या) पिडिका सा बुधैः विनता स्मृता। महती च अल्पचिता पिडिका पुत्रिणी ज्ञेया। मसूरदल-संस्थाना तु मसूरिका विज्ञेया रक्ता असिता स्फोटचिता तु बुधैः अलजी विज्ञेया, विदारीकन्दवत् वृता च कठिना विदारिका, (या) विद्रधेः लक्षणैः युक्ता सा तु विद्रधिका ज्ञेया ॥

જે ફોલ્લી છેડે ઊંચી, વચ્ચે નમેલી અને કાળાશવાળી હોય તેને શરાવિકા[1] જાણવી. જે ફોલ્લી બળતરાવાળી તથા કાચબાની જેવી આકૃતિવાળી હોય, તેને કચ્છપિકા[2] જાણવી. જે ફોલ્લી તીવ્ર બળતરાવાળી અને ઝીણીઝીણી નસોનાં જાળાંથી વીંટાયેલી હોય તેને જાલિની[3] જાણવી. જે ફોલ્લી ઊંડી, પીડાવાળી, કચકચતી, મોટી, લીલા રંગની અને પીઠમાં અથવા પેટમાં થયેલી હોય તેને વિનતા[4] જાણવી. જે ફોલ્લી રાતી તથા કાળી હોય અને બીજી ફોલ્લીઓથી પણ વ્યાપ્ત હોય તેને અલજી[5] જાણવી. જે ફોલ્લી મસૂરની દાળ જેવા આકારવાળી હોય તેને મસૂરિકા[6] જાણવી. જે ફોલ્લી ધોળા સરસવના જેવા આકારવાળી તથા ધોળા સરસવ જેવડી હોય તેને સર્ષપિકા[7] જાણવી. જે ફોલ્લી મોટી અને બીજી ઝીણી ઝીણી ઘણી ફોલ્લીઓથી વ્યાપ્ત હોય તેને પુત્રિણી[8] જાણવી. જે ફોલ્લી વિદારીકંદ જેવી

ગોળ હોય અને કઠણ હોય તેને વિદારિકા[૯] જાણવી. જે ફોલ્લી વિદ્રધિરોગોનાં લક્ષણોથી યુક્ત હોય તેને વિદ્રધિકા[૧૦] જાણવી. ૩૮-૪૨

૧. शरावी इव कायति-' अन्यत्रापि दृश्यत ' इति डः, टाप्, हूस्वत्व च- જે કોડિયાં જેવી જણાય છે, તે પ્રમેહજન્ય ફોલ્લી ' શરાવિકા ' કહેવાય છે.

૨. कच्छपी इव कायतीत्यादि पूर्ववत्-જે કાચબાની ઢાલ જેવી આકૃતિ ધરાવતી હોય તે પ્રમેહજન્ય ફોલ્લી ' કચ્છપિકા ' કહેવાય છે.

૩. जालानि सन्ति अस्या इति जालिनी-' अत- इनि० ' इति इन्, नान्तत्वाच्च ङीप्-જે નસોના જાળાથી વીંટાયેલી હોય અને જાળિયાવાળી જણાય તે પ્રમેહજન્ય ફોલ્લી, ' જાલિની ' કહેવાય છે.

૪. विशेषेण नम्यते स्मेति विनता-भूते क्तः-टाप्-જે ખૂબ ઊંડી પીડાવાળી તથા પેટ કે પીઠના ઊંડા સ્થાનમાં થઈ હોય તે ફોલ્લી ' વિનતા ' કહેવાય છે.

૫. अलतीति अला-अल भूषणादौ-अच्, टाप्, अला-पर्याप्ता-आसमन्तात् स्फोटैः, रक्त-असितवर्णेन च चित्ता सती जायत इति अलजी-'अन्यत्रापि ' इति डः-गौरादित्व-જે ચોપાસ બીજી ફોલ્લીઓથી તથા લાલ-કાળા રંગથી વ્યાપ્ત હોઈ ઉત્પન્ન થાય છે, તે ફોલ્લી ' અલજી ' કહેવાય છે.

૬. मसूरी-मसूरदाली इव कायतीत्यादि प्रथमावत्-જે મસૂરની દાળ જેવા આકારની થાય છે, તે ફોલ્લી મસૂરિકા કહેવાય છે.

૭. हस्वः सर्षप इव-सर्षपकः-इवार्थे कन्, स्त्रियां टाप्, अत इव च-જે નાના ધોળા સરસવ જેવા આકારની થાય છે, તે ફોલ્લી ' સર્ષપિકા ' કહેવાય છે.

૮. अल्पाः स्फोटा एव पुत्राः सन्ति अस्याः समन्तादिति पुत्रिणी-' अत इनि० ', नान्तत्वाच्च ङीप्-જેની આસપાસ બીજી પણ નાની નાની ફોલ્લીઓરૂપી દીકરીઓ છવાયેલી હોય છે, તે ફોલ્લી ' પુત્રિણી ' કહેવાય છે.

૯. विदारी इव कायतीत्यादि प्रथमावत्-જે વિદારીકંદ જેવી ગોળ તથા કઠણ થાય છે, તે ફોલ્લી ' વિદારિકા ' કહેવાય છે.

૧૦. विद्रधि इवेति विद्रधिका-इवार्थे कन्, टाप्-જે વિદ્રધિરોગના જેવાં લક્ષણોવાળી હોય તે ફોલ્લી ' વિદ્રધિકા ' કહેવાય છે.

**પ્રમેહની ફોલ્લીઓમાં દોષોનો નિર્ણય**

**ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तन्मयाः ॥४३**

अन्वयः-ये मेहाः यन्मयाः स्मृताः, तेषाम् एताः तु तन्मयाः ( भवन्ति ) ॥

જે મેહો જે દોષવાળા કહ્યા છે, તેઓની ફોલ્લી પણ તે જ દોષવાળી હોય છે. ૪૩

**પ્રમેહ વિના પણ એ ફોલ્લીઓ થાય**

**विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः ।**
**तावच्चैता न लक्ष्यन्ते यावद्वास्तुपरिग्रहाः ॥४४॥**

अन्वयः-दुष्ट-मेदसः ( जनस्य ) प्रमेहं विना अपि एताः जायन्ते, यावत् च एताः वास्तुपरिग्रहाः ( स्युः ), तावत् न लक्ष्यन्ते ॥

જે માણસનો મેદ બગડેલો હોય તેને પ્રમેહ વિના પણ આ ફોલ્લીઓ થાય છે; જ્યાં સુધી એ ફોલ્લીઓએ પોતાનું સ્થાન બરાબર પકડેલું ન હોય ત્યાં સુધી એ ફોલ્લીઓ જણાતી નથી. ૪૪

**એ ફોલ્લીમાંની અસાધ્ય આ છે**

**गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मसु चोत्थिताः ।**
**सोपद्रवा दुर्बलाग्नेः पिडिकाः परिवर्जयेत् ॥४५॥**

अन्वयः-गुदे हृदि शिरसि असे पृष्ठे च मर्मसु उत्थिताः सोपद्रवाः दुर्बल-अग्नेः पिडिकाः परिवर्जयेत् ॥

ગુદામાં, હૃદયમાં, માથામાં, ખભામાં, પીઠમાં કે મર્મસ્થળોમાં ઉત્પન્ન થયેલી ઉપદ્રવોવાળી અને નબળા જઠરાગ્નિવાળાની એ ફોલ્લીઓ ત્યજવી જોઈએ-તેઓની ચિકિત્સા ન કરવી. ૪૫

**ફોલ્લીઓના ઉપદ્રવો**

**तृट्श्वासमांससङ्कोचमेहहिक्कामदज्वराः ।**
**विसर्पमर्मसंरोधाः पिडिकानामुपद्रवाः ॥ ४६ ॥**

अन्वयः-तृट्-श्वास-मास-सङ्कोच-मेह-हिक्का-मद-ज्वराः विसर्प-मर्मसरोधाः पिडिकानाम् उपद्रवाः ( ज्ञेयाः ) ॥

તરશ, શ્વાસ, માંસનો સંકોચ, બહુમૂત્ર, હેડકી, મદ, જ્વર, વિસર્પ ( રતવા ) અને મર્મસ્થળોનું ઘેરાવું, એટલા એ ફોલ્લીઓના ઉપદ્રવો જાણવા. ૪૬

प्रमेहिणा पथ्यानाह-

**મેહવાળાને હિતકારી પદાર્થો**

**श्यामाककोद्रवोद्दालगोधूमाश्चणकास्तथा ।**
**आढकाश्च कुलत्थाश्च पुराणा मेहिनां हिताः ॥४७**
**मेहिनां तिक्तशाकानि जाङ्गला हरिणाण्डजाः ।**
**यवान्नविकृतीर्मुद्गाः शस्यन्ते शालिषष्टिकाः ॥४८॥**

अन्वयः-श्यामाक-कोद्रव-उद्दाल-गोधूमाः तथा चणकाः च आढकाः च कुलत्थाः, पुराणाः मेहिनां हिताः (भवन्ति), तिक्त-शाकानि जाङ्गलाः हरिण-अण्डजाः यव-अन्न-विकृतीः मुद्गाः शालि-षष्टिकाः मेहिना शस्यन्ते ॥

સામો, કોદરા, જંગલી કોદરા, ઘઉં, ચણા, તુવર અને કળથી, એ ધાન્યો જૂનાં હોય તો મેહના રોગીઓને હિતકારી છે. કડવાં શાકો, જાંગલદેશનાં હરિણો, પક્ષીઓ, જવના લોટના પદાર્થો, મગ, રાતા ચોખા અને સાઠી ચોખા પણ પ્રમેહવાળા માટે ઉત્તમ ગણાય છે.

મેહવાળાએ છોડી દેવાના પદાર્થો

सौवीरकं सुरा तक्रं तैलं क्षीरं घृतं गुडम्।
अम्लेक्षुरसपिष्टान्नानूपमांसानि वर्जयेत् ॥ ४९ ॥

अन्वयः-सौवीरकं सुरा तक्रं तैलं क्षीरं घृतं गुडम्, अम्ल-इक्षुरस-पिष्टान्न-आनूपमांसानि वर्जयेत् ॥

(પ્રથમ ખંડમાં સંધાનવર્ગમાં કહેલ) સૌવીર, મદિરા, છાશ, તેલ, દૂધ, ઘી, ગોળ, ખાટા પદાર્થો, શેરડીના રસ, લોટનાં અન્નો અને જલપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસો મેહના રોગીએ છોડી દેવાં. ૪૯

મેહની સામાન્ય ચિકિત્સા

तत्रादित एव प्रमेहिणमुपस्निग्ध प्रियङ्ग्वाद्यन्यतमसिद्धेन तैलेन वामयेत् प्रगाढं विरेचयेच्च। विरेचनानन्तर सुरसादिकषायेणास्थापयेत्। महौषधभद्रदारुमुस्तावापने मधुसैन्धवयुक्तेन दह्यमाने वा न्यग्रोधादिकषायेण निरूहेत्–

જેને પ્રમેહ થયો હોય તેને પ્રથમથી જ કાંગ કે તરસવ આદિથી તૈયાર કરેલા તૈલ વડે સ્નિગ્ધ કર્યા પછી સારી પેઠે વમન તથા વિરેચન કરાવવાં. વિરેચન કરાવ્યા પછી સુરસાદિ-ક્વાથમાં સૂંઠ, દેવદાર તથા મોથનું ચૂર્ણ નાખી, મધ તથા સિંધવથી તે ક્વાથને યુક્ત કરીને તે ક્વાથથી નિરૂહબસ્તિ આપવી. જો બળતરા થતી હોય તો તેલ વગરના ન્યગ્રોધાદિ ક્વાથની નિરૂહબસ્તિ આપવી.

પ્રમેહની વિશેષ ચિકિત્સા

वातोत्कटेषु मेहेषु स्नेहपानं विशेषतः।
पारिजातजयानिम्बवह्निगायत्रीणां पृथक् ॥ ५० ॥
पाठायाश्चागुरोः पीताद्वयस्य शारदस्य च।
जलेक्षुमद्यसिकताशनैर्लवणपिष्टकान् ॥ ५१ ॥
सान्द्रमेहान् क्रमाद् घ्नन्ति क्वाथाश्चाष्टौ समाक्षिकाः ॥ ५२ ॥

हरीतकीकट्फलमुस्तलोध्राः, पाठाविडङ्गार्जुनधन्वनश्च। उमे हरिद्रे तगरं विडङ्गं, कन्दं विशालाऽर्जुनदीपकाश्च ॥ ५३ ॥

दार्वी विडङ्गः खदिरो धवश्च, सुराह्वकुष्ठागुरुचन्दनानि। दार्व्यग्निमन्थौ त्रिफला वचा च, पाठा च मूर्वा च तथा श्वदंष्ट्रा ॥ ५४ ॥

वचा ह्युशीराण्यभया गुडूची, वृषं शिवाचित्रकसप्तपर्णाः। पादैः कषायाः कफमेहविज्ञैः, दशोपदिष्टा मधुसंप्रयुक्ताः ॥ ५५ ॥

उशीरलोध्रार्जुनचन्दनाना,-मुशीरमुस्तामलकाभयानाम्। पटोलनिम्बामलकामृतानां, मुस्ताभयामुष्ककवृक्षकाणाम् ॥ ५६ ॥

लोध्राम्रकालीयकधातकीनां, विश्वार्जुनैलातिविषोत्पलानां। शिरीषधान्यार्जुनकेशराणां, प्रियङ्गुपद्मोत्पलकिंशुकानाम् ॥ ५७ ॥

अश्वत्थपाठासनवेतसानां, कटङ्कटेर्युत्पलमुस्तकानाम्। पित्तेषु मेहेषु दशोपदिष्टाः, कषाययोगा मधुसंप्रयुक्ताः ॥ ५८ ॥

कफमेहहरक्वाथसिद्धं सर्पिः कफे हितम्।
पित्तमेहघ्ननिर्यूहसिद्धं पित्तहरं घृतम् ॥ ५९ ॥

कम्पिल्लसप्तच्छदशालजानि, वैभीतरौहीतककौटजानि। पटोलकालीयगदागुरूणि, क्षौद्रेण लिह्यात् कफपित्तमेही ॥ ६० ॥

दूर्वाकसेरुपूतिककुम्भीकप्लवशैवलम्।
जलेन क्वथितं पीतं शुक्रमेहहरं परम् ॥ ६१ ॥
त्रिफलारग्वधद्राक्षाकषायो मधुसंयुतः।
पीतो निहन्ति फेनाभं प्रमेहं नियतं नृणाम् ॥६२॥
मधुना त्रिफलाचूर्णमथवाऽश्मजतूद्भवम्।
लोहजं+ वाऽभयोत्थं वा लिहेन्मेहनिवृत्तये ॥६३॥

अन्वयः-वात-उत्कटेषु मेहेषु विशेषतः स्नेहपान (कारयेत्), पारिजात-जया-निम्ब-वह्नि-गायत्रीणां, पाठायाः, च अगुरोः, पीताद्वयस्य, च शारदस्य-अष्टौ पृथक् क्वाथाः समाक्षिकाः क्रमात् जल-इक्षु-मद्य-सिकता-शनैर्-लवण-पिष्टकान् च सान्द्र-मेहान् घ्नन्ति। हरीतकी-कट्फल-मुस्त-लोध्राः, च पाठा-विडङ्ग-अर्जुन-धन्वनः च उभे हरिद्रे तगर विडङ्ग, कन्द विशाला-अर्जुन-दीपकाः, च दार्वी विडङ्गः खदिरः च धवः, सुराह्व-कुष्ठ-अगुरु-चन्दनानि, दार्वी-अग्निमन्थौ त्रिफला च वचा, च पाठा च मूर्वा तथा च श्वदंष्ट्रा, वचा हि उशीराणि अभया गुडूची, वृष शिवा-चित्रक-सप्तपर्णाः, दशपादैः कषायाः मधुसंप्रयुक्ताः कफ-मेह-विज्ञैः उप-

+ 'अभ्माऽभयोत्थं' इति पाठः।

दिष्टाः। उशीर-लोध्र-अर्जुन-चन्दनानाम्, उशीर-मुस्ता-आमलक-अभयानाम्, -पटोल-निम्ब आमलक-अमृतानां, मुस्ता-अभया-मुष्कक-वृक्षकाणाम्, लोध्र-आम्र-कालीयक-धातकीना, विश्वा-अर्जुन-एला-अतिविष-उत्पलाना, शिरीष-धान्य-अर्जुन-केशराणा, प्रियङ्गु-पद्म-उत्पल-किंशुकानाम्, अश्वत्थ-पाठा-असन-वेतसाना, कटङ्कटेरी-उत्पल-मुस्तकाना दश कषाययोगा. मधु-सम्प्रयुक्ताः पित्तेषु मेहेषु उपदिष्टाः। कफमेहहरक्वाथसिद्ध सर्पिः कफे हितम्, पित्त-मेद-घ्न-निर्यूह-सिद्ध घृतं पित्तहर, कफ-पित्तमेही कम्पिल्ल-सप्तच्छद-शालजानि बिभीत-रोहीतक-कौटजानि, पटोल-कालीय-गद-अगुर्ष्णि (चूर्णीकृत्य) क्षौद्रेण लिह्यात्। दूर्वा-कसेरु-पूतीक-प्लव-शैवल जलेन क्वथित पीत पर शुक्र-मेहहरं (भवति)। त्रिफला-आरग्वध द्राक्षा-कषायः मधुसयुतः पीतः नृणां फेनाभं प्रमेह नियतं निहन्ति। त्रिफलाचूर्णम्, अथवा अश्मजतु-उद्भव, वा लोहज, वा अभयोत्थ (चूर्णम्) मेहनिवृत्तये लिहेत॥

વાયુની પ્રબળતાવાળા મેહોમાં વિશેષે કરી સ્નેહપાન કરાવવું. આવા મેહોમાં નીચેના આઠ કવાથો વિદ્વાનોએ કહ્યા છે: રગતરોહીડાનો કવાથ કરી મધ સાથે પીવો, તેથી ઉદકમેહ મટી જાય છે. લીલી ધ્રોનો અથવા અરણીનો કવાથ મધ નાખી પીવો; તેથી ઇક્ષુમેહ મટી જાય છે. લીંબડાનો કવાથ મધ સાથે પીવો, તેથી સુરામેહ મટી જાય છે. ચિત્રકનો કવાથ મધ સાથે પીવો, તેથી સિકતામેહ મટી જાય છે. ખેરનો કવાથ મધ નાખી પીવો, તેથી શનૈર્મેહ મટી જાય છે. કાળીપાટનો કવાથ મધ નાખી પીવો, તેથી ક્ષારમેહ મટી જાય છે. અગુરુનો કવાથ મધ સાથે પીવો, તેથી પિષ્ટમેહ મટી જાય છે. બે જાતની ઉપલસરીનો કવાથ મધ નાખી પીવો, તેથી સાંદ્રમેહ મટી જાય છે.

ખાસ કફના *મેહોમાં નીચેના દશ કવાથોમાંથી કોઈ પણ એકનો ઉપયોગ કરવો: (૧) હરડે, કાયફળ, મોથ અને લોધરનો કવાથ મધ નાખી પીવો. (૨) કાળીપાટ, વાવડિંગ, આસોદરો અને ક્રાંમણનો કવાથ મધ નાખી પીવો. (૩) હળદર, દારુહળદર, તગર અને વાવડિંગનો કવાથ મધ નાખી પીવો. (૪) કદંબ, સાલિયા નામનું ઝાડ, આસોંદરો અને ચિત્રકનો કવાથ મધ સાથે પીવો. (૫) દારુહળદર, વાવડિંગ, ખેર અને ધાવડાનો કવાથ મધ સાથે પીવો. (૬) દેવદાર, કઠ, અગુરુ અને સુખડનો કવાથ મધ સાથે પીવો. (૭) દારુહળદર, અરણી, હરડે, બહેડાં, આમળા અને વજનો કવાથ મધ સાથે પીવો. (૮) કાળીપાટ, મોરવેલ અને ગોખરુનો કવાથ મધ નાખી પીવો. (૯) વજ, બે જાતનો વાળો, હરડે અને ગળોનો કવાથ મધ નાખી પીવો અથવા (૧૦) અરડૂસો, હરડે, ચિત્રક અને સપ્તપર્ણ-સાતવીનનો કવાથ મધ નાખી પીવો, તેથી કફસંબંધી મેહ મટી જાય છે.

નીચેના દશ કવાથ ખાસ પિત્તના મેહોમાં ઉપયોગી છે: (૧) વાળો, લોધર, આસોંદરો અને સુખડનો કવાથ મધ સાથે પીવો. (૨) વાળો, મોથ, આમળાં અને હરડેનો કવાથ મધ નાખી પીવો. (૩) કડવાં પરવળ, લીંબડો, આમળાં અને ગળોનો કવાથ મધ નાખી પીવો. (૪) મોથ, હરડે અને જલધરિયા ખાખરાનો કવાથ મધ નાખી પીવો. (૫) લોધર, આંબો, દારુહળદર અને ધાવડીનો કવાથ મધ નાખી પીવો. (૬) સૂંઠ, આસોંદરો, એલચી, અતિવિષ અને કમળનો કવાથ મધ નાખી પીવો. (૭) સરસડિયો, ધાણા, આસોંદરો અને કેસરનો ક્વાથ મધ સાથે પીવો. (૮) પીપળો, કાળીપાટ, બીબલો અને નેતરનો કવાથ મધ સાથે પીવો. (૯) ઘઉંલા, ધોળાં કમળ, લાલ કમળ અને કેસૂડાંનો કવાથ મધ નાખી પીવો અથવા (૧૦) દારુહળદર, રક્તકમળ અને મોથનો કવાથ મધ નાખી પીવો. કફસંબંધી'

* મેહ વીસ જાતના હોય છે. આમા પેશાબ ડહોળાયેલો, સાકરવાળો કે અધિક પ્રમાણમા આવે છે. આ મેહરોગ જ્યારે ખૂબ વધી જઈને અસાધ્ય જેવી સ્થિતિએ પહોંચે છે ત્યારે તે પ્રમેહ કહેવાય છે મધુમેહને ડાયાબીટિસ કહે છે તેમા મધ જેવો પેશાબ હોય છે. તે રોગ ખૂબ વધી જતાં મધુપ્રમેહ કહેવાય છે.

મેહને મટાડનારા ક્વાથોથી પકાવેલું ઘી કફ-સંબંધી મેહને મટાડે છે. પિત્તસંબંધી મેહને મટાડનારા ક્વાથોથી પકાવેલું ઘી પિત્તસંબંધી મેહને મટાડે છે. કફના કે પિત્તના મેહવાળાએ કપિલો, સાત્વીન, સાલિયાં, બહેડાં, રક્તરોહિડો, ઇંદ્રજવ, કડવાં પરવળ, દારુહળદર, કઠ અને અગુરુનું ચૂર્ણ કરી મધ સાથે ચાટવું. (તેથી કફસંબંધી તથા પિત્તસંબંધી મેહ મટી જાય છે.) ધ્રો, મોથ, કરંજ, કાયફળ, પીળો વાળો અને શેવાળનો ક્વાથ કરી પીવો. તે શુક્રમેહને અવશ્ય મટાડે છે. હરડે, બહેડાં, આમળાં, ગરમાળો અને દ્રાક્ષનો ક્વાથ મધ નાખી પિવાય તો ફીણ જેવા મેહને અવશ્ય મટાડે છે. ત્રિફળાં(=હરડે, બહેડાં તથા આમળાં)નું અથવા શિલાજિતનું અથવા લોઢાનું અથવા હરડેનું ચૂર્ણ મેહ મટાડવા મધમાં કાલવી ચાટવું. ૫૦-૬૩

હરકોઈ પ્રમેહનો નાશ કરનાર ક્વાથ

कटङ्कटेरीमधुकत्रिफलाचित्रकैः समैः ।
सिद्धः कषायः पातव्यः प्रमेहाणां विनाशनः ॥६४॥

अन्वयः-कटङ्कटेरी-मधुक-त्रिफला-चित्रकैः समैः सिद्धः कषायः पातव्यः, (स च) प्रमेहाणां विनाशनः (भवति) ॥

દારુહળદર, જેઠીમધ, ત્રિફળા તથા ચિત્રક સરખાં લઈ કરેલો ક્વાથ પીવો. તે હરકોઈ પ્રકારના પ્રમેહનો નાશ કરે છે. ૬૪

સર્વ મેહ ઉપર ફલત્રિકાદિ ક્વાથ×

फलत्रिकं दारुनिशां विशालां, मुस्तां च निष्क्वाथ्य निशां सकल्कम् । पिबेत् कषायं मधु-सम्प्रयुक्तं, सर्वप्रमेहेषु समुच्छ्रितेषु ॥ ६५ ॥

अन्वयः-फलत्रिकं दारुनिशां विशालां मुस्तां च निशां सकल्कं निष्क्वाथ्य मधु-सम्प्रयुक्तं कषायं समुच्छ्रितेषु सर्वप्रमेहेषु पिबेत् ॥

ત્રિફળા, દારુહળદર, ધોળાં ફૂલવાળી ઇંદ્રવારુણી, મોથ અને હળદરનો તેઓના જ કલ્કો સાથે ક્વાથ કરી તેમાં મધ નાખી તે ક્વાથ સઘળા પ્રકારના વધેલા પ્રમેહો ઉપર પીવો. (આ ક્વાથ 'ફલત્રિકાદિ ક્વાથ' નામે ઓળખાય છે.) ૬૫

गोभक्षितान् यवान् मूत्रभावितान् केवलानपि ।
चित्रकोदश्विता खादेन्निम्बमुद्गरसेन वा ॥ ६६ ॥
भक्षयीताम्बुना मासं प्रमेही यवपिष्टकम् ।
मेदोघ्ना बद्धमूत्राश्च समाः सर्वेषु धातुषु ॥
यवास्तस्माद् विशिष्यन्ते प्रमेहेषु विशेषतः ॥६७॥

अन्वय -गोभक्षितान् यवान् मूत्रभावितान् केवलान् अपि चित्रक-उदश्विता निम्ब-मुद्ग-रसेन वा खादेत् । प्रमेही मासम् अम्बुना यवपिष्टकं भक्षयीत, (यतः) यवाः मेदोघ्नाः बद्धमूत्राः सर्वेषु धातुषु च समाः (सन्ति), तस्मात् प्रमेहेषु विशेषतः विशिष्यन्ते ॥

ગાયે ખાધેલા જવને છાણમાંથી કાઢી લઈ તેઓને ગોમૂત્રની ભાવના આપીને અથવા ભાવના આપ્યા વગર પણ ચિત્રક સાથે તથા અર્ધો પાણીવાળી છાશની સાથે અથવા લીંબડાના તથા મગના રસની સાથે ખાવા (તેથી પ્રમેહ મટી જાય છે). એક મહિના સુધી પાણીની સાથે જવનો લોટ ખાવો; (તેથી પ્રમેહ મટી જાય છે.) જવ મેદને મટાડનારા, મૂત્રને બાંધનારા અને સઘળા ધાતુઓમાં સમસ્થિતિવાળા છે, માટે વિશેષે કરી પ્રમેહો ઉપર બહુ હિતકારી થાય છે.

ત્રિકટુકાદ્ય મોદક+

त्रिकटु त्रिफला पाठा मूलं शोभाञ्जनस्य च ।
विडङ्गतण्डुला हिङ्गु तथा कटुकरोहिणी ॥६८॥
बृहती कण्टकारी च हरिद्रे द्वे यवानिका ।
केबूकं शालपर्णी च तथाऽतिविषचित्रकौ ॥६९॥
सावर्चलं जीरकं च हपुषा धान्यमेव च ।
एषां कर्षप्रमाणं च श्लक्ष्णचूर्णं च कारयेत् ॥७०॥
यवसक्तुपलानां च नवतिं द्वितयाधिकाम् ।
घृततैलमधूनां च प्रत्येकं च पलानि षट् ॥७१॥
एभिः कर्षप्रमाणं च प्रत्यहं मोदकं सुधीः ।
भक्षयेन्नाशयेद्धीमान् प्रमेहानतिदारुणान् ॥ ७२ ॥

अन्वयः-त्रिकटु त्रिफला पाठा शोभाञ्जनस्य च

× फलानां त्रिकम् आदिः येषां तानि, तेषां क्वाथः-એનું ફળ-એટલે ત્રિફલા જેઓમાં પ્રથમ હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો-ફલત્રિકાદિ ક્વાથ કહેવાય છે.

+ त्रयाणां कटुकानां समाहारः त्रिकटुकम्, तद् आद्यं येषां तानि, तेषां मोदकः-સૂંઠ, મરી અને પીપર જેમાં પહેલાં હોય છે, એવાં ઓસડિયાંના લાડુ, ત્રિકટુકાદ્ય મોદક કહેવાય છે.

मूलं विडङ्ग-तण्डुलाः हिङ्गु तथा कटुरोहिणी बृहती कण्टकारी च द्वे हरिद्रे यवानिका केवूक शालपर्णी तथा च अतिविष-चित्रकौ सौवर्चलं च जीरकं हपुषा च धान्यम् एव, एषां च कर्षप्रमाणं श्लक्ष्ण-चूर्णं च कारयेत्, यवसक्तुपलानां च द्वितय-अधिकां नवतिं, घृत-तैल-मधूनां च प्रत्येकं च षट् पलानि, एभिः च कर्ष-प्रमाणं मोदकं (कृत्वा) सुधीः प्रत्यहं भक्षयेत्, उग्रान् अतिदारुणान् प्रमेहान् नाशयेत् ॥

સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, કાળીપાટ, સરગવાનાં મૂળ, વાવડિંગના દાણા, હિંગ, કડુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, દારુહળદર, અજમો, સોપારી, સમેરવો, અતિવિષ, ચિત્રક, સંચળ, જીરું, પલાશી અને ધાણા એ દરેક પદાર્થ એક એક તોલો લઈ તેનું બારીક ચૂર્ણ કરવું. પછી ત્રણસો અડસઠ તોલા જવના સાથવામાં એ ચૂર્ણ નાખી ચોવીશ ચોવીશ તોલા ઘી, તેલ અને મધથી તે સાથવાના એક એક તોલાભાર લાડુ વાળી મૂકવા. બુદ્ધિશાળી માણસે આ લાડુમાંથી હમેશાં એક એક લાડુ ખાવો, જેથી તે અત્યંત દારુણ પ્રમેહોને પણ મટાડી દે છે.

ન્યગ્રોધાદ્ય ચૂર્ણ

न्यग्रोधोदुम्बराश्वत्थश्योनाकारग्वधासनम् ।
आम्रं कपित्थं जम्बूं च प्रियालं ककुभं धवम् ॥७३॥
मधूकं मधुकं लोध्रं वरुणं पारिभद्रकम् ।
पटोलं मेषशृङ्गी च दन्ती चित्रकमाढकी ॥ ७४ ॥
करञ्जत्रिफलाशक्रभल्लातकफलानि च ।
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ॥७५॥
न्यग्रोधाद्यमिदं चूर्णं मधुना सह योजयेत् ।
फलत्रयरसं चानु पिबेन्मूत्रं विशुद्धयति ॥ ७६ ॥
एतेन विंशतिर्मेहा मूत्रकृच्छ्राणि यानि च ।
प्रशमं यान्ति योगेन पिडिका न च जायते ॥७७॥

अन्वयः-न्यग्रोध-उदुम्बर-अश्वत्थ-श्योनाक-आरग्वध-असनम्, आम्र कपित्थ जम्बू च प्रियालं ककुभं धवम्, मधूकं मधुक लोध्र वरुण पारिभद्रकं पटोल मेषशृङ्गी च दन्ती-चित्रकम् आढकी करञ्ज-त्रिफला-शक्र-भल्लातकफलानि च, एतानि समभागानि सूक्ष्म-चूर्णानि कारयेत्, न्यग्रोधाद्यम् इदं चूर्णं मधुना सह योजयेत्, फलत्रयरसं च अनुपिबेत्, एतेन योगेन मूत्रं विशुद्धयति, विंशतिः मेहाः, यानि च मूत्रकृच्छ्राणि (तानि) प्रशमं यान्ति, पिडिका च न जायते ॥

વડ, ઊંબરો, પીપળો, અરડુસો, ગરમાળો, બીળલો, આંબો, કોઠ, જાંબુ, ચારોળી, આસોંદરો, ધાવડો, મહુડાં, જેઠીમધ, લોધર, વાયવરણાં, કડવો લીંબડો, કડવાં પરવળ, મેંઢાશિંગી, નેપાળો, ચિત્રક, તુવરની દાળ, કરંજનાં ફળ, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રજવ અને ભિલામાનાં ફળ સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવું. આ ન્યગ્રોધાદિચૂર્ણ[×]ને મધમાં કાલવી ખાવું અને તેની ઉપર હરડે, બહેડાં તથા આમળાનો ક્વાથ પીવો. આના પ્રયોગથી મૂત્ર સાફ થઈ જાય છે, વીસે પ્રકારના પ્રમેહો અને સઘળા પ્રકારનાં મૂત્રકૃચ્છ્રો શાંત થઈ જાય છે અને પ્રમેહસંબંધી ફોલ્લી પણ થતી નથી. ૭૩-૭૭

લોહાદિચૂર્ણ[+] ગુડૂચી સ્વરસ[÷]

चूर्णानि लोहत्रिफलासितानां, क्षौद्रेण लिह्याच्च पृथक् समं वा । मेहान् समस्तानपि नाशयन्ति, पीतः कदाचित् स्वरसो गुडूच्याः ॥ ७८ ॥

अन्वयः-लोह-त्रिफला-सितानां चूर्णानि पृथक् वा समं क्षौद्रेण लिह्यात्, (तानि) समस्तान् अपि मेहान् नाशयन्ति, गुडूच्याः स्वरसः पीतः (सन्) कदाचित् (समस्तान् अपि मेहान् नाशयति) ॥

લોઢું, ત્રિફલા અને સાકરનાં ચૂર્ણોને જુદાં જુદાં કે બધાં ભેગાં મધમાં કાલવી ચાટવાં, જેથી તે સઘળા પ્રમેહોનો નાશ કરે છે. ગળોનો સ્વરસ કાઢીને પીધો હોય તો તે પણ સર્વ પ્રકારના મેહોને મટાડે છે. ૭૮

ત્રિકટુ-ગુટિકા

त्रिकटु त्रिफलातुल्यं गुग्गुलुं च समांशिकम् ।
गोक्षुरक्वाथसंयुक्तं गुटिकां कारयेद् बुधः ॥ ७९ ॥
दोषकालबलापेक्षी भक्षयेच्चानुलोमिकाम् ।
न चात्र परिहारोऽस्ति कर्म कुर्याद्यथेप्सितम् ॥८०॥

× न्यग्रोधः आद्यः येषां तानि न्यग्रोधाद्यानि, तेषां चूर्णम्-જેમાં વડ પહેલો હોય છે, એવાં ઓસડિયાંનું ચૂર્ણ ન્યગ્રોધાદ્યચૂર્ણ કહેવાય છે.

+ लोहम् आदि येषां तानि, लोहादीनि, तेषां चूर्णम्-જેમાં લોઢું પહેલું હોય છે, તે ઓસડિયાંનું ચૂર્ણ લોહાદિચૂર્ણ કહેવાય છે.

÷ गुडूच्याः स्वरसः-गुडूचीस्वरसः-ગળોનો સ્વરસ ગુડૂચીસ્વરસ કહેવાય છે.

प्रमेहान् वातरोगांश्च वातशोणितमेव च ।
मूत्राघातं मूत्रदोषं प्रदरं चाशु नाशयेत् ॥८१॥

अन्वयः–त्रिकटु त्रिफलांतुल्य, च समांशिक गुग्गुलु गोक्षुर-क्वाथसंयुक्तं (कृत्वा) बुधः गुटिकां कारयेत्, अनुलोमिकां च दोष–काल–बल–अपेक्षी भक्षयेत्। अत्र च परिहारः न अस्ति, यथेप्सित कुर्यात्, (एषा तु गुटिका) प्रमेहान् च वातरोगान् च वात–शोणितम् एव च मूत्राघात मूत्रदोषम् आशु नाशयेत् ॥

સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં અને આમળાંનું સમભાગે ચૂર્ણ કરી તેમાં સરખા ભાગે ગૂગળ નાખી તેને ગોખરુના કવાથથી યુક્ત કરી તેની ગોળીઓ+ વાળવી. વાયુનું અનુલોમન કરનારી આ ગોળી દોષ, કાળ, તથા શરીરના બળને અનુસરી માણસે ખાવી. આ ખાવામાં કોઈ પરેજીની જરૂર નથી; હરકોઈ–આહારાદિ પોતાની ઇચ્છા પ્રમાણે ખુશીથી કરવાં. આ ગોળી પ્રમેહ, વાયુસંબંધી રોગ, વાતરક્ત, મૂત્રાઘાત, મૂત્રદોષ અને પ્રદરનો તરત નાશ કરે છે. ७९–८१

### દાડિમાદ્ય ઘૃત

दाडिमस्य च बीजानि कृमिघ्नस्य च तण्डुलाः ।
रजनी चविकाऽजाजी नागरं त्रिफला कणा ॥८२॥
त्रिकण्टकस्य च फलं यवानी धान्यकं तथा ।
वृक्षाम्लचविकालोध्रसिन्धूद्भवसमाहितैः ॥ ८३ ॥
कल्कैरक्षसमैरेभिर्घृतप्रस्थं विपाचयेत् ।
भोज्ये पाने प्रदातव्यं सर्वर्तुषु च मात्रया ॥८४॥
प्रमेहान् विंशतिं चैव मूत्राघातं तथाऽश्मरीम् ।
कृच्छ्रं सुदारुणं चैव हन्यादेव न संशयः ॥८५॥
विबन्धानाहशूलघ्नं कामलाज्वरनाशनम् ।
दाडिमाद्यं घृतं चैतदश्विभ्यां परिकीर्तितम् ॥८६॥

अन्वयः–दाडिमस्य च बीजानि, कृमिघ्नस्य च तण्डुलाः रजनी चविका अजाजी नागरं त्रिफला कणा त्रिकण्टकस्य च फल यवानी धान्यकं तथा वृक्षाम्ल–चविका–लोध्र–सिन्धु–उद्भव–समाहितैः अक्षसमैः कल्कैः घृतप्रस्थं विपाचयेत्, अश्विभ्यां च परिकीर्तितम् एतद् दाडिम–आद्य घृत सर्व–ऋतुषु मात्रया भोज्ये च पाने प्रदातव्यम्, (तत्) विंशतिं एव प्रमेहान् मूत्राघातं तथा अश्मरीं सुदारुण कृच्छ्रं हन्यात् एव न संशयः, (तथा) विबन्ध–आनाह–शूलघ्नं कामला–ज्वरनाशनम् ॥

દાડિમનાં બીજ, વાવડિંગના ચોખા–દાણા, હળદર, બમણો ચવક, જીરું, સૂંઠ, હરડે, બહેડાં, આમળાં, પીપર, ગોખરુનાં ફળ, અજમો, ધાણા, કોકમ, લોધર અને સૈંધવ–એ દરેકના એક એક તોલાભાર કલ્કથી ચોસઠ તોલા ઘી પકાવવું, એટલે તે ઘી 'દાડિમાદ્યઘૃત×' કહેવાય છે. અશ્વિનીકુમારોએ કહેલું આ ઘી સઘળી ઋતુઓમાં માત્રાથી ખાવાપીવા માટે આપવું; તે ઘી, વીશે પ્રકારના પ્રમેહો, મૂત્રાઘાત, પથરી, મહાદારુણ મૂત્રકૃચ્છ્ર, મલબંધ, આફરો, શૂલ, કમળો તથા તાવનો અવશ્ય નાશ કરે છે.

### ગોક્ષુરાદિચૂર્ણ તથા ગુટિકા

श्वदंष्ट्रा सकणा मुस्ता गुडूचीफल्गुपल्लवाः ।
दर्भाङ्कुरास्तु गण्डीरी रोहिषस्य च पल्लवाः ॥८७॥
काला पुनर्नवा श्यामा शारिवा देवदारु च ।
पिप्पली शृङ्गवेरं च विडङ्गं मरिचानि च ॥८८॥
पाठा कम्पिल्लकं भार्गी द्वे हरिद्रे निदिग्धिका ।
एरण्डमूलं दन्ती च चित्रकं कटुरोहिणी ॥ ८९ ॥
एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत् ।
यावन्त्येतानि चूर्णानि द्विस्तावत् स्यादयोरजः ॥९०
ततो विडालपदकं पिबेदुष्णेन वारिणा ।
अलाभे चापि मद्यानां प्रमेहान् हन्ति विंशतिम् ॥९१
श्वयथुं च तथाऽर्शांसि पाण्डुरोगं हलीमकम् ।
उदराण्यथ शूलानि प्लीहानं चापकर्षति ॥ ९२ ॥
एभिर्गोमूत्रपिष्टैस्तु गुटिकाः कारयेद्भिषक् ।
रोगेष्वेतेषु मुख्याः स्युर्बलमांसविवर्धनाः ॥ ९३ ॥

अन्वयः–श्वदंष्ट्रा सकणा मुस्ता गुडूची–फल्गु–पल्लवाः दर्भ–अङ्कुराः तु गण्डीरी रोहिषस्य च पल्लवाः काला पुनर्नवा श्यामा शारिवा च देवदारु पिप्पली च शृङ्गवेरं विडङ्ग च मरिचानि, पाठा कम्पिल्लकं भार्गी द्वे हरिद्रे निदिग्धिका एरण्डमूल दन्ती चित्रकं च कटुरोहिणी– एतानि समभागानि सूक्ष्मचूर्णानि कारयेत्, यावन्ति एतानि चूर्णानि तावत् द्विः अयोरजः स्यात्, ततः मद्यानां च अलाभे उष्णेन वारिणा अपि विडालपदकं पिबेत्, (तत्) विंशतिं प्रमेहान् हन्ति, तथा च श्वयथुम्

---

+ त्रयाणां कटूनां समाहारः त्रिकटु, तदादीनां गुटिका त्रिकटुगुटिका–સૂંઠ, મરી અને પીપર વગેરેની ગૂગળયુક્ત અને ગોખરુના કવાથયુક્ત ગોળીઓ, 'ત્રિકટુ–ગુટિકા' કહેવાય છે.

× दाडिमम् आद्यं येषां तानि–दाडिमाद्यानि, दाडिमाद्यकल्कैः पक्वं घृतम्–દાડિમનાં બીજ આદિ ઓસડિયાંના કલ્કોથી પકાવેલું ઘી, દાડિમાદ્યઘૃત કહેવાય છે.

अर्शांसि पाण्डुरोग हलीमकम् उदराणि अथ शूलानि च प्लीहानम् अपकर्षति, एभिः गोमूत्र-पिष्टैः तु भिषक् गुटिकाः कारयेत्, (ताः) एतेषु रोगेषु मुख्याः स्युः, बलमांसविवर्धनाः (च सन्ति) ॥

ગોખરુ, પીપર, મોથ, ગળોનાં ઝીણાં ઝીણાં પાંદડાં, દર્ભના અંકુરો, મજીઠ, રોહિષ નામનાં સુગંધી ઘાસનાં પાંદડાં, કાળું નસોતર, સાટોડી, કસ્તૂરી, ઉપલસરી, દેવદાર, પીપર, આદું, વાવડિંગ, મરી, કાળીપાટ, કપિલો, ભારંગી, હળદર, દારુહળદર, ભોરીંગણી, એરંડાનું મૂળ, નેપાળો, ચિત્રક અને કડુ સમભાગે લઈ તેઓનું બારીક ચૂર્ણ કરવું. પછી તે સઘળા ચૂર્ણના વજનથી બમણું લોઢાનું ચૂર્ણ લઈ તેમાં તે સઘળું ચૂર્ણ મેળવી દેવું, એટલે 'ગોક્ષુરાદિચૂર્ણ'÷ તૈયાર થાય છે. આ ચૂર્ણ મધ સાથે કે મધ ન મળે તો ઊના પાણી સાથે પણ એક તોલો પીવું. તે વીશે પ્રકારના પ્રમેહો, સોજો, અરશ, પાંડુ-રોગ, હલીમક, પેટના સઘળા રોગો, શૂલ તથા બરલના રોગોનો નાશ કરે છે. આ ચૂર્ણને ગોમૂત્રમાં વાટી વૈદ્ય, તેની ગોળીઓ પણ વાળી શકે છે. તે ગોળીઓ 'ગોક્ષુરાદિગુટિકા' કહેવાય છે. આ ગોળીઓ પણ ઉપર કહેલા રોગોને મટાડવામાં મુખ્ય છે તથા બળ અને માંસને વધારનાર છે. ૮૭-૯૩

### સિંહામૃત ઘૃત

कण्टकार्या गुडूच्याश्च संहरेच्च शतं शतम् ।
संकुट्योलूखले विद्वांश्चतुर्द्रोणेऽम्भसः पचेत् ॥९४
तेन पादावशेषेण घृतप्रस्थं विपाचयेत् ।
त्रिकटुत्रिफलारास्नाविडङ्गान्यथ चित्रकम् ॥ ९५ ॥
काश्मर्याणां च मूलानि पूतीकस्य त्वगेव च ।
कलिङ्ग इति सर्वाणि सूक्ष्मपिष्टानि कारयेत् ॥९६॥
अक्षमात्रां पिबेत्प्राज्ञः शालिभिः पयसा हि तैः ।
प्रमेहं मधुमेहं च मूत्रकृच्छ्रं भगन्दरम् ॥ ९७ ॥
आलस्यं चान्त्रवृद्धिं च कुष्ठरोगं विशेषतः ।
क्षयं चैव निहन्त्येतन्नाम्ना सिंहामृतं घृतम् ॥९८॥

÷ गोक्षुर आदिः येषां तानि गोक्षुरादीनि, गोक्षुरादीनां चूर्णम्-ગોખરુ વગેરે ઓસડિયાંનું ચૂર્ણ-ગોક્ષુરાદિચૂર્ણ કહેવાય છે.

अन्वयः-कण्टकार्याः च गुडूच्याः शतं शतं संहरेत्, उलूखले संकुट्य विद्वान् अम्भसः चतुर्द्रोणे पचेत्, पाद-अवशेषेण तेन घृतप्रस्थं विपाचयेत्, (तत्र च पाक-काल एव) त्रिकटु-त्रिफला-रास्ना-विडङ्गानि अथ चित्रकं काश्मर्याणां च मूलानि पूतीकस्य च त्वक् एव कलिङ्गः-इति सर्वाणि सूक्ष्मपिष्टानि कारयेत् (क्षिपेच्च), प्राज्ञः 'सिंहामृतं' नाम्ना एतद् घृतम् अक्षमात्रां पिबेत्, तैः पयसा हि शालिभिः (भोजनं च कुर्यात्, एतद् घृतं) प्रमेहं च मधुमेहं मूत्रकृच्छ्रं भगन्दरम् आलस्यं च अन्त्रवृद्धिं च कुष्ठरोगं च क्षयं विशेषतः निहन्ति एव ॥

ભોરીંગણી સો તોલા અને ગળો સો તોલા એકઠાં કરી ખાંડણિયામાં ખાંડી તેનો (એક હજાર ચોવીશ તોલાના એક દ્રોણ પ્રમાણે) ચાર દ્રોણ પાણીમાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં ચોસઠ તોલા ઘી પકાવવું અને તેમાં પકાવતી વખતે જ સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, રાસ્ના, વાવડિંગ, ચિત્રક, શીવણનાં ફળ, કરંજની છાલ અને ઇંદ્રજવનું બારીક ચૂર્ણ કરી નાખવું. આ સિંહામૃત+ નામનું ઘી એક તોલાભાર પીવું અને તેના ઉપર દૂધ-ચોખા ખાવા. આ ઘી પ્રમેહ, મધુમેહ, મૂત્રકૃચ્છ્ર, ભગંદર, આલસ્ય, અંત્રવૃદ્ધિ, કુષ્ઠ-રોગ અને ક્ષયનો અવશ્ય નાશ કરે છે.૯૪-૯૮

### ધાન્વંતર-ઘૃત

दशमूलं करञ्जौ द्वौ देवदारु हरीतकी ।
वर्षाभूर्वरुणो दन्ती चित्रकं सपुनर्नवम् ॥ ९९ ॥
सुधानीपकदम्बाश्च बिल्वं भल्लातकानि च ।
शटी पुष्करमूलं च पिप्पलीमूलमेव च ॥ १०० ॥
पृथग् दशपलान् भागानेतांस्तोयार्मणे पचेत् ।
यवकोलकुलत्थानां प्रस्थं प्रस्थं विपाचयेत् ॥१०१॥
तेन पादावशेषेण घृतप्रस्थं पचेद्भिषक् ।
निचुलं त्रिफला भार्गी रोहिषं गजपिप्पली ॥१०२॥
शृङ्गवेरविडङ्गानि चव्यं कम्पिल्लकं तथा ।
गर्भेणानेन तत्सिद्धं पाययेत्तु यथाबलम् ॥१०३॥
एतद्धान्वन्तरं नाम विख्यातं सर्पिरुत्तमम् ।
कुष्ठप्रमेहगुल्मांश्च श्वयथुं वातशोणितम् ॥ १०४ ॥

+ सिंहा च अमृता च अनयोः समाहारः-सिंहामृतम्, तत्प्रधानकं घृतं, सिंहामृतघृतम्-ભોરીંગણી અને ગળોના ક્વાથમાં પકવેલું ઘી, 'સિંહામૃત-ઘૃત' કહેવાય છે.

प्लीहादराणि चार्शांसि विद्रधिं पिडिकाश्च याः।
अपस्मारं तथोन्मादं सर्पिरेतन्नियच्छति ॥ १०५ ॥
पृथक्तोयेऽर्मणे ह्यत्र पचेद् द्रव्याच्छतं शतम्।
शतत्रयाधिके तोये व्युत्सर्गः क्रमतो भवेत् ॥१०६॥

अन्वयः-दशमूलं द्वौ करञ्जौ देवदारु हरीतकी वर्षाभूः वरुणः दन्ती चित्रकं सपुनर्नवं सुधा-नीप-कदम्बाः च बिल्वं भल्लातकानि च शटी पुष्करमूलं च पिप्पलीमूलम् एव च, एतान् पृथक् दश पलान् भागान् तोय-अर्मणे पचेत्, यव-कोल-कुलत्थानां प्रस्थं प्रस्थं विपाचयेत्, भिषक् तेन पाद-अवशेषेण घृतप्रस्थं पचेत्, (तत्र च पाककाले) निचुलं त्रिफला भार्गी रोहिषं गजपिप्पली शृङ्गवेर-विडङ्गानि चव्यं तथा कम्पिल्लकम्, अनेन गर्भेण सिद्धं तु तत् यथाबलं पाययेत्। एतद् धान्वन्तरं विख्यातम् उत्तमं सर्पिः कुष्ठ-प्रमेह-गुल्मान् च श्वयथुं वातशोणितं प्लीह-उदराणि च अर्शांसि विद्रधिं च याः पिडिकाः अपस्मारं तथा उन्मादं नियच्छति। अत्र अर्मणे तोये द्रव्यात् शतं शतं हि पृथक् पचेत्, शतत्रय-अधिके तोये क्रमतः व्युत्सर्गः भवेत् ॥

દશમૂલ, બે જાતના કરંજ, દેવદાર, હરડે, સાટોડી, વાયવરણો, નેપાળો, ચિત્રક, સાટોડી, સમેરવો, રાજકદંબ, કદંબ, બીલાં, ભિલામાં, કચૂરો, પુષ્કરમૂળ, અને પીપરીમૂળ, એ દરેકનું ચાળીશ ચાળીશ તોલા ચૂર્ણ, ચોસઠ તોલા જવ, ચોસઠ તોલા મરી અને ચોસઠ તોલા કળથીનો એક હજાર ચોવીશ તોલા પાણીમાં ક્વાથ કરવો. બળતાં બળતાં તે ક્વાથ એકચતુર્થાંશ બાકી રહે ત્યારે તેમાં ચોસઠ તોલા ઘી પકાવવું અને તે ઘીમાં પકાવતી વખતે નેતર, ત્રિફળા, ભારંગી, રોહિષ નામનું ખડ, ગજપીપર, સૂંઠ, વાવડિંગ, ચવક અને કપિલો-એટલાં દ્રવ્યોનું ચૂર્ણ નાખવું. આ રીતે તૈયાર કરેલું ઘી શરીર આદિના બળને અનુસરી પિવડાવવું. 'ધાન્વન્તર'+ નામે પ્રખ્યાત આ ઉત્તમ ઘી કોઢ, પ્રમેહ, ગોળો, સોજો, વાતરક્ત, બરલનો રોગ, પેટના રોગ, વિદ્રધિ, પ્રમેહસંબંધી બીજી પણ ફોલ્લીઓ, અપસ્માર-વાઈ અને ઉન્માદને મટાડે છે. અહીં એક દ્રોણ પાણીમાં સો પલ દ્રવ્ય અલગ અલગ પકવવાં, પણ ત્રણસો તોલાથી અધિક દ્રવ્ય હોય તો ક્રમથી વધુ જળ એટલે આઠગણું પાણી લેવાય છે.

+ धन्वन्तरिणा प्रोक्तं घृतम्, धान्वन्तरं घृतम्-ધન્વન્તરિએ કહેલું ઘી, ધાન્વતરઘૃત કહેવાય છે.

અર્જુનાદ્ય-ઘૃત તથા અર્જુનાદ્ય-તૈલ-

अर्जुनपटोलनिम्बैः, सवचादीप्यकरसासमञ्जिष्ठैः।
भल्लातकागुरुघनैः, सगदानलचन्दनोशीरैः ॥१०७॥
गोक्षुरकसोमवल्कै, नवैःपटोलैर्हरिद्रया त्रिफलया।
अश्मन्तकार्जुनाभ्यां,दीप्यकयुक्तेन चैव लोध्रेण १०८
मञ्जिष्ठाऽतिविषाभ्यां, कल्ककषायैः पचेत्तैलम्।
कफवातोत्थे मेहे, पित्तकृते साधयेत्सर्पिः ॥१०९॥

अन्वयः-अर्जुन-पटोल-निम्बैः सवचा-दीप्यक-रसासमञ्जिष्ठैः भल्लातक-अगुरु-घनैः सगद-अनल-चन्दन-उशीरैः गोक्षुरक-सोमवल्कैः नवैः पटोलैः हरिद्रया त्रिफलया अश्मन्तक-अर्जुनाभ्यां दीप्यक-युक्तेन च लोध्रेण एव मञ्जिष्ठा-अतिविषाभ्यां कल्क-कषायैः पित्तकृते मेहे सर्पिः साधयेत्, कफवातोत्थे मेहे तैलं पचेत् ॥

આસોંદરો, કડવાં પરવળ, લીંબડો, વજ, અજમો, રાસ્ના, મજીઠ, ભિલામાં, અગુરુ, મોથ, કઠ, ચિત્રક, સુખડ, વાળો, ગોખરુ અને કાયફળનો ક્વાથ કરી તેમાં નવાં કડવાં પરવળ, હળદર, હરડે, બહેડાં, આમળાં, પાષાણભેદ, આસોંદરો, અજમો, લોધર, મજીઠ અને અતિવિષના કલ્કો નાખી પિત્તજન્ય મેહ માટે ઘી પકવવું અને કફ તથા વાયુજન્ય મેહ માટે તેલ પકાવવું. ૧૦૭-૧૦૯

સારલેહ×

सारवर्गकषायं चतुर्थांशावशिष्टमवतार्य परिस्राव्य पुनरपनीय साधयेत्। सिध्यति चामलकलोध्रप्रियङ्गुदन्तीकृष्णाक्षसताम्रचूर्णान्यावपेत्। तदेतददाघ लेहीभूतमवतार्यानुगुप्तं निदध्यात्। ततो यथायोग्यमुपयुञ्जीत। एष लेहः सर्वमेहानपहन्ति ॥

સાર-વર્ગનાં ઔષધોનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, વસ્ત્રથી

— अर्जुनः आद्यः येषां तानि-अर्जुनाद्यानि, तैः पक्वं घृतं च तैलम्-अर्जुनाद्यघृत-तैलम्-આસોંદરો વગેરે ઔષધોથી પકવેલું ઘી કે તેલ અર્જુનાદ્યઘૃત તથા અર્જુનાદ્યતૈલ કહેવાય છે.

× सारवर्ग-औषधैः साधितः लेहः-सारलेहः-સારવર્ગના ઔષધોથી તૈયાર કરેલું ચાટણ 'સારલેહ' કહેવાય છે.

ગળી લઈ તેને પાછો ચૂલે ચડાવવો. ઊકળવા લાગે ત્યારે તેમાં આમળાં, લોધર, ઘઉંલા, નેપાળો, ગજવેલ અને મારેલું તાંબું, એટલાં દ્રવ્યોનાં ચૂર્ણો નાખવાં. એ સઘળું બળી નહિ જતાં શીરા જેવું થઈ જાય, ત્યારે તેને ઉતારી સારા વાસણમાં મોઢું બંધ કરી રાખી મૂકવું; પછી એ લેહનો યોગ્ય રીતે ઉપયોગ કરવો, જેથી તે સર્વ પ્રકારના પ્રમેહો મટાડે છે.

### ગોક્ષુરકાદ્યવલેહ

गोकण्टके सदलमूलफलं गृहीत्वा, संकुट्टितं पलशतं क्वथितं तु तोये। पादस्थितेन सलिलेन पलानि दत्त्वा, पञ्चाशतं तु विपचेदथ शर्करायाः ॥ ११० ॥

तस्मिन् घनत्वमुपगच्छति चूर्णितानि, दद्यात्पलद्वयमितानि सुभाजनानि। शुण्ठीकणामरिचनागदलत्वगेला,-जातीयकोपककुभत्रपुसीफलानि ॥ १११ ॥

मांसीपलाष्टकमिह प्रणिधाय नित्यं, लेह्यं तु शुद्धममृतं पलसम्मितं तु। हन्त्याशु मूत्रपरिदाह-विबन्धशुक्र,-कृच्छ्राश्मरीरुधिरमेहमधुप्रमेहान् ॥

अन्वयः-सदल-मूल-फलं पलशतं गोकण्टकं गृहीत्वा संकुट्टितं तोये तु क्वथितं (कृत्वा) पादस्थितेन सलिलेन शर्करायाः पञ्चाशतं तु पलानि दत्त्वा अथ विपचेत्, तस्मिन् घनत्वम् उपगच्छति शुण्ठी-कणा-मरिच-नागदल-त्वग्-एला-जातीय-कोप-ककुभ-त्रपुसी-फलानि-चूर्णितानि, सुभाजनानि, पलद्वयमितानि दद्यात्, इह मांसी-पल-अष्टकं प्रणिधाय नित्यं शुद्धम् अमृतं पलसमितं तु लेह्यम्, (इदम् औषधं) मूत्र-परिदाह-विबन्ध-शुक्र-कृच्छ्र-अश्मरी-रुधिरमेह-मधुप्रमेहान् आशु हन्ति ॥

પાંદડાં, મૂળ તથા ફૂલ સહિત ચારસો તોલા ગોખરુ લઈ તેને સારી રીતે કૂટી પાણીમાં કવાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં બસો તોલા સાકર નાખી પકાવવું. એ પાણી ઘાટું થવા લાગે ત્યારે તેમાં સૂંઠ, પીપર, મરી, સુકાયેલાં નાગરવેલનાં પાન, તજ, એલચી, જાયફળ, કંકોલ, આસોંદરાનાં ફળ અને કાકડીનાં ફળ, એ દરેકનું સારા વાસણમાં તૈયાર કરી રાખેલું ચૂર્ણ આઠ-આઠ તોલા અને વંશલોચનનું ચૂર્ણ બત્રીશ તોલા નાખી ઉતારી લેવું; એટલે 'ગોક્ષુરકાદ્યવલેહ+' તૈયાર થાય છે. શુદ્ધ અમૃત જેવો આ અવલેહ નિત્ય ચાર તોલા ચાટવો, એટલે તે મૂત્રની બળતરા, મલબંધ, વીર્યના દોષ, મૂત્રકૃચ્છ્ર, પથરી, રક્તમેહ અને મધુપ્રમેહનો તરત નાશ કરે છે.

### અસનાદિ-યોગ÷

असनं च प्रियालं च शालं खदिरकं तथा। शालवर्गं तथा ग्राह्यं भवेच्चतद्विचक्षणैः ॥ ११३ ॥
मधुमेहत्वमापन्नं भिषग्भिः परिवर्जितम्। योगेनानेन मतिमान् प्रमेहिणमुपाचरेत् ॥ ११४ ॥

अन्वयः-असनं च प्रियालं च शालं तथा खदिरकं तथा शालवर्गं च एतत् विचक्षणैः ग्राह्यं भवेत्, मतिमान् (वैद्यः) मधुमेहत्वम् आपन्नं भिषग्भिः परिवर्जितं प्रमेहिणम् अनेन योगेन उपाचरेत् ॥

બીબલો, ચારોળી, સાગ, ખેર અને સાલવર્ગનાં ઔષધો, એ બધું ચતુર લોકોએ ગ્રહણ કરવું. બુદ્ધિમાન વૈદ્યે જે પ્રમેહ મધુમેહપણાને પામ્યો હોય તથા જેની ચિકિત્સા બીજા વૈદ્યોએ અસાધ્ય સમજી છોડી દીધી હોય, તેવા પ્રમેહના રોગીનો પણ આ યોગથી ઉપચાર કરવો. ૧૧૩,૧૧૪

अथ शिलाजत्वादिप्रयोगानाह-

### શિલાજિત, સોનામુખી તથા રૂપામુખીનો પ્રયોગ

माक्षि शुक्रे शुचौ वापि शैलाः सूर्यांशुतापिताः। जतुप्रकाशं स्वरसं शिलाभ्यः प्रस्रवन्ति हि ॥११५॥
शिलाजत्विति विख्यातं महाव्याधिनिवारणम् ॥ त्रप्वादीनां तु लोहानां षण्णामन्यतमं च यत् ॥११६
ज्ञेयं स्वगन्धतश्चापि षड्योनिप्रथितं क्षितौ। लोहाद् भवति तद् यस्माच्छिलाजतु जतुप्रभम् ॥
तस्य लोहस्य तद्वीर्यरसं चाऽपि बिभर्ति तत्। त्रपुसीसायसादीनि प्रधानान्युत्तरोत्तरम् ॥ ११८ ॥
यथा तथा प्रयोगेऽपि श्रेष्ठे श्रेष्ठगुणाः स्मृताः। तत् सर्वं तिक्तकटुकं कषायानुरसं सरम् ॥११९॥

+ गोक्षुरकम् आद्यं येषु तानि गोक्षुरकाद्यानि, तेषाम् अवलेहः-જેમાં ગોખરુ પહેલા મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાંનું ચાટણ, 'ગોક્ષુરકાદ્યવલેહ' કહેવાય છે.

÷ असनम् आदि येषां तानि तेषां योगः असनादि-योगः-જેમાં બીબલો પહેલો હોય છે એવાં ઔષધોનો યોગ કે પ્રયોગ તે 'અસનાદિયોગ' કહેવાય છે.

कटुपाक्युष्णवीर्यं च शोषणं छेदनं तथा ।
तत्र यल्लघु कृष्णाभं स्निग्धं निःशर्करं च यत् ॥१२०॥
गोमूत्रगन्धि नीलं वा तत्प्रधानं प्रचक्षते ।
तद्भावितं सारगणैर्हृतदोषं यथोदितम् ॥ १२१ ॥
पिबेत्सारोदकेनैव श्लक्ष्णपिष्टं यथाबलम् ।
जाङ्गलेन रसेनाद्यात्तस्मिञ्जीर्णे तु भोजनम् ॥१२२
उपयुज्य तुलामेकाममृतस्यास्य जन्मतः ।
विजित्य मधुमेहाख्यमातङ्कं रोगकारकम् ॥१२३॥
वपुर्वर्णबलोपेतः शतं जीवत्यनामयः ।
शतं शतं तुलायां तु सहस्रं दशतौलिकम् ॥१२४॥
भल्लातकविधानेन परिहारविधिः स्मृतः ।
मेहं कुष्ठमपस्मारमुन्मादं श्लीपदं परम् ॥ १२५ ॥
शोषं शोफार्शसी गुल्मं पाण्डुतां विषमज्वरम् ।
व्यपोहत्यचिरात् कालाच्छिलाजतु निषेवितम् ॥१२६
न सोऽस्ति रोगो यं वाऽपि न निहन्याच्छिलाजतु ॥
शर्करां चिरसंभूतां भिनत्ति च तथाऽश्मरीम् ।
भावनालोडने चास्य कर्तव्ये भेषजैर्हितैः ॥१२७॥
एवं च माक्षिकं धातुं तापीजममृतोपमम् ।
मधुरं काञ्चनाभासमम्लं वा रजतप्रभम् ॥१२८।
व्यपोहति जराकुष्ठमेहपाण्ड्वामयक्षयान् ।
तत्सेवकः कुलत्थांश्च कपोतांश्च विवर्जयेत् ॥१२९॥

अन्वयः—शुक्रे अपि वा शुचौ मासि सूर्य-अंशु-तापिताः शैलाः जतुप्रकाशं स्वरसं शिलाभ्यः हि प्रस्रवन्ति । तत् 'शिलाजतु' इति विख्यातं महाव्याधि-निवारणम् (अस्ति)। अपि च त्रपुआदीनां षण्णां तु लोहानां यत् च अन्यतम (तत्) स्वगन्धतः ज्ञेयम्, (इत्येवं शिलाजतु) क्षितौ षड्-योनि-प्रथितम् (भवति)। तद् शिलाजतु यस्मात् लोहात् भवति (तस्मात्) जतुप्रभ (भवति), अपि वा तत् तस्य लोहस्य तद्वीर्य-रसं बिभर्ति, (तत्र) त्रपु-सीस-आयस-आदीनि उत्तरोत्तर प्रधानानि (भवन्ति), यथा तथा श्रेष्ठे प्रयोगे अपि श्रेष्ठगुणाः स्मृताः । तत् सर्वं तिक्त-कटुकं कषाय-अनुरस सर कटुपाकि च उष्णवीर्यं च शोषणं तथा छेदनम् (भवति), तत्र यत् लघु कृष्णाभ स्निग्धं निःशर्करं, यत् च गोमूत्रगन्धि वा नील तत् प्रधानं परिचक्षते । सारगणैः भावितं हृतदोष यथोदित श्लक्ष्णपिष्टं तत् यथाबलं सार-उदकेन एव पिबेत्, तस्मिन् तु जीर्णे जाङ्गलेन रसेन भोजनम् अद्यात्, जन्मतः अमृतस्य अस्य एकां तुलाम् उपयुज्य (जनः) रोगकारकं मधुमेह-आख्यम् आतङ्कं विजित्य वपुर्वर्ण-बल-उपेतः अनामयः (सन्) शतं जीवति । तुलायां तु शत शतम् (अधिकं जीवति), दशतौलिकं सहस्रं (जीवति), भल्लातकविधानेन परिहारविधिः स्मृतः । निषेवितं शिलाजतु मेहं कुष्टम् अपस्मारम् उन्माद श्लीपदं परं शोषं शोफ-अर्शसी गुल्मं पाण्डुतां विषम-ज्वरम् अचिरात् कालात् व्यपोहति । अपि वा यः रोगः न अस्ति यं शिलाजतु न निहन्यात् । चिरसंभूतां शर्करां तथा अश्मरीं च भिनत्ति । हितैः भेषजैः च अस्य भावना-आलोडने कर्तव्ये, एवं च अमृतोपम धातु माक्षिकं तापीज मधुर काञ्चनाभासम् अम्ल वा रजत-प्रभं जरा-कुष्ट-मेह-पाण्डु-आमय-क्षयान् व्यपोहति । तत्सेवकः कुलत्थान् च कपोतान् च विवर्जयेत् ॥

જેઠ અથવા આષાઢ મહિનામાં સૂર્યનાં કિરણોથી તપી ગયેલા પર્વતો, પોતાની શિલામાંથી લાખ જેવા જે રસને સ્રવે છે, તે રસ 'શિલાજતુ'–'શિલાજિત' કહેવાય છે અને તે મોટા રોગો મટાડે છે, વળી એ શિલાજિત કલાઈ વગેરે છ ધાતુઓમાંની જે કોઈ ધાતુનું હોય તે તેની પોતાની ગંધ ઉપરથી જાણવું. એ રીતે શિલાજિત એકંદર છ ધાતુઓમાંથી ઉત્પન્ન થઈ પૃથ્વી પર પ્રખ્યાત થયુ છે. જે શિલાજિત લોઢામાંથી થાય છે, તેની કાંતિ લાખના જેવી હોય છે અને તે લોઢાના જેવું જ સામર્થ્ય તથા રસ ધારણ કરે છે. એ શિલાજિતમાં કલાઈ, સીસું તથા લોઢું એક એકથી વધારે વધારે મુખ્યરૂપે હોય છે; હરકોઈ શ્રેષ્ઠ પ્રયોગમાં પણ એ શિલાજિતના ગુણો શ્રેષ્ઠ તરીકે જ કહ્યા છે; એ સઘળા પ્રકારનું શિલાજિત તીખું, કડવું, તૂરા રસના સંબંધવાળું, મળોને ઉતારનાર, પાકમાં તીખું, ઉષ્ણવીર્યવાળું, ભીનાશ સુકાવનાર અને મળોને છેદનાર છે. જે શિલાજિત હલકું, કાળી અથવા નીલી કાંતિવાળું, સ્નિગ્ધ, કાંકરી વગરનું અને ગોમૂત્રના જેવા ગંધવાળું હોય તે ઉત્તમ કહેવાય છે. બીબલા તથા ખેર આદિ સારગણનાં ઔષધોથી જેને ભાવના આપી હોય તથા (આ ગ્રંથના પ્રથમ ખંડમાં કહ્યા પ્રમાણે) જે શુદ્ધ કરાયું હોય તે શિલાજિતને બારીક વાટી શરીર આદિના બળને અનુસરી સારગણના કવાથની સાથે પીવું અને એ પચી ગયા પછી

જંગલી પ્રાણીઓનાં માંસના રસાની સાથે ભોજન કરવું. જન્મથી અમૃત જેવું આ શિલાજિત ચારસો તોલા ખાઈને માણસ મહાપીડાકારી મધુમેહ નામનો રોગ મટાડી શરીરના વર્ણ તથા બળથી યુક્ત અને નીરોગી થઈ સો વર્ષ સુધી જીવે છે. (ચારસો તોલાની એક 'તુલા' કહેવાય છે એવી) શિલાજિતની એક એક તુલા ખાવાથી આયુષમાં સો સો વર્ષની વૃદ્ધિ થાય છે અને દશ તુલા ખાવાથી હજાર વર્ષનું આયુષ થાય છે. શિલામાં ખાવામાં જેટલી પરેજી હોય છે તેટલી જ શિલાજિત ખાવામાં પરેજી રાખવી. બરાબર સેવેલું શિલાજિત પ્રમેહ, કોઢ, અપસ્માર, ઉન્માદ, શ્લીપદ, ક્ષય, સોજો, અરશ, ગોળો, પાંડુરોગ અને વિષમજ્વરને તરત જ મટાડે છે, અથવા એવો કોઈ પણ રોગ નથી, જેનો શિલાજિત નાશ ન કરે. શિલાજિત, લાંબા કાળથી થયેલી કાંકરી તથા પથરીને પણ તોડી નાખે છે. હિતકારી ઔષધોથી એ શિલાજિતને ભાવના આપવી તથા તેવાં જ ઔષધોમાં તેને મેળવવું જોઈએ. એ રીતે જ અમૃત સમાન સોનામુખી તથા રૂપામુખી અનુક્રમે મધુર તથા સોના જેટલી ચળકતી, તેમ જ ખાટી તથા રૂપા જેવી કાંતિવાળી હોય, તે (સાર ગણનાં ઔષધોની ભાવના આપી સાર-ગણના ક્વાથની સાથે પિવાય તો) ઘડપણ, કોઢ, પ્રમેહ, પાંડુરોગ તથા ક્ષયનો નાશ કરે છે. (પણ એને પ્રથમખંડમાં કહ્યા પ્રમાણે શુદ્ધ કરવી જોઈએ.) સોનામુખીનું અથવા રૂપામુખીનું સેવન કરનારે કળથી અને હોલાના માંસનો ત્યાગ કરવો જોઈએ. ૧૧૫-૧૨૯

**પ્રમેહથી થયેલી ફોલ્લીઓની ચિકિત્સા**

प्रमेहपिडिकानां प्राक्कार्यं रक्तावसेचनम् ।
पाटनं च विपक्वानां तासां वैद्यैः प्रशस्यते ॥१३०॥
क्वाथो वानस्पतैर्बस्तमूत्रं तीक्ष्णं च शोधनम् ।
एलादिकेन कल्केन तैलं च व्रणरोपणम् ॥१३१॥
आरग्वधादिना क्वाथं कुर्यादुद्वर्तनानि च ।
शालसारादिना सेकान् भोज्यार्दीश्चणकादिना ॥

अन्वयः–प्रमेहपिडिकानां प्राक् रक्त–अवसेचनं कार्यम्, विपक्वानां च तासां पाटनं वैद्यैः प्रशस्यते । वानस्पतैः क्वाथः, बस्तमूत्रं, तीक्ष्णं च शोधनं, एलादिकेन कल्केन च (पक्वं) तैलं व्रणरोपणम्, आरग्वध–आदिना क्वाथं, च उद्वर्तनानि, शालसार–आदिना सेकान् च चणकादिना भोज्य–आदीन् कुर्यात् ॥

પ્રમેહસંબંધી ફોલ્લી થઈ હોય તો પ્રથમ લોહી કઢાવવું અને પાકી ગઈ હોય તો તેને શસ્ત્રથી ચિરાવવી, એને વૈદ્યોએ ઉત્તમ ગણેલ છે; વનસ્પતિનો ક્વાથ, બકરાનું મૂત્ર અને તીક્ષ્ણ પદાર્થોથી ફોલ્લીની જગ્યાને શુદ્ધ કરવી. શુદ્ધ કર્યા પછી એલચી આદિ પદાર્થોના કલ્કથી પકાવેલું તેલ લગાડવું. એ તેલ વ્રણને રુઝાવે છે. ફોલ્લીવાળાને ગરમાળા આદિનો ક્વાથ પાવો, તેના અંગ પર યોગ્ય પદાર્થો ચોળવા અને શાલસાર–આદિના ક્વાથથી સિંચન કરવું. ફોલ્લીવાળાને ચણા આદિ પદાર્થોનાં ભોજન આપવાં. ૧૩૦–૧૩૨

**પ્રમેહવાળાને આરોગ્ય પ્રાપ્ત થયાની પરીક્ષા**

प्रमेहिणो यदा मूत्रमनाविलमपिच्छिलम् ।
विशदं तिक्तकटुकं तदारोग्यं प्रचक्षते ॥ १३३ ॥

अन्वयः–यदा प्रमेहिणः मूत्रम् अनाविलम् अपिच्छिलं विशदं तिक्तकटुकं (स्यात्) तदा आरोग्यं प्रचक्षते ॥

જ્યારે પ્રમેહવાળાનું મૂત્ર સ્વચ્છ, ચીકાશ વગરનું, ડહોળાશ વગરનું–સ્વચ્છ, કડવું અને તીખું થાય, ત્યારે તેને આરોગ્ય પ્રાપ્ત થયું છે, એમ વૈદ્યો કહે છે. ૧૩૩

પ્રમેહનો અધિકાર સમાપ્ત

## अथ स्थौल्याधिकारः ।

## ૩૯ : મેદની વૃદ્ધિનો અધિકાર*

**મેદની વૃદ્ધિનાં નિદાનો**

अव्यायामदिवास्वप्नश्लेष्मलाहारसेविनः ।
मधुरोऽन्नरसः प्रायः स्नेहान्मेदो विवर्द्धयेत् ॥१॥

अन्वयः–अव्यायाम–दिवास्वप्न–श्लेष्मल–आहार–सेविनः (जनस्य) स्नेहात् प्रायः मधुरः अन्नरसः मेदः विवर्धते ॥

કસરત વગેરે પરિશ્રમ નહિ કરનાર,

* मेद्यति–स्निह्यति उदरमनेन अव्यायाम–आदि–

દિવસે સૂવાની ટેવવાળા અને કફ કરનારા આહારોનું વધુ સેવન કરનાર માણસને ઘી વગેરે સ્નેહોના સેવનથી લગભગ મધુર અને કાચો થતો અન્નરસ મેદની વૃદ્ધિ કરે છે. ૧

टीका-तत्र मेदसो विप्रकृष्टं निदानमाह-अव्यायामेति । अन्नरसः आमरसः । ( આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે. )

### મેદની વૃદ્ધિની સંપ્રાપ્તિ

मेदसाऽऽवृतमार्गत्वात् पुष्यन्त्यन्ये न धातवः ।
मेदस्तु चीयते तस्मादशक्तः सर्वकर्मसु ॥२॥

अन्वयः-मेदसा आवृत-मार्गत्वात् अन्ये धातवः न पुष्यन्ति, मेदः तु चीयते, तस्मात् (जनः) सर्वकर्मसु अशक्तः ( भवति ) ॥

મેદથી માર્ગો રોકાઈ જવાને લીધે બીજી ધાતુઓ પુષ્ટ થતી નથી, પણ મેદ વધ્યે જાય છે, જેથી માણસ સઘળાં કામોમાં અશક્ત થાય છે. ૨

### મેદની વૃદ્ધિનું લક્ષણ અને મેદવૃદ્ધિથી થતા બીજા રોગો

क्षुद्रश्वासतृषामोहस्वप्नक्रथनसादनैः ।
युक्तः क्षुत्स्वेददौर्गन्ध्यैरल्पप्राणोऽल्पमैथुनः ॥३॥

मेदस्तु सर्वभूतानामुदरे हि व्यवस्थितम् ।
अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत् ॥४॥
मेदसाऽऽवृतमार्गत्वाद् वायुः कोष्ठे विशेषतः ।
चरन् सन्धुक्षयत्यग्निमाहारं शोषयत्यपि ॥५॥
तस्मात् स शीघ्रं जरयत्याहारं चाभिकाङ्क्षति ।
विकारांश्चाश्नुते घोरान् कांश्चित् कालव्यतिक्रमात् ॥६॥
एतावुपद्रवकरौ विशेषादग्निमारुतौ ।
एतौ हि दहतः स्थूलं वनं दावानिलौ यथा ॥७॥
मेदस्यतीव संवृद्धे सहसैवाऽनिलादयः ।
विकारान् दारुणान् कृत्वा नाशयन्त्याशु जीवितम् ॥
मेदोमांसातिवृद्धत्वाद् वृद्धस्फिगुदरस्तनः ।
+अयथोपचयान्मेदान्नरोऽतिस्थूल उच्यते ॥९॥
स्थूले स्युर्दुस्तराः कुष्ठा विसर्पाः सभगन्दराः ।
ज्वरातीसारमेहार्शःश्लीपदापचिकामलाः ॥
मेदसः स्वेददौर्गन्ध्याज्जायन्ते जन्तवोऽणवः ॥१०॥

अन्वयः-मेदसि अतीव संवृद्धे (जनः) क्षुद्रश्वास-तृषा-मोह-स्वप्न-क्रथन-सादनैः युक्तः, क्षुत्-स्वेद-दौर्गन्ध्यैः (युक्तः) अल्पप्राणः अल्पमैथुनः ( भवति ) । मेदः तु सर्वभूतानाम् उदरे हि व्यवस्थित (स्यात्), अतः एव मेदस्विनः प्राय. उदरे वृद्धिः भवेत् । मेदसा आवृत-मार्गत्वाद् वायुः कोष्ठे विशेषत. चरन् अग्निं संधुक्षयति, आहार शोषयति अपि, तस्मात् सः शीघ्रम् आहार जरयति च अभिकाङ्क्षति, कालव्यतिक्रमात् कांश्चित् घोरान् विकारान् च अश्नुते । एतौ अग्निमारुतौ विशेषात् उपद्रवकरौ, एतौ हि वन-दावानिलौ यथा स्थूल दहतः । इत्येवं मेदसि अतीव संवृद्धे सहसा एव अनिल-आदयः दारुणान् विकारान् कृत्वा आशु जीवितं नाशयन्ति । मेदो-मांस-अति-वृद्धत्वात् वृद्ध-स्फिग्-उदर-स्तनः नरः अयथा-उपचयात् मेदात् अतिस्थूलः उच्यते । स्थूले दुस्तराः कुष्ठाः विसर्पाः सभगन्दराः ज्वर-अतीसार-मेह-अर्शः-श्लीपद-अपचि-कामलाः स्युः मेदसः स्वेददौर्गन्ध्यात् अणवः जन्तवः जायन्ते ॥

જેને મેદની વૃદ્ધિ થઈ હોય તે માણસ ક્ષુદ્ર શ્વાસ, તરશ, મોહ, નિદ્રા, પીડા, ગ્લાનિ, ક્ષુધા, પરસેવો તથા દુર્ગંધપણાથી યુક્ત, અલ્પશક્તિવાળો તથા અલ્પમૈથુનવાળો થાય છે. મેદ સર્વ પ્રાણીઓના પેટમાં રહેલ છે, તેથી મેદની વૃદ્ધિવાળા માણસનું ઘણું કરી પેટ વધી જાય છે. વાયુનો માર્ગ મેદથી રોકાઈ જવાને લીધે તે વાયુ, વિશેષે કરી

+ 'अयथोपचयोत्साहो' इत्यपि पाठः ।

सेविनः स्नेहात् इति मेदः, जिमिदा स्नेहने-घञ्-કસરત વગેરે નહિ કરનાર અને કફ કરનારા આહારો સેવનાર માણસના પેટમાં ચીકાશ વધવાથી તે માણસનું પેટ અંદરના ભાગમાં લગભગ મધુર અન્નના રસવાળી જે ધાતુથી ખૂબ સ્નેહયુક્ત થઈને વધ્યે જાય છે, એ ધાતુ જ મેદ કહેવાય છે. ઉપરના પ્રમેહાધિકારના ૪૪મા શ્લોકમાં 'विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः'-જે માણસની મેદધાતુ બગડી હોય તેને પ્રમેહ વિના પણ આ ફોલ્લીઓ થાય છે, એમ કહી ત્યાં 'મેદ' શબ્દનું કથન કરેલ હોવાથી અને મેદ બગડવાથી સ્થૂલતા થાય છે, માટે જ પ્રમેહના અધિકાર પછી આ મેદનો અધિકાર ચાલુ કર્યો છે. આ અધિકારનું બીજું નામ સ્થૌલ્યાધિકાર પણ છે, તેથી-स्थूलयति-वर्धते उदरादिर्द्धया यः स स्थूल, स्थूल बृंहणे-अच्, स्थूलस्य भावः स्थौल्यम्, भावे ष्यञ्, तत्संबन्धी अधिकारः स्थौल्याधिकारः-પેટ વગેરે અંગોની વૃદ્ધિ થવાથી, જે માણસ જાડો થતો જાય છે, તેની એ જાડાઈને લગતો આ અધિકાર, સ્થૌલ્યાધિકાર પણ કહેવાય છે.

કોઠામાં જ ફરતો રહેવાથી અગ્નિને પ્રદીપ્ત કરે છે અને ખાધેલા આહારને સુકાવી પણ નાખે છે, જેથી મેદની વૃદ્ધિવાળો માણસને આહાર તરત પચી જાય છે અને બીજા આહારની ઇચ્છા પણ થાય છે. એ માણસને ભોજનકાળ વીતવાથી ભયંકર વિકારો પણ ઉત્પન્ન થાય છે. અગ્નિ અને વાયુ વિશેષે કરી ઉપદ્રવો ઉત્પન્ન કરે છે અને જેમ દાવાનલ તથા વાયુ વનને બાળી નાખે છે, તેમ તેઓ જાડા માણસને બાળી નાખે છે. મેદ અત્યંત વધી જતાં વાયુ આદિ દોષો એકાએક દારુણ વિકારો ઉત્પન્ન કરી તરત માણસના જીવનનો નાશ કરી નાખે છે. મેદ અને માંસની અત્યંત વૃદ્ધિ થવાને લીધે માણસના ફૂલા, પેટ અને સ્તન વધ્યા કરે છે; વળી અયોગ્ય પ્રકારે વધતા મેદથી તે માણસ બહુ જાડો કહેવાય છે. એ જાડા માણસને મટવા મુશ્કેલ કોઢ, વિસર્પ, ભગંદર, તાવ, અતીસાર, પ્રમેહ, અરશ, શ્લીપદ, અપચી અને કમળો, એ રોગો પણ થાય છે; તેમ જ મેદને લીધે, પરસેવો દુર્ગંધીવાળો થતાં ઝીણાં ઝીણાં જીવડાંઓ પણ ઉત્પન્ન થાય છે. ૩-૧૦

टीका-कथनम्-उच्छ्वास-अवरोधः, 'कण्ठघुर्घुर' इत्यन्ये, संधुक्षयति-प्रदीपयति। सः-मेदस्वी। आहार शीघ्र जरयति, पुनर् भोक्तु वा काङ्क्षति। सः दीप्ताग्निः, कालव्यतिक्रमात्--भोजनकाल-अतिक्रमात्। कांश्चिद् विकारान्-वातपित्तविकारान् घोरान् अश्नुते-प्राप्नोति। एते वातपित्ते मेदसा अवरुद्धे विशेषाद् उपद्रवकरे, इत्याह-एतौ पित्तमारुतौ मेदसा रुद्धमार्गत्वात् कोष्ठमध्ये च प्रवृद्धौ सन्तौ विशेषाद् उपद्रवकरौ। (मत्तः) दहतः-नाशयेताम्। मेदसोऽतिवृद्धिर्विनाशहेतुश्चेत्याह-मेदसीति। विकारान्-प्रमेह-पिडिका-ज्वर-भगन्दर-विद्रधि वातरोगाणामन्यतमान्॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

## મેદની વૃદ્ધિની ચિકિત્સા

पुराणाः शालयो मुद्गाः कुलत्थोद्दालकोद्रवाः।
लेखना बस्तयश्चैव सेव्या मेदस्विना सदा॥११॥
धूमपानं तथा क्रोधो रक्तमोक्षणमेव च।
जीर्णे च भोजनं कार्यं यवगोधूमयोः सदा॥१२॥
उपवासोऽसुखा शय्या सत्त्वौदार्यं तमोजयः।
सन्तर्पणकृतैर्दोषैः स्थौल्याद् युक्त्या विमुच्यते॥१३
श्रमचिन्ताव्यवायाऽध्वक्षौद्रजागरणप्रियः।
हन्त्यवश्यमतिस्थौल्यं यवश्यामाकभोजनः॥१४।
सचव्यजीरकव्योषहिङ्गुसौवर्चलानलाः।
मस्तुना सक्तवः पीता मेदोघ्ना वह्निदीपनाः॥१५॥
फलत्रयं त्रिकटुकं सतैलं लवणान्वितम्।
षण्मासादुपयोगेन कफमेदोऽनिलापहम्॥१६॥
विडङ्गं नागरं क्षारः काललोहरजो मधु।
यवामलकचूर्णं तु योगोऽतिस्थौल्यनाशनः॥१७॥
मूलं वा त्रिफलाचूर्णं मधुयुक्तं मधूदकम्।
(बिल्वादिपञ्चमूलस्य प्रयोगः क्षौद्रसंयुतः।)
अतिस्थौल्यहरः प्रोक्तो मण्डलं सेवितो ध्रुवम्॥१८॥
कर्कशदलवह्निसलिलं, शतपुष्पाहिङ्गुसंयुक्तम्।
उदरे निहन्ति नियतं, सर्वभवां मेदसां वृद्धिम्॥१९
क्षारं वातारिपत्रस्य हिङ्गुयुक्तं पिबेन्नरः।
मेदोवृद्धिविनाशाय भक्तं मण्डसमन्वितम्॥२०॥
गवेधुकानां पिष्टानां यवानां चाथ सक्तवः।
सक्षौद्रत्रिफलाक्वाथः पीतो मेदोहरो मतः॥२१॥
गुडूचीत्रिफलाक्वाथस्तथा लोहरजोऽन्वितः।
अश्मजं महिषाक्षं वा तेनैव विधिना पचेत्॥२२॥
अतिमुक्तबीजमध्यं मधुलीढं हन्त्युदरवृद्धिम्।
मधुना चित्रकमूलं तथैव हितभोजनो भुङ्क्ते॥
यद्वोरुबूकमूलं, मधुदिग्धं स्थाप्यते निशां सकलाम्।
तस्य सलिलस्य पानाज्जठरे वृद्धिः शमं याति॥२३॥
प्रातर्मधुयुतं वारि सेवितं स्थौल्यनाशनम्।
उष्णमन्नस्य मण्डं वा पिबन् कृशतनुर्भवेत्॥२४॥
बदरीपत्रकल्केन पेया काञ्जिकसाधिता।
स्थौल्यनुत् स्यादग्निमन्थरसक्वाथः शिलाजतु॥२५
शैलेयकुष्ठागुरुदेवदारु कौन्तीसमुस्तान्यथ पञ्चपत्रैः॥ श्रीवासपृक्कानखपुष्पदेवपुष्पं तथा सर्वमिदं प्रपिष्य। धत्तूरपत्रस्य रसेन गाढमुद्वर्तनं स्थौल्यहरं प्रदिष्टम्॥२६॥

अन्वयः-मेदस्विना सदा पुराणाः शालयः मुद्गाः कुलत्थ-उद्दाल-कोद्रवाः च लेखनाः बस्तयः सेव्याः। तथा च धूमपान क्रोधः, रक्तमोक्षणम् एव, जीर्णे च यवगोधूमयोः भोजनं कार्यम्। उपवासः, असुखा शय्या, सत्त्व-औदार्यं तमस्-जयः, युक्त्या सतर्पणकृतैः दोषैः जनितात् स्थौल्यात् (जनः) युक्त्या विमुच्यते। श्रम-चिन्ता-व्यवाय-अध्व-क्षौद्र-जागरणप्रियः, यव-श्यामाक भोजनः अवश्यम् अतिस्थौल्य हन्ति। सचव्य-जीरक-व्योष-हिङ्गु-सौवर्चल-अनलाः, मस्तुना पीताः सक्तवः मेदोघ्नाः, वह्निदीपनाः (सन्ति)। फलत्रयं, त्रिकटुकं-सतैल लवण-अन्वित षण्मासात् उपयोगेन कफ-मेदः-अनिल-अपहम् (भवति)॥ विडङ्ग नागर

क्षारः काल-लोह-रजः मधु यव-आमलक-चूर्ण तु योगः अतिस्थौल्यनाशनः। मूलं वा त्रिफलाचूर्णं मधुयुक्तं, मधु-उदक, बिल्वादि-पञ्चमूलस्य क्षौद्रसंयुतं, प्रयोगः मण्डलं सेवितः ध्रुवम् अतिस्थौल्यहरः प्रोक्तः, कर्कश-दल-वह्नि-सलिलं शतपुष्पा हिङ्गुसयुक्तं (पीतं सत्) उदरे सर्वभवां मेदसां वृद्धिं नियतं निहन्ति। मेदोवृद्धिविनाशाय नरः वातारिपत्रस्य क्षारं हिङ्गुयुक्तं पिबेत्, (यद्वा) मण्डसमन्वितं भक्तं (खादेत्)॥ गवेधुकानाम् अथ च यवानां पिष्टानां सक्तवः, (यद्वा) सक्षौद्र-त्रिफला-क्वाथः पीतः (सन्) मेदोहरः मतः। तथा गुडूची-त्रिफलाक्वाथः लोह-रजस्-अन्वितः (मेदोहरः मतः)। अश्मजं वा महिषाक्षं तेन एव विधिना पचेत्। अतिमुक्तबीजमध्यं मधुलीढम् उदरवृद्धिं हन्ति। तथा एव हित-भोजनः चित्रक-मूलं मधुना भुङ्क्ते, यद्वा उरुबूक-मूलं मधुदिग्धं सकलां निशां स्थाप्यते, तस्य सलिलस्य पानात् जठरे वृद्धिः शमं याति, प्रातः (नित्यं) मधुयुतं वारिसेवितं (चेत्) स्थौल्यनाशनम् (भवति), वा अन्नरस उष्णं मण्डं पिबन् कृशतनुः भवेत्। बदरीपत्रवल्कलेन काञ्जिकसाधिता पेया स्थौल्यनुत् स्यात्। अग्निमन्थ-रसः क्वाथः शिलाजतु (स्थौल्यनुत्) शैलेय-कुष्ठ-अगुरु-देवदारु-कौन्ती-समुस्तानि, अथ पत्रपत्रैः (सह) तथा श्रीवास-पृक्का-खरपुष्प-देवकुसुम-इदं सर्वं धत्तूरपत्रस्य रसेन प्रविध्य गाढम् उद्वर्तनं स्थौल्यहरं प्रदिष्टम्॥

મેદની વૃદ્ધિવાળા માણસે હમેશ જૂના ચોખા, મગ, કળથી, જંગલી કોદરા, કોદરા અને લેખન+ બસ્તિઓનું સેવન કરવું જોઈએ. એ માણસે ધુમાડો પીવો, ક્રોધ કરવો તથા લોહી કઢાવવું જોઈએ અને પચી ગયા પછી જ હમેશાં જવનું તથા ઘઉંનું ભોજન કરવું. ઉપવાસો કરવા, સુખ ન આપે એવી શય્યામાં સૂવું, મનની ઉદારતા અને નિદ્રા આદિ તમોગુણને જીતવાથી જાડાપણું મટી જાય છે. જે મેદવૃદ્ધિ ખૂબ તૃપ્તિકારક પદાર્થોના સેવનરૂપ દોષોથી થઈ હોય, તેમાંથી માણસ આ બધી યુક્તિથી મુક્ત થાય છે–અર્થાત્ સંતર્પણથી થયેલી સ્થૂલતા તેનાથી વિરુદ્ધ ચિકિત્સારૂપ યુક્તિથી મટે છે. શ્રમ, ચિંતા, મૈથુન, લાંબો પંથ ચાલવો, મધનું સેવન, ઉજાગરો તથા જવ અને સામો (ખડધાન્ય)ના ભોજનમાં પ્રીતિવાળો માણસ અતિસ્થૂળતાને અવશ્ય મટાડી શકે છે. ચવક, જીરું, સૂંઠ, મરી, પીપર, હિંગ, સંચળ અને ચિત્રકનું ચૂર્ણ નાખેલ દહીંના પાણીની સાથે સાથવો પિવાય તો તે મેદનો નાશ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, તેલ અને લૂણનો છ મહિના સુધી સારી રીતે ઉપયોગ કરવાથી કફ, મેદ તથા વાયુ નાશ પામે છે. વાવડિંગ, સૂંઠ, જવખાર, ગજવેલની ભસ્મ, મધ અને જવનું ચૂર્ણ તથા આમળાંનું ચૂર્ણ મિશ્ર કરી ખાવાં; એ પ્રયોગ અત્યંત જાડાપણું મટાડે છે. ત્રિફળાનાં મૂળિયાનું ચૂર્ણ અથવા ત્રિફળાંનું ચૂર્ણ મધ સાથે ખાવું, મધથી મિશ્ર કરેલું પાણી પીવું અને બીલી આદિ બૃહત્પંચમૂલનું ચૂર્ણ મધમાં કાલવી ખાવું. આમ ચાળીસ દિવસ સુધી સેવન કર્યું હોય તો તે અવશ્ય અત્યંત જાડાપણું મટાડે છે. કડવાં પરવળ અને ચિત્રકનો ક્વાથ સુવા તથા હિંગનું ચૂર્ણ નાખી પિવાય તો તે પેટમાં સઘળી રીતે થયેલી મેદની વૃદ્ધિ અવશ્ય મટાડે છે. એરંડાનાં પાંદડાંની ભસ્મ હિંગ નાખીને પીવી; અને ઉપરના જાડા રગડા સહિત ભાત ખાવો (તે પણ મેદની વૃદ્ધિ મટાડે છે). થેગી નામનું ખડધાન્ય અને જવનો સાથવો તેમ જ હરડે, બહેડાં તથા આમળાંનો મધવાળો ક્વાથ પીધો હોય તો તે મેદની વૃદ્ધિ મટાડે છે. ગળો, હરડે, બહેડાં તથા આમળાંનો ક્વાથ લોહભસ્મ નાખી પીવો, તે પણ મેદની વૃદ્ધિ મટાડે છે. શિલાજિત અથવા ગૂગળને ઉપર કહેલ ગળો વગેરેના ક્વાથમાં પકાવી ખાવાથી મેદની વૃદ્ધિ મટી જાય છે. માધવી લતાનાં બીજોનો ગર્ભ મધમાં કાલવીને ચાટવો, તે પેટનો વધારો મટાડે છે. પથ્ય જમવાનો નિયમ રાખી ચિત્રકનાં મૂળિયાંનું ચૂર્ણ મધ સાથે ખાવાથી મેદની વૃદ્ધિ મટે છે. એરંડાનાં મૂળિયાંને મધમાં પલાળી આખી રાત રાખી મૂકીને તેનું જળ પીવું, તે પેટની વૃદ્ધિ

+ આ ગ્રંથના પ્રથમ ખંડમાં જુઓ.

મટાડે છે. પ્રાતઃકાલમાં નિત્ય મધથી મિશ્ર કરેલું પાણી પીવું, તે જાડાપણું મટાડે છે. રંધાયેલા ભાત ઉપરનો જાડો રગડો ઊનો ઊનો પીનાર માણસ, શરીરે પાતળો થઈ જાય છે. બોરડીનાં પાંદડાંનો કલ્ક નાખી કાંજીથી પકાવેલી પેયા પીવી, તે મેદની વૃદ્ધિ મટાડે છે. અરણીનો ક્વાથ શિલાજિત નાખી પીવો, તે જાડાપણું મટાડે છે. શિલાજિત, કઠ, અગુરુ, દેવદાર, રેણુકબીજ નામનો સુગંધી પદાર્થ, મોથ, નાકછીંકણી, લોબાન, કપૂરીમધુરી, રામતુલસી અને લવિંગ, એ સઘળાંને ધંતૂરાનાં પાંદડાંના રસથી વાટી તેથી શરીરને સારી રીતે ચોળવું, તે જાડાપણું મટાડે છે. ૧૧-૨૬

### અમૃતાદિ ગુગ્ગુલુ-

अमृतात्रुटिवेल्लवत्सकं, कलिपथ्यामलकानि गुग्गुलुः । क्रमवृद्धमिदं मधुप्लुतं, पिडिकास्थौल्य-भगन्दरान् जयेत् ॥ २७ ॥

अन्वयः-अमृता-त्रुटि-वेल्ल-वत्सकं, कलि-पथ्या-आमलकानि, गुग्गुलु-क्रमवृद्धं मधुप्लुतम् इदं पिडिका-स्थौल्य-भगन्दरान् जयेत् ॥

એક ભાગ ગળો, બે ભાગ એલચી, ત્રણ ભાગ વાવડિંગ, ચાર ભાગ ઇંદ્રજવ, પાંચ ભાગ બહેડાં, છ ભાગ હરડે, સાત ભાગ આમળાં અને આઠ ભાગ ગૂગળને મધમાં કાલવી ખાવાં; તે ફોલ્લીઓ, જાડાપણું અને ભગંદર મટાડે છે. ૨૭

### દશાંગ-ગુગ્ગુલુ*

व्योषाग्नित्रिफलामुस्तविडङ्गैर्गुग्गुलुं समम् ।
खादन् सर्वाञ्जयेद्व्याधीन् मेदःश्लेष्मामवातजान् ॥

अन्वयः-व्योष-अग्नि-त्रिफला-मुस्त-विडङ्गैः समं गुग्गुलु खादन् (जनः) मेदः-श्लेष्म-आमवातजान् सर्वान् व्याधीन् जयेत् ॥

સૂંઠ, મરી, પીપર, ચિત્રક, હરડે, બહેડાં, આમળાં, મોથ અને વાવડિંગનું ચૂર્ણ કરી તે સઘળા ચૂર્ણના જેટલા વજનનો ગૂગળ તેમાં મિશ્ર કરી તે ખાનારો માણસ મેદ, કફ, આમ અને વાયુથી થતા સઘળા રોગો મટાડે છે. ૨૮

### ત્ર્યૂષણાદિ ગુગ્ગુલુ

त्र्यूषणाग्निघनवेल्लवचाभिर्भक्षयन् समघृतं महिषाक्षम् । आशु हन्ति कफमारुतमेदो दोषजान् बलवतोऽपि विकारान् ॥ २९ ॥

अन्वयः-त्र्यूषण-अग्नि-घन-वेल्ल-वचाभिः समघृतं महिषाक्ष भक्षयन् (जनः) कफ-मारुत-मेदो-दोषजान् बलवतः अपि विकारान् आशु हन्ति ॥

સૂંઠ, મરી, પીપર, ચિત્રક, મોથ અને વજનું ચૂર્ણ ગૂગળમા નાખી તેમાં ગૂગળના જેટલું જ ઘી મેળવવું, એટલે 'ત્ર્યૂષણાદિ-ગુગ્ગુલુ'+ તૈયાર થાય છે. આ ગૂગળ કફથી, વાયુથી તથા મેદના દોષથી થયેલા પ્રબલ વિકારોને પણ તરત મટાડે છે. ૨૯

### લોહ-રસાયન

गुग्गुलुस्तालमूली च त्रिफला खदिरं वृषम् ।
त्रिवृताऽलम्बुषा शुण्ठी निर्गुण्डी चित्रकस्तथा ॥३०
एषां दशपलान् भागांस्तोये पञ्चाढके पचेत् ।
पादशेषं ततः कृत्वा कषायमवतारयेत् ॥ ३१ ॥
पलद्वादशकं देयं रुक्मलोहं सुचूर्णितम् ।
पुराणसर्पिषः प्रस्थं शर्कराऽष्टपलान्वितम् ॥ ३२ ॥
पचेत्ताम्रमये पात्रे सुशीते चावतारिते ।
प्रस्थार्द्धं माक्षिकं देयं शिलाजतु पलद्वयम् ॥ ३३ ॥
पलात्वचः पलार्धं च विडङ्गानि पलत्रयम् ।
मरीचाञ्जनकृष्णानां द्विपलं त्रिफलान्वितम् ॥ ३४ ॥
पलद्वयं तु कासीसं सूक्ष्मचूर्णीकृतं बुधैः ।
चूर्णं दत्त्वा सुमथितं स्निग्धे भाण्डे निधापयेत् ॥३५
ततः संशुद्धदेहस्तु भक्षयेदक्षमात्रकम् ।
अनुपानं पिबेत् क्षीरं जाङ्गलानां रसं तथा ॥३६॥
वातश्लेष्महरं श्रेष्ठं कुष्ठमेहोदरापहम् ।
कामलां पाण्डुरोगं च श्वयथुं सभगन्दरम् ॥३७॥
मूर्च्छामोहविषोन्मादगराणि विषमाणि च ।
स्थूलानां कर्षणं श्रेष्ठं मेदुरे परमौषधम् ॥ ३८ ॥

- अमृता आदिर्यस्मिन्, स चासौ गुग्गुलुः-अमृतादिगुग्गुलुः-જેમાં ગળો પહેલી હોય તે ગૂગળ, અમૃતાદિ ગુગ્ગુલુ કહેવાય છે.

* दश अङ्गानि यस्य, स चासौ गुग्गुलुः-જેમાં પોતાની સાથે એકંદર દશ ઓસડિયાં હોય એવો ગૂગળ-દશાંગગુગ્ગુલુ કહેવાય છે.

+ त्र्यूषणम् आदि यस्मिन् स चासौ गुग्गुलु-જેમાં સૂંઠ, મરી અને પીપર પ્રથમ હોય તેવાં ઓસડિયાં નાખી ગૂગળ જેટલું જ ઘી નાંખેલ ગૂગળ, ત્ર્યૂષણાદિ-ગુગ્ગુલુ કહેવાય છે.

कर्षयेच्चातिमात्रेण कुक्षिं पातालसन्निभम् ।
बल्यं रसायनं मेध्यं वाजीकरणमुत्तमम् ॥३९॥
श्रीकरं पुत्रजननं वलीपलितनाशनम् ।
नाश्नीयात् कदलीकन्दं काञ्जिकं करमर्दकम् ॥
करीरं कारवेल्लं च ककारादि विवर्जयेत् ॥४०॥

अन्वयः-गुग्गुलुः तालमूली त्रिफला खदिर वृष त्रिवृता अलम्बुषा शुंठी निर्गुण्डी तथा चित्रकः, एषां दशपलान् भागान् षडाढके तोये पचेत्, ततः पादशेष कषायं हृत्वा अवतारयेत्, (तत्र च) सुचूर्णित पल-द्वादशक रुक्मलोहं देयं, (ततः) पुराणसर्पिषः प्रस्थं शर्करा-अष्टपल-अन्वित (दत्वा) ताम्रमये पात्रे पचेत्, सुशीते च अवतारिते (तत्र) प्रस्थ-अर्धं माक्षिकं, पल द्वयं शिलाजतु, एलात्वचः पलार्धं, विडङ्गानि पलत्रयं मरीच-अञ्जन-कृष्णानां त्रिफला-अन्वित द्विपलं, पलद्वयं तु कासीसं बुधैः सूक्ष्मचूर्णीकृत, (सर्वमिदं) चूर्णं सुमथितं दत्वा स्निग्धे भाण्डे निधापयेत्, ततः संशुद्ध-देहः तु अक्षमात्रकं भक्षयेत्। क्षीरं तथा जाङ्गलानां रसम् अनुपानं पिबेत्, (इद) श्रेष्ठ परमौषध वात-श्लेष्म-हर कुष्ठ-मेह-उदर-अपह कामला पाण्डुरोगं च श्वयथु भगन्दरं मूर्च्छा-मोह-विष-उन्माद-गराणि च विषमाणि (हन्ति, तथा) स्थूलानां श्रेष्ठ कर्षण, मेदुरे श्रेष्ठम् औषधं पातालसंनिभं च कुक्षिम् अतिमात्रेण कर्षयेत्, (किंचेदं) उत्तमं रसायनं बल्यं मेध्यं वाजीकरं पुत्र-जननं वली-पलितनाशनं (भवति, एतत्सेवी) कदली-कन्दं काञ्जिकं करमर्दकं करीरं च कारवेल्लं न अश्नीयात् ककारादि विवर्जयेत् ॥

ગૂગળ, કાળી મુસલી, હરડે, બહેડાં, આમળાં, ખેર, અરડૂસો, નસોતર, ગોરખમુંડી, સૂંઠ, નગડ અને ચિત્રક, એ દરેક ચાળીશ ચાળીશ તોલા લઈ પાંચ આઢક પાણીમાં તેનો કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે કવાથ ઉતારી તેમાં સારી પેઠે ચૂર્ણિત કરેલું અડતાલીશ તોલા કાંતલોહ, ચોસઠ તોલા જૂનું ઘી અને બત્રીશ તોલા સાકર નાખી ત્રાંબાના વાસણમાં ફરીવાર તેનો પાક કરવો. શીતળ થયા પછી ઉતારી તેમાં બત્રીશ તોલા મધ, આઠ તોલા શિલાજિત, બે તોલા એલચીની છાલ, બાર તોલા વાવડિંગ, આઠ તોલા મરી, આઠ તોલા રસવંતી, ચાર તોલા પીપર અને આઠ તોલા બારીક ચૂર્ણ કરેલી હીરાકશી નાખી બધું ચૂર્ણ સારી રીતે મથી સ્નિગ્ધ (રીઢા) વાસણમાં રાખી મૂકવું, એ 'લોહરસાયન'+ તૈયાર થાય છે. વમન, વિરેચન આદિથી દેહની શુદ્ધિ કર્યા પછી તેમાંથી એક તોલો ખાવું અને તેની ઉપર દૂધ તથા જંગલદેશનાં પ્રાણીઓના માંસનો રસો પીવો. આ રસાયન શ્રેષ્ઠ હોઈ વાયુ, કફ, કોઢ, પ્રમેહ, પેટના રોગો, કમળો, પાંડુરોગ, સોજો, ભગંદર, મૂર્છા, મોહ, ઝેર, ઉન્માદ અને વિષમ ઝેરને પણ મટાડે છે. આ રસાયન જાડાઓને પાતળા કરવાનો ઉત્તમ ઉપાય છે, મેદવાળાને મોટા ઔષધરૂપ હોઈ પાતાલ જેવડા થયેલા પેટને પણ અત્યંત પાતળું કરનાર, બળબુદ્ધિને સારી કરનાર, ઉત્તમ વાજીકરણ, લક્ષ્મી આપનાર, દીકરા આપનાર અને પળિયાં તથા ધોળા કેશનો નાશ કરનાર છે. આ રસાયનનો ઉપયોગ કરનારે કેળના કંદ, કાંજી, કરમદાં, કેરડાં, કારેલાં અને જેના નામના આરંભમાં ક આવતો હોય એવા સઘળા પદાર્થોનો ત્યાગ કરવો. ૩૦-૪૦

## લોહારિષ્ટ

शालसारादिनिर्यूहे चतुर्थांशावशेषितम् ।
परिस्रुतं ततः शीतं मधुना मधुरीकृतम् ॥ ४१ ॥
फाणितीमात्रमापन्नं गुडे शोधितमेव च ।
सूक्ष्मपिष्टानि चूर्णानि पिप्पल्याद्येगणस्य च ॥४२॥
येकस्यमावपेत् कुम्भे संस्कृते घृतभाविते ।
पिप्पलीचूर्णमधुभिः प्रलिप्ते चान्तरे शुचौ ॥ ४३॥
श्लक्ष्णानि तीक्ष्णलोहस्य तनुपत्राणि बुद्धिमान् ।
खदिराङ्गारतप्तानि बहुशः प्रक्षिपेद् बुधः ॥४४॥
सुपिधानं ततः कृत्वा यवपल्ले निधापयेत् ।
मासांस्त्रींश्चतुरो वापि यावद् वा लोहसंक्षयात् ॥४५
ततो जातरसं जन्तुः प्रातःप्रातर्यथाबलम् ।
उपयुञ्ज्याद्यथायोग्यमाहारं चास्य कल्पयेत् ॥४६॥
एष स्थूलं समाकर्षेन्नष्टस्याग्नेः प्रबोधनः ।
शोथघ्नः कुष्ठमेहघ्नो गुल्मपाण्ड्वामयापहः ॥४७॥
प्लीहोदरहरः शीघ्रं विषमज्वरनाशनः ।
अभिष्यन्दापहरणे लोहारिष्टो महागुणः ॥ ४८ ॥

अन्वयः-शालसार-आदि-निर्यूहं चतुर्थांश-अवशेषितं परिस्रुतं, ततः शीत मधुना मधुरीकृतं फाणिती-

+ लोहयुक्तं रसायनं-જેમાં કાંતલોહ મુખ્યત્વે હોય છે, એવું રસાયન ઔષધ લોહરસાયન કહેવાય છે.

-आवम् आपन्न गुडे च शोधितम् एव (कृत्वा) पिप्प-ल्यादेः गणस्य च चूर्णानि सूक्ष्मपिष्टानि घृतभाविते शुचौ पिप्पलीचूर्णमधुभिः च आन्तरे प्रलिप्ते सत्कृते कुम्भे ऐकध्यम् आवपेत्। (ततः) बुद्धिमान् बुध. तीक्ष्ण-लोहस्य तनुपत्राणि श्लक्ष्णानि खदिर-अङ्गार तप्तानि (कृत्वा) बहुशः (तत्र) प्रक्षिपेत्, ततः सुपिधानं कृत्वा त्रीन् वा चतुरः मासान् यावत्, अपि वा लोहसक्षयात् यव-पल्ये निधापयेत्, ततः जातरस जन्तुः यथाबल प्रात प्रातर् उपयुञ्ज्यात्, यथायोग्य च अस्य आहार कल्पयेत्। एषः लोहारिष्टः स्थूल समाकर्षेत्, नष्टस्य अग्नेः प्रयोधनः शोथघ्न. कुष्ठमेहघ्नः गुल्म-पाण्डु-आमय-अपह', प्लीह-उदरहरः, शीघ्र विषमज्वरनाशनः, अभिष्यन्द-अपहरणे महागुणः (अस्ति)॥

શાલસાર આદિ ઔષધોનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લઈ શીતળ થયા પછી તેમાં મધ નાખી તેને મધુર કરવો; પછી ગોળની ચાસણી કરી તે ગોળ રાબ જેવો થાય ત્યારે તે ગોળ, પેલો ક્વાથ અને પિપ્પલી આદિ ગણનાં બારીક ચૂર્ણો એકઠાં કરી ઘીથી રીઢા, સ્વચ્છ, પવિત્ર અને પીપરના તથા મધથી લીંપેલા ઘડામાં નાખવાં. પછી બુદ્ધિમાન વૈદ્યે ગજવેલનાં ઝીણાં, પાતળાં તથા લીસાં કરેલાં પતરાંઓને ખેરના અંગારાઓથી વારંવાર તપાવી તેમાં નાખવાં; પછી એ ઘડાનું મોઢું બરાબર બંધ કરી તે ઘડાને ત્રણ કે ચાર મહિના સુધી અથવા સઘળું લોઢું ગળી જાય ત્યાં સુધી જવના ઢગલામાં રાખી મૂકવો. એ સઘળું લોઢું તેમાં રસરૂપ થઈ જાય, એટલે લોહારિષ્ટ× તૈયાર થાય છે. તેનો માણસે શરીર આદિના બળને અનુસરી દરરોજ પ્રભાતે ઉપયોગ કરવો અને તેની ઉપર યોગ્ય આહાર કરવો. આ લોહારિષ્ટ જાડા શરીરને પાતળું કરે છે. મંદ થયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને સોજો, કોઢ, પ્રમેહ, ગોળો, પાંડુરોગ, બરલનું દરદ, પેટના રોગ અને વિષમ જ્વરને તરત મટાડે છે અને અભિષ્યંદ-(એટલે રસવાહી નાડીઓના રોકાણ)નો નાશ કરવામાં મોટો ગુણ કરે છે. ૪૧-૪૮

× लोहकृतः अरिष्टः लोहारिष्टः-લોઢાને રસરૂપ કરી તૈયાર કરેલ અરિષ્ટ 'લોહારિષ્ટ' કહેવાય છે.

### વ્યોષાદ્ય-સક્તુ-પ્રયોગ*

व्योषचित्रकशिग्रूणि त्रिफलां कटुरोहिणीम्।
बृहत्यौ द्वे हरिद्रे च पाठामतिविषां स्थिराम्॥४९॥
हिङ्गुकेबुकमूलानि यवानीं धान्यचित्रकम्।
सौवर्चलमजाजीं च हपुषां चेति चूर्णयेत्॥५०॥
चूर्णतैलघृतक्षौद्रभागाः स्युर्मानतः समाः।
सक्तूनां षोडशगुणो भागो सन्तर्पणं पिबेत्॥५१॥
प्रयोगात्त्वस्य शाम्यन्ति रोगाः सन्तर्पणोत्थिताः।
प्रमेहा मूढवाताश्च कुष्ठान्यर्शांसि कामलाः॥५२॥
प्लीहा पाण्डवामयः शोथो मूत्रकृच्छ्रमरोचकः।
हृद्रोगो राजयक्ष्मा च कासश्वासौ गलग्रहः॥५३॥
कृमयो ग्रहणीदोषः श्वैत्र्यं स्थौल्यमतीव च।
नराणां दीप्यते वह्निः स्मृतिर्बुद्धिश्च वर्द्धते॥५४॥

अन्वय -व्योष-चित्रक-शिग्रूणि त्रिफला कटु-रोहिणीं द्वे बृहत्यौ च हरिद्रे पाठाम् अतिविषां स्थिरां हिङ्गु-केबुक-मूलानि, यवानीं धान्य-चित्रक सौवर्चल च अजाजीं च हपुषाम् इति चूर्णयेत्, चूर्ण-तैल-घृत-क्षौद्र-भागाः मानतः समाः स्युः, सक्तूनां षोडश-गुणे भागे सन्तर्पण पिबेत्, अस्य तु प्रयोगात् सन्तर्पण-उत्थिताः रोगाः प्रमेहाः च मूढवाताः कुष्ठानि अर्शांसि कामलाः शाम्यन्ति, प्लीहा पाण्डु-आमयः शोथः मूत्र-कृच्छ्रम् अरोचकः हृद्रोगः च राजयक्ष्मा कास-श्वासौ गलग्रहः कृमयः ग्रहणीदोषः श्वैत्र्य च अतीव स्थौल्य (नश्यति), नराणा वह्निः दीप्यते, स्मृतिः च बुद्धिः वर्धते॥

સૂંઠ, મરી, પીપર, ગમણો ચિત્રક, સરગવો,' હરડે, બહેડાં, આમળાં, કડુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર, દારુહળદર, કાળીપાટ, અતિવિષ, સમેરવો, હિંગ, સોપારીનાં મૂળ, અજમો, ધાણા, સંચળ, જીરું અને પલાશીનું ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણ, ઘી અને મધ સમભાગે લઈ સોળગણા સાથવામાં નાખી તે સંતર્પણરૂપ સાથવો પીવો. આનાં પ્રયોગથી તૃપ્તિને લીધે થયેલા રોગો, પ્રમેહો, મૂઢવાત, કોઢ, અરશ, કમળો, બરલનું

* व्योषम् आद्य येषु तानि व्योषाद्यानि, व्योषाद्यानि च सक्तवश्च-एषां समाहारः, तस्य च प्रयोग.- સૂંઠ, મરી, પીપર વગેરે ઓસડિયાં તથા સાથવો મિશ્ર કરી તેનો કરેલો પ્રયોગ, 'વ્યોષાદ્ય-સક્તુ-પ્રયોગ' કહેવાય છે.

દરદ, પાંડુરોગ, સોજો, મૂત્રકૃચ્છ્ર, અરુચિ, હૃદયના રોગ, ક્ષયરોગ, ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, કૃમિઓ, ગ્રહણી, શ્વિત્રરોગ અને બહુ જાડાપણું મટે છે; અગ્નિ પ્રદીપ્ત થાય છે અને બુદ્ધિ તથા સ્મરણશક્તિ પણ વધે છે. ૪૯–૫૪

### ત્રિફલાદ્ય-તૈલ‡

त्रिफलाऽतिविषामूर्वात्रिवृच्चित्रकवासकैः ।
निम्बारग्वधषड्ग्रन्थासप्तपर्णनिशाद्वयैः ॥ ५५ ॥
गुडूचीन्द्रासुराकृष्णाकुष्ठसर्षपनागरैः ।
तैलमेभिः समैः पक्वं सुरसादिरसाप्लुतम् ॥५६॥
पानाभ्यञ्जनगण्डूषनस्यबस्तिषु योजितम् । स्थूलताऽऽलस्यपाण्ड्वादीन् जयेत् कफकृतान् गदान् ॥

अन्वयः–त्रिफला अतिविषा मूर्वा–त्रिवृत्–चित्रक–वासकः, निम्ब–आरग्वध–षड्ग्रन्था–सप्तपर्ण–निशाद्वयैः गुडूची–इन्द्रा–सुरा–कृष्णा–कुष्ठ–सर्षप–नागरैः एभिः समैः पक्वं तैलं सुरसादिरसाप्लुतं पान–अभ्यञ्जन–गण्डूष–नस्य–बस्तिषु योजितं स्थूलता–आलस्य पाण्डु–आदीन् कफकृतान् गदान् जयेत् ॥

હરડે, બહેડાં, આમળાં, અતિવિષ, મોરવેલ (પીલુડી), નસોતર, ચિત્રક, અરડૂસો, લીંબડો, ગરમાળો, વજ, સપ્તપર્ણ, હળદર, દારુહળદર, ગળો, ઇંદ્રવરણાં, પીપર, સુરા, કઠ, સરસવ અને સૂંઠ સમભાગે લઈ તેઓના કલ્કોથી પકાવેલું તેલ, સુરસાઆદિગણના+ કવાથની સાથે પીવું; તેમજ માલિશમાં, કોગળા કરવામાં, નસ્યમાં અને બસ્તિ આપવામાં ઉપયોગ કરવો; આ તેલ જાડાપણું, આલસ્ય તથા પાંડુ આદિ કફસંબંધી રોગો મટાડે છે. ૫૫–૫૭

### મહાસુગંધિ-તેલ

चन्दनं कुङ्कुमोशीरप्रियङ्गुत्रुटिरोचनाः ।
तुरुष्कागुरुकस्तूरीकर्पूरा जातिपत्रिका ॥ ५८ ॥
जातीकक्कोलपूगानां लवङ्गस्य फलानि च ।
नलिका नलदं कुष्ठं हरेणुं तगरं प्लवम् ॥ ५९ ॥
नवव्याघ्रनखं स्पृक्का बोलं दमनकं तथा ।
स्थौणेयकं चोरकं च शैलेयं शैलवालुकम् ॥६०॥
सरलं सप्तपर्णं च लाक्षा तामलकी तथा ।
लामज्जकं पद्मकं च धातक्याः कुसुमानि च ॥६१॥
प्रपौण्डरीकं कर्चूरं समांशैः शाणमात्रकैः ।
महासुगन्धमित्येतत्तैलप्रस्थेन साधयेत् ॥ ६२ ॥
प्रस्वेदमलदौर्गन्ध्यकण्डूकुष्ठहरं परम् ।
अनेनाभ्यक्तगात्रस्तु वृद्धः सप्ततिकोऽपि वा ॥६३॥
युवा भवति शुक्राढ्यः स्त्रीणामत्यन्तवल्लभः ।
सुभगो दर्शनीयश्च गच्छेच्च प्रमदाशतम् ॥ ६४ ॥
वन्ध्याऽपि लभते गर्भं षण्ढोऽपि पुरुषायते ।
अपुत्रः पुत्रमाप्नोति जीवेच्च शरदां शतम् ॥ ६५ ॥

अन्वयः–चन्दन कुङ्कुम–उशीर–प्रियङ्गु–त्रुटि–रोचनाः, तुरुष्क–अगुरु–कस्तूरी–कर्पूराः, जातिपत्रिका जाती कक्कोल–पूगानां च लवङ्गस्य फलानि, नलिका नलद कुष्ठ हरेणु तगर प्लव नव–व्याघ्र–नख स्पृक्का बोल दमनकं तथा स्थौणेयक चोरक च शैलेय शैलवालुक सरल सप्तपर्ण च लाक्षा तामलकी तथा लामज्जक च पद्मक च धातक्याः कुसुमानि प्रपौण्डरीक कर्चूरं, समांशैः शाणमात्रकैः तैलप्रस्थेन 'महासुगन्धम्' इति एतत् (तैलं) साधयेत् । (इदं) प्रस्वेद–मल–दौर्गन्ध्य–कण्डू–कुष्ठ–हरं परम्, अनेन अभ्यक्तगात्रः तु सप्ततिकः अपि वा वृद्धः युवा शुक्राढ्यः स्त्रीणाम् अत्यन्त–वल्लभः सुभगः च दर्शनीयः (सन्) प्रमदाशतं गच्छेत् । (किंच) वन्ध्या अपि गर्भं लभते, षण्ढः अपि पुरुषायते, अपुत्रः पुत्रम् आप्नोति, शरदां च शतं जीवेत् ॥

ચંદન, કેસર, વાળો, ઘઉંલાં, એલચી, ગોરોચના, શિલારસ–લોબાન, અગુરુ, કસ્તૂરી, કપૂર, જાવંત્રી, જાયફળ, મરીચકંકોલ, સોપારી, લવિંગ, અવાલાકૃતિ સુગંધા, જટામાંસી, કઠ, રેણુકબીજ નામનો સુગંધી પદાર્થ, તગર, પીળો વાળો, નવા નખલા, કપૂરીમધુરી, હીરાબોળ, ડમરો, ભરુંઠ, તગરગંઠોડા, શિલાજિત, ચણકબાબ, દેવદાર, સપ્તપર્ણ, લાખ, ભોંયઆમલી, લામજ્જક નામનું વાળા જેવું પીળું ખડ, પદ્મકાષ્ઠ, ધાવડીનાં ફૂલ, પ્રપૌંડરીક અને કચૂરો, એ દરેક ચોવીશ ચોવીશ ચણોઠીભાર લઈ, તેથી ચોસઠ રૂપિયાભાર તેલ પકાવવું,

‡ त्रिफला आद्या येषां तानि, त्रिफलाद्यानि, त्रिफलाद्यैः पक्वं तैलं त्रिफलाद्यतैलम्–ત્રિફળાં વગેરે ઓસડિયાંના કલ્કથી પકવેલું તેલ, ત્રિફલાદ્યતૈલ કહેવાય છે.

+ આ ગણ વાગ્ભટ( અષ્ટાંગહૃદય )ના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં 'सुरसयुगफणिज्ज' ઇત્યાદિ શ્લોકમાં કહ્યો છે, તે ત્યાં જોવો; બીજા પણ જે જે ગણો આ ગ્રંથમાં નામથી કહ્યા છે, પણ તેના પાઠો કહ્યા નથી, તે પણ વાગ્ભટ( અષ્ટાંગહૃદય )ના સૂત્રસ્થાનના ૧૫ મા અધ્યાયમાં જોઈ લેવા.

એટલે 'મહાસુગંધિતૈલ×' તૈયાર થાય છે. આ તેલથી પરસેવો, મળથી થયેલું દુર્ગંધપણું, ચળ તથા કોઢ સારી પેઠે મટી જાય છે. આ તેલથી માલિશ કરવાથી સિત્તેર વર્ષનો વૃદ્ધ પણ જુવાન, ઘણા વીર્યવાળો, સ્ત્રીઓને અત્યંત પ્રિય, ભાગ્યશાળી, રૂપાળો અને સો સ્ત્રીઓનો સંગ કરી શકે એવો થાય છે. વળી આનાથી વાંઝણીને ગર્ભ રહે છે, નપુંસક હોય તે પુરુષાતન પામે છે, પુત્ર વગરની સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થાય છે અને માણસ સો વર્ષ સુધી જીવે છે. ૫૮-૬૫

### પરસેવો તથા દુર્ગંધ આદિ મેદસંબંધી રોગોની ચિકિત્સા

वासादलरसो लेपाच्छङ्खचूर्णेन संयुतः ।
बिल्वपत्ररसो वापि गात्रदौर्गन्ध्यनाशनः ॥ ६६ ॥
अलम्बुषाभवं चूर्णं पीतं काञ्जिकसंयुतम् ।
दौर्गन्ध्यं नाशयत्याशु दृष्टं मेदोभवं नृणाम् ॥६७॥

बिल्वशिवा समभागा, लेपाद् भुजमूलगन्धमपहरति । परिणतपिडिकां चापि, पूतीकरञ्जोत्थबीजं वा ॥ ६८ ॥

चिञ्चापत्रस्वरसं, म्रक्षितकल्कादियोजितं जयति ।
दुग्धहरिद्रोद्वर्त्तन-मचिराच्चिरदेहदौर्गन्ध्यम् ॥६९

शिरीषलामज्जकहेमलोध्रैः-स्त्वग्दोषसंस्वेदहरः प्रघर्षः । पत्राम्बुलोहाभयचन्दनानां, शरीरदौर्गन्ध्यहरः प्रदेहः ॥७०॥

हिलमोचिरसो युक्तश्चूर्णैरुदधिफेनजैः ।
प्रलेपेन हरत्याशु देहदौर्गन्ध्यमुत्कटम् ॥ ७१ ॥
हरीतकीं तु संपिष्य गात्रमुद्वर्त्तयेन्नरः ।
पश्चात् स्नानं प्रकुर्वीत देहस्वेदप्रशान्तये ॥ ७२ ॥

हरीतकी लोध्रमरिष्टपत्रं, चूतत्वचो दाडिमवल्कलं च । एषोऽङ्गरागः कथितोऽङ्गनानां, जम्ब्वाः कषायस्तु नराधिपानाम् ॥ ७३ ॥

गोमूत्रपिष्टं विनिहन्ति कुष्ठं, वर्णोज्ज्वलं गोपयशा च युक्तम् । कक्षादिदौर्गन्ध्यहरं पयोभिः, शस्तं वशीकृद्रजनीद्वयेन ॥७४॥

बब्बूलस्य दलैः सम्यग्वारिणा परिपेषितैः ।
गात्रमुद्वर्तयेत्पश्चाद्धरीतक्या सुपिष्टया ॥ ७५ ॥
भूय उद्वर्त्तनं कृत्वा पश्चात् स्नानं समाचरेत् ।
प्रस्वेदान् मुच्यते शीघ्रं ततस्त्वेवं समाचरेत् ।७६

पथ्यानखीचन्दनकुष्ठसर्जैः, पुनःपुनश्चागुरुशर्कराभ्याम् । धूपो जनानां हृदयापहारी, विख्यातनामा मलयानिलोऽयम् ॥ ७७ ॥

चण्डाख्यया तिलैर्लोध्रशिरीषोशीरकेशरैः ।
उद्वर्त्तनं भवेद् ग्रीष्मे स्वेदकर्मनिवारणम् ॥७८॥

सुरया सममभयाफल,-चूर्णं मधुना विलिह्य प्रत्यूषे । स्वेदान् हत्वा लभते, पुरुषोऽप्यत्यन्तसौरभ्यम् ॥ ७९ ॥

मल्लीकुसुमाभयकरि,-लेपो घर्मे विचर्चिकादाहे ।
विचकिलपत्रहरिद्रे, पर्कटिपत्रे च दूर्वया सहितम् ॥
सम्पिष्य गात्रलेपाद्, घर्मविचर्ची शमं याति॥८०
हस्तपादस्रुतौ योज्यो गुग्गुलुः पञ्चतिक्तकः ।
अशक्तौ पञ्चतिक्ताख्यं घृतं खादेदतन्द्रितः ॥८१॥

अन्वयः-वासा-दल-रसः वा बिल्वपत्ररसः शङ्खचूर्णेन संयुतः अपि गात्रदौर्गन्ध्यनाशनः (भवति)। अलम्बुषाभवं चूर्णं काञ्जिकसंयुतं पीतं (चेत्) नृणां मेदोभवं दौर्गन्ध्यम् आशु नाशयति, (इदं) दृष्टम्। बिल्वशिवा समभागा लेपात् भुजमूल-गन्धम् अपहरति। पूतीकरञ्ज-उत्थबीजं वा परिणतपिडिकां च अपि। चिञ्चापत्र-स्वरसं म्रक्षित-कल्क आदि-योजितं (दौर्गन्ध्यं) जयति। दुग्ध-हरिद्रा-उद्वर्तनं चिरदेह-दौर्गन्ध्य अचिरात् (जयति)। शिरीष-लामज्जक-हेम-लोध्रैः प्रघर्षः त्वग्दोष-संस्वेदहरः (भवति)। पत्र-अम्बु-लोह-अभय-चन्दनानां प्रदेहः शरीर-दौर्गन्ध्य-हरः (भवति)। हिलमोचिरसः उदधि-फेनजैः चूर्णैः युक्तः प्रलेपेन उत्कटं देह-दौर्गन्ध्यम् आशु हरति॥ देह-स्वेद-प्रशान्तये नरः हरीतकीं तु संपिष्य गात्रम् उद्वर्तयेत्, पश्चात् स्नानं प्रकुर्वीत। हरीतकी लोध्रम् अरिष्टपत्रं चूतत्वचः च दाडिमवल्कलम्-एषः अङ्गरागः अङ्गनानां (योज्यः) कथितः, जम्ब्वाः कषायः तु नराधिपानाम् (प्रयोज्यः), गोमूत्रपिष्टं तु (तत् हरीतक्यादि) कुष्ठं विनिहन्ति, गोपयशा च युक्तं वर्ण-उज्ज्वल (करोति), पयोभिः कक्षा-आदि-दौर्गन्ध्यहरं रजनी-द्वयेन शस्तं वशीकृतं (भवति)। बब्बूलस्य दलैः वारिणा सम्यक् परिपेषितैः गात्रम् उद्वर्तयेत्, पश्चात् सुपिष्टया हरीतक्या, भूयः उद्वर्तनं कृत्वा पश्चात् स्नानं समाचरेत्, शीघ्रं प्रस्वेदात् मुच्यते, ततः तु एवं समाचरेत्। पथ्या-नखी-चन्दन-कुष्ठ-सर्जैः, अगुरु-शर्कराभ्यां च पुनः पुनः धूपः जनानां हृदयापहारी, अयं मलयानिलः (इति) विख्यातनामा (अस्ति)। चण्डाख्यया तिलैः लोध्र-शिरीष-उशीर-केशरैः उद्-

× सुष्ठु गन्धो यस्य तत् सुगन्धि, सुगन्धि च तत् तैलम्, महच्च तत् सुगन्धितैलम्-જેમાં પુષ્કળ ઓસડિયાં નંખાય છે, એવું સુગંધિદાર તેલ, 'મહાસુગંધિતૈલ' કહેવાય છે.

तैलं ग्रीष्मे स्वेदकर्म-निवारणं भवेत्। अभया-फल-चूर्णं सुरया मधुना समं प्रत्यूषे विलिप्य पुरुषः स्वेदान् हत्वा अत्यन्तसौरभ्यम् अपि लभते। घर्मे विचर्चिकादाहे मल्लीकुसुम-अभय-करिलैः (कर्तव्यः), बिल्वकिल-पत्रहरिद्रे पर्कटि पत्रं च दूर्वया सहितं सपिष्य गात्रं-लेपात् घर्म-विचर्चो शमं याति। हस्त-पाद-स्रुतौ पञ्चतिक्तकः गुग्गुलः योज्यः, अशक्तौ पञ्चतिक्ताख्यं घृतम् अतिन्द्रितः स्यादेत॥

અરડૂસાનાં પાંદડાંઓનો રસ અથવા બીલીપત્રનો રસ શંખના ચૂર્ણ સાથે લેપ કરવાથી શરીરનું દુર્ગંધપણું મટાડે છે. ગોરખમુંડીનું ચૂર્ણ કાંજીની સાથે પીધું હોય તો તે માણસોના શરીરનું મેદથી થયેલું દુર્ગંધપણું તરત મટાડે છે, આ અનુભવેલું છે. બીલીપત્ર અને હરડે સમભાગે લઈ વાટી લેપ કરવાથી બગલની દુર્ગંધ મટાડે છે. અથવા પૂતીકરંજનાં બીજ બગલની દુર્ગંધ તથા પાકેલી ફોલ્લીને પણ મટાડે છે. આંબલીનાં પાંદડાંઓનો રસ કોઈ સારા કલ્ક વગેરેની સાથે મિશ્ર કરી લેપ કરવાથી શરીરનું દુર્ગંધપણું મટાડે છે. હળદરને દૂધમાં વાટી તેથી શરીર ચોળવું, તે લાંબા કાળનું પણ દેહનું દુર્ગંધપણું તરત મટાડે છે. સરસડિયો, પીળો વાળો, નાગકેસર અને લોધરનું ચૂર્ણ શરીર પર ઘસવાથી ચામડીના દોષ તથા પરસેવો મટાડે છે. બીલીપત્ર, વાળો, કાળું અગરુ, કાળો વાળો અને સુખડ વાટી તેનો શરીર પર જાડો લેપ કરવાથી શરીરની દુર્ગંધ મટાડે છે. બ્રાહ્મીનો રસ સમુદ્રફીણના ચૂર્ણ સાથે લેપ કરવાથી દેહનું ભારે દુર્ગંધપણું પણ તરત મટાડે છે. શરીરનો પરસેવો મટાડવા માણસે હરડેને વાટી શરીરે ચોળીને પછી નાહવું. હરડે, લોધર, લીંબડાનાં પાંદડાં, આંબાની છાલ અને દાડિમની છાલ વાટી તેનું તે કોઢને મટાડે છે, ગાયના દૂધમાં વાટી લેપ કરવાથી વર્ણ ઊજળો કરે છે, પાણીમાં વાટી લેપ કરવાથી બગલ વગેરેનું દુર્ગંધપણું મટાડે છે અને હળદર તથા દારુહળદરની સાથે વાટી લેપ કરવાથી ઉત્તમ વશીકરણ થાય છે. બાવળનાં પાંદડાંને પાણીથી સારી પેઠે વાટી તેથી શરીર ચોળવું, પછી હરડેને પાણીથી સારી પેઠે વાટી તેથી શરીરને ચોળવું અને ફરી પણ એ જ રીતે શરીરને ચોળી નહાઈ લેવું, જેથી તરત પુષ્કળ પરસેવો મટી જાય છે. તે પછી આમ કરવું: ઉત્તમ સુગંધ લાવવા બીલી, આંબો, જાંબૂ અને બિજોરાંનાં પાંદડાંને કોઢનાં પાંદડાંથી મિશ્ર કરી હરડે, નાનાં નખલાં, સુખડ, કઠ, રાળ, અગુરુ અને સાકરનો ધૂપ વારંવાર કરવો; (જેથી શરીરમાં સુગંધ પ્રાપ્ત થાય છે.) માણસોના મનને હરનારો આ ધૂપ 'મલયાનિલ' નામે પ્રખ્યાત છે. દારુહળદર, તજ, લોધર, સરસડિયાની છાલ, વાળો અને કેસરને વાટી તેથી શરીરને ચોળવું; તે ગ્રીષ્મઋતુમાં થતા પરસેવાની પીડાને દૂર કરે છે. હરડેના ચૂર્ણમાં મદિરા તથા મધ નાખી પ્રાતઃકાલમાં ચાટવાથી માણસ પરસેવો મટાડી અતિશય સુગંધ પણ મેળવે છે. ઘામ થતો હોય અને અળાઈઓ કે પરસેવાથી થયેલી ઝીણી ઝીણી ફોલ્લીઓ બળતરા કરતી હોય ત્યારે વેલિયા ડોલરનાં પાંદડાં, કાળો વાળો અને નાગકેસરનો લેપ કરવો. (તેથી બળતરા શાંત થાય છે.) વેલિયા ડોલરનાં પાંદડાં, હળદર, રતવેલિયાનાં પાંદડાં અને ધ્રો વાટી શરીર પર લેપ કરવાથી અળાઈઓ શાંત થઈ જાય છે. હાથપગ ઓગળતા હોય તો

## अथ कार्श्याधिकारः ।

## ૪૦ : કાર્શ્ય(શરીરના અત્યંત પાતળાપણા)નો અધિકાર×

तत्र कार्श्यस्य निदानमाह–

### કાર્શ્યનું નિદાન

वातो रूक्षान्नपानानि लङ्घनं प्रमिताशनम् ।
क्रियातियोगः शोकश्च वेगनिद्राविनिग्रहः ॥१॥
नित्यं रोगो रतिर्नित्यं व्यायामो भोजनाल्पता ।
भीतिर्धनादिचिन्ता च कार्श्यकारणमीरितम् ॥२॥

अन्वयः–वातः रूक्षः–अन्नपानानि लङ्घनं प्रमित–अशनं क्रिया–अतियोगः च शोकः वेगनिद्राविनिग्रहः, नित्यं रोगः, नित्यं रतिः, व्यायामः भोजन–अल्पता, भीतिः च धन–आदि चिन्ता–(इत्येतत्) कार्श्यकारणम् ईरितम् ॥

વાયુ, રૂક્ષ અન્ન-પાનો, લંઘન, અલ્પ ભોજન, વમન તથા વિરેચન આદિ ક્રિયાઓનો અતિયોગ, શોક, મૂત્ર આદિના વેગોનું રોકવું, નિદ્રાનું રોકવું, સર્વદા રોગ, નિત્ય મૈથુન, નિત્ય કસરત, ભોજન થોડું કરવું, ભય અને ધન આદિની ચિંતા, આ બધાં કાર્શ્ય (પાતળાપણું) થવાનાં કારણ કહ્યાં છે. (નિદ્રાને રોકવાથી તરત કૃશપણું થાય છે.)

टीका–लङ्घनम्=उपवासः, प्रमितम्=अल्पम्, क्रियातियोगः=वमनविरेकार्थति वेधानं, वेगनिद्राविनिग्रहः= निद्राविग्रहो विशेषाय ॥

अतिकृशस्य लक्षणमाह–

### અતિકૃશનું લક્ષણ

शुष्कस्फिगुदरग्रीवो धमनीजालसन्ततिः ।
त्वगस्थिशेषोऽतिकृशः स्थूलपर्वाननो मतः ॥३॥

अन्वयः–शुष्क–स्फिग्–उदर–ग्रीवः, धमनी–जाल–संततिः त्वग्–अस्थिशेषः स्थूल–पर्व–आननः अति कृशः मतः ॥

જેનાં ફૂલા, પેટ તથા ડોક સુકાયેલાં હોય, શરીરમાં નસોના સમૂહ દેખાઈ રહ્યા હોય, ત્વચા તથા હાડકાં જ બાકી રહ્યાં હોય તથા સાંધાઓ અને મોઢું જાડાં હોય તે માણસ અતિકૃશ મનાય છે. ૩

अतिकृशस्य रोगानाह–

### અતિકૃશને થતા રોગો

प्लीहकासक्षयश्वासगुल्मार्शांस्युदराणि च ।
भृशं कृशं प्रधावन्ति रोगाश्च ग्रहणीमुखाः ॥४॥

अन्वयः–भृशं कृशं प्लीह–कास–क्षय–श्वास–गुल्म–अर्शांसि च उदराणि च ग्रहणीमुखाः रोगाः प्रधावन्ति ॥

અતિકૃશ માણસને બરલનું દરદ, ઉધરસ, ક્ષય, શ્વાસ, ગોળો, અરશ, પેટના રોગ અને ગ્રહણી આદિ રોગો દોડીને પ્રાપ્ત થાય છે. ૪

सत्यपि कार्श्ये बलवत्त्वकारणमाह–

### અતિકૃશ છતાં કોઈ બળવાન હોય તેનું કારણ

कश्चिदन्यः कृशोऽतीव बलवान्दृश्यते तदा ।
आधानसमये यस्य शुक्रभागोऽधिको भवेत् ।
मेदोभागस्तु हीनः स्यात् स कृशोऽपि महाबलः ॥५॥

अन्वयः–कश्चित् अन्यः अतीव कृशः (सन् अपि) तदा बलवान् दृश्यते, (तत्कारणम् इदम्–) यस्य आधान–समये शुक्रभागः अधिकः भवेत्, मेदोभागः तु हीनः स्यात् सः कृशः अपि महाबलः (भवेत्) ॥

કોઈ બીજો માણસ ઘણો જ પાતળો હોય છતાં તે (રોગના) કાળે પણ બળવાન દેખાય છે, તેનું કારણ આ છે: જેના ગર્ભાધાનના સમયે પિતાના વીર્યનો ભાગ અધિક આવ્યો હોય અને મેદનો ભાગ ઓછો હોય, તે પાતળો હોય છતાં બહુ બળવાન હોય છે. ૫

टीका–यस्याधानसमये जनयितु. शुक्रस्याधिक्यं भवति, मेदसोऽल्पता च तस्य कृशस्यापि बहुबलमित्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

कस्यचित् स्थूलस्यापि तादृग्बलं न दृश्यते, तत्र हेतुमाह–

### કોઈ ઘણો જાડો હોય છતાં ઓછા બળવાળો હોય તેનું કારણ

मेदसस्त्वधिको यस्य शुक्रभागोऽल्पको भवेत् ।
स स्निग्धोऽपि सुपुष्टोऽपि बलहीनो विलोक्यते ॥६॥

× कृश्यते स्म तनूक्रियते स्म वातादिनिदानैर्मेदोभाग–क्षयात् यः शरीरे स कृशः, कृश तनूकरणे–' अनुपसर्गात् फुल्ल–क्षीब–कृशोल्लाघाः ' इति साधुः, ततः कृशस्य भावः–कार्श्यम्–चातुर्वर्ण्यादित्वात् ष्यञ्–વાયુ વગેરે કારણોથી મેદનો ભાગ ઓછો થતાં માણસ શરીરે પાતળો થાય છે, એ તેની પાતળાઈ તે કાર્શ્યરોગ કહેવાય છે; આ કાર્શ્ય થવામાં મેદનો નાશ જ મુખ્યત્વે હોય છે, તેથી પૂર્વના મેદના અધિકાર સાથે આનો સંબંધ હોવાથી તેના પછી આ અધિકાર ચાલુ કર્યો છે.

अन्वयः-यस्य तु मेदसः भागः अधिकः शुक्रभागः स्वल्पकः भवेत्, सः स्निग्धः अपि सुपुष्टः अपि बलहीनः विलोक्यते ॥

જેના ગર્ભાધાનના સમયે પિતાના વીર્યનો ભાગ ઓછો આવ્યો હોય અને મેદનો ભાગ અધિક હોય તે માણસ સારી રીતે સ્નિગ્ધ અને સારી રીતે પુષ્ટ હોય છતાં બળ વગરનો દેખાય છે. ૬

टीका-व्याख्यानं पूर्ववत् ॥

कार्श्यस्य चिकित्सा-

### કાર્શ્યની ચિકિત્સા

**रूक्षान्नादिनिमित्ते तु कृशे युञ्जीत भेषजम् ।**
**बृंहणं बलकृद् वृष्यं तथा वाजीकरं च यत् ॥७॥**

अन्वयः-रूक्ष-अन्न-आदि-निमित्ते तु कृशे यत् भेषजं बृंहणं बलकृत् तथा वृष्यं च वाजीकरं (भवेत् तद्) युञ्जीत ॥

જે માણસ લૂખાં અન્ન આદિને લીધે કૃશ થયો હોય તેને જે ઔષધ ધાતુઓનું પોષણ કરનારાં, બળ આપનારાં, મૈથુનમાં રુચિ ઉપજાવનારાં અને મૈથુનશક્તિને વધારનારાં-વાજીકરણ હોય તે આપવાં. ૭

### અશ્વગંધા ચૂર્ણ

**पीताऽश्वगन्धा पयसाऽर्धमासं, घृतेन तैलेन सुखाम्बुना वा । कृशस्य पुष्टिं वपुषो विधत्ते, बालस्य सस्यस्य यथाऽम्बुवृष्टिः ॥ ८॥**

अन्वयः-अर्धमासं पयसा घृतेन तैलेन सुख-अम्बुना वा पीता अश्वगन्धा, यथा बालस्य सस्यस्य अम्बुवृष्टिः (तथा) कृशस्य वपुषः पुष्टिं विधत्ते ॥

એક પખવાડિયા સુધી દૂધ, ઘી, તેલ કે જરા ઊના પાણીની સાથે આસંધનું ચૂર્ણ પિવાય તો તેથી જેમ જળની વૃષ્ટિથી નાનાં ધાન્યને પુષ્ટિ મળે છે, તેમ પાતળા માણસના શરીરને પુષ્ટિ મળે છે. ૮

### અશ્વગંધા તૈલ

**अश्वगन्धस्य कल्केन क्वाथे तस्मिन् पयस्यपि ।**
**सिद्धं तैलं कृशाङ्गानामभ्यङ्गादङ्गपुष्टिदम् ॥ ९ ॥**

अन्वयः-अश्वगन्धस्य कल्केन क्वाथे, तस्मिन् पयसि अपि सिद्धं तैलं कृशाङ्गानाम् अभ्यङ्गात् अङ्गपुष्टिदम् (भवति)॥

આસંધના ઉકાળામાં તે આસંધનો જ કલ્ક તથા દૂધ નાખી પકાવેલાં તેલ પાતળાં શરીરવાળાને માલિશ કરવાથી તેમના અંગોને પુષ્ટિ આપનાર થાય છે. ૯

### અશ્વગંધા ઘૃતાદિ

**पुष्टिकृद्बालरोगोक्तमश्वगन्धाघृतं भजेत् ।**
**वाजीकरोदितं तद्वदश्वगन्धाघृतादिकम् ॥ १० ॥**

अन्वयः-बालरोग-उक्तम् अश्वगन्धाघृतं, तद्वत् वाजीकर-उदितं अश्वगन्धा-घृत-आदिकं पुष्टिकृत् भजेत् ॥

બાળકોના રોગોના પ્રકરણમાં કહેવાશે તે અશ્વગંધા ઘૃત તથા વાજીકરણના પ્રકરણમાં જે કહેવાશે તે અશ્વગંધા ઘૃત આદિ પુષ્ટિ આપનાર હોઈ સેવવાં જોઈએ. ૧૦

असाध्यं कार्श्यमाह-

### અસાધ્ય કાર્શ્ય

**स्वभावादतिकार्श्यो यः स्वभावादल्पपावकः ।**
**स्वभावादबलो यश्च तस्य नास्ति चिकित्सितम् ॥११॥**

अन्वयः-यः स्वभावात् अतिकार्श्यः, स्वभावात् अल्पपावकः, यः च स्वभावात् अबलः (भवेत्) तस्य चिकित्सितं न अस्ति ॥

જે માણસ સ્વાભાવિક રીતે જ અત્યંત કૃશ હોય, સ્વભાવથી જ અલ્પ અગ્નિવાળો હોય અને સ્વભાવથી જ નિર્બળ હોય, તેની કોઈ ચિકિત્સા કે ઉપાય નથી. ૧૧

કાર્શ્યનો અધિકાર સમાપ્ત

## अथोदररोगाधिकारः

## ૪૧ : ઉદરરોગનો અધિકાર÷

उदरस्य निदानमाह-

### ઉદરરોગનું નિદાન

**रोगाः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि च ।**
**अजीर्णान्मलिनैश्चान्नैर्जायन्ते मलसञ्चयात् ॥ १ ॥**

अन्वयः-अग्नौ मन्दे सर्वे रोगाः जायन्ते, उदराणि च सुतरां (जायन्ते), (तथा) च अजीर्णात्, मलिनैः अन्नैः मलसंचयात् (अपि जायन्ते)॥

જઠરાગ્નિ મંદ હોય તો સઘળા રોગો થાય છે અને તેમાંય ઉદરના રોગો તો બહુ

÷ उद् ऋणाति, ऋच्छति, इयर्ति वा, ऋ गतौ-अच्, यद्वा उद् दृणाति-विदारयति भक्षितान्नपानादि-इति उदरम्, दृ विदारणे-'उदि दृणातेरजलौ पूर्वपदान्त्यलोपश्च-' (उणा. ५-१९)-જે શરીરના દરેક અંગો કરતાં ઊંચું કે આગળપડતું જણાય છે

જ થાય છે; તેમજ અજીર્ણથી, અત્યંત દોષ ઉત્પન્ન કરનારાં અન્નોથી અને દોષોની તથા વિષ્ઠાની અત્યંત વૃદ્ધિથી પણ ઉદરના રોગો થાય છે. ૧

टीका–अग्नौ मन्दे सर्वे रोगाः जायन्ते, किन्तु सुतराम्=अतिशयेन उदराणि जायन्ते। (अपरानपि हेतूनाह–) अजीर्णाद् मलिनैश्चान्नैः=अत्यन्तदोषजनकैः, मलसञ्चयात्=मलानां दोषाणां पुरीषस्य चातिवृद्धेः। अत्र 'उदर' शब्देनोदरस्थो रोग उच्यते॥ यत आह–' अर्थतो धर्मतात्स्थ्याभ्यां तत्समीपतयापि च। तत्साहचर्यान्निच्छब्दानां वृत्तिरुक्ता चतुर्विधा॥' મૂળમાં કેવળ 'ઉદર'–શબ્દ છે, પણ તે શબ્દથી અહીં ઉદર(પેટ)માં થતા રોગો સમજવા; કારણ, કહ્યું છે કે 'કોઈ ઠેકાણે અર્થથી, કોઈ ઠેકાણે ધર્મથી તથા તે પદાર્થમાં રહેવાથી, કોઈ ઠેકાણે સમીપપણાથી અને કોઈ ઠેકાણે સાથે રહેવાપણાથી, એમ શબ્દોની વૃત્તિ ચાર પ્રકારે કહી છે.

उदररोगसम्प्राप्तिमाह–

### ઉદરરોગની સંપ્રાપ્તિ

रुद्ध्वा स्वेदाम्बुवाहीनि दोषाः स्रोतांसि सञ्चिताः।
प्राणाग्न्यपानान् संदूष्य जनयन्त्युदरं नृणाम्॥२॥

अन्वयः–संचिताः दोषाः स्वेद–अम्बुवाहीनि स्रोतांसि रुद्ध्वा प्राण–अग्नि–अपानान् संदूष्य नृणाम् उदरं जनयन्ति॥

સંચય પામેલા દોષો પરસેવો તથા જળને વહેતા સ્રોતોને રોકી પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને દૂષિત કરીને ઉદરના રોગો ઉત્પન્ન કરે છે. ૨

तेषां सामान्यरूपमाह–

### ઉદરરોગનું સામાન્ય રૂપ

आध्मानं गमनेऽशक्तिर्दौर्बल्यं दुर्बलाग्निता।
शोथः सदनमङ्गानां सङ्गो वातपुरीषयोः।
दाहस्तन्द्रा च सर्वेषु जठरेषु भवन्ति हि॥३॥

અથવા ખાધેલા ખોરાક વગેરેના મળ કરી નાખી જે ખૂબ વિદારણ કરી નાખે છે, તે ઉદર-પેટ કહેવાય છે. 'उदरस्य रोगाः तेषाम् अधिकारः–એ પેટના રોગોનો આ અધિકાર–ઉદરરોગાધિકાર કહેવાય છે; ઉપર જણાવેલ મેદ તથા તેનું કાર્શ્ય મુખ્યત્વે પેટ સાથે સંબંધ ધરાવે છે, તેથી તેઓના અધિકાર પછી તેને લગતો આ ઉદરરોગાધિકાર શરૂ કરે છે.

अन्वयः–आध्मानं, गमने अशक्तिः, दौर्बल्यं दुर्बलाग्निता शोथः अङ्गानां सदनं वात-पुरीषयोः संगः दाहः च तन्द्रा, (एतानि) सर्वेषु जठरेषु हि भवन्ति॥

પેટનું ચડવું કે આફરો, ચાલવામાં અશક્તિ, દૂબળાપણું, સોજો, અંગોમાં ગ્લાનિ, વાયુ તથા વિષ્ઠાનો અટકાવ, બળતરા અને તંદ્રા–ઊંઘ જેવું ઘેન, એટલાં લક્ષણો સઘળા પ્રકારના ઉદરના રોગોમાં અવશ્ય થાય છે. ૩

उदराणां सन्निकृष्टनिदानपूर्विकां सङ्ख्यामाह–

### ઉદરરોગનાં પાસેનાં નિદાનો અને તે રોગોની આઠની સંખ્યા

पृथग्दोषैः समस्तैश्च प्लीहबद्धक्षतोदकैः।
सम्भवन्त्युदराण्यष्टौ तेषां लिङ्गं पृथक् शृणु॥४॥

अन्वयः–पृथक्–दोषैः च समस्तैः, प्लीह–बद्ध क्षत–उदकैः–अष्टौ उदराणि सम्भवन्ति, तेषां पृथक् लिङ्गं शृणु॥

વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી, બરલ વધવાથી, ગુદાનો રોધ થવાથી, આંતરડું ઘવાયાથી અને પેટમાં પાણીનો જમાવ થવાથી, એ રીતે આઠ પ્રકારના ઉદરરોગો થાય છે. (એ આઠ ઉદરરોગોનાં અનુક્રમે વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, ક્ષતોદર અને દકોદર કે જલોદર એ આઠ નામો છે.) એનાં જુદાં જુદાં લક્ષણો સાંભળો: ૪

तत्र वातोदरस्य लक्षणमाह–

### વાતોદરનું લક્ષણ

तत्र वातोदरे शोथः पाणिपान्नाभिकुक्षिषु।
कुक्षिपार्श्वोदरकटीपृष्ठरुक्पर्वभेदनम्॥५॥
शुष्ककासोऽङ्गमर्दश्च गुरुता मलसङ्ग्रहः।
श्यावारुणत्वगादित्वमकस्माद् ह्रासवृद्धिमत्॥६॥
सतोदभेदमुदरं तनुकृष्णशिराततम्।
आध्मातदृतिवच्छब्दमाहतं प्रकरोति च।
वायुश्चात्र सरुक्शब्दो विचरेत् सर्वतोगतिः॥७॥

अन्वयः–तत्र वातोदरे पाणि–पाद–नाभि–कुक्षिषु शोथः, कुक्षि–पार्श्व–उदर–कटी–पृष्ठरुक्, पर्वभेदनं, शुष्ककासः, अङ्गमर्दः, च गुरुता, मलसंग्रहः, श्याव–अरुणत्वगादित्वम्, अकस्मात् ह्रास–वृद्धिमत्, सतोद–भेदम् उदरं तनु–कृष्ण–शिराततं च आहतं (सत्) आध्मात–दृतिवत् शब्दं प्रकरोति अत्र च सर्वतोगतिः वायुः सरुक् शब्दः (सन्) विचरेत्॥

વાતોદર થયેલ હોય તો હાથ, પગ,

નાભિ તથા પેટમાં સોજો થાય, પેટના ડાબા જમણા ભાગોમાં, પડખાંઓમાં, પેટમાં, કેડમાં તથા પીઠમા પીડા થાય, સાંધાઓ તૂટે, સૂકી ઉધરસ આવે, અંગો ભાંગે, અંગોમાં ભારેપણું થાય, મળોની જમાવટ થાય, ચામડી વગેરેમાં કાળાશ તથા રતાશ થાય, અકસ્માત દરદનો વધારો-ઘટાડો થયા કરે, પેટમાં સોય ભોંકયા જેવી અને ભેદાયા જેવી પીડા થાય, પેટ ઝીણી ઝીણી કાળી નસોથી વ્યાપ્ત થાય, પેટને હાથ વડે ઠોકવાથી પવનથી ભરાયેલી ધમણ જેવો અવાજ નીકળે અને સઘળા કોઠામાં ફરતો વાયુ પીડા સાથે અવાજ કરતો વિચર્યા કરે છે. ૫-૭

टीका-'पाणिपात्' इत्यत्र व्यञ्जनान्तः 'पात्' शब्द आर्षत्वात्। 'कुक्षिपार्श्वोदरे 'त्यत्र ' कुक्षि 'शब्द उदरस्य वामदक्षिणभागद्वयवाची। सर्वतोगतिः=सकलकोष्ठे सचरन्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

पैत्तिकोदरमाह-

## પિત્તોદરનું લક્ષણ

पित्तोदरे ज्वरो मूर्च्छा दाहस्तृट्कटुकास्यता ।
भ्रमोऽतिसारः पीतत्वं त्वगादावुदरं हरित् ॥८॥
पीतताम्रशिरानद्धं सस्वेदं सोष्म दह्यते ।
धूमायते मृदुस्पर्शं क्षिप्रपाकं प्रदूयते ॥९॥

अन्वयः-पित्तोदरे ज्वरः मूर्च्छा दाहः तृट् कटुक-आस्यता भ्रम. अतिसारः त्वगादौ पीतत्वम् उदर हरित् पीत-ताम्र-शिरानद्ध सस्वेदं सोष्म दह्यते, धूमायते, मृदु-स्पर्श क्षिप्रपाक प्रदूयते॥

પિત્તોદર થયેલ હોય તો તાવ, મૂર્છા, બળતરા, તરશ, મોઢામાં તીખાશ, ભ્રમ, અતીસાર અને ચામડી વગેરેમા પીળાશ થાય છે; પેટ શાક જેવા હરિયાળા રંગનું, પીળી તથા રાતી નસોથી બંધાયેલા જેવું, પરસેવાવાળું, અંદર ઉનાશવાળું, બહાર દાહવાળું, જાણે પોતામાંથી ધુમાડા કાઢતું હોય એવું, કૂણા કૂણા સ્પર્શવાળું, તરત પાકી જનારું અને પીડાવાળું થાય છે. (તરત પાકી જવાને લીધે તેમાંથી પાછું જળોદર પણ થાય છે.) ૮,૯

टीका-हरित्=शाकवर्णात्मकम् सोष्म=अन्तस्तापयुक्तम्, दह्यते=बहिर्दाहयुक्तम् भवति, धूमायते=धूममिवोद्वमति, क्षिप्रपाकं=क्षिप्रपाकाजलोदर जायते; प्रदूयते=व्यथते॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

कफोदरलक्षणमाह-

## કફોદરનું લક્ષણ

श्लेष्मोदरेऽङ्गसदनं श्वयथुर्गौरवं तथा।
तन्द्रोत्क्लेशोऽरुचिः स्वापः कासः शौक्ल्यं त्वगादिषु ॥१०॥
उदरं स्तिमितं स्निग्धं शुक्लराजीततं महत्।
चिराभिवृद्धि कठिनं शीतस्पर्शं गुरु स्थिरम् ॥११

अन्वयः-श्लेष्मोदरे अङ्गसदन श्वयथुः गौरव तथा तन्द्रा उत्क्लेशः अरुचिः स्वापः कासः त्वगादिषु शौक्ल्यम् उदर स्तिमित स्निग्ध शुक्लराजीतत महत चिर-अभिवृद्धि कठिनं शीतस्पर्श गुरु स्थिर (भवति)॥

કફોદર થયેલ હોય તો અંગોમાં ગ્લાનિ, સોજો, અંગોનું ભારેપણું, નિદ્રાની વૃદ્ધિ, મોળ, અરુચિ, અંગો પર સ્પર્શની ખબર ન પડવી, ઉધરસ, ચામડી વગેરેમાં સફેદપણું અને પેટ સજડ, સ્નિગ્ધ, ધોળી નસોથી વ્યાપ્ત, મોટું, લાંબે કાળે વધનારું, કઠણ, ટાઢા સ્પર્શવાળું, ભારે અને ગડગડાટ વગરનું થાય છે. ૧૦,૧૧

टीका-स्वापः=स्पर्शज्ञता, गौरवम्=अज्ञानाम्, तन्द्रा=निद्राबाहुल्यम्, उत्क्लेशः=हृल्लासः, शुक्लराजीततं=शुक्लशिराव्याप्तम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

सन्निपातोदरलक्षणमाह-

## સન્નિપાતોદરનું લક્ષણ

स्त्रियोऽन्नपानं नखलोममूत्र,-विडार्तवैर्युक्तमसाधुवृत्ताः। यस्मै प्रयच्छन्त्यरयो गरांश्च, दुष्टाम्बुदूषीविषसेवनाच्च ॥१२॥
तस्याशु रक्तं कुपिताश्च दोषाः कुर्युः सुघोरं जठरं त्रिलिङ्गम्। तच्छीतवाते भृशदुर्दिने च, विशेषतः कुप्यति दह्यते च ॥१३॥
स चातुरो मूर्च्छति हि प्रसक्तं, पाण्डुः कृशः शुष्यति तृष्णया च। दूष्योदरं कीर्तितमेतदेव प्लीहोदरं कीर्तयतो निबोध ॥१४॥

अन्वयः-असाधुवृत्ताः स्त्रियः यस्मै (वशीकरणादिवाञ्छया) नख-लोम-मूत्र-विड्-आर्तवैः युक्तम् अन्नपानं प्रयच्छन्ति, अरयः च गरान् (प्रयच्छन्ति), दुष्ट-अम्बु-दूषीविष-सेवनात् च तस्य रक्तं च कुपिताः दोषाः आशु त्रिलिङ्गं सुघोरं जठरं कुर्युः, तत् शीतवाते

मृगादुर्दिने च विशेषतः कुप्यति, च दह्यते, सः च आतुरः मूर्च्छति, प्रसक्तं हि पाण्डुः कृशः (सन्) तृष्णया च शुष्यति, एतद् एव दूष्योदरं कीर्तितम्, प्लीहोदरं कीर्तयतः निबोध ॥

ખરાબ વર્તનવાળી સ્ત્રીઓ વશીકરણ આદિની ઈચ્છાથી જે પુરુષને નખ, રૂંવાડાં, મૂત્ર, બિલાડાં વગેરેની વિષ્ઠા કે રજસ્વલાપણાના રુધિરથી યુક્ત કરેલું અન્ન ખવડાવે; પાસેનાં બીજાં પણ કોઈ અવિવેકી માણસો જેને એવું અન્ન ખવડાવે; શત્રુઓ જેને સંયોગથી થયેલાં ઝેરો ખવડાવે; ઝેરી માછલાં, ઝેરી ખડ કે ઝેરી પાંદડાં વગેરેવાળું પાણી જેના પીવામાં આવે અને દૂષી-વિષ એટલે અગ્નિ વગેરેથી ઓછા પ્રભાવવાળું થયેલું અથવા વિષને નાશ કરનારી ઔષધિઓથી નાશ કરવાને લીધે, જીર્ણ થવાને લીધે; દાવાનળથી, વાયુથી કે તડકાથી સુકાઈ જવાને લીધે અથવા સ્વાભાવિક રીતે જે ઝેર પોતાના ગુણોથી રહિત થયું હોય, તે દૂષી-વિષ કહેવાય છે; એ જેના ખાવા-પીવામાં આવે તેનું કોપેલું રુધિર અને કોપેલા દોષો તરત ત્રણે દોષોનાં ચિહ્નોવાળો અતિ ભયંકર ઉદરરોગ ઉત્પન્ન કરે છે. એ ઉદરરોગ ઠંડા પવનના સમયે અને જે સમયે વાદળાંઓનો ઘટાટોપ બહુ જ થયો હોય તે સમયે વિશેષે કરી પ્રકુપિત થાય છે તથા બળતરાથી યુક્ત થાય છે; એ રોગી મૂર્છિત પણ થાય છે; કારણ કે એવા સમયોમાં દૂષી-વિષનો પ્રકોપ થાય છે તથા વિષના યોગથી મૂર્છા થવી પણ સંભવિત છે; વળી આ રોગવાળો માણસ નિરંતર પાંડુ રહે છે, શરીરમાં કૃશ રહે છે અને તરશથી સુકાયા કરે છે. આવા પ્રકારનો ઉદરરોગ 'સન્નિપાતોદર' કહેવાય છે અને બીજા ગ્રંથમાં તેને 'દૂષ્યોદર' નામે પણ કહેલ છે; કારણ કે પરસ્પરથી દૂષિત થયેલા દોષો પણ દૂષ્ય કહેવાય છે; જેથી તેઓએ કરેલા ઉદરરોગને 'દૂષ્યોદર' નામ આપવું પણ સંભવિત છે. હવે પ્લીહોદરનું લક્ષણ કહું છું, તે સાંભળો: ૧૨-૧૪

टीका-'स्त्रियः' इत्यविवेकिसन्निहितजनोपलक्षणम्। ताश्च-स्वसौभाग्यमिच्छन्त्यः, विट्-मार्जारादीनाम्, आर्तवं=रजः, अरयो वा गरान्=संयोगजानि विषाणि, दुष्टमम्बु=सविषमत्स्यतृणपर्णादियुक्तम्, दूषीविषं=विषमेवाऽन्याद्युपघातेन स्वल्पप्रभावम्॥ यत उक्तम्-'जीर्णं विषघ्नौषधिभिर्हतं वा, दावाग्निवातातपशोषितं च। स्वभावतो वा गुणविप्रयुक्तं, विषं हि दूषीविषतामुपैति॥ गुणविप्रयुक्तं=गुणवियुक्तम्, तद्=उदरं, शीतादिषु कुप्यति। तत्र दूषीविषस्य प्रकोपात्, मूर्च्छति विषयोगात्, प्रसक्तं=निरन्तरम्, एतदेव=सन्निपातोदरम्, तन्त्रान्तरे दूष्योदरं कीर्तितम्, अथवा परस्परं दूषयन्तीति दोषा एव दूष्यास्तैः कृतमुदरं दूष्योदरम्॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે.)

प्लीहोदरलक्षणमाह-

## પ્લીહોદરનું લક્ષણ

**वर्धते प्लीहवृद्ध्या यद्विद्यात्प्लीहोदरं हि तत्।**
**तद्वामे वर्धते पार्श्वे निमित्तं तत्र तस्य यत्॥१५॥**
**प्रवृद्धे प्लीह्नि लिङ्गानि यान्युक्तानि भिषग्वरैः।**
**प्लीहोदरेऽपि दृश्यन्ते तानि सर्वाणि देहिनाम्॥**
**प्लीहोदरस्यैव भेदो यकृद्दाल्युदरं तथा॥१६॥**
**सव्यान्यपार्श्वे यकृति प्रवृद्धे, ज्ञेयं यकृद्दाल्युदरं तदेव॥१७॥**

अन्वयः-प्लीहवृद्ध्या यद् वर्धते, तत् हि प्लीहोदरं विद्यात्, तद् वामे पार्श्वे वर्धते, तत्र निमित्तं यत् तस्य (तद् एव भवति), प्लीह्नि प्रवृद्धे यानि लिङ्गानि भिषग्वरैः उक्तानि, तानि सर्वाणि देहिनां प्लीहोदरे अपि दृश्यन्ते, तथा यकृद्दाल्युदरं प्लीहोदरस्य एव भेदः (मतः), सव्य-अन्य पार्श्वे यकृति प्रवृद्धे (सति) तद् एव यकृद्दाल्युदरं ज्ञेयम्॥

બરલના વધવાથી પેટનું જે વધવું થાય તેને જ 'પ્લીહોદર' જાણવું; બરોળ ડાબા પડખામાં હોઈને વધે છે; તેથી પેટ પણ ડાબા પડખામાં વધે છે; અને તેમાં કારણ પણ બરોળ વધવાનું જે હોય છે, તે જ હોય છે; ઉત્તમ વૈદ્યોએ બરોળ વધી હોય ત્યારે જે લક્ષણો કહેલાં છે, તે જ સઘળાં લક્ષણો પ્રાણીઓને 'પ્લીહોદર' નામના રોગમાં પણ દેખાય છે; તેમ જ 'યકૃદ્દાલ્યુદર, નામનો ઉદરરોગનો જે એક ભેદ છે, તે પણ પ્લીહોદરનો જ ભેદ છે; છતાં પ્લીહોદર અને યકૃદ્દાલ્યુદરમાં તફાવત આ છે કે જમણા

-પડખાની ગાંઠ-'યકૃત' વધવાથી જમણા પડખામાં પેટનું જે વધવું થાય તેને 'યકૃદ્દાલ્યુદર' જાણવું. (એ રોગમાં દોષને લીધે યકૃત ભેદાઈ જાય છે, તેથી તે રોગનું નામ 'યકૃદ્દાલ્યુદર' છે.) ૧૫,૧૬

टीका-तस्य पुनरपि विशेषत्वमित्याह-सव्येति। यकृद् दालयति=शीर्णं भिनत्तीति यकृद्दाल्युदरम्, तदेव=उदरमेव॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

बद्धगुदोदरलक्षणमाह-

### બદ્ધગુદોદરનું લક્ષણ

**यस्यान्त्रमन्नैरुपलेपिभिर्वा वालाश्मभिर्वा पिहितं यथावत्। सञ्चीयते यस्य मलो नरस्य, शनैः शनैः संकरवच्च नाड्याम्॥१७॥**

**निरुद्ध्यते यस्य गुदे पुरीषं, निरेति कृच्छ्रादपि चाल्पमल्पम्। हृन्नाभिमध्ये परिवृद्धिमेति, तस्योदरं बद्धगुदं वदन्ति॥१८॥**

अन्वय.-अन्नैः वा उपलेपिभिः वा वालाश्मभिः यस्य अन्त्रं यथावत् पिहितं, यस्य च नरस्य नाड्यां संकरवत् शनैः शनैः मलः सञ्चीयते, यस्य गुदे पुरीषं निरुद्ध्यते, अपि च कृच्छ्रात् अल्पम् अल्पं निरेति, तस्य उदरं हृन्नाभिमध्ये परिवृद्धिम् एति, (तद् वैद्याः) बद्धगुदं वदन्ति॥

અન્નોથી અથવા શાક તથા કમલકંદ આદિ ચોંટી રહેનારા પદાર્થોથી કે રેતી કે કાંકરીથી જેનું આંતરડું અત્યંત ઢંકાઈ જાય; જેના આંતરડાની નાડીમાં સાવરણીથી ફેંકેલાં ખડ તથા ધૂળ આદિ કચરાની પેઠે ધીરે ધીરે મળ જમા થઈ જાય, જેની ગુદામાં વિષ્ઠા રોકાઈ જાય અને માંડ માંડ થોડી થોડી જ વિષ્ઠા બહાર નીકળે, તેનું પેટ હૃદય તથા નાભિના મધ્યમાં વધતું જાય, એ રોગને વૈદ્યો 'બદ્ધ-ગુદોદર' કહે છે. ૧૭,૧૮

टीका-उपलेपिभिः=शाकशालूकादिभिः, वालाश्मभिः=वालुकाभिः, शर्कराभिर्वा; यथावत्=यस्य यत् सम्भवति मलः=पुरीषं, संकरवत्=समार्जनीक्षिप्ततृणधूल्यादिवत्, नाड्याम्=अन्त्रनाड्यां, हृन्नाभिमध्ये=हृन्नाभ्योर्मध्ये॥

क्षतोदरलक्षणमाह-

### ક્ષતોદરનું લક્ષણ

**शल्यं तथान्नोपहितं यदन्त्रं भुक्तं भिनत्त्यागतमन्यथा वा। तस्मात्स्रुतोऽन्त्रात्सलिलप्रकाशः स्रावः स्रवेद्वै गुदतस्तु भूयः॥१९॥**

**नाभेरधश्चोदरमेति वृद्धिं, निस्तुद्यते दाल्यति चातिमात्रम्। एतत्परिस्राव्युदरं प्रदिष्टं, क्षतोदरं कीर्तयतो निबोध॥२०॥**

अन्वयः-अन्न-उपहितं भुक्तं शल्यं, वा अन्यथा आगतं (कण्टकादि) अन्त्रं यद् भिनत्ति, तस्मात् अन्त्रात् स्रुतः सलिलप्रकाशः स्रावः भूयः तु गुदतः वै स्रवेत्,-नाभेः च अधः उदरं वृद्धिम् एति, निस्तुद्यते, अतिमात्र न दाल्यति, एतत् क्षतोदर परिस्रावि-उदर प्रदिष्टं, (तत्) कीर्तयतः (मे) निबोध॥

અન્ન સાથે ખાવામાં આવી ગયેલા અથવા બીજી કોઈ રીતે પેટમાં આવેલા કાંટા કે કાંકરી વગેરે, આંતરડાને જે ચીરી નાખે, જેથી તે આંતરડામાંથી નીકળેલો પાણી જેવો સ્રાવ લગભગ ગુદામાંથી સ્રવે અને નાભિથી નીચેના ભાગમાં પેટ વધે, સોયોથી ભોંકાયા જેવી પીડા થાય અને ખૂબ જ ચિરાઈ જતું હોય એવું લાગે, એ 'ક્ષતોદર' કહેવાય છે. આ ક્ષતોદરને જ બીજા ગ્રંથમાં 'પરિસ્રાવ્યુદર' નામે કહેલ છે; આ હું કહી રહ્યો છું, તે તમે સમજી લો. ૧૯,૨૦

टीका-शल्य=कण्टकशर्करादि, अन्नोपहितं=भुक्तं यत् अन्त्रं भिनत्ति तथा। अन्यथा आगतं=भोजनं विना आगतं, कण्टकादियुक्तमपि यदन्त्रं भिनत्ति तत् उपलक्षणम्। जृम्भणमत्यशनं वा यदन्त्रं भिनत्ति। यत उक्तं चरके-'शर्करातृणकाष्ठास्थिकण्टकैरन्नसंयुतैः। भिद्येतान्त्रं यदा भुक्तैर्जृम्भयाऽत्यशनेन चेत्॥' तस्माद्=भिन्नादन्त्रात्। गुदतस्तु भूयः=अन्त्रारमक्षुत्य पुनर्गुदतः स्रवेदित्यर्थः, दाल्यति=विदार्यत एव, पदसिद्धिरार्षत्वात्। एतत्=क्षतोदरं, तन्त्रान्तरे परिस्राव्युदरं प्रदिष्टम्=कथितम्॥ અહીં કાંટા વગેરે આંતરડાને ચીરે છે, એમ કહ્યું છે, તે વધુ આમ પણ સૂચવે છે કે, બગાસું ખાવાથી અથવા ઝાઝું ભોજન કરવાથી આંતરડું ચિરાઈ જતાં તે આંતરડામાંથી પાણી જેવો સ્રાવ નીકળે અને તે સ્રાવ લગભગ ગુદામાંથી નીકળે, એ પણ 'ક્ષતોદર' જ કહેવાય છે; કેમ કે 'કાંકરી, ખડ, કાષ્ઠ, હાડકું કે કાંટો અન્નની સાથે પેટમાં આવવાથી અથવા બગાસું આવવાથી કે બહુ ઝાઝું ખાવાથી આંતરડું ચિરાઈ જતાં તે આંતરડામાંથી નીકળેલો સ્રાવ લગભગ ગુદામાંથી સ્રવે, એ ક્ષતોદર કહેવાય' એમ ચરકમાં કહ્યું છે.

दकोदरलक्षणमाह-

દકોદર કે જલોદરનું લક્ષણ

यः स्नेहपीतोऽप्यनुवासितो वा, वान्तो विरिक्तोऽप्यथवा निरूढः। पिबेज्जलं शीतलमाशु तस्य स्रोतांसि दूष्यन्ति हि तद्वहानि ।२१॥
स्नेहोपलिप्तेष्वथवाऽपि तेषु, दकोदरं पूर्ववदभ्युपैति । स्निग्धं महत्तत्परिवृत्तनाभि, समन्ततः पूर्णमिवाम्बुना च । यथा दृतिः क्षुभ्यति कम्पते च, शब्दायते चाऽप्युदकोदरं तत् ॥ २२॥

अन्वयः-यः स्नेहपीतः, अपि वा अनुवासितः, वान्तः अथवा विरिक्तः वा निरूढः (सन्) आशु शीतलं जलं पिबेत्, तस्य हि, तद्वहानि स्रोतांसि दूष्यन्ति अथवा तेषु स्नेह-उपलिप्तेषु अपि पूर्ववत् दक-उदरम् अभ्युपैति, तत् उदकोदरं स्निग्धं महत् परिवृत्तनाभि, समन्ततः अम्बुना च पूर्णम् इव (भवति), दृतिः यथा क्षुभ्यति, च कम्पते, वा तत् शब्दायते अपि ॥

સ્નેહપાન કરીને કે અનુવાસન-બસ્તિ લઈને અથવા વમન કરીને, વિરેચન લઈને અથવા નિરૂહબસ્તિ લઈને જે માણસ તરત ટાઢું પાણી પીએ, તેના જળને વહેતા સ્રોતો બગડી જાય છે અને તે સ્રોતોનો બગાડ થતાં તેમાંનું જળ, રાંધેલા અન્નમાં નાખેલા આળા ઘીની પેઠે બહાર નીકળી પેટમાં આવે છે તથા પેટમાં આવીને ગુદામાંથી બહાર નીકળવા લાગે છે, એ 'દકોદર' કહેવાય છે; જેથી પેટ સ્નિગ્ધ, મોટું તથા ગંભીર નાભિવાળું થાય છે; જાણે ચારે બાજુ પાણીથી પૂર્ણ હોય તેમ જળના આમ તેમ પ્રસરણવાળું થાય છે, અંદરના જળના ચલનને લીધે પાણીથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામ્યા કરે છે, બહાર હાલ્યા કરે છે અને હાલી હાલી અવાજ કરે છે ૨૧,૨૨

टीका-स्नेहपीत =' पीत ' इत्यत्राप्यवसितादित्वात् कर्तरि क्तः। अथ स्नेह पीत इति तत्पुरुषः, तेन स्नेह पीतवानित्यर्थः। अनुवासितो वा=गृहीतानुवासनबस्ति । वान्त - अत्रापि पूर्ववत् कर्तरि क्तः। तेन वान्तवानित्यर्थः। एव विरिक्त =विरिक्तवान् तथा निरूढ =गृहीतनिरूहबस्ति, स चेदाशु शीतलं जलं पिबेत्, तस्य तद्वहानि=जलवहानि, स्रोतांसि दूष्यन्ति । जलवहेषु स्रोतःसु दुष्टेषु सत्सु । जलं अन्नरसोपस्नेहन्यायेन बहिर्निःसृत्योदरमायाति । ततोऽपि जले बहिर्निःसृते दकोदरमायाति, तत्=उदरम्, परिवृत्तनाभि=गंभीरनाभि, समन्ततो जलमयपाति सर्वतः। यथा दृतिः=चर्ममय जलाहरणपात्र क्षुभ्यति=अन्तर्जलदोलनेन सचलति। कम्पते बहि शब्दायत=कम्पमान सत् शब्द करोति ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

साध्यासाध्यमाह-

કષ્ટસાધ્ય તથા અસાધ્ય ઉદરરોગ

जन्मनैवोदरं सर्वं प्रायः कृच्छ्रतमं मतम् ।
बलिनस्तदजाताम्बु यत्नसाध्यं नवोत्थितम् ॥२३॥

अन्वयः-सर्वम् उदरं जन्मना एव प्रायः कृच्छ्रतमम् मतम्, बलिनः तद्, अजात-अम्बु नव-उत्थितं यत्नसाध्यं (भवेत्) ॥

ઉપર કહેલા સઘળા પ્રકારના ઉદરરોગો ઉત્પન્ન થતાં જ લગભગ અતિ કષ્ટસાધ્ય મનાયા છે, છતાં રોગી બળવાન હોય, પેટમાં પાણી ઉત્પન્ન થયું ન હોય અને તે રોગ નવો તરતનો ઉત્પન્ન થયો હોય તો યત્ન કરવાથી મટે છે.

टीका-बलिनः अजाताम्बु नवोत्थितं च यत्नसाध्यमित्यन्वयः ॥ (અર્થ ઉપર અપાયો છે.)

અસાધ્ય બદ્ધગુદ જલોદર તથા ક્ષતોદર

पक्षाद्बद्धगुदं तूर्ध्वं सर्वं जातोदकं तथा ।
प्रायो भवत्यभावाय छिद्रान्त्रं चोदरं नृणाम् ॥२४॥

अन्वयः-पक्षात् ऊर्ध्वं तु बद्धगुदं, तथा सर्वं जात-उदकं च छिद्र-अन्त्रम् उदरम् प्रायः नृणाम् अभावाय भवति ॥

એક પખવાડિયાથી ઉપરનો બદ્ધગુદ ઉદરરોગ; તેમ જ સઘળા ઉદરરોગોમાં જો પાણી ઉત્પન્ન થયું હોય તો; અને જેમાં ખડ વગેરેથી આંતરડામાં છિદ્ર પડી ગયું હોય તે ઉદરરોગ પણ ઘણું કરી માણસના મરણ માટે જ થાય છે. ૨૪

टीका-शरादिना छिद्रमन्त्रं यस्य तदुदरम् अभावाय भवति ॥

जातोदकस्योदरस्य लक्षणमाह चरकः-

જલોદરનું લક્ષણ તથા અસાધ્યપણું

पयः पूर्णा दृतिरिव क्षोभं शब्दकरं मृदु ।
अव्यक्तशिरं शूनं नीरालेपमुदरं महत् ॥ २५ ॥
आलस्यमास्यवैरस्यं मूत्रं बहु शकृद् द्रवम् ।
जातोदकस्य लिङ्गं स्यान्मन्दाग्निः पाण्डुताऽपि च २६
शूनाक्ष कुटिलोपस्थमुपक्लिन्नतनुत्वचम् ।
बलशोणितमांसाग्निपरिक्षीणं च वर्जयेत् ॥ २७ ॥

अन्वय-क्षोभे पय पूर्णा दृति. इव शब्दकर मृदु अव्यक्तशिर शूनं महत् उदर नीरार्तम् (ज्ञेयम्, अपि च) आलस्यम् आस्यवैरस्य मूत्र बहु शकृत् द्रत, मन्दाग्नि अपि च पाण्डुता (इत्येतत्) जातोदकस्य लिङ्ग स्यात्। शूनाक्ष, कुटिल-उपस्थम्, उपक्लिन्नतनुत्वच, बल-शोणित-मास-अग्नि-परिक्षीण च वर्जयेत्॥

જે પેટ ક્ષોભ પામતા પાણીથી ભરેલી પખાલની પેઠે અવાજ કરતું હોય; કૂણું થઈ ગયુ હોય; બહુ મોટું થવાને લીધે અસ્ફુટ શિરાવાળું, સૂજી ગયેલુ અને મોટું થયુ હોય; તો જાણવુ કે તે પાણી ભરાવાથી પીડાઈ રહ્યું છે. વળી આલસ્ય, મોઢાનુ વિરસપણું, મનનુ અધિકપણું, ખૂબ જ પ્રવાહી વિષ્ઠા, અગ્નિનું મંદપણું અને શરીરની ફીકાશ, એટલાં ચિહ્નો, જેમાં પાણી ઉત્પન્ન થઈ ચૂક્યાં હોય તેવા ઉદરનાં હોય છે. જે ઉદરરોગવાળાની આંખો સૂજી ગઈ હોય, લિંગ વાકું વળી ગયુ હોય, ચામડી પાતળી તથા ભીનાશવાળી થઈ ગઈ હોય અને બળ, રુધિર, માસ તથા અગ્નિ ઓછાં થઈ ગયાં હોય, તેનો ત્યાગ કરવો-વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ. ૨૫-૨૭

टीका-कुटिलोपस्थम्=वक्रमेहनम्, उपक्लिन्नतनुत्वचम्= उपरि आर्द्रा तन्वी त्वग यस्य तं, उदरिणम्॥

(અર્થ ઉપર અપાયો છે)

### અસાધ્ય ઉદરરોગ

पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडितम्।
विरिक्तं चाप्युदरिणं पूर्यमाणं विवर्जयेत्॥ २८॥

अन्वयः-पार्श्वभङ्ग-अन्न-विद्वेष-शोफ-अतीसार-पीडित विरिक्तं च पूर्यमाणम् अपि उदरिण विवर्जयेत्॥

જે ઉદરરોગવાળાના પડખા ભાગી ગયાં હોય, જેને અન્ન ઉપર દ્વેષ થયો હોય, સોજા ની તથા અતિસારની પીડા થઈ હોય અને વિરેચન આપ્યા છતાં પેટ પાછું ભરાયા કરતું હોય તેનો વૈદ્યે ત્યાગ કરવો-તેની ચિકિત્સા કરવી નહિ ૨૮

टीका-विरिक्तमपि पूर्यमाण=पूर्यमाणोदरं उदरिणं, विवर्जयेत्॥

### ઉદરરોગની ચિકિત્સા

एरण्डतैलं दशमूलमिश्रं, गोमूत्रयुक्तं त्रिफलारसं वा। निहन्ति वातोदरशोथशूलं, क्वाथः समूत्रो दशमूलजश्च॥ २९॥

अन्वय-एरण्डतैल दशमूलमिश्र (च) गोमूत्रयुक्त, वा त्रिफलारस. च दशमूलज. क्वाथः समूत्र- वातोदरशोथ-शूल निहन्ति॥

એરંડિયુ તેલ અને દશમૂળનુ ચૂર્ણ ગોમૂત્રથી મિશ્ર કરી પિવાય તો તેથી વાયુ- સંબંધી ઉદરરોગ, સોજો તથા શૂળ મટી જાય છે. અથવા હરડે, બહેડા તથા આમળાનો રસ પીધો હોય તો તેથી પણ વાયુસંબંધી ઉદર- રોગ, સોજો તથા શૂળ મટી જાય છે; તેમ જ દશમૂળનો ક્વાથ ગોમૂત્ર નાખી પીધો હોય તો તેથી પણ વાયુસંબંધી ઉદરરોગ, સોજો તથા શૂળ મટી જાય છે. ૨૯

### કુષ્ઠાદિચૂર્ણ

कुष्ठं दन्ती यवक्षारो व्योष त्रिलवणं वचा।
अजाजी दीप्यकं हिङ्गु स्वर्जिका चव्यचित्रकम्॥
शुण्ठी चोष्णाम्भसा पीता वातोदररुजापहा॥३०॥

अन्वय-कुष्ठ दन्ती यवक्षार व्योप त्रिलवण वचा अजाजी दीप्यक हिङ्गु स्वर्जिका चव्य-चित्रक च शुण्ठी, उष्ण-अम्भसा पीता वातोदर-रुजा-अपहा (भवति)॥

કઠ, નેપાળો, જવખાર, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), સૈંધવ, સાંભરલૂણ, સંચળ, વજ, જીરું, અજમો, હિંગ, સાજીખાર ચવક અને ચિત્રકનુ ચૂર્ણ ઊના પાણી સાથે પિવાય તો તે વાયુસબધી ઉદરરોગ મટાડે છે. (આ ઉપાય કુષ્ઠાદિચૂર્ણ× નામે ઓળખાય છે.)

### લશુન-તૈલ

लशुनस्य तुलामेकां जलद्रोणे विपाचयेत्।
त्रिकटु त्रिफला दन्ती हिङ्गुसैन्धवचित्रकम्॥३१॥
देवदारु वचा कुष्ठ मधु शिग्रु पुनर्नवा।
सौवर्चलं विडङ्गानि दीप्यको गजपिप्पली॥३२॥
एतेषां पलिकान् भागान् त्रिवृत षट् पलानि च।
पिष्ट्वा कषायेणानेन तैलं मृद्वग्निना पचेत्।३३॥
तत्पिबेत् प्रातरुत्थाय यथाग्निबलमात्रया।
निहन्ति सकलान् रोगानुदराणि विशेषत.॥३४॥
मूत्रकृच्छ्रमुदावर्तमन्त्रवृद्धिं गुदकृमीन्।
पार्श्वकुक्षिभवं शूलमामशूलमरोचकम्॥ ३५॥

× कुष्ठम् आदि यस्य तानि, कुष्ठादीनि, तेषां चूर्णम्- જેમાં કઠ પ્રથમ હોય છે, એવા ઔષધિયાનુ ચૂર્ણ કુષ્ઠાદિચૂર્ણ કહેવાય છે.

यकृद्ष्ठीलिकानाहान् प्लीहानं चाङ्गवेदनाम् ।
मासमात्रेण नश्यन्ति ह्यशीतिर्वातजा गदाः ॥३६

अन्वयः-रसुनस्य एकां तुलां जलद्रोणे विपाचयेत्, (ततः) त्रिकटु त्रिफला दन्ती हिङ्गु-सैन्धव-चित्रक देवदारु वचा कुष्ठ मधु शिग्रुः पुनर्नवा सौवर्चलं विडङ्गानि दीप्यकः गजपिप्पली, एतेषां पलिकान् भागान् त्रिवृतः षट् पलानि च पिष्ट्वा अनेन कषायेण मृदु-अग्निना तैलं पचेत्, तत् प्रातर् उत्थाय यथाग्नि-बल-मात्रया पिबेत्, सकलान् रोगान्, विशेषतः उदराणि, मूत्रकृच्छ्रम्, उदावर्तम्, अन्त्रवृद्धिं, गुदकृमीन्, पार्श्वकुक्षिभव शूलम्, आमशूलम्, अरोचक, यकृद् अष्ठीलिका-आनाहान्, प्लीहानं च अङ्गवेदनां निहन्ति, अशीतिः वातजा. गदाः मासमात्रेण हि नश्यन्ति ॥

ચારસો તોલા લસણુનો એક હજાર ચોવીશ તોલા પાણીમાં કવાથ કરવો. પછી સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, નેપાળો, હિંગ, સેંધવ, ચિત્રક, દેવદાર, વજ, કઠ, જેઠીમધ, સરગવો, સાટોડી, સંચળ, વાવડિંગ, અજમો તથા ગજપીપર, એ દરેક ચાર ચાર તોલા અને નસોતર ચોવીશ તોલા લઈ વાટી તે કલ્ક પેલા કવાથમાં નાખી તે કવાથમાં કોમળ અગ્નિ વડે તેલ પકાવવું. સવારમાં ઊઠી, અગ્નિ તથા બળને અનુસરી યોગ્ય માત્રાથી આ તેલ પીવું; તે સઘળા રોગો અને ઉદરરોગોને તો ખાસ કરી મટાડે છે; તેમજ મૂત્રકૃચ્છ્ર, ઉદાવર્ત, અંત્રવૃદ્ધિ, ગુદાના કૃમિ, પડખાનું શૂળ, આમશૂળ, અરુચિ, યકૃતનું દરદ, અષ્ઠીલિકા, આફરો, બરલનું દરદ અને અંગમાં થતી વેદનાનો આ તેલ નાશ કરે છે. વાયુસંબંધી એંશી રોગો, એક મહિના સુધી આ તેલનુ સેવન કરવાથી અવશ્ય મટે છે. (આ તેલ લશુન-તેલ નામે ઓળખાય છે.) ૩૧-૩૬

પિત્તોદર અને કફોદરની ચિકિત્સા

पित्तोदरे तु बलिनं पूर्वमेव विरेचयेत् ।
पयसा च त्रिवृत्कल्कैः रुबूकस्य शृतेन च ॥ ३७ ॥
पिप्पल्यादिगणेनाज्यं पाचितं पाययेद्भिषक् ।
नरं पथ्यभुजं नित्यं कफोदरनिवृत्तये ॥ ३८ ॥

अन्वयः-पित्तोदरे तु बलिनं पूर्वम् एव पयसा त्रिवृत्-कल्कैः च रुबूकस्य शृतेन विरेचयेत् । कफोदर-निवृत्तये भिषक् नित्यं पथ्यभुजं नरं पिप्पल्यादिगणेन पाचितम् आज्यं पाययेत् ॥

પિત્તસંબંધી ઉદરરોગમાં રોગી જો બળવાન હોય તો તેને પ્રથમ જ દૂધ, નસોતરનો કલ્ક અને એરંડાના કવાથથી વિરેચન આપવું. કફસંબંધી ઉદરરોગ મટાડવા વૈદ્યે નિત્ય પથ્ય આહાર કરતા રોગીને પિપ્પલ્યાદિ ગણુના ઔષધોથી પકાવેલું ઘી પાવું. ૩૭,૩૮

સર્વ ઉદરરોગોમાં નાગરાદિ-તૈલ તથા નાગરાદિ ઘૃત

नागरत्रिफलाकल्कैर्दध्यम्बुपरिपेषितैः ।
पाचितं तैलमाज्यं वा पिबेत् सर्वोदरेषु च ॥ ३९ ॥

अन्वयः-नागर-त्रिफला-कल्कैः दधि-अम्बु-परिपेषितैः पाचितं तैलं वा आज्यं सर्व-उदरेषु च पिबेत् ॥

સૂંઠ, હરડે, બહેડા તથા આમળાને દહીંના પાણીમાં વાટી કલ્ક કરી તે કલ્કથી પકાવેલુ તેલ અથવા ઘી સર્વ પ્રકારના ઉદરરોગોમાં પીવું. (આ તેલ 'નાગરાદિ-તૈલ' અને આ ઘી 'નાગરાદિ ઘૃત' નામે ઓળખાય છે.) ૩૯

સર્વ ઉદરરોગની ચિકિત્સા

शालिषष्टिकगोधूमयवनीवारभोजनम् ।
निरूहा रेचनं श्रेष्ठं सर्वेषु जठरेषु च ॥ ४० ॥

अन्वयः-शालि-षष्टिक-गोधूम-यव-नीवार-भोजनं निरूहः च रेचनं, सर्वेषु जठरेषु श्रेष्ठम् ॥

રાતા ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ તથા નાનવીનુ ભોજન, નિરૂહબસ્તિ અને વિરેચન, એ સઘળા પ્રકારના ઉદરરોગો ઉપર શ્રેષ્ઠ ઉપાય છે. ૪૦

ઉદરરોગવાળાએ ત્યજવાનું

आनूपमौदकं मांसं शाकं पिष्टकृतं तिलान् ।
व्यायामाध्वदिवास्वप्नस्नेहपानानि वर्जयेत् ॥ ४१ ॥
तथोष्णलवणोष्णानि विदाहीनि गुरूणि च ।
नाद्यादन्नानि जठरे तोयपानं च वर्जयेत् ॥४२॥

अन्वयः-आनूपम् औदकं मांसं, शाकं, पिष्टकृतं, तिलान्, व्यायाम-अध्व-(दिवास्वप्न-स्नेहपानानि, उदरी) वर्जयेत्, तथा उष्ण-लवण-उष्णानि विदाहीनि च गुरूणि अन्नानि जठरे न अद्यात, च तोयपानं वर्जयेत् ॥

ઉદર-રોગવાળાએ જલપ્રાય દેશના પ્રાણીઓના માંસો, જલજંતુઓનાં માંસો, શાક,

લોટથી બનતા પદાર્થો, તલ, કસરત મુસાફરી, દિવસે સૂવું અને સ્નેહપાનનો ત્યાગ કરવો; તેમજ ઉગ્ર, ખારા, ઊના, બળતરા કરનારા અને ભારે પદાર્થો ઉદરરોગમાં ખાવા નહિ અને પાણી પીવાનો ત્યાગ કરવો. ૪૧,૪૨

### ઉદરરોગમાં શોધનની જરૂર

उदराणां मलाढ्यत्वाद्बहुशः शोधनं हितम्।
क्षीरमेरण्डजं तैलं पिबेन् मूत्रेण वाऽसकृत् ॥४३॥

अन्वयः–उदराणां मल–आढ्यत्वात् बहुशः शोधनं हितम्, क्षीरम् एरण्डजं तैलं वा मूत्रेण असकृत् पिबेत् ॥

ઉદરરોગમાં પેટ મળના જથ્થાથી ખૂબ યુક્ત હોય છે; માટે ઘણી ઘણીવાર વિરેચનથી શોધન કરવું, એ હિતકારી થાય છે. દૂધમાં એરંડિયું તેલ મિશ્ર કરી પીવું અથવા ગાયના મૂત્ર સાથે એરંડિયુ પીવું. ૪૩

### વાતોદરવાળાએ કેવી છાશ પીવી?

वातोदरी पिबेत्तक्रं पिप्पलीलवणान्वितम् ॥४४॥

अन्वयः–वातोदरी पिप्पली-लवण-अन्वितं तक्रं पिबेत् ॥

વાયુથી થયેલા ઉદરરોગવાળાએ પીપર તથા સિંધવનું ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી.

### પિત્તોદરવાળાએ કેવી છાશ પીવી?

शर्करामरिचोपेतं स्वादु पित्तोदरी पिबेत् ॥४५॥

अन्वयः–पित्तोदरी शर्करा–मरिच–उपेतं स्वादु (तक्रं) पिबेत् ॥

પિત્તથી થયેલા ઉદરરોગવાળાએ સાકર તથા મરીનું ચૂર્ણ નાખી મીઠી છાશ પીવી.

### કફોદરવાળાએ કેવી છાશ પીવી?

यवानीहपुषाऽजाजीव्योषयुक्तं कफोदरी ॥ ४६॥

अन्वय –कफोदरी यवानी–हपुषा–अजाजी–व्योष-युक्तं (तक्रं पिबेत्) ॥

કફથી થયેલા ઉદરરોગવાળાએ અજમો, પલાશી, જીરુ, સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી. ૪૬

### ત્રિદોષજન્ય-ઉદરરોગીએ કેવી છાશ પીવી?

सन्निपातोदरी युक्तं त्रिकटुक्षारसैन्धवैः ॥ ४७॥

अन्वयः–संनिपात–उदरी त्रिकटुक्षारसैन्धवैः युक्तं (तक्रं पिबेत्) ॥

ત્રણે દોષોના સન્નિપાતથી થયેલા ઉદરરોગવાળાએ સૂંઠ, મરી, પીપર, જવખાર અને સિંધવનું ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી.

### નારાયણ-ચૂર્ણ

यवानी हपुषा धान्यं त्रिफला चोपकुञ्चिका।
कारवी पिप्पलीमूलमजगन्धा शटी वचा ॥ ४८॥
शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकम्।
द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकम् ॥४९॥
विडङ्गं च समांशानि दन्त्या भागत्रयं भवेत्।
त्रिवृद्विशाला द्विगुणा शातला स्याच्चतुर्गुणा ॥५०॥
एष नारायणो नाम्ना चूर्णो रोगगणापहः।
एनं प्राप्य निवर्तन्ते रोगा विष्णुमिवासुराः ॥५१॥
तक्रेणोदरिभिः पेयो गुल्मिभिर्बदराम्बुना।
आनद्धवाते सुरया वातरोगे प्रसन्नया ॥ ५२॥
दधिमण्डेन विड्भेदे दाडिमाम्बुभिरर्शसि।
परिकर्तिषु वृक्षाम्लैरुष्णाम्बुभिरजीर्णके ॥ ५३॥
भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे।
हृद्रोगे ग्रहणीरोगे कुब्जे मन्देऽनले ज्वरे ।५४॥
दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे।
यथार्हं स्निग्धकोष्ठेन पेयमेतद्विरेचनम् ॥ ५५॥

अन्वयः–यवानी हपुषा धान्यं त्रिफला च उपकुञ्चिका कारवी पिप्पलीमूलम् अजगन्धा शटी वचा शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकं द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकं च विडङ्ग–समांशानि, दन्त्याः भागत्रयं भवेत्, त्रिवृत् विशाला द्विगुणा, शातला चतुर्गुणा स्यात्, एषः नारायणः नाम्ना चूर्णः रोगगण–अपहः (अस्ति), विष्णुं प्राप्य असुराः इव, एनं प्राप्य रोगाः निवर्तन्ते, उदरिभिः तक्रेण, गुल्मिभिः बदर–अम्बुना, आनद्धवाते सुरया, वातरोगे प्रसन्नया, विड्भेदे दधिमण्डेन, अर्शसि दाडिम–अम्बुभिः परिकर्तिषु वृक्षाम्लैः, अजीर्णके उष्णाम्बुभिः (एषः) पेयः, (तथा च) भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे हृद्रोगे ग्रहणीरोगे कुब्जे मन्दे अनले ज्वरे दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे (च) यथार्हं स्निग्धकोष्ठेन एतद् विरेचनं पेयम् ॥

અજમો, પલાશી, ધાણા, સૂંઠ, મરી, પીપર, કાળી જીરી, કલોંજી જીરું, પીપરીમૂળ, બોડી અજમોદ, કચૂરો, વજ, શતાવરી, જીરું, સૂંઠ, મરી, પીપર, દારુડી, ચિત્રક, જવખાર, સાજીખાર, એરંડાનાં મૂળ, કઠ, પાંચ પ્રકારનાં લવણ અને વાવડિંગ સમભાગે લેવાં; ત્રણ ભાગ નેપાળો, નસોતરના બે ભાગ, ઇંદ્રવરણાના બે ભાગ અને થોરના ચાર ભાગ લેવા. પછી એ સર્વનું ચૂર્ણ કરવું.

એટલે તે 'નારાયણ ચૂર્ણ+' નામે કહેવાય છે. આ ચૂર્ણ રોગોના સમૂહનો નાશ કરે છે. જેમ વિષ્ણુની સામે જઈ દૈત્યો ભાગી જાય છે, તેમ આ ચૂર્ણની સામે રોગો ભાગી જાય છે. આ ચૂર્ણ ઉદર-રોગવાળાએ તક્ર-છાશની સાથે, ગુલ્મવાળાએ બોરના પાણીની સાથે, આફરાવાળાએ મદિરાની સાથે, વાયુના રોગવાળાએ મદિરાની આછની સાથે, ઝાડાના દરદવાળાએ દહીંના મંડની સાથે, અરશવાળાએ દાડિમના જળની સાથે, ગુદામાં વાઢ થવાના રોગીએ કોકમના જળની સાથે અને અજીર્ણવાળાએ ઊના પાણીની સાથે પીવું; તેમ જ ભગંદર, પાંડુરોગ, ઉધરસ, શ્વાસ, ગળગ્રહ, હૃદ્રોગ, ગ્રહણીરોગ, કુષ્ઠ, મંદ અગ્નિ, જ્વર, દાદનું ઝેર, ઝાડનાં મૂળિયાંનું ઝેર અને અકૃત્રિમ ઝેરથી સંયુક્ત કરેલા કૃત્રિમ ઝેરની ઉપર પણ પ્રથમ કોઠાને સ્નિગ્ધ કરી યોગ્ય પદાર્થની સાથે આ વિરેચનરૂપ નારાયણ-ચૂર્ણ પીવું. ૪૮-૫૫

टीका-उपकुञ्चिका कारवी च=बृहज्जीरकः-'मगरैला' इति लोके, विशाला=इन्द्रवारुणी, शातला='सेहुण्ड' इति प्रसिद्धः, परिकर्तिः=गुदे परिकर्तनवत् पीडा ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

## નારાચ ઘૃત

स्नुक्क्षीरदन्तीत्रिफलाविडङ्ग-सिंहीत्रिवृच्चित्र-ककर्षकर्षम्। घृतं विपक्वं कुडवप्रमाणं, तोयेन तस्याक्षमथार्धकर्षम् ॥५६॥

पीत्वोष्णमम्भोऽनुपिबेद्विरेके, पेयां रसं वा प्रपिबेद्विधिज्ञः। नाराचमेतज्जठरामयानां, युक्त्योपयुक्तं प्रवदन्ति सन्तः ॥ ५७ ॥

अन्वयः-स्नुक्-क्षीर-दन्ती-त्रिफला-विडङ्ग-सिंही-त्रिवृत्-चित्रक-कर्ष-कर्षं (गृहीत्वा तत्कल्कयुक्तं) कुडव-प्रमाणं घृतं विपक्वं (कृत्वा) तस्य अक्षम् अथ अर्धकर्षं तोयेन पीत्वा उष्णम् अम्भः अनुपिबेत्, विरेके विधिज्ञः पेयां वा रसं प्रपिबेत्, युक्त्या-उपयुक्तम् एतत् जठर-आमयानां नाराचम् (इति) सन्तः प्रवदन्ति ॥

થોરનું દૂધ, નેપાળો, હરડે, બહેડાં, આમળાં, વાવડિંગ, ભોરીંગણી, નસોતર અને ચિત્રક, એ દરેક એક એક તોલો લઈ તેના કલ્કથી સોળ તોલા ઘી પકાવવું, એ 'નારાચ ઘૃત*' તૈયાર થાય છે. વિરેચનને માટે એ ઘી તોલો કે અર્ધો તોલો પાણીની સાથે પીને તેની ઉપર ઊનું પાણી પીવું. વિધિ જાણનાર પુરુષે આ ઘીથી રેચ લાગ્યા પછી તે રેચને વાળવા યોગ્ય પેયા કે યોગ્ય રસ પીવો. (જેમ કોઈ બાણ, નિશાનને વીંધી નાખે છે, તેમ) યુક્તિથી ઉપયોગમાં લીધેલું આ ઘી ઉદર રોગોનો નાશ કરવામાં લોખંડી બાણ જેવું છે, એમ સજ્જન (વૈદ્યો) કહે છે. ૫૬,૫૭

## વજ્ર કલ્ક÷

वज्राण्ड्याः कर्षमात्रायाः कल्कं दध्यादिवेष्टितम्। निगिलेद्वारिणा नित्यमुदरव्याधिशान्तये ॥५८॥

अन्वयः-उदरव्याधिशान्तये कर्षमात्रायाः वज्राण्ड्याः कल्कं दधि-आदि-वेष्टितं (कृत्वा) नित्यं वारिणा निगिलेत् ॥

ઉદરના રોગ મટાડવા જંગલી કડવા સૂરણનો એક તોલો કલ્ક દહીં વગેરેથી લપેટીને નિત્ય પાણી સાથે ગળી જવો. ૫૮

टीका-वज्राण्डीति='वनसूरणे'ति लोके।

---

+ नारायणप्रोक्तं चूर्णं, यद्वा नारायणसदृश-सामर्थ्य रोगासुरनिवर्तकं चूर्णं-नारायणचूर्णम्-નારાયણસ્વરૂપ ધન્વન્તરિએ કહેલું અથવા રોગોરૂપી અસુરોને હઠાવવા શ્રીનારાયણના જેવું પ્રભાવશાળી ચૂર્ણ, નારાયણચૂર્ણ કહેવાય છે.

* नरान् आचामति-चमु अदने-आङ्पूर्वकात् 'अन्येभ्योऽपि॰'-इति डः, प्रज्ञाद्यण्, यद्वा नराणां समूहो नार, नारम् आचामति-पूर्ववत् डः-नाराचः-सर्वलोहमयः शरः, तत्सदृशम् उदररोगविनाशनं घृतं-नाराचघृतम्-લોકોનો જે નાશ કરી નાખે છે, એવા સળંગ લોખંડી બાણની પેઠે દરેક ઉદરરોગનો નાશ કરનાર ઘી, નારાચઘૃત કહેવાય છે.

÷ नामैकदेशग्रहणे सर्वनामग्रहणमिति न्यायात् वज्रस्य-वज्राण्ड्याः (दध्यादिवेष्टितः) कल्कः-वज्रकल्कः-નામના એક ભાગના ગ્રહણમાં આખા નામનું ગ્રહણ કરાય છે. આવી એક પદ્ધતિ હોવાથી અહીં 'વજ્ર' શબ્દથી આખું નામ વજ્રાંડી સમજી લઈ આનો અર્થ સમજવો કે વજ્રાંડી એટલે જંગલી સૂરણ અને તેનો કલ્ક, તે વજ્ર કલ્ક કહેવાય છે.

લોટથી બનતા પદાર્થો, તલ, કસરત મુસાફરી, દિવસે સૂવું અને સ્નેહપાનનો ત્યાગ કરવો; તેમજ ઉગ્ર, ખારા, ઊના, બળતરા કરનારા અને ક્ષારે પદાર્થો ઉદરરોગમાં ખાવા નહિ અને પાણી પીવાનો ત્યાગ કરવો. ૪૧,૪૨

ઉદરરોગમાં શોધનની જરૂર

उदराणां मलाढ्यत्वाद्बहुशः शोधनं हितम्।
क्षीरमेरण्डजं तैलं पिबेन् मूत्रेण वाऽसकृत् ॥४३॥

अन्वयः–उदराणां मल-आढ्यत्वात् बहुशः शोधनं हितम्, क्षीरम् एरण्डजं तैलं वा मूत्रेण असकृत् पिबेत्॥

ઉદરરોગમાં પેટ મળના જથ્થાથી ખૂબ યુક્ત હોય છે; માટે ઘણી ઘણીવાર વિરેચનથી શોધન કરવું, એ હિતકારી થાય છે. દૂધમાં એરંડિયું તેલ મિશ્ર કરી પીવું અથવા ગાયના મૂત્ર સાથે એરંડિયું પીવું. ૪૩

વાતોદરવાળાએ કેવી છાશ પીવી?

वातोदरी पिबेत्तक्रं पिप्पलीलवणान्वितम् ॥४४॥

अन्वयः–वातोदरी पिप्पली-लवण-अन्वितं तक्रं पिबेत्॥

વાયુથી થયેલા ઉદરરોગવાળાએ પીપર તથા સિંધવનું ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી.

પિત્તોદરવાળાએ કેવી છાશ પીવી?

शर्करामरिचोपेतं स्वादु पित्तोदरी पिबेत् ॥४५॥

अन्वयः–पित्तोदरी शर्करा-मरिच-उपेतं स्वादु (तक्रं) पिबेत्॥

પિત્તથી થયેલા ઉદરરોગવાળાએ સાકર તથા મરીનું ચૂર્ણ નાખી મીઠી છાશ પીવી.

કફોદરવાળાએ કેવી છાશ પીવી?

यवानीहपुषाऽजाजीव्योषयुक्तं कफोदरी ॥४६॥

अन्वय–कफोदरी यवानी-हपुषा-अजाजी-व्योष-युक्त (तक्रं पिबेत्)॥

કફથી થયેલા ઉદરરોગવાળાએ અજમો, પલાશી, જીરુ, સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી. ૪૬

ત્રિદોષજન્ય-ઉદરરોગીએ કેવી છાશ પીવી?

सन्निपातोदरी युक्तं त्रिकटुक्षारसैन्धवैः ॥४७॥

अन्वयः–संनिपात-उदरी त्रिकटुक्षारसैन्धवैः युक्तं (तक्रं पिबेत्)॥

ત્રણે દોષોના સન્નિપાતથી થયેલા ઉદર-
એ સૂંઠ, મરી, પીપર, જવખાર
ં ચૂર્ણ નાખી તક્ર-છાશ પીવી.

નારાયણ-ચૂર્ણ

यवानी हपुषा धान्यं त्रिफला चोपकुञ्चिका।
कारवी पिप्पलीमूलमजगन्धा शटी वचा ॥४८॥
शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकम्।
द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकम् ॥४९॥
विडङ्गं च समांशानि दन्त्या भागत्रयं भवेत्।
त्रिवृद्विशाला द्विगुणा शातला स्याच्चतुर्गुणा ॥५०॥
एष नारायणो नाम्ना चूर्णो रोगगणापहः।
एनं प्राप्य निवर्तन्ते रोगा विष्णुमिवासुराः ॥५१॥
तक्रेणोदरिभिः पेयो गुल्मिभिर्बदराम्बुना।
आनद्धवाते सुरया वातरोगे प्रसन्नया ॥५२॥
दधिमण्डेन विड्भेदे दाडिमाम्बुभिरर्शसि।
परिकर्तिषु वृक्षाम्लैरुष्णाम्बुभिरजीर्णके ॥५३॥
भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे।
हृद्रोगे ग्रहणीरोगे कुब्जे मन्देऽनले ज्वरे ॥५४॥
दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे।
यथार्हं स्निग्धकोष्ठेन पेयमेतद्विरेचनम् ॥५५॥

अन्वयः–यवानी हपुषा धान्यं त्रिफला च उपकुञ्चिका कारवी पिप्पलीमूलम् अजगन्धा शटी वचा शताह्वा जीरकं व्योषं स्वर्णक्षीरी च चित्रकं द्वौ क्षारौ पौष्करं मूलं कुष्ठं लवणपञ्चकं च विडङ्ग-समांशानि, दन्त्याः भागत्रयं भवेत्, त्रिवृत् विशाला द्विगुणा, शातला चतुर्गुणा स्यात्, एषः नारायणः नाम्ना चूर्णः रोगगण-अपहः (अस्ति), विष्णुं प्राप्य असुराः इव, एनं प्राप्य रोगाः निवर्तन्ते, उदरिभिः तक्रेण, गुल्मिभिः बदर-अम्बुना, आनद्धवाते सुरया, वातरोगे प्रसन्नया, विड्भेदे दधिमण्डेन, अर्शसि दाडिम-अम्बुभिः परिकर्तिषु वृक्षाम्लैः, अजीर्णके उष्णाम्बुभिः (एषः) पेयः, (तथा च) भगन्दरे पाण्डुरोगे कासे श्वासे गलग्रहे हृद्रोगे ग्रहणी-रोगे कुब्जे मन्दे अनले ज्वरे दंष्ट्राविषे मूलविषे सगरे कृत्रिमे विषे (च) यथार्हं स्निग्धकोष्ठेन एतद् विरेचनं पेयम्॥

અજમો, પલાશી, ધાણા, સૂંઠ, મરી, પીપર, કાળી જીરી, કલોંજી જીરું, પીપરીમૂળ, બોડી અજમોદ, કચૂરો, વજ, શતાવરી, જીરું, સૂંઠ, મરી, પીપર, દારુડી, ચિત્રક, જવખાર, સાજીખાર, એરંડાનાં મૂળ, કઠ, પાંચ પ્રકારનાં લવણ અને વાવડિંગ સમભાગે લેવાં; ત્રણ ભાગ નેપાળો, નસોતરના બે ભાગ, ઇંદ્રવરણાના બે ભાગ અને થોરના ચાર ભાગ લેવા. પછી એ સર્વનું ચૂર્ણ કરવું.

એટલે તે 'નારાયણ ચૂર્ણ+' નામે કહેવાય છે. આ ચૂર્ણ રોગોના સમૂહનો નાશ કરે છે. જેમ વિષ્ણુની સામે જઈ દૈત્યો ભાગી જાય છે, તેમ આ ચૂર્ણની સામે રોગો ભાગી જાય છે. આ ચૂર્ણ ઉદર-રોગવાળાએ તક્ર-છાશની સાથે, ગુલ્મવાળાએ બોરના પાણીની સાથે, આફરાવાળાએ મદિરાની સાથે, વાયુના રોગવાળાએ મદિરાની આછની સાથે, ઝાડાના દરદવાળાએ દહીંના મંડની સાથે, અરશવાળાએ દાડિમના જળની સાથે, ગુદામાં વાઢ થવાના રોગીએ કોકમના જળની સાથે અને અજીર્ણવાળાએ ઊના પાણીની સાથે પીવું; તેમ જ ભગંદર, પાંડુરોગ, ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, હૃદ્રોગ, ગ્રહણીરોગ, કુષ્ઠ, મંદ અગ્નિ, જ્વર, દાઢનું ઝેર, ઝાડનાં મૂળિયાંનું ઝેર અને અકૃત્રિમ ઝેરથી સંયુક્ત કરેલા કૃત્રિમ ઝેરની ઉપર પણ પ્રથમ કોઠાને સ્નિગ્ધ કરી યોગ્ય પદાર્થની સાથે આ વિરેચનરૂપ નારાયણ-ચૂર્ણ પીવું. ૪૮-૫૫

टीका-उपकुञ्चिका कारवी च=वृहज्जीरकः-'मङ्ग-रैला' इति लोके, विशाला=इन्द्रवारुणी, शातला='सेहुण्ड' इति प्रसिद्धः, परिकर्तिः=गुदे परिकर्तनवत् पीडा ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### નારાચ ઘૃત

स्नुक्क्षीरदन्तीत्रिफलाविडङ्ग-सिंहीत्रिवृच्चित्र-कर्कर्षकर्षम् । घृतं विपक्वं कुडवप्रमाणं, तोयेन तस्याक्षमथार्धकर्षम् ॥५६॥

पीत्वोष्णमम्भोऽनुपिबेद्विरेके, पेयां रसं वा प्रपिबेद्विधिज्ञः । नाराचमेतज्जठरामयानां, युक्त्यो-पयुक्तं प्रवदन्ति सन्तः ॥ ५७॥

अन्वयः-स्नुक्-क्षीर-दन्ती-त्रिफला-विडङ्ग-सिंही-त्रिवृत्-चित्रक-कर्ष-कर्ष (गृहीत्वा तत्कल्कयुक्त) कुडव-प्रमाणं घृतं विपक्वं (कृत्वा) तस्य अक्षम् अथ अर्धकर्षं तोयेन पीत्वा उष्णम् अम्भः अनुपिबेत्, विरेके विधिज्ञः पेयां वा रसं प्रपिबेत्, युक्त्या-उपयुक्तम् एतत् जठर-आमयानां नाराचम् (इति) सन्तः प्रवदन्ति ॥

થોરનું દૂધ, નેપાળો, હરડે, બહેડાં, આમળાં, વાવડિંગ, ભોરીંગણી, નસોતર અને ચિત્રક, એ દરેક એક એક તોલો લઈ તેના કલ્કથી સોળ તોલા ઘી પકાવવું, એ 'નારાચ ઘૃત*' તૈયાર થાય છે. વિરેચનને માટે એ ઘી તોલો કે અર્ધો તોલો પાણીની સાથે પીને તેની ઉપર ઊનું પાણી પીવું. વિધિ જાણનારા પુરુષે આ ઘીથી રેચ લાગ્યા પછી તે રેચને વાળવા યોગ્ય પેયા કે યોગ્ય રસ પીવો. (જેમ કોઈ બાણ, નિશાનને વીંધી નાખે છે, તેમ) યુક્તિથી ઉપયોગમાં લીધેલું આ ઘી ઉદર રોગોનો નાશ કરવામાં લોખંડી બાણ જેવું છે, એમ સજ્જન (વૈદ્યો) કહે છે. ૫૬,૫૭

### વજ્ર કલ્ક÷

वज्राण्ड्याः कर्षमात्रायाः कल्कं दध्यादिवेष्टितम् । निगिलेद्वारिणा नित्यमुदरव्याधिशान्तये ॥५८॥

अन्वयः-उदरव्याधिशान्तये कर्षमात्रायाः वज्राण्ड्याः कल्कं दधि-आदि-वेष्टितं (कृत्वा) नित्यं वारिणा निगिलेत् ॥

ઉદરના રોગ મટાડવા જંગલી કડવા સૂરણનો એક તોલો કલ્ક દહીં વગેરેથી લપેટીને નિત્ય પાણી સાથે ગળી જવો. ૫૮

टीका-वज्राण्डीति='वनसूरणे'ति लोके ।

---

+ नारायणप्रोक्तं चूर्णं, यद्वा नारायणसदृश-सामर्थ्यं रोगासुरनिवर्तकं चूर्णं-नारायणचूर्णम्-નારાયણસ્વરૂપ ધન્વન્તરિએ કહેલું અથવા રોગોરૂપી અસુરોને હટાવવા શ્રીનારાયણના જેવું પ્રભાવવાળી ચૂર્ણ, નારાયણચૂર્ણ કહેવાય છે.

* नरान् आचामति-चमु अदने-आङ्पूर्वकात् 'अन्येभ्योऽपि०'-इति डः, प्रज्ञादण्, यद्वा नराणां समूहो नारं, नारम् आचामति-पूर्ववत् डः-नाराचः-सर्वलोहमयः शरः, तत्सदृशम् उदररोगविनाशनं घृतं-नाराचघृतम्-લોકોનો જે નાશ કરી નાખે છે, એવા સળંગ લોખંડી બાણની પેઠે દરેક ઉદરરોગનો નાશ કરનાર ઘી, નારાચઘૃત કહેવાય છે.

÷ नामैकदेशग्रहणे सर्वनामग्रहणमिति न्यायात् वज्रस्य-वज्राण्ड्याः (दध्यादिवेष्टितः) कल्कः-वज्रकल्कः-નામના એક ભાગના ગ્રહણમાં આખા નામનું ગ્રહણ કરાય છે. આવી એક પદ્ધતિ હોવાથી અહીં 'વજ્ર' શબ્દથી આખું નામ વજ્રાંડી સમજી લઈ આવો અર્થ સમજવો. કે વજ્રાંડી એટલે જંગલી સૂરણ અને તેનો કલ્ક, તે વજ્ર કલ્ક કહેવાય છે.

### પુનર્નવાદિ-ક્વાથ

**पुनर्नवा दारुनिशा सतिक्ता पटोलपथ्या-पिचुमन्दमुस्ताः । सनागरा च्छिन्नरुहेति सर्वैः कृतः कषायो विधिना विधिज्ञैः ॥५९॥**

**गोमूत्रयुग् गुग्गुलुना च युक्तः, पीतः प्रभाते नियतं नराणाम् । सर्वाङ्गशोथोदरपाण्डुशूल,-श्वासादिकं रोगगणं निहन्ति ॥६०॥**

अन्वयः-विधिज्ञैः पुनर्नवा दारुनिशा सतिक्ता पटोल-पथ्या-पिचुमन्द-मुस्ताः सनागरा च्छिन्नरुहा-इति सर्वैः विधिना कृतः कषायः गोमूत्रयुक् गुग्गुलुना च युक्तः प्रभाते पीतः (सन्) नराणां सर्वाङ्ग-शोथ-उदर-पाण्डु-शूल-श्वास-आदिक रोगगण नियत निहन्ति ।

વિધિ જાણનારા વૈદ્યોએ સાટોડી, દારુહળદર, કડુ, પરવળ, હરડે, લીંબડો, મોથ, સૂંઠ અને ગળો, એ સઘળાં સમભાગે લઈ વિધિ પ્રમાણે તેનો ક્વાથ કરી ગોમૂત્ર તથા ગૂગળ સાથે પ્રાતઃકાલમાં તે પીધો હોય તો સઘળા અંગના સોજા, ઉદરરોગ, પાંડુરોગ, શૂલ અને શ્વાસ વગેરે રોગોના સમૂહનો અવશ્ય નાશ કરે છે. ૫૯,૬૦

**ઉદરરોગનો અધિકાર સમાપ્ત**

## अथ शोथाधिकारः ।

## ૪૨ : શોથ કે સોજાનો અધિકાર÷

तत्र शोथस्य विप्रकृष्ट निदानमाह-

### સોજાનું દૂરનું નિદાન

**शुद्ध्यामयाभक्तकृशाबलानां क्षाराम्ल-तीक्ष्णोष्णगुरूपसेवा । दध्याममृच्छाकविरोधि-पिष्ट,-गरोपसृष्टान्ननिषेवणं च ॥ १ ॥**

**अर्शांस्यचेष्टा वपुषो ह्यशुद्धिर्मर्माभिघातो विषमा प्रसूतिः । मिथ्योपचारः प्रतिकर्मणां च निजस्य हेतुः श्वयथोः प्रदिष्टः ॥ २ ॥**

÷ शवति-गच्छति दुष्टो वायुर्वहिः शिराः, दुष्टान् रक्तपित्तकफान् नीत्वा, करोति च त्वङ्-मांस-संश्रय यस्मिन् स तत्कृत उत्सेधरूपो रोगः शोथः शोफो वा-शु गतौ, बाहुलकात् थः प्रत्य-જે રોગમાં ખરાબ થયેલો વાયુ ખરાબ થયેલાં લોહી, પિત્ત તથા કફને બહારની શિરાઓમાં લઈ જાય છે અને ત્યાં તેઓથી અટકેલી ગતિને લીધે ત્વચા તથા માંસનો [illegible] કરી રહે છે, જેથી સાં જે ઊંચાઈ જણાય

अन्वयः शुद्धि-आमय-अभक्त-कृश-अबलानां क्षार-अम्ल-तीक्ष्ण-उष्ण-गुरु-उपसेवा, (तथा) दधि-आम-मृद्-शाक-विरोधि-पिष्ट-गर-उपसृष्ट-अन्ननिषेवणं, च अर्शांसि, अचेष्टा, वपुषः हि अशुद्धिः, मर्म-अभिघातः, विषमा प्रसूतिः, प्रतिकर्मणां च मिथ्या उपचारः निजस्य श्वयथोः हेतुः प्रदिष्टः ॥

વમન-વિરેચન આદિ શોધનથી, પાંડુરોગ આદિ રોગોથી કે ઉપવાસોથી કૃશ થયેલા કે નિર્બળ થયેલા લોકો ક્ષાર પદાર્થોનું, ખાટા પદાર્થોનું, તીક્ષ્ણ પદાર્થોનું, ઉષ્ણ પદાર્થોનું કે ભારે પદાર્થોનું સેવન કરે, તેમ જ દહીંના સેવનથી, ખાધેલા અન્નના અપક્વ રસથી, માટીના સેવનથી, શાકના સેવનથી, પરસ્પર વિરુદ્ધ પદાર્થોના સેવનથી, સંયોગથી થયેલુ ઝેર જેમાં મિશ્ર થયુ હોય એવા અન્નના સેવનથી, અરશોથી, શરીરને કશો શ્રમ નહિ આપવાથી, શોધનને લાયક થયેલા શરીરનુ વમન-વિરેચન આદિ દ્વારા શોધન નહિ કરવાથી, દોષથી થયેલા મર્મસ્થળના ઉપઘાતથી (બહારનાં કારણથી થયેલ મર્મસ્થળનો ઉપઘાત તો આગંતુક સોજાનુંજ કારણ બને છે), કાચો ગર્ભ પડી જવો આદિ વિષમ પ્રસવથી અને વમન આદિ પંચકર્મો અયોગ્ય રીતે થવાથી વાયુ આદિ દોષસંબંધી સોજો ઉત્પન્ન થાય છે. ૧,૨

टीका-शुद्धिः=वमन-विरेकादिः, आमयाः=पाण्डुरोगादयः, अभक्तम्=अभोजनम्, आमः=अपक्वो भुक्तस्य रसः, पिष्टगरोपसृष्टान्नम्-पिष्टो यो गरः=संयोगजं विष, तेन ससृष्टमन्नम्; वपुषो ह्यशुद्धि=शोधनार्हस्य वपुषोऽशोधनम्, मर्माभिघातो दोषकृत एव ज्ञेयः । बाह्यहेतु-कृतस्तु मर्माभिघातो आगन्तुजशोथहेतुरेव । विषमा प्रसूतिः=आमगर्भपतनादिका । प्रतिकर्मणां=वमनादिपञ्चकर्मणाम्, मिथ्योपचारः=असम्यक्करणम्, श्वयथोः=शोथस्य, निजस्य=आत्मीयस्य, सन्निकृष्टस्य हेतुर्वातात्मकस्योक्तः ॥

છે, તે રોગ શોથ કે શોફ-સોજો કહેવાય છે. ઉપરના ઉદરરોગના અધિકારમાં ઉદરરોગ સાથે તેના ઉપદ્રવ તરીકે શોથને જણાવ્યો છે, તેથી તેની સાથે સંકળાયેલો આ શોથનો અધિકાર તેના પછી લાગલો જ ચાલુ કર્યો છે.

शोथस्य सम्प्राप्तिपूर्वकं सामान्य लक्षणमाह–

### સોજાની સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ

रक्तपित्तकफान् वायुर्दुष्टो दुष्टान् बहिः शिराः ।
नीत्वा रुद्धगतिस्तैर्हि कुर्यात्त्वङ्मांससंश्रयम् ॥३॥
उत्सेधं संहतं शोथं तमाहुर्निचयादतः ॥ ४ ॥

सगौरवं स्यादनवस्थितत्वं सोत्सेधमूष्माऽथ शिरातनुत्वम् । सलोमहर्षं च विवर्णता च, सामान्यलिङ्गं श्वयथोः प्रदिष्टम् ॥ ५ ॥

अन्वयः–दुष्टः वायुः दुष्टान् रक्तपित्तकफान् बहिः शिराः नीत्वा तैः रुद्धगतिः (सन्) त्वङ्–मांस–संश्रयं हि कुर्यात्, अतः निचयात् संहतं तम् उत्सेध शोथम् आहुः । सगौरवं सोत्सेधम् अनवस्थितत्वं स्यात्, अथ ऊष्मा शिरा–तनुत्वं च सलोमहर्षं च विवर्णता–(इतीदं) श्वयथोः सामान्यलिङ्गं प्रदिष्टम् ॥

દુષ્ટ થયેલો વાયુ દુષ્ટ થયેલા રુધિરને, પિત્તને તથા કફને બહારની શિરાઓમાં લઈ જઈ અને પોતે તેથી રોકાયેલી ગતિવાળો થઈ ચામડી તથા માંસનો આશ્રય કરી રુધિરના, પિત્તના તથા કફના સમુદાયથી ઘાટી જે ઊંચાઈ ઉત્પન્ન કરે છે, તે ઊંચાઈ 'સોજો' કહેવાય છે. એ સોજાની સ્થિતિ અનિયમિત હોય છે; કેમ કે તે સોજો કોઈ વેળા ચિકિત્સા કર્યા વગર પણ ઊતરી જાય છે. વળી એ અનિયમિતપણું પણ ભારેપણાથી યુક્ત હોય છે; અને તે ભારેપણું પણ નિયમ વગરનું થાય છે તેમ જ સોજાની ઊંચાઈ પણ વ્યવસ્થા વગરની થાય છે. વળી એ સોજાથી ઊનાશ રહે છે, શિરાઓનું પાતળાપણું થાય છે; રૂંવાડાં ઊભાં થઈ જાય છે અને રંગ બદલાઈ જાય છે; એ પ્રમાણે આ સઘળાં સોજાનાં સામાન્ય ચિહ્નો કહ્યાં છે. ૩–૫

टीका–उत्सेधम्=उन्नतत्वम्, किंविशिष्टमुत्सेधम् ? अतः=पूर्वोक्ताद्, निचयात्=रक्त–पित्त–कफानां समुदायात्, संहत=घनम्, तम्=उत्सेधं, शोथमाहुरित्यन्वयः। तस्य शोथस्य किं स्यात् ? इत्याकाङ्क्षायामाह–अनवस्थितत्वं स्यात्=अनियता स्थितिः स्यादित्यर्थः । चिकित्साव्यतिरेकेणापि निवृत्तेः । तच्चानवस्थितत्वं सगौरवं स्यात्, गौरवमप्यनवस्थितं स्यात् । अथ च सोत्सेधं स्यात्=उन्नतत्वमप्यनवस्थितं स्यादित्यर्थः ॥ (અર્થ ઉપર છે.)

वातिकं शोथमाह–

### વાયુસંબંધી સોજાનું લક્ષણ

चरस्तनुत्वक् परुषोऽरुणोऽसितः, प्रसुप्तिहर्षार्त्तियुतोऽनिमित्ततः । प्रशाम्यति प्रोन्नमति प्रपीडितो, दिवा बली स्याच्छ्वयथुः समीरणात् ॥

अन्वयः–समीरणात् श्वयथुः चरः तनु–त्वक् परुषः अरुणः असितः प्रसुप्ति–हर्ष–आर्त्ति–युतः (सन्) अनिमित्ततः प्रशाम्यति, प्रपीडित. प्रोन्नमति, दिवा बली स्यात् ॥

વાયુસંબંધી સોજો ફર્યા કરે છે, પાતળી ચામડીવાળો, કઠણ, રાતો, કાળો, સ્પર્શના અજ્ઞાનવાળો, ઝણઝણી કે રોમાંચ તથા પીડાથી યુક્ત હોય છે; એ સોજો કારણ વગર પણ શાંત થઈ જાય, દબાવવાથી ઊંચો થાય છે અને દિવસે બળવાન થાય છે. ૬

टीका–चरः=सञ्चारी, प्रसुप्तिः=स्पर्शाज्ञता, हर्षोऽत्र='झिनिझिनी' रोमाञ्चो वा, आर्त्तिः=पीडा, एतद्युतः; दिवाबली=दिवाभागबली, विकृतिविषमसमवायारब्धत्वात् । अत एवोक्तं चरकेण–'स्नेहोष्णवमनाद्यैर्यः प्रशाम्येत् स तु वातिकः । यश्चाप्यरुणवर्णः स्याच्छोथो नक्तं प्रशाम्यति ॥' આ સોજો દિવસે બળવાન થવાનું કારણ આ છે કે તે વિકૃતિ–વિષમ–સમવાયથી× થાય છે. આથી જ ચરકે કહ્યું છે કે, 'જે સોજો સ્નેહથી, ઉષ્ણથી તથા વમન આદિથી શાંત થાય, રાતા રંગનો હોય તથા રાતે શાંત થતો હોય તે સોજો વાયુસંબંધી સમજવો.

पैत्तिकं शोथमाह–

### પિત્તસંબંધી સોજાનું લક્ષણ

मृदुः सगन्धोऽसितपीतरागवान् भ्रमज्वरस्वेदतृषामदान्वितः । य उष्यते स्पर्शसहोऽक्षिरागवान्, स पित्तशोथो भृशदाहपाकवान् ॥७॥

अन्वयः–यः तु मृदुः सगन्धः असित–पीत–रागवान् भ्रम–ज्वर–स्वेद–तृषा–मद–अन्वितः, उष्यते, स्पर्श–सहः अक्षि–रागवान् भृश–दाह–पाकवान् (स्यात्) सः पित्तशोथः (ज्ञेयः) ॥

જે સોજો કૂણો, ગંધવાળો, કાળા તથા પીળા રંગનો; ભ્રમ, જ્વર, પરસેવો, તરશ તથા મદથી યુક્ત હોય, તપ્યા કરતો હોય, સ્પર્શને સહન કરે એવો હોય, આંખમાં

× વિકૃતિ–વિષમ–સમવાયનું સ્વરૂપ આ ગ્રંથમાં પ્રથમ જ્વરાધિકારના ૪૬૦ શ્લોકની ટીકામાં કહેવાયું છે, તે ત્યાં જોવું.

રતાશ ઉત્પન્ન કરનાર અને પાકવાના સમયે અત્યંત બળતરાવાળો હોય, તે પિત્તસંબંધી સોજો જાણવો. ૭

टीका–उष्यते=सन्तप्यते, भृशदाहपाकवान्=भृशं दाहो यः पाकस्तद्युक्तः ॥

श्लैष्मिकशोथमाह–

કફસંબંધી સોજાનું લક્ષણ

गुरुःस्थिरःपाण्डुररोचकान्वितः, प्रसेकनिद्रावमिवह्निमान्द्यकृत्। सकृच्छ्रजन्मप्रशमो निपीडितो न चोन्नमेद्रात्रिबली कफात्मकः ।८।

अन्वयः–कफात्मकः (शोथः) गुरुः स्थिरः पाण्डुः, अरोचक–अन्वितः, प्रसेक–निद्रा–वमि–वह्निमान्द्यकृत्, निपीडितः न च उन्नमेत्, रात्रि–बली सकृच्छ्र–जन्म–प्रशमः (स्यात्) ॥

કફનો સોજો ભારે, સ્થિર, ફીકા રંગનો, અરુચિવાળો, લાળ ઝરતો, નિદ્રા તથા વમનથી યુક્ત, અગ્નિને મંદ કરનાર, દબાવવાથી ઊંચો ન થાય, રાતે બળવાન થાય અને ઉત્પત્તિ તથા શાંતિ વેળા બહુ જ દુઃખદાયી હોય છે. ૮

द्वन्द्वजशोथमाह–

બે દોષથી થતા સોજાનું લક્ષણ

निदानाकृतिसंसर्गाज् ज्ञेयः शोथो द्विदोषजः ॥९॥

अन्वय.–निदान–आकृति–संसर्गात् द्विदोषजः शोथः ज्ञेयः ॥

બે પ્રકારનાં નિદાનો અને ઉપર કહેલા બે બે મિશ્ર આકારો ઉપરથી બે દોષથી ઉત્પન્ન થયેલો સોજો જાણવો. ૯

सान्निपातिकशोथमाह–

સાન્નિપાતિક સોજાનું લક્ષણ

सर्वाकृतिः सन्निपाताच्छोथो व्यामिश्रलक्षणः ॥१०॥

अन्वयः–सन्निपातात् सर्वाकृतिः व्यामिश्रलक्षणः शोथः (स्यात्) ॥

સન્નિપાત એટલે ત્રણે દોષોના એક સામટા પ્રકોપથી થયેલો સોજો સઘળા પ્રકારના સોજાના આકારવાળો તથા ઉપર કહેલા સઘળા પ્રકારના સોજાના લક્ષણવાળો હોય છે. ૧૦

टीका–'व्यामिश्रलक्षण' इत्युक्तेः 'सर्वाकृति'रिति उक्तवातमादिशोथसकललक्षणनियमार्थम् ॥ (આનો અર્થ ઉપર સમાયો છે.)

अभिघातजशोथमाह–

અભિઘાતથી થતા સોજાનું લક્ષણ

अभिघातेन शस्त्रादिच्छेदभेदक्षतादिभिः ।
हिमानिलोदध्यनिलैर्भल्लातकपिकच्छुजैः ॥११॥
रसैः शूकैश्च संस्पर्शाच्छ्वयथुः स्याद्विसर्पवान् ।
भृशोष्मालोहिताभासः प्रायशः पित्तलक्षणः॥१२॥

अन्वयः–शस्त्र–आदि–छेद–भेद–क्षत–आदिभिः, हिम–अनिल,–उदधि–अनिलैः, भल्लात–कपिकच्छुजैः रसैः च शूकैः संस्पर्शात् (जातः) विसर्पवान्, भृश–ऊष्मा लोहित–आभासः प्रायशः पित्तलक्षणः श्वयथुः अभिघातेन स्यात् ॥

જે સોજો ખડ્ગ આદિથી છેદન થતાં, પથરા વગેરેથી ભેદન થતાં, બાણ વગેરે વડે જખમ થતાં કે લાકડી વગેરેનો પ્રહાર થવો વગેરે કારણથી થાય અથવા ભિલામાંના રસથી કે કૌચાની અણીઓના સ્પર્શથી થાય; ફેલાયા કરતો હોય, અત્યંત ઊનાશવાળો, રાતા રંગનો અને ઘણું કરી પિત્તથી થયેલા સોજાનાં લક્ષણવાળો હોય, તે સોજો અભિઘાતથી થયેલો જાણવો. ૧૧,૧૨

टीका–छेदः–खड्गादिना, भेदः–पाषाणादिना, क्षतं–शरादिना । 'आदि'शब्देन लगुडप्रहारादि गृह्यते । भल्लातजैः रसैः, कपिकच्छुजैः–शूकैः, विसर्पवान्=प्रसरणशीलः,पित्तलक्षणः=पैत्तिकशोथलक्षणः ॥ (અર્થ ઉપર છે.)

विषजशोथमाह–

ઝેરથી થતા સોજાનું લક્ષણ

विषजः सविषप्राणिपरिसर्पणमूत्रणात् ।
दंष्ट्रादन्तनखाघातादविषप्राणिनामपि ॥ १३ ॥
विण्मूत्रशुक्रोपहतमलवद्वस्तुसङ्करात् ।
विषवृक्षानिलस्पर्शाद्गरयोगावचूर्णनात् ॥
मृदुश्चलोऽवलम्बी च शीघ्रो बहुरुजाकरः ॥१४॥

अन्वयः–सविष–प्राणि–परिसर्पण–मूत्रणात्, अविष–प्राणिनाम् अपि दंष्ट्रा–दन्त–नख–आघातात्, विण्मूत्र–शुक्र–उपहत–मलवत्–वस्तुसंकरात्, विषवृक्ष–अनिल–स्पर्शात्, गरयोग–अवचूर्णनात् मृदुः चलः अवलम्बी च शीघ्रः बहुरुजाकरः विषजः (शोथः भवति) ॥

શરીરની ઉપર ઝેરી પ્રાણી ફરવાથી કે મૂતરવાથી; જે પ્રાણી ઝેરી ન હોય તેનાં પણ દાઢો, નખો કે દાંતો વાગવાથી; (ઝેર વગરના પ્રાણીઓનું પણ દાઢ વગેરેનું ઝેર સોજો તથા

પીડા વગેરેને ઉત્પન્ન કરે છે;) વિષ્ઠાથી, મૂત્રથી કે વીર્યથી બગડેલ મેલી વસ્તુના સંબંધથી; સાવરણીથી ઊડેલી ધૂળ વગેરે કચરાના સંબંધથી; ઝેરી ઝાડના કે ઝેરી પવનના સ્પર્શથી અને સંયોગજન્ય ઝેરના સંબંધવાળી વસ્તુ શરીર પર લાગવાથી ઝેરી સોજો ઉત્પન્ન થાય છે. એ સોજો કૂણો, ચાલ્યા કરતો, લટકતો અને તરત થતો હોઈ ઘણી જ વેદના કરે છે. ૧૩,૧૪

टीका–परिसर्पणात्=शरीरोपरि सञ्चरणात्; दंष्ट्रा= द्विगुणीकृता दन्तावलिः, 'चोह' इति लोके। दन्ता= समे भवाः, अविषप्राणिनां दंष्ट्रादि विष शोथव्यथादिकर भवतीति विशेषः। विण्मूत्रेत्यादि। विड्ढाद्युपहत मलिन च यद्वस्तु। तथा सङ्कर:=संमार्जनीभि क्षिप्तो धूल्यादिः तेषां सम्पर्कात्, गरयोगावचूर्णनात्–गरः=संयोगज विषं, तस्य योगो यस्य; तेन वस्तुनाऽवधूलनात्; अवलम्बी= लम्बमान.। अयमप्यागन्तुजस्तथापि सामान्यागन्तुजशोथ- चिकित्सातोऽस्य विशिष्टचिकित्साभिधानात् पृथक् पठितः॥

જો કે સોજો આગંતુજ ગણાય છે, તોપણ સામાન્ય આગંતુજ સોજાની ચિકિત્સાથી આ સોજાની ચિકિત્સા જુદા પ્રકારની કહેલી છે, માટે ઉપર કહેલ આગંતુજ સોજાથી આને જુદો કહ્યો છે.

*यत्र स्थिता दोषा यत्र शोथं कुर्वन्ति, तदाह–*

### ક્યા દોષો ક્યાં સોજો કરે છે?

दोषाः श्वयथुमूर्ध्वं हि कुर्वन्त्यामाशये स्थिताः।
पित्ताशयस्था मध्ये तु वर्चःस्थानगतास्त्वधः॥
कृत्स्नं देहमनुप्राप्य कुर्युः सर्वसरास्तथा ॥१५॥

*अन्वय.–आमाशये स्थिता दोषाः ऊर्ध्वं हि श्वयथुं कुर्वन्ति; पित्ताशयस्थाः तु मध्ये वर्चःस्थानगताः तु अधः; तथा सर्वसराः (दोषाः) कृत्स्नं देहम् अनुप्राप्य श्वयथुं कुर्युः॥*

આમાશયમાં રહેલા દોષો છાતીની ઉપરના ભાગમાં સોજો ઉત્પન્ન કરે છે; પિત્તાશયમા રહેલા દોષો છાતીની અને પક્વાશયની વચ્ચે સોજો ઉત્પન્ન કરે છે; વિષ્ઠાના સ્થાનમાં રહેલા દોષો પકવાશયથી નીચેના ભાગમાં સોજો ઉત્પન્ન કરે છે અને બધળાં સ્થાનોમાં ફેલાયેલા દોષો સઘળા શરીરમાં સોજો ઉત્પન્ન કરે છે. ૧૫

टीका–ऊर्ध्वम्=उरःप्रभृत्यूर्ध्वम्, मध्ये=उरः–पक्वाशयमध्ये; अधः=पक्वाशयादधः॥ (અર્થ ઉપર છે.)

शोथोपद्रवानाह–

### સોજાના ઉપદ્રવો

छर्दिः श्वासोऽरुचिस्तृष्णा ज्वरोऽतीसार एव च।
सप्पाकश्चातिदौर्बल्यं शोथ एते उपद्रवाः॥१६॥

*अन्वयः–छर्दिः श्वासः अरुचिः तृष्णा ज्वरः च अतीसारः एव, च सप्पाकः अतिदौर्बल्यम्, शोथे एते उपद्रवाः (भवन्ति)॥*

ઊલટી, શ્વાસ, અરુચિ, તરશ, તાવ, ઝાડા, અત્યંત પાકવું અને ઘણી જ નબળાઈ, એટલા સોજાના ઉપદ્રવો થાય છે. ૧૬

शोथासाध्यत्वमाह–

### અસાધ્ય સોજો

श्वासः पिपासा छर्दिश्च दौर्बल्यं ज्वर एव च।
यस्य चान्ने रुचिर्नास्ति शोथिनं तं विवर्जयेत् ॥१७॥

*अन्वयः–यस्य श्वासः पिपासा छर्दिः दौर्बल्यं च ज्वरः एव, च अन्न रुचिः न अस्ति तं शोथिनं विवर्जयेत्॥*

જે સોજાવાળાને શ્વાસ, તરસ, ઊલટી, નબળાઈ, તાવ અને અન્ન ઉપર અરુચિ થઈ હોય તેનો ત્યાગ કરવો–તેની ચિકિત્સા કરવી નહિ. ૧૭

कष्टसाध्यादिकानाह–

### સોજાનું કષ્ટસાધ્યત્વ વગેરે

यो मध्यदेशे श्वयथुः कष्टः सर्वाङ्गगश्च यः।
अर्धाङ्गेऽरिष्टभूतः स्याद्यश्चोर्ध्वं परिसर्पति ॥१८॥

*अन्वयः–यः श्वयथुः मध्यदेशे, यः च सर्वाङ्गगः (स्यात् सः) कष्टः, यः च अर्धाङ्गे, यः च ऊर्ध्वं परिसर्पति, (सः) अरिष्टभूतः स्यात्॥*

જે સોજો છાતીના તથા પકવાશયના મધ્યમાં થયો હોય અથવા જે સોજો સઘળા શરીરમાં વ્યાપ્યો હોય–સાન્નિપાતિક હોય તે સોજો કષ્ટસાધ્ય છે. જે સોજો અર્ધનારીશ્વરને આકારે અર્ધા શરીરમાં થયો હોય તે સોજો મારી નાખે છે. (પુરુષને થયેલો) જે સોજો જેમ જેમ ઊંચે ચડતો જાય તેમ તેમ મરણને તે પાસે લાવે છે. ૧૮

*टीका–मध्यदेशे=उरःपक्वाशयमध्ये; सर्वाङ्गग –सकलशरीरव्यापी; 'सर्वाङ्गजः' इति वा पाठः सान्निपातिकः; अर्धाङ्गे=अर्धनारीश्वराकारः, यश्चोर्ध्वं परिसर्पतीति पुरुषविषयः। तथा च,–'ऊर्ध्वगामी नरं पद्भ्यामधोगामी तथा स्त्रियम्। उभयं बस्तिसञ्जातः शोथो हन्ति न संशयः'॥*

ऊर्ध्वगामी-मुखगामी; तथा च तन्त्रान्तरे-'पादात्प्रवृत्तः श्वयथुर्नृणां यः प्राप्नुयान्मुखम्' इति, स न सिध्यतीति शेषः। अधोगामी=पादगामी; तथा च तन्त्रान्तरे-'स्त्रीणां वक्त्रात् पदं याति बस्तिजश्च न सिध्यति' इति। उभय=नरं नारीं च। अपर च,-'अनन्योपद्रवकृत शोथ. पादसमुत्थित.। पुरुषं हन्ति नारीं तु मुखजो बस्तिजो द्वयम्'। अयमर्थः-पादसमुत्थित=पादाभ्यामुत्थितः, मुखगामीति यावत्। शोथः पुरुषं हन्ति। स. किं विशिष्ट ? अनन्योपद्रवकृतः=शोथादन्ये व्याधयोऽतिसारमेहग्रहणी.प्रभृतयस्तेषामुपद्रवैः कृत. अन्योपद्रवकृतः-तदुपद्रवत्वेन जात इत्यर्थः। न अन्योपद्रवकृतः अनन्योपद्रवकृतः-अर्थात् स्वहेतुभिरेव जातः द्वयम्=पुरुषं नारीं च हन्ति, सोऽप्यनन्योपद्रवकृत एव॥

પુરુષને થયેલો જે સોજો પગથી ઊંચે ઊંચે ચડતો હોય તે એ પુરુષને અવશ્ય મારી નાખે છે સ્ત્રીને થયેલો જે સોજો મુખથી નીચે નીચે જતો હોય તે એ સ્ત્રીને અવશ્ય મારી નાખે છે. જે સોજો મૂત્રાશયમાં થયો હોય તે સોજો પુરુષને તથા સ્ત્રીને પણ મારી નાખે છે, એમાં કંઈ સંશય નથી. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'પુરુષને પગથી ચડેલો જે સોજો મોઢે જાય અને સ્ત્રીને મુખથી થયેલો જે સોજો પગે જાય તે અસાધ્ય છે. પુરુષને અથવા સ્ત્રીને મૂત્રાશયમાં થયેલો સોજો પણ અસાધ્ય જ છે. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'પુરુષને પગમાં થયેલો સોજો જો મુખ ઉપર જાય અને તે સોજો અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય-અર્થાત્ પોતાના નિદાનોથી જ થયો હોય તો પુરુષને મારી નાખે છે. સ્ત્રીને મુખમાં થયેલો સોજો પગ ઉપર જાય અને તે સોજો પણ અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય તો સ્ત્રીને મારી નાખે છે. મૂત્રાશયમાં થયેલો જે સોજો બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય-અર્થાત્ પોતાના નિદાનોથી જ થયો હોય તે સોજો પુરુષને પણ મારી નાખે છે અને સ્ત્રીને પણ મારી નાખે છે.

### સોજાની ખાસ ચિકિત્સા

शुण्ठीपुनर्नवैरण्डपञ्चमूलीशृतं जलम्।
वातिके श्वयथौ शस्तं पानाहारपरिग्रहे ॥१९॥
पटोलत्रिफलाऽरिष्टदार्वीक्वाथः सगुग्गुलुः।
तद्वत्पित्तकृतं शोथं हन्ति श्लेष्मोद्भवं तथा ॥२०॥
मिश्रे मिश्रकर्म कुर्यात् सर्वजे सर्वमेव हि।
बिल्वपत्ररसं पूतं सोषणं त्रिभवे पिबेत् ॥२१॥
शोथे त्वागन्तुजे कुर्यात् सेकलेपादि शीतलम्।
भल्लातकस्य हरेत् शोथं सतिला कृष्णमृत्तिका ॥२२
महिषीक्षीरसंपिष्टैर्नवनीतसमन्वितैः।
तिलैर्लिप्तः शमं याति शोथो भल्लातकोत्थितः ॥२३
यष्टीदुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः।
शोथमारुष्करं हन्ति चूर्णैः शालदलस्य च ॥२४॥

अन्वयः-शुण्ठी-पुनर्नवा-एरण्ड-पञ्चमूलीशृतं जलं पान-आहार-परिग्रहे वातिके श्वयथौ शस्तम्। पटोल-त्रिफला-अरिष्ट-दार्वी क्वाथः सगुग्गुलुः तद्वत् पित्तकृत श्लेष्म-उद्भव शोथ हन्ति॥ मिश्रे (श्वयथौ) मिश्रकर्म, सर्वजे सर्वम् एव हि कुर्यात्, त्रिभवे बिल्वपत्ररस पूत सोषण पिबेत्॥ आगन्तुजे शोथे तु शीतल सेकलेपादि कुर्यात्, सतिला कृष्णमृत्तिका भल्लातकस्य शोथ हरेत्, महिषीक्षीरसंपिष्टैः नवनीतसमन्वितैः तिलैः लिप्त भल्लातक-उत्थितः शोथ. शम याति। यष्टि दुग्धतिलै नवनीतेन संयुतः लेपः, च शालदलस्य चूर्णैः (लेपः) आरुष्कर शोथ हन्ति॥

સૂંઠ, સાટોડી, એરંડો અને બૃહત્પંચમૂલનો ક્વાથ પીવામાં અને ભોજનમાં પણ ઉપયોગ કર્યો હોય તો વાયુ સંબંધી સોજામાં તે ઉત્તમ છે. કડવાં પરવળ, હરડે, બહેડાં, આમળાં, લીંબડો અને દારુહળદરનો ક્વાથ ગૂગળ નાખી પિવાય તો તે જ પ્રમાણે પિત્તસંબંધી અને કફસંબંધી સોજો મટાડે છે. જે સોજો બે દોષથી થયો હોય તેના ઉપર બે દોષની મિશ્ર ચિકિત્સા અને જે સોજો ત્રણે દોષથી થયો હોય તે પર ત્રણે દોષની ચિકિત્સા કરવી; અથવા ત્રણે દોષના સોજા પર બીલીપત્રોનો રસ વસ્ત્રથી ગાળી તેમાં સૂંઠ, મરી, તથા પીપરનુ ચૂર્ણ નાખીને પીવો, તેથી સાન્નિપાતિક સોજો મટી જાય છે. જો આગંતુજ (અભિઘાત આદિથી) સોજો થયો હોય તો તેના ઉપર શીતળ સિંચન તથા શીતળ લેપન આદિ કરવાં. તલ અને કાળી માટી (વાટી ચોપડવાથી) ભિલામાંનો સોજો મટાડે છે. ભેંસના દૂધમાં તલ વાટી તેમાં ભેંસનું માખણ મિશ્ર કરી ચોપડવાથી ભિલામાંનો સોજો મટી જાય છે. જેઠીમધ, દૂધ, તલ અને માખણનો લેપ કરવાથી પણ ભિલામાંનો સોજો મટી જાય છે. સાલિયા નામનાં

આકડાનાં પાંદડાંના ચૂર્ણથી (લેપ કરવાથી) પણ ભિલામાંનો સોજો મટી જાય છે. ૧૯–૨૪

टीका–विषजशोथचिकित्सा तु विषचिकित्सायां द्रष्टव्या ॥ ઝેરથી થયેલા સોજાની ચિકિત્સા તો ઝેરની ચિકિત્સાના પ્રકરણમાં કહેવાશે; માટે તે પ્રકરણમાંથી જોઈ લેવી.

## સોજાની સામાન્ય ચિકિત્સા

माहिष्या नवनीतं वा लेपाद् दुग्धतिलान्वितम् ॥२५

अन्वयः–माहिष्याः नवनीतं दुग्ध–तिल–अन्वितं लेपात् (शोथहृत्) ॥

ભેંસના માખણ અને (ભેંસના જ) દૂધમાં તલ વાટી તેનો લેપ કરવાથી સોજો મટાડે છે.

टीका–अत्र दुग्धं च माहिष्या एव ॥ (અર્થ ઉપર છે.)

## પથ્યાદિ ક્વાથ

पथ्यानिशाभार्ग्यमृताग्निदार्वी-पुनर्नवादारु-महौषधानाम्। क्वाथः प्रसह्योदरपाणिपादमुखा-श्रितं हन्त्यचिरेण शोथम् ॥ २६ ॥

अन्वयः–पथ्या–निशा–भार्गी–अमृता–अग्नि दार्वी–पुनर्नवा–दारु–महौषधानां क्वाथः उदर–पाणि–पाद–मुख–आश्रितं शोथं अचिरेण प्रसह्य हन्ति ॥

હરડે, હળદર, ભારંગી, ગળો, ચિત્રક, દારુહળદર, સાટોડી, દેવદાર અને સૂંઠનો ક્વાથ પેટ, હાથ, પગ તથા મોઢા પરના સોજાને તરત બલાત્કારે મટાડે છે. ૨૬

## ગોમૂત્રસાધિત ત્રિફલાક્વાથ આદિ

फलत्रिकोद्भवं क्वाथं गोमूत्रेणैव साधितम्।
वातश्लेष्मोद्भवं शोथं हन्याद्वृषणसम्भवम् ॥२७

वृश्चीरदेवद्रुमनागरैर्वा, दन्तीत्रिवृत्त्र्यूषण-चित्रकैर्वा। दुग्धं सुसिद्धं विधिना निपीतं, गीतं परं शोथहरं भिषग्भिः ॥ २८ ॥

अन्वयः–गोमूत्रेण एव साधितं फलत्रिक–उद्भवं क्वाथं वात–श्लेष्म–उद्भवं (तथा) वृषणसम्भवं–शोथं हन्यात्, वृश्चीर–देवद्रुम–नागरैः वा दन्ती–त्रिवृत्–त्र्यूषण–चित्रकैः वा सुसिद्धं दुग्धं विधिना निपीतं (सत्) परं शोथहरं भिषग्भिः गीतम् ॥

હરડે, બહેડાં તથા આમળાનો ક્વાથ એકલા ગોમૂત્રથી જ તૈયાર કર્યો હોય, તે (પીવાથી) વાયુસંબંધી તથા કફસંબંધી સોજો અને વૃષણ પરનો સોજો મટાડે છે. ધોળી સાટોડી, દેવદાર અને ચિત્રકથી અથવા નેપાળો, નસોતર, સૂંઠ, મરી, પીપર અને ચિત્રકથી સારી રીતે પકાવેલું દૂધ વિધિ પ્રમાણે પીધું હોય તો તે અવશ્ય સોજો મટાડે છે, એમ વૈદ્યોએ કહેલું છે. ૨૭,૨૮

टीका–वृश्चीरः=श्वेतवर्षाभूः ॥

## સિંચન તથા પ્રલેપ ચિકિત્સા

सेकस्तथाऽर्कवर्षाभूनिम्बक्वाथेन शोथहृत्।
गोमूत्रेणापि कुर्वीत सुखोष्णेनावसेचनम् ॥ २९ ॥
पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थकस्तथा।
अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहृत् ॥३०

अन्वयः–अर्क–वर्षाभू–निम्ब–क्वाथेन सेकः शोथहृत्, तथा सुख–उष्णेन गोमूत्रेण अपि अवसेचनं कुर्वीत. पुनर्नवा दारु शुण्ठी शिग्रुः तथा सिद्धार्थकः अम्लपिष्टः सुखोष्णः अयं प्रलेपः सर्वशोथहृत् ॥

આકડો, સાટોડી અને લીંબડાના ક્વાથથી સિંચન કરવું, તે સોજો મટાડે છે. લગાર ગરમ કરેલા ગોમૂત્રથી સિંચન કરવું, તે પણ સોજો મટાડે છે. સાટોડી, દેવદાર, સૂંઠ, સરગવો અને સરસવ ખાટા રસમાં વાટી જરા ગરમ કરી ચોપડવાં, તે સર્વ પ્રકારના સોજા મટાડે છે. ૨૯,૩૦

## ગુડાદિ–વટિકા તથા ચૂર્ણ

गुडार्द्रकं वा गुडनागरं वा गुडाभयां वा गुडपिप्पलीं वा। कर्षाभिवृद्ध्या त्रिपलप्रमाणं खादेन्नरः पक्षमथापि मासम् ॥ ३१ ॥

शोथप्रतिश्यायगलास्यरोगान्, सश्वासकासाऽरुचिपीनसादीन्। जीर्णज्वरार्शोग्रहणीविकारान् हन्यात्तथाऽन्यान् कफवातरोगान् ॥३२॥

विश्वं गुडेन तुल्यं वृश्चीररसानुपानमभ्यस्तम्।
विनिहन्ति सर्वशोथं घनवृन्दं चण्डवायुरिव ॥३३॥
कणानागरजं चूर्णं सगुडं शोथनाशनम्।
आमाजीर्णप्रशमनं शूलघ्नं बस्तिशोधनम् ॥ ३४ ॥
गुडात्पलत्रयं ग्राह्यं शृङ्गबेरपलत्रयम्।
शृङ्गबेरसमा कृष्णा लोहविट्तिलयोः पलम् ॥
चूर्णमेतत् समुद्दिष्टं सर्वश्वयथुनाशनम् ॥ ३५ ॥

अन्वय.–गुड–आर्द्रकं, वा गुड नागरं, वा गुड–अभयां, वा गुड–पिप्पलीं वा नरः कर्ष–अभिवृद्ध्या त्रिपलप्रमाणं पक्षम् अथ मासम् अपि खादेत्, (तद् हि) शोथ–प्रतिश्याय–गल–आस्य–रोगान् सश्वास–कास–अरुचि–पीनस–आदीन्, जीर्णज्वर–अर्शो–ग्रहणी–विकारान् तथा

अन्यान् कफ-वात-रोगान् हन्यात्। गुडेन तुल्य शृङ्गवेरसपानम् अभ्यस्तं (सत्) चण्डवायुः घनवृन्दम् इव सर्वशोथं हन्ति॥ कणा-नागरज चूर्णं सगुडं शोथ-नाशनम्, आम-अजीर्ण-प्रशमन शूलघ्नं वस्तिशोधनम् (भवति)॥ गुडात् पलत्रय शृङ्गवेरपलत्रयं माग्रम, शृङ्गवेरसमा कृष्णा, लोहविट्तिलयोः पलम्, एतत् चूर्णं सर्व-श्वयथुनाशन समुद्दिष्टम्॥

ગોળ અને આદું અથવા ગોળ અને સૂંઠ કે ગોળ અને હરડે અથવા ગોળ અને પીપરને માણસ, નિત્ય એક એક તોલો વધારતા જઈ બાર તોલા સુધી ચડીને એક પખવાડિયુ કે એક મહિના સુધી જો ખાય, તો સોજો, સળેખમ, ગળાના રોગ, મોઢાના રોગ, શ્વાસ, ઉધરસ, અરુચિ, નાકના રોગ, જીર્ણજ્વર, અરશ, ગ્રહણી અને બીજા પણ કફસંબંધી તથા વાયુસંબંધી રોગો મટાડે છે. સૂંઠ અને ગોળ સમભાગે ખાઈ તેની ઉપર ધોળી સાટોડીનો રસ પીવાનો અભ્યાસ રાખ્યો હોય તો જેમ પ્રચંડ વાયુ વાદળાંના સમૂહનો નાશ કરે છે, તેમ સર્વ પ્રકારના સોજાનો તે નાશ કરે છે. સૂંઠ અને પીપરનું ચૂર્ણ ગોળ સાથે ખાધું હોય તો તે સોજો, આમાજીર્ણ તથા શૂળ મટાડે છે અને મૂત્રાશયને સાફ કરે છે. બાર તોલા ગોળ, બાર તોલા સૂંઠ, બાર તોલા પીપર, ચાર તોલા મંડુર અને ચાર તોલા તલનું ચૂર્ણ ખાધું હોય તો તે સર્વ પ્રકારના સોજા મટાડે છે.

### માનકંદ ઘી

मानककाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत्।
एकजं द्वन्द्वजं शोथं त्रिदोषं च व्यपोहति॥३६॥

अन्वयः-मानककाथकल्काभ्यां घृतप्रस्थ विपाचयेत्, (तद् घृत) एकज द्वन्द्वज च त्रिदोष शोथ व्यपोहति॥

માનકંદના કવાથમાં માનકંદનો જ કલ્ક નાખી તેનાથી ચોસઠ તોલા ઘી પકાવવું; (એ માનકઘૃત તૈયાર થાય છે.) આ ઘી ખાધું હોય તો તે એક દોષસંબંધી, બે દોષસંબંધી અને ત્રણે દોષસંબંધી સોજો મટાડે છે. ૩૬

### સૂકા મૂળાનું તેલ

शुष्कमूलकवर्षाभूदारुरास्नामहौषधैः।
पक्वमभ्यञ्जनं तैलं सशूलं श्वयथुं हरेत्॥३७॥

अन्वयः-शुष्क-मूलक-वर्षाभू-दारु-रास्ना-महौषधैः पक्वम् अभ्यञ्जनं तैल सशूलं श्वयथु हरेत्॥

સુકાયેલા મૂળા, સાટોડી, દેવદાર, રાસ્ના અને સૂંઠથી પકાવેલું 'શુષ્કમૂલક તેલ'નું માલિશ સોજો તથા શૂળ મટાડે છે. ૩૭

સોજાનો અધિકાર સમાપ્ત

## अथ वृद्धिब्रध्नरोगाधिकारः।

## ૪૩ : વૃદ્ધિ કે વધરાવળ તથા બ્રધ્ન કે બદનો અધિકાર*

तत्र वृद्धेर्निदानं सङ्ख्यां चाह-

વધરાવળનું નિદાન તથા સાતની સંખ્યા

दोषास्रमेदोमूत्रान्त्रैः स वृद्धिः सप्तधा गदः।
मूत्रान्त्रजावप्यनिलाद्धेतुभेदस्तु केवलः॥१॥

अन्वयः-दोष-अस्र-मेदः-मूत्र-अन्त्रैः सः वृद्धिः गदः सप्तधा (भवति, तत्र) मूत्र-अन्त्रजौ अपि अनिलात् (भवतः, तथापि), तु केवलः हेतुभेदः॥

વાયુ, પિત્ત, કફ, રુધિર, મેદ, મૂત્ર અને આંતરડાંથી વધરાવળ રોગ સાત પ્રકારનો થાય છે. જો કે મૂત્રથી અને આંતરડાંથી થયેલ વધરાવળ પણ વાયુરૂપ નિદાનથી જ થાય છે, તોપણ એ વાયુ, મૂત્રમાં તથા આંતરડાંમાં રહીને જ એ વધરાવળને ઉત્પન્ન કરે છે, એ કારણોની જુદાઈને લીધે એ બે પ્રકારને વાયુથી જુદા ગણ્યા છે. ૧

વધરાવળની સંપ્રાપ્તિ

वृद्धिं करोति कोषस्थः फलकोषाभिवाहिनीः।
रुद्ध्वा रुद्धगतिर्वायुर्धमनीर्मुष्कगामिनी.॥२॥

* वर्धते फलकोषावस्मिन् रगे वायुकोपात् सरुद्धमुष्कगामिधमनीभिः-वृधु वृद्धौ-'स्त्रियां क्तिन्' इति अधिकरणे क्तिन्-જે રોગમાં કોપેલા વાયુથી રૂંધાયેલી વૃષણની નાડીઓને લીધે વૃષણની ગોળીઓ તથા ત્વચા વધે છે, એ રોગ વધરાવળ કહેવાય છે. આ રોગ પણ લગભગ સોજા જેવો જણાય છે, તેથી પૂર્વના સોજાના અધિકાર પછી આ વૃદ્ધિરોગનો અધિકાર શરૂ કર્યો છે.

अन्वयः-(क्रुद्धः) कोपस्थः वायुः फल-कोष-अभिवाहिनीः मुष्कगामिनीः धमनीः रुद्ध्वा, (स्वयं च) ऊर्ध्वगतिः (सन् फलकोषयोः) वृद्धिं करोति ॥

પોતાનાં કારણોથી કોપેલો વાયુ, વૃષણોમાં રહી એ વૃષણની ગોળીઓ તથા વૃષણમાં વહેતી અને વૃષણમાં જતી તે વૃષણોની શિરાઓ(નસો)ને રોકીને વૃષણની ગોળીઓની અને ત્વચાની વૃદ્ધિ કરે છે. ૨

तत्र वातिकवृद्धिमाह-

વાયુસંબંધી વધરાવળનું લક્ષણ

वातपूर्णदृतिस्पर्शो रूक्षो वातादहेतुरुक् ॥ ३ ॥

अन्वयः-वातात् (सः) वातपूर्णदृतिस्पर्शः रूक्षः अहेतुरुक् (भवति) ॥

વાયુથી થયેલ તે વધરાવળ પવનથી ભરાયેલી ધમણના જેવા સ્પર્શવાળી, રૂક્ષ અને અતિ અલ્પ એવાં પણ દૂરનાં નિદાનથી પીડાયુક્ત હોય છે. ૩

टीका-अहेतुरुक्-अत्रेपदर्थे नञ्। तेन स्वल्पादपि विप्रकृष्टात् कारणात् रुक्=पीडा यत्र सः ॥ (અર્થ ઉપર છે.)

पैत्तिकवृद्धिमाह-

પિત્તસંબંધી વધરાવળનું લક્ષણ

पक्वोदुम्बरसङ्काशः पित्ताद्दाहोष्मपाकवान् ॥ ४ ॥

अन्वय-पित्तात् (सः) पक्व-उदुम्बरसङ्काशः दाह-ऊष्म-पाकवान् (भवति) ॥

પિત્તથી થયેલ તે વધરાવળ પાકેલા ઉંબરાના ફળ જેવી, અંદર બળતરાવાળી અને બહારના ભાગમાં પણ તપતી હોઈ પાકવાળી થાય છે. ૪

टीका-दाह.-आभ्यन्तरः, ऊष्मा-बहिस्तप्तता ॥ (અર્થ ઉપર છે.)

श्लैष्मिकवृद्धिमाह-

કફસંબંધી વધરાવળનું લક્ષણ

कफाच्छीतो गुरुः स्निग्धः कण्डूमान् कठिनोऽल्परुक् ॥ ५ ॥

अन्वयः-कफात् (सः) शीतः गुरुः स्निग्धः कण्डूमान् कठिनः अल्परुक् (भवति) ॥

કફથી થયેલ એ વધરાવળ ટાઢી, ભારે, સ્નિગ્ધ, ખરજવાળી, કઠણ અને થોડી પીડાવાળી હોય છે. ૫

रक्तजवृद्धिमाह-

રુધિરસંબંધી વધરાવળનું લક્ષણ

कृष्णस्फोटावृतः पित्तवृद्धिलिङ्गश्च रक्तजः ॥ ६ ॥

अन्वयः-रक्तजः (सः) कृष्ण-स्फोट-आवृतः पित्तवृद्धिलिङ्गः च (भवति) ॥

રુધિરથી થતી એ વધરાવળ કાળા ફોલ્લાઓથી વીંટાયેલી અને પિત્તસંબંધી વધરાવળના જેવાં લક્ષણવાળી હોય છે. ૬

मेदोजवृद्धिमाह-

મેદસંબંધી વધરાવળનું લક્ષણ

कफवन्मेदसो वृद्धिर्मृदुस्तालफलोपमः ॥ ७ ॥

अन्वयः-मेदसः वृद्धिः मृदुः ताल-फल-उपमः कफवत् (भवति) ॥

મેદથી થતી વધરાવળ કૂણી, તાડના ફળ જેવી, નીલા રંગની તથા ગોળ હોય છે અને કફસંબંધી વધરાવળના જેવાં લક્ષણોવાળી હોય છે. ૭

टीका-नीलवर्तुलः ॥

मूत्रजवृद्धिमाह-

મૂત્રસંબંધી વધરાવળનું નિદાન તથા લક્ષણ

मूत्रधारणशीलस्य मूत्रजः स तु गच्छतः ।
अम्भोभिः पूर्णदृतिवत् क्षोभं याति सरुङ् मृदुः ॥
मूत्रकृच्छ्रमधः कुर्यात् सञ्चलन् फलकोषयोः ॥८॥

अन्वयः-मूत्रधारणशीलस्य मूत्रजः (वृद्धिर्भवति), सः तु गच्छतः (तद्रोगिणः) अम्भोभिः पूर्णदृतिवत् क्षोभं याति, सरुक् मृदुः फलकोषयोः अधः सञ्चलन् मूत्रकृच्छ्रं कुर्यात् ॥

મૂત્રનો વેગ રોકવાનો જેનો સ્વભાવ હોય તે માણસને મૂત્રસંબંધી વધરાવળ થાય છે; એ વધરાવળ ચાલતી વેળા જળથી ભરેલી પખાલની જેમ ક્ષોભ પામે છે. પીડાવાળી, કૂણી અને વૃષણ તથા તેની ગોળીઓની નીચે લટકતી હોઈને મૂત્રને લીધે પીડા કરે છે. ૮

टीका-सञ्चलन्-फलकोषयोरधः, मूत्रकृच्छ्रं=मूत्रेण व्यथां, कुर्यादित्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે.)

अन्त्रवृद्धिलक्षणमाह-

આંતરડાંસંબંધી વધરાવળનું નિદાન તથા લક્ષણ

वातकोपिभिराहारैः शीततोयावगाहनैः ।
धारणेरणभाराध्वविषमाङ्गप्रवर्तनैः ॥ ९ ॥

**क्षोभणैः क्षोभितोऽन्यैश्च क्षुद्रान्त्रावयवं यदा ।**
**पवनो विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् ॥**
**कुर्याद् वङ्क्षणसन्धिस्थो ग्रन्थ्याभं श्वयथुं तदा ॥१०**

अन्वयः-वातकोपिभिः आहारैः, शीत-तोय-अवगाहनैः, धारण-ईरण-भार-अध्व-विषम-अङ्गप्रवर्तनैः, अन्यैः च क्षोभणैः (निदानैः) क्षोभितः पवनः यदा क्षुद्र-अन्त्र-अवयव विगुणीकृत्य स्व-निवेशात् अधः नयेत, तदा (सः वायुः) वङ्क्षण-सन्धिस्थः (सन् वङ्क्षण-सन्धौ) ग्रन्थि-आभं श्वयथु कुर्यात् ॥

વાયુને કોપાવનારા આહારોથી; શીતળ જળમાં ડૂબકીઓ મારવાથી; મૂત્ર આદિના વેગો રોકવાથી; મૂત્ર આદિની હાજત થઈ ન હોય છતાં જોર કરી બળથી ચાલુ કરવાથી; બહુ બોજો ઉપાડવાથી; બહુ પંથ કરવાથી; વાંકી રીતે અંગો મરડવાથી અને બળવાનની સાથે યુદ્ધ તથા કઠણ ધનુષને ખેંચવું વગેરે બીજાં પણ વાયુને કોપાવનારાં ક્ષોભક કારણોથી ક્ષોભ પામેલો કે દૂષિત થઈ ચલિત થયેલો વાયુ, નાનાં આંતરડાંના ભાગને દૂષિત કરી તેના ઠેકાણેથી જ્યારે નીચે લઈ જાય છે ત્યારે તે વાયુ વૃષણના સાંધામાં રહી તે સાંધામાં ગાંઠા જેવો સોજો ઉત્પન્ન કરે છે. એ આંતરડાસંબંધી વધરાવળ કહેવાય છે. ૯,૧૦

टीका-धारण-उपस्थितस्य वेगस्य; ईरणं=अनुपस्थितस्य वेगस्य प्रेरणम्; विषमाङ्गप्रवर्तन=वक्रत्वेनाङ्गमोटनम्; अन्यानि क्षोभणानि=बलवद्विग्रहकठोरधनुराकर्षणादीनि; तैः क्षोभितः सन्दुष्य सञ्चालित पवन यदा क्षुद्रान्त्रावयव विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् तदा वङ्क्षणसन्धिस्थः सन् वङ्क्षणसन्धौ ग्रन्थिरूप श्वयथुं कुर्यादित्यर्थः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે )

उपेक्षिताया अन्त्रवृद्धेरवस्थामाह-

**આંતરડાંની વધરાવળની બેદરકારી કરાય તો?**

**उपेक्ष्यमाणस्य च मुष्कवृद्धि-माध्मानरुक्-स्तम्भवती स वायुः । प्रपीडितोऽन्तः स्वनवान् प्रयाति प्रध्मापयन्नेति पुनश्च मुक्तः ॥ ११ ॥**

अन्वयः-उपेक्ष्यमाणस्य च सः वायु आध्मान-रुक्-स्तम्भवती मुष्कवृद्धि (कुर्यात्), प्रपीडितः (सन्) स्वनवान् अन्त प्रयाति मुक्तः च प्रध्मापयन् पुनः एति ॥

વધરાવળની જો ઉપેક્ષા કરાય તો પેટ ચડી આફરો થઈ આવે; વધેલાં વૃષણોમાં પીડા થાય અને શરીર ઝલાઈ ગયા જેવું થઈ જાય છે; વળી એ વધરાવળને હાથથી જો દબાવવામાં આવે તો અવાજ કરી પેટની અંદર પેસી જાય છે અને દબાણથી છોડી દેવાય ત્યારે આવવાના માર્ગને રોકતી પાછી ઠેકાણે આવી ફૂલી જાય છે. (ભોજ પણ કહે છે કે, 'વાયુ બગડેલા આંતરડાંને લઈને સાથળના સાંધામાં જાય છે અને તે સાંધામાથી પીડાવાળુ તે આંતરડું વૃષણમાં આવે છે.') ૧૧

टीका-तत्र आध्मानम् उदरे, रुग् वृद्धयोर्मुष्कयोः, स्तम्भो-गात्रे, तद्युक्ता कुर्यादित्यर्थः । भोजोऽप्याह-अन्त्र विगुणमादाय वातो नयति वङ्क्षणम्, वङ्क्षणात्तद्रुजायुक्त फलकोष प्रपद्यते' इति । स मुष्कवृद्धिम् अन्त =उदरे, प्रध्मापयन्=आगमनमार्गं निरुद्ध कुर्वन्, एति=आयाति ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

**આંતરડાની વધરાવળ અસાધ્ય ક્યારે?**

**यस्यान्त्रावयवाश्लेषो मुष्कयोर्वातसञ्चयात् ।**
**अन्त्रवृद्धिरसाध्योऽयं वातवृद्धिसमाकृतिः ॥ १२ ॥**

अन्वयः-यस्य अन्त्र-अवयव-आश्लेषः मुष्कयोः वातसञ्चयात् वात-वृद्धि-सम-आकृतिः (भवेत्), अयम् अन्त्रवृद्धिः असाध्यः (भवति) ॥

જે માણસની આંતરડાની વધરાવળ વાયુના સંચયને લીધે બંને વૃષણોમાં આંતરડાના અવયવના સંબંધવાળી થઈને જો વાયુ-સંબંધી વધરાવળના જેવા આકારવાળી થઈ જાય, તો તે અસાધ્ય થાય છે. ૧૨

टीका-वातवृद्धिसमाकृतिरिति, योऽन्त्रवृद्धिः-रोगः सोऽसाध्यः ॥ (આનો અર્થ ઉપર છે.)

सामीप्यादत्रैव ब्रध्नलक्षणमाह-

**બ્રધ્ન કે બદરોગનું નિદાન તથા લક્ષણ**

**अत्यभिष्यन्दिगुर्वन्नशुष्कपूत्यामिषाशनात् ।**
**करोति ग्रन्थिवच्छोथं दोषो वङ्क्षणसन्धिषु ॥**
**ज्वरशूलाङ्गसादाढ्यं तं ब्रध्नमिति विनिर्दिशेत् ॥ १३॥**

अन्वयः-अति-अभिष्यन्दि गुरु-अन्न-शुष्क-पूति-आमिष-अशनात् (कुपितः) दोषः वङ्क्षणसन्धिषु ग्रन्थिवत् शोथ ज्वर शूल-अङ्ग-साद-आढ्य करोति, त 'ब्रध्न' इति विनिर्दिशेत् ॥

વગેરે), ભારે અન્ન અને સુકાયેલાં તથા દુર્ગંધવાળાં માંસ ખાવાથી કોપેલો (કફરૂપ) દોષ સાથળના સાંધામાં ગાંઠા જેવો સોજો ઉત્પન્ન કરે છે; એ સોજાથી તાવ, શૂળ તથા શરીરમાં ગ્લાનિ બહુ જ થાય છે. એ સોજો 'બ્રધ્ન×' એ નામે જાણવો. ૧૩

तत्र वृद्धेश्चिकित्सा–

વધરાવળની ચિકિત્સા

वृद्धावत्यशनं मार्गमुपवासं गुरूणि च ।
वेगाघातं पृष्ठयानं व्यायामं मैथुनं त्यजेत् ॥१४॥
वातवृद्धौ पिबेत् स्निग्धं यथाप्राप्तं विरेचनम् ।
सक्षीरं च पिबेत्तैलं मासमेरण्डसम्भवम् ॥ १५ ॥
गुग्गुलवेरण्डजं तैलं गोमूत्रेण पिबेन्नरः ॥ १६ ॥
वातवृद्धिं जयत्याशु चिरकालानुबन्धिनीम् ।
पित्तग्रन्थिक्रमेणैनं पित्तवृद्धिमुपाचरेत् ॥ १७ ॥
जलौकाभिर्हरेद्रक्तं वृद्धौ पित्तसमुद्भवे ।
चन्दनं मधुकं पद्ममुशीरं नीलमुत्पलम् ॥ १८ ॥
क्षीरपिष्टं प्रलेपेन दाहशोथरुजापहम् ।
त्रिकटुत्रिफलाक्वाथं सक्षारलवणं पिबेत् ॥ १९ ॥
विरेचनमिदं श्रेष्ठं कफवृद्धिविनाशनम् ।
लेपनाः कटुतीक्ष्णोष्णाः स्वेदनं सूक्ष्ममेव च ॥२०॥
परिषेकोपनाहौ च सर्वमुष्णमिहेष्यते ।
मुहुर्मुहुर्जलौकाभिः शोणितं रक्तजे हरेत् ॥२१॥
पिबेद्विरेचनं वाऽपि शर्कराक्षौद्रसंयुतम् ।
शीतमालेपनं शस्तं सर्वपित्तहरं तथा ॥ २२ ॥
पित्तवृद्धिक्रमं कुर्यादामे पक्वे च रक्तजे ।
स्विन्नं मेदःसमुत्थं तु लेपयेत् सुरसादिना ॥२३॥
शिरोविरेचनद्रव्यैः सुखोष्णैर्मूत्रसंयुतैः ।
संस्वेद्य मूत्रप्रभवं वस्त्रपट्टेन वेष्टयेत् ॥ २४ ॥
सीवन्याः पार्श्वतोऽधस्ताद्विध्येद् व्रीहिमुखेन वै ।
मुष्ककोषमगच्छन्त्यामन्त्रवृद्धौ विचक्षणः ।
वातवृद्धिक्रमं कुर्यात् स्वेदं तत्राग्निना हितम् ॥२५॥

अन्वयः–वृद्धौ अत्यशनं मार्गम् उपवासं च गुरूणि वेग–आघातं पृष्ठयानं व्यायामं मैथुनं त्यजेत् । वात-वृद्धौ यथाप्राप्तं स्निग्धं विरेचनं पिबेत्; सक्षीरं च एरण्ड-सम्भवं तैलं मासं पिबेत् ॥ गुग्गुलु-एरण्डजं तैलं नरः गोमूत्रेण पिबेत्, (तेन) चिरकाल–अनुबन्धिनीं वातवृद्धिम् आशु जयति ॥ पित्तग्रन्थि–क्रमेण एनं पित्तवृद्धिम् उपा-चरेत्, पित्तसमुद्भवे वृद्धौ जलौकाभिः रक्तं हरेत् ॥ चन्दनं मधुकं पद्मम् उशीरं नीलम् उत्पलं क्षीरपिष्टं प्रलेपेन दाह–शोथ–रुजा–अपहं(भवति), त्रिकटु–त्रिफला-क्वाथं सक्षारलवणं पिबेत्, इदं श्रेष्ठं विरेचनं कफवृद्धि-विनाशनं (भवति) ॥ इह कटु–तीक्ष्ण–उष्णाः लेपनाः सूक्ष्मम् एव च स्वेदनं, च परिषेक–उपनाहौ सर्वम् उष्णम् इष्यते ॥ रक्तजे (वृद्धौ) मुहुर्मुहुः जलौकाभिः शोणितं हरेत्; अपि वा शर्करा–क्षौद्रसंयुतं विरेचनं पिबेत् ॥ तथा आमे च पक्वे रक्तजे सर्वपित्तहरं शीतम् आलेपनं शस्तम्, पित्तवृद्धिक्रमं कुर्यात् । मेदःसमुत्थं तु स्विन्नं (कृत्वा) सुरसादिना लेपयेत्, मूत्रप्रभवं शिरो-विरेचनद्रव्यैः मूत्रसंयुतैः सुखोष्णैः संस्वेद्य वस्त्रपट्टेन वेष्टयेत् । अन्त्रवृद्धौ मुष्ककोषम् अगच्छन्त्याम् विचक्षणः (वैद्यः) सीवन्याः पार्श्वतः अधस्तात् व्रीहिमुखेन विध्येत् । वातवृद्धिक्रमं कुर्यात्, तत्र अग्निना स्वेदः हितः (भवति) ॥

વધરાવળવાળા માણસે ઝાઝું જમવું નહિ, બહુ પંથ કરવો નહિ, ઉપવાસ કરવો નહિ, ભારે પદાર્થો ખાવા નહિ, મૂત્ર આદિના વેગો રોકવા નહિ, ઘોડા વગેરે ઉપર સવારી કરવી નહિ, કસરત વગેરે પરિશ્રમ અને મૈથુન ત્યજવું જોઈએ. વાયુ સંબંધી વધરાવળ હોય તો જેવું મળી આવે તેવું સ્નિગ્ધ વિરેચન પીવું. દૂધ અને એરંડિયું તેલ એક મહિના સુધી પીવું (તેથી પણ વાયુસંબંધી વધરાવળ મટી જાય છે). એરંડિયુ તેલ અને ગૂગળ મિશ્ર કરી માણસે ગોમૂત્રની સાથે પીવાં; તેથી લાંબા કાળની વાયુસંબંધી વધરાવળ પણ તરત મટી જાય છે. પિત્તસંબંધી ગ્રંથિની જે ચિકિત્સા કહેવાશે, તેજ ચિકિત્સા પિત્તસંબંધી વધરાવળની પણ કરવી; (તેથી પિત્તસંબંધી વધરાવળ

× बध्नाति दोषो वङ्क्षणसन्धिषु ग्रन्थिवत् शोथम् अति-अभिष्यन्दि-गुर्वन्नाद्यशनात् स शोथरूपो रोगो ब्रध्नः बन्ध बन्धने- बन्धेर्ब्रधिबुधी च' (उणा० ३-५। इति नक्-रसवाહી નાડીઓને રોકનાર અને ભારે ખોરાક વગેરે વધારે પ્રમાણમાં ખાવાથી કોપેલો દોષ સાથળના સાધામાં ગાંઠ જેવો જે સોજો કરે છે, એ સોજારૂપી જે રોગ તે 'બ્રધ્ન' કે 'બદ'નામે કહેવાય છે. આ રોગ વધરાવળની પાસેજ થતો હોવાથી એ વધરાવળના અધિકારમાંજ તેનુ નિદાન તથા લક્ષણ કહેવું યોગ્ય જણાયાથી ગ્રંથકાર તેનું નિદાન તથા લક્ષણ અહીં કહે છે.

મટી જાય છે.) વળી પિત્તની વધરાવળમાં જળો વળગાડી લોહી કઢાવવું; (તેથી પિત્ત સંબંધી વધરાવળ મટી જાય છે.) રતાંજલિ, જેઠીમધ, કમળ, વાળો અને નીલકમળને દૂધમાં વાટી લેપ કરવાથી પિત્તસંબંધી વધરાવળના સોજાની તથા ખગતરાની પીડા મટી જાય છે. સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં અને આમળાંનો કવાથ કરી તેમાં જવખાર તથા સિંધવ નાખી તે પીવો; (તેથી કફસંબધી વધરાવળ મટી જાય છે.) આ વિરેચન કફસંબંધી વધરાવળને મટાડવામાં ઉત્તમ છે. આ કફની વધરાવળમાં તીખાં, તીક્ષ્ણ તથા ઊનાં લેપનો, થોડું થોડું સ્વેદન અને સઘળાં ઊનાં સિંચનો અને ઊનાં બંધાણો કરવાં. રુધિરસંબધી વધરાવળ થઈ હોય તો વારંવાર જળો વળગાડી લોહી કઢાવવું અને સાકર તથા મધથી યુક્ત વિરેચન પીવું. રુધિર સંબંધી વધરાવળ કાચી હોય કે પાકી હોય પણ તેના ઉપર શીતળ લેપન કરવાં, અને પિત્તને દૂર કરનારી સઘળી ક્રિયા કરવી રુધિરસંબધી વધરાવળની ઉપર પિત્તસંબધી વધરાવળની જે ચિકિત્સા છે તે સઘળી કરવી. મેદસંબધી વધરાવળ ઉપર શેક કરી સુર સાદિ ગણનાં ઔષધોનો લેપ કરવો. મૂત્ર સંબંધી વધરાવળ હોય તો શિરોવિરેચન–દ્રવ્યોમા ગોમૂત્ર નાખી જરા ગરમ કરી તેથી શેક કરીને તેના પર વસ્ત્રનો પાટો વીંટવો. આંતરડાંસંબધી વધરાવળ વૃષણમાં ઊતરી જતી ન હોય તો વિદ્વાન વૈદ્યે સીવણીને પડખે નીચેના ભાગમાં વ્રીહિમુખ નામના શસ્ત્રથી વેધ કરવો અને પછી વાયુસંબંધી વધરાવળના જેવી ચિકિત્સા કરવી; તેમજ એ આંતરડા સંબંધી વધરાવળની ઉપર અગ્નિથી શેક કરવો પણ હિતકારી થાય છે. ૧૪–૨૫

टीका–व्रीहिमुखेन=शस्त्रविशेषेण, अगच्छन्त्यां=असवन्त्याम् ॥

આંતરડાની વધરાવળની ખાસ ચિકિત્સા

तैलमेरण्डजं पी[illegible] बलासिद्ध यथोचितम् ।
[illegible] जयेन्नरः ॥ २६ ॥

अन्वयः–बलासिद्धम् एरण्डतैल यथोचित पीत्वा नरः आध्मान-शूल-उपचिताम् अन्त्रवृद्धिं जयेत् ॥

ખપાટનું ચૂર્ણ નાખી પકાવેલું એરંડિયું તેલ યોગ્ય રીતે પીને માણસ, આફરાવાળી તથા શૂળવાળી આંતરડાસંબંધી વધરાવળ મટાડી શકે છે. ૨૬

અંત્રવૃદ્ધિ ઉપર રાસ્નાદિ–કવાથ

रास्नायष्ट्यमृतैरण्डबलाग्वधगोक्षुरैः ।
पटोलेन वृषेणापि विधिना विहितं शृतम् ।
रुबुतैलेन संयुक्तमन्त्रवृद्धिं व्यपोहति ॥ २७ ॥

अन्वयः रास्ना-यष्टि-अमृता-एरण्ड-बला-आरग्वध-गोक्षुरैः पटोलेन वृषेण अपि विधिना विहित-शृत रुबुतैलेन संयुक्त (कृत्वा पीत सत्) अन्त्रवृद्धिं व्यपोहति ॥

રાસ્ના, જેઠીમધ, ગળો, એરંડો, ખપાટ, ગરમાળો, ગોખરુ, કડવાં પરવળ અને અરડૂસાનો વિધિપૂર્વક કરેલો કવાથ, એરંડિયા તેલ સાથે પીધો હોય તો તે આતરડાસંબધી વધરાવળને મટાડે છે. (આ કવાથ રાસ્નાદિ–કવાથ નામે ઓળખાય છે.) ૨૭

હરકોઈ વૃદ્ધિની ખાસ ચિકિત્સા

गन्धर्वहस्ततैलेन क्षीरेण विहितं शृतम् ।
विशालामूलजं चूर्णं वृद्धिं हन्ति न संशयः ॥२८॥
वचासर्षपकल्केन प्रलेपः शोथनाशनः ।
शिग्रुत्वक्सर्षपैर्लेपः शोथश्लेष्मानिलापहः ॥२९॥

अन्वय.–गन्धर्वहस्ततैलेन क्षीरेण विहित शृत विशाला-मूलजं चूर्णं वृद्धिं हन्ति, न संशयः ॥ वचा-सर्षपकल्केन प्रलेप शोथनाशन, (तथा) शिग्रु-त्वक्-सर्षपैः लेप शोथ-श्लेष्म-अनिल-अपहः (भवति) ॥

એરંડિયુ તેલ, દૂધ અને ઇંદ્રવરણાના મૂળના ચૂર્ણનો કવાથ (પિવાય તો) તે વધરાવળ મટાડે છે, એ નિઃસંશય છે. વજ અને સરસવના કલ્કનો લેપ વધરાવળનો સોજો મટાડે છે. સરગવાની છાલ અને સરસવનો લેપ વધરાવળનો સોજો, કફ તથા વાયુનો નાશ કરે છે. ૨૮,૨૯

टीका–विशाला=इन्द्रवारुणी ॥

અસાધ્ય અંત્રવૃદ્ધિની સફળ ચિકિત્સા

शुद्धसूतं तथा गन्धं मृतान्येतानि योजयेत् ।
लोहं रङ्गं तथा ताम्रं कांस्यं चाथ विशोधितम् ॥३०॥
तालकं तुत्थकं चापि तथा शङ्खवराटकम् ।
त्रिकटु त्रिफला चव्यं विडङ्गं वृद्धदारकम् ॥ ३१ ॥

कर्चूरं मागधीमूलं पाठां सहपुषां वचाम् ।
एलाबीजं देवकाष्ठं तथा लवणपञ्चकम् ॥ ३२॥
एतानि समभागानि चूर्णयेदथ कारयेत् ।
कषायेण हरीतक्या वटिकां टङ्कसंमिताम् ॥ ३३॥
एकां तां वटिकां यस्तु निगिलेद्वारिणा सह ।
अन्त्रवृद्धिरसाध्याऽपि तथ्यं नश्यति सत्वरम् ॥

अन्वयः-शुद्धसूतं गन्धं लोहं तथा रङ्गं तथा ताम्रम् अथ च कांस्यम्, एतानि मृतानि योजयेत्, अपि च विशोधितं तालक तुत्थकं तथा शङ्खवराटक (भस्मरूपं योजयेत्, तथा) त्रिकटु त्रिफला चव्यं विडङ्ग-वृद्धदारकं कर्चूरं मागधीमूलं पाठां स-हपुषां वचाम् एलाबीजं देवकाष्ठ तथा लवणपञ्चकम्, एतानि-समभागानि चूर्णयेत्, अथ च हरीतक्याः कषायेण टङ्कसंमितां वटिकां कारयेत्, यः तु ताम् एकां वटिकां वारिणा सह निगिलेत्, (तस्य) अन्त्रवृद्धिः असाध्या अपि तथ्यं सत्वरं नश्यति ॥

શુદ્ધ પારો, ગંધક, લોઢું તથા કથીર, એ બધાં મારેલાં-ભસ્મરૂપ લેવાં; તેમ જ ત્રાંબું, કાંસું તથા શુદ્ધ હરતાલ પણ મારેલાં જ લેવાં; ઉપરાંત શુદ્ધ મોરથૂથુ, શંખ તથા કોડીઓની ભસ્મ, સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, ચવક, વાવડિંગ, વરધારો, કચૂરો, પીપરીમૂળ, કાળીપાટ, પલાશી, વજ, એલચીનાં બીજ, દેવદાર અને પંચલવણ સમભાગે લઈ ચૂર્ણ કરી તેની હરડેના ક્વાથથી ચોવીશ ચોવીશ ચણોઠીભારની ગોળીઓ કરવી; જે માણસ આમાંની એક ગોળી પાણીની સાથે જો ગળી જાય, તો તેની આંતરડાંસંબંધી વધરાવળ અસાધ્ય હોય, તે પણ ખરેખર તરત નાશ પામે છે. ૩૦-૩૪

### બ્રધ્ન કે બદની ચિકિત્સા

भृष्टोरण्डतैलेन सम्यक्कल्कोऽभयाभवः ।
कृष्णासैन्धवसंयुक्तो ब्रध्नरोगहरः परः ॥ ३५॥
अजाजी हपुषा कुष्ठं गोमेदबदरान्वितम् ।
काञ्जिकेन तु सम्पिष्टं तल्लेपो ब्रध्नजित् परः ॥३६॥

अन्वयः-अभयाभवः सम्यक् कल्कः एरण्डतैलेन भृष्टः कृष्णासैन्धव-संयुक्तः (भक्षितः सन्) परः ब्रध्नरोगहरः (मतः)। अजाजी हपुषा कुष्ठ गोमेद-बदर-अन्वितं काञ्जिकेन तु सम्पिष्टं (कृत्वा) तल्लेपः परः ब्रध्नजित् (मतः) ॥

હરડેનો સારી રીતે કલ્ક કરી તેને એરંડિયા તેલમાં શેકી પીપર અને સિંધવનાં ચૂર્ણ સાથે ખાધો હોય તો તે બ્રધ્નરોગને અવશ્ય મટાડે છે. જીરું, પલાશી, કઠ, તમાલપત્ર અને બોરને કાંજીમાં વાંટી તેનો લેપ કર્યો હોય તો તે બ્રધ્ન રોગને અવશ્ય મટાડે છે. (મૂળ શ્લોકમાં જે 'ગોમેદ' શબ્દ છે, તેનો 'તમાલપત્ર' એવો અર્થ કર્યો છે, તે ધન્વંતરિના નિઘંટુ ઉપરથી કર્યો છે. એ નિઘંટુમાં ધન્વન્તરિ કહે છે: પત્ર, રાસ અને ગોમેદ, એ તમાલપત્રનાં નામ છે. પાંદડાંનાં જે નામો છે તથા વસ્ત્રનાં જે નામો છે, તે સઘળાં નામો તમાલપત્રને પણ લાગુ પડે છે.) ૩૫,૩૬

टीका-गोमेद=पत्रकम्; तथा निघण्टौ धन्वन्तरिः-'पत्रं दलाह्वयं रासं गोमेदं रसनाह्वयम्'। (આનો અર્થ ઉપર છે.)

વૃદ્ધિ તથા બ્રધ્નનો અધિકાર સમાપ્ત

## अथ गलगण्ड-गण्डमाला-अपची-ग्रन्थ्यर्बुदाधिकारः ॥

## ૪૪: ગલગંડ, ગંડમાલા, અપચી, ગ્રંથિ તથા અર્બુદનો અધિકાર×

गलगण्डस्य सामान्यलक्षणमाह-

### ગલગંડનું સામાન્ય લક્ષણ

निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले ।
महान् वा यदि वा ह्रस्वो गलगण्डं तमादिशेत् ॥१॥

अन्वयः-यस्य गले महान् वा यदि वा ह्रस्वः निबद्धः श्वयथुः मुष्कवत् लम्बते, तं गलगण्डम् आदिशेत् ॥

જેના ગળામાં મોટો અથવા નાનો દૃઢ કે અચળ સોજો વૃષણની પેઠે લટકતો થાય છે, એને 'ગલગંડ' કહેવો. ૧

× गले गण्डः-मुष्कवल्लम्बमानः प्रवृद्ध-वात-कफ-मेदो-जात. श्वयथुः-गलगण्डः-ખૂબ જ વધેલાં વાયુ કફ તથા મેદને લીધે થઈને ગળા ઉપર વૃષણ જેવો લટકતો જે સોજો થાય છે, તે ગલગંડ કહેવાય છે. આ સોજો પણ વધરાવળથી યુક્ત વૃષણના જેવો જણાતો હોવાથી ઉપરના વધરાવળના અધિકાર પછી આ ગલગંડ આદિનો અધિકાર ચાલુ કરેલ છે.

टीका-निबद्धः=दृढः अचलो वा, मुष्कवत्=अण्डवत्, 'गले' इति हनुमन्ययोरुपलक्षणम् । तथा च भोजः- 'महान्तं शोथमल्पं वा हनुमन्यागलाश्रयम् । मुष्कवल्लम्बमानं तु गलगण्डं विनिर्दिशेत्'-'ગળામાં જે સોજો લટકતો થાય છે,' એમ જે કહ્યું, એ ઉપલક્ષણ છે; માટે એમ સમજવું કે દાઢીમાં કે ગળાની નાડીઓમાં પણ એવો લટકતો સોજો થાય, તો તે પણ 'ગલગંડ' કહેવાય છે. ભોજે કહ્યું છે કે, 'મોટો અથવા નાનો જે સોજો દાઢીમાં, બોચીમાં કે ગળામાં વૃષણની પેઠે લટકતો થાય, તેને ગલગંડ કહેવો.'

गलगण्डसम्प्राप्तिमाह-

### ગલગંડની સંપ્રાપ્તિ

**वातः कफश्चापि गले प्रदुष्टौ मन्ये तु संश्रित्य तथैव मेदः। कुर्वन्ति गण्डं क्रमशः स्वलिङ्गैः समाचितं तं गलगण्डमाहुः ॥ २ ॥**

अन्वयः-गले प्रदुष्टौ वातः च कफः तथा एव च मेदः अपि मन्ये तु संश्रित्य क्रमशः स्वलिङ्गैः समाचितं गण्डं कुर्वन्ति, तं (वैद्याः) गलगण्डम् आहुः ॥

ગળામાં ખૂબ બગડેલા વાયુ, કફ અને મેદ મધ્યમાં આવી અનુક્રમે પોતપોતાનાં લક્ષણોવાળો એટલે વાયુ, કફ તથા મેદનાં લક્ષણોવાળો જે સોજો ઉત્પન્ન કરે છે, તે રોગને વૈદ્યો 'ગલગંડ' કહે છે. ૨

टीका-स्वलिङ्गैः=वात-कफ-मेदोलक्षणैः ॥ (અર્થ ઉપર છે.)

वातिकगलगण्डलक्षणमाह-

### વાયુસંબંધી ગલગંડનું લક્ષણ

**तोदान्वितः कृष्णशिरावनद्धः श्यावारुणो वा पवनात्मकस्तु । पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको यदृच्छया पाकमियात्कदाचित् ॥ वैरस्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रशोषः ॥३॥**

अन्वयः-पवनात्मकः तु (गलगण्डः) तोद-अन्वितः कृष्ण-शिरा-अवनद्धः श्याव-अरुणः वा पारुष्य-युक्तः चिर-वृद्धि-अपाकः (सन्) कदाचित् यदृच्छया पाकम् इयात्, तस्य जन्तोः आस्यस्य वैरस्यं तथा च तालु-गलप्रशोषः भवेत् ॥

વાયુસંબંધી ગલગંડ તો સોયા ભોંકાયા જેવી પીડાવાળો, કાળી શિરાથી બંધાયેલો અને કાળાશ તથા રતાશવાળો હોય છે; વળી એ ગલગંડ કઠણ હોઈ લાંબે કાળે વધે છે, પાકતો નથી અને કોઈક સમયે આપોઆપ પાકી પણ જાય છે; જે માણસને એ ગલગંડ થયો હોય તેનું મોઢું બેસ્વાદ રહે છે અને તાળવું તથા ગળું સુકાયા કરે છે. ૩

टीका-चिरवृद्ध्यपाकः=चिरेण वृद्धिः अपाकश्च यस्य सः ॥ (આનો અર્થ ઉપર છે.)

श्लैष्मिकगलगण्डलक्षणमाह-

### કફસંબંધી ગલગંડનું લક્ષણ

**स्थिरः सवर्णो गुरुरुग्रकण्डूः शीतो महांश्चापि कफात्मकस्तु । स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेन शब्दं कुरुते च नित्यम् ॥ ४ ॥**

**चिराच्च वृद्धिं भजते चिराद्वा, प्रपच्यते मन्दरुजः कदाचित् । माधुर्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रलेपः ॥ ५ ॥**

अन्वयः-कफात्मकः तु स्थिरः सवर्णः गुरुः उग्र-कण्डूः शीतः च महान् अपि (भवेत्) । तस्य च जन्तोः स्निग्ध-आस्यता भवेत् । गलेन च नित्यं शब्दं कुरुते, चिरात् च वृद्धिं भजते, चिरात् वा कदाचित् प्रपच्यते, मन्दरुजः (स्यात्), तस्य च जन्तोः आस्यस्य माधुर्यं, तथा तालु-गल-प्रलेपः भवेत् ॥

કફસંબંધી ગલગંડ સ્થિર હોય; જે ઠેકાણે થયો હોય તે ઠેકાણાના જેવા જ રંગવાળો; ભારે, ઉગ્ર ખરજવાળો, ટાઢો અને મોટો પણ હોય; એ ગલગંડ જેને થયો હોય તેનું મોઢું ચીકણું રહ્યા કરે, તેમ જ કાયમ ગળામાં અવાજ થયા કરે; વળી એ ગલગંડ લાંબે કાળે વધે છે, લાંબે કાળે કોઈક સમયે પાકે પણ છે અને ઓછી વેદનાવાળો હોય છે, જેને આ ગલગંડ થયો હોય તે માણસનું મોઢું મધુર રહે છે અને તાળવું તથા ગળું કફથી ખરડાયેલાં રહે છે.

टीका-कदाचित्प्रपच्यते वा पाकोऽपि चिराद्भवति, प्रलेपः-श्लेष्मणा ॥

मेदोजगलगण्डलक्षणमाह-

### મેદસંબંધી ગલગંડનું લક્ષણ

**स्निग्धो मृदुः पाण्डुरनिष्टगन्धो मेदोऽन्वितः कण्डुयुतोऽरुजश्च । प्रलम्बतेऽलाबुवदल्पमूलो, देहानुरूपक्षयवृद्धियुक्तः ॥ स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेऽणुशब्दं कुरुते च नित्यम् ॥६॥**

अन्वयः-मेदस्-अन्वितः (गलगण्डः तु) स्निग्धः मृदुः पाण्डुः अनिष्ट-गन्धः कण्डु-युतः, च अरुजः (सन्) अलाबुवत् प्रलम्बते, अल्पमूलः देह-अनुरूप-

क्षयवृद्धियुक्तः (स्यात्)। तस्य च जन्तोः स्निग्ध-आस्यता भवेत्, गले च नित्यम् अणुशब्दं कुरुते ॥

મેદ સંબંધી ગલગંડ સ્નિગ્ધ, ફૂણો, ફીકા રંગનો, ખરાબ ગંધવાળો, ખરજવાળો, પીડા વગરનો, તુંબડાની જેમ લટકતો, ઓછાં મૂળવાળો અને શરીરના વધવાથી વધે તથા શરીરના ઘટવાથી ઘટે છે; એ ગલગંડ જેને થયો હોય તેનું મોઢું સ્નિગ્ધ રહે છે અને કાયમ ગળામાં અતિસૂક્ષ્મ અવાજ થયા કરે છે. ૬

असाध्यगलगण्डमाह–

### અસાધ્ય ગલગંડ

कृच्छ्राच्छ्वसन्तं मृदुसर्वगात्रं संवत्सरातीत-मरोचकार्त्तम्। क्षीणं च वैद्यो गलगण्डयुक्तं भिन्नस्वरं नैव नरं चिकित्सेत् ॥ ७ ॥

अन्वयः–कृच्छ्रात् श्वसन्तं मृदु-सर्वगात्रं अरोचक-आर्त्तं क्षीणं च भिन्नस्वरं संवत्सर-अतीतम् गलगण्ड-युक्तं नरं वैद्यः न एव चिकित्सेत् ॥

ગલગંડવાળો જે માણસ માંડ માંડ શ્વાસ લઈ શકતો હોય, જેનાં સઘળાં ગાત્રો ફૂણાં થઈ ગયાં હોય, જેને અરુચિ તથા ક્ષીણતા થઈ હોય, જેનો સાદ બેસી ગયા જેવો થઈ ગયો હોય તથા જેની ઉત્પત્તિને એક વર્ષ વીતી ગયું હોય, તેવા ગલગંડવાળા માણસની વૈદ્યે ચિકિત્સા ન જ કરવી. ૭

तत्र गण्डमालाया लक्षणमाह–

### ગંડમાલાનું લક્ષણ

फर्कन्धुकोलाऽऽमलकप्रमाणैः कक्षांसमन्या-गलवङ्क्षणेषु। मेदःकफाभ्यां चिरमन्दपाकैः स्याद्गण्डमाला बहुभिश्च गण्डैः ॥ ८ ॥

अन्वयः–कक्ष-अंस-मन्या-गल-वङ्क्षणेषु मेदः कफाभ्यां कर्कन्धु-कोल-आमलकप्रमाणैः चिर-मन्द-पाकैः च बहुभिः गण्डैः गण्डमाला स्यात् ॥

બગલમાં, ખભાઓમાં, ગળાની બંને બાજુ બોચીમાં, ગળામાં તથા સાથળોના મૂળમાં મેદ અને કફને લીધે નાના બોર જેવડા કે મોટા બોર જેવડા અથવા આમળાં જેવડા જે ઘણા ગંડો કે ગાંઠા ઘણા લાંબા કાળે થોડાક પાકે એવા થાય, એ 'ગંડમાલા+' કહેવાય છે. ૮

+ गण्डानां–ग्रन्थीनां माला–पङ्क्तिर्यस्यां कक्षादिषु मेदःकफजेति–गण्डमाला–જે રોગમાં બગલ, ગળું વગેરે સ્થાનો પર મેદ તથા કફથી થતા બોર બોર જેવડા ગાંઠાઓની હાર થાય છે, તે રોગ 'ગંડમાલા' કહેવાય છે.

टीका–कर्कन्धुः=क्षुद्रबदरः, कोलं=बृहद्बदरम्, चिर-मन्दपाकैः=चिरेण मन्दोऽल्पः पाको येषां तैः ॥ (અર્થ ઉપર છે.)

गण्डमालाया एवावस्थाविशेषमपचीमाह–

### ગંડમાલાની જ એક સ્થિતિ–અપચીનું લક્ષણ

ते ग्रन्थयः केचिदवाप्तपाकाः, स्रवन्ति नश्यन्ति भवन्ति चान्ये। कालानुबन्धं चिर-माद्धाति, सैवापचीति प्रवदन्ति केचित् ॥ ९ ॥

अन्वयः–ते ग्रन्थयः केचित् अवाप्तपाकाः स्रवन्ति, अन्ये च नश्यन्ति च भवन्ति, चिरं काल–अनुबन्धम् आदधाति, सा एव अपची इति केचित् प्रवदन्ति ॥

ગંડમાલાની તે ગાંઠો કેટલીક પાકીને સ્રવતી હોય, કેટલીક મટી જતી હોય, કેટલીક નવી થતી હોય અને એ રીતે લાંબા કાળ સુધી જે રહ્યા કરે, તે ગંડમાલાને કેટલાક વૈદ્યો 'અપચી×' એ નામે કહે છે. ૯

× ईषदर्थकनञा समासे–न–ईषत् पचति–पाकं गच्छतीति–अपची, यद्वा योऽपरोऽपर उपचीयमानः कश्चित् अवाप्तपाकः स्रवन्, अन्यश्च नश्यन्, भवश्चान्यो ग्रन्थिर्वर्धमानानुबन्धी यस्यां सा–अपची–पृषोदरादित्वात् साधुः–જે ગાંઠ થોડીક જ પાકે છે, તે અપચી કહેવાય છે; અથવા જે રોગમાં ગાંઠો તો ગંડમાલાની જ થાય, પણ માળારૂપે ન હોઈ પ્રથમ એક જ થાય, પછી તે પાકીને ઝરે કે મટે, તેટલામાં વળી બીજી થાય; એ મટે ત્યાં ત્રીજી થાય; એમ વર્ષો સુધી થયા કરે છે, તે રોગ અપચી કહેવાય છે.

टीका–ते ग्रन्थयः=गण्डमालाया एव गण्डाः, केचिद-वाप्तपाकाः सन्तः स्रवन्ति, केचिन्नश्यन्ति, अन्ये भवन्ति च ॥ कालानुबन्धं चिरमादधाति=या गलगण्डमाला चिरं तिष्ठति, सैवापचीति केचिद् वदन्ति ॥ (અર્થ ઉપર છે.)

अपच्याः साध्यत्वादिकमाह–

### સાધ્ય તથા અસાધ્ય અપચી

साध्या स्मृता पीनसपार्श्वशूल-कास-ज्वरच्छर्दियुता त्वसाध्या ॥ १० ॥

अन्वयः–(अपची) साध्या स्मृता, (किंतु) पीनस-पार्श्वशूल-कास-ज्वर-च्छर्दियुता तु असाध्या ॥

અપચી સાધ્ય છે, પણ તે સળેખમ, પડ-

ખાંઓનાં શૂળ, ઉધરસ, તાવ તથા ઊલટીથી યુક્ત હોય તો અસાધ્ય છે. ૧૦

ग्रन्थेर्लक्षणमाह-

### ગ્રંથિનું લક્ષણ

**वातादयो मांसमसृक्प्रदुष्टाः, सन्दूष्य मेदश्च तथा शिराश्च। वृत्तोन्नतं विग्रथितं तु शोथं, कुर्वन्त्यतो ग्रन्थिरिति प्रदिष्टः ॥ ११ ॥**

अन्वयः-प्रदुष्टाः वातादयः च मेदः तथा च शिराः मांसम् असृक् च सन्दूष्य विग्रथितं वृत्त-उन्नतं शोथं कुर्वन्ति, अतः ग्रन्थिः इति प्रदिष्टः ॥

**વાયુ, પિત્ત, કફ, મેદ અને શિરાઓ માંસને તથા રુધિરને દૂષિત કરી ગોળાકાર તથા ઊંચા ગાંઠારૂપ સોજાને ઉત્પન્ન કરે છે, તે ગાંઠો 'ગ્રંથિ' કહેવાય છે. આ ગ્રંથિ* વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, મેદસંબંધી અને શિરાસંબંધી, એમ પાંચ પ્રકારની થાય છે. ૧૧**

टीका-विग्रथितं=ग्रथितरूपं अत एव ग्रन्थिः स पञ्चधा-वातिकः, पैत्तिकः श्लैष्मिकः, मेदोजः, शिराजश्चेति ॥ (આનો અર્થ ઉપર છે.)

तेषु वातिकग्रन्थेर्लक्षणमाह-

### વાયુસંબંધી ગ્રંથિનું લક્ષણ

**आयम्यते वृश्च्यति तुद्यते च प्रभ्रश्यते मन्थति भिद्यते च। कृष्णो मृदुर्बस्तिरिवाततश्च, भिन्नः स्रवेच्चानिलजोऽस्रमच्छम् ॥ १२ ॥**

अन्वयः-अनिलजः (ग्रन्थिः) आयम्यते, वृश्च्यति, तुद्यते, च प्रभ्रश्यते, मन्थति च भिद्यते, बस्तिः इव आततः कृष्णः मृदुः च भिन्नः (सन्) अच्छम् अस्रं स्रवेत् ॥

વાયુથી થતી ગ્રંથિને જાણે ખેંચીને લાંબી કરાતી હોય, જાણે પોતાના આશ્રય-સ્થળને કાપી નાખતી હોય કે ખચકાતી હોય, જાણે ભોંકાતી હોય કે મથી નાખતી હોય, જાણે ચીરી નંખાતી હોય અને (રબરની) બસ્તિની જેમ જાણે વિસ્તાર પામતી હોય એવી જણાય છે; તથા કાળી અને કોમળ હોય અને ભેદાય ત્યારે આછું સ્વાભાવિક રુધિર સ્રવે છે. ૧૨

टीका-आयम्यते=आकृष्य दीर्घ क्रियत इव, वृश्च्यति=आश्रयं छिनत्तीव, प्रभ्रश्यत=स्खलतीव, भिद्यते=विदार्यत इव, आततः=विस्तारित इव, मृदुः=न त्वत्यन्तकठिनः, अस्रं=रुधिरम्, अच्छं=प्रकृतम् स्रवेदित्यर्थः ॥ (આનો અર્થ ઉપર છે)

पैत्तिकग्रन्थिलक्षणमाह-

### પિત્તસંબંધી ગ્રંથિનું લક્ષણ

**दन्दह्यते धूप्यति चूष्यते च, पापच्यते प्रज्वलतीव चापि। रक्तः सपीतोऽप्यथवापि पित्ताद्भिन्नः स्रवेदुष्णमतीव चास्रम् ॥ १३ ॥**

अन्वयः-पित्तात् दन्दह्यते धूप्यति च चूष्यते, पापच्यते, प्रज्वलित इव, अपि च रक्तः अथवा सपीतः अपि, भिन्नः च अतीव दुष्टम् अस्रं स्रवेत् ॥

પિત્તથી થતી ગ્રંથિ આખા શરીરમાં અત્યંત બળતરા કરે, અંદર તાપ કરે, શીંગડાથી જાણે ચુસાતી હોય એમ લાગે, ખૂબ પાકે અને અગ્નિ જેવી જ્વાળાઓથી યુક્ત જણાય, રાતી અથવા પીળી થાય, ભેદાય ત્યારે કાળાશ આદિથી યુક્ત મજ્જા સહિત રુધિર સ્રવે છે. ૧૩

टीका-दन्दह्यते=भृशं दाहं करोति सकलशरीरे, धूप्यति=अन्तस्ताप करोति, चूष्यते=शृङ्गेणेव, पापच्यते=भृशं पाकं करोति, प्रज्वलतीव=अग्निरिव ज्वालायुक्त इव, भवति ग्रन्थिः, अस्रं=रुधिरम्, अतीव दुष्टं=कृष्णतादियुक्तं मज्जायुक्तं च ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

श्लैष्मिकग्रन्थिमाह-

### કફસંબંધી ગ્રંથિનું લક્ષણ

**शीतोऽविवर्णोऽल्परुजोऽतिकण्डूः, पाषाणवत्संहननोपपन्नः। चिराभिवृद्धिश्च कफप्रकोपाद्भिन्नः स्रवेच्छुक्लघनं च पूयम् ॥ १४ ॥**

अन्वयः-कफप्रकोपात् (जातः ग्रन्थिः) शीतः अविवर्णः अल्परुजः अतिकण्डूः पाषाणवत् संहनन-उपपन्नः चिर-अभिवृद्धिः भिन्नः च शुक्ल-घनं पूयं स्रवेत् ॥

કફથી થયેલ ગ્રંથિ ટાઢી, સ્વાભાવિક રંગની, થોડી પીડાવાળી, ઘણી ખરજવાળી, પથરાની પેઠે ઘાટાઈવાળી, લાંબે કાળે વધે એવી અને ફાટે ત્યારે ધોળા તથા ઘાટા પરુને સ્રવે છે. ૧૪

* ग्रथ्यते वातादिभिः प्रदुष्टैर्मांसरुधिरं सन्दूष्य वृत्तोन्नतो यः शोथः स ग्रन्थिः, ग्रन्थ सन्दर्भे-सर्वधातुभ्य इन् (उणा. ४-११८)-ખૂબ બગડેલા વાયુ વગેરે માંસ તથા લોહીને બગાડી ગોળ અને ઊંચો સોજો ઉપજાવે છે, તે ગ્રંથિ-રસોળી નામનો રોગ કહેવાય છે.

टीका–अविवर्णः=प्रकृतिवर्णः, पाषाणवत्, संहननोपपन्नः=संहतगात्रयुक्तः ॥ (આનો અર્થ ઉપર છે.)

मेदोजग्रन्थिलक्षणमाह–

### મેદસંબંધી ગ્રંથિનું લક્ષણ

शरीरवृद्धिक्षयवृद्धिहानिः, स्निग्धो महान्कण्डुयुतोऽरुजश्च । मेदःकृतो गच्छति चात्र भिन्ने, पिण्याकसर्पिः प्रतिमं तु मेदः ॥ १५ ॥

अन्वय.–मेदः–कृतः (ग्रन्थिः) शरीर–वृद्धि–क्षय–वृद्धि–हानिः, स्निग्धः, महान्, कण्डू–युतः, अरुजः (भवेत्), अत्र च भिन्ने पिण्याक–सर्पिः–प्रतिम मेदः गच्छति ॥

મેદથી થયેલ ગ્રંથિ શરીરના વધારાથી વધે છે અને ઘટાડાથી ઘટે છે; સ્નિગ્ધ, મોટી, ખરજવાળી, પીડા વગરની અને ભેદાય ત્યારે ખોળ જેવો કે ઘી જેવો મેદ સ્રવે છે. ૧૫

टीका–तिलसदृशं घृतसदृशं वा मेदः गच्छति=स्रवतीत्यर्थः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

शिराजग्रन्थिलक्षणमाह–

### શિરાસંબંધી ગ્રંથિનું લક્ષણ

व्यायामजातैरबलस्य तैस्तैराक्षिप्य वायुश्च शिराप्रतानम् । सङ्कोच्य सम्पीड्य विशोष्य चापि, ग्रन्थिं करोत्युन्नतमाशु वृत्तम् ॥ १६ ॥

अन्वय.–अबलस्य च तैः तैः व्यायामजातैः (कुपित.) वायुः शिराप्रतानम् आक्षिप्य सङ्कोच्य सम्पीड्य विशोष्य च अपि आशु उन्नतं वृत्त ग्रन्थिं करोति ॥

માણસ નિર્બળ છતાં બળવાન માણસની સાથે યુદ્ધ આદિ તે તે પરિશ્રમો કરે, તેથી કોપેલો વાયુ શિરાઓના સમૂહને ચલાવી, દબાવી એકઠા કરી, સુકાવીને પણ તરત ઊંચી તથા ગોળ આકારવાળી ગ્રથિને ઉત્પન્ન કરે છે. (એ ગ્રંથિને શિરાસંબંધી જાણવી.) ૧૬

टीका–तैस्तै=बलवद्विग्रहादिभिः, आक्षिप्य=चालयित्वा, सम्पीड्य=सहतीकृत्य ॥ (અર્થ ઉપર છે.)

### કષ્ટસાધ્ય તથા અસાધ્ય ગ્રંથિ

ग्रन्थिः शिराजः स तु कृच्छ्रसाध्यो, भवेद्यदि स्यात् सरुजश्चलश्च । अरुक् स एवाप्यचलो महांश्च, मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥ १७ ॥

अन्वयः–शिराजः सः तु ग्रन्थिः यदि सरुजः चलः च स्यात्, (तर्हि) कृच्छ्रसाध्यः, सः एव (यदि) अरुक् अचलः च महान् च मर्म–उत्थितः अपि (स्यात् तर्हि) विवर्जनीयः ॥

શિરાસંબંધી તે જ ગ્રંથિ પીડાયુક્ત અને ચલ હોય તો કૃચ્છ્રસાધ્ય છે; પરંતુ એ શિરાસંબંધી ગ્રંથિ પીડારહિત અચલ, મોટી કે મર્મસ્થલમાં ઉત્પન્ન થયેલ હોય તો (તેને અસાધ્ય ગણી) ત્યજી દેવી-તેની ચિકિત્સા કરવી નહિ. (બીજી ગ્રંથિઓ પણ જો પીડા વગરની, અચલ, મોટી કે મર્મસ્થલમાં ઉત્પન્ન થયેલ હોય તેને પણ અસાધ્ય સમજવી. ભોજ પણ એમ જ કહે છે; પાંચ પ્રકારમાંથી ગમે તે પ્રકારની ગ્રંથિ જો મર્મસ્થળમાં થયેલ અને પીડા વગરની હોય તો તેની ચિકિત્સા કરવી જ નહિ; તેમ જ ગાલ, ગળું, ઓઠ અને સંધિઓમાં થયેલ ગ્રંથિઓની ચિકિત્સા પણ ઘણી મુશ્કેલ થાય છે.) ૧૭

टीका–अरुजत्वादियुक्ता अन्येऽपि ग्रन्थयोऽसाध्याः । तथा च भोजः–'पञ्चैतानरुजो ग्रन्थीन् मर्मजानचलांस्त्यजेत् । कपोलगलमन्यासु दुश्चिकित्स्या हि सन्धिषु' ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

अर्बुदस्य सम्प्राप्तिपूर्वकं सामान्यलक्षणमाह–

### અર્બુદ (કેન્સર)નું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

गात्रप्रदेशे क्वचिदेव दोषाः, संमूर्च्छिता मांसमसृक् प्रदूष्य । वृत्तं स्थिरं मन्दरुजं महान्तमनल्पमूलं चिरवृद्ध्यपाकम् ॥ कुर्वन्ति मांसोच्छ्रयमत्यगाधं, तदर्बुदं शास्त्रविदो वदन्ति ॥ १८ ॥

अन्वयः–सम्मूर्च्छिताः दोषाः क्वचित् एव गात्रप्रदेशे मांसम् असृक् प्रदूष्य वृत्तं स्थिरं मन्दरुजं महान्तम् अनल्पमूलं चिर–वृद्धि–अपाकम् अति–अगाधं मांस–उच्छ्रयं कुर्वन्ति, तद् शास्त्रविदः अर्बुदं वदन्ति ॥

કોપેલા દોષો, શરીરના કોઈ પણ પ્રદેશમાં માંસ અને રુધિરને દૂષિત કરીને ગોળ આકારવાળી, સ્થિર, થોડી પીડાવાળી, ગ્રંથિના કરતાં મોટી, બહુ જ ઊંડી પેઠેલી, ભારે મૂળવાળી, લાંબે કાળે વધનારી અને લાંબા કાળે પણ નહિ પાકનારી માંસની ઊંચાઈ જે ઉત્પન્ન કરે છે, એને શાસ્ત્રવેત્તાઓ 'અર્બુદ' કહે છે. (ગ્રંથિ પાકે છે અને અર્બુદ-કેન્સર*

* अर–दीर्घं बुन्दति–ज्ञापयति मांसान्त्रय–स्वरूप गात्रप्रदेशे समुत्थितैर्दोषैर्मांसासृक्–प्रदूषणाद् यत्, तद्–अर्बुदम्, उपबुन्दिर् निशामने, मूलविभुजादिः, प्रो-

પાકે નહિ, એટલો તેમાં તફાવત છે.) ૧૮

टीका-महान्त-ग्रन्थ्यपेक्षया। चिरेण वृद्धिर् यस्य तच्चिरवृद्धि, 'अपाक'मिति ग्रन्थे. सकाशादस्य भेदज्ञापकम्। अत्यगाध=दूरानुप्रविष्टम्॥ (આનો અર્થ ઉપર છે.)

निदानपूर्वकाणि विशिष्टानि लक्षणान्याह-

**અર્બુદનાં નિદાનપૂર્વક વિશિષ્ટ લક્ષણો**

वातेन पित्तेन कफेन चापि, रक्तेन मांसेन च मेदसा च। तज्जायते तस्य च लक्षणानि, ग्रन्थेः समानानि सदा भवन्ति॥ १९॥

अन्वयः-तद् (अर्बुद) वातेन पित्तेन अपि च कफेन च रक्तेन च मांसेन च मेदसा जायते, तस्य च लक्षणानि सदा ग्रन्थेः समानानि भवन्ति॥

એ અર્બુદ વાયુથી, પિત્તથી, કફથી, રુધિરથી, માંસથી અને મેદથી થાય છે અને તેમાં વાયુ, પિત્ત, કફ અને મેદથી થયેલા અર્બુદના લક્ષણો હમેશ ગ્રંથિનાં લક્ષણો જેવાં હોય છે. ૧૯

टीका-ग्रन्थेः समानानि=वातिक-पैत्तिक-श्लैष्मिक-मेदोजानामर्बुदानां लक्षणानि तुल्यानि भवन्ति॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

रक्तार्बुदनिदानसम्प्राप्तिपूर्वकलक्षणमाह-

**રુધિરથી થયેલા અર્બુદનું નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણ**

दोषः प्रदुष्टो रुधिरं शिराश्च, सङ्कोच्य सम्पीड्य ततस्त्वपाकम्। सास्रावमुन्नह्यति मांसपिण्डं, मांसाङ्कुरैराचितमाशु वृद्धिम्॥ २०॥

स्रवत्यजस्रं रुधिरं प्रदुष्टमसाध्यमेतद्रुधिरात्मकं तु। रक्तक्षयोपद्रवपीडितत्वात्, पाण्डुर्भवेदर्बुदपीडितस्तु॥ २१॥

अन्वयः-प्रदुष्टः दोषः रुधिरं च शिराः सङ्कोच्य सम्पीड्य ततः तु सास्राव मांस-अङ्कुरैः आचितम् आशु-वृद्धिं मांसपिण्डम् अपाकम् उन्नह्यति, एतद् रुधिरात्मकं तु अजस्रं प्रदुष्टं रुधिरं स्रवति, असाध्य (च भवति), अर्बुद-पीडितः तु रक्त-क्षय-उपद्रव-पीडितत्वात् पाण्डुः भवेत्॥

દુષ્ટ થયેલું પિત્ત રુધિર તથા શિરાઓને સંકોચ પમાડી તથા એકઠાં થઈ જાય એ રીતે ઘાટાં કરીને સ્રાવવાળા, માંસના અંકુરોથી વીંટાયેલા અને તરત વધનારા માંસના પિંડને જરાક પાકે એ રીતે ઊંચો કરે છે અને તેમાંથી દુષ્ટ રુધિર નિરંતર સ્રવ્યા કરે છે; એ રુધિરથી થયેલુ અર્બુદ અસાધ્ય છે; આ અર્બુદથી પીડાયેલો માણસ સુશ્રુતમાં કહેલા રુધિરના ક્ષયના ઉપદ્રવોથી પીડાઈ ને પાંડુ-ફીકા રંગનો થઈ જાય છે. ૨૦,૨૧

टीका-दोषोऽत्र=पित्तम्, रुधिरं शिराश्च सङ्कोच्य सम्पीड्य=संहतीकृत्य, मांसरुजोः सर्वेष्वर्बुदेषु दुष्यत्वम्। रक्तजे तु विशेषतो रक्तदुष्टि, एवं मांसार्बुदे मांसदुष्टिर्बोद्धव्या। ततो मांसपिण्डम् उन्नह्यति=उद्गतं करोति। अपाकम्=ईषत्पाकं यथा स्यादेवमिति क्रियाविशेषणम्। ईषत्पाकश्चैकदेशपाकेन, रक्तक्षयोपद्रवाः सुश्रुतोक्तास्तैः पीडितत्वात्। अर्बुदपीडितः=रक्तार्बुदपीडित॥ સઘળા પ્રકારના અર્બુદોમા માંસ તથા રુધિર દૂષિત થાય છે અને રુધિરથી થયેલા અર્બુદમાં તો વિશેષે કરી રુધિર દૂષિત થાય છે તથા માંસથી થયેલા અર્બુદમાં વિશેષે કરી માંસ દૂષિત થાય છે, એમ સમજવું.

मांसार्बुदस्य सम्प्राप्तिमाह-

**માંસથી થયેલા અર્બુદની સંપ્રાપ્તિ**

मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे, मांसं प्रदुष्टं प्रकरोति शोथम्। अवेदनं स्निग्धमनन्यवर्ण,-मपाकमश्मोपममप्रचाल्यम्॥ २२॥

अन्वय -मुष्टि-प्रहार-आदिभिः अर्दिते अङ्गे प्रदुष्टं मांसम् अवेदनं स्निग्धम् अनन्यवर्णम् अपाकम् अश्म-उपमम् अप्रचाल्यं शोथं प्रकरोति॥

મૂઠીના પ્રહાર વગેરેથી અંગ પીડિત થતાં વાયુથી દુષ્ટ થયેલું માંસ વેદના વગરનો અથવા થોડી વેદનાવાળો, સ્નિગ્ધ, અભિન્ન વર્ણવાળો, નહિ પાકનારો અથવા જરાક પાકનારો, પથરા જેવો અને ચલાયમાન ન કરી શકાય એવો સોજો ઉત્પન્ન કરે છે. ૨૨

टीका-मांसं प्रदुष्टं-वातेन, अवेदनं=वेदनारहितमीष-

---

दरादिश्च, यद्वा अर्बति-गच्छति गात्रप्रदेशे कुत्रापि यद्-अर्ब गतौ-उदच्; यद्वा अर्बुदगिरिसदृश वृत्ताकार स्थिरं महद् अनल्पमूल च यज्जायते-तत्सादृश्याद् इदमपि अर्बुदम्-શરીરના હરકોઈ પ્રદેશ પર કોપેલા દોષોથી માંસ તથા લોહી બગડ્યાં હોય તેથી શરીરના હરકોઈ પ્રદેશ પર માંસની ઊંચાઈરૂપે પોતાને જે તરત દર્શાવે છે, તેથી અર્બુદ; અથવા હરકોઈ શરીરપ્રદેશ પર જે થાય છે, તેથી અર્બુદ; અથવા આબુપર્વત જેવું ગોળ, સ્થિર, મોટું અને ઊંડા મૂળવાળું જે થાય છે, એટલે અર્બુદ-પહાડ જેવું જે થાય છે, તેથી અર્બુદ-કેન્સર કે ઝેરી રસોળી નામનો રોગ.

छेदन वा, अपाक=पाकरहितमीषत्पाकं वा ॥ (આનો અર્થ ઉપર છે.)

मांसार्बुदस्य निदानमाह–

**માંસથી થયેલા અર્બુદનું નિદાન**

**प्रदुष्टमांसस्य नरस्य गाढमेतद्भवेन्मांसपरायणस्य ॥ २३ ॥**

अन्वयः–मांसपरायणस्य प्रदुष्टमांसस्य एतद् गाढ भवेत् ॥

માંસ ખાવાના અભ્યાસવાળા જે માણસનું માંસ દુષ્ટ થયું હોય તે માણસને આ (માંસજન્ય) અર્બુદ કઠણ ઉત્પન્ન થાય છે. ૨૩

टीका–मांसाशनाभ्यासेन यः प्रदुष्टमांसस्तस्य, एतद्भवतीत्यर्थः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

असाध्य मांसार्बुदमाह–

**અસાધ્ય માંસાર્બુદ**

**मांसार्बुदं त्वेनदसाध्यमाहुः साध्येष्वपीमानि विवर्जयेच। सम्प्रसुतं मर्मसु यच्च जातं स्रोतःसु वा यत्तु भवेदचाल्यम् ॥ २४ ॥**

अन्वयः–एतद् मांसार्बुदं (वैद्याः) असाध्यम् आहुः, साध्येषु अपि यत् सम्प्रस्रुतं मर्मसु वा स्रोतःसु च जातं यत् तु अचाल्य भवेत्, इमानि च विवर्जयेत् ॥

માંસથી થયેલા અર્બુદને વૈદ્યો અસાધ્ય કહે છે; વાયુ વગેરેથી થયેલાં અર્બુદોમાં જે સાધ્ય છે તે પણ જો સ્રાવવાળું, મર્મસ્થલમાં કે સ્રોતમાં થયેલું અથવા ચલાયમાન ન કરી શકાય એવું હોય તો તે ત્યજી દેવું–તેની ચિકિત્સા કરવી નહિ. ૨૪

टीका–साध्येष्वपि=वातजादिष्वपि, इमानि=वक्ष्यमाणानि सम्प्रस्रुतानि, विवर्जयेच्च ॥ (આનો અર્થ ઉપર છે.)

अपरमसाध्यमाह–

**બીજું પણ અસાધ્ય અધ્યર્બુદ**

**यज्जायतेऽन्यत्खलु पूर्वजाते, ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः। यद्द्वन्द्वजातं युगपत् क्रमाद्वा, द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥ २५ ॥**

अन्वयः–पूर्व-जाते यद् अन्यद् जायते, तद् अर्बुदज्ञैः अध्यर्बुदं ज्ञेयम्, यद् युगपत् वा क्रमात् द्वन्द्वजातं, तत् च द्विरर्बुदम् असाध्यं भवेत् ॥

પ્રથમ થયેલા અર્બુદ ઉપર જે બીજું અર્બુદ થાય તેને અર્બુદ જાણનારાઓએ 'અધ્યર્બુદ' નામે જાણવું. આ અધ્યર્બુદ એકી વખતે અથવા અનુક્રમે જો બે દોષથી થયેલ હોય તો અસાધ્ય છે. ૨૫

अर्बुदानां पाकाभावे हेतुमाह–

**અર્બુદ પાકે નહિ, તેનું કારણ**

**न पाकमायान्ति कफाधिकत्वान्मेदोबहुत्वाच्च विशेषतस्तु। दोषस्थिरत्वाद्ग्रथनाच्च तेषां, सर्वार्बुदान्येव निसर्गतस्तु ॥ २६ ॥**

अन्वयः–सर्वअर्बुदानि एव निसर्गतः तु तेषां कफ-अधिकत्वात् च मेदोबहुत्वात् विशेषतः तु दोष-स्थिरत्वात् ग्रथनात् च पाकं न आयान्ति ॥

સઘળા પ્રકારનાં અર્બુદો કફ તથા મેદની અધિકતાવાળાં અને વિશેષે કરી દોષોની સ્થિરતાવાળાં તથા ગાંઠરૂપે હોય છે, તેથી પાકતાં નથી. ૨૬

टीका–ग्रथनात्=ग्रन्थिरूपत्वात्। ननु अपच्यां कफमेदसोराधिक्येऽपि पाको दृश्यते, तथा अत्र कथं न पाकः? इत्याह–निसर्गतः=स्वभावात्॥ અહીં શંકા થાય છે કે અપચીમાં પણ કફ તથા મેદ અધિક હોય છે, છતાં તે અપચી તો પાકતી જોવામાં આવે છે, તેજ પ્રમાણે અર્બુદ કેમ ન પાકે? આનું સમાધાન આ છેઃ અર્બુદનો સ્વભાવજ એવો છે કે તે બિલકુલ પાકેજ નહિ, અને કદાચ પાકે તો થોડું જ પાકે છે.

**ગલગંડની ચિકિત્સા: પ્રલેપ**

**सर्षपाञ् शिग्रुबीजानि शणबीजातसीयवान्।**
**मूलकस्य च बीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥२७॥**
**गलगण्डो गण्डमाला ग्रन्थयश्चैव दारुणाः।**
**प्रलेपादेव नश्यन्ति विलयं यान्ति सत्वरम् ॥२८॥**
**रक्षोघ्नतैलयुक्तेन जलकुम्भीकभस्मना।**
**लेपनं गलगण्डस्य चिरोत्थस्यापि शस्यते ॥२९॥**

अन्वय.–सर्षपान् शिग्रुबीजानि शणबीज-अतसी-यवान् च मूलकस्य बीजानि अम्लेन तक्रेण पेषयेत्, (तस्य) प्रलेपात् एव गलगण्डः गण्डमाला च दारुणाः ग्रन्थयः सत्वरं नश्यन्ति, विलयं यान्ति ॥ जलकुम्भीकभस्मना रक्षोघ्नतैलयुक्तेन लेपनं चिरोत्थस्य अपि गलगण्डस्य शस्यते ॥

સરસવ, સરગવાનાં બીજ, શણનાં બીજ, અળસી, જવ અને મૂળાનાં બીજને ખાટી તક્ર–છાશથી વાટી તેનો જાડો લેપ કરવાથી જ ગલગંડ, ગંડમાલા અને દારુણ ગ્રંથિઓ તરત નાશ પામે છે અને ગળી જાય છે.

શેવાળની ભસ્મ સરસિયા તેલમાં કાલવી ચોપડવી, એ લાંબા કાળના ગલગંડ માટે પણ ઉત્તમ ગણાય છે. ૨૭-૨૯

टीका-रक्षोघ्नः=सर्षपः ॥

### ગલગંડનાશક પીણું

श्वेतापराजितामूलं प्रातः पिष्ट्वा पिबेन्नरः।
सर्पिषा नियताहारो गलगण्डप्रशान्तये ॥ ३० ॥
तिक्तालाबुफले पक्के सप्ताहमुषितं जलम्।
सद्यः स्याद्गलगण्डघ्नं पानात्पथ्यान्नसेविनाम् ॥३१॥

अन्वयः-गलगण्डप्रशान्तये नरः श्वेत-अपराजिता-मूलं पिष्ट्वा प्रातः सर्पिषा पिबेत्, नियताहारः (च भवेत्)॥ पक्के तिक्त-अलाबुफले सप्ताहम् उषितं जलं पानात् पथ्य-अन्नसेविनां सद्यः गलगण्डघ्नं स्यात् ॥

ગલગંડની શાંતિ માટે માણસે, ધોળી ગરણી(ધોળા ફૂંપા)નાં મૂળ વાટી પ્રાતઃકાળમાં ઘીની સાથે પીવાં, અને પથ્ય આહાર-વિહારનું સેવન કરવું. કડવી તુંબડીના પાકા ફળમાં સાત દિવસ સુધી ભરી રાખેલું પાણી પીવાથી પથ્ય આહારનું સેવન કરનારનો ગલગંડ તરત મટી જાય છે. ૩૦,૩૧

### અમૃતાદિ તેલ

तैलं पिबेद्धाऽमृतवह्निनिम्ब हिंस्राऽभयावृक्षकपिप्पलीभिः। सिद्धं बलाभ्यां सह देवदारुणा, हिताय नित्यं गलगण्डरोगी ॥ ३२ ॥

अन्वयः-गलगण्डरोगी अमृत-वह्नि-निम्ब हिंस्रा-अभया-वृक्षक-पिप्पलीभिः बलाभ्यां देवदारुणा सह सिद्धं तैलं वा नित्यं हिताय पिबेत् ॥

ગલગંડના રોગીએ ગળો, લીંબડો, કંટાળો, હરડે, વેલિયો પીપળો, પીપર, બે જાતની ખપાટ અને દેવદારના કલ્કથી પકાવેલું તેલ નિત્ય પોતાના હિત માટે પીવું. ૩૨

टीका-वृक्षकोऽत्र=तूणिः। उक्तं च निघण्टौ धन्वन्तरिणा-'तूणिस्तूणीरपीतश्च नन्दिवृक्षश्च वृक्षकः' इति ॥ -बलाभ्यां=बलाऽतिबलाभ्याम्। મૂળમાં વૃક્ષક શબ્દ છે, તેનો અર્થ 'વેલિયો પીપળો' કરેલો છે; તેનું કારણ આ છે કે ધન્વન્તરિએ નિઘંટુમાં તૂણિ, તૂણી, रपीत, नन्दिवृक्ष અને वृक्षक એટલા વેલિયાપીપળાનાં નામો કહ્યાં છે. આ તેલ 'અમૃતાદિતેલ' એ નામે ઓળખાય છે.

### ગલગંડની જ વધુ ચિકિત્સા (ચાલુ)

यवमुद्गपटोलादिकटुरूक्षान्नभोजनम्।
वमनं रक्तमोक्षं च गलगण्डे प्रयोजयेत् ॥ ३३ ॥
दापयेत्प्रच्छनान्यत्र गण्डगोपालिकोद्भवः।
प्रलेपस्त्वनुभूतोऽयं बहुधा बहुभिर्जनैः ॥ ३४ ॥

अन्वयः-गलगण्डे यव-मुद्ग-पटोल-आदि कटु-रूक्ष-अन्नभोजनं वमनं च रक्तमोक्षं प्रयोजयेत्। अत्र प्रच्छनानि दापयेत्, गण्डगोपालिका-उद्भवः अयं प्रलेपः तु बहुभिः जनैः बहुधा अनुभूतः ॥

ગલગંડ થયો હોય તો જવ, મગ, કડવાં પરવળ વગેરે ખાવાં, તીખા તથા રૂક્ષ પદાર્થો જમવા, વમન કરવું અને લોહી કઢાવવું. ગલગંડની ઉપર શસ્ત્રથી ટોચા મારવા, અને તે ઉપર ગંડગોપાલિકા નામના કીડાનો (જે કીડો આંબાની વાડીમાં સહજ મળી આવે છે, તેનો) લેપ કરવો; આ પ્રલેપ ઘણા લોકોએ ઘણી વાર અનુભવેલો છે.

टीका-प्रच्छनानि='पच्छना' इति लोके। गण्डगोपालिका='गण्डगुयारी'ति च प्रसिद्धा। आम्रवाटिकायां सुलभः कीटविशेषो भवति॥ (આનો અર્થ ઉપર છે.)

### શેવાળના ક્ષારનો પ્રયોગ

लवणं जलकुम्भ्यास्तु कणाचूर्णेन संयुतम्।
प्रभाते नित्यमश्नीयाद्गलगण्डप्रशान्तये ॥ ३५ ॥

अन्वयः-गलगण्डप्रशान्तये जलकुम्भ्याः तु लवणं कणाचूर्णेन संयुतं प्रभाते नित्यम् अश्नीयात् ॥

ગલગંડ મટાડવા શેવાળની ભસ્મ પીપરના ચૂર્ણ સાથે નિત્ય સવારમાં ખાવી. ૩૫

### ગંડમાલાની ચિકિત્સા

काञ्चनारत्वचः क्वाथः शुण्ठीचूर्णेन संयुतः।
माक्षिकाढ्यः सकृत्पीतः क्वाथो वरुणमूलजः ॥३६॥
गण्डमालां हरत्याशु चिरकालानुबन्धिनीम्।
पलमर्धपलं चापि पिष्टं तण्डुलवारिणा। काञ्चनारत्वचं पीत्वा गण्डमालां व्यपोहति ॥ ३७ ॥

अन्वयः-काञ्चनारत्वचः क्वाथः शुण्ठीचूर्णेन संयुतः वरुणमूलजः क्वाथः माक्षिक-आढ्यः सकृत् पीतः (चेत्) चिरकाल-अनुबन्धिनीं गण्डमालाम् आशु हरति। अपि वा पलम् अर्धपलं तण्डुल-वारिणा पिष्टं काञ्चनारत्वचं पीत्वा गण्डमालां व्यपोहति ॥

કાંચનારની છાલનો ક્વાથ સૂંઠના ચૂર્ણ સાથે પીધો હોય તો ગંડમાલાનો નાશ કરે છે; અથવા વાયવરણાનાં મૂળિયાંનો ક્વાથ

મધ નાખી એક જ વાર પીધો હોય તોપણ લાંબા કાળની ગંડમાલાને તરત મટાડે છે; અથવા ચાર તોલા કે બે તોલા કાંચનારની છાલને ચોખાના ધોવણમાં વાટી પિવાય તો તે પણ ગંડમાલાને મટાડે છે. ૩૬,૩૭

કાંચનાર-ગુગ્ગુલુ

काञ्चनारस्य गृह्णीयात्त्वचं पञ्चपलोन्मिताम् ।
नागरस्य कणायाश्च मरिचस्य पलं पलम् ॥ ३८ ॥
पथ्याविभीतधात्रीणां पलमर्धं पृथक्पृथक् ।
वरुणस्याक्षमेकं च पत्रकैलात्वचं पुनः ॥ ३९ ॥
टङ्कं टङ्कं समादाय सर्वाण्येकत्र चूर्णयेत् ।
यावच्चूर्णमिदं सर्वं तावानेवात्र गुग्गुलुः ॥ ४० ॥
संकुट्य सर्वमेकत्र पिण्डं कृत्वा विधारयेत् ।
गुटिकाः शाणिकाः कृत्वा प्रभाते भक्षयेन्नरः ॥४१॥
गलगण्डं जयत्युग्रमपचीमर्बुदानि च ।
ग्रन्थीन् व्रणानि गुल्मांश्च कुष्ठानि च भगन्दरम् ॥४२
प्रदेयश्चानुपानार्थं क्वाथो मुण्डितिकाभवः ।
क्वाथ. खदिरसारस्य क्वाथः कोष्णोऽभयाभवः ॥४३

अन्वयः-पञ्च पल-उन्मिता काञ्चनारस्य त्वचं गृह्णीयात्, नागरस्य कणायाः च मरिचस्य पल पल, पथ्या-विभीत-धात्रीणां पृथक् पृथक् अर्धपल, वरुणस्य च एकम् अक्ष, पत्रक-एला-त्वच पुनः टङ्कं टङ्कं समादाय सर्वाणि एकत्र चूर्णयेत्, यावत् इद चूर्णं तावान् एव अत्र गुग्गुलु (क्षेप्य.), सर्वम् एकत्र संकुट्य पिण्डं कृत्वा विधारयेत्, शाणिकाः गुटिकाः कृत्वा प्रभाते नरः भक्षयेत्, (ततः) उग्र गलगण्डम् अपचीं च अर्बुदानि ग्रन्थीन् व्रणानि च गुल्मान् कुष्ठानि च भगन्दर जयति, अनुपानार्थं च मुण्डितिकाभवः क्वाथ , खदिरसारस्य (वा) क्वाथः, अभया भवः (वा) क्वाथः कोष्णः प्रदेयः ॥

વીસ તોલા કાંચનારની છાલ, ચાર ચાર તોલા સૂંઠ, પીપર તથા મરી, એક તોલો વાયવરણાં, ચોવીશ ચોવીશ ચણોઠીભાર તમાલપત્ર, એલચી અને તજ લઈ તેનું એકઠું ચૂર્ણ કરવું. પછી તે સઘળા ચૂર્ણ જેટલા જ વજને તેમાં ગૂગળ ભેળવી સારી રીતે કૂટીને તેનો એકઠો ગોળો કરી રાખી મૂકવો (એ 'કાંચનાર-ગુગ્ગુલુ' તૈયાર થાય છે). આ ગૂગળમાંથી ચોવીશ ચોવીશ ચણોઠીભારની ગોળી કરી પ્રાતઃકાલમાં જે માણસ ખાય, તેનો મહા ઉગ્ર ગલગંડ, અપચી, અર્બુદ, ગ્રંથિ, વ્રણ, ગોળો, કોઢ કે ભગંદર મટી જાય છે. આ ગોળી ઉપર અનુપાન માટે ગોરખમુંડીનો અથવા ખેરસારનો હરડે નાખેલો ક્વાથ જરા ઊનો આપવો. ૩૮-૪૩

ચક્રમર્દ-કુંવાડિયાનું તેલ

चक्रमर्दकमूलस्य पलकल्के विपाचयेत् ।
केशरागरसे तैलं कटुकं मृदुनाऽग्निना ॥ ४४ ॥
पादांशिकं विनिःक्षिप्य सिन्दूरमवतारयेत् ।
एतत्तैलं निहन्त्याशु गण्डमालां सुदारुणाम् ॥४५॥

अन्वय-चक्रमर्दकमूलस्य पलकल्के केशराग-रसे कटुक तैलं मृदुना अग्निना विपाचयेत्, (पक्वे तत्र) पाद-अंशिक सिन्दूर विनिःक्षिप्य अवतारयेत्, एतत् तैलं सुदारुणां गण्डमालाम् आशु निहन्ति ॥

ચાર તોલા કુંવાડિયાનાં મૂળિયાનો કલ્ક નાખી ભાંગરાના રસમાં સરસિયુ તેલ ધીમા અગ્નિથી પકાવવું અને તે પાકી રહે ત્યારે ચોથા ભાગનો સિંદૂર તેમાં નાખી ઉતારી લેવું; (એ 'ચક્રમર્દ-તૈલ' તૈયાર થાય છે.) આ તેલનું માલિશ કરવાથી મહાદારુણ ગંડમાલાનો પણ તે નાશ કરે છે. ૪૪,૪૫

टीका-केशरागः-भृङ्गराज. ।

ગુંજા કે ચણોઠીનું તૈલ

गुञ्जामूलफलैस्तैलं विपक्वं द्विगुणाम्भसा ।
हरेदभ्यङ्गनस्याभ्यां गण्डमालां सुदारुणाम् ॥४६॥

अन्वयः-गुञ्जामूलफलैः द्विगुण-अम्भसा विपक्व तैलम् अभ्यङ्गनस्याभ्यां सुदारुणां गण्डमाला हरेत् ॥

ચણોઠીનાં મૂળિયાં તથા ફળોનો કલ્ક નાખી બમણા પાણીથી તેલ પકાવવું; (એ 'ગુંજાતૈલ' તૈયાર થાય છે.) આ તૈલ માલિશ અને નસ્યથી મહાદારુણ ગંડમાલાને પણ મટાડે છે. ૪૬

અપચીની ચિકિત્સા: ચંદનાદિ-તૈલ

चन्दनं साभया लाक्षा वचा कटुकरोहिणी ।
एतत्तैलं शृतं पीत्वा समूलामपचीं हरेत् ॥ ४७ ॥

अन्वय.-चन्दन साभया लाक्षा वचा कटुरोहिणी, एतत् तैल शृत पीत्वा समूलाम् अपचीं हरेत् ॥

રતાંજલિ, હરડે, લાખ, વજ અને કડુના ક્વાથમાં પકાવેલુ 'ચંદનાદિ-તૈલ' પીવાથી મૂળ સહિત અપચીને મટાડે છે. ૪૭

### સૂંઠ, મરી, પીપર આદિનું તૈલ

व्योषं विडङ्गं मधुकं सैन्धवं देवदारु च ।
तैलमेभिः शृतं नस्यात्सुरुक्छामपचीं हरेत् ॥४८॥

अन्वयः-व्योषं विडङ्गं मधुकं सैन्धवं च देवदारु, एभिः शृतं तैलं नस्यात् सुरुक्छाम् अपचीं हरेत् ॥

સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, જેઠીમધ, સિંધવ અને દેવદારના ક્વાથમાં પકાવેલું 'વ્યોષાદિ-તૈલ' નસ્ય લેવાથી દારુણ અપચીને પણ મટાડે છે. ૪૮

### ગ્રંથિ અને અર્બુદની ચિકિત્સા

स्वर्जिकामूलकक्षारः शङ्खचूर्णसमन्वितः ।
एतेन विहितो लेपो हन्ति ग्रन्थिं तथाऽर्बुदम् ॥४९॥

ग्रन्थिर्न यो नश्यति भेषजेन, निष्काश्य तं शस्त्रचिकित्सकेन । जात्यादिपक्केन घृतेन वैद्यो, व्रणेन चान्येन च सञ्चिकित्सेत् ॥ ५० ॥
ग्रन्थिमुद्धृत्य तत्रापि व्रणोक्तं क्रममाचरेत् ।
शिराग्रन्थिं विहायान्ये शेषे शस्त्रं प्रयुज्यते ॥५१॥

ग्रन्थ्यर्बुदानां न यतो विशेषः, प्रदेशहेत्वाकृतिदोषदूष्यैः । अतश्चिकित्सेद्भिषगर्बुदानि, विधानविद् ग्रन्थिचिकित्सितेन ॥ ५२ ॥

हरिद्रालोध्रपत्राङ्गगृहधूममनःशिलाः ।
मधुप्रगाढो लेपोऽयं मेदोऽर्बुदहरः परः ॥ ५३ ॥
मूलकस्य कृतः क्षारो हरिद्रायास्तथैव च ।
शङ्खचूर्णेन संयुक्तो लेपः सिद्धोऽर्बुदापहः ॥ ५४ ॥
वटदुग्धकुष्ठरोमकलितं बद्धं वटस्य पत्रेण ।
अध्यस्थि सप्तरात्रात् महदप्युपशान्तिमर्बुदं गच्छेत्
शिग्रुमूलकयोर्बीजं रक्षोघ्नं सुरसा यवम् ।
तक्रेणाश्वरिपोः+विपृष्ठा लिम्पेदर्बुदशान्तये ॥५६॥

अन्वयः-स्वर्जिकामूलकक्षारः शङ्खचूर्णसमन्वितः, एतेन विहितः लेपः ग्रन्थिं तथा अर्बुदं हन्ति । यः ग्रन्थिः भेषजेन न नश्यति, तं शस्त्र-चिकित्सकेन निष्काश्य वैद्यः जात्यादिपक्वेन घृतेन च अन्येन व्रणेन सचिकित्सेत् । ग्रन्थिम् उद्धृत्य तत्र अपि व्रण-उक्तं क्रमम् आचरेत्, अन्ये (कथयन्ति यत्) शिराग्रन्थिं विहाय शेषे शस्त्रं प्रयुज्यते । यतः ग्रन्थि-अर्बुदानां प्रदेश-हेतु-आकृति-दोषदूष्यैः विशेषः न, अतः विधानविद् भिषक् अर्बुदानि ग्रन्थिचिकित्सितेन चिकित्सेत् । हरिद्रालोध्रपत्राङ्गगृहधूममनःशिलाः, मधुप्रगाढः अयं लेपः परः अर्बुदहरः । मूलकस्य तथा च हरिद्रायाः एव कृतः क्षारः शङ्खचूर्णेन संयुक्तः लेपः अर्बुद-अपहा सिद्धः । वटदुग्धकुष्ठरोमकलितं वटस्य पत्रेण बद्धम् अध्यस्थि महद् अपि अर्बुदं सप्तरात्रात् उपशान्तिं गच्छेत् । शिग्रुमूलकयोः बीजं रक्षोघ्नं सुरसायवम् अश्वरिपोः तक्रेण विपृष्ट्वा अर्बुदशान्तये लिम्पेत् ॥

+ क्वचित्तु-'अश्वरिपु' इति पाठमादृत्य 'अश्वरिपु=करवीरं,' इति व्याख्यायते ।

સાજીખાર, મૂળાની ભસ્મ અને શંખના ચૂર્ણને વાટી તેનો લેપ કર્યો હોય તો તે ગ્રંથિ તથા અર્બુદને મટાડે છે. જે ગ્રંથિ ઔષધથી ન મટે તેને શસ્ત્રવૈદ્યના હાથે શસ્ત્રથી કપાવી વૈદ્યે, જાત્યાદિ-ઘૃતથી તથા બીજાં પણ વ્રણમાં ઉપયોગી ઔષધોથી તેની બરાબર ચિકિત્સા કરવી. ગાંઠ કઢાવી નાખ્યા પછી તેના ઉપર વ્રણમાં કહેલી ચિકિત્સા કરવી; બીજા આચાર્યો કહે છે કે કેવળ શિરાસંબંધી ગ્રંથિ વિના બાકી સઘળી ગ્રંથિઓ પર શસ્ત્રનો ઉપયોગ કરવો. ગ્રંથિ અને અર્બુદોના પ્રદેશોમાં, નિદાનોમાં, આકારોમાં, દોષોમાં કે દૂષ્યોમાં કશો ફેરફાર નથી, માટે ચિકિત્સા જાણતા વૈદ્યે અર્બુદની ઉપર પણ ગ્રંથિઓની જ ચિકિત્સા કરવી. હળદર, લોધર, પતંગ, ઘરના ધુમાડાની ધૂંસ અને મનશીલને મધમાં કાલવી તેનો કરેલો લેપ મેદસંબંધી અર્બુદને અવશ્ય મટાડે છે. મૂળાની ભસ્મ, હળદરની ભસ્મ અને શંખનું ચૂર્ણ વાટી તેનો કરેલો લેપ પણ અર્બુદ મટાડનાર તરીકે સાબિત થયેલ છે. વડનું ક્ષીર, કઠ અને સાંભરલૂણનો અર્બુદની ઉપર લેપ કરી તેની ઉપર વડનું પાંદડું બાંધી રાખ્યું હોય તો હાડકાંની ઉપર થયેલ મોટું અર્બુદ પણ સાત દિવસની અંદર શાંત થઈ જાય છે. સરગવાનાં બીજ, મૂળાનાં બીજ, સરસવ, તુલસી અને ઇંદ્રજવને ભેંસની છાશમાં વાટી અર્બુદને શાંત કરવા તેનો લેપ કરવો. ૪૯-૫૬

टीका-रक्षोघ्नं=सर्षपम्, सुरसा=तुलसी, यवं=इन्द्रयवम्, अश्वरिपु=महिषी ॥ ( આનો અર્થ ઉપર છે. )

**ગલગંડ, ગંડમાળા, અપચી, ગ્રંથિ તથા અર્બુદનો અધિકાર સમાપ્ત**

# अथ श्लीपदाधिकारः।

## ૪૫: શ્લીપદનો અધિકાર+

श्लीपदस्य विप्रकृष्टं कारणमाह–

### શ્લીપદનું દૂરનું નિદાન

पुराणोदकभूयिष्ठाः सर्वर्तुषु च शीतलाः।
ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः ॥१॥

अन्वयः–ये देशाः पुराण–उदक–भूयिष्ठाः च सर्व–ऋतुषु शीतलाः, तेषु विशेषतः श्लीपदानि जायन्ते ॥

જે દેશમાં જૂનું પાણી ઘણું રહેતું હોય અને જે દેશો સઘળી ઋતુઓમાં શીતલ હોય, તે દેશોમાં વધારે પ્રમાણમાં શ્લીપદો થાય છે. ૧

ટીકા–विशेषत इति वचनेनान्यत्रापि श्लीपदं भवतीति बोध्यते ॥ 'વધારે પ્રમાણમાં' એમ કહ્યું, તે ઉપરથી સમજાય છે કે બીજા દેશોમાં પણ શ્લીપદ થાય છે ખરાં, પણ ઓછા પ્રમાણમાં થાય છે.

तत्र श्लीपदस्य सामान्यलक्षणमाह–

### શ્લીપદનું સામાન્ય લક્ષણ

यः सज्वरो वङ्क्षणजो भृशार्त्तिः, शोथो नृणां पादगतः क्रमेण। तच्छ्लीपदं स्यात्कर-कर्णनेत्र-शिश्नौष्ठनासास्वपि केचिदाहुः ॥२॥

अन्वयः–नृणां वङ्क्षणजः सज्वरः भृश–आर्तिः यः शोथः क्रमेण पादगतः (भवति), तत् श्लीपदं स्यात्, केचित् आहुः–कर–कर्ण–नेत्र–शिश्न–ओष्ठनासासु अपि (तत् स्यात्) ॥

માણસને સાથળોના મૂળમાં થયેલો, જ્વરવાળો અને અત્યંત પીડાવાળો જે સોજો અનુક્રમે પગમાં પહોંચ્યો હોય, તે સોજો 'શ્લીપદ' કહેવાય છે; કેટલાક આચાર્યો કહે છે કે હાથ, કાન, નેત્ર, લિંગ, હોઠ અને નાકમાં પણ શ્લીપદ થાય છે. ૨

ટીકા–तत्त्रिविधम्–वातिकं, पैत्तिकं श्लैष्मिकं, चेति ॥ એ શ્લીપદ વાયુસંબંધી, પિત્તસંબંધી અને કફસંબંધી, એમ ત્રણ પ્રકારનું થાય છે.

तत्र तेषां क्रमेण लक्षणान्याह–

### ત્રણે પ્રકારનાં શ્લીપદનાં અનુક્રમે લક્ષણો

वातजं कृष्णरूक्षं हि स्फुटितं तीव्रवेदनम्।
अनिमित्तरुजं चास्य बहुशो ज्वर एव च ॥३॥
पित्तजं पित्तसङ्काशं दाहज्वरयुतं भृशम्।
श्लैष्मिकं तु भवेत् स्निग्धं तथा+पाण्ड्वल्पवेदनम् ॥४
त्रीण्यप्येतानि जानीयात् श्लीपदानि कफोच्छ्रयात्। गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति विना कफात् ॥५॥

अन्वयः–वातजं (श्लीपद) कृष्णरूक्षं हि स्फुटितं तीव्रवेदनम् अनिमित्तरुजं च (भवेत्), अस्य च बहुशः ज्वरः एव (लक्षणम्) ॥ पित्तजं पित्तसङ्काशं भृशं दाहज्वरयुतं (स्यात्) ॥ श्लैष्मिकं तु स्निग्धं तथा पाण्डु अल्पवेदनं भवेत्, एतानि त्रीणि अपि श्लीपदानि कफ–उच्छ्रयात् जानीयात्, यस्मात् कफात् विना च गुरुत्वं च महत्त्वं च न अस्ति ॥

વાયુસંબંધી શ્લીપદ કાળું, રુક્ષ, ફાટેલું અને તીવ્ર વેદનાવાળું હોઈને તેમાં અકસ્માત પીડા થાય છે તથા ઘણી વાર જ્વર આવે છે. પિત્તસંબંધી શ્લીપદ પિત્ત જેવું પીળું અને અત્યંત દાહ તથા જ્વરથી યુક્ત હોય છે. કફસંબંધી શ્લીપદ સ્નિગ્ધ, પાંડુ અને થોડી વેદનાવાળું હોય છે. એ ત્રણે શ્લીપદો કફની અધિકતાથી થાય છે; કેમ કે કફ વિના ભારેપણું અને મોટાપણું હોતું નથી. ૩-૫

असाध्यमाह–

### અસાધ્ય શ્લીપદ

वल्मीकमिव सञ्जातं कण्टकैरुपचीयते।
अब्दात्मकं महत्तत्तु वर्जनीयं विशेषतः ॥६॥
यच्छ्लैष्मिकाहारविहारजातं, जातं तथा भूरिकफस्य पुंसः। सास्रावमत्युन्नतसर्वलिङ्गं, सकण्डुकं चापि विवर्जनीयम् ॥७॥

अन्वयः–(यत् श्लीपद) वल्मीकम् इव सञ्जातं, कण्टकैः उपचीयते, महत्, अब्द–आत्मकं (भवेत्),

+ श्रीयुक्तं–वृद्धिमत् पदमस्मिन् पादगतशोथयुक्तत्वात्–तत् श्लीपदं, यद्वा शिलावत् पदमस्मिन् शोथयुक्तत्वादेवेति–श्लीपदम्–उभयथापि पृषोदरादित्वं कल्प्यते– જેમાં માણસોના પગ ઉપર સોજો પહોંચી જવાથી પગ ખૂબ વધી ગયેલો અથવા શિલા જેવો જાડો થઈ જાય છે, એ રોગ 'શ્લીપદ' કહેવાય છે; આ રોગમાં પણ પૂર્વોક્ત અર્બુદ જેવી ઊંચાઈ તથા કફનો સંબંધ વધારે હોય છે, તેથી એ અર્બુદની સમાનતા કે સાધર્મ્યવાળા આ શ્લીપદનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરેલ છે. આ શ્લીપદને ગુજરાતીમાં 'હાથીપગું' કહે છે.

+ 'पाण्डु गुरु स्थिरं' इति क्वचित् पाठः ॥

तत् तु विशेषतः वर्जनीयम् ॥ यत् श्लैष्मिक-आहार-विहारजातैः जातं, तथा भूरि कफस्य पुमः (जातं), सास्रावम अति-उन्नत-सर्वलिङ्गं च सकण्डुकम् अपि विवर्जनीयम् ॥

જે શ્લીપદ રાફડા જેવું થયુ હોય, ઘણા કાંટાવાળું અને મોટું હોય અને જેને થયાને વર્ષ થઈ ગયુ હોય તે શ્લીપદ અવશ્ય ત્યજવા જેવું છે-તેની ચિકિત્સા કરવી જ નહિ. જે શ્લીપદ કફકારી આહારવિહારોથી થયું હોય, ઘણા કફવાળા માણસને થયું હોય; સ્રાવવાળું, અત્યંત ઊંચાઈવાળું, ત્રણે દોષોનાં ચિહ્નવાળું અને ચળવાળું હોય, તે ત્યજવું જોઈએ-તેની પણ ચિકિત્સા કરવી નહિ. ૬,૭

શ્લીપદની ચિકિત્સા

लङ्घनालेपनस्वेदरेचनै रक्तमोक्षणैः ।
प्रायः श्लेष्महरैरुष्णैः श्लीपद समुपाचरेत् ॥८॥

सिद्धार्थशोभाञ्जनदेवदारु विश्वौषधैर्मूत्रयुतैः प्रलिम्पेत् । पुनर्नवानागरसर्षपाणां, कल्केन वा काञ्जिकमिश्रितेन ॥ ९ ॥

अन्वयः—लङ्घन–आलेपन–स्वेदरेचनैः, रक्तमोक्षणैः प्रायः श्लेष्महरैः उष्णैः (उपचारैः) श्लीपद समुपाचरेत् ॥ सिद्धार्थ–शोभाञ्जन–देवदारु–विश्वौषधैः मूत्रयुतैः (श्लीपदं) प्रलिम्पेत्, वा पुनर्नवा–नागर–सर्षपाणां कल्केन काञ्जिकमिश्रितेन (श्लीपद प्रलिम्पेत्)॥

લંઘન, લેપન, સ્વેદન, વિરેચન, લોહી કઢાવવું અને ઘણું કરી કફ મટાડનારા ઉષ્ણ ઉપચારોથી શ્લીપદના ઉપચાર કરવા. સરસવ, સરગવો, દેવદાર અને સૂંઠને ગોમૂત્ર માં વાટી શ્લીપદની ઉપર લેપ કરવો; (તેથી શ્લીપદ મટી જાય છે.) અથવા સાટોડી, સૂંઠ અને સરસવનો કલ્ક કરી તેમાં કાંજી નાખીને લેપ કરવો (તેથી પણ શ્લીપદ મટી જાય છે). ૮,૯

टीका—श्लीपदमिति शेषः ॥

धत्तूरैरण्डनिर्गुण्डीवर्षाभूशिग्रुसर्षपैः ।
प्रलेपः श्लीपदं हन्ति चिरोत्थमपि दारुणम् ॥१०॥
असाध्यमपि यात्यस्त श्लीपदं चिरकालजम् ।
मूलेन सहदेवायास्तालमिश्रेण लेपनात् ॥ ११ ॥

अन्वयः—धत्तूर–एरण्ड–निर्गुण्डी–वर्षाभू–शिग्रु–सर्षपैः प्रलेपः चिरोत्थं दारुणम् अपि श्लीपदं हन्ति । सहदेवायाः मूलेन तालमिश्रेण लेपनात् चिरकालजम् असाध्यम् अपि श्लीपदम् अस्तं याति ॥

ધંતૂરો, એરંડો, નગોડ, સાટોડી, સરગવો અને સરસવનો કરેલો લેપ, ઘણા કાળથી ઉત્પન્ન થયેલા દારુણ શ્લીપદનો પણ નાશ કરે છે. ખપાટ અથવા સેહરડીના મૂળને તાડના ફળના રસમાં વાટી લેપ કર્યો હોય, તો તેથી લાંબા કાળથી થયેલું અસાધ્ય શ્લીપદ પણ મટી જાય છે. ૧૦,૧૧

टीका—तालस्य फलरसो माद्यः ॥

सप्तताम्बूलपत्राणां कल्कं तप्तेन वारिणा ।
संसृष्टं लवणोपेतं सेवितं श्लीपदं हरेत् ॥१२॥
शाखोटकवल्कलक्वाथं गोमूत्रेण युतं पिबेत् ।
श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये ॥१३॥
रजनीं गुडसंयुक्तां गोमूत्रेण पिबेन्नरः ।
वर्षाभूत्रिफलाचूर्णं पिप्पल्या सह योजितम् ॥
सक्षौद्रं श्लीपदे लिह्यात् चिरोत्थं श्लीपदं जयेत् ॥
गन्धर्वतैलसिद्धां, हरीतकीं गोऽम्बुना पिबेन्नित्यम् ।
श्लीपदबन्धनमुक्तो, भवत्यसौ सप्तरात्रेण ॥ १५ ॥

अन्वयः—सप्तताम्बूलपत्राणां कल्कं लवण–उपेतं तप्तेन वारिणा संसृष्टं सेवितं श्लीपदं हरेत् । श्लीपदानां विनाशाय मेदोदोषनिवृत्तये नरः शाखोट–वल्कल क्वाथं गोमूत्रेण युतं पिबेत् । (श्लीपदी) नरः गुडसंयुक्तां रजनीं गोमूत्रेण पिबेत् । वर्षाभू–त्रिफलाचूर्णं पिप्पल्या सह योजितं सक्षौद्रं श्लीपदे लिह्यात्, (तत्) चिरोत्थं श्लीपदं जयेत् । गन्धर्वतैलसिद्धां हरीतकीं गो–अम्बुना नित्यं पिबेत्, असौ सप्तरात्रेण श्लीपदबन्धनमुक्तः भवति ॥

નાગરવેલનાં સાત પાનનો કલ્ક સંધવયુક્ત ગરમ પાણી સાથે મેળવી સેવ્યો હોય તો તે શ્લીપદ મટાડે છે. શ્લીપદના વિનાશ માટે અને મેદનો દોષ દૂર કરવા સાગની છાલનો ક્વાથ ગોમૂત્ર સાથે પીવો. શ્લીપદના રોગીએ હળદર અને ગોળ મિશ્ર કરી ગોમૂત્ર સાથે પીવાં જોઈએ. સાટોડી, હરડે, બહેડાં, આમળાં અને પીપરનું ચૂર્ણ મધમાં કાલવી શ્લીપદ રોગમાં ચાટવું; તેથી લાંબા કાળનું શ્લીપદ પણ મટાડી શકાય છે. એરંડિયા તેલમાં હરડેને પકાવી નિત્ય ગોમૂત્રની સાથે

જે પીએ, તે માણસ સાત દિવસમાં શ્લીપદના બંધનથી છૂટી જાય છે. ૧૨-૧૫

टीका-गन्धर्वतैलम्=एरण्डतैल, गोऽम्बु=गोमूत्रम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

શ્લીપદનો અધિકાર સમાપ્ત

## अथ विद्रध्यधिकारः ।

## ૪૬ : વિદ્રધિનો અધિકાર*

तत्र विद्रधेः सम्प्राप्तिपूर्वकं सामान्यं लक्षणमाह-

### વિદ્રધિનું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ

त्वग्रक्तमांसमेदांसि प्रदूष्यास्थिसमाश्रिताः ।
दोषाः शोथं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम् ॥१
महामूलं रुजावन्तमल्पं चाप्यथवायतम् ।
स विद्रधिरिति ख्यातो विज्ञेयः षड्विधश्च सः ॥२॥

अन्वयः-अस्थिसमाश्रिताः भृशम् उच्छ्रिताः दोषाः शनैः त्वग्-रक्त-मांस-मेदांसि प्रदूष्य अल्पम् अथवा आयतं महामूलं रुजावन्तं घोरं शोथं जनयन्ति, सः, विद्रधिः इति ख्यातः, सः च षड्विधः विज्ञेयः ॥

અસ્થિમાં રહેલા અને અત્યંત વધી ગયેલા દોષો ધીરે ધીરે ત્વચા, રુધિર, માંસ તથા મેદને દૂષિત કરી નાના અથવા લાંબા, મોટા મૂળવાળા અને વેદનાવાળા ભયંકર સોજાને ઉત્પન્ન કરે છે; એ સોજો 'વિદ્રધિ' કહેવાય છે અને તેને ૭ પ્રકારનો જાણવો. ૧,૨

टीका-'अस्थिसमाश्रिता दोषा' इति वक्ष्यमाण-शोथाद्विद्रधेर्भेदार्थम् । यतो व्रणशोथे दोषाणामस्थिसमाश्रयनियमो नास्ति । घोरं=दारुणम् , आयतं=दीर्घम् ॥ આ અધિકાર પછી વ્રણસંબંધી સોજો કહેવાશે, તેનાથી આ વિદ્રધિ નામના સોજાને જુદો દેખાડવા અહીં 'અસ્થિમાં રહેલા દોષો' એમ કહ્યું છે. વ્રણસંબંધી સોજામાં દોષોને અસ્થિમાં જ રહેવાનો ખાસ નિયમ હોતો નથી.

विद्रधेः षड्विधत्वं विवृणोति-

### વિદ્રધિના ૭ પ્રકાર કે ૭ની સંખ્યા

पृथग् दोषैः समस्तैश्च क्षतेनाप्यसृजा तथा ।
षण्णां तेषां तुल्यमेव लक्षणं सम्प्रचक्षते ॥ ३ ॥

अन्वयः-पृथग् दोषैः, च समस्तैः ( दोषैः ), क्षतेन, तथा असृजा अपि, षण्णां तेषां लक्षणं तुल्यम् एव सम्प्रचक्षते ॥

અલગ અલગ-વાયુસંબંધી, પિત્તસંબંધી તથા કફસંબંધી; સમસ્ત ત્રણે દોષોસંબંધી, ક્ષતસંબંધી અને રુધિરસંબંધી, એમ ૭ પ્રકારના તે સઘળા વિદ્રધિઓનું સામાન્ય લક્ષણ સરખું જ કહે છે. ૩

### વિદ્રધિનાં વિશિષ્ટ લક્ષણો

तत्र वातिकविद्रधेः लक्षणमाह-

### વાયુસંબંધી વિદ્રધિનું લક્ષણ

कृष्णोऽरुणो वा विषमो भृशमत्यर्थवेदनः ।
चिरोत्थानप्रपाकश्च विद्रधिर्वातसम्भवः ॥ ४ ॥

अन्वयः-वातसंभवः विद्रधिः कृष्णः वा अरुणः भृशं विषमः अत्यर्थवेदनः च चिर-उत्थानप्रपाकः ( भवति ) ॥

વાયુથી થતો વિદ્રધિ કાળો અથવા રાતો હોય, ક્ષણમાં નાનો અને ક્ષણમાં મોટો થઈ જાય, અત્યંત વેદનાવાળો હોય અને જેનું ઊઠી આવવું વિલંબથી થાય, એવો હોય છે. (આ વિદ્રધિનો સાવ પણ પાતળો હોય છે.)

टीका-विषमो भृशम्=क्षणमल्पः क्षणं महान्, चिरोत्थानप्रपाकः=चिरात्विलम्बादुत्थानप्रपाकौ यस्य सः ॥ (આનો અર્થ ઉપર છે.)

पैत्तिकविद्रधेर्लक्षणमाह-

### પિત્તસંબંધી વિદ્રધિનું લક્ષણ

पक्वोदुम्बरसङ्काशः श्यावो वा ज्वरदाहवान् ।
क्षिप्रोत्थानप्रपाकश्च विद्रधिः पित्तसम्भवः ॥ ५ ॥

---

* वेदन-विद्रम्-' बहुलमन्यत्रापि संज्ञाछन्दसोः'-(उणा. २-२४ ) इति रक्, यद्वा विद्राति-विशेषेण कुत्सो गच्छ त-द्रा कुत्सायां गतौ-'आतश्चोपसर्गे'-इति कः-विद्रं-कुत्सितं छिद्र, तद् विद्रं धीयते अस्यां ध्वान्-'कर्मण्यधिकरणे च'-इति किः, यद्वा-विद्रस्य छिद्रस्य-धानम् अस्याम्-'इक् कृष्यादिभ्यः'-विद्रधिः-छिद्रयुक्तो महामूलः शोथो दोषदूषितत्वग्रक्तमांसमेदोजातः, चरके तु ' स वै शीघ्रविदाहित्वाद् विद्रधीत्यभिधीयते ' ( सू० अ० १७ ) इत्येवं विदाहप्रकर्षाद् विद्रधिसंज्ञा ख्यापिता-જેમાં ખરાબ છિદ્ર થાય છે, એવો ઊંડો-છેક હાડકાંના આશ્રયવાળા દોષો દૂષિત થયેલ ત્વચા, લોહી, માંસ તથા મેદથી થયેલો જે સોજો, તે વિદ્રધિ નામે રોગ કહેવાય છે. ચરકમાં તો એમ જણાવ્યું છે કે અતિશય દાહ થતો હોવાથી એ સોજાનું નામ વિદ્રધિ રખાયું છે. આ વિદ્રધિ પણ એક જાતના સોજારૂપે જ થતો હોવાથી ઉપરના સોજારૂપ રોગ સાથે તેને સંકળાયેલો ગણી આ વિદ્રધિનો અધિકાર શરૂ કરાયો છે.

अन्वयः-पित्तसम्भवः विद्रधिः पक्व-उदुम्बर-सदृक्काशः वा श्याव ज्वर-दाहवान् च क्षिप्र-उत्थानः प्रपाकः (भवति)॥

પિત્તથી થતો વિદ્રધિ પાકેલા ઊંબરના ફળ જેવો અથવા કાળાશવાળો હોય, જ્વરથી તથા બળતરાથી યુક્ત હોય અને જેનું ઊંચે આવવું તથા પાકવું તરત થાય, એવો હોય છે (આ વિદ્રધિનો સ્રાવ પીળો હોય છે.)

श्लैष्मिकविद्रधेर्लक्षणमाह-

**કફસંબંધી વિદ્રધિનું લક્ષણ**

**शरावसदृशः पाण्डुः शीतः स्निग्धोऽल्पवेदनः।**
**चिरोत्थानप्रपाकश्च विद्रधिः कफसम्भवः ॥ ६ ॥**
**तनुपीतसिताश्चैषामास्रावाः क्रमशो मताः ॥६॥**

अन्वय-कफसम्भवः विद्रधिः शरावसदृशः पाण्डुः शीतः स्निग्धः अल्पवेदनः चिर-उत्थान-प्रपाकः (च भवति), एषां आस्रावाः क्रमशः तनु-पीत-सिताः मताः ॥

કફથી થતો વિદ્રધિ કોડિયા જેવો, ફીકા રંગનો, શીતળ, સ્નિગ્ધ, થોડી વેદનાવાળો, અને જેનુ ઊંચે આવવું તથા પાકવું વિલંબથી થાય એવો હોય છે; આ ત્રણે વિદ્રધિના સ્રાવ અનુક્રમે પાતળા, પીળા તથા ધોળા હોય છે. ૬

सान्निपातिकविद्रधेर्लक्षणमाह-

**ત્રણે દોષસંબંધી વિદ્રધિનું લક્ષણ**

**नानावर्णरुजास्रावो घाटालो विषमो महान्।**
**विषमं पच्यते वापि विद्रधिः सान्निपातिकः ॥ ७ ॥**

अन्वयः-सान्निपातिकः विद्रधिः नानावर्णरुजास्रावः घाटालः विषमः महान् अपि वा विषमं पच्यते ॥

ત્રણે દોષના સન્નિપાતથી થતો વિદ્રધિ કાળા, રાતા તથા ફીકા રંગનો, સોયા ભોંકાયા જેવી પીડા, બળતરા અને ચળ આદિ અનેક પ્રકારની પીડાવાળો; પાતળા, પીળા તથા ધોળા સ્રાવવાળો; અત્યંત ઊંચી અણીવાળો, નીચો કે ઊંચો મોટો હોય અને એનુ પાકવું લાંબે કાળે, થોડે કાળે, ઊંડું, છીછરું, ઊંચું તથા નીચું એમ અનિયમિત હોય છે. ૭

टीका-नाना=अनेकविधाः,वर्णाः=कृष्ण-रक्त-पाण्डु-रूपाः, रुजाः=तोद-द -कण्ड्वादिरूपा, स्रावाः=तनुपीतसिताः, यस्य सः, घाटालः-घाटा=कोटिः, साऽस्यास्तीति घाटालः; अत्युच्चि ताम इत्यर्थः, विषम=निम्नोन्नतः, विषम पच्यते वापि=चिराचिरगम्भीरोत्तानोर्ध्वानूर्ध्वभेदेन विषम यथा स्यात्तथा पच्यते ॥ (આનો અર્થ ઉપર છે.)

अभिघातजस्य विद्रधेः सम्प्राप्तिपूर्वकं लक्षणमाह-

**અભિઘાત કે ક્ષતથી થતા વિદ્રધિનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ**

**तैस्तैर्भावैरभिहते क्षते वाऽपथ्यकारिणाम्।**
**क्षतोष्मा वायुविसृतः सरक्तं पित्तमीरयेत् ॥ ८ ॥**
**ज्वरस्तृषा च दाहश्च जायते तस्य देहिनः।**
**आगन्तुर्विद्रधिर्ह्येष पित्तविद्रधिलक्षणः ॥ ९ ॥**

अन्वय.-तैः तैः भावैः अभिहते वा क्षते अपथ्यकारिणां वायु-विसृतः क्षत-ऊष्मा सरक्त पित्तम् ईरयेत्, तस्य च देहिनः ज्वरः तृषा च दाहः जायते, एषः हि आगन्तु विद्रधिः पित्तविद्रधिलक्षणः (भवति)॥

લાકડાં, ઢેફાં કે પથરા વગેરેથી પ્રહાર થાય કે જેથી લોહી નીકળે એવો જખમ થયા છતાં જે માણસ અપથ્ય કરે, તેના અંગમાં પ્રહારથી અથવા જખમને લીધે લોહી ઓછું થવાથી કોપેલા વાયુએ ફેલાવેલ એ પ્રહારની કે જખમની ગરમી રુધિર અને પિત્તને પ્રકુપિત કરે છે, જેથી તે માણસને તાવ, તરશ અને બળતરા થાય છે. આ જ આગંતુવિદ્રધિ પિત્તસંબંધી વિદ્રધિના લક્ષણ જેવાં જ લક્ષણવાળો હોય છે. ૮,૯

टीका-तैस्तैर्भावैः=काष्ठलोष्टपाषाणादिभिः, अभिहते=यथा रक्तस्रावो भविष्यति तथा क्षते कृते, क्षतोष्मा। अत्र 'क्षत'शब्देन हतमात्र उच्यते। तेनाभिहतक्षयोरुभयोरप्यूष्मा वायुना विसृतः। अभिहते=अभिघातात् क्षते, रक्तक्षयात् कुपितेन वायुना प्रसृतः ईरयेत्=कोपयेत्॥

रक्तजविद्रधेर्लक्षणमाह-

**રુધિરસંબંધી વિદ્રધિનું લક્ષણ**

**कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाज्वरः।**
**पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते ॥ १० ॥**

अन्वय -कृष्ण-स्फोट-आवृत श्यावः तीव्र-दाह-रुजाज्वरः पित्तविद्रधिलिङ्गः तु रक्तविद्रधिः उच्यते ॥

જે વિદ્રધિ કાળા ફોલ્લાઓથી વીંટાયેલો, કાળાશવાળો, અતિશય દાહવાળો, બહુ જ પીડાવાળો, ઘણા તાવવાળો અને બીજાં પણ પિત્તસંબંધી વિદ્રધિનાં સઘળાં લક્ષણવાળો હોય, તે વિદ્રધિ રુધિરસંબંધી વિદ્રધિ કહેવાય છે. ૧૦

अधिष्टानविशेषेण लिङ्गविशेषं बोधयितुमाभ्यन्तरान् विद्रधीनाह-

### સ્થાનના ફેરફાર ઉપરથી ચિહ્નનો ફેરફાર જણાવવા અંદરના વિદ્રધિઓનું કથન

आभ्यन्तरानतस्तूर्ध्वं विद्रधीन् परिचक्षते ।
गुर्वसात्म्यविरुद्धान्नशुष्कशाकाम्लभोजनैः ॥११॥
अतिव्यवायव्यायामवेगाघातविदाहिभिः ।
पृथक् सम्भूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् ॥१२॥
वल्मीकवत्समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् ।
गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वङ्क्षणयोस्तथा ॥१३॥
कक्षयोः प्लीह्नि यकृति हृदि वा क्लोम्नि चाप्यथ ।
एषां लिङ्गानि जानीयाद्बाह्यविद्रधिलक्षणैः ॥१४॥

अन्वयः-अतः ऊर्ध्वं तु आभ्यन्तरान् विद्रधीन् परिचक्षते,गुरु-असात्म्य-विरुद्ध-अन्न-शुष्क-शाक अम्ल-भोजनैः, अतिव्यवाय-व्यायाम-वेग-आघात-विदाहिभिः पृथक् वा सम्भूय कुपिताः दोषाः गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ तथा वङ्क्षणयोः कक्षयोः प्लीह्नि यकृति वा हृदि अथ च क्लोम्नि वल्मीकवत् समुन्नद्धं गुल्मरूपिणम् अन्तर् विद्रधिं कुर्वन्ति, एषां लिङ्गानि बाह्य विद्रधिलक्षणैः जानीयात् ॥

એમ બહારના વિદ્રધિઓ કહીને હવે અંદરના વિદ્રધિઓ કહે છે: ભારે ખોરાક, માફક નહિ એવા ખોરાક અને પરસ્પર વિરુદ્ધ પદાર્થો ખાવાથી, સુકાયેલાં શાક અને ખાટા પદાર્થો ખાવાથી, અત્યંત મૈથુન અને ઘણી કસરત કરવાથી, મૂત્ર આદિના વેગો રોકવાથી, અત્યંત ઉષ્ણ પદાર્થો અને બળતરા ઉત્પન્ન કરનારા પદાર્થો સેવવા-વગેરે જુદાં જુદાં અથવા સામટાં કારણોથી કોપેલા દોષો ગુદામાં, મૂત્રાશયના મોઢામા, નાભિમાં, પેટમાં, સાથળના સાંધામાં, બગલમાં, બરલમાં, જમણા પડખાની ગાંઠમાં કે યકૃતમાં, હૃદયમાં અથવા તરસ લાગવાનાં સ્થાન-કલોમમાં રાફડા જેવા ચારેબાજુ ઊંચા અને ગોળા જેવા રૂપવાળા વિદ્રધિને ઉત્પન્ન કરે છે. આ વિદ્રધિઓનાં ચિહ્નો બહારના વિદ્રધિનાં લક્ષણો ઉપરથી સમજી લેવાં. ૧૧-૧૪

टीका-सम्भूय वा=मिलित्वा वा, समुन्नद्धं=समन्तादुन्नतम् ॥ (આનો અર્થ ઉપર છે.)

स्थानविशेषेण विद्रधे रूपविशेषमाह-

### અમુક સ્થાન ઉપરથી વિદ્રધિનાં અમુક ચિહ્નોમાં તફાવત

गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता ।
नाभ्यां हिक्काजृम्भणे च कुक्षौ मारुतकोपनम् ॥१५॥
कटिपृष्ठग्रहस्तीव्रो वङ्क्षणोत्थे तु विद्रधौ ।
कक्षयोः पार्श्वसङ्कोचः प्लीह्न्युच्छ्वासावरोधनम् ।
सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि कासश्च जायते ।
श्वासो यकृति हिक्का च क्लोम्नि पेपीयते पयः ॥१७

अन्वयः-गुदे वातनिरोधः बस्तौ तु कृच्छ्र-अल्प-मूत्रता, नाभ्यां हिक्काजृम्भणे, कुक्षौ च मारुतकोपनं, वङ्क्षण-उत्थे तु विद्रधौ तीव्रः कटि-पृष्ठ-ग्रहः कक्षयोः पार्श्वसङ्कोचः, प्लीह्नि उच्छ्वास-अवरोधनं, हृदि सर्व-अङ्ग-प्रग्रहः च कासः जायते, यकृति श्वासः च हिक्का, क्लोम्नि पयः पेपीयते ॥

ગુદામાં વિદ્રધિ થયો હોય તો અધોવાયુ-અપાન રોકાઈ જાય, મૂત્રાશયના મોઢામાં વિદ્રધિ થયો હોય તો માંડ માંડ થોડું થોડું મૂત્ર ઊતરે, નાભિમાં વિદ્રધિ થયો હોય તો હેડકી તથા બગાસાં આવ્યા કરે, પેટમાં વિદ્રધિ થયો હોય તો વાયુનો પ્રકોપ થાય, સાથળના મૂળમાં વિદ્રધિ થયો હોય તો તીવ્ર રીતે કેડ તથા પીઠ ઝલાઈ જાય, બગલમાં વિદ્રધિ થયો હોય તો પડખાંનો સંકોચ થાય, બરલમાં વિદ્રધિ થયો હોય તો શ્વાસ રોકાઈ જાય, હૃદયમાં વિદ્રધિ થયો હોય તો તીવ્ર રીતે સઘળાં અંગો ઝલાઈ જાય અને ઉધરસ થાય, જમણા પડખાની ગાંઠ-કલેજામાં વિદ્રધિ થયો હોય તો શ્વાસ તથા હેડકી થાય અને તરસ લાગવાના સ્થાન-કલોમમાં વિદ્રધિ થયો હોય તો બહુ જ પાણી પીધા કરે છે. ૧૫-૧૭

विद्रधेः स्रावमार्गमाह-

### વિદ્રધિના સ્રાવના માર્ગો

नाभेरुपरिजाः पक्वा यान्त्यूर्ध्वमितरे त्वधः ॥१८

अन्वयः-नाभेः उपरिजाः पक्वाः ऊर्ध्वं यान्ति, इतरे तु अधः ॥

નાભિથી ઉપરના ભાગો-બગલ વગેરેમાં થયેલા અંદરના વિદ્રધિ પાકે ત્યારે તેનો સ્રાવ મોઢામાંથી થાય; અને નાભિથી નીચેના

ભાગો-મૂત્રાશય વગેરેમાં થયેલા અંદરના વિદ્રધિ પાકે ત્યારે તેનો સ્રાવ ગુદામાંથી થાય છે. ૧૮

टीका-उपरिजाः=कक्षादिजाताः, यान्ति=स्रवन्ति, ऊर्ध्वं-मुखात्, इतरे=बस्त्यादिजाः, अधः-गुदात्, नाभिजस्तु-उभाभ्यां मार्गाभ्याम्। तथा च हारीतः-"ऊर्ध्वं प्रभिन्नेषु मुखान्तराणां, प्रवर्ततेऽसृक्सहितो हि पूयः। अधः प्रभिन्नेषु तु पायुमार्गाद् द्वाभ्यां प्रवृत्तिस्त्विह नाभिजेषु।' इति।

નાભિમાં થયેલો અંદરનો વિદ્રધિ પાકે ત્યારે તેનો સ્રાવ તો મોઢું તથા ગુદા એ બન્નેમાંથી થાય છે; 'હારીતસંહિતા માં એમ જ કહ્યું છે કે, 'નાભિની ઉપર થયેલ અંદરનો વિદ્રધિ ફૂટે છે, ત્યારે માણસના મોઢામાંથી લોહી સહિત પરુ સ્રવે છે અને નાભિથી નીચે થયેલ અંદરનો વિદ્રધિ ફૂટે છે ત્યારે માણસની ગુદામાંથી લોહિ સહિત પરુ નીકળે છે; પણ નાભિમાં થયેલ અંદરનો વિદ્રધિ ફૂટે ત્યારે તો મોઢું અને ગુદા બન્નેમાંથી લોહી સહિત પરુ નીકળે છે.'

विद्रधेः साध्यत्वादिकमाह-

### સાધ્ય અને અસાધ્ય વિદ્રધિ

अधः स्रुतेषु जीवेत्तु स्रुतेषूर्ध्वं न जीवति।
हृन्नाभिबस्तिवर्जेषु तेषु भिन्नेषु बाह्यतः।
जीवेत्कदाचित् पुरुषो नेतरेषु कदाचन॥ १९॥

अन्वयः-अधः स्रुतेषु तु (जनः) जीवेत्, ऊर्ध्वं स्रुतेषु न जीवति। हृन्नाभिबस्तिवर्जेषु तेषु बाह्यतः भिन्नेषु पुरुषः कदाचित् जीवेत्, इतरेषु कदाचन न॥

નીચે ગુદામાંથી વિદ્રધિ સ્રવતા હોય તો માણસ જીવે; પણ ઊંચે મોઢામાંથી જો સ્રવતા હોય તો માણસ જીવતો નથી. હૃદય, નાભિ અને મૂત્રાશય સિવાયનાં બીજાં સ્થાનકોમાં થયેલા તે વિદ્રધિ જો બહાર ફૂટે તો માણસ કદાચ જીવે છે; પણ હૃદય, નાભિ અને મૂત્રાશયમાં થયેલ વિદ્રધિ જો બહાર ફૂટે તો માણસ કદી જીવતો નથી. (કેમ કે હૃદય વગેરે સ્થાનો મર્મસ્થળ છે.) ૧૯

टीका-हृन्नाभिबस्तिवर्जेषु-प्लीहक्लोमादिजातेषु, तथा भिन्नेषु न जीवेद्, हृदादीनां मर्मत्वात्। अत एव भोजः-"असाध्यो मर्मगो ज्ञेयः पक्वोऽपक्वश्च विद्रधिः। सन्निपातोत्थितोऽप्येवं पक्व एव हि बस्तिजः॥ त्वग्जो नाभेरधोजश्च साध्यो यश्च समीपजः। अपक्वश्चैव पक्वश्च साध्यो नोपरि नाभितः॥ आध्मानं बद्धनिस्यन्दं छर्दिहिक्कातृषान्वितम्। रुजाश्वाससमायुक्तं विद्रधिर्नाशयेन्नरम्॥'

આ જ કારણે ભોજે કહ્યું છે કે, 'મર્મસ્થળમાં થયેલ વિદ્રધિ પાકેલો કે કાચો હોય તોપણ તેને અસાધ્ય જ સમજવો; ત્રણે દોષોથી થયેલા વિદ્રધિ પણ અસાધ્ય છે; મૂત્રાશયમાં થયેલ વિદ્રધિ પાકેલો હોય તો જ અસાધ્ય છે. જે વિદ્રધિ ત્વચામાં, નાભિની નીચે કે નાભિના સમીપમાં થયો હોય તે સાધ્ય છે. નાભિની ઉપર થયેલો વિદ્રધિ પાકેલો કે કાચો હોય તોપણ અસાધ્ય જ છે. વિદ્રધિવાળા જે માણસને આફરો, અશક્તપણું, ઊલટી, હેડકી, તરશ, વેદના તથા શ્વાસ થયાં હોય તો તે માણસને એ વિદ્રધિ મારી જ નાખે છે.

बाह्यविद्रधीनां साध्यासाध्यत्वमाह-

### બહારના વિદ્રધિ સાધ્ય અને અસાધ્ય

साध्या विद्रधयः पञ्च, विवर्ज्यः सान्निपातिकः।
आमपक्वविदग्धत्वं तेषां ज्ञेयं च शोथवत्॥२०॥

अन्वयः-पञ्च विद्रधयः साध्याः, सन्निपातिकः विवर्ज्यः, तेषां च आमपक्वविदग्धत्वं शोथवत् ज्ञेयम्॥

બહારના પાંચ વિદ્રધિ-વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ક્ષતસંબંધી અને રુધિરસંબંધી એ સાધ્ય છે, પણ સાંનિપાતિક-ત્રણે દોષથી થયેલો વિદ્રધિ અસાધ્ય છે. વિદ્રધિનું કાચાપણું, પાકાપણું તથા પાકવા લાગેલાપણું વ્રણસંબંધી સોજાના જેવું સમજવું. (વ્રણસંબંધી સોજાના કાચાપણાનાં, પાકાપણાનાં તથા પાકવા લાગેલાપણાનાં લક્ષણો, આ પછીના (વ્રણસંબંધી સોજાના) અધિકારમાં કહેવાશે)

टीका-शोथवत्=वक्ष्यमाणव्रणशोथवत्॥(અર્થ ઉપર છે.)

### વિદ્રધિની ચિકિત્સા

जलौकापातनं शस्तं सर्वस्मिन्नेव विद्रधौ।
रेको मृदुर्लङ्घनं च स्वेदः पित्तोत्तरं विना॥२१॥
अपक्वे विद्रधौ युञ्ज्याद् व्रणशोथवदौषधम्।
वातघ्नमूलकल्कैस्तु वसातैलघृतान्वितैः॥ २२॥
सुखोष्णैर्बहलैर्लेपः प्रयोज्यो वातविद्रधौ॥
यवगोधूममुद्गैश्च पिष्टैराज्येन लेपयेत्।
विलीयते क्षणेनैव ह्यविपक्वस्तु विद्रधिः॥ २३॥
पैत्तिकं विद्रधिं वैद्यः प्रदिह्यात् सर्पिषा युतैः॥
पयस्योशीरमधुकचन्दनैर्दुग्धपेषितैः॥ २४॥

अन्वयः-सर्वस्मिन् एव विद्रधौ जलौकापातनं मृदु रेकः, लङ्घनं च शस्तं, पित्तोत्तरं विना स्वेदः (शस्तः), अपक्वे विद्रधौ व्रणशोथवत् औषधं युञ्ज्यात्। वातविद्रधौ वातघ्न-मूल-कल्कैः वसा-तैल-घृत-अन्वितैः

सुख-उष्णैः बहलैः लेपः प्रयोज्यः । यव-गोधूम-मुद्‌गैः आज्येन पिष्टैः लेपयेत्, (ततः) अविपक्वः विद्रधिः तु क्षणेन एव विलीयते । वैद्यः पैत्तिकं विद्रधिं पयस्या-उशीर-मधुक-चन्दनैः दुग्धपेषितैः सर्पिषा युतैः प्रदिह्यात् ॥

સઘળા પ્રકારના વિદ્રધિ ઉપર જળો મૂકવી, કોમળ વિરેચન આપવું અને લંઘન કરાવવું એ ઉત્તમ છે. પિત્તની અધિકતાવાળા વિદ્રધિ વિના બીજા વિદ્રધિ ઉપર સ્વેદન કરવું એ પણ હિતકર છે. જે વિદ્રધિ પાકેલ ન હોય તેની ઉપર વ્રણસંબંધી સોજાનું ઔષધ (જે આ પછીના અધિકારમાં કહેવાશે તે) યોજવું. વાયુના વિદ્રધિ પર રાતા એરંડાનાં મૂળિયાંનો કલ્ક કરી તેમાં ચરબી, તેલ તથા ઘી મિશ્ર કરી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. જવ, ઘઉં અને મગ ઘીમાં વાટી લેપ કરવો, તેથી કાચો વિદ્રધિ ક્ષણવારમાં ગળી જાય છે. વૈદ્યે પિત્તના વિદ્રધિ પર ક્ષીરકાકોલી, વાળો, જેઠીમધ અને રતાંજલિને દૂધમાં વાટી તેમાં ઘી નાખી જાડો લેપ કરવો. ૨૧-૨૪

टीका-पयस्या-अनेकार्थत्वादत्र क्षीरकाकोली, गुणाधिक्यात्तस्या अलाभे अश्वगन्धा ग्राह्या ॥ મૂળમાં 'પયસ્યા' શબ્દ છે તેના અર્થો અનેક છે, પણ તેમાંથી અહીં ક્ષીરકાકોલી અર્થ કર્યો છે; તેનું કારણ આ છે કે ક્ષીરકાકોલીમાં ગુણ અધિક છે; જો ક્ષીરકાકોલી ન મળે તો તેને બદલે આસંધ લેવી

### પિત્ત, કફ, રક્ત, આગંતુ તથા કોઠાના વિદ્રધિની વિશેષ ચિકિત્સા

पञ्चवल्कलकल्केन घृतमिश्रेण लेपयेत् ।
पिबेद्वा त्रिफलाक्काथं त्रिवृत्कल्काऽक्षसंयुतम् ॥२५॥
इष्टिका सिकता लोहकिट्टं गोशकृता सह ।
मूत्रैः सुखोष्णैर्लेपेन स्वेदयेच्छ्लेष्मविद्रधिम् ॥२६
दशमूलीकषायेण सस्नेहेन रसेन वा ।
शोथव्रणं वा कोष्णेन सशूलं परिषेचयेत् ॥ २७ ॥
पित्तविद्रधिवत् सर्वाः क्रिया निरवशेषतः ।
विद्रधौ कुशलः कुर्याद्रक्तागन्तुनिमित्तके ॥ २८ ॥
रक्तचन्दनमञ्जिष्ठानिशामधुकगैरिकैः ।
क्षीरेण विद्रधौ लेपो रक्तागन्तुनिमित्तके ॥२९॥
पीता घ्नन्ति द्रुतं घ्नन्ति विद्रधिं कोष्ठसम्भवम् ।
कृष्णाऽजाजी विशाला च धामार्गवफलं तथा ॥३०

अन्वय-पञ्च-वल्कल-कल्केन घृतमिश्रेण लेपयेत्, वा त्रिफलाक्काथं त्रिवृत्-कल्क-अक्षयुतं पिबेत् । इष्टिका सिकता लोह-किट्ट गो-शकृता मूत्रैः सह सुख-उष्णैः लेपेन श्लेष्म-विद्रधिं स्वेदयेत् ॥ दशमूली-कषायेण वा सस्नेहेन रसेन कोष्णेन शोथव्रणं सशूलं परिषेचयेत् । रक्त-आगन्तु-निमित्तके विद्रधौ कुशलः पित्त-विद्रधिवत् सर्वाः क्रियाः निरवशेषतः कुर्यात् ॥ रक्त-आगन्तु-निमित्तके विद्रधौ रक्तचन्दन-मञ्जिष्ठा-निशा-मधुक-गैरिकैः क्षीरेण लेपः (कर्तव्यः) कृष्णा अजाजी च विशाला तथा धामार्गवफलम्, एते पीताः हि द्रुतं कोष्ठ-सम्भवं विद्रधिं घ्नन्ति ॥

પંચવલ્કલનો કલ્ક ઘીથી મિશ્રિત કરીને લેપ કરવો. (તેથી પિત્તસંબંધી વિદ્રધિ મટી જાય છે.) અથવા હરડે, બહેડાં અને આમળાંનો કવાથ એક તોલો નસોતરના કલ્ક સાથે પીવો. (તેથી પણ પિત્તસંબંધી વિદ્રધિ મટી જાય છે.) ઈંટનું ચૂર્ણ, રેતી, લોઢાનું કીટું અને ગાયના છાણને ગાયના મૂત્રમાં વાટી જરા ગરમ કરી તેનો લેપ કરવો; એ સ્વેદનથી કફસંબંધી વિદ્રધિ ઉપર શેક કરવો. દશમૂલીના કવાથથી અથવા દશમૂલીના સ્વરસમાં ઘી નાખી જરા ગરમ કરી તેથી શૂલ સહિત વ્રણસંબંધી સોજા પર સિંચન કરવું. લોહીસંબંધી વિદ્રધિ અથવા અભિઘાત કે જખમથી થયેલ વિદ્રધિ ઉપર કુશલ વૈદ્યે બધી ક્રિયા સંપૂર્ણ કરવી; અથવા પિત્તસંબંધી, રુધિરસંબંધી કે ક્ષતસંબંધી વિદ્રધિ ઉપર રતાંજલિ, મજીઠ હળદર, જેઠીમધ તથા સોનાગેરુને દૂધમાં વાટી તેનો લેપ કરવો. કાળીજીરી, ઇદ્રવરણાં અને કડવી ઘિલોડીના ફળને વાટી તે પીધાં હોય તો તરત જ કોઠામાં થયેલ વિદ્રધિને મટાડે છે. ૨૫-૩૦

टीका-धामार्गवफलं=कोशातकीफलम् ॥

### અંતર્વિદ્રધિની ખાસ ચિકિત્સા

श्वेतवर्षाभुवो मूलं मूलं वा वरुणस्य च ।
जलेन क्वथितं पीतमन्तर्विद्रधिहृत्परम् ॥ ३१ ॥
गायत्रीत्रिफलानिम्बकटुकामधुकं समम् ।
त्रिवृत्पटोलमूलाभ्यां चत्वारोंऽशाः पृथक् पृथक् ॥
मसूराद्विस्तुषान् दद्यादेष क्काथो व्रणान् जयेत् ।
गुल्मविद्रधिवीसर्पदाहमोहज्वरापहः ॥३३॥

तृण्मूर्च्छाच्छर्दिहृद्रोगपित्तास्रकुष्ठकामलाः ।
शिग्रुमूलं जले धौतं पिष्टं वस्त्रेण गालयेत् ।
तद्रसं मधुना पीत्वा हन्त्यन्तर्विद्रधिं नरः ॥३४॥
शोभाञ्जनकनिर्यूहो हिङ्गुसैन्धवसंयुतः ।
हन्त्यन्तर्विद्रधिं शीघ्रं प्रातः प्रातर्विशेषतः ॥३५॥

अन्वय.-श्वेतवर्षाभुवः मूलं वा वरुणस्य च मूलं जलेन क्वथितं पीतं परम् अन्तर्विद्रधि-हृत् (भवति)। गायत्री-त्रिफला-निम्ब-कटुका-मधुकं समं, चत्वारः अंशाः पृथक् पृथक् त्रिवृत्-पटोल-मूलाभ्याम् (आदाय) निस्तुषान् मसूरान् दद्यात्, एषः क्वाथः व्रणान् तृड्-मूर्च्छा-छर्दि-हृद्रोग-पित्तासृक्-कुष्ठ-कामलाः जयेत् (तथा) गुल्म-विद्रधि-वीसर्प-दाह-मोह-ज्वर-अपहः ॥ शिग्रुमूलं जले धौतं पिष्टं वस्त्रेण गालयेत्, तद्रसं मधुना पीत्वा नरः अन्तर्विद्रधिं हन्ति । शोभाञ्जनक-निर्यूहः हिङ्गुसैन्धवसंयुतः प्रातः प्रातर् (निषेवितः) शीघ्रं विशेषतः अन्तर्विद्रधिं हन्ति ॥

ધોળી સાટોડીનાં મૂળ અથવા વાયવરણા નાં મૂળનો પાણીમાં ક્વાથ કરી પીધો હોય તો તે અંદરના વિદ્રધિને અવશ્ય મટાડે છે. ખેર, હરડે, બહેડાં, આમળાં, લીંબડો, કડુ અને જેઠીમધ સમભાગે લેવાં; ચાર ચાર ભાગ અલગ અલગ નસોતરનાં મૂળ અને કડવા પરવળનાં મૂળ લેવાં. પછી એ સઘળા પદાર્થો તથા ફોતરાં વગરની મસૂરની દાળ પાણીમાં નાખી ક્વાથ કરવો. એ ક્વાથ વ્રણ, તૃષા, મૂર્છા, ઊલટી, છાતીનાં દરદ, રક્તપિત્ત, કોઢ, કમળો, ગોળો, વિદ્રધિ, રતવા, દાહ, મોહ તથા જ્વર એટલા રોગો મટાડે છે. સરગવા નાં મૂળને પાણીથી ધોઈ, પાણીમાં વાટી, વસ્ત્રથી ગાળીને તેનો રસ મધની સાથે પીને માણસ અંદરનો વિદ્રધિ મટાડી શકે છે. સરગવાનો ક્વાથ શેકેલી હિંગ તથા સિંધવ સાથે હમેશ ખાસ સવારે પીવાથી તો તરત જ અંદરના વિદ્રધિને મટાડે છે. ૩૧-૩૫

**વિદ્રધિનો અધિકાર સમાપ્ત**

## अथ व्रणशोथाधिकारः ।

## ૪૭ : વ્રણસંબંધી સોજા અને દાઝેલાનો અધિકાર+

तत्र व्रणशोथस्य सङ्ख्याविवरणपूर्वकं सामान्य रूपमाह–

### વ્રણના સોજાનું છની સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ

पृथक् समस्तदोषोत्था रक्तजागन्तुजौ तथा ।
व्रणशोथाः षडेते स्युः संयुक्ताः शोथलक्षणैः ॥१॥

अन्वयः-पृथक्-समस्त-दोष-उत्थाः तथा रक्तज-आगन्तुजौ-एते षट्व्रण शोथाः शोथलक्षणैः संयुक्ताः स्युः॥

વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષસંબંધી, રુધિરસંબંધી અને આગંતુજ પ્રહાર વગેરેથી થયેલ એમ છ પ્રકારે થતા વ્રણના સોજા પૂર્વે કહેલાં સોજાનાં લક્ષણોથી યુક્ત હોય છે. ૧

टीका-शोथलक्षणैः-पूर्वोक्तैः ॥

व्रणशोथस्य विशिष्टं रूपमाह–

### વ્રણના સોજાનું વિશિષ્ટ રૂપ

विषमं पच्यते वातात् पित्तोत्थश्चाचिरं चिरम् ।
कफजः पित्तवच्छोथौ रक्तागन्तुसमुद्भवौ ॥ २॥

अन्वयः-वातात् विषमं पच्यते, पित्त-उत्थः च अचिरं पच्यते, कफजः चिरं पच्यते, रक्त-आगन्तु-समुद्भवौ शोथौ पित्तवत् ॥

વાયુસંબંધી વ્રણનો સોજો વિષમ રીતે પાકે છે, પિત્તસંબંધી વ્રણનો સોજો તરત પાકે છે, કફસંબંધી વ્રણનો સોજો લાંબે

---

+ व्रणति-शब्दं करोति, व्रण शब्दे-अन्तर्भावितण्यर्थात् अच्, यद्वा व्रणयति-गात्रविचूर्णयति वेदनयेति व्रणः, व्रण गात्रविचूर्णने-चुरादन्तात् अच्, यद्वा व्रणयति-विद्रयति गात्रं सर्वकालमिति व्रणः, व्रणसम्बन्धी शोथः व्रणशोथः-જે શબ્દ કરાવે એટલે વેદનાથી માણસને ત્રાહિ પોકરાવે અથવા વેદનાને લીધે શરીરનાં જાણે ભૂકા કાઢી નાખે અથવા શરીરના કોઈ પણ ભાગને કાયમી નિશાનીવાળું કરી દે છે, તે વ્રણ, ઘાવ કે જખમ વગેરે: એનાથી થતો જે સોજો-તે વ્રણશોથ કહેવાય છે; ઉપરના વિદ્રધિની તથા આ વ્રણશોથની ચિકિત્સા લગભગ સરખી જ હોય છે, તેથી એ વિદ્રધિની પછી આ વ્રણશોથનો અધિકાર શરૂ કરવામાં આવ્યો છે

કાળે પાકે છે અને રુધિરસંબંધી વ્રણનો સોજો તથા આગંતુજ વ્રણનો સોજો પણ પિત્ત-સંબંધી વ્રણની પેઠે તરત પાકે છે. ૨

आमस्य व्रणशोथस्य लक्षणमाह-

નહિ પાકેલા વ્રણના સોજાનું લક્ષણ

मन्दोष्मताऽल्पशोथत्वं काठिन्यं त्वक्सवर्णता ।
मन्दवेदनता चाऽपि शोथस्यामस्य लक्षणम् ॥३॥

अन्वयः-मन्द-उष्मता अल्पशोथत्वं काठिन्य त्वक्सवर्णता अपि च मन्दवेदनता, आमस्य शोथस्य लक्षणम् (ज्ञेयम्) ॥

ધીમી-ઓછી ઊનાશ, થોડો સોજો, કઠણપણું, ચામડીના જેવો જ સોજાનો વર્ણ અને ઓછી વેદના, એટલાં નહિ પાકેલા સોજાનાં લક્ષણો જાણવાં ૩

तस्य पच्यमानस्य लक्षणमाह-

પાકવા લાગેલા વ્રણના સોજાનાં લક્ષણ

दह्यते दहनेनैव क्षारेणेव प्रपच्यते ।
पिपीलिकागणेनेव दश्यते छिद्यते तथा ॥४॥
भिद्यते चैव शस्त्रेण दण्डेनेव च ताड्यते ।
पीड्यते पाणिनेवान्तः सूचीभिरिव तुद्यते ॥५॥
सोषचोषी विवर्णः स्यादङ्गुल्येवावपीड्यते ।
आसने शयने स्थाने शान्तिं वृश्चिकविद्धवत् ॥६॥
न गच्छेदाततः शोथो भवेदाध्मातबस्तिवत् ।
ज्वरस्तृष्णाऽरुचिश्चैतत्पच्यमानस्य लक्षणम् ॥७॥

अन्वयः-(य.) शोथः दहनेन दह्यते इव, क्षारेण प्रपच्यते इव, पिपीलिकागणेन दश्यते इव, तथा शस्त्रेण छिद्यते च भिद्यते इव, दण्डेन च ताड्यते इव, पाणिना पीड्यते इव, सूचीभिः अन्तः तुद्यते इव, अङ्गुल्या अव-पीड्यते इव, सोष-चोषी विवर्णः स्यात्, आध्मान-बस्तिवत् आततः भवेत्, वृश्चिकविद्धवत् आसने शयने स्थाने शान्तिं न गच्छेत्, ज्वरः तृष्णा च अरुचिः (स्यात्), एतत् पच्यमानस्य लक्षणम् ॥

જે સોજો અગ્નિથી જાણે બળતો હોય, ક્ષારથી જાણે રંધાતો હોય, કીડીઓના સમૂહથી જાણે કરડાતો હોય, શસ્ત્રથી જાણે છેદાતો તથા ચિરાતો હોય, ધોકાથી જાણે પ્રહાર કરાતો હોય, હાથથી જાણે દબાવાતો હોય, સોયોથી જાણે અંદર ભોંકાતો હોય અને આંગળીથી જાણે ભીંસાતો હોય એવી પીડા .રે, બળતરાથી વ્યાપ્ત હોય, અગ્નિની પાસે હેલો પદાર્થ જેમ તપ્યા કરે તેમ તપ્યા કરતો હોય, ચામડીના વર્ણથી બીજા વર્ણવાળો થયો હોય, ફૂલેલા મૂત્રાશયની જેમ અથવા ફૂલેલા ચામડાના દડાની જેવા ત્વચાના સંકોચથી રહિત હોય, વીંછી કરડેલાની જેમ બેસતાં, સૂતાં કે ઊભતાં શાંતિ જ ન થાય; અને જ્વર, તરશ તથા અરુચિથી યુક્ત હોય, એ પાકવા લાગેલા સોજાનું લક્ષણ સમજવું. ૪-૭

टीका-छिद्यते=द्विधा क्रियत इव, भिद्यते=विदार्यत इव, ऊषः=दाह, चोषः=पार्श्वस्थाग्निनेव सन्तापः, ताभ्यां युक्तः, आततः=त्वक्सङ्कोचरहितः, वस्तिः=मूत्राशय-चर्मपुटो वा ॥ (આનો અર્થ ઉપર છે.)

पक्वस्य व्रणशोथस्य लक्षणमाह-

પાકી ગયેલા વ્રણના સોજાનું લક્ષણ

वेदनोपशमः शोथो लोहितोऽल्पो न चोन्नतः ।
प्रादुर्भावो वलीनां च तोदः कण्डूर्मुहुर्मुहुः ॥८॥
उपद्रवाणां प्रशमो निम्नता स्फुटनं त्वचाम् ।
बस्ताविवाम्बुसञ्चारः स्याच्छोथेऽङ्गुलिपीडिते ॥९॥
पूयस्य पीडयेदेकमन्तमन्ते च पीडिते ।
बुभुक्षा व्रणशोथस्य भवेत् पक्वस्य लक्षणम् ॥१०॥

अन्वयः-वेदना-उपशमः, शोथः लोहितः अल्पः, न च उन्नतः, वलीनां च प्रादुर्भावः, तोदः, मुहुर्मुहुः कण्डूः, उपद्रवाणां प्रशमः, निम्नता, त्वचां स्फुटन, अङ्गुलि-पीडिते बस्तौ अम्बुसञ्चारः इव, शोथे च अङ्गुलिपीडिते अन्ते च पीडित पूयः एकम् अन्तं पीडयेत्, बुभुक्षा, एतत् पक्वस्य व्रणशोथस्य लक्षण भवेत् ॥

બળતરા આદિ દુઃખોની શાંતિ થાય, સોજો થોડી રતાશવાળો થાય, પાકવા લાગેલા સોજાના કરતાં વધારે ઊંચાઈવાળો ન રહે, કરચલીઓ પ્રકટ થાય, સોયા ભોંકાયા જેવું લાગે, વારંવાર ખરજ આવ્યા કરે, જ્વર આદિ ઉપદ્રવો શાંત થઈ જાય, આંગળીથી દબાવી જોતાં અથવા જાતે નમેલો થાય, ચામડી કાંઈક ફાટી હોય, આંગળીથી દબાવેલ ચામડાની મશકમાં પાણીનો સંચાર એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જેમ થાય, તેમ સોજાને આંગળીથી દબાવતાં કે છેડાના ભાગમાં દબાવતાં અંદરનું પરુ એક છેડેથી બીજા છેડે જતું જણાય તથા ભૂખ લાગે, એ પાકી ગયેલા વ્રણના સોજાનું લક્ષણ જાણવું. ૮-૧૦

टीका-वेदनोपशमः=दाहादिदुःखोपशमः, अल्पो लोहित इत्यन्वयः। न चोन्नत-पच्यमानापेक्षया। उपद्रवाणां-ज्वरादीनाम्, निम्नता=स्वल्पनोऽङ्गुलिपीडनाद्वा अवनतत्वम्, स्फुटनम्=किञ्चिद्विदारणम्। बस्ताविवेत्यादि-शोथेऽङ्गुलिपीडिते सति। अङ्गुलिपीडितादेशादन्यस्मिन् देशे अम्बुसञ्चारः, बस्तौ=चर्मपुटके। एवम् अन्ते=एकदेशे पीडिते, एकमन्तमपरमन्तमापूर्य पीडयति॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

एकदोषारब्धेऽपि शोथे पाककाले सर्वदोषसम्बन्धमाह-

**એક દોષથી થયેલો સોજો પણ પાકતી વખતે સઘળા દોષોથી પાકે**

**ऋतेऽनिलाद्रुङ्न विना न पित्तं पाकः कफं चापि विना न पूयः। तस्माद्धि सर्वे परिपाककाले पचन्ति शोफास्त्रिभिरेव दोषैः॥ ११॥**

अन्वय.-अनिलात् विना रुक् न, पित्त विना पाकः न, कफ विना च पूयः अपि न, तस्मात् सर्वे शोफाः परिपाककाले त्रिभिः एव दोषैः पचन्ति॥

**વાયુ વગર પીડા હોતી નથી, પિત્ત વગર પાક હોતો નથી અને કફ વગર પરુ પણ થતું નથી; માટે સઘળા સોજા પાકવાના સમયે ત્રણે દોષોથી જ પાકે છે. ૧૧**

टीका-पचन्ति=पाकं प्राप्नुवन्ति, 'एव' शब्दोऽत्राप्यर्थः। अ ययानामनेकार्थत्वात्॥ અહીં મૂળ શ્લોકમાં 'एव' શબ્દ મૂક્યો છે, તે 'अपि' શબ્દનો અર્થ જણાવે છે; કારણ અવ્યયોના અર્થ અનેક થાય છે

पाके मतान्तरमाह-

**સોજો પાકવા સંબંધી બીજો મત**

**कालान्तरेणाभ्युदितं तु पित्तं, कृत्वा वशे वातकफौ प्रसह्य। पचत्यतः शोणितमेव पाको, मतः परेषां विदुषां द्वितीयः॥ १२॥**

अन्वयः-कालान्तरेण अभ्युदितं तु पित्त वातकफौ प्रसह्य वशे कृत्वा, अतः शोणित पचति, एष द्वितीय पाकः परेषां विदुषां मत॥

**'અમુક સમય જતાં ઉદય પામેલું પિત્ત વાયુને અને કફને બળાત્કારે ઓછા કરી તે પછી લોહીને પકાવે છે.' આ બીજા પ્રકારનો પાક બીજા કેટલાક વિદ્વાનોએ માન્યો છે ૧૨**

टीका-वशे कृत्वा=हीनीकृत्य, शोणित कर्म, पूर्वत्र कफात् पूयोऽत्र शोणितात् पूय इति भेदः॥ પહેલા મતમાં કફથી પરુ થાય છે એમ માનેલું છે. આ શ્લોકમાં જણાવેલ બીજા મતમાં લોહીથી પરુ થાય છે, એમ માનેલું છે, એટલો તફાવત છે.

गम्भीरपाके शोथे पाकज्ञानार्थमथ लक्षणान्तरमाह सुश्रुतः-

**ઊંડા પાકવાળા સોજામાં પાક સમજાવવા સુશ્રુતે કહેલું બીજું લક્ષણ**

**कफजेषु च शोथेषु गम्भीरं पाकमेत्यसृक्। पक्वलिङ्गं ततः स्पष्टं यतः स्याच्छोथशीतता॥ त्वक्सावर्ण्यं रुजोऽल्पत्वं घनस्पर्शत्वमश्मवत्॥१३**

अन्वयः-कफजेषु च शोथेषु गम्भीरम् असृक् पाकम् एति, ततः पक्वलिङ्ग स्पष्ट स्यात्, यतः शोथशीतता, त्वक्सावर्ण्य, रुजः अल्पत्वम्, अश्मवत् घनस्पर्शत्वम् (भवेत्)॥

**કફથી થયેલા સોજામાં ઊંડું લોહી પાકે છે, એ કારણે પાકી ગયાની પરીક્ષા સ્પષ્ટ જ થાય છે કે (જે સમયે સોજો પાકવા લાગે તે સમયે રતાશ તથા બળતરાની પીડા વગેરે થયા પછી સોજો પાકી ગયાની સ્થિતિમાં આવી જાય ત્યારે એ) સોજામાં શીતલપણું થાય, સોજાનો રંગ ચામડીના જેવો થઈ જાય, વેદના ઓછી થઈ જાય અને સ્પર્શ કરતાં પથરાની પેઠે પીડારહિતપણું થાય છે. ૧૩**

टीका-कफजेषु च शोथेषु गम्भीरमसृक् पाकमेति। तत्र कथं पाकज्ञानमित्याह-तत्र ततः कारणात् पक्वलिङ्ग स्पष्टम्। यत पच्यमानावस्थान्तरगतरागदाहव्यथायनन्तर शोथशीततादयो भवन्ति। घनस्पर्शत्व=स्पर्शेऽव्यथत्वम्॥

अनिर्हृतस्य पूयस्य दोषमाह-

**સોજામાંથી પરુ ન કઢાય તો વધુ ખરાબી કરે**

**कक्षं समासाद्य यथैव वह्निर्वातेरितः सन्दहति प्रसह्य। तथैव पूयो ह्यविनिःसृतस्तु मांसं शिराः स्नायुमपीह खादेत्॥ १४॥**

अन्वयः-यथा वात-ईरितः वह्निः कक्षं समासाद्य प्रसह्य सन्दहति एव, तथा एव अविनिःसृतः पूयः मांस शिराः स्नायुम् अपि इह खादेत् हि॥

**જેમ વાયુએ પ્રેરેલો અગ્નિ ઘાસના ગંજને પ્રાપ્ત થઈ બળાત્કારે તેને બાળી જ નાખે છે, તેમ બહાર નહીં નીકળેલું પરુ માંસ, શિરા અને સ્નાયુઓને પણ અવશ્ય ખાઈ જાય છે. ૧૪**

टीका-कक्ष=तृणवनम्॥

शोथस्यामपक्वलक्षणज्ञानाज्ञाने भिषजां गुणदोषावाह–

## સોજો કાચો કે પાકેલો હોવાનાં લક્ષણો જાણે તે જ વૈદ્ય; ન જાણે તે વૈદ્ય નહિ

**आमं विदह्यमानं च सम्यक्पक्वं तु यो भिषक् ।**
**जानीयात् स भवेद्वैद्यः, शेषास्तस्करवृत्तयः ॥१५॥**

अन्वयः–यः भिषक् आमं विदह्यमानं च सम्यक् पक्वं तु जानीयात् सः वैद्यः भवेत्, शेषाः तस्कर-वृत्तयः ॥

જે વૈદ્ય સોજાને કાચો, પાકવા લાગેલો અને પાકી ગયેલો સમજી શકે, તે જ ખરો વૈદ્ય કહેવાય છે; બાકીના વૈદ્યોને તો ચોરના જેવી વૃત્તિવાળા સમજવા. ૧૫

ટીકા–विदह्यमान=विपच्यमानम्, तस्करवृत्तयः– तेषां तस्कराणामिव द्रव्यलाभमात्रप्रयोजनं भवति, न तु धर्मयशोमैत्रीलाभः ॥ કેમ કે તેમને ચોર લોકોની પેઠે કેવળ ધન મેળવવાનું જ પ્રયોજન હોય છે, પણ ધર્મ, યશ કે મૈત્રી મેળવવાનું પ્રયોજન હોતુ નથી.

## આ વૈદ્યો ચાંડાલ જેવા !

**यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते ।**
**श्वपचाविव विज्ञेयौ तावनिश्चित्यकारिणौ ॥ १६ ॥**

अन्वयः–यः अज्ञानात् आमं छिनत्ति, यः च पक्वम् उपेक्षते, तौ श्वपचौ इव विज्ञेयौ, (यतः) अनिश्चित्यकारिणौ ॥

જે વૈદ્ય અજ્ઞાનથી કાચા સોજાને કાપે છે અને જે પાકી ગયેલા સોજાને કાપવા વગેરે ચિકિત્સા કર્યા વગર બેદરકારી કરે છે, એ બંનેને ચાંડાલ જેવા જ સમજવા; કેમ કે તે બંને સમજ્યા વગરની ક્રિયા કરે છે. ૧૬

## વ્રણના સોજાની ચિકિત્સા

**आदौ शोथहरो लेपस्ततस्तु परिषेचनम् ।**
**विम्लापनमसृङ्मोक्षस्ततः स्यादुपनाहनम् ॥१७॥**
**पाचनं भेदनं पश्चात् पीडनं शोधनं तथा ।**
**रोपणं वर्णकरणं व्रणस्यैते क्रमाः स्मृताः ॥१८॥**

अन्वय –आदौ शोथहरः लेपः, ततः तु परिषेचनं, विम्लापनम्, असृङ्मोक्ष, ततः उपनाहनं स्यात्, पश्चात् पाचन भेदन पीडन तथा शोधन रोपणं वर्णकरणम्, एते व्रणस्य क्रमाः स्मृताः ।

પ્રથમ સોજો ઉતારનાર લેપ લગાડવો; પછી સોજાની ઉપર કવાથ વગેરેથી સિંચન કરવું; પછી સોજો ચોળીને કરમાવી નાખવો અને પછી સોજામાંથી લોહી કાઢવું; તે પછી સોજાની ઉપર થોડાં થોડાં ઊનાં ઔષધો લૂગડામાં બાંધી બાફ દેવી; તે પછી સોજો પકાવવા માટે ઉપચારો કરીને પકાવવો અને તે પછી સોજો શસ્ત્ર કે ઔષધોથી ભેદી નાખવો; તે પછી સોજાને દબાવી પરુ કાઢવું; તેના ઉપર ઔષધોના જાડા લેપો કરવા અને તે પછી સોજાને કવાથ વગેરેથી સાફ કરવો; તે પછી તેમાં રૂઝ આવે એમ કરવું અને તે પછી તે સ્થળે શરીરના જેવો વર્ણ બનાવવો. એ રીતે વ્રણની ઉપર અગિયાર પ્રકારની ચિકિત્સા કહી છે. ૧૭,૧૮

ટીકા–अत्र क्रमाः=चिकित्साः, सुश्रुते व्रणस्य षष्टि रुपक्रमा लिखिताः सन्ति, ते सर्वेऽत्र विस्तरभयान्न लिखिताः ॥ જો કે સુશ્રુતમાં વ્રણની ઉપર સાઠ પ્રકારની ચિકિત્સાઓ કહી છે, પરંતુ તે સઘળી ચિકિત્સાઓ અહીં ગ્રંથ ઘણો જ વધી જાય એ ભયથી લખેલ નથી.

तत्रादौ शोथहरं लेपमाह–

## સોજો ઉતારનારા લેપો

***यथा प्रज्वलिते वेश्मन्यम्भसा परिषेचनम् ।***
**क्षिप्रं प्रशमयत्यग्निमेवमालेपनं रुजः ॥ १९ ॥**
**बीजपूरजटाहिंस्रादेवदारुमहौषधम् ।**
**रास्नाग्निमन्थौ लेपोऽयं वातशोथविनाशनः ॥२०॥**
**दूर्वा च नलमूलं च पद्मकाष्ठं च केशरम् ।**
**उशीरं वालकं पद्मं लेपोऽयं पित्तशोथहा ॥ २१ ॥**
**न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षवेतसवल्कलैः ।**
**ससर्पिष्कैः प्रदेहः स्याच्छोथे पित्तसमुद्भवे ॥२२॥**
**आगन्तुजे रक्तजे च लेप एषोऽभिपूजितः ।**
**अजगन्धाऽजशृङ्गी च मञ्जिष्ठा सरलस्तथा ॥**
**एकैषिकाऽश्वगन्धा च लेपोऽयं श्लेष्मशोथहा ॥२३**

अन्वयः–यथा प्रज्वलिते वेश्मनि अम्भसा परिषेचनं क्षिप्रम् अग्निं प्रशमयति, एवम् आलेपनं रुजः (प्रशमयति) ॥ बीजपूर–जटा–हिंस्रा–देवदारु–महौषधं, रास्ना-अग्निमन्थौ, अयं लेपः वातशोथ-विनाशनः (भवति)॥ दूर्वा, च नलमूलं च पद्मकाष्ठ, च केशरम् उशीरं वालकं पद्मम्, अयं लेपः पित्तशोथहा (भवेत्)॥ पित्तसमुद्भवे शोथे न्यग्रोध–उदुम्बर–अश्वत्थ–प्लक्ष–वेतसवल्कलैः ससर्पिष्कैः प्रदेहः स्यात् ॥ आगन्तुजे च रक्तजे एषः लेपः अभिपूजितः ॥ अजगन्धा अजशृङ्गी च मञ्जिष्ठा तथा सरलः एकैषिका च अश्वगन्धा, अयं लेपः श्लेष्मशोथहा (भवेत्) ॥

જેમ સળગેલા ઘર ઉપર પાણીથી કરેલું

સિચન અગ્નિને તરત શાંત કરે છે, તેમ (સોજા પર) લેપન પીડાને તરત શાંત કરે છે. બિજોરાનું મૂળ, જટામાસી, દેવદાર, સૂંઠ, રાસ્ના અને અરણીને વાટી તેનો કરેલો લેપ વાયુ-સંબંધી સોજાને મટાડે છે. ધ્રો, બરુનાં મૂળ, પદ્મકાષ્ઠ, કેસર, વાળો, પીળો વાળો અને કમળનો કરેલો લેપ પિત્તસંબંધી સોજાને મટાડે છે. પિત્તથી થતા સોજા પર વડ, ઉંબરો, પીપળો, પીપર અને નેતરની છાલોને વાટી ઘીથી મિશ્ર કરી લેપ કરવો. આગંતુજ અને રુધિરસંબંધી સોજા ઉપર પણ આ જ લેપ હિતકારી થાય છે. જંગલી તુલસી, મેંઢાશીંગી, મજીઠ, દેવદાર, કાળું નસોતર અને આસોંદનો લેપ કફસંબંધી સોજાને મટાડે છે.

टीका–अजशृङ्गी=मेढाशिङ्गी, एकैषिका=श्यामपनिलरनिशोथः ॥ (આનો અર્થ ઉપર છે.)

કફના સોજા પર લેપ અને રાતે લેપનો નિષેધ વગેરે

कृष्णा पुराणपिण्याकं शिग्रुत्वक् सिकता शिवा। मूत्रपिष्टः सुखोष्णोऽयं प्रलेपः श्लेष्मशोथहा ॥ २४ ॥
न रात्रौ लेपनं दद्याद्दत्तं च पतितं तथा।
न च पर्युषितं शुष्यमाणं तन्नैव धारयेत् ॥ २५ ॥

अन्वयः–कृष्णा पुराणपिण्याक शिग्रुत्वक् सिकता शिवा-मूत्रपिष्टः सुख-उष्णः अयं प्रलेपः श्लेष्मशोथहा (भवेत्)। रात्रौ लेपनं न दद्यात्, दत्त तथा च पतितं न धारयेत्, पर्युषित च शुष्यमाण तद् न एव धारयेत् ॥ (આનો અર્થ ઉપર છે.)

પીપર, જૂનો ખોળ, સરગવાની છાલ, રેતી અને હરડેને ગોમૂત્રમાં વાટી જરા ગરમ કરી એનો કરેલો લેપ કફસંબંધી સોજાને મટાડે છે. રાતે લેપ કરવો નહિ, જેનો એક વાર લેપ કર્યો હોય તેને લઈ બીજી વાર લેપ કરવો નહિ, લેપ કરતાં લેપનો જે ભાગ અંગ ઉપરથી તરત પડી જાય તેનો પાછો લેપ કરવો નહિ, લેપ કરવાનાં ઔષધોનો જે કલ્ક રાતવાસી રહ્યો હોય તેનો લેપ કરવો નહિ અને લેપ સુકાઈ જવા માંડે ત્યારે તેને શરીર ઉપર રાખવો નહિ. ૨૪,૨૫

टीका–दत्तमेव पुनर्न दद्यात्। पतित=दीयमानं सद्योऽङ्गात्पतित, पर्युषितम्=लेपनद्रव्य कल्कीकृत यत् पर्युषितम् ॥ (આનો અર્થ ઉપર છે.)

રાતે લેપ ન કરવાનું કારણ–છતાં અપવાદ

तमसा पिहितोऽत्युष्मा रोमकूपमुखोत्थितः।
विना लेपेन निर्याति रात्रौ नालेपयेदतः ॥ २६ ॥
रात्रावपि प्रलेपस्तु विधातव्यो विचक्षणैः।
अपाकिशोथे गम्भीरे रक्तपित्तसमुद्भवे ॥ २७ ॥

अन्वयः–तमसा पिहितः अति–उष्मा रोमकूप-मुख-उत्थितः (सन्) लेपेन विना निर्याति, अत रात्रौ न आलेपयेत्। (तथापि) अपाकिशोथे गम्भीरे रक्तपित्तसमुद्भवे विचक्षणैः रात्रौ अपि प्रलेपः तु विधातव्य ॥

અંધારાથી ઢંકાયેલી ભારે ગરમી રૂંવાડાંનાં છિદ્રોના મોઢામાંથી ઊંચે આવીને લેપ-વિના જ બહાર નીકળી જાય છે; (પણ લેપ કર્યો હોય તો ઊલટી બહાર નીકળી શકતી નથી;) માટે રાતે લેપ કરવો નહિ; છતાં ન પાકે એવો સોજો, ઊંડો સોજો અને રુધિર કે પિત્તથી થયેલા સોજા ઉપર બુદ્ધિમાન વૈદ્યોએ રાતે પણ લેપ કરવો. ૨૬,૨૭

शोथे परिषेचनमाह–

સોજા ઉપર ક્વાથ વગેરેનાં સિંચન

यथाम्बुभिः सिच्यमानः शान्तिमग्निर्हि गच्छति।
दोषाग्निरेवं सहसा परिषेकेण शाम्यति ॥ २८ ॥
वातघ्नौषधनिष्क्राथैस्तैलैर्मांसरसैर्घृतैः।
उष्णैः संसेचयेच्छोथं वातिकं काञ्जिकेन च ॥ २९ ॥
पित्तरक्ताभिघातोत्थं शोथं सिञ्चेत् सुशीतलैः।
क्षीराज्यमधुखण्डेक्षुरसैः पित्तहरैः शृतैः ॥ ३० ॥
कफघ्नौषधनिष्क्राथैः शीतैस्तु परिषेचयेत्।
तैलक्षाराम्बुमूत्रैश्च शोथं श्लेष्मसमुद्भवम् ॥ ३१ ॥

अन्वयः–अम्बुभिः सिच्यमानः अग्नि यथा शान्ति हि गच्छति, एवं परिषेकेण दोष–अग्नि सहसा शाम्यति। (तद् यथा) वातघ्न–औषधनिष्क्राथैः तैलैः मांसरसैः उष्णैः घृतैः च काञ्जिकेन वातिकं शोथ संसेचयेत् ॥ पित्त–रक्त–अभिघात–उत्थं शोथ सुशीतलैः क्षीर–आज्य–मधु–खण्ड–इक्षु–रसैः पित्तहरैः शृतैः सिञ्चेत्। श्लेष्म-समुद्भव शोथ तु शीतैः कफघ्न–औषधनिष्क्राथैः च तैल–क्षार–अम्बु–मूत्रैः परिषेचयेत् ॥

જળથી સિંચાતો અગ્નિ જેમ તરત શાંત થાય છે, તેમ ક્વાથ આદિ વડે સિંચન કરવાથી દોષરૂપી અગ્નિ તરત શાંત થાય છે;

જેમ કે, વાયુને હણનારાં ઔષધોના કવાથો, તેલો, માંસના રસો, ગરમ ઘી અને કાંજીથી વાયુસંબંધી સોજા ઉપર સિંચન કરવું. પિત્ત, રક્ત કે ક્ષતથી થયેલ સોજા ઉપર ખૂબ શીતળ ઔષધોના રસ, દૂધ, ઘી, મધ, ખાંડ, શેરડીનો રસ અને પિત્તહર કવાથોથી સિંચન કરવું, કફસંબંધી સોજા ઉપર તો કફનાશક ઔષધોના શીતળ કવાથ, તેલ, ક્ષાર, જળ અને મૂત્રથી સિંચન કરવું. ૨૮-૩૧

शोथस्य विम्लापनमाह–

### સોજાને ચોળી કરમાવી નાખવો

जातस्य कठिनस्यास्य कार्यं विम्लापनं शनैः ॥

अन्वयः–जातस्य कठिनस्य अस्य शनैः विम्लापनं कार्यम् ॥

ઉત્પન્ન થયેલ કઠણ સોજાને (ચોળી) ધીરે ધીરે કરમાવી નાખવો.

टीका=अस्य शोथस्य ॥

शोथविम्लापनस्य विधिमाह सुश्रुतः–

### સોજો કરમાવવાની રીત

अभ्यज्य स्वेदयित्वा तु वेणुनाड्या शनैः शनैः ।
विमर्दयेद्भिषङ्मन्दं तलेनाङ्गुष्ठकेन वा ॥ ३२ ॥

अन्वयः–भिषक् (शोथम्) शनैः शनैः अभ्यज्य स्वेदयित्वा तु वेणुनाड्या तलेन वा अङ्गुष्ठकेन मन्दं विमर्दयेत् ॥

(આ રીતિ વિષે સુશ્રુત કહે છે:) વૈદ્યે સોજા ઉપર ધીરે ધીરે માલિશ કરી બાફ દઈ વાંસની નળી અથવા હાથનાં તળિયાંથી અથવા અંગૂઠાથી ધીરે ધીરે ચોળવો. ૩૨

टीका–वेणुनाड्या=वंशनलिकया, स्वेदयित्वा=उष्णस्वेदं कृत्वा ॥ (આનો અર્થ ઉપર છે.)

रक्तमोक्षणमाह–

### સોજામાંથી લોહી કાઢવું

वेदनोपशमार्थाय तथा पाकशमाय च ।
अचिरोत्पतिते शोथे शोणितस्रावणं चरेत् ॥३३॥

अन्वयः–अचिर-उत्पतिते शोथे वेदना-उपशमार्थाय तथा च पाकशमाय शोणितस्रावणं चरेत् ॥

તરતના ઉત્પન્ન થયેલા સોજામાં થતી વેદના શાંત કરવા અને તેને નહિ પાકવા દેવા માટે તે સોજામાંથી લોહી કઢાવવું જોઈએ. ૩૩

टीका–चरेत्=कुर्यात् ॥

### લોહી કાઢવાની રીત

एकतस्तु क्रियाः सर्वा रक्तमोक्षणमेकतः ।
रक्तं हि वेदनामूलं तच्चेन्नास्ति न चास्ति रुक् ।
विषाणैश्च विशेषेण जलौकाभिः पदैरपि ॥ ३४ ॥

अन्वयः–एकतः तु सर्वाः क्रियाः, एकतः रक्तमोक्षणं (तुल्यम्), रक्तं हि वेदनामूलं, तत् चेत् न अस्ति, रुक् न अस्ति । विशेषेण विषाणैः च जलौकाभिः (वा) पदैः अपि (शोणितस्रावणं चरेत्) ॥

એક બાજુ બીજી બધી ક્રિયાઓ અને એક બાજુ લોહી કઢાવવું, તે સરખું જ છે– એટલે સઘળી ક્રિયાઓ મળી જે કામ કરે છે, તે સઘળું કામ લોહી કાઢવાથી પણ થાય છે; કેમ કે વેદના થવાનું મૂળ લોહી જ છે, પણ જો લોહી જ ન હોય તો વેદના થાય જ નહિ; માટે વિશેષે કરી શિંગડાંથી, જળો મૂકવાથી અને છરકા દઈને પણ લોહી કઢાવવું. ૩૪

टीका–शोणितस्रावणं–चरेदित्यनेनान्वयः ॥

### સોજા ઉપર ગરમ ઔષધો બાંધીને બાફ આપવો

रुजावतां दारुणानां कठिनानां तथैव च ।
शोथानां स्वेदनं कार्यं ये चाप्येवंविधा व्रणाः ॥३५॥

अन्वयः–रुजावतां दारुणानां तथा च कठिनानां शोथानां, ये च एवंविधाः एव व्रणाः (तेषाम्) अपि स्वेदनं कार्यम् ॥

(આ સ્વેદન-બાફ પૂર્વખંડના ૬૪૫મા પાનમાં 'ઉપનાહ-સ્વેદ' નામના મથાળા નીચે કહેવાયો છે; તે ત્યાં જોવો.) જે સામાન્ય સોજા બહુ જ વેદનાવાળા, ઉગ્ર, અને સખત હોય, તેઓની ઉપર બાફ દેવો; અને એવા પ્રકારના જે વ્રણસંબંધી સોજા હોય તેઓને પણ બાફ દેવો. ૩૫

टीका–शोथानां–सामान्यानाम् । व्रणाः=व्रणशोथाः, तेषामपि स्वेदनं कार्यम् । अत्रोपनाहः स्वेदः, तस्य विधिर्भेषजसाधनप्रकरणे कथित एवास्ति ॥ (આનો અર્થ ઉપર છે.)

### અમુક સોજા પર ઉપનાહ-સ્વેદ

शोथयोरुपनाहं च दद्यादामविदग्धयोः ।
प्रशाम्यत्यविदग्धस्तु विदग्धः पक्वतां व्रजेत् ॥३६॥

अन्वयः–आमविदग्धयोः शोथयोः च उपनाहं

दद्यात्, अविदग्ध. तु प्रशाम्यति, विदग्धः पक्वता व्रजेत् ॥

જે સોજો કાચો હોય અથવા પાકવા માંડ્યો હોય તેની ઉપર ઉપનાહ-સ્વેદ કરવો; તેથી એ સોજો જો કાચો હોય તો મટી જાય છે અને પાકવા માંડ્યો હોય તો તરત પાકી જાય છે. ૩૬

*टीका-आमविदग्धौ=अपक्वपाकोन्मुखौ ॥* (આનો અર્થ ઉપર છે.)

### વાયુના સોજા પર ખાસ શોભાંજનાદિ-સ્વેદ

[दशमूली बला रास्ना वाजिगन्धा प्रसारिणी ।
मूलं वातरिपोः सिन्धुर्वारिपूर्णे घटे क्षिपेत् ॥

अन्वय-दशमूली बला रास्ना वाजिगन्धा प्रसारिणी वातरिपो. मूलं सिन्धुः (एतानि) वारिपूर्णे घटे क्षिपेत् ॥

દશમૂળ, ખપાટ, રાસ્ના, અશ્વગંધા, પ્રસારિણી, એરંડાના મૂળ અને સૈંધવ એટલા દ્રવ્યોને પાણીથી ભરેલા ઘડામા નાખવા. (આનો બાફ દેવાથી વાયુનો સોજો મટે છે.)]

शोभाञ्जनः कणा चापि सैन्धवं विश्वभेषजम् ।
शणकार्पासयोर्बीजमतसी च कुलत्थिका ॥३७॥
तिला यवाश्च सिद्धार्थः कुठेरो मूलकं मिसिः ।
यथाप्राप्तैरमीभिस्तु द्रव्यैरम्लेन संयुतैः ॥ ३८ ॥
कल्कीकृतैः सुखोष्णैश्च स्वेदयेद्विधिवच्छनैः ।
अनेन प्रशमं याति वातशोथो न संशय. ॥३९॥

अन्वयः-शोभाञ्जनः कणा अपि च सैन्धवं विश्वभेषजं शणकार्पासयोः बीजम् अतसी च कुलत्थिका तिलाः यवाः च सिद्धार्थः कुठेरः मूलकं मिसिः, अमीभिः यथाप्राप्तैः द्रव्यै. अम्लेन संयुतैः कल्कीकृतैः च सुखोष्णैः शनैः विधिवत् स्वेदयेत्, अनेन वातशोथः प्रशमं याति, न संशयः ॥

સરગવો, પીપર, સૈંધવ, સૂંઠ, શણનાં બીજ, કપાસિયા, અળસી, કળથી, તલ, જવ, સરસવ, કાળી તુળસી, મૂળા અને સુવા આમાંથી જેટલાં મળી શકે તેટલાંને ખાટા રસમાં વાટી કલ્ક કરી જરા જરા ગરમ કરી લુગડામાં બાંધીને ધીમે ધીમે સોજા ઉપર વિધિપૂર્વક બાફ દેવો; તેથી વાયુનો સોજો શાંત થઈ જાય છે તેમાં સંશય નથી. ૩૭-૩૯

टीका-कुठेर =कृष्णबर्बरी ।

### પુનર્નવાદિ-લેપ

पुनर्नवा दारु शुण्ठी शिग्रुः सिद्धार्थ एव च ।
अम्लपिष्टः सुखोष्णोऽयं प्रलेपः सर्वशोथहा ॥४०॥

अन्वयः-पुनर्नवा दारु शुण्ठी शिग्रुः च सिद्धार्थः एव, अम्लपिष्टः सुखोष्णः अयं प्रलेपः सर्वशोथहा (भवति)॥

સાટોડી, દેવદાર, સૂંઠ, સરગવો અને સરસવ આટલાંને ખાટા રસમા વાટી તેનો સહેવાય તેવો ઊનો લેપ કરવો; તે પણ સર્વ જાતના સોજા મટાડે છે. (આ લેપ 'પુનર્નવાદિ' એ નામથી ઓળખાય છે.)

शोथपाचनमाह-

### સોજો પકવવાની રીત

न प्रशाम्यति यः शोथः प्रलेपादिविधानतः ।
द्रव्याणि पाचनीयानि दद्यात्तत्रोपनाहने ॥ ४१ ॥

अन्वयः-यः शोथः प्रलेप-आदि विधानतः न प्रशाम्यति, तत्र उपनाहने पाचनीयानि द्रव्याणि दद्यात् ॥

જે સોજો પ્રલેપ આદિ કરવાથી શાંત ન થાય, તેના ઉપર બાફ માટે પાચક પદાર્થો બાંધવા. ૪૧

*अत्र शोथपाचनद्रव्याण्याह-*

### સોજો પકાવનારાં દ્રવ્યો

शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः ।
अतसी सक्तवः किण्वमुष्णद्रव्यं च पाचनम् ॥४२॥

अन्वयः-शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः अतसी सक्तवः किण्वं च उष्ण द्रव्यम् पाचनम् (भवति) ॥

શણનાં ફળ, મૂળાનાં બીજ, સરગવાનાં ફળ, તલ, સરસવ, અળસી, સાથવો, મદિરાનું બીજ (કદડો-કીટું) અને (જવ-ઘઉં આદિ ધાન્યના પ્રકારો તથા) બીજા સઘળા ઉષ્ણ પદાર્થો (સોજાને) પકાવી નાખે છે. ૪૨

टीका-शणफलादीनामतस्यन्ताना सक्तवः कर्तव्याः । किण्व=सुराबीजम् । यवगोधूमधान्यादिप्रकारः, अन्यच्चोष्णं द्रव्य मणस्य पाचनं भवति ॥ (આનો અર્થ ઉપર છે)

शोथभेदनमाह-

### સોજાને શસ્ત્ર કે ઔષધોથી ભેદી-ફોડી નાખવા વિષે

अन्तःपूयेष्ववक्त्रेषु तथा चोत्सङ्गवत्स्वपि ।
गतिमत्सु च रोगेषु भेदनं सम्प्रयुज्यते ॥ ४३ ॥

अन्वयः-अन्तःपूयेषु अवक्त्रेषु तदा च उत्सङ्गवत्सु च गतिमत्सु रोगेषु भेदनं सम्प्रयुज्यते ॥

જે સોજો અંદર પરુવાળો હોય, વાંકો ન હોય અને કોતરવાળો હોય તેનું તથા નાડીવ્રણોનું શસ્ત્ર કે ઔષધથી ભેદન કરવું યોગ્ય છે. ૪૩

टीका-उत्सङ्गवत्सु=कोटरवत्सु। गतिमत्सु=नाडीव्रणेषु, भेदनम्। शस्त्रमौषधं कर्म च॥ (આનો અર્થ ઉપર છે.)

तत्र शस्त्रसाध्य भेदनमाह-

**શસ્ત્રસાધ્ય ભેદન**

**रोगे व्यधनसाध्ये तु यथादेशं प्रमाणतः।**
**शस्त्रं निधाय दोषांस्तु स्रावयेत् कथितं यथा॥४४॥**

अन्वयः-रोगे व्यधनसाध्ये तु यथादेशं प्रमाणतः शस्त्रं निधाय यथा कथितं (सुश्रुतादिषु तथा) दोषान् तु स्रावयेत्॥

જે રોગ શસ્ત્ર વડે વીંધવાથી જ મટે એવો હોય તેને યોગ્ય સ્થળમાં પ્રમાણસર શસ્ત્ર ઘોંચી-વીંધી નાખીને (સુશ્રુત આદિ ગ્રંથોમાં કહ્યા પ્રમાણે) દોષોને સ્રવાવી કાઢવા.

क्वचित् शस्त्रनिःक्षेपापवादमाह-

**શસ્ત્રપ્રયોગનો અમુક અપવાદ**

**बालवृद्धासहक्षीणभीरूणां योषितामपि।**
**व्रणेषु मर्मजातेषु भेदनं द्रव्यलेपनम्॥४५॥**

अन्वयः-बाल-वृद्ध-असह-क्षीण-भीरूणां योषिताम् अपि मर्मजातेषु व्रणेषु द्रव्यलेपनं भेदनं (कार्यम्)॥

બાળક, વૃદ્ધ, શસ્ત્ર સહન ન કરી શકે એવાં માણસો, ક્ષીણ થયેલાં માણસો, બીકણ તથા સ્ત્રીઓને, મર્મસ્થળોમા વ્રણો થયા હોય તો તે વ્રણો પર ઔષધોના લેપનરૂપ ભેદન-ક્રિયા કરવી. ૪૫

तत्र भेदनद्रव्याण्याह-

**ભેદનદ્રવ્યો**

**चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः।**
**कपोतकाकगृध्राणां मललेपेन भेदनम्॥४६॥**

अन्वयः-चिरबिल्वः अग्निकः दन्ती चित्रकः हयमारकः कपोत-काक-गृध्राणां मललेपेन भेदनं (कार्यम्)॥

કરંજ, રાતો ચિત્રક, નેપાળો, ચિત્રક, કણેર, હોલાની ચરક, કાગડાની અને ગીધની ચરકનું લેપન કરવાથી વ્રણ ભેદાઈ જાય છે.

दारणमाह- ૮૧૨૯

**વ્રણને ચીરી નાખનાર દ્રવ્યો**

**क्षारद्रव्यं तथा क्षारो दारणः परिकीर्तितः॥४७॥**

अन्वयः-क्षारद्रव्यं तथा क्षारः दारणः परिकीर्तितः॥

અઘેડા વગેરે ક્ષારવાળા પદાર્થો અને સાજીખાર તથા જવખાર આદિ ક્ષારોના લેપ વ્રણને ચીરી નાખનાર કહ્યા છે. ૪૭

टीका-क्षारद्रव्यम्=अपामार्गादि, क्षारः=स्वर्जिका-यवक्षारादिः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

**સોજાને ફોડી નાખે તેવો હાથીદાંતનો પ્રલેપ**

**हस्तिदन्तो जले पिष्टो बिन्दुमात्रप्रलेपितः।**
**अत्यर्थकठिने शोथे कथितो भेदनः परः॥४८॥**

अन्वयः-हस्तिदन्तः जले पिष्टः अत्यर्थकठिने शोथे बिन्दुमात्रप्रलेपितः परः भेदनः कथितः॥

હાથીદાંતને પાણીમાં ઘૂંટી તેનો અત્યંત કઠણ સોજા ઉપર પણ એક બિંદુ જેટલો જ લેપ કર્યો હોય તો તે અવશ્ય સોજાને ફોડી નાખે છે. ૪૮

शोथपीडनमाह-

**સોજાને દબાવી પરુ કાઢવા તેના ઉપર ઔષધોના જાડા લેપો**

**द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम्।**
**यवगोधूममाषाणां चूर्णानि च समासतः॥४९॥**
**शुष्यमाणमुपेक्षेत प्रलेपं पीडनम्प्रति।**
**न चापि मुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते॥५०॥**

अन्वयः-पिच्छिलानां तु द्रव्याणां त्वङ्मूलानि प्रपीडनं, च यव-गोधूम-माषाणां चूर्णानि समासतः (प्रपीडनं प्रोक्तम्)। पीडनं प्रति शुष्यमाणं प्रलेपम् उपेक्षेत, अपि च मुखं न आलिम्पेत्, तथा दोषः प्रसिच्यते॥

ચીકણી ઔષધિનાં છાલ તથા મૂળિયાં વાટી ચોપડ્યાં હોય તો તેથી સોજો દબાય છે; તેમ જ જવ, ઘઉં અને અડદના લોટ-(ની લોપરીઓ કે પોટીસો) બાંધવાથી પણ સોજો દબાય છે. સોજાને દબાવવા જે લેપ કર્યો હોય તે સુકાઈ જતો હોય છતાં તેની દરકાર કરવી નહિ, પણ વ્રણ ઉપર તેને રહેવા જ દેવો; વળી સોજાના મોઢા ઉપર લેપ કરવો નહિ; એ રીતે કરવાથી સોજામાંથી દોષ સ્રવી જાય છે.

टीका-पीडनम्प्रति=पीडनद्रव्यलेपं प्रति, पीडनद्रव्य-लेपं शुष्यन्तमपि, धारयेदित्यर्थः, तथा व्रणस्य मुखलेपं विना प्रस्रवति॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

व्रणशोधनमाह–

સોજાને કવાથ વગેરેથી સાફ કરવા

व्रणस्य तु विशुद्धस्य क्वाथः शुद्धिकरः परः ।
पटोलनिम्बपत्रोत्थः सर्वत्रैव प्रयुज्यते ॥ ५१ ॥
वातिके दशमूलानां क्षीरिणां पैत्तिके व्रणे ।
आरग्वधादेः कफजे कषायः शोधने हितः ॥५२॥
अश्वत्थोदुम्बरप्लक्षवटवेतसजं शृतम् ।
व्रणशोथोपदंशानां नाशनं क्षालनात्स्मृतम् ॥५३
तिलसैन्धवयष्ट्याह्वनिम्बपत्रनिशायुगैः ।
त्रिवृद्घृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः ॥५४॥
एकं वा सारिवामूलं सर्वव्रणविशोधनम् ॥ ५५ ॥
निम्बपत्र तिला दन्तीत्रिवृत्सैन्धवमाक्षिकम् ।
दुष्टव्रणप्रशमनो लेपः शोधनकेशरी ॥ ५६ ॥

अन्वयः–विशुद्धस्य तु व्रणस्य पटोल-निम्ब-पत्र-उत्थः क्वाथः परः शुद्धिकरः (सन्) सर्वत्र एव प्रयुज्यते। वातिके व्रणे दशमूलाना, पैत्तिके क्षीरिणां, कफजे आरग्वध-आदेः कषायः शोधने हित. । अश्वत्थ-उदुम्बर-प्लक्ष-वट-वेतसज शृत व्रण-शोथ-उपदंशानां क्षालनात् (तेषां) नाशन स्मृतम्। तिल-सैन्धव-यष्टि-आह्व-निम्बपत्र-निशायुगैः पिष्टैः त्रिवृद्-घृतयुतैः प्रलेपः व्रणशोधनः, एक वा सारिवामूल सर्व-व्रणविशोधनम्। निम्बपत्र तिलाः, दन्ती-त्रिवृत्-सैन्धव-माक्षिकम्-(एषां) लेपः शोधनकेशरी (सन्) दुष्टव्रणप्रशमनः (भवति)॥

પરુ નીકળી જઈ શુદ્ધ થયેલા વ્રણુને પરવળ તથા લીંબડાનાં પાંદડાનો કવાથ કરી તેનાથી ધોવો. તે વ્રણુને ખૂબ સાફ કરનાર છે. એ કવાથ સઘળા વ્રણો પર વપરાય છે. વાયુસંબંધી વ્રણુને દશમૂળીના કવાથથી, પિત્તસંબંધી વ્રણુને વડ વગેરે ક્ષીરી–(દૂધ વાળાં) વૃક્ષોના કવાથથી અને કફસંબંધી વ્રણુને આરગ્વધાદિ ગણુ (ગરમાળા વગેરેના) કવાથથી ધોવો, એ તેને સાફ કરવામાં હિતકારી છે. પીપળો, ઊંબરો, પીપર, વડ અને નેતરનો કવાથ વ્રણુસંબંધી સોજા અને ચાંદીને ધોવાથી તેઓનો નાશ કરનાર કહેલ છે. તલ, સિંધવ, જેઠીમધ, લીંબડાનાં પાંદડાં, હળદર, દારુહળદર અને નસોતરને વાટી ઘીથી મિશ્ર કરી પ્રલેપ કરવો, એ વ્રણુને સાફ કરે છે; અથવા એકલાં ઉપલસરીનાં મૂળનો લેપ સઘળા વ્રણોને સાફ કરનાર છે. લીંબડાનાં પાંદડાં, તલ, નેપાળો નસોતર, સિંધવ અને મધનો લેપ સાફ કરવામાં ઉત્તમ હોઈ દુષ્ટ વ્રણોને શાંત કરનાર થાય છે. ૫૧–૫૬

लेपान्निम्बदलैः कल्को व्रणशोधनरोपणः ।
भक्षणाच्छर्दिमन्दाग्निपित्तश्लेष्मकृमीन् हरेत् ॥५७
व्रणान्विशोधयेद्वर्त्या सूक्ष्मान् हि सन्धिमर्मजान् ।
अभयात्रिवृतादन्तीलाङ्गलीमधुसैन्धवैः ॥ ५८ ॥
निम्बपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतैः ।
वर्तिस्तिलानां कल्को वा शोधयेद्रोपयेद् व्रणम् ॥५९

अन्वयः–निम्बदलैः कल्कः लेपात् व्रणशोधन, भक्षणात् छर्दि-मन्दाग्नि-पित्त-श्लेष्म-कृमीन् हरेत, वर्त्या हि सूक्ष्मान् सन्धिमर्मजान् व्रणान् विशोधयेत्। अभया-त्रिवृता-दन्ती-लाङ्गली-मधु-सैन्धवैः, निम्बपत्र-घृत-क्षौद्र-दार्वी-मधुकसंयुतैः वर्तिः, वा तिलानां कल्क व्रण शोधयेत् (च) रोपयेत् ॥

લીંબડાનાં પાંદડાનો કલ્ક લેપ કરવાથી વ્રણુને સાફ કરે છે તથા રૂઝવે છે અને ખાવાથી ઊલટી, અગ્નિનું મંદપણું, પિત્ત, કફ તથા કૃમિ મટાડે છે. લીંબડાનાં પાંદડાંના કલ્કની વાટ કરી વ્રણુના મોઢામાં ખોસી રાખવાથી સાંધામાં તથા મર્મસ્થળોમાં થયેલા ઝીણા વ્રણોને પણુ સાફ કરી નાખે છે. હરડે, નસોતર, નેપાળો, કલગારી, ખમણું મધ, સિંધવ, લીંબડાનાં પાંદડાં, ઘી, દારુહળદર અને જેઠી મધની વાટ અથવા તલનો કલ્ક પણુ વ્રણુને સાફ કરે છે અને રૂઝવે છે. ૫૭–૫૯

व्रणरोपणमाह–

વ્રણુને રૂઝવનાર કલ્કો

अपेतपूतिमांसानां मांसस्थानामरोहताम् ।
कल्कस्तु रोपणो देयस्तिलजो मधुसंयुतः ॥६०॥
अश्वगन्धा रुहा लोध्रं कट्फलं मधुयष्टिका ।
समङ्गा धातकीपुष्पं परमं व्रणरोपणम् ॥ ६१ ॥

अन्वयः–मांसस्थानाम् अपेतपूतिमांसानां अरोहतां (व्रणानां) तिलजः कल्कः मधुसयुतः रोपणः देयः॥ अश्वगन्धा रुहा लोध्र कट्फल मधुयष्टिका समङ्गा धातकीपुष्प परमं व्रणरोपणम् ॥

જે વ્રણો માંસના જથામાં થયેલા હોવાને લીધે તેમાંથી સડેલુ માંસ નીકળી ગયા છતાં રુઝાતા ન હોય તેની ઉપર તલનો કલ્ક મધથી મિશ્ર કરી લગાડવો. આસંધ, કડુ, લોધર,

કાયફળ, જેઠીમધ, મજીઠ અને ધાવણીનાં ફૂલનો કલ્ક લગાડવાથી વ્રણને તે સારી રીતે રૂઝવે છે. ૬૦,૬૧

टीका-रुहा=रोहिणी ॥ (આનો અર્થ ઉપર છે)

### વ્રણને રૂઝવનાર લેપો

मधुयुक्ता सुरा पुंसां सर्वव्रणविरोपणी ॥ ६२ ॥
सुपवीपत्रधत्तूरबलामोटाकुठेरकाः ।
पृथगेतैः प्रलेपस्तु गम्भीरव्रणरोपणः ॥ ६३ ॥
ककुभोदुम्बराश्वत्थजम्बूकट्फललोध्रजैः ।
त्वक्चूर्णैर्धूलिता· क्षिप्रं संरोहन्ति व्रणा ध्रुवम् ॥
प्रियङ्गुधातकीपुष्पं यष्टीमधुजतूनि च ।
सूक्ष्मचूर्णीकृतानि स्यू रोपणान्यवधूलनात् ॥६५॥
यवचूर्णं समधुकं सतैलं सह सर्पिषा ।
दद्यादालेपनं कोष्णं दाहशूलोपशान्तये ॥ ६६ ॥
करञ्जारिष्टनिर्गुण्डीलेपो हन्याद् व्रणक्रमीन् ।
लशुनस्याथवा लेपो हिङ्गुनिम्बकृतोऽथवा ॥६७।

अन्वय·-मधुयुक्ता सुरा पुंसां सर्वव्रणविरोपणी, सुपवीपत्र-धत्तूर-बलामोटा-कुठेरकाः-एतैः तु पृथक् प्रलेपः गम्भीरव्रणरोपणः (भवति)॥ ककुभ-उदुम्बर-अश्वत्थ-जम्बू-कट्फल-लोध्रजैः त्वक्चूर्णैः धूलिताः व्रणा ध्रुवं क्षिप्रं संरोहन्ति ॥ प्रियङ्गु-धातकीपुष्पं च यष्टी-मधु-जतूनि सूक्ष्म-चूर्णीकृतानि अवधूलनात् रोपणानि स्यु ॥ दाह-शूल-उपशान्तये यवचूर्णं समधुकं सतैलं सर्पिषा सह कोष्णम् आलेपनं दद्यात् ॥ करञ्ज-अरिष्ट-निर्गुण्डीलेपः, अथवा लशुनस्य लेपः, अथवा हिङ्गु-निम्बकृतः (लेपः) व्रणक्रमीन् हन्यात् ॥

મધ સહિત મદિરાનો લેપ માણસોના સર્વ પ્રકારના વ્રણો રૂઝવે છે. ઝીણી એલચીનાં પાંદડાંનો અથવા ધંતૂરાનો કે બલામોટાનો (આ અપ્રસિદ્ધ છે) અથવા કાળી તુલસીનો અલગ અલગ લેપ ઊંડા વ્રણને પણ રૂઝવે છે. આસોંદરો, ઉંબરો, પીપળો, જાંબુ, કાયફળ અને લોધરની છાલોનાં ચૂર્ણો, વ્રણોની ઉપર ભભરાવ્યા હોય તો વ્રણ ખરેખર તરત રુઝાઈ જાય છે. ઘઉંલા, ધાવડીનાં ફૂલ, જેઠીમધ અને લાખનું બારીક ચૂર્ણ વ્રણની ઉપર ભભરાવવાથી વ્રણને રૂઝવે છે. વ્રણનો દાહ તથા શૂળની શાંતિ માટે જવ અને જેઠીમધના ચૂર્ણને તેલ તથા ઘીથી મિશ્ર કરી તેનો સહેવાય તેવો લેપ કરવો. કરંજ, લીંબડો અને નગોડનો લેપ અથવા લસણનો લેપ કે લીંબડાનો તથા હિંગનો લેપ વ્રણના કૃમિઓનો નાશ કરે છે. ૬૨-૬૭

टीका-सुपवीपत्रम्=अगैलापत्रम्, बलामोटा=(अप्रसिद्ध) अस्मात् तदेव नाम पुस्तकधृतम्; कुठेरकः=कृष्णवर्वरी, अरिष्ट=निम्बः (આનો અર્થ ઉપર છે.)

### ધૂપન તથા ઉકાળો

निम्बपत्रवचाहिङ्गुसर्पिर्लवणसर्षपैः ।
धूपनं स्याद्व्रणे रूक्षकृमिकण्डूरुजापहम् ॥ ६८ ॥
ये क्लेदपाकस्रुतिगन्धवन्तो, व्रणाश्चिरोत्थाः सतताश्च शोथाः। प्रयान्ति ते गुग्गुलुमिश्रितेन, पीतेन शान्तिं त्रिफलाशृतेन ॥ ६९ ॥
पटोलनिम्बासनसारधात्री-पथ्याऽक्षनिर्यूह-महर्मुखेषु । पिबेद्युतं गुग्गुलुना विसर्पविस्फोटदुष्टव्रणशान्तिमिच्छन् ॥ ७० ॥

अन्वयः-निम्ब-पत्र-वचा-हिङ्गु-सर्पिर्-लवण-सर्षपैः धूपनं व्रणे रूक्ष-कृमि-कण्डूरुजा-अपहं स्यात् । ये व्रणाः क्लेद-पाक-स्रुति गन्धवन्त·, चिर-उत्थाः च सततः (ये) शोथाः, ते गुग्गुलुमिश्रितेन त्रिफलाशृतेन पीतेन शान्तिं प्रयान्ति ॥ विसर्प-विस्फोट-दुष्ट-व्रणशान्तिम् इच्छन् (जनः) पटोल-निम्ब-असन-सार-धात्री-पथ्या-अक्ष-निर्यूहं गुग्गुलुना युतं अहर्मुखेषु पिबेत् ॥

લીંબડાના પાંદડાં, વજ, હિંગ, ઘી, સિંધવ અને સરસવની ધુમાડી આપવી, તે વ્રણની રૂક્ષતા, કીડા, ચળ તથા પીડા મટાડનાર છે. જે વ્રણો પાકયા હોય, સવતા હોય, ગંધાતા હોય તથા જે સોજા લાબા કાળથી થયેલા અને હમેશના હોય તે પણ ગૂગળથી મિશ્ર કરેલ ત્રિફલા(=હરડે, બહેડા અને આમળાં)નો ઉકાળો પીવાથી મટી જાય છે. રતવા, વિસ્ફોટક તથા દુષ્ટ વ્રણોની શાંતિ ઇચ્છતા માણસે કડવા પરવળ અથવા કડવી ઘિસોડી, લીંબડાની અંતરછાલ, બીબલાનો સાર, આમળા, હરડે અને બહેડાનો ક્વાથ ગૂગળ નાખી નિત્ય પ્રાતઃકાલમા પીવો. ૬૮-૭૦

### વ્રણ મટયા પછી તે સ્થળનો શરીરના જેવો રંગ બનાવનાર લેપ

मनःशिला समञ्जिष्ठा सलाक्षा रजनीद्वयम् ।
प्रलेपः सघृतक्षौद्रस्त्वचः सावर्ण्यकृत् स्मृतः ।७१॥

अन्वय -मनःशिला समञ्जिष्ठा सलाक्षा रजनीद्वयम् (एषां) सघृतक्षौद्रः प्रलेपः त्वचः सावर्ण्यकृत् स्मृतः ॥

મનશીલ, મજીઠ, લાખ, હળદર અને દારુહળદરના ચૂર્ણને મધ તથા ઘીથી મિશ્ર કરી તેનો લેપ કરવો. તે વ્રણના સ્થળની ચામડીનો રંગ શરીરની ચામડીના જેવો કરે છે. ૭૧

### વ્રણવાળાનો ખોરાક

जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवान्तरम् ।
भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ॥ ७२॥
तण्डुलीयकजीवन्तीवास्तूकसुनिषण्णकैः ।
वातमूलकवार्ताकुपटोलैः कारवेल्लकैः ॥ ७३ ॥
सदाडिमैः सामलकैर्घृतभृष्टैः ससैन्धवैः ।
अन्यैरेवंगुणैर्वापि मुद्गादीनां रसेन वा ॥ ७४ ॥

अन्वयः–जाङ्गलैः मांसैः, तण्डुलीयक–जीवन्ती–वास्तूक–सुनिषण्णकैः, वातमूलकवार्ताकुपटोलैः, कारवेल्लकैः सदाडिमैः सामलकैः घृत–भृष्टैः ससैन्धवैः, अपि वा एवं गुणैः अन्यैः, वा मुद्गादीनां रसेन अल्पम् उष्णं स्निग्धं द्रवान्तर–जीर्णशालि–ओदनं भुञ्जानः (जनः) शीघ्रं व्रणम् अपोहति ॥

જાંગલદેશનાં પશુનાં માંસના રસો, તાંદલજો, મીઠી ખરખોડી, બથવો, સુનિઃષણ્ણક, નાના મૂળા, રીંગણાં, પરવળ, કારેલાં, દાડમ તથા આમળાંને ઘીમાં શેકી સિંધવ નાખી તેની સાથે અથવા એવા જ ગુણવાળા બીજા પદાર્થોની સાથે કે મગ વગેરેના રસની સાથે જરા ઊનો, સ્નિગ્ધ અને પાતળો જૂના રાતા ચોખાનો ભાત ખાનારો માણસ તરત વ્રણને મટાડી શકે છે. ૭૨–૭૪

टीका–एभिः सह जीर्णशाल्योदनं भुञ्जानः शीघ्रं व्रणमपोहति इत्यन्वयः ॥

### વ્રણવાળાએ ત્યજવાના પદાર્થો

अम्लं दधि च शाकं च मांसमानूपमौदकम् ।
क्षीरं गुरूणि चान्नानि व्रणे च परिवर्जयेत् ॥७५॥

अन्वयः–अम्लं दधि च शाकं, आनूपम् (च) औदकं मांसं क्षीरं च गुरूणि अन्नानि च व्रणे परिवर्जयेत् ॥

ખાટું દહીં, ખાટાં શાક, જલપ્રાય-કચ્છ દેશનાં અથવા જળચર પ્રાણીનાં માંસો, દૂધ અને ભારે ખોરાક વ્રણવાળાએ ત્યજવા જોઈએ. ૭૫

### વ્રણવાળાએ પરિશ્રમ વગેરે પણ ત્યજવા

व्रणे श्वयथुरायासात् स च रागश्च जागरात् ।
तौ च रुक् च दिवास्वापात्ते च मृत्युश्च मैथुनात् ७६

अन्वयः–व्रणे आयासात् श्वयथुः, जागरात् सः च रागः, दिवास्वापात् तौ च रुक् च, मैथुनात् ते च मृत्युः ॥

વ્રણ થયા છતાં પરિશ્રમ કરવાથી સોજો ચડે છે, ઉજાગરો કરવાથી સોજો ચડે છે તથા રતાશ પણ થાય છે, દિવસે સૂવાથી તો સોજો, રતાશ તથા પીડા એ ત્રણે થાય છે અને મૈથુન કરવાથી સોજો, રતાશ, પીડા તથા ચોથું મૃત્યુ પણ થાય છે. ૭૬

### આગંતુજ વ્રણની ચિકિત્સા

क्रुद्धे सद्योव्रणे कुर्यादूर्ध्वं चाधश्च शोधनम् ।
क्रिया शीता प्रयोक्तव्या रक्तपित्तोष्मनाशिनी ॥७७
लङ्घनं च बलं ज्ञात्वा भोजनं चास्रमोक्षणम् ।
घृष्टे विदलिते चैव सुतरामिष्यते विधिः ॥७८॥
छिन्ने भिन्ने तथा विद्धे क्षते वाऽस्रगतिः स्रवेत् ।
रक्तक्षयात्तत्र रुजः करोति पवनो भृशम् ॥७९॥
स्नेहपानं परीषेकं लेपं तत्रोपनाहनम् ।
कुर्वन्ति स्नेहवस्तिं च रुजाघ्नं चौषधं पृथक् ।८०
खड्गादिच्छिन्नगात्रस्य तत्काले पूरितो व्रणः ।
गाङ्गेरुकीमूलरसैः सद्यः स्याद्गतवेदनः ॥ ८१ ॥
कषाया मधुराः शीताः क्रियाः सर्वाः प्रयोजयेत् ।
सद्योव्रणानां सप्ताहात्पश्चात्पूर्वोक्तमाचरेत् ॥८२॥
आमाशयस्थे रुधिरे विदध्याद्वमनं नरः ।
तस्मिन् पक्वाशयस्थे तु प्रकुर्वीत विरेचनम् ॥८३
क्वाथो वंशत्वगेरण्डश्वदंष्ट्राऽश्मभिदा कृतः ।
हिङ्गुसैन्धवसंयुक्तः कोष्ठस्थं स्रावयेदसृक् ॥८४॥
यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च ।
भुञ्जीतान्नं यवागूं वा पिबेत्सैन्धवसंयुताम् ॥८५॥

अन्वयः–सद्यो व्रणे क्रुद्धे ऊर्ध्वं च अधः शोधनं कुर्यात्, रक्त-पित्त-उष्म-नाशिनी शीता क्रिया प्रयोक्तव्या, बलं च ज्ञात्वा लङ्घनं भोजनं च अस्रमोक्षणं (कारयेत्), घृष्टे च विदलिते एव सुतरां विधिः इष्यते, छिन्ने भिन्ने तथा विद्धे वा क्षते अस्रगतिः स्रवेत्, तत्र रक्तक्षयात् पवनः भृशं रुजः करोति, तत्र स्नेहपानं परीषेकं लेपम् उपनाहनं स्नेहवस्तिं च रुजाघ्नं च औषधं पृथक् कुर्वन्ति । खड्गादि–छिन्नगात्रस्य तत्काले गाङ्गेरुकीमूलरसैः पूरितः व्रणः सद्यः गतवेदनः स्यात्, सद्योव्रणानां सप्ताहात् मधुराः कषायाः (च) सर्वाः शीताः क्रियाः प्रयोजयेत्, पश्चात् पूर्वोक्तम् आचरेत् । आमाशयस्थे रुधिरे नरः वमनं विदध्यात्, तस्मिन् पक्वाशयस्थे तु विरेचनं प्रकुर्वीत । वंश–त्वग्–एरण्ड–श्व–दंष्ट्रा–अश्मभिदा कृतः क्वाथः हिङ्गु–सैन्धव–संयुक्तः

(पीतः सन्) कोष्ठस्थम् असृक् स्रावयेत्। (आगन्तु-व्रणी) यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च अन्नं भुञ्जीत, वा सैन्धवसयुतां यवागू पिबेत्॥

આગંતુજ વ્રણ કોપ્યો હોય તો વમન તથા વિરેચનથી શરીરને સાફ કરવું અને રુધિર તથા પિત્તની ગરમીનો નાશ કરનારી શીતળ ક્રિયા કરવી. બળ વગેરે જોઈને લંઘન પણ કરાવવું, યોગ્ય ભોજનો આપવાં અને યોગ્ય લાગે તો લોહી પણ કઢાવવું. આગંતુજ વ્રણ ઘસાય કે ફાટી જાય તોપણ યોગ્યતા જોઈને ઉપર કહેલા વિધિ અવશ્ય કરવા. અંગ છેદાઈ જતાં, ભેદાઈ જતાં, વીંધાઈ જતાં કે ઘવાઈ જતાં લોહી ઝરવા લાગે છે અને એ રીતે લોહી ઓછું થવાથી વાયુ અત્યંત પીડા ઉત્પન્ન કરે છે; એમ બને ત્યારે સ્નેહપાન, સિંચન, લેપ, ઉપનાહ સ્વેદ, સ્નેહની પિચકારી અને વેદના મટાડનારાં ઔષધો પણ કરવાં. તરવાર વગેરેથી અંગ જખમી થાય તો તે વ્રણને ગંગેટીનાં મૂળિયાંના રસથી પૂરવું, જેથી તે વ્રણની વેદના જતી રહે છે. આગંતુજ વ્રણો ઉપર સાત દિવસ સુધી તો સઘળી તૂરી, મધુર તથા શીતળ ક્રિયાઓ કરવી; પણ પછી આઠમા દિવસથી માંડી બીજા વ્રણો માટે પ્રથમ જે ક્રિયાઓ કહેવાઈ છે તે કરવી. આમાશયમાં રુધિર રહ્યું હોય તો વમન કરવું અને પક્વાશયમાં રહ્યું હોય તો વિરેચન આપવું. વાંસની છાલ, એરંડો, ગોખરુ અને પાષાણભેદનો ક્વાથ હિંગ તથા સિંધવ નાખી પિવાય તો કોઠામાં રહેલું લોહી સ્રવી જાય છે. આગંતુજ વ્રણવાળાએ જવ, મીઠાં મોટાં બોર અને કળથીના સ્નેહ વગરના રસની સાથે અન્ન જમવું અથવા સિંધવ નાખેલી યવાગૂ પીવી. ૭૭-૮૫

टीका–गाङ्गेरुकी=नागबला, 'गुलसकरी' ति लोके।

## જાત્યાદિ-ઘૃત

जातीनिम्बपटोलपत्रकटुकादार्वीनिशासारिवा,
मञ्जिष्ठाऽभयसिक्थतुत्थमधुकैर्नक्ताह्वबीजैः समैः।
सर्पिः सिद्धमनेन सूक्ष्मवदना मर्माश्रिताः स्राविणो,
गम्भीराः सरुजो व्रणाः सगतिकाः शुध्यन्ति रोहन्ति च॥८६॥
वृद्धवैद्योपदेशेन पारम्पर्योपदेशतः।
जातीघृते तु संसिद्धे क्षेप्तव्यं सिक्थकं बुधैः॥८७॥

अन्वयः–जाती–निम्ब–पटोल–पत्र–कटुका–दार्वी–निशा–सारिवा–मञ्जिष्ठा–अभय–सिक्थ–तुत्थ–मधुकैः नक्ताह्व-बीजैः समैः सिद्धं सर्पिः। (जात्यादिघृतमुच्यते), अनेन सूक्ष्म–वदनाः मर्म–आश्रिताः स्राविणः गम्भीराः सरुजः सगतिकाः व्रणाः शुद्ध्यन्ति च रोहन्ति। वृद्ध–वैद्य–उपदेशेन पारम्पर्य–उपदेशतः जातीघृते तु ससिद्धे बुधैः सिक्थकं क्षेप्तव्यम्॥

ચમેલીના પાંદડાં, લીમડાનાં પાંદડાં, પરવળનાં તથા કડવી ઘિસોડીના પાંદડાં, કડુ, દારુહળદર, હળદર, ઉપલસરી, મજીઠ, કાળો વાળો, મીણ, મોરથૂથુ, જેઠીમધ અને કરંજનાં બીજ સમભાગે લઈ તેના કલ્કથી પકવેલું ઘી 'જાત્યાદિ-ઘૃત' કહેવાય છે. આ ઘી લગાડવાથી ઝીણાં મુખવાળા, મર્મોમાં રહેલા, સ્રાવવાળા, ઊંડા, વેદનાવાળા અને અંગોમાં ગતિ કરતા વ્રણો સાફ થઈ રુઝાઈ જાય છે. ઉપરતું જાત્યાદિ ઘૃત પકવવાનાં ઓસડિયાંમાં મીણને પ્રથમથી જ ઘીમાં નાખવા કહ્યું છે, પણ વૃદ્ધ (અનુભવી) વૈદ્યના ઉપદેશ પ્રમાણે તથા પરંપરાથી ચાલુ ઉપદેશ અનુસાર જાત્યાદિ ઘૃત પાકી રહ્યા પછી જ તેમાં મીણ નાખવું જોઈએ ૮૬,૮૭

## જાત્યાદિ તેલ

जातीनिम्बपटोलानां नक्तमालस्य पल्लवाः।
सिक्थकं मधुकं कुष्ठं द्वे निशे कटुरोहिणी॥८८॥
मञ्जिष्ठा पद्मकं पथ्या लोध्रत्वङ्नीलमुत्पलम्।
सारिवा तुत्थकं चापि नक्तमालफलं तथा॥८९॥
एतानि समभागानि कल्कीकृत्य प्रयत्नतः।
तिलतैलं पचेत् सम्यग्वैद्यः पाकविचक्षणः॥९०॥
विषव्रणे समुत्पन्ने स्फोटके कक्षरोगिणि।
दद्रुचीसर्परोगेषु कीटदंष्ट्रेषु सर्वथा॥९१॥
सद्यः शस्त्रप्रहारेण दग्धविद्धेषु चैव हि।
नखदन्तक्षते देहे दुष्टमांसापकर्षणे॥९२॥
म्रक्षणेन हितं तैलमिदं शोधनरोपणम्।
तैलं जात्यादिनाम्नैतत् प्रसिद्धं भिषगादृतम्॥९३॥

अन्वयः–जाती–निम्ब–पटोलानां नक्तमालस्य पल्लवाः, सिक्थक मधुक कुष्ठ द्वे निशे कटुरोहिणी मञ्जिष्ठा पद्मकं पथ्या लोध्र–त्वक् नीलम् उत्पल सारिवा तुत्थकम् अपि

च नक्तमालफल, तथा एतानि समभागानि प्रयत्नतः कल्कीकृत्य पाकविचक्षण. वैद्य. सम्यक् तिलतैल पचेत्। विषव्रणे समुत्पन्ने स्फोटके कक्षरोगिणि दद्रु-वीसर्परोगेषु सर्वथा कीटदष्टेषु, सद्यः शस्त्रप्रहारे च दग्धविद्धेषु एव हि, नख-दन्त-क्षते देहे दुष्ट-मांस-अपकर्षणे इद तैल म्रक्षणेन हित, शोधन-रोपण (भवति), एतत् तैलं जात्यादि नाम्ना प्रसिद्ध भिषक्-आदृतम ॥

ચમેલીના પાદડા, લીંબડાના પાદડા, કડવા પરવળનાં કે કડવી ઘિસોડીનાં પાંદડા, કરંજના પાંદડાં, મીણ, જેઠીમધ, કઠ, હળદર, દારુ હળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ઠ, હરડે, નીલ કમળ, લોધરની છાલ, ઉપલસરી, મોરથુથુ અને કરજનાં ફળ સમભાગે લઈ કલ્ક કરી તે કલ્કથી પાક કરવામાં કુશળ વૈદ્યે તલના તેલને પ્રયત્નપૂર્વક સારી રીતે પકાવવુ, એટલે 'જાત્યાદિ તેલ' તૈયાર થાય છે. વિષસંબંધી વ્રણ, વિસ્ફોટક, બગલના રોગ, દાદર, રતવા, હરકોઈ કીડાના કરડ. તરતના શસ્ત્રપ્રહારથી થયેલો જખમ, દાઝી ગયેલ અને નખ કે દાંતનો ઘા અને શરીરમાં બગડેલું માંસ કાઢવું હોય ત્યારે આ તેલ લગાડવાથી હિત થાય છે. વૈદ્યોએ આદરપૂર્વક સ્વીકારેલું આ તેલ પ્રસિદ્ધ છે અને વ્રણોને સાફ કરનાર તથા સારી રીતે રુઝાવનાર પણ છે. તેથી જાત્યાદિ નામે પ્રસિદ્ધ આ તેલને વૈદ્યોએ સ્વીકાર્યું છે. ૮૮-૯૩

## વિપરીતમલ્લતૈલ

चित्रकरसोनरामठशरपुङ्खालाङ्गलीकसिन्दूरैः ।
सविपैस्तथा सकुष्ठैः कटुतैलं साधु सम्पक्वम् ॥९४
विपरीतमल्लसंज्ञं तैलं दुष्टव्रणं तथा नाडीम् ।
बहुभेषजैरसाध्यामपथ्यभोक्तुश्च निस्तुदति ।९५

अन्वयः-चित्रक-रसोन-रामठ-शरपुङ्खा-लाङ्गलीक-सिन्दूरैः सविषैः तथा सकुष्ठैः साधु सपक्वं कटुतैल विपरीतमल्लसञ्ज्ञ तैलं (कथ्यते, तच्च) दुष्टव्रणं तथा बहुभेषजैः असाध्यां च नाडीम् अपथ्यभोक्तुः (अपि) निस्तुदति ॥

ચિત્રક, લસણ, હિંગ, શરપુંખો, કલગારી, સિંદૂર, વછનાગ અને કઠના કલ્કથી સારી રીતે પકાવેલું સરસિયું તેલ 'વિપરીતમલ્લ×' કહેવાય છે. આ તેલ લગાડવાથી દુષ્ટવ્રણ અને ઘણાં ઔષધોથી પણ ન મટે એવો અસાધ્ય નાડીવ્રણ પણ મટી જાય છે. માણસ ભલે અપથ્ય જમે છતાં આ તેલ દુષ્ટવ્રણ કે નાડીવ્રણ(ભરનીંગર)ને અવશ્ય મટાડે છે.

## અમૃતાદિગુગ્ગુલુ

अमृतापटोलमूलत्रिफलात्रिकटुकृमिघ्नानाम् ।
समभागानां चूर्णं, सर्वसमो गुग्गुलोर्भागः ।९६॥
प्रतिवासरमेकैकांगुटिकां खादेदिहापि परिमाणाम् । जेतुं व्रणवातासृग्गुल्मोदरशोथवातरोगांश्च ॥९७॥

अन्वय.-अमृता-पटोलमूल,-त्रिफला-त्रिकटु-कृमिघ्नां समभागाना चूर्णं, सर्वसमं गुग्गुलोः भागः (ग्राह्यः, तत्सर्वं मिश्रीकृत्य गुटिका कृत्वा) व्रण-वात-असृक्-गुल्म-उदर-शोथ-वातरोगान् च जेतु इह अपि परिमाणाम् एक-एक-गुटिका प्रतिवासर खादेत् ॥

ગળો, કડવા પરવળનાં અથવા કડવી ઘિસોડીનાં મૂળ, હરડે, બહેડા, આમળાં, સૂંઠ, મરી, પીપર અને વાવડિંગ સમભાગે લઈ ચૂર્ણ કરી, એ ચૂર્ણના જેટલા જ વજનના ગૂગળમાં તે બધું મિશ્ર કરી તેની યોગ્ય વજનવાળી ગોળીઓ કરવી. પછી વ્રણ, વાતરક્ત, ગુલ્મ, ઉદરરોગ, સોજા અને વાયુસંબંધી રોગો મટાડવા આ 'અમૃતાદિ ગુગ્ગુલુ+ 'નામની ગોળીઓમાંથી માપસર એક એક ગોળી હમેશા ખાવી. ૯૬,૯૭

अग्निदग्धस्य चिकित्सा-

## અગ્નિથી બળેલાની ચિકિત્સા

प्लुष्टस्याग्निपु तपनं, कार्यमुष्णं तथौषधम् ।
सम्यक्स्विन्ने शरीरे तु स्विन्नं भवति शोणितम् ९८
प्रकृत्या सलिलं शीतं, स्कन्दयत्यपि शोणितम् ।
तस्मात् सुखयति ह्युष्णं न तु शीत कदाचन ॥९९

× मल्लन्ते-धारयन्ति बलमिति मल्लाः, मल्ल धारणे पचाद्यच्, मल्लानां विपरीतं सविषैश्चित्रकादिभि साधितत्वात्, राजदन्तादि.-વછનાગ સહિત ચિત્રક આદિ દાહક પદાર્થોથી પકાવેલું હોવાથી બળવાન મલ્લ વગેરે લોકો માટે જે વિપરીત ગણાય છે, તે તેલ વિપરીત મલ્લ તેલ કહેવાય છે.

+ अमृता आदिः यस्मिन् स चासौ गुग्गुलु-अमृतादि-गुग्गुलु.-જેમાં ગળો પહેલી છે, એવો ગૂગળ-અમૃતાદિગુગ્ગુલુ કહેવાય છે

शीतामुष्णां च दुर्दग्धे क्रिया कुर्यात् ततः पुनः।
घृतलेपप्रदेहांस्तु, शीतानेवास्य कारयेत्॥१०१
सम्यग्दग्धे तुगा-क्षीरी-प्लक्ष-चन्दन-गैरिकैः।
सामृतैः सर्पिषायुक्तैरालेपं कारयेद् भिषक्॥
ग्राम्यानूपौदकैर्मांसैः, पिष्टैरेनं प्रलेपयेत्॥ १०२॥
अतिदग्धे विशीर्णानि, मांसान्युद्धृत्य शीतलाम्।
क्रियां कुर्यात् ततः पश्चाच्छालितण्डुलकण्डनैः॥१०३
तिन्दुकत्वचः कषायैर्वा, घृतमिश्रैः प्रलेपयेत्।
सर्वेषामग्निदग्धानामेतद् रोपणमुत्तमम्॥ १०४॥

अन्वयः-अग्निप्लुष्टस्य तपन तथा उष्णम् औषध कार्यम्, शरीरे सम्यक् स्विन्ने तु शोणित स्विन्न भवति। शीतं सलिल प्रकृत्या शोणितम् अति स्कन्दयति, तस्मात् उष्ण हि सुखयति शीत तु कदाचन न (सुखयति), दुर्दग्धे च शीताम् उष्णां क्रियां कुर्यात्, ततः पुन. अस्य शीतान् एव घृत-लेप-प्रदेहान् तु कुर्यात्, भिषक् सम्यग् दग्धे तुगा-क्षीरी-प्लक्ष-चन्दन-गैरिकैः सामृतैः सर्पिषा युक्तः आलेप कारयेत्, एन ग्राम्य-आनूप-औदकैः मांसैः पिष्टैः प्रलेपयेत्। अतिदग्धे विशीर्णानि मांसानि उद्धृत्य शीतलां क्रियां कुर्यात्, ततः पश्चात् शालि-तण्डुल-कण्डनैः वा तिन्दुकत्वचः कषायैः च घृतमिश्रैः प्रलेपयेत्। सर्वेषाम् अग्निदग्धानाम् एतद् उत्तम रोपण (भवेत्)॥

(સ્વાભાવિક રંગ બદલાઈને દાહ થાય પણ ફોલ્લા ન ઊઠે તેવું દાઝેલું 'પ્લુષ્ટ' કહેવાય છે,) અગ્નિમાં એવા દાઝેલાને અગ્નિનો શેક તથા ગરમ દવાઓ કરવી; એમ આખા શરીરને સ્વેદન થાય તો લોહી પણ સ્વેદ પામે છે; પરંતુ જળ તો સ્વભાવથી શીતળ હોવાથી તે લોહીને શોષીને ઠારી દે છે; માટે દાઝેલાને ગરમ ઉપચારો સુખ કરે છે, પણ શીતળ તો કદી સુખ કરતા જ નથી. (તીવ્ર ફોલ્લા ઊઠી ખેંચાણ, વેદના, બળતરા, રતાશ, પાક અને સબાકા નીકળે તથા તે લાંબે કાળે મટે એવા દાઝેલાને 'દુર્દગ્ધ' કહે છે;) એ દુર્દગ્ધ ઉપર શીતળ તથા ગરમ બંને ઉપાયો કરી શકાય છે; છતાં તેના ઉપર ઘી વગેરે લેપ તથા સિંચન તો શીતળ જ કરવાં. (દાહનું મૂળ ઊંડું ગયું ન હોય, પાકા તાડફળ જેવો રંગ હોય, દાહમાં ઊંચો કે નીચો વગેરે દોષો ન હોય અને ચામડીમાં દાહનાં ચિહ્નો હોય તો તેને 'સમ્યગ્દગ્ધ' કહે છે,) વૈદ્યે એ સમ્યગ્દગ્ધ ઉપર વંશલોચન, પીપર, રતાંજલી, સોનાગેરુ અને ગળોને વાટી ઘી સાથે મેળવી તેનો લેપ કરવો તથા ઘોડા વગેરે ગ્રામ્ય-પશુઓનાં માંસો, કાચબા વગેરે જલચરોનાં માંસો અને સૂવર વગેરે જલપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસોને વાટીને લેપ કરવા. (માંસ લટકી ગયું હોય; ગાત્ર વીંખાઈ ગયેલ હોય; શિરા, સ્નાયુ તથા સાંધાઓમાં અને હાડકાંઓમાં તૂટફાટ થઈને જ્વર, દાહ, તરસ અને મૂર્છા વગેરે ઉપદ્રવો હોય, તો તે 'અતિદગ્ધ' કહેવાય છે;) એ અતિદગ્ધ ઉપર લટકેલા માંસને કાઢી નાખીને શીતળ ઉપચારો કરવા અને પછી રાતા ચોખાનો લોટ તેના ઉપર ભભરાવવો અથવા ટીંબરવાની છાલના ઉકાળાને (કે ચૂર્ણને) ઘીથી મિશ્ર કરી તેનો લેપ કરવો. અગ્નિથી દાઝેલા દરેકને આ ઔષધ ઉત્તમ રૂઝ લાવનાર થાય છે.

टीका-स्कन्दयति=शोषयति।

## દાઝ્યા ઉપર સિક્થકાદિઘૃત

सिक्थककर्दमजीरकमधुपथ्यासर्जमिश्रितं लेपात्।
गव्यं घृतमपहरति विपाकजनितं व्रणं सद्यः॥

अन्वयः-सिक्थक-कर्दम-जीरक-मधु-पथ्या-सर्ज-मिश्रितं गव्य घृत लेपात् विपाकजनित व्रण सद्यः अपहरति॥

મીણ, કાદવ, જીરું, મધ, હરડે અને પીપરથી મિશ્ર કરેલું ગાયનું ઘી (લગાડવાથી), દાઝ્યાથી થયેલ વ્રણને તરત મટાડે છે. ૧૦૫

## પટોલાદિ તૈલ

सिद्धं कषायकल्काभ्यां पटोल्याः कटुतैलकम्।
दग्धव्रणरुजास्रावदाहविस्फोटनाशनम्॥ १०६॥

अन्वयः-पटोल्याः कषाय-कल्काभ्यां सिद्ध कटु-तैलक दग्ध-व्रण-रुजा-स्राव-दाह-विस्फोटनाशनम् (अस्ति)॥

કડવી ઘિસોડીના ક્વાથ અને કલ્કથી પકાવેલું સરસિયું તેલ દાઝેલાનાં વ્રણ, વેદના, સ્રાવ, બળતરા અને ફોલ્લા મટાડે છે. ૧૦૬

## વ્રણસંબંધી ગાંઠનું લક્ષણ અને તેની ચિકિત્સા

वातास्रमस्रतं दुष्टं सशोथं ग्रथितं व्रणम्।
कुर्यात् सदाहं कण्डवाढ्यं व्रणग्रन्थिस्तु स स्मृतः॥

कम्पिल्लकं विडङ्गानि त्वचं दार्व्यास्तथैव च।
पिष्ट्वा तैलं पचेत्तत्तु व्रणग्रन्थिहरं परम् ॥१०८॥

अन्वयः-वाताम्र व्रणम् अपूत दुष्टं सशोथं ग्रथित सदाहं कण्डू-आढ्य कुर्यात्, सः तु व्रणग्रन्थिः स्मृतः। कम्पिल्लक विडङ्गानि तथा एव च दार्व्याः त्वच पिष्ट्वा तैलं पचेत्, तत् तु परं व्रण-ग्रन्थिहरं (भवति)॥

વાયુ તથા રુધિર બંને મળી જે વ્રણને સ્રાવ વગરનું, દુષ્ટ સોજાવાળું, ગંઠાયેલ બળતરાવાળું અને ખરજવાળું કરી નાખે એ વ્રણ 'વ્રણગ્રંથિ' કહેવાય છે. કપિલો, વાવડિંગ અને દારુહળદરની છાલને વાટી કલ્ક કરી પકાવેલું તેલ વ્રણગ્રંથિને બરાબર મટાડે છે. ૧૦૭,૧૦૮

**વ્રણના સોજા તથા દાઝેલાનો અધિકાર સમાપ્ત**

## अथ भग्नाधिकारः।

## ૪૮: ભગ્ન(હાડકું ભાંગ્યા)નો અધિકાર*

### ભગ્નના બે ભેદ પૈકી બીજાના છ ભેદ

भग्नं समासाद् द्विविधं हुताश! काण्डे च सन्धावपि तत्र सन्धौ। उत्पिष्टविश्लिष्टविवर्तितानि तिर्यग्गतं क्षिप्तमधश्च भग्नम् ॥ १ ॥

अन्वयः-हे हुताश! समासात् भग्न द्विविध, काण्डे अपि च सन्धौ, तत्र सन्धौ भग्नम् उत्पिष्ट-विश्लिष्ट-विवर्तितानि, तिर्यग्गत क्षिप्त च अधः (इति षट्-प्रकारकम्)॥

(ચરકમાં પુનર્વસુ મુનિ પોતાના શિષ્ય અગ્નિવેશને સંબોધે છે:) 'હે અગ્નિવેશ! ટૂંકમાં ભગ્ન બે પ્રકારનું છે: એક કાંડભગ્ન અને બીજું સંધિભગ્ન. (સાંધાના હાડકાના એક ભાગમાં જે ભગ્ન થયુ હોય તે 'કાંડ ભગ્ન' અને બે હાડકાના સાંધામાં જે ભગ્ન થયુ હોય તે 'સંધિભગ્ન' કહેવાય છે. સંધિ-ભગ્નની બાબતમાં થોડુંક જ કહેવાનું છે. માટે પ્રથમ સંધિભગ્નનું વિવેચન કરાય છે:) ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્તિત, તિર્યગ્ગત, ક્ષિપ્ત અને અધોગત, એમ સંધિભગ્ન છ પ્રકારનું છે.

टीका-अत्र भावेऽर्थे क्त प्रत्ययः, तेन भङ्ग=भग्नः, स चात्र विश्लेषोऽभिप्रेतः; तेन भग्नमात्रास्थिविश्लेष-लक्षणम्। समासात्=सङ्क्षेपात्, हुताश=हे अग्निवेश! यतश्चरके अग्निवेशस्य हुताशेति नामान्तरमुक्तम्; काण्डे=सन्धिपर्यन्ते एकखण्डे, अपिसन्धौ=द्वयोरस्थ्नोः सन्धाने, तत्र=सन्धौ। उत्पिष्टादिभेदैः षट्प्रकारकं भग्नं भवति। स्वल्पवक्तव्यत्वेन सन्धिभग्नस्यादौ विवरणम्। उत्पिष्टेत्यादि। अधः=अधोभग्नम् (આ ટીકાનો અર્થ ઉપરના ભાષાંતરમાં લેવાયો છે)

* भज्यते स्म भञ्जन वा भग्न, भञ्जो आमर्दने-इत्यस्माद् भावे क्त. भग्नस्य अधिकारः-હાડકાનું ભાંગવું તે ભગ્ન, તેનો અધિકાર ભગ્નાધિકાર આ ભગ્ન પણ આગંતુજ સોજાથી યુક્ત હોય છે, તેથી પૂર્વોક્ત વ્રણશોથના અધિકાર સાથે સંકળાયેલ આ ભગ્નનો અધિકાર શરૂ કરવામાં આવે છે.

सन्धिभग्नस्य सामान्यलिङ्गमाह-

### સંધિભગ્નનું સામાન્ય ચિહ્ન

प्रसारणाकुञ्चनवर्तनोग्रा, रुक् स्पर्शविद्वेषण-मेतदुक्तम्। सामान्यतः सन्धिगतस्य लिङ्गम्॥

अन्वयः-प्रसारण-आकुञ्चन-वर्तन-उग्रा रुक्, स्पर्श-विद्वेषणम्, एतत् सन्धिगतस्य सामान्यत. लिङ्गम् उक्तम्।

પસારવામાં, સંકોચવામાં તથા ફેરવવામાં ઉગ્ર પીડા થાય અને સ્પર્શના ઉપર દ્વેષ જ થાય, એ સંધિભગ્નનું સામાન્ય ચિહ્ન કહ્યું છે.

### સંધિભગ્નના છ ભેદો પૈકી ઉત્પિષ્ટ તથા વિશ્લિષ્ટનાં વિશેષ ચિહ્ન

उत्पिष्टसन्धेः श्वयथुः समन्तात्, विशेषतो रात्रि-भवा रुजा च, विश्लिष्टके तौ च रुजा च नित्यम् ॥२

अन्वय -उत्पिष्टसन्धेः समन्तात् श्वयथुः, रात्रिभवा च रुजा विशेषत, विश्लिष्टके च तौ च नित्यं रुजा (भवेत्)॥

જે સાધાને બે હાડકાંઓએ ખૂબ પીસી કે દાબી દીધો હોય, તેને ચોપાસ બંને ભાગમાં સોજો થાય છે અને રાતે વધારે વેદના થાય, એ ઉત્પિષ્ટનું ચિહ્ન સમજવું. વિશ્લિષ્ટમાં બંને ભાગમા સોજો હોય અને નિરંતર અધિક વેદના રહે છે. (એકંદર ઉત્પિષ્ટમા રાતે અધિક વેદના રહે છે અને વિશ્લિષ્ટમાં કાયમ અધિક વેદના રહે છે, એટલો એ બંનેમાં તફાવત છે, વિશ્લિષ્ટ એટલે સાંધાનું હાડકું એકમેકથી જુદું પડયું હોય તે.)

टीका-उत्पिष्टस्य लिङ्गमाह-उत्पिष्टसन्धे.-उत्पिष्ट=द्वाभ्यामस्थिभ्यां पिष्टः सन्धिर्यस्य तस्य समन्तात् उभय-भागयोः शोथो भवति। विश्लिष्टमाह-विश्लिष्टेत्यादि,

तौ=उभयतः शोथौ, रात्रिरुजा च नित्यम्। सदा रुजाऽधिका भवतीति उत्क्षिप्तभेदः ॥ (આનો અર્થ ઉપર છે.)

विवर्तिततिर्यग्गतक्षिप्ताधोगतान्याह–

## વિવર્તિત, તિર્યગ્ગત, ક્ષિપ્ત તથા અધોગતનાં લક્ષણો

विवर्तिते पार्श्वरुजश्च तीव्रा,–स्तिर्यग्गते तीव्ररुजो भवन्ति। क्षिप्तेऽतिशूलं विषमं रुजश्च, क्षिप्ते त्वधोरुग्विघटश्च सन्धेः ॥ ३ ॥

अन्वयः–विवर्तिते च तीव्राः पार्श्वरुजः, तिर्यग्गते तीव्ररुजः भवन्ति, क्षिप्ते विषमम् अतिशूलं क्षिप्ते च रुजः, अधः तु रुक् च सन्धेः विघटः (भवेत्) ॥

વિવર્તિત સંધિભગ્નમાં સાંધો જુદો નહિ પડતાં સાંધાનાં બંને હાડકાં ફરી જાય-મરડાઈ જાય; તેથી તે બંને હાડકાંમાં તીવ્ર વેદના થાય (એ વિવર્તિતનું ચિહ્ન સમજવું). તિર્યગ્ગત સંધિભગ્નમાં સાંધાનાં બે હાડકાંમાંથી એક હાડકું, સાંધાનું સ્થાન છોડી આડું થઈ જાય; તેથી તીવ્ર વેદના થાય. (એ તિર્યગ્ગતનું ચિહ્ન સમજવું.) ક્ષિપ્ત–સંધિભગ્નમાં સાંધાનાં બે હાડકાંમાંથી એક હાડકું, બીજા હાડકાની ઉપર ચડી જાય, તેથી હાડકાંમાં વિષમ રીતનું–એટલે કોઈ વેળા વધારે કે કોઈ વેળા ઓછું શૂળ થાય તથા વેદના થાય. (એ ઊર્ધ્વક્ષિપ્તનું ચિહ્ન સમજવું.) અધઃક્ષિપ્ત સંધિભગ્નમાં સાંધાનાં બે હાડકાંમાંથી એક હાડકું બીજા હાડકાથી નીચે ઊતરી જાય, તેથી વેદના થાય તથા સાંધો જુદો પડે (એ અધોગતનું ચિહ્ન સમજવું). ૩

टीका–विवर्तिते=सन्धावमुक्ते अस्थिद्वये परिवर्तिते, पार्श्वरुजः=सन्धिस्थितास्थिखण्डद्वयपार्श्वयो रुजः, तिर्यग्गते=एकस्मिन्नस्थ्नि सन्धिस्थानं त्यक्त्वा तिर्यग्गते। क्षिप्ते=सन्ध्यूहस्थयोरेकस्मिन्नस्थ्नि परस्मादस्थ्न उपरिगते अस्थ्नोऽस्थिरूढम्। तत्र विषमं=कदाचिदधिकं कदाचिन्न्यूनम्। अधःक्षिप्ते सन्धिगते=एकस्मिन्नस्थ्नि अधोगते, रुक् सन्धिविघटनं च ॥ (આનો અર્થ ઉપર છે.)

काण्डभग्नमाह–

भग्नं तु काण्डे बहुधा प्रयाति, विशेषतो नामभिरेव तुल्यम् ॥ ४ ॥

अन्वयः–काण्डे भग्नं तु बहुधा प्रयाति, विशेषतः नामभिः तुल्यम् एव (ज्ञेयम्) ॥

કાંડભગ્ન ઘણા પ્રકારનું હોય છે (છતાં તે બાર પ્રકારનું જ લગભગ છે) અને વિશેષે કરી તેને કર્કટક આદિ પોતાનાં નામો જેવા જ (અર્થયુક્ત) લક્ષણોવાળું જાણવું. ૪

टीका–भग्नं काण्डे=काण्डविषये, बहुधा=बहुभिः प्रकारैः, प्रयाति। अत्र बहुविधत्वम्=द्वादशविधत्वं बोद्धव्यम्। बहुविधस्य काण्डभग्नस्य पृथग्लक्षणं नोक्तम्, किन्तु नामभिरेव तुल्यम्। कर्कटकादिनामानुरूपमेव लक्षणं बोद्धव्यम् ॥

तान् प्रकारानाह–

## કાંડભગ્નના બાર પ્રકારો

काण्डे त्वतः कर्कटकाश्वकर्णौ, विचूर्णितं पिच्चितमस्थि खल्लितम्। काण्डेषु भग्नं ह्यतिपातितं च मज्जागतं विस्फुटितं च वक्रम् ॥ ५ ॥

छिन्नं द्विधा द्वादशधापि काण्डे सामान्यभग्ने किल तस्य लिङ्गम् ॥ ६ ॥

अन्वयः–अतः काण्डे तु कर्कटक-अश्वकर्णौ, विचूर्णितं पिच्चितं खल्लितम् अस्थि, च अतिपातितं मज्जागतं विस्फुटितं च वक्रं काण्डेषु भग्नं हि, छिन्नं द्विधा, (अल्पच्छिन्नं बहुच्छिन्नं चेति) द्वादशधा अपि काण्डे सामान्यं, तस्य किल लिङ्गम् अग्रे (वक्ष्यते) ॥

કર્કટક,[1] અશ્વકર્ણ,[2] વિચૂર્ણિત,[3] પિચ્ચિત,[4] ખલ્લિત,[5] કાંડભગ્ન,[6] અતિપાતિત,[7] મજ્જાગત,[8] વિસ્ફુટિત,[9] વક્ર,[10] અલ્પચ્છિન્ન[11] અને બહુચ્છિન્ન[12] એ નામે કાંડભગ્ન બાર પ્રકારનું છે. બારે પ્રકારનાં કાંડભગ્નનું જે સામાન્ય ચિહ્ન છે, તે આગળ હવે પછી કહેવાશે. ૫,૬

૧. कर्कटः इव कायति मध्ये प्रोन्नतत्वात् पार्श्वयोश्चावनतत्वात्–'अन्यत्रापि दृश्यते' इति डः–જે હાડકાંનો ભાગ છૂટો પડી વચ્ચે ઊંચો તથા બે બાજુ નમેલો હોવાથી કરચલા જેવો જણાય, તે 'કર્કટક' નામે કાંડભગ્ન કહેવાય છે.

૨. अश्वस्य कर्ण इव विपुलास्थिनिर्गमात्–ઘોડાના કાનની પેઠે મોટું હાડકું અંદરના ભાગમાં બહાર નીકળેલું જણાય, તે 'અશ્વકર્ણ' નામે કાંડભગ્ન કહેવાય છે.

૩. विशेषेण चूर्णरूपं सञ्जातं विचूर्णितं–तारकादित्वादितच्–જે હાડકું ભાંગીને ભૂકો થઈ ગયું હોય તે 'વિચૂર્ણિત' કાંડભગ્ન કહેવાય છે.

૪. पिच्च्यते स्मेति पिच्चितम्, पिच्च छेदे–चौरादिकात् कर्मणि क्तः–જે હાડકું છેદાઈને પિચાઈ ગયું હોય,

તે 'પિચ્ચિત' નામે કાંડભગ્ન કહેવાય છે.

૫. खल्लरूपं सञ्जातमिति तारकादित्वादितच्-જે ખરલ જેવા ખાડારૂપે થઈ છૂટું પડી ગયું હોય-એટલે હાડકાંનો અમુક ભાગ જુદો અંદર છૂટો પડી જાય અને તે સ્થળે ખરલ જેવો ખાડો પડી જાય, તે 'ખલિત' નામે કાંડભગ્ન કહેવાય છે.

૬. काण्डेषु भग्न काण्डभग्नं-सर्वथा त्रुटित्वा पृथग्भूते त्वचि स्थितम्-હાડકાંની નળીમાંથી સંપૂર્ણ તૂટી પડ્યું હોય અને અલગ થઈ જઈ ચામડીમાં જે રહ્યું હોય, તે ખાસ 'કાંડભગ્ન' કહેવાય છે.

૭. अतिशयेन-अशेषेण छित्त्वा पात्यतेस्मेति अतिपातितं-ण्यन्तात् कर्मणि क्तः-જે હાડકું પૂરેપૂરું છેદાઈ પડ્યું હોય, તે અતિપાતિત-કાંડભગ્ન કહેવાય છે.

૮. मज्जां गतं मज्जागतम्-જે ભાંગેલો હાડકાંનો ભાગ એ હાડકાની અંદર પેસી જઈ છેક અંદરની ચરબીમાં પહોંચી ગયો હોય, તે 'મજ્જાગત' કાંડભગ્ન કહેવાય છે.

૯. विस्फुट्यते-स्तोकं विदार्यते स्मेति विस्फुटितम्-જે હાડકું થોડું જ ચિરાઈને ફાટી ગયું હોય, તે 'વિસ્ફુટિત' નામે કાંડભગ્ન કહેવાય છે.

૧૦. वञ्चति-कुटिलं गच्छतीति वक्रं-'स्फायितञ्चि'-(उणा. २-१३) इति रक्-જે હાડકું પોતાનું સ્થાન છોડી વાંકું થઈ ગયું હોય તે 'વક્ર' નામે કાંડભગ્ન કહેવાય છે.

૧૧. अल्पं च तत् छिन्नं-विदीर्णं संलग्नमिति-अल्पच्छिन्नम्-જે હાડકું બરાબર ચિરાઈને વળગી રહ્યું હોય, તે 'અલ્પચ્છિન્ન' કાંડભગ્ન કહેવાય છે.

૧૨. बहु च तत् छिन्नं विदीर्णं द्विधाभूतं-बहुच्छिन्नम्-જે હાડકું બરાબર ચિરાઈ જઈ બે ભાગમાં થઈ ગયું હોય, તે 'બહુચ્છિન્ન' નામે કાંડભગ્ન કહેવાય છે.

टीका-अतः सन्धिभग्नान्तरं काण्डे काण्डभग्नम्, तदाह-कर्कटकः=अस्थिविश्लेषपूर्वको मध्ये प्रोन्नतः पार्श्वयोरवनतः-कर्कटकतुल्यरूपत्वात् कर्कटकः, अश्वकर्णः=अश्वकर्णवद्वृत्तास्थिनिर्गमादश्वकर्णः, विचूर्णितम्=चूर्णितमस्थि, तच्च शब्दस्पर्शाभ्यां बोद्धव्यम्। पिच्चितम्=नियन्त्रितं बहुशोथम्, खल्लितं=विश्लिष्टमस्थिनिःसृतं, काण्डेषु भग्नम्-यद्यपि कर्कटकादि सर्वमेव काण्डभग्नम्, तथापि अस्य काण्डभग्नसंज्ञा विशिष्टा; अत्र भग्नं=भग्नत्रुटितं तेन सर्वथा त्रुटितम्=पृथग्भूते त्वचि स्थितं यत्तत्काण्डभग्नम्॥ अतिपातितं=अशेषेण छित्त्वा पातितमस्थि। मज्जागतम्=अस्थ्यवयवोऽस्थिमध्ये प्रविश्य मज्जानं गतः। विस्फुटितम्=स्तोकं विदीर्णम्। वक्रम्=स्थानं त्यक्त्वा कुब्जीभूतम्। छिन्नं द्विधा=एकं विदीर्णं संलग्नम्, अपरं विदीर्णं द्विधाभूतं; द्वादशधा च काण्डे इति=कर्कटकादिकाण्डे काण्डे च भग्नं द्वादशधेत्यन्वयः। तच्चोक्तमेव॥ હાડકાંનો ભાગ છૂટો પડી વચમાં ઊંચો અને પડખામાં નમેલો થઈ જઈ કર્કટક(કરચલા)ના જેવા આકારનો થાય એ 'કર્કટક' કહેવાય છે. ઘોડાના કાનની પેઠે મોટું અસ્થિ બહાર નીકળે, એ 'અશ્વકર્ણ' કહેવાય છે. હાડકું ભૂકો થઈ ગયું હોય, જે શબ્દ ઉપરથી અને સ્પર્શ ઉપરથી જણાય, તે 'ચૂર્ણિત' કહેવાય છે હાડકાના અવયવો પરસ્પરને વળગી રહ્યા હોય છતાં ઘણા સોજાવાળું હોઈ અને પિચાઈ ગયું હોય, તે 'પિચ્ચિત' કહેવાય છે. હાડકાનો ભાગ જુદો પડી અંદર હાડકાંની બહાર નીકળી ગયો હોય, એ 'ખલિત' કહેવાય છે. હાડકું બધી રીતે તૂટી જુદું પડીને ચામડીમાં વળગી રહેલું હોય, તે ખાસ 'કાંડભગ્ન' કહેવાય છે. જોકે કર્કટક આદિ સઘળા ભેદો કાંડભગ્ન જ કહેવાય છે, છતાં તેમાંના આ ભેદને 'કાંડભગ્ન' એ નામ ખાસ આપવામાં આવ્યું છે. હાડકું પૂરેપૂરું છેદાઈ પડ્યું હોય તે 'અતિપાતિત' કહેવાય છે. હાડકાનો ભાગ હાડકામાં પેસી મજ્જામાં પહોંચી ગયો હોય, એ 'મજ્જાગત' કહેવાય છે. હાડકું થોડુંક ફાટી ગયું હોય તે 'વિસ્ફુટિત' કહેવાય છે. હાડકું પોતાનું ઠેકાણું છોડી કૂબડું થઈ ગયું હોય, તે 'વક્ર' કહેવાય છે. હાડકું સારી પેઠે ફાટીને ચોંટી રહ્યું હોય, તે 'અલ્પચ્છિન્ન' કહેવાય છે. હાડકું સારી પેઠે ફાટી જુદા જુદા બે ભાગવાળું થઈ ગયું હોય તે 'બહુચ્છિન્ન' કહેવાય છે.

कर्कटकादिकाण्डभग्नस्य लक्षणमाह-

**કર્કટક આદિ કાંડભગ્નનું સામાન્ય લક્ષણ**

**स्रस्ताङ्गता शोथरुजाऽतिवृद्धिस्तथा व्यथावृद्धिरतीव नित्यम्। सम्पीड्यमाने भवतीह शब्दः, स्पर्शासहं स्पन्दनतोदशूलाः॥ सर्वास्ववस्थासु न शर्मलाभो, भग्नस्य काण्डे खलु चिह्नमेतत्॥ ७॥**

अन्वयः-स्रस्त-अङ्गता, शोथरुजा, अतिवृद्धिः, तथा नित्यम् अतीव व्यथावृद्धिः, इह सम्पीड्यमाने स्पर्श-असह-स्पन्दन-तोद-शूलाः, सर्वासु अवस्थासु न शर्मलाभः, एतत् काण्डे भग्नस्य खलु चिह्नं (ज्ञेयम्)॥

અંગોમાં શિથિલપણું, સોજા અને વેદનાનો ખૂબ વધારો, જાણે શૂળ નીકળતું હોય એવી પીડાનો નિત્ય-અત્યંત વધારો, એ સ્થળે દબાવતાં અવાજ થાય, સ્પર્શ ખમી

ન શકાય, નાડીઓ ફરકયા કરે, સોયો ભોંકાયા જેવી પીડા અને શૂળ થાય તેમ જ શયન વગેરે સઘળી સ્થિતિમાં સુખ ન થાય એ કાંડભગ્ન થયેલાં લક્ષણો જાણવાં. ૭

टीका-'स्पर्शासह'मिति काण्डभग्नस्य विशेषणम्। स्पन्दनं=नाडीनां स्फुरणम्, तोद=शूलेनेव च व्यथा, रुजा=सामान्यपीडा, सर्वास्ववस्थासु=शयनादिषु॥ (આનો અર્થ ઉપર છે.)

कष्टसाध्यमाह-

### કષ્ટસાધ્ય ભગ્ન

अल्पाशिनोऽनात्मवतो जन्तोर्वातात्मकस्य च।
उपद्रवैर्वा जुष्टस्य भग्नं कृच्छ्रेण सिध्यति॥८॥

अन्वयः-अल्प-अशिनः अनात्मवतः च वात-आत्मकस्य वा उपद्रवैः जुष्टस्य जन्तोः भग्नं कृच्छ्रेण सिध्यति॥

થોડું ખાનારનું, રોગને મટાડવાની કાળજી નહિ રાખનારનું, વાયુપ્રકૃતિવાળાનું અને તાવ, આફરો, મોહ અને મૂત્રની તથા વિષ્ઠાની અટકાયત વગેરે ઉપદ્રવોવાળાનું ભગ્ન (સંધિ ભગ્ન કે કાંડભગ્ન) માંડ માંડ મટે છે. ૮

टीका-अनात्मवतः=रोगप्रतीकारे यत्नरहितस्य, वातात्मकस्य=वातप्रकृतेः, उपद्रवैः=ज्वराध्मानमोहमूत्रपुरीषसङ्गादिभिः। (આનો અર્થ ઉપર છે.)

असाध्यमाह-

### અસાધ્ય ભગ્ન

भिन्नं कपालं कट्यां तु सन्धिमुक्तं तथा च्युतम्।
जघनं प्रतिपिष्टं च वर्जयेत्तु चिकित्सकः॥९॥

अन्वयः-कपालं कट्यां तु संधिमुक्तं, तथा च्युतं, जघनं च प्रतिपिष्टं तु भिन्नं चिकित्सकः वर्जयेत॥

ગોઠણનું, ફૂલાનું, ખભાનું, ગાલનું, તાળવાનું, લમણાનું, સાથળોના સાંધાનું કે માથાનું હાડકું ભાંગ્યુ હોય, તેમ જ કેડમાં અધોગત નામનું સંધિભગ્ન થયું હોય કે પેડુમાં ઉત્પિષ્ટ નામનું સંધિભગ્ન થયુ હોય અથવા ગોઠણ, કમર, ખભા, ગાલ, તાળવું, લમણાં કે માથાનાં હાડકાં જો ત્યાંનાં બીજાં હાડકાંથી છૂટાં પડી ગયાં હોય તો વૈદ્યે છોડવા જોઈએ-તેની ચિકિત્સા ન કરવી. ૯

टीका-कपालम्=जानुनितम्बांसगण्डतालुशङ्खवङ्क्षणशिरोऽस्थीनि कपालानि, तथा च्युतम्=अधःक्षिप्तम्, प्रतिपिष्टम्=उत्पिष्टम्॥ (આનો અર્થ ઉપર છે.)

पुनरसाध्यमाह-

### બીજું અસાધ્ય ભગ્ન

असंश्लिष्टकपालं च ललाटे चूर्णितं च यत्।
भग्नं स्तने गुदे पृष्ठे शङ्खे मूर्धनि वर्जयेत्॥१०॥

अन्वयः-असम्श्लिष्ट-कपालं च, ललाटे च यत् चूर्णितं, स्तने गुदे पृष्ठे शङ्खे मूर्धनि (च) भग्नं वर्जयेत्॥

વળી ઉપર જણાવેલ ગોઠણ વગેરેનાં જે કપાલાસ્થિ છૂટાં પડી ગયાં હોય તથા લલાટમાં વિચૂર્ણિત નામનું કાંડભગ્ન થયું હોય તેમ જ બે સ્તનની વચ્ચે, ગુદા, પીઠ, લમણા કે બ્રહ્મરંધ્રમાં સંધિભગ્ન કે કાંડભગ્ન થયુ હોય તોપણ વૈદ્યે તે ત્યજી દેવાં-ચિકિત્સા ન કરવી. ૧૦

टीका-'असंश्लिष्टकपाल'मिति भग्नविशेषणम्। स्तने=स्तनयोरन्तरे। मूर्धनि=चूडास्थाने॥ (આનો અર્થ ઉપર છે.)

अपरमसाध्यमाह-

### વળી બીજું અસાધ્ય ભગ્ન

सम्यक्संहितमप्यस्थि दुर्न्यासाद्दुष्टबन्धनात्।
संक्षोभाद्वापि यद्गच्छेद्विक्रियां तच्च वर्जयेत्॥११॥

अन्वयः-सम्यक् संहितम् अपि यत् अस्थि दुर्न्यासात् दुष्टबन्धनात् अपि वा संक्षोभात् विक्रियां गच्छेत् तत् च वर्जयेत्॥

વળી જે હાડકું સારી રીતે સાંધ્યું કે જોડી દીધું હોય છતાં અયોગ્ય રીતે બેસાડવાથી વિકાર પામ્યું હોય અથવા સારી રીતે બેસાડ્યા છતાં અયોગ્ય રીતે બંધાયાથી વિકાર પામ્યું હોય અથવા સારી રીતે બંધાયા છતાં કંઈક લાગવા વગેરેથી ખસી જવાને લીધે વિકાર પામ્યું હોય તે પણ ત્યજી દેવું-તેની પણ ચિકિત્સા ન કરવી. ૧૧

टीका-सम्यक् संहितमपि=सम्यक् योजितमपि। अस्थि-दुर्न्यासात्=दुःस्थापनात्, सुन्यस्तमपि दुष्टबन्धनात्; सुबद्धमपि संक्षोभात्=अभिघातादिना सञ्चलनात्, विक्रियां गच्छेत्=विकृतं भवति, तद्वर्जयेत्॥ (અર્થ ઉપર છે.)

अथास्थिविशेषेण भग्नविशेषमाह-

### અમુક હાડકામાં અમુક પ્રકારનાં ભગ્ન થાય

तरुणास्थीनि नम्यन्ते भिद्यन्ते नलकानि तु।
कपालानि विभज्यन्ते स्फुटन्ति रुचकानि च॥१२॥

अन्वयः-तरुण-अस्थीनि नम्यन्ते, नलकानि तु

भिद्यन्ते, कपालानि विभज्यन्ते, रुचकानि च स्फुटन्ति ॥

તરુણાસ્થિ (નાક, કાન, આંખ તથા ગુદાનાં હાડકાં) કૂણાં હોવાને લીધે નમી જાય છે-વાંકા થઈ જાય છે, માટે તેમાં વક્ર નામનુ કાંડભગ્ન થાય છે; નલક નામનાં અસ્થિ (નળી જેવાં છિદ્રવાળા હાડકા) પોતામાં બીજાં હાડકાં પેસવાથી ચિરાઈ જાય છે; કપાલ નામનાં ગોઠણ, નિતંબ, ખભા, તાળવું, ગાલ, લમણા, સાથળના સાંધા અને માથાનાં હાડકાં જુદા પડી જાય છે અને રુચક નામનાં દાંતનાં હાડકાં તૂટી જાય છે. ૧૨

टीका-तरुणास्थीनि=घ्राणकर्णाक्षिगुदेषु कोमलास्थीनि नम्यन्ते=वक्रीभवन्ति, तेनात्र वक्रतालक्षणं भग्नं, नलकानि=नाडीवत् सरन्ध्राण्यस्थिपर्वाणि, भिद्यन्ते=अस्थ्यन्तरानुप्रवेशाद्विदार्यन्ते, कपालानि=जानुनितम्बांसगण्डतालुशङ्खवङ्क्षण-शिरोऽस्थीनि, विभज्यन्ते । स्फुटन्ति=त्रुट्यन्ति, रुचका=दन्ताः स्फुटन्ति । अस्थीनि च तरुणनलककपालरुचकवलय-भेदात्पञ्चविधानि । तत्र रुचकानि चेति चकाराद्वलयान्यपि त्रुट्यन्तीति बोद्धव्यम् ॥ તરુણ, નલક, કપાલ, રુચક અને વલય, એ નામે પાંચ પ્રકારના હાડકાં છે; તેમાંનાં પહેલા ચાર પ્રકારના હાડકાં વિષે અહીં કહ્યું છે, પાંચમા પ્રકારનાં વલય નામનાં હાડકા વિષે જો કે કહ્યું નથી, તોપણ મૂળ શ્લોકમાં च શબ્દ હોવાથી સમજી લેવું કે 'વલય નામના હાડકાં તૂટે છે.'

### વલય નામનાં હાડકાં

पाण्योः पार्श्वयुगे पृष्ठे वक्षोजठरपायुषु ।
पादयोरपि चास्थीनि वलयानि बभाषिरे ॥१३॥

अन्वयः-पाण्योः पार्श्वयुगे पृष्ठ वक्षो-जठर-पायुषु अपि च पादयोः अस्थीनि वलयानि बभाषिरे (वैद्याः)॥

બે હાથનાં, બે પડખાનાં, પીઠનાં, પેટનાં, ગુદાનાં અને બે પગનાં હાડકાં 'વલય' કહેવાય છે. ૧૩

### ભગ્નની ચિકિત્સા

आदौ भग्नं विदित्वा तु सेचयेच्छीतलाम्बुना ।
पङ्केनालेपनं कार्यं बन्धनं च कुशान्वितम् ॥१४॥
अवनामितमुन्नह्येदुन्नतं चावपीडयेत् ।
आञ्छेदतिक्षिप्तमधो गतं चोपरि वर्तयेत् ॥१५॥
मधुकोदुम्बराश्वत्थकदम्बनिचुलत्वचः ।
वंशसर्जार्जुनानां च कुशार्थमुपसंहरेत् ॥ १६॥
पटस्योपरि बध्नीयान्न गाढं शिथिलं न च ।
सप्तसप्तदिनाच्छीते घर्मे मुञ्चेत् त्र्यहात् त्र्यहात् ॥१७

साधारणे तु पञ्चाहात् भग्नदोषवशेन वा ।
आलेपनार्थं मञ्जिष्ठामधूकं चाम्लपेषितम् ।
शतधौतघृतोन्मिश्रं शालिपिष्टं च लेपनम् ॥ १८॥
सद्योऽभिघातजनिता, आगन्तुश्वयथवः प्रशाम्यन्ति । पिप्रकलवणालेपा,-दम्लीकाफल-रसाभ्यां वा ॥ १९ ॥
आम्रातकजटाम्लीकाफलपत्राणि शिग्रुजम् ।
मूलं पौनर्नवं वर्धमानस्यापि च केबुकात् ॥२०॥
सर्वं संक्षुद्य तक्रेण काञ्जिकेन तथैव च ।
पाचयित्वा चरेच्छेत्तुं तेन पीडा प्रणश्यति ।
शोथश्चास्थि च शीघ्रेण सन्धानं याति वै ध्रुवम् ॥
न्यग्रोधादिकषायं तु सुशीतं परिषेचने ।
पञ्चमूलीकषायं सक्षीरं दद्यात्सवेदने ॥ २२ ॥
सुखोष्णमवचार्यं वा चक्रतैलं विजानता ।
अविदाहिभिरन्नैश्च पिण्डैः समुपाचरेत् ॥ २३ ॥
ग्लानिर्हि निहता तस्य सन्धिविश्लेषकारिका ।
मांसं मांसरसः क्षीरं सर्पिर्यूषः सतीनजः ॥२४॥
बृंहणं चान्नपानं च देयं भग्नाय जानता ।
गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरौषधसाधितम् ॥ २५
शीतलं लाक्षया युक्तं प्रातर्भग्नः पिबेन्नरः ॥२६॥
सघृतेनास्थिसंहारं लाक्षागोधूममर्जुनम् ।
सन्धिमुक्तेऽस्थिसम्भग्ने पिबेत् क्षीरेण वा पुनः ॥
रसोनमधुलाक्षाऽऽज्यसिताकल्कं समश्नताम् ।
छिन्नभिन्नच्युतास्थीनां सन्धानमचिराद्भवेत् ॥२८
चूर्णं पुरेण संयोज्य घृतेनार्जुनलाक्षयोः ।
भग्नः सन्धानमायाति लीढं क्षीरघृताशिना ॥२९
मूलं शृगालविन्नायाः पीत्वा मांसरसेन तु ।
चूर्णीकृत्य त्रिसप्ताहादस्थिभग्नमपोहति ॥ ३० ॥
आभाचूर्णं मधुयुतमस्थिभग्नरुग्यहं पिबेत् ।
पीते चास्थि भवेत् सम्यग्वज्रसारनिभं दृढम् ॥३१
अम्लीकाफलकल्कैः, सौवीरैस्तैलमिश्रितैः स्वेदात् ।
भग्नाभिहतरुजार्त्तेरथवौषधसाधितं श्वयथौ ॥३२

अन्वयः-भग्नं तु विदित्वा आदौ शीतल-अम्बुना सेचयेत्, पङ्केन आलेपनं च कुशान्वितं बन्धनं कार्यम्, अवनामितम् उन्नह्येत्, उन्नतं च अवपीडयेत्, अतिक्षिप्तम् आञ्छेत्, अधोगतं च उपरि वर्तयेत्, मधुक-उदुम्बर-अश्वत्थ-कदम्ब-निचुलत्वचः च वंश-सर्ज-अर्जुनानां (त्वचः) कुशार्थम् उपसंहरेत्, पटस्य उपरि गाढं न बध्नीयात्, न च शिथिलम् । शीते सप्तसप्तदिनात् घर्मे त्र्यहात् त्र्यहात् साधारणे तु पञ्चाहात्, वा भग्नदोष-वशेन मुञ्चेत् । मञ्जिष्ठा च मधुकम् अम्लपेषितं (कृत्वा) आलेपनार्थं (प्रयोज्य, यद्वा) शतधौत-घृत-उन्मिश्रं

शालिपिष्टं लेपन (कार्यम्), (अनेन) अभिघात-जनिताः आगन्तु श्वयथवः सद्यः प्रशाम्यन्ति ॥ पिष्टक-लवण-आलेपात् वा अम्लीकाफलरसाभ्यां (लेपात् अभिघातज-आगन्तु-श्वयथु प्रशमनं स्यात्), आम्रातक-जटा,-अम्लीकाफलपत्राणि, शिग्रुजं मूलं, पौनर्नव (मूलं), वर्धमानस्य च केचुकात् अपि (मूलमादाय) सर्वं सहक्षुद्य तक्रेण तथा च काञ्जिकेन एव पाचयित्वा श्रेष्ठ (लेप) चरेत्, तेन पीडा च शोथः प्रणश्यति, अस्थि च शीघ्रेण वै ध्रुवं सन्धानं याति । न्यग्रोधादि-कषायं तु सुशीत परिषेचने (प्रयुञ्जीत), सवेदने पञ्च-मूलीकषायं सक्षीरं दद्यात्, वा विजानता सुख-उष्ण चक्रतैलम् अवचार्यम् । अविदाहिभिः च अन्नैः पिष्टकैः समुपाचरेत् । तस्य सन्धि-विश्लेषकारिका ग्लानिः हि निहता (भवेत्) ॥ जानता भग्नाय मांसं मांसरसः क्षीरं सर्पिः सतीनजः यूपः सबृहणं च अन्नपानं देयम् ॥ भग्नः नरः गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरऔषध-साधितं शीतलं लाक्षया युक्तं प्रातः पिबेत् । सन्धिमुक्त अस्थि-सम्भग्न अस्थिसंहारं लाक्षा-गोधूमम् अर्जुनं सघृतेन वा क्षीरेण पुनः पिबेत् । रसोन-मधु-लाक्षा-आज्य-सिता-कल्कं समश्नतां छिन्न-भिन्न-च्युत-अस्थीनां सन्धानम् अचिराद् भवेत् । अर्जुनलाक्षयोः चूर्णं पुरेण घृतेन संयोज्य लीढं क्षीर-घृत-आशिना भग्नः सन्धानम् आयाति । शृगालविन्नायाः मूलं तु चूर्णीकृत्य मांसरसेन पीत्वा त्रिसप्ताहात् अस्थिभग्नम् अपोहति ॥ अस्थिभग्नः आभा-चूर्णं मधुयुतं त्र्यहं पिबेत्, पीते च अस्थि वज्रसारनिभं सम्यग् दृढं भवेत् । अथवा भग्न-अभिहत-रुजा-घ्नैः अम्लीकाफलकल्कैः सौवीरैः तैलमिश्रितैः औषध-साधित-श्वयथौ स्वेदात् (पीडा शाम्यति) ॥

ભગ્ન થયેલું જણાય કે તરત શીતળ જળથી તેના ઉપર સિંચન કરવું, કાદવથી લેપન કરવું અને પાટો બાંધી તેના ઉપર પાટીઓ બાંધી દેવી. હાડકું જો નમી ગયું હોય તો ઊંચું કરવું, ઊંચું થઈ ગયું હોય તો દબાવીને બેસાડવું, દૂર ખસી ગયું હોય તો સમીપમાં લાવવું અને નીચે ગયું હોય તો ઉપર ચડાવવું. મહુડો, ઉંબરો, પીપળો, કદંબ, નેતર, વાંસ, રાળનું ઝાડ અને આસોંદરાની છાલો લાવી તેની પાટા ઉપર વીંટવાની પાટીઓ બનાવી બાંધવી. પાટાની ઉપર પાટીઓ વડે જે બંધ બાંધવો, તે ખૂબ સખત કે ખૂબ ઢીલો પણ બાંધવો નહિ. શીતકાળમાં સાત સાત દિવસે, ઉષ્ણકાળમાં ત્રણ ત્રણ દિવસે અને સાધારણ કાળમાં પાંચ પાંચ દિવસે પાટો છોડવો અથવા જે ભગ્ન થયુ હોય તેના દોષને અનુસરી પાટો છોડવાના દિવસો નક્કી કરવા. મજીઠ અને મહુડાંને પાણીમાં વાટી તેનો ભગ્નની ઉપર લેપ કરવો. શાલ ચોખાનો લોટ કરી તેમાં સો વાર ધોયેલું ઘી મિશ્ર કરીને તેનો પણ લેપ કરવો; તેથી કંઈ વાગવાથી થયેલા આગંતુક સોજા તરત શાંત થાય છે. પીસેલા મીઠાનો લેપ કરવાથી કે આંબલીના ફળ તથા રસનો લેપ લગાડવાથી પણ કંઈ વાગ્યાથી થયેલા આગંતુ સોજા ઊતરી જાય છે. જંગલી આંબાનાં મૂળ, આંબલીનાં ફળ, આંબલીનાં પાંદડાં, સરગવાનાં મૂળ, સાટોડીનાં મૂળ, માનકંદ અને સોપારીનાં મૂળ-એ સઘળાંને ખૂબ કૂટી છાશ અને કાંજીમાં પકાવી ઉત્તમ લેપ કરવો તેથી પીડા તથા સોજો મટી જાય છે અને હાડકું પણ અવશ્ય તરત સંધાઈ જાય છે. ન્યગ્રોધ(વડ) આદિ ગણનો ક્વાથ કરી તેને સારી પેઠે ઠંડો પાડી તેનાથી ભગ્ન ઉપર સિંચન કરવું. ભગ્નમાં પીડા થતી હોય તો પંચમૂળીનો ક્વાથ કરી તેમાં દૂધ નાખી તેથી સિંચન કરવું અથવા ચક્રતૈલ નામનું તેલ સહેવાય તેવું ગરમ કરી ભગ્નની ઉપર રેડવું. જે અન્નો બળતરા કરનારાં નથી, તેની લૂગદી (પોટીસ) પણ ભગ્નની ઉપર બાંધવી; જેથી ભગ્નના દરદીને સાંધા જુદા પડવાથી થયેલી ગ્લાનિ અવશ્ય મટે છે. સમજુ વૈદે માંસ, માંસનો રસો, દૂધ, વટાણાનું ઓસામણ અને ધાતુઓને પુષ્ટિ આપે એવાં અન્નપાનો (તેને) આપવાં. સંધિભગ્ન કે કાંડભગ્નવાળા માણસે પહેલવેતરી ગાયના દૂધમાં ઘી મિશ્ર કરી જીવનીયગણનાં ઔષધોથી તેને પકવીને ટાઢું કર્યા પછી તેમાં લાખનો રસ નાખી તે સવારમાં પીવું. સાંધાથી છૂટી જઈને હાડકું ભાંગ્યું હોય તો હાડસાંકળ, લાખ, ઘઉં અને આસોંદરાને વાટી ઘી અથવા દૂધથી મિશ્રિત કરીને એ પણ પીવું. લસણ, મધ, લાખ,

ઘી અને સાકરનો કલ્ક જેઓ ખાય, તેઓનાં છેદાઈ ગયેલાં, ભેદાઈ ગયેલાં તથા ખસી ગયેલાં હાડકાં તરત સંધાઈ જાય છે. આસોંદરો અને લાખનું ચૂર્ણ ઘી તથા ગૂગળથી મિશ્ર કરી ચાટયું હોય અને તેના પર જે માણસ દૂધ તથા ઘી ખાય, તેનું ભાંગી ગયેલું હાડકું તરત સંધાઈ જાય છે. ગંધી સમેરવાનાં મૂળિયાંનુ ચૂર્ણ કરી માંસના રસાની સાથે પીવાય તો એકવીસ દિવસમા અસ્થિભંગ મટી જાય છે. હાડકું ભાગેલા માણસે બાવળનુ ચૂર્ણ મધમાં મિશ્ર કરી ત્રણ દિવસ સુધી પીવું. તેથી હાડકું વજ્ર જેવું મજબૂત થઈ જાય છે. આંબલીના ફળનો કલ્ક, સૌવીર અને તેલ મિશ્ર કરી ગરમ કરીને તેથી સ્વેદન કરવાથી ભગ્ન તથા અભિઘાતની પીડા મટી જાય છે. ૧૪-૩૨

### આભા-ગુગ્ગુલુ×

आभाफलत्रिकव्योषैः सर्वैरेतैः समांशिकैः।
तुल्यगुग्गुलुना योज्यं भग्नसन्धिप्रसाधनम् ॥३३॥

अन्वयः-आभा-फल-त्रिक-व्योषैः सर्वैः एतैः सम-अंशिकैः तुल्य-गुग्गुलुना भग्न-सन्धि-प्रसाधनं योज्यम् ॥

બાવળ, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી અને પીપર-એ સઘળાંને સમભાગે લઈ તે સર્વના જેટલા વજનના ગૂગળમાં તે મેળવી, ભાંગેલુ સાંધનાર તે ઔષધનો ભાંગ્યા પર ઉપયોગ કરવો. ૩૩

### લાક્ષાદ્ય-ગુગ્ગુલુ+

लाक्षास्थिसंहृत्ककुभोऽश्वगन्धा, चूर्णीकृता नागबला पुरश्च। सम्भग्नमुक्तं स्थिरुजं निहन्यादङ्गानि कुर्यात् कुलिशोपमानि ॥ ३४॥

अन्वय-लाक्षा-अस्थिसंहृत्-ककुभः, अश्वगन्धा चूर्णीकृता नागबला च पुरः सम्भग्न-मुक्त-अस्थिरुजं निहन्यात्, अङ्गानि (च) कुलिश-उपमानि कुर्यात् ॥

લાખ, હાડસાંકળ, આસુંદરો, આસંધ અને બળદાણાનું ચૂર્ણ ગૂગળની સાથે મિશ્ર કરી ઉપયોગમા લીધું હોય તો તે ભાગી ગયેલાં તથા છૂટાં થઈ ગયેલા હાડકાંની પીડા મટાડે છે; અને અંગો વજ્ર જેવાં મજબૂત કરે છે. ૩૪

× आभाप्रधानः गुग्गुलु-જેમાં બાવળની છાલ મુખ્ય હોય છે, એવો ગૂગળ આભાગુગ્ગુલુ કહેવાય છે.

+ लाक्षा आद्या यस्मिन्, स चासौ गुग्गुलुः-જેમાં લાખ પહેલી હોય છે, એવો ગૂગળ લાક્ષાદ્ય-ગુગ્ગુલુ કહેવાય છે.

### ગંધ તૈલ

रात्रौ रात्रौ तिलान् कृष्णान् वासयेदस्थिरे जले।
दिवा दिवा शोषयित्वा गवां क्षीरेण भावयेत् ॥३५॥
तृतीयं सप्तरात्रं तु भावयेन्मधुकाम्बुना।
ततः क्षीरं पुनः पीतान् शुष्कान् सूक्ष्मान् विचूर्णयेत् ॥ ३६ ॥
काकोल्यादिं श्वदंष्ट्राह्वां मञ्जिष्ठां सारिवां तथा।
कुष्ठं सर्जरसं मांसीं सुरदारु सचन्दनम् ॥ ३७ ॥
शतपुष्पां च सञ्चूर्ण्य तिलचूर्णेन योजयेत्।
पीडनार्थे तु कर्तव्यं सर्वगन्धैः शृतं पयः ॥३८॥
चतुर्गुणेन पयसा तत्तैलं पाचयेत्पुनः।
यष्टीमंशुमतीं पत्रं जीवकं तगरं तथा ॥ ३९ ॥
रोध्रं प्रपौण्डरीकं च तथा कालानुसारिवाम्।
शैलेयकं क्षीरशुक्लामनन्तां समधूलिकाम् ॥ ४० ॥
पिष्ट्वा शृङ्गाटकं चैव प्रागुक्तान्यौषधानि च।
एभिस्तद्विपचेत्तैलं शास्त्रविन्मृदुनाऽग्निना ॥४१॥
एतत्तैलं सदा पथ्यं भग्नानां सर्वकर्मसु।
आक्षेपके पक्षघाते तालुशोषे तथाऽर्दिते ॥४२॥
मन्यास्तम्भे शिरोरोगे कर्णशूले शिरोग्रहे।
बाधिर्ये तिमिरे चैव ये च स्त्रीषु क्षयं गताः ॥४३॥
पथ्यं पाने तथाऽभ्यङ्गे नस्ये बस्तिषु भोजने।
ग्रीवास्कन्धोरसां वृद्धिरेतेनैव प्रजायते ॥ ४४ ॥
मुखं च पद्मप्रतिमं सुसुगन्धिसमीरणम्।
राजार्हमेतत्कर्तव्यं राज्ञामेव चिकित्सकैः ॥
तिलचूर्णसमं तत्र मिलितं चूर्णमिष्यते ॥ ४५ ॥

अन्वय.-रात्रौ रात्रौ कृष्णान् तिलान् अस्थिरे जले वासयेत्, दिवा दिवा शोषयित्वा गवां क्षीरेण भावयेत्, तृतीयं सप्तरात्रं तु मधुक-अम्बुना भावयेत्, ततः पुनः क्षीरं पीतान् शुष्कान् सूक्ष्मान् विचूर्णयेत्, (ततः) काकोल्यादिं श्वदंष्ट्राह्वां मञ्जिष्ठां सारिवां तथा कुष्ठं सर्जरसं मांसीं सुरदारु सचन्दनं शतपुष्पां च सञ्चूर्ण्य तिलचूर्णेन योजयेत्, पीडनार्थे तु सर्वगन्धैः शृतं पयः कर्तव्यं तत् तैलं पुनः चतुर्गुणेन पयसा पाचयेत्, (ततः) यष्टीम् अंशुमतीं पत्रं जीवकं तगरं तथा रोध्रं प्रपौण्डरीकं तथा च कालानुसारिवां शैलेयकं क्षीरशुक्लाम् अनन्तां समधूलिकां च शृङ्गाटकं च प्राक् उक्तानि एव औषधानि पिष्ट्वा, एभिः तत् तैलं शास्त्रवित् मृदुना अग्निना

विपचेत्। एतत् तैलं भग्नानां सर्वकर्मसु पथ्यं, (तथा) आक्षेपके पक्षघाते तालुशोषे तथा अर्दिते मन्यास्तम्भे शिरोरोगे कर्णशूले शिरोग्रहे बाधिर्ये च तिमिरे एव, ये च स्त्रीषु क्षयं गताः (तेषां) पाने तथा अभ्यङ्गे नस्ये बस्तिषु भोजने पथ्यम्, एतेन ग्रीवा-स्कन्ध-उरसां वृद्धिः एव प्रजायते। मुखं च पद्मप्रतिमं सुसुगन्धिसमीरणं (प्रजायते), एतत् राजार्हम् (इति हेतोः) चिकित्सकैः राज्ञाम् एव कर्तव्यम्। तत्र मिलितं चूर्णं तिलचूर्णसमम् इष्यते॥

સાત દિવસ સુધી નિત્ય રાતે કાળા તલને વહેતા પાણીમાં ભીંજવી રાખી દિવસે સુકાવવા; પછી સાત દિવસ સુધી નિત્ય ગાયના દૂધની ભાવના આપવી; પછી સાત દિવસ સુધી જેઠીમધના રસની ભાવના આપવી; પછી તે તલને પાછા દૂધમાં ભીંજવી સૂકાવીને વૈદ્યે તેનું ચૂર્ણ કરવું. તે પછી કાકોલી આદિ ગણ, જેઠીમધ, મજીઠ, ઉપલસરી, કઠ, રાળ, જટામાંસી, દેવદાર, સુખડ અને સુવાનું તલના ચૂર્ણ જેટલા વજને ચૂર્ણ કરી એ ચૂર્ણને તલના ચૂર્ણ સાથે મેળવી દેવું. પછી એ તલના ચૂર્ણને પિલાવવા માટે સઘળા સુગંધી પદાર્થો નાખી ઉકાળેલું દૂધ તૈયાર કરવું. એ દૂધમાં તે ચૂર્ણ મેળવી પિલાવીને તેલ કઢાવવું. પછી ફરી (સઘળા સુગંધી પદાર્થોથી દૂધને પકાવી) તેવા ચોગણા દૂધથી ફરી તે તેલને પકાવવું. પછી એલચી, સમેરવો, તમાલપત્ર, જીવક, તગર, લોધર, પદ્મકાષ્ઠ, પીળું ચંદન, ધોળો કાંટાઅશેળિયો, ધોળી ધ્રો, ગરણી, શિંગોડાં અને કાકોલી આદિ ઔષધો વાટી તેના કલ્કથી, શાસ્ત્રવેત્તા વૈદ્યે એ તેલને કોમળ અગ્નિ વડે ફરી પકાવવું, એટલે તે 'ગંધતૈલ+' તૈયાર થાય છે; એ ગંધ-તૈલ, ભગ્નની ઉપર સઘળી ક્રિયાઓમાં પથ્ય છે; તેમ જ આક્ષેપક, પક્ષાઘાત, તાલુશોષ, અર્દિત, ગરદનનું ઝલાઈ જવું, માથાના રોગ, કાનનાં શૂળ, શિરોગ્રહ, બહેરાપણું, તિમિર અને અત્યંત મૈથુન કરવાથી થયેલા ક્ષયરોગની ઉપર પણ એ તેલ પીવું, અને તે ઉપરાંત માલિશ, નસ્ય, પિચકારી અને ભોજનમાં પણ તે પથ્ય છે; વળી એ તેલથી ડોક, કાંધ તથા છાતી અવશ્ય પુષ્ટ થાય છે અને મોઢું અત્યંત સુગંધી શ્વાસવાળું તથા કમળ જેવું થાય છે. આ તેલ રાજાને જ યોગ્ય છે, માટે વૈદ્યોએ રાજાઓ માટે જ તે કરવું. આ તેલમાં ઓસડિયાંનું ચૂર્ણ જે મેળવાય છે, તે તલના ચૂર્ણ જેટલું જ હોવું જોઈએ. ૩૫-૪૫

### ઉંમર પ્રમાણે ભગ્નનું સાધ્યપણું તથા સંધાવું

पूर्वे वयसि जातं हि भग्नं सुकरमादिशेत्।
अल्पदोषस्य जन्तोश्च काले च शिशिरात्मके ॥४६
प्रथमे वयसि त्वेवं मासात् सन्धिः स्थिरो भवेत्।
मध्यमे द्विगुणात् कालादन्तिमे त्रिगुणात्तथा ॥४७

अन्वयः-पूर्वे वयसि जातं भग्नं सुकरं हि आदिशेत्, अल्पदोषस्य च जन्तोः, शिशिरात्मके च काले (जातं भग्नम् अपि सुकरम्), एवं प्रथमे वयसि मासात्, मध्यमे द्विगुणात् कालात्, तथा अन्तिमे त्रिगुणात् (कालात्) सन्धिः स्थिरः भवेत्॥

પહેલી ઉંમરમાં થયેલું ભગ્ન અવશ્ય સાધ્ય જ સમજવું; તેમ જ અલ્પદોષવાળા માણસને થયેલું ભગ્ન અને શિયાળામાં થયેલું ભગ્ન પણ સાધ્ય જાણવું. એ જ રીતે પહેલી ઉંમરમાં ત્રુટેલો સાંધો એક મહિને, મધ્ય ઉંમરમાં ત્રુટેલો સાંધો બે મહિને અને ઘડપણમાં ત્રુટેલો સાંધો ત્રણ મહિને (સંધાઈને) સ્થિર થાય છે. ૪૬,૪૭

### ભગ્નની કાળજીપૂર્વક સંભાળ રાખવી ખૂબ જરૂરી

नैति पाकं यथा भग्नं तथा यत्नेन रक्षयेत्।
पक्वं हिंस्यात् शिरास्नायु तद्धि कृच्छ्रेण सिध्यति ॥

अन्वयः-भग्नं यथा पाकं न एति तथा यत्नेन रक्षयेत्, (यतः) तद् हि पक्वं (चेत् तर्हि) शिरास्नायु हिंस्यात्, कृच्छ्रेण (च) सिद्ध्यति॥

ભગ્ન જે રીતે પાકે નહિ, તે રીતે કાળજીથી તેની સંભાળ રાખવી; કેમ કે તે જો પાકી જાય, તો શિરાઓ તથા સ્નાયુઓને ખરાબ કરે છે અને કષ્ટસાધ્ય થઈ પડે છે. ૪૮

+ गन्धपदार्थयुक्तशृतपयः पक्वं तैलम्-સુગંધી પદાર્થો નાખી ઉકાળેલા ચારગણા દૂધમાં પકાવેલું તેલ, ગંધતૈલ કહેવાય છે.

### આવશ્યક વધુ સૂચન

**पतनादभिघाताद्वा शूनमङ्गं यदक्षतम् ।**
**शीतान् सेकान् प्रदेहांश्च भिषक् तस्यावचारयेत् ४९**
**सव्रणस्य तु भग्नस्य व्रणं सर्पिर्मधूत्तरैः ।**
**प्रतिसार्य कषायैश्च शेषं भग्नवदाचरेत् ॥**
**वातव्याधिविनिर्दिष्टान् स्नेहांस्तत्रापि योजयेत् ॥५०**

अन्वय –पतनाद् वा अभिघाताद् यद् अङ्ग शूनम् अक्षत ( चेत् तर्हि ) भिषक् तस्य शीतान् सेकान् च प्रदेहान् अवचारयेत्, सव्रणस्य तु भग्नस्य व्रण सर्पिर्-मधु-उत्तरैः कषायैः च प्रतिसार्य शेष भग्नवत् आचरेत्, तत्र वातव्याधिविनिर्दिष्टान् स्नेहान् अपि योजयेत् ॥

પડવાથી કે કંઈ વાગવાથી જે અંગ ખાલી સૂજી જાય, પણ જો વ્રણ વગરનું હોય તો વૈદ્યે તેના ઉપર શીતલ સિંચનો અને જાડા શીતલ લેપો કરાવવા; પરંતુ જે ભગ્ન વ્રણવાળું હોય તે વ્રણ ઉપર ઘી તથા મધથી મિશ્રિત કરેલા કવાથો રેડી, ધોઈ નાખ્યા પછી બાકીની ક્રિયા ભગ્નના જેવી જ કરવી; વળી એના ઉપર વાયુ સંબંધી રોગોના પ્રકરણમાં કહેલા સ્નેહોની પણ યોજના કરવી. ૪૯,૫૦

अथ भग्नाऽपथ्यमाह–

### ભગ્નવાળાએ પાળવાની પરેજી

**लवणं कटुकक्षारमम्लमायासमैथुनम् ।**
**व्यायामं च न सेवेत भग्नो रूक्षान्नमेव च ॥५१॥**

अन्वय –भग्नः लवण कटुकक्षारम्, अम्लम् आयासमैथुन च व्यायाम च रूक्ष-अन्न न एव सेवेत ॥

જેને સંધિભગ્ન કે કાંડભગ્ન થયું હોય તેણે લૂણ, તીખા, ખારા તથા ખાટા પદાર્થો, પરિશ્રમ, મૈથુન, કસરત અને રૂક્ષ અન્નો ન સેવવા જોઈએ. ૫૧

अथ भग्नारोग्यलक्षणमाह–

### બરાબર સંધાયેલા ભગ્નનું લક્ષણ

**भग्नसन्धिमनाविद्धमहीनाङ्गमनुल्बणम् ।**
**सुखचेष्टाप्रचारं च सम्यक् संहितमादिशेत् ॥५२॥**

अन्वय –भग्नसन्धिम् अनाविद्धम् अहीन–अङ्गम् अनुल्बण च सुखचेष्टाप्रचार सम्यक् संहितम् आदिशेत् ॥

ભાગેલો સાંધો લાંબો-ટૂંકો કરતા જરા પણ દુખાવો ન થાય, કોઈ અવયવમા ઓછાશ કે ખોડ ન રહે, સોજો જરા પણ ન રહે અને ઊઠવું-બેસવું તથા હરવું-ફરવું સુખેથી થઈ શકે, ત્યારે એ ભગ્ન બરાબર સંધાયું છે એમ સમજવું. ૫૨

ભગ્નનો અધિકાર સમાપ્ત

## મધ્યમખંડમાં ત્રીજો ભાગ સમાપ્ત

श्रीभावमिश्रविरचित

# भा व प्र का श

## શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર

# भावप्रकाश-मध्यमखण्ड

### ચોથો ભાગ

### अथ नाडीव्रणाधिकारः ।

### ૪૯ : નાડીવ્રણ+(ભરનીંગળ)નો અધિકાર

तत्र नाडीव्रणस्य सम्प्राप्तिपूर्विका निरुक्तिमाह-

**સંપ્રાપ્તિપૂર્વક નાડીવ્રણની નિરુક્તિ કે વ્યાખ્યા**

**यः शोथमाममिति पक्कमुपेक्षतेऽज्ञो, यो वा व्रणं प्रचुरपूयमसाधुवृत्तः। अभ्यन्तरं प्रविशति प्रविदार्य तस्य, स्थानानि पूर्वविहितानि ततः स पूयः॥ १ ॥ तस्यातिमात्रगमनाद्गतिरिष्यते तु, नाडीव यद्वहति तेन मता च नाडी॥ २॥**

अन्वय-असाधुवृत्तः यः अज्ञः शोथं वा व्रणं पक्वं प्रचुरपूयं (सन्तमपि) आमम् इति उपेक्षते, तस्य सः पूयः, ततः पूर्वविहितानि स्थानानि प्रविदार्य अभ्यन्तरं प्रविशति, तस्य अतिमात्रगमनाद् गतिः इष्यते, (अयं व्रणः) नाडी इव यद् वहति, तेन च नाडी मता॥

અહિતકારી આહાર-વિહાર કરતો જે અજ્ઞાની માણસ, (પોતાને થયેલો) સોજો કે-વ્રણ પાકી ગયેલો તથા ઘણા પરુવાળો થયા છતાં 'આ તો હજી કાચો છે' એમ માની તેની ઉપેક્ષા કરે છે, એટલે કે તેનું મોઢું કરાવે નહિ અથવા શોધન પદાર્થોથી સાફ ન કરાવે, તો તે માણસના એ સોજાનું કે વ્રણનું પરુ, ત્યારપછી પ્રથમ કહેલાં સ્થાનો-સુશ્રુતમાં કહેલાં-ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, સાંધા, અસ્થિ, કોઠો તથા મર્મસ્થળોને છિદ્ર-વાળાં કરી તેની અંદર પેસી જાય છે; તેની અંદર ઘણા દૂર સુધી પ્રવેશ થવાને લીધે તે પરુ સર્વકાળ સ્રવ્યા કરે છે; (એ નાડીવ્રણની સંપ્રાપ્તિ કહી; હવે તેની નિરુક્તિ કે વ્યાખ્ય કહેવાય છે:) એ વ્રણ વાંસ વગેરેની પોલી નળીની પેઠે પરુને વહ્યા કરે છે, એ કારણે 'નાડીવ્રણ' (ભરનીંગળ) કહેવાય છે. ૧,૨

टीका-उपेक्षते=तस्य शोथस्य मुखं न कारयति, यो वा 'अयमाम' इति मत्वा पक्वं व्रणं चोपेक्षते=शोधनैर्न शोधयति। 'प्रचुरपूय'मिति शोथस्य व्रणस्यापि विशेषणम्। असाधुवृत्तः=अहिताहारविहारः, सः=पूयः, तत =तदनन्तरम्, तस्य पूर्वविहितानि स्थानानि=सुश्रुतोक्तानि त्वङ्मांससिरास्नायुसन्ध्यस्थिकोष्ठमर्माणि, प्रविदार्य= सच्छिद्राणि कृत्वा, अभ्यन्तरं प्रविशति। तस्य=पूयस्य, अतिमात्रगमनात्=अभ्यन्तरे दूरप्रवेशात्, गतिरिष्यते= सर्वदा स्रावः इष्यते। इति सम्प्राप्तिः॥ अथ निरुक्तिः- अयं व्रणो नाडीवत्=सरन्ध्रनलादिनाडीव, यद्वेतोर्वहति, तेन नाडी मता॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાયો છે.)

---

+ नाडी इव-अन्त:सुषिरलतादिनाडीवत्-प्रणालीव यद् वहति पूयमिति नाडी, नाडीरूपो व्रणः शोथो वा-नाडीव्रणः-વેલા-વાસ વગેરેની અંદર પોલી જે નળી અથવા પરનાળ તે નાડી કહેવાય છે, જે સોજો કે, વ્રણ એ નાડી જેવો બની કાયમ પરુને વહ્યા કરે છે, તે સોજો નાડીવ્રણ કે ભરની ગળ કહેવાય છે જે માણસને ભગ્ન થયું હોય અને તે વ્રણયુક્ત હોવા છતા તેના તરફ બેદરકારી કરવામા આવે, તો એ જ ભગ્નનું સ્વરૂપ નાડીવ્રણરૂપે થાય છે, તેથી ઉપરના ભગ્ન સાથે સંકળાયેલો આ નાડીવ્રણનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરવામાં આવ્યો છે

अथास्य सङ्ख्यामाह–

नाडीव्रણની પાંચની સંખ્યા

दोषैस्त्रिभिर्भवति सा पृथगेकशश्च, संमूर्च्छितैरपि च शल्यनिमित्ततोऽन्या ॥ ३ ॥

अन्वयः–सा ( नाडी ) पृथक् एकशः, च सम्मूर्च्छितैः त्रिभिः दोषैः, अन्या च शल्यनिमित्ततः अपि भवति॥

એ નાડીવ્રણ અલગ એકએક દોષ–વાયુથી પિત્તથી તથા કફથી; અને મિશ્ર થયેલા ત્રણે દોષથી તેમ જ બીજું શલ્યના કારણે પણ થાય છે. ( એમ તેના પાંચ પ્રકાર થાય છે. ) ૩

तत्र वातजमाह–

વાયુથી થતા નાડીવ્રણનુ લક્ષણ

तत्रानिलात्परुषसूक्ष्ममुखी सशूला, फेनानुविद्धमधिकं स्रवति क्षपासु॥ ४॥

अन्वयः–तत्र अनिलात् परुष–सूक्ष्म मुखी–सशूला (सती) क्षपासु फेन–अनुविद्धम् अधिकं स्रवति॥

તેમાં જે નાડીવ્રણ વાયુથી થાય છે તે કઠણ, ઝીણા મોઢાવાળું તથા શૂળવાળું હોય અને તેમાંથી રાતે ફીણના સંબંધવાળો સ્રાવ વધારે થાય છે. ૪

अथ पित्तजमाह–

પિત્તથી થતા નાડીવ્રણનું લક્ષણ

पित्तात्तु तृड्ज्वरकरी परिदाहयुक्ता, पीतं स्रवत्यधिकमुष्णमहःसु चापि॥५॥

अन्वयः–पित्तात् तु (जाता नाडी) तृड्–ज्वर करी परिदाहयुक्ता च (सती) अहःसु पीतम् उष्णम् अपि अधिकं स्रवति॥

પિત્તથી થયેલ નાડીવ્રણ તો તરશ તથા તાવ લાવનાર અને બળતરાથી યુક્ત હોઈ તેમાંથી દિવસે પીળો તથા ઊનો સ્રાવ અધિક થાય છે. ૫

अथ कफजमाह–

કફથી થતા નાડીવ્રણનું લક્ષણ

ज्ञेया कफाद्बहुघना सितपिच्छिलास्रा, स्तब्धा सकण्डुरुजा रजनीप्रवृद्धा ॥ ६ ॥

अन्वयः–(या तु नाडी) बहुघना सित–पिच्छिल अस्रा स्तब्धा सकण्डुरुजा रजनीप्रवृद्धा भवेत्, सा कफात् (जाता) ज्ञेया ॥

જે નાડીવ્રણ બહુ ઘાટા, ધોળા તથા ચીકણા સ્રાવવાળું, અક્કડ, ઘણી ખરજયુક્ત વેદનાવાળું અને રાતે ખૂબ વધી જતું હોય, તે નાડીવ્રણને કફથી થયેલ જાણવું. ६

टीका–सितपिच्छिलास्रा अस्र=रक्त तच्चोपलक्षण, पूयादिश्च बोद्धव्यः। सकण्डुरुजा=कण्डूप्रधानवेदनायुक्ता ॥

( આ ટીકાનો અર્થ ઉપર ભાષાંતરમાં સમાવ્યો છે )

अथ त्रिदोषजमाह–

ત્રણે દોષથી થતા નાડીવ્રણનું લક્ષણ

दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा, यस्यां भवन्त्यभिहितानि च लक्षणानि। तामादिशेत्पवनपित्तकफप्रकोपाद्, घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥ ७ ॥

अन्वयः–यस्यां दाह–ज्वर–श्वसन–मूर्च्छन–वक्त्र–शोषाः च अभिहितानि लक्षणानि भवन्ति, तां पवन–पित्तकफप्रकोपात् (जाता) कालरात्रिम् इव घोराम् असुक्षयकरीम् आदिशेत् ॥

જેમા બળતરા, તાવ, શ્વાસ, મૂર્છા તથા મોઢાનો શોષ હોય, તેમ જ કહેલાં બીજાં પણ સઘળાં લક્ષણો હોય, તે નાડીવ્રણને વાયુ, પિત્ત તથા કફ–એ ત્રણે દોષોના પ્રકોપથી થયેલ તથા કાલરાત્રિ સમાન ભયંકર હોઈ પ્રાણનો નાશ કરનાર જાણવું. ૭

टीका–कालरात्रि=यमरात्रिमिव ॥

अथ शल्यनिमित्तजमाह–

શલ્યના કારણે થતા નાડીવ્રણનું લક્ષણ

नष्टं कथंचिदणुमात्रमुदीरितेषु, स्थानेषु शल्यमचिरेण गतिं करोति। सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं, स्रावं करोति सहसा सरुजं च नित्यम् ॥ ८ ॥

अन्वय –उदीरितेषु स्थानेषु कथंचित् नष्टम् अणुमात्रं शल्यम् अचिरेण गतिं करोति, सा सहसा फेनिलं मथितम् उष्णम् असृग्विमिश्रं नित्यं च सरुजं स्रावं करोति ॥

( નહિ કઢાયેલું જે શલ્ય ) ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, સાંધા, અસ્થિ, કોઠો તથા મર્મસ્થળરૂપ સ્થાનોમાં કોઈ રીતે ગુમ થઈ જઈને દેખાય નહિ એવું ઘણું જ બારીક તે શલ્ય થોડા જ કાળમા ઊંડી ગતિ કરે છે, જેથી તરત જ ઘાટી છાશ જેવો, ઊનો તથા લોહીથી યુક્ત સ્રાવ અને કાયમી પીડા કરે છે. ( એ શલ્યસંબંધી નાડીવ્રણ કહેવાય છે;

અને તેનો સ્રાવ અંગો લાંબાં-ટૂંકાં કરવાં વગેરેના સમયે શલ્યના ચાલવા-ખસવાથી થાય છે.) ૮

टीका-उद्वीरितेषु स्थानेषु=त्वङ्मांसादिषु, कथंचि-
त्=अदृश्यमानं, शल्यम् । किं विशिष्टम् ? अणुमात्रम्, अत एवादृश्यमानम् । गतिम्, अचिरेण=शीघ्रं स्रावं, करोति । सा=शल्यनिमित्ता नाडी, मथितं=मथितमिव, स्रावं करोति । स्रावश्च प्रसारणाकुञ्चनादौ शल्यचलनेन भवति ॥ (આ ટીકાનો અર્થ ઉપર ભાષાન્તરમાં સમાવ્યો છે.)

अथासाध्यं कष्टसाध्यं चाह-

અસાધ્ય તથા કષ્ટસાધ્ય નાડીવ્રણ

नाडी त्रिदोषप्रभवा न सिद्धयेदन्याश्चतस्रः खलु यत्नसाध्याः ॥ ९ ॥

अन्वयः-त्रिदोषप्रभवा नाडी न सिद्धयेत, अन्याः चतस्रः खलु यत्नसाध्याः (भवन्ति) ॥

ત્રણે દોષોથી થયેલ નાડીવ્રણ અસાધ્ય છે અને બીજા ચાર પ્રકારના નાડીવ્રણો ખરેખર કષ્ટસાધ્ય છે. ૯

વાયુના નાડીવ્રણની ચિકિત્સા

तत्रानिलोत्थामुपनाह्य पूर्वमशेषतः पूयगतिं विदार्य । ÷फलैरपामार्गभवैः सुपिष्टैः,ससैन्धवैः सम्परिपूर्य बन्धेत् ॥ १० ॥

अन्वयः-तत्र अनिल-उत्थां पूर्वम् उपनाह्य पूयगतिम् अशेषतः विदार्य अपामार्गभवैः फलैः सुपिष्टैः ससैन्धवैः सम्परिपूर्य बन्धेत ॥

તેમાં વાયુથી થયેલ નાડીવ્રણને પ્રથમ ઔષધોથી યુક્ત પાટો બાંધી, તે પછી શસ્ત્ર વડે પરુની ગતિવાળો ભાગ સંપૂર્ણ રીતે ચીરી નાખીને તે વ્રણમાં સેંધવ સહિત સારી પેઠે વાટેલાં અઘેડાનાં ફળોનું ચૂર્ણ ભરી દઈ પાટો બાંધવો. ૧૦

प्रक्षालने चापि सदा व्रणस्य, योज्यं महत् खलु पञ्चमूलम् ॥ ११ ॥

अन्वयः-अपि वा व्रणस्य सदा प्रक्षालने यत् महत् पञ्चमूलं (तत्) खलु योज्यम् ॥

વળી એ વ્રણને હંમેશાં બરાબર ધોવા માટે બૃહત્ પંચમૂળના કવાથનો ઉપયોગ કરવો.

હિંસ્રાદ્યતેલ

हिंस्रां हरिद्रां कटुकां वचां च, गोजिह्विकां चापि सबिल्वमूलाम् । संहृत्य तैलं विपचेद् व्रणस्य, संशोधनं पूरणरोपणं च ॥ १२ ॥

अन्वयः-हिंस्रां हरिद्रां कटुकां वचां च गोजिह्विकां चापि सबिल्वमूलां संहृत्य व्रणस्य संशोधनं च पूरणरोपणं तैलं विपचेत् ॥

કંટાળો, હળદર, કડુ, વજ, ગળજીભી અને બીલીનાં મૂળ લાવી તેનો કલ્ક કરીને તે કલ્કથી વ્રણને સાફ કરનાર તથા વ્રણને રૂઝવનાર તેલ પકાવવું. (આ તેલ 'હિંસ્રાદ્યતેલ+' નામે ઓળખાય છે અને વાયુસંબંધી નાડીવ્રણ ઉપર બહુ ઉપયોગી છે.) ૧૨

પિત્તના નાડીવ્રણની ચિકિત્સા

पित्तात्मिकां प्रागुपनाह्य धीमानुत्कारिकाभिः सपयोघृताभिः । निपात्य शस्त्रं तिलनागदन्ती मञ्जिष्ठकल्कैः पारपूरयेच्च ॥ प्रक्षालने चापि हरिद्रसोम,-निम्बाः प्रयोज्याः कुशलेन नित्यम् ॥ १३,१४ ॥

अन्वयः-धीमान् (वैद्यः) पित्तात्मिकां (नाडीं) प्राक् सपयोघृताभिः उत्कारिकाभिः उपनाह्य शस्त्रं निपात्य च तिल-नागदन्ती-मञ्जिष्ठकल्कैः परिपूरयेत्, अपि च कुशलेन प्रक्षालने हरिद्र-सोम-निम्बाः नित्यं प्रयोज्याः ॥

બુદ્ધિમાન વૈદ્યે પિત્તસંબંધી નાડીવ્રણને પ્રથમ દૂધ અને ઘી સહિત ઘઉંની લૂગદીઓ (પોટીસો) બાંધી, તે પછી શસ્ત્રથી ફાડી નાખીને તેમાં તલ, નેપાળો તથા મજીઠનો કલ્ક ભરી દેવો; તેમ જ એ વ્રણને ધોવા માટે હળદર, રતાંજલી અને લીંબડાના કવાથનો હંમેશ ઉપયોગ કરવો. ૧૩,૧૪

શ્યામાઘૃત

श्यामात्रिभण्डीत्रिफलासुसिद्धं, हरिद्रया तिल्वकवृक्षकेण । घृतं सदुग्धं व्रणतर्पणेन, हन्याद्गतिं कोष्ठगतापि या स्यात् ॥ १५ ॥

अन्वय -श्यामा-त्रिभण्डीत्रिफला-सुसिद्धं हरिद्रया तिल्वकवृक्षकेण (चापि सुसिद्ध) घृत सदुग्ध व्रण तर्पणेन या कोष्ठगता अपि स्यात्, (ताम् अपि) गतिं हन्यात् ॥

કાળું નસોતર, ધોળું નસોતર, હરડે,

÷ 'तिलैरपामार्गफलैः' इति पाठः ।

+ हिंस्रा आद्या येषु तानि हिंस्राद्यानि, हिंस्राद्यैः पक्वं तैलं हिंस्राद्यतैलम्-કંટાળો વગેરે ઓસડિયાંથી પકવેલું તેલ હિંસ્રાદ્યતેલ કહેવાય છે.

બહેડાં, આમળાં, હળદર અને લોધરના કલ્કથી સારી રીતે પકાવેલા ઘીમાં દૂધ નાખી તે ઘીથી પિત્તસંબંધી નાડીવ્રણને તૃપ્ત કરવાથી તે વ્રણનો સ્રાવ મટી જાય છે; એમ કોઠામાં રહેલા પિત્તસંબંધી નાડીવ્રણનો સ્રાવ પણ જો મટી જાય, તો બીજા સ્થલના પિત્તસંબંધી નાડીવ્રણનો સ્રાવ મટે, એમાં શું કહેવું? (આ ઘી 'શ્યામાઘૃત×' નામે ઓળખાય છે.) ૧૫

### કફના નાડીવ્રણની ચિકિત્સા

नाडीं कफोत्थामुपनाह्य पूर्वं कुलत्थसिद्धार्थकसक्तुबिल्वैः। मृदूकृतामेष्यगतिं विदित्वा, निपातयेच्छस्त्रमशेषकारि ॥ १६॥

दद्याद् व्रणे निम्बतिलाग्निदन्ती सुराष्ट्रजाः सैन्धवसंप्रयुक्ताः। प्रक्षालने चापि करञ्जनिम्बजात्यर्कपीलुस्वरसाः प्रयोज्याः ॥ १७॥

अन्वयः–कफोत्था नाडीं पूर्वं कुलत्थ–सिद्धार्थक–सक्तु–बिल्वैः उपनाह्य मृदूकृताम् एष्यगतिं विदित्वा अशेषकारि शस्त्रं निपातयेत्, (ततः) व्रणे निम्ब–तिल–अग्नि–दन्ती–सुराष्ट्रजाः सैन्धवसंप्रयुक्ताः दद्यात्, अपि च प्रक्षालने करञ्ज–निम्ब–जाती–अर्क–पीलु स्वरसाःप्रयोज्याः॥

કફસંબંધી નાડીવ્રણ ઉપર પ્રથમ કળથી, સરસવ, સાથવો તથા બીલાંનો ગર્ભથી યુક્ત પાટા બાંધી કૂણાશ કરી પરુની ગતિ શોધી–જાણી લીધા પછી તે સંપૂર્ણ રીતે કપાઈ જાય, એ રીતે તેના ઉપર શસ્ત્રક્રિયા કરવી. તે પછી એ વ્રણ ઉપર લીંબડો, તલ, ચિત્રક, નેપાળો તથા ફટકડીનું ચૂર્ણ સિંધવ સાથે તેમાં ભરી દેવું. વળી એ વ્રણને હમેશ ધોવા માટે કરંજ, લીંબડો, ચમેલી, આકડો અને પીલુના સ્વરસોનો ઉપયોગ કરવો. ૧૬,૧૭

### સ્વર્જિકાદ્યતૈલ

स्वर्जिकासिन्धुदन्त्यग्नियूथिकाजलनीलिका। खरमञ्जरिबीजेषु तैलं गोमूत्रसाधितम् ॥ १८॥ दुष्टव्रणप्रशमनं कफनाडीव्रणापहम् ॥ १९॥

अन्वयः–स्वर्जिका–सिन्धु–दन्ती–अग्नि–यूथिका–जलनीलिका–खरमञ्जरि–बीजेषु गोमूत्र–साधितं तैलं दुष्ट–व्रणप्रशमनं कफ–नाडीव्रण–अपहम् (भवति)॥

સાજીખાર, સિંધવ, નેપાળો, ચિત્રક, જૂઈ, શેવાળ અને અઘેડાનાં બીજના કલ્કોથી ગોમૂત્રમાં પકાવેલું તેલ ('સ્વર્જિકાદ્યતૈલ*' કહેવાય છે, તે) દુષ્ટ વ્રણ તથા કફસંબંધી નાડીવ્રણને મટાડે છે. ૧૮,૧૯

### સૈન્ધવાદ્ય તૈલ

सैन्धवार्कमरिचज्वलनाद्यैर्मार्कवेण रजनीद्वयसिद्धम्। तैलमेतदचिरेण निहन्याद्, दूरगामपि कफानिलनाडीम् ॥ २०॥

अन्वयः–सैन्धव–अर्क–मरिच–ज्वलनाद्यैः, मार्कवेण रजनीद्वयसिद्धम् एतत् तैलं दूरगाम् अपि कफ–अनिल–नाडीम् अचिरेण निहन्यात्॥

સિંધવ, આકડો, મરી, ચિત્રક, ભાંગરો, હળદર અને દારુહળદરના કલ્કથી પકાવેલું તેલ (સિંધવાદ્ય તેલ× કહેવાય છે; એ તેલથી તૃપ્ત કરેલ) બહુ દૂર સુધી પહોંચેલ એવા પણ કફસંબંધી તથા વાયુસંબંધી નાડીવ્રણનો તરત નાશ કરે છે. ૨૦

### શલ્યથી થતા નાડીવ્રણની ચિકિત્સા

नाडीं तु शल्यप्रभवां विदार्य, निष्कास्य शल्यं प्रविशोध्य मार्गम्। बन्धेद् व्रणं क्षौद्रघृतप्रगाढैर्निम्बैस्तिलैरोपणमस्य कुर्यात् ॥ २१॥

अन्वयः–शल्यप्रभवां तु नाडीं विदार्य, शल्यं निष्कास्य मार्गं प्रविशोध्य व्रणं क्षौद्रघृतप्रगाढैः निम्बैः तिलैः बन्धेत्, अस्य रोपणं कुर्यात्॥

શલ્યથી થયેલ નાડીવ્રણને તો શસ્ત્ર વડે ચીરી શલ્યને કાઢી નાખી, માર્ગને સાફ કરી, તે વ્રણ ઉપર મધ અને ઘીમાં વાટેલાં લીંબડાનાં પાંદડાંના અને તલના કલ્કનો લેપ કરી પાટો બાંધી દેવો; તે વ્રણને રૂઝવે છે. ૨૧

### કુંભીકાદ્યતૈલ

कुम्भीकखर्जूरकपित्थबिल्ववनस्पतीनां च शलाटुवर्गे। कृत्वा कषायं विपचेत्तु तैलमावाप्य मुस्तं सरलां प्रियङ्गुम् ॥ २२॥

× श्यामादिभिः सुसिद्धं घृतं श्यामाघृतम्–કાળું નસોતર વગેરે ઓસડિયાંથી સારી રીતે પકાવેલું ઘી શ્યામાઘૃત કહેવાય છે.

* स्वर्जिका आद्या येषां तानि, तैः पक्वं तैलम्–જેમાં સાજીખાર મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું તેલ, સ્વર્જિકાદ્યતૈલ કહેવાય છે.

× सैन्धवम् आद्यं येषां तानि, तैः पक्वं तैलम्–જેમાં સિંધાલૂણ મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું તેલ, સૈન્ધવાદ્યતૈલ કહેવાય છે.

सागन्धिकं मोचरसाहिपुष्पलोध्राणि दत्त्वा खलु धातकीं च। एतेन शल्यप्रभवा हि नाडी, रोहेद् व्रणो वा सुखमाशु चैव ॥२३॥

अन्वयः—कुम्भीक—खर्जूर—कपित्थ—बिल्व—वनस्पतीनां च शलाटुवर्गे कषायं कृत्वा (तत्र) मुस्त सरलं प्रियङ्गु सौगन्धिक मोचरस—अहिपुष्प—लोध्राणि आराप्य धातकीं च दत्त्वा तैलं विपचेत्, एतेन तु शल्यप्रभवा नाडी हि रोहेत्, व्रणः वा आशु एव च सुखं (रोहेत्) ॥

નેપાળો, ખજૂર, કોઠ, બીલી અને વડનાં કાચાં ફળોનો ક્વાથ કરી તેમાં મોથ, ધઉંલા, દેવદાર, રોહિષ નામનું ખડ, મોચરસ, નાગકેસર, લોધર અને ધાવડીનું ચૂર્ણ નાખી તેલ પકાવવું; આ ('કુંભીકાદ્ય'+ નામના) તેલથી (તૃપ્ત કરેલ) શલ્યસબંધી નાડીવ્રણ અને બીજા પ્રકારના વ્રણો પણ તરત રૂઝાઈ જાય છે. ૨૨,૨૩

### જાતજાતની વાટરૂપ ચિકિત્સા

स्नुह्यर्कदुग्धदार्वीणां वर्तिं कृत्वा प्रपूरयेत्।
एष सर्वशरीरस्थां नाडीं हन्यात्प्रयोगराट् ॥२४॥
आरग्वधनिशाकालाचूर्णाज्यक्षौद्रसंयुता।
सूत्रवर्तिर्व्रणे योज्या शोधनी गतिनाशनी ॥२५॥
वर्तीकृतं माक्षिकसंप्रयुक्तं, नाडीघ्नमुक्तं लवणोत्तमं वा। दुष्टव्रणे यद्विहितं तु तैलं, तत्सेव्यमानं गतिमाशु हन्ति ॥२६॥

जात्यर्कसंपाककरञ्जदन्ती सिन्धूत्थसौवर्चलयावशूकैः। वर्तिः कृता हन्त्यचिरेण नाडीं, स्नुक्क्षीरपिष्टा तु सचित्रकेण ॥२७॥

बिभीतकाम्रास्थिवटप्रवालहरेणुकाशङ्खिनिबीजमिश्रा। ×वाराहकन्दश्च तथा प्रदेयो नाडीषु तैलेन च मिश्रयित्वा ॥२८॥
मेषरोममषीतुम्ब्या कटुतैलं विपाचितम्।
नाडीव्रणं चिरोद्भूतं जयेत्तु तूलसङ्गमात् ॥२९॥

अन्वयः—स्नुही—अर्कदुग्ध—दार्वीणां वर्तिं कृत्वा प्रपूरयेत्, एषः प्रयोगराट् सर्वशरीरस्थां नाडीं प्रपूरयेत्। आरग्वध—निशा—कालाचूर्ण आज्य—क्षौद्रसंयुता सूत्रवर्तिः व्रणे योज्या, (सा च) शोधनी गतिनाशिनी (अस्ति)॥ लवणोत्तमं वा माक्षिकसंप्रयुक्तं वर्तीकृतं नाडीघ्नम् उक्तम्, यत् तु तैलं दुष्टव्रणे विहितं तत् सेव्यमानं (सत्) आशु गतिं हन्ति।

जाती—अर्क—संपाक—करञ्ज—दन्ती—सिन्धूत्थ—सौवर्चल—यावशूकैः कृता वर्तिः सचित्रकेण स्नुक्क्षीरपिष्टा तु वर्तिः अचिरेण नाडीं हन्ति। बिभीतक—आम्रास्थि—वटप्रवाल—हरेणुका—शङ्खिनीबीजमिश्रा तथा च वाराहीकन्दः तैलेन च मिश्रयित्वा नाडीषु प्रदेयः॥ मेषरोममषी—तुम्ब्या विपाचितं कटुतैलं तूलसङ्गमात् तु चिर—उद्भूतं नाडीव्रणं जयेत्॥

થોરનું છીર, આકડાનું છીર અને દારુહળદરથી ખરડેલી વાટ કરી નાડીવ્રણમાં દાખલ કરવી. આ ઉત્તમ પ્રયોગ સઘળા શરીરના નાડીવ્રણોનો નાશ કરે છે. ગરમાળો, હળદર અને નસોતરનું ચૂર્ણ ઘીમાં તથા મધમાં કાલવી તેનાથી ખરડેલી સૂતરની વાટ વ્રણમાં દાખલ કરી હોય, તો તે વ્રણને સાફ કરે છે અને પરુની ગતિનો પણ નાશ કરે છે અથવા સિંધવને મધમાં મિશ્ર કરી તેથી ખરડેલી સૂતરની વાટ નાડીવ્રણનો નાશ કરનાર કહેલ છે; તેમ જ જે તેલ દુષ્ટ વ્રણ ઉપર કહેવાયું છે, તે સેવાયું હોય તોપણ પરુની ગતિનો તરત જ નાશ કરે છે. ચમેલી, આકડો, ગરમાળો, કરંજ, નેપાળો, સિંધવ, સંચળ, જવખાર અને ચિત્રકને થોરના છીરમાં વાટી તેની કરેલી વાટ તરત જ નાડીવ્રણનો નાશ કરે છે. બહેડાં, આંબાની ગોટલી, વડનાં કૂંપળિયાં, હરેણુકા નામનો સુગંધી પદાર્થ, સરસડિયાનાં બીજ અને વારાહીકંદને તેલમાં વાટી કલ્ક કરીને નાડીવ્રણની ઉપર તે લગાડવો (તેથી પણ નાડીવ્રણ તરત મટી જાય છે). ગાડરનાં રૂંવાડાંની ભસ્મ અને કડવી તુંબડીથી પકવેલ સરસિયા તેલથી ખરડેલી વાટ ખોસવાથી પણ લાંબા કાળના નાડીવ્રણને મટાડે છે.

### કચૂરાનું તેલ

कर्चूरकस्य स्वरसे कटुतैलं विपाचयेत्।
सिन्दूरकल्कितं नाडीदुष्टव्रणविसर्पनुत् ॥३०॥
कर्चूरकरसे तैलं पुरसिन्दूरकल्कितम्।
पामां दुष्टव्रणं नाडीं हन्यात्सर्वव्रणान्तकृत् ॥३१॥

अन्वयः—कर्चूरकस्य स्वरसे सिन्दूरकल्कित कटुतैलं विपाचयेत्, (तत्) नाडीदुष्टव्रण-विसर्पनुत् (अस्ति), कर्चूरकरसे पुरसिन्दूरकल्कित तैलं पामां दुष्टव्रणं

---

+ कुम्भीक आदौ येषां तानि, तैः पक्व तैलं कुम्भीकाद्यतैलम्—નેપાળો વગેરે ઓસડિયાંથી પકવેલું તેલ, કુંભીકાદ્યતૈલ કહેવાય છે.

× 'वाराहविट्सूक्ष्ममसी' इति पाठः।

नाडीं हन्यात्, सर्वव्रणगन्तहृत् ॥

કચૂરાના સ્વરસમાં સિંદૂરનો કલ્ક નાખી સરસિયુ તેલ પકાવવું. એ રેડવાથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ અને રતવા મટી જાય છે. કચૂરાના સ્વરસમાં ગૂમળનો તથા સિંદૂરનો કલ્ક નાખી પકાવેલુ સરસિયુ તેલ રેડ્યું હોય તો તે ખસ, દુષ્ટવ્રણ, નાડીવ્રણ તથા બીજાં પણ સઘળા પ્રકારના વ્રણોનો નાશ કરે છે. ૩૦,૩૧

### ભિલામાં વગેરેનુ તેલ

भल्लातकार्कमरिचैर्लवणोत्तमेन, सिद्धं विडङ्गरजनीद्वयचित्रकैश्च । स्यान्मार्कवस्य च रसेन निहन्ति तैलं, नाडीं कफानिलकृतामपचीं व्रणांश्च ॥ ३२ ॥

अन्वय.-भल्लातक-अर्क मरिचैः लवण-उत्तमेन च विडङ्गरजनीद्वयचित्रकैः च मार्कवस्य रसेन सिद्धं तैलं स्यात्, (तच) कफ-अनिलकृतां नाडीम् अपचीं च व्रणान् निहन्ति ॥

ભિલામું, આકડો, મરી, સૈંધવ, વાવડિંગ, હળદર, દારૂહળદર અને ચિત્રકના કલ્કથી તથા ભાંગરાના રસથી પકાવેલું તેલ ('ભલ્લાતકાદ્ય તેલ' કહેવાય છે; આ) લગાડવાથી કફનું તથા વાયુનું નાડીવ્રણ, અપચી અને વ્રણોને મટાડે છે. ૩૨

### સાજીખાર વગેરેનુ તેલ

स्वर्जिका सैन्धवं दन्ती नीलीमूलं फलं तथा ।
मूत्रे चतुर्गुणे सिद्धं तैलं नाडीव्रणापहम् ॥३३॥

अन्वयः-स्वर्जिका सैन्धवं दन्ती नीलीमूलं तथा फलं चतुर्गुणे मूत्रे सिद्धं तैलं नाडीव्रण-अपहम् (भवति)॥

સાજીખાર, સૈંધવ, નેપાળો, ગળીનાં મૂળ અને ગળીના ફળનો કલ્ક નાખી ચોગણા ગોમૂત્રમાં પકાવેલુ ('સ્વર્જિકાદ્ય' નામનુ) તેલ નાડીવ્રણને મટાડે છે. ૩૩

### વ્રણની ચિકિત્સા પણ નાડીવ્રણમાં કરાય

सर्वो व्रणक्रमः कार्यः शोधनारोपणादिकः ॥३४॥

अन्वयः-शोधन-आरोपण-आदिकः सर्वः व्रणक्रमः (नाडीव्रणेऽपि) कार्यः ॥

સાફ કરવાની તથા રુઝાવવા વગેરેની જે ચિકિત્સા વ્રણના પ્રકરણમાં કહી છે, તે સઘળી નાડીવ્રણ ઉપર પણ કરવી. ૩૪

### સપ્તાંગ ગુગ્ગુલુ×

गुग्गुलुस्त्रिफलाव्योषैः समांशैराज्ययोजितैः ।
अक्षप्रमाणां गुटिकां खादेदेकामतन्द्रितः ॥३५॥
नाडीदुष्टव्रणं शूलमुदावर्तं भगन्दरम् ।
गुल्मं च गुदजान् हन्यात्पक्षिराट् पन्नगानिव ।३६।

अन्वयः-गुग्गुलु-त्रिफला-व्योषैः समांशैः आज्ययोजितैः अक्षप्रमाणां गुटिकाम् एकाम् अतन्द्रितः खादेत्, (सा) पक्षिराट् पन्नगान् इव नाडीदुष्टव्रणं शूलम् उदावर्तं भगन्दरं गुल्मं च गुदजान् हन्यात् ॥

ગૂગળ, હરડે, બહેડા, આમળા, સૂંઠ, મરી અને પીપરને સમભાગે લઈ ચૂર્ણ કરી ઘીમાં મિશ્ર કરી તેની એક એક તોલાની ગોળી કરી હમેશાં કાળજી રાખી ખાવી. એ ગોળી જેમ ગરુડ સર્પોનો નાશ કરે છે, તેમ નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શૂળ, ઉદાવર્ત, ભગંદર, ગુલ્મ અને સઘળા પ્રકારના અરશોનો નાશ કરે છે.

'या द्विव्रणीये विहितास्तु वर्त्यस्ताः सर्वनाडीषु भिषग्विदध्यात्' ॥ ३७ ॥

अन्वयः-द्विव्रणीये याः वर्त्यः तु विहिताः, ताः भिषक् सर्वनाडीषु विदध्यात् ॥

ચરકના દ્વિવ્રણીય પ્રકરણમાં જે વાટરૂપી ચિકિત્સાઓ કહી છે, તે વૈદ્યે સઘળા નાડીવ્રણ ઉપર પણ કરવી. ૩૭

### નાડીવ્રણની ચિકિત્સામાં વિશેષ ભલામણ

कृशदुर्बलभीरूणां नाडीं मर्माश्रितामपि ।
क्षारसूत्रेण तां छिन्द्यान्न शस्त्रेण कदाचन ॥३८॥
एषण्या गतिमन्विष्य क्षारसूत्रानुसारिणीम् ।
सूचीं निदध्याद् गत्यन्ते प्रोन्नाम्याशु विनिर्हरेत् ॥
सूत्रस्यान्तं समानीय गाढं बन्धनमाचरेत् ।
ततः क्षारबलं वीक्ष्य सूत्रमन्यत्प्रवेशयेत् ॥४०॥
क्षाराक्ते मतिमान् वैद्यो यावन्न छिद्यते गतिः ।
भगन्दरेऽप्ययं विधिः कार्यो वैद्येन जानता ॥४१॥
अर्बुदादिषु चोत्क्षिप्य मूले सूत्रं निधापयेत् ।
सूचीभिर्यवरक्ताभिराचितं वा समन्ततः ।
मूले सूत्रेण बध्नीयाच्छिन्ने चोपचरेद् व्रणम् ॥४२॥

अन्वयः-कृश-दुर्बल-भीरूणां नाडीं मर्म-आश्रिताम् अपि क्षारसूत्रेण छिन्द्यात्, शस्त्रेण कदाचन न एषण्या गतिम् अन्विष्य क्षारसूत्र-अनुसारिणीं सूचीं निदध्यात्,

× सप्त अङ्गानि यस्य स चासौ गुग्गुलु-જેમાં ગૂગળ સાથે સાત ઓસડિયાં ભળે છે, તે સપ્તાંગ-ગુગ્ગુલુ કહેવાય છે.

गत्यन्ते प्रोन्नाम्य आशु विनिर्हरेत्। सूत्रस्य अन्ते समानीय गाढं बन्धनम् आचरेत्, ततः मतिमान् वैद्यः क्षारबलं वीक्ष्य क्षाराक्तम् अन्यत् सूत्रं प्रवेशयेत्, यावत् गतिः न छिद्यते। जानता वैद्येन एषः विधिः भगन्दरेषु कार्यः, अर्बुदादिषु च उत्क्षिप्य मूले सूत्रं निधापयेत्, वा यववक्त्राभिः सूचीभिः व्रणं समन्ततः आचितं (कृत्वा) मूले सूत्रेण बध्नीयात्, छिन्ने च उपचरेत्॥

કૃશ, દૂબળા તથા બીકણને થયેલ નાડીવ્રણ તથા મર્મસ્થલમાં થયેલ નાડીવ્રણ ક્ષારમાં ભીંજાવેલા દોરાથી કાપી નાખવો, પણ શસ્ત્રથી કદી ન કાપવો. શોધી કાઢવાના એષણી નામના સાધનથી પરુની ગતિને શોધી કાઢીને તેમાં ક્ષારથી ભીંજાવેલા દોરાવાળી સોય નાખવી. ગતિના છેડામાં એ સોયને ઊંચી કરી તરત બહાર કાઢી લેવી. દોરાનો છેડો પકડીને તેથી નાડીવ્રણ મજબૂત રીતે બાંધવો: પછી બુદ્ધિમાન વૈદ્યે ક્ષારના બળ ઉપર ધ્યાન આપી ક્ષારથી ભીંજાવેલો બીજો દોરો વ્રણમાં નાખવો, કે જેથી ઉપરના ભાગમાં રુઝાઈને પરુની ગતિ બંધ ન પડે. સમજુ વૈદ્યે ભગંદરોમાં પણ આ જ ક્રિયા કરવી. રસોળી વગેરે રોગોનાં વિષયમાં તે રોગો ઊંચા કરી તેના મૂળમાં ક્ષારથી ભીંજાવેલો દોરો બાંધવો અથવા જવના જેવા મોઢાવાળી સોયથી વ્રણને ચારે બાજુ કોચી નાખી તેના મૂળમાં દોરો બાંધવો અને વ્રણ છેદાઈ ગયા પછી તેના બીજા ઉપચારો કરવા. ૩૮-૪૨

**નાડીવ્રણનો અધિકાર સમાપ્ત**

## अथ भगन्दराधिकारः।

## ૫૦ : ભગંદરનો અધિકાર

अथ भगन्दरस्य पूर्वरूपसहितं स्वरूपमाह–

**ભગંદરનું પૂર્વરૂપ, સ્વરૂપ અને પાંચની સંખ્યા**

कटीकपालनिस्तोददाहकण्डूरुजादयः।
भवन्ति पूर्वरूपाणि भविष्यति भगन्दरे ॥ १ ॥
गुदस्य द्व्यङ्गुले क्षेत्रे पार्श्वतः पिडकार्तिकृत्।
भिन्ना भगन्दरो ज्ञेयः स च पञ्चविधो भवेत् ॥२॥

अन्वय –भविष्यति भगन्दरे कटी-कपाल-निस्तोद-दाह-कण्डू-रुजा-आदयः पूर्वरूपाणि भवन्ति। गुदस्य पार्श्वे द्व्यङ्गुले क्षेत्रे आर्तिकृत् भिन्ना पिडका भगन्दरः ज्ञेयः, सः च पञ्चविधः भवेत्॥

ભગંદર થવાનું હોય ત્યારે કેડનાં કપાલ નામનાં અસ્થિમાં ભોંકાયા જેવી પીડા, બળતરા, ખરજ તથા વ્યથા આદિ પૂર્વરૂપો થાય છે; ગુદાની બાજુમાં બે આંગળ જેટલા પ્રદેશમાં પીડા કરનારી અને ફૂટેલી ફોલ્લી થાય છે, એ 'ભગંદર'* રોગ જાણવો અને તે વાયુથી પિત્તથી, કફથી, ત્રણે દોષથી અને શલ્યથી થતો હોઈ પાંચ પ્રકારનો હોય છે. ૧.૨

टीका–आर्तिकृत्=पीडाकृत्, पञ्चविधः=वातिक-पैत्तिक-श्लैष्मिक-सान्निपातिक-शल्यजभेदैः॥ (અર્થ ઉપર છે.)

अथ भगन्दरशब्दस्य निरुक्तिमाह भोजः–

**+'ભગંદર' શબ્દનો અર્થ**

भगं परि समन्ताच्च गुदं बस्तिं तथैव च।
भगवद्दारयेद्यस्मात्तस्मादेव भगन्दरः ॥ ३ ॥

अन्वयः–भगं परि-समन्तात् च गुदं तथा च बस्तिम् एव भगवत् यस्मात् दारयेत्, तस्मात् एषः भगन्दरः (कथ्यते)॥

'ગુદા અને મત્રાશયની ચોપાસના પ્રદે-

---

* આ ભગંદર રોગ એક જાતનું નાડીવ્રણ કે ભરનીંગળ જ છે અને નાડીવ્રણની જેટલી-પાંચની સંખ્યા છે, તેટલી જ આ ભગંદરની સંખ્યા પણ છે, તેથી એ નાડીવ્રણની સમાનતા ધરાવતા આ ભગંદરનો અધિકાર એ નાડીવ્રણના અધિકાર પછી લાગલો જ શરૂ કરાયો છે.

+ भजन्ति–सेवन्ते अनेन पुरुषा मैथुनक्रीडामिति भगः–पुरुषचिह्नम्, तथा भज्यते सेव्यते मैथुनक्रीडार्थं पुरुषैस्तत् स्त्रीचिह्नमपि भगं-योनिः, उभयत्रापि भज सेवायाम्–'स्तो घ च'–इति चिरात् भजेः अपि घः, कुत्वं च, दर्शयमत्र द्वयोरपि पुंस्त्रीचिह्नयोर्ग्रहणम् ततः भगं परि गुदं च बस्तिं चापि दारयति भगवत् योनिवत्, इति भगन्दरः–'भगे च दारेः' इति काशिकोक्त-वार्तिकेन खच् प्रत्ययः, खित्वाच्च मुम्–જેનાથી પુરુષો મૈથુનસુખ સેવે છે, તે પુરુષલિંગ 'ભગ' કહેવાય છે; તેમ જ જેને પુરુષો મૈથુન માટે સેવે છે, એ સ્ત્રીનું ચિહ્ન–યોનિ પણ 'ભગ' કહેવાય છે, તેની બાજુ પુરુષચિહ્ન–વૃષણની નીચે તથા સ્ત્રીની યોનિની નીચે ગુદા પાસે તથા મૂત્રાશય પાસે જે થાય અને તે ગુદાને તથા મૂત્રાશયને યોનિ જેવાં જે ફાડી નાખે છે, તે રોગ 'ભગંદર' કહેવાય છે.

શને (ભગ)યોનિની પેઠે જે ફાડી નાખે છે, એ કારણે એ રોગ 'ભગંદર' કહેવાય છે ' ૩

ટીકા-भजन्ति अनेनेति भग=मेहनम्, भजन्त्यस्मिन् इति भग=यानि, अत्र भग शब्देन द्वयमपि कथ्यते भगवत्=योनिवत्॥ (આનો અર્થ ઉપર છે)

अथ वातिक शतपोनकसज्ञ भगन्दरमाह-

## વાયુસંબંધી શતપોનક નામના ભગંદરનું લક્ષણ

**कषायरूक्षैरतिकोपितोऽनिलस्त्वपानदेशेपिडका करोति याम्। उपेक्षणात्पाकमुपैति दारुणा रुजा च भिन्नाऽरुणफेनवाहिनी॥ तत्रागमो मूत्रपुरीषरेतसा व्रणैरनेकैः शतपोनक वदेत् ४॥**

अन्वय-कषायरूक्षैः अतिकोपित तु अनिल अपानदेशे यां पिडकां करोति, (सा) उपेक्षणात् पाकम् उपैति, दारुणा च रुजा (करोति) भिन्ना (सती च) अरुण-फेनवाहिनी (भवति) तत्र (जाते च) अनेकैः व्रणे मूत्र-पुरीष-रेतसाम् आगमः (भवति, अनेकैः व्रणै एव ता) शतपोनक वदेत्॥

તૂરા તથા રૂક્ષ પદાર્થોથી અત્યંત કોપેલો વાયુ, ગુદાના પ્રદેશમાં જે ફોલ્લી ઉત્પન્ન કરે છે, એ ફોલ્લીની જો બેદરકારી કરવામા આવે તો તે પાકે છે અને દારુણ પીડા કરે છે, પછી તે ચીરાઈને રાતા ફીણ વહે છે અને તેમા થયેલા અનેક વ્રણોમાથી મૂત્ર, વિષ્ઠા તથા વીર્ય આવે છે, એમ ઝીણા મોઢાવાળા અનેક વ્રણો થવાથી તેનો દેખાવ ચાળણી જેવો થાય છે, માટે તે 'શતપોનક*' કહેવાય છે (સંસ્કૃત ભાષામા 'શતપોનક' ચાળણીનુ નામ છે.) ૪

ટીકા-व्रणैरनेकैः सूक्ष्ममुखैः शतपोनक शतपोनक=चालनी, तत्तुल्यम्॥ (આનો અર્થ ઉપર છે)

अथ पैत्तिकमुष्ट्रग्रीवसज्ञमाह-

## પિત્તસંબંધી ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદરનું લક્ષણ

**प्रकोपनैः पित्तमतिप्रकोपित, करोति रक्ता पिडका गुदे गताम्। तदाशुपाकाऽहिमपूतिवाहिनीं, भगन्दर चोष्ट्रशिरोधर वदेत्॥५॥**

अन्वय-प्रकोपनैः अतिप्रकोपित पित्त गुदे गतां रक्तां पिडकां (यदा) करोति, तदा (सा) आशुपाका (भवति, तां च) अहिमपूतिवाहिनीम् उष्ट्रशिरोधर भगन्दर वदेत्॥

'પિત્તને કોપાવનારા પદાર્થોથી અત્યંત કોપેલુ પિત્ત, ગુદાની બાજુના પ્રદેશમા જ્યારે રાતી ફોલ્લી ઉત્પન્ન કરે છે, ત્યારે એ ફોલ્લી તરત પાકે છે અને પાકીને ગરમ દુર્ગંધી પરુને વહે છે આવી ફોલ્લી 'ઉષ્ટ્રગ્રીવ× ભગંદર' કહેવાય છે (આ ફોલ્લીનું ગળુ ઊંટની ડોક જેવુ વાંકુ હોય છે, તેથી તે ફોલ્લીને 'ઉષ્ટ્રગ્રીવ' નામ અપાયુ છે) ૫

ટીકા-आशुपाका=शीघ्रपाकाम्, अहिमपूतिवाहिनीं-उष्णदुर्गन्धवाहिनीं च, तदा भगन्दरमुष्ट्रशिरोधर वदेत्॥ उष्ट्रग्रीवसदृशा च पिडकाया गलेन वक्रत्वोष्ट्रग्रीवाऽऽकारत्वेन॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

अथ श्लैष्मिक परिस्राविसज्ञमाह-

## કફસંબંધી પરિસ્રાવી નામના ભગંદરનું લક્ષણ

**कण्डूयनो घनस्रावी कठिनो मन्दवेदन। श्वेतावभास कफज परिस्रावी भगन्दर॥६॥**

अन्वय-कण्डूयन घनस्रावी कठिन मन्दवेदन श्वेत-अवभास कफज भगन्दर परिस्रावी (कथ्यते)॥

જે ભગંદરરોગ ફોલ્લીરૂપ સ્થિતિમા ખરજવાળો, ઘાટા સ્રાવવાળો, કઠણ, મંદ વેદનાવાળો, ધોળા રંગનો અને નિરંતર સ્રવ્યા જ કરતો હોય તે ભગંદર કફથી થયેલ હોઈ 'પરિસ્રાવી*' નામે કહેવાય છે ૬

ટીકા-कठिन-पिडकावस्थायाम्, परिस्रावी=निरन्तरस्रावशील॥ (આનો અર્થ ઉપર છે)

---

* शतानि पोनकानि-सूक्ष्मच्छिद्राणि यस्मिन् स शतपोनक, तत्सादृश्याद् वातभगन्दरोऽप्युपचारात् शतपोनक -જેમા ઝીણા સેંકડો છિદ્રો હોય છે, તેથી શતપોનક એટલે ચાળણી, અને તેના જેવો વાયુનો ભગંદરરોગ પણ શતપોનક કહેવાય છે

× उष्ट्रस्य ग्रीवेव ग्रीवा-तत्सदृशाकृतिर्यस्येति-उष्ट्रग्रीव -જેના માર્ગની આકૃતિ ઊંટની ડોક જેવી હોય છે, એવી ફોલ્લી જેમા થાય છે, તે પિત્તસંબંધી ભગંદર ઉષ્ટ્રગ્રીવ નામે કહેવાય છે

* परित स्रवतीत्येवशील -જેનો સ્વભાવ ચોપાસથી સ્રવ્યા કરવાનો જ હોય તે પરિસ્રાવી કહેવાતો કફજન્ય ભગંદર રોગ કહેવાય છે

सान्निपातिक शम्बूकावर्तसञ्ज्ञमाह–

### ત્રણે દોષસંબંધી શંબૂકાવર્ત નામના ભગંદરનું લક્ષણ

बहुवर्णरुजास्रावा पिडका गोस्तनोपमा।
शम्बूकावर्तगतिकः शम्बूकावर्तको मतः॥७॥

अन्वयः–बहुवर्णरुजा-आस्रावा गोस्तन–उपमा शम्बूक–आवर्तगतिकः शम्बूक–आवर्तकः मतः॥

અનેક પ્રકારના રંગવાળી, ઘણી જ વેદનાવાળી, ચોપાસથી ઘણા જ સ્રાવવાળી, ગાયના આંચળ જેવી ફોલ્લી થાય અને જેના સ્રાવનો માર્ગ શંખલાના આવર્ત જેવો હોય એવા ભગંદરને ત્રણે દોષથી થયેલું જાણવું. (શંખલાનું નામ 'શંબૂક' છે; તેના આવર્ત જેવા સ્રાવભાગવાળા આ 'શંબૂકાવર્ત'+ ભગંદર કહેવાય છે) ૭

टीका–बहुवर्णरुजास्रावा=' बहु 'शब्दो वर्णादिभिः प्रत्येकं सम्बध्यते। गतिः=स्रावमार्गः॥ (અર્થ ઉપર છે.)

शल्यजमुन्मार्गिसञ्ज्ञमाह–

### શલ્યસંબંધી ઉન્માર્ગી નામના ભગંદરનું લક્ષણ

क्षताद्गतिः पायुगता विवर्द्धते ह्युपेक्षणात्स्युः क्रमयो विदार्य ते। प्रकुर्वते मार्गमनेकधा मुखैर्व्रणैस्तमुन्मार्गिभगन्दरं वदेत्॥८॥

अन्वयः–क्षतात् पायुगता गतिः विवर्धते, उपेक्षणात् हि क्रमयः स्युः ते विदार्य अनेकधा मुखैः व्रणैः मार्गं प्रकुर्वते, तम् उन्मार्गि-भगन्दरं वदेत्॥

કાંટા વગેરેથી, નખથી કે ખંજવાળવા વગેરેથી અભિઘાત થતાં ગુદાની બાજુમાં ફોલ્લી થઈને એ વધે છે. તેની બેદરકારી કરવાથી તેમાં કીડાઓ પડે છે; તે કીડાઓ તેને ચીરી નાખી તેમાં અનેક મુખવાળા વ્રણો કરી માર્ગ કરે છે (જેમાંથી સ્રાવ થાય છે). આ ભગંદર ઉન્માર્ગી× કહેવાય છે. (વ્રણોરૂપે થયેલા આડા માર્ગોમાંથી વિષ્ઠા વગેરે પણ નીકળે છે, તેથી આ ભગંદર 'ઉન્માર્ગી' કહેવાય છે.) ૮

टीका–क्षतात्=कण्टकादिना नखेन कण्डूयनादिना वाऽभिघातात्, गतिः=स्रावः, उन्मार्गिभगन्दरम्–एतस्य तिर्यक्कृतमार्गैः पुरीषादिनिर्गमादुन्मार्गिसंज्ञा॥ (આનો અર્થ ઉપર છે.)

कष्टसाध्यमसाध्य चाह–

### કષ્ટસાધ્ય તથા અસાધ્ય ભગંદર

घोराः साधयितुं दुःखाः सर्व एव भगन्दराः।
तेष्वसाध्यस्त्रिदोषोत्थः क्षतजश्च विशेषतः॥९॥
वातमूत्रपुरीषाणि शुक्रं च क्रमयस्तथा।
भगन्दरात् स्रवन्तस्तु नाशयन्ति तमातुरम्॥१०॥

अन्वयः–सर्वे एव भगन्दराः घोराः साधयितुं दुःखाः (भवन्ति), तेषु त्रिदोष–उत्थः च क्षतजः विशेषतः असाध्यः (अस्ति), भगन्दरात् वातमूत्रपुरीषाणि शुक्रं तथा च क्रमयः स्रवन्तः तु तम् आतुरं नाशयन्ति॥

બધાય ભગંદરરોગ ભયંકર અને કષ્ટસાધ્ય છે; એમાં ત્રણે દોષસંબંધી અને શલ્યસંબંધી ભગંદર તો વિશેષે કરી અસાધ્ય છે. જે ભગંદરમાંથી વાયુ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય અને કૃમિ સ્રવતા હોય તે તો એના રોગી માણસનો નાશ જ કરે છે. ૯,૧૦

भगन्दरचिकित्सा–

### ભગંદરની ચિકિત્સા

अथास्य पिडकामेव तथा यत्नादुपाचरेत्।
शुद्धयस्रस्रुतिसेकाद्यैर्यथा पाकं न गच्छति॥११॥
वटपत्रेष्टकाशुण्ठीसगुडूचीपुनर्नवाः।
सुपिष्टः पिडकावस्थे लेपः शस्तो भगन्दरे॥१२॥
पिडकानामपक्वानामपतर्पणपूर्वकम्।
कर्म कुर्याद्विरेकान्तं भिन्नानां वक्ष्यते क्रिया॥१३॥
एषणीपाटनक्षारवह्निदाहादिकं क्रमम्।
विधाय व्रणवत्कार्यं यथादोषं यथाक्रमम्॥१४॥
पयःपिष्टैस्तिलारिष्टमधुकैश्च सुशीतलैः।
भगन्दरे प्रशस्तोऽयं सरक्ते वेदनावति॥१५॥
सुमना वटपत्राणि गुडूची विश्वभेषजम्।
ससैन्धवस्तक्रपिष्टो लेपो हन्ति भगन्दरम्॥१६॥
त्रिवृत्तिला नागदन्ती मञ्जिष्ठा सह सर्पिषा।
उत्सादनं भवेदेतत्सैन्धवक्षौद्रसंयुतम्॥१७॥
खदिराम्बुरतो भूत्वा कषायं त्रिफलं पिबेत्।
महिषाक्षविडङ्गानां भगन्दरविनाशनम्॥१८॥

---

+ शम्बूकस्य–शङ्खस्य आवर्त इव कायति–इति–शम्बूकावर्तकः कै शब्दे 'अन्येष्वपि दृश्यत' इति डः–જેના સ્રાવનો માર્ગ શંખના આવર્ત જેવો હોય, તે ત્રિદોષજન્ય ભગંદર શંબૂકાવર્ત નામે કહેવાય છે.

× उद्गतः मार्गः क्रमिकृतव्रणरूपस्तिर्यग्भूतः पुरीषादिनिर्गमकारी च यस्मिन् स उन्मार्गी–જેમાં કીડાઓએ કરેલા વ્રણોરૂપી આડા માર્ગો થયેલા હોય એ માર્ગે વિષ્ઠા આદિ વહ્યા કરે છે, તે શલ્યસંબંધી ભગંદર ઉન્માર્ગી કહેવાય છે.

शम्बूकमांसं भुञ्जीत प्रकारैर्व्यञ्जनादिभिः ।
अजीर्णवर्जी मासेन मुच्यते तु भगन्दरात् ॥१९॥
न्यग्रोधादिर्गणो यस्तु हितः शोधनरोपणः ।
तैलं घृतं वा तत्पक्वं भगन्दरविनाशनम् ॥२०॥
तिला ज्योतिष्मती कुष्ठं लाङ्गली गिरिकर्णिका ।
शताह्वात्रिवृतादन्त्यः शोधनाश्च भगन्दरे ॥२१॥

तिलाभयालोध्रमरिष्टपत्रं निशे बला लोध्रमगारधूमम् । भगन्दरे चाप्युपदंशयोश्च दुष्टव्रणे रोपणशोधनाय ॥२२॥

स्नुह्यर्कदुग्धदार्वीभिर्वर्तिं कृत्वा विचक्षणः ।
भगन्दरगतिं ज्ञात्वा पूरयेत्तां प्रयत्नतः ॥२३॥
एषा सर्वशरीरस्थां नाडीं हन्यान्न संशयः ।
त्रिफलारससंयुक्तं बिडालास्थिप्रलेपनम् ॥ २४ ॥
भगन्दरं निहन्त्याशु दुष्टव्रणहरं परम् ।
त्रिवृत्तेजोवतीदन्तीकल्को नाडीव्रणापहः ॥ २५॥
ज्योतिष्मती लाङ्गलकी श्यामा दन्ती त्रिवृत्तिलाः ।
कुष्ठं शताह्वा गोलोमी तिल्वको गिरिकर्णिका ॥
कासीसकाञ्चनक्षीर्यौ वर्गः शोधन इष्यते ॥ २६ ॥

मधुतैलयुता विडङ्गसारत्रिफलामागधिकाकणाश्च लीढाः । कृमिकुष्ठभगन्दरप्रमेहक्षयनाडीव्रणरोपणा भवन्ति ॥ २७ ॥

अन्वयः-अथ अस्य पिडकाम् एव शुद्धि-असृक्स्रुति-सेक-आद्यैः तथा यत्नात् उपाचरेत यथा पाकं न गच्छति । भगन्दरे पिडकावस्थे वटपत्र-इष्टका-शुण्ठी-सगुडूची-पुनर्नवा-सुपिष्टः लेपः शस्तः । अपक्वानां पिडकानाम् अपतर्पणपूर्वक विरेक-अन्त कर्म कुर्यात्, भिन्नानां क्रिया वक्ष्यते । एषणी-पाटन-क्षार-वह्निदाह-आदिक कर्म विधाय यथादोष यथाक्रम व्रणवत् कार्यम् ॥ सरक्ते वेदनावति भगन्दरे तिल-अरिष्ट-मधुकैः पयःपिष्टैः च सुशीतलैः अयं (लेपः) प्रशस्तः । सुमनाः वटपत्राणि गुडूची विश्वभेषजम्-(एषा) तक्रपिष्टः ससैन्धवः लेपः भगन्दरं हन्ति । त्रिवृत् तिलाः नागदन्ती मञ्जिष्ठा, एतत् सर्पिषा सह सैन्धव-क्षौद्र-संयुतम् उत्सादनं भवेत् ॥ खदिर-अम्बुतः भूत्वा भगन्दरविनाशनं त्रैफलं महिषाक्षविडङ्गानां कषायं पिबेत् । व्यञ्जनादिभिः प्रकारैः शम्बूकमांसं भुञ्जीत, अजीर्णवर्जी तु मासेन भगन्दरात् मुच्यते, न्यग्रोध-आदिः गणः यः तु शोधनरोपणः हितः (भवति), तत्पक्वं तैलं वा घृतं भगन्दरविनाशनं (भवेत्) । तिलाः ज्योतिष्मती कुष्ठं लाङ्गली गिरिकर्णिका शताह्वा-त्रिवृता-दन्त्यः च भगन्दरे शोधनाः (स्युः) । तिल-अभया-लोध्रम् अरिष्ट-[पत्रं] निशे बला लोध्रम् अगारधूमं भगन्दरे च उपदंशयोः दुष्टव्रणे च अपि रोपणशोधनाय (योज्यम्) । विचक्षणः (वैद्य.) स्नुही-अर्कदुग्ध-दार्वीभिः वर्तिं कृत्वा भगन्दरगतिं ज्ञात्वा तां प्रयत्नतः पूरयेत् । एषा सर्वशरीरस्थां नाडीं (चापि) हन्यात् न संशयः । त्रिफला-रस-संयुक्तं बिडाल-अस्थि-प्रलेपनं भगन्दरम् आशु निहन्ति, परं दुष्टव्रणहरं (भवति) ॥ त्रिवृत्-तेजोवती-दन्ती-कल्कः नाडीव्रण-अपहः (अस्ति) । ज्योतिष्मती लाङ्गलकी श्यामा दन्ती त्रिवृत् तिलाः कुष्ठ शताह्वा गोलोमी तिल्वकः गिरिकर्णिका कासीस-काञ्चनक्षीर्यौ वर्गः शोधन इष्यते । विडङ्गसार-त्रिफला-मागधिका-कणाः च मधुतैलयुताः लीढाः (चेत्) कृमि-कुष्ठ-भगन्दर-प्रमेह-क्षय-नाडीव्रण-रोपणाः भवन्ति ॥

ભગંદરની ફોલ્લી થાય કે તરત જ શોધન, લોહી સવાવવું અને સિચન ઇત્યાદિ કરીને એવા યત્નથી તેના ઉપચારો કરવા જોઈએ કે જેથી તે ફોલ્લી પાકે નહિ. ભગંદર ફોલ્લી-રૂપ હોય ત્યાં સુધી તેના ઉપર વડનાં પાંદડાં, ઈંટ, સૂંઠ, ગળો અને સાટોડીને સારી રીતે વાટી તેનો લેપ કરવો એ ઉત્તમ છે. ભગંદરની ફોલ્લીઓ પાકી ન હોય ત્યાં સુધી લંઘનથી માંડી વિરેચન સુધીની ક્રિયાઓ કરવી. ફોલ્લી ફૂટ્યા પછી જે જે ક્રિયા કરવી જોઈએ, તે તે હવે કહેવાશે. એષણી નામના શસ્ત્રથી ફાડવાની, ક્ષાર મૂકવાની તથા ડાંભ (ડામ) દેવા વગેરે ક્રિયા કરીને પછી દોષ તથા ક્રમને અનુસરી વ્રણના જેવી ક્રિયાઓ કરવી. લોહીવાળા અને વેદનાવાળા ભગંદર ઉપર તલ, લીંબડાનાં પાંદડાં અને જેઠીમધને દૂધમાં વાટી અત્યંત શીતલ એવો તેનો લેપ કરવો એ ઉત્તમ છે. ચમેલીનાં તથા વડનાં પાંદડાં, ગળો, સૂંઠ અને સેંધવને તક્ર-છાશમાં વાટી ભગંદરની ઉપર લેપ કરવો તે ભગંદરનો નાશ કરે છે. નસોતર, તલ, નેપાળો, મજીઠ અને સેંધવને વાટી ઘી, સેંધવ તથા મધમાં કાલવી ભગંદર ઉપર ચોળવાની ક્રિયા કરવી (તેથી ભગંદર મટી જાય છે). તરસ મટાડવા ખેરસારનું પાણી પીવા તત્પર રહી ભગંદરનો નાશ કરનાર હરડે, બહેડાં, આમળાં, ભેંસાગૂગળ અને વાવડિંગનો ક્વાથ નિત્ય

પીવો. શાક તથા ભોજન વગેરેના પ્રકારમાં ગોઠવી શંખલાંના જીવડાંનું માંસ ખાવું અને અજીર્ણ ન થવા દેવું. એમ એક મહિનો કરવાથી માણસ ભગંદરના રોગથી છૂટી જાય છે. ન્યગ્રોધ (વડ) આદિ ઔષધનો સમુદાય કે ગણ, વ્રણને સાફ કરી રૂઝવનાર હોઈ હિતકારી છે. તેના કલ્કથી પકાવેલું તેલ અથવા ઘી ભગંદરનો નાશ કરે છે. તલ, માલકાંકણી, કઠ, કલગારી, ગરણી, સુવા, નસોતર અને નેપાળાનો ક્વાથ ભગંદરને સાફ કરનાર છે. તલ, હરડે, બમણો લોધર, લીંબડાનાં પાંદડાં, હળદર, દારુહળદર, બળદાણા, અને ઘરના ધુમાડાની ધૂંસ ભગંદર, ચાંદી, તથા દુષ્ટ વ્રણને સાફ કરવા તથા રૂઝવવા ઉપયોગમાં લેવાં. બુદ્ધિમાન વૈદ્યે ભગંદરના સ્રાવનો માર્ગ શોધી કાઢી થોરનું છીર, આકડાનું છીર અને દારુહળદરની વાટ કરી તે વાટથી સ્રાવનો માર્ગ પ્રયત્નપૂર્વક પૂરી દેવો. આ પ્રયોગ સઘળા શરીરમાં રહેલા નાડીવ્રણને પણ મટાડે છે તેમાં સંશય નથી. હરડે, બહેડાં તથા આમળાંના રસમાં બિલાડાનાં હાડકાં વાટી તેનો લેપ કરવો, તે ભગંદર અને દુષ્ટ વ્રણનો પણ તરત નાશ કરે છે. નસોતર, તેજબલ અને નેપાળાનો કલ્ક પણ ભગંદર તથા નાડીવ્રણનો નાશ કરે છે. માલકાંકણી, કલગારી, નસોતર, નેપાળો, ધોળું નસોતર, તલ, કઠ, સુવા અને વજ આ ઔષધિઓનો વર્ગ ભગંદર વગેરેને સાફ કરનાર મનાય છે. વાવડિંગનો ગર્ભ, હરડે, બહેડાં, આમળાં અને બે ભાગ પીપરનું ચૂર્ણ, મધ તથા તેલમાં કાલવી ચાટવામાં આવે તો તેથી કૃમિ, કોઢ, પ્રમેહ તથા ક્ષય મટી જાય છે અને ભગંદર તથા નાડીવ્રણને તે રૂઝવે છે. ૧૧–૨૭

વિષ્યંદન તૈલ

चित्रकार्कौ त्रिवृत्पाठे मलयूहयमारकौ ।
सुधां वचां लाङ्गलकीं हरितालं सुवर्चिकाम् ॥२८॥
ज्योतिष्मतीं च संहृत्य तैलं धीमान् विपाचयेत् ।
एतद्विष्यन्दनं नाम तैलं दद्याद्भगन्दरे ।
शोधनं रोपणं चैव सवर्णकरणं तथा ॥ २९॥

अन्वयः–चित्रक-अर्कौ त्रिवृत्-पाठे मलयू-हयमारकौ सुधां वचां लाङ्गलकीं हरितालं सुवर्चिकां च ज्योतिष्मतीं संहृत्य धीमान् तैल विपाचयेत्, एतद् विष्यन्दन नाम तैल शोधन रोपण तथा च सवर्णकरणं (सत्) भगन्दरे दद्यात् ॥

ચિત્રક, આકડો, નસોતર, કાળીપાટ, કાળો ઉંબરો, ધોળી કણેર, થોર, વજ, કલગારી, હરતાલ, સાજીખાર અને માલકાંકણી લાવી તેઓના કલ્કથી બુદ્ધિમાન વૈદ્યે તેલ પકાવવું; એ 'વિષ્યંદન*' નામનુ તેલ સાફ કરનાર, રૂઝવનાર તથા શરીરનો જેવો રંગ હોય તેવો રંગ કરનાર છે, માટે તેનો ભગંદરમાં ઉપયોગ કરવો. ૨૮,૨૯

નિશાદ્ય તૈલ÷

निशार्कक्षीरसिन्धूत्थपुराश्वहरवत्सकैः ।
सिद्धमभ्यञ्जने तैलं भगन्दरहरं परम् ॥ ३० ॥

अन्वयः–निशा-अर्कक्षीर-सिन्धूत्थ-पुर-अश्वहर-वत्सकैः सिद्धं तैलम् अभ्यञ्जन परं भगन्दरहरम् ॥

હળદર, આકડાનું છીર, સિંધવ, ગૂગળ, કણેર અને ઇંદ્રજવના કલ્કથી પકાવેલુ તેલ માલિસ કર્યું હોય, તો તે ભગંદરને સારી રીતે મટાડે છે. ૩૦

કરવીરાદિ તૈલ+

करवीरनिशादन्तीलाङ्गलीलवणाग्निभिः ।
मातुलुङ्गकवत्साह्वैः पचेत्तैलं भगन्दरे ॥ ३१ ॥

अन्वयः–करवीर-निशा-दन्ती-लाङ्गली-लवण-

---

* विशेषेण स्यन्दयति-प्रस्रावयति शोधयति रोपयति सवर्णतां च करोति इति विष्यन्दनम्, स्यन्द् प्रस्रवणे-विपूर्वकाल्ल्युट्, तन्नामक च तत् तैलम्–જે તેલ ભગંદરને સ્રવાવી સાફ કરી તથા રૂઝવી તે ભાગને શરીર જેવા જ રંગવાળો કરે છે, તેથી એ વિષ્યન્દનતૈલ કહેવાય છે.

÷ निशा आद्या येषु तानि, तैः पक्वं तैलं निशाद्य तैलम्–જેમાં હળદર પહેલી હોય છે, એવાં ઓસડિયાંના કલ્કથી પકવેલું તેલ નિશાદ્યતૈલ કહેવાય છે.

\+ करवीरः आद्यः येषां तानि करवीरादीनि, तैः पक्व तैल–જેમાં કણેર મુખ્ય હોય છે, એવાં ઓસડિયાથી પકાવેલું તેલ કરવીરાદિતૈલ કહેવાય છે.

अग्निभिः मातुलुङ्गक-यवाह्वैः भगन्दरे तैलं पचेत् ॥

કયેર, હળદર, નેપાળો, કલગારી, સિંધવ, ચિત્રક, બિજોરું અને ઇંદ્રજવના કલ્કથી ભગંદર મટાડવા તેલ પકાવવું. ૩૧

નવકાર્ષિકગુગ્ગુલુ*

त्रिफलापुरकृष्णानां त्रिपञ्चैकांशयोजिता।
गुटिका शोथगुल्मार्शोभगन्दरवतां हिता ॥ ३२ ॥

अन्वयः–त्रिफला-पुर-कृष्णानां त्रि-पञ्च-एक-अंश-योजिता गुटिका शोथ-गुल्म-अर्शोभगन्दरवतां हिता ( भवति ) ॥

ત્રણ તોલા ત્રિફળા ( હરડે, બહેડાં અને આમળાં ), પાંચ તોલા ગૂગળ અને એક તોલો પીપરથી બનાવેલી ગોળી ( ખાધી હોય તો ) સોજા, ગોળો અરશ અને ભગંદરના રોગીઓને હિતકારી થાય છે. ૩૨

'શતપોનક' ભગંદર પર શસ્ત્રક્રિયા તથા ડામ દેવાની રીત

नाड्यन्तरे व्रणान् कुर्याद्भिषक् तु शतपोनके।
ततस्तेष्ववरूढेषु शेषा नाडीरुपाचरेत् ॥ ३३ ॥
व्याधौ तत्र बहुच्छिद्रे भिषजा तु विजानता।
अर्धलाङ्गलकच्छेदः कार्यो लाङ्गलकोऽपि वा ॥३४॥
सर्वतोभद्रको वापि कार्यो गोतीर्थकोऽपि वा।
द्वाभ्यां समाभ्यां पार्श्वाभ्यां छेदो लाङ्गलको मतः ॥
ह्रस्वमेकतरं यत्तु सोऽर्धलाङ्गलकः स्मृतः ॥ ३६ ॥
सेवनीं वर्जयित्वा तु चतुर्धा दारिते गुदे।
सर्वतोभद्रकं छेदमाहुश्छेदविदो जनाः ॥ ३७ ॥
पार्श्वादागतशस्त्रेण च्छेदो गोतीर्थको मतः।
सर्वानास्रावमार्गांस्तु दहेद्वैद्यस्तथाऽग्निना ॥३८॥

अन्वयः–भिषक् शतपोनके तु नाड्यन्तरे व्रणान् कुर्यात्, ततः तेषु अवरूढेषु शेषाः नाडीः उपाचरेत्। बहुच्छिद्रे तत्र व्याधौ तु विजानता भिषजा अर्धलाङ्गलकच्छेदः अपि वा लाङ्गलकः कार्यः। अपि वा सर्वतोभद्रकः अपि वा गोतीर्थकः ( छेदः ) कार्यः द्वाभ्यां पार्श्वाभ्यां समाभ्यां छेदः लाङ्गलकः मतः, यत् तु एकतरं ह्रस्वं सः अर्धलाङ्गलकः स्मृतः। सेवनीं तु वर्जयित्वा गुदे चतुर्धा विदारिते सर्वतोभद्रं छेद छेदविदः जनाः आहुः। पार्श्वात् आगतशस्त्रेण छेदः गोतीर्थकः मतः। वैद्यः तथा सर्वान् आस्रावमार्गान् तु अग्निना दहेत् ॥

વૈદ્યે શતપોનક ભગંદરમાં તેની નળીને અંદર ( શસ્ત્રથી ) વ્રણો કરવા અને એ વ્રણો રુઝાઈ જાય ત્યારે બીજી નળીઓના ઉપચાર કરવા. ઘણા છિદ્રોવાળા એ શતપોનકમાં વિદ્વાન વૈદ્યે અર્ધલાંગલક, લાંગલક, સર્વતોભદ્રક અથવા ગોતીર્થક નામનો છેદ કરવો. જે છેદનાં બન્ને પડખાં સરખાં રખાય તે છેદ 'લાંગલક' કહેવાય છે. જે છેદમાં એક પડખું ટૂંકું રખાય તે છેદ 'અર્ધલાંગલક' કહેવાય છે. સીવણી છોડીને ગુદામાં ચાર પ્રકારે છેદ કરાય, તે છેદ 'સર્વતોભદ્રક' કહેવાય છે. પડખેથી શસ્ત્ર નાખી છેદ કરાય તે છેદ 'ગોતીર્થક' કહેવાય છે. વૈદ્યે એ પ્રમાણે છેદ કરી શતપોનકના સઘળા સ્રાવના માર્ગોને અગ્નિથી ડામવા જોઈએ.

'ઉષ્ટ્રગ્રીવ' ભગંદર પર શસ્ત્રક્રિયા તથા ડામ

अथोष्ट्रग्रीवमेषिण्या छित्त्वा क्षारं निपातयेत्।
पूतिमांसव्यपोहार्थमग्निरत्र तु पूजितः ॥ ३९ ॥

अन्वयः–अथ उष्ट्रग्रीवम् एषिण्या छित्त्वा क्षारं निपातयेत्, पूतिमांसव्यपोहार्थम् अत्र तु अग्निः पूजितः ॥

ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદરને (પરુની ગતિ શોધી કાઢી) શસ્ત્રથી કાપી તેના પર ક્ષાર મૂકવો; તેમ જ સડેલું દુર્ગંધી માંસ કાઢી નાખવા અગ્નિથી ડામ આપવો, એ પણ ઉત્તમ છે. ૩૯

'પરિસ્રાવી' ભગંદર પર શસ્ત્રક્રિયા તથા ડામ

उत्कृत्यास्रावमार्गं तु परिस्राविणि बुद्धिमान्।
क्षारेण वा स्रावगतिं दहेद्धुतवहेन वा ॥ ४० ॥

अन्वय.–बुद्धिमान् (वैद्यः) परिस्राविणि तु आस्रावमार्गम्, उत्कृत्य क्षारेण वा हुतवहेन वा स्रावगतिं दहेत्॥

બુદ્ધિમાન વૈદ્યે, પરિસ્રાવી ભગંદરમાં પરિસ્રાવનો માર્ગ કાપીને ક્ષાર અથવા અગ્નિથી સ્રાવની ગતિ ડામી દેવી જોઈએ. ૪૦

'શંબૂકાવર્ત' ભગંદર પર શસ્ત્રક્રિયા તથા ડામ

गतिमन्विष्य शस्त्रेण छिन्द्यात् खर्जूरपत्रकम् ॥
चन्द्रार्धं चन्द्रचक्रं च सूचीमुखमवाङ्मुखम्।
छित्त्वाऽग्निना दहेत् सम्यगेवं क्षारेण वा पुनः ॥४१

अन्वयः–(शम्बूकावर्तेऽपि) गतिम् अन्विष्य शस्त्रेण खर्जूरपत्रक चन्द्रार्धं चन्द्रचक्रं सूचीमुखम् च अवाङ्मुखं

---

* नव कर्षाः परिमाणम् अस्येति नवकार्षिकः– 'तदस्य परिमाणम्' इति प्राग्वतीयष्ठन्, स चासौ गुग्गुलुः–ત્રિફળા ત્રણ તોલા, ગૂગળ પાંચ તોલા અને એક તોલો પીપર, એમ બધાં મળી જેમાં નવ તોલાનું માપ થાય છે, એવો ગૂગળ નવકાર્ષિક ગુગ્ગુલુ કહેવાય છે.

छिन्द्यात्, एवं छित्वा अग्निना वा क्षारेण पुनः सम्यग् दहेत्॥

'શંબૂકાવર્ત' ભગંદરમાં પણ સ્રાવનો માર્ગ શોધી કાઢી શસ્ત્રથી ખર્જૂરપત્રક, ચંદ્રાર્ધ, ચંદ્રચક્ર, સૂચીમુખ કે અવાઙ્મુખ નામનો છેદ કરવો; એમ છેદ કર્યા પછી અગ્નિ અથવા ક્ષારથી સારી રીતે દાહ કરવો. (ખર્જૂરપત્રક આદિ છેદોનાં લક્ષણો સુશ્રુતમાં જોવાં.)

### શસ્ત્રક્રિયાની વેદના પર ઉપાય

एषां तु शस्त्रपतनाद्वेदना यत्र जायते।
तत्राणुतैलेनोष्णेन परिषेकः प्रशस्यते ॥ ४२॥

अन्वयः-एषां तु शस्त्रपतनात् यत्र वेदना जायते, तत्र उष्णेन अणुतैलेन परिषेकः प्रशस्यते ॥

એ ભગંદરોની શસ્ત્રક્રિયા કરવાથી જ્યાં વેદના થાય ત્યાં ઊના અણુતૈલથી સિંચન કરવું, એ ઉત્તમ છે. ૪૨

### આગંતુ શલ્યજ ભગંદર પર શસ્ત્રક્રિયા તથા ડામ

आगन्तुजे भिषग्नाडीं शस्त्रेणोत्कृत्य यत्नतः।
जम्ब्वोष्ठेनाग्निवर्णेन तप्तया वा शलाकया ॥
दहेद्यथोक्तं मतिमान् तं व्रणं सुसमाहितः ॥४३॥

अन्वयः-आगन्तुजे मतिमान् भिषक् यत्नतः नाडीं शस्त्रेण उत्कृत्य अग्निवर्णेन जम्ब्वोष्ठेन वा तप्तया शलाकया सुसमाहितः (सन्) यथोक्तं तं व्रणं दहेत् ॥

આગંતુ કે શલ્યસંબંધી ભગંદરમાં પણ બુદ્ધિમાન વૈદ્યે કાળજીથી તેની નળીને શસ્ત્રથી કાપી નાખી, તપાવવાથી અગ્નિ જેવા રંગના થયેલ જંબ્વોષ્ઠ નામના પથરાથી અથવા તપાવેલી સળીથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે વ્રણ ઉપર ડામ દેવો. ૪૩

अथ व्रणितोऽपथ्यान्याह-

### ભગંદર રુઝાયા પછી એક વર્ષ સુધી પાળવાની પરેજી

व्यायामं मैथुनं युद्धं पृष्ठयानं गुरूणि च।
संवत्सरं परिहरेदुपरूढव्रणो नरः ॥ ४४॥

अन्वयः-उपरूढव्रणः नरः संवत्सरं व्यायामं मैथुनं युद्धं पृष्ठयानं च गुरूणि परिहरेत् ॥

જેનું ભગંદર વ્રણ રુઝાઈ ગયું હોય એવા માણસે પણ એક વર્ષ સુધી કસરત, મૈથુન, યુદ્ધ, ઘોડા વગેરે વાહન પર સવારી તથા ભારે ખોરાક ત્યજવા જોઈએ. ૪૪

ભગંદરનો અધિકાર સમાપ્ત

## अथ उपदंशाधिकारः।

## ૫૧ : ઉપદંશ કે ચાંદીનો અધિકાર×

### ઉપદંશનું દૂરનું નિદાન તથા પાંચની સંખ્યા

हस्ताभिघातान्नखदन्तघाताद्धावनादत्युपसेवनाद्वा। योनिप्रदोषाच्च भवन्ति शिश्ने, पञ्चोपदंशा विविधापचारैः ॥ १॥

अन्वयः-हस्त-अभिघातात्, नखदन्तघातात् अधावनात्, रति-उपसेवनात् वा योनिप्रदोषात् च विविध-अपचारैः शिश्ने पञ्च उपदंशाः भवन्ति ॥

હાથ વાગી જવાથી, નખ કે દાંત વાગવાથી, મૈથુન કર્યા પછી (અવયવ) નહિ ધોવાથી, (પશુ આદિનો સંગ કરવાથી,) રોગથી કે કેશ વગેરેથી યુક્ત દુષ્ટયોનિવાળી સ્ત્રીનો સંગ કરવાથી અને એવા પ્રકારની બીજી પણ ભૂલો થવાથી લિંગ પર (વાયુસંબંધી, પિત્તસંબંધી, કફસંબંધી, ત્રણે દોષસંબંધી અને રુધિરસંબંધી એમ) પાંચ પ્રકારના ઉપદંશો થાય છે.

टीका-हस्ताभिघातात्=हस्तेन मैथुनात्, नखदन्तघातात्=नखदन्तघातस्थानत्वेनानुक्तेऽपि मेहने नखदन्तघातो बलवदनुरागोदयात्, उक्तं च कामशास्त्रे-'शास्त्रस्य विषयस्तावत् यावन्मन्दरसो नरः। रतिचक्रे प्रवृत्ते तु न शास्त्रं नापि च क्रमः' ॥ इति कलहे तु दुष्टस्त्रीकृतो वा मेहने नखदन्तघातः, उत्कलादौ स्त्रियो मुखयोनयो भवन्ति,-ताभिर्वा मेहने दन्तघातः, योनिप्रदोषात्=दीर्घकर्कशयोनिलोमयोगात्, योनिच्छिद्रस्य अतिसूक्ष्मत्वात् वा, वातादिकृतात् वा, योनिनिषेवणात्; विविधापचारैः=

× उपदश्यते मेहनमत्र हस्ताभिघातादिविप्रकृष्टनिदानजन्यविविधस्फोटैरिति उपदंशः। उपपूर्वकाद् दंश दशन इत्यस्माद् आधारे घञ्-હસ્તમૈથુન આદિ દૂરનાં નિદાનોથી થતી ફોલ્લીઓથી જે રોગમાં પુરુષનું લિંગ ચાંદાંચાંદાંવાળું થઈ જાય અને બેદરકારી રખાય તો આખરે ખવાઈ ખરી ખરી પણ પડે, એ કારણે આ રોગ 'ઉપદંશ' નામે કહેવાય છે. આ ઉપદંશ રોગ એ લગભગ ઝેરી દંશ કે કરડ જેવો હોઈને ક્રમશઃ આખા શરીરમાં ફેલાઈ જઈ લગભગ સર્વ રોગોનું કારણ બને છે, તેથી વધુ ભયંકર છે. આ રોગ ભગંદરના સ્થાનથી નજીકના જ લિંગરૂપી સ્થાન પર થાય છે, એ કારણે તે ભગંદરના અધિકાર પછી આ ઉપદંશનો અધિકાર શરૂ કરાયો છે.

दुष्टजलप्रक्षालन–ब्रह्मचारिणीगमनादिभिः, पञ्चोपदशाः= वातिकः, पैत्तिकः, श्लैष्मिकः, सांनिपातिकः, आगन्तुजश्चेति॥ હાથથી મૈથુન કરતાં લિંગ પર હાથ વાગી જાય; અથવા નખ કે દાંત વાગી જાય; જોકે લિંગ પર નખ કે દાંત વાગવાનું ક્યાંય કહેલ નથી; કેમ કે એ સ્થાને નખ કે દાંત વાગવા સંભવિત નથી, છતાં કોઈ વેળા અતિશય કામાવેશ કે કામરાગ થતાં કોઈ સ્ત્રી, પુરુષના લિંગ પર નખ કે દાંતના પ્રહાર કરે પણ ખરી. આ સંબંધે કામશાસ્ત્રમાં કહ્યું છે કે, 'શાસ્ત્રનું જ્ઞાન કે શાસ્ત્રમર્યાદા માણસને ત્યાં સુધી જ કાબૂમાં રાખે છે કે, જ્યાં સુધી મૈથુન કરવાનો રસ ઓછો હોય છે, પરંતુ મૈથુનક્રીડાનો રસ ખૂબ જામે ત્યારે શાસ્ત્રજ્ઞાનનું કે શાસ્ત્રમર્યાદાનું કંઈ ઠેકાણું રહેતું નથી.' અથવા કોઈ કંકાસ કે કજિયો થયો હોય તોપણ કોઈ દુષ્ટ સ્ત્રી, (વૈર વાળવાના કારણે) લિંગ પર નખ કે દાંતના પ્રહારો કરી દે અથવા ઇંગ્લંડ વગેરે દેશોમાં સ્ત્રીઓ પોતાના મોઢામાં પણ પુરુષલિંગ લે છે, જેથી લિંગ પર તેઓના દાંત લાગી જવા સંભવે છે. કોઈક સ્ત્રીની યોનિ પર લાંબા બરછટ વાળ હોય અને તેની સાથે લિંગનું ઘર્ષણ થાય અથવા યોનિનું છિદ્ર ખૂબ જ નાનું હોય; અથવા વાયુ વગેરેના કારણે દુષ્ટ થઈ ખરાબ થયેલ યોનિમાં મૈથુન કરવામાં આવે; અથવા મૈથુન કર્યા પછી ખરાબ પાણીથી લિંગ ધોવાય અથવા કોઈ બ્રહ્મચર્ય પાળતી સ્ત્રી સાથે મૈથુન કરવામાં આવે–ઇત્યાદિ જાતજાતની ભૂલો કરવાથી પુરુષના લિંગ પર પાંચ પ્રકારના ઉપદંશ રોગો થતા હોવાનું કહેવાય છે.

### પાંચે પ્રકારના ઉપદંશોનાં જુદાં જુદાં લક્ષણો

**सतोदभेदस्फुरणैः सकृष्णैः स्फोटैर्व्यवस्येत्पवनोपदंशम्। पीतैर्बहुक्लेदयुतैः सदाहैः पित्तेन रक्तैः पिशितावभासैः ॥ २॥**

**स्फोटैः सकृष्णैः रुधिरं स्रवन्तं रक्तात्मकं पित्तसमानलिङ्गम्। सकण्डुरैः शोथयुतैर्महद्भिः शुक्लैर्घनैः स्रावयुतैः कफेन ॥ ३॥**

**नानाविधस्रावरुजोपपन्नमसाध्यमाहुस्त्रिमलोपदंशम् ॥ ४॥**

अन्वयः–सतोदभेदस्फुरणैः सकृष्णैः स्फोटैः पवन–उपदंशं व्यवस्येत्। पीतैः बहुक्लेदयुतैः सदाहैः रक्तैः पिशित–अवभासैः (स्फोटैः) पित्तेन (जातम् उपदंशं व्यवस्येत्) सकृष्णैः स्फोटैः रुधिरं स्रवन्तं पित्तसमानलिङ्गं रक्तात्मकं (उपदंशं) व्यवस्येत्, सकण्डुरैः शोथयुतैः महद्भिः शुक्लैः घनैः स्रावयुतैः (स्फोटैः) कफेन (जातम् उपदंशं व्यवस्येत्)। नानाविधस्रावरुजा–उपपन्न त्रिमल–उपदंशम् असाध्यम् आहुः ॥

સોયથી ભોંકાયા જેવી વેદનાવાળા, શસ્ત્રથી ભેદાયા જેવી પીડાવાળા, સ્ફુરણ (ચલન)વાળા અને કાળાશવાળા ફોલ્લા હોય, તો તે ઉપરથી વાયુ સંબંધી ઉપદંશ જાણવો. પીળા, બહુ જ કચકચતા, બળતરાવાળા, રતાશવાળા અને માંસ જેવા દેખાવવાળા ફોલ્લા હોય તો તે ઉપરથી પિત્તસંબંધી ઉપદંશ જાણવો. કાળાશવાળા ફોલ્લાઓમાંથી લોહીને વહેતા અને પિત્તનાં ચિહ્નો–(જ્વર, બળતરા તથા શોષ)થી યુક્ત ઉપદંશને વૈદ્યે રુધિરસંબંધી (અસાધ્ય) જાણવો. ખરજવાળા, સોજાવાળા, મોટા, ધોળા, ઘાટા અને સ્રાવવાળા ફોલ્લા હોય તો તે ઉપરથી કફસંબંધી ઉપદંશ જાણવો. અનેક પ્રકારના સ્રાવવાળા અને અનેક પ્રકારની વેદનાવાળા ફોલ્લા હોય તો તેને ત્રણે દોષસંબંધી અસાધ્ય ઉપદંશ કહે છે. (આ રોગ કોઈ સમયે યાપ્ય પણ થાય છે.) ૨–૪

### અસાધ્ય ઉપદંશ

**प्रशीर्णमांसं क्रिमिभिः प्रजग्धं, मुष्कावशेषं परिवर्जनीयम् ॥ ५॥**

अन्वयः–प्रशीर्णमांसं क्रिमिभिः प्रजग्धं मुष्क-अवशेषम् (उपदंशं) परिवर्जनीयम् (आहुः वैद्याः)॥

જેમાં માંસ વીંખાઈ ગયું હોય, કીડા ખાઈ ગયા હોય અને કેવળ વૃષણ જ બાકી રહ્યા હોય એવા ઉપદંશને (વૈદ્યો) ત્યજવા યોગ્ય કહે છે–એટલે કે તેની ચિકિત્સા કરવી નહિ. ૫

### ઉપદંશની ચિકિત્સા તરત કરવાની ભલામણ

**सञ्जातमात्रे न करोति मूढः, क्रियां नरो यो विषये प्रसक्तः। कालेन शोथक्रिमिदाहपाकैः, प्रशीर्णशिश्नो म्रियते स तेन ॥ ६॥**

अन्वयः–विषये प्रसक्तः यः मूढः नरः (उपदंशे) संजातमात्रे क्रियां न करोति, सः तेन कालेन शोथक्रिमिदाहपाकैः प्रशीर्णशिश्नः (सन्) म्रियते ॥

વિષયમાં લાગેલો જે મૂઢ પુરુષ આ ઉપદંશ કે ચાંદીનો રોગ ઉત્પન્ન થતાં જ તેની ચિકિત્સા કરતો નથી, તે એટલા લાંબા કાળે સોજા, કીડા, બળતરા અને પાકી જવાથી લિંગ ખરી પડતાં મરી જાય છે. ૬

अथ तस्य चिकित्सामाह–

### ઉપદંશની ચિકિત્સા

उपदंशेषु साध्येषु स्निग्धस्विन्नस्य देहिनः ।
मेढ्रमध्ये शिरां विध्येत् पातयेद्वा जलौकसः ॥ ७ ॥
हरेदुभयतश्चापि दोषानत्यर्थमूर्च्छितान् ।
सद्यो निर्हृतदोषस्य रुक्शोथावुपशाम्यतः ॥ ८ ॥
यदि वा दुर्बलो जन्तुर्न वा प्राप्तविरेचनः ।
निरूहेण हरेत् तस्य दोषानत्यर्थमूर्च्छितान् ॥९॥
पाको रक्ष्यः प्रयत्नेन शिश्नक्षयकरो हि सः ॥१०॥

अन्वयः–उपदंशेषु साध्येषु स्निग्धस्विन्नस्य देहिनः मेढ्रमध्ये (वैद्यः) शिरां विध्येत् वा जलौकसः पातयेत् । अत्यर्थं मूर्च्छितान् दोषान् च उभयतः अपि हरेत्, (यतः) सद्यः निर्हृतदोषस्य (पुंसः) रुक्-शोथौ उपशाम्यतः । यदि वा जन्तुः दुर्बलः वा न प्राप्तविरेचनः (स्यात्), तस्य अत्यर्थमूर्च्छितान् दोषान् निरूहेण हरेत् । (उपदंशे) प्रयत्नेन पाकः रक्ष्यः, सः हि शिश्नक्षयकरः (भवति) ॥

ઉપદંશ જો સાધ્ય હોય તો માણસને સ્નેહન તથા સ્વેદનયુક્ત કરી તેના લિંગના મધ્યમાં શિરા (ઝીણી નસ) વીંધવી અથવા ઉપદંશ ઉપર જળો મૂકવી. ઉપદંશના રોગી માણસને વમન તથા વિરેચન આપી તેના વધી ગયેલા દોષો દૂર કરવા; કેમ કે દોષોને તરત અત્યંત દૂર કર્યા હોય તો સોજો શાંત થઈ જાય છે. ઉપદંશવાળો પુરુષ નબળો હોય. અથવા વિરેચન લીધા વિનાનો હોય તો તેના અત્યંત વ્યાપેલા દોષોને નિરૂહ નામની પિચકારી આપીને દૂર કરવા. અનતા પ્રયત્નો કરીને પણ ઉપદંશને પાકવા દેવો નહિ; કેમ કે તે જો પાકી જાય તો લિંગનો નાશ કરે છે. ૭–૧૦

### વાયુના તથા પિત્તના ઉપદંશની ચિકિત્સા

प्रपौण्डरीकयष्ट्याह्वसरलागुरुदारुभिः ।
सरास्नाकुष्ठपृथ्वीकैर्वातिके लेपसेचने ॥ ११ ॥
निचूलैरण्डबीजानि यवगोधूमसक्तवः ।
एतैश्च वातजे स्निग्धैः सुखोष्णैः संप्रलेपयेत् ॥१२॥
गैरिकाञ्जनमञ्जिष्ठामधुकोशीरपद्मकैः ।
सचन्दनोत्पलैः स्निग्धैः पैत्तिकं संप्रलेपयेत् ॥१३॥

अन्वयः–वातिके प्रपौण्डरीक-यष्ट्याह्व-सरल-अगुरु-दारुभिः सरास्ना-कुष्ठ-पृथ्वीकैः लेपसेचने (कुर्यात्)। किंच–निचूल-एरण्डबीजानि, यव-गोधूम-सक्तवः एतैः च स्निग्धैः सुखोष्णैः वातजे सम्प्रलेपयेत् ॥ गैरिक-अञ्जन-मञ्जिष्ठा-मधुक-उशीर-पद्मकैः सचन्दन-उत्पलैः स्निग्धैः पैत्तिकं संप्रलेपयेत् ॥

વાયુસંબંધી ઉપદંશ હોય તો અપૌંડરીક, જેઠીમધ, તેલિયો દેવદાર, અગુરુ, દારુહળદર, રાસ્ના, કઠ અને એલચીના કલ્કનો લેપ કરવો અને એના જ રસથી સિંચન કરવું. વળી લીંબડો, એરંડાનાં બીજ, જવ તથા ઘઉંનો સાથવો વાટી ઘીથી સ્નિગ્ધ કરી જરા ગરમ કરીને વાયુસંબંધી ઉપદંશ પર લેપ કરવો. ગેરુ, રસવંતી, મજીઠ, જેઠીમધ, સુગંધીવાળો, સૂર્યવિકાસી કમળ, ચંદન તથા ચંદ્રવિકાસી કમળના કલ્કથી સ્નિગ્ધ કરીને પિત્તના ઉપદંશ પર લેપ કરવો. ૧૧–૧૩

### પિત્તના ઉપદંશની ચિકિત્સા

पद्मोत्पलमृणालैश्च ससर्जार्जुनवेतसैः ।
सर्पिःस्निग्धैः समधुकैः पैत्तिकं सम्प्रलेपयेत् ॥
सेचयेच्च घृतक्षीरशर्करेक्षुमधूदकैः ।
अथवापि सुशीतेन कषायेण वटादिना ॥ १४ ॥

अन्वयः–पद्म-उत्पल-मृणालैः च ससर्ज-अर्जुन-वेतसैः सर्पिःस्निग्धैः समधुकैः पैत्तिकं सम्प्रलेपयेत्, घृत-क्षीर-शर्करा-इक्षु-मधु-उदकैः च सेचयेत् अथवा वटादिना कषायेण सुशीतेन अपि (सेचयेत्) ॥

સૂર્યવિકાસી કમળ, ચન્દ્રવિકાસી કમળ, કમળનાં મૃણાલ કે બિયાં, રાળના ઝાડની છાલ, નેતર અને જેઠીમધના કલ્કને ઘીથી સ્નિગ્ધ કરી પિત્તના ઉપદંશ પર લેપ કરવો અથવા ઘી, દૂધ, સાકર, શેરડી, મધ અને પાણીથી સિંચન કરવું; અથવા ન્યગ્રોધ આદિ ગણનો કવાથ કરી તેને સારી રીતે ઠંડો કરી તેથી સિંચન કરવું; એથી પિત્તસંબંધી ઉપદંશ મટી જાય છે. ૧૪

### કફના ઉપદંશની ચિકિત્સા

शालाजकर्णाश्वकर्णवचात्वग्भिः कफोत्थिनम् ।
सुरापिष्टाभिरुष्णाभिः सतैलाभिः प्रलेपयेत् ॥१५॥

अन्वयः-शाल-अजकर्ण-अश्वकर्ण-वचा-त्वग्भिः सुरापिष्टाभिः उष्णाभिः सतैलाभिः कफ-उत्थितं प्रलेपयेत्॥

સાલિયાની છાલ, અજકર્ણ નામના બીજી જાતના સાલિયાની છાલ, નાના રાળના વૃક્ષની છાલ અને વજની છાલને મદિરામાં વાટી ગરમ કરી તેલ નાખીને કફના ઉપદંશ-પર લેપ કરવો. (તેથી કફસંબંધી ઉપદંશ મટી જાય છે.) ૧૫

टीका-अजकर्णः=शालभेदः, अश्वकर्णः=गजद्रुः ॥

કફના ઉપદંશ પર સિંચન

आरग्वधादिकायेन परिषेकं च दापयेत् ॥१६॥

अन्वयः-आरग्वध-आदिकषायेन च परिषेकं दापयेत्॥

આરગ્વધ (ગરમાળો) આદિ ગણનો ક્વાથ કરી તેથી સિંચન કરવું. (એટલે કફ સંબંધી ઉપદંશ મટી જાય છે.) ૧૬

પિત્ત તથા રુધિરના ઉપદંશની ચિકિત્સા

निम्बार्जुनाश्वत्थकदम्बशालजम्बूवटोदुम्बरवेतसेषु। प्रक्षालनालेपकृतानि कुर्याच्चूर्णं सपित्तास्रभवोपदंशे ॥ १७ ॥

अन्वयः-निम्ब-अर्जुन-अश्वत्थ-कदम्ब-शाल-जम्बू-वट-उदुम्बरवेतसैः प्रक्षालन-आलेपकृतानि च चूर्णं सपित्त-अस्रभव उपदंशे कुर्यात्॥

લીંબડો, આસોંદરો, પીપળો, કદંબ, સાલિયો, જાંબુ, વડ, ઉંબરો અને નેતરની છાલોના ક્વાથથી ધોવામાં આવે અને એના કલ્કથી લેપન કરવામાં આવે કે ચૂર્ણ ભભરાવવામાં આવે તો પિત્તસંબંધી ઉપદંશ તથા રુધિરસંબંધી ઉપદંશ મટી જાય છે. ૧૭

હરકોઈ ઉપદંશની ચિકિત્સા

त्वचो दारुहरिद्रायाः शङ्खनाभी रसाञ्जनम्।
लाक्षागोमयनिर्यासस्तैलं क्षौद्रं घृतं पयः ॥१८॥
एभिस्तु पिष्टैस्तुल्यांशैरुपदंशं प्रलेपयेत्।
व्रणाश्च तेन शाम्यन्ति श्वयथुर्दाह एव च ॥१९॥

अन्वयः-दारु-हरिद्रायाः त्वचः शङ्खनाभिः रसाञ्जनं लाक्षा-गोमय-निर्यासः तैलं क्षौद्रं घृतं पयः-एभिः तु पिष्टैः तुल्य-अंशैः उपदंशं प्रलेपयेत्, तेन च व्रणाः शाम्यन्ति, च श्वयथुः च दाहः (अपि शाम्यति) एव॥

દારુહળદરની છાલ, શંખની નાભિ, રસવંતી, લાખ, ગાયનું છાણ, ગુંદર, તેલ, ઘી અને દૂધ સમભાગે લઈ સાથે વાટીને ઉપદંશની ઉપર લેપ કરવો; તેથી ઘારાં, જખમ, સોજો અને બળતરા પણ શાંત થાય છે. ૧૮,૧૯

ત્રિદોષનો તથા રુધિરનો ઉપદંશ અસાધ્ય છે; છતાં ચિકિત્સા કરાય

उपदंशद्वये शेषे प्रत्याख्यायाचरेत् क्रियाम्।
एतेषामेव या योग्या वीक्ष्य दोषबलाबलम् ॥२०॥

अन्वयः-शेषे उपदंशद्वये प्रत्याख्याय (रोगिणोऽतीव आग्रहे) दोष-बल-अबलं वीक्ष्य या एतेषां योग्या (भवेत्, तां) क्रियाम् एव आचरेत्॥

છેલ્લા બે-ત્રણ દોષસંબંધી કે રુધિરસંબંધી ઉપદંશ અસાધ્ય હોવાને લીધે પ્રથમ તેની ચિકિત્સા કરવાની ના પાડીને રોગીનો જો ઘણો જ આગ્રહ હોય તો દોષોના બલાબલને જોઈને એ દોષને યોગ્ય જે ચિકિત્સા હોય તે ચિકિત્સા જ કરવી. ૨૦

શસ્ત્રક્રિયા તથા બીજા પ્રલેપો વગેરે

शस्त्रेणोल्लेखयेत् क्वापि पाकमागतमाशु वै।
तमपोह्य तिलैः सर्पिःक्षौद्रयुक्तैः प्रलेपयेत् ॥२१॥

वटप्ररोहार्जुनजम्बुपथ्या, लोध्रं हरिद्रा च हिताः प्रलेपे। तयोपदंशोपनरोहणार्थं, चूर्णं च कार्यं विमलाञ्जनेन ॥ २२ ॥

त्रिफलायाः कषायेण भृङ्गराजरसेन वा।
व्रणप्रक्षालनं कार्यमुपदंशप्रशान्तये ॥ २३ ॥
जयाजपाऽश्वमारार्कशम्पाकानां दलैः क्रमात्।
कृतं प्रक्षालनं कार्यं मेढ्रपाके प्रयोजयेत् ॥ २४ ॥

शम्पाकनिम्बत्रिफलाकिरातकार्यं पिबेद्वा खदिरासनाभ्याम्। सगुग्गुलुं वा त्रिफलायुतं वा, सर्वोपदंशापहरः प्रयोगः ॥ २५ ॥

नीलोत्पलानि कुमुदं पद्मसौगन्धिकानि च।
उपदंशेषु चूर्णानि प्रदेहोऽयं प्रशस्यते ॥ २६ ॥
बन्धूकदलचूर्णेन दाडिमत्वग्भवोऽथवा।
गुण्ठनं वृषणे शस्तं लेपः पूगफलेन वा ॥ २७ ॥
सौराष्ट्री गैरिकं तुल्यं पुष्पकासीससैन्धवम्।
लोध्रं रसाञ्जनं चापि हरितालं मनःशिला ॥२८॥
हरेणुकैलेऽपि तथा समं संहृत्य चूर्णयेत्।
तच्चूर्णं क्षौद्रसंयुक्तमुपदंशेषु पूजितम् ॥ २९ ॥
पुटदग्धं कृतं भस्म हरितालं मनःशिला।
उपदंशविसर्पाणामेतद्धानिकरं परम् ॥ ३० ॥
दहेत् कटाहे त्रिफलां तां मषीं मधुसैन्धवम्।
उपदंशे प्रलेपोऽयं सद्यो रोपयति व्रणम् ॥३१॥

तिरीटाञ्जनवज्राक्षकोविदारेभकेशरैः ।
लेपनं पुरुषव्याधौ जलपिष्टैः प्रशस्यते ॥ ३२ ॥
रसाञ्जनं शिरीषेण पथ्यया वा समन्वितम् ।
सक्षौद्रं लेपनं योज्यं सर्वाङ्गगदापहम् ॥ ३३ ॥
मार्गीसम्भवशिखरिजमूलं भद्रश्रियं सुसम्पिष्टम् । मनःशिला वै मधुना, शमयत्युपदंशमचिरेण ॥ ३४ ॥
शतधौतं प्रयत्नेन लिङ्गोत्थमवचूर्णयेत् ।
रोगं कासीसचूर्णेन पुरुषः सुखमाप्नुयात् ॥३५॥
करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा ।
असाध्यापि व्रजत्यस्तं लिङ्गोत्था रुक् प्रलेपनात् ॥

अन्वयः-पाकम् आगत च अपि आशु वै शस्त्रेण उल्लेखयेत्, तम् अपोह्य सर्पिःक्षौद्रयुते. तिलैः प्रलेपयेत्। उपदंशेषु अवरोहणार्थं वटप्ररोह-अर्जुन-जम्बुपथ्याः लोध्र च हरिद्रा प्रलेपे हिताः, तथा विमलअञ्जनेन च चूर्णं कार्यम् ॥ उपदंश प्रशान्तये त्रिफलायाः कषायेण वा भृङ्गराजरसेन व्रणप्रक्षालन कार्यम्। मेढ्पाके जया-जपा-अश्वमार-अर्क-शम्पाकानां दलैः क्रमात् कृत काथ प्रक्षालनं प्रयोजयेत् ॥ वा शम्याक-निम्ब-त्रिफला-किरात-क्वाथ खदिर-असनाभ्यां पिबेत्, सगुग्गुलु त्रिफलायुत (पिबेत्, अय) प्रयोगः सर्व-उपदंशहरः (अस्ति)॥ उपदंशेषु नील-उत्पलानि कुमुद च पद्मसौगन्धिकानि चूर्णानि, अथ प्रदेहः प्रशस्यते ॥ बन्धूक दलचूर्णेन अथवा दाडिम-त्वग्-रजः वृषणे गुण्डनं शस्त, वा पूगफलेन लेपः (शस्तः)॥ अपि च सौराष्ट्री गैरिक तुत्थ पुष्पकासीस-सैन्धव लोध्रं हरिताल मनःशिला तथा हरेणुका-एले तु सम सहृत्य चूर्णयेत्, तत् चूर्णं क्षौद्रसयुक्तम् उपदंशेषु पूजितम् ॥ पुटदग्ध हरिताल मनःशिलाभस्मकृतम् एतद् उपदंशविसर्पयोः परं हानिकरम् ॥ त्रिफलां कटाहे दहेत्, तां मषीं मधु-सैन्धवम्-अथ उपदंशे प्रलेपः व्रण सद्यः रोपयति ॥ पुरुषव्याधौ तिरीट-अञ्जन-वज्र-अक्ष-कोविदार-इभ-केशरैः जलपिष्टैः लेपन प्रशस्यते ॥ रसाञ्जन शिरीषेण वा पथ्यया समन्वित सक्षौद्रं सर्व-अङ्ग-गद-अपह योज्यम्। मार्गीभव-शिखरिजमूलं भद्रश्रिय सुसम्पिष्ट, वा मधुना (सम्पिष्टा) मन शिला अचिरेण उपदंशं शमयति ॥ लिङ्गोत्थ रोग प्रयत्नेन शतधौत (कृत्वा) कासीसचूर्णेन अवचूर्णयेत्, पुरुषः सुखम् आप्नुयात् ॥ वारिणा परिपिष्टेन करवीरस्य मूलेन प्रलेपनात् असाध्या अपि लिङ्गोत्थारुक् अस्तं व्रजति ॥

પાકી ગયેલ ઉપદંશને ક્યાંય પણ તરત જ શસ્ત્રથી ખોતરી કાઢવું અને એ રીતે તેને કાઢી નાખ્યા પછી ઘી અને મધથી વાટેલા તેલનો લેપ કરવો. ઉપદંશમાં રૂઝ લાવવા કૂણી વડવાઈ, આસોંદરાની છાલ, જાંબુની છાલ, હરડે, લોધર અને હળદરનો પ્રલેપ કરવો હિતકારી છે અને રસવંતીનું ચૂર્ણ પણ ભભરાવવું. ઉપદંશને શાંત કરવા હરડે, બહેડાં તથા આમળાંના કવાથથી અથવા ભાંગરાના રસથી ઘારાં-જખમ ધોવાં. લિંગના પાક-ઉપદંશમાં અરણીનાં પાંદડાં, જાસુદનાં પાંદડાં, કણેરનાં પાંદડાં, આકડાનાં પાંદડાં અને ગરમાળાનાં પાંદડાંના કવાથોથી અનુક્રમે ધોવાનો પ્રયોગ કરવો. ગરમાળો, લીંબડો, હરડે, બહેડા, આમળાં અને કરિયાતાનો કવાથ કરી તેમાં ખેરસાર તથા બીબલાનો સાર નાખીને અથવા ગૂગળ નાખીને કે હરડે, બહેડાં તથા આમળાંનું ચૂર્ણ નાખી તે પીવો; આ પ્રયોગ સઘળા પ્રકારના ઉપદંશોને મટાડે છે. ઉપદંશમાં નીલકમળ, રાત્રિવિકાસી કમળ, શ્વેત કમળ અને લાલ કમળનાં ચૂર્ણ કરી તે વાટીને જાડો લેપ કરવો તે ઉત્તમ ગણાય છે. બપોરિયાનાં પાંદડાંનું ચૂર્ણ અથવા દાડિમની છાલનું ચૂર્ણ વૃષણની ઉપર સારી રીતે દાબવું; અથવા સોપારીના કલ્કોનો લેપ કરવો, તે પણ વખણાય છે. ફટકડી, સોનાગેરુ, મોરથૂથુ, હીરાકસી, સૈંધવ, લોધર, રસવંતી, હરતાલ, મનશીલ, હરેણુકા નામનો સુગંધી પદાર્થ અને એલચી સમભાગે લઈ ચૂર્ણ કરી મધમાં કાલવીને તેનો લેપ કરવો, તે ઉપદંશમાં વખણાય છે. પુટપાકથી હરતાલ અને મનશીલની ભસ્મ કરી તેનો લેપ કરવો, એ ઉપદંશ અને વિસર્પને સારી રીતે મટાડે છે. હરડે, બહેડાં તથા આમળાંને કઢાઈમાં બાળી તે ભસ્મ, મધ અને સૈંધવનો ઉપદંશ ઉપર લેપ કરવો; એ વ્રણને તરત રૂઝવે છે. પુરુષના રોગ-ઉપદંશમાં લોધર, રસવંતી, તગર, કંચનાર અને નાગકેસરને પાણીમાં વાટી લેપ કરવો, તે વખણાય છે. રસવંતી અને સરસડિયાની છાલ

અથવા રસવતી અને હરડેનું ચૂર્ણ કરી મધમાં કાલવીને લેપ કરવો, તે સઘળા શરીરમાં વ્યાપેલી ચાંદીનો નાશ કરનાર હોઈ ઉપયોગ કરવા યોગ્ય છે. ભારંગીનુ મૂળ, અઘેડાનું મૂળ અને ચંદનને સારી રીતે વાટી લેપ કરવો અથવા મનશીલને મધમાં વાટીને લેપ કરવો, તે તરત જ ઉપદંશને શાંત કરે છે. લિંગના રોગ-ચાંદીને પ્રયત્નપૂર્વક સોવાર ધોઈ તેની ઉપર હીરાકસીનુ ચૂર્ણ ભભરાવવાથી માણસ સુખ પામે છે. પાણીમાં વાટીને કણેરનાં મૂળનો લેપ કરવાથી લિંગનું દરદ (ઉપદંશ-ચાંદી) અસાધ્ય હોય તોપણ મટી જાય છે. ૨૧-૩૬

### વરાદિ ગુગ્ગુલુ÷

वरानिम्बार्जुनाश्वत्थखदिरासनवासकैः ।
चूर्णितैर्गुग्गुलुसमैर्वटका अक्षसम्मिताः ॥ ३७ ॥
कर्तव्या नाशयन्त्याशु सर्वान् लिङ्गसमुत्थितान् ।
उपदंशानस्रग्दोषान् तथा दुष्टव्रणानपि ॥ ३८ ॥

अन्वयः-वरा-निम्ब-अर्जुन-अश्वत्थ-खदिर-असन-वासकैः-चूर्णितैः गुग्गुलुसमैः अक्षसंमिताः वटकाः कर्तव्याः, (ते) लिङ्गसमुत्थितान् सर्वान् उपदंशान् अस्रदोषान् तथा दुष्टव्रणान् अपि आशु नाशयन्ति ॥

હરડે, બહેડાં, આમળાં, લીંબડો, આમોંદરો, પીપળો, ખેર, બીબલો અને અરડૂસાનું ચૂર્ણ તથા તેના જેટલો ગુગળ મિશ્ર કરી તેની એક એક તોલાની ગોળી કરવી. આ ગોળી લિંગમાં ઉત્પન્ન થયેલી સર્વ પ્રકારની ચાંદી, લોહીનો બગાડ અને દુષ્ટ વ્રણોનો પણ તરત નાશ કરે છે. ૩૭,૩૮

### કરંજાદ્ય-ઘૃત×

करञ्जनिम्बासनशालजम्बूवटादिभिः कल्ककषायसिद्धम् । सर्पिर्निहन्यादुपदंशदोषं, सदाहपाकस्रुतिरागयुक्तम् ॥ ३९ ॥

अन्वयः-करञ्ज-निम्ब-असन-शाल-जम्बू-वट-आदिभिः कल्ककषायसिद्ध सर्पिः सदाह-पाक-स्रुति-रागयुक्तम् उपदंशदोषं निहन्यात् ॥

કરંજ, લીંબડો, બીબલો, સાલિયો, જાંબુ અને વડ આદિ ઔષધગણના ક્વાથમાં એના જ કલ્કથી પકાવેલું ઘી બળતરા, પાક, સાવ તથા રતાશવાળા ઉપદંશના દોષનો નાશ કરે છે. ૩૯

### ભૂનિંબાદ્ય ઘૃત*

भूनिम्बनिम्बत्रिफलापटोलकरञ्जधात्रीखदिरासनानाम् । सतोयकल्कैर्घृतमाशु पक्वं, सर्वोपदंशापहरं प्रदिष्टम् ॥ ४० ॥

अन्वयः-भूनिम्ब-निम्ब त्रिफला-पटोल करञ्ज-धात्री-खदिर-असनानां सतोय-कल्कैः पक्व घृतम् आशु सर्व-उपदंश-अपहरं प्रदिष्टम् ॥

*કરિયાતું, લીંબડો, હરડે, બહેડાં, આમળાં,* કડવાં પરવળ, કરંજ, આમળી, ખેર અને બીબલાને પાણીમાં વાટી કલ્ક કરી તે કલ્કથી પકાવેલુ ઘી સઘળા પ્રકારના ઉપદંશોને તરત મટાડનાર કહેલ છે. ૪૦

### કોઢ, નાડીવ્રણ તથા વ્રણમાં કહેલાં ઘી ઉપદંશમાં વપરાય

घृतानि यानि वक्ष्यामि कुष्ठे नाडीव्रणे व्रणे ।
उपदंशे प्रयोज्यानि सेकाभ्यञ्जनभोजनैः ॥४१॥

अन्वयः-कुष्ठे नाडीव्रणे व्रणे यानि घृतानि वक्ष्यामि (तानि) सेक-अभ्यञ्जन-भोजनैः उपदंशे प्रयोज्यानि ॥

કોઢ, નાડીવ્રણ તથા વ્રણ ઉપર જે જે ઘી કહેવાયાં છે તે, તેનું સિંચન, માલિશ તથા ભોજન કરવાથી ઉપદંશમાં પણ પ્રયોગ કરી શકાય છે. ૪૧

### અગારધૂમાદ્ય તૈલ+

अगारधूमो रजनी सुराकिट्टं च तैस्त्रिभिः ।
यथोत्तरैः पचेत्तैलं कण्डूशोथरुजापहम् ॥
शोधनं रोपणं चैव उपदंशहरं परम् ॥ ४२ ॥

÷ वरा आदिः यस्मिन्, स चासौ गुग्गुलु-જેમાં ત્રિફળા પહેલાં હોય એવાં ઓસડિયાં જેટલો જ ગૂગળ હોય છે, એની ગોળીઓ વરાદિગુગ્ગુલુ કહેવાય છે.

× करञ्जः आद्यः येषु तानि तैः पक्वं घृतम्-જેમાં કરંજ પહેલો હોય છે, એવાં ઓસડિયાંના ક્વાથ તથા કલ્કથી પકાવેલું ઘી-કરંજાદ્યઘૃત કહેવાય છે.

* भूनिम्बः आद्यः येषु तानि, तैः पक्व घृतम्-જેમાં કરિયાતું પહેલું હોય એવાં ઓસડિયાના કલ્કથી પકાવેલું ઘી ભૂનિંબાદ્યઘૃત કહેવાય છે.

+ अगारस्य धूमः आद्यः येषु तानि तैः पक्व तैलम्-જેમાં એક ભાગ ઘરના ધુમાડાની ધૂંસ પહેલી હોય, બે ભાગ હળદર અને ત્રણ ભાગ મદિરાનુ કીટું હોય-તેઓથી પકાવેલું તેલ, અગારઘાદ્યતૈલ કહેવાય છે.

अन्वयः–अगारधूमः रजनी सुराकिट्ट, तैः त्रिभिः यथोत्तरैः तैलं पचेत्, (तत्) कण्डू–शोथ–रुजा–अपहं शोधनं रोपण च परम् उपदंशहरम् एव (अस्ति)॥

એક ભાગ ઘરના ધુમાડાની ધૂંસ, બે ભાગ હળદર અને ત્રણ ભાગ મદિરાનું કીટું–એટલાંથી તેલ પકાવવું. એ ખરજ તથા સોજા ની પીડાનો નાશ કરે છે, વ્રણને સાફ કરે છે અને રૂઝવે છે; તેમ જ ઉપદંશને પણ મટાડે છે.

### ગોજી તેલ*

गोजीविडङ्गयष्टीभिः सर्वगन्धैश्च संयुतम्।
एतत् सर्वोपदंशेषु तैलं रोपणमिष्यते ॥ ४३ ॥

अन्वयः–गोजी–विडङ्ग–यष्टीभिः च सर्वगन्धैः संयुतम् एतत् तैलं सर्व–उपदंशेषु रोपणम् इष्यते ॥

ગળજીભી, વાવડિંગ, જેઠીમધ અને ચંદન આદિ સઘળા સુગંધી પદાર્થોથી પકાવેલું આ તેલ, સઘળા પ્રકારના ઉપદંશોને રૂઝવનાર ગણાય છે. ૪૩

### જંબ્વાદ્ય તેલ+

जम्बूवेतसपत्राणि धात्रीपत्रं तथैव च।
नक्तमालस्य पत्राणि तद्वत्पद्मोत्पलानि च ॥४४॥
एला चातिविषाऽऽम्रास्थि मधुकं च प्रियङ्गवः।
लाक्षा कालीयकं लोध्रं चन्दनं त्रिवृताह्वया ॥४५॥
एतान्येकीकृतान्येव बस्तमूत्रेण पेषयेत्।
अक्षमात्रैरिमैर्द्रव्यैस्तैलप्रस्थं विपाचयेत्।
सर्वव्रणहरं तैलमेतत् सिद्धं न संशयः।
उपदंशहरं श्रेष्ठं मुनिभिः परिकीर्तितम् ॥ ४६ ॥

अन्वयः–जम्बूवेतस–पत्राणि तथा धात्रीपत्रं च नक्तमालस्य पत्राणि, तद्वत् च पद्म–उत्पलानि एव, एला च अतिविषा आम्रास्थि च मधुकं प्रियङ्गवः लाक्षा कालीयकं लोध्रं चन्दनं त्रिवृत–आह्वया, एतानि एकीकृतानि एव बस्तमूत्रेण पेषयेत्, अक्षमात्रैः इमैः द्रव्यैः तैलप्रस्थं विपाचयेत्, सिद्धम् एतत् तैलं सर्वव्रणहरं श्रेष्ठम् उपदंशहरं न संशयः, (इति) मुनिभिः परिकीर्तितम् ॥

જાંબુનાં પાંદડાં, નેતરનાં પાંદડાં, આમળીનાં પાંદડાં, કરંજનાં પાંદડાં, સૂર્યવિકાસી કમળ, ચંદ્રવિકાસી કમળ, એલચી, અતિવિષ, આંબાની ગોટલી, જેઠીમધ, ઘઉલાં, લાખ, પીળું ચંદન, લોધર, સુખડ અને નસોતર એક એક તોલો લઈ સઘળાંને એકઠાં કરી બકરાના મૂત્રમાં વાટી તેના કલ્કથી ચોસઠ તોલા તેલ પકાવવું. તૈયાર થયેલું આ શ્રેષ્ઠ તેલ સઘળા વ્રણો તથા ઉપદંશોને મટાડે છે એમાં સંશય નથી, એમ મુનિએ કહ્યું છે. ૪૪–૪૬

### કોશાતકી તેલ

यस्य लिङ्गस्य मांसं तु शीर्यते मुष्कशेषतः।
तिक्तकोशातकीतुम्बीबीजनागरसाधितम्॥
तैलं हन्त्यविशेषेण व्रणं दुष्टमनेकधा ॥ ४७ ॥

अन्वयः–तिक्त–कोशातकी–तुम्बीबीज–नागरसाधितं तैलं यस्य लिङ्गस्य तु मांसं मुष्कशेषतः शीर्यते, (तस्य) अनेकधा दुष्टं व्रणम् अविशेषेण हन्ति॥

કડવી ઘિસોડીનાં બીજ, કડવી તુંબડીનાં બીજ અને સૂંઠના કલ્કથી પકાવેલું તેલ માણસના લિંગનું સઘળું માંસ ખરી જતાં કેવળ વૃષણ જ બાકી રહ્યા હોય એવા પણ તે ઉપદંશને તથા અનેક પ્રકારે ખરાબ થયેલા વ્રણ કે ઘારાંને પણ એકસરખાં મટાડે છે. ૪૭

अथोपदंशे पथ्यमाह–

ઉપદંશમાં હિતકારી અન્ન વગેરે

सेवेन्नित्यं यवान्नं च पानीयं कौपमेव च।
अर्शसां च्छिन्नदग्धानां क्रियां चात्र प्रयोजयेत् ॥४८

अन्वयः–(उपदंशरोगी) यव–अन्न च कौपम् एव च पानीयं नित्यं सेवेत्, अत्र च च्छिन्नदग्धानाम् अर्शसां क्रियां प्रयोजयेत् ॥

ઉપદંશના રોગીએ જવનો ખોરાક અને કૂવાના જ પાણીનો હમેશાં ઉપયોગ કરવો અને અરશ તથા દાઝેલાની પથ્ય ક્રિયા કરવી. ૪૮

ઉપદંશ કે ચાંદીનો અધિકાર સમાપ્ત

---

* गोजी–प्रभृतिपक्वं तैलं गोजीतैलम्–ગળજીભી આદિ ઓસડિયાં તથા સઘળાં સુગંધી દ્રવ્યોથી પકાવેલું તેલ ગોજીતૈલ કહેવાય છે.

+ जम्बू आद्या येषां तानि–जम्ब्वाद्यानि, जम्ब्वाद्यैः पक्वं तैलम्–જેમાં જાંબૂનાં પાંદડાં પહેલાં હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું તેલ જંબ્વાદ્યતેલ કહેવાય છે.

चतुर्गुणेन दुग्धेन तिलतैलं विपाचयेत् ॥
स्तनलिङ्गकर्णपालिवर्धनं म्रक्षणादिदम् ॥ ४ ॥

अन्वयः–अश्वगन्धा–वरी–कुष्ठ, मांसी–सिंहीफल–अन्वित तिलतैलं चतुर्गुणेन दुग्धेन विपाचयेत्, इदं म्रक्षणात् स्तन–लिङ्ग–कर्णपालिवर्धनम् (भवति) ॥

આસંધ, શતાવરી, કઠ, જટામાંસી અને ભોરીંગણીના ડોડવાનો કલ્ક નાખી તલનું તેલ તેનાથી ચોગણા દૂધમાં પકાવવું. (આ 'અશ્વગંધાદિ–તૈલ' કહેવાય છે.) આ તેલ માલિશ કરવાથી સ્તન, લિંગ અને કાનની બૂટોને પણ વધારે છે. ૪

शूकदोषा दश चाष्टौ च भवन्ति। तेष्वादौ सर्षपिकालक्षणमाह–

**શૂકદોષના અઢાર ભેદોનાં નામો તથા લક્ષણો**

**(૧) સર્ષપિકાનું લક્ષણ**

गौरसर्षपसंस्थाना शूकदुर्भगहेतुका।
पिडकाश्लेष्मवाताभ्यां ज्ञेया सर्षपिका तु सा ॥५॥

अन्वयः–शूकदुर्भगहेतुका गौरसर्षपसंस्थाना (या पिडका श्लेष्मवाताभ्यां (भवति), सा तु सर्षपिका ज्ञेया ॥

(સર્ષપિકા,[1] અષ્ઠીલિકા,[2] ગ્રથિત,[3] કુંભિકા,[4] અલજી,[5] મૃદિત,[6] સંમૂઢપિડકા,[7] અવમંથ,[8] પુષ્કરિકા,[9] સ્પર્શહાનિ,[10] ઉત્તમા,[11] શતપોનક,[12] ત્વક્પાક,[13] શોણિતાર્બુદ,[14] માસાર્બુદ,[15] માંસપાક,[16] વિદ્રધિ[17] અને તિલકાલક[18]–એ રીતે શૂકદોષના અઢાર ભેદ છે; તેમાં–) શૂકથી અથવા દુષ્ટ યોનિમાં મૈથુન કરવાથી થયેલી અને ધોળા સરસવના જેવા આકારવાળી જે ફોલ્લી કફ તથા વાયુથી થાય છે, તે 'સર્ષપિકા' જાણવી. ૫

૧ (गौर) सर्षप इव कायति वर्णाकृतिभ्याम्–कै शब्दे–'अन्यत्रापि दृश्यत' इति डः, टाप्, वत इव च–જે ફોલ્લો ધોળા સરસવ જેવી રંગે તથા આકારે થાય છે, તે સર્ષપિકા કહેવાય છે.

टीका–शूकदुर्भगहेतुका=शूकदुर्भगनिमित्ता–शूकदुष्ट योनिनिमित्ता च ॥ (આનો અર્થ ઉપર છે.)

अथाष्ठीलिकालक्षणमाह–

**(૨) અષ્ઠીલિકાનું લક્ષણ**

कठिना विषमैर्भुग्नैर्वायुनाऽष्ठीलिका भवेत् ॥ ६ ॥

अन्वय –विषमैः, भुग्नैः (शूकैर्युक्ता) कठिना अष्ठीलिका वायुना भवेत् ॥

લાંબા, ટૂંકા તથા વાંકા કાંટાવાળી અને કઠણ જે ફોલ્લી થાય છે, તે 'અષ્ઠીલિકા' નામની હોઈ વાયુથી થાય છે. ('અષ્ઠીલિકા' નામનું લુહારનું એક ઓજાર હોય છે; તેના જેવી આ ફોલ્લી કઠણ હોય છે, માટે તેને 'અષ્ઠીલિકા' નામ આપેલું છે.) ૬

૨ अष्ठीला इव कायति कठिना विषम–भुग्नशूकयुता च पिडका–अष्ठीलिका–वायुजन्या, अत्रापि पूर्ववत् ड–જે ફોલ્લી અષ્ઠીલા નામની લુહારની એરણ–ઓજાર જેવી કઠણ અને લાંબા–ટૂંકા–વાંકા કાંટાવાળી હોઈને વાયુથી થાય છે, તે અષ્ઠીલિકા કહેવાય છે.

टीका–अष्ठीला=लोहकारस्य भाण्डविशेष, 'निहार' इति लोके। तत. कठिनेत्यष्ठीलिका, 'विषमैर्भुग्नै' रिति वक्ष्यमाणशूकविशेषणम् विषमैः=ह्रस्वदीर्घैः, भुग्नैः=वक्रैः ॥

(આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ ग्रथितमाह–

**(૩) ગ્રથિતનું લક્ષણ**

शूकैर्यत् पूरितं शश्वद्ग्रथितं नाम तत्कफात् ॥७॥

अन्वयः–यत् शूकैः शश्वत् पूरितं, तत् ग्रथितं नाम कफात् (भवति) ॥

જે લિંગ જવની અણીઓ જેવા કાંટાથી નિરંતર પુરાઈ ગયેલુ રહે, એ 'ગ્રથિત' નામે શૂકરોગ કફથી થાય છે. ૭

૩ ग्रथ्यते स्म यत् शूकैः शश्वत् पूर्यते तत् कफजन्य ग्रथितम्, ग्रन्थ ग्रन्थे–कर्मणि क्तः–જવની અણીઓ જેવા કાંટાઓથી લિંગ જે નિરંતર ભરાઈ–પુરાઈને ગૂંથાયેલું થઈ જાય, તે ગ્રથિત નામે કફજન્ય શૂકરોગ કહેવાય છે.

टीका–यल्लिङ्गं सदा शूकैः पूरितं तद् ग्रथितत्वाद् ग्रथितम् ॥ (આનો અર્થ ઉપર છે)

अथ कुम्भीकामाह–

**(૪) કુંભીકાનું લક્ષણ**

कुम्भीका रक्तपित्तात्स्याज्जाम्बवास्थिनिभा सिता ॥ ८ ॥

अन्वयः–जाम्बव–अस्थिनिभा सिता कुम्भीका रक्तपित्तात् स्यात् ॥

જાંબુના ઠળિયા જેવા આકારની જે ધોળી ફોલ્લી થાય, તે 'કુંભીકા' રુધિર તથા પિત્તથી થાય છે. (આ ફોલ્લી કાયફળ જેવી હોય

છે, તેથી તેને 'કુંભીકા' કહેલી છે.) ૮

૪ कुम्भीका-कट्फल, तस्मादस्यात्-तदाकारयुक्तत्वाच्च कुम्भीकेत्युपचर्यते-જેનો આકાર કાયફળના જેવો હોય છે, તે કારણે રક્તપિત્તજન્ય જે શૂકદોષની ફોલ્લી, તે કુંભીકા કહેવાય છે.

टीका-कुम्भीका=कुम्भीफलतुल्यत्वात् ॥ (અર્થ ઉપર છે.)

अथालजीलक्षणमाह-

### (૫) અલજીનું લક્ષણ

**अलजी स्यात्तथा यादृक् प्रमेहपिडका तथा।**
**सा च रक्ताऽसिता स्फोटचिता च कथिता बुधैः।९**

अन्वयः-अलजी-प्रमेहपिडका यादृक् स्यात् तादृक (या) स्यात्; तथा च सा रक्ता असिता च स्फोट चिता बुधैः कथिता ॥

અલજી નામની પ્રમેહ સંબંધી ફોલ્લી જેવી થાય છે તેવી જે થાય; અને એ રતાશ તથા કાળાશથી યુક્ત હોઈને બીજી ફોલ્લીથી પણ વ્યાપ્ત થાય છે; એવી વિદ્વાનોએ તેને કહી છે. (આ ફોલ્લીનું મુખ્ય નિદાન રુધિર તથા પિત્ત હોય છે.) ૯

૫ अलति-व्याप्ता भवति स्फोटान्तरैरिति अला, अल भूषणादौ-अच्, टाप्, अला सती या जायते प्रमेहपिडका इवेति अलजी, जनी प्रादुर्भावे 'अन्यत्रापीति' डः-गौरादित्व-જે બીજી ફોલ્લીઓથી વ્યાપ્ત હોઈ પ્રમેહની અલજી નામની ફોલ્લીના જેવી જ થાય છે, તેથી રક્તપિત્તજન્ય આ શૂકરોગની ફોલ્લી પણ અલજી કહેવાય છે.

टीका-एषा रक्तपित्तनिमित्ता ज्ञेया ॥ (અર્થ ઉપર છે.)

मृदितलक्षणमाह-

### (૬) મૃદિતનું લક્ષણ

**मृदितं पीडितं यत्तु संरब्धं वातकोपतः ॥ १० ॥**

अन्वयः-यत् तु पीडितं संरब्धं (भवति), तत् वातकोपतः मृदितं (कथ्यते) ॥

શૂકદોષ ઉત્પન્ન થતાં જે લિંગ પીડાયેલું તથા સૂજેલું થઈ જાય, તે વાયુના કોપથી થયેલ 'મૃદિત' કહેવાય છે. ૧૦

૬ मृद्यते-क्षुद्यते-पीड्यते स्म शूकजन्यवातकोपात् सशोथं सत् इति मृदितम्-मृद क्षोदे-कर्मणि क्तः-શૂકના દોષને લીધે વાયુનો કોપ થવાથી લિંગ સોજાવાળું થઈને પીડાય-મસળાય, તે મૃદિત શૂકરોગ કહેવાય છે

टीका-शूकदोषे जाते पीडितं यत्संरब्धं=सशोथं भवति, तल्लिङ्गं मृदितमुच्यते ॥ (અર્થ ઉપર છે.)

संमूढपिडकालक्षणमाह-

### (૭) સંમૂઢપિડકાનું લક્ષણ

**पाणिभ्यां भृशसंपिष्टे संमूढपिडका भवेत् ॥ ११ ॥**

अन्वयः-पाणिभ्यां भृशसम्पिष्टे (लिङ्गे) संमूढपिडका भवेत् ॥

શૂકદોષ ઉત્પન્ન થતાં બન્ને હાથથી લિંગ અત્યંત ચોળવાથી જે અતિશય મૂઢ ફોલ્લી ઉત્પન્ન થાય, તે 'સંમૂઢ-પિડકા' કહેવાય છે. (આ ફોલ્લી પણ વાયુના કોપથી થાય છે.) ૧૧

૭ सम्यक् मुह्यति इति संमूढा-मुह वैचित्त्ये-कर्तरि क्तः, संमूढा चासौ पिडका-संमूढपिडका-शूकदोषजन्यवायुकोपादेव समुद्भूता-શૂકદોષને લીધે કોપેલા વાયુથી ખૂબ ચેળ આવતાં લિંગ ચોળવાથી અતિશય ઊંડા ફેલાવવાળી જે ફોલ્લી થાય, તે સંમૂઢ-પિડકા કહેવાય છે.

टीका=शूकदोषे जाते पाणिभ्यां भृशसम्पिष्टे विचिते लिङ्गे ॥ अत्रापि 'वातकोपतः' इत्यनुवर्तते ॥ (અર્થ ઉપર છે.)

अथावमन्थमाह-

### (૮) અવમંથનું લક્ષણ

**दीर्घा बह्व्यश्च पिडका दीर्यन्ते मध्यतस्तु याः।**
**सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षकृत्।१२॥**

अन्वयः-दीर्घाः च बह्व्यः याः तु पिडकाः मध्यतः दीर्यन्ते, सः वेदनारोमहर्षकृत् अवमन्थः कफ-असृग्भ्यां (जायते)॥

લાંબા અને ઘણા અંકુરોવાળી જે ફોલ્લી વચમાં ફાટે છે અને વેદનાને લીધે રૂંવાડાં ઊભાં કરી દે છે, તે 'અવમંથ' નામની ફોલ્લી કફ તથા રુધિરના કોપથી થાય છે. ૧૨

૮ अवमथ्नाति-दीर्यते यो मध्यतः, वेदनया च रोमहर्षकारी कफासृक्कोपजन्यश्च यो बहुदीर्घपिडकः शूकदोषः-सः-अवमन्थः-मन्थ विलोडने-घञ्, જે વચ્ચે ફાટે અને વેદનાથી રોમાંચ કરી દે, તે કફ તથા રુધિરના કોપથી થતી લાંબી ઘણી ફોલ્લીઓવાળો જે શૂકદોષ તે અવમન્થ કહેવાય છે.

टीका-दीर्घाः=दीर्घाङ्कुराः ॥ (અર્થ ઉપર છે.)

पुष्करिकालक्षणमाह-

### (૯) પુષ્કરિકાનું લક્ષણ

**पिटका पिडकाव्याप्ता पित्तशोणितसम्भवा।**
**पद्मकर्णिकसंस्थाना ज्ञेया पुष्करिकेति सा ॥१३॥**

अन्वय -पिडका-व्याप्ता पद्मकर्णिकसंस्थाना (या) पिडका पित्तशोणितसम्भवा सा पुष्करिका इति ज्ञेया॥

**બાજુમાં નાની નાની ફોલ્લીથી વ્યાપ્ત અને કમળની ડોડીના જેવા આકારવાળી જે ફોલ્લી થાય છે, તે પિત્ત તથા રુધિરના કોપથી થતી 'પુષ્કરિકા' એ નામે જાણવી. ૧૩**

૯ पुष्करमत्र पद्मकर्णिकम्, तदिव कायतिसंस्थाने-नेति कै शब्दे-अन्यत्रापीति डः-પુષ્કર એટલે કમળની ડોડી જેવા આકારે જે જણાય, તે પુષ્કરિકા નામની શૂકદોષજન્ય ફોલ્લી.

टीका-पिडकाव्याप्ता=पार्श्वतः क्षुद्रपिडकाव्याप्ता, अत एव पद्मकर्णिकसंस्थाना ॥ ( આનો અર્થ ઉપર છે )

स्पर्शहानिलक्षणमाह-

### (૧૦) સ્પર્શહાનિનું લક્ષણ

**स्पर्शहानिं तु जनयेच्छोणितं शूकदूषितम् ॥१४॥**

अन्वयः-शूकदूषितं शोणितं तु स्पर्शहानिं जनयेत् ॥

**જે ફોલ્લી સ્પર્શને સહન કરી શકે નહિ એવી થાય છે, તે 'સ્પર્શહાનિ' કહેવાય છે. ( આ ફોલ્લી શૂકદોષને લીધે કોપેલા-રુધિરથી થાય છે. ) ૧૪**

૧૦ स्पर्शः हीयते-त्यज्यते अस्या शूक-दुष्टरुधिर-जन्य-पिडकायां स्पर्श-असह्यत्वादेवेति स्पर्शहानिः-શૂકદોષથી બગડેલા લોહીથી થતી જે ફોલ્લી સ્પર્શને સહન કરે નહિ-વેદનાયુક્ત હોવાથી જે ફોલ્લીને અડવું પણ અસહ્ય થાય, તે ફોલ્લી સ્પર્શહાનિ કહેવાય છે.

टीका-अत्र स्पर्शासहत्वमेव लक्षणम् ॥

अथोत्तमालक्षणमाह-

### (૧૧) ઉત્તમાનું લક્ષણ

**मुद्गमाषोपमा रक्ता रक्तपित्तोद्भवा च या ।**
**एषोत्तमाख्यपिडका शूकाजीर्णसमुद्भवा ॥ १५ ॥**

अन्वय.-या च शूकअजीर्णसमुद्भवा मुद्ग-माष-उपमा रक्ता रक्तपित्त-उद्भवा, एषा उत्तमाख्य पिडका ॥

**જે શૂકદોષને લીધે થયેલા અજીર્ણથી ઉત્પન્ન થઈને મગ કે અડદના જેવા આકારની અને રાતી થાય છે, તે રુધિર તથા પિત્તથી ઉદ્ભવેલી 'ઉત્તમા' નામની ફોલ્લી કહેવાય છે. ૧૫**

૧૧ अतिशयेन उद्गता रक्तपित्ताभ्यां रक्तवर्णा सा उत्तमा, आतिशयिकार्थाद् उद्-शब्दात् तमप्, टाप्-જે રુધિર તથા પિત્તથી થઈને અતિશય લાલ રંગની થાય છે. તે ફોલ્લી ઉત્તમા કહેવાય છે.

अथ शतपोनकलक्षणमाह-

### (૧૨) શતપોનકનું લક્ષણ

**छिद्रैरणुमुखैर्लिङ्गं चितं यस्य समन्ततः ।**
**वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ॥१६॥**

अन्वयः-यस्य लिङ्गम् अणुमुखैः छिद्रैः समततः चित (भवेत्, सः) शतपोनक. व्याधि. वातशोणितज. विज्ञेय. ॥

**જે માણસનું લિંગ ઝીણાં ઝીણાં મોઢાંવાળાં છિદ્રોથી ચોપાસ વ્યાપ્ત થઈ જાય, એ શતપોનક ( ચાળણી ) જેવા દેખાવનો વ્યાધિ 'શતપોનક' કહેવાય છે; અને તે વાયુ તથા રુધિરના કોપથી થાય છે. ૧૬**

૧૨ शतानि पोनकानि-सूक्ष्मच्छिद्राणि यस्मिन् स शतपोनकः, तत्सादृश्याद् व्याधिरपि लिङ्गोद्भवो वात-शोणितजः शतपोनक इत्यभिधीयते-જેમાં સેંકડો બારીક છિદ્રો હોય છે, એવી ચાળણી જેવો લિંગ પર થતો વાતરુધિરજન્ય જે રોગ તે પણ શતપોનક કહેવાય છે.

टीका-शतपोनकः=चालनी, तत्तुल्यत्वात् शतपोनकः॥

त्वक्पाकलक्षणमाह-

### (૧૩) ત્વક્પાકનુ લક્ષણ

**पित्तवातकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहकृत् ॥१७॥**

अन्वयः-पित्तवातकृतः ज्वरदाहकृत् (लिङ्गस्य) त्वक्पाकः ज्ञेयः ॥

**પિત્ત અને વાયુએ કરેલો હોઈ જ્વર તથા બળતરાને ઉત્પન્ન કરનારો લિંગની ચામડીનો જે પાક, તે 'ત્વક્પાક' જાણવો. ૧૭**

૧૩ त्वचः पाको यस्मिन् लिङ्गस्य पित्तवातजन्यः स त्वक्पाकः-જે શૂકરોગમાં પિત્ત તથા વાયુના કોપથી લિંગની ચામડી પાકી જાય છે, તે 'ત્વક્પાક' નામે શૂકરોગ કહેવાય છે.

अथ शोणितार्बुदलक्षणमाह-

### (૧૪) શોણિતાર્બુદનું લક્ષણ

**कृष्णैः स्फोटैः सरक्ताभिः पिडकाभिर्निपीडितम् ।**
**लिङ्गं वास्तुरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ॥१८॥**

अन्वयः-( यत्र ) लिङ्ग कृष्णैः स्फोटैः सरक्ताभिः पिडकाभिः निपीडितं ( भवति ), वास्तुरुजः च उग्राः (स्युः), तत् शोणित-अर्बुद ज्ञेयम् ॥

**જેમાં લિંગ કાળા ફોલ્લા અને રતાશવાળી ફોલ્લીથી ખૂબ પીડાય છે અને ફોલ્લીના**

ઠેકાણામાં તીવ્ર વેદના થાય છે, એ 'શોણિ-તાર્બુદ' (નામે શુકરોગ) કહેવાય છે. ૧૮

૧૪ शोणितदुष्टिजन्यम् अर्बुदम् इव-अगन्घ-उच्छ्रित-मांसशोथयुक्तत्वाद् अर्बुदगिरिसदृशसमुन्नत लिङ्गं यस्मिन् कृष्णस्फोटैः सरक्तपिडकापीडितमुग्रस्क् चेति-शोणितार्बुदम्-જેમાં દુષ્ટ થયેલા લોહીથી ઊંડો માંસનો સોજો ઊંચો આવી આબુ પર્વત જેવું જે થાય અને કાળા ફોલ્લા તથા રતાશવાળી ફોલ્લીઓને લીધે લિંગ અત્યંત પીડાય, તે શોણિતાર્બુદ નામે શુકદોષ કહેવાય છે.

टीका-वास्तुरुजः=स्फोटपिडकाधिष्ठानवेदनाः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ मांसार्बुदलक्षणमाह-

### (૧૫) માંસાર્બુદનું લક્ષણ

मांसदुष्टं विजानीयादर्बुदं मांससम्भवम् ॥ १९ ॥

अन्वयः-मांसदुष्टं मांससम्भवम् अर्बुदं विजानीयात्॥

માંસ દુષ્ટ થવાને લીધે લિંગ ઉપર માંસની રસોળી થાય; એ 'માંસાર્બુદ' કહેવાય છે. ૧૯

૧૫ मांसदुष्टिजन्यम् अर्बुदम्, समुन्नतशोथयुक्तत्वात्-अर्बुदगिरिसदृशं-मांसार्बुदम्-જે માંસના દોષને લીધે ઊંચા સોજાવાળું થઈ આબુ પર્વતના જેવી ઊંચાઈવાળું થાય, તે માંસાર્બુદ શુકદોષ કહેવાય છે.

अथ मांसपाकमाह-

### (૧૬) માંસપાકનું લક્ષણ

शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदनाः।
विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ॥ २० ॥

अन्वयः-यस्य मांसानि शीर्यन्ते, सर्वाः च वेदनाः (स्युः), तं तु भिषक् सर्वदोषकृतं मांसपाकं विद्यात् ॥

જેના લિંગનું માંસ ખરી પડે અને સર્વ પ્રકારની (વાયુ, પિત્ત અને કફથી થયેલી) વેદના થાય, તેને વૈદ્યે સર્વ દોષથી થયેલ 'માંસપાક' જાણવો. ૨૦

૧૬ मांसस्य पाको यस्मिन् सर्वदोषकृतः स मांसपाकः-જેમાં સઘળા દોષોના પ્રકોપથી લિંગનું માંસ પાકી જાય છે, તે માંસપાક નામે શુકદોષ કહેવાય છે.

टीका-शीर्यन्ते=गलन्ति, सर्वाश्च वेदनाः=वातपित्तकफजाः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ विद्रधिलक्षणमाह-

### (૧૭) વિદ્રધિનું લક્ષણ

विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत् ॥ २१ ॥

अन्वयः-सन्निपातेन यथोक्तं विद्रधिम् अभिनिर्दिशेत् ॥

પ્રમેહની ફોલ્લીમાં ત્રણે દોષસંબંધી જે વિદ્રધિ કહેવાયો છે, તેના જેવાં જ લક્ષણવાળી ફોલ્લી લિંગ પર થાય તેને વૈદ્યે ત્રિદોષના વિદ્રધિ જેવી જ વિદ્રધિ કહેવી. ૨૧

૧૭ पूर्वोक्तसान्निपातिक विद्रधिः इव-तत्सादृश्यात् तदुपचारः, इवार्थकको देवरथादित्वात् लुपि विद्रधिः-પ્રથમ કહેલ ત્રિદોષજન્ય વિદ્રધિ જેવો જ આ શુકદોષ પણ ત્રિદોષજન્ય હોઈ વિદ્રધિ કહેવાય છે.

टीका-उक्तसान्निपातिकविद्रधितुल्यं कथयेत् ॥ (અર્થ ઉપર છે.)

अथ तिलकालकलक्षणमाह-

### (૧૮) તિલકાલકનું લક્ષણ

कृष्णानि चित्राण्यथवा शुक्लानि सविषाणि तु।
×पतन्ति पातयन्त्याशु मेढ्रं निरवशेषतः ॥ २२ ॥
कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः।
सन्निपातसमुत्थांश्च तान् विद्यात्तिलकालकान् ॥२३

अन्वयः-यस्य देहिनः (लिङ्गस्य) मांसानि कृष्णानि चित्राणि अथवा शुक्लानि सविषाणि तु (सन्ति लिङ्गात्) पतन्ति मेढ्रं निरवशेषतः आशु पातयन्ति, कालानि च भूत्वा शीर्यन्ते, तान् सन्निपातसमुत्थान् तिलकालकान् विद्यात् ॥

જે માણસનાં લિંગનાં માંસ કાળા રંગનાં, અથવા અનેક પ્રકારના રંગનાં કે ધોળા રંગનાં થઈ, શુક નામના ઝેરી પ્રાણીની અસરથી થયેલાં હોવાને લીધે ઝેરી પણ થઈને લિંગમાંથી પડતાં જાય; તેમ જ લિંગને પૂરેપૂરું તરત પાડી નાખે અને કાળાં કાળાં થઈને વીંખાતાં જાય, એ રોગ ત્રણે દોષોના પ્રકોપથી થતો 'તિલકાલક' જાણવો. (આ રોગમાં માંસો કાળા તલ જેવાં થઈ જાય છે, તેથી એ 'તિલકાલક' કહેવાય છે.) ૨૨.૨૩

૧૮ कालाश्च ते तिलाः इवेति तिलकालकाः-'कडाराः कर्मधारये' इति पूर्वनिपातः, इवार्थे च कन्-જાણે કાળા તલ હોય એવા થતા શુકદોષો તિલકાલક કહેવાય છે.

टीका-चित्राणि=नानावर्णानि, शुक्लानि=शुक्लवर्णानि, 'मधाः क्रोशन्ती'तिवत्। सविषाणि=सविषशूकाख्यजन्तुविशेषकृतत्वात् सविषाणि, शीर्यन्ते=गलन्ति। कृष्णतिलतुल्यत्वात्तिलकालकाः ॥ (અર્થ ઉપર સમાયો છે.)

× 'पातितानि पतन्त्याशु' इति पाठः।

अथासाध्यमाह-

### અસાધ્ય શૂકદોષ

तत्र मासार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः ।
विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ॥

अन्वय-तत्र च यत् मासार्बुदं, यः च मासपाकः च विद्रधिः स्मृत, ये च तिलकालका स्यु, (ते) न सिद्ध्यन्ति ॥

ઉપર કહેલા અઢાર પ્રકારના શૂકદોષોમાં જે માંસાર્બુદ, જે માસપાક, જે વિદ્રધિ અને જે તિલકાલક કહ્યા, (એ ચાર) અસાધ્ય છે. ૨૪

### શૂકદોષની ચિકિત્સા

शूकदोषेषु सर्वेषु विषघ्नीं कारयेत् क्रियाम् ।
जलौकाभिर्हरेद्रक्तं रेचनं लघु भोजयेत् ॥ २५ ॥
गुग्गुलुं पाययेच्चापि त्रिफलाक्वाथसंयुतम् ।
क्षीरेण लेपसेकांश्च शीतेनैव हि कारयेत् ॥ २६ ॥

अन्वय.-सर्वेषु शूकदोषेषु विषघ्नीं क्रिया कारयेत्, जलौकाभि. रक्त हरेत्, रेचन, लघु भोजयेत्, अपि च त्रिफलाक्वाथसयुत गुग्गुलु पाययेत्, शीतेन च एव क्षीरेण हि लेपसेकान् कारयेत् ॥

સઘળા પ્રકારના શૂકદોષોમાં વૈદ્યે ઝેરનો નાશ કરનારી ક્રિયા કરવી. જળોથી લોહી કાઢવું, વિરેચન આપવું, હલકું ભોજન કરાવવું, તેમ જ ત્રિફળા(હરડે, બહેડાં અને આમળાં)ના ક્વાથની સાથે ગૂગળ પાવો; અને ટાઢા દૂધનો જ લેપ અને ટાઢા દૂધથી જ સિંચન કરવું. ૨૫,૨૬

### દાર્વી તૈલ

दार्वीसुरसयष्ट्याह्वैर्गृहधूमनिशायुतैः ।
सम्पक्व तैलमभ्यङ्गान्मेढ्ररोगं हि नाशयेत् ॥२७॥

अन्वयः-दार्वी-सुरस-यष्टि-आह्वैः गृहधूम-निशा-युतैः सम्पक्व तैलम् अभ्यङ्गात् मेढ्ररोग हि नाशयेत् ॥

દારુહળદર, તુલસી, જેઠીમધ, ઘરના ધુમાડાની ધૂંસ અને હળદરના કલ્કથી પકાવેલુ તેલ (દાર્વી તેલ) માલિશ કરવાથી લિંગના રોગોનો અવશ્ય નાશ કરે છે. ૨૭

टीका-सुरस=तुलसी । इति दार्वीतैलम् ॥

### રસાંજનલેપ

रसाञ्जनं साह्वयमेकमेव, प्रलेपमात्रेण नयेत्प्रशान्तिम् । सपूतिपूयव्रणशोथकण्डूशूलान्वितं सर्वमनङ्गरोगम् ॥ २८ ॥

अन्वयः-एकं रसाञ्जनम् एव प्रलेपमात्रेण सपूति-पूय-व्रण-शोथ-कण्डू-शूल-अन्वित सर्वम् अनङ्गरोग साह्वय प्रशान्ति नयेत् ॥

એકલી રસવંતી જ કેવળ લેપનથી દુર્ગંધિ, પરુ, વ્રણ, સોજો, ખરજ અને શૂળ સહિત સર્વ લિંગસંબંધી રોગને નામ સાથે મટાડી દે છે-લિંગરોગનુ નામ પણ દૂર કરે છે.

टीका-'साह्वय' मित्यनङ्गरोगस्य विशेषणम् । अनङ्गरोगस्य नामापि दूरीकरोतीत्यर्थः ॥ (અર્થ ઉપર છે)

શૂકદોષનો અધિકાર સમાપ્ત

## अथ कुष्ठाधिकारः ।

## ૫૪ : કોઢનો અધિકાર+

### કોઢનું નિદાન તથા ૧૮ની સંખ્યા

विरोधीन्यन्नपानानि द्रवस्निग्धगुरूणि च ।
भजतामागतां छर्दिं वेगांश्चान्यान् प्रतिघ्नताम् ॥१॥
व्यायाममग्नितापं चाप्यति भुक्त्वा निषेविणाम् ।
शीतोष्णलङ्घनाहारान् क्रमं मुक्त्वा निषेविणाम् ॥२
घर्मश्रमभयार्तानां द्रुतं शीताम्बुसेविनाम् ।
अजीर्णाध्यशिनां चापि पञ्चकर्मापचारिणाम् ॥३
नवान्नदधिमत्स्यादिलवणाम्लनिषेविणाम् ।
माषमूलकपिष्टान्नतिलक्षीरगुडाशिनाम् ॥ ४ ॥
व्यवायं चाप्यजीर्णेऽन्ने दिवानिद्रां निषेविणाम् ।
विप्रान् गुरून् धर्षयतां पापं कर्म च कुर्वताम् ॥५॥
वातादयस्त्रयो दोषास्त्वग्रक्तं मांसमम्बु च ।
दूषयन्ति स कुष्ठानां सप्तको द्रव्यसङ्ग्रहः ॥
अतः कुष्ठानि जायन्ते सप्तचैकादशैव च ॥ ६ ॥

अन्वय-विरोधीनि च द्रव-स्निग्ध-गुरुणि अन्नपानानि भजताम्, आगतां छर्दिं च अन्यान् वेगान् प्रतिघ्नताम्, अति भुक्त्वा व्यायाम च अग्नितापम् अपि निषेविणां, क्रम मुक्त्वा शीत-उष्ण-लङ्घन-आहारान्

+ कुष्णाति निष्कुषति त्वच इति कुष्ठम्, कुष निष्कर्षे- 'निकुषि'-(उणा. २-२) इति क्थन्, यद्वा कुत्सित तिष्ठति त्वक्षु दोषजन्यत्ववैवर्ण्यं कृत्वा, 'सुपि स्थ' इति क', 'अम्बाम्बे'ति षत्वम्-જે ચામડીને ખોતરી કાઢે, કોલી કોચી નાખે, તે કુષ્ઠ, અથવા દોષો દ્વારા ચામડીનો રંગ બદલી નાખી ખરાબ દેખાય, એ રીતે ચામડી પર જે રહે છે, તે કુષ્ઠ-કોઢ નામનો ચામડીનો રોગ આ કોઢના ભેદ અઢાર છે, તેથી ઉપરના શૂકદોષના અઢાર ભેદોનું વર્ણન કર્યા પછી અઢાર કોઢનો અધિકાર યાદ આવતા તે શરૂ કરે છે.

निषेविणां, घर्म-श्रम-भयार्तानां, द्रुतं शीतअम्बु-सेविनाम्, अजीर्ण-अध्यशिनाम्, अपि च पञ्चकर्म-अपचारिणां नव-अन्न-दधि-मत्स्य-आदि-लवण-अम्ल-निषेविणां, माष-मूलक-पिष्ट-अन्न-तिल-क्षीर-गुड-अशिनां च अन्ने अजीर्णे अपि व्यवायं, दिवानिद्रां निषेविणां, विप्रान् गुरून् घर्षयतां च पापं कर्म च कुर्वतां वात-आदयः त्रयः दोषाः त्वक् रक्तं मांसं च अम्बु दूषयन्ति, सः सप्तकः द्रव्यसङ्ग्रहः कुष्ठानां (हेतुः कथितः) अतः सप्तधा च एकादश एव कुष्ठानि जायन्ते ॥

દૂધ તથા માછલાં વગેરે પરસ્પર વિરુદ્ધ પદાર્થો ખાનારાઓને, દહીં તથા દૂધ વગેરે વિરુદ્ધ પીણાં સેવનારાઓને; દ્રવ, સ્નિગ્ધ તથા ભારે પદાર્થો સેવનારાઓને, આવેલા ઊલટીના વેગને તથા બીજા મૂત્ર તથા વિષ્ઠા આદિના વેગો રોકનારાઓને, બહુ જમીને કસરત તથા અગ્નિ કે સૂર્ય વગેરેનો તાપ સેવનારાઓને, વિધિને છોડી શીત, ઉષ્ણ, લંઘન તથા આહાર કરનારાઓને; ઘામ, શ્રમ તથા ભયથી પીડિત છતાં તરત (વિસામો લીધા વગર) સ્નાન કરનારાઓને તથા શીતલ જળ પીનારાઓને, ખાધેલું પચ્યું ન હોય છતાં તેની ઉપર બીજું ભોજન કરનારાઓને, વમન, વિરેચન, નસ્ય, નિરૂહબસ્તિ તથા અનુવાસનબસ્તિ, એ પાંચ કર્મોમાંનું કોઈ પણ કર્મ કર્યા પછી વર્તવાની રીતમાં ભૂલ કરનારાઓને, નવાં અન્નોનું સેવન, દહીંનું સેવન, માછલાં વગેરેનું સેવન, ખારા તથા ખાટા પદાર્થોનું સેવન, અડદનું સેવન, મૂળાનું સેવન, વાટેલાં અન્નનું સેવન, તલનું સેવન અને દૂધ તથા ગોળનું બહુ જ સેવન કરનારાઓને, વિદગ્ધ આદિ અજીર્ણ હોય છતાં મૈથુન સેવનારાઓને, દિવસે નિદ્રા સેવનારાઓને, બ્રાહ્મણોનું તથા ગુરુ-વડીલ-પૂજ્યોનું અપમાન કરનારાઓને અને પાપકર્મ કરનારાઓને કોઢ થાય છે. તેઓના વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષો રસ, રુધિર, માંસ તથા લસીકાને દૂષિત કરીને કોઢને ઉત્પન્ન કરે છે. વાત, પિત્ત, કફ, રસ, રુધિર, માંસ તથા લસીકા (હૃદયમાંથી વહીને આખા શરીરને પોષણ આપતું તે નામનું રસરૂપ જળ), એ સાતના બગાડથી કોઢ ઉત્પન્ન થાય છે. તેમાં વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો અને રસ, રુધિર, માંસ તથા લસીકા એ ચાર દૂષ્યો કોઢનાં કારણો છે. સઘળા પ્રકારના કોઢોમાં વાયુ આદિ ત્રણે દોષો દુષ્ટ થાય છે એમ સમજવું. ઉપર કહેલા સાત પદાર્થોના સમુદાયથી સાત પ્રકારના અને અગિયાર પ્રકારના કોઢ ઉત્પન્ન થાય છે. ('અઢાર' એમ નહિ કહેતાં સાત અને અગિયાર એમ જુદી જુદી સંખ્યા કહી, તે ઉપરથી સમજાય છે કે સાત મોટા કોઢ છે અને અગિયાર ક્ષુદ્ર કોઢ છે.) ૧-૬

टीका-विरोधीन्यन्नपानानि=क्षीरमत्स्यादीनि; दधिदुग्धादीनि; व्यायाममित्यादि । अतिभुक्त्वा व्यायामम्, अग्निसन्तापम्=अग्निरुपलक्षणं, सूर्यादिसन्तापं च; निषेविणामिति कृदन्तस्य योगे षष्ठी प्राप्ता, द्वितीया तु मुनिवचनात् । एवमग्रेऽपि 'शीतोष्णलङ्घनाहारानि'त्यादिष्वपि द्वितीया । क्रमं=विधिं । घर्मेत्यादि, घर्मार्तत्वे सति द्रुतमविश्रम्य पाने स्नाने शीताम्बुसेविनाम् । अजीर्णाध्यशिनां=भुक्तेऽजीर्णे भुक्तानाम् । पञ्चकर्मापचारिणां-पञ्चकर्माणि=वमनविरेकनस्यनिरूहानुवासनानि, तेषु कृतेषु अपचारिणाम्; नवान्न-दधिमत्स्याद्याहारादिसेविनाम् । व्यवायमित्यादि । अन्ने अजीर्णे=विदग्धादिरूपे सति, व्यवायं=मैथुनं, निषेविणाम् । 'दिवानिद्रां निषेविणा'मिति भिन्नो हेतुः । घर्षयताम्=अभिभवताम् । दोषदूष्यसंग्रहार्थमाह-वातादय इत्यादिशब्देन त्रिष्वपि प्रतीतेषु 'त्रय' इति पदं सर्वेषु कुष्ठेषु त्रयाणामपि वातादीनां दुष्टत्वबोधनार्थम् । त्वक्=रसः, अम्बु=लसीका । अथ सङ्ख्यामाह-अतः कुष्ठानीत्यादि । अतः=पूर्वोक्तदोषदूष्यसमुदायात् । सप्तधैकादश-धेति षड्ङ्ख्याविच्छेदपाठेन सप्तानां महाकुष्ठत्वमेकादशानां क्षुद्रकुष्ठत्वं बोधयति ॥ આનો બધો અર્થ ભાષાંતરમાં છે.

तत्र सप्तमहाकुष्ठान्याह-

## સાત મોટા કોઢોનાં નામો

पूर्वं त्रिकं तथा सिध्म ततः काकणकं तथा ।
पुण्डरीकर्क्षजिह्वके महाकुष्ठानि सप्त च ॥ ७ ॥

अन्वयः-पूर्वं त्रिकं, तथा सिध्म, ततः काकणकं, तथा पुण्डरीक-ऋक्षजिह्वके च सप्त महाकुष्ठानि (कथ्यन्ते)॥

કાપાલ,[1] ઓદુંબર,[2] મંડલ,[3] સિધ્મ,[4] કાકણક,[5] પુંડરીક[6] અને ઋક્ષજિહ્વક[7] એ સાત મોટા કોઢો કહેવાય છે. ૭

टीका-पूर्वं त्रिक=कापालोदुम्बरमण्डलाख्यम्। 'सिध्म'-शब्दोऽकारान्तो नपुंसकः। ननु कथं सिध्मस्य महाकुष्ठेषु गणना? सुश्रुतेन क्षुद्रकुष्ठेषु उक्तत्वात्। उच्यते, 'धातुप्रविष्टं सिध्मं तु स्यान्महाकुष्ठमेव च।' एवंविधस्य सिध्मस्य चरकेण महाकुष्ठेषु दर्शितत्वात्, एषां महाकुष्ठत्वं च क्षीप्रमुत्तरोत्तरधात्ववगाहनात्, उल्बणदोषजन्यत्वात्, चिकित्साबाहुल्याच्च॥ અહીં શંકા થાય છે કે સુશ્રુતે સિધ્મને ક્ષુદ્ર કોઢોમાં ગણેલ છે, છતાં તમે સિધ્મને મોટા કોઢોમાં કેમ ગણ્યો છો?

આનું સમાધાન એ છે કે જે સિધ્મ ધાતુમાં પેસી જાય તે મહાકુષ્ઠ જ ગણાય છે; કેમ કે ચરકે ધાતુમાં પેઠેલા સિધ્મને મોટા કોઢોમા ગણેલ છે.

આ સાત મોટા કોઢ ગણાય છે, તેના કારણો એ છે કે એ ઉત્તરોત્તર ધાતુમાં તરત પ્રવેશ કરે છે, ઉલ્બણ દોષોથી ઉત્પન્ન થાય છે અને તેની ચિકિત્સા પણ ઘણી છે.

अथैकादश क्षुद्रकुष्ठान्याह-

## અગિયાર ક્ષુદ્ર કોઢોનાં નામો

एककुष्ठं स्मृतं पूर्वं गजचर्म ततः स्मृतम्।
ततश्चर्मदलं प्रोक्तं ततश्चापि विचर्चिका॥८॥
विपादिकाऽभिधा सैव पामा कच्छ्रस्ततः परम्।
दद्रुविस्फोटकिटिभालसकानि च वेष्टितम्॥
क्षुद्रकुष्ठानि चैतानि कथितानि भिषग्वरैः॥९॥

अन्वयः-पूर्वम् एककुष्ठं स्मृतं, ततः गजचर्म स्मृतं ततः चर्मदलं प्रोक्तं, ततः विचर्चिका अपि, सा एव विपादिका अभिधा, ततः परं पामा, कच्छ्र, दद्रु-विस्फोट-किटिम-अलसकानि, च वेष्टितम्-एतानि च भिषग्वरैः क्षुद्रकुष्ठानि कथितानि॥

એકકુષ્ઠ,[1] ગજચર્મ,[2] ચર્મદલ,[3] વિચર્ચિકા[4]....વિપાદિકા, પામા,[5] કચ્છ,[6] દદ્રુ,[7] વિસ્ફોટ,[8] કિટિભ,[9] અલસક[10] અને શતારુ[11] એટલાંને વૈદ્યોએ 'ક્ષુદ્ર કુષ્ઠ' કહ્યા છે.(વિચર્ચિકા નામનો કોઢ જો પગમા થયો હોય તો તે જ 'વિપાદિકા' કહેવાય છે; માટે ક્ષુદ્ર કોઢોની સંખ્યા અગિયારની જ રહે છે.) ૮,૯

टीका-ननु दद्रुः कथं क्षुद्रकुष्ठेषु गणिता? सुश्रुतेन महाकुष्ठेषूक्तत्वात्। उच्यते असितावगाढमूला दद्रुः सुश्रुतेन महाकुष्ठेषु उक्ता, असितेतराऽनवगाढमूला दद्रुः क्षुद्रकुष्ठमेव। एवंविधाया दद्रुश्चरकेण क्षुद्रकुष्ठेषु दर्शितत्वात्॥ અહીં શંકા થાય છે કે સુશ્રુતે દદ્રુને મોટા કોઢોમાં ગણેલ છે; છતાં તમે તેને ક્ષુદ્ર કોઢોમાં કેમ ગણો છો?

આનુ સમાધાન એ છે કે કાળી, ઊંડાં મૂળવાળી દદ્રુને સુશ્રુતે મોટા કોઢોમાં ગણેલ છે, પણ જે દદ્રુ કાળી સિવાય બીજી હોય અને ઊંડાં મૂળવાળી ન હોય તે તો ક્ષુદ્ર કોઢ જ છે. ચરકે પણ એવી દદ્રુને ક્ષુદ્ર કોઢોમાં ગણેલી છે.

कुष्ठानां त्रिदोषजत्वेनैकत्वेऽपि दोषस्योल्बणतया सप्तत्वमाह-

## કોઢ ત્રિદોષજન્ય છતાં દોષોની ઉલ્બણતાને લીધે સાત

कुष्ठानि सप्तधा दोषैः पृथग्द्वन्द्वैः समागतैः।
सर्वेषु च त्रिदोषेषु व्यपदेशोऽधिकस्ततः॥१०॥

अन्वयः-सर्वेषु च त्रिदोषेषु व्यपदेशः अधिकः (स्यात्), ततः पृथक्, द्वन्द्वैः समागतैः दोषैः कुष्ठानि सप्तधा (कथ्यन्ते)॥

જોકે ત્રણે દોષોથી થયેલા કોઢોનાં જ કાપાલ વગેરે નામો છે, તોપણ તે નામો અધિક હોવાને લીધે તે તે દોષોની ઉલ્બણતા ઉપરથી કોઢોના સાત પ્રકાર માન્યા છે. (કોઈ કોઢ વાયુની[1] ઉલ્બણતાવાળો, કોઈ કોઢ પિત્તની[2] ઉલ્બણતાવાળો, કોઈ કોઢ કફની[3] ઉલ્બણતાવાળો, કોઈ કોઢ વાયુ તથા કફની[4] ઉલ્બણતાવાળો, કોઈ કોઢ પિત્ત તથા કફની[5] ઉલ્બણતાવાળો કોઈ કોઢ વાયુ તથા પિત્તની[6] ઉલ્બણતાવાળો અને કોઈ કોઢ ત્રણે દોષોની[7] ઉલ્બણતાવાળો હોય છે.) ૧૦

टीका-सर्वेष्वपि त्रिदोषेषु व्यपदेशः कापालादिसंज्ञा स्तेषां यदधिकत्वं, ततः कुष्ठानि सप्तधा। कैः दोषैः, कथंभूतैः? पृथग्द्वन्द्वैः, समागतैः, सङ्गतैः=समस्तैरिति यावत्। अस्यायमर्थः-किमपि कुष्ठं वातोल्बणं (१) किमपि पित्तोल्बणं (२) किमपि कफोल्बणं (३) किमपि वातश्लेष्मोल्बणं (४) किमपि पित्तश्लेष्मोल्बणं (५) किमपि वातपित्तोल्बणं (६) किमपि त्रिदोषोल्बणम् (७) इति॥ (આનો અર્થ ઉપર છે.)

कुष्ठपूर्वरूपमाह-

## કોઢનું પૂર્વરૂપ

अतिश्लक्ष्णः खरस्पर्शः स्वेदास्वेदविवर्णताः।
दाहः कण्डूस्त्वचि स्वापस्तोदः कोठोन्नतिः क्लमः॥११॥
व्रणानामधिकं शूलं शीघ्रोत्पत्तिश्चिरस्थितिः।
रूढानामतिरूक्षत्वं निमित्तेऽल्पेऽपि कोपनम्।
रोमहर्षोऽसृजः कार्ष्ण्यं कुष्ठलक्षणमग्रजम्॥१२॥

अन्वयः-अति- [illegible] खरस्पर्शः स्वेद-अस्वेद-

विवर्णता: दाहः कण्डूः त्वचि स्वापः तोदः कोठ-उन्नतिः श्रमः अधिकं शूलं व्रणानां शीघ्र-उत्पत्तिः (व्रणानां) चिर-स्थितिः रूढानाम् गति-रूक्षत्वम् अल्पे अपि निमित्ते कोपनं रोमहर्षः असृजः कार्ष्ण्य-(इत्येतद्) अग्रजं कुष्ठलक्षणं (ज्ञेयम्)॥

અત્યંત કોમળ અને ખરસટ સ્પર્શ, ઘામ વગેરે કારણો છતાં પરસેવો ન આવે, રંગનું બદલાઈ જવું, બળતરા, ચળ, ચામડીના સ્પર્શને નહિ જાણવાપણું, સોય ભોંકાયા જેવી પીડા, ઢામઢાં, ગ્લાનિ, ઘણું જ શૂલ, વ્રણોની તરત ઉત્પત્તિ, વ્રણોનું લાંબા કાળ સુધી રહેવું, રુઝાઈ ગયેલા વ્રણોનું અત્યંત રૂક્ષપણું, અલ્પ નિમિત્ત હોવા છતાં વ્રણોનો પ્રકોપ, રૂંવાડાં ઊભાં થવાં અને લોહી કાળું થવું, એટલાં કોઢોનાં પૂર્વરૂપ જાણવાં. ૧૧,૧૨

टीका-अतिश्लक्ष्णः=अतिमृदुः, अस्वेदः=घर्मादिप्रसङ्गेऽपि स्वेदाभावः। त्वचि स्वापः=स्पर्शाज्ञता। शीघ्रोत्पत्तिः व्रणानाम्॥ (આનો અર્થ ઉપર છે.)

કોઢનું લક્ષણ

दूषयन्ति श्लथीकृत्य निश्चलत्वादितस्ततः।
त्वचः कुर्वन्ति वैवर्ण्यं दोषाः कुष्ठमुशन्ति तम् ॥१३

अन्वयः-दोषाः निश्चलत्वात् (त्वचं) श्लथीकृत्य इतस्ततः दूषयन्ति, त्वचः वैवर्ण्यं (च) कुर्वन्ति, तं (वैद्याः) कुष्ठम् उशन्ति॥

દોષો, નિશ્ચલ થવાને લીધે ચામડીને ઢીલી કરી ચારે બાજુથી ખરાબ કરે છે અને ચામડીનો રંગ બદલી નાખે છે એ 'કોઢ' કહેવાય છે. ૧૩

येनोल्बणेन यत् कुष्ठमुत्पद्यते तदाह-

જે દોષની ઉલ્બણતાથી જે કોઢ ઉત્પન્ન થાય તે કહે છે:

वातेन कुष्ठं कापालं पित्तेनौदुम्बरं कफात्।
मण्डलाख्यं विचर्ची च ऋक्षाख्यं वातपित्ततः॥१४॥
चर्मैककुष्ठकिटिभसिध्मालसविपादिकाः।
वातश्लेष्मोद्भवाः पित्तकफाद्दद्रुशतारुषी ॥ १५॥
पुण्डरीकं सविस्फोटं पामा चर्मदलं तथा।
सर्वैरेवोल्बणैर्दोषैराहुः काकणकं बुधाः ॥ १६॥

अन्वयः-वातेन कापालं कुष्ठं; पित्तेन औदुम्बरं; कफात्-मण्डल-आख्यं च विचर्ची; वात-पित्ततः ऋक्ष-आख्यं; वात-श्लेष्म-उद्भवाः चर्म-एककुष्ठ-किटिभ-सिध्म-अलस-विपादिकाः; पित्त-कफात् दद्रु-शतारुषी पुण्डरीकं सविस्फोटं पामा तथा चर्मदलं; सर्वैः एव दोषैः उल्बणैः काकणकम् बुधाः आहुः॥

વાયુની ઉલ્બણતાથી કાપાલ કોઢ, પિત્તની ઉલ્બણતાથી ઓદુંબર, કફથી મંડલ અને વિચર્ચિકા, વાયુ તથા પિત્તની ઉલ્બણતાથી ઋક્ષજિહ્‌વ, વાયુ તથા કફની ઉલ્બણતાથી ગજચર્મ, એકકુષ્ઠ, કિટિભ, સિધ્મ, અલસક અને વિપાદિકા કોઢ, પિત્ત તથા કફની ઉલ્બણતાથી દદ્રુ, શતારુ, પુંડરીક, વિસ્ફોટ, પામા તથા ચર્મદલ કોઢ અને ત્રણે દોષોની ઉલ્બણતાથી કાકણક કોઢ ઉત્પન્ન થાય છે, એમ વિદ્વાનો કહે છે. ૧૪-૧૬

टीका-विचर्ची च कफादित्यन्वयः। पुण्डरीकं सविस्फोटं पामा चर्मदलं तथा पित्तकफादित्यन्वयः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ महाकुष्ठानां मध्ये कापालस्य लक्षणमाह-

(૧) કાપાલ નામના મહાકોઢનું લક્ષણ

कृष्णारुणकपालाभं यद्रूक्षं परुषं तनु।
कापालं तोदबहुलं तत् कुष्ठं विषमं स्मृतम् ॥१७॥

अन्वयः-कृष्ण-अरुण-कपाल-आभं यत् रूक्षं परुषं तनु तोदबहुलं (स्यात्), तत् कापालं कुष्ठं विषमं स्मृतम्॥

કાંઈક કાળા તથા કાંઈક રાતા ફૂટી ગયેલ માટીના વાસણના ટુકડા કે ઠીકરાં જેવા રંગનો, રૂક્ષ, ખરસટ સ્પર્શવાળો, પાતળી ચામડીવાળો અને ઘણી પીડાવાળો જે હોય તે 'કાપાલ' નામનો કોઢ વિષમ છે-એટલે તેની ચિકિત્સા લાગુ થવી મુશ્કેલ બને છે. ૧૭

૧ कपालानां स्फुटितघटादिमृत्पात्रखण्डानाम् इदं स्वरूपम् इव- तत्तुल्यवर्णादियुक्तं, तत् कापालम् इदमर्थेऽण्-ફૂટી ગયેલ ઘડો વગેરે માટીનાં વાસણોના જાણે ટુકડા કે ઠીકરાં હોય તેના જેવા રંગ વગેરે જેના હોય તે કાપાલ નામનો કોઢ કહેવાય છે.

टीका-किंचित्कृष्णाः किंचिदरुणाः ये कपालाः= स्फुटितमृत्पात्रखण्डाः, 'खर्परा' इति यावत्, तद्वर्णं, परुषं=खरस्पर्शम्, तनु=तनुत्वक्, कापालम्=कापालसंज्ञं, विषमं=दुश्चिकित्स्यम्॥ (આનો અર્થ ઉપર છે.)

अथौदुम्बरमाह-

(૨) ઓદુંબર નામના કોઢનું લક્ષણ

उदुम्बरफलाभासं कुष्ठमौदुम्बरं वदेत्।
रुग्दाहरागकण्डूभिः परीतं रोमपिञ्जरम् ॥ १८॥

अन्वयः-उदुम्बर-फल-आभासं रोमपिञ्जर दग्-दाह-राग-कण्डूभिः परीतं कुष्ठम् औदुम्बर वदेत् ॥

ઉંબરાનાં ફળ જેવા આકાર, રંગ તથા પિંગળાં રુવાંટાંવાળો અને પીડા,બળતરા,રતાશ તથા ચળથી વ્યાપ્ત કોઢને 'ઔદુંબર' કહેવો.

२ उदुम्बरस्येदं फलमिव-तत्तुल्याकारवर्णरोमयुक्तत्वात्-औदुम्बरम्-इदमर्थेऽण्-ઉંબરાના ફળ જેવા આકાર, રંગ તથા રૂંછાડવાળો જે કોઢ, તે 'ઔદુંબર' કહેવાય છે.

टीका-औदुम्बरफलाकारम् ॥

अथ मण्डललक्षणमाह-

**(૩) મંડલ નામના કોઢનું લક્ષણ**

**श्वेतरक्तं स्थिरं स्त्यानं स्निग्धमुत्सन्नमण्डलम् ।**
**कृच्छ्रमन्योन्यसंसक्तं कुष्ठं मण्डलमुच्यते ॥ १९ ॥**

अन्वयः-श्वेत-रक्त स्थिरं स्त्यान स्निग्धम् उत्सन्न-मण्डलम् अन्योन्यसंसक्तं मण्डलं कुष्ठ कृच्छ्रम् उच्यते ॥

કાંઈક ધોળો તથા કાંઈક રાતો, ચિકિત્સા વિના મટે નહિ એવો, આર્દ્ર કે ભીનાશવાળો અને પરસ્પર મળેલો 'મંડલ' નામનો કોઢ કષ્ટસાધ્ય કહેવાય છે. ૧૯

३ मण्डयति-भूषयति स्वरूपं श्वेत-रक्तवर्णयुक्त-उद्गत-मण्डलाकारेण परस्पर मिलितत्वेन जातत्वात्, मडि भूषायाम्-'वृषादिभ्यः' (उणा. १-१-६) कलच्, यद्वा मण्डं-भूषां लाति, ला आदाने-'आतोऽनुपसर्गे कः'-જે ધોળા તથા લાલરંગથી યુક્ત ઊંચાં આવેલ ચકરડાંરૂપે એકબીજા સાથે મળેલાં ઉત્પન્ન થઈ પોતાનું સ્વરૂપ શોભાવે, તે મંડલ નામનો કોઢ કહેવાય છે.

टीका-श्वेतरक्तं=किञ्चिच्छ्वेत किञ्चिद्रक्तम्, स्थिरं=विकित्सां विना अविनाशि, स्त्यानम्=आर्द्रं, स्निग्धं=सस्वेदम्, उत्सन्नमण्डलम्=उद्गतमण्डलम्, कृच्छ्रं=कष्टसाध्यम्, अन्योन्यसंसक्तं=परस्परमिलितम् ॥ (આનો અર્થ ઉપર અનુવાદમાં અપાયો છે.)

अथ सिध्मलक्षणमाह-

**(૪) સિધ્મ નામના કોઢનું લક્ષણ**

**श्वेतताम्रं च तनु यद् रजो घृष्टं विमुञ्चति ।**
**प्रायेणोरसि तत् सिध्ममलाबुकुसुमोपमम् ॥२०॥**

अन्वयः-यत् श्वेत-ताम्र तनु च (सत्) घृष्टं रजः विमुञ्चति तत् अलाबु-कुसुम-उपमं प्रायेण उरसि (जातम्) सिध्मम् (उच्यते) ॥

જે ધોળાશથી મિશ્ર રાતા રંગનો, પાતળી ચામડીવાળો, ઘસવાથી રેતી જેવી ઝીણી કણીઓને ખરતો અને તુંબડીનાં ફૂલ જેવો હોય તે 'સિધ્મ' નામે કહેવાતો કોઢ ઘણું કરી છાતી પર થાય છે (અને કોઈ વખતે બીજાં અંગો પર પણ થાય છે). ૨૦

४ सिद्ध्यति श्वेत-ताम्रवर्णमलाबुपुष्पसदृशं चेति सिध्मम्-षिधु संराद्धौ-बाहुलकान्मक्-જે ધોળાશથી યુક્ત લાલ રંગનો અને તુંબડીના ફૂલ જેવો લગભગ છાતી પર થાય તે કોઢ સિધ્મ-કરોળિયા કહેવાય છે.

टीका-श्वेतताम्र=श्वेतं ताम्रम्, तनु=तनुत्वक्, प्रायेणोरसि-'प्रायः' शब्दादन्यत्रापि बोद्धव्यम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ काकणकलक्षणमाह-

**(૫) કાકણક નામના કોઢનું લક્ષણ**

**यत्काकणन्तिकावर्णमपाकं तीव्रवेदनम् ।**
**त्रिदोषलिङ्गं तत् कुष्ठं काकणं नैव सिध्यति ॥२१॥**

अन्वयः-यत् काकणन्तिका-वर्णम् अपाकं तीव्रवेदन त्रिदोषलिङ्गं तत् काकणं कुष्ठ न एव सिध्यति ॥

જે ચણોઠી જેવા રંગનો એટલે વચ્ચે કાળો અને છેડે રાતો હોય અથવા વચ્ચે રાતો અને છેડે કાળો હોય, સ્વાભાવિક જ પાકે નહિ અને તીવ્ર વેદનાવાળો હોય, એ ત્રણે દોષોની ઉલ્બણતાનાં ચિહ્નોવાળો 'કાકણક' નામનો કોઢ અસાધ્ય જ હોય છે. ૨૧

५ काकण-गुञ्जेव कायति-तत्सदृशं मध्ये कृष्णमन्ते च रक्तमथवा मध्ये रक्तमन्ते च कृष्णमिति काकणकम्-कै शब्दे अन्यत्रापि दृश्यत इति डः-જે કોઢ ચણોઠીના જેવો વચ્ચે કાળો અને છેડે લાલ અથવા વચ્ચે લાલ અને છેડે કાળો થાય છે, તેથી કાકણક કહેવાય છે.

टीका-काकणं-काकणन्ती-गुञ्जा, गुञ्जावर्णत्वेन मध्ये कृष्णमन्ते रक्तम्, अथवा मध्ये रक्तम् अन्ते कृष्णम्। अपाकं स्वभावात्। त्रिदोषलिङ्गम्=सर्वेषां कुष्ठाना त्रिदोषजत्वेऽपि, उल्बणदोषत्रयलिङ्गम् ॥ (અર્થ ઉપર છે.)

अथ पुण्डरीकलक्षणमाह-

**(૬) પુંડરીક નામના કોઢનું લક્ષણ**

**तच्छ्वेतं रक्तपर्यन्तं पुण्डरीकदलोपमम् ।**
**सरागं चैव सोत्सेधं पुण्डरीकं कफोल्बणम् ॥२२॥**

अन्वयः-(यत्) पुण्डरीक-दल-उपमं श्वेत रक्त-पर्यन्तं सराग च सोत्सेधम् एव (सत्) कफ-उल्बण (भवति), तत् पुण्डरीकं (ज्ञेयम्) ॥

જે ધોળા કમળની પાંખડી જેવો ધોળો, છેડે રાતો, ઊંચો અને કફની ઉલ્બણતાવાળો હોય; તે કોઢ 'પુંડરીક' જાણવો. ૨૨

૬ श्वेतकमलदलप्रादस्यात् पुण्डरीकमिव-तत्पत्रोपमम्-इति पुण्डरीकम्-જે ધોળા કમળની પાંખડી જેવો ધોળો અને છેડે લાલ થાય છે, તેથી પુંડરીક કહેવાતો કોઢ છે.

टीका-पुण्डरीकदलोपम-पुण्डरीकं=श्वेतकमलं, तत्पत्रोपमम्; सरागं चैव। अत एव 'वेतं रक्तपर्यन्तं-अन्ते रक्तम्। सरागमिति-अन्ते लौहित्याधिक्यबोधनार्थम्। सोत्सेधम्=उन्नतम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ ऋक्षजिह्वकलक्षणमाह-

**(૭) ઋક્ષજિહ્વક નામના કોઢનું લક્ષણ**

**कर्कशं रक्तपर्यन्तमन्तःश्यावं सवेदनम्।**
**यदृक्षजिह्वासंस्थानमृक्षजिह्वं तदुच्यते ॥ २३ ॥**

अन्वयः-यत् कर्कशं रक्तपर्यन्तम् अन्तःश्यावं सवेदनं (सत्) ऋक्ष-जिह्वा-संस्थानं (भवति), तत् ऋक्षजिह्वम् उच्यते ॥

જે કરકરો, છેડે રાતો, વચ્ચે ભૂખરો, વેદનાવાળો અને રીંછની જીભના જેવા આકારવાળો હોય, તે કોઢ 'ઋક્ષજિહ્વક' કહેવાય છે.

૭ ऋक्षस्य-भल्लूकस्य जिह्वा इव कायति-तत्सदृशसंस्थानत्वात्, कै शब्दे-अन्यत्रेति डः-જેની આકૃતિ રીંછની જીભ જેવી હોય તે કોઢ 'ઋક્ષજિહ્વક' કહેવાય છે.

टीका-रक्तपर्यन्तम्=अन्ते रक्तम्, अन्तःश्याव=मध्ये धूम्रवर्णम्, ऋक्षजिह्वासंस्थानम्=ऋक्षो भल्लूकस्तस्य जिह्वाकृति ॥ (આનો અર્થ ઉપર અનુવાદમાં છે.)

अथ क्षुद्रकुष्ठानां मध्ये एककुष्ठ-गजचर्मणोर्लक्षणमाह-

**(૮-૯) એકકુષ્ઠ અને ગજચર્મ નામના ક્ષુદ્ર કોઢોનું લક્ષણ**

**अस्वेदनं महावास्तु यन्मत्स्यशकलोपमम्।**
**तदेककुष्ठं चर्माख्यं बहलं गजचर्मवत् ॥ २४ ॥**

अन्वयः-अस्वेदनं महावास्तु यत् मत्स्यशकल-उपमं (भवेत्), तत् एककुष्ठं, (यच्च) गजचर्मवत् बहलं (भवेत्), तत् चर्माख्य (कथ्यते) ॥

જે પરસેવા વિનાનો, મોટા ઘેરાવાવાળો અને માછલાની ચામડી જેવો-એટલે ચક્ર જેવા આકારવાળો તથા અભ્રકનાં પતરાં જેવો હોય તે કોઢ 'એકકુષ્ઠ' કહેવાય છે. (આ કોઢ ક્ષુદ્ર કોઢોમાં મુખ્ય હોવાથી એકકુષ્ઠ કહેવાય છે.) જે કોઢ હાથીના ચામડા જેવો જાડો, રૂક્ષ તથા કાળો હોય તે 'ગજચર્મ' કહેવાય છે. ૨૪

૮ एक-क्षुद्रकुष्ठेषु प्रधानं च तत् कुष्ठम्-एककुष्ठम्-मत्स्य-शकल-उपमम्-માછલાની ચામડી જેવો ચક્રાકાર તથા અભ્રકના પતરા જેવો ચકચકિત કોઢ દરેક ક્ષુદ્ર કોઢમાં મુખ્ય ગણાય છે, તેથી એકકુષ્ઠ નામે કહેવાય છે.

૯ गजस्य चर्म इव स्थूलं रूक्षं कृष्णं चेति गजचर्म-જેની સ્થૂલતા, રૂક્ષતા તથા કાળાશ હાથીના ચામડા જેવી હોય છે, તે ગજચર્મ કહેવાતો ક્ષુદ્ર કોઢ.

टीका-महावास्तु=महास्थानम्, मत्स्यशकलोपमम्-अत्र 'शकल' शब्देन लक्षणया त्वगुच्यते। तेन चक्राकारमभ्रकपत्रसदृशं भवति। एककुष्ठमिति-क्षुद्रकुष्ठेषु मुख्यत्वात्। चर्माख्य=गजचर्माह्वयम्, बहल=स्थूलम्, गजचर्मवत्-रूक्षं कृष्णं च ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ चर्मदलमाह-

**(૧૦) ચર્મદલ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ**

**रक्तं सशूलं कण्डूमत् सस्फोटं दलयत्यपि।**
**तच्चर्मदलमाख्यातं स्पर्शस्यासहनं च यत् ॥२५॥**

अन्वयः-यत् रक्तं सशूलं कण्डूमत् सस्फोटं (सत् चर्म) दलयति अपि, तत् स्पर्शस्य च असहनं चर्मदलम् आख्यातम् ॥

જે રાતો, શૂળ અને ચળ સહિત તથા ફોલ્લીવાળો થઈ ચામડીને ફાડી નાખે છે અને સ્પર્શને સહન કરતો નથી તે કોઢ 'ચર્મદલ' કહેવાય છે. ૨૫

૧૦ दलयति-विदारयतीति दलम्, दल विदारणे-पचाद्यच्, चर्मदलं-चर्मणो दलं सस्फोटं जायमानत्वात्-જે ક્ષુદ્ર કોઢ ફોલ્લા સાથે થતો હોઈ ચામડીને ચીરી નાખે છે, તેથી ચર્મદલ નામે કહેવાય છે.

टीका-दलयत्यपि=विदारयत्यपि। चर्मेति शेषः ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ विचर्चिकालक्षणमाह-

**(૧૧) વિચર્ચિકા નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ**

**सकण्डूः पिडका श्यावा बहुस्रावा विचर्चिका ॥२६॥**

अन्वयः-सकण्डूः श्यावा बहुस्रावा पिडका विचर्चिका (कथ्यते) ॥

ચળ, કાળાશ અને ઘણા સ્રાવવાળી જે

ક્ષુદ્ર ફોલ્લી થાય છે, તે 'વિચર્ચિકા' નામનો ક્ષુદ્ર કોઢ કહેવાય છે. २६

११ विशेषतश्चर्च्यते-अधि-ईर्यते अनया सकण्डू-क्षुद्र पिडका-रूपेण चर्मण उपरीति विचर्चिका । चर्च अध्ययने-'रोगाख्यायां ण्वुल्'-જે ચેળવાળી અને ખૂબ સ્રાવવાળી નાની ફોલ્લીરૂપે ચામડીની ઉપર ખૂબ થાય છે, તે વિચર્ચિકા. ગુજરાતીમાં 'ખરજવું' કહેવાતો ક્ષુદ્ર કોઢ હાથની ચામડીના ફાટવારૂપે થાય છે.

टीका-पिडका=क्षुद्रपिडका । ननु क्षुद्रकुष्ठानां कथमेकादशत्वं ? विपादिकाया द्वादशत्वसम्भवात् । उच्यते-विचर्चिकैव पादयोर्भवतीति विपादिका, तेन न संख्यातिरेकः । अत एवाह भोजः-'दोषाः प्रदूष्य त्वङ्मांसं, पाणिपादसमाश्रिताः । पिडकां जनयन्त्याशु, दाहकण्डूसमन्विताम् ॥ दार्यते त्वक् खरा रूक्षा पाण्योर्ज्ञेया विचर्चिका । पादे विपादिका ज्ञेया स्थानभेदाद् विचर्चिका । दार्यते=वदार्यते । केचिद्विचर्चिकातो विपादिकां भिन्नामाहुः ॥ અહીં શંકા થાય છે કે સંખ્યા ગણતાં 'વિપાદિકા' નામનો ક્ષુદ્ર કોઢ બારમો થાય છે, છતાં ક્ષુદ્ર કોઢ અગિયાર જ કેમ ગણ્યા છે ?

આનું સમાધાન એ છે કે, પગમા થયેલી વિચર્ચિકા જ 'વિપાદિકા' કહેવાય છે, માટે સંખ્યા વધતી નથી; એ ઉપરથી ભોજ કહે છે કે હાથ અને પગનો આશ્રય કરતા દોષો, (ત્યાંની) ચામડી તથા માંસને ખૂબ દૂષિત કરી-બગાડી દઈને (તે સ્થળે) બળતરા અને ચળથી યુક્ત ફોલ્લી ઉત્પન્ન કરે છે; જેથી રૂક્ષ થયેલા હાથની ચામડી ફાટી જાય એ વિચર્ચિકા કહેવાય છે અને પગની ચામડી ફાટી જાય એ 'વિપાદિકા' કહેવાય છે. આમ વિચર્ચિકાના અને વિપાદિકાના સ્થાનમાં જ ભેદ છે, પણ સ્વરૂપમા ભેદ નથી. કેટલાક આચાર્યોએ તો વિપાદિકાને વિચર્ચિકાથી જુદી જ કહી છે.

अथ विपादिकालक्षणमाह-

### વિપાદિકા નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**वैपादिकं पाणिपादस्फुटनं तीव्रवेदनम् ॥ २७ ॥**

अन्वयः-तीव्रवेदनं पाणि-पाद-स्फुटनं वैपादिकम् (उच्यते) ॥

**જેના લીધે તીવ્ર વેદના સહિત હાથ તથા પગ ફાટે છે, તે 'વિપાદિકા×' કહેવાય છે. २७**

× विपद्यते-विदार्यते अनया पाणिपादमिति वि-पूर्वकात् पद गतौ-इत्यस्मात् 'रोगाख्यायां ण्वुल् बहुलम्'-જેના લીધે હાથપગ ફાટે છે, તે વિપાદિકા (કે બિવાઈ ફાટી-ગાદિયા) નામનો ક્ષુદ્ર કોઢ છે.

टीका-पाणिपादस्फुटनं=पाण्योः पादयोश्च स्फुटनं विदारणं येन तत् ॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पामालक्षणमाह-

### (१२) પામા કે ખસ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**सूक्ष्मा बाह्याः स्राववन्त्यः प्रदाहाः । पामेत्युक्ताः पिडकाः कण्डूमन्त्यः ॥ २८ ॥**

अन्वयः-स्राववन्त्यः प्रदाहाः कण्डूमत्यः बाह्याः सूक्ष्माः पिडकाः 'पामा' इति उक्ताः ॥

**સ્રાવ અને બહુ બળતરાવાળી, ચળયુક્ત, બહારની ઝીણી ઝીણી ફોલ્લીઓ 'પામા' કહેવાય છે. (આ ફોલ્લીઓ પીડા કરે છે, તેથી 'પિડકા' નામે ઓળખાય છે.) २८**

१२ पायति-शोषयति अङ्गम्-पै शोषणे 'मनिन्' (उणा. ४-१४५), यद्वा पायते देहोऽस्याः-पा रक्षणे, यद्वा पिबति देहं-प्रदाहजनकत्वात्, पा पाने-मनिन्-જે દાહજનક હોવાથી શરીરને સૂકવી નાખે છે અથવા ચેપી હોવાથી જેનાથી દેહને ખાસ બચાવવો જરૂરી હોય છે અથવા શરીરને જે પી જાય-ચૂસી લે છે, તેથી પામા-કહેવાતો ક્ષુદ્ર કોઢ-ખસ નામે ગુજરાતીમાં પ્રસિદ્ધ છે.

टीका-पिडकाः पीडयन्तीति पिडका इति क्षिप्रकादित्वात् निपात्यते ॥ (અર્થ કોશમાં ઉપર લખ્યો છે.)

अथ कच्छूलक्षणमाह-

### (१३) કચ્છૂ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**सैव स्फोटैस्तीव्रदाहैरुपेता, ज्ञेया पाण्योः कच्छुरुग्रा स्फिचोश्च ॥ २९ ॥**

अन्वयः-सा एव तीव्र-दाहैः स्फोटैः उपेता पाण्योः च स्फिचोः उग्रा (जायमाना) 'कच्छुः' ज्ञेया ॥

**તે જ (ખસ) તીવ્ર બળતરાવાળી ફોલ્લીઓથી યુક્ત હોઈને બે હાથ પર તથા ફૂલાઓ પર ઉગ્ર સ્વરૂપે થાય તે 'કચ્છુ' કહેવાય છે. २९**

१३ कषति-हिनस्ति पाणि-स्फिक्-त्वचमिति कच्छुः-'कषेश्छ च' (उणा० १-८४) इत्यू-જે બન્ને હાથ તથા ફૂલાની ચામડીનો નાશ કરે છે-ખૂબ જ બગાડી મૂકે છે, તે કચ્છૂ ક્ષુદ્ર કોઢ કહેવાય છે.

टीका-सैव=पामा, स्फोटैः-मदद्भिः, स्फिचौ=प्रोथौ ॥ (આનો અર્થ ઉપર સમાયો છે.)

अथ दद्रूलक्षणमाह–

### (૧૪) દદ્રૂ (દાદર) નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**सकण्डु रागपिडकं दद्रूमण्डलमुद्गतम् ॥ ३० ॥**

अन्वयः–सकण्डु रागपिडकम् उद्गतं मण्डलं 'दद्रूः' (कथ्यते) ॥

ચળવાળું, રાતી ફોલ્લીઓવાળું અને ઉત્પન્ન થતાં જ ઉપસેલું જે મંડળ-ચકરડું થાય છે, તે 'દદ્રૂ' કહેવાય છે. ૩૦

૧૪ दरिद्राति–दुर्गतिं प्रापयति रोगिणस्त्वचमिति दद्रूः –दरिद्रा दुर्गतौ–'दरिद्रातेर्यालोपश्च' (उणा० १–९०) इति साधुः–જે રોગીની ચામડીને બગાડી ખરાબ હાલતની કરી મૂકે છે, તે ક્ષુદ્ર કોઢ દદ્રૂ-દાદર કહેવાય છે.

टीका–दद्रूर्मण्डलरूपेणोत्पतति, उद्गतम्=उच्छूनम् (આનો અર્થ ઉપર છે.)

अथ विस्फोटकलक्षणमाह–

### (૧૫) વિસ્ફોટક નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**स्फोटाः श्यावारुणाभासा विस्फोटाः स्युस्तनुत्वचः ॥ ३१ ॥**

अन्वयः–श्याव–अरुण–आभासाः तनु त्वचः स्फोटाः विस्फोटाः स्युः ॥

કાળાશથી મિશ્ર રતાશવાળા અને પાતળી ચામડીવાળા જે ફોલ્લા થાય છે, તે 'વિસ્ફોટક' કહેવાય છે. ૩૧

૧૫ विशेषतः स्फुट्यते–विशीर्यते त्वक् अनेन स्फोटरूपेण जायमानत्वात्, स्फुटिर्, विशरणे-करणे घञ्, स्वार्थे कः–જે રોગ ફોલ્લાઓરૂપે થતો હોવાથી જેના લીધે ચામડી વીખરાઈ જાય-છિન્નભિન્ન થઈ જાય છે, તેથી એ ક્ષુદ્ર કોઢ વિસ્ફોટક કહેવાય છે.

अथ किटिभलक्षणमाह–

### (૧૬) કિટિભ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**श्यामं किणखरस्पर्शं परुषं किटिभं स्मृतम् ॥३२॥**

अन्वयः–श्याम किणखरस्पर्शं परुषं किटिभं स्मृतम् ॥

કાળી, સૂકાયેલા વ્રણના સ્થાન જેવી, ખરસટ સ્પર્શવાળી અને રૂક્ષપણાવાળી ટીટીઓ રૂપે જે થાય છે, તે 'કિટિભ' કહેવાય છે. ૩૨

૧૬ किटिर्वराहः, स इव भाति श्यामखररूक्षत्वात्, भा दीप्तौ–'अन्यत्रापि दृश्यत' इति डः–જે ક્ષુદ્ર કોઢ રંગે કાળો, ખરસટ તથા રૂક્ષ થતો હોઈ ભૂંડ જેવો જણાય છે, તે કિટિભ કહેવાય છે.

टीका–किणखरस्पर्शं–किणः=शुष्कव्रणस्थानं, तद्वत् कर्कशस्पर्शम्, परुष=रूक्षम् ॥ (અર્થ ઉપર છે.)

अथालसकलक्षणमाह–

### (૧૭) અલસક નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**कण्डूमद्भिः सरागैश्च गण्डैरलसकं चितम् ॥३३॥**

अन्वयः–कण्डूमद्भिः च सरागैः गण्डैः चितम् अलसकं (कथ्यते) ॥

ચળ તથા રતાશવાળી મોટી ફોલ્લીથી જે વ્યાપ્ત હોય તે 'અલસક' કહેવાય છે. ૩૩

૧૭ न लसति–क्रीडति अनेनेति अलसकम्, लस श्लेषणक्रीडनयोः, करणे वुन्–જેના લીધે માણસ બિલકુલ ચેન ન પામે, તે ક્ષુદ્ર કોઢ અલસક કહેવાય છે.

टीका–गण्डैः=महापिडकाभिः, चितं=वेष्टितम् ॥ (આનો અર્થ ઉપર છે.)

शतारुःकुष्ठलक्षणमाह–

### (૧૮) શતારુષ નામના ક્ષુદ્ર કોઢનું લક્ષણ

**रक्तश्यावं सदाहार्त्ति शतारुः स्याद् बहुव्रणम् ॥**

अन्वयः–रक्तश्यावं सदाह–अर्त्ति बहुव्रणं शतारुः स्यात् ॥

રતાશથી મિશ્રિત કાળાશવાળો, બળતરાની પીડાવાળો અને ઘણા વ્રણવાળો જે થાય, તે 'શતારુષ્' ક્ષુદ્ર કોઢ કહેવાય છે. ૩૪

૧૮ शतानि अरूंषि यस्मिन् तत्–જેમાં સેંકડો વ્રણ થાય છે, તે ક્ષુદ્ર કોઢ શતારુષ્ કહેવાય છે.

अथ सप्तधातुगतानां कुष्ठानां लक्षणानि ॥

तत्र रसगतस्य कुष्ठस्य लक्षणमाह–

## સાત ધાતુઓમાં ગયેલા કોઢોનાં લક્ષણો:

### રસમાં ગયેલા કોઢનું લક્ષણ

**त्वक्स्थे वैवर्ण्यमङ्गेषु कुष्ठे रौक्ष्यं च जायते।**
**त्वक्स्वापो रोमहर्षश्च स्वेदस्यातिप्रवर्तनम् ॥३५॥**

अन्वयः–त्वक्स्थे कुष्ठे अङ्गेषु वैवर्ण्यं, च रौक्ष्यं, त्वक्स्वापः रोमहर्षः च स्वेदस्य अतिप्रवर्तनं जायते ॥

રસમાં કોઢ ગયો હોય ત્યારે અંગોનો રંગ ખરાબ તથા રૂક્ષતા થાય છે, ચામડીને સ્પર્શની ખબર પડતી નથી, રુવાંટાં ઊભાં થાય અને પરસેવો બહુ જ આવ્યા કરે છે. (કેટલાક વૈદ્યો એમ માને છે કે 'ચામડીને સ્પર્શની ખબર નહિ પડવી, રુવાંટાં ઊભાં થવાં અને પરસેવો બહુ જ આવવો, એ રુધિરમાં ગયેલા કોઢનાં ચિહ્નો છે.') ૩૫

टीका-'त्वक्'शब्देनात्र रस उच्यते। धातुप्रस्तावात् त्वक्स्थत्वाच्च। त्वक्स्वापः=स्पर्शाज्ञत्वम्, 'त्वक्स्वाप' इत्यादिकं केचिद्रक्तगतस्य लिङ्गं मन्यन्ते॥ (આનો અર્થ ઉપર છે.)

रुधिरगतकुष्ठलक्षणमाह-

### રુધિરમાં ગયેલા કોઢનું લક્ષણ

कण्डूर्विपूयकश्चैव कुष्ठे शोणितसम्भवे ॥ ३६ ॥

अन्वयः-शोणितसंभवे कुष्ठे कण्डूः च विपूयकः एव स्यात्॥

રુધિરમાં કોઢ પેઠો હોય ત્યારે ચળ આવે તથા પરુ અધિક થાય છે. ૩૬

टीका-विपूयक=विशेषेण पूयः॥

मांसगतकुष्ठलक्षणमाह-

### માંસમાં ગયેલા કોઢનું લક્ષણ

बाहुल्यं वक्त्रशोषश्च कार्कश्यं पिडकोद्गमः।
तोदः स्फोटः स्थिरत्वं च कुष्ठे मांससमाश्रिते ॥३७॥

अन्वयः-मांस समाश्रित कुष्ठे बाहुल्यं च वक्त्रशोषः कार्कश्य पिडका-उद्गमः तोदः स्फोटः च स्थिरत्वं (स्यात्)॥

માંસમાં કોઢ પેઠો હોય ત્યારે કોઢનું પુષ્ટપણું, મોઢામાં શોષ અને ખરસટપણું થાય છે; ફોલ્લીઓ ઊપડે છે; સોય ભોંકાયા જેવી પીડા થાય; મોટા ફોલ્લા થાય અને તે કોઢ એક ઠેકાણે સ્થિર રહે છે. ૩૭

टीका-बाहुल्य=कुष्ठस्य पुष्टिः, पिडकोद्गमः-क्षुद्रपिडकोद्गमः, स्फोटः=बृहत्पिडका, स्थिरत्वम्=असञ्चारित्वम्॥

(આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

मेदोगतकुष्ठलक्षणमाह-

### મેદમાં ગયેલા કોઢનું લક્ષણ

कौण्यं गतिक्षयोऽङ्गानां सम्भेदः क्षतसर्पणम्।
क्षतप्रसारो लिङ्गानि पूर्वमुक्तानि यानि च॥
मेदःस्थानगते लिङ्गं प्रागुक्तानि तथैव च ॥३८॥

अन्वयः-मेदःस्थानगते च कौण्य गतिक्षयः अङ्गानां संभेदः क्षतसर्पण क्षतप्रसारः च लिङ्ग (स्यात्), तथा च यानि च प्राक् पूर्वम् उक्तानि लिङ्गानि (तानि) एव (स्युः)॥

टीका-कौण्य=हस्तनाशः, अङ्गानां सम्भेदः=अङ्गभङ्गः, क्षतसर्पणं=क्षतप्रसरणं, पूर्वमुक्तानि=रक्तमांसगतलिङ्गानि॥ (આ ટીકાનો અર્થ ઉપર લેવાયો છે.)

अथास्थिमज्जगतकुष्ठलक्षणमाह-

### હાડકાં તથા મજ્જામાં ગયેલા કોઢનું લક્ષણ

नासाभङ्गोऽक्षिरागश्च क्षतेषु कृमिसम्भवः।
स्वरोपघातः पीडा च भवेत् कुष्ठेऽस्थिमज्जगे ॥३९

अन्वयः-अस्थिमज्जगे कुष्ठे नासाभङ्गः, च अक्षिराग, क्षतेषु कृमिसम्भवः, स्वर-उपघातः च पीडा भवेत्॥

હાડકાં કે મજ્જામાં કોઢ પેઠો હોય ત્યારે નાક ચિરાઈ જાય અને આંખો લાલ થાય છે; ક્ષતમાં કીડા ઉત્પન્ન થાય; ઘાંટો બેસી જાય અને પીડા થાય છે. ૩૯

शुक्रगतकुष्ठलक्षणमाह-

### વીર્યમાં ગયેલા કોઢનું લક્ષણ

दम्पत्योः कुष्ठबाहुल्याद् दुष्टशोणितशुक्रयोः।
यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥ ४० ॥

अन्वयः-कुष्ठबाहुल्यात् दुष्टशोणितशुक्रयोः दंपत्योः तयोः यद् अपत्य जात, तद् अपि कुष्ठितं ज्ञेयम्॥

કોઢ વધારે હોવાથી જેનાં રજ તથા વીર્ય દૂષિત થયાં હોય એવાં સ્ત્રીપુરુષોના સમાગમથી જે સંતાન ઉત્પન્ન થાય, તે સંતાન પણ કોઢવાળું થાય, એમ સમજવું. ૪૦

टीका-ननु शुद्धशोणितशुक्रयोरेव दम्पत्योर्गर्भसम्भवः, दुष्टशोणितशुक्रयोः कथमपत्योत्पत्तिः ? यत आह सुश्रुतः-'कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः। गर्भः सञ्जायते नार्याः स जातो बाल उच्यते॥' अथान्यच्च,-'वातादिदुष्टरेतसोऽपत्योत्पादनेऽसमर्था' इति। उच्यते-गर्भोऽत्र शुद्धो बोद्धव्यः। अशुद्धगर्भो दुष्टशोणितशुक्रयोरपि भवति। गतकर्णान्धबधिरादीनां सम्भवात्। शोणितम्=आर्तवम्। कुष्ठितं=कुष्ठ सञ्जातमस्येति तारकादित्वादितच्। 'शुक्रान्वगतं कुष्ठमपत्येन व्यज्यते' इति तात्पर्यम्॥ અહીં શંકા થાય છે કે, જેનાં રજ તથા વીર્ય શુદ્ધ હોય

કહેવાય છે' વળી બીજુ પણ આ વચન છે કે 'જેનુ વીર્ય વાયુ આદિથી દુષ્ટ થયુ હોય તેઓ ગર્ભને ઉત્પન્ન કરી શકતા નથી'

આનું સમાધાન આ છે કે સુશ્રુતના વચન તથા બીજા વચનમા ગર્ભની જે વાત કહી છે, તે શુદ્ધ ગર્ભ સમજવો, અશુદ્ધ ગર્ભ તો જેના રજ તથા વીર્ય બગડ્યા હોય એવા સ્ત્રી-પુરુષોનો પણ થાય છે, કેમ કે કાન વગરના, આંધળા તથા બહેરા વગેરે ગર્ભોની પણ ઉત્પત્તિ જોવામા આવે છે, એટલે અહીં કહેવાનુ તાત્પર્ય આ છે કે 'વીર્ય તથા રજના રહેલો કોઢ તેના સતાન ઉપરથી જણાય છે'

कुष्ठेषु उल्वणवातादिदोषलिङ्गमाह-

કોઢમાં વાયુ વગેરે દોષોની ઉલ્બણુતાનાં ચિહ્નો

खरं श्यावारुणं रूक्षं वातकुष्ठं सवेदनम् ।
पित्तात्प्रकुपितं दाहरागस्रावान्वितं मतम् ॥४१॥
कफात् क्लेदि घनं स्निग्धं सकण्डूशैत्यगौरवम् ।
द्विलिङ्गं द्वन्द्वजं कुष्ठं त्रिलिङ्गं सान्निपातिकम् ॥४२॥

अन्वय -वातकुष्ठ खर श्याव-अरुण रूक्ष सवेदन (भवेत्), पित्तात् प्रकुपित दाह-राग-स्राव-अन्वित मतम् । कफात् क्लेदि घन स्निग्ध सकण्डूशैत्यगौरवम्, द्वन्द्वज कुष्ठ द्विलिङ्ग, सान्निपातिक त्रिलिङ्ग, (ज्ञेयम्) ॥

વાયુની ઉલ્બણુતાવાળો કોઢ ખરસટ, શ્યામ અથવા રાતો, રૂક્ષ અને વેદનાવાળો થાય છે. પિત્તની ઉલ્બણુતાવાળો કોઢ દુર્ગંધી, ઘણી ભીનાશવાળો અને બળતરા, રતાશ તથા સ્રાવથી સંયુક્ત મનાયો છે. કફની ઉલ્બણુતાવાળો કોઢ ભીનાશવાળો, પુષ્ટ, સ્નિગ્ધ, ચળ વાળો, શીતળતાવાળો અને ભારેપણાવાળો થાય છે. ઉપર કહેલા ચિહ્નોમાથી બે જાતનાં ચિહ્નો દેખાતા હોય તો એ કોઢને બે દોષની ઉલ્બણુતાથી થયેલો જાણવો અને ત્રણે જાતનાં ચિહ્નો દેખાતા હોય તો ત્રણે દોષની ઉલ્બણુતાથી થયેલો સમજવો. ૪૧,૪૨

टीका-खर=कर्कशम् श्यावारुण=श्याव वा अरुण वा, प्रकुपित=पूतिर्गन्धबहुलम् । क्लेदम्=आर्द्रतायुक्तम्, घन=पुष्टम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

अथ कुष्ठस्य साध्यत्वादिकमाह-

સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય કોઢ

साध्यं त्वग्रक्तमांसस्थं वातश्लेष्माधिकं च यत् ।
मेदोग द्वन्द्वजं याप्यं वर्ज्यं मज्जास्थिसंश्रितम् ।
कृमिकृद्दाहमन्दाग्निसंयुक्तं यत् त्रिदोषजम् ॥४३॥

अन्वय -त्वग्रक्तमांसस्थ च वात-श्लेष्म-अधिक च यत् (कुष्ठ तत्) साध्यम्, मेदोग द्वन्द्वज याप्यम्, मज्जा-अस्थि-संश्रित दाह-मन्द-अग्नि संयुक्त यत् त्रिदोषज (च) कृमिकृत् वर्ज्यम् ॥

રસ, રુધિર કે માંસમા પેઠેલો અને વાયુ તથા કફની ઉલ્બણુતાવાળો કોઢ સાધ્ય છે; મેદમા પેઠેલો અથવા બે દોષની ઉલ્બણુતાવાળો કોઢ યાપ્ય છે; પણ મજ્જા કે હાડકાંમા પેઠેલો, બળતરાવાળો, મંદ અગ્નિવાળો કે ત્રણે દોષોની ઉલ્બણુતાથી થયેલો કોઢ અસાધ્ય છે, તેમ જ કીડાને ઉત્પન્ન કરનારો બહારનો કોઢ પણ અસાધ્ય છે, તેનો વૈદ્યે ત્યાગ કરવો-ચિકિત્સા ન કરવી. (ઉપર વાયુ તથા કફની ઉલ્બણુતાવાળો કોઢ સાધ્ય છે, એમ કહ્યું, તેથી એમ સિદ્ધ થાય છે કે સિધ્મ, એકકુષ્ઠ, ગજચર્મ, વિપાદિકા, કિટિભ તથા અલસક પણ વાયુ તથા કફની ઉલ્બણુતાવાળા હોવાથી સાધ્ય છે. મજ્જા કે વીર્યમા પેઠેલો કોઢ અસાધ્ય છે.) ૪૩

टीका-वातश्लेष्माधिक च यत्-एतेन सिध्मैककुष्ठगजचर्मविपादिकाकिटिभालसकानि साध्यानि । मज्जागत शुक्रगतमप्यसाध्यम् । कृमिकृद् बाह्यादिकमपि वर्ज्यमित्यन्वय ॥ (આ ટીકાનો સપૂર્ણ અર્થ ઉપર સમાયો છે.)

अथारिष्टमाह-

કોઢનુ અરિષ્ટ

प्रभिन्नं प्रस्रुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् ।
पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीह कुष्ठिनम् ॥ ४४ ॥

अन्वय -प्रभिन्न प्रस्रुत-अङ्ग रक्तनेत्र हतस्वर च पञ्चकर्मगुण-अतीतम्-इह कुष्ठिन कुष्ठ हन्ति ॥

કોઢનો જે રોગી ફાટી ગયેલાં કે સ્રવતા અંગવાળો, લાલ થયેલાં નેત્રવાળો, જેનો અવાજ હણાઈ-બેસી ગયો હોય અને જેને વમન તથા વિરેચન આદિ પંચ કર્મોના ગુણો લાગુ પડ્યા ન હોય, આમાના કોઈ પણ કોઢિયાને કોઢરોગ મારી નાખે છે ૪૪

टीका-प्रभिन्न=विदीर्णम्, हतस्वर=पर्परस्वरम्, पञ्चकर्मगुणातीतम्=अप्राप्तवमनादिपञ्चकर्मगुणम् ॥ (આનો અર્થ ઉપર નમાયો છે)

## કોઢનો જ ભેદ-શ્વિત્ર તથા શ્વિત્રના જ ભેદ-કિલાસનું અને અરુણનું નિદાન તથા લક્ષણ

अथ त्वग्दुष्टिसाम्यात् कुष्ठभेदत्वाच्चात्रैव श्वित्रमाह-

જેમા ચામડીનું બગડવું સરખું હોવાથી કોઢનો જ ભેદ ગણાતો શ્વિત્ર અહીં જ કહે છે:

कुष्ठैकसम्भवं श्वित्रं किलासं चारुणं भवेत्।
निर्दिष्टमपरिस्रावि त्रिधातूद्भवसंश्रयम् ॥ ४५ ॥

अन्वय-कुष्ठ-एकसम्भव श्वित्र किलास च अरुण भवेद्। निर्दिष्टम् अपरिस्रावि (च) त्रिधातु-उद्भव-संश्रय (स्यात्) ॥

કોઢના જે નિદાનો છે, તે જ શ્વિત્ર*ના નિદાનો છે; અને શ્વિત્ર જ રુધિરના આશ્રયથી 'કિલાસ' અને માંસના આશ્રયથી 'અરુણ' કહેવાય છે-એટલે કિલાસ× અને અરુણ+ એ શ્વિત્રના જ ભેદ છે. કોઢ સ્રાવવાળો હોય છે અને શ્વિત્ર સ્રાવથી રહિત હોય છે, શ્વિત્ર વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોમા થી અલગઅલગ એક એક દોષના પ્રકોપથી થાય છે, અને તે લોહી, માંસ તથા મેદ-એ ત્રણ ધાતુમા રહે છે, જ્યારે કોઢ સામટા ત્રણે દોષથી ઉત્પન્ન થઈને સર્વ ધાતુઓમા રહે છે, એટલો કોઢ અને શ્વિત્રમા તફાવત છે

टीका-कुष्ठैकसम्भव=कुष्ठेन सह सम्भवो=निदान यस्य। अथ श्वित्रस्य भेदमाह-किलास चारुण भवेत्= श्वित्रमेव रक्तमांसाश्रयात्किलासमरुण च भवेदित्यर्थ। ननु कुष्ठस्य श्वित्रस्य च को भेद ? इत्यत आह-निर्दिष्टमपरिस्रावीति, श्वित्रमपरिस्रावि भवति, कुष्ठ तु स्रावि ॥ अथ च त्रिधातूद्भवसंश्रयमिति, श्वित्र त्रयो धातवो=वातपित्तकफास्तेभ्य पृथग्भूतेभ्य उद्भवो यस्य तत्। अथ त्रयो धातव =रक्तमांसमेदांसि सश्रयोऽधिष्ठान यस्य तत्। कुष्ठ तु सान्निपातिक, सर्वधातुगत भवतीति भेद ॥ (આ ટીકાનો સંપૂર્ણ અર્થ ઉપર સમાયો છે)

दोषभेदेन लक्षणभेदानाह-

દોષોના ભેદ ઉપરથી શ્વિત્રના લક્ષણના ભેદો

वाताद्रूक्षारुणं पित्तात् ताम्रं कमलपत्रवत्।
सदाहं रोमविध्वंसि कफाच्छ्वेतं घनं गुरु ॥ ४६ ॥
सकण्डूकं क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत्।
वर्णेनैवेदृगुभयं कष्टं तच्चोत्तरोत्तरम् । ४७ ॥

अन्वय-वातात् (श्वित्र) रूक्ष-अरुण, पित्तात् कमलपत्रवत् ताम्र सदाह रोमविध्वंसि, कफात् श्वेत घन गुरु सकण्डूक (श्वित्र) क्रमात् रक्तमांस-मेदःसु च आदिशेत्, (दोषज व्रणज चेति) उभय तत् (श्वित्र) वर्णेन ईदृक् एव, तत् च उत्तरोत्तर कष्ट (ज्ञेयम्) ॥

વાયુથી થયેલ શ્વિત્ર રૂક્ષ તથા કાંઈક રાતું હોય અને તે રુધિરમા રહે છે; પિત્તથી થયેલ તે શ્વિત્ર કમળના પત્રની પેઠે વચમા ધોળું તથા છેડે રાતું, બળતરાવાળું, રૂવાડાંનો નાશ કરનાર અને તે માંસમાં રહે છે, કફથી થયેલ શ્વિત્ર ધોળું, પુષ્ટ, ભારે ચળવાળું અને મેદમા રહે છે આ શ્વિત્ર દોષથી કે વ્રણથી થઈ બે પ્રકારનું હોય છે, પણ દોષોના ભેદને અનુસરી તેના વર્ણો તો ઉપર પ્રમાણે જ હોય છે વાયુ સંબંધી શ્વિત્ર કરતા પિત્તસંબંધી શ્વિત્ર વધારે ખરાબ છે અને પિત્તસંબંધી શ્વિત્ર કરતા કફસંબંધી શ્વિત્ર વધારે ખરાબ છે (ચરક)પણ કહે છે કે 'વાયુથી થયેલું શ્વિત્ર કાંઈક રાતું હોય અને રુધિરમા રહે છે, પિત્તથી થયેલું શ્વિત્ર છેડે રાતું હોય અને માંસમા રહે છે, કફથી થયેલું શ્વિત્ર ધોળું હોય અને મેદમા રહે છે વાયુસંબંધી શ્વિત્ર કરતા પિત્તસંબંધી શ્વિત્ર અને પિત્તસંબંધી શ્વિત્ર કરતા કફસંબંધી શ્વિત્ર વધારે ભારે છે' ભોજ પણ કહે છે કે 'દોષથી અને

---

* श्वेतते-श्वेत वर्ण प्राप्नोति इति श्वित्रम्-श्विता वर्णे-'स्फायितञ्चि' (उणा २-१३) इति रक्-જે ધોળો રંગ ધારણ કરે છે, તે શ્વિત્ર નામે કોઢનો જ ભેદ છે

× किलति-श्वैत्य प्राप्नोति इति किलम्, किल श्वैत्य-'इगुपधे'ति क, तत अस्यति-क्षिपति श्वैत्यम् इति असम्, किल च तत् अस चेति किलास रक्ताश्रयम्-જે ધોળા રંગ ધરે છે તથા છોડે પણ છે, તે ધોળાશથી મિશ્ર રતાશવાળો (ગુલાબી) શ્વિત્રનો જ ભેદ લોહીના આશ્રયવાળો કોઢ કિલાસ કહેવાય છે

+ अरुण वर्ण अस्ति अस्येति अरुण मांसाश्रयम्-अर्शआद्यच्-જે શ્વિત્ર, માંસનો આશ્રય કરી કંઈક રતાશપડતો રંગ ધારણ કરે છે, તે શ્વિત્રનો જ ભેદ માંસાશ્રિત કોઢ અરુણ કહેવાય છે

વ્રણથી થઈને શ્વિત્ર બે પ્રકારનું હોય છે.')૪૬,૪૭

टीका-अरुणम्=ईषल्लोहितम् । 'कमलपत्रवदि'-त्यनेन मध्ये श्वेतमन्ते लोहितं बोधयति । घन=पुष्टम्, क्रमाद्रक्तमांसमेदःसु चादिशेत् । तथा च चरकः-'अरुणं रक्तगं वाते ताम्रं पित्ते पलं गतं । श्वेतं श्लेष्मणि मेदःस्थं गुरु तच्चोत्तरोत्तरम्' इति ॥ उभयं=द्विविधमपि श्वित्रं वर्णेन ईदृगेव । अरुणं ताम्रं श्वेतं च दोषभेदात् । द्विविधं दोषजं व्रणजं च । तथा च भोजः-'श्वित्रं तु द्विविधं विद्याद्दोषजं व्रणजं तथा' इति ॥ (આ ટીકાનો સંપૂર્ણ અર્થ ઉપર સમાયો છે.)

श्वित्रं साध्यमसाध्यं चाह-

### સાધ્ય તથા અસાધ્ય શ્વિત્ર

अशुक्लरोमाऽबहलमसृग्युक्तमथो नवम् ।
अनग्निदग्धजं साध्यं श्वित्रं वर्ज्यमतोऽन्यथा ॥४८

अन्वयः-(यत्) श्वित्रम् अशुक्ल रोम अबहलम् असृग्युक्तम् अथो नवम् अनग्निदग्धजं (भवेत्, तत्) साध्यम्, अतः अन्यथा वर्ज्यम् ॥

જે શ્વિત્ર ધોળાં રૂંવાડાં વગરનું, પાતળું, લોહીવાળું, નવું અને અગ્નિથી દાઝ્યા વિના થયેલું હોય તે સાધ્ય છે; એ સિવાયનું શ્વિત્ર અસાધ્ય છે. ૪૮

टीका-अबहलं=तनु । अन्यच्च-વળી બીજું-

गुह्यपाणितलौष्ठेषु जातमप्यचिरन्तनम् ।
वर्जनीयं विशेषेण किलासं सिद्धिमिच्छता ॥४९॥

अन्वयः-गुह्यपाणितल ओष्ठेषु जातम् अचिरंतनम् अपि किलासं सिद्धिम् इच्छता (वैद्येन) विशेषेण वर्जनीयम् ॥

જે શ્વિત્ર લિંગ, યોનિ, હાથ-પગનાં તળિયામાં કે હોઠમાં થયેલ હોય તે શ્વિત્ર નવું હોય તોપણ સિદ્ધિ ઇચ્છતા વૈદ્યે વિશેષે કરી તેનો ત્યાગ જ કરવો-તેની ચિકિત્સા જ ન કરવી. ૪૯

टीका-गुह्यं=मेहनं भगं च, तलमत्र=पदतलं, अप्य-चिरन्तनं=नवमपि ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

कुष्ठस्य संसर्गजत्वप्रसङ्गनान्यानपि संसर्गजान् रोगानाह-

### કોઢ વગેરે કેટલાક રોગો સંસર્ગથી થતા-ચેપી છે

प्रसङ्गाद्गात्रसंस्पर्शान्निःश्वासात्सहभोजनात् ।
एकशय्यासनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् ॥५०॥
कण्डूकुष्ठोपदंशाश्च भूतोन्मादव्रणज्वराः ।
औपसर्गिकरोगाश्च सङ्क्रामन्ति नरान्नरम् ॥५१॥

अन्वयः-कण्डू-कुष्ठ-उपदंशाः च भूत-उन्माद-व्रण-ज्वराः च औपसर्गिकरोगाः प्रसङ्गात् गात्रसंस्पर्शात् निःश्वासात् सहभोजनात् एकशय्या-आसनात् च वस्त्र-माल्य-अनुलेपनात् अपि नरात् नरं सङ्क्रामन्ति ॥

ચળ, કોઢ, ચાંદી, ભૂતકૃત ઉન્માદ, વ્રણ, જ્વર અને એવા બીજા પણ સંસર્ગી ચેપી રોગો, તે તે રોગી સાથે મૈથુન કરવાથી, તેના અવયવોના બરાબર સ્પર્શથી, તેના શ્વાસના સંબંધથી, તેની સાથે જમવાથી કે તેની સાથે એક પથારી પર સૂવા-બેસવાથી એક માણસમાંથી બીજા માણસમાં દાખલ થાય છે. ૫૦,૫૧

टीका-प्रसङ्गो=मैथुनम् ।

### કોઢના રોગ સાથે મરનાર ફરી કોઢિયો

म्रियते यदि कुष्ठेन पुनर्जातस्य तद्भवेत् ।
अतो निन्दितरोगोऽयं कुष्ठं कष्टं प्रकीर्तितम् ॥५२॥

अन्वयः-यदि (जनः) कुष्ठेन (सह) म्रियते (तर्हि) तत् पुनर्जातस्य भवेत्, अतः अयं निन्दित-रोगः कुष्ठ कष्ट प्रकीर्तितम् ॥

જો માણસ શરીરમાં રહેલા કોઢની સાથે મરે છે, તો પુનર્જન્મમાં પણ તેને કોઢ થાય છે; માટે આ નિંદ્ય કોઢનો રોગ કષ્ટરૂપ કહેવાય છે. (અહીં કહેવાનો અભિપ્રાય આ છે કે 'કોઢવાળાના કોઢની સર્વ પ્રકારે ઘણી જ કાળજીથી ચિકિત્સા કરવી, પણ બેદરકારી કરવી નહિ.') ૫૨

टीका-एतावता कुष्ठिनो कुष्ठ सर्वथा प्रतिकरणीयं, न तु उपेक्षणीयमित्युक्तम् । (આનો અર્થ ઉપર છે.)

### કોઢની સામાન્ય ચિકિત્સા

वातोत्तरेषु सर्पिर्वमनं श्लेष्मोत्तरेषु कुष्ठेषु ।
पित्तोत्तरेषु लेपः, सेको रक्तस्य मोचनं श्रेष्ठम् ॥५३

अन्वयः-वात-उत्तरेषु कुष्ठेषु सर्पिः, श्लेष्म-उत्तरेषु वमन, पित्त-उत्तरेषु लेपः सेकः रक्तस्य मोचनं श्रेष्ठम् (अस्ति) ॥

વાયુની ઉલ્બણતાવાળા કોઢોમાં ઘીનો ઉપયોગ કરાવવો, કફની ઉલ્બણતાવાળા કોઢોમાં ઊલટી કરાવવી અને પિત્તની ઉલ્બણતાવાળા કોઢોમાં લેપ, સિંચન તથા લોહી કઢાવવું શ્રેષ્ઠ છે. ૫૩

### પથ્યાદિલેપ+

पथ्याकरञ्जसिद्धार्थनिशावल्गुजसैन्धवैः ।
विडङ्गसहितैः पिष्टैर्लेपो मूत्रेण कुष्ठनुत् ॥ ५४ ॥

अन्वयः–पथ्या करञ्ज-सिद्धार्थ-निशा-अवल्गुज सैन्धवैः विडङ्गसहितैः मूत्रेण पिष्टैः लेपः कुष्ठनुत् (स्यात्) ॥

હરડે, કરંજ, સરસવ, હળદર, બાવચી, સિંધવ અને વાવડિંગને ગોમૂત્રમાં વાટી કરેલો લેપ કોઢને મટાડે છે. ૫૪

टीका–अवल्गुजः=' बाकुची 'ति लोके । इति पथ्यादिलेपः ॥

### સોમરાજ્યુદ્વર્તન*

सोमराजीभवं चूर्णं शृङ्गवेरसमन्वितम् ।
उद्वर्तनमिदं हन्ति कुष्ठमुग्रं कृतास्पदम् ॥ ५५ ॥

अन्वयः–सोमराजीभव चूर्णं शृङ्गवेरसमन्वितम्, इदम् उद्वर्तनं कृत-आसदम् उग्र कुष्ठ हन्ति ॥

બાવચીનું ચૂર્ણ આદુંની સાથે વાટી શરીર પર ચોળવું; તે સ્થાન કરી બેઠેલો ઉગ્ર કોઢ પણ મટાડે છે. ૫૫

टीका–सोमराजी=' बाकुची 'ति लोके ।

### પંચનિંબકાવલેહ×

रसायनं प्रवक्ष्यामि ब्रह्मणा यदुदाहृतम् ।
मार्कण्डेयप्रभृतिभिर्यत्प्रयुक्तं महर्षिभिः ॥ ५६ ॥
पुष्पकाले तु पुष्पाणि फलकाले फलानि च ।
संगृह्य पिचुमर्दस्य त्वङ्मूलानि दलानि च ॥५७॥
द्विरंशानि समाहृत्य भागिकानि प्रकल्पयेत् ।
त्रिफला त्र्यूषण ब्राह्मी श्वदंष्ट्राऽरुष्कराग्नयः ॥५८॥
विडङ्गसारवाराहीलोहचूर्णं स्मृताः समाः ।
निशाद्वयावल्गुजकं व्याधिघातः सशर्करः ॥५९॥
कुष्ठमिन्द्रयवाः पाठा चूर्णमेषां तु संयुतम् ।
खदिरासननिम्बानां घनक्वाथेन भावयेत् ॥ ६० ॥
सप्तधा पञ्चनिम्बं तु मार्कवस्य रसेन च ।
स्निग्धः शुद्धतनुर्धीमान् योजयेत्तच्छुभे दिने ॥६१॥
मधुना तिक्तहविषा खदिरासनवारिणा ।
लेह्यमुष्णाम्भसा वापि कोलवृद्ध्या पलं भवेत् ।
जीर्णे तस्मिन् समश्नीयात् स्निग्धं लघु हितं च यत् ॥
विचर्चिकौदुम्बरपुण्डरीककापालदद्रूकिटिभालसादिकम् ॥ ६३ ॥
शताहविस्फोटविसर्पमालाः, कफप्रकोपं त्रिविधं किलासम् । भगन्दरश्लीपदवातरक्तजडान्धनाडीव्रणशीर्षरोगान् ॥ ६४ ॥
सर्वान् प्रमेहान् प्रदरांश्च सर्वान्, दंष्ट्राविषं मूलविषं निहन्ति । स्थूलोदरः सिंहकृशोदरः स्यात्, सुश्लिष्टसन्धिर्मधुनोपयोगात् ॥ ६५ ॥
सदोपयोगादपि ये दशन्ति, सर्पादयो यान्ति विनाशमाशु । जीवेच्चिरं व्याधिजराविमुक्तः, शोभेन्नरश्चन्द्रसमानकान्तिः ॥ ६६ ॥

अन्वयः–ब्रह्मणा यद् उदाहृत मार्कण्डेयप्रभृतिभिः महर्षिभिः यत् प्रयुक्त (तत्) रसायन प्रवक्ष्यामि। पिचुमर्दस्य पुष्पकाले तु पुष्पाणि फलकाले च फलानि त्वङ्मूलानि च दलानि द्विरंशानि संगृह्य समाहृत्य भागिकानि प्रकल्पयेत्, (इद) पञ्चनिम्ब तु मार्कवस्य रसेन च सप्तधा भावयेत्, (तथा) त्रिफला त्र्यूषण ब्राह्मी श्वदंष्ट्रा अरुष्कर–अग्नयः विडङ्ग–सार–वाराही–लोहचूर्ण–अमृताः समाः (तथा) निशाद्वय–अवल्गुजक व्याधिघातः सशर्करः कुष्ठम् इन्द्रयवाः पाठा, एषां तु (एकभागानां) संयुतं चूर्णं खदिर–असन–निम्बानां घनक्वाथेन भावयेत्। (ततः तत् सर्वम् एकीकृत्य) धीमान् शुद्धतनुः स्निग्धः शुभे दिने तद् योजयेत्, मधुना तिक्तहविषा खदिर–असन–वारिणा अपि वा उष्ण–अम्भसा लेह्यम्, कोलवृद्ध्या पलं भवेत्, तस्मिन् जीर्णे यत् स्निग्ध लघु च हित (भवेत्, तत्) समश्नीयात्, (अनेन) विचर्चिका–औदुम्बर–पुण्डरीक–कापाल–दद्रु–किटिभ–अलस–आदि, शताह–विस्फोट–विसर्प–माला, कफप्रकोप त्रिविध किलासं भगन्दर–श्लीपद–वातरक्त–जड–अन्ध–नाडीव्रण–शीर्षरोगान् सर्वान् प्रमेहान् सर्वान् च प्रदरान् दंष्ट्राविषं मूलविष (जनः) निहन्ति। (अस्य) मधुना उपयोगात् स्थूल–उदरः सिंहकृश–उदरः सुश्लिष्टसन्धिः स्यात्, सदा उपयोगात् सर्पादयः ये दशन्ति, ते अपि आशु विनाश यान्ति। व्याधिजराविमुक्तः नरः चिर जीवेत्, चन्द्रसमानकान्तिः शोभेत् ॥

બ્રહ્માએ જે કહેલું છે અને માર્કંડેય આદિ મોટા મોટા ઋષિઓએ જેનો પ્રયોગ કરેલો છે, તે રસાયન હું કહું છું: પુષ્પસમયે લીંબડાનાં પુષ્પોને, ફળસમયે ફળોને તથા છાલ,

---

+ पथ्या आदिर्येषां तानि, तत्कृतो लेपः-હરડે જેમાં પહેલી હોય છે, એવાં ઓસડિયાંથી કરેલો લેપ પથ્યાદિલેપ કહેવાય છે.

* सोमराज्या उद्वर्तनम्–આદું સહિત બાવચીનું ચૂર્ણ શરીરે ચોળવું, તે સોમરાજ્યુદ્વર્તન કહેવાય છે.

× पञ्चावयवनिम्बकृतोऽवलेहः–पञ्चनिम्बक–अवलेहः–ફળ, ફૂલ, છાલ, મૂળ અને પાંદડાં, એ પાંચ અવયવરૂપ લીંબડાથી કરેલું ચાટણ, પંચ–નિંબક–અવલેહ કહેવાય છે.

મૂળિયાં તથા પાંદડાં બે ભાગે લાવી એકઠાં-એક ભાગે ચૂર્ણરૂપે કરી લેવાં. લીંબડાના એ પંચાંગ(=ફળ, ફૂલ, છાલ, મૂળ અને પાંદડાં)-ના ચૂર્ણને ભાંગરાના સ્વરસની સાત વાર ભાવના આપવી; તેમ જ હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર, બ્રાહ્મી, ગોખરુ, ભિલામાં, ચિત્રક, વાવડિંગનો સાર, વારાહીકંદ, લોઢાનું ચૂર્ણ, ગળો, હળદર, દારુહળદર, બાવચી, ગરમાળો, સાકર, કઠ, ઇંદ્રયવ અને કાળીપાટ એક ભાગે લઈ ચૂર્ણ કરી તેને ખેર, બીબલો અને લીંબડાના ઘાટા કવાથની ભાવના આપવી. પછી (આ હરડે વગેરેના) ચૂર્ણનો એક ભાગ અને પેલા લીંબડાના પંચાંગના ચૂર્ણના બે ભાગ લઈ એકઠા કરી બુદ્ધિમાન માણસે, વિરેચન આદિથી શરીર શુદ્ધ કરી સ્નેહનક્રિયાથી સ્નિગ્ધ થઈને સારા દિવસે તેનો ઉપયોગ કરવો; એટલે કે મધમાં કે પંચતિક્ત નામના ઘીમાં અથવા ખેરના તથા બીબલાના કવાથમાં અથવા ઊના પાણીમાં કાલવી તે ચાટવું. નિત્ય અડતાલીશ અડતાલીશ ચણોઠીભાર વધારતા જઈ ચાર તોલા સુધી આ અવલેહ ચાટવો. એ અવલેહ પચી ગયા પછી સ્નિગ્ધ, હલકું અને હિતકારી અન્ન જમવું. આ અવલેહથી વિચર્ચિકા, ઔદુંબર, પુંડરીક, કાપાલ, દદ્રૂ, કિટિભ, અલસક આદિ, શતારુષ, વિસ્ફોટક, વિસર્પ, ગંડમાલા, કફનો પ્રકોપ, ત્રણે પ્રકારનાં શ્વિત્ર, ભગંદર, શ્લીપદ, વાતરક્ત, જડપણું, અંધપણું, નાડીવ્રણ, માથાનાં દરદો, સઘળા પ્રમેહો, સઘળાં પ્રદરો, દાઢનું ઝેર તથા મૂળ ઝેરનો પણ માણુસ નાશ કરે છે. આ અવલેહનો મધ સાથે ઉપયોગ કરવાથી જાડા પેટવાળો માણુસ સિંહના જેવા પાતળા પેટવાળો અને મજબૂત સાંધાવાળો થાય છે. આ અવલેહનો હમેશાં ઉપયોગ કરવાથી સર્પાદિક જો કરડે તો તેઓ પણ તરત મરી જાય છે. આ અવલેહના ઉપયોગથી માણુસ રોગથી તથા ઘડપણથી મુક્ત થઈ લાંબો કાળ જીવે છે અને ચંદ્ર જેવી કાંતિવાળો થઈ શોભે છે. ૫૯-૬૬

टीका–अस्यायमर्थः–निम्बस्य पुष्पफलत्वक्पत्रमूलानि सर्वाणि समुदितानि द्विगुणानि चूर्णितानि भृङ्गराजस्वरसेन सप्तवारान् भावयेत् । त्रिफलादीनि पाठाऽन्तानि समुदितान्येकभागानि चूर्णितानि खदिरासननिम्बक्वाथेन भावयेत्। ततः सर्वमेकीकृत्य मध्वादिनाऽवलिह्यात् । इति पञ्चनिम्बकावलेहः ॥

### સ્વાયંભુવ ગુગ્ગુલુ×

शशिलेखापञ्चपलं, तावद्गिरिजस्य गुग्गुलोस्तु दश । ताप्यस्य पलत्रितयं, द्वे लोहप्लावनीकयोश्च पले ॥ ६७ ॥

त्रिफलाकरञ्जपल्लव खदिरगुडूचीत्रिवृद्दन्त्यः। मुस्ताविडङ्गरजनीकुटजत्वङ्निम्बवह्निशम्याकाः ॥ एतै रचितां वटिकां, मधुसंमिश्रां गिलेत्प्रातः । गोमूत्रेण च कुष्ठं, नुदत्यसृग्वातमचिरेण ॥ ६९ ॥

श्वित्राणि पाण्डुरोगं, विषमानुदरप्रमेहगुल्मांश्च । नाशयति वलीपलितं, योगः स्वायम्भुवो नाम्ना ॥ ७० ॥

अन्वयः–शशिलेखा–पञ्चपल, गिरिजस्य तावत्, गुग्गुलोः तु दश, ताप्यस्य पलत्रितयं, लोह–प्लावणीकयोः च त्रिफला–करञ्ज–पल्लव–खदिर–गुडूची–त्रिवृत्–दन्त्यः, मुस्ता–विडङ्ग–रजनी–कुटज–त्वक्–निम्ब–वह्नि–शम्याकाः द्वे पले, एतैः रचितां वटिकां मधुसमिश्रां प्रातः गोमूत्रेण गिलेत्, अयं स्वायम्भुवः नाम्ना योगः कुष्ठ च असृग्वातम् अचिरेण नुदति, श्वित्राणि पाण्डुरोगं विषमान् उदर–प्रमेहगुल्मान् च वलीपलित नाशयति ॥

વીસ તોલા બાવચી, વીસ તોલા શિલાજિત, ચાળીશ તોલા ગૂગળ, બાર તોલા સોનામખી અને આઠ આઠ તોલા લોઢાનું ચૂર્ણ, ગોરખમુંડી, મોથ, વાવડિંગ, હરડે, બહેડાં, આમળાં, કરંજનાં પાંદડાં, ખેર, ગળો, નસોતર, નેપાળો, હળદર, ઇંદ્રયવની છાલ, લીંબડો, ચિત્રક અને ગરમાળો, એટલાંની બનાવેલી ગોળીને મધથી મિશ્ર કરી પ્રાતઃકાળમાં ગોમૂત્રની સાથે ગળી જવી. આ સ્વાયંભુવ નામનો ગૂગળનો પ્રયોગ કોઢ અને વાતરક્તને તરત મટાડે છે; તેમ જ આ 'સ્વાયંભુવ' નામનો ગૂગળ, વળીઓ, ધોળા વાળ, બધી જાતનાં

× स्वयम्भुवा–स्वयं ब्रह्मणा प्रथमं प्रोक्ता ज्ञानेन वा दृष्टो गुग्गुलुप्रयोगः–स्वायम्भुवः, तेन प्रोक्ते दृष्टे वाऽण्– ગૂગળના જે પ્રયોગને સૌની પહેલાં ખુદ બ્રહ્માએ કહ્યો છે કે જ્ઞાનના બળથી પ્રથમ જોયો છે, તેથી આ સ્વાયંભુવગુગ્ગુલુપ્રયોગ કહેવાય છે.

શ્વિત્રો, પાંડુરોગ, પેટના વિષમરોગ, પ્રમેહ તથા ગુલ્મનો પણ નાશ કરે છે. ૬૭-૭૦

टीका–शशिलेखा-सोमराजी, गिरिजस्य=शिलाजतुनः, ताप्यस्य=सुवर्णमाक्षिकस्य, श्रावणीका='मुण्डी' इति लोके। इति स्वायम्भुवो गुग्गुलु ॥ (અર્થ ઉપર છે.)

### એકવિંશતિક ગુગ્ગુલુ+

चित्रकं त्रिफला व्योषमजाजी कारवी वचा।
सैन्धवातिविषाकुष्ठं चव्यैला च यवासकम् ॥७१॥
विडङ्गान्यजमोदा च मुस्ता चामरदारु च।
यावन्त्येतानि सर्वाणि तावन्मानं तु गुग्गुलोः॥७२॥
सङ्कुट्य सर्पिषा सार्धं गुटिकां कारयेद्भिषक्।
प्रातर्भोजनकाले च खादेदग्निबलं यथा ॥ ७३ ॥
हन्त्यष्टादश कुष्ठानि कृमिदुष्टव्रणानि च।
ग्रहण्यर्शोविकारांश्च मुखामयगलग्रहान् ॥ ७४ ॥
गृध्रसीमथ भग्नं च गुल्मं चापि नियच्छति।
व्याधीन् कोष्ठगतांश्चापि जयेद्विष्णुरिवासुरान् ७५॥

अन्वयः–चित्रकं त्रिफला व्योषम् अजाजी कारवी वचा सैन्धव–अतिविषा–कुष्ठं चव्य–एला च यवासकं विडङ्गानि अजमोदा च मुस्ता च अमर–दारु, एतानि सर्वाणि यावन्ति (स्यु) तावन्मानं तु गुग्गुलोः सर्पिषा सार्धं सङ्कुट्य भिषक् गुटिकां कारयेत्, प्रातः भोजनकाले च यथा अग्निबलं (तथा) खादेत्, (अयं गुग्गुलुः) विष्णुः असुरान् इव अष्टादश कुष्ठानि, कृमि-दुष्टव्रणानि ग्रहणी–अर्शोविकारान् च मुख–आमय–गल-ग्रहान् गृध्रसीम् अथ च भग्नं च गुल्मम् अपि नियच्छति, च कोष्ठ–गतान् व्याधीन् अपि जयेत् ॥

ચિત્રક, હરડે, બહેડાં આમળાં, સૂંઠ, મરી, પીપર, જીરું, કલોંજી જીરું, વજ, સિંધવ, અતિવિષ, કઠ, ચવક, એલચી, જવાસો, વાવડિંગ, ખોડી અજમોદ, મોથ અને દેવદાર તથા તે સઘળાંના જેટલા વજનનો ગૂગળ લઈ ઘીની સાથે કૂટી વૈદ્ય તેની ગોળીઓ કરાવવી. આ ગોળી પ્રાતઃકાલે, ભોજનના સમયે અગ્નિના બળને અનુસરી રોગીએ ખાવી. આ ગૂગળ, જેમ વિષ્ણુ અસુરોને જીતે છે, તેમ અઢારે પ્રકારના કોઢો, કૃમિઓ, દુષ્ટ વ્રણો, ગ્રહણી, અરશના વિકારો, મોઢાનાં દરદો, ગલગ્રહ, ગૃધ્રસી, ભગ્ન અને ગુલ્મને મટાડે છે; તેમ જ કોઠામાં રહેલા વ્યાધિઓને પણ જીતે છે. ૭૧-૭૫

### કૈશોર ગુગ્ગુલુ

वातरक्ताधिकारोक्तः पुरः कैशोरकाभिधः।
कुष्ठानां वातरक्तानां नाशनं परमौषधम् ॥७६॥

अन्वयः–पुरः वातरक्त–अधिकार–उक्तः कैशोरक-अभिधः (गुग्गुलुः अपि) कुष्ठानां (च) वातरक्तानां परम–औषधम् (अस्ति) ॥

પ્રથમ વાતરક્તના અધિકારમાં 'કૈશોરક-ગુગ્ગુલુ+' નામે જે ગૂગળ કહ્યો છે, તે પણ કોઢ અને વાતરક્તનો નાશ કરનાર ઉત્તમ ઔષધ છે. ૭૬

### અમૃતભલ્લાતકાવલેહ

भल्लातकप्रस्थयुगं छित्त्वा द्रोणजले क्षिपेत्।
प्रस्थद्वयं गुडूच्याश्च क्षुण्णं तत्राम्भसि क्षिपेत् ॥७७॥
चतुर्थांशावशेषं तु कषायमवतारयेत्।
वस्त्रपूते कषाये तु वक्ष्यमाणं विनिक्षिपेत् ॥७८॥
शरावमात्रकं सर्पिर्दुग्धं स्यादाढकं तथा।
सितां प्रस्थमितां दद्यात्प्रस्थार्धं माक्षिकं क्षिपेत् ॥७९॥
सर्वाण्येकत्र भाण्डे तु पचेन्मृद्वग्निना शनैः।
सर्वद्रवे घनीभूते पावकादवतारयेत् ॥ ८० ॥
तत्र क्षेप्याणि चूर्णानि ब्रूमो विल्वविषामृताः।
वाकुची चाथ दद्रुघ्नः पिचुमर्दो हरीतकी ॥८१॥
अक्षो धात्री च मञ्जिष्ठा मरिचं नागरं कणा।
यवानी सैन्धवं मुस्तं त्वगेला नागकेशरम् ॥८२॥
पर्पटं पत्रकं वालमुशीरं चन्दनं तथा।
गोक्षुरस्य च बीजानि कर्चूरो रक्तचन्दनम् ॥८३॥
पृथक् पलार्धमानानां चूर्णमेषामिह क्षिपेत्।
पलमात्रमिदं प्रातः समश्नीयाज्जलेन हि ॥८४॥
नाशयेदवलेहोऽयं पथ्याग्न्यन्नानि खादतः।
कुष्ठानि वातरक्तानि सर्वाण्यर्शांसि सेवितः ॥८५॥
व्यायाममातपं वह्निमम्लं मांसं दधि स्त्रियम्।
तैलाभ्यङ्गं तथाध्वानं नरो भल्लातकी त्यजेत् ॥८६॥

---

+ एकविंशतिरौषधानि–आत्मना सह अस्मिन् सन्ति, इति एकविंशतिकः–'एकगोपूर्वाट्ठञ् नित्यम्'–इति मत्वर्थीयष्ठञ्, स चासौ गुग्गुलु–જેમાં પોતાની સાથે એકવીસ ઓસડિયાં હોય છે, એવો ગૂગળ–એકવિંશતિક-ગુગ્ગુલુ કહેવાય છે.

+ किशोरो वालकस्तस्येदं रूपं कैशोरकम्, इदमर्थेऽणि स्वार्थिकः कन्, यस्य सततं सेवनात् कैशोरक रूपं संपद्यते, स चासौ गुग्गुलुः–कैशोरकगुग्गुलुः–જેના નિત્ય સેવનથી માણસનું રૂપ કિશોર વયના બાળક જેવું સુંદર બને છે, તેથી આ ગૂગળ કૈશોરક-ગુગ્ગુલુ કહેવાય છે.

अन्वयः-भल्लातकप्रस्थयुगं छित्त्वा द्रोणजले क्षिपेत्, तत्र च अम्भसि गुडूच्याः प्रस्थद्वयं क्षुण्णं क्षिपेत्, चतुर्थ-अंश-अवशेषं तु कषायम् अवतारयेत्, वस्त्रपूते तु कषाये वक्ष्यमाणं विनिक्षिपेत्, शरावमात्रकं सर्पिः तथा आढकं दुग्धं स्यात्, प्रस्थमितां सितां, प्रस्थ-अर्धं माक्षिकं क्षिपेत्, सर्वाणि एकत्र भाण्डे तु मृदु-अग्निना शनैः पचेत्, सर्वं द्रवे घनीभूते पावकात् अवतारयेत्, अथ च तत्र क्षेप्याणि चूर्णानि ब्रूमः-बिल्व-विष-अमृताः बाकुची दद्रुघ्नः पिचुमर्दः हरीतकी अक्षः धात्री च मञ्जिष्ठा मरिचं नागरं कणा यवानी सैन्धवं मुस्तं त्वक् एला नागकेशरं पर्पटं पत्रकं बालम् उशीरं चन्दनं तथा च गोक्षुरस्य बीजानि कर्चूरः रक्त चन्दनम्, एषां पृथक् पल-अर्धमानानां चूर्णम् इह क्षिपेत्, पलमात्रम् इदं प्रातः जलेन हि समश्नीयात्। सेवितः अयम् अवलेहः पथ्यानि खादतः (जनस्य) कुष्ठानि वातरक्तानि सर्वाणि अर्शांसि नाशयेत्। भल्लातकी नरः व्यायामम् आतपं वह्निम् अम्लम् मांसं दधि स्त्रियं तैल-अभ्यङ्गं तथा अध्वान त्यजेत्।

એકસો અઠ્યાવીશ તોલા ભિલામાંને કાપી એક હજાર ચોવીશ તોલા પાણીમાં નાખવાં. એકસો, અઠ્યાવીશ તોલા ગળોને કૂટી તે પણ પાણીમાં નાખવી. પછી તે પાણીને ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. એ કવાથને વસ્ત્રથી ગાળીને તેમાં બત્રીસ તોલા ઘી, બસો છપ્પન તોલા દૂધ, ચોસઠ તોલા સાકર અને બત્રીશ તોલા મધ નાખી એક વાસણમાં ધીમા અગ્નિથી ધીમે ધીમે તેનો પાક કરવો. સઘળું પ્રવાહી ઘાટું થઈ જાય ત્યારે તેને અગ્નિ ઉપરથી ઉતારી તેમાં બીલાં, અતિવિષ, ગળો, બાવચી, કુંવાડિયો, લીંબડો, હરડે, બહેડાં, આમળાં, મજીઠ, મરી, સૂંઠ, પીપર, અજમો, સિંધવ, મોથ, તજ, એલચી, નાગકેસર, ખડસલિયો પિત્તપાપડો, તમાલપત્ર, વાળો, કાળો વાળો, ચંદન, ગોખરુનાં બીજ, કચૂરો અને રતાંજલી, એ દરેક પદાર્થનાં બબ્બે તોલા ચૂર્ણ નાખવાં, એટલે 'અમૃત-ભલ્લાતકાદ્યવલેહ*' તૈયાર થાય છે. આ અવલેહને પ્રાતઃકાલે જળ સાથે ચાર તોલા નિત્ય જે ખાય અને પથ્ય ખોરાક લે તેના કોઢ, વાતરક્ત અને સઘળા અરશો નાશ પામે છે. ભિલામાયુક્ત પદાર્થનું સેવન કરનારા માણસે કસરત, તડકો, અગ્નિ, ખાટા પદાર્થો, માંસ, દહીં, મૈથુન, તેલનું માલિશ અને પગપાળા મુસાફરી ત્યજવાં જોઈએ. ૭૭-૮૬

* भल्लातकादीनाम् अवलेहः भल्लातकाद्यवलेहः अमृतयुक्तश्चासौ भल्लातकाद्यवलेहः-ગળો સહિત ભિલામાં વગેરે ઓસડિયાંનું જે ચાટણ, તે અમૃતભલ્લાતકાદ્યવલેહ કહેવાય છે.

## મહાભલ્લાતકાવલેહ

तिम्यगोपाऽरुणाः कट्वी त्रायन्ती त्रिफला घनम्।
पर्पटावल्गुजानन्ताचव्याखदिरचन्दनम् ॥ ८७ ॥
पाठाशुण्ठीशटीभार्गीरास्नाभूनिम्बवत्सकम्।
श्यामेन्द्रवारुणीमूर्वाविडङ्गेन्द्रयवानलम् ॥ ८८ ॥
हस्तिकर्णामृताद्राक्षापटोलरजनीद्वयम्।
कणारग्वधसप्ताह्वत्रिवृद्वेत्रोचटाफलम् ॥ ८९ ॥
मञ्जिष्ठालाङ्गलीरास्नानक्तमालपुनर्नवाः।
दन्तीबीजकसारं च भृङ्गराजं कुरण्टकम् ॥ ९० ॥
अङ्कोटकं च शाखोटं द्विपलांशं पृथक् पृथक्।
गृहीयात्तानि सर्वाणि जलद्रोणे पचेच्छनैः ॥९१॥
अष्टमांशावशेषं तु कषायमवतारयेत्।
विधाय वाससा पूतं स्थापयेद्भाजने दृढे ॥९२॥
भल्लातकसहस्राणि छित्त्वा तु ऽर्मणाऽम्भसि।
पचेदष्टावशेषं तत्कषायमवतारयेत् ॥ ९३ ॥
तं च वस्त्रेण संशोध्य द्वौ कषायौ विमिश्रयेत्।
गुडं शतपलं दत्त्वा लेहवत्तत्पचेच्छनैः। ९४ ॥
भल्लातकसहस्रस्य मज्जानं तत्र निःक्षिपेत्।
त्रिकटु त्रिफला मुस्तं विडङ्गं चित्रकं तथा ॥९५॥
सैन्धवं चन्दनं कुष्ठं दीप्यकं च पलं पृथक्।
सामान्यार्थं क्षिपेत् तत्र चातुर्जातं पलं पलम् ॥९६
महाभल्लातको ह्येष महादेवेन भाषितः।
प्राणिनां हितकामेन जयेच्छीघ्रं प्रयोजितः ॥९७॥
श्वित्रमौदुम्बरं दद्रूमृक्षजिह्वं तु काकणम्।
पुण्डरीकं सचर्माख्यं विस्फोटं रक्तमण्डलम् ॥९८॥
कण्डूं कापालकं कुष्ठं पामानं च विपादिकाम्।
वातरक्तं षडर्शांसि पाण्डुरोगव्रणान् कृमीन् ॥९९॥
रक्तपित्तमुदावर्तं कासं श्वासं भगन्दरम्।
सदाऽभ्यासेन पलितमामयातं सुदुस्तरम् ॥१००॥
निर्यन्त्रणस्तु कथितो विहाराहारमैथुने।
कुरुते परमां कान्तिं प्रदीप्तं जठरानलम् ॥१०१॥
अनुपानं प्रयोक्तव्यं छिन्नातोयं पयोऽथवा।
भोजने तु सदा त्याज्यमुष्णमम्लं विशेषतः ॥१०२॥

अन्वयः-निम्ब-गोप-अरणाः कटुकी त्रायन्ती त्रिफला घनं पर्पट-अवल्गुज-अनन्ता-वचा-खदिर-चन्दनं, पाठा-शुण्ठी-शटी-भार्गी-वासा-भूनिम्ब-वत्सक, श्यामा-इन्द्रवारुणी-मूर्वा-विडङ्ग-इन्द्रयव-अनलम्, हस्तिकर्ण-अमृता-द्रेका-पटोल-रजनीद्वय, कणा-आरग्वध-सप्ताह्व-त्रिवृत्-वेत्र-उच्चटाफलम् मञ्जिष्ठा-लाङ्गली-रास्ना-नक्तमाल-पुनर्नवा, दन्ती-बीजकसार च भृङ्गराज कुरण्टक अङ्कोटक च शाखोटं द्वि-पल-अंशं पृथक् पृथक् गृहीयात्, तानि सर्वाणि जलद्रोणे शनैः पचेत्, अष्टम-अंश-अवशेषं तु कषायम् अवतारयेत्, वाससा पूतं विधाय दृढे भाजने स्थापयेत्, भल्लातकसहस्राणि तु छित्वा त्र्यर्मण-अम्भसि पचेत्, अष्ट-अवशेष तत्कषायम् अवतारयेत्, त च वस्त्रेण सशोध्य द्वौ कषायौ विमिश्रयेत्, शतपल गुडं दत्वा तत् शनैः लेहवत् पचेत्, तत्र भल्लातकसहस्रस्य मज्जान निःक्षिपेत्, तथा त्रिकटु-त्रिफला-मुस्त विडङ्ग चित्रक सैन्धव चन्दन कुष्ठं च दीप्यकं पृथक् पलं (क्षिप्त्वा) तत्र सौगन्ध्यार्थं चातुर्जात पल पल क्षिपेत्, एषः महाभल्लातकः प्राणिनां हितकामेन महादेवेन हि भाषितः प्रयोजितः (चेत्) श्वित्रम् औदुम्बर दद्रूम् ऋक्षजिह्व काकण पुण्डरीकं चर्माख्य, विस्फोट रक्तमण्डल कण्डू कापालक कुष्ठ पामान विपादिका वातरक्तं षड्-अर्शांसि पाण्डुरोग-व्रणान् कृमीन् रक्तपित्तम् उदावर्त्त कास श्वास च भगन्दर शीघ्र जयेत्, सदा-अभ्यासेन पलित सुदुस्तरम् आमवातं (चापि जयेत्,) विहार-आहार-मैथुने तु निर्यन्त्रणः कथितः, परमां कान्ति (च) जठरानल प्रदीप्त कुरुते, छिन्ना-तोयम् अथवा पयः अनुपानं प्रयोक्तव्य, भोजने तु विशेषत. उष्णम् अम्लं सदा त्याज्यम् ॥

લીંબડો, ધોળી ઉપલસરી, અતિવિષ, બાવચી, કડુ, ત્રાયમાણ, હરડે, બહેડાં, આમળાં, મોથ, ખડસલિયો પિત્તપાપડો, રાતો ધમાસો, વજ, ખેર, સુખડ, કાળીપાટ, સૂંઠ, કચૂરો, ભારંગી, ભારંગી ન મળે તો ભોરીંગણીનાં મૂળ, અરડૂસો, કરિયાતું, ઇંદ્રયવ, કાળી ઉપલસરી, ઇંદ્રવરણાં, પીલુડી, વાવડિંગ, ઇંદ્રજવની છાલ, ચિત્રક, હસ્તિકંદ, ગળો, બકાન, કડવાં પરવળ, હળદર, દારુહળદર, પીપર, ગરમાળો, સપ્તપર્ણ, નસોતર, જલજાંબવો, ધોળી ચણોઠીનાં ફળ, મજીઠ, ગજપીપર, રાસ્ના, કરંજ, સાટોડી, નેપાળો, બીબલાનો સાર, ભાંગરો, કાંટાઅશેળિયો, અંકોલ અને સાગ, એ દરેક પદાર્થને જુદા જુદા આઠ આઠ તોલા લઈ એક હજાર ચોવીશ તોલા પાણીમાં ધીમે ધીમે પકાવવા. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથ ઉતારી વસ્ત્રથી ગાળીને મજબૂત વાસણમાં રાખવો. પછી હજાર ભિલામાંને કાપી ત્રણ હજાર બોત્તેર તોલા પાણીમાં પકાવી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ક્વાથ ઉતારી વસ્ત્રથી ગાળી એ બન્ને કવાથ ભેગા કરી દેવા. પછી તેમાં ચારસો તોલા ગોળ નાખી ધીરે ધીરે ચાટણ જેવું થાય ત્યાંસુધી તે પકાવવું; તેમાં એક હજાર ભિલામાંનો ગર્ભ નાખવો અને સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, મોથ, વાવડિંગ, ચિત્રક, સિંધવ, સુખડ, કઠ અને અજમો, એ દરેક પદાર્થનું ચાર ચાર તોલા ચૂર્ણ નાખવું; તેમજ સુગંધપણું કરવા તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર, એ દરેક પદાર્થનું ચાર ચાર તોલા ચૂર્ણ નાખવું, એટલે તે 'મહાભલ્લાતકાવલેહ+' તૈયાર થાય છે. મહાદેવજીએ લોકોનું હિત કરવાની ઇચ્છાથી કહેલા આ અવલેહનો પ્રયોગ કર્યો હોય તો શ્વિત્ર, ઓદુંબર, દાદર, ઋક્ષજિહ્વ, કાકણક, પુંડરીક, ચર્મદલ, ગજચર્મ, વિસ્ફોટક, રક્તમંડલ, ચળ, કપાલક, પામા, વિપાદિકા, વાતરક્ત, છ પ્રકારના અરશો, પાંડુરોગ, વ્રણ, કૃમિ, રક્તપિત્ત, ઉદાવર્ત, ઉધરસ, શ્વાસ અને ભગંદરને તરત મટાડે છે; અને આના સેવનનો સદા અભ્યાસ રાખવાથી પળિયાં અને મટવો મુશ્કેલ આમવાત પણ તે મટાડે છે. આ અવલેહ ખાનારે આહાર, વિહાર કે મૈથુનમાં પરેજી રાખવાની જરૂર નથી; વળી આ અવલેહ કાંતિને વધારે છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. આ અવલેહ

+ भल्लातकानि आद्यानि येषु, तैः कृतः अवलेहः पूर्वपिक्षया महान्श्चासौ भल्लातकावलेहः-महाभल्लातकावलेह - જેમાં ભિલામાં મુખ્ય હોય છે, એવુ પહેલાના કરતાં ઘણાં વધારે ઓસડિયાંનું જે ચાટણ, તે મહાભલ્લાતકાવલેહ કહેવાય છે.

ખાનારે ગળોનું પાણી કે દૂધનું અનુપાન કરવું અને ભોજનમાં ખાસ કરી ઊના અને ખાટા પદાર્થોનો હમેશાં ત્યાગ કરવો. ૮૭-૧૦૨

टीका-गोपा='श्वेतसारिवा' इति लोके, अरुणा=अतिविषा, अवल्गुजः=सोमराजी (बाकुची), अनन्ता=दुरालभा, चन्दनं=श्वेतम्, भार्ग्या अलाभे कण्टकारीमूलं गृहीयात्, श्यामा=कृष्णसारिवा, हस्तिकर्णः=हस्तिकन्दः, द्रेक्का='बकाइन' इति लोके सप्ताह्वा छातिम्, वेत्र=कृष्णवेत्रं जलवेतसश्च, उच्चटाफलं=श्वेतगुञ्जाफलम्, कुरण्टकः=पीतझिण्टी,(कटसरैया) अंकोटकः='ढेला' 'अङ्कोल' इति लोके, शाखोट='सहोर' इति लोके। दीप्यकं=यवानी ॥ इति महाभल्लातकावलेहः ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

### (૧) લઘુમંજિષ્ઠાદિ ક્વાથ

मञ्जिष्ठा त्रिफला तिक्ता वचा दारुनिशाऽऽमयाः। निम्बश्चैषां कृतः क्वाथः सर्वकुष्ठं विनाशयेत् ॥ १०३ ॥
वातरक्तं तथा कण्डूं पामानं रक्तमण्डलम्। दद्रूं विसर्पं विस्फोटं पानाभ्यासेन नाशयेत् ॥१०४

अन्वयः-मञ्जिष्ठा त्रिफला तिक्ता वचा दारुनिशा-आमयाः च निम्बः, एषां कृतः क्वाथः पान-अभ्यासेन सर्वकुष्ठं विनाशयेत्, तथा वातरक्तं कण्डूं पामानं रक्तमण्डलं दद्रूं विसर्पं विस्फोटं (चापि) नाशयेत् ॥

મજીઠ, હરડે, બહેડાં, આમળાં, કડુ, વજ, દારુહળદર, કઠ અને લીંબડો-એટલાંનો કરેલો ક્વાથ નિત્ય પીવાથી સર્વ પ્રકારના કોઢનો નાશ કરે છે; તેમ જ વાતરક્ત, ચળ, ખસ, રક્તમંડલ, દાદર, વિસર્પ અને વિસ્ફોટક-ને પણ મટાડે છે. ૧૦૩.૧૦૪

१ मञ्जिष्ठा आदिर्येषां तानि, तेषां मध्य-बृहदपेक्षया लघुश्चासौ क्वाथः-આની પછી નીચે કહેવાતા મધ્ય અને બૃહત્‌ના કરતાં જેમાં ઓછાં ઓસડિયાં હોય છે, તેથી આ ઉકાળો લઘુમંજિષ્ઠાદિ ક્વાથ કહેવાય છે.

### (૨) મધ્યમંજિષ્ઠાદિ-ક્વાથ

मञ्जिष्ठा बाकुची चक्रमर्दश्च पिचुमर्दकः। हरीतकी हरिद्रा च धात्री वासा शतावरी ॥१०५॥
बला नागबला यष्टीमधुकं क्षुरकोऽपि च। पटोलस्य लतोशीरं गुडूची रक्तचन्दनम् ॥१०६॥
मञ्जिष्ठादिरयं क्वाथः कुष्ठानां नाशनः परः। वातरक्तस्य संहर्ता कण्डूमण्डलनाशनः ॥ १०७ ॥

अन्वयः-मञ्जिष्ठा बाकुची चक्रमर्दः च पिचुमर्दकः हरीतकी हरिद्रा च धात्री वासा शतावरी बला नागबला यष्टीमधुकं क्षुरकः अपि च पटोलस्य लता उशीरं गुडूची रक्तचन्दनम्, अयं मञ्जिष्ठादिः क्वाथः कुष्ठानां परः नाशनः, वातरक्तस्य संहर्ता कण्डूमण्डलनाशनः (अस्ति) ॥

મજીઠ, બાવચી, કુવાડિયો, લીંબડો, હરડે, હળદર, આમળાં, અરડૂસો, શતાવરી, ખપાટ, ગંગેટી, જેઠીમધ, ગોખરુ, પરવળનો વેલો, વાળો, ગળો અને રતાંજલિ-એટલાંનો આ ક્વાથ પીધો હોય તો કોઢ, વાતરક્ત, ચળ અને મંડલનો અત્યંત નાશ કરે છે.

२ मध्यश्चासौ मञ्जिष्ठादिक्वाथः-पूर्वोत्तरापेक्षया-જેમાં પહેલા મંજિષ્ઠાદિક્વાથના કરતાં ઓસડિયાં વધારે હોય અને છેલ્લા કરતાં ઓછાં હોય છે, એ મધ્ય-મંજિષ્ઠાદિક્વાથ કહેવાય છે.

### (૩) બૃહન્મંજિષ્ઠાદિ ક્વાથ

मञ्जिष्ठाकुटजामृताघनवचाशुण्ठीहरिद्राद्वयं, क्षुद्रारिष्टपटोलतिक्तकटुकाभार्गीविडङ्गाम्लिकम्। मूर्वादारुकलिङ्गभृङ्गमगधात्रायन्तिपाठावरी, गायत्रीत्रिफलाकिरातकमहानिम्बासनारग्वधाः ॥ श्यामाऽवल्गुजचन्दनं वरुणकं दन्तीकशाखोटकं, वासापर्पटसारिवाप्रतिविषाऽनन्ताविशाला जलम्। मञ्जिष्ठाप्रथमं कषायमिति यः संसेवते तस्य तु, त्वग्दोषाः सुचिरेण यान्ति विलयं कुष्ठानि चाष्टादश॥ नाशं गच्छति वातरक्तमखिला नश्यन्ति रक्तामया, वीसर्पस्त्वचि शून्यता नयनजा रोगाः प्रशाम्यन्ति च ॥ ११० ॥

अन्वयः-मञ्जिष्ठा-कुटज-अमृता-घन-वचा-शुण्ठी-हरिद्राद्वयं, क्षुद्रा-अरिष्ट-पटोल-तिक्त-कटुका-भार्गी-विडङ्ग-अम्लिकम्, मूर्वा दारु कलिङ्ग-भृङ्ग-मगधा त्रायन्ति-पाठा-वरी-गायत्री-त्रिफला-किरातक-महानिम्ब-असन-आरग्वधाः, श्यामा-अवल्गुज-चन्दनं वरुणकं, दन्तीकं, शाखोटकं, वासा-पर्पट-सारिवा-प्रतिविषा-अनन्ता-विशाला-जलम् इति मञ्जिष्ठाप्रथमं कषायं यः संसेवते, तस्य तु सुचिरेण त्वग्दोषाः च अष्टादश कुष्ठानि विलयं यान्ति, वातरक्तं नाशं गच्छति, अखिलाः रक्त-आमयाः नश्यन्ति, वीसर्पः, त्वचि शून्यता, च नयनजाः रोगाः प्रशाम्यन्ति ॥

મજીઠ, ખમણી ઇંદ્રજવ, ગળો, મોથ, વજ, સૂંઠ, હળદર, દારુહળદર, ભોરીંગણી, લીંબડો, પરવળ, કડુ, ભારંગી, વાવડિંગ, જળજાંબવો, પીલુડી, દેવદાર, ભાંગરો, પીપર, ત્રાયમાણ, કાળીપાટ, શતાવરી, ખેર, હરડે,

બહેડાં, આમળાં, કરિયાતું, બકાન, બીબલો, ગરમાળો, ધઉલા, બાવચી, રતાંજલિ, વાયવરણાં, નેપાળો, સાગ, ખડસલિયો પિત્તપાપડો, ઉપલસરી, અતિવિષ, રાતો ધમાસો, ઇંદ્રવરણાં અને વાળો, એટલાંનો આ મંજિષ્ઠાદિ કવાથ જે બરાબર સેવે છે, તેના લાંબા કાળના ચામડીના દોષો, અઢાર કોઢો, વાતરક્ત, સઘળા રુધિરસંબંધી રોગો, વિસર્પ, ચામડીનું જડપણું અને નેત્રના રોગો મટી જાય છે.

૩ मञ्जिष्टादीनां क्वाथः, बृहच्चासौ मञ्जिष्ठादिक्वाथः- ઉપર જણાવેલા બે કવાથો કરતાં જેમાં ઘણાં જ વધારે ઓસડિયાં હોય છે, તેથી આ બૃહન્મંજિષ્ઠાદિ કવાથ કહેવાય છે.

टीका-अरिष्टः=निम्बः, कलिङ्गः=इन्द्रयवः, भृङ्गः= 'भंगरीया,'वरी=शतावरी, गायत्री=खदिरा, असन=विजयसारः, श्यामा=प्रियङ्गुः, चन्दनमत्र रक्त ग्राह्यम्, सारिवा =माद्द, अनन्ता=दुरालभा, विशाला=इन्द्रवारुणी, जल= नेत्रवाला ॥ ( આનો અર્થ ભાષાંતરમાં છે. )

## ( ૧ ) લઘુમરિચાદિ તૈલ

मरिचं त्रिवृता मुस्तं हरितालं मनःशिला ।
देवदारुहरिद्रे द्वे मांसी कुष्ठं सचन्दनम् ॥१११॥
विशाला करवीरं च क्षीरमर्कसमुद्भवम् ।
गोमयस्य रसं कुर्यात् प्रत्येकं कर्षसमितम् ॥११२॥
विषस्यार्धपलं देयं तैलं प्रस्थमितं कटु ।
पचेच्चतुर्गुणे नीरे गोमूत्रे द्विगुणे तथा ॥ ११३ ॥
मरिचाद्यमिदं तैलमभ्यङ्गात् कुष्ठनाशनम् ।
एतस्याभ्यङ्गतःश्वित्रं विवर्णं तत्क्षणाद्भवेत् ॥११४॥
तैलमेतज्जयेत् कण्डू पामां सिध्मं विचर्चिकाम् ।
पुण्डरीकं तथा दद्रूं शून्यतां नित्यसेविनाम् ॥११५

अन्वयः-मरिचं त्रिवृता मुस्तं हरितालं मनःशिला देवदारुहरिद्रे द्वे मांसी कुष्ठं सचन्दनं करवीरम् अर्कसमुद्भवं क्षीरं च गोमयस्य रसं, प्रत्येकं कर्षसंमितं कुर्यात्, विषस्य अर्धपलं, कटु तैलं प्रस्थमितं देयं, चतुर्गुणे नीरे तथा द्विगुणे गोमूत्रे पचेत्, इद मरिचाद्यं तैलम् अभ्यङ्गात् कुष्ठनाशनम्, एतस्य अभ्यङ्गतः श्वित्रं तत्क्षणात् विवर्णं भवेत्, एतत् तैलं, नित्यसेविनां कण्डूं पामां सिध्मं विचर्चिकां पुण्डरीकं दद्रू तथा शून्यतां जयेत् ॥

મરી, નસોતર, મોથ, હરતાલ, મનશિલ, દેવદાર, હળદર, દારુહળદર, જટામાંસી, સુખડ, ઇંદ્રવારુણી, કણેર, આકડાનું છીર અને ગાયના છાણનો રસ, એ દરેક એક એક તોલો, વછનાગ બે તોલા અને સરસિયું તેલ ચોસઠ તોલા લેવું; તે બધું ચોગણા પાણીમાં તથા બમણા ગોમૂત્રમાં પકાવવું. આ 'લઘુમરિચાદ્યતૈલ' માલિસ કરવાથી કોઢનો નાશ કરે છે; અને આના માલિસથી શ્વિત્રનો રંગ તરત જ બદલાઈ જાય છે. આ તેલનું નિત્ય સેવન કરનારાઓની ચળ, ખસ, સિધ્મ, વિચર્ચિકા, પુંડરીક, દાદર તથા શૂન્યપણું તે મટાડે છે. ૧૧૧-૧૧૫

૧ मरिचम् आदि येषां तानि-मरिचादीनि, मरिचादिभिः पक्वं तैलं, मरिचादि तैलं, लघु च तत् मरिचादि तैलम्-જેમાં મરી પહેલાં હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું નીચેના તેલ કરતાં ઓછાં ઓસડિયાંવાળું તેલ લઘુમરિચાદિતૈલ કહેવાય છે.

## ( ૨ ) મહામરિચાદ્ય તૈલ

मरिचं त्रिवृता दन्ती क्षीरमार्कं शकृद्रसः ।
देवदारु हरिद्रे द्वे मांसी कुष्ठं सचन्दनम् ॥११६॥
विशाला करवीरं च हरितालं मनःशिला ।
चित्रक लाङ्गली मुस्तं विडङ्गं चक्रमर्दकः ॥११७॥
शिरीषः कुटजो निम्बः सप्तपर्णोऽमृता स्नुही ।
श्यामाको नक्तमालश्च खदिरो बाकुची वचा ॥११८
ज्योतिष्मती च पलिका विष द्विपलिकं भवेत् ।
आढकं कटुतैलस्य गोमूत्रं च चतुर्गुणम् ॥११९॥
मृत्पात्रे लोहपात्रे च शनैर्मृद्वग्निना पचेत् ।
मरिचाद्यमिदं तैलं महन्मुनिभिरीरितम् ॥ १२० ॥
भिषगेतेन तैलेन म्रक्षयेत्कौष्ठिकान् व्रणान् ।
पामाविचर्चिकादद्रूकण्डूविस्फोटकानि च ॥१२१॥
वलयः पलितं छाया नीलं व्यङ्गं तथैव च ।
अभ्यङ्गेन प्रणश्यन्ति सौकुमार्यं च जायते ॥१२२॥
प्रथमे वयसि स्त्रीणां यासां नस्यं प्रदीयते ।
तासामपि जरां प्राप्य न स्यातां स्खलितौ स्तनौ॥१२३
बलीवर्दस्तुरङ्गो वा गजो वायुप्रपीडितः ।
त्रिभिरभ्यञ्जनैरस्य भवेन्मारुतविक्रमः ॥ १२४ ॥

अन्वयः-मरिचं त्रिवृता दन्ती आर्कं क्षीरं शकृद्रसः देवदारु द्वे हरिद्रे मांसी कुष्ठं सचन्दनं विशाला करवीरं च हरितालं मनःशिला चित्रक लाङ्गली मुस्तं विडङ्ग चक्रमर्दकः शिरीषः कुटजः निम्बः सप्तपर्णः अमृता स्नुही श्यामाकः नक्तमालः च खदिरः बाकुची वचा च ज्योतिष्मती पलिका, विषं द्विपलिकं भवेत्, कटुतैलस्य आढकं चतुर्गुणं गोमूत्रं मृत्पात्रे च लोहपात्रे शनैः

मृदु अग्निना पचेत्, इद महत् मरिच-आद्यं तैलं मुनिभिः ईरितम्, भिषक् एतेन कौष्ठिकान् व्रणान् च पामा-विचर्चिका-दद्रु-कण्डू-विस्फोटकानि म्रक्षयेत्, (एतस्य) अभ्यङ्गेन वलयः पलितं छाया नीलं तथा च व्यङ्ग प्रणश्यन्ति एव, सौकुमार्यं च जायते, यासां स्त्रीणां प्रथमे वयसि नस्यं प्रदीयते तासां स्तनौ जरां प्राप्य अपि स्खलितौ न स्याताम्, बलीवर्दः तुरङ्गः वा गजः वायु-प्रपीडितः (चेत्) अस्य त्रिभिः अभ्यङ्गैः मारुत-विक्रमः भवेत् ॥

મરી, નસોતર, નેપાળો, આકડાનું છીર, છાણનો રસ, દેવદાર, હળદર, દારુહળદર, જટામાંસી, કઠ, સુખડ, ઇંદ્રવારુણી, કહેર, હરતાલ, મણશીલ, ચિત્રક, કલગારી, મોથ, વાવડિંગ, કુંવાડિયો, સરસડિયો, ઇંદ્રયવ, લીંબડો, સમપર્ણ, ગળો, થોર, સામો, કરંજ, ખેર, બાવચી, વજ અને માલકાંકણી ચાર ચાર તોલા, વછનાગ આઠ તોલા, સરસિયું તેલ બસોછપ્પન તોલા અને ગોમૂત્ર ૧૦૨૪ તોલા લેવું. આ બધાંને લોઢાના કે માટીના પાત્રમાં કોમળ અગ્નિથી ધીરે ધીરે પકાવવાં. આ 'મહામરિચાદ્યતૈલ'ને મુનિઓએ કહેલું છે. વૈદ્યે આ તેલથી કોઢના વ્રણોને તથા ખસ, વિચર્ચિકા, દાદર, ચળ તથા વિસ્ફોટકને માલિશ કરવું; આના માલિશથી વળીઓ, સફેદ વાળ, છાયા, નીલ તથા વ્યંગરોગ મટી જાય છે અને સુકુમારપણું પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીઓને પહેલી ઉંમરમાં આ તેલથી નસ્ય અપાય, તે સ્ત્રીઓનાં સ્તનો ઘડપણમાં પણ લબડી જતાં નથી; તેમ જ બળદ, ઘોડો કે હાથી વાયુથી પીડાયેલ હોય તો તેને આ તેલથી ત્રણ વાર માલિશ કરવાથી પવન જેવી ગતિવાળા તે થાય છે. ૧૧૯-૧૨૪

२ महच्च तन्मरिचाद्यतैलं पूर्वोक्त लघ्वपेक्षयेति-महामरिचाद्यतैलम्-ઉપર કહેલાં નાનાં-ઓછાં ઓસડિયાંવાળાં તેલ કરતાં વધારે ઓસડિયાંવાળું આ તેલ મહામરિચાદ્યતૈલ કહેવાય છે.

टीका-ज्योतिष्मती='मालकांगुनी 'ति लोके।

### તાલકેશ્વર રસ

तालताप्यशिलासूतटङ्कणाः सिन्धुसंयुताः।
गन्धको द्विगुणः सूतात् शङ्खचूर्णं च तत्समम् ॥१२५॥
जम्बीराद्भिर्दिनं घृष्ट्वा त्रिंशदंशं विषं क्षिपेत्।
अस्य माषद्वयं खादेन्महिषीघृतसंयुतम् ॥१२६॥
मध्वाज्यैर्बाकुचीबीजकर्षं लिह्यात् ततः परम्।
तालकेश्वरनामाऽयं सर्वकुष्ठहरो रसः ॥१२७॥

अन्वयः-ताल-ताप्य-शिला-सूत-टङ्कणाः (समाः) सिन्धुसंयुताः, सूतात् द्विगुणः गन्धकः, तत्समं च शङ्ख-चूर्णं जम्बीर-अद्भिः दिनं घृष्ट्वा (तत्र) त्रिंश-दंशं विषं क्षिपेत्, अस्य माषद्वयं महिषी-घृतसंयुतं खादेत्, ततः परं मधु-आज्यैः बाकुची-बीज-कर्षं लिह्यात्, तालकेश्वर नामा अयं रसः सर्वकुष्ठहरः (अस्ति) ॥

હરતાલ, સોનામખી, મનશિલ, પારો, ટંકણખાર અને સેંધવ સરખા ભાગે; પારાથી બમણો ગંધક અને ગંધક જેટલું શંખનું ચૂર્ણ (મિશ્ર કરી) એક દિવસ સુધી લીંબુના રસથી તેને ખરલ કરી તેમાં તેનો ત્રીસમો ભાગ વછનાગ નાખવો; એટલે 'તાલકેશ્વર રસ×' તૈયાર થાય છે. આ રસની બે માસાની (બાર ચણોઠીની) માત્રા ભેંસના ઘીની સાથે ખાવી અને તે પછી મધ તથા ઘી સાથે એક તોલો બાવચીનાં બીજ ચાટવાં. આ તાલકેશ્વર નામનો રસ સઘળા કોઢને મટાડે છે. ૧૨૫-૧૨૭

### ગલિતકુષ્ઠારિ રસ

रसो बलिस्ताम्रमयः पुरोऽग्निः, शिलाजतु स्याद्विषतिन्दुकश्च। वरा च तुल्यं गगनं च सर्वैः, करञ्जबीजांशचतुष्टयं च ॥१२८॥
संमर्द्य सर्वं मधुना घृतेन, घृतस्य पात्रे निहितं प्रयत्नात्। कर्षं भजेत्प्रत्यहमस्य पथ्यं, शाल्योदनं दुग्धमधुत्रयं च ॥१२९॥
विशीर्णकर्णाङ्गुलिनासिकोऽपि, भवेदनेन स्मरतुल्यमूर्तिः। दारापरित्याग इह प्रदिष्टो, जलौदनं तत्र नियद्धमूले ॥१३०॥

अन्वयः-रसः बलिः ताम्रम् अयः पुरः अग्निः शिलाजतु च विषतिन्दुकः च वरा (समाः) च सर्वैः तुल्यं गगनं च करञ्जबीज-अंशचतुष्टयं सर्वं मधुना (च) घृतेन संमर्द्य, घृतस्य पात्रे प्रयत्नात् निहितं (कार्यम्), अस्य कर्षं प्रत्यहं भजेत्, पथ्यं शालि-ओदनं च दुग्धमधुत्रयं (भजेत्)। अनेन विशीर्ण-

× तालक-हरितालम् ईश्वरं-प्रधानं यस्मिन् स ताल-केश्वरः, तन्नामा रसः-જેમાં હરતાલ મુખ્ય તરીકે પહેલી હોય છે, એવો રસ તાલકેશ્વરરસ કહેવાય છે.

कर्ण-अङ्गुलि-नासिकः अपि स्मरतुल्यमूर्तिः भवेत्, इह दारापरित्यागः प्रदिष्टः, तत्र निबद्धमूले जल-ओदनम् (एव पथ्यम्) ॥

પારો, ગંધક, મારેલુ ત્રાંબું, મારેલું લોઢું, ગૂગળ, ચિત્રક, શિલાજિત, ઝેરકોચલાં, હરડે, બહેડાં અને આમળાં સમભાગે લેવાં. અભ્રક એ બધાંના જેટલું અને કરંજનાં બીજોને પારાથી ચોગણાં લેવાં. એ સઘળાંને એકઠાં કરી મધ અને ઘીથી ખરલ કરી ઘીના વાસણમાં કાળજીથી રાખી મૂકવાં; (એટલે 'ગલિત-કુષ્ઠારિરસ*' તૈયાર થાય છે.) આ રસ નિત્ય એક તોલો ખાવો અને તેના ઉપર રાતા ચોખાનો ભાત, દૂધ અને મધ એ ત્રણ પદાર્થોનું પથ્ય કરવું. જેનાં કાન, આંગળીઓ અને નાક ગલિત થઈ સવ્યા કરતાં હોય, તે માણસ પણ આ રસના સેવન થી કામદેવના જેવા શરીરવાળો થાય છે. આ રસ ખાનારે મૈથુનનો ત્યાગ કરવો. કોઢ જો દૃઢ મૂળવાળો થયો હોય તો આ રસ ઉપર જળ તથા ભાત જ પથ્ય (હિતકારી-માફક) થાય છે. ૧૨૮–૧૩૦

टीका-ताम्रम्, अय. (मारित), पुर.=गुग्गुल, अग्निः= चित्रकम्, विषतिन्दुकः=कुचिला, वरा=त्रिफला, रसादि-त्रिफलान्तं सर्वं तुल्यम्। गगनम्=अभ्रकम्। करञ्जबीज च पृथक् चतुर्गुणं रसात्। तत्र कुष्ठे, बद्धमूले सति जलौदनमेव पथ्यम्। इति गलितकुष्ठारिरसः ॥

**સિધ્મની ચિકિત્સા: કેશરષટ્ક- પ્રલેપ**

**कुष्ठं मूलकबीजं, प्रियङ्गवः सर्षपास्तथा रजनी।**
**एतत्केशरषट्कं, निहन्ति चिरकालजं सिध्मम् ॥१३१**

अन्वय.-कुष्ठ मूलकबीज प्रियङ्गवः सर्षपाः तथा रजनी, एतत् केशरषट्क चिरकालज सिध्म निहन्ति ॥

કઠ, મૂળાનાં બીજ, કાંગ, સરસવ, હળદર અને નાગકેસર, એ છનો લેપ લાંબા કાળથી થયેલા સિધ્મને પણ મટાડે છે. ૧૩૧

**મૂળાના બીજનો પ્રલેપ**

**शिखरिरसेन पिष्टं, मूलकबीजं प्रलेपतः सिध्मम्।**
**क्षारेण वा कदल्या, रजनीमिश्रेण नाशयति ॥१३२॥**

अन्वय.-शिखरिरसेन पिष्ट वा रजनीमिश्रेण कदल्याः क्षारेण (पिष्ट) मूलकबीज प्रलेपतः सिध्म नाशयति ॥

અઘેડાના રસથી વાટેલ અથવા હળદર-યુક્ત કેળના ક્ષારથી વાટેલ મૂળાના બીજનો જાડો લેપ કરવાથી સિધ્મકોઢનો તે નાશ કરે છે. ૧૩૨

**દારુહળદર વગેરેનો પ્રલેપ**

**दार्वीमूलकबीजानि तालकं सुरदारु च।**
**ताम्बूलपत्रं सर्वाणि कार्षिकाणि पृथक् पृथक् ॥१३३॥**
**शङ्खचूर्णं तु शाणं स्यात् सर्वाण्येकत्र वारिणा।**
**प्रलेपयेत् प्रलेपोऽयं सिध्मनाशन उत्तमः ॥१३४॥**

अन्वयः-दार्वीमूलकबीजानि तालक सुरदारु च ताम्बूलपत्र सर्वाणि पृथक् पृथक् कार्षिकाणि (स्यु), शङ्खचूर्ण तु शाण स्यात्, सर्वाणि एकत्र वारिणा प्रलेपयेत्, अय प्रलेपः उत्तम. सिध्मनाशनः (अस्ति)॥

દારુહળદર, મૂળાનાં બીજ, હરતાલ, દેવ-દાર અને નાગરવેલનાં પાન, એ દરેક એક એક તોલો અને શંખનું ચૂર્ણ ચોવીશ ચણોઠીભાર લેવું. આ સર્વને એકઠાં કરી પાણીથી પાટી તેનો લેપ કરવો; આ પ્રલેપ ઉત્તમ હોઈ સિધ્મનો નાશ કરનાર છે.

**ચર્મદલની ચિકિત્સા: આંબાની ગોટલી તથા સૈંધવનો લેપ**

**सलिलेनाम्रपेशी तु किञ्चित् सैन्धवसंयुता।**
**ताम्रपात्रे विनिर्घृष्टा लेपाच्चर्मदलापहा ॥ १३५॥**

अन्वयः-आम्रपेशी तु सलिलेन ताम्रपात्रे विनिर्घृष्टा किञ्चित् सैन्धवसयुता लेपात् चर्मदल-अपहा (स्यात्)॥

આંબાની ગોટલીને ત્રાંબાના વાસણ ઉપર ઘસી કાંઈક સિંધવ નાખી ચોપડવાથી ચર્મ-દલનો તે નાશ કરે છે. ૧૩૫

टीका-आम्रपेशी='आमचूर' इति लोके ॥

**સૂકાં આમળાંનો લેપ**

**सलिलेन तु शुष्काणि घृष्ट्वा धात्रीफलानि च।**
**लेपनात् सुखमाप्नोति नरश्चर्मदलान्वितः ॥१३६॥**

---

* गलित च तत् कुष्ठ-गलितकुष्ठ, गलित-कुष्ठस्य अरिः गलित-कुष्ठ-अरिः, स चासौ, तन्नामा वा रसः-गलित-कुष्ठ-अरि-रसः ગળેલા-એટલે ઝરી રહેલા-સવતા કોઢનો શત્રુ-તેવા કોઢને પણ મટાડનારો રસ, ગલિતકુષ્ઠારિરસ કહેવાય છે.

÷ षट् परिमाणमस्य सङ्घस्य षट्कम्, 'सङ्ख्यायाः संज्ञा-सङ्घ०'-इति कन्, केशरेण-नागकेशरेण षट्क-केशर-षट्कम्-જેમાં નાગકેશર છઠ્ઠું ભળવાથી છની સંખ્યાનો સંઘ કે વર્ગ તૈયાર થાય છે, તે કેશરષટ્ક કહેવાય છે.

अन्वयः-शुष्काणि च धात्रीफलानि सलिलेन तु घृष्ट्वा लेपनात् चर्मदल-अन्वितः नरः सुखम् आप्नोति ॥

સુકાયેલાં આમળાંને પાણીમાં ઘસી તેનો લેપ લગાડવાથી ચર્મદલવાળો માણસ સુખ પામે છે. ૧૩૬

## પામા કે ખસની ચિકિત્સા :

### જીરકાદ્ય તૈલ*

जीरकस्य पलं पिष्टं सिन्दूरार्धपलं तथा ।
कटुतैलं पचेदाभ्यां सर्वपामाहरं परम् ॥ १३७ ॥

अन्वयः-पिष्टं जीरकस्य पलं तथा सिन्दूर-अर्धपलम्-आभ्यां कटुतैलं पचेत्, (तत्) परं सर्वपामाहरम् (अस्ति) ॥

વાટેલું જીરું ચાર તોલા અને બે તોલા સિંદૂર-એ બન્નેથી સરસિયું તેલ પકાવવું; તે લગાડવાથી પામાને સારી રીતે મટાડે છે. ૧૩૭

### આદિત્યપાક-તૈલ

मञ्जिष्ठात्रिफलालाक्षालाङ्गलीरात्रिगन्धकैः ।
चूर्णितैस्तैलमादित्यपाकं पामाहरं परम् ॥ १३८ ॥

अन्वयः-मञ्जिष्ठा-त्रिफला-लाक्षा-लाङ्गली-रात्रि-गन्धकैः चूर्णितैः (पक्वं) आदित्यपाकं तैलम् परं पामाहरम् (अस्ति) ॥

મજીઠ, હરડે, બહેડાં, આમળાં, લાખ, કલગારી, હળદર અને ગંધકના ચૂર્ણથી પકાવેલું તેલ 'આદિત્યપાક'+ કહેવાય છે અને તે પામાને સંપૂર્ણ મટાડે છે. ૧૩૮

### સૈંધવાદિ લેપ

सैन्धवं चक्रमर्दश्च सर्षपाः पिप्पली तथा ।
आरनालेन संपिष्टाः पामाकण्डूहराः पराः ॥१३९॥

अन्वयः-सैन्धवं चक्रमर्दः च सर्षपाः तथा पिप्पली, आरनालेन संपिष्टाः पराः पामाकण्डूहराः (सन्ति) ॥

સૈંધવ, કુંવાડિયો, સરસવ અને પીપરને આરનાળથી વાટી લગાડવાથી ખસ તથા ચળને તે સારી રીતે મટાડે છે. ૧૩૯

## કચ્છૂની ચિકિત્સા : અર્ક-તૈલ÷

अर्कपत्ररसे पक्वं हरिद्राकल्कसंयुतम् ।
नाशयेत् सार्षपं तैलं पामाकच्छूविचर्चिकाः ॥१४०॥

अन्वय -हरिद्राकल्कसंयुत (कृत्वा) अर्कपत्ररसे पक्वं सार्षपं तैलं पामा-कच्छू-विचर्चिकाः नाशयेत् ॥

હળદરનો કલ્ક નાખી આકડાનાં પાંદડાંના રસમાં પકાવેલું સરસિયું તેલ પામા, કચ્છૂ અને વિચર્ચિકાનો નાશ કરે છે. ૧૪૦

### કચ્છૂરાક્ષસ તૈલ*

मनःशिलाऽऽलं कासीसं गन्धाश्म सिन्धुजन्म च ।
स्वर्णक्षीरी शिलाभेदी शुण्ठी कुष्ठं च मागधी ॥१४१
लाङ्गली करवीरं च दद्रुघ्नः कृमिहाऽनलः ।
दन्ती निम्बदलं चैभिः पृथक्कर्षमितैर्भिषक् ॥१४२
कल्कीकृत्य पचेत्तैलं कटु प्रस्थद्वयोन्मितम् ।
अर्कसेहुण्डदुग्धेन पृथक् पलमितेन च ॥ १४३ ॥
गोमूत्रस्याढकेनापि शनैर्मृद्वग्निना पचेत् ।
अभ्यङ्गेन हरेदेतत् कच्छूदुःसाध्यतामपि ॥ १४४ ॥
पामानं च तथा कण्डूं त्वग्व्याधिरुधिरामयान् ।
कच्छूराक्षसनामेदं तैलं हारीतभाषितम् ॥ १४५ ॥

अन्वयः-मनःशिला आलं कासीस गन्धाश्म सिन्धुजन्म च स्वर्णक्षीरी शिलाभेदी शुण्ठी कुष्ठं च मागधी लाङ्गली करवीरं च दद्रुघ्नः कृमिहा अनलः दन्ती च निम्बदलम्, एभिः पृथक् कर्षमितैः कल्कीकृत्य प्रस्थद्वय-उन्मितं कटु तैलं पचेत्, (ततः) पृथक् च पलमितेन अर्कसेहुण्डदुग्धेन गोमूत्रस्य आढकेन अपि मृदु-अग्निना शनैः पचेत्, एतत् अभ्यङ्गेन कच्छू दुःसाध्यताम् अपि हरेत्, तथा च हारीतभाषितं कच्छूराक्षसनाम इदं तैलं पामानं कण्डूं त्वग्व्याधि-रुधिर-आमयान् (अपि हरेत्) ॥

મનશિલ, હરતાલ, હીરાકશી, ગંધક, સૈંધવ, દારુડી, પાષાણભેદ, સૂંઠ, કઠ, પીપર, કલગારી, કણેર, કુંવાડિયો, વાવડિંગ, ચિત્રક, નેપાળો અને લીંબડાનાં પાંદડાં-એ દરેક એક એક તોલો લઈ તેના કલ્કથી એકસો અઠ્ઠાવીસ તોલા સરસિયું તેલ પકાવવું; પછી અલગ ચાર ચાર તોલા આકડાનું દૂધ તથા

---

* जीरकम् आद्यं येषु तानि, तैः पक्वं तैलं-જીરું જેમાં પહેલું હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું તેલ જીરકાદ્યતૈલ કહેવાય છે.

+ आदित्येन प्रोक्तः पाकः, तद्युक्तं तैलम्-સૂર્યે કહેલી પકાવવાની વિધિયુક્ત તેલ આદિત્યપાક-તેલ કહેવાય છે.

÷ अर्कपत्ररसपक्वं तैलम्-આકડાનાં પાનના રસમાં પકાવેલું તેલ અર્કતેલ કહેવાય છે.

* कच्छ्वाः राक्षस इव मारकं तैलं, कच्छूराक्षसतैलम्-કચ્છૂ નામના કોઢનો રાક્ષસની પેઠે નાશ કરનારું તેલ, કચ્છૂરાક્ષસતેલ કહેવાય છે.

થોરનું છીર અને બસો છપ્પન તોલા ગોમૂત્રથી પણ એ તેલને કોમળ અગ્નિથી ધીમે ધીમે પકાવવું; આ તેલ માલિશ કરવાથી અસાધ્ય કચ્છૂને પણ મટાડે છે. હારીતે કહેલું આ કચ્છૂરાક્ષસ નામનું તેલ ખસ, ચળ, ચામડીના રોગો અને લોહીનાં દરદોને પણ મટાડે છે.૧૪૧-૧૪૫

કૃતમાલાદિ કલ્ક×

कृतमालस्य पत्राणि नक्तमालदलानि च ।
द्रोणपुष्पीपलाशानि सर्षपा राजिका निशा ॥१४६
कुटजो मधुकं मुस्तं नागरं रक्तचन्दनम् ।
धात्री यवानिका दारु कल्क एषां प्रकल्पितः॥१४७
उद्वर्तनादयं कल्कः कटुतैलसमन्वितः ।
कण्डूं पामां हरत्येव शीतपित्तादिकान् गदान् ॥१४८

अन्वयः-कृतमालस्य पत्राणि नक्तमालदलानि च द्रोणपुष्पीपलाशानि सर्षपाः राजिका निशा कुटजः मधुकं मुस्तं नागरं रक्तचन्दनं धात्रीयवानिका दारु, एषां कल्कः प्रकल्पितः, अयं कल्कः कटु-तैल-समन्वितः उद्वर्तनात् कण्डूं पामां शीत-पित्त-आदिकान् गदान् हरति एव ॥

ગરમાળાનાં પાંદડાં,કરંજનાં પાંદડાં, કૂબાનાં પાંદડાં, સરસવ, રાઈ,હળદર, ઇંદ્રજવ, જેઠીમધ, મોથ, સૂંઠ, રતાંજલિ, આમળાં, અજમો, અને દેવદાર-એટલાંનો કલ્ક તૈયાર કરવો. આ કલ્ક સરસિયા તેલમાં કાલવી સારી રીતે ચોળવાથી ચળ, ખસ અને શીતપિત્ત આદિ રોગોને અવશ્ય મટાડે છે. ૧૪૬-૧૪૮

દદ્રૂ (દાદર)ની ચિકિત્સા : બે પ્રલેપરૂપે

कुष्ठं कृमिघ्नो दद्रुघ्नो निशासैन्धवसर्षपाः ।
अम्लपिष्टः प्रलेपोऽयं दद्रुकुष्ठनिषूदनः ॥ १४९ ॥
दूर्वानिशासैन्धवचक्रमर्द-कुठेरकाः काञ्जिकतक्रपिष्टाः । त्रिभिः प्रलेपैरपि बद्धमूलां, दद्रुं च कुष्ठं च विनाशयन्ति ॥ १५० ॥

अन्वयः-कुष्ठं कृमिघ्नः दद्रुघ्नः निशा-सैन्धव-सर्षपाः, अम्लपिष्टः अयं प्रलेपः दद्रुकुष्ठनिषूदनः (तथा) दूर्वा-निशा-सैन्धव-चक्रमर्द-कुठेरकाः काञ्जिक-तक्र-पिष्टाः त्रिभिः अपि प्रलेपैः बद्धमूलां दद्रूं च कुष्ठं च विनाशयन्ति ॥

× कृतमाल आदिर्येषां तानि, तेषां कल्कः-જેમાં ગરમાળો પહેલો હોય છે, એવાં ઓસડિયાંનો કરેલો કલ્ક કૃતમાલાદિકલ્ક કહેવાય છે.

કઠ, વાવડિંગ, કુવાડિયો, હળદર, સિંધવ અને સરસવને લીંબુના રસમાં વાટી લગાડેલો એ લેપ દાદરને તથા કોઢને મટાડે છે. ધ્રો, હળદર, સિંધવ, કુંવાડિયાનાં બીજ અને બાવચીને કાંજીમાં તથા તક્ર-છાશમાં વાટી ત્રણ વાર લેપ કરવાથી દૃઢ મૂળવાળી દાદરનો તથા કોઢનો પણ તે નાશ કરે છે. ૧૪૯,૧૫૦

टीका-कुठेरकः='बावची' इति लोके ॥

સાત દિવસમાં દાદર મટાડતો લેપ

गण्डिलकाख्यं तृणमपि सिद्धार्थकश्च स्नुहीपत्रम् ।
त्रयमपि समभागं स्यादेषां द्विगुणस्तु दद्रुघ्नः॥१५१
अष्टगुणे गोतक्रे, तानि प्रकृतानि सन्दध्यात् ।
दिवसत्रितयादूर्ध्वं, सम्यङ्निष्पेषयेत्तानि ॥१५२॥
वन्योपलेन घृष्ट्वा च, दद्रूमालेपयेत्तेन ।
सप्ताहाल्लेपोऽयं, दद्रूमचिराद्विनाशयति ॥ १५३ ॥

अन्वयः-गण्डिलक-आख्यं तृणम् अपि च सिद्धार्थकः स्नुहीपत्रं त्रयम् अपि समभागं स्यात्, एषां द्विगुणः तु दद्रुघ्नः, तानि प्रकृतानि अष्ट गुणे गोतक्रे संदध्यात्, दिवसत्रितयात् ऊर्ध्वं तानि सम्यक् निष्पेषयेत्, वन्य-उपलेन दद्रूं घृष्ट्वा तेन च आलेपयेत्, अयं लेपः सप्ताहात् दद्रूम् अचिरात् विनाशयति ॥

ગંડલિક નામનું ખડ,સરસવ અને થોરનાં પાંદડાં સમભાગે તથા એથી બમણો કુંવાડિયો, એ બધાંને ગાયની આઠગણી તક્ર-છાશમાં આથી મૂકવાં. ત્રણ દિવસ સુધી અથાયા પછી એને સારી રીતે વાટી અડાયા છાણાથી દાદરને ઘસીને તેની ઉપર તેનાથી લેપ કરવો; આ લેપ સાત દિવસની અંદર દાદરનો તરત નાશ કરે છે. ૧૫૧-૧૫૩

શ્વિત્રની ચિકિત્સા

ક્વાથ, લેપ તથા ચૂર્ણપાન

बिभीतकत्वङ्मलयूजटानां, क्वाथेन पीतं गुडसंयुतेन । अवल्गुज बीजमपाकरोति, श्वित्राणि कृच्छ्राण्यपि पुण्डरीकम् ॥ १५४ ॥

अन्वयः-बिभीतक-त्वक्-मलयू-जटानां क्वाथेन गुडसंयुतेन पीतम् अवल्गुजं बीजं कृच्छ्राणि अपि श्वित्राणि पुण्डरीकम् अपाकरोति ॥

બહેડાંની છાલ અને કાળા ઉંબરાનાં મૂળિયાંના ક્વાથમાં ગોળ નાખી, તે ક્વાથની સાથે બાવચીનાં બીજનો કલ્ક પીધો હોય

તો તે કષ્ટસાધ્ય શ્વિત્ર અને પુંડરીકને પણ મટાડે છે. ૧૫૪

ટીકા-मलयू:=काकोदुम्बरिका, अवल्गुजं=सोमराजी ॥

कुडवमवल्गुजबीजं, हरितालचतुर्थभागसम्मिश्रम्। मनःशिला तोलकार्धं, गुञ्जाफलमग्निमूलं च।
मूत्रेण गवां पिष्टं, सवर्णताकारकं श्वित्रे ॥ १५५ ॥
श्वेतं कुष्ठं व्रजत्यस्तं पक्षार्धेनाधिकेन वा ॥
गिरिकर्ण्यास्तु कृष्णाया मूलेन परिलेपितम् ॥१५६

अन्वय:-कुडवम् अवल्गुजबीजं हरिताल चतुर्थभाग संमिश्रं, तोलक-अर्धं मनःशिला गुञ्जाफलं च अग्निमूलं गवां मूत्रेण पिष्टं श्वित्रे सवर्णताकारकम्, कृष्णायाः गिरिकर्ण्याः मूलेन परिलेपितं तु श्वेतं कुष्ठं पक्ष-अर्धेन वा अधिकेन अस्तं व्रजति ॥

સોળ તોલા બાવચીનાં બીજ, ચાર તોલા હરતાલ, અરધો તોલો મનશિલ, ચણોઠી અને ચિત્રકનાં મૂળને ગોમૂત્રમાં વાટી તેનો કરેલો લેપ શ્વિત્રને મટાડી ચામડીનો રંગ જે અસલ હોય તે કરે છે. કાળી ગરણીનાં મૂળિયાંના કલ્કથી ચોપાસ લેપ કરવાથી ધોળો કોઢ આઠ દિવસે અથવા તેથી કાંઈક વધારે મુદતે મટી જાય છે. ૧૫૫,૧૫૬

ટીકા-गिरिकर्णी=नीला अपराजिता ॥

क्वाथः सबाकुचीचूर्णो धात्रीखदिरसारयोः।
शङ्खेन्दुकुन्दधवलं श्वित्रं संसेवितो हरेत् ॥१५७॥
मथितेन पिबेच्चूर्णं काकोदुम्बर्यवल्गुजम्।
तैलाक्तो घर्मसेवी स्यात्तक्राशी श्वित्रहृद्भवेत्॥१५८

अन्वय:-धात्रीखदिरसारयोः क्वाथः सबाकुचीचूर्णः संसेवितः शंख-इन्दु-कुन्द-धवलं श्वित्रं हरेत्। काकोदुम्बरी-अवल्गुजं चूर्णं मथितेन पिबेत्, तैल-अक्तः घर्मसेवी स्यात्, तक्राशी श्वित्रहृत् भवेत् ॥

આમળાં તથા ખેરસારના ક્વાથને બાવચીનું ચૂર્ણ નાખી નિત્ય સેવ્યો હોય તો તે શંખ, ચંદ્ર અને મોગરાના જેવા ધોળા કોઢને મટાડે છે. કાળો ઉંબરો તથા બાવચીનું ચૂર્ણ પાણી વગરના વલોવેલા દહીંની સાથે પીએ, તેલનું માલિશ કરે, તડકાનું સેવન કરે અને ચોથા ભાગના પાણીવાળી વસ્ત્રથી ગાળેલી છાશ પીએ, તો તે ધોળો કોઢ મટાડી દે છે.

ટીકા-मथितं=निर्जलं विलोडितं दधि, तक्रं=चतुर्थांशजलयुतं वस्त्रपूतं दधि ॥

### સોમરાજી ઘૃત

चतुष्पलं सोमराज्याः खदिरस्य पलं तथा।
पटोलमूलं त्रिफला त्रायमाणा दुरालभा ॥१५९॥
कल्कार्थं कटुकं चापि कार्षिकान् सूक्ष्मपेषितान्।
पलद्वयं कौशिकस्य शुद्धस्यात्र प्रदापयेत् ॥१६०॥
सिद्धं सर्पिरिदं श्वित्रं हन्यादम्भ इवानलम्।
अष्टादशानां कुष्ठानां परमं चैतदौषधम् ॥ १६१॥
सोमराजीघृत नाम निर्मितं ब्रह्मणा पुरा।
लोकानामुपकाराय श्वित्रकुष्ठादिरोगिणाम् ॥१६२

अन्वय:-सोमराज्याः चतुष्पलं, तथा खदिरस्य पलं, पटोलमूल त्रिफला त्रायमाणा दुरालभा च कल्कार्थं कटुकम् अपि कार्षिकान् सूक्ष्मपेषितान्, (कृत्वा) अत्र शुद्धस्य कौशिकस्य पलद्वयं प्रदातव्यम्, (तेषां कल्केन) इदं सिद्धं सर्पिः, अम्भः अनलम् इव श्वित्रं हन्यात्, च अष्टादशानां कुष्ठानां एतत् परमम् औषधं, पुरा ब्रह्मणा (इदं) सोमराजी घृत नाम श्वित्र-कुष्ठ-आदि-रोगिणां लोकानाम् उपकाराय निर्मितम् (अस्ति) ॥

સોળ તોલા બાવચી, ચાર તોલા ખેરસાર, કડવાં પરવળનાં મૂળ, હરડે, બહેડાં, આમળાં, ત્રાયમાણ, રાતો ધમાસો અને કડુ-એ દરેક એક એક તોલો લઈ ઝીણાં વાટી તેમાં આઠ તોલા શુદ્ધ ગૂગળ મિશ્ર કરવો અને પછી એ કલ્કથી ઘી પકાવવું (એટલે 'સોમરાજી-ઘૃત' તૈયાર છે). આ સિદ્ધ ઘી, જેમ પાણી-અગ્નિનો નાશ કરે છે, તેમ શ્વિત્રનો નાશ કરે છે; તેમ જ અઢારે પ્રકારના કોઢનું આ ઉત્તમ ઔષધ છે. પૂર્વે બ્રહ્માએ આ 'સોમરાજી ઘૃત×' નામનું ઘી શ્વિત્ર તથા કુષ્ઠ આદિ રોગોવાળા લોકોનો ઉપકાર કરવા બનાવ્યું છે. ૧૫૯-૧૬૨

કોઢનો અધિકાર સમાપ્ત

× सोमराजी-प्रधानौषध-पक्वं घृतं-બાવચી જેમાં મુખ્ય હોય છે, એવાં ઔષધોથી પકવેલું ઘી સોમરાજીઘૃત કહેવાય છે.

## अथ शीतपित्ताद्यधिकारः ।

## ૫૫ : શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠનો અધિકાર

જેમ કોઢ ચામડીનો રોગ છે તથા ત્રિદોષજન્ય છે, તે જ પ્રમાણે આ શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠ પણ ચામડીના જ રોગો છે તથા ત્રિદોષજન્ય છે. એમ આ રોગોની તથા કોઢની સમાનતા હોવાથી એ કોઢના અધિકાર પછી આ શીતપિત્તાદિનો અધિકાર શરૂ કરાયો છે; તેમની વ્યાખ્યાઓ તેમનાં જ્યાં લક્ષણો અપાયાં છે, ત્યાં જ ટિપ્પણરૂપે અપાશે, તે ત્યાં જોઈ લેવી.

तत्र शीतपित्तादीनां विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह–

### શીતપિત્ત વગેરેનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ

**शीतमारुतसम्पर्कात्प्रवृद्धौ कफमारुतौ ।**
**पित्तेन सह सम्भूय बहिरन्तर्विसर्पतः ॥ १ ॥**

अन्वय.–शीतमारुतसंपर्कात् प्रवृद्धौ कफमारुतौ पित्तेन सह संभूय (त्वचः) बहिर् अन्तः (च) विसर्पतः ॥

ઠંડા પવનના સંપર્કથી, વૃદ્ધિ પામેલા કફ અને વાયુ (પિત્તને વધારનારાં કારણોથી) દુષ્ટ થયેલા પિત્તની સાથે મળીને, ચામડીની બહાર-(ચામડી ઉપર) તથા ચામડીની અંદર રુધિર વગેરેમાં પ્રસરે છે; (તેથી શીતપિત્ત વગેરે થાય છે.) ૧

टीका–शीतमारुतसम्पर्कात् पित्तेन स्वहेतुदुष्टेन, सम्भूय=सङ्गम्य, बहिः–त्वचि, अन्तः–रुधिरादौ, विसर्पतः= प्रसरतः ॥ (આનો અર્થ ઉપર છે.)

शीतपित्तादीनां पूर्वरूपमाह–

### શીતપિત્ત વગેરેનું પૂર્વરૂપ

**पिपासाऽरुचिहृल्लासदेहसादाङ्गगौरवम् ।**
**रक्तलोचनता तेषां पूर्वरूपस्य लक्षणम् ॥ २ ॥**

अन्वयः–पिपासा–अरुचि–हृल्लास–देहसाद–अङ्ग–गौरवं रक्तलोचनता (इतीद) तेषां पूर्वरूपस्य लक्षणम् (ज्ञेयम्) ॥

તરસ, અરુચિ, મોળ, શરીરની ગ્લાનિ, અંગોમાં ભારેપણું અને નેત્રોની રતાશ–એ શીતપિત્ત* વગેરેનાં પૂર્વરૂપનું લક્ષણ સમજવું.

* शीतेन वायुना प्रवृद्धकफमारुताभ्यां मिलितं स्वहेतुदुष्टं पित्तं यस्मिन् तत्–शीतपित्तम्–શીતળ પવનના સંબંધથી ખૂબ વધી ગયેલા કફ તથા વાયુ, જે રોગમાં પોતાનાં કારણોથી બગડેલા પિત્ત સાથે મળેલા હોય છે, તે રોગ શીતપિત્ત–શીળસ કહેવાય છે.

शीतपित्तस्य लक्षणमाह–

### શીતપિત્તનું લક્ષણ

**वरटीदष्टसंस्थानः शोथः सञ्जायते बहिः ।**
**सकण्डूतोदबहुलश्छर्दिज्वरविदाहवान् ।**
**वाताधिकतमं विद्याच्छीतपित्तमिमं भिषक् ॥ ३ ॥**

अन्वयः–वरटीदष्टसंस्थानः सकण्डूतोदबहुलः छर्दिज्वरविदाहवान् शोथः बहिः सञ्जायते, इमं भिषक् वात–अधिकतम शीतपित्तं विद्यात् ॥

ભમરીના ડંખ જેવા આકારનો, ચળ સાથે સોય ભોંકાયા જેવી ઘણી પીડાવાળો, ઊલટી અને બળતરાથી યુક્ત જે સોજો બહાર ચામડી ઉપર થાય છે, તેને વૈદ્યે વાયુની અતિશય અધિકતાવાળું 'શીતપિત્ત' જાણવું.

उदर्दस्य लक्षणमाह–

### ઉદર્દ–શીળસનું લક્ષણ

**सोत्सङ्गैश्च सरागैश्च कण्डूमद्भिश्च मण्डलैः ।**
**शैशिरः श्लेष्मबहुल उदर्द इति कीर्तितः ॥ ४ ॥**

अन्वयः–(यः) सोत्सङ्गैः च सरागैः च कण्डूमद्भिः मण्डलैः शैशिरः च श्लेष्मबहुलः 'उदर्द' इति (उपलक्षितः) कीर्तितः ॥

જે રોગ મધ્યમાં નમેલાં, રતાશ યુક્ત અને ચળવાળાં ગોળ ઢ્રામઠાંવાળો હોઈને શિશિર ઋતુમાં થાય છે અને કફની અધિકતાવાળો હોય છે, તે 'ઉદર્દ'× કહેવાય છે. ૪

टीका–सोत्सङ्गैः=मध्यनिम्नैः, शैशिरः=शिशिरर्तुभवः ॥

कोठोत्कोठयोर्लक्षणमाह–

### કોઠ અને ઉત્કોઠનું લક્ષણ

**असम्यग्वमनोदीर्णपित्तश्लेष्मान्ननिग्रहैः ।**
**मण्डलानि सकण्डूनि रागवन्ति बहूनि च ॥**
**सानुबन्धस्तु स प्रोक्तरुत्कोठ इति कथ्यते ॥ ५ ॥**

× उत्–अतिशयेन अर्दयति–हिनस्ति पीडयति शिशिरे त्वच सोत्सङ्गसरागकण्डूमन्मण्डलोत्पादनेनेति–उदर्दः । उत्पूर्वकात् अर्द हिंसायामिति चौरादिकादन्–જે રોગ શિશિરઋતુમાં રતાશ અને ચળવાળાં ઢ્રામઠાં ઉપજાવી ચામડીને ખૂબ પીડિત કરે છે, તે કફની અધિકતાવાળો રોગ ઉદર્દ–શીળસનો ભેદ કહેવાય છે.

अन्वयः-असम्यक्-वमन-उदीर्ण-पित्त-श्लेष्म-अन्न-निग्रहैः सकण्डूनि रागवन्ति च बहूनि मण्डलानि (स्युः) सः कोठः, सानुबन्धः तु (सः) प्राज्ञैः उत्कोठः कथ्यते ॥

વમન બરાબર નહિ થવાને લીધે ઊછળેલાં પિત્ત, કફ તથા અન્ન રોકાવાથી ચળ અને રતાશવાળાં જે ઘણાં ગોળ ઢ્રામઠાં થાય છે તે 'કોઠ*' કહેવાય છે; તેમ જ એ ઢ્રામઠાં મટી બીજાં ઢ્રામઠાં થતાં આવે તે 'ઉત્કોઠ'* કહેવાય છે.

टीका-सः=कोठः ॥

शीतपित्तोदर्दकोठोत्कोठचिकित्सा ।

## શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને ઉત્કોઠની ચિકિત્સા

शीतपित्ते तु वमनं पटोलारिष्टवासकैः ।
त्रिफलापुरकृष्णाभिर्विरेकश्च प्रशस्यते ॥ ६ ॥
अभ्यङ्गः कटुतैलेन सेकश्चोष्णेन वारिणा ।
त्रिफलां क्षौद्रसंयुक्तां खादेच्च नवकार्षिकम् ॥७॥

अन्वयः-शीतपित्ते तु पटोल-अरिष्टवासकैः वमनं, त्रिफला-पुर-कृष्णाभिः च विरेकः, कटुतैलेन अभ्यङ्गः, उष्णेन च वारिणा सेकः प्रशस्यते, (किंच) क्षौद्र-संयुक्तां त्रिफलां च नव-कार्षिकं खादेत् ॥

શીતપિત્તમાં કડવાં પરવળ, લીંબડો અને અરડુસાથી ઊલટી કરવી; અને હરડે, બહેડાં, આમળાં, ગૂગળ તથા પીપરથી વિરેચન આપવું, એ ઉત્તમ ગણાય છે; તેમજ સરસિયા તેલથી માલિશ કરવું, ઊના પાણીથી સિંચન કરવું, મધ સહિત ત્રિફળાં (હરડે, બહેડાં અને આમળાં) ખાવાં અને નવકાર્ષિક નામનો ગૂગળ ખાવો. (તેથી પણ શીતપિત્ત મટી જાય છે.)

नवकार्षिको यथा-

### નવકાર્ષિક ગૂગળ અને બીજા ઉપચારો

त्रिफलापुरकृष्णानां त्रिपञ्चैकांशयोजिता ।
गुटिका शीतपित्तार्शोभगन्दरवतां हिता ॥ ८ ॥
सितां त्रिकटुसंयुक्तां गुडमामलकैः सह ।
यवानीं खादयेच्चापि सव्योपक्षारसंयुताम् ॥ ९ ॥
आर्द्रकस्य रसः पेयः पुराणगुडसंयुतः ।
शीतपित्तापहः श्रेष्ठो वह्निमान्द्यविनाशनः ॥१०॥
सिद्धार्थरजनीकल्कैः प्रपुन्नाटतिलैः सह ।
कटुतैलेन संमिश्रमेतदुद्वर्तनं हितम् ॥ ११ ॥
सगुडं दीप्यकं यस्तु खादेत्पथ्यान्नभुक् नरः ।
तस्य नश्यति सप्ताहादुदर्दः सर्वदेहजः ॥ १२ ॥
घृतं पीत्वा महातिक्तं शोणितं मोक्षयेत्ततः ।
स्निग्धस्विन्नस्य संशुद्धिमादौ कोठे समाचरेत् ॥
उत्कोठे शुद्धदेहस्य कुष्ठघ्नीं कारयेत् क्रियाम् ॥१३॥
निम्बस्य पत्राणि सदा घृतेन, धात्रीविमिश्राणि नरः प्रयुञ्ज्यात् ॥ विस्फोटकण्डूकृमिशीतपित्तमुदर्दकोठौ च कफं च हन्यात् ॥ १४ ॥

अन्वयः-त्रिफला-पुर-कृष्णानां त्रि-पञ्च-एक-अंश-योजिता गुटिका शीतपित्त-अर्शस्-भगन्दरवतां हिता (भवति) ॥ अपि च त्रिकटुसंयुतां सिताम्, आमलकैः सह गुडं, सव्योपक्षारसंयुतां यवानीं खादेत्, पुराण-गुडसंयुतः आर्द्रकस्य रसः पेयः, (स च) श्रेष्ठः शीतपित्त-अपहः वह्निमान्द्यविनाशनः (अस्ति) ॥ सिद्धार्थ-रजनीकल्कैः प्रपुन्नाटतिलैः सह कटुतैलेन संमिश्रम् उद्वर्तनं हितं (भवति) ॥ यः तु नरः सगुडं दीप्यकं खादेत्, पथ्य-अन्नभुक् (च भवेत्), तस्य सर्वदेहजः उदर्दः सप्ताहात् नश्यति ॥ तथा महातिक्तं घृतं पीत्वा शोणितं मोक्षयेत् ॥ कोठे आदौ स्निग्ध-स्विन्नस्य संशुद्धिं समाचरेत्, उत्कोठे शुद्धदेहस्य कुष्ठघ्नीं क्रियां कारयेत् ॥ नरः (यदि) निम्बपत्राणि धात्री-विमिश्राणि घृतेन सदा प्रयुञ्ज्यात्, (तर्हि) विस्फोट-कण्डू-कृमि-शीतपित्तं च उदर्दकोठौ च कफं हन्यात् ॥

ત્રણ ભાગ એટલે ત્રણ તોલા ત્રિફલા, (હરડે, બહેડાં અને આમળાં), પાંચ ભાગ એટલે પાંચ તોલા ગૂગળ અને એક ભાગ એટલે એક તોલા પીપરથી બનાવેલી ગોળી શીતપિત્તવાળા, અરશવાળા અને ભગંદરવાળાને હિતકારી થાય છે. (આ ગોળી 'નવકાર્ષિકગૂગળ' નામે ઓળખાય છે.) ત્રિકટુ સૂંઠ, મરી અને પીપરથી યુક્ત સાકર ખાવી; ગોળ સહિત આમળાં ખાવાં; અને સૂંઠ મરી, પીપર તથા જવખાર સહિત અજમો ખાવો; (તેથી પણ શીતપિત્ત મટી જાય છે;) આદુંના રસમાં જૂનો ગોળ મિશ્ર કરી પીવો, એ શ્રેષ્ઠ હોઈ શીતપિત્ત અને અગ્નિનું મંદપણું મટાડે છે. સરસવ,

* कुण्ठति-उत्कुण्ठति च प्रतिहन्ति-पीडयति त्वच सरागकण्ड्वन्मण्डलोत्पादनेनेति कोठ उत्कोठश्च, कुठि प्रतिघाते-भ्व-જે રતાશ અને ચેળવાળાં ઢ્રામઠાં ઉપજાવી ચામડીને ખૂબ પીડિત કરે છે, તે પિત્ત-કફાધિક રોગ કોઠ, અને તે જ કોઠમાં ઢ્રામઠાં મટી મટી ફરી થાય તે ઉત્કોઠ કહેવાય છે.

હળદર, કુંવાડિયો અને તલનો કલ્ક કરી તેમાં સરસિયુ તેલ મિશ્ર કરી ચોળવું, એ શીતપિત્ત ઉપર હિતકારી છે. જે માણસ ગોળ સહિત અજમો ખાય અને પથ્ય અન્ન જમે તેનો સઘળા શરીરમાં થયેલો ઉદર્દ સાત દિવસની અંદર મટી જાય છે. મહા તિક્તક નામનું ઘી પીને લોહી કઢાવવાથી પણ ઉદર્દ મટી જાય છે. કોઠ થયેલ હોય તો પ્રથમ સ્નેહન તથા સ્વેદન ક્રિયા કરીને પછી વિરેચન વગેરે શોધન કરવું; અને ઉત્કોઠ થયેલ હોય તો વિરેચન વગેરે શોધન કર્યા પછી કોઠની ચિકિત્સા કરવી. માણસ જો લીબડાના પાદડા અને આમળા વાટી ઘીથી મિશ્ર કરી હમેશાં ખાય, તો વિસ્ફોટ, ચળ, કૃમિ, શીતપિત્ત, ઉદર્દ, કોઠ અને કફનો તે નાશ કરે છે. ૮-૧૪

આર્દ્રક ખંડ

मार्द्रकं प्रस्थमेकं स्याद्गोघृतं कुडवद्वयम् ।
गोदुग्धं प्रस्थयुगलं तदर्धं शर्करा मता ॥ १५ ॥
पिप्पली पिप्पलीमूलं मरिचं विश्वभेषजम् ।
चित्रकं च विडङ्गं च मुस्तकं नागकेशरम् ॥१६॥
त्वगेलापत्रकर्चूरं प्रत्येकं पलमात्रकम् ।
विधाय पाकं विधिवत् खादेत्तत्पलसम्मितम् ॥१७॥
इदमार्द्रकखण्डाख्यं प्रातर्भुक्तं व्यपोहति ।
शीतपित्तमुदर्दं च कोठमुत्कोठमेव च ॥ १८ ॥
यक्ष्माणं रक्तपित्तं च कासं श्वासमरोचकम् ।
वातगुल्ममुदावर्तं शोथं कण्डूं क्रमीनपि ॥ १९ ॥
दीपयेदुदरे वह्निं बलं वीर्यं च वर्धयेत् ।
वपुः पुष्टं प्रकुरुते तस्मात्सेव्यमिदं सदा ॥ २० ॥

अन्वय-एकं प्रस्थम् आर्द्रकं कुडवद्वयं गोघृतं, प्रस्थयुगलं गोदुग्धं स्यात्, तदर्धं शर्करा मता, पिप्पली पिप्पलीमूलं मरिचं विश्वभेषजं चित्रकं च विडङ्गं च मुस्तकं नागकेशरं, त्वक्-एला-पत्र-कर्चूरं प्रत्येकं पलमात्रकं-विधिवत् पाकं विधाय पलमात्रकं तत् खादेत् । इदम् आर्द्रकखण्डआख्यं प्रातः भुक्तं (सत्) शीतपित्तम् उदर्दं च कोठम् उत्कोठं च यक्ष्माणं रक्तपित्तं च कासं श्वासम् अरोचकं वातगुल्मम् उदावर्तं शोथं कण्डूं क्रमीन् अपि व्यपोहति एव, उदरे वह्निं दीपयेत्, बलं च वीर्यं वर्धयेत्, वपुः पुष्टं प्रकुरुते, तस्मात् इदं सदा सेव्यम् ॥

ચોસઠ તોલા આદું, બત્રીશ તોલા ગાયનું ઘી, ૧૨૮ તોલા ગાયનું દૂધ અને તેનાથી અરધી સાકર લેવી. પીપર, પીપરીમૂળ, મરી, સૂંઠ, ચિત્રક, વાવડિંગ, મોથ, નાગકેસર, તજ, એલચી, તમાલપત્ર અને કચૂરો-એ દરેક ચાર ચાર તોલા લઈ વિધિપૂર્વક આ પાક બનાવવો (તે 'આર્દ્રકખંડ+' કહેવાય છે). આ 'આર્દ્રકખંડ' સવારમાં ચાર તોલા ખાધો હોય, તો તે શીતપિત્ત, ઉદર્દ, કોઠ, ઉત્કોઠ, ક્ષયરોગ, રક્તપિત્ત, ઉધરસ, શ્વાસ, અરુચિ, વાતગુલ્મ, ઉદાવર્ત, સોજો, ચળ અને કૃમિઓનો અવશ્ય નાશ કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, બળ તથા વીર્ય વધારે છે અને શરીરને પુષ્ટ કરે છે, માટે આનું સર્વકાળ સેવન કરવું યોગ્ય છે. ૧૫-૨૦

શીતપિત્ત, ઉદર્દ, કોઠ તથા ઉત્કોઠનો અધિકાર સમાપ્ત

## विसर्पाधिकारः ।

## ૫૬ : વિસર્પ કે રતવાનો અધિકાર×

तत्र विसर्पस्य विप्रकृष्टनिदानं सङ्ख्यां निरुक्तिं चाह-

### વિસર્પનું દૂરનું નિદાન, સાતની સંખ્યા તથા વિસર્પ શબ્દનો અર્થ

लवणाम्लकटूष्णादिसेवनाद्दोषकोपतः ।
विसर्पः सप्तधा ज्ञेयः सर्वतः परिसर्पणात् ॥ १ ॥

अन्वयः-लवण-अम्ल-कटु-उष्ण-आदि-सेवनात् दोषकोपतः (जातः शोथः) सर्वतः परिसर्पणात् विसर्पः सप्तधा ज्ञेयः ॥

+ आर्द्रम् एव आर्द्रकं, तस्य खण्डौ यस्मिन् सः, यद्वा आर्द्रकमुख्यं खण्डं यस्मिन् सः -જેમાં આદુંના ટુકડા મુખ્ય હોય છે અથવા જેમાં આદું અને તેના જેટલી જ સાકર ન ખાય છે, તે બીજા ઓસડિયાં તથા ગાયના ઘી-દૂધયુક્ત કરેલો પાક, આર્દ્રકખંડ કહેવાય છે.

× विशेषतः सर्पति-सर्वतो विसरतीति विसर्पः-त्वङ्-मांस-रुधिर-लसीकागतैः कुपितदोषैः कृतः सर्वाङ्गसारी विसृतः उन्नतः शोफः, विपूर्वकात् सृप्लृ गतौ-इत्यस्मात् -જે ચોપાસ ફેલાય છે, એવો સોજો વિસર્પ કે રતવા નામે કહેવાય છે, આ સોજો ત્વચા, માંસ, રુધિર તથા લસીકામાં ગયેલા દુષ્ટ વાત-પિત્ત તથા કફથી ઉત્પન્ન થાય છે, આખા અંગમાં ફેલાય છે

ખારા, ખાટા, તીખા તથા ઊના આદિ પદાર્થોના સેવનથી દોષોનો કોપ થતાં (ઉત્પન્ન થયેલો સોજો) ચોપાસ ફેલાતો હોવાથી 'વિસર્પ' કહેવાય છે અને તેને સાત પ્રકારનો જાણવો. (લીલાં શાક અને શિંઢાકી વગેરે પદાર્થોથી પણ વિસર્પ થાય છે, એમ ચરકે કહ્યું છે.) ૧

टीका-'आदि'शब्दाच्चरकोक्तहरितशाकशिण्डाकीप्रभृतीनां ग्रहणम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ विसर्पस्य सप्तधात्वं विवृणोति-

### વિસર્પના સાત પ્રકાર

**वातिकः पैत्तिकश्चैव कफजः सान्निपातिकः।**
**चत्वार एते वीसर्पा वक्ष्यन्ते द्वन्द्वजास्त्रयः॥२॥**
**आग्नेयो वातपित्ताभ्यां ग्रन्थ्याख्यः कफवातजः।**
**यस्तु कर्दमको घोरः स पित्तकफसम्भवः॥३॥**

अन्वयः-वातिकः पैत्तिकः कफजः च सान्निपातिकः-एते चत्वारः वीसर्पाः, (तथा) द्वन्द्वजास्त्रयः एव वक्ष्यन्ते, (तत्र) वातपित्ताभ्याम् आग्नेयः, कफवातजः ग्रन्थि-आख्यः यः तु कर्दमकः घोरः (भवति) सः पित्त-कफसंभवः (ज्ञेयः)॥

વાયુજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સાન્નિપાતિક (ત્રણે દોષસંબંધી), એ ચાર અને બબ્બે દોષથી ઉત્પન્ન થતા ત્રણ જે વિસર્પ, એમ (સાત વિસર્પ) હવે કહેવાશે; (તેમાં છેલ્લા ત્રણ દ્વંદ્વજ વિસર્પોમાં જે) વાયુ તથા પિત્તથી વિસર્પ થાય છે, તે આગ્નેય નામનો, જે કફ તથા વાયુથી વિસર્પ થાય છે તે 'ગ્રંથિ' નામનો અને જે 'કર્દમક' નામનો ભયાનક વિસર્પ થાય છે, તે પિત્તથી તથા કફથી થાય છે. ૨,૩

विसर्पदोषदूष्याणि संगृह्याह-

### વિસર્પમાં દૂષક તથા દૂષ્ય-દૂષિત થનારનું સ્પષ્ટ કથન

**रक्तं लसीका त्वङ्मांसं दूष्यं दोषास्त्रयो मलाः।**
**विसर्पाणां समुत्पत्तौ हेतवः सप्तधातवः॥४॥**

अन्वयः-रक्तं लसीका त्वक् मांसं दूष्यं, त्रयः मलाः दोषाः (स्युः, इत्येवं) सप्त धातवः विसर्पाणां समुत्पत्तौ हेतवः (भवन्ति)॥

લોહી, લસીકા, ચામડી અને માંસ દૂષ્ય એટલે દૂષિત થાય છે અને વાત, પિત્ત તથા કફ એ ત્રણ મળ, દોષો-એટલે તે લોહી વગેરેને દૂષિત કરનારા હોય છે; આમ વિસર્પની ઉત્પત્તિમાં એ સાત ધાતુઓ કારણરૂપે હોય છે. ૪

टीका-त्रयो मलाः=वातपित्तकफाः, दोषाः=दूषका इत्यर्थः। अन्यथा 'दोषाः=मलाः' इत्यत्र पुनरुक्तिदोषो लगिष्यते॥ (આનો અર્થ ઉપર લેવાયો છે.)

अथ वातिकस्य लक्षणमाह-

### વાયુસંબંધી વિસર્પનું લક્ષણ

**तत्र वातात्परीसर्पो वातज्वरसमव्यथः।**
**शोफस्फुरणनिस्तोदभेदायामार्तिहर्षवान्॥५॥**

अन्वयः-तत्र वातात् (जात) परीसर्पः वातज्वर-समव्यथः शोफ-स्फुरण-निस्तोद-भेद-आयाम-अर्ति-हर्षवान् (स्यात्)॥

તેમાં વાયુથી થતો વિસર્પ વાયુજન્ય જ્વરના જેવી વ્યથાવાળો એટલે માથું, હૃદય, ગાત્ર તથા ઉદરમાં શૂળ વગેરેથી યુક્ત હોય છે; તેમ જ સોજો, ગાત્રોનું ફરકવું, સોયો ભોંકાયા જેવી પીડા, ચિરાયા જેવી પીડા, ખેંચાણ કે આકર્ષણની જેવી વેદના અને રુવાંટાં ઊભાં થવાં, એટલાથી યુક્ત હોય છે. ૫

टीका-परीसर्पः=विसर्पः, वातज्वरसमव्यथः=शिरो-हृद्गात्रोदरशूलादियुक्तः, भेदः=विदारणेनेव व्यथा, आयामः=आकर्षणेनेव व्यथा॥ (આનો અર્થ ઉપર છે.)

अथ पैत्तिकविसर्पलक्षणमाह-

### પિત્તસંબંધી વિસર્પનું લક્ષણ

**पित्ताद्द्रुतगतिः पित्तज्वरलिङ्गोऽतिलोहितः॥६॥**

अन्वयः-पित्तात् द्रुतगतिः पित्तज्वरलिङ्गः अति-लोहितः (भवति)॥

પિત્તથી થતો વિસર્પ ઝડપથી ફેલાય છે, તે પિત્તજન્ય જ્વરના જેવાં ચિહ્નોવાળો અને અત્યંત રાતો હોય છે. ૬

टीका-द्रुतगतिः=शीघ्रप्रसरणशीलः॥ (અર્થ ઉપર છે.)

अथ श्लैष्मिकविसर्पलक्षणमाह-

### કફસંબંધી વિસર્પનું લક્ષણ

**कफात्कण्डूयुतः स्निग्धः कफज्वरसमानरुक्॥७॥**

---

અને ઊગો થાય છે. આ વિસર્પ પણ ઉપર કહેલા શીતપિત્તાદિની પેઠે ચામડીનો પણ રોગ છે, તેથી તેઓની સાથે આની કંઈક અંશે સમાનતા હોવાથી તેઓના અધિકાર પછી આ વિસર્પનો અધિકાર શરૂ કરાયો છે.

अन्वयः-कफात् कण्डू-युतः स्निग्धः कफज्वर-समान-रुक् (भवेत्)॥

કફથી થતો વિસર્પ ચળવાળો, સ્નિગ્ધ અને કફજન્ય જ્વરના જેવી પીડાવાળો હોય છે. ૭

अथ सान्निपातिकविसर्पलक्षणमाह-

## સાન્નિપાતિક વિસર્પનું લક્ષણ

**सन्निपातसमुत्थश्च सर्वरूपसमन्वितः ॥ ८ ॥**

अन्वयः-सन्निपातसमुत्थः च सर्वरूपसमन्वितः (स्यात्)॥

સન્નિપાતથી થતો વિસર્પ ઉપર કહેલ ત્રણે દોષોનાં ચિહ્નોવાળો હોય છે. ૮

अथ वातपैत्तिकविसर्पलक्षणमाह-

## વાયુ અને પિત્તથી થતા-દ્વંદ્વજ×-આગ્નેય વિસર્પનું લક્ષણ

**वातपित्ताज्ज्वरच्छर्दिमूर्च्छातीसारतृड्भ्रमैः ।**
**अस्थिभेदाऽग्निसदनतमकारोचकैर्युतः ॥ ९ ॥**
**करोति सर्वमङ्गं च दीप्ताङ्गारावकीर्णवत् ।**
**यं यं देशं विसर्पश्च विसर्पति भवेत्स सः ॥१०॥**
**शीताङ्गारासितो नीलो रक्तो वाऽऽशूपचीयते ।**
**अग्निदग्ध इव स्फोटैः शीघ्रगत्वाद्द्रुतं च सः ॥११॥**
**मर्मानुसारी वीसर्पः स्याद्वातोऽतिबलस्ततः ।**
**व्यथेताङ्गं हरेत्संज्ञां निद्रां च श्वासमीरयेत् ॥१२।**
**हिध्मां च स गतोऽवस्थामीदृशीं लभते न सः ।**
**क्वचिच्छर्मारतिग्रस्तो भूमिशय्यासनादिषु ॥१३॥**
**चेष्टमानस्ततः क्लिष्टो मनोदेहसमुद्भवाम् ।**
**दुष्प्रबोधोऽश्नुते निद्रां सोऽग्निवीसर्प उच्यते ॥१४**

अन्वयः-वात-पित्तात् ज्वर-च्छर्दि-मूर्च्छा-अतीसार-तृट्-भ्रमैः, अस्थिभेद-अग्निसदन-तमक-अरोचकैः युतः (सन्) सर्वं च अङ्गं दीप्त-अङ्गार-अवकीर्णवत् करोति, सः च विसर्पः यं यं देशं विसर्पति सः शीत-अङ्गार-असितः नीलः वा रक्तः (सन्) अग्निदग्धः इव स्फोटैः आशु उपचीयते, सः च वीसर्पः शीघ्रगत्वात् द्रुतं मर्म-अनुसारी स्यात्, ततः वातः अतिबलः (सन्) अङ्गं व्यथेत्, संज्ञां च निद्रां हरेत्, श्वासं च हिध्माम् ईरयेत्, ईदृशीम् अवस्थां गतः सः (रोगी) अरतिग्रस्तः भूमि-शय्या-आसनादिषु क्वचित् शर्म न लभते, ततः चेष्टमानः क्लिष्टः दुष्प्रबोधः (सन्) मनोदेहसमुद्भवां निद्राम् अश्नुते, सः अग्निवीसर्पः उच्यते ॥

વાયુ અને પિત્તથી થયેલો વિસર્પ તાવ, ઊલટી, મૂર્છા, પાતળો ઝાડો, તરસ, ભ્રમ, હાડકાં ભાંગતાં હોય એવી સ્થિતિ, જઠરાગ્નિની મંદતા, અંધારાં આવે તથા અરુચિથી યુક્ત હોય; સઘળું શરીર જાણે સળગેલા અંગારાથી વ્યાપ્ત હોય એવું તે કરે છે; એ વિસર્પ શરીરના જે જે પ્રદેશમાં ફેલાય તે તે પ્રદેશ નીલ વર્ણો, રાતા અથવા ઠરી ગયેલા અંગારા જેવો કાળો થઈ જાય અને જાણે અગ્નિથી બળેલો હોય તેમ ફોલ્લાથી તરત વ્યાપ્ત થાય છે. વળી એ વિસર્પ શીઘ્ર ગતિવાળો હોય છે, તેથી તરત જ ઉદર અને હૃદયમાં ગતિ કરે છે, જેથી વાયુ ઘણો જ બળવાન બની અંગને પીડાવાળું કરે છે, સંજ્ઞાનો નાશ કરે છે, નિદ્રાને પ્રેરે છે, શ્વાસનો વેગ કરે છે અને ઉપરાઉપરી હેડકી કરે છે. આવી સ્થિતિને પામેલો એ રોગી માણસ બેચેન થઈ પૃથ્વી, શયન અને આસન વગેરેમાં ક્યાંય સુખ પામતો નથી, તરફડ્યા કરે છે, કલેશ પામ્યા કરે છે અને ઘણો જ બેભાન બની અંતે મરણ પામે છે; એ અગ્નિવીસર્પ 'આગ્નેય' કહેવાય છે. ૯-૧૪

टीका-स्फोटैः उपचीयत इत्यन्वयः । मर्मानुसारी=उदरहृदयानुसारी, हरेद्विसर्प इत्यन्वयः, हिध्मां=हिक्काम् ईरयेत्=उपर्युपरि प्रेरयेत्, मनोदेहसमुद्भवां निद्रां=मरणरूपाम्, अश्नुते=प्राप्नोति ॥ (અર્થ ઉપર છે.)

वातश्लैष्मिक ग्रन्थिविसर्पमाह-

## ૨: વાયુ તથા કફથી થતા દ્વંદ્વજ ગ્રંથિવિસર્પ+નું લક્ષણ

**कफेन रुद्धः पवनो भित्त्वा तं बहुधा कफम् ।**
**रक्तं च वृद्धरक्तस्य त्वक्शिरास्नायुमांसगम् ॥१५॥**
**दूषयित्वा तु दीर्घाणां वृत्तस्थूलखरात्मनाम् ।**
**ग्रन्थीनां कुरुते मालां रक्तानां तीव्ररुग्ज्वरान् ॥१६॥**
**श्वासकासातिसारांश्च शोषहिक्कावमिभ्रमैः ।**
**मोहवैवर्ण्यमूर्च्छाङ्गभङ्गाग्निसदनैर्युतः ।**
**इत्ययं ग्रन्थिवीसर्पो वातश्लेष्मप्रकोपजः ॥ १७ ॥**

अन्वयः-कफेन रुद्धः पवनः तं कफं बहुधा भित्त्वा,

× अग्ने अयम्-अग्निसम्बन्धवान्-इति आग्नेयः-कर्मदक्-જે વિસર્પ અગ્નિના તથા વાયુના સંબંધવાળો દોષ, તે દ્વન્દ્વજ-આગ્નેય કહેવાય છે.

+ ग्रन्थियुक्तो विसर्पः कफवातजन्यः-જેમાં ગાંઠો થાય છે, તે કફ તથા વાયુથી થતો દ્વન્દ્વજ 'ગ્રન્થિવિસર્પ' કહેવાય છે.

वृद्धरक्तस्य च त्वक्-शिरा-स्नायु-मांसगं रक्तं तु दूषयित्वा दीर्घाणां वृत्त-स्थूल-खर-आत्मनां रक्तानां ग्रन्थीनां मालां कुरुते, तीव्र-रुक्-ज्वरान् श्वास-कास-अतिसारान् च (कुरुते), शोष-हिक्का-वमि-भ्रमैः मोह-वैवर्ण्य-मूर्च्छा-अङ्गभङ्ग-अग्निसदनैः युतः इति अयं वात-श्लेष्म-प्रकोपजः ग्रन्थिवीसर्पः (कथ्यते) ॥

પોતાનાં નિદાનોથી દુષ્ટ થયેલા કફથી રોકાયેલો અને પોતાનાં નિદાનોથી દુષ્ટ થયેલો પવન, કફને ઘણા પ્રકારે છિન્નભિન્ન કર્યા પછી જેનું રુધિર વૃદ્ધિ પામ્યું હોય તેવા માણસની ત્વચામાં, શિરામાં, સ્નાયુમાં તથા માંસમાં રહેલા રુધિરને દૂષિત કરીને લાંબા, ગોળ, જાડા, રાતા તથા ખરસટ ગાંઠાની પંક્તિને ઉત્પન્ન કરે છે; તેમ જ તે સાથે તીવ્ર વેદના, જ્વર, શ્વાસ, ઉધરસ તથા અતીસારને પણ કરે છે; ઉપરાંત શોષ, હેડકી, ઊલટી, ભ્રમ, મોહ, વર્ણનો બગાડ, મૂર્છા, અંગોનું ભાંગવું અને જઠરાગ્નિનું મંદપણું પણ જેમાં હોય છે, એવો આ વાયુ તથા કફના પ્રકોપથી થયેલો ગ્રંથિવિસર્પ કહેવાય છે. ૧૫-૧૭

टीका-कफेन-स्वहेतुदुष्टेन, पवनोऽपि स्वहेतुदुष्टः। तेनाय वातश्लैष्मिकः। तं=कफ, बहुधा भित्त्वा रक्तं वा दूषयित्वेत्यन्वयः। 'त्वगादिग'मिति रक्तस्य विशेषणम्॥ (આનો અર્થ ઉપર છે.)

पित्तश्लैष्मिकं कर्दमाख्यं विसर्पलक्षणमाह-

### ૩: પિત્ત તથા કફથી થતા દ્વન્દ્વજ 'કર્દમક'÷ વિસર્પનું લક્ષણ

कफपित्ताज्ज्वरः स्तम्भो निद्रातन्द्राशिरोरुजाः।
अङ्गावसादविक्षेपप्रलापारोचकभ्रमाः॥ १८॥
मूर्च्छाग्निहानिर्भेदोऽस्थ्नां पिपासेन्द्रियगौरवम्।
सामोपवेशनं लेपः स्रोतसां च विसर्पति॥१९॥
प्रायेणामाशयं गृह्णन्नेकदेशं न चातिरुक्।
पिडकैरवकीर्णोऽतिपीतलोहितपाण्डुरः॥ २०॥
स्निग्धोऽसितो मेचकाभो मलिनः शोफवान् गुरुः।
गम्भीरपाकः प्राज्योष्मा स्पृष्टः क्लिन्नोऽवदीर्यते॥२१
पङ्कत्वक्शीर्णमांसश्च स्पृष्टस्नायुशिरागणः।
शवगन्धी च वीसर्पः कर्दमाख्यमुशन्ति तम्॥२२॥

अन्वयः-कफपित्तात् ज्वरः स्तम्भः निद्रा-तन्द्रा-शिरोरुजाः, अङ्ग-अवसाद-विक्षेप-प्रलाप-अरोचक-भ्रमाः, मूर्च्छा, अग्निहानिः अस्थ्नां भेदः पिपासा इन्द्रियगौरवं साम-उपवेशनं स्रोतसां च लेपः, एकदेशं गृह्णन् प्रायेण आमाशयं विसर्पति, न च अतिरुक्, पिडकैः अवकीर्णः अति-पीतलोहित-पाण्डुरः स्निग्धः असितः मेचकाभः-मलिनः शोफवान् गुरुः गम्भीर पाकः प्राज्य-उष्मा स्पृष्टः क्लिन्नः अवदीर्यते, (यः) च वीसर्पः पङ्कत्वक् शीर्णमांसः स्पृष्ट-स्नायु-शिरागणः च शवगन्धी (भवेत्), तं कर्दम-आख्यम् उशन्ति॥

પિત્ત તથા કફથી થતો 'કર્દમક' નામનો વિસર્પ હોય તો તેમાં જ્વર, સજડપણું, નિદ્રા, તંદ્રા, માથામાં પીડા, શરીરમાં ગ્લાનિ, વિક્ષેપ, બકવા, અરુચિ, ભ્રમ, મૂર્છા, અગ્નિનું મંદપણું, હાડકાંનું ભાંગવું, તરસ, ઇંદ્રિયોનું ભારેપણું, ઝાડામાં આમનું પડવું અને સ્રોતોનું લેપન થાય છે. આ વિસર્પ અમુક એક ભાગ પકડતો પકડતો ઘણું કરી આમાશયમાં ફેલાય છે; ઝાઝી પીડાવાળો હોતો નથી; અત્યંત પીળા, રાતા તથા ધોળા ફોલ્લાથી વ્યાપ્ત હોય છે; સ્નિગ્ધ, કાળો, લૂખા કાળા રંગનો, મેલો, સોજાવાળો, વજનવાળો, ભારે ઊંડા પાકવાળો, ઘણી ઊનાશવાળો અને સ્પર્શ કરવાથી ભીનો થઈ ચિરાઈ જાય છે, ચામડીને કાદવના જેવા રંગવાળી કરે છે, માંસને ખેરી નાખે છે, તેથી જ સ્નાયુ અને શિરાના સમૂહને સ્પર્શ કરે છે અને મુડદાંના જેવી ગંધવાળો હોય છે; આ વિસર્પને 'કર્દમક' કહે છે. ૧૮-૨૨

टीका-स च सर्पति एकदेशमित्यन्वयः, पिडकैः=पिडकाभिः, अवकीर्णः=व्याप्तः, असितः=कृष्णः, मेचकः=रूक्षकृष्णः, प्राज्योष्मा=प्रचुरोष्मा, स्पृष्टः क्लिन्नः अवदीर्यते=स्पृष्टः सन्नार्द्रीभवति, विदीर्यते। पङ्कत्वक्=कर्दमवर्णा त्वक् यत्र सः, शीर्णमांसः=गलितमांसः, अत एव स्पृष्टस्नायुशिरागणः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

सान्निपातिकविसर्पलक्षणमाह-

संनिपातसमुत्थस्तु सर्वरूपसमन्वितः॥ २३॥

अन्वयः-सन्निपातसमुत्थः तु सर्वरूप-समन्वितः (स्यात्)॥

÷ कर्दमः इव कायति यः त्वचि स कर्दमकः, यद्वा कर्दमस्य प्रतिकृतिः इव-'संज्ञायां चे'ति कन्, तस्य च देवपथादित्वाच्च लुकि च कर्दम इत्यपि-જેમાં ચામડી કાદવ જેવી થઈ જાય છે, તે પિત્તકફજન્ય દ્વંદ્વજ વિસર્પ કર્દમક કે કર્દમ કહેવાય છે.

શિંગોડાં, પદ્મકાષ્ઠ, ગોંદરો નામનું ખડ, શેવાળ અને કાદવને વાટી ઘીથી મિશ્ર કરી આડું લૂગડું રાખીને તેનો ઠંડો લેપ કરવો.

### કફવિસર્પ ઉપર લેપ

त्रिफलापद्मकोशीरसमङ्गाकरवीरकम् ।
नलमूलमनन्ता च लेपः श्लेष्मविसर्पके ॥ ३० ॥

अन्वयः-त्रिफला-पद्मक-उशीर-समङ्गा-करवीरकं नलमूलं च अनन्ता श्लेष्मविसर्पके लेपः ॥

હરડે, બહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ, વાળો, રિસામણી, કણેર, બરુનાં મૂળ અને રાતા ધમાસાનો લેપ કફસંબંધી વિસર્પ ઉપર કરવો. ૩૦

ટીકા-समङ्गा=लज्जालुः ॥ 'સમંગા' એટલે રિસામણી.

### દ્વન્દ્વજ તથા ત્રિદોષજ વિસર્પની ચિકિત્સા

वातपित्तप्रशमनमग्निवीसर्पणे हितम् ।
वातश्लेष्महरं कर्म ग्रन्थिवीसर्पणे हितम् ॥ ३१ ॥
पित्तश्लेष्मप्रशमनं हितं कर्दमसंज्ञके ।
त्रिदोषजे क्रियां कुर्याद् विसर्पे त्रितयापहाम् ॥

अन्वयः-अग्निवीसर्पणे वातपित्तप्रशमनं हितम्, ग्रन्थिवीसर्पणे वातश्लेष्महरं कर्म हितम्, कर्दमसंज्ञके पित्तश्लेष्मप्रशमनं हितं (स्यात्) त्रिदोषजे विसर्पे त्रितय-अपहा क्रियां कुर्यात् ॥

આગ્નેય નામના વિસર્પમાં વાયુ તથા પિત્તનું શમન કરવું હિતકારી થાય છે. ગ્રંથિ નામના વિસર્પમાં વાયુ તથા કફનું શમન કરવું હિતકારી થાય છે. કર્દમક નામના વિસર્પમાં પિત્ત તથા કફનું શમન કરવું હિતકારી થાય છે. સાન્નિપાતિક (ત્રણે દોષ-સંબંધી) વિસર્પમાં ત્રણે દોષને મટાડનારી ક્રિયા કરવી. ૩૧,૩૨

### સર્વ વિસર્પ ઉપર દશાંગ લેપ

शिरीषयष्टीनतचन्दनैलामांसीहरिद्राद्वय-कुष्ठवालैः । लेपो दशाङ्गः सघृतः प्रयोज्यो विसर्प-कुष्ठज्वरशोथहारी ॥ ३३ ॥

अन्वयः-शिरीष-यष्टी-नत-चन्दन-एला-मांसी-हरिद्राद्वय-कुष्ठ-वालैः दशाङ्गः सघृतः लेपः विसर्प-कुष्ठ-ज्वर-शोथहारी प्रयोज्यः ॥ ३३ ॥

સરસડિયાની છાલ, જેઠીમધ, તગર, રતાંજલી, એલચી, જટામાંસી, હળદર, દારુહળદર, કઠ અને વાળો-એ દસ પદાર્થોને વાટી ઘીથી મિશ્રિત કરી તેનો લેપ કરવો; તે (દશાંગલેપ) વિસર્પ, કોઢ, જ્વર અને સોજાને મટાડનાર હોઈ પ્રયોગ કરવા યોગ્ય છે. ૩૩

ટીકા-नतं=तगरम्, चन्दनं-रक्तं ग्राह्यम् । इति दशाङ्गो लेपः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### સર્વ વિસર્પ ઉપરનાં સિંચન, પ્રલેપ તથા ક્વાથ

परिषेकाः प्रलेपाश्च शस्यन्ते पञ्चवल्कलैः ।
पद्मकोशीरमधुकैश्चन्दनैर्वा विसर्पणे ॥ ३४ ॥

भूनिम्बवासाकटुकापटोलीफलत्रयीचन्दन-निम्बसिद्धः । विसर्पदाहज्वरशोथकण्डूविस्फोट-तृष्णावमिहृत्कषायः ॥ ३५ ॥

अन्वयः-विसर्पणे पञ्चवल्कलैः वा पद्मक-उशीर-मधुकैः वा चन्दनैः परिषेकाः च प्रलेपाः शस्यन्ते ॥ भूनिम्ब-वासा-कटुका-पटोली-फलत्रयी-चन्दन-निम्ब-सिद्धः कषायः विसर्प-दाह-ज्वर-शोथ-कण्डू-विस्फोट-तृष्णा-वमिहृत् (स्यात्) ॥

હરકોઈ વિસર્પ ઉપર પંચવલ્કલોનાં અથવા પદ્મકાષ્ઠ, વાળો અને જેઠીમધનાં કે સુખડનાં સિંચનો અને જાડાં લેપનો કરવાં, તે વખણાય છે. કરિયાતું, અરડૂસો, કડુ, કડવાં પરવળ, હરડે, બહેડાં, આમળાં, રતાંજલી અને લીમડાનો ક્વાથ વિસર્પ, બળતરા, જ્વર, સોજો, ચળ, વિસ્ફોટ, તરસ અને ઊલટી ને મટાડે છે. ૩૪,૩૫

### કોઢ ઉપરનાં ઘી આદિનો વિસર્પ ઉપર પણ પ્રયોગ કરવો

कुष्ठेषु यानि सर्पींषि व्रणेषु विविधेषु च ।
विसर्पे तानि योज्यानि सेकालेपनभोजनैः ॥३६॥

अन्वयः-यानि सर्पींषि कुष्ठेषु च विविधेषु व्रणेषु (कथितानि), तानि सेक-आलेपन-भोजनैः (सह) विसर्पे योज्यानि ॥ ३६ ॥

જે જે ઘી કોઢ તથા વ્રણ ઉપર કહ્યાં છે, તેનો સિંચન, લેપન અને ભોજનથી વિસર્પોની ઉપર પણ પ્રયોગ કરવો. ૩૬

### કરંજ તૈલ

करञ्जसप्तच्छदलाङ्गलीक स्नुह्यर्कदुग्धानल-भृङ्गराजैः । तैलं निशामूत्रविषैर्विपक्वं, विसर्प-विस्फोटविचर्चिकाघ्नम् ॥ ३७ ॥

ત્રણે દોષોના પ્રકોપથી થયેલો વિસર્પ સર્વ વિસર્પોનાં લક્ષણવાળો હોય છે. ૨૩

क्षतजविसर्पलक्षणमाह–

**ક્ષતથી થતા વિસર્પનું લક્ષણ**×

**बाह्यहेतोः क्षतात् क्रुद्धः सरक्तं पित्तमीरयन्।**
**विसर्पं मारुतः कुर्यात् कुलत्थसदृशैश्चितम्॥**
**स्फोटैः शोथज्वररुजादाहाढ्यं श्यावशोणितम्॥२४**

अन्वयः–बाह्यहेतोः क्षतात् क्रुद्ध मारुत सरक्त पित्तम् ईरयन् (सन्) कुलत्थसदृशैः स्फोटैः चितं श्यावशोणित शोथ-ज्वर-रुजा-दाह-आढ्य विसर्प कुर्यात्॥

(શસ્ત્રના પ્રહાર કે શિકારી પશુના દાંત કે નખ વાગવા વગેરે) આગંતુક કારણોથી થયેલા ક્ષતને લીધે કોપેલો વાયુ રુધિર અને પિત્તને પ્રેરીને કળથી જેવા ફોલ્લાથી વ્યાપ્ત, કાળા રુધિરવાળા અને સોજો, જ્વર, વેદના તથા બળતરાથી અત્યંત યુક્ત એવા (ક્ષતજ) વિસર્પને ઉત્પન્ન કરે છે. ૨૪

टीका–बाह्यहेतो =शस्त्रप्रहारव्यालदन्तनखाद्यागन्तुहेतोः, श्यावशोणित=कृष्णवर्णरक्तम्॥ (અર્થ ઉપર છે.)

विसर्पोपद्रवानाह–

**વિસર્પના ઉપદ્રવો**

**ज्वरातिसारौ वमथुस्त्वङ्मांसदरणक्लमाः।**
**अरोचकाविपाकौ च विसर्पाणामुपद्रवाः॥२५॥**

अन्वयः–ज्वर-अतिसारौ वमथु त्वक्-मास-दरण-क्लमाः च अरोचक-अविपाकौ (इति) विसर्पाणाम् उपद्रवाः (स्यु)॥

જ્વર, અતિસાર, ઊલટી, ચામડીનું ફાટવું, માંસનું ફાટવું, ગ્લાનિ, અરુચિ અને અન્નનું નહિ પચવું, એટલા વિસર્પના ઉપદ્રવો થાય છે.

विसर्पस्य साध्यत्वादिकमाह–

**સાધ્ય, અસાધ્ય તથા કષ્ટસાધ્ય વિસર્પ**

**सिद्ध्यन्ति वातकफपित्तकृता विसर्पा सर्वात्मकः क्षतकृतश्च न सिद्धिमेति। पित्तात्मकोऽञ्जनवपुश्च भवेदसाध्यः, कृच्छ्राश्च मर्मसु भवन्ति हि सर्व एव॥२६॥**

अन्वयः–वात-कफ-पित्त-कृताः विसर्पाः सिद्ध्यन्ति, सर्वात्मकः च क्षतकृतः सिद्धिं न एति, पित्तात्मकः च अञ्जनवपुः असाध्यः भवेत्, मर्मसु च सर्वे एव हि कृच्छ्रा भवन्ति॥

વાયુનો, કફનો તથા પિત્તથી થયેલો વિસર્પ સાધ્ય છે અને સાન્નિપાતિક વિસર્પ તથા ક્ષતથી થયેલો વિસર્પ અસાધ્ય છે: તેમજ પિત્તથી થયેલો વિસર્પ જો કાળા રંગનો હોય તો તે અસાધ્ય છે. સાધ્ય વિસર્પો પણ જો મર્મસ્થળોમાં થયા હોય તો તે બધા કષ્ટસાધ્ય થાય છે.

टीका–पित्तात्मकोऽञ्जनवपु.–पित्तजः स च कज्जलवर्णः। सर्वे एव साध्या अपि॥ (અર્થ ઉપર છે)

**વિસર્પની ચિકિત્સા: વાતવિસર્પનાશક લેપ**

**विरेकवमनालेपसेचनास्रविमोक्षणैः।**
**उपाचरेद्यथादोषं विसर्पानविदाहिभिः॥२७॥**
**रास्ना नीलोत्पलं दारु चन्दनं मधुकं बला।**
**घृतक्षीरयुतो लेपो वातवीसर्पनाशनः॥२८॥**

अन्वय –अविदाहिभिः विरेक वमन-आलेप-सेचन-अस्र-विमोक्षणैः यथादोष विसर्पान् उपाचरेत्॥ रास्ना नील-उत्पल दारु चन्दन मधुक बला-(एषां) घृत-क्षीरयुत लेपः वात-वीसर्पनाशनः (भवति)॥

બળતરા ન કરે એવાં વિરેચન, વમન લેપન, સિંચન અને લોહી કઢાવવાથી દોષ પ્રમાણે વિસર્પના ઉપચાર કરવા; (તે ઉપચારોમાં 'વિસર્પો કયા દોષથી થયા છે' એ ઉપર ધ્યાન આપવું;) રાસ્ના, નીલ કમળ, દેવદાર રતાંજલિ, જેઠીમધ અને બલદાણા વાટી ઘી તથા દૂધથી મિશ્ર કરીને કરેલો લેપ વાયુ સંબંધી વિસર્પને મટાડે છે. ૨૭ ૨૮

टीका-चन्दनमत्र रक्तं प्रयोज्यम्॥ (અર્થ ઉપર છે)

**પિત્તવિસર્પ ઉપર લેપ**

**कशेरुशृङ्गाटकपद्मगुन्द्रैः, सशैवलैः सोत्पलकर्दमैश्च। वस्त्रान्तरैः पित्तकृते विसर्पे, लेपो विधेयः सघृतः सुशीतः॥२९॥**

अन्वयः–पित्तकृत विसर्पे कशेरु-शृङ्गाटक-पद्म-गुन्द्रैः सशैवलैः सउत्पल-कर्दमैः च वस्त्र-अन्तरैः सघृत सुशीतः लेपः विधेयः॥२९॥

પિત્તે કરેલા વિસર્પ ઉપર કસેલાં,

× આ ક્ષતજ વિસર્પ જો અલગ ગણાય, તો સાત વિસર્પોની જ સંખ્યા જે કહી છે, તે સાથે વિરોધ આવે, તે દૂર કરવા આ ક્ષતજને પિત્તજન્ય વિસર્પમાં જ ગણી લેવો જોઈએ; આમ માધવનિદાન-ટીકા મધુકોષ કહે છે, અને તે ઠીક છે.

શિંગોડાં, પદ્મકાષ્ઠ, ગોંદરો નામનું ખડ, શેવાળ અને કાદવને વાટી ઘીથી મિશ્ર કરી આડું લૂગડું રાખીને તેનો ઠંડો લેપ કરવો.

કફવિસર્પ ઉપર લેપ

त्रिफलापद्मकोशीरसमङ्गाकरवीरकम्।
नलमूलमनन्ता च लेपः श्लेष्मविसर्पके ॥ ३० ॥

अन्वयः-त्रिफला-पद्मक-उशीर-समङ्गा-करवीरक नलमूलं च अनन्ता श्लेष्मविसर्पके लेपः ॥

હરડે, બહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ, વાળો, રિસામણી, કણેર, બરુનાં મૂળ અને રાતા ધમાસાનો લેપ કફસંબંધી વિસર્પ ઉપર કરવો. ૩૦

टीका-समङ्गा=लज्जालुः ॥ 'સમંગા' એટલે રિસામણી.

દ્વન્દ્વજ તથા ત્રિદોષજ વિસર્પની ચિકિત્સા

वातपित्तप्रशमनमग्निवीसर्पणे हितम्।
वातश्लेष्महरं कर्म ग्रन्थिवीसर्पणे हितम् ॥ ३१ ॥
पित्तश्लेष्मप्रशमनं हितं कर्दमसंज्ञके।
त्रिदोषजे क्रियां कुर्याद् विसर्पे त्रितयापहाम् ॥

अन्वयः-अग्निवीसर्पणे वातपित्तप्रशमनं हितम्, ग्रन्थिवीसर्पणे वातश्लेष्महरं कर्म हितम्, कर्दमसंज्ञके पित्तश्लेष्मप्रशमनं हितं (स्यात्) त्रिदोषजे विसर्पे त्रितय-अपहां क्रियां कुर्यात् ॥

આગ્નેય નામના વિસર્પમાં વાયુ તથા પિત્તનું શમન કરવું હિતકારી થાય છે. ગ્રંથિ નામના વિસર્પમાં વાયુ તથા કફનું શમન કરવું હિતકારી થાય છે. કર્દમક નામના વિસર્પમાં પિત્ત તથા કફનું શમન કરવું હિતકારી થાય છે. સાન્નિપાતિક (ત્રણે દોષ-સંબંધી) વિસર્પમાં ત્રણે દોષને મટાડનારી ક્રિયા કરવી. ૩૧,૩૨

સર્વ વિસર્પ ઉપર દશાંગ લેપ

शिरीषयष्टीनतचन्दनैलामांसीहरिद्राद्वय-कुष्ठवालैः। लेपो दशाङ्गः सघृतः प्रयोज्यो विसर्प-कुष्ठज्वरशोथहारी ॥ ३३ ॥

अन्वयः-शिरीष-यष्टी-नत-चन्दन-एला-मांसी-हरिद्राद्वय-कुष्ठ-वालैः दशाङ्गः सघृतः लेपः विसर्प-कुष्ठ-ज्वर-शोथहारी प्रयोज्यः ॥ ३३ ॥

સરસડિયાની છાલ, જેઠીમધ, તગર, રતાંજલી, એલચી, જટામાંસી, હળદર, દારુહળદર, કઠ અને વાળો-એ દસ પદાર્થોને વાટી ઘીથી મિશ્રિત કરી તેનો લેપ કરવો; તે (દશાંગલેપ) વિસર્પ, કોઢ, જ્વર અને સોજાને મટાડનાર હોઈ પ્રયોગ કરવા યોગ્ય છે. ૩૩

टीका-नत=तगरम्, चन्दनं-रक्तं ग्राह्यम्। इति दशाङ्गो लेपः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

સર્વ વિસર્પ ઉપરનાં સિંચન. પ્રલેપ તથા ક્વાથ

परिषेकाः प्रलेपाश्च शस्यन्ते पञ्चवल्कलैः।
पद्मकोशीरमधुकैश्चन्दनैर्वा विसर्पणे ॥ ३४।
भूनिम्बवासाकटुकापटोलीफलत्रयीचन्दन-निम्बसिद्धः। विसर्पदाहज्वरशोथकण्डूविस्फोट-तृष्णावमिहृत्कषायः ॥ ३५ ॥

अन्वयः-विसर्पणे पञ्चवल्कलैः वा पद्मक-उशीर-मधुकैः वा चन्दनैः परिषेकाः च प्रलेपाः शस्यन्ते ॥ भूनिम्ब-वासा-कटुका-पटोली-फलत्रयी-चन्दन-निम्ब-सिद्धः कषायः विसर्प-दाह-ज्वर-शोथ-कण्डू-विस्फोट-तृष्णा-वमिहृत् (स्यात्) ॥

હરકોઈ વિસર્પ ઉપર પંચવલ્કલોનાં અથવા પદ્મકાષ્ઠ, વાળો અને જેઠીમધનાં કે સુખડનાં સિંચનો અને જાડાં લેપનો કરવાં, તે વખણાય છે. કરિયાતું, અરડૂસો, કડુ, કડવાં પરવળ, હરડે, બહેડાં, આમળાં, રતાંજલી અને લીમડાનો ક્વાથ વિસર્પ, બળતરા, જ્વર, સોજો, ચળ, વિસ્ફોટ, તરસ અને ઊલટીને મટાડે છે. ૩૪,૩૫

કોઢ ઉપરનાં ઘી આદિનો વિસર્પ ઉપર પણ પ્રયોગ કરવો

कुष्ठेषु यानि सर्पींषि व्रणेषु विविधेषु च।
विसर्पे तानि योज्यानि सेकालेपनभोजनैः ॥३६॥

अन्वयः-यानि सर्पींषि कुष्ठेषु च विविधेषु व्रणेषु (कथितानि), तानि सेक-आलेपन-भोजनैः (सद) विसर्पे योज्यानि ॥ ३६ ॥

જે જે ઘી કોઢ તથા વ્રણ ઉપર કહ્યાં છે, તેનો સિંચન, લેપન અને ભોજનથી વિસર્પોની ઉપર પણ પ્રયોગ કરવો. ૩૬

કરંજ તેલ

करञ्जसप्तच्छदलाङ्गलीक-स्नुह्यर्कदुग्धानल-भृङ्गराजैः। तैलं निशामूत्रविषैर्विपक्वं, विसर्प-विस्फोटविचर्चिकाघ्नम् ॥ ३७ ॥

अन्वयः-करञ्ज-सप्तच्छद-लाङ्गलीक-स्नुही-अर्क-दुग्ध-अनल-भृङ्गराजैः निशा-मूत्र-विषैः विपक्वं तैलं विसर्प-विस्फोट-विचर्चिकाघ्नम् (अस्ति) ॥

કરંજ, સપ્તપર્ણ, કલગારી, થોરનું તથા આકડાનું છીર, ચિત્રક, ભાંગરો, હળદર, ગોમૂત્ર અને વછનાગથી પકાવેલું તેલ (માલિશ કરવાથી) વિસર્પ, વિસ્ફોટ અને વિચર્ચિકાને મટાડે છે. ૩૭

વિસર્પની વધુ ચિકિત્સા માટે સૂચન

कुष्ठामयस्फोटमसूरिकोक्तचिकित्सयाप्याशु हरेद्विसर्पान् । सर्वान्विपक्वान्परिशोध्य धीमान्, व्रणक्रमेणोपचरेद्यथोक्तम् ॥ ३८ ॥

अन्वयः-धीमान् कुष्ठ-आमय-स्फोट-मसूरिका-उक्त-चिकित्सया अपि विसर्पान् आशु हरेत्, विपक्वान् सर्वान् परिशोध्य यथोक्तं व्रणक्रमेण उपचरेत् ॥ ३८ ॥

બુદ્ધિમાન વૈદ્યે કોઢ, વિસ્ફોટ અને મસૂરિકા માટે કહેલી ચિકિત્સા કરીને પણ વિસર્પોને તરત મટાડવા; તેમ જ પાકેલા બધા વિસર્પો ઉપર બરાબર શોધન કર્યા પછી પ્રથમ કહ્યા પ્રમાણે વ્રણની ચિકિત્સાથી ઉપચાર કરવા. ૩૮

વિસર્પનો અધિકાર સમાપ્ત

## अथ स्नायुरोगाधिकारः+ ।

## ૫૭ : સ્નાયુ કે વાળા નામના રોગનો અધિકાર

तत्र स्नायुरोगस्य सनिदानं लक्षणमाह-

વાળાનું નિદાન તથા લક્ષણ

शाखासु कुपितो दोषः शोथं कृत्वा विसर्पवत् । भित्त्वैव तं क्षते तत्र सोष्ममांसं विशोष्य च ॥१॥ कुर्यात्तन्तुनिभं सूत्रं तत्पिण्डैस्तक्रसक्तुजैः । शनैः शनैः क्षताद् याति छेदात्तत्कोपमावहेत् ॥२॥ तत्पाताच्छोथशान्तिः स्यात्पुनः स्थानान्तरे भवेत् । स स्नायुरिति विख्यातः क्रियोक्ताऽत्र विसर्पवत् ॥ ३ ॥ बाह्वोर्यदि प्रमादेन त्रुट्यते जङ्घयोरपि । सङ्कोचं खञ्जतां चापि छिन्नो नूनं करोत्यसौ ॥४॥

अन्वयः-शाखासु कुपितः दोषः विसर्पवत् शोथं कृत्वा, तं भित्त्वा एव, तत्र च सोष्ममांसं विशोष्य तन्तु-निभं सूत्रं कुर्यात्, तत् तक्रसक्तुजैः पिण्डैः शनैःशनैः क्षताद् याति, छेदात् तत् कोपम् आवहेत्, तत्-पातात् शोथशान्तिः स्यात्, पुनः स्थानान्तरे (तद्) भवेत्, सः 'स्नायु' इति विख्यातः, अत्र विसर्पवत् क्रिया उक्ता, (अयं तन्तुः) यदि प्रमादेन बाह्वोः जङ्घयोः अपि त्रुट्यते (तर्हि) छिन्नः असौ नूनं सङ्कोचं च खञ्जताम् अपि करोति ॥

હાથ, પગ વગેરે શાખાઓમાં કોપેલો દોષ વિસર્પના જેવો સોજો કરી તે સોજાને ફોડી, તે ક્ષતમાં ઊનાં માંસને સુકાવી નાખીને તાંતણા જેવા દોરાને ઉત્પન્ન કરે છે, એ 'સ્નાયુરોગ'-વાળો કહેવાય છે. એ વાળો છાશ માં વાટેલા સાથવાની લોપરીઓ બાધવાથી ધીરે ધીરે ક્ષતમાથી બહાર નીકળ્યા કરે છે; પરંતુ એ જો કપાઈ જાય તો ભારે સોજો થાય છે અને સઘળો નીકળી જાય તો સોજો શાંત થાય છે. આ રોગ એક ઠેકાણે શાંત થાય તો વળી બીજે ઠેકાણે પણ ઉત્પન્ન થાય છે. આ રોગની ચિકિત્સા વિસર્પની પેઠે કરવી. જો એ વાળો ગફલતથી બાહુ કે પગની પિંડીઓમાં તૂટી જાય, તો હાથને ટૂંઠા અને પગને લૂલા કરી નાખે છે. ૧-૪

### સ્નાયુરોગની ચિકિત્સા :

સ્નેહ સ્વેદ-પ્રલેપાદિરૂપે

स्नेहस्वेदप्रलेपादि कर्म कुर्याद्यथोचितम् । रामठं शीततोयेन पीतं स्नायुकरोगनुत् ॥ ५ ॥ स्वेदात्स्नायुकमत्युग्रं सेकः काञ्जिकसाधितः । तद्वद् बब्बूलजं बीज पिष्टं हन्ति प्रलेपनात् ॥६॥

---

+ स्नान्ति मेदसः स्नेहम् आदाय याः शिरास्ताः स्नायवः, तत्-स्नायुसदृशस्तन्तुरूपो यो रोगः स स्नायु-रोगः-शाखासु कुपित-दोषकृत-शोथजः-શરીરનાં અંગ ઉપાંગને બાંધી રાખનારી અને દોરીઓ જેવી ચોર્યને મેદની ચીકાશ લઈ તૈયાર થતી શિરાઓ સ્નાયુ કહેવાય છે. જે રોગ હાથપગ વગેરે શાખાઓમાં કોપેલા દોષથી થયેલ સોજારૂપે થઈ, તેને તોડી નાખી, તેમાંનાં માંસને સૂકવી, સ્નાયુ જેવા તાંતણા કે દોરારૂપે થાય છે, તે સ્નાયુરોગ કે વાળાનો રોગ કહેવાય છે. આ રોગમાં ઉપર જણાવેલ વિસર્પના જેવો સોજો થાય છે અને ચિકિત્સા પણ વિસર્પને લગતી કરી શકાય છે, તેથી એ વિસર્પ સાથે સંકળાયેલો આ સ્નાયુરોગનો અધિકાર તેના પછી લાગલો જ શરૂ કરાયો છે.

गव्यं सर्पिस्त्र्यहं पीत्वा निर्गुण्डीस्वरसं त्र्यहम्। पिबेत्स्नायुकमत्युग्रं हन्त्यवश्यं न संशयः ॥७॥

मूलं सुषव्या हिमवारिपिष्टं पानादिदं तन्तुकरोगमुग्रम्। शान्तिं नयेत् सव्रणमाशु पुंसां, गन्धर्वगन्धेन घृतेन पीत्वा ॥८॥

अन्वयः-(स्नायुरोगे) स्नेह-स्वेद-प्रलेप-आदि यथोचितं कर्म कुर्यात्, शीततोयेन पीत रामठं स्नायुकरोगनुत्। काञ्जिकसाधितः मेकः स्वेदात् अति-उग्र स्नायुक हन्ति, तद्वत् पिष्ट बब्बूलजं बीज प्रलेपनात् (स्नायुकं हन्ति)। त्र्यहं गव्य सर्पिः पीत्वा, त्र्यहं निर्गुण्डी-स्वरसं पिबेत्, अति-उग्र स्नायुकम् अवश्य हन्ति, न संशयः॥ सुषव्याः मूल हिम-वारि-पिष्ट (कृत्वा) इदं पानात् उग्र तन्तुकरोग शान्तिं नयेत्, (तदेव च) गन्धर्वगन्धेन घृतेन पीत्वा पुंसां सव्रण (तन्तुकरोगम्) आशु (शान्तिं नयेत्)॥

સ્નાયુરોગ ઉપર સ્નેહન, સ્વેદન અને જાડા લેપ આદિ યોગ્ય ચિકિત્સા કરવી. ટાઢા પાણી સાથે હિંગ પિવાય તો તે વાળાનુ દરદ મટાડે છે. દેડકાંને કાંજીમાં પકાવી તેનાથી શેક કરવાથી વાળાનું ઉગ્ર દરદ પણ તે મટાડે છે. બાવળનાં બિયાં વાટી તેનો લેપ કરવાથી વાળાનું દરદ તે મટાડે છે. ત્રણ દિવસ સુધી ગાયનું ઘી પીને પછી ત્રણ દિવસ સુધી નગોડનો સ્વરસ પીવો, તે અત્યંત ઉગ્ર વાળાનું દરદ પણ મટાડે છે. કારેલીનાં મૂળિયાંને ટાઢા પાણીમાં વાટી પીવાથી એ ઉગ્ર વાળાના રોગને શમાવે છે; અથવા એ જ વાટેલાં કારેલીનાં મૂળિયાં આસંધથી પકાવેલા ઘીની સાથે પીવાથી માણસોના વ્રણ સહિત તે ઉગ્ર વાળાના દરદને તરત શાંત કરે છે. ૫-૮

ટીકા-गन्धर्वगन्धेन-गन्धर्वगन्धोऽस्यास्तीति स गन्धर्वगन्धः=अश्वगन्धः, तेन॥ જેની ગંધ ઘોડાના જેવી હોય છે, તે ગન્ધર્વગંધ-આસંધ.

### અતિવિષ આદિના ચૂર્ણનું પાન તથા બીજા બે લેપ

अतिविषमुस्तकभार्गीविश्वौषधपिप्पलीविभीतक्यः। चूर्णमिदं तन्तुघ्नं, पुंसामुष्णेन वारिणा पीतम्॥९॥

शिग्रुमूलदलैः पिष्टैः काञ्जिकेन ससैन्धवैः। लेपनं स्नायुकव्याधेः शमनं परमं मतम्॥१०॥

अहिंस्रामूलकल्केन तोयपिष्टेन यत्नतः। लेपसम्बन्धनात्तन्तुर्निःसरेन्नैव संशयः॥११॥

अन्वयः-अतिविष-मुस्तक-भार्गी-विश्वौषध-पिप्पली-विभीतक्यः, इद चूर्णम् उष्णेन वारिणा पीतं पुंसां तन्तुघ्नं (स्यात्)। शिग्रुमूलदलैः ससैन्धवैः काञ्जिकेन पिष्टैः लेपनं स्नायुकव्याधेः परम शमनं मतम्। अहिंस्रा-मूलकल्केन तोयपिष्टेन यत्नतः लेपसम्बन्धनात् तन्तुः निःसरेत्, संशयः न एव॥

અતિવિષ, મોથ, ભારંગી, સૂંઠ, પીપર અને બહેડાંનું ચૂર્ણ કરી ઊના પાણી સાથે પીધું હોય તો માણસોના વાળાના રોગનો તે નાશ કરે છે. સરગવાનાં મૂળિયાં અને પાંદડાંને સિંધવની સાથે કાંજીથી વાટી તેનો લેપ કરવો; તે વાળાનું દરદ અવશ્ય શમાવે છે. કંટાળાનાં મૂળિયાંને પાણીમાં વાટી તે કલ્કનો કાળજીથી લેપ કરવાથી વાળો નીકળી જાય છે, એ નક્કી છે. ૯-૧૧

સ્નાયુરોગનો અધિકાર સમાપ્ત

## अथ विस्फोटकाधिकारः।

## ૫૮ : વિસ્ફોટકનો અધિકાર÷

तत्र विस्फोटकस्य विप्रकृष्टसन्निकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह-

### વિસ્ફોટકના દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ

कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्षारैरजीर्णाध्यशनातपैश्च। तथर्तुदोषेण विपर्ययेण कुप्यन्ति दोषाः पवनादयस्तु ॥१॥

त्वचमाश्रित्य ते रक्तं मांसास्थीनि प्रदूष्य च। घोरान् कुर्वन्ति विस्फोटान् सर्वान् ज्वरपुरःसरान् ॥२॥

अन्वयः-कटु-अम्ल-तीक्ष्ण-उष्ण-विदाहि-रूक्ष-क्षारैः च अजीर्ण-अध्यशन-आतपैः तथा ऋतुदोषेण

÷ विविधाः स्फोटा यस्मिन् रोगे कुपित-दोषदूषितरक्तादिजन्यास्त्वचि स विस्फोटकः-જે રોગમાં કોપેલા વાયુ આદિ દોષો લોહીને, માંસને તથા હાડકાંને દૂષિત કરી ચામડી ઉપર અનેક જાતના ફોલા ઉત્પન્ન કરે છે, તે રોગ વિસ્ફોટક કહેવાય છે. આ રોગ પણ ઉપરના સ્નાયુરોગની પેઠે ચામડીનો જ રોગ છે, તેથી તેના પછી આ રોગનો અધિકાર શરૂ કરાયો છે.

विपर्ययेण (च) पवनाद्य. तु कुप्यन्ति। ते त्वचम् आश्रित्य रक्त मांस-अस्थीनि च प्रदूष्य सर्वान् ज्वर-पुर सरान् विस्फोटान् कुर्वन्ति ॥

તીખા, ખાટા, તીક્ષ્ણ, ઉષ્ણ, બળતરા કરનારા, રૂક્ષ તથા ખારા પદાર્થો વધારે ખાવાથી તેમ જ અજીર્ણ, અપચ્યા ઉપર જમવું, તડકો, ઋતુઓથી થતાં શીત-ઉષ્ણ વગેરેનો અતિયોગ અને તે તે ઋતુઓમા કરવાના આહાર-વિહારોનુ વિપરીતપણું, એટલાંથી કોપેલા વાયુ આદિ દોષો રુધિરને, માંસને તથા હાડકાંને દૂષિત કર્યા પછી જ્વરને ઉત્પન્ન કરી ચામડી પર સઘળા પ્રકારના વિસ્ફોટક-ફોલ્લાઓને ઉત્પન્ન કરે છે. ૧,૨

टीका=ऋतुदोपेण=ऋतुहेतुकशीतोष्णादीनामतियोगेन, विपर्ययेण=ऋतूचिताहारविहारवैपरीत्येन, त्वचमाश्रित्य= त्वचि, विस्फोटान् कुर्वन्तीत्यर्थः। ज्वरपुरःसरान्=ज्वर पूर्वान् ॥ (આનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે)

अथ तस्य सामान्यरूपमाह-

### વિસ્ફોટકનુ સામાન્ય રૂપ

अग्निदग्धा इव स्फोटा. सज्वरा रक्तपित्तजाः।
क्वचित्सर्वत्र वा देहे विस्फोटा इति ते स्मृताः ॥३॥

अन्वय-सज्वराः रक्तपित्तजाः अग्निदग्धाः इव स्फोटाः देहे क्वचित् वा सर्वत्र (जायन्ते), ते विस्फोटाः इति स्मृता. ॥

જ્વરયુક્ત અને રુધિર તથા પિત્તથી થયેલા હોઈ જાણે અગ્નિ વડે દાઝવાથી થયા હોય એવા ફોલ્લા શરીરના અમુક ભાગમાં કે આખા શરીર પર થાય, તે 'વિસ્ફોટક' કહેવાય છે. ૩

टीका-रक्तपित्तजा -एतेन सर्वेषु विस्फोटकेषु रक्त-पित्तयोः प्रधानकारणत्वम्; यथा शूलेषु वातस्य, तथा वातानुगतिरपि बोद्धव्या। तथा च भोज -'यदा रक्त च पित्त च वातेनानुगत त्वचि। अग्निदग्धनिभान् स्फोटान् कुरुतः सर्वदेहगान्' इति ॥ જેમ સઘળા પ્રકારનાં શૂળોમાં વાયુનુ પ્રાધાન્ય હોય છે, તેમ સઘળા પ્રકારના વિસ્ફોટકોમાં લોહી તથા પિત્તનુ પ્રાધાન્ય હોય છે. વિસ્ફોટકોને ઉત્પન્ન કરવામા લોહી તથા પિત્તને વાયુનો સંબંધ પણ થાય છે, એમ સમજવું; આ પ્રમાણે ભોજ કહે છે કે, 'જ્યારે લોહી તથા પિત્ત વાયુના સંબંધવાળું થાય છે, ત્યારે શરીરના અમુક-ભાગની કે આખા શરીરની ચામડી પર અગ્નિથી દાઝયા જેવા ફોલ્લાઓને ઉત્પન્ન કરે છે.

अथ वातजलक्षणमाह-

### વાયુસંબંધી વિસ્ફોટકનું લક્ષણ

शिरोरुक् शूलभूयिष्ठं ज्वरतृट् पर्वभेदनम्।
सकृष्णवर्णता चेति वातविस्फोटलक्षणम् ॥४॥

अन्वय-शिरोरुक् शूलभूयिष्ठं ज्वर-तृट् पर्वभेदन च सकृष्णवर्णता इति वातविस्फोटलक्षण (ज्ञेयम्)॥

માથાનું દુખવું, ભોંકાયા જેવી ઘણી પીડા, જ્વર. તરસ, સાધાઓનું ફાટવું અને કાળો રંગ, એ વાયુસંબંધી વિસ્ફોટકનું લક્ષણ જાણવું. ૪

टीका-शूलं-तोदरूपम् ॥ (અર્થ ઉપર છે)

अथ पैत्तिकलक्षणमाह-

### પિત્તસંબંધી વિસ્ફોટકનુ લક્ષણ

ज्वरदाहरुजापाकस्रावतृष्णासमन्वितम्।
पीतलोहितवर्णं च पित्तविस्फोटलक्षणम् ॥५॥

अन्वय-ज्वर-दाह-रुजा-पाक-स्राव-तृष्णा-समन्वितं च पीत-लोहित-वर्णं पित्तविस्फोटलक्षण (ज्ञेयम्)॥

જ્વર, બળતરા, વેદના, પાકવું, સ્રાવ, તરસ અને પીળો તથા રાતો રંગ, એ પિત્ત-સંબંધી વિસ્ફોટકનું લક્ષણ સમજવું. ૫

अथ श्लैष्मिकलक्षणमाह-

### કફસંબંધી વિસ્ફોટકનું લક્ષણ

छर्द्यरोचकजाड्यानि कण्डूकाठिन्यपाण्डुताः।
यस्मिन्नरुक् चिरात् पाकः स विस्फोटः कफात्मकः ॥६॥

अन्वयः-छर्दि-अरोचक-जाड्यानि, कण्डू-काठिन्य-पाण्डुता', यस्मिन् अरुक् चिरात् पाकः सः कफात्मकः विस्फोटः (ज्ञेयः)॥

જેમાં ઊલટી, અરુચિ, અંગોનુ જડપણું, ચળ, કઠણપણું, ફીકાશ, વેદનારહિતપણું અને લાંબે સમયે પાકવું થાય, એ કફસંબંધી વિસ્ફોટક જાણવો. ૬

टीका-जाड्य=जडत्वमज्ञानाम् ॥ (અર્થ ઉપર છે.)

अथ कफपैत्तिकलक्षणमाह-

### કફ તથા પિત્તજન્ય વિસ્ફોટકનું લક્ષણ

कण्डूर्दाहो ज्वरश्छर्दिरेतैश्च कफपैत्तिकः ॥७॥

अन्वय'-कण्डूः दाहः ज्वरः च छर्दिः, एतैः (लक्षणैः) कफपैत्तिकः (ज्ञेय.)॥

ચળ, બળતરા, જ્વર અને ઊલટી એ

લક્ષણોથી કફ તથા પિત્તનો વિસ્ફોટક જાણવો.

अथ वातपित्तजलक्षणमाह–

વાયુ તથા પિત્તજન્ય વિસ્ફોટકનું લક્ષણ

**वातपित्तकृतो यस्तु तत्र स्यात्तीव्रवेदना ॥ ८ ॥**

अन्वयः–यः तु वातपित्तकृतः स्यात् तत्र तीव्र-वेदना (भवेत्) ॥

પણ જે વિસ્ફોટક વાયુ તથા પિત્તથી થાય, તેમાં ઘણી જ વેદના થાય છે. ૮

अथ वातश्लैष्मिकलक्षणमाह–

વાયુ તથા કફજન્ય વિસ્ફોટકનું લક્ષણ

**कण्डूस्तैमित्यगुरुभिर्जानीयात्कफवातिकम् ॥ ९ ॥**

अन्वयः–कण्डूस्तैमित्यगुरुभिः कफवातिकं जानीयात् ॥

ચળ, અંગોનુ જડપણું અને ભારેપણાથી વાયુ તથા કફથી થયેલો વિસ્ફોટક જાણવો. ૯

ત્રણે દોષસંબંધી વિસ્ફોટકનું લક્ષણ

**मध्ये निम्नोन्नतान्तश्च कठिनः स्वल्पपाकवान्।**
**दाहरागतृपामोहच्छर्दिमूर्च्छारुजाज्वराः ॥**
**प्रलापो वेपथुस्तन्द्रा सोऽसाध्यश्च त्रिदोषजः ॥१०**

अन्वयः–मध्ये निम्न–उन्नत–अन्तः च कठिनः स्वल्पपाकवान्, दाह–राग–तृषा–मोह–च्छर्दि–मूर्च्छा–रुजा–ज्वराः प्रलापः वेपथुः च तन्द्रा सः त्रिदोषजः असाध्यः (ज्ञेयः) ॥

વચમાં નમેલો, છેડે ઊંચો, કઠણ, થોડા પાકવાળો, બળતરા, રતાશ, તરસ, મોહ, ઊલટી, સંપૂર્ણ જ્ઞાનરહિતપણું, વેદના, જ્વર, બકવાદ, કંપ અને તંદ્રા–ઊંઘ જેવું ઘેન જેમાં હોય, તે ત્રણે દોષથી થયેલ અસાધ્ય વિસ્ફોટક જાણવો. ૧૦

टीका–मोहः=विपरीत ज्ञानम्, मूर्च्छा=सर्वथा ज्ञान-शून्यता ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ रक्तजलक्षणमाह–

રુધિરસંબંધી વિસ્ફોટકનું લક્ષણ

**वेदितव्याश्च रक्तेन पैत्तिकेन च हेतुना।**
**गुञ्जाफलसमा रक्ता रक्तस्रावा विदाहिनः ॥**
**न ते सिद्धिं समायान्ति सिद्धैर्योगशतैरपि ॥ ११॥**

अन्वयः–पैत्तिकेन हेतुना च रक्तेन च (तुल्याः स्फोटाः) वेदितव्याः, (ते च) गुञ्जाफलसमाः रक्ताः रक्तस्रावाः विदाहिनः (स्युः), सिद्धैः योगशतैः अपि ते सिद्धिं न समायान्ति ॥

પિત્તને કોપાવનારાં જે જે કારણો છે, તે જ કારણોથી કોપેલા લોહીથી પણ (તે પિત્તના વિસ્ફોટક જેવા જ) ફોલ્લા સમજવા. તે રુધિરે કરેલા ફોલ્લાઓ ચણોઠી જેવા રાતા, લોહીના સ્રાવવાળા અને બળતરા કરનારા થાય છે. આ વિસ્ફોટો સેંકડો સિદ્ધ ઉપાયોથી પણ મટતા નથી, એટલે અસાધ્ય હોય છે. ૧૧

टीका–पैत्तिकेन हेतुना=पित्तस्य हेतुना कट्वादिना, रक्तपित्तस्य तुल्यत्वात्; सिद्धैर्योगशतैरपि ते सिद्धिं न समायान्ति ॥ તીખા વગેરે જે પદાર્થો પિત્તના પ્રકોપનાં કારણો છે, તેથી જ રુધિરનો પણ પ્રકોપ થવાનું જે કહ્યું, તેમાં કારણ આ છે કે રુધિર અને પિત્ત સમાન છે.

विस्फोटकभेदानाह–

એમ બાહ્ય વિસ્ફોટકના આઠ ભેદો અને નવમો આંતર

**एते चाष्टविधा बाह्या आन्तरोऽपि भवेदयम्।**
**तस्मिन्नन्तर्व्यथा तीव्रा ज्वरयुक्ताऽभिजायते॥१२॥**
**यस्मिन् बहिर्गते स्वास्थ्यं न वा तस्य बहिर्गतिः।**
**तत्र वातिकविस्फोटक्रिया कार्या विजानता ॥१३**

अन्वयः–एते च बाह्याः अष्टविधाः (उक्ताः), आन्तरः अपि अयं भवेत्, तस्मिन् तीव्रा अन्तर्व्यथा ज्वरयुक्ता अभिजायते, यस्मिन् बहिर्गते स्वास्थ्यं (स्यात्), तस्य बहिर् गतिः न वा (स्यात्), तत्र विजानता वातिकविस्फोटक्रिया कार्या ॥

એ પ્રકારે બાહ્ય વિસ્ફોટક આઠ પ્રકારના કહ્યા; એ વિસ્ફોટક જેમ બહાર થાય છે, તેમ આંતર–અંદર પણ થાય છે; અને તેને નવમો ગણવામાં આવે છે. તે અંદરના વિસ્ફોટકમાં અંદર તીવ્ર વ્યથા થાય છે અને જ્વર પણ આવે છે. એ વિસ્ફોટક જો બહાર નીકળે તો સ્વસ્થતા થાય છે; પરંતુ વખત પર તે બહાર નીકળતો પણ નથી; આવા તે આંતર વિસ્ફોટકમાં સમજુ વૈદ્યે વાયુસંબંધી વિસ્ફોટકના જેવી ચિકિત્સા કરવી. ૧૨,૧૩

विस्फोटकोपद्रवानाह–

વિસ્ફોટકના ઉપદ્રવો

**तृट्श्वासमांससङ्कोथदाहहिक्कामदज्वराः ।**
**विसर्पमर्मसंरोधास्तेषामुक्ता उपद्रवाः ॥ १'**

अन्वयः-तृट्-श्वास-मांस-सङ्कोच-दाह-हिक्का-मद-ज्वराः, विसर्प-मर्म-संरोधाः-, एते) तेषाम् उपद्रवाः उक्ताः ॥

તરસ, શ્વાસ, માંસનો સડો, બળતરા, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને મર્મોની પીડા, એટલા વિસ્ફોટકના ઉપદ્રવો કહ્યા છે. ૧૪

टीका-मांससङ्कोचः=मांसस्य क्षयितरम्, मर्मसंरोधः=मर्मव्यथा ॥ (આનો અર્થ ઉપર છે.)

तेषां विस्फोटानामुपद्रवाणां लक्षणान्तरं केचित् पठन्ति-

### વિસ્ફોટકના ઉપદ્રવો વિષે મતભેદ

हिक्का श्वासोऽरुचिस्तृष्णा साङ्गमर्दो हृदि व्यथा।
विसर्पज्वरहृल्लासा विस्फोटानामुपद्रवाः ॥ १५॥

अन्वयः-हिक्का श्वासः अरुचिः तृष्णा साङ्गमर्दा हृदि व्यथा विसर्प-ज्वर-हृल्लासाः विस्फोटानाम् उपद्रवाः भवन्ति)॥

કેટલાક વૈદ્યો વિસ્ફોટકના ઉપદ્રવો આ ગણે છે: 'હેડકી, શ્વાસ, અરુચિ, તરસ, અંગોનું ભાંગવું, હૃદયમાં પીડા, વિસર્પ, જ્વર અને મોળ આવવી એ વિસ્ફોટકના ઉપદ્રવો છે. ૧૫

विस्फोटस्य साध्यत्वादिकमाह-

### સાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય વિસ્ફોટક

एकदोषोत्थितः साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः।
सर्वरूपान्वितो घोरो ह्यसाध्यो भूर्युपद्रवः ॥१६॥

अन्वयः-एकदोष-उत्थितः साध्यः, द्विदोषजः कृच्छ्रसाध्यः, सर्वरूप-अन्वितः भूरि-उपद्रवः घोरः असाध्यः हि ॥

એક દોષથી થયેલો વિસ્ફોટક સાધ્ય છે; બે દોષથી થયેલો વિસ્ફોટક કષ્ટસાધ્ય છે અને સઘળા દોષોનાં ચિહ્નવાળો અને ઘણા ઉપદ્રવવાળો વિસ્ફોટક ભયંકર હોઈ અસાધ્ય છે. ૧૬

विस्फोटकस्य चिकित्सा ॥

### વિસ્ફોટકની ચિકિત્સા

विस्फोटे लङ्घनं कार्यं वमनं पथ्यभोजनम्।
यथादोषबलं वीक्ष्य युक्तमुक्तं विरेचनम् ॥ १७॥
जीर्णशालियवा मुद्गा मसूराश्चाढकी तथा।
एतान्यन्नानि विस्फोटे हितानि मुनयोऽब्रुवन् ॥१८

द्वे पञ्चमूल्यौ रास्ना च दार्व्युशीरं दुरालभा।
गुडूची धान्यकं मुस्तमेषां क्वाथं पिबेन्नरः॥
विस्फोटान्नाशयत्याशु समीरणनिमित्तकान् ॥१९॥
द्राक्षाकाश्मर्यखर्जूरपटोलारिष्टवासकैः।
कटुकालाजदुःस्पर्शैः सितायुक्तं तु पैत्तिके ॥२०॥
भूनिम्बसवचावासात्रिफलेन्द्रजवत्सकैः।
पिचुमर्दपटोलाभ्यां कफजे मधुयुक् शृतम् ॥२१॥
किराततिक्तकारिष्टयष्ट्याह्वाम्बुदवासकैः।
पटोलपर्पटोशीरत्रिफलाकौटजान्वितैः।
क्वथितैर्द्वादशाङ्गं तु सर्वविस्फोटनाशनम् ।२२॥
विस्फोटव्याधिनाशाय तण्डुलाम्बुप्रपेषितैः।
बीजैः कुटजवृक्षस्य लेपः कार्यो विजानता ॥२३॥
छिन्नापटोलभूनिम्बवासकारिष्टपर्पटैः।
खदिराब्दयुतैः क्वाथो हन्ति विस्फोटकज्वरम् ॥२४
चन्दनं नागपुष्पं च सारिवा तण्डुलीयकम्।
शिरीषवल्कलं जातीलेपः स्याद्दाहनाशनः ॥२५॥
उत्पलं चन्दनं लोध्रमुशीरं सारिवाद्वयम्।
जलपिष्टेन लेपेन स्फोटदाहार्तिनाशनम् ॥ २६॥
पुत्रजीवस्य मज्जानं जले पिष्ट्वा प्रलेपयेत्।
कालस्फोटं च विस्फोटं सद्यो हन्ति सवेदनम् ॥२७
कक्षग्रन्थिं गलग्रन्थिं कर्णग्रन्थिं च नाशयेत्।
हन्याच्च स्फोटकं ताम्रं पुत्रजीवो विलेपितः ॥२८॥

अन्वयः-विस्फोटे लङ्घनं, वमनं कार्यम्, यथादोषबलं वीक्ष्य विरेचनं (च) पथ्यभोजनं युक्तम् उक्तम् ॥ जीर्ण-शालि-यवाः मुद्गाः मसूराः तथा च आढकी, एतानि अन्नानि विस्फोटे हितानि (इति) मुनयः अब्रुवन् ॥ द्वे पञ्चमूल्यौ रास्ना च दार्वी उशीरं दुरालभा गुडूची धान्यकं मुस्तम्-एषां क्वाथं नरः पिबेत्, (तर्हि) समीरणनिमित्तकान् विस्फोटान् आशु नाशयति ॥ पैत्तिके तु द्राक्षा-काश्मर्य-खर्जूर-पटोल-अरिष्ट-वासकैः कटुका-लाज-दुःस्पर्शैः (शृतं) सितायुक्तं (हितम्)॥ कफजे भूनिम्ब-सवचा-वासा-त्रिफल-इन्द्रज-वत्सकैः पिचुमर्द-पटोलाभ्यां शृतं मधुयुक् (हितम्)॥ किराततिक्तक-अरिष्ट-यष्टि-आह्व-अम्बुद-वासकैः, पटोल-पर्पट-उशीर-त्रिफला-कौटज-अन्वितैः क्वथितैः द्वादशाङ्गं तु सर्व-विस्फोट-नाशनं (भवति)॥ विजानता विस्फोटव्याधिनाशाय तण्डुल-अम्बु-प्रपेषितैः कुटजवृक्षस्य बीजैः लेपः कार्यः॥ छिन्ना-पटोल-भूनिम्ब-वासक-अरिष्ट-पर्पटैः खदिर-अब्दयुतैः क्वाथः विस्फोटकज्वरं हन्ति ॥ चन्दन नागपुष्पं च सारिवा तण्डुलीयक शिरीषवल्कलं जातीलेपः दाहनाशनः स्यात् ॥ उत्पल चन्दनं लोध्रम् उशीरं सारिवाद्वयम्, (एषां) जलपिष्टेन लेपेन स्फोट-

दाह–अर्तिनाशनं (स्यात्)॥ पुत्रजीवस्य मज्जानं जले पिष्ट्वा प्रलेपयेत्, (स लेपः) कालस्फोटं च विस्फोटं सवेदनं सद्यः हन्ति॥ पुत्रजीवः (विलेपितः) कक्षग्रन्थि गलग्रन्थि कर्णग्रन्थि च नाशयेत्, ताम्रं च स्फोटकं हन्यात्॥

વિસ્ફોટક ઉપર લંઘન તથા વમન કરવું અને દોષના બળને અનુસરી વિરેચન લેવું; તથા હિતકારી ભોજન કરવું યોગ્ય કહેલ છે. જૂના રાતા ચોખા, જવ, મગ, મસૂર અને તુવેર, એટલાં અન્નો વિસ્ફોટકવાળાને હિતકારી છે એમ મુનિઓએ કહ્યું છે. બૃહત્પંચમૂલ, લઘુપંચમૂલ, રાસ્ના, દારુહળદર, વાળો, રાતો ધમાસો, ગળો, ધાણા અને મોથનો કવાથ માણસ પીએ તો વાતજન્ય વિસ્ફોટકનો તરત નાશ કરે છે. પિત્તના વિસ્ફોટક પર દ્રાક્ષ, સીવણ, ખજૂર, પરવળ, લીંબડો, અરડૂસો, કડુ, શાળની ધાણી અને ધમાસાનો કવાથ સાકર સાથે લેવો હિતકારી છે. (તેથી પિત્તસંબંધી વિસ્ફોટક મટી જાય છે.) કફના વિસ્ફોટક ઉપર કરિયાતું, વજ, અરડૂસો, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રજવ, ધોળા ઇંદ્રજવ, લીંબડો અને કડવાં પરવળનો કવાથ મધ સાથે હિતકારી છે. (તેથી કફજન્ય વિસ્ફોટક મટી જાય છે.) કરિયાતું, લીંબડો, જેઠીમધ, મોથ, અરડૂસો, કડવાં પરવળ, ખડસલિયો પિત્તપાપડો, વાળો, હરડે, બહેડાં, આમળા અને ઇંદ્રજવનો દ્વાદશાંગ કવાથ સર્વ પ્રકારના વિસ્ફોટકોનો નાશ કરે છે. વિદ્વાન વૈદ્યે વિસ્ફોટક રોગનો નાશ કરવા ચોખાના ધોણમાં વાટેલાં ઇંદ્રજવનાં બીજોનો લેપ કરવો. (તે વિસ્ફોટકનો નાશ કરે છે.) ગળો, કડવાં પરવળ, કરિયાતું, અરડૂસો, લીંબડો, ખડસલિયો પિત્તપાપડો, ખેર અને મોથનો કવાથ વિસ્ફોટકનો જ્વર મટાડે છે. રતાંજલી, નાગકેસર, ઉપલસરી, તાંદળજો, સરસડિયાની છાલ અને ચમેલીનો લેપ વિસ્ફોટકનો દાહ મટાડે છે. કમળ, રતાંજલી, લોધર, વાળો અને બે જાતની ઉપલસરીને પાણીમાં વાટી તેનો લેપ કરવાથી વિસ્ફોટકની બળતરાની પીડા નાશ પામે છે. જીયાપોતાના ગર્ભને પાણીમાં વાટી તેનો લેપ કરવાથી તે કાળા ફોલ્લા તથા વિસ્ફોટકને અને તેની વેદનાને તરત મટાડે છે. જીયાપોતાનું લેપન કાખની, ગળાની અને કાનની ગાંઠ તથા રાતા ફોલ્લાનો નાશ કરે છે. ૧૭-૨૮

વિસ્ફોટકનો અધિકાર સમાપ્ત

## अथ फिरङ्गरोगाधिकारः।

## ૫૯: ફિરંગરોગનો* અધિકાર

### ફિરંગરોગની વ્યાખ્યા

**फिरङ्गसंज्ञके देशे बाहुल्येनैव यद्भवेत्।**
**तस्मात् फिरङ्ग इत्युक्तो व्याधिर्व्याधिविशारदैः॥१॥**

अन्वयः–फिरङ्गसंज्ञके देशे बाहुल्येन एव यद् भवेत्, तस्मात् व्याधिविशारदैः (अयम्) व्याधिः 'फिरङ्गः' इति उक्तः॥

ફિરંગ નામના દેશમાં જે ઘણો વધારે થાય છે, તેથી વિદ્વાન વૈદ્યોએ આ રોગને 'ફિરંગ' એ નામે કહ્યો છે. ૧

આ શ્લોકના બીજા ચરણમાં 'बाहुल्येनैव यद्भवेत्'–આ ફિરંગરોગ ફિરંગદેશમાં લગભગ વધારે થાય છે' એમ કહીને સૂચન કર્યું છે કે, ફિરંગ દેશ સિવાયના બીજા દેશોમાં પણ આ રોગ ફિરંગ દેશ કરતાં ઓછા પ્રમાણમાં, પણ થાય છે તો ખરો જ; એટલે કે, આ રોગ ફિરંગ દેશથી આવેલો નવો નથી, પણ અસલી જૂના રોગોની પેઠે જ અસલ જૂના કાળનો બીજા રોગો જેવો જ સાર્વ-

* फिः पाप क्रोधो वा, फौ पापे क्रोधे वा रङ्गः यस्येति फिरङ्गस्तन्नामा म्लेच्छदेशः, तत्र फिरङ्गदेशे बाहुल्येन भवो गन्धरोगोऽपि अभेदोपचारादिह फिरङ्ग इत्युच्यते–જ્યાંનાં લોકો પાપ તથા ક્રોધ કરવામાં વધારે આસક્ત હોય છે, તે એક મ્લેચ્છ દેશ (આજનું પોર્ટુગલ) ફિરંગ કહેવાય છે. એ ફિરંગ દેશમાં એકબીજાની ગંધથી વધારે થતો અથવા એ દેશની સ્ત્રીના પ્રસંગથી બધે વધારે થતો એક ચેપી-ગંધરોગ; પણ દેશ અને દેશવાસીના અભેદવ્યવહારથી ફિરંગ કહેવાય છે. આ ફિરંગરોગ પણ ઉપર કહેલા વિસ્ફોટકની પેઠે ચામડી પર જ થતો રોગ છે, તેથી તેની અમુક અંશે સમાનતા ગણીને વિસ્ફોટકના અધિકાર પછી આ ફિરંગરોગનો અધિકાર શરૂ કરાયો છે.

-ત્રિક છે; કેવળ આ રોગને નીચે જણાવેલ ત્રીજા શ્લોકમાં આગંતુક કહ્યો છે; તે ઉપરથી પણ આ રોગને બીજા આગંતુક-બાહ્ય કારણ આહારાદિથી થતા રોગો જેવો જ આગંતુક એટલે સંસર્ગ-જન્ય-ચેપી રોગ તરીકે જ આગંતુક સમજવો જોઈએ; પરંતુ ફિરંગ દેશથી આવેલો માની લઈ આગંતુક સમજવો ન જોઈએ. આવો ચેપી-આગંતુક રોગ અસલ કાળનો જ છે એમ માનવામાં આ રોગનું ચિકિત્સાપ્રકરણ પણ વધુ પ્રકાશ પાડે છે. ફિરંગરોગની ચિકિત્સા-રસકર્પૂર, અસલી રસશાસ્ત્રનો પ્રયોગ છે. જેના મૂળ કર્તાએ પણ આ રોગને અસલી માનેલો હોવાથી જ તેની ચિકિત્સા તરીકે રસકર્પૂર કહેલ છે. વળી આ ફિરંગ અધિકારના નવમા શ્લોકમાં '-व्याधिरसाध्योऽयमित्याहुर्मुनयः पुरा-આ ફિરંગ-રોગ અમુક સ્થિતિના માણસને થયો હોય કે તેના ઉપદ્રવોથી તે યુક્ત હોય તો તે અસાધ્ય છે એમ પૂર્વકાળના મુનિઓ કહે છે.' આ ઉપરથી નક્કી થાય છે, કે પૂર્વકાળના મુનિઓને પોતાના તે કાળમાં આ રોગ જાણીતો હતો જ. વળી આ રોગના અધિકારના આરંભમાં જ આ પહેલા શ્લોકમાં છેલ્લું પદ 'व्याधिविशारदैः' મૂક્યું છે; તે પણ આ રોગ, રોગ-જ્ઞાનમાં કુશળ અથવા પારંગત વિદ્વાનોને ખૂબ જાણીતો હોવાનું સૂચવે છે. આ ઉપરથી આ ભ્રમણા જવી જ જોઈએ, કે 'આ રોગ કેવળ ફિરંગ દેશમાં જ થાય છે કે ફિરંગ દેશમાંથી તે નવો આવ્યો છે.' એ ભ્રમ દૂર કરવા જ આ ટિપ્પણ લખવાની જરૂર જણાઈ છે. એકંદર એ જ ચોક્કસ સમજવાનું કે 'આ રોગ ઓછા પ્રમાણમાં પણ બધે થાય છે અને તે અસલી જૂનો એક ચેપી રોગ છે.'

फिरङ्गस्य विप्रकृष्टनिदानमाह-

## ફિરંગરોગનું દૂરનું નિદાન

गन्धरोगः फिरङ्गोऽयं जायते देहिनां ध्रुवम्।
फिरङ्गिणोऽङ्गसंसर्गात् फिरङ्गिण्याः प्रसङ्गतः ॥२॥
व्याधिरागन्तुजो ह्येष दोषाणामत्र संक्रमः।
भवेत्तं लक्षयेत्तेषां लक्षणैर्भिषजां वरः ॥ ३ ॥

अन्वयः-अयं फिरङ्गः ध्रुवं गन्धरोगः (सन्) फिरङ्गिणः अङ्गसंसर्गात् फिरङ्गिण्याः प्रसङ्गतः देहिनां जायते। एषः हि आगन्तुजः व्याधिः (अस्ति), अत्र दोषाणां संक्रमः भवेत्, तं भिषजां वरः तेषां लक्षणैः लक्षयेत् ॥

આ ફિરંગરોગ ખરેખર ગંધથી થનારો-ચેપી રોગ છે; તે ફિરંગી માણસના અંગના સંબંધથી કે ફિરંગી સ્ત્રીનો સંગ કરવાથી લોકોને થાય છે; આ રોગ ખરેખર આગંતુક છે અને તેમાં દોષોનો સંબંધ પાછળથી થાય છે. ઉત્તમ વૈદ્યે એ દોષના સંબંધને તે તે દોષનાં લક્ષણો ઉપરથી જાણી લેવો. ૨,૩

टीका-'फिरङ्गिण्याः प्रसङ्गतः' इति विशेषार्थम् ॥ ફિરંગી માણસના સંસર્ગથી આ રોગ થાય છે, એ વચનથી ફિરંગી સ્ત્રીનો પ્રસંગ પણ સમજી શકાય છે, છતાં 'ફિરંગી સ્ત્રીનો સંગ કરવાથી લોકોને આ રોગ થાય છે' એમ વધુ અલગ કહેવામાં આ અભિપ્રાય છે કે, લગભગ વધારે પ્રમાણમાં ફિરંગી સ્ત્રીઓના પ્રસંગથી આ રોગ ખાસ થાય છે એમ વિશેષ જણાવવા માગે છે.

अथ फिरङ्गस्वरूपमाह-

## ફિરંગરોગના ત્રણ પ્રકાર તથા રૂપ

फिरङ्गस्त्रिविधो ज्ञेयो बाह्य आभ्यन्तरस्तथा।
बहिरन्तर्भवश्चापि तेषां लिङ्गानि च ब्रुवे ॥ ४ ॥
तत्र बाह्यः फिरङ्गः स्याद्विस्फोटसदृशोऽल्परुक्।
स्फुटितो व्रणवद्वैद्यैः सुखसाध्योऽपि स स्मृतः ॥५॥
सन्धिष्वाभ्यन्तरः स स्यादामवात इव व्यथाम्।
शोथं च जनयेदेष कष्टसाध्यो बुधैः स्मृतः ॥६॥

अन्वयः-फिरङ्गः त्रिविधः ज्ञेयः बाह्यः तथा आभ्यन्तरः च बहिर्-अन्तर्-भवः अपि, तेषां च लिङ्गानि ब्रुवे। तत्र बाह्यः फिरङ्गः विस्फोटसदृशः अल्परुक् व्रणवत् स्फुटितः सः वैद्यैः सुखसाध्यः अपि स्मृतः, आभ्यन्तरः सः सन्धिषु स्यात्, आमवातः इव व्यथां च शोथं जनयेत्, एषः बुधैः कष्टसाध्यः स्मृतः ॥

ફિરંગરોગ ત્રણ પ્રકારનો જાણવો; એક બહારનો, બીજો અંદરનો અને ત્રીજો બહારનો તથા અંદરનો; તેમાં બહારનો ફિરંગરોગ વિસ્ફોટક જેવો તથા થોડી વેદનાવાળો થાય છે અને વ્રણની પેઠે ફાટે છે. એ બહારના ફિરંગરોગને વૈદ્યો સુખસાધ્ય પણ કહે છે. અંદરનો ફિરંગરોગ સાંધામાં થાય છે, આમવાતના જેવી પીડા કરે છે અને સોજો ઉત્પન્ન કરે છે. આ અંદરના ફિરંગરોગને વૈદ્યોએ કષ્ટસાધ્ય કહ્યો છે. ૪-૬

अथोपद्रवानाह-

## ફિરંગરોગના ઉપદ્રવો

कार्श्यं बलक्षयो नासाभङ्गो वह्नेश्च मन्दता।
अस्थिशोषोऽस्थिवक्रत्वं फिरङ्गोपद्रवा अमी ॥७॥

अन्वयः—कार्श्यं, बलक्षयः, नासाभङ्गः, वह्नेः मन्दता, अस्थिशोषः च अस्थिवक्रत्वम्, अमी फिरङ्ग-उपद्रवाः (ज्ञेयाः)॥

કૃશપણું, બળનો ક્ષય, નાકનું ઠરડાઈ જવું, અગ્નિનું મંદપણું, હાડકાંનો શોષ અને હાડકાં વાંકાં થઈ જવાં, એટલા ફિરંગરોગના ઉપદ્રવો જાણવા. ૭

फिरङ्गस्य साध्यत्वादिकमाह—

સાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય ફિરંગરોગ

बहिर्भवो भवेत् साध्यो नवीनो निरुपद्रवः ।
आभ्यन्तरस्तु कष्टेन साध्यः स्यादयमामयः ॥८॥
बहिरन्तर्भवो जीर्णः क्षीणस्योपद्रवैर्युतः ।
व्याप्तो व्याधिरसाध्योऽयमित्याहुर्मुनयः पुरा ॥९॥

अन्वयः—बहिर्भवः नवीन. निरुपद्रवः (फिरङ्गः) साध्यः भवेत्, आभ्यन्तरः तु अयम् आमयः कष्टेन साध्यः स्यात्, बहिर्-अन्तर्-भवः जीर्णः क्षीणस्य उपद्रवैः युतः (च) व्याप्तः अयं व्याधिः असाध्यः-इति पुरा मुनयः आहुः ॥

બહાર થયેલો નવો અને ઉપદ્રવ વગરનો ફિરંગરોગ સાધ્ય છે; અંદર થયેલો ફિરંગરોગ કષ્ટસાધ્ય છે અને બહાર તથા અંદર એમ બંને રીતે થયેલો, ક્ષીણ શરીરવાળા માણસને થયેલો, ઉપદ્રવયુક્ત અને વ્યાપી ગયેલો આ ફિરંગરોગ અસાધ્ય છે, એમ પૂર્વકાળના મુનિઓ કહે છે. ૮-૯

## ફિરંગરોગની ચિકિત્સા :

### કર્પૂરરસસેવનવિધિ

फिरङ्गसंज्ञकं रोगं रसः कर्पूरसंज्ञकः ।
अवश्यं नाशयेदेतदूचुः पूर्वचिकित्सकाः ॥१०॥
लिख्यते रसकर्पूरप्राशने विधिरुत्तमः ।
अनेन विधिना खादेन्मुखे शोथं न विन्दति ॥११॥
गोधूमचूर्णं सन्नीय विदध्यात् सूक्ष्मकूपिकाम् ।
तन्मध्ये निःक्षिपेत्सूतं चतुर्गुञ्जामितं भिषक् ॥१२॥
ततस्तु गुटिकां कुर्याद्यथा न दृश्यते बहिः ।
सूक्ष्मचूर्णे लवङ्गस्य तां वटीमवधूलयेत् ॥१३॥
दन्तस्पर्शो यथा न स्यात् तथा तामम्भसा गिलेत् ।
ताम्बूलं भक्षयेत्पश्चाच्छाकाम्ललवणांस्त्यजेत् ॥
श्रममातपमध्वानं विशेषात् स्त्रीनिषेवणम् ॥१४॥

अन्वयः—कर्पूरसंज्ञकः रसः फिरङ्ग-संज्ञकं रोगम् अवश्य नाशयेत्, एतत् पूर्वचिकित्सकाः ऊचुः, (अथ) रसकर्पूरप्राशने उत्तमः विधिः लिख्यते, अनेन विधिना खादेत्, (येन) मुखे शोथं न विन्दति । गोधूमचूर्णं संनीय सूक्ष्मकूपिकां विदध्यात्, तन्मध्ये भिषक् चतुर्गुञ्जामितं सूतं निःक्षिपेत्, ततः तु गुटिकां कुर्यात्, यथा बहिः न दृश्यते, तां वटीं लवङ्गस्य सूक्ष्मचूर्णे अवधूलयेत्, यथा दन्तस्पर्शः न स्यात्, तथा ताम् अम्भसा गिलेत्, पश्चात् ताम्बूलं भक्षयेत्, शाक-अम्ल-लवणान् त्यजेत्, श्रमम् आतपम् अध्वानं स्त्रीनिषेवणं विशेषात् त्यजेत् ॥

રસકર્પૂરનું સેવન ફિરંગ નામના રોગને અવશ્ય મટાડે છે એમ પૂર્વકાળના વૈદ્યોએ કહ્યું છે; માટે એ રસકર્પૂર ખાવાનો ઉત્તમ વિધિ અહીં લખવામા આવે છે. આ વિધિથી રસકર્પૂર ખાય તો મોઢામાં સોજો ન થાય. (રસકર્પૂરની બનાવટ તો આ ગ્રંથના પૂર્વખંડમાં ૫૯૬મા પાનમાં કહી છે, તે ત્યાં જોવી.) ઘઉંના લોટને પાણીથી બાંધી તેની નાની કુલડી કરીને તેમાં વૈદ્યે ચાર ચણોઠીભાર રસકર્પૂર નાખવું અને પછી તેની ગોળી એ રીતે કરવી કે જેથી તે રસકર્પૂર બહાર ન દેખાય. પછી તે ગોળીને લવિંગના ઝીણા ચૂર્ણમાં ખરડીને જે રીતે દાંતને ન અડે, એ રીતે પાણી સાથે ગળી જવી અને તે પછી નાગરવેલનું પાન ખાવું. રસકર્પૂર ખાનાર માણસે શાકો, ખારા તથા ખાટા પદાર્થો, પરિશ્રમ, તડકો, પંથ અને સ્ત્રીસેવન-મૈથુનનો ખાસ ત્યાગ કરવો જોઈએ. ૧૦-૧૪

### સપ્તશાલિવટી×

पारदष्टङ्कमानः स्यात् खदिरष्टङ्कसंमितः ।
आकारकरभश्चापि ग्राह्यष्टङ्कद्वयोन्मितः ॥१५॥
टङ्कत्रयोन्मितं क्षौद्रं खल्वे सर्वं विनिःक्षिपेत् ।
संमर्द्य तस्य सर्वस्य कुर्यात् सप्तवटीर्भिषक् ॥१६॥
स रोगी भक्षयेत्प्रातरेकैकामम्बुना वटीम् ।
वर्जयेदम्ललवणं फिरङ्गस्तस्य नश्यति ॥१७॥

अन्वयः—पारदः टङ्कमानः स्यात्, खदिरः टङ्क-संमितः, च आकारकरभः अपि टङ्क-द्वय-उन्मितः ग्राह्यः, टङ्क-त्रय-उन्मितं क्षौद्रं (च गृहीत्वा तत्) सर्वं खल्वे विनि क्षिपेत्, संमर्द्य तस्य सर्वस्य भिषक् सप्त

× सप्तसंख्यया शाल्यते सा चासौ वटी-सप्तशालिवटी-જે ગોળી સાતની સંખ્યામાં જ તૈયાર કરાય છે, તે સપ્તશાલિવટી કહેવાય છે.

वटीः कुर्यात्, सः रोगी प्रातर् एकां वटीम् अम्बुना भक्षयेत्, अम्ललवण वर्जयेत्, तस्य फिरङ्गः नश्यति ॥

ચોવીશ ચણોઠીભાર પારદ, ચોવીશ ચણોઠીભાર કાથો, અડતાલીશ ચણોઠીભાર અક્કલકરો અને બોતેર ચણોઠીભાર મધ લઈ એ સર્વને ખરલમાં નાખી ખૂબ ચાટી વેંચે તેની સાત ગોળીઓ કરવી. ફિરંગનો જે રોગી, સવારે આ એક એક ગોળી પાણીથી ખાય અને ખાટા તથા ખારા પદાર્થોનો ત્યાગ કરે, તેનો ફિરંગરોગ મટી જાય છે. ૧૫–૧૭

પારો, ગંધક તથા ચોખાનો ધૂમ પ્રયોગ

पारदः कर्षमात्रः स्यात्तावानेव हि गन्धकः ।
तण्डुलाश्चाक्षमात्राः स्युरेषां कुर्वीत कज्जलीम् ॥१८
तस्याः सप्त वटीः कुर्यात्ताभिर्धूमं प्रयोजयेत् ।
दिनानि सप्त तेन स्यात् फिरङ्गान्तो न संशयः ॥१९

अन्वय.–पारदः कर्षमात्र. स्यात्. तावान् एव हि गन्धकः, तण्डुलाः च अक्षमात्रा. स्युः, एषां कज्जलीं कुर्वीत, तस्याः सप्त वटीः कुर्यात्, ताभिः सप्त दिनानि धूमं प्रयोजयेत्, तेन फिरङ्ग–अन्तः स्यात्, संशयः न ॥

એક તોલો પારદ, તેટલો જ–એક તોલો ગંધક અને એક તોલો ચોખા, એ ત્રણેની કજ્જલી કરવી અને તેની સાત ગોળી કરવી. એ ગોળીઓથી સાત દિવસ સુધી ધુમાડો પીવો; તેથી ફિરંગરોગનો નાશ થાય છે એ નક્કી છે. ૧૮,૧૯

પારદસ્વેદન–પ્રયોગ

पीतपुष्पबलापत्ररसैष्टङ्कमितं रसम् ।
हस्ताभ्यां मर्दयेत्तावद्यावत् सूतो न दृश्यते ॥२०॥
ततः संस्वेदयेद्धस्तावेवं वासरसप्तकम् ।
त्यजेल्लवणमम्लं च फिरङ्गस्तस्य नश्यति ॥२१॥

अन्वयः–टङ्कमितं रसं पीतपुष्प–बला–पत्र–रसैः हस्ताभ्यां तावत् मर्दयेत्, यावत् सूतः न दृश्यते, ततः हस्तौ संस्वेदयेत्, एवं वासरसप्तक (कुर्यात्), लवणं च अम्लं त्यजेत्, तस्य फिरङ्गः नश्यति ॥

ચોવીશ ચણોઠીભાર પારદને પીળાં ફૂલવાળી ખપાટનાં પાંદડાંના રસથી બન્ને હાથે ત્યાં સુધી મસળવો કે જ્યાં સુધી પારદ ન દેખાય; પછી બન્ને હાથને અગ્નિનો શેક દેવો; આ રીતે સાત દિવસ સુધી કરવું અને ખારા તથા ખાટા પદાર્થોનો ત્યાગ કરવો; આમ કરનારનો ફિરંગરોગ મટે છે. ૨૦,૨૧

લીંબડાનાં પાન આદિનું ચૂર્ણ

चूर्णयेन्निम्बपत्राणि पथ्या निम्बाष्टमांशिका ।
धात्री च तावती रात्रिर्निम्बषोडशभागिका ॥२२॥
शाणमानमिदं चूर्णमश्नीयादम्भसा सह ।
फिरङ्गं नाशयत्येव बाह्यमाभ्यन्तरं तथा ॥२३॥

अन्वयः–निम्बपत्राणि चूर्णयेत्, निम्ब–अष्टम–अंशिका पथ्या, तावती च धात्री, निम्ब–षोडश–भागिका रात्रिः, शाणमानम् इदं चूर्णम् अम्भसा सह अश्नीयात्, बाह्य तथा आभ्यन्तर फिरङ्ग नाशयति एव ॥

લીંબડાનાં પાંદડાંનું ચૂર્ણ કરવું, તેમાં તે ચૂર્ણથી આઠમા ભાગના વજને હરડેનું ચૂર્ણ, તેટલું જ આમળાંનું ચૂર્ણ અને સોળમા ભાગના વજને હળદરનું ચૂર્ણ નાખવું; તેમાંથી હમેશાં ચોવીશ ચણોઠીભાર ચૂર્ણ પાણી સાથે ખાવું. આ ચૂર્ણ બહારના કે અંદરના ફિરંગરોગને અવશ્ય મટાડે છે. ૨૨,૨૩

મધ સહિત ચોપચીની ચૂર્ણ

चोपचीनीभवं चूर्णं शाणमानं समाक्षिकम् ।
फिरङ्गव्याधिनाशाय भक्षयेल्लवणं त्यजेत् ॥ २४ ॥
लवणं यदि वा त्यक्तुं न शक्नोति यदा जनः ।
सैन्धवं स हि भुञ्जीत मधुरं परमं हितम् ॥ २५ ॥

अन्वयः–फिरङ्गव्याधि–नाशाय शाणमानं चोपचीनीभवं चूर्णं समाक्षिकं भक्षयेत्, लवणं त्यजेत्, यदि वा जनः लवणं त्यक्तुं यदा न शक्नोति, सः मधुरं परमं हितं सैन्धवं हि भुञ्जीत ॥

ફિરંગરોગનો નાશ કરવા ચોવીશ ચણોઠીભાર ચોપચીનીનું ચૂર્ણ મધ સાથે ખાવું અને લૂણનો ત્યાગ કરવો; અથવા જો કોઈ રોગી માણસ લૂણનો ત્યાગ કરવા સમર્થ ન થાય તો તેણે (પાકકાળે) મધુર તથા અત્યંત હિતકારી સિંધવ જ ખાવું. ૨૪,૨૫

૨૧ દિવસનો પારદ ગંધકાદિ પ્રયોગ

पारदः कर्षमात्रः स्यात् तावन्मात्रं तु गन्धकम् ।
तावन्मात्रस्तु खदिरस्तेषां कुर्यात् तु कज्जलीम् ॥२६
रजनी केशरं त्र्यूषं जीरयुग्मं यवानिका ।
चन्दनद्वितयं कृष्णा वांशी मांसी च पत्रकम् ॥२७॥
अर्धकर्षमितं सर्वं चूर्णयित्वा च निःक्षिपेत् ।
तत्सर्वं मधुसर्पिर्भ्यां द्विपलाभ्यां पृथक् पृथक् ॥२८

मर्दयेदथ तत्खादेदर्धकर्षमितं नरः ।
व्रणः फिरङ्गरोगोत्थस्यस्तस्यावश्यं विनश्यति ॥
अन्योऽपि चिरजातोऽपि प्रशाम्यति महाव्रणः ।
एतद्भक्षयतः शोथो मुखस्यान्तर्न जायते ।
वर्जयेदत्र लवणमेकविंशतिवासरान् ॥ ३० ॥

अन्वयः-कर्षमात्रः पारदः, तावन्मात्रं तु गन्धकं, तावन्मात्रः तु खदिरः स्यात्, तेषां तु कज्जलीं कुर्यात्, (ततः) रजनी केशर त्रुट्यौ जीरयुग्मं यवानिका चन्दनद्वितयं कृष्णा वांशी मांसी च पत्रकं, सर्वम् अर्धकर्षमितं चूर्णयित्वा (तत्र) च निःक्षिपेत्, तत् सर्वं द्विपलाभ्यां मधुसर्पिर्भ्यां पृथक् पृथक् मर्दयेत्, अथ नरः तत् अर्धकर्षमितं खादेत्, तस्य फिरङ्ग रोग-उत्थः व्रणः अवश्यं विनश्यति, अन्यः अपि चिरजातः अपि महाव्रणः प्रशाम्यति, एतद् भक्षयतः मुखस्य अन्तः शोथः न जायते, अत्र एकविंशति-वासरान् लवणं वर्जयेत् ॥

એક તોલો પારદ, એક તોલો ગંધક, અને એક તોલો કાથો લઈ તેની કજ્જલી કરવી. પછી હળદર, નાગકેસર, ઝીણી એલચી, જાડી એલચી, જીરું, શાહજીરું, અજમો, સુખડ, રતાંજલી, પીપર, વંશલોચન, જટામાંસી અને તમાલપત્ર એ સર્વનું અરધો તોલો ચૂર્ણ તે કજ્જલીમાં નાખવું. પછી એ સર્વને આઠ તોલા મધ અને આઠ તોલા ઘીમાં સારી રીતે મસળી તેમાંથી અરધો તોલો ખાવું. તે ખાનાર માણસનું ફિરંગ-રોગનું વ્રણ અવશ્ય મટી જાય છે; તેમજ બીજા પ્રકારનું પણ લાંબા કાળથી થયેલ મોટું વ્રણ પણ આથી અવશ્ય મટે છે. આ ઔષધ ખાનારના મોઢાની અંદર સોજો થતો નથી. આ ઔષધ સેવાતું હોય ત્યારે એકવીશ દિવસ સુધી લૂણ ત્યજવું જોઈએ. ૨૯-૩૦

ફિરંગરોગનો અધિકાર સમાપ્ત

## अथ मसूरिकाधिकारः ।

## ૯૦ : મસૂરિકા+( બળિયા કે માતા )નો અધિકાર

तत्र मसूरिकाणां विप्रकृष्टमविकृष्टनिदानपूर्विकां सम्प्राप्तिमाह-

### મસૂરિકાનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ

कट्वम्ललवणक्षारविरुद्धाध्यशनाशनैः ।
दुष्टनिष्पावशाकाद्यैः प्रदुष्टपवनोदकैः ॥ १ ॥
क्रूरग्रहेक्षणाच्चापि देशे दोषाः समुद्भवाः ।
जायन्ते हि शरीरेऽस्मिन् दुष्टरक्तेन सङ्गताः ॥
मसूराकृतिसंस्थानाः पिडकास्ता मसूरिकाः ॥२॥

अन्वयः-कटु-अम्ल-लवण-क्षार-विरुद्ध-अध्यशन-अशनैः दुष्ट-निष्पाव-शाक-आद्यैः प्रदुष्ट-पवन-उदकैः च देशे क्रूरग्रहईक्षणात्, अपि समुद्भवाः दोषाः अस्मिन् शरीरे दुष्ट-रक्तेन सङ्गताः हि जायन्ते, ताः मसूर-आकृति-संस्थानाः पिडकाः मसूरिकाः (कथ्यन्ते)॥

તીખા, ખાટા, ખારા પદાર્થો તથા જવખાર વગેરે ક્ષારો અને પરસ્પર વિરુદ્ધ પદાર્થો ખાવાથી, અધિક જમવાથી, વાલ તથા મીઠાં બટેટાં વગેરેનાં દુષ્ટ શાકો વગેરે ખાવાથી, ઝેરી ફૂલ વગેરેના સંસર્ગને લીધે દુષ્ટ થયેલા પવન તથા જળથી અને દેશ પર રાહુ તથા શનૈશ્ચર વગેરે ક્રૂર ગ્રહોની દૃષ્ટિ પડવાથી પણ દુષ્ટ થયેલા દોષો, આ શરીરમાં દુષ્ટ થયેલા લોહીની સાથે અવશ્ય મળી જાય છે, જેથી મસૂરના જેવી આકૃતિવાળી જે ફોલ્લીઓ ઉત્પન્ન થાય છે, એ 'મસૂરિકા' કહેવાય છે.

टीका-क्षारः=यवक्षारादिः, विरुद्धाध्यशनाशनैः=कटुव-

+ मसूरः इव, यद्वा मसूरः इव कायति या पिडका सा मसूरिका, इवार्थे कन्, अथवा कै शब्दे-'अन्यत्रापि दृश्यत' इति डः, टाप्, अत इत्वं च-જે ફોલ્લી મસૂર નામના કઠોળની દાળ જેવી થાય છે, તે મસૂરિકા કહેવાય છે. આ રોગને જ ગુજરાતીમાં 'બળિયા બાપજી કે માતા' કહે છે. આ મસૂરિકા પણ ઉપર જણાવેલ વિસ્ફોટકનો જ એક ભેદ છે, તેમજ ફિરંગરોગ જેવો જ એક ચેપી રોગ છે, તેથી એ વિસ્ફોટક તથા ફિરંગના અધિકાર પછી તેને લગતો જ આ મસૂરિકાનો અધિકાર શરૂ કરાયો છે.

म्लादिविरुद्धान्नाशनैः, अथ च अध्यशनाशनम्=अधिक मशनमध्यशनं, दुष्टनिष्पावशाकाद्यैः=दुष्टैर्निष्पावशाकम्, 'आद्य 'शब्दान्मद्यालुकादि, तैः-प्रदुष्टपवनोदकैः-सविपकुसुमादिसम्पर्कात् । क्रूरग्रहेक्षणाच्चापि देशे=देशे क्रूरग्रहा राहुशनैश्चरादयस्तेषामीक्षणात्=दृष्टेः । यस्मिन् देशे क्रूरग्रहदृष्टिस्तत्रापि मसूरिकोत्पत्तिरित्यर्थः । मसूराकृतिसंस्थानाः=मसूरस्य या आकृतिस्तद्वत्संस्थानमाकृतिर्यासां ताः ॥ (આનો અર્થ ભાષાંતરમાં છે.)

अथ मसूरिकापूर्वरूपमाह-

### મસૂરિકાનું પૂર્વરૂપ

**तासां पूर्वं ज्वरः कण्डूर्गात्रभङ्गोऽरतिर्भ्रमः।**
**त्वचि शोथः सवैवर्ण्यो नेत्ररागस्तथैव च ॥३॥**

अन्वयः-तासां पूर्वं ज्वरः कण्डूः गात्रभङ्गः अरतिः भ्रमः त्वचि शोथ.सवैवर्ण्यः तथा च नेत्र रागः एव (भवति) ॥

એ મસૂરિકા થવાની હોય ત્યારે પ્રથમ તાવ આવે, ચળ ઉત્પન્ન થાય, શરીર ભાંગ્યા કરે, કોઈ પદાર્થ પર રુચિ ન થાય, બેચેની થાય, ભ્રમ થાય, ચામડી પર સોજો થાય, શરીરનો રંગ બદલાઈ જાય અને નેત્રો લાલ થઈ જાય છે. ૩

अथ वातजमसूरिकालक्षणमाह-

### વાયુથી થયેલી મસૂરિકાનું લક્ષણ

**स्फोटाः कृष्णारुणा रूक्षास्तीव्रवेदनयाऽन्विताः।**
**कठिनाश्चिरपाकाश्च भवन्त्यनिलसम्भवाः॥ ४ ॥**

अन्वयः-अनिलसम्भवाः (मसूरिका)स्फोटा कृष्ण-अरुणाः रूक्षाः तीव्रवेदनया अन्विताः कठिनाः च चिरपाकाः भवन्ति ॥

વાયુથી થતી મસૂરિકાના ફોલ્લા કાળા, લાલ, રૂક્ષ, તીવ્ર વેદનાવાળા, કઠણ અને લાંબે કાળે પાકે એવા થાય છે. ૪

अथ पित्तजा आह-

### પિત્તથી થયેલી મસૂરિકાનું લક્ષણ

**सन्ध्यस्थिपर्वणां भेदः कासः कम्पोऽरतिर्भ्रमः।**
**शोषस्ताल्वोष्ठजिह्वानां तृष्णा चारुचिसंयुता ॥५॥**
**रक्ताः पीताः सिताः स्फोटाः सदाहास्तीव्रवेदनाः।**
**भवन्त्यचिरपाकाश्च पित्तकोपसमुद्भवाः ॥ ६ ॥**

अन्वयः-(पित्तजायां) सन्धि-अस्थि-पर्वणां भेदः कासः कम्पः अरतिः भ्रमः तालु-ओष्ठ-जिह्वानां शोषः तृष्णा च अरुचिसंयुता (स्यात्, तथा) पित्तकोपसमुद्भवाः च स्फोटाः रक्ताः सिता सदाहाः तीव्रवेदनाः अचिरपाकाः (भवन्ति)॥

પિત્તના કોપથી થયેલ મસૂરિકામાં સાંધાનું, હાડકાંનું તથા પર્વોનું ફાટવું થાય, ઉધરસ અને કંપ થાય, કોઈ પદાર્થ પર રુચિ ન રહે, ભ્રમ થાય; તાળવું, હોઠ તથા જીભ સુકાય; અરુચિની સાથે તરસ વધે છે અને ફોલ્લીઓ પિત્તના કોપથી થતી રાતી, પીળી, ધોળી, બળતરાવાળી, તીવ્ર વેદનાયુક્ત તથા તરત પાકી જનારી થાય છે. ૫,૬

अथ रक्तजा आह-

### રુધિરથી થયેલી મસૂરિકાનું લક્ષણ

**विड्भेदश्चाङ्गमर्दश्च दाहस्तृष्णाऽरुचिस्तथा।**
**मुखपाकोऽक्षिपाकश्च ज्वरस्तीव्रः सुदारुणः॥**
**रक्तजासु भवन्त्येते विकाराः पित्तलक्षणाः ॥७॥**

अन्वयः-रक्तजासु विड्भेदः च अङ्गमर्दः दाहः तृष्णा अरुचिः तथा मुखपाकः च सुदारुणः तीव्रः ज्वरः एते पित्तलक्षणाः विकाराः भवन्ति ॥

રુધિરના બગાડથી થયેલ મસૂરિકામાં ઝાડા છોતા-પાણી થયા કરે, અંગો ભાંગ્યા કરે, દાહ થાય, તરસ લાગ્યા કરે, અરુચિ થાય, મોઢું પાકે, આંખો પાકે અને અતિ-દારુણ તીવ્ર જ્વર આવે છે. એ સઘળા પિત્તના પ્રકોપનાં લક્ષણવાળા વિકારો થાય છે. ૭

अथ कफजा आह-

### કફથી થયેલી મસૂરિકાનું લક્ષણ

**कफप्रसेकः स्तैमित्यं शिरोरुग् गात्रगौरवम्।**
**हृल्लासः सारुचिर्निद्रातन्द्रालस्यसमन्विताः ॥८॥**
**श्वेताः स्निग्धा भृशं स्थूलाः कण्डुरा मन्दवेदनाः।**
**मसूरिकाः कफोद्भूताश्चिरपाकाः प्रकीर्त्तिताः॥९॥**

अन्वयः-(कफजायां) कफप्रसेकः स्तैमित्य शिरोरुक् गात्रगौरव हृल्लासः सारुचिः (तथा च) कफ-उद्भूताः मसूरिका निद्रा-तन्द्रा-आलस्य-समन्विताः श्वेताः स्निग्धाः भृशं स्थूलाः कण्डुराः मन्द-वेदनाः चिरपाकाः प्रकीर्त्तिताः ॥

કફના પ્રકોપથી થયેલ મસૂરિકામાં કફ ઝર્યા કરે, ભીનાશ થાય, માથાની પીડા થાય, શરીર ભારે થાય, મોળ આવે અને અરુચિ થાય; તેમ જ કફની એ મસૂરિકાની ફોલ્લા ઊંઘ, ઘેન તથા આળસથી યુક્ત, ધોળા, સ્નિગ્ધ, અત્યંત જાડા, ચળવાળા,

ઓછી વેદનાવાળા, અને લાંબે કાળે પાકે એવા થાય છે. ૮,૯

सान्निपातिकीमाह-

**ત્રણે દોષથી થયેલી મસૂરિકાનું લક્ષણ**

**नीलाश्चिपिटविस्तीर्णा मध्ये निम्ना महारुजः।**
**पूतिस्रावाश्चिरात्पाकाः प्रभूताः सर्वदोषजाः ॥१०॥**

अन्वयः-सर्वदोषजाः (मसूरिकाः) नीलाः चिपिट-विस्तीर्णा. मध्ये निम्नाः महारुज पूतिस्रावाः चिरात्-पाकाः प्रभूताः (भवन्ति)॥

ત્રણે દોષના સંનિપાતથી થયેલ મસૂરિકા નીલી, ચીપટી, વિસ્તારવાળી, મધ્યમાં નમેલી, અત્યંત વેદનાયુક્ત, દુર્ગંધી સ્રાવયુક્ત અને લાંબે કાળે પાકે એવી ફોલ્લીઓવાળી થાય છે.૧૦

ताः सप्तधातुगताः प्राह-तत्र रसस्था आह-

## સાત ધાતુઓમાં ગયેલી મસૂરિકાનાં જુદાં જુદાં લક્ષણો:

**રસમાં ગયેલી મસૂરિકાનું લક્ષણ**

**मसूरिकास्त्वचं प्राप्तास्तोयबुद्बुदसन्निभाः।**
**स्वल्पदोषाः प्रजायन्ते भिन्नास्तोयं स्रवन्ति च ॥११॥**

अन्वयः-त्वचं प्राप्ताः मसूरिकाः स्वल्पदोषाः तोय-बुद्बुदसंनिभाः प्रजायन्ते, भिन्नाः च तोय स्रवन्ति ॥

રસમાં ગયેલી મસૂરિકા થોડા દોષવાળી, પાણીના પરપોટા જેવી અને તે ભેદાયાથી જળને સ્રવે છે. ૧૧

टीका-त्वच प्राप्ता-'त्वक्'शब्देनात्र रस उच्यते, रसाश्रयत्वात्॥ અહીં મૂળમાં 'त्वच प्राप्ताः' એમ જે 'त्वक्' શબ્દનો પ્રયોગ કર્યો છે, તે રસને સૂચવે છે; કેમ કે રસનો આશ્રય ત્વચા જ છે.

रक्तस्थमसूरिकालक्षणमाह-

**લોહીમાં ગયેલી મસૂરિકાનું લક્ષણ**

**रक्तस्था लोहिताकाराः शीघ्रपाकास्तनुत्वचः।**
**साध्या नात्यर्थदुष्टास्तु भिन्ना रक्तं स्रवन्ति च ॥१२**

अन्वयः-रक्तस्थाः (मसूरिकाः) लोहित-आकाराः शीघ्रपाकाः तनुत्वचः भिन्नाः च रक्तं स्रवन्ति, न अत्यर्थदुष्टाः तु साध्याः (स्युः)॥

લોહીમાં રહેલી મસૂરિકા રાતા આકારવાળી, તરત પાકનારી તથા પાતળી ચામડીવાળી હોઈને ભેદાયાથી રુધિરને સ્રવે છે. લોહીમાં રહેલી આ મસૂરિકા જો અત્યંત દુષ્ટ લોહીવાળી ન હોય તો સાધ્ય છે (અને અત્યંત દુષ્ટ લોહીવાળી હોય તો કષ્ટસાધ્ય છે).

टीका-साध्या रक्तस्था इत्यर्थः। नात्यर्थदुष्टास्तु= अत्यर्थं दुष्टशोणिताः पुनर्न साध्याः, किन्तु कष्टसाध्याः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

मांसस्थमसूरिकालक्षणमाह-

**માંસમાં રહેલી મસૂરિકાનું લક્ષણ**

**मांसस्थाः कठिनाः स्निग्धाश्चिरपाका घनत्वचः।**
**गात्रशूलाऽनिशंकण्डूमूर्च्छादाहतृषान्विताः ॥१३॥**

अन्वयः-मांसस्थाः (मसूरिकाः) कठिनाः स्निग्धाः चिरपाकाः घनत्वचः गात्र-शूल-अनिशं-कण्डू-मूर्च्छा-दाह-तृषा-अन्विताः (स्युः)॥

માંસમાં રહેલી મસૂરિકા કઠણ, સ્નિગ્ધ, લાંબે કાળે પાકે એવી, ઘાટી-જાડી ચામડીવાળી અને ગાત્રમાં શૂળ, નિરંતર ચળ, મૂર્છા, દાહ તથા તરસથી યુક્ત હોય છે. ૧૩

मेदस्था आह-

**મેદમાં રહેલી મસૂરિકાનું લક્ષણ**

**मेदोजा मण्डलाकारा मृदवः किञ्चिदुन्नताः।**
**घोरज्वरपरीताश्च स्थूलाः स्निग्धाः सवेदनाः॥**
**संमोहाऽरतिसन्तापाः कश्चिदाभ्यो विनिस्तरेत्॥१४**

अन्वय.-मेदोजाः (मसूरिकाः) मण्डल-आकाराः मृदवः किञ्चित् उन्नताः घोर-ज्वर-परीताः स्थूलाः स्निग्धाः सवेदनाः संमोह-अरति-संतापाः (स्युः), आभ्यः कश्चित् विनिस्तरेत्॥

મેદમાં રહેલી મસૂરિકા મંડલ જેવા આકારવાળી, કોમળ, કાંઈક ઊંચી, ભયંકર જ્વરથી વ્યાપ્ત, જાડી, સ્નિગ્ધ, વેદનાવાળી અને બેભાનપણું, અણગમો તથા સંતાપથી યુક્ત હોય છે. આ મસૂરિકામાંથી કોઈક જ જીવતો રહે છે. ૧૪

अस्थिमज्जागता आह-

**હાડકાંમાં અને મજ્જામાં ગયેલી મસૂરિકાનું લક્ષણ**

**क्षुद्रा गात्रसमा रूक्षाश्चिपिटाः किञ्चिदुन्नताः।**
**मज्जोत्था भृशसंमोहा वेदनाऽरतिसंयुताः ॥१५॥**
**भ्रमरेणेव विद्धानि कुर्वन्त्यस्थीनि सर्वतः।**
**छिन्दन्ति मर्मधामानि प्राणानाशु हरन्ति च ॥१६॥**

अन्वयः-मज्ज-उत्थाः (अस्थिस्थाश्च मसूरिकाः) क्षुद्राः गात्रसमाः रूक्षाः चिपिटाः किञ्चित् उन्नताः भृशसंमोहाः वेदना-अरतिसंयुताः, अस्थीनि सर्वतः भ्रमरेण विद्धानि इव कुर्वन्ति, मर्मधामानि छिन्दन्ति,

प्राणान् च आशु हरन्ति ॥

હાડકાંમા તથા મજ્જામાં રહેલી મસૂરિકા ક્ષુદ્ર, ખૂબ ઝીણી, શરીર સમાન વર્ણવાળી, રૂક્ષ, ચીપટી તથા કાંઈક ઊંચી હોય છે; તે અત્યંત મોહ, વેદના અને અણગમાથી યુક્ત હોય છે; તેમ જ હાડકાંને ચારે તરફથી ભમરાએ જાણે વીંધી નાખ્યાં હોય એવાં કરી નાખે છે, મર્મસ્થળોને છેદી નાખે છે અને પ્રાણોને તરત હરી લે છે. ૧૫,૧૬

ટીકા–गात्रसमा:=गात्रतुल्यवर्णा:, चिपिटा:=चिपिटाकारा: । 'मज्जा' ग्रहणेनास्थ्नोऽपि ग्रहणं तदाधारत्वात् । अत एवाग्रे 'भ्रमरेणेव विद्धानि कुर्वन्त्यस्थीनि सर्वत' इति । मर्मधामानि=मर्मस्थानानि ॥ ( અર્થ ઉપર સમાવ્યો છે. )

शुक्रगतमसूरिकालक्षणमाह–

**વીર્યમાં ગયેલી મસૂરિકાનું લક્ષણ**

**पक्वाभाः पिडकाः स्निग्धाः श्लक्ष्णाश्चात्यर्थवेदनाः ।**
**स्तैमित्यारतिसंमोहदाहोन्मादसमन्विताः ॥१७॥**
**शुक्रजायां मसूर्यां तु लक्षणानि भवन्ति हि ।**
**निर्दिष्टं केवलं चिह्नं जीवनं तु न दृश्यते ॥१८॥**

अन्वयः–( शुक्रगायां मसूरिकायां ) पक्व–आभाः स्निग्धाः श्लक्ष्णाः च अत्यर्थवेदनाः स्तैमित्य–अरति–संमोह–दाह–उन्माद–समन्विताः पिडकाः ( स्यु: ), शुक्रजायां मसूर्यां तु लक्षणानि हि भवन्ति, केवलं चिह्नं निर्दिष्टं, जीवनं तु न दृश्यते ॥

વીર્યમાં રહેલી મસૂરિકામા જે પાકે નહિ પણ પાકયા જેવી જણાય, સ્નિગ્ધ, કોમળ અને બહુ વેદના, સ્તબ્ધપણું, અણગમો, મોહ, બળતરા અને ઉન્માદથી યુક્ત ફોલ્લીઓ થાય છે. આ વીર્યની મસૂરિકામાં તો તેના લક્ષણો અવશ્ય થાય છે. એમ કેવળ તેનું ચિહ્ન બતાવેલ છે, પણ (તેની ચિકિત્સા કરવી યોગ્ય નથી; કારણ કે એ મસૂરિકા થઈ હોય તો) માણસનું જીવન તો દેખાતું જ નથી. ૧૭,૧૮

ટીકા–पक्वाभा:=पक्वाकारा:, न तु पक्वा:, श्लक्ष्णा:=कोमला:, निर्दिष्टं केवलं चिह्नं, न त्वस्याश्चिकित्सा युक्ता; यतो जीवनं न दृश्यते ॥ ( અર્થ ઉપર અપાયો છે. )

सप्ताप्येता दोषहेतुं विना न भवन्ति, दोषमन्तरेण रसादिदुष्टेरसम्भवादित्यत आह–આ સાતે મસૂરિકાઓ, દોષરૂપ કારણ વિના થતી નથી; કેમ કે દોષ વિના રસ આદિ સાતે ધાતુઓ બગડવી સંભવે નહિ, આથી કહે છે:

**મસૂરિકામાં દોષોની પરીક્ષા**

**दोषमिश्रास्तु सप्तैता द्रष्टव्या दोषलक्षणैः ॥१९॥**

अन्वयः–एताः सप्त तु दोषलक्षणैः दोषमिश्राः द्रष्टव्याः ॥

આ સાતે પ્રકારની ( ધાતુગત ) મસૂરિકાઓને તે તે દોષોના લક્ષણો ઉપરથી તે તે દોષોના સંબંધવાળી સમજી લેવી. ૧૯

अथ चर्मजमसूरिकालक्षणमाह–

**ચામડીમાં રહેલી મસૂરિકાનું લક્ષણ**

**कण्ठरोधाऽरुचिस्तम्भप्रलापाऽरतिसंयुताः ।**
**दुश्चिकित्स्याः समुद्दिष्टाः पिडकाश्चर्मसंश्रिताः ॥२०॥**

अन्वयः–कण्ठरोध–अरुचि–स्तम्भ–प्रलाप–अरति–संयुता: चर्मसंश्रिताः पिडकाः दुश्चिकित्स्याः समुद्दिष्टाः ॥

કંઠનું રોકાવું, અરુચિ, શરીર સજ્જડ થવું, બકવાદ અને અણગમો જેમાં હોય છે, એવી ચામડીમાં રહેલી મસૂરિકાને કષ્ટસાધ્ય કહી છે. ૨૦

रोमान्तिकमसूरिकालक्षणमाह–

**રૂંવાડાં સુધી પહોંચેલી–રોમાન્તિક મસૂરિકા–( ઓળી )નું લક્ષણ**

**रोमकूपोन्नतिसमा रागिण्यः कफपित्तजाः ।**
**कासारोचकसंयुक्ता रोमान्त्यो ज्वरपूर्विकाः ॥२१॥**

अन्वयः–ज्वरपूर्विकाः रोमकूप–उन्नतिसमाः रागिण्यः कास–अरोचकसंयुक्ताः रोमान्त्यः कफ–पित्त–जाः ( ज्ञेयाः )॥

જેમાં પ્રથમ જ્વર આવ્યો હોય તથા ( રૂવાડાં ઊભાં થઈ ગયાં હોય, ) રૂવાડાંના ખાડા બરાબર ઊંચી, રતાશ અને ઉધરસવાળી તથા અરુચિથી યુક્ત મસૂરિકા, રૂંવાડાં સુધી પહોંચેલી તેમ જ કફ અને પિત્તથી થતી ( ઓળી ) સમજવી. ૨૧

अथ साध्यत्वमाह–

**સાધ્ય મસૂરિકા**

**त्वग्गता रक्तगाश्चैव पित्तजाः श्लेष्मजास्तथा ।**
**श्लेष्मपित्तकृताश्चैव सुखसाध्या मसूरिकाः ॥**
**एता विनापि क्रियया प्रशाम्यन्ति शरीरिणाम् ॥२२**

अन्वयः–त्वग्गताः च रक्तगाः एव पित्तजाः श्लेष्मजाः तथा च श्लेष्म–पित्तकृताः मसूरिकाः सुख-

साध्याः एव शरीरिणाम् एता क्रियया विना अपि प्रशाम्यन्ति ॥

રસમાં અને લોહીમાં રહેલી, પિત્તથી, કફથી અને કફ તથા પિત્ત એ બન્નેથી થયેલી મસૂરિકા સુખેથી સાધ્ય થાય છે; માણસોની આ મસૂરિકા ચિકિત્સા વિના પણ અવશ્ય શાંત થાય છે. ૨૨

ટીકા–रसगताः=रसगता ॥ (અર્થ ભાષાતરમાં છે.)

अथ कष्टसाध्याः प्राह–

કષ્ટસાધ્ય મસૂરિકા

वातजा वातपित्तोत्था वातश्लेष्मकृताश्च याः ।
कष्टसाध्यतमास्तस्माद् यत्नादेता उपाचरेत् ॥२३

अन्वयः–वातजाः वात–पित्त–उत्थाः याः च वात–श्लेष्मकृताः, (ताः तु) कष्टसाध्यतमाः (स्युः), तस्मात् एताः यत्नात् उपाचरेत् ॥

વાયુથી, વાયુ તથા પિત્ત એ બન્નેથી અને જે વાયુ તથા કફ એ બન્નેથી થયેલી હોય તે મસૂરિકા કષ્ટસાધ્ય છે, માટે તેની ચિકિત્સા યત્નથી કરવી. ૨૩

अथासाध्याः प्राह–

અસાધ્ય મસૂરિકા

असाध्याःसन्निपातोत्थास्तासां वक्ष्यामि लक्षणम् ।
प्रवालसदृशाः काश्चित्काश्चिज्जम्बूफलोपमाः ॥२४।
लोहजालसमाः काश्चिदतसीफलसन्निभाः ।
आसां बहुविधा वर्णा जायन्ते दोषभेदतः ॥२५॥

अन्वय–सन्निपात–उत्थाः असाध्याः, तासां लक्षणं प्रवक्ष्यामि–काश्चित् प्रवालसदृशाः, काश्चित् जम्बू–फल–उपमाः, काश्चित् लोहजालसमाः अतसीफलसन्निभाः (स्युः), दोषभेदतः आसां बहुविधाः वर्णाः जायन्ते ॥

ત્રણે દોષોના પ્રકોપથી થયેલી સાન્નિપાતિક મસૂરિકા અસાધ્ય છે; તેમનાં લક્ષણો કહું છું: તેમાંની કેટલીક પરવાળાના જેવા વર્ણવાળી, કેટલીક જાંબુના ફળ જેવા વર્ણવાળી, કેટલીક લોઢાની ગોળીના જેવા વર્ણવાળી અને કેટલીક અળસીના ફળના જેવા વર્ણવાળી હોય છે. જુદા જુદા દોષો પ્રમાણે આ ઉપરાંત પણ ઘણા પ્રકારના એના વર્ણો થાય છે. ૨૪,૨૫

ટીકા–प्रवालसदृशा इत्यादि । आसां प्रवालजम्बूफललोहगुटिकाऽतसीफलसादृश्यं वर्णेन । अनुक्तवर्णग्रहणार्थमाह–आसां बहुविधा वर्णा इति ॥ (અર્થ ઉપર છે.)

अपराश्चासाध्याः प्राह–

આ લક્ષણોવાળી મસૂરિકા પણ અસાધ્ય

कासो हिक्का प्रमेहश्च ज्वरस्तीव्रः सुदारुणः ।
प्रलापाऽरतिमूर्च्छाश्च तृष्णा दाहोऽतिघूर्णता ॥२६
मुखेन प्रस्रवेद्रक्तं तथा घ्राणेन चक्षुषा ।
कण्ठे घुर्घुरकं कृत्वा श्वसित्यत्यर्थदारुणम् ॥२७॥
मसूरिकाऽभिभूतस्य यस्यैतानि भिषग्वरैः ।
लक्षणानीह दृश्यन्ते न देयं तस्य भेषजम् ॥२८॥

अन्वयः–कासः हिक्का च प्रमेहः तीव्रः सुदारुणः ज्वरः प्रलाप–अरति–मूर्च्छाः च तृष्णा दाह अतिघूर्णता (यस्य स्यात्), तथा मुखेन घ्राणेन चक्षुषा रक्तं प्रस्रवेत्, कण्ठे घुर्घुरकं कृत्वा अत्यर्थं दारुणं श्वसिति, एतानि लक्षणानि यस्य मसूरिका–अभिभूतस्य इह भिषग्वरैः दृश्यन्ते, तस्य भेषजं न देयम् ॥

ઉધરસ, હેડકી, પ્રમેહ, તીવ્ર તથા દારુણ જ્વર, બકવાદ, બેચેની, મૂર્છા, તરશ, બળતરા, અત્યંત નિદ્રા, (દુર્ગંધપણું) મોઢામાંથી, નાકમાંથી તથા નેત્રમાંથી લોહીનો સ્રાવ, કંઠમાં ઘરઘરાટ અને અત્યંત દારુણ શ્વાસ એટલાં લક્ષણો જે મસૂરિકાના રોગીના શરીરમાં ઉત્તમ વૈદ્યો દેખે, તેને (અસાધ્ય રોગી ગણીને) ઔષધ દેવું નહિ. ૨૬–૨૮

ટીકા–'दाहोऽतिघूर्णता' इत्यस्य स्थाने 'दौर्गन्ध्यघूर्णते' इति च पाठः अतिघूर्णता=अतिनिद्रा ॥ (અર્થ ભાષાતરમાં છે.)

अथारिष्टमाह–

મસૂરિકાનું અરિષ્ટ

मसूरिकाऽभिभूतो यो भृशं घ्राणेन निःश्वसेत् ।
स भृशं त्यजति प्राणान् तृष्णावान्वायुदूषितः ॥२९॥

अन्वय–मसूरिका–अभिभूतः यः घ्राणेन भृशं निःश्वसेत्, भृशं तृष्णावान्, वायुदूषितः (च भवेत्) सः प्राणान् त्यजति ॥

મસૂરિકાથી પીડાયેલો જે માણસ નાકથી બહુ જ શ્વાસ લે, ખૂબ તરસ્યો થાય અને વાતવ્યાધિથી યુક્ત થાય તે તરત પ્રાણ ત્યજે છે. ૨૯

ટીકા–वायुदूषित=अपतानकादिवातव्याधिदूषितः ॥ (આનો અર્થ ઉપર છે.)

मसूरिकाहेतुकं शोथविशेषमाह–

મસૂરિકાથી થતો કષ્ટસાધ્ય કે અસાધ્ય સોજો

मसूरिकान्ते शोथः स्यात् कूर्परे मणिबन्धके ।
तथांसफलके वापि दुश्चिकित्स्यः सुदारुणः ॥३०॥

अन्वयः-मसूरिका-अन्ते कूर्परे वा मणिबन्धके तथा असफलके अपि सुदारुण' दुश्चिकित्स्य शोथ. स्यात् ॥

મસૂરિકાની અંતે હાથની કોણી ઉપર અથવા કાંડા ઉપર અથવા ખભા ઉપર અતિ દારુણ, કષ્ટસાધ્ય કે અસાધ્ય સોજો થાય છે.

टीका-दुश्चिकित्स्यः सुदारुण.-दुश्चिकित्स्य =कष्टसाध्य । दु शब्दोऽत्र निषेधार्थस्तेनासाध्य इत्येके ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે )

### સાધ્ય-અસાધ્ય મસૂરિકા

**काश्चिद्विनापि यत्नेन सिध्यन्त्याशु मसूरिकाः। दृष्टाः कृच्छ्रतराः काश्चित् काश्चित् सिद्ध्यन्ति वा न वा। काश्चिन्नैव तु सिध्यन्ति साध्यमानाः प्रयत्नत. ॥३१॥**

अन्वय-काश्चिन् मसूरिका यत्नेन विना अपि आशु सिद्धयन्ति, काश्चित् कृच्छ्रतरा दृष्टा, काश्चित् सिद्धयन्ति वा न वा, काश्चित् तु प्रयत्नत साध्यमानाः (अपि) न एव सिद्धयन्ति ॥

કેટલીક મસૂરિકા ચિકિત્સા વિના પણ તરત મટી જાય છે, કેટલીક મસૂરિકા અત્યંત કષ્ટસાધ્ય પણ જોવામાં આવે છે, કેટલીક મસૂરિકા મટે છે અથવા નથી પણ મટતી; અને કેટલીક મસૂરિકા યત્નપૂર્વક ચિકિત્સાઓ કર્યા છતા મટતી જ નથી. ૩૧

### મસૂરિકાની સામાન્ય ચિકિત્સા×

**मसूरिकायां कुष्ठेषु लेपनादिक्रिया हिता। पित्तश्लेष्मविसर्पोक्ता क्रिया चात्र प्रशस्यते ॥३२॥**

अन्वय-कुष्ठेषु लेपन-आदि-क्रिया मसूरिकायां हिता, पित्त-श्लेष्म-विसर्प-उक्ता च क्रिया अत्र, प्रशस्यते ॥

કોઢોની ઉપર લેપન આદિ જે ચિકિત્સા કહી છે, તે મસૂરિકાની ઉપર પણ હિતકારી છે; તેમ જ પિત્ત તથા કફ એ બન્નેથી થયેલા વિસર્પ ઉપર કહેલી ચિકિત્સા પણ મસૂરિકા ઉપર વખણાય છે ૩૨

### મસૂરિકાના આરંભમાં જ હિલમોચીરસ

**श्वेतचन्दनकल्काढ्यं हिलमोचीभवं द्रवम्। पिबेन्मसूरिकारम्भे नैव वा केवलं रसम् ॥३३॥**

अन्वय.-मसूरिका-आरम्भे हिलमोची-भव द्रव श्वेत-चन्दन-कल्क-आढ्य पिबेत्, वा न, केवलम् एव रस (पिबेत्) ॥

મસૂરિકાનો આરંભ થતા જ હિલમોચિકા નામના શાકનો સ્વરસ કાઢી તેમા સુખડનો કલ્ક મિશ્ર કરીને પીવો અથવા એકલો હિલમોચિકાનો રસ જ પીવો ૩૩

टीका-हिलमोचिका=शाकविशेष','हुरहुरा इतिलोके॥ આ હિલમોચિકા શાકને લોકમા 'હુરહુરા' કહે છે

### વાતજન્ય મસૂરિકાની ખાસ ચિકિત્સા

**द्वे पञ्चमूल्यौ रास्ना च धात्र्युशीरं दुरालभा। सामृतं धान्यकं मुस्त जयेद्वातमसूरिकाम् ॥३४॥ मञ्जिष्ठाबहुपात्प्लक्षशिरीषोदुम्बरत्वच. । वातजाया मसूर्या स्यात् प्रलेपः सर्वतो हितः ॥३५ गुडूची मधुकं द्राक्षा मोरटं दाडिमैः सह । पाककाले प्रदातव्यं भेषजं गुडसयुतम् ॥ तेन कुप्यति नो वायुः पाकं यान्ति मसूरिका ॥३६**

अन्वय -द्वे पञ्चमूल्यौ रास्ना च धात्री उशीर दुरालभा सामृत धान्यक मुस्त वातमसूरिकां जयेत्, वातजाया मसूर्या मञ्जिष्ठ-बहुपात्-प्लक्ष-शिरीष-उदुम्बरत्वचः प्रलेप सर्वत्र हितः (भवति) ॥ पाककाले गुडूची मधुक द्राक्षा मोरट भेषज दाडिमै सह गुडसयुत प्रदातव्य, तेन वायु नो कुप्यति, मसूरिका पाक यान्ति ।

બૃહત્ પચમૂલ, લઘુપચમૂલ, રાસ્ના, આમળા, વાળો, રાતો ધમાસો, ગળો, ધાણા, અને મોથને વાટી પીવાય તો વાયુજન્ય મસૂરિકાને તે મટાડે છે, તેમજ વાયુની મસૂરિકા ઉપર મજીઠની છાલ, વડની છાલ, મોટીપીપરની છાલ, સરસડિયાની છાલ અને ઉંબરાની છાલને વાટી તેનો ચોપાસ લેપ કરવો, એ

× ખરી રીતે આ બનાવાતી ચિકિત્સા કર્યા પહેલાં શરૂઆતમા બાર દિવસનુ લઘન, એ જ આ મસૂરિકા કે શીતળાના રોગમા વધુ અસરકારક અને સફળ નીવડે છે ગ્રથકારે જો કે અહી લંઘનરૂપ ચિકિત્સા દર્શાવી નથી, પણ તે ખાસ જરૂરી હોવાથી અહી સમજી જ જોઈએ આ રોગ વધુ પ્રમાણમા વસંતઋતુમા થતો અનુભવાય છે અને વસંતમા થતા રોગો કફપ્રકોપ જ સૂચવતા હોય છે, તેથી આ રોગ પર કફને જ ઓછો કરવા પ્રથમના બાર દિવસ લઘન જ હિતકારી થાય છે, એ ધ્યાનમા લેવા જેવુ છે, આમ મસૂરિકામાં લઘન જ પ્રથમ હોવું જોઈએ, એમ માની 'પથ્યાપથ્ય' ગ્રથના કર્તા વૈદ્ય વિશ્વનાથ, મસૂરિકાના પથ્ય વિષે લખે છે-पूर्वं लङ्घन-वान्ति रेचन-शिरावेध' । અર્થાત્ મસૂરિકામા લઘનને તો પહેલું જ પથ્ય ગણાવેલ છે.

હિતકારી થાય છે. મસૂરિકાનો પાકવાનો સમય થાય ત્યારે ગળો, જેઠીમધ, દ્રાક્ષ, શેરડીનાં મૂળ અને દાડિમને વાટી તેમાં ગોળ નાખી પિવડાવવું, તેથી વાયુ પ્રકોપ પામતો નથી અને મસૂરિકા પાકી જાય છે. ૩૪-૩૬

टीका-वहुपात्=वटः ॥ मोरट=ऐक्षवं मूलम् ॥ (અર્થ સાથાંતરમાં છે.)

### મસૂરિકામાં લેવાનો ખોરાક

मसूरिकासु भुञ्जीत शालीन्मुद्गमसूरिकान् ।
रसं मधुरमेवाद्यात् सैन्धवं चाल्पमात्रकम् ॥३७॥

अन्वयः-मसूरिकासु शालीन् मुद्ग-मसूरिकान् भुञ्जीत, मधुरं रसम् एव च अल्पमात्रकं सैन्धवम् अद्यात् ॥

મસૂરિકા થઈ હોય ત્યારે રાતા ચોખા, મગ, મસૂર, મધુર રસ અને થોડુંક જ સીંધવ ખાવું. ૩૭

### પિત્તજન્ય મસૂરિકાની વિશેષ ચિકિત્સા

पटोलमूलक्वथितं मोरटस्वरसं तथा ॥
आदावेव मसूर्यां तु पित्तजायां प्रयोजयेत् ॥३८॥
निम्बः पर्पटकः पाठा पटोलश्चन्दनद्वयम् ॥
उशीरं कटुका धात्री तथा वासा दुरालभा ।
एषां पानं शृतं शीतमुत्तमं शर्करान्वितम् ॥३९॥
मसूर्यां पित्तजायां तु प्रयोक्तव्यं विजानता ॥
दाहे ज्वरे विसर्पे च व्रणे पित्ताधिकेऽपि च ॥४०॥

अन्वयः-पित्तजायां मसूर्यां तु आदौ एव पटोल-मूलक्वथितं तथा मोरटस्वरसं प्रयोजयेत् ॥ पित्तजायां मसूर्यां तु विजानता (वैद्येन) निम्बः पर्पटकः पाठा पटोलः चन्दनद्वयम् उशीरं कटुका धात्री तथा वासा दुरालभा, एषां शृतम् उत्तमं पानं शर्करा-अन्वितं शीतं प्रयोक्तव्यम् । पित्त-अधिके दाहे ज्वरे विसर्पे च व्रणे अपि (एतत्पानं) प्रयोक्तव्यम् ॥

પિત્તથી થયેલી મસૂરિકામાં પ્રથમ જ કડવાં પરવળનાં મૂળિયાંનો ક્વાથ અથવા કડવાં પરવળનો ક્વાથ શેરડીનાં મૂળિયાંના સ્વરસ સાથે પાવો. પિત્તની મસૂરિકામાં વિદ્વાન વૈદ્યે લીંબડો, ખડસલિયો પિત્તપાપડો, કાળીપાટ, કડવાં પરવળ, સુખડ, રતાંજલી, વાળો, કડુ, આમળાં, અરડૂસો અને રાતા ધમાસાને ઉકાળી એ ઉત્તમ પાન સાકર નાખીને શીતળ પાવું. (તેથી પિત્તસંબંધી મસૂરિકા મટી જાય છે.) આ પાનનો પિત્તની અધિકતાવાળા દાહ, પિત્તજ્વર, પિત્તવ્રણ અને પિત્તવિસર્પ ઉપર પણ વૈદ્યે ઉપયોગ કરવો. ૩૮-૪૦

टीका-' पटोलमूलं क्वथित 'मित्यत्र ' पटोलं क्वथितं वैद्ये 'ति वा पाठः ॥

### રુધિરજન્ય મસૂરિકાની ચિકિત્સા

मसूर्यो रक्तजा नाशं यान्ति शोणितमोक्षणैः ॥४१॥

अन्वयः-रक्तजाः मसूर्यः शोणितमोक्षणैः नाशं यान्ति ॥

લોહીથી થયેલી મસૂરિકા લોહી કઢાવવાથી નાશ પામે છે. ૪૧

### કફજન્ય મસૂરિકાની ખાસ ચિકિત્સા

वासामुस्तकभूनिम्बत्रिफलेन्द्रयवासकम् ॥
पटोलारिष्टकं चापि क्वाथयित्वा समाक्षिकम् ।
पिबेत्तेन प्रशाम्यन्ति मसूर्यः कफसम्भवाः ॥४२॥

अन्वयः-वासा-मुस्तक-भूनिम्ब-त्रिफला इन्द्र-यवासकं पटोल-अरिष्टकं च अपि क्वाथयित्वा समाक्षिकं पिबेत्, तेन कफसभवाः मसूर्यः प्रशाम्यन्ति ॥

અરડૂસો, મોથ, કરિયાતું, હરડે, બહેડાં, આમળાં, ઇંદ્રજવ, જવાસો, કડવાં પરવળ અને લીંબડાનો ક્વાથ કરી મધ નાખી પીવો; તેથી કફસંબંધી મસૂરિકા શાંત થાય છે. ૪૨

टीका-इन्द्रः=इन्द्रयवः ॥

### કફની તથા પિત્તની મસૂરિકા પર લેપ

शिरीषोदुम्बरत्वग्भ्यां खदिरारिष्टजैर्दलैः ।
कफोत्थासु मसूरीषु लेपः पित्तोत्थितासु च ॥४३॥

अन्वयः-शिरीष-उदुम्बर-त्वग्भ्यां खदिर-अरिष्टजैः दलैः कफ-उत्थासु च पित्त-उत्थितासु मसूरीषु लेपः (कार्यः) ॥

સરસડિયાની છાલ, ઉંબરાની છાલ, ખેરનાં પાંદડાં અને લીંબડાનાં પાંદડાંનો કફ તથા પિત્તજન્ય મસૂરિકા ઉપર લેપ કરવો.

### સર્વદોષજન્ય મસૂરિકાની ચિકિત્સા

निम्बः पर्पटकः पाठा पटोलः कटुरोहिणी ।
चन्दने द्वे उशीरं च धात्री वासा दुरालभा ॥४४॥
एष निम्बादिकः क्वाथः पीतः शर्करयान्वितः ।
मसूरीं सर्वजां हन्ति ज्वरवीसर्पसंयुताम् ॥ ४५ ॥

अन्वयः-निम्बः पर्पटकः पाठा पटोलः कटुरोहिणी द्वे चन्दने उशीरं च धात्री वासा दुरालभा, एषः निम्बादिकः क्वाथः शर्करया अन्वितः पीतः (सन्) सर्वजां मसूरीं ज्वरवीसर्पसंयुतां हन्ति ॥

લીંબડો, ખડસલિયો પિત્તપાપડો, કાળીપાટ, કડવાં પરવળ, કડુ, સુખડ, રતાંજલી, વાળો, આમળાં, અરડૂસો અને રાતા ધમાસાનો આ નિંબાદિ ક્વાથ, સાકર નાખી પિવાય તો સર્વદોષજન્ય મસૂરિકાનો જ્વર તથા વિસર્પ સાથે નાશ કરે છે. ૪૪,૪૫

કોઠીને પેસી જતી મસૂરિકાની ચિકિત્સા

उत्थिता प्रविशेद्या च तां पुनर्बाह्यतो नयेत्।
काञ्चनारत्वचः क्वाथस्ताप्यचूर्णावचूर्णितः ॥४६॥

अन्वयः-या च (मसूरिका) उत्थिता (सती) प्रविशेत्, तां काञ्चनारत्वचः क्वाथः ताप्यचूर्ण-अवचूर्णितः (सन्) पुनर् बाह्यतः नयेत् ॥

મસૂરિકા બહાર નીકળીને પાછી શરીરમાં પેસી જાય તો કાંચનારની છાલનો ક્વાથ કરી તેમાં સોનામુખીનું ચૂર્ણ ભભરાવી તે પીવો, એટલે મસૂરિકા પાછી બહાર નીકળે છે. ૪૬

टीका-ताप्यं=सुवर्णमाक्षिकम् ॥ (અર્થ ઉપર છે.)

મોઢાના તથા ગળાના વ્રણ માટે કોગળા તથા આંખમાં સિંચન

धात्रीफलं समधुकं क्वथितं मधुसंयुतम्।
मुखे कण्ठे व्रणे जाते गण्डूषार्थे प्रशस्यते ॥
अक्ष्णोः सेकं प्रशंसन्ति गवेधुमधुकाम्बुना ॥४७॥

अन्वयः-धात्रीफलं समधुकं क्वथितं मधुसंयुतं मुखे कण्ठे व्रणे जाते गण्डूषार्थं प्रशस्यते । गवेधु-मधुक-अम्बुना अक्ष्णोः सेकं (वैद्याः) प्रशंसन्ति ॥

મોઢામાં કે ગળામાં વ્રણ થયો હોય તો આમળાં અને જેઠીમધનો ક્વાથ કરી તેમાં મધ નાખી કોગળા કરવા તે ઉત્તમ છે. ગેગી નામનું ધાન્ય અને જેઠીમધના પાણીથી આંખોમાં સિંચન કરવું. એને મસૂરિકાથી ખરાબ થતી આંખો ઉપર વૈદ્યો ઉત્તમ કહે છે.

टीका-गवेधुः=गवेधुका, 'गवडुया' इति लोके ॥

આંખની મસૂરિકા પર પ્રલેપ

मधुकं त्रिफला मूर्वा दार्वीत्वङ्नीलमुत्पलम्।
उशीरलोध्रमञ्जिष्ठाः प्रलेपाश्च्योतने हिताः ॥४८॥
नश्यन्त्यनेन दृग्जाता मसूर्यो न भवन्ति च।
प्रलेपं चक्षुषोर्दद्याद्बहुवारस्य वल्कलैः ॥४९॥

अन्वयः-मधुकं त्रिफला मूर्वा दार्वीत्वक् नीलम् उत्पलं उशीर-लोध्र-मञ्जिष्ठाः प्रलेप-आश्च्योतने हिताः। अनेन दृग्जाताः मसूर्यः नश्यन्ति, च न भवन्ति। बहुवारस्य वल्कलैः चक्षुषोः प्रलेपं दद्यात् ॥

જેઠીમધ, હરડે, બહેડાં, આમળાં, મોરવેલ અથવા પીલુડી, દારુહળદરની છાલ, નીલકમળ, વાળો, લોધર અને મજીઠનું આંખોની ઉપર લેપન કરવું અથવા તેના આંખોમાં ટીપાં નાખવાં, એ હિતકારી છે; તેથી આંખમાં થયેલી મસૂરિકા નાશ પામે છે અને વળી થતી પણ નથી. આંખોમાં મસૂરિકાની પીડા થતી હોય તો ગૂંદીની છાલને વાટી આંખોની ઉપર તેનો જાડો લેપ કરવો. ૪૮,૪૯

મસૂરિકાની ભીનાશ સૂકવવા માટે

पञ्चवल्कलचूर्णेन क्लेदिनीमवधूलयेत्।
भस्मना केचिदिच्छन्ति केचिद्गोमयरेणुना ॥५०॥

अन्वयः-क्लेदिनीं (मसूरिकां) पञ्चवल्कलचूर्णेन अवधूलयेत्, केचित् भस्मना, केचित् गोमयरेणुना (अवधूलनम्) इच्छन्ति ॥

મસૂરિકામાં ક્લેદ (એટલે ભીનાશ) થાય ત્યારે પંચવલ્કલનું ચૂર્ણ તેના ઉપર ભભરાવવું અથવા તેના ઉપર રાખ ભભરાવવી; કેટલાક તેના ઉપર છાણનું ચૂર્ણ ભભરાવવા ઇચ્છે છે.

રોમાન્તિકાની ચિકિત્સા

सुपवीपत्रनिर्यूहं हरिद्राचूर्णसंयुतम्।
रोमान्तीज्वरवीसर्पव्रणानां शान्तये पिबेत् ॥५१॥

अन्वयः-रोमान्ती-ज्वर-वीसर्प-व्रणानां शान्तये सुपवीपत्रनिर्यूहं हरिद्राचूर्ण-संयुतं पिबेत् ॥

રૂંવાડાં સુધી પહોંચેલી રોમાન્તિકા-ઓળી, જ્વર, વીસર્પ તથા વ્રણને શાંત કરવા કારેલીનાં પાંદડાંનો ક્વાથ કરી તેમાં હળદરનું ચૂર્ણ નાખી પીવો. ૫૧

મસૂરિકાનો અધિકાર સમાપ્ત

# अथ मसूरिकाभेदशीतलाधिकारः।

## ૬૧ : શીતલાનો અધિકાર+

### શીતલાનાં સ્વરૂપ તથા સાત ભેદ પૈકી બૃહતી નામે પહેલો ભેદ અને તેની ચિકિત્સા

देव्या शीतलयाऽऽक्रान्ता मसूर्येव हि शीतला।
ज्वरयेच्च यथाभूताधिष्ठितो विषमज्वरः॥ १॥
सा च सप्तविधा ख्याता तासां भेदान् प्रचक्ष्महे॥२॥
ज्वरपूर्वा बृहत्स्फोटैः शीतला बृहती भवेत्।
सप्ताहान्निःसरत्येव सप्ताहात्पूर्णतां व्रजेत्॥ ३॥
ततस्तृतीये सप्ताहे शुष्यति स्खलति स्वयम्।
तासां मध्ये यदा काचित् पाकं गत्वा स्फुटेत् स्रवेत्॥
तत्रावधूलनं कुर्याद्वनगोमयभस्मना।
निम्बसत्पत्रशाखाभिर्मक्षिकामपसारयेत्॥ ५॥
जलं च शीतलं दद्याज्ज्वरेऽपि न तु तत्पचेत्।
स्थापयेत्तं स्थले पूते रम्ये रहसि शीतले॥६॥
नाशुचिः संस्पृशेत्तं तु न च तस्यान्तिकं व्रजेत्।
बह्वो भिषजो नात्र भेषजं योजयन्ति हि॥
केचित्प्रयोजयन्त्येव मतं तेषामथ ब्रुवे॥ ७॥

ये शीतलेन सलिलेन विपिष्य सम्यङ्, निम्बाक्षबीजसहितां रजनीं पिबन्ति। तेषां भवन्ति न कदाचिदपीह देहे, पीडाकरा जगति शीतलिकाविकाराः॥ ८॥

मोचारसेन सहितं सितचन्दनेन, वासारसेन मधुकं मधुकेन चाथ। आदौ पिबन्ति सुमनास्वरसेन मिश्रं, ते नाप्नुवन्ति भुवि शीतलिकाविकारान्॥ ९॥

अन्वयः-शीतलया देव्या समाक्रान्ता मसूरी एव हि शीतला (कथ्यते) भूत-अधिष्ठितः च यथा विषमज्वरः (तथा) ज्वरयेत्। सा च सप्तविधा ख्याता, तासां भेदान् प्रचक्ष्महे, ज्वरपूर्वा बृहत्स्फोटैः (उपलक्षिता) शीतला बृहती भवेत्, सप्ताहात् निःसरति एव सप्ताहात् पूर्णतां व्रजेत्। ततः तृतीये सप्ताहे स्वयं शुष्यति स्खलति। तासां मध्ये काचित् यदा पाकं गत्वा स्फुटेत्, स्रवेत् (च), तत्र वन-गोमय-भस्मना अवधूलनं कुर्यात्, निम्ब-सत्पत्र-शाखाभिः मक्षिकाम् अपसारयेत्, ज्वरे च अपि शीतलं जलं दद्यात्, न तु पचेत्, तं पूते रम्ये रहसि शीतले स्थापयेत्, तं तु अशुचिः न संस्पृशेत्, तस्य च अन्तिकं न व्रजेत्। बह्वः भिषजः अत्र भेषजं न हि योजयन्ति, केचित् प्रयोजयन्ति एव, तेषां मतम् अथ ब्रुवे, ये निम्ब-अक्ष-बीजसहितां रजनीं शीतलेन सलिलेन सम्यक् विपिष्य पिबन्ति, तेषाम् देहे इह जगति पीडाकराः अपि शीतलिकाविकाराः कदाचित् न भवन्ति। अथ च (ये) आदौ मोचारसेन सहितं सितचन्दनेन वासारसेन मधुकेन(च सहितं) सुमनास्वरसेन मिश्रं मधुकं पिबन्ति, ते भुवि शीतलिकाविकारान् न आप्नुवन्ति॥

શીતલા નામની દેવીએ દબાણ કરેલી મસૂરિકા જ 'શીતલા' કહેવાય છે. ભૂતના યોગથી થયેલા વિષમજ્વર જેવો એ શીતલામાં જ્વર આવે છે. એ શીતલા સાત પ્રકારની કહેવાય છે, તે ભેદો અમે કહીએ છીએ: પ્રથમ જ્વર આવીને પછી મોટા ફોલ્લા નીકળ્યા હોય તો તે બૃહતી×-મોટી શીતલા કહેવાય છે. એ શીતલા પહેલા સાત દિવસે નીકળે છે, બીજા સાત દિવસે ભરાઈ જાય છે અને ત્રીજા સાત દિવસે પોતાની મેળે સુકાઈ જાય છે અને ખરી પડે છે. એમાં કોઈ શીતલા પાકીને ફૂટે તથા સ્રવે તો તેના ઉપર અડાયાંની રાખ ભભરાવવી અને સારાં પાંદડાંવાળી લીંબડાની ડાળીથી માખીઓ ઉડાડવી. જ્વર હોય તોપણ ટાઢું પાણી જ પાવું પણ ઊનું પાણી ન પાવું. શીતલાવાળા માણસને

+ शीतं-सर्वं शीतलचिकित्साविशेषं लाति, यद्वा देहस्थशीतगुणं लाति-आदत्ते सदाहज्वरयुक्तस्फोटानुत्पाद्येति शीतला, ला आदाने-'आतोऽनुपसर्गे कः' म्लोपे स्त्रीत्वाट्टाप्, यद्वा शीतलादेव्या आक्रान्ता मसूरी एव शीतला-જે સઘળા પ્રકારની શીતળ ચિકિત્સા કે ઉપચાર લે છે અથવા શરીર પર દાહયુક્ત ફોલ્લા-તથા જ્વર ઉપજાવી શરીરની શીતળતા લઈ લે છે, તેથી 'શીતલા' નામ ધરાવતો મસૂરિકાનો જ એક ભેદ શીતળા કહેવાય છે; અથવા જે મસૂરિકા જ શીતલાદેવીના આક્રમણવાળી થાય, તે મસૂરિકા જ શીતલા કહેવાય છે. આ પણ મસૂરિકાનો જ એક ભેદ હોવાથી તેના અધિકાર પછી આ શીતલાનો અધિકાર આરંભાયો છે.

× बर्हते-वर्धते ज्वरपूर्वैर्महद्भिः स्फोटैः इति बृह-'वर्तमाने पृषत्.'-(उणा० २-८४)इति साधुः, 'उगितश्चे'ति ङीप्-જે પ્રથમ તાવ લાવીને પછી મોટા ફોલ્લાઓ રૂપે વધે છે, તે 'બૃહતી' કહેવાતી પહેલી શીતલા.

પવિત્ર, રમણીય, એકાંત અને શીતલ સ્થાનમાં રાખવો, તેને કોઈ અપવિત્ર માણસે અડવું નહિ અને તેની પાસે જવું પણ નહિ. ઘણા વૈદ્યો શીતલાના રોગમાં ઔષધ આપતા જ નથી અને કેટલાક તો અવશ્ય આપે છે. ઔષધ આપતા એ વૈદ્યોના સિદ્ધાંતને અનુસરી હવે શીતલાની ચિકિત્સા કહું છું. જેઓ લીંબડાનાં બીજ, બહેડાંનાં બીજ અને હળદરને ટાઢા પાણીથી વાટીને પીએ, તેઓના શરીરમાં આ જગતમાંના શીતલાના વિકારો કદી થતા નથી. વળી જે લોકો પ્રથમ પૂર્વરૂપમાં તાવ આવતાં જ કેળના થંભનુ જળ કે સુખડ, અરડૂસો, જેઠીમધ અથવા ચમેલીનાં પાંદડાંના રસની સાથે મધ પીએ છે, તેઓ પૃથ્વી પરના શીતલા સંબંધી વિકારો પામતા જ નથી. ૧-૯

टीका-मोचारसेन=कदलीस्तम्भजलेन, मधुकेन चाथ= अथवा मधुना, आदौ पूर्वरूपे ज्वरागमनमात्रे, सुमनास्वरसेन=जातीपत्रस्वरसेन ॥ (અર્થ ઉપર છે.)

### શીતલામાં શીતલ જ ક્રિયા કરાય

शीतलासु क्रिया कार्या शीतला रक्षया सह ।
बध्नीयान्निम्बपत्राणि परितो भवनान्तरे ॥ १०॥
कदाचिदपि नो कार्यमुच्छिष्टस्य प्रवेशनम् ।
स्फोटेष्वपि सदाहेषु रक्षारेणूत्करो हितः ॥
तेन ते शोषमायान्ति प्रपाकं न भजन्ति च ॥११॥

अन्वयः-शीतलासु शीतला क्रिया रक्षया सह कार्या, भवन-अन्तरे परित निम्बपत्राणि बध्नीयात्, उच्छिष्टस्य प्रवेशन कदाचित् अपि नो कार्यम्, सदाहेषु अपि स्फोटेषु रक्षा-रेणु-उत्करः हितः (भवति), तेन ते शोषम् आयान्ति, प्रपाक च न भजन्ति ॥

શીતલાના રોગમાં સઘળી શીતળ ક્રિયા તથા મંત્રાદિકથી ભૂતાદિને કાઢવારૂપ રક્ષા પણ કરવી; ઘરની અંદર ચારે બાજુ લીંબડાનાં પાંદડાં બાંધવાં અને તે ઘરમાં ઉચ્છિષ્ટનો પ્રવેશ કદી પણ થવા દેવો નહિ. શીતલાના ફોલ્લા બળતરાવાળા હોય તોપણ તેમાં સૂકાં છાણાંની રાખ ભભરાવવી, એ હિતકારી થાય છે. એ રાખ ભભરાવવાથી ફોલ્લા સુકાઈ જાય છે અને પાકતા પણ નથી. ૧૦,૧૧

टीका-रक्षारेणूत्करः=शुष्कगोमयभस्मचूर्णप्रक्षेपः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### શીતળાનો તાવ મટાડનાર હિમ

चन्दनं वासको मुस्तं गुडूची द्राक्षया सह ।
एषां शीतकषायस्तु शीतलाज्वरनाशनः ॥ १२॥

अन्वय-चन्दन वासकः मुस्तं गुडूची द्राक्षया सह, एषा शीतकषायः तु शीतलाज्वरनाशनः (भवति) ॥

રતાંજલી, અરડૂસો, મોથ, ગળો અને દ્રાક્ષનુ શીતકષાય કે હિમ પાવાથી શીતલાસંબંધી જ્વરનો નાશ કરે છે. ૧૨

टीका-शीतकषायः=हिमः ॥

### શીતલા પરના દૈવી ઉપચારો

जपहोमोपहारैश्च दानस्वस्त्ययनार्चनैः ।
विप्रगोशम्भुगौरीणां पूजनैस्तां शमं नयेत् ॥ १३॥
स्तोत्रं च शीतलादेव्याः पठेच्छीतलिकाऽन्तिके ।
ब्राह्मणः श्रद्धया युक्तस्तेन शाम्यन्ति शीतलाः ॥१४॥

अन्वयः-जप-होम-उपचारैः दान-स्वस्त्यय-अर्चनै च विप्र-गो-शम्भु-गौरीणां पूजनैः ता शम नयेत्। शीतलादेव्याः च स्तोत्र शीतला-अन्तिके ब्राह्मण. श्रद्धया युक्तः पठेत्, तेन शीतलाः शाम्यन्ति ॥

જપ, હોમ, બલિપ્રદાન, દાન, સ્વસ્તિવાચન તથા પૂજનથી અને બ્રાહ્મણ, ગાય, સદાશિવ તથા ગૌરી-જગદંબાનાં અર્ચનથી શીતલાને શાંત કરવી; તેમ જ જે માણસને શીતલા નીકળી હોય તેની પાસે બ્રાહ્મણે શ્રદ્ધા રાખી નીચે લખેલા શીતલાના સ્તોત્રનો પાઠ કરવો, તેથી શીતલા શાંત થાય છે. ૧૩,૧૪

### ઋષિ-છંદ-દેવતા-વિનિયોગ સહિત શીતલાષ્ટક-સ્તોત્ર

अस्य श्रीशीतलास्तोत्रस्य महादेव ऋषिः । अनुष्टुप् छन्दः । शीतला देवता । शीतलोपद्रवशान्त्यर्थे जपे विनियोग ॥ 'આ શ્રી શીતલાસ્તોત્રના દ્રષ્ટા-ઋષિ સદાશિવ છે, અનુષ્ટુપ છંદ છે અને શીતલા દેવતા છે. શીતલાના ઉપદ્રવની શાંતિ માટે હુ આ સ્તોત્રનો પાઠરૂપ જપમાં ઉપયોગ કરું છું.'

स्कन्द उवाच-
भगवन्देवदेवेश शीतलायाः स्तवं शुभम् ।
वक्तुमर्हस्यशेषेण विस्फोटकभयापहम् ॥ १५॥
ईश्वर उवाच-
वन्देऽहं शीतलां देवीं रासभस्थां दिगम्बराम् ।
यामासाद्य निवर्तेत विस्फोटकभयं महत् ॥१६॥

शीतले शीतले चेति यो ब्रूयाद्दाहपीडितः।
विस्फोटकभयं घोरं क्षिप्रं तस्य प्रणश्यति ॥१७॥
यस्त्वामुदकमध्ये तु ध्यात्वा सम्पूजयेन्नरः।
विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ १८ ॥
शीतले ज्वरदग्धस्य पूतिगन्धगतस्य च।
प्रणष्टचक्षुषः पुंसस्त्वामाहुर्जीवितौषधम् ॥ १९ ॥
नमामि शीतलां देवीं रासभस्थां दिगम्बराम्।
मार्जनीकलशोपेतां शूर्पालङ्कृतमस्तकाम् ॥२०॥
शीतले! तनुजान् रोगान्नृणां हरसि दुस्तरान्।
विस्फोटकविशीर्णानां त्वमेकाऽमृतवर्षिणी ॥२१॥
गलगण्डग्रहा रोगा ये चान्ये दारुणा नृणाम्।
त्वदनुध्यानमात्रेण शीतले! यान्ति ते क्षयम् ॥२२॥
न मन्त्रो नौषधं किञ्चित्पापरोगस्य विद्यते।
त्वमेका शीतले! धात्री नान्यां पश्यामि देवताम् ॥
मृणालतन्तुसदृशीं नाभिहृन्मध्यसंस्थिताम्।
यस्त्वां सञ्चिन्तयेद्देवि! तस्य मृत्युर्न जायते ॥२४॥
अष्टकं शीतलादेव्या यः पठेन्मानवः सदा।
विस्फोटकभयं घोरं कुले तस्य न जायते ॥ २५ ॥
श्रोतव्यं पठितव्यं च नरैर्भक्तिसमन्वितैः।
उपसर्गविनाशाय परं स्वस्त्ययनं महत् ॥ २६ ॥
शीतलाष्टकमेतद्धि न देयं यस्य कस्यचित्।
किं तु तस्मै प्रदातव्यं भक्तिश्रद्धान्वितो हि यः ॥२७

अन्वयः-स्कन्दः उवाच-'हे भगवन्! हे देव-देव-ईश। विस्फोटक-भय-अपहं शीतलायाः शुभं स्तवम् अशेषेण वक्तुम् अर्हसि ॥

ईश्वरः उवाच-रासभस्थां दिग्-अम्बरां शीतलां देवीम् अहं वन्दे, याम् आसाद्य महत् विस्फोटकभयं निवर्तेत। दाहपीडितः यः 'शीतले! शीतले!' इति च ब्रूयात् तस्य घोरं विस्फोटकभयं क्षिप्रं प्रणश्यति। यः तु नरः त्वाम् उदकमध्ये ध्यात्वा सम्पूजयेत् तस्य कुले घोरं विस्फोटकभयं न जायते। हे शीतले! ज्वर-दग्धस्य च पूतिगन्धगतस्य प्रणष्टचक्षुषः पुंसः जीवित-औषधं (विद्वांसः) त्वाम् आहुः। रासभस्थां दिग्-अम्बरां मार्जनी-कलश-उपेतां शूर्प-अलङ्कृत-मस्तकां शीतलां देवीं नमामि। हे शीतले! नृणां तनुजान् दुस्तरान् रोगान् (त्वं) हरसि, विस्फोटक-विशीर्णानाम् अमृतवर्षिणी त्वम् एका (असि)। हे शीतले! गलगण्डग्रहाः, ये च अन्ये नृणां दारुणाः रोगाः ते त्वद्-अनुध्यानमात्रेण क्षयं यान्ति। पाप-रोगस्य किञ्चित् औषधं न, मन्त्रः न, हे शीतले। त्वम् एका धात्री (असि), अन्यां देवतां न पश्यामि, हे देवि! मृणालतन्तुसदृशीं नाभिहृन्मध्यसंस्थितां त्वां यः सञ्चिन्तयेत्, तस्य मृत्युः न जायते। यः मानवः शीतला-देव्याः अष्टक सदा पठेत्, तस्य कुले घोरं विस्फोटकभयं न जायते। उपसर्गविनाशाय परं महत् स्वस्ति-अयनं (इदं स्तोत्रं) नरैः भक्तिसमन्वितैः पठितव्यं च श्रोतव्यं, एतत् शीतला-अष्टकं यस्य कस्यचित् न हि देयं, किंतु यः भक्तिश्रद्धा-अन्वितः (स्यात्), तस्मै हि प्रदातव्यम् ॥

કાર્તિકેય સ્વામીએ સદાશિવને પૂછ્યું: હે ભગવન્! હે દેવોના દેવ ઈશ્વર! વિસ્ફોટકનો ભય મટાડનારું શીતલાનું ઉત્તમ સ્તોત્ર સંપૂર્ણ રીતે કહેવા આપ યોગ્ય છો.

સદાશિવ બોલ્યા: 'ગધેડાની ઉપર બેઠેલાં નગ્ન શીતલાદેવીને હું પ્રણામ કરું છું; જેને શરણે જવાથી વિસ્ફોટકનો મોટો ત્રાસ મટી જાય છે. (એ પ્રમાણે પ્રથમ શીતલાનું ધ્યાન કરવું અને પછી સ્તુતિ કરવી કે-) બળતરાથી પીડાયેલો જે માણસ 'હે શીતલા! હે શીતલા' એમ બોલે છે તેના ભયંકર ફોલ્લાનો ભય તરત નાશ પામે છે. હે શીતલા! જે માણસ જળમાં તમારું ધ્યાન કરી પૂજન કરે, તેના કુલમાં ભયાનક વિસ્ફોટકનો ભય ઉત્પન્ન થતો જ નથી. હે શીતલા! જ્વરથી બળી રહેલ, દુર્ગંધથી યુક્ત અને જેની આંખો નાશ પામી હોય એવા માણસના જીવનનું ઉત્તમ ઔષધ તમે જ છો, એમ વિદ્વાનો કહે છે. ગધેડાની ઉપર બેઠેલાં, નગ્ન સ્વરૂપવાળાં, રોગોને સાફ કરતી સાવરણી તથા કળશ ધારણ કરતાં અને સૂપડાંથી સુશોભિત મસ્તકવાળાં શીતલાદેવીને હું નમું છું. હે શીતલા! માણસોના શરીરમાં ઉત્પન્ન થયેલા દુઃસાધ્ય રોગોને તમે મટાડો છો. વિસ્ફોટકોથી વીંખાઈ ગયેલા માણસોની ઉપર અમૃતનો વરસાદ કરનારાં તો તમે એક જ છો. હે શીતલા! માણસોનાં શરીરોમાં ગડગૂમડ તથા બીજા પણ જે જે દારુણ રોગો ઉત્પન્ન થાય છે, તે કેવળ તમારું ધ્યાન કરવાથી નાશ પામે છે. આ દુષ્ટ રોગનું બીજું કાંઈ પણ ઔષધ કે મંત્રાદિ નથી. હે શીતલા! આ રોગોમાંથી બચાવનારાં

તમે એક જ છો; તમારા વિના આ રોગમાંથી બચાવનાર બીજો કોઈ પણ હું દેખતો નથી. હે દેવિ ! કમળના નાળની અંદરના તાંતણા જેવાં અને નાભિ તથા હૃદયના મધ્યમાં રહેલાં તમારું જે માણસ હૃદયમાં ચિંતન કરે, તેનું (શીતલાથી) મરણ થતું નથી. જે માણસ શીતલાદેવીના આ આઠ શ્લોકોનો સર્વકાળ પાઠ કરે છે, તેના કુળમાં વિસ્ફોટકોનો ભયાનક ભય ઉત્પન્ન થતો નથી; શીતલાનો ઉપદ્રવ નાશ કરવા શીતલાના આ ઉત્તમ અને મહાકલ્યાણકારી સ્તોત્રનો માણસોએ ભક્તિયુક્ત થઈ પાઠ કરવો અને સ્તોત્ર-પાઠનું શ્રવણ પણ કરવું. આ શીતલાષ્ટક નામનું સ્તોત્ર ગમે તેવા માણસને ન આપવું, પણ જે ભક્તિ તથા શ્રદ્ધાથી યુક્ત હોય તેને જ આપવું. ૧૫-૨૭

टीका-इति काशीखण्डे शीतलाष्टकस्तोत्रं सम्पूर्णम् ॥

**શીતલાનો બીજો ભેદ 'કોદ્રવા'+**

वातश्लेष्मसमुद्भूता कोद्रवा कोद्रवाकृतिः ।
तां कश्चित्प्राह पक्केति सा तु पाकं न गच्छति ॥२८
जलशूकवदङ्गानि सा विध्यति विशेषतः ।
सप्ताहाद्वा दशाहाद्वा शान्तिं याति विनौषधम् ॥२९
यदि वा भेषजं दद्यात् खदिराष्टकनिर्मितम् ।
कषायं हि तदा दद्यात् कोद्रवायाः प्रशान्तये ॥३०

अन्वयः-वातश्लेष्मभवा कोद्रव-आकृतिः 'कोद्रवा' (कथ्यते), तां कश्चित् 'पक्का' इति आह, (किंतु) सा तु पाकं न गच्छति, सा जल-शूकवत् विशेषतः अङ्गानि विध्यति, सप्ताहात् वा दशाहात् वा औषधं विना शान्तिं याति, यदि वा कोद्रवायाः प्रशान्तये भेषजं दद्यात् तदा खदिर-अष्टकनिर्मितं कषायं हि दद्यात् ॥

વાયુ તથા કફથી ઉત્પન્ન થતી, કોદરા જેવા આકારવાળી શીતલા 'કોદ્રવા' કહેવાય છે. કોઈ (અજાણ) માણસ આ શીતલાને પાકેલી કહે છે, પણ ખરું જોતાં આ શીતલા પાકતી જ નથી. આ શીતલા પાણીના 'શૂક' નામના કીડાની જેમ વધારે પ્રમાણમાં અંગોને વીંધી નાખે છે અને સાત અથવા દશ દિવસે ઔષધ વિના જ શાંત થઈ જાય છે. જો આ કોદ્રવાને શાંત કરવા ઔષધ આપવું હોય, તો ખદિરાષ્ટકથી બનાવેલો કવાથ આપવો. ૨૮-૩૦

टीका-कोद्रवा='कोदवा' इति लोके ॥ (અર્થ ભાષાંતરમાં છે.)

**શીતલાનો ત્રીજો ભેદ 'પાણિસહા'÷**

ऊष्मणा तूष्मजारूपा सकण्डूः स्पर्शनप्रिया ।
नाम्ना पाणिसहा ख्याता सप्ताहाच्छुष्यति स्वयम् ॥

अन्वयः-ऊष्मणा तु ऊष्मजारूपा सकण्डूः स्पर्शनप्रिया 'पाणिसहा' नाम्ना ख्याता सप्ताहात् स्वयं शुष्यति ॥

ગરમીને લીધે રાઈ જેવા આકારવાળી, ચળવાળી અને જેના ઉપર હાથ વગેરેનો સ્પર્શ ગમે છે, એ શીતલા 'પાણિસહા' કહેવાય છે, અને તે સાત દિવસે પોતાની મેળે સુકાઈ જાય છે. ૩૧

टीका-ऊष्मजारूपा=यदूष्मजा राजिकाकृतिः, 'अंभोरी' इति लोके वदन्ति, तद्रूपा. पाणिसहा='पानिसहा' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

**શીતલાનો ચોથો ભેદ 'સર્પપિકા'×**

चतुर्थी सर्षपाकारा पीतसर्षपवर्णिनी ।
नाम्ना सर्षपिका ज्ञेयाऽभ्यङ्गमत्र विवर्जयेत् ॥३२॥

अन्वयः-चतुर्थी सर्षप-आकारा पीतसर्षपवर्णिनी 'सर्षपिका' नाम्ना ज्ञेया, अत्र अभ्यङ्गं विवर्जयेत् ॥

ચોથી શીતલા સરસવ જેવા આકારવાળી અને પીળા સરસવ જેવા વર્ણવાળી થાય છે, તે 'સર્પપિકા' નામે જાણવી. આ શીતલામાં માલિશ ત્યજવું જોઈએ. ૩૨

---

+ कोद्रवः इवेति कोद्रवा, इवार्थे कन्, तस्य च देवपथादित्वात् लुप्-જાણે કોદરા હોય, એવી આકૃતિવાળી જે શીતલા વાયુ તથા કફથી થાય છે, તે કોદ્રવા કહેવાતી બીજી શીતલા.

÷ सहते इति सहा-षह मर्षणे-पचाद्यच्, पाणेः स्पर्शस्य सहा-सकण्डूरिति स्पर्शप्रिया-'પાણિસહા'-જે શીતળા ચેળવાળી હોવાથી હાથનો સ્પર્શ સહન કરે-પસંદ કરે, એ 'પાણિસહા' કહેવાતી ત્રીજી શીતલા.

× सर्षपः इव आकृत्या पीतवर्णेन चेति सर्षपिका-इवार्थे कन्, टाप्, अत इत्वं च-જે શીતલા પીળા સરસવ જેવા આકારની તથા પીળા રંગની થાય છે, તે 'સર્પપિકા' કહેવાતી ચોથી શીતલા.

**શીતલાનો પાંચમો ભેદ 'દુ:ખકોદ્રવા'***

**किञ्चिदुष्मनिमित्तेन जायते राजिकाकृतिः।**
**एषा भवति बालानां मुखे शुष्यति च स्वयम्॥३३॥**

अन्वयः-किंचित् ऊष्मनिमित्तेन राजिका-आकृतिः जायते, एषा बालानां मुखे भवति, स्वयं च शुष्यति॥

કાંઈક ગરમીરૂપ કારણથી રાઈ જેવા આકારવાળી જે શીતલા બાળકોના મોઢા ઉપર થાય છે, તે 'દુ:ખકોદ્રવા' કહેવાય છે અને એ પોતાની મેળે સુકાઈ જાય છે. ૩૩

टीका-एषा='दुःखकोद्रवा' इति लोके ख्याता॥

**શીતલાનો છઠ્ઠો ભેદ 'લોહિતોન્નતમંડલા'÷**

**कोठवज्जायते षष्ठी लोहितोन्नतमण्डला।**
**ज्वरपूर्वा व्यथायुक्ता ज्वरस्तिष्ठेद्दिनत्रयम्॥३४॥**

अन्वयः-ज्वरपूर्वा षष्ठी कोठवत् 'लोहितोन्नतमण्डला' व्यथायुक्ता जायते, (तत्र) दिनत्रयं ज्वरः तिष्ठेत्॥

પ્રથમ જ્વર આવીને કોઠરોગ-ધામઠાં જેવી જે શીતલા રાતા તથા ઊંચાં ચકરડાંવાળી અને વ્યથાથી યુક્ત થાય છે (તે શીતલા મગધ દેશમાં 'દામ' એ નામે પ્રસિદ્ધ છે), તેનો જ્વર ત્રણ દિવસ સુધી રહે છે. ૩૪

टीका-एषा मगधदेशे 'दाम' इति प्रसिद्धा॥ (અર્થ ભાષાંતરમાં છે.)

**स्फोटानां मेलनादेषा बहुस्फोटाऽपि दृश्यते॥३५॥**

अन्वयः-स्फोटानां मेलनात् एषा बहुस्फोटा अपि दृश्यते॥

ફોલ્લાઓના મળવાથી આ શીતલા ઘણા ફોલ્લાવાળી પણ જોવામાં આવે છે. ૩૫

**શીતલાનો સાતમો ભેદ ચર્મજા+**

**एकस्फोटे च कृष्णा च बोद्धव्या चर्मजाभिधा॥३६॥**

अन्वयः-एकस्फोटे च कृष्णा चर्मजा-अभिधा च बोद्धव्या॥

એક ફોલ્લામાં જે શીતલા કાળી હોય છે, તે 'ચર્મજા', કહેવાય છે. ૩૬

टीका-चर्मजाभिधा='चमरगोटी' इति लोके॥

**સાતે શીતલાની સામાન્ય ચિકિત્સા**

**एताः सप्तापि बोद्धव्याः शीतलादेव्यधिष्ठिताः।**
**शीतलोचितमाचारमासु सर्वासु वा चरेत्॥३७॥**

अन्वयः-एताः सप्त अपि शीतला-देवी-अधिष्ठिताः बोद्धव्याः, आसु सर्वासु वा शीतल(ला)उचितम् आचारं चरेत्॥

આ સાતે પ્રકારની શીતલાઓ શીતલાદેવીના આશ્રય કે સંબંધવાળી જાણવી; (એટલે તેમાં કેવળ લંઘનરૂપ જ ચિકિત્સા ખાસ જરૂરી છે;) અથવા આ સર્વ શીતલામાં પહેલી શીતલા પર કહેલી શીતલ ક્રિયાઓ જ કરવી જોઈએ. ૩૭

टीका-एतासां साध्यत्वादिकमाह-

**સાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય શીતલાઓ**

**काश्चिद्विनापि यत्नेन सुखं सिद्ध्यन्ति शीतलाः।**
**दृष्टाः कष्टतराः काश्चित् काश्चित् सिध्यन्ति वा न वा।**
**काश्चिन्नैव तु सिद्ध्यन्ति यत्नतोऽपि चिकित्सिताः**

अन्वयः-काश्चित् शीतलाः यत्नेन विना अपि सुखं सिद्ध्यन्ति, काश्चित् कष्टतराः दृष्टाः, काश्चित् सिद्ध्यन्ति वा न वा, काश्चित् तु यत्नतः चिकित्सिताः अपि न एव सिद्ध्यन्ति॥

કેટલીક શીતલા ચિકિત્સા કર્યા વિના પણ સુખેથી મટી જાય છે, કેટલીક અત્યંત કષ્ટસાધ્ય દેખાય છે, કેટલીક કદાચ મટે છે કે નથી પણ મટતી; અને કેટલીક શીતલા તો ઘણા ઘણા યત્નોથી ચિકિત્સા કર્યા છતાં પણ મટતી જ નથી. ૩૮

**શીતલાનો અધિકાર સમાપ્ત**

---

* दुःखजनका कोद्रवः इवेति दुःखकोद्रवा-જે બાળકોના મોઢા પર દુઃખ કરનારી થાય છે અને કોદરા જેવી હોય છે, તેથી 'દુઃખકોદ્રવા' કહેવાતી પાંચમી શીતલા.

÷ लोहितानि उन्नतानि मण्डलानि यस्यां कोठवत्-જે શીતલા કોઠ નામના રોગની પેઠે રાતાં અને ઊંચાં ચકરડાંવાળી થાય છે, તે 'લોહિતમંડલા' કહેવાતી છઠ્ઠી શીતલા.

+ चर्मणि जाता-चर्मजा-'सप्तम्यां जनेर्डः'-કાળા રંગની જે શીતલા ચામડી પર થાય છે, તે 'ચર્મજા' કહેવાતી સાતમી શીતલા.

# अथ क्षुद्ररोगाधिकारः।

## ૬૨ : ક્ષુદ્ર રોગનો અધિકાર×

तत्र पलितस्य निदानपूर्वकं लक्षणमाह-

### (૧) પલિત(વાળ ધોળા થવાના)રોગનું નિદાન તથા લક્ષણ

**क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः।**
**पित्तं च केशान् पचति पलितं तेन जायते ॥१॥**

अन्वयः-क्रोध-शोक-श्रमकृतः शरीर-उष्मा (कुपितवायुना) शिरोगतः (सन्) पित्त च (कुपित शिरोगतं सत्) केशान् पचति, तेन पलित जायते ॥

ક્રોધ, શોક તથા પરિશ્રમે કરેલી શરીરની ગરમી (કોપેલા વાયુથી) માથામાં જાય છે અને ત્યાં કોપેલું પિત્ત પણ તેને મળે છે; (પછી એ વાયુ તથા પિત્તે કોપાવેલો કફ પણ તેમની સાથે મળે છે; એમ મળેલા) તે ત્રણે દોષો માથાના વાળને પકવી (ધોળા કરી) નાખે છે, તેથી એ પલિત (કે પળિયાં)નો રોગ થયો ગણાય છે. ૧

૧. फलति-निष्पद्यते शौक्ल्य केशानामस्मिन् रोगे दोषत्रयकोपादिति पलित, फलनिष्पत्तौ-लोष्टपलितौ (उ. ३-२) इति साधु.-જેમાં ત્રણે દોષના પ્રકોપથી માથાના વાળની ધોળાશ થાય છે, તે પલિત કે પળિયાંનો રોગ.

टीका-शरीरोष्मा=देहाग्निः, पित्तं च=भ्राजकाख्यं, तच्च शिरोगतं क्रोधात्कुपित पित्तं पचति। शोकेन श्रमेण च कुपितो वायुः शरीरोष्माणं शिरो नयति। 'एकः प्रकुपितो दोष इतरानपि कोपये'दिति वचनाद्वातपित्ताभ्यां श्लेष्मा च कोपितः, स एव केशाना शौक्ल्यं करोति। एवं त्रयोऽपि दोषाः पलितस्य हेतवः। पलित=केशस्य शुक्लता॥ ક્રોધ, શોક તથા શ્રમથી કોપેલો વાયુ શરીરની ગરમીને માથામાં લઈ જાય છે અને માથામાં રહેલું ભ્રાજક નામનું પિત્ત પણ ક્રોધથી કોપે છે; તેમ જ 'કોપેલો એક દોષ બીજા દોષોને પણ કોપાવે છે' એ વચન પ્રમાણે ઉપર કોપેલાં જણાવેલ વાયુ અને પિત્ત કફને પણ કોપાવે છે, અને એમ કોપેલો કફ વાળને ધોળા કરે છે, આ રીતે ત્રણે દોષો વાળ ધોળા થવામા નિદાનભૂત થાય છે.

× क्षुन्दन्ति-सम्पिषन्ति-अल्पान् कुर्वन्ति हेतु-लक्षण चिकित्सित-अवान्तर-भेदादीन् ज्वरादिरोगापेक्षयेति क्षुद्राः, क्षुदिर् सम्पेषणे-'स्फायि-तञ्चि०'-(उणा०-१३) इति रक्, क्षुद्राश्च त रोगाः-क्षुद्ररोगाः, यद्वा क्षुद्रत्वम्-अल्पत्वमस्ति एषामन्य-महारोगापेक्षयेति क्षुद्राः, अल्पत्ववाचिक्षुद्रशब्दादर्शआद्यच्, ते च ते रोगाः क्षुद्ररोगाः, यद्वा क्षुद्रत्व-तिरस्कारार्हत्वमस्ति एषां-वल्मीक-अग्निरोहिणी-प्रभृति-रोगाणामिति क्षुद्राः, ते च ते रोगाः क्षुद्ररोगाः, तेषामधिकार-જે રોગોનાં નિદાન, લક્ષણ, ચિકિત્સા તથા પેટા ભેદો વગેરે, બીજા-પૂર્વોક્ત જ્વરાદિ રોગો કરતાં ઓછાં હોય છે, એવા રોગો ક્ષુદ્રરોગો કહેવાય છે; અથવા જે રોગો બીજા મોટા રોગો કરતાં નાના કે ઓછા ભયંકર હોય છે, તે ક્ષુદ્રરોગો, અથવા વલ્મીક-શંકુ તથા અગ્નિરોહિણી વગેરે જે ભયંકર રોગો તિરસ્કારને પાત્ર છે, તેવા ક્ષુદ્રરોગોનો પણ આ અધિકાર, ઉપર બતાવેલા મોટા રોગોના અધિકાર પછી કહેવાનો બાકી રહેલો હોવાથી હવે તેઓનો આ અધિકાર શરૂ કરે છે.

### પલિતની ચિકિત્સા : લેપરૂપે

**लोहचूर्णस्य कर्षं तु दशार्धं चूतमज्जतः।**
**धात्रीपलद्वयं पथ्ये द्वे तथैकं विभीतकम् ॥२॥**
**पिष्ट्वा लोहमये भाण्डे स्थापयेन्निशि वासयेत्।**
**लेपोऽयमचिराद्धन्ति पलितं नात्र संशयः॥३॥**

अन्वयः-लोहचूर्णस्य तु कर्षं, चूतमज्जतः दशार्धं, धात्री-पलद्वय द्वे पथ्ये तथा एकं विभीतक लोहमये भाण्डे पिष्ट्वा निशि स्थापयेत् वासयेत्, अय लेपः अचिरात् पलित हन्ति, अत्र संशयः न॥

લોઢાનું ચૂર્ણ એક તોલો, આંબાનો ગર્ભ પાંચ તોલા, આમળાં બે તોલા; હરડે બે તોલા અને બહેડાં એક તોલો વાટી લોઢાના વાસણમાં રાતવાસી રાખી મૂકવાં; પછી તેનો કરેલો લેપ તરત જ પલિતનો નાશ કરે છે-કેશ કાળા કરે છે, એમાં સંશય નથી. ૨,૩

टीका-दशार्ध=पञ्चकर्षाणि॥ (અર્થ ઉપર છે.)

### સીવણ આદિનું તેલ અને ત્રિફલા આદિનો લેપ

**काश्मर्या मूलमार्द्रो सहचरकुसुमं केतकस्यापि मूलं, लौहं चूर्णं सभृङ्गं त्रिफलपलयुतं तैलमेभिः पचेद्यः। कृत्वा लौहस्य भाण्डे क्षितितलनिहितं स्थापयेन्मासमेकं, केशाः काशप्रकाशा अपि मधुपनिभा अस्य योगाद्भवन्ति ॥४॥**
**त्रिफला नीलिकापत्रं भृङ्गराजोऽयसो रजः।**
**मविमूत्रेण सम्पिष्टं लेपात् कृष्णीकरं परम् ॥५॥**

अन्वयः–आदौ काश्मर्याः मूलं (ततः) सहचर-कुसुमं, केतकस्य अपि मूलं लौहं चूर्णं समृङ्ग त्रिफल-पलयुतम्, एभिः यः तैलं पचेत्, (सः तत्) लौहस्य भाण्डे कृत्वा क्षितितलनिहितम् एक मासं स्थापयेत्, अस्य योगात् काशप्रकाशाः अपि केशाः मधुपनिभाः भवन्ति। त्रिफला नीलिकापत्रं भृङ्गराजः अयसः रजः अविमूत्रेण संपिष्ट (कृत्वा) लेपात् पर कृष्णीकर भवति॥

પહેલાં સીવણનાં મૂળ, પછી કાંટા અશેળિયાનાં ફૂલ, કેતકીનાં મૂળિયાં, લોઢાનું ચૂર્ણ, ભાંગરો અને ચાર તોલા ત્રિફલાનો કલ્ક, એટલાંથી જે તેલ પકાવે; તેણે એ તેલને લોઢાના વાસણમાં ભરી જમીનમાં દાટીને એક મહિના સુધી રાખી મેલવું. આ તેલ લગાડવાથી ધોળા વાળ પણ ભમરા જેવા કાળા થઈ જાય છે; તેમ જ હરડે, બહેડાં, આમળાં; ગળીનાં પાંદડાં, ભાંગરો અને લોઢાના ચૂર્ણને ગાડરના મૂત્રમાં વાટી તેનો લેપ કરવાથી ધોળા વાળ પણ અત્યંત કાળા કરે છે. ૪,૫

### (૨) ઇંદ્રલુપ્ત-(ઉંદરી)નું નિદાન તથા લક્ષણ

रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम्।
प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः॥६॥
रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसम्भवः।
तदिन्द्रलुप्तं खालित्यं रु(ज्ये)ह्येति च विभावयेत्॥

अन्वयः–रोम-कूप-अनुगं पित्तं वायुना सह संमूर्च्छितं (सत्) रोमाणि प्रच्यावयति, ततः सशोणितः श्लेष्मा रोमकूपान् रुणद्धि, ततः तु अन्येषाम् असम्भवः (स्यात्), तत् इन्द्रलुप्तं खालित्यं रुह्या (रुज्या) इति च (नामभिः) विभावयेत्॥

રૂંવાડાંના ખાડાને અનુસરતું પિત્ત વાયુની સાથે મળી કોપીને રૂંવાડાંને ખેરી નાખે છે; પછી લોહી સાથે મળેલો કફ રૂંવાડાંના ખાડાને રોકી દે છે, જેથી બીજાં રૂંવાડાં ઉત્પન્ન થતાં નથી; આ રોગને ઇંદ્રલુપ્ત, ખાલિત્ય+ અને રુહ્યા* કે રુજ્યા એ નામે જાણવો. ૬,૭

૨. इन्द्रेण–पित्तमिश्रवातेन लुप्यते स्म केशसमूहो यस्मिन्, यद्वा इन्द्र–इन्द्रवर्णो नीलः केशसमुदायो लुप्तो यस्मिन् दोषत्रयेण सशोणितेनेति–इन्द्रलुप्तम्–શરીરમાં સૌથી બળવાન હોવાને લીધે ઈંદ્ર જેવા વાયુએ પિત્ત સાથે મળીને જેમાં વાળ ઉડાડી દીધા હોય છે; અથવા ઇંદ્ર જેવા કાળા વાળને જે રોગમાં લોહી સાથે મળેલા ત્રણે દોષોએ ઉડાડી દીધા હોય છે, તે રોગ 'ઇંદ્રલુપ્ત' ઉંદરી–કહેવાય છે.

### ઇંદ્રલુપ્તની ચિકિત્સા

तिक्तपटोलीपत्रस्वरसैर्घृष्ट्वा शमं याति।
चिरकालजापि रु(ज्या)ह्या, नियतं दिवसत्रयेणापि॥८॥
गोक्षुरस्तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी।
शिरः प्रलेपितं तेन केशैः समुपचीयते॥९॥
हस्तिदन्तमषीं कृत्वा छागीदुग्धं रसाञ्जनम्।
लोमान्येतेन जायन्ते लेपात् पाणितलेष्वपि॥१०॥
यष्टीन्दीवरमृद्वीकातैलाज्यक्षीरलेपनैः।
इन्द्रलुप्तं शमं याति केशाः स्युश्च घना दृढाः॥११॥
जातीकरञ्जवरुणकरवीराग्निपाचितम्।
तैलमभ्यञ्जनाद्धन्यादिन्द्रलुप्तं न संशयः॥१२॥

अन्वयः–तिक्त-पटोली-पत्र-स्वरसैः घृष्ट्वा चिरकालजा अपि रुह्या (रुज्या), दिवसत्रयेण अपि नियतं शमं याति। गोक्षुरः तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी, तेन प्रलेपितं शिरः केशैः समुपचीयते। हस्ति-दन्त-मषीं कृत्वा छागीदुग्धं रसाञ्जनम्–एतेन लेपात् पाणितलेषु अपि लोमानि जायन्ते। यष्टी-इन्दीवर-मृद्वीका-तैल आज्य-क्षीरलेपनैः इन्द्रलुप्तं शमं याति, केशाः च घनाः दृढाः स्युः। जाती-करञ्ज-वरुण-करवीर-अग्नि-पाचितं तैलम् अभ्यञ्जनात् इन्द्रलुप्तं हन्यात्, न संशयः॥

કડવાં પરવળનાં પાંદડાંનો સ્વરસ કાઢી તેથી ઘસવામાં આવે તો લાંબા કાળથી થયેલું ઇંદ્રલુપ્ત પણ ત્રણ દિવસમાં અવશ્ય મટે છે. ગોખરુ, તલનાં ફૂલ અને સરખા વજને ઘી તથા મધનો માથા પર લેપ કરવાથી માથું વાળથી ભરપૂર થાય છે. હાથીના દાંતની ભસ્મ, ગાડરનું દૂધ અને રસવંતીનો લેપ

+ स्खलन्ति केशा अस्माद् रोगादिति खलतिः–खलतेर्भावः खालित्यम्–स्खल संचलने–बाहुलकाद् अति, पृषोदरादित्व–જે રોગથી વાળ ખરી પડે છે, તે રોગ ખાલિત્ય કે ટાલનો રોગ કહેવાય છે

* रोहण रोमकूपानुग-पित्ते वातस्य, रुजा वा रोम्णामस्यामिति रुह्या वा रुज्या–रुह बीजजन्मनि, रुजो भङ्गे चेत्यस्मात् 'कृत्यल्युटो बहुल' मिति भावे क्रियां, सञ्ज्ञायाँ क्यप्–જે રોગમાં રુવાટાંનાં છિદ્રોમાં રહેલા પિત્તમાં વાયુ પ્રસરે છે અને રુવાટાં ખેરી નાખે છે, તે રોગ રુહ્યા કે રુજ્યા કે ટાલ; એમ એક જ અર્થ ત્રણે નામે કહેવાય છે.

કરવાથી હાથના તળામાં પણ રૂંવાડા ઉત્પન્ન થાય છે. જેઠીમધ, કાળું કમળ, દ્રાક્ષ, તેલ, ઘી અને દૂધનું લેપન કરવાથી ઇંદ્રલુપ્ત મટી જાય છે અને કેશ ઘાટા તથા મજબૂત થાય છે. ચમેલી, કરંજ, વાયવરણાં, કણેર અને ચિત્રકના કલ્કથી પકાવેલુ તેલ માલિશ કરવાથી ઇંદ્રલુપ્ત નાશ પામે છે, એમાં સંશય નથી.

### સ્નુહીદુગ્ધાદિતૈલ+

स्नुहीपयः पयोऽर्कस्य लाङ्गली मार्कवो विषम्।
अजामूत्रं सगोमूत्रं रक्तिका सेन्द्रवारुणी ॥ १३ ॥
सिद्धार्थकस्तीक्ष्णगन्धा सम्यगेभिर्विपाचितम्।
तैलं भवति नियमात्खालित्यव्याधिनाशनम् ॥१४॥

अन्वय.-स्नुहीपयः, अर्कस्य पयः, लाङ्गली मार्कवः विषम् अजामूत्र सगोमूत्र रक्तिका स-इन्द्र-वारुणी सिद्धार्थकः तीक्ष्णगन्धा, एभिः सम्यग् विपाचितं तैल नियमात् खालित्य-व्याधिनाशनम् (भवति)॥

થોરનુ તથા આકડાનુ છીર, કલગારી, ભાંગરો, વછનાગ, બકરીનુ તથા ગાયનું મૂત્ર, ચણોઠી, ઇંદ્રવરણાં, સરસવ અને ધોળી વજના કલ્કથી પકાવેલુ તેલ (માલિશ કરવાથી) ટાલિયાપણાનો વ્યાધિ અવશ્ય મટાડે છે.

अथ दारुणकस्य सनिदान लक्षणमाह-

### (૩) દારુણકનું નિદાન તથા લક્ષણ

दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रजायते।
मारुतश्लेष्मकोपेन विद्याद्दारुणकं तु तत् ॥ १५ ॥

अन्वयः-मारुतश्लेष्मकोपेन केशभूमिः दारुणा कण्डुरा रूक्षा प्रजायते, तत् तु दारुणकं विद्यात्॥

વાયુ અને કફના પ્રકોપથી વાળની જગ્યા ખરસટ, ચળવાળી અને રૂક્ષ થઈ જાય, એ 'દારુણક' જાણવું. ૧૫

૩. दीर्यते-कर्कशा कण्डुरा रूक्षा च भवति केशभूमिर्मारुतश्लेष्मकोपाद् यस्मिंस्तद् दारुण, ततः स्वार्थे कन्, दॄ विदारणे-'कृदारिभ्य उनन्' (उणा. ३-५३) જેમાં વાયુ તથા કફના કોપથી વાળની જગ્યા ખરસટ, ચળવાળી તથા રૂક્ષ થઈ જાય છે, તે રોગ 'દારુણક' કહેવાય છે.

टीका-दारुणा=कर्कशा, दारुणक=लोके 'रुसी' इति ख्यातम्॥ આ દારુણકને લોકમાં 'રૂસી' કહે છે.

### દારુણકની ચિકિત્સા

कार्यो दारुणके मूर्ध्नि प्रलेपो मधुसंयुतः।
प्रियालबीजमधुककुष्ठमाषैः ससैन्धवैः ॥ १६ ॥
आम्रबीजं तथा पथ्याद्वयं स्यान्मात्रया समम्।
दुग्धेन पिष्टं तल्लेपो दारुणं हन्ति दारुणम्।
दुग्धेन खाखसं बीजं प्रलेपाद्दारुणं हरेत् ॥ १७ ॥

अन्वय.-दारुणके मूर्ध्नि प्रियालबीजमधुककुष्ठमाषैः ससैन्धवैः मधुसयुतः प्रलेपः कार्यः। आम्रबीज तथा पथ्याद्वय दुग्धेन पिष्ट मात्रया सम स्यात्, तल्लेपः दारुण दारुण हन्ति। खाखस बीज दुग्धेन प्रलेपा दारुण हरेत्॥

દારુણક રોગોમા ચારોળીનાં બીજ, જેઠીમધ, કઠ, અડદ અને સિંધવને વાટી મધમાં કાલવીને માથા પર જાડો લેપ કરવો; (તેથી દારુણક મટી જાય છે.) આંબાની ગોટલી અને બે હરડે સમભાગે લઈ દૂધમાં વાટી તેનો જાડો લેપ કરવો, તે ઉગ્ર દારુણકને પણ મટાડે છે. ખસખસને દૂધમાં વાટી તેનો જાડો લેપ કરવો, તે પણ દારુણકને મટાડે છે.

### ગુંજાદિ-તૈલ÷

गुञ्जाफलैः शृतं तैलं भृङ्गराजरसेन च।
कण्डूदारुणहृत् कुष्ठकापालव्याधिनाशनम् ॥१८॥

अन्वयः-गुञ्जाफलैः च भृङ्गराजरसेन शृतं तैल कण्डूदारुणहृत्, कुष्ठकापालव्याधिनाशनम् (भवति)॥

ચણોઠીનાં ફળોના કલ્ક અને ભાંગરાના રસથી પકાવેલુ 'ગુંજાદિ-તૈલ' ચળ, દારુણક, કોઢ અને માથાના રોગોનો નાશ કરે છે. ૧૮

अरूंषिकालक्षणमाह-

### (૪) અરૂંષિકાનું નિદાન તથા લક્ષણ

अरूंषि बहुवक्त्राणि बहुक्लेदीनि मूर्धनि।
कफासृक्क्रिमिकोपेन तानि विद्यादरूंषिकाम् ॥१९॥

अन्वयः-कफ-असृक्-क्रिमिकोपेन मूर्धनि बहुवक्त्राणि बहुक्लेदीनि अरूंषि (स्युः), तानि अरूंषिकां विद्यात्॥

કફ, રુધિર અને કૃમિઓના કોપને લીધે

---

+ स्नुह्या दुग्धम् आदि येषु तानि, तैः पक्व तैलम्-જેમાં થોરનું છીર મુખ્ય કે પહેલું હોય છે, તેવાં ઓસડિયાંથી પકવેલુ તેલ-સ્નુહીદુગ્ધાદિતૈલ કહેવાય છે.

÷ गुञ्जा आदिर्येषु तानि गुञ्जादीनि, तैः पक्व तैल गुञ्जादितैलम्-જેમાં ચણોઠી પહેલી હોય છે, એવાં ઓસડિયાથી પકવેલુ તેલ ગુંજાદિતૈલ કહેવાય છે.

માથામાં ઘણાં મોઢાંવાળાં અને ઘણા ક્લેદવાળાં વ્રણો થાય છે, એ 'અરૂંષિકા' કહેવાય છે.

૪. अरूंषि सन्ति अस्यां मूर्धनि कफासृक्कृमिकोपात् इति अरूंषिका–अर्शआद्यचि गौरादित्वाद् ङीपि स्वार्थिककनि, टापि, ह्रस्वत्वं पृषोदरादित्वं, यद्वा अरूंषि करोति मूर्धनि कुपित–कफासृक्–कृमिभिरिति अरूंषिका–'अन्यत्रापि दृश्यत' इति करोतेर्डः, टाप्, पूर्वपदकर्मणो विभक्त्यलोपश्च संज्ञात्वात्–જે રોગમાં કફ, લોહી તથા કૃમિઓના કોપથી માથામાં વ્રણો થાય છે અથવા કોપેલાં કફ, લોહી તથા કૃમિઓને લીધે માથામાં જે વ્રણો કરે છે, તે અરૂષિકા કહેવાતો ક્ષુદ્રરોગ.

અરૂંષિકાની ચિકિત્સા

**नीलोत्पलस्य किञ्जल्को धात्रीफलसमन्वितः।**
**यष्टीमधुकयुक्तश्च लेपाद्धन्यादरूंषिकाम् ॥ २० ॥**

अन्वयः–नील–उत्पलस्य किञ्जल्कः धात्रीफल-समन्वितः च यष्टीमधुकयुक्तः लेपात् अरूंषिकां हन्यात्॥

નીલકમલના કેસરા, આમળાં અને જેઠીમધને વાટી, તેનો લેપ કરવાથી અરૂંષિકાનો તે નાશ કરે છે. ૨૦

ત્રિફલાદ્ય તૈલ

**त्रिफलाऽयोरजोयष्टीमार्कवोत्पलसारिवाः।**
**सैन्धवं पक्वमेतैस्तु तैलं हन्यादरूंषिकाम् ॥ २१ ॥**

अन्वयः–त्रिफला–अयोरजस्–यष्टी–मार्कव–उत्पल-सारिवा. सैन्धवम्–एतैः तु पक्वं तैलम् अरूंषिकां हन्यात्॥

હરડે, બહેડાં, આમળાં, લોઢાનું ચૂર્ણ, જેઠીમધ, કમળ, ઉપલસરી અને સિંધવના કલ્કથી પકાવેલું 'ત્રિફલાદ્ય-તૈલ' પણ અરૂંષિકાનો નાશ કરે છે. ૨૧

इरिवेल्लिकालक्षणमाह–

(૫) ઇરિવેલ્લિકાનું નિદાન તથા લક્ષણ

**पिडकामुत्तमाङ्गस्थां वृत्तामुग्ररुजाज्वराम्।**
**सर्वात्मिकां सर्वलिङ्गां जानीयादिरिवेल्लिकाम्॥२२**

अन्वयः–उत्तमाङ्गस्थां वृत्ताम् उग्ररुजाज्वरां सर्वात्मिकां सर्वलिङ्गाम् इरिवेल्लिकां जानीयात्॥

માથામાં થતી ગોળ, ઉગ્ર વેદના અને જ્વરવાળી, સંનિપાતજ અને ત્રણે દોષોનાં ચિહ્નવાળી જે ફોલ્લી, તેને 'ઇરિવેલ્લિકા' જાણવી. ૨૨

૫. इरिणी चासौ वेल्ली इव–इवार्थे कन्, टाप्, ह्रस्वत्वं च–ઈર્ષ્યાળુ કે મદિરાની ઉકળાળી જાણે વેલ હોય, તેમ ઉગ્ર પીડા તથા સંતાપ કરતી માથા ઉપર થતી એક ફોલ્લી, 'ઇરિવેલ્લિકા' કહેવાય છે.

ઇરિવેલ્લિકાની ચિકિત્સા

**पैत्तिकस्य विसर्पस्य या चिकित्सा प्रकीर्तिता।**
**तयैव भिषगेतां च चिकित्सेदिरिवेल्लिकाम् ॥२३॥**

अन्वयः–पैत्तिकस्य विसर्पस्य या चिकित्सा प्रकीर्तिता, तया एव भिषक् एतां च इरिवेल्लिकां चिकित्सेत्॥

પિત્તસંબંધી વિસર્પ-રતવાની જે ચિકિત્સા કહી છે, એ જ ચિકિત્સાથી વૈદ્ય ઇરિવેલ્લિકાને પણ મટાડવી. ૨૩

अथ पनसिकालक्षणमाह–

(૬) પનસિકાનું નિદાન તથા લક્ષણ

**कर्णस्याभ्यन्तरे जातां पिडकामुग्रवेदनाम्।**
**स्थिरां पनसिकां तां तु विद्याद्वातकफोत्थिताम् ॥२४**

अन्वयः–कर्णस्य अभ्यन्तरे जातां वात–कफ–उत्थितां स्थिराम् उग्रवेदनां तां तु पनसिकां विद्यात्॥

કાનમાં વાયુ તથા કફના પ્રકોપથી ઊઠેલી, સ્થિર અને બહુ વેદનાવાળી જે ફોલ્લી થાય છે, તેને 'પનસિકા' જાણવી. ૨૪

૬. पनसस्य प्रतिकृतिः इवेति पनसिका–इवार्थे कन्, टाप्, अत इत्व च–જાણે ફણસની આકૃતિ હોય તેવી-ફણસ જેવા ઘાટની જે ફોલ્લી કાનમાં થાય છે, તે એક ક્ષુદ્રરોગ 'પનસિકા' કહેવાય છે.

પનસિકાની ચિકિત્સા

**भिषक् पनसिकां पूर्वं स्वेदयेदथ लेपयेत्।**
**कल्कैर्मनःशिलाकुष्ठनिशातालकदारुभिः।**
**पक्वां विज्ञाय तां भित्त्वा व्रणवत् समुपाचरेत्॥२५॥**

अन्वयः–भिषक् पनसिकां पूर्वं स्वेदयेत्, अथ मनःशिला–कुष्ठ–निशा–तालक–दारुभिः ता पक्वां विज्ञाय भित्त्वा व्रणवत् समुपाचरेत्॥

વૈદ્યે પનસિકા ઉપર પ્રથમ શેક કરવો અને તે પછી મનશીલ, કઠ, હળદર, હરતાલ અને દેવદારના કલ્કથી લેપ કરવો. તે પાકેલી જણાય ત્યારે તેને ફોડી તેની ઉપર વ્રણના જેવી ચિકિત્સા કરવી. ૨૫

पाषाणगर्दभस्य लक्षणमाह–

(૭) પાષાણગર્દભનું નિદાન તથા લક્ષણ

**वातश्लेष्मसमुद्भूतः श्वयथुर्हनुसन्धिजः।**
**स्थिरो मन्दरुजः स्निग्धो ज्ञेयः पाषाणगर्दभः ॥२६॥**

अन्वयः-वातश्लेष्मसमुद्भूतः हनुसंधिजः स्थिरः मन्दरुजः स्निग्धः श्वयथुः पाषाणगर्दभः ज्ञेयः ॥

વાયુ તથા કફના કોપથી દાઢીના સાંધામાં થતો કઠણ, ઓછી વેદનાવાળો અને સ્નિગ્ધપણાવાળો જે સોજો થાય છે, તે 'પાષાણગર્દભ' કહેવાય છે. ૨૬

૭. पाषाण इव कठिनः गर्दभ इव वातश्लेष्माधिकस्तत्सदृशगन्धश्च यः श्वयथुः स पाषाणगर्दभः-હડપચીના સાંધામાં થતો જે સોજો પથરા જેવો કઠણ અને ગધેડા જેવો વાતકફપ્રધાન અને તેના જેવી ગંધવાળો હોય, તે 'પાષાણગર્દભ'-ગાલપચોળિયું કે લાપોટિયું કહેવાય છે.

टीका-स्थिर'=कठिनः ॥ સ્થિર એટલે કઠણ.

### પાષાણગર્દભની ચિકિત્સા

**पाषाणगर्दभं पूर्वं स्वेदयेत् कुशलो भिषक् ।**
**ततः पनसिकाप्रोक्तैः कल्कैरुष्णैः प्रलेपयेत् ॥२७॥**
**वातश्लेष्मिकशोथघ्नैः कल्कैरन्यैश्च लेपयेत् ।**
**परिपाकगतं भित्त्वा व्रणवत्तमुपाचरेत् ॥२८॥**
**जलौकोभिर्हृते रक्ते स शाम्यति विनौषधम् ।**
**एतत्स्थलेषु बहुषु प्रेक्षितं लिखितं ततः ॥२९॥**

अन्वयः-कुशलः भिषक् पाषाणगर्दभं पूर्वं स्वेदयेत्, पनसिकाप्रोक्तैः उष्णैः कल्कैः प्रलेपयेत्, अन्यैः च वातश्लैष्मिकशोथघ्नैः कल्कैः लेपयेत्, परिपाकगतं तं भित्त्वा व्रणवत् उपाचरेत् । जलौकोभिः रक्ते हृते सः औषधं विना शाम्यति, एतत् बहुषु स्थलेषु (मया) प्रेक्षितं, ततः लिखितम् ॥

કુશળ વૈદ્યે પાષાણગર્દભ ઉપર પ્રથમ શેક કરવો અને તે પછી પનસિકાની ચિકિત્સામાં કહેલા ઊના કલ્કોથી જાડો લેપ કરવો. વાયુજન્ય તથા કફજન્ય સોજાને મટાડનારા બીજા કલ્કોથી પણ લેપ કરવો. પાષાણગર્દભ પાકેલો હોય ત્યારે તેને શસ્ત્ર વડે ચીરી વ્રણના જેવા ઉપચારો કરવા. જળો મુકાવીને લોહી કઢાવવાથી ઔષધ વિના જ પાષાણગર્દભ શાંત થાય છે. આ ઘણાં સ્થળે અમે જોયું છે અને તે પછી જ આમ લખ્યું છે. ૨૭-૨૯

अथ मुखदूषिकालक्षणमाह-

### (૮) મુખદૂષિકા(ખીલ)નું નિદાન તથા લક્ષણ

**शाल्मलीकण्टकप्रख्याः कफमारुतरक्तजाः ।**
**जायन्ते पिडका यूनां ज्ञेयास्ता मुखदूषिकाः ॥३०॥**

अन्वयः-यूनां (मुखेषु) कफमारुतरक्तजाः शाल्मलीकण्टकप्रख्याः पिडकाः जायन्ते, ताः मुखदूषिकाः ज्ञेयाः ॥

જુવાન માણસોના મોઢા પર કફ, વાયુ તથા લોહીથી શીમળાના કાંટાઓ જેવી ફોલ્લીઓ ઉત્પન્ન થાય છે, એ 'મુખદૂષિકા' જાણવી. (સ્વાભાવિક રીતે જુવાનોના મોઢા ઉપર જ આ ફોલ્લીઓ થાય છે.) ૩૦

૮. दूषयन्ति इति दूषिकाः-दूषयतेर्णिजन्ताण्ण्वुल्, टाप्, इत्वं च, मुखस्य दूषिकाः-मुखदूषिकाः श्लेष्मवातरुधिरप्रकोपजन्याः पिडकाः-જુવાનીમાં કફ, વાયુ તથા લોહીવિકારથી મોઢા પર થઈને મોઢું ખરાબ કરતી ફોલ્લીઓ કે ખીલ, 'મુખદૂષિકા' કહેવાય છે.

टीका-प्रख्याः=सदृशाः । एता यूनामेव मुखे भवन्ति स्वभावात् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### મુખદૂષિકાની ચિકિત્સા

**अङ्गुलस्य चतुर्थांशो मुखलेपो विधीयते ।**
**मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥**

अन्वयः-अङ्गुलस्य चतुर्थ-अंशः मुखलेपः (कनिष्ठः) विधीयते, त्रिभागः मध्यमः स्यात्, अर्ध-अङ्गुलः उत्तमः भवेत् ॥

અંગુલના ચોથા ભાગ જેટલો જાડો લેપ કરવો એ કનિષ્ઠ માત્રા છે; અંગુલના ત્રીજા ભાગ જેટલો જાડો લેપ કરવો એ મધ્યમ માત્રા છે, અને અર્ધા અંગુલ જેટલો જાડો લેપ કરવો એ ઉત્તમ માત્રા છે. ૩૧

### મોઢા પર લેપ રાખવાનો સમય

**स्थितिकालोऽपि तस्योक्तो यावत्कल्को न शुष्यति ।**
**शुष्कस्तु गुणहीनः स्यात्तथा दूषयति त्वचम् ॥३२॥**

अन्वयः-यावत् कल्कः न शुष्यति (तावत्) तस्य स्थितिकालः अपि उक्तः, शुष्कः तु गुणहीनः स्यात्, तथा त्वचं दूषयति ॥

જ્યાં સુધી કલ્ક સુકાયો ન હોય ત્યાં સુધી જ મોઢા ઉપર તે લેપ રાખવો કહેલ છે; કેમ કે સુકાયેલો લેપ ગુણરહિત-નકામો થાય છે અને ચામડીને ખરાબ કરે છે. ૩૨

अथ मुखलेपानाह-

### મોઢા પર કરવાના લેપ

**लोध्रधान्यवचालेपस्तारुण्यपिडिकापहः ।**
**तद्वद्गोरोचनायुक्तं मरिचं मुखलेपितम् ॥३३॥**

सिद्धार्थकवचालोध्रसैन्धवैश्च प्रलेपनम्।
वमनं च निहन्त्याशु पिडकां यौवनोद्भवाम् ॥३४॥
केवलाः पयसा पिष्टास्तीक्ष्णाः शाल्मलिकण्टकाः।
आलिप्तं त्र्यहमेतेन भवेत्पद्मोपमं मुखम् ॥३५॥

अन्वयः-लोध्र-धान्य-वचा-लेपः तारुण्यपिडिका-अपहः, तद्वत् गोरोचनायुक्तं मरिच मुखलेपितं, सिद्धार्थक-वचा-लोध्र-सैन्धवैः च प्रलेपनं च वमन यौवन-उद्भवां पिडकाम् आशु निहन्ति, केवलाः तीक्ष्णाः शाल्मलि-कण्ठकाः, एतेन त्र्यहम् आलिप्तं मुखं पद्मोपमं भवेत् ॥

લોધર, ધાણા અને વજનો લેપ જુવાનીના ખીલો મટાડે છે. ગોરોચના સહિત મરીનો મુખ પર લેપ પણ જુવાનીના ખીલો મટાડે છે. સરસવ, વજ, લોધર અને સિંધવનો લેપ જુવાનીના ખીલો મટાડે છે. ઊલટી પણ જુવાનીના ખીલો મટાડે છે; તેમ જ એકલા શીમળાના તીક્ષ્ણ કાંટાને દૂધથી વાટી ત્રણ દિવસ સુધી તેનો લેપ કર્યો હોય તો (ખીલો મટી જઈ) મોઢું કમળ જેવું થાય છે. ૩૩-૩૫

अथ व्यङ्गस्य लक्षणमाह-

## (૯) વ્યંગનું લક્ષણ

क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः।
मुखमागत्य सहसा मण्डलं प्रसृजत्यतः।
नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत् ॥३६॥

अन्वयः-क्रोध-आयास-प्रकुपितः पित्तेन संयुतः वायुः सहसा मुखम् आगत्य मुखे नीरुजं तनुकं श्यावं मण्डलं प्रसृजति, अतः तं व्यङ्गम् आदिशेत् ॥

ક્રોધ તથા શ્રમથી ખૂબ કોપેલા પિત્ત સહિત વાયુ, એકદમ મોઢા પર આવી તે મોઢાની ઉપર વેદના વગરનું, પાતળું અને કાળી ઝાંયવાળું મંડલ કરે છે, એને 'વ્યંગ' કહેવું. ૩૬

૯. विगतं स्वभावाद् मुखरूपमङ्ग यस्मिन् क्रोधायासप्रकुपितवायुसहित—पित्तसमागमजन्यमण्डलात् स व्यङ्गः-જે રોગમાં ક્રોધ તથા પરિશ્રમથી અત્યંત કોપેલો વાયુ પિત્તની સાથે મુખ પર એકદમ પહોંચી જઈ મોઢા પર ધોળાશથી મિશ્ર કાળાશવાળું મંડલ કરે છે, તેથી મોઢાનો મૂળ રંગ બદલી કાળી ઝાંયવાળું તે કરી મૂકે છે, તે ક્ષુદ્રરોગ 'વ્યંગ-દાઝ'ના નામે કહેવાય છે.

टीका-व्यङ्ग='झाई' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

अथ नीलिकामाह-

## (૧૦) નીલિકાનું લક્ષણ

कृष्णमेवंगुणं वक्त्रे गात्रे वा नीलिकां विदुः ॥३७॥

अन्वयः-वक्त्रे वा गात्रे एवं गुणं कृष्ण (मण्डलं) नीलिका विदुः ॥

મોઢા પર કે શરીર ઉપર એવું જ વેદના વગરનું, પાતળું તથા કાળું મંડલ થાય, એને વિદ્વાનો 'નીલિકા' કહે છે. ૩૭

૧૦. नीलः वर्णः अस्ति अस्याः 'नीलादोषधौ-प्राणिनि' चेति ङीप्, ततो इवार्थे कन् ह्रस्वश्च-એ જ પ્રમાણે મોઢા પર કે શરીર પર જે કાળું મંડલ થાય છે, તે ક્ષુદ્રરોગ નીલિકા કહેવાય છે.

टीका-एवगुणं=नीरुजं तनुकं मण्डलम् ॥ (અર્થ ઉપર છે.)

व्यङ्ग-नीलिकयोश्चिकित्सा।

## વ્યંગ તથા નીલિકાની ચિકિત્સા

शिरावेधैः प्रलेपैश्च तथाऽभ्यङ्गैरुपाचरेत्।
व्यङ्गं च नीलिकां वापि न्यच्छं च तिलकालकम् ॥
वटाङ्कुरा मसूराश्च प्रलेपाद्व्यङ्गनाशनम्।
व्यङ्गे मञ्जिष्ठया लेपः प्रशस्तो मधुयुक्तया ॥३९॥
अथवा लेपनं शस्तं शशस्य रुधिरेण च।
व्यङ्गहृद्व्रणत्वक् स्यादजामूत्रेण पेषिता ॥४०॥
जातीफलस्य लेपस्तु हरेद्व्यङ्गं च नीलिकाम्।
अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा प्रलेपनात् ॥४१॥
मुखकार्ष्ण्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम्।
मसूरैः क्षीरसम्पिष्टैर्लिप्तमास्यं घृतान्वितैः ॥४२॥
सप्तरात्राद्भवेत्सत्यं पुण्डरीकदलोपमम्।
वटस्य पाण्डुपत्राणि मालतीरक्तचन्दनम् ॥४३॥
कुष्ठं कालीयकं लोध्रमेभिर्लेपं प्रयोजयेत्।
युवास्यपिडिकानां तु व्यङ्गानां तु विनाशनम् ॥
स्यादेतेन मुखं चापि वर्जितं नीलिकादिभिः ॥४४॥

अन्वयः-शिरावेधैः च प्रलेपैः तथा अभ्यङ्गैः व्यङ्गं च नीलिकाम् अपि वा न्यच्छं च तिलकालकम् उपाचरेत् ॥ वट-अङ्कुराः च मसूराः प्रलेपात् व्यङ्ग-नाशनम्। व्यङ्गे मधुयुक्तया मञ्जिष्ठया लेपः प्रशस्तः, अथवा शशस्य रुधिरेण च लेपनं शस्तम्। अजा-मूत्रेण पेषिता-वट-त्वक व्यङ्गहृत् स्यात्। जाती-फलस्य लेपः तु व्यङ्गं च नीलिकां हरेत्, अर्कक्षीर-हरिद्राभ्यां प्रलेपनात् चिरकाल-उद्भवं मुखकार्ष्यं ध्रुवं शमं याति। क्षीरसम्पिष्टैः घृत-अन्वितैः मसूरैः लिप्तम् आस्यं सप्तरात्रात् सत्यं पुण्डरीक-दल-उपमं भवेत्।

वटस्य पाण्डुपत्राणि मालती-रक्तचन्दन कुष्ठ कालीयक लोध्रम्, एभि लेप प्रयोजयेत्, एतेन युव-आस्यपिडिकानां तु व्यङ्गाना तु विनाशन च मुखम् अपि नीलिकादिभिः वर्जित स्यात्॥ ३८-४४

નસ ખોલાવવાથી, લેપથી તથા માલિશથી વ્યંગ, નીલિકા, ન્યચ્છ તથા તિલકાલક એટલા રોગોની ચિકિત્સા કરવી. વડના અંકુર અને મસૂરનો લેપ કરવાથી વ્યંગનો નાશ થાય છે. વ્યંગ ઉપર મધયુક્ત મજીઠ વાટી લેપ કરવો (તેથી વ્યંગ મટી જાય છે); અથવા સસલાના લોહીનું લેપન કરવું, તે પણ વ્યંગ ઉપર વખણાય છે. બકરીના મૂત્રથી વાટીને વાયવરણાંની છાલનો લેપ કરવો તે વ્યંગને મટાડે છે. જાયફળનો લેપ પણ વ્યંગ અને નીલિકાને મટાડે છે. આકડાનું છીર અને હળદરને વાટી તેનો પ્રલેપ કરવાથી લાંબા કાળથી થયેલી મોઢાની કાળાશ અવશ્ય મટે છે. દૂધમાં વાટેલા અને ઘીથી મિશ્ર કરેલા મસૂરનો પ્રલેપ કરવાથી મોઢું સાત દિવસે ખરેખર ધોળા કમળની પાંખડી જેવું સફેદ અને સુંવાળું થઈ જાય છે. વડનાં ફીકા પાંદડાં, માલતી, રતાંજલી, કઠ, કાલીયક અને લોધરનો લેપ કરવો, જેથી જુવાનોનાં મોઢાંની ફોલ્લીઓ-ખીલ તથા વ્યંગનો નાશ થાય છે અને મોઢું પણ કાળાશ વગેરેથી રહિત થાય છે. ૩૮-૪૪

### કુંકુમાદ્ય તૈલ

कुङ्कुमं चन्दनं लोध्रं पतङ्गं रक्तचन्दनम्।
कालीयकमुशीरं च मञ्जिष्ठा मधुयष्टिका॥४५॥
पत्रकं पद्मकं पद्मं कुष्ठं गोरोचना निशा।
लाक्षा दारुहरिद्रा च गैरिकं नागकेशरम्॥४६॥
पलाशकुसुमं चापि प्रियङ्गुश्च वटाङ्कुराः।
मालती च मधूच्छिष्टं सर्षपाः सुरभिर्वचा॥४७॥
चतुर्गुणपय पिष्टैरेतैरक्षमितैः पृथक्।
पचेन्मन्दाग्निना वैद्यस्तैलं प्रस्थद्वयोन्मितम्॥४८॥
वदनाभ्यञ्जनादेतद्व्यङ्गं नीलिकया सह।
तिलकं माषकं न्यच्छं नाशयेन्मुखदूषिकाम्॥४९॥
पद्मिनीकण्टकं चापि हरेज्जतुमणिं तथा।
विदध्याद्वदनं पूर्णचन्द्रमण्डलसुन्दरम्॥५०॥

अन्वय-कुङ्कुम चन्दन लोध्र पतङ्ग रक्तचन्दन कालीयकम् उशीर च मञ्जिष्ठा मधुयष्टिका पत्रक पद्मक पद्म कुष्ठ गोरोचना निशा लाक्षा दारुहरिद्रा च गैरिक नागकेशर पलाशकुसुम च प्रियङ्गुः अपि च वट-अङ्कुरा मालती च मधूच्छिष्ट सर्षपाः सुरभि. वचा, एतैः पृथक् अक्षमितै. चतुर्गुणपिष्टै वैद्यः प्रस्थद्वय-उन्मित तैल मन्द-अग्निना पचेत्, एतद् वदन-अभ्यञ्जनाद् व्यङ्ग नीलिकया सह तिलक माषक न्यच्छ मुखदूषिकां नाशयेत्, अपि च पद्मिनीकण्टक तथा जतुमणिं हरेत्, वदन पूर्णचन्द्रमण्डलसुन्दर विदध्यात्॥

કેસર, સુખડ, લોધર, પતંગ, રતાંજલી, દારુહળદર, વાળો, મજીઠ, જેઠીમધ, તમાલપત્ર, પદ્મકાષ્ઠ, કમળ, કઠ, ગોરોચના, હળદર, લાખ, કાલીયક, સોનાગેરુ, નાગકેસર, કેસૂડાં, ઘઉંલા, વડના અંકુરો, માલતી, મીણ, સરસવ અને નાગરવેલના પાનની જડ એ દરેક એક એક તોલો લઈ ચોગણા દૂધમાં વાટી વૈદ્યે એ કલ્કથી એકસો અઠ્યાવીશ તોલા તૈલ ધીમા અગ્નિથી પકાવવું. આ 'કુંકુમાદ્ય+' નામના તૈલનું મોઢા ઉપર માલિશ કરવાથી વ્યંગ, નીલિકા, તિલ, મશક, ન્યચ્છ, મુખદૂષિકા (ખીલ), પદ્મિનીકંટક અને જતુમણિ એટલા રોગોનો તે નાશ કરે છે અને મોઢાને પૂર્ણ ચંદ્રમંડલ જેવું સુંદર કરે છે. ૪૫-૫૦

टीका-पतङ्ग='वकम्' इति लोके, कालीयक=कदम्बक, सुरभि-वचा, 'महाभरी' इति लोके। इति कुङ्कुमाद्य तैलम्॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अथ वल्मीकस्य लक्षणमाह-

### (१६) વલ્મીક-(રાફડા)નું નિદાન તથા લક્ષણ

ग्रीवांसकक्षाकरपाददेशे, सन्धौ गले वा त्रिभिरेव दोषैः। ग्रन्थि. स वल्मीकवदक्रियाणां, जात' क्रमेणैव गत प्रवृद्धिम्॥५१॥
मुखैरनेकैः स्रुतितोदवद्भिर्विसर्पवत् सर्पति चोन्नताग्रैः। वल्मीकमाहुर्भिषजो विकारं, निष्प्रत्यनीकं चिरजं विशेषात्॥५२॥

अन्वय.-ग्रीवा-अंस-कक्षा-कर-पाददेशे सन्धौ वा गले त्रिभि एव दोषै वल्मीकवत् जातः स. ग्रन्थि. अक्रियाणा प्रवृद्धिं गतः (सन्) क्रमेण एव स्रुति-तोदवद्भि

---

+ कुङ्कुमम् आद्य येषु तानि कुङ्कुमाद्यानि, कुङ्कुमाद्यैः पक्व तैल, कुङ्कुमाद्यतैलम्-કેસર વગેરે ઓસડિયાથી પકવેલું તેલ, કુંકુમાદ્યતૈલ કહેવાય છે.

च उन्नत-अग्रैः अनेकैः मुखैः विसर्पवत् सर्पति, भिषजः (तं) विकारं वल्मीकम् आहुः, चिरजं विशेषात् निष्प्रत्यनीकं (च आहुः)॥

ગળાનો કાકડો, ખભા, બગલ, હાથ કે પગમાં અથવા સાંધા કે ગળામાં રાફડા જેવો, ઘણાં શિખરોવાળો, ઊંચો, ઊંડાં મૂળવાળો, ત્રિદોષજન્ય જે ગ્રંથિ થાય છે તેનો, જેઓ યોગ્ય ઉપાય ન કરે, તો એ ગ્રંથિ ખૂબ વધી જઈ અનુક્રમે સ્રાવ, સોયા ભોંકાયા જેવી પીડા તથા ઊંચાં અગ્રોવાળાં અનેક મોઢાંથી વિસર્પની જેમ ફેલાય છે. આ રોગને વૈદ્યો, વલ્મીક (રાફડા) નામે કહે છે અને તે જો લાંબા કાળથી થયો હોય તો ખાસ કરીને તેને અસાધ્ય જણાવે છે. ૫૧,૫૨

૧૧. वलन्ते-संवृण्वन्ति सञ्चरन्ति च प्राणिनोऽस्मिन् पिपीलिकादयः, इति वल्मीकः, वल संवरणे सञ्चरणे च-'अलीकादयश्च' (उणा. ४-२५) इति साधुः। स इवानेकमुखः प्रचुरशिखर उच्चोऽवगाढमूलो ग्रन्थिरपि त्रिदोषजो वल्मीक इत्युच्यते, इवार्थे कन्, तस्य च देवपथादित्वाल्लुप्-જેમાં કીડી વગેરે પ્રાણીઓ ઢંકાઈ રહે અને ફર્યા કરે છે, તે ઊધઈઓએ કરેલો માટીનો રાફડો વલ્મીક કહેવાય છે; એ વલ્મીક જેવી અનેક શિખરોવાળી, ઊંચી અને ઊંડાં મૂળવાળી ત્રિદોષજન્ય જે ગાંઠ તે પણ 'વલ્મીક' અથવા 'રાફું' નામે ક્ષુદ્રરોગ કહેવાય છે.

टीका-ग्रीवा=कृकाटिका, अंसः=स्कन्धः, कक्षा=बाहुमूलम्, 'वल्मीकवदि'त्यनेन प्रचुरशिखरत्वमुच्चत्वमवगाढमूलत्वं च सूच्यते। निष्प्रत्यनीकं=उपचारायोग्यम्॥ (આનો અર્થ ઉપર અનુવાદમાં અપાયો છે.)

### વલ્મીક(રાફડા)ની ચિકિત્સા

शस्त्रेणोत्कृत्य वल्मीकं क्षाराग्निभ्यां प्रसाधयेत्।
विधानेनार्बुदोक्तेन शोधयित्वा च रोपयेत् ॥५३॥
वल्मीकं तु भवेद्यस्य नातिवृद्धममर्मजम्।
तत्र संशोधनं कृत्वा शोणितं मोक्षयेद्भिषक् ॥५४॥
कुलत्थकानां मूलैश्च गुडूच्या लवणेन च।
आरेवतस्य मूलैश्च दन्तीमूलैस्तथैव च ॥ ५५ ॥
श्यामामूलैः सपललैः सक्तुमिश्रैः प्रलेपयेत्।
सुस्निग्धैश्च सुखोष्णैश्च भिषक् तमुपनाहयेत् ॥५६॥
पक्वे तत्र विजानीयाद्गतीः सर्वा यथाक्रमम्।
अभिज्ञाय गतीश्छित्वा प्रदिह्यान्मतिमान् भिषक्॥
संशोध्य दुष्टमांसानि क्षारेण प्रतिसारयेत्।
व्रणं विशुद्धं विज्ञाय रोपयेन्मतिमान्भिषक् ॥५८॥

अन्वयः-शस्त्रेण वल्मीकम् उत्कृत्य क्षार-अग्निभ्यां प्रसाधयेत्, अर्बुद-उक्तेन विधानेन च शोधयित्वा रोपयेत्। यस्य तु वल्मीकं न अतिवृद्धम् अमर्मजं भवेत्, तत्र भिषक् संशोधनं कृत्वा शोणितं मोक्षयेत्, (यद्वा) कुलत्थकानां मूलैः च गुडूच्या लवणेन च आरेवतस्य मूलैः तथा च दन्तीमूलैः सपललैः सक्तुमिश्रैः प्रलेपयेत्, तं च भिषक् सुस्निग्धैः च सुख-उष्णैः उपनाहयेत्। तत्र पक्वे यथाक्रमं सर्वाः गतीः विजानीयात्। मतिमान् भिषक् गतीः अभिज्ञाय छित्वा प्रदिह्यात्, दुष्टमांसानि संशोध्य क्षारेण प्रतिसारयेत्, व्रणं विशुद्धं विज्ञाय मतिमान् भिषक् रोपयेत्॥

શસ્ત્રથી વલ્મીકને કાપી ક્ષાર તથા અગ્નિથી મટાડવું; અર્બુદની ચિકિત્સામાં કહેલી રીતિ પ્રમાણે સાફ કરી તેને રુઝાવવું. જે માણસનું વલ્મીક અત્યંત વૃદ્ધિ પામ્યું ન હોય અને મર્મસ્થળમાં થયું ન હોય તો વૈદ્યે શોધન કર્યા પછી તેમાંથી લોહી કઢાવવું (અથવા) કળથીનાં મૂળિયાં, ગળો, સિંધવ, ગરમાળાનાં મૂળિયાં, નેપાળાનાં મૂળિયાં, નસોતરનાં મૂળિયાં, માંસ અને સાથવો મિશ્ર કરી વલ્મીક ઉપર લેપ કરાવવો અને અત્યંત સ્નિગ્ધ પદાર્થોને જરા જરા ગરમ કરાવી તેનો પાટો બંધાવવો. વલ્મીક પાકી જાય ત્યારે અનુક્રમે તેના પરુની સઘળી ગતિઓને જાણી લઈ બુદ્ધિમાન વૈદ્યે શસ્ત્ર વડે છેદીને લેપ લગાડવા. બગડેલાં માંસોને સાફ કર્યા પછી ક્ષાર મૂકીને પ્રતિસારણ કરવું. વ્રણને સાફ થઈ ગયેલો જાણ્યા પછી બુદ્ધિમાન વૈદ્યે તેને રુઝાવવો. ૫૩-૫૮

### મનઃશિલાદ્ય તૈલ

मनःशिलाऽऽलभल्लातसूक्ष्मैलाऽगुरुचन्दनैः।
जातीपल्लवतक्रैश्च निम्बतैलं विपाचयेत्॥
वल्मीकं नाशयेत्तद्धि बहुच्छिद्रं बहुव्रणम् ॥५९॥

अन्वयः-मनःशिला-आल-भल्लात-सूक्ष्म-एला-अगुरुचन्दनैः च जाती-पल्लव-तक्रैः निम्बतैलं विपाचयेत्, तत् हि बहुच्छिद्रं बहुव्रणं वल्मीकं नाशयेत्॥

મનશીલ, હરતાલ, ભિલામાં, ઝીણી એલચી, અગુરુ, સુખડ, ચમેલીનાં પાંદડાં અને છાશથી લીંબડાનું તેલ પકાવવું, એટલે

'મનઃશિલાદ્ય-તેલ*' તૈયાર થાય છે. આ તેલ ઘણાં છિદ્રોવાળા તથા ઘણા વ્રણવાળા વલ્મીકનો નાશ કરે છે. ૫૯.

અસાધ્ય વલ્મીક

पाणिपादोपरिष्टात्तु छिद्रैर्बहुभिरावृतम्।
वल्मीकं यत् सशोफं स्याद्वर्ज्यं तद्धि विजानता ॥६०

अन्वयः-पाणिपाद-उपरिष्टात् तु यत् वल्मीकं बहुभिः छिद्रैः आवृतं सशोफं स्यात्, तद् विजानता वर्ज्यं हि ॥

હાથ કે પગની ઉપર જે વલ્મીક ઘણાં છિદ્રોથી વ્યાપ્ત અને સોજાથી યુક્ત હોય, તેનો વૈદ્યે ત્યાગ કરવો-તેની ચિકિત્સા કરવી નહિ. ૬૦

अथ कक्षागन्धनाम्नोर्लक्षणमाह-

(૧૨) કક્ષા (બાંબલાઈ) અને (૧૩) ગંધનામાનું નિદાન તથા લક્ષણ

बाहुकक्षांसपार्श्वेषु कृष्णस्फोटां सवेदनाम्।
पित्तप्रकोपसम्भूतां कक्षां तामिति निर्दिशेत् ॥६१॥
एकां तु तादृशीं दृष्ट्वा पिडकां स्फोटसन्निभाम्।
त्वग्जातां पित्तकोपेन गन्धनामां प्रचक्षते ॥६२॥

अन्वयः-बाहुकक्षा-अंस-पार्श्वेषु पित्तप्रकोपसम्भूतां सवेदनां कृष्णस्फोटां तां 'कक्षाम्' इति निर्दिशेत्। पित्तकोपेन त्वग्जातां तादृशीं तु एकां स्फोटसंनिभां पिडकां दृष्ट्वा गन्धनामां प्रचक्षते ॥

બાહુ, બગલ, ખભા અને પડખામાં પિત્તના પ્રકોપથી વેદનાવાળા જે કાળા ફોલ્લા થાય, તેને 'કક્ષા' કહેવી; તેમ જ ઉપર કહેલાં બાહુ આદિ સ્થલોની ત્વચા પર પિત્તના પ્રકોપથી કાળી અને વેદનાવાળી જે ફોલ્લા જેવી એક ફોલ્લી થાય, તેને જોઈને વૈદ્યો 'ગંધનામા' કહે છે. ૬૧,૬૨

૧૨. कष्यते-हिंस्यते बाहु-कक्षा-अंस-पार्श्वप्रदेशः पित्तप्रकोपसम्भूतया ययेति कक्षा,कष हिंसायाम्-'वृतृवदिहनिकमिकषिभ्यः' (उणा. ३-६२) इति सः प्रत्ययः, टाप्-પિત્તના પ્રકોપથી થયેલી જે ફોલ્લી ભુજા, બગલ તથા પડખાંનો પ્રદેશ ખરાબ કરે છે, તે ક્ષુદ્રરોગ 'કક્ષા'-બાંબલાઈ કહેવાય છે.

૧૩. गन्धयते-अर्दयति उपर्युक्तेष्वेव शरीरावयवेषु त्वचं, तत्र पित्तादुद्भूय स्फोटतुल्य पिडकारूपेणेति गन्धः, गन्ध अर्दने-अच्, गन्ध इति नाम यस्याः सा-ઉપર જણાવેલ ભુજા સાથેના પ્રદેશોની ચામડી પર એક ફોલ્લા જેવી ફોલ્લીરૂપે થઈ તે પ્રદેશોને જે પીડે છે, તેથી ગન્ધનામા કહેવાતો એક ક્ષુદ્રરોગ.

टीका-तादृशीं बाह्वादिषु कृष्णां सवेदनां च ॥(અર્થ ઉપર અપાયો છે.)

अथ तयोश्चिकित्सामाह-

કક્ષા અને ગંધનામાની ચિકિત્સા

कक्षां च गन्धमालां च चिकित्सेच्च चिकित्सकः।
पैत्तिकस्य विसर्पस्य क्रियया पूर्वमुक्तया ॥६३॥

अन्वयः-चिकित्सकः पूर्वम् उक्तया पैत्तिकस्य विसर्पस्य क्रियया च कक्षां च गन्धमालां च चिकित्सेत् ॥

વૈદ્યે પ્રથમ કહેલ પિત્તસંબંધી વિસર્પની જ ચિકિત્સાથી કક્ષા અને ગંધ(માલા)નામાની પણ ચિકિત્સા કરવી. ૬૩

अथाग्निरोहिणीलक्षणमाह-

(૧૪) અગ્નિરોહિણીનું લક્ષણ તથા નિદાન

कक्षाभागेषु विस्फोटा जायन्ते मांसदारुणाः।
अन्तर्दाहज्वरकरा दीप्तपावकसन्निभाः ॥ ६४॥
सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा घ्नन्ति मानवम्।
तामग्निरोहिणीं विद्यादसाध्यां सान्निपातिकीम् ॥६५

अन्वयः-कक्षाभागेषु मांस-दारुणाः अन्तर्-दाह-कराः दीप्तपावकसंनिभाः विस्फोटाः जायन्ते, (या अग्निरोहिणी-नामा क्षुद्ररोगः अनुपक्रान्तश्चेत्) सप्ताहात् वा दशाहात् वा पक्षात् वा मानवं घ्नन्ति, ताम् अग्निरोहिणीं सान्निपातिकीम् असाध्यां विद्यात् ॥

બગલના ભાગો પર માંસને ચીરી નાખતા, દારુણ, અંદર બળતરા કરનારા, જ્વર કરનારા અને પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોલ્લા થાય છે, તે ('અગ્નિરોહિણી' નામનો ક્ષુદ્રરોગ, તરત ચિકિત્સા ન કરાય અને વાયુની ઉલ્બણતાવાળો હોય તો) સાત દિવસમાં, (પિત્તની ઉલ્બણતાવાળો હોય તો) દશ દિવસમાં અને (કફની ઉલ્બણતાવાળો હોય તો) પંદર દિવસમાં માણસને મારી નાખે છે. એ અગ્નિરોહિણી ત્રણે દોષોના પ્રકોપથી થઈ હોય તો તેને

* मनःशिला आद्या येषां तानि मनःशिलाद्यानि, तैः पक्वं तैलं, मनःशिलाद्य तैलम्-જેમાં મનશિલ પહેલું હોય છે, એવાં ઓસડિયાં તથા છાશથી પકવેલું લીંબડાનું તેલ, મનઃશિલાદ્યતૈલ કહેવાય છે.

અસાધ્ય જાણવી. (પરંતુ આ અગ્નિરોહિણીની જો ચિકિત્સા કરવામાં ન આવે તો જ તે અસાધ્ય થાય છે, પણ જો ચિકિત્સા કરવામાં આવે તો એ સાધ્ય થાય છે; કેમ કે ચરકે પણ અગ્નિરોહિણીની ચિકિત્સા કહેલી છે.) ૭૪,૭૫

१४ अग्निः इव दाहकृद् रोहति कक्षभागेषु विस्फोट-रूपेण इत्येवंशीलेति-अग्निरोहिणी, रुह् बीजजन्मनि प्रादुर्भावे च-'कर्तर्युपमाने-' इति णिनिः, नान्तत्वाच्च ङीप्-જે અગ્નિ સમાન દાહ કરતા ફોલ્લારૂપે બગલના ભાગોમાં થવાનો સ્વભાવ ધરાવે છે, તે ક્ષુદ્રરોગ અગ્નિરોહિણી નામે કહેવાય છે.

टीका-'सप्ताहाद्'दिति वातपित्तकफापेक्षया बोद्धव्यम्। घ्नन्तीत्यनुपक्रान्ताः। उपक्रान्तास्तु साध्या एव। चरकेणाग्निरोहिण्यां चिकित्सायाः उक्तत्वात्॥ (આનો અર્થ ભાષાંતરમાં અપાયો છે.)

### અગ્નિરોહિણીની ચિકિત્સા

**पित्तवीसर्पविधिना साधयेदग्निरोहिणीम्।**
**रोहिण्यां लङ्घनं कुर्याद्रक्तमोक्षणरूक्षणम्।**
**शरीरस्य च संशुद्धिं तां तु वृद्धां परित्यजेत्॥७६॥**

अन्वयः-(वैद्यः) पित्त-वीसर्प-विधिना अग्निरोहिणीं साधयेत्, रोहिण्यां लङ्घनं रक्तमोक्षण-रूक्षणं शरीरस्य च संशुद्धिं कुर्यात्, वृद्धां तु तां परित्यजेत्॥

વૈદ્યે પિત્તસંબંધી વિસર્પની ચિકિત્સાથી અગ્નિરોહિણીને મટાડવી. અગ્નિરોહિણીમાં પ્રથમ લંઘન, લોહી કઢાવવું અને વિરેચન આદિથી શરીરનું સંશોધન પણ કરવું; પરંતુ જો અગ્નિરોહિણી બહુ જ વધી ગઈ હોય તો તેનો ત્યાગ જ કરવો-તેની ચિકિત્સા કરવી નહિ.

अथ विदारिकालक्षणमाह-

### (૧૫) વિદારિકાનું લક્ષણ તથા નિદાન

**विदारिकन्दवद्वृत्तां कक्षावङ्क्षणसन्धिषु।**
**रक्तां विदारिकां विद्यात्सर्वजां सर्वलक्षणाम्॥७७॥**

अन्वयः-कक्षा-वङ्क्षण-सन्धिषु विदारिकन्दवद् वृत्तां रक्तां सर्वजां सर्व-लक्षणां (पिडकां) विदारिकां विद्यात्॥

બગલ કે સાથળના સાંધામાં વિદારીકંદના જેવી બંધાયેલી, રાતી, સઘળા દોષોથી ઉત્પન્ન થયેલી અને સઘળા દોષોનાં ચિહ્નવાળી જે ફોલ્લી થાય તેને 'વિદારિકા' જાણવી. ૭૭

१५. विदारयति कक्षा-वङ्क्षण-सन्धीन् विदारिकन्दवद् उद्भूयेति विदारिका-विपूर्वक-दृ विदारणे-'ण्वुल्' कर्तरि-જે ફોલ્લી બગલ કે સાથળના સાંધામાં વિદારીકંદ જેવી ઉત્પન્ન થઈને ત્યાંના ભાગોને ચીરી નાખે છે, તેથી 'વિદારિકા' કહેવાતો તે નામે એક ક્ષુદ્રરોગ.

टीका-अत्र'पिडका'मिति विशेष्यपदमध्याहरणीयम्॥

### વિદારિકાની ચિકિત્સા

**विदारिकायां प्रथमं जलौकायोजनं हितम्।**
**पाटनं च विपक्वायां ततो व्रणविधिः स्मृतः॥७८॥**

अन्वयः-विदारिकायां प्रथमं जलौका-योजनं हितम् (भवति), विपक्वायां च पाटनं (हितम्), ततः व्रण विधिः स्मृतः॥

વિદારિકાની ઉપર પ્રથમ જળો મુકાવવી એ હિતકારી છે; પણ વિદારિકા જો પાકેલી હોય તો તેને શસ્ત્ર વડે ચીરવી અને તે પછી વ્રણના જેવી તેની ચિકિત્સા કરવાનું કહેલ છે.

अथ चिप्पस्य लक्षणमाह-

### (૧૬) ચિપ્પનું નિદાન તથા લક્ષણ

**नखमांसमधिष्ठाय वातः पित्तं च देहिनाम्।**
**करोति क्षयपाकौ च तं व्याधिं चिप्पमादिशेत्॥७९॥**

अन्वयः-वातः च पित्तं देहिनां नखमांसम् अधिष्ठाय क्षयपाकौ च करोति, तं व्याधिं चिप्पम् आदिशेत्॥

વાયુ અને પિત્ત માણસના નખના માંસનો આશ્રય કરી નખનો ક્ષય તથા પાક કરે છે, એ રોગને 'ચિપ્પરોગ' કહેવો. ૭૯

१६. चिप्यति-पीडयति वातश्च पित्तं प्राणिनां नखमांसम् आश्रित्य यस्मिन् तत् चिप्पमिति, चिप् अर्दने-निपातनात् साधु.-જે રોગમાં વાયુ અને પિત્ત પ્રાણીઓના નખના માંસનો આશ્રય કરી તેમાં પાક ઉપજાવી પીડા કરે છે, તે ક્ષુદ્રરોગ ચિપ્પ (ગુજરાતીમાં નૈયું પાકવું) કહેવાય છે.

टीका=चिप्प='वेडवा' इति लोके॥

अथ कुनखस्य लक्षणमाह-

### (૧૭) કુનખનું કે કુલીરનું નિદાન તથા લક્ષણ

**अभिघातात् प्रदुष्टो यो नखो रूक्षः सितः खरः।**
**भवेत् तं कुनखं विद्यात् कुलीरं वाऽभिधानतः॥८०**

अन्वयः-अभिघातात् प्रदुष्टः यः नखः रूक्षः सितः खरः भवेत्, तं कुनखं वा कुलीरम् अभिधानतः विद्यात्॥

કંઈ વાગવાથી ખરાબ થયેલો નખ રૂક્ષ,

ધોળો અને ખરસટ થઈ જાય, એ રોગને 'કુનખ' અથવા 'કુલીર' નામે જાણવો. ૮૦

૧૭. कुत्सितः नखः यस्मिन् अभिघातात्—इति कुनखः—જેમાં કંઈ વાગવાથી નખ ખરાબ થાય છે, તે ક્ષુદ્રરોગ કુનખ કહેવાય છે; અથવા लयनं लीः—लीङ् श्लेषणे-संपदादित्वात् क्विप्, कुत्सिता लीः—श्लेषणं संबन्धो वा कुलीः, तां कुलिय—कुत्सितं रूक्षतादि-संबन्ध-राति—ददाति अभिघातात् नखे इति कुलीरः—'आतोऽनुपसर्गे कः' यद्वा अभिघातात् नखः कुलीर इव रूक्षः खरः प्रदुष्टः संपद्यते, इति कुलीरः—इवार्थे कन्—देव-पथादित्वाच्च तस्य लोपः—કંઈ વાગવાથી નખમાં રૂક્ષતા આદિ ખરાબીનો જે સંબંધ થાય તે ક્ષુદ્રરોગ કુનખ કહેવાય છે; અથવા કંઈ વાગવાથી નખ કુલીર-કરચલા જેવો રૂક્ષ તથા ખરસટ થઈ જાય છે, તેથી આ કુનખ રોગ કુલીર નામે પણ કહેવાય છે.

टीका—अभिघाततः=नामतः ॥

अथ तयोश्चिकित्सामाह—

### ચિપ્પની ચિકિત્સા

चिप्पं रुधिरमोक्षेण शोधनेनाप्युपाचरेत् ।
गतोष्माणमथैनं तु सेचयेदुष्णवारिणा ॥ ८१ ॥
शस्त्रेणापि यथायोग्यमुच्छिद्य स्रावयेत्ततः ।
व्रणोक्तेन विधानेन रोपयेत्तं विचक्षणः ॥ ८२ ॥
स्वरसेन हरिद्रायाः पात्रे कृत्वायसेऽभयाम् ।
घृष्ट्वा तज्जेन कल्केन लिम्पेत् चिप्पं पुनःपुनः ॥८३
काश्मर्याः सप्तभिः पत्रैः कोमलैः परिवेष्टितः ।
अङ्गुलीवेष्टकः पुंसां ध्रुवमाशु प्रशाम्यति ॥ ८४ ॥

अन्वयः—रुधिरमोक्षेण शोधनेन अपि चिप्पं उपाचरेत्, अथ गत-उष्मागम् एनम् उष्णवारिणा तु सेचयेत्। विचक्षणः तं शस्त्रेण यथायोग्यम् उच्छिद्य अपि स्रावयेत्, ततः व्रण-उक्तेनविधानेन रोपयेत्। आयसे पात्रे हरिद्रायाः स्वरसेन अभयां कृत्वा घृष्ट्वा तज्जेन कल्केन चिप्पं पुनः पुनः लिम्पेत्, काश्मर्याः सप्तभिः कोमलैः पत्रैः परिवेष्टितः पुंसाम् अङ्गुली-वेष्टकः ध्रुवम् आशु प्रशाम्यति ॥

લોહી કઢાવવાથી અને શોધનથી પણ ચિપ્પરોગની ચિકિત્સા કરવી. એમાંથી ઊનાશ જતી રહે ત્યારે તેના પર ઊના પાણીથી સિંચન કરવું. બુદ્ધિમાન વૈદ્યે તેને શસ્ત્રથી યોગ્ય રીતે કાપીને પણ તેમાંથી સ્રાવ કરાવવો અને તે પછી વ્રણમાં કહેલ ચિકિત્સાથી તેને રૂઝવવો. લોઢાના વાસણમાં હળદરના રસની અંદર હરડેને પલાળી રાખી તે હરડેને તે જ રસમાં ઘસીને તે કલ્કથી ચિપ્પની ઉપર વારંવાર લેપ કરવો. સીવણનાં સાત કોમળ પાંદડાંઓથી વીંટી દીધેલો માણસોનો ચિપ્પરોગ અવશ્ય શાંત થાય છે. ૮૧-૮૪

### કુનખ કે કુલીરની ચિકિત્સા

श्लेष्मविद्रधिकल्पेन कुनखं समुपाचरेत् ।
नखकोटिप्रविष्टेन टङ्कणेन न शाम्यति ॥
कुनखश्चेत्तदा शैलः सलिले प्लवतेऽपि च ॥ ८५ ॥

अन्वयः—श्लेष्म-विद्रधि-कल्पेन कुनखं समुपाचरेत्, नख-कोटि-प्रविष्टेन टङ्कणेन च कुनखः चेत् न शाम्यति, तदा शैलः अपि सलिले प्लवते ॥

કફથી થયેલા વિદ્રધિની જે ચિકિત્સા કહી છે, તે જ કુનખ ઉપર પણ કરવી; (તેથી કુનખ મટી જાય છે.) નખની અણીની અંદર ટંકણખાર પેસાડવાથી કુનખ જો શાંત ન થાય તો પર્વત પણ પાણીમાં તરે-અર્થાત્ આ ઉપાયથી કુનખ અવશ્ય મટી જાય છે. ૮૫

परिवर्तिकायाः सनिदान लक्षणमाह—

### (૧૮) પરિવર્તિકાનું નિદાન તથા લક્ષણ

मर्दनात् पीडनाद्वापि तथैवाप्यभिघाततः ।
मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरन् ॥ ८६ ॥
तदा वातोपसृष्टं तु तच्चर्म परिवर्तते ।
सवेदनं सदाहं च पाकं च व्रजति क्वचित् ॥ ८७ ॥
मणेरधस्तात्कोषस्तु ग्रन्थिरूपेण लम्बते ।
मारुतागन्तुसम्भूतां विद्यात्तां परिवर्तिकाम् ॥ ८८ ॥
सकण्डूः कठिना चापि सैव श्लेष्मसमन्विता ॥ ८९ ॥

अन्वयः—सर्वतः चरन् वायुः मर्दनात्, अपि वा पीडनात्, तथा एव अभिघाततः अपि यदा मेढ्रचर्म भजते, तदा वात-उपसृष्टं तु तत् चर्म परिवर्तते, सवेदनं सदाहं च (सत्) क्वचित् पाकं च व्रजति। मणेः अधस्तात् कोषः तु ग्रन्थिरूपेण लम्बते, मारुत-आगन्तु-सम्भूतां तां परिवर्तिकां विद्यात्। सा एव श्लेष्मसमन्विता सकण्डूः च कठिना अपि (भवति) ॥

શરીરમાં ચોપાસ ફરતો વાયુ જ્યારે ચોળાવાથી, દબાવાથી કે અભિઘાતથી લિંગની ચામડીમાં આવે છે, ત્યારે વાયુથી દૂષિત થયેલી તે ચામડી અવળી થઈ જાય છે, વેદના અને બળતરાવાળી થાય છે અને

કોઈક સમયે પાકી પણ જાય છે. આમ થતાં લિંગના ટોચકાની નીચે તે ચામડી ગાંઠ જેવા રૂપે લટકવા લાગે છે. આમવાયુ તથા અભિઘાત આદિરૂપ આગંતુક કારણોથી થતો આ રોગ, 'પરિવર્તિકા' જાણવો. આ જ રોગ કફના પણ સંબંધવાળો હોય તો તે ચામડી ચળવાળી તથા કઠણ પણ થાય છે.

૧૮. परिवर्तते मेढ्रचर्म वायुप्रकोपात् अस्यामिति परिवर्तिका–परिपूर्वाद् वृतु वर्तने–ण्वुल्, टाप्, अत इत्वं च–જેમાં વાયુના પ્રકોપથી લિંગ ઉપરની ચામડી અવળી થઈ જાય છે, તે ક્ષુદ્રરોગ પરિવર્તિકા કહેવાય છે.

टीका–अस्यां वातजायामपि पित्तानुबन्धो बोद्धव्यो दाहपाकभावात्। कोपः=चर्मकोपः॥ આ રોગ વાયુથી થાય છે, છતાં તેમાં બળતરા અને પાકવું થવાને લીધે પિત્તનો સંબંધ પણ સમજવો.

### પરિવર્તિકાની ચિકિત્સા

परिवर्तिं घृताभ्यक्तां सुस्विन्नामुपनाहयेत्।
त्रिरात्रं पञ्चरात्रं च वातघ्नैः शाल्वणादिभिः॥९०॥
ततोऽभ्यज्य शनैश्चर्म चानयेत् पीडयेन्मणिम्।
प्रविष्टे चर्मणि मणौ स्वेदयेदुपनाहनैः।
दद्याद्वातहरान्बस्तीन् स्निग्धान्यन्नानि भोजयेत्॥९१॥

अन्वयः–परिवर्तिं घृत–अभ्यक्तां सुस्विन्नां (कृत्वा) त्रिरात्रं च पञ्चरात्रं वातघ्नैः शाल्वण–आदिभिः उपनाहयेत्, ततः चर्म अभ्यज्य शनैः आनयेत्, मणिं पीडयेत्, चर्मणि मणौ प्रविष्टे उपनाहनैः स्वेदयेत्, वातहरान् बस्तीन् दद्यात्, स्निग्धानि अन्नानि भोजयेत्॥

પરિવર્તિકાને ઘી ચોપડી સારી રીતે શેક દઈ ત્રણ રાત કે પાંચ રાત સુધી વાયુને હણનારા શાલ્વણ આદિ કલ્કોનો પાટો બાંધવો. પછી ચામડીને ઘી ચોપડી ધીમેથી લાંબી કરવી અને લિંગના માથાને દબાવવું જેથી માથું ચામડીમાં પેસી જાય; પછી પાટાઓથી સ્વેદન કરી વાયુને હણનારી પિચકારી આપવી તથા રોગીને સ્નિગ્ધ અન્નો જમાડવાં. ૯૦,૯૧

अथावपाटिकालक्षणमाह–

### (૧૯) અવપાટિકાનું નિદાન તથા લક્ષણ

अल्पीयःखां यदा हर्षाद्बलाद्गच्छेत् स्त्रियं नरः।
हस्ताभिघातादथवा चर्मण्युद्वर्तिते बलात्॥९२॥
मर्दनात् पीडनाद्वापि शुक्रवेगाभिघाततः।
यस्यावपाट्यते चर्म तां विद्यादवपाटिकाम्॥९३॥
वातेन कर्कशा रूक्षा सूक्ष्मा कृष्णा रुगन्विता।
पित्तेन पीता रक्ता वा दाहतृष्णासमन्विता॥
श्लेष्मणा कठिना स्निग्धा कण्डूमत्यल्पवेदना॥९४॥

अन्वयः–यदा नरः हर्षात् अल्पीयः–खां स्त्रियं बलाद् गच्छेत्, अथवा हस्त–अभिघातात् बलात् चर्मणि उद्वर्तिते, अपि वा मर्दनात् पीडनात् शुक्र–वेग–अभिघाततः यस्य चर्म अवपाट्यते ताम् अवपाटिकां विद्यात्। (सा) वातेन कर्कशा रूक्षा सूक्ष्मा कृष्णा रुग्–अन्विता, पित्तेन पीता रक्ता वा दाह–तृष्णा–समन्विता, श्लेष्मणा कठिना स्निग्धा कण्डूमती अल्पवेदना (भवेत्)॥

જ્યારે પુરુષ, અતિકામાતુરપણાને લીધે (નાની ઉંમરની હોવાથી) બહુ જ સાંકડી યોનિવાળી સ્ત્રી સાથે બલાત્કારે ગમન કરે અથવા હસ્તમૈથુન વગેરેથી કે હાથનો પ્રહાર થતાં જોરથી લિંગની ચામડી અવળી થઈ જાય અથવા ચોળવાથી કે દબાવવાથી અથવા વીર્યના વેગનો અભિઘાત થવાથી જે પુરુષના લિંગની ચામડી ફાટી જાય, એ 'અવપાટિકા' જાણવી. આ અવપાટિકા વાયુના સંબંધવાળી હોય તો ખરસટ, રૂક્ષ, સૂક્ષ્મ, કાળી તથા વેદનાવાળી થાય છે; પિત્તના સંબંધવાળી હોય તો પીળી અથવા રાતી અને દાહ તથા તરસથી યુક્ત થાય છે; અને જો કફના સંબંધવાળી હોય તો કઠણ, સ્નિગ્ધ, ચળવાળી તથા થોડી વેદનાવાળી થાય છે. ૯૨-૯૪

૧૯. अवपाट्यते मेढ्रचर्म अस्याम् अत्यल्प–योनिच्छिद्रान्वित-स्त्रीगमनादिहेतोरिति-अवपाटिका-'रोगाख्यायां ण्वुल् बहुलम्,' ततष्टाप्, अत इत्वं च–ખૂબ જ નાના છિદ્રવાળી યોનિ ધરાવતી સ્ત્રી સાથે જોરથી મૈથુન કરવું, વગેરે કારણે પુરુષના લિંગની ચામડી જે રોગમાં ફાટી જાય, એ ક્ષુદ્રરોગ 'અવપાટિકા' કહેવાય છે.

टीका–अल्पीयः=अल्पतरं, खं=योनिच्छिद्रं यस्याः ताम्, अवपाट्यते=विदीर्यते॥ (અર્થ ઉપર છે.)

### અવપાટિકાની ચિકિત્સા

स्नेहस्वेदैरिमां वैद्यश्चिकित्सेदवपाटिकाम्॥९५॥

अन्वयः–वैद्यः इमाम् अवपाटिकां स्नेह–स्वेदैः चिकित्सेत्॥

વૈદ્ય આ અવપાટિકાની ચિકિત્સા સ્નેહ તથા સ્વેદનથી કરવી. ૯૫

निरुद्धप्रकशस्य सनिदानं लक्षणमाह–

**(૨૦) નિરુદ્ધપ્રકશનું નિદાન તથા લક્ષણ**

**वातोपसृष्टे मेढ्रे तु चर्म संश्रयते मणिम्।**
**मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च ॥९६॥**
**निरुद्धप्रकशे तस्मिन् मन्दधारमवेदनम्।**
**मूत्रं प्रवर्तते जन्तोर्मणिर्विव्रियते न च।**
**निरुद्धप्रकशं विद्यात् सरुजं वातसम्भवम् ॥९७॥**

अन्वयः–वात-उपसृष्टे मेढ्रे तु चर्म मणिं संश्रयते, चर्म-उपनद्धः मणिः तु मूत्रस्रोतः च रुणद्धि, तस्मिन् निरुद्धप्रकशे जन्तोः मूत्रं मन्दधारम् अवेदनं प्रवर्तते, मणिः च न विव्रियते, निरुद्धप्रकशं वातसम्भवं सरुजं विद्यात् ॥

વાયુના પ્રકોપથી સંબંધ પામેલ લિંગ પર ચામડી ટોચકાંની આડે આવી જાય છે, અને એ કારણે ચામડીથી મઢાઈ ગયેલું ટોચકું મૂત્રનાં સ્રોતને રોકે અને ખુલ્લુ પણ કરે, એ રોગ 'નિરુદ્ધપ્રકશ' કહેવાય છે. આ રોગમાં મૂત્ર ઓછી ધારવાળું તથા વેદના વગરનું વહે છે અને લિંગનું ટોચકું ખુલ્લું થતું નથી. આ વાયુજન્ય અને વેદનાયુક્ત રોગ 'નિરુદ્ધપ્રકશ' જાણવો. ૯૬,૯૭

૨૦. निरुध्यते स्मेति निरुद्धम्, प्रकाश्यते इति प्रकाशं, निरुद्धं च प्रकाशं च मूत्रस्रोतो यस्मिन् रोगे चर्म-उपनद्धेन मणिनेति–निरुद्धप्रकशः, प्रकाशस्थाने 'प्रकश' इति पदमार्षत्वात्–જે રોગમાં વાયુના પ્રકોપથી લિંગનો અગ્રભાગ ચામડીથી ઢંકાઈ જતાં કોઈ વેળા મૂત્રનો માર્ગ રોકાય છે અને કોઈ વેળા ખુલ્લો થાય છે, એ ક્ષુદ્રરોગ 'નિરુદ્ધપ્રકશ' કહેવાય છે.

टीका–'निरुद्धप्रकाश' इत्यस्य स्थाने 'निरुद्धप्रकश' पदमार्षत्वात् ॥ નિરુદ્ધપ્રકાશના બદલે નિરુદ્ધપ્રકશ પ્રયોગ આર્ષ છે.

### નિરુદ્ધપ્રકશની ચિકિત્સા

**निरुद्धप्रकशे नाडीं लौहीमुभयतोमुखीम्।**
**दारवीं वा जतुकृतां घृताक्तां सम्प्रवेशयेत् ॥९८॥**
**परिषिञ्चेद्वसां मज्जां शिशुमारवराहयोः।**
**चक्रतैलं तथा योज्यं वातघ्नद्रव्यसंयुतम् ॥९९॥**
**त्र्यहात् स्थूलतरां सम्यङ् नाडीं मार्गे प्रवेशयेत्।**
**स्रोतो विवर्धयेदेवं स्निग्धमन्नं च भोजयेत्।**
**भित्त्वा वा सेवनीं मुक्त्वा सद्यः क्षतवदाचरेत् ॥१००॥**

अन्वयः–निरुद्धप्रकशे उभयतोमुखीं लौहीं दारवीं वा जतुकृतां नाडीं घृताक्तां (कृत्वा) संप्रवेशयेत्, शिशुमार-वराहयोः वसां मज्जां परिषिञ्चेत्, तथा वातघ्न-द्रव्य-संयुतं चक्रतैलं योज्यम्, त्र्यहात् स्थूलतरां नाडीं मार्गे सम्यक् प्रवेशयेत्, एवं स्रोतः विवर्धयेत्, स्निग्धं च अन्नं भोजयेत्, सेवनीं वा मुक्त्वा भित्त्वा सद्यः क्षतवद् आचरेत् ॥

નિરુદ્ધપ્રકશમાં બન્ને તરફ મોઢાવાળી લોઢાની, લાકડાની કે લાખની બનાવેલી નળીને ઘીથી ખરડેલી કરી નાખવી. પછી તેના ઉપર શિશુમાર તથા સૂવરની ચરબીનું તથા મજ્જાનું અને વાયુને હણનારા પદાર્થોથી યુક્ત ચુકાના તેલનું પણ સિંચન કરવું. ત્રણ-ત્રણ દિવસ વધારે જાડી નળીને માર્ગમાં બરાબર નાખતા જવું અને એ રીતે માર્ગને વધાર્યે જવો. આ ક્રિયા કરીને રોગીને સ્નિગ્ધ અન્ન જમાડવું અથવા સીવણીને છોડી શસ્ત્રથી ચીરીને તરત ક્ષતના જેવી ચિકિત્સા કરવી. (જેથી નિરુદ્ધપ્રકશ મટી જાય છે.) ૯૮-૧૦૦

सनिरुद्धगुदस्य सनिदानं लक्षणमाह–

**(૨૧) સંનિરુદ્ધગુદનું નિદાન તથા લક્ષણ**

**वेगसन्धारणाद्वायुर्विहतो गुदसंश्रितः।**
**निरुणद्धि महत्स्रोतः सूक्ष्मद्वारं करोति च ॥१०१॥**
**मार्गस्य सौक्ष्म्यात् कृच्छ्रेण पुरीषं तस्य गच्छति।**
**संनिरुद्धगुदं व्याधिमेतं विद्यात्सुदुस्तरम् ॥१०२॥**

अन्वयः–वेग-संधारणात् विहतः गुदसंश्रितः वायुः महत् स्रोतः निरुणद्धि, सूक्ष्मद्वारं च करोति, तस्य मार्गस्य सौक्ष्म्यात् पुरीषं कृच्छ्रेण गच्छति, एतं सुदुस्तरं व्याधिं संनिरुद्धगुदं विद्यात् ॥

વેગોને રોકવાથી અભિઘાત પામેલો ગુદામાં રહેલો વાયુ ગુદાના દ્વારને રોકે છે અને નાના દ્વારવાળું કરી નાખે છે; જેથી માર્ગ સાંકડો થતાં વિષ્ઠા માંડ માંડ નીકળે છે; આ મટવો મુશ્કેલ 'સંનિરુદ્ધગુદ' નામનો વ્યાધિ જાણવો. ૧૦૧,૧૦૨

૨૧. संनिरुद्धं गुदं वेगसंधारणेन विहत–वायुना यस्मिन् स संनिरुद्धगुदः–વિષ્ઠાનો વેગ રોકવાથી કોપેલો વાયુ, ગુદાના દ્વારને જેમાં રોકે છે, એ ક્ષુદ્રરોગ 'સંનિરુદ્ધગુદ' કહેવાય છે.

### સન્નિરુદ્ધગુદની ચિકિત્સા

**संनिरुद्धगुदे तैलैः सेको वातहरैर्हितः ।**
**तथा निरुद्धप्रकशक्रियाऽपि कथिताऽथवा ॥ १०३**

अन्वयः—सनिरुद्धगुदे वातहरैः तैलैः सेकः हितः, अथवा निरुद्धप्रकशक्रिया अपि तथा कथिता ॥

સન્નિરુદ્ધગુદમાં વાયુનાશક તેલોથી સિંચન કરવું અથવા નિરુદ્ધપ્રકશની ચિકિત્સા પણ હિતકારી કહેલ છે. ૧૦૩

वृषणकच्छूलक्षणमाह—

**(૨૨) વૃષણકચ્છૂનું નિદાન તથા લક્ષણ**

**स्नानोत्सादनहीनस्य मलो वृषणसंस्थितः ।**
**प्रक्लिद्यते यदा स्वेदात्कण्डूं जनयते तदा ॥१०४॥**
**ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः स्रावश्च जायते ।**
**प्राहुर्वृषणकच्छूं तां श्लेष्मरक्तप्रकोपजाम् ॥ १०५॥**

अन्वयः—स्नान-उत्सादनहीनस्य वृषण-संस्थितः मलः यदा स्वेदात् प्रक्लिद्यते, तदा कण्डूं जनयते, ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः च स्रावः जायते, तां श्लेष्म-रक्त-प्रकोपजां वृषणकच्छूं प्राहुः ॥

સ્નાન અને શરીરને ચોળી સાફ નહિ કરનાર પુરુષના વૃષણોની ઉપર રહેલો મેલ જ્યારે પરસેવાથી પલળે છે, ત્યારે તે ચળ કરે છે; પછી ખંજવાળવાથી તરત ફોલ્લો અને સ્રાવ થાય છે; એ રોગને કફ તથા લોહીના પ્રકોપથી થયેલ 'વૃષણકચ્છૂ' કહે છે. ૧૦૪,૧૦૫

૨૨. स्नानादिरहितस्य वृषणे कच्छुः स्वेदप्रक्लिन्नमलजा श्लेष्मरक्तप्रकोपजा चेति वृषणकच्छूः—સ્નાન આદિ સફાઈ નહિ કરતા માણસના વૃષણ ઉપરનો મેલ પરસેવાથી પલળતાં અને કફનો પ્રકોપ તથા લોહી-વિકાર થતાં ચળ આવે છે, તે ક્ષુદ્રરોગ વૃષણકચ્છૂ કહેવાય છે.

टीका—उत्सादन=उद्वर्तन; मलः='मैलि' इति लोके, प्रक्लिद्यते=आर्द्रो भवति ॥ (આનો અર્થ ઉપર છે.)

### વૃષણકચ્છૂની ચિકિત્સા

**सर्जाह्वकुष्ठसैन्धव,—सितसिद्धार्थैः प्रकल्पितो योगः**
**उद्वर्तनेन नियतं, शमयति वृषणस्य कण्डूतिम् ॥१०६**
**भिषग् वृषणकच्छूं तु चिकित्सेत्पामरोगवत् ।**
**अहिपूतननिर्दिष्टक्रिययाऽपि च तां हरेत् ॥१०७॥**

अन्वयः—सर्जाह्व-कुष्ठ-सैन्धव-सितसिद्धार्थैः प्रकल्पितः योगः उद्वर्तनेन नियतं वृषणस्य कण्डूतिं शमयति, भिषक् वृषणकच्छूं तु पामरोगवत् चिकित्सेत् च अहिपूतननिर्दिष्टक्रियया अपि तां हरेत् ॥

રાળ, કઠ, સિંધવ અને ધોળા સરસવને મિશ્ર વાટી વૃષણ ઉપર ચોળવાથી વૃષણકચ્છૂને તે અવશ્ય શમાવે છે. વૈદ્યે વૃષણકચ્છૂની ચિકિત્સા ખસના જેવી કરવી અથવા નીચેના અહિપૂતન-રોગની ચિકિત્સાથી પણ એ વૃષણ-કચ્છૂ મટાડવી. ૧૦૬,૧૦૭

अहिपूतनस्य लक्षणमाह—

**(૨૩) અહિપૂતનનું નિદાન તથા લક્ષણ**

**शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् ।**
**स्विन्नस्यास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ॥१०८**
**कण्डूयनाच्चतः क्षिप्रं स्फोटः स्रावश्च जायते ।**
**एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥ १०९ ॥**

अन्वयः—शकृत्-मूत्र-समायुक्ते शिशोः अपाने अधौते, स्विन्नस्य अस्नाप्यमानस्य रक्त-कफ-उद्भवा कण्डूः (भवति), ततः कण्डूयनात् क्षिप्रं स्फोटः च स्रावः जायते, व्रणैः एकीभूतं तं घोरम् अहिपूतनं विद्यात् ॥

મૂત્ર તથા વિષ્ઠાથી યુક્ત થયેલી બાળકની ગુદા બરાબર ધોવામાં ન આવે અને પરસેવો વળ્યા છતાં બાળકને નવડાવવામાં ન આવે તો લોહી તથા કફના પ્રકોપથી ચળ થાય છે, અને તેના લીધે ખંજવાળવાથી તરત ફોલ્લીઓ તથા સ્રાવ થાય છે; જેમાંથી થયેલાં વ્રણો એકઠાં થઈ (સર્પ જેવાં) ભયંકર થઈ પડે છે, એ રોગને 'અહિપૂતન' જાણવો. ૧૦૮,૧૦૯

૨૩. आ-समन्तात् हन्ति,—हन हिंसागत्योः—'आङि श्रिहनिभ्यां ह्रस्वश्च'—(उणा. ४-१३८) इतीन् डित्, ततश्च अहिवद् घोरं, पूयत इति पूतन-शिशोः कण्डू-जन्य-स्फोट-स्राव-व्रण-दौर्गन्ध्य-प्रसर्पणम्-अहिपूतनम्-સ્નાનાદિથી સાફ નહિ રાખેલ બાળકને લોહી તથા કફના પ્રકોપથી થતી ચેળમાંથી ફોલ્લા, સ્રાવ અને વ્રણોરૂપે ફેલાઈને જે સર્પ જેવો ભયંકર થઈ પડે છે, તે ક્ષુદ્રરોગ 'અહિપૂતન' કહેવાય છે

### અહિપૂતનની ચિકિત્સા

**तत्र संशोधनैः पूर्वं धात्रीस्तन्यं विशोधयेत् ।**
**त्रिफलाखदिरक्वाथैर्व्रणानां क्षालनं हितम् ॥**
**शङ्खसौवीरयष्ट्याह्वैर्लेपः कार्योऽहिपूतने ॥११०॥**

अन्वयः—तत्र पूर्वं संशोधनैः धात्री-स्तन्य विशोधयेत्, त्रिफला-खदिर-क्वाथैः व्रणानां क्षालनं हितम् (भवति), अहिपूतने शंख-सौवीर-यष्ट्याह्वैः लेपः कार्यः॥

તે અહિપૂતન થયેલ હોય તો પ્રથમ

સંશોધનોથી માતાનું દૂધ શુદ્ધ કરવું; પછી હરડે, બહેડા, આમળા તથા કાથાના કવાથથી વ્રણ ધોવા; તેમ જ શંખનું ચૂર્ણ, સૌવીર તથા જેઠીમધનો લેપ કરવો ૧૧૦

गुदभ्रंशस्य सनिदानं लक्षणमाह-

### (૨૪) ગુદભ્રંશ (આમણ)નું લક્ષણ તથા નિદાન

प्रवाहिकातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः।
रूक्षदुर्बलदेहस्य गुदभ्रंशं तमादिशेत्॥ १११॥

अन्वय-रूक्षदुर्बलदेहस्य गुदं प्रवाहिका-अति साराभ्यां बहिः निर्गच्छति, तं गुदभ्रंशम् आदिशेत्॥

જેનું શરીર રૂક્ષ તથા દુર્બલ હોય તેની ગુદા, ઝાડાના સમયે જોર કરવાથી અને અતિસારથી બહાર નીકળે છે, એ રોગને 'ગુદભ્રંશ' કહેવો. ૧૧૧

૨૪ गुदस्य भ्रंशः-बहिर्निर्गमनं रूक्ष-दुर्बलदेहस्य प्रवाहिका-अतिसाराभ्यामिति गुदभ्रंशः-જે માણસ શરીરે રૂક્ષ તથા દુર્બળ હોય, તે ઝાડે જતી વેળા ખૂબ જોર કરે અને તેવા માણસને અતિસારનો રોગ થયો હોય તો તેની ગુદા જે બહાર નીકળી પડે, તે ક્ષુદ્રરોગ ગુદભ્રંશ કહેવાય છે

### ગુદભ્રંશની ચિકિત્સા

गुदभ्रंशे गुदं स्विन्नं स्नेहेनाक्तं प्रवेशयेत्।
प्रविष्टं रोधयेद् यत्नाद् गव्यसच्छिद्रचर्मणा॥११२॥

अन्वय-गुदभ्रंशे स्विन्नं स्नेहेन अक्तं गुदं प्रवेशयेत्, प्रविष्टं (च) गव्य-सच्छिद्र-चर्मणा यत्नात् रोधयेत्॥

ગુદાને શેક દઈ ઘી કે તેલથી ખરડીને અંદર પેસાડી દેવી અને પેસાડ્યા પછી છિદ્રોવાળા ગાયના ચામડાથી યત્નપૂર્વક તેને રોકી દેવી. ૧૧૨

### ખાતરી કરેલી સચોટ ચિકિત્સા

पद्मिन्याः कोमलं पत्रं यः खादेच्छर्करान्वितम्।
एतन्निश्चित्य निर्दिष्टं न तस्य गुदनिर्गमः॥११३॥
मूषकाणां वसाभिर्वा गुदभ्रंशे प्रलेपनम्।
सुस्विन्नमूषिकामांसेनाथवा स्वेदयेद् गुदम्॥११४॥
वृक्षाम्लानलचाङ्गेरीबिल्वपाठायवाग्रजम्।
तक्रेण शीलयेत् पायुभ्रंशार्तोऽनलदीपनम्॥११५॥

अन्वय.-यः पद्मिन्याः कोमलं पत्रं शर्करा-अन्वितं खादेत्, तस्य गुदनिर्गमः न (भवेत्), एतत् निश्चित्य निर्दिष्टम्। मूषकाणां वसाभिः वा गुदभ्रंशे प्रलेपनं (कुर्यात्), अथवा सुस्विन्नमूषिकामांसेन गुदं स्वेदयेत्। पायु-भ्रंश-आर्तः अनल-दीपनं वृक्षाम्ल-अनल-चाङ्गेरी-बिल्व-पाठा-यवाग्रजं तक्रेण शीलयेत्॥

જે માણસ કમળના છોડના કોમળ પાદડા સાકરની સાથે ખાય, તેની આમણ નીકળતી બંધ પડે છે; અથવા ઊંદરની ચરબીથી આમણ ઉપર લેપ કરવો, અથવા બાફેલા ઊંદરના માંસ વડે ગુદા પર શેક કરવો (તેથી પણ આમણ નીકળતી બંધ થાય છે). આમણ નીકળવાથી પીડાતા રોગીએ અગ્નિને પ્રદીપ્ત કરનાર કોકમ, ચિત્રક, ખાટી લૂણી, બીલાનો ગર્ભ અને જવખાર છાશમાં વાટી પીવાનો અભ્યાસ રાખવો. ૧૧૩-૧૧૫

### મૂષક-તૈલ

मूषकां दशमूलानि गृह्णीयादुभयं समम्।
तयोः क्वाथेन कल्केन पचेत्तैलं यथोदितम्॥११६॥
अभ्यङ्गात्तस्य तैलस्य गुदभ्रंशो विनश्यति।
विनश्यति तथाऽनेन गुदशूलं भगन्दरम्॥११७॥

अन्वय.-मूषकां दशमूलानि उभयं समम् (आदाय) तयोः क्वाथेन कल्केन यथोदितं तैलं पचेत्, तस्य तैलस्य अभ्यङ्गात् गुदभ्रंशः विनश्यति, तथा अनेन गुदशूलं भगन्दरं विनश्यति॥

ઉંદર અને દશમૂલ (બૃહત્પંચમૂલ અને લઘુપંચમૂલ) એ બન્નેને સમભાગે લઈ તેના ક્વાથ અને કલ્કથી વિધિ પ્રમાણે તેલ પકાવવું, એ તેલના માલિશથી ગુદભ્રંશ, ગુદશૂલ તથા ભગંદર પણ મટી જાય છે. ૧૧૬,૧૧૭

शूकरदंष्ट्रकलक्षणमाह-

### (૨૫) શૂકરદંષ્ટ્રનું લક્ષણ

सदाहो रक्तपर्यन्तस्त्वक्पाकी तीव्रवेदनः।
कण्डूमान् ज्वरकारी च स स्याच्छूकरदंष्ट्रकः॥११८॥

अन्वय-(यः गुदभ्रंशः) सदाहः रक्त-पर्यन्तः त्वक्पाकी तीव्रवेदनः कण्डूमान् च ज्वरकारी स्यात् स शूकरदंष्ट्रकः (कथ्यते)॥

જે ગુદભ્રંશ બળતરાવાળો, રાતા છેડાવાળો, પાકેલી ચામડીવાળો, તીવ્ર વેદનાવાળો, ચળવાળો અને જ્વર કરનાર હોય તે 'શૂકરદંષ્ટ્ર' કહેવાય છે. ૧૧૮

૨૫ शूकरस्य दंष्ट्रा इव दंष्ट्राकारो यस्य सः-शूकर दंष्ट्रः-उष्ट्रमुखादिवत् समासः-જેનો આકાર ભૂંડની

દાઢ જેવો હોય છે, તેવો ગુદભ્રંશનો જ એક ભેદ ક્ષુદ્રરોગ શૂકરદંષ્ટ્ર કહેવાય છે.

टीका–सः=गुदभ्रंशः ॥

### શૂકરદંષ્ટ્રની ચિકિત્સા

**भृङ्गराजकमूलस्य रजन्या सहितस्य च ।**
**चूर्णं तु सहसा लेपाद् वाराहद्विजनाशनम् ॥११९॥**
**राजीवमूलकल्कः, पीतो गव्येन सर्पिषा प्रातः ।**
**शमयति शूकरदंष्ट्रं, दंष्ट्रोद्भूतं ज्वरं घोरम् ॥१२०॥**
**रजनी मार्कवं मूलं पिष्टं शीतेन वारिणा ।**
**तल्लेपाद्धन्ति वीसर्पं वाराहदशनाह्वयम् ॥१२१॥**

अन्वयः–रजन्या सहितस्य च भृङ्गराजकमूलस्य चूर्णं तु लेपात् सहसा वाराहद्विजनाशनं (करोति) ॥ प्रातः राजीवमूलकल्कः गव्येन सर्पिषा पीतः (सन्) शूकरदंष्ट्रं (च) दंष्ट्रोद्भूतं घोरं ज्वरं शमयति ॥ रजनी (च) मार्कवं मूलं शीतेन वारिणा पिष्टं तल्लेपात् वीसर्पं वाराहदशन–आह्वयं हन्ति ॥

હળદર સહિત ભાંગરાનાં મૂળિયાંના ચૂર્ણનો લેપ કરવાથી શૂકરદંષ્ટ્રને તરત જ તે મટાડે છે. પ્રાતઃકાળે કમળનાં મૂળનો કલ્ક ગાયના ઘીની સાથે પીધો હોય તો તે શૂકરદંષ્ટ્રને અને તેથી થયેલા ઘોર જ્વરને શાંત કરે છે. હળદર અને ભાંગરાનાં મૂળને ટાઢા પાણીમાં વાટી તેનો લેપ કરવાથી વીસર્પ અને શૂકર-દંષ્ટ્રનો તે નાશ કરે છે. ૧૧૯–૧૨૧

अनुशयीलक्षणमाह–

### (૨૬) અનુશયીનું લક્ષણ

**गम्भीरामल्पशोथां च सवर्णामुपरिस्थिताम् ।**
**पादस्यानुशयीं तां तु विद्यादन्तःप्रपाकिनीम् ॥१२२**

अन्वयः–अन्तःप्रपाकिनीं गम्भीराम् अल्पशोथां सवर्णां पादस्य उपरिस्थितां तां तु अनुशयीं विद्यात् ॥

અંદર પાકવાળી અને તે જ કારણે ગંભીર થોડા સોજાવાળી, પગ જેવા જ વર્ણવાળી જે ફોલ્લી પગની ઉપર થાય, તેને 'અનુ-શયી' જાણવી. ૧૨૨

૨૬. अनुपादसदृशवर्णेव शेते पादस्योपरि या सा अनुशयी, अनुपूर्वकात् शीङ् स्वप्ने–अन्, गौरादित्वाच्च ङीष्–જે ફોલ્લી પગના જેવા જ રંગવાળી પગની ઉપર થાય છે, તે ક્ષુદ્રરોગ અનુશયી કહેવાય છે.

टीका–अत्र 'पिडका'मिति विशेष्यपदमध्याहरणीयम् । गम्भीरा–अन्तःपाकेन ॥ (અર્થ ઉપર છે.)

### અનુશયીની ચિકિત્સા

**हरेदनुशयीं वैद्यः क्रियया श्लेष्मविद्रधेः ॥१२३॥**

अन्वयः–वैद्यः श्लेष्मविद्रधेः क्रियया अनुशयीं हरेत् ॥

વૈદ્યે કફવિદ્રધિની ચિકિત્સાથી અનુશયીને મટાડવી. ૧૨૩

अलसस्य लक्षणमाह–

### (૨૭) અલસનું લક્ષણ

**क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहरुजान्वितौ ।**
**दुष्टकर्दमसंस्पर्शादलसं तं विभावयेत् ॥१२४॥**

अन्वयः–दुष्टकर्दमसंस्पर्शात् पादौ क्लिन्न–अङ्गुलि–अन्तरौ कण्डूदाहरुजान्वितौ (स्याताम्) तम् अलसं भावयेत् ॥

સડેલા કાદવના સ્પર્શથી બન્ને પગ આંગ-ળીઓની વચ્ચે ક્લેદ, ચળ અને બળતરાથી યુક્ત થાય, એ રોગને 'અલસ' જાણવો. ૧૨૪

૨૭. न लसति–न श्लिष्यति पादयुग्मं यस्मिन् रोगे कण्डूदाहक्लिन्नाङ्गुल्यन्तरमिति अलसः–लस श्लेषणे–अच्–જેમાં બેય પગ ખરાબ કાદવના સ્પર્શથી ચળ, દાહ તથા આંગળીઓની વચ્ચે ક્લેદવાળા થઈ જમીન પર મંડાતા નથી, તે ક્ષુદ્રરોગ અલસ કહેવાય છે.

टीका–अलस='कन्दई' इति लोके ॥

### અલસની ચિકિત્સા

**पादौ सिक्त्वाऽऽरनालेन लेपनं त्वलसे हितम् ।**
**पटोलकुनटीनिम्बरोचनामरिचैस्तिलैः ॥१२५॥**
**क्षुद्रास्वरससिद्धेन कटुतैलेन लेपयेत् ।**
**ततः कासीसकुनटीतिलचूर्णैर्विचूर्णयेत् ॥१२६॥**

अन्वयः–आरनालेन पादौ सिक्त्वा लेपनं तु अलसे हितम्, पटोलकुनटीनिम्बरोचनामरिचैः क्षुद्रास्वरस-सिद्धेन कटुतैलेन (अलस) लेपयेत्, ततः कासीसकुनटी-तिलचूर्णैः विचूर्णयेत् ॥

આરનાલથી પગ ઉપર સિંચન કરીને લેપન કરવું એ અલસ ઉપર હિતકારી થાય છે. કડવાં પરવળ, મનશિલ, લીંબડો, ગોરો-ચના, મરી, તલ અને ભોરીંગણીના સ્વરસથી પકાવેલા સરસિયા તેલથી અલસ ઉપર લેપ કરવો અને પછી હીરાકશી, મનશિલ અને તલનું ચૂર્ણ ભભરાવવું. ૧૨૫,૧૨૬

टीका–विचूर्णयेत्=अवधूलयेत् ॥ (અર્થ ઉપર છે.)

### કરંજનાં બીજ આદિનો લેપ

**करञ्जबीजं रजनी कासीसं पद्मकं मधु ।**
**रोचना हरितालं च लेपोऽयमलसे हितः ॥१२७॥**

अन्वयः-करञ्जबीजं रजनी कासीसं पद्मकं मधु रोचना च हरितालम्-अयं लेपः अलसे हितः (स्यात्) ॥

કરંજનાં બીજ, હળદર, હીરાકશી, પદ્મકાષ્ઠ, મધ, ગોરોચના અને હરતાલનો લેપ અલસ ઉપર હિતકારી થાય છે. ૧૨૭

दारीलक्षणमाह-

### (૨૮) દારીનું કે વાઢિયાનું લક્ષણ

**परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः ।**
**पादयोः कुरुते दारीं सरुजां तलसंश्रिताम् ॥१२८॥**

अन्वयः-परिक्रमणशीलस्य (जनस्य) अत्यर्थरूक्षयोः पादयोः वायुः तलसंश्रितां सरुजां दारीं कुरुते ॥

જેને ફરવાની બહુ જ ટેવ હોય તે માણસના અત્યંત રૂક્ષ થઈ ગયેલા બન્ને પગના તળામાં વાયુ, વેદનાવાળી ચીરાડ કે ફાટને ઉત્પન્ન કરે છે. ૧૨૮

૨૮. दीर्यते दरण वा वायुजन्य पादतलयोः-दारी, दॄ विदारणे-घञ्, गौरादित्वाद् ङीष्-વાયુને લીધે પગનાં બન્ને તળિયાંમાં ચીરાડ થાય છે, તે ક્ષુદ્રરોગ દારી-વાઢિયા કહેવાય છે.

*टीका-दारी='बीवाई' इति लोके ॥*

### દારીની ચિકિત્સા

**पाददार्यां शिरां प्राज्ञो मोचयेत्तलशोधिनीम् ।**
**स्नेहस्वेदोपपन्नौ तु पादौ वा लेपयेन्मुहुः ।**
**मधूच्छिष्टवसामज्जाघृतैः क्षारविमिश्रितैः ॥१२९॥**

अन्वयः-प्राज्ञः पाददार्यां तलशोधिनीं शिरां मोचयेत् ॥ वा स्नेहस्वेदउपपन्नौ पादौ मधूच्छिष्टवसा-मज्जाघृतैः क्षारविमिश्रितैः मुहुः लेपयेत् ॥

વિદ્વાન વૈદ્યે પગની ચીરાડના રોગમાં પગનાં તળિયાંને સાફ કરવા નસ ખોલાવી લોહી કઢાવવું, અથવા પગનું સ્નેહન તથા સ્વેદન કર્યા પછી મધ, ચરબી, મજ્જા અને ઘીને જવખારથી મિશ્ર કરી તેનો વારંવાર લેપ કરવો. ૧૨૯

टीका-अत्र वसा मज्जा च सामान्यतश्छागादीनां विशेषानभिधानतः, उक्तं च-मदनपाले-'मेदो मज्जा वसा ज्ञेया ग्राम्यानूपौदकोद्भवा । स्नेहोऽस्थ्नः शुचिरेव स्यात्स मज्जा कथितो बुधैः' । वसा=शुद्धमांसभवः स्नेहः, क्षारः =यवक्षारः ॥ અહીં ચરબી તથા મજ્જા, સામાન્ય તરીકે બકરાં વગેરે જાનવરોની લેવી. મદનપાલે કહ્યું છે કે 'મેદ, મજ્જા તથા ચરબી ગ્રામ્ય પશુઓની, જલપ્રાય પ્રદેશનાં પ્રાણીઓની અને જલચર પ્રાણીઓની લેવી. હાડકાંની અંદરનો જે ચોખ્ખો સ્નેહ તેને વિદ્વાનોએ 'મજ્જા' કહેલ છે.' શુદ્ધ માંસનો સ્નેહ તે વસા કહેવાય છે.

**सर्जाह्वसिन्धूद्भवयोश्चूर्णं घृतमधुप्लुतम् ।**
**निर्मथ्य कटुतैलाक्तं हितं पादप्रमार्जने ॥ १३० ॥**
**मधुसिक्थकगैरिक,-घृतगुडमहिषाक्षशाल-निर्यासैः । गैरिकसहितैर्लेपः पादस्फुटनापहः सिद्धः ॥ १३१ ॥**

अन्वयः-सर्जाह्वसिन्धूद्भवयोः चूर्णं घृतमधुप्लुतं निर्मथ्य कटुतैलाक्तं पादप्रमार्जने हितं (स्यात्) ॥ मधु-सिक्थकगैरिकघृतगुडमहिषाक्षशालनिर्यासैः गैरिक-सहितैः लेपः पादस्फुटन-अपहः सिद्धः ॥

રાળ તથા સિંધવના ચૂર્ણને ઘીમાં તથા મધમાં ખૂબ મથી તેમાં સરસિયુ તેલ નાખી પગ પર ઘસવું તે પગના ફાટવા પર હિતકારી થાય છે; તેમ જ મીણ, શિલાજિત, ઘી, ગોળ, લેસા ગૂગળ, રાળ અને સોનાગેરુને મિશ્ર કરી લેપ કરવો, તે પગનું ફાટવું મટાડનાર તરીકે સિદ્ધ થયેલ છે. ૧૩૦,૧૩૧

टीका-मधुसिक्थकं='मेण' इति लोके, प्रथम गैरिकं=शिलाजतु, द्वितीय गैरिकं='गेरु' इति लोके, शालनिर्यासः=રાળ: ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### ઉન્મત્ત કે ધંતૂરાનાં બીજનું તેલ

**उन्मत्तकस्य बीजेन मानकक्षारवारिणा ।**
**विपक्वं कटुतैलं तु हन्याद्दारीं न संशयः ॥ १३२ ॥**

अन्वयः-उन्मत्तस्य बीजेन मानकक्षारवारिणा विपक्वं कटुतैलं तु दारीं हन्यात्, न संशयः ॥

ધંતૂરાનાં બી અને માનકંદની ભસ્મના જળથી પકાવેલું સરસિયુ તેલ પગની ફાટ મટાડે છે, એમાં સંશય નથી. ૧૩૨

कदरस्य लक्षणमाह-

### (૨૯) કદર(કપાશિયા)નું લક્ષણ

**शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः ।**
**ग्रन्थिः कोलवदुत्सन्नो जायते कदरस्तु सः ॥१३३॥**

अन्वयः-शर्करा-उन्मथिते वा कण्टक-आदिभिः क्षते पादे कोलवत् उत्सन्नः (यः) ग्रन्थिः जायते, सः कदरः (कथ्यते) ॥

રેતીથી ખૂબ મથિત થયેલા અથવા કાંટા વગેરેથી ઘવાયેલા પગમાં નાના બોર જેવડી જે ગાંઠ ઉત્પન્ન થાય છે, એ 'કદર' કહેવાય છે.

૨૯. कुत्सितम् इयर्ति-प्राप्नोति कण्टकादिक्षतेनेति कदरः, ऋ गतौ-अच्-જે કાંટા વગેરેથી ખરાબ રીતે વીંધાયાથી કે ઘવાયાથી મરેલી ચામડીરૂપે પ્રાપ્ત થાય છે, તે કપાશિયાનો ક્ષુદ્રરોગ 'કદર' કહેવાય છે.

टीका-शर्कराऽत्र=वालुका, कोलवत्=क्षुद्रबदरवत्, उत्सन्नः=उद्गतः ॥ (આનો અર્થ ઉપર છે.)

### કદરની ચિકિત્સા

**दहेत्कदरमुद्धृत्य तैलेन दहनेन वा ॥ १३४ ॥**

अन्वयः-कदरम् उद्धृत्य तैलेन वा दहनेन दहेत् ॥

**કદરને શસ્ત્રથી કાઢી નાખી ઊના તેલથી કે અગ્નિથી બાળી નાખવું. ૧૩૪**

तिलकालकमाह-

### (૩૦) તિલકાલક(તલ)નું લક્ષણ

**कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च।**
**वातपित्तकफोद्रेकात्तान्विद्यात्तिलकालकान् ॥१३५**

अन्वयः-वातपित्तकफउद्रेकात् कृष्णानि तिल-मात्राणि नीरुजानि च समानि (यानि जायन्ते), तान्, तिलकालकान् विद्यात् ॥

**વાયુ, પિત્ત તથા કફના પ્રકોપથી કાળાં, તલ જેવડાં તેમજ પીડા અને ઊંચાઈ વિનાનાં જે ચાઠાં થાય છે, એ 'તિલકાલક' જાણવા.**

૩૦. कालाश्च ते तिला इव-दोषत्रयोद्भूताः तिल-कालाः, ततः स्वार्थे कन्-ત્રણે દોષના પ્રકોપથી કાળા તલ જેવાં જે ચાઠાં થાય છે તે 'તિલકાલક' નામનો ક્ષુદ્રરોગ કહેવાય છે

टीका-समानि=अनुन्नतानि, अत्र 'तिल' इति लोके॥ (આનો અર્થ ઉપર છે.)

मशकमाह-

### (૩૧) મશક(મસા)નું લક્ષણ

**अवेदनं स्थिरं चैव यत्त गात्रे प्रदृश्यते।**
**माषवत्कृष्णमुत्सन्नं मलिनं मशकं दिशेत् ॥१३६॥**

अन्वयः-गात्रे तु यत् माषवत् कृष्णम् उत्सन्नं मलिनं स्थिरम् एव च प्रदृश्यते (तत्) मशकं दिशेत् ॥

**પરંતુ શરીર પર અડદ જેવું કાળું, ઊંચું, મેલું, વેદના વગરનું અને સ્થિર જે થાય છે, તે 'મશક' કહેવાય છે. ૧૩૬**

૩૧. मशति-दृष्टो भवति माषवत् कृष्णो गात्रे, मश शब्दे-अच्, स्वार्थिकश्च कन्-શરીર પર અડદ જેવો કાળો જે દેખાય છે, તે 'મસો કે મશક' કહેવાતો ક્ષુદ્રરોગ.

टीका-स्थिरम्=अचलम्, अवेदनं=वेदनारहितम्, 'मशाक' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

जतुमणिमाह-

### (૩૨) જતુમણિ(લાખાં)નું લક્ષણ

**सममुत्सन्नमरुजं मण्डलं कफरक्तजम्।**
**सहजं लक्ष्म चैकेषां लक्ष्यो जतुमणिश्च सः ॥१३७॥**
**कृष्णः स्निग्धो जतुमणिर्ज्ञेयः श्लेष्मोत्तरैस्त्रिभिः।**
**मरुजं त्वपरे रक्तं लक्ष्मेत्याहुर्भिषग्वराः। १३८॥**

अन्वय-समम् उत्सन्नम् अरुजं कफरक्तजं मण्ड-लम्, एकेषां च सहज लक्ष्म लक्ष्यः स च जतुमणिः (कथ्यते), कृष्णः स्निग्धः जतुमणिः श्लेष्म-उत्तरैः त्रिभिः ज्ञेयः, अपरे तु भिषग्वराः 'अरुजं रक्तं लक्ष्म' इति आहुः ॥

**શરીરના જેવા વર્ણવાળું, કાંઈક ઊંચું અને કફ તથા લોહીના પ્રકોપવાળું જે મંડલ થાય છે, તે અને કેટલાક માણસોને જન્મની સાથે જ એવું ચિહ્ન હોય છે, તે 'જતુમણિ' કહેવાય છે. કેટલાક આચાર્યો જતુમણિને કાળા રંગનું, સ્નિગ્ધ તથા કફની અધિકતા-વાળા ત્રણે દોષોથી થયેલ જાણવું, એમ કહે છે; જ્યારે બીજા કેટલાક શ્રેષ્ઠ વૈદ્યો પીડા-વગરના તથા લાલ રંગના એ જતુમણિને 'લક્ષ્મ' એ નામે અલગ જણાવે છે. ૧૩૭,૧૩૮**

૩૨. जतुवर्णः मणिः इव यो जायते कफरक्तप्रको-पात्-मण्डलरूप. सहजो वा लक्ष्मरूपः स जतुमणिः-લાખ જેવા રંગનો જાણે મણિ હોય તેવા મંડલરૂપે જે કફ તથા લોહીના પ્રકોપથી થાય છે, તે ક્ષુદ્ર રોગ 'જતુ-મણિ-લાખાં' નામે કહેવાય છે.

टीका-समं=समवर्णम्, उत्सन्नं=किञ्चिदुन्नतं सहजं= शरीरेण सह जातम्, एवंविध यन्मण्डलं स जतुमणि-र्लक्ष्यः, लक्ष्म चैकेषामिति-एकेषामाचार्याणां मते तन्म-ण्डलं लक्ष्मसंज्ञं च, लक्ष्म='लछुन' इति लोके। अपरे पुनर्जतुमणिलक्ष्मणोर्भेदक लक्षणमाहुः-कृष्ण इत्यादि। (આ ટીકાનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે.)

### તિલકાલક, મશક તથા જતુમણિની ચિકિત્સા

**चर्मकीलं जतुमणिं मशकांस्तिलकालकान्।**
**उत्कृत्य शस्त्रेण दहेत् क्षाराग्निभ्यामशेषतः ॥१३९**

अन्वयः-चर्मकीलं जतुमणि मशकान् तिलकालकान् शस्त्रेण उत्कृत्य क्षार-अग्निभ्याम् अशेषतः दहेत्॥

ચર્મકીલ, જતુમણિ, મસો અને તલને શસ્ત્રથી કાપવાં અને ક્ષાર તથા અગ્નિથી સંપૂર્ણ રીતે બાળી નાખવાં. ૧૩૯

न्यच्छमाह-

### (૩૩) ન્યચ્છનું લક્ષણ

**मण्डलं महदल्पं वा श्यावं वा यदि वा सितम्।**
**सहजं नीरुजं गात्रे न्यच्छं तदभिधीयते ॥ १४० ॥**

अन्वयः-महत् वा अल्प श्यावं वा सितं सहजं नीरुजं गात्रे (यत्) मण्डल तत् न्यच्छम् अभिधीयते ॥

મોટું અથવા નાનું, કાળું અથવા ધોળું, શરીરની સાથે થયેલું અને વેદના વગરનું જે મંડળ શરીર પર થાય છે, તે 'ન્યચ્છ' કહેવાય છે. ૧૪૦

૩૩. नितराम् अच्छ-स्पष्ट गात्रे इति न्यच्छम्-શરીર પર જે અતિ સ્પષ્ટ સહજ મંડળ થાય છે, તે 'ન્યચ્છ' નામે ક્ષુદ્રરોગ કહેવાય છે.

### ન્યચ્છની ચિકિત્સા

**शिरावेधैः प्रलेपैश्च तथाऽभ्यङ्गैरुपाचरेत्।**
**न्यच्छं लिम्पेत्पयः पिष्टैः कल्कैः क्षीरतरूद्भवैः ॥१४१**
**त्रिभुवनविजयापत्रं,मूलं स्थविरस्य शिंशिपा चैभिः।**
**उद्वर्तनं विरचितं, न्यच्छव्यङ्गापहं सिद्धम् ॥१४२॥**

अन्वयः-शिरावेधैः च प्रलेपैः तथा अभ्यङ्गैः न्यच्छम् उपाचरेत्, पयःपिष्टैः क्षीरतरु-उद्भवैः कल्कैः लिम्पेत्, त्रिभुवनविजयापत्र स्थविरस्य मूलं च शिंशपा, एभिः विरचितम् उद्वर्तन न्यच्छ-व्यङ्ग-अपह सिद्धम् ॥

નસનો વેધ, પ્રલેપ અને માલિશથી તે ન્યચ્છની ચિકિત્સા કરવી; તેમ જ દૂધમાં વાટેલા છિરવાળાં વૃક્ષોની છાલોના કલ્કોથી ન્યચ્છ ઉપર લેપ કરવો; અથવા ભાંગનાં પાંદડાં, વરધારાનાં મૂળિયાં અને શીશમ-એટલાંને વાટી તેને ચોળી ખરડ કરવો, તે પણ ન્યચ્છ તથા વ્યંગને અવશ્ય મટાડે છે. ૧૪૧,૧૪૨

टीका-स्थविरस्य=वृद्धदारस्य ॥ (અર્થ ઉપર છે.)

पद्मिनीकण्टकमाह-

### (૩૪) પદ્મિનીકંટકનું લક્ષણ

**कण्टकैराचितं वृत्तं कण्डूमत्पाण्डु मण्डलम्।**
**पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्यं कफवातजम् ॥१४३॥**

अन्वयः-कफवातजं पद्मिनीकण्टकप्रख्यैः कण्टकैः आचितं कण्डूमत् वृत्तं पाण्डु (यत्) मण्डलं (तत्) तत्-आख्यं (कथ्यते) ॥

કફ તથા વાયુથી થયેલું, કમળના નાળના કાંટા જેવા કાંટાથી વ્યાપ્ત, ચળવાળું, ગોળ અને ધોળું જે મંડળ થાય છે, તે 'પદ્મિની-કંટક' નામે કહેવાય છે. ૧૪૩

૩૪. पद्मिन्याः कण्टका इव कण्टकाः सन्ति अस्मिन्निति पद्मिनीकण्टकम्-कफवातात्,उष्ट्रमुखादिवत् समासः-જેમાં કફ તથા વાયુના પ્રકોપથી કમળના છોડના નાળના કાંટા જેવા કાંટા ખૂબ થાય છે, તે ક્ષુદ્રરોગ 'પદ્મિનીકંટક' કહેવાય છે.

टीका-आचित=व्याप्त, पद्मिनीकण्टकप्रख्यैः=पद्मिनीनालकण्टकसदृशैः, तदाख्यम्=पद्मिनीकण्टकनामैव (આનો અર્થ ઉપર અપાયો છે.)

### પદ્મિનીકંટકની ચિકિત્સા

**पद्मिनीकण्टके रोगे छर्दयेन्निम्बवारिणा।**
**तेनैव सिद्धं सक्षौद्रं सर्पिः पातुं प्रदापयेत् ॥**
**निम्बारग्वधकल्कैर्वा मुहुरुद्वर्तनं हितम् ॥ १४४ ॥**

अन्वयः-पद्मिनीकण्टके रोगे निम्बवारिणा छर्दयेत्, तेन एव सिद्धं सक्षौद्रं सर्पिः पातुं प्रदापयेत्, निम्ब-आरग्वध-कल्कैः वा मुहुः उद्वर्तनं हितम् भवति॥

પદ્મિનીકંટકના રોગમાં લીમડાના પાણીથી ઊલટી કરાવવી અને લીમડાના પાણીથી જ પકાવેલું ઘી મધ સાથે પીવડાવવું; તેમ જ લીમડાના તથા ગરમાળાના કલ્કોથી વારંવાર ચોળવું તે પણ હિતકારી થાય છે. ૧૪૪

### નિંબાદિ-ઘૃત*

**चतुर्गुणेन निम्बोत्थपत्रक्वाथेन गोघृतम्।**
**पचेत्ततस्तु निम्बस्य कृतमालस्य पत्रजैः ॥१४५॥**
**कल्कैर्भूयः पचेत् सिद्धं तत् पिबेत्पलसंमितम्।**
**पद्मिनीकण्टकाद्रोगान्मुक्तो भवति नान्यथा ॥१४६**

अन्वयः-चतुर्गुणेन निम्ब-उत्थ-पत्र-क्वाथेन गो-घृतं पचेत्, ततः तु भूयः निम्बस्य कृतमालस्य पत्रजैः कल्कैः पचेत, सिद्ध तत् पलसंमितं पिबेत, पद्मिनी-कण्टकात् रोगात् मुक्तः भवति, न अन्यथा ॥

ચાર ગણા લીમડાનાં પાંદડાંના કવાથથી ગાયનું ઘી પકાવવું; પછી ફરી પણ તે જ

* निम्ब आदिर्यस्मिन् तत्, तच्च तद् घृतं निम्बादिघृतम्-જેમાં લીમડો મુખ્ય હોય છે, એવાં ઓસડિયાંથી પકવેલું ઘી નિંબાદિઘૃત કહેવાય છે.

ઘીને લીંબડાનાં અને ગરમાળાનાં પાંદડાંના કલ્કોથી પકાવવું, એટલે 'નિંબાદિ-ઘૃત' તૈયાર થાય છે. એ ઘી ચાર તોલા પીવું, જેથી માણસ પદ્મિનીકંટક રોગથી છૂટે છે, એમાં સંશય નથી. ૧૪૫,૧૪૬

अजगल्लिकालक्षणमाह–

### (૩૫) અજગલ્લિકાનું લક્ષણ

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसन्निभा।
कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥१४७

अन्वयः–बालानां मुद्गसंनिभा स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा कफ-वात-उत्थिता अजगल्लिका ज्ञेया ॥

બાળકોને મગના જેવી, સ્નિગ્ધ, શરીરના જેવા રંગવાળી, ગૂંથાયેલા જેવી, વેદનારહિત અને કફ તથા વાયુથી ફોલ્લીઓ થાય છે એ 'અજગલ્લિકા' કહેવાય છે. ૧૪૭

૩૫. अजस्य गल्ल इव सवर्ण–नीरुक्–मुद्गमदृश–पिडका ग्रथिता–कफवाताव, इवार्थे कन्, टाप्, अत इत्व च–જેમ બકરાંના ગળે થાય છે, તેમ શરીર જેવા રંગની વેદના વગરની મગ જેવી ફોલ્લીઓથી ગૂંથાયા જેવો કફવાતજન્ય જે ક્ષુદ્રરોગ તે અજગલ્લિકા કહેવાય છે.

टीका–ग्रथिता=गुम्फितेव, मुद्गसंनिभा=मुद्गाकृतिः ॥ (આનો અર્થ ઉપર છે.)

### અજગલ્લિકાની ચિકિત્સા

तत्राजगल्लिकां सामां जलौकोभिरुपाचरेत्।
शुक्तिसौराष्ट्रिकाक्षारकल्कैश्चालेपयेन्मुहुः॥
कठिनां क्षारयोगेण द्रावयेदजगल्लिकाम् ॥ १४८॥

अन्वयः–तत्र सामाम् अजगल्लिकां जलौकाभिः उपाचरेत्, शुक्तिसौराष्ट्रिकाक्षारकल्कैः च मुहुः आलेपयेत्, कठिनाम् अजगल्लिकां क्षारयोगेण द्रावयेत् ॥

તેમાં કાચી અજગલ્લિકા પર જળો મૂકીને તેની ચિકિત્સા કરવી અને છીપની તથા ફટકડીની ભસ્મના કલ્કોથી તેના ઉપર વારંવાર લેપ કરવો; અને જે અજગલ્લિકા કઠણ હોય તેને ક્ષાર મૂકી પિગળાવવી. ૧૪૮

यवप्रख्यामाह–

### (૩૬) યવપ્રખ્યાનું લક્ષણ

यवाकारा प्रकठिना ग्रथिता मांससंश्रया।
पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति सोच्यते ॥१४९

अन्वयः–श्लेष्मवाताभ्यां (या) यव-आकारा प्रकठिना ग्रथिता मांससंश्रया (च) पिडका सा यवप्रख्या इति उच्यते ॥

કફ તથા વાયુથી થતી જે ફોલ્લી જવ જેવા આકારની વચમાં જાડી, છેડામાં પાતળી, ખૂબ કઠણ, ગૂંથાયેલા જેવી અને માંસના આશ્રયવાળી થાય છે તે 'યવપ્રખ્યા' કહેવાય છે. ૧૪૯

૩૬. यवः इव आकृत्या प्रख्यायते–इति यवप्रख्या–ख्या प्रकथने–भावे अङ्–આકારથી જવના જેવી જે પ્રખ્યાત થયેલ છે, તે ક્ષુદ્રરોગ 'યવપ્રખ્યા' કહેવાય છે.

टीका–यवाकारा=मध्ये स्थूला प्रान्ते कृशा ॥ (આનો અર્થ ઉપર છે.)

अन्त्रालजीमाह–

### (૩૭) અંત્રાલજીનું લક્ષણ

घनामवक्त्रां पिडकामुन्नतां परिमण्डलाम्।
अन्त्रालजीमल्पपूयां तां विद्यात् कफवातजाम् ॥१५०

अन्वयः–घनाम् अवक्त्राम् उन्नतां परिमण्डलाम् अल्पपूयां तां पिडकां कफवातजाम् अन्त्रालजीं विद्यात् ॥

કઠણ, વાંકાઈ વગરની, ઊંચી, ગોળ, અને થોડા પરુવાળી જે ફોલ્લી થાય છે, તેને કફ તથા વાયુથી થતી 'અંત્રાલજી' જાણવી.

૩૭. अन्त्यते–बध्यते कफवाताभ्याम् इति अन्त्रा, अलति इति अला–पर्याप्ता च सती या जायते सा अन्त्रालजी–अति बन्धने–'सर्वधातुभ्यः ष्ट्रन्' (उणा० ४-१६४), अल भूषणादौ–अच्, जनेर्डश्च–જે કફ તથા વાયુથી બંધાઈને પરિપૂર્ણ મંડળાકાર–ગોળ અને ઊંચી થાય છે, તે ફોલ્લી અંત્રાલજી નામે ક્ષુદ્રરોગ કહેવાય છે.

टीका–घनां=कठिनाम्, परिमण्डलां=वर्तुलाम् अल्पपूयाम् ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

### યવપ્રખ્યા અને અંત્રાલજીની ચિકિત્સા

अन्त्रालजीयवप्रख्ये पूर्वं स्वेदैरुपाचरेत्।
मनःशिलादेवदारुकुष्ठकल्कैः प्रलेपयेत् ॥
पक्वां व्रणविधानेन यथोक्तेन प्रसाधयेत् ॥ १५१ ॥

अन्वयः–अन्त्रालजी–यवप्रख्ये पूर्वं स्वेदैः उपाचरेत्, मनःशिला-देवदारु-कुष्ठ-कल्कैः प्रलेपयेत्, पक्वां यथोक्तेन व्रणविधानेन प्रसाधयेत् ॥

યવપ્રખ્યા તથા અંત્રાલજીની પ્રથમ શેકથી ચિકિત્સા કરવી અને પછી મનશીલ, દેવદાર તથા કઠના કલ્ક લગાડવા; અને તે પાકે ત્યારે પ્રથમ કહેલ વ્રણના વિધિથી ચિકિત્સા કરવી.

विवृतामाह-

### (૩૮) વિવૃતાનું લક્ષણ

**विवृतास्यां महादाहां पक्कोदुम्बरसन्निभाम्।**
**विवृतामिति तां विद्यात् पित्तोत्थां परिमण्डलाम्॥**

अन्वयः-पित्त-उत्थां विवृत-आस्या महादाहां पक्व-उदुम्बर-संनिभां परिमण्डलां तां विवृताम् इति विद्यात्॥

**પિત્તથી થયેલી જે ફોલ્લી ફાટેલા મોઢાવાળી, ભારે બળતરાવાળી, પાકેલાં ઉંબરાનાં ફળ જેવી ગોળ અને ચારે બાજુ સોજાવાળી થાય છે, તેને 'વિવૃતા' જાણવી. ૧૫૨**

૩૮. विव्रियते-पित्तजन्यत्वात् परिपच्यते विवृत मुखा च भवतीति विवृता-જે ફોલ્લી પિત્તથી થઈને બરાબર પાકે છે અને ફાટેલા મોઢાવાળી થાય છે, તેથી એ ક્ષુદ્રરોગ 'વિવૃતા' કહેવાય છે.

टीका-परिमण्डलाम्=परितः शोथवतीम्॥ આનો અર્થ ઉપર અપાયો છે.)

अथेन्द्रविद्धामाह-

### (૩૯) ઇંદ્રવિદ્ધાનુ લક્ષણ

**पद्मकर्णिकवन्मध्ये पिडकां पिडकाचिताम्।**
**इन्द्रविद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक्॥**

अन्वयः-मध्ये पद्मकर्णिकवत् पिडकाचितां वात-पित्त-उत्थितां तां पिडकां तु भिषक् इन्द्रविद्धां विद्यात्॥

**જે ફોલ્લી મધ્યમાં કમળકાકડીઓ જેમાં થાય છે તે ડોડા જેવી અને કેસરા જેવી નાની નાની બીજી ફોલ્લીઓથી વ્યાપ્ત થાય છે, તે વાયુ તથા પિત્તથી થતી ફોલ્લીને વૈદ્યે 'ઇંદ્રવિદ્ધા' જાણવી. ૧૫૩**

૩૯. इन्द्रेण-सर्वशरीरे प्रधानेन वातपित्तेन विद्धा-समुत्थितेति-इन्द्रविद्धा-જે આખા શરીરમાં મુખ્ય ગણાતા વાયુ અને પિત્તથી ઉત્પન્ન થાય છે, તે ક્ષુદ્રરોગ ઇંદ્રવિદ્ધા કહેવાય છે.

टीका-पद्मकर्णिकवत्=पद्मफलाधारोपमां, पिडकाचितां=किञ्जल्कवल्लघुपिडकाचिताम्॥ ( આનો અર્થ ઉપર છે )

### (૪૦) ગર્દભિકાનું લક્ષણ

**मण्डलं वृत्तमुत्सन्नं सुरक्तं पिडकाचितम्।**
**रुजाकरीं गर्दभिकां तां विद्याद्वातपित्तजाम्॥ १५४॥**

अन्वयः-वृत्तं सुरक्तं पिडकाचितं मण्डलं (भवति), तां वातपित्तजां रुजाकरीं गर्दभिकां विद्यात्॥

**ગોળ, ઊંચું, અત્યંત રાતું અને ફોલ્લીઓથી વ્યાપ્ત જે મંડલ થાય છે, તે વાયુ તથા પિત્તથી થતી પીડાકારક 'ગર્દભિકા' જાણવી. ૧૫૪**

૪૦. गर्दभी इव रुजाकरी तत्सदृशगन्धयुक्ता च, इवार्थे कन्, ह्रस्वश्च-જે ગધેડી જેવી પીડા કરતી અથવા તેના જેવી ગંધવાળી તથા મંડલાકારે થાય છે, તે ક્ષુદ્રરોગ 'ગર્દભિકા' કહેવાય છે

जालगर्दभमाह-

### (૪૧) જાલગર્દભનું લક્ષણ

**विसर्पवत्सर्पति यः शोथस्तनुरपाकवान्।**
**दाहज्वरकरः पित्तात् स ज्ञेयो जालगर्दभः॥१५५॥**

अन्वयः-यः शोथः विसर्पवत् सर्पति, तनुः अपाकवान् दाहज्वरकरः सः पित्तात् जालगर्दभः ज्ञेयः॥

**જે સોજો વિસર્પની પેઠે ફેલાવો કરે છે; પાતળો, થોડા પાકવાળો અને દાહ તથા જ્વરને ઉત્પન્ન કરે છે, તે પિત્તથી થતો ક્ષુદ્રરોગ 'જાલગર્દભ' જાણવો. ૧૫૫**

૪૧. जल्यते-आच्छाद्यते अङ्गमनेन-जल अपवारणे-घञ्-जालश्चासौ गर्दभ इव सर्पणशीलो दाहज्वरकृच्चेति जालगर्दभः-જે શરીરના અમુક ભાગને ઢાંકી દે છે અને ગધેડાના જેવી ગંધ ફેલાવી દાહ તથા સંતાપ કરે છે, તે પિત્તજન્ય ક્ષુદ્રરોગ 'જાલગર્દભ' કહેવાય છે.

टीका-अपाकवान्=ईषत्पाकवान्, पित्तकृतत्वेन सर्वथा पाकाभावस्यायुक्तत्वात्। अयम् 'अग्निवात' इति ख्यातः॥ મૂળમાં 'અપાક' શબ્દ છે, તેનો અર્થ 'થોડા પાકવાળો' એમ કર્યો છે. તેનુ કારણ આ છે કે પિત્તજન્ય હોવાને લીધે બિલકુલ પાક વગરનો રહે તે સંભવતુ નથી.

### વિવૃતા, ઇંદ્રવિદ્ધા, ગર્દભિકા તથા જાલગર્દભનો ચિકિત્સા

**विवृतामिन्द्रविद्धां च गर्दभीं जालगर्दभम्।**
**पैत्तिकस्य विसर्पस्य क्रियया साधयेद्भिषक्॥**
**पाके तु रोपयेदाज्यैः पक्वैर्मधुरभेषजैः॥१५६॥**

अन्वयः-भिषक् विवृताम् इन्द्रविद्धां गर्दभीं च जालगर्दभं पैत्तिकस्य विसर्पस्य क्रियया साधयेत्, पाके तु मधुरभेषजैः पक्वैः आज्यैः रोपयेत्॥

**વૈદ્યે વિવૃતા, ઇંદ્રવિદ્ધા, ગર્દભિકા અને જાલગર્દભને પૈત્તિક વિસર્પની ચિકિત્સાથી મટાડવાં; પરંતુ એ રોગો જો પાકે તો જીવ-**

નીચગણનાં મધુર ઔષધો વડે પકવેલા ઘીથી તેઓને રૂઝવવાં. ૧૫૬

कच्छपिकामाह–

(૪૨) કચ્છપિકાનું લક્ષણ

ग्रन्थयः पञ्च वा षड् वा दारुणाः कच्छपोन्नताः।
कफानिलाभ्यां पिडकाः सा स्मृता कच्छपी बुधैः॥

अन्वयः–कच्छप–उन्नताः पञ्च वा षट् वा दारुणाः कफ–अनिलाभ्यां पिडकाः सा बुधैः कच्छपी स्मृता॥

કાચબાની પેઠે વચ્ચે ઊંચી અને છેડાઓમાં નમેલી પાંચ કે છ જે દારુણ ફોલ્લીઓ કફ તથા વાયુથી થાય છે, તેઓને વૈદ્યોએ 'કચ્છપિકા' કહી છે. ૧૫૭

૪૨. कच्छप इव मध्य उन्नताः प्रान्ते च नताः कफानिलजाः पिडकाः-कच्छपिकाः-इवार्थे कन्, टाप्–इत्वं च–જે ફોલ્લી કફ તથા વાયુથી થયેલી અને કાચબા જેવી વચ્ચે ઊંચી અને છેડે નમેલી હોય છે, તે 'કચ્છપિકા' નામે ક્ષુદ્રરોગ કહેવાય છે.

टीका–कच्छपोन्नताः=मध्ये प्रोन्नताः, प्रान्ते नताः॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

કચ્છપિકાની ચિકિત્સા

कच्छपीं स्वेदयेत् पूर्वं तत एव प्रलेपयेत्।
कल्कीकृतैर्निशाकुष्ठसितातालकदारुभिः॥
तां पक्वां साधयेच्छीघ्रं भिषग्व्रणचिकित्सया॥१५८

अन्वयः–भिषक् कच्छपीं पूर्वं स्वेदयेत्, ततः एव निशाकुष्ठसितातालकदारुभिः कल्कीकृतैः प्रलेपयेत, पक्वां तां शीघ्रं व्रणचिकित्सया साधयेत्॥

વૈદ્યે કચ્છપિકા ઉપર પ્રથમ શેક કરવો; તે પછી તેના ઉપર હળદર, કઠ, સાકર, હરતાલ તથા દેવદારના કલ્કનો લેપ કરવો અને તે પાકે ત્યારે તરત વ્રણના જેવી તેની ચિકિત્સા કરવી. ૧૫૮

शर्करार्बुदस्य लक्षणमाह–

(૪૩) શર્કરાર્બુદનું લક્ષણ

प्राप्य मांससिरास्नायुमेदः श्लेष्मा तथानिलः।
ग्रन्थिं करोत्यसौ भिन्नो मधुसर्पिर्वसानिभम्॥१५९
स्रवति स्रावमत्यर्थं तत्र वृद्धिं गतोऽनिलः।
मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्पुनः॥१६०
दुर्गन्धं क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः।
स्रवन्ति सहसा रक्तं तं विद्याच्छर्करार्बुदम्॥१६१॥

अन्वयः–श्लेष्मा तथा अनिलः मांससिरास्नायुमेदः प्राप्य ग्रन्थिं करोति, असौ भिन्नः मधु–सर्पिर्–वसा–निभं स्रावं स्रवति। तत्र वृद्धिं गतः अनिलः मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्, ततः पुनः शिराः दुर्गन्धं क्लिन्नं नानावर्णं रक्तं सहसा अत्यर्थं स्रवन्ति, तं शर्करार्बुदं विद्यात्॥

કફ તથા વાયુ માંસ, શિરા, સ્નાયુ તથા મેદને પ્રાપ્ત થઈ ગાંઠ ઉત્પન્ન કરે છે; એ ગાંઠ ફૂટીને મધ, ઘી કે ચરબી જેવો બહુ સ્રાવ કરે છે; એમાં વૃદ્ધિ પામેલો વાયુ માંસને સુકાવી ગૂંથાયેલી જેવી કાંકરીને ઉત્પન્ન કરે છે, જેથી નાની નસો દુર્ગંધિ ક્લેદવાળા અને અનેક વર્ણવાળા રુધિરને એકદમ ખૂબ સ્રવે છે; એને 'શર્કરાર્બુદ' (નામનો ક્ષુદ્રરોગ) જાણવો.

૪૩. शर्करासदृशशर्करान्वितम् अर्बुदं–शर्करार्बुदम्–પથ્થરની કાંકરી કે રેતી જેવી કાંકરીવાળો કેન્સરનો રોગ 'શર્કરાર્બુદ' નામે ક્ષુદ્રરોગ કહેવાય છે.

टीका-शर्करा=वालुकातुल्या॥ (આનો અર્થ ઉપર છે.)

શર્કરાર્બુદની ચિકિત્સા

मेदोऽर्बुदविधानेन साधयेच्छर्करार्बुदम्॥१६२॥

अन्वयः–मेदस्–अर्बुद–विधानेन शर्करार्बुदं साधयेत्॥

મેદસંબંધી અર્બુદની ચિકિત્સાથી જ શર્કરાર્બુદને મટાડવું. ૧૬૨

अथ सहेतुकान् सलक्षणान् कतिचिदालस्यादिविकारानाह–

કારણ અને લક્ષણો સહિત કેટલાક આલસ્ય વગેરે વિકારો

शक्तस्य चाप्यनुत्साहः कर्मण्यालस्यमुच्यते।
अस्वास्थ्यं चिन्तयाऽत्यर्थमरतिः कथ्यते बुधैः १६३
उत्क्लिश्यान्नं च (न) निर्गच्छेत्प्रसेकष्ठीवनेरितम्।
हृदयं पीड्यते चास्य तमुत्क्लेशं विनिर्दिशेत्॥१६४
वक्त्रे मधुरता तन्द्रा हृदयोद्वेष्टनं भ्रमः।
न चान्नं रोचते यस्मै ग्लानिं तस्य विनिर्दिशेत्॥१६५
ग्लानिरोजःक्षयाद्दुःखादजीर्णाच्च श्रमोद्भवात्।
उदानकोपादाहारसुस्थितस्याच्च यद्भवेत्॥
पवनस्योर्ध्वगमनं तमुद्गारं प्रचक्षते॥१६६॥
आटोपो गुडगुडाशब्दः प्रोक्तो जठरसम्भवः।
तमःस्थस्येव यज्ज्ञानं तत् तमः कथ्यते बुधैः॥१६७

अन्वयः–शक्तस्य अपि कर्मणि अनुत्साहः आलस्यम् उच्यते, चिन्तया अत्यर्थम् अस्वास्थ्यं बुधैः अरतिः कथ्यते, प्रसेक–ष्ठीवन–ईरितम् अन्नम् उत्क्लिश्य च (न) निर्गच्छेत्, अस्य च हृदयं पीड्यते, तम् उत्क्लेशं विनिर्दिशेत्, वक्त्रे मधुरता तन्द्रा हृदय–उद्वेष्टन भ्रमः अन्नं च यस्मै

न रोचते, तस्य ग्लानिं विनिर्दिशेत्, (सा) ग्लानिः ओजः-क्षयात् दुःखात् अजीर्णात् च श्रम-उद्भवात् उदान-कोपात् च भवेत्। आहारसुस्थितत्वात् च पवनस्य यद् ऊर्ध्वगमनं भवेत्, तम् उद्गारं प्रचक्षते। जठरसंभवः गुड्गुडाशब्दः आटोपः प्रोक्तः, तमःस्थस्य इव यत् ज्ञानं तत् बुधैः तमः कथ्यते ॥

શરીરે સશક્ત હોવા છતાં કામકાજ કરવામાં ઉત્સાહ ન થવો એ 'આલસ્ય' કહેવાય છે. ચિંતાથી જે અત્યંત અવસ્થપણું તે 'અરતિ' કહેવાય છે. મોળ તથા થૂંકથી પ્રેરાયેલું અન્ન બહુ જ મૂંઝવણ કરીને બહાર નીકળે કે ન નીકળે; અને છાતી દુખ્યા કરે એ 'ઉત્ક્લેશ' કહેવાય છે. મોઢામાં મીઠાશ, તંદ્રા, છાતીનું ભિડાવું, ભ્રમ અને અન્ન ઉપર જેને રુચિ ન થાય તેને 'ગ્લાનિ' થયેલી કહેવી. એ ગ્લાનિ ઓજના ક્ષયથી, દુઃખથી, અજીર્ણથી તથા શ્રમથી થયેલા ઉદાનવાયુના કોપથી થાય છે; અને આહાર ઠેકાણે બેસવાથી પવનની જે ઊર્ધ્વ ગતિ થાય, તે 'ઉદ્ગાર' કહેવાય છે. પેટમાં જે ગડગડાટ થાય છે, તે 'આટોપ' કહેવાય છે. અંધકારમાં રહેલા જેવું જે જણાય, તેને પંડિત વૈદ્યો 'તમસ્' કહે છે. ૧૬૩-૧૬૭

ક્ષુદ્ર રોગનો અધિકાર સમાપ્ત

## अथ शिरोरोगाधिकारः।

## ૬૩ : શિરોરોગ*(માથાનાં દરદ)નો અધિકાર

तत्र शिरोरोगस्य निदानं संख्यां चाह-

### શિરોરોગનું નિદાન તથા ૧૧ની સંખ્યા

**शिरोरोगास्तु जायन्ते वातपित्तकफैस्त्रिभिः।**
**सन्निपातेन रक्तेन क्षयेण क्रिमिभिस्तथा ॥ १ ॥**
**सूर्यावर्तानन्तवातशङ्खकार्धावभेदकाः।**
**एकादशविधस्यास्य लक्षणानि प्रचक्षते ॥ २ ॥**

अन्वयः-वात-पित्त-कफैः त्रिभिः शिरोरोगाः तु जायन्ते, तथा सन्निपातेन रक्तेन क्षयेण क्रिमिभिः सूर्यावर्त-अनन्तवात-शङ्खक-अर्धावभेदकाः (इत्येवम्) एकादशविधस्य अस्य लक्षणानि (वैद्याः) प्रचक्षते ॥

વાતજન્ય,[1] પિત્તજન્ય,[2] કફજન્ય,[3] સન્નિપાતજન્ય,[4] લોહીથી થયેલ,[5] રસ આદિના ક્ષયથી થયેલ,[6] કૃમિઓથી થયેલ,[7] સૂર્યાવર્ત,[8] અનંતવાત,[9] શંખક[10] અને અર્ધાવભેદક[11] એ રીતે અગિયાર પ્રકારના શિરોરોગ એટલે માથામાં શૂલરૂપ દરદ થાય છે; તેનાં લક્ષણો (વૈદ્યો) નીચે પ્રમાણે કહે છે. ૧,૨

टीका-शिरोरोगाः=अत्र शिरोरोगजा शूलरुपा रुगभिधीयते वातपित्तकफैस्त्रिभिः। ननु 'वातपित्तकफै'-रित्युक्तेस्त्रित्वबोधः, किमर्थं त्रिभिरिति पदम्? उच्यते-सर्वेषां शिरोरोगाणां सन्निपातजत्वख्यापनार्थम्, वातपित्तकफानां पृथक् कारणत्वं चोत्कर्षात्। क्षयेण=रसादिक्षयेण ॥ અહીં માથાના રોગો એટલે માથામાં શૂળરૂપે થતી પીડા કહેવાય છે. તે વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. અહીં શંકા થાય છે કે ઉપર મૂળ શ્લોકમાં 'वातपित्तकफैः' એ પદથી ત્રણે દોષની ત્રણની સંખ્યા સમજાય છે; છતાં 'त्रिभिः' એ પદ કેમ મૂક્યું છે? આનું સમાધાન આ છે કે બધાય મસ્તકરોગો, સંનિપાતજન્ય જ હોય છે; છતાં વાત, પિત્ત અને કફને પણ તેઓનાં અલગ-અલગ કારણો જે કહેવાયાં છે, તે બે બે દોષો ઉપરાંત તેની તેની અધિકતા જણાવવા માટે કહેલ છે.

वातिकस्य लक्षणमाह-

### (૧) વાતજન્ય શિરોરોગનું લક્ષણ

**यस्यानिमित्तं शिरसो रुजश्च, भवन्ति तीव्रा निशि चातिमात्रम्। बन्धोपतापैः प्रशमो भवेच्च, शिरोऽभितापः स समीरणेन ॥ ३ ॥**

अन्वयः-यस्य च अनिमित्तं तीव्राः शिरसः रुजः भवन्ति, निशि च अतिमात्रं (तीव्राः स्युः), बन्ध-उपतापैः च प्रशमः भवेत्, सः समीरणेन शिरस्-

* श्रीयते मस्तुलुङ्गादिना वा उष्णीषादिनेति शिरः-'श्रयतेः स्वाङ्गे शिरः किच्च' (उणा. ४-१९४) इत्यसुन्, शिरसि रोगाः-शूलरूपाः-शिरोरोगाः, तेषाम् अधिकारः-शिरोरोगाधिकारः-મગજ વગેરે તથા પાઘડી વગેરે જેનો આશ્રય કરે છે, તે 'શિરસ્' અથવા માથું કહેવાય છે; એ માથામાં શૂળરૂપે જે રોગો થાય છે, તે શિરોરોગ કહેવાય છે; મસ્તક એ જ આંખ, કાન વગેરેનું મુખ્ય આશ્રયસ્થાન છે, તેથી પ્રથમ મસ્તકના રોગોનો અધિકાર અહીં શરૂ કરાયો છે.

अभितापः ( ज्ञेयः ) ॥

માથામાં કારણ વગર તીવ્ર વેદના થાય અને રાતે (શીતને લીધે વાયુના અધિકપણાથી) એ વેદના અતિશય ઘણી થાય; તેમ જ માથે બાંધવાથી તથા શેક કરવાથી એ વેદના શાંત થાય, તો એ શિરોરોગ વાયુથી થયેલો જાણવો. ૩

टीका-भवेदिति शेषः, अनिमित्तं=अतर्कितविप्रकृष्ट निमित्तं, निशि चातिमात्रं-रात्रौ शैत्येन वायोराधिक्यात्, उपतापः=स्वेदनं, शिरोऽभितापः=शिरःपीडा ॥ ( આનો અર્થ ઉપર છે. )

पैत्तिकमाह-

**( ૨ ) પિત્તજન્ય શિરોરોગનું લક્ષણ**

**यस्योष्णमङ्गारचितं यथैव, भवेच्छिरो दह्यति चाक्षिनासम्। शीतेन रात्रौ च भवेत् शमश्च, शिरोऽभितापः स तु पित्तकोपात् ॥ ४ ॥**

अन्वयः-यस्य शिरः यथा अङ्गारचितं (तथा) एव उष्णं भवेत्, अक्षिनास च दह्यति, रात्रौ च शीतेन च शमः भवेत्, सः तु पित्तकोपात् शिरस्-अभितापः (ज्ञेयः) ॥

જેનું માથું જાણે અંગારાથી પ્રાપ્ત થયું હોય તેવું અત્યંત ઊનું થાય, નેત્ર તથા નાક બળ્યા કરે અને રાતે શીતને લીધે એ દાહ શાંત થાય, તો એ તેનો શિરોરોગ પિત્તના પ્રકોપથી થયેલ જાણવો. ૪

टीका-दह्यतीत्यार्षत्वात् ॥

श्लैष्मिकमाह-

**( ૩ ) કફજન્ય શિરોરોગનું લક્ષણ**

**शिरो भवेद् यस्य कफोपदिग्धं, गुरु प्रतिष्टब्धमथो हिमं च। शूनाक्षिनासावदनं च यस्य, शिरोऽभितापः स कफप्रकोपात् ॥ ५ ॥**

अन्वयः-यस्य शिरः कफ-उपदिग्धं गुरु प्रतिष्टब्धम् अथो हिमं च भवेत्, यस्य च शून-अक्षि-नासा-वदन (स्यात्), सः शिरस्-अभितापः कफप्रकोपात् (ज्ञेयः)॥

જેનું માથું અંદર કફથી ખરડાયેલું સ્તબ્ધ તથા ટાઢું થઈ જાય અને જેની આંખોનાં પોપચાં, નાક તથા મોઢું સૂજેલાં થાય, તો એ તેનો શિરોરોગ કફના પ્રકોપથી થયેલ જાણવો. ૫

टीका-कफोपदिग्धं=अन्तःकफलिप्तं, प्रतिष्टब्धं तच्च शिरः ॥ ( આનો અર્થ ઉપર અપાયો છે. )

सान्निपातिकमाह-

**( ૪ ) સન્નિપાતજન્ય શિરોરોગનું લક્ષણ**

**शिरोऽभितापे त्रितयप्रवृत्ते, सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ॥ ६ ॥**

अन्वयः-त्रितयप्रवृत्ते शिरस्-अभितापे सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ॥

ત્રણે દોષોથી થયેલ શિરોરોગમાં ( ઉપર કહેલાં ) સઘળાં લક્ષણો ઉત્પન્ન થાય છે. ૬

रक्तजमाह-

**( ૫ ) લોહીથી થયેલા શિરોરોગનું લક્ષણ**

**रक्तात्मकः पित्तसमानलिङ्गः, स्पर्शासहत्वं शिरसो भवेच्च ॥ ७ ॥**

अन्वयः-पित्तसमानलिङ्गः रक्तात्मकः (स्यात्) शिरसः च स्पर्श-असहत्वं भवेत् ॥

લોહીના પ્રકોપવાળો શિરોરોગ પિત્તજન્ય શિરોરોગના જેવાં ચિહ્નોવાળો હોય છે. તેમાં માથું કોઈનો સ્પર્શ સહન ન કરી શકે એવું થઈ જાય છે. (પિત્તજન્ય શિરોરોગ કરતાં આમાં આટલો જ તફાવત છે.) ૭

टीका-पैत्तिकाद् भेदमाह-शिरसः स्पर्शासहत्वमिति ॥ ( આનો અર્થ ઉપર અપાયો છે. )

क्षयजमाह-

**( ૬ ) રસ આદિના ક્ષયથી થયેલા શિરોરોગનું લક્ષણ**

**वसाबलासक्षतसम्भवानां, शिरोगतानामतिसंक्षयेण। क्षयप्रवृत्तः शिरसोऽभितापः, कष्टो भवेदुग्ररुजोऽतिमात्रम् ॥ ८ ॥**

**संस्वेदनच्छर्दनधूमनस्यै,-रसृग्विमोक्षैश्च विवृद्धिमेति ॥ ९ ॥**

**अङ्गं भ्रमति तुद्येत शिरोविभ्रान्तनेत्रता। मूर्च्छा गात्रावसादश्च शिरोरोगे क्षयात्मके ॥१०॥**

अन्वयः-शिरोगतानां वसाबलासक्षतसम्भवानाम् अतिसंक्षयेण क्षयप्रवृत्तः शिरसः अभितापः अतिमात्रम् उग्ररुजः कष्टः भवेत्, (स च) संस्वेदन-च्छर्दन-धूम-नस्यैः च असृग्विमोक्षैः विवृद्धिम् एति, क्षयात्मके (तस्मिन्) शिरोरोगे अङ्गं भ्रमति, शिरः तुद्येत, विभ्रान्तनेत्रता मूर्च्छा च गात्र-अवसादः (स्यात्) ॥

માથામાં રહેલી ચરબી, કફ તથા લોહીનો બહુ ક્ષય થવાથી થયેલો શિરોરોગ અતિશય ઉગ્ર પીડાવાળો હોઈ કષ્ટસાધ્ય છે, એ રોગ શેક, વમન, ધૂમ્રપાન, નસ્ય અને લોહી

કઢાવવું વગેરે ઉપાયોથી વધે છે. ક્ષયથી થયેલા એ શિરોરોગમાં શરીર ભમે છે, સોયા ભોંકાયા જેમ માથું પીડાય છે, આંખો ભમ્યા કરે છે, મૂર્છા અને અંગોમાં ગ્લાનિ થાય છે. ૯,૧૦

टीका–क्षतसम्भवं=रुधिरम् , कष्ट.=कष्टसाध्यः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

कृमिजमाह–

### (૭) કૃમિજન્ય શિરોરોગનું લક્ષણ

**निस्तुद्यते यस्य शिरोऽतिमात्रं, सम्भक्ष्यमाणं स्फुरतीव चान्तः। घ्राणाच्च गच्छेद्रुधिरं सपूयं, शिरोऽभितापः कृमिभिः स घोरः ॥ ११ ॥**

अन्वयः–यस्य शिर अतिमात्र निस्तुद्यते, सम्भक्ष्यमाण च अन्तः स्फुरति इव, घ्राणात् च सपूय रुधिर गच्छेत्, सः घोरः शिरोऽभितापः कृमिभिः (जातः ज्ञेय.)

જેનું માથું સોયાથી જાણે અત્યંત ભોંકાયા કરતું હોય, કીડાઓથી ખવાતું હોઈ જાણે અંદર ફરકતું હોય એવું જણાય અને નાકમાંથી પરુ સહિત લોહી તથા કીડાઓ નીકળે, તો એ ભયંકર શિરોરોગ કૃમિથી થયેલ જાણવો. ૧૧

टीका–सम्भक्ष्यमाणं, कृमिभिरिति शेषः । 'घ्राणाच्चे'ति चकारेण कृमिनिर्गमोऽपि बोध्यते ॥ (અર્થ ઉપર છે.)

सूर्यावर्तमाह–

### (૮) સૂર્યાવર્તનું લક્ષણ

**सूर्योदयं या प्रति मन्दमन्द,–मक्षिभ्रुवौ रुक् समुपैति गाढम्। विवर्धते चांशुमता सहैव, सूर्यापवृत्तौ विनिवर्तते च ॥ १२ ॥**

**शीतेन शान्तिं लभते कदाचि,–दुष्णेन जन्तुः सुखमाप्नुयाद्वा। सर्वात्मकं कष्टतमं विकारं, सूर्यापवर्तं तमुदाहरन्ति ॥ १३ ॥**

अन्वयः–सूर्योदय प्रति या रुक् अक्षिभ्रुवौ मन्द मन्द समुपैति, अंशुमता सह एव विवर्धते, सूर्यापवृत्तौ च विनिवर्तते, (तत्र) जन्तुः शीतेन कदाचित् शान्ति लभते, उष्णेन वा सुखम् आप्नुयात्, त सर्वात्मक कष्टतम विकार सूर्यापवर्तम् उदाहरन्ति ॥

સૂર્યોદયથી માંડી જે પીડા આંખો તથા ભ્રમરોમાં ધીમીધીમી થવા લાગે, જેમ જેમ આકાશમાં સૂર્ય ઊંચો ચડે તેમ તેમ એ પીડા અત્યંત વધતી જાય, સૂર્ય પશ્ચિમ ભાગમાં લટકતો થાય તેમ તેમ એ પીડા શાંત થતી જાય; એમાં માણસ કોઈક વેળા શીતથી શાન્તિ પામે અને કોઈક સમયે ઉષ્ણથી પણ સુખ પામે; એ ત્રિદોષના સંનિપાતથી થતા અતિકષ્ટસાધ્ય વિકારને (વૈદ્યો) 'સૂર્યાપવર્ત' કહે છે. ૧૨,૧૩

૮ सूर्यस्य अपवर्तः–भ्रमण विप्रकृष्ट कारणमस्मिन् रोगे स सूर्यापवर्तः–સૂર્યનુ ભ્રમણ જેમાં દૂરનું કારણ હોય છે, તે એક શિરોરોગ સૂર્યાપવર્ત કહેવાય છે.

टीका–सूर्योदय प्रति लक्ष्यीकृत्य, आरभ्येति यावत्। सूर्यस्यापवृत्तौ=सूर्यस्याधोगतौ ॥ (અર્થ ઉપર છે.)

अनन्तवातमाह–

### (૯) અનંતવાતનું લક્ષણ

**दोषास्तु दुष्टास्त्रय एव मन्यां, सम्पीड्य गाढं स्वरुजां सुतीव्राम्। कुर्वन्ति योऽक्षि भ्रुवि शङ्खदेशे, स्थितिं करोत्याशु विशेषतस्तु ॥१४**

**गण्डस्य पार्श्वे तु करोति कम्पं, हनुग्रहं लोचनजान् विकारान्। अनन्तवातं तमुदाहरन्ति, दोषत्रयोत्थं शिरसो विकारम् ॥ १५ ॥**

अन्वय.–दुष्टाः तु त्रय. एव दोषाः मन्यां गाढ सपीड्य सुतीव्रा स्वरुजा कुर्वन्ति, य. तु आशु अक्षि भ्रुवि शङ्खदेशे स्थिति करोति, गण्डस्य पार्श्वे तु विशेषतः (स्थितिं करोति) कम्प हनुग्रह लोचनजान् विकारान् करोति, त दोषत्रय–उत्थ शिरस. विकारम् अनन्तवातम् उदाहरन्ति ॥

દુષ્ટ થયેલા ત્રણે દોષો, ગળાની નાડી મન્યાને અત્યંત પકડી દબાવીને પોતપોતાના સ્વભાવ પ્રમાણે વ્યથા, દાહ તથા ભારેપણું વગેરે અતિતીવ્ર વેદના ઉત્પન્ન કરે છે અને તરત આંખો, ભ્રમર તથા લમણાં અને વિશેષે કરી ગાલના પડખામાં સ્થિતિ કરે છે; અને એવી સ્થિતિ કર્યા પછી કંપ, હનુગ્રહ તથા નેત્રરોગને ઉત્પન્ન કરે છે એ ત્રણે દોષથી થતા શિરોરોગને વૈદ્યો 'અનંતવાત' કહે છે. ૧૪,૧૫

૯. न अन्तः अनन्तः अनन्त–आरम्भे वातप्रमः–अनन्तवात.–જે રોગ ત્રિદોષજન્ય હોવા છતાં આરંભે વાયુના રોગ જેવો જણાય છે, તેથી એ શિરોરોગ અનંતવાત કહેવાય છે.

टीका–'एव 'मन्दोऽनाम्यर्थः, अव्ययानामनेकार्थ-

त्वात्। स्वरुजां=स्वस्वरूपां रुजां व्यथादाहगौरवादिरूपां, दोषाः कुर्वन्ति ॥ अयमनन्ते वातसमः अनन्तवातः अस्थ्यादिषु स्थितिं करोति। विशेषतः गण्डपार्श्वे स्थितिं करोति पीडायाः स्थितिं कृत्वा कम्पादींश्च करोति॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

शङ्खकमाह-

## (૧૦) શંખકનું લક્ષણ

**पित्तरक्तानिला दुष्टाः शङ्खदेशे विमूर्च्छिताः।**
**तीव्ररुग्दाहरागं हि शोथं कुर्वन्ति दारुणम् ॥१६॥**
**स शिरो विषवद्वेगान्निरुद्ध्याशु गलं तथा।**
**त्रिरात्राज्जीवितं हन्ति शङ्खको नाम नामतः ॥१७॥**
**त्र्यहं जीवति भैषज्यं प्रत्याख्यायास्य कारयेत् ॥१८**

अन्वयः-दुष्टाः (सन्तः) शङ्खदेशे विमूर्च्छिताः पित्त-रक्त-अनिलाः तीव्र-रुग्-दाह-रागं दारुणं हि शोथं कुर्वन्ति, सः विषवत् वेगात् आशु शिरः तथा गलं निरुद्ध्य त्रिरात्रात् जीवितं हन्ति, नामतः शंखकः नाम, (तद्रोगी) त्र्यहं जीवति, प्रत्याख्याय अस्य भैषज्यं कारयेत् ॥

દુષ્ટ થઈને લમણાના પ્રદેશમાં વૃદ્ધિ પામેલ પિત્ત, લોહી અને વાયુ તીવ્ર વ્યથા બળતરા અને રતાશથી યુક્ત સોજો ઉત્પન્ન કરે છે. એ સોજો ઝેરની પેઠે પોતાના વેગથી તરત માથાને તથા ગળાને રોકી ત્રણ રાતની અંદર પ્રાણ લઈ લે છે. આવો એ શિરોરોગ 'શંખક' નામે કહેવાય છે. આ રોગનો રોગી ત્રણ દિવસ સુધી જ જીવે છે, માટે એ રોગીને પ્રથમ ના કહ્યા પછી તેનો અતિ આગ્રહ હોય તો જ તેનું ઔષધ કરવું.

૧૦ शये प्रसितः बद्धः शोथः, यद्वा शंखः अस्ति अस्मिन् दोषप्रकोपप्रदेश इति शंखकः, 'स्वाङ्गेभ्यः प्रसित' इति कन्, यद्वा अर्शआद्यचि स्वार्थे कन्-જે રોગ લમણાના પ્રદેશમાં સોજારૂપે થવા તત્પર થાય છે અથવા જેમાં દોષોના પ્રકોપનું સ્થાન લમણાં હોય છે, તે એક શિરોરોગ શંખક કહેવાય છે.

टीका-पित्तरक्तानिलाः-अत्र कफोऽपि योज्यः। 'कृतानुतापः कफपित्तरक्तै'रिति सुश्रुतवचनात्। विमूर्च्छिताः=प्रवृद्धाः, सः=शङ्खकः, त्रिरात्रात्=त्रिरात्रमध्ये, मारयति इति यावत् ॥ અહીં મૂળમાં સોજા કરનારાં પિત્ત, લોહી અને વાયુ એ ત્રણ જ કહેલાં છે તો પણ સુશ્રુતના વચનમાં કફને પણ સાથે ગણેલ છે, તેથી એ ત્રણની સાથે કફનો પણ સમાવેશ કરવો.

अर्धावभेदकमाह-

## (૧૧) અર્ધાવભેદક(આધાશીશી)નું નિદાન તથા લક્ષણ

**रूक्षाशनाध्यशनावश्यप्राग्वातमैथुनैः।**
**वेगसन्धारणायासव्यायामैः कुपितोऽनिलः ॥१९॥**
**केवलः सकफो वाऽर्धं गृहीत्वा शिरसो बली।**
**मन्याभ्रूशङ्खकर्णाक्षिललाटार्धेषु वेदनाम् ॥ २०॥**
**शस्त्राशनिनिभां कुर्यात्तीव्रां सोऽर्धावभेदकः।**
**नयनं वाथवा श्रोत्रमतिवृद्धो विनाशयेत् ॥२१॥**

अन्वयः-रूक्ष-अशन,-अध्यशन-अवश्य-प्राग्वात-मैथुनैः, वेग-सधारण,-आयास-व्यायामैः कुपितः बली अनिलः केवलः वा स-कफः शिरसः अर्धं गृहीत्वा मन्या-भ्रू-शंख-कर्ण-अक्षि-ललाट-अर्धेषु शस्त्र-अशनि-निभां तीव्रां वेदनां कुर्यात्, सः अर्धावभेदकः (कथ्यते), अतिवृद्धो वा नयनम् अथवा श्रोत्रं विनाशयेत्॥

રૂક્ષ ભોજન, અજીર્ણ ઉપર જમવું, હિમ, પૂર્વ દિશાનો પવન, વધારે પડતું મૈથુન, મૂત્ર આદિના વેગો રોકવા, બહુ ચાલવું તથા ભારે બોજો ઉપાડવો વગેરે શ્રમ કરવાથી અને મલ્લ-કુસ્તીના પરિશ્રમથી કોપેલો બલવાન વાયુ પોતે એકલો અથવા કફની સાથે મળી માથાના અર્ધભાગને પકડીને ગળાની મન્યા નાડી, ભ્રમર, લમણાં, કાન, આંખ અને કપાળના અર્ધભાગોમાં શસ્ત્રઘાત કે વજ્રપાતના જેવી તીવ્ર વેદના કરે છે; એ 'અર્ધાવભેદક' કહેવાય છે. એ રોગ જો ખૂબ વધી જાય તો આંખ કે કાનનો નાશ કરે છે. ૧૯-૨૧

૧૧. अवभिनत्ति-विदारयति इति अवभेदः-भिदिर् विदारणे-ण्वुल्, मन्यादीनाम् अर्धस्य अवभेदकः सकफकुपितवातजन्यः शिरोव्याधिः-अर्धावभेदकः-કફયુક્ત વાયુના પ્રકોપથી થઈ ગળાની મન્યા નાડી વગેરેના અર્ધા ભાગને ચીરી નાખવા જેવી તીવ્ર વેદના કરતો એક શિરોરોગ-અર્ધાવભેદક-આધાશીશી નામે કહેવાય છે.

टीका-अवश्यः=अवश्यायः, आयासः=अतिचलन-भारोद्वहनादिः, व्यायामः=मल्लश्रमः, शस्त्राशनिनिभां-शस्त्रघातेनेव=वज्रपातेनेव, वेदनाम् ॥ (અર્થ ઉપર છે.)

## વાયુના શિરોરોગની ચિકિત્સા

**वातजातशिरोरोगे स्नेहस्वेदं विरेचनम्।**
**पानाहारोपनाहांश्च कुर्याद्वातामयापहान् ॥२२॥**

कुष्ठमेरण्डमूलं च नागरं तक्रपेषितम् ।
कदुष्णं शिरसः पीडां भाले लेपनतो हरेत् ॥२३॥
रसः श्वासकुठारो यस्तस्य नस्यं विशेषतः ।
शिरःशूलं हरत्येव विधेयो नात्र संशयः ॥२४॥

अन्वयः–वातजातशिरोरोगे स्नेहस्वेद विधर्पण च वातामय–अपहान् पान–आहार–उपनाहान् कुर्यात्। कुष्ठम् एरण्डमूल च नागर तक्रपेषित कदुष्ण भाले लेपनतः शिरसः पीडा हरेत्, श्वासकुठारः यः रसः तस्य नस्य शिरःशूल विशेषत. हरति एव, अत्र संशयः न विधेयः ॥

વાયુજન્ય શિરોરોગ હોય તો સ્નેહન અને સ્વેદન કરવુ તથા માથામા તેલ વગેરે ચોળવાની ક્રિયા કરવી અને વાયુના રોગનો નાશ કરનારા પાન, આહાર તથા ઔષધો-યુક્ત પાટાના બંધનો પણ કરવા. કઠ, એરંડાનુ મૂળ અને સૂંઠને તક્ર—છાશમા વાટી જરા ગરમ કરીને કપાળમા લેપ કરવાથી (વાતજન્ય) શિરોરોગ મટાડે છે. શ્વાસકુઠાર-રસનુ નસ્ય આપ્યુ હોય તો માથાનુ શૂળ અવશ્ય મટાડે છે, એમા સંશય કરવો નહિ. (માટે વાતજન્ય શિરોરોગ ઉપર એ નસ્ય અવશ્ય આપવું.) ૨૨-૨૪

વાયુજન્ય શિરોરોગ પર શિરોબસ્તિનો વિધિ

आशिरो व्यायतं चर्म षोडशाङ्गुलमुच्छ्रितम्।
तेनावेष्ट्य शिरोऽधस्तान्माषकल्केन लेपयेत् ॥२५॥
निश्चलस्योपविष्टस्य तैलैः कोष्णैः प्रपूरयेत् ।
धारयेदा रुजः शान्तेर्यामं यामार्धमेव वा ॥२६॥
शिरोवस्तिर्हरत्येष शिरोरोगं मरुद्भवम् ।
हनुमन्याऽक्षिकर्णार्तिमर्दितं मूर्धकम्पनम् ॥ २७॥
विना भोजनमेवैष शिरोवस्तिः प्रयुज्यते ।
दिनानि पञ्च वा सप्त रुचितोऽग्रे ततोऽपि च ॥२८
ततोऽपनीतस्नेहस्तु मोचयेद्वस्तिबन्धनम् ।
शिरोललाटवदनग्रीवांसादीन् विमर्दयेत् ॥ २९॥
सुखोष्णेनाम्भसा गात्रं प्रक्षाल्याश्नीत यद्धितम्।
आमिषं जाङ्गलं पथ्यं तत्र शाल्यादयोऽपि च ॥ ३०
मुद्गमाषान् कुलत्थांश्च खादेद्वा निशि केवलान्।
कटुकोष्णान् ससर्पिष्कानुष्णं क्षीरं पिबेत्तथा ॥३१

अन्वयः–आ–शिरः व्यायत षोडश-अङ्गुल-उच्छ्रितं चर्म (आदाय), तेन शिरः आवेष्ट्य अधस्तात् माष–कल्केन लेपयेत्। निश्चलस्य उपविष्टस्य कोष्णैः तैलैः प्रपूरयेत्, आ रुजः शान्तेः याम वा यामार्धम् एव धारयेत् ॥ एषः शिरोवस्तिः मरुद्भवं शिरोरोग हनु–मन्या–अक्षि–कर्ण–अर्तिम् अर्दितं मूर्धकम्पन हरति । एषः शिरोवस्तिः भोजनं विना एव पञ्च वा सप्त दिनानि, रुचितः तत. च अग्रे अपि प्रयुज्यते । ततः तु अपनीतस्नेहः वस्तिबन्धनं मोचयेत्, शिरो–ललाट–वदन–ग्रीवा–अंस–आदीन् विमर्दयेत्, सुख–उष्णेन अम्भसा गात्र प्रक्षाल्य यद् हित (तद्) अश्नाति, तत्र जाङ्गलम् आमिषं पथ्यम्, अपि च शाल्यादयः (पथ्याः), निशि मुद्गमाषान् केवलान् च कुलत्थान् वा कटुक–उष्णान् ससर्पिष्कान् खादेत्, तथा उष्ण क्षीर पिबेत् ॥

માથાને પૂરું થાય એવડું લાંબું અને સોળ આંગળ ઊંચું ચામડું માથાને વીંટી ચામડાની નીચે અડદના કલ્કનો લેપ કરવો. પછી રોગીને નિશ્ચલ બેસાડી લગાર ઊનાશ-વાળું તેલ માથા ઉપર તે ચામડામાં ભરવું. પછી વેદના શાંત થાય ત્યા સુધી અથવા એક પહોર સુધી અથવા ચાર ઘડી સુધી તે એમનુ એમ રાખવું. આ શિરોબસ્તિ વાતજન્ય શિરોરોગ, હનુગ્રહ, ગળાની મન્યા નાડીનું ઝલાઈ જવું, આંખની પીડા, કાનની પીડા, અર્દિત અને માથાનો કંપ મટાડે છે. આ શિરોબસ્તિ ભોજન કર્યા પહેલાં જ રોગીને અપાય છે. પાંચ કે સાત દિવસ સુધી અને અનુકૂળ લાગે તો તેથી પણ વધારે દિવસો સુધી આ ક્રિયા કરવી. પછી (વેદના શાંત થાય અથવા) એક પ્રહર અથવા ચાર ઘડી થઈ જાય ત્યારે તેલને કાઢી લઈ બસ્તિનુ બંધન છોડી નાખવું અને માથું, કપાળ, મોઢું, ડોક તથા ખભા વગેરેને ચોળવાં. પછી સહેવાય તેવા ગરમ પાણીથી સ્નાન કરી હિત અન્ન જમવું; તેમાં જાંગલ પશુઓનાં માંસો અને રાતા ચોખા વગેરે પણ આ બસ્તિ ઉપર હિતકારી છે. રાતે મગ, અડદ અને કળથી અથવા એકલી કળથી ઘી તથા તીખા પદાર્થોથી યુક્ત ગરમ ગરમ ખાવી અને તે ઉપર ઊનુ દૂધ પીવું. ૨૫-૩૧

પિત્તજન્ય શિરોરોગની ચિકિત્સા

पित्तात्मके शिरोरोगे शीतानां चन्दनाम्भसा।
कुमुदोत्पलपद्मानां स्पर्शाः सेव्याश्च मारुताः ॥३२॥

सर्पिषः शतधौतस्य शिरसा धारणं हितम्।
रसः श्वासकुठारोऽल्पः कर्पूरः कुङ्कुमं नवम् ॥३३
सिता छागीपयः सर्वं चन्दनेनानुघर्षयेत्।
तस्य नस्यं भिषग्दद्यात् पित्तजायां शिरोरुजि ॥३४
किंतु मस्तकशूलेषु सर्वेष्वेवं हितं मतम्।
गुडनागरकल्कस्य नस्यं मस्तकशूलनुत् ॥ ३५ ॥

अन्वयः-पित्तात्मके शिरोरोगे चन्दन-अम्भसा शीतानां कुमुद-उत्पल-पद्मानां स्पर्शाः च मारुताः सेव्याः। शत-धौतस्य सर्पिषः शिरसा धारणं हितम्, अल्पः श्वासकुठारः रसः कर्पूरः नव कुङ्कुमं सिता छागीपयः सर्वं चन्दनेन अनुघर्षयेत्, तस्य नस्यं पित्तजायां रुजि भिषक् दद्यात्। सर्वेषु मस्तकशूलेषु एवं हितं मतम्, किंतु गुडनागरकल्कस्य नस्यं मस्तकशूलनुत् (भवति)॥

જો શિરોરોગ પિત્તથી થયેલો હોય તો ચંદનના જળથી શીતળ કરેલાં પોયણાં, લાલ કમળ તથા ધોળા કમળના સ્પર્શથી તથા શીતળ પવન પણ સેવવો, સો વાર ધોયેલું ઘી માથા ઉપર ધારણ કરવું હિતકારી છે; એથી પિત્તસંબંધી શિરોરોગ મટી જાય છે. થોડોક શ્વાસકુઠાર-રસ, કપૂર, નવું કેસર, સાકર અને બકરીનું દૂધ-એ સઘળાંને સુખડના જળની સાથે ઘસવાં અને પછી તેનું નસ્ય પિત્તજન્ય શિરોરોગ ઉપર વૈદ્યે આપવું. આ પ્રયોગ માથાનાં સઘળાં શૂળોમાં પણ હિતકારી છે, તેમ જ ગોળ અને સૂંઠના કલ્કનું નસ્ય પણ માથાનું શૂળ મટાડે છે. ૩૨-૩૫

**રક્ત, કફ તથા સંનિપાતજન્ય શિરોરોગની ચિકિત્સા**

रक्तजे पित्तवत्सर्वं भोजनालेपसेचनम्।
कार्यं भिषग्वरैस्तत्र विशेषो रक्तमोक्षणम् ॥३६॥
कफजे लङ्घनं स्वेदो रूक्षोष्णैः पावकात्मकैः।
सन्निपातभवे कार्या सन्निपातहरी क्रिया।
पुराणसर्पिषः पानं विशेषेण दिशन्ति हि ॥३७॥

अन्वयः-रक्तजे भिषग्वरैः सर्वं पित्तवत् भोजन-आलेप-सेचनं कार्यम्, तत्र विशेषः रक्तमोक्षणम्। कफजे लङ्घनं पावकात्मकैः रूक्ष-उष्णैः स्वेदः (कार्यः), संनिपातभवे सन्निपातहरी क्रिया कार्या, पुराणसर्पिषः पानं विशेषेण हि दिशन्ति॥

જો શિરોરોગ રુધિરથી થયેલો હોય તો ઉત્તમ વૈદ્યોએ પિત્તથી થયેલા શિરોરોગના જેવી જ સઘળી ભોજન, લેપન અને સિંચનની ચિકિત્સા કરવી અને વિશેષમાં લોહી કઢાવવાની ક્રિયા પણ કરવી. જો શિરોરોગ કફથી થયેલો હોય તો લંઘન કરાવવું તથા અગ્નિતત્ત્વવાળા રૂક્ષ અને ઉષ્ણ પદાર્થોથી સ્વેદન કરવું. સન્નિપાતથી થયેલા શિરોરોગમાં સન્નિપાતને મટાડનારી ચિકિત્સા કરવી અને જૂનું ઘી પાવું એમ વૈદ્ય આચાર્યો કહે છે. ૩૬,૩૭

**ષડ્બિંદુતૈલ÷**

एरण्डमूलं तगरं शताह्वा, जीवन्तिका रास्नि-कसैन्धवं च। भृङ्गं विडङ्गं मधुयष्टिका च, विश्वौषधं कृष्णतिलस्य तैलम् ॥ ३८ ॥
अजापयस्तैलविमिश्रितं च, चतुर्गुणे भृङ्ग रसे विपक्वम्। षड्बिन्दवो नासिकया प्रदेयाः सर्वान्निहन्युः शिरसो विकारान् ॥ ३९ ॥
च्युतांश्च केशान् पलितांश्च दन्ता,-न्निर्बन्ध मूलान् सुदृढीकरोति। सुपर्णगृध्रप्रतिमं च चक्षुः कुर्वन्ति बाह्वोरधिकं बलं च ॥ ४० ॥

अन्वयः-एरण्डमूलं तगरं शताह्वा जीवन्तिका रास्निक-सैन्धवं च भृङ्गं विडङ्गं मधुयष्टिका विश्वौषधं च कृष्ण तिलस्य तैलं, च तैलविमिश्रितम् अजापयः चतुर्गुणे भृङ्गरसे विपक्वं (कुर्यात्, एततैलस्य) षड् बिन्दव नासिकया प्रदेयाः, शिरसः सर्वान् विकारान् निहन्युः, च्युतान् च पलितान् केशान्, निर्बन्धमूलान् च दन्तान् सुदृढीकरोति, चक्षुः च सुपर्णगृध्रप्रतिमं, बाह्वोः च अधिकं बलं (ते बिन्दवः) कुर्वन्ति॥

એરંડાનું મૂળ, તગર, શતાવરી, હરડે અથવા મીઠી ખરખોડી, રાસ્ના, સિંધવ, ભાંગરો, વાવડિંગ, જેઠીમધ, સૂંઠ, કાળા તલનું તેલ અને તેલથી મિશ્ર કરેલા બકરીના દૂધને ચોગણા ભાંગરાના રસમાં પકાવવું; (એટલે 'ષડ્બિંદુ-તેલ' તૈયાર થાય છે.) આ તેલનાં છ ટીપાં નાકમાં પાડવાં; તે સર્વ શિરોરોગને મટાડે છે, વાળ ખરી પડ્યા હોય કે પળિયાં (ધોળા વાળ) થયાં હોય તો ફરી (કાળા)

÷ षट् संख्याका बिन्दवः प्रमाणमस्य नस्यप्रदाने इति षड्बिन्दु, तच्च तत् तैलम्-જેનું નસ્ય આપવામાં છ ટીપાં માપ હોય છે, તે તેલ 'ષડ્બિન્દુતૈલ' કહેવાય છે.

ઉગાડે છે, દાંત ઢીલા પડી ગયા હોય તો તેને પાછા ખૂબ મજબૂત કરે છે, નેત્રોને ગરુડના કે ગીધના નેત્ર જેવા પ્રબળ શક્તિવાળાં અને બન્ને બાહુને અધિક બળવાન કરે છે. ૩૮-૪૦

टीका-जीवन्तिकाऽत्र=हरीतकी, शाकविशेषश्च। इति षड्बिन्दुतैलम्॥

## ક્ષયજન્ય તથા કૃમિજન્ય શિરોરોગ અને સૂર્યાવર્તની ચિકિત્સા

क्षयजे क्षयनाशाय कर्तव्यो बृंहणो विधिः।
पाने नस्ये च सर्पिः स्याद्वातघ्नैर्मधुरैः शृतम्॥४१॥
कृमिजे व्योषनक्ताह्वशिग्रुबीजैश्च नावनम्।
अजामूत्रयुतं नस्यं कर्तव्यं कृमिनुत्परम्॥
सूर्यावर्ते विधातव्यं नस्यकर्मादि भेषजम्॥४२॥

अन्वय.-क्षयजे क्षयनाशाय बृंहणः विधिः कर्तव्यः, वातघ्नैः मधुरैः शृतं सर्पिः पाने च नस्ये स्यात्, कृमिजे च व्योषनक्ताह्वशिग्रुबीजैः नावनम् अजामूत्रयुतं नस्यं कर्तव्यं, (तत्) परं कृमिनुत्, सूर्यावर्ते नस्यकर्म-आदि भेषजं विधातव्यम्॥

ક્ષયથી થયેલા શિરોરોગમા ક્ષયનો નાશ કરવા માટે બૃંહણપ્રયોગો કરવા અને વાયુને હણનારા મધુર પદાર્થોથી પકાવેલ ઘીનો પીવામાં અને નસ્યમાં ઉપયોગ કરવો. કૃમિથી થયેલા શિરોરોગમાં સૂંઠ, મરી, પીપર, કરંજ અને સરગવાનાં બીજને બકરીના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપવું, તે કૃમિનો અત્યંત નાશ કરે છે. સૂર્યાવર્તમાં પણ નસ્ય વગેરે ઔષધ કરવાં. ૪૧,૪૨

## કુમારી-તૈલ

कुमार्याः स्वरसप्रस्थे धत्तूरस्य रसे तथा।
भृङ्गराजस्य च रसे प्रस्थद्वयसमायुते॥४३॥
चतुः प्रस्थमिते क्षीरे तैलप्रस्थं विपाचयेत्।
कल्कैर्मधूकह्रीबेरमञ्जिष्ठाभद्रमुस्तकैः॥४४॥
नखकर्पूरभृङ्गैलाजीवन्तीपद्मकुष्ठकैः।
मार्कवासकतालीससर्जनिर्यासपत्रकैः॥४५॥
विडङ्गशतपुष्पाश्वगन्धागन्धर्वहस्तकैः।
न्यग्रोधनालिकेराभ्यां कर्षमानैर्विपाचिते॥४६॥
उत्तार्य वस्त्रपूतं तु शुभे भाण्डे सुधूपिते।
त्रिरात्रमथ गुप्तं च धारयेद्विधिवद्भिषक्॥४७॥
ततस्तु तैलमभ्यङ्गे मूर्ध्नि क्षेपे नियोजयेत्।
शमयेदर्दितं गाढमन्यास्तम्भशिरोगदान्॥४८॥
तालुनासाक्षिजातं तु शोथं मूर्च्छाहलीमकम्।
हनुग्रहगदार्तिं वा बाधिर्यं कर्णवेदनाम्॥४९॥

अन्वय.-कुमार्याः स्वरसप्रस्थे, तथा धत्तूरस्य रसे, प्रस्थद्वयसमायुते च भृङ्गराजस्य रसे, चतुः प्रस्थमिते (च) क्षीरे नख-कर्पूर-भृङ्ग-एला-जीवन्ती-पद्मकुष्ठकैः, मार्क-वासक-तालीस-सर्ज-निर्यास पत्रकैः, विडङ्ग-शतपुष्पा-अश्वगन्धा-गन्धर्वहस्तकैः, न्यग्रोध-नालिकेराभ्यां कर्षमानैः विपाचिते (तत्र क्षीरे) तैलप्रस्थं विपाचयेत्, उत्तार्य वस्त्रपूतं तु (तत्) सुधूपिते शुभे भाण्डे (निधाय) भिषक् त्रिरात्रम् अथ च विधिपूर्वकं गुप्तं धारयेत्। ततः तु (तत् तैलम्) अभ्यङ्गे मूर्ध्नि क्षेपे नियोजयेत्, (तेन) अर्दितं गाढ-मन्यास्तम्भ-शिरोगदान् तालु-नासा-अक्षि-जातं तु शोथं मूर्च्छा-हलीमकं हनुग्रह-गद-अर्तिं बाधिर्यं वा कर्णवेदनां शमयेत्॥

ચોસઠ તોલા કુંવારનો સ્વરસ, ચોસઠ તોલા ધંતૂરાનો રસ, એકસો અઠ્ઠાવીસ તોલા ભાંગરાનો રસ અને ભાંગરાના રસથી બમણા દૂધમા જેઠીમધ, વાળો, મજીઠ, ભદ્રમોથ, નખલો, કપૂર, ભાગરો, એલચી, હરડે, પદ્મકાષ્ઠ, કઠ, ધોળો ભાંગરો, અરડૂસો, તાલીસપત્ર, રાળ, તમાલપત્ર, વાવડિંગ, સુવા, આસંધ, એરંડો, વડ અને નારિયેલનો એક એક તોલો કલ્ક નાખી ચોસઠ તોલા તેલ પકાવવું. એ તેલને વસ્ત્રથી ગાળી લઈ સારી રીતે ધૂપ દીધેલા સારા વાસણમાં ભરી વિધિપૂર્વક ત્રણ રાત સુધી ગુપ્ત-જમીનમા દાટી મેલવું. આ તેલના માલિશથી અને માથામા નાખવાથી અર્દિત, ગળાની મન્યા નાડીનું અત્યંત ઝલાઈ જવુ, શિરોરોગ, તાળવાનો, નાકનો કે આંખનો સોજો, મૂર્છા, હલીમક, હનુગ્રહ, બહેરાશ અને કાનની વેદનાનો તે નાશ કરે છે. ૪૩-૪૯

## સૂર્યાવર્તની ખાસ ચિકિત્સા

योजयेत् सगुडं सर्पिर्घृतपूरांश्च भक्षयेत्।
नावनं क्षीरसर्पिर्भ्यां पानं च क्षीरसर्पिषोः॥५०॥
क्षीरपिष्टैस्तिलैः स्वेदो जीवनीयैश्च शस्यते।
भृङ्गराजरसश्छागीक्षीरतुल्योऽर्कतापितः॥
सूर्यावर्ते निहन्त्याशु नस्येनैव प्रयोगराट्॥५१॥

अन्वय.-सगुडं सर्पिः योजयेत्, घृतपूरान् च भक्षयेत्, क्षीर-सर्पिर्भ्यां नावनं, च क्षीर-सर्पिषोः पानं,

क्षीरपिष्टैः तिलैः च जीवनीयैः स्वेदः शस्यते, भृङ्ग-राजरसः छागीक्षीरतुल्यः अर्कतापितः नस्येन एव प्रयोगराट् आशु, सूर्यावर्तं निहन्ति ॥

ગોળ સહિત ઘી ખાવું, ઘીના માલપૂઠા ખાવા, દૂધ તથા ઘીનું નસ્ય આપવું, દૂધ તથા ઘી પીવાં અને દૂધમાં વાટેલા તલથી તથા જીવનીયગણનાં ઔષધોથી શેક કરવો, એ સૂર્યાવર્તમાં ઉત્તમ ગણાય છે. ભાંગરાનો રસ અને બકરીનું દૂધ સમભાગે લઈ મિશ્ર કરી તડકામાં ઊનાં કરીને તેનું નસ્ય આપવું; આ ઉત્તમ પ્રયોગ તરત સૂર્યાવર્તનો નાશ કરે છે. ૫૦,૫૧

### અર્ધાવભેદકની ખાસ ચિકિત્સા

अर्धावभेदके पूर्वं स्नेहस्वेदौ हि भेषजम् ॥
विरेकः कायशुद्धिश्च धूपः स्निग्धोष्णभोजनम् ॥५२
विडङ्गानि तिलान् कृष्णान् समान् पिष्टान् विलेपयेत् । नस्यं चाप्याचरेत्तस्मादर्धभेदं व्यपोहति ॥ ५३ ॥

अन्वयः—अर्धावभेदके पूर्वं स्नेहस्वेदौ विरेकः काय-शुद्धिः च धूपः स्निग्ध-उष्ण-भोजन हि पूर्वम् भेषजम् । (ततः) विडङ्गान् कृष्णान् तिलान् समान् पिष्टान् विलेप-येत्, नस्य च अपि आचरेत्, तस्मात् (जनः) अर्ध-भेदं व्यपोहति ॥

અર્ધાવભેદક(આધાશીશી)માં પ્રથમ સ્નેહન, સ્વેદન, વિરેચન તથા બીજા પ્રકારોથી પણ શરીરનું સંશોધન, ધૂપ અને સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજનરૂપ ઉપચારો કરવા. પછી વાવડિંગ અને કાળા તલ સમભાગે લઈ દૂધમાં વાટી તેનો લેપ કરવો અને તેનું જ નસ્ય આપવુ એથી માણસ અર્ધાવભેદકને મટાડે છે.

### સૂર્યાવર્ત અને અર્ધાવભેદક-બન્નેની એક ચિકિત્સા

पिबेत् शार्करं क्षीरं नीरं वा नारिकेलजम् ।
सुशीतं वाऽपि पानीयं सर्पिर्वा नस्यतस्तयोः॥५४॥

अन्वयः—तयोः सशर्करं क्षीरं, वा नारिकेलज नीरं (नस्यतः) पिबेत्, अपि वा सुशीत पानीय वा सर्पिः नस्यत. पिबेत् ॥

સૂર્યાવર્ત તથા આધાશીશીમાં સાકર સહિત દૂધ કે નારિયેલનું પાણી નાકથી પીવું; અથવા ટાઢું પાણી કે ઘી નાકથી પીવું. ૫૪

टीका—नस्यत =नासिकया, पिबेदित्यन्वयः । तयोः= सूर्यावर्तार्धभेदयोः ॥ (અર્થ ઉપર અપાયો છે)

### અનન્તવાતની ખાસ ચિકિત્સા

अनन्तवाते कर्तव्यः सूर्यावर्तहितो विधिः ।
शिरावेधश्च कर्तव्योऽनन्तवातप्रशान्तये ॥ ५५ ॥
आहारश्च प्रदातव्यो वातपित्तविनाशनः ।
मधुमस्तकसंयावघृतपूपो विशेषतः ॥ ५६ ॥

अन्वय —अनन्तवाते सूर्यावर्तहितः विधिः कर्तव्यः, अनन्तवातप्रशान्तये च शिरावेधः कर्तव्यः, वात-पित्त-विनाशनः च आहारः प्रदातव्यः, मधुमस्तक-सयाव-घृत-पूपः विशेषतः (प्रदातव्यः) ॥

અનંતવાતરોગ ઉપર સૂર્યાવર્તની હિતકારી ચિકિત્સા કરવી; તેમ જ અનંતવાતને શાંત કરવા માટે નસને વીંધી લોહી કાઢવું અને વાયુ તથા પિત્તનાશક આહાર આપવો. ઘીથી ચુચવતાં તથા મધથી ખરડેલાં ચૂરમાં, શીરા તથા માલપૂડા વગેરે ખાસ આપવાં.

टीका—सयावः=पक्वान्नविशेषः, 'पेरकिया' इति लोके, स च मधुमस्तकः=मधुनोपलिप्तः, घृतपूपः=पूआ ॥ (અર્થ ઉપર અપાયો છે.)

### આધાશીશી માટે પથ્યાદિ-ક્વાથ

पथ्याऽक्षधात्रीरजनीगुडूची,-भूनिम्बनिम्बैः सगुडः कषायः । भ्रूशङ्खकर्णाक्षिशिरोऽर्धशूलं, निहन्ति नासानिहितः क्षणेन ॥ ५७ ॥

अन्वयः—पथ्या अक्ष-धात्री-रजनी-गुडूची-भूनिम्ब-निम्बैः (कृत) कषाय सगुडः नासानिहितः क्षणेन भ्रू-शङ्ख-कर्ण-अक्षि-शिरस्-अर्ध-शूल निहन्ति ॥

હરડે, બહેડા, આમળાં, હળદર, ગળો, કરિયાતું અને લીંબડાનો ક્વાથ ગોળ નાખી નસ્યરૂપે અપાયો હોય તો ક્ષણવારમાં ભ્રમર, લમણાં, કાન, આંખ અને માથાના અર્ધનું શૂળ મટાડે છે. ૫૭

### શંખકની ખાસ ચિકિત્સા

दार्वी हरिद्रा मञ्जिष्ठा सनिम्बोशीरपद्मकम् ।
एतत्प्रलेपनं कुर्याच्छङ्खकस्य प्रशान्तये ॥ ५८ ॥

शीततोयाभिषेकश्च शीतलक्षीरसेचनम् ।
कल्कैश्च क्षीरवृक्षाणां शङ्खके लेपनं हितम् ॥५९॥

अन्वयः-शङ्खक रुग्प्रशान्तये दार्वी हरिद्रा मञ्जिष्ठा सनिम्ब-उशीर-पद्मकम्, एतत्-प्रलेपनं कुर्यात्, शीत-तोय-अभिषेकं, च शीतलक्षीरसेचनं, च क्षीरवृक्षाणां कल्कैः लेपनं शङ्खके हितम् ( भवति ) ॥

શંખક શિરોરોગ મટાડવા દારુહળદર, હળદર, મજીઠ, લીંબડા, વાળો અને પદ્મકાષ્ઠ, એટલાનું લેપન કરવું; તેમ જ ટાઢા પાણીનું સિંચન, ટાઢા દૂધનું સિંચન અને છીરવાળા વડ આદિ વૃક્ષોના કલ્કોનું લેપન પણ શંખક શિરોરોગમાં હિતકારી થાય છે ૫૮,૫૯

### સર્વ શિરોરોગની અનુભવેલી ચિકિત્સા

यष्टीमधुकमाषः स्यात्तुर्यांशं तु विषं भवेत् ।
तयोश्चूर्णं सुसूक्ष्मं स्यात्तच्चूर्णं सर्षपोन्मितम् ॥६०॥
नासिकाभ्यन्तरे न्यस्तं सर्वां शीर्षव्यथां हरेत् ।
दृष्टप्रयोगो योगोऽयमनुभाविभिरादृतः ॥६१॥
आर्द्रं यच्छुक्तिकाचूर्णं चूर्णितं नवसादरम् ।
उभयं योजितं तस्य गन्धाद् नश्यति शीर्षरुक् ॥६२

अन्वयः-यष्टीमधुकमाषः स्यात्, तुर्यांशं तु विषं भवेत्, तयोः चूर्णं सुसूक्ष्मं स्यात्, सर्षप-उन्मितं तत् चूर्णं नासिका-अभ्यन्तरे न्यस्तं (सत्) सर्वां शीर्ष-व्यथां हरेत्, दृष्टप्रयोगः अयं योगः अनुभाविभिः आदृतः । आर्द्रं यत् शुक्तिका चूर्णं नवसादरं चूर्णितम्, उभयं योजितं (कार्यम्) तस्य गन्धात् शीर्षरुक् नश्यति ॥

છ ચણોઠીભાર જેઠીમધ અને તેના ચોથા ભાગે વછનાગ લઈ તેનું અત્યંત બારીક ચૂર્ણ કરવું. સરસવ જેટલું એ ચૂર્ણ નાકની અંદર નાખ્યું હોય તો સર્વ પ્રકારની માથાની પીડા તે મટાડે છે. ભીનું છીપનું ચૂર્ણ તથા નવસારનું ચૂર્ણ મિશ્ર કરી તે સૂંઘવાથી માથાની વેદના મટી જાય છે ૬૦-૬૨

શિરોરોગનો અધિકાર સમાપ્ત

# अथ नेत्ररोगाधिकारः ।

# ૬૪ : નેત્ર×(આંખ)ના રોગોનો અધિકાર

नेत्रस्य प्रमाणमाह-

### નેત્રનું માપ

विद्याद् द्व्यङ्गुलबाहुल्यं स्वाङ्गुष्ठोदरसम्मितम् ।
द्व्यङ्गुलं सर्वतः सार्धं भिषङ् नयनमण्डलम् ॥१॥

अन्वयः-भिषक् नयनमण्डलं द्व्यङ्गुलबाहुल्यं स्व-अङ्गुष्ठ-उदर-सम्मितं, सर्वतः सार्धं द्व्यङ्गुलं विद्यात् ॥

વૈદ્યે નેત્રનું મંડલ બે આગળ જાડાઈવાળું અથવા પોતપોતાના અંગૂઠાના પેટ જેટલું જાડું અને ફરતું અઢી આગળ લાંબું જાણવું. (આગળીઓની જાડાઈમાં ફેરફાર હોય, તેથી 'પોતપોતાના અંગૂઠાના પેટ જેટલું જાડું' કહેલ છે) ૧

टीका-द्व्यङ्गुलबाहुल्यं=द्व्यङ्गुलप्रमाणं स्थौल्यं यस्य तत्, अङ्गुलीनां स्थौल्यस्य वैषम्यात्पुनराह-स्वाङ्गुष्ठोदर-सम्मितं, द्व्यङ्गुलं सर्वतः सार्धं दैर्घ्येण ॥ (આનો અર્થ ઉપર અપાયો છે)

नेत्रस्याङ्गान्याह-

### નેત્રનાં અંગરૂપ પાંચ મંડલો

पक्ष्मवर्त्मश्वेतकृष्णदृष्टीनां मण्डलानि तु ।
अनुपूर्वं तु ते मध्याश्चत्वारोऽन्त्या यथोत्तरम् ॥२॥

अन्वयः-पक्ष्म-वर्त्म-श्वेत-कृष्ण-दृष्टीनां मण्डलानि तु अनुपूर्वम्, ते तु चत्वारः मध्याः यथोत्तरम् अन्त्याः (स्युः) ॥

પાપણના વાળનું, પાંપણનું, ધોળા ડોળાનું, કાળા ડોળાનું અને કીકીનું એમ નેત્રના અંગરૂપ પાંચ મંડળો છે; તેઓને પહેલાં પાપણના વાળરૂપ મંડળથી ગણીએ તો બીજાં ચાર મંડળો નેત્રગોલકની વચ્ચે વચ્ચે આવતાં જાય;

× नीयते-प्राप्यते अनेन स्वमात्मनेति नेत्रम्-णीञ् प्रापणे-'दाम्नी'ति करणे ष्ट्रन्-જીવાત્મા જેના વડે રૂપ ગ્રહણ કરે છે, તે ઇંદ્રિય નેત્ર કહેવાય છે, नेत्रस्य-रोगा नेत्ररोगा -એ નેત્રના રોગો-નેત્રરોગ કહેવાય છે માથાને લગતી ઇંદ્રિયોમાં આ નેત્ર મુખ્ય છે, તેથી ઉપરના શિરોરોગના અધિકાર પછી આ નેત્રરોગોનો અધિકાર શરૂ કરાયો છે.

અને છેલ્લાં કીકીના મંડળથી ગણવા માંડીએ તો બીજાં ચાર મંડળો નેત્રગોલકની છેડે છેડે-છેલ્લાં છેલ્લાં આવતાં જાય. ૨

टीका-ते=पक्ष्मादयो दृष्टयन्ताः, अनुपूर्वं=यथापूर्वं, मध्याश्चत्वारः=कृष्णादयः यथोत्तरमन्त्याः॥(અર્થ ઉપર છે.)

तत्र, नेत्रमण्डले, अष्टसप्तति(૭૮)र्व्याधयो भवन्ति, तांश्चाह-

### નેત્રના મંડલમાં થતા અઠ્યોતેર રોગો

**द्वादश व्याधयो दृष्टौ तत्रैवान्यौ गदावुभौ।**
**कृष्णमार्गे तु चत्वारो दशैकः शुक्लभागजाः॥३॥**
**वर्त्मन्येको विंशतिश्च पक्ष्मजौ द्वौ प्रकीर्तितौ।**
**नव सन्धिषु सर्वस्मिन्नेत्रे सप्तदशोदिताः।**
**एवं नेत्रे समस्ताः स्युरष्टसप्ततिरामयाः॥४॥**

अन्वयः-दृष्टौ द्वादश व्याधयः, तत्र एव अन्यौ द्वौ गदौ, कृष्णमार्गे तु चत्वारः, शुक्लभागजाः दश एकः, वर्त्मनि एकः च विंशतिः, पक्ष्मजौ द्वौ प्रकीर्तितौ, संधिषु नव, सर्वस्मिन् नेत्रे सप्तदश उदिताः, एवं नेत्रे समस्ताः आमयाः अष्टसप्ततिः स्युः॥

કીકીમાં ૧૨ રોગો થાય છે. સુશ્રુતે કહેલા ૭૬ રોગોથી અધિક બીજા ૨ રોગ ચરકે જે કહ્યા છે તે પણ કીકીમાં જ થાય છે. કાળા ડોળામાં ૪ રોગ, ધોળા ડોળામાં ૧૧ રોગ, પાંપણોમાં ૨૧ રોગ, નેત્રનાં રૂંવાડાંમાં ૨ રોગ, સાંધાઓમાં ૯ રોગ અને આખા નેત્રમાં ૧૭ રોગ થાય છે. એમ નેત્રમાં કુલ ૭૮ રોગો થાય છે. ૩,૪

टीका-तत्र=दृष्टौ, अन्यौ=चरकोक्तौ सुश्रुतोक्तषट्सप्ततिसंख्येभ्योऽधिकौ॥ (અર્થ ઉપર અપાયો છે.)

सुश्रुतोक्तषट्सप्तति (૭૬) सख्यामाह-

### સુશ્રુતે કહેલા ૭૬ નેત્રરોગો

**वाताद्दश तथा पित्तात्कफाच्चैव त्रयोदश।**
**रक्तात् षोडश विज्ञेयाः सर्वजाः पञ्चविंशतिः।**
**बाह्यौ पुनर्द्वौ नयने रोगाः षट्सप्ततिः स्मृताः॥५,६**

अन्वयः-दश वातात् तथा पित्तात्, कफात् च त्रयोदश एव, षोडश रक्तात् विज्ञेयाः, सर्वजाः पञ्चविंशतिः, बाह्यौ पुनर् द्वौ, (इत्येवं) नयने षट्सप्ततिः रोगाः स्मृताः॥

૧૦ વાયુથી, ૧૦ પિત્તથી, ૧૩ કફથી, ૧૬ લોહીથી, ૨૫ એ સઘળાથી અને નેત્રથી બહારના ભાગમાં ૨ રોગ થાય છે; એટલે નેત્રના રોગ કુલ ૭૬ છે. ૫,૬

अथ नेत्ररोगाणां सामान्यतो विप्रकृष्टं सन्निकृष्टं च निदानमाह-

### નેત્રના રોગોનાં સામાન્ય, દૂરનાં તથા પાસેનાં નિદાનો

**उष्णाभितप्तस्य जलप्रवेशा,-द्दूरेक्षणात्स्वप्नविपर्ययाच्च। स्वेदाद्रजोधूमनिषेवणाच्च, छर्देर्विघाताद्वमनातियोगात्॥७॥**

**शुक्तारनालाम्लकुलत्थमाषाद्, विण्मूत्रवातागमनिग्रहाच्च। प्रसक्तसंरोदनशोकतापा,-च्छिरोऽभिघातादतिशीघ्रयानात्॥८॥**

**तथा ऋतूनां च विपर्ययेण, क्लेशाभिताघादतिमैथुनाच्च। बाष्पग्रहात् सूक्ष्मनिरीक्षणाच्च, नेत्रे विकारं जनयन्ति दोषाः॥९॥**

अन्वयः-उष्ण-अभितप्तस्य जल-प्रवेशात्, दूर-ईक्षणात्, च स्वप्नविपर्ययात्, स्वेदात्, च रजो-धूम-निषेवणात्, छर्देः विघातात्, वमन-अतियोगात्, शुक्त-आरनाल-अम्ल-कुलत्थ-माषात्, विट्-मूत्र-वात-आगम-निग्रहात्, च प्रसक्त-संरोदन-शोक-तापात्, शिरस्-अभिघातात्, अतिशीघ्रयानात्, तथा च ऋतूनां विपर्ययेण क्लेश-अभिघातात्, अतिमैथुनात् च बाष्पग्रहात् च सूक्ष्मनिरीक्षणात् दोषाः नेत्रे विकारं जनयन्ति॥

તડકા વગેરેથી ખૂબ તપી ગયેલો માણસ ઠંડા જળમાં પ્રવેશ કરે ત્યારે તડકા વગેરેથી ઉત્પન્ન થયેલી ગરમીની સાથે બહાર આવેલા નેત્રના તેજનો જળથી પરાભવ થાય તેથી, દૂર રહેલા પદાર્થોને જોવાથી, સમયસર નિદ્રા નહિ કરવાથી, અગ્નિ વગેરેથી, નેત્ર વડે રજને કે ધુમાડાને સેવવાથી, ઊલટી રોકવાથી, બહુ જ ઊલટી થવાથી, શુક્ત કે આરનાલરૂપ ખાટા રસ, કળથી તથા અડદના સેવનથી, મૂત્ર, વિષ્ઠા કે ગુદાના વાયુનો વેગ રોકવાથી, એકધારું રડવાથી, શોકથી થયેલા સંતાપથી, માથામાં પ્રહાર થવાથી, અત્યંત વેગવાળા વાહન પર બેસીને દોડવાથી, ઋતુચર્યામાં કહેલા વિધિનું ઉલ્લંઘન કરી વિપરીત આચરણ કરવાથી, કામ કે ક્રોધ વગેરેના દુઃખને લીધે થયેલી પીડાથી, અતિ મૈથુન કરવાથી, આંસુઓના વેગને રોકવાથી અને સૂક્ષ્મ પદાર્થોને જોવાથી (કોપેલા) દોષો નેત્રની અંદર રોગ ઉત્પન્ન

કરે છે. ૭-૯

टीका-उष्णाभितप्तस्य जलप्रवेशात्=आतपादिजनितोष्मणा सह बहिर्भूतस्य नयनतेजसो जलावगाहनेनाभिभवात्, दूरेक्षणात्=दूरस्थद्रव्यदर्शनात्, स्वेदात्=स्विद्यतेऽनेनेति स्वेदोऽग्न्यादिस्तस्मात्, नेत्रेण रजोधूमनिषेवणात्। शोकतापात्=शोकजनितात्सन्तापात्, शिरोऽभिघातात्=शिरसि प्रहारात्, ऋतूनां विपर्ययेण=ऋतूक्तचर्याविपरीताचरणेन, क्लेशाभितापात्-क्लिश्यतेऽनेनेति क्लेशः=कामक्रोधादिदुःख, तेनाभितापः=पीडा ततः, वाष्पग्रहात्=अश्रुवेगविघातात्॥ (આનો અર્થ ઉપર છે.)

तेषां संप्राप्तिमाह-

## નેત્રના રોગોની સંપ્રાપ્તિ

**शिरानुसारिभिर्दोषैर्विगुणैरूर्ध्वमाश्रितैः।**
**जायन्ते नेत्रभागेषु रोगाः परमदारुणाः॥१०॥**

अन्वयः-शिरा-अनुसारिभिः दोषैः विगुणैः ऊर्ध्वम् आश्रितैः नेत्रभागेषु परमदारुणाः रोगाः जायन्ते॥

શિરાઓમાં રહેલા દોષો બગડીને ઊંચા ભાગોમાં જવાથી કીકીમાં, કાળા ડોળામાં, ધોળા ડોળામાં, પાંપણોમાં અને પાંપણોનાં રૂંવાડાંમાં દારુણ રોગો ઉત્પન્ન થાય છે. ૧૦

टीका-नेत्रभागेषु=नेत्रस्य दृष्ट्याद्यवयवेषु॥

आदौ दृष्टिरोगानाह, तत्र नेत्रदृष्टिलक्षणमाह-

## કીકીના રોગો: પ્રથમ દૃષ્ટિ (કીકી)નું લક્ષણ

**मसूरदलमात्रां तु पञ्चभूतप्रसादजाम्।**
**खद्योतविस्फुलिङ्गाभां सिद्धां तेजोभिरव्ययैः॥११॥**
**आवृतां पटलेनाक्ष्णोर्बाह्येन विवराकृतिम्।**
**शीतसात्म्यां नृणां दृष्टिमाहुर्नयनचिन्तकाः॥१२॥**

अन्वयः-नयनचिन्तकाः नृणां दृष्टिं तु मसूरदलमात्रां पञ्च-भूत-प्रसादजां खद्योत-विस्फुलिङ्ग-आभां अव्ययैः तेजोभिः सिद्धां विवर-आकृतिं शीतसात्म्याम् अक्ष्णोः बाह्येन पटलेन आवृताम् आहुः॥

નેત્રના વિચારક વિદ્વાનો, માણસોની દૃષ્ટિ એટલે કીકીને નેત્રના કાળા ડોળાના મંડળની વચ્ચે રહેલી મસૂરની દાળ જેવડી, સ્વચ્છ પંચભૂતોથી બનેલી, પલકારા આવે ત્યારે પતંગિયા જેવી લાગતી અને પલકારા ન આવે ત્યારે પ્રકાશમાનપણાને લીધે અગ્નિના તણખા જેવી લાગતી, લાંબા કાળ સુધી રહેનારાં તેજોથી સિદ્ધ થયેલી, છિદ્રવાળી, જેને સર્વ કાળ શીત માફક હોય છે એવી અને રસના તથા લોહીના આધારરૂપ બહારનાં પડળથી વીંટાયેલી કહે છે. ૧૧,૧૨

टीका-मसूरदलमात्रां=नेत्रगतकृष्णमण्डलमध्यस्थमसूरद्विदलप्रमाणां, पञ्चभूतप्रसादजाम्=प्रसन्नपञ्चभूतात्मिकाम्, खद्योतविस्फुलिङ्गाभां=निमेषैः कदाचित् खद्योताभां खद्योतवत्, निमेषाभावे विद्योतमानत्वाद्विस्फुलिङ्गवत्, अव्ययैः=चिरस्थायिभिः तेजोभिः, सिद्धां=उत्पन्नां, विवराकृतिं=सच्छिद्राम्, अक्ष्णोर्बाह्येन पटलेन=रसरक्ताधारभूतेन, आवृताम्॥ (આનો અર્થ ઉપર છે.)

तत्र चत्वारि पटलानि भवन्ति, तान्याह-

## નેત્રનાં ચાર પડળો કે પડો

**तेजोजलाश्रितं बाह्यं तेष्वन्यत्पिशिताश्रितम्।**
**मेदस्तृतीयं पटलमाश्रितं त्वस्थि चापरम्।**
**पञ्चमांशसमं दृष्टेस्तेषां बाहुल्यमिष्यते॥१३॥**

अन्वयः-तेषु बाह्यं पटलं तेजो-जल-आश्रितम्, अन्यत् पिशित-आश्रितम्, तृतीयं मेदः आश्रितम्, अपरं च अस्थि आश्रितम्, तेषां बाहुल्यं दृष्टेः पञ्चम-अंश-समम् इष्यते॥

(નેત્રમાં ચાર પડળો કે પડો હોય છે;) તેમાં બહારનું-સહુથી ઉપરનું પહેલું પડળ રુધિર તથા રસના આશ્રયથી રહેલ છે; બીજું પડળ માંસના આશ્રયથી, ત્રીજું પડળ મેદના આશ્રયથી અને ચોથું પડળ હાડકાંના આશ્રયથી રહેલ છે; એ ચારે પડળોની એકંદર જાડાઈ પોતપોતાના અંગૂઠાના પેટ જેવા જાડા નેત્રના પંચમાંશ જેટલી મનાય છે. ૧૩

टीका-तत्र तेजः=रक्तं, जलं=रसः, तेन रसरक्ताधारमित्यर्थः। पटलं=त्वक्, अपरं=चतुर्थं, दृष्टेः=स्वाङ्गुष्ठोदरस्थूलस्य नेत्रस्य, पञ्चमांशसमं तथा चतुर्णां पटलानां मिलितानां बाहुल्यं=स्थौल्यम् इष्यते॥ (અર્થ ઉપર છે.)

तत्र प्रथमपटलगतस्य दोषस्य स्वभावमाह-

## પહેલા પડળમાં ગયેલા દોષનો સ્વભાવ

**प्रथमे पटले यस्य दोषो दृष्टेर्व्यवस्थितः।**
**अव्यक्तानि स्वरूपाणि कदाचिदथ पश्यति॥१४॥**

अन्वयः-यस्य दृष्टेः प्रथमे पटले दोषः व्यवस्थितः (स्यात् सः) अव्यक्तानि स्वरूपाणि, अथ कदाचित् व्यक्तानि पश्यति॥

જે માણસની દૃષ્ટિના પહેલા પડળમાં દોષ રહેલો હોય તે માણસ રૂપોને અસ્પષ્ટ

દેખે છે અને (દોષ ઓછો હોય તો) કોઈ વખતે સ્પષ્ટ પણ દેખે છે. ૧૪

टीका-प्रथमे पटले=पूर्वाभ्यन्तरे न तु बाह्ये, 'दृष्टेरभ्यन्तरे दोषाः पटले समधिष्ठिताः ॥ एकैकमनुयान्ते पर्यायात्पटलान्तरम्' इति विदेहवचनात्। व्यवस्थितः, अव्यक्तानि=ईषद्व्यक्तानि ॥ अथ कदाचित्पश्यति, व्यक्तान्येवेति शेषः; दोषाल्पतया ॥ અહીં જે પહેલું પડળ કહ્યું છે, તે અંદરનું સૌથી પહેલું પડળ સમજવું, પણ બહારનું પહેલું પડળ સમજવું નહિ. વિદેહે પણ 'નેત્રની અંદરનાં પડળમાં રહેલા દોષો અનુક્રમે ઉપર ઉપરના પડળમાં પ્રાપ્ત થાય છે' એમ કહ્યું છે.

द्वितीयपटलगतदोषस्य स्वभावमाह-

**બીજા પડળમાં ગયેલા દોષનો સ્વભાવ**

**दृष्टिर्भृशं विह्वलति द्वितीये पटले गते।**
**मक्षिकामशकान् केशान् जालकानीव पश्यति ॥१५॥**
**मण्डलानि पताकाश्च मरीचीन् कुण्डलानि च।**
**परिप्लवांश्च विविधान् वर्षमभ्रं तमांसि च ॥१६॥**
**दूरस्थानि च रूपाणि मन्यते च समीपतः।**
**समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात् ॥**
**यत्नवानपि चात्यर्थं सूचीछिद्रं न पश्यति ॥१७॥**

अन्वयः-(दोषे) द्वितीये पटले गते दृष्टिः भृशं विह्वलति, मक्षिका-मशकान् केशान् जालकानि इव पश्यति, मण्डलानि च पताकाः मरीचीन् च कुण्डलानि परिप्लवान् च विविधान् वर्षम् अभ्रं च तमांसि (असन्त्यपि सन्तीव पश्यति)। दृष्टेः गोचरविभ्रमात् समीपस्थानि च दूरे (पश्यति), अत्यर्थं च यत्नवान् अपि सूचीछिद्रं न पश्यति ॥

દોષ જો બીજા પડળમાં (મેદના આશ્રયે) રહ્યો હોય તો દૃષ્ટિ, રૂપોનું સારી રીતે ગ્રહણ કરી શકતી નથી-એટલે માખી, મચ્છર તથા વાળને કરોળિયાએ રચેલાં જાળાંઓ જેવાં દેખે છે; મંડલ, પતાકા અને કિરણ ન હોય છતાં જાણે એ હોય અને કુંડલની પેઠે કાંઈક પ્રકાશતાં હોય તેવાં દેખે છે; પડછાયા વગેરેના સંચારો ઊંચે, નીચે તથા આડા રહેલા અનેક પ્રકારના દેખે છે; વરસાદ, વાદળાં તથા અંધકાર ન હોય છતાં જાણે હોય એવાં દેખે છે; રૂપોને બરાબર ગ્રહણ નહિ કરવારૂપ દૃષ્ટિનો ભ્રમ થવાને લીધે દૂર રહેલાં રૂપો સમીપમાં તથા સમીપમાં રહેલાં રૂપો દૂર રહેલાં દેખે છે અને અત્યંત યત્ન કરવા છતાં એ માણસ સોયનું નાકું દેખતો નથી.

टीका-विह्वलति=रूपं सम्यक् करवा ग्रहीतुं न शक्नोति, विह्वलत्वमेव विवृणोति-मक्षिकादीन्, जालकानीव=मर्कटकवितजालानीव पश्यति। मण्डलादीनि असन्त्यपि सन्तीव पश्यति ॥ कुण्डलानि=कुण्डलानीव विद्योतमानानि, किंचित् पश्यति। परिप्लवांश्च विविधान्=प्रतिच्छायादीनां सञ्चारात् ऊर्ध्वाधस्तिर्यग्गतान्=नानाविधान् पश्यति, वर्षं=वृष्टिं, अभ्र=मेघं, वर्षादीनि असन्त्यपि सन्तीव पश्यति। गोचरविभ्रमात्-गोचरोऽत्र=रूप, तत्र भ्रमः=अयथाग्रहण, तस्मात् ॥ (આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

तृतीयपटलगतदोषस्वभावमाह-

**ત્રીજા પડળમાં ગયેલા દોષનો સ્વભાવ**

**ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते।**
**सुमहान्त्यपि रूपाणि छादितानीव चाम्बरैः ॥१८॥**
**कर्णनासाक्षिरूपाणि विकृतानि च पश्यति।**
**यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि ॥१९॥**
**अधःस्थे तु समीपस्थं दूरस्थं चोपरि स्थिते।**
**पार्श्वस्थिते पुनर्दोषे पार्श्वस्थानि न पश्यति ॥२०॥**
**समन्ततः स्थिते दोषे सङ्कुलानीव पश्यति।**
**दृष्टिमध्यस्थिते दोषे महद्ध्रस्वं च पश्यति ॥२१॥**
**दोषे दृष्टिस्थिते तिर्यगेकं वा मन्यते द्विधा।**
**द्विधा स्थिते त्रिधा पश्येद्बहुधा चानवस्थिते ॥२२॥**

अन्वयः-(दोषे) तृतीय पटलं गते (दृष्टिः) ऊर्ध्वं पश्यति, अधस्तात् न (पश्यति), रूपाणि च सुमहान्ति अपि अम्बरैः छादितानि इव (पश्यति), कर्ण-नासा-अक्षि-रूपाणि च विकृतानि पश्यति। दोषे बलीयसि च दृष्टिः यथादोष रज्येत, दोषे अधःस्थे तु समीपस्थं न पश्यति, दोषे च उपरि स्थिते दूरस्थ न पश्यति, पुनर् दोषे पार्श्वस्थिते पार्श्वस्थानि न पश्यति, दोषे समन्ततः स्थिते सङ्कुलानि इव पश्यति, दृष्टि-मध्य-स्थिते दोषे महत् च ह्रस्वं पश्यति, दोषे वा तिर्यक् दृष्टिस्थिते एकं द्विधा मन्यते, द्विधा स्थिते (दोषे) त्रिधा पश्येत्, अनवस्थिते च (दोषे) बहुधा पश्येत् ॥

દોષ ત્રીજા પડલમાં (માંસના આશ્રયે) રહ્યો હોય તો જે ઊંચે હોય તેને દૃષ્ટિ દેખે છે, પણ જે નીચે હોય તેને દેખતી નથી. ઊંચે રહેલાં જે રૂપો દેખાય તે અત્યંત મોટાં હોય તોપણ જાણે વસ્ત્રોથી ઢંકાયાં હોય

એવાં દેખે છે. કાન, નાક તથા નેત્રથી યુક્ત શરીરો જાણે કાન, નાક અને નેત્રોથી રહિત હોય અથવા કાન વગેરેમાં વિકારવાળાં હોય એવાં દેખે છે. દોષ જો બળવાન હોય તો દોષ પ્રમાણે દૃષ્ટિ રંગાઈ જાય છે. દોષ જો નીચેના ભાગમાં રહ્યો હોય તો સમીપમાં રહેલાંને દૃષ્ટિ દેખે છે, પણ જો ઊંચેના ભાગમાં દોષ રહ્યો હોય તો દૂર રહેલા પદાર્થોને દેખતી નથી; દોષ જો પડખાના ભાગમાં રહ્યો હોય તો પડખામાં રહેલા પદાર્થોને દૃષ્ટિ દેખતી નથી; જો ચારે બાજુ દોષ રહેલો હોય તો ઉપર, નીચે તથા પડખામાં રહેલા પદાર્થો જુદા જુદા હોય છતાં તેઓને મિશ્ર જેવા દેખે છે; દૃષ્ટિના મધ્યમાં દોષ જો રહેલ હોય તો મોટા પદાર્થોને નાના દેખે છે; જો દૃષ્ટિમાં દોષ આડો રહેલ હોય તો એક પદાર્થને બે પદાર્થો જેવો દેખે છે; દૃષ્ટિના બે ભાગમાં દોષ જો રહેલ હોય તો એક પદાર્થ ત્રણ પદાર્થો જેવો દેખાય છે અને જો અનિયમિત રીતે દોષ રહેલ હોય તો એક પદાર્થને ઘણા પદાર્થો જેવો દેખે છે. ૧૮-૨૨

टीका-ऊर्ध्वं पश्यति-ऊर्ध्वमपि यादृक् पश्यति तादृगाह-सुमहान्तीत्यादि। अम्बरैः=वस्त्रैः, अधःस्थे तु समीपस्थं न पश्यतीत्यन्वयः। तथा-उपरि स्थिते दोषे दूरस्थं न पश्यति। समन्ततः=उपर्यधःपार्श्वेषु, सङ्कुलानि= भिन्नानि अपि रूपाणि मिश्रितानीव पश्यति। अनवस्थिते=अनियतावस्थाने, बहुधा=बहूनि, पश्येत्॥ (આ ટીકાનો અર્થ ઉપર સમાવ્યો છે.)

चतुर्थपटलगतदोषस्वभावमाह-

### બહારના ચોથા પડળમાં ગયેલા દોષનો સ્વભાવ તથા તેનાં નામો

**तिमिराख्यः स यो दोषश्चतुर्थे पटलं गतः।**
**रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाश इति क्वचित्॥२३॥**
**अस्मिन्नपि तमोभूते नातिरूढे महागदे।**
**चन्द्रादित्यौ सनक्षत्रावन्तरिक्षे च विद्युतः॥२४॥**
**निर्मलानि च तेजांसि भ्राजिष्णूनीव पश्यति।**
**स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः॥२५॥**

अन्वयः-यः दोषः चतुर्थं पटलं गतः सः तिमिराख्यः सर्वतः दृष्टिं रुणद्धि, लिङ्गनाशः इति क्वचित् (तन्त्रान्तरे कथितः), तमोभूते अस्मिन् महागदे न अतिरूढे (जनः) अन्तरिक्षे चन्द्र-आदित्यौ सनक्षत्रौ च विद्युतः निर्मलानि च तेजांसि भ्राजिष्णूनि इव पश्यति, सः एव तु लिङ्गनाशः नीलिकाकाचसंज्ञितः (उच्यते)॥

જે દોષ કે રોગ, દૃષ્ટિના ચોથા પડળમાં (હાડકાંના આશ્રયે) ગયો હોય તે રોગ અંધારાં દેખાડતો હોવાને લીધે 'તિમિર'[૧] નામે કહેવાય છે અને ચારે બાજુ દૃષ્ટિને રોકી દે છે; બીજા ગ્રંથમાં આ રોગને 'લિંગનાશ'[૨] એ નામે પણ કહ્યો છે. આ મોટો રોગ નવો હોય ત્યારે માણસ આકાશમાં ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર અને વીજળીને દેખે છે; કેમ કે તે ચંદ્રાદિને લીધે આકાશ પ્રકાશમય હોવાથી તેમાં અંધકારનું જોર ચાલતું નથી; અગ્નિ વગેરેનાં નિર્મળ તેજને પણ દેખે છે અને રત્નો તથા સુવર્ણ વગેરે પ્રકાશિત પદાર્થોને પણ દેખે છે; પરંતુ આ રોગ જૂનો થઈ જાય ત્યારે ચંદ્ર વગેરે પણ દેખાતા નથી; આ રોગ 'લિંગનાશ' નામ ઉપરાંત 'નીલિકા'[૩] અને 'કાચ'[૪] નામે પણ ઓળખાય છે. (આ રોગ લિંગના એટલે કીકીના તેજનો નાશ કરે છે, તેથી 'લિંગનાશ' કહેવાય છે.) ૨૩-૨૫

૧ तिम्यति-आर्द्रीभवति अनेन दृष्टेश्चतुर्थं पटलमिति तिमिरो दोषः, तिम आर्द्रीभावे-किरच् बाहुलकात्, यद्वा तिमिरं केवल-अन्धकारदर्शनमस्ति अस्मिन् रोगे स तिमिरः-अर्शआद्यच्-જેને લીધે કીકીનું ચોથું મંડલ વ્યાપ્ત બને છે, તે દોષ જ કેવળ અંધારાં જ દેખાડે છે, તેથી 'તિમિર'-કહેવાય છે; આનું જ બીજું નામ 'લિંગનાશ' આ કારણે છે:-

૨ लिङ्गयते-ज्ञायते अनेन वस्तुस्वरूपमिति लिङ्ग-दृष्टितेजः, लिगि गतौ-गत्यर्थकानां ज्ञानार्थकत्वमपि सुप्रसिद्धम्, तस्मात् करणे घञ्, तस्य लिङ्गस्य नाशः अस्मिन् रोगे स लिङ्गनाशः-જેનાથી હરકોઈ વસ્તુનું સ્વરૂપ જીવ જાણે છે, તે કીકીનું તેજ 'લિંગ' કહેવાય છે; એ લિંગનો એટલે દૃષ્ટિના તેજનો જેમાં નાશ થાય છે, તે રોગ લિંગનાશ કહેવાય છે; આ રોગનું ત્રીજું નામ 'નીલિકા' પણ છે; કારણ-

૩ नीलः वर्णः अस्ति अस्याः अर्शआद्यचि, टापि, स्वार्थिके च के ह्रस्वत्वे अत इत्वं चेति-नीलिका-

જેનો રંગ કાળાશપડતો લીલો હોય છે, એવો રોગ નીલિકા કહેવાય છે; વળી આ રોગનું આવું ચોથું નામ પણ મળે છે.

૪ कर्चत-यम्रालि दृष्टितेजो दीप्यते चेति कचः, कच बन्धने दीप्तौ चेत्यस्मादपि प्रज्ञायणि च काचः, यद्वा काचयतीति काचः, अच्-જે રોગ દૃષ્ટિના તેજને બાંધે છે-રોકે છે અને ચળકે છે, તે રોગ 'કાચ' નામે પણ કહેવાય છે:

टीका-यो दोषः=दोषोऽत्र रोग., चतुर्थं पटलं=बाह्य पटलं, गतः, सः=तिमिराख्यः, तिमिरदर्शनेन, तिमिरमस्यास्तीति तिमिरः, अर्शआदित्वाद् अच्। तस्य लक्षणमाह-रुणद्धीत्यादि। सर्वतः=सर्वत्र, लिङ्गनाश इति क्वचित्=तन्त्रान्तरे लिङ्गनाशसंज्ञः। तस्य निरुक्तिश्च-लिङ्ग्यते ज्ञायतेऽनेनेति लिङ्गं=दृष्टितेजः, तस्य, नाशोऽस्मिन्निति लिङ्गनाशः। अस्मिन्नपि=तिमिरेऽपि, तमोभूते=तमस्तुल्ये, अत्र 'भूत'शब्दस्तुल्यार्थः। 'भूतं प्राप्यतीते समे त्रिषु'इत्यमरात्। नातिरूढे=अप्रौढे तमे, चन्द्रादित्यौ नक्षत्राणि च पश्यति अन्तरिक्षे, अन्तरिक्षस्य प्रकाशमयत्वेन तमोऽभिभवात्, तेजांसि-अग्न्यादेः, भ्राजिष्णूनि=रत्नसुवर्णादीनि, अस्मिन् प्रौढे=चिरजे, चन्द्रादीन्यपि न पश्यतीत्याशयः। नीलिकाकाचसञ्ज्ञितः=नीलिका काचश्चेति नामान्तराभ्यां युक्तः॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

दृष्टिरोगाणां नामानि सङ्ख्यां चाह-

## કીકીના રોગોનાં નામો તથા ૧૨ ની સંખ્યા

**दृष्ट्याश्रयाः षट् च षट्च रोगाः, षट् लिङ्गनाशा हि भवन्ति तत्र। वातेन पित्तेन कफेन सर्वै,-रक्तात्परिम्लाय्यभिधश्च षष्ठः॥२६॥**

अन्वयः-दृष्टि-आश्रयाः रोगाः षट् च षट् एव, षट् लिङ्गनाशाः हि भवन्ति-वातेन पित्तेन कफेन सर्वैः रक्तात् च षष्ठः परिम्लायि-अभिधः (अस्ति)॥

દૃષ્ટિ અર્થાત્ કીકીના રોગ ૧૨ છે; (ચરકના મતે ૧૪ છે;) તેમાંના છ લિંગનાશ હોય છે: વાયુજન્ય લિંગનાશ, પિત્તજન્ય લિંગનાશ, કફજન્ય લિંગનાશ, સન્નિપાતજન્ય લિંગનાશ, રક્તજન્ય લિંગનાશ અને પરિમ્લાયી લિંગનાશ. ૨૬

टीका-दृष्ट्याश्रया रोगाः षट् षट्=द्वादशेत्यर्थः। तत्र लिङ्गनाशाः षट्; तान् विवृणोति-वातेनेत्यादि॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

## બીજા છ રોગનાં નામો

**तथा नरः पित्तविदग्धदृष्टिः, कफेन वाऽन्यस्त्वथ धूमदर्शी। यो ह्रस्वजात्यो नकुलान्ध्यसंज्ञो, गम्भीरसंज्ञश्च तथैव दृष्टिः॥२७॥**

अन्वयः-तथा यः नरः पित्तविदग्धदृष्टिः, वा कफेन, अथ तु अन्यः धूमदर्शी, ह्रस्वजात्यः, नकुलान्ध्यसंज्ञः तथा च गम्भीरसंज्ञः दृष्टिः एव॥

તેવી જ રીતે પિત્તવિદગ્ધદૃષ્ટિ, કફવિદગ્ધદૃષ્ટિ, ધૂમદર્શી, હ્રસ્વજાત્ય, નકુલાંધ્ય તથા ગંભીર-આ (બીજા પણ છ) દૃષ્ટિ અર્થાત્ કીકીના રોગો માણસને થાય છે. ૨૭

टीका-पित्तविदग्धदृष्ट्यादयश्च षट्॥ (અર્થ ઉપર છે.)

एवं दृष्ट्याश्रया द्वादश रोगाः, तत्र द्वावन्यौ चाह-

એમ દૃષ્ટિને લગતા બાર રોગોનાં નામો કહ્યાં; તેમાં બીજા બે રોગો પણ આ નામે ચરક કહે છે:

## ચરકે કહેલા બે રોગોનાં નામ

**तत्रैवान्यौ गदौ षद्धौ सनिमित्तानिमित्तकौ॥२८॥**

अन्वयः-तत्र एव अन्यौ गदौ सनिमित्त-अनिमित्तकौ षद्धौ॥

એ બાર રોગોમાં જ બીજા આ બે રોગ સનિમિત્તક લિંગનાશ અને અનિમિત્ત લિંગનાશ મળે છે; (તેથી દૃષ્ટિના રોગ ચરકના મતે ૧૪ થાય છે.) ૨૮

तेषु वातजस्य लिङ्गनाशस्य लक्षणमाह-

## વાયુજન્ય લિંગનાશનું લક્ષણ

**वातेन खलु रूपाणि भ्रमन्तीव च पश्यति। आविलान्यरुणाभानि व्याविद्धानीव मानवः॥२९॥**

अन्वयः-वातेन मानवः भ्रमन्ति इव च आविलानि अरुण-आभानि व्याविद्धानि इव रूपाणि पश्यति॥

વાયુથી થયેલા લિંગનાશને લીધે માણસ જાણે ભમતાં હોય એવાં, મેલાં, અરુણ રતાશવાળાં અને જાણે વાંકાં-ચૂકાં હોય એવાં રૂપોને દેખે છે. ૨૯

टीका-आविलानि=कलुषाणि, अरुणाभानि=अव्यक्तलौहित्ययुक्तानि,॥ (અર્થ ઉપર અપાયો છે.)

पित्तजमाह-

## પિત્તજન્ય લિંગનાશનું લક્ષણ

**पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान्। शिखिबर्हविचित्राणि नीलकृष्णानि पश्यति॥३०॥**

अन्वयः-पित्तेन (मानवः) आदित्य-खद्योत-शक्रचाप-तडिद्-गुणान्, शिखि-बर्ह-विचित्राणि नील-कृष्णानि (रूपाणि) पश्यति॥

પિત્તથી થયેલા લિંગનાશથી માણસ સૂર્યનું, પતંગિયાનું, ઇંદ્રધનુષનું અને વીજળીનું રૂપ દેખે; તેમ જ મોરનાં પીંછાં જેવાં વિચિત્ર-રંગબેરંગી, નીલાં અને કાળા રૂપો દેખે છે. ૩૦

*ટીકા-आदित्यादीना गुणान्=रूपाणि ॥* (અર્થ ઉપર છે.)

श्लैष्मिकमाह-

**કફજન્ય લિંગનાશનું લક્ષણ**

**गौरचामरगौराणि श्वेताभ्रप्रतिमानि च ।**
**पश्येदसूक्ष्माण्यत्यर्थं व्यभ्रे चैवाभ्रसंप्लवम् ॥३१॥**
**कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च ।**
**सलिलप्लाविनानीव जालकानीव मानवः ॥३२॥**

*अन्वयः*-कफेन मानवः गौर-चामर-गौराणि श्वेत-अभ्र-प्रतिमानि अत्यर्थं च असूक्ष्माणि रूपाणि पश्येत्, व्यभ्रे च अभ्रसप्लवम् एव (पश्येत्), च स्निग्धानि च सितानि सलिलप्लावितानि इव जालकानि इव (रूपाणि) पश्येत् ॥

કફથી થયેલા લિંગનાશથી માણસ ધોળાં ચામર જેવાં સફેદ અને ધોળાં વાદળાં જેવાં અતિશય મોટાં રૂપો દેખે છે, તેમજ (આકાશમાં) ધોળા વાદળા બિલકુલ ન હોય છતા જાણે પુષ્કળ વાદળાં હોય એવું દેખે છે; અને સ્નિગ્ધ, ધોળાં, પાણીથી ડૂબેલા જેવાં અને કરોળિયાના જાળા જેવા રૂપો જુએ છે. ૩૧,૩૨

सन्निपातजमाह-

**સન્નિપાતજન્ય લિંગનાશનું લક્ષણ**

**सन्निपातेन चित्राणि विप्लुतानि च पश्यति ।**
**बहुधापि द्विधा वापि सर्वाण्येव समन्ततः ॥**
**हीनाधिकाङ्गान्यथवा ज्योतींष्यपि च पश्यति ॥३३॥**

*अन्वय.*-सन्निपातेन (लिंगनाशे तु) सर्वाणि अपि समन्तत विप्लुतानि, बहुधा अपि, वा द्विधा अपि च चित्राणि च एव हीन-अधिक-अङ्गानि अथवा ज्योतींषि च अपि पश्यति ॥

સન્નિપાતથી લિંગનાશ થાય તો સઘળા રૂપોને ચોપાસ વિપરીત એટલે ઘણા પ્રકારનાં, બે પ્રકારના, અનેક વર્ણવાળાં, અધિક કે ઓછા અંગવાળાં અથવા તેજોમય પણ દેખે છે. ૩૩

*ટીકા-चित्राणि=नानावर्णानि, विप्लुतानि=विपरीतानि, वैपरीत्य विवृणोति-बहुधेत्यादि ॥* (અર્થ ઉપર છે.)

रक्तजमाह-

**રક્તજન્ય લિંગનાશનું લક્ષણ**

**पश्येद्रक्तेन रक्तानि तमांसि विविधानि च ।**
**हरितान्यथ कृष्णानि पीतान्यपि च मानवः ॥३४॥**

*अन्वयः*-रक्तेन मानव तमांसि विविधानि च रक्तानि हरितानि अथ कृष्णानि च पीतानि अपि पश्येत् ॥

રક્તજન્ય લિંગનાશ થાય તો માણસ અંધારા દેખે અને જાતજાતના રૂપોને રાતા, હરિયાળા રંગના, કાળા તથા પીળાં જુએ છે.

परिम्लायिनमाह-

**પરિમ્લાયી લિગનાશનું લક્ષણ**

**रक्तेन मूर्च्छितं पित्तं परिम्लायिनमाचरेत् ।**
**तेन पीता दिशः पश्येदुद्यन्तमिव भास्करम् ॥**
**विकीर्यमाणान् खद्योतैर्वृक्षांस्तेजोभिरेव हि ॥३५॥**

*अन्वयः*-रक्तेन मूर्च्छित पित्त परिम्लायिनम् आचरेत्, तेन (मानव.) दिशः पीताः पश्येत्, भास्करम् उद्यन्तम् इव (पश्येत्), वृक्षान् खद्योतैः (तथा) तेजोभिः एव विकीर्यमाणान् हि (पश्येत्)॥

લોહીથી મૂર્છિત કે મિશ્ર થયેલું પિત્ત પરિમ્લાયી* નામનો લિંગનાશ ઉત્પન્ન કરે છે, જેથી (રોગી) સઘળી દિશાઓ પીળી દેખે છે, સૂર્ય જાણે ઊગતો હોય એવો જુએ છે અને વૃક્ષો જાણે પતંગિયાંથી તથા અગ્નિ વગેરે તેજથી વ્યાપ્ત થતાં હોય એવાં દેખે છે. ૩૫

*ટીકા-विकीर्यमाणान्=व्याप्यमानान्, तेजोभि=अग्न्यादिभिरिव ॥*

अथ वातादिजनेत्रवर्णेन लिङ्गनाशस्य षड्विधत्वमाह-

**નેત્રના રંગભેદથી લિગનાશના ૬ પ્રકાર**

**वातादिजनितैर्नेत्रवर्णैरपि च षड्विधः ।**
**लिङ्गनाशो निगदितो वर्णो वातादिजो यथा ॥३६**

* परित म्लायति प्रसरतीव पीत नीलश्च वर्ण अस्मिन् रक्तमिश्रपित्तप्रकोपादिति परिम्लायी-' सर्वधातुभ्य इन् ' જેમા લોહી સાથે મિશ્ર થઈ કોપેલા પિત્તને લીધે ચોપાસ પીળા તથા લીલો રંગ જાણે પ્રસરતો હોય એવુ લાગે, તે 'પરિમ્લાયી' નામનો લિગનાશ કહેવાય છે

रागाऽरुणो मारुतजः प्रदिष्टो, म्लायी च नीलश्च तथैव पित्तात्। कफात्सितः शोणितजः सरक्तः, समस्तदोषप्रभवो विचित्रः ॥ ३७॥

अन्वयः–वात-आदिजनितैः च नेत्रवर्णैः अपि लिङ्गनाशः षड्विधः निगदितः। वात-आदिजः वर्णः यथा मारुतजः रागः अरुणः प्रदिष्टः, तथा च पित्तात् म्लायी च नीलः एव, कफात् सितः, शोणितजः सरक्तः, समस्तदोषप्रभवः ( वर्णः ) विचित्रः ( प्रदिष्टः )॥

વાયુ વગેરેએ ઉત્પન્ન કરેલા નેત્રોના વર્ણો ઉપરથી પણ લિંગનાશના ૬ પ્રકાર થાય છે. વાતાદિ દોષથી નેત્રોનો જે વર્ણ થાય છે, તે આ પ્રમાણે છે: વાયુથી થયેલ (લિંગનાશમાં) નેત્રોનો વર્ણ રાતો; પિત્તથી (થયેલ પરિમ્લાયી લિંગનાશમાં નેત્રોનો વર્ણ) નીલ; કફથી (થયેલ લિંગનાશમાં નેત્રોનો વર્ણ) ધોળો; લોહીથી (થયેલ લિંગનાશમાં નેત્રોનો વર્ણ) રતાશવાળો અને સન્નિપાતથી (થયેલ લિંગનાશમાં નેત્રોનો વર્ણ) વિચિત્ર થાય છે. ૩૬,૩૭

अथ वातादिना हेतुभूतेन जनिते नेत्रविषये मण्डलरूपविशेषमाह–

**વાયુ વગેરેએ ઉત્પન્ન કરેલા લિંગનાશોથી નેત્રોમાં મંડલનાં જુદાં જુદાં રૂપો**

अरुणं मण्डलं वाताच्चञ्चलं परुषं तथा।
पित्ततो मण्डलं नीलं कांस्याभं वा सपीतकम् ॥३८
श्लेष्मणा बहलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम्।
चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः॥३९॥
मृद्यमाने तु नयने मण्डलं तद्विसर्पति।
मण्डलं तु भवेच्चित्रं लिङ्गनाशे त्रिदोषजे ॥४०॥
प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकम्।
रक्तजे मण्डलं दृष्टौ स्थूलकाचारुणप्रभम् ॥४१॥
परिम्लायिनि रोगे स्यात् म्लानं नीलमथापि वा।
दोषक्षयात् स्वयं तत्र कदाचित्स्यात्तु दर्शनम् ॥४२

अन्वयः–वातात् मण्डलम् अरुणं चञ्चलं तथा परुषं, पित्ततः मण्डलं नीलं कांस्य-आभं वा सपीतकं, श्लेष्मणा ( मण्डलं ) बहलं स्निग्धं शंख-कुन्द-इन्दु-पाण्डुरम् ( भवति ), चलत्पद्मपलाशस्थः अम्भसः बिन्दुः इव तत् मण्डलं तु नयने मृद्यमाने ( सति ) विसर्पति, त्रिदोषजे लिङ्गनाशे तु मण्डलं चित्रं भवेत्, शोणितात्मकं मण्डलं प्रवालपद्म-आभं ( स्यात् ), रक्तजे मण्डलं दृष्टौ स्थूल-काच-अरुण-प्रभम् ( भवेत् ), परिम्लायिनि रोगे ( मण्डलं ) म्लानम् अथवा नीलम् अपि स्यात्, तत्र दोषक्षयात् कदाचित् तु स्वयं दर्शनं स्यात्॥

વાયુથી લિંગનાશ થયો હોય તો મંડલ રાતું, ચપલ તથા કઠણ થાય; પિત્તથી લિંગનાશ થયો હોય તો મંડલ નીલ, કાંસા જેવું અથવા ધોળાશ તથા પીળાશવાળું થાય; કફથી લિંગનાશ થયો હોય તો મંડલ જાડું, સ્નિગ્ધ, શંખ જેવું કે મોગરાનાં ફૂલ જેવું કે ચંદ્ર જેવું ધોળું થઈને કમળની કંપતી પાંખડી ઉપર રહેલા જળના ધોળા ટીપા જેવું થાય; અને આંખને ચોળવા માંડતાં એ મંડલ પ્રસરે છે. ત્રણે દોષોથી લિંગનાશ થયો હોય તો મંડલ વિચિત્ર એટલે વાયુ વગેરેથી થતા સઘળા વર્ણોવાળું થાય; લોહીથી લિંગનાશ થયો હોય તો મંડલ કૂંપળિયા જેવું અને કમળની પાંખડી જેવું થાય; (પિત્ત-સાથે મળેલા રુધિરથી) લિંગનાશ થયો હોય તો મંડલ જાડા તથા રાતા કાચ જેવું જાડું તથા રાતું થાય; અને પરિમ્લાયી લિંગનાશ થયો હોય તો મંડલ મ્લાન અથવા નીલ થાય છે; અને કાળાંતરે દોષનો ક્ષય થવાથી કદાચ પોતાની મેળે તે ચોખ્ખું થઈ જવાથી માણસ દેખતો પણ થઈ જાય છે. ૩૮–૪૨

ટીકા–श्वेत-पीत वा कथमेतत्? व्याधिप्रभावात्, बहल-स्थूलम्। चित्र=वातादिवर्णम्। रक्तज=पित्तानुगामिरक्तज, स्थूलकाचारुणप्रभं=स्थूलकाचस्येवारुणा प्रभा यस्य तत्; एतेन स्थौल्यमरुणत्वं च बोध्यते। दोषक्षयादित्यादि। तत्र=परिम्लायिनि कालान्तरेण दोषक्षयात् कदाचित् स्वयमेव दर्शनं स्यात्॥ (અર્થ ઉપર છે.)

लिङ्गनाशेऽतुक्तव्यथादाहगौरवादिदोषलिङ्गसंप्रहार्थमाह–

**દોષોનાં વ્યથા, દાહ તથા ભારેપણું વગેરે ચિહ્નો**

यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि ॥४३॥

अन्वयः–सर्वेषु एव ( लिङ्गनाशेषु ) दोषलिङ्गानि यथास्वं हि भवन्ति॥

સઘળા પ્રકારના લિંગનાશોમાં તે તે દોષોનાં પોતપોતાનાં ચિહ્નો પણ અવશ્ય થાય છે. ૪૩

पित्तविदग्धदृष्टेर्लक्षणमाह–

### (१) પિત્તવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ

**पित्तेन दुष्टेन गतेन दृष्टिं, पीता भवेद्यस्य नरस्य दृष्टिः। पीतानि रूपाणि च तेन पश्येत्, स वै नरः पित्तविदग्धदृष्टिः ॥४४॥**

अन्वयः–दुष्टेन पित्तेन दृष्टिं गतेन यस्य नरस्य दृष्टिः पीता भवेत्, सः नरः तेन च रूपाणि पीतानि पश्येत्, पित्तविदग्धदृष्टिः (कथ्यते) ॥

દુષ્ટ થયેલું પિત્ત દૃષ્ટિનો પહેલા–અને બીજા–પડળમાં પ્રાપ્ત થવાથી જે માણસની દૃષ્ટિ પીળી થયેલી હોય તે માણસ રૂપોને પીળાં દેખે છે; આ રોગવાળો તે માણસ 'પિત્તવિદગ્ધદૃષ્ટિ' કહેવાય છે. ૪૪

१. पित्तेन विदग्धा–पित्तविदग्धा दृष्टिर्यस्य सः, यद्वा पित्तेन विदग्धा–पीता पित्तविदग्धा चासौ दृष्टिः–पित्तविदग्धदृष्टिः–જેની દૃષ્ટિ પિત્ત પ્રાપ્ત થવાથી પીળી થઈને જતી રહી હોય, તે માણસ અથવા પિત્ત પ્રાપ્ત થવાથી પીળી થઈને ગયેલી જે દૃષ્ટિ તે બન્ને 'પિત્તવિદગ્ધદૃષ્ટિ' કહેવાય છે.

टीका–पित्तेन गतेन दृष्टिं=दृष्टावपि प्रथमद्वितीयपटलगतेनेति बोद्धव्यम्। तेन=व्याधिना ॥ (અર્થ ઉપર છે.)

तस्मिन्नेव पित्ते दृष्टौ तृतीयपटलं गते विशेषरूपमाह–

### ઉપરનો જ એક પેટા ભેદ:

### દિવસનો અંધાપો

**प्राप्ते तृतीयं पटलं तु दोषे, दिवा न पश्येन्निशि वीक्षते सः। रात्रौ स शीतानुगृहीतदृष्टिः, पित्ताल्पभावात्सकलानि पश्येत् ॥४५॥**

अन्वयः–दोषे तु तृतीयं पटलं प्राप्ते सः दिवा न पश्येत्, निशि वीक्षते; (यतः) रात्रौ शीत–अनुगृहीत–दृष्टिः सः पित्त–अल्प–भावात् सकलानि पश्येत् ॥

તે જ પિત્ત ત્રીજા પડળમાં પ્રાપ્ત થયું હોય તો એ માણસ દિવસે દેખતો નથી, પણ રાતે દેખે છે; કારણ કે રાતે શીતના લીધે જેની દૃષ્ટિને રાહત મળી હોય એવો તે માણસ, પિત્તની ઓછાશ થવાથી સઘળા પદાર્થોને દેખે છે. (આ પ્રકાર પણ પિત્તવિદગ્ધદૃષ્ટિનો જ પેટાભેદ હોવાથી જુદો ગણાતો નથી.) ૪૫

टीका–दोषेऽत्र=पित्ते ॥ (અર્થ ઉપર છે.)

श्लेष्मविदग्धदृष्टिलिङ्गमाह–

### (२) કફવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ

**तथा नरः श्लेष्मविदग्धदृष्टि–स्तान्येव शुक्लानि हि मन्यते तु ॥४६॥**

अन्वयः–तथा श्लेष्मविदग्धदृष्टिः नरः तु तानि एव हि शुक्लानि मन्यते ।

દુષ્ટ થયેલો કફ, દૃષ્ટિના પહેલા અને બીજા પડળમાં આવ્યો હોય તો એ માણસ એ જ રૂપોને ધોળાં દેખે છે; આ રોગવાળો 'કફવિદગ્ધદૃષ્ટિ' કહેવાય છે. ૪૬

२ कफेन विदग्धा कफविदग्धा–दृष्टिर्यस्य सः, यद्वा कफेन विदग्धा चासौ दृष्टिः–कफविदग्धदृष्टिः–જેની દૃષ્ટિ કફ પ્રાપ્ત થવાથી ધોળી થઈને જતી રહી હોય તે માણસ, અથવા કફ પ્રાપ્ત થવાથી ધોળી થઈને જતી રહેલી દૃષ્ટિ–બન્ને 'કફવિદગ્ધદૃષ્ટિ' કહેવાય છે.

टीका–तत्रापि श्लेष्मणो दृष्टौ प्रथमद्वितीयपटलगतस्यैतल्लिङ्गं बोद्धव्यम् ॥ (અર્થ ઉપર સમાયો છે.)

स एव श्लेष्मा दृष्टौ पटलत्रयं गतो नक्तान्ध्यं करोतीत्याह–એ જ કફ દૃષ્ટિમાં ત્રણે પડળોમાં ગયો હોય તો રાતનો અંધાપો કરે છે, એ કહે છે–

### ઉપરનો જ પેટાભેદ:

### રાતે અંધાપો

**त्रिषु स्थितोऽल्पः पटलेषु दोषो, नक्तान्ध्यमापादयति प्रसह्य। दिवा स सूर्यानुगृहीतदृष्टिः, पश्येत् तु रूपाणि कफाल्पभावात् ॥४७॥**

अन्वयः–त्रिषु पटलेषु स्थितः अल्पः दोषः प्रसह्य नक्त–आन्ध्यम् आपादयति। (यतः) सः दिवा सूर्य–अनुगृहीत–दृष्टिः कफ–अल्प–भावात् तु रूपाणि पश्येत् ॥

એ જ કફ દૃષ્ટિનાં ત્રણે પડળોમાં પહોંચ્યો હોય તો બલાત્કારે નક્તાંધ્ય (રાતે આંધળાપણું) કરે છે; કારણ કે દિવસે તો જેની દૃષ્ટિને સૂર્યદ્વારા રાહત મળી હોય એવો તે માણસ, કફ ઓછો થવાથી સઘળાં રૂપોને દેખે છે. (રાતે આંધળાપણું પણ કફવિદગ્ધદૃષ્ટિનો જ એક પેટાભેદ હોવાથી જુદું ગણાતું નથી.) ૪૭

टीका–दोषोऽत्र–कफः, तस्योपक्रान्तत्वात्, नक्तान्ध्यस्य श्लेष्मविदग्धदृष्टावन्तर्भूतत्वान्न पृथग्गणना ॥ (અર્થ ઉપર છે.)

धूमदर्शिनमाह-

## (૩) ધૂમદર્શીનું લક્ષણ

**शोकज्वरायासशिरोऽभितापै,-रभ्याहता यस्य नरस्य दृष्टिः। धूमांस्तु यः पश्यति सर्वभावान्, स धूमदर्शीति नरः प्रदिष्टः ॥४८॥**

अन्वयः-यस्य नरस्य दृष्टिः शोक-ज्वर-आयास-शिरोऽभितापैः अभ्याहता, यः तु सर्वभावान् धूमान् पश्यति, सः नरः 'धूमदर्शी' इति प्रदिष्टः ॥

શોક, જ્વર, પરિશ્રમ અને માથામાં (તડકા વગેરેના)સંતાપને લીધે જે માણસની દૃષ્ટિ હણાઈ ગઈ હોય અને તેથી જે સઘળા પદાર્થોને ધુમાડામય દેખે, તે 'ધૂમદર્શી' રોગવાળો કહેવાય છે. (આ રોગ પિત્તની દુષ્ટતાથી થાય છે.) ૪૮

૩. धूम पश्यति शोकादिजन्यपित्तोपहतदृष्टि-रित्येवंशीलः-'सुप्यजातावि'ति णिनिः-શોકાદિ બાહ્ય કારણોથી ઉત્પન્ન થતા પિત્તે જેની દૃષ્ટિ હણી નાખી હોય, જેથી એ માણસ કેવળ ધુમાડા જ દેખે, તે રોગી ધૂમદર્શી કહેવાય છે.

टीका-शिरोऽभितापः=शिरसि घर्मादीना सन्तापः, एतस्य पित्तदोषो बोद्धव्यः ॥ (અર્થ ઉપર સમાયો છે.)

ह्रस्वजात्यमाह-

## (૪) હ્રસ્વજાત્યનું લક્ષણ

**यो वासरे पश्यति कष्टतोऽथ, रूपं महच्चापि निरीक्षतेऽल्पम्। रात्रौ पुनर्यः प्रकृतानि पश्येत्, स ह्रस्वजात्यो मुनिभिः प्रदिष्टः ॥४९॥**

अन्वयः-यः वासरे कष्टत. पश्यति, अथ च महत् अपि रूप अल्प निरीक्षते, पुनर् रात्रौ प्रकृतानि पश्येत्, सः मुनिभिः ह्रस्वजात्यः प्रदिष्टः ॥

જે માણસ દિવસે માંડ માંડ દેખે તથા મોટાં રૂપ પણ નાનાં દેખે અને રાતે સઘળાં રૂપો જેવાં હોય તેવાં જ દેખે, એ રોગને મુનિએ 'હ્રસ્વજાત્ય' કહે છે. ૪૯

૪. जायते इति जाति-जनी प्रादुर्भावे-'क्विच्क्वौ च'-इति क्विच्, 'जनसने'त्यात्वम् 'तितुत्र' ति नेट्, ह्रस्वा चासौ जाति.-पित्तदोषात् महतोऽपि रूपस्याल्पीभवन यस्मिन् रोगे तस्य भावः-ब्राह्मणादित्वात् ष्यञ्-જે રોગમાં પિત્તના દોષથી દિવસે ઘણી મુશ્કેલીએ દેખાય અને જે વસ્તુ મોટી હોય છતાં તે નાના રૂપે દેખાય, એ નેત્રરોગ-'હ્રસ્વજાત્ય' કહેવાય છે.

नकुलान्ध्यमाह-

## (૫) નકુલાંધ્યનું લક્ષણ

**विद्योतते यस्य नरस्य दृष्टि,-र्दोषाभिपन्ना नकुलस्य यद्वत्। चित्राणि रूपाणि दिवा च पश्येत्, स वै विकारो नकुलान्ध्यसंज्ञः ॥५०॥**

अन्वयः-यस्य नरस्य दृष्टिः दोष-अभिपन्ना (सती) नकुलस्य यद्वत् विद्योतते, दिवा च चित्राणि रूपाणि पश्येत्, स. विकारः वै नकुलान्ध्यसंज्ञः (कथ्यते) ॥

જે માણસની દૃષ્ટિ, દોષથી વ્યાપ્ત થવાને લીધે નોળિયાની દૃષ્ટિ જેવી પ્રકાશે અને દિવસે રૂપો વિચિત્ર જુએ, એ રોગ 'નકુલાંધ્ય' કહેવાય છે. ૫૦

૫. अन्धस्य भाव. आन्ध्यम्, नकुलस्येव आन्ध्यं दोषाभिपन्नदृष्टे-જેમાં દૃષ્ટિ દોષયુક્ત થવાથી નોળિયાના જેવો અંધાપો થાય છે, તે નેત્રરોગ 'નકુલાન્ધ્ય' કહેવાય છે.

गम्भीरिकामाह-

## (૬) ગંભીરિકાનું લક્ષણ

**दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा, सङ्कुच्यतेऽभ्यन्तरतः प्रयाति। रुजाऽवगाढा च तमक्षिरोगं, गम्भीरिकेति प्रवदन्ति धीराः ॥५१॥**

अन्वयः-दृष्टिः विरूपा श्वसन-उपसृष्टा (सती) सङ्कुच्यते, अभ्यन्तरतः प्रयाति, रुजाऽवगाढा च (भवति), तम् अक्षिरोगं धीरा 'गम्भीरिका' इति प्रवदन्ति ॥

દૃષ્ટિ વિકૃત થાય, વાયુથી હણાઈ જાય, સંકુચિત થાય, અંદર જાય અને ઊંડી વેદનાથી યુક્ત થાય, એ રોગને (વૈદ્યો) 'ગંભીરિકા' કહે છે. ૫૧

૬. गम्भीर स्वरूपमस्ति अस्या विकृतवातविकारकृत रुजावगाढत्वात्-स्वार्थिके अर्शआद्यचि च टापि अत इत्वम्-વાયુના વિકારે કરેલી ગંભીર વેદનાવાળી દૃષ્ટિ વિકૃત અને સંકુચિત થઈ ઊંડી જતી રહે, એ નેત્રરોગ 'ગંભીરિકા' કહેવાય છે.

टीका-विरूपा=विकृता, श्वसनोपसृष्टा=वातोपहता, रुजावगाढा=गम्भीरवेदनान्विता ॥ (અર્થ ઉપર છે)

## બારની સંખ્યાથી અધિક બે રોગો:

तत्र निमित्तजमाह-

## સનિમિત્ત લિંગનાશનું નિદાન તથા લક્ષણ

**बाह्यौ पुनर्द्वाविह सम्प्रदिष्टौ, निमित्ततश्चाप्यनिमित्ततश्च। निमित्ततस्तत्र शिरोऽभितापात्, ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनैः सः ॥५२॥**

अन्वयः-इह पुनर्-द्वौ बाह्यौ सम्प्रदिष्टौ, निमित्ततः च अनिमित्ततः अपि, तत्र निमित्तत शिरोऽभितापात् (भवति), स. तु अभिष्यन्दनिदर्शनै ज्ञेय ॥

સુશ્રુતે દૃષ્ટિના રોગોની બારની જે સંખ્યા કહી છે, તેથી અધિક સનિમિત્ત લિંગનાશ અને અનિમિત્ત લિંગનાશ એ બે રોગ પણ છે. ઝેરી ફૂલના ગંધવાળા પવનના સ્પર્શરૂપ બાહ્ય નિમિત્તથી માથામાં અભિઘાત થતાં જે લિંગનાશ થાય તે 'સનિમિત્ત લિંગનાશ+' કહેવાય છે; અભિષ્યંદનાં ચિહ્નો ઉપરથી આ રોગને જાણી લેવો. (ગદાધર વૈદ્ય કહે છે કે 'રક્તાભિષ્યંદ'નાં ચિહ્નો ઉપરથી આ રોગને જાણી લેવો' અને કાર્તિક વૈદ્ય કહે છે કે 'સઘળા દોષો સંબંધી અભિષ્યંદનાં ચિહ્નો ઉપરથી આ રોગને જાણી લેવો.') ૫૨

टीका-बाह्यौ=सुश्रुतोक्तद्वादशसङ्ख्येभ्योऽधिकौ, शिरोऽभितापात्=शिरोऽभितप्यते येन, विषकुसुमगन्धवद्पवनस्पर्शेन शिरोऽभिताप तस्मात्, अभिष्यन्दनिदर्शनैः = 'रक्ताभिष्यन्दलिङ्गै'रिति गदाधरः। सन्निपाताभिष्यन्दलिङ्गैरिति कार्तिक ॥ (આનો અર્થ ઉપર સમાવ્યો છે.)

अनिमित्तजमाह-

**અનિમિત્ત લિંગનાશનુ નિદાન તથા સ્વરૂપ**

**सुरर्षिगन्धर्वमहोरगाणां, सन्दर्शनेनापि च भास्करस्य। हन्येत दृष्टिर्मनुजस्य यस्य, स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥५३॥**

अन्वय-सुरर्षि-गन्धर्व-महा-उरगाणां च भास्करस्य अपि सदर्शनेन यस्य मनुजस्य दृष्टिः हन्येत, स लिङ्गनाशः तु अनिमित्तसञ्ज्ञः (कथ्यते)॥

દેવ, ઋષિ, ગંધર્વ, મોટા નાગ કે બીજા પ્રકાશમય પદાર્થનાં દર્શનથી દૃષ્ટિ હણાઈ જાય, એ 'અનિમિત્ત લિંગનાશ*' કહેવાય છે. (દેવ વગેરે લોકો ઘણું કરી સર્વ લોકોને પ્રત્યક્ષ થતા નથી, માટે તેઓનાં દર્શનરૂપ નિમિત્તને નિમિત્ત નહિ ગણીને જ આ લિંગ નાશને અનિમિત્ત માન્યો છે.) ૫૩

टीका-अनुपलभ्यमानाना सुरादीना निमित्तमपि अनिमित्त मन्यते॥ (આનો અર્થ ઉપર છે.)

अनिमित्ततो लिङ्गनाशस्य लक्षणमाह-

**અનિમિત્ત લિંગનાશનું લક્ષણ**

**तत्राक्षि विस्पष्टमिवावभाति, वैदूर्यवर्णा विमला च दृष्टिः। विदीर्यते सीदति हीयते वा, नृणामभीघातहता तु दृष्टिः ॥५४॥**

अन्वयः-तत्र अक्षि विस्पष्टम् इव अवभाति, दृष्टिः वैदूर्यवर्णा च विमला (अवभाति, तथापि) अभीघातहता नृणां दृष्टिः तु विदीर्यते, सीदति वा हीयते॥

એ અનિમિત્તલિંગનાશમાં આંખો જાણે તેજવાળી હોય એવી જણાય છે અને કીકી કાળી તથા નિર્મલ ભાસે છે, છતાં ઉપઘાતથી હણાયેલી માણસોની એ કીકી ફાટી જાય છે, સીદાય છે અથવા ઓછી એટલે ઓછા તેજવાળી થઈ જાય છે. ૫૪

टीका-विस्पष्ट=ज्योतिर्युक्तम्, वैदूर्यवर्णा=श्यामा, विमला-निर्मला॥ (અર્થ ઉપર અપાયો છે.)

કીકીના રોગો સમાપ્ત

## अथ कृष्णमण्डलजा रोगाः।

## કાળા ડોળાના રોગો

तेषां नामानि सङ्ख्या चाह-

**કાળા ડોળાના રોગોનાં નામો તથા ચારની સંખ્યા**

**यत्सव्रणं शुक्रमथाव्रणं च, पाकात्ययश्चाप्यजका तथैव। चत्वार एते नयनामयास्तु, कृष्णप्रदेशे नियता भवन्ति ॥१॥**

अन्वय-यत् सव्रण शुक्लम्, अथ च अव्रण, पाकात्यय, तथा च अजका अपि एते तु चत्वार नयनामयाः कृष्णप्रदेशे नियताः भवन्ति॥

સવ્રણશુક્લ, અવ્રણશુક્લ, પાકાત્યય અને અજકાજાત એ ચાર રોગો નેત્રના કાળા ડોળામાં જ થાય છે. ૧

+ निमित्तेन-विषकुसुमगन्धवद्वायुस्पर्शाद्रूपेण सह वर्तते इति सनिमित्तकः, स चासौ लिंगनाश.-ઝેરી ફૂલના વાયુનો સ્પર્શ થવારૂપ કારણને લીધે થયેલ માથાના તપારાથી આંખના તેજનો જેમા નાશ થાય છે, તે નેત્રરોગ 'સનિમિત્તલિંગનાશ' કહેવાય છે

* न विद्यते निमित्त बाह्यमुपलभ्यमान लोकप्रसिद्ध यस्मिन् सः-अनिमित्त., स चासौ लिंगनाश - જેમા લોકપ્રસિદ્ધ એવું કોઈ પણ બહારનુ કારણ જણાતું ન હોય છતા (દેવાદિના દર્શનાદિના કારણે) થયેલ દૃષ્ટિના તેજનો નાશ 'અનિમિત્તલિંગનાશ' કહેવાય છે.

तत्र सव्रणशुक्ललिङ्गमाह– २. ? स्रा.१.

### (૧) સવ્રણશુક્લનું લક્ષણ

**निमग्नरूपं तु भवेद्धि कृष्णे, सूच्येव विद्धं प्रतिभाति यद्वै। स्रावं स्रवेदुष्णमतीव चापि, तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥ २॥**

अन्वयः–यद् वै कृष्णे हि निमग्नरूप भवेत्, सूच्या विद्धम् इव प्रतिभाति, अतीव च उष्ण स्रावम् अपि स्रवेत्, तत् सव्रण शुक्लम् उदाहरन्ति।

જે ફૂલું કાળા ડોળામાં જ ડૂબેલા રૂપવાળું હોય, જાણે સોયથી વીંધાયુ હોય એવું લાગે–એટલે ગોળ તથા પીડાવાળું હોય અને નિરંતર ઊના જળને પણ સ્રવ્યા કરે તે 'સવ્રણશુક્લ' કહેવાય છે. ૨

૧. शोकति–गच्छति मनो यत्र सूचीविद्धवद् व्यथा–युक्तत्वात् इति शुक्रम्–शुक गतौ–'ऋज्रेन्द्र०'–इति निपातितः व्रणेन सह सव्रणं, तच्च तद् शुक्रं–सव्रणशुक्रम्– જે ફૂલું સોયથી વીંધાયા જેવું હોઈ પીડા કર્યા કરે, અને વ્રણથી યુક્ત હોય, તેથી માણસનું મન પણ ત્યાંનું ત્યાં જ ગયા કરે, તે કાળા ડોળાનું વ્રણવાળું ફૂલું 'સવ્રણશુક્લ' કહેવાય છે.

टीका–'निमग्नरूप'मिति शुक्रविशेषणम्। सूच्येव विद्ध'मिति शुक्रस्य वर्तुलत्व व्यथायुक्तत्वं च बोधयति। 'स्रवेदि'त्यनेनैव स्रावो बोधितः, 'स्राव'पदान्निरन्तर स्राव ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

तस्य साध्यासाध्यलक्षणमाह–

### સાધ્ય તથા અસાધ્ય સવ્રણશુક્લ

**दृष्टेः समीपे न भवेत्तु यच्च, न चावगाढं न च संस्रवेद् यत्। अवेदनं यच्च च युग्मशुक्रं, तत्सिद्धिमायाति कदाचिदेव ॥ ३॥**

अन्वयः–यत् तु दृष्टेः समीपे न भवेत्, अवगाढ न, यत् च न च संस्रवेत्, यत् अवेदन, न च युग्म–शुक्र, तत् कदाचित् एव सिद्धिम् आयाति (एतद्विपरीत तु न)॥

જે સવ્રણશુક્લ દૃષ્ટિની પાસે ન હોય, ઊંડું ન હોય એટલે એક ચામડીમાં જ હોય, સ્રવતું ન હોય, થોડી વેદનાવાળું હોય અને એક હોય તે કદાચ સાધ્ય થાય છે; (પણ એથી ઊલટું જે સવ્રણશુક્લ કીકીની સમીપ માં, ઊંડું, ઘણી વેદનાવાળું, સ્રાવ સહિત અને જોટારૂપે હોય, તે કદી પણ સાધ્ય થતું નથી.) ૩

टीका–न चावगाढम्=एकत्वग्गतम्, न च संस्रवेत्=किंचिदेव स्रवेत् इत्यर्थः, अवेदनम्=ईषद्वेदनम्, न च युग्मशुक्रम्=अयुग्मशुक्र एकमित्यर्थः, एवविधं कदाचित् सिध्यति, एतद्विपरीतं न सिध्यति ॥ (અર્થ ઉપર છે.)

अथाव्रणशुक्रमाह– २. स्रा.६१.

### (૨) અવ્રણશુક્લનું લક્ષણ

**स्यन्दात्मकं कृष्णगतं तु शुक्रं, शङ्खेन्दुकुन्दप्रतिमावभासम्। वैहायसाभ्रप्रतनुप्रकाश,–मथाव्रणं साध्यतमं वदन्ति ॥ ४॥**

अन्वयः–कृष्णगत स्यन्दात्मक तु शुक्र शंख–इन्दु–कुन्द–प्रतिम–अवभास वैहायस–अभ्र–प्रतनु–प्रकाशम् अथ अव्रण साध्यतम (वैद्याः) वदन्ति ॥

કાળા ડોળાનું અભિષ્યંદથી થયેલું જે ફૂલું આકાશમાં રહેલા મેઘની પેઠે સહેજ પ્રકાશતું હોય અને શંખ, ચંદ્ર તથા ડોલરના ફૂલ જેવું જણાતું હોય તે 'અવ્રણશુક્લ' કહેવાય છે. આ ફૂલું અત્યંત સાધ્ય છે, એમ વૈદ્યો કહે છે. (નેત્રના સઘળા રોગો અભિષ્યંદથી થાય છે, પણ આ ફૂલું તો અવશ્ય અભિષ્યંદથી જ થાય છે.) ૪

૨. न विद्यते व्रणे यस्मिन् तत्, तच्च तद् शुक्रम्–अव्रणशुक्रम्–જેમાં વ્રણ હોતું નથી, એવું કાળા ડોળાનું સફેદ ફૂલું 'અવ્રણશુક્લ' કહેવાય છે.

टीका–स्यन्दात्मक=अभिष्यन्दहेतुक, सर्वेषामक्षिरोगाणामभिष्यन्दहेतुकत्वे, अस्य नियमबोधनार्थं स्यन्दात्मकमिति। शङ्खेन्दुकुन्दप्रतिमावभास=शङ्खेन्दुकुन्दसदृशम्, अवभासते; एतेन शुक्लत्वं बोध्यते। वैहायसाभ्रप्रतनुप्रकाशम्=आकाशस्थमेघवत्तनु यथा स्यादेव प्रकाशते यत् ॥ (આનો પૂર્ણ અર્થ ઉપર સમાયો છે)

साध्यतमस्याप्यस्यावस्थाभेदेन कष्टसाध्यतामाह–

### અવ્રણશુક્લ અત્યંત સાધ્ય છતાં સ્થિતિભેદે કષ્ટસાધ્ય

**गम्भीरजातं बहलं च शुक्रं, चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥ ५॥**

अन्वयः–गम्भीरजात बहल च चिर–उत्थित च अपि शुक्र (वैद्याः) कृच्छ्र वदन्ति ॥

જો અવ્રણશુક્લ ઊંડું હોય એટલે ચામડીનાં બે કે ત્રણ પડળોમાં પહોંચ્યું હોય, જાડું કે લાંબા કાળથી થયું હોય તો તેને પણ

શિરાપ્રહર્ષ – જે શિરોત્પાતરોગ ઉપેક્ષા કર્યો હોય તો ખૂબ સ્રાવ કરે, આંખને લાલ કરે અને જોવાની શક્તિ પણ લઈ લે, તે નેત્રરોગ શિરાપ્રહર્ષ કહેવાય છે.

नेत्रस्य सामतालक्षणमाह–

### આમયુક્ત નેત્રનું લક્ષણ

उदीर्णवेदनं नेत्रं रागोद्रेकसमन्वितम् ।
घर्षनिस्तोदशूलाश्रुयुक्तमामान्वितं विदुः ॥ २१ ॥

अन्वयः–नेत्रम् उदीर्णवेदनं राग–उद्रेक–समन्वितं घर्ष–निस्तोद–शूल–अश्रुयुक्तम् आम–अन्वितं विदुः ॥

આંખો ઘણી જ વેદનાવાળી, ખૂબ રતાશ વાળી, સોય ભોંકાયા જેવી પીડા, શૂલ અને આંસુથી યુક્ત થાય તેને (વૈદ્યો) આમ યુક્ત જાણે છે. ૨૧

टीका–उदीर्णवेदनं=उद्भटवेदनम्, घर्षः=करकटिका, एतल्लक्षणं लङ्घनादिविधानार्थमञ्जनादिनिषेधार्थं चोक्तम् । तथा च तन्त्रान्तरे–' स्वेदोदितानि चत्वारि लङ्घनं भोजने रसः । स्वादु तिक्तश्च लेपश्च बाष्पस्वेदनमेव च । एतानि नेत्ररोगाणां सामान्याचरणानि हि । अञ्जनं सर्पिषः पानं कषायं गुरुभोजनम् । नेत्ररोगेषु सामेषु स्नानं च परिवर्जयेत् ॥' इति ॥ જ્યાં સુધી નેત્ર આમયુક્ત હોય ત્યાં સુધી લંઘન આદિ કરાવવાં તથા અંજન આદિ ન કરાવવાં, એમ જણાવવા આ લક્ષણ કહ્યું છે બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'લંઘન, ભોજનમાં મધુર તથા કડવો રસ, લેપ અને બાફનો શેક એ નેત્રના રોગોને માટે સામાન્ય ઉપચારો છે, પરંતુ જ્યાં સુધી નેત્ર આમવાળું હોય ત્યાં સુધી અંજન, ઘીનું પીવું, ક્વાથ, ભારે ભોજન અને સ્નાનનો ત્યાગ કરવો.'

नेत्रस्य निरामतालक्षणमाह–

### આમરહિત નેત્રનું લક્ષણ

मन्दवेदनताकण्डूसंरम्भाश्रुप्रशान्तता ।
प्रसन्नवर्णता चाक्ष्णोर्निरामेक्षणलक्षणम् ॥ २२ ॥

अन्वयः–अक्ष्णोः मन्दवेदनता कण्डू–संरम्भ–अश्रु–प्रशान्तता च प्रसन्नवर्णता (इत्येतद्) निराम–ईक्षण–लक्षणम् ॥

બન્ને આંખમાં વેદના ઓછી તેમ જ ચળ, સોજા કે આંસુઓ તદ્દન શાંત થાય અને રંગ પ્રસન્ન–સ્વચ્છ થાય, એ નેત્રોના આમરહિતપણાનું લક્ષણ સમજવું. ૨૨

टीका–संरम्भः=शोथः ॥

नेत्ररोगाणां चिकित्सा–

### નેત્રના રોગોની ચિકિત્સા:

### પગ, માથું તથા નેત્રોને સીધો સંબંધ અને તેથી જ તેઓની રક્ષા માટેનું સૂચન

द्वे पादमध्ये पृथुसन्निवेशे, शिरोगते ते बहुधा हि नेत्रे । ताः प्रोक्षणोत्सादनलेपनादीन्, पादप्रयुक्तान् नयनं नयन्ति ॥ २३ ॥

मलोष्मसङ्घट्टनपीडनाद्यैस्ता दूषयन्ते नयनानि दुष्टाः । भजेत्सदा दृष्टिहितानि तस्माद्, उपानदभ्यञ्जनधावनानि ॥ २४ ॥

अन्वयः–पादमध्ये द्वे पृथुसन्निवेशे ते शिरोगते, बहुधा हि नेत्रे–ताः पादप्रयुक्तान् प्रोक्षण–उत्सादन–लेपन–आदीन् नयनं नयन्ति । मल–उष्म–सङ्घट्टन–पीडन–आद्यैः दुष्टाः ताः नयनानि दूषयन्ते, तस्मात् दृष्टि–हितानि उपानद्–अभ्यञ्जन धावनानि सदा भजेत् ॥

પગની વચ્ચે રહેલી બે મોટા કદવાળી શિરાઓ માથામાં પહોંચેલી છે અને ઘણી શિરાઓ નેત્રોમાં જ પહોંચેલી છે તેથી નેત્રોમાં પહોંચેલી એ શિરાઓ પગમાં કરેલાં સિંચન, મર્દન અને લેપનને નેત્રોમાં પહોંચાડે છે. મેલ, ગરમી, સંઘટ્ટન કે અથડામણ તથા દબાણ વગેરેથી ખરાબ થયેલી એ શિરાઓ નેત્રોને બગાડે છે માટે આંખને હિતકારી ગણી પગે જોડા પહેરવા, માલિશ કરવું તથા પગ ધોવાનું હંમેશાં કરવું (જેથી નેત્રોનું હિત થાય છે.) ૨૩,૨૪

टीका–प्रोक्षणं=सेचनं, उत्सादनम्=उद्वर्तनम्, मलः=धूल्यादि, मलादिभिः दुष्टाः ताः=शिराः, नयनानि दूषयन्ते इत्यन्वयः ॥ (અર્થ ઉપર છે)

नेत्ररोगाणां हिताहितपदार्थानाह–

### નેત્રરોગમાં હિત–અહિતકારી પદાર્થો

चक्षुष्याः शालयो मुद्गा यवा मांसं तु जाङ्गलम् ।
पक्षिमांसं विशेषेण वास्तूकं तण्डुलीयकम् ॥ २५ ॥

पटोलकर्कोटककारवेल्ल,–फलानि सर्वाणि परिपाचितानि । तथैव वार्ताकफलं नवीनं,–मक्ष्णो हितः स्वादुरथापि तिक्तः ॥ २६ ॥

कटवम्लगुर्वत्तक्ष्णोष्णमाषनिष्पावमैथुनम् ।
मद्यवल्लूरपिण्याकमत्स्यशाकविरूढजम् ॥
विदाह्यन्यन्नपानानि न हितान्यक्षिरोगिणे ॥ २७ ॥

अन्वयः–शालयः मुद्गाः यवाः चक्षुष्याः, जाङ्गलं

વાણીની છસો માત્રા સુધી, રોપણસેકમાં વાણીની ચાર સો માત્રા સુધી અને લેખનસેકમાં વાણીની ત્રણસો માત્રા સુધી એ સિંચનક્રિયા કરાય છે. માણસ આંખ મીચીને ઉઘાડે તેટલો સમય અથવા આંગળીઓથી એક ચપટી વગાડે તેટલો સમય અથવા એક ગુરુ અક્ષર બોલે તેટલો સમય વિદ્વાનોએ વાણીની 'એક માત્રા' કહેલ છે. આ સેક પણ દિવસે જ કરવો જોઈએ, છતાં મહાદુઃખદાયી રોગ હોય અને જરૂર જણાય તો રાતે પણ કરવો. એરંડાનાં પાંદડાં, એરંડાનાં મૂળિયાં અને એરંડાની છાલના કલ્કની સાથે પકાવેલુ બકરીનુ દૂધ લગાર ગરમ હોય તે સમયે નેત્ર ઉપર સિંચ્યુ હોય તો તે હિતકારી હોઈ વાતાભિષ્યંદનો નાશ કરે છે. હરડે, બહેડાં, આમળાં અને અફીણનાં ડોડવાંનો કલ્ક કરી તેની પોટલી કરી તેને અફીણના રસથી યુક્ત કરીને નેત્ર ઉપર રાખવી એટલે તરત સર્વ અભિષ્યંદોનો નાશ થાય છે. આ પ્રયોગ જગતના ઉપકાર માટે દયાળુ ઋષિઓએ કહ્યો છે. જમ્યા પછી હથેલી ઘસી નેત્ર ઉપર ફેરવવાથી તે પાણી તરત તિમિરોનો નાશ કરે છે–બધી જાતની આંખની ઝાંખ મટાડે છે. કાળા તલ ચોળી સ્નાન કરવું એ નેત્રને હિતકારી છે અને વાયુની પીડા મટાડે છે; તેમ જ કાયમ આમળાનો કલ્ક ચોળી સ્નાન કરવું તે પણ દૃષ્ટિને બળ આપનાર થાય છે. ત્રિફળાનો કવાથ કરી તેથી આંખોને ધોવાથી નેત્રના રોગો મટે છે. ત્રિફળાના કલ્કનો કવલ કરવાથી મોઢાના રોગો મટે છે અને ત્રિફળાનો કવાથ પીવાથી કમળો મટી જાય છે. ૨૯–૩૮

टीका–छोटिका='चुटकी' इति लोके ॥

### આંખમાં ટીપાં પાડવારૂપ આશ્ચોતનક્રિયા

क्वाथक्षीरद्रवस्नेहबिन्दूनां यत्तु पातनम्।
द्वयङ्गुलोन्मीलिते नेत्रे प्रोक्तमाश्चोतनं हि तत्॥
बिन्दवोऽष्टौ लेखनेषु रोपणे दश बिन्दवः।
स्नेहने द्वादश प्रोक्तास्ते शीते कोष्णरूपिणः ॥४०॥
उष्णे तु शीतरूपाः स्युः सर्वत्रैवैष निश्चयः।
वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुरशीतलम् ॥४१॥
कफे तीक्ष्णोष्णरूक्षं स्यात् क्रमादाश्चोतनं हितम्।
आश्चोतनानां सर्वेषां मात्रा स्याद्वाक्शतोन्मिता॥४२
ततः परं लोचनाभ्यां भेषजाय त्रयो मताः।
आश्चोतनं न कर्तव्यं निशायां केनचित् क्वचित् ॥४३

अन्वयः–द्वयङ्गुल–उन्मीलिते नेत्रे क्वाथ–क्षीर–द्रव–स्नेह–बिन्दूनां यत् तु पातनं तत् हि आश्चोतनं प्रोक्तम् ॥ लेखनेषु अष्टौ बिन्दवः, रोपणे दश बिन्दवः, स्नेहने द्वादश प्रोक्ताः, ते शीते कोष्णरूपिणः, उष्णे तु शीत–रूपाः स्युः, एषः सर्वत्र एव निश्चयः। वाते तिक्तं तथा स्निग्धं, पित्ते मधुरशीतलं, कफे तीक्ष्ण–उष्ण–रूक्षम् आश्चोतनं क्रमात् हितं स्यात्। सर्वेषाम् आश्चोतनानां मात्रा वाक्–शत–उन्मिता स्यात्, ततः परं लोचनाभ्यां भेषजाय त्रयः (कालाः) मताः। निशायां केनचित् क्वचित् आश्चोतनं न कर्तव्यम् ॥

બે આંગળાં વડે ઉઘાડી રાખેલી રોગીની આંખમાં કવાથ, દૂધ કે પ્રવાહી સ્નેહનાં ટીપાં પાડવા તે 'આશ્ચોતન' કહેવાય છે અને તે નેત્રોને હિતકારી છે. મેલને ઉખેડવાની ક્રિયા કરવી હોય તો આઠ ટીપાં, રૂઝવવાની ક્રિયા કરવી હોય તો દસ ટીપાં અને સ્નેહન કરવાની ક્રિયા કરવી હોય તો બાર ટીપાં નાખવાં. શીતકાળ હોય તો કાંઈક ગરમ ટીપાં અને ઉષ્ણકાળ હોય તો ટાઢાં ટીપાં નાખવાં એ આશ્ચોતનની સઘળી ક્રિયાનો સિદ્ધાંત છે. વાયુનો રોગ હોય તો કડવાં તથા સ્નેહવાળાં ટીપાં, પિત્તનો રોગ હોય તો મધુર અને શીતલતાવાળાં ટીપાં અને કફનો રોગ હોય તો તીક્ષ્ણ, ગરમ તથા રૂક્ષ ટીપાં અનુક્રમે હિતકારી થાય છે; સઘળાં આશ્ચોતનોની માત્રા સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થાય ત્યાં સુધીની સમજવી, તેમ જ બન્ને નેત્રોમાં ઔષધ નાખવાના સમય તો દિવસના જ ત્રણ કાળ માન્યા છે. તે કારણે કોઈ પણ વૈદ્યે આંખના કોઈ પણ રોગ ઉપર રાતે આંખમાં ટીપાં નાખવાં નહિ.

तद्यथा–

### સર્વ અભિષ્યંદ ઉપરનાં ટીપાં

बिल्वादिपञ्चमूलेन बृहत्यैरण्डशिग्रुभिः।
क्वाथ आश्चोतने कोष्णो वाताभिष्यन्दनाशनः।
त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्यन्दनाशनम् ॥४४॥

अन्वयः-बिल्व-आदि-पञ्चमूलेन बृहती-एरण्ड-शिग्रुभिः क्वाथः कोष्णः आश्चोतने वात-अभिष्यन्दनाशनः, नेत्रे त्रिफला-आश्चोतनं सर्व-अभिष्यन्द-नाशनम् (भवेत्) ॥

બીલી આદિ પંચમૂળ, ભોરીંગણી, એરંડો અને સરગવાનો ક્વાથ કરી તેનાં (સહેવાય એવાં) લગાર ઊનાં ટીપાં નાંખવાં તે વાતાભિષ્યંદનો નાશ કરે છે; તેમ જ આંખમાં ત્રિફળાના ક્વાથનાં ટીપાં નાંખવાં, એ સઘળા પ્રકારના અભિષ્યંદોનો નાશ કરે છે. ૪૪

## પિંડીવિધિ એટલે આંખ પર ઔષધોની થેપલી મૂકવારૂપ ક્રિયા

उक्तभेषजकल्कस्य पिण्डी कवलमात्रया ।
वस्त्रखण्डेन संबद्धा नेत्राभिष्यन्दनाशिनी ॥४५॥
स्निग्धोष्णा पिण्डिका वाते पित्ते सा शीतला मता ।
रूक्षोष्णा श्लेष्मणि प्रोक्ता विधिरुक्तो बुधैरयम् ॥४६

अन्वयः-उक्त-भेषज-कल्कस्य कवलमात्रया पिण्डी वस्त्रखण्डेन (नेत्रे) संबद्धा (सती) नेत्राभिष्यन्दनाशिनी (भवति) ॥ वाते स्निग्धा उष्णा पिण्डिका, पित्ते सा शीतला मता, श्लेष्मणि रूक्षा उष्णा प्रोक्ता, अयं विधिः बुधैः उक्तः ॥

પિંડી માટે કહેલ ઔષધોનો કલ્ક કરી તેની કોળિયા જેવડી થેપલી નેત્ર ઉપર મૂકી વસ્ત્રના કકડાથી નેત્ર પર તે બાંધી હોય તો અભિષ્યંદોનો તે નાશ કરે છે. વાયુના રોગ પર સ્નિગ્ધ તથા ઉષ્ણ ઔષધોની થેપલી, પિત્તના રોગ પર શીતલ ઔષધોની અને કફના રોગ પર રૂક્ષ તથા ઉષ્ણ ઔષધોની થેપલી આંખ પર મૂકવા જાણકારોએ કહેલ છે. ૪૫,૪૬

## દોષ પરત્વે થેપલી માટેનાં ઔષધો

एरण्डपत्रमूलत्वङ्निर्मिता वातनाशिनी ।
धात्रीविरचिता पित्ते शिग्रुपत्रकृता कफे ॥४७॥
निम्बपत्रकृता पिण्डी पित्तश्लेष्महरी भवेत् ।
शुण्ठीनिम्बदलैः पिण्डी सुखोष्णा स्वल्पसैन्धवा ॥४८
धार्या नेत्रेऽनिलकफे शोथकण्डूव्यथाहरी ।
त्रिफलापिण्डिका नेत्रे वातपित्तकफापहा ॥४९॥
पथ्याऽक्षामलखाखस,-वल्कलकल्कोऽहिफेनजलयुक्तः । तेन विरचिता पिण्डी, शमयति सकलानभिष्यन्दान् ॥५०॥

अन्वयः-एरण्ड-पत्र-मूल-त्वग्-निर्मिता पिण्डी वातनाशिनी, पित्ते धात्रीविरचिता पिण्डी, कफे शिग्रुपत्रकृता (पिण्डी) धार्या, निम्बपत्रकृता पिण्डी पित्तश्लेष्महरी भवेत् । शुण्ठी-निम्ब-दलैः (कृता) पिण्डी स्वल्पसैन्धवा सुख-उष्णा शोथ-कण्डू-व्यथा-हरी (सती) अनिल-कफे नेत्रे धार्या । त्रिफला-पिण्डिका नेत्रे वात-पित्त-कफ-अपहा (स्यात्) । पथ्या-अक्ष-आमल-खाखस-वल्कल-कल्कः अहिफेन-जल-युक्तः (कार्यः), तेन विरचिता पिण्डी सकलान् अभिष्यन्दान् शमयति ॥

એરંડાના પાંદડાં, એરંડાનાં મૂળિયાં અને એરંડાની છાલની બનાવેલી થેપલી વાયુનો નાશ કરે છે. આમળાંની બનાવેલી થેપલી પિત્તના રોગ પર અને સરગવાનાં પાંદડાંની કરેલી થેપલી કફના રોગ પર ધારણ કરવી. લીંબડાનાં પાંદડાંની કરેલી થેપલી (મૂકવાથી) પિત્ત તથા કફનો નાશ કરે છે. સૂંઠ તથા લીંબડાનાં પાંદડાંને વાટી તેમાં થોડુંક સેંધવ નાંખી તેની જરા જરા ગરમ થેપલી, વાયુ તથા કફના રોગવાળા નેત્ર પર ધારણ કરવી જેથી સોજો, ચળ તથા વ્યથાનો તે નાશ કરે છે. ત્રિફળાની થેપલી નેત્ર ઉપર બાંધી હોય તો તે વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેથી થયેલ આંખના રોગનો નાશ કરે છે. હરડે, બહેડાં, આમળાં અને અફીણનાં ડોડવાંનો કલ્ક કરી તેમાં અફીણનો રસ નાંખી તેની કરેલી થેપલી (બાંધવાથી) સઘળા પ્રકારના અભિષ્યંદો મટાડે છે. ૪૭-૫૦

## બિડાલક: આંખની બહાર કરવાનો લેપ

बिडालको बहिर्लेपो नेत्रे पक्ष्मविवर्जिते ।
तस्य मात्रा परिज्ञेया मुखालेपविधानवत् ॥५१॥

अन्वयः-पक्ष्म-विवर्जिते नेत्रे बहिर्लेपः बिडालकः (कथ्यते), तस्य मात्रा मुख-आलेप-विधानवत् परिज्ञेया ॥

પાંપણના વાળોને છોડી નેત્રના બહારના ભાગો ઉપર લેપ કરવો, એ 'બિડાલક' કહેવાય છે; તેની માત્રા મોઢા પર કરવાના લેપ જેટલી જાણવી. ૫૧

मुखालेपो यथा-

## મોઢા પર કરવાના લેપની માત્રા

अङ्गुलस्य चतुर्थांशो मुखलेपः कनिष्ठकः ।
मध्यमस्तु त्रिभागः स्यादुत्तमोऽर्धाङ्गुलो भवेत् ॥

स्थितिकालोऽपि तस्योक्तो यावत् कल्को न शुष्यति। शुष्कस्तु गुणहीनः स्यात्तथा दूषयति त्वचम् । ५३॥

अन्वय.—अङ्गुलस्य चतुर्थ-अंश मुखलेप कनिष्ठक, त्रिभाग. तु मध्यमः स्यात्, अर्ध-अङ्गुल. उत्तमः भवेत्। यावत् कल्कः न शुष्यति (तावत्) तस्य स्थितिकालः अपि उक्त., शुष्कः तु गुणहीन. स्यात्, तथा त्वच दूषयति ॥

મુખ ઉપર કરવાના લેપની માત્રા આ પ્રમાણે છે: 'આંગળના ચોથા ભાગ જેટલો જાડો લેપનો થર કરવો એ કનિષ્ઠ માત્રા છે, આગળના ત્રીજા ભાગ જેટલો જાડો લેપનો થર કરવો એ મધ્યમ માત્રા છે અને અરધા આગળ જેટલો જાડો લેપનો થર કરવો એ ઉત્તમ માત્રા છે. જ્યારે સુધી કલ્ક સુકાય નહિ ત્યાંસુધી જ એ લેપ ગુણ વગરનો થાય છે અને ચામડીને પણ ખરાબ કરે છે. ૫૩

स यथा-

'સર્વ નેત્રરોગ પર' બહાર કરવાનો લેપ

यष्टीगैरिकसिन्धूत्थदार्वीतार्क्ष्यैः समांशकैः ।
जलपिष्टैर्बहिर्लेपः सर्वनेत्रामयापहः ॥ ५४ ॥

अन्वय.—यष्टी-गैरिक-सिन्धूत्थ-दार्वी-तार्क्ष्यैः समांशकैः जलपिष्टैः बहिर्लेप सर्व-नेत्र-आमय-अपहः ॥

જેઠીમધ, સોનાગેરુ, સિંધવ, દારુહળદર અને રસવતીને સમભાગે લઈ જળમા વાટી તે કલ્કનો નેત્રની બહારના ભાગો ઉપર લેપ કરવો, તે નેત્રના સઘળા રોગનો નાશ કરે છે. ૫૪

टीका—तार्क्ष्यं=रसाञ्जनम् ॥ (અર્થ ઉપર છે)

रसाञ्जनेन वा लेपः पथ्याबिल्वदलैरपि ।
वचाहारिद्राविश्वैर्वा तथा नागरगैरिकैः ॥ ५५ ॥

अन्वय.—रसाञ्जनेन लेप, अपि वा पथ्या-बिल्व-दलैः, वा वचा-हरिद्रा-विश्वैः तथा नागर-गैरिकैः लेप. (सर्वनेत्र-आमयापह भवति) ॥

રસવંતીનો અથવા હરડેનો કે બીલીનાં પાંદડા અથવા વજ, હળદર તથા સૂંઠનો અથવા સૂઠ અને સોનાગેરુનો લેપ કરવો; તે પણ નેત્રના સર્વ રોગોને મટાડે છે. ૫૫

## નેત્રની તર્પણક્રિયા

वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः ।
आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमण्डलौ ॥ ५६ ॥
समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः ।
पूरयेत् घृतमण्डेन विलीनेन सुखोदकैः ॥ ५७ ॥
सर्पिषा शतधौतेन क्षीरजेन घृतेन वा ।
निमग्नान्यक्षिपक्ष्माणि यावत्स्युस्तावदेव हि ॥ ५८ ॥
पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः ।
भिषग्भिरेष कथितः पुराणैस्तर्पणो विधिः ॥ ५९ ॥
यद्रूक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम् ।
शीर्णपक्ष्म शिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् ॥ ६० ॥
तिमिरार्जुनशुक्राद्यैरभिष्यन्दाधिमन्थकैः ।
शुष्काक्षिपाकशोथाभ्यां युतं पवनपर्ययैः ॥ ६१ ॥
तन्नेत्रं तर्पयेत्सम्यग् नेत्ररोगविशारदः ।
तर्पणं धारयेद्वर्त्मरोगे वाचां शतं बुधः ॥ ६२ ॥
स्वस्थे कफे सन्धिरोगे वाचां पञ्चशतानि च ।
पित्ते शतानि षट् कृष्णरोगे सप्तशतानि हि ॥ ६३ ॥
दृष्टिरोगे शतान्यष्टावधिमन्थे सहस्रकम् ।
सहस्रं वातरोगेषु धार्यमेव हि तर्पणम् ॥ ६४ ॥
ततश्चापाङ्गतः स्नेहं स्रावयित्वाऽक्षि शोधयेत् ।
स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥ ६५ ॥
यथास्वं धूमपानेन कफमस्य विरेचयेत् ।
एकाहं वा त्र्यहं वाऽपि पञ्चाहं वाऽपि तर्पयेत् ॥ ६६ ॥
तर्पणे तृप्तिलिङ्गानि नेत्रस्यैतानि लक्षयेत् ।
सुखस्वप्नावबोधत्वं वैशद्यं दृष्टिपाटवम् ।
निर्वृतिर्व्याधिशान्तिश्च क्रियालाघवमेव च ॥ ६७ ॥

अन्वय.—वात-आतप-रजो-हीने वेश्मनि उत्तान-शायिनः (रोगिणः) नेत्रकोशयोः क्लिन्नेन माष-चूर्णेन परिमण्डलौ समौ दृढौ असंबाधौ आधारौ कर्तव्यौ, (तौ) सुख-उदकैः विलीनेन घृतमण्डेन शत धौतेन सर्पिषा वा क्षीरजेन घृतेन तावत् एव पूरयेत् यावत् अक्षि-पक्ष्माणि निमग्नानि स्युः । पुराणैः भिषग्भिः एष तर्पण. विधिः कथितः । यत् नेत्रं च परिशुष्कं कुटिलम् आविलं शीर्णपक्ष्म-शिरोत्पात-कृच्छ्र-उन्मीलन संयुतं, तिमिर-अर्जुन-शुक्र-आद्यैः अभिष्यन्द-अधिमन्थकैः, शुष्क-अक्षिपाक-शोथाभ्यां पवनपर्ययैः युतं तत् नेत्रं नेत्ररोगविशारदः सम्यक् परितर्पयेत्। बुधः वर्त्मरोगे वाचां शतं तर्पणं धारयेत्, स्वस्थे कफे सन्धिरोगे च वाचां पञ्च शतानि, पित्ते षट् शतानि, कृष्णरोगे सप्त शतानि, दृष्टिरोगे अष्टौ शतानि, अधिमन्थे सहस्रकं, वातरोगेषु सहस्रं हि एव तर्पणं धार्यम् । ततः च अपाङ्गतः स्नेहं स्रावयित्वा स्विन्नेन यवपिष्टेन अक्षि शोधयेत्,

ततः स्नेह-वीर्य-ईरितम् अस्य कफ यथास्वं धूमपानेन विरेचयेत् ॥ (इत्येव) एकाहं वा, अपि वा त्र्यहम्, अपि वा पञ्चाहं तर्पयेत्, तर्पणे नेत्रस्य तृप्तिलिङ्गानि एतानि लक्षयेत्, सुख-सुप्त-अवबोधत्वं वैशद्य दृष्टि-पाटवम् निर्वृतिः च व्याधिशान्तिः च क्रियालाघवम् एव ॥

વાયુ, તડકો કે રજ ન હોય એવા ઘરમાં ચત્તા સુવડાવેલા રોગીનાં બન્ને નેત્ર ઉપર અડદના લોટની સરખી, દૃઢ અને સાંકડ વિનાની ફરતી પાળો કરવી. પછી રોગીની આંખો મીંચાવી ઊના પાણીથી પિગળાવેલું ઘી અથવા પાણીથી સો વાર ધોયેલું ઘી અથવા દૂધમાંથી સીધું-બારોબાર કાઢી લીધેલું ઘી એ પાળોમાં ત્યાં સુધી ભરવું, કે જ્યાં સુધી પાંપણોના વાળ બૂડી જાય. (તે ભરાઈ રહ્યા પછી ધીમેથી રોગીની આંખ ઉઘાડાવવી.) પૂર્વના વૈદ્યોએ તર્પણની એ વિધિ કહેલ છે. જે નેત્ર રૂક્ષ, સૂકાં, વાંકાં અને મેલાં થઈ ગયાં હોય, પાંપણના વાળ ખરી પડતા હોય, શિરોત્પાત થયો હોય, આંખો માંડમાંડ ઊઘડતી હોય; તિમિર, અર્જુન, ફૂલાં વગેરે અભિષ્યંદ, અધિમંથ, શુષ્કાક્ષિપાક, સોજા કે વાતપર્યયથી યુક્ત નેત્ર થયાં હોય તો એમાં નેત્રરોગવિશારદે નેત્રોનું સારી રીતે તર્પણ કરવું. તેણે પાંપણના રોગમાં સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી નેત્ર ઉપર તર્પણને રહેવા દેવું. કફના નેત્રરોગોમાં તથા સાંધાના રોગમાં પાંચસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી તર્પણને રહેવા દેવું. પિત્તના રોગમાં છસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી તર્પણને રહેવા દેવું. કાળા ડોળાના રોગમાં સાતસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી, કીકીના રોગમાં આઠસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી, અધિમંથ-રોગમાં હજાર ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી અને વાયુસંબંધી રોગમાં પણ હજાર ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી તર્પણને રહેવા દેવું. તે પછી તર્પણ પૂરું થઈ રહે ત્યારે નેત્રના ખૂણાના માર્ગે ઘીને વહેવડાવી નાખી શેકેલા જવના લોટથી આંખોને સાફ કરી નાંખવી અને તે પછી ઘીના જોરથી વધેલા રોગીના કફને યથાયોગ્ય ધૂમપાન કરાવી દૂર કરવો. એમ એક દિવસ, પાંચ દિવસ અથવા સાત દિવસ સુધી તર્પણની ક્રિયા કરવી. તર્પણ બરાબર થયું હોય તો નેત્રની તૃપ્તિનાં આ ચિહ્નો જાણવાં: નિદ્રા સુખથી આવે, જાગવું પણ સુખથી થાય, નેત્ર સ્વચ્છ થાય, નેત્રની જેવાની શક્તિ વધે, સુખ થાય, વ્યાધિની શાંતિ થાય અને ઉઘાડવું-મીંચવું આદિ નેત્રક્રિયા સહેલાઈથી જ થાય. ૫૬-૬૭

ટીકા-क्रियालाघवं=नेत्रस्य क्रियायां निमेषोन्मेषादौ लघुताम् । (અર્થ ઉપર અપાયો છે.)

### અતિતર્પિત અને હીનતર્પિત નેત્રનાં લક્ષણો

गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहवत् ।
घर्षतोदयुतं नेत्रमतितर्पितमादिशेत् ॥ ६८ ॥
आस्रावशोफरोगाढ्यमुपदेहसमाकुलम् ।
रूक्षमस्राविं परुषं नेत्रं स्याद्धीनतर्पितम् ॥ ६९ ॥
अनयोर्दोषबाहुल्यात् प्रयतेत चिकित्सिते ।
रूक्षस्निग्धोपचाराभ्यामनयोः स्यात् प्रतिक्रिया ॥ ७० ॥

*अन्वयः-गुरु-आविलम् अति-स्निग्धम् अश्रु-कण्डू-उपदेहवत् घर्ष-तोद-युतं नेत्रम् अतितर्पितम् आदिशेत् । हीनतर्पितं नेत्रम् आस्राव-शोफ-रोग-आढ्यम् उपदेह-समाकुलं रूक्षम् अस्रावि परुषं स्यात् । अनयोः दोष-बाहुल्यात् चिकित्सिते प्रयतेत, रूक्ष-स्निग्ध-उपचाराभ्याम् अनयोः प्रतिक्रिया स्यात् ॥*

તર્પણનો જો અતિયોગ થાય તો નેત્ર ભારે અને મેલાં થઈ જાય, અત્યંત ચીકાશવાળાં થાય, આંસુ આવ્યા કરે, ચળ આવે, ચીપડાં થઈ આવે અને જાણે નેત્ર ઘસાતાં હોય તથા સોયથી ભોંકાતાં હોય એવી પીડા થાય છે; તેમ જ નેત્રોનું તર્પણ જો ઓછું થયું હોય તો નેત્રોમાંથી પાણી ઝરે, સોજો થાય, પીડા થાય, ચીપડાં બહુ આવે, રૂક્ષપણું અને કઠણપણું થાય છે. આમ તર્પણનો અતિયોગ અથવા હીનયોગ થયો હોય તો ઘણા દોષો થાય છે માટે તેની ચિકિત્સા કરવામાં કાળજી રાખવી. જો અતિયોગ થયો હોય તો રૂક્ષ ઉપચાર કરવા અને હીનયોગ થયો હોય તો સ્નિગ્ધ ઉપચાર

કરવા. ૬૮-૭૦

टीका-अनयोः=अतितर्पित-हीनतर्पितयोः ॥ ( અર્થ ઉપર છે. )

तर्पणनिषेधविषयानाह-

## નેત્રતર્પણ ક્યારે ન કરાય ?

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायां संभ्रमेषु च।
अशान्तोपद्रवे वाऽक्ष्णि तर्पणं न प्रशस्यते ॥७१॥

अन्वयः-दुर्दिन-अति-उष्ण-शीतेषु चिन्तायां च संभ्रमेषु वा अशान्त-उपद्रवे अक्ष्णि तर्पणं न प्रशस्यते ॥

વાદળાંથી ઘનઘોર દિવસમાં, અત્યંત ગરમીના કે બહુ ઠંડીના સમયમાં, ચિંતા હોય ત્યારે, કોઈથી ભય થયો હોય તે વેળા અને ઉપદ્રવો શાંત થયા ન હોય ત્યારે નેત્રનું તર્પણ કરવું યોગ્ય નથી. ૭૧

टीका-संभ्रमोऽत्र=भयम् ॥ ( અર્થ ઉપર છે. )

## પુટપાકક્રિયા વિધિ

द्वे बिल्वे स्निग्धमांसस्य परं द्रव्यं पलं मतम्।
द्रवस्य कुडवोन्मानं सर्वमेकत्र पेषयेत् ॥ ७२ ॥
तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम्।
पुटपाकविधानेन तत्पक्त्वा तद्रसं बुधः ॥७३॥
तर्पणोक्तेन विधिना यथावद्विनियोजयेत्।
दृग्मध्ये निषेक्तव्यो नित्यमुत्तानशायिनः ॥७४॥
तेजांस्यनिलमाकाशमातपं भास्करस्य च ।
नेक्षेत तर्पिते नेत्रे यश्च वा पुटपाकवान् ॥७५॥

अन्वयः-स्निग्धमांसस्य द्वे बिल्वे, परं द्रव्यं पलं मतम्, द्रवस्य कुडव-उन्मानंसर्वम् एकत्र पेषयेत्, तद् एकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितं ( कृत्वा ) बुधः पुटपाकविधानेन तत् पक्त्वा तद्रसं तर्पण-उक्तेन विधिना यथावत् विनियोजयेत्, उत्तानशायिनः दृग्मध्ये नित्यं निषेक्तव्यः । नेत्रे तर्पिते यः च वा पुटपाकवान् ( सः ) तेजांसि अनिलम् आकाशं भास्करस्य च आतपं न ईक्षेत ॥

સ્નેહભરેલું આઠ તોલા માંસ લઈ તેમાં બીજાં ઔષધો ચાર તોલા અને પ્રવાહી-દ્રવ પદાર્થો સોળ તોલા નાખી એ બધું એકઠું વાટવું. પછી તેનો એક લોંદો કરી તેને પાંદડાંઓથી બરાબર વીંટી વિદ્વાન વૈદ્યે પુટપાકની રીતિથી અગ્નિમાં તે બરાબર પકાવ્યા પછી તેના રસનો તર્પણ માટે કહેલ વિધિ પ્રમાણે સંપૂર્ણ રીતે નેત્રમાં ઉપયોગ કરવો. ચત્તા સુવડાવેલ રોગીના નેત્રમાં એ રસ નિત્ય નાખવો. નેત્રોનું તર્પણ કર્યા પછી અથવા પુટપાકનો વિધિ જેણે સેવ્યો હોય તે રોગીએ તેજસ્વી પદાર્થોને, પવનના સપાટાને, આકાશને અને સૂર્યના તડકાને જોવો નહિ. ૭૨-૭૫

## અંજનવિધિ અને તેના ભેદો વગેરે

अथ संपक्वदोषस्य प्राप्तमञ्जनमाचरेत्।
अञ्जनं क्रियते येन तद्द्रव्यं चाञ्जनं मतम् ॥७६॥
वटिकारसचूर्णानि त्रिविधान्यञ्जनानि हि ॥
कुर्याच्छलाकयाऽङ्गुल्या हीनानि स्युर्यथोत्तरम् ७७
स्नेहनं रोपणं चापि लेखनं तत् त्रिधा पृथक्।
मधुरं स्नेहसंपन्नमञ्जनं स्नेहनं मतम् ॥ ७८ ॥
कषायतिक्तरसयुक् सस्नेहं रोपणं स्मृतम्।
अञ्जनं क्षारतिक्ताम्लरसैर्लेखनमुच्यते ॥ ७९ ॥
हरेणुमात्रां कुर्वीत वर्तीं तीक्ष्णाञ्जने भिषक्।
प्रमाणं मध्यमे सार्धं द्विगुणं तु मृदौ भवेत् ॥८०॥
रसक्रिया तूत्तमा स्यात् त्रिविडङ्गमिता मता।
मध्यमा द्विविडङ्गा सा हीना त्वेकविडङ्गिका ॥८१॥
शलाकाः स्नेहने चूर्णे चतस्रः प्राहुरञ्जने।
रोपणे तास्तु तिस्रः स्युस्ते उभे लेखने स्मृते ॥८२॥
मुखयोः कुञ्चिता श्लक्ष्णा शलाकाऽष्टाङ्गुलोन्मिता
अश्मजा धातुजा वा स्यात्कलायपरिमण्डला ॥
सुवर्णरजतोद्भूता शलाका स्नेहने स्मृता।
ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता।
अङ्गुली तु मृदुत्वेन रोपणे कथिता बुधैः ॥८४॥

अन्वयः-अथ संपक्वदोषस्य प्राप्तम् अञ्जनम् आचरेत ( तद् यथा ) येन च अञ्जनं क्रियते तद् द्रव्यम् अञ्जनं मतम्। वटिकारसचूर्णानि त्रिविधानि हि अञ्जनानि ( सन्ति ) शलाकया अङ्गुल्या ( तानि ) कुर्यात्, यथोत्तरं हीनानि स्युः, अपि च तत् ( अञ्जनं ) स्नेहनं रोपणं लेखनं ( चेति ) पृथक् त्रिधा ( भवति ) । ( तत्र ) मधुरं स्नेहसंपन्नम् अञ्जनं स्नेहनं मतम्, कषाय-तिक्त-रस-युक् सस्नेहं रोपणं स्मृतम्, क्षार-तिक्त-अम्ल-रसैः अञ्जनं लेखनम् उच्यते । भिषक् तीक्ष्ण-अञ्जने-हरेणु-मात्रां वर्तीं कुर्वीत, मध्यमे सार्धं प्रमाणं, मृदौ तु द्विगुणं भवेत्, रसक्रिया तु त्रिविडङ्गमिता उत्तमा स्यात्, द्विविडङ्गा मध्यमा मता, एकविडङ्गिका तु सा हीना । चूर्णे अञ्जने स्नेहने चतस्रः शलाकाः प्राहुः, रोपणे तु ताः तिस्रः स्युः, लेखने ते उभे स्मृते। शलाका मुखयोः कुञ्चिता श्लक्ष्णा अष्ट-अङ्गुल-उन्मिता अश्मजा धातुजा वा कलाय-परिमण्डला। स्नेहने सुवर्ण-रजत-उद्भूता शलाका स्मृता, लेखने ताम्र-लोह-अश्म-संजाता मता, रोपणे तु मृदुत्वेन बुधैः अङ्गुली कथिता ॥

જેના દોષ પાકી ગયા હોય એવા રોગીના નેત્રમાં યોગ્ય અંજન આંજવું; જેનાથી નેત્ર અંજાય તે પદાર્થ 'અંજન' કહેવાય છે. ગોળી, રસ અને ચૂર્ણ એમ ત્રણ પ્રકારનાં જ અંજન હોય છે. એ અંજનો સળી કે આંગળીથી આંજવાં અને તેમાં પછી-પછીનું નિર્બલ છે; જેમ કે ગોળીરૂપ અંજનથી રસરૂપ અંજન નિર્બળ છે અને રસરૂપ અંજનથી ચૂર્ણરૂપ અંજન નિર્બળ છે. એ અંજનના એક એક સ્નેહન, રોપણ અને લેખન એ નામના ત્રણ ત્રણ ભેદ છે. તેમાં મધુર રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે 'સ્નેહન' કહેવાય છે. તૂરા તથા કડવા રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે 'રોપણ' કહેવાય છે. ક્ષાર, કડવા અને ખાટા રસવાળું જે અંજન હોય તે 'લેખન' કહેવાય છે. વૈદ્યે તીક્ષ્ણ અંજનમાં વટાણા જેવડી, મધ્યમ એટલે તીક્ષ્ણ પણ ન હોય અને કોમળ પણ ન હોય તો તેની દોઢ વટાણા જેવડી, અને કોમળ હોય તો તેની બે વટાણા જેવડી ગોળી કરવી. આંખમાં કોઈ રસરૂપ અંજન આંજવું હોય તો ત્રણ વાવડિંગ જેટલું આંજવું એ ઉત્તમ છે, બે વાવડિંગ જેટલું આંજવું એ મધ્યમ છે અને એક વાવડિંગ જેટલું આંજવું એ કનિષ્ઠ છે. ચૂર્ણરૂપ અંજન જો સ્નેહન હોય તો તેની ચાર સળીઓ, રોપણ હોય તો તેની ત્રણ સળીઓ અને લેખન હોય તો બે સળીઓ આંખમાં નાખવી. આંજવાની સળી બન્ને બાજુ મોઢાઓમાં અનુક્રમે પાતળી, લીસી, આઠ આંગળ લાંબી, વટાણા જેવી ગોળ અને પથરાની અથવા ધાતુની હોવી જોઈએ. સ્નેહન અંજન આંજવું હોય તો સોનાની કે રૂપાની તથા લેખન અંજન આંજવું હોય તો ત્રાંબાની, લોઢાની અથવા પથરાની સળી જોઈએ અને રોપણ અંજન આંજવું હોય તો વિદ્વાનોએ કોમળપણાને લીધે આંગળીને જ તે આંજવા માટે યોગ્ય કહી છે. ૭૯–૮૪

टीका–तत् त्रिविधम्–पृथगिति, तद् वटिकारसचूर्णरूपं पृथक् प्रत्येकं त्रिधा–स्नेहनं, रोपणं, लेखनं चेति। अग्रे कलायवत् परिवर्तुला ॥

अञ्जने केवलमपि शलाकाविशेषमाह–

### રસભાવિત દૃષ્ટિપ્રસાદની સળી

त्रिफलाभृङ्गशुण्ठीनां रसैस्तद्वच्च सर्पिषा।
गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागः प्रतापितः ॥
तच्छलाका हरत्येव सकलान्नेत्रजान् गदान् ॥८५

अन्वयः–( शुद्धः ) प्रतापितः नागः त्रिफला–भृङ्ग–शुण्ठीनां रसैः तद्वत् सर्पिषा च गोमूत्र–मधु–अजा–क्षीरैः सिक्तः ( कार्यः ), तच्छलाका सकलान् नेत्रजान् गदान् हरति एव ॥

શુદ્ધ સીસાને વારંવાર તપાવી ત્રિફળાના, ભાંગરાના તથા સૂંઠના રસમાં, ઘી, ગોમૂત્ર, મધ અને બકરીના દૂધમાં, નાખી ઠંડું પાડવું. પછી એ સીસાની સળી બનાવી કેવળ એકલી જ નેત્રમાં ફેરવી હોય તો નેત્રસંબંધી સઘળા રોગોનો તે નાશ કરે છે. (આ સળી 'દૃષ્ટિપ્રસાદની' એ નામે ઓળખાય છે ) ૮૫

### અંજન આંજવાની રીતિ

कृष्णभागादधः कुर्याद् यावन्नयनमञ्जनम्।
हेमन्ते शिशिरे चापि मध्याह्नेऽञ्जनमिष्यते ॥ ८६॥
पूर्वाह्णे वाऽपराह्णे वा ग्रीष्मे शरदि चेष्यते।
वर्षास्वनभ्रे नात्युष्णे वसन्ते तु सदैव हि।
प्रातः सायं तु तत्कुर्यान्न च कुर्यात्सदैव हि ॥८७॥

अन्वयः–कृष्णभागात् अधः यावन्नयनम् अञ्जनं कुर्यात्, हेमन्ते च शिशिरे अपि मध्याह्ने अञ्जनम् इष्यते, ग्रीष्मे च शरदि पूर्वाह्णे वा अपराह्णे इष्यते, वर्षासु अनभ्रे न अति–उष्णे, वसन्ते तु सदा एव प्रातः साय तु तत् कुर्यात् सदा एव हि न कुर्यात् ॥

કાળા ડોળાની નીચે આંખના છેક છેડા સુધી અંજન આજવું, હેમંત અને શિશિર-ઋતુમાં બપોરના વખતે; ગ્રીષ્મ અને શરદ-ઋતુમાં સવારે કે સાંજે; વર્ષાઋતુમાં વાદળાં અને બહુ ગરમી ન હોય તે સમયે અને વસંત-ઋતુમાં હરકોઈ વખતે અંજન આંજવું; અથવા જે અંજન આંજવું હોય તે સવારે અને સાંજે એમ બે વખત આંજવું, પણ ગમે ત્યારે આંજવું નહિ. ૮૬,૮૭

### અંજન કોને ન અંજાય ?

श्रान्ते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे।
अजीर्णे वेगघाते च नाञ्जनं संप्रशस्यते ॥८८॥

अन्वय.-श्रान्त प्ररुदित भीत पीतमद्ये नवज्वरे अजीर्णे च वेगघाते अञ्जन न सप्रदारयते ॥

જે માણસ થાકેલો, બહુ રડેલો, ભય પામેલો, જેણે બહુ દારૂ પીધો હોય, જેને નવીન જ્વર આવ્યો હોય, જે અજીર્ણવાળો હોય અને જેનો મળમૂત્રનો વેગ રોકાયો હોય તેને અંજન આંજવું, એ સારુ ગણાતું નથી. ૮૮

### સ્નેહન ગોળી

पथ्याऽक्षधात्रीबीजानि एकद्वित्रिगुणानि च ।
पिष्ट्वाम्बुना वर्टीं कुर्यादञ्जनं द्विहरेणुकम् ।
नेत्रस्राव हरत्याशु वातरक्तरुजं तथा ॥ ८९ ॥

अन्वयः-पथ्या-अक्ष-धात्री-बीजानि च एक-द्वि-त्रिगुणानि अम्बुना पिष्ट्वा द्विहरेणुकम् अञ्जन कुर्यात्, (तत्) आशु नेत्रस्राव यथा वातरक्तरुज हरति ॥

હરડે, હરડેથી બમણા બહેડાં અને ત્રણ ગણાં આમળાને લઈ પાણીથી વાટી તેની ગોળી કરવી. આ ગોળીમાંથી બે વટાણા જેટલું આંજવું; તે નેત્રનો સ્રાવ અને વાયુ તથા લોહીનું દરદ મટાડે છે. ૮૯

### રોપણ-ગોળી

रसाञ्जनं हरिद्रे द्वे मालतीनिम्बपल्लवाः ।
गोशकृद्रससंयुक्ता वटी नक्तान्ध्यनाशिनी ॥
एतस्याश्चाञ्जने मात्रा प्रोक्ता सार्धहरेणुका ॥९०॥

अन्वयः-रसाञ्जन द्वे हरिद्रे मालती-निम्ब-पल्लवा., गो-शकृद्रस-सयुक्ता वटी नक्त-आन्ध्य-नाशिनी, एतस्याः अञ्जने च मात्रा सार्ध-हरेणुका प्रोक्ता ॥

રસવંતી, હળદર, દારુહળદર, માલતીનાં પાંદડાં અને લીંબડાના પાદડાને ગાયના છાણના રસમા વાટીને તેની ગોળી કરવી તેનું અંજન રાતનો અંધાપો મટાડે છે અને તેના અંજન માં દોઢ વટાણાની માત્રા કહી છે. ૯૦

### ચંદ્રોદયા નામની લેખન ગોળી

शङ्खनाभिर्बिभीतस्य मज्जा पथ्या मन शिला ।
पिप्पली मरिच कुष्ठ वचा चेति समांशकम् ।९१॥
छागक्षीरेण संपिष्य वर्टीं कुर्याद्यवोन्मिताम् ।
हरेणुमात्रां संघृष्य जलेनाञ्जनमाचरेत् ॥ ९२ ॥
तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् ।
राज्यान्ध्यं वार्षिकं पुष्पं वटी चंद्रोदया जयेत् ॥९३॥

अन्वय.-शङ्खनाभिः बिभीतस्य मज्जा पथ्या मनः-शिला पिप्पली मरिच कुष्ठ च वचा-इति सम-अशक छागक्षीरेण सपिष्य यव-उन्मितां वटीं कुर्यात्, हरेणुमात्रा जलेन सघृष्य अञ्जनम् आचरेत्, (इय) चन्द्रोदया वटी तिमिर मासवृद्धि काचपटलम् अर्बुद राज्यान्ध्य च वार्षिक पुष्प जयत् ॥

શંખની નાભિ, બહેડાંનો ગર્ભ, હરડે, મનશીલ, પીપર, મરી, કઠ અને વજ સમભાગે લઈ બકરીના દૂધમાં વાટી જવ જેવડી લાંબી ગોળી કરવી. આ ગોળી એક વટાણા જેટલી પાણીથી ઘસીને આંજવી. આ 'ચંદ્રોદયા' ગોળી તિમિર, માંસની વૃદ્ધિ, કાચ, પડળ, પાંપણની અંદરની ગાંઠ, રાતે આંધળાપણું અને એક વર્ષનું ફૂલું મટાડે છે. ૯૧-૯૩

पुष्पहरी वर्ति. ।

### ફૂલાં મટાડનારી વાટ

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभावितम् ।
करञ्जबीज तद्वर्तिर्हन्ति पुष्पं विनाशयेत् ॥९४॥

अन्वयः-पलाशपुष्पस्वरसे बहुश. परिभावित (यत्) करञ्जबीज, तद्वर्ति हन्ति. पुष्प विनाशयेत् ॥

ખાખરાના ફૂલના સ્વરસથી જેને ઘણીવાર ભાવનાઓ આપી હોય, એવાં કરંજનાં બિયાંથી જે વાટ બનાવી હોય, તે આંજવાથી આંખના ફૂલાનો નાશ કરે છે. ૯૪

### સ્નેહન-રસક્રિયા

कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमञ्जयेत् ।
ईषत्कर्पूरसहितं तस्यान्नेत्रप्रसादनम् ॥ ९५ ॥

अन्वयः-कतकस्य फल घृष्ट्वा मधुना ईषत् कर्पूर-सहित (च कृत्वा) नेत्रम् अञ्जयेत्, तत् नेत्रप्रसादन स्यात् ॥

નિર્મળીનું ફળ મધમાં ઘસી તેમાં જરાક ભીમસેની બરાસ નાખી આંજવાથી; તે આંખને સ્વચ્છ કરે છે. ૯૫

### રોપણ-રસક્રિયા

रसाञ्जनं सर्जरसो जातीपुष्पं मन शिला ।
समुद्रफेन लवणं गैरिकं मरिचं तथा ॥ ९६ ॥
एतत्समांशं मधुना पिष्ट प्रक्लिन्नवर्त्मनि ।
अञ्जनं क्लेदकण्डूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥९७॥
दुग्धेन कण्डूं क्षौद्रेण नेत्रस्रावं च सर्पिषा ।
पुष्पं तैलेन तिमिरं काञ्जिकेन निशान्धताम् ॥९८॥
पुनर्नवा हरत्याशु भास्करस्तिमिरं यथा ।
धत्तूरदलनिर्यासो लेहीमूनस्तदञ्जनात् ॥
नेत्रस्रावो व्रजेच्छोषं मधुयुक्ताग्र संशयः ॥९९॥

अन्वय.-रसाञ्जन सर्जरसः जातीपुष्पं मनःशिला समुद्रफेन लवण गैरिक तथा मरिचम्, एतत् समभागं मधुना पिष्टं (कृत्वा) प्रक्लिन्नवर्त्मनि अञ्जन क्लेदकण्डूघ्नं च पक्ष्मणां प्ररोहणं (भवति)॥ पुनर्नवा दुग्धेन कण्डूं, क्षौद्रेण नेत्रस्रावं, सर्पिषा च पुष्प, तैलेन तिमिरं, काञ्जिकेन निशा-अन्धतां यथा भास्करः तिमिरं (तथा) आशु हरति। बब्बूल-दल-निःक्वाथः लेहीभूतः (कार्यः), मधुयुक्तात् तदञ्जनात् नेत्रस्रावः शोष व्रजेत्, न सशयः॥

રસવંતી, રાળ, ચમેલીનાં ફૂલ, મનશીલ, સમુદ્રફીણ, સિંધવ, સોનાગેરુ અને મરી સમ ભાગે લઈ મધથી વાટી ક્લેદવાળી પાંપણ પર જો તે આંજ્યુ હોય તો તે ક્લેદ તથા ચળ મટાડે છે અને પાંપણના વાળ ઉખાડે છે. સાટોડીને દૂધમાં વાટી આંજવાથી ફૂલું, તેલમાં વાટી આંજવાથી તિમિર અને કાજીમાં વાટી આંજવાથી રાતે આંધળાપણું મટાડે છે. જેમ સૂર્ય અંધકારને મટાડે છે, તેમ સાટોડી તિમિર તથા રાતનું આંધળાપણું તરત મટાડે છે. બાવળનાં પાંદડાંનો ક્વાથ ચાટણરૂપે કરી તેમાં મધ નાંખી આંજવાથી નેત્રનો સ્રાવ સુકાઈ જાય છે એ નક્કી છે. ૯૬-૯૯

## લેખન-રસક્રિયા

वटक्षीरेण संयुक्तं मुख्यकर्पूरजं रजः।
क्षिप्रमञ्जनतो हन्ति कुसुमं तु द्विमासिकम्॥१००
क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमञ्जयेत्।
अतिनिद्रा शमं याति तमः सूर्योदयादिव॥१०१

अन्वयः-वटक्षीरेण सयुक्तं मुख्यकर्पूरजं रजः, अञ्जनतः द्विमासिक कुसुम तु क्षिप्रं हन्ति। क्षौद्र-अश्वलाला-सघृष्टैः मरिचैः नेत्रम् अञ्जयेत्, (ततः) सूर्य-उदयात् तमः इव अतिनिद्रा शम याति॥

વડના દૂધ સાથે ભીમસેની બરાસનું ચૂર્ણ આંજવાથી તે બે મહિનાનું ફૂલું તરત મટાડે છે. મધ અને ઘોડાની લાળમાં મરી વાટી તેનાથી નેત્ર આંજવા; તેથી જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે, તેમ મોટું ઘેન મટે છે. ૧૦૦,૧૦૧

स्नेहन चूर्णम्।

## સ્નેહન-ચૂર્ણ

अग्नितप्तं हि सौवीरं निर्षिञ्चेत् त्रिफलारसैः।
सप्ततैलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम्॥१०२
अञ्जयेत् तेन नयने प्रत्यहं चक्षुषोर्हितम्।
सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः॥१०३॥

अन्वयः-अग्नितप्तं हि सौवीरं सप्ततैलं त्रिफलारसैः निषिञ्चेत्, तथा स्त्रीणां स्तन्यैः सिक्तं विचूर्णितं (कृत्वा) तेन प्रत्यहं नयने अञ्जयेत्, चक्षुषोः हित एतत् सर्वान् तु अक्षिविकारान् हन्यात्, न सशयः॥

ધોળા સુરમાને અગ્નિથી તપાવી સાત વાર હરડે, બહેડાં અને આમળાંના રસથી અને સાત વાર સ્ત્રીઓના ધાવણથી ઠંડો પાડવો. પછી એ સુરમાના ચૂર્ણથી નિત્ય બન્ને નેત્ર આંજવાં એ ચક્ષુને હિતકારી હોઈ નેત્રના સઘળા વિકારોનો નાશ કરે છે, એમાં સંશય નથી. ૧૦૨,૧૦૩

रोपण चूर्णम्।

## રોપણ-ચૂર્ણ

शिलायां रसकं पिष्ट्वा सम्यगाप्लाव्य वारिणा।
गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम्॥१०४॥
शुष्कं च तज्जलं सर्वं पर्पटीसन्निभं भवेत्।
विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः॥१०५
कर्पूरस्य रजस्तत्र दशमांशेन निःक्षिपेत्।
अञ्जयेन्नयने तेन नेत्राखिलगदच्छिदा॥१०६॥

अन्वय.-शिलायां रसक पिष्ट्वा वारिणा सम्यक् आप्लाव्य तत् सर्वं जल गृह्णीयात्, अधोगत चूर्णं त्यजेत्, शुष्क च तत् सर्वं जलं पर्पटीसन्निभ भवेत्, विचूर्ण्य त्रिफलारसैः सम्यक् त्रिवेल भावयेत, तत्र कर्पूरस्य रजः दशम-अशेन निक्षिपेत्, तेन नयने अञ्जयेत्, नेत्र-अखिल-गदच्छिदा (भवेत्)॥

પથ્થરની ખરલમાં કલખાપરિયું વાટી પાણીમાં સારી પેઠે ભીંજવી રાખી તેની સઘળી આછ લઈ લેવી અને નીચે રહેલો ચૂર્ણનો કૂચો ફગાવી દેવો. એ સઘળી આછ સુકાઈને પોપડી જેવી થઈ જાય ત્યારે તેનું ચૂર્ણ કરી તેને હરડે, બહેડાં તથા આમળાંના રસથી સારી રીતે ત્રણ વાર ભાવનાઓ આપવી અને તેમાં ભીમસેની બરાસનું ચૂર્ણ દશમા ભાગે નાખવું અને તે ચૂર્ણથી બન્ને નેત્રો આંજવાં, જેથી નેત્રના સઘળા રોગો મટે છે. ૧૦૩-૧૦૬

### લેખન-ચૂર્ણ

दक्षाण्डत्वक्छिलाकाचशङ्खचन्दनसैन्धवैः ।
चूर्णितैरञ्जनं प्रोक्तं पुष्पादीनां निकृन्तनम् ॥१०७॥

अन्वयः-दक्ष-अण्ड-त्वक्-शिला-काचशख-चन्दन-सैन्धवैः चूर्णितैः अञ्जन पुष्प-आदीनां निकृन्तनं प्रोक्तम् ॥

કૂકડાનાં ઈંડાંની છાલ, મનશીલ, બીડલૂણ, શંખ, ચંદન અને સૈંધવનું ચૂર્ણ કરીને નિત્ય આંજવાથી ફૂલાં વગેરે કપાઈ જાય છે. ૧૦૭

### સર્વ નેત્રરોગ પર સામાન્ય અંજનો:

### મુક્તાદિ-મહાંજન

मुक्ताकर्पूरकाचागुरुमरिचकणासैन्धवं सैलवालं, शुण्ठीकङ्कोलकांस्यत्रपुरजनिशिलाशङ्खनाभ्यभ्रतुत्थम् । दक्षाण्डत्वक् च साक्ष क्षतजमथ शिवा क्लीतकं राजवर्तं, जातीपुष्पं तुलस्याः कुसुममभिनवं बीजकं स्यात्तथैव ॥ १०८ ॥

पूतीकनिम्बार्जुनभद्रमुस्तं, सताम्रसारं रसगर्भयुक्तम् । प्रत्येकमेषां खलु माषकैकं, यत्नेन पिष्येन्मधुनाऽतिसूक्ष्मम् ॥ १०९ ॥

अन्वयः-मुक्ता-कर्पूर-काच-अगुरु-मरिच-कणा-सैन्धवं सैलवाल शुण्ठी-कङ्कोल-कांस्य-त्रपु-रजनि-शिला-शखनाभि-अभ्र-तुत्थं, दक्ष-अण्ड-त्वक् च साक्ष क्षतजम् अथ शिवा क्लीतकं राजवर्तं जातीपुष्पं तुलस्याः कुसुम तथा एव अभिनव बीजकं स्यात् ॥ पूतीक-निम्ब-अर्जुन-भद्रमुस्तं सताम्रसार रसगर्भयुक्तम्-एषां प्रत्येकं खलु माषक-एक मधुना यत्नेन अतिसूक्ष्मं पिष्येत् ॥

મોતી, ભીમસેની બરાસ, બીડલૂણ, અગરુ, મરી, પીપર, સૈંધવ, ચણકબાબ, સૂંઠ, કંકોલ, (ન મળે તો ચમેલીનાં ફૂલ), મારેલું કાંસુ, મારેલું કથીર, હળદર, મનશીલ, શંખની નાભિ, મારેલું અભ્રક, મોરથૂથુ, કૂકડાનાં ઈંડાંની છાલ, બહેડાં, કેસર, હરડે, જેઠીમધ, રાજવર્ત, ચમેલીનાં ફૂલ, તુલસીની તાજી માંજર, ધોળા સરગવાનાં બીજ, પૂતીકરંજનું બીજ, લીમડો, આસોંદરો, નાગરમોથ, મારેલું ત્રાંબું, મારેલું લોઢું અને રસવંતી, એ પદાર્થ છ-છ રતીભાર લઈ ઝીણાં વાટી મધની સાથે તેનું અંજન કરવું એટલે તે 'મુક્તાદિ-મહાંજન' તૈયાર થાય છે. ૧૦૮,૯

टीका-एलवालं=एलवालुकनाम्ना प्रसिद्धम्, कङ्कोलम्=सुगन्धद्रव्यं, 'सुगन्धकोकिले'ति प्रसिद्धा, तदलाभे जातीपुष्पं ग्राह्यम् । तस्याप्यलाभे,-लवङ्गं, कांस्यं तच्च मारितं ग्राह्यम् । त्रपु=रङ्गं, तच्च मारितं ग्राह्यम् । शिला=मनःशिला, अभ्रम्=अभ्रकं, तच्च मारितं ग्राह्यम् । दक्षाण्डत्वक्-दक्षः-कुक्कुट, तस्याण्डत्वक्, अक्षं=बिभीतकफलम्, क्षतजम=कुङ्कुमम्, शिवा=हरीतकी, क्लीतकं=यष्टीमधु, राजवर्तं 'रावटी' इति लोके ॥ पूतीक'='घोराकाञ्ज' इति लोके, अञ्जनं='सुरमा' इति लोके, भद्रमुस्तं=नागरमुस्तम, ताम्रसार च मारित ग्राह्यम्, रसगर्भं=रसाञ्जनम् ॥ (આનો અર્થ ઉપર આપ્યો છે.)

### મુક્તાદિમહાંજન ફલશ્રુતિ

भवन्ति रोगा नयनाश्रिता ये, नितान्तमात्रोपचिताश्च तेषाम् । विधीयते शान्तिरवश्यमेव, मुक्तादिनाऽनेन महाञ्जनेन ॥ ११० ॥

अन्वयः-नयन-आश्रिताः ये रोगा. भवन्ति, ये च नितान्त-मात्र-उपचिताः (भवन्ति), तेषाम् अनेन मुक्ता आदिना महाञ्जनेन अवश्यम् एव शान्तिः विधीयते ॥

આંખને લગતા જે રોગો થાય છે અને જે નેત્રરોગો ખૂબ જ વધી ગયા હોય, તેઓની આ મુક્તાદિમહાંજનથી અવશ્ય શાંતિ થાય છે.

### નયન-શોણાંજન*

कणा सलवणोषणा सहरसाञ्जना साञ्जना,
सरित्पतिकफः सिता सितपुनर्नवा चापि हि ।
रजन्यरुणचन्दनं मधु च तुल्यपथ्याशिला,
ह्यरिष्टदलशाबरस्फटिकशङ्खनाभीन्दवः ॥ १११ ॥
इमानि तु विचूर्णयेन्निबिडवाससा शोधयेत्,
तथाऽयसि विमर्दयेत्समधु ताम्रखण्डेन तत् ।
इदं मुनिभिरीरितं नयनशोणनामाञ्जनं,
करोति तिमिरक्षयं पटलपुष्पनाशं बलात् ॥११२॥

अन्वयः-कणा सलवण-ऊषणा सहरसाञ्जना साञ्जना सरित्पतिकफ सिता सित-पुनर्नवा अपि च रजनी-अरुण-चन्दनं मधु च तुल्य-पथ्या-शिलाः हि अरिष्ट-दल-शाबर-स्फटिक-शङ्ख-नाभि-इन्दवः-इमानि तु विचूर्णयेत्, निबिड-वाससा शोधयेत् तथा समधु तत् अयसि ताम्रखण्डेन विमर्दयेत्, मुनिभिः ईरितम् इदं नयनशोणनाम अञ्जनम् तिमिर-क्षय पटल-पुष्पनाश बलात् करोति ॥

પીપર, સૈંધવ, મરી, રસવંતી, સુરમો, સમુદ્રફીણ, સાકર, ધોળી સાટોડી, હળદર,

* नयनयोः शोणः-रक्त-वर्णोत्पल-च्छविर्वर्णः, तत्र अज्यते-अञ्ज् म्रक्षणादौ, ल्युट्,-नयनशोणाञ्जनम्-આંખની લાલ કમળ જેવી તાજી રતાશ પર જે અંજાય, તે ઔષધ 'નયનશોણાંજન' કહેવાય છે.

રતાંજલી, જેઠીમધ, મોરથુથુ, હરડે, મનશીલ, લીંબડાનાં પાંદડાં, લોધર, ફટકડી, શંખની નાભિ અને ભીમસેની બરાસ એટલાનું ચૂર્ણ કરવું. તેને જાડા લૂગડાથી ચાળી લેવું અને પછી તેને મધથી મિશ્ર કરી લોઢાના વાસણ ઉપર ત્રાંબાના કટકાથી ખૂબ વાટવું, એ મુનિઓએ કહેલું 'નયનશોણાંજન' તાજા તિમિરનો, તાજા પડળનો અને ફૂલાનો બળથી નાશ કરે છે. ૧૧૧,૧૧૨

टीका—लवण=सैन्धव, अञ्जनं=सुरमा, सरित्पतिकफ=समुद्रफेनः, शिला=मनःशिला, शाबरः=लोध्रः, स्फटिक=फट्‌करी, इन्दुः=कर्पूर ॥ तिमिरे नूतनकुसुमे नूतनपटले च। (આનો અર્થ ઉપર છે.)

## ચંદ્રોદયા-વટી×

हरीतकी वचा कुष्ठं पिप्पली मरिचानि च।
बिभीतकस्य मज्जा च शङ्खनाभिर्मनःशिला ॥११३
सर्वमेतत्समं कृत्वा गव्यक्षीरेण पेषयेत्।
नाशयेत् तिमिरं कण्डूपटलान्यर्बुदानि च ॥११४
अपि त्रिवार्षिकं शुक्रं मासेनैकेन नाशयेत्।
अधिकानि च मांसानि रात्रावन्धत्वमेव च ॥११५॥

अन्वयः—हरीतकी वचा कुष्ठं पिप्पली च मरिचानि च बिभीतकस्य मज्जा च शङ्खनाभिः मनःशिला—सर्वम् एतत् समं कृत्वा गव्यक्षीरेण पेषयेत्, (इयं चन्द्रोदया वटी) तिमिरं कण्डूपटलानि च अर्बुदानि नाशयेत्, त्रिवार्षिकम् अपि शुक्रम् एकेन मासेन, अधिकानि च मांसानि रात्रौ च अन्धत्वं नाशयेत् एव ॥

હરડે, વજ, કઠ, પીપર, મરી, બહેડાનો ગર્ભ, શંખની નાભિ અને મનશીલ સમભાગે લઈ ગાયના દૂધમાં બારીક વાટવાં; તેઓની ગોળી બનાવવી, એટલે 'ચંદ્રોદયા-વટી' તૈયાર થાય છે. આ ગોળી ત્રણ વર્ષનું ફૂલું, માંસવૃદ્ધિ અને રતાંધળાપણું પણ એક મહિનામાં મટાડે છે. ૧૧૩-૧૧૫

टीका—पुष्पे तिमिरे च।

## ચંદ્રપ્રભા-વર્તિ

रजनी निम्बपत्राणि पिप्पली मरिचानि च।
विडङ्गं भद्रमुस्तं च सप्तमी त्वभया स्मृता ॥११६॥
अजामूत्रेण सपिष्य छायायां शोषयेद्वटीम्।
वारिणा तिमिरं हन्ति गोमूत्रेण तु पिष्टकम् ॥ ११७
मधुना पटलं हन्ति नारीक्षीरेण पुष्पकम्।
एषा चन्द्रप्रभा वर्तिः स्वयं रुद्रेण निर्मिता ॥११८॥

अन्वय—रजनी निम्बपत्राणि पिप्पली मरिचानि च विडङ्गं भद्रमुस्तं च सप्तमी तु अभया स्मृता (तदेतत् सप्तकं) अजामूत्रेण सपिष्य वर्ती (कृत्वा) छायायां शोषयेत्, रुद्रेण स्वयं निर्मिता एषा चन्द्रप्रभा वर्तिः वारिणा तिमिरं गोमूत्रेण तु पिष्टकं हन्ति, मधुना पटलं नारीक्षीरेण पुष्पकं हन्ति ॥

હળદર, લીંબડાનાં પાંદડાં, પીપર, મરી, વાવડિંગ, નાગરમોથ અને સાતમી હરડેને બકરીના મૂત્રથી વાટી વાટ બનાવીને છાયામાં સુકાવી ગોળી કરવી; એમ રુદ્રદેવે પોતે બનાવેલી આ 'ચંદ્રપ્રભા-વર્તિ'+ પાણીથી ઘસીને આંજી હોય તો તિમિર રોગને, ગાયના મૂત્રથી ઘસીને આંજવાથી ધોળા ડોળાના પિષ્ટક રોગને, મધથી ઘસી આંજવાથી પડળને અને સ્ત્રીના ધાવણથી ઘસીને આંજવાથી ફૂલાંને મટાડે છે. ૧૧૬ ૧૧૮

## ખાસ રાત્રિનો અંધાપો મટાડનાર કણા-પ્રયોગ તથા મરિચ-પ્રયોગ

कणा छागयकृन्मध्ये पक्त्वा तद्रसपेषिता।
अचिराद्धन्ति नक्तान्ध्यं तद्वत्सक्षौद्रमूषणम् ॥ ११९

अन्वय.—छाग-यकृन्मध्ये पक्वा तद्-रस-पेषिता कणा, तद्वत् सक्षौद्रम् ऊषणम् अचिराद् नक्तान्ध्यं हन्ति ॥

બકરાના લીવરમાં પીપરને પકાવી તે જ રસમા વાટીને આંજવાથી થોડા કાળમાં રતાંધળાપણું મટાડે છે; તેમ જ મરીને મધમાં વાટી આંજવાથી થોડા જ કાળમાં રતાંધળાપણું મટાડે છે. ૧૧૯

× चन्द्रस्येव उदयो यस्या तिमिरादीन् नाशयितुमिति चन्द्रोदया—જેમ અંધકારનો નાશ કરવા ચંદ્રનો ઉદય થાય છે, તેમ જેનો તિમિર વગેરે નેત્રરોગોનો નાશ કરવા, આયુર્વેદના ઔષધોમા ઉદય થયો છે, તેથી ચંદ્રોદયા નામે પ્રખ્યાત થયેલી ગોળી

+ चन्द्रस्य प्रभेव प्रभा यस्याः तिमिरादिनाशने इति चन्द्रप्रभा—તિમિર આદિ નેત્રરોગોનો નાશ કરવા જેની કાંતિ એટલે સામર્થ્ય, અંધકારનો નાશ કરવા ચંદ્રની કાંતિના જેવું છે, તેથી 'ચંદ્રપ્રભા' કહેવાતી ઔષધકૃત એક વાટ.

**સર્વ નેત્રરોગો પર મહાત્રિફલાદ્ય ઘૃત**

त्रिफलाया रसं प्रस्थं प्रस्थं भृङ्गरजस्य च ।
वृषस्य च रसं प्रस्थं शतावर्याश्च तत्समम् ॥१२०॥
गुडूच्या आमलक्याश्च रसं छागीपयस्तथा ।
प्रस्थं प्रस्थं समाहृत्य सर्वैरेभिर्घृतं पचेत् ॥१२१॥
कल्कः कणा सिता द्राक्षा त्रिफला नीलमुत्पलम् ।
मधुकं क्षीरकाकोली मधुपर्णी निदिग्धिका ॥१२२
तत् साधु सिद्धं विज्ञाय शुभे भाण्डे निधापयेत् ।
ऊर्ध्वं पानमधः पानं मध्ये पानं च शस्यते ।१२३॥
यावन्तो नेत्ररोगाः स्युस्तान्पानादपकर्षति ।
सुरक्ते रक्तदुष्टे च रक्ते वा विस्रुते तथा ॥१२४॥
नक्तान्ध्ये तिमिरे काचे नीलिकापटलार्बुदे ।
अभिष्यन्देऽधिमन्थे च पक्ष्मकोपे सुदारुणे ॥१२५
नेत्ररोगेषु सर्वेषु दोषत्रयकृतेष्वपि ।
परं हितमिदं प्रोक्तं त्रिफलाद्यं महाघृतम् ॥१२६॥

अन्वयः-प्रस्थं त्रिफलायाः, प्रस्थं च भृङ्गरजस्य च वृषस्य रसं, तत्समं च शतावर्याः रसं, तथा गुडूच्याः च आमलक्याः रसं छागीपयः (च) प्रस्थं प्रस्थं समाहृत्य (तत्र) कणा सिता द्राक्षा त्रिफला नीलम् उत्पलं मधुकं क्षीरकाकोली मधुपर्णी निदिग्धिका-(एषां) कल्कः (क्षेप्यः ततः) एभिः सर्वैः घृतं पचेत्, तत् साधु सिद्धं विज्ञाय शुभे भाण्डे निधापयेत्, (भोजनस्य) ऊर्ध्वं पानम् अधः पानं मध्ये च पानं शस्यते, (इत्येव) पानात् यावन्तः नेत्ररोगाः स्युः तान् अपकर्षति । इदं त्रिफलाद्यं महाघृतं सुरक्ते, च रक्तदुष्टे, वा रक्ते विस्रुते तथा नक्तान्ध्ये तिमिरे काचे नीलिका-पटल-अर्बुदे अभिष्यन्दे अधिमन्थे च सुदारुणे पक्ष्मकोपे दोष-त्रय-कृतेषु सर्वेषु नेत्ररोगेषु अपि परं हितं प्रोक्तम् ॥

ચોસઠ તોલા ત્રિફળાનો રસ, ચોસઠ તોલા ભાંગરાનો રસ, ચોસઠ તોલા અરડૂસાનો રસ, ચોસઠ તોલા શતાવરીનો રસ, ચોસઠ તોલા ગળોનો રસ, ચોસઠ તોલા આમળીનો રસ અને ચોસઠ તોલા બકરીનું દૂધ-એ બધાં એકઠાં કરી તેમાં પીપર, સાકર, દ્રાક્ષ, હરડે, બહેડાં, આમળાં, નીલકમળ, બમણું જેઠીમધ, આસંધનાં મૂળ અને ભોરીંગણીનો કલ્ક નાખી એ બધાંથી ઘી પકાવવું. તે સારી રીતે પાકી રહેલું જણાય ત્યારે ઉતારી લઈ સારા વાસણમાં તેને રાખી મૂકવું. જમ્યા પહેલાં, જમતાં જમતાં વચ્ચે અને જમ્યા પછી આ ઘી પીવું તે ઉત્તમ ગણાય છે; એમ પીવાથી જેટલા નેત્રરોગ હોય તેઓને આ ઘી મટાડે છે. આ 'મહાત્રિફલાદ્ય*' નામનું ઘી ભારે રતાશ, લોહીના દોષ, લોહીના સ્રાવ, રતનો અંધાપો, તિમિર, કાચ, નીલિકા, પડળ, અર્બુદ, અભિષ્યંદ, અધિમંથ, મહાદારુણ પક્ષ્મકોપ અને ત્રણે દોષોએ કરેલા નેત્રસંબંધી સઘળા રોગો ઉપર પણ અત્યંત હિતકારી કહેવાય છે. ૧૨૦-૧૨૬

टीका-भृङ्गरजः=भृङ्गराजः ॥ क्षीरकाकोल्या अभावेऽश्वगन्धामूलं ग्राह्यम् । मधुपर्णी अत्र-यष्टीमधु, चक्षुष्यत्वात् ॥ આમાં ક્ષીરકાકોલી ન મળે તો આસંધ લેવી અને મધુપર્ણી એટલે જેઠીમધ સમજવું; કેમ કે તે નેત્રને હિતકારી છે.

**બીજા પ્રકારનું ત્રિફલાદ્યઘૃત**

शतमेकं हरीतक्या द्विगुणं च बिभीतकम् ।
चतुर्गुणं त्वामलकं वृषमार्कवयोः समम् ॥१२७॥
चतुर्गुणेऽर्कं दत्त्वा शनैर्मृद्वग्निना पचेत् ।
भागं चतुर्थं संरक्ष्य क्वाथं तमवतारयेत् ॥१२८॥
शर्करा मधुकं द्राक्षा मधुपर्णी निदिग्धिका ।
काकोली क्षीरकाकोली त्रिफला नागकेसरम् ।१२९
पिप्पली चन्दनं मुस्तं त्रायमाणा तथोत्पलम् ।
घृतप्रस्थं समं क्षीरं कल्कैरेतैः शनैः पचेत् ।१३०॥
हन्यात् सतिमिरं काचं नक्तान्ध्यं शुक्रमेव च ।
तथा स्रावं च कण्डूं च श्वयथुं च कषायताम् ॥१३१
कलुषत्वं च नेत्रस्य चिम्चिमपलानि च ।
बहुनाऽत्र किमुक्तेन सर्वान्नेत्रामयान्हरेत् ॥१३२॥
यस्य चोपहता दृष्टिः सूर्याग्निभ्यां प्रपद्यत ।
तस्यैतद्भेषजं प्रोक्तं मुनिभिः परमं हितम् ।१३३॥
मार्जितं दर्पणं यद्वत्परां निर्मलतां व्रजेत् ।
तद्वदेतेन पीतेन नेत्रं निर्मलतामियात् ।
वारिद्रोणद्वयं चात्र वृषमार्कवयोस्तुले ॥१३४॥

अन्वय.-एकं शतं हरीतक्याः द्विगुणं च बिभीतकं, चतुर्गुणं तु आमलकं वृष-मार्कवयोः समं चतुर्गुण-उदकं दत्त्वा शनैः मृदु-अग्निना पचेत् । चतुर्थं भाग

* त्रिफला आद्या येषु तानि त्रिफलाद्यानि, त्रिफलाद्यैः पक्वं घृतं-त्रिफलाद्यघृतम्, अन्यापेक्षया महत् तत् त्रिफलाद्यघृतं-महात्रिफलाद्यघृतम्-બીજા ત્રિફલાદ્યઘૃત કરતાં જેમાં વધારે ઓસડિયાં નાખેલ હોય અને જેમાં ત્રિફલા પહેલી હોય છે, એવાં ઓસડિયાંથી પકાવેલું ઘી 'મહાત્રિફલાદ્યઘૃત' કહેવાય છે.

संस्य तं क्वाथम् अवतारयेत्, (तत्र) शर्करा मधुक द्राक्षा मधुश्रवी निदिग्धिका काकोली क्षीरकाकोली त्रिफला नागकेसरं पिप्पली चन्दन मुस्तं त्रायमाणा तथा उत्पलम्- एतैः कल्कैः (सह) घृतप्रस्थं सम क्षीरं शनैः पचेत्। (एतत् सिद्धं घृत) सतिमिरं काचं नक्तान्ध्यं च शुक्रम् एव तथा च स्रावं च कण्डू च श्वयथुं च कषायतां नेत्रस्य च कलुषत्वं च बिन्दु-अर्म-पटलानि हन्यात, अत्र बहुना उक्तेन किम्? सर्वान् नेत्र-आमयान् हरेत् सूर्य-अग्निभ्यां प्रपश्यतः यस्य च दृष्टिः उपहता (भवेत्), तस्य एतत् परमं हित मेत्रज मुनिभि. प्रोक्तम् मार्जित दर्पण यद्वत् परां निर्मलतां व्रजेत्, तद्वत् एतेन पीतेन नेत्र निर्मलताम् इयात, अत्र च वारि-द्रोण-द्वय भृङ्गमार्कवयो: तुले (प्रक्षेप्ये) ॥

સો તોલા હરડે, બસો તોલા બહેડાં, ચારસો તોલા આમળાં અને ચારસો તોલા અરડૂસો તથા ચારસો તોલા ભાંગરો લઈ ચોગણા પાણીમાં નાખી તેનો કોમળ અગ્નિથી ધીમે ધીમે કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથ ઉતારવો. પછી તેમાં સાકર, બમણું જેઠીમધ, દ્રાક્ષ, ભોરીંગણી, બમણાં આસંધનાં મૂળ, હરડે, બહેડાં, આમળાં, નાગકેસર, પીપર, રતાંજલી, નાગરમોથ, ત્રાયમાણ અને રક્ત કમળના કલ્કો નાખી તે કવાથથી ધીમે ધીમે ચોસઠ તોલા ઘી અને ચોસઠ તોલા દૂધ સાથે પકાવવાં. પાકતાં પાકતાં કેવળ ઘી જ બાકી રહે એટલે 'ત્રિફલાદ્યઘૃત' તૈયાર થાય છે. આ ઘી નેત્રનાં તિમિર, કાચ, રાતનો અંધાપો, ફૂલું, સ્રાવ, ચળ, સોજો, કષાયપણું, મેલાપણું, બિંદુ, અર્મ અને પડળનો નાશ કરે છે. અહીં વધારે શું કહેવું? આ ઘી સઘળા નેત્રરોગોને મટાડે છે. સૂર્ય કે અગ્નિની સમક્ષ જોતાં જેની દૃષ્ટિ હણાઈ-ઝાંખી થઈ હોય તેના માટે આ ઘીરૂપ પરમ હિતકારી ઔષધ મુનિઓએ કહેલ છે. આ ઘી પીવાથી નેત્ર નિર્મલ થાય છે. આ ઘીની બનાવટમાં પાણી બે દ્રોણ એટલે બેહજાર અડતાલીસ તોલા અને અરડૂસો તથા ભાંગરો બને મળી બે તુલા-એટલે આઠસો રૂપીઆભાર નાખવાં.

टीका-का कोलीयुगलाऽलाभेऽश्वगन्धामूलद्विगुणं ग्राह्यम्। આમાં કાકોલી તથા ક્ષીરકાકોલી ન મળે તો આસંધનાં મૂળ બમણાં નાખવાં.

### સર્વ નેત્રરોગ ઉપર વાસકાદિ-ક્વાથ

वासाविश्वाऽमृतादार्वीरक्तचन्दनचित्रकैः।
भूनिम्बनिम्बकटुकापटोलत्रिफलाम्बुदैः ॥ १३५ ॥
निशाकलिङ्गकुटजैः क्वाथः सर्वाक्षिरोगहा।
वैस्वर्यं पीनसं श्वासं कासं नाशयति ध्रुवम् ॥ १३६

अन्वयः-वासा-विश्वा-अमृता-दार्वी-रक्तं चन्दन-चित्रकैः, भूनिम्ब-निम्ब-कटुका-पटोल-त्रिफला अम्बुदैः निशा-कलिङ्ग-कुटजै. क्वाथः सर्व-अक्षिरोग-हा (सन्) वैस्वर्यं पीनस श्वासं ध्रुव नाशयति ॥

અરડૂસો, સૂંઠ, ગળો, દારુહળદર, રતાંજલી, ચિત્રક, કરિયાતું, લીંબડો, કડુ, કડવાં પરવળ, હરડે, બહેડાં, આમળાં, મોથ, હળદર, પીપર અને ઇંદ્રજવનો ક્વાથ પીવાથી નેત્રના સઘળા રોગો, સ્વરભંગ, સળેખમ, શ્વાસ અને ઉધરસનો તે નાશ કરે છે.

**નેત્રના રોગોનો અધિકાર સમાપ્ત**

## अथ ×कर्णरोगाधिकारः।+

## ૬૫: કાનના રોગોનો અધિકાર

तत्र कर्णरोगाना नामानि संख्यां चाह-

### કાનના ૨૮ રોગોનાં નામો

कर्णशूलः कर्णनादो बाधिर्यं क्ष्वेड एव च।
कर्णस्रावः कर्णकण्डूः कर्णगूथस्तथैव च ॥ १ ॥

+ कीर्यते-क्षिप्यते-शब्दधारा यस्मिन् निमित्तपवनेन वीचितरङ्गन्यायेन कदम्बमुकुलन्यायेन वा परपरया समवायादिति कर्णः, कॄ विक्षेपे-'कॄवृञ्ति' (उणा. ३-१०) इति नः, यद्वा कर्णयति-भिनत्ति समवायेन श्रवणजन्यं ज्ञानमितरेन्द्रियजज्ञानेभ्य इति कर्णः, कर्ण भेदने अच्, तस्य कर्णस्य रोगाः-कर्णरोगाः-જેમાં નિમિત્તકારણરૂપ પવન, વીચિતરંગ ન્યાયથી કે કદંબપુષ્પની કળીના ન્યાયથી પરંપરાએ શબ્દોની ધારાઓને સમવાયસંબંધથી ફેંકે છે, તે કર્ણ અથવા જે સમવાયસંબંધથી થયેલ સાંભળવારૂપ જ્ઞાનને બીજી ઇંદ્રિયોથી થયેલ જ્ઞાનથી જુદું પાડે છે તે કર્ણ (કાન) કહેવાય છે; એ કર્ણને લગતા રોગો કર્ણરોગ કહેવાય છે. આંખ પછી તેની સીધાણમાં બાજુના કાન તરફ લક્ષ્ય આપી ગ્રંથકાર નેત્રરોગના અધિકાર પછી આ કર્ણરોગનો અધિકાર શરૂ કરે છે.

प्रतिनाहो जन्तुकर्णो विद्रधिर्द्विविधस्तथा ।
कर्णपाकः पूतिकर्णस्तथैवार्शश्चतुर्विधः ॥ २ ॥
तथाऽर्बुदं सप्तविधं शोफश्चापि चतुर्विधः ।
एते कर्णगता रोगा अष्टाविंशतिरीरिताः ॥ ३ ॥

अन्वयः-कर्णशूलः कर्णनादः बाधिर्यं च क्ष्वेडः एव, कर्णस्रावः कर्णकण्डूः तथा च कर्णगूथः प्रतिनाहः जन्तुकर्णः, द्विविधः विद्रधिः, तथा कर्णपाकः पूतिकर्णः तथा एव अर्शः चतुर्विधः, तथा सप्तविधम् अर्बुदं च चतुर्विधः शोफः अपि एते अष्टाविंशतिः कर्णरोगाः ईरिताः ॥

[1]કર્ણશૂલ, [2]કર્ણનાદ, [3]બાધિર્ય, [4]ક્ષ્વેડ, [5]કર્ણસ્રાવ, [6]કર્ણકંડુ, [7]કર્ણગૂથ, [8]પ્રતિનાહ, [9]કૃમિકર્ણ, [10]ક્ષત કે [11]અભિઘાતદોષથી થયેલો બે પ્રકારનો વિદ્રધિ, [12]કર્ણપાક, [13]પૂતિકર્ણ, [17]ચાર પ્રકારના સોજા, [21]ચાર પ્રકારના અરશ અને [28]સાત પ્રકારના અર્બુદ, એ રીતે ૨૮ કાનના રોગ કહ્યા છે. ૧-૩

तेषु कर्णशूलस्य सम्प्राप्तिपूर्वकं लक्षणमाह-

## (૧) કર્ણશૂલનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

समीरणः श्रोत्रगतोऽन्यथा चरन्, समन्ततः शूलमतीव कर्णयोः । करोति दोषैश्च यथास्वमावृतः, स कर्णशूलः कथितो दुराचरः ॥ ४ ॥

अन्वयः-श्रोत्रगतः समीरणः कर्णयोः समन्ततः अन्यथा चरन् यथास्वं च दोषैः समावृतः शूलं करोति, सः दुराचरः कर्णशूलः कथितः ॥

કાનમાં ચોપાસ અવળી રીતે ફરતા અને પોતપોતાનાં નિદાનોથી કોપેલા પિત્ત, કફ અને લોહીથી વીંટાયેલો વાયુ, કાનમાં તે તે દોષના સંબંધવાળું ભયંકર શૂળ ઉત્પન્ન કરે છે એ 'કર્ણશૂલ' કહેવાય છે. આ કર્ણશૂલ કૃચ્છ્રસાધ્ય છે. (લોહી પણ વેદના આદિને ઉત્પન્ન કરનાર હોવાથી દોષો જેવું જ છે. માટે તેને પણ અહીં દોષોમાં જ ગણ્યું છે.) ૪

૧. कर्णयोः शूलं यस्मिन् अन्यथा चरतः समीरणात् स कर्णशूलः-જેમાં કાનની અંદર અવળા ફરતા વાયુને લીધે અત્યંત શળ-સણકા આવે, તે કાનનો રોગ 'કર્ણશૂલ' કહેવાય છે.

टीका-अन्यथा चरन् समन्ततः=प्रतिलोमं चरन्, दोषैः=पित्तकफरक्तैः, रक्तस्यापि रुजादिकर्तृत्वेन दोषसाम्यात् दोषत्वमत्र। यथास्वम्=आत्मीयनिदानकुपितैः, अथवा,-'यथास्वमि'ति शूलविशेषणं, दुराचरः=दुरुपचारः॥ (આનો અર્થ ઉપર અનુવાદમાં અપાયો છે.)

मूर्च्छाद्युपद्रवयोगात्कर्णशूलस्यासाध्यतां चाह-

## મૂર્ચ્છા આદિ ઉપદ્રવોના યોગથી અસાધ્ય કર્ણશૂલ

मूर्च्छा दाहो ज्वरः कासः श्वासोऽथ वमथुस्तथा । उपद्रवाः कर्णशूले भवन्त्येते मरिष्यतः ॥ ५ ॥

अन्वयः-मूर्च्छा दाहः ज्वरः कासः श्वासः अथ वमथुः-तथा एते उपद्रवाः कर्णशूले मरिष्यतः भवन्ति ॥

મૂર્ચ્છા, દાહ, જ્વર, ઉધરસ, શ્વાસ અને વમન એ ઉપદ્રવો કર્ણશૂલમાં જે મરવાનો હોય તે માણસને થાય છે-અર્થાત્ આ ઉપદ્રવોથી યુક્ત કર્ણશૂલ રોગ અસાધ્ય થઈ જીવલેણ બને છે. ૫

कर्णनादस्य लक्षणमाह-

## (૨) કર્ણનાદનું લક્ષણ

कर्णस्रोतःस्थिते वाते शृणोति विविधान्स्वनान् । भेरीमृदङ्गशङ्खानां कर्णनादः स उच्यते ॥ ६ ॥

अन्वयः-(कुपिते) वाते कर्णस्रोतःस्थिते (जनः) भेरि-मृदङ्ग-शंखानां विविधान् स्वनान् शृणोति, स कर्णनादः उच्यते ॥

કોપેલો વાયુ કાનની શબ્દવાહિની નાડીમાં રહ્યો હોય ત્યારે માણસ ભેરી, મૃદંગ, શંખ અને ભ્રમર વગેરેના જેવા વિવિધ પ્રકારના શબ્દો સાંભળે છે, એ 'કર્ણનાદ' કહેવાય છે.

૨. कर्णयोः नादः-कुपितात् कर्णस्रोतःस्थिताद् वायोः विविधशब्दश्रवणम्-કોપેલો વાયુ, કાનની શબ્દવાહી નાડીઓમાં ભરાય, એટલે જાતજાતના અવાજ સંભળાય, તે 'કર્ણનાદ' કહેવાય છે

टीका-'भेरीमृदङ्गशङ्खादीना'मित्युपलक्षणम् । तेन भृङ्गादिकृतशब्दानां ग्रहणम् ॥ (આનો અર્થ ઉપર છે.)

बाधिर्यमाह-

## (૩) બાધિર્યનું લક્ષણ

यदा शब्दवहं वायुः स्रोत आवृत्य तिष्ठति । शुद्धः श्लेष्मान्वितो वापि बाधिर्यं तेन जायते ॥ ७ ॥

अन्वयः-यदा (कुपितः) शुद्धः वायुः श्लेष्म-अन्वितः (भवति) अपि वा वायुः शब्दवहं स्रोतः आवृत्य तिष्ठति, तेन बाधिर्यं जायते ॥

શુદ્ધ વાયુ કફથી યુક્ત થાય અથવા કોપેલો એકલો જ વાયુ કાનની શબ્દવાહિની

નાડીને વીંટાઈને રહે, તેથી જે બહેરાપણું થાય, એ 'બાધિર્ય' નામે કાનનો રોગ કહેવાય છે. ૭

૩. બધ્નાતિ કર્ણ, બધ્યતે વા કર્ણાભ્યાં શબ્દગ્રહણં વાયુકૃતશબ્દવહસ્રોતઆવરણાત્ કફયુક્તવાયુના વાપિ યેનેતિ બધિરઃ-બન્ધ-બન્ધને-'ઇષિમદિ'-(ઉણા. ૧-૫૧)ઇતિ કિરચ્, બધિરસ્ય ભાવઃ-બાધિર્યમ્ 'ગુણવચન૦' ઇતિ ષ્યઞ્-કાનને જે બાંધે એટલે વાયુએ કરેલ શબ્દવાહી નાડીના આવરણથી અથવા કાનનો શુદ્ધ વાયુ કફ-યુક્ત થવાથી કાન વડે શબ્દ સાંભળવો જેનો બંધ થાય, એટલે કાનથી શબ્દ કે અવાજ જેને ન સંભળાય તે બહેરો-બધિર કહેવાય છે અને તે માણસની એ બહેરાશ 'બાધિર્ય' કહેવાય છે.

અસાધ્ય વાધિર્યમાહ-

**અસાધ્ય બહેરાશ**

**બાધિર્યં બાલવૃદ્ધોત્થં ચિરોત્થં ચ વિવર્જયેત્ ॥૮॥**

અન્વયઃ-બાલ-વૃદ્ધ-ઉત્થં ચ ચિર-ઉત્થં બાધિર્યં વિવર્જયેત્ ॥

**બાળકને, વૃદ્ધને કે લાંબા કાળથી થયેલું બહેરાપણું ત્યજી દેવું-તેને અસાધ્ય ગણી તેની ચિકિત્સા ન કરવી. ૮**

કર્ણક્ષ્વેડમાહ-

**(૪) કર્ણક્ષ્વેડનું લક્ષણ**

**વાયુઃ પિત્તાદિભિર્યુક્તો વેણુઘોષસમં સ્વનમ્ ।**
**કરોતિ કર્ણયોઃ ક્ષ્વેડં કર્ણક્ષ્વેડઃ સ ઉચ્યતે ॥૯॥**

અન્વયઃ-પિત્ત-આદિભિઃ યુક્તઃ વાયુઃ કર્ણયોઃ વેણુ-ઘોષ-સમ સ્વન ક્ષ્વેડ કરોતિ, સઃ કર્ણક્ષ્વેડઃ ઉચ્યતે ॥

**પિત્ત વગેરેથી યુક્ત થયેલો વાયુ, કાનમાં વાંસના અવાજ જેવો અવાજ ઉત્પન્ન કરે, એ 'કર્ણક્ષ્વેડ' નામે કાનનો રોગ કહેવાય છે.**

૪. ક્ષ્વેડયતિ-મોદયતિ વેણુનાદેનેતિ ક્ષ્વેડઃ-ઞિક્ષ્વિડા સ્નેહનમોહનયોઃ-અચ્-કર્ણયોઃ ક્ષ્વેડઃ-પિત્તાદિયુક્તવાયુકૃત-વેણુઘોષવન્નિનદનં કર્ણક્ષ્વેડઃ-પિત્ત આદિથી યુક્ત થયેલો વાયુ, કાનમાં વાંસ અથવા વાંસળી જેવો અવાજ કરે, તે કર્ણક્ષ્વેડ નામે કાનનો રોગ કહેવાય છે.

ટીકા-ક્ષ્વેડશબ્દાર્થં વ્યનક્તિ-વેણુઘોષસમં સ્વનમિતિ। યત ઉક્તમ્-'ક્ષ્વેડન વેણુઘોષવત્' ઇતિ। નનુ કર્ણનાદ-કર્ણક્ષ્વેડયોઃ કો ભેદઃ ? ઉચ્યતે-કર્ણનાદઃ-કેવલેન વાતેન જાયતે, તત્ર નાનાશબ્દાંશ્ચ શૃણોતિ। કર્ણક્ષ્વેડસ્તુ-પિત્તા-દિયુક્તેન વાતેન જન્યતે, તત્ર નિયમેન વેણુઘોષમેવ શૃણોતીતિ ભેદઃ-અહીં શંકા થાય છે કે કર્ણનાદમાં અને કર્ણક્ષ્વેડમાં શું તફાવત છે? આનું સમાધાન આ છે કે કર્ણનાદ કેવળ વાયુથી જ થાય છે અને તેમાં ભેરી વગેરેના જેવા અનેક શબ્દો સંભળાય છે અને કર્ણક્ષ્વેડ તો પિત્ત વગેરેથી યુક્ત થયેલા વાયુથી થાય છે અને તેમાં એકલો વાંસના અવાજ જેવો જ અવાજ સંભળાય છે એ તફાવત છે.

કર્ણસ્રાવમાહ-

**(૫) કર્ણસ્રાવનું લક્ષણ**

**શિરોઽભિઘાતાદથ વા નિમજ્જતો, જલે પ્રપા-કાદથવાપિ વિદ્રધેઃ । સ્રવેદ્ધિ પૂયં શ્રવણોઽનિ-લાર્દિતઃ, સ કર્ણસંસ્રાવ ઇતિ પ્રકીર્તિતઃ ॥૧૦॥**

અન્વયઃ-શિરસ્-અભિઘાતાદ્ અથવાજલે નિમજ્જતઃ, અથવા પ્રપાકાદ્ વિદ્રધેઃ અપિ અનિલ-અર્દિતઃ શ્રવણઃ પૂય હિ સ્રવેત્, સઃ કર્ણસંસ્રાવઃ ઇતિ પ્રકીર્તિતઃ ॥

**માથામાં કંઈ વાગવાથી અથવા પાણીમાં ડૂબકાં ખાવાથી, પાકવાથી કે વિદ્રધિ રોગ થવાથી વાયુને લીધે પીડાયેલો કાન પરુનો અથવા જળનો કે રસનો સ્રાવ કરે, એ 'કર્ણસ્રાવ' કહેવાય છે. ૧૦**

૫. કર્ણયોઃ સ્રાવઃ-પ્રસ્રવણ શિરોઽભિઘાતાદિકુપિત-વાયુના પૂયાદીનામિતિ કર્ણસ્રાવઃ-માથામાં કંઈ લાગવું વગેરે કારણે કોપેલા વાયુને લીધે કાનમાંથી પરુ, પાણી કે રસનું ઝરવું તે 'કર્ણસ્રાવ' નામે કાનનો રોગ કહેવાય છે.

ટીકા-'પૂયં' ઇત્યુપલક્ષણમ્, જલં રસ ચ સ્રવેત્। 'શ્રવણ' શબ્દઃ પુલિઙ્ગોઽપ્યસ્તિ ॥

કર્ણકણ્ડૂમાહ-

**(૬) કર્ણકંડૂનું લક્ષણ**

**મારુતઃ કફસંયુક્તઃ કર્ણે કણ્ડૂં કરોતિ હિ ॥૧૧॥**

અન્વયઃ-કફસંયુક્તઃ મારુતઃ કર્ણે કણ્ડૂં હિ કરોતિ ॥

**કફથી યુક્ત થયેલો વાયુ કાનમાં ચળ ઉત્પન્ન કરે, એ 'કર્ણકંડૂ' કહેવાય છે. ૧૧**

૬. કણ્ડૂયતે-કણ્ડૂયનં વેતિ કણ્ડૂઃ-કણ્ડૂઞ્ ગાત્ર-વિઘર્ષણે-સંપદાદિક્વિપ્ કર્ણયોઃ કણ્ડૂઃ કફસંયુક્તવાયુ-પ્રકોપજન્યા-કફયુક્ત વાયુના પ્રકોપથી કાનમાં થતી ચળ 'કર્ણકંડૂ' નામે કાનનો રોગ કહેવાય છે.

કર્ણગૂથમાહ-

**(૭) કર્ણગૂથનું લક્ષણ**

**પિત્તોષ્મશોષિતઃ શ્લેષ્મા કુરુતે કર્ણગૂથકમ્ ॥૧૨॥**

અન્વયઃ-પિત્ત-ઉષ્મ-શોષિતઃ શ્લેષ્મા કર્ણગૂથકં કુરુતે ॥

પિત્તની ગરમીથી સુકાયેલો કફ કાનમા (દુર્ગંધી) મેલ ઉત્પન્ન કરે છે એ 'કર્ણગૂથ' છે. કાનને વિષ્ઠાયુક્ત હોય એવો કરે છે માટે આ રોગ 'કર્ણગૂથ' કહેવાય છે.

૭ गूथत–पुरीषरूपेणोत्सृज्यते तद् गूथम् 'तिथपृष्ट–गूथ'–(उणा० २–१२) इति साधु, गूथमिव करोति इति गूथयते, कर्णे गूथयत पित्तोष्मशुष्ककफाद् यस्मात् स कर्णगूथो व्याधि –કોપેલા પિત્તની ગરમીથી સૂકાયેલો કાનનો કફ, કાનને જાણે વિષ્ઠાયુક્ત હોય તેવો મેલવાળો કરે છે, તે 'કર્ણગૂથ' નામે કાનનો રોગ કહેવાય છે

टीका–कर्णे गूथयत यस्मात् स कर्णगूथो व्याधि ॥ (અર્થ ઉપર અપાયો છે)

प्रतिनाहमाह–

## (૮) કર્ણપ્રતિનાહનું લક્ષણ

**स कर्णगूथो द्रवतां यदा गतो, विलायितो घ्राणमुखं प्रपद्यते। तदा स कर्णप्रतिनाहसंज्ञितो, भवेद्विकार॰ शिरसोऽर्धभेदकृत्॥ १३॥**

अन्वय –स कर्णगूथ यदा विलायित द्रवतां गत (सन्) घ्राणमुख प्रपद्यते, तदा स कर्णप्रतिनाहसंज्ञित विकार. शिरस अर्धभेदकृत् भवेत्॥

ઉપર કહેલો જ એ કર્ણગૂથ–કાનનો મેલ જ્યારે પીગળીને પ્રવાહી થઈ નાકમા અને મોઢામા આવે, ત્યારે એ 'કર્ણપ્રતિનાહ' નામે કહેવાતો રોગ–માથાના અર્ધા ભાગને પીડતો અર્ધાવભેદક નામનો શિરોરોગ–આધાશીશીને કરે છે. ૧૩

૮ कर्णौ प्रतिनह्यत–कर्ण–विलायितो घ्राणमुख प्रपद्यत स कर्णप्रतिनाह –प्रति–नह्–घञ्–જે કર્ણગૂથ રોગ કાનમા ઓગળી નાકમા તથા મોઢામા પ્રાપ્ત થાય, તે આધાશીશીને ઉત્પન્ન કરતો 'કર્ણપ્રતિનાહ' નામે કાનનો રોગ કહેવાય છે

टीका–घ्राण च मुख च घ्राणमुखम्, एकत्व द्वन्द्वे, शिरसोऽर्धभेदकृत्=अर्धावभेदकाख्यशिरोरोगकृत्॥ (અર્થ ઉપર છે)

कृमिकर्णमाह–

## (૯) કૃમિકર્ણનું લક્ષણ

**यदा तु मूर्च्छन्त्यथवा तु जन्तव॰, सृजन्त्यपत्यान्यथवापि मक्षिका। तदञ्जनत्वाच्छ्रवणे निरुच्यते, भिषग्भिराद्यैः कृमिकर्णको गद॰॥ १४॥**

अन्वय –यदा तु जन्तव॰ मूर्च्छन्ति, अथवा तु मक्षिका अपि अपत्यानि सृजन्ति (तदा) श्रवणे तद्–अञ्जनत्वात् आद्यैः भिषग्भिः कृमिकर्णकः गद निरुच्यत॥

જ્યારે પતંગિયા વગેરે જીવડા કાનમા વ્યાપ્ત થાય અથવા તો માખીઓ પણ કાનમા પોતાના બચ્ચા મૂકે, ત્યારે કાનની અંદર કીડીઓના ચિહ્નો થવાને લીધે પૂર્વકાળના વૈદ્યો એ રોગને 'કૃમિકર્ણ' કહે છે. ૧૪

૯ कृमिलक्षणयुक्त कर्ण यस्मिन् पतङ्गादिजन्तूनां मूर्च्छनात् अथवा मक्षिकासृष्टतदपत्ययुक्तत्वादिति कृमिकर्ण॰ –પતંગિયા વગેરે જીવડા કાનમા પ્રસરવાથી અથવા માખાઓએ મૂકેલા ઇંડાઓથી યુક્ત થવાને લીધે જે રોગમા કાન કૃમિઓના લક્ષણોથી યુક્ત થાય છે, તેથી એ કાનનો રોગ 'કૃમિકર્ણ' નામે કહેવાય છે

टीका–तदञ्जनत्वात्=कृमिलक्षणत्वात्। श्रवणे कृमिकर्णको गदो निरुच्यत इत्यन्वय॥ (અર્થ ઉપર છે)

पतङ्गादिषु कर्णप्रविष्टेषु लक्षणमाह–

## પતંગિયાં વગેરે કાનમાં પેસે ત્યારે થતા ચિહ્નો

**पतङ्गाः शतपद्यश्च कर्णस्रोतः प्रविश्य हि। अरतिं व्याकुलत्वं च भृशं कुर्वन्ति वेदनाम्॥१५॥ कर्णो निस्तुद्यते तत्र तथा फरफरायते। कीटे चलति रुक् तीव्रा निस्पन्दे मन्दवेदना॥१६॥**

अन्वय –पतङ्गा च शतपद्य॰ कर्णस्रोत प्रविश्य हि अरतिं व्याकुलत्व च भृश वेदनां कुर्वन्ति, तत्र कर्ण निस्तुद्यते, तथा फरफरायते, कीटे चलति (सति) तीव्रा रुक् निस्पन्दे मन्दवेदना (भवति)॥

પતંગિયાં કે કાનખજૂરા વગેરે કાનની શબ્દવાહી નાડીમા પ્રવેશ કરી અણગમો, વ્યાકુલપણું અને અત્યંત વેદના ઉત્પન્ન કરે છે, તે વેળા કાન પીડાય છે, ફરફર થયા કરે છે, કીડો ચાલે ત્યારે તીવ્ર વેદના થાય છે અને સ્થિર રહે ત્યારે વેદના ઓછી થાય છે. ૧૫,૧૬

टीका–निस्पन्द =निश्चल। (અર્થ ઉપર છે)

द्विविध कर्णविद्रधिमाह–

## (૧૦–૧૧) બન્ને કર્ણવિદ્રધિનાં લક્ષણ

**क्षताभिघातप्रभवस्तु विद्रधिर्, भवेत्तथा दोषकृतोऽपर॰ पुन॰। स रक्तपीतारुणमस्रमास्रवेत्, प्रतोदधूमायनदाहचोषवान्॥ १७॥**

अन्वय –क्षत–अभिघात–प्रभव तु विद्रधि तथा भवेत्, दोषकृत पुन अपर (स्यात्), स रक्त–पीत–अरुणम् अस्रम् आस्रवेत्, प्रतोद–धूमायन–दाह–चोषवान् (भवेत्)॥

કાનમાં જે વિદ્રધિ ક્ષતથી કે અભિઘાતથી થાય છે તે આગંતુજ એક; અને બીજો દોષથી પણ જે વિદ્રધિ થાય છે તે કાનમાંથી રાતો, પીળો કે સંધ્યા જેવા રંગનો સાવ કરે છે અને સોય ભોંક્યા જેવી પીડા, ધુમાડા બહાર કાઢવા જેવું, બળતરા તથા અગ્નિના સમીપે થતા તાપ જેવો-ચોષ કરે છે, એ 'કર્ણવિદ્રધિ' કહેવાય છે. ક્ષતથી કે અભિઘાતથી વિદ્રધિ થયો હોય તોપણ તે આગંતુજ છે, માટે તેને એક ગણ્યો છે; તેથી અહીં એક આગંતુજ અને બીજો દોષજ એમ બે વિદ્રધિ સમજવા. ૧૭

૧૦-૧૧. આ વિદ્રધિની વ્યુત્પત્તિ પ્રથમ જ્યાં વિદ્રધિ રોગ આવ્યો છે; ત્યાં જોઈ લેવી.

टीका-क्षतप्रभवोऽभिघातप्रभवश्च, तयोर्द्वयोरप्यागन्तुकत्वादेकयम् । अन्य=आगावमित्यर्थः॥ (અર્થ ઉપર છે.)

कर्णपाकमाह-

### (૧૨) કર્ણપાકનું લક્ષણ

कर्णपाकस्तु पित्तेन कोथविक्लेदकृद्भवेत् ॥ १८ ॥

अन्वयः-पित्तेन कर्णपाकः तु कोथविक्लेदकृत् भवेत् ॥

પિત્તના પ્રકોપથી કાનનું પાકવું, તે સડેલાપણું, દુર્ગંધ તથા ભીનાશવાળું-ચુવતાપણું કરે છે. (એ જ કર્ણપાક કહેવાય છે.) ૧૮

૧૨. कर्णयोः पाकः पित्तप्रकोपात्-कर्णपाकः-પિત્તના પ્રકોપથી કાનનું પાકવું-કોહી જવું અને ભીનાશ રહેવી, તે 'કર્ણપાક' નામે કાનનો રોગ કહેવાય છે.

टीका-कोथः=पूतीभावः, विक्लेदः=आर्द्रता ॥

पूतिकर्णमाह-

### (૧૩) પૂતિકર્ણનું લક્ષણ

कर्णविद्रधिपाकेन कर्णे वा वारिपूरणात् ।
पूयं स्रवति यः पूति स ज्ञेयः पूतिकर्णकः ॥ १९ ॥

अन्वयः-कर्णविद्रधिपाकेन वा कर्णे वारिपूरणात् यः पूति पूयं स्रवति, सः पूतिकर्णकः ज्ञेयः ॥

કાનનો વિદ્રધિ પાકવાથી અથવા કાનમાં પાણી ભરાવાથી દુર્ગંધયુક્ત પરુ સ્રવે છે, એ 'પૂતિકર્ણ' જાણવો. (આ રોગમાં નિયમપૂર્વક દુર્ગંધવાળો જ સ્રાવ થાય છે, એટલો કર્ણસ્રાવથી તફાવત છે.) ૧૯

૧૩. पूति-दुर्गन्धयुक्त-पूयस्रावी कर्णः यस्मिन्, यद्वा पूतिर्मोऽस्रावो कर्णः पित्तविलीनकफप्रकोपात्-જે રોગમાં પિત્તના તેજથી ઓગળેલા કફના પ્રકોપથી કાનમાંથી દુર્ગંધી પરુ ઝરે છે, તે દુર્ગંધી સ્રાવવાળો કાનનો રોગ 'પૂતિકર્ણ' કહેવાય છે.

टीका-कर्णस्रावाद्भेदार्थमाह-पूतीति । नियमेन पूतिर्यथा स्यादेवं स्रवति ॥ (અર્થ ઉપર છે.)

कर्णगतानां शोथार्बुदार्शसां लक्षणान्याह-

### (૧૪-૨૮) કાનના ૪ સોજા. ૪ અર્બુદ અને ૭ અરશનાં લક્ષણો

कर्णशोथार्बुदार्शांसि जानीयादुक्तलक्षणैः ॥२०॥

अन्वयः-कर्णशोथ-अर्बुद-अर्शांसि उक्त-लक्षणैः जानीयात् ॥

વાતજ, પિત્તજ, કફજ અને રુધિરજ એ રીતે કાનના ચાર પ્રકારના સોજા થાય છે. તેઓનાં લક્ષણો સોજાના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં. તેમ જ, વાતજ, પિત્તજ, કફજ અને રુધિરજ, એમ કાનના અરશ પણ ચાર પ્રકારના થાય છે; તેઓનાં લક્ષણો પણ અરશના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં. (કાનમાં એ ચાર પ્રકારના જ અરશો થાય છે, પણ બીજા પ્રકારના અરશો થતા નથી એ સ્થાનનો જ પ્રભાવ છે.) વાતજ, પિત્તજ, કફજ, રુધિરજ, માંસજ, મેદજ અને શિરાજ એમ કાનનાં અર્બુદો સાત પ્રકારનાં થાય છે. તેઓનાં લક્ષણો પણ અર્બુદોના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં. (સુશ્રુતે કહેલા કાનના આ ૨૮ રોગોનાં લક્ષણો અહીં કહ્યાં છે.) ૨૦

टीका-कर्णशोथाश्च चत्वारः=वातपित्तकफास्रजाः । एवमर्शोऽपि चतुर्विधम् । अन्येषां शोथानामर्शसां चासम्भवः, आधारप्रभावात् । अर्बुदं सप्तविध-वातपित्तकफरक्तमांसमेदः शिराजम् ॥ एते कर्णरोगा अष्टाविंशतिः सुश्रुतोक्ताः (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

इदानीं चरकोक्तं कर्णरोगचतुष्टयम्, वातपित्तकफसन्निपातकृतमाह-ચરકે તો કાનના રોગ ચાર કહ્યા છે: વાયુએ કરેલો, પિત્તે કરેલો, કફે કરેલો અને સન્નિપાતે કરેલો, એમ કાનના રોગ ચાર છે.

तत्र वातजमाह-

### (૧) વાયુથી થયેલા કાનના રોગનું લક્ષણ

नादोऽतिरुक् कर्णमलस्य शोषः, स्रावस्तनुश्चाश्रवणं च वातात् ॥ २१ ॥

अन्वयः-नादः अतिरुक् कर्णमलस्य शोषः तनुः स्रावः च अश्रवणं वातात् (जाते कर्णरोगे भवेत्)॥

કાનમાં નાદ, અતિવેદના, કાનના મેલનું સુકાવું તથા પાતળો સ્રાવ નીકળતો હોય અને સંભળાતું ન હોય, એ વાયુથી થયેલો કાનનો રોગ જાણવો. ૨૧

पित्तजमाह-

(૨) પિત્તથી થયેલા કાનના રોગનું લક્ષણ

**शोथः सरोगो दरणं विदाहः, सपूतिपीतस्रवणं च पित्तात्॥२२॥**

अन्वयः-सरोगः शोथः दरणं विदाहः च सपूतिपीत-स्रवणं पित्तात् (जातकर्णरोगे स्यात्)॥

રતાશવાળો સોજો, કાનનું ચિરાવું અને બળતરા સહિત દુર્ગંધી પીળો સ્રાવ થાય એ પિત્તજન્ય કાનનો રોગ જાણવો. ૨૨

कफजमाह-

(૩) કફથી થયેલા કાનના રોગનું લક્ષણ

**वैश्रुत्यकण्डूस्थिरशोथशुक्लः, स्निग्धा स्रुतिः स्वल्परुजा कफाच्च॥२३॥**

अन्वयः-वैश्रुत्य-कण्डू-स्थिर-शोथ-शुक्लः स्निग्धा स्रुतिः च स्वल्प-रुजा कफात् (जाते कर्णरोगे भवेत्)॥

કંઈ વિપરીત સંભળાય, ચળ આવે, સોજો સ્થિર હોય, ધોળો તથા સ્નિગ્ધ સ્રાવ થાય અને વેદના થોડી હોય એ કફથી થયેલો કાનનો રોગ જાણવો. ૨૩

टीका-वैश्रुत्य=अन्यथा श्रवणम्॥ (અર્થ ઉપર છે.)

सन्निपातजमाह-

(૪) સન્નિપાતથી થયેલા કાનના રોગનું લક્ષણ

**सर्वाणि रूपाणि च सन्निपातात्, स्रावश्च तत्राधिकदोषवर्णः॥२४॥**

अन्वयः-सन्निपातात् च सर्वाणि रूपाणि (भवन्ति), तत्र च अधिकदोषवर्णः स्रावः (स्यात्)॥

સન્નિપાતથી કાનનો રોગ થાય તો ઉપર કહેલાં દોષોનાં ચિહ્નો થાય અને તેમાં જે દોષ અધિક હોય તેના વર્ણવાળો સ્રાવ થાય.

## अथ कर्णपालीरोगाः॥

## કાનની પાળના પાંચ રોગો

कर्णपाल्याः कर्णावयवत्वात्तद्विकारमप्यत्रैवाह, तत्र सनिदानं परिपोटकलक्षणमाह-

(૧) પરિપોટકનું નિદાન સહિત લક્ષણ

**सौकुमार्याच्चिरोत्सृष्टे सहसैवातिवर्धिते।**
**कर्णे शोथो भवेत्पाल्यां सरुजः परिपोटवान्।**
**कृष्णारुणनिभः स्तब्धः स वातात्परिपोटकः॥१॥**

अन्वयः-सौकुमार्यात् चिर्-उत्सृष्टे सहसा एव अतिवर्धिते कर्णे पाल्यां सरुजः परिपोटवान् कृष्ण-अरुण-निभः स्तब्धः शोथः भवेत्, सः वातात् परिपोटकः (ज्ञेयः)॥

અતિ કોમળપણાને લીધે જેમાં લાંબા કાળ સુધી કાંઈ ઘરેણું વગેરે ઘાલવું છોડી દઈ જેનું વધારવું છોડયું હોય તે કાનને એકાએક ખૂબ વધારવા માડતાં તેની પાળ ઉપર વેદનાવાળો, જરાક ફાટેલો, કાળાશથી મિશ્ર રતાશવાળો અને સ્તબ્ધપણાવાળો જે સોજો થાય, તે વાયુથી થયેલો 'પરિપોટક' નામનો રોગ જાણવો. ૧

૧. परितः पोटः-मनाक् त्वचोऽवदरणं यस्मिन् शोफे वातात् स परिपोटकः-જે રોગમાં કાનની પાળ પર લગાર ચામડીની ચિરાડવાળો સોજો વાયુથી થાય, એ સોજારૂપ કાનની પાળનો તે રોગ વાતજન્ય 'પરિપોટક' કહેવાય છે.

टीका-परिपोटवान्=मनाग् विदारणवान्॥ (અર્થ ઉપર છે.)

उत्पातमाह-

(૨) ઉત્પાતનું લક્ષણ

**गुर्वाभरणसंयोगात् ताडनाद् घर्षणादपि।**
**शोथः पाल्यां भवेत् श्यावो दाहपाकरुजान्वितः।**
**रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः स गदः स्मृतः॥२॥**

अन्वयः-पाल्यां गुरु-आभरण-संयोगात् ताडनात् घर्षणात् अपि श्यावः वा रक्तः दाह-पाक-रुजा-अन्वितः शोथः भवेत्, सः रक्तपित्ताभ्यां (जातः) उत्पातः गदः स्मृतः॥

કાનની પાળ ઉપર ભારે ઘરેણું પહેરવાથી અથવા કંઈ વાગવાથી કે ઘસવાથી કાળાશવાળો અથવા રતાશવાળો, બળતરાવાળો, પાકવાળો અને વેદનાવાળો જે સોજો થાય તે લોહી અને

પિત્ત એ બંનેના પ્રકોપથી થયેલ 'ઉત્પાત' રોગ કહેવાય છે. ૨

२. उत्पततं रक्तपित्तजन्यशोथस्य कर्णपाल्यां स उत्पातः-भावे घञ्-કાનની પાળ પર વજનદાર દાગીના પહેરવા વગેરે કારણે લોહી તથા પિત્તનો પ્રકોપ થવાથી જે સોજો થાય, તે 'ઉત્પાત' નામે કાનની પાળનો રોગ કહેવાય છે.

उन्मन्थकमाह-

## (૩) ઉન્મંથકનું લક્ષણ

**कर्णे बलाद्वर्धयतः पाल्यां वायुः प्रकुप्यति ।**
**कफं संगृह्य कुरुते शोथं स्तब्धमवेदनम् ।**
**उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥ ३ ॥**

अन्वयः-बलात् कर्णं वर्धयतः पाल्यां वायुः प्रकुप्यति, (स च) कफं संगृह्य स्तब्धम् अवेदनं शोथं कुरुते, (सः) सकण्डूकः कफवातजः विकारः उन्मन्थकः (कथ्यते) ॥

બલાત્કારે કાન વધારતા માણસના કાનની પાળ પર વાયુનો પ્રકોપ થાય છે અને તે વાયુ, કફને સાથે લઈ સ્તબ્ધપણાવાળો, થોડી વેદનાવાળો અને ચળવાળો સોજો ઉત્પન્ન કરે છે. એ રોગ કફ અને વાયુ એ બંનેના પ્રકોપથી થતો હોઈ 'ઉન્મંથક' કહેવાય છે.

૩. उत्-ऊर्ध्वं मध्नाति कर्णपालीं कुपितो वायुः सकफः शोथमुत्पाद्येति-उन्मन्थकः, मन्थ विलोडने ण्वुल्-જે રોગમાં વાયુ કોપીને કફને સાથે લઈ કાનની પાળ પર સોજો કરે છે, તે ઉન્મંથક રોગ કહેવાય છે.

टीका-अवेदनम्=ईषद्वेदनम् ॥ (અર્થ ઉપર છે.)

दुःखवर्धनमाह-

## (૪) દુઃખવર્ધનનું લક્ષણ

**संवर्ध्यमाने दुर्विद्धे कण्डूदाहरुजान्वितः ।**
**शोथो भवति पाकश्च त्रिदोषो दुःखवर्धनः ॥४॥**

अन्वयः-दुर्विद्धे (कर्णे) संवर्ध्यमाने कण्डू-दाह-रुजा-अन्वितः शोथः च पाकः त्रिदोषः दुःखवर्धनः भवति ॥

અયોગ્ય પ્રકારે વીંધાયેલો કાન વધવા માંડતાં ચળ, બળતરા અને વેદનાથી યુક્ત સોજો તથા પાક પણ થાય, એ ત્રણે દોષથી થતો રોગ 'દુઃખવર્ધન' કહેવાય છે. ૪

૪. वर्धयतीति वर्धनः, दुःखस्य वर्धनः कण्डूदाह-व्यथान्वितः कर्णपाली-शोथः संनिपातज.-કાનની પાળ પર ત્રણે દોષોના પ્રકોપથી થતો ચળ, બળતરા તથા પીડાયુક્ત સોજો દુઃખને વધારે છે, તેથી દુઃખવર્ધન કહેવાય છે.

टीका-संवर्ध्यमाने दुर्विद्धे, कर्णे इति शेषः ॥

परिलेहिनमाह-

## (૫) પરિલેહીનું લક્ષણ

**कफासृक्कृमयः क्रुद्धाः सर्षपाभा विसारिणः ।**
**कुर्वन्ति पिडकाः पाल्यां कण्डूदाहसमन्विताः ॥५॥**
**कफासृक्कृमिसम्भूतः स विसर्पन्नितस्ततः ।**
**लिह्यात्सशष्कुलीं पालीं परिलेही च स स्मृतः ॥६॥**

अन्वयः-कफ-असृक्-कृमयः क्रुद्धाः पाल्यां विसारिणः (सन्तः) कण्डूदाहसमन्विताः सर्षपाभाः पिडकाः कुर्वन्ति, कफ-असृक्-कृमि-संभूतः सः इतस्ततः विसर्पन् सशष्कुलीं पालीं लिह्यात्, सः च परिलेही स्मृतः ॥

કફ, લોહી અને કૃમિઓ પ્રકોપ પામીને કાનની પાળ પર ફેલાઈને ત્યાં ચળવાળી અને બળતરાવાળી સરસવ જેવી ફોલ્લીઓ ઉત્પન્ન કરે છે. આ રોગ કફ, લોહી તથા કૃમિઓથી ઉત્પન્ન થઈને ચોપાસ ફેલાતો ફેલાતો કાનના છિદ્રને તથા પાળને માંસરહિત કરી નાખે છે; (આ કારણે) તે રોગ 'પરિલેહી' કહેવાય છે. ૫,૬

૫. परितः लेढि सशष्कुलीं पालीम् इत्येवंशीलः पिडकात्मकः निर्मांसकरणस्वभावो रोगः कफासृक्कृमि-जन्यः-परिलेही, लिह् आस्वादने-ताच्छीलिको णिनिः-કફ, લોહી તથા કૃમિઓના પ્રકોપથી કાનની પાળ ઉપર ફોલ્લીરૂપે થઈ કાનનાં છિદ્રને તથા પાળને ચોપાસ માંસરહિત કરી નાખવાના સ્વભાવવાળો જે રોગ તે 'પરિલેહી' કહેવાય છે.

टीका-सः=पिडिकात्मकः परिलेहिसंज्ञो गदः लिह्यात्-निर्मांसीकुर्यात् ॥ (આનો અર્થ ઉપર છે.)

## કાનના ચાર રોગોની સામાન્ય ચિકિત્સા

**कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च ।**
**चतुर्ष्वपि च रोगेषु सामान्यं भेषजं स्मृतम् ॥७॥**
**शृङ्गवेरं सहमधु सैन्धवं तैलमेव च ।**
**कदुष्णं कर्णयोर्धार्यमेतत्स्याद्वेदनापहम् ॥ ८ ॥**
**लशुनार्द्रकशिग्रूणां वारुण्या मूलकस्य च ।**
**कदल्याः स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥९॥**

अन्वयः-कर्णशूले कर्णनादे बाधिर्ये च क्ष्वेडे एव-चतुर्षु अपि च रोगेषु सामान्य भेषजं स्मृतम् । शृङ्गवेरं सहमधु सैन्धवं च तैलम् एव कदुष्णं कर्णयोः धार्यम्, एतद् वेदना-अपह स्यात् । लशुन-आर्द्रक-शिग्रूणां

**કૃમિકર્ણથી કર્ણાર્બુદ સુધીની ચિકિત્સા**

कृमिकर्णविनाशाय कृमिघ्नीं कारयेत् क्रियाम्।
वार्ताकुधूमश्च हित. सार्षपः स्नेह एव च ॥२६॥
पूरणं हरितालेन गव्यमूत्रयुतेन च।
धूपने कर्णदौर्गन्ध्ये गुग्गुलुः श्रेष्ठ उच्यते ॥२७॥
चिकित्सां कर्णशोथानां तथा कर्णार्शसामपि।
कर्णार्बुदानां कुर्वीत शोथार्शोऽर्बुदवद्भिषक् ॥२८॥

अन्वयः–कृमिकर्णविनाशाय कृमिघ्नीं क्रियां कारयेत्, च वार्ताकुधूमः च सार्षपः स्नेहः एव हितः। गव्यमूत्रयुतेन हरितालेन च पूरण (हितम्)॥ कर्णदौर्गन्ध्ये धूपने गुग्गुलुः श्रेष्ठः उच्यते, भिषक् कर्णशोथाना तथा कर्ण–अर्शसाम् अपि कर्ण–अर्बुदानां चिकित्सां शोथ–अर्शस्–अर्बुदवत् कुर्वीत॥

કૃમિકર્ણ રોગનો નાશ કરવા કૃમિઓને હણનારી ક્રિયા કરવી. રીંગણાંનો ધુમાડો, સરસિયુ તેલ અને ગાયના મૂત્રમાં વાટેલી હરતાલનો રસ પણ કૃમિકર્ણ ઉપર હિતકારી થાય છે. કાનના દુર્ગંધપણા ઉપર ધૂપ આપવા માટે ગૂગળ શ્રેષ્ઠ કહેવાય છે. વૈદ્યે કાનના સોજાની, કાનના અરશોની અને કાનના અર્બુદોની ચિકિત્સા તે તે સોજાના, અરશના તથા અર્બુદના અધિકારમાં કહ્યા પ્રમાણે કરવી. ૨૬-૨૮

**કાનની પાળના રોગોની ચિકિત્સા**

पालीसंशोषणे कुर्याद्वातकर्णरुजः क्रियाः।
स्वेदयेद्यत्नतस्तां च स्विन्नां संवर्धयेत्तिलैः ॥२९॥

अन्वयः–पालीसंशोषणे वात–कर्ण–रुजः क्रियाः कुर्यात्, तां च यत्नतः स्वेदयेत्, स्विन्नां च तिलैः संवर्धयेत्॥

કાનની પાળ સુકાઈ જતી હોય તો વાયુથી થયેલા કાનના રોગની જે ચિકિત્સા કહી છે તે કરવી. એ પાળને કાળજીથી શેક આપવો અને શેક કર્યા પછી તલનો કલ્ક લગાવી તેને પ્રયત્નપૂર્વક વધારવી. ૨૯

એરંડબીજના કલ્કથી દૂધમાં પકાવેલું તેલ, (લગાવવાથી) કાનની પાળને સુખેથી વધારે છે. (આ તેલ 'શતાવરીતૈલ' કહેવાય છે.)

ટીકા–पयस्या=अत्र क्षीरकाकोली। (અર્થ ઉપર છે.)

**કર્ણપોટથી પરિલેહી સુધીના કર્ણપાલીના રોગની ચિકિત્સા**

जीवनीयस्य कल्केन तैलं दुग्धेन पाचयेत्।
चिकित्सेत्तेन तैलेन हृतास्रं परिपोटकम् ॥३१॥
शीतलेपैर्जलौकाभिरुत्पातं समुपाचरेत्।
हलिनीसुरसाभ्यां च गोधाकङ्कवसान्वितम् ॥३२॥
तैलं च पक्वमभ्यङ्गादुन्मन्थं नाशयेद् ध्रुवम्।
दु.खवर्धनकं सिक्त्वा जम्ब्वाम्रबिल्वपत्रजैः ॥३३॥
क्वाथैस्तैलेन सुस्निग्धं तच्चूर्णैश्चावधूलयेत्।
बहुशो गोमयैस्तप्तैः स्वेदितं परिलेहितम्॥
घनसारैः समालिम्पेदजामूत्रेण कल्कितैः ॥३४॥

अन्वय.–जीवनीयस्य कल्केन दुग्धेन तैल पाचयेत्, तेन तैलेन हृत–अस्र परिपोटक चिकित्सेत्। शीतलेपै. जलौकाभिः उत्पात समुपाचरेत्। हलिनी–सुरसाभ्या च गोधा–कङ्क–वसा–अन्वित च पक्व तैलम् अभ्यङ्गाद् ध्रुवम् उन्मन्थ नाशयेत्॥ दुःखवर्धनकं जम्बू–आम्र–बिल्व–पत्रजैः क्वाथैः सिक्त्वा, तैलेन च सुस्निग्ध तत्–चूर्णैः अवधूलयेत्॥ परिलेहितं तप्तै गोमयै बहुश. स्वेदितं (कृत्वा) अजामूत्रेण कल्कितैः घनसारै समालिम्पेत्॥

(પરિપોટક થયેલ હોય તો પ્રથમ) જીવનીય–ગણનો કલ્ક તથા દૂધ મિશ્ર કરી તેમાં તેલ પકાવવું; પછી પરિપોટકમાંથી લોહી કઢાવીને તેના પર એ તેલ લગાવી તેની ચિકિત્સા કરવી. (ઉત્પાત થયેલ હોય તો) શીતળ લેપોથી અને જળો મુકાવવાથી તે ઉત્પાતની ચિકિત્સા કરવી. કલગારીનો કલ્ક, શતાવરીનો કલ્ક, ઘોની ચરબી અને કંક નામના પક્ષીની ચરબી નાખીને પકાવેલુ તેલ ચોળવાથી ઉન્મંથનો અવશ્ય નાશ કરે છે. દુઃખવર્ધનક થયેલ હોય તો જાંબુનાં,

वारुण्याः मूलकस्य च कदल्याः स्वरसः कदुष्णः कर्णपूरणे श्रेष्ठः ॥

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડ એ ચારે રોગો ઉપર સામાન્ય-એક સરખું જ ઔષધ કરવા કહ્યું છેઃ સૂંઠ, મધ અને સેંધવના કલ્ક સહિત તેલ ઉકાળવું. એ તેલ સહેવાય તેવું લગાર ઊનું કાનમાં નાખવું જેથી તે કાનની વેદના મટાડે છે. લસણ, આદું, સરગવો, વાયવરણાં, મૂળા અને કેળ ને સ્વરસ સહેવાય તેવો લગાર ગરમ કાનમાં નાખવો, એ ઉત્તમ ઉપાય છે. ૭-૯

टीका=वारुणी=वरुणः ॥ (અર્થ ઉપર છે.)

ઉપરના જ ચાર રોગો પર વધુ ઉપાયો

अर्काङ्कुरानम्लपिष्टान् सतैललवणान्वितान्।
संनिदध्यात्सुधाकाण्डे कोरिते मृत्स्नयावृते ॥१०॥
पुटपाकक्रमात् स्विन्नं पीडयेदा रसागमात्।
सुखोष्णं तद्रसं कर्णे प्रक्षिपेच्छूलशान्तये ॥११॥
अर्कस्य पत्रं परिणामपीन,-माज्येन लिप्तं शिखियोगतप्तम्। आपीड्य तस्याम्बु सुखोष्णमेव, कर्णे निषिक्तं हरते हि शूलम् ॥१२॥
तीव्रशूलातुरे कर्णे सशब्दे क्लेदवाहिनि।
छागमूत्रं प्रशंसन्ति कोष्णं सैन्धवसंयुतम् ॥१३॥
तैलं श्वेतार्कमूलेन मन्देऽग्नौ विधिना कृतम्।
हरेदाशु त्रिदोषोत्थं कर्णशूलं प्रपूरणात् ॥१४॥
हिङ्गुसैन्धवशुण्ठीभिस्तैलं सर्षपसम्भवम्।
विपक्वं हरतेऽवश्यं कर्णशूलं प्रपूरणात् ॥१५॥
कर्णशूले कर्णनादे बाधिर्ये क्ष्वेड एव च।
पूरणं कटुतैलेन हितं वातघ्नमौषधम् ॥१६॥
शिखरिक्षारजवारिणि, तत्कृतकल्केन साधितं तैलम्। अपहरति कर्णनादं, बाधिर्यं चापि पूरणतः ॥१७॥

अन्वयः-अर्क-अङ्कुरान् अम्लपिष्टान् सतैल, लवण-अन्वितान् कोरिते मृत्स्नया आवृते सुधाकाण्डे सनिदध्यात्। पुटपाकक्रमात् स्विन्नम् आरसआगमात् पीडयेत्, सुख-उष्णं तद्रसं कर्णे शूलशान्तये प्रक्षिपेत्। परिणामपीतम् अर्कस्य पत्रम् आज्येन लिप्तं शिखियोगतप्तम् आपीड्य सुख-उष्णम् एव तस्य अम्बु कर्णे निषिक्तं (सत्) शूलं हि हरेत्। तीव्र-शूल-आतुरे कर्णे सशब्दे क्लेदवाहिनि (सति) छागमूत्रं कोष्णं सैन्धवसंयुतं (वैद्याः) प्रशंसन्ति। श्वेत-अर्क-मूलेन मन्दे अग्नौ विधिना कृतं तैलं प्रपूरणात् त्रिदोष-उत्थं कर्णशूलम् आशु हरेत्, हिङ्गुसैन्धवशुण्ठीभिः विपक्वं सर्षपसंभव तैलं प्रपूरणात् अवश्यं कर्णशूलं हरते। कर्णशूले कर्णनादे बाधिर्ये च क्ष्वेडे एव कटुतैलेन पूरण वातघ्नम् औषधं हितं (भवति), शिखरिक्षारजवारिणि तत्कृतकल्केन साधितं तैलं पूरणतः कर्णनादं च बाधिर्यम् अपि अपहरति ॥

આકડાના અંકુરોને ખાટા રસમાં વાટી તેલ તથા સેંધવથી મિશ્ર કરીને પછી વચમાં કોરેલી થોરની જાડી ડાંખળીમાં તેઓને ભરવા. પછી કપડમટ્ટી કરી પુટપાકની રીતે તેને પકાવી જ્યાં સુધી રસ નીકળ્યા કરે, ત્યાં સુધી તે ડાંખળીને નિચોવી લેવી. એ રસ સહેવાય તેવો ઊનો કાનમાં શૂળની શાંતિ માટે નાખવો. પાકવાથી પીળાં થયેલાં આકડાનાં પાંદડાને ઘી ચોપડી અગ્નિથી તપાવી તેનો રસ નિચોવી લઈ સહેવાય તેવો ઊનો એ રસ કાનમાં નાખ્યો હોય તો તે કાનનું શૂળ મટાડે છે. તીવ્ર શૂળથી કાન પીડાતો હોય, તેમાં અવાજ થયા કરતો હોય અને સ્રાવ નીકળ્યા કરતો હોય તો બકરાના મૂત્રમાં સેંધવ નાખી ગરમ કરી જરા જરા ઊનું હોય ત્યારે તે મૂત્ર કાનમાં નાખવું, તેને વૈદ્યો વખાણે છે. ધોળા આકડાનાં મૂળિયાંના કલ્કથી ધીમા અગ્નિમાં વિધિપૂર્વક પકાવેલું તેલ, કાનમાં નાખવાથી ત્રણે દોષોથી થયેલું કાનનું શૂળ તરત મટાડે છે. હિંગ, સેંધવ અને સૂંઠના કલ્કથી પકાવેલું સરસિયું તેલ, કાનમાં નાખવાથી અવશ્ય કાનનું શૂળ મટાડે છે. કર્ણશૂળ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડ, એ ચાર રોગોમાં કાનમાં સરસિયું તેલ નાખવું અને વાતનાશક ઔષધ કરવાં એ હિતકારી છે. અઘેડાની ભસ્મના પાણીમાં અઘેડાનો કલ્ક નાંખી પકાવેલું તેલ, કાનમાં નાખવાથી કર્ણનાદ અને બહેરાશને મટાડે છે.

टीका-शिखरी=अपामार्गः ॥ (અર્થ ઉપર છે.)

ખાસ બહેરાશ ઉપર બિલ્વતૈલ

गवां मूत्रेण बिल्वानि पिष्ट्वा तैलं विपाचयेत्।
सजलं च सदुग्धं च तद्वाधिर्यहरं परम् ॥१८॥

अन्वयः-बिल्वानि गवा मूत्रेण पिष्ट्वा सजलं च

क्षुदुग्धं च तैलं विपाचयेत्, तत् परं बाधिर्यहरं (भवेत्)॥

બીલીનાં ફળોને ગાયના મૂત્રમાં વાટી તે કલ્ક નાખી પાણીમાં તથા ગાયના દૂધમાં તેલ પકાવવું; એ 'બિલ્વતેલ×' અવશ્ય બહેરાશને મટાડે છે. ૧૮

टीका–क्षीरं=गव्यमेव ग्राह्यम्। (અર્થ ઉપર છે.)

## કર્ણસ્રાવ, પૂતિકર્ણ તથા કૃમિકર્ણની ચિકિત્સા

कर्णस्रावे पूतिकर्णे तथैव कृमिकर्णके।
सामान्यं कर्म कुर्वीत योगान्वैशेषिकानपि ॥१९॥

अन्वयः–कर्णस्रावे पूतिकर्णे तथा एव कृमिकर्णके सामान्यं कर्म, वैशेषिकान् अपि योगान् कुर्वीत ॥

કર્ણસ્રાવ, પૂતિકર્ણ અને કૃમિકર્ણ એ રોગો ઉપર સામાન્ય અને વિશેષ ક્રિયાઓ પણ કરવી. (જેમ કે–) ૧૯

स्वर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं क्षिपेत्।
कर्णस्रावरुजो दाहास्ते नश्यन्ति न संशयः ॥२०॥
आम्रजम्बूप्रवालानि मधुकस्य वटस्य च।
एभिस्तु साधितं तैलं पूतिकर्णगदं हरेत् ॥ २१ ॥
जातीपत्ररसैस्तैलं विपक्वं पूतिकर्णजित्।
पिष्टं रसाञ्जनं नार्याः क्षीरेण क्षौद्रसंयुतम्।
प्रशस्यते चिरोत्थे तत् स्रावके पूतिकर्णके ॥२२॥

अन्वयः–स्वर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं (कर्णे) क्षिपेत्, (तेन) कर्णस्रावरुजः दाहाः नश्यन्ति, न संशयः ॥ आम्र-जम्बू-प्रवालानि मधुकस्य च वटस्य (प्रवालानि)–एभिः तु साधितं तैलं पूतिकर्णगदं हरेत्। जातीपत्ररसैः विपक्वं तैलं पूतिकर्णजित्, नार्याः क्षीरेण पिष्टं रसाञ्जनं क्षौद्रसंयुतं तत् चिरोत्थे पूतिकर्णके स्रावके प्रशस्यते ॥

સાજીખારના ચૂર્ણથી સંયુક્ત બિજોરાંનો રસ કાનમાં નાખવાથી કાનનો સ્રાવ, પીડા અને બળતરા મટી જાય છે એ નક્કી છે. આંબાનાં, જાંબુનાં, મહુડાનાં અને વડનાં કૂણાં પાંદડાંના કલ્કથી પકાવેલું તેલ (કાનમાં નાખવાથી) પૂતિકર્ણ રોગને મટાડે છે. ચમેલીનાં પાંદડાંના સ્વરસથી પકાવેલું તેલ (કાનમાં નાખવાથી) પૂતિકર્ણને મટાડે છે. સ્ત્રીના ધાવણથી વાટેલી રસવંતીને મધથી મિશ્ર કરી તે રસ (કાનમાં નાખવો, તે) લાંબા કાળથી થયેલ કાનના સ્રાવ અને પૂતિકર્ણ ઉપર વખણાય છે. ૨૦-૨૨

## ખાસ પૂતિકર્ણ માટે કુષ્ઠાદિતેલ×

कुष्ठहिङ्गुवचादारुशताह्वाविश्वसैन्धवैः।
पूतिकर्णापहं तैलं बस्तमूत्रेण साधितम् ॥२३॥

अन्वयः–कुष्ठ-हिङ्गु-वचा-दारु-शताह्वा-विश्व-सैन्धवैः बस्तमूत्रेण साधितं तैलं पूतिकर्ण-अपहम् (भवति) ॥

કઠ, હિંગ, વજ, દેવદાર, સુવા, સૂંઠ અને સિંધવનો કલ્ક નાખી બકરાના મૂત્રમાં પકાવેલું તેલ (કાનમાં નાખવાથી) પૂતિકર્ણનો નાશ કરે છે. (આ તેલ 'કુષ્ઠાદિ-તેલ' કહેવાય છે.) ૨૩

## કર્ણનાડી માટે ખાસ ચિકિત્સા

शम्बूकस्य तु मांसेन कटुतैलं विपाचयेत्।
तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति ॥ २४ ॥
चूर्णेन गन्धकशिलारजनीभवेन, मुष्टयंशकेन कटुतैलपलाष्टकं तु। धत्तूरपत्ररसतुल्यमिदं विपक्वं, नाडीं जयेच्चिरभवामपि कर्णजाताम् ॥ २५ ॥

अन्वयः–शम्बूकस्य मांसेन तु कटुतैलं विपाचयेत्, तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति ॥ गन्धक-शिला-रजनी-भवेन मुष्टि-अंशकेन चूर्णेन धत्तूर-पत्र-रस-तुल्यं कटु-तैल-पल-अष्टकं तु विपक्वं चिरभवाम् अपि नाडीं जयेत् ॥

છીપનાં જીવડાંઓના માંસના કલ્કથી યુક્ત સરસિયું તેલ પકાવવું; એ તેલ કાનમાં માત્ર નાખતાં જ કર્ણનાડી–કાનનું વહેવું શાંત થઈ જાય છે. ગંધક, મનશીલ અને હળદરના ચાર તોલા ચૂર્ણનો કલ્ક નાખી બત્રીસ તોલા ધંતૂરાનાં પાંદડાંના સ્વરસમાં બત્રીસ તોલા સરસિયુ તેલ પકાવવું. આ તેલ કાનમાં નાખવાથી લાંબા કાળથી થયેલી કર્ણનાડી મટાડે છે.

टीका–मुष्टिः=फलम् ॥

---

× बिल्वैर्गोमूत्रपिष्टैर्जलदुग्धपक्वं तैलं बिल्वतैलम्–ગોમૂત્રથી વાટેલાં બીલાં નાખી પાણીમાં તથા ગાયના દૂધમાં પકવેલું તેલ 'બિલ્વતેલ' કહેવાય છે.

× कुष्ठम् आदि येषु तानि कुष्ठादीनि, कुष्ठादिभिः बस्तमूत्रे पक्वं तैलं कुष्ठादितैलम्–કઠ વગેરેનો કલ્ક નાખી બકરાના મૂત્રમાં પકવેલું તેલ 'કુષ્ઠાદિતૈલ' કહેવાય છે.

### કૃમિકર્ણથી કર્ણાર્બુદ સુધીની ચિકિત્સા

क्रमिकर्णविनाशाय क्रमिघ्नीं कारयेत् क्रियाम्।
वार्ताकुधूमश्च हितः सार्षपः स्नेह एव च ॥२६॥
पूरणं हरितालेन गव्यमूत्रयुतेन च।
धूपने कर्णदौर्गन्ध्ये गुग्गुलुः श्रेष्ठ उच्यते ॥२७॥
चिकित्सां कर्णशोथानां तथा कर्णार्शसामपि।
कर्णार्बुदानां कुर्वीत शोथार्शोऽर्बुदवद्भिषक् ॥२८॥

अन्वयः-कृमिकर्णविनाशाय कृमिघ्नीं क्रियां कारयेत्, च वार्ताकुधूमः च सार्षपः स्नेहः एव हितः। गव्यमूत्रयुतेन हरितालेन च पूरण (हितम्)॥ कर्णदौर्गन्ध्ये धूपने गुग्गुलुः श्रेष्ठः उच्यते, भिषक् कर्णशोथानां तथा कर्ण-अर्शसाम् अपि कर्ण-अर्बुदानां चिकित्सां शोथ-अर्शस्-अर्बुदवत् कुर्वीत ॥

કૃમિકર્ણ રોગનો નાશ કરવા કૃમિઓને હણનારી ક્રિયા કરવી. રીંગણાંનો ધુમાડો, સરસિયુ તેલ અને ગાયના મૂત્રમાં વાટેલી હરતાલનો રસ પણ કૃમિકર્ણ ઉપર હિતકારી થાય છે. કાનના દુર્ગંધપણા ઉપર ધૂપ આપવા માટે ગૂગળ શ્રેષ્ઠ કહેવાય છે. વૈદ્યે કાનના સોજાની, કાનના અરશોની અને કાનના અર્બુદોની ચિકિત્સા તે તે સોજાના, અરશના તથા અર્બુદના અધિકારમાં કહ્યા પ્રમાણે કરવી. ૨૬-૨૮

### કાનની પાળના રોગોની ચિકિત્સા

पालीसंशोषणे कुर्याद्वातकर्णरुजः क्रियाः।
स्वेदयेद्यत्नतस्तां च स्विन्नां संवर्धयेत्तिलैः ॥२९॥

अन्वयः-पालीसंशोषणे वात-कर्ण-रुजः क्रियाः कुर्यात्, तां च यत्नतः स्वेदयेत्, स्विन्नां च तिलैः संवर्धयेत् ॥

કાનની પાળ સુકાઈ જતી હોય તો વાયુથી થયેલા કાનના રોગની જે ચિકિત્સા કહી છે તે કરવી. એ પાળને કાળજીથી શેક આપવો અને શેક કર્યા પછી તલનો કલ્ક લગાવી તેને પ્રયત્નપૂર્વક વધારવી. ૨૯

### શતાવરી-તેલ

शतावरीवाजिगन्धापयस्यैरण्डबीजकैः।
तैलं विपक्वं सक्षीरं पालीं संवर्धयेत् सुखम् ॥३०॥

अन्वयः-शतावरी-वाजिगन्धा-पयस्या-एरण्ड-बीजकैः सक्षीरं विपक्वं तैलं सुखं पालीं संवर्धयेत् ॥

શતાવરી, આસંધ, ક્ષીરકાકોલી અને એરંડબીજના કલ્કથી દૂધમાં પકાવેલું તેલ, (લગાવવાથી) કાનની પાળને સુખેથી વધારે છે. (આ તેલ 'શતાવરીતેલ' કહેવાય છે.)

टीका-पयस्या=अत्र क्षीरकाकोली। (અર્થ ઉપર છે.)

### કર્ણપોટથી પરિલેહી સુધીના કર્ણપાલીના રોગની ચિકિત્સા

जीवनीयस्य कल्केन तैलं दुग्धेन पाचयेत्।
चिकित्सेत्तेन तैलेन हृतास्रं परिपोटकम् ॥ ३१ ॥
शीतलेपैर्जलौकाभिरुत्पातं समुपाचरेत्।
हलिनीसुरसाभ्यां च गोधाकङ्कवसान्वितम् ॥३२॥
तैलं च पक्वमभ्यङ्गादुन्मन्थं नाशयेद् ध्रुवम्।
दुःखवर्धनकं सिक्त्वा जम्ब्वाम्रबिल्वपत्रजैः ॥३३॥
क्वाथैस्तैलेन सुस्निग्धं तच्चूर्णैश्चावधूलयेत्।
बहुशो गोमयैस्तप्तैः स्वेदितं परिलेहितम् ॥
घनसारैः समालिम्पेदजामूत्रेण कल्कितैः ॥ ३४ ॥

अन्वयः-जीवनीयस्य कल्केन दुग्धेन तैलं पाचयेत्, तेन तैलेन हृत-अस्र परिपोटकं चिकित्सेत्। शीतलेपैः जलौकाभिः उत्पातं समुपाचरेत्। हलिनी-सुरसाभ्यां च गोधा-कङ्क-वसा-अन्वितं च पक्वं तैलम् अभ्यङ्गाद् ध्रुवम् उन्मन्थं नाशयेत् ॥ दुःखवर्धनकं जम्बू-आम्र-बिल्व-पत्रजैः क्वाथैः सिक्त्वा, तैलेन च सुस्निग्धं तत्-चूर्णैः अवधूलयेत् ॥ परिलेहितं तप्तैः गोमयैः बहुशः स्वेदितं (कृत्वा) अजामूत्रेण कल्कितैः घनसारैः समालिम्पेत् ॥

(પરિપોટક થયેલ હોય તો પ્રથમ) જીવનીય-ગણનો કલ્ક તથા દૂધ મિશ્ર કરી તેમાં તેલ પકાવવું; પછી પરિપોટકમાંથી લોહી કઢાવીને તેના પર એ તેલ લગાવી તેની ચિકિત્સા કરવી. (ઉત્પાત થયેલ હોય તો) શીતળ લેપોથી અને જળો મુકાવવાથી તે ઉત્પાતની ચિકિત્સા કરવી. કલગારીનો કલ્ક, શતાવરીનો કલ્ક, ઘોની ચરબી અને કંક નામના પક્ષીની ચરબી નાખીને પકાવેલું તેલ ચોળવાથી ઉન્મંથનો અવશ્ય નાશ કરે છે. દુઃખવર્ધનક થયેલ હોય તો જાંબુનાં, આંબાનાં અને બીલીનાં પાંદડાંના કવાથોથી તેના ઉપર સિંચન કરી તેલથી સારી રીતે સ્નિગ્ધ કરીને તેના ઉપર જાંબુ વગેરેનાં પાંદડાંનાં ચૂર્ણો ભભરાવવાં. પરિલેહી થયેલ હોય તો છાણાંનો વારંવાર

શેક દઈને તે પછી બકરીના મૂત્રમાં વાટેલા કપૂરનો તેના પર લેપ લગાડવો. ૩૧-૩૪

કાનના રોગોનો અધિકાર સમાપ્ત

## अथ नासारोगाधिकारः* ।

## ૬૬ : નાકના રોગોનો અધિકાર

तत्र नासारोगाणां नामानि संख्यां चाह-

### નાકના ૩૪ રોગોનાં નામો

आदौ च पीनसः प्रोक्तः पूतिनस्यस्ततः परम् ।
नासापाकोऽत्र गणितः पूयशोणितमेव च ॥ १ ॥
क्षवथुर्भ्रंशथुर्दीप्तः प्रतीनाहः परिस्रवः ।
नासाशोषः प्रतिश्यायाः पञ्च सप्तार्बुदानि च ॥२॥
चत्वार्यर्शांसि चत्वारः शोथाश्चत्वारि तानि च ।
रक्तपित्तानि नासायां चतुस्त्रिंशद्गदाः स्मृताः ॥३॥

अन्वयः-आदौ च पीनसः प्रोक्तः, ततः परं पूतिनस्यः, अत्र नासापाकः गणितः, च पूयशोणितम् एव, क्षवथुः भ्रंशथुः, दीप्तः प्रतीनाहः, परिस्रवः नासाशोषः पञ्च प्रतिश्यायाः, सप्त च अर्बुदानि, चत्वारि अर्शांसि, चत्वारः शोथाः, चत्वारि च तानि रक्तपित्तानि, (इत्येवं) नासायां चतुस्त्रिंशत् गदाः स्मृताः ॥

પીનસ, પૂતિનસ્ય, નાસાપાક, પૂયશોણિત, ક્ષવથુ, ભ્રંશથુ, દીપ્ત, પ્રતીનાહ, પરિસ્રાવ, નાસાશોષ, પાંચ પ્રકારના પ્રતિશ્યાય, સાત પ્રકારના અર્બુદ, ચાર પ્રકારના અરશ, ચાર પ્રકારના સોજા અને ચાર પ્રકારનાં રક્તપિત્ત-એ રીતે નાકના રોગો ૩૪ કહ્યા છે. ૧-૩

तेषु पीनसस्य लक्षणमाह-

### (૧) પીનસનું લક્ષણ

आनह्यते शुष्यति यस्य नासा, प्रक्लेदमायाति तु धूप्यते च । न वेत्ति यो गन्धरसांश्च जन्तुर्, जुष्टं व्यवस्येत्तमपीनसेन ॥ ४ ॥

अन्वयः-यस्य नासा आनह्यते शुष्यति प्रक्लेदं तु आयाति, धूप्यते च, यः च जन्तुः गन्धरसान् न वेत्ति, तम् अपीनसेन जुष्टं व्यवस्येत् ॥

શ્વાસથી સુકાઈ ગયેલા કફને લીધે જેનું નાક બંધાઈ-રુંધાઈ જાય, રોકાઈ જઈને ભીનું થઈ જાય, ગરમ થઈ તપી જાય તથા શેકાઈ જવાને લીધે સુગંધ કે દુર્ગંધને પારખી શકે નહિ (તેમ જ નાકના રોગને ઉત્પન્ન કરનારા દોષને લીધે) જેની જીભ પણ બગડીને મધુર આદિ રસોને જાણી શકે નહિ એ રોગ 'અપીનસ' કે 'પીનસ' કહેવાય છે. (વ્યાકરણની રીતિ પ્રમાણે પીનસ અને અપીનસ-એ બેય શબ્દોની સિદ્ધિ થતી હોવાથી બેય શબ્દો એક જ રોગનાં નામ જણાવે છે.) ૪

૧. पीनं पुष्टमपि जनं स्यति-अन्तयति,इति पीनसः, पोऽन्तकर्मणि-'आतोऽनुपसर्गे कः'-જે રોગ પુષ્ટ માણસને પણ દૂબળો કરી નાખે છે, તે વાયુ તથા કફથી થતો એક જાતના સળેખમનો રોગ-'પીનસ' કહેવાય છે; આનું જ બીજું નામ-'अपीनस' પણ છે, તેની વ્યાખ્યા-'अवबद्धश्वासौ पीनसश्च-अपीनसः-'अवाप्योरुपसर्गयोः' इति अवोपसर्गस्याकारलोपः-' જામેલો પીનસનો જ રોગ 'અપીનસ' એ નામે પણ કહેવાય છે,

टीका-आनह्यते=श्वासशोषितकफेन बध्यते, अवरुध्यत इति यावत्; प्रक्लेदं=आर्द्रतां, आयाति=गच्छतीति यावत्; धूप्यते=सन्ताप्यते, गन्धरसान्-गन्धान्=सुरभीन् असुरभींश्च, न वेत्ति, नासाया आनद्धत्वं तत्र हेतुः । तथा रसान्=मधुरादींश्च, न वेत्ति । नासारोगारम्भकदोषेण रसनाया अपि दुष्टेः । व्यवस्येत्=जानीयात् । 'अपीनस-पीनसौ' द्वावपि शब्दौ स्तः, 'अवाप्योस्तंसनद्धादिषु वे'ति सूत्रेण विकल्पेनाकारलोपात् ॥ (અર્થ ઉપર છે.)

अथानुक्तसंग्रहार्थमाह-

### પીનસનાં નહિ કહેલાં ચિહ્નોનો સંગ્રહ

तं चानिलश्लेष्मभवं विकारं, ब्रूयात् प्रतिश्यायसमानलिङ्गम् ॥ ५ ॥

अन्वयः-अनिल-श्लेष्म-भवं त विकारं प्रतिश्याय-समानलिङ्गं ब्रूयात् ॥

વાયુ તથા કફથી ઉત્પન્ન થતા એ પીનસ-રોગને (વાયુ તથા કફથી ઉત્પન્ન થતા) પ્રતિશ્યાય રોગનાં જેવા જ ચિહ્નોવાળો કહેવો. ૫

* नासते-शब्दं करोति, यद्वा नास्यते-शब्दः क्रियते अनयेति-नासा, णास शब्दे-अच्, 'गुरोश्च' इत्यः, 'हलश्च'ति घञ् वा, नासायाः रोगाः, तेषाम् अधिकारः-જે (પ્રાણનો) શબ્દ કરે છે અથવા જેના સાધને પ્રાણી શ્વાસના અવાજ અથવા શબ્દોચ્ચાર કરે છે તે 'નાસા' કહેવાય છે. તેને લગતા રોગોનો અધિકાર 'નાસારોગાધિકાર' કહેવાય છે. ઇંદ્રિયોના રોગોના અધિકારમાં સંકળાયેલ ગણી ઉપરના કર્ણરોગના અધિકાર પછી આ નાસારોગાધિકાર ચાલુ કરે છે.

ટીકા-तं विकारं=पीनसं, प्रतिश्यायसमानलिङ्ग=वातश्लैष्मिकप्रतिश्यायतुल्यलक्षणम् ॥ (અર્થ ઉપર છે.)

पूतिनस्यमाह-

### (૨) પૂતિનસ્યનું લક્ષણ

**दोषैर्विदग्धैर्गलतालुमूले, सन्दूषितो यस्य समीरणस्तु। निरेति पूतिर्मुखनासिकाभ्यां, तं पूतिनस्यं प्रवदन्ति रोगम् ॥६॥**

अन्वयः-गलतालुमूले विदग्धैः दोषैः संदूषितः पूतिः यस्य समीरणः तु मुखनासिकाभ्यां निरेति, तं रोगं (वैद्याः) पूतिनस्यं प्रवदन्ति ॥

**ગળું તથા તાળવાના મૂળમાં બગડેલાં પિત્ત, કફ અને લોહી એ દોષોએ દૂષિત કરીને દુર્ગંધી કરેલો જેનો પવન, મોઢામાંથી અને નાકમાંથી (દુર્ગંધી જ) નીકળે છે, એ રોગને વૈદ્યો 'પૂતિનસ્ય' કહે છે. ૬**

૨. नासायां भवः वायुः नस्यः, पूतिः-गलतालुमूलस्थदोषैर्दुष्टो दुर्गन्धभावं प्राप्तो नस्यो वायुर्यस्मिन् रोगे, स पूतिनस्यो नासाव्याधिघ्राणकण्डूज्वरप्रदः-જે રોગમાં ગળું તથા તાળવાના મૂળમાં બગડેલા દોષોને લીધે જે માણસનો નાકનો વાયુ પણ દૂષિત થઈ દુર્ગંધી બને છે; અને તે દુર્ગંધી પવન, મોઢું તથા નાકમાંથી બહાર નીકળ્યા કરે છે; અને જેમાં નાકની અંદર ચેળ તથા તાવ પણ આવે છે, એ નાકનો રોગ પૂતિનસ્ય કહેવાય છે.

ટીકા-दोषैः=पित्तकफरक्तैः, अत्र रक्तस्यापि दोषत्वं, दोषसाहचर्यात्। विदग्धैः=दुष्टैः, संदूषितः=पूतिभावं नीतः, पूतिनस्यं-नासायां भवो नस्यः=वायु', पूतिर्नस्यो यत्र स पूतिनस्यः ॥ દોષોની સાથે રહેવાને લીધે અહીં લોહીને પણ 'દોષ' શબ્દથી કહેલ છે. 'પૂતિ' એટલે દુર્ગંધવાળો એવો 'નસ્ય' એટલે નાકનો વાયુ જેમાં હોય એ અર્થ ઉપરથી આ રોગને 'પૂતિનસ્ય' નામ આપેલું છે.

नासापाकमाह-

### (૩) નાસાપાકનું લક્ષણ

**घ्राणाश्रितं पित्तमरूंषि कुर्याद्, यस्मिन् विकारे बलवांश्च पाकः। तं नासिकापाकमिति व्यवस्येद्, विक्लेदकोथावपि यत्र दृष्टौ ॥७॥**

अन्वयः-यस्मिन् (नासा-)विकारे घ्राण-आश्रितं पित्तम् अरूंषि कुर्यात्, च पाकः बलवान् (भवेत्), तं नासिकापाकम् इति व्यवस्येत्, यत्र विक्लेदकोथौ अपि दृष्टौ (स्तः)॥

**નાકના જે રોગમાં નાકની અંદર રહેલું પિત્ત વ્રણોને ઉત્પન્ન કરે અને નાકનું પાકવું પણ ખૂબ થાય એ રોગને 'નાસાપાક' કહેવો. એમાં નાકમાં ભીનાશ તથા દુર્ગંધીપણું પણ દેખાય છે. ૭**

૩. नासायाः पाको यस्मिन् घ्राणाश्रितात् पित्ताद्-इति नासापाकः-નાકમાં ગયેલ પિત્તના લીધે જે રોગમાં નાકની અંદર પાકવું થાય છે, એ 'નાસાપાક' નામે નાસિકારોગ કહેવાય છે.

ટીકા-विक्लेदः-आर्द्रता, कोथः=पूतीभावः ॥ (અર્થ ઉપર છે.)

पूयरक्तमाह-

### (૪) પૂયશોણિતનું લક્ષણ

**दोषैर्विदग्धैरथवापि जन्तोर्, ललाटदेशेऽभिहतस्य तैस्तैः। नासा स्रवेत् पूयमसृग्विमिश्रं, तं पूयरक्तं प्रवदन्ति रोगम् ॥८॥**

अन्वयः-विदग्धैः दोषैः अथवा ललाटदेशे अभिहतस्य जन्तोः अपि नासा तैः तैः (प्रहारादिनिदानैः) असृग्विमिश्रं पूयं स्रवेत्, तम् असृग्विमिश्रं रोगं पूयरक्तं (वैद्याः) प्रवदन्ति ॥

**બગડેલા દોષોને લીધે અથવા લલાટમાં જખમી થયેલ માણસનું પણ નાક (તે તે પ્રહાર આદિ કારણોથી) લોહીવાળું પરુ સ્રવે છે, એ રોગને વૈદ્યો 'પૂયશોણિત' કહે છે. ૮**

૪. पूयस्रवणं शोणितमिश्रं यस्मिन् नासायाः, स दोषः-आगन्तुजो नासाव्याधिः पूयशोणितः-જે રોગમાં દોષોના બગાડથી કે લલાટમાં કંઈ વાગવાથી નાકમાંથી લોહીથી મિશ્ર પરુ ઝરે છે, એ દોષજન્ય કે આગંતુજ નાસારોગ 'પૂયશોણિત' કહેવાય છે.

क्षवथुमाह-

### (૫) દોષજન્ય ક્ષવથુનું લક્ષણ

**घ्राणाश्रिते मर्मणि सम्प्रदुष्टो, यस्यानिलो नासिकया निरेति। कफानुयातो बहुशोऽतिशब्दस्, तं रोगमाहुः क्षवथुं गदज्ञाः ॥९॥**

अन्वयः-यस्य घ्राण-आश्रिते मर्मणि सम्प्रदुष्टः कफ-अनुयातः अनिलः बहुशः अतिशब्दः (सन्) नासिकया निरेति, तं गदज्ञाः क्षवथु रोगम् आहुः ॥

**જે માણસના નાકનાં તરુણાસ્થિ કે શૃંગાટક નામના મર્મસ્થળમાં દુષ્ટ થયેલો કફ સહિત વાયુ, ઘણી છીંકોના શબ્દો કરી**

નાકમાંથી બહાર નીકળે, એ રોગને વૈદ્યો (દોષજન્ય) 'ક્ષવથુ' કહે છે. ૯

૫. क्षौति-शब्दं करोति-अनया-तेनासिकया वायुर्घ्राणाश्रितमर्मप्रदुष्टः कफानुयातश्च यस्मिन् रोगे स दोषजः क्षवथुः-टुक्षु शब्दे-'ट्वितोऽथुच्'-જે રોગમાં માણસના નાકમાં રહેલ શૃંગાટક નામના મર્મની અંદર કોપેલો વાયુ કફયુક્ત થઈ ઘણીવાર અવાજ કરતો બહાર આવે છે, તે દોષજન્ય 'ક્ષવથુ' (છીંક) નામનો નાસારોગ કહેવાય છે.

टीका-घ्राणाश्रिते मर्मणि=शृङ्गाटके ॥

दोषजक्षवथुमभिधाय, आगन्तुजं क्षवथुमाह-

### આગંતુજ ક્ષવથુનું લક્ષણ

**तीक्ष्णोपयोगादतिजिघ्रतो वा भावान् कटूनर्कनिरीक्षणाद्वा। सूत्रादिभिर्वा तरुणास्थिमर्मण्युद्घर्षितेऽन्यः क्षवथुर्निरेति ॥ १० ॥**

अन्वयः-तीक्ष्ण-उपयोगात् वा कटून् भावान् अतिजिघ्रतः, वा अर्क-निरीक्षणात्, वा सूत्र-आदिभिः तरुण-अस्थि-मर्मणि उद्घर्षिते (सति) अन्यः (आगन्तुजः) क्षवथुः निरेति ॥

રાઈ વગેરે તીક્ષ્ણ પદાર્થોનો ઉપયોગ કરવાથી અથવા તીખા પદાર્થો ખૂબ સૂંઘવાથી અથવા સૂર્યની સામે જોવાથી (કફ પીગળી જતાં) અથવા દોરા વગેરે વડે નાકના તરુણાસ્થિ નામના મર્મસ્થલનું ઘર્ષણ થવાથી બીજે આગંતુજ 'ક્ષવથુ' (બહારનાં કારણોથી ઉપરાઉપરી છીંકો આવવારૂપ રોગ) પ્રકટ થાય છે. ૧૦

टीका-तीक्ष्णोपयोगात्=राजिकादिभक्षणात्, अर्कनिरीक्षणात्=सूर्यदर्शनात्, तेन कफविलयनात्, तरुणास्थिमर्मणि=नासावंशास्थिमर्मणि, तरुणास्थिमर्मणि च=शृङ्गाटके, इन्द्रियकर्वं वा, अन्यः=आगन्तुजः ॥ (અર્થ ઉપર છે.)

भ्रंशथुमाह-

### (૬) ભ્રંશથુનું લક્ષણ

**प्रभ्रश्यते नासिकया तु यस्य, सान्द्रो विदग्धो लवणः कफस्तु। प्राक् सञ्चितो मूर्धनि पित्ततप्तै, तं भ्रंशथुं व्याधिमुदाहरन्ति ॥ ११ ॥**

अन्वयः-यस्य मूर्धनि प्राक् संचितः सान्द्रः लवणः तु कफः, (तस्मिन्) पित्ततप्ते (सति) विदग्धः सन् नासिकया तु प्रभ्रश्यते, तं व्याधिं (वैद्याः) भ्रंशथुम् उदाहरन्ति ॥

જેના માથામાં પ્રથમ જ સંચિત થયેલો ઘાટો અને ખારાશવાળો કફ, માથું ગરમીથી તપતાં કોપી-ઓગળીને નાકમાંથી નીચે પડવા લાગે, એ રોગને વૈદ્યો 'ભ્રંશથુ' કહે છે. ૧૧

૬. भ्रश्यति-अधःपतति यस्मिन् मूर्ध्नः कफः प्राक् संचितः पित्तप्रतापात् विदग्धः सन् इति भ्रंशथुः, भ्रंशु अधःपतने-बाहुलकात् अथुच्-જે રોગમાં પ્રથમ માથામાં જમેલો કફ, પિત્તના તાપથી કોપી-ઓગળીને નાક વાટે બહાર પડે તે નાસારોગ 'ભ્રંશથુ' કહેવાય છે.

दीप्तमाह-

### (૭) દીપ્તનું લક્ષણ

**घ्राणे भृशं दाहसमन्विते तु, विनिःसरेद्धूम इवेह वायुः। नासा प्रदीप्तेव च यस्य जन्तोर्, व्याधिं तु तं दीप्तमुदाहरन्ति ॥ १२ ॥**

अन्वयः-यस्य जन्तोः घ्राणे तु भृशं दाहसमन्विते (सति) इह धूमः इव वायुः विनिःसरेत्, नासा च प्रदीप्ता इव (भवति), तं तु व्याधिं (वैद्याः) दीप्तम् उदाहरन्ति ॥

જેનું નાક અત્યંત બળતરાથી યુક્ત થાય ત્યારે નાકમાંથી ધુમાડા જેવો પવન નીકળે અને નાક જાણે અગ્નિથી પ્રજ્વલિત થતું હોય તેમ વેદના પામે, એ રોગને વૈદ્યો 'દીપ્ત' કહે છે. ૧૨

૭. दीप्यते स्म घ्राणमतीवदाहयुक्तं पित्तप्रकोपात्, नासा च प्रदीप्तेव यस्मिन् स दीप्तः, अर्श आद्यच्-જે રોગમાં પિત્તના પ્રકોપથી નાક ખૂબ બળવા લાગે અને જાણે સળગી ઊઠયું હોય તેવું વેદનાયુક્ત થાય, તે નાસારોગ 'દીપ્ત' કહેવાય છે.

टीका-प्रदीप्तेव=प्रज्वलितेव ॥

प्रतीनाहमाह-

### (૮) પ્રતીનાહનું લક્ષણ

**उच्छ्वासमार्गं तु कफः सवातो, रुन्ध्यात् प्रतीनाहमुदाहरेत्तम् ॥ १३ ॥**

अन्वयः-सवातः तु कफः उच्छ्वासमार्गं रुन्ध्यात्, तं प्रतीनाहम् उदाहरेत् ॥

વાયુ સહિત કફ, શ્વાસ લેવાનો માર્ગ રોકી દે એ રોગને 'પ્રતીનાહ' કહેવો. ૧૩

૮. प्रतिनह्यते-बध्यते सवातकफरोधेनोच्छ्वासमार्गो यस्मिन् स प्रतीनाहः, णह बन्धने-घञि बहुलं च दीर्घः-જેમાં વાયુ સહિત કફના રોકાણથી શ્વાસનો માર્ગ બંધ થઈ જાય એ નાસારોગ 'પ્રતીનાહ' કહેવાય છે.

स्रावमाह-

### (૯) સ્રાવનું લક્ષણ

**घ्राणाद्घनः पीतसितस्तनुर्वा, दोषः स्रवेत् स्रावमुदाहरेत्तम् ॥ १४ ॥**

अन्वयः-घ्राणाद् घनः पीतसितः वा तनुः दोषः स्रवेत्, त स्रावम् उदाहरेत् ॥

**નાકમાંથી પીળા અને ધોળા વર્ણવાળો, ઘાટો અથવા પાતળો (કફરૂપ) દોષ સ્રવે એ રોગને 'સ્રાવ' કહેવો. ૧૪**

૯. स्रवण स्रावः घ्राणाद् दोषस्य, स्रु प्रस्रवणे-घञ्-નાકમાંથી કફનું ઝરવું એ સ્રાવ નામે નાસારોગ કહેવાય છે.

नासाशोपमाह-

### (૧૦) નાસાશોષનું લક્ષણ

**घ्राणाश्रिते श्लेष्मणि मारुतेन, पित्तेन गाढं परिशोषिते च। कृच्छ्रात् श्वसित्यूर्ध्वमधश्च जन्तुर्, यस्मिन् स नासापरिशोष उक्तः ॥ १५ ॥**

अन्वयः-घ्राण-आश्रिते श्लेष्मणि मारुतेन च पित्तेन गाढ परिशोषिते (सति) जन्तुः यस्मिन् कृच्छ्रात् ऊर्ध्वं श्वसिति, अधः च (श्वसिति-कृच्छ्रात्), सः नासापरिशोषः उक्तः ॥

**નાકમાં રહેલો કફ વાયુથી અને પિત્તથી અત્યંત સુકાઈ જતાં પ્રાણી જેમાં માંડ માંડ ઊંચાનીચા શ્વાસ લઈ શકે એ રોગ 'નાસાશોષ' કહેવાય છે. ૧૫**

૧૦. नासायाः शोषः-वायुपित्तकृत-कफपरिशोषात् यस्मिन् स त्रिदोषजो व्याधिः-नासाशोषः-જેમાં વાયુ તથા પિત્તે કરેલ કફના શોષણથી નાકનું સુકાવું થાય, જેથી શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં મુશ્કેલી થાય એ ત્રિદોષજન્ય નાસારોગ 'નાસાશોષ' કહેવાય છે.

### પ્રતિશ્યાય+ વિષે સામાન્ય નિરૂપણ

अथ प्रतिश्यायमाह-तस्य निदानं द्विविधम्-एकं सद्योजनकं, तत्प्रबलत्वेन क्रमं नापेक्षते । यत उक्तम्-'न केवलं चयं प्राप्य दोषाः कुप्यन्ति देहिनाम् । अन्यदापि हि कुप्यन्ति हेतुबाहुल्यतोरणात्' ॥ हेतुबाहुल्यतोरणात्=हेतूनां बाहुल्येन त्वराकरणात् । अपरं च-चयादिक्रमेण जनकं, चयादिक्रमोत्पन्नश्च दोषो गरीयान् सकल-शरीरसमाश्रयतया बद्धमूलत्वात्, चयादिक्रमो यथा-निदानात् सञ्चयः, सञ्चयात् प्रकोपः, प्रकोपात् प्रसरः, प्रसरात् स्थानसंश्रयः-ततो व्यक्तिः, ततो भेद इति ॥ પ્રતિશ્યાયનાં નિદાન બે પ્રકારનાં હોય છે; એક તે તરત ઉત્પન્ન કરનાર અને બીજું સંચય વગેરેના ક્રમે કરી ઉત્પન્ન કરનાર. આમાનું પહેલું તરત ઉત્પન્ન કરનાર જે સદ્યોજનક નિદાન છે, તેમાં એ સદ્યોજનક નિદાન જ પ્રબળ હોવાથી ક્રમની ગરજ રાખતું નથી. કહ્યું છે કે 'પ્રાણીઓના વાયુ વગેરે દોષો કેવળ સંચય પામીને જ પ્રકુપિત થાય છે એવું નથી, પણ જો દોષોના હેતુઓ એકદમ ઘણા થઈ ઉતાવળ કરે તો તે હેતુઓના જોરને લીધે સમય પ્રાપ્ત થયા વગર પણ દોષો પ્રકુપિત થાય છે.'

પ્રતિશ્યાયનું બીજું ચયાદિક્રમકજનક જે નિદાન છે, તેમાં સંચય વગેરેના ક્રમથી ઉત્પન્ન થયેલો દોષ વધુ ભારે હોય છે; કેમ કે તે આખા શરીરનો આશ્રય કરીને બંધાયેલ મૂળવાળો હોય છે. એ ક્રમ આવો છે કે નિદાનથી દોષોનો સંચય થાય છે, સંચયથી પ્રકોપ થાય છે, પ્રકોપથી પ્રસર-ફેલાવો થાય છે, પ્રસરથી સ્થાનસંશ્રય (રોગોનું તે તે ઠેકાણાંઓમાં આવવું) થાય છે, સ્થાનસંશ્રયથી વ્યક્તિ (રોગોનો દેખાવ) થાય છે અને તે વ્યક્તિ થયા પછી તે રોગોના ભેદ (એટલે જુદા જુદા પ્રકારો) થાય છે.

तत्र प्रतिश्यायस्य सद्यो जनकनिदानपूर्विकां सम्प्राप्तिमाह-

### પ્રતિશ્યાયની સદ્યોજનક નિદાનપૂર્વક સંપ્રાપ્તિ

**संधारणाऽजीर्णरजोऽतिभाष्य,-क्रोधर्तुवैषम्यशिरोऽभितापैः। संजागरातिस्वपनाम्बुशीता,-वश्यायकैर्मैथुनबाष्पलेकैः। संस्त्यानदोषे शिरसि प्रवृद्धो, वायुः प्रतिश्यायमुदीरयेत्तु ॥ १६ ॥**

अन्वय -संधारण-अजीर्ण-रजस्-अति-भाष्य-क्रोध-ऋतु-

---

\+ प्रतिक्षण श्यायते-गच्छति प्रवृद्धः दोषः शिरसि, श्यैङ् गतौ-'श्यादव्यधा०'-इति णः, यद्वा प्रति-वात-अभिमुखं श्यायः-गमनं कफादीनां यत्र सद्योजनकनिदानात् चयादिक्रमजनकनिदानाद्वा स प्रतिश्यायः-आधारे घञ्, तथा च चरकः-'घ्राणमूले स्थितः श्लेष्मा रुधिरं पित्तमेव वा, मारुताध्मातशिरसः श्यायते मारुत प्रति' इति-(च. चि. अ. ८)-તરત ઉત્પન્ન કરનારાં કારણોથી કે ચય આદિના ક્રમે ઉત્પન્ન કરનારાં કારણોથી વધેલો દોષ, ક્ષણે ક્ષણે માથામાં ગયા કરે, તે 'પ્રતિશ્યાય' અથવા જે રોગમાં કફાદિ દોષોનું વાયુ સામે જવું થયા કરે તે નાસારોગ 'પ્રતિશ્યાય' કહેવાય છે. આ સંબંધે ચરક લખે છે-જે માણસનું માથું વાયુથી ચોપાસ પૂર્ણ થઈ જાય, તે માણસનો કફ લોહી કે પિત્ત પ્રાણના મૂળમાં રહ્યાં હોય, તે મસ્તકમાં ભરાયેલા વાયુ તરફ જવા લાગે, એ 'પ્રતિશ્યાય-(સળેખમ)' રોગ કહેવાય છે.

वैषम्य–शिरस्–अभितापैः, संजागर–अतिस्वपन–अम्बु–शीत–अवश्यायकैः, मैथुन–बाष्प–सेकैः शिरसि सस्त्यान–दोषे ( कफे ), प्रवृद्धः वायुः तु प्रतिश्यायम् उदीरयेत् ॥

મૂત્રના કે વિષ્ઠાના વેગને રોકવો, અજીર્ણ, નાકમાં રજનો પ્રવેશ, અત્યંત બોલવું, અતિ ક્રોધ, ઋતુચર્યામાં કહેલા નિયમોનું ઉલ્લંઘન કરી વિપરીત આચરણ, ધુમાડા આદિને લીધે માથાનો સંતાપ, ઉજાગરો, અતિનિદ્રા, જળનું અતિસેવન, શીતોપચારોનું અતિસેવન, તુષાર-હિમ કે ઝાકળનું સેવન, મૈથુનનું અતિ સેવન અને ઘણું રોવું-એ દૂરનાં કારણોથી માથામાં એકઠા કફ જમા થતાં ખૂબ વધેલો વાયુ પ્રતિશ્યાયને ઉત્પન્ન કરે છે. ૧૬

टीका–सधारणं=मूत्रपुरीषवेगधारणम्, रज.=धूलिः, तच्च नासाप्रविष्ट हेतुः ऋतुवैषम्य=ऋतुचर्याविपरीताचरणम्, शिरोभितापः=शिरसोऽभितापो येन धूमादिना सः । अवश्यायः=तुषारः, बाष्पसेकः=रोदनम्, सस्त्यानदोषे शिरसि=सहतकफे ॥ ( આનો અર્થ ઉપર છે. )

चयादिक्रमजनकनिदानपूर्विका सम्प्राप्तिमाह–

## પ્રતિશ્યાયની ચયાદિક્રમજનક નિદાન-પૂર્વક સંપ્રાપ્તિ

**चयं गता मूर्धनि मारुतादयः, पृथक् समस्ताश्च तथैव शोणितम् । प्रकुप्यमाणा विविधैः प्रकोपणैः,–स्ततः प्रतिश्यायकरा भवन्ति ॥ १७ ॥**

अन्वयः–मारुत–आदयः पृथक् च समस्ताः, तथा एव शोणित, मूर्धनि चय गताः, प्रकोपणै. विविधैः प्रकुप्यमाणाः ( सन्तः ) ततः प्रतिश्यायकराः भवन्ति ॥

વાયુ, પિત્ત કે કફ એ જુદા જુદા અથવા એ ત્રણે દોષ ભેગા કે લોહી, માથામાં સંચય પામીને જ્યારે પોતપોતાને કોપાવનારાં નિદાનોથી પ્રકોપ પામે છે, ત્યારે પ્રતિશ્યાયને કરનારાં થાય છે. ૧૭

तस्य पूर्वरूपमाह–

## પ્રતિશ્યાયનું પૂર્વરૂપ

**क्षवप्रवृत्तिः शिरसोऽभिपूर्णता, स्तम्भोऽङ्गमर्दः परिहृष्टरोमता । उपद्रवाश्चाप्यपरे पृथग्विधा, नृणां प्रतिश्यायपुरःसराः स्मृताः ॥ १८ ॥**

अन्वय.–क्षवप्रवृत्तिः शिरसः अभिपूर्णता, स्तम्भः, अङ्गमर्दः, परिहृष्टरोमता च अपरे अपि पृथग्विधाः उपद्रवाः नृणा प्रतिश्याय–पुरःसराः स्मृताः ॥

છીંકો ઘણી આવે, માથું જાણે ભારથી વ્યાપ્ત થયું હોય એવું થાય, શરીર સજ્જડ થાય તથા ભાંગે, રૂંવાડાં ઊભાં થઈ જાય અને બીજા પણ અનેક પ્રકારના ઉપદ્રવો જ્યારે પ્રતિશ્યાય થવાનો હોય ત્યારે પહેલાથી જ થાય છે. ( ઉપરાંત નાકમાંથી ધુમાડા નીકળવા જેવું લાગે, તાળવામાં ફાટ થાય, નાક તથા મોઢામાંથી સ્રાવ થાય, ઇત્યાદિ વિદેહે કહેલા બીજા ઉપદ્રવો પણ અહીં સમજવા. ) ૧૮

टीका–शिरसोऽभिपूर्णता=शिरसो भारेणेव व्याप्ति, अपरे पृथग्विधाः=घ्राणधूमायनतालुविदरणनासामुखस्रावादयो विदेहोक्ता बोद्धव्याः ॥ ( અર્થ ઉપર છે. )

अथ वातिकस्य प्रतिश्यायस्य लक्षणमाह–

## ( ૧૧ ) વાતજન્ય પ્રતિશ્યાયનું લક્ષણ

**आनद्धाऽपिहिता नासा तनुस्रावप्रसेकिनी । गलताल्वोष्ठशोषश्च निस्तोदः शङ्खयोस्तथा ॥१९॥ क्षवप्रवृत्तिरत्यर्थं वक्त्रवैरस्यमेव च । भवेत् स्वरोपघातश्च प्रतिश्यायेऽनिलात्मके ॥२०॥**

अन्वयः–अनिल–आत्मके प्रतिश्याये नासा आनद्धा अपिहिता तनु–स्राव–प्रसेकिनी गल–तालु–ओष्ठ–शोषः च शङ्खयो निस्तोदः तथा अत्यर्थं क्षवप्रवृत्तिः च वक्त्रवैरस्यम् एव च स्वर–उपघातः भवेत् ॥

વાયુથી થયેલ પ્રતિશ્યાયમાં નાક સજ્જડ થઈ જાય તેમ જ છવાયેલું કે ઢંકાયેલું પણ ન રહે, તેથી નાકમાંથી પાતળો સ્રાવ થયા કરે; ગળું, તાળવું તથા હોઠ સુકાયા કરે, બન્ને લમણામાં સોયા ભોંકાતા હોય એવી પીડા થાય, છીંક ઘણી જ આવે, મોઢું બેસ્વાદ બને અને ઘાંટો બેસી જાય છે. ૧૯,૨૦

टीका–आनद्धा स्तब्धा, अपिहिता=न आच्छादिता, अत एव तनुस्रावप्रसेकिनी ॥ ( અર્થ ઉપર છે. )

अथ पैत्तिकमाह–

## ( ૧૨ ) પિત્તજન્ય પ્રતિશ્યાયનું લક્ષણ

**उष्णः सपीतकः स्रावो, घ्राणात् स्रवति पैत्तिके । कृशोऽतिपाण्डुः सन्तप्तो, भवेत्तृष्णाभिपीडितः । नासया तु सधूमाग्निं, वमतीव स मानवः ॥ २१ ॥**

अन्वयः–पैत्तिके घ्राणात् उष्णः सपीतकः स्रावः स्रवति, सः मानवः कृशः अतिपाण्डुः सततः तृष्णा–अभिपीडितः भवेत्, नासया तु सधूम–अग्नि वमति इव ॥

પિત્તથી થયેલ પ્રતિશ્યાયમાં નાકમાંથી ઊનો તથા જરાક પીળો સ્રાવ થાય, જેથી તે માણસ શરીરે દૂબળો, અત્યંત ફીકા રંગનો તથા સંતપ્ત થઈ જાય, તરસથી ખૂબ પીડાય અને નાકમાંથી જાણે ધુમાડાવાળો અગ્નિ નીકળતો હોય એમ તેને જણાય. ૨૧

ટીકા-सपीतकः=ईषत्पीतकः ॥ ( અર્થ ઉપર છે. )

श्लैष्मिकमाह-

**(૧૩) કફજન્ય પ્રતિશ્યાયનું લક્ષણ**

**घ्राणात् कफकृते श्वेतः, कफः शीतः स्रवेद्बहुः। शुक्लावभासः शूनाक्षो, भवेद् गुरुशिरा नरः॥ गलताल्वोष्ठशिरसां कण्डूभिरतिपीडितः ॥२२॥**

अन्वयः-कफकृते घ्राणात् श्वेतः शीतः बहुः कफः स्रवेत्, नरः शुक्ल-अवभासः शून-अक्षः गुरुशिराः भवेत्, गल-तालु-ओष्ठ-शिरसां कण्डूभिः अतिपीडितः (च स्यात्)॥

કફે કરેલા પ્રતિશ્યાયમાં નાકમાંથી ધોળો, ટાઢો તથા ઘણો કફ સ્ત્ર્યા કરે, જેથી તે માણસ શરીરે ધોળી ઝાંઈવાળો થઈ જાય, તેની આંખો સૂજી જાય, માથું ભારે થઈ જાય અને ગળામાં, તાળવામાં, હોઠમાં તથા માથામાં ચળ આવવાથી તે ઘણો જ પીડાય.

सान्निपातिकमाह-

**(૧૪) સન્નિપાતજન્ય પ્રતિશ્યાયનું લક્ષણ**

**भूत्वा भूत्वा प्रतिश्यायो, योऽकस्मात् सन्निवर्तते। संपक्वो वाऽप्यपक्वो वा, स च सर्वभवः स्मृतः ॥ २३ ॥**

अन्वयः-यः प्रतिश्यायः भूत्वा भूत्वा अकस्मात् संनिवर्तते, सपक्वः वा अपक्वः वा अपि ( स्यात् ); सः च सर्वभवः स्मृतः ॥

જે પ્રતિશ્યાય ઉત્પન્ન થઈ થઈને અકસ્માત મટ્યા કરે અને બરાબર પાકેલો કે નહિ પાકેલો પણ રહ્યા કરે, તેને ત્રણે દોષોના પ્રકોપથી થયેલો સમજવો. ૨૩

ટીકા-अत्र यद्यपि दोषत्रयलिङ्गानि नोक्तानि तथापि तानि ज्ञेयानि, त्रिदोषजत्वात्। त्रिदोषजत्वादयमसाध्यः, अत एवाह-'नृणां दुष्टः प्रतिश्यायः सर्वजश्च न सिध्यति'। इति ॥ આ લક્ષણમાં ત્રણે દોષોનાં ચિહ્નો જો કે કહ્યાં નથી, તોપણ તે ચિહ્નો સમજી લેવાં; કેમ કે તે ત્રણે દોષથી થયેલ હોય છે અને તેથી જ તે અસાધ્ય છે; આ કારણે જ કહ્યું છે કે 'માણસોને દુષ્ટ પ્રતિશ્યાય થયો હોય અને ત્રણે દોષોના પ્રકોપથી થયો હોય તે અસાધ્ય છે.'

दुष्टप्रतिश्यायलक्षणमाह-

**(૧૫) દુષ્ટ પ્રતિશ્યાયનું લક્ષણ**

**प्रक्लिद्यते मुहुर्नासा पुनश्च परिशुष्यति। पुनरानह्यते वापि पुनर्विव्रियते तथा ॥ २४ ॥ निःश्वासो वापि दुर्गन्धो नरो गन्धान्न वेत्ति च। एवं दुष्टं प्रतिश्यायं जानीयात्कृच्छ्रसाधनम् ॥२५॥**

अन्वयः-नासा मुहुः प्रक्लिद्यते च पुनः परिशुष्यति, पुनः आनह्यते, अपि वा पुनर् विव्रियते, तथा वा निःश्वासः अपि दुर्गन्धः (स्यात्), नरः च गन्धान् न वेत्ति, एवं दुष्टं प्रतिश्यायं कृच्छ्र-साधनं जानीयात्॥

નાક વારંવાર ભીનું થઈ જાય, વારંવાર ખંધાઈ જાય, વારંવાર ખુલ્લું થઈ જાય, નિશ્વાસ પણ દુર્ગંધવાળો નીકળે અને સારાનરસા ગંધની ખબર જ ન પડે એવાં લક્ષણોવાળો દુષ્ટ પ્રતિશ્યાય જાણવો; અને તે પ્રતિશ્યાય કષ્ટસાધ્ય તથા અસાધ્ય પણ સમજવો. ૨૪,૨૫

ટીકા-आनह्यते=विबद्धा भवति, विव्रियते=अविबद्धा स्यात्। क्लेदशोषविबन्धाविवृत्तत्वानि नैककाल भवन्ति, किन्तु यदा यदा यद्यद्-दोषाधिक्य भवति तदा तदा तत्तद्दोषकृतः स स बोद्धव्यः, इति न विरोधः। कृच्छ्र-साधनम्, असाध्यञ्च ॥ અહીં નાકનું ભીનું થવું, સુકાવું અને રોકાઈ જવું એ એકી વખતે થાય એમ ન સમજવું, પણ જ્યારે જ્યારે જે જે દોષનું આધિક્ય થાય, ત્યારે ત્યારે તે તે દોષને અનુસરીને તેમ થાય છે, એમ સમજવું એટલે વિરોધ રહેતો નથી.

रक्तजमाह-

**(૧૬) રુધિરજન્ય પ્રતિશ્યાયનું લક્ષણ**

**रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते। पित्तप्रतिश्यायकृतैर्लिङ्गैश्चापि समन्वितः ॥ २६ ॥ ताम्राक्षश्च भवेज्जन्तुरुरोघातप्रपीडितः। दुर्गन्धोच्छ्वासवक्त्रश्च गन्धानपि न वेत्ति सः ॥२७**

अन्वयः-रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते, च पित्त-प्रतिश्याय-कृतैः लिङ्गैः अपि (सः) समन्वितः भवेत्, सः च जन्तुः ताम्र-अक्षः उरोघातप्रपीडितः च दुर्गन्ध-उच्छ्वासवक्त्रः (सन्) गन्धान् अपि न वेत्ति ॥

લોહીથી થયેલ પ્રતિશ્યાયમાં લોહીનો સ્રાવ થાય છે; તેમ જ પિત્તથી થયેલા પ્રતિ-

શ્યાયનાં ચિહ્નો પણ સાથે હોય છે; તે માણસ લાલ આંખોવાળો થઈ જાય છે, જાણે છાતીમાં કંઈ લાગ્યુ હોય એવી તેને પીડા થાય છે, તેના મોઢામાંથી દુર્ગંધવાળો શ્વાસ નીકળે છે અને સારી-નરસી ગંધની પણ તેને ખબર પડતી નથી. ૨૬,૨૭

टीका-उरोघातप्रपीडितः=उरोघातेनेव प्रपीडितः ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

चिकित्सामन्तरा कालान्तरेण सर्वे प्रतिश्याया असाध्या भवन्तीत्याह-

## ચિકિત્સારહિત સર્વ પ્રતિશ્યાયો કાલાંતરે અસાધ્ય થાય

**सर्वं एव प्रतिश्याया नरस्याप्रतिकारिणः ।**
**दुष्टतां यान्ति कालेन तदाऽसाध्या भवन्ति च ॥२८॥**

अन्वयः-अप्रतिकारिणः नरस्य सर्वे एव प्रतिश्यायाः कालेन दुष्टतां यान्ति, तदा च असाध्याः भवन्ति ॥

ચિકિત્સાથી રહિત રહેતા માણસના સઘળા પ્રતિશ્યાયો કાળે કરી દુષ્ટપણું પામે છે અને તે વેળા અસાધ્ય થાય છે. ૨૮

प्रतिश्यायेषु क्रमयो भवन्तीत्याह-

## પ્રતિશ્યાયોમાં કીડાઓ થાય

**मूर्च्छन्ति कृमयश्चात्र श्वेताः स्निग्धास्तथाऽणवः ।**
**कृमिजो यः शिरोरोगस्तुल्यं तेनात्र लक्षणम् ॥२९॥**

अन्वयः-अत्र च श्वेताः स्निग्धाः तथा अणवः कृमयः मूर्च्छन्ति, अत्र च यः कृमिजः शिरोरोगः, तेन तुल्यं लक्षणं (स्यात्) ॥

આ પ્રતિશ્યાયોમાં (કફજન્ય) ધોળા અને ચીકાશવાળા ઝીણા ઝીણા કીડાઓ થાય છે; એટલે આ પ્રતિશ્યાયોમાં કૃમિજન્ય શિરો-રોગના જેવું લક્ષણ થાય છે. ૨૯

टीका-अत्र=एषु प्रतिश्यायेषु, कफजा एव कृमयो भवन्तीति श्वेताः स्निग्धाश्च ॥ (અર્થ ઉપર છે.)

वृद्धाः प्रतिश्याया अपरानपि विकारान् कुर्वन्तीत्याह-

## વધેલા પ્રતિશ્યાયો બીજા પણ વિકારો કરે

**बाधिर्यमान्ध्यमघ्रत्वं घोरांश्च नयनामयान् ।**
**शोषाग्निमान्द्यकासांश्च वृद्धाः कुर्वन्ति पीनसाः ॥३०॥**

अन्वयः-वृद्धाः पीनसाः बाधिर्यम् आन्ध्यम् अघ्रत्वं च घोरान् नयन-आमयान् च शोष-अग्निमान्द्य-कासान् कुर्वन्ति ॥

વધી ગયેલા પ્રતિશ્યાયો બહેરાપણું, આંધળાપણું, ગંધ ગ્રહણ કરવાની અશક્તિ, આંખના ભયંકર રોગો, શોષ, અગ્નિનું મંદપણું અને ઉધરસ ઉત્પન્ન કરે છે. ૩૦

टीका-'घोरांश्च नयनामयान्' इति वचनेऽपि 'आन्ध्य'ग्रहणं पुनर्विशेषार्थं । अघ्रत्व=न जिघ्रतीत्य-घ्रस्तस्य भावोऽघ्रत्वम्-'આંખના ભયંકર રોગો' એમ કહેવામાં આંધળાપણાનો જો કે સમાવેશ થાય છે, છતાં આંધળાપણું જુદું કહ્યું, તેમાં કારણ આ છે કે પ્રતિશ્યાયથી આંધળાપણું વિશેષ થાય છે, એ ખાસ જણાવવું છે.

चतुस्त्रिंशत्संख्यापूरणायाह-

## (૧૭-૩૪) નાકના બીજા રોગો

**अर्बुदं सप्तधा शोथाश्चत्वारोऽर्शश्चतुर्विधम् ।**
**चतुर्विधं रक्तपित्तमुक्तं घ्राणेऽपि तद्विदुः ॥३१॥**

अन्वयः-घ्राणे अपि सप्तधा अर्बुदं, चत्वारः शोथाः, चतुर्विधम् अर्शः, चतुर्विधं तद् रक्तपित्तम् उक्तम् ॥

નાકમાં પણ વાતાર્બુદ,[1] પિત્તાર્બુદ,[2] કફાર્બુદ,[3] સન્નિપાતાર્બુદ,[4] રક્તાર્બુદ,[5] માંસાર્બુદ[6] અને મેદોર્બુદ,[7] એ ૭ પ્રકારના અર્બુદ રોગ થાય છે; તેમ જ વાતશોથ[1] પિત્ત-શોથ,[2] કફશોથ[3] અને સન્નિપાતશોથ,[4] એ રીતે નાકમાં ૪ પ્રકારના સોજા થાય છે; વળી વાતાર્શસ્,[1] પિત્તાર્શસ્,[2] કફાર્શસ્[3] અને સન્નિપાતાર્શસ્[4] એ રીતે નાકમાં ૪ પ્રકારના અરસ થાય છે; અને વાયુસંબંધી રક્તપિત્ત,[1] પિત્તસંબંધી રક્તપિત્ત,[2] કફસંબંધી રક્ત-પિત્ત[3] અને સન્નિપાતસંબંધી રક્તપિત્ત[4] એમ નાકમાં ૪ પ્રકારનાં રક્તપિત્ત થાય છે. (એ અર્બુદોનાં, સોજાનાં, અરશોનાં અને રક્ત-પિત્તનાં લક્ષણો પ્રથમ કહેલા તે તે અધિકાર-માંથી જાણી લેવાં.) ૩૧

टीका-अर्बुदानि सप्त=वातपित्तश्लेष्मसन्निपातरक्तमांस-मेदोजानि, शोथाश्चत्वारः=वातपित्तश्लेष्मसन्निपातजाः, अर्शांसि चत्वारि=वातपित्तश्लेष्मसन्निपातजानि, रक्तपित्तानि चत्वारि=वातपित्तश्लेष्मसन्निपातजानि, एतानि यथोक्त-लिङ्गानि घ्राणेऽपि भवन्ति ॥ (અર્થ ઉપર છે.)

अथाऽऽमस्य पीनसस्य लक्षणमाह-

## કાચા પીનસનું લક્ષણ

**शिरोगुरुत्वमरुचिर्नासास्रावस्तनुस्वरः ।**
**क्षामः ष्ठीवति चाभीक्ष्णमामपीनसलक्षणम् ॥३२॥**

अन्वयः-शिरोगुरुत्वम् अरुचिः नासास्रावः तनुस्वरः क्षामः च अभीक्ष्णं ष्ठीवति, (एतत्) आम-पीनस-लक्षणम् (ज्ञेयम्) ॥

માથાનું ભારેપણું, અરુચિ, નાકમાંથી પાતળો સ્રાવ, સ્વર (ઘાટો) ઓછો થાય, માણસ દૂબળો થાય અને વારંવાર થૂંકવું પડે, એ કાચા પીનસનું લક્ષણ જાણવું. ૩૨

टीका-नासास्रावः, तनुस्वरः क्षाम इत्यन्वयः ॥

अथ पक्वस्य पीनसस्य लक्षणमाह-

## પાકા પીનસનું લક્ષણ

आमलिङ्गान्वितः श्लेष्मा घनः खेषु निमज्जति।
स्वरवर्णविशुद्धिश्च पक्वपीनसलक्षणम् ॥ ३३ ॥

अन्वयः-(पूर्वम्) आम-लिङ्ग-अन्वितः (पश्चात्) श्लेष्मा घनः खेषु निमज्जति, च स्वरवर्णविशुद्धिः (एतत्) पक्वपीनसलक्षणम् (ज्ञेयम्) ॥

(પ્રથમ માથાનું ભારેપણું ઇત્યાદિ) કાચા શનાં ચિહ્નોથી યુક્ત હોય પણ પાછળથી એ કફ ઘાટો થાય અથવા નાકનાં છિદ્રોમાં ચોંટી રહે, અવાજ સાફ થઈ જાય અને કફનો રંગ સ્વાભાવિક થઈ જાય (એ) પાકી ગયેલ પીનસનું લક્ષણ જાણવું. ૩૩

टीका-आमलिङ्गान्वितः=आमलिङ्गैः शिरोगुरुत्वादिभिर्युक्तः, पश्चात्, घनः=निबिडः, अथवा, खेषु=नासारन्ध्रेषु, निमज्जति=सक्तो भवति, वर्णविशुद्धि =श्लेष्मणः प्रकृतवर्णता ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

## નાકના રોગોની ચિકિત્સા

सर्वेषु सर्वकालं, पीनसरोगेषु जातमात्रेषु।
मरिचं गुडेन दध्ना, भुञ्जीत नरः सुखं लभते ॥३४॥
कट्फलं पौष्करं शृङ्गी व्योषं यासश्च कारवी।
एषां चूर्णं कषायं वा दद्यादार्द्रकजैः रसैः ॥३५॥
पीनसे स्वरभेदे च तमके च हलीमके।
सन्निपाते कफे कासे ज्वरे श्वासे च शस्यते ॥३६॥
कलिङ्गहिङ्गुमरिचलाक्षास्वरसकट्फलैः।
कुष्ठोग्राशिग्रुजन्तुघ्नैरवपीडः प्रशस्यते ॥ ३७ ॥

अन्वयः-सर्वेषु पीनसरोगेषु सर्वकाल जात-मात्रेषु नरः गुडेन दध्ना मरिचं भुञ्जीत, (येन) सुखं लभते। कट्फल पौष्कर शृङ्गी व्योष यासः च कारवी,-एषां चूर्णं वा कषायम् आर्द्रकजैः रसैः दद्यात्। (इदं-) पीनसे च स्वरभेदे च तमके हलीमके सन्निपाते कफे कासे ज्वरे च श्वासे शस्यते। कलिङ्ग-हिङ्गु-मरिच-लाक्षा-स्वरस-कट्फलैः (तथा) कुष्ठ-उग्रा-शिग्रु-जन्तुघ्नैः अवपीडः (पीनसादिषु) प्रशस्यते ॥

સર્વ પ્રકારના નાકના રોગો, હરકોઈ કાળે જેવા થાય કે તરત જ માણસે ગોળ અને દહીંની સાથે મરી ખાવાં, જેથી સુખ થાય છે. કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, સૂંઠ, મરી, પીપર; જવાસો અને અજમાનું ચૂર્ણ અથવા તેઓનો કવાથ આદુંના રસની સાથે આપવો એ પીનસ, સ્વરભેદ, તમક નામનો શ્વાસ, હલીમક, સન્નિપાત, કફ, ઉધરસ, જ્વર અને શ્વાસ, એટલા રોગો ઉપર ઉત્તમ ગણાય છે. ઇંદ્રજવ, હિંગ, મરી, લાખનો સ્વરસ, કાયફળ, કઠ, વજ, સરગવો અને વાવડિંગનું અવપીડ-નસ્ય આપવું, એ પણ પીનસ આદિ રોગો પર શ્રેષ્ઠ ગણાય છે.

## વ્યોષાદિ-વટી

व्योषचित्रकतालीसतिन्तिडीकाम्लवेतसम्।
सचव्याजाजितुल्यांशमेलात्वक्पत्रपादिकम् ॥३८॥
व्योषादिकमिदं चूर्णं पुराणगुडमिश्रितम्।
पीनसश्वासकासघ्नं रुचिस्वरकरं परम् ॥ ३९॥

अन्वयः-व्योष-चित्रक-तालीस-तिन्तिडीक-अम्लवेतस स-चव्य-अजाजि-तुल्य-अंशम् एला-त्वक्-पत्र-पादिकम्, इदं व्योष-आदिक चूर्णं पुराण-गुड-मिश्रितं पीनस-श्वास-कास-घ्नं पर रुचि-स्वर-करम्-(भवति)॥

સૂંઠ, મરી, પીપર, ચિત્રક, તાલીસપત્ર, આંબલીનાં ફળ, અમ્લવેતસ્, ચવક અને જીરું, એટલાં સમભાગે લેવાં અને એલચી, તજ તથા તમાલપત્ર ચતુર્થાંશ લેવાં; આ સઘળા પદાર્થોનું વ્યોષાદિ ચૂર્ણ કરી તેને જૂના ગોળમાં મિશ્ર કરી તેની ગોળી કરી તે ખાવું. જેથી તે પીનસ, શ્વાસ તથા ઉધરસને મટાડે છે, રુચિ ઉત્પન્ન કરે છે અને સ્વર સારો કરે છે. (આ ગોળી 'વ્યોષાદિવટી'× એ નામથી ઓળખાય છે.) ૩૮,૩૯

× व्योषम् आदि येषां तानि व्योषादीनि, तेषां वटी-व्योषादि-वटी-જેમાં સૂંઠ, મરી અને પીપર મુખ્ય તરીકે પહેલાં હોય છે, એવાં ઓસડિયાંનાં ચૂર્ણની જૂનો ગોળ મેળવી ગોળી કરવી, તે 'વ્યોષાદિ-વટી' કહેવાય છે.

### વ્યાઘ્રી-તૈલ

व्याघ्रीदन्तीवचाशिग्रुसुरसाव्योषसिन्धुजैः ।
सिद्धं तैलं नसि क्षिप्तं पूतिनासागदापहम् ॥४०॥

अन्वयः-व्याघ्री-दन्ती-वचा-शिग्रु-सुरसा-व्योष-सिन्धुजैः सिद्धं तैलं नसि क्षिप्तं ( सत् ) पूति-नासा-गद-अपहम् ( भवति ) ॥

ભોરીંગણી, નેપાળો, જવ, સરગવો, તુલસી, સૂંઠ, મરી, પીપર અને સિંધવના કલ્કથી પકાવેલું તેલ (નસ્યથી) નાકમાં નાખ્યું હોય તો તે પૂતિનસ્ય રોગને મટાડે છે. (આ તૈલ 'વ્યાઘ્રી-તૈલ'+ કહેવાય છે.) ૪૦

### શિગ્રુ-તૈલ

शिग्रुसिंहीनिकुम्भानां बीजैः सव्योषसैन्धवैः ।
बिल्वपत्ररसैः सिद्धं तैलं स्यात्पूतिनस्यनुत् ॥४१॥

अन्वयः-शिग्रु-सिंही-निकुम्भानां बीजैः सव्योष-सैन्धवैः बिल्वपत्ररसैः सिद्धं तैलं पूतिनस्यनुत् ( भवति ) ॥

સરગવાનાં બીજ, ભોરીંગણીનાં બીજ, નેપાળાનાં બીજ, સૂંઠ, મરી, પીપર અને સિંધવના કલ્કથી બીલીપત્રના સ્વરસમાં પકાવેલું તેલ (નસ્યરૂપે) આપવાથી પૂતિનસ્યને મટાડે છે. (આ તૈલ 'શિગ્રુ-તૈલ'* કહેવાય છે.)

टीका-निकुम्भः=दन्ती, पूतिनस्यनुत्-नस्यात् । (અર્થ ઉપર છે.)

### જુદા જુદા નાસારોગની જુદી જુદી ચિકિત્સાઓ

घृतगुग्गुलुमिश्रस्य सिक्थकस्य प्रयत्नतः ।
धूमं क्षवथुरोगघ्नं भ्रंशथुघ्नं च निर्दिशेत् ॥४२॥
शुण्ठीकुष्ठकणाबिल्वद्राक्षाकल्ककषायवत् ।
तैलं पक्वमथाज्यं वा नस्यात् क्षवथुनाशनम् ॥४३॥
नस्यं हितं निम्बरसाञ्जनाभ्यां, दीप्ते शिरःस्वेदनमल्पशस्तु । नस्ये कृते क्षीरजलावसेकाञ्, छंसन्ति भुञ्जीत च मुद्गयूषैः ॥ ४४ ॥
नासास्रावे घ्राणयोश्चूर्णमुक्तं, नाड्या देयं येऽवपीडाश्च पथ्याः । तीक्ष्णान् धूमान् देवदार्वग्निकाभ्यां, मांसं त्वाजं पथ्यमत्रादिशन्ति ॥४५॥
प्रतिश्यायेषु सर्वेषु गृहं वातविवर्जितम् ।
वस्त्रेण गुरुणा तेन शिरसो वेष्टनं हितम् ॥४६॥
विडङ्गं सैन्धवं हिङ्गु गुग्गुलुः समनःशिलः ।
वचैतच्चूर्णमाघ्रातं प्रतिश्यायं विनाशयेत् ॥ ४७ ॥
घृततैलसमायुक्तं शक्तुधूमं पिबेन्नरः ।
स धूमः स्यात् प्रतिश्यायकासहिक्काहरः परः ॥४८॥
प्रतिश्याये पिबेद्धूमं सर्वगन्धसमायुतम् ।
चातुर्जातकचूर्णं वा घ्रेयं वा कृष्णजीरकम् ॥४९॥
पुटपक्वं जयापत्रं तैलसैन्धवसंयुतम् ।
प्रतिश्यायेषु सर्वेषु शीलितं परमौषधम् ।
पिप्पल्यः शिग्रुबीजानि विडङ्गमरिचानि च ।
अवपीडः प्रशस्तोऽयं प्रतिश्यायनिवारणे ॥५१॥
शिरसोऽभ्यञ्जनैः स्वेदैर्नस्यैर्मन्दोष्णभोजनैः ।
वमनैर्घृतपानैश्च तान्यथास्वमुपाचरेत् ॥ ५२ ॥
कृमिघ्ना ये क्रमाः प्रोक्तास्तान्वै कृमिषु योजयेत् ।
नावनानि कृमिघ्नानि भेषजानि च बुद्धिमान् ॥५३॥
रक्तपित्तानि शोथांश्च तथाऽर्शांस्यर्बुदानि च ।
नासिकायां स्युरेतेषां स्वं स्वं कुर्याच्चिकित्सितम् ॥
गृहधूमकणादारुक्षीरनक्ताह्वसैन्धवैः ।
सिद्धं शिखरिबीजैश्च तैलं नासार्शसां हितम् ॥५५॥

अन्वयः-घृत-गुग्गुलु-मिश्रस्य सिक्थकस्य प्रयत्नतः धूमं क्षवथुरोगघ्नं च भ्रंशथुघ्नं विनिर्दिशेत् ॥ शुण्ठी-कुष्ठ-कणा-बिल्व-द्राक्षा-कल्क-कषायवत् पक्वं तैलम् अथवा आज्यं नस्यात् क्षवथु-नाशनम् ( भवति ) । निम्बरसाञ्जनाभ्यां नस्यम्, अल्पशः तु शिरःस्वेदनं दीप्ते हितं, नस्ये कृते क्षीर-जल-अवसेकान् शंसन्ति, मुद्गयूषैः च भुञ्जीत, नासास्रावे उक्तं चूर्णं नाड्या घ्राणयोः देयं, ये च पथ्याः अवपीडाः ( ते देयाः ), अत्र देवदारु-अग्निकाभ्यां तीक्ष्णान् धूमान्, आजं मांसं तु पथ्यम् आदिशन्ति । सर्वेषु प्रतिश्यायेषु वातविवर्जितं गृहं, गुरुणा तेन वस्त्रेण शिरसः वेष्टनं हितं ( भवति ) । विडङ्गं सैन्धवं हिङ्गु गुग्गुलुः समनःशिल-वचा-एतत्-चूर्णम् आघ्रातं ( सत् ) प्रतिश्यायं विनाशयेत् । घृत-तैल-समायुक्तं शक्तुधूमं नरः पिबेत्, सः धूमः परः प्रतिश्याय-कास-हिक्का-हरः स्यात् । प्रतिश्याये सर्वगन्ध-समायुक्तं धूमं पिबेत्, वा चातुर्जातकचूर्णं वा कृष्ण-जीरकं घ्रेयम् ॥ सर्वेषु प्रतिश्यायेषु जयापत्रं तैल-सैन्धव-संयुतं पुट-पक्वं शीलितं ( सत् ) परमं औषधम् ( भवति ) । पिप्पल्यः शिग्रु-बीजानि च विडङ्ग-मरिचानि अयम् अवपीडः प्रतिश्याय-निवारणे प्रशस्तः, स्वेदैः शिरसः अभ्यञ्जनैः नस्यैः मन्द-उष्ण-भोजनैः वमनैः च घृत-

---

\+ व्याघ्रीप्रभृति-औषधैः सिद्धं तैलं-व्याघ्रीतैलम्-જેમાં ભોરીંગણી મુખ્ય તરીકે પહેલી હોય છે, એવાં ઓસડિયાં નાખી પકાવેલું તેલ 'વ્યાઘ્રીતૈલ' કહેવાય છે.

* शिग्रुप्रभृतिभिः पक्वं तैलं शिग्रुतैलम्-સરગવો વગેરે ઓસડિયાંના કલ્કથી અને બીલીપત્રના સ્વરસથી પકાવેલું તેલ 'શિગ્રુતૈલ' કહેવાય છે.

पानैः तान् यथास्वम् उपाचरेत् । कृमिषु ये कृमिघ्नाः क्रमाः प्रोक्ताः तान् वै बुद्धिमान् योजयेत्, नावनानि च कृमिघ्नानि भेषजानि योजयेत् । नासिकायां रक्तपित्तानि च शोथान् तथा अर्शांसि च अर्बुदानि स्युः, एतेषां स्वं स्वं चिकित्सितं कुर्यात् । गृहधूम–कणा–दारु–क्षीर–नक्ताह्व–सैन्धवैः च शिग्रुबीजैः सिद्धं तैलं नासा–अर्शसां हितम् ( भवति ) ॥

ઘીથી તથા ગૂગળથી મિશ્ર કરેલ મીણનો ધુમાડો કાળજીથી પીધો હોય તો તે ક્ષવથુ તથા ભ્રંશથુને મટાડે છે એમ સમજવું. સૂંઠ, કઠ, પીપર, બીલાં અને દ્રાક્ષના કલ્કથી તેમના જ ક્વાથમાં પકાવેલું તેલ અથવા ઘી (નસ્યરૂપે લેવાથી) ક્ષવથુને મટાડે છે. લીંબડો અને રસવંતીનું નસ્ય અપાય અને માથામાં થોડોક શેક કરાય તો દીસ નામના નાકના રોગમાં તે હિતકારી થાય છે; પણ નસ્ય લીધા પછી દૂધનાં અને જળનાં સિંચનો કરવાં અને મગના યૂષની સાથે ભોજન કરવું. નાસાસ્રાવ થયો હોય તો કહેલાં ઔષધોનું ચૂર્ણ નળીથી નાકમાં આપવું, પથ્ય અવપીડ (નસ્યો) આપવાં, દેવદારના તથા ચિત્રકના તીક્ષ્ણ ધુમાડા પિવડાવવા અને એમાં બકરાનું માંસ પણ (ખાવામાં) હિતકારી કહે છે. સઘળા પ્રકારના પ્રતિશ્યાયોમાં પવન વગરના ઘરમાં રહેવું અને માથાને જાડા લૂગડાથી વીંટી રાખવું એ હિતકારી થાય છે. વાવડિંગ, સિંધવ, હિંગ, ગૂગળ, મનશિલ અને વજનું ચૂર્ણ સૂંઘ્યું હોય તો તે પ્રતિશ્યાયનો નાશ કરે છે. ઘીથી અને તેલથી મિશ્ર કરેલા સાથવાનો ધુમાડો માણસે પીવો; તે ધુમાડો પ્રતિશ્યાય, ઉધરસ અને હેડકીને અવશ્ય મટાડે છે. પ્રતિશ્યાયમાં તજ, એલચી તથા તમાલપત્ર આદિ સઘળા સુગંધી પદાર્થોનો ધુમાડો પીવો; અથવા તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસરનું ચૂર્ણ સૂંઘવું; અથવા કલોંજી જીરાનું ચૂર્ણ સૂંઘવું; દરેક પ્રતિશ્યાયમાં ભાંગનાં પાંદડાંને પુટપાકથી પકાવી તેલ અને સિંધવની સાથે ખાવાનો અભ્યાસ રાખ્યો હોય તો તે ઉત્તમ ઔષધરૂપ થાય છે. પીપર, સરગવાનાં બીજ, વાવડિંગ અને મરીનું અવપીડ–નસ્ય આપવું; તે પ્રતિશ્યાયને મટાડવામાં ખૂબ વખણાય છે. સ્વેદનોથી, માથા પર માલિશ કરવાથી, નસ્યોથી, થોડાં થોડાં ઊનાં ભોજનોથી, ઊલટી કરાવવાથી અને ઘી પિવડાવવાથી પણ તે પ્રતિશ્યાયના યથાયોગ્ય ઉપચારો કરવા. પ્રતિશ્યાયમાં કીડા પડ્યા હોય તો કીડાઓ નાશ કરનારા ઉપાયો યોજવા તેમ જ તેવાં નસ્યોની તથા કૃમિનાશક ઔષધોની યોજના કરવી. નાકમાં રક્તપિત્ત, સોજા, અરશ કે અર્બુદ થયેલ હોય તો તેને માટે તે તે અધિકારમાં કહેલી ચિકિત્સા કરવી. ઘરના ધુમાડાની ધૂંસ, પીપર, દેવદાર, દૂધ, કરંજ, સિંધવ અને અધેડાનાં બીજથી પકાવેલું તેલ નાકના અરશ ઉપર હિતકારી થાય છે. ૪૨–૫૫

टीका–कृष्णजीरकम्=अत्र कलौंजी, जया=विजया, भङ्गेति यावत्, शीलितं=भुक्तम् ॥

**નાકના રોગોનો અધિકાર સમાપ્ત**

## अथ मुखरोगाधिकारः ।+

## ૬૭ : મુખ(મોઢા)ના રોગોનો અધિકાર

तत्र मुखस्य स्वरूपमाह–

**મોઢાનું સ્વરૂપ**

**ओष्ठौ च दन्तमूलानि दन्ता जिह्वा च तालु च ।
गलो मुखादि सकलं सप्ताङ्गं मुखमुच्यते ॥ १ ॥**

+ खन्यते स्म प्रजासृजा, यद्वा खन्यते–अवदीर्यते अनेन भक्षितं किंचिदपीति मुखम्, खनु अवदारणे– ' डित् खनेर्मुट् चोदात्तः ' ( उणा. ५–२० ) इत्यच्, स च डित्, धातोर्मुडागमः । तथा च निरुक्तम्–प्राक् खनो मुडुदात्तश्च, ततोऽच्च प्रत्ययो भवेत् । प्रजासृजा यतः खातं तस्मादाहुर्मुखं बुधाः '–तस्य मुखस्य रोगाः, तेषाम् अधिकारः–બ્રહ્માએ જેને શરીરના દરેક અવયવોમાં મુખ્ય તરીકે નિર્માણ કર્યું છે, તેથી ' મુખ '; અથવા ખાધેલા કોઈ પણ પદાર્થના જે ચૂરા કરી ચાવી નાખે છે, તેથી પણ ' મુખ ' કહેવાય છે. એ મુખના રોગોનો અધિકાર મુખરોગાધિકાર કહેવાય છે. આ મુખ પણ નાક, આંખ તથા કાનની પાસે

अन्वयः-ओष्ठौ च दन्तमूलानि दन्ताः जिह्वा च तालु च गलः मुखादि सकलं सप्ताङ्ग मुखम् उच्यते ॥

ઉપલો હોઠ, નીચલો હોઠ, દાંતનાં મૂળ (પેઢાં), દાંત, જીભ, તાળવું અને ગળું એ સાતે અંગો મળીને મોઢું કહેવાય છે. ૧

मुखरोगाणां सख्यामाह-

### મુખ( મોઢા )ના ૬૭ રોગો

स्युरष्टावोष्ठयोर्दन्तमूले तु दश षट् तथा ।
दन्तेष्वष्टौ च जिह्वायां पञ्च स्युर्नव तालुनि ॥२॥
कण्ठे त्वष्टादश प्रोक्तास्त्रयः सर्वेषु च स्मृताः ।
एवं मुखामयाः सर्वे सप्तषष्टिर्मता बुधैः ॥ ३ ॥

अन्वयः-ओष्ठयोः अष्टौ स्युः, दन्तमूले तु दश षट्, तथा दन्तेषु अष्टौ, जिह्वायां पञ्च, तालुनि नव स्युः, कण्ठे तु अष्टादश प्रोक्ताः, सर्वेषु च त्रयः स्मृताः, एव बुधैः सर्वे मुख-आमयाः सप्तषष्टिः मताः ॥

બે હોઠમાં આઠ, દાંતનાં પેઢાંમાં સોળ, દાંતમાં આઠ, જીભમાં પાંચ, તાળવામાં નવ, ગળામાં અઢાર અને સઘળા મોઢામાં ત્રણ રોગ કહ્યા છે; એમ વિદ્વાનોએ બધા મળી મુખના રોગ ૬૭ માન્યા છે. ૨,૩

मुखरोगाणां निदानान्याह-

### મોઢાના રોગોનું નિદાન

आनूपपिशितक्षारदधिमाषादिसेवनात् ।
मुखमध्ये गदान् कुर्युः क्रुद्धा दोषाः कफोत्तराः ॥४॥

अन्वयः-आनूप-पिशित-क्षार-दधि-माष-आदि-सेवनात् मुखमध्ये क्रुद्धाः कफ-उत्तराः दोषाः गदान् कुर्युः ॥

જલપ્રાય દેશનાં પ્રાણીઓનું માંસ, ક્ષાર, દહીં અને અડદ વગેરેના સેવનથી કોપેલા કફ આદિ દોષો, મોઢામાં રોગોને ઉત્પન્ન કરે છે. ૪

तत्र ओष्ठरोगाणां निदानपूर्विकां संख्यामाह-

### હોઠના રોગોની નિદાનપૂર્વક ૮ની સંખ્યા

पृथग् दोषैः समस्तैश्च रक्तजो मांसजस्तथा ।
मेदोजश्चाभिघातोत्थ एवमष्टौष्ठजा गदाः ॥ ५ ॥

अन्वयः-पृथक् च समस्तैः दोषैः रक्तजः तथा मांसजः च मेदोजः तथा अभिघात-उत्थः, एवम् ओष्ठजाः गदाः अष्ट (भवन्ति) ॥

જ હોવાથી તેઓના અધિકાર પછી આ મુખનો અધિકાર અહીં હવે શરૂ કરે છે.

જુદા જુદા દોષોથી તથા સઘળા દોષોથી-એટલે વાતજન્ય,[1] પિત્તજન્ય,[2] કફજન્ય,[3] સન્નિપાતજન્ય,[4] રુધિરજન્ય,[5] માંસજન્ય,[6] મેદજન્ય[7] અને અભિઘાતજન્ય[8] એ રીતે હોઠના રોગ ૮ થાય છે. ૫

तत्र वातिकस्य लक्षणमाह-

### (૧) વાતજન્ય હોઠના રોગનું લક્ષણ

कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्ररुगन्वितौ ।
दाल्येते परिपाट्येते ओष्ठौ मारुतकोपतः ॥ ६ ॥

अन्वयः-मारुतकोपतः ओष्ठौ कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्र-रुग्-अन्वितौ (सन्तौ) दाल्येते परिपाट्येते ॥

વાયુના કોપથી બન્ને હોઠ ખરસટ, રૂક્ષ, સ્તબ્ધ, કાળા અને તીવ્ર વેદનાવાળા થઈ ચિરાઈ જાય છે અને કાંઈક ફાટેલી ચામડીવાળા થઈ જાય છે. ૬

टीका-परुषौ=रूक्षौ, दाल्येते=विदार्येते, परिपाट्येते=किञ्चिद्विदीर्णत्वचौ क्रियेते ॥ (આનો અર્થ ઉપર છે.)

पैत्तिकमाह-

### (૨) પિત્તજન્ય હોઠના રોગનું લક્ષણ

चीयेते पीडकाभिस्तु सरुजाभिः समन्ततः ।
सदाहपाकपिडकौ पीताभासौ च पित्ततः ॥७॥

अन्वयः=पित्ततः तु (ओष्ठौ) समन्ततः सरुजाभिः पिडकाभिः चीयेते, सदाह-पाक-पिडकौ च पीत-आभासौ (भवतः) ॥

પિત્તના પ્રકોપથી બન્ને હોઠ ચારે બાજુ પીડા કરતી ફોલ્લીઓથી વ્યાપ્ત થઈ જાય છે; એ ફોલ્લીઓ પણ દાહ તથા પાકથી યુક્ત હોય છે, તેમ જ બન્ને હોઠનો રંગ પીળી ઝાંઈવાળો થઈ જાય છે અને એ ફોલ્લીઓ પણ દાહ કરે છે તથા પાકે છે. એ પિત્તથી થયેલો હોઠનો રોગ જાણવો. ૭

टीका-सरुजाभिः=पैत्तिकरुगन्विताभिः ॥ (અર્થ ઉપર છે.)

श्लैष्मिकमाह-

### (૩) કફજન્ય હોઠના રોગનું લક્ષણ

सवर्णाभिस्तु चीयेते पीडकाभिरवेदनौ ।
कण्डूमन्तौ कफाच्छ्वेतौ पिच्छिलौ शीतलौ गुरू ॥

अन्वयः-कफात् तु (ओष्ठौ) सवर्णाभिः पिडकाभिः चीयेते, अवेदनौ कण्डूमन्तौ, श्वेतौ पिच्छिलौ शीतलौ गुरू (भवतः) ॥

કફના પ્રકોપથી બન્ને હોઠ ચામડીના જેવા વર્ણવાળી ફોલ્લીઓથી વ્યાપ્ત, થોડી વેદનાવાળા, ચળવાળા, ધોળા, ચીકણા, શીતળ અને ભારે થઈ જાય છે. ૮

सन्निपातिकमाह–

**(૪) સન્નિપાતજન્ય હોઠના રોગનું લક્ષણ**

**सकृत् कृष्णौ सकृत् पीतौ सकृच्छ्वेतौ तथैव च।**
**सन्निपातेन विज्ञेयावनेकपिडकान्वितौ ॥ ९ ॥**

अन्वयः–सन्निपातेन (ओष्ठौ) सकृत् कृष्णौ सकृत् पीतौ सकृत् श्वेतौ तथा च अनेक–पिडका–अन्वितौ विज्ञेयौ ॥

ત્રણે દોષના સાથે પ્રકોપથી બન્ને હોઠ કોઈ વખતે કાળા, કોઈ વખતે પીળા, કોઈ વખતે ધોળા અને ઘણી ફોલ્લીઓવાળા થઈ જાય છે. ૯

रक्तजमाह–

**(૫) રુધિરજન્ય હોઠના રોગનું લક્ષણ**

**खर्जूरफलवर्णाभिः पिडकाभिर्निपीडितौ ।**
**रक्तोपसृष्टौ रुधिरं स्रवन्तौ शोणितप्रभौ ॥१०॥**

अन्वयः–रक्त–उपसृष्टौ (ओष्ठौ) खर्जूर–फल–वर्णाभिः पिडकाभिः निपीडितौ रुधिरं स्रवन्तौ शोणित–प्रभौ (भवतः) ॥

લોહીના પ્રકોપવાળા બન્ને હોઠ ખજૂરીના ફળ જેવા વર્ણવાળી ફોલ્લીઓથી ખૂબ પીડાયેલા, લોહીના સ્રાવવાળા અને રાતી ઝાંઈવાળા થઈ જાય છે. ૧૦

मांसजमाह–

**(૬) માંસજન્ય હોઠના રોગનું લક્ષણ**

**मांसदुष्टौ गुरू स्थूलौ मांसपिण्डवदुद्गतौ ।**
**जन्तवश्चात्र मूर्च्छन्ति नरस्योभयतो मुखात् ॥११**

अन्वयः–नरस्य मांसदुष्टौ (ओष्ठौ) गुरू स्थूलौ मांसपिण्डवत् उद्गतौ (भवतः), अत्र च उभयतो–मुखात् जन्तवः मूर्च्छन्ति ॥

માણસનું માંસ ખરાબ થવાથી બગડેલા તેના બંને હોઠ ભારે, જાડા અને માંસના પિંડની પેઠે ઊંચા થઈ જાય છે અને તેનાં બન્ને ગલોફાંઓમાં કીડાઓ પ્રસરે છે. ૧૧

टीका–जन्तवः=कृमयः, मूर्च्छन्ति=वर्धन्ते, मुखादुभयतः=सृक्किण्योः ॥ (આનો અર્થ ઉપર છે.)

मेदोजमाह–

**(૭) મેદોજન્ય હોઠના રોગનું લક્ષણ**

**सर्पिर्मण्डप्रतीकाशौ मेदसा कण्डुरौ मृदू ।**
**स्वच्छस्फटिकसङ्काशमास्रावं स्रवतो भृशम् ॥१२॥**

अन्वयः–मेदसा (प्रकुपितेन ओष्ठौ) सर्पि–र्मण्ड–प्रतीकाशौ कण्डुरौ मृदू (सन्तौ) स्वच्छ–स्फटिक–संकाशम् आस्रावं भृशं स्रवतः ॥

મેદના પ્રકોપને લીધે બન્ને હોઠ ઘીની ઉપરના સ્વચ્છ ભાગ જેવા, ચળવાળા તથા કોમળ થઈ સ્વચ્છ સ્ફટિકના જેવો સ્રાવ અત્યંત સ્રવે છે. ૧૨

अभिघातजमाह–

**(૮) અભિઘાતજન્ય હોઠના રોગનું લક્ષણ**

**क्षतजाभौ विदीर्येते पीड्येते चाभिघाततः ।**
**मथितौ च समाख्यातावोष्ठौ कण्डूसमन्वितौ ॥१३॥**

अन्वयः–अभिघाततः ओष्ठौ मथितौ क्षतज–आभौ (सन्तौ) पीड्येते च विदीर्येते कण्डू–समन्वितौ च समाख्यातौ ॥

બન્ને હોઠ ઉપર કોઈ અભિઘાત થવાથી–એટલે કંઈ વાગ્યું હોય તો બન્ને હોઠ જાણે ચોળાઈ ગયા હોય તેમ લોહી જેવા રંગના થઈ પીડાય છે, ચિરાઈ જાય છે અને ચળથી યુક્ત થાય છે. ૧૩

टीका–मथितौ=मृदिताविव, अत एव क्षतजाभौ=रुधिराभौ, इति सङ्गतम् ॥ (અર્થ ઉપર છે.)

**હોઠના રોગની સામાન્ય ચિકિત્સા અને વાતજન્યની વિશેષ ચિકિત્સા**

**गलदन्तमूलदशन,–च्छदेषु रोगाः कफास्रभूयिष्ठाः।**
**तस्मादेतेष्वसकृद्, रुधिरं विस्रावयेदुष्णम् ॥१४॥**
**चतुर्विधेन स्नेहेन मधूच्छिष्टयुतेन च ।**
**वातजेऽभ्यञ्जनं कुर्यान्नाडीस्वेदं च बुद्धिमान् ॥१५॥**

अन्वयः–गल–दन्तमूल–दशनच्छदेषु रोगाः कफ–अस्र–भूयिष्ठाः (भवन्ति), तस्माद् एतेषु असकृत् उष्णं रुधिरं विस्रावयेत् ॥ वातजे च बुद्धिमान् (वैद्यः) मधूच्छिष्टयुतेन चतुर्विधेन स्नेहेन अभ्यञ्जनं च नाडीस्वेदं कुर्यात् ॥

ગળામાં, દાંતનાં પેઢામાં અને હોઠમાં જે રોગો થાય છે, તેમાં કફનું અને લોહીનું પ્રાધાન્ય હોય છે, માટે એ રોગોમાં વારંવાર ઊનું ઊનું લોહી કઢાવવું. વાયુથી થયેલ

હોઠના રોગમાં બુદ્ધિમાન વૈદ્યે તેલ, ઘી, ચરબી, મજ્જા અને મીણ-એમ ચાર પ્રકારના સ્નેહથી માલિશ કરાવવું અને નાડીસ્વેદ પણ આપવો. ૧૪,૧૫

ટીકા-ચતુર્વિધેન સ્નેહેનેત્યુક્તપ્રમાણત્વાત્ ॥
(આનો અર્થ ઉપર આપ્યો છે.)

### પિત્ત, કફ તથા મેદોજન્ય હોઠના રોગોની ખાસ ચિકિત્સા

वेधं शिराणां वमनं विरेकं, तिक्तस्य पानं रसभोजनं च । शीतान् प्रदेहान् परिषेचनं च, पित्तोपसृष्टेष्वधरेषु कुर्यात् ॥ १६ ॥
शिरोविरेचनं धूमः स्वेदः कवल एव च ।
हृते रक्ते प्रयोक्तव्य ओष्ठकोपे कफात्मके ॥ १७ ॥
मेदोजे शोधिते भिन्ने स्वेदिते कवलो हितः ।
प्रियङ्गुत्रिफलालोध्रं सक्षौद्रं प्रतिसारणम् ॥ १८ ॥

अन्वयः-पित्त-उपसृष्टेषु अधरेषु शिराणां वेधं वमनं विरेकं तिक्तस्य पानं रसभोजनं च शीतान् प्रदेहान् च परिषेचनं कुर्यात् ॥ कफ-आत्मके ओष्ठ-कोपे (पूर्वं) रक्ते हृते शिरो-विरेचनं धूमः स्वेदः च कवलः एव प्रयोक्तव्यः ॥ मेदोजे (पूर्वं) शोधिते भिन्ने स्वेदिते कवलः हितः प्रियङ्गु-त्रिफला-लोध्रं सक्षौद्रं प्रतिसारणं (कार्यम्) ॥

પિત્તથી થયેલા હોઠના રોગમાં નસો વીંધીને લોહી કાઢવું, ઊલટી કરાવવી, વિરેચન આપવું, તિક્તક-ઘૃત પિવડાવવું, માંસનો રસો જમાડવો, શીત લેપો કરવા અને શીતલ સિંચનો કરવાં. કફથી થયેલ હોઠના રોગમાં લોહી કઢાવ્યા પછી શિરોવિરેચન આપવું, ધુમાડો પાવો, સ્વેદન કરવું અને કવલ આપવો. મેદથી થયેલા હોઠના રોગમાં વિરેચન આદિથી શોધન કરવું, શસ્ત્રથી ભેદન કરવું, શેક કરવો અને કવલ આપવો એ હિતકારી છે; તેમ જ ઘઉંલાં, હરડે, બહેડાં, આમળાં તથા લોધરને મધમાં કાલવી તેનાથી પ્રતિસારણ કરાવવું. ૧૬-૧૮

प्रतिसारणस्य विधिमाह-

### પ્રતિસારણ એટલે શું?

दन्तजिह्वामुखानां यच्चूर्णकल्कावलेहकैः ।
शनैर्घर्षणमङ्गुल्या तदुक्तं प्रतिसारणम् ॥ १९ ॥

अन्वय.-चूर्ण-कल्क-अवलेहकैः दन्त-जिह्वा-मुखानाम् अङ्गुल्या शनैः यद् घर्षणं तत् प्रतिसारणम् उक्तम् ॥

ચૂર્ણ, કલ્ક અથવા અવલેહથી દાંત, જીભ તથા મુખને ધીમે ધીમે આંગળી વડે ઘસવાં, એ 'પ્રતિસારણ' કહેવાય છે. ૧૯

### હોઠના રોગ માટે ખાસ સૂચન

ओष्ठरोगेष्वशेषेषु दृष्ट्वा दोषमुपाचरेत् ।
तेषु व्रणत्वं यातेषु व्रणवत् समुपाचरेत् ॥ २० ॥

अन्वयः-अशेषेषु ओष्ठरोगेषु दोषं दृष्ट्वा उपाचरेत्, तेषु व्रणत्वं यातेषु व्रणवत् समुपाचरेत् ॥

હોઠના સઘળા રોગોમાં દોષનો નિશ્ચય કરી તે દોષને મટાડે એવા ઉપચારો કરવા; એ રોગો જો વ્રણરૂપ થઈ ગયા હોય તો તેની વ્રણના જેવી જ ચિકિત્સા કરવી. ૨૦

## अथ दन्तवेष्टरोगाः ।+

## દાંતનાં પેઢાંના રોગો

तत्र दन्तवेष्टजरोगाणां नामानि सङ्ख्यां चाह-

### દાંતનાં પેઢાંના ૧૬ રોગોનાં નામો

शीतादो गदितः पूर्वं दन्तपुप्पुटकस्तथा ।
दन्तवेष्टः सौषिरश्च महासौषिर एव च ॥ २१ ॥
ततः परिदरः प्रोक्तस्ततस्तूपकुशः स्मृतः ।
वैदर्भश्च ततः प्रोक्तः खलीवर्धन एव च ॥ २२ ॥
अधिमांसकनामा च दन्तनाड्यश्च पञ्च च ।
दन्तविद्रधिरप्यत्र दन्तवेष्टेषु षोडश ॥ २३ ॥

अन्वयः-पूर्वं शीतादः गदितः, तथा दन्त-पुप्पुटकः, दन्तवेष्टः, सौषिरः च महासौषिरः ततः च परिदरः प्रोक्तः, ततः तु उपकुशः स्मृतः, ततः च वैदर्भः प्रोक्तः, च खलीवर्धनः एव, च अधिमांसकनामा, च पञ्च दन्तनाड्यः दन्तविद्रधिः अपि अत्र, (इत्येवं) दन्तवेष्टेषु षोडश (रोगाः स्युः) ॥

પહેલો શીતાદ કહ્યો છે; તેમજ દંતપુપ્પુટ, દંતવેષ્ટ, સૌષિર, મહાસૌષિર અને તે પછી પરિદર કહ્યો છે; પછી ઉપકુશ, વૈદર્ભ, ખલીવર્ધન, અધિમાંસક, પાંચ પ્રકારની દંતનાડીઓ અને દંતવિદ્રધિ-એ રીતે દાતનાં પેઢાંમાં ૧૬ રોગો થાય છે. ૨૧-૨૩

---

+ दन्ताः वेष्ट्यन्ते एभिः इति दन्तवेष्टानि, करणे घञ्, दन्तवेष्टनमांसानीत्यर्थः, तेषां रोगाः-જેનાથી દાંત વીંટાય છે, તે દાંતને પકડી રાખતા દાંતની આજુબાજુનાં માંસ કે પેઢાં દંતવેષ્ટ કહેવાય છે અને તેઓને લગતા રોગો 'દંતવેષ્ટરોગ' કહેવાય છે.

तत्र शीतादस्य लक्षणमाह-

### (૧) શીતાદનું લક્ષણ

**शोणितं दन्तवेष्टेभ्यो यस्याऽकस्मात्प्रवर्तते।**
**दुर्गन्धीनि सकृष्णानि पक्लेदीनि मृदूनि च ॥२४॥**
**दन्तमांसानि शीर्यन्ते पचन्ति च परस्परम्।**
**शीतादो नाम स व्याधिः कफशोणितसम्भवः॥२५॥**

अन्वयः-यस्य दन्तवेष्टेभ्यः अकस्मात् शोणितं प्रवर्तते, दन्तमांसानि च दुर्गन्धीनि सकृष्णानि प्रक्लेदीनि मृदूनि (सन्ति) शीर्यन्ते, परस्परं च पचन्ति, सः कफ-शोणित-संभवः शीतादः नाम व्याधिः (कथ्यते)॥

જે માણસના દાંતનાં પેઢાંમાંથી(અભિઘાત કે કંઈ લાગ્યા વિના જ) અકસ્માત લોહી નીકળવા લાગે; પેઢાંઓ દુર્ગંધવાળાં, કાળાં, કચકચતાં તથા કૂણાં થઈ ખરી પડવા લાગે અને પાકવાની ગરમીથી લોહીને રાંધવા લાગે, એ (ત્યાંના માંસ) કફ તથા લોહીના પ્રકોપથી થતો રોગ 'શીતાદ' કહેવાય છે. ૨૪,૨૫

૧. शीतं-कफम् आसमन्तात् दत्ते-गृह्णाति निदानतया कफरुधिरप्रकोपसंभूयमानत्वात्, इति शीतादः, शीत-आ-पूर्वक-दा धातोः 'आतश्चोपसर्गे' इति कः-જે રોગ કફ તથા રુધિરના પ્રકોપથી ઉત્પન્ન થાય છે, છતાં મુખ્ય તરીકે કફના પ્રકોપને નિદાન તરીકે સ્વીકારે છે, તેથી શીતાદ; ખરી રીતે કફ, લોહી તથા પિત્તના પ્રકોપથી થતો પેઢાંનો (પાયોરિયા) રોગ 'શીતાદ' કહેવાય છે.

टीका-दन्तवेष्टेभ्यः=दन्तवेष्टनमांसेभ्यः, अकस्मात्=अभिघातं विना, शीर्यन्ते=पतन्ति, पचन्ति च परस्परं=पाकोष्मणा मांसानि शोणितं पचन्ति॥ (અર્થ ઉપર છે.)

दन्तपुप्पुटकमाह-

### (૨) દન્તપુપ્પુટકનું લક્ષણ

**दन्तयोस्त्रिषु वाऽप्यत्र श्वयथुर्जायते महान्।**
**दन्तपुप्पुटको नाम स व्याधिः कफरक्तजः॥२६॥**

अन्वयः-दन्तयोः त्रिषु वा अपि महान् श्वयथुः अत्र जायते, सः कफरक्तजः दन्तपुप्पुटकः नाम व्याधिः (ज्ञेयः)॥

બે કે ત્રણ દાંતોમાં મોટો સોજો જે રોગમાં થાય, એ કફ અને લોહીના પ્રકોપથી થતો રોગ 'દંતપુપ્પુટક' નામે કહેવાય છે. ૨૬

૨. दन्तयोर्दन्तेषु वा त्रिषु पुप्पुटकः-महान् शोथो यस्मिन् कफरक्तजन्यः स दन्तपुप्पुटकः-બે કે ત્રણ દાંતમાં જેની અંદર કફ તથા લોહીના પ્રકોપથી થતો મોટો સોજો આવે છે, તે દાંતનાં પેઢાંનો એક રોગ 'દન્તપુપ્પુટક' કહેવાય છે.

दन्तवेष्टमाह-

### (૩) દંતવેષ્ટનું લક્ષણ

**स्रवन्ति पूयं रुधिरं चला दन्ता भवन्ति च।**
**दन्तवेष्टः स विज्ञेयो दुष्टशोणितसम्भवः॥२७॥**

अन्वयः-(यत्र दन्तमूलानि) पूयं रुधिरं स्रवन्ति, दन्ताः च चलाः भवन्ति, सः दुष्टशोणितसंभवः दन्तवेष्टः विज्ञेयः॥

જેમાં પેઢાંઓ લોહી તથા પરુ સ્રવે, અને દાંત હલી જાય એવા લોહીના બગાડથી થતો રોગ 'દંતવેષ્ટ' જાણવો. ૨૭

૩. दन्ताः वेष्टयन्ते अस्मिन् पूयेन शोणितेनापि स दन्तवेष्टः-दुष्टशोणितजन्यः-જેમાં પરુ અને લોહીથી દાંત વીંટાય છે, તે દુષ્ટ લોહીથી થતો પેઢાંનો રોગ 'દંતવેષ્ટ' કહેવાય છે.

टीका-अत्र 'दन्तमूलानी'ति कर्तृपदमध्याहरणीयम्॥ આ શ્લોકમાં 'दन्तमूलानि' એ કર્તાસૂચક પદ અધ્યાહારથી લેવાનું છે.

सौषिरमाह-

### (૪) સૌષિરનું લક્ષણ

**श्वयथुर्दन्तमूलेषु रुजावान् कफवातजः।**
**लालास्रावी च कण्डूरः स ज्ञेयः सौषिरो गदः॥२८॥**

अन्वयः-दन्तमूलेषु रुजावान् लालास्रावी च कण्डूरः श्वयथुः कफवातजः (जायते), सः सौषिरः गदः ज्ञेयः॥

દાંતનાં પેઢાંમાં પીડાવાળો, લાળને ઝરતો અને ચળવાળો જે સોજો કફ તથા વાયુના પ્રકોપથી થાય છે, એ રોગ 'સૌષિર' જાણવો.

૪. सुषिरे भवः कफवातजन्यः कण्डूरो लालास्रावी रुजावान् रोगः सौषिरः-भवार्थेऽण्-દાંતનાં પેઢાંની અંદર પોલાણમાં કફ તથા વાયુના પ્રકોપથી થતો ચળવાળો, લાળ ઝરતો અને પીડા કરતો જે સોજો તે 'સૌષિર' નામે પેઢાંનો રોગ કહેવાય છે.

महासौषिरमाह-

### (૫) મહાસૌષિરનું લક્ષણ

**दन्ताश्चलन्ति वेष्टेभ्यस्तालु चाप्यवदीर्यते।**
**दन्तमांसानि पच्यन्ते मुखं च परिपीड्यते॥**
**यस्मिन् स सर्वजो व्याधिर्महासौषिरसंज्ञकः॥२९॥**

अन्वयः-यस्मिन् वेष्टेभ्यः दन्ताः चलन्ति, तालु च अपि अवदीर्यते, दन्तमांसानि पच्यन्ते, च मुखं परिपीड्यते, सः सर्वजः महासौषिरसंज्ञकः व्याधिः (ज्ञेयः)॥

જે રોગમાં પેઢાંઓમાંથી દાંત હાલવા લાગે, તાળવું (તથા પેઢાંઓ) ફાટે તેમ જ પાકી જાય અને મોઢું અત્યંત પીડાય એ ત્રણે દોષોના પ્રકોપથી થતો રોગ 'મહાસૌષિર' જાણવો. ૨૯

૫. महांश्चासौ सौषिरः महासौषिरः, त्रिदोषजन्यो व्याधिः सप्तरात्रात् प्राणहरः-ઉપર જણાવેલ જે સૌષિર રોગ, ત્રણે દોષોથી થઈ બધાં દાંતને પેઢાંમાંથી હચમચાવી કાઢે, બધાં પેઢાંને પકવી નાખે અને સાત દિવસમાં માણસનો પ્રાણ લઈ લે, તે ભયંકર પેઢાંનો રોગ 'મહાસૌષિર' કહેવાય છે.

टीका-तालु चाप्यवदीर्यते-च'काराद्दन्तवेष्टश्चाप्यवदीर्यते, सप्तरात्रान्मारकश्चायम्। यत आह भोजः-'महासौषिर इत्येष सप्तरात्रान्निहन्त्यसून्' इति ॥ આ રોગ સાત રાતમાં મારી નાખે છે; આ કારણે જ ભોજે કહ્યું છે કે, 'આ મહાસૌષિર' નામનો રોગ સાત રાતમાં મારી નાખે છે.'

परिदरमाह-

### (૬) પરિદરનું લક્ષણ

**दन्तमांसानि शीर्यन्ते यस्मिन् ष्ठीवति चाप्यसृक्।**
**पित्तासृक्कफजो व्याधिर्ज्ञेयः परिदरो हि सः ॥३०॥**

अन्वयः-यस्मिन् दन्तमांसानि शीर्यन्ते, असृक् चापि ष्ठीवति, सः पित्त-असृक्-कफजः व्याधिः परिदरः हि ज्ञेयः ॥

જે રોગમાં દાંતનાં માંસ વીખાઈ જાય અને લોહી પણ થૂંકાય, એ પિત્ત, લોહી અને કફના પ્રકોપથી થતો રોગ 'પરિદર' જાણવો.

૬. परितो दीर्यन्ते दन्तवेष्टान्यस्मिन्, असृक्-ष्ठीवन च भवति पित्तासृक्कफकोपात् स परिदरः, दृ विदारणे-ऋदोरप्'-જે રોગમાં પિત્ત, લોહી તથા કફનો પ્રકોપ થવાથી દાંતનાં પેઢાં ચોપાસ ચિરાઈ જાય અને લોહી થૂંકાયા કરે, એ પિત્ત, લોહી તથા કફના પ્રકોપથી થતો પેઢાનો રોગ 'પરિદર' કહેવાય છે.

उपकुशमाह-

### (૭) ઉપકુશનું લક્ષણ

**वेष्टेषु दाहः पाकश्च ताभ्यां दन्ताश्चलन्ति च।**
**आघट्टिताः प्रस्रवन्ति शोणितं मन्दवेदनम् ॥ ३१ ॥**
**आध्मायन्ते स्रुते रक्ते मुखं पूति च जायते।**
**यस्मिन्नुपकुशः स स्यात् पित्तरक्तसमुद्भवः ॥३२॥**

अन्वयः-यस्मिन् वेष्टेषु दाहः च पाकः (भवेत्), ताभ्यां च दन्ताः चलन्ति, आघट्टिताः (सन्तः) मन्दवेदन शोणितं स्रवन्ति, रक्ते स्रुते (वेष्टाः) आध्मायन्ते, मुखम् च पूति जायते, सः पित्त-रक्त-समुद्भवः उपकुशः स्यात् ॥

જે રોગમાં પેઢાંઓમાં દાહ તથા પાક થાય અને તેથી દાંત હાલવા લાગે, દાંતને ઘસાય ત્યારે મંદ વેદનાવાળો લોહીનો સ્રાવ થાય અને લોહી આવે ત્યારે પેઢાં સૂજી જાય તથા મોઢું દુર્ગંધવાળું થઈ જાય એ પિત્તના તથા લોહીના પ્રકોપથી થતો રોગ 'ઉપકુશ' કહેવાય છે.

૭. उप कौ शेते-दन्तवेष्टप्रदेशे भवति दाह-पाकरूपेण पित्त-रक्त-कोपात्-इति उपकुशः-शीङ् स्वप्ने-'अन्येष्वपि दृश्यते' इति डः, यद्वा उपकुश्यति-दन्तसमीपवेष्टप्रदेशं श्लिष्यति-इति उपकुशः, कुशिर् श्लेषे-'इगुपधे'ति कः-જે દાંતની પાસે પેઢાંમાં પિત્ત તથા લોહીના પ્રકોપથી દાહ તથા પાકરૂપે થાય છે, તે પેઢાનો એક રોગ 'ઉપકુશ' કહેવાય છે.

टीका-आघट्टिताः=घृष्टाः ॥ (અર્થ ઉપર છે.)

वैदर्भमाह-

### (૮) વૈદર્ભનું લક્ષણ

**घृष्टेषु दन्तमूलेषु संरम्भो जायते महान्।**
**चलन्ति च रदा यस्मिन्स वैदर्भोऽभिघातजः॥३३॥**

अन्वयः-दन्तमूलेषु घृष्टेषु महान् संरम्भः जायते, यस्मिन् च रदाः चलन्ति, सः अभिघातजः वैदर्भः (कथ्यते) ॥

પેઢાંઓ ઘસાતાં મોટો સોજો ઉત્પન્ન થાય, દાંત હલી જાય અને વેદના, પાકવું તથા બળતરા પણ થાય, એ અભિઘાતજન્ય 'વૈદર્ભ' રોગ કહેવાય છે. (આ રોગ અભિઘાતથી એટલે કંઈક વાગવાથી થાય છે.) ૩૩

૮. विशेषतो दृभ्यते शोथरूपेण अभिघाताद् दन्तमूलेषु-इति विदर्भः, दृभी ग्रन्थे-कर्मणि घञ्-तत. प्रज्ञाद्यण् -દાંતનાં મૂળમાં ઘર્ષણ થતાં કે કંઈ વાગતાં મોટા સોજા રૂપે જે રોગ થાય છે, તે 'વૈદર્ભ' નામે પેઢાનો રોગ કહેવાય છે.

टीका-सरम्भः=शोथः, 'चलन्ति चे'ति चकाराद्वेदनादाहपाकाः ॥ (અર્થ ઉપર છે.)

खल्लीवर्धनमाह-

### (૯) ખલ્લીવર્ધનનું લક્ષણ

**मारुतेनाधिको दन्तो जायते तीव्रवेदनः।**
**खल्लीवर्धनसंज्ञोऽसौ सञ्जाते रुक् प्रशाम्यति ॥३४॥**

अन्वयः-मारुतेन तीव्र-वेदनः अधिकः दन्तः जायते,

(तस्मिन्) संजाते रुक् प्रशाम्यति, असौ खल्लीवर्धनसंज्ञः (रोगः कथ्यते) ॥

વાયુને લીધે તીવ્ર વેદનાવાળો એક દાંત અધિક ઉત્પન્ન થાય અને એ દાંત ઉત્પન્ન થયા પછી વેદના શાંત થાય એ 'ખલ્લીવર્ધન' રોગ કહેવાય છે. (આ રોગ વાયુના પ્રકોપથી થાય છે.) ૩૪

૯. वर्धयतीति वर्धनः-ण्यन्ताद् वर्धयतेर्नन्यादित्युः, खल्ल्या वर्धनः खल्लीवर्धनः वायुजन्यदन्ताधिक्यजस्तीव्रवेदनाकारीति खल्लीवर्धनः-વાયુના પ્રકોપથી કોઈ એક દાંત અધિક થતાં વેદના ઘણી જ વધારતો અથવા પેઢામાં ઘણું જ કળતર કરતો એક પેઢાનો રોગ 'ખલ્લીવર્ધન' કહેવાય છે.

टीका-सञ्जाते-दन्ते ॥ (અર્થ ઉપર છે.)

अधिकमांसकमाह-

### (૧૦) અધિમાંસકનું લક્ષણ

**हानव्ये पश्चिमे दन्ते महाशोथो महारुजः।**
**लालास्रावी कफकृतो विज्ञेयः सोऽधिमांसकः॥३५**

अन्वयः-हानव्ये पश्चिमे दन्ते महारुजः लालास्रावी कफकृतः (यः) महाशोथः सः अधिमांसकः विज्ञेयः ॥

નીચલી હડપચીની છેલ્લી દાઢમાં મોટી પીડાવાળો તથા લાળ ઝરતો ભારે સોજો થાય એ કફના પ્રકોપથી થતો રોગ 'અધિમાંસક' જાણવો. ૩૫

૧૦. अधिकं मांसं यस्मिन्-अधिमांसकः हानव्यपश्चिमदन्ते महाशोथरूपो रोगः कफप्रकोपात्-નીચલી હડપચીની છેલ્લી દાઢમાં કફના પ્રકોપથી મોટા સોજારૂપે થતો પેઢાનો એક રોગ 'અધિમાંસક' કહેવાય છે.

टीका-हानव्ये=हनुभवे, पश्चिमे दन्ते=अन्त्यजे ॥ (અર્થ ઉપર અપાયો છે.)

पञ्च दन्तनाडीराह-

### (૧૧-૧૫) પાંચ પ્રકારની દંતનાડીનાં લક્ષણો

**दन्तमूलगता नाड्यः पञ्च ज्ञेया यथेरिताः॥३६॥**

अन्वयः-(नाडीव्रणे) यथा पञ्च नाड्यः (ईरिताः, तथा) दन्तमूलगताः ज्ञेयाः ॥

નાડીવ્રણમાં જેમ વાયુથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી અને શલ્યથી થતી પાંચ નાડીઓ (નળીઓ કે ભરનીંગળ) કહેલ છે, તે જ પ્રમાણે પાંચ પ્રકારની નાડીઓ દાંતના પેઢામાં (દાઢોડી કે ભરનીંગળરૂપે) થતી જાણવી. (એટલે એનાં લક્ષણો નાડીવ્રણના અધિકારમાં કહ્યા પ્રમાણે સમજી લેવાં.) ૩૬

૧૧-૧૫. दन्तमूलजा नाड्यः वात-पित्त-कफ-सन्निपात-शल्योद्भवाः दन्तनाड्यः-વાયુ, પિત્ત, કફ, સન્નિપાત તથા શલ્યના કારણે દાંતના મૂળમાં થતી પાંચ દાઢોડી કે ભરનીંગળ તે 'દંતનાડી' નામે પેઢાંના પાંચ રોગ કહેવાય છે.

टीका-यथा नाडीव्रणे वातपित्तकफसन्निपातशल्यनिमित्ताः पञ्च नाड्यः कथितास्तथाऽत्रापीत्यर्थः ॥ (અર્થ ઉપર છે.)

दन्तविद्रधिमाह-

### (૧૬) દંતવિદ્રધિનું લક્ષણ

**दन्तमांसमलैः सास्रैर्बाह्यतः श्वयथुर्महान्।**
**सदाहरुक् स्रवेद्भिन्नः पूयास्रं दन्तविद्रधिः॥३७॥**

अन्वयः-सास्रैः दन्त-मांस-मलैः बाह्यतः सदाहरुक् महान् श्वयथुः भिन्नः पूयास्रं स्रवेत्, (सः) दन्तविद्रधिः (कथ्यते) ॥

લોહી સાથે પેઢાંઓમાં ગયેલા વાત, પિત્ત અને કફ એ (કોપેલા) દોષોને લીધે બહાર બળતરાવાળો તથા વેદનાવાળો મોટો સોજો ઉત્પન્ન થાય અને તે ફૂટે ત્યારે પરુ તથા લોહીને સ્રવે છે, એ રોગ 'દંતવિદ્રધિ' કહેવાય છે. ૩૭

૧૬. दन्तेषु विद्रधिः-दन्तवेष्टगतसास्रत्रिदोषजन्यो बहिर् महाशोथः पूयास्रस्रावी सदाहरुक्-दन्तविद्रधिः-દાંતનાં પેઢાંઓમાં ગયેલ રુધિરયુક્ત ત્રણે દોષોને લીધે બહારના ભાગમાં મોટો સોજો ઉત્પન્ન થાય છે, તે દાંતનાં પેઢાંનો વિદ્રધિ કે ગૂમડું 'દંતવિદ્રધિ' કહેવાય છે. (આ દંતવિદ્રધિ જ જૂનું થઈ ઉપર જણાવેલ દંતનાડી ભરનીંગળરૂપે થાય છે.)

टीका-दन्तमांसमलैः=दन्तवेष्टगतदोषैः, सास्रैः=सरक्तैर्हेतुभिः ॥ (અર્થ ઉપર છે.)

### દાંતનાં મૂળ કે પેઢાંના રોગોની ચિકિત્સા: પ્રથમ શીતાદની ચિકિત્સા

**शीतादे हृतरक्ते तु तोये नागरसर्षपान्।**
**निःक्वाथ्य त्रिफलां चापि कुर्याद्गण्डूषधारणम्॥३८॥**
**कासीसलोध्रकृष्णा,-मनःशिलासप्रियङ्गुतेजोह्वाः।**
**एषां चूर्णं मधुयुक्, शीतादे पूतिमांसहरम्॥३९**

अन्वयः-शीतादे हृतरक्ते तु तोये नागरसर्षपान् त्रिफलां च अपि निःक्वाथ्य गण्डूषधारणं कुर्यात्, कासीस-लोध्र-कृष्णा-मनःशिला-सप्रियङ्गु-तेजोह्वाः, एषां

चूर्णं मधुयुक् शीतादे पूतिमांस-हरम् ( भवति )

શીતાદ થયો હોય તો લોહી કઢાવ્યા પછી પાણીમાં સૂંઠ, સરસવ, હરડે, બહેડાં તથા આમળાનો ક્વાથ કરી તેથી કોગળા ધારણ કરવા; તેમ જ હીરાકસી, લોધર, પીપર, મનશિલ, ઘઉંલાં અને તેજબળનું ચૂર્ણ મધમાં કાલવી ઉપયોગમાં લીધું હોય તો શીતાદમાં સડેલું માંસ દૂર કરે છે. ૩૮,૩૯

टीका-तजोहा=' तजवल्कल ' इति लोके ॥

**શીતાદ, દંતપુપ્પુટક તથા દંતવેષ્ટની ચિકિત્સા**

**तैलं घृतं वा वातघ्नं शीतादे संप्रशस्यते।**
**दन्तपुप्पुटके कार्यं तरुणे रक्तमोक्षणम् ॥ ४० ॥**
**सपञ्चलवणक्षारः सक्षौद्रः प्रतिसारणम्।**
**शिरोविरेकश्च हितो नस्यं स्निग्धं च भोजनम् ॥४१**
**विस्राविते दन्तवेष्टे व्रणं तु प्रतिसारयेत्।**
**लोध्रपत्तङ्गमधुकलाक्षाचूर्णैर्मधुप्लुतैः ॥ ४२ ॥**

अन्वयः-शीतादे वातघ्नं तैलं वा घृतं संप्रशस्यते, तरुणे दन्तपुप्पुटके रक्तमोक्षणं कार्यम्, स-पञ्च-लवण-क्षारः सक्षौद्रः प्रतिसारणं, च शिरोविरेकः हितः, नस्यं च स्निग्धं भोजनं ( हितम् ) ॥ दन्तवेष्टे विस्राविते व्रणं तु लोध्र-पत्तङ्ग-मधुक-लाक्षा-चूर्णैः मधुप्लुतैः प्रतिसारयेत् ॥

શીતાદ રોગ ઉપર વાયુનાશક તેલ કે ઘી ખૂબ વખણાય છે. દંતપુપ્પુટ ઉત્પન્ન થાય કે તરત જ તે નવો હોય તે જ વખતે તેમાંથી લોહી કઢાવવું; પંચલવણ સહિત જવખારને મધમાં કાલવી તેથી ઘસવું, માથાને ખાલી કરનારું વિરેચન હિતકારી થાય છે; તેમ જ નસ્ય અને સ્નિગ્ધ ભોજન પણ હિતકારી ગણાય છે. દંતવેષ્ટ થયો હોય તો તેમાથી લોહી કાઢ્યા પછી તેના વ્રણ ઉપર આંગળી વડે લોધર, પતંગ, જેઠીમધ અને લાખનું ચૂર્ણ મધમાં કાલવી ઘસવું. ૪૦-૪૨

टीका-प्रतिसारयेत्=अङ्गुल्या घर्षयेत्, पत्तङ्गः= 'चोक' इति लोके ॥ ( અર્થ ઉપર છે )

**હાલતા દાંત સ્થિર કરે**

***गण्डूषे क्षीरिणो योज्याः सक्षौद्रघृतशर्कराः।**
**चलदन्तस्थिरकरं कार्यं बकुलचर्वणम् ॥ ४३ ॥**

अन्वयः-क्षीरिणः स-क्षौद्रघृत-शर्कराः गण्डूषे योज्याः, चलदन्त-स्थिरकरं बकुलचर्वणं कार्यम् ॥

વડ વગેરે પાંચ ક્ષીરીવૃક્ષોનો ક્વાથ કરી તેમાં મધ, ઘી તથા સાકર નાખી તેના કોગળા કરવા અને બોલસરી ચાવવી; તેથી હાલી ગયેલા દાંત પણ સ્થિર થઈ જાય છે. ૪૩

**( ૧ ) મુસ્તાદિ-વટિકા**

**भद्रमुस्ताऽभयाव्योषविडङ्गारिष्टपल्लवैः।**
**गोमूत्रपिष्टैर्गुटिकां छायाशुष्कां प्रकल्पयेत् ॥४४॥**
**तां निधाय मुखे स्वप्याच्चलदन्तातुरो नरः।**
**नातः परतरं किञ्चिच्चलदन्तस्य भेषजम् ॥४५॥**

अन्वय.-भद्रमुस्ता-अभया-व्योष-विडङ्ग-अरिष्ट-पल्लवैः गोमूत्रपिष्टैः गुटिकां ( कृत्वा ) छायाशुष्कां प्रकल्पयेत्, तां मुखे निधाय चल-दन्त-आतुरः नरः स्वप्यात्, अतः परतरं किंचित् चलदन्तस्य भेषजं न ( अस्ति ) ॥

ભદ્રમોથ, હરડે, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ અને લીંબડાનાં પાંદડાંને ગોમૂત્રમાં વાટી ગોળીઓ કરી છાયામા સુકાવવી. એ ગોળીને મોઢામાં રાખી હાલતા દાંતના રોગી માણસે સૂઈ જવું; આથી બીજું કંઈ પણ હાલતા દાંતનું શ્રેષ્ઠ ઔષધ નથી. ૪૪,૪૫

૧. मुस्ता आदिर्येषु तानि मुस्तादीनि, तेषां वटिका-मुस्तादिवटिका-જેમા મોથ પહેલી-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાની ગોમૂત્રમા વાટી કરેલી ગોળી ' મુસ્તાદિવટિકા ' કહેવાય છે.

**( ૨ ) સહચરાદ્ય-તેલ કે ઘૃત**

**तुलाघृतं नीलसहाचरं तु, द्रोणाम्भसा संप्रपयेद्यथावत्। ततश्चतुर्भागरसे तु तैलं, पचेच्छनैरर्घपलप्रमाणैः ॥ ४६ ॥**
**कल्कैरनन्ताखदिरेरिमेद,-जम्ब्वाम्रयष्टीमधुकोत्पलानाम्। तत्तैलमाज्यं च धृतं मुखेन, स्थैर्यं द्विजानां विदधाति सद्यः ॥ ४७ ॥**

अन्वय.-तुलाधृत नील-सहाचरं तु द्रोण-अम्भसा यथावत् संप्रपयेत्, ततः चतुर्भागरसे तु ( अवशिष्टे ) अनन्ता-खदिर-इरिमेद-जम्बू-आम्रयष्टी-मधुक-उत्पला-

* આ સ્થળે ' क्वले ' પાઠ પણ મળે છે. તે અવસ્થાભેદ સૂચવે છે, દાંત હાલવાની સ્થિતિ ક્ષીરીવૃક્ષોનો કલ્ક ઘસવાનું કે ચોપાસ ફેરવવાનું સહન કરી શકે તેવી હોય તો એ ક્ષીરીવૃક્ષોના કલ્કનો કોળિયો ધારણ કરવો અને તેની સ્થિતિ ન હોય તો એ ક્ષીરીવૃક્ષોના ક્વાથના કોગળા કરવા.

ताम् अर्ध-पल-प्रमाणैः कल्कैः तैलं च आज्यं शनैः पचेत्, मुखेन धृतं तत् सद्यः द्विजानां स्थैर्यं विदधाति ॥

ચારસો તોલા કાળાં ફૂલવાળો કાંટા-અશેળિયો લઈ તેનો એક હજાર ચોવીસ તોલા પાણીમાં યોગ્ય રીતે ક્વાથ કરવો. બળતાં બળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં ધમાસો, ખેર, દુર્ગંધી ખેર, જાંબુનાં અને આંબાના પાંદડાં, જેઠીમધ અને કમળ એ દરેકનો બે-બે તોલા કલ્ક નાખી તેની સાથે તેલ કે ઘીમાં ધીમે ધીમે પકાવવું. (આમાં ધમાસો ન મળે તો જવાસો લેવો.) આ તેલ કે ઘીને મોઢામાં રાખ્યું હોય તો તરત જ દાંતની સ્થિરતા કરે છે. ૪૬,૪૭

૨. सहचरः आद्यः येषां तानि सहचराद्यानि, सहचराद्यैः पक्वं तैलं सहचराद्यतैलम्-જેમાં કાળાં ફૂલવાળો કાંટાઅશેળિયો મુખ્ય તરીકે-પહેલો હોય છે, એવાં ઔષધિયાથી પકાવેલું તેલ કે ઘી 'સહચરાદ્યતૈલ કે ઘૃત' કહેવાય છે.

टीका-नीलसहाचरः='नीलपुष्पकटसैरया', अनन्ता=दुरालभा,तदलाभे यवासो ग्राह्यः, इरिमेदः=दुर्गन्धखदिरः। (આનો અર્થ ઉપર અપાયો છે.)

## સૌષિર, પરિદર, ઉપકુશ, વૈદર્ભ તથા ખલ્લીવર્ધનની ચિકિત્સા

सौषिरे हृतरक्ते तु लोध्रमुस्तारसाञ्जनैः।
सक्षौद्रैः शस्यते लेपो गण्डूषे क्षीरिणो हिताः॥४८
क्रियां परिदरे कुर्याच्छीतादोक्तां विचक्षणः।
संशोध्योभयतः कार्यं मुखं चोपकुशे तथा ॥४९॥
काष्ठोदुम्बरिकापत्रैर्व्रणं विस्रावयेद् भिषक्।
लवणैः क्षौद्रयुक्तैश्च सव्योषैः प्रतिसारयेत् ॥ ५०॥
शस्त्रेणोद्धृत्य वैदर्भे दन्तमूलानि शोधयेत्।
ततः क्षीरं× प्रयुञ्जीत क्रियाः सर्वाश्च शीतलाः ॥५१
उद्धृत्याधिकदन्तं तु ततोऽग्निमवचारयेत्।
कृमिदन्तकवच्चात्र विधिः कार्यो विजानता ॥५२॥

अन्वयः-सौषिरे हृतरक्ते तु लोध्र-मुस्ता-रसाञ्जनैः सक्षौद्रैः लेपः शस्यते, गण्डूषे क्षीरिणः हिताः, परिदरे विचक्षणः शीताद-उक्तां क्रियां कुर्यात्, तथा च उपकुशे संशोध्य उभयतः मुखं कार्यम्, (ततः) भिषक् काष्ठ-उदुम्बरिका-पत्रैः व्रणं विस्रावयेत्, लवणैः च सव्योषैः क्षौद्रयुक्तैः प्रतिसारयेत्॥ वैदर्भे शस्त्रेण उद्धृत्य दन्तमूलानि शोधयेत्, ततः क्षीरं च सर्वाः शीतलाः क्रियाः प्रयुञ्जीत, अधिकदन्तं तु उद्धृत्य ततः अग्निम्-अवचारयेत्, अत्र च विजानता कृमिदन्तकवत् विधिः कार्यः ॥

સૌષિર થયેલ હોય તો તેમાથી લોહી કાઢી નાખ્યા પછી લોધર, મોથ તથા રસવંતીનું ચૂર્ણ મધમાં કાલવી તેનો લેપ કરવો અને કોગળા માટે વડ આદિ ક્ષીરીવૃક્ષોનો ક્વાથ હિતકારી થાય છે. પરિદર થયો હોય તો કુશળ વૈદ્યે શીતાદની જે ચિકિત્સા કહી છે તે કરવી; તેમ જ ઉપકુશ થયો હોય તો (વ્રણને પ્રથમ) સાફ કરી બન્ને તરફ તેનાં મોઢાં કરવાં; પછી વૈદ્યે વ્રણને કાળા ઉંબરાનાં પાંદડાં-ઓથી સ્રવાવવો અને પંચલવણ, સૂંઠ, મરી તથા પીપરના ચૂર્ણને મધમાં કાલવી તેનાથી પ્રતિસારણ કરવું. વૈદર્ભ થયો હોય તો તેને શસ્ત્રથી કાપી પેઢાં સાફ કરવાં. પછી દૂધ અને સઘળી શીતલ ક્રિયાઓની યોજના કરવી. ખલ્લીવર્ધન થયેલ હોય તો વધારાનો દાંત કાઢી નાખી તેના ઉપર અગ્નિથી ડામ દેવો અને તેમાં કૃમિદંતના જેવી ચિકિત્સા કરવી. ૪૮-૫૨

## અધિમાંસકની ચિકિત્સા

छित्त्वाऽधिमांसं सक्षौद्रैरेतैश्चूर्णैरुपाचरेत्।
वचातेजोवतीपाठास्वर्जिकायावशूकजैः ॥ ५३ ॥

ઉપયોગ કરવો. એમાં કવલ માટે પીપરના ચૂર્ણને મધમાં કાલવી ઉપયોગ કરવા કહેલ છે; તેમ જ ધોવામાં કડવાં પરવળ, લીંબડો, હરડે, બહેડાં તથા આમળાંના ક્વાથનો ઉપયોગ કરવો. ૫૩,૫૪

टीका–तेजोवती=तेजोवल्कलः, स्वर्णजीवन्ती च ॥

### દંતનાડી-ચિકિત્સા

नाडीव्रणहरं कर्म दन्तनाडीषु कारयेत् ।
यद्दन्तमध्ये जायेत नाडीस्तं तमुद्धरेत् ॥ ५५ ॥
क्षिप्त्वा मांसानि शस्त्रेण यदि नोपरिजो भवेत् ।
उद्धृत्य च दहेच्चापि क्षारेण ज्वलनेन वा ॥५६॥
भिनत्त्युपेक्षिते दन्ते हनुमस्थिगतिर्ध्रुवम् ।
समूलं दशनं तस्मादुद्धरेद्भग्नमस्थि च ॥५७॥
उद्धृते तूत्तरे दन्ते शोणितं प्रस्रवेदति ।
रक्तातियोगात्पूर्वोक्ता घोरा रोगा भवन्ति हि ॥५८
काणः सञ्जायते जन्तुरर्दितं तस्य जायते ।
चलमप्युत्तरं दन्तमतो नैवोद्धरेद्भिषक् ।
धावनं जातिमदनस्वादुकण्टकखादिरैः ॥ ५९ ॥

अन्वयः–दन्तनाडीषु नाडीव्रणहरं कर्म कारयेत्, यद् दन्तमध्ये (नाडीव्रणः) जायेत, (सः) यदि उपरिजः न भवेद्,(तर्हि)शस्त्रेण मांसानि क्षिप्त्वा तं नाडीदन्तम् उद्धरेत्, उद्धृत्य च क्षारेण वा ज्वलनेन च अपि दहेत्। दन्ते उपेक्षिते अस्थिगतिः ध्रुवं हनु भिनत्ति, तस्मात् समूलं दशनं भग्नं च अस्थि उद्धरेत्। उत्तरे दन्ते उद्धृते तु अतिशोणित प्रस्रवेत्, रक्त–अतियोगात् पूर्वोक्ताः घोराः रोगाः हि भवन्ति, जन्तुः काणः सञ्जायते, तस्य अर्दितं जायते, अतः भिषक् चलम् अपि उत्तरं दन्तं न एव उद्धरेत्, जाति–मदन–स्वादु-कण्टक–खदिरैः (कषायैः) धावनं (कार्यम्) ॥

કોઈ પણ દંતનાડી થઈ હોય તો નાડીવ્રણ રોગની ચિકિત્સા કરવી. જે દાંતની અંદર નાડીવ્રણ થયેલ હોય તે દાંત જો ઉપરનો ન હોય તો પેઢાંઓને શસ્ત્રથી કાપી તે નાડીદાંતને કાઢી નાખવો; (પણ ઉપરની પંક્તિના દાંત માટે આ ક્રિયા કરવી નહિ.) દાંત કાઢી નાખી તે સ્થળે ક્ષાર મૂકવો અથવા અગ્નિથી ત્યાં ડામ દેવો. એ નાડીદાંતને ઉપેક્ષાથી રહેવા દીધો હોય તો એ હાડકાંની ગતિથી અવશ્ય હડપચીને ભેદી નાખે છે, માટે તે નાડીદાંતને મૂળ સહિત કાઢી જ નાખવો અને ભાંગેલા હાડકાને પણ કાઢી નાખવું; પરંતુ ઉપરની પંક્તિનો દાંત જો કાઢી નાખવામાં આવે તો લોહીનો સ્રાવ ઘણો થાય છે અને એ રીતે લોહીના તે અતિસ્રાવથી પૂર્વે કહેલા ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. કાણાપણું અને અર્દિત નામનો રોગ પણ થાય છે; માટે ઉપરનો દાંત હાલતો હોય તોપણ વૈદ્યે તેને કાઢવો નહિ. જ્યાંથી દાંત કાઢ્યો હોય તે ભાગને જાઈ, ધંતૂરો, ગોખરુ તથા ખેરના ઉકાળાથી ધોઈ નાખવો. ૫૫-૫૯

टीका–कषायैरिति शेषः ॥

### જાત્યાદિ-તૈલ

कषायैर्जातिमदनकण्टकीस्वादुकण्टकैः ।
मञ्जिष्ठालोध्रखदिरयष्ट्याह्वैश्चापि यत् कृतम् ।
तैलं यत् साधितं तत्तु हन्याद्दन्तगतां गतिम् ॥६०

अन्वयः–जाति–मदन–कण्टकी–स्वादुकण्टकैः च मञ्जिष्ठा–लोध्र–खदिर–यष्टि–आह्वैः अपि यत् कृतं कषायैः तु साधितं तैलं, तत् दन्तगतां गतिं हन्यात् ॥

ચમેલીનાં પાંદડાં, ધંતૂરાનાં પાંદડાં, ઊભી ભોરીંગણીનાં મૂળ અને ગોખરુના પંચાંગના ક્વાથમાં અને ખેર, મજીઠ, લોધર તથા જેઠીમધના ક્વાથમાં પકાવેલું 'જાત્યાદિતૈલ' દાંતમાં થયેલી પરુની ગતિનો નાશ કરે છે.૬૦

टीका–जात्यादिचतुष्टयस्य कषायेण मञ्जिष्ठादिचतुष्टयस्य च कषायेण तैलमिदं पचेत् । जाती='चमेली' इति लोके, तस्याः पत्रं ग्राह्यम् । मदनो=धत्तूरस्तस्यापि पत्रमत्र ग्राह्यम् । कण्टकी=' बडीकटैया ', तस्या मूलं ग्राह्यम् । स्वादुकण्टको=गोक्षुरः, तस्य पञ्चाङ्गं ग्राह्यम् ॥ આ જાત્યાદિ–તૈલ પકાવતી વેળા જાઈનાં તથા ધંતૂરાનાં પાંદડાં લેવાં; ભોરીંગણીનાં મૂળિયાં લેવાં અને ગોખરુનાં પાંચે અંગો લેવાં.

### દંતવિદ્રધિમાં શસ્ત્રક્રિયા સિવાય વિદ્રધિની ચિકિત્સા

विद्रध्युक्तं विधिं युक्तं विदध्याद्दन्तविद्रधौ ।
शस्त्रकर्म नरस्तत्र कुशलो नैव कारयेत् ॥ ६१ ॥

अन्वयः–दन्तविद्रधौ कुशलः नरः विद्रधि-उक्तं युक्तं विधिं विदध्यात्, तत्र शस्त्रकर्म न एव कारयेत् ॥

દંતવિદ્રધિ થયેલ હોય તો કુશળ વૈદ્ય વિદ્રધિરોગમાં કહેલ યોગ્ય ચિકિત્સા કરવી, પણ એ રોગ ઉપર શસ્ત્રક્રિયા ન જ કરવી. ૬૧

દાંતના પેઢાંના રોગો સમાપ્ત

४. दन्ताः हर्षन्ति हृष्यन्ति यस्मिन् वातपित्तप्रकोपात् शीतादिस्पर्शासहाश्च भवन्ति-स दन्तहर्षः-हृषी अलीके वा हृष तुष्टौ-घञ्-જે રોગમાં વાયુ તથા પિત્તના પ્રકોપથી દાંત અંબાઈ જવાથી શીતળ આદિ સ્પર્શને સહન કરી ન શકે, તે રોગ 'દંતહર્ષ' કહેવાય છે.

दन्तशर्करामाह-

## (૫) દંતશર્કરાનું લક્ષણ

**मलो दन्तगतो यस्तु कफश्चानिलशोषितः।**
**शर्करेव खरस्पर्शा सा ज्ञेया दन्तशर्करा ॥ ७॥**

अन्वयः-दन्तगतः यः तु मलः अनिलशोषितः च कफः खरस्पर्शा शर्करा इव (भवेत्), सा दन्तशर्करा ज्ञेया ॥

**દાંતમાં રહેલો જે મેલ અને પવને સુકાયેલો કફ ખરસટ સ્પર્શવાળી રેતીના જેવો થઈ જાય એ રોગ 'દંતશર્કરા' કહેવાય છે. ૭**

५. दन्तानां शर्करा इव वायुशुष्को दन्तमलः कफश्च सा खरस्पर्शा दन्तशर्करा-વાયુએ સૂકવી નાખેલ દાંતનો મેલ તથા કફ ખરછટ સ્પર્શવાળી જાણે રેતી હોય તેવા થઈ જાય, એ વાયુ તથા કફથી થતો દાંતનો રોગ 'દંતશર્કરા' (ખેરી) કહેવાય છે.

टीका-शर्करा=सिकता ॥ (અર્થ ઉપર છે.)

कपालिकामाह-

## (૬) કપાલિકાનું લક્ષણ

**कपालेष्विव दीर्यत्सु दन्तेषु समलेषु च।**
**कपालिकेति विज्ञेया दन्तच्छिद्दन्तशर्करा ॥ ८॥**

अन्वयः-समलेषु च दन्तेषु कपालेषु इव दीर्यत्सु (या) दन्तशर्करा सा दन्तच्छित् कपालिका इति विज्ञेया ॥

**મેલ સહિત દાંત, માટીનાં ઠીકરાઓની પેઠે ફાટવા લાગે અને ઉપર કહેલ દંતશર્કરા પણ સાથે હોય તે દાંતનો નાશ કરનાર રોગ 'કપાલિકા' જાણવો. ૮**

६. कपालानि-मृण्मयघटादिखण्डानि इव दीर्यन्तः समला दन्ता अस्याँ सा कपालिका-इवार्थे कन्, टाप्, अत इत्वं च-જે રોગમાં માટીના ઘડાનાં ઠીકરાંની પેઠે મેલા દાંત ફાટવા લાગે, તે દંતશર્કરાયુક્ત દાંતનો રોગ 'કપાલિકા' કહેવાય છે.

टीका-कपालानि=मृण्मयघटादिखण्डानि, तेष्विव; समलेषु दन्तेषु=मलसहितदन्तावयवेषु, दीर्यत्सु सत्सु, या दन्तशर्करा सा कपालिकेति विज्ञेया। सा कपालिका, दन्तच्छिद्=दन्तनाशिनी ॥ (અર્થ ઉપર છે.)

श्यावदन्तकमाह-

## (૭) શ્યાવદંતકનું લક્ષણ

**योऽसृङ्मिश्रेण पित्तेन दग्धो दन्तस्त्वशेषतः।**
**श्यावतां नीलतां वापि गतः स श्यावदन्तकः ॥९॥**

अन्वयः-असृङ्मिश्रेण पित्तेन दग्धः यः दन्तः तु अशेषतः श्यावतां वा नीलताम् अपि गतः (स्यात्), सः श्यावदन्तकः (कथ्यते) ॥

**લોહી સાથે ભળેલા પિત્તથી બળેલા જેવો થઈ ગયેલો જે દાંત સંપૂર્ણ કાળાશયુક્ત, પીળો અથવા નીલવર્ણો થઈ જાય, એ રોગ 'શ્યાવદંતક' કહેવાય છે. ૯**

७ श्यावः-कृष्णपीतनीलवर्णो वा दन्तो यस्मिन् रुधिरमिश्रपित्तप्रकोपदाहात् स श्यावदन्तकः-જે રોગમાં દાંત લોહી સાથે મિશ્ર થયેલ પિત્તના પ્રકોપથી બળેલા જેવા થઈ સંપૂર્ણ કાળાશથી મિશ્ર, પીળા અથવા નીલવર્ણા થઈ જાય એ રોગ 'શ્યાવદંતક' કહેવાય છે.

टीका-दग्धः=दग्ध इव ॥ (અર્થ ઉપર છે)

करालमाह-

## (૮) કરાલનું લક્ષણ

**शनैःशनै प्रकुरुते यत्र दन्ताश्रितोऽनिलः।**
**करालान् विकटान्दन्तान् स करालो न सिध्यति ॥**

अन्वयः-यत्र दन्त-आश्रितः अनिलः शनैः शनैः दन्तान् करालान् विकटान् प्रकुरुते, सः करालः न सिद्धयति ॥

**જેમાં દાંતમાં પહોંચેલો વાયુ, ધીમે ધીમે દાંતને ભયાનક અને વિકટ કરી નાખે એ 'કરાલ' નામનો દાંતનો રોગ મટતો નથી (અસાધ્ય છે). ૧૦**

८. कीर्यते-विक्षिप्यते इति करः कॄ विक्षेपे-'ऋदोरप्' कराय-विक्षेपाय अलन्ति-पर्याप्नुवन्ति दन्ताः अस्मिन् वायोः स करालः-જેમાં વાયુથી આશ્રિત થયેલા દાંત બહાર ફેંકાવા તત્પર એટલે ભયાનક અને વિકટ-બેડોળ બને છે, એ દાંતનો રોગ 'કરાલ' કહેવાય છે.

टीका-करालान्=भयानकान्, अयं सुश्रुतेनोक्तः, संग्रहकारेण संगृहीतश्च ॥ આ કરાલરોગ સુશ્રુતે કહ્યો છે; તેમ જ સંગ્રહકારે તેનો સંગ્રહ પણ કર્યો છે.

# દાંતના રોગોની ચિકિત્સા :

## લાક્ષાદ્ય-તૈલ

**तैलं लाक्षारसं क्षीरं पृथक् प्रस्थमितं पचेत्।**
**द्रव्यैः पलमितैरेतैः क्वाथैश्चापि चतुर्गुणैः ॥ ११॥**

लोध्रकट्फलमञ्जिष्ठापद्मकेशरपद्मकैः।
चन्दनोत्पलयष्ट्याह्वैस्तत्तैलं वदने धृतम् ॥ १२॥
दालनं दन्तचालं च दन्तमोक्षं कपालिकाम्।
शीतादं पूतिवक्त्रं च विरुचिं विरसास्यताम् ॥१३॥
हन्यादाशु गदानेतान्कुर्याद्दन्तानपि स्थिरान्।
लाक्षादिकमिदं तैलं दन्तरोगेषु पूजितम् ॥१४॥

अन्वयः-तैलं लाक्षारसं क्षीरं पृथक् प्रस्थमितं लोध्र-कट्फल-मञ्जिष्ठा-पद्मकेशर-पद्मकैः चन्दन-उत्पल-यष्टि-आह्वैः चतुर्गुणैः एतैः क्वाथैः च पलमितैः एतैः द्रव्यैः अपि पचेत्, वदने धृतं तत् तैलं दालनं दन्तचालं च दन्तमोक्षं कपालिकां शीतादं पूतिवक्त्रं च विरुचिं विरस-आस्यताम्, एतान् गदान् आशु हन्यात्, दन्तान् स्थिरान् अपि कुर्यात्, इदं लाक्षादिकं तैलं दन्तरोगेषु पूजितम् ॥

તેલ, લાખનો રસ અને દૂધ અલગ અલગ ચોસઠ ચોસઠ તોલા લેવાં; અને લોધર, કાયફળ, મજીઠ, કમળના કેસરા, પદ્મકાષ્ઠ, ચંદન, રક્તકમળ તથા જેઠીમધ એ દ્રવ્યોના ચોગણા ક્વાથ કરીને એ જ લોધર વગેરે દરેક પદાર્થનો ચાર ચાર તોલા કલ્ક પણ તેમાં નાખી ઉપર કહ્યા પ્રમાણેનું ચોસઠ તોલા તેલ તે બધાંની સાથે પકાવવું; (એટલે 'લાક્ષાદ્ય-તેલ' તૈયાર થાય છે.) આ તેલ મોઢામાં રાખ્યું હોય તો દાલન, દાંતોનું હલવું, દાંતોનું પડવું, કપાલિકા, શીતાદ, પૂતિવક્ત્ર, અરુચિ અને મોઢાનું વિરસપણું, એ રોગોનો તરત નાશ કરે છે અને દાંતને પણ સ્થિર કરે છે. આ 'લાક્ષાદ્ય-તેલ'* દાંતના રોગો ઉપર વખણાય છે. ૧૧-૧૪

### કૃમિદન્તકની ખાસ ચિકિત્સા

जयेद्विस्रावणैः स्विन्नमचलं कृमिदन्तकम्।
तथाऽवपीडैर्वातघ्नैः स्नेहगण्डूषधारणैः॥
भद्रदार्वादिवर्षाभूलेपैः स्निग्धैश्च भोजनैः ॥ १५ ॥

अन्वयः-अचलं कृमिदन्तकं स्विन्नं (कृत्वा) विस्रावणैः तथा वातघ्नैः अवपीडैः स्नेहगण्डूषधारणैः भद्रदारु-आदि-वर्षाभूलेपैः च स्निग्धैः भोजनैः जयेत् ॥

સ્થિર થયેલા કૃમિદંતક રોગને સ્વેદન આપ્યા પછી લોહી કઢાવવાથી, વાયુને હણનારાં અવપીડ-નસ્યોથી, સ્નેહના કોગળા ધારણ કરવાથી, ભદ્રદારુ આદિ ગણના તથા સાટોડીના લેપોથી અને સ્નિગ્ધ ભોજનોથી મટાડવો. ૧૫

### કૃમિદંતક પર વિશેષ

कृमिदन्तापहं कोष्णं हिङ्गु दन्तान्तरे स्थितम्।
बृहतीभूतिकदम्बं, पञ्चाङ्गुलकण्टकारिकाक्वाथः॥
गण्डूषस्तैलयुतः, कृमिदन्तकवेदनाशमनः ॥१७॥
नीलीवायसजङ्घा, कटुतुम्बीमूलमेकैकम्।
सञ्चूर्ण्य दशनविधृतं, दशनकृमिनाशनं प्राहुः॥

अन्वयः-हिङ्गु कोष्णं दन्त-अन्तरे स्थितं कृमिदन्त-अपहं (भवति)। बृहती-भूतिकदम्ब, पञ्चाङ्गुल-कण्टकारिका-क्वाथः तैलयुतः गण्डूषः कृमिदन्तकवेदना-शमनः ॥ नीलीवायसजङ्घा-कटुतुम्बी-मूलम् एकैकं सचूर्ण्य दशनविधृतं (तत्) दशनकृमिनाशनं प्राहुः (वैद्याः) ॥

હિંગને જરા ઊની કરી, દાંતની વચ્ચે રાખી હોય તો તે કૃમિદંતકને મટાડે છે. ઊભી ભોરીંગણીના ક્વાથને તેલથી મિશ્ર કરી તેનો કોગળો મોઢામાં રાખ્યો હોય તો તે કૃમિદંતકની વેદના શમાવે છે. ગળીના મૂળનું અથવા રાતી અઘેડીના મૂળનું અથવા કડવી તુંબડીના મૂળનું ચૂર્ણ કરી દાંતમાં રાખ્યું હોય, તો તેને વૈદ્યો કૃમિદંતકનો નાશ કરનાર કહે છે. ૧૬-૧૮

### દંતહર્ષની ખાસ ચિકિત્સા

स्नेहानां कवलाः कोष्णाः सर्पिषस्त्रैवृतस्य च।
निर्यूहाश्चानिलघ्नानां दन्तहर्षप्रमर्दनाः ॥ १९॥

अन्वयः-स्नेहानां कोष्णाः कवलाः, च त्रैवृतस्य सर्पिषः (कवलः) च अनिलघ्नाना निर्यूहाः दन्तहर्ष-प्रमर्दनाः ।

સ્નેહના સહેવાય તેવા ઊના કવલો, નસોતરના કલ્કથી પકાવેલા ઘીનો કવલ અને વાયુને હણનારા પદાર્થોના ક્વાથો દંતહર્ષને મટાડે છે. ૧૯

टीका-त्रैवृतस्य सर्पिषः=त्रिवृतापक्वस्य सर्पिषः, कवलः इत्यर्थः ॥

* लाक्षा आद्या येषु तानि लाक्षाद्यानि, लाक्षाद्यैः पक्वं तैलं लाक्षाद्यतैलम्-જેમાં લાખનો રસ પહેલો-મુખ્ય તરીકે હોય છે, એવું દૂધ તથા બીજાં ઓસડિયાંના ક્વાથ તથા કલ્ક નાખી પકવેલું તેલ 'લાક્ષાદ્યતેલ' કહેવાય છે.

### દંતહર્ષ ઉપર વધુ

स्नैहिकोऽत्र हितो धूमो नस्यं स्नैहिकमेव च।
पेयारसयवाग्वश्च क्षीरसन्तानिकाघृतम् ॥
शिरोबस्तिर्हितश्चापि क्रमो यश्चानिलापहः ॥२०॥

अन्वयः-अत्र स्नैहिकः धूमः हितः, च स्नैहिकम् एव नस्यम्, पेया-रस-यवाग्वः च क्षीरसन्तानिका-घृतम्, अपि च शिरोबस्तिः च अनिल-अपहः यः क्रमः (सः) हितः (भवति)॥

દંતહર્ષ ઉપર સ્નૈહિક ધુમાડો, નસ્ય, પેયાઓ, રસવાળી યવાગૂઓ, દૂધની તર, ઘી, માથાની બસ્તિ અને વાયુનો નાશ કરનારી જે ચિકિત્સા કહી છે, તે પણ હિતકારી થાય છે. ૨૦

ટીકા-अत्र=दन्तहर्षे॥ (અર્થ ઉપર છે.)

### દંતશર્કરાની ચિકિત્સા

अच्छिन्दन्दन्तमूलानि शर्करामुद्धरेद्भिषक्।
लाक्षाचूर्णैर्मधुयुतैस्ततस्तां प्रतिसारयेत्॥२१॥
दन्तहर्षक्रियां चात्र कुर्यान्निरवशेषतः।
कपालिका कृच्छ्रतमा तत्राप्येषा क्रिया मता॥२२॥

अन्वयः-भिषक् दन्तमूलानि अच्छिन्दन् शर्कराम् उद्धरेत्। ततः मधुयुतैः लाक्षाचूर्णैः ताम् अत्र च प्रतिसारयेत्। दन्तहर्षक्रियां निरवशेषतः कुर्यात्, कपालिका कृच्छ्रतमा (अस्ति), तत्र अपि एषा क्रिया मता।

વૈદ્યે દાંતનાં મૂળ છેદ્યા વિના જ દંતશર્કરાને શસ્ત્ર વડે કાઢી નાખવી અને પછી મધમાં કાલવેલાં લાખનાં ચૂર્ણ તેના પર ઘસવાં. દંતહર્ષની સઘળી ક્રિયા દંતશર્કરાની ઉપર પણ કરવી. કપાલિકા નામનો દંતરોગ અત્યંત કષ્ટસાધ્ય છે, તેના ઉપર પણ દંતહર્ષની ચિકિત્સા માન્ય કરી છે. ૨૧,૨૨

ટીકા-एषा क्रिया=दन्तहर्षक्रिया॥(અર્થ ઉપર છે.)

### દાંતના રોગીએ ત્યજવા જેવાં

फलान्यम्लानि शीताम्बु रूक्षान्नं दन्तधावनम्।
तथाऽतिकठिनं भक्ष्यं दन्तरोगी न भक्षयेत्॥२३॥

अन्वयः-दन्तरोगी अम्लानि फलानि शीत-अम्बु रूक्ष-अन्नं दन्तधावनं तथा अतिकठिनं भक्ष्यं न भक्षयेत्॥

દાંતના રોગીએ ખાટાં ફળો ખાવાં નહિ, ટાઢું પાણી પીવું નહિ, રૂક્ષ અન્ન જમવું નહિ, દાતણ કરવું નહિ અને અત્યંત કઠણ ભક્ષ્ય ખાવું નહિ. ૨૩

દાંતના રોગો સમાસ

## अथ जिह्वारोगाः।+

## જીભના રોગો

तत्र जिह्वारोगाणां निदाननामसङ्ख्या आह

### જીભના પાંચ રોગોનાં નિદાનો તથા નામો

वातजः पित्तजश्चापि कफजोऽलाससंज्ञकः।
उपजिह्विका च गदा जिह्वायां पञ्च कीर्त्तिताः॥१॥

अन्वयः-वातजः-पित्तजः कफजः अपि च अलास-संज्ञक; च उपजिह्विका-(इति) पञ्च जिह्वायां गदाः कीर्त्तिताः॥

વાયુજન્ય,[1] પિત્તજન્ય,[2] કફજન્ય,[3] અલાસ[4] અને ઉપજિહ્વિકા,[5] એ નામે જીભના પાંચ રોગો કહ્યા છે. ૧

तत्र वातजस्य लक्षणमाह-

### (૧) વાયુજન્ય જીભના રોગોનું લક્ષણ

जिह्वाऽनिलेन स्फुटिता प्रसुप्ता भवेच्च शाकच्छदनप्रकाशा॥२॥

अन्वयः-अनिलेन जिह्वा स्फुटिता प्रसुप्ता च शाकच्छदनप्रकाशा भवेत्॥

વાયુના પ્રકોપથી જીભ જરાક ફાટી ગયેલી અને જાણે ઊંઘી ગઈ હોય એવી-એટલે ખાટા-મીઠા રસોને જાણી ન શકતી અને નિર્જલ દેશમાં થતા 'શાક' નામના ઝાડનાં પાંદડાંની પેઠે કાંટાઓથી વ્યાપ્ત થયેલી થાય છે.

ટીકા-स्फुटिता=मनाग्विदीर्णा, प्रसुप्ता=रसानामनभिज्ञतया सुप्तेव, शाकच्छदनप्रकाशा,शाकः=मरुभूमिजद्रुमः तद्वत् कण्टकाचिता। अयं लोके 'जली' इति ख्यातः॥ (આનો અર્થ ઉપર છે.)

पित्तजमाह-

### (૨) પિત્તજન્ય જીભના રોગનું લક્ષણ

पित्तात् सदाहैरुपचीयते च, दीर्घैः सरक्तैरपि कण्टकैश्च॥३॥

अन्वयः-पित्तात् च (जिह्वा) सदाहैः दीर्घैः सरक्तैः अपि कण्टकैः उपचीयते॥

પિત્તના પ્રકોપથી જીભ બળતરાવાળા,

---

+ लेढि लिहन्ति वा अनया मधुरादि-रसास्वादमिति जिह्वा-'शेवयहजिह्वा०'-( उणा. १-१५४ ) इति साधुः, जिह्वाया रोगा-जिह्वारोगाः-જેનાથી માણસ મધુર આદિ રસોનો સ્વાદ અનુભવે છે-જાણે છે, તે જિહ્વાઇંદ્રિય કે જીભના રોગો 'જિહ્વારોગો' કહેવાય છે.

લાંબા અને રતાશવાળા કાંટાઓથી વ્યાપ્ત થઈ જાય છે. (એ પિત્તથી થયેલો જીભનો રોગ છે.) ૩

कफजमाह-

**(૩) કફજન્ય જીભના રોગનું લક્ષણ**

**कफेन गुर्वी बहुला चिता च मांसोच्छ्रयैः शाल्मलिकण्टकाभैः ॥ ४ ॥**

अन्वयः-कफेन (जिह्वा) गुर्वी बहुला च शाल्मलि-कण्टक-आभैः मांस-उच्छ्रयैः चिता (स्यात्) ॥

**કફના પ્રકોપથી જીભ ભારે જાડી અને શીમળાના કાંટા જેવા માંસથી થયેલા કાંટાઓથી વ્યાપ્ત થઈ જાય છે. (એ 'કફથી થયેલો જીભનો રોગ' છે.) ૪**

टीका-बहुला=स्थूला, मांसोच्छ्रयैः=मांसजकण्टकैः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

अलासमाह-

**(૪) અલાસનું લક્ષણ**

**जिह्वातले यः श्वयथुः प्रगाढः, सोऽलाससंज्ञः कफरक्तमूर्तिः । जिह्वां स तु स्तम्भयति प्रवृद्धो, मूले च जिह्वा भृशमेति पाकम् ॥ ५ ॥**

अन्वयः-जिह्वातले कफरक्तमूर्तिः यः प्रगाढः श्वयथुः (जायते), सः तु अलासमज्ञः (कथ्यते), प्रवृद्धः च (सन्) जिह्वा स्तम्भयति, (तेन) जिह्वा च मूले भृश पाकम् एति ॥

**જીભના તળે કફ તથા લોહીના પ્રકોપથી જે અત્યંત દારુણ સોજો થાય છે, તે 'અલાસ' કહેવાય છે. એ સોજો ખૂબ વધી જાય છે. ત્યારે જીભને અટકાવે છે અને તે જીભ પણ મૂળના ભાગમાં અત્યંત પાકે છે. ૫**

૪. न लसति-न श्लिष्यति जिह्वा स्वकीयव्यापारे, न च क्रीडति स्तब्धा भृशं च पक्वा अनेन कफरक्तमूर्ति-त्रिदोषजन्य-श्वयथुना सदारुणः प्रवृद्धश्च श्वयथुरूपो रोगः-अलासः-नञ्पूर्वकाद् लस श्लेषणक्रीडनयोः-इत्यस्मात् करणे घञ्-જીભના તળે કફ તથા રુધિરના પ્રકોપથી થતા જે સોજાને લીધે જીભ પોતાનો વ્યાપાર કરવા સમર્થ થતી નથી અને સ્તબ્ધ થઈ ખૂબ પાકી પણ જાય છે, તે ખૂબ દારુણ અને વધી ગયેલો જીભ તળેનો જે ત્રિદોષજન્ય સોજો તે 'અલાસ' નામે જીભનો રોગ કહેવાય છે.

टीका-प्रगाढः=प्रकर्षेण गाढो दारुणः, कफरक्तमूर्तिः =कफरक्ताभ्यां मूर्तिर्यस्य सः, कफरक्तज इत्यर्थः । जिह्वास्तम्भेन वायुरप्यत्र बोद्धव्यः । भृशं पाकेन पित्तं च, अतस्त्रिदोषजोऽयम्, असाध्यत्व चास्य ॥ આ રોગમાં જીભ અને જીભનું મૂળ ઘણું જ પાકવાથી વાયુનો અને પિત્તનો પણ પ્રકોપ હોય છે, એમ સિદ્ધ થાય છે. આ પ્રમાણે આ રોગ ત્રણે દોષોના પ્રકોપથી થયેલો હોવાને લીધે અસાધ્ય છે.

उपजिह्विकामाह-

**(૫) ઉપજિહ્વિકાનું લક્ષણ**

**जिह्वाग्ररूपः श्वयथुर्हि जिह्वामुन्नम्य जातः कफरक्तयोनिः । प्रसेककण्डूपरिदाहयुक्तः, प्रकथ्यतेऽसावुपजिह्विकेति ॥ ६ ॥**

अन्वयः-कफरक्तयोनिः (यः) श्वयथुः हि जिह्वाम् उन्नम्य जातः जिह्वा-अग्ररूपः प्रसेक-कण्डू-परिदाहयुक्तः (भवति), असौ उपजिह्विका इति प्रकथ्यते ॥

**કફ અને લોહી એ બંનેના પ્રકોપથી જે સોજો જીભને ઊંચી રાખીને થાય છે, જીભની અણીના જેવી આકૃતિવાળો અને લાળનું ઝરવું, ચળ તથા બળતરાથી યુક્ત હોય છે તે સોજો 'ઉપજિહ્વિકા' કહેવાય છે. ૬**

૫. उपगता-जिह्वाम् ऊर्ध्वीकृत्य जाता जिह्वा-अग्र-आकृतिः श्वयथुरूपा कफरक्त-प्रकोपात् प्रसेक-कण्डू-परिदाहयुक्ता सा-उपजिह्विकेति प्रादि-समासः, ततः स्वार्थे कन्, ह्रस्वत्वम्, अत इत्व च-જીભને ઊંચી રાખી ઉપરના ભાગ પર જીભના આગલા ભાગ જેવી જ આકૃતિનો સોજો કફ તથા લોહીના પ્રકોપથી થાય છે અને તેમાંથી લાળ ઝરે, ચળ આવે અને બળતરા પણ થાય, તે સોજારૂપ જીભનો રોગ 'ઉપજિહ્વિકા' કહેવાય છે.

(અહીં વૈદ્યરાજશ્રી પ્રભાશંકર ગઢડાવાળા, પોતાનો અંગત અભિપ્રાય આવો રજૂ કરે છે કે, આ 'ઉપજિહ્વિકા' રોગ, આગલી મોટી જીભનો ન ગણવો, પણ એ જીભના છેડે ઉપરના ભાગમાં ગળાની શરૂઆતમાં બરાબર વચ્ચે બીજી જે નાની જીભ છે કે, જેના ઉપયોગથી જ કંઠસ્થાનીય અક્ષરોનું ઉચ્ચારણ થાય છે અને જેનું નામ 'ઉપજિહ્વા' છે, તેનો જ આ ઉપજિહ્વિકા રોગ છે. જેમ ગ્રહણીનો રોગ પણ ગ્રહણી કહેવાય છે, તે જ પ્રમાણે એ નાની જીભનું પોતાનું નામ 'ઉપજિહ્વા' છે અને તેના આ રોગનું નામ પણ 'ઉપજિહ્વિકા' છે.)

टीका-जिह्वाग्ररूपः=जिह्वाग्राकृतिः ॥

जिह्वारोगाणां चिकित्सा ।

## જિહ્વા(જીભ)ના રોગોની ચિકિત્સા

जिह्वागतविकाराणां शस्तं शोणितमोक्षणम् ।
गुडूचीपिप्पलीनिम्बकवलः कटुभिः सुखः ॥७॥
ओष्ठप्रकोपेऽनिलजे यदुक्तं प्राक् चिकित्सितम् ।
कण्टकेष्वनिलोत्थेषु तत्कार्यं भिषजा खलु ॥८॥
पित्तजे परिघृष्टे तु निःस्रुते दुष्टशोणिते ।
प्रतिसारणगण्डूषनस्यं च मधुरं हितम् ॥९॥
कण्टकेषु कफोत्थेषु लिखितेष्वसृजः क्षये ।
पिप्पल्यादिर्मधुयुतः कार्यस्तु प्रतिसारणे ॥१०॥
उपजिह्वां तु संलिख्य क्षारेण प्रतिसारयेत् ।
शिरोविरेकगण्डूषधूमैश्चैनामुपाचरेत् ॥११॥
व्योषक्षाराभयावह्निचूर्णमेतत्प्रघर्षणम् ।
उपजिह्वाप्रशान्त्यर्थमेभिस्तैलं च पाचयेत् ॥१२॥

अन्वयः-जिह्वागतविकाराणां शोणितमोक्षणं शस्तं, कटुभिः (सह) गुडूची-पिप्पली-निम्ब-कवलः सुखः ॥ अनिलजे ओष्ठप्रकोपे यत् चिकित्सितं प्राक् उक्तं तत् खलु अनिल-उत्थेषु कण्टकेषु भिषजा कार्यम् ॥ पित्तजे परिघृष्टे तु दुष्टशोणिते निःस्रुते मधुरं च प्रतिसारण-गण्डूष-नस्यं हितम् (भवति) ॥ कफ-उत्थेषु कण्टकेषु लिखितेषु असृजः क्षये मधुयुतः पिप्पल्यादिः तु प्रतिसारणे कार्यः ॥ उपजिह्वां तु संलिख्य क्षारेण प्रतिसारयेत्, शिरोविरेक-गण्डूष-धूमैः च एनाम् उपाचरेत् ॥ जिह्वाप्रशान्त्यर्थं व्योष-क्षार-अभया-वह्नि-चूर्णम्, एतत् प्रघर्षणं एभिः च तैलं पाचयेत् ॥

જીભના રોગોમાં લોહી કઢાવવું તે ઉત્તમ છે; તેમ જ ગળો, લીંબડો તથા પીપરનો તીખા પદાર્થોની સાથે કોગળો ભરી રાખવો એ સુખકારી થાય છે. વાયુથી થયેલા હોઠના રોગમાં જે ચિકિત્સા પહેલાં કહી છે, તે વાયુથી થયેલા જીભના કાંટા ઉપર પણ વૈદ્યે કરવી. પિત્તથી થયેલો જીભનો રોગ, ઘસીને બગડેલું લોહી કાઢ્યા પછી તેના પર મધુર પ્રતિસારણ, મધુર કોગળા અને મધુર નસ્ય હિતકારી થાય છે. જો કફથી જીભના કાંટા થયા હોય તો તેઓને ખોતરી, લોહી કાઢી નાખ્યા પછી પિપ્પલ્યાદિ ગણનાં ઔષધોને મધમાં કાલવી તેનાથી પ્રતિસારણ કરવું. ઉપજિહ્વિકા થયેલ હોય તો તેને પણ ખોતરી, ક્ષારથી પ્રતિસારણ કરવું અને માથાનાં વિરેચન, કોગળા તથા ધુમાડાથી પણ તેનો ઉપચાર કરવો. ઉપજિહ્વાને મટાડવા સૂંઠ, મરી, પીપર, જવખાર, હરડે અને ચિત્રકનું ચૂર્ણ ઘસવું અથવા એ ચૂર્ણના કલ્કથી તેલ પકાવવું (અને એ તેલનો કોગળા વગેરેમાં ઉપયોગ કરવો). ૭-૧૨

જીભના રોગો સમાપ્ત

# अथ तालुरोगाः ।

# તાળવાના રોગો

तत्र तालुरोगाणां नामानि सङ्ख्यां चाह-

## તાળવાના નવ રોગોનાં નામો

गलशुण्डी तुण्डिकेर्यध्रूषः कच्छप एव च ।
ताल्वर्बुदश्च कथितो मांससङ्घात एव च ॥१॥
तालुपुप्पुटनामा च तालुशोषस्तथैव च ।
तालुपाकश्च कथितास्तालुरोगाः* अमी नव ॥२॥

अन्वयः-गलशुण्डी तुण्डिकेरी अध्रूषः च कच्छपः एव, च तालु-अर्बुदः च मांससङ्घातः एव, च तालु-पुप्पुटनामा, च तालुशोषः तथा च तालुपाकः एव, अमी नव तालुरोगाः कथिताः ॥

ગલશુંડી,[1] તુંડિકેરી,[2] અધ્રૂષ,[3] કચ્છપ,[4] તાલ્વર્બુદ,[5] માંસસંઘાત,[6] તાલુપુપ્પુટ,[7] તાલુશોષ[8] અને તાલુપાક,[9] આ નવ તાળવામાં થતા રોગો કહ્યા છે. ૧,૨

तत्र गलशुण्डीलक्षणमाह-

## (૧) ગલશુંડીનું લક્ષણ

श्लेष्मासृग्भ्यां तालुमूलात् प्रवृद्धो, दीर्घः शोथो ध्मातबस्तिप्रकाशः । तृष्णाकासश्वासकृत्तं वदन्ति, व्याधिं वैद्याः कण्ठशुण्डीति नाम्ना ॥३॥

अन्वयः-श्लेष्म-असृग्भ्यां तालुमूलात् प्रवृद्धः दीर्घः ध्मातबस्तिप्रकाशः तृष्णा कासश्वासकृत् शोथः (भवेत्), तं व्याधिं वैद्याः 'कण्ठशुण्डी' इति नाम्ना वदन्ति ॥

કફ અને લોહી એ બંનેના પ્રકોપને

* तरन्ति वर्णा अनेनेति तालु, तॄ प्लवनतरणयोः-त्रो रश्च लः' (उणा. १-५) तालुनः रोगाः-तालुरोगाः-જેનાથી અક્ષરો તરે-બહાર આવે-જે સ્થળે હ્રસ્વ-દીર્ઘ ઈ, ચવર્ગ, ય તથા શ-એટલા અક્ષરો ખાસ ઉત્પન્ન થાય છે, તે 'તાલુ- તાળવું;' એ તાળવામાં થતા રોગો 'તાલુરોગ' કહેવાય છે.

લીધે તાળવાના મૂળમાંથી વધેલો, લાંબો, વાયુથી ભરેલા ચામડાના દડા જેવો અને તરસ, ઉધરસ તથા શ્વાસને ઉત્પન્ન કરનારો જે સોજો થાય છે, તેને વૈદ્યો 'ગલશુંડી' એ નામે કહે છે. ૩

૧. गले शुण्डी इव तालुमूलात् प्रवृद्धः कफरुधिरजन्यः दीर्घः शोथः गलशुण्डीति कथ्यते-તાળવાના મૂળમાંથી વધેલો જે સોજો ગળાના મૂળમાં હાથીની સૂંઢ જેવો લાંબો જણાય છે અને કફ તથા લોહીના પ્રકોપથી જે થાય છે, તે 'ગલશુંડી'નામે તાળવાનો રોગ કહેવાય છે.

टीका-ध्मातवस्तिप्रकाशः=वातपूरितचर्मपुटतुल्यः ॥ (આનો અર્થ ઉપર છે.)

तुण्डिकेरीमाह-

### (૨) તુંડિકેરીનું લક્ષણ

**शोथः स्थूलस्तोददाहप्रपाकी, श्लेष्मासृग्भ्यां कीर्तिता तुण्डिकेरी ॥४॥**

अन्वयः-(तालुनि) श्लेष्म-असृग्भ्यां स्थूलः तोद-दाहप्रपाकी शोथः तुण्डिकेरी कीर्तिता ॥

તાળવામાં કફ અને લોહીના પ્રકોપને લીધે જાડો, સોય ભોંક્યા જેવી પીડાવાળો, બળતરાવાળો અને પાકવાળો જે સોજો થાય છે, તે 'તુંડિકેરી' કહેવાય છે. ૪

૨. तुण्डिकान्-शरीराणि ईरयति, ईर गतिप्रेरणयोः-कर्मण्यण्, ङीप् चेति तुण्डिकेरी-वन्यकार्पासीफल, तत्तुल्य-शोथरूपो रोगः कफरुधिरप्रकोपजन्यस्तोददाहप्रपाक-वान्, इवार्थे कन्, तस्य च लुप् देवपथादित्वात्-શરીર પર વસ્ત્રરૂપ થઈને જે જાય-શરીરને જે પ્રેરણા આપે, તે જંગલી કપાસનુ ફળ 'તુંડિકેરી' કહેવાય છે. એ ફળ જેવો જે સોજો ગળામા કફ તથા લોહીના પ્રકોપથી થાય છે અને સોય ભોંકયા જેવી પીડા, દાહ તથા પાકવાળો જે હોય, તે 'તુડિકેરી' નામે કહેવાતો તાળવાનો એક રોગ છે.

अथाध्रूपमाह-

### (૩) અધ્રૂપનું લક્ષણ

**शोथः स्तब्धो लोहितः शोणितोत्थो, ज्ञेयोऽध्रूपः सज्वरस्तीव्ररुक्च ॥५॥**

अन्वयः-(तालुनि) शोणित-उत्थः स्तब्धः लोहितः सज्वरः तीव्ररुक् च शोथः अध्रूपः ज्ञेयः ॥

તાળવામાં લોહીના કોપને લીધે અક્કડ, રાતો, જ્વરવાળો અને તીવ્ર વેદનાવાળો જે સોજો થાય, તે 'અધ્રૂપ' કહેવાય છે. ૫

૩. अध्रति-स्थैर्यं गच्छति स्तब्धः सन्, रूपति-तीव्र-रुजां च करोति शोणितजन्यत्वात् सज्वरश्च सन्, अध्र गतौ-अध्, रूप रुजायाम्-इगुपधेति कः, अध्रश्चासौ रूपश्चेति अध्रूपः-शाकन्ध्वादिः-તાળવામાં થતો જે સોજો સ્થિર અથવા સ્તબ્ધ બને અને લોહીના પ્રકોપથી થતો હોઈ દાહયુક્ત હોવાથી તીવ્ર પીડા કરે, તે તાળવાનો એક રોગ 'અધ્રૂપ' કહેવાય છે.

कच्छपमाह-

### (૪) કચ્છપનું લક્ષણ

**कूर्मोत्सन्नोऽवेदनोऽशीघ्रजन्मा रोगो ज्ञेयः कच्छपः श्लेष्मणः स्यात् ॥६॥**

अन्वयः-(तालुनि) श्लेष्मणः कूर्म-उत्सन्नः अवेदनः अशीघ्रजन्मा रोगः कच्छपः ज्ञेयः ॥

તાળવામાં કફના પ્રકોપને લીધે કાચબાની પેઠે મધ્યમાં ઊંચો તથા છેડામાં નીચો અને થોડી વેદનાવાળો જે સોજો તરત નહિ પણ ધીમે ધીમે થાય, તે રોગને 'કચ્છપ' જાણવો. ૬

૪. कच्छपः-कूर्म इव मध्ये प्रोच्चः प्रान्ते नत. कफ-जन्योऽल्पवेदनश्चिरजस्तालुरोगः, इवार्थे कन्, तस्य च लुप् देवपथादित्वात्-તાળવામાં જે સોજો કફના પ્રકોપથી થાય, કાચબાની જેમ વચ્ચે ઊંચો અને છેડે નમેલો થાય, વેદના ઓછી કરે અને ખૂબ ધીમે ધીમે થાય, તે તાલુરોગ 'કચ્છપ' કહેવાય છે.

टीका-कूर्मोत्सन्नः=मध्ये प्रोच्चः प्रान्ते नतः। (અર્થ ઉપર છે.)

ताल्वर्बुदमाह-

### (૫) તાલ્વર્બુદનું લક્ષણ

**पद्माकारं तालुमध्ये तु शोथं, विद्याद्रक्तादर्बुदं पित्तलिङ्गम् ॥७॥**

अन्वयः-तालुमध्ये तु रक्तात् पद्माकारं पित्तलिङ्गं, शोथम् अर्बुदं विद्यात् ॥

તાળવાના મધ્યમાં લોહીના પ્રકોપને લીધે કમળના કેસરા જેવા લાંબા માંસના અંકુરોથી પડખાંઓમાં વીંટાયેલો અને પિત્તનાં સઘળાં ચિહ્નવાળો જે સોજો થાય તેને 'તાલ્વર્બુદ' જાણવો. ૭

૫. तालुनि अर्बुदं-ताल्वर्बुदं-पद्मकर्णिकावत् केसरैरिव पार्श्वतो दीर्घमांसाङ्कुरैर्वेष्टितं रक्तजं पित्तलिङ्गं च शोथरूपम्-તાળવાની વચ્ચે કમળની કળી જેવો હોઈ બાજુ-

પર લાંબા કમળના કેસરા જેવા માંસના અંકુરોથી વીંટાયેલો રુધિરજન્ય સોજો પિત્તનાં ચિહ્નોથી યુક્ત થાય તે 'તાલ્વર્બુદ' કહેવાય છે.

ટીકા–પદ્માકારં=પદ્મકર્ણિકાવત્, કેસરૈરિવ પાર્શ્વતો દીર્ઘૈર્માંસાઙ્કુરૈર્વેષ્ટિતમ્ ॥ (આનો અર્થ ઉપર છે.)

मांससङ्घातमाह–

### (૬) માંસસંઘાતનું લક્ષણ

**दुष्टं मांसं श्लेष्मणा नीरुजं च, ताल्वन्तःस्थं मांससङ्घातमाहुः ॥ ८ ॥**

अन्वयः–श्लेष्मणा तालु–अन्तःस्थं नीरुजं च मांसं दुष्टं (भवेत्, तं वैद्याः) मांससङ्घातम् आहुः ॥

**કફના પ્રકોપને લીધે તાળવામાં પીડા વગરનું જે બગડેલું માંસ જમા થયેલું હોય, તેને વૈદ્યો 'માંસસંઘાત' કહે છે. ૮**

૬. मांसस्य दुष्टस्य सङ्घातः यस्मिन् श्लेष्मणा तालुनि अन्तःस्थः नीरुक् स मांससङ्घातः–જે રોગમાં કફના પ્રકોપને લીધે તાળવાની અંદર બગડેલા માંસનો જમાવ થાય, તે 'માંસસંઘાત' નામે તાલુરોગ કહેવાય છે.

तालुपुप्पुटमाह–

### (૭) તાલુપુપ્પુટનું લક્ષણ

**नीरुक् स्थायी कोलमात्रः कफात्मा, मेदोयुक्तः पुप्पुटस्तालुदेशे ॥ ९ ॥**

अन्वयः–तालुदेशे कफात्मा नीरुक् स्थायी मेदोयुक्तः कोलमात्रः (ग्रन्थिः) पुप्पुटः (कथ्यते) ॥

**તાળવામાં કફના પ્રકોપને લીધે પીડા વગરનો, સ્થિર અને મેદવાળો જે બોરડીના ફળ જેવડો ગાંઠો ઉત્પન્ન થાય, તે 'તાલુ પુપ્પુટ' કહેવાય છે. ૯**

૭. तालुनि पुप्पुटः–ग्रन्थिः कफजन्यो नीरुक् मेदोयुक्तः कोलप्रमाणः–तालुपुप्पुटः–તાળવામાં કફથી થતી પીડા વગરની મેદવાળી જે ગાંઠ બોર જેવડી થાય, તે 'તાલુપુપ્પુટ' નામે તાલુરોગ કહેવાય છે.

तालुशोषमाह–

### (૮) તાલુશોષનું લક્ષણ

**शोषोऽत्यर्थं दीर्यते चापि तालु श्वासो वातात्तालुशोषोऽयमुक्तः ॥ १० ॥**

अन्वयः–वातात् अत्यर्थं शोषः, अपि वा तालु दीर्यते, श्वासः (भवेत्), अयं तालुशोषः उक्तः ॥

**તાળવામાં વાયુના પ્રકોપને લીધે બહુ શોષ પડે, અથવા તાળવું ઘણું જ ફાટ્યા કરે અને શ્વાસ પણ થાય, એ રોગ 'તાલુશોષ' કહેવાય છે. ૧૦**

૮. तालुनि शोषः वातात्–વાયુના લીધે તાળવામાં ખૂબ શોષ પડે, તે વાયુજન્ય 'તાલુશોષ' નામે તાલુરોગ કહેવાય છે.

तालुपाकमाह–

### (૯) તાલુપાકનું લક્ષણ

**पित्तं कुर्यात्पाकमत्यर्थघोरं तालुन्येवं तालुपाकं वदन्ति ॥ ११ ॥**

अन्वयः–एवं तालुनि पित्तम् अत्यर्थघोरं पाकं कुर्यात्, तं तालुपाकं वदन्ति ।

**એ રીતે તાળવામાં ગયેલું પિત્ત (તાળવામાં) અતિશય ભયંકર પાકવું કરે, તેને (વૈદ્યો) 'તાલુપાક' કહે છે. ૧૧**

૯. तालुनि पाकः पित्तात्–પિત્તને લીધે તાળવામાં જે પાકવું થાય, તે પિત્તજન્ય 'તાલુપાક' નામે તાલુરોગ કહેવાય છે.

तालुरोगाणां चिकित्सा–

### તાળવાના રોગોની ચિકિત્સા

**कुष्ठोषणवचासिन्धुकणापाठाप्लवैः सह ।**
**सक्षौद्रैर्भिषजा कार्यं गलशुण्डीप्रघर्षणम् ॥ १२ ॥**
**अङ्गुष्ठाङ्गुलिसन्दंशेनाकृष्य गलशुण्डिकाम् ।**
**छेदयेन्मण्डलाग्रेण जिह्वोपरि तु संस्थिताम् ॥ १३ ॥**
**अत्यादानात् स्रवेद्रक्तं ततः स म्रियते नरः ।**
**हीनच्छेदाद्भवेच्छोथो लालास्रावो भ्रमस्तथा ॥ १४ ॥**
**तस्माद्वैद्यः प्रयत्नेन दृष्टकर्मा विशारदः ।**
**गलशुण्डीं तु संछिद्य कुर्यात्प्राप्तमिमं क्रमम् ॥ १५ ॥**
**पिप्पल्यतिविषाकुष्ठवचामरिचनागरैः ।**
**क्षौद्रयुक्तैः सलवणैस्ततस्तां प्रतिसारयेत् ॥ १६ ॥**
**वचामतिविषापाठारास्नाकटुकरोहिणीः ।**
**निःक्वाथ्य पिचुमर्दं च कवलं तत्र कारयेत् ॥ १७ ॥**
**तुण्डिकेर्यध्रुषे कूर्मे सङ्घाते तालुपुप्पुटे ।**
**एष एव विधिः कार्यो विशेषः शस्त्रकर्मणि ॥ १८ ॥**
**तालुपाके तु कर्तव्यं विधानं पित्तनाशनम् ।**
**स्नेहस्वेदौ तालुशोषे विधिश्चानिलनाशनः ॥ १९ ॥**

अन्वयः–कुष्ठ–ऊषण–वचा–सिन्धु–कणा–पाठा–प्लवैः सक्षौद्रैः सह भिषजा गलशुण्डीप्रघर्षणं कार्यम्, जिह्वा–उपरि संस्थितां तु गलशुण्डिकाम् अङ्गुष्ठ–अङ्गुलि–सन्दंशेन आकृष्य मण्डल–अग्रेण छेदयेत् । अति–आदानाद् रक्तं स्रवेत्, ततः सः नरः म्रियते, हीनच्छेदात् शोथः लालास्रावः

तथा भ्रमः भवेत्, तस्मात् प्रयत्नेन दृष्टकर्मा विशारदः वैद्यः गलशुण्डीं तु संछिद्य ततः प्राप्तम् इमं क्रमं कुर्यात्–पिप्पली–अतिविषा–कुष्ठ–वचा–मरिच–नागरैः क्षौद्रयुक्तैः सलवणैः तां प्रतिसारयेत् च वचाम् अतिविषा–पाठा–रास्ना–कटुक–रोहिणीः पिचुमर्दं च निःक्वाथ्य तत्र कवलं कारयेत् ॥ तुण्डिकेरी–अध्रुषे कूर्मे सङ्घाते तालुपुप्पुटे एषः एव विधिः कार्यः, (किंतु) शस्त्रकर्मणि विशेषः, तालुपाके तु पित्तनाशन विधान कर्तव्यम्, तालुशोषे स्नेहस्वेदौ च अनिलनाशनः विधिः (कार्यः) ॥

કઠ, મરી, વજ, સિંધવ, પીપર, કાળી પાટ અને કેવડીમોથના ચૂર્ણને મધમાં કાલવી વૈદ્યે તે વડે ગલશુંડીને ખૂબ ઘસવી. (જેથી તે મટી જાય છે.) જીભની ઉપર જો ગલશુંડી રહેલી હોય તો અંગૂઠો અને આંગળીરૂપ ચીપિયાથી તેને ખેંચી તરવાર જેવા, 'મંડલાગ્ર'નામના શસ્ત્રથી તેને કાપી નાખવી. ગલશુંડીનું અતિ છેદન કરવાથી લોહીનો સ્રાવ થાય છે, જેથી માણસ મરી જાય છે; અને ઓછું છેદન કરવાથી સોજો, લાળનો સ્રાવ તથા ભ્રમ થાય છે, માટે જેણે તેવાં છેદનોની ઘણી ક્રિયાઓ કાળજીથી જોઈ-કરી હોય એવા પ્રવીણ વૈદ્યે, બહુ સંભાળથી ગલશુંડીને કાપવી અને તે પછી તેની આ યોગ્ય ચિકિત્સા કરવી:-પીપર, અતિવિષ, કઠ, મરી, વજ અને સૂંઠના ચૂર્ણને મધમાં કાલવી તેમાં સિંધવ નાખીને તેનાથી પ્રતિસારણ કરાવવું તથા વજ, અતિવિષ, કાળીપાટ, રાસ્ના, કડુ અને લીંબડાને ઉકાળી તેનો કવલ પણ કરાવવો. તુંડિકેરી, અધ્રૂષ, કચ્છપ, માંસસંઘાત અને તાલુપુપ્પુટની ઉપર પણ એ જ ચિકિત્સા કરવી; પરંતુ તે ઉપર શસ્ત્રક્રિયા કરવામાં ફેરફાર કરવો. તાલુપાક ઉપર તો પિત્તનો નાશ કરનારી જ ચિકિત્સા કરવી. તાલુશોષમાં સ્નેહન તથા સ્વેદન કરવાં અને વાયુનાશક બીજી ક્રિયા પણ કરવી. ૧૨-૧૯

टीका–प्लवः='केवडी मोथा,' 'गुडतमी' इति लोके ॥ मण्डलाग्रेण=शस्त्रविशेषेण ॥ (અર્થ ઉપર છે.)

## अथ[+] गलरोगाः।

## ગળાના રોગો

तत्र गलरोगाणां नामानि सङ्ख्यां चाह–

### ગળાના અઢાર રોગોનાં નામો

**रोहिणी पञ्चधा प्रोक्ता कण्ठशालूक एव च।**
**अधिजिह्वश्च वलयो वलासश्चैकवृन्दकः ॥ १ ॥**
**ततो वृन्दः शतघ्नी च गिलायुः कण्ठविद्रधिः।**
**गलौघश्च स्वरघ्नश्च मांसतानस्तथैव च ॥**
**विदारी कण्ठदेशे तु रोगा अष्टादश स्मृताः ॥२॥**

अन्वयः–पञ्चधा रोहिणी प्रोक्ता, च कण्ठशालूकः एव, च अधिजिह्वः, वलयः वलासः च एकवृन्दकः, ततः वृन्दः च शतघ्नी गिलायुः कण्ठविद्रधिः च गलौघः च स्वरघ्नः, तथा मांसतानः च विदारी (इति) अष्टादश रोगाः तु कण्ठदेशे स्मृताः ॥

પાંચ પ્રકારની રોહિણી,[૫] કંઠશાલૂક,[૬] અધિજિહ્વ,[૭] વલય,[૮] બલાસ,[૯] એકવૃન્દક,[૧૦] વૃન્દ,[૧૧] શતઘ્ની,[૧૨] ગિલાયુ,[૧૩] કંઠવિદ્રધિ,[૧૪] ગલૌઘ,[૧૫] સ્વરઘ્ન,[૧૬] માંસતાન[૧૭] અને વિદારી[૧૮] એમ ૧૮ ગળાના રોગ કહ્યા છે.૧,૨

तत्र पञ्चानामपि रोहिणीनां सामान्यां सम्प्राप्तिमाह–

### પાંચે રોહિણીઓની* નિદાનપૂર્વક સામાન્ય સંપ્રાપ્તિ

**गलेऽनिलः पित्तकफौ च मूर्च्छितौ, प्रदूष्य**

---

+ गिलति आहारं प्राणसहायतः गॄ निगरणे–अच्, यद्वा गीर्यते आहारोऽनेन प्राणसहायादेव–गॄ 'पुंसि संज्ञायां घः,' यद्वा गलति–अति आहारं प्राणसाहाय्यादेवेति गलः, गल अदने–अच्–જે પ્રાણવાયુની મદદ લઈને ખોરાકને ગળી જાય છે અથવા પ્રાણની સહાયથી યુક્ત જેના સંબંધને માણસ ખોરાક ગળે છે; અથવા જે પ્રાણની મદદ લઈને ખોરાક ખાય છે, તે શરીરનો એક અવયવ 'ગલ'-ગળું કહેવાય છે; આ ગળું મોઢાનો જ એક ભાગ છે, તેથી ઉપરના મુખરોગો કહ્યા પછી તેના જ એક વિભાગરૂપ ગળાના રોગો હવે કહે છે.

* रोहितः–रक्तः वर्णः अस्ति अस्या दोष-दुष्टमांस-रुधिर-जन्याया मांसाङ्कुररूपायाश्चेति रोहिणी, अर्शआद्यच् 'वर्णादनुदात्ताद्' इति ङीप्–દોષોથી દુષ્ટ થયેલ લોહી તથા માંસથી ઉત્પન્ન થતા માંસના અંકુરરૂપ જે રોગોનો રંગ ખાસ કરી રાતો હોય છે, તે ગળાનો રોગ 'રોહિણી' કહેવાય છે.

मांसं च तथैव शोणितम्। गलोपसंरोधकरैस्तथाङ्कुरै,-र्निहन्त्यसून् व्याधिरयं च रोहिणी ॥३

अन्वयः-गले (मूर्छितः) अनिलः, मूर्च्छितौ च पित्तकफौ तथा च शोणितम् एव मांसं, तथा (रुधिरं च) प्रदूष्य गल-उपसरोधक-अङ्कुरैः असून् निहन्ति, अयं च व्याधिः रोहिणी (कथ्यते) ॥

ગળામાં વૃદ્ધિ પામેલા અલગ અલગ વાયુ, પિત્ત તથા કફ અથવા એ ત્રણે દોષો કે લોહી, માંસને તથા લોહીને દૂષિત કરી ગળાનો ઉપરોધ (રોકવું) કરનારા અંકુરોથી માણસને મારી નાખે છે, એ રોગ 'રોહિણી' કહેવાય છે. ૩

टीका-गले अनिल. मूर्छितः=प्रवृद्धः तथा पित्तकफौ च मूर्च्छितौ=पित्तं वा मूर्च्छितं कफो वा मूर्च्छितः, न तु त्रयोऽपि मूर्च्छिताः। पृथक् पृथग् दोषजायाः अपि वक्ष्यमाणत्वात्, मांस शोणितं च प्रदूष्य तथा गलोपसरोधकरैरसून् निहन्ति। अयं व्याधिः रोहिणीसंज्ञो ज्ञेयः, *सर्वा रोहिण्यस्त्रिदोषजाः, उत्कर्षात्तु वातादिव्यपदेशः* ॥- જોકે બધી રોહિણી ત્રિદોષજન્ય હોય છે, તોપણ વાયુ આદિના આધિક્યથી તે તે દોષજન્ય અલગ અલગ સમજવી.

तस्या वातजाया लक्षणमाह-

### (૧) વાતજન્ય રોહિણીનું લક્ષણ

जिह्वासमन्ताद् भृशवेदनास्तु, मांसाङ्कुराः कण्ठनिरोधनाः स्युः। सा रोहिणी वातकृता प्रदिष्टा, वातात्मकोपद्रवगाढजुष्टा ॥ ४ ॥

अन्वयः-भृशवेदनाः तु मांस-अङ्कुराः जिह्वासमन्तात् (जाताः सन्तः) कण्ठनिरोधनाः स्युः, वातात्मक-उपद्रव-गाढजुष्टा सा वातकृता रोहिणी प्रदिष्टा ॥

અત્યંત વેદનાવાળા માંસના અંકુરો, જીભની ચારે બાજુ થઈ ગળાને રોકી દેનારા થાય છે અને તેની સાથે વાયુસંબંધી સ્તબ્ધપણું વગેરે ઉપદ્રવો પણ અત્યંત થાય છે, એ વાયુથી થયેલી 'રોહિણી' કહેવાય છે. ૪

टीका-जिह्वासमन्तात्=जिह्वायाः सर्वतः, वातात्मकोपद्रवगाढजुष्टा=स्तम्भादिभिरतिशयेन युक्ता ॥

पित्तजामाह-

### (૨) પિત્તજન્ય રોહિણીનું લક્ષણ

क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका, तीव्रज्वरा पित्तनिमित्तजाता ॥ ५ ॥

अन्वयः-पित्तनिमित्तजाता (मांसाङ्कुररूपा रोहिणी) क्षिप्र-उद्गमा क्षिप्रविदाहपाका तीव्रज्वरा (च भवति) ॥

પિત્તરૂપ નિદાનથી થયેલ માંસના અંકુરરૂપ રોહિણી તરત ઉત્પન્ન થાય, તરત દાહ કરી પાકે અને તીવ્ર જ્વરથી યુક્ત પણ હોય. ૫

श्लेष्मजामाह-

### (૩) કફજન્ય રોહિણીનું લક્ષણ

स्रोतोनिरोधिन्यपि मन्दपाका, गुर्वी स्थिरा सा कफसम्भवा तु ॥ ६ ॥

अन्वयः-कफसम्भवा तु सा (मांसाङ्कुररूपा रोहिणी) स्रोतोनिरोधिनी अपि (सती) मन्दपाका गुर्वी स्थिरा (स्यात्) ॥

કફરૂપ નિદાનથી થતી એ માંસના અંકુરરૂપ રોહિણી ગળાની શિરાઓને પણ રોકી લે, ધીમે ધીમે પાકે અને ભારે તથા સ્થિર હોય છે. ૬

टीका-स्रोतः=अत्र कण्ठस्रोतः ॥ (અર્થ ઉપર છે.)

*सन्निपातजामाह-*

### (૪) સંનિપાતજન્ય રોહિણીનું લક્ષણ

गम्भीरपाकिन्यनिवार्यवीर्या, त्रिदोषलिङ्गा त्रिभवा भवेत् सा ॥ ७ ॥

अन्वयः-त्रिभवा सा त्रिदोषलिङ्गा गम्भीरपाकिनी अनिवार्यवीर्या भवेत् ॥

ત્રણે દોષથી થતા માંસના અંકુરરૂપ એ રોહિણી, ઉપર કહેલાં ત્રણે દોષોના ચિહ્નવાળી, ઊંડા પાકવાળી અને જેનું જોર રોકયુ રોકાય નહિ એવી થાય છે. ૭

रक्तजामाह-

### (૫) રક્તજન્ય રોહિણીનું લક્ષણ

स्फोटैश्चिता पित्तसमानलिङ्गा, साध्या प्रदिष्टा रुधिरात्मिका तु ॥ ८ ॥

अन्वयः-रुधिर-आत्मिका तु (रोहिणी) स्फोटैः चिता पित्तसमानलिङ्गा साध्या प्रदिष्टा ॥

લોહીરૂપ અથવા લોહી બગડવાથી થતી લોહીની રોહિણી, ફોલ્લાઓથી વ્યાપ્ત અને પિત્તના જેવાં ચિહ્નોવાળી થાય છે. ૮

रोहिणीना मारकत्वादवधिमाह-

કઈ રોહિણી કેટલા દિવસે મારી નાખે છે?

सद्यस्त्रिदोषजा हन्ति त्र्यहात्कफसमुद्भवा। पञ्चाहात्पित्तसम्भूता सप्ताहात्पवनोत्थिता ॥ ९ ॥

अन्वयः-त्रिदोषजा सद्यः हन्ति, कफसमुद्भवा त्र्यहात्, पित्तसम्भूता पञ्चाहात्, पवन-उत्थिता सप्ताहात्॥

ત્રણે દોષોથી થયેલી રોહિણી તરત જ મારી નાખે છે, કફથી થયેલી રોહિણી ત્રણ દિવસે, પિત્તથી થયેલી રોહિણી પાંચ દિવસે અને વાયુથી થયેલી રોહિણી સાત દિવસે મારી નાખે છે. ૯

कण्ठशालूकमाह-

### (૬) કંઠશાલૂકનું લક્ષણ

**कोलास्थिमात्रः कफसम्भवो यो, ग्रन्थिर्गले कण्टकशूकभूतः। खरः स्थिरः शस्त्रनिपातसाध्यस्तं कण्ठशालूकमिति ब्रुवन्ति ॥ १०॥**

अन्वयः-गले यः ग्रन्थिः कण्टकशूकभूतः खरः स्थिरः कोल-अस्थिमात्रः शस्त्रनिपातसाध्यः कफ सम्भवः (स्यात्), तं कण्ठशालूकम् इति (वैद्याः) ब्रुवन्ति ॥

ગળામાં જે ગાંઠ કાંટાની તથા ધાન્યની અણીની પેઠે વેદના ઉત્પન્ન કરે; ખરસટ, સ્થિર, બોરના ઠળિયા જેવડી અને શસ્ત્રક્રિયાથી જ મટાડી શકાય એવી કફના પ્રકોપથી થાય છે, તેને વૈદ્યો 'કંઠશાલૂક' કહે છે. ૧૦

૬. कण्ठे शालूकम् इव-जल-उत्पल-कन्दम् इव ग्रन्थिरूपो यो रोगः कोल-अस्थिप्रमाणः कफसम्भवः-कण्ठशालूकः-ગળામાં જાણે પાણીમા થતું કમળકંદ હોય તેવી ગાંઠરૂપ જે રોગ બોરના ઠળિયા જેવડો કફના પ્રકોપથી થાય છે, તે 'કંઠશાલૂક' કહેવાય છે.

टीका-कण्टकशूकभूत.=कण्टकवत् शूकवच्च वेदनाजनकः ॥ (અર્થ ઉપર અપાયો છે.)

अधिजिह्वकमाह-

### (૭) અધિજિહ્વકનું લક્ષણ

**जिह्वाग्ररूपः श्वयथुः कफात्तु, जिह्वोपरिष्टादसृजैव मिश्रात्। ज्ञेयोऽधिजिह्वः खलु रोग एष, विवर्जयेदागतपाकमेनम् ॥ ११ ॥**

अन्वयः-जिह्वा-उपरिष्टात् जिह्वा-अग्ररूपः असृजा मिश्रात् एव कफात् तु (यः) श्वयथुः (भवेत्), एषः खलु अधिजिह्वः रोगः ज्ञेयः, एनं आगतपाकं विवर्जयेत् ॥

જીભની ઉપર અને લોહીથી મિશ્ર થયેલા કફના પ્રકોપથી થતો જે સોજો જીભની અણી જેવા આકારવાળો થાય તે 'અધિજિહ્વક' જાણવો. એ સોજો જો પાકે તો એનો ત્યાગ કરવો-તેની ચિકિત્સા કરવી નહિ.

૭. जिह्वाम् अधिरूढः अधिजिह्वः, अधिजिह्व एव अधिजिह्वकः-जिह्वाया उपरि मूलस्य प्रान्तभागे जातः रक्तमिश्र-कफजन्यश्वयथुरूपः जिह्वा-अग्र-समानाकृती रोगः-જે રોગ જીભની ઉપર છેક મૂળના છેડે લોહીથી મિશ્ર કફના પ્રકોપથી સોજારૂપે થાય, જેની આકૃતિ જીભના ટેરવા જેવી હોય છે, તે ગળાનો રોગ 'અધિજિહ્વક' નામે કહેવાય છે.

टीका-असृजा मिश्रादेवेत्यन्वयः ॥

वलयमाह-

### (૮) વલયનું લક્ષણ

**बलास एवायतमुन्नतं च शोथं करोत्यन्नगतिं निवार्य। तं सर्वथैवाप्रतिवार्यमेव, विवर्जनीयं वलयं वदन्ति ॥ १२॥**

अन्वयः-बलासः एव अन्नगतिं निवार्य (गले) आयतं च उन्नतं शोथं करोति, सर्वथा अप्रतिवार्यं तं (वैद्याः) विवर्जनीयम् एव वलयं वदन्ति ॥

(કોપેલો) કફ અન્નની ગતિને રોકી ગળામાં લાંબો તથા ઊંચો સોજો ઉત્પન્ન કરે છે; એ બધી રીતે મટે જ નહિ એવો હોય; એને વૈદ્યો ત્યજવા યોગ્ય-એટલે કે ચિકિત્સાને અયોગ્ય 'વલય' કહે છે. (આ રોગ અસાધ્ય છે, તેથી તેની ચિકિત્સા કરવી નહિ.) ૧૨

૮. वलते-सवृणोति अन्नगतिं कफजन्यो गले शोथ आयतोन्नतः स वलयाकृतिरिति वलयः, वल संवरणे-'वलिमलितनिभ्यः कयन्'-(उणा. ४-९९)-ગળામાં કફથી ઉત્પન્ન થતો લાંબો ઊંચો સોજો ખોરાકની ગતિને અટકાવે છે, તે કડાં જેવી ગોળ આકૃતિવાળો ગળાનો રોગ 'વલય' કહેવાય છે.

बलासमाह-

### (૯) બલાસનું લક્ષણ

**गले तु शोथं कुरुतः प्रवृद्धौ, श्लेष्मानिलौ श्वासरुजोपपन्नम्। मर्मच्छिदं दुस्तरमेनमाहुर्बलाससंज्ञं भिषजो विकारम् ॥ १३॥**

अन्वयः-प्रवृद्धौ श्लेष्म-अनिलौ गले तु श्वास-रुजा-उपपन्नं मर्मच्छिदं शोथं तु कुरुतः, एनं दुस्तरम् विकारं भिषजः बलाससंज्ञम् आहुः ॥

ખૂબ વધેલા કફ તથા વાયુ, ગળામાં શ્વાસ તથા પીડાથી યુક્ત અને હૃદયનું મર્મસ્થળ જાણે છેદાતું હોય એવી પીડા ઉત્પન્ન કરતો સોજો ઉત્પન્ન કરે છે; એ મટવા મુશ્કેલ રોગને વૈદ્યો 'બલાસ' કહે છે. ૧૩

૯. बलम् अस्यति-क्षिपति गले कफवायुवृद्धिजन्यः शोथो हृदयमर्मच्छेदक इवेति बलासः, असु क्षेपणे-कर्मण्यण्-ગળામાં કફ તથા વાયુ વધવાથી થતો સોજો હૃદય-રૂપ મર્મભાગને જાણે કાપી નાખતો હોય એવી વેદના કરે છે, તેથી બળને હરી લેતો એ સોજો 'બલાસ' નામે ગળાનો રોગ કહેવાય છે.

टीका-मर्मच्छिदं=हृदयमर्मणि.च्छेदेनेव वेदनाजनकम्॥ ( આનો અર્થ ઉપર અપાયો છે. )

अथैकवृन्दमाह-

### ( ૧૦ ) એકવૃન્દનું લક્ષણ

**वृत्तोन्नतोऽन्तः श्वयथुः सदाहः, सकण्डुरोऽपाक्यमृदुर्गुरुश्च। नाम्नैकवृन्दः परिकीर्त्तितोऽसौ व्याधिर्बलासक्षतजप्रसूतः ॥ १४ ॥**

अन्वयः-अन्तः बलासक्षतजप्रसूतः वृत्त-उन्नतः सदाहः सकण्डुरः अपाकी अमृदुः च गुरुः श्वयथुः ( भवति ), असौ व्याधिः एकवृन्दः नाम्ना परिकीर्त्तितः ॥

ગળાની અંદર કફ તથા લોહીના પ્રકોપને લીધે ગોળ, નમેલો, બળતરાવાળો, ચળવાળો, જરા પાકતો, જરાક કોમળ અને મોટો સોજો ઉત્પન્ન થાય, એ રોગ 'એકવૃન્દ' નામે કહેવાય છે. ૧૪

૧૦. वृणति-भक्षयति गलमध्यप्रदेशं कफरक्तजन्य-शोथरूपेणोत्पद्य, दाहं कण्डूमीषत् पाकं चापि कृत्वेति वृन्दः वृणु भक्षणे-' अब्दादयश्च ' ( उणा. ४-९८ ) इति साधुः, ततः एकश्चासौ वृन्दः-જે રોગ કફ તથા લોહીના પ્રકોપથી ગળાની વચ્ચે ગોળ અને નમેલો, સોજારૂપે ઉત્પન્ન થઈ બળતરા, ચળ તથા લગાર પાકવું કરીને તે પ્રદેશને ખાઈ જાય છે, તે ગળાનો રોગ 'એકવૃન્દ' કહેવાય છે.

टीका-अन्तः=गलमध्ये, अपाकी=ईषत्पाकी, अमृदुः= ईषन्मृदुः ॥ ( આનો અર્થ ઉપર અપાયો છે. )

वृन्दमाह-

### ( ૧૧ ) વૃન્દનું લક્ષણ

**समुन्नतं वृत्तममन्ददाहं, तीव्रज्वरं वृन्दमुदाहरन्ति। तच्चापि पित्तक्षतजप्रकोपाद्, विद्यात्सतोदं पवनात्मकं तु। १५॥**

अन्वयः-पित्तक्षतजप्रकोपात् समुन्नतं वृत्तम् अमन्द-दाहं तीव्रज्वरं वृन्दम् उदाहरन्ति, तत् च अपि सतोदं तु पवनात्मकं विद्यात् ॥

પિત્તના અને લોહીના પ્રકોપને લીધે અત્યંત ઊંચો, ગોળ, અત્યંત દાહવાળો અને તીવ્ર જ્વરવાળો સોજો ઉત્પન્ન થાય છે. એ રોગને વૈદ્યો 'વૃન્દ' કહે છે; એમાં જો શૂળ હોય તો તેને વાયુસંબંધી જાણવો. ૧૫

૧૧. वृणति-भक्षयति गलप्रदेशं पित्तरक्तप्रकोपजन्य-शोथरूपेणोत्पद्य तीव्रदाहयुक्तज्वरं चापि समुत्पादयति वृन्दः, पूर्ववत् साधुः-જે રોગ પિત્ત તથા લોહીના પ્રકોપથી ગોળ ઊંચા સોજારૂપે ઉત્પન્ન થઈ તીવ્ર દાહ તથા તાવ ઉપજાવીને તે પ્રદેશને ખાઈ જાય, તે ગળાનો એક રોગ 'વૃન્દ' કહેવાય છે.

शतघ्नीमाह-

### ( ૧૨ ) શતઘ્નીનું લક્ષણ

**वर्तिर्घना कण्ठनिरोधिनी तु, चिताऽतिमात्रं पिशितप्ररोहैः। अनेकरुक्प्राणहरी त्रिदोषाज्, ज्ञेया शतघ्नीसदृशी शतघ्नी ॥ १६ ॥**

अन्वयः-अनेक-रुक् घना पिशितप्ररोहैः तु अतिमात्र चिता कण्ठनिरोधिनी प्राणहरी वर्तिः त्रिदोषात् ज्ञेया, शतघ्नीसदृशी ( इति ) शतघ्नी ( कथ्यते ) ॥

વાયુ, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલ પીડા, દાહ તથા ચળ આદિ અનેક રોગવાળી, કઠણ, માંસના અંકુરોથી અત્યંત વ્યાપ્ત અને કંઠને રોકી દેનારી પ્રાણઘાતક જે વાટ ગળામાં ઉત્પન્ન થાય છે, એ ત્રણે દોષોના પ્રકોપથી થતી શતઘ્નીની પેઠે પ્રાણ લેનારી હોવાથી 'શતઘ્ની' કહેવાય છે. ૧૬

૧૨. शतानि हन्ति जनानां सा शतघ्नी-लोहकण्टक-संछन्ना महती शिला, 'अमनुष्यकर्तृके चे'ति हन्तेष्टक्, टित्त्वाच्च ङीप्, शतघ्नीव या प्राणहर्त्री सा शतघ्नी-त्रिदोषजा वर्तिः-इवार्थे कन्, देवपथादित्वाच्च तस्य लुप्-સેંકડો લોકોના પ્રાણ લેનારી અને લોખંડી કાંટાઓથી છવાયેલી મોટી એક શિલા કે તોપ 'શતઘ્ની' કહેવાય છે. એ શતઘ્નીની જેમ લોકોના પ્રાણ લેતી ત્રિદોષજન્ય જે વાટ ગળામાં થાય છે, તે પણ 'શતઘ્ની' કહેવાય છે.

टीका-घना=कठिना, अनेकरुक्=वातपित्तकफज-तोददाहकण्ड्वादियुक्ता, शतघ्नीसदृशी=लोहकण्टकसंछन्ना, शतघ्नी महती शिला, तत्तुल्या यतः प्राणहरी ॥ (આનો અર્થ ઉપર સંપૂર્ણ અપાયો છે.)

गिलायुमाह-

### ( ૧૩ ) ગિલાયુનું લક્ષણ

**ग्रन्थिर्गले त्वामलकास्थिमात्रः, स्थिरोऽल्परुक्स्यात्कफरक्तमूर्तिः। संलक्ष्यते सक्तमिवाशितं च, स शस्त्रसाध्यस्तु गिलायुसंज्ञः॥ १७॥**

अन्वयः-कफरक्तमूर्तिः आमलक-अस्थिमात्रः स्थिरः अल्परुक् ग्रन्थिः गले तु सक्तम् अशितम् इव सलक्ष्यते, सः च शस्त्रसाध्यः तु गिलायुसंज्ञः (कथ्यते)॥

કફના અને લોહીના પ્રકોપને લીધે આમળાંના ઠળિયા જેવડો, સ્થિર અને થોડી વેદનાવાળી જે ગ્રંથિ-ગાંઠો ગળામાં થઈને જાણે ખાધેલું ગળામાં અટકી રહ્યું હોય એવી જણાય, તે શસ્ત્રક્રિયાથી મટે એવો 'ગિલાયુ' નામે ગળાનો રોગ કહેવાય છે. ૧૭

૧૩ गिलम् आयाति कफरक्तप्रकोपाद् आमलकास्थिमात्रः स गिलायुः, या प्रापणे इत्यस्मात् मृगय्वादित्वात् कुः જે રોગ કફ તથા લોહીના પ્રકોપથી ગળામાં આમળાના ઠળિયા જેવડી ગાંઠરૂપે થાય છે, તે 'ગિલાયુ' નામે ગળાનો રોગ કહેવાય છે.

गलविद्रधिमाह-

### (૧૪) કંઠવિદ્રધિનું લક્ષણ

**सर्वं गलं व्याप्य समुत्थितो यः, शोथो रुजः सन्ति च यत्र सर्वाः। स सर्वदोषैर्गलविद्रधिस्तु, तस्यैव तुल्यः खलु सर्वजस्य ॥ १८॥**

अन्वयः-सर्वदोषैः सर्वं गलं व्याप्य समुत्थितः, यत्र च सर्वाः रुजः सन्ति, सः शोथः गलविद्रधिः तु तस्य सर्वजस्य एव तुल्यः खलु (भवति)॥

સર્વ દોષોના પ્રકોપને લીધે આખું ગળું વ્યાપીને ઉત્પન્ન થયેલો અને જેમાં સર્વ પ્રકારની વેદના થાય છે, તે સોજો 'કંઠવિદ્રધિ' કહેવાય છે; અને તે રોગ પ્રથમ કહેલા ત્રિદોષજન્યવિદ્રધિના જેવો જ હોય છે. ૧૮

૧૪. कण्ठे जातः विद्रधिः सर्वदोषैः समुत्थितशोथरूपः-कण्ठविद्रधिः- સર્વ દોષોના પ્રકોપથી ગળામાં થયેલો સોજો-'કંઠવિદ્રધિ'-ગળાનું ગૂમડું કહેવાય છે.

गलौघमाह-

### (૧૫) ગલૌઘનું લક્ષણ

**शोथो महानन्नजलावरोधी, तीव्रज्वरो वायुगतेर्निहन्ता। कफेन जातो रुधिरान्वितेन, गले गलौघः परिकीर्तितोऽसौ ॥ १९॥**

अन्वयः-कफेन रुधिर-अन्वितेन गले जातः महान् शोथः अन्नजल-अवरोधी वायुगतेः निहन्ता तीव्रज्वरः (भवेत्), असौ गलौघः परिकीर्तितः॥

કફ અને લોહીના પ્રકોપને લીધે ગળામાં થયેલો મોટો સોજો અન્નને તથા જળને રોકનારો, ઉદાનવાયુની ગતિને હણનારો અને તીવ્ર જ્વરવાળો થાય છે, એ 'ગલૌઘ' કહેવાય છે. ૧૯

૧૫. गले आ-समन्ताद् उह्यते अनेन रक्तमिश्रकफदोषः महाशोथकर्ता सवायुगतिघ्नस्तीव्रज्वरो रोगः-गलौघः-'हलश्चे'ति घञ्, न्यङ्क्वादित्वात् कुत्वम्-જે રોગ લોહી સાથે મિશ્ર થયેલ કફરૂપ દોષને ગળામાં ચોપાસથી લાવી મૂકે, જેથી ગળામાં મોટો સોજો આવે, વાયુની ગતિ અટકી પડે અને સાથે તીવ્ર તાવ પણ લાવે, એ ગળાનો એક રોગ 'ગલૌઘ' નામે કહેવાય છે.

स्वरघ्नमाह-

### (૧૬) સ્વરઘ્નનું લક્ષણ

**यस्ताम्यमानः श्वसिति प्रसक्तं, भिन्नस्वरः शुष्कविमुक्तकण्ठः। कफोपदुष्टेष्वनिलायनेषु, ज्ञेयः स रोगः श्वसनात्स्वरघ्नः ॥ २०॥**

अन्वयः-अनिल-अयनेषु कफ-उपदुष्टेषु (सत्सु) श्वसनात् ताम्यमानः शुष्कविमुक्तकण्ठः प्रसक्तं श्वसिति, भिन्नस्वरः (भवति), स रोगः स्वरघ्नः ज्ञेयः॥

વાયુના માર્ગો કફથી દુષ્ટ થતા વાયુનો પ્રકોપ થવાથી અંધારું દેખતો માણસ વારંવાર હાંફે, તેનું ગળું સુકાઈ જાય, અસ્વાધીન બને-અન્નાદિકને ગળવા અશક્ત થાય અને સ્વર બગડી જાય, એ રોગ 'સ્વરઘ્ન' કહેવાય છે. ૨૦

૧૬. स्वरं हन्ति श्वसनाद् वायुवर्त्मसु कफदुष्टेषु सत्सु, स रोगः स्वरघ्नः-'अमनुष्यकर्तृके चे'ति हन्तेष्टक्-વાયુના માર્ગો કફથી દુષ્ટ થતાં વાયુથી ઉત્પન્ન થતો જે રોગ સ્વરનો નાશ કરે તથા ઘાંટો બેસાડી દે, તે વાયુજન્ય ગળાનો રોગ 'સ્વરઘ્ન' કહેવાય છે

टीका-ताम्यमानः=तमः पश्यन्, शुष्कविमुक्तकण्ठः, शुष्को विमुक्तः=अस्वाधीनः कण्ठो यस्य सः। अस्वाधीनता-भक्तं गिलितुमशक्यत्वात्। अनिलायनेषु=वायुवर्त्मसु, श्वसनात्=वातात्॥ (અર્થ ઉપર છે.)

मांसतानमाह-

### (૧૭) માંસતાનનું લક્ષણ

**प्रतानवान् यः श्वयथुः सुकष्टो, गलोपरोधं कुरुते क्रमेण। स मांसतानः कथितोऽवलम्बी, प्राणप्रणुत्सर्वकृतो विकारः ॥ २१॥**

अन्वयः-(गले) प्रतानवान् अवलम्बी सुकष्टः यः श्वयथुः क्रमेण गल-उपरोधं कुरुते, सः सर्वकृतः, प्राणप्रणुत् विकारः मांसतानः कथितः॥

ગળામાં વિસ્તારવાળો. લટકતો અને મહાકષ્ટ દેનારો જે સોજો અનુક્રમે ગળું રોકી દે, તે સર્વ દોષોથી થઈ પ્રાણ લેનારો રોગ 'માંસતાન' નામે કહેલ છે. ૨૧

૧૭. मांसं तनोति-विस्तारयति गले श्वयथुरूपेणोत्पद्य सर्वदोषप्रकोपात्, क्रमेण च गलोपरोधमपि करोति, स प्राणघातको मांसतानः, तनु विस्तारे-कर्मण्यण्-સર્વ દોષોના પ્રકોપથી ગળામાં જે સોજારૂપે ઉત્પન્ન થઈ માંસ ફેલાવે અને ધીમે ધીમે આખું ગળું રોકી દે અને છેવટે માણસનો જીવ લે છે, તે ગળાનો રોગ 'માંસતાન' કહેવાય છે.

टीका-प्रतानवान्=विस्तारवान्. सुकष्टः=अतिशयितं कष्टं यत्र सः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

विदारीमाह-

## (૧૮) વિદારીનું લક્ષણ

सदाहतोदं श्वयथुं सुताम्रमन्तर्गले पूतिविशीर्णमांसम् । पित्तेन विद्याद्वदने विदारीं पार्श्वे विशेषात्स तु येन शेते ॥२२॥

अन्वयः-पित्तेन अन्तर्गले (यः रोगः) सदाहतोदं सुताम्रं वदने पूतिविशीर्णमांसं श्वयथुं (कुरुते, तां) विदारीं विद्यात्, सः तु येन (पार्श्वेन) विशेषात् शेते (तस्मिन्) पार्श्वे (सः विदारी भवतीत्यर्थः) ॥

પિત્તના પ્રકોપને લીધે ગળામાં જે રોગ દાહ તથા તીવ્ર વેદનાથી યુક્ત, અત્યંત રાતો અને મોઢામાં (પણ) દુર્ગંધવાળા તથા ફાટતા માંસવાળો સોજો (ગળામાં જ) ઉત્પન્ન કરે એ રોગને 'વિદારી' જાણવો. માણસ જે પડખે વધારે સૂએ, તે પડખામાં આ રોગ લગભગ થાય છે. (અહીં 'લગભગ' એમ કહી સૂચવ્યું છે કે કોઈ વેળા આ રોગ જેનાથી વધુ ન સુવાતું હોય એવા બીજા પડખે પણ થાય છે.) ૨૨

૧૮. विशेषेण दार्यते अस्यां गलमांसं पित्तजन्यसुताम्रशोथात्-दृ विदारणे-'ऋदोरप्'-गौरादित्व-જે રોગ પિત્તના પ્રકોપથી ગળામાં અતિશય લાલ સોજો ઉત્પન્ન કરી ત્યાંનું માંસ પકવી ફાડી નાખે છે, તે ગળાનો એક રોગ 'વિદારી' કહેવાય છે.

टीका-सः=पुरुषः, येन=पार्श्वेन, विशेषाद्=बाहुल्येन, शेते, तस्मिन् पार्श्वे, सा विदारी भवतीत्यर्थः ॥ (આનો અર્થ ઉપર સંપૂર્ણ અપાયો છે.)

## ગળાના રોગોની ચિકિત્સા

रोहिणीनां तु साध्यानां हितं शोणितमोक्षणम् । वमनं धूमपानं च गण्डूषो नस्यकर्म च ॥ २३ ॥
वातजां तु हृते रक्ते लवणैः प्रतिसारयेत् ।
सुखोष्णान्स्नेहगण्डूषान्धारयेच्चाप्यभीक्ष्णशः ॥२४॥
विस्राव्य पित्तसम्भूतां सिताक्षौद्रप्रियङ्गुभिः ।
घर्षयेत्कवलो द्राक्षापरूषैः कथितो हितः ॥
आगारधूमकटुकैः कफजां प्रतिसारयेत् ॥ २५ ॥
श्वेताविडङ्गदन्तीषु तैलं सिद्धं ससैन्धवम् ।
नस्यकर्मणि दातव्यं कवलश्च कफोच्छ्रये ॥ २६ ॥
पित्तवत्साधयेद्वैद्यो रोहिणीं पित्तसम्भवाम् ।
विस्राव्य कण्ठशालूकं साधयेत्तुण्डिकेरिवत् ॥२७॥
एककालं यवान्नं च भुञ्जीत स्निग्धमल्पशः ।
उपजिह्वकवच्चापि साधयेदधिजिह्वकम् ॥ २८ ॥
एकवृन्दं तु विस्राव्य विधिं शोधनमाचरेत् ।
एकवृन्दमिव प्रायो वृन्दं च समुपाचरेत् ॥ २९ ॥
गिलायुश्चापि यो व्याधिस्तं च शस्त्रेण साधयेत् ।
अमर्मस्थं सुसंपक्वं छेदयेद्गलविद्रधिम् ॥ ३० ॥

अन्वयः-साध्यानां तु रोहिणीनां शोणितमोक्षणं हितं, च वमनं धूमपानं गण्डूषः च नस्यकर्म (हितं भवति) ॥ वातजां तु रक्ते हृते लवणैः प्रतिसारयेत्, च सुख-उष्णान् स्नेहगण्डूषान् अपि अभीक्ष्णशः धारयेत्, पित्तसम्भूतां विस्राव्य सिताक्षौद्रप्रियङ्गुभिः घर्षयेत्, द्राक्षापरूषैः कवलः हितः कथितः ॥ कफजाम् आगार-धूम-कटुकैः प्रतिसारयेत्, कफ-उच्छ्रये श्वेता-विडङ्ग-दन्तीषु सिद्धं तैलं ससैन्धवं दातव्यं, कवलं च (दद्यात्) ॥ पित्तसम्भवां रोहिणीं वैद्यः पित्तवत् साधयेत् ॥ कण्ठशालूकं विस्राव्य तुण्डिकेरिवत् साधयेत्, एककालं च स्निग्धं यवान्नम् अल्पशः भुञ्जीत । अधिजिह्वकम् अपि उपजिह्वकवत् साधयेत् ॥ एकवृन्दं तु विस्राव्य शोधनं विधिम् आचरेत् ॥ वृन्दं च प्रायः एकवृन्दम् एव समुपाचरेत् ॥ यः च गिलायुः व्याधिः तं च अपि शस्त्रेण साधयेत् ॥ अमर्मस्थं सुसंपक्वं गलविद्रधिं छेदयेत् ॥

જે રોહિણી સાધ્ય હોય તેઓમાંથી લોહી કઢાવવું હિતકારી છે, તેમ જ વમન, ધૂમપાન, કોગળા અને નસ્યક્રિયા પણ હિતકારી થાય છે. વાયુથી થયેલી રોહિણીમાંથી લોહી કઢાવ્યા પછી સિંધવ આદિ લવણોથી તેના પર પ્રતિસારણ કરવું અને સહેવાય તેવા ઊના સ્નેહોના કોગળા પણ વારંવાર ધારવા. પિત્તથી થયેલી રોહિણીમાંથી

પણ લોહી સ્રવાવ્યા પછી સાકર, મધ તથા થઉંલાથી તેના પર પ્રતિસારણ કરવું અને દ્રાક્ષનો તથા ફાલસાનો કવલ ધરવો. કફથી થયેલી રોહિણી પર ઘરના ધુમાડાની ધૂંસ, સૂંઠ, મરી અને પીપરના ચૂર્ણથી પ્રતિસારણ કરવું; ધોળી ગરણી, વાવડિંગ અને નેપાળાના કલ્કથી પકાવેલા તેલમાં સિંધવ નાખી તેનું નસ્ય આપવું અને ધોળી ગરણી, વાવડિંગ તથા નેપાળાનો કવલ પણ ધરવો. પિત્તથી થયેલી રોહિણીને વૈદ્યે પિત્તશામક ઉપાયોથી શાંત કરવી. કંઠશાલૂકને વૈદ્યે તેમાંથી લોહી સ્રવાવ્યા પછી તુંડીકેરીની ચિકિત્સા કરવી અને (આખા દિવસ-રાતમાં) એક જ વખત સ્નિગ્ધ જવરૂપ અન્ન થોડુંક જમવા આપવું. અધિજિહ્વક રોગની પણ ઉપજિહ્વકની પેઠે ચિકિત્સા કરવી. એકવૃન્દની પણ તેમાંથી લોહી સ્રવાવ્યા પછી શોધન ચિકિત્સા કરવી. વૃન્દની પણ લગભગ એકવૃન્દના જેવી જ ચિકિત્સા કરવી; અને જે ગિલાયુ રોગ છે, તેને પણ શસ્ત્રથી કાપીને મટાડવો. કંઠવિદ્રધિ-રોગ મર્મમાં થયો હોય અને સારી રીતે પાકયો હોય તો તેનું છેદન કરવું. ૨૩-૩૦

ટીકા—आगारधूमः='कोल' इति लोके, कटुकानि= शुण्ठीपिप्पलीमरिचानि ॥ श्वेता=अपराजिता ॥ (અર્થ ઉપર છે.)

कण्ठरोगाणां सामान्यचिकित्सा ।

## ગળાના રોગોની સામાન્ય ચિકિત્સા

कण्ठरोगेष्वसृङ्मोक्षैस्तीक्ष्णैर्नस्यादिकर्मभिः ।
चिकित्सकश्चिकित्सां तु कुशलोऽत्र समाचरेत् ॥३१॥
क्वाथं दद्याच्च दार्वीत्वङ्निम्बतार्क्ष्यकलिङ्गजम् ।
हरीतकीकषायो वा हितो माक्षिकसंयुतः ॥३२॥
कटुकातिविषादारुपाठामुस्तकलिङ्गकाः ।
गोमूत्रक्वथिताः पीताः कण्ठरोगविनाशनाः ॥३३॥
मृद्वीका कटुका व्योषं दार्वीत्वक् त्रिफला घनम् ।
पाठा रसाञ्जनं दूर्वा तेजोह्वेति सुचूर्णितम् ॥३४॥
क्षौद्रयुक्तं विधातव्यं गलरोगे महौषधम् ।
योगाश्चैते त्रयः प्रोक्ता वातपित्तकफापहाः ॥३५॥
*यवाग्रजं तेजवतीं च पाठां, रसाञ्जनं दारु-निशां सकृष्णाम् । क्षौद्रेण कुर्याद् गुटिकां मुखेन, तां धारयेत्सर्वगलामयेषु ॥३६॥*

*अन्वयः*—कुशलः चिकित्सकः तु अत्र कण्ठरोगेषु असृङ्मोक्षैः तीक्ष्णैः (च) नस्य-आदिकर्मभिः चिकित्सां समाचरेत् ॥ दार्वी-त्वग्-निम्ब-तार्क्ष्य-कलिङ्गजं क्वाथं दद्यात्, वा माक्षिकसंयुतः हरीतकीकषायः हितः (स्यात्) ॥ कटुक-अतिविषा-दारु-पाठा-मुस्त-कलिङ्गकाः गोमूत्रक्वथिताः कण्ठरोगविनाशनाः (स्युः)॥ मृद्वीका कटुका व्योष दार्वी त्वक् त्रिफला घनं पाठा रसाञ्जन दूर्वा तेजोह्वा, इति सुचूर्णितं क्षौद्रयुक्तं गल-रोगे महौषधं विधातव्यम् ॥ एते च त्रयः योगाः वात-पित्त-कफ-अपहाः प्रोक्ताः ॥ यवाग्रजं तेजवतीं च पाठां रसाञ्जनं दारुनिशां सकृष्णां क्षौद्रेण गुटिका कुर्यात्, तां सर्वगल-आमयेषु मुखेन धारयेत् ॥

કુશળ વૈદ્યે આ ગળાના રોગોમાં લોહી કાઢવાથી અને તીવ્ર નસ્ય વગેરે આપવાની ચિકિત્સા કરવી. દારુહળદર, તજ, લીંબડો, રસવંતી અને ઇંદ્રજવનો કવાથ અથવા મધ સહિત હરડેનો કવાથ (વાયુ સંબંધી ગળાના રોગો ઉપર) હિતકારી થાય છે. કડુ, અતિવિષ, દેવદાર, કાળીપાટ, મોથ અને ઇંદ્રજવનો ગોમૂત્રમાં કરેલો કવાથ (પિત્તજન્ય) ગળાના રોગોનો નાશ કરે છે. દ્રાક્ષ, કડુ, સૂંઠ, મરી, પીપર, દારુહળદર, પાતળી તજ, હરડે, બહેડાં, આમળાં, મોથ, કાળીપાટ, રસવંતી, ધ્રો અને તેજબલનું બારીક ચૂર્ણ મધમાં કાલવી લેવાથી (કફ-જન્ય) ગળાના રોગો ઉપર મહાન ઔષધ-રૂપ થાય છે. ઉપર્યુક્ત એ ત્રણ ઉપાયો, (અનુક્રમે) વાયુના, પિત્તના તથા કફના રોગોનો નાશ કરનાર કહ્યા છે. જવખાર, તેજબલ, કાળીપાટ, રસવંતી, દારુહળદર અને પીપરની મધમાં ગોળી કરી સર્વ પ્રકારના ગળાના રોગોમાં તે ગોળી મોઢામાં રાખ્યા કરવી. (તેથી ગળાના બધા રોગો મટી જાય છે.) ૩૧-૩૬

## अथ ×समस्तमुखरोगाः ।

## આખા મોઢાના રોગો

तत्र तेषां सङ्ख्यां चाह-

### આખા મોઢાના રોગોનાં નિદાન તથા ત્રણની સંખ્યા

**पृथग्दोषैस्त्रयो रोगाः समस्तमुखजाः स्मृताः ॥१॥**

अन्वयः-पृथक् दोषैः समस्तमुखजाः रोगाः त्रयः स्मृताः ॥

અલગ અલગ દોષોથી આખા મોઢામાં થતા રોગો ત્રણ કહ્યા છે-એટલે વાયુથી થયેલો, પિત્તથી થયેલો અને કફથી થયેલો, એમ આખા મોઢામાં ત્રણ રોગો થાય છે. ૧

तत्र वातिकस्य लक्षणमाह-

### (૧) વાયુથી થયેલાનું લક્ષણ

**स्फोटैः सतोदैर्वदनं समन्ताद् यत्राचितं सर्वसरः स वातात् ॥ २ ॥**

अन्वयः-यत्र सतोदैः स्फोटैः वदनं समन्तात् आचितं (भवेत्) सः वातात् सर्वसरः (ज्ञेयः) ॥

જેમાં સોય ભોંકાયા જેવી પીડાવાળા ફોલ્લાઓથી મોઢું ચોપાસ વ્યાપ્ત થઈ જાય છે, એ વાયુથી ઉત્પન્ન થયેલો 'સર્વસર'+ એટલે આખા મોઢાનો રોગ કહેવાય છે. ૨

पैत्तिकमाह-

### (૨) પિત્તથી થયેલાનું લક્ષણ

**रक्तैः सदाहैस्तनुभिः सपीतैर्यत्राचितं चापि स पित्तकोपात् ॥ ३ ॥**

अन्वयः-यत्र च रक्तैः सदाहैः तनुभिः सपीतैः (स्फोटैः वदन समन्तात्) अपि आचितं (स्यात्), सः पित्तकोपात् (समस्तमुखरोगः ज्ञेयः) ॥

જેમાં લાલ, બળતરાવાળા, ઝીણા અને પીળાશવાળા ફોલ્લાઓથી આખું મોઢું વ્યાપ્ત થઈ જાય, એ 'પિત્તજન્ય સર્વસર'-આખા મોઢાનો રોગ જાણવો. ૩

श्लैष्मिकमाह-

### (૩) કફથી થયેલાનું લક્ષણ

**अवेदनैः कण्डुयुतैः सवर्णैर् यत्राचितं चापि स वै कफेन ॥ ४ ॥**

अन्वयः-यत्र च अवेदनैः कण्डुयुतैः सवर्णैः (स्फोटैः वदनं समन्तात्) अपि आचितं (भवेत्), सः कफेन वै (सर्वसरः ज्ञेयः) ॥

જેમાં થોડી વેદના, ચળ અને મોઢાની ચામડીના જેવા રંગના ફોલ્લાઓથી આખું મોઢું વ્યાપ્ત થઈ જાય, એ કફથી થયેલો 'સર્વસર'-આખા મોઢાનો રોગ જાણવો. ૪

टीका-यत उक्तं सुश्रुतेन-'अल्पवेदनैरि'ति ॥ (આનો અર્થ ઉપર આપ્યો છે.)

मुखरोगेष्वसाध्यानाह-

### મોઢાના અસાધ્ય ૧૯ રોગો

**ओष्ठप्रकोपे वर्ज्यास्तु मांसरक्तत्रिदोषजाः ।**
**दन्तवेष्टेषु वर्ज्यौ तु त्रिलिङ्गगतिसौषिरौ ॥ ५ ॥**
**दन्तेषु च न सिध्यन्ति श्यावदालनभञ्जनाः ।**
**जिह्वारोगेष्वलासस्तु तालुजेष्वर्बुदं तथा ॥ ६ ॥**
**स्वरघ्नो वलयो वृन्दो बलासश्च विदारिका ।**
**गलौघो मांसतानश्च शतघ्नी रोहिणी गले ॥७॥**
**असाध्याः कीर्त्तिता ह्येते रोगा दश नवोत्तराः ।**
**तेषु चाऽपि क्रियां वैद्यः प्रत्याख्याय समाचरेत् ॥**

अन्वयः-ओष्ठप्रकोपे तु मांसरक्तत्रिदोषजाः वर्ज्याः, दन्तवेष्टेषु तु त्रिलिङ्गगति-सौषिरौ वर्ज्यौ ॥ दन्तेषु च श्यावदालनभञ्जनाः न सिद्ध्यन्ति । जिह्वारोगेषु तु अलासः, तथा तालुजेषु अर्बुद, गले च स्वरघ्नः वलयः वृन्द. च बलासः विदारिका गलौघ. मांसतानः शतघ्नी रोहिणी, एते नव-उत्तराः दश रोगाः हि असाध्याः कीर्तिताः तषु च अपि वैद्यः प्रत्याख्याय क्रियां समाचरेत् ॥

હોઠના રોગોમાં-માંસથી થયેલો,[1] લોહીથી થયેલો[2] અને ત્રણે દોષોથી[3] થયેલો એ ત્રણ રોગ અસાધ્ય છે. દાંતનાં પેઢાંઓના રોગોમાં-ત્રણે દોષોથી થયેલો નાડી[4] અને સૌષિર[5] એ બે રોગ અસાધ્ય છે. દાંતના રોગોમાં-શ્યાવદંતક[6] દાલન[7] અને ભંજનક[8] એ ત્રણ રોગો અસાધ્ય છે. જીભના રોગોમાં-અલાસ[9] અસાધ્ય છે. તાળવાના રોગોમાં-તાલ્વર્બુદ[10] અસાધ્ય છે. ગળાના

× समस्तं च तद् मुखं समस्तमुखं, समस्तमुखस्य रोगाः समस्तमुखरोगाः-આખા મોઢાના રોગો-સમસ્ત મુખરોગ કહેવાય છે.

+ सर्वं मुखं सरति-गच्छति, इति सर्वसरः, 'यूथं तदग्रसरगर्वितकृष्णसारम्' इति वत् बाहुलकात् सर्तेष्टः- જે આખું મોઢું વ્યાપ્ત કરીને મોઢાનો રોગ થાય છે, તે 'સર્વસર' નામે સમસ્તમુખરોગ કહેવાય છે.

રોગોમાં-સ્વગ્ન,[11] વલય,[12] વૃન્દ,[13] અલાસ,[14] વિદારી,[15] ગલૌઘ,[16] માંસતાન,[17] શતઘ્ની[18] અને રોહિણી[19] (વાયુજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સંનિપાતજન્ય) એ ૧૯ રોગો અસાધ્ય છે. આ અસાધ્ય રોગો ઉપર પણ વૈદ્યે પ્રથમ ના પાડીને ચિકિત્સા કરવી. ૫-૮

ટીકા-ત્રિલિઙ્ગગતિઃ=ત્રિદોષજા નાડી ॥ (અર્થ ઉપર છે.)

सम्पूर्णमुखरोगचिकित्सा-

**આખા મોઢાના રોગોની ચિકિત્સા**

वातात्सर्वसरं चूर्णैर्लवणैः प्रतिसारयेत् ।
तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ॥ ९ ॥
पित्तात्मके सर्वसरे शुद्धकायस्य देहिनः ।
सर्वः पित्तहरः कार्यो विधिर्मधुरशीतलः ॥१०॥
प्रतिसारणगण्डूषधूमसंशोधनानि च ।
कफात्मके सर्वसरे क्रमं कुर्यात्कफापहम् ॥११॥
मुखपाके शिरावेधः शिरसश्च विरेचनम् ।
मधुमूत्रघृतक्षीरैः शीतैश्च कवलग्रह. ॥ १२ ॥

अन्वयः-वातात् सर्वसर लवणैः चूर्णैः प्रतिसारयेत्, वातहरैः सिद्धं तैलं कवलनस्ययोः हितं (भवति) ॥ पित्तात्मके सर्वसरे शुद्धकायस्य देहिनः मधुरशीतल पित्तहरः सर्व. विधिः कार्यः ॥ प्रतिसारण-गण्डूष-धूम-संशोधनानि च (पित्तहराणि कुर्यात्) ॥ कफात्मके सर्वसरे कफ-अपह क्रमं कुर्यात्, मुखपाके च शिरावेधः, शिरसः विरेचनं शीतैः च मधु-मूत्र-घृत-क्षीरैः कवलग्रहः (कार्यः) ॥

વાયુથી થયેલા સમસ્ત મુખરોગ પર ખારા ચૂર્ણથી પ્રતિસારણ કરાવવું અને વાયુને હરનાર પદાર્થોથી પકાવેલા તેલથી કવલ તથા નસ્ય આપવું હિતકારી થાય છે. પિત્તથી થયેલ સમસ્ત મુખરોગ પર રોગીના શરીરનું વિરેચન વગેરેથી સંશોધન કર્યા પછી પિત્તને હરનારા મધુર તથા શીતલ સર્વ ઉપાયો કરવા; તેમ જ પ્રતિસારણો, કોગળા, ધુમાડાનાં પાન અને સંશોધનો પણ પિત્તશામક કરવા. કફથી થયેલ સમસ્ત મુખરોગ પર કફને દૂર કરનારી ક્રિયા કરવી અને કફને હરનારાં પ્રતિસારણો વગેરે પણ કરવાં. મોઢું પાકયું હોય તો નસ વીંધીને લોહી કાઢવું, માથાનું વિરેચન કરવું અને મધ, મૂત્ર, ઘી, દૂધ તથા શીતલતાવાળા બીજા પદાર્થોનો પણ કવલ ધારણ કરવો. ૯-૧૨

**મુખપાકની ખાસ ચિકિત્સા**

जातीपत्रामृताद्राक्षायासदार्वीफलत्रिकैः ।
क्वाथः क्षौद्रयुतः शीतो गण्डूषो मुखपाकनुत् ॥१३
कार्यं च बहुधा नित्यं जातीपत्रस्य चर्वणम् ।
कृष्णजीरककुष्ठेन्द्रयवचर्वणतस्त्र्यहात् ॥ १४ ॥
मुखपाकव्रणक्लेददौर्गन्ध्यमुपशाम्यति ।
पटोलनिम्बजम्ब्वाम्रमालतीनवपल्लवैः ॥ १५ ॥
पञ्चपल्लवजः श्रेष्ठः कषायो मुखधावने ।
पञ्चवल्कलजः क्वाथस्त्रिफलासम्भवोऽथवा ॥१६॥
मुखपाके प्रयोक्तव्यः सक्षौद्रो मुखधावने ।
स्वरसः क्वथितो दार्व्या घनीभूतो रसक्रिया ॥
सक्षौद्रा मुखरोगासृग्दोषनाडीव्रणापहा ॥ १७ ॥
सतच्छदोशीरपटोलमुस्तहरीतकीतिक्तकरोहिणीभिः । यष्ट्याह्वराजद्रुमचन्दनैश्च क्वाथं पिबेत्पाकहरं मुखस्य ॥ १८ ॥

अन्वयः-जातीपत्र-अमृता-द्राक्षा-यास-दार्वी-फल-त्रिकैः क्वाथ. शीतः क्षौद्रयुत. गण्डूषः मुखपाकनुत् (भवति) ॥ नित्यं बहुधा जातीपत्रस्य चर्वणं च कार्यम् ॥ कृष्णजीरक-कुष्ठ-इन्द्रयव चर्वणतः त्र्यहात् मुखपाक-क्लेद-दौर्गन्ध्यम् उपशाम्यति । पटोल-निम्ब-जम्बू-आम्र-मालती-नवपल्लवैः पञ्चपल्लवजः कषायः मुखधावने श्रेष्ठः । मुखपाके पञ्चवल्कलजः क्वाथः अथवा त्रिफलासम्भवः (क्वाथ.) सक्षौद्रः मुखधावने प्रयोक्तव्यः ॥ दार्व्याः घनीभूतः स्वरसः क्वथितः, (सा) रसक्रिया सक्षौद्रा मुखरोग-असृग्दोष-नाडीव्रण-अपहा (भवेत्), मुखस्य पाकहरं सप्तच्छद-उशीर-पटोल-मुस्त-हरीतकी-तिक्तक-रोहिणीभिः च यष्टि-आह्व-राजद्रुम-चन्दनैः (कृतं) क्वाथं पिबेत् ॥

જાવંત્રી, ગળો, દ્રાક્ષ, ધમાસો, હરડે, બહેડાં અને આમળાંનો ક્વાથ કરી તેને ઠંડો પાડી મધ નાખી તેના કોગળા કરવા, તે મોઢાનો પાક મટાડે છે. નિત્ય ઘણીવાર જાવંત્રી ચાવ્યા કરવી. (તેથી મોઢાનો પાક મટી જાય છે.) કાળીજીરી, કઠ અને ઇંદ્રજવને ચાવવાથી ત્રણ દિવસની અંદર મોઢાનો પાક, વ્રણ, કલેદ અને દુર્ગંધપણું શાંત થઈ જાય છે. કડવાં પરવળનાં નવાં પાન, લીંબડાનાં નવાં પાન, જાંબુનાં નવાં પાન, આંબાનાં

નવાં પાન અને માલતીનાં નવાં પાન, એ પંચપલ્લવનો ક્વાથ મોઢું ધોવાને માટે બહુ જ ઉત્તમ ગણાય છે. મોઢું પાકયુ હોય તો પંચવલ્કલનો અથવા હરડે, બહેડાં અને આમળાંનો ક્વાથ મધ નાંખી મોઢું સાફ કરવા ઉપયોગમાં લેવો. દારુહળદરનો ઘાટો કરેલો સ્વરસ રસક્રિયારૂપ કહેલ છે; તેમાં મધ નાખી તેનો ઉપયોગ કરવાથી મોઢાના રોગો, લોહીનો બગાડ અને નાડીવ્રણોને તે મટાડે છે. સપ્તપર્ણ, વાળો, કડવાં પરવળ, મોથ, હરડે, કડુ, જેઠીમધ, ગરમાળો અને રતાંજલીનો ક્વાથ મોઢાનું પાકવું મટાડે છે માટે તે પીવો. ૧૩-૧૮

टीका-राजद्रुम='घनवहेरा' इति लोके ॥ (આનો અર્થ ઉપર છે.)

### મુખપાક આદિની વિવિધ ચિકિત્સા

तिला नीलोत्पलं सर्पिः शर्करा क्षीरमेव च।
क्षौद्राढ्यो दग्धवक्त्रस्य गण्डूषो मुखपाकनुत् ॥
मास्वादिता सकृदपि, मुखगन्धं सकलमपनयति।
त्वग्बीजपूरफलजा, पवनमपाच्यं च वारयति ॥२०
हरिद्रा निम्बपत्राणि मधुकं नीलमुत्पलम्।
तैलमेभिर्विपक्तव्यं मुखपाकहरं परम् ॥ २१ ॥
यष्टीमधु पलमेकं, त्रिंशन्नीलोत्पलस्य तैलस्य।
प्रस्थं तद्द्विगुणपयो, विधिना पक्वं तु नस्येन ॥२२
निशि वदनस्य स्रावं, क्षपयति गात्रस्य दोषसङ्घातम्। कचघर्षत्वमवश्यं, क्रमशोऽभ्यङ्गेन जन्तूनाम् ॥ २३ ॥

अन्वयः-तिलाः नील-उत्पलं सर्पिः शर्करा च क्षीरम् एव, (एषां) क्षौद्र-आढ्य-गण्डूषः दग्धवक्त्रस्य मुखपाकनुत् (भवति) ॥ बीजपूरफलजा त्वक् सकृद् अपि आस्वादिता-(सती) सकलं मुखगन्धम् अपनयति, अपाच्यं च पवनं वारयति, हरिद्रा निम्बपत्राणि मधुकं नीलम् उत्पलम्, एभिः तैलं विपक्तव्यम्, परं मुखपाकहरम् (भवति) ॥ एकं पलं यष्टीमधुः त्रिंशत् नील-उत्पलस्य, प्रस्थं तैलस्य, तद्-द्विगुणपयः विधिना पक्वं नस्येन तु (दत्तं सत्) निशि वदनस्य स्रावं, गात्रस्य दोषसङ्घातम्, अभ्यङ्गेन जन्तूनां क्रमशः कचघर्षत्वम् अवश्यं क्षपयति ॥

તલ, નીલકમળ, ઘી, સાકર, દૂધ અને મધના કોગળા દાઝવાથી થયેલો મોઢાનો પાક મટાડે છે. બિજોરાંના ફળની છાલ એક-વાર પણ ચાખી હોય તો મોઢાની સઘળી દુર્ગંધ મટાડે છે અને અપાનવાયુને પણ શાંત કરે છે. હળદર, લીંબડાનાં પાન, જેઠી-મધ અને નીલકમળ, એટલાંથી તેલ પકાવવું. તે (કોગળા વગેરેમાં ઉપયોગ કરવાથી) મોઢાનો પાક અવશ્ય મટાડે છે. ચાર તોલા જેઠીમધ એકસોવીશ તોલા નીલકમળનો કલ્ક અને એકસોઅઠ્યાવીશ તોલા દૂધ, એમાં વિધિપૂર્વક પકવેલા તેલનું નસ્ય લેવાથી રાતે થતો મોઢાનો સ્રાવ અને શરીરના દોષોનો સમૂહ મટાડે છે; તેમ જ આ તેલનું માલિશ કરવાથી જૂ વગેરે જીવડાંઓથી થતું વાળનુ ઘર્ષણ પણ અવશ્ય મટાડે છે. ૧૯-૨૨

મુખ(મોઢા)ના રોગોનો અધિકાર સમાપ્ત

## अथ+ विषाधिकारः।

## ૬૮ : વિષ(ઝેર)નો અધિકાર

तत्र विषस्य द्वैविध्यमाह-

### ઝેરના બે પ્રકાર

स्थावरं जङ्गमं चैव द्विविधं विषमुच्यते।
दशाधिष्ठानमाद्यं तु द्वितीयं षोडशाश्रयम् ॥ १ ॥

अन्वयः-स्थावरं च जङ्गमं द्विविधम् एव विषम् उच्यते, आद्यं तु दश-अधिष्ठानं, द्वितीयं षोडश-आश्रयम् ॥

સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનું ઝેર કહેવાય છે; તેમાં પહેલા સ્થાવર ઝેરના આશ્રય દસ છે અને બીજા જંગમ ઝેરના આશ્રય સોળ છે. ૧

+ वेवेष्टि-व्याप्नोति प्राणिनां शरीरमिति विषम्-विष्लृ व्याप्तौ-'इगुपधे'ति कः-પ્રાણીઓના શરીરમાં જે વ્યાપે છે, તે વિષ-ઝેર. यद्वा विष्णाति-विप्रयुनक्ति प्राणिनां प्राणान्, यद्वा विशेषतः स्यति-अन्तयति प्राणिनां प्राणान्, यद्वा विशेषतः स्यति-अन्तयति प्राणिनां शरीरमित्यपि विषम्, विष विप्रयोगे-'इगुपधेति कः, षोऽन्तकर्मणि 'आतश्चोपसर्गे' इति कः-પ્રાણીઓના પ્રાણને તેમનાં શરીરથી છૂટા કરે છે અથવા પ્રાણીઓના શરીરનો જે અવશ્ય નાશ કરે છે. તે વિષ (ઝેર) કહેવાય છે તે વિષને લગતો અધિકાર અથવા વિષથી થતા રોગોનો અધિકાર-વિષાધિકાર છે.

स्थावरविषस्य दशाश्रयानाह–

### સ્થાવર ઝેરનાં દસ સ્થાનો

**मूलं पत्रं फलं पुष्पं त्वक् क्षीरं सारमेव च ।**
**निर्यासो धातवः कन्दः स्थावरस्याश्रया दश ॥२॥**

अन्वयः–मूलं पत्रं फलं पुष्पं त्वक् क्षीरं च सारं निर्यासः धातवः कन्दः (इति) स्थावरस्य दश आश्रयाः (सन्ति) ॥

**મૂળિયાં, પાન, ફળ, ફૂલ, છાલ, દૂધ, સાર, ગુંદર, ધાતુ અને કંદ એ રીતે સ્થાવર ઝેરનાં દસ સ્થાનો છે. ૨**

टीका–तद्यथा–मूलविष=करवीरादि, पत्रविष=विषपत्रिकादि, फलविष=कर्कोटकादि, पुष्पविष=वेत्रादि, त्वक्सारनिर्यासविषाणि=करम्भादीनि, क्षीरविषं=स्नुह्यादि, धातुविषं=हरितालादि, कन्दविष=वत्सनाभशक्तुकादि । કણેર વગેરેનાં મૂળિયામાં, કડવી દૂધી વગેરેનાં પાંદડાઓમાં, ફૂકડવેલ વગેરેનાં ફળોમાં, નેતર વગેરેનાં ફૂલોમાં, ધોળી ચણોઠી વગેરેનાં છાલ, સાર તથા ગુંદરમાં, થોર વગેરેનાં દૂધોમાં અને હરતાલ વગેરે ધાતુઓમાં અને વછનાગ તથા શક્તુક વગેરેના કંદોમાં પણ ઝેર છે.

जङ्गमविषस्य षोडशाश्रयानाह–

### જંગમ ઝેરનાં સોળ સ્થાનો

**दृष्टिनिःश्वासदंष्ट्राश्च नखमूत्रमलानि च ।**
**शुक्रं लालामुखं स्पर्शः सदंशश्चावमर्दितम् ॥**
**गुदास्थिपित्तशूकानि दश षट् जङ्गमाश्रयाः ॥३॥**

अन्वयः–दृष्टि–निःश्वास–दंष्ट्राः, च नख–मूत्र–मलानि च शुक्रं लालामुखं, स्पर्शः, सदंशः, च अवमर्दितं गुद–अस्थि–पित्त–शूकानि दश षट् जङ्गम–आश्रयाः ॥

**દૃષ્ટિ, નિશ્વાસ, દાઢ, નખ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય, લાળ, મોઢું, સ્પર્શ, આંકડો, અધોવાયુ, ગુદ, અસ્થિ, પિત્ત અને મોઢાની અણી એમ સ્થાવર ઝેરનાં સોળ સ્થાનો છે. ૩**

टीका–तद्यथा–दृष्टिनिःश्वासविषाः=दिव्याः सर्पाः, दंष्ट्राविषाः=भौमसर्पाः, दंष्ट्रानखविषाः=व्याघ्रादयः, मूत्रपुरीषविषाः=गृहगोधिकादयः, शुक्रविषाः=मूषिकादयः, लालाविषाः=लूतादयः, लालास्पर्शमूत्रपुरीषशुक्रमुखसंदंशावमर्दितगुदपुरीषविषाः=चित्रशीर्षादयः, अस्थिविषाः=सर्पादयः, पित्तविषा=शकुलमत्स्यादयः, शूकविषाः=भ्रमरादयः ॥ દિવ્ય સર્પની દૃષ્ટિ તથા નિશ્વાસમાં, જમીનના સર્પોની દાઢમાં, વાઘ વગેરેની દાઢમાં તથા નખમાં, ઢેટગરોળી વગેરેનાં મૂત્ર અને વિષ્ઠામાં, ઉંદર વગેરેના વીર્યમાં, કરોળિયા વગેરેની લાળમાં, ચિત્રશીર્ષ વગેરેમી લાળ, સ્પર્શ, મૂત્ર, વિષ્ઠા, વીર્ય, મોઢું, આંકડો. અધોવાયુ તથા ગુદામાં; સર્પ વગેરેના અસ્થિઓમાં, શકુલ નામના માછલાં વગેરેના પિત્તમાં અને ભ્રમર વગેરેની મોઢાની અણીમાં ઝેર હોય છે.

स्थावरविषाणां सामान्यकार्याण्याह; तत्र मूलविषस्य कार्यमाह–

### સ્થાવર ઝેરનાં સામાન્ય કાર્યો :

#### (૧) મૂળિયાંના ઝેરનું કાર્ય

**उद्वेष्टनं मूलविषैर्मोहः प्रलपनं तथा ॥ ४ ॥**

अन्वयः–मूलविषैः उद्वेष्टनं मोहः तथा प्रलपनम् (भवेत्) ॥

**મૂળિયાંના ઝેરથી ગોટલીઓ ચડે, મોહ (બેભાનપણું) અને પ્રલાપ (બકવાદ) થાય છે. ૪**

पत्रविषस्य कार्यमाह–

#### (૨) પાનના ઝેરનું કાર્ય

**जृम्भणं वेपनं श्वासो नृणां पत्रविषैर्भवेत् ॥ ५ ॥**

अन्वयः–पत्रविषैः नृणां जृम्भणं वेपनं श्वासः भवेत् ॥

**પાનના ઝેરથી માણસોને બગાસાં, કંપ અને શ્વાસ થાય છે. ૫**

फलविषस्य कार्यमाह–

#### (૩) ફળના ઝેરનું કાર્ય

**मुष्कशोथः फलविषैर्दाहो द्वेषश्च भोजने ॥ ६ ॥**

अन्वयः–फलविषैः मुष्कशोथः दाहः भोजने च द्वेषः (स्यात्) ॥

**ફળના ઝેરથી વૃષણ પર સોજો, બળતરા અને ભોજન ઉપર અરુચિ થાય છે. ૬**

पुष्पविषस्य कार्यमाह–

#### (૪) ફૂલના ઝેરનું કાર્ય

**भवेत्पुष्पविषैश्छर्दिराध्मानं मूर्च्छनं तथा ॥ ७ ॥**

अन्वयः–पुष्पविषैः छर्दिः आध्मानं तथा मूर्च्छनं भवेत् ॥

**ફૂલના ઝેરથી ઊલટી તથા આફરો થાય છે અને મૂર્છા પણ આવે છે. ૭**

त्वक्सारनिर्यासविषकार्याण्याह–

#### (૫-૭) છાલના, સાર(ગર્ભ)ના તથા ગુંદરના ઝેરનાં કાર્યો

**त्वक्सारनिर्यासविषैरुपभुक्तैर्भवन्ति हि ।**
**आस्यदौर्गन्ध्यपारुष्यशिरोरुक्कफसंस्रवाः ॥ ८ ॥**

अन्वयः–त्वक्सारनिर्यासविषैः उपभुक्तैः आस्य-दौर्गन्ध्य-पारुष्य-शिरोरुक्-कफस्रवाः हि भवन्ति ॥

છાલનું, ગર્ભનું કે ગુંદરનું ઝેર ખાવાથી મોઢામાં દુર્ગંધ, શરીરમાં રૂક્ષપણું, માથામાં વેદના અને કફનો સ્રાવ થાય છે. ૮

क्षीरविषकार्यमाह–

(૮) ક્ષીરના ઝેરનું કાર્ય

**फेनागमः क्षीरविषैर्विड्भेदो गुरुजिह्वता ॥ ९ ॥**

अन्वयः–क्षीरविषैः फेन–आगमः विड्भेदः गुरु-जिह्वता (स्यात्) ॥

ક્ષીરના ઝેરથી મોઢામાં ફીણ આવે, ઝાડા થઈ જાય અને જીભ ભારે થઈ જાય છે. ૯

धातुविषकार्यमाह–

(૯) ધાતુના ઝેરનું કાર્ય

**हृत्पीडनं धातुविषैर्मूर्च्छा दाहश्च तालुनि ॥ १० ॥**

अन्वयः–धातुविषैः हृत्पीडनं मूर्च्छा च तालुनि दाहः (भवेत्) ॥

ધાતુના ઝેરથી હૃદયમાં પીડા થાય છે, મૂર્છા આવે અને તાળવામાં બળતરા થાય છે. ૧૦

ઉપર લખેલાં નવ ઝેરો ક્યારે મારે છે?

**प्रायेण कालघातीनि विषाण्येतानि निर्दिशेत् ॥ ११**

अन्वयः–एतानि विषाणि प्रायेण कालघातीनि निर्दिशेत् ॥ (અર્થ ઉપર છે.)

ઉપર લખેલાં મૂળિયાં વગેરેનાં નવ ઝેરો ઘણું કરી કાળાંતરે મારનારાં જાણવાં. ૧૧

टीका–एतानि मूलविषाणि नव, कालघातीनि=कालान्तरमारकाणि ॥ (અર્થ ઉપર છે.)

कन्दविषस्य विशेषकार्यमाह–

કંદના ઝેરનું વિશેષ કાર્ય

**कन्दजैर्वेपथुस्तम्भशिरोरोगादयः स्मृताः ॥ १२ ॥**

अन्वयः–कन्दजैः वेपथु–स्तम्भ–शिरोरोग–आदयः स्मृताः ॥

કંદસંબંધી ઝેરથી કંપ, સ્તબ્ધપણું, માથામાં પીડા, પેટનો વધારો, ઊલટી, હેડકી અને સોજો વગેરે થાય છે. ૧૨

કંદનાં ઝેર તરત પ્રાણ લે?

**कन्दजान्युग्रवीर्याणि यान्युक्तानि त्रयोदश ॥ १३ ॥**

अन्वयः–कन्दजानि यानि त्रयोदश उक्तानि, (तानि) उग्रवीर्याणि (सन्ति) ॥

કંદથી થતાં તેર પ્રકારનાં ઝેર સુશ્રુત આદિ ગ્રંથોમાં જે કહ્યાં છે, તે ઉગ્ર પરાક્રમી–એટલે તરત પ્રાણ લે છે. ૧૩

विषपरीक्षा–

ઝેરની પરીક્ષા

**सर्वाण्येतानि कुशलैर्ज्ञेयानि दशभिर्गुणैः ॥**
**स्थावरं जङ्गमं वापि कृत्रिमं चापि यद्विषम् ।**
**सद्यो निहन्ति तत्सर्वं गुणैश्च दशभिर्युतम् ॥ १४ ॥**

अन्वय.–कुशलैः एतानि सर्वाणि दशभिः गुणैः ज्ञेयानि, स्थावरं वा जङ्गमम् अपि, यत् च कृत्रिमम् अपि विषं, तत् सर्वं च दशभिः गुणैः युतं (सत्) सद्यः निहन्ति ॥

કુશળ વૈદ્યોએ (ઉપર કહેલાં) આ સઘળા ઝેરને (નીચે કહેવાતા) દસ ગુણો ઉપરથી જાણવાં. સ્થાવર-જંગમ કે કૃત્રિમ હરકોઈ ઝેર જો દશે ગુણોથી સંપૂર્ણ યુક્ત હોય, તો તરત મારી નાખે છે. ૧૪

तान्दश गुणानाह–

ઝેરના ૧૦ ગુણો

**रूक्षमुष्णं तथा तीक्ष्णं सूक्ष्ममाशु व्यवायि च ।**
**विकाशि विशदं चैव लघ्वपाकि च ते दश ॥ १५ ॥**

अन्वयः–रूक्षम् उष्णं तथा तीक्ष्ण सूक्ष्मम् आशु च व्यवायि विकाशि विशदं च लघु च अपाकि एव (इत्येवं) च ते दश (गुणाः ज्ञेयाः) ॥

રૂક્ષ, ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, આશુ-તરત અસર કરનાર, વ્યવાયી, વિકાશી, વિશદ, લઘુ અને અપાકી–એ દસ ગુણો ઝેરમાં રહેલા જાણવા. ૧૫

तैर्गुणैर्विषस्य कार्यमाह–

તે તે ગુણોને લીધે ઝેરનાં કાર્ય

**तद्रौक्ष्यात्कोपयेद्वायुमौष्ण्यात्पित्तं सशोणितम् ।**
**तैक्ष्ण्यान्मतिं मोहयति मर्मबन्धांश्छिनत्ति हि ॥ १६**
**शरीरावयवान् सौक्ष्म्यात्प्रविशेद्विकरोति च ।**
**आशुत्वादाशु तत्प्रोक्तं व्यवायात्प्रकृतिं हरेत् ॥ १७**
**विकाशित्वात् क्षपयति दोषान् धातून्मलानपि ।**
**मतिरिच्यते च वैशद्याद् दुश्चिकित्स्यं च लाघवात् ।**
**दुर्जरं चाविपाकित्वात् तस्मात् क्लेशयते चिरम् ।**

अन्वयः–तद् रौक्ष्याद् वायु कोपयेत्, औष्ण्यात् सशोणितं पित्तं (कोपयेत्), तैक्ष्ण्यात् मतिं मोहयति, मर्मबन्धान् हि छिनत्ति, सौक्ष्म्यात् शरीरअवयवान् प्रविशेत् च विकरोति, आशुत्वात् तद् आशु प्रोक्तं,

व्यवायात् प्रकृतिं हरेत्, विकाशित्वात् दोषान् धातून् मलान् अपि क्षरयति, वैशद्यात् च अतिरिच्यते, लाघवात् च दुश्चिकित्स्यम्, अविपाकित्वात् च दुर्जरं, तस्मात् चिरं क्लेशयते ॥

એ ઝેર રૂક્ષપણાને લીધે વાયુને તથા ઉષ્ણપણાને લીધે પિત્તને કોપાવે; તીક્ષ્ણપણાને લીધે બુદ્ધિને મોહયુક્ત કરે તથા મર્મોના બંધોને કાપી નાખે છે. સૂક્ષ્મપણાને લીધે શરીરના અવયવોમાં પેસી જાય છે, આશુપણાને લીધે શરીરમાં તરત દોડી-પહોંચી વિકાર કરે છે. વ્યવાયીપણાને લીધે પ્રકૃતિને ફેરવી નાખે છે, વિકાશીપણાને લીધે દોષ, ધાતુ અને મળોનો નાશ કરી નાખે છે, વિશદપણાને લીધે ભારે જોર કરે છે, લઘુપણાને લીધે માંડ ચિકિત્સા કરી શકાય છે અને અપાકીપણાને લીધે ઘણી મુશ્કેલીથી પચે છે. આવા ગુણોને લીધે ઝેર લાંબા કાળ સુધી દુઃખદાયી થાય છે. ૧૬-૧૯

विषलिप्तशस्त्रहतस्य लक्षणमाह-

ઝેરથી ચોપડેલ શસ્ત્ર વાગ્યાનું લક્ષણ

सद्यःपाकं याति यस्य क्षतं तत् स्रवेद्रक्तं पच्यते चाप्यभीक्ष्णम्। कृष्णीभूतं क्लिन्नमत्यर्थपूति क्षतान्मांसं शीर्यते यस्य वापि ॥२०॥ तृष्णातापौ दाहमूर्च्छे च यस्य, दिग्धैर्विद्धं तं मनुष्यं व्यवस्येत्। लिङ्गान्येतान्येव कुर्याद‌मित्रैर्, दत्तः क्ष्वेडो वा व्रणे यस्य चापि ॥२१॥

अन्वयः-यस्य क्षतं सद्यः पाकं याति, तत् रक्तं स्रवेत्, अभीक्ष्णं च पच्यते अपि, यस्य वा क्षताद् अपि कृष्णीभूतं क्लिन्नम् अत्यर्थपूति मांसं शीर्यते, यस्य च तृष्णातापौ दाहमूर्च्छे (भवतः), तं मनुष्यं दिग्धैः विद्धं व्यवस्येत् यस्य वा अमित्रैः व्रणे क्ष्वेडः दत्तः (स) च अपि एतानि एव लिङ्गानि कुर्यात् ॥

જેનો જખમ તરત પાકે, તેમાંથી લોહી સવ્યા કરે, વારંવાર પાક્યા કરે; તેમાંથી કાળું, ક્લેદવાળું તથા અત્યંત દુર્ગંધવાળું માંસ ખર્યા કરે, તરસ લાગ્યા કરે, બહાર તાપ થાય, અંદર બળતરા થાય અને મૂર્છા પણ આવે; એ માણસને ઝેરથી ખરડાયેલા શસ્ત્રથી જખમી થયેલો જાણવો અથવા જેના શત્રુઓએ વ્રણમાં ઝેર આપી દીધું હોય, તે પણ આ (ઉપર કહેલાં) ચિહ્નોને જ કરે છે. ૨૦,૨૧

टीका-पच्यते चाप्यभीक्ष्णं=पुनः पुनः पाकमेति, तापः-बहिः स्थितः, दाहः-अभ्यन्तरे, 'कुर्यादि'-त्यत्र 'क्षत' कर्तृपदं बाद्धव्यम् ॥

प्रायेण राजादीनामन्नादौ शत्रवो विषं ददति। तेषां ज्ञानार्थं लक्षणमाह-ઘણું કરી રાજા વગેરેના શત્રુઓ તેમના ખોરાક વગેરેમાં ઝેર આપી દે છે, માટે તેઓને જાણવા તેમનાં ચિહ્નો કહે છે:

ઝેર ખવડાવનારને ઓળખવાનાં લક્ષણો

इङ्गितज्ञो मनुष्याणां वाक्चेष्टामुखवैकृतैः। जानीयाद्विषदातारमेभिर्लिङ्गैश्च बुद्धिमान् ॥२२॥ न ददात्युत्तरं पृष्टो विवक्षुर्मोहमेति च। अपार्थं बहु संकीर्णं भाषते चापि मूढवत् ॥२३॥ अङ्गुलीः स्फोटयेदुर्वीं विलिखेत्प्रहसेदपि। वेपथुश्चास्य भवति त्रस्तश्चैकैकमीक्षते ॥ २४॥ विवर्णवक्त्रो ध्यामश्च नखैः किञ्चिच्छिनत्ति च। आलभेतासकृद्दीनः करेण च शिरोरुहान् ॥२५॥ निर्यियासुरपद्वारैर्वीक्षते च पुनः पुनः। वर्तते विपरीतं च विषदाता विचेतनः ॥ २६॥

अन्वयः-मनुष्याणाम् इङ्गितज्ञः बुद्धिमान् वाक्-चेष्टा-मुख-वैकृतैः एभिः च लिङ्गैः विषदातारं जानीयात्, पृष्टः उत्तरं न ददाति, विवक्षुः च मोहम् एति, मूढवत् बहु अपार्थं च संकीर्णम् अपि, भाषते, अङ्गुलीः स्फोटयेत्, उर्वीं विलिखेत्, प्रहसेत् अपि अस्य च वेपथुः भवति, त्रस्तः च एकैकम् ईक्षते, विवर्णवक्त्रः च ध्यामः च नखैः किञ्चित् छिनत्ति, दीनः च करेण असकृत् शिरोरुहान् आलभेत, अपद्वारैः च निर्यियासुः पुनः पुनः वीक्षते, विपरीतं च वर्तते, विचेतनः विषदाता (ज्ञेयः) ॥

માણસોની (અભિપ્રાયસૂચક) ચેષ્ટાઓને જાણતો બુદ્ધિમાન પુરુષ, તેની વાણીની ચેષ્ટાઓના તથા મોઢાના વિકારરૂપ નીચે લખેલાં ચિહ્નો ઉપરથી ઝેર ખવડાવનારાને જાણી લે: જે માણસ પૂછ્યા છતાં પોતાના દુષ્કૃત્યથી થયેલા મોહને લીધે ઉત્તર ન આપે, બોલવા ઇચ્છે છતાં મૂંઝાઈ જાય, મૂઢની પેઠે ઘણું વ્યર્થ-અસ્પષ્ટ બોલે, ભયથી થયેલી સાંધાઓની પીડા મટાડવા આંગળીઓના ટચાકા ફોડે, જમીન ખોતરે, કારણ વગર પણ હસે,

મૂઝ્યા કરે; બીતો બીતો એકએક જણની સામે જોયા કરે; એનું મોઢું ઝાંખું થઈ જાય; બળેલા જેવા રંગવાળો થઈ જાય; નખોથી કાંઈક કાપ્યા કરે; રાંક થઈ હાથથી વારંવાર વાળનો સ્પર્શ કર્યા કરે; ખૂણેખાંચરેથી નીકળી જવા ઇચ્છી વારંવાર આમતેમ જોયા કરે; વિપરીત રીતે વર્તે તથા બેભાન થઈ જાય: તેને ઝેર દેનારો જાણવો. ૨૧-૨૬

टीका-इङ्गितम्=अभिप्रायसूचकमाकारम्, मुखवैकृतं=मुखवैवर्ण्यादि, एभिर्लिङ्गैः=वक्ष्यमाणैः, न ददात्युत्तरं पृष्टः-स्वीयासत्कर्मजनितव्यामोहात्; सङ्कीर्णम्-अस्फुट, भयजनितपर्वव्यथाऽपनोदायाङ्गुलीः स्फोटयेत्, प्रहसेदहेतावपि, ध्यामः=दग्धसमानवर्णः, आलभेत=स्पृशेत्, विपरीतं यथा स्यादेवं वर्तते ॥ (આનો અર્થ ઉપર છે.)

जङ्गमविषाणां सामान्यकार्याण्याह-

### જંગમ ઝેરનાં સામાન્ય કાર્યો

निद्रां तन्द्रां क्लमं दाहं सम्पाकं लोमहर्षणम् ।
शोथं चैवातिसारं च कुरुते जङ्गमं विषम् ॥२७॥

अन्वयः-जङ्गमं विष निद्रां तन्द्रां क्लमं दाहं सम्पाकं लोमहर्षणं च शोथ च अतिसारम् एव कुरुते ॥

જંગમ ઝેર નિદ્રા, તંદ્રા, ગ્લાનિ, બળતરા, પાકવું, રૂંવાડાં ઊભાં થવાં, સોજા અને અતિસાર-ઝાડા કરે છે. ૨૭

जङ्गमेषु तीक्ष्णतरत्वादादौ तदाश्रयसर्पानाह-

### અત્યંત તીક્ષ્ણ જંગમ ઝેરવાળા સર્પો

वातपित्तकफात्मानो भोगिमण्डलिराजिलाः ।
यथाक्रमं समाख्याता द्व्यन्तरा द्वन्द्वरूपिणः ॥२८॥
फणिनो भोगिनो ज्ञेयाः सङ्ख्यातास्तेऽत्र विंशतिः ।
मण्डलैर्विविधैश्चित्राः पृथवो मन्दगामिनः ॥२९॥
षट् ते मण्डलिनो ज्ञेया ज्वलनार्कविषाः स्मृताः ।
स्निग्धा विविधवर्णाभिस्तिर्यगूर्ध्वं च राजिभिः ॥
विचित्रा इव ये भान्ति राजिलास्ते हि तेऽपि षट् ॥

अन्वयः-भोगि-मण्डलि-राजिलाः यथाक्रमं वात-पित्त-कफ-आत्मानः द्व्यन्तराः द्वन्द्वरूपिणः समाख्याताः, (तत्र) फणिनः भोगिनः ज्ञेयाः, ते अत्र विंशतिः सङ्ख्याताः, विविधैः मण्डलैः चित्राः पृथवः ते, मन्दगामिनः मण्डलिनः ज्वलन-अर्क-विषाः स्मृताः, ते षट् ज्ञेयाः, स्निग्धाः विविधवर्णाभिः तिर्यग्-ऊर्ध्वं च राजिभिः विचित्राः इव ये भान्ति ते हि राजिलाः, ते अपि षट् ॥

(મુખ્યત્વે કરી) ભોગી, મંડલી અને રાજિલ એમ ત્રણ જાતના સર્પો છે; તેમાં અનુક્રમે ભોગી સર્પો વાયુસ્વભાવવાળા, મંડલી સર્પો પિત્તસ્વભાવવાળા અને રાજિલ સર્પો કફસ્વભાવવાળા હોય છે. તેઓ એક જાતના સર્પથી બીજી જાતની સર્પિણીમાં ઉત્પન્ન થયેલા હોઈ બે સ્વભાવવાળા હોય છે. (જેમ કે 'ભોગી' સર્પથી 'મંડલિની' સાપણમાં ઉત્પન્ન થયેલા બે સ્વભાવના હોય છે.) જે સર્પો ફણાવાળા હોય છે, તે 'ભોગી' કહેવાય છે અને તેઓના ભેદ ૨૦ છે. જે સર્પો વિવિધ મંડલોથી વિચિત્ર, પહોળા અને મંદ ગતિવાળા હોય છે, તેઓ 'મંડલી' કહેવાય છે. એ સર્પો અગ્નિ કે સૂર્ય જેવા (પ્રતાપી) અતિ ઉગ્ર ઝેરવાળા હોય છે અને તેઓના ભેદ ૬ છે. જે સર્પો સ્નિગ્ધ અને રંગબેરંગી આડી તથા ઊભી રેખાઓથી વિચિત્ર જેવા જણાય છે, તે જ 'રાજિલ' કહેવાય છે અને તેઓના ભેદ પણ ૬ છે. ૨૮-૩૦

टीका एते यथाक्रमं वातपित्तकफात्मानः बोध्याः, द्व्यन्तराः-द्वे अन्तरे=भेदौ येषां ते द्व्यन्तराः, यथा भोगिनो मण्डलिन्यां जाता इत्यादि । (અર્થ ઉપર છે.)

भोगिप्रभृतिकृतदंशदेशलक्षणभेदमाह-

### ભોગી વગેરે સર્પોએ કરેલા દંશનાં સ્થાનોનો રંગભેદ તથા વિકારભેદ

दंशो भोगिकृतः कृष्णः सर्ववातविकारकृत् ।
पीतो मण्डलिनः शोथो मृदुः पित्तविकारवान् ॥३१॥
राजिलोत्थो भवेद्दंशः स्थिरशोथश्च पिच्छिलः । पाण्डुः स्निग्धोऽतिसान्द्रासृक्सर्वश्लेष्मविकारवान् ॥ ३२ ॥

अन्वय-भोगिकृतः दंशः कृष्णः सर्ववातविकारकृत्, मण्डलिनः (दंशः) पीतः शोथः मृदुः पित्तविकारवान्, राजिल-उत्थः दंशः स्थिरशोथः च पिच्छिलः पाण्डुः स्निग्धः अतिसान्द्र-असृक्, सर्वश्लेष्मविकारवान् भवेत् ॥

ભોગીએ કરેલો દંશ કાળો અને વાયુસંબંધી સઘળા વિકારોને કરનાર હોય છે. મંડલીએ કરેલો દંશ પીળો, સોજાવાળો, કોમળ અને પિત્તસંબંધી વિકારોને કરે છે. રાજિલે કરેલો દંશ સ્થિર, સોજાવાળો, ચીકણો,

પાંડુ, સ્નિગ્ધ, અત્યંત ઘાટા લોહીવાળો અને કફસંબંધી વિકારવાળો હોય છે. ૩૧,૩૨

देशविशेषे कालविशेषे च दष्टस्यासाध्यत्वमाह–

**અસાધ્ય દંશવાળા લોકો**

अश्वत्थदेवायतनश्मशानवल्मीकसन्ध्यासु चतुष्पथेषु। याम्ये च पित्र्ये परिवर्जनीया ऋक्षे नरा मर्मसु ये च दष्टाः ॥ ३३ ॥

अन्वयः–अश्वत्थ–देवायतन–श्मशान–वल्मीक–सन्ध्यासु चतुष्पथेषु याम्ये च पित्र्ये ऋक्षे मर्मसु च ये नराः दष्टाः (त) परिवर्जनीयाः ॥

પીપળો, દેવમંદિર, સ્મશાન, રાફડો, ચૌટું એ સ્થાનોમાં; સંધ્યાકાળ, ભરણી અને મઘા નક્ષત્રમાં તથા મર્મસ્થલમાં જે લોકોને સર્પનો દંશ થયો હોય, તેઓને (અસાધ્ય સમજી) ત્યજી દેવા જોઈએ–તેઓની ચિકિત્સા ન કરવી. ૩૩

टीका–याम्ये=भरण्या, पित्र्ये=मघायाम् ॥ (અર્થ ઉપર છે.)

दर्वीकरविष, तेषां च लक्षणमाह–

**દર્વીકર સર્પોનું ઝેર તથા તેઓનું લક્ષણ**

दर्वीकराणां विषमाशु हन्ति मेघानिलोष्णे द्विगुणीभवन्ति ॥ ३४ ॥

रथाङ्गलाङ्गलच्छत्रस्वस्तिकाङ्कुशधारिणः।
ज्ञेया दर्वीकराः सर्पाः फणिनः शीघ्रगामिनः ॥ ३५ ॥

अन्वयः-दर्वीकराणां विषम् आशु हन्ति, मेघ–अनिल–उष्णे द्विगुणी भवन्ति। रथाङ्ग–लाङ्गल–च्छत्र–स्वस्तिक–अङ्कुश–धारिणः फणिनः शीघ्र–गामिनः सर्पाः दर्वीकरा ज्ञेयाः ॥

દર્વીકર નામના સર્પોનું ઝેર તરત મારી નાખે છે અને તે સર્પો વરસાદ, પવન અને ગરમીના સંયોગમા બમણા થાય છે. જે સર્પો ચક્ર, હળ, છત્ર, સાથિયા કે અંકુશનાં ચિહ્નવાળા, ફણાવાળા અને ઉતાવળી ગતિવાળા હોય તે સર્પોને 'દર્વીકર' જાણવા. ૩૪,૩૫

टीका–उष्णे=उष्णसयोगे ॥ (અર્થ ઉપર છે.)

नरेषु येषु विषमाशुमारक भवति तानाह–

**સર્પોનું ઝેર આટલાંને તરત મારી નાખે**

अजीर्णपित्तातपपीडितेषु, बालेषु वृद्धेषु बुभुक्षितेषु। क्षीणे क्षते मेहिनि कुष्ठजुष्टे रूक्षेऽबले गर्भवतीषु चापि ॥ ३६ ॥

शस्त्रक्षते यस्य न रक्तमस्ति, राज्यो लताभिश्च न सम्भवन्ति। शीताभिरद्भिश्च न रोमहर्षो विषाभिभूतं परिवर्जयेत्तम् ॥ ३७ ॥

जिह्मं मुखं यस्य च केशशातो नासावसादश्च सकण्ठभङ्गः। कृष्णश्च रक्तः श्वयथुश्च दंशे हन्वोः स्थिरत्वं च विवर्जनीयम् ॥ ३८ ॥

वान्तिर्घना यस्य निरेति वक्त्राद्, रक्तं स्रवेदूर्ध्वमधश्च यस्य। दंष्ट्रानिपातांश्चतुरश्च पश्येद् यस्यापि वैद्यैः परिवर्जनीयः ॥ ३९ ॥

उन्मत्तमत्यर्थमुपद्रुतं वा, हीनस्वरं वाप्यथवा विवर्णम्। सारिष्टमत्यर्थमवेगिनं च, जह्यान्नरं तत्र न कर्म कुर्यात् ॥ ४० ॥

अन्वयः–अजीर्ण–पित्त–आतपपीडितेषु बालेषु वृद्धेषु बुभुक्षितेषु क्षीणे क्षते मेहिनि कुष्ठजुष्टे रूक्षे अबले गर्भवतीषु च शस्त्रक्षते अपि यस्य रक्तं न अस्ति, लताभि. च राज्यः न सम्भवन्ति, शीताभिः च अद्भिः रोमहर्षः न, त विष–अभिहत परिवर्जयेत्। यस्य च मुख जिह्म, केशशातः, नासा–अवसाद., सकण्ठभङ्गः, दंशे च कृष्णः च रक्तः श्वयथुः, हन्वोः च स्थिरत्व (त) विवर्जनीयम् (वदेत्)। यस्य वक्त्राद् घना वान्तिः निरेति, यस्य ऊर्ध्वं च अधः रक्तं स्रवेत्, यस्य च चतुरः दंष्ट्रानिपातान् पश्येत् (सः) अपि वैद्यैः परिवर्जनीय.। उन्मत्तम् अत्यर्थं वा उपद्रुत वा हीनस्वरम् अथवा विवर्णम् अपि, सारिष्ट च अत्यर्थम् अवेगिन नर जह्यात्, तत्र कर्म न कुर्यात् ॥

અજીર્ણથી, પિત્તથી તથા તડકાથી પીડા પામેલા માણસો; બાળકો, વૃદ્ધો, ભૂખ્યા, ક્ષીણ થયેલા, ક્ષતવાળા, પ્રમેહવાળા, કોઢિયા, રૂક્ષ શરીરવાળા, નિર્બળ અને ગર્ભવાળી સ્ત્રીઓને (સર્પનું) ઝેર અસાધ્ય થાય છે (જેથી તેઓ તરત મરી જાય છે); સર્પથી દંશાયેલા જે માણસને શસ્ત્રનો જખમ કર્યા છતાં લોહી નીકળે નહિ અને જેના પર વેલાઓથી પ્રહાર કર્યા છતાં રેખાઓ થાય નહિ; તેમ જ ટાઢું પાણી છાંટવા છતાં રૂંવાડાં ઊભાં ન થાય, તેવા ઝેરથી પીડાતા માણસનો ત્યાગ કરવો–તેની ચિકિત્સા કરવી નહિ. જેનું મોઢું વાંકું થઈ ગયું હોય, જેના વાળ ખેંચવાથી નીકળી પડતા હોય, નાક નમી ગયું હોય, ગળું સ્થિર રાખવાની શક્તિ જેનામાં રહી

ન હોય, દંશ ઉપર કાળો કે રાતો સોજો થયો હોય અને જેનાં બન્ને જડબાં સજ્જડ થઈ ગયાં હોય, જેના મોઢામાંથી ઘાટી ઊલટી નીકળતી હોય; નાકમાંથી, મોઢામાંથી, લિંગમાંથી તથા ગુદા વગેરેમાં લોહી સ્રવતું હોય અને જેને ચારે દાઢો પડેલી દેખાતી હોય, જે માણસ ઉન્મત્ત થયો હોય, જ્વર અથવા અતિસાર વગેરેથી અત્યંત પીડિત હોય, બોલી શકતો ન હોય, કાળા રંગનો થઈ ગયો હોય, નાક નમી જવું આદિ અરિષ્ટોથી જે યુક્ત થયો હોય કે ઝેરની લહરીથી રહિત થયો હોય તેનો પણ ત્યાગ કરવો-તેની ચિકિત્સા કરવી નહિ. (કેમ કે એવા માણસો ઝેરથી તરત મરી જાય છે.) ૩૯-૪૦

टीका-केशशात -आकर्षणात्, नासावसादः=नासाया नतत्वम्, कण्ठभङ्ग-=ग्रीवाधारणाशक्तिः, हन्वोः स्थिरत्व= हनुद्वयस्तम्भः । रक्त स्रवेदूर्ध्वमधश्च यस्य=यस्य च नासा-मुखलिङ्गगुदादिभ्यो रक्त स्रवेत् । अत्यर्थमुपद्रुत वा= ज्वरातिसारादिभिरतिशयेनोपद्रुत, हीनस्वर-वक्तुमक्षम, विवर्ण=कृष्णवर्ण, सारिष्ट=नासाभङ्गादियुक्तम्, अवेगिन-वेगः=विषवेग', 'लहरी' इति लोके, तद्रहितम् ॥ (અર્થ ઉપર છે.)

स्थावर जङ्गम च विषमेव जीर्णत्वादिभिः कारणै-र्दूषीविषसंज्ञा लभत तदाह-સ્થાવર અને જંગમ ઝેર જ જૂનું થાવું આદિ કારણોથી 'દૂષીવિષ' નામ ધરાવે છે, તે કહે છે:

### દૂષીવિષનું લક્ષણ

**जीर्णं विषघ्नौषधिदूषितं वा, दावाग्निवातात-पशोषितं वा । स्वभावतो वा गुणविप्रहीनं, विषं हि दूषीविषतामुपैति ॥४१॥**

अन्वय.-जीर्ण वा विषघ्न-ओषधिदूषित, वा दाव-अग्नि वात-आतप-शोषित वा स्वभावतः गुण-विप्रहीन हि विष दूषीविषताम् उपैति ॥

જે (સ્થાવર કે જંગમ) ઝેર અત્યંત જૂનું થઈ ગયું હોય અથવા ઝેર હરનારી ઔષધિએ ઓછી શક્તિવાળું કર્યું હોય અથવા દાવાગ્નિથી, વાયુથી કે તડકાથી સુકાઈ ગયું હોય અથવા સ્વાભાવિક રીતે જ દશ ગુણોમાંથી એક, બે કે ત્રણ વગેરે ગુણોથી ઓછું થયું હોય તે 'દૂષીવિષ' કહેવાય છે. ૪૧

टीका-जीर्णम्=अतिपुराणं, विषघ्नौषधिदूषित-विष-घ्नीभिरोषधीभिर्हीनवीर्यं कृत, स्वभावतो वा गुणविप्र-हीन=स्वभावादेव दशाना गुणाना मध्ये एकद्वित्र्यादि-गुणहीनम् ॥ (આનો સંપૂર્ણ અર્થ ઉપર અપાયો છે)

दूषीविषस्य कार्यमाह-

### દૂષીવિષનું કાર્ય

**वीर्याल्पभावान्न निपातयेत्तत्, कफान्वितं वर्षगणानुबन्धि । तेनार्दितो भिन्नपुरीषवर्णो, विग-न्धिवैरस्ययुतः पिपासी । मूर्च्छां भ्रमं गद्गदवा-ग्वमिं च, विचेष्टमानोऽरतिमाप्नुयाद्वा ॥ ४२॥**

अन्वयः-तत् वीय-अल्पभावात् न निपातयेत्, कफ-अन्वित वर्ष-गण-अनुबन्धि (भवति), तेन अर्दित भिन्नपुरीषवर्णः विगन्धिवैरस्ययुत' पिपासी गद्गदवाक्विचेष्टमानः मूर्च्छां भ्रम च वमिं वा अरतिम् आप्नुयात् ॥

એ દૂષીવિષ ઓછી શક્તિવાળું થયેલ હોવાથી મારી નાખતું નથી, પણ કફથી તેનું ઉષ્ણપણું આદિ ગુણો ઓછા થવાને લીધે અને કફથી અગ્નિ પણ મંદ થતાં એ ઝેર નહિ પાકવાને લીધે ઘણાં વર્ષો સુધી શરીરમાં જ રહે છે. એ દૂષીવિષથી થતા દાદરના રોગથી પીડાયેલો માણસ છોતાપાણી ઝાડો કરે છે, તેના શરીરનો રંગ બગડી જાય છે, દુર્ગંધપણું પ્રાપ્ત થાય છે, તેનું મોઢું રસ વગરનું થઈ જાય છે. તેને તરસ લાગ્યા કરે છે, તેની વાણી ગળગળી થઈ જાય છે, વિરુદ્ધ ચેષ્ટાઓ તે કરે છે, તેને કંઈ ગમતું નથી અને મૂર્છા, ભ્રમ તથા ઊલટી-રૂપ વ્યાધિઓને તે પામે છે. ૪૨

टीका-न निपातयेत्=न मारयेत्, कफान्वित=कफेन मन्दीकृतौष्ण्यादिगुणम्, वर्षगणानुबन्धि=कफेनाग्नेर्मान्द्या-दित्वादपाकाच्चिरस्थायि, तथा दूषीविषजदद्रुरोगवता भिन्न-पुरीषवर्ण =भिन्नपुरीष.=उद्गतमल , भिन्नवर्णः=विवर्णः, विचेष्टमान =विरुद्धां चेष्टां कुर्वन्, मूर्च्छादीन्=व्याधीन्, लभत ॥ (આ ટીકાનો બધો અર્થ ઉપર અપાયો છે)

स्थानविशेषोत्थिते दूषीविषे लिङ्गविशेषमाह-

### દૂષીવિષનાં વિભિન્ન સ્થાનોથી વિભિન્ન પરિણામો

**आमाशयस्थे कफवातरोगी, पक्वाशयस्थे-ऽनिलपित्तरोगी । भवेत्सनुद्भूतशिरोऽङ्गरुट्को, विलूनपक्षश्च यथा विहङ्गः ॥ ४३ ॥**

स्थितं रसादिष्वथ तद्यथोक्तान्, करोति धातुप्रभवान्विकारान् ॥ ४४ ॥

अन्वयः-आमाशयस्थे कफवातरोगी, पक्वाशयस्थे अनिलपित्तरोगी समुद्ध्वस्तशिरोऽङ्ग-रुहकः यथा च विलूनपक्षः विहङ्गः (तथा) भवेत् ॥ अथ रस-आदिषु स्थितं तद् यथोक्तान् धातुप्रभवान् विकारान् करोति ॥

દૂષીવિષ જો આમાશયમાં રહ્યું હોય તો માણસ કફસંબંધી તથા વાયુસંબંધી રોગોથી યુક્ત થાય છે; પકવાશયમાં રહ્યું હોય તો વાયુસંબંધી તથા પિત્તસંબંધી રોગોથી યુક્ત થાય છે; તેના વાળ તથા રૂંવાડાં જતાં રહે છે તથા પાંખો કપાઈ ગયેલા પક્ષીના જેવી તેની સ્થિતિ થાય છે. રસ વગેરેમાં રહેલું દૂષીવિષ, સુશ્રુત(સૂત્રસ્થાન, અધ્યાય ૨૪)માં કહેલા ધાતુસંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે. ૪૩,૪૪

टीका-समुद्ध्वस्तशिरोऽङ्गरुहकः-समुद्ध्वस्ताः शिरोरुहाः=केशाः, अङ्गरुहाणि-लोमानि यस्य सः । एतदपि लिङ्गं पक्वाशयस्थे दूषीविषे बोद्धव्यम् ॥ तद्=दूषीविषम्, यथोक्तान्=सुश्रुते व्याधिसमुद्देशीयोक्तान् ॥

दूषीविषस्य प्रकोपसमयमाह-

### દૂષીવિષના પ્રકોપનો સમય

कोपं तु शीतानिलदुर्दिनेषु, यात्याशु पूर्वं शृणु तस्य रूपम् ॥ ४५ ॥

अन्वयः-शीत-अनिल-दुर्दिनेषु तु आशु कोपं याति, तस्य पूर्वं रूपं शृणु ॥

એ દૂષીવિષ ટાઢના સમયમાં, (અતિ) પવનના સમયમાં અને વાદળાંઓ ઘેરાવાના સમયમાં તરત પ્રકોપ પામે છે; તેનું પૂર્વરૂપ તું સાંભળ : ૪૫

कुपितस्य दूषीविषस्य पूर्वरूपमाह-

### કોપેલા દૂષીવિષનું પૂર્વરૂપ

निद्रा गुरुत्वं च विजृम्भणं च, विश्लेषहर्षावथ वाऽङ्गमर्दः ॥ ४६ ॥

अन्वयः-निद्रा च गुरुत्वं च विजृम्भणं विश्लेषहर्षौ अथवा अङ्गमर्दः (भवेत्) ॥

નિદ્રા, શરીરમાં ભારેપણું, બગાસાં, અંગોનું ઢીલાપણું, રૂંવાડાં ઊભાં થવાં અથવા અંગોનું ભાંગવું એ પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ છે. ૪૬

टीका-विश्लेषः=गात्रशैथिल्यं, हर्षः=रोमाञ्चः ॥

प्रकुपितदूषीविषरूपमाह-

### કોપેલા દૂષીવિષનું રૂપ

ततः करोत्यन्नमदाविपाकावरोचकं मण्डलकोठजन्म । मांसक्षयं पाणिपदे प्रशोथं, मूर्च्छां यथा छर्दिमथातिसारम् ॥ दूषीविषं श्वासतृषाज्वरांश्च, कुर्यात्प्रवृद्धिं जठरस्य चापि ॥ ४७ ॥

अन्वयः-ततः दूषीविषम् अन्न-मद-अविपाकौ अरोचकं मण्डलकोठजन्म मांसक्षयं पाणिपदे प्रशोथं मूर्च्छां छर्दिम् अथ च अतिसारं श्वास-तृषा-ज्वरान् जठरस्य च प्रवृद्धिम् अपि कुर्यात् ॥

દૂષીવિષ કોપે તે પછી અન્ન જમતાં સોપારી ખાધાના જેવો ભીણો ઉત્પન્ન કરે છે; અન્ન પચતું નથી અને અરુચિ, મંડલો તથા ઢામઢાની ઉત્પત્તિ તથા માંસનો ક્ષય, હાથ-પગમાં સોજા, મૂર્છા, ઊલટી, અતિસાર, શ્વાસ, તરસ અને જ્વર એટલા રોગો કરે તથા પેટનો પણ ખૂબ વધારો કરે છે. ૪૭

टीका-अन्ने भुक्ते पूगफलेनेव मदः । अविपाकः-अन्नस्य ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

दूषीविषभेदेन विकारभेदानाह-

### જુદાં જુદાં દૂષીવિષના જુદા જુદા વિકારો

उन्मादमन्यज्जनयेत्तथाऽन्यद्, आनाहमन्यत्क्षपयेच्च शुक्रम् । गाद्गद्यमन्यज्जनयेच्च कुष्ठं, तांस्तान्विकारांश्च बहुप्रकारान् ॥ ४८ ॥

अन्वय.-अन्यत् उन्मादं तथा अन्यत् आनाहं जनयेत्, अन्यत् च शुक्रं क्षपयेत्, अन्यत् च गाद्गद्यं कुष्ठं तान्तान् च बहुप्रकारान् विकारान् जनयेत् ॥

કોઈક દૂષીવિષ ઉન્માદ અને કોઈક આનાહ (આફરો) ઉત્પન્ન કરે છે; બીજું દૂષીવિષ વીર્યનો નાશ કરે અને કોઈક બીજું વાણીનું ગળગળાપણું, કોઢ અને ઘણા પ્રકારના તે તે વિસર્પ તથા વિસ્ફોટ આદિ વિકારો ઉત્પન્ન કરે છે. ૪૮

टीका-अन्यत्=दूषीविषं, तांस्तान् विकारान्=विसर्पविस्फोटादीन् ॥ (આનો અર્થ ઉપર છે.)

दूषीविषशब्दस्य निरुक्तिमाह-

### 'દૂષીવિષ' શબ્દનો અર્થ

दूषितं देशकालान्नदिवास्वप्नैरभीक्ष्णशः । यस्मात् सन्दूषयेद्धातूंस्तस्माद् दूषीविषं स्मृतम् ॥

अन्वयः-देश-काल-अन्न-दिवास्वप्नैः अभीक्ष्णशः

दूषित (यद्) यस्मात् धातून् संदूषयेत्, तस्माद् दूषीविषं स्मृतम् ॥

દેશ, કાળ, અન્ન અને દિવસની નિદ્રાથી વારંવાર દૂષિત થઈ ઝેર ધાતુઓને દૂષિત કરે છે, માટે 'દૂષીવિષ+' કહેવાય છે. (જલ પ્રાય વગેરે દેશોથી, વાદળાંના ઘેરાવાનો સમય અને કળથી, તલ તથા મસૂર આદિ અન્નો વગેરેથી એ ઝેર દૂષિત થાય છે.)

टीका-देशः=आनूपादिः, कालः=दुर्दिनादिः, अन्न= कुलत्थतिलमसूरादि, धातुदूषकत्वात्-दूषीविषम् ॥ (અર્થ ઉપર છે.)

दूषीविषस्य साध्यासाध्यत्वादिकमाह-

**સાધ્ય, યાપ્ય, અસાધ્ય દૂષીવિષ**

**साध्यमात्मवतः सद्यो याप्यं संवत्सरोत्थितम् ।**
**दूषीविषमसाध्यं स्यात्क्षीणस्याहितसेविनः ॥४९॥**

अन्वयः-आत्मवतः दूषीविषं सद्यः साध्यं, संवत्सर-उत्थितं याप्यं, क्षीणस्य अहितसेविनः असाध्यं स्यात् ॥

જિતેંદ્રિય માણસને દૂષીવિષ તરત સાધ્ય થાય છે, એક વર્ષ પછી યાપ્ય થાય છે અને ક્ષીણ થયેલાને તથા અપથ્યનું સેવન કરનારને અસાધ્ય થાય છે. ૪૯

तत्र दूषीविषमभिधाय गरं दर्शयितुमाह-

**કૃત્રિમ વિષ-ગરનું નિરૂપણ**

**सौभाग्यार्थं स्त्रियः स्वेदं रजो नानाङ्गजान्मलान् ।**
**शत्रुप्रयुक्तांश्च गरान् प्रयच्छन्त्यन्नमिश्रितान् ॥५०॥**

अन्वय.-स्त्रियः सौभाग्य अर्थं स्वेदं रजः नाना अङ्गजान् मलान्, शत्रुप्रयुक्तान् च अन्नमिश्रितान् गरान् प्रयच्छन्ति, (तत् कृत्रिमं विषं गरसञ्ज्ञकमुच्यते) ॥

સ્ત્રીઓ, પોતાના સૌભાગ્ય માટે (એટલે પોતાનું સ્વચ્છંદીપણું કરવા અથવા પતિ ઉપર પોતાનો પ્રભાવ બેસાડવા કે પતિને વશ કરવા) પરસેવો, (માસિક સ્રાવરૂપ) રજ, અનેક જાતના શરીરના મેલ અથવા શત્રુ દ્વારા યોજેલાં ઝેર ખોરાક સાથે આપી ખવરાવી દે એ ('ગર×' નામે) કૃત્રિમ વિષ કહેવાય છે. ૫૦

टीका-कृत्रिमं विषं द्विविधम्-एकं सविषं दूषीविष-सञ्ज्ञम्, अपरमविषं तदेव गरसञ्ज्ञम्; तथा च काश्यप-संहितायाम्-'संयोगजं च द्विविधं द्वितीयं विषमुच्यते । दूषीविषं तु सविषमविषं गर उच्यते ।' संयोगज= कृत्रिमं विषं, द्वितीय=स्वाभाविकम्, तच्च द्विविधम् ॥ દૂષીવિષ અને ગર-એમ કૃત્રિમ વિષ બે પ્રકારનું છે; જેમાં ઝેરનો સંબંધ હોય તે 'દૂષીવિષ' કહેવાય અને જેમાં ઝેરનો સંબંધ ન હોય તે 'ગર' કહેવાય છે. આ સંબંધે કાશ્યપસંહિતામાં કહ્યું છે કે, 'કૃત્રિમ વિષ સંયોગથી થાય છે, તેના દૂષીવિષ અને ગર એવા બે ભેદ કહેવાય છે; ઝેરના સંબંધવાળું 'દૂષીવિષ' કહેવાય છે અને ઝેરના સંબંધ વગરનું છતાં ઝેરનું કામ કરે, તે 'ગર' કહેવાય છે.'

गरकार्यमाह-

**ગરનું કાર્ય**

**तैः स्यात्पाण्डुः कृशोऽल्पाग्निर्ज्वरश्चास्योपजायते ।**
**मर्मप्रधमनाध्मानं स्यात्÷ क्षयः शोथसम्भवः ॥५१**
**जठरं ग्रहणीदोषो यक्ष्मगुल्मक्षयज्वराः ।**
**एवं विधस्य चान्यस्य व्याधेर्लिङ्गानि दर्शयेत् ॥५२॥**

अन्वयः-तैः (जनः) पाण्डुः कृशः अल्पाग्निः च ज्वरः उपजायते, (तथा च) मर्म-प्रधमन-आध्मानं क्षयः शोथसंभवः स्यात् । (किं च) (अथ गरः) जठरं ग्रहणीदोषः यक्ष्म-गुल्म-क्षय-ज्वरा, च एवंविधस्य अन्यस्य व्याधेः लिङ्गानि दर्शयेत् ॥

(પરસેવો તથા રજ વગેરે) તે ગરોથી માણસને પાંડુપણું, કૃશપણું, અગ્નિની મંદતા, જ્વર, મર્મસ્થલમાં પીડા, આફરો, ધાતુક્ષય અને સોજા ઉત્પન્ન થાય છે; તેમ જ પેટનો

+ दूष्यते देश-काल-अन्न-दिवा-स्वप्नैः अभीक्ष्णं, तथा च दूषयति शरीरस्थांश्च धातूनिति दूषी, दूषयतेर्ण्य-न्तात् 'अच इः' (उणा. ४-१३९), ततश्च 'कृदि-कारादक्तिनः' इति च वा ङीष्, दूषीलक्षणं च तद् विषं-दूषीविषम्-मन्त्र-औषधप्रयोग-आदिभिः-निर्वीर्यी-कृतं वा-દેશ, કાળ, ખોરાક, દિવસની ઊંઘ આદિથી વારંવાર દુષ્ટ થઈ શરીરની ધાતુઓને જે ખરાબ કરે, તે દૂષીરૂપ લક્ષણવાળું ઝેર અથવા મંત્ર-ઔષધ આદિના પ્રયોગથી જે ઝેરને તેની મૂળ શક્તિથી રહિત કર્યું હોય, તે 'દૂષીવિષ' કહેવાય છે.

× गिरति प्राणान् शनैः शनैः शरीरे पाण्डुत्व-कृशत्व-अग्निमान्द्य-ज्वर क्षय-शोथादीन् समुत्पाद्येतिगरः, गॄ निगरणे-अच्-જે શરીરમાં પાંડુરોગ, દુર્બળતા, અગ્નિની મંદતા, તાવ, ક્ષય તથા સોજા વગેરે ઉત્પન્ન કરી ધીમે ધીમે માણસના પ્રાણ લે છે, તે કૃત્રિમ વિષનો એક ભેદ 'ગર' કહેવાય છે.

÷ 'हस्तयोः शोथसम्भवः' इति पाठः ।

રોગ, ગ્રહણી રોગ, રાજયક્ષ્મ, ગોળો, ક્ષય, તાવ અને એવા પ્રકારના બીજા રોગનાં ચિહ્નો પણ તે ગર (વિષ) દેખાડે છે. ૫૧, ૫૨

टीका-तै =गरैः, स्वेदरज.प्रभृतिभिः, ज्वरश्चास्योपजायत इति-अपाकात; मर्मप्रधमनं=मर्मव्यथा, क्षयः-धातुक्षयः ॥ ક્ષય એટલે ધાતુક્ષય જાણવો.

लूताना जन्तुविशेषाणामुत्पत्ति निरुक्ति सङ्ख्यां चाह-

**લૂતા (કરોળિયા) નામનાં જીવડાંઓની ઉત્પત્તિ, વ્યાખ્યા તથા સંખ્યા**

**यस्माल्लूनं तृणं प्राप्ता मुनेः प्रस्वेदबिन्दवः।**
**तेभ्यो जातास्तथा लूता इतिख्यातास्तु षोडश ॥५३**

अन्वयः-यस्मात् तृणं लूनं, मुनेः प्रस्वेदबिन्दवः प्राप्ताः, तेभ्यः जाताः तु षोडश (जन्तवः) लूताः इति ख्याताः ॥

વસિષ્ઠ મુનિએ ગાય માટે ઘાસ કાપતાં તે ઘાસ કાપેલી જગામા તેમનાં જે પરસેવાનાં બિંદુ પડ્યાં તેમાંથી ઉત્પન્ન થયેલાં જીવડાં 'લૂતા' કહેવાયાં. તે સોળ પ્રકારનાં છે. ૫૩

अत्राह सुश्रुतः-

**આ સંબંધે સુશ્રુત પણ આમ કહે છે**

**विश्वामित्रो नृपवरः कदाचिदृषिसत्तमम्।**
**वसिष्ठं कोपयामास गत्वाऽऽश्रमपदं किल ॥५४॥**
**कुपितस्य मुनेस्तस्य ललाटात् स्वेदबिन्दवः।**
**अपतन्दर्शनादेव ह्यधस्तात्तीव्रवर्चसः ॥ ५५ ॥**
**लूने तृणे महर्षेस्तु धेन्वर्थे सम्भृतेऽपि च।**
**ततो जातास्त्विमे घोरा नानारूपा महाविषाः॥**
**तासामष्टौ कष्टसाध्या वर्ज्यास्तावत्य एव हि ॥५६॥**

अन्वयः-नृपवरः विश्वामित्रः कदाचित् आश्रमपदं गत्वा ऋषिसत्तमं वसिष्ठं कोपयामास किल, तस्य दर्शनात् एव हि कुपितस्य तस्य तीव्रवर्चसः मुनेः ललाटात् स्वेदबिन्दवः अधस्तात् महर्षेः धेनु-अर्थे तृणे लूने सम्भृते च अपि अपतन्, ततः तु इमे घोराः महाविषाः नानारूपाः जाताः, तासाम् अष्टौ कष्टसाध्याः, तावत्यः एव हि वर्ज्याः ॥

મહારાજા વિશ્વામિત્રે કોઈ વેળા વસિષ્ઠના આશ્રમમાં જઈને મહામુનિ વસિષ્ઠને કોપાવ્યા હતા; તે વખતે વિશ્વામિત્રને દેખતાં જ તીવ્ર તેજવાળા મુનિ વસિષ્ઠના લલાટ પરથી પરસેવાનાં ટીપાં ત્યાં નીચે ગાય માટે કાપીને એકઠાં કરી રાખેલ ઘાસ ઉપર પડ્યાં હતાં અને તેમાંથી ભયંકર, ભારે ઝેરવાળાં તથા અનેક રૂપવાળાં લૂતા* નામનાં જીવડાં ઉત્પન્ન થયાં હતાં; એમાં 'ત્રિમંડળ' વગેરે ૮ કષ્ટસાધ્ય છે અને 'સૌવર્ણિક' વગેરે ૮ અસાધ્ય છે.

टीका-तत्र त्रिमण्डलप्रभृतयोऽष्टौ कष्टसाध्याः, सौवर्णिकप्रभृतयोऽष्टावसाध्याः ॥ (અર્થ ઉપર છે)

तासां सामान्यानां दंशलक्षणमाह-

**સર્વ લૂતાદંશોનું સામાન્ય લક્ષણ**

**ताभिर्दष्टे दंशकोथः प्रवृत्तिः क्षतजस्य च।**
**ज्वरो दाहोऽतिसारश्च गदाः स्युश्च त्रिदोषजाः॥**
**पिडका विविधाकारा मण्डलानि महान्ति च।**
**शोथा महान्तो मृदवो रक्ताः श्यावाश्चलास्तथा।**
**सामान्यं सर्वलूतानामेतद्दंशस्य लक्षणम् ॥५८॥**

अन्वयः-ताभिः दष्टे दंशकोथः क्षतजस्य च प्रवृत्तिः ज्वरः दाहः च अतिसारः च त्रिदोषजाः गदाः स्युः, विविध-आकाराः पिडकाः, महान्ति च मण्डलानि, महान्तः मृदवः रक्ताः श्यावाः तथा चलाः शोथाः, एतत् सर्वलूतानां दंशस्य सामान्यं लक्षणं (ज्ञेयम्) ॥

એ લૂતાઓએ કરડેલ દંશપ્રદેશમાં સડો, લોહીની પ્રવૃત્તિ, તાવ, બળતરા, ઝાડો, ત્રણે દોષસંબંધી રોગો, વિવિધ આકૃતિવાળી ફોલ્લીઓ, મોટાં મંડળો અને મોટા, કોમળ, રાતા, ચંચલ તથા કાળાશપડતા સોજા થાય છે; આ હરકોઈ લૂતાઓના દંશનું સામાન્ય લક્ષણ જાણવું. ૫૭,૫૮

टीका-दशकोथः=दंशमध्ये पूतीभावः ॥ (અર્થ ઉપર છે)

**ત્રિમંડલા આદિ ૮ કષ્ટસાધ્ય લૂતાદંશોનું લક્ષણ**

**दंशमध्ये तु यत्कृष्णं श्यावं वा जालकावृतम्।**
**दग्धाकृति भृशं पाकक्लेदशोथज्वरान्वितम्॥**
**दूषीविषाभिर्लूताभिस्तद्दष्टमिति निर्दिशेत् ॥५९॥**

* लुनन्ति-छिन्दन्ति स्वकीय दंशप्रदेशं महान्तं शोथ कोथं चोत्पाद्येति लूताः, लूञ् छेदने-'हसिमृग्' (उणा० ३-८६) इति तन्, संज्ञापूर्वकत्वाद् गुणाभावः-टाप्-જેઓ પોતાના કરડવા સ્થાન પર મોટો સોજો તથા સડો ઉપજાવી તે પ્રદેશને છિન્નભિન્ન કરી નાખે છે, તેથી જીવડાં 'લૂતા' (કરોળિયા) નામે પ્રસિદ્ધ થયાં છે, આયુર્વેદિક નિરુક્તની દૃષ્ટિએ- 'लूने तृणे प्राप्ता.-' વસિષ્ઠની ગાય માટે કાપી રાખેલ ઘાસ પર વસિષ્ઠના ક્રોધનાં ટીપાં પડ્યાં, તેમાથી થયેલ જીવડાં 'લૂતા' કહેવાયાં; 'लूने' પદમાંથી લૂ અને 'प्राप्ता' પદમાંથી છેલ્લો 'ता' મળી 'लूता' બનેલ છે.

अन्वयः-दशमध्ये तु यत् कृष्णं श्यावं जालकआवृतं दग्ध-आकृति भृशं पाक-क्लेद-शोथ-ज्वरअन्वितं (भवेत्), तद् दूषीविषाभिः लूताभिः दष्टम् इति निर्दिशेत् ॥

દંશ ઉપર જો કાળું અથવા કાળી ઝાંઈવાળું, જાળાંઓવાળું, બળેલાના જેવી આકૃતિવાળું, અત્યંત પાકવાળું અને ક્લેદ, સોજો તથા જ્વરવાળું ચિહ્ન દેખાય, તો દૂષીવિષા નામની લૂતાઓનો[+] તે દંશ છે, એમ કહેવું.૫૯

सौवर्णिकाद्योऽष्टवसाध्याः प्राणहारास्तासां दंशलक्षणमाह-

**સૌવર્ણિકાદિ ૮ અસાધ્ય લૂતાદંશોનું લક્ષણ**

**शाथः श्वेताः सिता रक्ताः पीता वा पिडका ज्वरः ।**
**प्राणान्तकाश्च जायन्ते दाहहिक्काशिरोग्रहाः ॥६०॥**

अन्वयः-(सौवर्णिकादि दंशे) शोथः श्वेताः सिताः रक्ताः पीताः वा पिडकाः ज्वरः च प्राण-अन्तकाः दाह-हिक्का-शिरोग्रहाः जायन्ते ॥

(અસાધ્ય લૂતાઓ કરડેલી હોય તો) સોજો અને ધોળી, રાતી તથા પીળી ફોલ્લીઓ; તાવ તથા પ્રાણ લઈ લે એવી બળતરા, હેડકી અને માથાનું પકડાવું થાય છે. ૬૦

आखुविषलक्षणमाह-

**ઉંદરના ઝેરનું લક્ષણ**

**आदंशाच्छोणितं पाण्डुमण्डलानि ज्वरोऽरुचिः ।**
**लोमहर्षश्च दाहश्चाप्याखुदूषीविषार्दिते ॥**

अन्वयः-आखुदूषीविषाअर्दिते आदंशात् शोणितं पाण्डुमण्डलानि ज्वरः अरुचिः च लोमहर्षः च दाहः अपि (भवेत्) ॥

દંશથી માંડીને લોહી ફીકા રંગનું થઈ જાય, ઢામઠાં થાય, જ્વર આવે, અરુચિ થાય, રૂંવાડાં ઊભાં થઈ જાય અને બળતરા થાય; એટલાં લક્ષણો ઉંદરનાં દૂષીવિષનાં છે.

+ ભગવાન સુશ્રુતે લૂતાઓ ૧૬ ગણી છે; તેમાંની ૮ ત્રિમંડલાદિ કષ્ટસાધ્ય છે અને ૮ સૌવર્ણિકા આદિ અસાધ્ય છે; તેઓનાં સળંગ ૧૬ નામો આ પ્રમાણે છે: ત્રિમંડલા, શ્વેતા, કપિલા, પીતિકા, લાલાવિષા, મૂત્રવિષા, રક્તા, કઠિના, સાવર્ણિકા, લાજવર્ણા, જાલિની, એણીપદી, કૃષ્ણા, સ્નિગ્ધમુખી, કાંડા અને માલાતુંડી.

प्राणहरमूषकविषकार्यमाह-

**પ્રાણ લેનારા ઉંદરના ઝેરનું કાર્ય**

**मूर्च्छाङ्गशोथवैवर्ण्यं क्लेदशब्दाश्रुतिज्वराः ।**
**शिरोगुरुत्वं लालासृक्छर्दिश्चासाध्यमूषकात् ॥६१**

अन्वयः-असाध्य-मूषकात् मूर्च्छा-अङ्गशोथ-वैवर्ण्य क्लेद-शब्द-अश्रुति-ज्वराः शिरोगुरुत्वं लाला च असृक्छर्दिः (भवति) ॥

(પ્રાણનાશક) અસાધ્ય ઉંદર કરડવાથી મૂર્ચ્છા, અંગો પર સોજો, રંગ બદલાઈ જવો, ક્લેદ, બહેરાશ, તાવ, માથાનું ભારેપણું, લાળનું ઝરવું અને લોહીની ઊલટી થાય છે. (બીજા ગ્રંથમાં લખ્યું છે કે આ ઉંદરના કરડવાથી થયેલો અંગ પરનો સોજો તે ઉંદરના જેવા જ આકારવાળો થાય છે.) ૬૧

टीका-अङ्गशोथोऽत्र मूषकाकारो बोद्धव्य इति तन्त्रान्तरे ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

कृकलासदष्टस्य लक्षणमाह-

**કાકીડા કે કાચંડાના દંશનું લક્ષણ**

**शोथस्य कार्ष्ण्यमथवा नानावर्णत्वमेव च ।**
**मोहोऽथ वर्चसो भेदो दष्टस्य कृकलासकैः ॥६२॥**

अन्वयः-कृकलासकैः दष्टस्य शोथस्य कार्ष्ण्यम् अथवा नानावर्णत्वम् एव, अथ च मोहः वर्चसः भेदः (भवेत्) ॥

જે માણસને કાચંડો કરડ્યો હોય તેને કરડ પર કાળો કે જાતજાતના રંગનો સોજો થાય, મૂર્ચ્છા થાય અને ઝાડા થાય છે. ૬૨

वृश्चिकविषस्य लक्षणमाह-

**વીંછીના ઝેરનું લક્ષણ**

**दहत्यग्निरिवादौ तु भिनत्तीवोर्ध्वमाशु च ।**
**वृश्चिकस्य विषं याति पश्चाद्दंशेऽवतिष्ठते ॥६३॥**

अन्वयः-वृश्चिकस्य विषम् आदौ तु अग्निः इव दहति, आशु च ऊर्ध्वं याति, भिनत्ति इव, पश्चाद् दंशे अवतिष्ठते ॥

વીંછીનું ઝેર પ્રથમ તો અગ્નિ જેવી બળતરા કરે છે, તરત ઊંચું ચડી જાય છે, જાણે અંગોને ચીરી નાખતું હોય એવી પીડા કરે છે અને પછી અમુક સમય જતાં દંશના સ્થળે રહે છે. ૬૩

असाध्यस्य वृश्चिकदष्टस्य लक्षणमाह–

**અસાધ્ય વીંછીના દંશનું લક્ષણ**

**दष्टोऽसाध्यैस्तु हृद्घ्राणरसनोपहतो नरः ।**
**मांसैः पतद्भिरत्यर्थं वेदनार्त्तो जहात्यसून् ॥ ६४ ॥**

अन्वयः–असाध्यैः ( वृश्चिकैः ) दष्टः तु नरः हृद्–घ्राण–रसना–उपहतः ( सन् ) पतद्भिः मांसैः अत्यर्थं वेदना–आर्त्तः असून् जहाति ॥

અસાધ્ય વીંછીથી કરડાયેલો માણસ હૃદય, નાક તથા જીભના કાર્યથી રહિત થઈ ખૂબ પીડાય છે અને પડતા માંસને લીધે અત્યંત વેદનાથી દુઃખી થઈ પ્રાણ છોડે છે. ૬૪

टीका–असाध्यैर्वृश्चिकैस्तेषामेवानुवृत्तेः। हृदादिषूपहतः=हृदादिकार्यरहितो भवति, अत्यर्थं वेदनार्त्त इत्यन्वयः ॥

कणभकृमिदष्टस्य लक्षणमाह–

**કણભ નામના કીડાના દંશનું લક્ષણ**

**विसर्पः श्वयथुः शूलं ज्वरश्छर्दिरथापि वा ।**
**लक्षणं कणभैर्दष्टे दंशश्चैव विशीर्यते ॥ ६५ ॥**

अन्वयः–कणभैः दष्टे च विसर्पः श्वयथुः शूलं ज्वरः अथवा छर्दिः अपि वा दंशः विशीर्यते एव ॥

કણભ× નામનો કીડો કરડ્યો હોય ત્યારે વિસર્પ, સોજો, શૂળ, તાવ અથવા ઊલટી થાય છે અને દંશની જગ્યા અવશ્ય છિન્નભિન્ન થઈ જાય છે. ૬૫

टीका–कणभः=कीटविशेषः ॥ ( અર્થ ઉપર છે. )

अथोच्चिटिङ्गदष्टस्य लक्षणमाह–

**કાળાં અને મોટાં રૂંવાડાંવાળી ઇયળના દંશનું લક્ષણ**

**कृष्णलोमोच्चिटिङ्केन स्तब्धलिङ्गो भृशार्तिमान् ।**
**दष्टः शीतोदकेनैव सिक्तान्यङ्गानि मन्यते ॥ ६६ ॥**

अन्वयः–कृष्णलोम–उच्चिटिङ्गेन दष्टः (जनः) स्तब्धलिङ्गः भृशार्तिमान् ( सन् ) अङ्गानि शीत–उदकेन सिक्तानि इव मन्यते ॥

અતિશય કાળી રૂંછાડવાળી ઇયળ જેને કરડી હોય તે માણસ સજ્જડ થઈ જવાનાં ચિહ્નોથી યુક્ત અથવા તેનું પુરુષચિહ્ન સજ્જડ થઈ ખૂબ પીડાય છે, અને સઘળાં અંગો ઉપર જાણે ટાઢું પાણી છાંટ્યું હોય એમ માને છે. ૬૬

टीका–कृष्णलोमा=अधिकतरकृष्णरोमा, उच्चिटिङ्गः='चीटा' कीटविशेषः ॥ ( અર્થ ઉપર છે. )

सविषमण्डूकदष्टस्य लक्षणमाह–

**ઝેરી દેડકાના દંશનું લક્ષણ**

**एकदंष्ट्रार्दितः शूनः सरुजः पीतकः सतृट् ।**
**सनिद्रश्छर्दिमान्दष्टो मण्डूकैः सविषैर्भवेत् ॥६७॥**

अन्वयः–सविषैः मण्डूकैः दष्टः ( जनः ) एकदंष्ट्रा–अर्दितः शूनः सरुजः पीतकः सतृट् सनिद्रः छर्दिमान् भवेत् ॥

ઝેરી દેડકાથી કરડાયેલા માણસને દંશમાં એક દાઢ જ ઊઠી રહે છે, સોજો આવે છે, પીડાથી તે યુક્ત થાય છે, લગાર પીળા રંગવાળો તે થઈ જાય છે, તેને તરસ લાગ્યા કરે છે, ઊંઘ આવે છે અને ઊલટી થાય છે. ૬૭

टीका–एकदंष्ट्रार्दितः=स्वभावादेकयैव दंष्ट्रया दष्टो भवति । ( આનો અર્થ ઉપર અપાયો છે. )

मत्स्यविषस्य कार्यमाह–

**ઝેરી માછલાના દંશનું લક્ષણ**

**मत्स्यास्तु सविषाः कुर्युर्दाहं शोथं रुजं तथा ॥**

अन्वयः–सविषाः तु मत्स्याः दाहं शोथं तथा रुजं कुर्युः ॥

ઝેરી માછલું કરડે છે તો બળતરા, સોજો અને વેદના કરે છે. ૬૮

जलौकाविषकार्यमाह–

**જળોના ઝેરનું કાર્ય**

**कण्डूं शोथं ज्वरं मूर्च्छां सविषास्तु जलौकसः ॥**

अन्वयः–सविषाः जलौकसः तु कण्डूं शोथं ज्वरं मूर्च्छां ( कुर्युः ) ॥

ઝેરી જળો કરડે છે તો ચળ, સોજો, જ્વર અને મૂર્છા કરે છે. ૬૯

गृहगोधिकाविषकार्यमाह–

**ગરોળીના ઝેરનું કાર્ય**

**विदाहं श्वयथुं तोदं प्रस्वेदं गृहगोधिका ॥ ७० ॥**

अन्वयः–गृहगोधिका विदाहं श्वयथुं तोदं प्रस्वेदं ( कुर्युः ) ॥

ગરોળી કરડે છે તો દાહ, સોજો તથા સોય ભોંકાયા જેવી પીડા અને અંગોમાં પરસેવો કરે છે. ૭૦

× कणः इव भाति–भा दीप्तौ–'आतोऽनुपसर्गे कः'– જે ધાન્યાદિના કણ જેવો ભાસે છે, તે 'કણભ' નામનો એક જાતનો કીડો.

शतपदीविषकार्यमाह–

### કાનખજૂરાના ઝેરનું કાર્ય

दंशे स्वेदं रुजं दाहं कुर्याच्छतपदीविषम् ॥ ७१ ॥

अन्वयः–शतपदीविषं दंशे स्वेदं रुजं दाहं कुर्यात् ॥

કાનખજૂરાનું ઝેર દંશમાં પરસેવો, વેદના અને બળતરા કરે છે. ૭૧

टीका–शतपदी=' गिजाई ' इति लोके ॥

मशकविषकार्यमाह–

### મચ્છરના ઝેરનું કાર્ય

कण्डूमान्मशकैरीषच्छोथः स्यान्मन्दवेदनः ॥७२॥

अन्वयः–मशकैः कण्डूमान् मन्दवेदनः शोथः स्यात् ॥

મચ્છરના કરડથી ચળવાળો અને થોડી વેદનાવાળો સોજો થાય છે.

असाध्यमशकदंशमाह–

### અસાધ્ય મચ્છરના દંશનું લક્ષણ

असाध्यकीटसदृशमसाध्यं मशकक्षतम् ॥ ७३ ॥

अन्वयः–असाध्य (पर्वतीय–) मशकक्षतम् असाध्यकीटसदृश (ज्ञेयम्) ॥

અસાધ્ય (પહાડી) મચ્છરે કરેલો જખમ, અસાધ્ય કરોળિયા આદિ જંતુઓએ કરેલા જખમના જેવી વેદના કરનાર જાણવો. ૭૩

टीका–असाध्यकीटसदृशं–असाध्यैः=कीटैर्लूतादिभिः कृतं यत् क्षतं तत्सदृशवेदनम् ॥ (અર્થ ઉપર છે.)

मक्षिकादंशलक्षणमाह–

### માખીના દંશનું લક્ષણ

सद्यःसंस्राविणी श्यावा दाहमूर्च्छाज्वरान्विता ।
पिडका मक्षिकादंशे तासां तु स्थगिकाऽसुहृत् ॥७४

अन्वयः–मक्षिकादंशे सद्यः संस्राविणी श्यावा दाह–मूर्च्छा–ज्वर–अन्विता पिडका (स्यात्), तासां तु स्थगिका असुहृत् (भवेत्) ॥

માખીના કરડ ઉપર તરત સ્રાવથી યુક્ત, કાળાશ, બળતરા, મૂર્છા અને જ્વર સહિત એવી ફોલ્લી થાય છે. (સુશ્રુતે કહેલી છ પ્રકારની) તે માખીઓમાં 'સ્થગિકા' નામની તરત પ્રાણ લે છે. ૭૪

टीका–तासामित्यादि,–तासां=सुश्रुतोक्तानां षण्णां मक्षिकाणां मध्ये 'स्थगिका' नाम्नी शीघ्रं प्राणान् हरतीत्यर्थः ॥ (અર્થ ઉપર અપાયો છે.)

व्याघ्रादिविषाणां कार्यमाह–

### વાઘ વગેરેનાં ઝેરનું કાર્ય

चतुष्पाद्भिर्द्विपाद्भिर्वा नखैर्दन्तैश्च यत्कृतम् ।
शूयते पच्यते तत्तु स्रवति ज्वरयत्यपि ॥ ७५ ॥

अन्वयः–चतुष्पाद्भिः वा द्विपाद्भिः नखैः च दन्तैः यत् (क्षतं) कृत, तत् तु शूयते, पच्यते, स्रवति, ज्वरयति अपि ॥

ચાર પગવાળાં વાઘ વગેરે પશુઓએ અથવા બે પગવાળાં જંગલી માણસો વગેરેએ નખ કે દાંતથી જે જખમ કર્યો હોય તે સોજાવાળો થાય, પાકે, સ્રાવ કરે અને જ્વરને પણ ઉત્પન્ન કરે છે. ૭૫

टीका–चतुष्पाद्भिः=व्याघ्रादिभिः, द्विपाद्भिः=वनमनुष्यादिभिः, शूयते=शून भवति ॥ (અર્થ ઉપર છે.)

विषोज्झितस्य लक्षणमाह–

### ઝેરથી રહિત થયેલા માણસનું લક્ષણ

प्रसन्नदोषं प्रकृतिस्थधातुमन्नाभिकामं सममूत्रविट्कम् । प्रसन्नवर्णेन्द्रियचित्तचेष्टं, वैद्योऽवगच्छेदविषं मनुष्यम् ॥ ७६ ॥

अन्वयः–वैद्यः प्रसन्नदोषं प्रकृतिस्थधातुम् अन्नअभिकामं सममूत्रविट्कं प्रसन्नवर्णइन्द्रियचेष्टं मनुष्यम् अविषम् अवगच्छेत् ॥

વૈદ્ય જેના વાયુ આદિ દોષો તથા ધાતુઓ પણ મૂળ સ્વભાવમાં રહ્યાં હોય, જેને અન્ન ખાવાની ઇચ્છા થાય, મૂત્ર તથા વિષ્ઠા યોગ્ય સ્થિતિવાળાં થયાં હોય, તેમ જ જેનો રંગ, ઇંદ્રિયો, ચિત્ત તથા ચેષ્ટા નિર્મલ સ્થિતિવાળાં થયાં હોય, તે માણસને ઝેર વગરનો થયેલો જાણવો. ૭૬

टीका–प्रसन्नदोष=प्रकृतिस्थदोषं; शेषं सुगमम् ॥

## अथ विषाणां चिकित्सा ।

## વિષોની ચિકિત્સા :

तत्र स्थावरविषचिकित्सामाह–

### તેમાં સ્થાવર વિષની ચિકિત્સા

स्थावरेण विषेणार्तं नरं यत्नेन वामयेत् ।
वमनेन समं नास्ति यतस्तस्य चिकित्सितम् ॥७७
विषमत्यर्थमुष्णं च तीक्ष्णं च कथितं यतः ।
अतः सर्वविषेषूक्तः परिषेकस्तु शीतलः ॥ ७८ ॥
औष्ण्यात्तैक्ष्ण्याद्विशेषेण विषं पित्तं प्रकोपयेत् ।
वमितं सेचयेत्तस्माच्छीतलेन जलेन च ॥७९॥

पाययेन्मधुसर्पिर्भ्यां विषघ्नं भेषजं द्रुतम् ।
भोक्तुमम्लं रसं दद्याद्धर्षयेन्मरिचानि च ॥८०॥
यस्य यस्य च दोषस्य पश्येल्लिङ्गानि भूरिशः ।
तस्य तस्यौषधैः कुर्याद्विपरीतगुणैः क्रियाम् ॥८१
शालयः षष्टिकाश्चैव कोरदूषाः प्रियङ्गवः ।
भोजनार्थे विषार्त्तानामूर्ध्वं चाधश्च शोधनम् ॥८२
मूलत्वक्पत्रपुष्पाणि बीजं चेति शिरीषतः ।
गवां मूत्रेण सम्पिष्टं लेपाद्विषहरं परम् ॥ ८३ ॥
दूषीविषार्त्तं सुस्निग्धमूर्ध्वं चाधश्च शोधनम् ।
पाययेदगदं मुख्यमिदं दूषीविषापहम् ॥ ८४ ॥
पिप्पली ध्यामकं मांसी लोध्रमेला सुवर्चिका ।
मरिचं वालकं चैला तथा कनकगैरिकम् ॥
क्षौद्रयुक्तः कषायोऽयं दूषीविषमपोहति ॥ ८५ ॥

अन्वयः–स्थावरेण विषेण आर्त्तं नरं यत्नेन वामयेत्, यतः वमनेन समं तस्य चिकित्सितं न अस्ति । यतः विषं अत्यर्थम् उष्णं च तीक्ष्णं च कथितम्, अतः सर्वविषेषु शीतलः परिषेकः तु उक्तः । विषं विशेषेण औष्ण्यात् तैक्ष्ण्यात् पित्तं प्रकोपयेत्, तस्मात् वमितं शीतलेन च जलेन सेचयेत् । विषघ्नं भेषजं मधुसर्पिर्भ्यां द्रुतं पाययेत्, अम्लं रसं भोक्तुं दद्यात्, मरिचानि घर्षयेत् । यस्य यस्य च दोषस्य लिङ्गानि भूरिशः पश्येत्, तस्य तस्य विपरीतगुणैः औषधैः प्रतिक्रियां कुर्यात् । विष–आर्त्तानां भोजन–अर्थे शालयः च षष्टिकाः कोरदूषाः प्रियङ्गवः (देयाः,) ऊर्ध्वं च अधः शोधनं (कार्यम्) । शिरीषतः मूल–त्वक्–पत्र–पुष्पाणि च बीजम् इति गवां मूत्रेण सम्पिष्टं लेपात् परं विषहरम् (भवति) ॥ दूषीविष–आर्त्तम् ऊर्ध्वं च अधः सुस्निग्धं शोधनं पाययेत्, इदम् औषधं मुख्यं दूषीविष–अपहं (भवति) ॥ पिप्पली ध्यामकं मांसी लोध्रम् एला तथा कनकगैरिकम्, अयं कषायः क्षौद्रयुक्तः दूषीविषम् अपोहति ॥

સ્થાવર વિષથી પીડાયેલા માણસને કાળજીથી ઊલટી કરાવવી; કેમ કે ઊલટી જેવી તેની બીજી કોઈ ચિકિત્સા નથી. વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ છે, માટે સઘળાં વિષોમાં શીતળ સિંચન પણ કહેલ છે. વિષ વધારે ઉષ્ણપણાથી અને તીક્ષ્ણપણાથી ખાસ કરી પિત્તને કોપાવે છે, માટે વિષના રોગીને ઊલટી કરાવ્યા પછી શીતળ જળથી સિંચન કરવું; તેમ જ વિષને હણનારું ઔષધ ઘી તથા મધની સાથે તરત પાવું. ખાટો રસ પાવો અને અંગો પર મરીનું ચૂર્ણ ઘસવું. જે જે દોષનાં ચિહ્નો વધારે દેખાય, તે તે દોષની, તે તે દોષના ગુણથી વિપરીત ગુણવાળાં ઔષધોથી ચિકિત્સા કરવી. ઝેરથી પીડાયેલા માણસોને જમવામાં રાતા ચોખા, સાઠી ચોખા, કોદરા અને કાંગ આપવાં અને ઉપરથી તથા નીચેથી ઊલટી અને વિરેચન દ્વારા સંશોધન કરવું. સરસડિયાનાં મૂળ, છાલ, પાદડાં, ફૂલ અને બીજ, એ પાંચે પદાર્થોને ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવાથી તરત ઝેરને અત્યંત મટાડે છે દૂષીવિષથી પીડાયેલ માણસને ઉપરથી ઊલટી કરાવવી અને નીચેથી રેચ માટે ખૂબ જ સ્નિગ્ધ શોધન પાવું; કેમ કે આ શોધનરૂપ મુખ્ય ઔષધ, દૂષીવિષનો નાશ કરે છે. પીપર, રોહિસ નામનું સુગંધી ઘાસ–રોહિસ ન મળે તો વાળો, જટામાંસી, લોધર, એલચી, સાજીખાર, મરી, વાળો, ઝીણી એલચી અને સોનાગેરુનો ક્વાથ મધ સહિત પીધો હોય તો તે દૂષીવિષને મટાડે છે. ૭૭–૮૫

टीका–प्रियङ्गु=कङ्गु ॥ ध्यामकं=रोहिषं, तदलाभे उशीरं देयम्; कनकगैरिकम्=अत्यन्तमारक्तं गैरिकं, 'सोनागेरु' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

अथ जङ्गमविषचिकित्सा ।

## જંગમ વિષની ચિકિત્સા :

### મૃત્યુપાશચ્છેદિ ઘૃત

अभयां रोचनां कुष्ठमर्कपत्रं तथोत्पलम् ।
नलवेतसमूलानि गरलं सुरसां तथा ॥ ८६ ॥
सकलिङ्गां समञ्जिष्ठामनन्तां च शतावरीम् ।
शृङ्गाटकं समङ्गां च पद्मकेशरमित्यपि ॥ ८७ ॥
कल्कीकृत्य पचेत्सर्पिः पयो दद्याच्चतुर्गुणम् ।
सम्यक्पक्वेऽवतीर्णे च शीते तस्मिन्विनिक्षिपेत् ॥८८
सर्पिस्तुल्यं भिषक् क्षौद्रं कृतरक्षं निधापयेत् ।
विषाणि हन्ति दुर्गाणि गरदोषकृतानि च ॥ ८९ ॥
स्पर्शाद्धन्ति विषं सर्वं गरैरुपहतां त्वचम् ।
योगजं तमकं कण्डूं मांससादं विसंज्ञताम् ॥९०॥
नाशयत्यञ्जनाभ्यङ्गपानवस्तिषु योजितम् ।
सर्पकीटाखुलूतादिदष्टानां विषहृत्परम् ॥ ९१ ॥

अन्वयः–अभया रोचनां कुष्ठम् अर्कपत्रं तथा उत्पलं नलवेतसमूलानि गरलं सुरसां तथा सकलिङ्गां

-संमञ्जिष्ठाम् अनन्तां च शतावरीं शृङ्गाटकं च समङ्गां च पद्मकेशरम्, इति अपि कल्कीकृत्य चतुर्गुणं पयः दद्यात्, (तत्र) सर्पिः पचेत्। सम्यक् पक्वे अवतीर्णे च शीते तस्मिन् भिषक् सर्पिस्तुल्यं क्षौद्रं विनिक्षिपेत्, कृतरक्षं निधापयेत्, (मृत्युपाशच्छेदि-नामकमिदं घृतं) विषाणि गरदोपकृतानि च दुर्गाणि हन्ति, अञ्जन-अभ्यञ्ज-पान-बस्तिषु योजितम् (इद) स्पर्शात् सर्वं विष, गरैः उपहतां त्वचं, योगजं तमकं कण्डूं मांससादं विसंज्ञतां हन्ति, सर्प-कीट-आखु-लूता आदि-दष्टानां परं विषहृत्॥

હરડે, ગોરોચના, કઠ, આકડાનાં પાંદડાં, કમળ, બરુનાં મૂળ, નેતરનાં મૂળ, ગરલ (એટલે વછનાગ અથવા અફીણ), ધોળું નસોતર, ઇંદ્રજવ, મજીઠ, રાતો ધમાસો, શતાવરી, શિંગોડાં, રિસામણી અને કમળના કેસરાનો કલ્ક નાખી ચોગણા પાણીમાં અથવા દૂધમાં ઘી પકાવવું. સારી રીતે પાકી રહે ત્યારે ઉતારી ઠંડું થયા પછી વૈદ્યે તેમાં ઘીના જેટલું જ મધ- નાખી તેને સારી રીતે સુરક્ષિત કરી રાખી મૂકવું. આ 'મૃત્યુપાશચ્છેદિ'* નામનું ઘી સઘળાં ઝેરનો તેમ જ ગર નામના ઝેરના દોષથી થયેલાં સઘળાં દુઃખોનો નાશ કરે છે. અંજનમાં, માલિશમાં, પીવામાં કે પિચકારીમા ઉપયોગમાં લીધેલું આ ઘી પોતાના સ્પર્શથી સઘળાં ઝેરોનો નાશ કરે છે. ગર નામના ઝેરથી ખરાબ થયેલી ચામડીને સાફ કરે છે અને કૃત્રિમ વિષ, તમકશ્વાસ. ચળ, માંસસાદ તથા બેભાનપણું મટાડે છે; તેમ જ સર્પ, કીડા, ઉંદર અને કરોળિયાએ કરડેલા એના ઝેરને પણ સારી રીતે મટાડે છે. ૮૯-૯૧

### કૂતરાં, કરોળિયા અને વીંછીના ઝેરના ખાસ ઉપાયો

धत्तूरस्य शिफा पेया क्षीरेण परिपेषिता।
अङ्कोटवंशजा चापि श्वविषघ्नी प्रयत्नतः ॥९२॥
रजनीयुग्मपत्तङ्गमञ्जिष्ठानागकेशरैः।
शीताम्बुपिष्टैरालेपः सद्यो लूतां विनाशयेत् ॥९३॥
जीरकस्य कृतः कल्को घृतसैन्धवसंयुतः।
सुखोष्णो मधुना लेपो वृश्चिकस्य विषं हरेत् ॥९४॥
गन्धमाघ्राय मृदितं सूर्यावर्तदलस्य तु।
वृश्चिकेन नरो विद्धः क्षणाद्भवति निर्विषः॥९५॥

अन्वयः-धत्तूरस्य शिफा क्षीरेण परिपेषिता पेया, अङ्कोटवंशजा च (शिफा) अपि प्रयत्नतः (पीता) श्वविषघ्नी (मता)॥ रजनीयुग्म-पत्तङ्ग-मञ्जिष्ठा-नागकेशरैः शीत-अम्बु-पिष्टैः आलेपः सद्यः लूतां विनाशयेत्। जीरकस्य कल्कः कृतः घृतसैन्धवसंयुतः सुख-उष्णः मधुना लेपः वृश्चिकस्य विषं हरेत्। सूर्यावर्त-दलस्य तु मृदितं गन्धम् आघ्राय वृश्चिकेन विद्धः नरः क्षणाद् निर्विषः भवति॥

ધંતૂરાનાં મૂળિયાં દૂધમાં વાટી પીવાં. (તે કૂતરાનું ઝેર મટાડે છે.) અંકોટનાં મૂળિયાં પણ દૂધમાં વાટી કાળજીથી પીધાં હોય તો તે પણ કૂતરાનું ઝેર મટાડે છે. હળદર, દારુહળદર, પતંગ, મજીઠ અને નાગકેસરને ટાઢા પાણીમાં વાટી તેનો લેપ કરવો, તે તરત કરોળિયાના ઝેરનો નાશ કરે છે. જીરાનો કલ્ક કરી તેમાં મધ તથા સિંધવ નાખી જરા ગરમ કરી મધથી મિશ્ર કરીને તેનો લેપ કરવો, તે વીંછીનું ઝેર મટાડે છે. કાળા ભાંગરાનાં પાંદડાં ચોળી તેની ગંધ સૂંઘીને વીંછીના ઝેરથી પીડાયેલો માણસ ક્ષણમાત્રમાં ઝેરથી રહિત થાય છે. (ઘોડાવજને ચાવી મોઢામા રાખી કાનમાં ફૂંકો મારવાથી પણ વીંછીનું ઝેર ઊતરી જાય છે.) ૯૨-૯૫

**વિષ(ઝેર)નો અધિકાર સમાપ્ત**

* मृत्योः पाशः-विषरूपः तं छिनत्ति इत्येवंशीलं मृत्युपाशच्छेदि, तच्च तद् घृतं-मृत्युपाशच्छेदिघृतम्-મૃત્યુના પાશરૂપ વિષનો નાશ કરનારું ઔષધપક્વ ઘી 'મૃત્યુપાશચ્છેદિઘૃત' કહેવાય છે.

## स्त्रीरोगाधिकारः+ ॥

# ૬૯ : સ્ત્રીઓના પ્રદર આદિ રોગોનો અધિકાર

## પ્રદરરોગ*

तत्र प्रदराधिकारमाह, तत्र प्रदरस्य विप्रकृष्ट निदानमाह-

**પ્રદરનાં દૂરનાં નિદાનો તથા ૪ની સંખ્યા**

**विरुद्धमद्याध्यशनादजीर्णाद्, गर्भप्रपातादति मैथुनाच्च। यानाध्वशोकादतिकर्षणाच्च, भाराभि घाताच्छयनाद्दिवा च। तं श्लेष्मपित्तानिलसन्निपातैश्चतुष्प्रकारं प्रदरं वदन्ति ॥ १ ॥**

अन्वय -विरुद्ध-मद्य-अध्यशनाद् अजीर्णाद् गर्भ-प्रपाताद् अतिमैथुनात् च यान-अध्व-शोकात् च अति-कर्षणात् भार-अभिघातात् च दिवा शयनात् श्लेष्म-पित्त-अनिल-सनिपातैः (वैद्या) चतुष्प्रकार प्रदरं वदन्ति ॥

વિરુદ્ધ ભોજનો કરવાથી, મદ્ય પીવાથી, અજીર્ણમા જમવાથી, અજીર્ણથી, ગર્ભના પડવાથી, બહુ મૈથુનથી, વાહન ઉપર બેસી બહુ જવાથી, પગપાળા ઘણી મુસાફરી કર વાથી, અત્યંત કર્ષણું (ઉપવાસ આદિ) કરવાથી, બહુ બોજો ઉપાડવાથી, કંઈક લાગ વાથી અને દિવસે સૂવાથી સ્ત્રીઓને થતા કફજન્ય, પિત્તજન્ય, વાયુજન્ય અને સન્નિ પાતજન્ય એમ ચાર પ્રકારના પ્રદરરોગને વૈદ્યો કહે છે. ૧

---

+ स्त्यायत शुक्रशोणिते गर्भश्च अस्यामिति स्त्री, स्त्यै शब्दसंघातयो -' स्त्यायतेड्रट् ' (उणा. ४-१६६) टिलोपः, यलोपः, ' टिड्ढे 'ति ङीप्, स्त्रिया रोगा., तेषामधिकार -જેમા પુરુષનુ વીર્ય અને પોતાના રજ એકઠા થાય અને ગર્ભ બંધાય છે, તે સ્ત્રી કહેવાય, એ સ્ત્રીઓના રોગોનો અધિકાર-સ્ત્રીરોગાધિકાર પૂર્વોક્ત રોગાધિકારોમા સ્ત્રી તથા પુરુષ બન્નેને થતા રોગો કહ્યા છે, જ્યારે આમા કેવળ સ્ત્રીઓને જ થતા રોગો કહેવામા આવશે.

* प्रभूत दीर्यते-च्यवते-अस्मिन् रोगे दुष्ट रुधिर योनिमार्गात् स रोग' प्रदरः-प्रपूर्वकाद् दृ विदारणे-'ऋदोरप्'-જે રોગમા દોષોથી દુષ્ટ થયેલું લોહી, સ્ત્રીઓના યોનિમાર્ગમાથી પુષ્કળ સ્રવ્યા કરે, એ રોગ 'પ્રદર' કહેવાય છે

टीका-अत्र वातपित्तयोरादौ श्लेष्मणोऽभिधान श्लैष्मिकेऽतिप्रवृत्तिबोधनार्थम् ॥ અહીં વાતજન્ય તથા પિત્તજન્ય પ્રદરના પહેલા કફજન્ય પ્રદર કહેલ છે, તેથી કફજન્ય પ્રદરમા લોહી ઘણું જ વધારે સ્રવે છે એમ જણાવવા માગે છે.

प्रदरस्य सामान्यलक्षणमाह-

**પ્રદરનું સામાન્ય લક્ષણ**

**असृग्दरं भवे सर्वं साङ्गमर्दं सवेदनम् ॥ २ ॥**

*अन्वय -सर्वम् असृग्दरं साङ्गमर्दं सवेदन भवेत् ॥*

(યોનિમાર્ગથી દુષ્ટ લોહીને ખૂબ ઝરતા) દરેક પ્રદરરોગમાં અંગો ભાંગ્યા કરે અને સાથે શૂળની વેદના પણ હોય જ છે. ૨

टीका-असृग्दर-असृग्दीर्यते=च्यवतेऽनेनेत्यसृग्दरम्, अप्प्रत्ययान्तम्, सवेदन=सशूलम् ॥ (અર્થ ઉપર છે.)

श्लैष्मिकप्रदरस्य लक्षणमाह-

**(૧) કફથી થયેલા પ્રદરનું લક્ષણ**

**आमं सपिच्छाप्रतिमं सपाण्डु पुलाकतोयप्रतिमं कफात्तु ॥ ३ ॥**

अन्वय -कफात् तु आम सपिच्छाप्रतिम सपाण्डु पुलाकतोयप्रतिम (रुधिर स्रवेत् इत्यर्थ.) ॥

કફથી થયેલ પ્રદર કાચા રસવાળું, શીમળા વગેરેના ગુંદર જેવું ચીકણું, જરાક ફીકાશવાળું અને થેગ વગેરે હલકા ધાન્યના ધોણ જેવું લોહી સ્રવે છે. ૩

टीका-आम=अपक्वरसयुक्तम्, सपिच्छाप्रतिम-सपिच्छा=शाल्मल्यादिनिर्यासस्तत्तुल्यम्, पिच्छिलमित्यर्थ । सपाण्डु-' सह ' शब्दोऽत्रेषदर्थः, तेनेषत्पाण्डु । पुलाकतोयप्रतिम कफात्तु-पुलाक =तुच्छधान्य, तद्धावनतोयतुल्य रुधिर स्रवेदित्यर्थ ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

पैत्तिकमाह-

**(૨) પિત્તથી થયેલા પ્રદરનું લક્ષણ**

**सपीतनीलासितरक्तमुष्ण, पित्तार्तियुक्तं भृशवेगि पित्तात् ॥ ४ ॥**

अन्वय -पित्तात् सपीतनीलअसितरक्तम् उष्ण पित्त-आर्तियुक्त भृशवेगि (रुधिर स्रवेत्) ॥

પિત્તથી થયેલ પ્રદર પીળું, નીલું, કાળું, રાતા રંગનુ, ઊનુ અને પિત્તસંબંધી બળતરા વગેરે વેદનાવાળું લોહી વારંવાર સ્રવ્યા કરે છે.

टीका-सपीतनीलासितरक्त=पीतादिवर्णयुक्तम्, पित्ता-

र्तियुक्तम्=दाहादियुक्तम्, मृशवेगि=वारवार प्रवृत्तियुक्तम्। (આનો અર્થ ઉપર અપાયો છે.)

वातजमाह-

**(૩) વાયુથી થયેલા પ્રદરનું લક્ષણ**

**रूक्षारुणं फेनिलमल्पमल्पं वातात्सतोदं पिशितोदकाभम् ॥ ५ ॥**

अन्वयः-वातात् रूक्ष-अरुण फेनिलम् सतोद पिशित-उदक्-आभम् अल्पम् अल्पं (रुधिर स्रवेत्)॥

વાયુથી થયેલ પ્રદર રૂક્ષ, રાતું, ફીણવાળું, સોય ભોંક્યા જેવી પીડાવાળું અને માંસના ધોણ જેવું લોહી થોડું થોડું સવે છે. ૫

टीका-पिशितोदकाभ=मासधावनतोयाभम् ॥ (અર્થ ઉપર છે)

सान्निपातिकमाह-

**(૪) ત્રણે દોષોથી થયેલા પ્રદરનું લક્ષણ**

**सक्षौद्रसर्पिर्हरितालवर्णं, मज्जप्रकाशं कुणपं त्रिदोषम्। तच्चाप्यसाध्यं प्रवदन्ति तज्ज्ञा, न तत्र कुर्वीत भिषक् चिकित्साम् ॥ ६ ॥**

अन्वयः-त्रिदोष सक्षौद्रसर्पिर्हरितालवर्ण मज्जप्रकाश कुणप (रुधिर स्रवेत्), तज्ज्ञाः तत् च असाध्यम् अपि प्रवदन्ति, भिषक तत्र चिकित्सा न कुर्वीत ॥

ત્રણે દોષોથી થયેલ પ્રદર મધના, ઘીના તથા હરતાલના જેવા રંગનું, મજ્જા જેવું અને મુડદાના જેવી ગંધવાળું લોહી સવે છે. એ પ્રદરને ઓળખતા વૈદ્યો તેને અસાધ્ય પણ કહે છે, માટે વૈદ્યે તે પ્રદરમાં ચિકિત્સા ન કરવી. ૬

टीका-सक्षौद्रसर्पिः=क्षौद्रादिवर्णसहितम्, कुणप=शवगन्धि ॥ (આનો અર્થ ઉપર છે.)

रक्तस्यातिप्रवृत्तावुपद्रवानाह-

**બહુ રક્તસ્રાવથી થતા ઉપદ્રવો**

**तस्यातिवृत्तौ दौर्बल्यं श्रमो मूर्च्छा मदस्तृषा। दाहः प्रलापः पाण्डुत्वं तन्द्रा रोगाश्च वातजाः ॥७॥**

अन्वयः-तस्य अतिवृत्तौ दौर्बल्य श्रमः मूर्च्छा मदः तृषा दाहः प्रलापः पाण्डुत्व तन्द्रा च वातजा रोगा (स्युः)॥

(એ પ્રદરમા) લોહી બહુ જ સવે તો દુર્બળપણું, શ્રમ, મૂર્છા, મદ, તરસ, બળતરા, પ્રલાપ, ફીકાશ, ઘેન અને વાયુથી થતા આક્ષેપક આદિ રોગો પણ થાય છે. ૭

टीका-वातजा रोगाः=आक्षेपकादयः॥ (અર્થ ઉપર છે.)

असाध्यां प्रदरव्याधिमतीमाह-

**આ અસાધ્ય પ્રદરવાળી સ્ત્રીની ચિકિત્સા ન કરવી**

**शश्वत्स्रवन्तीमास्रावं तृष्णादाहज्वरान्विताम्। दुर्बलां क्षीणरक्तां च तामसाध्यां विवर्जयेत् ॥८॥**

अन्वय.-शश्वत् आस्राव स्रवन्तीं तृष्णा-दाह-ज्वर-अन्विता दुर्वला क्षीणरक्ता च ताम् असाध्यां विवर्जयेत् ॥

જે સ્ત્રી કાયમ લોહીને સવ્યા કરતી હોય; તરસ, બળતરા તથા જ્વરથી યુક્ત હોય, નબળી અને ક્ષીણ થયેલા લોહીવાળી હોય તે અસાધ્ય પ્રદરવાળી સ્ત્રીનો વૈદ્યે ત્યાગ કરવો-તેની ચિકિત્સા ન કરવી. ૮

चिकित्सानिवृत्त्यर्थं शुद्धार्तवलक्षणमाह-

**પ્રદરરોગરહિત શુદ્ધ રજનું લક્ષણ**

**मासान्निष्पिच्छदाहार्ति पञ्चरात्रानुबन्धि च। नैवातिबहु नात्यल्पमार्त्तवं शुद्धमादिशेत् ॥ ९ ॥**

अन्वयः-मासात् (प्रवर्तमान) निष्पिच्छ-दाह-अर्ति पञ्चरात्र-अनुबन्धि न एव अतिबहु न अति अल्पम् आर्तव शुद्धम् आदिशेत् ॥

દર મહિને ચાલુ થતું, ચીકણા તાંતણા વગરનું, બળતરા કે શૂળ વિનાનું-એટલે કે વિકાર પામેલા કફ, પિત્ત કે વાયુના લક્ષણ-થી રહિત, પાંચ રાત સુધી-એટલે બહુ વધારે નહિ કે બહુ થોડું પણ નહીં એવું આર્ત્તવ-માસિક રજ સવે, તો તેને શુદ્ધ આર્ત્તવ કહેવું.

टीका-निष्पिच्छदाहार्ति=अपिच्छिलमदाहमशूलम्, एतेन विकृतवातादिलक्षणरहितमित्यर्थः। पञ्चरात्रानुबन्धि= प्रभूतप्रवृत्त्या त्रिरात्रानुबन्धि, ततो मध्यमप्रवृत्त्या पञ्चरात्रानुबन्धि, ततः परं कस्याश्चित्स्रवति, तदा स्वल्प-प्रवृत्त्या षोडश दिनानि यावत्तदपि शुद्धमेव ॥ આ રજ શુદ્ધ થયું કહેવાય-એટલે પ્રદર મટી ગયું એમ સમજી તેની ચિકિત્સા બંધ કરવી કોઈ સ્ત્રીને રજ જો બહુ જ સવે તો ત્રણ રાત સુધી ચાલે, મધ્યમ રીતે સવે તો પાંચ રાત સુધી ચાલે અને તે પછી પણ કોઈ સ્ત્રીને સવે તો સ્વલ્પ સ્રાવને લીધે સોળ દિવસ સુધી પણ સવે છે, પરંતુ તે પણ ઉપર કહ્યા પ્રમાણે શુદ્ધ જ હોઈ પ્રદરરોગરહિત જ સમજવું

प्रदरचिकित्सा-

**વાયુના પ્રદરની ચિકિત્સા**

**दध्ना सौवर्चलं जाजीं मधुकं नीलमुत्पलम्। पिबेत् क्षौद्रयुतं नारी वातासृग्दरशान्तये ॥ १० ॥**

अन्वयः-नारी वातअसृग्दरशान्तये सौवर्चलं जाजीं मधुकं नीलम् उत्पलं दध्ना क्षौद्रयुतं पिबेत् ॥

સ્ત્રીએ વાયુના પ્રદરને મટાડવા સંચળ, શંખજીરું, જેઠીમધ અને નીલકમળનાં પુષ્પ એ દરેક બાર-બાર રતીભાર લઈ એકઠાં કરી તેને ચાર તોલા દહીંમાં વાટી તેમાં ૪૮ રતીભાર મધ નાખી પીવાં. ૧૦

टीका-सौवर्चल-जीरा-यष्टीमधु-नीलकमलपुष्पाण्येषां प्रत्येकं माषद्वयम्, सर्वमेकीकृत्य दध्ना कर्षचतुष्टयेन पिष्ट्वा तत्र माषाष्टकं मधु क्षिप्त्वा पिबेत् ( અર્થ ઉપર છે. )

### હરકોઈ રાતા પ્રદરના ઉપાય

मधुकं कर्षमेकं तु कर्षैकां च सितां तथा ।
तण्डुलोदकसम्पिष्टां लोहितप्रदरे पिबेत् ॥ ११ ॥
बला कङ्कतिकाख्या या तस्या मूलं सुचूर्णितम् ।
लोहितप्रदरे खादेच्छर्करामधुसंयुतम् ॥ १२ ॥
शुचिस्थाने व्याघ्रनख्या मूलमुत्तरदिग्भवम् ।
नीतमुत्तरफाल्गुन्यां कटिबद्धं हरेदसृक् ॥ १३ ॥

अन्वयः-लोहितप्रदरे तु एकं कर्षं मधुकं तथा च कर्षएकां सितां तण्डुल-उदक-सम्पिष्टां पिबेत्, लोहितप्रदरे कङ्कतिकाख्या या बला, तस्याः मूलं सुचूर्णितं (कृत्वा) शर्करा-मधुसंयुतं खादेत् ॥ शुचिस्थाने उत्तरदिग्भवं व्याघ्रनख्याः मूलम् उत्तरफाल्गुन्यां नीतं कटिबद्धम् असृक् हरेत् ॥

લાલ પ્રદરમાં તો એકએક તોલો જેઠીમધ અને સાકરને ચોખાના ધોણમાં વાટી પીવાં વળી લાલ પ્રદરમાં કાંસકી જેવા આંકાવાળા ફળવાળી જે ખપાટ થાય છે, તેનાં મૂળિયાંનું ચૂર્ણ સાકર તથા મધમાં કાલવી ખાવું અથવા પવિત્ર સ્થળે ઊગેલી વ્યાઘ્રનખીનું ઉત્તર દિશા તરફનું મૂળિયું ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં લાવી કેડમાં બાંધ્યુ હોય તો તે પ્રદરને મટાડે છે.

टीका-व्याघ्रनखी=' वाघनखी ' इति लोके ॥

### હરકોઈ પ્રદરની ચિકિત્સા

रसाञ्जनं तण्डुलकस्य मूलं, क्षौद्रान्वितं तण्डुलतोयपीतम् । असृग्दरं सर्वभवं निहन्ति, श्वासं च भार्गी सह नागरेण ॥ १४ ॥

अन्वयः-रसाञ्जन तण्डुलकस्य मूलं क्षौद्र-अन्वित तण्डुल-तोय-पीत ( सत् ) सर्व-भवम् असृग्दरं निहन्ति, नागरेण सह भार्गी श्वासं च ( निहन्ति ) ॥

રસવંતી અને તાંદળજાનાં મૂળિયાંને વાટી મધમાં કાલવી ચોખાના ધોણની સાથે પીધાં હોય તો સઘળા દોષોથી થયેલ પ્રદરનો તે નાશ કરે છે. સૂંઠની સાથે ભારંગીને વાટી ચોખાના ધોણની સાથે પિવાય તો પ્રદર અને શ્વાસને તે મટાડે છે. ૧૪

टीका-तण्डुलकस्य=तण्डुलीयकस्य ॥ (અર્થ ઉપર છે)

### તીવ્ર પ્રદર મટાડનાર ઉપાય

अशोकवल्कलक्वाथशृतं दुग्धं सुशीतलम् ।
यथाबलं पिबेत्प्रातस्तीव्रासृग्दरनाशनम् ॥ १५ ॥

अन्वयः-अशोक-वल्कल-क्वाथशृत सुशीतलं दुग्ध यथाबल प्रातः पिबेत्, ( तत् ) तीव्र-असृग्दरनाशनम् ( भवति ) ॥

ચાર તોલા આસોપાલવની છાલનો આઠ ગણા પાણીમાં ઉકાળો કરવો; બળતાં બત્રીશ તોલા ક્વાથ બાકી રહે ત્યારે તેમાં બત્રીશ તોલા દૂધ નાખી પકાવવું; બળતાં એકલું દૂધ જ બાકી રહે ત્યારે તે દૂધને બરાબર ઠંડું પાડી તેમાંથી સોળ તોલા દૂધ જઠરાગ્નિના બળ પ્રમાણે પ્રાતઃકાલે પીવું. જઠરાગ્નિનું બળ ઓછું હોય તો ઓછું દૂધ પીવું; એ દૂધ તીવ્ર પ્રદરનો નાશ કરે છે. ૧૫

टीका-अशोकवल्कलपलं द्वात्रिंशत्पलसम्मितेन जलेन निःक्वाथ्य शेषं रक्षेत्पलाष्टकं क्वाथम्, तेन क्वाथेन सह क्षीरं पलाष्टकमितं विपचेत, तत्र दुग्धावशेषः कर्तव्यः, तन्मध्ये पलचतुष्टयमितं दुग्ध वह्निबलापेक्षया पेयम् ॥ (આ ટીકાના આધારે જ ઉપરનો અનુવાદ અપાયો છે.)

### પ્રદરનાશક બે પ્રયોગ

कुशमूलं समुद्धृत्य पेषयेत्तण्डुलाम्बुना ।
एतत्पीत्वा त्र्यहं नारी प्रदरात्परिमुच्यते ॥ १६ ॥
क्षौद्रयुक्तं फलरसमौदुम्बरभवं पिबेत् ।
असृग्दरविनाशाय सशर्करपयोऽन्नभुक् ॥ १७ ॥

अन्वयः-कुशमूल समुद्धृत्य तण्डुल-अम्बुना पेषयेत्, एतत् त्र्यह पीत्वा नारी प्रदरात् परिमुच्यते ॥ असृग्दर-विनाशाय औदुम्बरभव फलं रसं क्षौद्रयुक्तं पिबेत्, स-शर्करपयः-अन्नभुक् ॥

દર્ભનાં મૂળિયાં ઉખાડી લાવી ચોખાના ધોણમાં વાટી ત્રણ દિવસ સુધી પીને સ્ત્રી પ્રદરથી મુક્ત થાય છે. પ્રદરનો નાશ કરવા ઉંબરાનાં ફળનો રસ મધ નાખી પીવો

-અને તેના ઉપર સાકરવાળાં દૂધ-ભાત (પથ્ય-રૂપે) ખાવાં. ૧૬,૧૭

टीका-अन्नम्=ओदनम् ॥ (અર્થ ઉપર છે)

### તુંબડીના લાડુ પ્રદર મટાડે

अलाबुफलचूर्णस्य शर्करासहितस्य च ।
मधुना मोदकं कृत्वा खादेत्प्रदरशान्तये ॥ १८ ॥

अन्वयः-प्रदरशान्तये अलाबुफलचूर्णस्य शर्करासहितस्य च मधुना मोदकं कृत्वा खादेत् ॥

પ્રદરરોગ મટાડવા તુંબડીના ફળના ચૂર્ણમાં સાકર સાથે મધ નાખી તેના લાડુ વાળી તે ખાવા. ૧૮

### દાર્વ્યાદિ-ક્વાથ+થી પ્રદર મટે

दार्वीरसाञ्जनकिरातवृषाब्दबिल्वसक्षौद्र-चन्दनदिनेशभवप्रसूनैः । क्वाथः कृतो मधुयुतो विधिना निपीतो रक्तं सितं च सरुजं प्रदरं निहन्ति ॥ १९ ॥

अन्वयः-दार्वी-रसाञ्जन-किरात-वृष-अब्द-बिल्व स-क्षौद्र-चन्दन-दिनेशभवप्रसूनैः कृतः क्वाथः मधुयुतः विधिना निपीतः (सन्) सरुजं रक्तं च सितं प्रदरं निहन्ति ॥

દારુહળદર, રસવંતી, કરિયાતું, અરડૂસો, મોથ, બીલું, મધ, રતાંજલી અને આકડાનાં ફૂલનો ક્વાથ મધ નાખી વિધિપૂર્વક પીધો હોય તો તે વેદનાવાળા રાતા તથા ધોળા પ્રદરને મટાડે છે. ૧૯

### ખંડકૂષ્માંડકથી પ્રદર મટે

रक्तपित्ताधिकारोक्तं हितं कूष्माण्डखण्डकम् ॥२०

अन्वयः-रक्तपित्त-अधिकार-उक्तं कूष्माण्डखण्डकम् (अपि प्रदरे) हितम् (भवति) ॥

રક્તપિત્તના અધિકારમાં કહેલો ખંડ-કૂષ્માંડક અવલેહ પણ પ્રદરમાં હિતકારી થાય છે.

### પ્રદરનો અધિકાર સમાપ્ત

+ दार्वी आदिर्येषां तानि, तेषां क्वाथः-જેમાં દારુહળદર પહેલી-મુખ્ય તરીકે હોય છે, એવાં ઓસડિયાંનો ઉકાળો 'દાર્વ્યાદિક્વાથ' કહેવાય છે.

## सोमरोगाधिकारः+

## ૭૦ : સોમરોગનો અધિકાર

तत्र सोमरोगस्य निदानपूर्विकां सम्प्राप्तिमाह-

### સોમરોગનું નિદાન તથા સંપ્રાપ્તિ

स्त्रीणामतिप्रसङ्गेन शोकाच्चापि श्रमादपि ।
*अतीसारकयोगाद्वा गरयोगात्तथैव च ॥ १ ॥
आपः सर्वशरीरस्थाः क्षुभ्यन्ति प्रस्रवन्ति च ।
तस्यास्ताः प्रच्युताः स्थानान्मूत्रमार्गं व्रजन्ति हि ।

अन्वयः-अतिप्रसङ्गेन अपि च शोकात् श्रमात् अपि वा अतीसारकयोगात् तथा च गरयोगात् एवं स्त्रीणां सर्वशरीरस्थाः आपः क्षुभ्यन्ति, च प्रस्रवन्ति, (इत्येवं) स्थानात् प्रच्युताः ताः तस्याः मूत्रमार्गं हि व्रजन्ति ॥

ઘણું મૈથુન, બહુ શોક, બહુ શ્રમ, અતીસાર કે ઝેરના યોગથી સ્ત્રીઓના આખા શરીરમાં રહેલ ('સોમ' નામનું) પાણી ક્ષોભ પામે છે અને સ્રવે છે; એમ સ્થાનથી સ્રવેલું એ પાણી મૂત્રના માર્ગમાં જાય છે, એટલે તે માર્ગે વહેવા લાગે છે. ૧,૨

तस्य लक्षणमाह-

### સોમરોગનું લક્ષણ

प्रसन्नविमलाः शीता निर्गन्धा नीरुजः सिताः ।
स्रवन्ति चातिमात्रं ताः सा न शक्नोति दुर्बला ॥३
वेगं धारयितुं तासां न विन्दति सुखं क्वचित् ।
शिरःशिथिलता तस्या मुखं तालु च शुष्यति ॥४॥
मूर्च्छा जृम्भा प्रलापश्च त्वग्रूक्षा चातिमात्रतः ।
भक्ष्यैर्भोज्यैश्च पेयैश्च न तृप्तिं लभते सदा ॥५॥

+ सुवते-क्षुभ्यन्ति-प्रस्रवन्ति स्वस्थानस्थाः शरीर-सन्धारका आपः स्त्रीणामतिप्रसङ्गादिनिदानात् अस्मिन् मूत्र-मार्गं गत्वेति सोमः-षूङ् प्रसवे, धातूनामनेकार्थत्व, तस्मात् 'अर्तिस्तुसु'-(उणा.१-१३७) इति मन्, यद्वा शरीर-सन्धारका याः सोमसंज्ञका आपस्तासां क्षयरोगः-सोमरोगः-શરીરને ટકાવી રાખતું પાણી અતિમૈથુન આદિ કારણોથી ક્ષુભિત થઈ પોતાના સ્થાનેથી મૂત્રમાર્ગમાં જઈ વહેવા લાગે છે, તેથી અથવા આખા શરીરમાં રહેલું 'સોમ' નામનું પાણી ખળભળી પોતાના સ્થાનેથી ઝરીને મૂત્રમાર્ગે જે રોગમાં વહેવા લાગે છે, તે સ્ત્રીરોગ 'સોમરોગ' કહેવાય છે. આ રોગ પણ કંઈક અંશે પ્રદર જેવો હોવાથી પ્રદરના અધિકાર પછી આ સોમરોગનો અધિકાર શરૂ કરાયો છે.

* 'आभिचारिक' इति पाठः ।

**सन्धारणाच्छरीरस्य ता आपः सोमसंज्ञिताः ।
ततः सोमक्षयात्स्त्रीणां सोमरोग इति स्मृतः॥६॥**

अन्वयः–प्रसन्नविमलाः शीताः निर्गन्धाः नीरुजः सिताः च ताः अतिमात्रं स्रवन्ति, दुर्बला सा तासां वेगं धारयितुं न शक्नोति, क्वचित् सुखं न विन्दति, तस्य शिरः–शिथिलता, मुखं च तालु शुष्यति, मूर्च्छा, जृम्भा च प्रलापः त्वक् च अतिमात्रतः रूक्षा ( भवति ), भक्ष्यैः च भोज्यैः च पेयैः सदा तृप्तिं न लभते, शरीरस्य सन्धारणात् ताः आपः सोमसंज्ञिताः ( उच्यन्ते ), ततः सोमक्षयात् स्त्रीणां सोमरोगः इति स्मृतः ॥

(પ્રસન્ન, નિર્મળ, શીતળ, ગંધ વગરનાં, ધોળાં અને વેદના વગરનાં એ પાણી ખૂબ સ્રવે છે, ત્યારે તે દુર્બળ થયેલી સ્ત્રી એ પાણીનો વેગ રોકવા સમર્થ થતી નથી અને ક્યાંય સુખ પામતી નથી; તેનું માથું શિથિલ થઈ જાય છે, મોઢું તથા તાળવું સુકાય છે, મૂર્છા તથા બગાસાં આવે છે બકવાદ થાય છે, ચામડી અત્યંત રૂક્ષ થઈ જાય છે અને ભક્ષ્ય, ભોજ્ય કે પીવાના પદાર્થોથી પણ તેને કદી તૃપ્તિ થતી નથી.) એ પાણી શરીરને બરાબર ટકાવનારું હોવાથી ' સોમ ' કહેવાય છે અને આ રોગ એ સોમના ક્ષયરૂપ હોવાથી સ્ત્રીઓનો 'સોમરોગ' કહેવાય છે. ૩-૬

सोमरोगस्य चिकित्सा–

### સોમરોગની ચિકિત્સા

**कदलीनां फलं पक्वं धात्रीफलरसं मधु ।
शर्करासहितं खादेत्सोमधारणमुत्तमम् ॥ ७ ॥
माषचूर्णं समधुकं विदारीं मधुशर्कराम् ।
पयसा पाययेत्प्रातः सोमधारणमुत्तमम् ॥ ८ ॥
स एव सरुजः सोमः स्रवेन्मूत्रेण चेन्मुहुः ।
तत्रैलापत्रचूर्णेन पाययेत्तरुणीं सुराम् ॥ ९ ॥
जलेनामलकीबीजकल्कं समधुशर्करम् ।
पिबेद्दिनत्रयेणैव श्वेतप्रदरनाशनम् ॥ १० ॥
तक्रौदनाहाररता सम्पिबेन्नागकेशरम् ।
त्र्यहं तक्रेण सम्पिष्टं श्वेतप्रदरशान्तये ॥ ११ ॥**

अन्वयः–कदलीनां पक्वं फलं धात्रीफलरसं मधु शर्करासहितं खादेत्, उत्तमं सोमधारणम् ( भवति )॥ माषचूर्णं समधुकं विदारीं मधुशर्करां प्रातः पयसा पाययेत्, उत्तमं सोमधारणम् ( भवति ) । सः एव सोमः चेत् सरुजः मूत्रेण ( मुहुः ) स्रवेत्, तत्र तरुणीं सुराम् एलापत्रचूर्णेन पाययेत् । आमलकीबीजकल्कं समधु–शर्करं पिबेत्, दिनत्रयेण एव श्वेतप्रदरनाशनम् ( भवति ) । श्वेतप्रदरशान्तये तक्रेण सपिष्टं नागकेशरं त्र्यहं पिबेत्, तक्र–ओदन–आहाररता ( स्यात् ) ॥

પાકેલાં કેળાં, આમળાંનો રસ, મધ અને સાકર મિશ્ર કરી ખાવાં; એ સોમરોગને સારી રીતે મટાડે છે. અડદનો લોટ, જેઠીમધ, વિદારીકંદ, મધ અને સાકરને મિશ્ર કરી સવારમાં દૂધની સાથે પીવું, એ સોમરોગને સારી રીતે મટાડે છે. એ જ સોમ જો પીડાવાળો અને મૂત્રની સાથે વારંવાર સ્રવતો હોય તો તાજી મદિરામાં એલચીનાં ફોતરાંનું ચૂર્ણ નાખી તે મદિરા પાવી. પાણીથી આમળાંના ઠળિયાંનો કલ્ક કરી તેમાં મધ તથા સાકર નાખી પીવો, જેથી ત્રણ જ દિવસમાં એ ધોળું પ્રદર મટી જાય છે. ધોળું પ્રદર મટાડવા નાગકેસરને ઘાટી છાશમાં વાટી ત્રણ દિવસ સુધી પીવું અને તક્ર–છાશ સાથે ભાતનો જ ખોરાક લેવો. ૭-૧૧

अत्रैव मूत्रातीसारमाह–

### સોમરોગમાં જ મૂત્રનો અતીસાર

**सोमरोगे चिरं जाते यदा मूत्रमतिस्रवेत् ।
मूत्रातिसारं तं प्राहुर्बलविध्वंसनं परम् ॥ १२ ॥**

अन्वयः–चिरं जाते सोमरोगे यदा मूत्रम् अतिस्रवेत्, तं मूत्र–अतिसारं प्राहुः, परं बलविध्वंसनम् ॥

લાંબા કાળથી થયેલા સોમરોગમાં જો મૂત્ર બહુ જ સ્રવવા લાગે તો એને 'મૂત્રાતિસાર' કહે છે. એ રોગ બળનો અત્યંત નાશ કરે છે. ૧૨

**સોમરોગનો અધિકાર સમાપ્ત**

# अथ [×]योनिरोगाधिकारः ।

## ૭૧ : યોનિરોગનો અધિકાર

तत्र योनिरोगाणां निदानान्याह–

### યોનિરોગનાં નિદાનો

**मिथ्याहारविहाराभ्यां दुष्टैर्दोषैः प्रदूषितात् ।**
**आर्तवाद्बीजतश्चापि दैवाद्वा स्युर्भगे गदाः ॥१॥**

अन्वयः–मिथ्या-आहार-विहाराभ्यां दुष्टैः दोषैः प्रदूषितात् आर्तवात् च बीजतः अपि वा दैवाद् भगे गदाः स्युः ॥

મિથ્યા આહાર અને વિહારથી બગડેલા વાયુ આદિ દોષોએ–ખરાબ કરેલા રજથી, પુરુષના તેવા જ ખરાબ વીર્યથી અથવા દૈવ-યોગે પણ યોનિમાં રોગો ઉત્પન્ન થાય છે. ૧

योनिरोगाणां नामान्याह–

### યોનિરોગનાં નામો તથા ૨૦ની સંખ્યા

**उदावर्त्ता तथा वन्ध्या विप्लुता च परिप्लुता ।**
**वातला योनिजो रोगो वातदोषेण पञ्चधा ॥२॥**
**पञ्चधा पित्तदोषेण तत्रादौ लोहितक्षरा ।**
**प्रस्रंसिनी वामिनी च पुत्रघ्नी पित्तला तथा ॥३॥**
**अत्यानन्दा कर्णिनी च चरणानन्दपूर्विका ।**
**अतिपूर्वाऽपि सा ज्ञेया श्लेष्मला च कफादिमाः ॥४॥**
**पण्ड्यण्डिनी च विवृता सूचीवक्त्रा त्रिदोषिणी ।**
**पञ्चैता योनयः प्रोक्ताः सर्वदोषप्रकोपतः ॥५॥**

अन्वयः–उदावर्त्ता तथा वन्ध्या विप्लुता च परिप्लुता वातला, वातदोषेण पञ्चधा योनिजः रोगः (भवति)॥ (इत्येवं) पित्तदोषेण पञ्चधा, तत्र आदौ लोहितक्षरा प्रस्रंसिनी वामिनी च पुत्रघ्नी तथा पित्तला। अति-आनन्दा कर्णिनी च आनन्दपूर्विका चरणा, अतिपूर्वा अपि सा, श्लेष्मला च ज्ञेया, इमाः कफात् (स्युः)। पण्ढी अण्डिनी च विवृता सूचीवक्त्रा त्रिदोषिणी, एताः पञ्च योनयः सर्वदोषप्रकोपतः प्रोक्ताः ॥

ઉદાવર્ત્તા, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા અને વાતલા યોનિ, એમ વાયુના દોષથી પાંચ પ્રકારના યોનિરોગ થાય છે. લોહિત-ક્ષરા, પ્રસ્રંસિની, વામિની, પુત્રઘ્ની અને પિત્તલા યોનિ, એમ પિત્તથી પાંચ પ્રકારના યોનિ-રોગ થાય છે. અત્યાનંદા, કર્ણિની, આનંદ-ચરણા, અતિચરણા અને શ્લેષ્મલા યોનિ એમ કફના દોષથી પણ પાંચ પ્રકારના યોનિરોગ જાણવા. ષંઢી, અંડિની, વિવૃતા, સૂચીવક્ત્રા અને ત્રિદોષિણી એમ ત્રણે દોષોના પ્રકોપથી પાંચ પ્રકારનો (મળી કુલ ૨૦) યોનિરોગ કહ્યા છે. ૨–૫

तासां लक्षणमाह–

### વાતજન્ય પાંચ યોનિરોગોનાં લક્ષણો

**सफेनिलमुदावर्त्ता रजः कृच्छ्रेण मुञ्चति ।**
**वन्ध्या निरार्त्तवा ज्ञेया विप्लुता नित्यवेदना ॥६॥**
**परिप्लुतायां भवति ग्राम्यधर्मे रुजा भृशम् ।**
**वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ।**
**चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥७॥**

अन्वयः–कृच्छ्रेण सफेनिलं रजः मुञ्चति उदावर्त्ता, निरार्त्तवा वन्ध्या ज्ञेया, नित्यवेदना विप्लुता (ज्ञेया), परिप्लुतायां ग्राम्यधर्मे भृशं रुजा भवति, कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता वातला (स्यात्), आद्यासु चतसृषु, अपि अनिलवेदनाः भवन्ति, (पञ्चम्यां वातलायां तु विशेषात्) ॥

ઘણા કષ્ટથી ફીણવાળા રજને જે યોનિ મૂકે, તે 'ઉદાવર્ત્તા' જાણવી; જે યોનિ કદી પણ રજસ્વલા થતી જ ન હોય તે 'વંધ્યા' જાણવી; જેમાં કાયમ વેદના થયા કરતી હોય તે 'વિપ્લુતા' સમજવી; 'પરિપ્લુતા' યોનિમાં મૈથુન સમયે અત્યંત વેદના થાય છે; જે યોનિ કઠણ, અક્કડ અને શૂળથી તથા સોયા ભોંકાયા જેવી વેદનાથી પીડિત હોય તે 'વાતલા' સમજવી; આમાંની પહેલી ચારે યોનિઓમાં પણ વાયુસંબંધી વેદનાઓ થાય છે, છતાં પાંચમી 'વાતલા' યોનિમાં તો એ વાયુસંબંધી વેદના વધારે થાય છે, એમ સમજવું; કેમ કે તેનું 'વાતલા' એ નામ એ જ કારણે પડ્યું છે. ૬,૭

टीका–अनिलवेदनाः=तोदादयः, वातलायां त्वति-वातवेदना बोद्धव्या, वातलेत्यन्वर्थात् ॥ (અર્થ ઉપર છે.)

---

[×] यौति–मिश्रीभवति रजोवीर्यमस्यां योनिः, यु मिश्रणे–'वह्निश्रि०'–(उणा० ४–५१) इति निः–જેમાં રજ તથા વીર્ય મિશ્ર થાય છે, તે સ્ત્રીચિહ્ન 'યોનિ' કહેવાય છે, એ 'योनेः रोगाः–योनिरोगाः' યોનિના રોગો–યોનિરોગ કહેવાય છે; ઉપરનો સોમરોગ પણ યોનિમાર્ગે વહે છે, તેથી યોનિના રોગોનું સ્મરણ થતાં ગ્રંથકાર યોનિ-રોગોનો અધિકાર ચાલુ કરે છે.

तन्तुना लाङ्गलीमूलं बध्नीयाद्धस्तपादयोः ।
सुवर्चलां विशल्यां वा धारयेदाशु सूयते ॥१०४॥
करङ्कीभूतगोमूर्धा सूतिकाभवनोपरि ।
स्थापितस्तत्क्षणान्नार्याः सुखं प्रसवकारकः ॥१०५
पोतकीमूलकल्केन तिलतैलयुतेन च ।
योनेरभ्यन्तरं लिप्त्वा सुखं नारी प्रसूयते ॥ १०६ ॥

कृष्णा वचा चापि जलेन पिष्टा, सैरण्डतैला खलु नाभिलेपात् । सुखं प्रसूतिं कुरुतेऽङ्गनानां, निपीडितानां बहुभिः प्रमादैः ॥ १०७ ॥
मातुलुङ्गस्य मूलं तु मधुकेन युतं तथा ।
घृतेन सहितं पीत्वा सुखं नारी प्रसूयते ॥ १०८ ॥
इक्षोरुत्तरमूलं निजतनुमानेन तन्तुना बद्ध्वा ।
कटिविषये गर्भवती सुखेन सूतेऽविलम्बेन ॥१०९॥
तालस्य चोत्तरं मूलं स्वप्रमाणेन तन्तुना ।
बद्ध्वा कट्यां तु नियतं सुखं नारी प्रसूयते ॥११०

अन्वयः-प्रसवस्य विलम्बे तु भगम् अभितः कृष्ण-सर्पस्य निर्मोकैः तथा पिण्डीतकेन वा धूपयेत् । तन्तुना हस्तपादयोः लाङ्गलीमूलं बध्नीयात्, वा सुवर्चलां विशल्यां धारयेत्, आशु सूयते । करङ्कीभूतगोमूर्धा सूतिकाभवन-उपरि स्थापितः (चेत्) तत्क्षणात् नार्याः सुखं प्रसवकारकः (भवति)। पोतकीमूलकल्केन च तिलतैलयुतेन योनेः अभ्यन्तरं लिप्त्वा नारी सुखं प्रसूयते ॥ अपि च बहुभिः प्रमादैः निपीडितानाम् अङ्गनानां कृष्णा वचा जलेन पिष्टा स-एरण्डतैला खलु नाभिलेपात् सुखं प्रसूतिं कुरुते । तथा मातुलुङ्गस्य मूलं मधुकेन युतं घृतेन सहितं पीत्वा नारी सुखं प्रसूयते ॥ इक्षोः उत्तरमूलं निजतनुमानेन तन्तुना कटिविषये बद्ध्वा गर्भवती अविलम्बेन सुखेन सूते । तालस्य च उत्तरं मूलं स्वप्रमाणेन तन्तुना कट्यां तु बद्ध्वा नारी नियतं सुखं प्रसूयते ॥

પ્રસવ સમયે પ્રસવમાં વાર લાગે તો યોનિની ચોપાસ કાળા સર્પની કાંચળીઓની તથા મીંઢળની ધુમાડી દેવી અથવા દોરા વડે હાથે તથા પગે કલગારીનું મૂળ બાંધવું અથવા સૂરજમુખી કે પાડળ ધારણ કરવાથી તરત પ્રસવ થાય છે. જેમાં કેવળ હાડકું જ બાકી રહેલ હોય એવું મરી ગયેલી ગાયનું માથું (લાવી) સુવાવડના ઘરની ઉપર રાખ્યું હોય તો તરત જ તે સ્ત્રીને સુખેથી પ્રસવ કરાવે છે. પોથીનાં મૂળિયાંનો કલ્ક કરી તેમાં તલનું તેલ મિશ્ર કરી તે કલ્કનો યોનિની અંદર લેપ કરવાથી સ્ત્રી સુખેથી પ્રસવે છે. વળી પ્રસવના સમયે ઘણા પ્રકારની ગફલતોથી સ્ત્રી બહુ કષ્ટ જ પામતી હોય ત્યારે પીપર અને વજને જળમાં વાટી એરંડિયા તેલમાં કાલવી તેનો નાભિની ઉપર લેપ કરવાથી સુખેથી પ્રસવ કરે છે. બિજોરાનું મૂળ અને જેઠીમધ વાટી ઘીની સાથે પી જઈ સ્ત્રી સુખેથી પ્રસવ કરે છે. શેરડીનું ઉત્તર તરફનું મૂળ લઈ ગર્ભિણી સ્ત્રી, પોતાના શરીર જેવડા લાંબા દોરાથી કેડ પર તે બાંધે તો તરત સુખેથી પ્રસવ કરે છે. તાડનું ઉત્તર તરફનું મૂળ લઈ ગર્ભિણી સ્ત્રી પોતાના શરીર જેવડા લાંબા દોરાથી કેડ પર બાંધે તો અવશ્ય સુખેથી પ્રસવ કરે છે.

टीका-निर्मोकः=सर्पकञ्चुकः, पिण्डीतकः='मदन फल' इति लोके । सुवर्चला=सूर्यकान्ता, विशल्या= पाटला । करङ्कीभूत.=अस्थिमात्रेण स्थितः । पोतकी= 'पोई' इति लोके ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

मूढगर्भस्य निदानसम्प्राप्तिपूर्वकं लक्षणमाह-

## મૂઢ(રોકાયેલી ગતિયુક્ત)× ગર્ભનું નિદાન-સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ

'मूढः करोति पवनः खलु मूढगर्भं, शूलं च योनिजठरादिषु मूत्रसङ्गम् । भुग्नोऽनिलेन विगुणेन ततः स गर्भः, सङ्ख्यामतीत्य बहुधा समुपैति योनिम् ॥ १११ ॥

अन्वयः-पवनः मूढः खलु मूढगर्भं योनि-जठर-आदिषु शूलं च मूत्रसङ्गं करोति, ततः सः गर्भः विगुणेन अनिलेन भुग्नः (सन्) सङ्ख्याम् अतीत्य बहुधा योनिं समुपैति ॥

પોતાનાં નિદાનોથી દુષ્ટ થયેલો અને તેથી રોકાયેલી ગતિવાળો પવન, ગર્ભને પણ રોકાયેલી ગતિવાળો કરે છે અને યોનિમાં તથા પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે; તેમ જ મૂત્રનો અટ-

× मुह्यति-स्वहेतुदुष्टपवन-प्रकोपात् वैचित्र्य प्राप्नोति, रुद्धगतिश्च भवति, विगुणेन च वायुना कुटिलो क्रियते चापि योनौ स मूढश्चासौ गर्भः-मूढगर्भः.-પોતાનાં કારણોથી ખરાબ થઈ કોપેલા પવનને લીધે જે ગર્ભ વ્યગ્રચિત્ત થાય, યોનિમાર્ગેથી બહાર નીકળવા અટકેલી ગતિવાળો થાય અને એ જ દુષ્ટ પવનને લીધે યોનિમાં વાંકો કરી મુકાય, એવો જે ગર્ભ તે 'મૂઢગર્ભ' કહેવાય છે

કાવ કરે છે. પછી ગતિને રોકતા તે પવને -વાંકો કરી નાખેલો તે ગર્ભ (સંખ્યા ઓળંગી-ને) અનેક પ્રકારે યોનિમાં આવે છે. (અહીં કેટલાક કહે છે કે, 'ચાર રીતે યોનિમાં આવે છે. અને કેટલાક કહે છે કે આઠ રીતે યોનિમાં આવે છે;' પરંતુ સિદ્ધાંત આ છે કે એ સંખ્યાનો કશો નિયમ નહિ રહેતાં ઘણા પ્રકારે યોનિમાં આવે છે, એ અભિપ્રાય દર્શાવ્યો છે.) ૧૧૧

टीका–अस्यायमर्थः–पवनः स्वहेतुभिर्दुष्टः, ततो मूढः=रुद्धगतिः, मूढगर्भ=रुद्धगतिं गर्भम्, योन्यादिषु शूलं मूत्रसङ्गं च करोति; ततः तेन=अनिलेन, विगुणेन=रुद्धगतिना, स गर्भः, भुग्नः=कुटिलीकृतः, चतुर्भिः प्रकारैर्यातीत्येके; अष्टभिरपरे। तत्सङ्ख्यानिरासार्थमाह–सङ्ख्यामतीत्य=उक्तां सङ्ख्यामतिक्रम्य, बहुधा=बहुभिः प्रकारैः योनिं समुपैति ॥ (આનો અર્થ ઉપર આપ્યો છે.)

तत्र प्रथमतश्चतुरः प्रकारानाह–

**મૂઢગર્ભને યોનિમાં આવવાના ચાર પ્રકાર**

**सङ्कीलकः प्रतिखुरः परिघोऽथ बीजस्तेषूर्ध्वबाहुचरणैः शिरसा च योनौ। सङ्गी च यो भवति कीलकवत् स कीलो, दृश्यैः खुरैः प्रतिखुरः स हि कायसङ्गी ॥११२॥**
**गच्छेद् भुजद्वयशिराः स च बीजकाख्यो। योनौ स्थितः स परिघः परिघेण तुल्यः ॥११३॥**

अन्वयः–मूढगर्भस्य खलु योनौ चत्वारः प्रकाराः, (यथा–) सङ्कीलकः, प्रतिखुरः बीजः अथ परिघः, तेषु यः ऊर्ध्वबाहुचरणैः च शिरसा योनौ कीलकवत् सङ्गी भवति सः कीलः, दृश्यैः खुरैः प्रतिखुरः, सः हि कायसङ्गी, (यः) च भुजद्वयशिराः गच्छेत् सः बीजकआख्यः, (यः) योनौ परिघेण तुल्यः स्थितः सः परिघः (कथ्यते)॥

મૂઢગર્ભ યોનિમાં ચાર પ્રકારે આવે છે; તે કીલક, પ્રતિખુર, બીજ અને પરિઘ નામે કહેવાય છે; તેઓમાં જે ઊંચા રહેલ હાથ, પગ તથા માથાને લીધે યોનિમાં ખીલાની પેઠે અટકી રહે, તે મૂઢગર્ભ (ખીલા જેવો હોઈ) 'કીલક' કહેવાય છે. જેના બન્ને હાથ અને પગ ખરીની પેઠે યોનિની બહાર નીકળ્યા હોય અને બાકીનો ભાગ યોનિમાં અટકી રહ્યો હોય, તે મૂઢગર્ભ 'પ્રતિખુર' કહેવાય છે; કેમ કે તે હાથ-પગ સિવાયના શરીરથી તો અંદર અટકેલો જ હોય છે. જે મૂઢગર્ભ, બે હાથની વચમાં માથું રાખી નીકળી રહ્યો હોય અને જેનું બાકીનું શરીર યોનિમાં અટકી રહ્યું હોય તે મૂઢગર્ભ 'બીજક' કહેવાય છે. જે મૂઢગર્ભ યોનિમાં ભોગળની પેઠે આડો રહેલો હોય તે 'પરિઘ' કહેવાય છે.

टीका–संकीलक.='स' शब्दोऽत्र छन्दोऽनुरोधात्, कप्रत्ययोऽपि स्वार्थे, तेन 'कील' इति नाम ॥ तस्य लक्षणमाह–ऊर्ध्वबाहुचरणैरिति। उत्थितैः बाहुचरणशिरोभिः, योनौ यः सङ्गी भवति, स कीलः=कीलकाख्यो मूढगर्भः, दृश्यैः=बहिर्गतैः खुरैः खुरसाधर्म्यात् 'खुर' शब्देनात्र हस्तौ पादौ च गृह्येते॥ तेन हस्तद्वयपादद्वयैर्बहिर्गतैः प्रतिखुरः, स हि कायसङ्गी=हस्तपादेतरकायेन सक्तो भवति। यो गर्भः, भुजद्वयशिराः=भुजद्वयमध्ये शिरो यस्य एतादृक्, गच्छेत्=निःसरेत्, तच्छेषेण शरीरेण सक्तो भवति, स बीजकाख्यः। यः परिघवद्योनौ स परिघः॥ (આ ટીકાનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે.)

अथाष्टौ प्रकारानाह–

**મૂઢગર્ભના યોનિમાં આવવાના આઠ પ્રકાર**

**द्वारं निरुध्य शिरसा जठरेण कश्चित्, कश्चित् शरीरपरिवर्तितकुब्जकायः। एकेन कश्चिदपरस्तु भुजद्वयेन, तीर्यग्गतो भवति कश्चिदवाङ्मुखोऽन्यः ॥ ११४॥**
**पार्श्वापवृत्तगतिरेति तथैव कश्चिदित्यष्टधा भवति गर्भगतिः प्रसूतौ ॥११५॥**

अन्वयः– कश्चित्, शिरसा द्वारं निरुद्ध्य (सक्तः भवति), कश्चित्, जठरेण (द्वारं निरुद्ध्य सक्तः भवति, कश्चित् शरीरपरिवर्तितकुब्जकायः (द्वारं निरुद्ध्य सक्तः भवति,) कश्चित् एकेन, अपरः तु भुजद्वयेन, कश्चित् तिर्यग्गतः भवति, अन्यः अवाङ्मुखः (भवति), तथा एव 'कश्चित् पार्श्व-अपवृत्त-गतिः एति, इति प्रसूतौ अष्टधा गर्भगतिः भवति॥

(૧) કોઈ મૂઢગર્ભ માથાથી યોનિના દ્વારને રોકી અટકી રહે છે. (૨) કોઈ મૂઢગર્ભ પેટથી યોનિના દ્વારને રોકી અટકી રહે છે. (૩) કોઈ મૂઢગર્ભ કૂબડી વળેલી પીઠથી યોનિના દ્વારને રોકી અટકી રહે છે. (૪) કોઈ મૂઢગર્ભ યોનિમાંથી પોતાનો એક હાથ બહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહે

છે. (૫) કોઈ મૂઢગર્ભ યોનિમાંથી પોતાના બન્ને હાથ બહાર નીકળતાં બાકીના ભાગથી અટકી રહે છે. (૬) કોઈ મૂઢગર્ભ આડો થઈને અટકી રહે છે. (૭) કોઈ મૂઢગર્ભ ડોક ભાંગી જવાને લીધે નીચા થઈ ગયેલા મોઢાથી અટકી રહે છે. (૮) કોઈ મૂઢગર્ભ પોતાનું પડખું ફરી જવાને લીધે ગતિ રોકાઈ જતાં અટકી રહે છે; એમ પ્રસવસમયે ગર્ભની ગતિ આઠ પ્રકારે થાય છે. ૧૧૪,૧૧૫

टीका-अयमर्थः-कश्चित् शिरसा योनिद्वारं निरुध्य सक्तो भवति, कश्चिज्जठरेण तन्निरुध्य, कश्चित्कुब्जकायेन सकुब्जेन पृष्ठेन सक्तो भवति, कश्चिदेकेन भुजेन योनिनिःसृतेन सक्तो भवति, कश्चिद् भुजद्वयेन कश्चित् तिर्यग् भूत्वा सक्तो भवति, अन्यो ग्रीवाभङ्गादधोभूतेन मुखेन सक्तो भवति, कश्चित्पार्श्वेन अपवृत्ता=निरुद्धा गतिर्यस्य एवंविधः योनिद्वारं एति=याति ॥(અર્થ ઉપર આપ્યો છે.)

सुश्रुतस्त्वष्टौ प्रकारान्तरानाह-

### સુશ્રુતે કહેલા બીજા આઠ પ્રકાર

कश्चिद् द्वाभ्यां सक्थिभ्यां योनिमुखं प्रतिपद्यते १, कश्चिदाभुग्नैकसक्थिरितरेण सक्थ्ना २, कश्चिदाभुग्नसक्थिशरीरः स्फिग्देशेन तिर्यग्गतः ३, कश्चिदुरःपार्श्वपृष्ठानामन्यतमेन योनिद्वारं पिधायावतिष्ठते ४, अन्यः पार्श्वापवृत्तशिराः कश्चिदेकेन बाहुना ५, कश्चिदाभुग्नशिरा बाहुद्वयेन ६, कश्चिदाभुग्नमध्यो हस्तपादशिरोभिः ७, कश्चिदेकेन सक्थ्ना योनिद्वारं प्रतिपद्यते, अपरेण पायुमिति ८ ॥

(૧) કોઈ મૂઢગર્ભ બન્ને સાથળોથી યોનિના મુખમાં આવે છે. (૨) કોઈ મૂઢગર્ભ એક સાથળ કૂબડો વાળી બીજા સાથળથી યોનિના મુખમાં આવે છે. (૩) કોઈ મૂઢગર્ભ સાથળોને તથા શરીરને કૂબડાં વાળી કુલાના પ્રદેશથી આડો થઈ યોનિના મુખમાં આવે છે. (૪) કોઈ મૂઢગર્ભ પોતાની છાતી, પડખું અને પીઠના એક અંગથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહે છે. (૫) કોઈ મૂઢગર્ભ પોતાનું માથું અંદર પડખામાં વાંકું વળી ગયેલું હોવાથી એક હાથવડે યોનિના દ્વારને રોકી અટકી રહે છે. (૬) કોઈ મૂઢગર્ભ પોતાનું માથું વાંકું વળી જતાં બન્ને હાથેથી યોનિના દ્વારને રોકી અટકી રહે છે. (૭) કોઈ મૂઢગર્ભ પોતાની કેડ વાંકી વળી જતાં હાથ, પગ અને માથાથી યોનિના દ્વારમાં આવે છે. (૮) કોઈ મૂઢગર્ભ એક સાથળથી યોનિના દ્વારમાં આવે છે અને બીજા સાથળથી ગુદામાં આવે છે.

असाध्यमूढगर्भिणीलक्षणमाह-

### અસાધ્ય મૂઢગર્ભવાળી સ્ત્રીનું લક્ષણ

अपविद्धशिरा या तु शीताङ्गी निरपत्रपा ।
नीलोद्गतसिरा हन्ति सा गर्भं स च तां तथा ॥११६

अन्वयः-या तु (गर्भिणी) अपविद्धशिराः शीत-अङ्गी निरपत्रपा नील-उद्गत-सिरा च (भवति), सा गर्भं हन्ति, तथा सः तां (हन्ति) ॥

જે ગર્ભિણી સ્ત્રી પોતાના માથાને પણ ધરી રાખવા અશક્ત થઈ હોય, જેનાં અંગો ટાઢાં થઈ ગયાં હોય, જે લાજ વગરની થઈ ગઈ હોય અને જેના પેટ પર નીલ રંગવાળી શિરાઓ ઊપડી રહી હોય તે સ્ત્રી, ગર્ભનો નાશ કરે છે અને તે ગર્ભ, એ સ્ત્રીનો નાશ કરે છે. ૧૧૬

टीका-अपविद्धशिराः=अवनतशिराः, शिरोऽपि धारयितुमशक्तेति यावत्, निरपत्रपा=लज्जाशून्या, नीलोद्गतसिरा=कुक्षौ नीला उद्गता सिरा यस्याः सा ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

मृतगर्भस्य क्रमेण कर्षणार्थं लक्षणमाह-

### મરી ગયેલા ગર્ભનું લક્ષણ

गर्भास्पन्दनमावीनां प्रणाशः श्यावपाण्डुता ।
भवेदुच्छ्वासपूतित्वं शूलं चान्तर्मृते शिशौ ॥११७

अन्वयः-शिशौ अन्तर्मृते गर्भ-अस्पन्दनम्, आवीनां प्रणाशः, श्याव-पाण्डुता उच्छ्वास-पूतित्वं च शूलं भवेत् ॥

બાળક અંદર મરી ગયું હોય તો ગર્ભ ફરકે નહિ, પ્રસવની વેદનાઓ કે વીણો થતી નથી; અથવા મૂત્રનું આવ્યા કરવું તથા કફનું પડવું વગેરે પ્રસવનાં ચિહ્નો નાશ પામે છે; શરીર કાળાશથી મિશ્ર ફીકાશવાળું થઈ જાય છે; શ્વાસ દુર્ગંધવાળો થઈ જાય છે અને મરેલું બાળક સૂજી જવાને લીધે શૂળ નીકળે છે. ૧૧૭

टीका-गर्भास्पन्दन-गर्भस्याचलत्वम्, आवीनां प्रणाश इति-प्रसववेदनानामभावः । अथवा 'आवी' शब्देन प्रसवलिङ्गानि=मूत्रकफप्रसेकादीनि कथ्यन्ते, तेषां नाशः, शूलं=अन्तर्मुनस्य मृतस्य शिशोरुच्छूनतया ॥(અર્થ ઉપર છે.)

गर्भस्य मरणे हेतुमाह–

**ગર્ભના મરણનું કારણ**

**मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः ।**
**गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः॥११८**

अन्वय–मातुः मानस–आगन्तुभिः उपतापैः प्रपीडितः च व्याधिभिः प्रपीडितः गर्भः कुक्षौ व्यापद्यते ॥

માતા(ગર્ભિણી)ના માનસિક સંતાપ, બંધુનાશ કે ધનનાશ આદિ કારણોથી અથવા પ્રહાર વગેરેથી થયેલ આગંતુક વેદનાથી ખૂબ પીડાયેલો અથવા રોગોથી પીડાયેલો ગર્ભ પેટમાં જ મરી જાય છે. ૧૧૮

टीका–उपतापः=दुःख, मानस उपतापः=बन्धुधनक्षयादिना, आगन्तुरुपतापः=प्रहारादिः ॥(અર્થ ઉપર છે.)

अपरमसाध्यगर्भिणीलक्षणमाह–

**ગર્ભિણીનું બીજું અસાધ્ય લક્ષણ**

**योनिसंवरणं सङ्गः कुक्षौ मक्कल्ल एव च ।**
**हन्युः स्त्रियं मूढगर्भो यथोक्ताश्चाप्युपद्रवाः ॥११९**

अन्वयः–योनिसंवरणं, सङ्गः, कुक्षौ च मक्कलः एव मूढगर्भः च यथोक्ताः उपद्रवाः अपि (गर्भिणीं) स्त्रियं हन्युः ॥

યોનિસંવરણ નામનો રોગ, ગર્ભનું ચલન નહિ થતાં કૂખમાં જ લાગી રહેવું, કૂખમાં મક્કલ્લ–(એટલે લોહી તથા વાયુથી થતું એક જાતનું) શૂળ તથા ગર્ભનું મૂઢપણું અને બીજા પણ આક્ષેપક, ઉધરસ તથા શ્વાસ વગેરે ઉપદ્રવો ગર્ભિણીને મારી નાખે છે. ૧૧૯

टीका–योनिसंवरण=व्याधिविशेषः, सङ्गः=कुक्षौ गर्भस्य लग्नता, अप्रवृत्तिरिति यावत्, कुक्षौ मक्कलः=रक्तवातजः शूलविशेषः; यद्यपि प्रसूताया मक्कल्लशूलमुक्तम्, तथापि सुश्रुते–'प्रजातायाश्चे'ति 'च' कारेणाप्रसूताया अपि मक्कल्लशूलं भवति इति बोद्धव्यम् । उपद्रवाः=आक्षेपककासश्वासादयः ॥ तथा चोक्तं तन्त्रान्तरे–જેણે પ્રસવ કર્યો હોય એવી સ્ત્રીને મક્કલ્લ નામનું શૂળ થાય છે, એમ કહ્યું છે, છતાં સુશ્રુતમાં 'प्रजातायाश्च' એમ 'ચકાર' મૂકેલો હોવાથી સમજવું કે જેને પ્રસવ ન થયો હોય એવી સ્ત્રીને પણ એ શૂળ થાય છે.

**યોનિસંવરણ રોગનાં નિદાન વગેરે**

**वातलान्यन्नपानानि ग्राम्यधर्मं प्रजागरम् ।**
**अत्यर्थं सेवमानाया गर्भिण्या योनिमार्गगः ॥१२०॥**
**मातरिश्वा प्रकुपितो योनिद्वारस्य संवृतिम् ।**
**कुरुते रुद्धमार्गत्वात् पुनरन्तर्गतोऽनिलः ॥१२१॥**
**निरुणद्ध्याशयद्वारं पीडयन् गर्भसंस्थितम् ।**
**निरुद्धवदनोच्छ्वासो गर्भश्चाशु विपद्यते ॥१२२॥**
**उच्छ्वास ऊर्ध्वहृदयान्नाशयत्यथ गर्भिणीम् ।**
**योनिसंवरणं नाम व्याधिमेनं प्रचक्षते ।**
**अन्तकप्रतिमं घोरं नारमेत चिकित्सितम् ॥१२३॥**

अन्वयः–वातलानि अन्नपानानि ग्राम्यधर्मं प्रजागरम् अत्यर्थं सेवमानायाः गर्भिण्याः योनिमार्गगः मातरिश्वा प्रकुपितः रुद्धमार्गत्वात् योनिद्वारस्य संवृतिं कुरुते, पुनः अन्तर्गतः अनिलः गर्भसंस्थितं पीडयन् आशयद्वारं निरुणद्धि, गर्भः च निरुद्धवदन–उच्छ्वासः (सन्) आशु विपद्यते, अथ ऊर्ध्वहृदयात् उच्छ्वासः गर्भिणीं नाशयति ॥ एनं अन्तकप्रतिमं घोरं योनिसंवरणं नाम व्याधिं प्रचक्षते (तस्य) चिकित्सितं न आरमेत ॥

બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'ગર્ભવાળી જે સ્ત્રી, વાયુને કરનારાં અન્ન–પાન, મૈથુન અને ઉજાગરાને ખૂબ સેવે તો તેનો યોનિના માર્ગમાં રહેલો વાયુ પ્રકોપ પામીને ઊંચો ચાલતો હોવાથી પોતાનો માર્ગ રોકાઈ જતાં યોનિના દ્વારને બંધ કરી નાખે છે અને પછી અંદર રહેલો તે વાયુ ગર્ભમાં રહેલા બાળકને પીડતો, ગર્ભાશયના દ્વારને રોકી દે છે, જેથી ગર્ભ પોતાના મોઢાનો શ્વાસ રોકાઈ જતાં તરત મરી જાય છે અને હૃદયના ઊંચા ભાગથી ચાલતો શ્વાસ ગર્ભિણીને પણ મારી નાખે છે; એ રોગને કાળ જેવો ભયંકર 'યોનિસંવરણ' નામે કહે છે. (તેની) ચિકિત્સા વૈદ્યે શરૂ જ ન કરવી.

मूढगर्भचिकित्सा–

**મૂઢગર્ભની ચિકિત્સા**

**याभिः सङ्कटकालेऽपि बह्व्यो नार्यः प्रसाविताः ।**
**सम्यग्लब्धं यशस्तास्तु नार्यः कुर्युरिमां क्रियाम्१२४**
**गर्भे जीवति मूढे तु गर्भं यत्नेन निर्हरेत् ।**
**हस्तेन सर्पिषाऽऽक्तेन योनेरन्तर्गतेन सा ॥१२५॥**

अन्वयः–याभिः सङ्कटकाले अपि बह्व्यः नार्यः प्रसाविताः सम्यग् यशः तु लब्धं, ताः नार्यः इमां क्रियां कुर्युः । मूढे तु गर्भे जीवति (सति) सा सर्पिषा आक्तेन योनेः अन्तर्गतेन हस्तेन यत्नेन गर्भं निर्हरेत् ॥

જે સુયાણીઓએ સંકટના સમયે પણ ઘણી સ્ત્રીઓને પ્રસવ કરાવ્યો હોય અને તે કામમાં સારી રીતે યશ મેળવેલ હોય એવી

સુયાણી સ્ત્રીઓએ (પ્રસવ કરાવતી વેળા) આ ક્રિયા કરવી. મૂઢગર્ભ જીવતો હોય તો સુયાણીએ પોતાના હાથને ઘીથી ખરડી યોનિની અંદર નાખી ગર્ભને બહાર કાઢી લેવો.

टीका–सा=जनयित्री ॥

ગર્ભ શસ્ત્રક્રિયા ક્યારે કરાય, ન કરાય?

**मृते तु गर्भे गर्भिण्या योनौ शस्त्रं प्रवेशयेत् ।**
**शस्त्रशास्त्रार्थविदुषी लघुहस्ता भयोज्झिता ॥१२६**
**सचेतनं तु शस्त्रेण न कथंचन दारयेत् ।**
**स दीर्यमाणो जननीमात्मानं चापि मारयेत् ॥१२७**
**नोपेक्षेत मृतं गर्भं मुहूर्तमपि पण्डितः ।**
**तदाशु जननीं हन्ति प्रभूतान्नं यथा पशुम् ॥१२८॥**

अन्वयः–गर्भिण्याः गर्भे तु मृते शस्त्र–शास्त्र–अर्थ–विदुषी लघुहस्ता भय–उज्झिता (जनयित्री) योनौ शस्त्र प्रवेशयेत्। सचेतन तु (गर्भ) शस्त्रेण कथचन न दारयेत्, (यतः) दीर्यमाणः सः जननीं च आत्मानम् अपि मारयेत् ॥ पण्डितः मृत गर्भं मुहूर्तम् अपि न उपेक्षेत, (यतः) तत् प्रभूत–अन्न यथा पशु (तथा) आशु जननीं हन्ति ॥

ગર્ભિણીનો મૂઢગર્ભ જો મરી ગયો હોય તો શસ્ત્રવિદ્યાની અનુભવી, હલકા હાથવાળી અને ભય વિનાની સુયાણીએ ગર્ભિણીની યોનિમાં શસ્ત્ર નાખવું. જો ગર્ભમાં ચેતના હોય તો તેને કોઈ પણ રીતે શસ્ત્રથી કાપવો નહિ; કેમ કે જીવતો ગર્ભ જો કપાય તો તે માતાને તથા પોતાને પણ મારી નાખે છે. સમજુ વૈદ્યે મરેલા ગર્ભની જરા વાર પણ ઉપેક્ષા કરવી નહિ (પરંતુ તેને કાપી જ નાખવો); કેમ કે એ મરેલો ગર્ભ જેમ માપથી વધારે પડેલું અન્ન પશુને મારી નાખે, તેમ તરત માતાને મારી નાખે છે. ૧૨૬–૧૨૮

टीका–प्रभूतान्नम्=अतिमात्रमन्नम् ॥ (અર્થ ઉપર છે.)

गर्भच्छेदनप्रकारमाह–

ગર્ભનું છેદન કરવાનો પ્રકાર

**यद्यदङ्गं हि गर्भस्य योनौ सक्तं तु तद्भिषक् ।**
**सम्यग्विनिर्हरेच्छित्त्वा रक्षेन्नारीं प्रयत्नतः ॥१२९**
**एवं निर्हृतशल्यां तु सिञ्चेदुष्णेन वारिणा ।**
**ततोऽभ्यक्तशरीरायां योनौ स्नेहं विधारयेत् ।**
**एवं मृद्वी भवेद्योनिस्तच्छूलं चोपशाम्यति ॥१३०**

अन्वय –गर्भस्य यद् यद् अङ्ग योनौ तु सक्तं तद् भिषक् सम्यक् छित्त्वा हि विनिर्हरेत ॥ नारीं प्रयत्नतः रक्षेत् ॥ एवं निर्हृतशल्यां तु (नारीं) उष्णेन वारिणा सिञ्चेत्, ततः अभ्यक्तशरीरायां योनौ स्नेह विधारयेत्, एवं योनिः मृद्वी भवेत्, तत् शूल च उपशाम्यति ॥

ગર્ભનું જે જે અંગ યોનિમાં અટકી રહ્યું હોય તેને વૈદ્યે સારી રીતે કાપી કાળજીથી કાઢી લેવુ અને સ્ત્રીનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું. ગર્ભ કાઢી લીધા પછી તે સ્ત્રીના શરીર પર ઊના પાણીથી સિંચન કરવું અને તે પછી શરીર પર માલિસ કરી યોનિમાં ઘી નાખવું, જેથી યોનિ કોમળ થાય છે અને શૂળ પણ મટે છે. ૧૨૯,૧૩૦

प्रसूताया योनौ क्षतादेश्चिकित्सा–

**પ્રસવેલી યોનિમાં ક્ષત વગેરેની ચિકિત્સા**

**तुम्बीपत्रं तथा लोध्रं समभागं सुपेषयेत् ।**
**तेन लेपो भगे कार्यः शीघ्रं स्याद्योनिरक्षता ॥१३१**
**पलाशोदुम्बरफलं तिलतैलसमन्वितम् ।**
**योनौ विलिप्तं मधुना गाढीकरणमुत्तमम् ॥१३२**
**प्रसूता वनिता वृद्धकुक्षिह्रासाय संपिबेत् ।**
**प्रातर्मथितसंमिश्रां त्रिसप्ताहात्कणाजटाम् ॥१३३॥**

अन्वयः–तुम्बीपत्रं तथा लोध्र समभाग सुपेषयेत्, तेन भगे लेपः कार्यः, योनिः शीघ्रम् अक्षता स्यात् ॥ पलाश–उदुम्बर–फलं तिलतैलसमन्वितं योनौ मधुना विलिप्तं (सत्) उत्तम गाढीकरणम् (भवति) ॥ प्रसूता वनिता वृद्धकुक्षि–ह्रासाय त्रिसप्ताहात् प्रातः कणा–जटा मथितसमिश्रा संपिबेत् ॥

તુંબડીનાં પાંદડાં અને લોધર સમભાગે લઈ સારી રીતે વાટી યોનિમાં લેપ કરવો, જેથી યોનિ તરત ક્ષત વગરની થાય છે. ખાખરાનાં ફળ અને ઉંબરાનાં ફળને તલના તેલમાં વાટી યોનિમા મધ સાથે લેપ કર્યો હોય, તે યોનિને ઉત્તમ મજબૂત કરે છે. પ્રસવેલી સ્ત્રીએ વધેલા પેટને બેસાડી દેવા એકવીસ દિવસ પછી પ્રાતઃકાળે પીપરીમૂળનું ચૂર્ણ દહીંના ઘોળવા સાથે પીવું. ૧૩૧–૧૩૩

प्रसूताया उदरस्थापरोपद्रवानाह–

 પ્રસવેલીના પેટમાં ઓર રહી જવાથી થતા ઉપદ્રવો

**प्रसूताया न पतिता जठरादपरा यदि ।**
**तदा सा कुरुते शूलमाध्मानं वह्निमन्दताम् ॥१३४**

अन्वयः-प्रसूतायाः जठरात् यदि अपरा न पतिता तदा सा शूलम् आध्मान वह्निमन्दता कुरुते ॥

પ્રસવેલી સ્ત્રીના પેટમાંથી જો ઓર પડી ન હોય, તો તે ( ઓર ) શૂળ, આફરો તથા અગ્નિનું મંદપણું કરે છે. ૧૩૪

टीका-अपरा='आम्वर' इति लोके ॥

तस्याश्चिकित्सामाह-

### પેટમાં રહી ગયેલી ઓરની ચિકિત્સા

केशवेष्टितयाङ्गुल्या तस्याः कण्ठं प्रघर्षयेत् ।
निर्मोककटुकाऽलाबुकृतवन्धनसर्षपैः ।
चूर्णितैः कटुतैलाक्तैर्धूपयेदभितो भगम् ॥१३५॥

अन्वयः-केशवेष्टितया अङ्गुल्या तस्याः कण्ठं प्रघर्षयेत्, निर्मोक-कटुक-अलाबु-कृतवन्धन-सर्षपैः चूर्णितैः कटुतैल-आक्तैः अभितः भगं धूपयेत् ॥

( માથાના ) વાળથી વીંટેલી આંગળી વડે તેના કંઠને ઘસવો, તેમજ સર્પની કાંચળી, કડવી તુંબડી, કડવી ઘિસોડી તથા સરસવનું ચૂર્ણ કરી સરસિયા તેલમાં ભીંજવી તેની યોનિની ચોપાસ ધુમાડી આપવી ( જેથી ઓર પડી જાય છે). ૧૩૫

टीका-निर्मोक.=सर्पकन्चुक , कृतवन्धनं=कोशातक ( અર્થ ઉપર છે. )

लाङ्गलीमूलकल्केन पाणिपादतलानि हि ।
प्रलिम्पेत्सूतिका योषिदपरापातनाय वै ॥१३६॥
हस्तं छिन्ननखं स्निग्धं सूतायोनौ शनैः क्षिपेत् ।
अपरां तेन हस्तेन जनयित्री विनिर्हरेत् ॥१३७॥
एवं निर्हृतशल्यां तां सिञ्चेदुष्णेन वारिणा ।
ततोऽभ्यक्तशरीराया योनौ स्नेहं निधापयेत् ॥१३८

अन्वयः-सूतिका योषित् अपरा-पातनाय लाङ्गली-मूलकल्केन पाणिपादतलानि प्रलिम्पेत् ॥ जनयत्री स्निग्ध छिन्ननख हस्त सूता-योनौ शनैः क्षिपेत्, तेन हस्तेन अपरा विनिर्हरेत् ॥ एवं निर्हृतशल्यां ताम् उष्णेन वारिणा सिञ्चेत्, ततः अभ्यक्तशरीरायाः योनौ स्नेह निधापयेत् ॥

સુવાવડી સ્ત્રીએ ઓર પાડી નાખવા કલગારીનાં મૂળિયાના કલ્કનો લેપ હાથનાં અને પગનાં તળિયાં ઉપર કરવો ( તેથી ઓર પડી જાય છે). કાપી નાખેલ નખવાળા પોતાના હાથને ઘીથી સ્નિગ્ધ કરી સુયાણીએ ધીમે ધીમે સુવાવડીની યોનિમાં નાખવો અને તે હાથે ઓર કાઢી લેવી. એમ ઓર કાઢ્યા પછી સુવાવડીની ઉપર ઊના પાણીથી સિંચન કરવુ અને પછી શરીરને માલિશ કરી યોનિમાં ઘી નાખવું. ૧૩૬-૧૩૮

मक्कल्लस्य निदानसम्प्राप्तिपूर्वक लक्षणमाह-

### મક્કલ્લનું નિદાન તથા લક્ષણ

वनितायाः प्रसूताया वातो रूक्षेण वर्धितः ।
तीक्ष्णोष्णशोषितं रक्तं रुद्ध्वा ग्रन्थिं करोति हि ॥
नाभ्यधःपार्श्वयोर्वस्तौ वस्तिमूर्धनि चापि वा ।
ततश्च नाभौ बस्तौ च भवेच्छूलं तथोदरे ॥१४०॥
भवेत्पक्वाशयाध्मानं मूत्रसङ्गश्च जायते ।
एतद्भिषग्भिरुदितं मक्कल्लामयलक्षणम् ॥१४१॥

अन्वयः-रूक्षेण वर्धितः प्रसूतायाः वनितायाः वातः तीक्ष्ण-उष्ण-शोषित रक्तं रुद्ध्वा नाभि-अधः, पार्श्वयोः बस्तौ वा वस्तिमूर्धनि च अपि ग्रन्थि हि करोति, ततः च नाभौ च बस्तौ तथा उदरे शूल भवेत्। पक्वाशय-आध्मान भवेत्, च मूत्रसङ्ग. जायते, भिषग्भिः एतद् मक्कल-आमयलक्षणम् उदितम् ॥

રૂક્ષતાથી વધેલો સુવાવડી સ્ત્રીનો વાયુ, તીક્ષ્ણ ગરમીથી સુકાયેલા લોહીને રોકી નાભિની નીચે, પડખામાં, મૂત્રાશયમાં અથવા તેની ઉપરનાં ભાગમાં ગાંઠ ઉત્પન્ન કરે છે; તેથી નાભિ, મૂત્રાશય તથા પેટમાં શૂળ નીકળે, પક્વાશય ફૂલી જાય અને મૂત્રની અટકાયત થાય છે. વૈદ્યોએ આ મક્કલ્લ+ નામના રોગનું લક્ષણ કહેલુ છે. ૧૩૯-૧૪૧

मक्कलचिकित्सा-

### મક્કલ્લની ચિકિત્સા

सुचूर्णितं यवक्षारं पिबेत्कोष्णेन वारिणा ।
सर्पिषा वा पिबेन्नारी मक्कल्लस्य निवृत्तये ॥१४२॥

अन्वय -मक्कल्लस्य निवृत्तये नारी सुचूर्णितं यवक्षार कोष्णेन वारिणा वा सर्पिषा पिबेत् ॥

+ मक्क्यते इति मक्कम् , मक्क गतौ-'हलश्चे'ति घञ्, मक्क-गमनम्-आत्यन्तिकगतिरूप मरण लाति-आदत्ते-योजयति, 'आतोऽनुपसर्गे कः' पृषोदरादित्वात् लकारागमे साधुः-જે રોગ નાભિ, મૂત્રાશય તથા પેટમાં શૂળ ઉપજાવીને તેમજ પક્વાશયમાં આફરો તથા મૂત્રનો અટકાવ કરીને માણસને છેલ્લી મરણની સ્થિતિમાં પહોંચાડે છે, તેથી એ વાતજન્ય રોગ 'મક્કલ્લ' કહેવાય છે.

મક્કલ્લશૂળ મટાડવા સુવાવડીએ જવખારનું બારીક ચૂર્ણ લગાર ગરમ પાણી સાથે અથવા ઘી સાથે પીવું. ૧૪૨

### પિપ્પલ્યાદિગણ ક્વાથ

पिप्पली पिप्पलीमूलं मरिचं गजपिप्पली ।
नागरं चित्रकं चव्यं रेणुकैलाऽजमोदिकाः ॥१४३॥
सर्षपो हिङ्गु भार्गी च पाठेन्द्रयवजीरकाः ।
महानिम्बश्च मूर्वा च विषा तिक्ता विडङ्गकम् ॥१४४
पिप्पल्यादिर्गणो ह्येष कफमारुतनाशनः ।
क्वाथमेषां पिबेन्नारी लवणेन समन्वितम् ॥ १४५ ॥
गुल्मशूलज्वरहरं दीपनं चामपाचनम् ।
मक्कल्लशूलगुल्मघ्नं कफानिलहरं परम् ॥ १४६ ॥

अन्वयः-पिप्पली पिप्पलीमूलं मरिचं गजपिप्पली नागरं चित्रकं चव्यं रेणुका-एला-अजमोदिकाः सर्षपः हिङ्गु भार्गी च पाठा इन्द्रयव-जीरकाः महानिम्बः च मूर्वा च विषा तिक्ता विडङ्गकम्, एषः हि पिप्पल्यादिः गणः कफमारुतनाशनः (अस्ति), नारी गुल्मशूल-ज्वरहरं दीपनम् आमपाचनं मक्कल्लशूलगुल्मघ्नं परम् कफ-अनिलहरम् एषां क्वाथं लवणसमन्वितं पिबेत् ॥

પીપર, પીપરીમૂળ, મરી, ગજપીપર, સૂંઠ, ચિત્રક, ચવક, મેંદીનાં બીજ, એલચી, અજમોદ, સરસવ, હિંગ, ભારંગી, કાળીપાટ, ઈંદ્રજવ, જીરું, બકાન, પીલુડી, અતિવિષ, કડુ અને વાવડિંગનો આ 'પિપ્પલ્યાદિ ગણ' નામનો ક્વાથ કફ તથા વાયુનો નાશ કરનાર છે; માટે (સુવાવડી)સ્ત્રીએ ગોળો, શૂળ તથા જ્વર મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, આમને પચાવનાર, મક્કલ્લશૂળનો નાશ કરનાર તથા કફ અને વાયુને અત્યંત દૂર કરનાર એ પિપ્પલ્યાદિ ગણનો ક્વાથ સૈંધવ સહિત પીવો. ૧૪૩-૧૪૬

### ત્રિકટુ આદિથી યુક્ત જૂનો ગોળ મક્કલ્લને મટાડે

त्रिकटुकचातुर्जातककुस्तुम्बुरुचूर्णसंयुक्तम् ।
खादेद् गुडं पुराणं नित्यं मक्कल्लदलनाय ॥१४७॥

अन्वयः-(किंच) त्रिकटुक-चातुर्जातक-कुस्तुम्बुरु-चूर्णसंयुक्तं पुराणं गुडं मक्कल्लदलनाय नित्यं खादेत् ॥

સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર અને ધાણાના ચૂર્ણ સહિત જૂનો ગોળ મક્કલ્લનો નાશ કરવા હમેશ ખાવો.

प्रसूताया हिताहितान्याह-

### સુવાવડીને હિત-અહિતકારી પદાર્થો

प्रसूता युक्तमाहारविहारं च समाचरेत् ।
व्यायामं मैथुनं क्रोधं शीतसेवां च वर्जयेत् ॥१४८
मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते ।
स कृच्छ्रसाध्योऽसाध्यो वा भवेत्तत्पथ्यमाचरेत्

अन्वयः-प्रसूता युक्तम् आहारविहारं समाचरेत् च व्यायामं मैथुनं क्रोधं च शीतसेवां वर्जयेत् । मिथ्या आचारात् सूतिकायाः यः व्याधिः उपजायते, सः कृच्छ्रसाध्यः वा असाध्यः भवेत्, तत् पथ्यम् आचरेत् ॥

સુવાવડીએ યોગ્ય-હિતકારી આહાર તથા વિહાર જ કરવો, અને પરિશ્રમ, મૈથુન, ક્રોધ તથા શીતળ પદાર્થોનો ત્યાગ કરવો. ખોટા અહિતકર આહારવિહારથી સુવાવડીને જે વ્યાધિ થાય છે, તે કષ્ટસાધ્ય કે અસાધ્ય થાય છે, માટે સુવાવડીએ પથ્ય જ સેવવું. ૧૪૮,૧૪૯

सूतिकारोगनिदानम् ।

### સુવારોગોનું નિદાન

मिथ्योपचारात्संक्लेशाद्विषमाजीर्णभोजनात् ।
सूतिकायास्तु ये रोगा जायन्ते दारुणाश्च ते ॥१५०

अन्वयः-मिथ्या-उपचारात् संक्लेशात् विषम-अजीर्ण भोजनात् तु सूतिकायाः ये रोगाः जायन्ते, ते दारुण (भवन्ति) ॥

(અત્યંત પતનવાળી જગ્યાનું સેવન વગેરે અયોગ્ય આચરણથી, દોષોને કોપાવે એવું કરવાથી, વિષમ ભોજનથી અને અજીર્ણથી સુવાવડીને જે રોગો ઉત્પન્ન થાય છે, તે કષ્ટ સાધ્ય થાય છે. ૧૫૦

टीका-मिथ्योपचारात्=अनुचिताचरणात्-प्रवातादि सेवनात्, सङ्क्लेशात्=उत्क्लेश्यन्ते दोषा अनेनेति सङ्क्लेशः=दोषजनकमात्र तस्मात् । दारुणाः=कष्टसाध्याः । (અર્થ ઉપર આપ્યો છે.)

सूतिकारोगानाह-

### સુવારોગોનાં નામો

अङ्गमर्दो ज्वरः कासः पिपासा गुरुगात्रता ।
शोथः शूलातिसारौ च सूतिकारोगलक्षणम् ॥१५१

अन्वयः-अङ्गमर्दः ज्वरः कासः पिपासा गुरुगात्रता शोथः च शूल-अतिसारौ (इति इदं) सूतिकारोगलक्षणं (कथ्यते) ॥

અંગોનું ભાંગવું, તાવ, ઉધરસ, તરશ, ગાત્રોનું ભારેપણું, સોજો, શૂળ અને અતિ-

સાર, એટલા રોગો ઘણું કરી સુવાવડીને થાય છે અને તે 'સૂતિકા રોગ' કહેવાય છે.

टीका-एतेऽङ्गमर्दादयः प्रायेण सूतिकाया भवन्ति, ते च सूतिकारोगत्वेन लक्ष्यन्ते ॥ ( અર્થ ઉપર છે. )

ज्वरादीनां रोगविशेषाणां निदानविशेषमाह-

સુવાવડીના જ્વરાદિ રોગોનું વિશેષ નિદાન

ज्वरातीसारशोथाश्च शूलानाहबलक्षयाः ।
तन्द्राऽरुचिप्रसेकाद्या वातश्लेष्मसमुद्भवाः ॥१५२
कृच्छ्रसाध्या हि ते रोगाः क्षीणमांसबलाश्रिताः ।
ते सर्वे सूतिकानाम्ना रोगास्ते चाप्युपद्रवाः ॥१५३

अन्वयः-ज्वर-अतीसार-शोथा च शूल-आनाह-बलक्षयाः तन्द्रा-अरुचि-प्रसेक-आद्याः ते रोगाः वात-श्लेष्मसमुद्भवाः क्षीणमांसबलआश्रिताः (सन्तः) कृच्छ्रसाध्याः हि, ते सर्वे सूतिकानाम्ना रोगाः ( कथ्यन्ते ), उपद्रवाः च अपि (भवन्ति)॥

જ્વર, અતિસાર, સોજો, શૂળ, પેડુનો આફરો, બળનો ક્ષય, તંદ્રા (ઘેન), અરુચિ અને મોળ ઇત્યાદિ તે રોગો (સુવાવડીને) વાયુ તથા કફના પ્રકોપથી અને માંસના તથા બળના ક્ષીણપણાથી થઈને ખરેખર કષ્ટસાધ્ય થાય છે. એ બધા રોગો સૂતિકાના નામે (મુખ્ય) સુવારોગો તરીકે કહેવાય છે અને તે રોગો તેના ઉપદ્રવોરૂપે પણ થાય છે. ૧૫૨,૧૫૩

टीका-सूतिकाभवत्वेन सूतिकानाम्ना ते रोगाः, आश्रयाश्रितयोरभेदोपचारात्। ते चाप्युपद्रवा इति। ते एव=ज्वरादयः, उक्तानां रोगाणामन्यतम प्रधानीकृत्योपद्रवाश्च ॥ અર્થાત્ સૂતિકાને થતા રોગો 'સૂતિકારોગ' તરીકે પણ કહેવાય; કેમ કે આશ્રય તથા આશ્રિત-એ બંનેનો એકરૂપે વ્યવહાર થઈ શકે છે; તેમ જ એ રોગોમાંના કોઈ એકને મુખ્ય તરીકે ગણી બાકીના બીજા રોગો, તે મુખ્ય રોગના ઉપદ્રવરૂપ પણ કહેવાય છે.

सूतिकारोगचिकित्सा-

સુવાવડીના રોગોની ચિકિત્સા

सूतिकारोगशान्त्यर्थं कुर्याद्वातहरीं क्रियाम् ।
दशमूलकृतं क्वाथं कोष्णं दद्याद् घृतान्वितम् ॥१५४
अमृतानागरसहचर,-भद्रोत्कटपञ्चमूलकं जलदम् । शृतशीतं मधुयुक्तं, शमयत्यचिरेण सूतिकाऽऽतङ्कम् ॥ १५५ ॥

अन्वयः-सूतिकारोगशान्त्यर्थं वातहरींक्रियां कुर्यात्, दशमूलकृत क्वाथं कोष्णं घृत-अन्वित दद्यात्। अमृता-नागर-सहचर-भद्र-उत्कट-पञ्चमूलकं जलद-शृत-शीतं मधुयुक्तम् अचिरेण सूतिका-आतङ्कं शमयति॥

સુવાવડીના રોગોની શાંતિ માટે વાયુનાશક ચિકિત્સા કરવી. દશમૂળનો ક્વાથ કરી તે લગાર ઊનો હોય ત્યારે તેમાં ઘી નાખી આપવો; (અથવા) ગળો, સૂંઠ, કાંટાઅશેળિયો, મોથ, તજ, બૃહત્ પંચમૂળ અને સુગંધી વાળો, આટલાંને ઉકાળી શીતળ થયા પછી તેમાં મધ નાખીને તે આપવું; તે તરત જ સૂતિકારોગનું શમન કરે છે. ૧૫૪,૧૫૫

દેવદાર્વાદિ ક્વાથ

देवदारु वचा कुष्ठं पिप्पली विश्वभेषजम् ।
भूनिम्बः कट्फलं मुस्तं तिक्ता धान्यं हरीतकी ॥१५६
गजकृष्णा सदुःस्पर्शा गोक्षुरुर्धन्वयासकः ।
बृहत्यतिविषा छिन्ना कर्कटः कृष्णजीरकः ॥१५७॥
समभागान्वितैरेतैः सिन्धुरामठसयुतम् ।
क्वाथमष्टावशेषं तु प्रसूतां पाययेत् स्त्रियम् ॥१५८
शूलकासज्वरश्वासमूर्च्छाकम्पशिरोऽर्तिभिः ।
युक्तं प्रलापतृड्दाहतन्द्रातीसारवान्तिभिः॥१५९॥
निहन्ति सूतिकारोगं वातपित्तकफोद्भवम् ।
कषायो देवदार्वादिः सूतायाः परमौषधम् ॥१६०॥

अन्वयः-देवदारु वचा कुष्ठ पिप्पली विश्वभेषजं भूनिम्बः कट्फल मुस्त तिक्ता धान्य हरीतकी गजकृष्णा सदुःस्पर्शा गोक्षुरः धन्वयासकः बृहती अतिविषा छिन्ना कर्कटः कृष्णजीरकः, एतैः समभाग-अन्वितैः क्वाथम् अष्ट-अवशेष तु सिन्धुरामठसयुत प्रसूतां स्त्रिय पाययेत् (अय) देवदार्वादिः कषाय. शूल-कास-ज्वर-श्वास-मूर्च्छा-कम्प-शिरस्-अर्तिभिः प्रलाप-तृड्-दाह-तन्द्रा-अतीसार-वान्तिभिः युक्तं वात-पित्त-कफ-उद्भवं सूतिका रोगं निहन्ति, सूतायाः परम-औषधम् (अस्ति)॥

દેવદાર, વજ, કઠ, પીપર, સૂંઠ, કરિયાતું, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોરીંગણી, ગોખરુ, ધમાસો, ઊભી ભોરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશીંગી અને કાળીજીરી સમભાગે લઈ તેનો ક્વાથ કરી આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં સિંધવ તથા શેકેલી હિંગ નાખી સુવાવડીને તે પાવો; આ દેવદાર્વાદિ ક્વાથ* શૂળ, ઉધ-

* देवदारु आदि येषा तानि देवदार्वादीनि, तेषां

રસ, જ્વર, શ્વાસ, મૂર્છા, કંપ, માથાની પીડા, બકવાદ, તરસ, દાહ, તંદ્રા (ઘેન), અતિસાર અને ઊલટી સહિત વાયુ તથા કફથી ઉત્પન્ન થયેલો સુવારોગ મટાડે છે, તેથી સુવાવડી માટે મોટા ઔષધરૂપ છે.

## પંચજીરક પાક

जीरकं स्थूलजीरञ्च शतपुष्पाद्वयं तथा ।
यवानी चाजमोदा च धान्यकं मेथिकापि च ।
शुण्ठी कृष्णा कणामूलं चित्रकं हपुषाऽपि च ।
बदरीफलचूर्णं च कुष्ठं कम्पिल्लकं तथा ॥१६२॥
एतानि पलमात्राणि गुडं पलशतं मतम् ।
क्षीरप्रस्थद्वयं दद्यात्सर्पिषः कुडवं तथा ॥१६३॥
पञ्चजीरकपाकोऽयं प्रसूतानां प्रशान्तये ।
युज्यते सूतिकारोगे योनिरोगे ज्वरे क्षये ।
कासे श्वासे पाण्डुरोगे कार्श्ये वातामयेषु च ॥१६४॥

अन्वयः–जीरकं स्थूलजीरं च शतपुष्पाद्वयं तथा यवानी च अजमोदा च धान्यकं मेथिका अपि च शुण्ठी कृष्णा कणामूलं चित्रकं च हपुषा अपि बदरीफलचूर्णं च कुष्ठं तथा कम्पिल्लकम्–एतानि पलमात्राणि, गुडं पलशतं मतम्, क्षीरप्रस्थद्वयं तथा सर्पिषः कुडवं दद्यात्, अयं पञ्चजीरकपाकः प्रसूतानां प्रशान्तये सूतिकारोगे योनिरोगे ज्वरे क्षये कासे श्वासे पाण्डुरोगे कार्श्ये वात–आमयेषु च युज्यते ॥

જીરું, કલોંજી જીરું, સુવા, વરિયાળી, અજમો, અજમોદ, ધાણા, મેથી, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રક, પલાશી, બોરનું ચૂર્ણ, કઠ અને કંપિલો–એ દરેક ચાર ચાર તોલા અને ગોળ ૪૦૦ તોલા લઈ તેઓને ૧૨૮ તોલા દૂધ અને ૧૬ તોલા ઘીમાં પકાવવાં, એટલે 'પંચજીરક પાક'× તૈયાર થાય છે. આ પાક સુવારોગ, યોનિરોગ, તાવ, ક્ષય, ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, દુર્બળપણું અને વાયુસંબંધી રોગો ઉપર અપાય છે. ૧૬૧–૧૬૪

## સૌભાગ્યશુંઠી-પાક

आज्यं स्यात्पलयुग्ममत्र पयसः प्रस्थद्वयं खण्डतः,
पञ्चाशत्पलमत्र चूर्णितमथो प्रक्षिप्यते नागरम् ।
प्रस्थार्धं गुडवद्विपाच्य विधिना मुष्टित्रयं धान्य-
कात्, मिश्याः पञ्चपलं पलं कृमिरिपोः साजा-
जिजीरादपि ॥१६५॥
व्योषाम्भोददलोरगेन्द्रसुमनस्त्वग्द्राविडीनां पलं,
पक्वं नागरखण्डसंज्ञकमिदं तत्सूतिकारोगहृत् ।
तृट्छर्दिज्वरदाहशोषशमनं सश्वासकासापहं,
प्लीहव्याधिविनाशनं कृमिहरं मन्दाग्निसन्दीपनम् ॥

अन्वय.–अत्र पलयुग्मम् आज्यं प्रस्थद्वयं पयसः, खण्डतः पञ्चाशत् पलं स्यात्, अथो प्रस्थार्धं चूर्णितं नागरं प्रक्षिप्यते, गुडवत् विधिना विपाच्य मुष्टित्रयं धान्यकात्, पञ्चपलं मिश्याः, पलं स–अजाजि–जीरात् कृमिरिपोः अपि, पलं व्योषा–अम्भोद–दल–उरगेन्द्र–सुमनस्त्वक् द्राविडीनाम् (तत्र) प्रक्षिप्यते, तत् इदं पक्वं नागरखण्डसंज्ञकं सूतिकारोगहृत् तृट्–छर्दि–ज्वर–दाह–शोषशमनं सश्वासकास–अपहं प्लीहव्याधिविनाशनं कृमिहरं मन्दअग्निसन्दीपनम् (भवति) ॥

૮ તોલા ઘી, ૧૨૮ તોલા દૂધ અને ૨૦૦ તોલા ખાંડ એકઠાં કરી તેમાં ૩૨ તોલા સૂંઠનું ચૂર્ણ નાખવું. પછી તેને ગોળની પેઠે વિધિપૂર્વક પકાવી તેમાં ૧૨ તોલા ધાણા, ૨૦ તોલા વરિયાળી, ૪ તોલા વાવડિંગ, ૪ તોલા ધોળું જીરું, ૪ તોલા સૂંઠ, ૪ તોલા મરી, ૪ તોલા પીપર, ૪ તોલા મોથ, ૪ તોલા તમાલપત્ર, ૪ તોલા નાગકેસર, ૪ તોલા તજ અને ૪ તોલા ઝીણી એલચી નાખવાં. એ પાકે ત્યારે 'નાગરખંડ' અથવા 'સૌભાગ્યશુંઠી' નામે તૈયાર થાય છે. આ સૌભાગ્યશુંઠી પાક સુવાવડીના રોગ, તરસ, ઊલટી, તાવ, બળતરા, શોષ, શ્વાસ સહિતની ઉધરસ, બરલનો રોગ તથા કૃમિઓનો નાશ કરે છે અને મંદ થયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૧૬૫,૧૬૬

टीका–दल=पत्रकम्, उरगेन्द्रसुमनः=नागकेशरम्, द्राविडी=सूक्ष्मैला ।

प्रसूताया नियमसमयावधिमाह—

## સુવાવડી સ્ત્રીએ પરેજી રાખવાનો સમય

सर्वतः परिशुद्धा स्यात्स्निग्धपथ्याल्पभोजना ।
स्वेदाभ्यङ्गपरा नित्यं भवेन्मासमतन्द्रिता ॥१६७॥

---

क्वाथ –જેમાં દેવદાર મુખ્ય અથવા પહેલું હોય છે, એવાં ઓસડિયાનો ઉકાળો–દેવદાર્વાદિ ક્વાથ કહેવાય છે.

× पञ्च जीरकाणि मुख्यानि येषु, तेषां पाक.–पञ्चजीरकपाक –જેમાં પાંચ જીરાં મુખ્ય હોય છે, એવાં ઓસડિયાનો ગોળ, દૂધ તથા ઘીથી કરેલો પાક 'પંચજીરકપાક' કહેવાય છે

अन्वय.–सर्वतः परिशुद्धा मासम् अतन्द्रिता नित्य स्निग्ध–पथ्य–अल्पभोजना स्वेद–अभ्यङ्गपरा स्यात् ॥

જેનું સઘળું દુષ્ટ લોહી નીકળી ગયું હોય એવી–શુદ્ધ થયેલી સુવાવડી સ્ત્રીએ એક મહિના સુધી સ્નિગ્ધ, પથ્ય તથા અલ્પ ભોજન કરવું; શેક, માલિશ અને પથ્ય માટે હમેશાં કાળજી રાખવી. ૧૬૭

टीका–सर्वतः परिशुद्धा=निःसृताशेषदुष्टरुधिरा, अतन्द्रिता=पथ्यादौ सावधाना ॥ (અર્થ ઉપર છે)

धन्वन्तरेर्मतम्–

### ધન્વંતરિનો અભિપ્રાય

**प्रसूता सार्धमासान्ते दृष्टे वा पुनरार्त्तवे ।**
**सूतिकानामहीना स्यादिति धन्वन्तरेर्मतम् ॥१६८॥**
**उपद्रवविशुद्धां च विज्ञाय वरवर्णिनीम् ।**
**ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यः परिहारं विवर्जयेत् ॥१६९**

अन्वयः–प्रसूता सार्ध–मास–अन्ते वा पुनर् आर्त्तवे दृष्टे सूतिकानामहीना स्यात्, इति धन्वन्तरे मतम् ॥ वरवर्णिनीं च उपद्रवविशुद्धां विज्ञाय चतुर्भ्यः मासेभ्यः ऊर्ध्वं परिहारं विवर्जयेत् ॥

સુવાવડી સ્ત્રી દોઢ માસ પછી અથવા ફરી રજોદર્શન થયા પછી 'સુવાવડી' એ નામથી રહિત થાય છે, એવું ધન્વંતરિનું માનવું છે. સુવાવડીને સર્વ ઉપદ્રવોથી રહિત અને સુંદર રંગવાળી જાણ્યા પછી ચાર મહિના પછી સુવાવડની પરેજી મુકાવવી. ૧૬૮,૧૬૯

स्तनरोगस्य सम्प्राप्तिमाह–

### સ્તનરોગની સંપ્રાપ્તિ

**सक्षीरौ वाऽप्यदुग्धौ वा दोषः प्राप्य स्तनौ स्त्रियाः ।**
**रक्तं मांसं च सन्दूष्य स्तनरोगाय कल्पते ॥१७०॥**

अन्वयः–सक्षीरौ वा अदुग्धौ अपि स्त्रियाः स्तनौ दोषः प्राप्य रक्तं च मांसं सन्दूष्य स्तनरोगाय कल्पते ॥

દૂધવાળા કે દૂધ વગરના પ્રસવેલી કે ગર્ભિણી સ્ત્રીના સ્તનોને દોષ પ્રાપ્ત થઈ, લોહી તથા માંસને દૂષિત કરીને સ્તનરોગને ઉત્પન્ન કરે છે. ૧૭૦

टीका–अदुग्धावपि स्तनौ प्रसूताया गर्भिण्याश्च बोद्धव्यौ । अयं रोगः कन्यानां न भवति । यत आह सुश्रुतः–'धमन्यः संवृतद्वाराः कन्यानां स्तनसंश्रिताः । दोषाविसरणात्तासां न भवन्ति स्तनामयाः ॥' दोषाविसरणाः=संवृतद्वारत्वेन दोषाणामविसरणम्=असञ्चारो यासु ताः ॥ આ સ્તનરોગ કન્યાઓને થતો નથી; કેમ કે સુશ્રુતે કહ્યું છે કે, 'કન્યાઓના સ્તનોની નાડીઓ બંધ દ્વારોવાળી હોવાથી તેમાં દોષોનો સંચાર થતો નથી, અને તેથી જ કન્યાઓને સ્તનના રોગો થતા નથી.

### પ્રસવેલી સ્ત્રીને ધાવણ આવે તેનું કારણ

**तासामेव प्रसूतानां गर्भिणीनां च ताः पुनः ।**
**स्वभावादेव विवृता जायन्ते संस्रवन्त्यतः ॥१७१॥**

अन्वयः–तासाम् एव च गर्भिणीनां पुनः प्रसूतानां ताः (धमन्यः) स्वभावात् एव विवृता जायन्ते, अतः सस्रवन्ति ॥

પ્રસવ થયો હોય એવી અને ગર્ભવાળી સ્ત્રીઓની તે ધમનીઓ સ્વાભાવિક રીતે ખુલ્લી થઈ જાય છે, તેથી ધાવણને ઝરે છે. ૧૭૧

स्तनरोगाणामतिदेशेन लक्षणमाह–

### પાંચે સ્તનરોગોનાં લક્ષણો બાહ્ય વિદ્રધિના જેવાં જ હોય

**पञ्चानामपि तेषां तु हित्वा शोणितविद्रधिम् ।**
**लक्षणानि समानानि बाह्यविद्रधिलक्षणैः ॥१७२॥**

अन्वय.–तेषां पञ्चानाम् अपि लक्षणानि तु शोणित–विद्रधिं हित्वा बाह्यविद्रधिलक्षणैः समानानि (ज्ञेयानि) ॥

એ પાંચે પ્રકારના સ્તનરોગોનાં લક્ષણો, લોહીના પ્રકોપથી થયેલા વિદ્રધિ સિવાય બાકી બહારના વિદ્રધિઓનાં લક્ષણો જેવાં જ જાણવાં. (આ ઉપરથી સમજાય છે કે વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય અને આગંતુજ –એ રીતે પાંચ પ્રકારના સ્તનરોગ થાય છે. અભિઘાતથી કે શલ્યથી જે સ્તનરોગ થયો હોય તે આગંતુજ 'સ્તનરોગ' કહેવાય છે. લોહીના પ્રકોપથી સ્તનરોગ થતો જ નથી, એવો તેનો સ્વભાવ છે.) ૧૭૨

टीका–पञ्चानां=वातपित्तकफसन्निपातागन्तुजानाम्, आगन्तुजस्तनरोगोऽभिघातेन शल्येन च बोद्धव्यः, रक्तजस्यासम्भवात्स्वभावात् ॥ (આનો અર્થ ઉપર છે)

स्तनरोगस्य चिकित्सा ।

### સ્તનરોગની ચિકિત્સા

**शोथं स्तनोत्थितमवेक्ष्य भिषग्विदध्याद्,**
**यद्विद्रधावभिहितं बहुधा विधानम् । आमे**
**विदाहिनि तथैव च तस्य पाके, यस्याः स्तनौ**
**सततमेव च निग्रहार्त्तौ ॥ १७३ ॥**
**पित्तघ्नानि तु शीतानि द्रव्याण्यत्र प्रयोजयेत् ।**
**जलौकाभिर्हरेद्रक्तं न स्तनावुपनाहयेत् ॥ १७४॥**

अन्वयः-स्तन-उत्थित शोथम् अवेक्ष्य भिषक् यद् विधानं विद्रधौ बहुधा अभिहितं (तद्) विदध्यात्। तथा च तस्य पाके आमे विदाहिनि (सति) यस्याः च तौ स्तनौ सततम् एव च निग्रहात्। अत्र तु पित्तघ्नानि शीतानि द्रव्याणि प्रयोजयेत्, जलौकाभिः रक्तं हरेत्, स्तनौ न उपनाहयेत् ॥

સ્ત્રીના સ્તનો પર સોજો દેખાય. તો વૈદ્યે જે ક્રિયા વિદ્રધિમાં અનેક પ્રકારે કહી છે, તે કરવી; વળી જે સ્ત્રીના તે બન્ને સ્તન કાયમ ગંઠાયેલા રહેતા હોય, તે ઉપર પિત્તનો નાશ કરનાર શીતળ દ્રવ્યોનો જ પ્રયોગ કરવો અને જળોથી લોહી કાઢવું; પરંતુ સ્તનોને સ્વેદન તો કદી પણ ન કરવું. ૧૭૩,૧૭૪

टीका-उपनाहयेत्=स्वेदयेत् ॥

### સ્તનપીડાનાશક બે પ્રલેપો

लेपो विशालामूलेन हन्ति पीडां स्तनोत्थिताम्।
निशाकनककल्काभ्यां लेपः प्रोक्तः स्तनार्तिहा॥१७५

अन्वयः-विशालामूलेन लेपः स्तन-उत्थितां पीडां हन्ति, निशाकनककल्काभ्यां लेपः स्तन-अर्तिहा प्रोक्तः॥

ઇંદ્રવારુણીનાં મૂળિયાંનો લેપ સ્તનની પીડા મટાડે છે; હળદર અને ધંતૂરાનાં પાંદડાંનો લેપ પણ સ્તનની પીડાને મટાડનાર કહ્યો છે. ૧૭૫

टीका-विशाला=इन्द्रवारुणी, कनकस्य=धत्तूरस्य, पत्रं ग्राह्यम् ॥ (આનો અર્થ ઉપર છે.)

लेपान्निहन्ति मूलं, वन्ध्याकर्कोटिसंभवं शीघ्रम्।
निर्वाप्य तप्तलोहं, सलिले तद्वा पिबेत्तत्र ॥ १७६॥

अन्वयः-वन्ध्याकर्कोटिसंभवं मूल लेपात् शीघ्र (स्तनपीडां) निहन्ति, वा तत्र तप्तलोह सलिले निर्वाप्य तत् पिबेत् ॥

વાંઝણી કંટોળીનાં મૂળિયાંનો લેપ કરવાથી તરત સ્તનની પીડા તે મટાડે છે; અથવા એ સ્તનપીડામાં તપાવેલા લોઢાને પાણીમાં ઠારી તે પાણી પીવું. ૧૭૬

સ્ત્રીરોગોનો અધિકાર સમાપ્ત

## अथ *बालरोगाधिकारः।

## ૭૨ : બાળકના રોગોનો અધિકાર

### બાલગ્રહોથી બાળકનું રક્ષણ કરવાની ભલામણ

बालग्रहा अनाचारात्पीडयन्ति शिशुं यतः।
तस्मात्तदुपसर्गेभ्यो रक्षेद्बालं प्रयत्नतः ॥१॥

अन्वयः-अनाचारात् बालग्रहाः शिशुं यतः पीडयन्ति, तस्मात् तद्-उपसर्गेभ्यः बालं प्रयत्नतः रक्षेत्॥

અનાચારને લીધે બાલગ્રહો, બાળકને પીડે છે, માટે એ બાલગ્રહોની પીડાથી બાળકનું કાળજીથી રક્ષણ કરવું જોઈએ. ૧

बालग्रहाणां नामान्याह-

### નવ બાલગ્રહોનાં નામો

स्कन्दग्रहस्तु प्रथमः स्कन्दापस्मार एव च।
शकुनी रेवती चैव पूतना चान्धपूतना ॥२॥
पूतना शीतपूर्वा च तथैव मुखमण्डिका।
नवमो नैगमेयश्च प्रोक्ता बालग्रहा अमी ॥३॥

अन्वयः-प्रथमः तु स्कन्दग्रहः, च स्कन्दापस्मारः एव, शकुनी, रेवती, च पूतना, च अन्धपूतना, शीतपूर्वा च पूतना, तथा च मुखमण्डिका एव, नवमः च नैगमेयः अमी बालग्रहाः प्रोक्ताः ॥

પહેલો સ્કંદ, પછી સ્કંદાપસ્માર, શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના, મુખમંડિકા અને નવમો નૈગમેય, એ બાલગ્રહો કહ્યા છે. ૨,૩

* बलते-सञ्चलति प्रथमां शिशुत्वावस्थामज्ञत्वावच्छिन्नदशां वा भाविमानवदशां प्रति यः स बालः-बल सञ्चलने-'ज्वलादित्वात् णः, तस्य बालस्य रोगाः, तेषामधिकारः-જે પહેલી બાળરૂપ અવસ્થા તરફ જઈ રહેલ હોય અથવા અજ્ઞાનપણાથી યુક્ત પહેલી ઉંમર કે અવસ્થા તરફ જે જાય છે, અથવા ભવિષ્યના મનુષ્યભાવ તરફ જે ગતિ કરે છે, તે બાલ કે બાળક કહેવાય છે; તેના રોગો બાલરોગ કહેવાય છે; એ બાળકના રોગોનો અધિકાર બાલરોગાધિકાર કહેવાય છે; પ્રસવેલી માતાના બગડેલા ધાવણથી જ બાળકને રોગ થાય છે, તેથી ઉપરના સ્ત્રીરોગ સાથે સંકળાયેલો આ બાલરોગાધિકાર, એ સ્ત્રીરોગના અધિકાર પછી આરંભે છે.

बालग्रहाणामुत्पत्तिमाह-

## બાલગ્રહોની ઉત્પત્તિ

नव स्कन्दादयः प्रोक्ता बालानां ये ग्रहा अमी ।
श्रीमन्तो दिव्यवपुषो नारीपुरुषविग्रहः ॥४॥
एते स्कन्दस्य रक्षार्थं कृत्तिकोमाऽग्निशूलिभिः ।
सृष्टाः शरवणस्थस्य रक्षितस्य स्वतेजसा ॥५॥
स्कन्दः सृष्टो भगवता देवेन त्रिपुरारिणा ।
बिभर्ति चापरां संज्ञां कुमार इति स ग्रहः ॥६॥
स्कन्दापस्मारसंज्ञो यः सोऽग्निना तत्समद्युतिः ।
स च स्कन्दसखा नाम्ना विशाख इति चोच्यते ॥७॥
ग्रहाः स्त्रीविग्रहा ये तु नानारूपाः प्रकीर्त्तिताः ।
गङ्गोमाकृत्तिकानां ते भागा राजसतामसाः ॥८॥
नैगमेयस्तु पार्वत्या सृष्टो मेषाननो ग्रहः ।
कुमारधारी देवस्य गुहस्यात्मसमोऽस्ति वै ॥९॥
ततो भगवता स्कन्दे सुरसेनापतौ कृते ।
उपतस्थुर्ग्रहा एते दीप्तशक्तिधरं गुहम् ॥१०॥
ऊचुः प्राञ्जलयश्चैनं वृत्तिर्नो दीयतामिति ।
तेषामर्थे ततः स्कन्दः शिवं देवमचोदयत् ॥११॥
ततो ग्रहांस्तानुवाच भगवान्भगनेत्रहृत् ।
तैर्यग्योनिं मानुषं च दैवं च त्रितयं जगत् ॥१२॥
परस्परोपकारेण वर्तते धार्यते तथा ।
देवा नरान्प्रीणयन्ति तैर्यग्योनींस्तथैव च ॥१३॥
यथाकालं प्रवृत्तैस्तु उष्मवर्षहिमानिलैः ।
इज्याऽञ्जलिनमस्कारैर्जपहोमैस्तथैव च ॥
सम्यक्प्रयुक्तैश्च नराः प्रीणयन्त्यपि देवताः ॥१४॥
भागधेयविभक्तं च शेषं किञ्चिन्न विद्यते ।
तद्युष्माकं शुभा वृत्तिर्बालेष्वेव भविष्यति ॥१५॥

अन्वयः-स्कन्द-आदयः ये अमी नव बालानां ग्रहाः प्रोक्ताः (ते) श्रीमन्तः दिव्यवपुषः नारी-पुरुषविग्रहाः (सन्ति), एते शरवणस्थस्य स्वतेजसा रक्षितस्य स्कन्दस्य रक्षार्थं कृत्तिका-उमा-अग्नि-शूलिभिः सृष्टाः। भगवता त्रिपुरारिणा देवेन स्कन्दः सृष्टः, सः ग्रहः कुमारः इति अपरां च संज्ञां बिभर्ति ॥ यः स्कन्दापस्मार-संज्ञः (अस्ति), सः अग्निना (सृष्टः), तत्सम-द्युतिः च सः स्कन्दसखः च विशाखः इति उच्यते, ये तु ग्रहाः स्त्रीविग्रहाः नानारूपाः प्रकीर्त्तिताः, ते गङ्गा-उमा-कृत्तिकानां भागाः (सन्तः) राजस-तामसाः (सन्ति)। नैगमेयः तु पार्वत्या सृष्टः, मेष-आननः ग्रहः, कुमारधारी देवस्य आत्मसमः वै अस्ति ॥ ततः भगवता स्कन्दे सुरसेनापतौ कृते एते ग्रहाः दीप्त-शक्तिधरं गुहम् उपतस्थुः, प्राञ्जलयः च एनम् ऊचुः-'नः वृत्तिः दीयताम्' इति। ततः स्कन्दः तेषाम् अर्थे शिवं देवम् अचोदयत्, ततः भगवान् भगनेत्रहृत् तान् ग्रहान् उवाच-तैर्यग्योनिं मानुषं च दैवं च त्रितयं जगत् परस्पर-उपकारेण वर्तते, तथा धार्यते, देवाः नरान् तथा च तैर्यग्योनीन् एव यथाकालं तु प्रवृत्तैः उष्म-वर्षहिम-अनिलैः प्रीणयन्ति, तथा च नराः अपि सम्यक् प्रयुक्तैः च इज्या-अञ्जलि-नमस्कारैः च जप-होमैः देवताः प्रीणयन्ति, (एवं) च भागधेय-विभक्तं (सत्) किंचित् शेषं न विद्यते, तद् युष्माकं शुभा वृत्तिः बालेषु एव भविष्यति ॥

સ્કંદ વગેરે જે આ નવ બાલગ્રહો કહ્યા, તે સંપત્તિવાળા તથા દિવ્ય શરીરવાળા હોઈને સ્ત્રીરૂપવાળા અને કેટલાક પુરુષરૂપવાળા પણ છે; એ બાલગ્રહોને કાસડાના વનમા રહેલા અને સ્વાભાવિક તેજથી જ રક્ષાયેલા કાર્તિકેયની રક્ષા માટે કૃત્તિકા, પાર્વતી, અગ્નિ અને સદાશિવે ઉત્પન્ન કર્યા છે. એમાના સ્કંદ નામના પહેલા બાલગ્રહને ભગવાન સદાશિવદેવે ઉત્પન્ન કરેલ છે અને તે ગ્રહ 'કુમાર' એવું બીજું નામ ધારણ કરે છે. (સ્કંદ તથા કુમાર એ બે નામો જોકે કાર્તિકેય સ્વામીનાં પણ છે, છતાં એ બે નામવાળો આ બાલગ્રહ કાર્તિકેય સ્વામીથી જુદો જ છે.) સ્કંદાપસ્માર નામનો જે બાલગ્રહ છે, તેને અગ્નિએ ઉત્પન્ન કર્યો છે; તે અગ્નિ જેવી કાંતિવાળો અને 'સ્કંદસખા' તથા 'વિશાખ' એ નામે પણ કહેવાય છે. શકુનીથી માંડી મુખમંડિકા સુધીના જે બાલગ્રહો સ્ત્રીના શરીરવાળા છે, તેઓ અનેક રૂપવાળા છે અને ગંગા, પાર્વતી તથા કૃત્તિકાઓના રજોગુણી તથા તમોગુણી ભાગરૂપ છે. નૈગમેય નામનો બાલગ્રહ પાર્વતીએ ઉત્પન્ન કરેલો છે; તે ઘેટા જેવા મોઢાવાળો છે અને કાર્તિકેયની પાસે જ રહેનારો હોઈ કાર્તિકેયદેવના જેવો જ છે; કાર્તિકેય સ્વામીને જ્યારે દેવતાઓના સેનાપતિ કર્યા, તે વખતે એ સઘળા બાલગ્રહો, પ્રદીપ્ત શક્તિ-શસ્ત્રને ધરનારા કાર્તિકેય સ્વામી પાસે હાજર થયા અને તેઓએ હાથ જોડીને તેમને કહ્યું કે, 'અમોને આજીવિકા આપો.' પછી

કાર્તિકેય સ્વામીએ તેઓની આજીવિકા માટે મહાદેવજીને પ્રેરણા કરી, તેથી ભગવાન સદાશિવે એ સઘળા બાલગ્રહોને કહ્યું કે, 'પશુ-પક્ષી વગેરેની જાતિ, મનુષ્યજાતિ અને દેવજાતિથી યુક્ત આ ત્રણે જગત એકબીજાએ કરેલા ઉપકારથી જીવી રહ્યું છે અને તેથી જ ટકી રહેલું છે. દેવતાઓ તો યોગ્ય સમયે ગરમી, વરસાદ, ટાઢ અને પવનને ઉત્પન્ન કરી મનુષ્ય તથા પશુપક્ષીઓ વગેરેને તૃપ્ત કરે છે; તેમ જ મનુષ્યો બરાબર કરેલા યજ્ઞો, સ્તુતિ, નમસ્કાર, જપ તથા હોમ ઇત્યાદિ ક્રિયાઓ કરીને દેવતાઓને તૃપ્ત કરે છે અને માણસો પણ પાલન આદિથી પશુ-પક્ષી વગેરેને તૃપ્ત કરે છે; આમ સઘળું તે તે ભાગોમાં વહેંચાઈ ગયું છે, તેથી કાંઈ પણ બાકી રહ્યું નથી, માટે તમારી યોગ્ય આજીવિકા બાળકોની ઉપર જ ચાલશે.' ૪-૧૫

टीका-अयं हि कार्तिकेयादन्यः ॥ (અર્થ ઉપર છે.)

बालग्रहाणां बालग्रहणकारणमाह –

**બાલગ્રહો બાળકોને વળગે છે તેમાં કારણ**

कुलेषु येषु नेज्यन्ते देवाः पितर एव च ।
ब्राह्मणाः साधवो वापि गुरवोऽतिथयस्तथा ॥१६॥
निवृत्तशौचाचारेषु तथा कुत्सितवृत्तिषु ।
निवृत्तिभिक्षाबलिषु भग्नकांस्योपभोजिषु ॥ १७ ॥
तेषु बालांश्च तांस्तान् हि गृह्णीध्वमविशङ्किताः ।
तत्र वो विपुला वृत्तिः पूजा चैव भविष्यति ॥१८॥
एवं ग्रहाः समुत्पन्ना बालान् हिंसन्ति चाप्यतः ।
ग्रहोपसृष्टा बालाः स्युर्दुश्चिकित्स्यतमास्ततः ॥१९॥

अन्वयः-येषु कुलेषु देवाः च पितरः ब्राह्मणाः साधवः अपि वा गुरवः तथा अतिथयः न एव इज्यन्ते, निवृत्तशौच-आचारेषु तथा कुत्सितवृत्तिषु निवृत्त-भिक्षाबलिषु भग्नकांस्य-उपभोजिषु तेषु च तान् तान् हि (यूयम्) अविशङ्किताः गृह्णीध्वम्, तत्र वः विपुला वृत्तिः च पूजा एव भविष्यति, एवं ग्रहाः समुत्पन्नाः (सन्ति), अतः च बालान् हिंसन्ति अपि, ततः ग्रह-उपसृष्टाः बालाः दुश्चिकित्स्यतमाः स्युः ॥

(મહાદેવજીએ બાલગ્રહોને કહ્યું કે)– 'માટે જે કુળોમાં દેવતા, પિતૃઓ, બ્રાહ્મણ, સાધુજન, ગુરુ અને અતિથિઓનાં પૂજન થતાં ન હોય અને જેઓ ખરાબ વૃત્તિવાળાં હોય, કોઈને ભિક્ષા કે બલિદાન આપતાં ન હોય તથા ભાંગી ગયેલાં કાંસાનાં વાસણોમાં જમતાં હોય, તે કુળોમાં જે જે બાળકો હોય, તે તે બાળકોને તમે નિઃશંકપણે વળગજો; એટલે તમારા તે વળગાડમાં તમારી મોટી આજીવિકા ચાલશે અને તમે પૂજા પણ પામશો.' એમ એ બાલગ્રહો ઉત્પન્ન થયા છે અને મહાદેવજીના એમ કહેવાથી જ તેઓ બાળકોની હિંસા પણ કરે છે, તેમ જ એ જ કારણે તે બાલગ્રહોના વળગાડવાળાં બાળકોની ચિકિત્સા કરવી પણ બહુ જ મુશ્કેલ થાય છે. ૧૬–૧૯

सामान्यग्रहजुष्टानां लक्षणान्याह–

**સામાન્ય બાલગ્રહોના વળગાડનું લક્ષણ**

क्षणादुद्विजते बालः क्षणात्तत्र च रोदिति ।
नखैर्दन्तैर्दारयति धात्रीमात्मानमेव च ॥ २० ॥
ऊर्ध्वं निरीक्षते दन्तान्खादेत्कूजति जृम्भते ।
भ्रुवौ क्षिपति दष्टोष्ठः फेनं वमति चासकृत् ॥२१॥
क्षामोऽति निशि जागर्ति शूनाङ्गो भिन्नविट्स्वरः ।
मत्स्यशोणितगन्धश्च न चाश्नाति यथा पुरा ॥२२॥
दुर्बलो मलिनाङ्गश्च नष्टसंज्ञोऽपि जायते ।
सामान्यग्रहजुष्टस्य लक्षणं समुदाहृतम् ॥ २३ ॥

अन्वयः-तत्र बालः क्षणात् उद्विजते, क्षणात् च रोदिति, नखैः दन्तैः धात्रीं च आत्मानं दारयति एव, ऊर्ध्वं निरीक्षते, दन्तान् खादेत्, कूजति, जृम्भते, भ्रुवौ क्षिपति, दष्ट ओष्ठः च असकृत् फेनं वमति; क्षामः (सन्) निशि अति जागर्ति, शून-अङ्गः भिन्नविट्-स्वरः च मत्स्यशोणितगन्धः (सन्) यथा पुरा (तथा) न च अश्नाति, दुर्बलः च मलिन-अङ्गः नष्ट-संज्ञः अपि जायते, सामान्यग्रहजुष्टस्य (इदं) लक्षणं समुदाहृतम् ॥

તે વળગાડમાં બાળક ક્ષણવારમાં ઉદ્વેગ પામે અને ક્ષણવારમાં રોવા લાગે, નખો તથા દાંતોથી પોતાને અને માને ફાડી નાખે, ઊંચે જોયા કરે, દાંતની કડકડાટી કરે, કણ-કણે, બગાસાં ખાય, ભ્રમરો ઉછાળ્યા કરે, હોઠ કરડે, વારંવાર ફીણવાળું ઓકયા કરે, દૂબળું થઈ જાય, રાતે બહુ જાગ્યા કરે, શરીરે સોજા થાય, પાતળો ઝાડો તથા સ્વર નબળો થાય, માછલાંના જેવી ગંધવાળું થાય, આગળની જેમ ખાય નહિ, દુર્બલ

થઈ જાય, મેલાં અંગવાળું અને બેભાન પણ થઈ જાય; એ સામાન્ય બાલગ્રહોના વળગાડ નાં લક્ષણો કહ્યાં. ૨૦-૨૩

विशिष्टग्रहजुष्टानां लक्षणान्याह–

### સ્કન્દ× નામે બાલગ્રહના વળગાડવાળા બાળકોનાં લક્ષણો

**शूनाक्षः क्षतजसगन्धिकः स्तनद्विड्, वक्रास्यो हतचलितैकपक्ष्मनेत्रः । उद्विग्नःससलिलचक्षुरल्परोदी, स्कन्दार्तो भवति च गाढमुष्टिवर्चाः ॥**

अन्वयः–स्कन्द–आर्तः (बालः) शून–अक्षः क्षतज-सगन्धिकः स्तनद्विट् वक्र आस्यः हत–चलित–एक–पक्ष्म–नेत्रः उद्विग्नः, स–सलिल–चक्षुः अल्परोदी च गाढमुष्टिवर्चाः भवति ॥

સ્કંદ નામના બાલગ્રહથી પીડાયેલ બાળક સૂજેલી આંખોવાળો, લોહીના જેવી ગંધવાળો, ધાવવા ઉપર અરુચિવાળો, વાંકા મોઢાવાળો, જેની આંખ ખરાબ તથા ચાલતી એક પાંપણવાળી થઈ હોય એવો, ઉદ્વેગ પામેલો, પાણીથી ભરેલા નેત્રવાળો, થોડું રોનારો, મજબૂત મૂઠી વાળી ગયેલો અને કઠણ વિષ્ઠાવાળો થાય છે. ૨૪

### સ્કંદાપસ્માર બાલગ્રહના વળગાડવાળા બાળકનાં લક્ષણો

**निःसंज्ञो भवति पुनर्लभेत संज्ञां, संस्तब्धः करचरणैश्च नृत्यतीव । विण्मूत्रे सृजति चिरेण जृम्भमाणः फेनं वा सृजति च तत्सखाभिजुष्टः ॥**

अन्वयः–तत्सख–अभिजुष्टः (बालः) निःसंज्ञः भवति, पुनः संज्ञां लभेत, संस्तब्धः च करचरणैः नृत्यति इव, विण्मूत्रे सृजति, चिरेण जृम्भमाणः च फेनं वा सृजति ॥

સ્કંદાપસ્માર* નામનો બાલગ્રહ જેને વળગ્યો હોય તે બાળક બેભાન થઈ જાય, ફરી ભાનમાં આવે, અક્કડ થઈ જાય, હાથ તથા પગથી જાણે નાચતો હોય એવો જણાય, વિષ્ઠા તથા મૂત્ર કર્યા કરે અને ઘણી વારે બગાસું ખાય ને તેના મોઢામાં ફીણ આવે.

टीका–तत्सखाभिजुष्टः=स्कन्दापस्मारयुक्तः ॥ (અર્થ ઉપર છે.)

### શકુની બાલગ્રહના વળગાડવાળા બાળકનું લક્ષણ

**स्रस्ताङ्गो भयचकितो विहङ्गगन्धिः, सास्रावव्रणपरिपीडितः समन्तात् । स्फोटैश्च प्रचिततनुः सदाहपाकैर्विज्ञेयो भवति शिशुः क्षतः शकुन्या ॥ २६ ॥**

अन्वयः–शकुन्या क्षतः शिशुः स्रस्त–अङ्गः भयचकितः विहङ्गगन्धिः समन्तात् सास्रावव्रणपरिपीडितः स्फोटैः सदाहपाकैः च प्रचिततनुः विज्ञेयः (भवति) ॥

શકુની+ જેને વળગેલ હોય તે બાળક શિથિલ અંગવાળો, ભયથી ચકિત, પક્ષીના જેવી ગંધવાળો, ચારે બાજુ સ્રાવવાળા વ્રણોથી પીડાયેલો અને બળતરાવાળા પાકેલા ફોલ્લાઓથી વ્યાપ્ત શરીરવાળો જણાય છે. ૨૬

### રેવતી* બાલગ્રહના વળગાડવાળા બાળકનું લક્ષણ

**रक्तास्यो हरितमलोऽतिपाण्डुदेहः, श्यावो वा ज्वरमुखपाकवेदनार्तः । मृद्नाति व्यथिततनुश्च कर्णनासं, रेवत्या भृशमभिपीडितः कुमारः ॥**

अन्वयः–रेवत्या भृशम् अभिपीडितः कुमारः रक्त-आस्यः हरितमलः अतिपाण्डुदेहः श्यावः वा ज्वर–मुखपाकवेदना–आर्तः व्यथिततनुः च (सन्) कर्ण–नासं मृद्नाति ॥

---

× स्कन्दति–गच्छति बालशरीरं, शोषयति चापि विविधवेदनामुत्पाद्येति स्कन्दः, स्कन्दिर् गतिशोषणयोः–पचाद्यच्–જે ગ્રહ, બાળકના શરીરમાં પ્રવેશે–વળગે છે અને જાતજાતની વેદના ઉપજાવી બાળકને સૂકવી નાખે છે, તેથી એ બાલગ્રહ 'સ્કંદ' કહેવાય છે.

* स्कन्द इव अपस्मारयति निःसंज्ञतां प्रापयति बालमिति स्कन्दापस्मारः–જે બાલગ્રહ સ્કંદ નામના બાલગ્રહની જેમ બાળકને વળગી બેભાન કરે છે, તેથી 'સ્કંદાપસ્માર' નામે તે કહેવાય છે.

+ शक्नोति बालं विहङ्गगन्धि सास्रावव्रणपीडितं च कर्तुमिति शकुनी,, पक्षिणीसदृशाकृतिर्बालग्रहविशेषः, शक्लृ शक्तौ–'शकेरुनो०'(उणा. ३–४९) इति उनिः प्रत्ययः 'कृदिकारादु०' इति च वा ङीप्–જે બાલગ્રહ પક્ષિણી જેવી આકૃતિ ધરાવે છે અને બાળકને વળગીને પક્ષી જેવી ગંધવાળું તથા ઝરતા ફોલ્લાથી વ્યાપ્ત શરીરવાળું કરે છે, તેથી 'શકુની' કહેવાય છે.

* रेवते–गच्छति बालान् पीडयितुमिति रेवती–रेवृ गतौ–अतच्–બાળકોને પીડવા માટે જે જાય છે અને વળગીને ખૂબ પીડે છે, તે બાલગ્રહ 'રેવતી' નામે કહેવાય છે.

રેવતીએ ખૂબ પીડેલું બાળક લાલ મોઢાવાળા લીલા રંગની વિષ્ઠા કરતું, અત્યંત ફીકા શરીરવાળું અથવા કાળાશવાળું, જ્વરથી તથા મોઢું પાકવાની વેદનાથી પીડાયેલુ તેમ જ શરીરે પીડાયુક્ત થઈને કાન તથા નાક મસળ્યા કરે છે. ૨૭

પૂતના બાલગ્રહના વળગાડવાળા બાળકનું લક્ષણ

स्रस्ताङ्गः स्वपिति सुखं दिवा न रात्रौ विड्भिन्नं विसृजति काकतुल्यगन्धः । छर्द्यार्तो हृषिततनूरुहः कुमारस्तृष्णालुर्भवति च पूतनागृहीतः ॥ २८ ॥

अन्वयः–पूतनागृहीतः कुमारः स्रस्त–अङ्गः सन् दिवा रात्रौ सुखं न स्वपिति, विड्भिन्नं विसृजति, काकतुल्यगन्धः (भवति), छर्द्यार्तः हृषिततनूरुहः च तृष्णालु भवति ॥

પૂતના[×] ગ્રહના વળગાડવાળું બાળક ઢીલાં અંગોવાળું થઈ જાય છે, રાતે કે દિવસે સુખેથી ઊંઘતું નથી, પાતળો ઝાડો કરે છે, કાગડા જેવું ગંધાય છે, ઊલટીથી પીડાય છે, તેનાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે અને તેને વારંવાર તરસ લાગ્યા કરે છે. ૨૮

અંધપૂતના બાલગ્રહે પીડેલા બાળકનું લક્ષણ

यो द्वेष्टि स्तनमतिसारकासहिक्का,–च्छर्दीभिर्ज्वरसहिताभिरर्द्यमानः । दुर्वर्णः सततमधःशयोऽस्रगन्धि,–स्तं ब्रूयुर्ननु भिषजोऽन्धपूतनार्तम् ॥ २९ ॥

अन्वयः–यः स्तनं द्वेष्टि, ज्वरसहिताभिः अतिसार–कास–हिक्का–च्छर्दीभिः, अर्द्यमानः दुर्वर्णः सततम् अधःशयः अस्रगन्धिः (भवति), तं भिषजः ननु अन्धपूतना–आर्तम् ब्रूयुः ॥

જે બાળક ધાવવા ઉપર અરુચિવાળો હોય; તાવ, ઝાડા, ઉધરસ, હેડકી તથા ઊલટીથી ઘણો પીડાતો હોય, ખરાબ વર્ણવાળો થઈ ગયો હોય, કાયમ ઊંધો જ સૂતો હોય અને લોહી જેવા ગંધવાળો થયો હોય, તેને વૈદ્યો એ અંધપૂતનાના[×] વળગાડવાળો કહેવો. ૨૯

શીતપૂતનાથી પીડાયેલા બાળકનું લક્ષણ

आक्रन्दत्यभिचकितं सुवेपमानः, संलीनो भवति व्यथान्त्रकूजयुक्तः । विस्राङ्गो भृशमतिसार्यते च यस्तं, सम्ब्रूयाद्भिषगथ शीतपूतनार्तम् ॥ ३० ॥

अन्वय –यः आक्रन्दति, अभिचकित सुवेपमानः सलीन व्यथा–अन्त्र–कूज–युक्तः भवति, विस्र–अङ्गः च भृशम् अतिसार्यते, त भिषक् शीतपूतना–आर्तं सम्ब्रूयात् ॥

જે બાળક ચીસો પાડ્યા કરે, ભય પામી ધ્રૂજ્યા કરે, તાણવાળો થાય, આંતરડાંમાં અવાજ અને પીડા થાય, દુર્ગંધી અંગોવાળો થાય અને અત્યંત પાતળો ઝાડો કર્યા કરે એ બાળકને વૈદ્યે શીતપૂતના[*] બાલગ્રહથી પીડાયેલ કહેવો. ૩૦

મુખમંડિકાના વળગાડવાળા બાળકનું લક્ષણ

म्लानाङ्गः सरुधिरपाणिपादवक्त्रो, बह्वाशी कलुषसिरावृतोदरो यः । स ज्ञेयः शिशुरथ वक्त्रमण्डिकार्तः, सोद्वेगो भवति च मूत्रतुल्यगन्धिः ॥ ३१ ॥

अन्वयः–य शिशुः म्लान–अङ्गः सरुधिर–पाणि–पाद–वक्त्रः बह्वाशी कलुषसिरावृत–उदर. च सोद्वेगः मूत्रतुल्यगन्धिः भवति, स. वक्त्रमण्डिका–आर्तः ज्ञेयः ॥

જે બાળકનાં અંગો ગ્લાનિ પામ્યાં હોય; હાથ, પગ તથા મોઢામાંથી લોહી નીકળ્યા કરતું હોય, ઉદ્વેગ પામ્યા કરતું હોય, બહુ ખાધા કરતું હોય, પેટ મેલી નસોથી વ્યાપ્ત થઈ ગયું હોય અને શરીરમાંથી મૂત્રના જેવી ગંધ નીકળ્યા કરતી હોય, તે બાળકને મુખ-

× पूतना राक्षसी इव या बालघातिनी सा पूतना, इवार्थेककनो लुपि टाप्–શ્રીકૃષ્ણના જન્મ સમયે ઠેર ઠેર બાળકોનો નાશ કરવા ગયેલી પૂતના રાક્ષસીની પેઠે બાળકોનો જે નાશ કરે છે, તે સ્ત્રીરૂપ એક બાલગ્રહ 'પૂતના' કહેવાય છે.

× अन्धयतीति–अन्धा, अन्धा चासौ पूतना इव बालानर्दयन्तीति अन्धपूतना–જે વેદનાથી બાળકને આંધળા જેવુ કરી મૂકે, તે પૂતના રાક્ષસી જેવી સ્ત્રીજાતિ–બાલગ્રહ 'અંધપૂતના' કહેવાય છે.

* शीतयति इति शीता, शीता चासौ पूतनेव बालान् वेपयन्ती–शीतपूतना–જે બાળકને શીતળ કરી મૂકે અને ધ્રુજાવી દે છે, તે પૂતના જેવી સ્ત્રીજાતિ બાલગ્રહ 'શીતપૂતના' કહેવાય છે.

अथ विशिष्टग्रहजुष्टबालकचिकित्सा ॥

## અમુક ખાસ બાલગ્રહોના વળગાડની ચિકિત્સા

तत्र स्कन्दग्रहजुष्टस्य चिकित्सामाह-

### સ્કંદગ્રહના વળગાડની ચિકિત્સા

स्कन्दग्रहोपसृष्टस्य कुमारस्य प्रशान्तये ।
वातघ्नं द्रुमपत्राणां क्वाथेन परिषेचनम् ॥ ३९ ॥
देवदारुणि रास्नायां मधुरेषु गणेषु च ।
सिद्धं सर्पिश्च सक्षीरं पातुमस्मै प्रदापयेत् ॥४०॥
सर्षपाः सर्पनिर्मोको वचा काकादनी घृतम् ।
उष्ट्राजाविगवां चापि रोमाण्युद्धूपनं भवेत् ॥४१॥

अन्वयः-स्कन्द-ग्रह-उपसृष्टस्य कुमारस्य प्रशान्तये वातघ्न-द्रुम-पत्राणां क्वाथेन परिषेचनं ( कार्यम् ),( तथा) देवदारुणि रास्नायां च मधुरेषु गणेषु सिद्धं च सर्पिः अस्मै पातु प्रदापयेत् ॥ ( किंच ) सर्षपाः सर्प-निर्मोकः वचा काकादनी घृतम् उष्ट्र-अज-अवि-गवां च रोमाणि अपि उद्धूपन भवेत् ॥

જેને સ્કંદનો વળગાડ થયો હોય તે બાળકના શરીર ઉપર શાંતિ માટે એરંડાનાં પાંદડાંના ક્વાથથી સિંચન કરવું; તેમ જ દેવદાર, રાસ્ના તથા જીવનીયગણનાં ઔષધોના કલ્કથી પકાવેલુ ઘી દૂધની સાથે પાવું અને સરસવ, સર્પની કાંચળી, વજ, ધોળી ચણોઠી, ઘી તથા ઊંટનાં, બકરીનાં અને ગાડરનાં રૂંવાડાંની ધુમાડી આપવી. ૩૯-૪૧

टीका-काकादनी=श्वेतगुञ्जा ॥ ( અર્થ ઉપર છે. )

### બાલગ્રહનિવારક ઔષધયુક્ત દોરો

सोमवल्लीमिन्द्रवृक्षं वन्दाकं बिल्वजं शमीम् ।
मृगादन्याश्च मूलानि ग्रथितानि विधारयेत् ॥

अन्वयः-सोमवल्लीम् इन्द्रवृक्षं वन्दाकं बिल्वजं शमीम् मृगादन्याः च मूलानि ( दवरक)ग्रथितानि (बाल) विधारयेत् ॥

સોમવલ્લી, ઇંદ્રજવનું ઝાડ, વંદાક-એક ઝાડ ઉપરનું બીજું ઝાડ, બીલી, ખીજડી ઇંદ્રવારણીનાં મૂળને એક દોરામાં ગૂંથી તે દોરો બાલકને અંગે પર પહેરાવવો. ૪૨

टीका-सोमवल्लीं=सोमलताम्, इन्द्रवृक्ष=ककुभवृक्षम्, मृगादनी=इन्द्रवारुणी ॥ ( અર્થ ઉપર આપ્યો છે. )

### સ્કન્દગ્રહ-શાંતિકર્મ

रक्तानि माल्यानि तथा पताका, रक्ताश्च गन्धान्विविधांश्च भक्ष्यान् । घण्टां च देवाय बलिं निवेद्य, सकुक्कुटं स्कन्दगृहे हिताय ॥ ४३ ॥
स्नानं त्रिरात्रं निशि चत्वरेषु, कुर्यात्परं शालियवैर्नवैस्तु । गायत्रिपूताभिरथाभिरग्निं, प्रज्वालयेदाहुतिभिश्च धीमान् ॥ ४४ ॥

अन्वयः-धीमान् स्कन्दगृहे हिताय रक्तानि माल्यानि, तथा च रक्ताः पताकाः, विविधान् गन्धान्, च भक्ष्यान्, घण्टां देवाय सकुक्कुटं बलिं निवेद्य अथ नवैः तु शालियवैः गायत्रिपूताभिः अद्भिः निशि चत्वरेषु त्रिरात्रं स्नान कुर्यात्, च आहुतिभिः अग्निं प्रज्वालयेत् ॥

બુદ્ધિમાન માણસે સ્કંદના મંદિરમાં બાળકના હિત માટે રાતાં પુષ્પોના અલંકાર કરવા, રાતી પતાકાઓ ધરાવવી, રાતાં ચંદનો અર્પણ કરવાં, વિવિધ પ્રકારનાં ભક્ષ્યો ધરવાં, ઘંટા આપવી અને કૂકડાના માંસવાળું બલિદાન આપવું. નવી સાળ તથા નવા જવ પાણીમાં નાખી તે પાણીને ગાયત્રીમંત્રથી મંત્રી તે પાણીથી રાતે ચૌટામાં ત્રણ રાત સુધી બાળકને સ્નાન કરાવવું અને નવી સાળ તથા નવા જવની આહુતિઓથી અગ્નિ પ્રજ્વલિત કરવો-એટલે કે અગ્નિમાં હોમ કરાવવો. ૪૩,૪૪

### સ્કન્દગ્રહથી બાલરક્ષા અને સ્કન્દપ્રાર્થના

रक्षामतः प्रवक्ष्यामि बालानां पापनाशिनीम् ।
अहन्यहनि कर्तव्या या भिषग्भिरतन्द्रितैः ॥४५॥
तपसां तेजसां चैव यशसां वपुषां तथा ।
निधानं योऽव्ययो देवः स ते स्कन्दः प्रसीदतु ॥
ग्रहसेनापतिर्देवो देवसेनापतिर्विभुः ।
देवसेनारिपुहरः पातु त्वां भगवान् गुहः ॥४७॥
देवदेवस्य महतः पावकस्य च यः सुतः ।
गङ्गोमाकृत्तिकानां च स ते शर्म प्रयच्छतु ॥
रक्तमाल्याम्बरधरो रक्तचन्दनभूषितः ।
रक्तदिव्यवपुर्देवः पातु त्वां क्रौञ्चसूदनः ॥ ४९ ॥

अन्वयः-अतः बालानां पापनाशिनीं रक्षां प्रवक्ष्यामि, या भिषग्भिः अतन्द्रितैः ( सद्भिः ) अहनि अहनि कर्तव्या, यः स्कन्दः देवः तपसां तेजसां च यशसां तथा वपुषां निधानम् एव, सः अव्ययः ( स्कन्दः ) ते प्रसीदतु । ग्रहसेनापतिः देवसेनापतिः देवसेना- रिपु- हरः विभुः भगवान् गुहः देवः त्वां पातु । यः

च महतः देवदेवस्य, पावकस्य, च गङ्गा-उमा-कृत्तिकानां सुतः (अस्ति), सः ते शर्म प्रयच्छतु। रक्त-माल्य-अम्बरधरः रक्तचन्दनधरः, रक्तदिव्यवपु क्रौञ्च-सूदनः देवः त्वा पातु ॥

હવે બાળકોના પાપોનો નાશ કરનારી તેમની રક્ષા હું કહું છું: વૈદ્યોએ આળસરહિત થઈ નિત્ય બાલકોની (પાસે નીચે પ્રમાણે) રક્ષાનો પાઠ ભણવો: 'જે સ્કન્દ દેવ-કાર્તિકેય સ્વામી તપના, તેજના, યશના તથા શરીર-સામર્થ્યોના ભંડારરૂપ છે, તે તારા પર પ્રસન્ન થાઓ; ગ્રહોની તથા દેવોની સેનાના પતિ, દેવતાઓની સેનાના શત્રુઓનો નાશ કરનાર, વ્યાપક અને મહાસમર્થ કાર્તિકેય દેવ તારું રક્ષણ કરો; જે કાર્તિકેય દેવ મહાદેવ, અગ્નિ, ગંગા, પાર્વતી અને કૃત્તિકાઓના પુત્ર છે, તે તારું કલ્યાણ કરો; રાતા પુષ્પોને તથા રાતાં વસ્ત્રોને ધરનારા, રાતા ચંદનથી શણગારેલા અને રાતા દિવ્ય શરીરવાળા કાર્તિકેય દેવ તારું રક્ષણ કરો.' ૪૫-૪૯

स्कन्दापस्मारज्वरस्य चिकित्सामाह-

### સ્કંદાપસ્મારના વળગાડની ચિકિત્સા

**बिल्वः शिरीषो गोलोमी सुरसादिश्च यो गणः।**
**परिषेके प्रयोक्तव्यः स्कन्दापस्मारशान्तये ॥५०॥**

अन्वयः-स्कन्द-अपस्मार-शान्तये बिल्वः शिरीषः गोलोमी च सुरसादिः यः (गणः सः) परिषेके प्रयोक्तव्यः ॥

સ્કંદાપસ્મારના વળગાડની શાંતિ માટે બીલી, સરસડિયો, ધોળી ધ્રો અને સુરસાદિ-ગણના ક્વાથનો સિંચનમાં ઉપયોગ કરવો.

टीका-गोलोमी=श्वेतदूर्वा ॥ (અર્થ ઉપર છે.)

सुरसादिगणो यथा-

### સુરસાદિ ગણ

**सुरसा श्वेतसुरसा पाठा फञ्जी फणिज्जकः।**
**सौगन्धिकं भूस्तृणको राजिका श्वेतबर्बरी ॥५१॥**
**कट्फलं खरपुष्पा च कासमर्दश्च शल्लकी।**
**विडङ्गमथ निर्गुण्डी कर्णिकार उदुम्बरः ॥५२॥**
**बला च काकमाची च तथा च विषमुष्टिका।**
**कफक्रिमिहरः ख्यातः सुरसादिरयं गणः ॥५३॥**

अन्वयः-सुरसा श्वेतसुरसा पाठा फञ्जी फणिज्जकः सौगन्धिक भूस्तृणकः राजिका श्वेतबर्बरी कट्फल खर-पुष्पा च कासमर्दः च शल्लकी विडङ्गम् अथ निर्गुण्डी कर्णिकारः उदुम्बरः बला च काकमाची तथा च विष-मुष्टिका, अयं च सुरसादि गणः कफक्रिमिहरः ख्यातः ॥

કાળી તુલસી, ધોળી તુલસી, કાળીપાટ, ભારંગી, મરવો, કલ્હાર નામનું સુગંધી કમળ, ભૂસ્તૃણ નામનું સુગંધી ખડ, રાઈ, ધોળી જંગલી તુલસી, કાયફળ, જંગલી તુલસી, કાસમર્દ, શલ્લકી, વાવડિંગ, નગોડ, કણેર, ઉંબરો, ખપાટ, રાતી અઘેડી અને બકાન, એ 'સુરસાદિ-ગણ' કહેવાય છે. આ ગણ કફ તથા કૃમિઓને મટાડનાર તરીકે પ્રખ્યાત છે. (ભૂસ્તૃણ નામનું સુગંધી ખડ ગૌડ વગેરે દેશોમા પ્રસિદ્ધ છે.) ૫૧-૫૩

टीका-सुरसा=कृष्णतुलसी, श्वेतसुरसा=श्वेततुलसी, फञ्जी=भार्गी, फणिज्जक=मरुबक, सौगन्धिक=कह्लार, भूस्तृणक=सुगन्धतृण, अनेनैव नाम्ना गौडादौ प्रसिद्धः; खरपुष्पा=बर्बरी, कासमर्द='कसौंदी', अनेनैव नाम्ना प्रसिद्धः, विषमुष्टि='बका' इति लोके ॥ (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

### માલિસ માટેનું તૈલ

**अष्टमूत्रविपक्वं च तैलमभ्यञ्जने हितम् ॥५४॥**

अन्वय.-अष्टमूत्रविपक्व च तैलम् अभ्यञ्जने हितम् (भवति) ॥

નીચે લખેલાં આઠ મૂત્રોથી પકવેલા તૈલનું બાળકના શરીર ઉપર માલિસ કરવું, એ પણ સ્કંદાપસ્મારના વળગાડ ઉપર હિતકારી છે. ૫૪

मूत्राष्टकमाह-

### મૂત્રાષ્ટક (આઠ મૂત્ર)

**गोऽजाविमहिषाश्वानां खरोष्ट्रकरिणां तथा।**
**मूत्राष्टकमिति ख्यातं सर्वशास्त्रेषु सम्मतम् ॥५५॥**

अन्वयः-गो-अजा-अवि-महिष-अश्वाना तथा खर-उष्ट्र-करिणाम् इति मूत्राष्टक सर्व-शास्त्रेषु संमत ख्यातम् ॥

ગાયનું, બકરીનું, ગાડરનું, પાડાનું, ઘોડાનું, ગધેડાનું, ઊંટનું અને હાથીનું મૂત્ર, એ આઠ મૂત્રો સઘળાં શાસ્ત્રોમાં માન્ય 'મૂત્રાષ્ટક' નામે કહ્યાં છે. ૫૫

### કાકોલ્યાદિ ગણ-પક્વ તૈલ

**क्षीरवृक्षकषायेण काकोल्यादिगणेन च।**
**विपक्वव्यं ततः पश्चाद्दातव्यं पयसा सह ॥५६॥**

अन्वय.-क्षीरिवृक्षकषायेण च काकोल्यादिगणेन (तैल) विपक्तव्यं, ततः पश्चात् पयसा सह (बालकाय स्कन्दापस्मारशान्तये) दातव्यम् ।।

વડ આદિ ક્ષીરીવૃક્ષોના કવાથથી અને નીચે લખેલા કાકોલ્યાદિ-ગણના કલ્કથી તેલ પકાવી બાળકને સ્કંદાપસ્મારનો વળગાડ મટાડવા દૂધની સાથે પીવા આપવું. ૫૬

टीका-काकोल्यादिगणेन कल्कीकृतेन तैलं पक्तव्यम् ।।

काकोल्यादिगणो यथा-

### કાકોલ્યાદિગણની ઓળખ

काकोली क्षीरकाकोली जीवकर्षभको तथा ।
ऋद्धिर्वृद्धिस्तथा मेदा महामेदा गुडूचिका ॥५७
मुद्गपर्णी माषपर्णी पद्मकं वंशलोचना ।
शृङ्गी प्रपौण्डरीकं च जीवन्ती मधुयष्टिका ॥५८
द्राक्षा चेति गणो नाम्ना काकोल्यादिरुदीरितः ।
स्तन्यकृद्बृंहणो वृष्यः पित्तरक्तानिलापहः ॥५९॥

अन्वयः-काकोली क्षीरकाकोली जीवक-ऋषभकौ तथा ऋद्धिः वृद्धिः तथा मेदा महामेदा गुडूचिका मुद्गपर्णी माषपर्णी पद्मकं वंशलोचना शृङ्गी प्रपौण्डरीकं च जीवन्ती मधुयष्टिका च द्राक्षा इति गणः 'काकोल्यादिः' इति नाम्ना ईरितः, (अयं) स्तन्यकृत् बृंहणः वृष्यः पित्त-रक्त-अनिल-अपहः (अस्ति) ।।

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, ગળો, જંગલી મગ, જંગલી અડદ, પદ્મક, વંશલોચન, કાકડાશિંગી, પુંડરીકવૃક્ષ, ગળો, જેઠીમધ અને દ્રાક્ષ, એ 'કાકોલ્યાદિ-ગણ' નામે કહેવાય છે. આ ગણ ધાવણ વધારનાર, ધાતુઓને પુષ્ટ કરનાર, મૈથુનશક્તિને વધારનાર અને પિત્ત, લોહી તથા વાયુને મટાડનાર છે.

### ઉત્સાદન, ઉદ્‌ધૂપન તથા ઔષધિધારણ

उत्सादनं वचा हिङ्गुयुक्तमत्र प्रकीर्तितम् ।
गृध्रोलूकपुरीषाणि केशा हस्तिनखो घृतम् ॥६०॥
वृषभस्य च रोमाणि योज्यान्युद्धूपने सदा ।
अनन्तां कुक्कुटीं बिम्बीं मर्कटीं चापि धारयेत् ॥

अन्वयः-अत्र वचा-हिङ्गु-युक्तम् उत्सादनं प्रकीर्तितम्, गृध्र-उलूक-पुरीषाणि केशाः हस्तिनखः घृतं च वृषभस्य रोमाणि सदा उद्धूपने योज्यानि, अपि च अनन्तां कुक्कुटीं बिम्बीं मर्कटीं धारयेत् ।।

આ સ્કંદાપસ્મારના વળગાડ ઉપર વજ અને હિંગના કલ્કથી બાળકના શરીરને ચોળવાનું કહેલ છે; વળી ગીધની વિષ્ઠા, ઘુવડની વિષ્ઠા, વાળ, હાથીનો નખ અને બળદનાં રૂવાડાંની હમેશાં ધુમાડી આપવી. જવાસો, શીમળો, કડવી ટિંડોરી અને કરંજનું ધારણ પણ કરવું (હિતકારી છે). ૬૦,૬૧

टीका-अनन्ता=यवासा, कुकुटी=शाल्मली ।। (અર્થ ઉપર અપાયો છે)

### નૈવેદ્ય-પ્રદાન

पक्वान्यन्नानि मांसानि प्रसन्ना रुधिरं पयः ।
मुद्गौदनो निवेद्यश्च स्कन्दापस्मारिणा वटे ॥ ६२ ॥

अन्वयः-स्कन्दापस्मारिणा वटे पक्वानि अन्नानि मांसानि प्रसन्ना रुधिरं पयः च मुद्ग-ओदनः निवेद्यः ।।

સ્કંદાપસ્મારના વળગાડવાળાએ વડના ઝાડની નીચે પકવાન્નો, માંસો, મદિરાની આછ, લોહી, દૂધ અને મગભાતનું નૈવેદ્ય અર્પણ કરવું. ૬૨

टीका-वटे=वटतले, बलिर्निवेद्य इत्यन्वयः ।। (અર્થ ઉપર છે.)

### ચૌટામાં સ્નાન અને પ્રાર્થના

चतुष्पथे कारयेच्च स्नानं तेन ततः पठेत् ।
स्कन्दापस्मारसंज्ञो यः स्कन्दस्य दयितः सखा ।
विशाखः स शिशोरस्य शिवायास्तु शुभाननः ॥६३

अन्वयः-तेन चतुष्पथे स्नानं कारयेत्, ततः च पठेत्-'स्कन्दापस्मारसंज्ञः यः स्कन्दस्य दयितः सखा (अस्ति), सः शुभ-आननः विशाखः अस्य शिशोः शिवाय अस्तु ।

સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકને ચૌટામાં નવડાવવું અને પછી તેની પાસે આ પ્રમાણે મંત્રપાઠ બોલવો: 'સ્કંદાપસ્માર નામનો કાર્તિકેય સ્વામીનો જે પ્રિય મિત્ર છે, તે સુંદર મોઢાવાળો અને 'વિશાખ' એવા બીજા નામે પ્રખ્યાત બાલગ્રહ આ બાળકનું કલ્યાણ કરનાર થાઓ.' ૬૩

टीका-तेन=स्कन्दापस्मारिणा, स्नानं कारयेदित्यन्वयः (આનો અર્થ ઉપર છે.)

शकुनीग्रहजुष्टस्य चिकित्सामाह-

### શકુનીના વળગાડની ચિકિત્સા

शकुनीग्रहजुष्टस्य कार्यं वैद्येन जानता ।
वेतसाम्रकपित्थानां क्वाथेन परिषेचनम् ॥ ६४ ॥

ह्रीबेरमधुकोशीरशारिवोत्पलपद्मकैः ।
लोध्रप्रियङ्गुमञ्जिष्ठागैरिकैः प्रदिहेच्छिशुम् ॥६५॥

अन्वय.-जानता वैद्येन शकुनीग्रहजुष्टस्य वेतस-आम्र-कपित्थानां क्वाथेन परिषेचनं कार्यम्, ह्रीबेर-मधुक-उशीर-सारिवा-उत्पल-पद्मकैः लोध्र-प्रियङ्गु-मञ्जिष्ठा-गैरिकैः शिशुं प्रदिहेत् ॥

વિદ્વાન વૈદ્યે શકુનીના વળગાડવાળા બાળક ઉપર નેતર, આંબો અને કોઠના ક્વાથથી સિંચન કરવું અને વાળો, જેઠીમધ, કાળો વાળો, ઉપલસરી, કમળ, પદ્મકાષ્ઠ, લોધર, ઘઉંલાં, મજીઠ અને સોનાગેરુનો બાળકને લેપ કરવો. ૬૪,૬૫

टीका-प्रदिहेत्=लिम्पेत्, 'दिह्यात्' इति सिद्धे 'दिहेत्' इति रूपसिद्धिरार्षत्वात् ॥ અહીં મૂળમા ૬૫ શ્લોકની અંદર 'प्रदिहेत्' એ પ્રયોગ આર્ષ છે; કારણ કે ખરી રીતે 'प्रदिह्यात्' એમ જ સિદ્ધ થાય છે.

### ધૂપ, ઘૃત તથા ઔષધિધારણ

स्कन्दग्रहोक्ता धूपाश्च हिता अत्र भवन्ति हि ।
स्कन्दापस्मारशमनं घृतमत्रापि पूजितम् ॥६६॥
शतावरीमृगैर्वारुनागदन्तीनिदिग्धिकाम् ।
लक्ष्मणां सहदेवीं च वृहतीं चापि धारयेत् ॥ ६७ ॥

अन्वयः-स्कन्दग्रह-उक्ताः धूपाः अत्र च हिताः हि भवन्ति, स्कन्दापस्मारशमनं घृतम् अत्र अपि पूजितम्, अपि च शतावरी-मृगैर्वारु-नागदन्ती-निदिग्धिकां लक्ष्मणां सहदेवीं च वृहतीं धारयेत् ॥

જે ધૂપો સ્કંદ નામના બાલગ્રહ માટે કહ્યા છે, તે અને સ્કંદાપસ્મારને શાંત કરવા માટે જે ઘી કહ્યું છે, તે (બન્ને) શકુનીનો વળગાડ મટાડવા માટે પણ વખણાય છે. વળી શતાવરી, મોટી ઇંદ્રવારુણી, નાગદમની, ધોળી ભોરીંગણી, ખપાટ અને ઊભી ભોરીંગણીનુ પણ ધારણ કરવું. ૬૬,૬૭

टीका-मृगैर्वारु=बृहती इन्द्रवारुणी, नागदन्ती='नागदुली'ति लोके प्रसिद्धा ॥ (અર્થ ઉપર અપાયો છે.)

### નૈવેદ્ય, સ્નાન, પ્રદેહ, અભ્યંગ તથા પૂજા

तिलतण्डुलकं माल्यं हरितालं मनःशिला ।
बलिरेषां करञ्जे तु निवेद्यो नियतात्मना ॥ ६८ ॥
निकटे च प्रयोक्तव्यं स्नानमस्य यथाविधि ।
श्वेताशिरीषगन्धाह्वपयोगुग्गुलुसर्षपैः ॥ ६९ ॥
सिद्धमभ्यञ्जने तैलं कारयेत्पूर्वमेव तु ।
शकुनीग्रहशान्त्यर्थं प्रदेहं कारयेद्धितम् ॥ ७० ॥
कुर्याच्च विविधां पूजां शकुन्याः कुसुमैः शुभैः ।
निकुम्भोक्तेन विधिना स्नापयेत्तं ततः पठेत् ॥७१॥

अन्वयः-तिल-तण्डुलक माल्य हरिताल मनःशिला-एषां तु बलिः नियत-आत्मना करञ्जे निवेद्य, अस्य च निकटे यथाविधि स्नानं प्रयोक्तव्यं, श्वेता-शिरीष-गन्धाह्व-पयः-गुग्गुलु-सर्षपैः सिद्धं तैलं पूर्वम् एव अभ्यञ्जने कारयेत्, शकुनीग्रहशान्त्यर्थं हितं प्रदेहं कारयेत्, शुभैः कुसुमैः शकुन्याः विविधां च पूजां कुर्यात्, निकुम्भ-उक्तेन विधिना तं स्नापयेत्, ततः पठेत् ॥

તલ, ચોખા, ફૂલ, હરતાલ અને મનશીલનું બલિદાન કરંજના ઝાડની નીચે વૈદ્યે મન સાવધ રાખીને આપવું અને તે ઝાડની પાસે બાળકને વિધિ પ્રમાણે નવડાવવું; પરંતુ ધોળી ધ્રો, સરસડિયો, અષ્ટગંધ, દૂધ, ગૂગળ અને સરસવના કલ્કથી પકાવેલું તેલ માલિસ માટે પ્રથમ જ તૈયાર કરી રાખવું અને બાળકને નવરાવ્યા પછી એ તેલથી માલિસ કરવું; તેમ જ શકુનીની શાંતિ માટે હિતકારી વિલેપન કરવું અને સુંદર પુષ્પોથી શકુનીની વિવિધ પ્રકારે પૂજા કરવી. તે પછી નિકુંભ નામના સદાશિવના ગણે કહેલા વિધિ પ્રમાણે તે બાળકને નવડાવી તેની પાસે નીચે પ્રમાણે પાઠ કરવો : ૬૮-૭૧

टीका-निकुम्भः=शिवस्य गणविशेषः, तेनोक्तेन विधिना ॥ (આનો અર્થ મૂળમાં અપાયો છે.)

### શકુનીની પ્રાર્થના

अन्तरिक्षचरा देवी सर्वालङ्कारभूषिता ।
अधोमुखी सूक्ष्मतुण्डा शकुनी ते प्रसीदतु ॥७२॥
दुर्दर्शना महाकाया पिङ्गाक्षी भैरवस्वरा ।
लम्बोदरी शङ्कुकर्णी शकुनी ते प्रसीदतु ॥७३॥

अन्वयः-अन्तरिक्षचरा सर्व-अलंकारभूषिता अधोमुखी सूक्ष्मतुण्डा शकुनी देवी ते प्रसीदतु ॥ दुर्दर्शना महाकाया पिङ्ग-अक्षी भैरवस्वरा लम्ब-उदरी शङ्कुकर्णी शकुनी ते प्रसीदतु ॥

અંતરિક્ષમાં ફરનારી, શણગાર ધરતી અને નીચા તથા સૂક્ષ્મ મોઢાવાળી શકુની દેવી તારા પર પ્રસન્ન થાઓ. ભયંકર દેખાવની, મોટી કાયાવાળી, પિંગળાં અંગોવાળી, ભયંકર સ્વરવાળી, લાંબા પેટવાળી અને ખીલા જેવા કાનવાળી શકુની દેવી તારા પર પ્રસન્ન થાઓ.

## રેવતીના વળગાડની ચિકિત્સા :

### ક્વાથસિંચન

अश्वगन्धाऽजशृङ्गी च सारिवाऽथ पुनर्नवा ।
सहा विदारी चैतासां क्वाथेन परिषेचनम् ॥७४॥

अन्वयः–अश्वगन्धा अजशृङ्गी च सारिवा अथ पुनर्नवा सहा विदारी, एतासां क्वाथेन हि परिषेचन(कुर्यात्)॥

આસંધ, મેઢાશિંગી, ઉપલસરી, સાટોડી, સેવંતી કે ગુલાબ અને વિદારીકંદના ક્વાથથી સિંચન કરવું. ૭૪

टीका–अजशृङ्गी=मेढाशृङ्गी, सहा=सेवन्ती पुष्पजातिः ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### તૈલમાલિશ

तैलमभ्यञ्जने कार्यं कुष्ठे सर्जरसे तथा ।
पलंकपायां नलदे तथा गौरकदम्बके ॥७५॥

अन्वयः–कुष्ठे सर्जरसे तथा पलकपायां नलदे तथा गौरकदम्बके (पक्व) तैलम् अभ्यञ्जने कार्यम् ॥

સેવંતી કે કઠ, રાળ, ગૂગળ, વાળા જેવું પીળું લામજ્જક નામનું ઘાસ અને હળદરિયા કદંબના કલ્કથી પકાવેલા તેલનું માલિસ કરવું. ૭૫

टीका–सर्जरसः=रालः, पलङ्कषा=गुग्गुलः, नलदं=लामज्जकम्–उशीरवत्पीतच्छविः, गौरकदम्बकः=हारिद्रकः, 'हरदुआ कदम्ब' इति लोके ॥ (અર્થ ઉપર છે.)

### ઘૃતપાન

धवाश्वकर्णककुभशल्लकीतिन्दुकेषु च ।
काकोल्यादौ गणे चापि सिद्धं सर्पिः पिबेच्छिशुः ॥७६॥

अन्वयः–धव–अश्वकर्ण–ककुभ–शल्लकी–तिन्दुकेषु च काकोल्यादौ गणे अपि सिद्धं सर्पिः शिशुः पिबेत् ॥

ધાવડો, સાગ, ઇંદ્રજવ, સલ્લકી, ટીંબરુ અને કાકોલ્યાદિગણના કલ્કથી પકાવેલું ઘી બાળકને પાવું. ૭૬

टीका–अश्वकर्णः=' साखु ' इति लोके प्रसिद्धः ॥

### વિલેપન તથા ઉદ્ધૂપન

कुलत्थं शङ्खचूर्णं च प्रदेहः साश्वगन्धिकः ।
गृध्रोलूकपुरीषाणि यवा यवफलो घृतम् ॥
सन्ध्ययोरुभयोः कार्यमेतदुद्धूपनं शिशोः ॥७७॥

अन्वयः–कुलत्थ शङ्खचूर्णं च साश्वगन्धिकः प्रदेहः, गृध्र–उलूक–पुरीषाणि यवाः यवफलः घृतम्, एतत् उद्धूपनं उभयोः संध्ययोः शिशोः कार्यम् ॥

કળથી, શંખનુ ચૂર્ણ તથા આસંધનો લેપ કરવો; તેમ જ ગીધની તથા ઘુવડની ચરક, જવ, વાંસનો અંકુર અને ઘીની ધુમાડી બન્ને સંધ્યા વખતે બાળકને આપવી. ૭૭

टीका–यवफलः=वंशाङ्कुरः ॥ (અર્થ ઉપર છે.)

### રેવતી–બલિદાન

शुक्लाः सुमनसो लाजाः पयः शाल्योदनं दधि ।
बलिर्निवेद्यो गोतीर्थे रेवत्यै प्रयतात्मना ॥७८॥

अन्वयः–प्रयतात्मना रेवत्यै गोतीर्थे शुक्लाः सुमनसः लाजाः पयः शालि–ओदनं दधि बलिः निवेद्यः ॥

સાવધાન માણસે રેવતીને ગાયોના વાડામાં ધોળાં ફૂલ, શાળ, દૂધ, ડાંગેરનો ભાત અને દહીંનું બલિદાન આપવું. ૭૮

टीका–गोतीर्थे=गोष्ठे ॥ (અર્થ ઉપર છે.)

### સંગમસ્નાન અને રેવતીની પ્રાર્થના

स्नानं धात्रीकुमाराभ्यां सङ्गमे कारयेद्भिषक् ।
नानाशस्त्रधरा देवी चित्रमाल्याऽनुलेपना ॥७९॥
चलत्कुण्डलिनी श्यामा रेवती ते प्रसीदतु ।
उपासते यां सततं देव्यो विविधभूषणाः ॥८०॥
लम्बा कराला विनता तथैव बहुपुत्रिका ।
रेवती शुष्कनासा च तुभ्यं देवी प्रसीदतु ॥ ८१ ॥

अन्वयः–भिषक् सङ्गमे धात्रीकुमाराभ्यां स्नानं कारयेत्, (ततः च प्रार्थयेत्–) नानाशस्त्रधरा चित्र–माल्य–अनुलेपना चलत्कुण्डलिनी श्यामा रेवती देवी ते प्रसीदतु, विविधभूषणाः देव्यः यां सततम् उपासते (सा) लम्बा कराला विनता तथा एव बहुपुत्रिका शुष्कनासा रेवती देवी तुभ्य प्रसीदतु ॥

સમુદ્રના અને નદીના અથવા બે નદીઓના સંગમમાં બાળકને (અને તેની માને) નવરાવવાં; પછી પ્રાર્થના કરવી : 'વિવિધ શસ્ત્રોને ધરનારી, વિચિત્ર પુષ્પોવાળી, વિચિત્ર લેપનવાળી, ચલિત કુંડલવાળી અને શ્યામવર્ણવાળી રેવતી દેવી તારા પર પ્રસન્ન થાઓ. લાંબી, ભયાનક, અતિ નમેલી, ઘણા પુત્રવાળી, સુકાયેલાં નાકવાળી અને જેને વિવિધ ભૂષણવાળી દેવીઓ સર્વદા સેવે છે. એ રેવતી દેવી તારા પર પ્રસન્ન થાઓ.' ૭૯–૮૧

## પૂતનાના વળગાડની ચિકિત્સા :

### ક્વાથસિંચન

कपोतवङ्का श्योनाको वरुणः पारिभद्रकः ।
आस्फोता चैव योज्याः स्युर्बालानां परिषेचने ॥८२

अन्वय.-कपोतवङ्काः श्योनाकः वरुणः पारिभद्रकः आस्फोता च बालाना परिषेचने योज्याः एव ॥

બ્રાહ્મી, અરલૂ, વાયવરણાં, લીંબડો અને ગરણીનો કવાથ બાળકના શરીર પર સિંચન માટે યોજવો જ જોઈએ. ૮૨

टीका-कपोतवङ्का=ब्राह्मी, आस्फोता=अपराजिता ॥ (આનો અર્થ ઉપર છે.)

### તૈલમાલિશ

नवा पयस्या गोलोमी हरितालं मनःशिला ।
कुष्ठं सर्जरसश्चैवं तैलार्थे कल्क इष्यते ॥ ८३ ॥

अन्वय.-नवा पयस्या गोलोमी हरितालं मनःशिला कुष्ठ च सर्जरसः एव, कल्कः तैलार्थे इष्यते ॥

તાજો વિદારીકંદ, ધોળી ધ્રો, હરતાલ, મનશીલ, કઠ અને રાળનો કલ્ક માલિસ માટે તેલ પકાવવા ઉપયોગમાં લેવો. ૮૩

टीका-नवा पयस्या=नूतना क्षीरविदारी, गोलोमी=श्वेतदूर्वा ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### ઘી અને ધૂપ

हितं घृतं तुगाक्षीर्या संसिद्धं मधुकेन च ।
कुष्ठतालीसखदिराः स्पन्दनोऽर्जुन एव च ॥८४॥
पनसः ककुभश्चापि मज्जानो बदरस्य च ।
कुक्कुटास्थि घृतं चापि धूपनं सह सर्षपैः ॥८५॥

अन्वयः-तुगाक्षीर्या च मधुकेन संसिद्ध घृत हितम् (भवति) । कुष्ठ-तालीस-खदिरा स्पन्दनः च अर्जुनः एव पनसः च ककुभः बदरस्य च मज्जानः अपि, कुक्कुटास्थि घृतम् अपि च सर्षपैः सह धूपन (कार्यम्) ॥

વંશલોચન અને જેઠીમધના કલ્કથી પકાવેલું ઘી પણ હિતકારી થાય છે. કઠ, તાલીસપત્ર, ખેર, અરલૂ, આસોંદરો, પનસ, ઇંદ્રજવ, બોરનો ગર્ભ, કૂકડાનું હાડકું, ઘી અને સરસવનો ધૂપ કરવો. ૮૪,૮૫

टीका-स्पन्दनः='स्पन्दन' इत्येव नाम्ना प्रसिद्धः । (અર્થ ઉપર છે.)

### ઔષધિધારણ

काकादनीं चित्रफलां बिम्बीं गुञ्जां च धारयेत् ॥८६

अन्वयः-काकादनीं चित्रफलां बिम्बीं च गुञ्जां धारयेत् ॥

ધોળી ચણોઠી, મોટી ઇંદ્રવારુણી, કડવી ટિંડોરી અને ચણોઠીનું અંગ પર ધારણ પણ કરાવવું. ૮૬

टीका-काकादनी=श्वेतगुञ्जा, चित्रफला=बृहदिन्द्रवारुणी ॥ (અર્થ ઉપર અપાયો છે.)

### બલિદાન, સ્નાન, ધૂપન તથા પ્રાર્થના

मत्स्यौदनं बलिं दद्यात् कृशरां पललं तथा ।
शरावसंपुटे कृत्वा बलिं शून्ये गृहे हरेत् ॥८७
उत्सृष्टान्नाभिषिक्तस्य शिशोः स्नपनमिष्यते ।
कुष्ठतालीसखदिरं चन्दनं स्पन्दनं तथा ॥ ८८ ॥
देवदारु वचा हिङ्गु कुष्ठं गिरिकदम्बकम् ।
एला हरेणवश्चापि योज्या उद्धूपने सदा ॥८९॥
मलिनाम्बरसंवीता मलिना रूक्षमूर्धजा ।
शून्यागाराश्रया देवी दारकं पातु पूतना ॥९०॥

अन्वयः-मत्स्य-ओदन कृशरां तथा पलल बलिं दद्यात्, बलिं शरावसंपुटे कृत्वा शून्ये गृहे हरेत् । उत्सृष्ट-अन्न-अभिषिक्तस्य शिशोः स्नपनम् इष्यते । कुष्ठ-तालीस-खदिरं चन्दनं तथा स्पन्दनं देवदारु वचा हिङ्गु कुष्ठ गिरिकदम्बकं एला च हरेणवः अपि सदा उद्धूपने योज्याः । मलिन-अम्बरसंवीता मलिना रूक्ष-मूर्धजा शून्य-अगार-आश्रया पूतना देवी दारक पातु ॥

માછલાં તથા ભાત, તલની ખીચડી અને માંસનું પૂતનાને બલિદાન દેવું. એ બલિદાનને કોડિયામાં રાખી ઉજ્જડ ઘરમાં પૂતનાને બલિદાન આપવું. બાલકને ઉચ્છિષ્ટ અન્નથી ખરડ્યા પછી નવરાવવું. કઠ, તાલીસપત્ર, ખેર, ચંદન, અરલૂ, દેવદાર, વજ, હિંગ, કઠ, પહાડી કદંબ, એલચી અને હરેણુ નામનો સુગંધી પદાર્થ (સુગંધી મેંદીનાં બીજ)ની હમેશાં ધુમાડી આપવી અને પછી પ્રાર્થના કરવી કે, મેલાં વસ્ત્રોથી વીંટાયેલી, મેલી, રૂક્ષ કેશવાળી અને ઉજ્જડ ઘરમાં રહેનારી પૂતના દેવી બાલકની રક્ષા કરો. ૮૭-૯૦

### અંધપૂતનાના વળગાડની ચિકિત્સા:

#### ક્વાથસિંચન

तिक्तकद्रुमपत्राणां क्वाथः कार्योऽभिषेचने ॥९१॥

अन्वयः-तिक्तकद्रुमपत्राणा क्वाथः अभिषेचने कार्यः ॥

તિક્ત વૃક્ષોનાં પાંદડાંનો કવાથ સિંચન માટે કરવો. ૯૧

तिक्तद्रुमानाह–

### તિક્ત વૃક્ષો, ઘી તથા લેપન

निम्बः पटोलः क्षुद्रा च गुडूची वासकस्तथा।
विसर्पकुष्ठनुत्ख्यातो गणोऽयं पञ्चतिक्तकः ॥९२॥
पिप्पली पिप्पलीमूलं चित्रको मधुको मधु।
शालिपर्णी बृहत्यौ च घृतार्थे च समाहरेत् ॥९३॥
सर्वगन्धैः प्रदेहश्च गात्रे चाक्ष्णोश्च शीतलैः ॥९४॥

अन्वयः–निम्बः पटोलः क्षुद्रा च गुडूची तथा वासकः, अयं पञ्चतिक्तकः गणः विसर्पकुष्ठनुत्, पिप्पली पिप्पलीमूलं चित्रकः मधुकः मधु शालिपर्णी च बृहत्यौ घृतार्थं च समाहरेत्, गात्रे च अक्ष्णोः शीतलैः सर्वगन्धैः प्रदेहः (कार्यः)॥

લીંબડો, પરવળ, ભોરીંગણી, ગળો અને અરડૂસો એ 'પંચતિક્તક ગણ' કહેવાય છે અને તે વિસર્પ તથા કોઢને મટાડે છે. પીપર, પીપરીમૂળ, ચિત્રક, જેઠીમધ, મધ, સમેરવો તથા ઊભી ભોરીંગણીના કલ્કથી પકાવેલું ઘી બાળકને પિવરાવવું; તેમ જ કેસર, અગુરુ, કપૂર, કસ્તૂરી અને ચંદનનું શરીર પર લેપન કરવું. (કેસર, કસ્તૂરી અને અગુરુ એ ગરમ છે, માટે તેઓનું નેત્રોની ઉપર લેપન કરવું નહિ.) નેત્રોની ઉપર તો શીતલ એવા ચંદન તથા કપૂરનું જ લેપન કરવું.

टीका–सर्वगन्धैः=कुङ्कुमागुरुकर्पूरकस्तूरीचन्दनैः सह। अक्ष्णोस्तु शीतलैः चन्दनकर्पूरैः, न तु कस्तूरीकुङ्कुमागुरुभिः, तेषामुष्णत्वात्॥ (આનો અર્થ ઉપર છે.)

### ધૂપ, ઔષધિધારણ, નૈવેદ્ય, સ્નાન તથા પ્રાર્થના

पुरीषं कौक्कुटं केशाश्चर्म सर्पभवं तथा।
जीर्णं चाभीक्ष्णशो वासो धूपनायोपकल्पयेत्॥९५॥
कुक्कुटीं मर्कटीं बिम्बीमनन्तां चापि धारयेत्।
मांसमामं तथा पक्वं शोणितं च चतुष्पथे ॥९६॥
निवेद्यमन्तश्च गृहे शिशोः स्नपनमिष्यते।
कराला पिङ्गला मुण्डा काषायाम्बरसंवृता॥
देवि! बालमिमं प्रीता रक्ष त्वमन्धपूतने!॥९७॥

अन्वयः–कौक्कुटं पुरीषं केशाः सर्पभवं चर्म तथा च जीर्णं वासः अभीक्ष्णशः धूपनाय उपकल्पयेत्॥ कुक्कुटीं मर्कटीं बिम्बीं च अनन्ताम् अपि धारयेत्॥ आमं तथा पक्वं मांसं च शोणितं चतुष्पथे निवेद्यम्॥ गृहे च अन्तः शिशोः स्नपनम् इष्यते (ततः प्रार्थयेत्–) हे अन्धपूतने देवि! कराला पिङ्गला मुण्डा काषायाम्बरसंवृता त्वं प्रीता (सती) इमं बालं रक्ष॥

કૂકડાની ચરક, કેશ, સર્પની કાંચળી અને જૂના લૂગડાની વારંવાર ધુમાડી આપવી. શીમળો, કરંજ, કડવી ટિંડોરી અને જવાસો પણ ધારણ કરાવવાં. ચૌટામાં કાચું તથા પાકું માંસ અને લોહીનું બલિદાન આપવું; બાળકને અંદરના ઘરમાં નવરાવવો અને પછી આમ પ્રાર્થના કરવી કે, 'હે અંધપૂતના દેવિ! વિકરાળ, પિંગળી, માથે મુંડનવાળી અને ભગવાં વસ્ત્રથી વીંટાયેલી તું પ્રસન્ન થઈ આ બાળકની રક્ષા કરજે.' ૯૫–૯૭

### શીતપૂતનાના વળગાડની ચિકિત્સા:

### માલિશ માટેનું તેલ

गोमूत्रं चाश्वमूत्रं च मुस्तां चामरदारु च।
कुष्ठं च सर्वगन्धांश्च तैलार्थमवधारयेत् ॥९८॥

अन्वयः–गोमूत्रं च अश्वमूत्रं च मुस्तां च अमरदारु च कुष्ठं च सर्वगन्धान् तैलार्थम् अवधारयेत्॥

ગોમૂત્ર, ઘોડાનું મૂત્ર, મોથ, દેવદાર, કઠ, કેસર, અગુરુ, કસ્તૂરી, કપૂર અને ચંદન માલિશ માટેનું તેલ પકાવવા માટે લાવવાં અને તેથી પકાવેલા તેલનું બાળકના શરીર પર માલિશ કરવું. ૯૮

टीका–सर्वगन्धान्=चन्दनादीन्॥ (અર્થ ઉપર છે.)

### ઘૃતપાન, ધૂપન, ઔષધિધારણ વગેરે

रोहिणीनिम्बखदिरपलाशककुभत्वचः।
निःक्वाथ्य तस्मिन्निःक्वाथे सक्षीरे विपचेद् घृतम्॥
गृध्रोलूकपुरीषाणि वस्तगन्धामहित्वचम्।
निम्बपत्राणि च तथा धूपनार्थं समाहरेत् ॥१००॥
धारयेदपि गुञ्जां च चलां काकादनीं तथा।
नद्यां मुद्गौदनैश्चापि तर्पयेच्छीतपूतनाम्॥ १०१॥
जलाशयान्ते बालस्य स्नपनं चोपदिश्यते ॥१०२॥

अन्वयः–रोहिणी–निम्ब–खदिर–पलाशककुभत्वचः निःक्वाथ्य तस्मिन् निःक्वाथे सक्षीरे घृतं विपचेत, गृध्र–उलूक–पुरीषाणि वस्तगन्धाम् अहित्वचं तथा च निम्बपत्राणि धूपनार्थं समाहरेत्, गुञ्जां च चलां तथा काकादनीं धारयेत् अपि, नद्यां च मुद्ग–ओदनैः शीतपूतनां तर्पयेत् अपि, जलाशय–अन्ते च बालस्य स्नपनम् उपदिश्यते॥

કડુ, લીંબડો, ખેર, ખાખરો અને ઇંદ્ર-

જવના ઝાડની છાલનો ક્વાથ કરી તે ક્વાથને દૂધથી મિશ્ર કરીને તેમાં પકાવેલું ઘી બાળકને પિવરાવવું. ગીધની ચરક, ઘુવડની ચરક, તલવણી, સર્પની કાંચળી અને લીંબડાનાં પાંદડાંની ધુમાડી આપવી. ચણોઠી, ખપાટ અને ધોળી ચણોઠી ધારણ કરાવવાં. નદીમાં મગભાતથી શીતપૂતનાને તૃપ્ત કરવી અને જલાશયના કિનારે બાળકને નવરાવવું.

टीका–जलाशयान्ते=जलाशयतीरे ॥ (અર્થ ઉપર છે.)

### બલિપ્રદાન તથા પ્રાર્થના

देय्यै देयश्चोपहारो वारुणी रुधिरं तथा।
मुद्गौदनाशिनी देवी सुराशोणितपायिनी ॥
जलाशयरता नित्यं पातु त्वां शीतपूतना ॥१०३॥

अन्वयः–वारुणी तथा रुधिरं च देव्यै उपहारः देयः (ततः प्रार्थयेत्) मुद्ग–ओदन–आशिनी सुरा–शोणितपायिनी जलाशयरता देवी शीतपूतना त्वां नित्यं पातु ॥

શીતપૂતનાને મદિરા તથા લોહી ચડાવવાં; તે પછી બાળકની સમક્ષ પ્રાર્થના કરવી કે, 'મગભાતને ખાનારી, મદિરા તથા લોહીને પીનારી અને જલાશયમાં રહેનારી શીતપૂતના દેવી સર્વકાળ તારી રક્ષા કરો. ૧૦૩

## મુખમંડલિકાના વળગાડની ચિકિત્સા :

### ક્વાથસિંચન

कपित्थं विल्वतर्कारीवासा गन्धर्वहस्तकः ।
कुबेराक्षी च योज्याः स्युर्बालानां परिषेचने ॥१०४

अन्वयः–कपित्थं विल्व–तर्कारी–वासा गन्धर्वहस्तकः च कुबेराक्षी, बालानां परिषेचने योज्याः स्युः ॥

કોઠ, બીલી, અરણી, અરડૂસો, ધોળો એરંડો અને કાંકચના ક્વાથથી બાળકના શરીર પર સિંચન માટે યોજના કરવી. ૧૦૪

टीका–तर्कारी='गणियार' इति लोके, गन्धर्वहस्तकः=श्वेत एरण्डः, कुबेराक्षी='पाडहि' इति लोके ॥

### માલિશનું તેલ

स्वरसैर्भृङ्गवृक्षाणां तथैव हयगन्धया ।
तैलं वचां च संयोज्य पचेदभ्यञ्जनं शिशोः ॥

अन्वयः–भृङ्गवृक्षाणां स्वरसैः तथा एव हयगन्धया च वचां संयोज्य शिशोः अभ्यञ्जनं पचेत् ॥

માંગરાના સ્વરસમાં આસંધના કલ્કની સાથે વજ નાખીને તેલ પકાવી તેનું બાલકના શરીર પર માલિશ કરવું. ૧૦૫

टीका–भृङ्गवृक्षः='मोगरो' इति लोके ॥

### ઉદ્ધૂપનથી પ્રાર્થનાપર્યન્ત

वचा सर्जरसः कुष्ठं सर्पिश्चोद्धूपने हितम् ।
वर्णकं चूर्णकं माल्यमञ्जनं पारदं तथा ॥ १०६॥
मनःशिलां चोपहरेद्गोष्ठमध्ये बलिं ततः ।
पायसं सपुरोडाशं तद्बल्यर्थमुपाहरेत् ॥ १०७॥
मन्त्रपूताभिरद्भिश्च तत्रैव स्नपनं हितम् ।
अलङ्कृता कामवती सुभगा कामरूपिणी ।
गोष्ठमध्यालया या तु पातु त्वां मुखमण्डिका ॥१०८

अन्वयः–वचा सर्जरसः कुष्ठं च सर्पिः उद्धूपने हितम्, वर्णकं चूर्णकं माल्यम् अञ्जनं पारदं तथा मनःशिलां च उपाहरेत्, ततः गोष्ठमध्ये बलिम् (उपाहरेत्), तद्–बल्यर्थं सपुरोडाशं पायसम् उपाहरेत्, तत्र च एव मन्त्रपूताभिः अद्भिः स्नपनं हितम्, (ततः प्रार्थना यथा–) या तु अलङ्कृता कामवती सुभगा कामरूपिणी गोष्ठमध्य–आलया मुखमण्डिका (सा) त्वां पातु ॥

વજ, રાળ, કઠ અને ઘીની ધુમાડી આપવી. ગુલાલ, હિંગળો, પુષ્પ, આંજણ, પારો અને મનશીલ ગાયોના વાડામાં મુખમંડિકાને અર્પણ કરવાં; અને પછી દૂધ તથા પુરોડાશનું બલિદાન આપવું. તે પછી તે જ સ્થળે મંત્રથી મંતરેલા પાણીથી બાળકને નવડાવવો, એ હિતકારી છે. આમ પ્રાર્થના કરવી: 'સુશોભિત શણગારવાળી, કામનાવાળી, ઉત્તમ ઐશ્વર્યવાળી, યથેષ્ટ રૂપોને ધરનારી અને ગાયોના વાડાની અંદર રહેનારી મુખમંડિકા દેવી તારી રક્ષા કરો.' ૧૦૬–૧૦૮

नैगमेयग्रहजुष्टस्य चिकित्सामाह–

## નૈગમેયના વળગાડની ચિકિત્સા :

### ક્વાથસિંચન

विल्वाग्निमन्थपूतीकैः कार्यं स्यात्परिषेचनम् ॥१०९

अन्वयः–विल्व–अग्निमन्थपूतीकैः परिषेचनं कार्यं स्यात् ॥

બાળકના શરીર પર બીલી, અરણી અને પૂતિકરંજના ક્વાથથી સિંચન કરવું. ૧૦૯

टीका–पूतीकः=घोराकरञ्जः ॥ (અર્થ ઉપર છે.)

### તૈલ માલિશ

**प्रियङ्गुसरलाऽनन्ताशतपुष्पाकुटन्नटैः ।**
**पचेत्तैलं सगोमूत्रं दधिमस्त्वम्लकाञ्जिकैः ॥ ११० ॥**

अन्वयः-प्रियङ्गु-सरला-अनन्ता-शतपुष्पा-कुटन्नटैः दधि-मस्तु-अम्लकाञ्जिकैः सगोमूत्रं तैलं पचेत् ॥

ઘઉંલા, દેવદાર; ઉપલસરી, સુવા, ભોંય-આમલીની છાલ અથવા અરલૂ, દહીંનો મંડ, ખાટી કાંજી અને ગોમૂત્રથી તૈલ પકાવવું અને તેનું માલિશ કરવું. ૧૧૦

टीका-कुटन्नटं=वितुन्नकनाम्नो वृक्षविशेषस्य त्वक्, 'गुढतजी' इति लोके, मुस्ताकृतिः, स्योनाकं वा ॥ (આનો અર્થ ઉપર અપાયો છે.)

### ઔષધિધારણ

**वचां वयस्थां जटिलां गोलोमीं चापि धारयेत् ॥ १११**

अन्वयः-वचां वयस्थां जटिलां च गोलोमीम् अपि धारयेत् ॥

વજ, આમળી અથવા ગળો, જટામાંસી અને ધોળી વજ ધારણ કરાવવાં. ૧૧૧

टीका-वयस्था=आमलकी गुडूची वा, जटिला=जटामांसी, 'मिसिशोथा' इति लोके; गोलोमी=श्वेतवचा ॥ (આનો અર્થ ઉપર આપ્યો છે.)

### ઉત્સાદન, પ્રધૂપન તથા બલિપ્રદાન

**उत्सादनं हितं चात्र स्कन्दापस्मारनाशनम् ।**
**मर्कटोलूकगृध्राणां पुरीषाणि प्रधूपनम् ॥ ११२ ॥**
**धूपः सुप्तजने कार्यो बालस्य हितमिच्छता ।**
**तिलतण्डुलकं माल्यं भक्ष्यांश्च विविधानपि ॥**
**कौमारभृत्ये मेषाय प्लक्षमूले निवेदयेत् ॥ ११३ ॥**

अन्वयः-अत्र च स्कन्द-अपस्मारनाशनम् उत्सादनं हितम्, मर्कट-उलूक-गृध्राणां पुरीषाणि प्रधूपनं (कार्यम्), बालस्य हितम् इच्छता सुप्तजने धूपः कार्यः, कौमारभृत्ये प्लक्षमूले तिलतण्डुलकं माल्यं च विविधान् भक्ष्यान् मेषाय निवेदयेत् ॥

સ્કંદાપસ્મારને નસાડવા જે ચોળવા કહ્યું છે, તે ચોળવું પણ હિતકારી છે; તેમ જ વાંદરાની વિષ્ટા, ઘુવડની ચરક અને ગીધની ચરકની ધુમાડી આપવી. બાળકનું હિત ઇચ્છનારાએ એ ધુમાડી જ્યારે સર્વ માણસો સૂઈ ગયાં હોય તે સમયે આપવી. બાળકના રક્ષણ માટે પીંપરના થડમાં તલ સહિત ચોખા, ફૂલ અને વિવિધ પ્રકારનાં ભક્ષ્યોનું બલિદાન નૈગમેયને આપવું. ૧૧૨,૧૧૩

टीका-कौमारभृत्ये=बालरक्षायाम्, मेषाय=नैगमेय-ग्रहाय ॥ (અર્થ ઉપર આપ્યો છે.)

### સ્નાન તથા પ્રાર્થના

**अधस्तात् क्षीरवृक्षस्य स्नपनं चोपदिश्यते ।**
**अजाननश्चलाक्षिभ्रूः कामरूपी महायशाः ॥**
**बालपालयिता देवो नैगमेयोऽभिरक्षतु ॥ ११४॥**

अन्वयः-क्षीर-वृक्षस्य अधस्तात् स्नपनं च उपदिश्यते, (प्रार्थना च-) अज-आननः चल-अक्षिभ्रूः कामरूपी महायशाः बालपालयिता नैगमेयः देवः अभिरक्षतु ॥

ક્ષીરવાળા ઝાડની નીચે બાળકને નવરાવવો અને પ્રાર્થના કરવી કે-'બકરાના જેવા મોઢાવાળો, જેની આંખો તથા ભમરો ચલિત થયા કરે છે એવો, ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારો, મોટા યશવાળો અને 'બાળકોનું રક્ષણ કરનારો નૈગમેય દેવ રક્ષા કરો.' ૧૧૪

बालरोगाणां निदानानि लक्षणानि चाह-

### બાલરોગોનાં નિદાનો તથા લક્ષણો

**धात्र्यास्तु गुरुभिर्भोज्यैर्विषमैर्दोषलैस्तथा ।**
**दोषा देहे प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदुष्यति ॥ ११५ ॥**
**मिथ्याहारविहारिण्या दुष्टा वातादयस्त्रयः ।**
**दूषयन्ति पयस्तेन जायन्ते व्याधयः शिशोः ॥ ११६**
**वातदुष्टं शिशुः स्तन्यं पिबन्वातगदातुरः ।**
**क्षामस्वरः कृशाङ्गः स्याद्बद्धविण्मूत्रमारुतः ॥ ११७**
**स्विन्नो भिन्नमलो बालः कामलापित्तरोगवान् ।**
**तृष्णालुरुष्णसर्वाङ्गः पित्तदुष्टं पयः पिबन् ॥ ११८॥**
**श्लेष्मदुष्टं पिबन्क्षीरं लालालुः श्लेष्मरोगवान् ।**
**निद्रार्दितो जडः शूनो वक्राक्षश्छर्दनः शिशुः॥ ११९**
**( द्वन्द्वजे द्वन्द्वजं रूपं सर्वजे सर्वलक्षणम् । )**
**ज्वराद्या व्याधयः सर्वे महतां ये पुरेरिताः ।**
**बालानामपि ते तद्वद्बोद्धव्या भिषगुत्तमैः॥ १२०॥**
**बालानामेव ये रोगा भवन्ति महतां न च ।**
**तालुकण्टकमुख्यांस्तानवधारय यत्नतः ॥ १२१॥**

अन्वयः-गुरुभिः विषमैः तथा दोषलैः भोज्यैः धात्र्याः तु देहे दोषाः प्रकुप्यन्ति, ततः स्तन्यं प्रदुष्यति। मिथ्या-आहार-विहारिण्याः वात-आदयः त्रयः (दोषाः) दुष्टाः (सन्तः) पयः दूषयन्ति, तेन शिशोः व्याधयः जायन्ते। वातदुष्टं स्तन्यं पिबन् शिशुः वात-गद-आतुरः (सन्) क्षामस्वरः कृश-अङ्गः बद्धविण्-मूत्रमारुतः (स्यात्), पित्तदुष्टं पयः पिबन् बालः स्विन्नः भिन्नमलः कामलापित्तरोगवान् तृष्णालुः उष्ण-सर्व-

अङ्गः ( भवेत् ) ॥ श्लेष्मदुष्टं क्षीरं पिबन् शिशुः लालालुः श्लेष्मरोगवान् निद्रा–अर्दितः जडः शूनः वक्र–अक्ष–छर्दनः (स्यात्)। द्वन्द्वजे द्वन्द्वजं रूपं सर्वजे सर्वलक्षणं ( ज्ञेयम् ) 'ज्वर–आद्याः ये सर्वे महतां रोगाः पुरा ईरिताः ते बालानाम् अपि भिषग्–उत्तमैः तद्वद् बोद्धव्याः, ( किंतु ) ये रोगाः बालानाम् एव भवन्ति, महतां च न, तान् तालु–कण्टकमुख्यान् यत्नतः अवधारय ॥

ભારે, વિષમ તથા દોષોને વધારનારાં ભોજનોથી માતાના શરીરમાં દોષો ખૂબ કોપે છે તેથી ધાવણ ખૂબ બગડે છે. અયોગ્ય આહાર-વિહાર કરતી સ્ત્રીના શરીરમાં વાયુ આદિ ત્રણે દોષો બગડીને ધાવણને ખરાબ કરે છે અને ધાવણ ખરાબ થવાથી બાળકના શરીરમાં રોગો ઉત્પન્ન થાય છે. વાયુથી બગડેલું ધાવણ ધાવતું બાળક વાયુ સંબંધી રોગોથી પીડાયેલ, દુર્બળ સ્વરવાળું, પાતળા અંગોવાળું અને વિષ્ઠા, મૂત્ર તથા પવનની અટકાયતવાળું થાય છે. પિત્તથી બગડેલ ધાવણને ધાવતું બાળક પરસેવો, પાતળો ઝાડો, કમળો, પિત્તસંબંધી રોગ, તરશ અને સઘળાં અંગોમાં ગરમીથી યુક્ત થાય છે. કફથી બગડેલ ધાવણ ધાવતું બાળક ઘણી લાળવાળું, કફસંબંધી રોગવાળું, નિદ્રાથી પીડાયેલ, જડ, સોજાવાળું, વાંકી આંખોવાળું અને ઊલટી કરનાર થાય છે. તાવ વગેરે જે સઘળા રોગો મોટાઓને થાય છે, તે બાળકોને પણ તે જ રીતે થાય છે, એમ સમજવું. આ પ્રકરણમાં તાલુકંટક આદિ જે રોગો બાળકોને જ થાય છે, પણ મોટાઓને થતા નથી, તેઓને તું કાળજીપૂર્વક સાંભળ.

तत्रादौ तालुकण्टकमाह–

### તાલુકંટક( ગળું પડવા )નું લક્ષણ

**तालुमांसे कफः क्रुद्धः कुरुते तालुकण्टकम् ।**
**तेन तालुप्रदेशस्य निम्नता मूर्ध्नि जायते ॥१२२॥**
**तालुपातात्स्तनद्वेषः कृच्छ्रात्पानं शकृद्द्रवम् ।**
**तृडक्षिकण्ठास्यरुजा ग्रीवादुर्धरता वमिः ॥१२३॥**

अन्वयः–तालुमांसे क्रुद्धः कफः तालुकण्टक कुरुते, तेन तालुप्रदेशस्य मूर्ध्नि निम्नता जायते, तालुपातात् स्तनद्वेषः कृच्छ्रात् पानं शकृद् द्रवम् तृट् अक्षि–कण्ठ–आस्यरुजा ग्रीवादुर्धरता वमिः ( भवेत् ) ॥

તાળવાના માંસમાં કોપેલો કફ તાલુકંટક+ નામનો રોગ ઉત્પન્ન કરે છે, તેથી માથામાં તાળવાનો પ્રદેશ નમી જાય છે. એમ તાળવું પડવાથી ( બાળકને ) ધાવવા ઉપર અરુચિ થાય, માંડ માંડ ધાવે, ઝાડો પાતળો થાય, તરશ લાગ્યા કરે, આંખોમાં, ગળામાં તથા મોઢામાં પીડા થાય, ડોકને સ્થિર રાખી ન શકે અને ઊલટી થાય છે. ૧૨૨,૧૨૩

टीका–पानं स्तनस्य, शकृद्द्रवं=द्रवरूपम् ॥ ( અર્થ ઉપર છે. )

महापद्ममाह–

### મહાપદ્મનું લક્ષણ

**वीसर्पस्तु शिशोः प्राणनाशनः शीर्षबस्तिजः ।**
**पद्मवर्णो महापद्मरोगो दोषत्रयोद्भवः ॥**
**शङ्खाभ्यां हृदयं याति हृदयाच्च गुदं व्रजेत् ॥१२४॥**

अन्वयः–शिशोः शीर्षबस्तिजः दोषत्रय–उद्भवः प्राणनाशनः पद्मवर्णः वीसर्पः तु 'महापद्मरोगः' (कथ्यते, स च ) शङ्खाभ्यां हृदयं याति, हृदयात् च गुदं व्रजेत् ॥

બાળકને માથામાં તથા મૂત્રાશયમાં ત્રણે દોષોના પ્રકોપથી થતો પ્રાણનો નાશ કરે એવો રાતા રંગનો વીસર્પરોગ 'મહાપદ્મ'× કહેવાય છે. માથામાં થયેલો એ વીસર્પ લમણાંમાંથી હૃદયમાં જાય અને હૃદયમાંથી ગુદામાં જાય છે; તેમ જ મૂત્રાશયમાં થયેલો એ વીસર્પ ગુદામાં જાય, ગુદામાંથી હૃદયમાં જાય અને હૃદયમાંથી માથામાં જાય છે. ૧૨૪

टीका–पद्मवर्णः=लोहितवर्णः, तत्र शीर्षजो वीसर्पः, शङ्खाभ्यां हृदयं याति, हृदयाच्च गुदं व्रजेत्, एवं बस्तिजो गुदं याति, गुदतो हृदयं, हृदयाच्छिरो याति इति बोद्धव्यम् ॥ ( આ ટીકાનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે. )

---

+ तालुनि कण्टकः इव कुपितात् कफात्–તાળવાના માંસમાં કફનો પ્રકોપ થવાથી જાણે કાંટો હોય એવું થઈ જાય છે. માથાના આગલા ભાગમાં ખાડો પડે એ 'તાલુકંટક' નામે બાલરોગ કહેવાય છે.

× महत् पद्मम् इव लोहितवर्णः शिशोर्वीसर्पः शीर्षबस्तिजः त्रिदोषजः–महापद्मः–મોટાં કમળ જેવો લાલ રંગનો જે વીસર્પ બાળકને માથામાં કે મૂત્રાશયમાં ત્રણે દોષના પ્રકોપથી થાય તે 'મહાપદ્મ' નામે બાલરોગ કહેવાય છે.

कुकूणकमाह–

## કુકૂણકનું લક્ષણ

कुकूणकं क्षीणदोषाच्छिशूनामेव वर्त्मनि ।
जायते सरुजं नेत्रं कण्डूरं प्रस्रवेद्बहु ॥ १२५ ॥
शिशुः कुर्याल्ललाटाक्षिकूटनासाप्रघर्षणम् ।
शक्तो नार्कप्रभां द्रष्टुं न चाक्ष्युन्मीलनक्षमः ॥१२६

अन्वयः–क्षीणदोषात् शिशूनाम् एव वर्त्मनि कुकूणकं जायते, (येन) नेत्रं सरुजं कण्डूरं (सत्) बहु प्रस्रवेत्, शिशुः ललाट-अक्षिकूट-नासाप्रघर्षणं कुर्यात्, अर्कप्रभां द्रष्टुं न शक्तः, अक्षि-उन्मीलनक्षमः च न (भवति) ॥

દોષોની અલ્પતાને લીધે બાળકોની પાંપણમાં કુકૂણકરોગ* ઉત્પન્ન થાય છે, જેથી નેત્રમાં પીડા, ચળ તથા ઘણો જ સ્રાવ થાય છે. આ રોગથી બાળક પોતાના લલાટને, આંખોના ભાગોને તથા નાકને ઘસ્યા કરે છે, સૂર્યની કાંતિને જોઈ શકતું નથી અને આંખોને ઉઘાડી પણ શકતું નથી. ૧૨૫,૧૨૬

टीका–कुकूणकं=' कोथुभाइ ' इति लोके ॥

तुण्डिगुदपाकावाह–

## તુંડિનું તથા ગુદપાકનું લક્ષણ

वातेनाध्मापिता नाभिः सरुजा तुण्डिरुच्यते ।
बालस्य गुदपाकाख्यो व्याधिः पित्तेन जायते ॥१२७

अन्वयः–वातेन आध्मापिता नाभिः सरुजा तुण्डिः उच्यते, बालस्य गुदपाक–आख्यः व्याधिः पित्तेन जायते ॥

વાયુએ ફુલાવેલી નાભિ વ્યથાવાળી થાય એ 'તુંડિ+' કહેવાય છે. પિત્તને લીધે બાળકની ગુદા પાકે, એ 'ગુદપાક×' કહેવાય છે. ૧૨૭

अहिपूतनमाह–

## અહિપૂતનનું લક્ષણ

शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् ।
स्विन्ने चास्नाप्यमानस्य कण्डू रक्तकफोद्भवा ॥१२८
कण्डूयनात्ततः क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ।
एकीभूतं व्रणं घोरं तं विद्यादहिपूतनम् ॥ १२९ ॥

अन्वयः–शकृत्मूत्रसमायुक्ते शिशोः अपाने अधौते, स्विन्ने च अस्नाप्यमानस्य रक्तकफ-उद्भवा कण्डूः (भवति), ततः कण्डूयनात् क्षिप्रं स्फोटाः स्रावः जायते, एकीभूतं तं घोरं व्रणम् अहिपूतनं विद्यात् ॥

વિષ્ઠા તથા મૂત્રથી યુક્ત થયેલી બાળકની ગુદા ધોવામાં ન આવે અથવા બાળકને પસીનો વળ્યા છતાં નવરાવવામાં ન આવતો હોય તો લોહીના તથા કફના પ્રકોપથી ચળ ઉત્પન્ન થાય છે અને ખંજવાળવાથી તરત ફોલ્લા તથા સ્રાવ થાય છે; એ સઘળું એકઠું થઈ જે મોટું વ્રણ થાય, તે 'અહિપૂતન×' કહેવાય છે. ૧૨૮,૧૨૯

टीका–स्विन्ने=स्वेदिते ॥ (અર્થ ઉપર છે.)

अजगल्लिकामाह–

## અજગલ્લિકાનું લક્ષણ

स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसंनिभा ।
कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका ॥१३०॥

अन्वयः–स्निग्धा सवर्णा ग्रथिता नीरुजा मुद्गसंनिभा कफवात–उत्थिता बालानाम् अजगल्लिका ज्ञेया ॥

સ્નિગ્ધ, શરીરના જેવા રંગની, જાણે ગૂંથાયેલી હોય એવી, પીડા વગરની અને મગ જેવા આકારની જે ફોલ્લીઓ કફ તથા વાયુના પ્રકોપથી બાળકોના શરીર પર થાય એ 'અજગલ્લિકા*' કહેવાય છે. ૧૩૦

टीका–ग्रथिता=गुम्फितेव, मुद्गसंनिभा=मुद्गाकृतिः ॥

---

* कुत्सितं कुण्यते नेत्रवर्त्म शिशूनां क्षीणदोषात् यत्र तत् कुकूणकं, कुण सकोचे–क्वुन् शिल्पिसंज्ञयोः– (उणा० २–३३) જે રોગમાં અલ્પ દોષને લીધે બાળકોની પાંપણ ખરાબ રીતે સંકોચ પામે–પીડાય, ચળવાળી થઈ ખૂબ ઝરે, તે બાળકોનો નેત્રરોગ 'કુકૂણક' કહેવાયછે.

+ तुण्डयते–आध्माप्यते वायुना सरुजा नाभिः–तुडि तोडने–' सर्वधातुभ्य इन् ' (उणा. ४–११७) तुण्डि., अत एवाह–वृद्धा नाभिस्तुन्दिः, ' मूर्धन्योपधोऽयम् इति माधव ' इति सिद्धान्तकौमुद्यां दीक्षितः–વાયુએ ફુલાવેલી અને તેથી જ પીડાવાળી બાળકની નાભિ તુંડિ કહેવાય છે.

× गुदस्य पाकः पित्तादिति गुदपाकः–પિત્તને લીધે બાળકની ગુદાનુ પાકવુ–ગુદપાક કહેવાય છે.

× આ અહિપૂતન રોગ આ ગ્રંથના મધ્યમ-ખંડ–ચોથો ભાગ–ક્ષુદ્રરોગના અધિકારમાં ૧૯૩૭ પાનમાં બીજા કોલમમાં ૨૩ મા રોગ તરીકે કહેવાયો છે; તેની વ્યાખ્યા પણ ત્યાં અપાઈ છે, તે ત્યાં જુઓ.

* આ રોગ પણ પ્રથમ ક્ષુદ્રરોગના અધિકારમાં ૧૪૦૩ પાનમાં પહેલા કોલમમાં ૩૫ મા રોગ તરીકે કહેવાયો છે; તેની વ્યાખ્યા પણ ત્યાં અપાઈ છે, તે ત્યાં જુઓ.

पारिगर्भिकमाह–

પારિગર્ભિકનું લક્ષણ

**मातुः कुमारो गर्भिण्याः स्तन्यं प्रायः पिबन्नपि।**
**कासाग्निसादवमथुतन्द्राकार्श्याऽरुचिभ्रमैः ॥१३१॥**
**युज्यते कोष्ठवृद्ध्या च तमाहुः पारिगर्भिकम्।**
**रोगं परिभवाख्यं च तत्र युञ्जीत दीपनम् ॥१३२॥**

*अन्वयः–गर्भिण्याः मातुः स्तन्यं प्रायः पिबन् अपि कुमारः कास–अग्निसाद–वमथु–तन्द्रा–कार्श्य–अरुचि–भ्रमैः च कोष्ठवृद्ध्या युज्यते, तं रोगं पारिगर्भिकं परिभवाख्यं च आहुः, तत्र दीपनं युञ्जीत ॥*

ગર્ભિણી માતાનું ધાવણ લગભગ ધાવે કે ન ધાવે તોપણ બાળક ઉધરસ, અગ્નિનું મંદપણું, ઊલટી, ઘેન, કૃશપણું, અરુચિ, ભ્રમ અને કોઠાની વૃદ્ધિથી યુક્ત થાય છે; એ રોગને પારિગર્ભિક+ અને પરિભવ એ બે નામે વૈદ્યો કહે છે. તેમાં અગ્નિને પ્રદીપ્ત કરે એવાં ઔષધની યોજના કરવી. १३१–१३२

*टीका–'पिबन्नपी'ति 'अपि' शब्दात् अपिबन्नपि। पारिगर्भिकः=' अहीडी 'ति लोके। परिभवाख्य=परिभवेति नामान्तरम् ॥* ( આનો અર્થ ઉપર અપાયો છે. )

दन्तोद्भेदकान् रोगानाह–

દંતોદ્ભેદક× ( દાંત આવતાં થતા ) રોગો

**दन्तोद्भेदः शिशोः सर्वरोगाणां कारणं स्मृतम्।**
**विशेषाज्ज्वरविड्भेदकासच्छर्दिशिरोरुजाम्।**
**अभिष्यन्दस्य पोथक्या विसर्पस्य च जायते ॥१३३॥**

*अन्वयः–शिशोः दन्त–उद्भेदः सर्वरोगाणां कारणं स्मृतम्। विशेषात् ज्वर–विड्–भेद–कास–च्छर्दि–शिरो–रुजाम् अभिष्यन्दस्य पोथक्याः च विसर्पस्य ( कारणं ) जायते ॥*

બાળકોના દાંત ફૂટવા એને બાળકોના બધા રોગોનું કારણ કહેલું છે. એ દાંતનું ફૂટવું ખાસ કરીને તાવ, ઝાડા, ઉધરસ, ઊલટી, માથાની પીડા, આંખો આવવી, પાંપણનો પોથકી નામનો રોગ અને રતવા આટલા રોગોનું કારણ બને છે. १३३

*टीका–कारणमित्यन्वयः। पोथक्याः=वर्त्मरोगविशेषस्य ॥* ( આ ટીકાનો અર્થ ઉપર લેવાયો છે. )

બાલરોગોની ચિકિત્સા

**भैषज्यं पूर्वमुद्दिष्टं महतां यज्ज्वरादिषु।**
**तदेव कार्यं बालानां किंतु दाहादिकं विना ॥१३४॥**

*अन्वयः–महतां ज्वर–आदिषु पूर्वं यद् भैषज्यम् उद्दिष्टं तद् एव बालानां कार्यम्, किंतु दाह–आदिकं विना ॥*

મોટાઓના તાવ વગેરે રોગોમાં જે ઔષધો પ્રથમ કહેવાઈ ગયા છે, તે જ ઔષધો બાળકોને માટે પણ કરવા; પરંતુ ડામ, ક્ષારની ક્રિયા, વમન, વિરેચન કે ફસ ખોલાવવી વગેરે કંઈ કરવું નહિ; છતા જો મોટું કષ્ટ ઉત્પન્ન થયું હોય, વિનાશક દુઃખ જણાય તો વમન તથા વિરેચન આદિ પણ આપવું; કારણ કે સુશ્રુતે કહ્યું છે: 'મરણ કરે એવું સંકટ ઉત્પન્ન થયા વિના બાળકોને વિરેચન, બસ્તિ અને વમનરૂપ ક્રિયાઓ કરવી નહિ' १३४

*टीका=दाहादिकं विना=अग्निदाहादिक्षारवमनविरेचनशिराव्यधादिकं विना। महाकष्टे चोत्पन्ने वमनविरेकावपि दद्यात्। यत आह सुश्रुतः–' विरेकबस्तिवमनान्यृते कुर्याच्च नात्ययात्' इति अत्ययात्=विनाशकरकष्टात्, ऋते=विना ॥* ( આ ટીકાનો પૂર્ણ અર્થ ઉપર અપાયો છે. )

બાળકોને ઔષધમાત્રા ખૂબ ઓછી

**त एव दोषा दूष्याश्च ज्वराद्या व्याधयश्च ते।**
**अतस्तदेव भैषज्यं मात्रा तत्र कनीयसी ॥१३५॥**

*अन्वयः–( बालानाम् अपि ) ते एव दोषाः, च दूष्याः च ते एव ज्वर–आद्याः व्याधयः ( भवन्ति ), अतः ( तेषां ) तद् एव भैषज्यं, ( किंतु ) तत्र मात्रा कनीयसी ( देया ) ॥*

બાળકોને દોષ પણ તે જ હોય, દૂષ્ય પણ તે જ હોય અને જ્વર આદિ વ્યાધિ પણ એના એ જ હોય છે, માટે બાળકોને પણ તે તે રોગ માટે તે તે રોગના અધિકારમાં કહેલાં ઔષધો જ આપવાં, પણ માત્રા ખૂબ ઓછા પ્રમાણમાં આપવી. १३५

---

+ *परितः गर्भो निमित्तम् अस्य रोगस्येति पारिगर्भिकः*–જે રોગનું ખાસ નિદાન ગર્ભજ હોય છે, એવો બાળરોગ 'પારિગર્ભિક' કહેવાય છે.

× *दन्तानाम् उद्भेदो यस्मिन् कारणं स रोगो दन्तोद्भेदकः*–દાંત આવવા એ જેમાં કારણ હોય છે, તે રોગ દંતોદ્ભેદક રોગ કહેવાય છે.

अस्य बालस्य कनीयसीं मात्रामाह विश्वामित्रः-
વિશ્વામિત્ર પણ બાળકોને ખૂબ ઓછા પ્રમાણમાં ઔષધ આપવાં આમ કહે છે:

**બાળકને ઔષધ દેવાનું માપ**

**विडङ्गफलमात्रं तु जातमात्रस्य भेषजम्।**
**अनेनैव प्रमाणेन मासि मासि प्रवर्धयेत् ॥ १३६॥**

अन्वयः-जातमात्रस्य (बालस्य) तु विडङ्गफलमात्रं भेषजं (देयम्), अनेन प्रमाणेन एव मासि मासि प्रवर्धयेत् ॥

'બાળકને જન્મ્યા પછી એક મહિના સુધીમાં વાવડિંગ જેટલું ઔષધ આપવું અને પછી મહિને મહિને એ જ પ્રમાણથી વધારતા જવું.' (તાત્પર્ય આ છે કે પહેલા મહિનામાં વાવડિંગ જેટલું ઔષધ લઈ ચૂર્ણ અથવા કલ્ક અથવા અવલેહ કરી આપવું અને બીજા મહિનામાં બે વાવડિંગ જેટલા ઔષધોનુ તે પ્રમાણે કરવું; એમ મહિને મહિને વધારવું.)

टीका-विडङ्गपरिमितं भेषजं चूर्णीकृत्य किंवा कल्कीकृत्याथवावलेहीकृत्य दद्यादित्यर्थः। (આ ટીકાનો અર્થ ઉપર અપાયો છે.)

तन्त्रान्तरे त्वन्यथाऽभिहितम् ॥ બીજા ગ્રંથમાં તો ઉપર કહેલા પ્રકારથી જુદી રીતે આમ કહે છે:

**બાળકથી વૃદ્ધપર્યન્ત ઔષધમાત્રા**

**प्रथमे मासि बालाय देया भैषज्यरक्तिका।**
**अवलेह्या तु कर्तव्या मधुक्षीरसिताघृतैः ॥१३७**
**एकैकां वर्धयेत्तावद्यावत्संवत्सरो भवेत्।**
**तदूर्ध्वं माषवृद्धिः स्याद्यावत्षोडश वत्सराः। १३८**
**ततः स्थिरा भवेत्तावद्यावद्वर्षाणि सप्ततिः।**
**ततो बालकवन्मात्रा ह्रासनीया शनैः शनैः ॥१३९॥**
**चूर्णकल्कावलेहानामियं मात्रा प्रकीर्तिता।**
**कषायस्य पुनः सैव विज्ञातव्या चतुर्गुणा ॥१४०॥**
**क्षीरपस्य शिशोर्देयमौषधं क्षीरसर्पिषा।**
**धात्र्यास्तु केवलं देयं न क्षीरेणापि सर्पिषा ॥१४१**

अन्वयः-प्रथमे मासि बालाय भैषज्यरक्तिका देया, मधु-क्षीर-सिता-घृतैः अवलेह्या तु कर्तव्या। एकैकां (रक्तिकां) तावद् वर्धयेत्, यावत् संवत्सरः भवेत्, तदूर्ध्वं माषवृद्धिः स्यात्, यावत् षोडश वत्सराः (स्युः)॥ ततः तावत् स्थिरा भवेत्, यावत् सप्ततिः वर्षाणि (स्युः)॥ ततः बालकवत् शनैः शनैः मात्रा ह्रासनीया। इयं मात्रा चूर्ण-कल्क-अवलेहानां प्रकीर्तिता, कषायस्य पुनः सा एव चतुर्गुणा विज्ञातव्या। क्षीरपस्य शिशोः क्षीरसर्पिषा औषधं देयम्, धात्र्याः तु केवलं देयं, न क्षीरेण, न सर्पिषा अपि ॥

'પહેલા મહિને બાળકને એક રતીભાર ઔષધ આપવું અને તે મધ, ધાવણ, સાકર તથા ઘીથી ચાટણ જેવું કરીને આપવું. પછી મહિને મહિને એક એક રતી વધારતા રહી પહેલુ વર્ષ પૂરું થાય ત્યાં સુધી વધારતા જવી. પહેલું વર્ષ પૂરું થયા પછી સોળ વર્ષની ઉંમર થતાં સુધી વર્ષે વર્ષે પાંચ પાંચ ચણોઠીભાર વધારતા જવું. સોળમું વર્ષ પૂરું થયા પછી સિત્તેરમા વર્ષ સુધી માત્રા સ્થિર થાય છે-એટલે એટલી ને એટલી જ ચાલુ રહે છે અને સિત્તેરમા વર્ષ પછી બાળકની પેઠે ધીરે ધીરે માત્રા ઓછી કર્યે જવી. એક રતીભાર વગેરે જે માત્રા કહી છે તે ચૂર્ણ, કલ્ક અને અવલેહની સમજવી. ક્વાથની માત્રા તો એથી ચોગણી જ આપવી. જે બાળક ધાવણ ધાવીને જ રહેતું હોય તેને દૂધની સાથે તથા ઘીની સાથે ઔષધ આપવું. બાળકની માને એકલું જ ઔષધ આપવું, દૂધ કે ઘીની સાથે નહિ. (જે બાળક ધાવતું હોય અને અન્ન પણ ખાતું હોય તેને પણ દૂધ કે ઘીની સાથે જ ઔષધ આપવું.) ૧૩૭-૧૪૧

टीका-एकैका रक्तिकां, तदूर्ध्वं=वर्षोपरि, माषवृद्धिः। प्रतिवर्षं पञ्चगुञ्जात्मकस्य माषस्य वृद्धिर्भवति ॥ 'गुञ्जाः पञ्चाद्यमाषक' इत्यमरसिंहः ॥ ततः=षोडशवत्सरोपरि ॥ क्षीरान्नादस्य पूर्ववत् क्षीरसर्पिषा ॥ (આનો અર્થ ઉપર છે.)

प्रकारान्तरेणौषधोपायमाह सुश्रुत.-

**બાળકોને ઔષધ આપવા વિષે સુશ્રુતે કહેલ જુદો જ પ્રકાર**

**येषां गदानां ये योगाः प्रवक्ष्यन्तेऽगदङ्कराः।**
**तेषु तत्कल्कसंलिप्तौ पाययेत्तु शिशुं स्तनौ ॥१४२॥**

अन्वयः-येषां गदानां ये योगाः अगदंकराः प्रवक्ष्यन्ते, तेषु तत्कल्कसंलिप्तौ स्तनौ तु शिशुं पाययेत् ॥

(સુશ્રુતે તો બાળકને બીજા પ્રકારે ઔષધ આપવા કહ્યું છે કે) જે રોગો માટેના જે ઔષધપ્રયોગો રોગરહિત કરનારા કહ્યા છે તે રોગોમાં તે ઔષધના કલ્ક માતાના સ્તનો

પર ચોપડીને બાળકને ધવરાવવું ૧૪૨

अवचनानां बालानामाभ्यन्तरव्याधिज्ञानोपायमाह-

### બોલતાં નહિ શીખેલાં બાળકોના અંદરના રોગ જાણવાનો ઉપાય

अङ्गप्रत्यङ्गदेशे तु रुजा यत्रास्य जायते ।
मुहुर्मुहुः स्पृशति तं स्पृश्यमानेन रोदिति ॥१४३॥
निमीलिताक्षो मूर्धस्थे रोगे नो धारयेच्छिरः ।
वस्तिस्थे मूत्रसङ्गार्तः क्षुधा तृडपि गच्छति ॥१४४॥
विण्मूत्रसङ्गवैकृव्याच्छर्द्याध्मानान्त्रकूजनैः ।
कोष्ठे व्याधीन्विजानीयात्सर्वत्रस्थांश्च रोदनैः ॥१४५॥

अन्वयः-अस्य यत्र अङ्ग-प्रत्यङ्ग-देशे तु रुजा जायते तं मुहुः मुहुः स्पृशति, स्पृश्यमानेन रोदिति, मूर्धस्थे रोगे निमीलित-अक्षः शिरः नो धारयेत्, बस्तिस्थे (रोगे) मूत्रसङ्ग-आर्तः क्षुधा तृड् अपि गच्छति विण्मूत्र-सङ्गवैकृव्यात् छर्दि-आध्मान-अन्त्र-कूजनैः कोष्ठे व्याधीन् विजानीयात्, रोदनैः च सर्वत्रस्थान् (विजानीयात्) ॥

બાળકના જે અંગ કે પ્રત્યંગના પ્રદેશમાં વેદના થતી હોય તે પ્રદેશને એ બાળક વારંવાર હાથથી અડકયા કરે છે અને બીજો કોઈ માણસ તે પ્રદેશને સ્પર્શ કરે તો તે બાળક રડે છે. બાળકને માથામાં દરદ હોય તો તે બાળક આંખો મીંચી રાખે છે અને પોતાનુ માથું સ્થિર ધારણ કરી શકતો નથી. બાળકને મૂત્રાશયમાં દરદ હોય તો તે બાળક મૂત્રની અટકાયતથી પીડાય છે અને તેની ભૂખ તથા તરશ જતી રહે છે. જો બાળકને ઝાડાની તથા મૂત્રની અટકાયતને લીધે વિહ્વળપણું થયુ હોય, ઊલટી થતી હોય, પેટ ચડી આવ્યુ હોય અને આંતરડાનો અવાજ થતો હોય તો એ ઉપરથી બાળકના કોઠામાં રોગ જાણવો. જો બાળક રોયા કરતું હોય તો તેના આખા શરીરમાં રોગો રહેલા જાણવા. ૧૪૩-૧૪૫

तत्रादौ बालकस्य ज्वरचिकित्सामाह-

### બાળકના તાવની ચિકિત્સા

सर्वं निवार्यते बाले स्तन्यं नैव निवार्यते ।
मात्रया लङ्घयेद्धात्रीं शिशोरेतद्धि लङ्घनम् ॥१४६॥

अन्वयः-बाले सर्वं निवार्यते, स्तन्य न एव निवार्यते, धात्रीं मात्रया लङ्घयेत्, एतद् हि शिशोः लङ्घनम् ॥

બાળકને બીજું બધું અટકાવી શકાય પણ ધાવણ કદી અટકાવી શકાય નહિ. બાળકને લંઘન કરાવવું હોય તો તેની માતાને હલકું ભોજન કરાવવું; એ જ બાળકનું લંઘન છે. ૧૪૬

टीका-मात्रया लङ्घयेत्=लघु भोजयेत् ॥ (અર્થ ઉપર છે.)

### બાળકોના જ્વરો ઉપર ભદ્રમુસ્તાદિ ક્વાથ

भद्रमुस्ताऽभयानिम्बपटोलमधुकैः कृतः ।
क्वाथः कोष्णः शिशोरेष निःशेषज्वरनाशनः ॥१४७॥

अन्वयः-भद्रमुस्ता-अभया-निम्ब-पटोल-मधुकैः कृतः एष कोष्णः क्वाथः शिशोः निःशेषज्वरनाशनः (भवति) ॥

ભદ્રમોથ, હરડે, લીમડો, કડવા પરવળ અને જેઠીમધનો કરેલો ક્વાથ જરા ઊનો હોય (તે સમયે બાળકને પાયો હોય) તો સઘળા પ્રકારના જ્વરોનો તે નાશ કરે છે. ૧૪૭

### જ્વરયુક્ત અતિસાર ઉપર ચાતુર્ભદ્ર અવલેહ

घनकृष्णाऽरुणाशृङ्गीचूर्णं क्षौद्रेण संयुतम् ।
शिशोर्ज्वरातिसारघ्नं कासं श्वासं वमिं हरेत् ॥१४[८]॥

अन्वयः-घन-कृष्णा-अरुणा-शृङ्गीचूर्णं क्षौद्रेण संयुत (लीढं सत्) शिशोः ज्वर-अतिसारघ्नं कासं श्वासं वमिं हरेत् ॥

મોથ, પીપર, અતિવિષ અને કાકડાશિંગીનું ચૂર્ણ મધમાં મેળવી ચટાડયું હોય તો તે બાળકનો જ્વરાતીસાર, ઉધરસ, શ્વાસ તથા ઊલટી પણ મટાડે છે. ૧૪૮

टीका-अरुणा=अतिविषा ।

### અતિસાર ઉપર બિલ્વાદિ ક્વાથ તથા અવલેહ

बिल्वं च पुष्पाणि च धातकीनां, जलं सलोध्रं गजपिप्पली च । क्वाथावलेहौ मधुना विमिश्रौ, बालेषु योज्यावतिसारितेषु ॥१४९॥

अन्वय -बिल्व च धातकीना पुष्पाणि जलं सलोध्रं च गजपिप्पली क्वाथ-अवलेहौ मधुना विमिश्रौ (कृत्वा) अतिसारितेषु बालेषु योज्यौ ॥

બીલુ, ધાવડીનાં ફૂલ, વાળો, લોધર અને ગજપીપરનો ક્વાથ કે અવલેહ મધમાં મિશ્ર કરી અતિસારવાળાં બાળકોને (પીવા કે ચાટવા) આપવો. ૧૪૯

टीका-जलं=वाला । (અર્થ ઉપર છે.)

## બાળકોના ભયંકર અતિસાર ઉપર સમંગાદિ-ક્વાથ

समङ्गाधातकीलोध्रसारिवाभिः शृतं जलम् ।
दुर्धरेऽपि शिशोर्देयमतीसारे समाक्षिकम् ॥१५०॥

अन्वयः–समङ्गा–धातकी–लोध्र–सारिवाभिः शृतं जलं शिशोः दुर्धरे अपि अतीसारे समाक्षिकं देयम् ॥

રિસામણીનાં મૂળ, ધાવડીનાં ફૂલ, લોધર અને ઉપલસરીનો ક્વાથ બાળકને મટવા મુશ્કેલ એવા પણ અતિસારમાં મધ સાથે અપાય છે. ૧૫૦

टीका–समङ्गा=लज्जालुमूलम् ( અર્થ ઉપર છે. )

## આમાતિસાર ઉપર વિડંગાદિ ચૂર્ણ

विडङ्गान्यजमोदा च पिप्पलीतण्डुलानि च ।
एषामालोड्य चूर्णानि सुखतप्तेन वारिणा ॥
आमे प्रवृत्तेऽतीसारे कुमारं पाययेद्भिषक् ॥१५१॥

अन्वयः–आमे अतीसारे प्रवृत्ते कुमारं विडङ्गानि च अजमोदा च पिप्पलीतण्डुलानि, एषां चूर्णानि सुख-तप्तेन वारिणा आलोड्य भिषक् पाययेत् ॥

બાળકને કાચો અતિસાર થયો હોય તો વાવડિંગ, અજમોદ અને પીપરના દાણાનું ચૂર્ણ કરી જરાક ગરમ કરેલા પાણીમાં કાલવી વૈદ્યે પાવું. ૧૫૧

## લોહીવાળા અતિસાર ઉપર મોચરસાદિ યવાગૂ

मोचरसः समङ्गा च धातकी पद्मकेशरम् ।
पिष्टैरेतैर्यवागूः स्याद्रक्तातीसारनाशिनी ॥१५२॥

अन्वयः–मोचरसः च समङ्गा धातकी पद्मकेशरम्, एतैः पिष्टैः यवागूः रक्त–अतीसार–नाशिनी स्यात् ॥

મોચરસ, રિસામણીનાં મૂળ અને કમળના કેસરા એ સર્વ મળી એક તોલો, ચોખાની કણકી સવા તોલો અને પાણી અગિયાર તોલા લઈ એ સર્વ પદાર્થો એકઠા કરી તેની યવાગૂ (રાબ) કરી બાળકને આપવી; તે રક્તાતિસારને મટાડે છે. ૧૫૨

टीका–मोचरसः, लज्जालुमूलम्, धातकीपुष्पं, कमल-केशारमेतेषां समुदितं तोलकैकम् १, तण्डुलाः सपादतोलकाः–१¼, जलं तोला ११, सर्वमेकीकृत्य यवागूः साधनीया।

## સઘળા અતિસાર ઉપર નાગરાદિક્વાથ

नागराऽतिविषामुस्तबालकेन्द्रयवैः शृतम् ।
कुमारं पाययेत्प्रातः सर्वातीसारनाशनम् ॥१५३॥

अन्वयः–नागर–अतिविषा–मुस्त–बालक–इन्द्रयवैः शृतं सर्व–अतीसारनाशनं कुमारं प्रातः पाययेत् ॥

સૂંઠ, અતિવિષ, મોથ, વાળો અને ઇંદ્ર-યવનો ક્વાથ સર્વ અતિસારને મટાડનારો હોઈ બાળકને સવારમાં પાવો. ૧૫૩

## પ્રવાહિકા ઉપર લાજાદિ ચૂર્ણ

लाजा सयष्टीमधुका शर्करा क्षौद्रमेव च ।
तण्डुलोदकयोगेन क्षिप्रं हन्ति प्रवाहिकाम् ॥१५४॥

अन्वयः–लाजा सयष्टी–मधुका शर्करा च क्षौद्रम् एव तण्डुल–उदकयोगेन प्रवाहिकां क्षिप्रं हन्ति ॥

શાળની ધાણી, જેઠીમધ, સાકર અને મધ એકઠાં કરી ચોખાના ધોણની સાથે પિવડાવવાથી બાળકોની પ્રવાહિકાને તરત મટાડે છે. ૧૫૪

## ગ્રહણી વગેરે ઉપર રજન્યાદિ ચૂર્ણ

रजनी सरलो दारु बृहती गजपिप्पली ।
पृश्निपर्णी शताह्वा च लीढं माक्षिकसर्पिषा ॥१५५॥
दीपनं ग्रहणीं हन्ति मारुतार्तिं सकामलाम् ।
ज्वरातीसारपाण्डुघ्नं बालानां सर्वरोगनुत् ॥१५६॥

अन्वय.–रजनी सरलः दारु बृहती गजपिप्पली पृश्निपर्णी च शताह्वा ( एषां चूर्णं ) माक्षिकसर्पिषा लीढं बालानां ग्रहणीं मारुत–आर्त्तिं सकामलां हन्ति, ज्वर–अतीसारपाण्डुघ्नं सर्वरोगनुत् दीपनं ( च भवति ) ॥

હળદર, દેવદાર, દારુહળદર, ઊભી ભોરીંગણી, ગજપીપર, ગંધી સમેરવો અને સુવાનું ચૂર્ણ મધ તથા ઘી સાથે ચટાડયું હોય તો તે બાળકોની ગ્રહણી, વાયુની પીડા, કમળો, જ્વર, અતિસાર તથા પાંડુરોગ આદિ સઘળા રોગોને મટાડે છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૧૫૫,૧૫૬

## ઉધરસ ઉપર મુસ્તકાદિ સ્વરસ

मुस्तकातिविषावासाकणाशृङ्गीरसं लिहेत् ।
मधुना मुच्यते बालः कासैः पञ्चभिरुत्थितैः ॥१५७

अन्वयः–बालः मुस्तक–अतिविषा–वासा–कणा–शृङ्गी–रसं मधुना लिहेत्, पञ्चभिः उत्थितैः कासैः मुच्यते ॥

બાળકે મોથ, અતિવિષ, અરડૂસો, પીપર અને કાકડાશિંગીનો સ્વરસ મધ સાથે ચાટવો; એથી તેની પાંચે પ્રકારની ઉધરસો મટી જાય છે.

### દૂબળાં બાળક માટેનો પ્રયોગ

यदा तु दुर्बलो बालः खादन्नपि च वह्निमान्।
विदारीकन्दगोधूमयवचूर्णं घृतप्लुतम्॥
खादयेत्तदनु क्षीरं शृतं समधुशर्करम्॥१६६॥

अन्वयः-यदा तु बालः खादने अपि वह्निमान् च (सन् अपि) दुर्बलः (स्यात् तदा) विदारीकन्द-गोधूम-यव-चूर्णं घृतप्लुतं खादयेत्, तदनु समधुशर्करं शृतं क्षीरं (पाययेत्)॥

બાળક ખાતું હોય છતાં અને જઠરાગ્નિ પ્રદીપ્ત હોય છતાં દૂબળું રહેતું હોય તો વિદારીકંદ, ઘઉં અને જવનું ચૂર્ણ ઘીમાં મેળથી ખવડાવવું અને તેની ઉપર મધ તથા સાકર સહિત કઢેલું દૂધ પાવું. ૧૬૬

### બાળકોના સોજા ઉપર

मुस्तं कूष्माण्डबीजानि भद्रदारुकलिङ्गकान्।
पिष्ट्वा तोयेन संलिम्पेत् लेपोऽयं शोथहृच्छिशोः॥

अन्वयः-मुस्तं कूष्माण्डबीजानि भद्रदारु-कलिङ्गकान् तोयेन पिष्ट्वा संलिम्पेत्, अयं लेपः शिशोः शोथहृत्॥

મોથ, કોળાનાં બીજ, તેલિયો દેવદાર અને ઇંદ્રજવને પાણીમાં વાટી તેનો લેપ કરવો. આ લેપ બાળકોનો સોજો મટાડે છે. ૧૬૭

### ક્ષત, વિસર્પ, વિસ્ફોટક તથા જ્વર ઉપર

पटोलत्रिफलारिष्टहरिद्राक्वथितं पिबेत्।
क्षतवीसर्पविस्फोटज्वराणां शान्तये शिशुः॥१६८

अन्वयः-शिशुः क्षत-वीसर्प-विस्फोट-ज्वराणां शान्तये पटोल-त्रिफला-अरिष्ट-हरिद्रा-क्वथितं पिबेत्॥

બાળકે ક્ષત, વીસર્પ, વિસ્ફોટક તથા તાવ મટાડવા કડવાં પરવળ, હરડે, બહેડાં, આમળાં, લીંબડો અને હળદરનો ક્વાથ પીવો જોઈએ. ૧૬૮

### સિધ્મ, પામા તથા વિચર્ચિકાનો ઉપાય

गृहधूमनिशाकुष्ठराजिकेन्द्रयवैः शिशोः।
लेपस्तक्रेण हन्त्याशु सिध्मपामाविचर्चिकाम्॥१६९

अन्वय -गृह-धूम,-निशा-कुष्ठ-राजिका-इन्द्रयवैः तक्रेण (कृतः) लेपः सिध्म-पामा-विचर्चिकाम् आशु हन्ति॥

ઘરના ધુમાડાની ધૂંસ, હળદર, કઠ, રાઈ અને ઇંદ્રજવનો છાશમાં વાટી કરેલો લેપ સિધ્મ, પામા (ખસ) તથા વિચર્ચિકા નામના કોઢને તરત મટાડે છે. ૧૬૯

### મોઢાના સ્રાવ ઉપર

सारिवातिललोध्राणां कषायो मधुकस्य च।
संस्राविणि मुखे शस्तो धावनार्थं शिशोः सदा १७०.

अन्वयः-शिशोः संस्राविणि मुखे धावनार्थं सारिवा-तिल-लोध्राणां च मधुकस्य कषायः सदा शस्तः (भवति)॥

બાળકનું ઝરતું મોઢું સાફ કરવા ઉપલસરી, તલ, લોધર અને જેઠીમધનો કવાથ હમેશાં વખણાય છે. ૧૭૦

### મોઢું પાકે તે ઉપર લેપ

अश्वत्थत्वग्दलक्षौद्रैर्मुखपाके प्रलेपनम्॥१७१॥

अन्वयः-अश्वत्थ-त्वग्-दल-क्षौद्रैः प्रलेपनम् मुखपाके (हितम्)॥

પીપળાની છાલ અને પીપળાનાં પાંદડાંને વાટી મધમાં કાલવી તેનો મોઢા પર લેપ કરવો તે હિતકારી થાય છે. ૧૭૧

### બાળક રડ્યા કરે તો?

पिप्पलीत्रिफलाचूर्णं घृतक्षौद्रपरिप्लुतम्।
बालो रोदिति यस्तस्मै लीढं दद्यात्सुखावहम्॥१७२

अन्वयः-यः बालः रोदिति तस्मै पिप्पली-त्रिफला-चूर्णं घृत-क्षौद्र-परिप्लुतं लीढं सुखावहं दद्यात्॥

જે બાળક રડ્યા કરતું હોય તેને પીપર, હરડે, બહેડાં અને આમળાંનું ચૂર્ણ ઘી તથા મધમાં કાલવી ચટાડ્યું હોય તો તેને સુખકારક થાય છે, માટે તે તેને આપવું. ૧૭૨

### તાલુકંટક રોગ ઉપર

हरीतकीवचाकुष्ठकल्कं माक्षिकसंयुतम्।
पीत्वा कुमारः स्तन्येन मुच्यते तालुकण्टकात् १७३

अन्वयः-हरीतकी-वचा-कुष्टकल्कं माक्षिकसंयुतं स्तन्येन पीत्वा कुमारः तालुकण्टकात् मुच्यते॥

હરડે, વજ અને કઠનો કલ્ક મધ સાથે કાલવી ધાવણની સાથે પિવરાવવાથી બાળક તાલુકંટક રોગમાંથી મુક્ત થાય છે. ૧૭૩

### કુકૂણક રોગ ઉપર

फलत्रिकं लोध्रपुनर्नवे च, सशृङ्गवेरं बृहती द्वयं च। आलेपनं श्लेष्महरं सुखोष्णं, कुकूणके कार्यमुदाहरन्ति॥१७४॥

अन्वयः-फलत्रिकं च लोध्र-पुनर्नवे सशृङ्गवेरं च बृहतीद्वयं सुख-उष्णं श्लेष्महरम् आलेपनं कुकूणके कार्यम् (इति वैद्याः) उदाहरन्ति॥

